# ગુજરાતી જ્ઞાનકોષ

—સંપાદક—

શ્રીધર વ્યંકટેશ કેતકર, એમ. એ. પીએચ. ડી.

(બીજો વિભાગ)

અચુ—આગા

ગુજરાતી જ્ઞાનકોશ મંડળ લિ૦ વતી ડૉ. શ્રી. વ્યં. કેતકરે જ્ઞાનકોશ અને
હેમવલ્લભ છાપખાના (આશાસ્થાન, પુના ૪), માં છાપ્યું અને પ્રસિદ્ધ કર્યું.

**મુખ્ય સંપાદક.**

ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર, એમ. એ. પીએચ. ડી.

**ફ્રેંચ જર્મન, ડચ ઇત્યાદિ ભાષામાંની માહીતિ માટે**
**સંપાદકીય મંડળનાં મદદનીશ.**

મિસેસ શીલવતી કેતકર, એલએલ. એ.

મિસ એચ. કોહન, બી. એ. ( લંડન ) અધ્યાપિકા, ડેક્કન કૉલેજ, પુના.

**ભાષાંતર ખાતાના મુખ્ય શાસક.**

પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, એમ. એ. વડોદરા કૉલેજ.

**ભાષાંતર ખાતાના વ્યવસ્થાપક.**

શ્રી. શંકર વિઠ્ઠલ ભાવે, બી. એ. વડોદરા.

**વિભાગ સંપાદક.**

રા. રા. પ્રભાકર હરિરામ.

**સર્વસામાન્ય સલાહકાર અને સાહિત્ય સમાચારના તંત્રી.**

પ્રો. નવલરામ જગન્નાથ ત્રિવેદી, એમ. એ. અમદાવાદ.

**ગુજરાતી જ્ઞાનકોશના શાખા સંપાદકો.**

અર્થશાસ્ત્ર:-- પ્રો. ખુશાલ ટી. શાહ, મુંબઈ યુનિવરસીટી.
ડૉ. એન. બી. મેહેતા, એમ. એ. પીએચ. ડી. સાંતાક્રૂઝ.
પ્રિ. ધનંજય રામચંદ્ર ગાડગીળ, એમ. લિટ્.

વૈદ્યકીય વિષયો:--ડૉ. પુરષોત્તમદાસ ડી. પટેલ, એમ. ડી.
ડૉ. પરાડકર.

સ્થાપત્યશાસ્ત્ર:--શ્રી કાલિદાસ જાદવજી ગાંધી, બી. એ. બી. ઈ. એમ. આય. એ.

ગણિતશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્ર:--પ્રો. ભાનુશંકર ધનજીભાઈ ઔદિચ, એમ. એ.

કૃષિશાસ્ત્ર:--પ્રો. બી. એસ. પટેલ, બી. એજી. એન. ડી. ડી. એજી. ( લંડન ).

રસાયનશાસ્ત્ર:--ડૉ. કે. જી. નાયક, ડી. એસસી. વડોદરા. ( સંકલ્પિત )

જૈનવિભાગ:--મુનીશ્રી દર્શન વિજયજી તથા જૈન સાહિત્ય સંસદના અનેક સભ્યો.

**ઈંડો-ઈરાની સાહિત્ય અને પારસી ધર્મ.**

સર. ડૉ. જે. જે. મોદી, બી. એ. પી. એચ. ડી.

ડૉ. એરચ તારપોરવાલા, પીએચ. ડી. કલકત્તા યુનિવરસિટી.

મિ. બી. ટી. અંકલેસરિયાં, સાંતાક્રૂઝ.

વૈષ્ણવ વિષયના સલાહકાર:—પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ, એમ. એ.

મુદ્રણાધિકારી:—નારાયણ વિઠ્ઠલ વળમે, સ્નાતક. ( ગુજરાત વિદ્યાપીઠ. )

## ચિત્રો—૧૫૨-૧૬૪.

### ચિત્રપૃષ્ઠ—૪૫-૫૨.

### અસહકારિતા.

૧૫૨. મહાત્મા ગાંધી—નિઃશસ્ત્ર જગતને સ્વાતંત્ર્ય સંપાદનની આશા ઉત્પન્ન કરનાર.

૧૫૩. જવાહીરલાલ નેહરૂ—મહાત્મા ગાંધી-પક્ષવાદી યુવાન વર્ગના મુખ્ય વિનીત નેતા, જેમણે લાહોર મહાસભાનું પ્રમુખપદ સાર્થક કરી બતાવ્યું છે.

૧૫૪. સરદાર વલ્લભભાઇ પટેલ—એમણે બારડોલીમાં કરબંધીની પહેલી ચળવળ વખતે સરકાર સામે ઝુંબેસ ઉઠાવી અને કરબંધીની હીલચાલ શકય છે એ બાબતનો વિશ્વાસ આખા હિંદુસ્થાનમાં પેદા કર્યો.

૧૫૫. સરોજિની નાયડુ—ગયા સત્યાગ્રહમાં જેલગયાં. કૅાંગ્રેસ પક્ષની અત્યંત પ્રમુખ સ્ત્રી.

૧૫૬. તપસ્વી બાબાસાહેબ પરાંજપે—મહાત્મા ગાંધીના અસહકારના તત્ત્વનો વિરોધ કરનાર વ્યક્તિ. કૌંસિલમાં જઈ ઓપોઝિશન કરવામાં તેઓ માનતા.

૧૫૭. વીર વામનરાવ ઉર્ફે વામન ગોપાળ જોશી-વરાડના અસહકારી આગેવાન.

૧૫૮. મૌ.શૌકતઅલી—એક વખતના મહાત્માજીના ચુસ્ત અનુયાયી. ડોમિનીયન સ્ટેટસ પણ નથી જોઇતું એમ હવે તેઓ કહેવા લાગ્યા છે.

૧૫૯. મિસિસ ચિત્તરંજન દાસ— પહેલા કૌન્સિલ બહિષ્કાર વખતે તેઓ આગળ આવ્યાં.

૧૬૦. અચ્યુતરાવ કોલ્હટકર-છેલ્લું યુદ્ધ પૂરૂં થવા આવ્યું ત્યાર પહેલાં થોડા વખત પર ચૂંટાયલા મુંબઇના ડિકટેટર.

૧૬૧. ગંગાધરરાવ દેશપાંડે-કર્ણાટકના અસહકારવાદી.

૧૬૨. ગોપાળરાવ ઓગલે—અસહકારની ચળવળમાં મદદ કરનાર નાગપુરના એક પત્રકાર.

૧૬૩. ડા. ચોઇથરામ—સિંધના પ્રમુખ કાર્યકર્તા અને કરાંચી કોંગ્રેસના સ્વાગતાધ્યક્ષ.

૧૬૪. સુભાષચંદ્ર બોઝ—સવિનય ભંગની ચળવળને શીઘ્ર ગતિ આપનાર ઉદ્દામપક્ષવાદી નેતા.

---

## ચિત્રો—૧૬૫–૧૭૩.

## ચિત્રપૃષ્ઠ—૫૩—૬૦.

### અમદાવાદ.

૧૬૫. કવિ દલપત રામ—અમદાવાદીઓના પૂર્ણ પરિચયના હતા. ગુજરાત વર્નાકયુલર સોસાયટીને અસ્તિત્વમાં આણનાર એક પ્રમુખ વ્યક્તિ. તેઓ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ હતા.

૧૬૬. નાનાલાલ કવિ—કવિ દલપતરામના પુત્ર. એમને અમદાવાદના કવિતા માધુર્ય કહી શકાય.

૧૬૭. સર ગોકળદાસ કહાનદાસ પારેખ—ગઈ પેઢીના એક અત્યંત પ્રમુખ પ્રજાકીય આગેવાન.

૧૬૮. હરિભાઈ દેસાઈભાઇ દેસાઇ; બી. એ. એલ-એલ. બી. જે. પી.—આ મુંબઈ સરકારના દિવાન હતા.

૧૬૯. લેડી વિદ્યાબ્હેન નીલકંઠ—અમદાવાદના અત્યંત પ્રમુખ સ્ત્રી. એ વર્નાકયુલર સોસાયટીનાં સેક્રેટરી છે.

૧૭૦. કેવળ આગેવાનો જાણ્યાથી અમદાવાદનો ખરો પરિચય થશે નહિ. અમદાવાદને ગોરસ પૂરૂં પાડનાર સ્ત્રીઓને ભૂલતા ના.

૧૭૧. અમદાવાદ જીલ્લામાંની બળદગાડી ત્યાં જનારા બહારના લોકોનું ધ્યાન ખેંચ્યા વગર રહેશે નહિ.

૧૭૨. રવિશંકર રાવળ—અમદાવાદના એક આગળ પડતા ચિત્રકાર અને કલાચિકિત્સક.

૧૭૩. ગોવર્ધનરામ ત્રિપાઠી—અમદાવાદના સાહિત્યમાં પ્રખ્યાત મુખ્ય નવલકથાકાર.

———

# પ્રસ્તાવના

જ્ઞાનકોશનો બીજો ભાગ પ્રસિદ્ધ થતાં ઘણોજ વિલંબ થયો છે. પૈસાની અડચણ એજ વિલંબ થવાનું મુખ્ય કારણ છે. ગુજરાતી જનતાએ અમને જોઈતી મદદ કરી નથી. આનું કારણ અમારા પ્રયત્નો પ્રત્યે તેમના મનમાં સહાનુભૂતિનો અભાવ હતો એમ નથી. આનાં કારણો જુદાંજ છે. ગુજરાતનું ધ્યાન સાહિત્યને મદદ કરવા તરફ નહતું, પણ 'ઇતિહાસ' નિર્માણ કરવા તરફ દોરાયેલું હતું. યુદ્ધના વખત દરમિયાન નિર્માણ થતું સાહિત્ય જો કે મનોવેધક હોય છે, છતાં પણ આ ગાળો સાહિત્યનિર્મિતિ માટે અનાકર્ષકજ હોય છે. મહાત્મા ગાંધીએ હિંદુસ્થાનની સ્વતંત્રતા માટે પોકારેલું અનત્યાચારી યુદ્ધ લઢવામાં અને તે માટે દેશસંઘટન કરવામાં ગુજરાતનું તન, મન, ધન લાગેલું હતું. આથી સ્વાભાવિક રીતેજ ઘણા ખરા લોકોનું ધ્યાન યુદ્ધવ્યતિરિકત બાબતોમાં લાગ્યું નહિ. જે તે કહેતા કે જ્ઞાનકોશ ખરીદવાનું મન તો થાય છે, પણ હમણાં તે વેચાતો લેવાનો વખત નથી. પહેલો ભાગ જ્યારે પ્રસિદ્ધ થયો, ત્યારે તે ઘણાખરાઓને આકર્ષક લાગ્યો. છતાં પણ યુદ્ધકાળ દરમિયાન ઘણાજ થોડા ગ્રાહક મળ્યા. આથી જ્ઞાનકોશનું કામ ઘણીજ મંદગતિથી ચાલ્યું. વધારેમાં જ્યાં બધાજ ધંધા બેઠા જેવા થયા, ત્યાં જ્ઞાનકોશ પણ વખતસર કેવી રીતે બહાર પડી શકે? ઘણા લોકોને પોતાનો વ્યવહાર ઘણીજ સંભાળપૂર્વક લાવડાવે પયો અને વ્યવહારની મંદીનું પરિણામ જ્ઞાનકોશની ઘરાકીપર જણાઈ આવ્યું. વડોદરા સરકાર તરફથી જે રકમ અમને મળવાની હતી. તે પણ કૌંસિલની ગેરસમજને લીધે આસરે એક વરસ મોડી મળી.

જુદે જુદે પ્રસંગે મનુષ્યના મનમાં અનેક ભાવનાઓ પેદા થાય છે. આ ભાગ પ્રસિદ્ધ કરતી વખતે જે ભાવનાઓ મનમાં આવી તેનો થોડો પણ ઉલ્લેખ કર્યા વગર રહેવાતું નથી. ગ્રંથપ્રકાશનનું કામ ઉત્સાહથી ચાલતું હતું. પણ વચ્ચે વચ્ચે નિરાશા અને સંતાપની ભાવના મનમાં ઉત્પન્ન થતી હતી. મારી ભાષાના ઉત્કર્ષ માટે જ્ઞાનકોશ રૂપી પ્રયત્ન કર્યા પછી હું બીજી ભાષાઓના ઉત્કર્ષ તરફ વળ્યો. પણ બીજી ભાષાના માણસો આ બાબતમાં મારી તરફ યોગ્ય સહાનુભૂતિ બતાવતા નથી એમ મને તરતજ જણાઈ આવ્યું. કેટલાક ગુજરાતી સાક્ષરો મારા પર ગુસ્સે થયા. તેમના યોગ્ય હક્કક્ષેત્રપર હું તરાપ મારૂં છું એમ તેમને લાગ્યું. આ પ્રકારની ભાવનાઓ હજુ નાબુદ થઇ નથી. મારા પ્રત્યેની અસૂયાબુદ્ધિ જરા ઓછી થઇ છે. તો પણ અસૂયાનો પૂરેપૂરો લોપ થઈ, તેની જગાએ હજુ સહાનુભૂતિની સ્થાપના થયેલી જણાતી નથી. કામ હાથમાં લેવા કોઇજ તૈયાર નથી. બીજો કોઈ કરે તો તે રૂચતું નથી. ગુજરાતી સાક્ષરવર્ગની આવા પ્રકારની મનઃસ્થિતિ મને વારંવાર જણાઇ આવી. તેમની આવી વૃત્તિને લીધે હું તેમનાપર ચીડાયો હતો તે પણ મારે કબુલ કરવું જોઈએ. આ ચીઢનો આવેગ મોટો હતો, પણ વખત જતાં તે શમ્યો. અસહકારના યુગમાં ગુજરાતે જે અપૂર્વ સ્વાર્થત્યાગ બતાવ્યો અને દેશની સ્વતંત્રતા માટે જે તન, મન, અને ધન ખર્ચ્યું તે જોતાં અંતઃકરણ ગદ્ગદિત થયા વગર રહેતું નથી. ગુજરાતે આખા હિંદુસ્થાન માટે જે સહન કર્યું તેનો વિચાર કરતાં મારા પ્રયત્નની કીંમત શી એવો વિચાર મારા મનમાં ઉદ્ભવ્યો અને તેથી મારા કામને ફરીવાર પ્રેરણા મળી. આખા હિંદુસ્થાન માટે ગુજરાતે જે સ્વાર્થત્યાગ કર્યો તેનું ફળ મહારાષ્ટ્રને પણ મળવાનું છે. તે સ્વાર્થત્યાગ રૂપી ઉપકારનો બદલો જ્ઞાનકોષ જેવા અનેક પ્રયત્નોથી જરાપણ વાળી શકાવાનો નથી. તોપણ મારી શક્તિ પ્રમાણે તે ઋણમાંથી મુક્ત થવા માટે મેં આ પ્રયત્ન કર્યો છે એવું મારા મનનું સમાધાન કરવા માટે શરૂ કરેલું ગુજરાતી જ્ઞાનકોષનું કામ વિરોધની બીક ન રાખતાં અંત સુધી લઇ જવુંજ જોઇએ એવી ભાવના મનમાં આવી અને આ ભાવના આવતાંજ થોડા વખત માટે પેદા થયેલી વિષણ્ણવૃત્તિ નષ્ટ થઇ અને ફરી એક વાર મારા કામને અંદરથી પ્રેરણા મળી.

આ પ્રેરણા વખતસર મળી હોત તો મીઠાના સત્યાગ્રહ શરૂ થતા પહેલાંજ જ્ઞાનકોષનો બીજો ભાગ બહાર પડયો હોત. આ વિલંબથી જ્ઞાનકોષને ઘણું જ નુકશાન થયું. પણ આ વિલંબનું જ્ઞાનકોશ પર જરાપણ સારૂં પરિણામ થયું નથી એમ કહી

શકાય નહીં. અસહકારનો લેખ નિમક-સત્યાગ્રહ પહેલાં જો છપાયો હોત તો અનત્યાચારી અસહકારના સંપૂર્ણ વિજયનું દૃશ્ય જગતની આંખો આગળ ખડું થયેલું ન હોવાથી આ લેખ ઘણીજ ભિન્ન માનસિક પરિસ્થિતિમાં લખાયો હોત.

બીજા ભાગમાં મહારાષ્ટ્રીય જ્ઞાનકોષ કરતાં અનેક જૂદા લેખો આવ્યા છે. અને કેટલાક લેખોને મહત્ત્વની પૂરવણીઓ જોડવામાં આવી છે. ભૌગોલિક લેખ છેલ્લામાં છેલ્લા છે. અમદાવાદ પરનો લેખ તદ્દન નવોજ છે. અવેસ્તા પરનો લેખ પણ નવો છે. પણ તે લેખ મરાઠી જ્ઞાનકોષમાંના લેખનું સર ડૉ. મોદીએ કરેલું નવીન સંસ્કરણ છે. અર્થશાસ્ત્ર પર મરાઠી જ્ઞાનકોષમાં જે વિસ્તૃત લેખ પ્રસિદ્ધ થયો છે તે અર્વાચીન અર્થશાસ્ત્રજ્ઞો અને તેમનું કાર્ય એ બાબતમાં અપૂર્વ છે. આ બાબતની પૂરવણી પ્રિ. ધનંજય ગાડગીળે તૈયાર કરી આપી છે. અશોક પરનો લેખ લગભગ તદ્દન નવોજ કહી શકાય. અશોકના અનેક શાસનોમાંના મહત્ત્વનાં જે ગિરનારનાં શિલાશાસનો તે પણ ભાષાંતર સાથે પૂરેપૂરાં આપવામાં આવ્યાં છે. જતાં જતાં છેવટમાં વાંચકોને તેમના સૌજન્યભાવથી મેં કરેલી સેવાની કદર કરવાની વિનંતિ કરૂં છું.

## અનુક્રમવિષયક પદ્ધતિ.

અનુક્રમવિષયક પદ્ધતિઃ—આ પદ્ધતિ ગ્રહણ કરવામાં અમે હાલના સંસ્કૃત શબ્દના કોશકારોથી ભિન્ન પંથ ગ્રહણ કર્યો છે. પ્રાચીન શબ્દકોષના લખનારાઓ આ અક્ષરાનુક્રમથી ગ્રંથરચના કરતા ન હતા. અક્ષરક્રમ કેવો હોવો જોઈએ તે સંબંધમાં કોઇપણ શાસ્ત્રસિદ્ધ નિયમના અભાવે, વાચકોની ટેવ કેવી હોય છે અને તેમને કેવી રચના અનુકૂળ પડશે એજ મુખ્ય રચનાતત્ત્વ ધ્યાનમાં રાખવાનું છે. અને અમે આ દૃષ્ટિથી ઉપયોગમાં લીધેલાં રચનાતત્ત્વો નીચે પ્રમાણે છેઃ—

અક્ષરાનુક્રમઃ—અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, ऌ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ; ક, ખ, ગ, ઘ, ઙ, ચ, છ, જ, ઝ, ઞ, ટ, ઠ, ડ, ઢ, ણ; ત, થ, દ, ધ, ન; પ, ફ, બ, ભ, મ; ય, ર, લ, વ, શ, ષ, સ, હ, ળ, ક્ષ, જ્ઞ; આ પ્રમાણે રાખવામાં આવ્યો છે; એટલે ક્ષ અને જ્ઞ માં ગૂજરાતી વાચકોને અનુકૂળ પડે એવાં સ્થાનજ રાખવામાં આવ્યાં છે.

અનુસ્વારની બાબતમાં એવી પદ્ધતિ સ્વીકારાઇ છે કે કોઇપણ અક્ષર પર અનુસ્વાર આવે તો અનુસ્વાર ન હોય એમ સમજવું; પણ અનુસ્વારવાળા શબ્દનો ક્રમ અનુસ્વાર વગરના શબ્દ પછીજ રાખ્યો છે. વળી 'અં' ની બાબતમાં 'અં' થી શરૂ થતો શબ્દ 'ઔ' ની પછી જ્ઞાનકોશમાં લેવામાં આવ્યો છે. વળી ક્ષ અને જ્ઞ અક્ષરોને સ્વતંત્ર ગણવામાં આવ્યા છે અને તેમને હ અને ળ ની પછી લેવામાં આવ્યા છે.

અર્ધાનુસ્વારને પૂર્ણાનુનાસિકની પહેલાં મૂકવામાં આવ્યાં છે. વિસર્ગ સંબંધે એવો નિયમ રાખવામાં આવ્યો છે કે વિસર્ગ નથીજ, એમ સમજીને શબ્દોની રચના કરવી. અથવા તો વિસર્ગવાળા શબ્દોનાં સ્થાન, તેમને તેમ વિસર્ગ વગરના શબ્દોની પછી રાખવામાં આવ્યાં છે. અનુસ્વાર અને વિસર્ગમાં અનુસ્વારને પ્રથમ મુકવામાં આવ્યું છે. "ઍ" અને "ઑ" ને "અ" તથા "આ" જેવાજ ગણવામાં આવ્યા છે, માત્ર તેમનું સ્થાન અનુસ્વાર અને વિસર્ગની પછી રાખવામાં આવ્યું છે.

અપેક્ષિત લેખો અને તેનું સ્થાનઃ—

| લેખો. | સ્થાન. |
|---|---|
| અરમાર | આરમાર |
| અરીઠાં | ધોવાની વનસ્પતિ |
| અલકત | આળીતો |
| અલંકાર શાસ્ત્ર | સાહિત્ય શાસ્ત્ર |
| અલુણા | ગોરીવ્રત |
| અશરફી | મુદ્રા વિજ્ઞાન |
| અશ્લીલતા | રસશાસ્ત્ર |
| આંખ | નેત્ર |
| આંખ આવવી | નેત્રાંવકાર |

### ઇતિહાસ હિંદુસ્થાની-સામાન્ય.

વૈદિક—અર્ય, અર્યમા, અસિક, અસિકની, અસુર, અસુરદેશ, અહિ, અહિર્બુધ્ન્ય.

પૌરાણિક હિંદુસ્થાન—અલક, અલકા, અષ્ટઉપદ્વિપ, અષ્ટકુલાચલ, અષ્ટદિગ્ગજ, અષ્ટદિગ્પાલ, અષ્ટમંગલ, અષ્ટમર્યાદાગિરિ, અષ્ટમાંગલ્ય, અષ્ટયોગિની, અહિચ્છત્ર.

પૌરાણિક વ્યક્તિ—અરણીસુત, અરૂણ, અરૂંધતી, અર્જુન, અલંબુષ, અલબુંવ, અલંબુષ, અલાયુધ, અશ્વપતિ, (૧) અશ્વપતિ (૨) અશ્મક (૧)(૨)(૩) (૪), અશ્વસેન (૧) (૨), અશ્વિન-અશ્વિનીકુમાર, અષ્ટક, અષ્ટનાગ, અષ્ટનાયિકા, અષ્ટભૈરવ, અષ્ટવસૂ, અષ્ટાવક્ર, અસંમજા, અહલ્યા.

પ્રાચીન હિંદુસ્થાન—અલેક શ્રીપાલ, અલ્હ, અવંતિ, અવંતિવર્મા, અવનિવર્મા, અવસર, અવિનીત, અવેલ્લદેવ, અવેલ્લદેવી, અશોક.

અર્વાચીન—અચ્યલ રાજુ રામભદ્ર, અલબુકર્ક અલફ્રોનેરેડી, અક્ષોભ્યદીક્ષિત, અજ્ઞાનસિદ્ધ નાગેશ.

મુસલમાની—અર્કાટનો નવાબ, અલાઉદ્દીન ખિલજી, અલાઉદ્દીન શાહ, અલી આદીલશાહ, (૧) અલી આદિલશાહ (૨) અલીવર્દીખાન, અસદખાન, અસફઉદ્દૌલા, અસફખાન [૧૨), અસકરી મિર્ઝા, અહમદખટ્ટૂ, અહમદખાન બંગષ, અહમદ નિઝામશાહ, અહમદશાહ (૧, ૨, ૩), અહમદશાહ અબદાલી, અહમદશાહ વલી.

રજપુત—અરસીસિંહ, અરીસિંહ.

મરાઠેશાહી—અય્યાશાસ્ત્રી, અલી બહાદર, અહલ્યાબાઇ.

અંગ્રેજી અમદાની—અયુબખાન, અય્યંગાર કસ્તુરિરંગ, અય્યર સરતીસવરૂર મુથુસ્વામી.

જાતિ ઇતિહાસ—અરખ, અરસુપલ્લી, અરે, અવૈન, અરોરા, અધુંન, અલાવન, અવર્ન, અસુરજાત, અહિવંશી, અહેરિયા.

### પ્રાદેશિક ઇતિહાસ અને ભૂગોલ વર્ણન.

કર્ણાટક—અસુંદી, અળનાવર.

કાઠિયાવાડ અને ગુજરાત—અરદોઇ, અરનાઇ, અરસુર ડુંગર, અર્જુનગઢ, અર્જુનસુખ, અનેજ, અલમપુર, અહમદનગર ગામ, અહમદાબાદ.

મહારાષ્ટ્ર (મુંબઇ ઇલાકો)—અલમેલ, અલપા, અલીબાગ તાલુકો, અવચિતગઢ, અવસરી બુદરૂક, અષ્ટમી, અષ્ટાગર, અષ્ટે (૧, ૩) અહમદનગર, અહારગાન, અહિવંતકિલ્લો, અષ્ટે.

વરાડ—અલચપુર, અસદપુર, અસરળી, અસળગામ, અસોદા નદી, અહીરી, અળેગામ.

મરાઠી મધ્યપ્રાંત—અરપલ્લી, અરહર નવરગામ, અરા, અર્જુની જમીનદારી, અલમોદ અશીરગઢ, અષ્ટા.

પંજાબ—અલાવલપુર, અલીમસજિદ, અલીવાલ અસરૂર, અહમદપુર. (૧, ૨).

મધ્ય હિંદુસ્થાન (રજપુતાના)—અરવલ્લી પર્વત, અલમપુર, અલવાર, અલીગઢ જીલ્લો, અલીપુરા, અલીરાજખાન, અષ્ટે, (૨) અસીંદ, અહાર, (૧).

બંગાલ—અરરાજ, અરા, અરારિયા, અલ ગીર ડુંગર, અલયપુર, અલીપુર (૧) અલીપુર (૨) અસનસોલ, અસનસોલ.

સંયુક્ત પ્રાંત—અયોધ્યા પ્રાંત, અલકનંદા અલમોરા જીલ્લો, અલાહાબાદ વિભાગ, અશીગંજ અવાજહાગીર, અહરોરા, અહાર (૨).

હૈદ્રાબાદ સં.—અલમપુર, અલીખેર, અસઇ.

મ્હૈસુર—અરગ, અર્કાવતી, અષ્ટગ્રામ.

ત્રાવણકોર—અલેપ્પે અથવા અલપુલઇ,

મદ્રાસ ઇલાકો—અચ્યાકોંડા તિસમલાય, અરંતાંગી, અરવંતઘાટ, અર્કાટ ઉત્તર, અર્કાટ શહેર, અર્કાટ દક્ષિણ, અલગરકોવિલ, અલવહ, ઍલ્લર, અવની, અહોવિલમ.

મધ્યપ્રાંત હિન્દી—અરંગ.

સિંધ—અરોરા.

બ્રહ્મદેશ—અલનમ્યો.

નાંદગાંમ સં.—અસા.

કોલહાપુર સં.—અળતે.

એશિઆ-પ્રાચીન ઇતિહાસ અને ભૂગોલ વર્ણન

ઐતિહાસિક—અર્દેસર (૧), અહમદ (૧)(૨) (૩)

પ્રાચીન—અશ્મદેવ, અસુરબનિપાલ, અસુરિયા ઍસ્કાલોન.

પ્રાદેશિક—અરબસ્તાન, અરબીસમુદ્ર, અરબેલા, અઝીંજન, અર્દેબીલ, અલતાઇ પર્વત, અલેકઝાંડ્રિયા ટ્રોઆસ, અલેપ્પો (૧).

### યુરોપ.

ઐતિહાસિક—અર્ગાસ, અલફોંસા, અલેકઝાંડર ઝાર, અલેકઝાંડર પોપ છઠો, અલ્બેનીયન સત્તાનો કાળ, અલ્બેરોંની ગિથુલીઓ.

પ્રાચીન—અરેટીઅમ, અલસિય્યમ, અલેકઝાંડર ધી ગ્રેટ, અલબની.

પ્રાદેશિક—અર્ઝરૂમ, અલેકઝાંડર્સબાદ, અલેપ્પો (૨) અલ્ડરશોટ, અલ્નીક, આલબેનીયા, અલ્સેસ્ટર, એન્હેબરી, એવીગ્નોન, એશબર્ટન, એશબોર્ન.

આફ્રિકા—અરબીપાશા, અલેકઝાંડ્રિયા, અલ્જીરીયા, અલ્જીર્સ, અશાંટી.

અમેરિકા-અર્જેન્ટીના, અલાસ્કા, અલ્કાંતારા, અસન્શન.

## વાઙ્મયેતિહાસ.

જાગતિક સામાન્ય—અરેમાઇક, અર્ધમાગધી, એલ્હુરોજ.

જૈન—અવસર્પિણી.

તામીલ—અવ્વૈયાર.

તેલગુ—અલસાની પેદન્ના, અલ્વનકવિ.

ફારસી—અવેસ્તા, અસદ, અસદિતુસિ.

મરાઠી—અવચિતસુતકાશી, અજ્ઞાનદાસ,

બૌદ્ધ—અવદાન, અશોકાવદાન, અવલંબન.

શીખ—અર્જુનમલ્લ.

સંસ્કૃત—અરૂણગિરીનાથ ડિંડિમ, અલક, અલંકાર, અલંકાર, અવિનાશીશ્વર.

સંસ્કૃત શાસ્ત્રીય—અર્કપ્રકાશ, અર્હન્નીતિ, અશ્વઘોશ,

## શાસ્ત્રો.

કાયદા—અજ્ઞાન.

ખનીજ—અષ્ટધાતુ, અસબાસ્ટ.

જ્યોતિષ—અલ્બીરૂની, અશ્વિની, અહર્ગણ, અક્ષવિચલન, અક્ષક્ષેત્ર, અક્ષાંશ.

તત્વજ્ઞાન—અજ્ઞેયવાદ, અજ્ઞેયક્ષેત્ર.

ધાર્મિક અને સાંપ્રદાયિક—અર્કવિવાહ, અર્હંત, અલખબુલાખી, અલખનામી, અલંપ્રભુ, અવતંસક, અવતાર, અવંતિસુકુમાર, અવધૂત, (૧) અવધૂત (૨), અવિધવાનોપર્મા, અશ્મા, અશ્વમેધ, અષ્ટકસૂત્ર, અષ્ટકા, અષ્ટમહાનિધિ, અષ્ટવાયન, અષ્ટવિનાયક, અષ્ટવિવાહ, અષ્ટાંગ, અષ્ટાન્હિકપર્વ અષ્ટાવક્ર ગીતા, અષ્ટોત્તરીસ્નાન, અસંગ, અહરિમન, અહિંસા, અહુરમઝદ, અક્ષય્યતૃતીયા.

પદાર્થ વિજ્ઞાન—અરાગો ડોમિનીકસ, અહ્રેનિયસ સ્વાન્ટે ઑગસ્ટ, એવોગડ્રો અમેડેવ, અસત્પ્રતિમા પેટિકા.

પ્રાણિશાસ્ત્ર—અષ્ટપાદ.

રસાયન—અરૅતુલ, અર્ક, આર્વ, અલ્ક અથવા અલ્કલી, અલ્કમૃત્તિકા, અલ્કાદ, અલ્યુમિનિયમ ઍલ્યુમિનિયમ બ્રૉંઝ, એવિસેન્ના, અશ્વમૂત્રામ્લ અસિટીલીન, અસિટોન

વનસ્પતિશાસ્ત્ર—અર્જુનસાદડા, અલુબુખાર અહકાનેટ, અશોક, અશ્વગંધા, અશ્વત્થ, અહાલિંબ, અળંબો, અળશી, અળસુંદી, અળુ.

વૈદક—અરુચી, અર્બુથનૉટ જૉન, અષ્ટમહારોગ, અષ્ટાંગહૃદય.

શાસનશાસ્ત્ર—અરાજકતા, અહુતીબહુતી, અષ્ટપ્રધાન, અસહકાર.

સમાજશાસ્ત્ર—અર્થશાસ્ત્ર, અસ્પ્રાધિકાર, અસ્પૃશ્યતા.

સંસારમંડનશાસ્ત્ર—અર્ધનારીશ્વર, અલંકાર, અવલોકિતેશ્વર, અશ્રુપાત્ર, અષ્ટગંધ.

ન્યાય—અરૂંધતીદર્શન ન્યાય.

ગણિત—અલ્હાજન.

માનસશાસ્ત્ર—અષ્ટભાવ.

યુદ્ધશાસ્ત્ર—અસઇની લડાઇ.

## ઇતિહાસ હિંદુસ્થાની—સામાન્ય.

પૌરાણિક—વ્યક્ત—આકૂતિ (૧, ૨, ૩), આકૃતિ (૧, ૨)

પ્રાચીન હિંદુસ્થાન—આકર, આકરાવતી.

મરાઠેશાહી—આકાબાઇ, આગ્રે.

ઇંગ્રજી અમદાની—આકટરલોની સર ડેવિહુડ, આગાખાન (૧, ૨, ૩, ).

ધાર્મિક—આગમ.

જાતિ ઇતિહાસ—આગરવાલ, આગરી

## પ્રાદેશિક ઇતિહાસ ભૂગોલ.

કાઠિયાવાડ અને ગુજરાત—આકડિયા.

મદ્રાસ—આકટરલોની.

## જાગતિક.

એશિઆ—યુરોપ

પ્રાચીન—ઑગસ્ટસ.

પ્રાદેશિક-ઑકલંડ, ઑકસફર્ડ, ઑગસ્ટસબાદ.

આફ્રિકા—આકક, આકઝમ.

## વાઙ્મયેતિહાસ.

ફારશી—આયની અકબરી.

સમાજશાસ્ત્ર—આંકડાનું શાસ્ત્ર.

જૈન—આગમોદય સમ્મિતિ.

મરાઠી—આગરકર.

## શાસ્ત્રો.

લિપિશાસ્ત્ર—આ.

વૈદક—આંકડી, આગબોટ લાગવી.

જ્યોતિષ—આકાશ.

યંત્ર—આકાશયાન, આકૃતિલેખક, આગગાડી. આગબોટ.

ચિત્રકલા—આકૃતિ (૩)

માનવવંશ શાસ્ત્ર—આખા.

પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર—ઑગસ્ટ્રમ અન્ડર્સ જેનાસ.

# સહાયક ગ્રંથો.

## અર્થશાસ્ત્ર.

અર્થશાસ્ત્રનાં પુસ્તકો સંખ્યામાં એટલાં બધાં છે કે તેમના સંદર્ભ ગ્રંથની નામાવલી તૈયાર કરવી એ મુખ્યત્વે અંગત પસંદગીપર આધાર રાખે છે. નીચેનાં પુસ્તકો જુદાં જુદાં કારણસર આપવામાં આવ્યાં છે. કેટલાંક પુસ્તકોને ગણાવી અગત્ય આપ્યું છે, કારણ કે તે હિંદુસ્થાનને લગતા વિષયનાં છે અને કેટલાંકને અગત્ય આપ્યું છે કારણ કે તેના કર્તા હિન્દી છે. અર્થશાસ્ત્રનું ક્ષેત્ર વિશાળ હોવાથી દરેક વિભાગમાં થોડાં પુસ્તકોનો પણ નિર્દેશ કરવો હોય તો એક આખો ગ્રંથ બની જાય. નીચે આપેલાં પુસ્તકોનો ક્રમ લેખકોની અટકના અનુક્રમે રાખવામાં આવ્યો છે. અર્થશાસ્ત્રપર લેખ લખતી લખતે જે પુસ્તકો પ્રત્યક્ષ ઉપયોગમાં લીધેલાં તેમનાં નામો તો લેખમાં આવી જાય છે એટલે આ નીચે આપેલી યાદી વાચકોની આગળ ભિન્નભિન્ન વિષયો તથા વિચારશૈલિ રજુ કરવા માટે પૂરવણી રૂપે આપી છે.

### અર્થશાસ્ત્રના સિદ્ધાંત.

કેનેન, ઈ.—(૧) થીઅરીઝ ઑફ પ્રોડકશન એન્ડ ડિસ્ટ્રબ્યુશન. (૨) 'વેલ્થ' (આર્થિક કલ્યાણનાં કારણોનું અન્વષણ.)

ટોસગ—પ્રિન્સિપલ ઑફ ઇકોનોમિક્સ.

માર્કસ કાર્લ—ડાસ કાપિટલ.

માર્શલ—પ્રિન્સિપલ્સ ઑફ ઇકોનોમિક્સ, —એ રૂઢીચુસ્ત નવું પુસ્તક છે.

મિલ્લ, જે. અસ.—પ્રિન્સિપલ ઑફ પોલિટિકલ ઇકોનોમી; એમાં જુની પદ્ધતિનો નિરોધ પ્રથમ થયો છે.

રોબર્ટસન, જે. એમ.—ધી ઇકોનોમી ઑફ પ્રોગ્રેસ.

વિધર્સ—ધી મિનિંગ ઑફ મની.

વીક સ્ટીડ. ફિલિપ, એચ.—કોમન સેન્સ ઑફ પોલિટિકલ ઇકોનોમી.

સ્માલ—દિ કયામેરાલિટસ (શિકાગો).

સ્મિથ, એડમ.—વેલ્થ ઑફ નેશન્સ. —આ અર્થશાસ્ત્રવિષયક પુસ્તકોમાં મોટામાં મોટું યુગપ્રવર્તક પુસ્તક છે.

હિન્ડમેન—ઇકોનોમિક્સ ઑફ સોશ્યલિઝમ.

હોબસન, જે. એસ.—(૧) સાયન્સ ઑફ વેલ્થ, હોમ યુનિવર્સિટી લાઇબ્રેરી. (૨) ઇવોલ્યુશન ઑફ મોડર્ન કેપિટાલિઝમ.

હોવાર્ડ, જે. એફ.—ઇન્ડિયા એન્ડ ધી ગોલ્ડ સ્ટેંડર્ડ.

### અર્થશાસ્ત્રનાં વિશિષ્ટ પુસ્તક.

ઑકવર્થ, એ. ડબ્લ્યુ.—ફાઇનેન્શ્યલ રીકન્સ્ટ્રકશન ઇન ઇંગ્લંડ.

કલેફ્રેમ—ઇકોનોમિક હિસ્ટરી ઑફ મોડર્ન બ્રિટન (૧૮૨૦-૫૦).

ગૂડીલીફ વોલ્ટર—ક્રેડિટ એન્ડ કરન્સી નેશનલ એન્ડ ઇન્ટરનેશનલ.

જૅક, ડી. ટી.—ઇકોનોમિકસ ઑફ ગોલ્ડ સ્ટેંડર્ડસ.

જેંકસ—ટ્રસ્ટ પ્રાબ્લેમ.

જોશી, એન. જી. એન.—મની એન્ડ મની માર્કેટ.

ડૉબ, મોરિસ—વેઇજીઝ.

નિકલસન, શિલ્ડ—ઇન્ફ્લેશન.

નોગેરો, બર્ટ્રાંડ—મૉડર્ન મોનિટરી સિસ્ટિમ.

પાસ્કોલસ્કી ડો. એન્ડ મૂલ્ટન—રશ્યન ડેટ્સ એંડ રશ્યન રીકન્સ્ટ્રકશન.

પીગુ, એ. સી.—એસેઝ ઇન એપ્લાઇડ ઇકૉનોમિકસ.

ફકસ, એ. ડબ્લ્યુ.—ફોરિન એકસચેઇંજ.

ફ્રેટર—એકોનોમિકસ (અમેરિકન અભ્યાસક).

ફ્રેનસલ પ્રો. પાલ.—ઇકોનોમિક પોલિસી ઑફ સોવિયટ રશિયા.

બ્રેસ એન્ડ ચેપમન—વર્ક એન્ડ વેઇજીઝ.

બર્ન્સ, ઇ. એમ.—વેઇજીઝ એન્ડ સ્ટેઇટ.

બાસ્તાબેલ—પબ્લિક ફાયનાન્સ.

માર્ટિન—ધી ફ્લો ઇન ધી પ્રાઇસ સિસ્ટિમ.

માર્શલ—ઇકોનોમી ઑફ ઇન્ડસ્ટ્રી.

રાઇટ એંડ હોબ હાઉસ—આઉટ લાઇન ઑફ લોકલ ગવર્નમેંટ એંડ લોકલ ટેકસેશન ઇન ઇંગ્લંડ એંડ સ્કોટલંડ.

રાઉન્ટ્રીઝ—પોવર્ટી.

લેવિંગ્ટન, એફ.—ટ્રેડ સાયકલ.

લ્હેફેલ્ડટ, આર. એ.—રેસ્ટોરેશન ઑફ ધી વર્લ્ડસ ઇકોનોમિકસ.

વ્હેબલિન્—થિઅરી ઑફ લીઝર્ડ ક્લાસેસ.
શેડવેલ, ડી.—ઇન્ડસ્ટ્રીયલ એફિશિઅન્સી.
સેલિગ્મન—એકોનામિક ઇંટરપ્રિટેશન ઑફ હિસ્ટરી, ન્યુયાર્ક.
ડૉ. સોમારી, ફેલિક્સ—ચેન્જીઝ ઇન ધી સ્ટ્રક્ચર ઑફ ધી વર્લ્ડ ઈકોનોમિક્સ સિન્સ વૉર.
સ્કલોસ—મેથડસ ઑફ ઇન્ડસ્ટ્રિયલ રેન્યુમરેશન.
સ્પેલ્ડિંગ, હેરિસન લી.—ઇન્કમ ટેક્સ ઈન ગ્રેટ બ્રિટન એંડ યુ. એસ.
સ્મિથ (જાન. બા. પ્રો. કોલંબીયા યુ.)—(૧) થિઅરી ઑફ ડિસ્ટ્રિબ્યુશન (૨) એસેન્શલસ ઑફ એકોનામિકસ એઝ અપ્લાઈડ ટુ ડૉયનૅમિક પ્રૉબ્લેમ્સ, ન્યૂયાર્ક.
હોબસન, જે. એ.—ઈન્ડસ્ટ્રિયલ સિસ્ટમ.
હારગ્રીવ્ઝ, ઈ. એલ.—રીસ્ટોરિંગ કરન્સી સ્ટેંડર્ડસ.

## હિંદુસ્થાનનું અર્થશાસ્ત્ર.

કાળે, વા. ગો.—(૧) ઇકોનોમિક્સ ઓફ પ્રોટેકશન ઇન ઇંડિયા. (૨) ઇન્ડિયન ઇકોનોમિક્સ ૭ મીઆવૃત્તિ. (૩) ઇન્ડિયન એડમિનિસ્ટ્રેશન. (૪) ઇંડિયન ઇંડસ્ટ્રિઅલ એંડ ઇકોનોમિક પ્રોબ્લેમ્સ. (૫) ઇંડિયાઝ વૉર ફાઇનેન્સ એંડ આફ્ટર વૉર પ્રોબ્લેમ્સ. (૬) કરન્સી રીફોર્મ ઇન ઇંડિયા. (૭) ધી ડોન ઓફ મોડર્ન ફાઇનેન્સ ઇન ઇંડિયા.
કેનકર, એસ. વી.—ઇંડીયન ઇકોનોમિક્સ, કલકત્તા ૧૯૧૪.
કેનીસ, જોન મેટનાર્ડ—ઇંડિયન કરન્સી એંડ ફાઇનેન્સ.
જોશી, જી. વી.—પ્રાઇસિઝ એન્ડ વેઇજીઝ ઈન ઇન્ડિયા.
દત્ત, કે. એલ.—રીપોર્ટ ઓન હાઇ પ્રાઇસીઝ.
બેનર્જી, અમરનાથ.—(૧) એ સ્ટડી ઓફ ઇન્ડિયન ઈકોનોમિકસ, ત્રીજી આવૃત્તિ. (૨) ફીસ્કલ પોલીસી ઇન ઈન્ડિયા.
બ્રિજ નારાયણ—એસેઝ ઓન ઇંડિયન ઇકોનોમિક પ્રોબ્લેમ્સ.
મહિંદ, કે. સી.—ઇંડિયન કરંસી એંડ એક્સચેઇંજ.
રોબર્ટસન, જે. એમ.—(૧) ટ્રેઇડ એંડ ટેરીફ્સ. (૨) ધી ન્યુ ટેરિફિઝમ. (૩) પોલિટિકલ ઈકોનોમી ઓફ ફ્રી ટ્રેઈડ.
લીઑનાર્ડ આલ્સટન—એલીમેંટસ ઓફ ઇંડિયન ટેક્સેશન.
પ્રો. વકીલ એંડ મુરંજન—કરંસી એંડ પ્રાઇસીસ ઇન ઇંડિયા.
વાઇટ, એ.—ફાઈનેન્સ એંડ ફોરીન એક્સચેઇંજ.
વાડીઆ. પી. એ.—ધી વેલ્થ ઓફ ઇન્ડિયા.
વિશ્વનાથ, કે. પી.—(૧) ઈંડિયન પ્રોવિન્સ્યલ ફાઇનેન્સ. (૨) ઇંડિયા એંડ ધી એક્સચેઈંજ સ્ટેંડર્ડ.
શર્મા, એસ. કે.—એ નોટ ઓન હાઇ પ્રાઈસીસ.
શાહ, કે. ટી.—(૧) ઇંડીયન કરન્સી એક્સચેઇંજ એંડ બેંકિંગ. (૨) ટ્રેઈડ ટેરિફ્સ એંડ ટ્રાન્સપોર્ટ ઇન ઇંડિયા. (૩) સીક્સ્ટી યર્સ ઓફ ઇંડિયન ફાઈનેન્સ.
શિરાઝ, ફિન્ડલે—ઇંડિયન ફાઇનેન્સ એંડ બેંકિંગ.
સિંહ, એચ.—અર્લી યુરોપિયન બેંકિંગ ઇન ઇંડિયા.
સ્ટેમ્પ, સર જોશિયા સી.—કરન્ટ પ્રોબ્લેમ્સ ઈન ફાઈનેન્સ એન્ડ ગવર્નમેંટ.
સ્મિથ, આર્મિટેજ—પ્રિન્સિપલ એન્ડ મેથડસ ઓફ ટેક્સેશન.
સર્વે ઓફ ઓવરસીઝ માર્કેટસ, (ગવર્નમેંટ પબ્લિકેશન.)

## અર્ધમાગધી.

## અવેસ્તા.

અવેસ્તા વિષયક સાહિત્ય અને ગ્રંથ આપવા સંપાદકનો ઈરાદો હતો. પણ તે મુલતવી રાખી એ બાબત ઇંડો-ઇરાની અભ્યાસ સાહિત્યમાં તથા અર્ધમાગધી અને અપભ્રંશ સાહિત્ય પ્રાકૃત ગ્રંથમાં આપવામાં આવશે.

# જ્ઞાનકોશ કાર્યાલયમાં એક ડોકીયું.

## ભાવનિરૂપણ.

ગૂજરાતી જ્ઞાનકોશનું એકંદર કાર્યસ્વરૂપ વાચકો અને બીજા સહકાર કરનારાઓએ જાણવું જરૂરનું હોવાથી તે અહીં આપ્યું છે. હિંદુસ્થાન દેશ એક છે. અને તેથી જે વૈયકિતક અને વૈજ્ઞાનિક ચળવળ એક ભાગમાં થાય તે આખા દેશમાં થવી જોઈએ. જ્ઞાનકોશ કાંઇ અમુક એકજ ભાગની ચળવળ નથી. એ ચળવળ અર્વાચીન હિંદુસ્થાનમાં જ્ઞાનવિષયી સ્વાતંત્ર્યની આકાંક્ષા ઉત્પન્ન થઈ તેની સાથેજ જન્મી છે. એ આકાંક્ષા સારાય ભારતમાં છે. તે મહારાષ્ટ્રમાં જ્ઞાનકોશરચનાના રૂપમાં પરિણમી છે.

## કાર્યવ્યાપ્તિ.

જે મહારાષ્ટ્રની તેજ ગૂજરાતની અને તામિલી તેમજ કાનડી આકાંક્ષા. પણ તે હજી જોઈએ તેટલી તીવ્ર બની નથી. છતા આપણી ભાષામાં પણ જ્ઞાનકોશ હોવો જોઇએ એવી મનોવૃત્તિ સમગ્ર દેશમાં ઉત્પન્ન થઇ છે. હિંદી જ્ઞાનકોશનું કામ શરૂ થઇ ગયું છે અને તામિલ તથા કાનડી મંડળો તરફથી જ્ઞાનકોશની યોજનાના સમર્થન માટે તથા શરુઆત કરી આપવા જવાનું મને નિમંત્રણ મળ્યું, પણ તે હું હજી સ્વીકારી શકયો નથી. જ્યારે ગુજરાતીઓ આ કાર્ય મારા હાથમાંથી લેવાનો નિશ્ચય કરશે ત્યારેજ તે ભાષાઓ તરફ મારાથી લક્ષ દેવાશે. બધી ભાષાઓ પોતેજ પોતાનો જ્ઞાનકોશ કરવાનો પ્રયત્ન કરે એ મારી ઇચ્છા છે. આ ઇચ્છાનું કારણ લોકસ્તુતિનો લોભ કે સમગ્ર ભારતમાં આગળ આવવાનો હેતુ નથી. ભાષાનું નાયકપણું લેવાથી વ્યકિતને ગૌરવ મળતું નથી, પરંતુ ટીકાપાત્રત્વ પ્રાપ્ત થાય એવી પરિસ્થિતિ આજે છે. બધી ભાષાને માટે જેને કામ કરવાનું હોય તેને ગૌરવ કે ઇતર પ્રાપ્તિની આશા નથી હોતી. મરાઠી ભાષાનો જ્ઞાનકોશ યશસ્વી થવાથી સર્વ સામાન્ય જનતા જ્યારે કૃતજ્ઞ બની ત્યારે મહારાષ્ટ્રનો આગળ પડતો વર્ગ તેજ યશને લીધે મારાપર કોપિત થયો હતો, એ વાત મહારાષ્ટ્રીય તરૂણવર્ગના લક્ષમાં તો આવેલી છે. ગુર્જર સાક્ષરવર્ગનો મોટો ભાગ મેં મારા હાથમાં જ્ઞાનકોશનું કામ લેવાનો મોટો ગુન્હો કરવા બદલ હજી પણ મારા પર ગુસ્સે છે. અને એજ કારણથી જોકે કાનડી–તામિલ વિભાગનો યુવાનવર્ગ જ્ઞાનકોશનો કાર્યારંભ કરી આપવા મને આગ્રહ કરી રહેલ છે, છતાં તે કાર્ય મેં હજી સ્વીકાર્યું નથી. કદાચ હું આગળ પડી તે કામ હાથમાં લઉં તો કર્ણાટકની આબરૂને ધોકો પહોંચે! વળી ગુર્જરવર્ગ જો એમનું કાર્ય હાથમાં લેવા આગળ આવે તો તેમને એ કામ કરતા જોવામાં હું આનંદ માનીશ. લોકો નિંદે યા સ્તુતિ કરે, કે મને ગુન્હેગાર સમજે ને મારાપર ગુસ્સે થાય પરંતુ જ્ઞાનકોશ અખિલ ભારતનો બને અને તેનો કાર્યભાર એકાદ મોટી સંસ્થા ઉપાડી લે એવી મારી ઇચ્છા છે.

## સંજ્ઞા અને રાષ્ટ્રૈકય.

આખાય હિંદુસ્થાનમાં જો દેશી ભાષાનું મહત્ત્વ સ્થાપન કરવું છે તો દેશી ભાષા શાસ્ત્રીય ભાષા બનવી જોઈએ; અને જો તે શાસ્ત્રોની ભાષા બનવાની છે તો તેની સંજ્ઞાપધ્ધતિ એકજ હોવી જોઇએ; સંજ્ઞાપધ્ધતિ એક હોવી એટલે કે સર્વ ભાષા સાહિત્યસંમેલનની એક કમિટી નીમાવી જોઇએ. અને તેવી કમિટી નીમાવી આજે શકય નથી. તેથી એકજ જ્ઞાનકોશનાં અનેક ભાષાંતર થાય તો સંજ્ઞાપધ્ધતિ એક બની શકે. સંજ્ઞાપધ્ધતિ એક કરવામાં અનેક શાસ્ત્રોની પરસ્પર સંગતિ જળવાવી જોઇએ. તેથી ભાષાનો સંજ્ઞાકોશ કરવાનો અધિકાર જ્ઞાનકોશ કરનારનેજ છે, એવું અમે મહારાષ્ટ્રના આગ્રહથી માન્યું છે, અને સંજ્ઞાકોશ કરવાનું હાથ ધર્યું છે. જ્ઞાનકોશમાં વાપરેલી સંજ્ઞાઓની પરસ્પર સંગતિ જોવી, તેમાંજ સુધારા તથા વિસ્તાર કરવો અને પછી તે સુધારેલી સંજ્ઞાપધ્ધતિ આખા ભારતની કરવી એ હેતુથી અમારાં કાર્યાલયનું લક્ષ સામાન્ય સંજ્ઞાપધ્ધતિ નકકી કરવા

તરફ લાગ્યું અને છેલ્લા આઠ માસથી આ બાબતનો પ્રયત્ન એટલે કે સંજ્ઞા નિષ્કર્ષણ તથા સંજ્ઞાસ્પષ્ટીકરણ ચાલુ છે. વચ્ચે એમ લાગતું હતું કે સંજ્ઞાકોશનું કામ જલ્દી આટોપાઈ જશે ને તે પત્યા પછી સુધારેલો સંજ્ઞાસમુચ્ચય ગુજરાતી જ્ઞાનકોશ સાથે જોડી દેવાશે. પરંતુ એ કામ ધાર્યા જેટલી ઝડપથી પૂરૂં થયું નહીં અને હજી એક વર્ષ તે કામ પૂરૂં થતા લાગશે એમ જણાય છે. તે કામ ચાલુ વધતું જતું હોવાથી ગુજરાતી જ્ઞાનકોશની પ્રસિદ્ધિ તેટલાજ કારણથી અટકાવી રાખવી અથવા વિલંબાવ્યા કરવી બની શકે એમ ન હતું. સંજ્ઞાકોશનો હસ્તલિખિતનો ઉપયોગ કરી અમે બની શક્યું તેટલું કામ કરેલું છે. એ સંજ્ઞાકોશના સ્વરૂપનો કંઇક ખ્યાલ આપવા માટે તે વિષેની મરાઠી જાહેર ખબરમાંનું કંઇક ભાષાંતર નીચે આપ્યું છે.

### સંજ્ઞાકોશ.

જ્ઞાનકોશ પરિશિષ્ટ અથવા વિભાગ ૨૪. (મરાઠી જ્ઞાનકોશ) પૃષ્ઠ આસરે ૧૦૦૦–સુપર રાયલ આઠ પેજી એટલે જ્ઞાનકોશના કદનો.

### સંપાદક મંડળ.

ડા. શ્રી. વ્યં. કેતકર, એમ. એ. પીએચ. ડી.
રા. કૃ. ની. છત્રે, બી. એ. એલ. એલ. બી.
રા. ચાંડો શંકર અત્રે.
ડા. બા. ગો. નેને, એલ. એમ. એન્ડ એસ.

### શાખા સંપાદક.

જ્ઞાનકોશના જે શાખાસંપાદકો છે તેમાંના એટલે કે પ્રો. કેળકર, પ્રો. દામલે, પ્રો. નેને, પ્રો. નાયક, પ્રો. સહસ્રબુદ્ધે, વૈદ્યભૂષણ જોશી, રા. દિવાકરપંત ફાટક, રા. આગાશે, વિગેરે સજ્જનોના ઉપયોગ મુખ્યતઃ કરીને સૂચિ તૈયાર કરવામાં થવાનો છે. કારણ તેમણે અમુક સંજ્ઞા કયા અર્થમાં વાપરેલી છે તે તેમનેજ પૂછવામાં આવશે. ઉપરાંત બીજાં નવા મંડળના પણ સમાવેશ કરવાનો છે. અહીં પુનામાં સ્થાપન થયેલ વૈજ્ઞાનિક મંડળના સાહિત્યનો ઉપયોગ પણ થવાનો છે.

**આકાર અને કીંમત**—જ્ઞાનકોશના બે ભાગ જેટલો આ ભાગ થવાનો છે. પણ તે એકજ ભાગના રૂપમાં પ્રસિદ્ધ થશે. એની કીંમત આગળથી નામ નોંધાવનાર માટે રૂા. ૯ અને બીજાને માટે રૂા. ૧૫ રહેશે.

**જ્ઞાનકોશમાંની સંજ્ઞા તથા અખિલ ભારતીય સંજ્ઞાપધ્ધતિનું નિર્માણ**—અખિલ ભારતીય સાહિત્ય વિકાસની દૃષ્ટિથી આ કામ ઘણુંજ મહત્ત્વનું છે. અખિલ ભારતીય સંજ્ઞાપધ્ધતિ અસ્તિત્વમાં લાવવી અત્યંત આવશ્યક છે. એ સંજ્ઞાપધ્ધતિ તૈયાર કરવામાં બે બાબત પર ખાસ ધ્યાન આપવું પડશે. એક જૂદાં જૂદાં શાસ્ત્રોમાંની સંજ્ઞાની સંગતિ અને બીજી વિવિધ પ્રાંતીય ભાષામાંની સંગતિ. વિવિધ શાસ્ત્રીય સંજ્ઞાની સંગતિ જ્ઞાનકોશના નિષ્પાદનથી થાય છે. અને વિવિધ ભાષાઓની સંજ્ઞાપધ્ધતિનું ઐકય આણવા ખાસ પરિશ્રમની જરૂર છે. એ પરિશ્રમ વિવિધ ભાષાઓનાં એકીકરણથી નિર્માણ થયેલ સંસ્થાના કર્તૃત્વથી જ થઈ શકશે, અથવા તો એકજ ઠેકાણે ઉત્પન્ન થયેલી સંજ્ઞાપધ્ધતિનો પ્રચાર કરવાથી થઈ શકશે. પહેલી વાત બનવી આજે અશકય છે. તેથી એ કાર્ય એકસ્થાનીય સંજ્ઞાના પ્રચારના બળે બર લાવવું પડશે. જ્ઞાનકોશ અને તેના પાયા પર રચાનાર સંજ્ઞાકોશજ એ કાર્ય કરી શકશે. આ સંજ્ઞાકોશના યોગથી મરાઠી જ્ઞાનકોશની અને તેના આધાર પર તૈયાર થનારા હીંદી તેમજ ગુજરાતી જ્ઞાનકોશની ઉપયોગિતા અને સંપૂર્ણતા વધશે. જ્ઞાનકોશની સાથે હજારો નવા શબ્દો અસ્તિત્વમાં આવ્યા. અને અગાઉ થઇ ગયેલા લેખકોના વાપરેલા કંઈ હજારો શબ્દો સ્વીકારાયા. આખા હિંદુસ્થાનમાં પ્રચારમાં આવશે એવો આ જ્ઞાનકોશ જેવો ગ્રંથ હોવાથી અખિલ ભારતીય સંજ્ઞાપરંપરા ઉત્પન્ન કરવાનો અધિકાર પણ હિંદુસ્થાનમાં બીજા કોઇનો ન હોઇ તે જ્ઞાનકોશકારનોજ છે. અને એ કામ તેણે કરવુંજ જોઇએ. વૈજ્ઞાનિક પારિભાષાની એકવાકયતા કરવી બીજાઓને શકય નથી. જ્ઞાનકોશકારનું આ ઐકયવિષયક કર્તવ્ય પાર પાડવાને જ્ઞાનકોશના આરંભમાંને કર્તાને સમર્થ કરવા જોઇએ. ભારતીય સંસ્કૃતિવિકાસની દૃષ્ટિથી જેવો આ ગ્રંથનો ઉપયોગ છે તેવોજ ખુદ જ્ઞાનકોશની ઉપયુકતતા વધારવાની દૃષ્ટિથી પણ છે.

**મરાઠી જ્ઞાનકોશના ગ્રાહકોને આ ગ્રંથનું મહત્ત્વ:**—અપરિચિત શબ્દોનું સ્પષ્ટીકરણ ખુદ જ્ઞાનકોશમાં એક બે ઠેકાણેજ કરવાનું બન્યું છે. વિશિષ્ટ લેખ વાંચતી વખતે તે લેખમાં વપરાયલી શાસ્ત્રીય સંજ્ઞાનો અર્થ કયાં આપ્યો છે એ સમજવું શકય નથી. તેથી સર્વ સંજ્ઞાના કોશની આવશ્યકતા ઉત્પન્ન થઈ. જ્ઞાનકોશના સૂચિવિભાગમાં એ સર્વ શબ્દ આપીશું એવું ૧૯૧૯ ની સાલમાં, જયારે યોજના તૈયાર કરી ત્યારે ધારવું હતું. પરંતુ દરેક કામ લંબાતું ગયું તેથી પાશ્ચાત્યસંજ્ઞા અને જ્ઞાનકોશમાંની સંજ્ઞાનો કોશ સૂચિમાં સમાવી શકાયો નહીં. તેથી હવે અનેક કારણોને લીધે જ્ઞાનકોશમાંની સંજ્ઞાનો પ્રથમ સંગ્રહ કરી તે સંગ્રહમાં બીજું નવીન સાહિત્ય દાખલ કરી જણાવેલ સંજ્ઞાકોશ તૈયાર કરવામાં આવે છે.

**સંજ્ઞાકોશનું કામ:**–સંજ્ઞાકોશનું કામ જ્ઞાનકોશની સાથેજ શરૂ થયું હોત. અને તે વખતે સર્વશાસ્ત્રસામાન્ય અને હિંદુસ્થાનભરમાં ચાલી શકે એવો પરિભાષા સમુચ્ચય બનાવવાનો હતો. પરંતુ તે ધ્યેયને જ્ઞાનકોશનું કામ ચાલુ હોવાથી પહોંચાયું નહીં. ઘણાઓ તરફથી લેખજ મોડા આવવાથી સર્વ શાસ્ત્રીય લેખોમાં વાપરેલા શબ્દોની પરસ્પર સંગતિ જાળવવાનું કામ થઈ શકયું નહીં. હવે જ્ઞાનકોશનું બીજી ભાષામાં ભાષાંતર થાય છે અને પુરવણી પણ તૈયાર થાય છે. તેથી સંજ્ઞાપદ્ધતિનું અને પુર્ણતા લાવવાનું કામ પણ થવું જોઈએ. જે સંજ્ઞાપદ્ધતિની વ્યાપકતા આખા ભારતવર્ષમાં થવાની છે તેમાં સદોષતા ન હોવી જોઈએ. જ્ઞાનકોશમાં પ્રત્યેક પારિભાષિક શબ્દોનો અર્થ કૌંસમાં પાશ્ચાત્ય સંજ્ઞા આપીને આપવાનો હતો. પણ મોકલેલી સૂચનાનો લેખ કોએ સ્વીકાર ન કરવાથી તે હેતુ બર આવ્યો નહીં. તેથી જ્ઞાનકોશમાંની સંજ્ઞા કયા અર્થમાં વપરાયેલી છે એ વિષે સંશય પડવાથી ખુદ ગ્રાહકોને સંજ્ઞાકોશની જરૂરિઆત જણાઈ છે.

**જ્ઞાનકોશમાંની સંજ્ઞા અને પ્રસ્તુત સંજ્ઞાકોશ:**—જ્ઞાનકોશમાંના લેખોનો ઉદ્દેશ સંજ્ઞાબાહુલ્ય ન હોવાથી પણ તે જેટલો લૌકિક ભાષામાં આપી શકાય તેટલો લૌકિક ભાષામાં આપવો એ હોવાથી ઘણી સારી સંજ્ઞાઓ તેમાં આવી નથી. વળી સંજ્ઞાકોશનું ક્ષેત્ર જ્ઞાનકોશની આગળ રાખવું ચાલે નહીં. કારણ બહારની સંજ્ઞા લેવાનું આવશ્યક છે. તો પણ સંજ્ઞાસમુચ્ચય જ્ઞાનકોશમાંની સંજ્ઞાથી અવિરૂધ્ધ હોય એ ધોરણ રાખવામાં આવશે. નવીન સંજ્ઞાસમુચ્ચય સ્વીકારતાં જે ઠેકાણે દેશી ભાષાથીજ અધ્યાપન શરૂ હશે તે જગ્યાની સંજ્ઞાને બીજી જગ્યાની સંજ્ઞાઓ કરતાં વધારે પ્રાધાન્ય આપવામાં આવશે.

**સંજ્ઞાકોશ અને સામાન્ય ભાષા:**—સંજ્ઞાકોશ ફક્ત શાસ્ત્રજ્ઞ અને વિદ્વાન વર્ગનેજ માટેનો ગ્રંથ છે એમ રખે માનતા. તોપણ દરેક સુશિક્ષિત ઘરની તો પ્રસ્તુત ગ્રંથ ખાસ જરૂરીઆત છે. જે શબ્દો લોકોને તદન સામાન્ય જણાય છે તે શબ્દ સુધ્ધાં સંજ્ઞા હોઈ શકે છે. દાખલા તરીકે ચૂલો, ઓલો, એ શબ્દો જોકે દેખાય છે તો સામાન્ય, પણ સંસારમંડન શાસ્ત્રમાંના પાકશાસ્ત્રમાંની એ સંજ્ઞાઓ છે, એટલુંજ નહીં પણ ( Boiler ) બાઈલર જેવા યંત્રની યાંત્રિક ક્રિયા સ્પષ્ટ કરવામાં ચૂલો અને ઓલો શબ્દોને શાસ્ત્રીય સંજ્ઞા ગણવામાં આવે છે. કાયદામાં પ્રતિદિન વપરાશમાં આવતા શબ્દો જેમકે ગીરો, ફરીઆદ, કબજો, ઔરસ, દસ્તાવેજ, વિગેરે શાસ્ત્રીય સંજ્ઞાઓ છે. પાયો, ગોખ, બારોટીયું, ચોરબારણું, દરવાજો, વિગેરે શબ્દો રોજના વ્યવહારના છે, પરંતુ તેઓ પણ સંજ્ઞાઓ છે. ખેતીનાં ઓજારના શબ્દો પણ સંજ્ઞા છે. તેવીજ રીતે મીલોમાંની શબ્દસંજ્ઞાઓ,, વાણિજયના શબ્દો હુંડી, વટાવ, દલાલી, કચ્ચી-પક્કી, એ બધા સંજ્ઞાઓ છે. વ્યવહારમાં વિશિષ્ટ ક્રિયા બતાવનારો દરેક શબ્દ સંજ્ઞા હોય છે. તેથી સંજ્ઞાકોશ અને સામાન્ય કોશ વચ્ચે બહુજ થોડો તફાવત છે. પરંતુ દરેક ભાષાકોશમાં સંજ્ઞાઓ તરફ દુર્લક્ષ રાખવામાં આવેલું હોય છે. ભાષાકોષમાં મયૂર એટલે મોર એમ કહેશે પણ મીલમાં ગાડીખાતું શામાટે રાખવામાં આવે છે તેનું સ્પષ્ટીકરણ કરશે નહીં; અથવા નત્રામ્લ શબ્દ અલીગઢનો રાસાયણિક લેખક શાને માટે વાપરે છે

એ બતાવશે નહીં. પરંતુ શિક્ષિત વર્ગને નત્રામ્લ (નાયટ્રીક એસીડ) અને ગાંઠીખાતું (સૂતર કાંતવાના ખાતામાંનું એક યંત્ર) એ શબ્દો કહેનારોજ આ કોશ થવાનો છે. અબ્જ એટલે કમળ એમ કહેનારા કોશની તેને માટે તેટલી જરૂર નથી. ઘણાખરા ભાષાકોશો સંસ્કૃત યા પારસી શબ્દોના અર્થ બતાવનારા કોશો બને છે. પરંતુ સંજ્ઞાકોશ તેમના જેવો નથી. વળી સામાન્ય કોશો કરતાં આજ કોશની શિક્ષિત વર્ગને ખરી જરૂર છે. આ કોશ અર્વાચીન સ્થાનો ને તેની વિવિધ ક્રિયાઓમાં વપરાતા શબ્દ સમૂહનું જ્ઞાન આપનારો છે.

આ કોશમાં શબ્દ તથા તેનો અંગ્રેજી પ્રતિશબ્દ આવનાર છે. અનેક લૌકિક શબ્દોના અંગ્રેજી પ્રતિશબ્દ લોકોને ખબર નથી હોતા. લૌકિક શબ્દો સંજ્ઞા હોવાથી અંગ્રેજી લૌકિક ભાષાનું જ્ઞાન વધારવામાં પણ આ ગ્રંથ સહદરૂપ થશે. દાખલા તરીકે વેલણ સંસાર મંડન શાસ્ત્રમાંની વસ્તુ અથવા સંજ્ઞા બહુજ જાણીતી છે. પરંતુ વિલાયત ગયેલા એકાદ હીંદી પદવીધરને વેલણને માટેનો અંગ્રેજી શબ્દ ખબર ન હોવાથી તે ત્યાં તે ખરીદી શક્યો નહીં. તેણે તે હિંદુસ્થાનમાંથી મંગાવ્યું. પરંતુ તે આવ્યા પૂર્વે તેને અંગ્રેજી શબ્દ Rolling Pin મળ્યો. તેથી તેણે હિંદુસ્થાનમાંથી તેની આવવા માટે રાહ ન જોતાં લાગલોજ બજારમાં જઈ ૬ પેનીમાં તે ખરીદી લીધું.

આ કોશનું સ્વરૂપ મુખ્યત્વે નીચે પ્રમાણે રહેશેઃ—૧. પ્રત્યેક શાસ્ત્રના કે વહેવારના શબ્દ તે તે શાસ્ત્રો નીચે વર્ણાનુક્રમથી આપવામાં આવશે. તેમાં તે શબ્દ, તેનું સ્પષ્ટીકરણ (બની શકે ત્યાં), તેનો પાશ્ચાત્ય સમાનાર્થી શબ્દ અને પછી તે શબ્દનો જ્ઞાનકોશમાં તેમજ અન્યત્ર કરેલો ઉપયોગ, આટલી બાબતો આપવામાં આવશે. આ પ્રમાણે ૭૦૦–૭૫૦ પાનાં શબ્દોના શાસ્ત્રવાર સ્પષ્ટીકરણ માટે લાગશે. ૨. આ ઉપરાંત તેમાં બે સૂચિ આવશે. એક સૂચિ મરાઠી શબ્દોની અને બીજી અંગ્રેજી શબ્દોની. તેમાં ૨૫૦ પાન થશે. અંગ્રેજી શબ્દપરથી મરાઠીમાં તે શબ્દનો પ્રતિશબ્દ કયો વપરાય છે એ જેમ શોધી કઢાશે તે પ્રમાણે મરાઠી શબ્દ કયા અંગ્રેજી શબ્દ માટે વપરાય છે તે પણ શોધી કઢાશે. તેજ પ્રમાણે શાસ્ત્રવાર સૂચિ હોવાથી વિશિષ્ટ શાસ્ત્રોના અભ્યાસકોને પોતાના વિષય સંબંધમાં મરાઠી કયો શબ્દ રૂઢ છે તે સમજાશે. ડાકટરોને મરાઠીમાં આંગ્લવૈદક પર ગ્રંથ વાંચવાની સવડ ન હોય તો પણ જો આવો શબ્દસંગ્રહ તેમની સામે હોય તો તેમને ચાલી શકે છે. તેજ મુજબ રસાયણ શાસ્ત્રી, સ્થાપત્ય વિશારદ, વિગેરેને માટે પણ સમજી લેવું.

**સંજ્ઞાના અંતર્ભાવની મર્યાદાઃ**—પ્રત્યેક વ્યવહારશાખા કે જ્ઞાનશાખામાં વિશિષ્ટ ક્રિયા તેમજ તદનુરૂપ શબ્દસમૂહ હોયજ. અને તેજ પ્રમાણે દરેક ધંધાવિષયક શબ્દો પણ હોય. તે બધા આપીએ તો ગ્રંથસ્વરૂપ અતિશય વિશાળ થઈ જાય. વળી સામાન્ય વાચકોને તેમાંના પુષ્કળ શબ્દો શાસ્ત્રીય વાચનમાં પણ કવચિતજ આવે છે. તેથી તેવા શબ્દો સંજ્ઞા હોય તો પણ કોશમાં આપવામાં આવશે નહીં. પરંતુ તેમના પૈકી જે વિશેષ પ્રચારમાં હોય તેઓજ માત્ર આવશે. દાખલા તરીકે રાસાયણિક સર્વ ક્રિયા, સર્વ મૂળતત્ત્વો અને સંયુક્ત પદાર્થોના દર્શક શબ્દોના સર્વ ઘટકો એમાં આવશે, પણ બધાજ સંયુક્ત પદાર્થોનાં નામો એમાં આવવાનાં નથી, અગત્યનાંજ આવશે. જેમકે, ઉજ્જ, અલ્કોહ, વિગેરે આવશે પણ અલ્કોહમિન આવશેજ એમ ન સમજવું. આમ એકંદર શબ્દ ૨૫,૦૦૦ થશે એવો અડસટો છે. જ્ઞાનકોશમાંજ આવી ગયેલ ૧૫,૦૦૦ થી ઉપરાંત શબ્દો છે. પ્રથમ, એ સર્વ કાર્ય પહેલાં કરી લઈ પછીજ લોકોની આગળ તૈયાર પુસ્તક મૂકવું એવો વિચાર હોવાથી એ સંબંધમાં પૈસા માગવાની જાહેરાત અગાઉ કરેલી નહીં. પરંતુ અત્યારસુધીમાં સારોસરખો ખરચ થઇ જવાને લીધે આગળ ખરચવાને હવે પૈસાની તંગી પડતી હોવાથી નીચેની યોજના પ્રમાણે આગળથી લવાજમનો દર જાહેર કરવામાં આવે છે.

**લવાજમની પધ્ધતિઃ**—પુસ્તક સુમારે ૧,૦૦૦ પાનાનું જ્ઞાનકોશના આકારનું થશે.

તેની કીંમત ગ્રંથ પ્રસિદ્ધ થયા પછી રૂ. ૧૫ રહેશે. પણ આગળથી લવાજમ ભરનારને એ રૂ. ૯ માં મળશે. અગાઉ લવાજમ ભરનારા એએ રૂ. ૩ ભરી નામ નોંધાવવું તથા પુસ્તક રૂ. ૬ ભરી લઈ જવું. આ કાર્યમાં ખરચ આસરે રૂ. ૧૦,૦૦૦ થશે. આ કોશમાં ચિત્રો પણ મૂકવાં પડશે, કારણ સમજુતી માટે ઘણી વખત ચિત્રોથી સ્પષ્ટીકરણ સારૂં થાય છે.

સંજ્ઞાકોશ વિષેની અમારી વૃત્તિ જાહેરખબરમાંના ઉપલા ઉતારા પરથી સ્પષ્ટ થશે અને અમને ગૂજરાતી જ્ઞાનકોશની પ્રસિદ્ધિમાં જે કાંઇ વિલંબ લાગ્યો તેનું કારણ પણ સમજાશે.

**વિગતો આપવાનું કારણઃ**—વાચકોના વિશ્વાસપાત્ર થવા માટે ઘણી બાબતો છે. જેમજેમ પ્રસંગ આવશે તેમ તેમ તે બાબતો સ્પષ્ટ કરવામાં આવશે. ઘણા ગુજરાતી વાચકોને એમ લાગવાનો સંભવ છે કે જ્ઞાનકોશ કેવો હોવો જોઇએ તે વિષયમાં તેમના વિચાર પ્રમાણે પુસ્તક થયું નહીં વસ્તુસ્થિતિથી અજાણ હોવાથી તેમને લાગશે કે અમુક બાબતો વિષે પુખ્ત વિચાર કરવામાં આવ્યો નથી. છતાં પણ અમારે કહેવું જરૂરનું છે કે એવા સેંકડો વિષયો તથા બાબતોપર પુષ્કળ વાદવિવાદ સાથે વિચારણા કરવામાં આવી હતી. વળી મરાઠી જ્ઞાનકોશ તૈયાર કરતી વખતે કેટલીયે ચર્ચામાં ઉતરવું પડેલું તેનો ખ્યાલ કોઈપણ ગૂજરાતીને આવવો કઠણ છે. અને તેથીજ અહીં નીચે એમાંની એકાદ બે બાબતો આપવાનું ઉચિત ધારીએ છીએ.

**જર્મન શબ્દોના ઉચ્ચારઃ**—( લેખક સ. બા. હુદલીકર-ઇંદોર. ) આજકાલ જર્મન તત્ત્વજ્ઞાન, જર્મન રાષ્ટ્રમાંની રાજકીય પ્રવૃત્તિ અને તેજ પ્રમાણે જર્મન શિક્ષણ પદ્ધતિ વિગેરે વિષયો તરફ અમો મહારાષ્ટ્રીઓનું થોડુંઘણું લક્ષ લાગેલું હોવાથી કેટલાંક માસિકો,પુસ્તકો તેમજ વર્તમાનપત્રમાં આવતા કોઇકોઇ જર્મનનામોના વિચિત્ર ઉચ્ચારો વાચવામાં આવે અને તે વાંચી મનમાં હસવું આવે. આ ઉચ્ચારો કયારેક અંગ્રેજી પદ્ધતિના અને કયારેક તદ્દન ખોટા હોય છે. તેથી સામાન્ય જર્મન શબ્દોના ઉચ્ચારનો એક ચોક્કસ નિયમ બનાવી મહારાષ્ટ્રીય વાચકો આગળ મૂકવો, જેથી કઈ નહીં તો પણ દરેક વર્તમાનપત્રોમાંના શબ્દોનો એકજ રીતે ઉચ્ચાર કરવામાં આવે અને વાંચનારના મનમાં નાહક ઘોટાળો ન થાય એવા હેતુથી પ્રેરાઇ આ લેખ લખ્યો છે.

બિલકુલ થોડા પ્રયત્નથી પણ ચોકકસ ઉચ્ચાર કરવાનું તદ્દન શકય છે. એમ આ લેખ વાંચવાથી સમજાશે. પણ આ વાત તરફ હજી સુધી જ્ઞાનકોશકારનું લક્ષ ગયું હોય એમ જણાતું નથી. તેમના સંપાદકમંડળમાં જર્મન ભાષા જાણનારી એક વિદુષી બાઇ છે એમ અમને ખબર છે. તો પણ જ્ઞાનકોશના આજ સુધીમાં બહાર પડેલા ૧૨ ભાગમાં જ્યાં જ્યાં જર્મન પ્રાંતના અથવા શબ્દના ઉચ્ચાર કરવામાં આવેલા છે, ત્યાં ત્યાં તે વિદુષીનાં જ્ઞાનનો લાભ લેવાનો આ વિદ્વાન સંપાદકમંડળે બિલકુલ પ્રયત્ન કરેલો જણાતો નથી. એટલુંજ નહીં પણ આવી રીતનું શુદ્ધીકરણ જ્ઞાનકોશ જેવા હંમેશના ઉપયોગમાં આવનારા સંદર્ભ ગ્રંથમાં જરૂર હોવું જોઇએ એવું જ્યારે અમે મુખ્ય સંપાદકના ધ્યાન પર આણ્યું ત્યારે તેણે હસીને "ઉચ્ચારમાં શું છે? ઉચ્ચાર ગમે તે કરે પણ અર્થ સમજાય એટલે બસ" એવી રીતે જોરથી પોતાનો મત પ્રદર્શિત કર્યો. મને તો લાગે છે કે ભાષાનો અર્થ સમજવાની જેટલી આવશ્યકતા છે તેટલીજ શબ્દના બરાબર ઉચ્ચાર કરવાની છે. આપણે તો સત્યના શોધક હોવાથી ઝીણામાં ઝીણી બાબતોમાં સુધ્ધાં ટાપટીપ અને સુવ્યવસ્થા રાખવી જોઈએ; અને આ બાબત ઉપરથી ભલે નજીવી દેખાય તો પણ તેને ધ્યાન બહાર ન રહેવા દેવી એમ અમને જણાય છે.

દાખલા તરીકેઃ—જ્ઞાનકોશ ભાગ ૧૨, પાન ૧૦૨ માંનો "ગોએટે" શબ્દ જુઓ. આ વિખ્યાત કવિના નામનો આટલી ક્રૂર રીતે નિર્દેશ કરેલો જોઇને કાલીદાસ કવિને "કયાલીડયાસ", બાણને "બ્યાન્", દંડીને "દયાંડી" અથવા ગોખલેને "ગોખેલ" કહેતાં સાંભળવાથી આપણા કાનની જે દશા

થાય તેજ અમારા કાનની "જોહાના, વુલ્ફગંડા, વ્હાન, ગોએટે" સાંભળવાથી થાય છે. ઉપલાં નામોના ઉચ્ચાર "યોહાન, વોલ્ફગાંગ, ફૉન, ગેઇટે" એવા થાય છે. આવા ઉચ્ચાર કેવી રીતે કરવા એ હું આગળ કહીશ. હાલ તરત તો હું બીજાં થોડાં ઉદાહરણ આપું છું. તા. ૫ મી મેના કેસરીમાં "હિંડેંબુર્ગ" એવો ઉચ્ચાર કરેલો મળી આવે છે. તેનો ઉચ્ચાર "હિંડેનબુર્ગ" થાય છે. ઘણાં વર્તમાનપત્રોમાં "ઝીટંગ" એમ લખેલું દેખાય છે. તેનો ઉચ્ચાર "છાયટુંગ" થાય છે. તેજ પ્રમાણે "વાયમાર"ને બદલે "વીમર" વિગેરે વિચિત્ર ઉચ્ચારો મળી આવે છે.

અસ્તુ. હવે આપણે જર્મન શબ્દોના ઉચ્ચારના કંઈક ચોક્કસ નિયમ વિષે વિચાર કરીએ. જર્મન ભાષાના મૂળાક્ષરોના ઉચ્ચાર તદ્દન નિયમિત અને અનન્ય છે. તે નીચે મુજબ:—

| A | B | C | D | E | F | G |
|---|---|---|---|---|---|---|
| આ | બે | ત્સે | ડે | એ | એફ્ | ગે |
| H | I | J | K | L | M | N |
| હા | ઈ | યાટ | કા | એલ્ | એમ્ | એન્ |
| O | P | Q | R | S | T | U |
| ઓ | પે | કૂ | એર્ | એસ્ | ટે | ઊ |

| V | W | X | Y | Z |
|---|---|---|---|---|
| ફૌ | વ્હે | ઈકસ | ઇપ્સિલોન | છેટ્ |

એટલેકે સ્વરોના ઉચ્ચાર આ, એ, ઈ, ઓ, ઉ, ઈ (મુખ્ય) અને વ્યંજનોના બ, ત્સ, ડ, ફ, ગ, હ, ય, ક, લ, મ, ક, ર, સ, ટ, ફ, વ્હ, કસ, ઇ, છ, છે.

સ્વર—વર્ણ ભેગા આવે ત્યારે નીચેપ્રમાણે ઉચ્ચાર થાય છે:—

ie = ઈ, ei = આય્, au = આઉ, a (ae) = કાનડી પ્રમાણે દીર્ઘ એ, O (oe) નો મોઢું ગોળ કરીને એ એવો દીર્ઘ ઉચ્ચાર કરવો એટલે કે કંઇક ઋયો જેવો ઉચ્ચાર થશે. ai = ઐ, eu = ઑય અને ee નો દીર્ઘ એ જેવા ઉચ્ચાર છે. હવે જો આ નિયમને અનુસરી ઉચ્ચાર કરાય તો જર્મન શબ્દોના એકજ નિશ્ચિત ઉચ્ચાર મળી શકશે. અંગ્રેજી પ્રમાણે put = પુટ અને cut = કટ એવા u ના જુદા ઉચ્ચાર નથી એ ધ્યાનમાં રાખવા જેવું છે.

| | ખરો ઉચ્ચાર | ખોટો ઉચ્ચાર |
|---|---|---|
| Zeitung | છાયટુંગ | ઝીટંગ |
| Goham | યોહાન્ | જોહાન |
| Wolfgang | વોલ્ફગાંગ | વુલ્ફગંડા |
| Von | ફૉન | વ્હાન |
| Goethe | ગ્યૅએટે | ગોએટે |
| Weimar | વાયમાર | વીમર |
| Strassburg | સ્ટ્રાસબુર્ગ | સ્ટ્રૅસબર્ગ |
| Heidelberg | હાયડેલબેર્ગ | હીડલબર્ગ |
| Oppenheim | ઓપ્પેનહાયમ | અપ્પનહીમ |
| Faust | ફાઉસ્ટ | ફૅાસ્ટ |
| Herman Jakobi | હેરમાન-યાકોબી | હરમૅન-જ્યાકોબી |

આવી જાતનાં કાંઇક ઉદાહરણો બતાવી શકાય. તોપણ જ્ઞાનકોશમાંની બીજી ઘણી ભૂલોનો જ્યારે વિચાર કરવામાં આવશે તે વખતે જર્મન ઉચ્ચારની બાબત પર સ્હેજે લખવું પડશે.

હવે જર્મનમાં બીજા થોડા લખવામાં કઠણ ઉચ્ચારો છે. તે આવી રીતે:—કોઈપણ શબ્દને અંતે જ્યારે e હોય ત્યારે તેનો ઉચ્ચાર અ અને હ્રસ્વ એ ની વચ્ચેનો સમજવો. જેમકે Blume નો ઉચ્ચાર બ્લૂમ થાય છે. અને જેવી રીતે આપણે "કરણુ"માંના છેવટના અનુસ્વારરહિત ણુ નો ઉચ્ચાર કરીએ તેપ્રમાણે Deutschland નો ઉચ્ચાર ઉપર જણાવેલી રીતે ડૉયટચલાંડ થાય. પણ તેનો ઉચ્ચાર ભૂલથી ડ્યુશલૅંડ એવો કોઈક લખે છે. જર્મન ભાષામાં શબ્દમાંના દરેક અક્ષરના ઉચ્ચાર કરવામાં આવે છે. કોઈપણ અક્ષર લુપ્ત હોતો નથી. દાખલાતરીકે Pslamનો પ્સ્લામ ઉચ્ચાર થાય. Pchychologie નો પ્સિશોલોગી, Halb નો હાલ્બ, Knie નો કની (અંગ્રેજી ની). આજના આ ટૂંકા લેખમાં મુખ્યત્વે શબ્દોના ઉચ્ચાર બરાબર કેવી રીતે કરવા એટલું જ કહ્યું છે. તેનો થોડો ઘણો પણ ઉપયોગ થતાં સાધારણ ઠીક પ્રગતિ થયલી જોવામાં આવશે. કોઈ અમુક પર દોષ ન મૂકતાં યોગ્ય તજવીજ

ન કરવાને કારણે આપણે ભૂલો કયાં કરીએ છીએ એજ બતાવવાનો લેખકનો હેતુ છે.

**જ્ઞાનકોશમાંના અન્ય પરકીય શબ્દોના ઉચ્ચાર** (લેખકઃ-ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર, પુના):—કેસરીના તા. ૨૯-૫-૨૫ ના અંકમાં રા. હુદ્દલીકરે જર્મન નામોની બાબતમાં ખોટી જોડણી કરવાની ભ્રષ્ટતા માટે અમારા પર દોષ મૂકયો છે. તેમની ટીકા કંઈક અંશે વાજબી છે. કારણ, કેટલીક ભૂલો નજરચૂકથી થવા પામી છે. પણ કેટલેક ઠેકાણે નજરચૂકનો દોષ ન હોઈ જે થવા દીધું છે, તે કાંઇક તત્ત્વને અનુસરી જાણીબુઝીને થવા દીધું છે. પણ જે કારણથી જર્મન શબ્દોના ઉચ્ચારને અમે મહત્ત્વ ન આપેલું તે કારણ અમારે સ્પષ્ટ કરવું જોઇએ.

અમારે માટે આ પ્રશ્ન ઉકેલતાં માત્ર જર્મન શબ્દો તરફ લક્ષ આપીને કાર્યપદ્ધતિ નક્કી કરવી અશકય હતી. સર્વ દેશ અને ભાષાને લાગુ પડે એવી પદ્ધતિ ઠરાવવાની હતી. અને તેને માટે એકંદર પારકા શબ્દોના ઉચ્ચારની બાબતમાં કાંઈક સામાન્ય ધોરણ ઠરાવવું જોઇએ કે જે જર્મન શબ્દોને પણ લગાડાય.

પરદેશી શબ્દોનો ઉપયોગ કરતી વખતે અનેક બાબતો આવીને ખડી થાય છે. કેટલીક વખત આપણે જે દેશ વિષે લખીએ તે દેશના ભૌગોલિક શબ્દ લેતા વખતે તેનાં દેશી નામ ન લેતાં અંગ્રેજી રૂપાંતર લઇએ છીએ. જેમકે નેપલ્સના લોકો નેપલ્સને નાપોલી કહે છે; વીએનાને ઑસ્ટ્રીયન લોકો વીન કહે છે. આવે પ્રસંગે આપણે એવા શબ્દોના જે ઉચ્ચાર ગ્રહણ કરીએ છીએ તે તદ્દેશી ન હોઈ અંગ્રેજ લોકોએ રૂઢ કરેલા હોય છે તે લઇએ છીએ. આ બાબત ધ્યાનમાં રાખવા જેવી છે. વિએના અને નેપલ્સમાં કેવળ ઉચ્ચારાંતર નથી પણ જોડણી ફેર પણ છે. પણ પારીસ જેવા શબ્દના વ.ત જુદા છે. પારીસ શબ્દને માટે અંગ્રેજ અને ફ્રેંચ લોક જોડણીનું એકજ રૂપ વાપરે છે, પણ ફક્ત ઉચ્ચારમાં તફાવત રાખે છે. વિશેષ નામોને લિપિફેર કરવામાં અમે જે બાબત ધ્યાનમાં રાખેલી તે નીચે પ્રમાણે છેઃ—

પારકા ભૂગોળનાં અને વ્યક્તિનાં નામો લખતી વખતે બે પદ્ધતિને અનુસરવામાં આવે છે. એક પદ્ધતિ એ છે કે તે નામ સ્વભાષામાં જે રીતે લખાય તે રીતે લખવાની છે. બીજી તે નામ તેજ ભાષામાં જે રીતે લખાય તે રીતે લખવાની છે. એ બે રીતો બધા સંસ્કારી રાષ્ટ્રોમાં વાપરવામાં આવે છે. એમાંની બીજી રીતને અનુસરવું દુનિયાના બધા રાષ્ટ્રો મુજબ મહારાષ્ટ્રને અશકય છે. અમારાથી પણ તે બની શકે એમ નથી. અમારાં કાર્યાલયને ભાષાની મદદ અંગ્રેજી, ફ્રેંચ, જર્મન, ડચ, ઈટાલીયન અને સ્પેનીશ, આટલી યુરોપીય ભાષા પુરતી તથા હીંદી, ગુજરાતી અને કાનડી આટલી ભારતીય ભાષા પુરતી હતી. રશિઅન જેવી અગત્યની પાશ્ચાત્ય તથા અરબી, તુર્કી અને ચિની જેવી એશિયાની ભાષા જાણનારની મદદ અમને બિલકુલ નથી. તેથી અમારાથી દરેક દેશનાં સ્થાનો તથા વ્યક્તિઓનાં નામોના ઉચ્ચાર તે તે દેશની ભાષા પ્રમાણે કરવાનું બની શકયું નહીં. અને તેમાં બીજી પણ અનેક શાસ્ત્રીય અડચણો ઉભી થતી અમને જણાઈ આવી.

લખાણનો મુખ્ય ઉદ્દેશ વાચકોને તે સમજાવવાનો છે. અને તે દ્રષ્ટિથી અમારે અંગ્રેજી મુજબ શબ્દયોજના કરવી પડી. ભાષાશુદ્ધ જને સુશિક્ષિતો ખૂબ મહત્ત્વ આપે છે તેમ ઘણી બાબતોને શુદ્ધ કે અશુદ્ધ કહેવાનું શિષ્ટસંપ્રદાય સિવાય બીજું કારણ હોતું નથી. જે પાઠ મૂળ સ્વરૂપ સાથે અધિક મળતો આવે તે અધિક શુદ્ધ એવું ચૂસ્ત વૈયાકરણી આજે કબુલ ન કરશે. જે પારકો શબ્દ હોય તેનું સામાન્ય જનતાને મોઢે જે રૂપ ચઢી ગયું હોય તે વાપરવાની વૃત્તિ અયોગ્ય ન કહેવાય. ઘણાય અંગ્રેજી શબ્દોનાં મૂળ રૂપ ન લેતા અપભ્રંશ એટલે કે લોકાચારથી સંસ્કૃત થયેલું રૂપ લેવાનો રિવાજ આજે દેશી ભાષાઓમા બંધે પડેલો છે. દાખલા તરીકે ઇસ્પિતાલ, મોટર, હૉફીસ, વિગેરે શબ્દો લખનારને કોઈ અશુદ્ધ લખનાર કહેશે નહીં. ફારસીમાંથી મરાઠીમાં આવેલા અપભ્રંશોને તો આજની ભાષામાં એવું શિષ્ટસ્થાન મળેલું છે કે શાહીને બદલે સિયાહી (કાળી) અને સિપાઇને બદલે શિપા-

યહિ એવાં રૂપો વાપરે તો તેને ભાષાશુદ્ધતા કોઈ કહેશે નહીં.

હવે આપણે એ જોવાનું છે કે પરદેશી શબ્દોનાં કયાં રૂપો મરાઠીમાં પ્રચલિત થયેલાં છે અથવા થઇ શકે. આ વિષયમાં એવો નિયમ બંધાય કે બધા પારકા શબ્દોને આપણે અંગ્રેજી ઉચ્ચારનું રૂપ આપીએ છીએ. મહારાષ્ટ્રની જનતામાં એકંદર, ફ્રેંચ, જર્મન, સ્પેનિશ અને રશિયન ભાષા કરતાં અંગ્રેજી ભાષાનો પ્રચાર વધારે રહેવાનો અને તે માટે જો અંગ્રેજીને અનુસરી ઉચ્ચાર ઠરાવીએ તો તે વધારે યોગ્ય તથા લોકોને વધુ સુગમ થાય. જેમકે અંગ્રેજીમાં જેનો હેનરી ઉચ્ચાર થાય તે નામનો ફ્રાંસમાં આંરી થાય છે. અમે ફ્રેંચ ઇતિહાસ લખતી વખતે આંરી શબ્દનો ઉપયોગ કરીએ તો આંરી એટલે હેનરી એમ કેટલા સમજી શકશે? ફ્રેંચ ઇતિહાસ લખતી વખતે હેનરીનો આંરી ઉચ્ચાર લખતાં કદાચ ખુદ હુદલીકરજ અમારા પર અતિપાંડિત્યનો દોષ મૂકશે.

અંગ્રેજી ઉચ્ચારને પ્રાધાન્ય આપવાનો જે રિવાજ મહારાષ્ટ્રીય લોકોમાં પડયો છે, તેનાથી પર જવાની અમને જરૂર જણાતી નથી. અંગ્રેજી ઉચ્ચારને પ્રાધાન્ય આપવાની આ રીત કેવળ યૂરોપની ભાષા પુરતી વપરાય છે એમ નથી. હિંદુસ્થાનનાં શહેરોનાં નામો લખતી વખતે આપણે તેમજ કરીએ છીએ. બેંગળુર અને મંગળુર ને આપણે બંગલોર મંગલોર નથી લખતા શું? કોકોનાડાને બદલે કાકીનાડા લખી લેખ લખ્યો હોય તો તે લેખ કયી દૃષ્ટિથી જોવાશે? ઉત્તર સિલોનમાંના પ્રસિદ્ધ શહેર જાફનાને તામિલ લોક યાપ્પનમ કહે છે પણ તે કોનાથી સમજાશે? જાવાને બદલે યાવા અથવા યવ એવું ક્ય કે સંસ્કૃત નામ લખીએ તો કેટલાં માણસો સમજશે? આ રીતે જોતાં પરદેશી નામોના અંગ્રેજી ઉચ્ચારને અનુસરવુંજ આપણે માટે ઠીક છે.

ઉપલાં વિવેચનમાંના મુખ્ય તત્ત્વો નીચે પ્રમાણે:—પારકા શબ્દોપર પોતાની સંસ્કૃતિનો ઓપ ચઢાવવાની સ્વતંત્રતા દરેક ભાષાને હોય છે. અને જે દેશના લોકો જે રીતે પોતાનાં વિશેષ નામોનો ઉચ્ચાર કરે તેજ રીતે ઉચ્ચાર કરવાનું દુનિયાનાં કોઈપણ રાષ્ટ્રને શકય નથી. અને તેથી દરેક રાષ્ટ્ર પરકીય વિશેષનામોના ઉચ્ચાર પોતાનીજ રીતે કરશે.

અંગ્રેજી ભાષામાંની જોડણી જોઇ અંગ્રેજી નિયમ પ્રમાણે ઉચ્ચાર નક્કી કરવાની પદ્ધતિ મહારાષ્ટ્રમાં પ્રચલિત થઇ છે. અને તે બધાજ દેશોનાં વિશેષનામોને સરખી રીતે લાગુ પાડવામાં આવે છે.

મરાઠીમાં જે શબ્દ નવો આવે તેનો ઉચ્ચાર મહારાષ્ટ્રીય વ,ચકવર્ગ સ્વાભાવિક રીતે જે કરે તેજ જ્ઞાનકોશમાં વાપર્યો છે. પારકાં નામને પ્રથમ અંગ્રેજી સંસ્કાર થઇ પછી મરાઠી સંસ્કાર થાય અને તેથી પારકાં નામની વિશિષ્ટ ઉચ્ચાર પદ્ધતિ મહારાષ્ટ્રમાં ચાલુ થશે, એ વાત અમને સ્પષ્ટ દેખાયાથી જર્મન, ફ્રેંચ, વિગેરે ભાષામાંના વિશેષનામનું તે તે દેશનું રૂપ પ્રચલિત કર્યું નથી.

**અયુબખાન**—આ અફગાન રાજપુત્ર શેરઅલ્લીનો પુત્ર અને અમીર અબદુલ રહેમાનનો કાકાનો છોકરો સુમારે ઇ. સ. ૧૮૫૫ માં જન્મ્યો હતો. તેનો બાપ ગાદી ઉપર હતો તે સમયે તે વીશેષ પ્રખ્યાત ન હતો. પણ અંગ્રેજોએ શેરઅલ્લીને કાબુલમાંથી કાઢી મુકયા પછી તથા ઈ. સ. ૧૮૭૯ ના જાનેવારી માસમાં તેનો અંત આવ્યા પછી અયુબે હિરાત લીધું અને જુન ૧૮૮૧ સુધી તેજ ઠેકાણે દિવસ ગુજાર્યા. માત્ર આ વર્ષે તેણે રાજ્ય પ્રાપ્ત કરવા અને ખાસ કરીને અંગ્રેજો પાસેથી કંદહાર કબજે કરવા અફગાનિસ્તાન ઉપર સ્વારી કરી. દરમિયાન ૨૭ જુલાઈના રોજ મૈવંદમાં જનરલ બરોઝના નેતૃત્વ નીચે રહેતા અંગ્રેજી લશ્કર સાથે તેનો પ્રસંગ પડયો અને વિજયી થયો. પરંતુ તેનો વિજયાનંદ વધારે દિવસ ટકયો નહી. કંદહાર ઉપર છાપો મારવો કે નહી એવા વિચારમાં તે હતો તે વખતે સર ફ્રેડ્રિક રોબર્ટે તેના ઉપર હલ્લો કરી તેનો સંપુર્ણ પરાભવ કર્યો (૨૦ સપ્ટેમ્બર ૧૮૮૦) તેથી તે હિરાત પાછો ફર્યો. કેટલાક દિવસો ત્યાં શાન્ત રીતે ગાળ્યા, અને પાછો ૧૮૮૧ ના ઉનાળામાં અફગાનિસ્તાન જઈ મૈવંદની લઢાઈના વર્ષ દિવસે જ તેણે અબદુલ રહેમાનના સેનાપતિ ઉપર જીત મેળવી. આથી કંદહાર તેના હાથમાં આવ્યુ. પરંતુ અબદુલ રેહેમાને જાતેજ લઢાઈમાં આવીને આયુબખાનને હિરાતમાંથી હાંકી કાઢયો. અયુબે પછી કેટલાક દિવસ ઈરાનમાં આશ્રય લીધો. ૧૮૮૭ માં અફગાનિસ્તાનની અંદર અંતઃકલહ ચાલતો હોવાથી તેણે ફરીથી ગાદી મેળવવા પ્રયત્ન કર્યો. પરંતુ તેમાં તે નિષ્ફળ થયો અને હદ બહાર જવું પડયું. ઈરાનમાં કેટલાક દિવસ ગાળ્યા પછી મેશેદમાં તે બ્રિટિશ એજેન્ટના સ્વાધીન થયો; અને તેને રાજકીય કેદી તરીકે હિન્દુસ્તાનમાં રહેવા માટે મોકલી દેવામાં આવ્યો.

**અયોધ્યા પ્રાંતઃ**—સંયુકત પ્રાંતમાંનો એક બ્રિટિશ ભાગ ક્ષેત્રફળ ૨૩,૯૬૬ ચો માઇલ, ૨૫°૩૪' થી ૨૮°૪૨' ઉત્તર અક્ષાંશ અને ૭૯°૪૧' થી ૮૩°૮' પૂર્વ રેખાંશ. વસ્તી (૧૯૨૧ માં) ૧,૨૧,૬૬,૬૪૨ હતી.

મર્યાદાઃ—ઉત્તર નેપાળસંસ્થાન તથા આગ્રાપ્રાન્ત. પુર્વે ગોરખપુર તથા કાશી વિભાગ, પશ્ચીમે બરેલી તથા આગ્રા વિભાગ, તથા દક્ષિણે અલાહાબાદ વિભાગ. ગંગાનદી આ પ્રાન્તની નૈઋત્ય સરહદે વહે છે. ઉત્તર તરફના ત્રણ જીલ્લા (ખેરી, બાહરેચ અને ગોંડા) હિમાલયની તળેટીમાં આવેલા છે અને બાકી રહેલો સર્વ પ્રાન્ત ગંગાના સપાટ પ્રદેશમાં આવેલો છે. તેથી ત્યાંની હવા ભેજવાળી હોય છે. જીલ્લાના ઉત્તર ભાગમાં ઘણા જંગલો છે. નદીઓની રેતીમાંથી સુવર્ણ કણ જડે છે. અહીં મીઠું તૈયાર કરવામાં આવતું હતું પરંતુ હાલ સરકારે બંધ કર્યું છે. આ પ્રદેશમાં વાયવ્ય આગ્નેય ઉતાર છે. આ પ્રદેશમાં મુખ્ય નદીઓ ગંગા, ગોગ્રા (શરયૂ) રાપ્તી, ગોમતી, સઇ તથા શારદા છે. આ શિવાય દાહરનામનું એક તલાવ પણ આ ભાગમાં છે.

ઇતિહાસ—પ્રાચીનઃ—અયોધ્યા શહેર કોસલ દેશની રાજ્યધાનીનું શહેર હતું. રામચન્દ્રના પિતા સુર્યવંશીય દશરથ અહીંના રાજા હતા. અયોધ્યા પ્રાન્તના ઘણા ભાગોમાં યાત્રાળુઓ ભાવિક દૃષ્ટિએ દર્શન કરવા જાય છે. રામના અવસાન પછી તેના બે પુત્ર લવ અને કુશ વચ્ચે રાજ્યના ઉત્તર કોસલ અને દક્ષિણકોસલ એવા બે વિભાગ થયા રામાયણના કથાનકનો કાલનિર્ણય હજુ બરોબર થયો નથી.

બુદ્ધકાલઃ—બૌદ્ધવાડ઼મયમાં ગૌતમબુદ્ધ ઘણાં વર્ષો સુધી શ્રાવસ્તીમાં રહ્યો હતો એવું લખેલું મળી આવે છે. પરંતુ આટલું તો નક્કી છે કે આજે રાજ્યની રાજધાનીનું શહેર છે તેમાં ગોગ્રાનદીના કિપરના અયોધ્યા પ્રદેશનો સમાવેશ થતો હતો.

આ પ્રાન્તમાં અદ્યાપિ પણ બૌદ્ધકાલીન ખંડેરો જડે છે. ગોંડામાં સાહેત માહેતમાં જડેલા ૧૨ મા તથા ૧૩ મા શતકના લેખ ઉપરથી આ સિદ્ધ થાય છે

ગુપ્તકાલઃ—પછી મગધ દેશના ગુપ્તરાજાઓનો ઉદય થતા સુધીનો આ દેશનો ઇતિહાસ અજ્ઞાત છે. ગુપ્તરાજાઓએ સાકેત અથવા અયોધ્યા શહેર લીધું એવું પુરાણોમાં લખેલું મળી આવે છે. ઘણું કરીને સમુદ્રગુપ્તના બાપની કારકીર્દીથીજ તે તથા શ્રાવસ્તી બન્ને શહેરો ગુપ્તરાજ્યમાં ભળ્યાં હોવાં જોઇએ. પાંચમા શતકમાં પાટલિપુત્ર કરતાં અયોધ્યા જ ગુપ્ત

રાજ્યમાં અધિક મહત્વનું શહેર હતું એવી માન્યતા સકારણ છે. અયોધ્યા પાટલિપુત્ર કરતાં વધારે મધ્યવર્તી હતું તથા તે સમુદ્રગુપ્તની તથા તેના છોકરાની કારકીર્દીમા કેટલાક સમય સુધી રાજધાનીનું સ્થળ હોવું જોઇએ. સમુદ્રગુપ્તના પુત્રની અયોધ્યામાં એક ટંકશાળ હોવી જોઇએ એમ લાગે છે. દક્ષિણના ચાલુક્યોના ઉત્તરકાલીન શિલાલેખોમાં તેઓ અયોધ્યાના રાજાના વંશજ છે એવું તેમણે લખેલું જણાઈ આવે છે.

મુસલમાની સ્વારીઓઃ—આ કાલ પછીના કેટલાક શતકોનો અયોધ્યાનો ઇતિહાસ ઉપલબ્ધ નથી. તથાપિ ઈ. સ. ૧૦૫૦ સુધી આ પ્રાન્ત પાટણ અને કનોજના રાજાઓના તાબામાં હતો એવું માનવામાં હરકત નથી. આ સમયમાં ભારનામના લોકોએ (તેમના વંશજો હજુ ફૈજાબાદ તથા સુલતાનપૂર જિલ્લામાં છે.) બંડ કરી કનોજની રાજ્યસત્તા ઉખેડી નાખી. તેઓ પૈકી નાબાલ તથા દાલ નામના બે પુરૂષોની સંયુક્ત કારકીર્દીમાં તેમની રાજ્યસત્તાનો સારો અભ્યુદય થયો અને માળવા સુધી તેનો પ્રસાર થયો. તેમના તાબામાં કડા તથા કલિંજર નામના બે કિલ્લા હતા.

અયોધ્યા પ્રાન્ત ઉપર મુસલમાનોની પ્રથમ સ્વારી ગઝનીના પ્રસિદ્ધ સુલતાન મહમદના ભાણેજ સય્યદસાલર મસાઉદ ગાઝીએ કરી. સુલતાન મહમદે જાતે કનોજ સુધી સ્વારીઓ કરી હતી. પરંતુ અયોધ્યા પ્રાન્ત તેના તાબામાં આવ્યો ન હતો. તેથી પછીથી તેણે તેના બનેવીના છોકરા સય્યદ સાલરને અયોધ્યા પ્રાન્ત સર કરવા મોકલ્યો. તેથી અયોધ્યા પ્રાન્તના સંસ્થાનિક તથા સય્યદ સાલર વચ્ચે અનેક લડાઇઓ થઈ. છેવટે સાહેત માહેતના છેલ્લા સોમવંશી રાજા સોહલદેવે તેનીસાથે યુદ્ધ કરી તેને તા. ૨૦ રજ. ૪૨૪ હિજરી, એટલે તા. ૧૪ ઈ. સ. ૧૦૩૩ ના રોજ ઠાર કર્યો. તથા તેના આખા સૈન્યનો કચ્ચરઘાણ વાળી નાખ્યો. આ યુદ્ધમાં અયોધ્યાનો હિન્દુ રાજા યશસ્વી થવાથી કેટલાક સમય સુધી આ પ્રાન્ત સ્વતંત્ર રહ્યો. પરંતુ આગળ શહાબુદ્દીન ઘોરીએ ઇ. સ. ૧૧૯૩ માં અયોધ્યા પ્રાન્ત સર કરીતેને મુસલમાની સત્તા નીચે આણ્યો.

અફગાન અમલઃ—ઇ. સ. ૧૨૨૬માં મલેક નાસિરૂદ્દીન અયોધ્યાનો અધિપતિ હતો અને તેણે ભારલોકોની સત્તા તોડી પાડી તેમને તાબામાં રાખ્યા હતા.

ઈ. સ. ૧૨૪૩ માં દિલ્હીપતિ અલાઉદ્દીને તેના કાકા નાસરૂદ્દીનને અયોધ્યા પ્રાન્તના બાહરેચનો સુબેદાર નીમ્યો. તેની કારકીર્દીમાં બાહરેચ પ્રાન્તનો સારો ઉદય થયો. આજ નાસરૂદ્દીન આગળ ઉપર દિલ્લીનો બાદશાહ થયો. અને તેણે ભારલોકોના અધિપતિ દાલ તથા બાલનો ઈ. સ. ૧૨૪૬ માં પરાભવ કરી ભાર સત્તાનો સમૂલ નાશ કર્યો. તથાપિ ઈ. સ. ૧૩૫૦ સુધી અયોધ્યામાં મુસલમાનોનું વિશેષ જોર ન હતું. પરંતુ ત્યારપછી ઉત્તર તરફથી ઉતરી આવતાં અસંખ્ય મુસલમાની ટોળાંને લીધે, મુસલમાનોની વસ્તી વધી અને ખાસ કરીને હરદુઈ લખનૌ, બારા બંકી તથા ફૈજાબાદમાં તેમની સંખ્યા વિશેષ વધી.

અયોધ્યા, બાહરેચ, સાંડિલ તથા માણિકપુરમાં દિલ્હીપતિના રાજ્યપ્રતિનિધી હતા. ૧૩૯૪ માં રાજબાજાજહાન કનોજ, અયોધ્યા, કડા જોનપૂરનો અધિકારી નિમાયો હતો. પણ તે થોડાજ સમયમાં સ્વતંત્ર થયો.

સુમારે ૮૦ વર્ષ સુધી અથવા તેથી પણ વધારે સમય સુધી આ પ્રાન્ત જોનપુરના રાજ્યમાં પડતી અનુભવતો હતો. જોનપુરનુ રાજ્ય ૧૪૭૮ માં નાશ પામ્યું. નૈઋત્ય તરફના ભાગમાં (બિયાસ) રજપુતોનો આગેવાનઃતિલોકચંદ ઘણો પ્રસિદ્ધમાં આવ્યો. તેની માલકીનો પ્રદેશ બેસવાડા કહેવાતો.

મોગલાઇ સત્તાઃ—૧૫૨૬ માં પાણિપતના યુદ્ધ પછી બાબરને દિલ્હી તથા આગ્રાનો કબજો મળ્યો. પણ મધ્યદુઆબ, અયોધ્યાએ સંયુક્ત પ્રાન્તની પૂર્વ સરહદના જિલ્લા ઉપર લોદી વંશના રાજાઓની સત્તા હતી. ૧૫૨૭ માં બાબરે તેમનો દક્ષિણ અયોધ્યામાં કનોજનજીક પરાભવ કર્યો અને ત્યાંથી અયોધ્યા જઈ ૧૫૨૮ માં ત્યાં મસ્જીદ બાંધી. ૧૫૩૧ માં અફગાનોનો હુમાયુએ લખનૌનજીક પરાભવ કર્યો; પણ અફગાનલોકોના નૂતન સેનાપતિ શેરખાને ૧૫૪૦ માં હુમાયુનનો પરાભવ કરી તેને હિન્દુસ્તાન બહાર હાંકી કાઢયો. પછી ૫ વર્ષ સુધી આ પ્રાન્તમાં શાન્તતા હતી. પણ ૧૫૪૫ માં શેરશાહના મરણ થયા પછી અફગાન સત્તા નબળી પડવા લાગી અને ૧૫૫૫ માં હુમાયુએ ફરીથી પોતાની સત્તા સ્થાપી. ત્યાર પછી ૧૫૬૫ માં વળી અયોધ્યાના જાગીરદાર ઇસ્કંદરખાન તથા જોનપૂરના ખાનજમાને બંડ કરી લખનૌ લીધું પણ તેમનો ટુંક સમયમાંજ પરાભવ કરવામાં આવ્યો.

અકબરની કારકીર્દીમાં સામ્રાજ્યના પ્રાન્તપ્રમાણે ભાગ પાડવામાં આવ્યા. તેથી અયોધ્યા પ્રાન્તનો એક જુદો સુબો વિભાગમાં આવ્યો. (ઇ. સ. ૧૫૯૦) આ સુબાના તાબામાં ૫ રાજ્ય તથા ૩૮ પરગણાંનો સમાવેશ થતો હતો. આ સુબામાટે ૭૬૪૦ ઘોડેસ્વાર ૧,૬૮૨૫૦ પાયદળ તથા ૫૦ હાથી

રાખવામાં આવ્યા હતા. તે સમયે અયોધ્યા હિન્દુસ્તાનનું એક મુખ્ય યાત્રાસ્થાન હતું અને લખનૌ શહેરનો પણ ઉદય થવા માંડયો હતો. રાજા ટોડરમલ આ અયોધ્યા પ્રાંતનો રહેવાસી હતો. આગળ મોગલ કારકીર્દીમાં ૧૫૦ વર્ષો સુધી કંઈ મહત્ત્વનો બનાવ બન્યો નથી. આ રાજાઓના અમલમાં આ પ્રાન્તની વસુલાતનો આંકડો ૫૦ લાખથી તે ૮૩ લાખ સુધી વધ્યો હતો આ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે આ પ્રાન્ત ઘણો સમૃદ્ધ હતો. આ પ્રાંતનું ક્ષેત્રફળ આશરે બમણું વધ્યું હતું. શહાજહાન તથા ઔરંગઝેબના સમયમાં જે ગાદીવિશે તકરારો થઈ હતી તેમાં અયોધ્યા પ્રાન્તનો ઘણો ખરો ભાગ અલિપ્ત રહ્યો હતો.

સાદતખાન ( ૧૭૨૪—૧૭૩૦ )—ઔરંગઝેબ બાદશાહના મરણ પછી દિલ્હીની શહેનશાહત નબળી પડી ત્યારે, અયોધ્યા પ્રાંત સ્વતંત્ર થયો. ૧૭૨૪માં મહમદ અમીન ઉર્ફે સાદતખાનને અયોધ્યાનો સુબો નીમવામાં આવ્યો. ફૈઝાબાદ શહેર તેણેજ વસાવ્યું. પણ તેનો ઘણો ખરો સમય મરાઠા તથા નાદિરશાહ સાથેના ઝગડાઓમાં ગયો. અયોધ્યાનો તથા અલ્હાબાદનો કારભાર તેના પ્રતિનિધીના હાથમાં હતો.

સફદરજંગ ( ૧૭૩૦—૧૭૫૪ ):—તેના પછી ૧૭૩૦માં તેનો ભત્રીજો તથા જમાઈ સફદરજંગ અયોધ્યા પ્રાંતનો કારભારી હતો. તેની કારકીર્દીમાં પ્રાંત સમૃદ્ધ થયો અને તેણે ઘણાં લોકહિતનાં કાર્યો કર્યાં. તેણે ફૈઝાબાદને રાજધાનીનું શહેર બનાવ્યું. તેની કારકીર્દીમાં મહત્ત્વના બનાવો ગણીએ તો રોહિલાનો ઉદય તથા તેમની સાથેનાં યુદ્ધ, તથા એહમદશાહ અબદાલી અથવા દુરાણીની ઉત્તરતરફની સ્વારીઓ તથા ફરૂકાબાદના પઠાણ નવાબનો ઉદય થયા તેની સાથે થયેલાં યુદ્ધ, સદર રોહિલા તથા પઠાણોની સાથેના યુદ્ધમાં એક વખતનો સફદરજંગના તાબામાંથી અયોધ્યા પ્રાંત ગયો અને મરાઠાઓની મદદ માગી તે તે પાછો મેળવવો પડ્યો હતો. મરાઠાઓનું રોહિલખંડમાં પ્રવેશ કરવાનું આજ કારણ હતું. સફદરજંગે ૧૭૪૮ થી આશરે ૬ વર્ષ સુધી દિલ્હીના બાદશાહની વજીરી કરી હતી.

સુજાઉદ્દૌલા:—( ૧૭૫૪-૧૭૭૫ ) ઇ. સ. ૧૭૫૪ માં સફદરજંગ મરી ગયો અને તેનો પુત્ર સુજાઉદ્દૌલા ગાદી ઉપર આવ્યો. તેણે પોતાની રાજધાની લખનૌમાં આણી. તેણે નવીન વજીર ગાજીઉદ્દીન કે જેણે મરાઠાઓને મદદે બોલાવ્યા હતા તેને રોહીલાની મદદથી કાઢી મુકયો. વજીર ગાજીઉદ્દીન છળ ઉપરથી જ્યારે રાજપુત્ર અલ્લી ગોહર ( કે જે પાછળથી શાહઆલમ બીજો થયો ) ઈ. સ. ૧૭૫૮ માં દિલ્હીથી સુજાઉદ્દૌલા તરફ નાસી આવ્યો ત્યારે સુજાઉદ્દૌલાએ તેને દિલ્હી ઉપર સ્વારી કરવાની સલાહ આપી. ૧૭૬૧ ની પાણિપતની લઢાઈમાં સુજાઉદ્દૌલા મુસલમાનો તરફથી લઢયો. શાહઆલમ બંગાળા લેવાનો પ્રયત્ન છોડી ટુંક સમયમાંજ સુજાઉદ્દૌલા તરફ પાછો વળ્યો. આજ સમયે સુજાઉદ્દૌલાને દિલ્હીપતિની વંશપરંપરાની વજીરીનો હક મળ્યો. ૧૭૬૩ની પટણાની કતલ પછી મીરકાસીમ તથા તેનો સેનાપતિ સુમરૂ જ્યારે અયોધ્યામાં નાસી આવ્યા ત્યારે ત્યાં તેમને સુજાઉદ્દૌલાની તથા પાદશાહની મદદ મળી. પરંતુ આ સર્વેનો અંગ્રેજોએ ૧૭૬૪ માં બકસર આગળ પરાભવ કર્યો પણ શાહઆલમે આ લઢાઈમાં કંઈ પણ ભાગ લીધો નહોવાથી તે આ હાર પછી અંગ્રેજોને જઈ મળ્યો. બીજી બાજુ સુજાઉદ્દૌલા બરેલી નાસી ગયો, અને તેણે ફરીથી મરાઠા અને પઠાણોની મદદથી ૧૭૬૫ માં જાજમઉ આગળ અંગ્રેજો સાથે લઢાઈ કરી, પણ ત્યાં આગળ પણ તે હાર્યો. આથી સુજાઉદ્દૌલા તથા અંગ્રેજો વચ્ચે કરારનામું થયું અને સુજાઉદ્દૌલાએ અંગ્રેજોને લઢાઈના ખર્ચ બદલ ૫૦ લાખ રૂપીયા આપવા કબુલ કર્યા.

આજ સમયે સુજાઉદ્દૌલાએ પોતાની રાજધાની ફૈઝાબાદમાં આણી ત્યાં કિલ્લો બાંધ્યો. ૧૭૭૧ માં મરાઠાઓએ ઉત્તર હિન્દુસ્તાનમાં પુષ્કળ વિજય મેળવી પાણિપતના પરાભવથી નષ્ટ થયેલી સત્તા પુનઃ સ્થાપિત કરી. દિલ્હીનો પાદશાહ તેને મળ્યો. આથી અયોધ્યાને તથા અંગ્રેજોને ભારે નુકસાન થાય એ ઉઘાડું હતું તેથી અંગ્રેજોએ આ તકનો લાભ લઈ સુજાઉદ્દૌલા સાથે કરાર કર્યો. આ કરારનામા પ્રમાણે સુજાઉદ્દૌલાએ અંગ્રેજોને સરહદ રક્ષણમાટે ૨૫ લાખ રૂપીયા આપવા કબુલ્યા, તરતજ ૫૦ લાખ રૂપીયા આપ્યા અને તેના દરબારમાં અંગ્રેજી રેસીડેન્ટ રાખ્યો.

૧૭૭૨ માં સુજાઉદ્દૌલાએ રોહીલાને મરાઠા વિરૂદ્ધ મદદ કરી હતી. તેના બદલામાં આપવાની રોહિલાઓએ કબુલ કરેલી રકમ હવે તેમણે નાકારવાથી સુજાઉદ્દૌલાએ તેમને શિક્ષા કરવાનો વિચાર નક્કી કર્યો અને અંગ્રેજોની મદદથી ૧૭૭૪ માં રામપુર સંસ્થાન સિવાય સર્વ રોહિલખંડ તે પચાવી પડયો. ઇ. સ. ૧૭૭૫ માં સુજાઉદ્દૌલા મરણ પામ્યો. ( જુઓ સુજાઉદ્દૌલા. )

અસફઉદ્દૌલા:—(૧૭૭૫ – ૧૭૯૭ ) સુજાઉદ્દૌલા પછી તેનો જ્યેષ્ઠ પુત્ર મિર્ઝા અમાની અસફ

ઉદ્દૌલા નામ ધારણ કરી ગાદી ઉપર આવ્યો. અસફ્ઉદ્દૌલા અધિકારારૂઢ થયા પછી અયોધ્યાના રેસીડન્ટે પુર્વની મૈત્રીનુ કરારનામું રદ કરી જે નવીન કરાર નવાબ પાસેથી માન્ય કરાવી લીધો તેની મુખ્ય સરતો ગણીએ તો (૧) કારા તથા અલાહાબાદ આ બે જિલ્લા કંપનીએ નવાબના અમલનીચે સોંપવા (૨) બનારસ, જોનપુર, ગાઝીપુર અને ચેતસિંગ રાજાના તાબાનો સર્વ મુલક મળીને ૨૩ લાખનો પ્રાન્ત નવાબે કંપનીને આપવો, (૩) નવાબે પાછલી બાકી ચુકાવી અંગ્રેજી લશકરના ખર્ચ માટે દર માસે ૨,૬૦,૦૦૦ રૂપીયા આપવા, તથા અંગ્રેજોએ નવાબના પ્રાન્તનું સંરક્ષણ કરવું અસફ્ઉદ્દૌલા ગાદી ઉપર આવ્યા પછી બ્રિટિશ રેસીડન્ટે સંસ્થાનની સર્વ મિલકત તેને સોંપવાને બદલે તેની માને આપી તેણીને માટે એક સ્વતંત્ર જાગીર બનાવી આપી. આથી માતા પુત્ર વચ્ચે વિરોધ થયો. અસફ્ઉદ્દૌલાએ તેની મા પાસેથી ૯૨ લાખ રૂપીયા લીધા પણ પછી અંગ્રેજી રેસીડન્ટ વચ્ચે પડવાથી અસફ્ઉદ્દૌલાએ અતઃપર તેની માને નહી સતાવાનો કરાર કરી આપ્યો. (૧૫ ઑક્ટોબર ૧૭૭૯) આ તકરારને લીધે અસફ્ઉદ્દૌલાએ ફૈઝાબાદ છોડી લખનૌ રહેઠાણ કર્યું અને તેની રાજધાની પણ ત્યાં આણી. આ પછીના ૬ વર્ષ અસફ્ઉદ્દૌલાએ પોતાનો રાજ્યકારભાર સરળ રીતિએ ચલાવવા પ્રયત્ન કર્યો. પરંતુ નવાબના લશ્કરમાં ફેરફાર કરી અંગ્રેજી રેસીડન્ટે અયોધ્યામાં અતિ અશાન્તિ ફેલાવી. સ્વેચ્છાચારી યુરોપીય લોકનું અયોધ્યામાં જોર વધવાથી તેઓ જમીનદારો પાસેથી મરજી મુજબ પૈસા ઉડાવવા લાગ્યા. તેમણે વેપાર શરૂ કર્યો અને જકાતની વસુલાત પણ તેમ જ કરવા માંડી. (આયર્વિન અને હેનરી લૉરેન્સ) આથી એતદ્દેશીય સૈન્ય નારાજ થઈ બંડ કર્યું. આ સર્વ ભાંજગડમાં સૈન્યનું ખર્ચ વધી કંપનીની બાકી વધવા માંડી. આ સમયે કંપનીની નાણાં સંબંધી સ્થિતિ અત્યંત કફોડી હોવાને લીધે વોરન હેસ્ટિંગ્સે નવાબને ગમે તે રીતે પણ ૫૫ લાખ રૂપીઆ રોકડા અને ૨૦ લાખ રૂપીઆની રકમ થોડા દિવસમાં આપવા માગણી કરી. હેસ્ટિંગ્સે કાશીના ચેતસિંગ રાજા સાથે અત્યંત જુલ્મી વર્તણુક ચલાવવાથી કાશીમાં ૧૭૮૧ના ઑગષ્ટમાં બંડ થયું. આ બંડમાં અયોધ્યાની બેગમોનો હાથ હતો એવો ખોટો પુરાવો હેસ્ટિંગ્સે તેના મિત્ર ઇમ્પેની મદદથી ઉત્પન્ન કરી તેમની જાગિર તથા સંપત્તિ ખુદ અસફ્ઉદ્દૌલાની મરજી વિરુદ્ધ પણ જપ્ત કરવાનું કામ શરૂ કર્યું. લખનૌના રેસીડન્ટ મિડલ્ટનને તથા હેસ્ટિંગ્સની કૃપાથી પ્રધાનપદ ધારણ કરતા સરદાર હૈદરબેગખાંને તે પડદાનશીન સ્ત્રીઓ પર તથા તેમના વૃદ્ધ દ્વારપાલ પર જુલમ કરી તેમની પાસેથી ૭૫ લાખ રૂપીઆ કઢાવ્યા (જુઓ મિ. મિલનો ઇતિહાસ). આ બનાવ ૧૭૮૨ માં બન્યો. આવી રીતે હેસ્ટિંગ્સની કારકીર્દીમાં અયોધ્યાના રાજ્ય કારભારમાં ગેરવ્યવસ્થા થઈ સર્વત્ર હાહાકાર વર્તી રહ્યો. કેપ્ટન એડવર્ડ્સ કહે છે કે ૧૭૭૪ માં સુજાઉદ્દૌલાની કારકીર્દીમાં અયોધ્યા પ્રાન્ત અતિશય સમૃદ્ધ હતો. તે ૧૭૮૩માં વેરાન ખેરાન થઈ ગયો. પોતાનો નિભાવ થતો નથી એમ સમજી અસફ્ઉદ્દૌલાએ તેની તકરારો ગવર્નર જનરલ તરફ સતત મોકલવાનું ચાલુ રાખ્યું, ત્યારે ૧૭૮૪ માં સૈન્યની એક ટુકડી કમી કરી જપ્ત કરેલી જાગિરનો કેટલોક ભાગ છોડો કર્યો. પછી ૧૭૮૭ માં કૉર્નવાલિસે, યુરોપીય લોકોનો જુદો જુદો ખર્ચ મળીને નવાબને દરસાલ જે ૮૪ લાખ રૂપીઆ આપવા પડતા હતા તે ખર્ચ કમી કરી લશ્કરી ખર્ચના ૫૦ લાખ રૂપીઆ મુકરર કર્યા તથા રેસીડન્ટે સંસ્થાનના અંતર્ગત કારભારમાં બિલકુલ હાથ ઘાલવો નહિ એમ ઠરાવ્યું ત્યાર પછી બીજે વર્ષે લખનૌમાં ગવર્નર જનરલના એજંટ તરીકે દરસાલ ૧૦ લાખ રૂપીઆની નિમણુકનો એક અધિકારી હતો તેની જગા કમી કરી અને કંપનીના નામ હેઠળ કેટલાક યુરોપીય વેપારીઓએ અયોધ્યામાં જે હક પ્રાપ્ત કર્યા હતા તે સર્વ ખેંચી લીધા. નવાબ અસફ્ઉદ્દૌલા સાથે કૉર્નવાલિસે જે કરારનામું કર્યું તે પ્રમાણે રાજ્યવ્યવસ્થા ઘણા દિવસો સુધી સરળ રીતે ચાલી, અને નવાબે ટિકાયતરાય તથા ઝાલાલ નામના બે હિન્દુ મુત્સદ્દીઓની મદદથી ઘણાં લોકોપયોગી કામો કરી પ્રજાનો અસંતોષ નષ્ટ કરવા પ્રયત્ન કર્યો. પરંતુ પછી જ્યારે ૧૭૯૫ માં કૉર્નવાલિસની જગ્યાએ સર જોન શોર ગવર્નર જનરલ તરીકે આવ્યો ત્યારે તેણે અયોધ્યા ઉપર અંગ્રેજી સૈન્યપ્રીત્યર્થે ફરીથી ૫॥ લાખનો અધિક લશ્કરી ખર્ચ લાદ્યો તથા તફઝલ હુસેન નામના એક મુસલમાનને નવાબની ઈચ્છાવિરૂદ્ધ તેનો દિવાન બનાવ્યો. આથી નવાબના મનને આઘાત થવાથી તે માંદો પડયો તથા ઔષધોપચાર કરવા ના પાડવાથી તે આખરે ૨૧ સપ્ટેમ્બર ૧૭૯૭ ના રોજ મરણ પામ્યો. અસફ્ઉદ્દૌલા મોજિલો, વિષયાસક્ત પણ દાનવીર તરીકે પ્રખ્યાત છે. તેણે લખનૌ શહેરનો વૈભવ ઘણો વધાર્યો.

સાદતઅલ્લી [ ૧૭૯૮-૧૮૧૪ ]:—અસફ્ઉદ્દૌલાનાં મરણ પછી તેના ઔરસપુત્ર વજીરઅલ્લીને ગાદી પર બેસાડવામાં આવ્યો. પરંતુ અસફ્ઉદ્દૌલાની કારકીર્દીમાં ગવર્નર જનરલે નિમેલ દિવાન

અફઝુલ હુસેન જે પૂર્વે સુજાઉદ્દૌલાના બીજા પુત્ર સાદતઅલ્લીનો શિક્ષક હતો તે તેણે વજીરઅલ્લી ઉપર વિવિધ પ્રકારના અસત્ય આરોપ મૂકી ગવર્નર-જનરલ મારફત પોતાના જુના શિષ્ય અને અસફઉદ્દૌલાના ઓરમાઈ ભાઈ સાદતઅલ્લી ખાનને ગાદી પર બેસાડયો [ ઈ. સ. ૧૭૯૮ ] તેણે અંગ્રેજો સાથે નવીન કરાર કરી તેમને અલાહાબાદ તથા ફતેગઢ નામના બે મજબુત કિલ્લા આપ્યા; તથા ૭૫ લાખ રૂપીયા દરસાલ આપવાના કબૂલ કરી વધરામાં ઉપર્યુક્ત કિલ્લાઓની દુરસ્તી માટે ૧૧ લાખ તથા પોતાના રાજ્યારોહણ પ્રીત્યર્થે ૧૨ લાખ રૂપીયા આપ્યા. અંગ્રેજોએ અયોધ્યા પ્રાન્તના રક્ષણની જવાબદારી પોતાને શિર લીધી. ચાર વર્ષ પછી જમાનશાહ દુરાણીની સ્વારીની બીકથી રોહિલાખંડમાં તથા અયોધ્યા પ્રાન્તમાં ભારે ખળભળાટ થઈ રહ્યો. તથા આ તકને લાભ લઈ શિંધીઆ કદાચ આ પ્રાન્તઉપર સ્વારી કરશે એવી બીક લાગતી હતી. તેથી અંગ્રેજોએ ૧૮૦૧ માં નવાબ પાસેથી એક નવીન કરાર કરાવી લઈ તેની પાસેથી સૈન્યના ખર્ચ માટે ગોરખપૂર અલાહાબાદ, અજીમગઢ, ફતેગઢ, કાનપૂર, ઈટાવા, મૈનાપુરી, ફરૂકાબાદ, વાસ્તી વગેરે મળીને એક કરોડ ૩૫ લાખ રૂપીઆની વસુલાતનો પ્રાંત સર્વ હક્ક સાથે કઢાવી લીધો. તથા બાકીનો પ્રાંત સાદતઅલ્લી પાસે વંશ પરંપરાના હકથી રહેશે એમ ઠરાવ્યું તેથી તેની પાસે માત્ર બ્રિટિશરાજ્યવેષ્ટિત અયોધ્યાનો પ્રદેશ રહ્યો. સાદતઅલ્લી ૧૮૧૪માં મરણ પામ્યો. તેની કારકીર્દી સંબંધી કર્નલ મેકઍન્ડ્રયૂએ એવું લખ્યું છે કે તેની રાજ્યવ્યવસ્થાથી લોક ઘણા સુખી અને સંતોષી હતા. રાજ્યની પડતર જમીનો ઠેકાણે બેઠી. અને ગાઢવસ્તીવાળા પ્રાન્તમાંથી વસ્તી ત્યાં ગઈ, તેણે જમીન મહેસૂલ દ્રવ્યરૂપે ઉઘરાવવાની પદ્ધતિ અમલમાં આણી. એકંદર રીતે જોતાં સાદતઅલ્લી તેના મરણ પછી રૈયતનનો મિત્રતરીકે પંકાયો. તેણે રાજ્યનો ખજાનો સંપૂર્ણ ભરેલો મૂકયો હતો. તેના મરણ સમયે તેના ખજાનામાં ૧૪ કરોડ રૂપીઆની શિલ્લક હતી.

ગાજીઉદ્દીનહૈદર [૧૮૧૪–૧૮૨૭]:—૧૮૧૪માં સાદતઅલ્લીખાનનો પુત્ર ગાજીઉદ્દીન હૈદર ગાદીઉપર આવ્યો. ગાદી પર આવતાં વારજ તેણે પોતાના નામના શિક્કા પાડયા. ઈ. સ. ૧૮૧૪ ની નેપાળની લઢાઈના પ્રસંગે તેણે અંગ્રેજોનેં નેપાળની તળેટીનો મુલક તથા ખૈરાગડ કિલ્લો ગિરો રાખી તેમને બે કરોડ રૂપીઆ છ ટકા વ્યાજે આપ્યા. ૧૮૧૯ માં દિલ્હીનો પાદશાહ અંગ્રેજો તરફ બેવફાદાર છે એમ લાગ્યાથી તેની પાદશાહત કમી કરી લખનૌના વજીરને લાર્ડ હેસ્ટિંગ્સે પાદશાહની પદવી આપી. પણ દિલ્હીની ગાદીનું આ અપમાન મુસલમાનોને અસહ્ય લાગવાથી આ પદવીનો ફેરફાર કોઈએ માન્ય કર્યો નહિ. પછી ૧૮૨૫ માં બ્રહ્મદેશની લઢાઈના પ્રસંગે તેણે ફરીથી દોઢ કરોડ રૂપીઆ વધારે અંગ્રેજોને કરજે ધીર્યા. ગાજીઉદ્દીને અંગ્રેજોને પૈસાની તથા લશ્કરી મદદ વારંવાર આપી તેથી અંગ્રેજો તેનાઉપર ખુશ હતા. તે ૧૮૨૭ માં મરણ પામ્યો.

નાસિરૂદ્દીન હૈદર (૧૮૨૭–૧૮૩૭):—ગાજીઉદ્દીન પછી તેનો બદફેલ પુત્ર નાસિરૂદ્દીન અધિકારારૂઢ થયો. તેણે અંગ્રેજી રીતરિવાજનું અનુકરણ કરવામાં ઘણા પૈસા ઉડાવ્યા. તેના દુર્વર્તનથી કંપની સરકાર તેને પદભ્રષ્ટ કરી રાજ્યવ્યવસ્થા પોતાને કબજે કરવાની તૈયારીમાં હતી તેવામાં ૭ જુલાઈ ૧૮૩૭ ના રોજ વિષનો ભોગ થઈ તે અણધાર્યો મરણ પામ્યો. તેના મરણ સમયે ૧૪ કરોડ પૈકી ફક્ત ૭૦ લાખ રૂપીઆંજ શિલક રહ્યા હતા.

મહમદ અલ્લીશા (૧૮૩૭–૧૮૪૨):—નાસિરૂદ્દીન પછી તેના એક ઓરસ પણ અપ્રિય પુત્ર મુન્નાજાનને નાસિરૂદ્દીની માએ ગાદીપર બેસાડવાનો પ્રયત્ન કર્યો પણ નાસિરૂદ્દીનની તેની દુલારી નામની વારાંગનાના ખાનજહાં નામના પુત્રને ગાદી અપાવવાની ઈચ્છાથી, અને મુન્નાજાન મારો ઓરસ પુત્ર નથી એવું રેસિડન્ટને જણાવી મુકેલું હોવાથી, રેસિડેન્ટે વચ્ચે પડી નાસિરૂદ્દીનના કાકા નાસિરૂદ્દૌલાને મહમદઅલ્લીશાના નામથી ગાદીપર બેસાડયો. આને ગાદીપર બેસાડતી વખતે અંગ્રેજોએ ૧૮૦૧ ની સાલના કરારવિરૂદ્ધ અયોધ્યા ઉપર ૧૬ લાખ રૂપીઆનો નવીન લશ્કરી ખર્ચ લાદવાનો પોતાનો હેતુ સાધી લીધો. મહમદઅલ્લીશા ૧૮૪૨માં મરણ પામ્યો.

અમજદ અલીશહા (૧૮૪૨—૧૮૪૭) મહમદઅલ્લીશહા પછી તેના પુત્ર અમજદઅલ્લીએ ગાદીઉપર આવી ૧૮૪૭ સુધી રાજ્ય કર્યું. તે વિષયી નિવડવાથી તેની કારકીર્દીમાં અયોધ્યાની સ્થિતિ ઘણી બગડી હતી. તેની કારકીર્દીમાં સાર્વજનિક મહત્ત્વના બનાવો ગણીએ તો ગોમતી નદી ઉપરનો લોખંડી પુલ તથા કાનપૂર લખનૌ રસ્તો, હતા.

વાજીદ અલ્લીશહા (૧૮૪૭–૧૮૫૬):—અમજદઅલ્લીશહા પછી તેનો પુત્ર વાજીદઅલ્લીશહા ગાદીપર આવ્યો. આજસુધી હિંદુસ્તાનમાં જે દુર્વ્યસની, દુર્વૃત્ત, વિષયી અને કર્તવ્યશુન્ય રાજાઓ થઈ ગયા તેમાં વાજીદઅલ્લીનું નામ પ્રથમ મુકવામાં હરકત નથી. નબાબનું રાજ્યકારભાર તરફ દુર્લક્ષ થવાથી સર્વ અયોધ્યા પ્રાંતમાં અંધાધુધી ફેલાઈ અને હરેક પ્રાંતના અધિકારીઓ સ્વેચ્છાચારી થઈ,

પ્રજા પર જુલમ કરવા લાગ્યા. ઇ. સ. ૧૮૫૫ માં કર્નલ ઔટ્રામે અયોધ્યાના રાજ્યકારભાર સંબંધી જે રીપોર્ટ રજુ કર્યો હતો તે ઉપરથી જણાય છે કે ૧૮૫૩-૫૪ સાલની એકંદર વસુલાત એક કરોડ વીસ લાખ રૂપીઆ જમા છતાં તે પૈકી ફક્ત ત્રીસ ચાળીસ લાખજ લખનૌ આવ્યા, તથા બાકીના સર્વ પ્રાંતપ્રાંતોના અધિકારીઓએ પચાવી લીધા. અયોધ્યા પ્રાંતમાંનું એકંદર ન્યાયખાતાનું ખર્ચ ૧૬૦૦૦ રૂપીઆ હતું. અને સૈન્યની સંખ્યા ૬૦૦૦૦ હતી. છતાં તેનું વાર્ષીક ખર્ચ ૪૨ લાખ રૂપીઆ હતું. તેના રાજ્યકારભારમાં સુધારણા કરવા વારંવાર સૂચવ્યા છતાં જ્યારે સુચનાનો અમલ થતો ન જણાયો ત્યારે છેવટે તા. ૪ ફેબ્રુઆરી સન ૧૮૫૬ ના રોજ વાજીદઅલ્લીશહાને અયોધ્યાના બાદશાહનો ખિતાબ, દિલખુશ અને બિબિઆપુર એ બે ઠેકાણુંનું સ્વામિત્વ તથા વાર્ષીક ૧૨ લાખ રૂપીઆની વંશપરંપરાની નિમણૂક એટલું તેની પાસે રહેવા દઈ તેનું રાજ્ય ખાલસા કરવાનો કંપની સરકારનો ઉદ્દેશ તેને જાહેર કરવામાં આવ્યો. પરંતુ નવાબે આ નવીન કરારનામા પર સહી કરવા ના પાડવાથી તા. ૭ ફેબ્રુઆરીના રોજ તેને પદભ્રષ્ટ કરી, કેદ કરી કલકત્તા મોકલી દેવામાં આવ્યો.

અંગ્રેજી અમલ:—ઇ. સ. ૧૮૫૯ થી નવાબને ૧૨ લાખ રૂપીઆની નિમણૂક કરી આપવામાં આવી, તથા વાજીદઅલ્લીશહાને તેના મરણ સુધી ( ૧૮૮૭ ) અયોધ્યાનો બાદશાહ કહેવડાવવાની પરવાનગી અપાઈ. પણ વાજીદઅલ્લીશહાના મરણ પછી તે પદવી લઈ લેવામાં આવી તથા નિમણૂક પણ કમી કરવામાં આવી. ૧૮૫૬ માં બ્રિટિશ રાજ્યમાં જોડ્યા પછી અયોધ્યા પ્રાંતમાં એક ચીફ કમીશનરશિપ નિર્માણ કરવામાં આવી; તથા લખનૌ, સિતાપૂર, ફૈજાબાદ અને સુલતાનપૂરમાં સૈન્ય રાખવામાં આવ્યું.

આ પ્રાંત બ્રિટિશ રાજ્યમાં જોડાયાથી ખાનદાન કુટુંબોમાં ઘણો અસંતોષ ફેલાયો. તાલુકદારોને કામ કરતાં બીક લાગવા માંડી. મીરતમાં બંડનો પોકાર થતાં વારજ અયોધ્યા પ્રાંતમાં ૧૫ દિવસની અંદરજ બંડ થયું. માર્ચ ૧૮૫૭ માં હેનરી લૉરેન્સે લખનૌમાં કામનો ચાર્જ લીધો. તથા મેની તારીખ ૩૦ ના રોજ હિન્દુ સિપાઈઓએ બંડ કર્યું. બંડમાં પ્રથમ તાલુકદારોનો કંઈ પણ હાથ ન હતો. જુલાઈના આરંભમાં લખનૌમાંના બ્રિટિશ સૈનિકો ઉપર બંડખોરોએ હલ્લો કર્યો, તથા ૪ જુલાઈના રોજ હેનરી લૉરેન્સ તોપનો ગોળો લાગવાથી મરણ પામ્યો. ઔટરામ તથા હેવલૉક ૨૫ સપ્ટેમ્બરનાં રોજ આ સૈન્યની મદદે આવ્યા, પણ સૈન્યબળ પુષ્કળ ન હોવાથી નવેમ્બરમાં કૉલિન કૅમ્પબેલ મદદે આવ્યો ત્યાંસુધી તેમનો સંપૂર્ણ છુટકારો થયો નહિ. નવેમ્બરની ૨૩ મી તારીખે અંગ્રેજોએ લખનૌ છોડી પોતાનાં બૈરાં છોકરાંને કાનપૂર રવાના કરી દીધાં. એટલામાંજ નેપાળના પ્રધાનની મદદ મળવાથી ૮૦૦૦ ગુરખા લોકોની સહાયથી બંડખોરોના કકડે કકડા કરવામાં આવ્યા. ૧૮૫૮ ના ફેબ્રુઆરી માસના અંતમાં કૅમ્પબેલે સાહેબ ગંગાપાર જઈ લખનૌ પર કુચ કરી. તેણે લખનૌ શહેર ઘણી મુશ્કેલીએ મેળવ્યું, તથા દિલખુશ વાડો પોતાને કબજે કર્યું. જૂન માસમાં બેગમના સૈન્યનો નાશ કરવામાં આવ્યો. આ કામમાં કપુરથળાના રાજા રણબીરસીંગના સૈન્ય તરફથી પુષ્કળ મદદ મળી. ૧૮૫૮ ના નવેમ્બરમાં બળવાનો સંપૂર્ણ વિનાશ થયો.

પ્રાચીન ખંડેરો તથા ઇમારતો —ગોંડામાં સાહેત માહેતમાં પુષ્કળ બૌદ્ધ તથા જૈન પ્રાચીન અવશેષો છે. અહીંજ પ્રાચીન શ્રાવસ્તી શહેર હોવું જોઈએ. અયોધ્યાનાં સર્વ દેવાલયો અર્વાચીન કાલના છે. બાહરેચમાં સૈયદ સાલારની કબર છે. અયોધ્યામાં બાબરની કબર તથા સુરવંશના પઠાણોએ બાંધેલી ઇમારતો છે. ફૈજાબાદ તથા લખનૌમાં અયોધ્યાના રાજા તથા નવાબોએ બાંધેલી ઇમારતો છે.

લોકવર્ણન—અહીંની લોકવસ્તી દુનિયાંના સર્વ ભાગ કરતાં વધારે ગીચ છે. લખનૌ જિલ્લામાં દર ચો. માઈલે સરાસરી ૮૨૮ લોક રહે છે. આથી હવે આસામમાં તથા વસાહતિમાં લોકોએ જવા માંડયું છે. આ પ્રાંતમાં લખનૌ, ફૈજાબાદ અયોધ્યા બાહરેચ, સીતાપુર, શહબાદ, ઇત્યાદી મોટાં શહેરો છે. આ પ્રાંતમાં લગભગ અર્ધા હિન્દુ અને અર્ધા મુસલમાની ધર્મના લોકો છે. હરદોઇ જિલ્લામાં પશ્ચિમ હિન્દુસ્થાની ભાષા તથા બીજે સ્થળે અયોધી ભાષા બોલે છે. આ પ્રાંતમાં બ્રાહ્મણ તથા રજપુત લોક હળને અડકતા પણ નથી.

અલાહાબાદથી ફૈજાબાદ અને લખનૌથી ફૈજાબાદ રસ્તા તૈયાર કરવામાં આવ્યા છે. 'ઔધ અને રોહિલખંડ સ્ટેટ રેલ્વે' એ મુખ્ય રેલ્વે છતાં બીજી ઘણી રેલ્વેઓ ચાલુ છે.

શાસનપદ્ધતિ:—૧૮૫૬ માં અયોધ્યાનું રાજ્ય ખાલસા કરવામાં આવ્યું ત્યારથી ૧૮૭૭ સુધી અયોધ્યાનો કારભાર અલગ હતો. પણ તે વર્ષમાં અયોધ્યાના ચીફ કમીશનરની તથા 'વાયવ્ય પ્રાંતના' લેફ્ટેનન્ટ ગવર્નરની જગ્યા એકત્ર કરવામાં આવ્યાથી

અહીંના અધિકારીને વાયવ્ય પ્રાંતનો લેફ્ટેનન્ટ ગવર્નર તથા અયોધ્યાનો ચીફ કમીશનર એવું સંયુકત નામ આપવામાં આવ્યું. પછી ૧૯૦૨ માં ચીફ કમીશનર નામ કાઢી નાખી સર્વ પ્રાંતને આગ્રા અયોધ્યાનો સંયુકત પ્રાંત એવું નામ અપાયું. ૧૯૨૧ માં નવીન સુધારેલો કાયદો અમલમાં આવ્યો ત્યારે સંયુકત પ્રાંતનો લેફ્ટેનન્ટ ગવર્નર ગવર્નર થયો.

એકંદર ૩૬,૭૨૧ ખેડાણ જમીન પૈકી ૨૩,૫૪૩ ખેડાણ પ્રથમ આ પ્રાંતના તાલુકદારો પાસે હતી. ૧૮૫૬ માં ૨૩,૫૪૩ ખેડાણ પૈકી ૩૫ લાખના ઉત્પન્નવાળી ફકત ૧૩,૬૪૦ ખેડનો તાલુકદારોનો હક સ્વીકારવામાં આવ્યો. પણ ૧૮૫૮ માં સર્વત્ર શાંતિ પ્રસર્યા પછી સર્વ યોજના બદલી નાખવામાં આવી; માલકીના સર્વ હકકો લઇ લેવામાં આવ્યા. ફકત પાંચજ તાલુકદારો રાજનિષ્ઠ દીસી આવવાથી તેમના માલકી હકકો કાયમ રાખવામાં આવ્યા. તેમનો સરકારધારો કાયમનો નક્કી ઠરાવવામાં આવીને તેમને બીજી વધારે બક્ષીસો આપવામાં આવી. બીજા જે તાલુકદારો શરણે આવ્યા તેમને ક્ષમા અપાઈ. ૧૮૫૯ માં ૨૨,૬૫૮ ખેડ તાલુકદારોને સ્વાધીન કરવામાં આવ્યા. આ તાલુકદારો પૈકી ઘણા ખરા ખાનદાન કુટુંબના ન હતા. સાદતઅલ્લીખાન નવાબના વફાદાર પ્રધાન અલમાસઅલ્લીએ સર્વ તાલુકદારોને પોતાની હુકુમત નીચે આણ્યા હતા. ૧૮૫૯ માં જેમને કાયમના તાલુકદારો બનાવવામાં આવ્યા તેમને તે પ્રમાણે સનંદો આપવામાં આવી તથા ૧૮૬૮ માં 'ઔધ ઇસ્ટેટ એકટ' પસાર કરવામાં આવ્યો. જે જે ઇસ્ટેટમાં દેવું તથા અવ્યવસ્થા હતી તેના માટે 'મેનેજર' નીમવામાં આવ્યો તથા તેમના વિરુદ્ધ 'ડિક્રી' અથવા દિવાની દાવા ચલાવવાનું બંધ કરવામાં આવ્યું; અને વ્યાજનો દર ૭ અથવા તેથી ઓછો રાખવામાં આવ્યો. ૧૮૭૯ માં બ્રિટિશ સરકારે આ તાલુકદારોને ૫ ટકા વ્યાજે વીસ વર્ષના કરારે રકમ ધીરી.

ખે ડુ તો ની સ્થિ તિઃ—અયોધ્યા પ્રાંતમાં જમીનદાર તથા સરકાર, તથા જમીનદાર અને તેમના ખેડુત વચ્ચેના પરસ્પર સંબંધનો પ્રશ્ન ઘણો ગુંચવણ ભરેલો હતો. ૧૮૫૮ ના બંડ પછી અંગ્રેજ સરકારે આ પ્રાંતના જમીનદારોને, સરકાર તમારી જમીન ઉપર ખેડુતોને વહિવટનો હક સ્થાપવા દેશે નહિ એવું અભયવચન આપી મુકયું હતું. આ અભયવચનથી પરિણમતાં દુષ્પરિણામ ટાળવા માટે ઇ. સ. ૧૮૮૬ ની સાલમાં 'ઔધ રેન્ટ એકટ' નામનો એક કાયદો પાસ કરવામાં આવ્યો. તેથી જમીનદારો પોતાની જમીનની સાથ દર સાત વર્ષે દર રૂપીએ એક આનાથી વધારે વધારી શકતા નહિ. ઉત્તર-અયોધ્યા પ્રાંતમાં વસ્તી ઓછી છે. તેથી ત્યાં આ કાયદો સરળરીતે અમલમાં આવી શકયો. પણ દક્ષિણ અયોધ્યા પ્રાંતમાં લોકવસ્તી ગાઢ હોવાથી ત્યાં જમીનની માગણી પુષ્કળ હોય છે. ૧૮૮૫ ના કાયદાપ્રમાણે જમીનદારો પોતાની જમીનની સાંથમાં યોગ્યતા પ્રમાણે વધારો કરી શકતા નહિ. પણ તેઓ સાત વર્ષ આખરે અગાઉ સૂચના આપી પોતાના ખેડુતો પાસેથી જમીન કબજે કરી શકતા તેથી તેઓ જુના ખેડુતપાસે જમીન ચાલુ રાખવા અથવા નવીન ખેડુતને જમીન આપવા બદલ તેમનીપાસેથી નજરાણાં લેવા લાગ્યા. આનું પરિણામ એવું આવ્યું કે અનેક ખેડુતોની જમીન જવાંથી તેમને ઘેર ઘેર ભીખ માગવાનો પ્રસંગ આવ્યો અને કેટલાકને બેહદ વ્યાજ આપી દેવુ કરવાનો પ્રસંગ આવ્યો. આ ત્રાસ દૂર કરવા ૧૯૨૦ ના ચોમાસામાં પ્રતાપગઢ જિલ્લામાં પ્રથમ 'કિસાન સભા' સ્થપાઈ; તથા તે ચળવળ ત્યાંથી રાયબરેલી તાલુકામાં તથા બીજે સ્થળે પ્રસરી. ૧૯૨૧ ના જાનેવારી તથા માર્ચ માસમાં રાયબરેલી તથા ફૈઝાબાદ જીલ્લામાં તોફાન થયું. તેથી એક બાજુ જમીનદારો મરજી મુજબના સમયે ખેડુત પાસેથી જમીન સ્વાધીન કરી શકે નહી અથવા નજરાણા તરીકે મોટી મોટી રકમો લઈ શકે નહીં, અને બીજી તરફ જમીનદારો પણ પોતાના ખેડુતોપાસેથી યોગ્ય સાંથ લઈ શકે તેવી રીતે ૧૯૨૧ માં સંયુકત પ્રાંતની ધારાસભામાં પાછલા કાયદાઓમાં સુધારો કરવા એક ઠરાવ કરવામાં આવ્યો.

૧૯૦૫ માં જ્યુડીશીઅલ કમીશનરની મદદે એક મદદનીશ જ્યુડીશીઅલ કમીશનર નીમવામાં આવ્યો, તથા પાંચ વર્ષ પહેલાં લખનૌમાં એક સ્વતંત્ર વીદ્યાપીઠ સ્થાપવામાં આવી.

[સંદર્ભગ્રંથઃ-સ્લીમન, જર્ની ઈન ઔધ; આયર્વિન, ગાર્ડન ઓફ ઇન્ડીઆ; પારસનીસ અયોધ્યાનો નવાબ; પેપર્સ રીલેટીંગ ટુ અંડર પ્રોપ્રાયટરી રાઇટ્સ્ ઓફ ધી કલ્ટીવેટર્સ ઇન ઔધ; એડમીનીસ્ટ્રેશન રીપોર્ટ યુનાયટેડ પ્રોવીન્સેસ (૧૯૨૧-૨૨) ઈંપીરીઅલ ગૅઝેટીઅર.]

તા લુ ક દા રીઃ—અયોધ્યાની તાલુકદારીનું ક્ષેત્ર ફૈઝાબાદ, ગોંડા, સુલતાનપૂર, બારાબાંકી, તથા લખનૌ જિલ્લાઓમાં પસરેલું છે. તેનું ક્ષેત્રફળ ૭૬૨ ચો. માઈલ છે. તેને બ્રિટિશ સરકારને ૫ લાખ રૂપીઆ ખંડણી ભરવી પડતી અને તેની એકંદર આવક ઇ. ગૅ. માં. સુમારે ૧૧ લાખ બતાવી છે. બખતાવરસિંગ આ તાલુકદારીનો સંસ્થાપક હતો. તે અયોધ્યાના નવાબ સાદતઅલ્લી ખાન પાસે પ્રથમ

ઘોડેસ્વારની નોકરીમાં રહ્યો. તેનો ઉદય બહુ જલદી થયો. મહુમદઅલ્લી શહાએ તેને રાજાનો ખિતાબ આપ્યો તથા ફૈઝાબાદ જિલ્લાની મહાલોના જમીનદારી બહાલ કરી. અયોધ્યા સંસ્થાનમાં બખતાવરસિંગ પહેલા નંબરનો સરદાર થયો તથા ઇ સ. ૧૮૪૯ માં સર વિલ્યમ સ્લીમને જ્યારે અયોધ્યા સંસ્થાનની તપાસણી કરી ત્યારે એજ તેની સાથે હતો. તેનો નાનો ભાઈ દર્શનસિંગ પણ ઉચ્ચ પદે ચઢ્યો હતો. તે ઈ. સ. ૧૮૪૪ માં મરણ પામ્યો. તેના ત્રણ પુત્રો પૈકી સૌથી નાના માનસીંગે પણ અયોધ્યાના દરબારમાં મહત્વનાં કાર્યો કર્યાં હતા. ઈ. સ. ૧૮૫૫ માં બખતાવરસીંગ અપુત્ર મરણ પામ્યો. તેથી સર્વ માલમતા માનસીંગનેજ મળી. પછી અયોધ્યા સંસ્થાન ખાલસા થવાથી માનસીંગની ઘણી ખરી મીલકત લઇ લેવામાં આવી, અને જ્યારે ૧૮૫૭ માં બંડ થયું તે વખતે માનસીંગ ફૈઝાબાદમાં રોકાઈ ગયો હોત પરંતુ પછીથી તેને યુરોપિયન બૈરાં છોકરાંને સુરક્ષીત સ્થળે પહોંચાડવાનું કામ સોંપવામાં આવ્યું અને પછીથી તેને મુકત કર્યો. આ કામ કર્યા પછી પાછો ફરીથી તે બંડખોરોને મળ્યો. પરંતુ ઔટ્રામ સાહેબનો હાક સાંભળી તેણે પોતાનો હાથ પાછો ખેંચી લીધો અને ફરીથી અંગ્રેજોનાં બૈરાં છોકરાંનું રક્ષણ કરી પ્રાંતમાં બંડ બેસાડી દેવામાં અમુલ્ય મદદ કરી. ઈ સ. ૧૮૫૮ માં તેની જમીનદારી તેને પાછી આપવામાં આવી તથા તેણે આપેલી મદદના બદલમાં તેને 'મહારાજા'નો ખીતાબ તથા ગોંડારાજ્યની જપ્ત કરેલી મીલકત આપી. તે ઈ સ. ૧૮૭૦ માં મરણ પામ્યો. તેની પછી તેના પૌત્ર સર પ્રતાપ નારાયણસિંહને આ તાલુકદારી મળી. તેણે વડી તેમજ પ્રાંતીક કૌન્સિલમાં સારૂં કામ કર્યું હતું એ ઈ. સ. ૧૯૦૭ માં મરણ પામ્યો.

શહેરઃ—એ સંયુકત પ્રાંતમાંના ફૈઝાબાદ જીલ્લામાં આવેલું છે. તે ૨૬° ૪૮' ઉત્તર અક્ષાંશ ઉપર અને ૮૨° ૧૨' પૂર્વ રેખાંશ ઉપર છે. આ ગામ ગોગ્રા ( શરયૂ ) નદીના દક્ષીણ તીર ઉપર આવેલું કોઈ ઔધ રોહિલખંડ રેલ્વેનું એક સ્ટેશન છે. લોકસંખ્યા સન ૧૯૦૧ માં સુમારે ૨૧૫૮૪ હતી.

પ્રાચીન ઇતીહાસઃ—આ ઘણું પ્રાચીન શહેર છે. હાલમાં પ્રાચીન શહેરનાં અવશેષ હયાતીમાં નથી. કેટલોક ઊંચાણનો ભાગ પ્રાચીન શહેરના સમયનો ભાગ છે એમ બતલાવવામાં આવે છે.

પ્રાચીન કાલમાં અયોધ્યા ઘણું વૈભવશાલી શહેર હતું. આ નગરી પ્રથમ વૈવસ્વત મનુએ ( ઈ. સ. પૂર્વે ૧૩૬૬ માં ) રહેવા માટે સ્થાપી હતી એવું કહેવાય છે. ગ્રંથોમાં જો કે આ કોસલ દેશની રાજધાની હતી તેટલોજ માત્ર ઉલ્લેખ છે છતાં ઇંદ્રપ્રસ્થની પૂર્વે દિશાભેદથી બે કોસલ દેશ થાય છે તેમાંના આગ્નેય કોસલનીજ રાજધાની આ હોવી જોઇએ. સૂર્યવંશી ૫૬ મા રાજા દશરથના સમયમાં આ નગરી ૧૨ યોજન લાંબી તથા ૩ યોજન પહોળી હતી એવું વાલ્મિકી રામાયણમાં લખ્યું છે. ( બાલકાંડ સર્ગ ૫ ). આજ ગ્રંથમાં આગળ ( ઉત્તર કાંડ સ. ૧૧૧ ) એવું વર્ણન છે કે દશરથના મરણ પછી તેના પુત્ર રામે આ નગરીમાં ૧૧ હજાર વર્ષ રાજ્ય કર્યું અને સ્વધામ જતી વખતે આ નગરીના દરેક પ્રાણિમાત્રને પોતાની સાથે લીધાં તેથી આ નગરી ઘણા કાલ સુધી શૂન્ય પડી રહી હતી; પરંતુ પછી આગળ ઉપર સૂર્યવંશીય ઋષભ નામના રાજાએ તેને ફરીથી વસાવી. રામાયણના પ્રારંભમાં આ શહેરનો પ્રાચીન વૈભવ વર્ણવેલો છેઃ છેવટના એટલે ૧૧૩ મા રામસુમિત્રના પછી અયોધ્યા શહેર ઉજ્જડ પડી ગયું અને રાજકુટુંબ નષ્ટપ્રાય સ્થિતિમાં આવી પડ્યું. આજ રાજકુટુંબનાં વંશજમાંથી ઉદેપૂર, જયપૂર વગેરેનાં કુટુંબો ઉદ્દભવ્યાં એવું એ કુટુંબના વંશજોનું માનવું છે. અયોધ્યાની જાહોજલાલી પુનઃ ઉજ્જનના રાજા વિક્રમાદિત્યના સમયમાં આવી એવી દંતકથા છે. પરંતુ આ વિક્રમાદિત્ય કયો અને કયા સમયમાં થયો એ નિશ્ચિત કરી શકાતું નથી. બૌદ્ધકાલમાં અયોધ્યા શહેરની મહત્ત્વતા વધારે ન હતી તથા તે સમયમાં કોસલની રાજધાની સાકેત તથા શ્રાવસ્તિ ( સાવત્થિ ) સાકેતની ઉત્તરે ૪૫ માઇલ ઉપર ( વિનય ૨. ૧૪૭ ) શહેરોમાં હતી. સાકેત શહેરની ચોક્કસ જગ્યા હજુ સંશોધકોને જડી નથી. તથાપિ પ્રાચીન અયોધ્યા શહેરના ભાગ આગળજ આ શહેર વસેલું હોવું જોઇએ એવું કેટલાકનું માનવું છે. પરંતુ બુદ્ધના સમયમાં આ બન્ને શહેરો અસ્તિત્વમાં હોવાનો ઉલ્લેખ હોવાથી તે એકમેકની પાડોશમાં હોવાનો વધારે સંભવ છે. ઈસવી સનના આરંભમાં અયોધ્યામાં તથા તેની આસપાસ એક સ્વતંત્ર રાજકુટુંબનો અમલ ચાલુ હતો એવું જમીનમાંથી જડેલા નાણાં ઉપરથી માલમ પડે છે.

અકબર પાદશાના સમયમાં અયોધ્યા સુબાનું મુખ્ય સ્થળ હતું. ૧૮ મી સદીમાં કેટલાક સમય સુધી અયોધ્યાના નવાબની રાજધાની અહીં હતી ઈ. સ. ૧૭૬૫ માં સુજાઉદ્દૌલાએ ફૈઝાબાદને પોતાનું મુખ્ય રહેઠાણ બનાવ્યું. તેથી અયોધ્યા શહેરનું રાજકીય મહત્ત્વ નષ્ટ થયું. હાલ ધાર્મિક દૃષ્ટિએજ આ ગામની મહત્ત્વ રહેલું છે.

વર્ણનઃ—જે સ્થળે શ્રી રામચંદ્રનો જન્મ થયો તે સ્થળ રામકોટ નામથી પ્રસિદ્ધ થએલી ટેકરીના એક ખૂણા ઉપર બતાવવામાં આવે છે. ત્યાં આગળનો ઘણો ખરો ભાગ બાબરે બાંધેલી મસ્જીદોમાં રોકાએલો છે. બહારની બાજુએ એક નાનકડા ચબુતરા પર એક મંદિર તથા રામની મૂર્તી છે. અને આ તેનું જન્મસ્થાન છે એમ દર્શાવાય છે. પાડોશમાં સ્હેજ મોટું એક બીજું મંદિર છે. તે સ્થળે સીતાનું રસોડું હતું એમ મનાય છે. ગોગ્રા ઉપર જે સ્થળે લક્ષ્મણ સ્નાન કરતા હતા ત્યાં એક મોટું મંદિર છે. શહેરમાં હનુમાનગઢમાં હનુમાનનું મંદિર છે. તે નાનું છે. છતાં તેનું બાંધકામ સુંદર હોઈ તેમાં હનુમાનની પ્રચંડ મૂર્તી છે. આ દેવાલયના આગળના ભાગમાં રામ, લક્ષ્મણ, સીતાની નાની નાની મૂર્તીઓ હોઈ તેમનું મંદિર પણ છેક નાનું છે. ગઢમાં જતાં પુષ્કળ પગથીઆં ચઢવાં પડે છે. આસિવાય ૧૮ તથા ૧૯ મી સદીમાં બંધાવેલાં પુષ્કળ મંદિરો અહીં છે. તે પૈકી તીકમગઢની રાણીએ બંધાવેલી કનકભુવન નામની સુંદર ઇમારત, નાગેશ્વર નામનું દેવાલય, દર્શનસીંહનું મંદિર તથા અયોધ્યાના મહારાજાએ બંધાવેલું એક નાનકડું સંગેમરમરી મંદિર મુખ્ય છે. અહીં પુષ્કળ જૈન મંદિરો પણ છે. તે પૈકી પાંચ દેવળ, પાંચ તીર્થંકરોની જન્મભૂમીના ચિરસ્મરણાર્થ ૧૮ મી સદીમાં બાંધવામાં આવ્યાં. જે સ્થળે રામાવતારનો અંત આવ્યો તે સ્થળે બાંધેલું સ્વર્ગદ્વાર નામનું મંદિર તોડી પાડી ઔરંગઝેબ બાદશાહે બાંધેલી મસ્જીદ હાલ ભાંગી તુટી હાલતમાં છે. બીજા એક ત્રેતા-કા-ઠાકોર નામના મંદિર ઉપર એજ બાદશાહે આવી એક બીજી મસ્જીદ બંધાવેલી છે, તેમાં કનોજના રાજા જયચંદનો એક શિલાલેખ જડી આવ્યો છે. આ દેવાલય આગળની જગા ઉપર રામે યજ્ઞ કર્યો હતો એવી દંતકથા છે. સિવાય મુસલમાનો જેમને પૂજ્ય માને છે એવા નાહ્ન, સેથ અને જોબની ત્રણ કબરો અહીં હોઈ છેવટની બે કબરોનો તો આઈની અકબરીમાં પણ ઉલ્લેખ છે. પાડોશમાંજ મણિપર્વત નામનો એક માટીનો ઢગલો દેખાય છે. હનુમાને હિમાલયનો કેટલોક ભાગ ઉખાડી અહીં આણ્યો અને તેને માણુપર્વત નામ અપાયું એવી દંતકથા છે; તેવીજ રીતે રામકોટ જ્યારે બંધાયો ત્યારે મજુરોએ ટોપલીઓ ખંખેરેલી માટીનો આ મણિપર્વત થયો એવી બીજી દંતકથા છે. ઘણું કરીને આ કોઈ એક સ્તંભનો અવશેષ હોય એમ જણાય છે.

ફૈઝાબાદની મ્યુનિસિપાલિટી અયોધ્યાની વ્યવસ્થા રાખે છે. અહીં વેપાર બિલકુલ નથી એમ કહીએ તો ચાલે. અહીં દર વર્ષે ત્રણ વખત માર્ચ–એપ્રિલ. જુલાઈ–ઑગષ્ટ, આકટોમ્બર-નવેમ્બરમાં મોટી જત્રા ભરાય છે. [ ઇં. ગૅ. ]

**અય્યાકોંડા તિરૂમલાયઃ**— ( મદ્રાસ ) ત્રિચિનાપલી જિલ્લા તથા તાલુકાનું એક ગામ ત્રિચિનાપલ્લી શહેરની પશ્ચિમે ૩ માઈલ ઉપર આવેલું હોઈ લોકસંખ્યા (૧૯૦૧) ૧૫૫૦ હતી. આ ઠેકાણે એક પુરાતન દેવાલય છે તથા તેમાં ઘણા શિલાલેખો છે. આ કોટબંધી ગામ છે. આ કોટમાં નાનકડાં ગોમુખો હોઈ ગોમુખના ઉપરના ભાગમા ગોળી જવા માટે બાંકા રાખવામાં આવેલાં છે. પૂર્વ તરફ તોપગોળા હજુ પણ નજરે પડે છે. ૧૭૫૩માં નવાબ તથા અંગ્રેજો વચ્ચેના યુદ્ધ દરમિઆન આ દેવાલયનો આશ્રય કોઈ કોઈ વખત લેવો પડતો. આને ઇતિહાસકાર ઓર્મ, અને વેકોંડો નામથી ઓળખતો. મ્હેસૂરના યુદ્ધમાં ત્રિચિનાપલ્લિ પર તોપનો મારો કરી કેપ્ટન ડાલટને એક રાત્ર દેવાલયમાં વિશ્રાન્તિ લઈ બીજે દિને શહેર લીધું.

**અય્યંગાર, કસ્તુરિરંગઃ**—હિન્દુ પત્રના તંત્રી. એ મદ્રાસના રહેવાસી હતા. અંગ્રેજી કેળવણી લીધા પછી તેમણે રજીસ્ટ્રેશન ખાતામાં નોકરી લીધી, પણ થોડાજ સમયમાં તે છોડી દઈ કાયદાના અભ્યાસ તરફ વળ્યા તથા કોઈમ્બિટુરમાં વકિલાત શરૂ કરી. પછી કેટલાક સમય પછી તેમણે મદ્રાસ હાયકોર્ટમાં વકિલાત કરવા માંડી. ત્યાંથીજ તેમની સામાજિક અને રાજકીય જિંદગી શરૂ થાય છે. ત્યારપછી તેમનો ' હિન્દુ ' પત્રના ચાલકસાથે સંબંધ થવાથી તેમણે વકિલાત છોડી સંપાદકનો ધંધો સ્વીકાર્યો. 'હિન્દુ' પત્ર પોતાની માલકીનું કરી તેમણે તે પત્ર વીસ વર્ષ સુધી એવી હુંશિઆરીથી ચલાવ્યું કે તે ઘણું લોકપ્રિય તથા પ્રમાણભૂત બન્યું હતું. 'હિંદુ' મદ્રાસનું એક દૈનિક પત્ર હતું. એટલુંજ નહિ પરંતુ તે જાણેકે અલૌકિક કલમની એક દિવ્ય જ્યોત્સ્ના જ હોય એવો લોકમત હતો. વળી તે દક્ષિણ હિન્દુસ્તાનનું એક મુખપત્ર બન્યું હતું તેમજ તેનો પ્રાપ્ત થએલી સર્વમાન્યતાનું તથા ટાઇમ્સ જેવી અંગ્રેજી પત્રની સરખામણીએ પહોંચવાનું મુખ્ય કારણ અય્યંગારની કર્તવ્યનિષ્ઠાજ હતી. ૧૯૧૭માં એની–બીઝાંટ બાઈએ સ્થાપેલી હોમરૂલલીગમાં તેમણે અગ્રભાગ લીધો હતો. ગયા મહાન યુદ્ધમાં યુદ્ધક્ષેત્રનું નિરીક્ષણ કરવા જે હિન્દી વર્તમાનપત્રના પ્રતિનિધીઓ હિન્દી સરકારે યુરોપ મોકલ્યા હતા તેમા અય્યંગાર પણ હતા. ૧૯૨૦માં અસહકારની ચળવળ વખતે તેમણે ' હિન્દુ ' દ્વારા ઘણી મદદ કરી. છેલ્લાં કેટલાંક વર્ષે સુધી કોંગ્રેસમાં

તેમનું વજન થયું હતું. સાંગ્રેસે નિમેલી કાયદા-ભંગ કમીટીના સભાસદ તરીકે તેઓ ૧૯૨૨માં આખા હિન્દુસ્તાનમાં સાક્ષીપુરાવા લેતા લેતા ફર્યા; તેથી શરીરપ્રકૃતિ બગડી તે કાર્યમાંજ તેમનો અંત આવ્યો. (૧૨ ડીસેમ્બર ૧૯૨૩) મરણ સમયે તેમની ઉમર ૬૪વર્ષની હતી. મરણ પૂર્વે કેટલાક દિવસ સુધી મુંબઈના ઇંડિયન જર્નાલિસ્ટ એસોસિએશનના પ્રમુખ સ્થાને તેમની યોજના કરવામાં આવી હતી.

**અય્યર, સર શેષાદ્રી** (૧૮૪૫-૧૯૦૧):— મહેસુરના એક દિવાન. તે મલબાર પ્રાંતમાંના પાલઘાટમાં રહેતા એક બ્રાહ્મણના પુત્ર હતા. તેમણે કાલિકતની નિશાળમાં તથા મદ્રાસની પ્રેસીડેન્સી કોલેજમાં શિક્ષણ લીધું હતું. પછી ભાષાંતરકાર તરીકે તેઓ સરકારી નોકરીમાં દાખલ થયા. ૧૮૬૮ માં રંગાચાલુ દિવાનના હાથ નીચે તેમની મહેસૂરમાં બદલી થઈ. ત્યાં ૧૨ વર્ષ સુધી જુદી જગ્યાએ કામ કરી ૧૮૮૧ માં સંસ્થાન જ્યારે પ્રત્યક્ષ રાજાના તાબામાં આવ્યું ત્યારે શેષાદ્રી અય્યર રંગાચાલુ દિવાનના ડેપ્યુટિ થયા. ૧૮૮૫ માં તેઓ દિવાન થયા. ત્યાર પછીનાં ૧૭ વર્ષ તેમણે સંસ્થાનની આર્થિક તથા ઔદ્યોગિક ઉન્નતિ માટે ઘણી મહેનત કરી અને મહારાજ ચામરાજેન્દ્રે પણ તેમને ઘણી મદદ કરી. તેમણે આગગાડીના રસ્તા, નહેરો, તળાવો, વહેળા તથા ખાણો વગેરેથી સંસ્થાનની સંપત્તિ પુષ્કળ વધારી તેની વસુલાતવ્યવસ્થા ઘણી ઉત્તમ રીતે ગોઠવી દીધી. ૧૯૦૦ માં તેમણે કામ છોડ્યું. ૧૮૯૩ માં તેમને કે. સી. આય. ઈ.ની પદવી બ્રિટિશ સરકારે આપી. ૧૩ સપ્ટેમ્બર ૧૯૦૧ ના રોજ શેષાદ્રિ અય્યર સ્વર્ગવાસી થયા. મહેસૂર સંસ્થાનમાં તેમને ઘણું માન મળતું અને તેમનું સ્મારક પણ એની રાજધાનીમાં બાંધવામાં આવ્યું છે.

**અય્યર, સર તિરૂવરૂર મુથુસ્વામી** (૧૮૩૨-૧૮૯૫):—મદ્રાસ હાયકોર્ટના એક હિન્દુ ન્યાયાધીશ. તંજાવર નજીક વુચુવાડી ગામમાં ગરીબ માબાપને પેટે ૨૮ જાનેવારી ૧૮૩૨ ના રોજ તેમનો જન્મ થયો. ગરીબીને લીધે તેમનાં વિધવા માતુશ્રીને મુથુસ્વામી તથા બીજા પુત્રને લઈને તિરૂવરૂરમાં રહેવું પડ્યું. તિરૂવરૂરમાં મુથુસ્વામી તામિલ શિખીને ત્યાંના નાણાવટિને ત્યાં દરમાસે એક રૂપીઆ પ્રમાણે પગારે નોકરીમાં રહ્યા. આ અરસામાંજ તેની મા મરણ પામી. કામપ્રસંગે તેને તહસીલદાર નાયકેન સાહેબ પાસે જવું પડ્યું. તે પ્રસંગે સાહેબનું ધ્યાન તેની અલૌકિક હુશિઆરી તથા ચાલાકી તરફ ખેંચાયું. તિરૂવરૂરમાં એક અંગ્રેજી નિશાળ હતી તેમાં મુથુસ્વામી થોડું અંગ્રેજી ભાષા શિખ્યો. પછી નાયકેને પોતાના ભત્રિજાના સહાધ્યાયી તરીકે મદ્રાસની સર હેન્રી મોંટગોમેરી નિશાળમાં તેને મોકલ્યો. આ નિશાળમાં તેણે દર વર્ષે બક્ષિસો તથા શિષ્યવૃત્તિઓ સપાટાબંધ મેળવવા માંડી. ઈ. સ. ૧૮૫૪ માં તેણે મદ્રાસ ઇલાકાના વિદ્યાર્થીઓ માટે શિક્ષણમંડળે સર્વોત્કૃષ્ટ અંગ્રેજી નિબંધ માટે રાખેલું ૫૦૦ રૂપીઆનું ઈનામ મેળવ્યું. તેથી કરીને સર અલેકઝાંડર આર્બથનૉટ તથા જસ્ટિસ હૉલોવેનું ધ્યાન તેના તરફ ખેંચાયું. ઇંગ્લાંડ જઈ સિવિલ સર્વીસની પરીક્ષા આપવા તેમને મદદ આપવામાં આવી; પરંતુ બ્રાહ્મણ ધર્મ તથા વૈવાહિક સ્થિતિ આડે આવવાથી તેણે તે સ્વીકારી નહિ. તેથી તે હલકા દરજાની સરકારી નોકરીમાં દાખલ થયો; અને શિક્ષક, તંજાવરમાં દફતરદાર, ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર (૧૮૫૬) જેવી અનેક જગ્યા ઉપર તેની નિમણુક કરવામાં આવી. આજ સમયે મદ્રાસ સરકારે વકિલાતની પરીક્ષા લેવાનું શરૂ કર્યું. પ્રથમ પરીક્ષામાંજ મુથુસ્વામી પહેલા આવ્યા તથા તેણે સર ટી. માધવરાવ જેવા પુષ્કળ વર્ષના અનુભવી માણસોને હઠાવ્યા. પછી મુથુસ્વામી ધીમે ધીમે ત્રાંકેબારના જિલ્લા મુનસફ, તંજાવરમાં ડેપ્યુટિ કલેકટર (૧૮૫૯) દક્ષિણ કાનડાના સબજડજ (૧૮૬૫) અને મદ્રાસમાં પોલિસ મેજીસ્ટ્રેટ (૧૮૬૮) જેવા હોદ્દાઓ ઉપર ચડ્યા. છેલ્લા હોદ્દા ઉપર હતા ત્યારે તેમણે મદ્રાસના વિશ્વવિદ્યાલયની વકિલાતની (બી. એલ.ની) પરીક્ષા આપી. આગળ ઉપર તેમને મદ્રાસની સ્મૉલકૉઝ કોર્ટના ન્યાયાધીશ નીમ્યા. અહીંથી ૧૮૭૮ માં તેમને હાયકોર્ટની બેંચમાં લેવામાં આવ્યા. અને ૧૫ વર્ષથી પણ અધિક સમય સુધી તેમણે હાયકોર્ટના ન્યાયાધીશ તથા કોઈક વખતે તો મુખ્ય ન્યાયાધીશ તરીકે પણ કામ કરી લોકમાં ઘણી ખ્યાતિ મેળવી. ૧૮૭૭ માં વાઈસરોયનું નિમંત્રણ સ્વીકારી દિલ્હી દરબારમાટે ગયા. બીજે વર્ષે તેમને "સી. આય. ઈ." તથા ૧૮૯૩ માં "કે. સી. આય. ઈ."નું માન મળ્યું. પણ આ ઐશ્વર્ય ભોગવવા તે વધારે દિવસ ટક્યા નહિ. ૧૮૯૫ મા તેમનું એકદમ મરણ થયું.

પોતાના અધિકારનાં કામો કરવામાં તેઓ સદા ગર્ક રહેલા હોવાથી બીજા ઉદ્યોગમાં તેમનાથી લક્ષ અપાયું નહિ. પરંતુ મદ્રાસ વિશ્વવિદ્યાલયના કારભારમાં તે પુષ્કળ ભાગ લેતા. આ વિશ્વવિદ્યાલયના ૧૮૭૨ માં તેઓ સરકાર તરફથી ફેલો નિમાયા હતા; તથા ૧૮૭૭ માં સિંડિકેટના સભ્ય હતા. તે અંગ્રેજી કાયદા વાઙ્મય તથા તત્વજ્ઞાનના ઉંચા અભ્યાસી હતા. છેવટ સુધી તેઓ કર્મઠ બ્રાહ્મણ રહ્યા હતા. તેમનો સ્વભાવ ઘણો મળતાવડો હતો. હિન્દુસ્થાનીય

પ્રાચીન સંગીત, વેદાભ્યાસ તથા સંસ્કૃત વાઙ્મયની બીજી શાખાઓનો તેમને શોખ હતો.

**અય્યલ રાજુ રામભદ્ર**—આ નિયોગી બ્રાહ્મણ કડાપા પ્રાંતમાંના વેંટીમિટ્ટાના રહેવાસી હતા. મિ. જી. આર. સુબ્રહ્મણ્ય પંતુલૂએ વેંટીમિટ્ટાને અક્ષલીનગર નામ આપ્યું છે. પરંતુ શિલાલેખ પરથી તેમજ પ્રતાપરુદ્રીય ગ્રંથ ઉપરથી એમ જણાય છે કે, અક્ષલીનગર કિંવા યક્ષીલનગર એવું નિઝામ સંસ્થાનમાંના વરંગળને કહેવામાં આવે છે. તેથી કડાપા પ્રાંતમાંના વેંટીમીટ્ટા અને નિઝામશાહીમાં અક્ષલીનગર એ બન્ને ભિન્ન છે એવું રા. શં. સા. પરશા તેમના તેલગુ વાઙ્મયમાં લખે છે. આ સ્થળ પ્રસિદ્ધ છે, કારણકે તેલગુ ભાગવતના કર્તા બમ્મેરા પોતરાજની પણ આજ જન્મભુમિ છે. રામભદ્ર મુમાડી વરદાચારીનો શિષ્ય હોવાથી, વૈષ્ણવ હતો. તે અક્કય્યાનો પુત્ર તથા પર્વતન્નાનો પૌત્ર હતો. તેણે નાનપણમાં વીરરાઘવસ્વામી નામના દેવાલય ઉપર રઘુવીરશતક નામનું શતક રચ્યું. તે વિજયનગરનાં કૃષ્ણરાવના છેવટના કાલમાં ગયા અને તેને રાયે સકલકથાસારસંગ્રહનું તેલગુ ભાષામાં કવિતાબદ્ધ ભાષાંતર કરવા કહ્યું, પરંતુ આ કાર્ય પુરૂં થયા પહેલાંજ કૃષ્ણરાય મરણ પામ્યો. તેથી કવિએ એ કાવ્યની પ્રસ્તાવનામાં માત્ર ઉલ્લેખ કર્યો છે કે આ કાવ્યના નવ ભાગ કર્યા છે. શ્રીરામ પુરૂરવા ઈત્યાદીના કુટુંબોની હકીકત લખેલી છે. આ કાવ્ય ઉપરથી આ કવિની માર્મીકતા, ઉત્તમ પ્રકારની વર્ણન શૈલીવગેરે ગુણો દીસી આવે છે. આ કાવ્યમાં કેટલેક સ્થળે વ્યાકરણ વિરૂદ્ધ તથા છંદશાસ્ત્રવિરૂદ્ધ પદો મળી આવે છે. આ કાવ્ય તેણે ઇ. સ. ૧૫૮૦ માં લખવું શરૂ કર્યું હોવું જોઈએ એમ ભાસે છે. તે ઘણો ગરીબ હોવાથી તથા તેને લગભગ ૧૨ છોકરાં હોવાથી એ પિલ્લાલા રામભદ્રય્યા નામથી પ્રસિદ્ધ હતો. રામરાજભુષણ તથા એ, બન્ને સમકાલિન હોવાની એક આખ્યાયિકા પ્રસિદ્ધ છે. [ શં. સા. પરશા તેલગુ વાઙ્મય.]

**અય્યાશાસ્ત્રી**:—રામશાસ્ત્રીની પછી થએલા પુનાના ન્યાયાધીશ. સવાઈમાધરાવની કારકીર્દીમાં અય્યાશાસ્ત્રી પુનામાં પ્રસિદ્ધ થયા. જ્ઞાતિ બહિષ્કારના નિકાલ કરવાનું કામ પણ વખતે તેમને સોંપવામાં આવતું. તે દ્રવિડ બ્રાહ્મણ હતા. શ્રાવણમાસમાં દક્ષિણા આપવા અન્નક્ષેત્રના એક દરવાજા આગળ તે બેસતા. આવું દક્ષિણા વહેંચવાનું માન બહુ થોડાજ મહાન પુરૂષોને મળતું.

**અરખ**:—આ ઉત્તર હિન્દુસ્તાનના ખેડૂતોની જાત દ્રાવિડ વંશની જણાય છે. ૧૯૦૧માં તે ની વસ્તિપત્રકમાં સંખ્યા ૭૬,૪૩૬ નોંધાઇ તે પૈકીના ઘણા ખરા સંયુકત પ્રાન્તમાં મળી આવ્યા. ૧૯૧૧ના વસ્તિપત્રકમાં મધ્યહિન્દુસ્તાનમાં ૨૫૨૯ અરખ હતા. મધ્યપ્રાંત તથા વરાડમાં ૧,૦૦૦ તથા સંયુકત પ્રાંતમાં ૮૪,૫૯૧ હીન્દુ અરખ તથા ૬૫ મુસલમાન અરખ મળી આવ્યા. તેઓ જોકે પોતાને હિન્દુ લેખાવે છે છતાં તેમનો ધર્મ વન્યધર્મનુંજ એક સ્વરૂપ છે એમ કહી શકાય. તેમની કુલદેવતા દેવી હોઈ તેને તેઓ બકરાનો બલિ આપે છે. તથા આ વખતનો સંસ્કાર હલકા દરજ્જાના બ્રાહ્મણ દ્વારા કરાવાય છે. તેઓ ઘણાખરા હિન્દુ તહેવારો પાળે છે. કર્વાચોથને દિવસે તેમના બૈરાં નાળચાવાળા માટીના વાસણમાંનું પાણી જમીન ઉપર રેડી ચંદ્રની પુજા કરે છે. મધ્યહિન્દુસ્તાનમાં બ્રાહ્મણ તેમને ઘેર પુજા કરવા જતો નથી. તેઓ મુખ્યત્વે કરીને કરતલદેવ નામના સર્પદેવતાની ઉપાસના કરે છે.

મધ્યપ્રાંતના અરખ:—ચાંદા જિલ્લામાં તથા વરાડમાં આ જાત પુષ્કળ મળી આવે છે. તેઓ પોતાની ઉત્પતિ, એક વખત પરશુરામને જણો કરડવાથી નિકળેલા લેહીથી થઈ એમ જણાવે છે. તથા યુધ્ધમાં તેને મદદ કરી નહી તેથી અથવા તેની પછી તેના ધનુષ્યવડે શિકાર કર્યો હોવાથી શાપ મળવાથી તેમનામાં બે ભેદ થયા. એક પેટા ભાગનું નામ પાસી તથા બીજાનું અરખ એવું નામ પડ્યું. આ લોકો પક્ષી પકડે છે તેમજ શિકારી પણ છે. તેઓ હિન્દુ પદ્ધતિ પ્રમાણે લગ્ન કરતા નથી. તેઓ ડુક્કરો પાળે છે, મદ્યમાંસ યથેચ્છ ખાય છે પરંતુ ચામડાઓને અડતા નથી. ચાંદાના અરખ ગોંડ માંના અરખના નજીકના સગા છે. તેઓ સગોત્ર વિવાહ કરતા નથી. તેઓ કુલાચાર પ્રમાણે ૩, ૪, ૫, ૬, ૭, ૮, અને ૧૨ દેવતાઓની પુજા કરે છે. અને સમાન સંખ્યાના દેવતાઓની પુજા કરનારા કુટુંબો અન્યોન્ય લગ્ન કરતા નથી. તેમની માટીયા તેખામ, તેસલી, ગોહામ, મડર્જ, સયામ વગેરે અવટંકો દેવતાઓની સંખ્યા ઉપરથી પડી છે. આ જાત ગોંડ અને પાસીના સંબંધથી ઉત્પન્ન થઈ હોવી જોઈએ એવો રસેલ તથા હિરાલાલના ગ્રંથમાં ઉલ્લેખ છે. તેમના સામાજિક રીતરીવાજો કનિષ્ટ હિન્દુજાતી પ્રમાણે છે. તેમના લગ્નો હનુમાનના મંદીર આગળ અથવા પાછલે વર્ષે જ્યાં આગળ હોળી સળગાવવામાં આવી હોય તે સ્થળે કરવામાં આવે છે. કન્યાનું શુલ્ક ૨૫ થી ૪૦ રૂપીઆ હોય છે. વિવાહના લગ્ન સમયે વર વિધવાને ઘેર જાય છે. ત્યાં વધુવરનું સ્નાન થાય છે, તેમને પાટલા ઉપર બેસાડવામાં આવે છે તથા નજીક કપાસના દોરા હોવે છે. વર પાંચ હાથનું મણકાવાળુ

મંગળસૂત્ર વધુના ગળામાં બાંધે છે. તેઓ સુતક એક દિવસ પાળે છે. [સેન્સસ રિપોર્ટ; રસેલ અને હિરાલાલ-કાસ્ટ એન્ડ ટ્રાઇબ્સ ઈન સી. પી. એ. રિ. એ.]

**અરગ:**—(મહેસૂર સંસ્થાન) શિમોગા જિલ્લાના તીર્થહલ્લી તાલુકામાં (ઇ. સ. ૧૯૦૧ માં) ૫૭૬ લોકસંખ્યાવાળું એક ગામડું. આ ગામડું પૂર્વે મલેરાજ્યની (ડોંગરી રાજ્ય) રાજધાનીનું સ્થળ હતું. ચાલુક્યના અમલમાં હુમચના સાંતર રાજા આ ભાગ પર રાજ્ય કરતા હતા. ૧૪ મા શતકમાં તથા પછી પણ વિજયનગરની આમદાનીમાં આ રાજ્યમાં ૩ શહેર તથા ૧૮ પરગણાં હતાં. ઈ. સ. ૧૭૬૩ માં હૈદરે હાંકી કાઢ્યા ત્યાર સુધી કેલદી રાજા અહીં રાજ્ય કરતા હતા.

**અરંગ:**—(મધ્યપ્રાંત) રાયપુર જિલ્લો. રાયપુર. આ ગામ રાયપુર ગામથી ૨૨ માઈલ ઉપર છે. ૨૧°૧૨' ઉત્તર અક્ષાંશ તથા ૮૧°૫૯' પૂર્વ રેખાંશ. લોકસંખ્યા સુમારે સાત હજાર. ગામની આસપાસ તળાવો તથા આંબાવાડીઓ પુષ્કળ હોઈ આજુબાજુ જુનાં દેવાલયો પુષ્કળ છે. ઘણા યાત્રાળુઓ જગન્નાથ પુરીની યાત્રાએ જતી વખતે અહીંના બાગેશ્વરનાં દર્શને આવે છે, અહીં સાધારણ વેપાર પણ છે.

**અરણીસુત:**—આ શુકાચાર્યનું બીજું નામ છે. આ નામ પડવાનું કારણ મહાભારત શાન્તિપર્વના અધ્યાય ૩૨૪માં એવું આપ્યું છે કે, એક સમયે વ્યાસ અગ્નિ ઉત્પન્ન કરવા બે મિથનસ્વરૂપી અરણી એકમેક ઉપર ઘસતા હતા તે સમયે ઘૃતાચી નામની અપ્સરા ત્યાં આગળ આવી. તેને જોતાં વારજ વ્યાસ કામવિહ્‌વલ થયા; તેથી ઘૃતાચી મેનાનું રૂપ લઇ તેમની પાસે આવી તથાપિ વ્યાસના કામવિકાર શાન્ત થયા નહિ. તેમણે તે દાબવા ઘણા પ્રયત્ન કર્યા પણ વ્યર્થ ગયો. છેવટે અજાણે અરણી ઉપર તેમનું રેતસ્ખલન થયું તથા તેનાથી શુકાચાર્યનો જન્મ થયો. તેથી તેમનુ નામ અરણીસુત પડ્યું.

**અરડોઈ:**—કાઠિઆવાડમાંનુ એક ગામ. લોકસંખ્યા (૧૮૮૧)-૧૧૧૨. કાનાસાંગાણી જાગિરના મુળપુરૂષ સાંગોજીને આ ગામ ૧૬૫૪-૫૫માં ગોંડલ તરફથી જાગિરમાં મળ્યું, તે પહેલાં તે ગોંડલરાજાની રાજધાનીનું સ્થાન હતું. પછીથી રાજધાની ગોંડલ ગઇ. અહીંની જમીન સારી છે. આ ગામ રાજકોટ-ગોંડલરસ્તાની પૂર્વે ૨ માઇલ ઉપર છે.

**અરનાઈ:**—(મુ. ઇ. સુરત જીલ્લો ધરમપુરની દક્ષિણે સુમારે ૯ માઇલ પર આવેલું સ્થળ. અહિં ગરમ પાણીનો ઝરો છે તથા ચૈત્રી પુર્ણિમાએ યાત્રા ભરાય છે.

**અરંતાંગી:**—(મદ્રાસ ઈલાકો) તંજાવર જિલ્લો, પત્તુકોટ્ટઇ તાલુકાનું એક ગામ તે 'સાઉથ ઇન્ડીયન રેલ્વે' પર આવેલું હોઈ 'ડિસ્ટ્રિક્ટ બોર્ડ રેલ્વે' આ ગામ સુધી આવી છે. ઈ. સ. ૧૯૦૧માં લોકસંખ્યા ૨૯૨૫ હતી. અત્રે દરવર્ષે આશરે ૩૪.૨૬" વરસાદ પડે છે. અહિં પ્રવાસીઓમાટે 'ડિસ્ટ્રીકટ બોર્ડ રેલ્વેએ' બંધાવેલી એક છત્રી છે. ઉત્તમ પ્રકારની ડાંગર, તમાકુ, મગફળી એ મુખ્ય પાક હોઇ સુતરાઉ, રેશમી તેમજ જરિયાન કાપડ તૈય્યાર થાય છે. રંગવાનું કામ પણ અહિં સારૂં ચાલે છે.

આસપાસ લંટેરાઈટ નામનો પત્થર પુષ્કળ જડે છે. તેનો ઇમારતીકામમાં ઉપયોગ થાય છે. ૧૫મી સદીમાં પાંડ્ય રાજાના સેનાપતિ રામનદનઃ રાજાએ તંજાવરના રાજા પાસેથી આ ગામ જિતી લીધું તથા પાંડ્ય રાજયમાં જોડ્યું. ૧૭મી સદીમાં આ ગામ તંજાવરના કબજામાં હતું. પરંતુ ઇ. સ. ૧૬૪૬માં ફરીથી રામનદના રાજા રઘુનાથ તેવને તે જિત્યું. પરંતુ કરારનામા પ્રમાણે પાછું તે તંજાવરની માલકીનું થયું. આ પછી ઇ. સ. ૧૬૯૮માં જે લઢાઈ થઈ તેમાં રામનદે ફરીથી આ ગામ જિત્યું. આવી રીતે આ ગામ કોઈ વખત તંજાવર તો કોઇ વખત રામનદના તાબામાં હતું. છેવટે ઈ. સ ૧૭૪૯થી આ ગામ તંજાવરના તાબામાં છે. અહિંના કિલ્લામાં તથા શિવાલયમાં પ્રાચીન શિલાલેખ છે.

**અરપલ્લી:**—આ જિલ્લો મુળ ચાંદા જિલ્લાનું એક પરગણું છે. તે અગ્નિ કોણમાં આવેલો હોઈ તેનું ક્ષેત્ર ફળ ૪૪૦ ચોરસ માઈલ છે. તે પહાડી પરગણું છે. તેમજ તેમાં નદીનાળા તથા જંગલો પુષ્કળ છે તેનાં ૮૧ ગામો છે. તે પૈકી ઘોટ મુખ્ય ગામ છે. અહિં શેરડી બહુ પાકે છે. વેનગંગા તથા પ્રણીતીના કાંઠા પર જે ગામો આવેલાં છે તેટલાંજ માત્ર સારાં ગામો છે બાકીના સર્વ ગામ જંગલ તોડી વસાવેલાં ગામડાં હોઈ તેમાં મારિયા લોક ખેતી કરે છે.

**અરબસ્તાન.**—આ દ્વિપકલ્પ એશિઆખંડની નૈઋત્યે આવેલો હોઇ પશ્ચિમે રાતો સમુદ્ર, દક્ષિણે એડનનો આખાત અને હિન્દી મહાસાગર, પૂર્વે ઓમનનો આખાત તથા ઈરાનનો આખાત છે.

પોર્ટસય્યદથી માંડીને એડનસુધીની પશ્ચિમ બાજુની લંબાઈ ૧૫૦૦ માઇલ છે બાબલ માંડબની સામુદ્રધુનીથી રાસેલહદ પર્યંતની લંબાઈ ૧૩૦૦ મૈલ હોઇ, ઉત્તર બાજુ પોર્ટસય્યદથી યુફ્રેટીસનદીસુધી ૬૦૦ માઇલ છે. ક્ષેત્રફળ સરાસરી ૧૨,૦૦,૦૦૦ ચોરસ માઇલ છે.

ભુવર્ણનઃ—અરબસ્તાન ઉચ્ચપ્રદેશ છે. એ નૈઋત્યખુણા તરફ અતિશય ઉચ્ચ હોઈ ઈશાનકોણુ તરફ નીચો થતો ગયો છે. આ દેશમાં મોટા મોટા પર્વતો ન હોવાથી વાદળાઓ આગળ ચાલી જાય છે અને તેથી અહિં વરસાદ ભાગ્યેજ પડે છે; એટલે સરોવર તથા નદીઓ તો હોયજ શાની? જેમની નદીઓમાં ગણના થાય છે તે જ્યારે પુષ્કળ વરસાદ પડયો હોય ત્યારેજ નદીસંજ્ઞાને પાત્ર થાય છે.

વીભાગઃ-સાધારણ રીતે અરબસ્તાનના ઉત્તર મધ્ય, દક્ષિણ એમ ત્રણ ભાગ કરવામાં આવે છે. પ્રથમભાગ ઘણો ખરો રેતીથીજ ભરેલો છે. અહિં રખડતાં રબારીઓનાં મોટાં ટોળાંજ ઘણેભાગે વસે છે. મધ્યભાગમાં અર્ધી જમીન ખેતીલાયક હોઇ અહિંજ કેટલાક લોકો ઘર કરી વસ્યા છે.

પણ દક્ષિણ ભાગ ઘણો ફળદ્રુપ છે. અહીં વરસાદ પુષ્કળ પડી ખેતી ઉત્તમ થાય છે. આ ભાગમાં વસતાં કુટુંબો સુખી છે. પરંતુ આવી સ્થિતિ ફક્ત કિનારા પરજ જણાઈ આવે છે. અંતર્દેશ રેતીથી ભરેલો છે. આ દેશના ઉત્તર ભાગની ઘણી ખરી શોધ થઈ છે. પરંતુ દક્ષિણ તરફની શોધ ત્યાંની રેતીને લીધે અતિશય મુશ્કેલ હોવાથી, સમુદ્ર કિનારાથી ૧૦૦ માઇલની અંદર કોઇ પણ પ્રવાસી ગયો નથી. ત્યાંનો વિસ્તીર્ણ રેતાળ પ્રદેશ ડહાના નામથી પ્રખ્યાત છે.

આબોહવાઃ—સામાન્ય રીતે અરબસ્તાનનો પ્રદેશ આખી દુનિયામાં ગરમ પ્રદેશ ગણાય છે. આનો અનુભવ ઈરાનના અખાત તથા રાતાસમુદ્રના દક્ષિણ ભાગમાં થાય છે. ઉત્તર અને મધ્ય ભાગ દિવસે અતિશય ઉષ્ણ હોઈ રાત્રે જલદી ઠંડા પડે છે. તેના કરતાં દક્ષિણ પ્રાંત ઠંડો છે.

પ્રાણિઓઃ—હરણ, સસલાં, જંગલી બકરાં, ચિત્તા, વરૂ ઈત્યાદિ પ્રાણિઓ પુષ્કળ મળી આવે છે. માત્ર ઉંટ અને ઘોડાનેજ પાળવામાં આવે છે. આરબ લોકોને ઉંટ ઘણાં ઉપયોગી થઇ પડે છે.

વૃક્ષ, વનસ્પતી તથા પાકઃ—અરબસ્તાનની વૃક્ષવનસ્પતી તરફ જોતાં તે જાત દક્ષિણ એશિઆના વૃક્ષવનસ્પતી કરતાં આફ્રીકાની વનસ્પતીને વધારે મળતી છે. ઉચ્ચ પ્રદેશમાં અંજીર આમલી, જેવાં ઝાડો પુષ્કળ હોય છે. અસુરના પ્રદેશમાં એક મોટું અરણ્ય છે. દ્રાક્ષ આમ્રિકોટ, પીચ, સકરચંદ, અંજીર કેળાં જેવાં ફળો ઉચ્ચ ડુંગરી પ્રદેશમાં, તથા ખજુર સપાટ પ્રદેશમાં પાકે છે. મદીનામાં ઉત્તમ પ્રકારનું ખજુર તૈયાર કરવામાં આવે છે. કાકડી વગેરે પુષ્કળ પાકે છે. કાફીનો પાક સર્વથી વધારે છે. કાફી ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં એબીસિનીયાથી અહીં આવી એમ કહેવાય છે.

વહેવાર માર્ગોઃ—૧૯૦૮ સુધી અરબસ્તાનમાં રેલ્વેમાર્ગ બિલકુલ ન હતો. પૂર્વે મોટી મોટી સડકો જુદા જુદા શહેરોમાંથી મક્કા તરફ જતી હતી. પ્રત્યેક સડક ઉપર થોડે થોડે અંતરે ધર્મશાળા, વાવ વગેરે બાંધેલાં હતાં. ૧૯૦૮ પછી દમાસ્કસથી મક્કા તરફ જનારી એક રેલ્વે મદિના પર્યંત તૈયાર કરવામાં આવી. હાલ રાતા સમુદ્રનુ મહત્વ ઘણું વધ્યું છે. ઈરાનનો આખાત તથા રાતા સમુદ્ર ઉપરનાં ઘણાં ખરાં બંદરોનો સંબંધ હિન્દુસ્તાન જોડે બંધાયો છે. ૧૯૨૦ સુધી હેજાઝ રેલ્વેલાઈન સિવાય અરબસ્તાનમાં બીજે કોઈપણ સ્થળે રેલ્વે ન હતી. આજ લાઈન મદીનાથી મક્કા સુધી તથા માઆનથી આકાબા સુધી વધારવાનો વિચાર હાલ ચાલુ છે. ૧૯૧૮-૧૯ માં એડનથી લાહેજ તરફ સુમારે ૨૫ માઈલનો લશ્કરી રેલ્વેનો ફાંટો તૈયાર કરવામાં આવ્યો. અને તે ફાંટો લશ્કરી કામ ન હોય ત્યારે બીજા કામોમાં પણ વપરાય છે. મોદીદાથી સાનાચા ૧૭૩ માઈલ રસ્તા સિવાય ઈતર સડકો નથી. જુના કારવાનના રસ્તાજ હજુ પ્રચારમાં હોઈ ગયા યુદ્ધકાલમાં તેમનેજ દુરૂસ્ત કરી મોટરી રસ્તા બનાવવામાં આવ્યા. તારયંત્રના ફાંટા જેદ્દા-મક્કા; જેદ્દા-રાબુધમેદિના, હોદીદા-મોકા શેખસય્યદ; હોદીદા-લોહીઆ-મિદી; તથા મોકાતય્યઝ-યેરિમ-સાના છે.

માપણી તથા મર્યાદાનિશ્ચયઃ—આ દ્વીપકલ્પની ઉત્તર સરહદ, તેમજ અંતર્ભાગની અનેક સંસ્થાનોની હદ અદ્યાપિ નક્કી થઈ નથી. ૧૯૨૦ ના ઈન્ડો બ્રિટિશ કન્વેન્શનથી સીરિયા, પેલેસ્ટાઈન તથા મેસેપોટેમિયા તરફની સીમા માત્ર ઠરાવવામાં આવી. ૧૯૧૪ સુધી અરબસ્તાનની માહિતી બિલકુલ તુટક હતી. પરંતુ ત્યારથી પ્રવાસીઓએ કરેલી શોધને લીધે તથા યુદ્ધનિમિત્ત થએલી ચળવળને અંગે પુષ્કળ માહિતી મળી છે. તેની સાથેજ અરબસ્તાનનો સવિસ્તર નકશો કાઢવાનું કામ ચાલુ હોઈ તે દેશના ઉત્તરાર્ધનો તો નકશો છપાઈ પણ ગયો છે. ઉપર્યુક્ત પ્રવાસી શોધકોમાં ફિલ્બી, શેકસપીઅર તથા બેલ મુખ્ય છે. ફિલ્બીએ ઈરાનના આખાત પરના ઓકૈર બંદરથી નિકળી મધ્યઅરબસ્તાન ઓળંગી છે. રાતા સમુદ્ર ઉપરના જેદ્દા બંદર પર્યંત પ્રવાસ કર્યો. તેણે બીજી સફર નેજદના રાજ્યમાંથી કરી તથા રિયાધ તથા ડામ એ બે શહેરોમાંના પ્રદેશની મોજણી કરી. ૧૯૧૩-૧૪ માં મિસ ગર્ટ્રૂડ લોથિયન બેલે ફક્ત દેશ્ય ભોમિયા સાથે લઈ એકલીએ પ્રવાસ કર્યો. દમાસ્કસથી નિકળી તે ટીમા-

પર્યંત ગઈ, પછી પૂર્વ તરફ વળી હેલ જઈ, લોકો તથા નેજફ થઈ બગદાદ પહોંચી; અને તેણે આ અજ્ઞાત ભાગની પુષ્કળ માહિતી મેળવી. ગતયુદ્ધ પૂર્વે હેજાઝ રેલ્વે લાઇન પરનાં સર્વ સ્ટેશનોનાં નામ પણ પ્રસિદ્ધ ન હતાં; પરંતુ એ યુદ્ધમાં તુર્કોવિરૂદ્ધ ચઢાઈ કરતી વખતે હેજાઝ, તેમજ અસિર અને યેમેન પ્રાંતની માહિતી મળી. તેવીજ રીતે યુદ્ધ સમયે રાતાસમુદ્ર પર પેરો ભરતી બ્રિટિશ આગબોટોએ અકાબથી એડનપર્યંતના સર્વ અરબી કિનારાની બારીક તપાસ કરી તેનો નકશો તૈયાર કર્યો છે.

ઉદ્યોગધંધાઃ—અહીંના લોકનો મુખ્ય ધંધો ઉંટની પેદાશનો છે. ઉંટના વેપારનાં મુખ્ય સ્થળ દમાસ્કસ તથા બગદાદ છે. ત્યાંના સર્વ લોકનાં ઉંટોની સંખ્યા એકંદર લગભગ ૭ લાખ ૨૦ હજાર થાય છે એમ કહેવાય છે. ઘોડાની પેદાસનો પણ એક બીજો ધંધો હોય છે. અહીંના ઘોડા મેસેપોટેમિયા તથા સિરીયા જાય છે. સફેદ રંગી તથા ઉંચા હાડનાં ગધેડાં પણ પેદા કરવામાં આવે છે અને તે ઇજીપ્ત મોકલવામાં આવે છે. અને મોતીનો તથા માછલી પકડવાનો ધંધો ધમધોકાર ચાલે છે. ઘણાં ખરાં બંદરી ગામોમાં માછલાં સુકવવાનો ધંધો પુષ્કળ લોક કરે છે. કામરાન નજીક પુષ્કળ મીઠાની ખાણો ચાલુ હતી; પણ ૧૯૨૦ થી તે બંધ પડી છે.

વેપારઃ—અરબસ્તાનમાંથી મોતી, ખજૂર, કાફી તથા ચા ... બહાર મોકલાય છે. આ સિવાય કંઈ બહાર મોકલવામાં આવતું નથી. આયત માલ–કાપડ, ચોખા, આટ, ખાંડ, ચહા, તથા ઇતર ખાદ્ય પદાર્થ છે. એડન બાદ કરતાં મસ્કત, માનામા તથા કુવૈત એટલાંજ વેપારનાં મુખ્ય મથક છે. આ પૈકી પ્રથમ નાનો વેપાર યુરોપસાથે તથા બાકીનાં બેનો હીન્દુસ્તાન તથા બીજા પ્રાચ્ય દેશો સાથે હોય છે. જેદ્દામા મોટો વેપાર માત્ર યાત્રાસમયે હોય છે. આ સિવાય હોદીદા, જીઝન, મોકા, તથા માકાલા એ વેપારી બંદરો છે. અરબસ્તાનના વેપારી વર્ગમાં વધારે સંખ્યા હિન્દુઓની અને તેથી ઉતરતી ઈટાલિઅન લોકોની છે. અંતરભાગમાં મુખ્ય વેપારનાં સ્થળ ટીમા અને ખૈબર ( હેજાઝ ), મુહેલ તથા ખમિસ મુશીત ( અસુર ); સાના ( યેમેન ); લાહેજ ( એડન ); રોસ્તક તથા નિઝવા ( ઓમન ); રિયાધ બોરીડા તથા હેલ ( મધ્ય અરબસ્તાન ) અને હોફૂફ ( એલહાસા ) હોઈ ત્યાં ધાન્ય તથા બહારથી આવેલા તૈયાર માલની લેવડદેવડ મુખ્યત્વે થાય છે.

**આરબ લોકઃ**—સેમિટિક મહાવંશની જે શાખા, પ્રાચીન ઐતિહાસિક કાળથી અરબસ્તાનના દ્વીપકલ્પમાં રહે છે તે આરબ નામથી ઓળખાય છે. હાલ આરબો અરબસ્તાન સિવાય મેસેપોટેમિયા, રાતા સમુદ્રનો પશ્ચિમ કિનારો તથા ઇરાનના અખાતનો પૂર્વ કિનારો અને ઉત્તર આફ્રિકાએ પ્રદેશોમાં રહે છે. ખરા આરબો અરબસ્તાનના મૂળના રહેવાસી હતા.

આરબ લોકોનો ચહેરો લાંબો, આંખો કાળી શાહી જેવી તથા ઉંડી, બાહુ લાંબા તથા કપાળ સરળ પણ બહુ ઉંચુ હોતું નથી. તેમનો બાંધો પાતળો હોય છે છતાં જુસ્સાદાર હોઈ તેમની રહેણી સ્વચ્છ હોય છે. ઘડપણ સુધી પણ તેઓ નિરોગી હોય છે. શારીરિક બાબતમાં સર્વ જગતમાં તેમનો નંબર ઘણો ઉપર આવી શકે. બૌદ્ધિક દૃષ્ટિએ પણ તેઓ ઉતરતા નથી. તેમને એક જથામાં રહી કામ કરતાં આવડતું નથી. તેથી તેઓ પછાત છે. તેઓ સુસ્વભાવી, સભ્ય, તથા શૂર પરંતુ દુષ્ટ, ખુની, અવિશ્વાસી તથા વિચિત્ર મિજાજી છે. "પોતાનો જીવ પણ જોખમમાં નાખી જ્યારે આરબ પોતાના મહેમાનનું રક્ષણ કરે છે તથા ઘણા સંતોષથી નિરાશા, સંકટો તથા નસિબે આવી પડતા ફેરફાર સહન કરે છે ત્યારેજ તેનો ખરો મર્દાની સ્વભાવ દીસી આવે છે. દયા તથા કૃતજ્ઞતાને લીધે એ તુર્કોથી જુદા પડે છે. તુર્કો જન્મથી નિષ્ઠુર હોય છે. પરંતુ આરબો ઘણા દયાળુ અંતઃકરણવાળા, ગરીબને મદદ કરનારા તથા શત્રુના પણ ઉપકાર ન વિસરનારા હોય છે" એવું બર્કહાર્ટ લખે છે ( ટ્રાવેલ્સ ઇન અરેબીઆ, લંડન ૧૮૨૯ ).

ઘઉં, ભાજીપાલો, ખારેક તથા ફળો એ તેમનાં મુખ્ય ખાદ્ય હોઈ શ્રીમંત લોકો માંસાહાર પણ કરે છે. તેઓ માખણ પુષ્કળ ખાય છે તથા કોફી પીવાનો રિવાજ આ લોકોમાં ઘણો છે.

આરબોમાં ગુલામગિરીનો રિવાજ છે. ઢોરાંની બરદાસ રાખવામાં અથવા ઘરનાં કામો કરવામાં ગુલામોનો ઉપયોગ કરવામાં આવે છે. આફ્રિકાના પૂર્વ કિનારાના પ્રદેશોમાંથી ગુલામો પૂરા પાડવામાં આવતા; પરંતુ ૧૯ મા સૈકાની છેવટમાં આ પ્રવાહ બંધ કરવામાં આવ્યો. ગુલામે મહમદી ધર્મની દીક્ષા લીધા પછી, સાત વર્ષ પુરા થયે તેને ગુલામગિરીમાંથી મુકત કરવાનો રિવાજ આરબોમાં છે.

આરબો ઉત્તમ લડવૈયા છે; પરંતુ તેમનામાં સેનાનાયકનાં કામને માટે લાયક માણસો ઘણાં ઓછાં મળી આવે છે. ધૈર્ય, વહાલાનાં વિયોગ સહવાની ટેવ તથા મરણવિષે બેદરકારી એ ગુણો આરબ સૈનિ·

કોમાં તરી આવે છે. તુર્કો કરતાં આરબો વધારે દયાળુ હોય છે. તેઓ પોતાનું વચન કદી પણ તોડતા નથી; અને સ્વભાવે શાંત હોય છે.

આરબો સ્વાગત કરવામાં પ્રખ્યાત છે. ( જુઓ આતિથ્ય )

આરબ સ્ત્રિયો પણ પુરૂષો જેવીજ શુરવીર હોય છે. આરબી ઇતિહાસમા આરબ સ્ત્રિઓના નેતૃત્વ હેઠળ થયેલી પુષ્કળ લઢાઇઓના ઉલ્લેખ છે.

આરબોમાં શિક્ષણનો પ્રસાર ઘણો થોડો થયો છે. મોટેરાના સહવાસમાં પુષ્કળ કાલ વ્યતીત કરવો પડતો હોવાથી આરબ છોકરાંને ધૈર્ય, આચાર વગેરે બાબતોનું શિક્ષણ ઘેરજ આપવામાં આવે છે.

આરબોમાં બે મુખ્ય જાતો છે. આરબ અને બેદુઇન, તે પૈકી પ્રથમ વર્ગ ખેડુતોનો છે. તથા બીજો ભરવાડોનો છે. યેમેન, હાદ્રામત અને ઓમન પ્રદેશમાં આરબોની વસ્તી છે. તથા હેજાજ, નેજદ. અલહાસ, સીરિયાનો રેતાળ પ્રદેશ અને મેસેપોટે મિયામાં બેદુઇન લોક રહે છે. આ લોકની સમાજ વ્યવસ્થા જાતિવિશિષ્ટ હોય છે. પ્રત્યેક જાતિનો મુખ્ય મનુષ્ય શેખ કહેવાય છે. તેજ સર્વ વાદગ્રસ્ત પ્રશ્નનો નિવેડો કરે છે. અને તેના નિકાલ પ્રમાણે સર્વ ચાલે છે. ઉપરની બે જાતો સિવાય હજેજ અને દક્ષિણ અરબસ્તાનની શરીફ અથવા સય્યદ નામની એક જાત છે. ત પોતાને મહમદના વંશજ કહેવડાવે છે. આ વર્ગની ધર્મ તરફ પ્રવૃત્તિ વધારે જણાય છે. આ સિવાય મજુરવર્ગ, ગુલામ વગેરે ભેદ છે. દક્ષિણ અરબસ્તાનમાં સિદ્દી લોકોની વસ્તી પુષ્કળ છે.

લગ્નઃ—કેટલીક અરબી જાતોમાં લગ્નરીતિ ઘણી સરળ હોય છે. તો કેટલીકોમાં તે ઘણી ધામ-ધુમવાળી હોય છે. બેદુઇન જાતિનો ક્રિસ્તી અરબ એક બકરાનું ગળુ કાપી તેનું રકત પોતાના ભાવી સાસરાના તંબુ આગળના પથરા ઉપર છાંટે છે; અને પડદા વગરની બેદુઇન બેગમ સાથે લગ્ન કરે છે. મક્કાના જે નગરવાસીઓ આરબ હોય છે. તેઓ માત્ર લગ્નબાબતમાં મુસલમાની રિવાજ પ્રમાણે બેહદ પાવત્રતા પાળવા જાય છે. અને લીલી પાઘડી પહેરનારા તથા સર્વ મુસલમાની આચાર તંતોતંત પાળનારા શેખોની પડદાનશીન બેગમો સાથે શાદી કરે છે.

લગ્ન માટે કન્યાનું પ્રસ્થાનઃ—આરબ વર-કન્યા ઘણું કરીને એકમેકથી દૂર રહેનારાં હોય છે. વરને કન્યાને ગામ જવું પડતું નથી. જેમ વધારે દૂર દેશની આરબ કન્યા ત્યાંથી ચાલી નિકળી વર તરફ જઈ તેને વર માળ પહેરાવે તેમ વરની આબરૂથી વધારે ગણાય છે અને તેમાં તે પોતાને અધીક ભાગ્યશાળી તથા કુળવાન સમજે છે. નગરવાસી આરબ પોતાનાં બાલકને નાનપણમાંજ દુર અંતરે રહેતાં બેદુઇન લોકો તરફ રહેવા માટે મોકલી દે છે. કારણ ત્યાં તેઓ બેદુઇન બાલકો સાથે ઉછરી તેમના જેવીજ મજબુત શારીરિક સંપત્તિ મેળવે એવી નાગરિક માતાપિતાની ઇચ્છા હોય છે. પુખ્ત વયનો થતા સુધી ત્યાં છોકરો રહે છે. પછી પોતાને ઘરે પાછો આવ્યા પછી તેને પોતાને તથા તેનાં સગાંવ-હાલાંને તેનું લગ્ન કરવાનો વિચાર થાય છે. તેનુ મન પૂર્વપરિચિત બેદુઇન કન્યા ઉપર બહુશઃ ચોંટેલું હોય છે તેથી લગ્ન કરવું તો તેનીજ સાથે કરવું એવો તેનો પ્રથમથીજ નિશ્ચય હોય છે. તેના નાગરિક માતપિતાને પણ પોતાના છોકરાનો સશક્ત બેદુઇન કન્યાસાથેનો વિવાહ હિતાવહ જણાય છે. તેથી બહુશઃ તેઓ પોતાના છોકરાનું વલણ જોઈ તેને ગમતી કન્યાનીજ માગણી કરે છે. આ માગણી પહોંચતાંવારજ કન્યા તરતજ મોટી ધામધુમ સાથે ઉંટ ઉપર બેસી વધુ થઇનેજ ત્યાં આવે છે !

વધુપ્રસ્થાનના વરઘોડાનું વર્ણનઃ—ઉંટની પીઠ ઉપર એક ડોલી કસેલી હોય છે અને તેના ઉપર એક બુરખો નાખવામાં આવે છે. આ બુરખાનું કાપડ રેશમી હોઈ તેમાં ઝીક તથા જરી-યાનું ભરત હોય છે. વચ્ચે વચ્ચે સોનેરી જરીયાનવડે કુરાનમાંનાં વાકયો ભરેલાં હોય છે. ભરતમાં નાનાં નાનાં ટપકાં અથવા ટિકીઓ ચોડેલી હોય છે. તેમજ બુરખાને પણ ઠેકઠેકાણે બોરીઆ ચોઢલાં હોય છે. ઉંટના નાકપર એક સુંદર શાહમૃગના પીછાંનો તોરો લટકાવવામાં આવે છે. તેની વાકી અને ગગન ચુંબિતી ડોક મેંદીથી લાલચોળ રંગવામાં આવે છે અને તેની ચારે તરફ નાના નાના તકતા લટકાવે છે અને તેમાં સૂર્યકિરણો ચળકે છે. આ દર્પણોના તેજથી ઉંટની આંખો તદ્દન ફીકી પડી જઇ ફક્ત અપારદર્શક સ્ફાટિક જેવી દેખાય છે ! તેના વાંકાટેડા શરીર પર છેક ખરીઓપર્યંત લટકતી એક ઝુલ ઓઢેલી હોય છે. હોદ્દામાં કન્યાસાથે તેની એકાદ સહિયર બેઠેલી હોય છે. કન્યાને સંભાળીને લઇ જવા માટે તેની સાથે કેટલાક પુરૂષો મોકલવામાં આવે છે. તેઓ કન્યાની આગળ પાછળનાં સાદી ઝુલ ઓઢેલાં ઉંટો પર બેઠેલા હોય છે. તેમના ઉંટો પર કન્યાને વળાવામાં આપેલી વસ્તુ વસ્ત્ર, પાત્ર, રોકડ રકમ વગેરે—લાદેલી હોય છે. આ વધુ પ્રસ્થાનના વરઘોડામાં છેવટે કેટલાક ઉષ્ટ્રારૂઢ નગારચીઓ પણ હોય છે. તેઓ પોતાના ડંકા રસ્તામાં વગાડયાજ કરતા હોય છે. જોકે ડંકા બહુ

મોટા હોતા નથી પરંતુ તેમનો અવાજ કાન બહેરા કરી નાખે તેવો હોય છે.

**લગ્ન તથા સ્નાનોત્સવનો વરઘોડો:—** આ પ્રમાણે કન્યા પોતાના ગામથી ઠાઠમાઠમાં વરના ગામમાં આવ્યા પછી તેનું મુસલમાની રિવાજ પ્રમાણે પૂર્વપરિચિત વરસાથે લગ્ન થાય છે. લગ્ન થયા પછી વર વાજતે ગાજતે સ્નાન કરવા સ્નાનાગાર તરફ જાય છે. આ વખતના વરઘોડા આગળ એક બે છોકરાં બહુ જુની પદ્ધતિની ડફલી વગાડતાં વગાડતાં અને તેના તાલમાં નાચતાં નાચતાં જતાં હોય છે.

**બહુપત્નીકત્વ પત્નીત્યાગ વગેરે:—** આરબોમાં અનેક પ. ની કરવાનો નિષેધ નથી, પરંતુ શ્રીમંત શિવાય બીજા બહુપત્નીક ઘણા થોડા હોય છે. જેઓ અનેક સ્ત્રી કરે છે તેઓ નિન્દાય છે. વાસ્તવિક રીતે જોતાં જોકે બહુપત્નીકત્વનો રિવાજ પડયો છે. છતાં આરબો તેને પ્રશસ્ત ન માનતાં ઉલટો ત્રાસદાયક રિવાજ સમજે છે. સ્ત્રીત્યાગ થઈ શકે છે, પરંતુ નજીવા કારણમાટે તે કોઈ પણ કરતું નથી. વિવાહિત સ્ત્રીપુરૂષોના સર્વ હક્ક કુરાનમાં કહ્યા પ્રમાણે પાળવામાં આવે છે.

**આરબી સ્ત્રીયોનું પ્રાબલ્ય તથા અરબી સમાજની નીતીની દૃષ્ટિ:—** આરબોમાં સ્ત્રિયોનું પ્રાબલ્ય વિશેષ હોય છે. ઘણે પ્રસંગે તેઓ સ્વેચ્છાનુરૂપ વર પસંદ કરી તેમની સાથે લગ્ન પછી અનેક પ્રકારનું વ્યક્તિસ્વાતંત્ર્ય ભોગવે છે. નાગરિક અથવા તંબુમાં રહેનારી ગ્રામ્ય વધુવરો એકમેકસાથે શુદ્ધાચરણથી વર્તવાનું લગ્નમાં ખુલ્લી રીતે વચન આપે છે. પરંતુ આગળ ઉપર એ વચનો પોથીમાંનાં રીંગણાં ' ના ન્યાયે બન્ને પક્ષ પાળે છે ! સ્વવચન પાળવા પોતે ખરેખર બંધાએલા છે. અથવા પોતાની પત્નીતો બંધાએલી છે, એવું આરબ ગૃહસ્થ બિલકુલ સમજતો નથી ! બલ્કે જો કોઈ પુરૂષ પોતાની પત્નીની અનીતિબદ્દલ ચિઢાઈ તેને પજવવા પ્રવૃત્ત થાય તો તે લોકોથી નિન્દાય છે. તેમજ તિરસ્કાર પાત્ર બને છે ! સબબ આરબો પોતાની પત્નીની નીતિની ભાંજગડમાં કદી પડતાં નથી. તે બાબતમાં તેમને ' આંખ આડા કાન ' કરવા પડે છે. કારણ તેમની સ્વનીતિમત્તા પણ ઠીકઠીક હોય છે ! ( અલોની— લગ્નવિધિ ઉત્સવ )

**આરબોનો ધર્મ:—** આરબો મુસલમાની ધર્મના છે. એવી સામાન્ય માન્યતા છે. પણ ઇશમેલ ( ઇસ્મએલ ) ના મુળ રહેવાસીઓની જે જાત છે. તે જાતમાં મુસલમાની મહિના તથા તેમની પવિત્રતા પળાતી નથી. અરબસ્તાનની અંદર ' બડાવી ' નામના જે લોક છે તેઓ મકકેજતાં મુસલમાન યાત્રાળુઓનાં મોટા શત્રુ છે. તેઓ ખુદ્દ તુર્કી સુલતાન પાસેથી પણ ખંડણી વસૂલ કરવાનું ચુકતા નથી. તેઓ મુસલમાની ધર્મ માનતા નથી એટલુંજ નહિ પરંતુ તેમનામાં એક ધર્મ જુનો મુર્તિપૂજાનો પ્રકાર હોય તેમ જણાય છે આ ઉપરથી મુસલમાની ધર્મનો પવિત્ર પ્રાંત જે મક્કા તથા સર્વ અરબસ્તાનનાં ખરા માલીક જે ' બડાવી ' તેઓ બિલકુલ મુસલમાનજ નથી ઉલટા તે ધર્મના શત્રુ છે એમ ખુલ્લું દીસી આવે છે. ( ઇ. એ. ૯. ૧૫ પા. ૩૧૨-૩૧૯ )

**હિન્દુસ્તાનમાં વસતા આરબો:—** પ્રાચીન કાલથી હિન્દુ અને આરબો વચ્ચે સંબંધ ચાલતો આવેલો છે. આ સંબંધ વિશેષતઃ વ્યાપારાર્થ હતો. ઉમર ખલીફના સમયમાં ( ઈ સ. ૬૩૭ ) આરબોની એક ટોળી થાણામાં આવી હતી પછી મહલબ નામનો સરદાર ઈ સ ૬૬૪માં સમુદ્ર માર્ગે મુલતાન સુધી આવેલો હતો. આ પછી ૭૧૧માં મહમદ કાસિમે સિંધ પ્રાંતપર સ્વારી કરી. તેણે સિંધનું દેવલબંદર કબજે કરી દાહેર રાજા પર સ્વારી કરી; દાહેર રણમાં અદૃષ્ટ થઇ તેનું રાજ્ય આરબોને ખંડણી ભરતું થયું. કાસિમસાથે આવેલા આરબોએ મુલતાન વગેરે ઠેકાણે તેમનાં વસાહતો સ્થાપ્યાં તેમની હિન્દુસાથે મૈત્રી થઈ તથાપિ કુરેષજાતના આરબોએ સિંધમાંના હિન્દુઓની ઈમારતો, દેવળો વગેરે તોડી નાખી તે કાટમાલથી પોતાની નવી ઇમારતો બંધાવી.

અલિપ્તગિને ગઝનીમાં સ્થાપેલા સ્વતંત્ર રાજ્યની પૂર્વસરહદ પંજાબ પ્રાંતને અડીને હતી. તેથી પંજાબનો જયપાળ તથા અલપ્તગીન વચ્ચે અસંતોષ ઉત્પન્ન થયો. પછી ગઝનીની ગાદીએ જ્યારે સબકતગીન આવ્યો ત્યારે રજપુત રાજસંઘ તેની હદમાં પેસી જઇ લઢાઈ કરી પરંતુ સબકતગીનના જાણિતા પુત્ર મહમદે રજપુતોનો પરાભવ કરી મહમદે સુલતાનપદ ધારણ કર્યું ત્યારે હિન્દુસ્તાનની સરહદ પરજ તુર્કી સલ્તનત સ્થાપન થયા જેવીજ હતી. મહંમદની હિન્દુસ્તાન પર સ્વારીઓ સર્વ જાણે છે. ત્યારથી માંડીને આજસુધી આરબો સાથે સંબંધ સતત ચાલતો ગયો, એ સર્વ ઈતિહાસમાં આપેલુંજ છે.

**મરાઠી અમલમાં આરબો:—** મુસલમાનો સિવાય આરબ તેમજ પુરભય્યા લોકોને મરાઠી પાયદળમાં પુષ્કળ લેવામાં આવતા. સરદાર લોકો તેમજ શ્રીમંતો શરીર સંરક્ષણાર્થે અથવા તિજોરીના રક્ષણમાટે આરબ કિંવા પરદેશી સીપાઈ રાખતા. આ પરદેશી સિપાઇઓ સ્વદેશ છોડી પારકા મુલકમાં નાકરી માટે આવેલા હોવાથી તથા તેમને,

ઋણાનુબંધ અહિ ન હોવાથી તેમને રાત્રિદિવસ બીજો વ્યવસાયજ ન હતો. પરદેશી લોકોને નોકરીમાં રાખવાનો ચાલ મરાઠી રાજ્યમાં એટલો વધ્યો હતો કે મરાઠા નોકરો પણ કેટલીક જોખમદાર જગ્યાઓ પર દેખાતા બંધ થયા. પ્રત્યેક શ્રીમંતને ત્યાં પહેરો આરબોજ ભરે. નાના ફડનવીસ આરબોનીજ પખાલપર બાજીરાવશાહીમાં મહાડ જીવ બચાવવા નાસી છૂટયો હતો. વડોદરામાં તો આરબોનું જોર એટલું વધી ગયું હતું કે ગાયકવાડને તેમના ત્રાસમાંથી મુકત કરવા અંગ્રેજોને અતી શ્રમ કરવો પડયો. ગાયકવાડ સરકારને દેવું થયું હોય તો સંસ્થાનની વસુલાતની પણ જામીનગીરી ઓછી પડતી; પરંતુ આરબ સરદારનું એક વચન બસ થતું આને 'બહાદરી' કહેતા અને તે ગાયકવાડી રાજ્યનો મહત્વનો પ્રશ્ન થઈ પડયો હતો. બીજો બાજીરાવ નાસી ગયો તે વખતે ઉત્તર–હિન્દુસ્તાનમાં જે છેવટે સૈન્ય રહ્યું તેમાં આરબોજ મુખ્ય હતા. પરંતુ બાજીરાવ અંગ્રેજોને શરણે થયો ત્યારે પોતાનો બાકી પગાર વસુલ કરવા તેમણે બંડ કરી તેને કેદ કર્યો અને જો જનરલ સ્મીથ વચ્ચે પડયો ન હોત તો આરબોએ તેનો જીવ પણ લીધો હોત ! નાગપૂરના આપ્પાસાહેબ ભોંસલેને પદભ્રષ્ટ કર્યા પછી શાંતતા ફેલાવતી વખતો ત્યાંના આરબ સૈનિકોને હાંકી કાઢતાં ઘણી મુશ્કેલી પડી. અદ્યાપ પણ દક્ષિણ હિન્દુસ્તાનમાં મુસલમાનો કરતાં આરબોજ સીપાઈગીરીમાં વધારે જણાય છે. ( મરાઠા અને અંગ્રેજ )

જનરલ હીસ્લાપે 'સમરી ઑફ ધી મરાઠા એન્ડ પેંઢારી કૅંપેન્સ'માં ભોંસલેના સૈન્યના સીપાઇઓના વંશજોનું ઘણું સારૂં વર્ણન કર્યું છે. આરબો વીષે તેણે લખ્યું છે કે આ લોકો ઘણા શૂર તથા તેજસ્વી હતા. ૧૮૧૭ ના નવેમ્બરમાં તેમણે નાગપુરની લઢાઈમાં પોતાનું વીરત્વ દેખાડયું હતું. આ વખતે તેમણે કેપ્ટન ડૌટન સાથે આમરણ યુદ્ધ કર્યું. માલેગામમાં એક માસ પર્યંત લઢી ડંકો વગાડયો. અમલનેરમાં તેમણે પોતાના સ્વામી તરફ વફાદાર રહી યુદ્ધ સમયે પ્રતિપક્ષીની લાંચને લાત મારી ફેંકી દીધી. અસીરગઢ સામે તેમણે અંગ્રેજો સાથે ઘણી સારી રીતે યુદ્ધ કર્યું હતું. તેમની સંખ્યા ૬૦૦૦ કરતાં કદી પણ વધી નથી.

અ ર્વા ચી નઃ—તેમણે નાગપુર તરફ તો સર્વ મુસલમાની રીતરિવાજો સ્વીકાર્યા છે. તેમનાં લગ્નો નીકા પદ્ધતિએ થાય છે. અને એકજ જ્ઞાતભોજન કરવામાં આવે છે. કારણ કે મહંમદની છોકરી ફાતિમાના લગ્નમાં એક જ્ઞાતિભોજન કરવામાં આવ્યું હતું. ઘરમાં કોઈ મરી જાય તો મહમદની આજ્ઞા પ્રમાણે તેઓ શોક કરતા નથી. આ લોકો બીજા સુન્ની મુસલમાનો સાથે લગ્ન કરે છે. સીતાબડીના યુદ્ધમાં તેમનો યુદ્ધનાદ 'દીન દીન મહમદ' એવો હતો.

૧૯૧૧ માં પંજાબમાં રહેનારા ૯૯૯ આરબો પૈકી ૯૫૮ ભાવલપુર સંસ્થાનમાં હતા. તેઓ ભિખુ તથા શાહિખાન કે જેઓ અરબસ્તાનમાંથી પ્રથમ આવ્યા હતા, તેમના વંશજો છે એમ કહે છે. તેમનામાં જ્ઞાતિવિવાહ રૂઢ છે. પરંતુ નિરૂપાય સ્થિતિમાં જાટ લોકો સાથે પણ બેટી વ્યવહાર કરે છે. તેમના લગ્નના રીતરિવાજો જાટના સરખા હોય છે.

અ ર બી વા ઙ્‌મ ય કા વ્યો.—અરબી વાઙ્‌મયનો આરંભ મહંમદપૂર્વે જે આરબો હતા તેમનાં કાવ્યો તથા કથાથી થાય છે. આ કાવ્યો પ્રથમ મુખપાઠ હતાં અને પરંપરાથી મુખપાઠ રાખવામાં આવતાં. પ્રથમ અપૂર્ણ ગદ્ય હોઈ પછી ધીમે ધીમે યમક, પ્રાસ વગેરેએ પ્રવેશ કર્યો. આ કાવ્યો પ્રથમ લશ્કરી છાવણીમાં ગવાતાં અને વિષય તરીકે મૃતવીરોની સ્તુતિ અને પાછળથી કવિની પ્રણયકથા, લેવામાં આવતા. પછીથી ધીમે ધીમે કવિતાનો વિષય સાર્વલૌકિક થતો જણાયો. એટલે કે શ્રીમંત અથવા મહાન પુરૂષની સ્તુતિ વગેરે.

મહમદીય કાલ પૂર્વે કવિને પુષ્કળ માન મળતું. તેમનાં સ્તુતિ અને વ્યાજોકિત એ મુખ્ય શસ્ત્રો હતાં. ઉપર કહેલા કાલોદ્‌ભવ કાવ્યની સંહિતા આઠમાં સૈકાથી દશમા સૈકાની અંદર તૈયાર કરવામાં આવી. ત્યાંસુધી કોઈએ પણ આવી સંહિતા કરવાનો પ્રયત્ન કર્યો ન હતો. પૂર્વકાલીન કાવ્યનું રક્ષણ તથા એકીકરણ કરવા સાહિત્ય ઉપલબ્ધ હતું ? આ પૈકી પુષ્કળ વ્યાકરણ વગેરે વિષયોમાં ઉદાહરણ તરીકે આપેલાં તેમાંથી એકઠાં કરવામાં આવ્યાં. ઉપર કરેલાં કાવ્યો માત્ર શુદ્ધ સ્થિતિમાં ન મળ્યાં. વચ્ચે મહંમદી ધર્મનો પ્રસાર થવાથી આ પૈકી કેટલાકની ભૌતિક થિસ્તીમાં રૂપાંતર થયું હતું. આ રૂપાંતરનું બીજું કારણ મુખપાઠ પરંપરા પણ હોઈ શકે.

આ કાવ્યાની ભાષા મધ્ય અરબસ્તાની હતી. તેથી શહેરવાસીઓના જ્ઞાનને માટે ભાષાનો અભ્યાસ આવશ્યક હોવાથી તે ઉપર પુષ્કળ ટીકાઓ તૈયાર થઈ. આ કાલમાં ૬ મોટા કવિઓ હતા. સિવાય એક યાહુદી તથા એક ખ્રિસ્તી હતો.

મહંમદ આ કવિઓનો દ્વેષ કરતો હતો. કારણ તેમનું આરબોમાં પુષ્કળ વજન હતું તેમજ તેઓ પૂર્વેના ધર્મનીજ સ્તુતિ ગાતા હતા. જ્યારે આ કવિઓને મહમદીઓ તરફથી ત્રાસ આપવામાં આવ્યો ત્યારે કેટલાક કાવઓ પાઘડી ફેરની મહમદીય મતની સ્તુતિ ગાવા લાગ્યા.

પ્રથમના ચાર ખલિફ ધાર્મિક તથા સાદા હોવાથી ધાર્મિક કાવ્યો સિવાય બીજી કોઈ પણ શાખામાં પ્રોત્સાહન મળ્યું નહિ. પરંતુ ઉમઈદ ખલિફ ગાદીએ આવ્યા પછી તેણે જોકે મહમદી મત સંપૂર્ણ સ્વીકાર્યો હતો. છતાં આરબોના જુના રીતરિવાજોને તથા ખ્રિસ્તી સંપ્રદાયને પૂર્ણ ટેકો આપ્યો હતો.

આ કાલમાં કવિઓના આશ્રયદાતા મુખ્યતઃ સરદાર તથા રાજાઓજ હોવાથી કાવ્યનું સ્થળ વન મટી શહેર થવા માંડ્યું અને તેથી કાવ્યોમાં કૃત્રિમતાએ પ્રવેશ કર્યો. ધીમે ધીમે કાવ્યોમાં અધિક સ્વતંત્રતા ફેલાતી ગઈ અને પૂર્વના નિયમો ઘસાતા જઈ સમૂલ નષ્ટ થયા. આ સમયમાં ફારસી વાઙ્મયનું પરિણામ પણ ઘણું દેખાઇ આવે છે. કવિતાનો વિષય સ્વદેશાભિમાન મટી તે સ્થળે જિંદગીની સાદી બાબતો આવવા લાગી. આ પછી સ્પેન, સિસિલી વગેરે દેશોમાં પણ મોટા મોટા આરબ કવિઓ થઈ ગયા. સુમારે આઠમા સૈકાથી કેટલાંક કાવ્યનો સંગ્રહ થયો જણાય છે. આ સંગ્રહનાં વિવિધ કારણો હતાં. જેમકે, વ્યાકરણ દૃષ્ટિએ શબ્દોપયોગ બતાવવા, રીતરિવાજોની માહિતી આપવી કિંવા કાવ્યોને ચિરકાલીન બનાવવાં ઇ.

યમકયુક્ત ગદ્યનો ઉપયોગ પ્રથમ મહમદે કર્યો. પરંતુ છેક ૧૦મા સૈકા સુધી તેનું કોઇએ પણ અનુકરણ કર્યું નહિ. દશમા સૈકા પછી આ વાઙ્મયનો પુષ્કળ પ્રસાર થયો. તેનો ઉપયોગ ફક્ત ભાષાસૌંદર્ય માટેજ થતો. આજ સમયમાં વળી નૈતિક શિક્ષણ તથા સર્વસાધારણ જનોને ઉપયોગી એક વાઙ્મય તૈયાર થતું હતું. તેને 'અરબ' વાઙ્મય કહેતા. તે વાર્તા તથા કવિતાના રૂપમાં હતું 'ઇબ્નકુતૈબા'ના 'ઉમુલ ઉલ અખબાર' નામના ગ્રંથમાં આપણે રાજ્યકારભાર, યુદ્ધ, મૈત્રી, નીતિ, ઈત્યાદિ વિષયોના નામ જોઇએ છીએ. આઠમા સૈકામાં 'ઇબ્ન મુકાફા' મઝદ ધર્મ છોડી મ્લેચ્છ થયો તથા તેણે 'બિદપૈ' એ કરેલા પંચ તંત્રના પહ્લવી ભાષાંતરને 'કલિલ વ દિમ્મ' નામથી અરબીમાં આણ્યું. આ ગ્રંથની ભાષા અતિ શુદ્ધ હોવાથી તથા લેખનશૈલી ઉત્તમ હોવાથી તે એક આદર્શ પુસ્તક ગણાય છે.

ઇ તિ હા સ—અરબી ભાષાનો ઇતિહાસ એટલે પ્રત્યક્ષ દ્રષ્ટીઓએ ઘડેલી વાર્તાઓ બીજાઓને કહ્યા પછી તે પરંપરાથી ગ્રંથકાર સુધી પહોંચી તેમણે લખી મુકેલી હકીકત. આનુંજ એક બીજું સ્વરૂપ એવું હતું કે ગ્રંથકાર ભિન્ન ભિન્ન પ્રસંગની વિવિધ હકીકતો એકત્ર કરતો. પ્રથમ સ્વરૂપમાં કાવ્યવિષય વીરોનાં શૂર કૃત્યો તથા ઈરાન અને કાન્સ્ટાંટિનોપલના રાજાઓના વૈભવ હતો પરંતુ મહમદના ઉદય તથા આરબોએ પછીથી મેળવેલ અર્ધા જગતના સ્વામિત્વે આ કાવ્ય તથા વાર્તાઓને ઘણા દિવસ સુધી વિષય પૂરો પાડયો હતો. પરંતુ વાર્તા ટાંચણ એ તે સમયમાં પાપ ગણાતું. છતાં આવા પુષ્કળ ટાંચણો થતાં ગયાં. હાલ ઉપલબ્ધ હોનારા ઇતિહાસોમાં સર્વથી જુનો ઇતિહાસ 'ઇબ્ન ઈષાક' નું મહમદનું ચરિત્ર છે. આ પુષ્કળ વિશ્વસનીય ગ્રંથ છે. તેની અસલ પ્રત ઉપલબ્ધ ન હોઈ નકલ છે (ઇબ્નહિષામકૃત). સર્વથી મોટો ઇતિહાસ તાબરીનો છે. આ કાલ સંબંધી કેટલીક અદ્ભુત ઐતિહાસિક કથાઓ પણ છે. આ સમયે કેટલાક બનાવટી ઇતિહાસો પણ તૈયાર થયા હતા અને તે ઉપરથી પણ કેટલીક અદ્ભુત વાર્તા અને કાવ્યો તૈયાર થયાં હતાં પરંતુ હિજરી સનના છઠા સૈકામાં આ અદ્ભુત કાવ્યો તથા વાર્તાઓ પ્રમાણ તરીકે લેવાયાથી પુષ્કળ અસત્ય વાતો ઇતિહાસમાં દાખલ થઈ.

ભૂ ગો ળઃ—મહમદી સંપ્રદાયના વિસ્તાર સાથે ભૂગોળનું જ્ઞાન વધતું જઈ ૯ મા સૈકામાં પ્રથમ પુસ્તક બહાર પડ્યું. ટોલેમીની ભૂગોળના અધ્યયનથી આ વિષયના ગ્રંથોને લોકપ્રિયતા મળી. આ સિવાય જુનાં કાવ્યોમાં નિર્દેશ કરેલાં સ્થળો સંબંધી માહિતી આપનારાં પુસ્તકો હતાં.

વ્યા ક ર ણ અ ને શ બ્દ શા સ્ત્રઃ—અબુલ અસબદ-ઉદ-દુઅલિએ ૭ મા સૈકામાં પ્રથમ અરબી વ્યાકરણ લખ્યું. પરંતુ ખરા વ્યાકરણનો આરંભ ૮ મા શતકમાં થાય છે. ખલીફ ઇબ્ન અહમદે પ્રથમ છંદઃશાસ્ત્રના નિયમો લખ્યા તથા એક કોશ તૈયાર કર્યો. તેના શિષ્ય સિબાવૈહિ (ઇરાણી)એ એક વ્યાકરણ લખ્યું: અને તે અદ્યાપિ આદર્શ ગ્રંથ મનાય છે. આ ગ્રંથકાર બસરા તરફનો હતો. તે કુફા તરફના ગ્રંથકારો બેદુઈન લોકોની ભાષા તરફ લક્ષ આપતા તથા વ્યાકરણના નિયમ કરતાં પ્રચલિત ભાષા તરફ તેમનું વધારે લક્ષ હતું. આ પૈકી હરૂન અલ રશીદના પુત્રનો શિક્ષક કિઝાઈ મુખ્ય હતો. ૪ થા સૈકામાં આ બન્ને સંપ્રદાયોનો અસ્ત થતો ગયો. બગદાદના ભાષાવેત્તાઓનો સંપ્રદાય આગળ આવ્યો. ૧૦ મા શતકમાં કેટલાક ઇરાની ગ્રંથકાર અરબી ભાષાનું અધ્યયન કરવા લાગ્યા. એકે (હમધાની) પર્યાય શબ્દકોશ તથા બીજા એક જણે (જૌહરી) એક શબ્દકોશ (સહાહ) તૈયાર કર્યો. પરંતુ મહત્ત્વના શબ્દકોશ આ પછીથીજ તૈયાર થયા. 'ઇબ્ન મનઝુર'નો 'લિસાન ઉલ અરબ' નામનો ગ્રંથ ૧૨૩૨–૧૩૧૧ તથા 'મુર્તદા ઉદ ઝબિદી'ના કામુસ નામના ગ્રંથાધારે 'ફૈરૂઝાબાદી' એ લખેલો 'તાઅ

ઉલ્ આરૂસ' નામનો ગ્રંથ, એ સર્વ પછીથી તૈયાર થયા.

**શાસ્ત્રીય:**—પ્રથમ ગ્રીક ગ્રંથોનું ભાષાંતર થઈ અરબી શાસ્ત્રીય ગ્રંથોનો આરંભ થયો. આ પૈકી પુષ્કળ ગ્રંથો સિરીઅન ભાષામાંથી આવ્યા. સંસ્કૃત ભાષામાંથી પણ ઘણો ભાગ લીધેલો જણાય છે. વિશેષે કરીને જ્યોતિષશાસ્ત્ર સંસ્કૃતદ્વારા હિન્દુસ્તાનમાંથીજ આવેલું. તેમણે હિન્દુસ્તાન અને ગ્રીસ દેશોમાંથી મેળવેલા ગણિતશાસ્ત્રમાં પુષ્કળ વધારો કર્યો અને આગળ ઉપર એજ યૂરોપના શિક્ષક બન્યા. આયુર્વેદનું જ્ઞાન ગૅલેનના ગ્રંથદ્વારા તથા ગાંદિસપુરમાંના વૈદ્યક સંપ્રદાયમાંથી મળ્યું. અરબી તત્વવેત્તાઓમાંના ઘણાખરા વૈદ્ય હતા. એમને ખરા રસાયનશાસ્ત્રની ખબર ન હતી પરંતુ એમનુંજ કિમિયાજ્ઞાન પછીથી રસાયનશાસ્ત્રની જનની થઈ. પ્રાણીશાસ્ત્રનું પણ તેમજ છે. ભુસ્તરશાસ્ત્રનું જ્ઞાન શાસ્ત્રીય ન હતું પણ વ્યાવહારિક હતું.

અરબી તત્વજ્ઞાન:—અરબી તત્વજ્ઞાનમાં વાસ્તવિક રીતે જોતાં અરબી નામ તથા ભાષા સિવાય કંઈ નથી. આ મૂળ ગ્રીક વિચારપદ્ધતિ હોઈ તેનું આ ભાષામાં ભાષાંતર થઈ તેના ઉપર કંઈક પ્રાચ્ય સંસ્કૃતિની અસર થઈ છે. જે રાજાઓ ઉદારમતવાદી હતા તેમણે તત્વવેત્તાઓને વખતોવખત પ્રોત્સાહન આપ્યું; પરંતુ સાધારણતઃ લોકોનો તેમના પર વિશ્વાસ ન હતો. કાલાંતરે સેમેટિક અને મહમદી પદ્ધતિમાં થએલો વિકાર નીકળી ગયો. અને પછીના સૅરસન તત્વવેત્તાઓએ ફક્ત એરિસ્ટોટલની પદ્ધતિનોજ સ્વીકાર કર્યો.

મહમદી ધર્મની પણ એક તત્વજ્ઞાનપદ્ધતિ હતી; પરંતુ એ પારમાર્થિક હતી; તેમાંથી 'કલામ' તથા 'મુતાકલ્લિમૂન' શબ્દો પ્રચારમાં આવ્યા. આ પદ્ધતિ મધ્યયુગના 'સ્કુલમેન'ની પદ્ધતિને મળતી હતી. તે તત્ત્વવેત્તાઓ પોતાના પારમાર્થિક તત્વોમાં પણ આ પદ્ધતિનો ઉપયોગ કરતા પછી ગ્રીક તત્વજ્ઞાનપદ્ધતિ ખલિફાની કારકીર્દીમાં જ્યારે પ્રચાર પામી ત્યારે તેઓ પોતાના તત્વોને આધારભૂત ગણીને તે પદ્ધતિમાં કેટલાંક તત્ત્વો લેવા લાગ્યા. અરબી તત્વજ્ઞાનને તેના આરંભમાંજ (૯મા સૈકામાં) આ ગ્રીક તત્વજ્ઞાનનો ઘણો મોટો લાભ થયો. આનેજ લૅટિન ભાષામાં આવવાને ૧૨ મા સૈકાસુધી સમય લાગ્યો. પ્રથમ સિરિયાના તત્વવેત્તાઓએ પ્લેટોના મતનો (પૂર્વતરફ) સર્વત્ર પ્રસાર કર્યો હતો. પરંતુ 'નિઓપ્લેટોનિક' પદ્ધતિ ધીમે ધીમે પ્રચારમાં આવવાથી એરિસ્ટોટલના મતનો એટલો બધો વાયુ વાયો કે આજ મતોને પછીથી 'ઈસ્ટર્ન ચર્ચ' પદ્ધતિમાં મુખ્ય સ્થાન મળ્યું. (૬ તથા ૭મું શતક) આ વિચારપદ્ધતિ આમજ વધતી ગઈ અને અંતે તેની પારમાર્થિક બાજુ તદ્દન ભૂંસાઈ ગઈ. છેવટે ઝેનો બાદશાહે નેસ્ટોરિયન તત્વવેત્તાઓને એડેસ્સામાંથી ઇ. સ. ૪૮૯ માં ઈરાનમાં હાંકી કાઢ્યાં. અહીં તેમને સસ્સનિદ રાજાએ આશ્રય આપ્યો. અને તેથી તેમણે 'નિસિબિસ'માં એક શાળા સ્થાપી. ગાંદીસપૂર અથવા નિશાપૂરમાં એક ગ્રીક વૈદ્યકની શાળા પ્રથમ શરૂ થઇ. અને વૈદ્યકસાથે તત્વજ્ઞાનનો પણ આખા ઇરાનમાં પ્રસાર થયો. વૈદ્યકના જ્ઞાનને લીધે તેઓ સમાજમાં પુષ્કળ પૂજાતા. તેથી મહમદી સંપ્રદાયના પ્રસાર પછી પણ તેઓ આ પદ્ધતિ બગદાદ તથા તેની આસપાસ ફેલાવી શક્યા. અને ટૂંક સમયમાંજ એરિસ્ટોટલનાં ગ્રંથોનું પ્રથમ સીરિયન અને પછીથી અરબી ભાષામાં ભાષાંતર થયું.

લૌકિક તત્વજ્ઞાન અબ્બાસિ ખલિફાના સમયમાં પ્રસર્યું. આ રાજાઓ ઇરાન તરફના હોવાથી ઘણી ઇરાણી સંસ્કૃતિ આ સમય મહમદી સંપ્રદાયમાં પેઠી. સાધારણરીતે સમાજકરતાં આ તત્વજ્ઞાનને રાજા તરફથીજ સારો આશ્રય મળતો. અને આ રાજાશ્રયથીજ લોભાઇને બગદાદ તથા નિશાપૂરની શાળાઓમાં વિદ્વાનો જતા.

અરબી તત્વજ્ઞાનપદ્ધતિના ચાર પ્રકાર પ્રથમ લૅટિન સ્કુલમેનને જાણીતા હતા. જેમકે અલકીંડિઅસ, અલફૅરૅબિઅસ, અવિહુસેન્ના, તથા અલ ગાઝેલની પદ્ધતિઓ. આ પૈકી અવિહુસેન્ના ઘણો પ્રખ્યાત થઈ ગયો.

અવિહુસેન્નાએ પારમાર્થિક તથા લૌકિક તત્વજ્ઞાનને એકત્ર કરવા પ્રયત્ન કર્યો. પરંતુ એનો સાંપ્રદાયિક ગૂઢ તત્વો તર્કપદ્ધતિએ સિદ્ધ કરવાનો પ્રયત્ન પુષ્કળ વખત ભૂલ ભરેલો ઠર્યો છે. ઘાઝાલીએ પ્રથમ આ તેની ચૂક સ્પષ્ટ બતાવી આપી. ઘાઝાલીએ લૌકિક તત્વજ્ઞાનનો અભ્યાસ વિશેષ કર્યો હોવાથી તેની દૃષ્ટિ પરમાર્થ તત્વો ઉપરથી ઊઠી ગઈ. એણે ભિન્નભિન્ન તત્વજ્ઞાન પદ્ધતિઓનું પૃથક્કરણ કર્યું હતું. એનો (તત્વજ્ઞાનોના નાશ) ગ્રંથ ઉપલબ્ધ છે. અહીંથીજ અરબી તત્વજ્ઞાનની દુર્દશાનો આરંભ થાય છે. જનસમાજ પણ તત્વવેત્તાઓને હંમેશાં પાખંડી ગણતી હતી. તેમજ તુર્કી અમલ જામ્યો; ઇરાનનું વર્ચસ્વ મહમદી સંપ્રદાયને લીધે આગળ ઘટ્યું અને તેથી તત્વજ્ઞાનનો પણ અંત આવ્યો. ખલીફ ગૅસ્તનઝદે એક વાંચનાલય ૧૧૫૦ માં બાળ્યું એવો ઉલ્લેખ છે. તથા ૧૧૯૨ માં એક વૈદ્યને કેદ કરી તેના પુસ્તકો સળગાવી મુક્યાનું જણાય છે.

સ્પેનમાં પણ મહમદી અમલનીચે આવીજ જાતની પુનરાવૃત્તિ જણાય છે. માત્ર એઓના તત્વ વેત્તાઓનો યુગ અતિ ટૂંકો હતો. પણ તેમનું તત્વજ્ઞાન અતિ ઉચ્ચ હોઈ તેની વૃદ્ધિ પણ સપાટાબંધ થઇ હતી. અંદાલુશિયા તથા કાર્ડોવામાં આ તત્વજ્ઞાનની શાળાઓ હતી. અવ્હેંપેસ, અબુબેસર તથા અવ્હેરોસ એ આ સમયના મુખ્ય તત્વવેત્તાઓ હતા. તેમાં પણ અવ્હેરોસ ઘણો પ્રખ્યાત હતો. મુસલમાને એ તેને મુકત કર્યો ત્યારે જયુ લોકોએ કેટલાક સમય સુધી એનાં તત્વોને આશ્રય આપ્યો. પછીથી આ તત્વો લેટીન સ્કુલમેનના હાથમાં આવ્યા. આગળ ઉપર અંધશ્રદ્ધાનો પ્રવાહ સૂકાતો ગયો ત્યારે ૧૨મા સૈકામાં પેરિસમાં આ તત્વજ્ઞાનના ભકત નીકળ્યા. રોજર બેકન પણ આ તત્વજ્ઞાનને માનની નજરે જોતો. ૧૪મા સૈકામાં જોન બેકનથોર્પ અને વાલ્ટર બર્લે અવ્હેરોસના ભકત હતા. છેવટે પડુઆ તથા તેની આસપાસનો પ્રદેશ આ તત્વજ્ઞાન પદ્ધતિનું કાયમનું સ્થાન થયું. પરંતુ આ સર્વ કાલ દરમિયાન આ તત્વજ્ઞાન પદ્ધતિની ઢોંગ તરીકે ગણના થતી.

આજ સમયે એરિસ્ટોટલના મૂળ ગ્રંથોનું ગ્રીક ભાષા નો લૅટિનમાં ભાષાંતર થવાથી અવ્હેરોસ ઝાંખો પડયો. વળી આજ સમય ચર્ચ પણ એકદમ જાગૃત થઈ એરિસ્ટોટલના ગ્રંથ પાછળ પડયું પરંતુ દિન પ્રતિદિન વિચારદિશા બદલાતી જઈ તેજ મતો પ્રમાણ થઈ બેઠા.

અરબી તત્વજ્ઞાને મુખ્યત: પાશ્ચિમાત્ય દેશમાં જે કાર્ય કર્યું તેને લીધે સ્કુલમેનને એરિસ્ટોટલ તથા તેના મૂળ ગ્રીક ગ્રંથો પર ધ્યાન આપવું પડયું.

આ ર બો નું શા સ્ત્ર જ્ઞા નઃ—પ્રાચીન આરબો જ્યોતિષ, વૈદક તથા ગણિત શાસ્ત્રમાં ઘણા આગળ વધ્યા હતા. પ્રાચીન આરબોનું જ્યોતિષજ્ઞાન થેલીઝ પૂર્વેના ગ્રીકો કરતાં વધારે નહિ હોય. અબ્બાસિ ખલિફાના સમયથી આરબો જ્યોતિષમાં વધારે રસ લેવા લાગ્યા. પ્રખ્યાત અલમનસુર ઉર્ફે અબુજાફર (રાજ્યારોહણ હિ. સ. ૧૨૬ ઇ. સ. ૭૫૪)ની કારકીર્દીમાં બૌદ્ધિક વિચારમાં ક્રાંતિ થવાથી શાસ્ત્રીય અભ્યાસને ઉત્તેજન મળ્યું. મનસુર જાતેજ જ્યોતિષશાસ્ત્રનો શોખી હતો. તેના પછી તે હરૂન અલ રશીદે તથા તેના પુત્ર મહંમદ અલ અમીને ઉપર સંક્રમણને ઉત્તેજન આપ્યું. તેમાં વળી હરૂનના બીજા પુત્ર અલીફ અલ મામુન અબદલ્લા (રાજ્યારોહણ હિ. સ.૧૯૮; ઈ. સ.૮૧૩-૧૪) બહુ વિખ્યાત છે. એ વિદ્યાનો ધુરંધર પુરસ્કર્તા હતો. એના સમયથી આરબોએ સર્વ શાસ્ત્રોનો અને વિશેષે કરીને જ્યોતિષનો ઉંડો અભ્યાસ કરવા માંડયો.

અલ્માજેસ્ટ અને અલેકઝાંડ્રામાંના ગ્રીક ગ્રંથોનું ભાષાંતર થયું. બગદાદના જ્યોતિષ શાસ્ત્રીએ વેધ લઇ ટાલેમી કરતાં અધિક બિનચુક સૂર્ય ચંદ્રનાં કોષ્ટકો તૈયાર કર્યાં. સાયન વર્ષોનું પરિમાણ તેમણે હિપાર્કસ કરતાં વધારે સૂક્ષ્મ કાઢયું; પૃથ્વીનો આકાર ઠરાવવા માટે તેમણે મેસોપોટેમિયામાં યામ્યોત્તર વૃત્તના એક અંશનું માપ લીધું.

અલમામૂનની હયાતિમાં અને ત્યાર પછી પુષ્કળ જ્યોતિષીઓનો ઉદય થયો. એ સર્વમાં આલબાટેગ્નિઅસ (આલબટાની) નામથી યુરોપમાં પ્રસિદ્ધ થએલો મહંમદ બીન જાફર વિશેષ પ્રસિદ્ધ છે. એ સુમારે ઇ. સ. ૮૮૦માં પ્રસિદ્ધિ પામ્યો હોવો જોઇએ- એ સેવિયન જાતનો હતો. અને નક્ષત્રોપાસક હતો. આ સમયે બગદાદના દરબારમાં પરધર્મસહિષ્ણુતા હતી અને વિદ્વાને ઘણું માન મળતું. આલબાટેગ્નિઅસ શિરિયાનો સુબેદાર હોઈ તેનું જ્યોતિષશાસ્ત્ર તરફ વધારે વલણ હતું. એણે ઘણું કરીને ઍંટાયોક અથવા મેસેપોટેમિયામાંના રુક્કા શહેરમાં વેધ લીધો હતો.

આલબાટેગ્નિઅસે ટાલેમીની પદ્ધતિ તથા શોધમાં કેટલીક ફેરફાર કર્યો. તેમજ જાતે પણ કેટલીક શોધખોળ કરી. સ્થિર તારાઓની ગતિસંબંધી આલબાટેગ્નિઅસની શોધ એના પુરોગામી કરતાં વધારે શુદ્ધ હતી. ટોલેમીના મત પ્રમાણે તેમની ગતિ એક શતકમાં ૧ અંશ છે. પરંતુ આલબાટેગ્નિઅસના કહેવા પ્રમાણે આ ગતિ ૭૦ અંશ હોઈ આધુનિક જ્યોતિઃશાસ્ત્રીઓના મત પ્રમાણે ૭૨ અંશજ છે. ટાલેમીના વેધ સાથે તુલના કરી એણે જે ૩૬૫ દિવસ ૫ કલાક ૪૬ મી. ૨૪ સે. નું વર્ષમાપ ઠરાવ્યું તેમાં ફકત ૨॥ મીનીટનીજ ભૂલ હતી. આ સમયપૂર્વ ચન્દ્રોચ્ચ અચલ, કાલ્પનિક તથા નક્ષત્ર પાર છે એવી સમજણ હતી. એણે અન્ય અચલ તારા તથા આ બિન્દુ એ બેનો ફેર દર્શાવી જરા જલદ ગતિ હોય છે એમ દર્શાવ્યું. આ શોધ પ્રમાણે આજ ગતિ બીજા ગ્રહોની પણ હોવી જોઇએ એમ તેને ભાસ્યું અને તે હાલ સત્ય ઠર્યું છે. ચન્દ્ર અને બીજા ગ્રહો વિશેની ટોલેમીની ભૂલો તેણે સુધારી. એણે નવીન કોષ્ટકો તૈયાર કર્યાં; અને તે ટોલેમી કરતાં અધીક સારાં કર્યાં. 'ઝીબસાબી' નામના એના ગ્રંથનું લેટીન ભાષામાં રૂપાન્તર થયું હતું પણ તે ઘણું અશુદ્ધ હતું. મૂળ ગ્રંથ વ્હેટીકન ગ્રંથાલયમાં હોવો જોઇએ આ પ્રસિદ્ધ પુરૂષ હી. સ. ૧૩૭ (ઈ. સ. ૯૨૯) માં મરણ પામ્યો (વિજ્ઞાનેતીહાસ પૃ. ૨૮૦ જુઓ.)

આરબ જ્યોતિષીઓએ ગ્રીકનું અનુકરણ કરી અતિ અલ્પ પ્રગતિ કરી એવું યુરોપમાં મનાતું. ૧૮૦૪ માં કૉસિને ઇબ્નયૂનીસના ગ્રંથના કેટલાંક ભાગનું રૂપાંતર કર્યું. તેમાં ગ્રહણ તથા ગ્રહોની યૂતિસંબંધી જે કલ્પના હતી તેથી તો ઉલટી ઉપરની માન્યતા અધિક દૃઢ થઈ. જે. જે. સેદિલોએ ઈબ્નયુનીસના રહેલા ભાગનું રૂપાંતર કર્યું તે સિવાય એને ઇબ્ન-શાથિરના ગ્રંથમાં એના બીજા વધારે ભાગ જડયા; તે પણ તેણે પ્રસિદ્ધ કર્યા. એમાં કેટલીક નવીન રીતો છે. અને તે સાંપ્રતની ત્રિકોણમિતિની સાથે મળતી આવે છે. ઈબ્નયુનીસનો સમકાલીન અબલ-વોલ્ફા ૧૦૦ માં સૈકામાં બગદાદમાં હતો. એના અલ્માજેસ્ટ ગ્રંથમાં સ્પર્શજ્યા તથા કોટીસ્પર્શજ્યાની સારણીઓ હોઈ તેમનો ઉપયોગ હાલના ત્રિકોણમિતિના કોષ્ટક પ્રમાણે કરાતો. આવી રીતે તેમણે ગણિત શાસ્ત્રમાં ક્રાંતિ કરી. ઉપરની શોધોથી ઉશ્કેર સેદીલોએ વધારે શોધ શરૂ કરી તેના મત પ્રમાણે ઉલુધબેગની યાદી સ્વતંત્ર હોઇ બાકીનાની કેવળ સેલોમીની નકલ હોવી જોઇએ. મેનેલાસે હિપાર્કસ પરથી અને ટૉલેમીએ મેનેલૉસપરથી નકલ કરી ઉપરના સેદીલોના પ્રયત્નથી પુષ્કળજ નવીન માહિતી મળી.

ગ્રીકોના શંકુયંત્ર માફક આરબોનાં યંત્ર ઉપલબ્ધ નથી એવી સમજણ હતી. આલબાટેગ્નીઅસના ગ્રંથ પરથી આરબો ટોલેમીના કરતાં વિશેષ જ્ઞાતા ન હતા એમ જણાય છે. સેદિલોએ અબલ હસન અલ્લીના ગ્રંથોનું ભાષાંતર કર્યું. એમાં શંકુ યંત્રનું અતિ ઉત્તમ વર્ણન કરેલું છે. એ ૧૩ માં સૈકામાં થઈ ગયો. એના ગ્રંથમાં આરબોની શોધખોળ વિશે બીજી પણ માહિતી મળે છે. વિશેષે કરીને સ્પેનમાં આરબોએ શાસ્ત્રીય વિષયમાં પ્રાવિણ્ય મેળવ્યું હતું અને ત્યાનાં મુખ્ય શહેરોમાં મોટાં ગ્રંથાલયો હતાં.

આરબોના જ્યોતિષ ગ્રંથમાં ફલજ્યોતિષનો પણ સમાવેશ થાય છે. તેમણે બીજગણિતની શોધ કરી એમ કહેવાય છે. પરંતુ દશક સંખ્યાલેખન પદ્ધતિ, અન્ય ગણિતવિષયક શોધ તથા બીજગણિત તેમણે હિંદુપાસેથીજ લીધું હોવું જોઇએ. ધર્મયુદ્ધને લીધે પૌરસ્ત્યોની પુષ્કળ કલ્પનાઓ યૂરોપમાં પ્રસરી. બગદાદના જ્યોતિષીઓએ અલેકઝાંડ્રાના જ્યોતિષ:સંપ્રદાયને ઝાંખો પાડયો એમાં શંકા નથી. અબુલ વોઢે કાઢેલી વિચારપદ્ધતિથી આરબોના ગ્રંથસંબંધી ઉત્સુકતા ઉત્પન્ન થઈ. પરંતુ તેમની યંત્રતરફ કોઇએ પણપૂરૂં લક્ષ આપ્યું નહિ.

વેધયંત્રો:—આરબો પાસે નક્ષત્રયંત્ર, ષષ્ઠાંશયંત્ર ( સેકસ્ટંટ ) તથા અન્ય યંત્રો હોઈ તેમણે યંત્રકલામાં ઘણી પ્રગતિ કરી હતી. હરૂન અલ રશીદે શાર્લમનને એક ઘડીયાળ નજર કર્યું હતું. તેમની પાસે ઘટિયંત્ર, રેતીનાં ઘડીયાળો તથા ચક્રથી ચાલતાં ઘડીયાળો હતા. દમાસ્કસમાંના મોટા ઘડીયાળનું વર્ણન સિલ્વેસ્ટ્રેડ સૅસીએ કર્યું છે. આરબો ધાતુનું ખગોળ તૈયાર કરતા. ઈરાની વાઙ્મયનો નાશ થવાથી પ્રાચીન ઈરાની લોકોની પ્રવૃત્તી જાણવાનો માર્ગ નથી. ખલિફાની સત્તામાંથી મુકત થયા પછી ઈરાની જ્યોતિષી ઝબકવા લાગ્યા. તેમાંના એકે પંચાંગ સુધારી એક દિવસ વધાર્યો. ૧૩ મા સૈકામાં હોલગૂઇલેકખાને જ્યોતિષીઓને ઉત્તેજન આપ્યું. અને તેના પછીનો ઉલુઘખાન જાતે વેધ લેવામાં અતિ પ્રવીણ હતો. એણે ૧૪૭૭ માં રવિની પરમક્રાંતિ એટલે ક્રાંતિવૃત્તનું તિર્યકત્વ માપી નોંધબુકો તૈયાર કરી. આથી અધિક શુદ્ધ નોંધબુકો ટાયકોબ્રાહીપર્યંત કોઇએ કરી ન હતી. અરબી ગ્રંથોમાં યંત્રોસંબંધી બેજ પુસ્તકો હોઈ તેમનું રુપાંતર સેદીલો પિતાપુત્રે કર્યું છે.

મુલ્લાફીરૂઝ ગ્રંથાલયમાં જ્યોતિષ, ગણિત વગેરે શીર્ષક હેઠળ ૯૩ હસ્તલિખિત ગ્રંથો છે. એમાંના ‘ નઝત-અલહકૈક ’ નામના ગ્રંથમાં તેનો કર્તા જમશેદ બીન મસુદ અલત બીબ અલકાશી ઉર્ફે ઘયાસ ‘ તબક અલ મનાટેક ’ ( ક્રાંતિવૃત્તીય તબકડી ) નામના યંત્રનું વર્ણન કરે છે. નં. ૫૯ વાળા હસ્તલેખમાં પુષ્કળ માહિતી હોઈ તેમાં વિશેષે કરીને કંકણ, નક્ષત્રયંત્ર, અને શંકુનું વર્ણન છે. નં. ૭૨ વાળા હસ્તલેખનો કર્તા ઇબ્ન કાશેફ અલદીન મહંમદ કાજી હોઇ એમાં મુલાદીન-અલસદુવાત-વલઆર્ઝ નામના યંત્રનું વર્ણન છે. નં. ૨૧ સર્વમાં મહત્ત્વનો ગ્રંથ હોઈ તેમાંનું પુષ્કળ વર્ણન દુર્બોધ છે. પરંતુ તેમાં યંત્રોની પ્રતિકૃતિ આપેલી છે.

આજ ગ્રંથમાં અબુલરૈહાન અલબેરૂણીનું એક તુરીય ગ્રંથ ( કવાડ્રંટ ) હોઇ તેને લીધે ખસ્વસ્તીકાંથી ક્રાંતિવૃત્ત જે ઠેકાણે ક્ષિતિજને છેદે છે ત્યાંસૂધીની ઊંચાઇ માપી શકાય છે. બીજા એક જુના યંત્રવડે રવિની પરમક્રાંતિ કાઢી શકાય છે, આજ યંત્રપરથી ઘણું કરીને સાંપ્રત લઘુભાગ માપકની ( વ્હર્નીઅરની ) કલ્પના ઉદ્ભવી હોવી જોઇએ. સુર્યચંદ્ર ગ્રહણ માપવાનું એક યંત્ર હતું. દ્વિપાદ અથવા અલરૂવચન નામના યંત્રની મદદથી એકજ સમજ બે વેધ લઈ શકાય છે. અંશાત્મક વિભાગ પાડેલા યંત્ર સિવાય માપવાનું પણ એક યંત્ર હતું.

આ સિવાય આ ગ્રંથમાં [નં. ૨૧ બીજા પુષ્કળ યંત્રોનું વર્ણન તેમજ તેમનાં ચિત્રો હોઈ તેમાં અને ખુયા નામની પોલી નળીઓ વાળા એક યંત્રનું ચિત્ર

નક્ષત્રયંત્ર પીત્તળનું બનાવતા અને તે સહેલી લાઈ ફેરવી શકાય તેવું હતું.

**ઈ તિ હા સ :—** અરબસ્તાન સેમાઈટ લોકનું વસતિસ્થાન હતું એવું કહેવાય છે; પરંતુ આ બાબતમાં ખાત્રી લાયક પુરાવો મળતો નથી. અરબસ્તાનનો ખરો ઈતિહાસ દેશમાં જાતીજાતીવચ્ચે અંતઃકલહ શરૂ થયો ત્યારથી લખાએલો છે.

૧૯ માં સૈકા સુધી અરબોની દંતકથાજ અરબસ્તાનના પુરાતન ઇતિહાસનું સાધન હતું. પરંતુ ઉપરના સૈકામાં પુષ્કળ શિલાલેખ જડવાથી ઈ સ. પૂર્વે દશ અથવા તેથી અધિક સૈકાનો ઇતિહાસ ઉપલબ્ધ થયો છે.

આ શિલાલેખો પરથી એવું અનુમાન કાઢવામાં આવ્યું છે કે તે સમયે મૈન, સાબ, હાદ્રમત અને કતબનુ એમાં થોડાંક સુસંસ્કૃત રાષ્ટ્રો હતાં. તે પૈકી છેલ્લાં બે રાષ્ટ્રોની માહિતી વિશેષ ઉપલબ્ધ નથી, માત્ર હાદ્રમત રાષ્ટ્ર ઇ. સ. ૩૦૦ ની લગભગમાં ઈથીઓપિન લોકોએ જીત્યૂં. એટલીજ માહિતી મળે છે.

સબિયન રાષ્ટ્રમાં ઈ. સ. પૂર્વે ૧૧૫ વર્ષ સુધી એબીયન રાજા રાજ્ય કરતા હતા. પછીથી હિમિઅરાઈટ જાતના લોક ત્યાં રાજ્ય કરવા લાગ્યા. હિંદુસ્તાન અને ઇજીપ્ત વચ્ચેનો વેપાર આ રાષ્ટ્ર દ્વારાજ થતો હોવાંથી એ રાષ્ટ્ર તે સમયમાં સમૃદ્ધ બન્યું હતું. પરંતુ ટાલેમી રાજાએ અલેકઝાંડ્રિયા સુધી જમીનમાર્ગ શોધી કાઢવાથી આ દેશનો વેપાર બંધ થયો અને પુષ્કળ સાબીયન લોકો દેશછોડી ચાલી ગયાં.

મિનાઈનું રાજ્ય દક્ષિણ અરબસ્તાનમાંના જાફ સુધી પસરેલું હતું. આ રાજ્યમાં લગભગ ૨૫ રાજા થઇ ગયા એવું શિલાલેખ પરથી જણાય છે., એઉપરથી આ રાજ્ય ઘણું પુરાતન હોવું જોઇએ એમ ધરાય છે. કર્નો, મૈન અને યાથિલ એ એનાં મુખ્ય શહેરો હતાં.

ઉપર આપણે જોયું કે ઈ. સ. પૂર્વે સુમારે ૧૧૫માં સાબિયન લોકોની દક્ષિણ અરબસ્તાન પરની સત્તા હિમિઅરાઈટ લોકોને હાથ ગઈ. આજ સમયે કતબનિયા રાષ્ટ્રનો પણ લય થયો. હિમિઅરાઈટ રાજાએ સાબા અને રૈદાન રાષ્ટ્રના રાજા તરીકે નામ ધારણ કર્યું. તેમનામાં ૨૬ રાજા થઈ ગયા એમ જણાય છે. એમના સમયમાં રોમન લોકોએ અરબસ્તાન પર સ્વારી કરી પરંતુ તેમના સૈન્યનો રણમાં નાશ થયો. પછીથી આફ્રિકાના કિનારા પર જે એબિસિનીયન લોક ગયાં હતાં તે પાછાં વળ્યાં તથા અરબસ્તાનમાં રહી તેમનુ વર્ચસ્વ વધારી ઈ. સ. ૩૦૦ની લગભગમાં હિમિઅરાઈટ રાજાઓને જમીનદોસ્ત કરી તેમણે ગાદી કબજે કરી અને સાબા, રૈદાન, હાદ્રમત અને ટોમેન રાષ્ટ્રના રાજા એવું નામ ધારણ કર્યું. પરંતુ હિમિઅરાઈટ લોકોએ જ્યુ ધર્મના અનુયાયી બની પુનઃ પોતાનો રાજા ગાદીપર બેસાડયો. હિમિઅરાઈટ અને એબિસિનિયન લોકો વચ્ચેનું યુદ્ધ એટલે જ્યુ અને ખ્રિસ્તિ ધર્મ વચ્ચેનું યુદ્ધ. અને તેથીજ ખ્રિસ્તાનુયાયી રાષ્ટ્રોની મદદ લઈ એબિસિનિયન લોકો વિજયી થયા. પરંતુ તરતજ ઇ. સ. ૫૭૫માં ઈરાનના રાજાની મદદથી યેમેનમાં જ્યુ ધર્મના અનુયાયીઓએ પોતાનું રાજ્ય સ્થાપ્યું.

ઉપરનાં રાષ્ટ્રો:સિવાય હીરા, ઘસાન, અને કિંડા એ ત્રણ બળવાન રાષ્ટ્રો હતાં. હીરામાં લખમીદ નામનું કુટુંબ ઈ. સ. ૬૦૨ સુધી રાજ્ય કરતું હતું. પરંતુ આ રાષ્ટ્ર સ્વતંત્ર ન હોઈઈરાનની હુકમત નીચે હતું. ઈ. સ. ૬૦૨ પછી આ કુટુંબ નષ્ટ થવાથી ઈરાન તરફથી એક ગવર્નર નિમવામાં આવ્યો.

ઘસાન સંસ્થાન અરબસ્તાનના વાયવ્યખૂણામાં આવેલું હોઈ ફરૂનિદ નામનું કુટુંબ તેમાં રાજ્ય કરતું હતું. આ કુટુંબને રોમ સાથે મિત્રાચારી હોવાથી ઈરાન કિંવા હીરા રાષ્ટ્ર સાથે તેનું સતત યુદ્ધ ચાલુ હતું. પરંતુ ૫૮૩માં ઘસનીદ રાજ્યના કકડા થઈ જઇ કેટલોક ભાગ ઇરાન અને કેટલોક રોમની સત્તાનીચે આવ્યો. સુમારે ૫ મા સૈકામાં કિંડા નામના રાષ્ટ્રનો ઉદય થયો. એ રાષ્ટ્ર યેમેનના રાજાની સત્તામાં હતો. આ રાષ્ટ્રે એક સમયે તો હીરા રાષ્ટ્ર પર પણ સત્તા મેળવી હતી.

ઉપરનાં રાષ્ટ્રો સિવાય ઈ. સ. ના સુમારે છઠ્ઠા સૈકામાં બેહરીન, ઓમન, જુલન્દ, અને હેજાઝ એવાં નાનાંમોટાં રાષ્ટ્રો હતાં. મહંમદ અને ખિલાફતનો ઇતિહાસ જૂદો આપેલો છે.

આદિ ખલીફા પછી ઉમઇદ કુટુંબનાં લોકો ખલિફા કહેવડાવવા લાગ્યા. એમની કારકીર્દિની શરૂઆતનાં વર્ષો અશાન્તિ નાશ કરવામાં ગયાં. આ કુટુંબના ખારિજિત લોકો મુખ્ય શત્રુ હતા. અલીએ ૬૫૮માં તેમને હણ્યાં; પરંતુ આ સમયે પુષ્કળ લોકો નાસી ગયાં અને સર્વત્ર અશાન્તિ ફેલાઈ. અલીના મરણ સમયે તેના હસન અને હુસેન નામના બે પુત્ર હતા. પરંતુ હુસેને યાઝિદને ખલિફા કબૂલ ન કર્યાથી ૬૮૦માં કર્બેલામાં તેને મારી નાખવામાં આવ્યો. તેથી અબ્દલ્લા હુસેનના કુટુંબ તરફથી યાઝિદ ઉપર વેર લેવા તૈયાર થયો. યુદ્ધ શરૂ થયું અને મક્કા તથા મદિનાના પવિત્ર સ્થાનમાં યાઝિદે ઘેરો ઘાલ્યો. પરંતુ થોડાક સમયમાં તેનું મરણ થવાથી, અબ્દલ્લા અરબસ્તાન, ઇજિપ્ત તથા સિરિયાના કેટલાક ભાગમાં ખલિફા તરીકે મનાયો.

પરંતુ ખારિજિત લોકોના અગ્રણી અબદુલ મલેક તરફથી ૬૯૨ માં અબદુલ્લાને મારી નાખવામાં આવ્યો. ત્યાર પછીનો ઇતિહાસ લુપ્તપ્રાય છે.

ત્યાર પછી અબ્બાસી કુટુંબનો ઉદય થયો. તેમની ૯મા સૈકા સુધી કારકીર્દિ હતી. પરંતુ એક પણ અરબસ્તાનને માટે મહત્વનો બનાવ આ સમયમાં થયો નથી.

ઈ. સ. ૧૦૦૦ પૂર્વે ઓમન રાષ્ટ્ર ખલિફાની સત્તા ઉખેડી નાખી સ્વતંત્ર થયું હતું. ત્યાર પછી એક સૈકા સુધી ઇમામ લોકો રાજ્ય કરતાં હતાં. પછી બાનીનેભાન નામનું કુટુંબ ૧૧૫૪થી ૧૪૦૬ સુધી અધિકાર પર હતું. દરમિયાન ૧૪૩૫માં બાનીનેભાન વંશ વિરૂદ્ધ બંડ થઈ ઇમામી કારકીર્દી શરૂ થઈ. ૧૫૦૮માં પોર્ટુગીઝ લોકોએ ઓમનના પૂર્વ કિનારા પરનો પુષ્કળ ભાગ કબજે કર્યો. પરંતુ ૧૬૨૪ માં એક નવીન કુટુંબનો ઉદય થવાથી પોર્ટુગીઝ લોકોનું વર્ચસ્વ ઝાંખુ પડયું. તથા ૧૬૫૧માં પોર્ટુગીઝોને મસ્કત છોડવું પડયું.

અરબસ્તાનનો અર્વાચીન ઇતિહાસ વાહાબી ચળવળથી શરૂ થાય છે. આ ચળવળનો પ્રવર્તક મહમદ ઇબ અબદુલ વહાલ હતો. મુસલમાની લોકોની ગેરસમજુતી અને તેથી ઉદ્ભવતાં દુષ્પરિણામ દૂર કરવા અબદુલે આ પ્રયત્ન કર્યો હતો. ૧૭૪૨ માં દરૈયાના શેખ મહમદ સૈદ અબદુલનો અનુયાયી થયો. અને ૧૭૬૫ સુધી નેજદ અને એલહાસમા તેણે તરવારના બળે નવીન ધર્મની સ્થાપના કરી. ૧૭૬૫ માં તેનો પુત્ર અબદુલ અઝીઝ ગાદીપર આવ્યો. તેણે પણ તેના બાપનો કકકો ઘુંટવા માંડયો હોવાથી તુર્કસ્થાનનો સુલતાન પણ તેનો વેરી થયો. પરંતુ અઝીઝ આગળ સુલતાનનું કંઈ વળ્યું નહિ. આથી વાહબીનું જોર પુષ્કળ વધી જઈ સારો અરબસ્તાન સર કરવામાં આવ્યો. ૧૮૦૨ માં અઝીઝ મરણ પામ્યો. તથા તેનો પુત્ર સૈદ અમીર થયો. પરંતુ દેવળો તોડવાં, લોકોને કપટ કરવું ઇત્યાદિ ઘોર કૃત્યોથી લોકોના તથા અન્ય રાષ્ટ્રોના મનમાં દ્વેષાગ્નિ ઉત્પન્ન થઈ અમીર વંશનો નાશ કરવા ઇચ્છા ઉદ્ભવી. આમાં તુર્કસ્થાન પણ સામેલ થયું. પરંતુ આ સમયે તુર્કસ્થાન યુરોપની ભાંજગડમાં ગુંથાએલું હોવાથી ઇજીપ્તના પાશા મહમદઅલ્લીને આ કામ સોંપવામાં આવ્યું. તેજ પ્રમાણે ૧૮૧૧ માં મહમદઅલ્લીના પુત્ર તસમનપાશાએ સૈદ પર હલ્લો કર્યો. પરંતુ સૈદ આગળ તેનું કંઈ ન ચાલવાથી મહમદઅલ્લી જાતે ત્યાં આવ્યો. પણ વ્યર્થ. ૧૮૧૪ માં સૈદના મરણ પછી તેના પુત્ર અબદુલ્લાએ કરારનામું કર્યું. પરંતુ ઈજીપ્તનું સૈન્ય જતા રહ્યા પછી તેણે તે કરારનામું નાકબૂલ કર્યું. ફરીથી ૧૮૧૮ માં સસૈન્ય અબદુલ્લા શરણે આવ્યો અને તેનો કોન્સ્ટાન્ટિનોપલમાં વધ કરવામાં આવ્યો.

ઈ. સ. ૧૮૨૪ માં અબદુલ્લાના પુત્ર તુર્કીએ ઇજીપ્તનું સ્વામિત્વ સ્વીકારી, તથા ખંડણી આપી ૧૦ વર્ષની અંદર પોતાનું રાજ્યબંધારણ મજબૂત બનાવ્યું. ૧૮૩૪ માં તેનુ ખૂન થયું તથા તેનો પુત્ર ફેસલ અમીર થયો. પરંતુ ૧૮૩૬ માં તેણે ખંડણી આપવાની ના પાડવાથી તેને પકડીને કેરોમાં રાખવામાં આવ્યો. કેટલાક સમય પછી તુર્કસ્થાન તથા ઇજીપ્ત વચ્ચે રાજકીય ભાંજગડ ઉપસ્થિત થઈ અરબસ્થાન તરફ દુર્લક્ષ્ય થતું ગયું. આ સંધિનો લાભ લઇ ફેસલ ૧૮૪૨ માં નાસી આવ્યો. અને ઓમન તથા યેમેન સિવાય આખા અરબસ્થાને તેને અમીર તરીકે સ્વીકાર્યો.

ઈ. સ. ૧૮૩૪ માં એલહાસની સ્વારીમાં ફેસલસાથે શામરવંશજ અબદુલ્લા નામનો એક ગૃહસ્થ હતો. પોતાના બાપનું ખૂન કરનાર મશારાને પકડવામાં અબદુલ્લાએ ફેસલને મદદ કરી હોવાથી ફેસલે અબદુલ્લાને જેબેલ શામરનો ગવર્નર બનાવ્યો. પરંતુ ફેસલને કેરોમાં પકડી લઈ જવામાં આવ્યો. ત્યારે અબદુલ્લાએ પોતાની સત્તા વધારી. ૧૮૪૩માં અબદુલ્લાનો પુત્ર તલાલ ગાદીપર આવ્યો. એ ઘણો ખટપટી અને મતલબી હોવાથી તેણે બીજાને સંશય ન આવે તેવી રીતે રાજ્યની મજબૂતી, પ્રગતિ તથા વૃદ્ધિ કરી. એજ પ્રમાણે તેણે ઇજીપ્ત સાથે પણ સંબંધ બાંધ્યો હતો.

તલાલ પછી તેનો ભાઈ મતાબ ૧૮૬૮ માં ગાદી પર આવ્યો. પરંતુ તેનો ટૂંક સમયમાંજ મારી નાખવામાં આવવાથી તેને ભત્રિજો બંદ અમીર થયો. તેની પછી થોડાકજ સમયમાં અબદુલ્લાનો ત્રીજો પુત્ર મહમદ અમીર થયો. કેટલાક કારણસર ફેસલના વંશજ અને મહમદ વચ્ચે લડાઈ થઈ અને તેમાં મહમદ વીજયી થયો. આ વિજયથી મહમદ, ઉત્તર અને મધ્ય અરબસ્થાનનો ૧૮૯૧ માં સ્વામી થયો.

૧૮૯૭ માં મહમદનો ભત્રીજો અબદુલ અઝીઝ ગાદીપર આવ્યો. એની કારકીર્દીમાં કુવેતમાં એક નવીજ સંઘ ઉત્પન્ન થયો. આ પ્રાંતના બંદરો તુર્કસ્થાનની આંખમાં ઘણા વખતથી ખુંચતાં હતાં. પરંતુ યોગ્ય સમયે કુવેતના શેખ મુબારકે અંગ્રેજોની સહાય મેળવી હોવાથી તુર્કસ્થાનની આશા ફોગટ ગઈ. અને ૧૯૦૩ માં કુવેતમાંના અંગ્રેજો રાજા ગણાવા માંડયા.

આ આશાભંગ થવાથી તુર્કસ્થાને પોતે નહિ તો બીજા મારફત પણ પોતાનો દાવ સાધવા પ્રયત્ન કર્યો. પરંતુ આ દાવમાં પણ તુર્કસ્થાનને યશ મળ્યો નહિ. અને સલાહ કરવી પડી.

યુરોપીય વર્ચસ્વનો ઈતિહાસ:— પ્રથમ પોર્ટુગીઝ લોક અરબસ્થાનમાં આવ્યા. ૧૫૦૬ માં તેમણે હોર્મઝનું થાણું લીધું. પછીથી ૧૬૫૦ માં મસ્કત શહેર લીધું. પોર્ટુગીઝો પછી ઓમનમાં ઈરાનનું વર્ચસ્વ હતું. પછી ૧૭૫૯ માં ઘફૂરી વંશના અહમદ ઇબ્ન સચ્યદે ઇરાની લોકોને હાંકી કાઢયાં. તદનંતર ૧૭૯૮ માં તેનો પુત્ર ઓમનની ગાદી પર આવ્યો. એના માયાળુ સ્વભાવ અને સાત્વિક ધોરણથી રાજ્યબંધારણ દઢ થઇ પુષ્કળ વિસ્તાર પામ્યું. તેના સહાયકો અંગ્રેજો હતા.

૧૮૫૬ માં એના મરણ પછી તેના પુત્રો માંહેમાંહે ગાદી વિશે લઢી પડયા. છેવટે અંગ્રેજોની મદદથી થુવેની વિજયી થયો, તથા ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચે કરાર થઈ ઓમનના સુલતાનની સ્વતંત્રતા પ્રસ્થાપિત થઇ. ૧૮૬૬ માં તેના મરણ પછી તેના પુત્ર સય્યદ તુર્કીએ ૧૮૮૮ સુધી ગાદી સંભાળી. પછી સૈયદનો પુત્ર ફીસલ ગાદી પર આવ્યો. અંગ્રેજોની સંમતિ સિવાય એ પરરાષ્ટ્રીય કારભાર કરે નહિ તેથી એને હિન્દુસ્થાનની તિજોરીમાંથી ખંડણી આપવામાં આવતી.

૧૮૩૯ માં અંગ્રેજોએ એડન લીધું. ૧૮૫૭માં પેરીમ બેટ અંગ્રેજોના તાબામાં આવ્યો. તુર્કસ્થાન અને અંગ્રેજની અરબસ્થાનની સરહદ નક્કી કરવા માટે એક મંડળ યોજાયું તથા ૧૯૦૫ ના રિપોર્ટ પ્રમાણે દક્ષિણ અરબસ્તાનનો ઘણોખરો ભાગ અંગ્રેજોની સત્તા હેઠળ આવ્યો.

હેજાઝ અને યેમેન પ્રાંતો તુર્કસ્તાનના તાબામાં હતા. યેમેનમાં સુમારે ૧૯૦૪ માં બંડ ઉપસ્થિત થયું હતુ. પણ જલદીજ તુર્કી સિપાઇઓએ તેને બેસાડી દીધું.

તાજો ઇતિહાસ:—જગદ્વ્યાપી યુદ્ધ પહેલાં ખલિફા તરીકે સુલતાનની ધાર્મિક સત્તા હોવાથી અરબસ્તાન ઓટોમન સામ્રાજ્યનો એક ભાગ ગણાતો. તથાપિ વસ્તુસ્થિતિ એવી હતી કે અરબસ્તાનમાં પુષ્કળ નાનાં નાનાં સ્વતંત્ર રાજ્યો હતા; અને તે પૈકી કેટલાંક ખલિફાની સર્વોપરી સત્તા અંશતઃ માન્ય કરતાં. બીજાં કેટલાંક બ્રિટિશ સંરક્ષણ હેઠળ આવ્યાં હતાં. તુર્કોનો પ્રત્યક્ષ અમલ હેજાઝ પ્રાંત, મક્કા, મદીના એ પવિત્ર શહેરો અસીર તથા યેમેન પ્રાંતોનાં કેટલાંક શહેરો, તથા બંદરો વગેરે ભાગો પર માત્ર હતો. હેજાઝ રેલ્વે તુર્કોની અરબસ્તાનમાં સત્તા દૃઢ બેસાડવામાટેજ બાંધવામાં આવી હતી. પણ આ લાઈન ½ ભાગ પરજ હતી અને તેટલી પણ તુર્કો સુવ્યવસ્થપણે ચલાવી શકયા નહીં. તેમજ બાકીનો ભાગ પણ તેઓ સુધારી શકયા નહીં. જગદ્વ્યાપી યુદ્ધ પછી તુર્કોની અરબસ્તાનપરની સત્તા તદ્દન નાબુદ થઈ અને ૧૯૨૧માં સ્વાયત્ત રાજ્યકર્તા પ્રસ્થાપિત થયા છેઃ—હેજાઝનો રાજા, નેજદ તથા એલહાસનો અમીર, જેબેલશામરનો અમીર અસિરમાંના સાબિયાનો સંસ્થાનિક, યેમેનનો ઈમામ, ઓમનમાંના મસ્કતનો સુલતાન, હાદ્રામૌતનો સુલતાન, કુવૈતનો શેખ, કતારનો શેખ વગેરે.

હેજાઝનું રાજ્યઃ—મહાન યુદ્ધ સમયે જર્મન પક્ષે, તુર્કસ્તાન માટેજ ધર્મયુદ્ધ આરંભ્યુ છે, એવો પલિતો અરબી મુસલમાનોમાં સળગાવ્યો હોવાથી ગ્રેટ બ્રિટન તથા મિત્રરાજ્યોને અરબસ્તાનમાં પુષ્કળ સંકટોમાંથી પ્રસાર થવું પડયું હતું. રાતો સમુદ્ર તુર્કોના તાબામાં જાય તો પૂર્વ તરફની આવજા માટે સુવેઝનો માર્ગ બંધ થાય એવી બીક લાગવાથી ગ્રેટ બ્રિટને મક્કાના શેરિફ તરફ લક્ષ દોર્યું. શેરિફનું ધાર્મિક વજન વધારે હોવાથી તે જો આ ધર્મયુદ્ધ નથી એમ જાહેર કરી યુદ્ધમાં પડવા મનાઇ હુકમ ફેરવે તો અરબી મુસલમાન માને એવું અંગ્રેજોનું ધારવું હતું. તેમજ એ મક્કાના શેરીફ ઉર્ફે અમીરને પણ હેજાઝની ઓટોમન સત્તામાંથી મુક્ત થવાની ઈચ્છા હતી. ઇ. સ. ૧૯૧૬ માં મક્કાના આ શેરીફ હુસેને બંડ કરી સ્વતંત્ર થવાની ઇચ્છા મિત્રરાજ્યોને જાહેર કરી. તેથી મિત્રરાજ્યોએ તેને દ્રવ્ય તથા દારૂગોળો વગેરે યુદ્ધ સામગ્રી પૂરી પાડવા કબુલ્યું. ૧૯૧૬ માં શેરીફે બંડ કરી પોતાના સ્વાતંત્ર્યનું જાહેરનામું કાઢયું. તુર્કી પાસે તેની વિરૂદ્ધ મોકલવા મોટું વધારાનું સૈન્ય ન હોવાથી શેરીફને આસપાસના પુષ્કળ સંસ્થાનિકોએ, ‘આરબોના સુલતાન’ તરીકે સ્વીકાર્યો. પછી તરતજ તેણે ‘હેજાઝના રાજાની’ પદવી ધારણ કરી; અને તેને ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ તથા ઇટાલીએ અનુમોદન આપ્યું. યુદ્ધ સમાપ્તિ પછીની તહપરિષદમાં હેજાઝના રાજાનો સ્વતંત્ર પ્રતિનિધી પણ લેવામાં આવ્યો; તથા ૧૯૨૦ માં રાષ્ટ્રસંઘમાં હેજાઝના રાજ્યને પ્રતિનિધિત્વનો હક મળ્યો. તુર્કસ્તાન સાથેના કરારમાં તુર્કોએ અરબસ્તાન પરની સર્વ સત્તા છોડી દીધી.

૧૯૨૦ માં હેજાઝના હુસેન રાજાનો નેજદના અમીરસાથે સરહદ બાબત તંટો થઇ લઢાઈઓ પણ થઈ. અને ૧૯૨૧ સુધી પણ તેનો નિકાલ થયો ન હતો.

**મધ્ય અરબસ્તાનમાંનાં રાજ્યો**:—મધ્ય ભાગમાં નેજદ (રાજધાની રિયાધ) તથા જેબેલ શામર (રાજધાની હેલ), એ બે રાજ્યો છે. નેજદના અમીરોએ ૧૯૧૪માં બ્રિટિશ સરકાર સાથે મિત્રતાનો કરાર કર્યો અને તે યુદ્ધમાં છેવટ સુધી પાળ્યો. તેથી વિરુદ્ધ, જેબેલ શામરનો અમીર તુર્કોને મળી ગયો હતો. તેથી આ બન્ને અમીરો વચ્ચે લઢાઈઓ થઈ. તેમાં યશસ્વી થઈ નેજદના અમીરે મધ્ય અરબસ્તાનમાં પૂર્ણપણે પોતાની સત્તા સ્થાપી. નેજદનો અમીર હેજાઝના રાજાની કોઈપણ ધાર્મિક યા રાજકીય સત્તા માન્ય કરતો નથી.

'જેબેલ શામર' ના અમીરે ગયા મહાન વિગ્રહમાં તુર્કોને મળી તેમને ઉંટ વગેરેની પુષ્કળ મદદ કરી, પણ આ યુદ્ધમાં આગળ પર તેની સત્તા આર્થિક તેમજ પ્રદેશ દૃષ્ટિએ ઘણી ઓછી થઈ ગઈ.

**અસુર**:—આ રાજ્યની સરહદ અદ્યાપિ નક્કી કરેલી નથી. છતાં સાધારણ પણે હેજાઝ તથા યેમેનની વચ્ચે આ પ્રદેશ આવેલો છે. અને પૂર્વે નેજદનું રાજ્ય છે. એના ઉચ્ચ તથા નીચાણના પ્રદેશ એવા બે ભાગ હોઈ આ બે ભાગના લોકોમાં રાજકીય તથા સામાજીક ભેદ અતિ તીવ્ર છે. અત્રેના લોકો સ્થાયિ વસનારા છે. કારણ આ મુલક ખેતીને માટે સગવડવાળો હોવાથી ભટકતા ફરવાની જરૂર રહેતી નથી. અત્રે ઘણાખરા સુન્ની મુસલમાનો છે તથા કેટલાક વાહાબી પંથી પણ મળી આવે છે. ગત મહાન વિગ્રહ પૂર્વે આ પ્રાંત પર એકછત્રી સત્તા કોઈની પણ ન હતી. કેટલોક ભાગ તુર્કોનો, કેટલોક મક્કાના શેરીફનો, કેટલોક આબુ અરિશના ઇદ્રિસીનો, તો કેટલાક પર ભટકતા ટોળાંનો અમલ હતો. પણ સર્વ પ્રાંતોપર તુર્કોની આધિસત્તા કહેવાતી. ગત મહાન યુદ્ધ ચાલતું હતું તે સમયે ઇદ્રિસી સય્યદ મહંમદની ઈચ્છા તુર્કી અમલ નષ્ટ કરી પોતાનું વર્ચસ્વ સર્વ પ્રાંતો પર સ્થાપવાની હોવાથી, તેણે તુર્ક વિરુદ્ધ લઢાઈ જાહેર કરી એડનના બ્રિટિશ રેસીડન્ટ સાથે ૧૯૧૫ માં મે માસમાં કરાર કર્યો તથા મિત્ર રાજ્યો પાસેથી યુદ્ધ સામગ્રીની મદદ મેળવી. તથાપિ તે પોતાની સત્તા ઘણી થોડીજ વધારી શકયો. યેમેનના ઈમામસાથે તેને વેર હોવાથી એના તરફથી હલ્લો થવાની બીક એને હંમેશાં હતી. યુદ્ધોત્તર કાળમાં (૧૯૨૧ માં પણ) આ રાજ્યની સીમા નક્કી ઠરેલી નથી.

**યેમેન**:—અસુર પ્રમાણેજ અહિં પણ ઉચ્ચ તથા સપાટ પ્રદેશના લોકોમાં ધાર્મિક અને વંશપરંપરાગત મોટો તીવ્ર ભેદ છે. ઉચ્ચ પ્રદેશના લોકો શિયા પંથી હોઈ તિહમ તરફના શફી પંથના છે. તેવીજ રીતે કેટલાક તુર્કી રાજકીય સત્તા માને છે, તો કોઇ ઈમામની સત્તા માને છે.

ઈ. સ. ૧૯૦૪ માં યહ્યા ઇબ્ન મહંમદ સત્તાધીશ થયા પછી તેણે તુર્કી સત્તા વિરુદ્ધ બંડ કર્યું. ઉભય પક્ષમાં પુષ્કળ વિરોધ ચાલુ હોઈ છેવટે ૧૯૧૩ માં સલાહ થઈ. તથા બાદશાહી ફરમાનથી ઈમામની અસુરથી એડનસુધીના સર્વ ઉચ્ચ પ્રદેશ પર સત્તા માન્ય કરવામાં આવી. જાગતિક યુદ્ધ શરૂ થયા પછી ૧૯૧૫ માં તેમણે પોતાની સહાનુભૂતિ તુર્કોને બતાવી. પણ યુદ્ધમાં એણે પ્રત્યક્ષ ભાગ લીધો નહિ. યુદ્ધ સમાપ્ત થયા પછી ૧૯૧૮માં બ્રિટિશ હિંદી સૈન્યે હોદીદા બંદરે છાવણી નાખી તથા ઇમામ સાથે મિત્રતાનો કરાર ઠરાવવાની ખટપટ શરૂ થઇ! પરંતુ ૧૯૨૧ સુધી આ પ્રયત્નનું કંઇ નિશ્ચિત સ્વરૂપ આવ્યું નથી.

**ઈરાની અખાત પરનાં સંસ્થાનો**:—આ સર્વ હવે બ્રિટિશ અમલ હેઠળ ગયેલ હોઇ તેમનો પરરાષ્ટ્રીય રાજકારભાર બ્રિટિશોના હાથમાં છે. અંતર્ગત કારભારની સત્તા મિત્રતા જાળવવાની શરતેજ તેમને બ્રિટિશ સરકારે સોંપલી છે આ સંસ્થાનો ઓમન, ત્રુશિઅલ ઓમન, એલ કાટર, બહરીન તથા કુવૈત છે. ૧૯૨૧ માં બ્રિટિશ સત્તાના તાબાનો અરબી પ્રદેશ તથા એડનનો કારભાર વસાહત ખાતેને સોંપેલો હોઈ હેજાઝની વ્યવસ્થા માત્ર પરરાષ્ટ્રીય રાજકારણના સ્ટેટ સેક્રેટરી પાસે રાખવાનું બ્રિટિશ પાર્લામેન્ટમાં જાહેર કરવામાં આવ્યું.

ઈ. સ. ૧૯૨૧ થી ભિન્ન ભિન્ન અરબી સંસ્થાનોને સુસંગઠિત બનાવી અરબસ્તાનને સંપૂર્ણ સ્વતંત્ર કરવાની ચળવળ ચાલુ છે. ૧૯૨૧ ના ઑગષ્ટમાં અમીર ફૈસલને ઇરાકના રાજા તરીકે રાજ્યાભિષેક કરવામાં આવ્યા. વહાબી ટોળાના પ્રમુખ અમીર ઇબ્ન સાઉદને, બ્રિટિશ સરકાર શાંતતા તથા સુવ્યવસ્થા રાખવા બદલ મદદ તરીકે વાર્ષિક ૬૦,૦૦૦ પોંડ આપે છે, અને અજ ૧૯૨૧ના ઑગષ્ટથી મધ્યવર્તી અરબી સંસ્થાન મે ના સુલતાન તરીકે રાજ્ય કરતો હોઈ તેણે ફૈસલ રાજાની સાથે મિત્રતા પાળવા જાહેર કર્યું છે. ૧૯૨૨ ના ડિસેમ્બરમાં માર્કિવસ કર્ઝને તુર્કસ્તાનની સત્તામાંથી આરબોને મુક્ત કરી સ્વતંત્ર બનાવવાની બ્રિટનની ઈચ્છા જાહેર કરી. ૧૯૨૩ ના ફેબ્રુઆરીમાં અંગ્રેજ સરકારે હેજાઝના હુસેન રાજા સર્વ આરબ રાષ્ટ્રોનો અધિપતિ છે એમ જાહેર કર્યું. અને હેજાઝ સીરિયા, પેલેસ્ટાઇન અને મેસોપોટેમિયા સ્વતંત્ર છે એમ કબુલ્યું (૧૯૨૩ માર્ચ) મુખ્ય આરબ સંસ્થાનોના પ્રતિનિધિ લંડનમાં એકઠા થયા, અને તેમણે

સીરિયા, પેલેસ્ટાઇન, ઈરાક, હેજાઝ, યેમેન, અસુર, નેજદ તથા મસ્કત, એ સર્વનો મળી એક સંયુક્ત સંસ્થાનસંઘ (ગ્રેટ આરબ કોન્ફીડરેશન) બનાવવાની સૂચના કરી. બ્રિટને ટ્રાન્સજાર્ડનીયાનું સ્વાતંત્ર્ય કબુલ્યું પણ તેનો પેલેસ્ટાઇનના અરબી પ્રદેશમાં સમાવેશ થતો નથી એમ જાહેર કર્યું. ૧૯૨૩ ના જૂન માસમાં જાફામાં પેલેસ્ટાઈનની આરબ કાંગ્રેસે એંગ્લો–આરબ કરારનામાંનો પેલેસ્ટાઈન સંબંધનો કરાર અમાન્ય કર્યો. એંગ્લો-આરબ તહનાતનામાપ્રમાણે આરબોનું સ્વાતંત્ર્ય કબુલ કરવામાં આવ્યું. સપ્ટેમ્બર માસમાં હેજાઝના રાજાએ પેલેસ્ટાઈનમાં રાષ્ટ્રીય સનદશીર સરકાર સ્થાપવાનું કબુલ કર્યું. ૧૯૨૩ ની સપ્ટેમ્બરમાં ટ્રાન્સજાર્ડનીયામાં અમીર અબદુલ્લા વિરૂદ્ધ બંડ થયું પણ તેને અસુર સૈન્યે ટૂંક સમયાંજ બેસાડી દીધું.

અરબસ્તાનમાં ગુલામોનો વેપાર હજુ પણ ચાલુ છે. રાતા સમુદ્રના કિનારાપરના જંગલી લોકને પકડીને તેમને મોટી કિંમતે વેચવામાં આવે છે.

અમ્મનથી મદીના સુધીની હેજનાજ રેલ્વે ૧૯૨૪ ને ૧૯૨૫ સુધી ખુદ રાજા પોતેજ ચલવતા હતા. ૨૨ મી જાન્યુઆરી ૧૯૨૮ ને રોજ રિયાલ નામનું ચાંદીનું નવું નાણું શરૂ કરવામાં આવ્યું. ને તુર્કી ચલન બંધ કરવામાં આવ્યું. દસ રિયાલની કિંમત એક પાઉંડ છે. રિયાલથી હલકી કિંમતનાં નાણાં નીચે પ્રમાણે છેઃ ૧૧ કાર્ષમિરિ=૧ રયાલ; ૨ કાર્ષદરિજ=૧ કાર્ષમિરી. કાર્ષદરિજના અરધી કાર્ષદરિજ અને પા કાર્ષદરિજ એવા ભાગ છે. કાર્ષદારિજ અને એનાથી હલકાં નાણાં નીકલનાં છે. ૧૯૨૯ના નવેમ્બરથી પરદેશી વકીલો અહીં આવવાની શરૂઆત થઈ. ૧૯૨૯ના ફેબ્રુઆરી મહિનામાં ફ્રેન્ચ સરકારે પોતાનું કોન્સલ થાણું હતું તેને બદલે વકીલ થાણું કર્યું. ૧૯૨૯ના ડીસેમ્બરની ૨૨મી તારીખે અંગ્રેજ સરકારે એનું અનુકરણ કર્યું. સોવિયેટ સરકારે પણ એમ કર્યું. વકીલોનાં થાણાં જિદ્દામાં છે. ટર્કી અને હોલંડનાં થાણાં પણ છે. હાલના બ્રિટિશ વકીલ સર એન્ડ્રુ રાયનની નિમણુક ૩૧મી જાન્યુઆરી ૧૯૩૦ ને રોજ થઈ છે.

**અરબી પાશાઃ**—(સુમારે ૧૮૩૯–૧૯૧૧) આ ઈજીપ્તનો યોદ્ધો તથા રાજ્યક્રાંતિકારક નેતા ૧૮૩૯ કિંવા ૧૮૪૦ માં ફેલા કુળમાં જન્મ્યો હતો. સાધારણ લશ્કરી નોકરમાંથી તે ધીમે ધીમે વધતાં ૧૮૬૨ માં એક સૈન્યાધિકારી થયો. અને ૧૮૭૫માં ઈસ્મઇલ પાશાના આધિપત્ય હેઠળ જે એબીસિનિયન સ્વારી થઇ તેમાં પણ તે હતો. આજ સ્વારીમાં તેના ઉપર પૈસા ખાધાનો આરોપ મુકવામાં આવ્યો હતો. પણ તે શાબિત ન થયો. છતાં પણ તેને અર્ધા પગાર પર રાખ્યો. આ સમયે ઇજીપ્શિયન સૈન્યને તુર્કી અધિકારીઓ પાસેથી છોડાવવા અલ્લી રૂબીએ સ્થાપેલી ગુપ્ત ટોળીમાં તે દાખલ થયો. એલ્લઅઝારની મસ્જીદમાં અપાતી વ્યાખ્યાનમાળામાં ભાગ લઈ તેણે ઉત્તમ વકતા તરીકે નામ કાઢ્યું. ઈ. સ. ૧૮૭૮ માં નૂબર રિવ્હર્સ વિલ્સન, અને ડિબ્લિગનિએરેસના મિત્રમંડળ વિરૂદ્ધ અરાજકતા ફેલાવવા માટે ઇસ્માઇલે તેને નિમ્યો. તથા બક્ષિસમાં પોતાના જનાનખાનામાંની એક સ્ત્રી તથા એક ટુકડીનું આધિપત્ય તેને અર્પણ કર્યું. આથી ગુપ્તસંઘમાં તેનું માન વધ્યું. યુરોપીયન લોકો વિરૂદ્ધ તે સંઘે ખુબ ચળવળ ચલાવી. ત્યાર પછીના સર્વ કૃત્યોપરથી અસંતોષી ઈજીપ્શિયનોના નેતા તરીકે અરબીનું નામ આગળ પડ્યું. પરંતુ વાસ્તવિક રીતે જોતાં અલ્લીરૂબી અને મહમદ સમી જેવા ઉચ્ચ અધિકારીઓનું એ માત્ર હથિયારજ બન્યો હતો. ઈ. સ. ૧૮૮૧ ના ફેબ્રુઆરી મહિનાની ૧ લી તારીખે અરબી તથા બે ઈજીપ્શિયન સેનાધિકારીઓને લશ્કરી ન્યાયકોર્ટ આગળ પકડી લઇ જવામાં આવ્યા. પરંતુ તેમના સૈનિકોએ તેમને છોડાવ્યા. આથી ખેદીવને તત્કાલીન મંત્રીને પદચ્યુત કરી તે સ્થળે મહમદ સમીને નિમવો પડયો. તારીખ ૮ સપ્ટેમ્બર ૧૮૮૧ ના રોજ અરબીએ સૈનિકોનું નેતૃત્વ સ્વીકારી ખેદીવને સૈન્યની સંખ્યા તથા પગાર વધારવા ફરજ પાડી. તેમજ મુખ્યપ્રધાન રિયાજ પાશાની જગ્યા એ સેરિફ પાશા અને શિષ્ટ લોકોનું એક સલાહકાર મંડળ પણ નિમવાની ફરજ પાડી. ઇ.સ.૧૮૮૨ ના આરંભમાં આરબી યુદ્ધખાતાનો ડેપ્યુટી મંત્રી થયો તથાપિ તેનાં કારસ્થાનો તેણે છોડયાં નહિ. બજેટ પર મત આપવાનો હક શિષ્ટ સલાહકાર મંડળે જ્યારે માગ્યો ત્યારે ઈજીપ્શિયન જમાવસૂલી ખાતાની વ્યવસ્થા રાખવા માટે નિમેલા વિદેશી નિયામક અધિકારી સાથે તંટો થવાનો પ્રસંગ ઉદ્ભવ્યો. ફેબ્રુઆરી માસમાં શેરીફની જગ્યાએ મહમદ સમી જ્યારે મુખ્ય દિવાન થયો ત્યારે અરબી પાશા યુદ્ધમંત્રી થયા. બ્રિટિશ સરકારને ગભરાવી મુકવાજોગ મુખત્યારી તેણે થોડા વખતમાંજ પ્રાપ્ત કરી. જૂનના આરંભમાં બ્રિટિશ અને ફ્રેંચ નૌકા સૈન્ય અલેકઝાંડ્રિયા આવ્યું. તથા એ શહેરમાં તે માસની ૧૧મી તારીખે તોફાન થઇ પુષ્કળ યુરોપીયનો મરણના ભોગ થઇ પડ્યા. તે સમયે અરબીએ વચ્ચે પડી શાન્તિ ફેલાવી. પરંતુ હવે તેનું યુરોપી-

ચન વિરૂદ્ધ વલણ દેખાઇ આવ્યું. તેણે અલેકઝાંડ્રિયામાં જે કિલ્લાબંધી કરી હતી તે બ્રિટિશ આરમાર સામે બચાવ માટેજ હતી, એમ જણાયાથી ફ્રાન્સની મદદ વગર પણ બ્રિટિશ અરમારે કિલ્લા પર તોપો ગોઠવી દીધી, અને તેલેલ કેબીરમાં સર ગારનેટ વુલ્સલેએ અરબીનો પરાભવ કર્યો. અરબી કેરો નાસી ગયો. પણ ત્યાં તે શરણ થયા પછી બંડ કર્યાના ગુન્હા માટે તપાસ ચાલી. અરબીએ ગુન્હો કબુલ કર્યા પછી તેની ફાંસીની સજા રદ કરી સિલોનમાં હદપાર કરવામાં આવ્યો. મહમદ સમી વગેરેને પણ આજ શિક્ષા ફરમાવવામાં આવી. જન્મ ટીપની શિક્ષા હતી છતાં સુમારે ૨૦ વર્ષ પછી ૧૯૦૧ ના મે માસમાં પોતાના અધિકાર દરમિયાન ખેદીવે અરબીને ઇજીપ્ત પાછા આવવાની પરવાનગી આપી. ૧૮૮૧-૮૨ની ચળવળમાં અરબી ખરો પ્રોત્સાહક ન હતો. પરંતુ માત્ર આગળ દેખાતો મનુષ્ય હતો અને જેના હાથનું રમકડું થઇ તે રહ્યો હતો તેના કરતાં તે ઓછો હોશિયાર હોય છતાં પણ વધારે પ્રામાણિક હતો. એનું ૧૯૧૧ માં મરણ થયું.

**અરબી સમુદ્ર.**—હિન્દી મહાસાગરનો ભાગ એને પૂર્વે હિન્દુસ્તાને, ઉત્તરે બલુચિસ્તાન અને ઈરાનના દક્ષિણ ભાગે, પશ્ચિમે અરબસ્તાને અને દક્ષિણે કન્યાકુમારી તથા કેપ ગાર્ડાફુઇમાંની રેખાઓએ મર્યાદિત કર્યો છે. એની બે શાખાઓ છે. તેમાંની એક નૈઋત્યમાં બાબલ માંડેબની સામુદ્રધુની મારફત રાતાસમુદ્રને મળનારી એડનનો અખાત છે અને બીજી વાયવ્યમાં ઇરાનના અખાતને મળનારી ઓમનનો અખાત છે. ઉપરની શાખાસિવાય ખંભાતનો અખાત તથા કચ્છનો અખાત પણ છે. અરબી સમુદ્રનું મહત્ત્વ, હિંદુસ્તાન અને યુરોપ વચ્ચેના મુખ્ય માર્ગ તરીકે છે. એમાંના ટાપુઓ અતિ નાના અને અપ્રસિદ્ધ છે. તે પૈકી સોકોત્રા અને લખદીવ બેટ મુખ્ય છે.

**અરબેલા**—આ અદિયાબેનમાંનું એક પ્રાચીન શહેર છે. એ અસુરિયન તથા તે પૂર્વના પણ કાળમાં નાની મોટી ઝાબ નદિઓમાં આવેલા પ્રદેશોની રાજધાની હતી. ઈશતારના સંપ્રદાયનું એ મહત્ત્વનું સ્થાન હતું. જુનાં પુસ્તકોમાં સિકન્દરે દરાયસનો પરાભવ ઈ. સ. પૂર્વે ૩૩૧ માં અરબેલા આગળ કર્યો એવું કહેલું છે છતાં પણ આ લઢાઈ અરબેલાથી ૬૦ માઈલ દૂર ગૌગામેલામાં થતી હોવી જોઈએ. આધુનિક અરબિલ અથવા એરબિલ મોસલ જીલ્લામાં આવેલું હોઈ, મોસલથી બગદાદ તરફ જનારા રસ્તા પર ૪૦ માઇલના અંતરે છે.

ઈ. સ. ૧૧૮૪ માં આ શહેરમાં અયૂબાઈટ સુલતાન સલાદીને પોતાનું થાણું સ્થાપ્યું. ૧૨૩૩માં આ શહેરે બગદાદના ખલિફાઓને મૃત્યુપત્રદાન મળ્યું. મોગલોએ ૧૨૩૬ માં તથા તૈમુરે ૧૩૯૩માં અરબેલા લૂટયું. નાદીરશાહે આ શહેર ૧૭૩૨ માં લીધું. ખ્રિસ્તી લોકોને ૧૪ માં સૈકામાં અહિંથી હાંકી કાઢવામાં આવ્યા. અહિંની લોકસંખ્યા ૨૦૦૦થી ૬૦૦૦ સુધી હોઈ ઘણાખરાં કુર્દ લોકજ અહિં વસે છે.

પેલેસ્ટાઈનમાંના બીજા અરબેલાનાં અવશેષ ગેલીલીના સમુદ્રના પશ્ચિમ કિનારા નજીક છે. તેની પ્રસિદ્ધિ વાદી હમામની નજીક આવેલી ગુફાને લીધે છે. અરબેલાનાં લોકોએ સિરિયાના ડેમેટ્રિઅસના સેનાપતિએ સ્વારી કરી ત્યારે આ ગુફાનો આશ્રય લીધો. આજ મોટી ગુફામાં હેરાડના સમયમાં લુટારૂઓ વસતા.

**અરરાજ**—(બંગાળા ઇલાકો) ચંપારણ જીલ્લામાંના એક વિભાગનું મુખ્ય સ્થળ, ૨૬°૩૪ ઉત્તર અક્ષાંશ ૮૪°૪૦ પૂર્વ રેખાંશ પર આવેલું. લોકસંખ્યા (૧૯૦૧) ૧૧૦૭. આ ગામનાં નૈઋત્ય કોણમાં સુમારે એક માઇલ દૂર ઉંચો પત્થરનો સ્તંભ હોઈ તેના પર અશોક લિપિમાં લેખ કોતરેલો છે. આ સ્તંભ એકજ આખા પત્થરનો બનાવેલો હોઇ તે ૩૬.૫ ફુટ ઉંચો છે. તેનો વ્યાસ તળે ૪૧.૮ ઇંચ તથા ટોચે ૩૭.૬ ઇંચ છે.

**અરવંન ઘાટ:**—(મદ્રાસ ઇલાકો) નિલગિરી જીલ્લો. તાલુકા કુન્નુર. ઉપ્પુતલાઈ ગામડામાં આવેલી વાડી. ૧૧° ૨૨' ઉત્તર અ. ૭૬°-૪૫' પૂર્વ રેખાંશ પર આવેલું. નિલગિરીના ઉચ્ચ પ્રદેશ પર આવેલી એક ખીણને આ નામ આપવામાં આવ્યું છે આ ઠેકાણે વગર ધુમાડીનો દારૂ તૈયાર કરવાનું કારખાનું સરકારે કાઢેલું છે. અત્રેનાં યંત્રો વિજળીની મદદથી ચાલે છે. તથા વિજળી ત્રણ માઈલ પર આવેલા કાર્તેરી નામના ધોધમાંથી ઉત્પન્ન કરવામાં આવે છે. આથી આ ગામડાને ઘણું મહત્વ મળ્યું છે આ કારખાના પાસેજ ઉટક [illegible] જવ નો જુનો રસ્તો છે.

**અરવલ્લી પર્વત:**—રજપુતાના તથા અજમેર મેરવાડમાં ઇશાન્ય દિશામાં ૩૦૦૦ માઈલ લાંબી પડેલી આ પર્વતની હારો ૨૪° થી ૨૯°[illegible] ઉત્તર અક્ષાંશ તથા ૭[illegible] થી [illegible] પૂર્વ રેખાંશ દરમિયાન આવેલી છે. સર્વ પર્વત લોખંડ તથા શિખરોથી ભરેલો હોઈ પહોળાઇ ૬ થી ૬૦ માઈલ પર્યંત છે. એક હજારથી ૩૦૦૦ ફુટ પર્યંત તેની ઊંચાઈ હોઇ 'માઉંટ આબુ' ઉર્ફે આબુનો પહાડ

એ ૫૬૫૩ ફુટ ઊંચાઈ પરનું નૈઋત્ય તરફનું એક અતિ ઊંચું શિખર છે.

વિષ્ણુપુરાણમાંનો "પારિપાત્ર" અને ટૉલેમીએ જણાવેલો " અપોકોલી માટે ડેઓરમ પોના અમેટ્રેટી" ડુંગર—એજ અરવલ્લી ડુંગર હોવો જોઈએ એવું વિદ્વાનોએ સાબીત કર્યું છે. આ ડુંગર રજપુતાનાના બે ભાગ પાડે છે. એના ઉત્તરના અને પશ્ચિમ દિશાના પ્રદેશ રેતાળ છે. રજપુતાનાનો આસરે ⅗ ભાગ આ ડુંગરની વાયવ્ય સરહદપર હોઇ બાકીનો અગ્નિ કોણ તરફ છે.

ઈશાનમાંથી માંડી આ ડુંગર જોતાં જઈએ તો જયપુર સંસ્થાનની ઉત્તરે ખેત્રાની પાસે (૨૮ ઉત્તર અ. અને ૭૫°૪૭' પૂર્વ રે.) આ ડુંગરો વધારે પ્રમાણમાં માલમ પડે છે. બબઇ નામના ગામડા આગળ એ ડુંગરની સમુદ્રસપાટીથી ઊંચાઈ ૨૫૯૪ ફૂટ છે. આ જગ્યાએથી તે નૈઋત્ય તરફ વળેલ છે ને ખોલી [૩૨૧૨ ફૂટ] રઘુનાથગઢ (૩૪૯૮ ફૂટ)ને સીકર જામિનદારમાંના હરસનાથ નામે પવિત્ર ડુંગર (૨૯૯૮ ફૂટ) વગેરે ડુંગરો રસ્તામાં આપણને માલમ પડે છે. જે તારાગઢ કિલ્લાની નજીક અજમેર શહેર વસેલું છે તે કિલ્લો આમાંનાજ એક ડુંગર પર આવેલો છે. અજમેરથી આસરે દસ માઇલ પર આ ડુંગર દેખાતો બંધ થાય છે. તો પણ મેવાડની આજુબાજુ એજ ડુંગરો ફરીથી દેખાવા માંડે છે. આ ઠેકાણે મેવાડના પઠાર અને મારવાડ એ બન્નેની વચ્ચે તે ફેલાયેલા છે.

અરવલ્લી ડુંગરના અગ્નિ ખુણા બાજુના ચઢાવ ડુંગરના શિખરપર જઇએ તો પણ બીલકુલ જાણવામાં આવતો નથી. પરંતુ પશ્ચિમ તરફના ઉતાર ([illegible]) ઘણોજ સીધોસળંગ છે. અજમેરની દક્ષિણતરફ ડુંગરોમાં જંગલો થોડાંજ હોઈ તેમાં જંગલી જાનવરો પણ (વાઘ, ચીત્તા વગેરે) જોવામાં આવે છે. પશ્ચિમ તરફના પ્રદેશમાં વરસાદ વધારે પડવાનો સંભવ હોવાને લીધે એ તરફ પૂર્વના પ્રદેશ કરતાં દેખાતી રીતેજ વધારે જંગલો છે.

ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ બહુજ પ્રાચીન સમયમાં એ ડુંગરો ઘણાજ ઉંચા હોવા જોઈએ અને તે સમયથી તેની ટોચોનો ભાગ પુરાતો પુરાતો આજે તેની ટોચની આ સ્થિતિએ આવી છે. આ ડુંગરમાં ગ્રેનાઈટ, નીસ ક્વાર્ટ્ઝિઝ જેવાં ખડકો છે. તેમાં પ્રાણીઓના અથવા વનસ્પતીઓના અવશેષ હજીસુધી કોઈને જડયાં નથી.

મેર નામનાં જંગલી લોકો મુળથી આ પહાડી પ્રદેશમાંના [illegible] આદશ. રાજ્યસત્તા વશ પડ્યાં એટલે ઇ. સ. ૧૮૧૮ પહેલાં આ મેર લોકો જંગલી અવસ્થામાંજ હતા. પછીથી સંસર્ગવડે થોડા દિવસ વીત્યા બાદ એ લોકોમાં ઘણીજ સુધારણા થવા લાગી. સરકારે એ લોકોની એક જુદીજ "મારવાડી ટુકડી" તૈયાર કરી અને તેમ. ગણના બ્રિટિશ લશ્કરમાં થવા લાગી. લોર્ડ કિચનરની ૧૯૦૩ ની સાલની યોજના પ્રમાણે "પચાસમું મારવાડી પાયદળ" તૈયાર કરવામાં આવ્યું. પર્વતની ઉત્તર બાજુનું પાણી, કચ્છના અખાતને મળનારી "લુની" ને "સાબી" એ બે નદીઓ લઇ જાય છે. તેજ પ્રમાણે દક્ષિણ તરફનું પાણી ઝરણાંવડે અને જમના નદીમાં મળનારી ચંબળ નદીદ્વારા વહે છે.

**અરસીસિંહ** (ઇ. સ. ૧૭૬૧–૧૭૭૨)—ઉદેપુરનો રાણો અરસીસિંહ ઉર્ફે અરિસિંહ એ બીજા રાજસિંહના કાકા થતા હતા. તે તેની પછી વિ. સં. ૧૮૧૮ (ઇ. સ. ૧૭૬૨)માં ગાદીપર બેઠો. વિ. સં. ૧૮૦૮ (ઇ. સ. ૧૭૫૨ માં અંબરના માધવસિંહે પોતાનો કાંઈપણ હક ન છતાં મેવાડનો રામપુરા મહાલ હોળકરને આપી દીધો. આ એક બાબત જો છોડી દઇએ તો અત્યાર સુધી મેવાડનો એક તસુભર પણ મુલક પરકીય લોકોના તાબામાં ગયો ન હતો. પરંતુ અરસીસિંહની કારકીર્દીથી માંડી મેવાડના રાજ્યના પડતીની શરૂઆત થઈ. પ્રથમ વિ. સં. ૧૮૨૦ (ઈ. સ. ૧૭૬૪)ની સાલમાં મલ્હારરાવ હોળકરે માજીરાવે ઠરાવેલી ખંડણી વસૂલ કરવા માટે ઉદેપુર ઉપર ચઢાઈ કરી. તે શહેરના ખજાનામાંથી તે ૫૧ લાખ રૂપીઆ લઈ ગયો. એજ વરસમાં મેવાડમાં મોટો દુકાળ પડી અનાજનો ભાવ રૂપયે પાણાશેરનો થયો.

**ફિતુરી પક્ષનો બળવો:**—એ પછી ચાર વરસે રાજ્યમાં અંતઃકલહનો પેસારો થઈ ભાઈભાંડુની લડાઈઓ શરૂ થઈ. આ બળવાનું ખરૂં કારણ શું હતું તે સમજાતું નથી. તો પણ એ માલુમ પડે છે કે અરસીસિંહ પોતાની ઉદ્દામ વર્તણુકથી પોતાના આશ્રયતળે રહેનારા સાદડીના ઠાકોરના અને દેવગઢના યશવંતસિંહ ચોંડાવતના મનને દીલગીરી ઉત્પન્ન કર્યાથી તે બન્ને તેની સામે થયા અને થોડાજ વખતમાં રાજ્યમાંના સકતાવત વિગેરે બીજા કેટલાએક ઠાકોરો તેને આવી મળ્યા. એ બધાએ મળી અરસીસિંહને ગાદી પરથી ઉઠાડવાનો નિશ્ચય કરી પહેલાના રાણાને તેના મરણ પછી ગોગુંદાવાળી રાજકન્યા થકી થએલા રત્નસિંહ નામના એક ધુતારાને તેઓએ ઉભો કર્યો. રત્નસિંહ રાજસિંહનો ખરેખરો છોકરો હતો અગર નહિ એ વિષે રાજ્યમાં શંકા

હતી. તથાપિ આ ફિતુરી પક્ષે રત્નસિંહનેજ મેવાડના રાણા તરીકે જાહેર કરી કમલમેરમાં તેને ગાદી પર બેસાડયો. એટલુંજ નહિ પણ તેઓએ "અરસીસિંહને ગાદીપરથી ઉડાડે તો સવા કરોડ રૂપીઆ ઈનામ આપીશું" એવી લાલચ બતાવી સિંધીઆને પણ પોતાની મદદે બોલાવ્યો.

ઉજ્જનની લડાઈ:—આ વખતે કોટાનો ઝાલીમસિંહ અરસીસિંહનો પાસવાન હોઈ તેની પાસે તેનું વજન પણ ઘણુંજ હતું. તેનાજ કહેવા પરથી રાણાએ રઘુ પૈગાવાલા અને દૌલામિઆ એ બે મરાઠા સરદારોને પોતાની મદદે બોલાવ્યા. એ શિવાય તેણે પૂર્વાપરથી ચાલતો આવેલો જે પાંચોલીકને રાજ્યનો કારભાર હતો તે કાઢી લઇ અગરજી મેહતા નામના એક માણસને સોંપ્યો. રાજ્યના મુખ્ય સોળ સરદારો પૈકી ફક્ત પંચજ રાણાની તરફેણમાં રહ્યા હતા. તેને લીધે રાણાના પક્ષની સ્થિતિ ચિંતાજનક હતી. તેથી તેણે મહાદજી સિંધીઆ ઉજ્જનમાં હતો તેની મદદ માટે યાચના કરી. (વિ. સં. ૧૮૨૪—ઈ. સ. ૧૭૬૮) પણ તેમાં કાંઇ પણ વળ્યું નહિ. કારણ કે ઢોંગી ધુતારા પક્ષના લોકોએ એ પહેલાંજ સંધિ કરી તેની મદદ મેળવી લીધી હતી. એટલુંજ નહિ પણ તે પક્ષ ક્ષિપ્રાતીરે મહાદજીની છાવણી જોડે છાવણી કરી રહ્યો પણ હતો. તથાપિ આવી સ્થિતિમાં જરા પણ પાછી પાની ન કરતાં રાણાના લશ્કરે સામા પક્ષના સંયુક્ત છાવણી પર હુલ્લો કરી શત્રુપક્ષના લોકોમાં ગભરાટ ફેલાવ્યો અને ઉજ્જનના દરવાજાસુધી તેમની પાછળ રાણાનું લશ્કર ગયું. પરંતુ આ ઠેકાણે રાણાનું લશ્કર પોતાનો વિજય થયો એમ સમજી લૂંટફાટ કરવામાં મશગૂલ હતું એવામાં શત્રુને મદદ મળી અને તે વડે રાણાના લશ્કર પર વળી શત્રુના લશ્કરે હુલ્લો કર્યો. તે વખતે જે લડાઇ થઇ તેમાં રાણાની બાજુના સલુંબરા, શહાપુરા બનેડા વગેરેના મોટમોટા ઠાકોરો મરણ પામ્યા; પોતે ઝાલીમસિંહ પણ ઘાયલ થઈ શત્રુના હાથમાં સપડાયો અને રાણાના લશ્કરને પરાભવ પામી ઉદેપુર પાછું આવવું પડયું.

ઉદેપુરનો ઘેરો:—હવે અરસીસિંહ પાસે ઉજ્જનીની લઢાઈમાં મરી ગયેલા સલુંબરાનો કાકો ભીમસિંહ અને જયમલ્લનો વંશજ બેદનોરના રાઠોડ ઠાકોર એ બન્નેજ ફક્ત વખાણવા લાયક સરદારો બાકી રહ્યા હતા આવી સ્થિતિમાં મરાઠાઓએ ચઢાઇ કરી રાજધાનીને ત્રણે બાજુથી ઘેરો ઘાલ્યો. પશ્ચિમ દિશાએ માત્ર તળાવ હોવાને લીધે તે બાજુએથી અરવલીના રાજનિષ્ઠ પહાડી લોકો તરફથી શહેરમાંના લોકોને અનાજ વિગેરેની જોઇતી મદદ મળતી હતી. શહેરનો બચાવ સર્વરીતે ભાડે રાખેલા સિંધી સિપાઈઓની રાજનિષ્ઠાપર અવલંબી રહ્યો હતો. પણ તેઓનું વર્તન દિવસે દિવસે એટલું બધું ઉદ્ધત થતું ગયું કે તેઓએ છેવટે પગારને માટે રાણાને પજવવા માંડયું તે વખતે સલુંબરના ઠાકોરે દસ વરસ પહેલા જે અમરચંદ બડવા નામનો કારભારી હતો તેના હાથમાં ફરીથી રાજ્યની લગામ આપવાની રાણાને સલાહ આપી. આ અમરચંદ બહુજ ક્રોધી સ્વભાવનો હતો. તો પણ તેનાજ રૂઆબ તથા વજનને લીધે તેની પહેલાની કારકીર્દીમાં કેટલાક સંકટોમાંથી રાજ્યનું રક્ષણ થયું હતું. મેવાડમાં સિંધી સિપાઇઓનો પ્રવેશ પણ જ્યારે તેણે રાજ્યકારભાર છોડી દીધો ત્યારે થયો. અરસીસિંહે અમરચંદને તેડાવી રાજ્યકારભાર હાથમાં લેવાની વિનંતી કરી ત્યારે તેણે પોતાનો નાનોમોટો કોઇપણ હુકમ રાણાએ ફેરવવો નહિ એવી શરત કરી. આ શરતે રાણાકનેથી કારભાર હાથમાં આવતાંજ તેણે જવાહીરખાનું ઉઘાડી તેમાંના જરજવાહીર વિગેરેની સહાયથી સિપાઈઓનો પગાર ચુકતો કીધો અને દારૂગોળાનો બહુ સારો સંગ્રહ કરી મૂકયો. આવી રીતે બધા પ્રકારે તૈયારી થવાને લીધે શહેરમાંના લશ્કરે છ મહિના સુધી ઘેરો ઘાલી બેઠેલા લોકોને ફાવવા દીધાં નહિ. ઢોંગી ધુતારાના પક્ષે ઉદેપુરની બહાર મેવાડના ઘણાખરા ભાગપર અમલ બેસાડયો હતો તો પણ તે પક્ષ પાસેથી સિંધીઆને કબુલ કરેલી રકમ મળે એવું લાગતું ન હતું તેથી મરાઠાઓ ઉદેપુરમાં વગર કારણે દિવસ ગુમાવવા કરતાં સીત્તેર લાખ રૂપીયા લઇ ઘેરો ઉઠાવી લેવાને અને ઢોંગી ધુતારાનો પક્ષ છોડવાને તૈયાર થયા પરંતુ સલાહના કોલકરાર થતાં વેંતજ શહેરની પ્રતિકૂળ પરિસ્થિતિના સમાચાર કાને પડવાને લીધે સિંધીઆએ બીજા વધારે વીસ લાખની માગણી કરી. એ જોઈ અમરચંદને બહુજ ક્રોધ ચઢયો. તેણે તરતજ સંધિના કાગળોના કકડેકકડા કરી તે મરાઠાઓ પાસે પાછા મોકલાવી દીધા, અને સિંધી સિપાઇઓની આગળ હૃદયસ્પર્શી ભાષણ કરી તેઓમાં ઈનામો વહેંચી તેમનો પૂરેપૂરો ટેકો મેળવ્યો. એટલુંજ કરી તે બેસી રહ્યો નહિ પરંતુ ખાસ પોતાના સાળા તરફથી ધડો બેસાડી શહેરમાંના બધા કોઠારોમાંનું અનાજ બજારમાં લાવી એકઠું કરાવી એવો ઢંઢેરો બહાર પાડયો કે કોઈપણ સિપાઈ અનાજ માગવા આવે તો તેને છ મહિના ચાલે એટલી ધાન્યસામુગ્રી આપવી. જ્યાં આગળ પહેલાં રૂપીયે અચ્છેર પોણોશેર અનાજ મળતું તે ઠેકાણે હવે અનાજના ઢગલે ઢગલા થયેલા જોઈ મરાઠાઓ અચંબો પામ્યા. તો

પછી રાહેરમાંના લોકોનો ઉત્સાહ પણ વધેલો જોવામાં આવ્યો ત્યારે તેઓએ પોતેજ સંધિનું કહેણ મોકલાવ્યું. પરંતુ હવે અમરચંદે વાંધો લીધો, અને "તમોએ પાછળની વખતે કરેલી સંધિ તોડવાને લીધે અમોને જેટલો ખરચ થયો તેટલો હવે પહેલાંની રકમમાંથી બાદ થવો જોઈએ" એમ તે કહેવા લાગ્યો. આવી રીતે તેણે સિંધીઆને ફક્ત ૬૩ાા લાખ રૂપીઆથી સંતોષ માનીને છાનામાના બેસવાની ફરજ પાડી.

ખંડણી માટે મુલકગીરો મુકવાનું:— આમાંના ૩૩ લાખ રૂપીઆ જરજવાહીર અને ચાંદી સોનાના રૂપમાં તરતજ સિંધીઆને હવાલે કરવામાં આવ્યા. બાકીની રકમ માટે જાવદ, જીરણ, નીમચ અને મોરવણ એ પેટામહાલોનું વસુલ-લેવાનું કબુલ કરવામાં આવ્યું. અને દેવું પતતાં સુધી તે મહાલમાં બંન્ને સરકાર તરફથી અધિકારી નિમવાં એવું નક્કી કરવામાં આવ્યું. આ કરારપ્રમાણે સં.૧૮૨૫ (ઈ સ. ૧૭૬૯, થી તે સં. ૧૮૩૧ (ઈ. સ ૧૭૭૫) સુધી કોઈએ પણ એક બીજાના હકમાં દખલ કરી નહિ પરંતુ ઈ. સ. ૧૭૭૫ ના સાલમાં સિંધીઆએ મેવાડના અધિકારીઓને કાઢી મૂકી પોતેજ તે મહાલ જોરજુલમથી લઈ લીધા. પછીથી ઈ. સ. ૧૮૧૭ના સાલમા મેવાડે અંગ્રેજો જોડે સંધિ કરી ત્યારે મેવાડના વકીલોએ "અમારા મહાલો સિંધીઆકનેથી અમને પાછા મળવા જોઈએ" એવી શરત કરી. પણ આની પહેલાંના વ્યવહારની ખબર ન હોવાને લીધે અગર અંગ્રેજો તે વખતે સિંધીઆને ખોટું લગાડવાને ઇચ્છા ન હોવાને લીધે આ પેટામહાલો તે વખતે પણ મેવાડના રાણાને પાછા મળી શકયા નહિ.

ગોઢવાડ પ્રાંતની પડતી અને ખોટ:—સિંધીઆએ ઢંગી ધુતારાનો પક્ષ છોડતાં વેંતજ ત્રણ મુખ્ય ઠાકોરો શિવાય તેની તરફેણમાંના બધા ઠાકોરો એક પછી એક ફરીથી મેવાડના રાણા તરફ આવ્યા; અને કમલમેર શિવાયનો તાબામાંનો બધો પ્રદેશ ઘણોખરો જલદીથી છોડાવવામાં આવ્યો. ગોઢવાડ પ્રાંત કમલમેરપાસે હોવાને લીધે તેનું ઉત્પન્ન માત્ર ઢંગી ધુતારાના હાથમાં જતું. તે પ્રમાણે તે જવું જોઇએ નહિ તે માટે મેવાડના રાણાએ જે પ્રાંત મેવાડના રાણાઓએ જોધપુર વસાવતાં પહેલાં મંદોડના પ્રતિહારીપાસેથી જીતી લીધો હતો અને જેની ઉત્તર સરહદ કાયમ કરવા માટે જોધાની કારકીર્દીમાં અનેક ચોંડાવંતોનું લોહી ખરચાયું હતું, તે ફલદુપ પ્રાંત, જોધપુરના વિજયસિંહ રાજાને આખરે સ્વાધીન કર્યો. આ પ્રાંતની ઉપજમાંથી જોધપુરના રાજાએ મેવાડના રાણાને ૩૦૦૦ લડવૈયાઓની મદદ કરવી એવી શરત હતી. આવી રીતે ચારે તરફથી બળહીન થઈ જતાંજ બાકી રહેલાં ત્રણ ઠાકોરો પણ સં. ૧૮૩૧ (ઈ. સ. ૧૭૭૫) માં ઢંગી ધુતારાને છોડી રાણાને આવી મળ્યા. અને તેના બળવાનો સંપૂર્ણરીતે નાશ થયો.

ખૂન:—વિ. સં. ૧૮૨૮ (ઈ. સ. ૧૭૭૨) માં અરસીસિંહ અહેરિયાના તહેવાર વાસ્તે બુંદીના રાજ્યમાં શિકાર રમવા માટે ગયો હતો. તે વખતે તે ઠેકાણે તેનું ખૂન થયું. અરસીસિંહ અને બુંદીનો રાજપુત્ર એ બન્ને એક ડુક્કરની પાછળ દોડી રહ્યા હતા એવામાં બુંદીના રાજપુત્રે એકાએક અરસીસિંહની સામે વળી તેની છાતીમાં ભાલો ઘોંચી તેનો પ્રાણ લીધો. કોઇ કહે છે કે બુંદીના અને મેવાડના રાજાઓ વચ્ચે સરહદબાબત કાંઈ તકરાર હતી તે માટે આ ખૂન થયું. આ વિશ્વાસઘાતના કૃત્યનો બુંદીના રાજાએ અને બધા હાડા લોકોએ તીવ્ર નિષેધજ કર્યો છે અને ખૂની માણસને પોતાને પણ પાછળથી તેના કૃત્યવાનો પસ્તાવો થયો. તે વખતે અરસીસિંહના અવિચારી અને ઉદ્ધત વર્તનનો મેવાડના ઠાકોરોને તિરસ્કાર છૂટયાથી તેમણેજ બુંદીના રાજપુત્રને ફોસલાવી પોતાના રાણાનું ખૂન કરાવ્યું એવી જે બીજી દંતકથા છે તેમાં સત્યતા હોવાનો સંભવ છે. અરસીસિંહને હંમીર અને ભીમસિંહ એવા બે પુત્રો હતા. (ટૉડનું રાજસ્થાન)

**અરસુપલ્લી**:—કોચીન પ્રાંતની એક જાતનું નામ. આ લોકો તેલુગુ છે કે કાનડી એ નક્કી ખબર નથી. અરસુ અથવા રાજપિંડે એ જાત મ્હૈસુરના રાજાઓના સગાવહાલાંમાંની છે. એઓ ખેતીમાં અથવા મ્હૈસુરના રાજદરબારની નોકરીમાં છે. રાજપિંડેનો ધર્મ શૈવ અને વૈષ્ણવ પણ છે. એમના ગોર બ્રાહ્મણ અને લિંગાયત વડેરહોય છે. "અરસુ" (રાજા) એ પલ્લી અને પરૈયન તામિલ જાતનો પેટાવિભાગ છે. ઉર્સ એ અરસુનું સંકુચિત રૂપ હોવું જોઈએ. આ નામ મ્હૈસુર રાજકુટુંબના લોકોમાં માલમ પડે છે. દાખલા તરીકે:—કાંતરાજ ઉર્સ (સેન્સસ રિપોર્ટ કોચીન થર્સ્ટન).

**આરાસુર ડુંગર**:—( આરાસુર મુંબઇ ઇલાકો ) મહીકાંઠામાંનો પર્વત દાંતા ગામની ઉત્તરે આસરે ૧૮ માઈલપર અરવલ્લી પર્વતના નૈરૃત્ય ખુણામાં અને સરસ્વતી નદીના મૂળ આગળ જે અંબા ભવાનીનું ( અંબાજીનું ) પ્રાચીન દેવળ છે તેને લીધે આ ડુંગર પ્રખ્યાત છે. વલ્લભીના કાળમાં ઈ. સ. ૭૪૬ માં આ સ્થાન જેટલું પ્રસિદ્ધ હતું

તેટલુંજ હાલ પ્રસિદ્ધ છે એમ કહેવાને વાંધો નથી. શ્રીકૃષ્ણે રૂક્મિણીનું હરણ આજ ઠેકાણે કર્યું એવી કથા છે ( જુઓ ઉમરાવતી ). દર વરસે નવરાત્રમાં આ ઠેકાણે મોટો મેળો ભરાય છે. નવરાત્રમાં આઠમને દિવસે દાંતાનો રાણો પૂજા માટે હાજર હોય છે. દેવળ ક્યારે બાંધ્યું તેની ખબર પડતી નથી. દેવળના કેટલાક થાંભલાપર સોળમાં સૈકાના શિલાલેખો છે. અંબા ભવાનીના દેવળના અગ્નિ કોણમાં ચાર માઇલપર કોટેશ્વર મહાદેવનું દેવળ છે. ભવાની માતાની જાત્રા માટે આવેલા જાત્રાળુ આ દેવનું દર્શન કરવા આવે છે અને સરસ્વતી નદીમાં નહાય છે. ( ઇં. ગૅ. પુ. ૫; જુઓ અંબા ભવાની ).

**અરહરનવર ગામઃ**—તાલુકો બ્રહ્મપુરી; જીલ્લો ચાંદા. બ્રહ્મપુરીથી બે માઇલપર આ ગામડું છે. આસરે ૫૦ વરસ પહેલાં આ ગામ હાલના માલગુઝાર દાજીરાઘવે ૨૦૦૦ રૂપીઆમાં ( નાગપુરનું નાણું ) વેચાતું લીધું. અહીંના લોકો સુખી છે. ઢેડભંગી લોકો પણ કરજ માટે પૈસા આપવાનો ધંધો કરે છે. અહીં એક નિશાળ છે. લોકવસ્તી ૨૨૩૧ ( ઇ. સ. ૧૯૦૧ )

**અરાઃ**—( ૧ ) જશપુર સંસ્થાનમાંનું એજ નામના સત્તાધારીનું ગામ. આ જશપુર નગરની પૂર્વે દસ માઇલપર છે. ઇનામદારની એકંદરે મિલ્કત ૨૮ ગામની છે. એ ઈનામદાર "રોતીઆ', જાતનો હોઈ તેને " નાયક " એવો ઇલ્કાબ છે. અહીં એક પ્રાથમિક વર્ગની નિશાળ છે.

( ૨ ) બંગાલ પ્રાંતના શહાબાદ જીલ્લાનું મુખ્ય શહેર. ઇ. સ. ૧૮૫૭ ની સાલના બળવા વખતે દિનાપુરથી ૨૦૦૦ સિપાઇઓ અને કુંવરસિંગના હાથતળે કેટલાંક ગામડાંનાં લોકો આ ગામપર ચઢાઈ કરવા આવ્યા. ત્યાંના અંગ્રેજોએ પહેલેથીજ બૈરાછોકરાંને પરગામ મોકલાવી દીધાં હતાં. અને ગામની અંદર ફક્ત થોડા અંગ્રેજો અને શિખ સિપાઈઓ બાકી રહ્યા હતા. તેઓ બધાં એક નાના ઘરમાં જઇ બંદોબસ્તથી રહ્યા. તેઓએ ૮ દહાડા સુધી પોતાનો બચાવ કર્યા પછી તેમની મદદે વિન્સેંટ ઍયર લશ્કર લઈ આવ્યાથી કુંવરસિંગને ઘેરો ઉઠાવી જવું પડયું.

અહીંઆ ૧૮૬૫ માં મ્યુનિસિપાલિટી સ્થપાઈ. તેનું ઉત્પન્ન ૫૫૦૦૦ રૂ. અને ખરચ ૪૮૦૦૦ હતું. આ ગામને સોન નદીનું ગાળેલું ( ફીલ્ટર્ડ ) પાણી મળે છે.

**અરાજકતા**—પ્રાચીન કાળથી ભરતખંડમાં રાજા અને પ્રજાના પરસ્પર સંબંધ વિષેનાં તત્ત્વો ધર્મશાસ્ત્રો, પુરાણો અને નીતિગ્રંથો પ્રતિપાદતાં હતાં. તેઓની અંદર વિચારવૈચિત્ર્ય તો હતુંજ. પાશ્ચિમાત્ય દેશમાંના હૉબ્સ વિગેરે રાજકીય તત્ત્વજ્ઞોએ પ્રતિપાદન કરેલી રાજા અને પ્રજા એબંને વચ્ચેના કરારની કલ્પના મહાભારતના શાંતિ પર્વમાં આપેલી મનુની વાતમાં સ્પષ્ટતાથી વ્યક્ત થાય છે. પ્રાચીન કાળમાં કદાપિ કોઈપણ રાજા જુલમી નીકળે તો તેનો જુલમ કાયદાના રૂપે ન હોવાને લીધે થોડાંજ માણસોને બાધક થઈ પડી એકંદર રાષ્ટ્રને બાધક થતો નહિ તેને લીધે રાજા જુલમ કરતો હોય તો પણ રાજસત્તાવાળું રાજ્ય જ્યાં અરાજકતા બહુજ પ્રમાણમાં ફેલાયલી છે એવા સમાજ કરતાં હંમેશ વધારે બલવાન અને સુખી હોઈ શકતું. અરાજકતાથી ઉત્પન્ન થનારાં પરિણામો મહાભારતની અંદર ઉત્તમ રીતે વર્ણવેલા છે. " રાજા ધર્મનું મૂળ છે. અધર્મથી વર્તનારાં લોકોને શિક્ષા કરી તે ઠેકાણે લાવે છે. ચંદ્રસૂર્ય ન હોય તો જેમ આખું જગત અંધકારમાં મગ્ન થાય તેમ જો રાજા ન હોય તો લોકોનો નાશ થાય. દુષ્ટ લોક બળાત્કારે કરી પારકાનું ધન, સ્ત્રી, પુત્ર વિગેરે બધું હરણ કરવા માંગે અને દ્રવ્યસંપન્ન લોકોને દરરોજ બંધન અને વધ ભોગવવો પડે. કોઈના પર પણ કોઈની સત્તા ચાલે નહિ, અને રાજા રક્ષણ કરવા માટે હોય એટલે લોકો ઘરોનાં બારણાં ઉઘાડાં મૂકીને સુદ્ધાં નિર્ભયપણે ઉંઘ લે છે ઈત્યાદિ "– આ કારણસર દરેક સમાજને શાસક તરીકે રાજા હોવો જોઈએ એવી તે સમયે માન્યતા હતી. કારણકેઃ—

अथ चेतदभिवर्तेत राज्यार्थी बलवत्तरः
अराजकानि राष्ट्राणि हतवीर्याणि वा पुनः ।
प्रत्युद्गम्याभिपूज्यः स्यादेतदेव सुमंत्रितम् ।
नहि पापात्परतरमस्ति किंचिदराजकात् ॥

અરાજકતા કરતાં પારકો રાજા પણ વધારે સારો, પછી આપણો જુલમી રાજા બહુજ સારો, એવી તે વખતે પ્રવૃત્તિ થાય છે અરાજકની બીકેજ પ્રાચીન વખતમાં હિંદુસ્થાનમા રાજસત્તા બહુજ બળવાન થએલી હોવી જોઈએ એમ લાગે છે.

અરાજકતાની તાત્ત્વિક મીમાંસાઃ—લોકરાજ્ય એટલે અરાજકતા નથી. અરાજકતા એટલે સરકાર એ સંસ્થાનો અભાવ. નિયંત્રણ શિવાય કોઈપણ સમાજ શકય નથી, એમ છતાં " અરાજકતા " એ સમાજશાસન વિષયક તત્ત્વ ગયાં સોદોઢસો વરસ થયાં આગળ પાડવામાં આવે છે. હાલમાં સમાજસત્તાવાદીઓએ અરાજકતા એ શબ્દને સારો અર્થ આપી, રાજા અગર કોઈપણ પ્રકારની સરકાર જેમાં નથી એવા પ્રકારના સમાજ બનાવી એવા સમાજનું જીવિત અને યોગક્ષેમ કેમ ચલાવવો એ સંબંધી

એક નવો સિદ્ધાંત જનસમાજની આગળ રજૂ કરવા માંડયો છે. એવા અરાજક સમાજમાં શાંતિ અને સુવ્યવસ્થા કાયદાના બળ ઉપર અથવા અધિકારીઓની હુકુમતવડે રાખવાની નથી પણ બધી વાતો સમાજના જુદા જુદા સ્થાનિક અને ધંધારોજગારવાળાં લોકોનાં અર્થોત્પાદન અને વ્યય એ અર્થશાસ્ત્રીય કાર્યો ચલાવવા માટે તેમજ એવા સમાજના દરેક સુસંસ્કૃત આસામીની જુદી જુદી જરૂરીઆતો અને આકાંક્ષાઓ યોગ્ય રીતે પૂરી પાડવા માટે જરૂરીયાતોના અને તે પૂરી પાડનારા વર્ગના અન્યોન્યાશ્રયપર અથવા જુદા જુદા વર્ગ અગર સંઘ બનાવી તેઓએ એક બીજા સાથે સ્વતંત્ર કરેલા કરાર મદારોના આધારપર બધા વ્યવહારો ઐક્યથી અને સુલેહથી ચલાવવાના હોય છે. આવા ઐચ્છિક રીતે બનાવેલા સંઘો એ માનવી સમાજમાંના સર્વ કાર્યક્ષેત્રો હાથમાં લઈ કાર્યકર્તાઓ થયા પછી પોતાનું કાર્યક્ષેત્ર આવેક વિસ્તૃત કરી હાલ સરકારની મારફત જે કામો થાય છે તે પણ દરેકે દરેક સંઘ પોતપોતાની મેળે કરવા લાગશે; આવી રીતે બધાં કાર્યો માટે નાનાં મોટાં અને ઓછાંવત્તાં ચિરસ્થાયી એવાં સ્થાનિક, પ્રાંતિક, રાષ્ટ્રીય અને સર્વરાષ્ટ્રીય વર્ગ (ગ્રુપ્સ) અને સંઘ (ફેડરેશન્સ) તૈયાર થઈ તેઓની એક મોટી જાળ બનશે; અર્થોત્પાદન, વિનિમય, વ્યય, પરસ્પર વ્યવહાર આરોગ્ય વિષયક સગવડો, શિક્ષણ, આત્મસંરક્ષણ અને દેશ સંરક્ષણ વિગેરે બધાં કામો એવા સંઘો પોતાના પોતાની મેળેજ કરવા સમર્થ થશે; એટલુંજ નહિ પણ શાસ્ત્રીય સંશોધન કલાકૌશલ્ય, વાડમયાત્મક કાર્ય અને બીજાં બધાં સમાજને આવશ્યક એવાં કાર્યો આ પ્રકારના સંઘો સહેલાઈથી કરી શકશે. એ શિવાય મહત્ત્વની વાત એકે, વજ્રલેપ, કાલત્રયે પણ ન બદલનારી એવી કોઈપણ બાબત, વ્યવસ્થા અથવા નિયમ હોઈ શકશે નહિ. ગમે તે બાબતમાં ગમે ત્યારે ફેરફાર કરવાની છૂટ હશે, ઉલટ પક્ષે જોઈએ તો, જેમ સર્વ વસ્તુઓ સેંદ્રિય કુદરતમાં જોવામાં આવે છે તે પ્રમાણે સર્વ કાર્યશક્તિ અને કાર્યપ્રેરક એ બન્નેની સમતોલપણું સતત થતા રહેતા સ્થિત્યંતરને લીધે વધારે સહેલાઈથી રહેશે. કારણ કે પક્ષપાતવડે કોઈને અડચણ કરનારી અથવા કોઈનું વધારે સંરક્ષણ કરનારી એવી સરકાર અસ્તિત્વમાંજ રાખવાની નથી.

આ તત્ત્વના પુરસ્કર્તાઓનું કહેવું એમ છે કે જો સમાજની રચના ઉપર્યુક્ત તત્ત્વાનુસાર કરીએ તો કોઈપણ માણસની ઉત્પાદક શક્તિ નાણાધીરનારાંની હકુમતવડે નિયંત્રિત થવાનું બીલકુલ કારણ રહેશે નહિ. પૈસા ધીરનારાઓને સરકારનો આધાર તથા ટેકો હોય છે, પણ સરકાર જાતેજ નષ્ટ થવાથી એ પૈસાદારો પણ જીવતા રહેશે નહિ. એવા સમાજમાં કોઈપણ વ્યક્તિના ઐચ્છિક વહેવાર ઉપર શિક્ષા થવાની બીકનું દબાણ રહેશે નહિ. અથવા કોઈપણ સત્તાધારી માણસનો અગર અતીંદ્રિય વિભુતિઓનો પણ (મેટફિઝિકલ ઍૉથૉરિટિઝ) સત્તાધિકાર કોઈ ઉપર ચાલશે નહિ. અને તેને લીધે કોઈને પણ ઉત્સાહભંગ તેમજ માનસિક ગુલામગિરીનો ત્રાસ થવાનું કારણ રહેશે નહિ. દરેક વ્યક્તિ પોતાની સમજ પ્રમાણે કામ કરતી રહેશે અગર તેની સમજણ અગર સદ્વિવેક બુદ્ધિ તેની પોતાની અને આજુબાજુની પરિસ્થિતિને લીધે બનેલી નૈતિક કલ્પનાઓના આઘાતપ્રત્યાઘાતોવડે થતી જશે. એને લીધે દરેક માણસમાં રહેતી બૌદ્ધિક, નૈતિક અને કલાવિષયક શક્તિઓ સરકાર તરફથી અગર પૈસાદારો તરફથી કોઈ પણ પ્રકારની નડતર અથવા અટકાવ ન થતાં પૂર્ણપણે વિકાર પામતી જશે.

અરાજક સમાજવાદી (એનાર્કિસ્ટ) ઓએ સૂચવેલી ઉપરિનિર્દિષ્ટ સમાજવ્યવસ્થા સર થામસ મૂર નામના અંગ્રેજ લેખકના યુટોપિયા નામે પુસ્તકમાની યોજના પ્રમાણે અવ્યવહાર્ય નથી. તેમજ કેટલાંક થોડા એક ગૃહિત પ્રમેયોથકી કાઢેલું કેવળ તર્કપ્રધાન અનુમાન પણ નથી એવી તેઓની ખાત્રી છે. અરાજક યોજના પ્રસ્તુત સમાજમાં અસ્તિત્વમાં આવતી પ્રવૃત્તિપરથીજ ઠરેલી છે. સમાજસત્તાવાદના તિરસ્કાર કરનારા સુધારણાવાદીઓ આજે ગમે તેટલા હોય તો પણ તેઓનું આ મત ચિરકાલ સુધી ટકશે નહિ. જીવનને માટે જરૂરીઆત વસ્તુઓના સહેલાઈથી ભરપૂર સંચય કરનારી આધુનિક યંત્રસામગ્રી સ્વાતંત્ર્યની ભાવનાનો માનવ સમાજમાં વિકાસ, સર્વ પ્રકારના કાર્યક્ષેત્રના કાર્યકર્તાઓમાં દેખાઈ આવતી સ્વયંપ્રેરણા અને સ્વતંત્ર વિચારો, વધું તો શું પણ ધાર્મિક સંસ્થા અને રાજકીય સંસ્થાઓ વચ્ચે વધારેને વધારે ફેલાતો જતો સ્વાતંત્ર્યતાનો પવન—આ સર્વ બાબતોને લીધે અરાજક સમાજ રચનાને અનુકૂળ પરિસ્થતિ ધીમે ધીમે પરંતુ નિઃસંશયપણે તૈયાર થતી જાય છે.

અરાજકસમાજવાદી (એનાર્કિસ્ટ્સ) ઓ એકંદર સમાજસત્તાવાદી (સોસિઆલીસ્ટ્સ) ઓના પક્ષનું ડાબી બાજુનું એટલે કે થોડી સંખ્યાવાળું અતએવ કમતાકાતવાળું અંગ હતું. એ બન્નેઓના અર્થશાસ્ત્રીય મતો દેખીતી રીતેજ એકબીજાને મળતાં છે. દાખલા તરીકે બેઉનાં મતે જમીનનો ખાનગી માલકી હક, અને ખાનગી મુડીના બળપર કારખાના ચલવી.

મોટો નફો મેળવવાની પરવાનગી એ બન્ને તત્ત્વો ન્યાયી પણાની અને ઉપયુક્તતાની દૃષ્ટિએ નુકસાનકારક છે. હાલની યાંત્રિકસામગ્રીની સહાયથી આખા સમાજનું જીવન પૂર્ણ સુખમય કરવાના માર્ગમાં આ બે મોટી અડચણો છે. પરંતુ અરાજક સમાજસત્તાવાદીઓનું એમ પણ કહેવું છે કે, ખાનગી જમીનદારપણું અને ખાનગી મુડીની પદ્ધતિ આ બન્નેનું સંરક્ષણ કરી તેઓને વરસોના વરસો સુધી જબરો ફાયદો ખાવા દેવા માટે પરવાનો આપનાર સરકારજ છે અને તેટલા ખાતરજ ખાનગી જમીનદારી અને ખાનગી પદ્ધતિનું ઉચ્ચાટન કરવાના પ્રયત્નની સાથેજ સરકારરૂપી સંસ્થાનો પણ જડ મૂળથી નાશ કરવાના પ્રયત્નો કરવા જોઇએ. સરકાર પછી ગમે તો તે રાજસત્તાક હો યા તો લોકસત્તાક હો—એજ બધાં અનર્થનું મૂળ છે તેટલા માટે તેનોજ સંપૂર્ણ નાશ થવો જોઇએ (જુઓ: સમાજસત્તાવાદ)

પ્રાચીન કાળનો ઇતિહાસ જુઓ, અથવા અર્વાચીન કાળનો જુઓ, મૅસિડોનિયાનું સામ્રાજ્ય, રોમનું સામ્રાજ્ય અગર યુરોપમાંના રાજ્યોપૈકી કોઈપણ સરકાર જોવા જઇએ તો તે થોડાકજ અધિકારનિયુક્ત શખસોની બનેલી હોઈ તેના હાથમાં સર્વ સત્તા એકઠી થએલી હોય છે અને આ અલ્પ સંખ્યાક વ્યક્તિઓ સત્તાલોલુપ હોવાના કારણે જમીનદાર, ભંડોળવાળા, વિગેરે બીજા હકકદાર અલ્પસંખ્યાક લોકોનો નાશ કરવાનું કામ સરકાર નામક સંસ્થાના હાથે થઈ શકે નહિ; તેમજ સરકાર એ નામક સંસ્થાની અધિકારી વ્યક્તિઓ પણ પોતાના હાથમાંના હક અને અધિકાર છોડવાને તૈયાર થશે નહિ. તેથી ભંડોળવાળા જમીનદારો ઇત્યાદિ હકદાર વર્ગો નષ્ટ કરી તેઓની જમીન, ખાણો, રેલવે, બેન્કો અને ઔદ્યોગિક સંસ્થાઓ સરકારના હાથમાં આપી શિક્ષણ, ધર્મખાતું, દેશસંરક્ષક લશ્કરી ખાતું વિગેરે સરકારના હાથમાંની પહેલાંની સત્તામાં ઉમેરો કરવો એટલે લોકોપર જુલમ કરવાનું બીજું એક નવું યંત્રજ તૈયાર કરવા જેવું છે. સરકારી ભંડોળવ્યવસ્થા અમલમાં મૂકવી એટલે નોકરશાહી અને ભંડોલવાલા એ બન્નેની સત્તા એકત્ર કરી સરકારની સત્તામાં વધારેને વધારે ઉમેરો કરી તે સત્તા પ્રજાવર્ગને અધિકાધિક કષ્ટપ્રદ કરવા જેવું છે. ખરેખરો સુધારો તો સત્તા એકત્રિત કરવાથી થવાનો નથી પરંતુ વધારેને વધારે અધિકારની વહેંચણી કરવાથી, સ્થાન વિષેની અને કાર્ય વિષેની વહેંચણી કરી ઘણાંઓના હાથમાં સત્તા આપવાથી, વ્યક્તિમાત્રને અધિકાધિક કાર્યસ્વતંત્રતા અને સ્વયંપ્રેરણાને સ્થાન આપવાથીજ તે થઈ શકશે.

ઘણાખરા સમાજસત્તાવાદીઓ પ્રમાણેજ અરાજક સમાજવાદીઓને પણ આ વાત કબૂલ છે કે સૃષ્ટીમાંના વિકાસસિદ્ધાન્તના કાર્ય પ્રમાણેજ સમાજની અંદર પણ હંમેશાં વિકસનકાર્ય ધીમે ધીમે ચાલુ હોય છે અને વચમાં કેટલીક વખતે ફક્ત ક્રાંતિકારક સ્વરૂપના મોટા ફેરફારો થઈ, સુધારાના કાર્યમાં એકદમ મોટો ઉમેરો થાય છે. આ પ્રકારના ક્રાંતિકારક, બનાવો બનવાનો સમય હવે આવ્યો છે. મંદગતિવાળા સુધારાના કાલ પછી એકદમ બહુજ ઝડપથી સુધારા થવાના દિવસ ઉગતા દેખાય છે, અને આવી તકનો લાભ લેવો એ બધા સુધારણાવાદીઓની ફરજ છે. પણ આવી તકનો ઉપયોગ સરકાર નામક સંસ્થાની સત્તા અધિકાધિક વધારવા તરફ ન કરતાં તે ઓછી કરવા માટે કરવો જોઈએ અને તે માટે એકકે એક ગામના અને એકકે એક પ્રાંતના શ્રમજીવીઓના સંઘ તૈયાર કરી-તેઓની વચ્ચે બધી બાબતો અને સત્તાઓ વહેંચી આપવી જોઈએ. આ પ્રકારના સંઘ સર્વ રાષ્ટ્રમાં ને પછી જગતમાંના એકંદર રાષ્ટ્રોમાં તૈયાર કરવા જોઇએ.

અરાજક સમાજવાદીઓના મત આવા પ્રકારના હોવાના કારણે પ્રસ્તુત કાળમાં અસ્તિત્વમાં હોવાવાળી સરકાર નામક સંસ્થાના કાર્યમાં ભાગ લેવાનો અથવા તેની સત્તામાં અધિકાધિક વધારો કરવાનો પ્રયત્ન કરવો એ તેઓને પસંદ નથી. તેથી કરી પાર્લમેન્ટ જેવી રાજ્યકારભારી સંસ્થામાં પગપેસારો કરી ત્યાં આગળ મજૂર પક્ષનું પ્રાબલ્ય પ્રસ્થાપિત કરવાનો માર્ગ તેઓ સ્વીકારતા નથી, યા તો મજૂરવર્ગને તેમ કરવાને ઉપદેશ પણ કરતા નથી. આંતરરાષ્ટ્રીય શ્રમજીવી વર્ગની પરિષદ (ઇંટરનેશનલ વર્કીંગમેન્સ એસોસિએશન) ૧૮૬૪—૬૬ સાલથી સ્થપાયા પછી અરાજક સમાજવાદીઓએ પોતાના મત પ્રત્યક્ષ મજૂરવર્ગ આગળ સાદર કરવાનો અને મજૂરોના ઉપર વર્ણવેલા પ્રકારના સંઘો તૈયાર કરી ભંડોળવાલાઓનો સંપૂર્ણ નાશ કરવાનો ઉપક્રમ શરૂ કર્યો છે. પાર્લામેન્ટ જેવા કાયદામંડળની મારફતે કાયદાઓ કરી સુધારા અમલમાં મૂકવાના કાયદાસર ગણાએલા માર્ગ ઉપર તેમને ભરોંસોજ નથી.

અરાજક સમાજવાદી પંથની ઉન્નતિનો ઇતિહાસ:—ઉપર વર્ણવેલા પ્રકારના સામાજીક સંઘ તૈયાર કરવાની કલ્પના અને સરકારને નામે રાજ્યકારભાર કરનારી સંસ્થાની મારફત સમાજનું શાસન કરવાની કલ્પના આ બન્ને માનવજાતિના મનમાં

પુરાતન કાળથી અસ્તિત્વમાં છે; અને ઐતિહાસિક કાળની અંદર કોઈ વખત પહેલી કલ્પનાનું તો કોઈ વખત બીજીનું અધિક પ્રાબલ્ય જણાઈ આવશે. પહેલા પ્રકારની પ્રવૃત્તિને લીધે ધીમે ધીમે કુળ, ગોત્ર, ગ્રામ, જાતિ, સંઘ અને નગર એવા સમુદાયો લોકોએ જાતેજ તૈયાર કર્યા અને તેના બળ ઉપર પરચક્રથી અને સત્તાધિકારીઓના જુલમી વર્તન થકી પોતાનું સંરક્ષણ કરવાનો ઉપાય શોધી કહાડ્યો. ગ્રીસની અંદર ઈ. સ. પૂ. આસરે ૪૩૦ માં થઇ ગએલા ઍરીસ્ટીપ્સ નામના સીરેનાયક પંથના એક સંસ્થાપકે એમ પ્રતિપાદન કરવાની શરૂઆત કરી કે ડાહ્યાં લોકોએ પોતાનુ સ્વાતંત્ર્ય ગુમાવી સરકારનું નિયંત્રણ સ્વીકારવું એ બિલકુલ ઉપયોગી નથી; અને સોક્રેટીસના સવાલના જવાબમાં તેણે એમ કહ્યું કે તે જાતે શાસનકર્તા અગર શાસિત એ પૈકી કોઈપણ વર્ગમાં આવતો નથી તથાપિ ઍરિસ્ટિપ્સની આ મનોવૃત્તિ કેવળ એપિક્યુરિયન પંથના અનુયાયીઓએ સામાન્ય જનસમૂહની જોડે રાખેલા બેજવાબદાર વર્તનનું પરિણામ છે. ગ્રીસમાંના અરાજક સમાજવાદી તત્ત્વજ્ઞાનના સૌથી આગેવાન પુરસ્કર્તા ક્રીટનો રહેવાસી અને સ્ટોઇક તત્ત્વજ્ઞાનનો આદ્યજનક ઝેનો હતો. પ્લેટોએ 'રિપબ્લીક' નામના ગ્રંથમાં જે રાજ્યકારભારની પદ્ધતિ આદર્શ તરીકે લોકો આગળ સાદર કરી–તેનો વિરોધ કરી ઝેનોએ સરકારરહિત એવી સમાજરચના સંબંધી પોતાની યોજના રજુ કરી. સરકારના નિયંત્રણને બદલે દરેક વ્યકિતપર પોતાની જાતનું, નૈતિક નિયમોનું નિયંત્રણ હોવું જોઈએ. દરેક વ્યકિતમાં સ્વાર્થબુદ્ધિની સાથેજ સહવાસપ્રિયતા પણ કુદરતીજ હોવાને લીધે વ્યકિતના સ્વયંનિર્મિત નૈતિક બંધનો સ્વસંરક્ષક થશે એટલુંજ નહિ પણ પરાર્થ પોષક પણ એની મેળેજ થઈ શકશે. એ પ્રમાણે પોતાની નૈસર્ગિક પ્રેરણાપ્રમાણે વર્તવાની બુદ્ધિ ઉત્પન્ન થયા પછી તેઓ સરકારી અમલ નીચેની સરહદ છોડી દઈ પેલી તરફ સ્વતંત્ર સંઘ બનાવી રહેવા માંડશે. આવા પ્રકારની વસાહતમાં તેઓને ન્યાયકોર્ટ, પોલીસ, દેવાલયો, સાર્વજનિક પ્રાર્થના અગર નાણાં વિગેરે બાબતોની જરાપણ જરૂર પડશે નહિ. પૈસાને બદલે બધી લેણદેણ ફકત બક્ષિસ રૂપે અરસપરસ ચાલુ રહેશે. ખુદ ઝેનોના ગ્રંથો આજે ઉપલબ્ધ નથી, બીજાઓનાં ગ્રંથોમાં તેના લેખનના ઉતારા આપેલા છે. તથાપિ તેટલાપરથી ઝેનોની અને તાત્કાલીન લોકસમાજની એ વિષેની પ્રવૃત્તિ સ્પષ્ટપણે માલમ પડે છે.

મધ્યયુગના નવમા સૈકાના અરસામાં અને બાપ્ટિસ્ટ લોકોમાં જોહન્સ ડેન્કના હુસાઈટ્સ પૈકી જોચેકીના અને આલ્બાના બિશપ માર્કોગિરોલીનો વિહડા એના ગ્રંથમાં ઉપર વર્ણવેલા પ્રકારના મતો માલમ પડે છે.

રૂસો, ડિડેરો ગૉડવિન અને પ્રૂધોં વિગેરેની અરાજકતાઃ—અઢારમા સૈકામાં ફ્રેંચ એનસાયકલોપીડીયાના કર્તાઓના મગજમાં એવીજ કલ્પનાઓ રમતી હતી. આ વાત રૂસો અને ડિડેરૉટના સ્વતંત્ર ગ્રંથમાંના મજકુર ઉપરથી સહેજમાં સાબીત થાય છે. આજ કલ્પનાઓ પછીથી ફ્રેંચ રાજ્યક્રાંતિની વખતે જાહેર રીતે લોકોની આગળ મૂકવામાં આવી. તે વખતે એક બાજુએ જૅકોબીન લોકો બધી રાજકીય સત્તા પોતાના હાથમાં લેવા માટે પ્રયત્ન કરી રહ્યાં હતાં તો સામી તરફ પ્રત્યેક પ્રાંતનાં લોકો પોતપોતાના સંઘો બનાવી ન્યાય ખાતું, લશ્કર ખાતું, દાનધર્મ ખાતું વિગેરે બધી બાબતની તજવીજ અને વ્યવસ્થા પોતાના હાથમાં લેવાનો ઉદ્યોગ ચલાવી રહ્યા હતા. અને એ વખતે આસરે ૩૬૦૦૦ સંઘો વચ્ચે એકબીજા સાથે પત્રવ્યવહાર પણ શરૂ થયો હતો.

અરાજક સમાજરચનાના સંબંધની રાજકીય અને અર્થશાસ્ત્રીય કલ્પના ગૉડવિને ૧૭૯૩ ની સાલમાં પ્રથમ વ્યવસ્થિતપણે પોતાના ગ્રંથદ્વારા આગળ મૂકી. તેની અંદર તે કહે છે કે, અસલના કાયદાઓ એ આપણા પૂર્વજોના ડહાપણના નિદર્શક નથી પરંતુ બીકણપણું, મત્સર, મહત્ત્વાકાંક્ષા વિગેરે મનોવિકારોથી પ્રેરિત થઇ તે કાયદાઓ તેઓએ કરેલા છે.

કાયદા અને ન્યાયકોર્ટો વિગેરે સર્વ કાઢી નાખી તેને બદલે બધી તકરારો અને તંટાબખેડા નિર્ણયને માટે સારા વિચારી માણસને સોંપવાથી યોગ્ય ન્યાય તરતજ મળવા લાગશે. સરકારનો જડમૂળથી નાશ કરવો; સરકાર નામક સંસ્થાવગર સમાજ ઉત્તમ સ્થિતિમાં રહી શકશે.

સમાજના નાનાનાના અને સ્વયંશાસિત એવા સંઘ બનાવવા, માલમત્તાની બાબતમાં ખાનગી માલીકી નષ્ટ કરી સામુદાયિક માલીકીનું તત્ત્વ શરૂ કરવું, એવા પ્રકારના ગૉડવિનના મતો છે. પરંતુ તેણે પોતાના 'રાજકીય ન્યાયાન્યાય' ગ્રંથની બીજી આવૃત્તિમાં માત્ર આ મતો બીકથી સ્પષ્ટપણે દર્શાવ્યા ન હતા.

ત્યાર બાદ ૧૮૪૦ માં પ્રૂધોંએ પ્રથમ અરાજક સમાજ એ પ્રત્યક્ષ નામ આપી પોતાના વિચાર દર્શાવવાની શરૂઆત કરી. ફ્રેંચ રાજ્યક્રાંતિની વખતે

ફ્રાન્સ ૧૭ માં લુઈને રાજ્યપરથી કાઢી નાખવાથીજ જેનું સમાધાન થયું ન હતું એવા પક્ષને જીરૉંડિસ્ટ નામના પક્ષે "અરાજક" (અનાર્કિસ્ટ) એવું નિંદાવ્યંજક નામ આપવા માંડયું હતુંજ. પ્રૂઢાંએ સરકાર વિરહિત એવો સમાજ કેવી રીતે બનાવવો તે બાબતની કલ્પનાઓ જાહેરપણે રજૂ કરી હતી. "માલમત્તા એટલે ચોરી" આ સૂત્રથી શરૂઆત કરતાં વેંતજ લોકોનું ધ્યાન તેના મત તરફ ખેંચાયું. તથાપિ સામુદાયિક માલીકીના તત્ત્વનો તે પુરસ્કર્તા ન હતો, તેમજ બધા જમીનદારો, કારખાનાવાળા, ખાણોવાળા વિગેરે પૈસાદારોની મિલ્કત એકદમ હરણ કરવી એવા મતનો પણ તે હતો નહિ. તેણે સૂચવેલો મુખ્ય ઉપાય એટલે શાહુકારી અને વ્યાજ-વટાવનો ખાનગી વેપાર બંધ કરવો અને ભંડોળ પૂરૂં પાડનારી એવી એક રાષ્ટ્રીય બૅંક સ્થાપવી. એ હતો. નાગરીકોએ સર્વ વ્યવહારો અરસપરસ અને બૅંકની આર્થિક મદદવડે ચલાવવા અને ટંટા-બખેડાઓ મધ્યસ્થ લોકોએ મટાડવા એવી બધા સંઘોમાં વ્યવસ્થા થયા પછી સરકારની જરૂર રહેતી જ નથી, એમ તેનું કહેવું હતું. જુદાજુદા પ્રકારની રાજ્યકારભાર પદ્ધતિ ઉપર ઝીણવટથી ટીકા અને સર્વ આર્થિક પ્રશ્નોનું સૂક્ષ્મ જ્ઞાન એ મહત્ત્વના ગુણ પ્રૂઢાંના ગ્રંથમાં દેખાઈ આવે છે. પ્રૂઢાંના મતના તેની પહેલાં ઇંગ્લંડની અંદર વીલીયમ થૉમ્પસ અને તેનો અનુયાયી જોન ગ્રે અને અમે-રિકામાં જોશિયા વૉરેન, એ થઈ ગયા હતા. ઇંગ્લંડમાં ઑવેને આવા પ્રકારના સંઘોનો પ્રત્યક્ષ પ્રયોગ પણ કર્યો હતો. પણ તેમાં ન ફાવવાનું કારણ વૈયક્તિક સ્વતંત્રતાનો અભાવ એ હતું, એમ પ્રૂઢાંએ સાબીત કરી વૈયક્તિક સ્વાતંત્ર્યનો પૂર્ણ રીતે પુરસ્કાર કર્યો અને જાતે "ઇકિવટી સ્ટોઅર" (વાજબી કિંમતની વસ્તુઓની દુકાન) સ્થાપન કરી. "ઈકિવટી વિલેજ" અને "ઈકિવટી હાઉસ" એવી બે સંસ્થાઓ પણ અમેરિકામાં ન્યૂ યૉર્ક અને બોસ્ટન એ ઠેકાણે અનુક્રમે નિકળી.

પ્રૂઢાંની અર્થશાસ્ત્ર વિષેની અને ખાસ કરીને સહકારી પેઢીઓ (મ્યુચ્યુઅલ બૅંકિંગ) સંબંધીની સૂચનાઓ થોડાજ વખતમાં પસંદ થઈ એટલું નહિ પણ પ્રત્યક્ષ અમલમાં પણ મૂકાવા માંડી. પરંતુ તેના અરાજકતા વિષેના મતોને ખુદ ફ્રાન્સની અંદર પણ બહુ અનુયાયીઓ મળ્યા નહિ. ફ્રાન્સની અંદર ફૂરિયર અને સેંટ સાયમન એ નામના સમાજસત્તાવાદીઓના મતનો કયારનોયે જુદો પ્રકાર શરૂ થયો હતો. પ્રૂઢાંના મતોને જર્મનીમાં પણ પુરસ્કર્તાઓ મળી આવ્યા. મોઝેસ હેસે ૧૮૪૩ની અંદર અને કાર્લગ્રુને ૧૮૪૫ માં અરાજક સમાજ વિષેના અભિપ્રાયો પ્રતિપાદન કરવાની શરૂઆત કરી હતી. એ પછી સ્ટર્નરે સરકાર વિરૂદ્ધ અને સમાજ-સત્તાક પદ્ધતિની પણ વિરૂદ્ધ જાહેર રીતે બળવાખોર ભાષા વાપરવાની શરૂઆત કરી, એટલુંજ નહિ પણ કોઈ પણ પ્રકારના સામાજીક અને નૈતિક બંધનો વ્યક્તિપર હોવાં જોઈએ નહિ, વ્યક્તિમાત્રને પૂર્ણ સત્તા અને સ્વાતંત્ર્ય હોવું જોઇએ એવું પ્રતિ-પાદન કરવાનું તેણે શરૂં કર્યું.

આવી જાતના વૈયક્તિક સ્વાતંત્ર્યયુક્ત અરા-જક સમાજનું પર્યવસાન કેવી રીતે થવાનું તે સ્ટર્નર પછીના પ્રો. બૉશે પોતાના ગ્રંથમાં બતાવી આપ્યું. પ્રો. બૉશનું કહેવું છે કે ઉચ્ચ સંસ્કૃતિનો ઉદ્દેશ મનુષ્ય જાતિમાંની સર્વ વ્યક્તિની ઉન્નતિ થવા માટે સર્વસાધારણ માર્ગો ને સાધનો ઉપલબ્ધ કરી આપવાં એ ન રાખતાં જન્મથીજ ઉચ્ચગુણસંપન્ન એવી કેટલીક વિશિષ્ટ વ્યકિતઓનો સંપૂર્ણપણે વિકાસ થવા માટે બીજી સામાન્ય વ્યકિતઓનાં સુખ-સાધનો અને જરૂર પડે તો અસ્તિત્વની સુદ્ધાં દરકાર ન રાખતાં સગવડો કરી આપવી, એ હોવો જોઇએ. આ રીતે વ્યકિતસ્વામિત્વના (ઇંડિવિજ્યુઆલિટિ) જ અન્તે પ્રસ્થાપિત થવી એ ઇષ્ટ છે અને આજ સુધીની માનવ જાતિની સુધારણાઓ ઉચ્ચગુણયુક્ત એવાં થોડાંજ માણસોના હાથથી થતી આવી છે. બૉશ પ્રભૃતિ વિદ્વાનોના વ્યકિતસ્વામિત્વવાદ એટલી સ્થિતિએ પહોંચ્યો છે કે વૈયકિતક સુધારણાનું ધ્યેય પૂરેપૂરૂં સાધવું એ કદી પણ શક્ય નથી, કારણ અન્ય સામાન્ય જનસમાજ તરફથી અહરહ ધ્યેયને અડચણ કરનારી, ત્રાસદાયક, જુલમી એવા પ્રકારની પરિસ્થિતિ પસરેલી હોય છે, એવું તેમનું માનવું છે. તે કારણસર 'સકલગુણાલંકૃત' એવો ઉચ્ચ શિષ્ટવર્ગ કોઈ પણ દહાડો તૈયાર થવો શકય નથી; તો પણ સામાન્ય વર્ગ અને ઉચ્ચ વર્ગ એ બન્ને વચ્ચે હંમેશાં મોટું અંતર કાયમ રહેવાનું એમાં કાંઈ પણ શક નથી. અહરહ વિચારસરણી-માંની વૈયકિતક ઉત્કર્ષના પૂર્ણત્વની કલ્પના મનને પસંદ પડે તેવી અને ઉપયુકત હોય તો પણ આ પંથને કેટલાક થોડા વિદ્વાન અને કલાવાન વર્ગો શિવાય અન્ય કોઇજ અનુયાયી મળ્યા નથી.

સાર્વરાષ્ટ્રીય મજૂર પરિષદનો અરાજક પંથ વિષે મત:—૧૮૪૦ માં ફ્રાન્સની અંદર રિપબ્લીક લય પામી ફરીથી બાદશાહી સત્તા શરૂ થઇ. તે પછી કેટલોક કાલ સમાજસત્તાવાદી-

એમાંના જુદા જુદા સર્વ પેટા વર્ગોનું મત પ્રચારનું કામ ઘણાજ પ્રમાણમાં શિથિલ થઇ ગયું; કારણ બાદશાહી સરકારે સમાજસત્તાવાદી પંથના બધાં છાપખાનાઓનાં મોં બંધ કર્યાં. તે પ્રમાણે આગળ ૨૦ વર્ષ સુધી ચાલ્યું. તથાપિ આ કાળમાં પણ અરાજક પંથની થોડીક પ્રગતિ થઈ. ૧૮૬૪ની સાલથી સમાજસત્તાક પંથની હિલચાલ ફરીથી શરૂ થઈ. તે સાલમાં લંડનમાં યુનિવર્સલ એક્ઝિબિશનના બહાને આવેલા ફ્રેંચ કામગાર વર્ગોમાંના (એ બધાં અન્યોન્ય સહાય્યવાદી હતા) કેટલાંક લોકોએ રોબર્ટ ઓવેન પંથી અંગ્રેજોની મદદથી સાર્વરાષ્ટ્રીય મજૂર પરિષદની સ્થાપના કરી. આ પરિષદની ઘણીજ ઝડપથી ઉન્નતિ થઈ અને રાજકીય પાર્લામેંટની સત્તા હાથમાં લેવાના માર્ગનો અવલંબ ન કરતાં એકદમ પરસ્પર ભંડોળવાળા મોટે અર્થશાસ્ત્રીય તત્ત્વાનુસાર એ પરિષદે વિવાદ શરૂ કર્યો; અને આ ધોરણ ઈ. સ. ૧૮૭૧ સુધી હતું તેવુંજ ચાલવા દીધું. ફ્રેંચ-જર્મન યુદ્ધ પછી સાર્વરાષ્ટ્રીય પરિષદના કાર્યને ફ્રાન્સની અંદર બંધી કરવામાં આવી. તે સમયે જર્મનીમાં સર્વ પુરૂષોને મતદાનનો હક મળેલો હોવાને લીધે જર્મન કામદાર વર્ગે જર્મન સામ્રાજ્યની પાર્લામેન્ટની ચૂંટણીમાં ભાગ લેવાના ઉદ્દેશથી પરિષદનું ઉપરનું ધોરણ બદલવાનો આગ્રહ કરીને પોતાનો સોશ્યલ ડેમોક્રેટિક નામનો જુદો રાજકીય પક્ષ સ્થાપન કર્યો. એને લીધે સાર્વરાષ્ટ્રીય મજૂર પરિષદમાં તડાં પડ્યાં અને સ્પેનિશ, ઈટાલિયન, બેલ્જીયન એવી જુદીજુદી કાર્યકારી સંસ્થાઓ સ્થાપન થઇ ને તેઓએ પોતાનો એક સંઘ (ફેડરલ યુનિયન) તૈયાર કર્યો. આ સંઘમાંથીજ "આધુનિક અરાજક સમાજપંથ" વિકાસ પામ્યો. આ સંઘનો આગેવાન બાકુનિન થયો અને તેણે અનેક લેખો, કાગળપત્રો, અને પુસ્તકો લખી અરાજક તત્ત્વનો વધારે ફેલાવો કર્યો. સરકાર (સ્ટેટ) એ સંસ્થા સમૂળ નષ્ટ થવી જોઇએ; કારણ તે લોકોની ધાર્મિક માન્યતાના (બીલીફ) પાયા પર રચેલી હોઈ સુધારણાના નીચેના પગથિયાની નિદર્શક હોય છે, તેને લીધે સ્વાતંત્ર્ય નષ્ટ થાય છે એવું તેણે પ્રતિપાદન કર્યું.

સાર્વત્રિક મતદાન પદ્ધતિને લીધે થએલા કાયદાઓ પણ અમાન્ય ઠરાવી દરેક માણસને અને દરેક પ્રાંતિક સંઘને પૂર્ણ સ્વાતંત્ર્ય હોવું જોઈએ એમ તે કહેતો. અર્થોત્પાદનોનાં સર્વ સાધનો કાર્યકારી સંઘની માલીકીનાં હોવાં જોઇએ અને તૈયાર થએલી વસ્તુઓ દરેક સંઘે પોતપોતાના નિયમો ઠરાવીને તે પ્રમાણે વહેંચી લેવી એ પ્રકારના બાકુનિનના અર્થશાસ્ત્રીય મતો હતા.

ત્યારબાદ કેટલાંક વર્ષો સુધી ઉપર્યુક્ત સ્પેનિશ, ઈટાલિયન ઇત્યાદિ કામ કરનારી સંસ્થાઓ, સાર્વ-રાષ્ટ્રીય મજૂર પરિષદની કેટલીક શાખાઓ, અને જર્મન અને અમેરિકન અરાજક મંડળીઓ આજ અરાજક પંથની મુખ્ય અને કાર્યકારી સંસ્થાઓ હતી. તેઓએ રાજકીય સત્તા હાથમાં લેવાની બિલકુલ ખટપટ ન કરતાં કાર્યકારી વર્ગોની અન્યોન્યમાં દૃઢ મૈત્રી વધારી. ને આવા સંઘદ્વારા દેશની અંદર પોતાનું મહત્ત્વ વધારવાનો માર્ગ સ્વીકાર્યો. કામ કરવાનો વખત દરરોજ આઠ કલાકજ હોવો જોઈએ, વિગેરે હકકોને માટે અને સૈન્યમાંના સિપાઇઓનાં મન લશ્કરી નોકરીથી પરાવૃત્ત કરવા માટે તેઓએ ચળવળો ચલાવી. તેને લીધે ઘણા યુરોપીય દેશોમાં અને યુનાઇટેડ સ્ટેટ્સમાં આ પંથના આગેવાનો પર મુકદ્દમાઓ ચાલી તેઓને સજા થઈ. તેને લીધે કાર્યકારી વર્ગોએ અધિકાધિક અત્યાચાર કર્યા અને ફરિયાદો, દંડ, સજાનું પ્રમાણ વધ્યું અને તેનું વેર વાળવા વાસ્તે, અધિકારી લોકોપર વધારે ને વધારે અત્યાચારો થવા લાગ્યા. આથી અત્યાચાર એજ અરાજક પંથનું મુખ્ય કાર્ય એવી સાર્વત્રિક માન્યતા લોકોમાં ફેલાવા લાગી. એટલે આ પંથના પ્રવર્તકોએ સદરહુ આરોપનું નિરાકરણ શરૂ કર્યું. સરકાર સારી ચળવળ બેસાડી દેવા માટે અન્યાય ભરેલી રીતે જુલમ કરે છે, તેનું અત્યાચાર એ કેવળ નૈસર્ગિક પરિણામ છે, અને તેને અરાજક પંથના મૂળ તત્ત્વ અને ધોરણ સાથે કાંઈ પણ સંબંધ નથી એમ સિદ્ધ કરવાની તેમણે શરૂઆત કરી.

એ પછી અરાજક પંથનો વિકાસ, કેટલોક ફ્રેંચ તત્ત્વવેત્તા પ્રૂઢોનાં તત્ત્વોના આધારે, કેટલોક ક્રિશ્ચીયન અનાર્કિઝમ અને ટોલસ્ટોયના મતો વડે, કેટલોક અરાજક લેખકોના દ્વારા અને મુખ્યત્વેકરી કમ્યુનિષ્ટ-અનાર્કિઝમના દ્વારા થતો ગયો. પ્રૂઢોની પરસ્પર સહાય્યક બેંકની કલ્પના યુનાઇટેડ સ્ટેટ્સની અંદર ઘણી અમલમાં મુકાઈ. વ્યક્તિસ્વામિત્વવાદી અરાજકપંથનો પ્રસાર પરસ્પર અમેરિકામાં બેન્જામિન આર. ટકર નામના વિદ્વાને પોતાના 'લિબર્ટી' નામના વર્તમાન પત્રદ્વારા ઘણો કર્યો. તેણે પ્રૂઢોં અને હર્બર્ટ સ્પેન્સર એ બન્નેના મતોનો એકસામટો આધાર લીધો. વ્યક્તિસ્વામિત્વ, સમાનસ્વતંત્રતા અને પૂર્ણ સમતા એ ત્રણે તત્ત્વોનો પ્રચાર કરી વ્યક્તિશઃ માણસ સ્વાર્થી હોય તોપણ જો સર્વ લોકો પોતપોતાના હક્કો જાળવીને રહે તો બધી

વ્યવસ્થા ન્યાય્ય અને કાયદાસર એવીજ થશે એવો પ્રૂધૉંની માફક તેનો મત હતો. એ સિવાય સ્પેન્સરના સ્વસંરક્ષણના હકનો પુરસ્કાર કરી તે એમ સાબીત કરવા લાગ્યો કે એકાદ માણસ હકનો અતિક્રમ કરે તો તેનો પ્રતિકાર કરવા માટે સંરક્ષક હક દરેકને હોય છેજ. માટે દરેક વ્યક્તિને અને પ્રત્યેક સંઘને આત્મસંરક્ષણ કરવા માટે અપરાધી માણસને દેહાંત પ્રાયશ્ચિત સુધી યોગ્ય તે સજા કરવાનો હક છે. તેવીજ રીતે એક વખત કરેલા કોલકરાર પાળવાની ફરજ પાડવા માટે પણ અત્યાચાર (એટ્રોસીટી) કરવાનો હક છે આ પ્રમાણે સંરક્ષણના કાર્ય માટે જરૂરી એવા કોઈપણ રાજસત્તા પાસે હોય છે, એવા સર્વ અધિકારો નૂતન સમાજરચનામાં પણ હોવા જોઇએ એવો બી. આર. ટક્કરના મતોનો સારાંશ નીકળે છે.

વ્યક્તિસ્વામિત્વવાદી અરાજક પંથના પ્રૂધૉં મતના અનુયાયીઓને અમેરિકામાંના મજૂર વર્ગ તરફથી બહુ સહાનુભૂતિ મળતી નથી. વ્યક્તિસ્વામિત્વવાદનો અંગીકાર કરવાથી આ સ્થિતિ કેવળ વ્યક્તિશઃ પ્રયત્નવડે સાધ્ય થાય એ માનવા જોગ ન હોવાને લીધે તેમને અરાજક સમાજવાદી પંથમાંથી નીકળી જઇ અભિમત અર્થશાસ્ત્ર પંથના ઉદારમતવાદીઓના પક્ષમાં જવું પડે છે; અથવા ઇપિક્યુરીયન પંથની નૈતિક બંધનશૂન્ય સમાજસ્થિતિ સ્વીકારવી પડે છે, અથવા સ્ટર્નર અને નિત્શે એ બન્નેનો શ્રેષ્ઠ-માનવકોટિવિષેનો "સુપરમેનઅરી" સિદ્ધાંત પણ કબૂલ કરવો પડે છે. તેને લીધે અરાજક પંથનાં ઘણાંખરાં લોકો અનાર્કિસ્ટ-કમ્યુનીસ્ટ મતવાદી બનેલા છે. એઓમાં ફ્રાન્સના એલીસીરેક્લૂસ, જીનગ્રેહને સેબાસ્ટિયનફાર, એમિલી ફ્રૂજેટ વિગેરેનો અને ઇટાલીમાંના એનરિકો. મૅલા ટેસ્ટા અને કૉન્હેલી અને સ્પેનમાં આર. મેલા, એલ. લૉરેંઝો વિગેરેનો સમાવેશ થાય છે. એ સિવાય અરાજક પંથની બીજી શાખા સિંડીકેલીસ્ટ પંથ (જુઓ) નામે યુરોપમાં હમણા મહત્ત્વ પામેલી હોઈ રાજકીય સત્તા હાથમાં ન લેતાં એકદમ ભંડોળવાળા ધનીકો સાથે પ્રત્યક્ષ લડત તેઓએ શરૂ કરી છે.

અનાર્કિસ્ટ કમ્યુનિસ્ટ પંથના વિદ્વાન અનુયાયીઓએ આગળ બતાવલી ઉપયુકત બાબતો કરવાનો પ્રયત્ન ચલાવેલો છે; ભૌતિક શાસ્ત્રમાંની શોધો થવાને લીધે તૈયાર થએલું આધુનિક તત્ત્વજ્ઞાન અને અરાજક સમાજવાદના વચ્ચેના તર્કશાસ્ત્રની દૃષ્ટિએ સંબંધ બતાવી આપવો, સાંપ્રત સમાજમાં દેખાઇ આવનારી પ્રવૃત્તિઓનો અભ્યાસ કરી અરાજક સમાજ પંથના મતોની શાસ્ત્રીય પાયાપર રચના કરવી, અને આ મતોનો હવે પછી વિકાસ કેવી રીતે થતો જશે એ વિષેનું દિગ્દર્શન કરવું, અને અરાજક સમાજમાંનાં નૈતિક બંધનો યોગ્ય તત્ત્વના આધારે તૈયાર કરવા, કલેક્ટીવીઝમ કરતાં કમ્યુનિઝમ ગ્રાહ્ય થવાનો વધારે સંભવ કેટલો છે, અને તેથી આખરે અનાર્કિસ્ટ-કમ્યુનિઝમજ બધા સુધરેલા સમાજોને માન્ય થવાનો કેટલો સંભવ છે, તેમજ કમ્યુનિઝમ અને અનાર્કી આ બે વિકાસદર્શક શબ્દો હોઈ તેઓ અન્યોન્ય પૂરક છે એટલે કે તેમાંનું એક તત્ત્વ માન્ય કરીએ કે બીજું માન્ય કરવુંજ પડે છે, વિગેરે બાબતો સપ્રમાણ સાબીત કરી બતાવવાનો ક્રોપોટકીનના લેખોનો હેતુ છે. રાજ્યક્રાંતિના કાળમાં એકાદ મોટા શહેરમાં રહેનારાની સંમતિ હોય તો તે ઠેકાણે કમ્યુનિઝમ તરતજ અમલમાં લાવી શકાય છે, એવું ક્રોપાટકીનનું કહેવું છે અને તે યોજના માટે તે કહે છે, કે આવા શહેરના દરેકદરેક રહેવાશીને મધ્યમ વર્ગનાં લોકોને હાલ મળે છે તેટલા પ્રકારની રહેવાની જગા, ખાવાના પદાર્થ અને કપડાં એટલું તેમને અર્ધા દિવસના કામના બદલા તરીકે આપવું જોઇએ અને બાકી રહેલા અર્ધા દિવસના પાંચ કલાક તેઓ શિક્ષણ વિષેની, વાઙ્મય વિષેની અથવા શાસ્ત્ર, કલા અને શારીરીક વ્યાયામનું કામ કરનારી કોઇ પણ સંસ્થામાં કામ કરે તો પણ મોજશોખની રહેણીને લગતી બાકી સર્વ વસ્તુઓ સહેલાઇથી મળી શકશે. ખેતી અને બાકીના ઔદ્યોગિક ધંધાનાં કામો બૌદ્ધિક વ્યવસાયોની સાથે કેવી રીતે જોડી દેવામાં આવે તે વિષેપણ ક્રોપોટકીને ચર્ચા કરી છે.

પંદરમા અને સોળમા સૈકાના જોચેકો, ડેન્ક વિગેરે કેટલાક માણસો પ્રમાણે સામાન્ય જનસમાજમાં ધાર્મિક દૃષ્ટીએ ચળવળ કરનાર રશીયન દેશભક્ત લીઓ ટાલસ્ટૉયે પ્રત્યક્ષ અરાજક સમાજવાદી એવું નામ ધારણ ન કરતાં રાજસત્તા અને માલમત્તા ઉપરની માલીકી એ બે બાબતો સંબંધે અરાજક સમાજપંથનાજ મતોનો અંગીકાર કરેલો છે. તેણે આ મતો ક્રાઈસ્ટે આપેલા ઉપદેશની વાતોમાંથીજ અને સામાન્ય તર્કશાસ્ત્ર વડે કેવી રીતે સિદ્ધ થાય છે તે બતાવ્યું છે. ચર્ચ એટલે ધર્મોપદેશકોની સંસ્થા, રાજસત્તા (ધી સ્ટેટ) અને રાજકીય કાયદા, અને મુખ્યત્વે કરી ખાનગી મિલ્કત સંબંધેના કાયદા, એ બધાં ઉપર તેણે પોતાનું સર્વ બુદ્ધિસામર્થ્ય ખરચી અત્યંત અસરકારક અને

દૃઢતાપૂર્વક ટીકા કરી છે. સુવ્યવસ્થિત સરકાર એ પ્રત્યક્ષ ધાડપાડુઓ કરતાં પણ ઘણી વધારે ભયાવહ હોય છે. ધર્મસત્તા, રાજસત્તા અને માલમિલ્કતની થતી સાંપ્રતની વહેંચણી એ વિષે લોકોના મનમાં હાલમાં રહેલી કલ્પનાઓ ભૂલભરેલી છે, એ બતાવી આપી, ક્રાઈસ્ટના ઉપદેશમાંથીજ અપ્રતિકારનું (નૉનરેઝિસ્ટન્સ) તત્ત્વ અને કોઈપણ કારણને માટે યુદ્ધ થવું જોઇએ નહિ એ તત્ત્વ શી રીતે નિષ્પન્ન થાય છે એ ચર્ચા ટૉલસ્ટૉયે કરેલી છે. તથાપિ ટૉલસ્ટૉયના એકંદર લેખનની અંદર સાંપ્રત સમાજના દોષોનું અવલોકન કરી સૂઝી આવતા વિચારોનો ધાર્મિક દૃષ્ટિએ સૂચનારા વિચારોસાથે એટલો ઉત્તમ મેળ બેસાડી દીધેલો છે કે તેના ગ્રંથમાં અરાજકતા વિષેનું વિવેચન ધાર્મિક અને અધાર્મિક બન્ને વૃત્તિનાં લોકોને સરખુંજ ગ્રાહ્ય લાગે છે.

અ રા જ ક સ મા જ વા દી ઓ ના અ ત્યા ચાર :—આ વિષય સંપૂર્ણ કરતાં પહેલાં "અરાજક સમાજવાદી" એટલે મારામારી અને ખૂન કરનારો માણસ એવો અર્થ સામાન્ય જનસમૂહના મનમાં કેમ આવે છે એનો થોડો ખુલાસો કરવો જોઈએ. વસ્તુતઃ અરાજક સમાજપંથના તત્ત્વવેત્તાઓને આવા પ્રકારના અત્યાચાર બિલકુલ પસંદ નથી. એવી સ્થિતિ છતાં સામાન્ય જનસમાજની ઉપર જણાવેલી માન્યતા શામાટે થઈ છે તે નીચે આપેલી હકીકત ઉપરથી માલુમ પડશે.

ઈ. સ. ૧૮૮૨ થી ૧૮૮૬ની સાલ દરમ્યાન ફ્રાન્સની અંદર પ્રિન્સ ક્રોપાટકીન, લુઈ માયકેલ અને બીજા કેટલાકને જેલમાં નાખવામાં આવ્યા. ઈંગ્લાંડની અંદર મૉસ્ટ નામના જર્મન અરાજક સમાજવાદી આગેવાનને સેંટ પીટર્સબર્ગમાં થએલા બીજા અલેક્ઝાંડરના ખૂનનું સમર્થન કરવાના આરોપ પરથી ૧૮ મહિનાની સખત મજૂરીની શિક્ષા આપવામાં આવી. તે ભોગવ્યા પછી ઈ. સ. ૧૮૮૬ ના મે મહિનામાં મૉસ્ટ યુનાઈટેડ સ્ટેટસમાં ગયો અને ન્યુ યૉર્કમાં પોતાના પક્ષનું વર્તમાનપત્ર તેણે શરૂ કર્યું.

આ સમયમાં યુનાઈટેડ સ્ટેટ્સની અંદર અનાર્કીસ્ટ પક્ષની વાર્ષિક સભાઓ પણ ઘણી થઈ. તેમાંની ૧૮૭૯ ની સાલમાં અલેઘની શહેરમાં ભરાએલી સભામાં આ પંથમાં અનત્યાચારી અને ક્રાંતિકારક એવા બે પક્ષો ઉત્પન્ન થયા. ક્રાંતિકારક પક્ષ એમાંથી સ્ટીને જૂદો થયો. તે પક્ષે ચિકાગો અને બોસ્ટનમાં પોતાના પક્ષનાં છાપાંઓ શરૂ કર્યાં. ઈ. સ. ૧૮૮૩ માં પિટ્સબર્ગમાં ભરાએલી સભામાં આ પક્ષનો કાર્યક્રમ નીચે પ્રમાણે રજૂ કરવામાં આવ્યો:—

**(૧) અત્યારે વિશિષ્ટ વર્ગના હાથમાં રહેલી સત્તા હરેક ઉપાયોવડે, એટલે કે દયા પણ ન રાખતાં, જોરદાર, ક્રાંતિકારક ઉપાયોવડે, તેમજ આંતરરાષ્ટ્રીય હિલચાલની મદદવડે સમૂળ નષ્ટ કરવી.**

**(૨) સ્વતંત્ર સમાજની સ્થાપના કરીને તેમાં અર્થોત્પાદનની વ્યવસ્થા સહકારના તત્ત્વાનુસાર કરવી.**

**(૩) સમાન કિંમતની વસ્તુઓનો વિનિમય અર્થોત્પાદનમાં ભાગ લેનારી સર્વ વ્યક્તિઓએ એક બીજા સાથે કરવો.**

**(૪) સ્ત્રી અને પુરુષ એ બન્નેને માટે શાસ્ત્રીય તત્ત્વના પાયાપર સમાન શિક્ષણનો કાર્યક્રમ આંકી તે અમલમાં મૂકવો.**

**(૫) સ્ત્રી, પુરૂષ અગર વંશ, જાતિ વિગેરેમાં તફાવત ન રાખતાં સર્વને સરખા હક્ક આપવા.**

**(૬) જૂદા જૂદા સ્વતંત્ર સમાજ, સંઘ અને આંતરરાષ્ટ્રીય સંઘ બનાવીને એના સભ્યોએ સ્વતંત્રપણે કોલકરાર કરીને બધાં સાર્વજનિક કાર્યો કરવાં.**

આ કાર્યક્રમ યોજવામાં આવ્યો અને તે સાથે મજૂર વર્ગને ઉદ્દેશીને એક પત્રિકા ઈ. સ. ૧૮૮૩ માં ચિકાગોમાં પ્રસિદ્ધ કરવામાં આવી અને ફ્રેંચ, બોહેમિયન, જર્મન અને ઇંગ્લિશ એવી ચાર સ્થાનિક કમીટીઓની સ્થાપના કરી. તેમાંની એક કમીટીનો મુખ્ય અધિકારી ઑગસ્ટ સ્પાઇસ નામે હતો. તેને ચિકાગો શહેરના હેમાર્કેટ પ્રકરણમાં ભાગ લેવાના આરોપ પરથી ઈ. સ. ૧૮૮૭માં ફાંસી દેવામાં આવી. તેની હકીકત આ પ્રમાણે છે:—આઠ કલાકનો દિવસ હોવો જોઇએ એવી લડત ચલાવનારા મજૂરો અને પોલીસ વચ્ચે થએલી ઝપાઝપીમાં કેટલાક મજૂર મરણ પામ્યા. આ વાતનો નિષેધ કરવા માટે સભા ભરવામાં આવી. પોલીસે તે વીખેરી નાખવાનો પ્રયત્ન કર્યો; ત્યારે પોલીસ પર એક બૉંબ ફેંકવામાં આવ્યો, તેથી કેટલાક પોલીસ મરણ પામ્યા અને કેટલાકને સખત ઈજા થઈ. એને માટે કેટલાક મજૂર આગેવાનો પર કેસ ચલાવાવમાં આવ્યો. સ્પાઇસ વગેરે ચાર આગેવાનોને ફાંસીની શિક્ષા થઈ. એ પછી ઘણા અત્યાચાર થયા; અને એ બધા ક્રાંતિકારક ઉપાયોથી સુધારણા અમલમાં લાવનાર પક્ષની ઉશ્કેરણીને લીધે થયા, ૧૮૯૩ ની સાલમાં ફ્રાન્સના ચેંબર ઑફ ડેપ્યુટીઝ (કાયદામંડળ)માં વૅલૅંટ નામના માણસે એક બૉંબ ફેંક્યો. ત્યારે

તેના પર થએલા મુકદ્દમાની વખતે ન્યાયાધીશે વૅલૅંટને ગરીબ નિરપરાધી સ્ત્રીપુરૂષોના પ્રાણ લેવાની કૃત્યને માટે ઘણોજ ઠપકો આપ્યો. તે ઉપરથી વ્વૅલૅંટે જવાબ દીધો કે :—"બુર્જ્વા લોકોની (મધ્યમ વર્ગના) અંદર કોઈ નિરપરાધી માણસ હોય એ બની શકેજ નહિ એટલે કે સર્વ સ્ત્રીપુરૂષો ગુન્હેગાર છે. માટે સજાને લાયક છે". આ જવાબ પરથી આ પક્ષના મતની સ્પષ્ટ કલ્પના થાય છે. ઈ. સ. ૧૮૯૪ ની સાલમાં ફ્રાંસની અંદર બે ઠેકાણે અત્યાચાર કરવામાં આવ્યા. અને તેમાં એક ગુન્હા માટે છ જણને ફાંસીની શિક્ષા થઈ. તેજ વરસમાં લીયોનમાં એક ઈટાલિયને ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ કાર્નોનું ખૂન કર્યું. આ કૃત્યનો અરાજક સમાજના મતો સાથે સંબંધ હોવો જોઇએ એવો સર્વસાધારણ લોકોનો મત હોવાથી ઇ.સ. ૧૮૯૪ માં યુનાઈટેડ સ્ટેટસની કૉંગ્રેસે (કાયદા મંડળે) વિદેશી અરાજક પંથીઓને દેશમાં આવવાની મનાઇ કરી. દેશમાંના અરાજક મતનાં લોકોને દેશનિકાલ કર વાનો કાયદો પસાર કર્યો, આ શિવાય રોમની અંદર ઈ. સ. ૧૮૯૮ માં ભરાએલી આંતરરાષ્ટ્રીય-પરિષદને આ અરાજક મતવાદીઓનો બંદોબસ્ત કરવાનો ઉપાય યોજવા માટે વિનંતી કરી. વળી અરાજક મતવાદીઓના ગુન્હા રાજકીય ન ગણતાં સામાન્ય સમજી તેઓને તપાસને માટે જૂદી જૂદી સરકારે એકબીજાના ગુન્હેગાર પાછા આપવા અને આ ક્રાંતિકારક પક્ષના છાપખાનાં બંધ કરી, આ પક્ષના ગુન્હેગાર લોકોને શોધી કાઢવા માટે દુનિયા ભરના પોલીસ ખાતાએ એક બીજાને સાથ આપવો એવી સૂચના પણ પ્રસિદ્ધ થઈ; પરંતુ નક્કી ધોરણ જાહેર થયું નહિ. ઉલટું ૧૯૦૦ ની સાલમાં બ્રુસેલ્સ શહેરમાં ઇંગ્લાંડના યુવરાજનું ખૂન કરવાનો સિપિડો નામના જુવાને પ્રયત્ન કર્યો. તેની તપાસ વિગેરે થઈ. સિપિડોને નિર્દોષ ઠરાવવામાં આવ્યો, ત્યારે બ્રિટિશ સરકારે બેલ્જિયન સરકારને રોષ-ભર્યો કાગળ પણ લખ્યો. તે જ વરસમાં ઇટાલીના હંબર્ટ રાજાનું ખૂન થયું. તેને લીધે ઈટાલીમાંના અરાજકપંથીયો સામે બહુ જ વિરોધ ઉઠાવવામાં આવ્યો. ત્યારબાદ ઈ. સ. ૧૯૦૧ ના સપ્ટેમ્બરમાં બફેલો એ ઠેકાણે યુનાઈટેડ સ્ટેટ્સના પ્રેસિડેંટ મૅક-કિનલેનું આગોકે ખૂન કર્યું. આ કરતાં પણ ભયંકર જુલમ ૧૯૦૬ માં સ્પેનના નવયુવાન રાજારાણીનું તેઓના વિવાહના મંગલ દિવસે ખૂન કરવાનો પ્રયત્ન એ છે.

હિં દુ સ્થા ન માં નાં જુ લ મી કૃ ત્યો—અરાજકતાની તાત્વિક મીમાંસા કરનારા ગ્રંથો અર્વાચીન અથવા પ્રાચીન હિંદુસ્થાનમાં બિલકુલ થયા નથી અને અરાજકતાના તત્ત્વના અનુયાયી હિંદુસ્થા-નમાં બિલકુલ છેજ નહિ એમ કહીએ તો પણ વાંધો નથી. ગયાં વીસ વરસમાં જે ચળવળો હિંદુસ્થાનમાં થઇ તેમાંની કેટલીકને અરાજક ચળવળો એવું કહે-વામાં આવે છે પણ તે નામ સાર્થક છે એમ લાગતું નથી. જ્યારે લૉર્ડ સિડેનહામ જેવા કેટલાક બ્રિટીશ અધિકારીઓને બ્રિટીશ રાજ્ય અપ્રિય થતું જાય છે એમ કબૂલ કરવું ગમતું, જેઓ બ્રિટિશ રાજ્યના દ્વેષી તે કેવળ બ્રિટિશ રાજ્યની વિરૂદ્ધ ન હોઇ શાસન સત્તાની વિરૂદ્ધ છે, એવો ભાસ લોકોને બતાવવાનો હતો ત્યારે તે પ્રકારના અત્યાચારના પ્રયત્નને અરાજક ચળવળો કહેવાનો તેણે ઉપક્રમ શરૂ કર્યો હોવો જોઇ-એ એમ લાગે છે. ખૂન કરવાં, બ્રિટિશ રાજ્ય ઉલથાવી પાડવાનો પ્રયત્ન કરવો, એના જેવી ક્રિયાઓને નાદાન ઠરાવવાના અનેક પ્રયત્નો પૈકી તેમને અરા-જક ઠરાવવા એ પણ એક પ્રયત્ન હતો એમ લાગે છે. આ ચળવળોને અરાજક કહેવા કરતાં અરાજ-નિષ્ઠ ચળવળો કહેવી વધારે યોગ્ય થશે. રૌલેટ જેવા લોકોએ પણ આ પ્રકારને અરાજક ન કહેતાં ક્રાંતિ-ધ્યેય કહે છે.

હિંદુસ્થાનમાં સરકારી અધિકારીઓનાં ખૂન અને આગ વિગેરે લગાડી કારસ્થાન કરનારાં લોકોની છૂપી ટોળી હોવાનો સંશય બ્રિટિશ સરકારને ઘણાં વરસથી હતો. આવા ક્રાંતિકારકોની ચળવળોનો ઇતિહાસ ધ્યાનમાં લઈ તેનો બંદોબસ્ત કરવાના ઉપાય સૂચવવા માટે રૌલેટસાહેબના અધ્યક્ષપણા નીચે એક કમીટી ૧૯૧૭ ની સાલમાં નિમવામાં આવી. તે કમીટીએ રિપોર્ટમાં જે જે બળવાઓ નોંધ્યા છે તે નીચે પ્રમાણે :—

મુંબઈ ઇલાકો :—૧૮૯૭ ની સાલમાં પુનામાં ભયંકર પ્લેગ શરૂ થયો. તેના પ્રતિબંધક ઉપાય તરીકે કવારંટાઈન, સેગ્રીગેશન, ઘરો તપાસવાં, દૂષિત ઘરો ધોઈ નાખવાં, કપડાં બાળી નાખવાં-માંદા માણસને તરતજ હૉસ્પિટલમાં પહોંચતો કરવો વિગેરે કૃત્યો ગોરા સિપાઇઓની મદદવડે પુના શહેરની અંદર થવાં લાગ્યાં. આ કામ ઉપરનો મુખ્ય અધિકારી પ્લેગ કમિશનર રૅંડ સાહેબ અને બીજો એક અંગ્રેજ લેફટનન્ટ આયર્સ્ટ એ બન્નેનું ખૂન ૨૨ જુન ૧૮૯૭ ને રોજ દામોદર ચાફેકર અને તેના ભાઇએ પુના, ગણેશ ખીણ રસ્તા ઉપર રાત્રે કર્યું. તેમની તપાસ દરમ્યાન ચાફેકર અસોસિએશન ( ગુપ્ત મંડળ ) હોવાનું સાબીત થયું. તે પછી થોડાજ દિવસમાં શ્યામજી કૃષ્ણવર્મા નામના માણસે, કચ્છનો મૂળ રહેવાસી, લન્ડનમાં ઇંડિયા હોમરૂલ

સોસાઇટી સ્થાપીને સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રીય એકતાની કલ્પના હિંદુસ્થાનમાં ફેલાવવા માટે તૈયારી કરનારાઓને સ્કૉલરશિપ વગેરે મદદ કરવાનું જાહેર કર્યું. ૧૯૦૫ ના સુમારે મહાત્મા શ્રી અગમ્યગુરુ પરમહંસે પુનાની અંદર એક સોસાયટી ખોલવાનો પ્રયત્ન કર્યો, તેની અંદર વિનાયક દામોદર સાવરકર પ્રમુખ હતા; પણ થોડાજ વખતમાં તે ઇંગ્લંડ ગયા અને કૃષ્ણવર્માની સોસાયટીમાં સામેલ થયા. વિનાયકના ભાઇ ગણેશ સાવરકરે અભિનવ ભારત સોસાયટી અને મિત્રમેળો એવી મંડળીઓ સ્થાપન કરી હતી. ૧૯૦૯ માં કૃષ્ણવર્માના એક અનુયાયી મદનલાલ ધિંગ્રા નામના પંજાબી યુવકે લંડનની અંદર કર્નલ વાયલી પોલિટિકલ એ. ડી.સી.નું ખૂન કર્યું. એજ અરસામાં ગણેશ સાવરકર પર પીનલ કોડની ૧૨૧ કલમ મુજબ રાજા વિરુદ્ધ યુદ્ધમાં મદત કરવાનો મુકર્દમો થયો, ત્યારે અભિનવ ભારત સોસાઇટીના કાન્હેરા નામના સભ્યે નાશીકના ડિસ્ટ્રિક્ટ મૅજીસ્ટ્રેટ (કલેકટર) જેકસનનું ૨૧ ડીસેમ્બર ૧૯૦૨ ના રોજ નાશીકમાં થિયેટરની અંદર ખૂન કર્યું.

બંગાલને બીજા પ્રાંતો—અરાજકોના મંડળ-ના બંગાલામાંના ઉત્પાદક બરીન્દ્રકુમાર ઘોષ (આરવિંદ ઘોષના ભાઈ) ને પાશ્ચિમાત્ય દેશનાં અરાજક લોકોની ચળવળની માહિતી હતી અને બંગાલમાં એ પ્રમાણે કરવાનો તેનો પ્રયત્ન ૧૯૦૨થી શરૂ થયો. લાર્ડ કર્ઝને કરેલા બંગાલના ભાગલાને લીધે લોકોમાં અસંતોષ ફેલાયો. ત્યારથી ખૂન અને દરોડા વિગેરેની પરંપરા શરૂ થઈ. ઈ. સ. ૧૯૦૭ માં લેફ્ટનન્ટ ગવર્નર બ્રુમ્ફીલ્ડ ફુલ્લરની આગગાડીપર બૉંબ ફેંકવામાં આવ્યો; પણ કોઇને ઈજા થઈ નહિ. તેજ સાલમાં ઢાકાના ડિસ્ટિકટ મેજીસ્ટ્રેટ એલનનું ખૂન થયું. ઈ. સ. ૧૯૦૮ માં મુઝફ્ફરપુરના જડજ કિંગફર્ડને બદલે ભુલથી મિસિસ અને મૅન્સ કેનેડી એ બે સ્ત્રીઓને મારવામાં આવી. ઇ. સ. ૧૯૦૯ માં અલીપુર બૉંબ કેસના પબ્લીક પ્રોસિક્યુટરનું અને ૧૯૧૦ માં ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસનું ખૂન થયું. કેટલાંક છૂપાં કારસ્થાનો પોલિસોએ શોધી કાઢી તેમાં પકડાએલા માણસો ઉપર કોર્ટમાં મુકર્દમા કર્યા. પણ તેથી અત્યાચારો ન થોભતાં વધતાજ ગયા. ખૂન અને દરોડાઓ મળી ૧૯૧૧ ની સાલમાં ૧૬ અત્યાચાર, ૧૯૧૨ ની સાલમાં ૧૪; ૧૯૧૩ ની સાલમાં ૧૬; ૧૯૧૪ ની અંદર ૧૭; ૧૯૧૫ માં ૩૨, ૧૯૧૬ માં ૧૨, ૧૯૧૭ ની સાલમાં ૯, એ પ્રમાણે જુલમી કૃત્યો વરસો સુધી ચાલુ રહ્યાં. દરોડા મોટા શ્રીમાન લોકોનાં ઘરોપર પડતા, અને ખૂન ગોરા અધિકારી, પોલીસ ખાતાંના નેટિવ સ્ટાફ, પબ્લિક પ્રોસિક્યુટર, સરકારની તરફના સાક્ષીઓ વિગેરે લોકોનાં થતાં. તેને લીધે સાક્ષી મળવા પણ અઘરા થઈ પડયા. અને ખરા ગુન્હેગારપર પણ યોગ્ય પુરાવાના અભાવે આરોપ સાબીત કરવાનું મુશ્કેલ થવા લાગ્યું. અલીપુર, હાવરા, ઢાકા, બારીસાલ એટલાં ઠેકાણાંના ગુપ્ત કારસ્થાનની તપાસ થઈ. આજ સમયમાં સંયુક્ત પ્રાંતમાં બનારસનું કાવતરૂં અને પંજાબમાં લાહોરનું કાવતરૂં પકડવામાં આવ્યાં તેની જાળ બિહાર ઓરિસા, મધ્યપ્રાંત, મદ્રાસ, બ્રહ્મદેશ વિગેરે પ્રાંતોમાં ફેલાયલી જાણવામાં આવી. તિનેવલ્લી (મદ્રાસ) ના ડિસ્ટ્રિકટ મૅજીસ્ટ્રેટ (કલેકટર) નું વંચી આય્યરે ૧૭ જૂન ૧૯૧૧ ને રોજ ખૂન કર્યું.

જર્મન કારસ્થાનઃ—બર્નહાર્ડીએ પોતાના "જર્મની એન્ડ ધી નેક્સ્ટ વૉર (જર્મની અને આવતું યુદ્ધ) નામના ઈ. સ. ૧૯૧૧ માં પ્રસિદ્ધ થએલા પુસ્તકમાં એવું કહ્યું હતું કે હિંદુસ્થાનના બ્રિટીશ રાજ્યને બંગાલી અને મુસલમાનો મળી નુકસાન કરશે. સ. ૧૯૧૭ માં સૅનફ્રૅન્સિસ્કોમાં થએલા મુકર્દમામાં જર્મન-ઇંડીયન કારસ્થાન સંબંધે ઘણી માહિતી બહાર પડી. કૅલિફોર્નિયામાં (અમેરિકામાં) ગદર, રેવોલ્યુશનરી પાર્ટી ૧૯૧૪ પહેલાંજ સ્થાપન થઈ હતી, અને તે સાલમાં બર્લિનમાં "ઇંડીયન નૅશનલ પાર્ટી" ચંપકરામન પિલેએ સ્થાપી. આ પાર્ટીને જર્મન જનરલ સ્ટાફની મદદ હતી. હિંદુસ્થાનમાં બળવો કરવાની તૈયારી હિંદુસ્થાનની વાયવ્ય સરહદ, બૅંકાક અને બટેવિયાથી શાંઘાયના જર્મનીના કૉન્સલ જનરલની દેખરેખ નીચે ચાલુ હતી અને તેમને વૉશિંગ્ટનની જર્મન એમ્બસી તરફથી હુકમ મળતો. ઇ. સ. ૧૯૧૫ ની સાલમાં મવેરિક નામની આગબોટમાંથી ૩૦૦૦ બંદુકો, દારૂગોળાની ૪૦૦ પેટીઓ, અને બે લાખ રૂપીઆ બંગાળામાં મોકલવાનું બટેવિયામાં નક્કી થયું. પરંતુ સરકારને તે વાતની ખબર પડી અને તે પકડવા બંદોબસ્ત કરવામાં આવ્યો. આ પ્રકરણમાં કલકત્તામાં પોલીસોએ કેટલીક જપ્તીઓ કરી અને કેટલાંક માણસો પર મુકદમા ચલાવી સજા ફટકારી. મવેરિક આગબોટનો ઇરાદો ફૂટી જવાથી શાંઘાયના જર્મન-કૉન્સલ-જનરલે બીજી વધારે બે આગબોટો, બંદુકો, પિસ્તોલો અને દારૂગોળા ભરી મોકલવાનું ઠરાવ્યું. પરંતુ આ કારસ્થાનની પણ

સરકારને પહેલેથીજ ખબર પડી, અને શાંઘાય, શિકાગો અને સૅનફ્રૅંસિસ્કોના કેટલાંક માણસોને પકડી તેઓને સજા કરવામાં આવી અને બધાં કારસ્થાનો દાબી દેવામાં આવ્યાં.

આ પ્રમાણેની હકીકત ૧૯૧૮ની સાલના સેડિશન-કમિટીના રિપોર્ટમાં આપવામાં આવી છે. તે પછી સત્યાગ્રહની અને અસહકારની ચળવળ શરૂ થઈ અને ગયા પાંચ છ વરસમાં કેટલાક જુલમી વર્તનો થયાં તેમાં કોઈપણ ઠેકાણે અરાજક સમાજ સ્થાપના એ હેતુ નથી; પરંતુ બ્રિટીશ સત્તા નષ્ટ કરી સ્વરાજ મેળવવું એટલોજ હેતુ માલમ પડે છે. અનાર્કિસ્ટોનું ભંડોળ વિરૂદ્ધનું ધ્યેય બોલ્શેવિકોએ લીધું. પણ તેઓએ શાસન સંસ્થાને સર્વસત્તાધીશ બનાવી.

બોલ્શેવિકોની હિલચલ હિંદુસ્થાનમાં આવી નથી એમ કહી શકાય નહિ. ઉલટું આજના નગરવાસી નવજુવાનોમાં આ મતનો પુરસ્કાર ઉત્સાહથી થાય છે. અને રશિયા વિશે જીજ્ઞાસા સતત વધતીજ જાય છે, તથાપિ સોવિએટ સરકારની સાથે અત્રેના કોઈ પણ રાજકીય વર્ગનો પ્રત્યક્ષ સંબંધ હશે એવું સાબીત થયું નથી. એ બાબતમાં સરકારને સંશય આવ્યાથી કેટલાક લોકોપર મુકર્દમા કરવામાં આવ્યા એક મુકર્દમો મીરતમાં હજુસુધી ચાલુ છે. તે મુકદમામાં રા. ડાંગે, ઠેંગડી, જોગળેકર, નિમકર, દેસાઇ વગેરે લોકો છે. આમાંથી એકજ માણસના ઉપર કેસ પૂરવાર થયો છે. અને તે શૌકત ઉસ્માની છે. એનેજ બ્રિટિશ કમ્યુનિષ્ટે પાર્લમેન્ટના સભાસદની જગ્યાએ (સર સાયમન વિરૂદ્ધ) ઉમેદવાર તરીકે દાખલ કર્યો હતો. એ મુકર્દમામાં અંગ્રેજ અને હિંદુ એવા બન્ને પકારના આરોપી છે. રશિઆની જોડે કાંઈ સંબંધ નથી એવું કંઇ નથી. પણ હજી એ સંબંધ સ્પષ્ટ થવાનો છે.

બોલ્શેવિકનો પૈસો-મજૂર વર્ગમાં-સંપના દિવસોમાં સહાનુભૂતિ દર્શાવવા ખાતર મોકલવામાં આવ્યો, એ વાત સ્પષ્ટ છે. તો પણ અહીં ક્રાંતિ કરવામાટે અહીંના કમ્યુનિષ્ટ પક્ષે સોવિએટ સરકારનું અંકિતત્વ કબૂલ્યું, એ બાબત હજુ સુધી કોરટમાં શાબીત થવાની છે. જો કે અહીંના કમ્યુનિષ્ટનો સોવિએટ જોડે સંબંધ નજરે આવ્યો. એટલા ઉપરથીજ અહીંના કમ્યુનિષ્ટનો અરાજકતા તત્ત્વની માન્યતા સાથે સંબંધ જોડી શકાય નહિ. તાત્ત્વિક દૃષ્ટિએ અરાજકતા મૃતપ્રાય થઈ છે. એમ માનવાને કાંઈ હરકત નથી. કમ્યુનિષ્ટની ચળવળ અરાજકતાની નથી. પણ ઉલટી સમાજ જૂદા તત્ત્વપર સ્થાપન કરી સરકાર સંસ્થા સમર્થ કરવામાટે છે.

**અરાગો, ડામિનિકસ ફ્રૅન્સ્વા જીન** (૧૭૮૬-૧૮૫૩) એ ફ્રેંચ પદાર્થવિજ્ઞાનીનો જન્મ તા. ૨૬ ફેબ્રુઆરી ૧૭૮૬ને રોજ પિરિનીઝ પર્વતની પાસેના ઇસ્ટાગેલ નામના ગામમાં થયો. તેને લશ્કરી ખાતાનો શોખ છે એમ જોઈ તેને લશ્કરી કૉલેજમાં મોકલવવામાં આવ્યો. ત્યાં ઉચ્ચ શિલ્પ વિદ્યાલયમાં જવાના હેતુથી તેણે ગણિતશાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો. સને ૧૮૦૩ ની સાલમાં તેનો તે નિશાળમાં પ્રવેશ થયો અને ત્યાંથી તોપો ચલાવાના શાસ્ત્રનું જ્ઞાન મેળવી બહાર પડવાનો તેણે નિશ્ચય કર્યો. પછી સને ૧૮૦૪માં ડી. એ. પ્વાસાન નામના શાસ્ત્રજ્ઞની ભલામણથી પૅરિસની વેધશાળામાં મંત્રી જગ્યાએ તેની નિમણુંક થઈ. ત્યાં આગળ તેની લાપ્લાસની સાથે ઓળખાણ થઇ અને પછી લાપ્લાસની ઓળખાણથી રેખાંશ વૃતનુ માપ કરવાના કમીશન પર તેને નિમવામાં આવ્યો. આ કામમાં જે. બી. બિઆટ તેનો સાથી હતો. ઇ. સ. ૧૮૦૬ની સાલમાં એ બંન્નેએ પૅરિસ શહેર છોડયું અને સ્પેન દેશમાંના પર્વત ઉપર એતત્સંબંધી માપણી કરવાની શરૂઆત કરી. તે બંન્નેએ ફારમેન્ટેરના અક્ષાંશ નિર્ણયનું કામ કર્યા પછી આગળનું બધું કામ અરાગો પર આવી પડયું. ત્યારે તેને ફારમેન્ટેરા અને ઇવિઝાનો સંબંધ મેજોર્કા (બેટ) સાથે જોડી રેખાંશવૃત સંબંધોની તપાસ પૂરી કરવાની ફરજ પડી. તે વખતે ફ્રાન્સ માંની રાજકીય ઉથલપાથલ લીધે સ્પેન દેશમાં પણ ક્રાંતિકારક ચળવળો શરૂ થઈ, અને તે હિલચાલના મોજાં ઉપરના બેટ સુધી આવી પહોંચ્યાં. તે બેટપરનાં લોકોને અરાગો વિષે મજબૂત શંકા આવવા લાગી. તેને એક ટેકરી પરથી બીજી ટેકરીપર દેવતા કરી નિશાની આપવી પડતી. ગામડીયાં લોકોને લાગ્યું કે આ નિશાનીઓ કોઇ વિરોધી સૈન્યને માટેજ છે. તેથી તેને એક કિલ્લામાં કેદ કરવામાં આવ્યો. ત્યાં દોઢ બે મહિના કેદ ભોગવી ૨૮ જુલાઇ ૧૮૦૮ ને રોજ એક માછીની બોટમાં તે નાસી છૂટયો. પણ ફરી તે સ્પૅનિશ લોકોના હાથમાં સપડાયો. પછીથી ફ્રેન્સ સૈન્યે તેનો છૂટકારો કર્યો.

અરાગોએ પોતાની આગલી માપણીના કાગળો સંઘરી રાખ્યા હતા. તેણે તે પૅરિસ શહેરની બ્યુરો ડી. લ્યાં જિટયૂડ નામની સંસ્થા તરફ મોકલી આપ્યા. શાસ્ત્રીય શોધો માટે તેણે આવું સાહસિક કામ કર્યું તે માટે તેને ઇ. સ. ૧૮૦૯ની સાલમાં

“અકેડેમી ઑફ સાયન્સ” નામની સંસ્થાનો સભાસદ બનાવવામાં આવ્યો તેમજ તેને ઉચ્ચ શિલ્પશાળાનો અધ્યાપક નિમવામાં આવ્યો. આ અરસામાં પાદશાહે તેની રોયલ ઑબ્ઝરવેટરીમાં નિમણુંક કરી. એજ વેધશાળામાં તેણે ઇ. સ. ૧૮૧૨ થી તે ૧૮૪૧ સુધી પોતાનું કામ કર્યું. સન ૧૮૨૨ ની સાલમાં તેને રેખાંશ મંડળના (બ્યુરો ઑફ લૉન્જિટયુડ) સભાસદ બનાવવામાં આવ્યા.

સન ૧૮૩૦ની સાલમાં તેને લોઅર સીનનો ડેપ્યુટી નિમવામાં આવ્યો. તે પછી લાપ્લાસ અને અને ફર્માટના ગ્રંથોનું પ્રકાશન, કલાનીનું પદાર્થ સંગ્રહાલય, તારયંત્ર અને રેલ્વેનો વધારો, સીન નદી પરથી વહાણો જવાની સગવડ અને પાતાળ કૂવા (આર્ટીસિયન વેલ્સ) વિગેરે સર્વ બાબતો તરફ તેણે લક્ષ આપ્યું

ઈ. સ. ૧૮૪૮ ના અરસામાં લુઇ ફિલીપીને ગાદી પરથી ઉઠાડવામાં આવ્યો. તે પછી જે થોડા વખત સુધી શાસનસ્થાપના થઇ તેને મદદ કરવા માટે પોતાની વેધશાળા છોડી લશ્કર ખાતું અને આરમાર ખાતું એ બન્ને ખાતાના પ્રધાનની જગા પર તે થોડા વખત નિમાયો. તેણે આરમાર ખાતામાં ઘણા સુધારા કર્યા. બધી જાતના રાજકીય વિષયમાં શપથ વિધિ બંધ કરવી અને મુદ્રીવાદીઓના વિરોધ તરફ ધ્યાન ન આપતાં ફ્રેન્ચ સંસ્થાનોમાંથી ગુલામગિરીની પદ્ધતિ નામશેષ કરી.

ત્યારબાદ ઇ સ. ૧૮૫૨ ની સાલમાં લુઇ નેપોલિયનની કારકીર્દીમાં એવું ઠરાવવામાં આવ્યું કે દરેક સરકારી અમલદારે રાજનિષ્ઠાની પ્રતિજ્ઞા લેવી; પરંતુ અરાગોએ તેવી પ્રતિજ્ઞા કરવાની ના પાડી અને તાબડતોબ વેધશાળામાંની પોતાની જગ્યાનું રાજીનામું રાજા તરફ મોકલાવી આપ્યું. પરંતુ રાજાએ તે રાજીનામું મંજૂર કર્યું નહિ. પછી થોડાજ દિવસમાં તારીખ ૨ અકટોબર ૧૮૫૩ ને રોજ તે પૅરિસમાં મરણ પામ્યો.

તેણે કરેલી શોધો:—અરાગોએ વિદ્યુતશાસ્ત્ર અને લોહચુંબક એ બન્નેમાં જે શોધો કરી અને જે પ્રયોગો કર્યા તેને લીધે તે પ્રખ્યાત થયો. તેણે પ્રકાશશાસ્ત્રમાં પણ ઘણી શોધો કરેલી છે. અલોહમય દ્રવ્ય ઉપર ચલચુંબક સૂચિ અદ્ધર લટકાવીએ તો જે પ્રમાણમાં તે દ્રવ્ય અને વચ્ચે સૂચીનું અંતર હોય તે પ્રમાણમાં સૂચીનું પ્રકંપન ઓછુંવત્તું થાય છે એવું તેણે સાબીત કરી બતાવ્યું. તે શોધને માટે તેને ઇ. સ. ૧૮૨૫ ની સાલમાં રૉયલ સોસાયટીએ પોતાનો ચાંદ આપ્યો. એ પછીની તેની અગત્યની શોધ એટલે તામ્રવર્તુલની ગતિથી ચલચુંબકને પ્રાપ્ત થનારી ગતિ એ છે. ધ્રુવસ્થ તેજોમંડળ (આરોરા બોરિઆલીસ) અને ભૂચુંબકત્વનો સંબંધ છે એવું તેણે બતાવી આપ્યું.

અરાગો, ફ્રેસ્નેલ અને યંગ એ ત્રણેએ પ્રકાશના આંદોલનનો સિદ્ધાન્ત, ગણિતની અને પ્રયોગિક રીતિઓની સાહાય્યથી પ્રસ્થાપિત કર્યો. ફ્રેસ્નેલ અને અરાગો એ બંન્નેએ પ્રકાશના ધ્રુવીભવનની ગણિતની દ્રષ્ટીએ ઉપપત્તિ શોધી કાઢી. અરાગાએ ધ્રુવીભૂત પ્રકાશદર્શક (પોલૅરિસ્કોપ) નામનું યંત્ર તૈયાર કર્યું. આરસપહાણના સ્ફટિકના અંગમાં ધ્રુવીભૂત પ્રકાશનું વર્તુલાકૃતિ ભ્રમણ કરાવવાનો ગુણધર્મ છે એવું તેણેજ પ્રથમ શોધી કહાડયું.

**અરારીયાઃ**—બંગાલ પુર્ણીઆ જીલ્લામાંને વાયવ્ય તરફનો મુલક, નેપાળની સરહદ પર છે. ક્ષેત્રફલ ૧૦૭૭ ચોરસ માઇલ. ૨૫૦૫૬ થી તે ૨૬૦૩૫ ઉ અક્ષાંશ અને ૮૭૦૩' થી તે ૮૭૦૪૨' પૂર્વ રે. વસ્તી આસરે ચાર લાખ. એની અંદર ૬૦૦ ગામડાં છે. વસંતપુર, ફ્રોબ્સગંજ, રાણીગંજ વિગેરે ઠેકાણે બજાર ભરાય છે અને મદનપુર અને ચંદ્રદિહિ નામના ગામોમાં ઢોરોની બજાર ભરાય છે. વસંતપુર આ વિભાગનું મુખ્ય શહેર હોઈ અહીંથી ચાર માઇલ પર અરારિયા ગામ આવેલું છે. આ ગામપરથીજ મુલકનું આ નામ પડયું.

**અરિસિંહઃ**—લાવણ્યસિંહ અગર લવણસિંહનો છોકરો. એણે પોતાના આશ્રયદાતા જૈન મંત્રી વસ્તુપાળના સન્માનાર્થ “સુકૃત સંકીર્તન” નામનો ગ્રંથ લખ્યો. આ વસ્તુપાળ, ધોળકાના રાણા વીરધવલનો અને તેના છોકરા વીસલદેવનો પ્રધાન હતો “બાલ ભારત” “કાવ્ય કલ્પલતા પરિમલ” અને “પદ્માનંદ” એ ગ્રંથોનો કર્તા, અને જિનદત્તસૂરીનો શિષ્ય અમર પંડિત, એ અરિસિંહનો સમકાલીન હતો. એ અમરચંદ્રનો સહાધ્યાયી હતો (જુઓ અમરચંદ્રસૂરિ) અરિસિંહે “કવિતા રહસ્ય” નામનું અલંકારશાસ્ત્રવિષેનું નાનું પુસ્તક લખ્યું; અમરચંદ્રને “કાવ્ય કલ્પલતા” નામનું પુસ્તક લખવાના કામમાં તેણે મદદ કરેલી હોવી જોઇએ, એમ જણાય છે.

**અરૂચિ**—શરીરની અંદર કોઈપણ રોગોદ્ભવ થાય એટલે ઘણું કરી અરૂચિ એ લક્ષણ પેદા થાય

છે. એ માટે અરૂચિ થઈ હોય ત્યારે તે શા કારણથી થઈ છે તે દરદીને સમજાય નહિ તો વૈદ્ય પાસે તબીઅત બતાવવી. એકાદ વખતે કારણ ન જડે તો ક્ષુધા પ્રદીપન કરનારાં ઓસડો લેવાથી ક્ષુધા અને પાચન-શક્તિ પણ વધે છે. તથાપિ આ મુખ્ય રોગ ન હોઈ કોઈપણ રોગનું લક્ષણ છે, એ ધ્યાનમાં રાખવું અને જે મૂળ રોગને લીધે અરૂચિ થઈ હોય તેના ઉપચાર કરવા. ભોને રૂચિ સારી હોય છે એવા પણ કેટલાક રોગો છે, તે પૈકી મધુમેહ અને ભસ્મક રોગ ( અતિશય ખાવાની ઇચ્છા થવી ) વિગેરે દાખલાઓ સામાન્ય છે. કેટલાક પ્રકારના આમ-માંદ્ય જેવા રોગોમાં જીભ સ્વચ્છ હોય છે, અરૂચિ હોતી નથી, એટલુંજ નહિ પણ અમુક વખતે ભૂખ લાગે છે અને થોડુંક ખાવાનું તે વખતે ન મળે તો ચક્કર આવ્યા પ્રમાણે થઇ મનને અને શરીરને બહુજ થાક લાગે છે. જઠરમાંનું પાચન બહુધા સારૂં થાય છે, પરંતુ કોઈ કોઈ વખત ખાટાં અને અપચા જેવા ઓડકાર આવે છે. જઠરની કોથળી ઘણા ભાગે મોટી થએલી હોય છે. આ સર્વ રોગોપર વૈદ્યકીય મત પ્રમાણે યોગ્ય ઉપાયો કરવા.

નિદાન ( આયુર્વેદીય વિવેચન )—જીભ અને હૃદય એ બેમાં રહેલા દોષોથી એટલે વાત પિત્ત, કફ અને સન્નિપાત વિગેરેથી અને મનના સંતાપને લીધે થનારી એવી એકંદરે અરૂચિ પાંચ જાતની છે. વાતજ અરૂચિમાં તુરૂં, પિત્તજ અરૂચીમાં કડવું, કફજ અરૂચિમાં ગળ્યું, અને સન્નિપાતજ અરૂચિમાં સ્વાદ વગરનું મોં થાય છે. શોક ક્રોધ, વિગેરે મનોવિકારોથી ઉત્પન્ન થનારી અરૂચિમાં તેના ઉત્પાદક દોષો અનુસાર મોની રૂચિ થાય છે.

અરોચક રોગ—બીજા ગ્રંથોમાં ( લોજ, માધવ ) ત્રણ પ્રકારનો છે. અરૂચિ, અન્નાનભિનંદન અને ભક્તદ્વેષ. એ ત્રણેમાં પણ થોડો તફાવત છે. તે નીચે પ્રમાણેઃ- ભૂખ લાગી હોય છતાં ખવાય નહિ ( રૂચિ ન હોવાને લીધે ) તેને અરૂચિ કહે છે. ભાવતો હોય તે પદાર્થ પણ અણગમતો થાય છે. તેને લીધે ખવાય નહિ તેને અન્નાનભિનંદન કહે છે.

ખોરાક યાદ આવે અગર ખાવાનું અન્ન નજરે પડે તો કંટાળો અને અણગમો છૂટે છે, તેને ભક્તદ્વેષ કહે છે. એ બધામાં થોડો ફેર છે; પરંતુ બધાનો અર્થ ન ભાવવું ( અરોચક ) એમ થાય છે. તે માટે એ ત્રણે વિકાર અરોચકમાંજ અંતર્ભૂત કરેલા છે.

ચિકિત્સા:—વાતિક ( વાયુથી થતા ) અરોચકપર બસ્તિ, પિત્તજન્ય અરોચકપર વિરેચન, અને કફજન્ય અરોચકપર ઓકારી એ પ્રમાણે ચિકિત્સા કરવી. શમનરૂપઐ પધોમા ઓસડના કોગળા કરવા, ધુમ્રપાન, મોં ધોવાના ઔષધ, અને મનને ભાવે તેવા અન્નપાન, આશ્વાસન એ ઉપાયો મુખ્યત્વે કરી યોજવા.

ખાટી કાંજીની અંદર થોડું સિંધવ નાખી તેના કોગળા કરવા, આમલી અને મગના ઓસામણમાં તજ, એલચી અને મરી નાખી તેના કોગળા કરવા. એકભાગ લીંબુના રસ અને છ ભાગ ખાંડના પાણીમાં લવીંગ અને કાળાં મરી નાખી ( તેનું ચૂર્ણ ) પીવું. કરંજ ( એ નામના છોડ ) ના કુમળા દાતણ વડે દાંત ઘસવા. વાવડિંગનું ચૂરણ એક તોલો અને મધ ૪ તોલા એકઠાં કરી મોંમાં ધરી રાખવાથી અસાધ્ય અરૂચિ પણ જતી રહે છે. નાકર સુંઠ, મરી, પીપર અને પાકું કોઠું એ બધાંને વાટી મધમાં ગોળી કરવી અને તે ગોળાને મોંમાં રાખવી. તેથી અરૂચિ જાય છે. મહાળુંગ ( સં:માતુલિંગ–લીંબુની જાતનું મોટું ફળ ) નો ગર, સિંધવ અને મધ એ ત્રણે મોંમાં મૂકી મમળાવવું. દોષાનુરોધ પ્રમાણે એ સાથે ઘી પણ લેવું. દાડમની છાલ ચાવી ચાવીને ખાવી.

પારો, ગંધક, અભ્રક, લીંડીપીપર, આમલી, મરી અને સિંધવ–એ બધું સમભાગ પ્રમાણમાં લઈ એક ગોળી કરી મોંમા રાખવી.

હળીંગનું પાણી, મધ, ગોળ, અને ખાટી કાંજી, એ બધું મટકામાં નાંખી, મો બંધ કરી ત્રણ દિવસ સુધી અનાજના ઢગલામાં મુકવું–આને " ચુક્ર " કહે છે એ મોંમાં રાખવાથી અરૂચિ નાશ પામે છે. કાકડી, નેતરનાં કણગા, કુમળા મુળા, રીંગણાં, સરગવાની શીંગો, પાકી કેરી, દાડમ, લીંબુ, પરવળ, સંચળ, દૂધ ઘી, તાડનું ફળ, લસણ, સુરણ, કાળી દરાખ, કાંજી, બોર, આંબલી, દહીં, છાશ અને આદુ વિગેરેના ઉપયોગ કરીએ તો પણ અરૂચિ જતી રહે છે.

સ્નાન વિગેરેથી દેહશુદ્ધિ કરવી એ પણ અરૂચિ મટાડનાર ઉપાય છે. યવાનીખાંડવચૂર્ણ, આમલકયાદિ ચૂર્ણ વિગેરેના પણ ઉપયોગ કરવો. ( યોગ રત્નાકર )

**અરૂણ**–સૂર્યના સારથિ રૂપે હોનાર ઉષાનું સૂ૧-સંસ્કૃતિમાંનું આ નામ છે. અરૂણ એ નામ ઘણી પૌરાણિક વ્યક્તિઓને આપવામાં આવેલું જણાય છે. કશ્યપ પુત્ર જે સૂર્યસારથી અરૂણ તે જ સર્વમાં પ્રખ્યાત છે. એની મા વિનતાએ ઇંડુ પરિપક્વ થતાં પહેલાંજ ફોડયું તેથી તે એક પગે લુલો થયો. ( મહાભારત અને વિષ્ણુપુરાણ )

**અરૂણગિરિનાથ ડિણ્ડિમઃ**—આ કવિ સાર્વભૌમ તરીકે જાણીતો હતો. એણે "સોમવલ્લી યોગાનંદ" નામનું પ્રહસન લખ્યું. ( સ્ટેન કનોનો નાટક વિષેનો ગ્રંથ. )

**અરૂંતુદ**—રસાયન શાસ્ત્રમાં અરૂંતુદ-ક. ૧૩ ઉ. ૯ અને ઍક્રિડાઇન એ એક ઉત્કર્ષ ( હાયડ્રો-કાર્બન ) છે. ખાણમાંના કોલસામાંથી ડામરમાં ૩૪° શ થી ૩૬° શ ઉષ્ણમાન પર શુંકપાત પામનારો જે ભાગ હોય છે તેમાંના અશુદ્ધ કર્બસંકાશીના તેના અરૂંતુદ હોય છે. એની ઘટના ચક્રવલ સેતર ( હિટરો સાયકલીકરિંગ ) છે. અશુદ્ધ કર્બસંકાશીનનો ભાગ પાતળા ગંધકામ્લના દ્રવ સાથે હલાવીએ તો અરૂંતુદ વિદ્રાવ્ય થાય છે. એનું જે અમ્લ ગળાણ ( ફિલટ્રેટ ) આવે છે તેમાં પાલાશદ્ધ ક્રુમીત મેળવીએ તો અરૂંતુદ દ્વિક્રુમિતના રૂપમાં નિપાત પામે છે. તે નિપાતને ગાળી લઇ તે પર અમોનિયા વડે ક્રિયા કરવાથી અરૂંતુદ અસંયુક્ત થાય છે. એના રંગહીન સૂચ્યાકાર સ્ફટિક હોય છે. તે ૧૧૦° શ ઉષ્ણતામાન પર ઓગળે છે. આ સ્ફટિક શીઘ્ર ઉર્ધ્વપાત પામે છે અને તેમાંથી નાકમાં ઝણઝણાટ ફેલાવનારી વરાળ નીકળે છે. દ્વિભાનિલ અમિન ( ડાયફીનલ અમિન ) અને ત્રુતિકામ્લ ( ફોર્મિક ઍસિડ ) એ બંનેનું સંયોગીકરણ જસતહરિતના સાન્નિધ્યમાં કરીએ તો અરૂંતુદ તૈયાર થાય છે તે નીચે પ્રમાણેઃ—

દ્વિભાનિલ અમિન    ત્રુત્તિકામ્લ
ક૬ ઉ૫ નઉ ક૬ ઉ૫    + કઉપ્રઉ
અરૂંતુદ    પાણી
ક૬. ઉ. ૪ ન. કઉઃક૬ઉ૪    + ૨ઉ૨પ્ર.

આ શિવાય અરૂંતુદ કૃત્રિમ સંયોગીકરણ વડે તૈયાર કરવાની ઘણી રીતો છે.

અરૂંતુદને શરીરની ચામડાનો સ્પર્શ થાય તો અતિશય ખંજવાળ છૂટે છે અરૂંતુદ ક્ષારનું દ્રવ હોય છે. તેનો જાંબુડા જેવો આછો રંગ હોય છે. ( રંગકાંતિ ) પાલશપારમંગલિત વડે ( પોટેશિયમ પરમેંગેનેટ ) એ પર પ્રાણિદીકરણની ક્રિયા કરવાથી અરૂંતુદામ્લ ( ક ૯ ઉ ૫ અને કપ્રપ્રઉ ) તૈયાર થાય છે.

ભાનિલ અરૂંતુદમાંથી ( ફેનિલ-ઍક્રિડાઇન ) સુવર્ણનીલીન ( ક્રિસઅનિલાઇન ), કાન્તિભાસ્વિાન ( ફૉસ્ફાઇન ) અરૂંતુદ પીત વિગેરે ઉત્તમ પ્રકારના રંગ બને છે. સુવર્ણનીલીનના લાલ રંગના ક્ષાર હોય છે, તેની સહાય્યથી રેશમ અને ઉન પર પીળો રંગ ચઢે છે. આ ક્ષારના દ્રવને પીળાશ પડતી લીલા રંગની કાંતિ હોય છે. ઉદ્દીલ પ્લાવિન ( ઍંઝોપ્લાવિન ) એ સુવર્ણ નીલીનનો સમઘટકજ છે. ઉદ્દીલ પ્લાવિન ( ઍંઝોપ્લાવિન ) નું પીળા રંગનું પાવડર હોય છે. તે ગરમ પાણીમાં વિદ્રુત થાય છે. આવા અને બીજા અનેક રંગો ઉદ્દીલ પ્રાયોજિજદ ( ઍંઝાલ્ડિહાઇડ ) અને અરૂંતુદના સંયોગીકરણમાંથી તૈયાર થાય છે.

**અરૂંધતીઃ**—૧ સ્વાયંભૂ મન્વંતરમાંનો જે વસિષ્ઠ ઋષિ તેની સ્ત્રી, એ કર્દમ પ્રજાપતિથી દેવહુતીને થએલી નવ કન્યામાની એક હતી

૨ ચાલુ વૈવસ્વત મન્વંતરમાના જે મૈત્રાવરૂણિ વસિષ્ઠ ઋષિ તેના સ્ત્રી, આ કોની કન્યા તે જડતું નથી, માત્ર નારદની ભાગની એટલું જ લખેલું માલુમ પડે છે. એને વસિષ્ઠ ઋષિ થકી થએલો પુત્ર તે જ શક્તિ ઋષિ ( મત્સ્ય૦ અ૦ ૨૦૦ )

૩ પ્રાચેતસ દક્ષની કન્યા, ધર્મઋષિની દશ સ્ત્રીયામાંની એક, એનાજ કકુભ અ૦ કકુભ એવાં નામાંતર છે. એને સંકટ નામ પુત્ર અને કીકટ નામે પૌત્ર હતો ( ભાગ૦ ૬ સ્કં૦ અ૦ ૬ )

અરૂંધતીના પતિવ્રતા તરીકે વિશેષ ખ્યાતિ છે. તથાપિ તે પણ મત્સરથી મુક્ત ન હતી. એક વખત વસિષ્ઠ ઋષિ સપ્તર્ષિના મધ્યભાગમાં વિરાજમાન થયા હતા તે વખતે અરૂંધતીએ તેમના આચરણ સંબંધી શંકા લઇ તેમનું બહુજ અપમાન કર્યું. પછી અરૂંધતી પતિપર સખત પહેરો રાખવા માટે ગુપ્તપણે કોઇ વખત દૃશ્ય તો કોઇ વખત અદૃશ્ય એવા સ્વભાવમાં રહેવા લાગી. (મહાભારત ૧, ૨૩૩)

એક વખત બાર વર્ષ સુધી દુષ્કાળ પડયો હતો ત્યારે અરૂંધતી નિરાહાર રહી અને સપ્તર્ષિઓ માત્ર વૃત્તિને માટે હિમાલયના અરણ્યમાં ગયા. ત્યારે શંકરે સંતુષ્ટ થઇ તેણીને વર માગવા કહ્યું. ત્યારે જે તીર્થને કાંઠે અતિથિ વેષે આવેલા શંકરને સારૂ તે બોર રાંધતી બાર વરસ નિરાહાર બેઠી હતી તે "બદરપાચન" તીર્થનું માહાત્મ્ય વધારવા માટે તેણે વર માગ્યા. ( મ૦ શા૦ ૯,૪૮ )

અરૂંધતીની યોગ્યતા લોકો બહુ મોટી માનતા. તેની પાસેથી ઉપદેશ લેવા માટે દેવ, ઋષિ વિગેરે ઘણા ઈંતેજાર રહેતા. એક વખતે દેવ, પિતૃ અને ઋષિગણ વિગેરેની વિનંતી પરથી તે ધર્મરહસ્ય કહેવા લાગી. વૈવાહિક સુખના આદર્શ તરીકે વસિષ્ઠ-અરૂંધતી તરફ આંગળી બતાવવામાં આવે છે. આર્ય લગ્નવિધિમાં અરૂંધતી દર્શનનો એક પ્રસંગ હોય છે; તે વખતે વરે વધુને અરૂંધતી નક્ષત્ર બતાવી "તુ અરૂંધતી જેવી પતિવ્રતા થજે" એમ કહેવાનું હોય છે.

**અરૂંધતીદર્શનન્યાયઃ**— અરૂંધતી નક્ષત્ર એ એટલું સૂક્ષ્મ છે કે તે બતાવતી વખતે પાસેનો મોટો તારો પહેલાં બતાવી પછી અરૂંધતી તેની જોડે જોવાનું કહેવામાં આવે છે. આ કૃતિને અરૂંધતી-દર્શનન્યાય એવું કહે છે.

**અરેઃ**—આર્ય શબ્દમાંથી આ જાતિવાચક શબ્દની ઉત્પત્તિ થયેલી જણાય છે. આ લોકો મધ્ય પ્રાંત અને ત્રાવણકોર એ ભાગમાંજ છે. ઇ. સ. ૧૯૧૧ની સાલમાં હિંદુસ્થાનમાંના કુલ ૨૪૧૨ અરે લોકો પૈકી ૨૨૮૯ મધ્યપ્રાંત-બીહારમાં અને બાકીનાં ત્રાવણકોર સંસ્થાનમાં જણાયાં હતાં.

મધ્ય પ્રાંતનાં અરે—ચાંદા જીલ્લામાં ખેતી કરનારો આ વર્ગ છે. એની વસ્તી ૨૦૦૦ કરતાં વધુ છે. મધ્યપ્રાંતમાં, એઓ તેલંગણમાંથી આવેલા કણબી લોકો પ્રમાણે રહેનારા લોકો છે. એમનામાંના કેટલાંકની અટકો કણબીઓના (પાટીદાર) જેવી જ છે. જેવી રીતે, મૈરે. લારેળ વગેરેના નામો કાયસ્થ અને ખત્રી એવાં છે. આ બ્રાહ્મણો વાણીયા અને કોમટી લોકોને નાતમાં લે છે. મહારાષ્ટ્રનાથી એ લોકો પૂર્વે તેલંગણમાં જઈ ત્યાંથી ચાંદા તરફ આવેલા હોવાં જોઇએ.

તેલંગણમાંનાં અરેઃ— તોવળ તાલુકાના દક્ષિણ ભાગમાં આ લોકો રહે છે. બ્રાહ્મણના સર્વ ધર્મવિધિનું આચરણ તેઓ બ્રાહ્મણની મદદ વડે કરે છે પરંતુ તે બ્રાહ્મણોની સાથે રોટીવ્યવહાર કરતા નથી. સુતક અને વૃદ્ધિનો કાલ ૧૫ દિવસ હોય છે. (સેન્સસ રિપોર્ટ અને હિરાલાલ કાસ્ટ એન્ડ ટ્રાઇબ્સ ઇન સી. પી.)

**અરેમાઇકઃ**—આ ભાષામાનુ વાડ.મય ઉપલબ્ધ નથી. આ એક સેમેટિક ભાષા હતી. આ ભાષાના શબ્દો બાયબલમાં ઘણા જડે છે. બૅબિલોનિઆ દેશની અંદર પણ આ ભાષા બોલવામાં આવતી. ઇસુ ખ્રિસ્તની આ જ જન્મ ભાષા હતી.

**અરેટિઅમ**—એટ્રીઆ પ્રાંતમાંનું પ્રાચીન શહેર. આ શહેરની નક્કી જગા સંબંધે વાદ છે. આ ફ્લારેંશિયાની આજુબાજુમાં ૫૦ મૈલ પર છે. નવા શહેરના ભાગમાંથી ઘણી જૂની એટ્રુસ્કન કબરો જડે છે નવા શહેર નજીક ઘણાંજ પ્રાચીન ખંડેર માલુમ પડે છે. અહીં અર્ધવર્તુલાકૃતિ રંગભૂમિના (એમ્ફીથિએટર) હજી પણ કેટલાક અવશેષ દેખાય છે. રોમમાંથી ટારકવીન્સોને કાઢી મૂકયા પછી તેઓને અરેટિઅમમાં આશ્રય મળ્યો હતો. ઇસ્વી સનના ત્રીજા અને ચોથા સૈકામાં આ શહેરને રોમ સાથે વેર હતું. હૅનિબાલ સાથે થએલા યુદ્ધ સમયે આ શહેરમ; રોમન લોકોની છાવણી હતી. ઈ. સ. પૂર્વે ૨૦૫ માં આ શહેરે સીપિઓને પુષ્કળ ધાન્ય, હથિયાર વિગેરે વસ્તુઓ પૂરી પાડી હતી. અરેટિઅમે "સુલ્લા વિરૂદ્ધ મૅરીયસ" નામની રોમની અંદરની યાદવાસ્થળીમાં મૅરીયસની બાજુ લીધી. ઈ. સ. પૂર્વે ૪૯ માં વરસે સીઝરે આ શહેર લીધું. મીસીનસ એ એજ જગ્યાનો રહેનાર હતો. અહીંની જમીન ઘણીજ ફલદ્રુપ હોઇ માટીનાં સુંદર વાસણો માટે એની પ્રસિદ્ધિ હતી.

**અરૈનઃ**—અરૈનમાં હિંદુ મુસલમાન, જૈન અને શિખ એ લોકો છે. બધાં કરતાં મુસલમાનોની સંખ્યા વધુ છે. ઈ સ. ૧૯૧૧ના વસ્તીપત્રકમાં કુલ અરૈન ૧૦,૦૧,૫૯૩ (એ પૈકી ૫,૫૪.૫૦૧ અને ૪૪,૭,૦૯૨ સ્ત્રીઓ) હતી. એની અંદર ૧૦,૦૦,૩૬૦ મુસલમાન લોકો અરૈન નીકળ્યા. પંજાબમાં અને કાશ્મીરમાં એ લોકો માલુમ પડે છે. ઘણા ભાગે પંજાબમાં સૌથી વધારે અરૈન લોકો છે એમ કહેવાને હરકત નથી.

પંજાબમાંનાં અરૈનઃ—પંજાબમાં એમની સંખ્યા, ૧૯૧૧ની સાલમા ૯,૭૭,૬૦૧ (૫૪૧૧૮૯ પુરૂષ અને ૪,૩૬,૪૧૨ સ્ત્રીઓ) હતી. આ ખેડુતવર્ગ કંબો (કાંબોજ) જાતમાંથી બનેલો છે. તેઓમાંના કેટલાક હજી પણ પોતાને કંબો અરૈન કહેવડાવે છે. પતીયાળામાં અને કર્નાળની અંદર હજી હિંદુ અરૈન છે; અને કંબો જાતમાં પણ અરૈન નામની એક પેટા જાત છે. આ નામ ઘણું કરી રૈન અગર રહિન (રહક-જમીન ખેડનાર) પરથી પડેલું હોવું જોઇએ. રોહતક, ગુરગામ, સિમલા, કાંગ્રા, ઝેલમ, રાવળપિંડી અને અટક જીલ્લાઓ શિવાય બાકીના ભાગોમાં એઓ ખેડુત તરીકે જાહેર છે. આ જાત ધંધા રોજગારપરથી થએલી છે અને એમનામાં ઘણ; ભાગે વટલાએલાં કાંબોજ લોકો છે.

કાશ્મીરમાંનાં અરૈનઃ—આ જાતની લોકવસ્તી ૨૦,૬૨૧ હોઇ એ લોકો મુસલમાની ધર્મના છે. સંયુક્ત પ્રાંતમાંના મુસલમાની ધર્મ પાળનારા કચ્છી લોકો પ્રમાણે આ લોકો ખેતી કરે છે. સાધારણપણે શાકભાજી અને બજારમાં વેચાતા અન્ય બાગમાંના પદાર્થો વિગેરે તેઓ વાવે છે. (સેન્સસ રિપોર્ટ ૧૯૧૧-પંજાબ અને કાશ્મીર).

**અરોરાઃ**—(૧) આ ભાંગવા માંડેલું ગામ, સિંધ પ્રાંતમાં રોહરી તાલુકામાં છે. અહીં પૂર્વે સિંધના રાજાની રાજધાની હતી સિંધુ નદીના જૂના પ્રવાહને કાંઠે આ ગામ વસેલું છે. ઈ. સ. ૯૬૨મા

ધરતીકંપના યોગે નદીનો પ્રવાહ બદલાઈ જઈ આ ગામનો નાશ થયો. અવશિષ્ટ ભાગમાં આલમગીરે બાંધેલી એક મસજીદ છે અને કાલિકા માતાની મૂર્તિવાળી એક ગુફા છે. ત્યાં વાર્ષિક જાત્રા ભરાય છે.

(૨) એક જાત. એની વસ્તી વાયવ્ય સરહદનો પ્રાંત, પંજાબ, કાશ્મીર વિગેરે ઠેકાણે છે. ઇ. સ. ૧૯૧૧ ની સાલમાં એની વસ્તીસંખ્યા ૭, ૪૬, ૮૩૮ હતી. તેમાંથી એકલા પંજાબમાંજ ૬,૭૩,૬૬૫ અરોરા લોકો માલમ પડયાં. હિન્દુ, શીખ, જૈન અને મુસલમાન એવા ચારે ધર્મનાં લોકો અરોરામાં છે પંજાબમાંના અરોરાઃ-મુખ્યત્વે કરી હિંદુ અને શીખ છે. એમાં ફક્ત ૨૮૬ મુસલમાન છે. તેઓ આખા પંજાબમાં ફેલાએલા છે, પરંતુ ખાસ કરી રાવળપિંડી, મુલતાન, લાહોરવિભાગ, ફિરોજપુર જીલ્લો અને ભાવલપુર સંસ્થાન વિગેરે ઠેકાણે માલમ પડે છે. તેઓના પરંપરાગત ધંધો, વેપાર અને શાહુકારી છે પરંતુ કેટલાક ખેતીપર પણ પોતાનું ભરણપોષણ કરે છે તેઓની વર્તણુક ઉપરથી તેઓ મૂળ ખત્રી લોકો જ હોવાં જોઇએ એમ કેટલાક સાબીત કરે છે. સિંધ જીલ્લાની પ્રાચીન રાજધાની રોરી (સક્કર શહેર અને તેની પાસેના અરોર કોટ સાથે આ લોકોનો સંબંધ હોવો જોઇએ. (ઇતિહાસ) પંડિત રાધાપ્રસાદે કાર્તવીર્ય અર્જુનના વંશજ પ્રાચીન ઔડ્ર શૂદ્રને અહીં મારફત અરોરા અને ચંદ્રવંશી રજપુતાનો સંબંધ જોડવાનો પ્રયત્ન કરેલ છે. તેમના મત પ્રમાણે મહાભારત (૨. ૫૧) અને બૃહત્સંહિતાના ગ્રંથો પરથી ઔડ્રદેશ પંજાબની દક્ષિણે અથવા નૈઋત્યમાં હોવો જોઇએ. પરશુરામના ત્રાસમાંથી છૂટવા માટે ક્ષત્રિય લોકો અહીં નાસી આવેલાં હોવાં જોઇએ અને એ અજ્ઞાતવાસની અંદર તેમણે ક્ષત્રિયવૃત્તિ કાઢી નાખી કારીગરોના ધંધા શરૂ કર્યા હોવા જોઇએ. ઔડ્ર શબ્દના અપભ્રંશ રોડ્ર અને વખત જતાં રોર અથવા અરોર અથવા રોરા કિંવા અરોરા એવો થએલો હોવો જોઇએ. મહાભારતની અંદર ઔડ્ર દેશનો ઉલ્લેખ છે અને ઔડ્ર જાત શૂદ્રત્વ સુધી ગએલી ક્ષત્રિયની જાત છે એવું મનુસ્મૃતિમાં છે (૯. ૪૩-૪૫) રાધાપ્રસાદે અરોરાને ક્ષત્રિય ઠરાવવા માટે કરેલી ગોઠવણ સમાધાનકારક નથી; કારણ કે પ્રાચીન રાષ્ટ્રને ઔડ્ર આ એક જ શબ્દ નથી; પરંતુ ઉડ્ર એવો પણ છે અને તેઓનું સ્થાન પંજાબ નથી પરંતુ અંગવંગની આસપાસ હોવું જોઇએ એમ ઉલ્લેખ પરથી લાગે છે. ઉડ્રનો અર્થ કેટલાક ગ્રંથકર્તા ઓરિયા એવો કરે છે, અને મનુસ્મૃતિની કેટલીક પ્રતોમાં ચોડ્રને બદલે ચોડ એવો પાઠભેદ છે. એ શિવાય એકાદ જાત કોઇ પણ પૌરાણિક વ્યક્તિમાંથી કાઢવી એ કેવળ ભોળાપણું છે. પંડિત રાધાપ્રસાદ કહે છેઃ તે જાત કેટલાક કાલ ફક્ત પતિત થઇ હતી !! સિંધના લુહાણા અને અરોરા એ બંન્ને ઘણું કરી એકજ છે. તેઓ લોખંડનું કામ કરે છે, તે પરથી તેમની જાતને લોહાણા એવું નામ પડેલું હોવું જોઇએ. પછી તે લોકો વેપાર કરવા લાગ્યાં અને સિંધુનદની બાજુએ અરોરકોટથી પંજાબમાં પશ્ચિમ તરફના પ્રાંતમાં તેઓને કિરાર એવું નામ છે, કિરાર શબ્દ એ કિરાત શબ્દનો અપભ્રંશ છે અને આ પરથી અરોર લોકોનો કિરાત દેશ જોડે સંબંધ હોવો જોઇએ. અરોરાની પહેલાં આ નામ હોવું જોઇએ. તેઓના "દક્ષિણી અરોરા" અને "ઉત્તરીય અરોરા" એવા વિભાગ ઘણુંકરી બુદ્ધ ધર્મના તેમના પર થએલા પરિણામને લઇને થએલા હોવા જોઇએ, એવું પણ કહેવામાં આવે છે. પણ આને શાનો આધાર છે એ સમજાતું નથી મધ્યપ્રાંતમાં પણ કેટલાક અરોર જાતનાં લોકો છે. તેઓનું પણ ખત્રીવર્ગ જોડે સામ્ય છે. પણ તે કરતાં એમની નીચા દરજ્જામાં ગણના થાય છે. તેમને મધ્ય પ્રાંતમાં કિરાડ કહેવામા આવે છે. આ લોકો બહુજ બીકણ હોય છે; પરંતુ ઘણાં ઉદ્યોગી અને ધનાઢ્ય છે. ખેતી કરવામાં તો તેઓ બહુજ પ્રવીણ છે. કાશ્મીરના અરોરાની સનાતની લોકોની વસ્તી ૩૪૦૭. હિંદુ, શીખ, આર્યસમાજી મુસલમાની ધર્મના લોકો આ જાતમા જણાઈ આવે છે. વૈશ્ય પ્રમાણે વેપાર અને પૈસાની લેણદેણ એ લોકો કરે છે. ખત્રી જાતિનીજ આ એક શાખા છે, પરંતુ આ પેટા જાતનાં લોકો પોતાની જાતને એક સ્વતંત્ર જાત સમજી ખત્રી લોકો પ્રમાણે અમે પણ ક્ષત્રિયના વંશજ છીએ એવું અભિમાન રાખે છે; પણ ક્ષત્રિયોને આ વાત કબૂલ નથી. 'આરટ્ટ' નામના પંજાબમાંના પ્રાચીન રાષ્ટ્રવાચક શબ્દ જોડે અરોર શબ્દનો સંબંધ હશે કે કેમ તે વાતનો પણ વિચાર કરવાની અમે સૂચના કરીએ છીએ. (સેન્સસ રિપોર્ટ પંજાબ રોઝ ગ્લૉસરી રસેલ અને હિરાલાલ કાસ્ટસ્ એન્ડ ટ્રાઇબ્સ ઈન સી પી.)

**અર્ક**—કોઇપણ ઔષધીદ્રવ્યનો અર્ક કાઢવાની મુખ્ય રીતો બે છે. તેનો ઉકાળો અથવા કષાય કરી તેમાંનાં ઉપયુક્ત દ્રવ્યોને ઉકાળવાં અથવા અલકો

હોલની અંદર (મદ્યાર્કમાં) કેટલીકવાર તે પદાર્થને રાખીને તેનો અર્ક યા તો સત્વ કાઢવું. આપણા આર્ય વૈદ્યક પ્રમાણે કષાય કાઢવાના ૫ પ્રકાર છે. તે નીચે પ્રમાણેઃ—

(૧) કોઈપણ તાજી વનસ્પતિ લઈને એને તરત જ વાટીને ઝીણા લુગડાના કકડાથી ગાળવાથી તે વનસ્પતિનો જે રસ નીકળે છે તેને અંગરસ કહે છે. (૨) ઔષધિઓ ખાંડીને તે બધી ઔષધિઓનો ઉપયોગ કરવો તેને કલ્ક કહે છે (૩) ૨ તોલા ઔષધિ ખાંડી તેમાં ૬ તોલા ઠંડું પાણી નાંખી એક રાત અગર કેટલાક કલાક સુધી મૂકી રાખ્યા પછી તે પાણીનો ગાળીને ઉપયોગ કરવો. એને હિમ અગર શીતકષાય કહે છે. (૪) ૩ તોલા ઉકળેલા પાણીની અંદર ૧ તોલો ઔષધિ નાંખી ૧૦-૧૧ કલાક પછી તે પાણી ગાળી લેવું અને (૫) ૩૨ તોલા પાણીમાં બે તોલા ઔષધિ નાંખી તે પાણી ઉકાળીને ૧ા તોલો બાકી રહ્યા પછી લેવું એને કષાય કહે છે.

અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે કોઈપણ ઔષધિ પદાર્થનો અર્ક કાઢવો હોય તો તે પદાર્થ કેટલાક દિવસ સુધી શુદ્ધ મદ્યાર્કમાં મૂકીને પછી ગાળી લેવો એટલે એ પદાર્થનો અર્ક થાય છે. દાખલા તરીકેઃ—પેપરમીંટનો અર્કઃ—પેપરમીંટનું તેલ ૧ આઉંસ અથવા તેનાં ફુલ લઈને ૪ આઉંસ શુદ્ધ કરેલા મદ્યાર્કમાં નાંખવાં અને તે મિશ્રણને રંગ લાવવા માટે ૧ા ગ્રેન કારમાઈન પીળો રંગ તેની અંદર મેળવવો એટલે રંગવાળું "એસેન્સ" બને છે અર્વાચીન પદ્ધતિની "એસેન્સ" એ શબ્દના મથાળા નીચે અવિસ્તર હકીકત આપી છે. કૉફીનો અર્ક—૩ આઉંસ ઉત્તમ પ્રકારની સેકી રાખેલી કૉફીની પાવડર જેવી ભૂકી લઈ ૯૦ ડીગ્રી શુદ્ધ ૩ પાઇન્ટ મદ્યાર્કમાં મેળવવી અને એક અઠવાડીયું શીશીમાં સજ્જડ બૂચ મારીને રાખવાથી એનો અર્ક તૈયાર થાય છે.

ગુલાબનો અર્ક—ગુલાબનું અત્તર ૭ ડ્રામ લઈ ૧ ગૅલન મદ્યાર્કમાં મેળવી ૭-૮ દિવસ પછી એ અર્ક ઉપયોગમાં લેવો. સુંઠનો અર્ક—૧ પાઇંટ શુદ્ધ મદ્યાર્કમાં ૫ આઉંસ દળદાર સુંઠની ભુકી નાંખીને એક અઠવાડિયા બાદ ગાળીને એ મિશ્રણ શીશીમાં ભરી મૂકવું. ડમરા (સં. દમનક) નો અર્ક—૫ તોલા લીલો અગર સૂકો ડમરો લઈ તેને ૨૦ તોલા શુદ્ધ મદ્યાર્કમાં ૧૦ દિવસ સુધી પલાળી રાખી ગાળી લેવો. ધાણાનો અર્ક—૫ તોલા સૂકા ધાણા લઈ ૨૦ તોલા શુદ્ધ મદ્યાર્કમાં ૭ દિવસ પલાળી રાખવા અને પછી ગાળી લેવા. કેશરનો અર્ક—ઉત્તમ કેશર ૪ આઉંસ લઈ ૪ પાઇન્ટ શુદ્ધ મદ્યાર્કમાં ૩ દિવસ પલાળી રાખવું; પછી તેમાં બીજું ૨ પાઇન્ટ મદ્યાર્ક નાંખી બીજા ૩ દિવસ સુધી પલાળી મૂકવું અને પછી ગાળીને સજ્જડ બૂચની બાટલીમાં ભરી મૂકવાથી અર્ક તૈયાર થાય છે. કપુરનો અર્ક—શુદ્ધ મદ્યાર્ક ૮ આઉંસ અને કપુર ૧ આઉંસ એક બંધ કરેલી શીશીમાં મૂકવું એટલે અર્ક તૈયાર થાય છે. લીંબુની છાલનો અર્ક—તાજાં ખાટાં લીંબુની પીળી છાલ ૧ા આઉંસ લેવી અને ૧ પાઇંટ શુદ્ધ મદ્યાર્કમાં ૭ દિવસ પલાળી રાખી શાહીચૂસ કાગળ વડે ગાળી નાખવી. હિંગનો અર્ક—૫ તોલા ઉત્તમ હિંગનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તે ૨૫ તોલા શુદ્ધ મદ્યાર્કમાં ૮ દિવસ પલાળી રાખવું એટલે હિંગનો અર્ક તૈયાર થાય છે. ઉપર લખ્યા પ્રમાણે ગમે તે વનસ્પતિનાં ફુલોનો અગર બીજા સુગંધી દ્રવ્યોનો શુદ્ધ મદ્યાર્કના સહાયથી અર્ક કાઢવામાં આવે છે. (કલાવૈભવ, ખાનાપૂર શાર્ઙ્ગધરાદિ વૈદ્યક ગ્રંથ; સેનગુપ્ત આયુર્વેદિક સિસ્ટિમ ઑફ મેડિસિન ને અર્કપ્રકાશ).

**અર્કપ્રકાશઃ**—અર્કપ્રકાશ અથવા અર્કચિકિત્સા નામનો એક ગ્રંથ સંસ્કૃતમાં છે અને તેના કર્તા લંકેશ્વર રાવણ માનવામાં આવે છે.

**અર્કવિવાહ** (આકડા સાથે લગ્ન):—આ વિવાહ આકડા (અર્ક) ના પવિત્ર મનાતા ઝાડ સાથે કરવામાં આવે છે. એ ઝાડની અંદર સૂર્યદેવતા નિવાસ કરે છે એવી માન્યતા છે. જે પુરુષની પહેલી બે સ્ત્રીઓ ગુજરી ગઈ હોય તે ત્રીજી સ્ત્રી પરણે તો એ પત્ની અથવા પતિ એ બેમાંથી એક જણ મરણ પામે છે એમ લોકો માને છે. આ આફત દૂર કરવા વાસ્તે ત્રીજું લગ્ન આકડા સાથે સૂર્યની કન્યા જોડે કરવું અને તે પછી ત્રીજો વિવાહ કરવો એમ માનવું છે. આકડા સાથેનું આ લગ્ન ઘરમાં પણ કરે છે અથવા તો તે ઝાડ પાસે જઈને પણ કરે છે. અને તે વિવાહ શનિવાર અથવા રવિવારે હસ્તી નક્ષત્ર હોય એવા મુહૂર્ત પર કરવામાં આવે છે. અથવા ત્રીજી સ્ત્રી પરણતાં પહેલાં કેટલાક દિવસ અગાઉ કરવામાં આવે છે. આકડાનું ઝાડ પાંદડાં ફુલ અને ફળવાળું હોવું જોઈએ. સામાન્ય વિવાહ પ્રમાણે આ આકડાના ઝાડ સાથેના વિવાહમાં પણ પુણ્યાહવાચન, નાંદીશ્રાદ્ધ, મધુપર્ક, પછી કન્યાદાન વિગેરે બધી વિધિઓ કરવામાં આવે છે. આ કાલ્પનિક વિવાહ સંપૂર્ણ કરવા માટે આખરે શાંતિસૂક્ત પણ બોલાય છે અને બ્રાહ્મ-

ભોજન અને પ્રદક્ષિણા અપાયા પછી આ સભારંભ પૂરો થાય છે.

અર્કાટ—( ઉત્તર અર્કાટ ) મદ્રાસ ઈલાકાની પૂર્વ દિશા તરફનો એક જીલ્લો છે. ઉત્તર અક્ષાંશ ૧૨°-૨૦ થી ૧૩°-૫૫ અને પૂર્વ રેખાંશ ૭૮°-૧૪ થી ૭૯°-૫૯ છે. ક્ષેત્રફળ આશરે ૭૩૮૬ ચોરસ માઈલ જેટલું છે. મુસલમાની અમલ દરમિયાન આર્કટનો સમાવેશ પાલાર નદીની ઉત્તર બાજુના પ્રદેશમાં થતો તેથી તેનું આ નામ પડેલું. "આર્કટ" શબ્દ તામિલ ભાષાના " આરૂ કાડૂ " ( છ અરણ્યો) શબ્દનો અપભ્રંશ છે. તે સ્થાનમાં પુરાતન કાળમાં છ જૂદાં જૂદાં અરણ્યો આવેલાં, અને છ ઋષિઓનો વાસ હતો એવી લોકવાયકા છે. આ પ્રદેશ ઘણોજ ડુંગરાળ છે. આ પ્રાન્તમાં પાલાર અને તેને મળનારી ચેયાર અને પાયની નદીઓ મુખ્ય છે. આ પ્રદેશમાં ઉગતાં વૃક્ષો અને વનસ્પતિઓમાં ખાસ વિશેષતા નથી સહ્યાદ્રિ પર્વત ઉપર જણાતાં ઘણાંખરાં ઝાડ અહીંના ડુંગરોમાં નજરે પડે છે. શિકારને યોગ્ય હિંસક જનાવરો પૈકી ગોધા અને વાઘ છે. ડુંગરી પ્રદેશમાં સાધારણ રીતે ચિત્તાઓ વિશેષ જોવામાં આવે છે. રીંછ, તરસ સાબર, બકરા, અને જંગલી ડુક્કર કોઈ કોઈ સ્થળે નજરે પડે છે. આ સ્થળનાં હવા પાણી સાધારણ રીતે નિરોગી ગણાય, કારણ કે પ્રદેશ સૂકો છે. વરસમાં સરાસરી વરસાદ ૩૭" પડે છે, પરંતુ પ્રદેશના અંદરના ભાગમાં લગભગ ૪૦ ઇંચ જેટલો પડે છે.

ઇતિહાસ:—ઘણાજ પ્રાચીન કાળથી તે ઈ૦ સ૦ ૯૦૭ સુધી આ પ્રદેશ કાંજીવરમના પલ્લવ રાજાઓની છાયા હેઠળ હતો. અમુક આ કાળ પછી આ પ્રાન્ત ચોલરાજ અને રાષ્ટ્રકૂટના તાબામાં આવ્યો; અને આખરે વિજયનગરના હિંદુ નરેંદ્રના હસ્તક ગયો. તાલીકોટાના યુદ્ધ પછી તે પ્રદેશ વિજાપુર અને ગોવળકોન્ડાના મુસલમાન સુલતાનોના હાથમાં પડયો, અને જ્યારે તે રાજ્યોનો અસ્ત થયો ત્યારે મોગલ સામ્રાજ્યના એક સુબા તરિકે તે પલટાઈ ગયો, ત્યારથી એકસો વર્ષ સુધી તે દક્ષિણના રણયજ્ઞની વેદી તરિકે પરિવર્તન પામ્યો.

ઈ. સ. ૧૭૮૧ માં કર્ણાટકની મહેસૂલ ઈસ્ટ ઈન્ડીઆ કંપનીને આપી ત્યારથી તે કંપનીના હસ્તક આવ્યો અને ઈ. સ. ૧૮૦૧ માં તે ભાગ કંપનીના પૂરેપૂરો તાબામાં આવ્યો.

લોકવસ્તી:—આ પ્રદેશની એકંદર લોક સંખ્યા (૧૯૨૧) ૨૦૫૫૫૯૪ છે; ઇ. સ. ૧૯૧૧ માં વસ્તી ૧૯૯૦૯૯૦ જેટલી હતી, તે પૈકી ૧૮૦૧૩૫૫ હિન્દુ, ૧૧૭૯૦૯ મુસલમાન, અને ૩૨૮૯૨ ખ્રિસ્તી હતા, જૈનોની સંખ્યા ૮૮૨૬ હતી અને ૧૫૨૪૫૯૩ માણસો તામિલ ભાષા બોલનારાં અને ૩૨૨૮૫૯ તેલગુ ભાષા બોલનારાં તેમજ ૮૪૧૦ મરાઠી બોલનારાં હતાં. તામિલ લોકોમાં ખાસ જાણવા જેવી જાતિઓ પલ્લી, પરૈયન, વલ્લોલ, ઇસ્લા, મોડી, પાનસાવન, વિગેરે હતી. તેલગુની મુખ્ય જાતિઓ કાપુ, માલબલીજા અને કમ્મા હતી; ૨૩૦૦૦ ખ્રિસ્તીઓમાંથી ૨૨૧૦૦ ત્યાંનાં મૂળ વતનીઓ છે. આ પ્રાંતમાં મોટાં મોટાં મિશનો છે.

ખેતીવાડી: આ પ્રદેશની જમીન કાળી પણ રતાશ પડતી છે. પાકમાં રાતા ચોખા, કઠોળ, શેરડી, અને કેરી છે. પહેલાં ગળીની ખેતી થોડા પ્રમાણમાં થતી હશે પરંતુ હાલમાં તો કાંઈ નથી. ખેતીને ઉપયોગી ઢોરો સાધારણ પ્રકારનાં છે. કુરૂંબ જાતિનાં ઘેટાં અહીં થાય છે. એમનાં શરીર ઉપર ઊન ઘણું થાય છે ને કામળીઓ બનાવવાના કામમાં વપરાય છે. ૧૩૩૭ ચો. મા. ખેડાણના કામમાં આવે એવી જમીન પૈકી ૫૯૯ ચો. મા. જમીન કૂવા અને વેકળાના પાણી ઉપર આધાર રાખે છે. ૧૨૯૧ ચો. મા. જમીન પડતર જંગલ છે. અને ઇ. સ. ૧૯૦૨-૩ માં તેની પેદાશ ૫૩૩૦૦૦ રૂ. જેટલી થઈ હતી.

ખનીજ:—ઇમારતના કામમાં આવતો ગ્રેનાઈટ પત્થર સર્વસામાન્ય છે. કેટલેક સ્થળેથી અબરખ મળી આવે છે. કાળહસ્થિની જમીનદારીમાં તાંબાની ખાણો છે. અને કાનગુંડી જમીનદારીમાં સુવર્ણની ખાણો છે.

વેપારવણજ:—ખેતીથી ઉતરતો ધંધો કાપડવણાટનો છે. પરંતુ વણેલું કાપડ હલકા પ્રકારનું હોય છે. વેલોર(જુઓ) જેલમાં ગાલીચા સુંદર બને છે. પરંતુ આ ધંધો તે શિવાય બીજા સ્થળે બહુ જણાતો નથી. વિલાયતી ઢબના ધોળી માટીનાં વાસણ ગુડીયાટ્ટમ તાલુકામાં બનતાં. કાળહસ્થિમાં બંગડીઓ બને છે અને ઘણે સ્થળે ચામડાં કમાવવાનાં કારખાનાં છે.

નિકાશ:—આ સ્થળની નિકાશમાં ચોખા, ચામડાં, મગફળી, એક જાતની સાકર, હળદર, પત્થર વિગેરે છે, અને આયાતમાં સુત્તર મીઠું, મરચાં, તમાકુ, કાચું લોખંડ, અને પિત્તળ છે. વ્યાપાર કરવાના સાધનમાં સધર્ન મરાઠા રેલ્વે, સાઉથ ઈન્ડીઅન રેલ્વે, અને ૧૪૯૩ માઈલ લાંબી સડક છે

રાજ્યવ્યવસ્થાઃ—તેના ચાર રાજ્યકીય વિભાગ નીચે પ્રમાણે પાડવામાં આવેલા છે. વેલોર, રાણીપેઠ, આરણી (જુઓ); ચિતૂર. પ્રથમના બે વિભાગ કલેકટરની હકુમત નીચે છે. બીજા બે ડેપ્યુટી કલેકટરને હસ્તક છે. ત્યાં છ મુનસફ કચેરીઓ છે.

કર્ણાટકના નવાબોની પહેલાંના કાળમાં જમીનદારીની કેવી પદ્ધતિ હતી તે કહી શકાતું નથી. ઈ. સ. ૧૮૨૨ થી રૈયતવારીનું ધોરણ દાખલ કરવામાં આવ્યું. કોરાંટ જમીનનો આકાર વીઘા દીઠ રૂ. ૧–૪–૨ અને કૂવાવાળી જમીનનો આકાર રૂ. ૪–૧૫–૨ ઠરાવેલો છે.

આ પ્રાન્તમાં બીજા પ્રાન્તોને મુકાબલે કેળવણી ઘણી ઓછી છે. સો માણસોમાં માત્ર છ માણસ લખીવાંચી જાણે છે. તેલગુ લોકો કરતાં તામિલ લોકો કેળવણીમાં વધારે રસ લે છે.

**અર્કાટ શહેરઃ**—મદ્રાસ ઈલાકાના વાલાની પેઠ તાલુકાનું મુખ્ય શહેર. એ રાણીપેઠ સ્ટેશનથી બે માઈલને અંતરે પાલાર નદીના કાંઠા ઉપર આવેલું છે. મદ્રાસ રેલ્વેનું રાણીપેઠ શાખાનું એ એક સ્ટેશન છે. ત્યાં સરાસરી ૫૦" જેટલો વરસાદ પડે છે. લોક સંખ્યા ૧૧,૪૫૦ આ શહેરનું મહત્ત્વ ફક્ત ઇતિહાસ દ્રષ્ટિએ છે. જૂના સમયમાં કર્ણાટકના નવાબોનું એ પાટનગર હતું. તે સમયમાં તે નગરની આસપાસ પાંચ માઇલ લાંબી અને ૨૪ તે ૧૨ ફુટ પહોળી દિવાલો હતી. આ સ્થળે નવાબ સાદતુલ્લાખાનની કબર છે. શહેરમાં વીસ, પચાસ સુંદર મસ્જીદો છે. જૂની દિવાલો અને રાજવાડાના નામનિશાન પણ રહ્યાં નથી. ચાંદીનાં વાસણ સોનારૂપાનું જરીકામ હાથ વણાટનું કામ, છીપાકામ અને પિત્તળની કારીગરી એ આ શહેરની પ્રવૃત્તિનાં મુખ્ય અંગો છે.

ઇતિહાસઃ— ઈ. સ. ૧૭૧૨ માં મોગલ સેનાપતિ સાદતુલ્લાખાને મહીસૂરની ચઢાઇ વખતે અર્કાટમાં પોતાનો મોરચો ગોઠવ્યો હતો. પ્રથમ તેણેજ કર્ણાટકની નવાબી, વંશપરંપરા માટે પોતાને કબજે કરી લીધી, ત્યારપછી વીસ વર્ષ સુધી આ શહેરે રાજધાનીની ગરજ સારી. પરંતુ, ૧૭૮૦ માં રાઘોજી ભોંસલેએ આ પ્રાન્ત સર કર્યો, અને સાદતુલ્લાખાન. પછી ગાદીનશીન થએલો નવાબ દોસ્તઅલ્લી. યુદ્ધમાં હણાયો. તે સમય પછી લાંબા કાળ પર્યંત અર્કાટ અનેક સત્તાધીશોના હાથમાં ગયું અને ૧૭૫૧ ની સાલમાં એક અંગ્રેજી સૈનિક ટુકડીએ અર્કાટ કિલ્લો લીધો. તેજ સાલમાં કલાઇવે મૂઠ્ઠીભર સૈનિકોની સહાયથી અર્કાટ જીતી લીધુ એ પ્રસંગ આર્યાવર્ત્તના બ્રિટીશ અમલના ઈતિહાસમાં અમરસ્થાન ભોગવે છે ૧૭૫૮ ની સાલમાં અર્કાટ ફ્રેન્ચોને શરણે ગયું. અને ૧૭૬૦ માં ઇંગ્રેજોએ તે પાછું મેળવ્યું. ત્યાર પછી વીસ વર્ષ સુધી ઇંગ્રેજોના પરમ મિત્ર નવાબ મહંમદના તાબામાં તે રહ્યું, પરંતુ ત્યાર પછી ૧૭૮૦–૮૨ સુધી મહીસૂરના યુદ્ધ વિગ્રહની ધમાલમાં અર્કાટ હૈદરના હાથમાં રહ્યું. ટીપુએ આ નગરના કોટને જમીનદોસ્ત કરીને પાદર કર્યું. ૧૮૦૧ માં કર્ણાટક ઇંગ્રેજોએ ખાલસા કર્યું અને તેમાં અર્કાટ શહેર પણ આવી ગયું.

**અર્કાટ દક્ષિણઃ**—મદ્રાસ ઇલાકાના અગ્નિ ખૂણામાં આવેલો જીલ્લો. ઉ. અ. ૧૧°–૧૧. થી ૧૨°–૩૫ અને પૂ. રે. ૭૮°૩૮ થી ૮૦° ક્ષેત્રફળ ૫૨૫૭ચો. મા. અરકાટ શબ્દની ઉત્પત્તિનો ઉલ્લેખ ઉત્તર અરકાટના વર્ણનમાં પહેલાં આપેલો છે. આની પૂર્વે બંગાળાના ઉપસાગર, ઉત્તરે તંજાવર અને ત્રિચીનાપલ્લી, પશ્ચિમે સાલેમ અને ઉત્તરે ઉત્તર અરકાટ અને ચિંગલપટ્ટ, એ તેની સીમાઓ છે. આ પ્રાન્તમાં કલરાયન અને જવાદી એ બે મુખ્ય ડુંગરની હારો છે. આ પ્રાન્તની સર્વ નદીઓ પૂર્વ દિશામાં વહેનારી છે. પૈનૈયાર સર્વથી મોટી છ જીંજી, ગડીલમ અને વેલ્લાર એ બીજી નદીઓ છે આ પ્રાંતમાં ચંદનના વૃક્ષો ઘણાં છે. પહાડી પ્રદેશમાં ચિત્તા, સાબર રીંછ, બકરા, જંગલી કુક્કર વિગેરે નજરે પડે છે. વળી સસલાં, મતક, વગેરે પણ ઘણાં છે. સમુદ્રમાં અનેક જાતનાં માછલાંથાય છે

હવામાનઃ—હવાં ઘણીજ સૂકી હોવાથી આરોગ્યવાળી છે, પણ કેટલેક સ્થળે મેલેરીઆ તેમજ સમુદ્ર કિનારા પરના સ્થળોએ એલીફ–ટાઇસિસ (હાથીપગું) નો ઘણો ઉપદ્રવ છે. સમુદ્ર કિનારે અંદરના પ્રદેશ કરતા ગરમી ઘણી થોડા પ્રમાણમાં પડે છે. તેમ વરસાદ આશરે [illegible]" જેટલો થાય છે. આપણે તે પ્રદેશના અંદરના ભાગમાં વધારે જઇએ તેમ તેમ વરસાદનું પ્રમાણ ઓછું જણાય છે. મધ્ય ભાગમાં ૪૫" જેટલો આશરો છે. જ્યારે છેકજ અંદરના ભાગમાં ૩૯ જેટલો પડે છે.

ઇતિહાસઃ—ઉત્તર અને દક્ષિણ આર્કટના ઇતિહાસમાં ઘણો ઓછો તફાવત છે. આ પ્રદેશ ચોલ રાજાઓના તાબામાં હતો અને પછી કાંચીના પલ્લવ રાજાઓના હાથમાં આવ્યો. ત્યાર પછી ઇ. સ. ના ૧૪ મા સૈકાની આખરે તે પ્રદેશ વિજયનગરના રાજ્યમાં સામેલ કરવામાં આવ્યો. તાલીકોટના

યુદ્ધ પછી વિજાપુરના બાદશાહ પાસેથી શિવાજી મહારાજે જીતી લીધું રાજારામના અમલ દરમિયાન તે મોગલોના તાબામાં ગયું. ઇંગ્રેજોનો આ પ્રાંત સાથે ઇ. સ. ૧૬૭૪ માં સંબંધ આવ્યો ઈ. સ. ૧૬૮૩ માં કુડલોર આગળ ઇંગ્રેજોએ મરાઠાઓની પાસેથી હાલનો ફોર્ટ સેન્ટ ડેવીડ અને આજુબાજુનો પ્રદેશ વેચાતો લીધો. કર્ણાટક અને મહીસૂરના વિગ્રહો સાથે આ પ્રદેશને નિકટ સંબંધ છે.

આ પ્રાંતમાં પુરાતન કાળની ગુફાઓ ઘણી જ છે. રાજારામની કારકીર્દિ દરમિયાન મરાઠા સૈન્યનાં સૂત્રો જ્યાંથી ખેંચાતાં તે જીંજી નામનો પ્રસિદ્ધ કિલ્લો આજ પ્રાંતમાં છે.

**વસ્તી**—દક્ષિણ અર્કાટમાં ૨૭૪૫ ગામડાં તેમજ ૧૦ શહેર છે. તે પ્રાંતના આઠ તાલુકા પાડવામાં આવેલા છે. ઈ. સ. ૧૯૨૧ માં અહીંની વસ્તી ૨૩,૨૦,૮૦૫ હતી. કડલૂર, ચિદંબર, તિરૂવન્નામલે આ પ્રાતના મુખ્ય શહેરો છે. આ પ્રાંતની વસ્તીના ૯૪ ટકા હિન્દુ છે; બાકીના મુસલમાન તેમજ ખ્રિસ્તી લોક છે. જૈનોની વસ્તી આશરે પાંચ હજારની હશે. લોકોની સામાન્ય ભાષા તામિલ છે. આ પ્રાંતમાં તેલુગી જાતિનાં લોકો ઘણાં છે પણ એમના કરતા તામિલ લોકો સંખ્યામાં પ્રથમ પદ ભોગવે છે. આમાં પલ્લી અને પરાયા જાતિનાં લોકો ખેતી કરનારા છે.

**જમીન અને પાક**—અહીંની જમીનનો ¾ ભાગ લાલ છે, બાકીના જમીન કાળી હોવાથી કપાસને યોગ્ય છે. ૫૨૧૦ ચો. મા. જમીન રૈયતની પાસેકી હોઇ તેનાંની ૩૪૯ ચો. મા. જેટલી ઇનામી છે. કંબુ, વરગુ, ને રાગી એ અહીંનો મુખ્ય પાક છે. શાક ભાજી અને ફળફળાદિ પાક ખાસ કરીને કડલૂર, તિંડીવન, વિલુપુરં, અને ચિદંબર તાલુકાઓમા પુષ્કળ પ્રમાણમા થાય છે. વેપારની દૃષ્ટિએ મગફળીના પાક ઘણો મહત્વનો છે. અત્રે પાણીના બંધારા પુષ્કળ અને ઘણા પ્રાચીન કાળથીછે. ચોડ રાજાઓ પાણીના સંબંધમા ઘણાજ દક્ષ હતા. ઇ. સ. ૧૯૦૩-૪ ની સાલમાં રૈયતવારી ઈનામી જમીન પૈકી સેંકડે ૩૨ ચો. મા. જમીનને પાણી પૂરૂં પાડવામાં આવ્યું. ત્યા ૮૭બંધારા, ૨૦૫નહેરા, અને ૩૨૪૩ તળાવ છે.

**ધંધા રોજગાર**—આ ભાગમાં આવેલી ખાણોમાં ધાતુની ખાણો ભાગ્યેજ છે. કેટલીક જગ્યાએથી લોખંડ નીકળે છે. કારીગરીની બનાવટો પણ ખાસ બનતી નથી. માત્ર એક ઇંગ્રેજી કંપનીએ ખાંડનું કારખાનું ખોલ્યું છે એટલુંજ. પહેલાં ગળીનો ધંધો સારા પ્રમાણમાં હતો પરંતુ વેપારની હરિફાઈમાં એ વ્યાપાર કરમાઈ ગયો છે. ગામડાઓમાં સૂતર અને ઊનના વણાટનું કામ ચાલે છે.

આ પ્રાંતમાં કડાલુર અને પોર્ટોનોવો એ બે બંદરો છે. મગફળી, ખોળ, ચામડાં ચોખા, હળદર, તમાકુ, ચીરૂટ વિગેરે ચીજો પરદેશ નિકાશ થાય છે; જેમાં મગફળી લગભગ રૂા. ૬૦ લાખની ફ્રાન્સમાં જાય છે. પ્રાંતના આંતર વિભાગમાં વાહનનું સાધન ' સાઉથ ઇન્ડીયન રેલ્વે ' છે. તે ઉપરાંત પગ રસ્તાઓ અને સડકો પણ સુંદર અને મોટા પ્રમાણમાં છે. દર અઠવાડિયે બ્રિટીશ નેવીગેશન કંપનીની સ્ટીમર કુડાલોર બંદરે લંગરાય છે.

**રાજ્યવ્યવસ્થા**—રાજયવ્યવસ્થા સરળ કરવા માટે પ્રાંતના ચાર વિભાગ કરવામાં આવેલા છે, અને તે વિભાગો એક કલેકટરના તાબામાં છે. કલેકટરના તાબામાં ડેપ્યુટી કલેકટરો અને તાલુકા દીઠ એક મામલતદાર હોય છે, અને પ્રત્યેક તાલુકાના મુખ્ય સ્થળે મુનશફ કચેરી હોય છે. આ પ્રાંતમાં એક સેશન્સ કોર્ટ અને અપીલ કોર્ટ પણ છે. ભયંકર ગુન્હાઓનું પ્રમાણ નહિ જેવું છે. ખૂન જેવા ગુન્હા જવલ્લેજ બને છે.

હિન્દુ તેમજ મુસલમાન રાજાઓના કાળમાં જમીન મહેસૂલના નિયમો શા હતા તેની ચોક્કસ માહિતી ભાગ્યેજ મળી શકે એમ છે. પરંતુ નવાબ મહમદઅલીના કારભારી રાયજીએ જમીનની માપણી કરી કંઇક મહેસૂલ ઠરાવી હોય એમ જણાય છે. તેના સમયમાં બાગાયત અને કૂવાવાળી જમીનની મહેસૂલનું ધોરણ નાણાબંધી હતું; જ્યારે બાકીની જમીનનું ધોરણ પાકનો અમુક ભાગ વસૂલ કરવો એવું હતું. તે વખતે સરકારની મહેસૂલ વસૂલ કરવાની પદ્ધતિ વસૂલાતના ઇજારા આપીને ઠરાવવામાં આવતી હતી, અને તે પદ્ધતિ બ્રિટીશોના અમલ દરમિયાન ઇ. સ. ૧૮૦૧ સુધી ચાલુ રહેલી; પરંતુ ૧૮૦૫ માં માં બીજી માપણી વખતે તે પદ્ધતિ બંધ કરવામાં આવી. ઈ. સ. ૧૯૦૩ માં જમીન મહેસૂલ પેટે રૂા. ૪૯,૫૭,૦૦૦ વસૂલ થયા હતા.

**અર્કાટનો નવાબ**—જુઓ " કર્ણાટકનો નવાબ. "

**અર્કાવતી**:—મહીસૂર પ્રાંતમાં કાવેરી નદીને મળનારી નદી. લંબાઈ ૧૨૦ માં. આનંદી દુર્ગમાંથી નિકળીને બેંગલોર જીલ્લામાંથી વહે છે. તેને મળનારી નદીઓ-પશ્ચિમતરફ કુમુદવતી અને પૂર્વ-

તરફ વૃષભાવતી. નદીના ઉપરનાં પ્રવાહમાં મોટાં મોટાં તળાવો છે, અને તે તળાવોના સરઘટ્ટ નામના તળાવના પાણીનો ઉપયોગ બેંગલોર શહેરમાં થાય છે. સાવનગઢની દક્ષિણે તેના પ્રવાહ ખીણોમાં થઇને જતો હોવાથી તે બંધરના ઉપયોગમાં આવતો નથી. (ઈ. ગૅ. પુ. ડ. ૧૯૦૮)

**આર્ગાસઃ**—ગ્રીસ દેશનું, આ પુરાતન અને સુવિખ્યાત નગર છે. ઈજીસ, લિસિયા વિગેરે દેશો સાથે અર્ગાસને સંબંધ હતો. અર્ગાલિસનો દ્વિપકલ્પ, સીથેરા, એજીના સીસીઑન વિગેરે પ્રદેશો ઉપર અર્ગાસની સત્તા જામેલી હતી ફીડૉન રાજાના અમલ દરમિયાન આખું પૂર્વ પેલૉપોનેસસ અગાસને શરણે આવ્યું.

માત્ર, ઈ. સ. ની પૂર્વે આઠમા સૈકાની આખરે આર્ગાસ નગરનો ભાગ્યરવિ બહુજ ઝંખવાયો, કારણ કે અર્ગાસ નગરના સ્વામિત્વના હક્કને પડકાર દેવા સ્પાર્ટા કટિબદ્ધ થયું. ઉપરાંત લાસીડીમોનીઆના વતનીઓ અર્ગાસના કટ્ટા દુશ્મનો હતા. તેમની સાથે થયેલા યુદ્ધમાં, અર્ગાસને હાર ખાવી પડી. એ ઉપરાંત સિન્યુરીઆ પ્રાંત ગુમાવવો પડયો. અને ઈ. સ. પૂ. ૪૯૫માં ટિરિન્સની હારથી અગાસના સ્વામિત્વને સખ્ત ફટકો પડયો. ઈ. સ. પૂ. ૪૭૦ના સુમારમાં, સ્પાર્ટા અને અર્ગાસ વચ્ચે પુનઃ વેરના તણખા ઝરવા માંડયા, અને ૪૬૧ માં અર્ગાસે એથેન્સ સાથે સંધિ કરીને સ્પાર્ટાને હરાવ્યું અને વૈરાગ્નિને એ વખતે તો ઓલવી નાખ્યો ઍથેન્સના મધ્યસ્થપણાથી ખાસ લાભ એ થયો અલ્પજન સત્તાબળને સખ્ત ફટકો પડયો અને પ્રજાસત્તાના મંગળ ગણેશ મંડાયા. અને આ સ્થિતિ લગભગ ચાળીશ વર્ષ સુધી ટકી શકી.

સ્પાર્ટાનો વિનાશ કરવાના ઉદ્દેશથી જે, "કોરિન્થિઅન સંઘ"ની સ્થાપના થયેલી, તેમાં અર્ગાસે નગરે પ્રમુખ ભાગ ભજવીને કોરંથ નગર પોતાના રાજ્યમાં ઉમેર્યું. ગુમાવેલી સત્તા પુનઃ પ્રાપ્ત કરવાની લાલસાથી સત્તાલોભી અમીરોએ કરેલાં બંડને, અગાસની લોકસભાએ કચરી નાખી, બંડખોરોમાંના ૧૨૦૦ ને ફાંસી દીધા, એમ કહેવાય છે. સ્પાર્ટાના લોકોનો પૂરેપૂરો વિનાશ કરવો એ અશકય હોવાથી અર્ગાસની લોકસભાએ મૅસીડોનના ફીલીપની સહાય માગી, અને સિન્યુરીઆનો પ્રાંત શત્રુ પાસેથી પાછો જીતી લીધો. કોઈ પણ રાષ્ટ્રને બીજાં રાષ્ટ્રોથી બળવત્તર ન થવા દેવાનો સિદ્ધાંત ઇતિહાસમાં વારંવાર નજરે પડે છે. મૅસીડોનનો ફીલીપ આખા ગ્રીસને કોળીઓ કરી લેતો જોઇને, ભૂતકાળના ઉપકાર વિસરી જઇ, અર્ગાસે કેટલાંક સ્વાભિમાની રાષ્ટ્રો સાથે સંતલસ કરી, ફીલીપની સામે યુદ્ધ પોકાર્યું. એટલુંજ નહિ પણ પોતાના હાડવેરી સ્પાર્ટાના શહેરીઓ સાથે સહકાર સાધી, એપિરસના રાજા પિરસ ઉપર ચડાઈ કરી. આનું પરિણામ એ આવ્યું કે અર્ગાસનું સ્વાતંત્ર્ય નષ્ટ થયું તેમજ મૅસીડોનીઆના ઍન્ટીગોનસ ગૅનાટસના જુલમ આગળ આર્ગાસને ગરદન ઝુકાવવી પડી.

તે પછી અર્ગાસ રોમન સામ્રાજ્યના છત્ર તળે ગયું. ઈ. સ. ૨૬૭ અને ઇ. સ. ૩૯૫માં ગૉથ લોકોએ અર્ગાસ લૂંટયું. ઈ. સ. ૧૨૪૬માં તે ફરીથી ઍથેન્સના તાબામાં આવ્યું. ઈ. સ. ૧૩૬૭ અને ૧૫૦૦ની સાલમાં તુર્ક લોકોએ અસંખ્ય મનુષ્યોની કત્લેઆમ કરી તેથી, આલ્બેનીઆ પ્રાંતનાં લોકો અહીં આવીને વસ્યાં. ૧૮૨૫માં ઇબ્રાહીમ પાશાએ આ શહેરને ભસ્મસાત્ કર્યું. હાલના અર્ગાસ નગરની વસ્તી ૧૦,૦૦૦ માણસની હોઇ, બધા ખેતી કરનારા છે.

ઘણા પ્રાચીન કાળમાં સંગીન કળામાં, અર્ગાસનાં લોકોએ નામના મેળવી હતી. આ સ્થળે હેરેકયુમ નામનું પ્રખ્યાત અને મનોરમ મંદીર છે. દંતકથા પ્રમાણે આ મંદીર ફોરોનીઅસે બંધાવેલું અને એમ કહેવાય છે કે ટ્રોજન યુદ્ધમાં જતાં પહેલાં અગામેમનોને આજ મંદીરમાં સર્વ વૃદ્ધ સલાહકારોને ભેગા કરેલા હતા. (એ. બ્રિ.)

**અર્જુનઃ**—કાશ્મીરની એક જાતિ. સંખ્યા (૧૯૧૧) ૧૫૧૭ (મુસલમાની) મંગોલીઅન મહાવંશમાંની એક મિશ્ર જાતિ છે. આ જાતિની ઉત્પત્તિ લદાખ પ્રાંતની સ્ત્રીઓ અને યારકંદ, મધ્ય એશિયાના પ્રદેશ, કેટલોક કાશ્મીર અને પંજાબ એ સર્વના મુસલમાનો વડે થયેલીછે. એમ માનવામાં આવે છે. તે જાતિનો મુખ્ય ધંધો વ્યાપાર છે.

[વસ્તીગણત્રી ૧૯૧૧ પુ. ૨૦]

**અર્જુનઃ**—સોમવંશીય નહુષ કુલોત્પન્ન યયાતિપુત્ર પુરૂના અજમીઢ વંશમાં જન્મેલા જન્હુરાજના કુળમાં શાંતનુના પાંડુ નામક પૌત્રથી પૃથા યાને કુંતી નામની ભાર્યાના ઉદરથી પ્રાપ્ત થયેલા ત્રણ પુત્રોમાં કનિષ્ટ હતો, જેણે દુર્વાસા મુનિના મંત્ર વડે ઇંદ્રના અંશ રૂપે કુંતાની કુખે જન્મ લીધો હતો. [ભારત આદિ અ. ૧૧૮-૧૨૪]

અર્જુને શસ્ત્રવિદ્યા ગુરૂશ્રેષ્ઠ દ્રોણાચાર્ય પાસેથી સંપાદન કરેલી હતી. પાંડવોના વિનાશ અર્થે કૌરવોએ રચેલા લાક્ષાગૃહમાંથી સુરક્ષિત રીતે બહાર નીકળ્યા પછી દ્રૌપદી સ્વયંવરમાં વિપ્ર

વેશે પોતાના ભાઈઓ સાથે જતાં, માર્ગમાં અંગાર. પર્ણ ગંધર્વરાજ સાથે ભેગો થયો, ને તેમની વચ્ચે યુદ્ધ થયું. તેમાં ગંધર્વરાજનો પરાજય થયો તેથી વિજેતા અર્જુન સાથે તેમણે બિરાદરી બાંધી. ત્યાર બાદ સર્વે ભાઈઓની સાથે અર્જુન પાંચાલ નગર ગયો, અને ત્યાં મત્સ્ય યંત્રને ભેદીને દ્રૌપદી સાથે પરણ્યો, અને સર્વે ઇંદ્રપ્રસ્થમાં રહ્યા. એક સમયે રાજા યુધિષ્ઠિર અને દ્રૌપદીના એકાંતવાસમાં અર્જુનની દૃષ્ટિ પડવાથી તેણે દેશવટો લીધો અને યાત્રા કરવા ગયો ( ભા. આદિ. અ. ૨૧૩ ) યાત્રા સમાપ્ત કરીને અર્જુન પાછો આવતો હતો તે સમયે ઉલૂપી સાથે તેનો સમાગમ થયો; તેવીજ રીતે ચિત્રાંગદાની સાથે તેનો વિવાહ થયો. ત્યાર બાદ યાત્રા નિમિત્તે દ્વારિકા જતાં કૃષ્ણભગિની સુભદ્રા સાથે તેનાં લગ્ન થયાં. આ રીતે તીર્થ યાત્રા સમાપ્ત કરીને તે ઇંદ્રપ્રસ્થાન તરફ પાછો ફર્યો.

અર્જુન ઇંદ્રપ્રસ્થમાં આવી ગયો ત્યાર પછી અગ્નિદેવ બ્રાહ્મણ વેશે ખાંડવ વનની ભિક્ષા માગવા અર્જુન પાસે આવ્યા. તેમના તરફથી ગાંડીવ ધનુષ્ય તેમજ રથનો લાભ થયો એટલે ખાંડવ વનનું ભક્ષણ અર્થે અગ્નિદેવને દાન કર્યું. ( ભાર. આદિ. અ. ૨૨૪-૨૩૪ ). ત્યાર પછી મહારાજા યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કરવાનો નિશ્ચય કર્યો: પણ તે કરવામાં દ્રવ્યની જરૂર હોવાથી તેમણે પોતાના ચારે ભાઈઓને ચારે દિશાઓમા જઈ વિજય પ્રાપ્ત કરવાની તેમજ દ્રવ્ય મેળવવાની આજ્ઞા કરી. એટલે અર્જુન ઉત્તર દિશા જીતવાને ગયો.

રાજસૂય યજ્ઞ સમાપ્ત થયા પછી પાંડવોનું ઐશ્વર્ય દુર્યોધનથી ના સહેવાયું, અને તેથી જુગાર ખેલવાને બહાને તેમની સર્વ સંપત્તિ તેણે હરી લીધી, અને તેમને અરણ્યવાસ આપ્યો. ( ભા. વન. અ. ૨ )

વનચર્યાનો સમય વીતી ગયા બાદ અજ્ઞાત વાસની આ તલાને લીધે, વિરાટ રાજાના રાણીવાસમાં અર્જુને નટવેશે બૃહન્નડા નામ ધારણ કરી પ્રવેશ કર્યો. ( વિરાટ. અ. ૧૧ . પછી કૌરવો સાથે સમાધાન કરવું એ અશક્ય જણાયાથી યુદ્ધમાર્ગ સ્વીકાર્યો. પરંતુ સ્વજનોની હિંસા કરીને રાજમહેલના સુખ ભોગવવા કરતાં ભિક્ષાન્નથી ઉદર નિર્વાહ કરવાનો બ્રાહ્મણ ધર્મ, તેના ક્ષાત્ર ધર્મને ભેદીને તેના હૃદયમાં પ્રવેશ કર્યો અર્જુનને બ્રાહ્મણ ધર્મ તરફ પ્રેરાયેલો જોઈને શ્રીકૃષ્ણે, તેના આ મિથ્યા મોહનો ધ્વંસ કરવા ગીતોપદેશ કર્યો અને તેને યુદ્ધ પંથે દોર્યો. (મા. ભીષ્મ. અ. ૨૫-૪૨)(ગીતા જુઓ) આખરે એણે શિખંડીને નિમિત્તરૂપ બનાવીને ભીષ્મને રણશય્યા ઉપર અંતિમ નિદ્રા લેવડાવી, અને ત્યાર પછી દ્રોણાચાર્ય અર્જુનની સામે આવી ઉભા. ધૃષ્ટદ્યુમ્નને હાથે દ્રોણાચાર્યનો અસ્ત થયા પછી વીર કર્ણે યુદ્ધમાં ઝંપલાવ્યું; પરંતુ ભીષણ યુદ્ધના અંતમાં અર્જુને કર્ણને પણ હણ્યો. કૌરવોનો સંપૂર્ણ વિનાશ તેમજ ઔર્ધ્વદેહિક થયા પછી મહારાજા યુધિષ્ઠિરને રાજ્ય મળ્યું; પરંતુ સ્વકુલ વિનાશના પાપપુંજમાંથી શી રીતે પોતાનો ઉદ્ધાર થશે વિચારથી તે વિમાસણમાં પડ્યા. તે સમયે ભીષ્મ તેમને અનેક પ્રકારનાં નીતિ વચનો વડે બોધ આપ્યો અને અશ્વમેધ યજ્ઞ કરવાની આજ્ઞા કરી. પછી યુધિષ્ઠિરે અશ્વમેધ કરવાની ઉત્કંઠાસહ યજ્ઞદીક્ષા લીધી, અને પૃથ્વી ઉપર શ્યામકર્ણ અશ્વને રમતો મૂક્યો, અને તેના રક્ષણાર્થે અર્જુન નીકળ્યો. અને એક વર્ષની અંદર સર્વ દિશાઓના રાજાઓ ઉપર જીત મેળવી તે પાછો ફર્યો. આ અશ્વ મેધનું વર્ણન જૈમિનીએ પોતાના ગ્રંથમાં સુંદર રીતે કર્યું છે. ( જુઓ ' અશ્વમેધ ' )

અર્જુનને દ્રૌપદી વડે પ્રાપ્ત થયેલો શ્રુતિકીર્તિ, ઉલુપાથી સંભવ પામેલો ઈરાવાન, ચિત્રાંગદાથી પ્રાપ્ત થયેલો બભ્રુવાહન, અને સુભદ્રાથી થયેલો અભિમન્યુ એમ ચાર પુત્રો હતા.

શ્રીકૃષ્ણ, લીલા વિસ્તારી ગયા બાદ, અર્જુન દ્વારકા ગયો અને બાકી રહેલી કૃષ્ણસ્ત્રીઓ અને તેમના વજ્ર નામના પ્રપૌત્રને સાથે લઈને હસ્તિનાપુર આવ્યો; અને ઇંદ્રપ્રસ્થની ગાદી ઉપર વજ્રને, અને હસ્તિનાપુરની ગાદી ઉપર પરિક્ષિતને બેસાડીને, પોતાના બંધુઓ સાથે સ્વર્ગપંથે વિચર્યો અર્જુનનું ચારિત્ર મહાભારતમાં સવિસ્તાર હોવાથી તેમજ તે વ્યક્તિ સર્વને પરિચિત હોવાથી, અમે આટલા ઉલ્લેખ સાથે અટકીશું. કાર્તવીર્ય-સહસ્રાર્જુન, હૈહયરાજા, આની સમજુત માટે જુઓ ' કાર્તવીર્ય "

**અર્જુન ગઢ**—દમણ પાસે આવેલો એક ગઢ. મરાઠાઓના ઇતિહાસમાં આ સ્થળનો સંબંધ બે ત્રણ વખત આવે છે. રઘુનાથરાવને બાર ભાઈએ હાંકી દીધા પછી યુદ્ધમાં શકે ૧૬૯૮ અધિક ભાદ્રપદ શુદ ૧૨ ને આસરે ( થી લગભગ અર્જુન ગઢનો કિલ્લો રઘુનાથરાવના હાથમાં આવ્યો અને ત્યાંથી તેણે ગોવાનાં લોકો જોડે સંધી કરી (શા ખં. ૧૬-૧૭૪-૧૭૫,૧૧૬-૧૭ ૧૬૯૮ અધિક ભાદ્રપદ વદિ ૯ નો પત્ર-દમણ

ના ફીરંગીઓનું સૂત્ર-સરકાર તરફથી આ બે કિલ્લા મળે તો બસો ગોરા અને જણુસો પાઘડીવાળા સિપાઈઓ તથા આઠ દસ તોપો આપીએ, એ અર્થનો આવ્યો. પરંતુ અંગ્રેજોનો અમને સંપૂર્ણ વિશ્વાસ તેથી કિલ્લા આપ્યા નહિ. " ( રા ખં ૧૨ ૧૭૭. ૧૧૮ ) પેશ્વા સરકારનું ગાયકવાડ પાસે લેણું હતું તેનો હિસાબ સારૂ ખંડો મુકુંદ સરકાર તરફથી વડોદરા જતો હતો, તે માર્ગની વિભાગણી સંબંધમાં અર્જુન ગઢનાં લોકોએ કલ્યાણથી ખંડો મુકુંદ આવે ત્યારે તેને સરંજામ સાથે માંડવી પહોંચાડવો-એવી જાતનો ઉલ્લેખ મળી આવે છે.

**અર્જુનમલ્લ**-(૧૫૮૧-૧૬૦૬) પાંચમા શીખ ગુરૂ અર્જુન શીખ ગુરૂ રામદાસે જ્યારે પોતાના જ્યેષ્ટ પૃથ્વીચંદને સંસારાસકત અને આજ્ઞા લોપી જોયો, તેમજ બીજો પુત્ર આળસુપણાને લીધે પોતાની ગાદી માટે નાલાયક જણાયો ત્યારે તેણે પોતાના ત્રિજા પુત્ર અર્જુનને ગાદી વારસ નીમ્યો. પિતાની ગાદીના વારસ હોવાથી પોતાના માથા ઉપર બાંધેલો ફેંટો જ્યારે પૃથ્વીચંદે અર્જુન પાસેથી માગ્યો ત્યારે અર્જુને શાન્તથી તેને આપી દીધો આ જોઈને શીખ લોકોએ પૃથ્વીચંદની આ ઉદ્ધતાઇ સામે બંડ જગાવ્યું, તેમજ અર્જુનને પોતાનો હક્ક બજાવી ગામ ન જવા દેવા વિનવ્યો. આદિગ્રંથ ગુરૂ અર્જુનેજ રચ્યો છે ( ૧૬૭૪ ) અને તેમાંજ પોતાના તેમજ પોતાના પૂર્વજોના લેખોનો સંચય કર્યો. ( જુઓ 'આદિ ગ્રંથ' ) આ ગ્રંથની રચના તેમજ પ્રસિદ્ધીથી આપણા દેશના દેવોની હાંસી કરી નવો ધર્મ સ્થાપન કરવાનો મોટો દ્રોહ કર્યાનો આરોપ મૂકીને તેને કેદ કરવામાં આવેલો; પરંતુ પરમત સહિષ્ણુ સમ્રાટ અકબરે તેને નિર્દોષ ગણ્યો. અકબર પછી જ્યારે જહાંગીર ગાદીએ આવ્યો ત્યારે તેના પુત્ર ખુશરૂને નસાડી મૂકવાનાં ગુન્હાસર તેની સર્વ સંપત્તિ જપ્ત કરવામાં આવી. તેમજ તેને જન્મભર કેદમાં સડાવી ત્યાં તેના હાલ હવાલ કર્યા. રાજકુમાર ખુશરૂ મોટા સંકટમાં આવી પડવાથી ગુરૂ અર્જુન પાસે જ્યારે તેને દ્રવ્ય યાચના કરી ત્યારે ગુરૂનું હૃદય પલળ્યું અને તેણે પાંચ હજાર રૂપીઆ આપ્યા. આ વાત જહાંગીરને કાને જ્યારે આવી, તેમજ ગુરૂનો અભિમાનકારક ઉત્તર જ્યારે તેણે સાંભળ્યો ત્યારે તેણે ગુરૂને બે લાખ રૂપીઆ દંડ ફરમાવ્યો. પરંતુ ગુરૂ અર્જુને જ્યારે ફૂટી બદામ પણ આપવાની ના પાડી ત્યારે પાંચ દિવસ સુધી તેના ભયંકર હાલ કરી તેનો જીવ લીધો, ( જૂન ૧૬૦૬ ) એવી માહિતી વિન્સેન્ટ સ્મીથ આપે છે ( ઑક્સફર્ડ હિસ્ટરી ઑફ ઇંડિયા૧૯૨૦ ). તલવારના બળ સિવાય પોતાનો પંથ ટકી શકશે નહિ એ વાત લક્ષ્યમા લઇને તેણે મૃત્યુ સમયે પોતાના પુત્ર હરગોવિંદને સશસ્ત્ર ગાદીએ બેસવાનો તેમજ શકય હોય તેટલું સૈન્ય રાખવાનો ઉપદેશ કર્યો. આ ઉપદેશનો અમલ થયો ત્યારથી શીખ જાતિના ઇતિહાસમાં નવિન ઓપ આવ્યો. અત્યાર સુધી આ પંથ, માત્ર ધર્મ-પંથ તરીકે ગણાતો અને ત્યાર પછી આ જાતિ મુસલમાન કોમની દુશ્મન, રણવીર મહાન શીખ કોમ તરીકે આગળ આવી. [ એ. બ્રિ. ( શિખિઝમ. ) સરદેસાઇ મુસલમાની રિયાસત સ્મિથ ઑકસફર્ડ હિસ્ટરી આફ ઈંડિયા.]

**અર્જુન** ( સાદડા )-સાદડા વૃક્ષનું સંસ્કૃત નામ અર્જુન છે. બીજા વૃક્ષોની માફક આ વૃક્ષ જંગલોમાં જોવામાં આવે છે. મરાઠી ભાષામાં આ ઝાડને 'સાદડા' પણ કહે છે. આ ઝાડનું પાંદડુ આશરે પાંચ આંગળ પહોળું તેમ લગભગ એક વ્હેંત લાંબુ હોય છે. તેમાંથી ફીકાશ પડતો ધોળો રસ નીકળે છે. આ વૃક્ષની છાલ ફીક્કા રંગને મળતી હોય છે. વાળ્યા છતાં પણ છાલનો રંગ ફીકકોજ રહે છે. તે વૃક્ષના ફલ પણ પીળાશ પર હોય છે. મધ્ય હિન્દુસ્તાનમાં અને ઉત્તર દિશામાં અયોધ્યા સુધી, તેજ પ્રમાણે બ્રહ્મદેશ અને સિલોનમાં નદિ અને વહેળાઓના આરા ઉપર આ ઝાડ મળી આવે છે. પંજાબમાં આ ઝાડ ખાસ કરીને રોપવામાં આવેલાં છે, એનો સ્વચ્છ ધોળો રસ દવા તરીકે વેચાય છે. છાલનો સ્વાદ તુરો છે, તેનો ઉપયોગ, રંગવામાં ચામડાં કમાવામા, તેમજ ઔષધ તરીકે, કરવામાં આવે છે. આ વૃક્ષ લક્કડ કામ માટે ખરડ છે, પરંતુ ખટારા ગાડાં, ખેતીના ઓજારો, ઘર બાંધકામમાં. વિ. સર્વ કામમાં ઘણુંજ ઉપયોગમાં આવે છે. આ ઝાડના લાકડાની રાખમાં ચુનાનું પ્રમાણ વધારે હોય છે, વૃક્ષની અંદરની છાલનો ઉપયોગ દવામાં થાય છે. શરીર ઉપર ગડ ગુમડ થયું હોય તો તે જગ્યા ઉપર અર્જુનની છાલ અને પાંદડાં લસોટીન તે લેપ ચોપડવાથી ઘા ભરાઈ જાય છે. અને તે રસ વડે ધોવાથી ઘા રૂઝ ઉપર જલદી આવી જાય છે અને જીવ પડતા નથી. આ છાલના ચૂર્ણને ઘામાં ભર્યું એટલે અગ્નિદગ્ધવ્રણ એકદમ ભરાઇ જાય છે; આ શિવાય ઘણા રોગ ઉપર આ ઝાડનો સારો ઉપયોગ થાય છે. ( પદે. વનૌ. વાટ. )

**અર્જુન સુખ**—જુનાગઢ તાબાનું (કાઠીયાવાડ) એક ગામડું. આ ગામડું જુનાગઢની પૂર્વે ૨૯ માઈલ અને અમરેલીની પશ્ચિમે ૨૧ માઈલ ઉપર વસેલું છે. જીનસંખ્યા ૬૮૮ (૧૯૮૧) ભાવનગર ધોરાજી-રેલ્વેના ખાખરીયા સ્ટેશનથી ફક્ત બે માઈલ છેટે છે. (મુ. ગૅ ૮. ૧૮૮૪).

**અર્જુની જમીનદારી**—સાકોલી તહશીલ, ભંડારા જીલ્લો સાકોલી તહશિલીની પૂર્વ દિશાએ આ જમીનદારી છે. તેનું ક્ષેત્રફળ ૧૩૮૯૦ ચો. મૈલ હોઈ તેનો અર્ધ ભાગ જંગલ છે. આ એસ્ટેટ દેવગઢના રાજાએ, લુંટારાએ સામે મદદ કર્યા બાબત બક્ષીસ કરી હોય એમ જણાય છે. ઓગણિસમાં સૈકાની આરંભમાં બન્ને ભાઈઓ વચ્ચે વિખવાદ થવાથી આ જાગીર સરખે ભાગે વ્હેંચાઇ ગઈ. તલવારશા પાસે અર્જુનની અને ગંગારામના ભાગમાં દુંડા આવ્યાં, આગળ ઉપર ગંગારામનો જમાઇ ચંદરશા લુંટારા ભેગો કેદ થવાથી એસ્ટેટ જપ્ત કરવામાં આવ્યું. અર્જુનીનો હાલનો સં. ૧૯૦૮) જમીનદાર રામલાલ બાપુ રાજગોડ છે. જમીનદારીને કરજ નથી. આ જાગીરના તાબામાં ૧૦ ગામડાં કુલ છે. ઈ. સ. ૧૯૦૬-૦૭ ની સાલનાં એકંદર ૨૪૦૦ એકર જમીન ખેડાણ હતી. અર્જુનીમાં દર અઠવાડીએ ગુજરી ભરાયા ઉપરાંત ત્યાં શાળા અને પોસ્ટ ઑફીસ છે.

આ જમીનદારીમાં આવેલા દેવપીલી નામના ગામડામાં એક મંદીર છે. તે દેવળ ઉપર બે ધોળા વાઘનો પહેરો છે એમ કહે છે, એવી માન્યતા છે કે દરેક જમીનદાર મૃત્યુ સમયે આ વાઘ તેને દેખા દે છે. એક સમયે નાગપૂરના રાજાએ નવેગામના ખોદાણ ભાગમાં એક તળાવ બાંધવાનુ ધાર્યું. પરંતુ એ સમયે ત્યાં એટલા માણસોનો કાળ થયો, કે તળાવ બાંધવાનું માંડી વાળવું પડ્યું. પરંતુ જે દ્રવ્ય આ તળાવ બાંધવામાં ખર્ચવાનું હતું, તે દ્રવ્યને તેણે ડુંગરામાં સમાવી દીધું, અને તે હાલ પર્યંત ત્યાંજ છે, એવી વાત સંભળાય છે. એસ્ટેટનુ ઉત્પન્ન ૩૧૦૦ રૂપીઆ [ભંડારાડિ. ગૅ ૧૯૦૮]

**અર્જેન્ટિના**—યાને અર્જેન્ટાઇન રિપબ્લિક, આ બ્રેઝિલની નજદિક મહત્તા પામેલું સ્પેનિશ ભાષા બોલનારૂં લોકસત્તાક રાજ્ય છે. આ દેશે અમેરિકાનો દક્ષિણ ભાગ ઠીક પ્રમાણમાં રોકયો છે. દક્ષિણ અક્ષાંસ ૨૧°-૫૫' થી ૫૫°-૨'-૩૦" અને ૫૩° થી ૭૩°-૧૭-૩૦" આ રેખાંશસુધી પ્રસરેલો છે. આ દેશની ઉત્તર દક્ષિણ લંબાઈ ૨૨૮૫ માઈલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઈ ૯૩૦ મૈલ છે. આનું ક્ષેત્રફળ ૧૦,૮૩,૫૯૬ ચો. માઈલ છે. આ દેશની ઉત્તરે બોલિવિઆ અને પારાગ્વે, પૂર્વે પારાગ્વે, બ્રાઝીલ, યુરાગ્વે અને આટલાંટિક, પશ્ચિમે ચિલી, અને દક્ષિણ દિશાએ આટલાંટિક અને ચિલી એ પ્રમાણે છે.

સરહદઃ -અર્જેન્ટાઈનના પાડોશન રાજ્યો સાથે, જુદી જુદી વખતે, રાજ્યની હદના ઝગડા થયેલા છે

**સામાન્ય વર્ણનઃ**—અર્જેન્ટિનાના ત્રણ મોટા વિભાગ પાડવામાં આવેલા છે. આ રિપબ્લિકનો સંબંધ, વ્હોળા પ્રમાણમાં પશ્ચિમ દિશામાં પ્રસરેલા પહાડી મુલક તેમજ ડુંગર ઉપરના સપાટ પ્રદેશ સુધી મિસ્કો માચોથી રિઓનીગ્રો સુધી પૂર્વ તરફના વિશાળ મેદાનો સુધી; તેમજ પેટેગોનિયાના ઉજ્જડ પથરાળ સુધી છે. પહાડી પ્રદેશમાંથી અને વિશેષ કરીને જ્વાલામુખી પ્રદેશમાંથી સોનું, રૂપ, કલાઈ અને તાંબુ એ ધાતુની પથ્થરો મળી આવે છે. વર્ષાદ અને ઉષ્ણતાનું પ્રમાણ ઉત્તર ગોળાર્ધથી આ અક્ષાંસ સુધીના પ્રદેશ સુધી જુદું જુદું હોય છે. દાખલા તરીકે દક્ષિણ પેટેગોનિયા અને ટિએરાડલ ફ્યુએગોનું અક્ષાંસ લાબ્રાડોર જેટલું છે. તેમ છતાં આ બન્ને પ્રાંત વિષુવવૃત્તીય પ્રવાહથી બનેલી વસ્તીને યોગ્ય એવો દક્ષિણ પ્રદેશ છે પરંતુ પશ્ચિમ યુરોપમાં આટલાજ અક્ષાંસ ઉપર આવેલા દેશો કરતાં અત્રે થંડી વધારે છે. પૅટેગોનિયાના સમુદ્ર કિનારાનો, પ્રદેશ તેમજ પહાડી, પ્રદેશ ઉષ્ણ તેમજ ઉત્તમ હવાવાળો છે. વિશેષમાં અર્જેન્ટિનામાં ઉત્તર ભાગમાં આવેલો કેટેમાર્કા સુરખો ડુંગર ઉપરનો ઉંચો પ્રદેશ, આરોગ્ય સ્થાન તરીકે મશહુર છે.

યુરોપિયન સંસ્કૃતિનો પ્રવેશ અર્જેન્ટિનામાં થયો ત્યાર પછી નવીન વૃક્ષ વનસ્પતી ત્યાં આણવામાં આવ્યાં તે પૈકી ઘઉં, જવ, ઓટ; અને દ્રાક્ષ, સફ્રજન જેવા ફળ પણ થાય છે ઑસ્ટ્રેલિઅન યુકેલિપ્ટસ ઝાડ અહિં ઉછેરવામાં આવે છે, તેમજ યુરોપના ધાન્યની મદદથી દેશને સાંપત્તિક દ્રષ્ટિથી મોટો ફાયદો થાય છે.

ટાપિર અને ગ્યાનાકો એ અસલના વખતના પ્રાણી છે. ઘોડા, ગધેડાં, ડુક્કર વિ. યુરોપિઅનોની સાથે આવેલાં પ્રાણીઓ છે. ઉત્તર અને ઇશાન તરફ પુષ્કળ પ્રાણીઓ છે. પ્યૂમા નામના સિંહ, જૅગર નામના વાઘ, તેમજ જંગલી વાંદરાંની એક બે જાતો આ પ્રદેશમાંથી પુષ્કળ જડી આવે છે.

**નદિ-સરોવરઃ**—પારાગ્વે, પારાના અને યુરુગ્વે એ મોટી નદિઓ છે, પિસ્કોમાયો, બર્મેનો,

સેલેડો, ડેલી નૉર્ટ કેર, શેરાનાલયા, લાપ્લાટા, જુના વખતની નદિઓ છે મિમેરો, સેગુંડો, કિવંટો, હુઆન આ નાની નદિઓ છે કોરિંટિજ, ફૅલિસિઆનો, ગ્વાલેગ્વે, એગુ આપે, મિરિને, આ નદિઓ, પારાના તેમજ ઉરાગ્વે નદિને મળે છે સૅલેડો ડેલસૂડ એ ખારા પાણીની નદિ છે. કોલોરેડો અને નીગ્રો એ નદિઓ વિશાળ તેમજ નાવ્ય છે. આ દેશમાં અસંખ્ય સરોવરો છે; પરંતુ તેમાંનો વિશેષ ભાગ છીછરો નાનો તેમજ ખારો છે, બેબેડેરોવ, પોરાંગોસ એ છીછરાં તેમજ ખારા પાણીવાળાં સરોવરો છે. મારચિક્વિટા નામનું એક વિશાળ ખારૂં સરોવર છે.

બંદરોઃ—અર્જેન્ટિનાનો કિનારો લાંબો હોવા છતાં સારા બંદરો ઘણાંજ થોડા છે બ્યૂનોસ, એરીઝ, અને એન્સેનાડા, નામના મોટા બંદરો છે. બાહિયા બ્લેંકા બંદર નૈસર્ગિક દૃષ્ટિએ ઉત્તમ છે. બાહિયા બ્લેંકાથી દક્ષિણેથી સો માઇલ જેટલે અંતરે સેન બ્લાકનો ઉપસાગર છે, તેમજ ૪૨ અને ૪૩ અક્ષાંસે સૅન જોસે અને ન્યુવ્યા નામના ઉપસાગરો છે. પ્યુર્ટોડેસીડો, સેન્ટાક્રુઝ, ઉશુઆ, ટેરાડેલફ્યુગો એ નાનાં બંદરોમાં કૉન્કોર્ડિઆ ઉરગ્વેનદિ ઉપર સૅન નિકોલસ અને કેમ્પાના પારાના નદી ઉપર સૅંટાફેસૅલેડો નદિ ઉપર અને ગ્વાલેગ્વે બંદર તેજ નામની નદિ ઉપર આવેલ છે.

લોકસંખ્યાઃ—આ દેશની ૧૯૨૦ માં વસ્તી ૮,૫૩,૩૪૩ હતી. લોક ભાષા સ્પેનીશ છે. કોર્ડોવાનું વિશ્વવિદ્યાલય અતિશય પ્રાચીન હોવા છતાં અર્જેન્ટિનાના વાઙ્મયમાં કાંઈ ઉમેરો થયો નથી. ઓગાં રિઓફ્રયુન્સે (૧૭૪૯–૧૮૩૭) ઐતિહાસિક ગ્રંથ યોજ્યા છે. પ્રેસિડન્ટ સૅર્મિન્ટોને શાસ્રીય શિક્ષણનો કોર્ડોવાના વિશ્વવિદ્યાલયમાં પ્રથમ સંચાર કર્યો, સાહિત્ય ક્રાંતીમાં આદેશ અદ્યાપિ પર્યંત પરાધીન છે. બ્યુનોસ એરીઝમાં કેટલાંક ઉત્કૃષ્ટ દૈનિક પત્રો બહાર પડે છે.

રાજકીય વિભાગ અને શહેરોઃ—આ દેશના રાજકીય વિભાગ એટલે એક ફેડરલ ડીસ્ટ્રીક્ટ, ચૌદ પ્રાંત તેમજ દસ પરગણાં છે. રાજધાની બ્યુનૉસ એરીઝ (૧૬,૯૮,૦૭૨) છે તેમજ બીજાં પ્રખ્યાત શહેરો રોઝેરિયા; લાપ્લાટા, ટુકમૅન, કોર્ડોવા. સેટાફે, મેઢાગ્રા, પારાના, સાલ્ટા, કોરિન્ટેસ, ચિવ્હિલકોય, ગ્વાલે ગ્વેચ, સેનનિકોલસ, કોન્કોર્ડિયા, સેનજવાન, રિઓ ક્વાર્ટો, સૅન લુઇ, બૅરૅકસ અલસુડ, એ નામનાં છે, અને દરેક શહેરની વસ્તીનું પ્રમાણ ૧૯૨૦ માં સવા બે લાખથી અઠ્ઠાવીસ હજારની વચ્ચે છે.

વેપારમાર્ગઃ—અર્જેન્ટિનામાં ૧૮૫૮ની સાલમાં રેલ્વે શરૂ થઈ અને ૧૯૦૯ માં ૧૨૨૭૪ માઈલના વિસ્તારમાં પ્રસરી.

ખેતી અને ખનીજ દ્રવ્યઃ—૧૯૧૦–૧૧ માં ૫,૭૩,૩૦,૭૯૬ એકર જમીન ખેડાણ હતી. ૧૯૧૭–૧૮ માં ૬,૧૨,૧૮,૬૧૩ એકર જમીન ઉપયોગમાં લેવાઈ. અહિંના મુખ્ય પાકમાં ઘઉં, ઓટ, દ્રાક્ષ, તમાકુ, શેરડી, બટાકા વિગેરે ખાસ થાય છે. કપાસનો પાક આ દેશમાં ઘણોજ ઝડપથી વધ્યો છે. ૧૮૯૫ માં ૮૭૯ એકર ૧૯૧૪ માં ૩૩૦૦ એકર અને ૧૯૧૭–૧૮ માં ૧૧૭૭૫ એકર જમીન કપાસના વાવેતરમાં આવી સરકારે આ કાર્યમાં પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું, અને યુનાઈટેડ સ્ટેટસમાં વિદ્યાર્થીઓ મોકલી આ શાસ્રમાં પારંગત બનાવી આણ્યા છે.

ઘઉંની નિર્ગતીમાં આદેશ જગત્માં ત્રીજું સ્થાન ધરાવે છે. યુનાઈટેડસ્ટેટસ અને કેનેડા એ બે દેશો અનુક્રમે પહેલું, અને બીજું સ્થાન ધરાવે છે. ખેતીવાડી વિષેના શિક્ષણની વ્યવસ્થા ૧૯૧૦–૨૦ સુધીના કાળમાં મોટા પ્રમામાં વૃદ્ધી પામી છે. મહત્તા પામેલાં દરેક શહેરમાં ટ્રામ્વેની સગવડ છે. ૧૮૯૫ની સાલના રીપોર્ટમાં એકંદર ૪૯૬ માઈલ ટ્રામવેનો રસ્તો હતો. બ્યુનૅાસ એરીઝમાં ટ્રામ વીજળીના બળવડે ચલાવવામાં આવે છે. ૧૯૨૦ની સાલમાં રેલ્વે રસ્તો ૨૧૯૧૫ મૈલ હતો. ૧૯૦૯માં ૩૪૦૮૦ મૈલ તારાયંત્રની વ્યવસ્થા હતી, યુરોપ અને સંયુક્ત સંસ્થાનો સાથે વ્યાપાર વ્યવહાર છે. ટપાલ તેમજ તારખાતાં સરકારના કબજામાં છે. અર્જંટિનાનો સમુદ્ર કિનારો વિસ્તૃત હોવા છતાં વહાણોની સંખ્યા પ્રમાણમાં ઓછી છે.

ખેતીવાડી—ડરહામ, હિઅરફોર્ડ વિગેરે સ્થળેથી આ દેશમાં જનાવરો આણીને તેની ઉછેર કરવામાં આવેલ છે અને તે જનાવરોનું માંસ દેશની વપરાશ પુરતું રાખીને બાકીનું બીજા દેશોમાં રવાના કરવામાં આવે છે. અત્રે ઘઉં, ઇન્ડીઅન કૉર્ન, સાકર, તમાકુ, ઑલિવ, એરંડેલ, કૅન રીસીડ, જવ, રાઈ, ફળ અને શાકપાન ઉત્પન્ન થાય છે.

વ્યાપાર—આ દેશની નિકાશમાં, માંસ, મટન ઘઉં, ઇન્ડીઅન કોર્ન વિ. પરદેશ થાય છે; અને ખાદ્ય પદાર્થ, દારૂ, કાપડ, કાચો માલ, લક્કડ, તેમજ તેની બનાવટો, લોખંડ, તેમજ ચોલાની જણસો, કાગળ અને પુઠાં, કાચ અને માટીનાં વાસણ વિ. વસ્તુઓ દેશમાં આયાત થાય છે. ૧૯૧૮ ની સાલની આયાત ૯,૯૩,૨૫,૯૪૩ પૌંડ અને નિર્યાત ૧૫,૯૦,૨૧,૧૨૦ પૌંડ હતી.

રાજ્યવ્યવસ્થાઃ—હાલની રાજ્યવ્યવસ્થા ઇ. સ. ૧૮૯૦ના સપ્ટેંબરની ૨૫મી તારીખના ઠરાવના ધોરણ ઉપર છે. કાયદા ઘડવાની સત્તા બન્ને સભાઓ પાસે છે. સેનેટ ૩૦ મેંબરોની બનેલી છે આ મેંબરોની ચુંટણી ૯ વર્ષને માટે કરવામાં આવે છે, તેમજ ડેપ્યુટી લોકોના ચેંબરમાં ૧૨૦ સભાસદો હોય છે. આ મેંબરોની ચુંટણી ચાર વર્ષ માટે છે. સર્વ કારોબારી સત્તા પ્રેસિડંટની પાસે છે, પ્રેસિડંટ આર્જેન્ટિનાનો મૂળ વતની હોઈ, રોમન કેથલીકધર્મ પાળનારો અને ૩૦ વર્ષથી કમી ઉમરનો ના હોવો જોઈએ. તેને વાર્ષિક ઉપજ ૨૦૦૦ પૌંડ, હોવી જોઇએ. પ્રેસિડંટની નિમણુક છ વર્ષને માટે થાય છે. કેબિનેટમાં જુદાંજુદાં ખાતાંઓ ઉપર મુખ્ય એવા આઠ મંત્રી હોય છે. તેમની નિમણુક પ્રેસિડંટ પોતે કરે છે.

ન્યાયઃ—પાંચ વરિષ્ટ ન્યાયાધિશીની એક વરિષ્ટ ફેડરલ કોર્ટ, એટર્ની જનરલ, ચાર અપીલ કોર્ટો, અને કેટલી નાની અને સ્થાનિક કોર્ટો ન્યાય આપે છે.

સૈન્ય—પ્રત્યેક ઇસમે વીસથી અઠ્ઠાવીસ વર્ષ સુધીમાં નોકરી કરવાનું ફરજીયાત ધોરણ ઠરેલું છે. સૈન્યની (૧) લાઇનમાં ૨૦–૨૮ વયના નાગરિકની નોકરી કરવાની ફરજ છે, (૨) નૅશનલ ગાર્ડમાં ૨૮–૪૦ વર્ષની ઉંમરના હોય છે (૩) ટેરિટોરિયલ-માં ૪૦–૪૫ વર્ષના માણસ હોય છે, આવા ત્રણ પ્રકાર છે. સૅન માર્ટિનમાં લશ્કરી શાળા અને રાજધાનીમાં ટ્રેનિંગ સ્કૂલ છે. ૧૯૨૦ની સાલમાં સૈન્યમાં ૧૭૫૧ અધિકારી અને ૧૮૦૦૦ સૈનિક હતા; તે ઉપરાંત રિઝર્વ સૈન્ય ૩૦૦૦૦૦નું હતું. ૧૯૧૪ સુધી લશ્કરની બાબતમાં જર્મનીની પ્રતિષ્ઠા વધારે હતી. તે પછી તે ઓછી થવાથી બ્રિટિશ, ફ્રેંચ અને અમેરિકાનું અનુકરણ શરૂ થયું.

આરમારઃ—એકંદર ૩૨૦ ઑફિસર અને પાંચથી છ હજાર સીપાઈ છે. આ નોકરી સાર્વજનિક નથી. નૅશનલ ગાર્ડની અંદર બે વર્ષને માટે માણસ લેવામાં આવે છે. આ ઉપરાંત ૪૫૦ માણસની તોપખાનાની એક પલટણ છે. બ્યુનોસ એરીઝ બંદરના ઉત્તર ભાગમાં દરીઆઈ તોપખાનું છે. બેંહિયા બ્લૅંકા નામનું લશ્કરી બંદર છે. લાપ્લાટામાં ગોદી અને રાપીંડાનું તોપખાનું છે. આરેટમાં તોપખાના ડેપો અને માર્ટિન ગાર્સિયા અને ટાયગ્રેના બેટો ઉપર આરમારી ડેપો આવેલી છે. આરમારમાં બે ડ્રેડનૉટ, બે પ્રોડ્રેડનોટ, ચાર...ક્રુઝરો, એક જુની લાઈટ ક્રુઝર, તેમજ સાત ડિસ્ટ્રોયરો; એટલા પ્રકારનાં વહાણો ઈ. સ. ૧૯૨૦ હતાં. ડ્રેડનૉટની ગતિ ૨૨૦૫ નૉટ છે. નૌકાસૈન્યમાં ૩૧૬ એક્ઝિક્યુટિવ, ૯૭ ઇંજનેર ૨૩ ઇલેક્ટ્રિકલ ઇંજનેરો અને પાંચથી છ હજાર લડાયક માણસો હતાં.

શિક્ષણઃ—પ્રાથમિક શિક્ષણ મફત તેમજ છ થી ચૌદ વર્ષના બાળક માટે ફરજીયાત છે. દુય્યમ પ્રતિનું શિક્ષણ મફત આપવામાં આવે છે. પરંતુ તે ફરજીઆત નથી. આ શિક્ષણના પ્રસાર સારૂ સરકારે ૩૭ વિદ્યાલયો સ્થાપ્યાં છે. આ ઉપરાંત ૩૩ કૉલેજો છે. શિક્ષકો તૈયાર કરવા સારૂ ૭૮ નૉર્મલ સ્કૂલ્સ છે. ઉચ્ચ પ્રકારના શિક્ષણ મેળવવા માટે તેમજ ઉદ્યોગ હુન્નરના જ્ઞાન અર્થે ૫ વિશ્વવિદ્યાલયો છે. ધંધોરોજગારનું જ્ઞાન આપનારી શાળાઓ પણ છે. બે વેધશાળા અને પદાર્થ સંગ્રહાલયો છે, તેવીજ રીતે હવામાનના માપને માટે ગૃહો પણ છે. એકંદરે આર્જેન્ટિનામાં ૫૨૦ વર્તમાનપત્રો પૈકી ૪૯૩ સ્પેનીશભાષામાં, ૧૪ ઈટાલિયન ભાષામાં, ૫ જર્મન ભાષામાં અને ૫ ઇંગ્રેજી ભાષામાં છપાય છે.

ધર્મઃ—રૉમન કૅથલિક પંથ રાષ્ટ્રીય મનાય છે, પરંતુ બીજા ધર્મ પાળવાની છુટ છે.

જમાબંદીઃ—જકાત અને આબકારીનું ઉત્પન્ન સરકારી મ્હેસુલના મુખ્ય અંગ છે. અને રાષ્ટ્રીય દેવુ ફેડવામાં વપરાતું દ્રવ્ય એ ખાસ ખર્ચો છે. આંતર રાષ્ટ્રીય કર્જનો મુખ્ય ભાગ કાગળનું નાણું હોવાથી ઘણોજ ત્રાસ થાય છે. આર્જેન્ટિના સરકારનું ૧૯૨૦ની સાલનું ઉત્પન્ન ૩,૯૨,૫૫,૭૬૪ પૌંડ, અને ખર્ચ ૩,૯૨,૪૫,૭૦૬ પૌંડ હતું. આ સાલના બજેટમાં ૩૦ લાખ પૌંડ લશ્કર પાછળ અને ૨૦,૦૪,૬૧૧ પૌંડ આરમાર ખાતે અડસટ્ટવામાં આવ્યા હતા.

ઇતિહાસ—આર્જેન્ટિનામાં પ્રથમ જોન ડિઆઝ ડિસોલિસના નેતૃત્વતળે ૧૫૧૬ માં સ્પેનિશ લોકો આવ્યા, પછી ૧૫૨૦માં પોર્ટુગીજ ખલાસી ફર્ડિનૅન્ડ મેગેલન આવ્યો. પરંતુ તેણે વસાહત કરતાં તે પાછો ગયો. ત્યારબાદ સ્પેન સરકારે સેબૅસ્ટિઅન કૅબટને મોકલ્યો ઈ. સ. ૧૫૨૭ માં તે પ્લેટ નદી ઉપર આવ્યો અને કાર્યાંશનાલ નદીના મુખ ઉપર તેણે એક વસાહતની સ્થાપના કરી. બે વર્ષ પછી તે પાછો ગયો ૧૫૩૫ માં મેંડોઝા, પ્લેટ નદી તરફ વળ્યો, અને ત્યાં સૅંટા મૅરિયા ડિબ્યુનોસ નામનુ સંસ્થાન સ્થાપ્યું. તેમજ પારાના ઉપર કૉર્પસ ખ્રિસ્તી નામનો કિલ્લો બાંધ્યો. આ ૧૫૩૭ માં પાછો ગયો આજ લોકો પૈકીના ઈરાલા અને તેના મિત્રો પહેલી કાયમની સ્પેનીશ સંસ્થા ૧૫૩૬ માં

સ્થાપી; જેનું પાછળથી અશાન્સન નામ પડયું છે. ત્યાર પછી આશરે ચાળીશ વર્ષે જૉન ગેરે આવ્યો જેણે બ્યુનૉસ ઍરીઝની જગ્યાએ શહેર વસાવ્યું. ૧૫૬૫માં ટુકુમાન અને ૧૫૭૩માં કોર્ડોબા નામના શહેરો વસાવવામાં આવ્યાં.

ઈ. સ. સત્તરમા સૈકાની શરૂઆતમાં ઘણો સાહસિક પ્રયત્ન આદરીને સ્પેન લોકોએ વસવાટ પ્લેટ નદી ઉપર કરવા માંડયો.

ત્યારબાદ સંસ્થાનોમાં રહેનારાઓનો પુષ્કળ વધરો થવા માંડયો. કેટલાક વર્ષો બાદ આ સંસ્થા સારૂ સ્પેન સરકારે ગવર્નરની નિમણુક કરવા માંડી. પરંતુ સ્પેન સરકારની આ સંસ્થા પ્રત્યેની રાજ્યનીતિ બેદરકાર હોવાથી બ્યુનૉસ ઍરીઝ વિગેરે સ્થળોથી અંદરના ભાગમાં વ્હેપાર ચલાવવામાં ઘણી અડચણ આવવા માંડી, અને પરિણામે દાણચોરીના ગુન્હાઓ મોટા પ્રમાણમાં બનવા માંડયા. પોર્ચુગીઝ લોકોએ બ્યુનૉસ એરિઝ નજદીક એક વસાહત સ્થાપી અને દાણચોરીની નીતિથી વ્હેપાર ચલાવવા માંડયો; અને તેમાં અંગ્રેજ લોકોએ તેમને સારી મદદ આપી. આ સંસ્થાનને ગુલામો પુરા પાડવાનો ઈજારો બ્રિટીશ લોકો પાસે હતો. ફ્રાન્સ દેશમાં રાજ્યક્રાન્તિ જે સમયમાં ચાલી રહી હતી, તેમજ જે સમયે નેપોલીયન સામે સ્પેન યુદ્ધ કરવામાં ગુંથાયલું હતું, તે સમયે અંગ્રેજ લોકોએ બ્યુનૉસ ઍરીઝ જીતી લેવાનો બે વખત પ્રયત્ન કરેલો, પણ બે વખત તેમને હાંકી મુકવામાં આવ્યા હતા. પરંતુ આ પ્રસંગથી સંસ્થાનવાસીઓમાં આત્મવિશ્વાસ જાગ્રત થયો અને સ્વાતંત્ર્ય લાલસા જન્મ પામી.

આખરે ૧૮૧૦ માં એક સશસ્ત્ર માણસોની સભા બ્યુનૉસ ઍરીઝમાં મળી, અને તે સમય પુરતી એક જયંટો સ્થપાઈ. કેટલોક સમય લોક પક્ષ અને રાજકીય પક્ષ વચ્ચે વૈમનસ્ય રહ્યું હતું, અને ઘણીજ અવ્યવસ્થા થઈ ગઇ હતી. પરંતુ ૧૮૧૬ માં ડેપ્યુટી સભાસદોની એક મહાસભા ભરવામાં આવી અને ડૉન માર્ટિન પ્વરેડોનલાને વરિષ્ટ ડિરેકટર નિમવામાં આવ્યો, અને રિયોલા પ્લાટા નામના સંયુક્ત પ્રાંતની, સ્વતંત્રતા જાહેર કરવામાં આવી. બ્યુનૅસ ઍરીઝ રાજ્યધાનીનું શહેર નક્કી થયું, પરન્તુ બોલ્શેવિયા, પારાગ્વે ઉરૂગ્વે વિગેરે નગરો એ બ્યુનૉસ ઍરીઝ સામે બંડ કર્યું અને પરિણામે દરેકે પોતાનું સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું.

બ્યુનૉસ ઍરીઝ અને ચિલી, એ સંસ્થાનોના સંયુકત સૈન્યે સ્પૅનિશ લોકોનો ૧૮૧૮ માં મેપૂ આગળ પરાભવ કર્યો. પ્રજાસત્તાક સૈન્યે છેવટનો સંપૂર્ણ વિજય અયાકુચા આગળ ૧૮૨૪ માં મેળવ્યો. ૧૮૪૨ સુધી સ્પેન સરકારે આ દેશની સ્વતંત્રતા માન્ય કરી નહિ. ૧૮૨૫ માં સંયુકત પ્રજાસત્તાક સંસ્થામાટે એક શાસન ઘટના યોજવામાં આવી અને ઇંગ્લંડ દેશે આ પ્રજાસત્તાક સંસ્થાનને કબૂલ રાખ્યુ.

૧૮૨૬માં બર્નાડો રિવ્હાડાવ્હિયા પ્રેસિડંટ થયો. આ યુનિટેરિયન પક્ષનો અધ્યક્ષ હતો. બીજો પક્ષ ફેડરેલિસ્ટ લોકોમાં હતો. આની કારકીર્દીમાં બ્રાઝિલની લઢાઈ થઇ, તેમજ પ્રજાસત્તાક રાજ્યોમાં જુદા જુદા રાજ્યોના બંધનો વધારે સુદૃઢ કરવામાં આવ્યા. પરંતુ આ પ્રસંગથી બને ઘણોજ વિરોધ થયો જણાયો અને રિવ્હાડાવ્હિયાને રાજીનામું આપવાની ફરજ પડી. ફેડરેલિસ્ટ પક્ષના અધ્યક્ષ લોપેઝ, તેના પછી પ્રેસિડંટ તરીકે આવ્યો પરંતુ થોડાજ સમયમાં ડૉરેગો પ્રેસિડન્ટ બન્યો. યુનિટેરિયન પક્ષનો અધ્યક્ષ જૉન લિવ્હેલે હતો. તેણે ડૉરેગોને હાંકી મૂકી ગોળીથી ઠાર કર્યો. ઈ. સ. ૧૮૨૮ માં સર્વત્ર બંડ અને લઢાલઢી ચાલી રહી હતી. ડૉરેગો પછી ફેડરેલિસ્ટ પક્ષના નેતા તરીકે જૉન મૅન્યુયલ ડિરૉઝાસ આગળ પડયો. તેણે ૧૮૨૯ માં લાવ્હેસોનો પરાભવ કર્યો અને બ્યુનૉસ ઍરીઝ સર કર્યું; અને ત્યાર પછી ત્રણ વર્ષ સુધી પોતાની સત્તા સ્થાપન કરી. તેને યુનિટેરિયન પક્ષની ક્રૂર પણે ઝડતી લીધી. અને તેની કારકીર્દી, બીતીના સામ્રાજ્ય તરીકે ગણાઇ. ધીમે ધીમે તેણે સર્વ સત્તા હાથ કરી અને તેના અમલ દરમીયાન રક્તપાત પુષ્કળ થયો, અને અતિશય જુલમી બન્યો. આખરે ૧૮૫૨ માં, ઉર્કિઝાએ રોઝસનો પરાભવ કર્યો.

૧૮૫૩માં ઉર્કિઝા પ્રેસિડંટ તરીકે ચુંટાયો. શાસન સંસ્થાની ઘટના ઠરાવવાને અર્થે દરેક પ્રાંતના સરખા પ્રતિનિધિઓવાળી એક મહાસભા ભરવામાં આવી. તેનું અધિવેશન સાન્તાફેમાં કરવામાં આવ્યું; અને તેથી બ્યુનૉસ ઍરીઝ તે મહાસભાથી વિમુખ રહ્યું. તેનો આરસામાં ઉર્કિઝાએ પરાના શહેરને રાજધાનીનું નગર જાહેર કર્યું, અને બ્યુનૉસ ઍરીઝને સ્વતંત્ર સંસ્થાન તરીકે માન્ય કર્યું. પરંતુ ઘણાજ થોડા સમયમાં સંયુક્ત પક્ષ અને બ્યુનૉસ ઍરીઝ વચ્ચે યુદ્ધ થયું તેમાં ઉર્કિઝાએ બ્યુનૉસ ઍરીઝના સેનાપતિ માયટરનો પરાભવ કર્યો, અને પરિણામે બ્યુનૉસ ઍરીઝ પુનઃ સંયુક્ત સંઘમાં દાખલ થયું. પરંતુ તરતજ બ્યુનૉસ એરીઝ અને ઇતર પ્રાંતો વચ્ચે વર્ચસ માટે ઉઘાડી લઢાઈ સળગી. માયટર અને ઉર્કિઝાની સત્તા નીચે બન્ને પક્ષના સૈન્ય વચ્ચે લઢાઈ ફરીથી પૅવ્હેન આગળ ૧૮૬૧ માં થઈ. માયટરનો વિજય થયો. તેને પ્રેસિડંટ તરીકે ચુંટવામ

આવ્યો, અને તેણે આ ઝગડાનો કાયમનો અને સુંદર રીતે ફડચો આણ્યો. ૧૮૫૩ ની શાસન ઘટના કાયમ કરવામાં આવી, અને બ્યુનાસઍરીઝ સંયુક્ત સંઘનું (ફેડરલ ગવર્નમેન્ટનું) મુખ્ય સ્થાન બન્યું. ત્યારબાદ પારાગ્વે સાથે લઢાઈ થઈ. આ સમયે આર્જેન્ટિના, ઉરૂગ્વે અને બ્રાઝિલ વચ્ચે મૈત્રીબંધ થાઇ અને ૧૮૭૦માં પૅરાગ્વેના લોકોનો પૂર્ણ પરાજય થયો. સાથે સાથે આર્જેન્ટિનામાં બંડ થયું. પરંતુ તેને દાબી દેવામાં આવ્યું. ૧૮૬૮ માં માયટરની પ્રેસિડંટ તરીકેની મુદતપુરી થઈ, અને ડૉ. ડૉમિંગો ફ્રાસ્ટિનો પ્રેસિડંટ થયો. તેની કારકીર્દી દરમિયાન શિક્ષણ તેમજ દેશની આર્થિક સંપત્તિમાં પુષ્કળ વધારો થયો. બ્યુનૉસ ઍરીઝની સમૃદ્ધિ અને લોક સંખ્યામાં વધારો થયો. આર્જેન્ટિના અને બ્રાઝિલ વચ્ચેની લઢાઈનો અંત માયટરના મધ્યસ્થપણાને લીધે આવ્યો. ૧૮૭૦ માં એન્ટ્રેરિઓસમાં લોપેઝ જોર્ડને બંડ જગાવ્યું, તેને પ્રેસિડેન્ટ સૅર્મિટોને સૈન્ય મોકલી દાબી દીધું. ૧૮૭૪ ની ચુંટણી સમયે અને બ્યુનૉસ ઍરીઝના વતનીઓ (પૉર્ટેનો) ઈતર પ્રાંતના લોકો (પ્રૉવિન્સિયલ્સ) વચ્ચે તંટો થયો. પ્રોવિન્શિયલના ઉમેદવાર ડૉ. નિકોલસ વ્હેલેનેડા ચુંટણીમાં જનરલ માયટરના કરતાં આગળ આવ્યા, પણ લોકોને ચુંટણીમાં દગો હોવાનો સંશય પડયો. જનરલ માયટરે આ તકરારનો નિવેડો હથિઆરથી આણવાનો નિશ્ચય કર્યો. પરંતુ નવીન અધ્યક્ષના તાબા હેઠળના સરકારી સૈન્ય વડે, તેણે બંડખોરો ઉપર બે વખત વિજય મેળવ્યો, જેથી માયટરે, તેમજ તેના સાથીદાર અરન્ડોડો તેને શરણે આવવા લાગ્યા પ્રેસિડંટનો મત, એવો હતો કે જનરલ રોકા પ્રસિડંટ તરીકે ચુંટાઈ આવે એટલી સારૂં જેટલો પ્રયત્ન થાય તેટલો કરવો અને બ્યુનૉસ ઍરીઝના લોકો તેનો વિરોધ કરતા હતા. પૉર્ટેનોએ બ્યુનૉસ ઍરીઝના સશક્ત લોકોને લશ્કરી શિક્ષણ આપી તેમાં નિષ્ણાત બનાવીને સ્વયંસેવક દળ તૈયાર કરવાને માટે, તેમજ પ્રૉવિન્સિયલ લોકોની મુરાદ નષ્ટ કરવાને અર્થે, સૈન્યની ભરતી સારૂ 'ટિરોનૅશનલ' નામની સંસ્થા સ્થાપન કરી. તેજ અરસામાં પ્રેસિડંટે તે સંસ્થાના નાયકને બોલાવી, આવા પ્રકારની ડ્રીલની મનાઈ કરી તેથી તે લોકોએ રસ્તામાં સરઘસો કાઢી અને અનેક સભાઓ ભરવા માંડી. પ્રેસિડંટ આથી ગભરાયો, અને સમાધાન અર્થે તેણે કેટલાક વચન કાઢયાં, પરંતુ આખરે કંઈ જ શુભ પરિણામ ન આવતાં યુદ્ધ કરવાનું નક્કી થયું.

૧૮૮૦ માં રાષ્ટ્રીય અને સરકારી પક્ષ, તેમજ બાર પ્રાંત એક પક્ષમાં મળ્યા અને સામા પક્ષમાં બ્યુનૉસ ઍરીઝ શહેરનો પ્રાંત, અને કોરીન્તીસ પ્રાંત મળ્યા. કેટલીક ઝપાઝપી થયા બાદ જનરલ રોકાના આધિપત્ય નીચે રાષ્ટ્રીય સૈન્યે, પૉર્ટિનૉસ લોકોનો પરાજય કર્યો અને તેમને શરણે આવવાની ફરજ પાડી. તેમના સર્વ નાયકોને સરકારી નોકરીમાંથી બરતરફ કરવામાં આવ્યા, અને તેમની સત્તાનો વિનાશ કરવામાં આવ્યો. જનરલ રોકાને પ્રેસિડંટ તરીકે ચુંટવામાં આવ્યો, અને તે સત્તા તેણે ૧૮૮૦ માં ધારણ કરી.

**રોકા પ્રેસિડંટઃ**—તેની કારકીર્દી દરમીયાન જે કાંઇ ખાસ મહત્ત્વનો બનાવ બન્યો હોય તો તે બ્યુનૉસ ઍરીઝ શહેર એ રાષ્ટ્રીય માલમત્તા છે એવું જાહેર કરવામાં આવ્યું તે છે. બ્યુનૉસ ઍરીઝ પ્રાંતની રાજધાની લાપ્લાટા ખાતે લઈ જવામાં આવી. આને લીધે પૉર્ટિનાસ લોકોની સત્તા ઘણીજ ઓછી થઈ ગઇ.

આ પ્રેસિડંટે દેશની સંપત્તિ વધારવાના ઉપાય યોજ્યા, અને સર્વ પ્રાંતોનો બ્યુનૉસ ઍરીઝ સાથે વ્યાપાર રોજગાર શરૂ કરવા સારૂ રેલ્વે શરૂ કરી. પરંતુ તેણે બે મોટી ભૂલો કરી. એક ૧૮૮૫ માં એવો કાયદો પસાર કર્યો કે નોટોનું રોકડ નાણું બે વર્ષ સુધી મળી શકશે નહિ, એ અને બીજી પોતાના બનેવી કેલ્મનને આગળ ઉપર પ્રેસિડંટ તરીકે ઉભો કર્યો, એ હતી.

**કેલ્મન પ્રેસિડંટ**—કેલ્મન અધ્યક્ષ થતાની સાથે જુના કૉર્ડોબા લીગના સભાસદો પૈકીના ઘણા સરકારી નોકરીમાં દાખલ થયા અને આ લોકોએ લાંચ રૂશવત વિગેરેથી પોતાના ખીસ્સાં ભરવાનો પ્રયોગ આદરવા માંડયો. આ જુલમ ઘણોજ વધવા માંડયો. આ જુલમને પડકાર દેવા સારૂ 'યુનિયન સિવ્હિકા' નામની સંસ્થા બ્યુનૉસ ઍરીઝના શહેરીઓએ સ્થાપી. ૧૮૯૦ માં 'યુનિયન સિવ્હિકાએ' હથીયાર ધારણ કર્યાં. તેની મદદે કેટલીક પલટનો જોડાઈ, એટલે કેલ્મેને રાજીનામું આપ્યું, અને કાર્લ્સ પેલિગ્રિની પ્રેસિડંટ તરીકે આવ્યો.

**પેલેગ્રિની પ્રેસિડંટઃ**—આના સમયમાં દેશની સાંપત્તિક સ્થિતિ ઘણીજ શોચનીય થઈ હતી, પણ પેલેગ્રિનને આમા સુધારો કરતાં બીલકુલ આવડયું નહિ. ૧૮૯૨ માં તેમની મુદત

પુરી થઈ. ડૉ. સાએન્ઝપે પ્રેસિડંટ તરીકે ચુંટાયો. એણે રાજ્ય વ્યવસ્થા સુધારવા ઘણોજ પ્રયત્ન કર્યો, પરંતુ તે કૉંગ્રેસમાં તેનુ મતાધિક્ય નહોતું. કૉંગ્રેસમાં તેનો વિરોધ એક સરખો થતો હતો. ૧૮૯૩ માં બ્યુનૅાસ ઍરીઝના લોકોવડે ત્યાંના ગવરનર વિરૂદ્ધ બંડ કર્યું પરંતુ વિશેષ લડાઈ ના થતાં તેનો તાબડતોબ બંદોબસ્ત કરવામાં આવ્યો. સેંટાફેમાં પણ બંડ જાગ્યું, પણ તે જનરલ રોકાએ તે શમાવી દીધું. ૧૮૯૪ માં કૉંગ્રેસમાં એટલો સબળ વિરોધ-પક્ષ ઉભો થયો કે બજેટ નામંજુર થયું. તેથી ૧૮૯૫ માં પેનાએ પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું, અને યુરિબરૂ જે ઉપાધ્યક્ષ હતો તે અધ્યક્ષ બન્યો.

યુરિબરૂ પ્રેસિડંટ—આ સમયે ચિલીની સરહદ વિશે ઝઘડો ચાલતો હતો અને બન્ને દેશોને લશ્કરી તૈયારી કરવા માટે પુષ્કળ ખર્ચ થયું હતું. આવી સ્થિતિ હોવા છતાં યુરિબરૂે દેશની સાંપત્તિક સ્થિતિ સુધારવા માટે બહુ સારો પ્રયત્ન કર્યો. ૧૮૯૭ માં સ્થિતિમાં સારો સુધારો કર્યો, અને પારકા દેશો ઉપર પોતાની સત્તા તેણે પુનઃબેસાડી.

રોકા પ્રેસિડંટ—૧૮૯૮ માં પુનઃ ચુંટણી થઈ, અને ચિલી સાથે યુદ્ધ થવાનો સંભવ હોવાથી જનરલ રોકાને પ્રેસિડંટ તરીકે ચુંટવામાં આવ્યો. પ્રેસિડંટ રોકાએ, ચિલીના પ્રેસિડંટ જોડે મૅગેલની સામુદ્રધુની ઉપર મસલત કરીને, સરહદના પ્રશ્નનો નિકાલ લવાદ મારફત કરવાનું ઠરાવી યુદ્ધ માટેની તૈયારી બંધ રખાવી કેટલીક સરહદ વિષેના તંટાનું કામ યુનાઈટેડસ્ટેટસને આપવામાં આવ્યું અને કેટલું કામ ઇંગ્લાંડના બાદશાહને સોંપવામાં આવ્યું. યુનાઇસ્ટેટસના પ્રતિનિધિએ ૧૮૯૯ માં આપેલો નિકાલ ઉભય પક્ષે માન્ય રાખ્યો. ૧૮૯૯ માં રોકાએ ન્યાય આપવાની પદ્ધતીમાં, ચુંટણીના નિયમમાં અને કેળવણી ખાતામાં સારા સુધારા સુચવ્યા, અને તે બધા કૉંગ્રેસમાં એકદમ મંજૂર કરવામાં આવ્યા. ડૉલરની કિંમત સરકારી ધોરણને અનુસરી ૪૪ સેંટ સોનાના માપથી કાયમ કરવામાં આવી, અને તેથી કાગદી ડૉલરની વારંવાર બદલાતી કિંમતને લીધે વ્યાપાર અને ઉદ્યોગ ધંધામાં થતા નુકશાનનો અનુરોધ થયો. ૧૯૦૦ બ્રાઝિલના પ્રેસિડન્ટ આ દેશને મુલાકાત આપી તે વખતે તેમનું ઘણાજ પ્રેમપૂર્વક સ્વાગત કરવામાં આવ્યું. ચિલી અને આર્જેન્ટિના વચ્ચેનું વૈર લગભગ શમી ગયું હતું. પૅટાગોનિયાની સરહદ સંબંધી ૧૯૦૨ માં સાતમાં એડવર્ડ બાદશાહે આપેલો નિર્ણય ઉભય પક્ષોએ માન્ય રાખ્યો. રોકાના દૂરદર્શીપણાને લીધે આવા આણીને પ્રસંગે, દેશમાં શાન્તિનુ સામ્રાજ્ય પ્રસર્યું અને આર્જેન્ટિના તેમજ ચિલી વચ્ચેના ઝઘડાનો કાયમનો નિકાલ થયો. રોકાની મુદત ૧૯૦૪ માં પૂરી થઈ. તેના પછી ડૉ. મૅન્યુએલ ક્વિન્ટાના પ્રેસિડંટ થયો. આ ગૃહસ્થ પુષ્કળ ઉદ્યોગી અને મોટો સુધારક હતો. આ મનુષ્યે દેશના વ્હેપાર રોજગારમાં વૃદ્ધિ કરવાને પુષ્કળ મહેનત કરી. ૧૯૦૬ માં તે મૃત્યુવશ થયો, અને તેના પછી ઉપાધ્યક્ષ ડૉ. આલ્કોર્ટા પ્રેસિડંટ થયા.

૧૯૧૦ ના ઑકટોબરમાં પ્રેસિડંટે જોસે ફિગુરો અલ્કોર્ટાની કારકીર્દી પૂરી થયા પછી રૉક સાએન્ઝપેના પ્રેસિડંટ થયો. તેના પિતા ૧૮૯૨-૯૫ પર્યંત પ્રેસિડંટ હતા. વિકટોરિનોડલાપ્લાઝા એ વાઇસ પ્રેસિડંટ થયો. આ સમયના પ્રધાનમંડળમાં ઘણા ખરા સભ્યોએ પર-રાષ્ટ્રોમાં વકીલ તરીકે કામ કરેલું હતું. ૧૯૧૪ માં રૉક સાએન્ઝાપેના મરણ પામ્યો અને ડીલા પ્લાઝા પ્રેસિડંટ થયો. આ સમયમાં યાદવાસ્થળી જગતમાં જાગી. તે સમયે આર્જેન્ટિનાના પ્રેસિડંટે તટસ્થવૃત્તિ ધારણ કરી. પરંતુ ઘણા લોકોનું તેમજ અધિકારીઓનું વલણ મિત્ર રાજ્યોની તરફેણમાં હતું. ૧૯૧૬ માં પ્રેસિડંટની ચુંટણી થઈ, અને રૅડિકલ પક્ષના હિપોલિટો ઇરિગોવેનની પ્રેસિડંટ તરીકે ચૂંટણી થઈ. આર્જેન્ટિનાના ઇતિહાસમાં રેડિકલ પક્ષ અધિકારારૂઢ થયાનો આ પ્રથમ દાખલો છે. આ પ્રેસિડંટે પ્રથમ કોઈપણ જોખમદાર તેમજ અધિકારવાળી જગ્યાએ કામ કર્યું નહોતું. તેમ છતાં આ પક્ષનો રાજ્ય કારોબાર પ્રજાપ્રિય થયો, અને ૧૯૧૯ ની ચૂંટણીમાં આ પક્ષ વધારે બળવાન્ થયો અને અધિકાર ઉપર કાયમ રહ્યો.

૧૯૧૭ માં યુનાઇટેડ સ્ટેટસે જગતના મહાન યુદ્ધમાં ઝંપલાવ્યું, તે સમયે અમેરિકાના જુદાજુદા દેશમાં બન્યા પ્રમાણે આર્જેન્ટિનામાં પણ ભિન્ન ભિન્ન મતાનુવાદિઓ થયા, અને પક્ષો પડી ગયા. એક પક્ષનો મત જર્મન સરકાર વિરૂદ્ધ લડાઈ કરવાનો થયો જ્યારે બીજા પક્ષનો મત તટસ્થવૃત્તિ ધારણ કરીને લાભ મેળવવાનો હતો. સમાજનો મ્હોટો સમૂહ મિત્ર રાજ્યો તરફ સહાનુભૂતિ દર્શાવતો હતો. પરંતુ આર્જેન્ટિનાની પ્રજામાં ૨૬૦૦૦ જર્મન અને ૪૦૦૦૦ જર્મન વંશીય હતા. આ લોકોની સંઘશક્તિથી કાર્ય કરવાની પદ્ધતિ એટલી બધી સારી હતી કે દેશમાં તેમનું વજન ઘણુંજ પડતુ. ખુદ પ્રેસિડંટની સહાનુભૂતિ મજૂર પક્ષ તરફ હોવાથી આજ અરસામાં દેશમાં સંપ સારો થયો, અને તેથી જગતની યાદવીને બદલે લોકોનું લક્ષ

સ્વદેશ તરફ અધિક લાગ્યું. ૧૯૧૭ ના સપ્ટેંબરમાં બ્યુનોસ ઍરીઝના વર્તમાનપત્રોએ બ્યુનોસએરીઝમાં જર્મન મિનિસ્ટર કાઉન્ટલેકઝબર્ગે પરરાષ્ટ્રીય ખાતાને કરેલો તાર બહાર પાડ્યો તે તારમાં એવું હતું કે "અર્જેન્ટિનના વહાણો સંબંધી મારી સલાહ એવી છે કે તેમને પાછા જવાની ફરજ પડે અને શંકા પડે નહિં એવી યુક્તિથી વહાણોને જળ સમાધિ કરાવી દેવી જોઇએ." આ નીતિ અનુસાર જર્મનોએ અર્જેન્ટિનાનાં ચાર વહાણ ડુબાવ્યાં. આ બાબતો પ્રસિદ્ધ થયાથી લોકો ઘણાજ અકળાયા અને તેમણે એક મોટી જર્મન કલબનો વિનાશ કર્યો, ત્રણ જર્મન પક્ષના વર્તમાનપત્રોની ઑફીસો ઉપર દરોડો પાડ્યો, અને કેટલીક જર્મન દુકાનો પાયમાલ કરી નાખી. અર્જેન્ટિનાના પરરાષ્ટ્રીય [illegible] કાઉન્ટ લકઝબર્ગને જણાવી દીધું કે તેની વર્તણૂક અર્જેન્ટિનાનાની સરકારને ના મંજુર છે. [illegible] વિરૂદ્ધ ચારે બાજુથી [illegible] માંડી, તેમ છતાં [illegible] સરકાર લડાઇમાં લગભગ [illegible] હતી. ૧૯૨૭ ના અર્જેન્ટિના સરકારી [illegible] કારખાનાઓ સંબંધી નીચેના [illegible] આવે છે. કારખાનાઓની સંખ્યા [illegible] લાખ, હોર્સ પાવર ૧૦ લાખ [illegible] માલની કિંમત ૯૯૨૦૦ પેસો અને તૈયાર [illegible] કિંમત ૨૮૮૯૦ લાખ પેસો: એટલે દેશ [illegible] દર કેરે ૮ પાઉંડ હતી.

[illegible] અર્ઝરૂમ યુરોપી તુર્કસ્તાનના [illegible] પ્રાંતમાં હોઈ, તેમાં ત્રણ ભાગ છે. [illegible] અર્ઝરૂમ અને અર્ઝિંગન, અર્મિનિઅન [illegible] ઉંચો ભાગ અહિંજ આવેલો હોવાથી, પહાડી મુલક ઘણો છે. યુફ્રેટીસની [illegible] શાખાઓના મુખ આ વિલાયતના પ્રદેશમાં છે. આ પ્રદેશ ખેતીવાળો હોઇ ઇતર ઉદ્યોગ હુન્નર ત્યાં ઘણાજ થોડા છે. લોખંડ, ગંધક, [illegible] અને ઇતર ખનિજ પદાર્થો આ દેશમાં [illegible] થાય છે. કેટલીક કોયલાની ખાણો પણ આવેલી છે. વસ્તીનો મોટો ભાગ આર્મેનિઅન અને તુર્ક લોકોનો છે. વિલાયતના ભાગનું ક્ષેત્રફળ આશરે ૧૮૧૮૦ ચો. માઇલ છે અને લોકોની સંખ્યા સાડા છ લાખની છે.

શહેર—અર્ઝરૂમ શહેર એજ નામના વિલાયતના પ્રાંતનું પાટનગર છે. તે સ્થળમાં લશ્કરી થાણું છે અને લડાઈની દૃષ્ટિથી ત્યાંના કિલ્લાઓ ઘણાજ મહત્ત્વવાળા છે. આ શહેરની પૂર્વ બાજુએ 'ડેવેહ-બોયુન' (ઉંટનીડોકી) નામની ભેખડ છે. અને દક્ષિણ બાજુએ પલાન ડુકેન પર્વતોની માળા છે. ત્યાંના અનેક ઝરણાંઓવડેજ શહેરમાં પાણી પુરૂં પાડવામાં આવે છે. આ શહેરની આજુ બાજુ એક માટીની દિવાલ છે, પાસેની ટેકરી ઉપર એક ગઢ છે. એકંદરે શહેરની કીલ્લેબંદી મજબૂત છે. હાલમાં ભિંત અને અંતર્દુર્ગનાં નામ નિશાન પણ નથી. કોટની અંદરનો શહેરનો ભાગ અસ્વચ્છ હોવાથી, રસ્તા સાંકડા અને કંગાલ હાલતમાં છે. શહેરના લોકોની સંખ્યા આશરે ૮૦,૦૦૦ ની છે. કુરદિસ્તાનનો બ્રિટિશ એલચી અહિં છે અને એક અમેરિકન મિશનરી શાળા છે. આ શહેર ઉંચાભાગ ઉપર હોવાથી ત્યાં ટાઢ પુષ્કળ પડે છે. આ સ્થળમાં ઘણીજ સુંદર મસિદો તેમજ સાર્વજનિક સ્નાનગૃહો છે સેલજુકાએ બારમાં શતકમાં બાંધેલી "મદ્રેસા" ની ઈમારત ઘણી મનોરમ છે. તેનો દરવાજો નકશીદાર છે, અને તેને બે મિનારા છે, તેને "ચિફ્ટે મિનારા" કહે છે. પૂર્વે આ સ્થળમાં ઉંટ દ્વારા ઘણોજ વેહેપાર ચાલતો હતો. અહિંની પિત્તળની કારિગીરી નું કામ ઘણુંજ વખણાય છે. અહિંયા ચામડાને કમાવાનું કામ થાય છે અને તુર્કીબૂટ અને જીન બને છે. આ પ્રાન્તમાં ઘઉં, જવ, દાળ અને શાક ભાજી ઉત્પન્ન થાય છે. સુંદર ઇરાની ગાલિચા અહિં મળે છે.

અર્ઝરૂમ ઘણુંજ પુરાણું નગર છે. સેલજુકે ૧૨૦૧ ની સાલમાં તે સર કર્યું અને ૧૫૧૭ ની સાલમાં તુર્ક લોકોની સત્તા તળે તે આવ્યું. રશિયન સેનાપતિ પાસ્કેવિચે ૧૮૨૯ માં તેને જીતી લીધું. આડ્રીયાનોપલનું કરારનામું થતાં સુધી તે રશિયન લોકોના તાબામાં રહ્યું હતું. ૧૮૭૮ ની સાલમાં ફરીથી રશિયાએ તે જીતી લીધું પરંતુ બર્લિનની સુલેહ થયા પછી તે તુર્કોના તાબામાં આવ્યું. શહેરનો મોટો ભાગ ૧૮૫૯ માં થયેલા ધરતીકંપથી નાશ પામ્યો. તેવીજ રીતે ૧૯૦૧ ની સાલના ધરતીકંપથી વધારે નુકસાન થયું. એની વસ્તી ૧૯૨૭માં ૨૭૦,૪૨૫ હતી.

**અર્ઝિંજન**—અર્ઝિંજન ઉર્ફે એરઝિંજન એ એશિઆઈ તુર્કસ્તાનમાં હોઈ અઝરૂમના યુરોપીય સ્થાનની માફક મુખ્ય એશિયાઈ સ્થાનક છે લશ્કરી દૃષ્ટિએ તેનું મહત્વ ઘણુંજ છે. એ શહેર સમુદ્રની સપાટીથી ૩૯૦૦ ફુટ ઉંચાણમાં આવેલું છે. શહેરની આસપાસ ફળોની વાડીઓ તેમજ પુષ્પોદ્યાન સારા પ્રમાણમાં છે. નગરના એક છેડાથી બીજા છેડા સુધી પહોંચવાનો એક મોટો

રાજમાર્ગ છે. ઈતર માર્ગો સાંકડા તેમજ અસ્વચ્છ છે. સરકારી મકાનો તેમજ હાજી ઇઝત પાશાની મસીદ તરફ જવાનો રસ્તો ઠીક છે અને ખાસ જોવા લાયક જગ્યા માત્ર આ ઈમારત છે. સિપાઈઓને રહેવાની મુખ્ય ચાલ, લશ્કરી હોસ્પિટલ અને કાપડ બજાર, એ આ સ્થળમાં છે. લશ્કરના સિપાઈઓને રહેવાની જૂની ચાલી અને જોડા તૈયાર કરવાનું કારખાનું આ સ્થળે છે. આ સ્થળની વસ્તી ૧૫૦૦૦ માણસની છે તે પૈકી અર્ધ ભાગની આર્મેનિયન પ્રજા છે. આ સ્થળનો મુખ્ય ધંધો રેશમ અને કપાસનો છે અને તે ઉપરાંત તાંબાનાં વાસણ પણ અહિં બને છે. ઉન્હાળામાં આ સ્થળની હવા ઉષ્ણ રહે છે, અને શિયાળો સાધારણ છે. ઘઉં, ફળ, દ્રાક્ષ અને કપાસનો પાક થાય છે. ત્યાંના લોકો ઢોર અને ઘેટાં પાળે છે પ્રદેશની આજુબાજુનાં સ્થળોમાંથી લોખંડ મળી આવે છે. કેટલેક સ્થળે ગરમ પાણીના ઝરા છે રોમના સુલતાને ૧૨૪૩ ની સાલમાં મોગલ લોકોનો અહિંના ક્ષેત્ર ઉપર પરાજય કર્યો હતો સેંટગ્રેગરીનો પ્રસિદ્ધ મઠ આ શહેરથી ૧૧ માઈલ દૂર આવેલો હતો.

પૂર્વે જે શહેરમાં અનૈટીસનું દેવળ હતું તેજ ઠેકાણે હાલનું શહેર સ્થપાયું છે. અનૈટીસ પ્રાચીન આર્મેનિયાની એક દેવી હતી. પશુની અનાહિત દેવતા તેજ હોવી જોઇએ એમ કહેવાય છે. સેંટ ગ્રેગરીના કાળમાં ઇ. સ. ચોથા સૈકામાં આ શહેર એક મહત્ત્વનું સ્થાન હતું. રોમેનસનો ૧૦૭૧ માં પરાજય થયા પછી આ શહેર બાઈઝેન્ટાઇન લોકોના હાથમાંથી સેલ જુકોના તાબામાં આવ્યું અને ૧૨૪૩ ની સાલમાં મોગલ લોકોએ તે જીતી લીધું. મોગલ લોકો પછી તાર્તાર પાસે અને ત્યાર બાદ તુર્કોમન લોકોએ આ શહેર લીધું અને આખરે બીજા મહમદ શાહે ૧૪૭૪ ની સાલમાં ઉસ્માનઅલ્લી સામ્રાજ્યમાં તેને જોડી દીધું. ધરતીકંપને પરિણામે ૧૭૮૪ માં આ શહેરનો ઘણોખરો વિનાશ થયો.

અ ર્ડિ યાઃ—લૅટિઅમમાં રૂટુલી લોકોનુ આ નગર દક્ષિણ કિનારાની નૈઋત્યે ૩ માઈલ, અને વ્હાયા આર્ડિઆટિનાની બાજુએથી રોમની દક્ષિણે ૨૩ માઈલ છે. ઑડેસિઅસ અને સર્સીના છોકરાએ અથવા પરસીઅસની માતા ડૅનીએ આ શહેર વસાવ્યું હોવું જોઇએ એવી લોકવાયકા ચાલે છે. આ ટુરનુસની રાજધાનીનું શહેર ટૅારકિવનસ સુપરબસે જીતેલું હતું. ઇ. સ. પુર્વે ૫૦૯ની સાલમાં કાર્થેજમાં થયેલી સુલેહ પ્રમાણે રોમના તાબામાં ગયા પછી તરતજ એ લૅટિન સંઘને મળી ગયું. અહિં આવેલા વીનસના મંદીરના સેમનાઇટ લોકોએ વિનાશ કર્યો. ૧૮૯ ની સાલમાં આ સ્થળ જેલખાતાનું મુખ્ય સ્થાન થયું. વ્હાયા આર્ડિઆટીના નામની સડક અહીંથી ઠેઠ રોમ પર્યંત જાય છે. આ શહેર ડુંગરની સપાટી ઉપર બે ખીણોની વચમાં આવેલું છે. તેની આજુબાજુ ૯૦ ફુટની ઉંચાઈની દીવાલ છે.

**અર્થશાસ્ત્રઃ**—અર્થશાસ્ત્ર શબ્દ ઘણોજ પ્રાચીન છે. એ વિષય ઉપર સંસ્કૃતમાં અનેક ગ્રંથો યોજાયા છે. તે સર્વ ગ્રંથોમાં ચાણાક્યનો ગ્રંથ (કૌટિલ્યનીતિ) સુપ્રસિદ્ધ છે. આ ગ્રંથ હાલ માંજ હાથ આવ્યો છે, અને તેનો પદ્ધતિસર અભ્યાસ ઠીક થયો છે, છતાં હજી તે ગ્રંથના વિષયનો ઉંડો અભ્યાસ કરવાની આવશ્યકતા છે. રાજ્યોનું બળાબળ જાણવા માટે અર્થશાસ્ત્રનો ઉપયોગ એટલો બધો હતો, અને તે અભ્યાસનું એટલું બધું મહત્ત્વ માનવામાં આવતું, કે ધર્મશાસ્ત્રથી બીજે નંબરે આ પુરૂષાર્થ છે એવી પ્રાચીન પંડિતોની માન્યતા હતી.

અ ર્વા ચી ન અ ર્થ શા સ્ત્ર નું સ્થૂ લ સ્વ રૂ પઃ- હાલમાં અર્થશાસ્ત્ર શબ્દનો ઉપયોગ યુરોપીયનો "પોલીટિકલ ઈકોનોમી" યાને "ઇકોનોમિકસ" શબ્દોથી જે અર્થ સમજે છે, અને તે શબ્દથી જે જ્ઞાનક્ષેત્ર દર્શાવવામાં આવે છે, તે પ્રગટ કરવા માટે કરે છે. પાશ્ચાત્ય લોકોએ જે માહિતી અને જે સિદ્ધાંત એકત્ર કર્યા છે તેજ વસ્તુઓ તેમની વિવેચન પદ્ધતિથી નહિ દર્શાવતાં સ્વતંત્રપણે આ લેખમાં વ્યકત કરી છે. તેમાં સંજ્ઞા લક્ષણજાળનો ઘણોખરો ત્યાગ કર્યો છે. શબ્દોની વ્યાખ્યા ગ્રંથકારની મતિ પ્રમાણે હોય છે. અને એ વ્યાખ્યાઓ બીજા ગ્રંથકારને કબૂલ ના હોવાથી તેઓ વચ્ચે વાગ્યુદ્ધ થાય છે, અને તેને પરિણામે તાત્વિક વાદનું સાહિત્ય વૃદ્ધિ પામે છે. તે કેવી રીતે થાય છે તે દર્શાવીને શાસ્ત્રના સંવર્ધનની જે પદ્ધતિ હોય છે તેનું વિવેચન અન્ય સ્થળે કરેલું જ છે (જુઓ વિજ્ઞાન ઇતિહાસ પ્ર. ૧). અર્થશાસ્ત્ર એ વ્યવહારિક વિષય હોવાથી, એ વિષય ઉપર જે વાઙ્મય જન્મ પામે છે તે ચાલુ આર્થિક પ્રશ્નોને લીધે ઉત્પન્ન થતું હોવાથી થાય છે તેમ છતાં તે સમયના મનુષ્ય-હિતના પ્રશ્નોને પ્રાધાન્ય મળે છે એવું કાંઇ નથી. પરંતુ લેખક જે વર્ગનો હોય છે એ વર્ગની જીવન-સમસ્યાને પ્રાધાન્ય મળે છે અને એ વિષે પુસ્તકો લખાય છે. આ પ્રકારની પરિસ્થિતિ હોવાથી અર્થશાસ્ત્રના સાહિત્યના ઇતિ-

હ્રાસ સાથે, તે ઇતિહાસના સ્પષ્ટીકરણ માટે તે સમયની આર્થિક પરિસ્થિતિનું પણ સાથે સાથે વિવેચન કરવું પડે છે. આર્થિક પરિસ્થિતિ કેવળ સાહિત્ય સ્વરૂપ જ નિર્ણિત કરે છે એમ નથી, પરંતુ તે સાહિત્યમાં વ્યકત થતા મતમતાંતરોનું પણ એ કારણ બને છે. આર્થિક પરિસ્થિતિ એ વિચારોનું કારણ નથી પરંતુ બનતા સાહિત્યમાં જે વિચારો દેખાય છે તેમાં કેટલેક અંશે સાતત્ય અને પરંપરા દૃષ્ટિએ પડે છે. અર્થશાસ્ત્ર વિષયક સાહિત્યના ઇતિહાસ કારે આ સાતત્યનો સ્પષ્ટપણે ઉલ્લેખ કરવો જ જોઇએ. વાઙ્મયના વિષયોનું સ્વરૂપ ચોક્કસ ઠરાવવાનું મુખ્ય કારણ શાસન–સંસ્થા હોય છે. અર્થશાસ્ત્ર સંબંધે એમ કહી શકાય કે જ્યાં સુધી રાજ્યકર્તા પ્રજાનો વ્યાપાર વધારવામાં દેશમાં નવા નવા ઉદ્યોગો સ્થાપન કરવામાં દેશની ઉત્પાદન શકિત વૃદ્ધિંગત કરવામાં આ બધી બાબતોની પોતાના કરની આવક વધારવામાં જરૂરત છે એમ સમજી તે અનુસાર પોતાની રાજ્યનીતિ રચવા પ્રયત્ન ન કરે ત્યાં સુધી અર્વાચીન અર્થશાસ્ત્રનો આરંભ પણ થયો ગણાય નહિં. ચાણકયનાં અર્થશાસ્ત્ર અને જર્મન લોકોના કામેરાલ શાસ્ત્રનું સ્વરૂપ લગભગ એક છે. હિન્દુસ્તાનમાં રાજ્યકર્તાઓ અનેક ધંધા કરતા, ખાણનું તેમજ ખેતરનું કામ અને શરાફનો ધંધો પણ કરતા આ રાજ્યપદ્ધતિ મહારાજા ચંદ્રગુપ્તના કાળમાં જેવી હતી; તેવીજ આજે પણ છે. મુસલમાની, મરાઠી અને ઇંગ્રેજી અમલમાં થોડો ઘણો તફાવત હશે; પરંતુ તત્ત્વતઃ ઝાઝો તફાવત નથી. હિન્દુસ્તાનના રાજ્યકર્તાને પોતાને ધંધો કરવાની આવશ્યકતા જ્યાં સુધી જણાશે ત્યાં સુધી તેનું લક્ષ્ય દેશની ઉન્નતિ તરફ પુરેપુરૂં વળી શકશે જ નહિ. તેનું કારણ એ છે કે આ સરકાર પોતાના આવકની બાબતમાં માત્ર કર વેરા ઉપર અવલંબન રાખતી નથી. લોકોની પ્રગતિ થાય અને તેના નફામાંથી પોતાને કર મળે એ કલ્પનાને બદલે જમીનદારી કરવામાં આ સરકાર મશગુલ છે. તેથી સરકારની છાયા તળે ઉછરેલું સાહિત્ય કામેરાલ પદ્ધતિનું છે, અને સાચું અર્થશાસ્ત્રીય નથી. અહિં અર્થશાસ્ત્રી વાઙ્મય ન વધવાનું કારણ અહિંની સરકાર હજી પણ લોકમતને વિશેષ જવાબદાર નથી એ છે, સને ૧૯૧૯ પહેલાં લોકમતની કિંમત શાસનપદ્ધતિની દૃષ્ટિએ જરાપણ નહોતી ફક્ત જ્યારે સરકારી અમલદારો ઉપર ગોળી બાર કરવા માટે કિંવા ઈંગ્રેજો ઉપર બોંબ ફેંકવા માટે ઉત્તેજન દેવા માટે આ દેશનો લેખક વર્ગ પ્રવૃત્ત થાય ત્યારે જ બેજવાબદાર સરકારને એ તરફ ધ્યાન આપવાની જરૂર પડતી. આવી સ્થિતિ હોય ત્યાં દેશમાં અર્થશાસ્ત્રના સાહિત્યની વૃદ્ધિ કયાંથી થાય! ઇંગ્લાંડ કિંવા યુરોપનાં અર્થશાસ્ત્રીય પુસ્તકોનું વેદાંત શાસ્ત્રની જેમ અધ્યયન કરવું એવીજ પારસ્થિતિ આજ સુધી હતી. આ દેશના કેટલાક લોકોમાં આ અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવાની વૃત્તિ કેટલેક અંશે હાલમાં જોવામાં આવે છે.

કામેરાલ શાસ્ત્ર અને પોલિટિકલ ઇકોનોમી માં ફરક માત્ર એટલોજ છે, કે જયારે, કામેરાલ શાસ્ત્રનું ધ્યેય, શાસન સંસ્થાની આર્થિક સ્થિતિ સુધારવા તરફ છે ત્યારે પોલિટિકલ ઇકોનોમીનો હેતુ શાસન સંસ્થાને શ્રીમંત કરવાનો ના હોઈ રાષ્ટ્ર અથવા સંસ્થાનને શ્રીમંત કરવાનો છે. જેમ રાજાની દોલત રૂપીયા આના અને પૈમાં સહેજ ગણી શકાય, તેમ સર્વ રાષ્ટ્રની સંપત્તિનો અંદાજ કાઢવો સહેલ નથી. અને બે રાષ્ટ્રમાં કયું રાષ્ટ્ર અધિક સંપત્તિવાળું છે તે જાણવાનું, બે રાજાઓમાં કયો રાજા અધિક શ્રીમંત છે. તેના કરતાં વધારે કઠીન છે. ચાણકયાદિ પુરૂષોના અર્થશાસ્ત્ર અને અર્વાચીન અર્થશાસ્ત્ર વચ્ચે એટલોજ માત્ર ફરક છે, કે ચાણકયનું અર્થશાસ્ત્ર કામેરલ અર્થશાસ્ત્ર છે જ્યારે અર્વાચીન અર્થ શાસ્ત્ર પોલિટિકલ ઇકોનોમી છે. ચાણકયના કાળમાં જે અર્થશાસ્ત્રની પ્રગતિ જણાઈ આવે છે. તેનો પ્રકર્ષ ત્યાર પછીના કાળમાં થયો હોય એમ જણાતું નથી. મુસલમાન લોકોના આક્રમણ પૂર્વેના નિકટ કાળમાં, હિંદુ રાજયોમાં રાજાઓનું શાસન શાસ્ત્ર કેટલું વ્યાપક હતું તે સમજાતું નથી. દંડીના દશકુમાર ચરિત્રમાં ઉલ્લેખ જણાય છે; પરંતુ રાજાઓને અનુરૂપ એવા શાસ્ત્રનો વિકાસ થયો હોય એમ જણાતું નથી. જો તે વિકાસ થયેલો હોત તો દેશવર્ણન વિષયક, અને ઈતિહાસ વિષયક અનેક પુસ્તકોનો જન્મ સંભવત. કનિષ્કાદિ નરેન્દ્રોએ સરકારી નાણાનો પ્રચાર કર્યો અને ખાનગી નાણાના પ્રચારને બદલે સરકારી નાણાનું ચલણ થયું એટલુંજ માત્ર પરદેશી હલ્લાઓનું પરિણામ આવ્યું એમ કહી શકાય. રાજ્યકર્ત્તાઓએ ખાનગી ધંધો કરવો નહિ એ પ્રકારનો ઉપદેશ કલ્હણની રાજ્ય તરંગિણીમાં વાંચવામાં આવે છે અને ખેતી કરનાર રાજા ઉપર તેણે સખ્ત ટીકા કરેલી છે. અત્રે સામાજીક જીવનક્રમમાં યુરોપના સર્ફડમ જેવી ઘાતક નીતિ નહોતી તેમજ ફ્રાન્સ દેશની ગિલ્ડપદ્ધતિ જેવી પદ્ધતિ પણ નહોતી પણ જાતિભેદ તો અવશ્ય હતોજ, અને સમાજમાં પ્રત્યેક મનુષ્યે ગુણકર્માનુસાર પોતાનું સ્થાન પ્રાપ્ત

કરવાનું હતું. આ યોજનામાં ઉતરતાપણું જણાઈ આવતું. મુસલમાન રાજાઓએ જે કાંઈ કર્યું તેમાં ખડી ફોજ તૈયાર રાખી અને કેટલેક અંશે રાજસત્તા વધારે બળવાન કરીને દેશમાં આર્થિક જીવનક્રમની સ્થિરતા ઉત્પન્ન કરી. પણ તેના શહેરો હિંદુ-રાજાઓના શહેરો કરતાં શ્રમ વિભાગની નીતિથી કેટલા વધારે ઉત્તેજક હતાં તે ભાગ્યેજ કહી શકાય એમ છે. ગોવળકોંડા શહેર ઘણીજ આબાદીવાળું શહેર હતું એમ કહે છે; પણ તેની ચતુઃસીમા ધ્યાનમાં લઇએ તો હૈદ્રાબાદના માત્ર ચોથા ભાગ જેવડું તે હશે એમ જણાય છે. વિજયનગર ગોવળકોંડા કરતાં ઓછી સમૃદ્ધિ વાળું નગર નહોતું.

મુસલમાની અમલથી દેશની આર્થિક સ્થિતિ ઉપર કાંઇજ અસર થઈ નથી એમ ના કહી શકાય. જ્યાં રસ્તા નહોતા ત્યાં મુસલમાન રાજાઓએ રસ્તા બંધાયા હોય, પરંતુ તેને લીધે વ્હેપાર ઉપર અસર થયા વગર રહે નહિં. મુસલમાનોએ જે વસ્તુઓનો પ્રચાર કર્યો તેમાં કાગળ અને ગુલાબ જેવાં પુષ્પો ખાસ છે. પાશ્ચાત્ય સંસર્ગનું પરિણામ માત્ર મુસલમાન અમલ મારફતે થયેલું હોવું જોઇએ. પોર્ટુગીઝ લોકો મારફત ઘણીજ નવીન ચીજો આ દેશમાં સંચાર પામી. તમાકુ, મરચાં, રતાળુ, બટાટા અને મકાઈ નો પાક દેશમાં થયો. એટલે પંદરમા સૈકાના અંતકાળમાં જે ભૌગોલિક શોધો થઈ તેની અસર આર્યાવર્તની આર્થિક સ્થિતિ ઉપર થઈ મુસલમાનોના અમલને સમયે અનેક શોખ અને ચેનબાજીની ચીજો તરફ દેશની વૃત્તિ દોડી હશે. મેજ, ખુરશી, ઈત્યાદી ફારસી શબ્દો, ઘરમાંની વ્યવસ્થા અને શાંતિની કલ્પના હિન્દુઓ કરતા તેમના સમયમાં વધારે હોવી જોઇએ એમ અનુમાન થાય છે. સંસ્કૃતમાં વેદકાળના સમયથી "આસંદી" એટલે એક આસન વાચક શબ્દ છે. પરંતુ આ "આસંદી" નો પ્રચાર દેશના કેટલા કુટુંબોમાં થએલો હશે તે વાત શંકાસ્પદ છે. મુસલમાની અમલ સમયે મોજ શોખની વસ્તુઓ પુષ્કળ વૃદ્ધિ પામી. મરાઠાશાહી દરમીયાન અર્થશાસ્ત્ર કેવા પ્રકારનું હશે તે અત્યારે કહેવું કઠણ પડે એમ છે. શાહુના મૃત્યુ પછી પેશ્વાઓએ શાસન સંસ્થા અજબ ચાલાકી અને પટુતાથી પડતી અટકાવી એ સત્ય છે પણ આર્થિક વિકાસ તરફ તેમનું બહુ લક્ષ નહોતું. અથવા તો તે તરફ ધ્યાન આપવાનો તેમને અવકાશજ નહોતો. યુદ્ધોપયોગી સમાન તૈયાર કરવા તરફ પણ ધ્યાન આપ્યું હોય એમ જણાતું નથી. સર ચાર્લસ મેલેટે મરાઠા સરકારના અર્થશાસ્ત્ર પર એવી ટીકા કરી છે કે "મરાઠાઓનું અર્થશાસ્ત્ર એટલે મખ્ખીચૂસપણું" આને લીધે કળા-કૌશલ્યનો વિકાસ ના થયો. મુસલમાનોનું અર્થશાસ્ત્ર મરાઠા અર્થશાસ્ત્ર કરતાં ઉત્તમ પ્રકારનું હતું, તેઓ દ્રવ્ય ખરચતા અને તેથી ઉદ્યોગવૃદ્ધિ થયેલી, અને તેને પરિણામે સરકારી કોષ ઉભરાતો પરંતુ બ્રાહ્મણની તીજોરીમાં સપડાયલું દ્રવ્ય કદાપી અજવાળું જોતું નથી એમ તેનું કહેવું છે.

પાશ્ચાત્ય અર્થશાસ્ત્ર ઉપર જે અભ્યાસ કરવામાં આવ્યો છે તેનું સામાન્ય સ્વરૂપ આ પ્રકારનું છેઃ— એક શાસન સત્તા નીચે આવેલાં રાષ્ટ્રો તેના ઈષ્ટ વર્ગ હોઈ તે રાષ્ટ્રોનો ઉત્કર્ષ કેવા કેવા પ્રકારથી થઈ શકે એમ છે તે સંબંધમાં વિચારપરંપરા નિર્માણ કરવામાં આવી. સંસ્થાનોના મુત્સદ્દીવર્ગ પોતાની પ્રજાનો વ્હેપાર વધારવાને, કળાકોશલ્યનો વિકાસ કરવા માટે તેમજ કોઇ બીજા પ્રકારની સાંપત્તિક વૃદ્ધિ અર્થે સંસ્થાનોએ શા ઉપાય આદરવા જોઇએ, કયા કૃત્યનું શું પરિણામ આવે એમ છે, તે વિષય ઉપર તાત્વિક વિવેચન, અને શાસન વિષયક તેનો સહકાર કરવા સારૂ, ઘણોજ પ્રયત્ન કર્યો છે. જર્મન લોકોની "નેશનલ ઇકોનોમી" અને ઇંગ્રેજોની "પોલિટીકલ ઇકોનોમી" એ બન્નેની વિચાર માલાનો હેતુ એજ છે. શાસ્ત્રની વૃદ્ધિ જે થાય છે તે કેટલેક અંશે વ્યવહારિક કારણોને લીધે થાય છે. સમાજમાં, ક્રિયાના કાર્ય કારણભાવ સમજવા માટે પ્રવૃત્તિ થાય છે, તેના મૂળમાં જ્ઞાનનો, વ્યવહારમાં ઉપયોગ એ પ્રયોજન મુખ્ય હોય છે. ઇષ્ટ વર્ગનું હિત અંતરમાં ધરીને તેનું સંવર્ધન કરવાના ઉદ્દેશથી, મનુષ્ય પદ્ધતિસર વિચાર કરવા પ્રેરાય છે, અને અન્યોન્યાશ્રયવાળો તેમજ સ્વતંત્ર પરિસ્થિતિમાં કાર્ય કારણ ભાવનો વિચાર થવા માંડે છે. એજ પ્રમાણે પાશ્ચાત્ય ગ્રંથકારોએ સમાજમાં વ્યવહારનું પૃથક્કરણ તેમજ ભીન્ન ભીન્ન પરિસ્થિતિ સંબંધમાં કાર્ય અને કારણનો બરોબર અભ્યાસ કર્યો છે. તેજ પ્રમાણે, તેમણે જે શાસ્ત્રીય પદ્ધતિનો ઉપયોગ કરીને પોતાનો ઉત્કર્ષ કરવાને જે ધોરણનો ઉપદેશ કરેલો છે, તે કેવળ સ્થાનિક અને અમુક કાળમાં અને અમૂક પરિસ્થિતિમાં ઉપયોગમાં આવે એવાં પ્રકારનો હોય છે. તથાપિ તેના ઉપર અન્યોન્યાશ્રયનો જે તાત્વિક અભ્યાસ થયો છે તેજ ફકત શાસ્ત્રનો ભાગ ગણાય. પ્રકૃત પ્રશ્નને છોડી દઇને તેમાંથી શોધેલા કાર્ય કારણ સંબંધનું જે જ્ઞાન અસ્તિત્વમાં

આવેલું છે, તેનું એકીકરણ કરવામાં આવે તો સમુચ્ચય બહુ બહોળો થાય એમ નથી, અને એક સમૂહમાં એકત્રિત કરેલાં તત્ત્વો અભ્યાસકને કાંઇ ઉપયોગમાં આવે એમ નથી. જે પ્રમાણે કોઇ કાયદા પંડિતે કાયદો સમજીને અભિપ્રાય આપતાં પહેલાં, વિશિષ્ઠ પરિસ્થિતિનો સંબંધ સમજી લેવાં પડે, તેજ પ્રમાણે અર્થશાસ્ત્રના પાશ્ચાત્ય લોકોનો નિયમ 'કેસ લો' એટલે વિશિષ્ટ પ્રસંગાનુરૂપ બનાવેલો નિયમજ માની લેવાં પડે એમ છે. ક્રિયાનો અન્યોન્યાશ્રયનો સિદ્ધાંત જે પ્રથમ બહાર આવ્યો, તે 'કેવળ પ્રવૃત્તિદર્શકજ હોવો જોઈએ. દાખલા તરીકે, માગણી મોટા પ્રમાણમાં હોય અને માલ ઓછો હોય તો તે ચીજના ભાવ ઉંચા ચઢે છે એટલું સમજાય એટલે એ પ્રવૃત્તિની સહેજ આપણને ગમ પડી કહેવાય. પરંતુ આપણુ આ વિષયનું જ્ઞાન વધારે સૂક્ષ્મ હોવું જોઇએ. માલ આવ્યા પૂર્વે સોદો થાય તો પરિણામ બે પ્રકારનું હોવાના સંભવ છે. (૧) ભાવ તાલમાં વધારો અને (૨) માગણીમાં ઘટાડો. માલ ઓછો થાય ત્યારે પ્રથમ કિંમતમાં વધારો થાય. પરંતુ ત્યાર પછી માગણી વધારે નિયમિત થાય, એટલે વસ્તુની કિંમત સેંકડે ૩૩ સુધી ન વધતાં ઓછીજ વધારવી શકય છે. વસ્તુતઃ કિંમતમાં કેટલી વધતી થાય છે તેનો નિર્ણય બજારમાંથી સાચા આંકડા મેળવી કરવો પડે, અને આવા પ્રકારનો અભ્યાસ વસ્તુસ્થિતિના આંકડા લઇને કરવા માંડીએ તો આપણુ જ્ઞાન પ્રવૃત્તિ વિષયક ના રહેતાં તે પ્રવૃત્તિનું પરિમાણ સમજાય તો આ વિષયનું જ્ઞાન, કેવળ પ્રવૃત્તિ કરવા પુરંતુ નહિ પરંતુ પરિણામાત્મક અભ્યાસને માટે ખાસ આવશ્યક છે. જ્ઞાનને પરિણામાત્મક કરવા સારૂ આંકડા શાસ્ત્રનો ઉપયોગ પાશ્ચાત્ય લોકોએ કર્યો છે. (જુઓ 'આંકડા શાસ્ત્ર') સર્વ ઉદ્યોગોમાં ઉપયોગી થનારી જે વસ્તુઓ સમાજમાં નજરે પડે છે, તે વસ્તુઓ કઈ, એ બાબત ઉપર વિચાર કરી મુંડી, મજુર, યોજકનો પરિશ્રમ ઇત્યાદિ મુખ્ય વસ્તુઓ શોધી કાઢવામાં આવેલી છે. તેનુ સ્વરૂપ કેવું છે? તેમનો ઉભય સંબંધ કિયા પ્રકારના છે? વસ્તુની કિંમત અને તેનું મહત્ત્વ આવે છે, તે શા કારણથી આવે છે? આ વિષય ઉપર તે આંકડા શાસ્ત્રમાં, તાત્વિક ચર્ચાના રૂપમાં એક ગ્રંથ તૈયાર થયો છે, તેમજ આ પ્રકારના પૃથક્કરણમાં તેમજ બીજાઓમાં પરસ્પર સંબંધ યોજવામાં મતભેદ કિંવા વિચારભેદ જણાઇ આ વેછે. આ પ્રકારના વિવેચનને ઇકોનોમીક થીઅરી નામ આપવામાં આવ્યું છે. અર્થશાસ્ત્રમાં જે ભિન્ન ભિન્ન મત યાને વિચાર સંપ્રદાય જણાય છે, તે વિચાર ભેદના મૂળમાં ભેદનું એક સ્વરૂપ વિજ્ઞાન રચના વિષયક હોય છે અથવા ઇષ્ટવર્ગ-મૂલક ભેદ હોય છે. ઈષ્ટવર્ગના હિત સંબંધનો મતભેદ જેમ જેમ વિચારકના મગજમાંથી ભુસાઇ જાય છે તેમ તેમ કેવળ શાસ્ત્રરચના વિષયક અને વિજ્ઞાન વિષયક તેનો મતભેદ રહે છે. પરંતુ જો મતભેદનું કારણ જો પોતાના ઇષ્ટ વર્ગ વિષયક ભાવના હોય તો તેમાંથી વર્ગવિષયક વિચાર-સંપ્રદાય ઉદ્ભવે છે.

"સમાજસત્તાવાદ વિ. વ્યક્તિસત્તાવાદ." સમાજમાં જે દ્રવ્ય ઉત્પન્ન થાય છે, તે દ્રવ્યોત્પાદનનો મોટો ભાગ કોનો અને તે કોને આપવો જોઇએ? આ પ્રથમ પ્રશ્ન. તે દ્રવ્ય મજુરોને આપવું કે માલિકોને આપવું? આ સ્વરૂપની વાટાઘાટ ઉત્પન્ન થાય છે અને તેનું પરિણુત સ્વરૂપ સમાજે માલ ઉત્પન્ન કરવો, અને પરિશ્રમનો બદલો સમાજના દરેકે લેવો, એ પ્રકારની વિચારમાલા શરૂ થાય છે. આ વિચારમાલા કેવળ વિજ્ઞાન વિષયક નથી. તેમાં રહેલો મતભેદ, સમજ અથવા ગેરસમજ લીધે નથી ઉદ્ભવેલો, પરંતુ તે વર્ગ ઇષ્ટહિતભાવના ઉપર અર્થાત આપ્ત વર્ગના હિતનેમાટે રચાયેલો છે. વાદવિવાદમાં વિશેષ લાગણીયુક્ત વિવેચન દૃષ્ટિએ પડે છેઃ તે વાઙ્મય પોતાના વર્ગનુંહિત સાધ્ય કરવા અર્થે નિર્માણ કરેલું છે.

રાષ્ટ્રીય અર્થશાસ્ત્ર અને જગતવિષયક અર્થશાસ્ત્ર એવા ભેદ પણ થવા માંડયા છે. પહેલી જાતનું અર્થશાસ્ત્ર એવો મત ધરાવે છે કે દરેક રાષ્ટ્રે અર્થશાસ્ત્ર જુદા પ્રકારનું હોય છે, અને જગતનું અર્થશાસ્ત્ર એ જુદા પ્રકારનું હોય છે. કેટલાક ગ્રંથકારો એવું કહે છે કે અર્થશાસ્ત્ર એટલે સમસ્ત જગતને એક સરખો લાગુ પડનાર નિયમ છે, તેમાં દેશ દેશનો ભિન્ન સંબંધ જેવું કુંઇજ નથી. અમૂક રાષ્ટ્રોએ શું કરવું જોઈએ એ પ્રકારની વિચારમાલા જે ગ્રંથમાં હોય તે અર્થશાસ્ત્ર ના કહી શકાય. શાસ્ત્ર એટલે સાર્વત્રિક સિદ્ધાંત. જે સમયે વાદવિવાદ શરૂ થાય છે, તે સમયે મૂકાતા આક્ષેપો તેમજ બન્ને વચ્ચેના વાગ્યુદ્ધમાંથી દરેક પક્ષનું મન સમજાય છે. 'શાસ્ત્ર' ઉપનામ કયા પ્રકારની વિચારમાળાની જોડે યોજવું એ સંબંધમાં અનિશ્ચયપણું એક કારણ હતું; અને પોતાને ફાવતા કામ માટે આટલા મહત્ત્વવાળું ઉપનામ ગોઠવી દેવાની વૃત્તિ અભ્યાસકોમાં હતી એ બીજું કારણ હતું. ત્રીજું કારણ એ હતું કે "આખુ જગત્ એક સમાજ છે" અને "અર્થશાસ્ત્ર જાગતિક છે." એવા પ્રકારના ઉદ્દગાર

મતનું પ્રતિપાદન અતિશય બળવાન અને આગળ પડેલા સમાજનેજ લાભકારક છે; અને તે સમાજનાં લોકો વિશ્વવ્યાપી તત્ત્વજ્ઞાનની વાત કરે તો ઉદ્યોગ ધંધામાં પછાત રહેલા દેશો એ તત્ત્વજ્ઞાનનો એવો અર્થ કરે, કે પારકે પૈસે લહ્રુ બનેલા ચોર ઉઠાવગીર લોકો જગત્–બંધુત્વનો દંભ કરતા આવ્યા છે; અને બીજા દેશો પાસે પોતાનુ આત્મહિત સાધવવા અર્થે અને તેમના પ્રયત્ન ને બગાડવા માટે આ બદમાશો જગત્ ના તત્ત્વજ્ઞાનનાં ખાલી બણગાં ફુંકે છે. આ તરેહને આત્મહિત પરાયણતાનો જ્યારે સંશય ઉત્પન્ન થાય ત્યારે વિશિષ્ટ વિચાર પદ્ધતિને શાસ્ત્રનું નામ આપી મનાવવાનું કામ અસંભવિત જણાય છે. અર્થશાસ્ત્ર નાં ઈતિહાસમાં જાગતવિષયક અર્થશાસ્ત્રનો બોધ પાઠ આપનાર ઈંગ્રેજ અર્થશાસ્ત્રીઓ અને તેમનાં પુસ્તકોનો અભ્યાસ કરીને તૈયાર થએલા શિક્ષકો અને લેખકોનીથી ઉપર અમેરિકા અને જર્મનીમાં શાસ્ત્રજ્ઞાની ઓથી સ્વાર્થીપણાનો આક્ષેપ મૂકવામાં આવ્યો છે. તેજ પ્રકારના આક્ષેપોનો ધ્વનિ હિંદુસ્તાનમાં ગયા દશ વર્ષથી મૂકવામાં આવે છે. હાલમાં અર્થશાસ્ત્રનો અભ્યાસ અનેક રીતે અને અનેક ક્ષેત્રોમાં થાય છે, તેનું સામાન્ય સ્વરૂપ સ્પષ્ટ કરવાની ખાસ જરૂર છે. અર્થશાસ્ત્રના અભ્યાસનું સાહિત્ય હાલનો એકંદર જનસમાજ, તેની સાંપત્તિક સ્થિતિ, તેઓ વચ્ચેનો સહકાર, તેમનામાં દૃષ્ટિએ પડતો શ્રમ વિભાગ, મનુષ્ય માત્રના શ્રમથી સંચય પામેલો દ્રવ્યસમૂહનું માપ ઇત્યાદિ વિષયોનું જ્ઞાન ખુરશી ઉપર બેઠાં બેઠાં ગ્રંથ લખનારા શાસ્ત્રીઓ કદાપી પ્રાપ્ત કરી શકવાના નથી. આ પ્રકારનું સાહિત્ય વધારવાનો બોજો સરકાર અથવા મોટી મોટી સંસ્થાઓને શિર છે. અર્થશાસ્ત્રની પૂર્વે જે ગ્રંથ યોજાયેલા તે સમયે આ તરેહના સાહિત્યની અલ્પતા હશે, પરંતુ આધુનિક સમયમાં આ પ્રકારનું વાઙ્મય બહુ વૃદ્ધિ પામ્યું છે. અર્થશાસ્ત્રનો અધ્યાપક કેવળ આ પ્રકારના સાહિત્યનો અભ્યાસ કરીનેજ પોતાનો મત જાહેર કરી શકે છે.

આખું જગત આર્થિક દૃષ્ટિએ એક સમાજ છે, એવું માની લઈને તેનો અભ્યાસ પદ્ધતિસર કરવા તરફ જેટલું લક્ષ્ય દોરાવું જોઈએ તેટલું દોરાયું જણાતું નથી, તેમજ તે વિષય ઉપર સુંદર ગ્રંથ યોજાયા નથી. આનું કારણ માત્ર એટલુંજ છે કે આખા જગતને વિશ્વાસ પડે એવી સત્તાનું અસ્તિત્વ નથી થયું, અને તેથી જગતનું આર્થિક ધોરણ ઘડી શકાતું નથી. આ સ્થિતિ હોવા છતાં જાગતિક અર્થ શાસ્ત્રને સ્થાન છે. જેવી રીતે એકાદ પૃથ્વિના ભાગમાં જ્યાં સ્થિર શાસન સત્તા નથી હોતી ત્યાં જુદી જુદી વ્યક્તિઓ વચ્ચે આર્થિક સહકાર દૃષ્ટિએ પડે છે, અને પ્રત્યેક મનુષ્ય પોતપોતાનું કામ ઠરાવે છે, અને તે યોગથી, સ્પર્ધાના અથવા અંતર્ગત અન્યોન્યશ્રયના નિયમો, આપોઆપ ઘડાય છે તેમ. જુદાં રાષ્ટ્રો પોતાના બીજા રાષ્ટ્રો સાથેના વ્યવહારના નિયમો પોતે ઘડી કાઢે છે. તે રાષ્ટ્રીય નીતિ નિયમોનો તેમજ ધોરણોનો સમુચ્ચય કરીને જાગતિક વ્યવહારનો નિયમ ઉત્પન્ન થઈ શકે છે. જુદા જુદા દેશ એ માત્ર જગતના ભિન્ન ભિન્ન અવયવો હોઈ તેમાંથી અન્યોન્ય આશ્રયના નિયમો ઉત્પન્ન થાય છે. જગતમાં સ્પર્ધા, અને સહકાર, તેનું સંગઠનું કરવાનુ કાર્ય, એટલે વિશ્વના અર્થશાસ્ત્રનું ઉત્પાદન. જાગતિક અર્થશાસ્ત્ર, જ્યારે તાત્વિક વિચારનો ત્યાગ કરીને કર્તવ્ય ક્ષેત્ર તરફ પ્રેરાય છે, ત્યારે, પોતાના દેશની માફક બીજા દેશની સુધારણા શી રીતે કરી શકાય તેમ છે તે તરફ પોતાનું લક્ષ દોરે છે. પ્રત્યેક દેશમાં આર્થિક દૃષ્ટિએ ભારે કાર્ય કરવાનું હોય છે. સરકાર કેવળ ન્યાય અને સંરક્ષણ કરીને ન બેસી રહેતાં કેળવણીનું કાર્ય કરે છે. જે સુધારાથી દેશની સમૃદ્ધિ વધવાનો સંભવ છે, પરંતુ મુડી રોકનારને તાત્કાલિક કાંઇ ફાયદો મળવાનો સંભવ નથી, તેવા કાર્યમાં પણ સરકાર ભાગ લે છે. નદી કાંઠે નહેર કામ કરીને પાણી પુરૂ પાડવાનો, અને તે મારફતે ખેતીમાં તેનો ઉપયોગ કરવામાં અને તેને પરિણામે કર નાખી મહેસુલ વધારવાનો અને ખરચેલા પૈસા વસુલ કરવાનો અખતરો અને તેના જેવા બીજા અખતરા અખૂટ દ્રવ્ય ખરચીને સરકાર અજમાવે છે. જે સુધારાના પરિણામે થતી પ્રાપ્તિ અમુક લાંબા સમય પછી થવાનો સંભવ હોય, તેવો સુધારો અન્ય દેશમાં કરવા માટે અમૂક બીજો દેશ પોતાની મુડી રોકે એ વાત સંભવે ખરી? "જે કાર્યથી મને લાભ નહિ તે કાર્ય માટે હું મારા પૈસા શું કામ ખર્ચું" એવો વ્યક્તિગત સવાલ રાષ્ટ્ર પણ કરે અને તેની પણ એવી વૃત્તિ હોવાનીજ. પારકા દેશની કેળવણીને અર્થે કેટલાક રાષ્ટ્રો ઘણોજ ખર્ચ કરે છે, તે બાબતમાં એટલુંજ કહેવું બસ થશે કે પારકા દેશના શિક્ષણ અર્થેની પ્રવૃત્તિ સાધારણ પ્રકારની ના હોઈ સાધારણ શિક્ષણ માટે જેટલી કરકસરથી ખર્ચ કરવામાં આવે છે, તેટલી કરકસર ખ્રિસ્તીધર્મ ફેલા-

જવાનાં કામમાં કરવામાં આવતી નથી. તે ધર્મ ફેલાવવાના બ્હાના હેઠળ અખૂટ દ્રવ્યનો વ્યય કરવામાં આવે છે.

જુદા જુદા દેશમાં મજૂર, મુડી અને જમીન એ વચ્ચેની સરસાઇના તત્ત્વનો ઉપયોગ થવામાં અનેક અડચણો આવે છે. મુડીવાળાઓ પારકા દેશમાં પોતાનું દ્રવ્ય ખર્ચવા તૈયાર હોતા નથી, અને જુદા જુદા દેશની શાસનસંસ્થાઓ પોતાના દેશમાં પારકા દેશની મુડી રોકવાની બાબતમાં શંકાની દ્રષ્ટિએ જુએ છે. પારકા દેશની મુડી પોતાના દેશમાં આણી પરંતુ, મુદતસર તે દેવાઇ નહિં તો ઘણે અંશે તે મુડી સ્વતંત્રાનો નાશ કરનારની ગરજ સારે છે એવો નબળા દેશોનો ખાસ અનુભવ છે. ધનિકવર્ગ જ્યાં પોતાની સરકારની સત્તા ચાલતી હોય એવા રાજ્યમાં અથવા પોતાના દ્રવ્યને પોતે જ્યાં સુરક્ષિત ગણતા હોય એવે સ્થળે મુડી રોકવાની વૃત્તિવાળા હોય છે. આટલી અડચણો હોવા છતાં પારકા દેશમાં ઓછી મુડી રોકાતી નથી. ઇંગ્લાંડ દેશમાંથી પોતાના પૈસા વડે હિન્દુસ્થાનમાં તેમજ સંસ્થાનોમાં રેલ્વે બાંધી. હિન્દુસ્થાનની બહારના દેશો સાથે વ્હેપાર કરવાની સુગમતા કરવા માટે વિશાળ વહાણો પારકી મુડીથી તૈયાર કરવામાં આવ્યાં છે. ખુદ હિંદુસ્તાનમાં ખાણો ખોદવાનું કામ ઘણું ખરૂં પરદેશી મુડીના રોકાણથી કરવામાં આવે છે, અને તેજ પરદેશી મુડીને પ્રતાપે હિન્દુસ્તાનનો વિકાસ આર્થિક થવા માંડયો છે. હિન્દુસ્તાનમાં સ્થપાયેલી મીલોમાંની ઘણી પરદેશી મુડી ઉપર આધાર રાખે છે. હિન્દુસ્તાન સરકારની શાખ દુનિયાનાં રોકડ બજારમાં, દક્ષિણ અમેરિકા દેશમાં બીજા સ્વતંત્ર રાજ્યો કરતાં વધારે છે, અને આ દેશો પોતાના સુધારા અર્થે પારકો પૈસા એકઠો કરવાનું કાર્ય ઇંગ્રેજ સરકારની છાયાતળે ઘણુંજ સારી રીતે કર્યું છે. લૌકિક સુધારણાને અર્થે એક દેશથી બીજે દેશ દ્રવ્ય જાય છે, તે દ્રવ્ય વ્યાજ મેળવવાની આશાથી ધીરાય છે. પણ જે ધન કેળવણી અર્થે પરદેશમાં જાય છે તે અર્થશાસ્ત્રના ભાગ તરીકેજ ગણી શકાય. રાષ્ટ્રની દાનશક્તિ વ્યવસ્થિત થયા પછી દાનનું મહત્વ અથવા સમાજ-દોષ-નિવારણનું મહત્ત્વ વધે છે અને તેની સાથે દાનની સંસ્થા અનિરાષ્ટ્રીય બનવા માંડે છે. અને સમસ્ત જગત્ એક સમાજ છે એ કલ્પનાનો પણ સાથે સાથે વિકાસ થાય છે.

હિન્દુસ્તાનમાં જે સમયે દુકાળ પડયો હતો, તે વખતે હિન્દુસ્તાન સરકારને દુષ્કાળ નિવારણ માટે જગતના સર્વ રાષ્ટ્રોએ ફંડ ઉભું કરીને મોકલ્યું હતું, અને જાપાનમાં ધરતીકંપથી ૧૯૨૩ ની આખરે જ્યારે ટોકિઓ અને યાકોહામા વિનાશ પામ્યાં તે સમયે સમસ્ત જગતે તેને મદદ આપી હતી, અને આમાં હિન્દુસ્તાન પાછળ પડયું નહોતું. જે પ્રસંગે આ પ્રકારના કૃત્યો લોકો તરફથી થાય છે, તે સમયે તે કૃત્યોને દાન સ્વરૂપી ધાર્મિક કૃત્યો ગણીને કરવામાં આવે છે એ વાત સત્ય છે, પણ જે રાષ્ટ્રનો આપત્તિમાં આવેલા દેશ સાથે વધારે સંબંધ હોય છે તે રાષ્ટ્ર તરફથી વધારે મદદ મળે એ વાર્તા લક્ષ્યમાં લઇએ તો અતિ રાષ્ટ્રીય દાન કરવામાં વ્યવહાર બુદ્ધિજ મુખ્ય કારણ ભૂત હતી એમ કહી શકાય.

જાગતિક અર્થશાસ્ત્ર ઉપર પદ્ધતિસરનું વિવેચન શરૂ થયું નથી છતાં ભવિષ્યના એક બે દશકામાં એ દિશામાં આ શાસ્ત્ર વૃદ્ધિંગત થશે એવું અનુમાન કરવાને ખાસ કારણ છે.

**અર્થશાસ્ત્રનો ઇતિહાસ**—તેની રચના આપણે આ પ્રમાણે કરીશું.—પ્રાચીન ભારતીય અર્થશાસ્ત્ર તરફ પ્રથમ લક્ષ આપીને પછી મરાઠાઓના અર્થશાસ્ત્ર તરફ લક્ષ દોરીશું અને પછી પાશ્ચાત્ય લોકોના વિકાસ તરફ ધ્યાન આપી આખરે હાલમાં તૈયાર થતા તથા ભારતીય અર્થશાસ્ત્ર તરફ વળીશું.

**સંસ્કૃત ગ્રંથકારોનું અર્થશાસ્ત્ર**—"અર્થશાસ્ત્ર" નામના શબ્દની અંદર ભારતીય લોકો વ્યવહારિક જીવનમાં જે વસ્તુનો સંબંધ છે એવા સર્વ ઉપદેશ ઉપર રચાયલા ગ્રંથો તેમજ કેળવણીનો સમાવેશ કરે છે.

વ્યવહારિક જીવનમાં કળા, ગૃહવ્યવસ્થા, કારભાર અને મુખ્યત્વે કરીને રાજકારણનો સમાવેશ કરવામાં આવે છે. અર્થશાસ્ત્રની રાજકારણ અતિ મહત્ત્વની શાખા હોવાથી તેની ગણના સ્વતંત્ર શાસ્ત્રમાં કરેલી છે. તેનું નામ "નીતિશાસ્ત્ર" રાખવામાં આવ્યું છે. રાજાને સુબ્ધાં કલારચના, આર્થિક સ્થિતિ અને કારભારવિષનું જ્ઞાન આવશ્યક હોય છે, અને તેથી તેને રાજકારણનું એક અંગ માનવામાં આવે છે. તેથી કેટલીકવાર અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર નામો એકજ અર્થમાં વાપરવામાં આવે છે. પ્રાચીન ભારતીય ગ્રંથકારો રાજસત્તાક પધ્ધતિજેવી બીજી શાસન પધ્ધતિ દેશમાં હોવા છતાં પરિચિત અથવા મગજમાં પેસી શકે એવી ન હોવાથી તેને "રાજનીતિ" નામથી પણ સંબોધે છે. અને તેમણે શાસનશાસ્ત્રનું વિવેચન રાજનીતિની

દૃષ્ટિએજ કરેલું છે; અને રાજશાસનનું મુખ્ય સાધન દંડબળ હોવાથી તેનુ બીજું નામ "દંડનીતિ" પણ છે.

અર્થશાસ્ત્રની પ્રગતિનો સંબંધ જીવનના જે ત્રણ હેતુ છે તેની સાથે હોય છે. તે ત્રણ હેતુઓ પતંજલીને પહેલેથી ખબર હતા (પાણિની ઉપર મહાભાષ્ય ૨,૨,૩૪ વાર્ત્તિક ૯.). હિરણ્યકેશી ગૃહ્ય સૂત્રમાં (૨,૧૯,૬)—ધર્મ, અર્થ અને કામ, તેના ઉપર ચેતન ધર્મનો આરોપ કરવામાં આવ્યો છે. આ ત્રિવર્ગથી લાભ પ્રાપ્ત કરવાનો યજમાનનો મુખ્ય ધર્મ છે એવું વિષ્ણુ સ્મૃતિમાં (૫૦,૩૦) લખાણ છે. અશ્વઘોષ આ ત્રણ હેતુથી પરિચિત હતો અને મહાભારત [મહાભારતમાં આ ત્રણ હેતુ-ઓજ અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર છે. એવું આગલા શ્લોકોમાં વર્ણન કરેલું છે.

अर्थशास्त्र मिदं प्रोक्तं धर्मशास्त्रमिदं महत् ।
कामशास्त्रमिदं प्रोक्तं व्यासेनामित बुद्धिना ॥

(આદિપર્વ. અ. ૨ શ્લોક ૩૮૪)]

મનુસ્મૃતિ અને તંત્રાખ્યાયિકમાં પણ આ ત્રિવર્ગનો ઉલ્લેખ જોવામાં આવે છે. તથાપિ ત્રિવર્ગના પ્રત્યેક વર્ગ ઉપર ભિન્ન ભિન્ન શાસ્ત્ર, કોઈપણ સમયે અસ્તિત્વમાં આવ્યાં હોય એમ અમારી કલ્પનામાં આવી શકતું નથી.

અથર્વવેદપરિશિષ્ટમાં ચરણવ્યૂહના ભાગમાં અર્થશાસ્ત્રને ઋગ્વેદના ઉપવેદ તરીકે ઓળખાવ્યું છે. સર્વવિદ્યાશાસ્ત્રમાં અતિ વ્યવહારિક શાસ્ત્રોનો સમાવેશ વેદમાં કરવાના બ્રાહ્મણ પ્રયત્નોમાંનો આ એક પ્રયત્નજ ગણી શકાય. ભાસ કવિને અર્થશાસ્ત્રનો પરિચય હતો. [પ્રતિજ્ઞા યૌગંધરાયણમાં (અં. ૨ શ્લો.૧૩) અને પ્રતિમાનાટકમાં આનો ઉલ્લેખ કરેલો છે.] રાજકુમાર સિદ્ધાર્થે અભ્યાસ કરેલા શાસ્ત્રોમાં આ એક હોઈ લલિતવિસ્તારમાં (પ્રત લેફ્મન, પાનું, ૧૫૬,) તેનો ઉલ્લેખ કરેલો છે. મહાભારતમાં (૧૨,૫૮,૧) બૃહસ્પતિ, વિશાલાક્ષ, ઉશનસ્, સહસ્રાક્ષ, મહેંદ્ર, પ્રાચેતસ, મનુ, ભરદ્વાજ, અને ગૌરશિરસ એ નામના ઋષીઓની રાજશાસ્ત્રપ્રણેતા-તરીકે ગણના થઈ છે. એજ આચાર્યો કેટલાક ધર્મ-શાસ્ત્રોના કર્ત્તા હોય એમ જણાય છે. આ ઉપરથી આપણું એમ અનુમાન થાય કે, અર્થશાસ્ત્ર ધીમે ધીમે ધર્મશાસ્ત્રના બંધનમાથી મુક્ત થયું હશે. અર્થ-શાસ્ત્ર સ્વતંત્ર શાસ્ત્ર તરીકે બ્હાર આવ્યા પૂર્વે જેકોબીને (એસ. બી. એ. ૧૯૧૨, પા. ૮૩૮) સ્વતંત્ર અર્થવાદનો સંપ્રદાય હોવા વિષે સંશય થયેલો. તેવીજ રીતે જોલી (ઝેડ, ડી, એમ્. જી. ૬૭ ૧૯૧૩. પા. ૯૫), અને હિલેબ્રેન્ટ (ઝેડ ડી, એમ્, જી, ૬૯, ૧૯૧૫, પા. ૩૬૦) જુદી જુદી શાખાઓનો સ્વીકાર કરે છે છતાં એકજ શાખામાંથી રાજધર્મ શિક્ષણદ્વારા આ બન્ને શાસ્ત્રોનું જ્ઞાન આપવા આવતું એમ માનવા પ્રેરાય છે. એ બન્ને શાસ્ત્રોમાં કેટલાક વિષય સમાન હોય એવું બને. પ્રાચીન ધર્મસૂત્રમાં (અપસ્તંબીય ધર્મ. સૂત્ર, ૨. ૧૦, ૨૫-૨૬.) અર્થશાસ્ત્રની કક્ષામાં સમાય એવા વિષયનું વિવેચન કરવામાં આવ્યું છે. દાખલા તરીકે શહેરો અને રાજવાડાઓની રચના, અધિકારીઓની નિમણુક, મુલકી અને જકાત પદ્ધતી, તેમજ સૈન્ય વ્યવસ્થા વિગેરે. તે છતાં આ છંદોબદ્ધ ધર્મસૂત્રે માંથી અર્થશાસ્ત્ર જેવું એક સ્વતંત્રશાસ્ત્ર તે પૂર્વેનું હોવું જોઈએ એવો સૂર સંભળાય છે. વિષ્ણુસ્મૃતિના ત્રીજા અને ચોથા પ્રકરણોમાં એવોજ ધ્વનિ નીકળે છે. મનું (૭,૧૫૫,) યાજ્ઞવલ્કય (૧,૩૪૪,ઈ.) વિષ્ણુ (૩,૩૮,૯.) આ લખાણોમાં અર્થશાસ્ત્રને રૂઢ એવી પરિભાષા કલ્પવામાં આવેલી છે. યાજ્ઞવલ્કય (૨, ૨૧) અને નારદ (૧, ૩૯) પૂર્વાપર નિયમમાથી એવું પ્રતિપાદન કરે છે કે, ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર બન્ને વચ્ચે વિરોધ પડવાને પ્રસંગે ધર્મશાસ્ત્રને વધારે પ્રમાણ ગણવું. આ બન્ને શાસ્ત્રોમાં ચર્ચાયલા નિય-મોની અંદર પણ મૂળથીજ ભેદ જણાઈ આવે છે. અર્થશાસ્ત્ર સત્ય વસ્તુસ્થિતિને અનુસરે છે જ્યારે ધર્મશાસ્ત્ર ઘણીવખત બ્રાહ્મણેચ્છાનુસાર, સુંદર પણ કાલ્પનિક સ્થિતિને અનુસરે છે. એક શાસ્ત્રને જે વિષય અતિ મહત્ત્વનો જણાય છે તેજ વિષય બીજા શાસ્ત્રના મતમાં ક્ષુલ્લક જણાય છે અને તેના ઉપર આંખમીંચામણી થાય છે. દાખલાતરીકે, અર્થ-શાસ્ત્રમાં દૈવી શિક્ષા તરફ દુર્લક્ષ્ય આપવામાં આવે છે અને કાયદાના સાધનથી શિક્ષા કરવા તરફ તેનું લક્ષ્ય છે, ત્યારે ધર્મશાસ્ત્રમાં દૈવી શિક્ષા તરફજ વલણ જણાય છે. પરંતુ તે કાળમાં આ બે પ્રકારની શિક્ષા અમલમાં મૂકવામાં આવી હોવી જોઈએ. (જૉલી. ઝેડ, ડી. એમ્. જી. ૬૭, પાન ૪૯-૯૪ ઈ. સાથે સરખાવો.) આ બન્ને શાસ્ત્રોમાં ઉઘાડો વિરોધ જણાય છે. ધર્મશાસ્ત્ર, શ્રુતિ ઉપરથી ઉધૃત થયેલા કર્ત્તવ્યોનો બોધ દેવાનો દાવો અથવા આડંબર કરે છે; જ્યારે અર્થશાસ્ત્ર નીતિ અને ધર્મ જોડે સંબંધ જેને નથી ["આત્મોન્નતિ અને શત્રુના પરાજય આ બે વસ્તુ એટલેજ ધર્મ અને નીતિ" માઘ શિશુપાલ વધ ૨, ૩૦] એવી લૌકિક સિદ્ધિનો માર્ગ દર્શાવે છે. આ કારણને લીધેજ બૌદ્ધ સંપ્રદાયી અર્થશાસ્ત્રને બીલકુલ માનતોજ નથી.

જાતકમાલામાં (૯, ૧૦, ૩૧. ૫૨ ઈ.) અર્થ પ્રાપ્તિમાં જ્યાં સુધી ધર્મ વિરોધ, કર્તા ના થતો હોય ત્યાં સુધી ધર્મ ગ્રાહ્ય છે, એ પ્રકારના રાજશાસ્ત્રના સિદ્ધાંતનો ધ્વંસ કર્યો છે. તેની નીતિને ખોટી ગણી છે.

અર્થ અને નીતિ સંબંધનાં જુનાં વચનો સૂત્રના રૂપમાં, તેમની શાખા અને શાસ્ત્રો અસ્તિત્વમાં આવ્યાં તે પૂર્વે લોકોને મુખપાઠ હતાં. તે સુપ્રસિદ્ધ વચનો છંદોબદ્ધ હોઇ રાજધર્મ સંબંધે તેમાં પુરું વિવેચન કરેલું છે.

આથી કરીને જ મહાભારતમાંના ઘણા ઉતારા તેમાંથી ધર્મ અને નીતિ સંબંધ ના વાક્યોને એકઠાં કરીને મૂકયાં છે. [ ઉદાહરણ ૫ માં પર્વમાં વિદુરનું ભાષણ, વધારામાં, ૩૩, ૩૬, ૩૭, અને ૩૯, અધ્યાયોમાં ૧૨મા પર્વમાં નીતિવચનો પુષ્કળ છે. અધ્યાય ૮૦ ૯૩ ૧૦૩ ૧૧૨, ૧૧૪ ૧૨૮ ૧૬૮ ઈ. જુઓ ] મહાભારતમાં અનેક ભાગ એવા છે કે ખરી રીતે તેમને નાનાં નીતિશાસ્ત્રજ ગણી શકાય. [આ ઠેકાણે મહાભારતમાંના પર્વ ૧ અ, ૧૪૦ જુઓ, તેમાં કણિક ધૃતરાષ્ટ્ર રાજાને સ્વશત્રુ વૃંદનો કેવો નિષ્ઠુર હૃદયથી બોધ કરે છે

મહાભારત પરથી એવું ઉપલબ્ધ થાય છે કે વિશાલાક્ષ શ્રી શંકરે સ્વતઃ બ્રહ્માના એક લાખ અધ્યાયના અર્થશાસ્ત્રના મહાગ્રંથનો પ્રથમ સ્વીકાર કર્યો તથા પ્રજાની આવરદા ઓછી થતી જોઇ આ શાસ્ત્ર સંક્ષેપમાં મૂકયું. આ સંક્ષિપ્ત નીતિગ્રંથ વૈશાલાક્ષને નામે ઓળખાય છે. આગળ ઉપર ભગવાન્ ઇંદ્રે દસ હજાર અધ્યાયવાળા આ સંક્ષિપ્ત ગ્રંથને આથીય વધારે સંક્ષેપમાં મૂકી પાંચ હજાર અધ્યાય કાયમ રાખ્યા. આને બાહુદંતકને નામ ઓળખાવ્યો. પછી બૃહસ્પતિએ તેને ફરી ટુંકાવી ત્રણ હજાર અધ્યાય બનાવ્યા. આ ગ્રંથનું બાર્હસ્પત્ય નામ પડયું; અને ત્યાર બાદ કાવ્યે (શુક્રાચાર્યે) તેને તેથીએ વધુ ટુંકાવી એક હજાર અધ્યાયમાં ગોઠવ્યો. આની પાછળ કંઇક ઇતિહાસ હોવો જોઇએ. પણ ગ્રંથ દિવસે દિવસે વધવાને બદલે ઘટતો ગયો, એ માત્ર કવિકલ્પનાજ લાગે છે. (મહાભારત ૧૨–૫૯,૨૮ ઈ. ૭૬ ઈ.) કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં વિશાલાક્ષ, બાહુદંતીપુત્ર, બૃહસ્પતિ અને ઉશનસ એમને અર્થાચાર્ય તરીકે ઓળખાવ્યા છે. તેમ કામસૂત્રમાં (૧,૧) લખ્યું છે કે ત્રિવર્ગ વિષે પ્રજાપતિએ લખેલા મોટા ગ્રંથમાંનો 'ધર્મ' સંબંધીનો ભાગ મનુએ, અર્થ સંબંધીનો બૃહસ્પતીએ અને 'કામ' સંબંધીનો મહાદેવાનુચર નંદીએ તૈયાર કર્યો હતો.

ભારતના વિદ્વાન કવિઓને નીતિશાસ્ત્ર સાથે વિશેષ પરિચય હતો. નીતિશાસ્ત્રનો અભ્યાસ કરવો એ કવિનો ખાસ ગુણ માનવામાં આવતો એટલું જ નહિં પણ મોટા કવિઓ આ શાસ્ત્ર વિષેની પોતાની પ્રવિણતા વ્યકત કરવાના ખાસ પ્રયાસ કરતા. દાખલા તરીકે, કાલિદાસે રઘુવંશમાં (સર્ગ ૧૧,૫૫;૧૨,૬૯; ૧૭,૪૫ઈ.); ભારવિએ કિરાતાર્જુનીયામાં (૧ અને ૨) તથા માઘે શિશુપાલ વધના સમગ્ર ૨ જા સર્ગમાં પોતપોતાનું નીતિશાસ્ત્ર વિષયક જ્ઞાન ઘણી સુંદર રીતે રજુ કરે છે. સોમદેવે કથાસરિત્સાગરમાં પોતાને નીતિશાસ્ત્ર પટુ તરીકે દર્શાવ્યો છે. કલ્હણે પોતાના રાજતરંગિણીમાં ( ૪,૩૪૪ ઇ. ) રાજા લલિતાદિત્યને મ્હોડે જે નીતિશાસ્ત્રના તત્ત્વો વર્ણવ્યા છે તે ત્યારની કાશ્મીરની જ્ઞાનસ્થિતિ દર્શાવનારા છે.

અર્થશાસ્ત્ર વિષેના અતિ પ્રાચીન ગ્રંથો ઉપલબ્ધ થતા નથી. ઉપર દર્શાવેલા મહાભારતમાંના ઉતારાઓ પરથી અર્થશાસ્ત્ર નિર્માણ કરવાનું પ્રથમ માન બૃહસ્પતિનેજ ઘટે છે. તે લોકાયતશાસ્ત્રમાં પણ પ્રવિણ હતો. આ બે શાસ્ત્રોનાં ગાઢા સંબંધ વિષે હિલેબ્રાંટે સાફ વિવેચન કર્યું છે. મહાભારતમાં બીજે એક સ્થળે (૩,૩૨,૬૦. ઈ.) દ્રૌપદી કહે છે કે, એક વિદ્વાન બ્રાહ્મણ મારા ભાઇને શાસ્ત્રો શીખવતો ત્યારે મેં બૃહસ્પતિના નીતિતત્ત્વો સાંભળ્યા હતા. 'મેં બાર્હસ્પત્ય અર્થશાસ્ત્રનો અભ્યાસ કર્યો છે.' એમ ભાસના પ્રતિમા નાટકમાં રાવણ કહે છે. દુર્ભાગ્યે આજે બૃહસ્પતિના અર્થશાસ્ત્રની જે નકલ ઉપલબ્ધ થાય છે તે મૂળ પ્રાચીન ગ્રંથમાં અનેક સુધારા થએલી તથા અર્વાચીન વાતો ઘુસાડેલી એવી છે આ પ્રતમાં દર્શાવ્યા મુજબ બીજા તથા ત્રીજા અધ્યાયમાં પાખંડીઓ સામે જે હુમલાઓ કરવામાં આવેલા જોવામાં આવે છે તે પ્રાચીન અર્થશાસ્ત્રમાં સંભવે જ નહિં. વળી કૌટિલીય અર્થશાસ્ત્રમાં બાર્હસ્પત્યના જે અનેક અભિપ્રાયો દર્શાવવામાં આવ્યા છે તે પણ આ પ્રત માં જડતા નથી. એ ઉપરથી સિદ્ધ થાય છે કે, હાલમાં મળી આવેલી પ્રતમાં મૂળ ગ્રંથનો અમૂક ભાગજ સંકલિત કરવામાં આવ્યો છે.

કૌટલીય અર્થશાસ્ત્ર તથા તેનો અભ્યાસ:—અર્થશાસ્ત્ર સંબંધેના સાહિત્યમાં અતિ મહત્ત્વના ગ્રંથ તરીકે કૌટિલીય અર્થશાસ્ત્ર ગણાવી શકાય છે. મૌર્ય કુળમાના રાજા ચંદ્રગુપ્તનો મંત્રી કૌટિલ્ય (ચાણકય કે વિષ્ણુગુપ્ત) એણે રાજ્યશાસન ઉપર લખેલો આ ગ્રંથ છે. ભારતીય સાહિત્યમાંના બીજા કોઇપણ ગ્રંથમાં રાજ્યની તથા આર્થિક સ્થિતિ વિષે આના જેટલી ભરપૂર અને મહત્ત્વની પુરાણી માહિતી મળી આવતી નથી. આ ગ્રંથ અનેક વર્ષોથી આપણી જાણમાં છે. પણ ૧૯૦૯ની સાલથી આપણને તેની સાથે પરિચય થયો. (પ્રકાશક, અ૨.

શામશાસ્ત્રી, મૈસુર ૧૯૦૯, બીજી આવૃત્તિ ૧૯૧૯) તેનું સમગ્ર ભાષાંતર બેંગલોરમાં ૧૯૧૫ ની સાલમાં પ્રગટ થયું. તે પહેલાં છુટાછવાયા ઉતારા અને તરજુમાઓ ઇંડિયન એંટીકવરીમાં (પુ. ૩૪,૩૮ અને ૩૯) આવી ગયા હતા. તેમ મૂળ ગ્રંથ ઉપર વિવેચનાત્મક નિબંધ પણ પશ્ચિમના તથા બંગાળના લેખકોએ પુષ્કળ લખ્યા છે. મરાઠીમાં પ્રો. ગો. ગો. ટિપણીસે એક પુસ્તક લખ્યું છે. તેમ બીજા પશ્ચિમના દેશોમાં પણ આ ગ્રંથનું ભાષાંતર થઈ ચુંકયું છે. નરેંદ્ર-'નાથ લૉએ અર્થશાસ્ત્રના પૂર્વાર્ધ ઉપર' સ્ટડીઝ ઈન એન્શન્ટ હિંદુ પોલીટી, લંડન (૧૯૧૪) તથા ઉત્તરાર્ધ ઉપર 'ઇંટર સ્ટેટસ રિલેશન્સ ઈન એન્શન્ટ ઇંડિયા, ભાગ ૧ લો (કલકત્તા અને લંડન) ૧૯૨૦ એવાં બે પુસ્તકો લખ્યાં છે. ચાણકયને નામે ઓળખવામાં આવતો આ ગ્રંથ ગદ્યમાં રચાયલો હોઇ તેની શૈલી સૂત્ર તથા ભાષ્યના સેળભેળ જેવી છે. વચમાં વચમાં કહેવતો અને સ્મૃતિપાઠો સંકલિત કરવામાં આવ્યા છે જે ઘણે ભાગે શ્લોકમાં ને થોડે ભાગે ઉપજાતિ વૃત્તમાં લખાયલા છે. દરેક અધ્યાયની આખરે એક કે વધુ શ્લોક હોઈ તેનો અર્થ આગલા ગદ્યના યોગ્ય ઉપસંહાર જેવોજ છે. ભાષ્યમાંથી સૂત્રો વણી કાઢવા લગભગ અશકય છે. શામશાસ્ત્રીજી માને છે કે ૧૫૦ અધ્યાયમાંના દરેકને મથાળે લખવામાં આવનારા વિષયસૂચન તરીકે આ સૂત્રો માનવાં. પણ તેઓ પોતે જ આગળ ઉપર એમ જણાવે છે કે, પુષ્કળ ઠેકાણે ભાષ્ય અને સૂત્ર એ બેમાં ફેર દેખાતો નથી. વળી કેટલીક ભાષા ઉપનિષદ્ અને તે પછીના બ્રાહ્મણોની ભાષા જેવી લાગે છે. ડૉ. થોમસ (જર્નલ રૉયલ એ. સો. ૧૯૧૦) કૌટિલ્યની શૈલી પતંજલીની શૈલી સાથે સરખાવે છે. તેમ યાકોબી પણ કૌટિલ્યના ગ્રંથને યાસ્કના નિરૂક્ત કે પતંજલીના મહાભાષ્યની પંક્તિએ મૂકે છે. ગમે તેમ હોય છતાં એક વાત ચોક્કસ છે કે મહાભાષ્યનું ગદ્ય આ ગ્રંથ કરતાં વધુ સરસ છે. શામશાસ્ત્રીજીની બીજી આવૃત્તિના પરિશિષ્ટમાં "चाणक्य सुत्राणि" વગેરે જે ભાગ આવ્યો છે તેમનું સૂત્રો સાથે ઘણુંજ થોડું સામ્ય લાગે છે. તેમાં ૫૭૧ નાનાં નાનાં વાકયો હોઈ તે સૂત્ર કરતાં ગદ્યશૈલી ને વધારે મળતાં આવે છે. આમાંના ઘણાંજ થોડાં વાકયો મૂળ કૌટિલીય ગ્રંથમાં મળી આવે છે.

કૌટિલીય અર્થશાસ્ત્ર એ ગ્રંથ, તે પૂર્વેના વિદ્વાનોએ રચેલા અર્થશાસ્ત્રીય ગ્રંથોના સામાન્ય સારાંશ ઉપરજ રચાયો છે, એમ તે ગ્રંથના પ્રારંભમાં જણાવવામાં આવ્યું છે. ત્યાર પછી વિષયોની અનુક્રમણિકા આપવામાં આવી છે. આ ગ્રંથનાં મુખ્ય ભાગ કે અધિકરણો ૧૫ છે. તેમાં ૧૮૦ વિષય ઉર્ફે પ્રકરણો છે. ગ્રંથમાંના દરેક અધિકરણના અધ્યાય વાર પણ વિભાગ પાડયા છે. પણ તે પાછળથી પાડવામાં આવ્યા હોય એમ વિંટરનિટઝ માને છે.

પહેલું અધિકરણ:—પહેલું અધિકરણ ઉર્ફે ભાગને 'વિનયાધિકારિક' એવું નામ આપવામાં આવ્યું છે. તેમાં 'રાજાનું શિક્ષણ તથા ઉપદેશ' એ સંબંધીનું વિવેચન કરવામાં આવ્યું છે. રાજાને તત્ત્વજ્ઞાન (આન્વીક્ષકી), વેદ (ત્રયી) અર્થશાસ્ત્ર (વાર્તા) અને શાસન શાસ્ત્ર (દંડનીતિ) એ વિદ્યાઓનું જ્ઞાન હોવું જોઇએ. તત્વજ્ઞાન એજ બીજી વિદ્યાઓનો પાયો છે. એનાથી જીવનમાં ઉભી થતી હાડમારીઓ સામે પડવાની શકિત પ્રાપ્ત થાય છે, તેમ વિચાર, ઉચ્ચાર અને આચાર માટે જોઈતું ચાતુર્ય મનુષ્યમાં ઉત્પન્ન થાય છે. ત્રયી એટલે ત્રણ વેદો (ઋગ્, સામ, યજુસ્) તથા છ વેદાંગો (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ) નું જ્ઞાન તે ઉપરથી ચાર વર્ણ તથા ચારે આશ્રમોના કર્તવ્યો સમજાય છે. આ કર્તવ્યો અથવા વર્ણાશ્રમ ધર્મ બ્રાહ્મણી ધર્મને અનુસરીનેજ અર્થશાસ્ત્રમાં કર્યાં છે. તેમજ સ્મૃતિ ગ્રંથો મુજબ તેમાં પણ પ્રત્યેક વર્ણના અને પ્રત્યેક આશ્રમના કર્તવ્યો વર્ણવામાં આવ્યાં છે. અર્થશાસ્ત્રનું (કૃષિ, પશુપાલન અને વાણિજ્ય) જ્ઞાન અમલદારોએ રાજાને આપવું. અને શાસનશાસ્ત્ર (દંડનીતિ) મુત્સદ્દી તથા રાજકીય પુરૂષોએ શીખવવું. શિવાય શિક્ષણ પૂર્ણ થવા માટે રાજાએ હંમેશ વૃદ્ધ અને અનુભવી પુરૂષોના સમાગમમાં પોતાનો કાળ વ્યતિત કરવો. તેણે સવારે યુદ્ધકળાની તાલીમ લેવી તથા સ્હાંજે ઇતિહાસનું શ્રવણ કરવું. ઇતિહાસમાં પુરાણ ઇતિવૃત્તિ (આખ્યાયિકાના સમાચાર) કહેવતો, દાખલાઓ, ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો સમાવેશ થાય છે (૧-૨). રાજાને માટે અત્યંત અગત્યના કર્તવ્યોમાં ઇંદ્રિય નિગ્રહ કરવો તથા કામ, ક્રોધ, લોભ, અભિમાન, મદ અને હર્ષ એ ષડ્રિપુઓ પર વિજય મેળવવો એ મુખ્ય છે, પણ આ સર્વ ગુણ તેનામાં હોવા છતાં યોગ્ય મિત્ર અને સેવકો મળ્યા વિના પોતાની આમદાની યશસ્વી થાય એવી ખાત્રી રાજા માની શકે નહિં. જેથી અમાત્ય, મંત્રી, પુરોહિત વગેરે અધિકારીઓની પસંદગી કેમ કરવી તે વિષે અર્થશાસ્ત્રમાંના અનેક

પ્રકરણોમાં વિવરણ આવી જાય છે. રાજાના સેવકમાં અતિ મહત્વના કયા ગુણ હોવા જોઈએ તથા પોતાનું મંત્રીમંડળ પૂર્ણ વિશ્વાસપાત્ર કેમ બનાવી શકાય, તે વિષેની માહિતી પણ તેમાં આવી જાય છે. આ કામ માટે જાસુસ, ગુપ્તદુત ( ગુઢ પુરૂષ ) વગેરે નીમ્યા વિના છુટકોજ હોતો નથી. ખરેખર અંતર્બાહ્ય શત્રુઓનો નાશ કરવા માટે રાજાને જાસુસોની ખાસ અગત્યતા હોય છે. જેથી અનેક જાતના ગુપ્તચરો તથા તેમની કાર્યપદ્ધતિ સંબંધીની ચર્ચાએ આ ગ્રંથમાંની પુષ્કળ જગ્યા રોકી છે. કેટલાક જાસુસો વિદ્યાર્થી અને સંન્યાસી અને ખેડુતો અને વ્હેપારીઓને મિષે ફરતા હોય છે. ભિક્ષુણી તરીકે પણ ફરવાનો પ્રચાર હતો એમ માલમ પડે છે. 'તીક્ષ્ણ' નામના જાસુસોનો એક વર્ગ જણાવવામાં આવ્યો છે. તે શિવાય રાજદ્રોહી માણસોને તથા શત્રુઓને ઝેરથી ઠાર કરવાનું કામ કરનારા લોક પણ હતા. રાજ્યમાંના અમલદાર વર્ગના ખાનગી વર્તન ઉપર ગુપ્ત નજર રાખવાના કામમાં રસોઇયા, હજામો, નટો, નર્તકીઓ તથા ફરતા ઉપદેશકોનો પુષ્કળ ઉપયોગ થતો. આવી અનેક જાતના જાસુસોવી જાળ યોગમ પાથરી દઇ અંતર્બાહ્ય શત્રુઓ વિષેના સમાચાર ગુપ્તરીતે મેળવવાની વ્યવસ્થા રાજા કરે છે, આ જાસુસો મારફતેજ શહેરમાં તથા ગામડાં ગામોમાં રાજનિષ્ઠ લોક કયા કયા છે. તેમ અસંતોષ પામેલા લોક કયા છે તેમની માહિતી મેળવવામાં આવતી. રાજનિષ્ટ લોકોને રાજા તરફથી સારૂં માન અને ઈનામ મળતાં તેમ અસંતુષ્ટ લોકો તરફથી રાજાને ત્રાસ ન મળે તેવી ખબરદારી રાખવામાં આવતી, અથવા તેનો નાશ કરી નાંખવામાં આવતા. તે શિવાય નજીકના શત્રુના દેશમાં અસંતોષ ફેલાવવો તથા પોતાના પક્ષમાં જોડાઇ જાય તેવા લોક ભેગા કરવા એ કામો પણ આ ગુપ્તચરો કરતા.

એક પ્રકરણમાં મંત્રી લોકને કેમ પારખવા અને તેમની સાથે કરેલી મસલતો કેમ ગુપ્ત રાખવી તે વિષેનું વિવેચન કરવામાં આવ્યો છે. બીજા એક પ્રકરણમાં પરરાષ્ટ્રમાં મોકલવામાં આવનાર વકીલ વિષે માહિતી આપી છે. આ વકીલો માગ સંદેશાજ ચલાવે તેમ નહિં પણ તેમની તે તે રાજ્યની પરિસ્થિતિ નિહાળી ગુપ્ત જાસુસ મારફતે તેની ખબરો પોતાના રાજા ઉપર પણ મોકલી આપવી. પછીના એક કંટાળા ભર્યા પ્રકરણમાં ' રાજપુત્રો ઉપર દેખરેખ ' એ વિષયની ચર્ચા આવી જાય છે. પોતાના દીકરાએ રાજાને કાયમના ભય કારણરૂપ થઇ પડે છે. જન્મથીજ તેમના ઉપર રાજાએ સૂક્ષ્મ નજર રાખવાની જરૂર છે. કેમકે ' રાજપુત્ર પિતૃભક્ષક હોય છે. '

આ અર્થશાસ્ત્રમાંની માહિતીઓનો ધર્મશાસ્ત્રના વિષયો સાથે સંબંધ દર્શાવનારૂં એક પ્રકરણ છે કે જેમાં રાજાના નિત્ય કર્મોનું વર્ણવ્યાં છે. આ નિત્યકર્મોનું વર્ણન વાંચતાં એમજ થાય કે રાજાના જીવન જેવું અઘરૂં અને મહેનતવાળું જીવન બીજા કોઈનુંએ નહિં હોય. આ પ્રકરણને અંતે ( ૧, ૧૯, ) નીચેની લીટીઓ ધર્મશાસ્ત્રમાંથી લીધેલી છે.

प्रजा सुखे सुखं राज्ञः प्रजनांच हिते हितं ।
नात्म प्रियं हितं राज्ञः प्रजानां तु प्रियं हितं ॥

એટલે—પ્રજાના સુખમાં રાજાને સુખ. અને પ્રજાના કલ્યાણમાં રાજાનું કલ્યાણ. પોતાને પ્રિય હોય તેવી વસ્તુમાં રાજાનું હિત નથી, પણ પ્રજાને પ્રિય હોય તેનાથી હિત છે.

એક આખું પ્રકરણ રાજાના અંતઃપુરની રચના તથા વ્યવસ્થાનાં વર્ણનો આપવામાં રોકાયું છે. રાજાએ પોતાની સ્ત્રીઓનું રક્ષણ કિલબ પુરૂષોથી કરાવવું તેમ પોતાનું રક્ષણ અનેક ઉપાયો યોજીને કેમ કરવું તે સંબંધીની માહિતી વિસ્તારપૂર્વક આપવામાં આવી છે. રાજાએ અંતઃપુરમાં જતાં બીજા કોઈ પણ સ્થળ કરતાં વધુ સાવધાની રાખવી જોઇએ. ઘણા રાજાઓ અંતઃપુરના પ્રાણઘાતક હુમલાના ભોગ થઇ પડયા છે. ઝેર કે શસ્ત્રપ્રયોગથી માર્યા ગએલા અનેક રાજાઓના અહિં દાખલા આપવામાં આવ્યા છે. આ પ્રથમ અધિકરણના છેલ્લા પ્રકરણમાં રાજાએ રાજમહેલ, રાજમાર્ગ તથા અન્ય સાર્વજનિક સ્થળોમાં વિષપ્રયોગ આદિ સામે પોતાનું રક્ષણ શી રીતે કરવું તે વિષે અનેક ચેતવણીઓ આપવામાં આવી છે.

બીજું અધિકરણઃ—આ ' અધ્યક્ષ પ્રચાર' નામના બીજા ભાગમાંના ચિત્ત આકર્ષક વિષયોનો કંઈક ખ્યાલ તેમની નામાવળી આપવાથી થશે. રાજ્ય કારભારના દરેક ખાતા માટે ખાસ તપાસનીશ હોય છે. તેમની તપાસના વિષય સંબંધીના પ્રકરણમાં જુદા જુદા ખાતાઓના કારભાર વિષે પણ સવિસ્તર માહિતી આપવામાં આવેલી છે. ગામો અને નગરોની રચના, જમીનની વહેંચણી, ઉદ્યોગધંધાની યોજના, ખાણો, પાણી પુરૂં પાડવું, બજાર, નિરાધાર અનાથ, રોગી, વૃદ્ધ ઈત્યાદી અને વિશેષે કરી પ્રસૂતિ કાળમાં સ્ત્રીયોને માટે સાર્વજનિક સંસ્થાઓ સંબંધીની તેમજ જંગલ રક્ષણ કરવા વિષેની વિદ્યા, હાથીનો શિકાર, કીલ્લા બાંધકામ તથા તેમનું રક્ષણ, ખજાનો, કર, ખંડણી, ખજાનાનું રક્ષણ

કરનાર અમલદારો તથા તેઓ નાણાંની ઉચાપત કરે તો તેમને આપવી ઘટતી સજાઓ, એવા અનેક વિષયો વિષેની આ અધિકરણ ભાગમાં માહિતી આવી જાય છે. સરકારી અમલદારોમાં કદાપિ વિશ્વાસ મૂકવો નહિં એમ કહેતાં નીચેનું વર્ણન આપવામાં આવ્યું છે. ( ૨૨૭ )

यथा ह्यनास्वादयितुं नशक्यं जिव्हातलस्थं मधु वा विषंवा
अर्थस्तथा ह्यर्थचरेणराज्ञःस्वल्पाप्यनास्वादयितुं नशक्यः
मत्स्या यथान्तस्सलिलेचरन्तो ज्ञातुं न शक्या सलिलंपिबन्तः
युक्तास्तथा कार्यविधौ नियुक्ताःज्ञातुं न शक्या धनमाददानाः

આનો અર્થ એ છે કે જીભ ઉપર ઝેર કે મધનું બીંદુ આવી પડે છતાં તેનાં સ્વાદ ન લેવાય એ બનેજ નહિં. તેમજ રાજાનો ખજાનચી તીજોરીમાંનું દ્રવ્ય જરાય ખાય નહિં એમ તો બનેજ નહી તેમ છતાં પાણીમાં રહેનારી માછલી પાણી પીએ છે કે નહિં તે પકડી પાડવું અશકય છે તેવીજ રીતે ખજાના પરનો અમલદાર પૈસા ખાય છે કે નહિં તે સમજવું અશકય છે.

બીજા પ્રકરણોમાંના થોડાંક વિષય દર્શાવીશું. ગુન્હેગારોને માફી આપવા વિષેનાં રાજાના હક તથા તેમનો ઉપયોગ, રત્નપરીક્ષા, ખાણો ખોદવી, મીઠાનો વ્હેપાર, સીક્કા પાડવા, ખાદ્ય પદાર્થોની પેદાશ અને આપલે, આગાત અને નિકાશ વ્હેપાર, સરહદ ઉપરના વ્હેપારનું નિમંત્રણ, સૂતર કામ અને વિણકામ, કૃષિ ( ખત, વાતાવરણશાસ્ત્ર ઇત્યાદિ ) દારૂ બનાવવાનાં કારખાના, ભોજનગૃહો તથા વેશ્યાવૃત્તિનું નિમંત્રણ, હાથીને કેળવવા, પાળવા તથા યુદ્ધોપયોગી બનાવવા તેમને જોઇતી તાલીમ આપવી, કર વસુલી ઇત્યાદિ. ઉપર વાતાવરણશાસ્ત્ર એ શબ્દ વાપર્યો છે તેનું કારણ એ છે કે વરસાદ માપવાનાં સાધનો તે કાળમાં પણ જાણવામાં હતા. ( રોયલ મિટિઆરોલોજીકલ સોસાયટીનું ક્વોર્ટર્લી જર્નલ ૧૯૧૨ પા. ૬૫ )

ત્રીજું અધિકરણઃ— આ 'ધર્મસ્થીય' નામના અધિકરણમાં ન્યાય મેળવવાના કાયદેસર માર્ગ અને પ્રજાના નાગરીકતાના હક વિષેની માહિતી આપવામાં આવી છે.

ચોથું અધિકરણઃ—'કંટકશોધન' નામના આ ભાગમાં રાજાને હાનિકારક હોય તેવી સર્વે બાબતોનો પોલીસોની મદદથી અને દંડ શિક્ષા વગેરેથી કેવી રીતે બંદોબસ્ત કરવો તે જણાવ્યું છે. આ અધિકારણમાંના પહેલા પ્રકરણમાં જે 'કંટકો' વિષે વિચાર કરવામાં આવ્યો છે તે લુચ્ચા કારાગીરો, ખોટા સીક્કા પાડનારા, બેઈમાન વૈદ્યો, ફરતા ઉપદેશકો, નર્તકો વગેરે લોકો છે. આવા લોકોનો રાજાએ ખાસ બંદોબસ્ત કરવાનો છે. કેમકે આવા લુચ્ચાઓ ખુલ્લી રીતે નહિં પણ વાસ્તવિક રીતે 'ચોર' જ ગણાય. બાકીના પ્રકરણોમાં વ્હેપાર ઉપર દેખરેખ ( વસ્તુઓની કિંમત વધે નહિં, ખાવાની જણસોમાં લુચ્ચાઇ નહિં થાય વગેરે સાવચેતીઓ), સાર્વજનિક આરોગ્ય અને અન્ય સામાજીક બાબતોની વ્યવસ્થા, તથા તે સંબંધીના ગુન્હેગારોને સજા આપવાના હક, એ સર્વે વિષયોનું વિવેચન કરવામાં આવ્યું છે. ત્રીજા અને ચોથા અધિકરણમાંનું વિવેચન ઘણે ભાગે ધર્મશાસ્ત્રના વિવેચન જેવું હોઇ યાજ્ઞવલ્કય તથા નારદ સ્મૃતિ સાથે તે ઘણું જ મળાતું આવે છે. આ ગ્રંથોની કાળમર્યાદા વિષે જો કે હજી મતભેદ છે છતાં તે લગભગ નજીકના કાળમાંના જ હોય એવો સંભવ દેખાય છે.

પાંચમું અધિકરણઃ— આ 'યોગવૃત્ત' નામના અધિકરણમાં રાજ્યના શત્રુઓ તથા રાજ્યદ્રોહ વગેરે ગુન્હા કરનારા જે લોકો સામે રાજા ખુલ્લી રીતે કંઇપણ કરી શકતો ન હોય તેવા લોકોને નાશકરવા માટે કેવા કાબેલ ઉપાયો યોજવા તે વિષે જણાવવામાં આવ્યું છે. કૌશલ્યની બધી યુક્તિઓ અહિં દર્શાવવામાં આવી છે. ઈષ્ટ કાર્યની સિદ્ધ માટે યોજાયલો ગમે તેવો અશ્લાધ્ય ઉપાય પણ ત્યાજ્ય માનવામાં આવ્યો નથી. તેમ તેની પર્વા પણ રાખી નથી. ઉદાહરણ તરીકે એકાદ પ્રધાન રાજ્યદ્રોહ કરે એવો છે એમ રાજાને શક જાય તો રાજા તેને એકાદ જંગલી ટોળીનું બંડ તોડી પાડવાના કામ પર મોકલે અને બળવાખોરો સાથે લડાઇ થતાં તેની પાછળ મોકલવામાં આવેલા દુષ્ટ માણસ કે ગુપ્તચારને હાથે માર્યો જાય તો રાજાનું કામ થાય અને પ્રજા તો એમજ માને કે પ્રધાન લડાઈમાં માર્યો ગયો. અથવા બીજો દાખલો લઇએ રાજા લડાઇ કે શીકાર માટે જવા તૈયાર થયો હોય તેવે વખતે શક ભર્યા પ્રધાનને મુલાકાત માટે બોલાવે. આમ પ્રધાન રાજાને મળવા જતો હોય. તેવામાં નક્કી કરી રાખ્યું હોય તેમ કેટલાક ખૂનીઓ હથીઆરો સાથે રાજમહેલમાં ઘુસી જાય, તેમને પકડી પાડી ઝડતી લેવામાં આવે અને સંતાડી રાખેલા હથીઆરો મળી આવતાં પેલા પ્રધાનેજ તેમને રાજાનું ખૂન કરવાની પ્રેરણા કરી હોય તેવું બ્હાનું કાઢવામાં આવે. તે પછી આ સમગ્ર હકીકત પ્રજા આગળ રજુ કરી તે પ્રધાનનો વધ કરવામાં આવે તેમ ખૂનીઓને બદલે બીજાજ કોઇને પકડી તેમને મોતની સજા કરવામા આવે.

આ અધિકરણના બીજા પ્રકરણમાં રાજા નાણાંની તંગીમાં હોય ત્યારે પૈસા ભેગા કરવા તેણે કયા ઉપાયો યોજવા તે વિષેની માહિતી આપવામાં આવી છે. જેમાંના કેટલાક તો ઘણાજ

ધૂર્તતા ભર્યા છે. પ્રથમ જમીનદારો વ્હેપારીઓ અને ઉદ્યોગ ધંધા કરનારાઓ પાસેથી મીઠાશ કે ધમકીથી કર અને ખંડણી રૂપે પૈસા કઢાવવા. તે પછી માન ચાંદની લાલચ આપી શ્રીમાન લોકો પાસેથી મોટા નજરાણાં કઢાવવાં; ઉપરાંત પાખંડી લોકો પાસેથી તથા દેવસ્થાનોમાંથી પૈસા ઉઘરાવવા. વળી રાજાએ એકાદ ઠેકાણેનું મંદિર ત્યાનાં દેવ સાથે સ્વયંભૂ પ્રગટ થયું છે એવી અફવા ફેલાવવી અને લોકો તેની યાત્રાને માટે કે ધર્મ કૃત્ય માટે ભેગા મળે ત્યારે જે ઉપજ થાય તે સરકારી તિજોરીમાં ભેગી કરવી. અથવા રાજાના સાથીએ તાંત્રિક હોવાનું બ્હાનું કાઢી એકાદ ઝાડ ઉપર ભૂત છે એવી ખબર ફેલાવી લોકોમાં ભય પેદા કરવો અને પછી તે ભૂતને હાંકી મૂકવાને બ્હાને લોકો પાસેથી પૈસા કઢાવવા. તે શિવાય એક ગોળીએ બે શિકાર કરવા માટે એવો ઇલાજ લેવો કે અવિશ્વાસુ લોકોને કંઇક ગુન્હાપર પકડાવીને તેમને કેદની કે મોતની સજા આપવી તથા તેની માલમત્તા સરકારે જમા કરવી. ત્રીજા પ્રકરણમાં ન્હાનાં મ્હોટાં અમલદારોના પગારોની મર્યાદા આપી છે. રાજપુરોહિત તથા પ્રધાનોના ૪૮ હજારથી માંડીને ન્હાનાં ન્હાનાં નોકરને ૬૦ " પણ "(રૂપીયા જેવું કંઇક નાણું) સુધીના વાર્ષિક પગાર આપવા વિષે હિસાબ કરી કોષ્ટકવાર માહિતી આપવામાં આવી છે. બાકીના આગલા પ્રકરણોમાં દરબારી પુરૂષોને માટે અમુક નિયમો તથા મંત્રીમંડળોને ઉપદેશ આપવામાં આવ્યાછે. અને તેમનો સંપૂર્ણ અધિકાર પોતાના હાથમાં શી રીતે લેવો તે વિષેની માહિતી આપવામાં આવી છે.

છઠ્ઠું અધિકરણઃ—આનુંનામ ' મંડલયોનિ, ' છે. અહિંથીજ શાસન શાસ્ત્ર અને રાજયતંત્રના શાસ્ત્રનો ખરોપ્રારંભ થાય છે. પહેલાં પ્રકરણમાં સાત પ્રકૃતિ અથવા મુખ્ય સત્તાના સાત અંગો કે તત્ત્વો ( રાજા, મંત્રી, પ્રજા, જનપદ, દુર્ગ, મથકો, ખજાનો લશ્કર અને મિત્ર ) તથા તે દરેક માટે અવશ્યક ગુણોની મીમાંસા કરી છે. બીજા પ્રકરણમાં આસપાસના શત્રુ તથા મિત્રો વિષેની વ્યાખ્યાએ અપવામાં આવી છે તેમાં શત્રુ કે મિત્ર ઠરાવવામાં સૂક્ષ્મ ભેદ આ છે. શત્રુ, મિત્ર, શત્રુના મિત્ર, મિત્રના મિત્ર, શત્રુના મિત્રનો મિત્ર, પ્રચ્છન્ન શત્રુ, પ્રચ્છન્ન શત્રુનો મિત્ર, પ્રચ્છન્ન મિત્રનો મિત્ર, મધ્યસ્થ, તટસ્થ. આ વર્ગીકરણ પછી મિત્ર અને શત્રુના સહજ તથા કૃત્રીમ એવા બે ઉપભેદો પાડવામાં આવ્યા છે. તેપછી રાજ્યની આર્થિક ઉન્નતિ અને તેનાં રક્ષણ વિષેના તત્ત્વો જણાવવામાં આવ્યાં છે.

સાતમું અધિકરણઃ— આ ' ષાડ્ગુણ્ય ' નામના સાતમાં અધિકરણ માં શાસન શાસ્ત્રની છ પદ્ધતિઓનું વિવેચન આવી જાય છે. તે પદ્ધતિઓ નીચે પ્રમાણે છેઃ—શાંતિ, યુદ્ધ, તટસ્થતા, યુદ્ધની તૈયારી દોસ્તી, અને દ્વૈધીભાવ એટલે શત્રુ અને મિત્ર એ બન્નેને છાજે તેવી વૃત્તિ. આ છ માંની દરેક પદ્ધતિ કયારે અને કેવી રીતે અમલમાં મૂકવી તે વિષેની ચર્ચા આ અધિકરણમાં જ આવી જાય છે.

આઠમું અધિકરણઃ—આને 'વ્યસનાધિકારિક' એવું નામ આપવામાં આવ્યું છે. તેમાં રાજાના વ્યસનો એટલે શિકાર,જુગાર, મદ્યપાન, સ્ત્રીઓ વિષેની આસક્તિ સંબંધીનું; તથા રાજાપરના સંકટો એટલે રોગ, અગ્નિપ્રલય, જલ પ્રલય ઇત્યાદિ સંબંધીનું વર્ણન આવી જાય છે તથા રાજાનાં આવ્યસનોમાંના અતિ ભયંકર વ્યસનો કયાં કહેવાય તે જણાવવામાં આવ્યું છે.

નવમું તથા દસમું અધિકરણઃ—આ અનુક્રમે ' અભિયાસ્યત્કર્મ ' અને ' સાંગ્રામિક ' નામનાં બે પ્રકરણોમાં યુદ્ધ વિષયક એટલે (લશ્કરમાં ભરતી, લશ્કરના જુદા જુદા પ્રકાર, લશ્કરની છાવણીની રચના તથા તેની વ્યવસ્થા વગેરે ) બાબતોની વિગતો આપી છે. જે રાજા ખુલ્લી લડાઈમાં શત્રુને હરાવી શકતો ન હોય તેણે પોતાના શત્રુનો નાશ કરવામાં કોઇપણ કુટિલ ઉપાય યોજવા ખંચાવું નહિં જયારે લડાઈ શરૂ થવાની હોય ત્યારે રાજાએ અસરકારક ભાષણો કરી લશ્કરને ઉત્તેજીત કરવા. આ કામમાં તેણે જોશી, પુરોહિત તથા દરબારમાંના ભાટચારણોનો ઉપયોગ કરવો. તેમણે લશ્કરને ઉપદેશ કરવો કે શૂરવીરો સ્વર્ગે જાય છે અને ભીરૂ નરક ગતિ પામે છે. અંતે એમ પણ જણાવવામાં આવ્યું છે કે શત્રુને હરાવવામાં એકલા લશ્કર ઉપરજ આધાર રાખવાથી પુરૂ પડે તેમ નથી. પ્રસંગે કપટપ્રયોગ પણ કરવા પડે. કારણ—

एकं हन्यान्न वा हन्यादिषुः क्षिप्ता धनुष्मता ।
प्राज्ञेन तु मतिः क्षिप्तो हन्याद्गर्भगतानपि ॥

એટવે યોદ્ધાએ છોડેલા એક બાણથી ઘણું તો એક માણસ મરશે, અથવા કદાચ કોઇપણ મરે નહિં. પરતું બુદ્ધિશાળી માણસે યોજેલી યુકિતમાના ગર્ભમાં રહેલા શત્રુનો પણ નાશ થાય. આ શ્લોક પછીના અધિકરણમા લડાઈ વખતે યોજવાની અનેક યુકિતઓ વર્ણવી છે.

અગિયારમું અધિકરણઃ—આ 'સંઘવૃત્ત' નામના અધિકરણમાં લડાયક જીવન ગાળનારા સંઘ-કે ટોળાંઓ સાથે રાજાએ કેવું વર્તન રાખવું તેનો ખ્યાલ આપવામાં આવ્યો છે.પ્રથમ રાજાએ તેમને પોતનાં પક્ષમા ખેંચી લઇ તેમનો પોતાનાં લાભ માટે

ઉપયોગ કરી લેવાની ખટપટ કરવી. જો તેમાં ન ફાવે તો પછી રાજાએ તેમનામાં અનેક યુક્તિ-પ્રયુક્તિઓ રચી ફાટ પાડવી કે જેથી તેમને પોતાને ત્રાસ ન થાય. આમાં રાજાએ સ્ત્રિઓની પણ યોજના કરવી. આવી સ્ત્રિઓ મેળવવા માટે તેમનામાં માંહયમાંહ્ય હરિફાઈ શરૂ થાય અને તોફાનો જાગે કે તરત રાજાએ ખૂની માણસોને હાથે તેમની ટોળીના મુખ્યને ઠાર કરાવવો.

બારમું અધિકરણઃ—આને 'આબલીઃ યસૂમ' એવું નામ આપવામાં આવ્યું છે. અને તેમાં અસમર્થ રાજાએ પ્રબળ શત્રુનો નાશ કરવા જાસુસો, ગુપ્ત સાથીઓ, ખૂનીઓ અને ઝેર દેનારાઓની મદદ મેળવી કેવા ઉપાયો યોજવા તેનું વર્ણન આવી જાય છે. દાખલા તરીકે, ગુપ્ત સાથીઓને તાંત્રિકોનો વેષ ચઢાવી તેમની પાસેથી સ્ત્રિલંપટ રાજાઓને કામોદ્દીપક ઔષધીને નામે ઝેર આપવું. અથવા તો રાજાએ પોતાના જાસુસોને વ્હેપારી, ભરવાડ કે સંન્યાસીના વેષમાં શત્રુના રાજ્યમાં મોકલી આપવા. કે જેથી તેઓ શત્રુના રાજ્યમાં સર્વ સ્થળે ભ્રમણ કરે શઠ અથવા મદ્યમાંસનો ધંધો કરી વિષ પ્રયોગ પણ કરે શઠ અથવા શત્રુની પ્રજાને દેવસ્થાનોમાં ભેગી થતી હોય ત્યાંની ભીંતો તેઓ ભેગા થાય ત્યારે યંત્રની સહાયતાથી તેમના ઉપર તુટી પડી તેઓ મરી જાય તેવું કામ કરે ઈત્યાદિ ઉપાયો સૂચવ્યા છે.

તેરમું અધિકરણઃ—આ 'દુર્ગલમ્ભોપાય' નામના અધિકરણમાં કીલ્લા અને બુરજોની જગાએ હસ્તગત કરવાના ઉપાયો જણાવ્યા છે. જો શત્રુનું એકાદ ગામ જીતવું હોય તો રાજાએ પોતાને માટે અનુકૂળ હોય તેવા લોકોને ઉત્તેજન આપવું તથા શત્રુના માણસોમાં પોતાની સર્વજ્ઞતા તથા દેવતાઓની અનુકૂળતા વિષેનાં ચમત્કારો ફેલાવી તેમનામાં ભય પેદા કરવો. સર્વજ્ઞતાની કીર્તિ ફેલાવવા માટે જાસુસો અને કબૂતરો મારફતે મેળવેલી ખબરો પ્રગટ કરવી અને તે દૈવી સામર્થ્યથીજ મળી છે એવું બ્હાનુ કાઢવું. દેવતા આવીને કહી જાય છે એવી ખ્યાતિ મેળવવાના ઉપાયઃ—અગ્નિકુંડમાંથી અગ્નિદેવતા બોલે છે અથવા બીજી કોઈ મૂર્તિઓમાંથી દેવો બોલે છે એ દાખવવા માટે અગ્નિકુંડની નીચે અથવા મૂર્તિના અંદરના પોલા ભાગમાં પોતાનો સાથી છૂપાવી રાખી તેની પાસેથી જોઇતું વચન બોલાવવું. શત્રુ-રાજાનો નાશ કરવાના કામમાં જે યુક્તિઓ કરવાની તેમાંની એક આ છેઃ—(૧૩-૨૭૨) શત્રુની સરહદ પાસેના એકાદ ડુંગરની ગુફામાં માથું મુંડાવેલો અથવા જટા રાખેલો એકાદ કપટવેષધારી સંન્યાસી લઈ જઇ બેસાડવો. તેણે પોતાની ઉંમર ૪૦૦ વર્ષની છે એમ લોકોને કહેવું. તેની પાસે ઘણા ચેલા હોવા જોઇએ. આ ચેલાઓએ ફુલ તથા કંદ નજરાણા તરીકે લઇને રાજા પાસે જવું તથા તેને સંન્યાસી મહારાજના દર્શન કરવા આમંત્રણ આપવું. રાજા આવે એટલે પેલા સંન્યાસીએ તેને તેના રાજાઓની તથા જૂન સ્થળોની વાતો કરી સંભળાવી જણાવવું કે 'સો વર્ષ પૂરાં થતાં હું અગ્નિમાં પ્રવેશ કરી પાછો યુવાન બનું છું.' હવે તારી સામે હું ચોથીવાર અગ્નિ પ્રવેશ કરનાર છું; માત્ર તારે મારી પાસેજ ઉભા રહેવું અને ત્રણ વર માગવા." રાજા કબુલ થાય એટલે સંન્યાસીએ તેને ફરીથી કહેવું, "પણ આ કામમાં તારે આહુતિ આપવા માટે સ્ત્રી પુત્રો સહ સાત દિવસ અને સાત રાત્રી અહીં આવી રહેવું પડશે" અને તેમ રાજા ત્યાં આવી રહે એટલે તેનો નાશ કરવો.

મોરચાંના મથકો સર કરવા સંબંધી રચવાની કપટ જાળનાં વર્ણનો ઉપર ઘણાં પ્રકરણો રોકાયા બાદ એક પ્રકરણમાં આવા મથક સીધે રસ્તે કે ઘેરો ઘાલી કેમ જીતી લેવાં તે કહ્યું છે. તે પછી બીજા મહત્વના પ્રકરણમાં જીતેલા પ્રદેશમાં સુલેહ કેવી રીતે સ્થાપન કરવી તે જણાવ્યું છેઃ-'જ્યારે રાજા નવો પ્રદેશ જીતે ત્યારે તેણે ત્યાંના રાજાના દુર્ગુણ પોતાના સદ્ગુણોથી ઢાંકી નાંખવા તથા તેનામાં જે ગુણ હોય તેવા ગુણ પોતાનામાં બમણા કરી બતાવવા પોતાનાં કર્તવ્યો વેળાસર અદા કરી, ઉદાર હાથે સખાવતો આપી, તેમ નવી પ્રજાને હક તથા માન મરાતબ વધારી આપી તેનું કલ્યાણ સાધવા ઉલટ પૂર્વક બહાર પડવું. પેશાક, રીતભાત, ભાષા અને રહેલી કરણીમાં આ પ્રજાનું તેણે અનુકરણ કરવું તેમજ તેમના સમારંભ, ઉત્સવો વગેરે તેમની ધાર્મિક રીવાજે ઉજવવા. વિદ્વાનો તથા અન્યશિષ્ઠ જનોને ઈનામો આપીને કે કરવેરા માફ કરીને સન્માન કરવા. કેદીઓને છોડી દેવા. અમૂક તહેવારોને દિવસે જીવહત્યા બંધ કરવી. તથા જીવદયા સંબંધીના બીજા કામો કરવાં. અર્થશાસ્ત્રમાંની આ બાબતો ઉપયોગિતાની દષ્ટિએ પણ નકામી તો નથીજ છતાં જીવ દયા કે ન્યાયનો ખાતર આ કામો કરવા કહ્યાં નથી પણ જીતેલા પ્રદેશમાં સુલેહ સ્થાપવાને માટે કરવાનાં છે.

ચૌદમું અધિકરણઃ—આનું નામ 'ઔપનિષદિક' હોઇ તેમાં ગુપ્ત ઉપાયો એટલે અભિચાર

(જાદુ ઇલમ.) વિષે કથન છે. પણ તે સમજવા કઠણ છે. આમાં આગ લગાડવી, માણસને ઠાર મારવો, તેને ગાંડપણ લગાડવું તેમ બીજા અનેક જાતના રોગ ફેલવવાની દવાઓની માહિતી આપવામાં આવી છે. ઉપરાંત એક મહિના સુધી અન્ન ખાધા શિવાય રહેવું, શરીરનો રંગ બદલવો, અગ્નિ ઉપરથી ચાલી જવું, પોતે અદૃશ્ય બનવું અને બીજાને બનાવવું માણસ તથા બીજા પ્રાણીઓ ઉપર ઉંઘની અસર પાડવી, ઇત્યાદિ પ્રકારો માટે ઔષધી ઉપાયો જણાવવામાં આવ્યા છે.

પંદરમું અધિકરણઃ—આ 'તંત્ર યુક્તિ' નામના છેલ્લાં અધિકરણમાં આ સમગ્ર ગ્રંથની રચનાની યોજના આપવામાં આવી છે. જેમાં અનુમાન પધ્ધતિની યાદિ આપવામાં આવી છે. મીમાંસાકારોની તર્ક પદ્ધતિમાંથી તથા તત્વજ્ઞોના ભાષ્યોમાંથી માત્ર પાંચ કે છજ અનુમાન પધ્ધતિઓ મળી આવે છે, જ્યારે આ ગ્રંથમાં ૩૨ અનુમાન પધ્ધતિઓ, તેમની વ્યાખ્યા તથા આ ગ્રંથમાંનાજ દાખલાઓ સાથે આપવામાં આવી છે. આ ૩૨ પારિભાષિક શબ્દપ્રયોગોમાં કેટલાક શબ્દો ન્યાય પદ્ધતિ અને તર્કશાસ્ત્ર પદ્ધતિના છે, પણ તે ઉપરથી જો એવું અનુમાન દોરીએ કે ખ્રીસ્તી શક પૂર્વે ૪ થી સદીમાં પણ તર્કશાસ્ત્રનાં નિયમો અસ્તિત્ત્વમાં હશે તો ખવું કે પ્રો. વિંટરની ડઝ તે વિષે એમ માને છે કે આ અર્થશાસ્ત્ર તેટલું પુરાણું માનવા કરતાં મૂળ ગ્રંથ ઉપરથી તે પછીના કોઈ પંડિતે આ અર્થશાસ્ત્ર નવેસર લખ્યું હશે [illegible] માનવા માટે છેલ્લાં ભાગમાં જોઇતા પુરાવો [illegible] છે.

[illegible]ટિલીય અર્થશાસ્ત્રના પ્રકરણવાર નિરીક્ષણ [illegible] ઉપરથી જે માલમ પડે છે કે આ ગ્રંથ ઘણોજ [illegible] હોઈ તેણે ભારતીય સાહિત્યમાંના બીજા કોઇ પણ ગ્રંથ કરતાં પ્રાચીન ભારતના વિસ્તાર તથા તેની સંસ્કૃતિની સ્થિતિ પર વધારે પ્રકાશ પાડ્યો છે. અનેક મહાન પંડિતો માને છે તેમ જો આ ગ્રંથ રાજા ચંદ્રગુપ્તના મંત્રીએ લખ્યો હોય તો ખરેખર એક અમૂલ્ય થઇ ગ્રંથ પડ્યો છે. તેમ તે ઈ. સ. પૂર્વે ૪ થી સદીના ગ્રંથ તરીકેજ માનવો જોઇએ. વળી આટલા પુરાતન કાળના સાહિત્ય અને સંસ્કૃતિ સંબંધીનો આ એકજ એવો ગ્રંથ છે કે જેની રચના કાળ મુકરર કરી શકાય છે. પ્રથમ તે કૌટિલ્યનોજ હોવો જોઈએ એવો મત દઢ થાય છે દાખલા તરીકે, પ્રથમ યાકોબી (ભારતીય તત્ત્વજ્ઞાનનો પ્રાચીન ઇતિહાસ" એસ. બીએ. ૧૯૧૧, ૭૩૨ ઇત્યાદિ "કૌટિલ્ય" ઉપરથી સાહિત્ય અને ભાષાનો ઇતિહાસ તથા સંસ્કૃતિ સંબંધે વિવેચન" એસ. બીએ. ૧૯૧૧, ૯૫૪ ઈ;" "કૌટિલીય અર્થશાસ્ત્રની સત્યતા વિષે ખાત્રી" એસ. બી.એ. ૧૯૧૨, ૮૩૨ઈ; ઝેડ. ડી. એમ. જી. ૭૪,૧૯૨૦; ૨૪૮ ઇ. ૨૫૪ ઈ. એ લેખોમાં) એ ચાણુકયના આ ગ્રંથ વિષે અનુકૂળ અભિપ્રાય દર્શાવ્યો છે ઘણા વિદ્વાનો યાકોબીનો મત માન્ય રાખે છે. [દાખલા૦-ચાર્પેન્ટીયેર ડબ્લ્યુ ઝેડ. કે. એમ. ૨૮,૧૯૧૪,૨૧૧; સ્મિથ - અર્લી હિસ્ટરી ૧૫૧ ઈ. ફ્લીટ-ઈન્ટ્રોડકટરી નોટ ટુ શામશાસ્ત્રીઝ ઇંગ્લીસ ટ્રાન્સલેશન (૧૯૧૫) સોલી-ઈંદ્રોડુઝિઓને પા. ૧૬ ઇ. ગાર્બ-સાંખ્યફિલોસોફી પા. ૩ ઇ] તે પછીના વિદ્વાનોએ કૌટિલ્યજ આ ગ્રંથનો લેખક હતો એ વિષે જરાય શક દર્શાવ્યો. નથી. [શામશાસ્ત્રી (મૂળ સંસ્કૃત ગ્રંથ તેના અંગ્રેજી ભાષાંતર સાથે જોડેલી અંગ્રેજી પ્રસ્તાવના); એન. એન. લાહા-સ્ટડીઝ ઇન એન્શન્ટ હિંદુ પૉલિટી (લંડન ૧૯૧૪) તથા લાહાના ગ્રંથ ઉપર રાધાકુમુદ મુકરજીએ લખેલી પ્રસ્તાવના હરપ્રસાદ શાસ્ત્રી-જે એ એસબી. ૬,૧૯૧૦,૩૦૫ ઈ. અને કે. પી. જયસવાલ ઇ. ઍ. ૪૨,૧૯૧૩,૩૦૬. આવો અભિપ્રાય અંગ્રેજ લેખકોએ પણ જાહેર કર્યો છે. પાર્મીટર જે આર એ એસ ૧૯૧૭,૧૫૭ ઇ, ૧૫૯ ઈ. એલ. ડી. બાર્નેટ ઍન્ટીકવીટીઝ ઑફ ઇંડિયા, લંડન ૧૯૧૩, પેરા ૯૮]

આવો અપ્રતિમ ગ્રંથ ઉપલબ્ધ થાય ત્યારે સ્હેજેજ હર્ષ થાય છે, પણ તેથીજ આપણી નિર્ણય શકિત ઉપર આ હર્ષજનક ભાવનાનો દાબ ન પડે, અને તે ગ્રંથનો લેખનકાળ ઈ. સ. પૂર્વે ૪થી સદી એજ હશે કે કેમ તે વિષે ઘણીજ સૂક્ષ્મ દૃષ્ટિથી તપાસ કરવી અગત્યની થઈ પડશે. હિલેબ્રૅન્ટ, [ઝેડ ડી એમ જી. ૬૯,૧૯૧૫,૩૬૦ ઇ; અને જીજીએ ૧૯૧૫,૬૨૯ એ એની તુલના કરો] કહે છે:—આ સમગ્ર ગ્રંથ કૌટિલ્યે એકલાએજ લખ્યા હશે એમ માનવું જોઇએ નહિ. તેના સંપ્રદાયમાંથી આ ગ્રંથ નિર્માણ થયો. હર્ટલ (તંત્રાખ્યાયિકાનો તરજુમો ૧ પાન ૨૨,) એ લેખક પણ હિલેબ્રૅન્ટ સાથે મળતો થઈ માને છે કે કૌટિલ્ય અર્થશાસ્ત્ર એકી વખતે લખાયલું નથી. છતાં તેની વિચારસરણી એવી છે કે, આ ગ્રંથ, તથા ભાષ્યના મૂળભૂત તત્ત્વો ચાણુકયના કાળમાંજ ઉત્પન્ન થયા હશે એમાં શક નથી. ઓલ્ડનબર્ગ ૧૯૧૩ ની સાલમાં લખી ગયો છે કે આ ગ્રંથ ઇ. સ. પૂર્વે ૩ જી સદીમાં ચાણુકય અથવા તેના પછીના પંડિતોએ લખ્યો હતો, પણ તે પછી (એનજીજી ડબ્લ્યુ ૧૯૧૮ માં) ના લખાણમાં તે આ ગ્રંથ વિષે શ્રદ્ધાહિન થતો જાય છે. જૉલીએ પણ પ્રથમ

તેને ચાણુકયના ગ્રંથ તરીકે માન્ય રાખ્યો. (" રાજનીતિ વિષયક અને પ્રાચીન ભારતીય ગ્રંથ," જર્મન લેખ ૧૯૧૨ ) પણ પાછળથી તેનો કાળ તથા તેની સત્યતા એ વિષે શંકા પણ લાગી (ઝેડ્ડીએમ્જી ૬૮,૧૯૧૪.૩૫૯) વળી ૧૯૧૯ નીસાલમાં તેણે ફરીવાર પોતાનો મત જાહેર કરી આ ગ્રંથનો કાળ ઇસ ૪ થી કે ૫ મી સદીનો જ હોવો જોઇએ એમ નિશ્ચય પૂર્વક જણાવ્યું છે. (" તુલનાત્મક ન્યાયતત્વ શાસ્ત્રનું નિયતકાલિક," જર્મન ૩૭ પા. ૩૨૯) એ. બી. કીથ ( જે. આર. એ એસ. ૧૯૧૬, ૧૩૦ ઇ; ૧૯૨૦, ૬૨૮ ) અને ડૉ. ભાંડારકરે ( પ્રોસીડીંગ્ઝ ઍન્ડટ્રૅન્ઝેકશન્સ ઑફ ધી ફ્સ્ટ ઓરિએંટલ કૉન્ફરન્સ પુના ૧૯૨૦ ) પણ આ ગ્રંથના પ્રમાણુ વિષે શક દર્શાવ્યો છે તથા ચાણુકયને તેના લેખક તરીકે એમણે અમાન્ય કરાવ્યો છે.

આપણી પાસે કૌટિલ્યના સંબંધમાં કેટલી માહિતી છે? પુરાણો ( ભવિષ્ય કથનના સ્વરૂપમાં ) જણાવે છે કે, કૌટિલ્યે નંદરાજ વંશનો નાશ કરી ચંદ્રગુપ્ત મૌર્યને ગાદીએ બેસાડયો. [ એફ. ઇ પાર્ગિટરથી પુરાણાઝ ઓન ધી ડાઇનેસ્ટ્રીજ ઓફ ધી કલીએજ " ] રાજ્યમાંનો ખરા ચાલક પુરૂષ તરીકે ચાણુકયને પુરાણોએ વર્ણવ્યો છે પણ તેમાં તેનું લેખક તરીકેનું વર્ણન કયાંયે મળી આવતું નથી. ચંદ્રગુપ્ત ઈ. સ. પૂર્વે ૩૨૨ ના આરસામાં ગાદીએ બેઠો. ઇ. સ. પૂ. ૩૦૨ માં સેલ્યુકસ નિકેટારના વકીલ તરીકે મેગૅસ્થિનિસ તેના દરબારમાં આવી પહોંચ્યો. તેણે પોતાના પરદેશવાસનો જે ઈતિહાસ લખી રાખ્યો હતો તે ઉપલબ્ધ થાય છે. આ ગ્રીક મગૅસ્થિનિઝ અથવા તેના પછીના પ્રાચીન ગ્રંથકારો પણ ચંદ્રગુપ્તના આ સુવિખ્યાત મંત્રી વિષે મૂકવૃત્તિજ જાળવી રહ્યા છે. એ પણ આશ્ચર્યકારકજ કહેવાય ! મેગૅસ્થિનીઝના આ ઈતિહાસ સાથે અર્થશાસ્ત્ર મેળવી જોતાં તેનો લેખક મેગૅસ્થિનીઝનો સમકાલીન હશે એમ માનવા અલ્પ પુરાવો પણ મળી શકતો નથી. ( આર. મુકરજીએ લાહાના " સ્ટડીઝ ઇન એન્શન્ટ હિંદુ પૉલિટી " પુસ્તક ઉપર લખેલી પ્રસ્તાવના જુઓ.) મુકરજી અને સ્મિથ ( અર્લી હિસ્ટરરી) માને છે કે મેગૅસ્થિનીઝ અને કૌટિલ્યના ગ્રંથમાં તેમને કેટલાક સમ્યદર્શક મુદ્દા મળી ચૂકયા છે. એચ. જી. રૉલિન્સન્સે (ઇંટરકોર્સ બિટવીન ઈન્ડિયા ઍન્ડ વેસ્ટર્ન વર્લ્ડ કેંબ્રીજ ૧૯૧૬) મેગૅસ્થિનીઝ અને કૌટિલ્યની પરસ્પર સામ્યતા દર્શાવવા લાહાનો આધાર દર્શાવે છે. કેટલીક બાબતોમાં સામ્ય છે એ ખરૂં છે. પણ ઓટો સ્ટીનના મત મુજબ ( " મેગૅસ્થિનીઝ ઍન્ડ કૌટિલ્ય " એસ ડબ્લ્યુ એ. ૧૯૨૧ ) ગ્રીક રિપોર્ટની કૌટિલીય ગ્રંથ સાથે સરખામણી કરતાં મહત્વની બાબતોમાં સામ્ય કરતાં વિરોધ દર્શક મુદ્દાજ પુષ્કળ મળી આવે છે. શિવાય અશોકના કાળની સ્થિતિ અને આ ગ્રંથમાં વર્ણવેલી સ્થિતિ એ વચ્ચે પણ સામ્ય માલમ પડતું નથી. ડા. થોમસે જે આર એ એસ ૧૯૧૫ એ લેખમાં જે ઉતારા ટાંકયા છે તે ઉપરથી પણ કોઈ જાતનો નિર્ણય આપી શકાતો નથી. મહાભાષ્યમાં મૌર્ય અને ચંદ્રગુપ્તની સભાઓ વિષે ઉલ્લેખ આવી જાય છે, છતાં કૌટિલ્યનો તેમાં જરાય ઉલ્લેખ નથી. કૌટિલ્ય વિષે તો જે અન્ય માહિતી મળે છે તે કેવળ દંતકથા કે નવલકથામયજ ગણાય. દાખલા તરીકે " મુદ્રારાક્ષસ " નાટકમાં વર્ણવેલી કથા, સોમદેવનું " કથાસરિત્સાગર " અને હેમચંદ્રનું " પરિશિષ્ટપર્વન " એ ગ્રંથોમાં ચાણુકયનો ઘણે ભાગે ધૂર્ત અને કપટી મુત્સદ્દી તરીકેજ જણાવવામાં આવેલો હોઈ આવી જાતની કથાઓ તેને નામે વર્ણવામાં આવી છે. પરંતુ ગ્રંથકાર તરીકે આ કથાઓમાં પણ તેનો પરિચય કરાવવામાં આવ્યો નથી. મુદ્રારાક્ષસના પહેલા અંકમાં કૌટિલ્ય શિષ્યો સાથે પ્રવેશ કરે છે એવું તેનું આચાર્ય સ્વરૂપ દર્શાવવામાં આવ્યુ છે ખરૂં, પરંતુ કૌટિલીય અર્થશાસ્ત્રના પ્રધાન ભાગોમાં નંદ, મૌર્ય, રાજા ચંદ્રગુપ્ત કિંવા તે કાળની સ્થિતિ સંબંધી કોઇપણ ઠેકાણે ઉલ્લેખ કર્યો નથી. મુકરજીને કેટલેક ઠેકાણે (લાહા. પાનું ૩૩ જુઓ) ચંદ્રગુપ્ત વિષેની મા[illegible]તી મળી આવી છે. પરંતુ વિંટરાનિટ્ઝ મા[illegible] તે કોઈને સમજાય તેવી નથી.

અર્થશાસ્ત્રમાં કૌટિલ્યજ તેનો લેખક હોવા વિષે લખવામાં આવ્યું છે. ૧-૧ અને ૨-૧૦ એ ભાગના છેલ્લા શ્લોકમાં તથા ગ્રંથને અંતે એટલે જ્યાં ' જેણે પળવારમાં અને ઉત્કંઠાપૂર્વક નંદરાજાની ભૂમિ, તલવાર તથા જ્ઞાન ઉદ્‌ધૃત કર્યાં તે " એવો નંદરાજાના નાશ વિષેનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ત્યાં તેને માટે ઉલ્લેખ મળી આવે છે, " ઉદ્‌ધૃત કર્યાં " બાલબોધી એ શબ્દ અહીં ત્રણ ભિન્ન અર્થે યોજાયલો છે તેનો આશય એ છે કે, " જેણે ઝપાટાબંધ નિશ્ચિત કરેલું જ્ઞાન ( જુના ગ્રંથો ઉપરથી આ અર્થશાસ્ત્ર ગ્રંથ ) બહાર પાડ્યું, તેણે મ્યાનમાંથી તલવાર ખેંચી કાઢી અને જેણે નંદરાજાના હાથમાંથી તેની માલીકીની જમીન ખૂંચવી લીધી. " પણ જે અધ્યાયમાં આ શ્લોક આવી જાય છે તે અધ્યાય જો કે ગ્રંથના મૂળ

ભાગમાંથી લીધેલા હોય અને અંતે જોડવામાં આવ્યા ન હોય ( વિંટરનિડ્ઝ માને છે કે તે અધ્યાય અંતે જોડવામાં આવ્યા છે.) તો પણ તેથી એમ ચોક્કસ કહી શકાતું નથી કે અર્થશાસ્ત્રનો ગ્રંથ તેણેજ લખ્યો હોય. કદાચ તે ગ્રંથ તેનો હશે એમ કહી શકાશે. મૂળ ગ્રંથમાં પણ તેના લેખક તરીકે ચાણક્ય કે વિષ્ણુગુપ્ત એવાં નામો નથી. માત્ર કૌટિલ્ય એજ નામનો ઉલ્લેખ મળી આવે છે. પરંતુ " કૌટિલ્ય " એ શબ્દજ સૂચવે છે કે લેખકનું ખરૂં નામ તે નથી. ' કૌટિલ્ય ' એટલે અસત્ય પણું ઢોંગ. આ અર્થ મુદ્રા રાક્ષસનો લેખક જાણતો હતો ( ૧ શ્લો. ૭-૧ અને ૪ શ્લો. ૨ જુઓ ), અને તેથી ચંદ્રગુપ્તના મંત્રીએ પોતાને આવે નામે ઓળખાવ્યો હશે એ અસંભવિત છે એમ વિંટરનિડ્ઝ માને છે. છતાં કોઇ પણ માણસને આવું નામ પસંદ નજ પડે એમ પણ કહી શકાય નહિ. યાકોબી ધારે છે કે આ ગ્રંથનો કર્તા પંડિત નહિ પણ કોઇ મુત્સદ્દીજ હોવો જોઇએ. તે આ લેખકને ' ભારતનો બિસ્માર્ક ' એ નામથી ઓળખાવે છે તથા ફ્રેડરીક ધી ગ્રેટ મુજબ તેણે ફુરસદને અવસરે અથવા વૃદ્ધાવસ્થામાં પોતાના જીવન કાર્ય ઉપર એક ઔપપત્તિક ગ્રંથ લખ્યો હશે. એમ પણ તે માને છે. પણ યાકોબીની આ ઉપપત્તિ અર્થ-શાસ્ત્રમાંના વિષયો તપાસતાં ખરી હોય એમ વિંટરનિડ્ઝ માન્ય કરી શકતો નથી. કેમકે પંડિતોએ રચેલા અન્ય ગ્રંથો પ્રમાણે આ ગ્રંથમાં પણ તેની તેજ વ્યાખ્યાઓ, પાંડિત્યદર્શક વર્ગીકરણ, પ્રકરણો અને સૂત્રો આવી જાય છે. વળી તે કાળમાં નીતિસૂત્ર વિષે જે પરિભાષા ઉપલબ્ધ હતી તે આ ગ્રંથમાં યોજાયલી છે. નીતિશાસ્ત્રનાં અભ્યાસની એક અતિ પુરાતન કાળથી ચાલતી આવેલી શાખા માન્ય રાખીએ તો જ આચાર્ય, અથવા ( માનવ, બાર્હસ્પત્ય, ઐશનસ વગેરે જેવો ) કેટલીક શાખાઓ કિંવા ( ભારદ્વાજ, વિશાલાક્ષ, પરાશર જેવા ) વ્યક્તિગત લેખકોના મતો કૌટિલ્યના મત સાથે સરખાવી જોવા માટે રજુ કરવામાં આવ્યા છે તે તથા તે ઉપરથએલી ચર્ચાઓનો આપણે અર્થ કરી શકીએ છીએ. આવી ચર્ચાઓને અંતે જ્યારે " કૌટિલ્ય આમ કહે છે " એવા પુરાવા આપવામાં આવેલા હોય છે ત્યારે તે ઉપરથી આ ગ્રંથનો લેખક કૌટિલ્યજ હોવો જોઈએ એમ સાબીત થાય છે. પરંતુ આવી રીતે કર્તા કે લેખકનો પરિચય ઘણે ભાગે સૂત્રરૂપ ગ્રંથોમાંજ કરાવેલો હોય છે. આવા સૂત્રગ્રંથો :વ્યક્તિગત લેખકના માનવામાં આવતા નથી. દાખલા તરીકે પૂર્વ મીમાંસા સૂત્રમાં જૈમિનીનું, વેદાંત સૂત્રમાં બાદરાયણનું, અને બૌદ્ધાયન ધર્મ-સૂત્રમાં બૌદ્ધાયનનું, એવાં નામો આવી જાય છે. વંટરનિડ્ઝનું આ વિવેચન છે. ઉપરાંત તે એમ પણ માને છે છે કે કૌટિલીય અર્થશાસ્ત્રને કૌટિ-લ્યનુંજ માનવામાં આવે છે તે માત્ર એકજ કારણસર અને તે કારણ એકે, દંત કથામાંના ચંદ્રગુપ્તનો મંત્રી શાસનશાસ્ત્રીનો ઉત્પાદક ન હોય છતાં તે એક આદર્શ ગુરૂ હતો એમ કહે છે. ચાણક્ય કે કૌટિલ્ય એ સુસંસકારી; ધૂર્ત અને કાબેલ મંત્રી-ઓને આદર્શ હતો છતાં તે પોતાના રાજાસાથે અત્યંત :વફાદાર, એકનિષ્ઠ હતો. અને આવોજ નમુનો ભાસ તથા તે પછીના નાટય સાહિત્યમાં હંમેશા મળી આવે છે. અને આથી કરીનેજ તે પછીના કાળમાં નિર્માણ થએલા સર્વે નીતિસૂત્રો ચાણક્ય સાથે જોડી દેવામાં આવ્યા છે.

મૂળ ગ્રંથમાંના વિષય તપાસતાં એમ જણાય છે કે, શાસનશાસ્ત્ર (સંકુચિત અર્થે) ઉપરાંત વ્યવ-હારમાંના પણ અનેક વિષયોનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ વિષયોનાં વિવેચનમાં કળાકુશળતા, કૃષિકર્મ, ખનીજ, યુદ્ધશાસ્ત્ર ઈ૰ જેવા વિષયોમાં પણ તે કાળની પ્રજા સંપૂર્ણ જ્ઞાન ધરાવતી એમ માનવામાં આવ્યું છે. તેમ એક મનુષ્યને માટે આ સર્વે જ્ઞાન પ્રાપ્ત કરી લેવું અશક્ય હતું. ધારો કે આ વિભાગો માટે કૌટિલ્યે વિવિધ અમલદારો પોતાની મદદે રાખ્યા હશે. યાકોબી આવો અભિપ્રાય ધરાવે છે અને કામંદકની માન્યતા મુજબ તેમાં વિસંગતિ પણ નથી જ. વળી હર્ટેલ અને ઝાર્પેન્ટિયર પણ આમજ માનતા લાગે છે. "અર્થશાસ્ત્રમાંથી જેણે નીતિશાસ્ત્રરૂપ અમૃતનું દોહન કર્યું તે સુવિખ્યાત અને શાણા વિષ્ણુગુપ્તને સત્કાર હજો" કામંદકના આ ઉદ્ગારો ઉપરથી કૌટિલ્ય પૂર્વકાળના જ્ઞાનનો સંગ્રાહક તથા અગ્રગણ્ય મુત્સદ્દી હતો એમ તે માનતો જણાય છે. કૌટિલીય ગ્રંથમાં જે નવા શબ્દો આવી જાય છે તે અર્થશાસ્ત્ર-માંના વિવિધ શાસ્ત્રીય શાખાઓમાં ચર્ચાયા છે. [હર્ટેલ ડબલ્યુ ઝેડ કે એમ ૨૫,૧૯૧૦,૪૧૬ ઇ. [યાકોબી એસ બી એ ૧૯૧૧,૯૫૪ ઇ. શાર્પેંટીયર ડબ્લ્યુ ઝેડ કે કેમ ૨૮,૧૯૧૪,૨૧૧ ઇ.] વિંટરનિડ્ઝના મત મુજબ જુદી જુદી શાખાઓ ઉપર તે કાળે સ્વતંત્ર ગ્રંથ લખાયલા હતા અને અર્થશાસ્ત્રના લેખકે તેમાં કંઇક સુધારો વધારો કરીને પોતાના ગ્રંથમાં તેમનો ઉપયોગ કરી લીધો હશે એમ કહેવું વધારે વ્યાજબી લાગે છે. આનું પરિણામ એજ કે, પુષ્કળ અધ્યાયોમાં તેનાં તેજ વિષયો આવી જાય છે. શિવાય ઉપર્યુક્ત દલીલ

માન્ય રાખીએ તો અર્થશાસ્ત્રના પહેલાં કેવળ શાસનશાસ્ત્રમાં જ નહિ પણ વિવિધ કળા, વ્યાપાર અને વ્યવહાર એ શાખામાં પણ પુષ્કળ સમયથી સાહિત્યને લગતી ચળવળો ચાલુ હશે એમ દેખાઇ આવશે. વિંટરનિટ્ઝ માને છે કે આ ગ્રંથને ઇ. સ. પૂર્વે ચોથી સદી જેટલો પુરાતન માનવો એ અશક્ય વાત છે.

કૌટિલ્યનો કાળ મુકરર કરતાં તે ગ્રંથમાં આવી જતા અર્થશાસ્ત્ર વિષયક સાહિત્ય શિવાય બીજા કયા સાહિત્યની ચર્ચા આવે છે તે પણ તપાસવું જોઇએ. આ દિશાએ તપાસ કરતાં આપણને જણાઈ આવે છે કે, વેદ તથા વેદાંગ ઉપરાંત વર્ણન વિષયક તથા ઉપદેશ વિષયક મહાકાવ્યરૂપ સાહિત્યની પણ તે કાળમાં માહિતી હતી. મહાભારત તથા રામાયણમાંથી મુખ્ય કથાઓ તો પહેલેથી જ સૌ કોઈ જાણતાં. છતાં આ બે મહાકાવ્યમાં ન હોય તેવી કથાઓ પણ આ ગ્રંથમાં આવી જાય છે તે તો પ્રાચીન વૈદિક અને બૌદ્ધ સાહિત્યમાંથી જ ઉપાડી લેવામાં આવી હશે. છતાંય સર્વત્ર બ્રાહ્મણી કથાઓનો જ ઉલ્લેખ છે. આખા કૌટિલીય ગ્રંથમાં તે કાળમાં ચાલતા સારા નાટક કે કાવ્યનો ઉલ્લેખ મળી આવતો નથી.

તંત્રાખ્યાયિક, દશકુમાર ચરિત, અને વાત્સ્યાયનના 'ન્યાયભાષ્ય'માં આ ગ્રંથ ચંદ્રગુપ્તના સુવિખ્યાત મંત્રીએ જ લખ્યો હોય એમ માનવામાં આવ્યું છે. આ ગ્રંથનું યાજ્ઞવલ્કય અને નારદનાં ધર્મશાસ્ત્રો સાથે જે સામ્ય આગળ ઉપર દર્શાવવામાં આવ્યું છે તેમાં તથા કૌટિલ્યમાં જણાવેલા એકાદ કળા વિષયક ગ્રંથમાં કીમિયો કરવા સંબંધીની માહિતી આપવામાં આવી છે તે ધ્યાનમાં લેતાં વિંટરનિટ્ઝના અભિપ્રાય મુજબ એમ કહેવું ઘટે છે કે, જો કે આ અર્થશાસ્ત્રનો ગ્રંથ અતિ પુરાતન છે ✓ છતાં તે ઈ. સ. ની ત્રીજી સદીથી વધુ પુરાતન તો નથી જ. જો ન્યાયભાષ્ય અને તંત્રાખ્યાયિક એ ગ્રંથોને ઈ. સ. ની ૪ થી સદીના ગ્રંથો તરીકે ગણીએ (અને એજ વધુ સંભવિત લાગે છે) તો કૌટિલીયનો કાળ તેથી કંઇક અર્વાચીન ગણાવો જોઇએ. જૈન સંપ્રદાયના નંદીસૂત્ર અને અનુયોગદ્વાર ગ્રંથોમાં જણાવેલાં બ્રાહ્મણ ગ્રંથોમાં "કોડિલ્લયમ"નો જે ઉલ્લેખ આવે છે તે ઉપરથી વિંટરનિટ્ઝના મત મુજબ કોઇપણ જાતનો વધુ પ્રકાશ પડતો નથી. યાકોબી [ ઝેડ ડી એમ જી ૭૪,૨,૫૪ ઇ ] શાર્પેન્ટર ( ઉત્તરાધ્યાયન પ્રત પ્રસ્તાવના પાં. ૨ ઈ.). એ કોઈપણ આ ઉલ્લેખ કોઈસ્ટથી પુરાતન હોય એમ કહેતો નથી. જૈનસંપ્રદાયનો અમુક ભાગ નંદકાળનો હોય છતાં સ્વતંત્ર લેખોનો કાળ દેવર્દ્ધિ (ઇ. સ. ની ૪થી સદી)થી પણ પુરાતન કલ્પી શકાય તેવો પુરાવો આપણી પાસે મોજુદ નથી. કાલિદાસ અર્થશાસ્ત્ર જાણતો હોય એ તદ્દન સંભવિત છે. પરંતુ એકાદ લેખકે કહ્યું છે તેમ ( એચ. એ. શાહ— 'કૌટિલીય ઍન્ડ કાલિદાસ, જર્નલ ઑફ ધી મિથિક સોસાયટી, બેંગલોર પુ. ૧૦,૧૧ ) કૌટિલ્ય અને કાલિદાસમાં સામ્ય છે એટલું જ નહિં પણ એ બન્ને પુરૂષો એકજ હોવા જોઇએ એમ સાબીત કરવાના પ્રયાસ કરવા એ તો વિલક્ષણ જ કહેવાય !

એ રીતે ઈ. સ. પૂ. ૪થી સદીનો ગ્રંથ આપણી પાસે હોવાની આશા નિષ્ફળ જાય છતાંય આ અર્થશાસ્ત્રની જેટલી પુરાતનતા સાબીત થાય તેટલા પુરાણ કાળનો ગ્રંથ આપણી પાસે હોય તે પણ કંઈ સાધારણ સંતોષની વાત તો નજ કહેવાય.

કૌટિલીય અર્થશાસ્ત્રના અંતરંગ પરથી એટલું તો ખાત્રીપૂર્વક કહી શકાય છે કે, તેના કર્તાની ધાર્મિક તથા ઐહિક દ્રષ્ટિ બ્રાહ્મણીય હોઈ તેણે આદર્શભૂત ગણેલા રાજ્યમાં બ્રાહ્મણો માટે તેણે પુષ્કળ વ્યાપક કાર્યક્ષેત્ર દર્શાવ્યું છે. રાજા પોતાની ફરજ અદા કરતો ત્યારે તેની પાસે હંમેશા ઉપાધ્યાય અને ધાર્મિક માણસો રહેતા. તેમને દરબારી અમલદારો તરીકે વર્ષાસન મળતાં. તેમાં છતાં જ્યારે રાજાના હક નિશ્ચિત કરવાનો કે ખાલી પડેલી તિજોરી પાછી છલકતી કરવાનો પ્રસંગ આવતો ત્યારે લોકોની ધાર્મિક માન્યતાઓ ઉષ્કેરવામાં પણ આ બ્રાહ્મણી વર્ચસ્વ કદી આડે આવતું નહિ. એ ખાસ ધ્યાનમાં લેવા જેવું છે. આવા સંજોગોમાં કૌટિલ્ય મુજબ મૅકીઍવેલીને પણ પોતાના હેતુ સાધવાને અર્થે પણ જાતનાં પગલાં લેવા અયોગ્ય લાગતું નથી. જો કે તે પણ ધાર્મિક બ્રાહ્મણ સ્વભાવનો છે. આ સામ્ય બાદ કરતાં કૌટિલ્યને "ભારતનો મૅકિઍવેલી" કહેવાય છે તે માત્ર અલ્પાંશે જ ખરૂં છે. જોસેફ કોલહર કૌટિલ્યને" હૉબ્જનો ભારતીય પુરોગામી" તરીકે ઓળખાવે છે તેમાં તો અત્યલ્પ સત્ય જ રહેલું છે. "બુક ઑફ ધી પ્રિન્સ" એ પુસ્તકની જેમ અર્થશાસ્ત્રમાં પણ રાજસત્તા વિના બીજી કોઈપણ સત્તા પદ્ધતિનો ઉલ્લેખ આવેલો નથી તેમ રાજ્યરક્ષણના હેતુસર એ બન્ને ગ્રંથો વ્યાવહારિક ગણાય. છતાં તે બેમાં એક મુખ્ય ભેદ રહેલો છે તે એ કે, મૅકિઍવેલી મુખ્યત્વે કરીને ઇતિહાસકાર હોઈ તે પોતાના સિદ્ધાંત ઇતિહાસના જ્ઞાનમાંથી તારવી કાઢે છે. જ્યારે આપણા 'ભારતીય મૅકિએવેલી' તરીકે સંબોધાયલા કૌટિલ્યની સ્થિતિ આથી ભિન્ન છે. તે માત્ર સિદ્ધાંતવાદી જ છે અને 'રાજ્ય રક્ષણ માટે કયા

સાધનો ઉપયોગી છે ને કયા ઉપયોગી નથી ' એટલા પુરતો જ વિચાર કરે છે. કેટલાક અધ્યાય ( દા૦ અમલદારોના પગાર, નગર રચના અને વ્યવસ્થા ઈ.) વાંચીને આપણને એવો ખ્યાલ થાય છે કે આ લેખકે વસ્તુસ્થિતિ ઉપરથી જ પોતાના સિદ્ધાંતો દોરવ્યા હશે, અને તેથીજ તે અધ્યાયો અને કદાચ સમગ્ર ગ્રંથનો કર્તા કોઇ નાનોસૂનો માણસ નહિ પણ રાજાનો શ્રેષ્ઠ મંત્રી હોવો જોઇએ એ સંભવનીય લાગે છે.

સન ૧૯૦૯ માં અર્થશાસ્ત્રની પહેલી આવૃત્તિ પ્રગટ થયા પછી કીથે એમ પ્રતિપાદન કર્યું છે કે અર્થશાસ્ત્રનો કર્તા વિષ્ણુગુપ્ત તથા કામસૂત્ર કર્તા વાત્સ્યાયન એ બન્ને એકજ હતા. પોતાની દલીલ માં તેણે હેમચંદ્રના અભિધાન ચિંતામણિમાંના તથા યાદવ પ્રકાશના વૈજયંતીમાંના અનુક્રમે वात्स्यायनो मल्लनागः कौटिल्यश्चणकात्मजः । અને वात्स्यानस्तु कौटिल्यो विष्णुगुप्तो वराणकः । એ શ્લોકો આધાર તરીકે ટાંકયા છે. તેમજ ભોજરાજાએ લખેલી નામમાલિકામાં વાત્સ્યાયન શબ્દને બદલે કાત્યાયન શબ્દ આપવામાં આવ્યો છે. कात्यायनस्तु कौटिल्यो विष्णुगुप्तो वराणकः । આ કાત્યાયન શબ્દ પ્રત્યક્ષ ભોજેજ વાપર્યો હતો કે ભૂલથી તે લખાઇ ગયો હતો ? વળી વાત્સ્યાયન અને કાત્યાયન અને કૌટિલ્ય એ બધા એક જ છે કે કેમ ? એ પ્રશ્નો ઉદ્ભવે છે. જો ભોજે કાત્યાયન શબ્દ યોગ્ય રીતે જ વાપર્યો હોય તો વાત્સાયન અને કૌટિલ્ય ભિન્ન હતા એ ખુલ્લું પડી જાય છે. પરંતુ જો વાત્સ્યાયન શબ્દ ખરો હોય તો કૌટિલ્ય નંદના કાળનો પુરૂષ હતો વગેરે વિષ્ણુ પુરાણ ઈત્યાદિમાં જે વાકયો આવી જાય છે તે નિરર્થકજ ઠરશે. मौर्यचंद्रगुप्तार्थं चाणक्योर्थशास्त्रं विरचयामास દંડીના આ ઉદ્ગાર પરથી ચાણકયનો કાળ ક્રાઈસ્ટ પૂર્વે ૪થી સદી તરીકે બતાવવામાં આવે છે. ' कर्तर्या कुतश्चानकर्णिरतांतवाहनो महादेवीं मलवतींजघान ' કામસૂત્રમાંનાં આ સૂત્ર પરથી વાત્સ્યાયનનો કાળ ઈ. સ. ૧૩૭ થી ૨૦૯ એ દરમ્યાનમાં આવી જાય છે. વાત્સ્યાયનનાં ન્યાય સૂત્ર ભાષ્યમાં અર્થશાસ્ત્રમાંના વાકયોનો અનુવાદ કરવામાં આવ્યો છતાં અર્થશાસ્ત્ર પોતે લખ્યું હોય એવી જાતનો ઉલ્લેખ મળી આવતો નથી. કામસૂત્રમાં પણ અર્થશાસ્ત્રમાંના વાકયો જેવા પુષ્કળ આવી જાય છે યશોધરે કામસૂત્ર ભાષ્યમાં વાત્સ્યાયનનું મલ્લ નામ એ બીજું નામ જણાવ્યું છે, છતાં કૌટિલ્યના નામનો ત્યાં જરાય નિર્દેશ થયો નથી: ઉલટું "कौटल्येन अर्थशास्त्रे उक्तम्" " ઇત્યાદિ ઉલ્લેખો ઉપરથી અર્થશાસ્ત્રનો કર્તા કૌટિલ્યજ હતો એમ દર્શાવવામાં આવ્યું છે તેમ તેમાં કેટલાક અર્થશાસ્ત્રમાંના વાકયો પણ ઉંચકી લેવામાં આવ્યા છે. કૌટિલ્ય પાણિનિનો વ્યાકરણનો પૂજક નથી. જ્યારે બૃહજ્જાતકની વ્યાખ્યામાં ' विष्णुगुप्तेचापि चाणक्यापरनाम्ना ' એવો ઉલેખ મળી આવે છે પરંતુ ' विष्णुगुप्तचाणक्यावाहतुः—कस्यांचोजि એવા વાકય ઉપરથી વિષ્ણુગુપ્ત અને ચાણુકય એ બે ભિન્ન હતા એમ સૂચિત થાય છે; પરંતુ જયોતિર્વિદ વિષ્ણુગુપ્ત, અર્થશાસ્ત્રકાર વિષ્ણુગુપ્તથી ભિન્ન હતો, એમ બૃહત્સંહિતાપરથી ( ૨-૪ ) સ્પષ્ટ થાય છે. નન્દિસૂત્રકાર પણ કૌટિલીય અર્થશાસ્ત્ર જાણતો હતો. વિષ્ણુગુપ્તની નીતિકથાઓ કૌટિલ્ય પૂર્વેથી ઇ. સ. પૂર્વેની પાંચમી કે છઠ્ઠી સદીથી પણ પ્રચારમાં હતી. અને તે વિષ્ણુગુપ્ત કૌટિલ્યથી જુદો હતો, એ દલીલ કૌટિલ્યે તે કથાઓમાં ' દીર્ઘતૃણુ ' ' શીત શાટી ' ઇત્યાદિ પદો વાપર્યા છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે. વળી ગ્રંથને અંતે ચાણુકયના સૂત્રો તરીકે જે સૂત્રો આવી જાય છે તે ચાણુકયના નથી તેમ તેમને અર્થશાસ્ત્ર સાથે કોઈ જાતનો સંબંધ નથી. (શામશાસ્ત્રી બીજી આવૃત્તિની પ્રસ્તાવના. )

કામંદાકિ કે કામંદક "નીતિસાર" [ રાજેંદ્રલાલ મિત્રે બિબ્લિ. ઇ. માં ( ૧૮૪૯–૧૮૮૪ ) ગણુપતિ શાસ્ત્રીએ શંકરાચાર્યના ભાષ્યસહ નં. ટી. એસ. એસ. ૧૪ માં ( ૧૯૧૨ ) પ્રકટ કર્યું. જેનું મન્મથનાથ દત્તે અંગ્રેજીમાં ભાષાંતર કર્યું છે (વેલ્થ ઓફ ઇંડિયા. કલકત્તા ૧૮૯૬ ) ઈટાલીયનમાં ફ્રોમિંચીએ ( જી. એસ. એ. ૧ પુ. ૧૨–૧૭ ) ભાષાંતર કર્યું છે ૭ માં સર્ગ ભાષાંતર [ ઇ. એ ૪૧૮૭૬, ૧૧૬ ઈ. ] તાલિબ ઉલઈલ્મે કર્યું ]છે આ ગ્રંથ કૌટિલીય અર્થશાસ્ત્ર પછીના છે એટલુંજ નહિ પણ, તેનું સ્વરૂપ પણ ભિન્ન છે. તે પદ્યમય હોઇ તેને ઉપદેશક કાવ્ય તથા હસ્તપુસ્તક ( હેંડ બુક ) એ બે વચ્ચેનાં લખાણ તરીકે માનવું જોઇએ. કૌટિલીયને જેમાં તેમાં શાસ્ત્રનો સુકકો અવાજ પૂરાયો નથી પણ તેમાં કેટલેક ઠેકાણે મહાભારતાદિ મહા કાવ્ય મુજબ ઝણઝણતાં નીતિ વચનો મળી આવે છે. કાવ્યશાસ્ત્ર પ્રમાણેજ આના સર્ગો ( તથા પ્રકરણો ) પાડવામાં આવ્યા છે તથા તેનું સ્વરૂપ, ભાષ્યકારો માને છે કે મહા કાવ્ય જેવુંજ છે. [ યાકોબી એસ. બી. એ. ૧૯૧૨,૮૩૬ જુઓ ] તેના પ્રાસ્તાવિક શ્લોકમાં કર્તા વિષ્ણુગુપ્તની 'જેણે નંદને રસાતળે પહોંચાડયો. પોતાનાં કાવતરાથી ચંદ્રગુપ્ત માટે જગત જીત્યું'

અને અર્થશાસ્ત્રના મહોદધિમાંથી નીતિશાસ્ત્ર અમૃત તારવી કાઢ્યું" એ શબ્દોમાં પ્રશંસા કરી આ આચાર્યની શીખામણ અનુસાર રાજશાસ્ત્રમાં પારંગત હોય તેમનાં વચનો સંક્ષિપ્ત રૂપે અમે હવે રજુ કરીશું એવું વચન આપે છે. બીજે ઠેકાણે તે કૌટિલ્યને પોતાના 'ગુરૂ' તરીકે સંબોધે છે. અહીં ગુરૂ શબ્દનો અર્થ હંમેશ મુજબ 'શિક્ષક' એટલોજ થતો નથી પણ જેના ગ્રંથનો મને અતિશય લાભ થયો તેવો પંડિત, એવા ગૌરવયુક્ત શબ્દથી કરવામાં આવ્યો છે. કારણ, ચંદ્રગુપ્તનો મંત્રિ તથા કામંદકીનું 'નીતિસાર' એ બેમાંજ માત્ર નહિ પરંતુ કૌટિલ્યનઃ તરીકે માનવામાં આવતું 'અર્થશાસ્ત્ર' અને કામંદકીનું 'નીતિસાર' એમના કર્તાઓ વચ્ચે ઘણે ભાગે અનેક સદીઓનો કાળ વહી ગયો હશે. તંત્રાખ્યાયિકામાં કૌટિલીયમાંથી આધાર મેળવવામાં આવ્યા છે, જ્યારે પંચતંત્રમાં નીતિસારનો ઉલ્લેખ આવી જાય છે, (હર્ટેલ ઝડેડી એમ. જી. ૬૯. ૨૯૩, ઇ.) એ ધ્યાનમાં રાખવા જેવું છે. ભવભૂતિએ 'માલતી માધવ' નાટકમાંના પ્રેમ કીસ્સામાં મુત્સદ્દી અને પરિવ્રાજિકા કામંદકીના નામથી જે સ્ત્રી યોજી છે તે કામંદકીના આ ગ્રંથની લોકોને ખાસ યાદ આપવાને માટેજ છે. કેમકે તેના કાળમાં કાંતો આ ગ્રંથ અતિ અગત્યનો હોવો જોઇએ ને નહિ તો તેનો લેખક ભવભૂતિના કાળનો હોઈ તેનું ગૌરવ કરવાની તેની ઈચ્છા હોવી જોઇએ. વામને (ઈ. સ. ૮૦૦ આસરે) જે શ્લોકમાંથી (કાવ્યલંકારવૃત્તિ ૪, ૧, ૨ શિવાય પાંડુરંગ. વા. કાણે ઇં. ઍ. પુ. ૪૦, ૧૯૧૧, ૨૩૬ અને જૉલી ઝેડ. ડી. એમ જી. ૩૪૮ ઈ. જુઓ, એક ફકરો ઉચકી લીધો છે તેમા 'કામંદક નીતિ' નો ઉલ્લેખ આવ્યો છે. જે અર્થ દંડી હજી 'નીતસાર' થી વાકેફ હતો નહી (દશકુમાર ચરિતના આરંભમાં કામંદકીનો જે ઉલ્લેખ છે તે ઉપરથી તો કંઇજ સાબીત થતું નથી. કેમકે તે ઉલ્લેખ પાછળથી ઉમેરવામાં આવેલી 'પૂર્વ પીઠિકા' માંથી ઉપાડી લેવામાં આવ્યો છે. દંડી કૌટિલ્ય માન્ય રાખે છે તેવા વિષે આટલું બધું સવિસ્તર વિવેચન આપે છે (દશ કુ. ૮ મો ઉછ્વાસ) તથા શુકલ, વિશાલાક્ષ ઇ૦ અર્થ શાસ્ત્રકારોના નામ ગણાવે છે. પણ કામંદકીનું તો નામ પણ જણાવતો નથી! આ વસ્તુ સ્થિતિ શું દર્શાવે છે? આનો અર્થ એજ થાય છે કે, દંડી કામંદકીને ઓળખતોજ ન હતો. આથી આપણને મહાપ્રયાસે આ ગ્રંથની ઉત્પત્તિનો કાળ ઈ. સ. ૭૦૦ થી ૭૫૦ ના દરમ્યાનનો ગણવો યોગ્ય લાગે છે. બલિદ્વીપમાંના કવિસાહિત્યમાં 'કામંદકિનીતિ' નામનો એક ગ્રંથ છે. (એસ. આર. ફ્રેડરીક, ઇંડિ. સ્ટ. ૨. ૧૩૩, ૧૪૫. જે. આર. એ. એસ ૧૮૭૬, ૧૮૮, જ્ઞાનકોશ ૧. ૨૧૨). આ ગ્રંથ પણ એ દલીલ તોડી શકયો નથી કારણ કે, ફા. હિઆનને જાવામાં ઈ. સ. ૪૧૩ ની સાલે જોકે બ્રાહ્મણો જોવા મળ્યા છતાં કવિસાહિત્યનો સુવર્ણકાળ ઈ. સ. ની ૧૦ મી સદીનોજ ગણવો જોઈએ.) ઇ. કુહનનું "દક્ષિણ અને પૂર્વનાં પ્રદેશોમાં આર્ય ભારતની વર્ચસ્વતા" એ પુસ્તક જુઓ (મ્યુનિચ ૧૯૦૩, પા. ૧૯)] કાલિદાસ કામંદકીના આ ગ્રંથ સાથે પરિચિત હતો એમ મજમુદાર કહે છે. (ઇં. ઍ. ૪૬. ૧૯૧૭ પા. ૨૨૦) પણ રઘુવંશ ૪. ૩૫ ની નીતિસાર ૧૦, ૩૫. સાથે સરખામણી કરીને પણ આ મત માન્ય કરી શકાય તેવો નથી.

નીતિસારમાંના વિષય કૌટિલીયમાંના વિષયો સાથે કેટલેક અંશે મળતા ઉતરે છે. કૌટિલીયમાંનાં પુષ્કળ પ્રકરણો મોટાં છે. દાખ૦ રાજ્ય વ્યવહાર સંબંધેના ૨, ૩, અને ૪ પ્રકરણો; ઉપનિષદમાંનું (૧૪ મું) તેમજ સાધનનું છેલ્લું. એ કોઇ પણ નીતિસાર સાથે મળતા ઉતરતાં નથી. શિવાય નીતિસારમાં દેખીતા ફેરફાર રહ્યા છે. આ ઉપરથી એમ કલ્પી શકાય છે કે તેના કર્તાએ કૌટિલીય અર્થશાસ્ત્ર શિવાય બાકીના ઉપર દર્શાવેલા સર્વ ગ્રંથોનો ઉપયોગ કરી લીધો હોવો જોઇએ.

પહેલા અને બીજા સર્ગમાં ઇંદ્રિય નિગ્રહ તથા રાજા માટે મહત્વનાં થઇ પડે તેવાં શાસ્ત્રો આપવામાં આવ્યા છે જે કૌટિલીય ૧. ૬ અને ૧. ૧. સાથે સામ્યતા ધરાવે છે. પણ "આન્વીક્ષિકી" નો કામંદકીએ આત્મવિજ્ઞાનમાં ઉલ્લેખ કર્યો છે. (નીતિસાર ૨.૭; દહલમન–મહાકાવ્ય અને કાયદાના ગ્રંથ તરીકે મહાભારતનું વિવેચન પા. ૨૨૬ ઇ. ની તુલના કરો). ત્રીજા સર્ગમાં સારો રાજા કેવો હોવો જોઇએ તે દર્શાવનારા વચનો આવે છે. જે ધર્મશાસ્ત્ર અને ધમ્મપદમાં આવે છે તેવાંજ છે. ચોથા સર્ગમાં રાજ્યનાં સાત અંગો (કૌટિ. ૬ માંની પ્રકૃતિ મુજબ) નું વિવેચન આવે છે. રાજસેવા વિષના પાંચમાં સર્ગમાં (કૌટિ. ૫. ૪. પ્રમાણે) એક બાજૂએ દરબારી જનોને વર્તન વિષયક ઉપદેશ તથા બીજી બાજૂએ રાજાએ તેમની સાથે કેમ વર્તવું એ વિષેનાં નિયમો આપવામાં આવ્યા છે. વળી અહીં ગ્રંથકારે સરકારી ખજાના તરફ રાજાનું ધ્યાન ખેંચ્યું છે તેમ પ્રજા સાથે તેણે કેવી રીતે વર્તવું તે વિષે પણ સલાહ આપી છે. (૫. ૮૧–૮૩)

આ શ્લોક અતિ મનનીય છે. પ્રજાપર પાંચ જાતનાં સંકટો આવે તેવાં હોય છે. [એક] રાજ્યનાં અમલદારો તરફથી, તે પછી ચોર અને શત્રુ તરફથી, તે પછી રાજ્યના માનીતા માણસો તરફથી, અને છેવટે રાજાના લોભ વિકારને લીધે. પ્રજાનાં આ પાંચેય સંકટો દૂર કરનાર રાજા પોતાના જીવનની સિદ્ધી તરીકે અંતે સારૂં ફળ મેળવશે. જેમ યોગ્ય કાળે નિગાહ રાખતાં ગાય દૂધ આપે છે, જેમ વેલને વખતસર પાણી પાતાં ફુલ આપે છે, તેમ પ્રજાને ચુંસતા પહેલાં તેને પ્રથમ સુરક્ષિત રહેવાદો.

રાજ્યદ્રોહી મનુષ્યને સજા કરી તેમને નિરૂપદ્રવી બનાવવા વિષે લખાયલો છઠો સર્ગ કૌટલીયના પાંચમાં અધિકરણ સાથે મળતો ઉતરે છે. સાતમો સર્ગ કે જેમાં રાજ્યરક્ષાના નિયમો ગણાવવામાં આવ્યા છે તે કૌટિ. ૧.૧૭ અને ૨૧ ની આબેહુબ સામ્યતા ધરાવે છે. ૮ થી ૧૧ સુધીનાં સર્ગોમાં (કૌટિ૦ ૬, ૭, અધિકરણ મુજબ) બાહ્ય રાજકારણનો ઉહાપોહ કરવામાં આવ્યો છે. તથા તેમાં નિકટ શત્રુ અને મિત્ર મંડળના વર્ગીકરણ તથા તેમાંના ભેદ અતિ સૂક્ષ્મ રીતે વર્ણવ્યા છે. બારમાં સર્ગમાં (કૌટિ૦ ૧.૧૫ પ્રમાણે) મંત્રિ મંડળો; તેરમાં સર્ગમાં (કૌટિ૦ ૧.૧૬ પ્રમાણે) રાજાના વકીલ તથા પરિશિષ્ટમાં (કૌટિ૦ ૧.૧૧-૧૨ પ્રમાણે) જાસુસો; એ વિષેનું વિવેચન આપવામાં આવ્યું છે. જાસુસ 'રાજાની ચોગમ ભમતી આંખ' જેવા હોઈ 'સૂક્ષ્મ જાળ પ્રમાણે તે શત્રુના કાવતરાં જોઈ લે છે.' 'કેમકે જેની પાસે આવા જાસુસો હોય તે રાજા ઉંઘ્યો છતાં જાગતોજ હોય છે.' (૧૩.૨૮ હી.) સર્ગ ૧૪ તથા ૧૫ માં (કૌટિ૦ ૮ માં અધિકરણ મુજબ) રાજ્યમાંની ખરાબ વસ્તુઓનો ખ્યાલ કરાવ્યો છે; અને છેલ્લાં સર્ગોમાં (૧૬-૨૦) લશ્કરી કારભારની વિગતો આવી છે. કામંદકી પણ પોતાના ગુરૂ (કૌટિલ્ય) મુજબજ વધારે બળવાન શત્રુને જીતવામાં યુક્ત પ્રયુક્તિઓપરજ આધાર રાખે છે. તે કહે છે કે, (૧૯,૭૧) "દૃઢ સંકલ્પ પૂર્વક તેણે અધર્મ યુદ્ધમાં શત્રુના નાશ કરવો જોઈએ. કારણ કે, શત્રુને છળ કપટથી ઠાર કર્યાં છતાં તેના ધાર્મિક ગુણ ઓછાં ન થાય. અશ્વત્થામાએ સુતેલી પાંડવસેના પોતાની તીક્ષ્ણ તલવારથી શું કાપી નહોતી નાંખી?

છેક દસમી સદી સુધી કાશ્મીરમાં આ અર્થશાસ્ત્રનો અભ્યાસ થતો હતો એમ, સોમદેવસૂરીના 'નીતિવાકયામૃત' [આ લખાણુ થોડાં ભાષ્ય સાથે ગ્રંથરત્ન માળામાં (મુંબઈ ૧૮૮૭-૧૮૮૮) પ્રગટ થયું છે. જૉલીનો રિપોર્ટ ઝેડ ડી એમ જી ૬૯, ૩૬૯ ઇ૦ એ. ભાગમાંજ વલ્લૈરિયા નીતિ વાકયામૃતમાંના અનેક ફકરા આપે છે] નામના ગ્રંથ ઉપરથી દેખાઇ આવશે. સોમદેવસૂરી એ જૈન લેખક 'યશસ્તિલક'ના કર્તા તરીકે વિખ્યાત છે. (યશસ્તિલકની પ્રસ્તાવનામાં તે 'યશોધર મહારાજ ચરિત' એમ લખે છે જ્યારે નીતિ વાકયામૃતના પૂર્વ ભાગમાં તે પોતાને યશોધર મહારાજ ચરિત શાસ્ત્રના કર્તા તરીકે ઓળખાવે છે. એટલે આ તેનાથી પ્રાચીન છે. આ "નીતિવાકયામૃત" ઘણે ભાગે કૌટિલ્યમાંથીજ ઉતારેલું હોઈ તેમાંનું ઘણું ખરૂં લખાણુ શબ્દશઃ મળતાવડું લાગે છે, કયારેક સોમદેવે કૌટિલીયનો અનુવાદ કર્યો છે. છતાં આ ગ્રંથનું સ્વરૂપ તદ્દન ભિન્નજ છે. કૌટિલીય અર્થશાસ્ત્રની જેમ તેનું સ્વરૂપ રાજકારણ અને અર્થ વિવેચનાત્મક નથી પણ રાજાઓને ઉત્તમ સૂચના કરનારને એક શિક્ષણ વિષયક ગ્રંથ થઈ પડયો છે. સોમદેવની નીતિની વ્યાખ્યાઓમાં સદવર્તન તથા મુત્સદ્દીગિરી પણ આવી જાય છે; અને તેથીજ તે પ્રારંભ આચાર શાસ્ત્રના એકાદ હસ્ત પુસ્તક (હેંડબુક) જેવો લાગે છે. તેમજ આગળના પ્રકરણોમાં પણ નીતિની પુષ્કળ છટા દેખાઈ આવે છે. વળી જ્યારે આ નીતિવાકયામૃતમાં કૌટિલ્યમાંનાજ પ્રકરણોનાં નામ અને વિષય જેવાને તેવા આવી જાય છે. ત્યારે પણ સોમદેવ રાજાના વર્તન વિષે સામાન્ય નિયમો જણાવવા તરફ ઢળે છે. ત્યારે કૌટિલ્ય રાજકીય વહિવટનું વિસ્તાર પૂર્વક વિવેચન કરે છે. કૌટિલ્ય જે વસ્તુમાં મહત્ત્વ માને છે તે પ્રત્યે સોમદેવ ધ્યાન પણ દેતો નથી દાખલા તરીકે, નીતિવાકયામૃતમાં કોટબુરજ, ખજાનો તથા લશ્કર એ વિષે જે પ્રકરણો આવ્યાં છે તેમાં કૌટિલ્ય જેવી વિગતવાર માહિતી મળી આવતી નથી. કળાવ્યવહારમાં પણ તેમની વચ્ચે કંઇક ભેદ રહેલો દેખાવ આપે છે. જેમકે, ન્યાયની બાબતમાં ધર્મશાસ્ત્ર અનુસાર પણ આ લેખક કૌટિલ્યના મતનો વિરોધ કરી દેવા નિકાલમાંજ માનતો લાગે છે. વસ્તુતઃ સોમદેવ જૈન છે છતાં તે બ્રાહ્મણુ કાયદા અને વિચારો સાથે સમરસ થઇ ગયો હતો. વિશેષ જાતિભેદનો તે કટ્ટો અભિમાની છે. ભાગ્યેજ તેનો જૈન-ધર્મ દેખાવ કરતો હોય.

ગ્રંથની ભાષા તથા રચના જોતાં પણ નીતિ વાકયામૃત કૌટિલ્ય તથા નીતિસારથી જાદું પડતું લાગે છે. આ આખો ગ્રંથ ગદ્યમાં લખાયલો હોઈ

તેનાં વાકયો ઘણે ભાગે નાનાં નાનાં છતાં અર્થ પૂર્ણ છે. તે સૂત્ર પદ્ધતિ સાથે જરાય મળતાવડો લાગતો નથી. ભાષા સાદી અને સ્પષ્ટ છે. કહેવતો અથવા તેના જેવા વાકયો રચવાની સોમદેવને ઘણી આવડ હતી. આ વાત સ્પષ્ટ કરવા થોડા ઉતારા ટાંકવા બસ થશે. " જે માણસ પોતાના વિશ્વાસુ માણસોની બાબતમાં ઇંદ્ર જેવો, શત્રુ સાથે યમ જેવો રહે છે તેજ રાજા હોય કેમકે રાજાનું કર્તવ્ય દુષ્ટોને દંડ દેવાનું તથા સજ્જનોનું રક્ષણ કરવાનું છે. માથાનું મુંડન કરવાનું કે વાળના ક્લા વધારવા નુ નથી. (પા. ૯) "જેણે જ્ઞાનાર્જન કર્યું નથી તે આંખ છતાં આંધળો છે. કેમકે, અજ્ઞાનથી વધુ ખરાબી બીજી કોઇજ નથી. મૂર્ખો રાજા હોવા કરતાં રાજા ન હોય તે સારૂં." પ્રપંચની સાધનામાં લોકાયત એજ સર્વોત્કૃષ્ટ સાધન છે. જે રાજાએ લોકાયતના પૂરેપૂરો અભ્યાસ કર્યો છે, તે રાજ્યમાંના કાંટા કાઢી નાંખવાનાજ પ્રયાસ કરે. જે રાજાઓ કેવળ સંન્યાસી તરીકેજ રહે છે તેમનું વર્તન દોષ મુક્ત હોઈ શકતું નથી. જેને હંમેશ દયા ઉપજે તે પોતાના તાબામાંના કામો પણ સંભાળી શકતો નથી. કેમકે જેની આખી ખટપટ આત્મશાંતિ માટેજ હોય તેનો તિરસ્કાર કોણ ન કરે ! દુષ્ટ માણસના પ્રસંગમાં આવ્યા છતાં આત્મશાંતિ જાળવવી એ સંન્યાસીને માટે ભૂષણરૂપ હશે, રાજાને માટે નહિ જ. જે નથી ક્રોધ દાખવી શકતો કે નથી સ્નેહ દાખવી શકતો તેને ધિક્કાર હજો ! જે શત્રુ સામે શૂરવીરતા પૂર્વક લડી શકતો નથી તે જીવતા છતાં મૃતજ છે. "

ધર્મશાસ્ત્ર અને કૌટિલીય એ બન્ને ગ્રંથો મુજબજ સોમદેવ પણ જાતિ માટે તથા જીવનાવસ્થા માટે ધર્મની આવશ્યકતા દર્શાવે છે, અને તેમાંય વળી શુદ્રોના ધર્મ ઉપર કૌટિલીયથી વધારે ભાર મૂકતો લાગે છે. તેમ સત્શુદ્રની પણ લાગણી જાણે છે એ તેની વિશેષતા કહેવાય. પાન ૧૯:— " દોષરહિત આચાર, પવિત્રતા, પરિશ્રમ અને શારીરિક સ્વચ્છતા એ ગુણોથી શુદ્ર પણ દેવ, બ્રાહ્મણ તથા સંન્યાસીની સેવા કરવા યોગ્ય થાય છે. ધર્મબુદ્ધિ, સત્યપ્રીતિ, પારકાધન વિષે અલોભતા, ઇંદ્રિય નિગ્રહ, વર્ણાશ્રમ ધર્મનો વિરોધ કરી લગ્ન ન કરવાં, અગમ્ય ગણાતી સ્ત્રીઓ સાથે અવ્યભિચારી આચરણ રાખવું; એ કર્તવ્યો સર્વે જાતીઓ માટે એક સરખાંજ છે. સૂર્ય દર્શન જેમ સર્વને થઇ શકે છે તેમ આ કર્તવ્યોનું પાલન સર્વેએ કરવાનું છે.

જે રાષ્ટ્રનો રાજા હંમેશાં પૈસા સંઘરવામાંજ રચ્યો રહેતો હોય ત્યાં દુઃખનો હંમેશાજ વાસો છે. જ્યારે મહાસાગર પોતેજ તરસ્યો પડયો હોય ત્યારે જગતને પાણી કેમ મળે ?

પોતાના માલીકની જેને સેવા કરવી હોય છે તેવા મંત્રિઓને સંબોધીને નીચેના વચનો લખાયલાં મળી આવે છે. " માલીકનો હુકમ થાય ત્યારે ઘેટું પણ સિંહ બની જાય છે. " પ્રત્યક્ષ કામ સામે આવી પડે ત્યારે મંત્રીની સલાહ માટે કદી રોકાવું નહિ. ઘરને આગ લાગ્યા પછી કૂવો ખોદવા મંડી જવાથી શો લાભ ?" સેવક પસંદ કરતાં રાજાએ પૂરી સાવચેતી રાખવી જોઇએ. "બુદ્ધિને, ચતુરતાને. પૈસા ખર્ચવાને કે લડાઇને પ્રસંગે પણ મિત્ર રહે તેજ ખરો ઉપયોગી માણસ. મિજલસમાં કોણ મિત્ર ન બને ? શાણપણુના આ શબ્દો તો જાણે કે આજના જમાના માટેજ લખી રાખ્યા છે. જેમનો ધંધો તલવારનો છે તેમને માટે સલાહકારી મંડળનો ધંધો નથીજ, એટલે સિપાઈ મંત્રી ના હોય "

રાજાના નિત્ય ધર્મ વિષેનાં પ્રકરણમાં સભ્યતા, નૈતિક આચાર, ધાર્મિક મત, આહાર અને આરોગ્ય એ સંબંધમાં સંખ્યાબંધ નિયમો આપવામાં આવ્યા છે, અને તેમાં ખાવામાં નિયમિત રહેવા વિષે ભાર પૂર્વક જણાવવામાં આવ્યું છે. જે નિયમિત આહાર કરે છે તેજ વધારે ખાય છે." આમાં થોડાંક જૈન વિધિ જણાવવામાં આવ્યા છે તેમાંનો એક એ છે, કે જીવ હત્યા સાથે જેનો સંબંધ પહોંચે તેવી કોઇપણ રમત કરવી નહિ. "

આ ગ્રંથમાં કૌટિલ્યના અર્થશાસ્ત્રનો આટલો બધો ઉપયોગ કરી લેવામાં આવ્યો છતાં તેનો ઉલ્લેખ કયાંયે આવતો નથી. છતાં ચાણુકય જેણે ' નંદને ઠાર કરવા એક હોંશિયાર દુષ્ટ કર્મા જાસૂસની યોજના કરી ' તે મંત્રીનો ઉલ્લેખ મળી આવે છે. ( પા. પર ) " મિત્ર " સંબંધેના પ્રકરણમાં ( પા. ૮૬ ઈ. ) મનુષ્ય કરતાં મિત્રાચારી માટે જનાવરોજ વધારે લાયક હોવાનું જણાવ્યું છે; અને તેના પુરાવામાં ભારતીય તેમ સમગ્ર જગતના સાહિત્યમાં ખ્યાતી પામેલા વફાદાર જનાવરો અને બેવફાદાર માણસો વિષેની એક ઉપકથા જણાવવામાં આવી છે, જે આ પ્રમાણે છે.

" એક વેળા એક વાંદરૂ, એક સાપ, એક સિંહ અને એક અક્ષશાલિક એ બધા જંગલમાના એક ઢંકાઇ ગયેલા કુવામાં પડયા. કાંકાયન નામનો એક પ્રવાસી ત્યાંથી જતો હતો તેણે તેમને અંદરથી બ્હાર કાઢયા. છતાં આ ઉપકાર કર્તાનો મૃત્યુ એક મોટા શહેરમાં આ અક્ષશાલિક માણસનેજ હાથે થયો. "

બીજો એક દાખલો પંચતંત્રમાંના ( તંત્રાખ્યાયિક ૩. ૫ ) સુપ્રસિદ્ધ વાતમાંનો છે. 'જ્યારે ન્યાયમૂર્તિ તથા તેના સલાહકાર ખોટો નિર્ણય આપે ત્યારે કેસ કેવી રીતે જીતવો ? ઘણા ઠગોએ ઘેટાનો કુતરો બનાવ્યો છે. એક બ્રાહ્મણ યજ્ઞને માટે એક ઘેટું લઈ જતો હતો ત્યારે તેને રસ્તામાં લોકોએ જણાવ્યું કે તે ઘેટું નથી. પણ કુતરૂં છે. બ્રાહ્મણે આ વાત ખરી માની ઘેટું મૂકી દીધું એટલે પેલા લફંગાઓ તેને ઉપાડી ગયા. ભવભૂતિના: માલતી માધવ નાટકમાંનો એક રમુજી ઉલ્લેખ પણ તેમાં આવી ગયો છે. આ યુદ્ધમાં શાસ્ત્રો કરતાં બુદ્ધિની મહત્તા વિશેષ છે એ દર્શાવવાને માટે સોમદેવ જણાવે છે કે. (પા. ૧૨૧) આપણે સાંભળીએ છીએ કે, માધવના બાપે દૂરથી કામંદકીની મદદ મેળવી માધવને માલતી મેળવી આપી. "

" લઘુ અર્હન્નીતિ શાસ્ત્ર ( સન ૧૯૦૬ માં આ ગ્રંથ ટીકા સહિત અમદાવાદમાં પ્રગટ થયો). હર્ટેલ-તંત્રાખ્યાયિક, ભાષાંતર ૧,૧૫૭,૧૫૯ જુઓ. જૈનો માટે લખાયલું રાજકારણ વિષયક નાનકડું પુસ્તક ઉપલબ્ધ છે. તે સુવિખ્યાત હેમચંદ્રે લખ્યું છે. હેમચંદ્ર સાધુ હતો છતાં સાહિત્ય અને શાસ્ત્રોમાં આપણને તેની સાથે ભેટો થાય છે. " બૃહદ્-અર્હન્નીતિશાસ્ત્ર " નો તે એક ભાગ છે. બૃહદ્ અર્હન્નીતિશાસ્ત્ર હેમચંદ્રે રાજા કુમારપાળની ઇચ્છાનુસાર લખ્યું હતું. છતાં તે આજે ઉપલબ્ધ નથી. લઘુ અર્હન્નીતિશાસ્ત્ર શ્લોકબદ્ધ હોઈ વચમાં વચમાં ગદ્ય ટીકા આવી જાય છે. ગ્રંથનો ઘણો ખરો ભાગ ધર્મશાસ્ત્ર અને વિશેષ મનુસ્મૃતિને આધારે બનાવેલા દિવાની તથા ફોજદારી કાયદા વિષેનો છે.

રાજાના ગુણધર્મ: તેના આચાર વિષયક નિયમો, સપ્તપ્રકૃતિ, રાજકારણના છ પ્રકાર, મંત્રી સેનાપતી તથા અન્ય અધિકારીઓ માટે નિયમ, અર્થશાસ્ત્રમાંના આવા હંમેશના વિષય એક નાનાં પ્રકરણમાંજ આટોપી લેવામાં આવ્યા છે. બીજા પ્રકરણના આરંભમાંજ નીતિના ત્રણ પ્રકાર પાડયા છે. યુદ્ધ, દંડ અને ન્યાય કારભાર, આમાંના યુદ્ધવિષેના પ્રકરણમાં લેખકનો જૈનભાવ વ્યક્ત થાય છે. અહિં એ જણાવામાં આવ્યું છે કે, શત્રુને દૂર રાખવાના અન્ય સર્વ ઉપાયો નિષ્ફળ ન નિવડે ત્યા સુધી લડાઈનું પગલું ભરવું નહિ. કેમકે, " લડાઇમાં વિજય અનિશ્ચિત હોય છે જ્યારે માનવ સંહાર તો નિશ્ચિત છે. જેથી બીજા ઉપાય સંભવે ત્યાં સુધી રાજાએ લડાઇ કરવા પ્રવૃત્ત થવું નહિ " ( ૨. ૧, ૧૯. તેમ પંચ તંત્ર ૧, ૩૧૪ અને ૪,૧૩ જુઓ ) છતાં લડાઇ કરવાનુંજ નક્કી થાય તે પછી પણ બને તેમ ઓછી કાપાકાપી થાય અને જેટલા દયા ભાવથી લડાઈ પાર ઉતારી શકાશે તેટલા સર્વ પ્રયાસ કરવા જોઇએ. " ગુપ્ત કે ઝેરી જીવલેણ શસ્ત્રોથી, અગ્નિમાં તપાવી ઘડેલા શસ્ત્રોથી, અથવા પત્થરથી તેણે લડવું નહિ. તેમજ વળી યતિ, કે બ્રાહ્મણ કે હાથમાંથી હાથયાર છોડીદેનાર બીકણ કે મૃત્યુનો ભોગ થઇ પડેલો કે કોઇ દુર્ભાગી, કે એકાદ ષંઢ, નગ્ન, શરણાગત, અયોદ્ધા, સુપ્ત, રોગી, રક્ષણ માટે યાચના કરનાર, બાલક, દીક્ષાર્થી કે અતિથિ એમનો પણ વધ કરવો નહિ. [ ૨. ૧, ૨૭; ૫૯, ૬૧ ઈ. ધર્મશાસ્ત્રમાં પણ આવીજ જાતના નિયમ મળી આવે છે ( આપસ્તંબ ૨, ૧૦, ૧૧; બૌધાયન ૧. ૧૮. ૧૧. ગૌતમ ૧૦, ૧૮; મનુ ૭. ૯૦; યાજ્ઞવલ્કય ૧. ૩૨૩. ૩૩૫ ) તેમ મહાભારતમાં ( ૧૨. ૯૮ ૪૯ ) ] દંડનીતિના અધ્યાયનો પ્રારંભ ( ૨૨ ) જૈનસ્થાનકમાંના ( આમાં દંડના સાત પ્રકાર જણાવ્યા છે ) એક વચનથી કરવામાં આવ્યો છે. સૌથી મોટું પ્રકરણ ( ૩ જું ) ન્યાય વ્યવહાર વિષેનું છે; અને તેમાં મનુસ્મૃતિમાં દર્શાવ્યા મુજબ ન્યાયના ૧૮ સાધનો આપવામાં આવ્યા છે. ચોથા પ્રકરણમાં પ્રાયશ્ચિત વિધિ આપવામાં આવ્યા છે, જે ધર્મશાસ્ત્ર મુજબ બ્રાહ્મણી છાપનાજ છે. ફેરમાત્ર એટલોજ કે પ્રાયશ્ચિત તરીકે જીનોપાસના કહી છે. પ્રાચીન હિંદમાંના રાજ્યોની રચના હંમેશાજ બ્રાહ્મણી પાયા ઉપર રચાયલી હતી એમ આ ભાગના વાંચન ઉપરથી જણાઈ આવે છે. રાજ્યમાં પોતાની છાપ બેસાડતાં જૈનોએ આ ખુબી ધ્યાનમાં રાખી હતી. આને લીધેજ હેમચંદ્રે જાતિભેદ માન્ય કરી હીન જાતિને ત્યાં જમતાં પ્રાયશ્ચિત્ત વિધિ સૂચવ્યા છે. ( ૪-૮ )

શુક્ર કિંવા ઉશનસ ને નામે ઓળખાતી " શુક્રનીતિ " તથા મહાભારતકાર વૈશંપાયનને નામે ઓળખાતી ' નીતિપ્રકાશિકા ' એ બન્ને ગ્રંથો ખરી રીતે તદન અર્વાચીન છે. તેમનો પહેલો પ્રકાશક ગસ્ટાવ ઑપ્પર્ટ એણે એમ સિદ્ધ કરવાના પ્રયાસ કર્યા છે કે, પ્રાચીન ભારતીય લોક તોપો, બંદુકો તથા દારૂ બનાવી જાણતા. ( મદ્રાસ જર્નલ ઑફ લીટરેચર એન્ડ સાયન્સ. પુ. ૨ ૧૮૭૯ અને પુ. ૪ ૧૮૮૧ શિવાય બર્જેસ, ઇં. ઍ. પુ. ૧૨, ૧૮૮૩ પાન ૫૦ જુઓ ).

શુક્રનીતિની ઑપ્પર્ટે બહાર પાડેલી પ્રત શિવાય ( મદ્રાસ ૧૮૮૨ ), એક જીવાનંદ વિદ્યાસાગરની [ કલકત્તા ૧૮૮૨ ( ૧ લી આવૃત્તિ ) ૧૮૯૦ ( ૨ જી આવૃત્તિ ) તથા બંગાળી, મરાઠી, હિંદી

વગેરે અનેક ભાષાઓમાં તે પ્રગટ થઈ છે. બી. કે. સરકારની પણ એક પ્રત છે. (ન્યુયોર્ક ૧૯૧૫) બી. કે. સરકારકૃત "ધી પૉઝિટિવ બૅક ગ્રાઉન્ડ ઑફ હિંદુ સોશિઓલૉજી" (૧, ૨ અલાહાબાદ ૧૯૧૪ અને ૧૯૨૧) ની રચના શુક્રનીતિને આધારે કરવામાં આવી છે. શુક્રનીતિમાં પ્રાચીન અર્થશાસ્ત્રના અવશેષનું સંશોધન આવી જાય છે. નીતિપ્રકાશિકા (ઑપ્પર્ટ પ્રત, મદ્રાસ ૧૮૮૨) માં યુદ્ધ કળાની ચર્ચાજ પ્રમુખ છે. ભોજરાજનો 'યુદ્ધકલ્પતરૂ' ગ્રંથ હવે પ્રગટ થયો છે (કલકત્તા ઓરિએંટલ સીરિઝ નં. ૧-૫. ઇશ્વરદત્ત શાસ્ત્રી ૧૯૧૭) જેમાં નીતિ યુક્તિ, વાસ્તુયુક્તિ, આસનયુક્તિ, છત્રધ્વજ ચામર-યુક્તિ, અલંકારયુક્તિ, શસ્ત્રાસ્ત્રયુક્તિ, યાત્રાયુક્તિ, અશ્વ-ગજ-વૃષ-મૃગયુક્તિ અને યાનયુક્તિ જેવા ઉપયુક્ત વિષયો ચર્ચાયા છે. ધર્મનિબંધકર્તા ચંડેશ્વરે પણ એક "નીતિ રત્નાકર" નામનું નીતિશાસ્ત્ર રચ્યું છે. જેનાં સમગ્ર વ્યવહાર, ક્ષેમ, લશ્કરી કારભાર, મુલકી વ્યવસ્થા વગેરે વિષયોનું વિવેચન કરવામાં આવ્યું છે (હરપ્રસાદ રિપોર્ટ ૧ પાન ૧૨; આફ્રેક્ટ ૧૭૭.) વિશિષ્ઠ વિષયોનાં સર્વે પ્રકારનાં પુસ્તકો અર્થશાસ્ત્રમાં આવી જાય છે. દાખલા તરીકે, અશ્વપરીક્ષા, ગજપરીક્ષા, યુદ્ધશાસ્ત્ર, વસ્તુસૌંદર્યશાસ્ત્ર, રત્નપરીક્ષા, ઇ. વિષયક ગ્રંથો. પ્રસ્થાન ભેદમાં મધુસૂદને તો અર્થશાસ્ત્રમાં નીતિશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, સૂપકારશાસ્ત્ર અને ચતુઃષષ્ઠિકળાશાસ્ત્ર એ પણ ગણાવ્યા છે. વળી સૂપશાસ્ત્રમાં આહાર વિષેનું વિવેચન આવતું હોવાથી તેને માટે વૈદ્યકમાં પણ સ્થાન તો છેજ. મહર્ષિ વિશ્વામિત્રના ચાર ગ્રંથોમાં વિવેચાયલા ધનુર્વેદશસ્ત્રાસ્ત્રો, યુદ્ધનુંસ્વરૂપ તથા યોદ્ધાના ગુણધર્મ એ ઉપરાંત ગુપ્ત અસ્ત્રો, મંત્રતંત્ર, રાજ્યાભિષેક અને શકુન એ વિષય પણ આવી જાય છે એમ મધુસૂદન માને છે. ધનુર્વેદના મથાળા નીચે લખાયલા હસ્ત લખાણો સદાશિવ વિક્રમાદિત્ય અને શારંગદત્તનાં માનવામાં આવે છે [બુહલર રિપોર્ટ પા. ૩૬ હરપ્રસાદ, રિપોર્ટ પા. ૯] અશ્વશાસ્ત્રનો લેખક શાલિહોત્રઋષિ હોવાથી અશ્વશાસ્ત્રને શાલીહોત્ર શાસ્ત્ર એવું પણ બીજું નામ પડી ગયું છે. આમાં ઘોડાનાં રોગ વિષે માહિતી આપવામાં આવેલી હોવાથી તે અશ્વ ચિકિત્સા, અશ્વ વૈદ્યક કે અશ્વાયુર્વેદને નામે પણ ઓળખવામાં આવે છે. પણ જયદત્તનું "અશ્વવૈદ્યક" તથા નકુળનું "અશ્વચિકિત્સા" જેવા પુસ્તકોમાં ઘોડાઓને સાજા કરવાની વિદ્યા જણાવવામાં આવી છે અને તે ઉપરાંત તેમનું સંગોપન કરી તાલીમ આપવા વિષેનું વિવેચન પણ કરવામાં આવ્યું છે. આ બન્ને પુસ્તકો ઉમેશચંદ્ર ગુપ્તે પ્રગટ કર્યાં છે, (બિબ્લિ. ઈ. ૧૮૮૭) ભોજરાજાને નામે એક "શાલિહોત્ર નામનો ગ્રંથ ઉપલબ્ધ છે. તેમાંના ૧૩૮ શ્લોકોમાં ઘોડાઓની શુશ્રૂષા, તેમના રોગ વગેરે જેવી માહિતી આવી છે. [કૅલી-મ્યૂનિચ (૧૯૧૨) પા. ૬૪ જુઓ] શારંગધર પદ્ધતિમાં આ ગ્રંથમાંના શ્લોક ઉચકી લેવામાં આવ્યા છે. (આફ્રેક્ટ ઝેડ. ડી. એમ. જી. ૨૭ પા. ૩૦, ૪૩, ૯૨ જુઓ) પશુ વૈદ્યક 'તરીકે શાલિહોત્ર શાસ્ત્રનો ક્યારેક ઉપયોગ કરવામાં આવે છે. ગજશાસ્ત્રમાં પાલકાપ્ય ઋષિને પ્રમાણ ભૂત માનવામાં આવ્યા છે. આ શાસ્ત્ર પણ પશુ રોગ નિવારણને લગતું હોય એમજ માનવામાં આવે છે. પણ આ શાસ્ત્રમાંના શ્રેષ્ઠ ગ્રંથોમાં હાથી વિષે સર્વ સામાન્ય માહિતી આપવામાં આવેલી હોય છે. હસ્ત્યાયુર્વેદ [એ. એન. એસ. એસ. નં. ૨૬ માં પ્રગટ થએલું ઉપરાંત જૉલી મેડિસીન (ગ્રૂંડ્રિસ) પા. ૧૪ જુઓ] નામનો એક મોટો અને પ્રતિષ્ઠિત ગ્રંથ પુરાણોની તરહા મુજબ ચંપાનગરના રાજા રોમપાદ તથા મુનિ પાલકાપ્ય એમની વચ્ચે થએલા સંવાદરૂપે લખવામાં આવ્યો છે. નીલકંઠના "માતંગલીલા" (ટી. એસ. એસ. નં. ૧૦ સન ૧૯૧૦ માં પ્રગટ થયું) નામના શ્લોકબદ્ધ ગ્રંથમાં ગજશાસ્ત્ર પણ ટુંકમાં આવી જાય છે. આ ગ્રંથમાં કાળ અનિશ્ચિત છે. નાના બાર અધ્યાયોમાં હાથી તથા તેના શાસ્ત્રનો ઉત્પાદક પાલકાપ્યની કાલ્પનિક ઉત્પત્તિ, હાથીની આવરદા, વૃદ્ધાવસ્થા તથા તેના સારા ગુણ તેને પકડવો કેળવવો વિષયોની ચર્ચા કરવામાં આવી છે.

શિલ્પશાસ્ત્રઃ—સામાન્ય રીતે આના અર્થ ચિત્રકળા એવો કરવામાં આવે છે, છતાં વિશેષે કરીને તેનો ઉપયોગ 'વાસ્તુવિદ્યા' તરીકે જ કરવામાં આવે છે. 'શિલ્પશાસ્ત્ર' અને 'વાસ્તુવિદ્યા' એ નામના ઘણાં ગ્રંથ પ્રગટ છે, પણ તેમના લેખકો જ્ઞાત નથી. (ગોલ્ડસ્ટકર--લિટરરી રિમેન્સ," ૧, ૯૧ ઈ. જુઓ. આ લેખકે રામરાજાના 'ઑન ધી આર્કીટેક્ચર ઓફ ધી હિંદૂઝ" લંડન, ૧૮૩૪ એ ગ્રંથમાંના ઉતારા ઉદ્ધત કર્યા છે "વાસ્તુવિદ્યા" નામનો શિલ્પકળા વિષયક છંદોબદ્ધ ગ્રંથ ટી. એસ. એસ. નં. ૩૦, ૧૯૧૩ માં પ્રગટ થયો. ઇ. ઍ. પુ. ૫. ૧૮૭૬. ૨૩૦૦ આમાં જી. એફ. કર્ને શિલ્પશાસ્ત્ર ઉપર લખાયલા સંસ્કૃત ગ્રંથના તામીળ ભાષાંતરનો ઉલ્લેખ કર્યો છે.) "માનસાર" નામનો આ શાસ્ત્ર ઉપર એક પ્રમુખ ગ્રંથ લખાયો છે. તેના ૮૫

અધ્યાયો હોઈ તેમાં માપણી, માપ, ઘરો અને દેવળોની યોજના, ગ્રામ અને નગરોની રચના, દેવમૂર્તિકર્મ. ઇ. વિષયો આવે છે.

અહીં સંગીતશાસ્ત્રનો ઉલ્લેખ કરવો આવશ્યક છે. પૂર્વે આ શાસ્ત્રનો નાટયશાસ્ત્ર સાથે સંબંધ જોડવામાં આવતો હતો તે યોગ્યજ હતો. ભારતીય નાટયશાસ્ત્રના ૨૮–૩૪ માં અધ્યાયોમાં સંગીતવિષે ઉહાપોહ કરવામાં આવ્યો છે. ( આર. સાયમન એડ. ડી. એમ. જી. ૫૦, ૧૯૦૨, ૧૨૯ ગોલ્ડસ્ટકર, ' લિટરરી રિમેન્સ ' ૧, ૧૮૮ ઇ. બર્નેલ તંજાવર, પા. ૫૯ ઇ. એંગ્લિ' ઇંડિયા ઓફિસ કૅટર, પા. ૩૧૫ ઇ) છતા તે પછીના કાળમાં તો કેવળ સંગીત શાસ્ત્ર પરજ લખાયલા ગ્રંથ પણ મળી આવે છે. જેમાં સ્વર તથા તેમના પ્રમાણ, રાગ, ગાયન કળા, વાદ્ય, નૃત્ય, નકલ, નગારખાનાં, જલસા, સંગીત શિક્ષક. નર્તિકા, ગાયક ઇ. તેમને માટે અવશ્યક ગુણ, વગેરે વિષયોપર પ્રકરણો લખાયલાં છે. " સંગીત રત્નાકર ( ચતુર કલ્લીનાથની ટીકાસહ એ એન. એસ. નં. ૩૫ માં પ્રગટ થએલું ) નામના કાશ્મીર તરફના સોઢલના પુત્ર નિશંકસારંગદેવે લખેલો ગ્રંથ જો કે ભારતના નાટયશાસ્ત્રના પાછળથી લખાયલો છતાં [illegible]ીએ પુરાતનજ છે. ગ્રંથનો કાળ મુકરર કરી [illegible] નથી. પરંતુ તેનો ભાષ્યકાર કલ્લિનાથ ઇ. સ. [illegible]૦ ના આરસામાં થઇ ગયો હતો એટલું તો [illegible] જાણીએજ છીએ. તે પછીનો કે જેમાં કલ્લિ[illegible] નિર્દેશ કરવામાં આવ્યો છે તે ગ્રંથ ' સંગી[illegible] ' ( સાયમન ઝેડડી એમ જી. ૫૬, ૧૯૦૨, [illegible] ઈ. જુઓ ) હોઈ તેનો કર્તા લક્ષ્મીધરનો પુત્ર [illegible]ર છે. તેણે સંગીત રત્નાકરનો ઉપયોગ કર્યો [illegible]જ માત્ર નહિં પણ કેટલાક ભાગ તો જેવાને [illegible] અક્ષરશઃ ઉતારી લીધા હતા. પણ જ્યાં તેને [illegible]કાર સાથે મતવિરોધ થયો ત્યાં તેણે આશ્રીય [illegible]ના આશ્રય કર્યાથી તેના ગ્રંથને મહત્તા મળી [illegible] કેટલાક ગ્રંથોનો રાગદારી ઉપર લખાયલા છે. [illegible] સોમનાથના રાગવિબોધ ( ૧૬૦૯ ) ના પાંચમાં [illegible]ણમાં સતાર વગાડવાના કેટલાક રાગ આપ્યા છે. [illegible]લે ૫૦ રાગોના ભિન્ન ભિન્ન પદ્ય આમાં આવ્યા છે. ( સાયમનનું એસ. બીએ. ૧૯૦૩ પા. ૪૪૭ ઈ જુઓ.) વિલ્મયજોન્સે પોતાનાં ઑન મ્યુઝિકલ મોડસ ઑફ ધિ હિંદુઝ ' પુ. ૩ નામના પુસ્તકમાં આનો સમાવેશ કર્યો છે. તેના મત મુજબ એ અતિ પ્રાચીન ગ્રંથ છે. પુરૂષોત્તમમિશ્રના ' સંગીત નારાયણ ' નામનો ગ્રંથ તથા જગજ્જ્યોતિર્મલ્લે જે ગ્રંથ ઉપર સંગીત ભાસ્કર નામની ટીકા લખી છે તે ' સંગીતચંદ્ર ' નામનો કલાકોશ એ બન્નેનો અર્વાચીન ગ્રંથોમાંજ સમાવેશ થાય છે.

રત્નશાસ્ત્ર કે રત્નપરીક્ષા એ ભારતનું એક અતિપ્રાચીન શાસ્ત્ર છે. દિવ્યઅવદાનમાં વ્યાપારીઓનાં છોકરાં પહેલાં આ શાસ્ત્ર શીખે છે. કામસૂત્રમાંની ૬૪ કળામાં રત્ન પરિક્ષા એ એક કળા તરીકે ગણાઇ છે. બૃહત્સંહિતામાં વરાહ મિહિરે આ શાસ્ત્રમાં સારી પ્રગતિ કરેલી દેખાય છે. બુદ્ધભટ્ટનો ' રત્નપરીક્ષા ' નારાયણ પંડીતનો ' નવરત્નપરીક્ષા એ તથા એ વિષયપરના બીજા ઉપલબ્ધ ગ્રંથોનોકાળ નિશ્ચિત કહી શકાતો નથી. એલાફીનોએ આ સર્વે લેખકોનાં મૂળ ગ્રંથ, તેનાં ભાષાંતર તથા તે વિશેની ચર્ચા એ સર્વે પ્રગટ કર્યા છે ( પેરિસ ૧૮૯૬. ) આ ગ્રંથો માત્ર રત્નના વર્ણનો આપી સંતોષ માની લેતા નથી પણ તે ઉપરાંત તેમની ઉત્પત્તિ, રંગ, તે મળવાનાં સ્થળો, તથા તેમના ખરાખોટા વિશેની નિશાનીઓ અને દરેક રત્નનું વજન કીંમત વગેરે શોધી કાઢવાની માહિતી આપવામાં આવી છે.

કળાસાહિત્યમાં ચૌર્યકલા આવે છે. મૃચ્છકટિક અને મહાભારતમાં આવા વિધાનો છે. એ તો શું પણ તે વિષે એક ( હસ્તલિખીત ) ગ્રંથ પણ મળી આવે છે. આનું નામ ' ષણ્મુખકલ્પ છે. ષણ્મુખઃ કીર્તિકેય એ ચોરોનો દેવ ગણાય છે. કૌટિલીય અર્થશાસ્ત્રના છેલ્લા પ્રકરણમાં જેમ મંત્ર તંત્ર, જાદુઇ પેય વગેરેનો રાજકારણમાં સમાવેશ થાય એમ જણાવવામાં આવ્યું છે તેવીજ રીતે ષણ્મુખ કલ્પના મતમુજબ તે સાધનો ચૌર્યકળામાં ખાણુ અગત્યનાં છે. ( હરપ્રસાદ રિપોર્ટ ૧, પા ૮ જુઓ )

મરાઠી રાજ્યમાંનું અર્થશાસ્ત્ર વિષેનું સાહિત્યઃ— મરાઠા શાહીમાં આ વિષય પર કંઇ ખાસ સાહિત્ય ઉપજ્યું હોય એમ લાગતું નથી. પણ ઈ. સ. ૧૧૧૬ માં કરવીકરનાં સંભાજી મહારાજે ' ચિરંજીવ રાજેશ્રી રાજકુમાર રાજકાજમાં સુશિક્ષિત નિવડે અને રાજ્યના અન્ય પ્રાંતમાંના અમલદારો તથા સેનાપતિઓ નીતિપૂર્વક રહી રાજ્યનું રક્ષણ કરે ' એવા હેતુ સર એક આજ્ઞાપત્ર પ્રકટ કરીને ' યથાશાસ્ત્ર રાજ્યનીતિ ' ઉપદેશી. તે મુંબઈના વિવિધ જ્ઞાન વિસ્તાર નામના મરાઠી માસિકમાં ઇ. સ. ૧૮૯૦-૯૧ ની સાલમાં છપાઇ ગયું છે. તેમજ આવી જ જાતનું બીજું એક પુસ્તક સવાઇ માધવરાવ માટે લખાયલું જે. તાઇ સાહેબના દફતરમાંથી મેળવી રાજવાડેએ પ્રકટ કર્યું છે. વળી તાલુકાનો મહાલવાર જમા ખર્ચ કેવી રીતે લખવો, ખાતાના કેવા પ્રકાર

હોવા જોઇએ ઈત્યાદિ માહિતી આપતું એક છંદો બદ્ધ, તેમ યાદીના રૂપમાં એક મૈસ્તક રૂપ પુસ્તક ઉપલબ્ધ હોઇ તે જો કે ફારસી પોષાકમાં દેખાવ આપે છે છતાં મૂળમાં તે હેમાદ્રિથી ચાલતું આવ્યું હોય, એમ સત્તરમી સદીમાંના એક છંદબદ્ધ મૈસ્તકની આવૃત્તિ પરથી વ્યક્ત થાય છે. વળી મરાઠી રાજ્યની આર્થિક સ્થિતિનો અભ્યાસ કરનારને જોઈતું સાહિત્ય સતારાના મહારાજા પેશવે એ બન્નેની રોજી (ડાયરી) માંના જે ચુંટી કાઢેલા ફકરા પુસ્તક રૂપે પ્રગટ થયા છે તેમાંથી તેમ અન્યત્રથી મળી આવે છે. છતાં એક તો મરાઠી રાજ્યની આર્થિક સ્થિતિનો સર્વાંગ ચિતાર રજુ કરવા માટે આટલું સાહિત્ય અધુરૂં છે. વળી છુટા છવાયા સાહિત્યના સાંગોપાંગ અભ્યાસી જવાનો પચીસ વર્ષ પૂર્વે કૈ. મહાદેવ ગોવિંદ રાનડેએ પ્રયાસ કર્યો હતો. પણ તે પછી કોઇએ પણ આ બાબત પ્રત્યે જોઇએ તેટલું ધ્યાન આપ્યું નથી.

અર્થ શાસ્ત્રની કલ્પના–મરાઠા શાહીમાં અર્થશાસ્ત્રીય સાહિત્ય માટેની રહેતી ઊણપ સંભાજીના આજ્ઞાપત્રથી કંઇક પુરાઇ જાય છે. વળી તે ઉપરથી ત્યારના મુત્સદ્દીઓના અર્થ શાસ્ત્રી તથા શાસનશાસ્ત્રી વિષેનાં મતનો પણ ખુલાસો મળી જાય છે. જો કે અર્થ શાસ્ત્રી વિષેની તેમની કલ્પના સ્પષ્ટ કરવી કઠણ છે. રાજ્યતંત્ર એટલે શાસન સંસ્થાની ધન દોલત વધારવી એ જ ત્યારથી બીજા રાજ્યાધિપતિ મુજબ મરાઠાઓનું ધ્યેય હતું એ દેખીતું છે. સંભાજીના આજ્ઞાપત્રમાં તો સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યુ છે કે આવક અને ખર્ચનો વિચાર કરી જેથી રાજ્યની તિજોરી વધે તેમ કરવું માત્ર આના કારણમાં એમ જણાવવામાં આવ્યું છે કે આમ કરવાથી પ્રસંગે 'સર્વે સંકટોના પરિહાર કરી શકાય છે. એટલે હવે એકજ પ્રશ્ન તપાસવો રહ્યો કે પ્રજાની ઉન્નતિ સાધી તેના નફામાંથી કરરૂપે નાણું મેળવવા તરફ મરાઠી મુત્સદીઓના પ્રવૃત્તિ હતી કે પ્રજાને બને તેમ પીલી પૈસા કઢાવવાની તેમની દાનત હતી ? પ્રજાની ઉન્નતિ થવીજ જોઇએ. એવી તેમને ઇચ્છા તો હોવીજ જોઇએ. કારણ અમુક પ્રાંતમાં સ્થાયીક થઈ પડયા બાદ કોઈ પણ રાજ્ય સત્તા પ્રજાની ઉન્નતિ કર્યા વિના તે પ્રાંતની ઉપજ વધારી શકતી નથી એ મૂળભૂતતત્ત્વ મરાઠી મુત્સદીઓના ધ્યાનમાં સ્હેજે આવી શકે તેવું છે. છતાં એટલું તો નક્કીજ છે કે, ગમે તેવા કારણસર હશે, પણ પ્રજાની ઉન્નતિમાં મરાઠાઓ જોઇએ તેટલા પ્રયાસ કરી શકયા નહતા.

શાસન સંસ્થાની વણિકવૃત્તિઃ—સંભાજીના આ આજ્ઞાપત્રમાં મરાઠી મુત્સદીઓની રાજ્ય સત્તા વિષેની બીજી પણ કેટલીક કલ્પનાઓ બિંબિત થએલી છે· રાજ્ય કર્તાઓએ જાતે ધંધા ઉદ્યમમાં પડવું નહિ. એ સિદ્ધાંત મરાઠી મુત્સદીઓથી અવગત હતો. એમ જણાય છે. સંભાજીના આજ્ઞાપત્રમાં જણાવવામાં આવ્યું છે કે, 'રાજ્યકર્તાએ સકળ શિલ્પ હુન્નર અવશ્ય શીખી લેવાં; પરંતુ તે ધંધા પોતે ન કરવા.' કારણ કે તેમ કરતાં કદાચ એકાદ શરીર ઉપદ્રવ એટલે પીડા થાય અને તેથી રાજકાર્યમાં અંતર પડે ! વસ્તુતઃ કર એજન્સી લેવાની પદ્ધતિને લીધે મરાઠી રાજ્યમાં ધાન્ય, કાપડ વગેરેની દુકાનો સરકાર તરફથી ચલાવવામાં આવતી. હિરાની ખાણો તો જાતે સરકાર તરફથીજ ચાલતી તેમ ઘોડ નદી તુંગભદ્રા વગેરે જેવી મોટી નદીઓમાં ફરતી હોડીઓ પણ સરકાર તરફથી ભાડે ફેરવવામાં આવતી.

સરંજામી પદ્ધતિઃ—લશ્કરની બાબતમાં સર્વસ્વી ઘાતક ગણાતી સરંજામી પદ્ધતિનો જ મરાઠાઓને આશ્રય કરવો પડયો હતો, છતાં આ દોષથી મરાઠી મુત્સદીઓ પુરી રીતે પરિચિત તો હતાજ. અને તેથીજ તે દોષ કાઢી નાંખવા ખાતર હુજુરાતી સૈન્યની અગત્યતા રાખવામાં આવી હતી. સંભાજીનું આજ્ઞાપત્ર કહે છે. 'જેની પાસે બળવાન હુજુરાત પાગા નથી તે સત્તા પરાધીન છે. આવા રાજાથી ઐકય કામ પોતાને માથે લઈ શકાતું નથી. આથી કેવળ સેવકોને આધીન થવું પડે છે. તેઓ કહે તે સાંભળ્યું ન સાંભળ્યું તેમ ઉડાવી દે તો કાર્યકારી લોક તથા સરદારો હૃદયપૂર્વક કાર્ય ઉપાડી લેતા નથી. આથી કાર્યનાશજ થાય છે."

પ્રધાનપદ–મરાઠા શાહીમાં પ્રધાન માત્ર રાજાનેજ આધીન હતો. આ શિવાય પ્રધાન વિષેની બીજી કલ્પના અસ્તિત્વમાં હોવી અશકય લાગે છે. પ્રધાનના રાજા સાથેના સંબંધ વિષે ઉપલા આજ્ઞાપત્રમાં ટુંકમાં છતાં અતિશય માર્મિક રીતે નીચે પ્રમાણે જણાવવામાં આવ્યું છે. પ્રધાન એટલે રાજમદને લીધે ઉપસ્થિત થતા અન્યાયની મર્યાદા છે. પ્રધાન એટલે હાથીનું અંકુશ."

વ્યાપાર વૃદ્ધિને ઉત્તેજનઃ—રાજ્યનો વ્યાપાર વધે કે રાજ્ય ધનવાન બને એ સાદી વાત મરાઠી મુત્સદીઓ જાણતા. શિવાય અડચણને પ્રસંગે રાજ્યમાંના સાહુકારો પાસેથી જોઈએ તેટલું કરજ પણ મેળવી શકાતું એ બીજો લાભ હતો. આથી સંભાજીના આજ્ઞા પત્રમાં જણાવ્યું છે કે, બજા-

રોમાં દુકાનો તથા વખારો ખોલી હાથી, ઘોડા, જર જવાહીર, ઉંચાવસ્ત્રો, શસ્ત્રો, તથા બીજી વસ્તુઓના વ્હેપાર ચલાવવો તથા પર મુલકના વ્હેપારીઓને સંતોષી બોલાવી આણવા. એટલુંજ નહિ પણ દર્યા ઉપરના શાહુકારો ઉપર ખરીતા લખીં આમદરફ્ની કરવાનું પણ જણાવ્યું છે. મરાઠી મુત્સદ્દીઓનું વ્યાપારવિષયનું ધોરણ આવી જાતનું હોવા છતાં અંગ્રેજો પોતાનો વ્હેપાર મરાઠી રાજ્યમાં જમાવી શકયા નહિં તેનું કારણ તો મરાઠી મુત્સદ્દીઓને અંગ્રેજો વિષે રહેલી સંશય વૃત્તિમાંજ છે. સંભાજીના આજ્ઞાપત્રમાં એવો એક સ્પષ્ટ ઉલ્લેખ છે કે, શાહુકારોમાં ફીરંગી અંગ્રેજો, વલંદા, ફ્રેન્ચ, ડિંગમાર ઇત્યાદિ ટોપીવાળા પણ વ્હેપાર કરનાર હોય છે. પણ તેઓ તો આ દેશમાં પ્રવેશ કરી અને રાજ્ય સ્થાપી પોતાનાં મતો ફેલાવવની મગરૂરી ધરાવે છે. તેમ કેટલાંકે સ્થળોમાં તેઓ ફાવી ગયા છે. આ હઠીલી જાત હાથમાં આવેલું મથક જાન જાય તો છોડે નહિં તેમની પ્રત્યે વૃત્તિ તો આવ્યા તો આવો ને ગયા તો જાઓ એવી જાતનીજ રાખવી, અંગ્રેજ વગેરે યુરોપીયન વ્હેપારીઓ વિષેનું મરાઠા મુત્સદ્દીઓનું ધોરણ આમા સ્પષ્ટ પ્રતિબિંબ થયું છે. ' અને કદાચ તેમને વખાર માટે જગા આપવીજ પડે તો પણ તે નદીની, ખાડીએ કે દરિયાને કીનારે તો નજ આપવી. આપવી તે ખાડીથી ગાઉ બે ગાઉ દૂર આપવી. જેવી કે ફ્રેન્ચ લોકોને આપી હતી તેમ. બે ચાર મોટાં શહેરોમાં આપવી. એટલે કે શહેરને ત્રાસ ન પહોંચે તેવી શહેર બહારની નીચી નગા વખાર માટે મુકરર કરી આપવી. પણ ઈમારત બાંધવા દેવી નહિ'' ઇ. સ. ૧૭૮૮ માં સર ચાર્લ્સ માલેટે ગવર્નર જનરલ ઉપર એક પત્ર લખી તકરાર કરી હતી કે મરાઠાઓનું ધોરણ આપણા વ્હેપાર માટે પ્રતિકૂળ છે; આમ લખવાનું કારણ મરાઠાઓની ઉપયુક્ત શંકા વૃત્તિજ છે. આ વૃત્તિ જાણતો. આ પત્ર લખ્યો ત્યારે પુનામાં પુષ્કળ નવી ઈમારતો બંધાતી હેવાથી અંગ્રેજોને માટે માલ વેચવાની આ એક સારી તક હતી. છતાં તેમ જો કરીએ તો મરાઠા મુત્સદ્દીઓ ચેતી જશે તેથી આવા કોઈ જાતના વિશેષ પ્રયાસ કરવા નહિં એવી સલાહ માલેટે પ્રસ્તુત પત્રમાં પોતાના ઉપરી અમલદારોને આપી છે.

વતનદારો સાથે વર્તવાનું ધોરણઃ—સરંજામદાર ને જેમ :દેશમુખ, દેશકુળકર્ણી, પટેલ આદિ વતનદારોનો પ્રશ્ન પણ મરઠી મુત્દ્દીઓને માટે મુશ્કેલ થઇ પડયો હતો. કેમકે રાજા સ્વદેશ વફાદાર હોવાની તેનામાં દાનત ન હતી એ તેઓ જાણતા રજ પ્રમાણે રજ નવીન મેળવવું ને તે પચાવી પાડયું કે બીજાનું લઇ લેવું, લુંટફાંટ કરવી એજ તેમની નિત્ય ઝંખના હતી. વળી પારકાની સ્વારી:થતાં વતન મેળવવાની આશાએ તેઓ આગમથીજ સલાહ કરી લેતા એ વાત પણ દેખીતીજ હતી. છતાં તેમના વતન ખુંચવી લેવાં તે પણ ચોકખો અન્યાયજ ગણાય, એવી ભાવનાને વશ થઈ તેમની સત્તા કાયમ રાખવાનું ધોરણ અખત્યાર કરવાની મરાઠી મુત્સદ્દીઓને ફરજ પડી હતી.

ઈનામ આપવા વિષેનું ધોરણઃ—કોઇ કંઇક નામ દેવા જોગ કામ કરે કે તેને ઈનામ કરી આપવાની ચાલ પેશવાઈમાં ઘણીજ રૂઢ થઇ હતી આને ઉદારતા કહો કે અદૂરદર્શી પણું કહો, પણ પ્રગતિનીગતિ અટકી પડેલા કરવીર રાજ્યના મુત્સદ્દીઓને આ ચાલ અસત્ય થઇ પડી. પૂર્વથી ચાલતા આવેલા ઇનામ ખુંચવી લેવાની ક્ષુદ્રતા ન રાખવી એ વાત તેમણે પણ માન્ય રાખી હતી. પણ સેવકો ઉદંડ સેવા કરે તો તેમને ધન, હાથી, ઘોડા, વસ્ત્રભૂષણ આદિ આપવા, યોગ્યતા જોઈ ને કામ સોંપવું, પરંતુ નવીન ઈનામ કદી આપવું નહી એવો તેમનો અભિપ્રાય હતો. કેમકે મુલકી મેહેસુલમાંથી ઈનામ કરી આપવાથી તો તેટલા પ્રમાણમાં વંશપરંપરા સુધી મ્હેસુલ ઓછું થાય. શિવાય તે માણસના વંશોજો હરામખોરની વૃત્તિ રાખતા થાય તો આવાં ઈનામો તેમના હાથમાં એક મજબુત સાધન રૂપ થઈ પડે છે.

કીલ્લાની મહત્તા વિષે કલ્પનાઃ— લડાઇનાં સાધનોમાં તોપખાતાનો ઉમેરો થયો ત્યારથી ગઢ અને કોટની મહત્તા નષ્ટ થઇ. છતાં તેમને રાજ્યના મૂળરૂપ ગણવામાં આવતા. કેમકે, મરાઠાઓ જાતિ અનુભવથી જાણી શકયા હતા કે ઔરંગઝેબે દક્ષિણ ઉપર સ્વારી કરી ત્યારે રાજ્યમાં કીલ્લા હતા તેથીજ તે ટકી શકયું એટલુંજ નહિં પણ નવા પ્રદેશ જીતવામાં પણ આ કીલ્લાઓ મહત્તા ભર્યો ભાગ ભજવતા. સંભાજીનું આજ્ઞાપત્ર જણાવે છે કે જે દેશમાં ગઢ અને કોટ ન હોય તે દેશમાં પોતાના રાજ્યની સરહદ વધારવી તથા જબરજસ્તીથી નવા કોટ કીલ્લા બાંધતાં આખા દેશનું આક્રમણ કરી ત્યાં પોતાની ફોજ રાખવી અને આગળનો પ્રદેશ સ્વશાસનથી વશ કરી લેવો. એ રીતે પોતાનું રાજ્ય વધારવું. કોટ કીલ્લાનો આશ્રય ન મળે તો આપણું લશ્કર પારકા મુલકમાં ટકી શકતું નથી.

દરીયાઈ વ્હેપાર—આગળ ઉપર ઉલ્લેખવામાં આવેલા માલેટના પત્રમાં મરાઠાઓના વ્હેપારે વિષયક ધોરણ સામે તકરાર કરવામાં આવી છે તે ખાસ કરીને મલબાર કીનારા પરના બંદરો સંબંધીની જ છે. માલેર લખે છે કે, મને ખાત્રી થઇ. ચૂકી છે કે, મરાઠાઓમાં શક્તિ હોત તો તેમણે જમીન પ્રમાણે દરીયા ઉપર પણ લુંટફાટ ચલાવી હોત પણ તેમને એટલો પણ ખ્યાલ નથી કે, બંદરમાં વહાણોની ખુબ આવજા થતી હોય તો તેથી કીનારા પરના પ્રદેશની લોકવસ્તી વધતી જાય અને તેથી લાભ મળે. પણ આ મુદ્દો બાજુએ મૂકીએ છતાં એકલી જકાતનીજ ઉપજ લુંટફાટ કરતા કેટલી બધી વધી પડે તેમ છે. જે ભાગમાંના બંદર વિષે માલેટે તકરાર કરી છે. તેની ભાગમાંકરાવીકર મરઠાઓનું રાજ્ય હતું. ત્યાંના રાજ્યકર્તાઓનું ઉપર્યુક્ત આજ્ઞાપત્રમાં દાખવેલું ધોરણ તપાસતાં આ મુદ્દા વિષે તેમને ભાન હતું કે નહિ તે સ્પષ્ટ થાય છે. આરમાર માટે મૂલકમાંથીજ વાર્ષિક પગાર અપાવવો. પેદાસમાંથી આ ખર્ચ આપતાં સાહુકારોને પીડા થાય, તેથી સાહુકારીને ધોકો પહોંચે; બંદરો તો ટકી રહેવાંજ જોઇએ. જેનું પ્રયોજન હોય તેની વસ્તુઓ પરદેશથી આણીએ ત્યારેજ મળે તેવી છે, આ વાક્ય ઉપરથી દરીયાઇ વ્યાપારનું રક્ષણ કરવું મરાઠી મુત્સદ્દીઓને અગત્ય લાગતું. ' સાહુકારીથી જકાત હાંસલ થશે ' એ તેઓ જાણતા વળી સાહુકારી વધારવાને માટે કેવા સાધનો યોજવા વિષે આજ્ઞાપત્રમાં લખાયું છેજ ' મુસલમાનોના પ્રાંત શિવાયના પ્રાંતમાંનો વિદેશીયોની સાહુકારી હોડીઓ આવ જા કરતી હોય તો તેમને પરભાર જવા દેવી નહિ. નીતિભયથી હાથ કરી તેમની માલમત્તાને ધક્કો ન પહોચે તેમ સંભાળ પૂર્વક પોતાનાં બંદરમાં લઈ આવવી. લાકડા કે પાણી જોઇશે તો લેવા દેવાં. નારીયળ વગેરે બીજો માલ જોઇતો હોય તો તે વેચાતો લેવાની અનુકુળતા કરી આપવી. તે શિવાય પણ તેઓ જે ખરીદી કરે તે પણ અલ્પસ્વલ્પ જકાત લઇ કરવા દેવી. ' એ રીતે મનાવી પટાવીને પારકાંના વહાણો પોતાનાં બંદરોમાં લઈ આવવાની ઇચ્છા ધરાવનાર મરાઠી મુત્સદ્દીઓ સામર્થ્ય હોતતો વ્હેપારી વહાણો લૂંટી તિજોરી ભરી કાઢત એ તદ્દન અસંભાવિત છે. ઉલટું એમજ કહી શકાય છે કે સંપૂર્ણ અંકુશમાં રાખવાની આપણામાં તાકાદ નથી એ સત્ય મરાઠાઓ જાણતા હોવાથીજ તેમણે પોતાના બંદરો સર્વ જાતના વ્હેપારી વહાણો માટે ખુલ્લાં રાખ્યા ન હતા. જો આવી અસમર્થતાન હોત તો તેમણે પોતાનાં બંદરો ખુલ્લાં રાખી જરૂર જકાતની ઉપજ વધારી હોત.

પેશવાઇમાંનુ કરજઃ—રાષ્ટ્રીય પ્રગતિને આગળ વધારનાર અને રાજ્યતંત્ર સાથે સંબંધ હોય તેવો અર્થશાસ્ત્ર વાળી મહત્તાનો મુદ્દો રાષ્ટ્રીય કરજનો છે. જેને માથે રાષ્ટ્રીય કરજ નથી તેવું એકેય સુધરેલું રાષ્ટ્ર આજે જડશે નહિ પરંતુ મરાઠી રાજ્યની રાષ્ટ્રીય કરજ વિષેની કલ્પના આપણને કેવળ અભાવરૂપેજ દગોચર થાય છે. શિવાજીથી માંડી શાહુની કારકીર્દીના પૂર્વાર્ધ સુધીનું મરાઠી રાષ્ટ્ર સામાન્ય રીતે રચનાની અવસ્થામાંજ હોવાથી તે કાળ વિષે રાષ્ટ્રીય કરજનો સવાલજ સંભવે નહિ પહેલા પેશવા બાલાજી વિશ્વનાથની આમદાનીની આખરમાંજ મરાઠી રાજ્ય સ્થિરતાની પાયરીએ પહોંચ્યું એમ સ્થુળ રૂપે કહી શકાય. અને તેથીજ ત્યાર પછીના રાજ્ય સૂત્રધારોમાં પ્રજા પાસેથી કરજ કરજ ઉચાપત કરવા જેટલો આત્મ વિશ્વાસ ઉત્પન્ન થએલો દેખાઈ આવે છે. છતાંય ઉત્તર હિંદની સ્વારીઓ માટે કરજ મેળવવામાં તેમને કેવી મુશ્કેલી વેઠવી પડતી તે સર્વ જાણીતું છે. પહેલા બાજીરાવ જેવો કાર્ય દક્ષ અગ્રેસર પણ આ મુશ્કેલીમાંથી બચી શકયો નહતો. આ સ્થિતિ માટે રાષ્ટ્રીય શાખ વધારવાની કલ્પનાનો અભાવ જ કારણ રૂપ છે. મરાઠી મુત્સદ્દીઓને શાહુકારો કનેથી ઉચાપત કરવાના પ્રસંગો અનેક વટાવવા પડયા હતા. પણ આવે દરેક પ્રસંગે તેઓ માણુ માણુ કરજ મેળવી શકયા. પરંતુ આ કરજ રાષ્ટ્રીયપતને લીધે નહિ પણ તેમની વ્યક્તિગત શાખ ઉપરજ મળતું. છતાં આ વ્યક્તિગતપત કેવી હશે તેનો ખ્યાલ કરજની રકમો ઉપર લેવાતું જબરૂ વ્યાજ તથા પેશવાને બારણે શાહુકારો ઉઘરાણી કરતાં સંભળાય તે ઉપરથી બાંધી શકાય છે. શાહુની રોજનિશીમાં એક એવો ઉલ્લેખ છે કે, બાજીરાવ સિદ્ધી ઉપર કરી ગયો ત્યારે તે માટે દર ;મહિને ગણુ રૂપીયા લેખે ઉચાપત કરવામાં આવી હતી, વળી ઉપરાંત એવો પણ કરાર કરવામાં આવ્યો હતો કે ઠરાવેલી મુદતમાં નાણાં ન પતે તો વસુલાતનો હક ઃઠરાવી આપવામાં આવ્યો હતો ! શાહુકારોની પીડાથી બાજીરાવ પોતે પણ કેટલો બધો કંટાળી ગયો હતો તે તેણે બ્રહ્મેંદ્ર સ્વામીને લખેલા પત્રો જોતાં સ્પષ્ટ થાય છે. ઈ. સ. ૧૭૪૦ અને ૧૭૬૦ ની દરમ્યાન બાલાજી બાજીરાવે એકંદર રીતે દોઢ કરોડ રૂપીયાનું કરજ કર્યું હતું. આ કરજ ઉપર તેને દર સાલ દર સેંકડે સરાસરી ૧૨ થી ૧૮ ટકા

જેટલું વ્યાજ સરકારી તિજોરીમાંથી ભરવું પડતાં છતાં કેટલેક પ્રસંગે તેને દર મહિને ૨ા ટકાને લેખે પણ વ્યાજ આપવું પડતું એવા દાખલા મળી આવે છે. આ પાણીપતના જંગ પહેલાંની સ્થિતિ છે. પાણીપતની લડાઈમાં મરાઠી રાજ્યને જબરો ધક્કો લાગ્યો. અને તે ઉપરાંત ત્યાર બાદ તરતજ રાજ્યમાં કુટુંબ કલહ પેદા થયો. આવી ષ્થિતિમાં મરાઠી મુત્સદ્દીઓને માટે પોતાની શાખ જાળવી રાખવી કઠણ થઇ પડયું હશે. છતાંય પહેલાં કરતાં હવે તેમની રાજ્યસત્તા સ્થિરતાએ પહોંચેલી હોવાથી. મોટા માધવરાવની આમદાનીમાં વ્યાજનો દર સરેરાસ એક જેટલો ઘટી પડયો હતો, મોટા માધવરાવના મુત્યુ સમયે તેમને માથેવે મોટી રકમનુ કરજ કહેવાતુ તેઆખું ચોવીસ લાખ રૂપીયા જેટલું હતું, ત્યારની મરાઠી રાજ્યની ઉપજ તથા તેનો વિસ્તાર એ એનો તોલ કરતાં આ કરજ કંઇ વધારે પડતુ કહેવાય નહિં. છતાં તાત્કાલિક મુત્સસદ્દીઓની તેમજ શાહુકારોની દષ્ટિએ આ દબાણ એકંદરીએ તો વ્યકિતગતજ હોવાથી મોટા માધવરાવને આ કરજ ઘણું ભારે લાગ્યું અને તેથી મુત્યુશય્યાપર પડયાં છતા તેને કરજનીજ ઝંખના થતી હોવાથી તેના મુખ્ય કારભારીને તેની પતાવટ કરવાનું જોખમ પોતાને માથે લઇ પોતાના માલીકને તે ઝંખનામાંથી મુક્ત કરવો પડયો તે પછી નાના ફડણવીસે થોડાક લાખ જેટલુંજ કરજ કાઢી નભાવી રાખ્યુ અને છેલ્લા બાજીરાવની આમદાનીમાં તો એવી સ્થિતિ આવી પહોંચી કે જ્યારે રાજ્યને માથે જરાય કરજ રહ્યું નહિં. એટલુંજ નહિં પણ તેની ખાનગી સંપત્તિ પણ પુષ્કળ વધી પડી હતી.

રાષ્ટ્રીય કરજની કલ્પનાને અભાવે મરાઠી રાજ્યને ગએલું નુકશાનઃ—પેશવાના કરજ વિષેની ઉપલી હકિકત વાચી એટલે રાષ્ટ્રીય કરજની કલ્પના અસ્તિત્વમાં ન હોવાથી મરાઠી શાહીની પ્રગતી કેટલે બધે અંશે અટકી પડી તે વિષેનો પુરો ખ્યાલ મળી જાય છે. પહેલા બાજીરાવથી તે છેક છેલ્લા બાજીરાવ સુધીની આમદાનીના પ્રારંભકાળ પર્યંત સરકાર કરજ કાઢતું તે કેવળ અધિકારી મુત્સદ્દીઓની પતને લીધેજ આપત ઘણે ભાગે કરજના બદલામાં મામલતદારી મળશે એવી જાતની આશા ઉપરજ આધારેલી હતી. એક રાજસત્તાધારીએ ઉપાડેલું કરજ તેના પછીનો રાજસત્તાધારી વાળશેજ અને તથી સરકારમા નાણાં રોકવામાંજ લાભ રહ્યા છે એવી જાતનો વિશ્વાસ જો પેશવા પ્રજામાં ઉત્પન્ન કરી શકયા હોત તો તેમને એકલી સ્વારીઓને માટેજ નહિં પણ અન્ય સ્થાનિક સુધારા માટે પણ લોકોએ સુલભ રીતે તેમ ઘણાંજ ઓછા દરથી ગમે તેટલા નાણાં આપ્યા હોત. આવી જાતનો વિશ્વાસ એટલેજ રાષ્ટ્રીયપત અસ્તિત્ત્વમાં ન હોવાથી મરાઠી રાજ્યને કેટલું નુકશાન ગયું તે નીચેથી સ્પષ્ટ થશે. ૧ કરજ ઉચાપતમાં પુષ્કળ મુશીબતેઃ આવી અને નાણાંને અભાવે કેટલીયે મસલત બગડી ગઈ. અને કેટલીય ઉપાડી પણ શકાઇ નહી. (૨) ઉચાપત કરેલા નાણાંના માટે ભારે વ્યાજ આપવું પડયાથી સરકારી તિજોરીને ભારે નુકશાન પહોંચ્યું. ( ૩ ) સરકારને નાણાંભીડ હતી છતાં અને તે ભારે વ્યાજ આપવા તૈયાર છતાં રાષ્ટ્રનુ ધન નિરૂપયોગી થઇ પડી રહ્યું. ( ૪ ) કરજથી શરમીંદા બનેલા મુત્સદ્દીઓ ઉપર શાહુકારોને મામલતો આપવાની ફરજ પડતી હોવાથી આવા શાહુકારો મમલતદારી કરતાં ગેરવર્તન કરે તો તે પ્રત્યે તેમને દરગુજર કરવી પડતી. રાષ્ટ્રીય કરજની કલ્પનાજ યુરોપમાં આ કાળ પછીનીજ છે એમ પણ કહી શકાય નહિં. ઈ. સ. ૧૬૮૮ ની રાજ્યક્રાંતિ પહેલાં એટલે મોટા માધવરાવના કાળથી એક સદી પહેલાં ઇંગ્લંડનું રાષ્ટ્રીય કરજ માધવરાવના કરજ કરતાં અઢી ગણુ હતું. પણ આક્રાંતિ પછી તે લગભગ સોળ કરોડ જેટલું વધી પડયું. ઇંગ્લંડ જે કરજ કાઢતું તે પણ અંતર્ગત સુધારા માટે ન હતુ. મરાઠાઓ પ્રમાણેજ ઇંગ્લંડને પણ પર રાષ્ટ્રીય યુદ્ધો માટે કરજ કરવું પડતું. તેમજ ૧૬૮૮ પહેલાં ઇંગ્લંડને માથે પણ પેશવાજેટલોજ રાજ્યક્રાંતિનો ભય લટકતો હતો. છતાં એક વસ્તુ સ્પષ્ટ છે કે, ઈંગ્લંડ આટલી ઝડપથી પોતાની પ્રગતિ સાધી શકયું તેનું કારણ ઘણે ભાગે તેણે આરંભથીજ પોતાની શાખ વધારી હાથ ધરેલા કામકાજ માટે જુજ વ્યાજને દરે બ્હારથી નાણા આણવામાં સગવડતા કરી રાખી. જ્યારે મરાઠી મુત્સદ્દીઓનુ ધ્યેય, સંભાજીના આજ્ઞાપત્રમાં વ્યક્ત કર્યાં મુજબ સંકટમાંથી નિભાવી જવા તિજોરી ભરી નાખવાનુજ હતું. ફ્રાન્સ અને જર્મની જેવા યુરોપના દેશોનુ ધોરણ પણ કંઇક અંશે આવુંજ હતું. પણ આગળ ઉપર તેમને તે બદલી નાંખવાની ફરજ પડી હતી; અને સાંપ્રત યુગમાં તો રાષ્ટ્રને માટે બીન જરૂરિયાત રકમો કરન રૂપે ભેગી કરી સરકારી તિજોરીમાં ભરી રાખવાં કરતાં, આપત્તિના સંજોગો માટે રાષ્ટ્રીય કરજ ઉભુ કરી તેમાંજ પ્રજાનાં નાણાં રોકી લવા અને તે ઉપર વ્યાજને પેટે તેને પાછો કાંઇક બદલો આપવો એજ શ્રેયસ્કરછે એમજ

હવે દરેક દેશ માની રહ્યા છે. અઢારમીસદીમાં હિંદની સંપત્તિનો પ્રવાહ જ્યારે ચોગમથી પુનામાં આવી પહોંચતો હતો ત્યારે રાજ્યતંત્ર માટે રાષ્ટ્રીય કરજ ઉભું કરવાનો વિચાર મુત્સદ્દીઓએ હાથ ધર્યો હોત તો મહારાષ્ટ્રનો ઇતિહાસ આજે દેખાય છે તે કરતાં કંઈક જુદાજ રૂપમાં આપણી નજરે પડત એ પુરવાર કરવા કંઇ ખાસ અર્થશાસ્ત્રની જરૂર નથી.

હવે આપણે યુરોપના અર્થશાસ્ત્રના વિકાસનો વિચાર કરીએ. **ગ્રીક અને રોમન અર્થશાસ્ત્ર** યૂરોપની આર્થિક ભાવનાનો ઇતિહાસ આપવો એટલે પ્રથમ તો ગ્રીકના અને તે પછી રોમના ઇતિહાસ તરફ ધ્યાન દેવું પડશે. ગ્રીકોનાં અર્થશાસ્ત્રનું વિવેચન વિસ્તૃત તો નહિં જ થાય. ઍરિસ્ટૉટલના 'પોલિટિકસ' નામના ગ્રંથમાંથી અર્થશાસ્ત્ર સંબંધીના વિચારો મળી આવે છે. તેમ પણ દ્રવ્યને સાધ્ય તરીકે ગણાવવામાં આવ્યું નથી સમાજની સમૃદ્ધતા એજ સાધ્ય ગણાવ્યું છે. માત્ર સમાજ અથવા રાજ્યતંત્રના એક ખાતાં તરીકે જ દ્રવ્યોત્પાદન વિષે વિચાર કરવામાં આવ્યો છે. જરૂરીઆતોની વિવિધતાને લીધે જે અન્યોન્યાશ્રય થાય છે તે સમાજ ઘટનાને કારણરૂપ થઈ પડે છે એ સિદ્ધાંત તેણે સ્વીકાર્યો નથી. પણ તેના કારણમાં મનુષ્યમાત્રની સહવાસપ્રિયતા એજ તત્વ આગળ ધર્યું છે. ઍરિસ્ટૉટલની આર્થિક ભાવનાઓ વ્યાપક બનાવવામાં અનેક અડચણો હતી. ગુલામગીરી સર્વસામાન્ય રીતે ચાલુ હતી એટલે સુધી કે, ઍરિસ્ટૉટલ જેવા તત્વેષક તેને એક સ્વાભાવિક સંસ્થા તરીકે માની લીધી. સ્વતંત્ર માણસોની જરૂરીઆતોને લીધે સમાજમાં જે અન્યોન્યાશ્રય ઉત્પન્ન થાય છે તે ત્યાર ના સમાજમાં થતો નહતો, તેમજ આર્થિક હેતુઓની સર્વદેશીય વ્યાપકતા કે જે અર્વાચીન સમાજોમાં દેખાઈ આવે છે તે પણ ત્યારે નહિં હોવાથી અર્થશાસ્ત્રની ભાવનાઓ પણ તે કાળમાં વિકસિત થવી શક્ય નહતી. છતાં ખાનગી માલમત્તાનું તથા વ્યક્તિગત કુટુંબ સંસ્થાઓની મહત્તા ઍરિસ્ટૉટલ પુરેપુરી રીતે સમજતો હોવાથી તેની વિરૂદ્ધમાં તેના ગુરૂ પ્લેટોએ જે વિચારો વ્યક્ત કર્યા હતા તેના તેણે તીવ્ર વિરોધ કર્યો હતો. રાજ્યની લોકસંખ્યા નિયમિત હોવી જોઈએ ઈત્યાદિ વિચારો તણે પ્રકટ કર્યા છે. છતાં ઉત્પાદન વિષેના તેના વિચાર ઘણે ભાગે અસંવાદી લાગે છે. ખેતીવાડીને તો તેણે ઉત્પાદક માની છે પણ જે ક્રીયાને અંગે વસ્તુનું રૂપ બદલાતું હોય તેની ક્રીયાને તે ઉત્પાદક ક્રીયા તરીકે ગણાવતા નથી.

રોમન ગ્રંથકારોએ અર્થશાસ્ત્રીય વિચાર ઘણે ભાગે તો પ્રકટ કર્યા જ નથી. છતાં તેમના કાયદાના પુસ્તકોમાં તેમની આર્થિક કલ્પનાની યોગ્યાયોગ્યતાની મીમાંસા મળી આવે છે. દાખલા તરીકે, વ્યાજ આકારણી વિષે તેમાં કઠોરભાવ વ્યક્ત કર્યા છે. રોમનું સાહિત્ય વિશાળ છે. પણ તેમાં અર્થશાસ્ત્ર વિષેનું વિવેચન ઘણુંજ ઓછું હોવાથી આ શાસ્ત્રના વિકાસમાં રોમન રાષ્ટ્ર માટે સ્થાન છે નહીં.

મધ્ય યુગનું અર્થશાસ્ત્ર:—અર્થશાસ્ત્રના ઇતિહાસની દ્રષ્ટિએ ઈ. સ. ૪૦૦ થી ૧૩૦૦ દરમ્યાનનો કાળ મધ્યયુગ તરીકે કલ્પી શકાય છે. આ કાળ દરમ્યાન પણ અર્થશાસ્ત્રનો જોઈએ તેવો વિકાસ થઈ શક્યો નહતો. ફ્યુડલ ઉર્ફે સંયુક્ત સરદારી પદ્ધતિ આર્થિક વિકાસને માટે જોઇએ તેવી અનુકુળ ન હોવાથી તેમ રોમન કેથૉલિક સંપ્રદાયને લીધે ચર્ચ એટલે દેવસ્થાનમાં જ ઘણીખરી માલમત્તા જમા થતી હોવાથી તે કાળનો આયુષ્યક્રમ એક અમુક કક્ષાની અંદર જ સમાયલો રહેતો. માત્ર આગળ પર મધ્યયુગના ઉત્તર ભાગમાં આર્થિક ઇતિહાસનું સ્વરૂપ બદલાવા લાગ્યું. ક્રુસેડ નામના લંબાણ વિગ્રહને લીધે વિવિધ દેશો એક બીજાનાં સંબંધમાં આવ્યા. અનેક સરદારો ફના થઇ ગયા તથા તેમની માલમત્તા ધીરધાર કરનાર વર્ગને હાથ ચાલી ગઈ. તેમ ભિન્ન ભિન્ન દેશો વચ્ચે વેપાર શરૂ થયો. પુષ્કળ દેશોમાંથી પોપ માટે દક્ષણા તરીકે નાણાં મોકલવા પડતા હોવાથી આ પૈસા મોકલવાનો ધંધો કરનારો વર્ગ વધી પડયો. આ અવસરમાં જ ઇંગ્લંડમાં લૅંબર્ડ લોક આવી દાખલ થયા તથા તેમણે પોતાના ધંધાના ક્ષેત્રમાં પૈસાના જે વ્યવહાર ચાલુ કર્યા તે આજે પણ ઇંગ્લંડમાં ચાલુ છે આને લીધે જ ત્યાંનો રોકડ બજાર લૅંબર્ડ સ્ટ્રીટને નામે ઓળખાય છે.

મધ્યયુગની આખરે ગુલામગિરી બંધ પડી ને સર્ફ નામનો અર્ધ ગુલામ અને અર્ધ સ્વતંત્ર જેવો મજુર વર્ગ ઉત્પન્ન થયો. અને તેજ વર્ગનો આગળ ઉપર અનેક ધંધા કરનાર લોકોમાં વિકાસ થતો ગયો પુષ્કળ ઠેકાણે શહેરો સ્થપાયા. આ શહેરોમાં વધુ સ્વતંત્રતા ભોગવનારા તથા અન્યોન્યાશ્રયી વર્ગ ઉત્પન્ન થયા. પરંતુ આ કાળમાં બૌદ્ધિક પ્રવૃત્તિ ખાસ કરીને થઇ નહતી. ખ્રીસ્તી સંપ્રદાયના લોકાને ગળે ઉતરે તેવું વિવેચન કરવામાં જ ઘણીખરી બુદ્ધિ ખર્ચાઈ જતી. ઍરિસ્ટૉટલના મત લોકોને સમજાવી આપવા માટે ટૉમસ અકવાયનસને એક ગ્રંથ લખ્યો હતો.

ચૌદમી તથા પંદરમી સદીમાં યુરોપના આર્થિક જીવનમાં અતિશય ફેરફાર થતા હતા. સંયુક્ત સરદારોની રાજ્ય પદ્ધતિ એટલે સરંજામી પદ્ધતિ તૂટી પડતી હતી એટલે રાજાઓને જેમ જેમ સ્વતંત્રતા મળતી ગઈ તેમને પ્રજા પણ સ્વતંત્ર થવા લાગી. આથી નગરોની વૃદ્ધિ થઇ શહેર યોગ્ય ધંધાઓ પણ આગળ વધવા લાગ્યા. એટલુંજ નહિં પણ, રાજસત્તા અને સરદારોની સત્તા વચ્ચે લડાઇ જામી ત્યારે આ સ્વતંત્ર શહેરો તથા તેમાંના ઉદ્યમી અને શ્રમજીવી વર્ગોની અપેક્ષા રાજા તથા સરદારો એ બન્નેને જણાવા લાગી. આથી આર્થિક ઉદ્યમ ધંધો કરનાર વર્ગ રાજકીય મહત્તાએ ચઢતો ગયો. રાજ્ય તંત્ર જેમ જેમ મજબુત બનવા લાગ્યું અને પગારી લશ્કરો રાખવાની યોજના ચાલુ થઇ તેમ ઉદ્યોગ ધંધાની સ્થિરતા પણ વધવા લાગી. બાદ સૈન્ય સુધારા દાખલ કરવા પ્રત્યે ધ્યાન દેવામાં આવ્યું. તેમજ કાર્યયોજક અને વાહકો વચ્ચે આર્થિક અંતર પણ વધવા લાગ્યું. વળી આ કાળ દરમ્યાન મુદ્રણ કળા પણ સારી રીતે પ્રચારમાં આવી ગયેલી હોવાથી ઉદ્યમ ધંધાની તથા માનસિક ઉન્નતિઓ વચ્ચે પણ અન્યોન્યાશ્રય ઉભો થવા લાગ્યો. હોકાયંત્ર પ્રચારમાં મુકાયું. તેમ દરિયા ઉપરના કામો પણ વધુ સુલભ થઈ પડયા. વ્યાપારી ચળવળો જેમ વધવા લાગી તેમ રોકડા નાણાંને બદલે હુંડીઓ જેવી શાખ ઉપર આધાર રાખતા કાગળોના ઉપયોગ થવા લાગ્યો. વધુમાં સાર્વજનિક એટલે જાહેર સંસ્થાઓની શાખ પણ નિશ્ચિત થવા લાગી. આ બધા ફેરફારો હોલંડ અને ઇંગ્લંડની મહત્તા માન્ય થતા પૂર્વેજ ફ્લોરેન્સ, વેનીસ તથા જીનીવામાં થઇ ચુકયાં હતા. એટલે તે કાળમાં એક નવીન પરિસ્થિતિ નિર્માણ થતી હતી છતાં તે દરમ્યાન બૌદ્ધિક ચળવળ ઝપાટા બંધ વધી શકી નહી. સેંટ ટૉમસ એકવાયનસના ગ્રંથમાંની રાજ્ય તંત્ર વિષયક કલ્પનાઓજ લોકોમાં પ્રચલિત હતી. વળી વ્યવહારિક દૃષ્ટિએ આ કાળમાં માત્ર પૈસા પરજ ખુબ વિચાર કરવામાં આવ્યો હતો. આથી છેકજ અર્વાચીન કાળમા પણ શોભે તેવો ત્યારે એક પ્રચંડ ગ્રંથ ઉત્પન્ન થયો હતો. આ ગ્રંથના કર્તા નિકોલ ઑરેસ્મે નામના માણસ હતો. તે ૧૩૮૨ માં મરણ પામ્યો. ફ્રાન્સના રાજા પાંચમા ચાર્લ્સના તે શિક્ષક હોઈ આગળ ઉપર તે લિસ્યૂકસનો બિશપ બન્યો હતો. ચૌદ અને પંદરમાં સૈકા દરમ્યાન આ શિવાય બીજો એકય અર્થશાસ્ત્રીય ગ્રંથ પેદા થયો નથી. વૂલોસ્કી નામના લેખકે આ ગ્રંથની બીજી આવૃત્તિ સન ૧૮૬૪ માં બ્હાર પાડી હતી.

સોળમી સદી:—પંદરમી સદીની આખરમાં અમેરિકા તથા હિંદનો જળમાર્ગ જડી આવવાથી જેમ રાજ્યકી ઇતિહાસમાં એક નવો યુગ શરૂ થયો તેમ આર્થિક વિષયમાં પણ નવું પ્રકરણ મંડાયું. આથી કરીને વ્હેપાર તથા ઉદ્યમ વિષયક પ્રવૃત્તિઓનું મુખ્ય આશ્રયસ્થાન આજ સુધી મધ્ય તથા દક્ષિણ યુરોપ હતું તેને બદલે હવે તે પશ્ચિમ યુરોપ થઈ પડયું. તેમજ આ નવીન શોધને અંગે જે આર્થિક અને સામાજિક ફેરફાર થયા, તેથી આર્થિક વિચારસરણીને [illegible] એક નવી દિશા મળી પશ્ચિમ યુરોપમાં [illegible] અને ઉદ્યમ વધારવા તરફ મુત્સદ્દીઓનું ધ્યાન ખેંચાયું. રાજનીતિ પણ તેવીજ જાતની થઈ પડી અને આ ધોરણ સાથે લડાઇઓનો નિકટ સંબંધ આવવા લાગ્યો.

સોળમી સદીના આરંભથી રાજ્યની સંપત્તિ વધારવા વિષે મુત્સદ્દીઓના મગજમાં જે કલ્પનાઓ ઘોળાતી હતી અને જે કલ્પનાઓને લીધે રાજ્યોની વ્યવહારનીતિ ઘડાતી તેને અર્થશાસ્ત્રકારાએ ' મર્કંટાઇલ સિસ્ટિમ ' તરીકે જણાવી છે. મર્કંટાઇલ સિસ્ટિમ ઉર્ફે ' વણિક શાસ્ત્ર ' એટલે શું અને તેમાં કઇ કઇ કલ્પનાઓનો સમાવેશ થાય છે, તેમજ આ કલ્પનાઓ મુજબ રાજાએ જે કામો કર્યા તે તાત્કાળીક સંપત્તિ વર્ધક [illegible] હતાં કે તેમનાં મુળમાં અર્થશાસ્ત્ર સંબંધી કંઇક ભુલો રહી ગએલી હતી તે વિષે હજી મતભેદ ચાલ્યાં કરે છે અને વાદવિવાદ ચાલ્યા કરે છે અને તેમને ગસ્ટાવ સ્મોલર જેવા લોક વણિક પદ્ધતિનું સમર્થન કરે છે અને તેમને અમેરિકામાં અનુયાયીઓ પણ મળી આ છે. દસ બાર વર્ષ પહેલાં પ્રો. સ્મોલ ( શિકાગો યુનિવર્સિટી ) એ ગ્રહસ્થે કેમેરાલિસ્ટ વિષે જે એક [illegible] પુસ્તક લખ્યું છે, તેમાં આ ચર્ચા ઉપાડી લઈ આ પદ્ધતિનો વિરોધ કરનાર એડેમસ્મિથના સખત વિરોધ કર્યો છે 'વણિક અર્થશાસ્ત્ર' સામાન્ય રીતે નીચેની બાબતો આવી જાય છે. ( ૧ ) નાણા અને સંપત્તિ એ બન્ને તેઓ એકજ માને છે ( ૨ ). વ્હેપારનો ઉદ્દેશ એ હોવો જોઇએ કે, જેથી આપણા દેશમાં સોના રૂપા જેવી અણમોલી ધાતુ ખેંચી આણી શકાય. આને માટે નિકાસ વધારી આયાત ઓછી કરવી. " વ્હેપારી લેવડ દેવડની શિલક " એટલે ' બેલેન્સ ઑફ ટ્રેડ ' બીજા દેશો પાસેથી નિકળવી જોઇએ. આપણી નિકાસ વધે તેમ સરકારે અનેક જાતની યુક્તિઓ યોજવી. જેમ પારકા માલનો બહિષ્કાર અથવા તે ઉપર જબર

જાસ્ત જકાત હોવી જોઈએ. નિકાસમાં સરકારે મદદ કરવી વગેરે કલ્પના આવી જાય છે. એટલે આપણા અર્વાચીન અર્થશાસ્ત્રની બીજી અવસ્થા જો આ વણિક અર્થ શાસ્ત્ર હોય તો ત્રીજી અવસ્થા આપણા ઉદ્યોગ અને લેવડ દેવડની સ્વતંત્રા એ છે. 'નિસર્ગ સિદ્ધ સ્વાતંત્ર્ય' એ તત્વ જે અવસ્થામાં આગળ વધારવામાં આવ્યું તે અવસ્થાના (૧) બેંકોની ઉચ્ચ પરિણુતિ (૨) અને યાંત્રિક ઉત્પાદન એ બે સારભુત અંગ છે. આ અવસ્થામાં મુડીવાદીઓ અને કામદારો વચ્ચે તીવ્ર વિરોધ પેદા થયો. છતાં યંત્રની સહાયતાને લીધે અત્યંત કષ્ટનાં કામો પણ સુલભ થઈ પડવાથી મનુષ્યની ઉચ્ચ દરજ્જાના કામોમાં યોજના થવા લાગી અને તેથી માણસની આધ્યાત્મિક યોગ્યતા પણ વધી.

મધ્ય યુગમાં યુદ્ધને પ્રધાન અંગ તરીકે અને ઉદ્યોગ ધંધાને તેનો પોષક એટલે ગૌણ અંગ તરીકે માનવામાં આવતાં. ઉદ્યોગ ધંધાને જ્યારે ત્યારના રાજાઓ ઉત્તેજન આપતા ત્યારે તેમનો મુખ્ય ઉદ્દેશ દ્રવ્ય બળ વધારી યુદ્ધ માટે પાત્રતા ઉત્પન્ન કરવી એજ હતો. પરંતુ હવેના યાંત્રિક યુગમાં આ સ્થિતિ ફરી ગઈ અને વેપાર મુખ્ય અંગ બની સૈન્ય તથા મુત્સદ્દીગીરી તેને સહાયભુત તરીકે થઇ પડી. અઢારમી સદીમાંની લડાઈઓ વસાહતો સ્થાપી વેપાર વધારવાને માટેજ પ્રેરાયલી હતી અને તેથીજ રાષ્ટ્રો વચ્ચે કલહ વધતા ગયા. પરંતુ તેથી એક વસ્તુ નિશ્ચિત થઇ કે, આધુનિક સમાજનું ધ્યેય તો ઉદ્યોગ અને આર્થિક-ઉત્પાદન એજ છે. આ રીતે ઈંગ્લંડ અને ફ્રાન્સ ઉપર એવી જાતનું રાજકીય પરિણામ ઉપજયું કે વ્હેપારને ભભૂકી ઉઠેલી સામાજીક ક્રાંતિ રાજ્ય સત્તાને માટે અનિષ્ઠ હોવાથી તે મિટાવી દેવા માટે ત્યાની સરકારોએ બૌદ્ધિક દુર્બળતા સ્વીકારીને પણ નવયુગની નવી ભાવનાને નષ્ટ કરવા કેડ બાંધી. છતાં તેથી કંઈ ક્રાંતિ બંધ પડી નહિં. પુરાતન સમાજ સરણી નષ્ટ કરી તેને બદલે નવીન સરણી ઉત્પન્ન કરવાનો ફ્રાન્સની પ્રજાએ નિશ્ચય કર્યો. પરંતુ આ નવીન રચના કેવી જોઈએ તે સંબંધે કોઇ પણ ખ્યાલ ધરાવતો નહિં, અને આથી કરીને ફ્રાન્સની રાજ્ય ક્રાંતિ ઘાતકી સ્વરૂપની થઇ પડી. વોલટેર અને રૂસો એમને પણ આ નવીનતાનો પૂરો ખ્યાલ થયો ન હતો. આવીજ 'ફિઝિઓક્રૅટ્સ' સંપ્રદાયની પણ સ્થિતિ થઈ પડી હતી. આ સંપ્રદાય નો કંઈક ઇતિહાસ તપાસીએ.

ઈંગ્લંડમાં ઉછળી નિકળેલા નવા વિચારોના પડઘા અઢારમી સદીમાં ફ્રાન્સમાં પડવા લાગ્યા. ખેડુતોની કંગાલીયત, સરકારી નાણાંની અસ્થિરતા અને કરનું દબાણુ એ સર્વે હાડમારીઓ 'મર્કન્ટાઇલ પોલીસી' ને લીધેજ ઉભી થઈ છે: એવી ફ્રાન્સના બુદ્ધિમાન વર્ગોની ખાત્રી થઇ ચૂકી. આ વર્ગોમાં બ્વાગિલ બેર વોબાન, અને મોન્તેસ્કયૂ એ પ્રધાન વ્યક્તિઓ હતી. તેમની માન્યતા એવી હતી કે, સોનું અને રૂપું એ કંઇ દેશની ખરી દોલત નથી. ખેતી અને વ્હેપારથી ઉત્પન્ન થતી વસ્તુઓનેજ દેશની ખરી સંપત્તિ ગણવી જોઈએ. સરકારી અંકુશને લીધે ઉત્પાદકતામાં નફો થવાને બદલે નુકસાન જાય છે.

હવે ખેતી એ ઉત્પાદનનું મુખ્ય સાધન છે. આયાત અને નિકાસ માલ ઉપર જકાત મુકવી અનિષ્ઠ છે. સર્વે રાષ્ટ્રોમાં ખુલ્લો વ્હેપાર હોવો શ્રેયસ્કર છે. સમાજની સુસ્થિતિ માટે રાજકીય કરતાં પણ નૈસર્ગિક કાયદાનીજ ઘણી અગત્યતા છે, એવી જાતના તેમના વિચાર હતા. કેઝને (૧૬૯૪–૧૭૭૪) અને ગુરને (૧૭૧૨–૧૭૫૯) એ બે ફિઝિઓક્રેટિક સંપ્રદાયના અગ્રેસરો હતા. તેમણે પુરાતન કાળ સાથે એક હાર સાંધી નવા વિચારોની પદ્ધતિ ચાલુ કરી. સમાજમાં પ્રચલિત દેખાતી સર્વે ઘટનાઓ કૃત્રિમ હોઇ તેમનામાં આજે જે દોષ દેખાઈ રહ્યા છે તે આવી બનાવટને લીધે જ છે. જગતમાં જે 'કુદરતી કાયદો' ચાલુ છે તેને આધારે જ સમગ્ર સમાજની રચના કરવી જોઇએ. તેમ ન થાય તો વિવિધ આપત્તિઓ ઉત્પન્ન થશે. આ વિચાર સરણીનો કટાક્ષ મુખ્યત્વે પ્રચલિત આર્થિક સંસ્થા પરજ હતો. આ સંપ્રદાયના આર્થિક પ્રમેયો આ મુજબના હતા. ને અંગબળના કામોથી ધાન્ય તથા કાચો માલ ઉત્પન્ન થાય છે તેજ ખરૂં 'ઉત્પાદક' બળ કહેવાય. આ શ્રમથી તેની આજીવિકા માટે જોઇએ તે કરતાં વધારે માલ પેદા થાય છે. કારખાના કંઈ ઉત્પાદક નથી કેમકે તેમાંથી શ્રમના ખર્ચ કરતાં કદાપિ જાસ્તી માલ પેદા થતો નથી. વ્હેપારને લીધે રાષ્ટ્રીય સંપત્તિમાં કદાપિ ઉમેરો થતો નથી, જે થાય છે તે એજ કે માત્ર સંપત્તિ એક હાથમાંથી બીજા હાથમાં પસાર થતી હોય છે. ખેતીની ઉપજમાં સર્વે ધંધાધારીઓની વ્યવસ્થા થઈ જાય છે. વકીલ, સીપાહી, વૈદ્યો, વાણીઆ એ સર્વે અનુત્પાદક વર્ગો છે. સર્વે કરોમાં જમીન મહેસુલનો કરજ વધારે ન્યાય ભર્યો અને સગવડવાળો છે. આ સર્વે સિદ્ધાંતોના તાત્કાલિક પરિણામ તો વિધ્વંસક

જ હતા. 'મર્કેંટાઇલ પૉલીસી'ના અંકુશ સામેજ તે સઘળાઓના આક્ષેપ હતા. સરકારે અમુક વસ્તુઓ ઉત્પન્ન કરવાની અમુક દરે વેચવી ઈત્યાદિ નિયમ ઘડવા એમાં સમાજનો વિઘાત છે. વસ્તુતઃ સરકારી અંકુશમાં પુષ્કળ લાભ હતા. પણ આ સંપ્રદાય તેમને સમજીજ શકયો નહિં. સુધારકોની ઠરાવેલી પદ્ધતિ અનુસાર તેમણે પુરાતન સંસ્થામાં રહેતા દોષો અતિશયોક્ત કરી દાખવ્યા. આ સંપ્રદાયનું ધ્યેય વ્યક્તિ સ્વાતંત્ર્ય હતું એમ પણ કહી શકાય. દેશના રાજકીય કાયદા નૈસર્ગિક કાયદાને અનુરૂપ ઘડાવા જોઇએ એવો પણ તેમનો મત હતો.

આ સંપ્રદાયની ફ્રાન્સના મધ્યમવર્ગ ઉપર જરાય અસર થઇ નહિં. પરંતુ રાજ્યક્રાંતિ પછી 'કૉન્સ્ટીટયુ એસેંબ્લી' ઉપર તેની સારી અસર જામી. છતાં અમૂક કાળ પછી આ સંપ્રદાય નષ્ટ થઈ ગયો. અઢારમી સદીમાં ઇટલીમાં આ અર્થશાસ્ત્ર ચાલતું હતું:—ગૅલીની, મીનાવેસી, બિકૅરિયા, વેરી, કાર્લી, પાલ્કો, ઑરટીસ, તથા સ્પેનમાં ઉસ્ટારિઝ એ સર્વે 'મર્કેંટાઇલ પૉલીસી'ના પૂજારી હતા. રોટરિંગ્યુ ફિઝિઓક્રૅટિક સંપ્રદાયનો અનુયાયી હતો. જર્મનીમાં પણ 'મર્કેંટાઇલ' પદ્ધતિ પ્રબળ હતી. પરંતુ કેટલાક અવસર પછી ફ્રેડરીકે તથા તે પછી શ્લેટબીને (૧૭૩૧-૧૮૦૨) અને રૉલાઝે (૧૭૬૪-૧૮૩૬) ફિઝિઓક્રેટીક મતનો પુરસ્કાર કર્યો. આ કાળના હૉલંડના આર્થિક સાહિત્યમાં વિશેષ પ્રગતિ થઈ નથી. અઢારમી સદીના પ્રારંભમાં તો ઇંગ્લંડમાં પણ આર્થિક શોધને નામે ઉદાસીનતા હતી. ૧૭૩૫ માં બર્કલે નામના તત્વજ્ઞે નવા વિચારોનું પ્રવર્તન કર્યું. તે પછી હ્યુમે પોતાનાં નિબંધોમાં અર્થશાસ્ત્ર વિષયક કેટલાક વિષયો વિષે લખતાં છેક આધુનિક જાતના કેટલા મત પ્રતિપાદન કર્યા. પૈસાને આપવામાં આવતી વધારે પડતી મહત્તા ઓછી કરી વસ્તુ જ ખરી સંપત્તિ છે એમ તેણે દર્શાવી આપ્યું. ભિન્ન દેશોમાં વ્યાપાર હોય તે સર્વેનાં હિતનું છે એમ તે માનતો અને તેથીજ વેહપારને પ્રતિબંધ થાય તેવી જકાતો મૂકવી તે અનિષ્ટ ગણતો. હ્યુમે આર્થિકવાદમાં ઐતિહાસિક દૃષ્ટિનો પ્રવેશ કરાવ્યો તથા દરેક દલીલના પુરાવામાં ઇતિહાસમાં બનેલા બનાવો પ્રમાણ તરીકે ટાંકવાનો ઉપક્રમ ચાલુ કર્યો. ઍડમ સ્મિથના મન ઉપર આની ઘણીજ ઉંડી અસર થઇ તથા તેની પદ્ધતિમાંની ઉત્તમ યોજનાઓ તેણે ઉપાડી લીધી. ઍડમસ્મિથથી પુરાતન અર્થશાસ્ત્રીઓમાં જોશી આટકરની ગણના થવી જોઇએ. તેણે ખુલ્લા વેહપારના સિદ્ધાંતનો જોસભેર પ્રચાર કર્યો. સર જેમ્સ સ્ટુઅર્ટ એક ઉત્તમ ગ્રંથકાર હોઈ તેણે પોતાનાં પુસ્તકમાં 'મર્કેંટાઇલ, પદ્ધતિનું પરંપરાનુ રૂપ સમર્થન કર્યું છે. વિશેષતઃ મૂલ્યની ઉપપત્તિ તથા પ્રજાવૃદ્ધિ એ વિષયો તેણે અપ્રતિમ રીતે ચર્ચ્યા છે. પરંતુ તે પછી ટુંકમાંજ ઍડમ-સ્મિથનો સુવિખ્યાત ગ્રંથ પ્રગટ થવાથી તે વિસારે પડયો. કેટલાક માને છે કે ઍડમસ્મિથ એ જ અર્થ-શાસ્ત્રનો જનક હતો પરંતુ વસ્તુસ્થિતિથી આ માન્યતા ભિન્ન છે. સામાજીક સંપત્તિ એ વિષય જ એવો છે કે, અનાદિ કાળથી અનેક ગ્રંથકારોએ આ વિષય ઉપર પોતાના વિચાર જાહેર કર્યા છે. વળી સ્મિથને કાળે તો આ વિષય ઉચ્ચ કક્ષાએ પહોંચેલો હતો. ટર્ગો જેવા ગ્રંથકારોએ પોતાના ગ્રંથોમાં આ વિષે ઘણું જ પદ્ધતિસર વિવેચન કર્યું છે. પૂર્વકાળના ગ્રંથોનો આધાર લઇ તે ઉપર ટર્ગોએ એક નવીન જાતની સુંદર ઈમારત રચ્યાથી તે પુષ્કળ વર્ષો સુધી ઉભી રહી. કેટલાક વળી ફીઝીઓક્રેટ અને સ્મિથિયન એ બેને ભિન્ન સંપ્રદાય તરીકે માને છે, જે ભૂલ છે. કેમકે એ બન્ને વચ્ચે વિષમતા કરતા સામ્યજ વધારે જણાય છે. પુરાતન યુરોપીય રાજસત્તા એ વ્હેપાર ઉપર જે અંકુશ મુકયા તે બન્નેનાં મત મુજબ નિરૂપયોગી હતા. તેમ આ નિરૂપયોગિતા દર્શાવવા તેમણે અંગીકારેલી તર્કસરણી પણ એકજ પ્રકારની છે. સ્મિથનું વિવેચન અધિક સૂક્ષ્મ અને સંપૂર્ણ લાગે છે; તેમજ ફિઝિઓક્રેટ પંથના ઉત્પાદક તથ અનુત્પાદક શ્રમ વિષેના ભૂલ ભર્યા મતો તેણે સુધાર્યા છે. છતાં તે પથના સર્વે ઉત્તમ સિદ્ધાંતોનો તેણે પોતાના ગ્રંથમાં સંગ્રહ કરી રાખ્યો છે. તેમજ મધ્યયુગમાંની સંસ્થાઓ સામે ટીકા કરી તેમનો નાશ કરવામાં પણ ફિઝિઓક્રેટ પંથ કરતાં સ્મિથજ વધુ અસરકારક નિવડયો હતો. સ્મિથના કાળમાં અર્થશાસ્ત્ર તથા અન્ય શાસ્ત્રોનું પૃથક્કરણ થયું ન હતું. જેથી સ્કૉચ વિદ્યાલયમાં નીતિશાસ્ત્રની સાથેજ અર્થશાસ્ત્ર પણ શીખવતા. હાલના સમાજશાસ્ત્રનું વિવરણ પણ સ્મિથે પોતાના નીતિશાસ્ત્ર વિષેના ગ્રંથમાં કર્યું છે. માત્ર સમાજશાસ્ત્ર સંબંધી લખવાની તેની મનીષા પાર ઉતરી શકી નહી સ્મિથે પોતાનાં 'વેલ્થ ઑફ નેશન' નામના ગ્રંથમાં અનુગમન અને નિગમનમાંની કઇ પદ્ધતિનું અવલંબન કર્યું તે વિષે ઘણો મતભેદ રહે છે. કેટલાક પહેલીનં ને કેટલાક બીજીનું અવલંબન કર્યું હોય તેમ માને છે. પકલના અભિપ્રાય મુજબ તે નિગમનાત્મક હતી. અને આ મતજ ઘણે અંશે ખરો લાગે છે. સ્મિથના ગ્રંથમાં અનુભવથી ખરી પડેલી બીનાઓને

આધારે નિગમન પદ્ધતિ અનુસાર અનુક્રમે અનુમાનો તારવ્યા છે. ઉપરાંત બનેલાં બનાવોને બદલે કેટલાક ગૃહીત સિદ્ધાંતો ઉપરથી પણ નિગમન પદ્ધતિનુસાર જ અનુમાનો ખેંચી કાઢ્યા છે. જેમાં એક આ છેઃ– આ સૃષ્ટિમાંની દરેક વ્યક્તિમાં પોતાનું હિત જાળવવાની બુદ્ધિ રહેલી છે. સૃષ્ટિની રચનાજ એવી છે કે, આ વ્યક્તિઓની બુદ્ધિથી સમાજનું પણ કલ્યાણ સધાય. વ્યક્તિ અને સમાજના અવિરોધની આ ભાવના સ્મિથના લગભગ સર્વે સિદ્ધાંતોમાં રહેલી જોવામાં આવે છે. પરંતુ તેની ઐતિહાસિક દ્રષ્ટિ ઘણી તીવ્ર હોવાથી તેના અનુયાયીઓએ તેની નિગમન પદ્ધતિની (ડીડકટીવ) જેટલી અતિશયોક્તિ કરી દાખવી છે તેટલી તેણે મૂળમાં કરી નથી. નૈસર્ગિક કાયદાની ઉપપત્તિમાં તેને શ્રદ્ધા હતી. છતાં મોંતેસક્યુના પુસ્તકમાની અનુગમનાત્મક (ઇંડકટીવ) પદ્ધતિની તેના મન ઉપર અસર થએલી હતી. એ રીતે એ બન્ને પદ્ધતિનું મિશ્રણ સ્મિથના ગ્રંથમાં જોવામાં આવે છે. વસ્તુતઃ સ્મિથે સમાજશાસ્ત્રના નિયમ લેશમાત્ર પણ શોધી કાઢ્યા નથી સમાજમાંના દ્રવ્યો સંબંધેના નિયમોજ માત્ર તેણે દર્શાવ્યા હતા. સમાજની દરેક અવસ્થા તે કાળની પરિસ્તિતિને આભારી હોય છે તેમ ઐતિહાસિક કારણોથી તે મર્યાદિત બનેલી હોય છે. કેટલાક તો એવો પણ મત ધરાવે છે કે, સ્મિથનો ગ્રંથ છેકજ અવ્યવસ્થિત છે. તેમ તેમાં મોટા ગ્રંથને માટે અગત્ય ગણાતી સંગતિ પણ તેમાં નથી. પણ આ દલીલ અગ્રાહ્યજ છે. જો કે અર્વાચીન ગ્રંથોનું પ્રમાણ આ ગ્રંથમા વિવિધ ભાગો અને પ્રકરણોનું પદ્ધતિસર પ્રગટન કરવામાં આવ્યું નથી છતાં વિચાર અને સિદ્ધાંતોનું ઐકય તો તેમાં ખાસ થએલું દેખાય છે. તેમ તેમાં ખાસ અસંગતિ પણ નથી. સ્મિથના સિદ્ધાંતો હવે અનુક્રમે તપાસીશું. તેનો પહેલો સિધ્ધાંત એ છે કે, સર્વે આવશ્યક સંપત્તિનો મુખ્ય ઉદ્ભવ એકંદર રાષ્ટ્રના શ્રમમાંથી થએલો છે. આથી તે ફિઝિઓક્રેટ્સથી ભિન્ન પડે છે. શ્રમવિભાગથી શ્રમની ઉત્પાદક શક્તિ અતિશય વધી પડે છે. શ્રમવિભાગના સિધ્ધાંતનું સ્મિથે એવું અપ્રતિમ વર્ણન આપ્યું છે કે આજકાલના સર્વે ગ્રંથકારો તેનો અનુવાદ કર્યે જાય છે. એક વસ્તુને બદલે બીજી વસ્તુનો વિનિમય કરવાની મનુષ્યને જે સ્વાભાવિક ઇચ્છા હોય છે તેમાંથી જ શ્રમવિભાગનો જન્મ છે. શ્રમવિભાગ મુડીની વૃધ્ધિ ઉપર અવલંબી રહે છે. શ્રમની વિભાગણી પછી ક્રમેક્રમેજ વિનિમય એટલે ખર્ચની અગત્યતા ભાસવા લાગે અને પૈસો અસ્તિત્વ ધરાવે. પૈસામાંથી મૂલ્યની કલ્પના પ્રાદુર્ભૂત થાય છે. પણ મૂલ્યનો મુખ્ય આધાર શ્રમ ઉપરજ રહે છે. શ્રમની બે સંખ્યાઓ હંમેશાજ એકજ કિંમતની હોય છે. પરંતુ વ્યવહારમાં પૈસામાં જ કીંમતની ગણત્રી થઇ જાય છે. સદીઓથી સોનું અને રૂપું એ બે ધાતુઓની કિંમત એક સરખીજ રહેવાથી આ કામમાં સર્વોત્કૃષ્ટ વસ્તુઓ ગણાઇ છે. પણ ભિન્ન ભિન્ન કામોના તોલમાં શ્રમ એજ સૌથી સરસ માપ છે. શ્રમનો બદલો મજુરી છે. એક માણસ પાસે ઘણી મુડી હોય અને તેણે ઉત્પાદનના કામમાં મજુરોને ગુંથવામાંજ તે રોકી હોય એટલે તેમાંથી 'નફો' ઉત્પન્ન થાય છે. જમીન ઉપર માલીકી શરૂ થઇ એટલે તેની સાથે જ ગણોત, શરૂ થાય છે. દરેક સુધરેલા સમાજમાં દરેક વસ્તુના મૂલ્યમાં આ ત્રણ અંગો એટલે જમીનનું ગણોત, નફો અને મજુરી એ હોય છે. ગણોત, નફો અને મજુરી એ દરેકનાં દર તે તે. કાળેજ ઠરાવેલા હોય છે અને તે સર્વેનો સરવાળો કરતાં જે રકમ થાય તેજ તે વસ્તુની કિંમતની કુદરતી મર્યાદા ગણાય. બજારમાં પણ તે વસ્તુની કીંમત અંકાય છે તે આ મર્યાદાની આસપાસજ હોય છે. તેથી તે ઘણી દુર જઇ શકતી નથી. કેટલીક વસ્તુઓની પેદાશ જો એકજ મનુષ્યના હાથમાં હોય તો તની કીંમત આવી કુદરતી મર્યાદાથી ઘણી વધી જાય, કામદાર અને મુંડીદાર વચ્ચે કલહ જામી મજુરીનો દર મુકરર થાય, ઘણા ધંધાઓમાં નફો અમુક કક્ષા એજ આવી ચઢે છે અને આકક્ષા સ્પર્ધા એટલે હરિફાઇને લીધે સુવ્યવસ્થિત થાય છે. મુંડી ઓછી હોય તો નફાનો દર વધી જાય છે અને તે વધારે હોય ત્યારે દર ઉતરી પડે છે.

હવે જમીનમાંથી પાકેલા માલની કિંમત સામાન્ય નિયમો મુજબ અંકાયા બાદ, નફો તથા મજુરી ચુકવી આપી જે બાકી રહે તે ગણોતને નામે જમીનદારને મળે છે. ગણોત, મજુરી અને નફો એ ત્રણ આવકના રસ્તા છે. સમાજનો મુખ્ય વર્ગ આ ત્રણમાંના એક અથવા વધુ રસ્તે માલદાર થઇ પડે છે. જમીનદારોનું હિત અને સમાજનું હિત એ બે વચ્ચે તાદાત્મ્ય કે સામ્ય હોય છે. કામદારોનું કલ્યાણ પણ સમાજની પ્રગતિમાંજ સમાયલુ છે. પરંતુ મુડીદારોનું હિત સમાજના હિતથી અવળું છે. મુડીનાં અચળ અને ચળ એવા બે પ્રકાર હોય છે. રાષ્ટ્રની કુલ ઉપજમાંથી અચળ મુડી અને નાણું બાદ કરતા બાકી રહે તે રાષ્ટ્રની નિખાલસ પેદાશ છે. સુધરેલાં દેશોમાં ત્યાંની આખી ઉપજમાંનો સૌથી મોટો ભાગ મુડી તરીકે જુદો રાખવામાં આવે છે.

નાણાંની બચત કરવી એ રાષ્ટ્રીય હિત માટે ઘણું જ અગત્યનું છે. સમાજના ઘટકો ઉડાઉ હોય તો ઉપજમાં મંદી જાય છે. ઉત્પાદક મજુરો વધારવા અને તેમની ઉત્પાદનની શકિત વધારવી એ રાષ્ટ્રીય સંપત્તિ વધારવાના બે માર્ગ છે. આ બંન્નેમાં મોટી મુંડીની જરૂર રહે છે. દેશમાં મુંડી વધતી જાય તેમા પ્રમાણમાં વ્યાજના દર ઓછા થતાં જાય છે. યુરોપમાં હાલ વ્યાજના દર ઓછા થઇ ગયા તેનું કારણ મુંડી વધી પડીએ છે, નહિં કે સોનું રૂપું વધી પડયું તેથી જમીનો અને ખાણોમાં વધુ ઉત્પાદક મજુરે જોઇએ પણ તેટલીજ મુંડી કારખાનાઓમાં રોકવામાં આવે તો ઓછી ઉત્પાદન શકિતના મજુરો જોઈએ. ઉપર જણાવેલાં કુદરતી ક્રમનો આશ્રય કરવાથીજ રાષ્ટ્ર આગળ વધે નહિ, તો હાનિ થાય. પરંતુ એકંદર રીતે ખતીને વધુ પ્રધાનતા આપવી ઘટે છે. સ્મિથની ગ્રંથાવલીમાંના ત્રીજા ઐતિહાસિક શોધનો ઉત્તમ દાખલો મળી આવે છે. યુરોપમાં ક્રમે ક્રમે આર્થિક ઉન્નતિ શી રીતે થતી ગઈ અને કંઇ અવસ્થામાંથી ઉદ્યોગ ધંધા પસાર થયા તે સંબંધે આ પુસ્તકમાં મનોરંજક ઇતિહાસ આપવામાં આવ્યો છે. પરંતુ આમાંએ ‘ કુદરતી કાયદાના’ ગૃહીત સિદ્ધાંતની કેટલી બધી અસર પડેલી દેખાય છે. કેમકે તે તો એમ ગજમાની રહ્યા છે કે, તેણે જણાવેલી દલીલજ માત્ર કુદરતી છે અને તે શિવાયની બાકી બધી કૃત્રિમ અર્થાત વિઘાતક છે. ચોથા પુસ્તકમાં સ્મિથે ‘ મર્કન્ટાઇલ ’ પદ્ધતિનું વિસ્તારપૂર્વક ખંડન કર્યું છે. ઇંગ્લંડમાં કોઈ કાળે પણ ખુલ્લો વ્હેપાર શરૂ થશે એવી સ્મિથને જરાય આશા થતી ન હતી. પરંતુ ખુબીની વાત તો એ છે કે, તેનાજ પુસ્તકને લીધે આ વસ્તુ જલદી બનવા પામી. કેટલીક બાબતોમાં તેણે ખુલ્લા વ્હેપાર સામે અપવાદો પણ કબુલ કર્યા છે. આ બાબતો એટલે પોતાના વહાણ બાંધવા. લડાઇની સામગ્રી, તથા દેશને અતિ અગત્યના ધંધા એજ છે, પાંચમાં પુસ્તકમાં સ્મિથે રાષ્ટીય જમા અને ખર્ચ, તથા કરવસુલીના તત્વોની ચર્ચા કરી છે. સાર્વજનિક એટલે જાહેર હિતની સંસ્થાઓ સરકારે ચલાવવી શ્રેયસ્કર છે, શિક્ષણ, સૈન્ય, ન્યાયપદ્ધતિ એ બાબતોમાં સ્વતંત્રતાનો સિદ્ધાંત દાખલ કરવો ઠીક નથી. આમાં તો અંકુશ હોય તેજ આદરણીય ગણાય સ્મિથ માને છે કે ફિઝિઓક્રેટિક પદ્ધતિ ઘણે અંશે પરિપૂર્ણ છે, સરકારનો અંકુશ બને તેમ ઓછો હોવો જોઇએ. તથા પ્રજાએ પોતાની બાહોશીથીજ સંસ્થાઓ ચલાવવી જોઈએ. પરંતુ રાષ્ટીય ઉદ્યોગનું સર્વસ્વ માત્ર ખેતીમાંજ સમાઈ રહેલું છે એ ભાવના સ્મિથે તોડી પાડી કર વસુલી વિષે તેણે જે સિદ્ધાંતો તારવ્યા હતા તે તો આજે પણ સર્વમાન્ય થઇ પડયા છે. છતાં સરકારે કરેલાં કામની ફી અથવા મજુરી એટલેજ કર સ્મિથનો સિદ્ધાંત જો કે અર્વાચીન અર્થશાસ્ત્રની દૃષ્ટિએ બરાબર હોય તોય એકાદ વ્યકિતએ, સરકારનેજ પ્રમાણમાં તેની સેવા બજાવી હોય તે પ્રમાણમાંજ માત્ર કર આપવા એ સિદ્ધાંત યોગ્ય નથી. કેમકે જે કામો લેવડ દેવડને રસ્તે થઇ શકતા નથી તેવાં કામો કરવા એજ સરકારના અસ્તિત્વનું મૂળ કારણ છે. પણ એકંદર રીતે તપાસતાં સ્મિથનું કાર્ય ટીકાત્મક અને વિધ્વંસક જ હતું એમજ કહેવું જોઇએ, અર્વાચીન ઔદ્યોગિક ઉન્નતિમાં સહાયતા પુરવાને કામે તો તાત્કાલિક સરકાર પણ અપાત્રજ હોય છે એવો સ્મિથનો ખાસ અભિપ્રાય છે. પણ તેની ખરી મહત્તા તો એમાંજ રહેલી છે કે વિધ્વંસક કાર્યના યુગમાં પણ તેણે એક રચનાત્મક અને નવેસર સિદ્ધાંત રચના કરી અર્થશાસ્ત્રની પદ્ધતિસર રચના કરી, તેણે ત્યાર પહેલાંની સંસ્થાઓમાં રહેલાં દોષ વિશદ કરી આર્થિક કલ્પનાઓનું પૃથક્કરણ કર્યું. નવીન સુચનાઓ નવીન વિચારો તથા વ્યવહારિક ચાતુર્ય એ સર્વે તેના ગ્રંથમાં સંકલિત થએલાં હોવાથી તે ગ્રંથને વિચાર ક્રાંતિ ઉત્પન્ન કરવાનું શ્રેય મળી જાય છે. સ્મિથના ગ્રંથોમાં નિગમનપદ્ધતિ વિષે જે દોષ ગર્ભરૂપે રહ્યા હતા તે રિકાર્ડો, કેન્સ, મિલ ઇત્યાદિ લેખકોનાં ગ્રંથોમાં સ્ફુટ થયા. ફિલ્ડબ્રંડના મતાનુસાર સ્મિથ સંપ્રદાયમાં નીચેના દોષો હતા. ( ૧ ) વ્યકિત સ્વાતંત્ર્ય અને વ્યકિત મહત્તા વિષે અતિશયોકિત; મનુષ્ય સ્વભાવમાં સ્વાર્થશિવાય બીજી મનોદશા છે જ નહિં એવો અભિપ્રાય ( ૨ ) મનુષ્ય માત્ર પોતાનું હિત સમજે છે તથા જગતમ સર્વે ચળવળોનો અંત શુભજ છે એવો વિશ્વાસ ( ૩ ) સંપત્તિ વિષે વિનિમયાત્મક સંકુચિત ભાવના ( ૪ ) સમાજ સત્તા નામેજ ખરાબ એવી માન્યતા ( ૫ ) આર્થિક જીવનમાં ઉચ્ચ ધ્યેય અને નૈતિક કલ્પના એ બંન્નેનો પૂર્ણ અભાવ છે એમ માનવું ( ૬ ) એકાંગીપણું અને સંસ્કૃતિની ભિન્ન અવસ્થાઓ પ્રત્યે દુર્લક્ષ આ દોષ સ્મિથના અનુયાયીઓમાંજ મોટા પ્રમાણમાં રહેલાં જોવામાં આવે છે. છતાં તે સર્વેનાં મૂળ તો સ્મિથનાંજ ગ્રંથમાં રહ્યા છે એ પણ કબુલ કરવું જોઇએ તેના પછી બેંથમે અર્થશાસ્ત્રી શિવાય બાકીના સર્વે શાસ્ત્રોમાં વ્યક્તિ સ્વાતંત્ર્યનું તત્વ દાખલ કર્યું. સ્મિથના કેટલાંક મુદ્દાઓ સામે બેંથમ અને લારડેલ એ બન્નેએ

ટીકા કરી છે. પણ તે ખાસ મહત્વની નથી આપણે જોઈ શકીએ છીએ તેમ સ્પષ્ટ રીતે સ્મિથ યાંત્રિક યુગના દોષ જોઈ ન શકવાથી સ્વતંત્રતા અને નિરંકુશતાને લીધે કેવી હાનિ થાય છે એ કલ્પીજ શક્યા નહિં યાંત્રિક યુગમાં રહેતાં દોષોને લીધેજ સમાજ સત્તાવાદ પ્રાદુર્ભુત થયો અને પ્રજાવૃદ્ધીના સવાલે લોકોનું ધ્યાન ખેંચ્યું માલથસ નામના અર્થશાસ્ત્રી એજ તે પ્રથમ ચર્ચ્યો. ગૉડવિન અને કૉનડૉરસે એમણે સમાજના સર્વે દુઃખો વિભાગીકરણની વિષમતાને લીધે ઉત્પન્ન થાય છે એવો મત પ્રતિપાદ કર્યો છે. સંપત્તિ તો ઘણીય છે, પણ તેની વહેંચણી બરાબર થતી નથી એમ તેઓ માનતા હતા. પરંતુ માલથસે આની વિરૂધ્ધમાં અનેક પ્રમાણો રજુ કરી દર્શાવી આપ્યું હતું કે સમાજસંસ્થા ગમે તેવી ઉત્તમ હોય અને સંપત્તિ પણ ગમે તેટલી હોય છતાં પ્રજાવૃદ્ધિને લીધે થોડી મુદતમાંજ દરિદ્રતા પેદા થઈ જીવન કલહ તીવ્ર થશે. ૧૭૬૧માં વૉલેસે આ કલ્પના એક ગ્રંથમાં રજુ કરી છે. ભવિષ્યકાળમાં માનવ જાતિ પૂર્ણાવસ્થાએ પહોંચશે અને સર્વત્ર આનંદની લ્હાણીઓ લેવાશે. આવી કૉનડૉરસેની કલ્પના હતી. પણ માલથસે પોતાના જ્ઞાનભંડાળમાં શું ઉમેરો કર્યો તથા આચારમાં ઉતારવા કઈ પ્રયુક્તિઓ શોધી કાઢી તે વિષે તે નિશ્ચિત વિધાન કરવું મુશ્કેલ છે. માલથસની ભાવના એવી હતી કે પ્રજા વૃદ્ધિ તથા આજીવિકાના સાધનોની વૃદ્ધિ એ બે વચ્ચેનો સંબંધ પ્રથમ આપણે દર્શાવી ગયા છીએ. પણ આ ભારના ખરી નથી. તેનાથી આગલા ઘણા લેખકો આ સંબંધ દર્શાવી ચૂક્યા છે. માલથસનો મુખ્ય સિદ્ધાંત તો એ હતો કે, પ્રજા ભૂમિતિ શ્રેઢીએ વધતી જાય છે જ્યારે અનાજ તો ગણિત શ્રેઢીથી વધતું હોય છે. પરંતુ આ સિદ્ધાંત પણ ભૂલ ભર્યોજ છે કેમકે પ્રજાવૃદ્ધિ થાય તે પહેલાં લડાઈઓ, રોગો અને દરિદ્રતા એને લીધે તે મર્યાદિત થશે અથવા દરિદ્રતાના ભયને લીધે પ્રજા કુટુંબ વૃદ્ધિ ઉપર અંકુશ મૂકશે. આથી 'વધતી જાય છે' એ શબ્દ પ્રયોગને બદલે 'તેમાં વધવાની પ્રવૃત્તિ હોય છે' એવો શબ્દ પ્રયોગ કરવો જરૂરનો છે. પરંતુ આમ કરતાં મૂળ સિદ્ધાંત સંદિગ્ધ અને સૂત્રહીન થઇ પડે છે એ પણ બેશક છે.

એજ રીતે માલથસના ગ્રંથમાંની ઐતિહાસિક શોધો પણ વિશેષ મહત્તા ભરી ગણાતી નથી. કારણ તેણે કરેલો આડંબર બાદ કરતાં તેનો મૂળ સિદ્ધાંત તો તેના પહેલાંના અનેક લેખકો જાહેર કરી ચુકયા છે. પ્રજાવૃદ્ધિના સિદ્ધાંતને આટલી બધી મહત્તા મળી જાય છે તેનું કારણ એ છે કે જમીનની ક્રમે ક્રમે ઓછી થતી જાય છે. પ્રજા વધી પડે તો અનાજ પણ વધવું જોઇએ. પણ તે વધારવું ઉત્તરોત્તર વધુ કષ્ટ મય થઈ પડે છે, આ કારણસર જ મિલે પણ આ પ્રશ્ન અતિ મહત્તા ભરી દૃષ્ટિએ જોયો છે. છતાં પ્રજાવૃદ્ધિથી સંભવિત આપત્તિઓ અતિશયોક્તિ કરી દાખવવી તે પણ યોગ્ય નથી. અમૂક શક્તિથી અમૂક કાર્ય સાધી શકાય તેમ હોય એટલે તે કાર્ય નિશ્ચય પૂર્વક થશેજ એવી યંત્રવત્ ચોકસ આગાહી ન થાય. તેવીજ રીતે પ્રજાવૃદ્ધિ પર અંકુશ ન હોય તો અમુક પરિણામ આવે અને ફરી તેવુંજ પરિણામ બનવા પામે તે પરથી અનુમાન કરવું કે અંકુશનું અસ્તિત્વ નથી એ કેવળ અશાસ્ત્રીય છે. સામાન્ય રીતે પ્રત્યે મનુષ્ય પુષ્કળ સંતતિ થવામાં નિયમ ન કરે છે જ. માલથસના અભિપ્રાય મુજબ વિવાહની મર્યાદા વધારવાથીજ આ નિયમ ન સાધી શકાય તેમ છે. ત્યાર પછી વિવાહિત છતાં બ્રહ્મચર્ય પાળવાની કલ્પના મીલે બ્હાર પાડી પણ ઘણી મોટી ઉમરે પરણવાની ભલામણ ગરીબોને કરવી તે યોગ્ય નથી. કેમકે સારી ઉપજ થાય નહિ. ત્યાં સુધી ન પરણવાનો ઠરાવ કરવામાં આવે તો ઘણા લોકોને ઘરડા થાય ત્યાં સુધી પરણવાની તકજ મળે નહિ, એ શક્યતા માલથસ તથા તેના અનુયાયીઓ વિસરે છે. વળી વિવાહિત સ્થિતિને લીધે મળનારૂં સુખ, શાંતિ તથા અન્ય નૈતિક લાભો ધ્યાનમાં લેતાં માલથસનો ઉપદેશ અવ્યહારૂ જ લાગે છે. મુળ સિદ્ધાંતમાંથી માલથસે એવા અનુમાનો દોર્યા છે કે, કોઈ પણ સરકારે પ્રજાવૃદ્ધિને ઉત્તેજન આપવું નહિ, તેમ ગરીબ પ્રજા માટે સરકારને ખરચે અનાથગૃહો ખોલવા નહિ. પરંતુ એ બન્ને અનુમાનો ભૂલ ભર્યા છે. સામાજીક જીવનમાં એવી કેટલીક અવસ્થાઓ રહેલી છે કે જ્યારે પ્રજાવૃદ્ધિ સમાજને હિતકારી થઈ પડે છે. તેમજ ગરીબોની પણ કંઈક જોગવાઈ કરવી અતિ અગત્યની છે માલથસના સિદ્ધાંત સંપૂર્ણ રીતે અમલમાં મુકવામાં આવે તો ગરીબોનાં છોકરાં ભુખમરાથી મરણવશ થતાં આપણને નરી આંખે જોવા પડે. પરંતુ આમ કરવામાં એકે ધર્મ પરવાનગી આપશે નહિ. એટલે તત્વતઃ તેમજ ન્યાયઃ માલથસના ઉપસિદ્ધાંત ખરા હોય છતાં તે ધર્મથી વિરૂદ્ધ છે. માલથસના સિદ્ધાંત માત્ર શ્રીમાન્ વર્ગનેજ ગળે ઉતરે તેવા છે. કેમકે તેથી ગરીબોની મદદ કરવાની ફરજમાંથી તેઓ મુક્ત થાય છે. ડાર્વિનનો સિદ્ધાંત જાહેર થયો ત્યારથી માલથસની કીર્તિ વધી પડી છે.

કારણ કે, તેના સિદ્ધાંતમાં તેણે 'જીવન કલહ' જેનું અતિપાદન કર્યું છે તે ડાર્વિનથી પુરાતન છે. પરંતુ પ્રજાવૃદ્ધિ વિષે તો ડાર્વિન અને માલથસ વચ્ચે ચોક્કસ વિરોધ હતો. ડાર્વિન માનતા કે પ્રજા વૃદ્ધિને લીધે જે જીવન કલહ ઉભો થાય છે તે જગતની પ્રગતિ માટે આવશ્યક છે. સાંપ્રત કાળમાં કેટલાક લેખકોએ માલથસના ઉપદેશનો વિપર્યાસ કરી એવો મત તારવી કાઢયો છે કે જે જીવન કલહમાં જીવતા રહેવાની પાત્રતા ધરાવતો નથી તેણે બેશક નાશ પામવું. પરંતુ દયા વિચાર શક્તિના સંયોગથી જીવન કલહમાંની નિષ્ઠુરતા ઓછી થાય છે. વળી માનવ સમાજમાં હુંમેશ લડાયક વૃત્તિ દાખલ કરી શકાય તેમ નથી એ વાત તેમણે ભુલવી જોઇએ નહિં. ડેવિડ રિકાર્ડો સ્મિથનો અનુયાયી હતો. પરંતુ સ્મિથે દરેક ઉપપત્તિના સમર્થનમાં ઐતિહાસિક પુરાવા આપવાની જે પ્રથા પાડી હતી તે ડેવિડ રિકાર્ડોએ પાળી નહિં. તેણે તો એક અમૂક પ્રમેયમાંથી ભુમિતિની પદ્ધતિએ એક પછી બીજું એમ અનુમાનો દોરવાની નવી પ્રથા ચાલુ કરી. અને કવચિત્ દાખલા આપતો તે પણ કાલ્પનિકજ હતા. આથી પ્રથમ દર્શન થતાં તેના સિદ્ધાંત નિશ્ચિત અને અર્થપૂર્ણ લાગતા છતાં સ્મિથના ગ્રંથોમાં જેમ વાંચક પ્રત્યક્ષ જગતનો સંબંધ અનુભવે છે તેમ રિકાર્ડોના ગ્રંથોથી થતું નથી. બીજો પણ એક દોષ તેના ગ્રંથોમાં રહે છે. તે એકે શબ્દોનાં અર્થ વારંવાર બદલતા. શાસ્ત્ર પદ્ધતિના દષ્ટિ બિંદુથી આ દોષ ઘણોજ ઘાતક છે. વિશેષે રિકાર્ડોએ 'વિભાજન' વાળા પ્રશ્નનો ઉંડો વિચાર કર્યો છે તેમાંથી જે સિદ્ધાંતો તેણે તારવ્યા હતા તે માંના કેટલાક આ પ્રમાણેના છેઃ—દરેક વસ્તુની કિંમત, તેની ગમે તેટલી માગણી થાય છતાં તને પહોંચી વળાતું હોય તો તે વસ્તુ પેદા કરવામાં જ શ્રમ ખેડવો પડે તે ઉપર આધાર રાખે છે. પરંતુ આમાં મુંડીનો ઉલ્લેખ ન હોવાથી ઉચ્ચ કક્ષાએ પહોંચેલા ઔદ્યોગિક સમાજ માટે આ સિદ્ધાંત અધુરોજ ગણાય મુડી એ પણ શ્રમનોજ એક પ્રકાર છે. એવી તેની માન્યતા હતી. પરંતુ તે કેવળ ભ્રમણા જ છે. આ ભ્રમણામાંથીજ 'સોશ્યાલીઝમ' ના ભ્રમકારી સિદ્ધાંતો ઉદ્ભવ્યા વસ્તુતઃ ખરી વાત એ છે કે, પેદાશ માટે થતા શ્રમનો માગણીની પુરવણી ઉપર પ્રથમ અસર થાય અને પછીજ કિંમત ઉપર થાય. સીધી રીતે અસર થતી નથી. રિકાર્ડો જમીનના ગણોત વિષેનું અર્થશાસ્ત્ર સ્પષ્ટીકરણ ઉર્ફે 'રીકાર્ડોના ગણોત વિષેનો સિદ્ધાંત' તેનો પોતાનો નથી પણ તે તો તેના પહેલાંજ ઍંડરસન તથા માલથસે ચોકખી રીતે ઉલ્લેખ્યો છે. જમીનમાંથી જે પેદાસ થાય છે તેની કુલ કિંમત તથા તે પેદાસ માટે જે ખર્ચ થાય છે તે એ બે વચ્ચે જે અંતર રહે છે તેને ગણોત કહે છે. આખા દેશમાં જે અનાજ અને અન્ય ખેતીની માલ જ્યારે થાય છે. તેની દર મણની કિંમત આ પાકમાંનો જે પાક વધુમાં વધુ ખર્ચે પેદા થાય છે તેના જેટલી હોય છે. અને તેથી ઓછા ખરચે ઉત્પન્ન થતા અનાજની કિંમત અને આ કિંમત વચ્ચે જે ફેર રહે છે તેટલુંજ ખરી રીતે જમીનનું ગણોત હોવું જોઇએ. રિકાર્ડોના આ સિદ્ધાંત મુજબ હિસાબ કરવો હોય તો પ્રથમ ગણોત ન આપનારી જમીનની પણ એક જાત કલ્પવી રહી. જમીનદાર ગણોત માફ કરે તો એ અનાજની કિંમત ઉપર જરાય અસર થશે નહિં. કેમકે અનાજની કિંમતનો આધાર ગણોત પર નથી ઉલટું ગણોતની રકમજ અનાજની કિંમત ઉપરથી ઠરાવવામાં આવે છે. ગણોત વિષેની આ ઉત્પત્તિ સ્મિથના ગ્રંથમાં દષ્ટિગોચર થાય છે. છતાં સ્મિથ અને હ્યુમ વચ્ચે જે પત્ર વ્યવહાર થયો હતો તે તપાસતા એમજ કહેવું પડશે કે, સ્મિથને ઍંડરસનની ઉત્પત્તિ અમાન્યજ હતી રીકાર્ડો માને છે કે ભિન્ન જમીનોની કુદરતી ફળદ્રુપતા ભિન્ન હોવાથી ગણોતમાં ફેર રહે છે. પરંતુ રેલ્વે દૂર કે નજીક એવી જાતની જમીનની સ્થાન ભિન્નતાને લીધે જે ઓછો વધતો નફો થાય છે તેને લીધે પણ ગણોતમાં ફેર તો રહેજ, એ મુદ્દો તેના ધ્યાનમાં આવ્યો નથી. વળી તેના 'ગણોત' શબ્દથી સાચી ગણોતની રકમ સૂચવાતી નથી માત્ર કાલ્પનિક ગણોતજ ધ્વનિત થાય છે. વાસ્તવિક રીતે જે ગણોત આપવામાં આવે છે તેમાં ગણોત અને નફો એ બન્નેનો સમાવેશ થએલો હોય છે. પરંતુ તેમની ભિન્નતા દિગ્દર્શન કરવાં એ કામ ઘણે અંશે મુશ્કેલી ભર્યું થઈ પડે છે. આ સામે રિકાર્ડોની દલીલ એ છે કે, જમીનમાં મુંડી રોકી તેની ફળદ્રુપતા વધારવાતો નફો અને ગણોત એ બન્ને એક રૂપ પામે છે. ખેતીવાડીમાં માણસ કુદરતી મદદ મેળવી શકે છે તેમ તે કારખાનાંઓમાં મેળવી શકતો નથી એ સ્મિથની કલ્પના રિકાર્ડોએ સ્વીકારી નથી. જમીનમાંથી જ ગણોત મળે છે તે કુદરતની સહાયતાથી નહિં પણ અનાજની કિંમતને લીધેજ મળે છે, અને આ કિંમત એવી જાતની હોય છે કે, જેમાં માગણી અને પુરવણી એ બન્નેનાં પાસાંનો મેળ થાય છે. જમીન ખેડવામાં કંઈક સુધારો દાખલ કરવામાં આવે તો

ઉપજની સરખામણીમાં ગણોત નજીવું થઈ પડે પરંતુ લોક સંખ્યામાં વધારો થાય તો તે પ્રમાણમાં ગણોત માગનારા વધી પડે અને તેથી ગણોત પણ વધી પડે રિકાર્ડોએ મજુરી અને નફા વિષે જે ઉપપત્તિ રચી છે તે પણ જમીનનાં ગણોતની ઉત્પત્તિ પર આધાર રાખે છે અનાજની કિંમત વધવાથી મજુરી વધે અને મજુરી તથા નફો એ બે વચ્ચે વ્યસ્ત પ્રમાણ રહેલું હોવાથી નફો ઓછો થાય. મુડીવાદીઓ અને કામદારો એમની વચ્ચે આવી જાતનો વિરોધ હંમેશ રહેવાનો અને તેમની નફા નુકસાનીનું ગમે તે થાય છતાં જમીનદારોને મળતા ગણોત વધારો થઇ ફાયદો થશે. કારખાનાઓ સુધારાના પાયા ઉપર રચાયતો તેના ખરચામાં કરકસર થઇને નફો વધી જાય છતાં એકંદર તેના નફાનો દર ઘટતોજ જવાનો મજુરને માટે અત્યંત આવશ્યક વસ્તુઓ વેચાતી લેવા પુરતોજ. મજુરીનો દર હંમેશ કેમકે, મજુરી વધે તો ફરી લોક સંખ્યા વધે અને પૂર્વ સ્થિતિ આવી પહોંચે. આથી રિકાર્ડોની ઉપપત્તિમાં કામદારોની સ્થિતિ સુધારી શકાય તેવું આશાબિંદુ છેજ નહિં. કામદારની રહેણી ઉચ્ચ કક્ષાએ ચઢાવીએ તો તેના પ્રમાણમાં મજુરીના દર વધશે એટલીજ કબુલત તે આપે છે. પરંતુ આ કામ શી રીતે કરવું તે તેણે સુચવ્યું નથી. મજુરી વિષયક આ સિદ્ધાંતનો લાભ લઈ સમાજસત્તાવાદીઓએ આ ખોટા પાયા ઉપર આગળ ઉપર પોતાની ચળવળ રચી અને ક્રાંતિ શિવાય મજુરોની સ્થિતિ સુધરશે નહિં એવો સિદ્ધાંત તારવી કાઢયો. એકંદર રીતે તપાસતાં રિકાર્ડોની જમીન ગણોતની ઉપપત્તિ તથા ઉપરથી દોરવેલા અનુમાનો એ બન્ને અમુક પ્રમેયો માન્ય રાખીએ તોજ ખરા ગણાશે, નહિં તો નહિં એમ કહેવાની ફરજ પડે છે. એક કાલ્પનિક "આર્થિક મનુષ્ય" ને આધારેજ તેણે પોતાનાં સિદ્ધાંતનો આખો વિસ્તાર જણાવ્યો છે. આથી પુરાતન આ ચાર, સંઘશક્તિ, ઈત્યાદિ. મુદ્દાઓ વિષે તેની શરતચૂક થઈ છે. વળી તેના સિદ્ધાંતો ઉપરથી બીજો એક મુદ્દો ફલિત થાય છે, તે એકે, ધંધો ઉદ્યમ સ્પર્ધાની એવી કક્ષાએ જઈ પહોંચ્યો છે કે, મજુર અને માલિકો થોડા નફા માટે પોતાના ધંધા બદલી નાખશે. તેના સિદ્ધાંતોમાં રહેલા આ દોષોને લીધે ઇંગ્લંડના ત્યાર પછીના અર્થશાસ્ત્રીય સાહિત્યમાં એક જાતની કાલ્પનિકતા દાખલ થઇ, જે આજે પણ મોજુદ છે, ખેતી ગણોત વિષેનાં રિકાર્ડોનાં વિવેચનમાં પરદેશ ગમનને જરાય સ્થાન આપ્યું નથી. તેથી દેશમાંની ખેતી ઉપરજ સર્વેનો નિર્વાહ ચાલી શકે છે તેમજ પરદેશમાંથી હજારો ખાંડી જેટલું અનાજ સ્વદેશમાં આયાત કરી શકાય છે એનું પણ તેને ભાન ન હતું. આવી ખામીઓને લીધેજ પ્રો. નિકોલસન નામના અર્થશાસ્ત્રીએ રિકાર્ડોની ઉપપત્તિને નિરૂપયોગી અને અવ્યહારૂ કહી છે. પરંતુ અન્ય દેશો સાથે વ્હેપાર કરવામાં રહેલા ફાયદાઓનો રિકાર્ડોએ સારો ચિતાર આપ્યો છે. અમુક શ્રમ તથા મુંડીરોકી તેમાંથી સ્વદેશમાં જેટલી વસ્તુઓ પેદા કરી શકાય તેનાં કરતાં પરદેશ. સાથે વ્હેપાર કરવાથી વધારે વસ્તુઓ મેળવી શકાય રિકાર્ડોએ એમ પણ સાબીત કર્યું છે કે, આમ દેશમાં પેદા કરેલી અને પરદેશી વ્હેપારને અંગે મંગાવેલી એ બન્ને વસ્તુઓ આપણને સસ્તી પડતી હોય છતાં તુલના કરતાં તેમાંની જે વસ્તુથી દેશને લાભ થયો હોય તે દેશમાંજ પેદા કરવી અને તેથી ઓછો લાભ મળતો હોય તે પરદેશથી મંગાવી એમાંજ એકંદરરીતે દેશનું હિત છે. આજ સિદ્ધાંત આગળ ઉપર મિલ તથા બૅસ્ટેબલ એમણે વિસ્તાર પૂર્વક વિશદ કર્યો છે. આખા દેશની સંપત્તિ વિષે રિકાર્ડોનો મત એવો હતો કે, દેશની કુલ ઉપજમાંથી મજુરીનો ખર્ચ બાદ કરતાં જે કુલ બાકી રહે છે તે જ સૌથી વધારે મહત્ત્વ ભરી છે. આ બાકી રહેલું અર્થાત્ જમીનનું કુલ ગણોત અને કુલ નફો એનો સરવાળો છે. આ સંપત્તિનો ઉપભોગ લેવા દેશની વસ્તી ઓછી હોય કે વધારે એ બન્ને સરખુંજ છે. સમાજ શાસ્ત્રનો અભ્યાસ કરવા રિકાર્ડોની બુદ્ધિજ અનુકૂળ ન હતી એમ કહેવું પડે છે. અનુમાન કરવામાં તેની બુદ્ધિ કુશાગ્ર હતી પરંતુ માનવી સ્વભાવ સમજવામાં તેની અક્કલ ઘણી મંદ હતી. વળી સામાજિક સહાનુભૂતિનો પણ તેના અંતઃકરણમાં અભાવજ હતો. સમાજમાં રહેતો કાર્યકારણ સંબંધ ઘણો કિલષ્ટ સ્વરૂપનો હોય છે, એ તેના મન ઉપર ઠસ્યું ન હતું. આથી કરીનેજ અલ્પ આધારો ઉપર વ્યાપક સિદ્ધાંતો રચવાનું તેણે કદી પ્રયત્ન કર્યો નથી. બૅંકીંગ, ચલણ, ઇત્યાદિ પ્રશ્નો વિષેના તેના મત ગ્રાહ્ય હોવાથી તેના બીજા સિધ્ધાંતો વિષે પણ લોકોમાં સ્વભાવિક રીતે આદર ફેલાયો હતો. આથી અંગત યોગ્યતા કરતાંય તેણે અમુક કાળસુધી ઘણું વધારે માન મળ્યું. પરંતુ સ્મિથની સરખામણીમાં તો તે એક સામાન્ય સમાજ શાસ્ત્રીજ હતો એમ ચોક્કસ કહી શકાય છે. તેને વિષે માલથસનો અભિપ્રાય ઘણોજ પ્રતિકૂળ હતો. રિકાર્ડોને લીધે તેના પછીની અર્થશાસ્ત્રીય પદ્ધતિ ભ્રષ્ટ થઇ ગઇ. વસ્તુસ્થિતિ તરફ ધ્યાન નહિં આપતાં નિગમન પદ્ધતીએ

એક પછી બીજું એમ તે અનુમાનો ઠોકતો ગયો. સ્મિથ અને રિકાર્ડો પછીના અનેક નાના ગ્રંથકારોએ તેમના સિદ્ધાંતો ઘડી કાઢી વ્યવસ્થિત કર્યા, તેમને માટે લાગુ પડે તેવી મર્યાદાઓ દોરી, તથા વ્યવહારમાંના એક પ્રશ્નો ઉકેલવા તરફ તેમનો ઉપયોગ કર્યો. આ ગ્રંથકારોમાં જેન્સમિલ, મેકકુલૉક, સિનિયર, કર્નલ ટૉરન્સ બૅબેજ, થૉર્ન્ટન, ચૅમર્સ, વેટલે, રિચર્ડ જોન્સ, એ મુખ્ય હતા. આમાંના જોન્સે રિકાર્ડોની પદ્ધતિ ઉપર સંગોપાંગ અને પદ્ધતિસર વિવરણ કર્યું છે. વિશેષે જમીન ગણોતની ઉપપત્તિ પ્રત્યક્ષ વ્યવહારમાંના ગણોતને લાગુ પડતી નથી, એમ પણ તેણે દર્શાવી આપ્યું. જોન્સની અનુમાન પદ્ધતિ અનુગમનાત્મક ( ઇન્ડકિટવ ) હતી. શુદ્ધ સિદ્ધાંતો કરતાં પ્રત્યક્ષ વ્યવહારમાંના દૃષ્ટાંતો પ્રત્યેજ વધારે ધ્યાન પુરવું જોઇએ નહિં તો એકલાં સિદ્ધાંતો ખોટા અને ( યુક્તિ યુક્તજ થીઓરેટીકલ ) રહી જાય છે, એમ તેણે જોસભેર પ્રતિપાદન કર્યું હતું. ઇંગ્લંડમાંની સંસ્થાઓનાં તથા ત્યાંની પરિસ્થિતિના દાખલા આપી તે ઉપરથી એમ સિદ્ધ કરી બતાવ્યું કે સમગ્ર જગતમાં, સદા સર્વકાળ, હરકોઈ સામાજીક અવસ્થામાં, એકનો એક સિદ્ધાંત જેવોને તેવો લાગુ પડે છે એમ માનાવમાં શાસ્ત્રની પદ્ધતિનો ઘાત છે. ઐતિહાસિક પદ્ધતિના પુરસ્કાર કરનાર જર્મન ગ્રંથકારોના પુષ્કળ મતો સ્મિથના ગ્રંથોમાં ગ્રંથિત કરેલાં મળી આવે છે. આથીજ તેની યોગ્યતા ઘણી મોટી હતી. વળી તેના કલીફ અને લસ્લેનાં સિદ્ધાંતોમાં પુષ્કળ સામ્ય છે. આથી તે બન્નેને ઇંગ્લંડમાં 'ઐતિહાસિક પદ્ધતિ'ના પુરસ્કાર કરનારા તરીકે માનવામાં કઇ જાતની હરકત નથી.

જોન્સ અને લસ્લેએ કરેલા આક્ષેપોના લેખકોએ એવો ઉત્તર આપ્યો છે કે, હાલમાં ઇંગ્લંડ અને ફ્રાન્સમાં જે ઔદ્યોગિક સ્થિતિ ચાલે છે તે અત્યારે જોકે અપવાદ રૂપ હોય છતાં કાળે કરીને તેજ સાર્વત્રિક થશે. પરંતુ આ આગાહીનો સ્વીકાર કર્યા છતાં પ્રચલિત સંસ્થાઓને અને પરિસ્થિતિને રિકાર્ડોના સિદ્ધાંતો લાગુ કરવા નિષ્પ્રયોજન તેમજ નિષ્ફળ છે. રિકાર્ડો પછીના આ વાદવિવાદને લીધે ઘણાઓને એમજ લાગ્યું કે, અર્થશાસ્ત્રના નિયમ નિશ્ચિત નથી પણ ઘોટાળા ભર્યા હોય છે. કેટલાક તો વળી એમ પણ માનનારા હતા કે આ મૂળતો શાસ્ત્રજ નથી. છતા મિલે તે સર્વ સિદ્ધાતાને સુવ્યવસ્થિત બનાવી પુષ્કળ ચર્ચા કરી તેથી આ ભાવના ક્રમે ક્રમે નષ્ટ થઇ ગઇ. ઇંગ્લડમાના અન્ય કોઈ પણ અર્થશાસ્ત્રી કરતાં મીલેજ અર્વાચીન અર્થશાસ્ત્રને આગળ વધારવામાં મદદ કરી છે એ નિર્વિવાદ છે. તેનો મુખ્ય ગ્રંથ વિસ્તૃત, વ્યવસ્થિત તેમ સાહિત્ય દૃષ્ટિએ પણ ઘણોજ આકર્ષક થઈ પડયો છે. ૧૮૪૦ થી તે લગભગ તે સદીના અંત સુધી તો પ્રજામાં તેનાજ ગ્રંથનું પરિશીલન થતું ૧૮૪૪ માં તેણે પહેલીજવાર કેટલાક નિબંધ લખી પ્રગટ કર્યા. તેમાં મુખ્ય સિદ્ધાંત એ હતા. દેશોના વ્હેપારમાં નિકાસ માલ તથા આયાત માલ એ બેનું માપ એક સરખુંજ થાય તેવી રીતે તેમની કિંમત અંકાવી જોઈએ. પરદેશી માલ ઉપર મુકાયલી જકાત માફ કરતાં તે દેશે ઇંગ્લડ સાથે ખુલ્લો વ્હેપાર સ્થાપન કરવાની શરત કરવી. અમુકકાળ સુધી જરૂર કરતાં વધારે વસ્તુઓ પેદા થાય છે, પણ સર્વ કાળ તેમ થઈ શકે નહિ. નફો અને મજુરી, એમનું પ્રમાણ વ્યસ્ત છે. ઉપરાંત આ નિબંધોમાં તેણે અર્થ શાસ્ત્રમાં કઈ તાર્કિક પદ્ધતિ અનુકુળ છે તેનું, તથા ઉત્પાદક અને અનુત્પાદક શ્રમ એ મહત્વના પ્રશ્નનું વિવેચન કર્યું છે. ૧૯૪૮ માં મિલે પોતાનો મુખ્ય ગ્રંથ પ્રગટ કર્યો છે. સ્મિથનો ગ્રંથ નવીન શોધો સાથે પ્રસિદ્ધ થયાને લાંબો કાળ વહી ગયાથી બીજા એક નવા ગ્રંથની પડતી ઉણપ પુરી પાડવાની તેને આકાંક્ષા હતી પણ આખરે તે પૂર્ણતા પામી નહિંજ. વસ્તુતઃ સ્મિથ, રિકાર્ડો, માલથસ એમના સિદ્ધાંતોથી તે જરાય આગળ વધી શકયા નથી. ઘણે ભાગે તેણે રિકાર્ડોનુંજ સમર્થન કર્યું છે. છતાં રિકાર્ડોમાં સમાજ વિષે જરાય સહાનુભૂતિ ન હતી. ને મીલમાં હતી. ઘણાખરા સામાજીક પ્રશ્નો વિષે તેને ઉદાત્ત ભાવના દર્શાવી છે. બેંથમની સંકુચિત ભાવનાને તો તેની પાસે સ્થાનજ ન હતું તેની આ નૈસર્ગિક વૃત્તિ કૉંટના ગ્રંથ સાથે પરિચય થવાથી દૃઢ બની, વળી બેંથમ અને જેમ્સ મીલ સાથે પૂર્વજીવનમાં ઘાટો સંબંધ આવવાથી તેમના સિદ્ધાંતોની પણ તેના મન ઉપર ઘણીજ અસર થઇ હતી. આ દોષ છેવટ સુધી કાયમ હતા. અને તેથીજ તેના ગ્રંથમાં ઐતિહાસિક અને નિગમન એ બન્ને પદ્ધતિઓનું મિશ્રણ થએલું દેખાય છે. મીલના અભિપ્રાય મુજબ ઉત્પાદનના નિયમો તથા વિભજન એટલે વહેંચણીના નિયમો એ બે વચ્ચેનો ભેદ અનુભવવો એ તેના ગ્રંથોની વિશેષતા છે. આમાના ઉત્પાદન સંબંધીના નિયમ આધિભૌતિક નિયમો પ્રમાણે અચળ હોય છે, જ્યારે વહેંચણીના નિયમ માનવી પ્રયાસો ઉપર અવલંબી રહેલા હોવાથી તે ચલિત છે. આથી વહેંચણીના વિષમતાને લીધે ઉત્પન્ન થતા દારિદ્રતા આદિ દોષો કાઢીનાખી તથા

સમાજ ઘટના સંબંધી સુધારા કરી તેનું નિરાકરણ કરી શકાય છે. આવી જાતના વિચારોનો વિકાસ એવી કક્ષાએ જઇ પહોંચ્યો છે કે સમાજ સત્તાવાદ પ્રમાણે તેના મત પણ વ્યક્તિ સ્વતંત્રતાને માટે પ્રતિકૂળ બની ગયા. પોતાની આત્મકથામાં તેણે આ વિચારપરિવર્તન અતિસુંદર રીતે ચિતર્યું છે અર્વાચીન સમાજ રચના તાત્કાલીક હોઇ તેનું પર્યવસાન ન્યાયના સિદ્ધાંત ઉપર સંપત્તિની સરખે સરખી વહેંચણી કરવામાંજ થશે, એમ તે અંતે માનવા લાગ્યો. જમીન તથા બીજા પેદાસના સાધનો સમગ્ર સામાજીક માલકીનાજ હોવા જોઇએ. એ મતનો તેને પોતાના અર્થશાસ્ત્રના ત્રીજા પુસ્તકમાં સ્પષ્ટ રીતે ઉલ્લેખ કર્યો છે. પરંતુ આ સ્થિતિ સહજ સાધ્ય થઈ પડશે એવી તેને જરાય આશા ન હતી. તે એમ પણ માનતો હતો કે ખાનગી માલમત્તા તથા વ્યક્તિ સ્વતંત્રતા અમુક કાળ સુધીજ અગત્યનાં છે. ખેડુતોજ પોતે જમીનના માલિક બને તો જમીનમાંથી સારો નફો મેળવી શકાય એ તેના સિદ્ધાંતોમાંનો એક વિખ્યાત સિદ્ધાંત હતો તેમજ તેણે સહકારી સંસ્થાઓને પણ ટેકો આપ્યો છે. છતાં આ સંસ્થાઓમાંથી પણ હરિફાઇ સમુળગી નષ્ટ થઇ નથીજ. પ્રજા સત્તા સ્થપાયા વિના મજુરોની સ્થિતિ સુધરવાની નથી એમ પણ મીલ માનતો. તેથી તેણે મજુરોને તેમની કંગાલીયતની ભાન કરાવી શ્રીમાન લોકો વિરૂદ્ધ ચળવળ કરવા ઉશ્કેર્યા. શ્રીમાનો પાસે સંપત્તિ છે તેમ તેમને માથે જવાબદારીઓ પણ છેજ, છતાં તેમણે પોતાની શક્તિઓ નીચલા વર્ગોની ઉન્નતિ માટેજ વાપરવી જોઇએ એ મીલ જોઇ શકયો નહિ એકંદર રીતે મીલમાં વ્યવહારિક બુદ્ધિનો અભાવ હતો. આથી તાત્વિક વિવેચનના આ વેગમાં તેણે સામાજીક ત્રુટિઓની અતિશયોક્તિ કરી છે. સમાજ શાસ્ત્રમાં તથા અર્થશાસ્ત્રમાં નિગમન પદ્ધતિ અનુસરી કે પ્રત્યક્ષ સંકલનાત્મક અનુગમ પદ્ધતિ સ્વીકારવી તે વિષે તેણે અંત સુધી નિર્ણય આપ્યો નથી. અર્થશાસ્ત્ર એક સ્વતંત્ર શાસ્ત્ર છે કે તે સમાજ શાસ્ત્રનું એક અંગ છે તેનો પણ ફેંસલો આપ્યો નથી. કેન્સે અર્થશાસ્ત્રની તાર્કિક પદ્ધતિ ઉપર એક સ્વતંત્ર પુસ્તક લખ્યું છે. તેમાં પણ તેણે નિગમન પદ્ધતિનોજ અનુવાદ કર્યો છે. અને અનુગમન પદ્ધતિને નકામી ગણી છે. કેન્સના મત મુજબ અર્થશાસ્ત્રમાંના સિદ્ધાંતો કેવળ કાલ્પનિક હોઈ તેમને વ્યવહાર દુનિયા સાથે સંબંધ નથી. વળી મિલ કેન્સના મતોને લીધે વાંચકો એ સત્ય પણ જાણી ચુકયા છે કે રિકાર્ડોના સિદ્ધાંત વસ્તુસ્થિતિ ઉપર નહિ પણ એક કાલ્પનિક 'આર્થિક માણસ'ની સ્થિતિ ઉપરજ રચાયલા છે. વળી મીલ એમ પણ માનતો કે અર્થશાસ્ત્રનું પ્રયોજન તો માત્ર સિદ્ધાંતો તારવવા પુરતું જ છે, સારાનરસાનો ઉપદેશ આપવાનું નથી. કેમકે તે એક શાસ્ત્ર છે. કળા નથી. અર્થાત્ નીતિશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર વચ્ચે જરા પણ સંબંધ નથી. જેથી અમુક થશે તો અમુક બનશે એટલી આગાહી કરવા ઉપરાંત આશાસ્ત્રને કોઇ જાતનું કાર્ય રહેતુંજ નથી 'અર્થશાસ્ત્રનાં મૂળ તત્વો' એ ગ્રંથમાં કેનર્સે તે પહેલાનાં સિદ્ધાંતો મર્યાદિત કરી તેમને તદ્દન નવા પાયા ઉપર ગોઠવી દીધા. એકલા એક દેશમાં હરિફાઇ પૂરી થતી નથી, મજુરોમાં પણ કેટલાક વર્ગો છે કે જેમનામાં હરિફાઈ હોતી જ નથી એ સિદ્ધાંત તેણે જાહેરમાં રજુ કર્યો. સાર્વરાષ્ટ્રીય વ્હેપારમાં વસ્તુની કિંમત તેની પેદાશના ખર્ચ પર આધાર રાખતી નથી એમ સાબીત કરી તેણે રિકાર્ડોની ઉપપત્તિને પણ મર્યાદામાં આણી તથા માગણી તથા તેની પુરવણી એજ કિંમતના નિર્ણાયક એમ દર્શાવી આપ્યું. માગણી તથા પર્યાપણ શક્તિ (પહોંચી વળવાની શક્તિ) વિષે તેણે એવું સ્પષ્ટીકરણ રજુ કર્યું છે કે, તે બન્નેનો અર્થ પ્રચલિત અર્થમાંજ લેવાનો છે. ભવિષ્યમાં પુરવણી વધી પડે તો તે સાથે કિંમત પણ વધી પડશે. મીલ એમ માનતો કે દરેક દેશમાં મજુરીનો એવો એક આંકડો ઠરાવવામાં આવે છે કે તેનું તથા મુડીની કુલ રકમનું ઠરાવેલું પ્રમાણ જ આવે. આને તેણે 'મજુરીની રકમની ઉપપત્તિ' એ નામ આપ્યું હતું. કેન્સે તેનું સમર્થન કર્યું હતું. પેદાશની શક્તિ વધે એટલે મજુરોની સ્થિતિ પણ આપોઆપ સુધરશે જ એવો નિયમ નથી. તેથી સહકારના તત્વપર મુડીદારોને હાંકી કાઢી મુડી ઉપર રહેલો નફો મજુરોમાં સામેલ કર્યા વિના છુટકો નથી એવો તેનો મત હતો. આથી મિલની ઉપપત્તિમાં 'સાર્વરાષ્ટ્રીય વ્યાપારમાં આયાત અને નિકાસના માલની બરાબરી થાય છે' એ શબ્દો બદલી તેમને બદલે 'એકંદર કરજ' એ શબ્દો લખ્યા છે, કેમકે માલ વિના ખંડણી બેંકિંગ કમિશન, ખતો ઇત્યાદિની વ્હેપારી વસ્તુઓની કિંમત પર અસર થાય છે. ખુલ્લા વ્યાપારનું સમર્થન કરવા માટે કનર્સે સંરક્ષણ પદ્ધતિના સર્વે પ્રચલિત આક્ષેપોનું નિરાકરણ કર્યું હતું. પણ તે ખાસ સમાધાન કારક નહતું. અંગ્રેજી અર્થશાસ્ત્રીઓના સંપ્રદાયમાંનો કેનર્સે છેલ્લો અર્થશાસ્ત્રી

ગણાય છે. માત્ર તે સંપ્રદાયના સિદ્ધાંતો ટકી રહેશે એવી તેણે બાંધેલી આશા વ્યર્થ હતી.

ફ્રાન્સના ગ્રંથકારોએ પણ ઘણે અંશે અંગ્રેજી સંપ્રદાયનોજ અનુવાદ કર્યો છે. સ્મિથના ગ્રંથો બી. સી. એ વિશદ કર્યો તેનું પુસ્તક સ્મિથના ગ્રંથો કરતાં પદ્ધતિસર અને વિશદ હતું ખરૂં પણ તેમાં સ્મિથનો ઐતિહાસિક પુરાવો તેમાં નથી. એકંદર રીતે એના ગ્રંથમાં કોઈ જાતની નવીનતા નથી. છતાં પ્રચલિત સિદ્ધાંત મનોરંજક રીતે લોકો આગળ રજુ કરી તેમને લોકપ્રિય બનાવવાની તેની કુશળતા અપ્રતિમ છે. સિસમોંડી આ સાંપ્રદાયિક મતનો વિરોધી હતો. પ્રચલિત અર્થશાસ્ત્રમાં સહાનુભૂતિનો પૂર્ણ અભાવ હતો તેમ તેના સિદ્ધાંતો શ્રીમાન જમીનદારો તથા મુંડીદારોને અનુકૂળ થાય તેવા હતા એમ તે માનતો. વળી તે સમાજસત્તાવાદની તરફેણમાં હતો. છતાં નવીન પાયા ઉપર સમાજઘટના કરવા વિષે તેને ઘણી શંકા હતી. ઘણી બાબતોમાં સરકારી અંકુશ લાભકારક થઇ પડે છે, એવી તેની માન્યતા થઈ અને તે સાથેજ વળી ફિઝિઓક્રેટ—પંથનો 'પૂર્ણ સ્વતંત્રતા'નો સિદ્ધાંત પણ હિતકારી નથી જ એમ તે માનવા લાગ્યો. આથી એણે એમ પ્રતિપાદન કર્યું કે સરકારનું અસ્તિત્વ માત્ર શાંતિ જાળવવા પૂરતું જ નથી પણ સમાજમાંના સર્વે વર્ગોને સામાજિક પ્રગતિના લાભ મેળવી આપવા એ પણ તેની ફરજ છે. પણ તે યાંત્રિક યુગનો દ્વેષી હતો. માત્ર યાંત્રિક યુગમાં નૈતિક ભાવનાનો પ્રવેશ કેમ કરાવી શકાશે તે વિષે તેણે કોઇ જાતનો ઉહાપોહ કર્યો નથી. પરંતુ મીલની જેમ એ પણ માનતો હતો કે જમીનો ઉપર ખેડુતોની જ માલિકી હોવી જોઈએ. અને આમ થાય તો પ્રજાનિયંત્રણમાં ઘણો લાભ થશે. ત્યાર પછી ચાર્લ્સ ડયુનોયરે સમાજશાસ્ત્રમાં અર્થશાસ્ત્રનો સમાવેશ કરી તેને ઐતિહાસિક સ્વરૂપ આપવા પ્રયાસ કર્યો. તેણે પ્રગતિના નિયમો અને કાયદાઓ સ્થાપન કર્યા. માનવવંશ તથા સંસ્કૃતિના આર્થિક ઉત્પાદનપર કેવા પરિણામ થાય છે તેનું તેણે વર્ણન આપ્યું છે. વસ્તુની વહેંચણી કરવામાં મનુષ્ય ઉદ્દેશ પરસ્પર સેવા કરી ઉપયોગી થવું એજ છે. મૂલ્યનો ઉદય માનવી પ્રયત્નમાં છે. સૃષ્ટિ તેના પ્રયત્નોમાં નિરપેક્ષ સહાય આપે છે જમીનગણોત એ પણ એક વ્યાજની જ રીત છે. બાસ્ટિયાના આ સિદ્ધાંતો ડયુનોયરના ગ્રંથમાં પણ મળી આવે છે. પણ તે એવું પણ માનતો કે સરકારી અંકુશ હંમેશ કષ્ટદાયક તેમ પ્રજાની સ્વતંત્રતામાં વિરોધ કરનારો હોય છે.

અમેરિકામાં પહેલો મ્હોટો અર્થશાસ્ત્રી કેરે થઈ ગયો તેના પહેલાં બેંજામિન ફ્રેંકલિન તથા અલેકઝાંડર હેમિલ્ટન એ અર્થશાસ્ત્રીઓ કેટલાંક ન્હાનાં પુસ્તકો તથા હેવાલ વગેરે દ્વારા પોતાના વિચાર પ્રગટ કરી ગયા છે. પરંતુ તેમના વિચારો ખાસ ધ્યાન લેવા જેવા નહતા. પરંતુ જૉન રેમંડ નામનો એક મ્હોટો અને સ્વતંત્ર વિચારક કેરે પહેલાં થઈ ગયો હતો. કેરે સ્મિથનો વિરોધી હતો. માલ્થસની પ્રજાવૃદ્ધિની ઉપપત્તિમાં પણ તે માનતો નહતો. જમીનોની ઉપજમાં ક્રમેક્રમે ઘટાડો થતો જાય છે, એ તત્ત્વ સર્વે સામાજિક અવસ્થાઓમાં લાગુ પડતું નથી, એવો તેનો અભિપ્રાય હતો. વિનિમયના મૂલ્યમાંથી સંપત્તિ પેદા થાય છે એ દલીલ ખરી નથી. સંપત્તિનો આધાર તેના ઉપયોગ પર તથા સુખપર આધાર રાખે છે. સમાજ પ્રગતિએ ચઢે તેમ તેમ વિનિમયનું મૂલ્ય ઓછું થતું જાય છે, છતાં ખરી સંપત્તિ વધ્યે જ જાય છે. વળી વસ્તુની કિંમત તેના પ્રથમ પેદાસના ખર્ચ ઉપર અવલંબતી નથી. પણ તે નવી પેદાસના ખર્ચ ઉપર આધાર રાખે છે. રિકાર્ડોના અભિપ્રાય મુજબ જમીન કુદરતની બક્ષીસરૂપ હોવાથી તેને મનુષ્યના શ્રમ સાથે કોઇ જાતનો સંબંધ નથી. પરંતુ કેરેના મતાનુસાર જમીન નિસર્ગની બક્ષીસરૂપ છતાં તે મનુષ્યના પ્રયાસને લીધે જ ખેડવા લાયક બને છે જેથી આવા પ્રયાસ કરનારનો જ તે ઉપર ન્યાયથી પ્રથમ હક હોવો જોઇએ. આ હકને લીધે જ ગણોત લેવું અન્યાયી નથી. કેરેના અભિપ્રાય મુજબ રિકાર્ડોની ગણોતની ઉપપત્તિ કાલ્પનિક હોઈ ઇતિહાસ વિરોધી છે. ઉત્તમ જમીન સૌથી પ્રથમ ફળદ્રુપ થઇ શકતી નથી. પણ તેનો ક્રમ ઉલટો છે. એટલે પ્રથમ કનિષ્ટ તે પછી મધ્યમ અને સર્વથી પછી જ ઉત્તમ જમીન પાકને માટે લાયક થાય છે. જમીનદાર તથા મજુરનું હિત એકમાં જ છે. જમીનમાંથી તે પેદા કરીએ તેજ તેમાં પાછું મૂકવું પડે છે, આથી સ્વદેશમાંનું અનાજ પરદેશમાં મોકલવું વિઘાતક છે. આને માટે સંરક્ષક જકાત પદ્ધતિ આવશ્યક છે. નવીન વસાહતોને માટે ખુલ્લો વ્હેપાર નુકશાનકર્તા થઇ પડે છે. કેરે ઉપર લિસ્ટના ગ્રંથોની ઉંડી અસર જામી હતી.

હવે ફરી એકવાર ફ્રાન્સ તરફ નજર ફેરવીએ:—બાસ્તિનયાએ કૉબડનના ખુલ્લા વ્હેપારના સિધ્ધાંતનો છૂટથી પ્રચાર કર્યો હતો. તેનો મુખ્ય ગ્રંથ ૧૮૫૦ માં પ્રગટ થયો. જેનું નામ 'અર્થશાસ્ત્રમાં એકતાનતા' એનું હતું. બાસ્તિયાન લેખનમાં મુખ્યતત્વ આશાવાદ એ હતું સમગ્રસૃષ્ટિની

રચનાજ એવી છે કે, બધી વસ્તુઓ સારામાંજ પરિણામે અને સર્વે ભાવનાઓનું સુખમાં પર્યવસાન થાય. દરેક મનુષ્ય સ્વાર્થી હોવા છતાં બધાની ક્રિયામાંથી પરાર્થની નિષ્પત્તિ થાય છે. મૂલ્ય વસ્તુમાં નથી પણ તે તો ' માણસે અરસ પરસ જે ઉપયોગી કામો કર્યાં ' તેમનું એક પ્રમાણ છે, એવી નવી ઉપપત્તિ પણ તેણે જાહેરમાં મૂકી સામાજીક પ્રગતિમાં વ્યક્તિની માલમત્તા ઓછી થતી જાય છે તથા સામાજીક સંપત્તિ વધવા લાગે છે. જમીનના ગણોત વિષેની તેની ઉપપત્તિ કૅરેની ઉપપત્તિ જેવીજ હતી. પણ તેમાં રહેલો દોષ એ છે કે, જોકે પ્રસ્તુત જમીનો હાલની અવસ્થાએ આણી મૂકવા શ્રમ ખેડવા પડયા હશે છતાં જમીનનું આખું ગણોત વ્યાજને રૂપે છે, એમ કહેવું બરાબર નથી. તેમાંનો કેટલાક અંશ તો જમીનના કુદરતી ગુણને લીધેજ પેદા થાય છે એમ માનવુંજ જોઇએ. બાસ્તિઆની એકંદર રીતે પ્રવૃત્તિ પ્રચલિત સંસ્થાઓનું સમર્થન કરવા તરફજ ઢળતી હતી. કુદરતના હક અને સૃષ્ટિના અંતિમ હેતુ વગેરે જેવી. કલ્પનાઓ તેના સિધ્ધાંતના મૂળમાં હોવાથી તત્વજ્ઞાનની દષ્ટિએ તેનની પધ્ધતિ દૂષિતજ છે. સમાજમાં અનેક જાતના કલહ તથા ઘોટાળા થવા છતાં એકતાનો ઢોંગ કરવો તથા આશાવાદના બણુગા ફૂંકવા તે નિષ્પ્રયોજન છે. નિરંકુશતા તથા સ્વતંત્રતા એ એથી જેમ લાભ થયા છે તેમ કેટલુંક નુકશાન પણ ખમવું પડયું છે. સમાજ સ્થિતિ સ્થાપક છે એ તો નિર્વિવાદ છે પરંતુ તેથી બધીય વસ્તુઓમાં સ્થિરતા આવી જાય અને શાંતી ઉત્પન્ન થાય એમ માની લેવામાં વસ્તુસ્થિતિનો વિપર્યાસ થાય છે.

કુર્નો ગણિતજ્ઞ હતો તેમ અર્થશાસ્ત્રજ્ઞ પણ હતો. એટલે અર્થશાસ્ત્રના સિધ્ધાંતમાં ગણીશાસ્ત્રનો સૌથી પ્રથમ તેણેજ ઉપયોગ કર્યો હતો. પણ ગણિત પધ્ધતિમાં એવો એક દોષ છે કે, દરેક પ્રશ્નના અંગોમાંથી કેટલાક અંગો બાદ કરવાં પડે છે. આથી તે પર રચાયલા સિધ્ધાંતમાં વિશેષ મહત્તા રહેતી નથી. અને જેમની મહત્તા માનવામાં આવે છે તેમની સત્યતા વિષે પણ ઘણો શક રહે છે. પરંતુ ક્રમે ક્રમે તે પણ આ પધ્ધતિનો ત્યાગ કર્યો હતો. આ પધ્ધતિમાં જે ગુહિત પ્રમેયો માનવામાં આવે છે તે તે લોકોને સ્વીકાર્ય તેમ અંતિમ લાગે એવો સંભવ રહે છે. વળી જે મુદ્દાઓ પદથી આમાં અનુમાનો કાઢવાના હોય છે તે સર્વ મુદ્દાઓનો વિચાર કરી એક ફૉર્મ્યુલા એટલે સંક્ષિપ્તસૂત્ર બનાવવાની જવાબદારી પણ ગ્રંથકારને માથેજ આવી પડે છે. તત્વતઃ આ પધ્ધતિ સફળ નથી કેમકે સુખદુઃખ, ઉપયુક્તતા, કિંમત ઈત્યાદિનાં ' યુનિટ ' એટલે મૂલમાન ઠરાવવા અશકય છે. અર્થશાસ્ત્રમાં ગણિતનો લાભ માત્ર એટલાજ પૂરતો છે કે, પોતાનાં ગૃહિતપ્રમેયો તથા મૂળ સિધ્ધાંત સંદિગ્ધ કે વાંધા ભર્યાં ન રહીજાય તે માટે ગણિતશાસ્ત્ર પૂરૂં ધ્યાન આપે છે. તથા જે તત્વ અને સિધ્ધાંતમાંથી સ્પષ્ટ અર્થ નિકળતો ન હોય તેમને તે બાજુએ મૂકી દે છે.

ઈટલીનો અઢારમી સદીનો સુવિખ્યાત અર્થશાસ્ત્રી ગિઓના હતો. મોટા પાયાપર વ્હેપાર ચલાવવાની તથા યાંત્રિક ઉત્પાદનને તે મહત્વ આપે છે. વ્હેપાર પર અંકુશ હોવો જોઇએ તેમ રાજસત્તાનું ઘણુ ઘણી બાબતોમાં નિયમન થવું જોઈએ તથા તેણે માર્ગદર્શક બનવું જોઇએ એમ તે માનતો હતો. ધર્મસત્તાનું વર્ચસ્વ તથા મધ્યયુગમાંની અન્ય સંસ્થાઓ એ સર્વેનો તે વિરોધી હતો. બીજા ગ્રંથકારો રોમૅનોસી, સિઑલોના, સિબૅરિઓ, બોકૅર્ડો, ફૅરેરા, બિએકિની.

સ્પેનમાં ઑર્ટિઝે સ્મિથના ગ્રંથોનો તરજુમો કર્યો છે. ઉપરાંત જોવેલૅનોસે પણ એક ગ્રંથ લખ્યો છે.

શરૂઆતમાં જર્મનમાં સ્મિથના ગ્રંથપ્રત્યે કોઇએ ધ્યાન દીધું નહિં ફ્રેડરિક ધી ગ્રેટ પણ આ ગ્રંથ જાણતો ન હતો. ૧૯ મી સદીની શરૂઆતમાં સ્ટાઈન નામના મુત્સદી ઉપર આ ગ્રંથની ઉંડી અસર થઈ. તે પછી સ્ટાઈનની સાથેના મુસદીઓ તેને માનથી સંબોધવા લાગ્યા. સ્મિથના ગ્રંથ ઉપર વિવરણ કરી ટીકા કાસ્ર, સારટોરિયમ, લ્યુડર, હુફલેંડ લૉઝ, યાકોબ વગેરેએ કરી છે. રાઉના ગ્રંથમાં પુરાતન અર્થશાસ્ત્રનો ઇતિહાસ આપવામાં આવ્યો છે, ઉપરાંત ત્યારના આંકડાપણ રજુ કર્યા છે નિબીનીયસે રાષ્ટ્રીય જમા ખર્ચપર એક નાની ચોપડી લખી છે. હર્મનનો ગ્રંથ રિકાર્ડોની પધ્ધતિપર રચાયલો છે. થ્યૂનનના ગ્રંથમાં ખેતીવાડીનુ સાંગોપંગ વર્ણન આપ્યું છે. તેમાં અનેક જાતની સૂચનાઓ કરી છે તેમ વિચાર પ્રેરક સિધ્ધાંતો રજુ થયા છે. રશિયામાં સ્ટૉર્ક અને પૉસોશકૉફ એ બે સુવિખ્યાત અર્થશાસ્ત્રીઓ થઈ ગયા પૈકી સ્ટૉર્કે અંગ્રેજ અને ફ્રેંચ લેખકોનોજ અનુવાદ કર્યો છે. પણ તેમાં ચાલતી સર્ફડમ એટલે અર્ધ ગુલામીનો વિશેષ વિચાર કર્યો છે. રલોઝરે સ્મિથના ગ્રંથોનો પુષ્કળ પ્રચાર કર્યો છે. સ્મિથ સામે જેમણે ટીકા કરી તથા નવીન પધ્ધતિનો જેમણે સ્વીકાર કર્યો તેવા ગ્રંથકારોમાં મુલર તથા ફ્રેડરિશ લિસ્ટની ગણના થાય છે. મુલર બર્કનીજમ

પુરાણુ મતવાદી હતો. મધ્યયુગની સંસ્થાઓ વિષે તે ઘણો આદર ધરાવતો તેમ સમકાલીન ઉદાર મતો વિષે તિરસ્કાર દર્શાવતો. મિલર લખે છે. સ્મિથની ઉપપત્તિ છેકજ યાંત્રિક હોઈ તેમાં અધ્યાત્મિકતાનો અભાવ હતો. હરેક વ્યક્તિ એટલે સમાજનો એક સ્વતંત્ર પરિમાણુ તે સર્વેના મિશ્રણથી એક સમાજ બને છે, એવી સ્મિથની કલ્પના હતી. ખાનગી માલ-મત્તા અને ખાનગી સ્વાર્થ એટલાનોજ તેમાં વિચાર થાય છે. સમાજ એ એક સ્વતંત્ર, વિશિષ્ટ, નૈતિક બળવાળી શક્તિ છે. એનો તેને જરાય ખ્યાલ નહતો સ્મિથે આધિભૌતિક મુંડીનો વિચાર કર્યો છે, પણ ભાષા સંસ્કૃતિ નૈતિક ભાવના, મુત્સદ્દીપણું ઇત્યાદિ આધ્યાત્મિક મુંડી પ્રત્યે તેણે ધ્યાન આપ્યું નથી. સરકાર હંમેશજ દુષ્ટ હોય એમ બનતું. અશકય છે. ઉચ્ચ સામાજિક ધ્યેય મેળવવામાં સરકાર એજ. મુખ્ય સાધન રૂપ થઇ પડે છે. સ્મિથની વિચાર સરણી ઇંગ્લંડને માટે અનુકૂળ હશે પણ તે યુરોપના બીજા ભાગ માટે તો હાની કારકજ છે. એકલી સંપત્તિ વદલે લાભ નથી, તેની સાથે રાષ્ટ્રીય ઐક્ય, નૈતિક ઉન્નતિ એ પણ સાધી લેવાં જોઇએ આ વિચારોમાં અર્થશાસ્ત્રીઓના ઐતિહાસિક સંપ્રદાયોનું પુરા ન રૂપનું દિગ્દર્શન થાય છે.

લીસ્ટની વિચારણા મુલપર ઘણી અસર કરી હતી. તેનો મુખ્ય કટાક્ષતો સર્વ રાષ્ટ્રીય ભાવનાની વિરૂદ્ધમાં હતો. રાષ્ટ્રીયતા પરજ તે ખૂબ ભાર મૂકતો. અને દરેક રાષ્ટ્રે પોતપોતાનું સંભાળી લેવું એમ કહેતો. વ્યક્તિગત હિત ધ્યાન લેતાં રાષ્ટ્રહિત કદાપિ જાળવી શકાશે નહિં આખા સમાજની ઉન્નતિ વિના વ્યક્તિને સુખ, સંસ્કૃતિ, નીતિ, ઇત્યાદિનો લાભ કદી પણ મળશે નહિં ખેતીવાડી, કારખાના અને વ્હેપાર એ ત્રણે એક સામટા આગળ વધવા જોઇએ એકલી ખેતી ઉપર ભાર મૂકવામાં આવે તો દેશ નિરૂત્સાહી, સાહસ શૂન્ય બને છે. સમાજને સર્વે અવસ્થાઓમાંથી ક્રમેક્રમે દોરી જવાની ફરજ સરકાર પર છે. પ્રથમ રાષ્ટ્ર ખુલ્લો વ્હેપાર સ્વીકારી પરદેશથી માલ આવવા દેવો. તે પછી ધીમે ધીમે પોતાનાં કારખાનાં ખોલી સંરક્ષક જકાતની પદ્ધતિનો અંગીકાર કરીને તે કારખાનાઓ સંપૂર્ણ રીતે ખીલવવા. આમ થાય તો પછી પાછા ખુલ્લા વ્હેપારનો પુરસ્કાર કરવામાં હરકત નથી. ઇંગ્લંડ જેવા દેશે આ ક્રમને અનુસરીનેજ પોતાની ઉન્નતિ સાધ્યા પછી હવે ખુલ્લો વ્હેપાર આદર્યો છે. આથી કરીને જર્મની, કે યુનાઇટેડ સ્ટેટ જેવા દેશોને માટે ખુલ્લો વ્હેપાર અનુકૂળ થશે. અમુક કાળ સુધી સંરક્ષક પદ્ધતિને લીધે નુકશાન જશે છતાં ઉત્પાદન શક્તિ વધતાં તેની પૂરવાણી થશે. લીસ્ટના આ મતો જર્મનીમાં ક્રાંતિ ઉત્પન્ન કરી શકયા. તથા ત્યાંના મુત્સદ્દીઓપર પણ તેની ઉંડી અસર થઇ. ઇંગ્રેજી અર્થ શાસ્ત્ર જર્મનીને કિંચિત પણ લાગુ પડે તેમ નથી, એવી તેની ખાસ માન્યતા હતી. રાષ્ટ્રની જુદી જુદી અવસ્થાઓપર તથા તેની પરિસ્થિતિપરજ તે દેશનું અર્થશાસ્ત્ર અવલંબી રહે છે, વળી એકજ સિદ્ધાંત જગત પરના સર્વે દેશોને લાગુ પડી શકે નહિ એ વાત લીસ્ટેજ જર્મન પ્રજાનાં મનપર ઠસાવી હિંદને માટે પણ લીસ્ટના સિદ્ધાંત અતિ અગત્યનાં થઈ પડે છે એમ રાનડે તથા ગોખલે કહેતા. કેમકે તેઓ માનતા કે લીસ્ટના કાળમાં જર્મનીની જે દશા હતી તેજ આજે હિંદની પણ છે.

અત્યાર સુધી ઉલ્લેખેલાં કેટલાક ગ્રંથકારોએ સ્મિથનાં સિદ્ધાંતોમાં ફેરફાર કરવાના પ્રયાસ કર્યા છે અને કયાં સુધી તે ગ્રાહ્ય છે તે પણ દર્શાવ્યું. પરંતુ એકંદર રીતે સર્વે ગ્રંથકારોને સ્મિથના સંપ્રદાયીજ ગણવા જોઇએ. તેમનામાના કેટલાક લેખકોનાં ગ્રંથોમાં ઐતિહાસિક સંપ્રદાયમાના કેટલાક મતો રજુ થયેલ છે. પરંતુ સ્વતંત્ર સંપ્રદાય શરૂ કરવાની કલ્પના એકેય લેખકને સુઝી હોય એમ કહી શકાતું નથી. આ કામ એકલા ઐતિહાસિક સંપ્રદાયેજ કર્યું હતું એટલે તેનું પરીક્ષણ કરવું ઘટે છે.

ઐતિહાસિક પંથઃ—અઢારમી સદીમાં જે વિચાર સરણી પ્રચલિત હતી તેથી એ પરિણામ આવ્યું કે, આર્થિક જીવન સરકારી ત્રાસમાંથી ઘણે ભાગે મુક્ત થઇ શકયું તથાપિ આ તત્વજ્ઞાન નિરંકુશ હતું, સંવર્ધક તો નહીજ. અર્થ શાસ્ત્રીના અભ્યાસમાં અત્યારે જે ફેરફાર થયા છે તે માટે અનેક કારણો દર્શાવી શકાય તેવાં છે. (૧) સોશીઓલૉજી જેવા શાસ્ત્રની આવશ્યકતા ભાસવા લાગી છે. (૨) આર્થિક પ્રશ્નોમાં આંકડા શાસ્ત્ર દાખલ થયું તેમ તાત્વિક વિચાર અનુભવના પ્રકાશમાં તપાસી જવા માટે જોઇતાં સાધનો ઉત્પન્ન થયાં વળી જે પ્રવૃત્તિની ગણત્રી તથા માપ કરવાની તક મળી (આંકડા શાસ્ત્ર જુઓ . ૧૮૩૯ની સાલમાં કેંટ નામના લેખકે પ્રથમ સોશીઓલૉજી શબ્દનો ઉચ્ચાર કર્યો. રોયલ સ્ટેટેસ્ટિકલ સોસાયટી પણ તેજ સાલમાં સ્થાપન થઇ. આ સોસાયટીનો ઉદ્દેશ આંકડા શાસ્ત્ર પૂરતોજ ન હતો પણ તે સમગ્ર સમાજ શાસ્ત્રનો હતો. જર્મનીમાં અનુમાન સાથે પ્રત્યક્ષ

પ્રમાણનું શાસ્ત્ર જોડીને અનુમાનિત અર્થશાસ્ત્રના નિયમોની મર્યાદાઓ મુકરર કરવાના પ્રયત્ન થયા હતા. આ દીશામાં કાર્ય કરનારા રોશેર, હિલેબ્રાંટ તથા કનીસ એ હતા. આમાંના દરેકના કાર્યનો અંગત વિસ્તાર કરવાની જરૂર નથી ફક્ત વિચાર પ્રવાહનો પરિચય થાય તેટલું વિવેચન પૂરતું થશે.

૧૮૩૯ ના આરસામાં કોંટે સોશીઓલોજી (સમાજ શાસ્ત્ર) એ શબ્દનો ઉપયોગ કરી તે વિષે પોતાના વિચારો પણ પ્રગટ કર્યા. તેમા વિચારોમાંના મુખ્ય મુદ્દા આ પ્રમાણે હતાઃ—

માનવ જીવનના વિવિધ અંગોનું નિરીક્ષણ કરતાં એમ જણાઇ આવે છે કે સમગ્ર સમાજને એકજ શાસ્ત્ર લાગુ પડે છે. અને અર્થશાસ્ત્ર એ એક વિવેચનાત્મક ભાગ એટલે સમાજની એક સ્થિતિ નથી પણ તે આ શાસ્ત્રનો એક ભાગ છે. એથી અમુક બળની સ્થિતિ નથી પણ સમાજના એક વિવેચનીય ભાગ છે. એથી અમુક કાળની સ્થિતિ ઉપરથી એ વાત ધ્યાનમાં આવી જાય છે કે, અંતિમ સત્ય જાણી શકાય તેવું નથી. વારંવાર બદલાતા સમાજ વિષેના સત્યો તો માત્ર અમુક કાળ અને અમુક સ્થિતિને આભારી હોય છે. સામાજીક પ્રશ્નોમાં ઐતિહાસિક પદ્ધતિનો મુખ્યતઃ સમાવેશ કરતો જોઇએ. તેમ જરૂરિઆતો તથાં સુખ આરામનું અર્થ શાસ્ત્રની દૃષ્ટિએ વિવેચન કરતાં નૈતિક અને આધ્યાત્મિક ભાવનાઓ પ્રત્યે ખાસ ધ્યાન ખેંચવું જોઈએ. વ્યક્તિગત સ્વતંત્રતા એ જીવનનું ધ્યેય હોઇજ શકાતું નથી. પ્રજાઆગળ સામાજીક કર્તવ્યો વિષેનું ધ્યેય રજુ થવું જોઈએ. આર્થિક કારણોને લીધે સમાજ એવી કક્ષાએ આવી રહ્યો છે કે દિનપ્રતિદિન પ્રજાકીય ધ્યેયો સાધ્ય થતાં જશે. પણ આ સાધના ક્રાંતિથી નહિ પણ વિકાસને લીધે ક્રમેક્રમે જે ફેરફાર થાય તેને લીધે થશે. કોંટની પોઝીટિવ ફિલોસોફી જેને તે 'સમાજ શાસ્ત્ર' એ નામથી ઓળખાવતો તે શાસ્ત્ર અથવા તે શાસ્ત્ર સંબંધીની કલ્પનાઓ અત્રે ગણવા અવકાશ નથી. (જુઓ 'સમાજ શાસ્ત્ર અને 'કોંટ') અહીં માત્ર જેટલુંજ જણાવવું જરૂર છે કે, વ્યાપક સામાજિક વિચારોના અર્થશાસ્ત્ર પર ઉંડી અસર હતી. છતાં કોંટની વિચારસરણીથી અર્થશાસ્ત્ર એક નવી કક્ષાએ પહોંચ્યું એમ કહી શકાતુ નથી. એવું માન તો જર્મન "ઐતિહાસિક સાંપ્રદાયના" અર્થ શાસ્ત્રીઓનેજ ઘટે છે.

અર્થશાસ્ત્રમાં ઐતિહાસિક પંથ પ્રથમ જર્મનીમાં દાખલ થયો પણ કોંટને જેમ સમાજ શાસ્ત્રીય પદ્ધતિને માટે વ્યાપક તત્ત્વજ્ઞાન શોધતાં આમ થયું એમ કહી શકાતું નથી. સાવિહ્ની વગેરે વિચારકોએ કાયદાના અભ્યાસમાં જે ઐતિહાસિક પદ્ધતિનો આણી તેજ પદ્ધતિનો પ્રવેશ પાછળથી અર્થશાસ્ત્રમાં પણ થયો. આ પદ્ધતિના આદ્ય પ્રવર્તક તરીકે ત્રણ ગ્રંથકારો ગણવામાં આવે છે. રોશેર હિલેબ્રાંટ અને નાઇસ (કાઇસ, કનીસ) સમાજને હિતકારી થઇ પડે તેવા ત્રિકાળબાધિત સિદ્ધાંતો શોધવાની ભાંજગડમાં પડવું વ્યર્થ છે. સમાજની માગણીઓ વારંવાર બદલાયા કરે છે, આથી જે કાયદો કે તત્વ એક કાળ માટે યોગ્ય હોય તે બીજા કાળ માટે અયોગ્ય થઇ પડે છે. તેવીજ રીતે વળી જે અર્થશાસ્ત્રીય ઉપાયો એક કાળને માટે લાગુ પડતાં હોય તે બીજા કાળને લાગુ ન પડે. ઈત્યાદિ સિદ્ધાંતો તેણે પ્રગટ કર્યા. રોશેર (૧૮૧૭–૧૮૯૪) પોતાનો ઐતિહાસિક પદ્ધતિ પર રચેલો અર્થશાત્રીય ગ્રંથ સન ૧૮૪૩ માં પ્રસિદ્ધ કર્યો. આના પ્રસ્તાવનામાં તેણે જે સિદ્ધાંતો ગ્રંથિત કર્યાં છે તે સામાન્ય રીતે આ મુજબ હતાઃ—ઐતિહાસિક પદ્ધતિનો અર્થ એવો નથી કે કાળક્રમ અનુસાર વૃત્તાંત કહી જવો પણ તેમાં કેટલીક અવસ્થાઓ આ પ્રમાણે અમુક એકાદ રાષ્ટ્ર આર્થિક બાબતમાં શું વિચાર કરે છે, તેને શું પ્રાપ્ત કરી લેવું છે અને અત્યાર સુધીમાં શું મેળવી લીધું છે, તેનો વિષય એટલે ઈતિહાસિક અર્થશાસ્ત્ર રાષ્ટ્ર એટલે કંઇ સાંપ્રત કાળની પ્રજા નહિં એટલે વિશિષ્ઠ કાળ વિષયક આર્થિક પ્રશ્નોના અભ્યાસથી કાર્ય સધાય એમ નથી. આર્થિક સંસ્થાઓ જોતાંની સાથે સારી કે નરસી છે એવો ઉતાવળો અભિપ્રાય પ્રગટ કરી જવામાં શાણપણ નથી. કેમકે સંપૂર્ણ રીતે સારી કે સંપૂર્ણ રીતે ખરાબ એવી તો એકેય સંસ્થા હોઈ શકે નહિં માટે આવી સંસ્થાઓનું અન્ય પરિસ્થિતિના પ્રકાશમાં અવલોકન કરવું ઘટે છે. ઈ. સ. ૧૮૪૮ માં હિલેબ્રાંટનું (૧૮૧૨–૧૮૭૮) અર્થશાસ્ત્ર ઉપરનું પુસ્તક બહાર પડયું. આ પુસ્તકમાં સ્મિથ મુલ્લર. લીસ્ટ, ઈ. પૂર્વ કાળના અર્થશાસ્ત્રીઓનાં ગ્રંથોનું સંગીન વિવેચન આવી જાય છે. વળી તેમાં અર્થશાસ્ત્રના નિયમોનું વિવેચન ધ્યેય તરીકે માનવામા આવ્યું નથી પણ જે માર્ગે રાષ્ટ્રો પોતાની આર્થિક પ્રગતિ સાધી શકે તે માર્ગોનું સંશોધન કરવું એજ શાસ્ત્ર ધ્યેય ગણાવ્યું છે. હિલેબ્રાંટ ઈતિહાસિક અર્થશાસ્ત્રને માટે આદર્શ તરીકે

ઐતિહાસિક કાયદા શાસ્ત્રનો સ્વીકાર ન કરતાં ભાષા શાસ્ત્રનો સ્વીકાર કર્યો છે, એ મુદ્દો પણ ખાસ યાદ રાખવા જેવો છે.

ઈ. સ. ૧૮૫૩ માં કાર્લ નાઇસ (૧૮૨૧-૧૮૯૮) નો ગ્રંથ બહાર પડયો. આમાં ઐતિહાસિક પદ્ધતિની અત્યંત વ્યાપક રીતે ચર્ચા કરવામાં આવી છે. દરેક કાળની અર્થશાસ્ત્રીય પરિસ્થિતિ તથા અર્થશાસ્ત્રનું વિવેચન એ બન્ને પુરાતન કાળના વૃતાંત પરંપરા તથા વિચાર પરંપરાના પરિણામ છે. અને આ બન્ને એકંદર સામાજિક પરિસ્થિતિ સાથે અવયવ અવયવી સંબંધ છે. આખી સંસ્કૃતિમાં ઉચ્ચતા દર્શક પાય દરજ્જા અને દરેક કાળની આર્થિક પરિસ્થિતિને તે કાળની આર્થિક પરિસ્થતિને સ્થિતિ સાથે ઘાડો સંબંધ હોવાથી બન્નેનો અભ્યાસ સાહચર્ય રૂપે થવો જોઇએ. એટલે આજે આપણે જેને અર્થશાસ્ત્રીય સત્યો ગણી ઉલટથી સ્વીકારી લઇએ છીએ તે તો કેવળ અમુક પરિસ્થિતિ તથા સંસ્કૃતિની પાયરી દર્શકજ છે. અંતિમ સત્ય નથી.

ઐતિહાસિક પદ્ધતિના જર્મનીમાં તે પછી આગળ પડતાં અનુયાયીઓ લુયોબ્રેટાનો, આડોલ્ફ હેલ્ડ, અરવિનનાસ, ગસ્ટાવ શ્મોલર, એચ રોઝલેર, આલબેરટ શાફેલ, હાન્સવાન શીલ, ગસ્ટાવ સ્કોન બર્ગ અને આડોલ્ફ વાગ્નર એ હતા. આમનાં સંબંધમાં અહિં વધુ માહિતી આપતા નથી.

અમેરિકામાંના અર્વાચીન અર્થશાસ્ત્રીઓના અર્વાચીન ગ્રંથો વિષેની માહિતી પણ અહીં ન આપતાં તેમનું વિવેચન આવશે તે સ્થળે તે આપવામાં આવશે. અત્રે હવે ભારતીય અર્થશાસ્ત્રનો વિચાર કરીશું.

હિંદી અર્થશાસ્ત્ર:—(ઉપોદ્ઘાત) એડમસ્મિથે જ્યારે પોતાના 'વેલ્થ આફ નેશન્સ' નામનો અર્થશાસ્ત્રીય ગ્રંથ લખ્યો ત્યારે ઇંગ્લંડ તથા અન્ય યુરોપીય દેશો 'રાષ્ટ્ર'ની પદવીએ પહોંચેલા હતા. શિવાય ઇંગ્લંડમાં તો પ્રજાનિયંત્રિત પણ રાજ્યતંત્ર પણ ઠીક જામી ગયું હતુ તથા રાજ્ય એટલે રાજાની ખાનગી માલમત્તા એ ભાવનાનો સાફ સાફ લોપ થયો હતો. પ્રજાએ રાજસત્તા પોતાના હાથમાં લીધી હતી તથા પ્રજાનાં સામુદાયિક હિતપ્રત્યે તેનો શી રીતે ઉપયોગ કરી શકાય તે વિષે ત્યાં વિચાર ચાલી રહ્યા હતા. અર્થશાસ્ત્રીય વિચારોમાં મહાન ક્રાંતિ કરાવનાર એડમ સ્મિથે તેનાં પહેલાનાં થોમસ મુમ વગેરે કેટલાક અર્થશાસ્ત્રીઓની રાષ્ટ્રીય હિત સંબંધીની કેટલીક ભૂલ ભરેલી કલ્પનાઓ કાઢી નાંખી હતી. ઇંગ્લંડ જેવા એકાદ રાષ્ટ્રને માટે શું હિતાવહ થઇ શકે તેનો નિર્ણય કરતાં અર્થશાસ્ત્રી વિષેના કેટલાંક સામાન્ય મુદ્દાઓની ચર્ચા તેણે પોતાનાં ગ્રંથમાં કરી તથા પરોક્ષ રીતે અર્થશાસ્ત્રીના કેટલાંક સિદ્ધાંતોનો પાયો નાંખ્યો. આ પાયાપર પાછળથી અર્થશાસ્ત્રની ઇમારત બાંધનાર ઇંગ્લિશ અર્થશાસ્ત્રીઓએ આ શાસ્ત્રનો વધુ અભ્યાસ કરી અર્થશાસ્ત્રના પ્રશ્નોના અનેક સાર્વત્રિક સિદ્ધાંતો મુકરર કરી તેજ જગત ભરના દરેક દેશને લાગુ પડે તેવાં છે એવો ખ્યાલ બાંધી લીધો. પરંતુ ઇંગ્લંડની તે કાળની વસ્તુસ્થિતિ ઉપરજ અર્થ શાસ્ત્રીના સિદ્ધાંતો રચલા એટલે સર્વ વ્યાપક શાસ્ત્રની ઇમારત એક સંકુચિત પાયા પર રચવા જેવું જ છે, ટુંકમાં તે પડી ભાંગવાનો સંભવ છે. એનો તેને ખ્યાલ થયો નહિં. તેણે આ લખાણમાં ઇંગ્લંડમાંની સામાજીક પરિસ્થિતિ વિષે જે બાબત ગૃહિત માની તે આ મુજબ હતીઃ—દેશ અને રાષ્ટ્ર એ બન્ને એકજ છે; ત્યાંનું રાજ્યતંત્ર હાકનારી એક સંસ્થા ત્યાંના લોકોનીજ બનેલી છે. દેશમાંનો સમગ્ર સમાજ એકજ ભાષા બોલનારો તેનો સંસ્કૃતિ સંબંધીનો દરજ્જો એક સરખોજ વળી તે દેશમાં ખંડણીમાં રાજાનો અભાવ તથા અર્થશાસ્ત્રને વિઘાતક હોય તેવી તત્વજ્ઞાન વિષયક કે પરમાર્થ વિષયક કલ્પનાઓનો પૂર્ણ અભાવ, નિરંકુશ રાજસત્તા નષ્ટ કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવા જે ઝગડા કરવા પડે છે તે બધા ભૂતકાળના થઈ પડયા હોય, એવી એક વિશિષ્ટ સામાજિક અને રાજકીય પરિસ્થિતિ કલ્પી લઈ તે ઉપર રચેલુ અર્થશાસ્ત્ર એક કે અનેક બાબતોમાં ભિન્ન હોય તેવા બીજા દેશોને પણ તે શી રીતે લાગુ પડે દાખલા તરીકે જર્મની તરફ જુઓ. તે કાળમાં જર્મની એક રાષ્ટ્રની સંજ્ઞાએ પહોચ્યું ન હતું ત્યાં પુષ્કળ ન્હાનાં ન્હાનાં રાજ્યો હતા તેમ પ્રજાસત્તાક નગરો હતાં. તેમને માટે હિતકારી થઈ પડે એવા અર્થશાસ્ત્રીના સિદ્ધાંત જગતભર લાગુ પાડવા અંગ્રેજ પંડિતોએ જે સિદ્ધાંતો તારવ્યા હતા તેથી ભિન્નજ હતાં છતાં તેમાં અત્યંત આવશ્યક થઈ પડતી ખરેખરી રાષ્ટ્રીય ભાવના સંકલિત થઇ હતી, અને તેમાંથીજ વ્યક્તિગત કે રાષ્ટ્રીય અર્થશાસ્ત્ર પેદા થયું. વળી આ જર્મન અર્થશાસ્ત્રની વિશેષતા એ હતી કે અર્થશાસ્ત્ર સંબંધી પ્રશ્નો તથા રાજકીય અને સામાજીક પ્રશ્નો વચ્ચે ઘણોજ ઘાડો સંબંધ છે, એ તત્ત્વ જર્મન પંડિતો જોઇ શકયા હતા.

**સ્વતંત્ર હિંદી અર્થશાસ્ત્રની આવશ્યકતાઃ**—હિંદી અર્થશાસ્ત્રનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે હિંદી અને અંગ્રેજ સમાજોની સ્થિતિ તદન ભિન્ન છે, એ વાત ધ્યાનમાં રાખવી પડે છે. અંગ્રેજ પંડિતોએ ઠરાવેલા અર્થશાસ્ત્રવિષયક ઘણા ખરા સિદ્ધાંતો હિંદને ઘણે ભાગે લાગુ પડતા નથી એમ માની લેવું જોઇએ. આપણી હિંદની આર્થિક ઉન્નતિ સાધવામાં અનેક રાજકીય અને સામાજીક અડચણો ઉભી છે તેમનું ખાસ નિરિક્ષણ કર્યા વિના આર્થિક ઉન્નતિ માટેના સર્વે પ્રયાસો અરણ્ય રૂદનસમાં નિષ્ફળ થઈ પડશે. જેથી પ્રથમ હિંદની સામાજીક રાજકીય અને ભાવનાત્મક પરિસ્થિતિનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી તે સ્થિતિનો આર્થિક સ્થિતિ પર કેવી અસર થવાનો સંભવ છે તેનો પૂરો ખ્યાલ બાંધવો જોઈએ. બ્રિટિશ તથા પાશ્ચાત્ય વિદ્વાનોએ ઠરાવેલાં સિધ્ધાંતો જેવાને તેવા ઉંચકી લઇ તે આ દેશમાં લાગુ કરવાથી હિંદની આર્થિક ઉન્નતિ તો સાધી શકવાનીજ નથી પણ, વધારામાં પાશ્ચાત્ય અર્થશાસ્ત્રના સિધ્ધાંતોની વિકલતા માત્ર સ્પષ્ટ થશે. એ તો શું પણ છેલ્લી ૧૫૦ વર્ષની બ્રિટિશ આમદાની દરમ્યાન ઘણાય બ્રિટિશ અર્થશાસ્ત્રીના અભ્યાસકોએ હિંદમાં આટ આટલા પ્રયાસ કર્યાં છતાં તેની આર્થિક સ્થિતિ કહેવા જેવી તો સુધારી શકાઇ નથી જ. સામાજિક અને રાજકીય ત્રુટિઓ પ્રત્યે ધ્યાન રહેતું નથી. પરદેશી મુડી, રેલ્વે વગેરે સુધારા આવ્યા છતાંય પ્રજાની આર્થિક સ્થિતિ સુધરી નથી. હિંદમાં વારે વારે પડતા દુષ્કાળને ભોગરૂપ થઇ પડતા લાખો લોકો ધ્યાન કરતાં આપણાં સરકારી પંડિતોની અક્કલનો ખ્યાલ આવી જાય છે. અને તેથીજ આપણાં દેશની સ્થિતિ આપણે જાતેજ અવલોકીને આપણું સ્વતંત્ર અર્થશાસ્ત્ર નિર્માણ કરવું જોઇએ. આ દેશનાં હિંદી લ્હાઇંના અર્થશાસ્ત્રીઓને આ સ્થિતિનું ભાન થયું. તથા તે દીશાએ તેમણે કંઇક પ્રયાસ શરૂ કર્યો. ડૉ. કેતકરે તે મુજબ એક સ્વતંત્ર વિચાર રજુ કરતું 'ઇંડિયન એકોનોમિકસ' નામનું પુસ્તક લખી નવા વિચારનો પવન ફુંકયો. આ પુસ્તકનો આશય નિચે મુજબ છેઃ—

હિંદી અર્થશાસ્ત્ર તૈયાર કરતાં પહેલાં પ્રથમતો હિંદી સમાજોની, તેમની બૌધ્ધિક પરંપરાની, સંસ્કૃતિના ઇતિહાસની, સાહિત્ય તથા પ્રસ્તુસ્ત રાજકીય પરિસ્થિતિની લેખકે સારી માહિતી મેળવવી જોઇએ વળી જે ઉપાય સૂચવે તેમનો સ્વીકાર કરી પોતાની રાજકીય અને આર્થિક ઉન્નતિ સાધવાની લોકોમાં પ્રબળ ઇચ્છા હોવી જોઇએ અને તે ઉપરાંત આ સુધારા અમલમાં મુકવા જેમના હાથમાં રાજયતંત્ર હોય તે મુત્સદ્દીઓને મદદ કરવા માટે અર્થશાસ્ત્રજ્ઞોનું એક સલાહકાર મંડળ નીમવું જોઇએ. આ વસ્તુઓનો અભાવ એ જ હિંદની આર્થિક ઉન્નતિ ન થવાનું એક કારણ છે, પણ તેથીય બળવાન કારણ તો હિંદની બૌધ્ધિક પરંપરા નષ્ટ કરી તેને બદલે પશ્ચીમની સંસ્કૃતિ સ્થાપવાની કેટલાકોનાં મનમાં રહેલી મનીષા એજ છે. છતાં તે કાળ હવે ઉલટી ગયો છે. અને હિંદનું ખરૂં અર્થશાસ્ત્ર નિર્માણ થઈ આર્થિક ઉન્નતિ સત્વર સાધી શકાય તેવા ચિન્હો દેખાવા લાગ્યાં છે. 'હિંદી અર્થશાસ્ત્ર' એટલે શું? સામાન્ય રીતે અર્થશાસ્ત્ર એ વિષય હિંદની પ્રજા માટે નવીન છે એમ કહેવાય નહિં. નફા નુકસાનીના શાસ્ત્રને સંસ્કૃતસાહિત્યમાં 'વાર્તા' ને નામે ઓળખવામાં આવ્યું છે. વળી રાજ્યની ઉપજ અને ખર્ચ તથા બીજા સંપત્તિ વિષેના વિચારો જે શાસ્ત્રમાં ગ્રથિત થયા છે તે 'અર્થશાસ્ત્ર' હિંદમાં રૂઢ છે. માત્ર 'રાષ્ટ્ર'ની પંક્તિએ ચઢેલા સમગ્ર હિંદી સમાજનું અર્થશાસ્ત્ર એ અર્થ માત્ર આવું શાસ્ત્ર હજી નિર્માણ થયું નથી. સાંપ્રત હિંદમાં એક રાષ્ટ્રીયકરણના પ્રયાસ ચાલુ હોવાથી તે પ્રયાસોની સાથેજ નવું 'હિંદીઅર્થશાસ્ત્ર' નિર્માણ થવાની જરૂર છે, એ પણ દેખીતુંજ છે.

'હિંદી અર્થશાસ્ત્ર' એટલે હિંદુ લોકોની સામાજિક રાજકીય, ભાવનાત્મક વગેરે પરિસ્થિતિ ધ્યાન કરી પ્રતિપાદન કરેલું અર્થશાસ્ત્ર આ શાસ્ત્ર પ્રતિપાદન કરતાં પહેલાં હિંદની ભૌગોલિક સ્થિતિનો વિચાર કરવો જોઇએ. માત્ર કુદરતી સ્થિતિને વધારે પડતું મહત્વ આપવું નહિં. દાખલા તરીકે બાકલ જેવા કેટલાક લેખકોએ લખ્યું છે કે સમગ્ર ભારતીય સંસ્કૃતિ હિંદની ભૌગોલીક સ્થિતિના પરિણામરૂપ છે. આ કેવળ અર્ધસત્ય છે. ઉપરાંત વળી નૈસર્ગિક કારણોની વધારે પડતી મહત્તા આપવાથી એવી વિઘાતક અસર પેદા થાય છે કે, સામાન્ય વર્ગોને, પોતાની સ્થિતિ કેવળ નિસર્ગ (દૈવ) નિર્મિત છે, જેથી તેમાં સુધારા કરવાનાં માનવી પ્રયાસો નિષ્ફળજ જનાર છે, એવી ભ્રમણા હોય છે. માટે ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે કે સમગ્ર જનતાના વિશિષ્ટ આર્થિક સ્થિતિ જેમ ભૌગોલિક સ્થિતિને આભારી છે તેમ તે સામાજીક, રાજકીય વગેરે અન્ય સ્થિતિને પણ છેજ. એટલે આવાં સર્વે કારણોની એકત્રિત મીમાંસા થવી અગત્યની થઈ પડે છે. તેની સાથે જ વળી જગતપર એકવાર સર્વ

શ્રેષ્ઠ થઈ પડેલો આ હિંદુસ્થાન આજે હરિફાઈમાં પાશ્ચાત્ય દેશોથી કેમ પાછળ પડયું તેના કારણો ઊંડે ઉતારી તપાસી જવા અને અંતે હિંદની આર્થિક ઉન્નતિ સાધવા જે ઉપાયો યોજવા આવશ્યક છે. તેમનું ચિંતન કરવું જોઈએ તાત્પર્ય એ કે, દરેક વસ્તુને તાત્ત્વિક અને વ્યવહારિક એવા બે અંગ હોય છે, એવો ભેદ જો માન્ય રાખીએ તો 'હિંદી અર્થશાસ્ત્ર' મૂળ અર્થશાસ્ત્રનાં વ્યવહારિક અંગ તરીકે જ ગણાવી શકાય.

આ દેશમાં બ્રિટિશ રાજ્ય સ્થપાયું તે પહેલાં ગારો, ગોંડ, સંતાળ વગેરે વર્ગોમાં જાતિ વિશિષ્ઠ અર્થશાસ્ત્રી પ્રચલિત હતું. શિવાય આ દેશમાંના ન્હાનાં દેશી રાજ્યોનું આર્થિક હિત જાળવનાર અર્થ-શાસ્ત્ર પણ ચાલુ હોય જ. મરાઠી સામ્રાજ્યના અર્થ-શાસ્ત્રનું વિવેચન આગળ આવી ગયું છે- પણ તે સ્થિતિ બદલાઇ હવે આખા દેશનું એક 'હિંદી અર્થશાસ્ત્ર' નિર્માણ કરવાનો વખત આવી પહોંચ્યો છે.

સામાજીક અને આર્થિક પરિસ્થિતિઃ—હિંદુ સમાજ વ્યવસ્થા તથા તેની આર્થિક સ્થિતિ પર થતી અસર એ વિષયનો અભ્યાસ અત્યંત મહત્વનો હોઈ મનોરંજક પણ છે. તેનું જેટલું વિવેચન થાય તેટલું આવશ્યક પણ તેનું અત્રે કિંચિત દિગ્દર્શન કરવાનો ઇરાદો છે. હિંદુ સમાજમાંની ખાસ ધ્યાન ખેંચતી બીના તો જાતિભેદની છે. હિંદની આખી વસ્તીનો બે તૃતિયાંશ જેટલો ભાગ હિંદુ-ઓનો છે. પરં તુ તેઓ લગભગ ચાર હજાર પેટા-જાતિઓમાં વહેંચાઈ ગયા છે. આની એ બાકી પેટા-જાતિના પડેલી હોય છે. આવી વિભક્ત જાતિઓમાં વિવાહ સંબંધ થતા ન હોવાથી તેમાંની દરેક જાતિ પૃથક્ પૃથક્ રહેતી આવી છે. આમાંની કેટલીકના રીતરિવાજમાં સ્થળ અને કાળ મુજબ કંઇક ફેરફાર થયા છે. જ્યારે કેટલીકમાં સદીઓથી પણ જરાય ફેરફાર થયા નથી. ઘણી જાતીઓના ધંધા નક્કી થઇ ગયેલા હોય છે આથી તેઓ ધંધાદારી જાતિ થઇ ગઈ છે. વધુમાં વળી સ્પૃશ્યાસ્પૃશ્યતાની કલ્પનાઓ ઘર કરી બેઠી છે. આથી દરેક જાતિની રહેણી અલગ અલગ બની જઈ આ ઉચ્ચ ને પેલો નીચ એવી લાગણીઓ રૂઢ થઇ પડી છે

જાતિભેદ તથા અસ્પૃશ્યતાનું આર્થિક પરિણામઃ—જાતિભેદને લીધે હિંદુ સમાજમાં પડેલી ફુટફાટથી તથા અસ્પૃશ્યતાની કલ્પનાથી હિંદની આર્થિક સ્થિતિમાં ભયંકર અસર થઈ છે. જાતિઓમાં વિવાહ સંબંધ થઈ શકતા નથી, એટલું જ નહિ પણ પરસ્પર રોટીવ્યવહાર અને કોઈ વખત તો સામાન્ય બેસવા ઉઠવા જેટલો પણ વ્યવહાર હોતો નથી. આથી ત્રણ જાતનાં પરિણામ નિપજ્યાં છે. (૧) આખા સમાજની રહેણી અને રીતભાત એક જાતની રાખી શકાતી નથી (૨) હલકી જાતિઓની રહેણી સુધારી તેમને ઉચ્ચ બનાવવા અવસર મળતો નથી અને (૩) વસ્તુની પેદાસમાં શ્રમવિભાગના સિદ્ધાંત અનુસાર સહકારની ખાસ અગત્યતા હોય છે તે ભિન્ન ભિન્ન જાતિઓમાં સાધી શકાતો નથી. આ અલગ જાતિ તથા વર્ણોની રીતભાતો જુદી જુદી હોવાથી તેમની માગણીઓ અલગ અલગ થઇ પડે છે. આથી દરેક જાતની સંખ્યાના પ્રમાણમાં જ વસ્તુની પેદાશ કરવી પડે છે. દાખલા તરીકે દરેક જાતિનો પોશાક ભિન્ન હોવાથી દરેકને માટે સ્વતંત્ર દરજીની અગત્યતા ઉભી થાય છે. હિંદુનો પોશાક જુદો, મુસલમાનોનો જુદો, એટલું જ નહિ પણ વળી ગુજરાતી, દક્ષિણી એવા પણ પ્રાંત ભેદ પડયા છે. આથી કરીને એક મુંબઇ શહેરમાં જ દરેક વર્ગના જુદા જુદા દરજીઓ વસ્યા છે. વળી ગુજરાતી અને દક્ષિણી એ બન્ને વર્ગની રૂઢિ પણ ભિન્નતા હોવાથી તે વર્ગોના રસોઇઆઓ પણ જુદા જ હોય. ખાવાની વાનીઓ પણ જુદી અને વાની એક છતાં તે બનાવવાની પદ્ધતિમાંય ફેર હોય છે. આથી ખાવાની વાનીઓનો ધંધો સંધો સંકુચિત અને અમૂક જાતનો થઇ પડે છે.

એ રીતેજ એકજ સમાજમાં ભિન્ન ભિન્ન વર્ગો તથા તેમની વિવિધ આવશ્યકતાઓ, એને લીધે આખા સમાજની આર્થિક ઉન્નતિમાં ઘણી અડચણો પેદા થાય છે. સમાજની રહેણી ઉચ્ચ બની વસ્તુઓની પેદાશ મ્હોટા પ્રમાણપર થાય તથા દરેક ધંધામાં કામની વહેંચણી થઈ તેના દરેક વિભાગમાં પ્રવીણતા મેળવી શકાય એ જાતના સંભવ જાતિ ભેદથી પડતા ફાટફુટને લીધે હિંદુ સમાજ માટે અશક્ય લાગે છે. સ્થાનિક માગણીઓ પૂરી પાડવા જેટલી જ પેદાસ કરવી એવો જ જાણે કે હિસાબ ઘડાઈ ગયો છે. આ હિસાબ પુરાતન કાળમાં કે જ્યારે હિંદ જગતથી વિખુટું હતું ત્યારે ખાસ કહેવા જેવો નુકશાનકારક નહતો. પણ હાલના સંજોગોમાં સમગ્ર સ્થિતિ બદલાઇને જગતભરના મોટા જથ્થામાં માલ પેદા કરનાર તથા ધંધાના દરેક ક્ષેત્રમાં નિપુણતા મેળવ-નાર દેશોની વ્હેપારી હારિફાઈમાં હિંદ સપડાયું છે. આ સ્થિતિ સામે ટક્કર ઝીલવા જોઈતી શક્તિ મેળ-વવાને માટે હિંદી સમાજની સામાજીક તથા આર્થિક પુનર્ઘટના કરવી અત્યંત અગત્યની થઇ પડી છે.

આ પુનર્ઘટના કઇ જાતની હોવી જોઇએ તે સમજવાને માટે હાલની સામાજીક સ્થિતિમાં રહેતા દોષોનો અધિક પરિચય કરી લેવો જોઇએ.

હરકોઈ વસ્તુની પેદાસ બ્હોળા પ્રમાણ પર કરવી હોય અને ગમે તે વ્હેપાર બ્હોળી કક્ષાએ ચઢાવવો હોય તો બુદ્ધિ, શારીરિકશ્રમ તથા મુડી એ ત્રણેનું એકીકરણ થવું જોઈએ. પણ આ એકીકરણ હિંદુ સમાજ માટે કેવું અશકય છે તે જોઇએ. ઉપલાં ત્રણે સાધનો પૃથક્ એટલે ભિન્ન જાતિઓમાં વ્હેંચાઈ ગએલા છે. એટલે મહારાષ્ટ્રના બ્રાહ્મણો પાસે બુદ્ધિ, મારવાડીઓ પાસે મુડી અને શૂદ્રો પાસે શારીરિક બળ: વળી હિંદુ સમાજની રચના જ એવી વિચિત્ર છે કે, આ ત્રણ વર્ણોનો અરસપરસ કંઇ ખાસ સંબંધ આવતો નથી. આજે પણ એવી સ્થિતિ છે કે પાશ્ચાત્ય શિક્ષણ મેળવેલો વર્ગ મુંડીવાળાઓથી ઘણો જ દુર પડયો છે. દાખલા તરીકે એકાદ મહારાષ્ટ્રીય કે બંગાળી સુશિક્ષિત બ્રાહ્મણ એકાદ શ્રીમાન મારવાડી પાસે જઈ તેને અમૂક મોટો ઉદ્યોગ ધંધો ઉભો કરવાની યોજના સમજાવવા માગે તો પ્રથમ તો તે મારવાડીને તેને માટે જરાય વિશ્વાસ થાય નહિં. પણ આને બદલે એકાદ શિક્ષિત મારવાડી જાતભાઈ પાસે નાણા માટે જાય તો સ્હેજે સહકાર થઇ શકે પણ કમનસીબની વાત તો એ છે કે આપણા ગુજરાતી વાણીયા કે મારવાડીઓમાં પરદેશ જઇ ઉચ્ચ શિક્ષણ મેળવનાર માણસો નથી. આથી બુદ્ધિ અને મુડીનો સહકાર દુરાપાસ્ત થઇ પડયો છે.

ઉપર્યુક્ત ત્રણ સાધનોમાં એકતા સાધવામાં બીજી અડચણ સ્પૃશ્ય, અસ્પૃશ્ય કલ્પનાથી થાય છે. ઉદાહરણ તરીકે ચામડું પકવી તેની વિવિધ વસ્તુઓ બનાવવાનો ધંધો આપણા દેશમાં અસ્પૃશ્ય ગણાતી ઢેડ જાત કરે છે. પરંતુ આ વર્ગ પાસે નથી બુદ્ધિ કે નથી મુડી. પુરાતન કાળમાં જ્યારે ધંધાઓ છેક ન્હાના પાયા પર ચાલતા ત્યારે આ ઠીક હતું. પણ હવે પરદેશી માલ સામે ટક્કર ઝીલવા મ્હોટી મુડી રોકી તથા તે ધંધા વિષે સારૂં જ્ઞાન મેળવી તે બ્હોળા પ્રમાણમાં શરૂ કર્યા વિના છૂટકો જ નથી. પરંતુ બ્રાહ્મણ, મારવાડી અને ઢેડ એમના સહકારમાં અસ્પૃશ્યતાની આડખીલી ભરાઈ રહી છે. જેથી આ ધંધો હવે મુસલમાન, પારસી અથવા અન્ય પરદેશીના હાથે જતો જણાય છે.

ત્રીજો ધંધો હોટેલ અને વિશીઓનો. હિંદુઓમાં બ્રાહ્મણ શિવાય બીજાએ બનાવેલી રસોઇ કોઇ ખાતું નહી હોવાથી બ્રાહ્મણ વર્ગ શિવાય બીજા વર્ગોના હાથમાં આ ધંધો પસાર થશે નહિં. અને નહિં તો દરેક જાતિ માટે અલગ હોટેલો અને વિશીઓ કાઢવી પડે એટલે આ ધંધો પણ એવો છે કે જે બ્હોળા પાયાપર ચલાવી શકાય તેવો નથી ઉપરાંત દરેક જાતની તેમ પ્રાંતોની ખાવાની વાનીઓ જુદી જુદી હોવાથી પણ આ ધંધો બ્હોળા પ્રમાણ પર ખીલવી શકાય તેમ નથી. આથી ભારે જકાતો મૂકવા છતાં પણ ધંધાને જે ધોકો પહોંચવો અશકય છે તે આવા ભેદભાવોને લીધે સ્હેજમાં પહોંચી રહ્યો છે.

ખર્ચની દષ્ટિએ જોતાં હિંદની ઘણીખરી પ્રજાની રહેણીઅન્ય સુધરેલા દેશોની સરખામણીમાં હલકા દરજ્જાનીજ જણાય છે. અમેરિકાનો સામાન્ય મજુર પણ આપણે ત્યાંના મધ્યમ વર્ગના માણસ કરતાં સારો ખોરાક લે છે અને સારાં કપડાં વાપરી શકે છે. પ્રજામાં પોશાક રીતભાત ઘરમાંનો સામાન સુમાન તથા સુખ સગવડો ઇત્યાદિ બાબતોમાં એક રીતે હરિફાઇ ચાલતી હોય છે. સંસ્કૃતિ તથા રસિકતાની દષ્ટિએ આપણને કોઇ પછાત ન ગણે એ એકજ હેતુસર મ્હોટા મ્હોટા ગ્રંથો ખરીદી ઘરમાં લાયબ્રેરી શોભાવતા લોક ત્યાં ઘણાય મળી આવે છે. આપણા દેશમાં પણ ઉચ્ચ સંસ્કાર તથા ઉપર લખી તેવી કલ્પના ધરાવનારા લોક નથી એમ કહેવાય નહિં પણ મુખ્ય સવાલ તો એજ છે કે આવા અનુકરણ બીજા વર્ગોમાં ઇચ્છા પેદા થવા માટે જે લેવડ દેવડ કે અન્ય જાતના પરિચયમાં આવવાની આવશ્યકતા રહે છે તે જાતિ ભેદ તથા અસ્પૃશ્યતાની ભાવનાને લીધે અશકય થઇ પડે છે. આવી અનુકરણ કે હરિફાઇ ખાસ કરીને સ્ત્રીઓનો સમાગમ વધે ત્યારેજ થઇ શકે છે. પણ આપણી હિંદુ સ્ત્રીઓમાં આભડ છેટની ભાવના એટલી બધી વધી પડી છે કે ન પૂછો વાત! આથી કરીને ઘરચશ્યુસંસ્કાર વધવાનો સંભવ અત્યાર સુધીમાં જરાય દેખાતો નથી.

રેલ્વેની રચનામાં રહેલા દોષ:—હિંદુ સંસ્કૃતિના કેંદ્રરૂપ ગણાય તેવું મધ્યવર્તી શહેર હિંદમાં નથી. તેનું કારણ એ છે કે હાલની રેલ્વે રચનાજ ભૂલ ભરેલી છે, એવું એકેય શહેર નથી કે જ્યાં સર્વે રેલ રસ્તા આવી મળતા હોય ઉલટું તે જુદા જુદા બંદરો તરફજ લઇ જવામાં આવ્યાં છે. કેમકે, આમાં મુખ્ય ઉદ્દેશ તો હિંદના વિવિધ ભાગો નો સંબંધ લંડન સાથેજ જોડવાનો છે. આથી રેલ રસ્તાની ફરી નવેસર ગોઠવણ કરવી જોઇએ એવી રીતે કે જેથી પ્રાંતોમાં અરસ પરસ સંબંધ સાધી શકાય તેમ અમુક એક મધ્યવર્તી શહેર સાથે સર્વે પ્રાંતોનો સંબંધ જોડાય આમ થાય તો સર્વે પ્રાંતોમાં સમાન પદ્ધતિની રીતભાત તથા રહેણી

ચાલુ થવામાં ઘણી સગવડ મળી જાય હજીય હિંદમાં એવી જાતિઓ પડી છે કે જેમાં સુધારો પ્રવેશ કરી શકયા નથી. આ જાતિઓ છેક પછાત સ્થિતિમાં પડેલી છે. તેમ સુધરેલા વર્ગોથી તદ્દન અલગ રહે છે. પણ જો રેલ્વે સારી રીતે ફેલાઇ જાય તો તેમની સ્થિતિ સુધારવામાં તે મદદ રૂપ થઇ પડે. વળી ભિન્ન પ્રાંતોમાં સામાન્ય રહેણી ઉચ્ચ કક્ષાએ પહોંચી હોય છતાં તેમાં ભિન્નતા રહેલી છે. આને બદલે સર્વ પ્રાંતોમાં એકજ જાતની રીતભાત દાખલ કરવામાં આપણી નવી રાજધાની દીલ્હી સાથે સર્વ પ્રાંતોને રેલ્વેથી જોડી દેવામાં આવે તો તેથી પુષ્કળ સફળતા મળી શકે તેમ છે.

વિવાહ પદ્ધતિના આર્થિક પરિણામઃ—હિંદની આર્થિક ઉન્નતિમાં આ શિવાય બીજી પણ અડચણો રહેલી છે અને તેમાં પડદાની ચાલ તથા [illegible] વિવાહ [illegible] જોઇએ, ભિન્ન ભિન્ન પ્રાંતોમાં સ્ત્રી [illegible] દર્શાવનારા આંકડા તપાસતાં દેખાઇ આવે છે કે કેટલાક પ્રાંતોમાં સ્ત્રીઓની સંખ્યા વધારે છે જ્યારે બીજામાં પુરૂષો વધુ સંખ્યામાં છે. કેટલીક જાતિઓમાં વિધવાઓની તથા વૃદ્ધ પુરૂષ [illegible] જોડાઓ મોટી સંખ્યામાં નજરે પડે [illegible] જાતિઓમાં કદ્દાવર, મજબુત, [illegible] અવિવાહિત પુરૂષો મોટી સંખ્યામાં [illegible] પ્રજાવૃદ્ધિ માટે હિતાવહ તો [illegible] વિવાહ સંબંધ જોડવામાં મા-[illegible] હાથ જેમ વધારે તેમ [illegible] પણ તેટલે અંશે ઓછીજ [illegible] બાજુએ પ્રીતિલગ્નની રૂઢી જ્યાં [illegible] અને સુસંસ્કારી જીવનનો પ્રચાર [illegible] આમ થવાનું કારણ દેખીતું છે. [illegible] વિવાહ સંબંધ જોડવામાં જાતે યુવક [illegible] છે ત્યાં બન્ને જણા આયુનિં-[illegible] જીવનની પૂરતી સંભાળ લે છે. [illegible] પુરૂષ વર્ગ ખરચ પણ કર્યે [illegible] ચોપડીઓ અને ચિત્રો ખરીદી તે [illegible] મોકલવાં પડે છે. જ્યારે પુરૂષોને [illegible] સ્ત્રીઓને માટે સારા ગુણ દીલમાં [illegible] રહે છે. આથી શિક્ષણ વધીને [illegible] જીવનમાં ઉચ્ચ સંસ્કાર દાખલ થાય અને [illegible] સાથે સ્ત્રી અને પુરૂષ એ બન્ને વર્ગોની [illegible] શક્તિ ખીલવવી તે આવશ્યક થઇ પડે છે.

સ્ત્રી-પુરૂષોના મિશ્ર વ્યવહાર તથા પડદાની ચાલના પરિણામઃ—સ્ત્રી પુરૂષોના વ્યવહારથી પણ સમાજની આર્થિક ઉન્નતિમાં સારી મદદ મળી જાય છે. ઉદાહરણ તરીકે, ઉપહાર ગૃહોમાં સ્ત્રી પુરૂષો સાથે જવાની ચાલ હોત તો, રસ્તાપરનાં ઉઘાડી જગામાંના અવ્યવસ્થિત ગૃહ (હોટેલ) માં લોકો કદી જાત નહિં સાથેની સ્ત્રીને માટે બેસવા લાયક હોય તેવા સુવ્યવસ્થિત ગૃહોમાંજ પુરૂષો જવા લાગશે. પુના મુંબઈની તથા લંડનની હોટેલોની સરખામણી કરતાં ઉપલા વિવેચનનો મર્મ ધ્યાનમાં આવશે. એટલુંજ નહિં પણ સ્ત્રીઓ સમાજમાં છૂટથી ભાગ લેતી થાય તો ચાલતી રીતમાં શિષ્ટતા અને સંસ્કાર દાખલ થાય. પુરૂષોનાં વર્તનમાંની અશ્લીલતા તથા બીભત્સતા આપોઆપ જતી રહે. પરંતુ આ જાતના મિશ્ર વ્યવહારમાં પડદાનો અમલ તથા હાલની લગ્ન પધ્ધતિ અડચણરૂપ થઈ પડે છે. જે પ્રાંતોમાં પડદાની ચાલ પ્રચલિત છે. ત્યાંની સ્ત્રીઓ અન્ય પ્રાંતની સ્ત્રીઓની જેમ સાદાને સરળ ધંધામાં પણ ભાગ લઇ શકતી નથી. આથી કરીને પુણા તથા મુંબઈ મુજબ કલકત્તા વગેરે ઉત્તર હિંદના શહેરોમાં સ્ત્રીઓને બદલે પુરૂષોની સંખ્યાજ વધારે પડતી થઈ પડી છે. કલકત્તાની વસ્તીમાં ૧૦૦ પુરૂષો દીઠ ૩૨ સ્ત્રીઓનું પ્રમાણ આવે છે. અને આખા હિંદના શહેરોમાં ઘરઘથ્થુ કામો જેવા સામાન્ય ધંધા પણ પુરૂષોએજ કરવાની રૂઢી પડી ગએલી હોવાથી સર્વ શહેરોમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોનું પ્રમાણજ વધારે પડતું હોય છે. જ્યારે ઇંગ્લંડના શહેરોમાં પુરૂષો કરતા સ્ત્રીઓની સંખ્યા મ્હોટી હોય છે.

તે ઉપરાંત બીજી અડચણ મકાનોની છે. હિંદના શહેરોમાં ધંધા ઉદ્યોગને અંગે જઈ વસેલા યુવાનો વિવાહિત છતાં મુંબઈ કલકત્તા જેવા શહેરોમાં પણ રહેવાના મકાનો એટલા બધા મોંઘા અને સગવડ વિનાનાં હોય છે. કે આ યુવકોને કુટુંબ સહિત ત્યાં રહેવું પાલવતું નથી. ન્યૂયોર્ક, લંડન, પેરિસ એ શહેરોમાંના ગરીબોના મકાનો અહિંનાં મકાનોની તુલનામાં સ્વર્ગ સમાં લાગે છે. આમ શહેરોમાં પુરૂષોનુંજ પ્રમાણ વધી પડે તેથી નૈતિક દૃષ્ટિએ ભયંકર પરિણામ ઉપજે છે. એકલા કલકત્તા શહેરમાંજ વેશ્યાઓની સંખ્યા પચાસહજારથી એક લાખ સુધીની ગણવામાં આવે છે. તે શિવાય પાનપટ્ટીવાળી, બીડીવાળી વગેરે ધંધા કરનારી સ્ત્રીઓ શરીર વિક્રયનો ધંધો છુપી રીતે કરતી હોય તે તો જુદું જ. તાત્પર્ય એકે પડદાની ચાલને લીધે સ્ત્રીઓને ન્હાના સરખા ધંધા કરવામાંએ અનેક મુશ્કેલીઓ વેઠવી પડે છે. વળી હલકું જીવન ગાળવું પડે છે. અને વ્યસનોમાં પણ પૈસા બગડે છે. જાતિભેદને લીધે ઉત્પાદન ન્હોળા પ્રમાણમાં થઇ શકતું

નથી. હલકી જાતોમાંના શ્રીમાન લોકોનું જીવન ઉચ્ચ બનાવી શકાતું નથી. આથી દારૂબાજી જેવા વ્યસનોમાંથી ધન તથા શરીરને હાની પહોંચે છે. તે ઉપરાંત જ્ઞાતિઓના ધંધા મુકરર થઈ ગએલા હોવાથી પરજ્ઞાતિનાં માણસોને તે ધંધાનું જ્ઞાનજ થઈ શકતું નથી. વળી ધંધામાં પણ પોતપોતાની જ્ઞાતિનાં માણસોને જ મદદ કરવાની સામાન્ય પ્રવૃત્તિ થાય છે. એ રીતે હિંદુ સમાજની ખાસ સામાજીક બાબતોથી આ દેશની આર્થિક સ્થિતિપર ઘણાંજ માઠાં પરિણામો થતાં હોવાથી આ બાબતો પૂરેપૂરી ધ્યાનમાં રાખીનેજ આર્થિક ઉન્નતિના ઉપાય સૂચવવા જોઇએ.

હિંદી અર્થશાસ્ત્ર તથા હિંદી મનોદશાઃ—મનની પ્રેરણા મુજબ માણસોને હાથે કામો થાય છે તેજ રીતે સમાજની ભાવનાઓ મુજબ તે દેશના લોકોને હાથે ચમત્કારો થઈ શકે છે. આથી પ્રજાના વિચાર, ભાવના, દેહ વાસના તથા વિચાર પરંપરા એ સર્વે સમાજની આર્થિક સ્થિતિમાં મજબુત પરિણામ ઉપજાવે છે. સ્વતંત્ર દેશોમાં એટલે જ્યાં રાજ્યકર્ત્તા તથા પ્રજાજનો એકજ ભાવનાધીન તથા એકજ પરંપરાવાળા હોય છે ત્યાં આવા વિવેચનની અગત્ય રહેતી નથી. પરંતુ પરતંત્ર હિંદનો રાજ્યકારભાર વિદેશી સંસ્કૃતિ તથા પરંપરા વાળી પ્રજાને હાથ પસાર થઈ ગએલા હોવાથી તથા તેમણે યોજેલા આર્થિક ઉન્નતિના ઉપાયો પણ નિષ્ફળ થઈ પડવાથી સમાજની આર્થિક સ્થિતિપર પ્રજાની જે ભાવનાઓ તથા પરંપરા અસર કરી શકે છે તેમનું હિંદી અર્થશાસ્ત્રમાં વિવેચન કરવું અત્યંત આવશ્યક છે.

આર્થિક ઉન્નતિને વિઘાતક ભાવનાઓનું વર્ગીકરણઃ-જગતભરની સમગ્ર માનવ જાતિની સામાન્ય મનોદશા લગભગ એકસરખી જ હોય છે છતાં દેશ અને કાળ પરત્વે અમૂક વર્ગોમાં અમૂક જાતની ભાવનાઓ ખીલી નિકળે છે. આમાંની કેટલીક સામાજીક તથા રાજકીય પરિસ્થિતિને અંગે તથા બીજી કેટલીક વિચાર પરંપરાને લીધે ઉત્પન્ન થાય છે. આપણા હિંદુ સમાજમાં જાતિભેદ રહેલો હોવાથી તેમ ચાતુર્વર્ણ્ય અવસ્થાનું ધ્યેય હોવાથી ઉદ્યોગધંધા સંબંધી પ્રજાને જે તાલીમ મળી રહી છે તે અંગે લાગતા વળગતા વર્ણો તથા જાતિઓમાં અમૂક ભાવના દૃઢ થઈ પડી છે. એક કાળના તત્વજ્ઞો એ સુધારા માટે સમાજ સંરક્ષણને અત્યંત આવશ્યક માની ચાતુર્વર્ણ્યની ખૂબ સ્તુતિ કરી હતી. તે પછી ચાતુર્વર્ણ્ય વિષે સમાજમાં જે ભાવના ઉત્પન્ન થઈ તેથી આજે ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા લગભગ વિખેરાઇ ગઈ છતાં તે સમાજના મનમાંથી નષ્ટ થઇ નથી. આથી જ્યારે સમાજ ઘટનામાં નવીનતા દાખલ કરવી હોય ત્યારે પ્રથમ આ જુની ભાવનાઓ તથા નૈતિક કલ્પનાઓ અને નવી ભાવનાઓ વચ્ચે કંઈક કલહ તો ખાસ થવાનોજ. આજૂની ભાવનાઓમાંની જે આર્થિક પરિસ્થિતિ સાથે સંલગ્ન છે તેમનું વર્ગીકરણ નિચે મુજબ આપી શકાય છેઃ—

(૧) જેથી કરીને નિવૃત્તિ એટલે સન્યાસ વૃત્તિ પેદા થાય અને વધી પડે તેવી ભાવનાઓ.

(૨) જેથી નૈષ્કર્મ્ય વૃત્તિનું સમર્થન થતું ન હોય છતાં ધનોત્પાદક ક્રિયા શિવાયની અન્ય ક્રિયાઓ કરવા તરફ લોકોને પ્રવૃત્તિ થાય તેવી ભાવનાઓ.

(૩) સામાજીક અને આર્થિક વ્યવસ્થાથી ભિન્ન નહિં છતાં નવીન સામાજીક અને આર્થિક ધ્યેયને પોશક ન હોય તેવી ભાવનાઓ.

(૪) નવા ધ્યેયને પોષક નહિં તેમ વિરોધક પણ નહિં છતાં સાંપ્રત કાળના ધનોત્પાદન તથા ખર્ચ વિનિમયના માર્ગોને વિશિષ્ઠ રૂપ આપે તેવી ભાવનાઓ.

(૫) તેમજ પ્રત્યક્ષ ભાવનાવિના પણ એવી કેટલીક વસ્તુઓ છે કે જેમની યોગ્ય દીશાએ ખીલવણી કરવાથી તે નૂતન ધ્યેયને પોશક થઇ પડે તેવી વસ્તુઓ.

હવે ઉપલી કલમોનો અનુક્રમે વિચાર કરીએ.

હિંદુઓનાં દૈવતાહનાં પરિણામઃ—હાલમાં આપણા સમાજમાં લૌકિક અને આર્થિક ઉન્નતિ વિષે ઉદાસીનતા ફેલાવનારી જે ભાવનાઓ તથા કલ્પનાઓ આપની નસેનસોમાં ફેલાઈ ગઇ છે તેમની વિચારવાન માણસે પૂરી નોંધ લેવી જોઈએ. એટલુંજ નહિં પણ આવો વિચાર કરનાર માણસે પોતે પણ આ ઉદાસીનતાનો અનુભવ કરેલો હોય છે. પોતાની લૌકક સ્થિતિ સુધારવામાંએ ઉદાસીનતા દાખવવાનાં અનેક કારણો રહેલાં છે. આમાંના કેટલાંક દૈવવાદને લીધે તથા કેટલાંક કલિયુગ અને કલ્પાંતની કલ્પનાઓને લીધે ઉત્પન્ન થએલાં હોય છે. અનંત કાળમાંની અનંત, અતકર્ય તથા માનવ શક્તિ ઉપરાંતની અનેક ગંજાવર ઉથલ પાથલ આ વિશ્વમાં અહર્નિશ ચાલી રહી છે, તે જોઈ મનુષ્યના મનમાં એક જાતની નિરાશા યુક્ત ભાવના પેદા થાય છે. તથા માનવી પ્રયાસો વ્યર્થ છે, એમ લાગી આવે છે. દરેક વસ્તુ નૈસર્ગિક કે ઈશ્વરી

નિયમોને આધીન છે એવીજ તેની ખાસ માન્યતા થઈ ગએલી હોય છે, અને પછી તે સમાજ અથવા, જીગનની ઉન્નતિના પ્રયાસો છોડીદે છે. આવી જાતનો દૈવવાદ હિંદુઓમાં ઉંડો પેસી ગયો છે. આ સ્થિતિ હિંદુઓનાં જીવનમાં કેવો મ્હોટો ફાળો આપી રહી છે, તેનો ખ્યાલ યુરોપીય વિચારકોને નજ હોય. આવા દૈવવાદી મનુષ્યને તેના સામાજીક કર્તવ્ય વિષે સવાલ પૂછવામાં આવે તો તે ચોકખા શબ્દમાં 'કશોજ નહિં' એવો જવાબ આપે! અંતે આખું સચેતન અને અચેતન વિશ્વ બ્રહ્મમાં વિલીન થવાનું છે અને તેથી મારે જલદી મોક્ષ મેળવી લેવો જોઈએ એમજ તે માનતો થાય છે. હિંદુ સમાજમાં ઉંડી ઉતરેલી આ માન્યતા ઉખેડી નાંખવી અતિશય મુશ્કેલ છે. તે ઉખેડી નાખવાના પ્રયાસ અત્યારે પહેલાં કેટલા એક થઈ ગયા છે. કેટલાક કહે છે કે મોક્ષ મેળવવાના બે માર્ગ છે એક પ્રવૃત્તિમય (કર્મયોગી) અને બીજો નિવૃત્તિમય (સંન્યાસ) છે. ભગવદ્‌ગીતાનો ઉદ્દેશ મનુષ્યને પ્રવૃત્તિમય એટલે કર્મયોગી બનાવવાનો છે. મોક્ષનાં દઢ વિશ્વાસ રાખનાર લોકો કાર્યમાં પ્રવૃત્ત કરવાને માટે ભગવદ્‌ગીતામાં સરસ ઉપદેશ આપવામાં આવ્યો છે એ ખરૂં છે. પણ આટલું બસ નથી કેમકે હાલમાં આપણામાં એવો એક વર્ગ ઉભો થયો છે કે જેને મોક્ષમાં વિશ્વાસ નથી, છતાં તે દૈવવાદી છે. આ વર્ગને કાર્યોન્મુખ કરવા માટે તેની આગળ એકાદ રાજકીય કે સામાજીક ધ્યેય મૂકવાની અગત્ય છે. અને ધ્યેયનો પ્રચાર કરનાર નવા સમાજ શાસ્ત્રીઓ નિર્માણ થવાની પણ અગત્ય છે.

આર્થિક સ્થિતિ સુધરતાં નીતિ પણ સુધરે છે. દરિદ્ર વ્યક્તિ કે સમાજ દુર્ગુણ અને કુવર્તનવાળો બને છે. જ્યારે સારી સ્થિતિ ભોગવતા સમાજમાં સારા આચાર વિચાર દાખલ થાય છે. સુસંપન્ન તથા દરિદ્ર એ બે સમાજની નીતિનું તોલન કરી બતાવવામાં આવે તો તેથી એકાદ ચુસ્ત દૈવવાદી વિદ્વાન પણ કાર્ય પ્રવૃત થાય તે માટે પુષ્કળ સંભવ રહે છે.

કલિયુગની ભાવના તથા તેનાં પરિણામઃ— હિંદુઓને નિરાશાવાદી તથા કાર્ય નિવૃત્ત બનાવનાર બીજી વસ્તુ કલિયુગની ભાવના છે. આપણામાના જૂના લોકો એમ માને છે કે, સાંપ્રતમાં હિંદુ સમાજમાં જે ત્રુટિઓ અને ખરાબ સ્થિતિ દેખાઇ આવે છે તે કલિયુગને લીધેજ છે. ભવિષ્યપુરાણ નામના ગ્રંથમાં પુરાતન પંડિતોએ લખી મૂકયું છે કે, ચાલુ કલિયુગમાં અનીતિ તથા અનર્થ વધતા જવાના તથા આખરે આખી દુનિયા ડૂબી જવાની! અર્થાત્ હિંદુ સમાજમાં રહેલી હાલની ત્રુટીઓ તથા દુઃખ એ ઈશ્વરની પ્રેરણાથીજ ઉત્પન્ન થએલી છે! તે નષ્ટ કરીજ શકાય નહિં. આ કલ્પનાઓ કાઢી નાખવાનું કામ સમાજશાસ્ત્રીઓનું છે. અર્થ શાસ્ત્રીઓનું નથી.

સ્વર્ગપ્રાપ્તિની ભાવના તથા તેના પરિણામઃ— સ્વર્ગ પ્રાપ્તિ અથવા જન્મ-મરણ મુક્તિ જેવા પારમાર્થિક ધ્યેયને લીધેજ કંઈ હિંદુ સમાજ આટલો બધો કાર્ય નિવૃત્ત થયો નહિં હોય છતાં સમાજની ઘણાખરા સુશિક્ષિત વર્ગ સ્વર્ગપ્રાપ્તિમાટે તીર્થયાત્રાઓ, તપ આચરણ વગેરેમાં વિશ્વાસ રાખતો હોવાથી અર્થશાસ્ત્રની દૃષ્ટિએ વિઘાત પરિણામ ઉપજી રહ્યાં છે. આ વર્ગ કાર્યનિવૃત્ત ન હોય છતાં લૌકિક સ્થિતિ સુધારવા પ્રત્યે ધનોત્પાદક ધંધા પ્રત્યે તે ઉદાસીનજ રહે છે. સ્વર્ગ-મોક્ષ મેળવાવાની ઘેલછા બળવાન થઈ પડવાથી પુષ્કળ બુદ્ધિશાળી અને વિચારશીલ લોક દેશની આર્થિક ઉન્નતિ કરવામાં નિરૂપયોગી થઈ પડયા છે. પરંતુ તેમની સમક્ષ રાજકીય કે સામાજીક ધ્યેય મૂકવામાં આવે તો તેઓ સરસ કામ કરી શકે તેવો સંભવ રહે છે. કેવળ ધન સંચય કે ધનની પેદાસ જેવું સીધેસીધું ધ્યેય તેઓ ન સ્વીકારે તોય હરકત નહિં. આશા પૂર્વક તેઓ સમાજ સુધારા સંબંધી ગમે તે કાર્ય હાથ ધરે તો પરોક્ષ રીતે સામાજિક અને આર્થિક ઉન્નતિનાં પોશકજ થઈ પડશે. પ્રજાની જરૂરીઆતોમાં માનસિક જરૂરીઆતોનું કે માગણીઓનું પ્રમાણ મ્હોટું છે. કળા તથા જ્ઞાનની વૃદ્ધિમાં માનસિક માગણીઓની પ્રગતિ રહેલી છે. આ પ્રગતિમાં અનિષ્ટ અંશ આવી જાય છે કે કેમ તે વારંવાર તપાસવું જોઇએ. હિંદુઓની સૌંદર્યવિષયક જૂની ભાવનાઓ અંગ્રેજ વગેરે પરદેશી પ્રજાની ભાવનાથી ભિન્ન છે. હાલમાં ચિત્રકળા, સંગીત, વાદ્ય વગેરેમાં પરદેશીઓનો પરિચય થવાથી આ ભાવનાઓ તથા રૂચીઓ બદલાઈ રહી છે. પરંતુ આપણી પુરાતન વસ્તુઓ સુધરાવી અને પારકાની નવી ઉપાડી લેવી તેમાં ફેર છે. દાખલા તરીકે તંબુરો, સતાર, તબલાં વગેરે સ્વકીય વસ્તુઓ સુધારવી અને તે વસ્તુઓના બદલામાં પીયાનો જેવી પરદેશી વસ્તુઓ દાખલ કરવી એ બેમાં આર્થિક દષ્ટિએ મ્હોટો ભેદ રહે છે. હિંદી વાદ્યને બદલે પરદેશી વાદ્યોનો પ્રચાર થાય તો આપણો કારાગીર વર્ગ નષ્ટ થઇ પરદેશી કારીગરોને આશ્રય મળે. આથી કળાની બાબતોમાં હિંદ પારકાંઓની

અભિરૂચી સ્વીકારે તો તેમાં તેને આર્થિક હાનિ થનાર છે. છતાં એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે, આપણો કારીગીર વર્ગ નાલાયક છતાં તે આપણો છે તેથીજ કેવળ તેણે બનાવેલી વસ્તુઓ ઉપયોગમાં લેવી તે પણ સમાજને માટે હિતકારી નથી. કારણ કે, તેમ કરવાથી સમાજમાં ઉભી થતી નવી નવી માગણીઓ પૂરી પાડનારો વર્ગ તૈયારજ થાય નહિ. પરકીય સાહિત્યમાં રસ લેવાય તો તેથી આપણા કારીગરોને નુકશાન નથી થવાનું કેમકે સાહિત્ય તે ભાષા જાણનારાજ માત્ર ખરીદશે આખો દેશ તેને નજ સંગ્રહે, સાહિત્યમાં પણ સ્વભાષા તથા સ્વ-સાહિત્ય વિષેનું સ્વાભિમાન નષ્ટ થવું ન જોઇએ. પણ પારકા સાહિત્યનો અભ્યાસ પોતાનાં સાહિત્યમાં કંઈક વધારો કરવો જોઈએ. અને તપાસ કરતાં આપણને લાભજ થયો છે અંગ્રેજી સાહિત્યના પરિચયથી આપણને લાભજ થયો છે. અંગ્રેજી અમલમાં હિંદમાં શિક્ષણનો પ્રસાર થવાથી આપને જગતના વિચાર-પ્રદેશના પરિચયમાં ઉતરી શકયા. જેથી આપણી સમાજ સંબંધીની કલ્પનાઓ પણ વિસ્તૃત થઈ. વળી આખા હિંદના સમગ્ર સાહિત્યમાં વિચાર તથા કલ્પનાઓ પુષ્કળ વધી પડી તેમ પહેલાં કરતાં ઇતિહાસ, કાવ્ય, નાટકો નવલકથાઓ તથા પ્રત્યક્ષ નાટ્ય પ્રયોગો વગેરે સાહિત્યના દરેક ક્ષેત્રમાં આગળ વધી રહ્યા છીએ. જૂના સંસ્કૃત સાહિત્યનો અભ્યાસ પણ આપણામાં વધ્યો છે. અને દેશાભિમાનની ભાવના જાગૃત થવાથી તેને ઉત્તેજન આપનાર ગદ્ય તથા પદ્ય પણ નિર્માણ થઈ રહ્યું છે.

શિક્ષણ તથા સાહિત્ય અભિરૂચીનાં પરિણામ—સમાજમાં શિક્ષણ તથા સાહિત્ય વિષેની અભિરૂચી વધવાથી તેમાં સામાજીક તથા આર્થિક પરિણામ કેવા આવે છે તે જોઇએ. શિક્ષણથી બુદ્ધિ તીવ્ર થઇને ધનોત્પાદન તથા વ્યય એટલે ખર્ચ એ બન્ને વધી પડે છે. તેમ ઉચ્ચતા દાખલ થાય છે. શિક્ષિત માણસ પુસ્તકો તથા વર્તમાનપત્રોનો ગ્રાહક બને છે. આથી વર્તમાન પત્રોનો ધંધો વધે છે એટલુંજ નહિં પણ વર્તમાન પત્ર દ્વારા અનેક જાતની જાહેરાતો વાંચવામાં આવતી હોવાથી ગામડાઓમાં રહેનાર માણસ પણ નવી નવી વસ્તુઓ ખરીદી શકે છે. અમેરિકા તથા જર્મનીમાંનાં શિક્ષિત ખેડુતો પોતે ઉત્પન્ન કરેલી વસ્તુઓ દલાલ કે બીજા કોઇ પણ મધ્યસ્થ વિના પોસ્ટ મારફતે ગ્રાહકને પૂરી પાડી શકે છે. વળી શિક્ષિત મનુષ્યને માટે પાવતીઓ, ખત વગેરે કાગળ પત્રોમાં ફસાવાનો સંભવ ઘણો રહે છે. શિક્ષિત ખેડુતની સમાજમાં શાખ પણ સારી જળવાય છે. વળી કેળવણીથી મનુષ્યના સ્વભાવ તથા નૈતિક આચાર પર સારી અસર થઇ તેની શંકા તથા બીક ઓછી થઈ જાય છે. આ નૈતિક ફેરફારોની આખા સામાજીક તથા રાજકીય જીવનપર ઘણી અસર થાય છે. આમાંની રાજકીય અસર વિષે હવે વિચાર કરીશું.

હિંદની રાજકીય સ્થિતિ વિષે એક અતિમહત્વની બાબત હિંદની પરતંત્રતા એ છે. છેલ્લા રાજકીય સુધરા પછી પણ પોતાના દેશનું ભાવિ આંકવાની ખરી સત્તા હિંદની પ્રજાને મળી નથી. પ્રજાની ઇચ્છા અને આકાંક્ષા સમજી લેવા માટેજ રાજકર્તાઓએ હિંદી પ્રજામાં અંગ્રેજી જાણનાર વર્ગ નિર્માણ કરી તેને પોતાને અંકિત કરી લીધો. પરંતુ આ વર્ગનો પ્રભાવ અધિકારી વર્ગ પર ઘણી ખરી રીતે પડી શકયો નથી અને ખરૂં લોકમતને અનુસરતું રાજયતંત્ર હજીએ સ્થપાયું નથી. રાજકીય પરવશતાની આર્થિક સ્થિતિપર ઘણીજ અસર થાય છે. છતાં પારકી સરકારે આપણી આર્થિક અને રાજકીય માગણીઓ હમેશ નામંજુર કરી હોય એમ બન્યું નથી. ઉલટું હાથમાં સત્તા આવે તો કઈ જાતના સુધારા કરવા તે સંબંધમાં હિંદી આગેવાનો પાસે ઘણે ભાગે યોજનાજ હોતી નથી. હાલના પ્રાંતિક અને વરિષ્ઠ કાયદા મંડળોમાં વિરાજતા સભાસદો પાસે પણ દેશ સુધારા વિષે જોઇએ તેવી યોજનાઓ તૈયાર નથી, વળી હાલનો અંગ્રેજી અમલદાર વર્ગ જેમ સ્વાર્થ સાધવા હિંદને નુકશાન કરવા પણ તૈયાર હોય છે તેમ ભવિષ્યમાં હિંદી અમલદારો સુદ્ધાં સ્વાર્થની ઝંખનામાં પ્રજાહિત જતું કરતાં ડરશે નહિં. સદંતર દારૂબંધીમાં સરકારી ઉપજને નુકશાન પહોંચશે એવા ભયથી હાલના હિંદી પ્રધાનો પણ તે ઠરાવની વિરૂદ્ધમાં જશે. તાત્પર્ય એ કે, અત્યાર સુધીની આપણી દુઃખદ સ્થિતિ માટે અંગ્રેજ સરકાર સામે બળાપો કરવો વ્યાજબી ગણાશે નહિં. તેમજ દારૂના વ્યસનમાં દેશને ડૂબાવી રાખી તેનો નાશ કરવામાંજ અંગ્રેજોને સંતોષ વળે એમ કહેવું પણ ભૂલ ભર્યુંજ છે. પણ આની સામે એ પણ કબૂલ કરવું જોઇએ કે બ્રિટિશ વસાહતોને સંપૂર્ણ સ્વરાજ્યના હક્ક આપ્યા છતાં હિંદને માત્ર પરતંત્રતામાંજ પૂરી રાખવાનું ભૂલ ભર્યું ધોરણ બ્રિટિશ મુત્સદ્દીઓએ લાંબા કાળ સુધી ચાલુ રાખ્યું હતું. હિંદ એક રાષ્ટ્રીય બની ઇંગ્લંડને સહાયતા આપવા જેટલો શક્તિમાન થઈ પડશે એવો તેમને અલ્પમાત્ર પણ ખ્યાલ ન હતો. અને તેથીજ હિંદી પ્રજામાં ઐકય કેળવી તેમની ઉન્નતિ થાય તે માટે જોઇએ તેવા પ્રયાસ તેમણે કર્યા ન હતા. વધુમાં તેમને એવો પણ ભય હતો કે

હિંદ ઐકયથી પ્રબળ બને તો અલ્પ સમયમાંજ બ્રિટિશ સત્તાની ઝુંસરી ફેંકી દેશે પરંતુ હવે આ ધોરણ બદલાઇને હિંદને સ્વરાજ્ય આપી તેને બ્રિટિશ સામ્રાજ્યમાંના એક સમાન હકના ભાગીદાર તરીકે સ્વીકારવાનું ધોરણ જાહેર રીતે સ્વીકારાયું છે. બન્ને પક્ષના રાજકીય ધોરણની ચર્ચા કરવાનો હેતુ એજ હતો કે, પારકા બ્રિટિશ રાજ્યસત્તાના ગુણ દોષ યથાર્થ રીતે ધ્યાનમાં આવે તથા સરકાર વિષે ખોટો અવિશ્વાસ કે ગેરસમજ ન રહે બ્રિટિશ રાજ્ય-સત્તાથી આર્થિક નફો નુકશાન શું થાય છે તે તપાસીએ.

બ્રિટિશ અમલથી થએલો પહેલો લાભ સુલેહ શાંતિ એ છે. છેલ્લા સો વર્ષથી દેશમાં જે સુલેહ શાંતિ સ્થપાઈ છે તેવી જાતની શાંતિ તે પહેલાની કેટલીય સદીમાં કોઇએ અનુભવી ન્હાતી. આથી હાલની સરકારની શાખ ઘણી વધી ગઇ છે. ખુદ મરાઠા સ્વરાજ્યમાં પણ સરકારને જોઇતા નાણાંપર ૧૪ થી ૧૮ ટકા જેટલું કરજ આપવું પડતું. કવચિત્ ૧૯—૨૦ ટકા પણ આપવા પડતા. વળી હાલની સુલેહ શાંતિને લીધે પરદેશના મુડીવાદીઓ પણ પોતાની મુડી આ દેશમાં સ્હેજે રોકી શકે છે. દાખલા તરીકે અહિંની સર્વ રેલ્વે કંપનીઓ પર-દેશી મુડીથીજ ચાલી રહી છે. પણ આમાં દેશને નુકશાન પણ થાય છે જ. જેનું વિવેચન નીચે કરીશું.

બ્રિટિશ અમલથી થતા નુકશાનની યાદવારી નીચે પ્રમાણે આપી શકાય.

(૧) હિંદનું પુષ્કળ ધન ઇંગ્લડમાંજ ખરચાઈ જાય છે.

(૨) બ્રિટિશ સરકાર એક પારકી સરકાર હોવાથી આ દેશમાં કોઈ જાતના સામાજિક સુધારા દાખલ કરવાની યોજના હાથ ધરતી નથી પણ સામાજિક અવસ્થાની અસર આર્થિક સ્થિતિપર થતી હોવાથી સામાજિક સુધારાના સંબંધમાં સરકારે ધારણ કરેલી તટસ્થતા દેશને નુકશાન કારક થઇ પડી છે.

(૩) બ્રિટિશ સરકારને અમલ ચાલુ થયા બાદ જે રાજકીય ધોરણ સ્વીકારવામાં આવ્યું હતું, તે અનુસાર આર્થિક ધોરણ પણ ઘડવામાં આવ્યું હતું પણ દેશના ખરા હિતની દષ્ટિએ તે વિઘાતક હતુ.

(૪) અંગ્રેજોની ભાષા વગેરે અનેક વસ્તુઓ આપણે શિર મૂકાયાથી પણ ઘણું નુકશાન થાય છે.

હિંદના ઇંગ્લડમાં ખરચાતાં નાણાંની હકીકત આ પ્રમાણે છે (૧) ઇંડિયા કાઉન્સિલના સભાસદો તથા બીજા નોકરોનાં પગાર, (૨) હિંદની સરકારે વિલાયતમાં કરેલા કરજ પર અદા થતું વ્યાજ; આ આખું કરજ હિંદમાં સુધારો કરવા માટે નથી. પણ હિંદને જીતવામાં જે નાણાં ખરચાયાં તથા સામ્રાજ્યના લાભ માટે હિંદને લડાઇઓમાં જે ખરચ કરવો પડયો તે સર્વે આમાં આવી જાય છે. (૩) હિંદની સરકારની અનેક કચેરીઓમાં વપરાતી વસ્તુઓ હિંદી વજીર વિલાયતમાંજ ખરીદ કરી અહિં મોકલી આપે છે તેની કિંમત (૪) રજા પર વિલાયત ગએલા અંગ્રેજ અમલદારોનાં પગાર તથા (૫) નોકરીની મુદત પૂરી થતાં ઇંગ્લંડ પાછા ગએલા મુલકી અને લશ્કરી અંગ્રેજ અમલદારોને પેન્શન માટે અદા કરવામાં આવતી રકમો. આ ખરચ લગભગ ૨૪ કરોડ જેટલો છે.

ખરચની બીજી કલમ એ છે કે, સિવિલ સર્વિસ કે બેરિસ્ટરના અભ્યાસ માટે ઇંગ્લંડમાં જઈ વસેલા હિંદી વિદ્યાર્થીઓ માટે ઇંગ્લડમાં થતો ખરચ માટે દર સાલ હિંદમાંથી લગભગ ત્રીસ લાખ રૂપીયા તણાઈ જાય છે. ઉપરાંત બ્રીટનના સામ્રાજ્ય સરકારના દેશ તરીકે ઇંગ્લંડે જે મહત્તા મેળવી છે તેથી ઘણાય હિંદી રાજા રજવાડાઓ ઇંગ્લંડ જઈ લાંબા કાળ સુધી ત્યાં રહે છે. તેમને ખરચ પણ હિંદને પૈસે જ થાય છે તથા ખરચ પણ ઘણો ભારે હોય છે. 'હિંદકી કમાઈ લંડનમે ગમાઈ' એ કહેવત સર્વને સુપરિચીત છે. વળી ઇંગ્લંડમાં રહેવાથી ત્યાંની વસ્તુઓ વાપરવાની તેમને ટેવ પડેલી હોય છે. આથી તે વસ્તુઓ મંગાવવામાં આપણા રજવાડાઓ પોતાની તિજોરીઓ ઇંગ્લંડને બારણે ઠાલવતા હોય છે. એટલું જ નહિ પણ પોતાના બંગલા અને મહેલો બાંધવા ઇંજીનિયરો પણ વિલાયતથી જ બોલાવવા પડે એવો ધારો જ પડી ગયો છે. આમ રજવાડાઓ મારફતે હિંદનાં પુષ્કળ નાણાં વિલાયત ઘસડાઈ જાય છે.

ત્રીજી કલમ સામ્રાજ્યનું વરિષ્ઠ કોર્ટ ઉર્ફે પ્રીવીકાઉન્સીલ. આ કોર્ટ વિલાયતમાં હોઇ હિંદની પ્રજાને પોતાની અપીલો ત્યાં મોકલવી પડતી હોવાથી ત્યાંના દાવાનો ખર્ચ બોરેસ્ટર સોલીસીટરોની ફી વગેરે માટે પક્ષકારો હિંદની કેટલી બધી સંપત્તિ વિલાયત મોકલી આપે છે. અને પારકાં એટલે બ્રિટિશોનો અમલ અહિં ચાલુ હોવાથીજ આ સંપત્તિ આમ તણાઈ જાય છે. એટલે પ્રચલિત રાજકીય પદ્ધતિની આપણી આર્થિક સ્થિતિ પર ઘણી અસર થાય છે.

બ્રિટિશ રાજ્યકર્તાઓ પારકા હોવાથી સામાજીક બાબત હાથ ધરતા નથી અને તેમ કરવાની હિંદી પ્રજા પાસે જોઇતી સત્તા નથી. બ્રિટિશ સરકારને

સામાજીક કાયદા ઘડવાની ફરજ પાડી શકે તેવા પ્રતિષ્ઠિત હિંદી નેતાઓનો વર્ગ નવી ધારાસભાઓને અંગે નિર્માણ થયો છે તથા તે આવા કાયદા કરાવી અમુક કક્ષા સુધી સુધારા દાખલ કરી શકશે પણ ખરો. છતાં સમગ્ર સમાજ કાયદાને અંગે સુધરી શકતો નથી. અનુકરણની અસર દરેક દેશમાં થાય છે એ ખરૂં છે. પણ તે માટે સમાજમાં પ્રતિષ્ઠા ધરાવનાર વર્ગની અગત્ય રહે છે. હિંદના રાજાઓનો આ વર્ગમાં સમાવેશ થઇ શકે છે તથા તે સામાજીક સુધારામાં ઉપયોગી થઇ પડે એ પણ સંભવનીય છે. પારકી રાજ્યસત્તાને આવી જાતની સામાજીક પ્રતિષ્ઠા કદીય મળી શકતી નથી. બંગાળમાં છેલ્લાં દોઢસો વર્ષથી અંગ્રેજોનો અમલ ચાલુ છે, છતાં હજીય ત્યાં પડદાની ચાલ પૂર્વવત કાયમ જ છે. હવે બ્રીટીશોને બદલે જો ત્યાં મરાઠાઓનું રાજ્ય હોત તો તેમના સમાગમમાં ત્યાંના રીતિરિવાજોમાં કંઇક ચોક્કસ પરિવર્તન થઈ શકત.

ચોક્કસ રાજકીય ધોરણથી થતા પરિણામ તપાસીએ. દાખલા તરીકે રેલ્વેઓનું નિરીક્ષણ કરતાં જણાય છે કે, તેમની આખી રચના જ એવી જાતની છે કે, જેથી મુંબઇ, મદ્રાસ, કલકત્તા, કરાંચી, રંગુન વગેરે હિંદી બંદરો લંડન સાથે જોડાઇ જાય એમ પાછળ કહેવામાં આવ્યું છે. આ રાજકીય ધોરણ હિંદને માટે વિઘાતક હોવાથી તે બદલી નાખવાની સરકારે કબુલાત આપી છે. પરંતુ અત્યાર પહેલાંના ધોરણનાં માઠાં પરિણામ હજી ભોગવવાં પડે છે. જુદા જુદા પ્રાંતોમાં વ્હેપારી વ્યવહાર જાળવવામાં રેલ્વે નિરૂપયોગી થતી નથી. એક પ્રાંતમાં બનતો માલ બીજા પ્રાંતમાં લઇ જવામાં અડચણો રહે છે. પરંતુ ઇંગ્લંડથી માલ મંગાવવો ઘણો જ સરળ થઈ પડે છે. આથી પરદેશી માલની આયાત વધી પડી છે. રેલ્વે વ્યવહાર સુલભ થઈ પડે તો વિવિધ પ્રાંતો વચ્ચે માલની પેદાસનો વ્હેવાર જામશે અને તેથી દેશની ઔદ્યોગિક ઉન્નતિને પુષ્ટિ મળી જશે. પરંતુ આમ બનવું હાલમાં શક્ય નથી. વળી રેલ્વે વ્યવહાર પ્રાંત ભેદને અંગે જે રીતરિવાજમાં અને રૂચીમાં ભિન્નતા દેખાઈ આવે છે તેમાં પણ એક જાતનું સામ્ય ઉત્પન્ન થઈ એક રાષ્ટ્રીય ભાવ ખીલવવામાં મદદ થઈ પડશે.

અત્યાર સુધીનું ધોરણ એવું છે કે હિંદ એક જીતાયલો દેશ હોઈ તે કેવળ ઇંગ્લંડના હિત માટેજ છે, આથી હિંદની સ્થિતિ સુધારવા તરફ બ્રિટિશ મુત્સદ્દીઓએ ધ્યાન આપ્યું નથી. હિંદ યાવચ્ચંદ્ર દિવાકરૌ અંગ્રેજોને આધીન રહે એવીજ દરેક અંગ્રેજની ઈચ્છા હોવાથી પોતાની સત્તા આબાદ રાખવાનાજ તેમણે સર્વે કાવતરાં કર્યાં હતાં. પ્રાંતોમાં વ્યવહાર સંબંધ ખીલવવા સુલભ થઇ પડે તેમ રેલ્વેની આંકણી કરવામાં આવે તો હિંદને બ્રિટિશ સત્તા સામે બંડ ઉઠાવવું અતિ સરળ થઈ પડશે એવો તેમના મનમાં હંમેશ ભય રહ્યો છે, તેમજ હિંદી પ્રજાની વફાદારી વિષે પણ તેમણે હંમેશ શંકાની દ્રષ્ટિજ રાખી છે અંગ્રેજો પોતાને મ્હોડે ભલે આ ભય કબુલ ન કરે, છતાં જીતેલા દેશ વિષે આવો ભય સંભવિત છે એ સ્હેજે જાણી શકાય તેમ છે. આ ભય દૂર કરવા તેમણે હિંદી પ્રજામાં બ્રિટિશ રાજ્યપદ્ધતિ તથા પાશ્ચાત્ય સુધારાઓ માટે પ્રેમભાવ ઉત્પન્ન કરવાની ઘણી ખટપટ કરી જોઈ. પરંતુ આથી હિંદ અને બ્રિટન વચ્ચે સંબંધ જોડાઈ દૃઢ બને તથા તે ચિરકાળ સુધી ટકી રહે એ આશા કોઇને ગળે ઉતરી નથી. આ પ્રશ્ન પ્રજા આગળ જેમ સવિસ્તર રજુ થવો જોઇતો હતો તેમ કદી થયોજ નથી. વાસ્તવિક રીતે જોતાં આ સંબંધ ટકવો અગત્યનો છે તેમ હિતકારી પણ છે, એમ અનેક દલીલોથી પુરવાર કરી શકાશે.

અંગ્રેજી સાહિત્યમાં સોશિયાલિઝમ વિરૂદ્ધ ઇંડિવિજ્યુઍલિઝમ એવા મતભેદ દેખાઇ આવે છે. માટે આ બન્ને પંથોનાં તાત્વિક રૂપનું વિવેચન તથા સોશિયાલિઝમ હિંદ માટે ક્યાં સુધી ગ્રાહ્ય છે તે વિષેનું વિવરણ ડો. કેતકરે પોતાના ઉક્ત પુસ્તકના એક પ્રકરણમાં કર્યું છે.

અર્થશાસ્ત્રના સિદ્ધાંત બે પરસ્પર વિરૂદ્ધ દૃષ્ટિબિન્દુ પર ઠરાવવામાં આવે છે. એક બિંદુ એ કે આખા સમાજને ઇષ્ટ વર્ગ કલ્પી વિચાર ચલાવવો. આની વિરૂદ્ધમાં બીજુ બિન્દુ એ છે કે વ્યક્તિને જ ઇષ્ટ વર્ગ કલ્પી વિચાર સરણી આંકી કાઢવી. રાજકીય અર્થશાસ્ત્ર ( પોલીટીકલ ઇકૉનમી ) એ વ્યાપક અર્થશાસ્ત્રનો એક ભાગ છે. અને તેમાં સામુદાયિક રીતે સમાજને માટે હિતકારી થાય તે વસ્તુઓનોજ મુખ્યત્વે વિચાર કરવામાં આવે છે. સમાજ સત્તાક પદ્ધતિ ( સોશીએલિઝમ ) નો અર્થ સમાજ હિતવાદી અર્થશાસ્ત્ર ( કોમ્યુનલ ઇકોનમિક્સ ) એવો નથી. ઉલટું, આ પદ્ધતિમાં દરેક મનુષ્યને વ્યક્તિશઃ અત્યંત નફો મેળવી આપવાની હિમાયત કરવામાં આવી છે. વ્યક્તિને માટે કાર્ય સ્વતંત્રતા હોવી જોઇએ. અને વ્યક્તિની સ્વતંત્રતાપર સરકારનો અંકુશ જેમ બને તેમ ઓછોજ હોવો જોઇએ એ તત્ત્વ સમાજ હિતવાદી અર્થશાસ્ત્ર પણ માન્ય રાખે છે. જ્યારે વ્યક્તિના

લાભ માટે આખા સમાજની ગરદન મારવી એમ તો વ્યકિતવાદીઓ (રૅડિકિલ્યુ ઍડિઝિઅમેસ્ટ) પણ કહેતા નથી. તાત્પર્ય એ કે સમાજ હિતવાદી અર્થ-શાસ્ત્રમાં સામાજિક હિત પ્રધાન રીતે માનવામાં આવ્યું છે. જ્યારે વ્યક્તિ હિતવાદી અર્થશાસ્ત્રમાં વ્યક્તિ હિત પર ભાર મૂકાયલો છે.

સમાજ સત્તાવાદમાં અમુક રાજ્યની નિયત્તા પર ધ્યાન અપાતું નથી, તેમ મનુષ્યનું કર્તવ્ય તે કયા ધર્મનો અનુયાયી છે કે કયા દેશનો પ્રજાજન છે તે ઉપરથી ઠરાવવામાં આવતું નથી આ કર્તવ્ય ધનનું ઉત્પાદન કરનારો અને તેનો ઉપભોગ લેનારો એ દૃષ્ટિ બિંદુથી ઠરાવવામાં આવે છે. સમાજ સત્તાવાદનો પડકાર એ છે કે, એક વ્યકિત બીજી કોઈ પણ વ્યક્તિ જેટલોજ અમુક વસ્તુનો ઉપભોગ લેવાનો હક ધરાવે છે. સમાજ સત્તા પદ્ધતિમાં મનુષ્યને આજના કરતાં ઘણીજ સ્વતંત્રતા મળશે એવી સમાજ સત્તાવાદીઓની ધારણા છે અને તેમાં ઘણું સત્ય છે. સમાજવાદી એમ કહી પણ કહેતા નથી કે વ્યક્તિને રાજતંત્રની જરૂર નથી તેની તકરાર તો એટલીજ [illegible] રાજતંત્ર દરેક વ્યક્તિનું પૂરેપૂરું હિત સાચવવા અસમર્થ છે. અને આવું હિત સાચવે તેવું રાજતંત્ર આમારે રચવું છે. આ ઉપરથી સમાજ સત્તાવાદ તથા વ્યક્તિવાદ વચ્ચે વિરોધ છે એમ કહી શકાય નહિં. આ બે વિચાર [illegible] [illegible] છે. વ્યક્તિવાદની માન્યતા [illegible] [illegible] [illegible] સત્તા પદ્ધતિ [illegible] શકશે એવી સમાજ સત્તાવાદીઓની [illegible] [illegible] એમ માને છે કે આવું [illegible] વ્યક્તિના [illegible] [illegible] તોજ [illegible] છે. આવી પ્રચલિત સમાજ રચના જરાય ફેરફાર કરવાની જરૂર નથી એવી વ્યક્તિ વાદીઓની માન્યતા છે, પરંતુ સમાજ સત્તાવાદી એમ માને છે કે, પોતાનું ધ્યેય સાધવાને માટે સમાજ રચનામા પુષ્કળ ફેરફાર કરવાની ખાસ જરૂર છે. દાખલા તરીકે સમગ્ર સમાજને માટે ઉપયોગી થઈ પડે તેવી રીતે કુલ સંપત્તિ સમાજની માલિકીની બનાવવી જોઈએ. હવે આ એકજ વસ્તુ સ્થાપિત કરવી હોય તો એ સામાજિક વ્યવસ્થામા ઘણા ફેરફાર કરવાના છે. સમાજ સત્તા પદ્ધતિમાં લગ્ન બંધનો ઘણે અંશે શિથિલ થઇ પડશે સંપત્તિનો ઉપભોગ સર્વે મનુષ્યોને એક સરખોજ મળવો જોઈએ એમ માનીએ તો ગેર કાયદેસર થએલી સંતતિને વારસા હકની મનાઇ થઈ શકે નહિં. એટલે કે લગ્નની અને લગ્ન શિવાય એ બન્ને સંતતિ વારસા હક્કનો ઉપભોગ એક સરખી રીતેજ લઈ શકે અને આમ થાય તો પછી ગેર કાયદા સંતતિ પર રહેલો નૈતિક અંકુશ બળહીન થઈ પડશે. વળી દરેક સ્ત્રી ધન મેળવવા લાયક થવાથી અને તેને આખા સમાજનો આમાં ટેકો મળવાથી તેને પુરૂષ વર્ગ પર અવલંબી રહેવાની જરૂર રહેશે નહિં. આને લીધે પણ લગ્નનાં બંધનો શિથિલ થશે.

સમાજસત્તાપદ્ધતિ જારી રહેવા તે જગત-ભરમાં સ્થપાવી જોઈએ. આમ થાય તોજ તે ટકી રહેશે. કેમકે અમુક એક દેશમાં સમાજ સત્તા શરૂ થાય તો એ તે દેશને વ્હેપાર હુન્નર આદિ ક્ષેત્રોમાં અન્ય દેશની સ્પર્ધામાં ઉતરવું પડતું હોવાથી આવી સ્પર્ધામાં આ એકલો દેશ સમાજ સત્તા નભાવી રાખવા અસમર્થ થઈ પડશે. હરિફાઇમાં જે સમાજ પદ્ધતિ યશસ્વી નિવડે તેજ દેશમાં ટકી રહે.

સમાજ સત્તાક પદ્ધતિ અને વ્યક્તિ સ્વાતંત્ર્ય પદ્ધતિ એ બે વચ્ચે રાજકીય ક્ષેત્રમાં જરાય મત ભેદ નથી. આખો મતભેદ સંપત્તિની વિભાગણી સંબંધીજ રહેલો છે. એટલે સમાજ સત્તા પદ્ધતિ વ્યક્તિ-સ્વાતંત્ર્યને માટે વિઘાતક તો નથીજ પણ ઉલટી તેને પોષક થઇ પડે છે. પણ કેટલેક દરજ્જે તે સમાજ હિતવાદી અર્થશાસ્ત્રનો માત્ર વિધાન કહી શકે છે.

હવે આ સમાજ સત્તા પદ્ધતિ કયા ધોરણ પર રચીએ તો તે હિંદ માટે હિતકારી થશે તે વિષે વિવેચન કરીશું આ વિવેચન બે રીતે થઇ શકે છે. સમાજ સત્તાવાદીઓએ આંકેલા કાર્યક્રમમાંની જે કલમો ઉપયોગી થઇ પડે તેવી છે તેમનો હિંદમાં પ્રચાર કરવો ઇષ્ટ અને શકય છે. દાખલા તરીકે રેલ્વે, પોસ્ટ ખાતું વગેરે સાર્વજનિક હિત જાળવતી સંસ્થાઓ સરકારની માલિકી નીચે આવે તે હિંદને માટે લાભદાયક પડશે. આવી જાતની સમાજ સત્તા-સત્તાવાદીઓનાં અનેક મુદ્દાઓ સ્વીકારવા યોગ્ય છે. માત્ર તેમનો દરેક સિદ્ધાંત સારા નરસાનો વિચાર પણ ન કરતાં સ્વીકારવો હાનિકારક છે. સમગ્ર સમાજ સત્તાવાદ આ દેશને લાગુ કરવો એ તો તદ્દન મૂર્ખાઇજ છે. યુરોપ અને અમેરિકાના આગળ વધેલા દેશોમાં પણ આ સ્થિતિ ચાલુ થવા હજી પુષ્કળ અવકાશ છે. એટલે હિંદ માટે તો તેથી એ વધારે અવકાશ હોય જ. સમાજ સત્તાવાદીઓનું

ધ્યેય સફળ થવા સમગ્ર જગત એ એક સમાજ છે એવી બંધુત્વની વ્યાપક ભાવના માનવ જાતિમાં ઉત્પન્ન થવી જોઇએ; વ્હેપાર સંબંધીની દેશ દેશ વચ્ચેની હરિફાઈ સદંતર નષ્ટ થવી જોઇએ. અમુક સમાજ કે દેશ વિષેની વિશિષ્ઠ લાગણી તથા તેની ઉન્નતિ તે વિષેની અમુક આકાંક્ષાઓ જ્યાં સુધી સમાજોમાં જાગૃત છે ત્યાં સુધી સમાજ સત્તાવાદ-માંના પોતાને લાભદાયી થઇ પડે તેવાજ માત્ર સિદ્ધાંતો જગત પરના રાષ્ટ્રો સ્વીકારશે એ દેખીતું છે.

વળી આ સિદ્ધાંત પુષ્કળ અંશે કામદાર વર્ગનો જ લાભ જાળવે તેવો છે. હિંદનો કામદાર વર્ગ હજી ઘણોજ અજ્ઞાની અને પછાત છે. શિક્ષિત ધનિકોમાં પણ હજી એક દોર સંધાયો નથી. એટલે કામદાર વર્ગ સજ્ઞાન થઈ તેનું સંગઠન કરવાનું કામ હજી કાળાવધી પરજ રાખી મૂકવું જોઇએ. વળી સમાજ સત્તાવાદમાં ભિન્ન ભાષા, ભિન્ન ધર્મો તથા ભિન્ન જાતિઓ મહાન અડચણ રૂપ થઇ પડે છે. વધુમાં એ પણ ધ્યાન રાખવું જોઇએ કે સાંપ્રત કાળમાં હિંદી ઉદ્યોગ ધંધો વધારવો અત્યંત અગત્યનો છે. આવે વખતે ઉદ્યોગ ધંધાની વૃદ્ધિથી કામદારોની જેટલી ઉન્નતિ થશે તેટલી તે ધન વિભાગણી માટે લડત ઉભી કરવાથી થઇ શકવાની નથી. શહેરો બાદ કરતાં ગામડાં ગામોમાં તો હજી ઉદ્યોગ ધંધા છેકજ બાલ્યાવસ્થા ભોગવતા હોવાથી કામદાર અને મુડી-વાદી એવા ભિન્ન હજી ઉત્પન્નજ થયા નથી આવા અનેક કારણોસર પેદાશ સંબંધીનો સમાજ સત્તા વિષયક પ્રશ્ન હિંદ માટે કેવળ ભવિષ્યના પ્રશ્ન તરીકેજ થઈ પડે છે, વળી આ પદ્ધતિમાં સરકાર વધુને વધુ સત્તાવાળી બનતી જાય છે. પણ હિંદની રાજકીય સત્તા હજી પારકાઓના હાથમાંજ રહેલી હોવાથી સમાજ સત્તાવાદનો સ્વીકાર કરવો એટલે જનતાને પારકાની ગુલામીમાં દબાવી રાખવા જેવુ છે. આથી જનતાનાં દુઃખ વધી પડે છે. જેથી પ્રથમ સંપૂર્ણ સ્વતંત્રતા મેળવવી એજ આપણું અર્થ-શાસ્ત્ર વિષેનું કર્તવ્ય છે.

ભારતીય અર્થશાસ્ત્રના ભાવિ સંબંધી વિચાર શરૂ કરીએ ત્યારે અનેક જાતના પ્રશ્નોનો ઉદ્દભવ થાય છે. રાજકીય દૃષ્ટિએ હિંદને આર્થિક સ્વતંત્રતા અલ્પકાળમાં મળી જશે એમ માનીએ તો એ તેની હાલની પછાત આર્થિક સ્થિતિને લીધે ખરેખરી આર્થિક સ્વતંત્રતા લાંબા કાળ સુધી મળવાની નથીજ આથી આપણે ભવિષ્યમાં કઇ જાતનો કાર્યક્રમ હાથ ધરવો તે વિષે ટુંકમાં વિચાર કરીએ.

દેશમાંની મુડી એકાએક વધી શકતી નથી. આપણો દેશ એવો છે કે જ્યાં ધન ઉત્પન્ન કરવા માટે નૈસર્ગિક સાધનો વિપુલ છે. પરંતુ આ સાધ-નોનો લાભ લેવા મુડી અને ઉંચી જાતના મજુ-રોની ઘણીજ આવશ્યકતા છે. છતાં સવાલ તો એ છે કે તે શી રીતે મેળવી શકાય? ઇંગ્લંડ જેવા સમૃદ્ધ દેશની મુડી અહિં આણી રોકયા વિના આપણું આર્થિક જીવન ખીલેજ નહિં પણ પરદે-શની મુંડી આણવામાં અહિંની પ્રજાની વ્યવહારિક શકિત વિષે બ્હારના દેશોમાં એટલો વિશ્વાસ પેદા થવો જોઇએ કે પોતાની મુડી રોકવામાં તેમને સાહસ જેવું જરાય લાગે નહિં. પોતાની મુંડી સુર-ક્ષિત એટલે સહી સલામત રહેશે અને તેને રોકેલી મુડી પર લાભ મળી શકશે એવી તેને ખાત્રી થવી જોઇએ, દેશ સ્વતંત્ર થાય તો તેથી જગતના રોકડ નાણા બજાર પર કેવાં પરિણામો ઉપજશે તે વિષે ઉંડો વિચાર કરવાની આપણને ફરજ પડે છે.

મુડીની માગણી કરનાર કરખાનદાર એવા શાહુકારની શોધમાં હોય છે કે જે તેના કારખાનાના આંતરિક કામકાજમાં દાખલ નહિં કરે તેવી જ રીતે બ્હારની મુડી આણતાં પોતાની સ્વતંત્રતા નષ્ટ ન થવી જોઇએ તેવી રાજસત્તા પણ પુરી સાવચેતી રાખે એ દેખીતું છે. પણ સામી બાજુએ શાહુકાર એવો વિચાર કરે છે કે હું જે ધીરધાર કરૂં છું તે રકમ પાછી મેળવવા માટે જે ઉદ્યોગ માટે મેં મારા નાણાં આપ્યાં તે ઉદ્યોગ પર મારે કાબુ મેળવવોજ રહ્યો. આવી મનોદશાને લીધે ઘણીવાર પારકી મુડીનાં દેવાદાર દેશો પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવી બેઠા છે. શાહુકારને જાતે ધંધો કરવો હોતોજ નથી પણ ધંધો કરનાર વિ ! તેને વિશ્વાસ થવો જોઇએ એટલે અહિંની રાજ્યસત્તા પ્રજામતાનુવર્તી થાય છતાં બ્હારના શાહુકારોને તેનામાં વિશ્વાસ રહે તેવી રીતે તેનુ રાજ્યતંત્ર વ્યવસ્થિતપણે ચાલવું જોઇએ.

આ દેશમાં ઇંગ્લંડની મુડી જેટલી ઝપાટાબંધ આવી શકશે તેટલી અન્ય દેશોની આવી શકવાની નથી. અને આપણું ગાડું તો પારકી મુડી વિના ચાલીજ શકવાનું નથી. વળી ઇંગ્લંડમાં રાષ્ટ્રીય અર્થશાસ્ત્રને બદલે સામ્રાજ્ય વિષયક અર્થશાસ્ત્રનો વિકાસ થાય તોજ ત્યાંની મુડી અહીં આવી શકે. આથી ઇંગ્લંડના સામ્રાજ્ય વિષયક અર્થશાસ્ત્રનું વિવેચન કરવું અગત્યનું છે. ઇંગ્લંડના આ જાતના અર્થશાસ્ત્રમાં જે બાબતો હિંદના હિતને માટે નુક-શાનકારક હોય તેમનું સૂક્ષ્મ અવલોકન કરી. આપણું હિત ઇંગ્લંડના નાણા બજારમાં સ્પષ્ટ રીતે

જાહેર કરવું જોઇએ. તથા ઇંગ્લંડ અને હિંદ વચ્ચેના આર્થિક સંબંધ બન્નેને માટે કેવી રીતે હિતાવહ થઈ શકે તેનો વિચાર કરવો જોઇએ આથી કરીને હિંદના આર્થિક જીવન પર અસર ઉપજાવવાની ઇચ્છા રાખનાર જે પુરૂષો ઉત્પન્ન થશે તેમણે પોતાનું કાર્યક્ષેત્ર મુંબઈ અને કલકત્તાને બદલે લંડન અને લિવરપુલમાંજ નક્કી કરવું જોઈએ.

હિંદમાં દરેક જાતનો માલ પેદા થવો જોઇએ, તે વિપુલ પ્રમાણમાં પેદા થવો જોઇએ અને જૂની મોંઘી પદ્ધતિ દૂર કરી અર્વાચીન પદ્ધતિએ પેદાશ કરવી જોઇએ, એ જાતનું ધ્યેય સાધવા માટે અહીંના ઉદ્યોગ ધંધાની પદ્ધતિસર ગણત્રી ઉર્ફે સેન્સસ લેવાવું જોઇએ. આજે દેશમાં યંત્રશક્તિ કેટલી છે, દેશમાં માગણી કઈ જાતની છે તથા તે માગણી પૂરી પાડવા માટે હાલની યંત્રશક્તિ કેટલી ખીલવવી જોઇએ ઇત્યાદિ પ્રશ્નો વિષેની સંપૂર્ણ યોજના સરકાર પાસે હાજર હોવી જોઇએ. વળી આવી જાતનું આર્થિક ધ્યેય પ્રાપ્ત કરી લેવામાં ઇંગ્લંડના યંત્રોના કારખાનદારોમાં વિશ્વાસ મૂકવો જોઇએ. ઇંગ્લંડ જેવા દેશના કારીગરો સાથે સ્પર્ધા અને સહકારનો સંબંધ જોડયા વિના અહિંની કારીગીરી કદીએ સુધરશે નહિં. જેથી ત્યાંના કારીગીરો આ દેશમાં અને અહિંના તે દેશમાં જઇ શકે તેવી સુગમતા થવી જોઇએ. આજે તો પરદેશ ગમન એ વસ્તુ શ્રીમાનોને માટેજ શકય છે ગરીબો માટે નથી, પણ ઉત્પાદન કાર્યમાં રોકાયલા કામદારો પરદેશ ન જાય ત્યાં સુધી આપણા મજુર વર્ગની સ્થિતિ સુધરવાની નથી સંરક્ષક વેપાર પદ્ધતિનો એ હેતુ નજરહોય કે ગમે તેવું નકામું કામ કરનારને પણ ઉત્તેજન મળે.

છેલ્લા ૫૦ વરસનું અર્થશાસ્ત્ર:—

સ્મિથ રીકાર્ડો સંપ્રદાયને એક પ્રકારનું વ્યવસ્થિતિ સ્વરૂપ આપવાનું કાર્ય મુખ્યત્વે કરીને નાના મીલે કર્યું, તેથી એનોજ ગ્રંથ લગભગ વીસમી સદીના પ્રારંભ સુધી પ્રમાણભૂત ગ્રંથ મનાતો હતો, એ ઉપર કહ્યું છે. મિલ જો કે રીકાર્ડો સંપ્રદાયનો હતો, તોપણ કેંટના મતની અસર તેના પર થએલી હોવાથી તે સમાજ સત્તાવાદ તરફ કેવી રીતે વળતો હતો તે પણ સ્પષ્ટ કર્યું છે. આ પ્રમાણે મીલે, નવા વિચારો ગ્રહણ કરી, જૂના વિચારો સ્પષ્ટ કરી બતાવવાથી હવે અર્થશાસ્ત્રના સિદ્ધાંતોને સ્થૈર્ય પ્રાપ્ત થયું. મૂલ ભૂત સિદ્ધાંતોમા હવે ઘણો મતભેદ નથી, એવું મીલનું અને બીજા ઘણાઓનું એ વખતે માનવું હોય તો તેમાં જરા પણ આશ્ચર્ય નથી. આ કેવળ ભ્રામક હતું. મીલની હયાતીમાંજ જૂના સિદ્ધાંતો પર જુદી જુદી બાજુએથી એવા સખત પ્રહાર થવા માંડયા કે, ઘણા ખરા મૂળભૂત સિદ્ધાંતોનો નવેસરથી વિચાર કરવાની ફરજ પડી.

જર્મનીમાંના ઐતિહાસિક પંથની હકીકત પહેલાં આપવામાં આવી છે જર્મનીમાં સંપ્રદાયિક અર્થશાસ્ત્રને વિરોધી એવો જે બીજો પંથ અસ્તિત્ત્વમાં આવ્યો, તેણે 'શાસ્ત્રીય સમાજ સત્તાવાદ' એવું નામ ગૃહીત કર્યું. આ પંથનું સ્થાપકત્વ રોડ્બર્ટસ અને માર્કસ એમને આપવામાં આવે છે. પરંતુ ખરી રીતે તો માર્કસેજ આ પંથના સિદ્ધાંતો જે વિશિષ્ટ સ્વરૂપ આપ્યું. અને સમાજ સત્તાવાદીઓનું જુદા પ્રકારનું અર્થશાસ્ત્ર ઘડવામાં તેણેજ વ્યાપક અને વ્યવસ્થિત પ્રયત્ન કર્યો. માર્કસના સિદ્ધાંતો, હેગલનું તત્વજ્ઞાન રિકાર્ડોના અર્થશાસ્ત્રીય મતોનો એક વિવક્ષિત ભાગ, અને તેનું પોતાનું આર્થિક સ્થિત્યંતરોનું ઐતિહાસિક મહત્વ, એના પર રચવામાં આવ્યા છે. 'મુડી' એ તેના મુખ્ય ગ્રંથમાં તેણે મુડીવાદની ઉત્પત્તિ કેવી રીતે થઈ એ બાબતપર લંબાણ પૂર્વક વિવેચન કર્યું. છે. અને હમણાંના મુડીવાદની સ્થિતિ એ કેવળ ઐતિહાસિક ઉત્ક્રાંતિનું એક પગથિયું છે, અને તેનું પરિણામ સ્વરૂપ કેવા પ્રકારનું થશે, તે બાબતના સિદ્ધાંતો રજુ કર્યા છે. મુડીની ઉત્પત્તિ, મજૂરવર્ગને છતરવા માટે થઇ છે અને મુડીવાદીઓએ, નફો અને વ્યાજ લેવું એ કેવળ ચોરી છે, એવું તેણે પ્રતિપાદન કર્યું છે સર્વ વસ્તુઓની કીમતનું મૂળ માનવી શ્રમ છે અને આવા પ્રકારનો શ્રમ વેઠનારા વગર કોઈ પણ બીજા વર્ગને, આ કીંમતમાં ભાગ પડાવવાનો હક નથી; આ માર્કસનો મુખ્ય સિદ્ધાંત છે. અને આ સિદ્ધાંત તેણે રીકાર્ડોનાજ પ્રમેયોઅને તેનીજતાર્કિક વિચાર પદ્ધતિ સ્વીકારને પ્રતિપાદન કર્યો છે આ વસ્તુ, ધ્યાનમાં રાખવાની છે માર્કસે સમાજસત્તાવાદીઓના વિચારોને નવી દિશા આપી અને આજે પણ ઘણા ખરા સમાજ સત્તાવાદીઓના પંથ માર્કસના ગ્રંથને આદ્ય ગ્રંથ માને છે. આ જો કે ખરૂ છે તો પણ, સાંપ્રદાયિક અર્થશાસ્ત્રની વિચાર પદ્ધતિપર માર્કસના વિશિષ્ટ સિદ્ધાંતોની જોઇએ તેવી અસર થઈ નહિ.

લગભગ ૧૮૭૦ માં અર્થશાસ્ત્રના મૂળભૂત સિદ્ધાંતોની બાબતમાં તદ્દન નવાજ પ્રકારની વિચાર સરણી આગળ મૂકવામાં આવી. આ નવીન વિચાર સરણીને આગળ લાવનારા, એટલે ઑસ્ટ્રિયામાંના થોડા મુખ્ય અર્થશાસ્ત્રીઓ અને અંગ્રેજ અર્થશાસ્ત્રી જેવન્સ હતો આમનો મુખ્ય કટાક્ષ

રીકાર્ડોએ નક્કી કરેલા કિંમતના મુદ્દાપર કરેલા વિવેચન તરફ છે. રીકાર્ડોના મત પ્રમાણે કોઈપણ વસ્તુની કિંમત તે વસ્તુને નિર્માણ કરવામાં લાગનારા ખરચ ઉપર આધાર રાખે છે. આસ્ટ્રિયન પંથ અને જેન્હ્સ એમના મત પ્રમાણે, આ કેવળ બાહ્યાંગપરીક્ષણ થયું. કોઈ પણ વસ્તુ કામની હોય, તે આપણને જોઇતી હોય, તો જ આપણે તેનો બદલો આપવા તૈયાર થઇએ છીએ. કોઇ પણ વસ્તુ નિર્માણ કરવામાં ભારે ખરચ થાય છે તેટલા માટેજ તેની કિંમત વધે છે એવું નથી. ઘરાકને તે વસ્તુનો જેટલા પ્રમાણમાં ખપ તેટલીજ તેની કિંમત થઇ શકે ઘરાકની વસ્તુની પોતા માટે ઉપયુક્તતાનો અડસટો કાઢવાની જે માનસિક ક્રિયા તેજ વસ્તુની કિંમત આપવા તેનું પણ રૂપાંતર એટલેજ તે તે વસ્તુની જે કિંમત આપવા તૈયાર થાય છે તે આ નવીન પંથ પ્રમાણે વસ્તુની ઉપયુક્તતાજ, પ્રમુખ રીતે વસ્તુની કિંમત નક્કી કરે છે. વસ્તુની કિંમત આંકવામાં ઉત્પાદન ખરચનો લગભગ નહિ જેવોજ સંબંધ છે આ પ્રમાણે શરૂઆતમાં આ અર્થશાસ્ત્રીઓ માનતા પરંતુ આગળ ઉપર માલનો જથ્થો આથી મર્યાદિત થાય છે, તેથી આનો પણ વસ્તુની કિંમત ઠરાવવામાં અપ્રત્યક્ષ સંબંધ છે, એવો મત ફેલાવવા લાગ્યો. ઉત્પાદન ખરચ ઉપરથી જ્યાં સુધી વસ્તુની કિંમત નક્કી થાય છે, ત્યાં સુધી કિંમત આંકવી બહુ મુશ્કેલ નથી. પણ વસ્તુની ઉપયુક્તતાપરથીજ જો વસ્તુની કિંમત અંકાતી હોય તો તે અમુક એક જગ્યાએ કેવી રીતે સ્થિર થાય છે, તેનું લંબાણ પૂર્વક વિવેચન કરવું જોઇએ. આથી વસ્તુની ઉપયુક્તતાપર ભાર મૂકનારા પક્ષને, બજારભાવ કેવી રીતે નક્કી થાય છે એ બાબતમાં ઘણો વિચાર કરવો પડ્યો.

આના પહેલાં જ ઘણા ગણીતશાસ્ત્ર જાણનારા અર્થશાસ્ત્રીઓએ આ બાબતમાં ચર્ચા કરી હતી. તેમણે બતાવેલી દિશામાંજ આગળ પ્રયત્ન ચાલુ થયો બજારમાં ખેંચતાણ ચાલુ છે, અને દરેક ઘરાક અને વ્હેપારી, સૂક્ષ્મમાં સૂક્ષ્મ ફાયદા તરફ લક્ષ્ય રાખી, કેવી રીતે વસ્તુ ખરીદી, અને વસ્તુવિક્રય કરે છે, એ પ્રમેયો ધ્યાનમાં લેવામાં આવ્યા. આ પ્રમાણે હોય તો બધા જથ્થામાંથી છેવટે માલ ખરીદનાર ઘરાકો જે કિંમત આપવા તૈયાર થાય, તેજ કિંમતે બધો માલ વેચાવો જોઇએ એવું બતાવવામાં આવ્યું છેવટે ઉપયુક્તતાનો સિદ્ધાંત રજુ કરવામાં આવ્યો: વસ્તુ ખરીદવામાં અને વેચવામાં છેવટનો વેપારી કે છેવટનો ઘરાક, છેલ્લામાં છેલ્લા ખરીદ કરેલા કે વેચેલા માલનો બજારભાવ કેવી રીતે ઠરાવે છે, એ આ વખતે આસ્ટ્રિયન અર્થશાસ્ત્રીએ સ્પષ્ટ રીતે સમજાવ્યું. વિશેષતઃ અહીંઆથી જ સીમાગત ઘટકોનો વધારે વિયોગ કરવા તરફ પ્રવૃત્તિ થઈ આ પ્રમાણે સીમાગત પદ્ધતિની વિચાર સરણિનો પ્રસાર ઝપાટામાં થયો. મેંગર, વીઝર, (આસ્ટ્રિયન પંથના પ્રારંભના આ બે આગેવાનો છે) એમણે આ વિચાર પદ્ધતિ, મૂલ્યનિશ્ચિત કેવી રીતે થાય છે, આનો વિચાર કરવામાં કામે લગાડી અમેરિકન અર્થશાસ્ત્રજ્ઞ જે. બી. કલાર્કે, તેનો જ ઉપયોગ વિભજન વિચાર નવીન રીતે રજુ કરવામાં કર્યો. ખંડની બાબત કરેલું વિવેચન બાદ કરતાં રિકાર્ડોની વિભાજનની પદ્ધતિ સમાધાન કારક નથી. રીકાર્ડો સંપ્રદાયે આ બાબતમાં રીકાર્ડો કરતાં પણ વધારે અવ્યવસ્થા કરી હતી. આ સંપ્રદાયમાંના મજૂરીના દર એક મુકરર નિશ્ચિત પ્રમાણે વહેંચવામાં આવે છે, આથી આ દર વધારવા શક્ય નથી; આ અજબ સિદ્ધાંત પ્રસ્થાપિત કરવામાં આવ્યો. બીજી બાબતોમાં સિનિયરે વ્યાજનું જે વિવેચન કર્યું છે. તેના વગર, એક પગલું પણ આગળ જવાયું નથી. આ વિષયપર અમેરિકન વૉકર એમણે નવીનદિશામાં લખવા માંડ્યું. મજૂરીની નિશ્ચિતતાની કલ્પના દૂર કરી, મજૂરની ઉત્પાદન શક્તિનો મજૂરી સાથે કેવા પ્રકારનો નિકટ સંબંધ છે, તે તેણે બતાવી આપ્યું. આ પછી જે. બી. કલાર્કે, સ્થિર સમાજ અને પ્રાગતિક સમાજ એવી બે જુદી જુદી અવસ્થાઓ નક્કી કરીને બધા આર્થિક સિદ્ધાંતો પહેલાં સ્થિરસમાજમાં કેવી રીતે નક્કી થાય છે, અને તે પ્રાગતિક સમાજમાં લાગુ કરવા જતાં, કેવી હરકતો નડે છે એ સ્પષ્ટ રીતે બતાવી આપ્યું, આણેજ, સીમાગત પદ્ધતિનો અવલંબ કરી જમીન મજૂરવર્ગ, મુડી અને આ બધાંને ઉત્પાદનનો હિસ્સો મળવો એટલે, ઉત્પાદન કાર્યમાં ઉપયુક્તતા પ્રમાણે તેની નક્કી કરેલી કિંમત એજ છે, અને એ કિંમત બીજી વસ્તુઓના બજારભાવ પ્રમાણે ઠરાવવામાં આવે છે, અને તે ઘણુંખરૂ પ્રત્યેકની ઉત્પાદક શક્તિપર આધાર રાખે છે, એવા સિદ્ધાંત પ્રસ્થાપ્યા.

આ પ્રમાણે જૂના સંપ્રદાયપર ચારે બાજુએથી પ્રહાર થયા છતાં, નવા જૂનાનો મેળ બેસાડવાનું મોટું કામ અંગ્રેજ અર્થશાસ્ત્રજ્ઞ આલ્ફ્રેડ માર્શલ એણે કર્યું. ઉત્પાદનતાપર ભાર મૂકી, ઉપયુક્તતા તરફ રિકાર્ડોએ દુર્લક્ષ્ય કીધું, આ વાત ખરી પણ તેથી વિરૂધ્ધ, વસ્તુની કિંમત કેવળ ઘરાકના માનસિક ક્રિયાપરજ આધાર રાખે છે, એ પણ કહેવું બરાબર નથી, એવું તેણે બતાવી આપ્યુ. ઉપયુક્તતાની તીવ્રતા પ્રમાણે, માંગણી નક્કી થાય છે, જ્યારે ઉત્પા-

દનને લાગનારા ખરચ પ્રમાણે જથ્થો મર્યાદિત થાય છે. આથી મૂલ્ય નક્કી કરવામાં બન્નેનું મહત્વ સરખુંજ છે. કાતરના બે પાનામાંથી, અમુક એકજ પાનું કાપવાનું કામ કરે છે, એવું કહી શકાય નહિ. આ પ્રમાણેજ જથ્થો અને માંગણી છે, એવું માર્શલે આધાર આપીને બતાવ્યું. તે પણ સીમાગતપદ્ધિતિનો મોટો પુરસ્કર્તા હતો. અને કિંમત નક્કી કરવામાં સીમાગત ઉપયુક્તતા. અને સીમાગત ઉત્પાદનવ્યય, આ બન્નેનો યોગ્ય સંબંધ ઘણીજ સૂક્ષ્મતાથી, તેણે બતાવ્યો. વિભજન વિચારમાં, ક્લાર્કના વિવેચન પ્રમાણેજ એણે પણ ઘણું વિવેચન કર્યું છે. પણ આ વિષયમાં પણ તેના પોતાના નવીન મહત્તાના વિચારો હતા. વિશેષતઃ ખંડનું ખરૂં સ્વરૂપ શું, અને વિશિષ્ટ કારણોને લીધે મુડી માનવીશ્રમ અથવા ગાનો જથ્થો, કેટલાક વિવક્ષિત ઠેકાણે અથવા કાળે મર્યાદિત થવાથી તેની મળનારી કિંમત, ખંડનીસ્વરૂપની કેવીરીતે હોય છે, એ તેણે નવેસરથી બતાવ્યું. પૂર્ણ પરિફર્ડન હોવાથી. વિશિષ્ટ પરિસ્થિતિમાં ઘરાકને અથવા ઉત્પાદકને અથવા ઉત્પાદન વ્યવસ્થામાંના વિવક્ષિત ઘટકોને કેવો ભારે ફાયદો થાય છે, એ પણ માર્શલેજ બતાવ્યું. હમણાંના ઉદ્યોગ ધંધાનો ફાલ અને તેની ઘટના આ બાબતના જુદા જુદા મુદ્દાઓનું વિવેચન પણ તેણેજ ઘણીજ સુંદર રીતે કર્યું છે. ચલનપદ્ધતિ, અને આંતરાષ્ટ્રીય વ્હેપાર એનાપરના એના વિચાર, નવીનતાવાળા અને પ્રગલ્ભ હતા. તેણે ઘણા વરસો સુધી શિક્ષણ આપેલું હોવાથી કેમ્બ્રીજમાં અત્યંત પ્રભાવશાલી પરંપરાને શરૂઆત થઇ.

માર્શલે રજુ કરેલો તત્વવિચાર સામાન્યરીતે માન્ય હોય તો પણ તેના આગળ ઘણી પ્રગતિ થઈ છે. ઉદાહરણાર્થ ખંડનો અને કિંમતનો તો સંબંધ ખરૂં સ્વરૂપ વગેરે બાબતોના આજના પ્રચલિત વિચારો માર્શલના સિદ્ધાંતોથી થોડા ભિન્ન છે. પરંતુ હમણાંનુ વલણવાસ્તવિક વિચારો પર ઓછો ભાર મૂકવા તરફ છે એમ કહીએ તો તે ખોટું નથી. આર્થિક પરિસ્થિતિ અને આર્થિક વિચાર, આમનો પરસ્પર સંબંધ ઘણોજ છે; એવાત મશહૂર છે અને ગયા ત્રીસ ચાળીસ વરસમાં જેમ જેમ નવા સ્વરૂપના આર્થિક પ્રશ્ન ઉપસ્થિત થયા છે, તેમ તેમ અર્થશાસ્ત્રજ્ઞોનું ધ્યાન તાત્વિકવિચાર મૂકીને, આ પ્રશ્નનો ઉત્તર આપવામાં સ્હેજેજ રોકાયું. અર્થશાસ્ત્રજ્ઞોની દૃષ્ટિ હમણાં હમણાં વધારે વ્યવહારિક થવા માંડી છે. અર્થશાસ્ત્રજ્ઞનું કામ એટલે સમાજનું નિરીક્ષણ કરી કેટલાક શાસ્ત્રીય સિદ્ધાંતો પ્રસ્થાપિત કરવા એટલુંજ નથી પણ બધી આર્થિક ઘટનામાંના દોષ કાઢી નાંખી સમાજની સુસ્થિતિ કેવી રીતે વધશે, એના ઉપાયની યોજના સૂચવવાનું છે. આ વિચારસરણી આજે સર્વમાન્ય છે. આ ફેરફારનું શ્રેય ઘણુંખરૂ સમાજસત્તાવાદીઓને જે આપવું જોઇએ આ પ્રમાણે સામાન્ય પકારના સિદ્ધાંતો આગળ મૂકવામાં સમાધાન ન માનતા, આર્થિક ભાંગતોડનો ઘણીજ બારીકાઇથી અભ્યાસ કરીને વધારે નિશ્ચિત સ્વરૂપનું વિવેચન કરવાની આવશ્યકતા ગયા આ વીસ વરસમાં જણાવા લાગી. ઐતિહાસિક પંથના પ્રસારનું આ પરિણામ છે એમ કહેવામાં હરકત નથી. તેથી હવે, અર્થશાસ્ત્રના અભ્યાસથી અમુક થાય તો અમુક પ્રકારનો ફરક દેખાઈ આવશે એવું મોઘમ કહેવાં કરતા આટલો નાનો કે આટલો મોટો ફેરફાર દેખાઇ આવશે, એવું પરિણામાત્મક વિધાન કરતાં આવડે, એ દિશામાં પ્રયત્ન ચાલુ છે ગયા પંદર વરસમાં જુદા જુદા દેશોમાં વિશેષતઃ અમેરિકામાં—આર્થિક ભાંગતોડનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવા માટે જે અનેક સંશોધન સંસ્થા સ્થાપવામાં આવી છે, તે બધાનો ઉદ્દેશ આજ છે.

પરિસ્થિતિ બદલાવાથી આર્થિક વિચારો પણ બદલાય છે એવું ઉપર કહ્યું છે આનું એક ચાલુ ઉદાહરણ એટલે સરકારી નિયંત્રણની બાબતમાં અર્થશાસ્ત્રીઓનું જે મત છે તે છે. સ્મિથે પૂર્ણ સ્વાતંત્ર્ય અને નિયંત્રણનનો પૂર્ણ અભાવ, એની ઘોષણા પહેલા શરૂ કરી. રિકાર્ડો સંપ્રદાયમાં આ તત્વ તદ્દન નિર્વિવાદ ગણાતું હતું. આ બાબતમાં મીલના વિચારોમાં પહેલાં જ ફેરફાર પડવા લાગ્યો, તે આજે એ અવસ્થાએ જઈ પહોંચ્યો છે કે પૂર્ણસ્વાતંત્ર્ય આપવું એટલે આર્થિક અરાજકતાજ ફેલાવવી. આવું થાય તો "બળિયાના બે ભાગ" આ કહેવત પ્રમાણે ગરીબોના હકની ધૂળધાણી થશે. એવું આજ બધા કબુલ કરે છે. બધાંજ સુધરેલા રાજ્યો અને દરેક પ્રકારના આર્થિક વ્યવહારમાં, નાનામાંનાની બાબતોમાં પણ નિર્બંધ નાંખે છે. કોઇપણ અર્થશાસ્ત્રજ્ઞ નિયંત્રણ નાંખવું એ સરકારનું કાર્ય નથી, એમ સમજતો નથી. આજ પ્રમાણે સ્મિથના જાગતિક તત્વજ્ઞાનની અને વિશેષતઃખુલ્લા વ્હેપારના તત્વની થઈ છે જ્યાં સુધી જુદા જુદા રાષ્ટ્રો પોતાનું હિત જાગતિક હિતથી ભિન્ન છે એમ માને છે, અને તે સાધવા માટે આંતરરાષ્ટ્રીય વ્યાપારમાટે મૂડી અને મજૂર, એ દેશાંતરોમાં વિઘ્નકર્તા થાય છે ત્યાં સુધી જાગતિક દૃષ્ટિથી કરેલા વિચારનો આ પરિસ્થિતિ સાથે મેળ ખાશે નહિ. અને બધા રાષ્ટ્રોની આ પ્રકારની સ્વાર્થી

દૃષ્ટિ ઓછી, થતી નથી ઉલટું હમણાં હમણાંતે વધે છે કે શું એમ લાગે છે. આથી અર્થશાસ્ત્રીને જુદી જુદી રાષ્ટ્રીય પરિસ્થિતિનો ભિન્ન વિચાર કરવો આવશ્યક છે, અને ઇગ્લંડ જેવા રાષ્ટ્રને પણ પોતાનું દૃષ્ટિ બિંદુ બદલવું પડે છે. બીજો દાખલો આપવાનો એટલે આર્થિક સમાજમાં પૂર્ણ હરિફાઈ હંમેશાં ચાલુ હોય છે આ જૂના સંપ્રદાયિક અર્થશાસ્ત્રનું એક પ્રમેય ગૃહિત છે. પ્રત્યેક વ્યવહારમાં સ્વતંત્ર હરિફાઈ ચાલુ છે એવો સમાજ કોઇ વખત અસ્તિત્વમાં હતો કે કેમ આ માટે શંકા છે. પરંતુ ૧૯ મી સદીની શરૂઆતમાં ઇગ્લંડ જેવા દેશમાં અનિર્બંધ વેપાર, અને સ્પર્ધા, પ્રમુખ રીતે જણાઈ આવતી હતી. પરંતુ ધીરેધીરે, હરિફાઈને લીધે કેટલી ધૂળ ધાણી થાય છે, અને સંઘટનથી કેવા ફાયદા થાય છે, આ ઉત્પાદકોને જણાઇ આવવાથી અને ઉદ્યોગ ધંધાઓના ઘટકોનું પ્રમાણ પણ ઘણુંજ વધ્યું હોવાથી, જુદાજુદા કારખાનાવાળાઓનું એકીકરણ થઇ, મોટી મોટી સંસ્થાઓ જ્યાં ત્યાં નિર્માણ થવા લાગી છે. ગયા ત્રીસ ચાળીસ વરસમાં આ પરિસ્થિતિ ઘણીજ પગપર ગઇ છે અને આ નવીન, અને ઉત્પાદન બાબતમાં કુલ મુખત્યાર બનેલી સંસ્થાઓને કેવી રીતે નિયંત્રણ કરવી એજ એક મોટો પ્રશ્ન ઉપસ્થિત થયો છે તેથી આર્થિક વ્યવહારમાં જ્યાં ત્યાં પૂર્ણ હરિફાઇ છે એવું ગૃહીત ધરવામાં, હાસ્યાસ્પદ જણાશે.

પરિસ્થિતિ પ્રમાણે કેટલાક નવા પ્રશ્નો તરફ અથવા જૂના પ્રશ્નોનાં નવીન સ્વરૂપ તરફ ધ્યાન જાય છે. દાખલા તરીકે બધુંજ દૃષ્ટિબિંદુ ફરી જવાથી, મજૂર લોકોની સ્થિતિ કેવી રીતે સુધારી શકાશે એ માટે વિચાર થવા લાગ્યો ત્યારે, આજની સંપત્તિની વિષમ વહેંચણી એનું મૂળ શું, અને તે કેવી રીતે ઓછી થઈ શકશે, એનો અભ્યાસ થવા માંડયો છે. વિભાજનનો જૂનો વિચાર એટલે સમગ્ર ઉત્પન્નની વહેંચણી જમીન, મૂડી, મજૂર વગેરે જે ઉત્પાદક ગણ્યા છે, તેમની આમાં ગણના કરવામાં આવી છે રાષ્ટ્રનું આખું ઉત્પન્ન સમાજના જુદા જુદા વર્ગોમાં અને વ્યક્તિમાં કેવી રીતે વહેંચાય છે, અનો વિચાર થતો નથી. ખરી મહત્વની વહેંચણી આજ છે. તેવીજ રીતે બધા આર્થિક વ્યવહારમાં તેજી મંદીની ઘટમાળ ચાલૂ છે, તેનું નિયંત્રણ કરવું એ મહત્વનો પ્રશ્ન થઈ બેઠો ભરતી અને ઓટ પ્રમાણે આવેલા આ ક્રમને લીધે આર્થિક પ્રગતિમાં વિઘ્નો દેખાય છે. હંમેશાં બેકાર સ્થિતિને લીધે, મજૂર વર્ગપર અત્યંત અનિષ્ઠ પરિણામ થાય છે એ જણાવાથી, આને પ્રતિબંધ કરવામાં આવશે કે કેમ એ તરફ ઘણાનું ધ્યાન ગયું છે લડાઇ દરમિયાન, અને લડાઇ પછી થએલી ચલન પદ્ધતિમાં થએલા ફેરફારોને લીધે, આંતર રાષ્ટ્રીય વ્હેપારના માર્ગમાં ઉભાં થએલા વિઘ્નો આ બધા અનુભવને લીધે પૈસા ચલન પદ્ધતિ હુંડણાવણ, વગેરેના સ્વરૂપોની કલ્પના બદલાઇને બધાજ વિચાર પદ્ધતિમાં પ્રગતિ થઈ છે. આ પ્રમાણે મહત્વના દેખાતા પ્રશ્નોનું સ્વરૂપ જૂના પ્રશ્નોથી જરા જુદું છે. અને આજનું દૃષ્ટિબિંદુ એને આજની કાર્ય પદ્ધતિ તે પણ જરા જુદા છે મૂળ ભૂત સિદ્ધાંતોનું સ્વરૂપ પણ હળવે હળવે બદલાવાનું જ. પણ અર્થશાસ્ત્ર એટલે શાસ્ત્રીય સિદ્ધાંતોનો સમૂહ છે, એવું આજે કોઈ સમજાતું નથી અર્થશાસ્ત્રની સમજૂતીથી આર્થિક પ્રશ્નોનું આકલન કરવાની એક દૃષ્ટિપ્રાપ્ત થાય છે. મિ. કેત્સ એમણે કહ્યા પ્રમાણે અર્થશાસ્ત્રનું મુખ્ય કામ એટલે, કોઇ પણ પ્રશ્નમાંના પ્રસ્તુત અને ઉપયુક્ત એવી બધા પ્રકારની માહિતી મેળવીને, તે માહિતી ઉપરથી યોગ્ય અનુમાનો તારવવા એ છે આ બાબતમાં અર્થશાસ્ત્રજ્ઞને હસ્તગત કરવાનું ક્ષેત્ર એટલું બધું મોટું છે કે, હજુ ઘણા વખત સુધી આ શાસ્ત્રની વૃદ્ધિ માટે પૂર્ણ અવકાશ છે એમ કહેવામાં હરકત નથી.

ભારતીય અર્થશાસ્ત્ર વિષયક ગ્રંથોઃ—એ વિષે કંઇક તુટક માહિતી અત્રે આપીશું. પ્રો. કાળે, ડૉ. કેતકર, બૅનર્જી, પ્રો. શાહ ઈત્યાદિ લેખકોએ આ વિષય પર ઉપર્યુક્ત પુસ્તકો લખ્યાં છે. પ્રો. કાળેએ પોતાના ગ્રંથમાં આ સાહિત્ય વિષયક અનેક વિષયો પર લખાયલા ગ્રંથોની નોંધ આપી છે, જેમાંના મુખ્ય ગ્રંથો આ પ્રમાણે છેઃ—

ના. ગોખલે, ગ. વ્યં. જોશી એમનાં ભાષણો, રિપોર્ટ ઑન ધી એડમિનિસ્ટ્રેશન ઓફ ધિ બૅામ્બે પ્રેસિડન્સી, અલ્સ્ટન–એલિમેંટસ આફ ઇંડિયન ટૅક્સેશન. બેડન પૉવેલ–લૅંડ રેવેન્યુ ઇન બ્રિટિશ ઇંડિયા. દત્ત–લેટર્સ ઑન લૅંડ રેવેન્યુ ઇન ઇંડિયા પ્રો. કાળે–ઇંડિયન ઍડમિનિસ્ટ્રેશન, ઈંડિયન એકોનોમિક્સ અને ઇંડિયાઝ વૉર ફાયનેન્સ લવડે–હિસ્ટરી ઑડ ઇકૅાનોમિક્સ ઓફ ઇંડિયન ફાયનેન્સ, ગવર્નમેંટ ઑફ ઇંડિયાઝ રેઝોલ્યુશન ઓન લૅંડ રેવેન્યુ પૉલીસી. ફૅમિન કમિશનના રિપોર્ટ ઇરિગેશન કમિશનના હેવાલ–ઍચિસન અને ઇસ્લિંગ્ટન કમિશન ઑન પબ્લિક સર્વિસિઝ તથા વેલ્બી કમિશનના રિપોર્ટ ડીકીન–ઇરિગેટેડ ઇંડિયા. ગવર્નમેંટ ઑફ ઇંડિયાઝ રેઝોલ્યુશન ઓન એજ્યુકેશન, સેનિટરી

પાલિસી, લોકલસેલ્ફ ગવર્નમેંટ.

(આ લેખમાંનો 'મરાઠાઓનું અર્થશાસ્ત્ર' એ ભાગ રા. સ. વા. દેશપાંડે (ઉપસંપાદક–મરાઠી જ્ઞાન કોશ) એમણે લખ્યો છે. તથા યુરોપીયઅર્થશાસ્ત્રના અર્વાચીન ઇતિહાસમાંનો ઐતિહાસિક સાંપ્રદાય પહેલાંનો ભાગ પ્રો. વા. ના. ગોડબોલેએ લખ્યો છે.)

"છેલ્લા ૫૦ વરસનું અર્થશાસ્ત્ર" આ લેખ પ્રો. ધ. શા. ગાડગીળનો લખેલો છે.

**અર્દબિલ** (આર્દાબિલ) ઈરાનના વાયવ્ય પ્રદેશમાંના અઝરબૈજન નામના પ્રાંતમાં વસેલા અર્દબિલ નામનાં જીલ્લાનું મુખ્ય શહેરઃ તે ઉત્તર અક્ષાંસ ૩૮° ૪' અને પૂર્વ રેખાંશ ૪૮°.૨૧' પર ૪૫૦૦ ફુટની ઉંચાઈ પર વસેલું છે. વસ્તી લગભગ દશ હજાર જેટલી છે. શહેરમાં પોસ્ટ અને તાર ઑફિસો પણ છે. ઈરાન અને રશિયા એ બે દેશો વચ્ચે ચાલતી વ્હેપારી વાહતુકનાં એક મ્હોટા મથક તરીકે પણ તે મહત્વનું છે. ચોગમ એક માટીની પટી ગએલી ભીંત હોઈ તેમાં વચ્ચે વચ્ચે બુરજ છે. પૂર્વની બાજુમાં પા માઈલને છેટે એક પથરા તથા માટીથી બાંધેલો કીલ્લો છે તેના મોચાં યુરોપીય પદ્ધતિના છે. શહેરમાં શેખ શફીઉદ્દીન તથા તેના વંશજ પહેલો શાહ ઈસ્માઈલ (૧૫૦૨–૨૪) કે જે સફવી વંશનો સંસ્થાપક હતો, તેમની કબરો તથા સ્મારકો છે. મધ્ય યુગમાં આ શહેરમાં ઘણા યુરોપીય તથા ચીની વ્હેપારીઓ જઈ વસ્યા હતા. કેમકે તાબ્રીઝ, ટ્રેબી ઝોંડ, કાળો સમુદ્ર એ માર્ગે તથા કોકેશસ પર્વત અને વોલગા નદીને માર્ગે એશિયાના યુરોપ સાથે વ્હેપાર ચાલતો હતો. ૧૬મી સદીમાં ઈરાનપર સફવી વંશની સત્તા ચાલુ થઈ ત્યારથી અહિંની શેખ સફીની કબરના દર્શન કરવા પુષ્કળ યાત્રાળુઓ આવવા લાગ્યા. અહિંના સ્મારક સ્થાન સાથે એક કૉલેજ અને એક ઉત્તમ પુસ્તકાલય જોડવામાં આવ્યાં હતાં, જ્યાં પુષ્કળ દુર્લભ અને બહુમૂલાં હસ્તલેખોનો સંગ્રહ કરી રાખવામાં આવ્યો હતો. પણ પાછળથી ૧૮૨૮માં રશિયનો તે ઉપાડી ગયા જે હાલમાં લેનીનગ્રાડ (સેંટપીટર્સબર્ગ)ની લાયબ્રેરીમાં મોજુદ છે. ત્યાંની એક મસજીદમાં ત્રણસો વર્ષ સુધી પાથરી રાખેલો એક સુંદર ગાલીચો એક પ્રવાસીએ ૧૮૯૦ના અરસામાં ૧૦૦ પાઉંડની કિંમતે ખરીદ્યો હતો અને તે આખરે સાઉથ કેનસિંગટનના મ્યુઝિઅમ માટે અમૂક હજાર પાઉંડ ખર્ચી ખરીદવામાં આવ્યો હતો. આ સુંદર ગાલીચાની લંબાઈ ૩૪ ફુટ હોઈ પહોળાઈ ૧૭ ફુટ જેટલી છે.

**અર્દેસર ૧લો**—એના અર્તશીર, અર્તક્ષથ્ર, અર્તકસકસીઝ એવાં પણ બીજાં નામો છે. સેસેનિય જ વંશનો સંસ્થાપક પહેલો અરદશિર (ઇ. સ. ૨૨૬–૨૪૮) પર્સેપોલીસની અગ્નિદિશામાં વસેલા ખીર (ચીર) નામના રાજ્યનો રાજા પાપાક તેનો પુત્ર હતો. ઈરાન તથા તેની આજુબાજુના રાજ્યો હસ્તગત કર્યા બાદ અરદશિરે પાર્થિયન રાજાધિરાજ અર્તાબાનને ઠાર કર્યો તથા તે પછીના બે વર્ષમાં ટેસિફોન રાજધાની જીતી લીધી. પહેલેથીજ તેણે મઝ્દયસ્ન-સંપ્રદાયને ઉન્નતિને શિખરે આણી શકાય તેવી જાતનું રાજકીય ધોરણ આંકી રાખ્યું હતું. તે કાળમાં જો કે હેલેન સંપ્રદાય અતિશય પ્રબળ હતો છતાં મઝ્દ-યસ્ન પંથને માટે પણ લોકોમાં સારૂં માન હતું. આથી તેને ઝરથુસ્ત પંથના ભિક્ષુકો એટલે મગી લોકોની સંગીન મદદ હતી. આથી પાર્થિયન લોકોએ હાથ ધરેલું કામ તેમણે આગળ ચાલુ રાખ્યું. રાષ્ટ્રીય ધર્મમાં તે માનતો હોવાથી તેણે જૂની પરંપરાઓ કાયમ રાખી હતી. દાખલા તરીકે તેનો દાદો સાસાન હાઈસ્તરખ્ર (પર્સેપોલીસ)માંની અનાહિત દેવીના સ્થાન વિષે શ્રદ્ધા રાખતો. આ શ્રદ્ધા અરદશિરમાં પણ કાયમ હતી. મગી પંથના સંસ્કારો વિષે તેને પક્ષપાત હતો તથા તે ગૂઢવિધિ કરતો. અલેકઝાંડરનો કાળ તથા તે પછીની સદીઓમાં જે અવસ્તા ગ્રંથો નાશ પામ્યા હતા તે અરદશિરે પાછા મેળવ્યા તથા તેનો મુખ્ય પુરોહિત તન્સર એણે મૂળ પ્રત મુજબ તે સંપૂર્ણ લખી રાખ્યા (દિન કર્ડ ૩) અરદશિર પછીના રાજાની કારકીર્દી સુધી (૧લો શાપૂર ઈ. સ. ૨૪૧ થી ૨૭૨) અવસ્તાનું લખાણ ફરી પુરૂં થયું ન હતું. 'અર્દવિરાફ' નામના ગ્રંથનું પરશિયનમાં જે ભાષાંતર પ્રગટ થયું તેની પ્રસ્તાવનામાં એ વિષે બીજી એક કથા આપવામાં આવી છે. અરદશિરે સર્વ પુરોહિતોને પોતાની રાજધાનીમાં બોલાવી લાવી તેમના સ્મરણો ઉપરથી અવેસ્થા ગ્રંથ તથા ઝેંદ ટીકા ઉપજાવી હતી. મસૂદા ઉપરથી જણાય છે કે, ઇન્સાદ (યસ્ન) નામનો અધ્યાય મ્હોંડે કરવાનો ચાલ અરદેશારથી જ પડયો હતો. એટલે ડાર્મેસ્ટેટર (ઝેંદ અવેસ્તા ૩, પાનું ૩૨) મુજબ આપણે પણ એમ કહી શકીએ છીએ કે, અરદશિર તથા હેરબદ એમણે સામાજિક પ્રાર્થનામાં એક નવુંજ વલણ દાખલ કર્યું. ધર્મના ઉદ્ધારાર્થે અરદેશરે જે બે મુખ્ય કામો કર્યાં તેમાંનુ એક ધર્મગ્રંથ, પુરાણો, કાયદા તથા તત્વજ્ઞાનનો સંગ્રહ એ હતું. જ્યારે બીજું કામ સત્યધર્મ તથા સત્યપૂજા માટે તેણે પ્રજાને આપેલો ટેકો એ હતું. એ બન્નેનો ઉલ્લેખ તન્સરે નબરિસ્યાનના રાજા ગુશનસ્પર લખેલા પત્રમાં કર્યો છે. રાજ્ય તથા ધર્મ એ બે સત્તાઓના પરસ્પર સહકારનો જે સિદ્ધાંત

અરદેશરે દોરવ્યો તેથી તેનું રાજકીય તથા ધાર્મિક મહત્વ હંમેશને માટે અંકિત થયું છે. મસુદીએ પોતાના પુત્ર શાપૂરને અરદેશરના સિદ્ધાંત તરીકે નિચેનો ઉપદેશ કર્યો હતો. ધર્મ અને રાજ્ય એ બે સગી બ્હેનો છે તેથી એક વિના બીજી નભેજ નહિં કેમકે રાજ્યનું અધિષ્ઠાન જ ધર્મ પર છે. જ્યારે રાજ્ય ધર્મનું રક્ષણ કરનારૂં છે ( એરિએ ).

**અર્ધનારીશ્વર**:—શાસ્ત્રોમાંની એક દેવતા વિષયક કલ્પના. આવી જાતની મૂર્તિની કલ્પના ગ્રીસ રોમ, કે પેરૂ જેવા પ્રાચીન કે અર્વાચીન જગતમાં દેખાતી નથી. શંકર અને પાર્વતીના એકત્ર રૂપની આ મૂર્તિ છે. અડધો ભાગ મહાદેવનો અને અડધો ભાગ પાર્વતીનો એટલે અડધો પુરૂષનો અને અડધો સ્ત્રીના શરીરનો ભાગ એકત્ર જોડી દઇને મિશ્ર મૂર્તિ બને છે તેને અર્ધનારીશ્વરને નામે ઓળખવામાં આવે છે. દક્ષિણમાં શૈવધર્મ પ્રબળ હોવાથી ત્યાં અન્ય પ્રાંતો કરતાં આવી મૂર્તિઓ મ્હોટા પ્રમાણમાં દેખાઇ આવે છે.

મત્સ્ય પુરાણમાં ( અધ્યાય ૨૬૦ ) અર્ધનારીશ્વરનું વર્ણન આપવામાં આવ્યું છે. માથાના જમણા ભાગપર જટાભાર કપાળપર ચંદ્રની કોર, ડાબી બાજુએ કુંકુમ તિલક જમણાં કાનમાં વાસુકીનું કુંડલ અને ડાબામાં વાળી વગેરે સ્ત્રીઓનાં અલંકાર, જમણા હાથોમાં નરકપાલ, ત્રિશુલ વગેરે અને ડાબામાં આરસો કે કમળ, જમણે હાથે સર્પ ભૂષણ જ્યારે ડાબે હાથે રત્નકંકણો, જમણો પગ કમળ પર ગોઠવાયલો, જ્યારે ડાબામાં નુપૂર ચઢાવી મેંદીથી રંગેલો તથા જમણાથી જરાક ઉંચો રાખેલો આવી જાતનું વર્ણન આપ્યું છે.

શિવ શક્તિ કિંવા સ્ત્રી પુરૂષ તત્વનો સંયોગ જગતને માટે આધારભૂત હોવાથી તે સંયોગની સાકાર મૂર્તિ આ અર્ધનારીશ્વરના રૂપમાં કલ્પી છે. આવી મૂર્તિઓનું પુષ્કળ ઠેકાણે સંશોધન કરવામાં આવ્યું છે.

**બંગાળમાંની મૂર્તિ**:—બંગાળમાંના સેન રાજાઓ ચુસ્ત શિવપૂજક હોવાથી તે પ્રાંતમાં ઘણે ખરે ઠેકાણે શિવમૂર્તિઓ નજરે પડે એ સ્વભાવિક છે, અત્યાર સુધીમાં ત્યાં બે ત્રણ મૂર્તિઓનું સંશોધન કરવામાં આવ્યું છે.

રાજશાહીના વરેંદ્ર સંગ્રહાલયમાં બે મૂર્તિઓ ભેગી કરી રાખી છે. જેનો એક દક્ષિણાર્ધ શિવરૂપ અને વામાર્ધ પાર્વતી છે મુગટ ત્રીજું નેત્ર, મ્હોં; વક્ષ સ્થળ, તથા અન્ય અવયવો તેમજ દક્ષિણાર્ધપર પુરૂષોના અલંકારો અને વામાર્ધ શરીર પર તેથી જુદીજાતના અલંકારો જોવામાં આવે છે. દુર્ભાગ્યે આ મૂર્તિ ખંડિત રૂપમાંજ મળી આવી હતી. તેનો જમણો હાથ અડધો ખંડિત છે અને ડાબો સમૂળગો ભાંગી ગયો છે. વળી ઘુંટણ નીચેના પગ પણ મોજુદ નથી. છતાં આવી સ્થિતિમાં પણ તે મૂર્તિ જોતાં તેની કારીગરી પ્રશંસાને પાત્ર થઇ પડે છે. ( મૉડર્ન રિવ્યુના ઓકટોબર ૧૯૨૦ ના અંકમાં આ ચિત્ર પ્રગટ થયું છે. ) ડાક્કા જીલ્હામાંના પુરપારા ગામમાં પણ એક મૂર્તિ મળી આવી છે. બીજી એક મુર્તિ છે તે છેકજ ભાંગી ગએલી છે, તે મૂળમાં ગયાના અક્ષય્યવટથી મેળવવામાં આવી હતી.

પણ એ શિવાય ડાક્કા જીલ્હામાંના રામપુર ગામમાં આથી તદ્દન જુદાજ પ્રકારની એક અર્ધનારીશ્વરની મૂર્તિ ઉપલબ્ધ થઇ છે, તેના શરીરનો નિચલો ભાગ શિવલિંગા કૃતિ થઈ તે લિંગમાંથી કમર સુધી બ્હાર નિકળેલો ભાગ પાર્વતીનો જણાય છે. પાર્વતીને ચાર હાથ છે ઉપલા જમણા હાથમાં માળા તથા ડાબા હાથમાં પોથી છે. નિચલા બે હાથ ઉરની નીચે ધ્યાન મુદ્રાના આકારમાં જોડેલા છે, દેવી યોગ સમાધિમાં હોય તેવી લાગે છે, અર્ધનારીશ્વરની આ કલ્પના કંઇક નવીન હોઈ તેને અર્ધનારીશ્વરને નામે સંબોધી શકાય કે કેમ તે વિષે ઘણો શક છે ડાક્કાના મ્યુઝિયમના કયુરેટર નીલકંઠ ભટ્ટશાલીએ તેને અર્ધનારીશ્વરને નામેજ ઓળખાવી છે.

નાગાર્જુનના ડુંગરામાંની ગુફાઓમાં મૌખરી રાજા અનંતવર્માએ જે મૂર્તિ સ્થાપ્યાનો ઉલ્લેખ ( કૉર્પસ ઇન્સ્ક્રીપ્શનમ્ ઇંડિકારમ્ નં. ૪૯ પ્લેટ ૩૧. અ. ) છે. તે મૂર્તિ અર્ધનારીશ્વરનીજ હોવી જોઇએ.

અર્ધનારીશ્વરનો સૌથી પ્રથમ ઉલ્લેખ ઈ. સ. ની ત્રીજી સદીમાં પૅારિફિરી નામના લેખકે કર્યો છે. આ મૂર્તિ તેને ઉત્તર હિંદની એક ગુફામાં મળી આવી હતી. ( ગાંગોલી—સાઉથ ઇંડિયન બ્રાંઝેસ ).

રાજતરંગિણીકાર કલ્હણે અર્ધનારીશ્વર સ્તોત્ર લખ્યું છે. અર્ધનારીશ્વરની એક મોટી મૂર્તિ એલિફંટા કેવઝ ( હાથી ગુફા ) માં છે. મૂર્તિને ચાર હાથ છે. તે સોળ ફુટ નવ ઇંચ જેટલી ઉંચી હોઇ તેનો અડધો પુરૂષ ભાગ સારો કસાયલો લાગે છે. એક હાથ પાસેની નંદીપર મૂકી તે ઉભી છે. માથે મુગટ છે અને કપાળની જમણી બાજુ પર ચંદ્ર શોભે છે. માથાનો ડાબો ભાગ કુંતલ શોભીત છે. જમણાં કાનમાં વલય ( કુંડલ ) છે અને ડાબા કાનમાં ઉપલી બાજુએ એક રત્ન જડિત વાળી છે.

કમરે પટો છે. પુરૂષ દેહના ભાગ તરફના હાથમાં કડાં છે અને સ્ત્રી ભાગના હાથમાં રત્નનાં કાંકણુ છે બીજા બે હાથ સાબુત હોઈ તેમાંના જમણા હાથમાં સાપ તથા ડાબામાં ધાતુનો આરસો છે. તેનો આગલો ડાબો હાથ ભાંગેલો છે. બાકીની આખી મૂર્તિ તથા પાસેનો નંદી સાબુત છે ( થાણા ગેઝીટીયર ક. ૭-૬૯ )

**અર્ધમાગધી**:—એકપ્રાકૃતભાષા; જૈનોના સૂત્રો જે ભાષામાં લખાયલાં છે તેને અર્ધમાગધી ભાષા કહે છે. ભારતીય વૈયાકરણોએ તેને આર્ષ ભાષાને નામે સંબોધી છે. શૌરસેની તથા માગધી ભાષાના પ્રદેશોમાંજ અર્ધમાગધી ભાષાનો પ્રદેશ હતો એટલે હાલનો અયોધ્યા પ્રાંત તથા તેની દક્ષિણનો પ્રદેશ એ ભાગમાં અર્ધમાગધી ભાષાનો પ્રચર હતો.

હીનયાન બૌદ્ધ સંપ્રદાય સાથે જેમ પાલી ભાષા જોડાઇ તેમ તે શ્વેતાંબર સંપ્રદાય અને અર્ધમાગધીનો સંબંધ જોડાયો હતો. શ્વેતાંબર જૈનોના ધાર્મિક ગ્રંથો અર્ધમાગધી ભાષામાં લખાયલા હતા એ વિષેની સવિસ્તર માહિતી વેબરે ( ઇં. સ્ટું. ૧૬. ૨૬૧-૪૭૯; ૧૭, ૧-૯૦ માં ) આપી છે. બર્લિનની રૉયલ લાયબ્રરીમાંના સંસ્કૃત તથા પ્રાકૃત ભાષામાં લખાયલા હસ્તલેખોનું જે કેટલૉગ આપ્યું છે તેમાં વેબરે અર્ધમાગધી ગ્રંથોમાંથી જે અમૂલ્ય ઉતારા ઉતાર્યા છે તેથી આ સાહિત્યમાં ઘણો સરસ ઉમેરો થયો છે. આ કેટલૉગમાંજ તેણે હિંદ તથા યુરોપમાં અત્યાર સુધીમાં આ ગ્રંથોની જેટલી આવૃત્તિઓ પ્રગટ થઇ છે તેમની નામવાર માહિતી આપી છે. વળી વ્યાકરણ લખવામાં તેણે અત્યારસુધીમાં જેટલું સાહિત્ય પ્રગટ થયું છે, તેના સમગ્ર ઉપયોગ કર્યો છે. દુર્ભાગ્યે હજી સુધી તેની ચિકિત્સક દૃષ્ટિથી લખાયલી આવૃત્તિઓ પ્રગટ થઈ નથી. કેટલાક મૂળગ્રંથો પ્રગટ થયા છે તે વ્યાકરણ વિષયક દૃષ્ટિએ તદ્દન નકામા છે. છતાં આમાં ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ મહત્વનો ગ્રંથ પ્રથમ, અંગ "આચારંગ સુત્ત" એ છે. આની ભાષા છેક જૂની જેવી છે. બીજું અંગ "સુયગડગ સુત્ત" પર વધુ વિચાર રોકવાની જરૂર છે. તેનો પ્રથમ ખંડ ઘણે ભાગે પદ્યાત્મક હોઇ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ જેમ આયારંગ સુત્ત ઉપયોગી છે તેમજ પદ્યભાષાની નજરે આ પણ ઉપયોગી થઇ પડ્યા છે. ચોથું અંગ "સમવાયાંગ," સંખ્યાવાચક શબ્દોની માહીતી માટે ઉપયોગી થઈ પડે છે. છઠ્ઠું અને સાતમું અંગ અનુક્રમે નાયાધમ્મકહાઓ અને ઉવાસગદસાઓ એ છે. અગીયારમું અંગ વિવાગાસુય અને પાંચમું વિવાહ પન્નત્તી, એ બેમાંના જુદા જુદા ભાગોમાં એકજ જાતની કથાઓ આવી જાય છે. તથા વિભક્તિ અને ક્રિયાપદના અભ્યાસ માટે તે ઉપયોગી થઈ પડે છે. ઓવવાઇય સુત્ત અને નિરયાવલિયાઓ, છેદસૂત્રમાંના કપ્પસુયનો પહેલો ભાગ, એ સર્વેનો ઉપયોગ પણ ઉપલા જેવોજ થાય છે મૂલસૂત્રોમાંનું અત્યંત શ્રેષ્ઠ અંગ ઉત્તર જઝયણ સુત એજ છે તે મોટે ભાગે પદ્યમાં લખાયલું હોઈ તેમાં જૂના અને વિચિત્ર લાગે તેવા શબ્દો અને રૂપો આપવામાં આવ્યાં છે. શિવાય બીજું મહત્વનું અંગ દસવેયાલિસુત્ત, એ છે. પરંતુ તેની ભાષા અતિશય અપભ્રષ્ટ થયા જેવી લાગે છે. તેના તેજ શબ્દો અને અલંકારો ફરી ફરી આવ્યા કરેછે છતાં આ એકલા ગ્રંથ પરથી પણ અર્ધમાગધી ભાષાની સ્પષ્ટ અને અચૂક કલ્પના આવે તેમ છે કેમકે તે પરંપરાગતરીતે ચાલતી આવેલી તેમ અન્ય સઘળી પ્રાકૃત ભષાઓમાં અધિક સંપન્ન છે. અર્ધમાગધીનો સૌથી પ્રથમ પરીચય તો સ્ટીવેન્સને કલ્પસુત્ર ( પા. ૧૩૧ થી આગળ જુઓ ) દ્વારા કરાવ્યો, પણ તે ઘણોજ અધુરો તેમ ઘણે ભાગે દોષવાળો છે. તે પછી હોફરે ( ૩૬૪ થી આગળ ) કંઇક પરિચય કરાવ્યો. આમાં તેણે અશ્રુતિ, અર્ધસ્વર તથા 'ક' નો 'ગ' જેવો થતો ઉચ્ચાર, એ સર્વે ફેરફારો ઘણીજ સરસ રીતે બતાવી આપ્યા. પરંતુ આવિષયપર માહિતીપૂર્ણ લખાયલો સૌથી પહેલો ગ્રંથ વેબરના [ યુબેરીન ફ્રેગમેંટકર ભગવતી ભાગ ૧ અને ૨ ( બર્લિન ૧૮૬૫—૬૭ ) બર્લિના ૧૮૬૫ માં કે. જી. એલ. ઍકેડમી ડર વિસ્સેન્શ્ચેફ્ટને લખેલા નિબંધ પા. ૩ ક. ૪૪૪; ૧૮૬૬ પા. ૧૫૫-૩૫૨ ] એ નિબંધોમાં જૈન હસ્તલેખોમાંની લેખન વિષયક કેટલીક વિલક્ષણ પદ્ધતિઓની પ્રથમ ચર્ચા કરી છે. ઉપરાંત આ નિબંધોમાં કેટલાક અક્ષરોની ધ્વનીશાસ્ત્રીની દૃષ્ટિએ રહેલી મહત્તા ઠરાવવાનો ( ક્યારેક ભૂલ ભરેલો ) પ્રયાસ કર્યો છે. તેમ આ ભાષાના વ્યાકરણની સામાન્ય રૂપરેખા પણ આપી છે જે આજે પણ ઉપયોગી થઇ પડેતેવી છે. વળી ભાષાના દાખલા પણ આપ્યા છે. ધ્યાનમાં રાખવું જોઇએ કે ઉપર જે પાંચમું અંગ ગણાવ્યું છે તેજ ભગવતી; જે વિવાહપન્નતિના સંબોધનથી ઓળખાવ્યું છે. વ્યાકરણમાં ઉતારા ટાંકતા પણ વિવાહપન્નતિ એજ નામ સામાન્ય રીતે વાપર્યું છે. માત્ર વેબરના નિબંધ વિષે જ્યાં ઉલ્લેખ હશે ત્યાંજ ભગવતી નામનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ઇ. મુલ્લરના "જૈન પ્રાકૃત ભાષાઓ (ના વ્યાકરણની માહિતી" ( બર્લિન ૧૮

એ ગ્રંથમાં વેબરે પોતાના ગ્રંથમાં આપી તેથી કોઈ પણ રીતે વધુ માહિતી મળતી નથી. માત્ર ઉચ્ચારના સંબંધમાં તેમાં કંઈક વધારે માહિતી આવી છે. યાકોબીએ (આયારં૦ ભાગ ૮-૧૪ માં) વ્યાકરણ વિષે ટુંક માહિતી આપી તેને પાલી ભાષા સાથે સરખાવી છે. અને હાલમાં ઈંદોરની શ્વેતાંબર સ્થાનક સ્વાસી જૈન પરિષદ્ તરફથી અર્ધમાગધી કોશ છાપવાનું કામ પણ ચાલુ થયું છે (ઉપરાંત 'પ્રાકૃત' જુઓ)

જૈનોના મતાનુસાર 'अद्धय माजाहाए मासाए माइति मरिहा અર્થાત્ અર્હંત્ અર્ધમાગધીમાં ઉપદેશ કરે છે. જોકે આગમો આજે મૂળ સ્વરૂપમાં વિદ્યમાન નથી અને કાળ બળે તેમાંનો ઘણો ભાગ ઘસડાઈ ગયો છે અને જે છે તેમાં કાળની અસર જણાઇ આવે છે છતાં જૈન આગમોની ભાષા અર્ધમાગધી છે તેમાં લેશ પણ શક નથી. અર્ધમાગધી ભાષાનું લક્ષણ દર્શાવતાં નીચેના સૂત્રો અગત્યના છે मागधभाषा लक्षणं किञ्चित् किञ्चिच्च प्राकृतं भाषालक्षणं यस्यामस्ति सा अर्धं मागध्या इति व्युत्पत्त्या अर्धमागधी" અર્થાત્ જે ભાષામાં કેટલુંક લક્ષણ માગધીનું હોય અને કેટલુંક પ્રાકૃતનું હોય તે માગધીનું અડધું એવી વ્યુત્પત્તિથી અર્ધમાગધી કહેવાય છે ઉપરના સૂત્રવાળા આચાર્યે ઔપપાતિક સૂત્રની ટીકામાં અર્ધ માગધીની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે. 'रसो र्लशौ मागध्या मित्यादि यन्मागध भाषालक्षणं तेना परि पूर्णा प्राकृत बहुला "अर्धमागधी त्युच्यते" એટલે રનો લ અને સ નો શ થાય ઇત્યાદિ જે માગધી ભાષાનું લક્ષણ છે તેથી અપૂર્ણ અને અધિક પ્રાકૃત લક્ષણવાળી અર્ધમાગધી કહેવાય છે.

જૈન આગમ ગ્રંથોમાં વપરાયલી અર્ધમાગધી ભાષાનાં થોડાં ઉદાહરણો નીચે આપ્યાં છે:—

આર્ષભાષા અને અર્ધમાગધી:—મહારાષ્ટ્રી ભાષા સાથે જે બે ભાષાઓનો હંમેશ નિકટ સંબંધ જોડવામાં આવે છે તે ભાષા એટલે જૈન લોકોમાં પ્રચલિત થયેલી અને યાકોબીએ જેમને જૈન મહારાષ્ટ્રી તથા જૈન પ્રાકૃત એ નામથી ઓળખાવી હતી તે છે. આમાંની જે ભાષા ભાષ્યકારો તથા કવિઓએ વાપરી હતી તે જૈન મહારાષ્ટ્રી હતી તથા પ્રાચીન મહારાષ્ટ્રીભાષા એટલેજ જૈન પ્રાકૃત ભાષા હતી એમ ભૂલભરી રીતે જણાવવામાં આવે છે. હિંદુ વ્યાકરણકારોએ જૈનોનાં પુરાતન સૂત્રોની ભાષા આર્ષમ્ એટલે "ઋષીની ભાષા" ને નામે ઓળખાવી છે. હેમચંદ્ર સ્પષ્ટપણે જણાવે છે (૧, ૩) કે, મારા વ્યાકરણમાં મેં જે નિયમો આપ્યા છે તે સામે આર્ષ ભાષામાં ઘણા અપવાદ રહે છે. અને (૨.૧૭૪) આગળ ઉપર જે નિયમો મેં આપ્યા છે તે તો આર્ષ ભાષાને લાગુ પડતાજ નથી. એટલુંજ નહિં પણ તેમાં ગમે તે જાતની છૂટ આપવામાં આવી છે ત્રિવિક્રમ નામના લેખકે પણ પોતાનાં વ્યાકરણ ગ્રંથમાંથી આર્ષ અને દેશ્ય એ બન્ને ભાષાઓ વેગળી રાખી હતી. અને આમ કરવાનું કારણ એ હતું (રૂઢત્વાત્) કે, તે ભાષાઓની ઉત્પત્તિ તદ્દન સ્વતંત્ર છે. એટલે તે ભાષાઓના નિયમો સ્વતંત્ર હોઈ તે સંસ્કૃત ભાષામાંથી ઉપજેલી નથી (स्वतंत्रत्वाच्च भूयसा) દંડીના કાવ્યાદર્શમાં (૧.૩૩) પ્રેમચંદ્ર તર્કવાગીશે આપેલાં ફકરાઓમાં સ્વતંત્ર પ્રાકૃત ભાષાના બે પ્રકાર જણાવવામાં આવેલા છે જેમાં તો એક અર્ષભાષામાંથી ઉપજેલો છે અને બીજો તેના જેવોજ છે. (आर्षोत्थं आर्षतुल्यं च द्विविधं प्राकृतं विदुः) રૂદ્રર કાવ્યાલંકારમા નમિ સાધુ લખે છે (૨.૧૨.) પ્રાકૃત એ નામ પડવાનું કારણ એ છે કે, પ્રાકૃત ભાષાનો મૂળ પાયો ઉર્ફે પ્રકૃતિ એટલે સમગ્ર જનતાની રોજીંદી બોલવાની સરળ ભાષા એજ છે. વ્યાકરણ વગેરેના વિયમો તેને લાગુજ પડતા નથી. તેની ઉપપત્તિ આવી હોવાથી અથવ વપરાશમાં આજ પરંતુ બીજા કેટલાક એવી દલીલ કરેછે કે પ્રાકૃત એટલે, ભાષા હોવાથી તેને પ્રાકૃત ભાષા એવું નામ પડયું. પ્રાક્+કૃત એટલે "જુના જમાનામાં ઘડાયલી (પૂરાતન)" કેમકે, આર્ષ ધર્મ શાસ્ત્રોમાં વપરાયલી પ્રાકૃત ભાષા એટલે અર્ધમાગધી ભાષા; અને આ ભાષા દેવોની ભાષા છે (आरिसवयणे सिद्धं देवाणं अद्धमागहा वाणी) અર્થાત્ પ્રાકૃત ભાષા એટલે બૈરા છોકરાંઓ જે સહેલાઇથી સમજી શકે છે તે. તેજ અન્ય સર્વે ભાષાઓની પાયા રૂપ છે. વરસાદના પાણીની જેમ પ્રથમતો તે સર્વત્ર એકજ પ્રકારની હતી, પણ આગળ ઉપર દેશભિન્નતાને લીધે તેમ વ્યાકરણ સંબંધીની શુદ્ધાશુદ્ધતા વિષેના નિયમોને લીધે તેમાં ભિન્નતા પેદા થઇ તથા તેના વિભાગ પડી તેમાંથી સંસ્કૃત અને રૂદ્રટ (૨.૧૨) માં જણાવ્યા મુજબ અન્ય ભાષાઓ ઉત્પન્ન થઇ હતી. એ રીતે અહિં પ્રાકૃત ભાષા સંસ્કૃતની જનની તરીકે દર્શાવવામાં અવી છે. તેનું કારણ માત્ર એટલુંજ જણાય છે કે, જેમ બૌદ્ધ લોક કહે છે કે માગધી ભાષા એજ અસલ મુખ્ય ભાષા હોઈ તેમાંથી આગળ ઉપર બીજી ભાષાઓ નીકળી આવી તેવીજ રીતે જૈન પંડિતો પણ માની રહ્યા છે કે અર્ધમાગધીમાંથીજ એટલે વ્યાકરણકારો જેને

અર્ધભાષા કહે છે, તેમાંથીજ અન્ય ભાષાઓનો ઉદ્ભવ થયો છે. કેમકે, જૈન ધર્મસ્થાપક મહાવીરે આ ભાષાદ્વારાજ પોતાના ધર્મનો ઉપદેશ કર્યો હતો એવી તેમની દલીલ છે. સમવાયંગસુત (૯૮) માં જણાવવામાં આવ્યું છે કે ગુરૂએ અર્ધમાગધી ભાષાદ્વારાજ ધર્મ નિયમોનો પ્રચાર કર્યો. આ ભાષા જ્યારે વપરાશમાં મૂકાઇ ત્યારે તેમાં કેટલાક ફેરફાર થઇ તે સમગ્ર જનતાને બોલવાની ભાષા થઈ પડી. તથા તે દ્વારાજ દરેક જણુ મોક્ષ.) સુખ અને આનંદ મેળવી શકે છે; તેજ આર્ય અને અનાર્ય દ્વિપાદ અને ચતુષ્પાદ ગૃહપશુ અને વનપશુ, પક્ષી અને સર્પ) એ સર્વેની ભાષા છે." અલંકાર તિલકમાં વાગ્ભર (૧-૧) જણાવે છે. કે " અહિં તો માત્ર ભાષાનો (વાક્) વિચાર કરવાનો છે. આ ભાષા એટલે અર્ધમાગધી; કેટલાક ફેરફાર સાથે આમાથીજ આગળ ઉપર અન્ય ભાષાઓ પેદા થઈ એટલે આજ ભાષા સર્વ શ્રેષ્ટ અને સર્વગામી છે." પણ્ણવણાસુત્તમા (૫૯ થી આગળ) પ્રજાના કુલ નવ વર્ગો ગણાવ્યા છે. તેમાંનો છઠો વર્ગ ભાષારિયા એટલે "ભાષાનુરૂપ બનેલા આર્ય લોકો" એમને વિષે એવી વ્યાખ્યા કરવામાં આવી છે, "ભાષાનુસાર આર્ય લોક એટલે શું? ભાષાનુસાર બનેલા આર્ય લોકો એટલે જેઓ બોલવામાં અર્ધમાગધી તથા લખવામાં બ્રાહ્મી ભાષાઓ વાપરે છે તે" મહાવીરે પોતાનો ધર્મોપદેશ અર્ધમાગધી ભાષાદ્વારા કર્યો એ દલીલ પૂરવાર કરવા ઉપર સમવાયંગ સૂત્તમાંનો એક ઉતારો આપવામાં આવ્યો છે. શિવાય ઓવવાઇય સુત્ત (પેરા. ૬) માં પણ આવી જાતનોજ ઉલ્લેખ આવી જાય છે.

આને ઉદ્દેશીને અભય દેવે ઉવાસગદસાઓ (પા. ૪૬) માં તથા મલયગિરીએ સુરિયપન્નત્તિ (વેબરનું ભગવતી ૨. ૨૪૫) માં કેટલુંક લખાણ કર્યું છે. (ઉપરાંત હેમચંદ્ર (અભિધાન ચિંતામણી ૫૯ સટીકા જુઓ હેમચંદ્ર ૪; ૨૮૭) માં આપેલા ફકરાઓમાં જણાવવામાં આવ્યું છે કે જુનાં સુત્તો અર્ધમાગધી ભાષામાંજ લખાયલાં છે. એ વિષે હેમચંદ્ર એમ જણાવે છે કે જોકે જુના લોકોમાં તેવી પરંપરા હશે છતાં (અર્ધમાગધી ભાષાના ઘણાખરા નિયમો તદ્દન સ્વતંત્ર છે. માગધી ભાષાના કાનુન તેને લાગુજ પડી શકતા નથી. તેની બીજી દલીલ એવી છે. " से तारिसे दुःखसहे यिंदिअे" (દસવેયાલિય સુત્ત ૬૩૩, ૧૯;) આ વાકય માગધી ભાષામાં મૂકયું હોય તો આમ બને " शेतालिशे दुःखशहे बिदिंदिये"

सेदेवे अभयकुमारं एवं वयासि। अहं नं देवाणुप्पिआ पुव्व संगतिए सोहम्मकप्पवासी देवे महिड्ढिए जंणं तुम पासेहसालए अठमं भत्तं पागिणिहत्ता णं ममं मणसिकरेमाणे चिठासि; तं एसणं देवाणुप्पिआ अहं इहं हव्वमागए। संदि साहिणं देवाणुप्पिआ किंकरेमि किं दलामि किं पयच्छामि किं वातेहिय इच्छित्तं? ततेणं से अभयकुमारे तं पुव्व संगतियं देवं अंतलिक्ख पडिवन्नं पासइ पासित्ता हठतुठे पोसहं पारेइरत्ता करयल-अंजलि कदु एवं वयासी। —ज्ञाताधर्मकथाङ्ग २१.

एगेभवं, दुवेभवं, अणेगभवं अकूखएभवं अव्वएभवं अवट्ठिएभवं अणेगभूय भाव भविए विभवं? सुया। एगेवि अहं दुवेविअहं जाव अणेग भूय भाव भविए विअहं। सेकेणट्ठे णं भंते एगेविअहं जाव, सुया। दव्व दयाए एगे अहं नाण दंसणट्ठया दुवेवि अहं पय सट्ठयाए अक्खएवि अहं अव्वए विअहं उवयोगदयाए अणेग भूय भाव भविए विअहं। एत्थणं सेसुए संवुध्धे थावच्चीपुत्तं वंदति नमंसति २ एवंवदासि। ज्ञाताधर्मकथाङ्ग १०७.

इत्थविजाणह अकस्मात् एवंतोसिं नो सुयक्खाए धम्मे नोसुप्पन्नते धम्मे भवइ। —आचाराङ्ग २६६.

पुरच्छिमेणं कप्पइ निग्गंथाण वा निग्गंथी ण वा जाव मगहाओ एत्तए दक्खिणेणं कप्पइ निग्गंथा णवा निग्गंथीणवा जाव कोसम्बीओएत्तए पच्छिमेणं जाव थूणाविसओ उत्तरेणं जाव कुणालाविसओ ताव आरिए नोकप्पइ इत्तो बाहिंति। —आचाराङ्ग २४५

एणं खलुजम्बू। तेणं कालेणं तेणं समएणं वाणियगामे नामं नयरे होत्थी। वण्णओ। तस्स वाणियगामस्स नयरस्स वहिया उत्तर पुरास्थिमेदिसिताए दुइपलासए नामं चेइए। तत्थणं वाणियगामे आणन्देनामं गाहावइ परिवसइ अड्ढे जावअ परिभूए।

उपासक दशाङ्ग २.

तएणंसे सद्दालपुत्ते समणोवासए गोसालं मखलीपुत्तं एवं वयासी तुम्भेणं देवाणुप्पिया। इयच्छेया। जावइथनि उणा इथ नयवादी इथ उवए सलध्धा इथ विण्णाणपत्ता पभूणं तुम्मे ममधम्मायारिएणं धम्मोवएसएणं भगवया महावीरेण सध्धि विवादं करेत्तए?

कोलीणट्ठे समट्ठे । सेकेणट्ठेणं देवाणुप्पिया एवं वुचइ नोखलु पभू तुम्भे मम धम्मायरिएणं जाव महावीरेणं सद्धिंविवादं करत्तेए ? सद्दालपुत्तासे जहानामए केइपुरिसे तरुणे जुगवं जाव निडणासिप्पो वग्गए एगं महं अयं वा एलयं वा सुयरं वा कुक्कुडं वा तित्तिरं वा वट्टयं वा लावयं वा कवोटां वा कविंजलं वा वायसं सेणयं वा हत्थंसिवा पायंसिवा खुरिंसिवा पुच्छंसिवा पिच्छंसिवा सिंगंसिवा विसाणंसिवा रोमंसिवा जहिं जहिं गिण्हइ तहिं तहिं निच्चलं निप्फन्दं धरेइ ; एवामेव समणे भगवं महावीरे गमंवहूहिं अदेहिय हेअहि जाव वागरणेहिय जहिं जहिं गिणूहइ तहिं तहिं निप्पठपसिणवागरणं करेइ । सेतेणट्ठेण सद्दालपुत्ता एवं पुचइनोखलु पभू अहं तव धम्मायरिएणं जाव महावीरेणं सन्धिंविवादं करेत्तए । उपासक दशाङ्ग ५०

સારાંશ એકે, આર્ષ અને અર્ધમાગધી એ બન્ને ભાષા એકબીજાથી તદ્દન અભિન્ન હોઇ તેમની પરંપરાગત માન્યતા પણ એવી છે કે પુરાતન જૈન સુત્રોની ભાષા અર્ધમાગધી છે. વળી હેમચંદ્રે જણાવેલા દસવેયાલિયસુત્તામાંના ઉતારાઓ ઉપરથી પણ એમ સાબીત થાય છે કે, ગ્રંથોમાંજ માત્ર અર્ધમાગધી ભાષા વપરાટલી છે એમ નથી પણ પદ્ય ગ્રંથોમાંની ભાષા ઘણે ભાગે એક સરખી છતાં તેમાં ફેર પણ રહ્યો છે માગધી ભાષામાં જે અનેક વિશિષ્ટ નિયમો છે તેમાંનો એક વિશેષ એ છે કે તેમાં ‘ ર ’ ને ‘ લ ’ થાય છે, તેમ ‘ સ ’ નો ‘ શ ’ થાય છે. અને પ્રથમ વિભક્તિમાં અકારાંત નરજાતિનું એકવચન ‘ ઓ ’ હોય તો તેનું રૂપાંતર એમાં થાય છે.

સંસ્કૃત અને અર્ધ માગધી ભાષાઓમાં વિભક્તિ તથા વર્તમાન કાળનાં રૂપો કેવાં બને છે તે નિચેનાં કોષ્ટક પરથી ધ્યાનમાં આવશે.

| | સંસ્કૃત | | અર્ધમાગધી | |
|---|---|---|---|---|
| વિભક્તિ | એક વ. | બહુ વ. | એક વ. | બહુ વ. |
| પહેલી | पुत्रः | पुत्राः | पुत्ते पुत्तो. | पुत्ते, पुत्ता |
| બીજી.. | पुत्रम् | पुत्रान् | पुत्तम् | पुत्ते, पुत्ता |
| ત્રીજી. | पुत्रेण | पुत्रैः | पुत्तेणं | पुत्तेहिं |
| ચોથી. | पुत्राय | पुत्रेभ्यः | पुत्ताए पुत्तस्स. | पुत्ताण |
| પાંચમી. | पुत्रात् | पुत्रेभ्यः | पुत्ताओ पुत्ता. | पुत्तेहिंतो |
| છઠ્ઠી. | पुत्रस्य | पुत्राणाम् | पुत्तस्स | पुत्ताणं |
| સાતમી. | पुत्रे | पुत्रेषु | पुत्ते पुत्तंसि. | पुत्तेसु |
| | पुत्रस्मिन | | | |

| | સંસ્કૃત | | અર્ધમાગધી | |
|---|---|---|---|---|
| પુરૂષ | એ. વ. | બ. વ. | એ. વ. | બ.વ. |
| પહેલો પુરૂષ. | पृच्छामि | पृच्छामः | पुच्छामि | पुच्छामो |
| બીજો પુરૂષ. | पृच्छसि | पृच्छथ | पुच्छासि | पुच्छह |
| ત્રીજો પુરૂષ. | पृच्छति | पच्छन्ति | पुच्छह | पुच्छन्ति |

અર્ધમાગધી ભાષામાં ર, વ, શ, કાયમ રહે છે. પરંતુ પહેલી વિભક્તિનું રૂપ એ એવું થાય છે. અભયદેવે ( સમવા. પા ૯૮ તથા ઉવાસ પા ૧૬ માં ) આ ભાષાનું નામ અર્ધમાગધી કેમ પડ્યું તે વિષે ચર્ચા કરતાં આ કારણનો આ રૂપ સાથે સંબંધ જોડયો છે. સ્ટિવનસને આગળ ઉપર જણાવ્યું છે અને વેબરે તો વિસ્તાર પૂર્વક ચર્ચા કરી એમ સિદ્ધ કર્યું છે કે અર્ધમાગધી તથા માગધી એ બે ભાષાઓ વચ્ચે ઘણો નિકટ સંબંધ નથીજ.

વળી માગધી ભાષાના અવશેષ આથી વધારે પ્રમાણમાં ઉપલબ્ધ હોત તો, અને તેમનું વર્ણાંતર અધિક સરસ રીતે કરી બતાવવામાં આવત, તે પરસ્પર ના સંબંધો વિષેના વધુ મુદ્દા આપી શકાત એમાં શક નથી. માત્ર આમાં સહજ સામ્ય ઘણું દેખાઇ આવે છે. દાખલા તરીકે અર્ધ માગધી શબ્દ ઉસિણ=સંસ્કૃત ઉષ્ણની માગધી કોશિણ=કોષ્ણ શબ્દ સાથે ઘણી સામ્યતા છે. વળી એ વસ્તુ પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે માગધી અને અર્ધમાગધી એ બન્નેય ભાષામાં સંસ્કૃતમાંની છઠ્ઠી વિભક્તિનું એક વચની રૂપ ‘ તવ ’ એનોજ ઉપયોગ કરવામાં આવ્યો છે. અન્ય કોઈ પણ ભાષામાં યોજાયલું નથી.

પરંતુ કવિતામાં માત્ર પહેલા પુરૂષ એકવચનનું રૂપ એ ન થતાં ઘણીવાર ઓજ રહે છે. ગ્રંથોમાં આ બન્ને રૂપો અનેકવાર એક બીજા જોડે આવી જાય છે. દાખલા તરીકે આયારંગ પા. ૪૧-૧ અભિવાય—મીણે, પરંતુ ( ૨ ) હય પુવ્વો, ( ૩ ) લૂસિય પુવ્વો; પા. ૪૫. ૧૯, નાઓ, પરંતુ પા. ૨૦ સે મહાવીરે, ફરી પા. ૨૨ અલદ્ધ પુવ્વા અને ગામો; પા. ૪૬–૩ દુઃખસે. અપડિન્ને, ૪ સૂરો ૫ સંવુડે ૬ પડિસેવમાણો, ૭ અચલે, ૧૪ અપુટ્ઠે, ૧૫ પુટ્ઠો, અપુટ્ઠો આમાં વર્ણાન્તર કરતાં ભૂલ થવી પણ સંભવે છે. પરંતુ તે સુધારી શકાય તેવી હોય છે. કલક-તામાં છપાયલી એક પ્રતમાં ૪૫, ૨૨ ગામે, ૪૬, ૬–પડિસેવમાણે એવો શબ્દ છે ત્યારે

અન્ય ઠેકાણે એને બદલે ઓ આવ્યો છે, પરંતુ તે સુધારી એ લખવો જોઇએ. છતાં અન્ય ગ્રંથોમાં પ્રથમ વિભક્તિનું મૂળ રૂપજ 'ઓ' છે. દાખલા તરીકે આયારં. પાન ૧૨૭ થી આગળ મઉડને બદલે (પા. ૧૨૮, ૩) મઉડા એમ લખવું જોઇએ. આવા શબ્દો પદ્યમય લેખોમાં આવે છે દા૦—સૂયગડંગસુત્તાંત, ઉત્તર જઝયણુ સુત્તાંત, દસવેયાલિયાસુત્તાંત ઇત્યાદિ.

પદ્યભાષા :— આ ભાષામાં ગદ્યભાષાથી ધ્વનિ તથા રૂપની ઉપપત્તિવિષે ઘણોજ ફેર રહેલો છે. પણ મહારાષ્ટ્રી તથા જૈન મહારાષ્ટ્રી સાથે સરખામણીમાં તે ઘણાજ મળતા ઉતરે છે. છતાં તે બન્ને સર્વે રીતે સરખા છે એમ માત્ર કહી શકાતું નથી. દાખલા તરીકે સંસ્કૃતનો શ્લચ્છ શબ્દ અર્ધમાગધી ગદ્યભાષામાં મિલ કખૂ બને છે. છતાં પદ્યમાં મહારાષ્ટ્રી અને જૈનમહારાષ્ટ્રી મુજબજ શ્લેચ્છ એજ શબ્દ લખાય છે. અર્ધમાગધીમાં લખાયલા પદ્યોમાં મહારાષ્ટ્રી તથા જૈન મહારાષ્ટ્રીપ્રમાણે ફેરનુંરૂપ ફૂણુઇ થાયછે. અને હમેશ નહિં તોજ ઘણીવાર અર્ધ માગધીમાં, મહારાષ્ટ્રીમાં તેમ જૈન મહારાષ્ટ્રીમાં જણાતા તૂણુમાંના—ઉણુવા રૂપ કુત પદ્યોમાંજ આવેછે. સંધિના નિયમો. વિભક્તિપ્રત્યયો અને શબ્દ સંગ્રહ એત્રણે બાબતોમાં પદ્ય ગ્રંથો ગદ્ય ગ્રંથથી ભિન્નપડતા દેખાયછે. ઉસવ, ઉતર અને સૂયગ. એ ગ્રંથોનું નિરીક્ષણ કરીએ તોય વ્યાકરણ વિષે કેટલીક વસ્તુઓ વિશેષાત્મકરી તે દેખાઇ આવેછે. ક્રમરશ્વરે કરેલું વિવેચન (૫-૪૮) પદ્યભાષાને ઘણે અંશે લાગુ પડે તેવું છે. તે જણાવેછે તેમ આભાષા મહારાષ્ટ્રી અને માગધીનું મિશ્રણછે. એટલે તેને યોગ્ય નામતો 'મહારાષ્ટ્રી મિશ્ર અર્ધમાગધી' એમ ઠીક લાગશે અર્થાત જૈનોની એક ભીન્ન સ્વતંત્ર ભાષા તરીકે તેને સ્વીકારવામાં કોઇજાતની હરકત રહેલી નથી. પરંતુ આવું ચોકસ વિધાન પણ કરી શકાતું નથી. પાલી ભાષામાં સુદ્ધાં પદ્ય ગ્રંથોમાં ગદ્યગ્રંથોની ભાષા કરતાં છેકજ જુદી અને જુની ભાષા તથા તેના અમ ક્રારિક રૂપો દેખાવ આપેછે. પરંતુ એટલાથી તેબન્ને સ્વતંત્ર ભાષા છે એમ કહેવાય નહિં અને આથીજ પદ્યઅનેગદ્યગ્રંથો ની ભાષાઓ વચ્ચે મુખ્ય બાબતોમાં પુરેપુરૂં સામ્ય છે. તે જોઇ પિશેલે તેને પરંપરાગત ચાલતા આવેલા અર્ધ માગધીજ ઓપ આપીછે. ભારતીય નાટ્યશાસ્ત્રમાં (૧૧, ૪૮) માગધી, આવંતી, પ્રાચ્ય, શૂરસેની, બાહલિકા અને દાક્ષિણાત્યએ ભાષા ઓની સાથેજ અર્ધ માગધીને સાતમી ભાષા તરીકે ગણાવી છે (૧૭, ૫૦,) તેમજ સાહિત્યદર્પણ (પા. ૧૭૩, ૩) માં જણાવવામાં આવ્યું છે કે નાટકમાં નોકરો, રાજપુત્ર, શેઠ સાહુકારો તથા વ્હેપારીઓના ભાષણોમાં અર્ધ માગધી ભાષાજ વાપરવી (चेटानां राजपुत्राणां श्रेष्ठीनां चार्धमागधी) પરંતુ આને ને નાટકો ઉપલબ્ધ છે તેમાં આ નિયમ-પળાયલો દેખાતા નથી. નાટ્ય કથાનકમાં જ્યાં જ્યાં જૈનલોકોનો સંબંધ આવેછે ત્યાં તેમને મ્હોઠ અર્ધ-માગધી ભાષા બોલાવવામાં આવી હોય એ સ્વભાવિકછે. લાસેને (ઇં. આ. પા. ૪૧૦ થી આગળ) પ્રબોધ ચંદ્રોદય તથા મુદ્રારાક્ષસ એ નાટકોને સાધમે અર્ધ માગધી ભાષાની વિશેષતાઓ દર્શાવવાનો પ્રયાસ કર્યો છે. તે જણાવે છે કે ધૂર્તોમાં નાવી એટલે હજામ તેની ભાષા અર્ધ માગધીજ હતી. મુદ્રારાક્ષસના (પા. ૧૭૪--૧૭૮; ૧૮૭; ૧૪૦--૧૯૪ માં) એક ભિક્ષા માગનાર (ક્ષપણક) જીવસિદ્ધિ નામને ભિક્ષુ છે. તેને વિષ ધુંડિરાજ નામના ટીકાકારે પા. ૪૦ માં સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે કે. "क्षपणिको जैनाकृतिः" અર્ધ માગધી ભાષા નુસાર તેના ભાષણોમાં પણ પ્ર. પહેલીવિભક્તિના એક વચનના પમાં અંતે 'એ' જ આવે છે દા૦ કુવિદે, ભદન્તે (૧૭૮ તેવીજ રીતે નાન્યતર જાતિના રૂપમાં પણ આપી પ્રયોગ થયા છે. દા૦ અદ કિખણે. નકખતે (બીજો પાઠ 'હખ' ૧૭૬, ૧,૨ : તે ઉપરાંત બીજો ફેર એવોછે કે, 'ક' નો 'ગ' થાય છે. દા૦ 'શાવગાઅમ' (૧૭૫ ૧; ૧૮૫. ૧, ૧૪૦ ૧૦); સાતમી વિભક્તિ એક વચનમાં 'શાવગા', (૧૭૫. ૩; ૧૭૭ ૨; ૧૮૩.૫ વગેરે), વળી અહીં અંત્ય દીર્ઘ ઉચ્ચાર પણ જોવા જ્વો છે. પહેલી વિભક્તિ એક વચન 'શાવગે' (૧૭૮, ૨; ૧૪૩. ૧; એમ વાંચવાનું હોય છે) અને હગે અહક; વગીસા ભાષા માગધી જ છે. કારણ હેમચંદ્રે (૪. ૩૦૨) તેમાંથી માગધી ભાષાના દાખલા ટાંકી બતાવ્યા છે. પ્રબોધચંદ્રોદય નાટકમાં (પા. ૪૬.૬૪) એક ક્ષપણક આવેછે. તેનું નામ દિગંબર છે. તેને મ્હોડે બોલાવેલી ભાષા માગધી છે એમ રામદાસ યોગ્ય રીતે કહે છે તે કહે છે કે આ માગધી ભાષા ભિક્ષુ, ક્ષપણક, રાક્ષક અને અંતર્ગૃહમાંના આકરો બોલે છે. બીજો એક દીગંબર લટક મેલકમાં (પા. ૧૨–૧૫–૨૫–૨૮) આવ્યો છે. તે પણ માગધી ભાષાજ બોલે છે પરંતુ દીગંબરોની ભાષા શ્વેતાંબરોથી વેગળી પડે છે. અને ધ્વનિ-શાસ્ત્રમાં તે માગધી ભાષા સાથે મળતી આવે છે. આ બારીક છતાં મહત્વનો ભેદ ધ્યાન રાખવા જેવો છે. નાટ્ય ગ્રંથોમાં અર્ધમાગધી ભાષાનો કયા

ઉલ્લેખ નથી.

**અનેજ:**—(મુંબઈઇલાકો) અમદાવાદ જીલ્લામાંના ધોળકા તાલુકામાં એ એક ગામડું છે. ધોળકાની નૈઋત્ય દીશામાં આશરે પંદર માઈલને છેટે આ ગામ વસેલું છે. હાલમાં જો કે તે એક ન્હાનું ગામ થઈ પડયું છે, છતાં એક વખતે તે રાધનપૂર, કડી, પાટણ, અમદાવાદ અને ખેડા એ શહેરોમાંનો ધોળકા તથા કાઠીયાવાડ સાથે જે વ્હેપાર ચાલતો તેનું મુખ્ય મથક હતું. આ ગામની કુલ ઉપજ ભુતભવાની નામના દેવસ્થાન પાછળ ખર્ચાય છે. જમાબંધીની વ્યવસ્થા સરકારે નીમેલા પંચ કરે છે. વળી ઉપજમાંથી એક સદાવ્રત ચાલુ છે. ભરવાડો યાત્રાળુઓને છાણાં પૂરાં પાડે છે. છાણાં પૂરાં પાડવાં એ તેમની ફરજ માનવામાં આવે છે. ( મું. ગૅ. પુ. ૪ ૧૮૭૯ ).

**અર્બથનૉટ જૉન:**—આ અંગ્રેજ વૈદ્ય અને ગ્રંથકાર ૧૬૬૭ના એપ્રીલની ૨૯મી તારીખે જન્મ્યો હતો. ૧૬૯૧માં તેનો બાપ મરણવશ થતાં જૉન અર્બથનૉટ ઇંગ્લંડ ગયો તથા ત્યાં ગણિત વિષયનું શિક્ષણ આપી પોતાનું ગુજરાન કરવા લાગ્યો. ૧૬૯૨ની સાલમાં તેણે ક્રિશ્ચન હ્યુજેનના ડચ ગ્રંથના લેટિન ભાષાંતર પરથી સંભવનિયમ (લૉઝ ઑફ ચાન્સ) નામનું પુસ્તક લખ્યું હતું. તે સાલમાંજ તેણે ઑક્સફર્ડ યુનિવર્સિટીમાં પ્રવેશ કરી ૧૬૯૬ની સાલે ઍન્ડ્રુઝ વિશ્વવિદ્યાલયની એ. મી. ની પદવી મેળવી. ૧૬૯૭માં તેણે 'વુડવર્ડના પ્રલય વિષયક ગ્રંથનું પરીક્ષણ' (ઍન એક્ઝામિનેશન ઑફ ડૉ. વુડવર્ડ્સ અકાઉન્ટ ઑફ ધી ડીલ્યુઝ) નામનું પુસ્તક લખી વુડવર્ડના મતોનું સરસ ખંડન કર્યું હતું. સન ૧૭૦૧માં 'ગણિત વિષયની ઉપયુક્તતા' (એસે ઑન ધિ યુસફુલનેસ ઑફ મેથેમેટિકલ લર્નિંગ) એ વિષય પર તેણે એક ગ્રંથ લખ્યો. ૧૭૮૪માં તે "રોયલ સોસાયટી" એ નામની સંસ્થાનો સભાસદ બન્યો. ૧૭૦૫માં તે ઍન રાણીના ખાસ વૈદ્ય તરીકે નીમાયો તેમ ૧૭૧૦માં તેને રોયલ કૉલેજ ઑફ ફીઝીશીઅન્સ નામની સભાનો સભાસદ ચુંટવામાં આવ્યો. સમયસૂચકતા તથા અગાધ વાંચનને લીધે તે ટોરીપક્ષનો આધાર થઈ પડયો હતો. જોનૅથન સ્વિફ્ટ, એલેકઝાંડર પોપ અને લૉર્ડ ચેસ્ટરફીલ્ડ એ તેના આપ્તમિત્ર હતા, તેમનાપર તેણે અગણિત ઉપકાર કર્યા હતા. પોતાની ગ્રંથ રચના શક્તિ માટે તેણે કદીય મગરૂરી દર્શાવી નથી. ઉલટું પોતાની અગાધ કલ્પના શક્તિથી તે મિત્રોનું મનરંજન કરતો. ૧૭૧૨માં તેણે કાયદા પર એક ઉપરોધિક લેખ લખ્યો હતો (લૉ ઇઝ એ બૉટમલેસ પીટ). જોન બુલનું તેણે ચિતરેલું શબ્દચિત્ર આજે પણ મનરંજન કરી શકે એવું છે. આ ઉપરોધિક લેખો સ્વિફ્ટ લખતો એમ માનવામાં આવતું. પરંતુ પોપે જણાવ્યું છે કે તેમનો લેખક અર્બથનૉટ હતો. રાજનીતિમાં અસત્ય ભાષણની કળાપર (એટ્રીટાઇઝ ઑનધિ આર્ટ ઑફ પોલિટિકલ લાઇંગ) તેણે બીજો ઉપરોધિક ગ્રંથ લખ્યો હતો. ઍનરાણીના અવસાન પછી તેની દરબારી પ્રતિષ્ઠા ઘટી પડી. ૧૭૨૭માં તેણે 'રોયલ સોસાયટી ઑફ ફિઝિશિયન્સ' એ સંસ્થા સન્મુખ એક ભાષણ કર્યું હતું. ૧૭૩૧માં અર્બથનૅાટનો કનિષ્ઠ પુત્ર મરણ પામવાથી તેને આઘાત થયો તેથી તેની તબીયત બગડી તથા ૧૭૪૫ માં તે લંડનમાંજ મરણવશ થયો. પ્રાચીન શીક્કા, વજન તથા માપનું કોષ્ટક (ટેબલ ઑફ એન્શિઅંટ કૉઈન્સ વેટસ ઍંડ મૅઝર્સ) લગ્ન પછીના ત્રણ કલાક (થ્રી અવર્સ આફ્ટર મૅરેજ) જેવી ઉપયોગી અને વિનોદાત્મક સાહિત્ય કૃતિઓ તેણે નિર્માણ કરી હતી. તે સભ્ય અને સાલસ હતો. તેને માટે સ્વિફ્ટને ઘણો આદર હતો. લેખનકળામાં તેણે સ્વિફ્ટની શૈલીનું અનુકરણ કર્યું હતું. અને તે એટલે દરજ્જે કે તેનાં લખાણો જાણે સ્વિફ્ટના જ હોય તેવો ભાસ થતો પરંતુ તેના લખાણોમાં સ્વિફ્ટનો આવેગ દેખાતો નથી. ( સં. સાહિત્ય જોર્જ એટકેન–ધિ લાઇફ એંડ વર્ક્સ ઑફ જોન અર્બથનૉટ (૧૮૮૧) બાયાગ્રાફીકલ ડિક્સનરી ઑફ ઇંગ્લિશ લિટરેચર–એવરીમન લાયબ્રરી એ. બિ. ]

**અર્ય:**—આ વૈદિક શબ્દના શિષ્ઠ, સ્વામી, શત્રુ, માલિક, વૈશ્ય, નાગરિક, કરનારો એવા અનેક અર્થ થાય છે. ઋગ્વેદમાં આ શબ્દ કયે ઠેકાણે કેવા અર્થમાં ઉપયોગવામાં આવ્યો છે, તે વિષે સવિસ્તર પૃથક્કરણ 'બુદ્ધપૂર્વ જગત' (જ્ઞાનકોશ પ્રસ્તાવના ખંડ વિભાગ ૩ જો)ના ૩જા પ્રકરણમાં આવી ગયું છે. વાજસનેયી સંહિતામાં આ શબ્દ અનેકવાર આર્યને અર્થે વપરાયલો જણાય છે. તે પછીના સાહિત્યમાં જો કે તે વૈશ્યને અર્થેજ રૂઢ થયો છે છતાં આ અર્થ જોઇએ તેવો સ્પષ્ટ નથી.

વેદોમાં અર્ય અને આર્ય એવા બે શબ્દો છે ઘણે ઠેકાણે અર્ય એ બંને શબ્દો એકજ અર્થમાં વપરાયલા જોવામાં આવે છે. લોક નિશ્ચયાર્થ આર્ય શબ્દનું સૂક્ષ્મ પરીક્ષણ કરતી વખતે અર્ય શબ્દ પણ તપાસવો ઘટે છે. આર્ય કે અર્ય શબ્દ શિષ્ટજન વાચક હતો યજનશીલ વર્ગનો દ્યોતક હતો કે તે વંશ વાચક હતો ?

આર્યન્ એ માનવવંશ વિષયક અને આધુનિક શબ્દ છે. કેટલાક ઇરાની યૂરોપીય અને કેટલાક ભારતીયોનું ભાષા સંબંધી જે વર્ગમાં એકીકરણ કરવામાં આવે છે તે વર્ગને આર્યન એવું નામ આપવામાં આવ્યું છે. વેદમાં આર્ય એટલે યજનશીલ. દાસ, દસ્યુ આ તેના વિરોધ વાચક શબ્દ છે આ જાતિ બોધક શબ્દ નથી.

આર્ય અને દસ્યુ એમનો સામુચ્ચયિક કલહ વેદમાં વર્ણવ્યો છે એવી સમજ ઘણા જૂના લોકોમાં પ્રચલિત છે તેનો વિચાર કરવા જોઇએ.

૧ આર્ય કિંવા અર્ય શબ્દ મહાવંશવાચક કિંવા રાષ્ટ્રવાચક કિંવા રાષ્ટ્રસમુચ્ચય વાચક છે બસે ?

૨ એમનો અને દસ્યૂઓનો સામુચ્ચયિક કલહ વેદમાં છે ખરો ?

૩ આર્યવિષક ઉતારાઓ ભેગા કરીએ તો તેમની ઈતિહાસ સૂચક સંગતિ બેસાડી શકાય ખરી ?

આ ત્રણ પ્રશ્નો આંખો સામું રાખી વેદમાંના મંત્ર રાશિનું જો આપણે અવલોકન કરીએ તો ત્રણેનો ઉત્તર નકારાત્મક જ આવ્યા વગર રહેશે નહિ. દસ્યુ નામથી ઓળખાતા લોકો હિંદુ સ્થાનમાં વસતા હતા. તેમને આર્ય લોકોએ જીત્યા આવા પ્રકારની પૂર્વેના લેખકોએ વેદો વિષેની આપેલી હકીકત ભૂલ ભરેલી છે.

આર્યન્ એ નામથી આજે જે મહાવંશ ઓળખાય છે તે શબ્દનું આર્ય એ રૂપાંતર છે બીજું કંઇજ નથી. સંશોધકોએ સંસ્કૃત ગ્રંથોમાં વાપરેલો આર્ય શબ્દ, આર્યન્‌નું રૂપાંતર છે, તેમ કરવાથી અર્થાંતર થયું નથી એવી જે પ્રચલિત માન્યતા છે, તે ભૂલ ભરેલી છે યૂરોપીય સંશોધકો ને જે આર્ય શબ્દ, વૈદિક ગ્રંથમાં જડયો, ને તે દાસ અને દસ્યુ એ શબ્દો સાથે વિરોધાત્મક જણાયો. તેમને મંત્રવાંગ્મયનું ક્ષેત્ર પંજાબ જણાયું. આ ઉપરથી આર્ય એ કોઈ નવીન જાત હોવી જોઈએ. અને તે પંજાબમાં વસ્તી હોવાથી તેણે દેશ પ્રવેશ કર્યો હોવો જોઇએ એવી કલ્પના તેમણે કરી. સંસ્કૃત ભાષા અને વેદભાષા એની સાથે જ્યારે બીજા રાષ્ટ્રોનો સંબંધ જણાયો, ત્યારે તે બધાં રાષ્ટ્રોને પણ આર્ય એવું નામ આપવામાં આવ્યું આજ સામુચ્ચયિક નામ પસંદ પડવાનું કારણ પદમાંનું આર્યનામ તેમને જાતિવાચક જણાયું અને વેદ બધામાં જૂનો ગ્રંથ હોવાથી તેમાં ઉલ્લેખાએલા લોકોનું આર્ય નામ જૂનું સામુચ્ચયિક હોવું જોઈએ એવી સમજ ફેલાઇ. આગળ ઉપર ભાષાશાસ્ત્ર જ્યારે વધતું ગયું ત્યારે સંસ્કૃત ભાષા સાથે જે જે ભાષાનો સંબંધ જણાયો તે બધી ભાષાને આ નામ મળ્યું અને આર્યન્ એ એક મહાવંશ વાચક નામ તૈયાર થયું. આનું પરિણામ એ આવ્યું કે વેદમાંનો કિંવા બીજા સંસ્કૃત ગ્રંથોમાં વપરાયેલો આર્ય શબ્દ વંશવાચક એટલે જાતિવાચકજ છે એવો અર્થ અજાણતાં લેખકોમાં રૂઢ થયો. આ માટેજ આર્યન્ નામની એક જાતિ દેશ પ્રવેશ કરે છે, એવા વિધાનનો પૂરાવો મંત્રોમાં છે એ કલ્પના આપણે તપાસીએ

આર્ય શબ્દનો અર્થનિશ્ચય:—ઋગ્વેદમાંજ અર્ય આર્ય અને તત્સાધિત શબ્દોના ઉતારાપરથી સ્પષ્ટ જણાઇ આવશે, કે અર્ય કે આર્ય આ બંને શબ્દો મહાવંશકવાચક ( એટલે રેઇસ એ અર્થ આપનારો) નથી. અર્ય એ ઘણે ઠેકાણે આર્ય વાચક ન હોઈ અહિ શબ્દનું બહુવચન તરીકે આવ્યો છે.

( દાખલા તરીકે જુઓ ઋ. ૧. ૩૩. ૩. ૭૭.૧. ૭૧.૩.૭૧.૫. ૭૩.૫ ૮૧.૬. ૮૧.૯ ૧૧૬.૬. ૧૧૮.૯. ૧૨૧. ૧૫. વગેરે વગેરે. )

આર્ય શબ્દ માટે જુઓ ઋ. ૫.૩૪.૬ ૧૦. ૩૮.૩. ૧૦.૧૩૮.૩. ૧૦. ૧૦૩.૩. ૧૦.૧૩૦.૮. ૧. ૧૫૬.૫. ઋ. ૩. ૩૪. ૯. અથર્વ. ૨૦.૧૧૯ વગેરે વગેરે.

અથર્વ વેદ જુઓઃ— અથર્વ ૨૦.૧૮.૫. ૨૦. ૮૫.૪ ૨૦ ૮૯.૯. ૨૦. ૧૨૬.૧ ૨૦.૧૨૬.૩. ૨૦. ૯૫.૪, ૫. ૬૩.૪. ૫. ૧૧. ૩.

| પૂર્વેનું મત | જ્ઞાન કોશનું આજનું મત |
|---|---|
| ૧. આર્ય જાતિ વાચક કે મહાવંશક વાચકનામ હતું. | ૧. આર્ય એ શિષ્ટ વર્ગ વાચક અને યજનશીલજનવાચક નામ હતું. |
| ૨. હિંદુસ્તાનમાંવેદ ભાષી ( આર્યન્ ) લોક આવ્યા. વેદ તેમનું આગમન બતાવે છે. | ૨. આર્યન્ લોકોનું આગમન વેદપરથી સ્પષ્ટ થતું નથી. ભરત લોક એટલાજ આર્ય હતા, એવું જણાઇ આવતું નથી. |
| ૩. આર્ય આવ્યા ત્યારે તે વખતે વસતા, દેશમાંના કાળા લોકો સાથે તેમને લડાઈ થઈ. | ૩. ભરત હિંદુસ્તાનમાં આવ્યા ત્યારે તેમને દેશમાં બધાપ્રકારના લોકો સાથે લડવું પડયું હતું. |

| | |
|---|---|
| ૪. દસ્યુ, એટલે દેશમાંના મૂળ લોકો. | ૪. દસ્યુ એટલે જે યજનશીલ નહિતે. બહુ બહુ તો દસ્યુ એ શબ્દ શત્રુત્વવાચક હશે. આ શબ્દ થી, ભારતીય વિશિષ્ટ જાતિનો ઉલ્લેખ નથી. એક ઠેકાણે ચપટા નાકવાળા લોકોને દસ્યુ એવું નામ આપ્યું છે, તે આર્યોના શત્રુજ એમ નથી. |
| | ૫. દસ્યુઓની સાથે યુદ્ધ પ્રસંગનું વર્ણન કર્યું નથી. દિવોદાસ અને સુદાસ એમની ઘણા રાજ્યો સાથે લડાઈનું વર્ણન આપવામા આવ્યું છે. જે રાજ્યો સુદાસ અને દિવોદાસની વિરૂદ્ધ લઢયાં તે દિવોદાસથી ભિન્નવંશના કે ભિન્ન ધર્મનાં હતાં. એવું સમજવા માટે કંઇ પણ પૂરાવો નથી. |

અર્યંકાવૂ:—( મદ્રાસ ઇલાકો ). ત્રાવણકોર સંસ્થાનનું એક ગામ છે. એજ નામનો એક રસ્તો તથા દેવાલય પણ શેનકોટા તાલુકામાં છે. ઉ. અં. ૮ં–૫–૯ં અને પૂ. રે. ૭૭ં. ૯' પર ત્રિવેંદ્રમથી ૫૪ માઇલને છેટે અને તિને વેલ્વથી અસરે ૫૦ માઇલને :છેટે એક વર્તુલ આકારની દરીમાં આ ગામ વસેલું છે. લોકની વસ્તી આસરે ૧૦૦૦ની છે. ચહા કોફીના બગીચાઓને લીધે તેની મહત્તા વધી પડી છે. અહિં સાસ્થાનું એક મોટું પુરાતન મંદિર છે, અને તે પરશુરામે બંધાવ્યું છે એમ કહેવાય છે. અહિંની વનશ્રી મનોહર છે. ( ઇં. ગૅ. ૬–૧૯૦૮ ).

**અર્યમા:**—એક વૈદિક દેવતા. આદિત્ય નામનાદેવોના સમૂહમાં અર્યમન્ દેવતાનો સમાવેશ થાય છે. ઋગ્વેદમાં આશરે ૧૦૦ વાર તેનો ઉલ્લેખ મિત્રાવરૂણ સાથે કરવામાં આવ્યો છે. અવસ્તામાં પણ આ દેવતાનો ઉલ્લેખ થયેલો મળી આવે છે. બ્રાહ્મણસાહિત્યમાંના ' અર્યમ્ણઃ પંથાઃ એ શબ્દ, કેટલાક પંડિતોના મત મુજબ આકાશગંગાને અર્થે અને કેટલાક પંડિતોના મત મુજબ ' ગ્રહણ ' ને અર્થે યોજાયલો છે. વધુ વિવેચન માટે મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ વિ. ૨ ' વેદવિદ્યા ' માંનો ' દૈવત ઈતિહાસ, જુઓ.

**અર્વ**. ( અર્બિઅમ )—સં. ૫. ભા. ૧૬૫–૧૬૬. એક દુર્લભ મૃત્તિકા ધાતુ. આ ધાતુ જે ખનીજ પદાર્થમાંથી પેદા થાય છે તે ખનીજ પદાર્થ જે ગાદોલિને ઈ. સ. ૧૭૯૪ માં શોધી કાઢયો અને તેના નામ પરથીજ આ પદાર્થ " ગાદોલિનાઇત " ને નામે ઓળખાયો. એક બર્ગા નામના સંશોધકે ઈ. સ. ૧૭૯૭ માં એમ સાબીત કર્યું હતું કે, ગાદોલિયનાઈતમાં અન્ય દુર્લભ મૃત્તિકા ધાતુ પણ રહેલી છે જે ' યિત્રિયા ' ને નામે ઓળખવામાં આવે છે. વાસ્તવિક યિત્રિયા એ તો અનેક ભિન્ન વસ્તુઓનું મિશ્રણ છે. તેનું પૃથક્કરણ કરવામાં આવ્યું ત્યારે તેમાંથી " ટર્બિયા " નામનો એક પદાર્થ મળી આવ્યો. વળી આ ટર્બિઆનું સૅારેટ, કલીવ, લેકાકદ, બૅાબોદ્રાન, વગેરે એ પૃથક્કરણ કરી તેમાંથી અર્બિઆ, હોલ્મિયા, થુલિયા અને ડિસ્પ્રોસિયા વગેરે પદાર્થો શોધી કાઢયા. પરંતુ આ ચારમાંનો એકેય પદાર્થ મૂળદ્રવ્ય તરીકે છે કે નહિં તે વિષે શક છે. દુર્લભ મૃત્તિકા ધાતુ ' ગાદોલિનાઈત ' 'સમર્સ્કાઇત' ' ફેર્ગ્યુસોનાઇત ' ' યુકઝેનાઇત ' અને ' સેરાઇત ' નામના ખનીજ દ્રવ્યોમાંથી મળી આવે છે. ખનીજમાંથી અલગ પાડવા તેમનું કાષ્ટિતમાં ( ઑકઝલેટસ ) માં રૂપાંતર કરવું પડે છે. આ કાષ્ટિત ( લાકડાના રૂપમાં ) ને બાળતાં તેનું રૂપાંતર પ્રાણિદમાં થાય છે. પછી પ્રાણિદમાંથી દ્વિગંધક્તિ બનાવી આંશિક સ્ફટિકીકરણ ( ક્રીસ્ટૅલીસેશ ) બે ચાર વાર કરવું પડે છે. અથવા અમ્ન કે બીજો એકાદ અનામ્લ અલ્ક લઈ તેથી આંશિક નિપાત કરવો પડે છે. આટલી બધી ક્રિયા પછી અર્વ એ ધાતું શુદ્ધ સ્વરૂપમાં છુટી પડે છે. અર્વ ધાતુના ક્ષાર ગુલાબી રંગના છે અને પ્રણિતપણ તેવાજ રંગનું હોય છે. અમ્લમાં પ્રણિદ જલદી પીગળતું નથી ઉજનની ક્રિયાથી તે શુધ્ધ થતું નથી. વળી તે રસભાવિ ( ઇન્ફ્યુ ઝિબલ ) પણ નથી. તેના ક્ષારમાંથી અપશોષિત વિચ્છિન્ન કિરણો પેદા થાય છે.

**અર્હત:**—વેદ કાળ પછી આધ્યાત્મિક ઉચ્ચતામાંથીજ સામાજિક ઉચ્ચતાના હક બ્રાહ્મણ વર્ગ પાસે માંગનારા લોક પોતાને અર્હત્ કહેવડાવવ-લાગ્યા. વેદોમાં અગ્નિના વિશેષણ તરીકે ( ઋ. ૧., ૯૪, ૧ ) અર્હત્ શબ્દ પ્રવિષ્ટ થવાથી તે પવિત્ર બન્યો હતો. જેથી બ્રાહ્મણોની હરિફાઈ કરનાર

વર્ગે તે વિશેષણ ઉપાડી લીધું. અને ખરા બ્રાહ્મણ તેઓજ હતા એવી ભાવના શરૂ થઈ. જૈન તથા બૌદ્ધ એ બન્ને સંપ્રદાયોએ અર્હત્ શબ્દનો ઉપયોગ કર્યો છે. છતાં તે શબ્દની મહત્તા તેમનામાં લાંબા કાળ સુધી ટકી શકી નહિં. બૌદ્ધ મત મુજબ નિર્વાણની છેલ્લી અવસ્થા દર્શાવનારી પાલી ભાષામાંનો 'અર્હત્' શબ્દ પ્રારંભના બૌદ્ધધર્મ ગ્રંથોમાં મળી આવે છે. પરંતુ તેમાં તે બે અર્થમાં વપરાયલો છે. એક બૌદ્ધ ધર્મી અર્હત્ અને બીજો અન્ય સંપ્રદાયોનો અર્હત્. અન્ય સંપ્રદાયોમાં આ શબ્દનો અર્થ તે સંપ્રદાયના મતો મુજબ ધાર્મિક મનુષ્યની જે ઉચ્ચ ધ્યેયથી પ્રાપ્ત થતી અવસ્થાએ પહોંચેલો મનુષ્ય એવો કરવામાં આવ્યો છે. પરંતુ બુદ્ધ પૂર્વેના સાહિત્યમાં આ શબ્દ તેવા અર્થમાં વપરાએલો જોવામાં આવતો નથી. શરૂઆતમાં બૌદ્ધધર્મીઓએ આ શબ્દનો જે રીતે ઉપયોગ કર્યો છે તે પરથી તે બૌદ્ધ ધર્મ સ્થાપન થતાં પહેલાં ઉત્તર હિંદમાં જે ઉપાસના પંથો સ્થાપન થયા તે પંથોએજ આ શબ્દ સૌથી પ્રથમ પ્રચારમાં મૂકયો હશે એમ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. છતાં તે બૌદ્ધ ગ્રંથોમાં વિશેષ વપરાયલો જોવામાં આવે છે. બૌદ્ધ સંપ્રદાય પ્રમાણે તેનો અર્થ એવો છે કે જે માણસે અષ્ટાંગ માર્ગ પૂર્ણ રીતે આક્રમણ કરી તેથી પ્રાપ્ત થતી સ્થિતિનો ઉપભોગ કર્યો છે તે માણસ (મગ્ગફલ તથા) એવો છે. આવા માણસે અષ્ટાંગક માર્ગના દરેક માર્ગમાં એટલે (૧) સમ્યક્ દૃષ્ટિ (૨) સમ્યક્ સંકલ્પ (૩) સમ્યક વાક્ (૪) સમ્યક્ કર્મ (૫) સમ્યક્ આજીવ (૬) સમ્યક વ્યાયામ (૭) સમ્યક્ સ્મૃતિ અને (૮) સમ્યક્ સમાધિમ્, પરિપૂર્ણતા મેળવેલી હોય છે. (સંયુક્ત ૪. ૫૧ પુગ્ગલ, ૭૩.) તેણે ઇંદ્રિયભોગેચ્છા પુનર્જન્મ અને અજ્ઞાન એ ત્રણે આસવો જીતેલાં હોય છે. અર્હત્ દુષ્ટ મનોવિકારથી વેગળો રહે છે (મજ્ઝિમ, ૧-૨૮૦) પહેલા પાંચ શિષ્યોએ જ્યારે સચેતન પ્રાણીમાત્રમાં રહેલા પાંચ શારીરિક અને માનસિક ગુણ સમૂહમાં અનાત્મતા જોઇ ત્યારેજ તેઓ અર્હત્ પદ પ્રાપ્ત કરી શકયા. (વિનય. ૧-૧૪) બુદ્ધના પુત્ર રાહુલે આસનો પર વિજય મેળવ્યો હતો તેથી તે અર્હત્ બની રહ્યો. તેને માટે પુનર્જન્મની ઉપાધિ નથી (થેર ગાથા, ૨૯૬) દરેક અર્હતે સંબોધ મેળવેલી હોય છે. સંબોધિનાં સાત ભાગ છે. સ્મૃતિ, ધર્મવિજય, બળ, પ્રીતિ, શાંતિ, એકાગ્રતા અને સમાધિ.

અર્હત્ પદ પ્રાપ્ત કરેલા આ પુરૂષો બુદ્ધની હયાતીમાં પણ હતાજ. અર્હત્ પુરૂષોએ લખેલા ૨૬૪ સુક્તો તથા સ્ત્રીઓના લખેલા ૭૩ સુક્તોનો સંગ્રહ હાલ ઉપલબ્ધ છે. આ અર્હતોમાંના પંદરને પણ વિજ્જા (જ્ઞાન) પ્રાપ્ત થયા હતા. આ વિજ્જા એ એટલે પોતાનાં તેમ અન્ય લોકોના પૂર્વજન્મનું જ્ઞાન તથા બીજાના વિચારો જાણવાની કળા. સંસારી મનુષ્ય પણ અર્હત્ થઇ શકતો. બુદ્ધની હયાતીમાં આ પદે આરૂઢ થએલા પુરૂષોની ટીપણી અંગુત્તર, ૩, ૪૫૧ માં આપવામાં આવી છે. અર્હત્ હતા તેજ બુદ્ધ બન્યા હતા. છેક શરૂઆતના લેખોમાં સાત બુદ્ધોની માહિતી આપવામાં આવી છે. અને તેમને વિષે જે વર્ણન આવ્યું છે તેમાં આ શબ્દ યોજાયલો છે. ઘણા ખરા સંવાદોમાં અર્હત્ના માનસિક તથા નૈતિક ગુણોનું તથા તે અવસ્થામાં થતા અનુભવોનું વર્ણન આવી જાય છે. દીઘ નિયાકના પ્રથમ સંવાદમાં અષ્ટાંગ ભાગો પૈકી પ્રથમ અંગની બીજા સંવાદમાં ધાર્મિક જીવન ગાળવાથી થતા લાભોની તથા ત્રીજા સંવાદમાં સામાજિક દરજ્જાની ચર્ચા કરવામાં આવી છે. જેમાં અર્હત્ પદને શ્રેષ્ઠ અવસ્થા તરીકે વર્ણવામાં આવી છે ચોથા સંવાદમાં જણાવામાં આવ્યું છે કે અર્હત્ એજ ખરો બ્રાહ્મણ છે. પાંચમાં સંવાદમાં યજ્ઞસંબંધીની ચર્ચા આવે છે. અને તેમાં પણ અર્હતપદ પ્રાપ્તિનેજ સર્વોચ્ચ યજ્ઞ તરીકે ગણાવ્યો છે. એ રીતે તેર સંવાદમાંથી દસમાંમાં અર્હત્ વિષેનીજ ચર્ચા આવી જાય છે. જેમાંના બુદ્ધના છેલ્લા સંવાદનો સારાંશ આ પ્રમાણે છે. "ભિક્ષુઓ, મેં જે સત્યો પ્રાપ્ત કર્યાં છે તે તેમનું મેં તમને કથન કર્યું છે. આ સત્યો તમને અવગત થશે. ત્યારે તેમનું સેવન કરી તે પર વિચાર કરજો. અને સમગ્ર માનવજાતિના કલ્યાણને માટે તથા સુખને માટે એ વિશુદ્ધ ધર્મ ચિરકાળ ટકી રહે તેમ તે સત્યોનો પ્રચાર કરજો. એ સત્યો કયાં ? વસ્તુ સ્મૃતિઉપસ્થાન, ચાસુસમ્મપ્પધાન, ચતુઃઋદ્ધિપાદ પંચ અભિજ્ઞા, પંચઇંદ્રિય, પંચબળ, સપ્તબોધિ અને અષ્ટાંગ માર્ગ, એ તે સત્યો છે.

અર્હત્નો અર્થ વધવા લાગ્યો અને તે સાથેજ તેવા માણસો વિષેની પૂજ્ય ભાવના પણ વધવા લાગી જુના ગ્રંથોમાં એવી એક પ્રથાની માહિતી આપવામાં આવી છે કે, એકાદ ભિક્ષુને જ્યારે તે અર્હત્ બન્યો છે એમ લાગતું, ત્યારે તે તેમ જાહેર કરતો. મજ્ઝિમનિકાયમાંના ૧૧૨ માં સંવાદમાં આવાનવા અર્હત્ પદેચ્છુ ભિક્ષુઓનેજ છે પ્રશ્નો પૂછવામાં આવતા તે પ્રશ્નો આપવામાં આવ્યા છે. આ પ્રશ્નોના જો તે સમાધાનકારક જવાબ આપે તો તેનું અર્હત્ પદ માન્ય કરવામાં આવતું. આગળ ઉપર ભાષ્યકારોના કાળમાં આ ચાલ બંધ પડી ગયો. તે કાળમાં

કોઈ અર્હત્ થયાના દાખલા કે નિર્દેશ નથી. તેમજ ક્રાઈસ્ટ પછી ૩ જી સદી પછી કોઇ અર્હત્ થયાનો ઉલ્લેખ ક્યાંય જણાતો નથી. કેમકે, અર્હત્ પદ વિષેની કલ્પનાઓ એટલી ઉચ્ચતર થઇ પડી કે, તેની પ્રાપ્તિ માટે પ્રાચીન કાળના પુરૂષોજ યોગ્ય હતા. હાલના જમાનામાં તેવા પુરૂષો થવા અશકય છે, એવી માન્યતા ચારે તરફ ફેલાઇ ગઇ હતી.

પણ સંસ્કૃત ભાષામાં અર્હત્ શબ્દનો જે અર્થ આપવામાં આવ્યો છે તે ઉપલાથી તદ્દન ભિન્ન છે. બૌદ્ધધર્મની સ્થાપના પછીની કેટલીક સદીઓ પછી જે બૌદ્ધધર્મના વિદ્વાનો સંસ્કૃતમાં ગ્રંથરચના કરવા લાગ્યા તેમણેજ પ્રથમ આ શબ્દ સંસ્કૃત-સાહિત્યમાં યોજયો હતો. પરંતુ અર્હત્‌ને બદલે બૌદ્ધધર્મમાં અંતિમ સાધ્ય તો બોધિસત્વપદની પ્રાપ્તિ એજ છે એમ જેઓ માનતા તેમણેજ આ શબ્દ સંસ્કૃતમાં દાખલ કર્યો હતો. આ કાળમાં અર્હત્‌પદ એટલે ઉન્નતિની અંતિમ અવસ્થા એ માન્યતા નષ્ટ થઇ હતી. એટલુંજ નહિં પણ, પ્રત્યક્ષ બુદ્ધની વાણીમાંથી ઉચ્ચારાયલા ઉપદેશમાં તો અર્હત વિષે ઉલ્લેખ પણ નથી. લલિતવિસીર કે મહાવસ્તુ નામના ગ્રંથમાં પણ તે શબ્દનો ઉલ્લેખ નથી. માત્ર બુદ્ધ કે તેના પ્રથમ શિષ્યોનો એક વિશેષણ તરીકે તે જણાય છે. દિવ્યાવદાન (વાર્તાસંગ્રહ) નામના ગ્રંથમાં બુદ્ધકાળની વ્યક્તિઓ સંબંધી વાર્તાઓ આપવામાં આવી છે. અને તેમાં અર્હત્ શબ્દ જુના અર્થમાં યોજવામાં આવ્યો છે. વળી તેવોજ અર્થ અશોકના ભાઈ વીતાશોકની વાતમાં આવ્યો છે. સદ્ધર્મ પુંડરિક નામના ગ્રંથમાં અર્હત્ શબ્દ પંદર-વીસ વાર આવી જાય છે. પરંતુ તેમાં અર્હત્‌પદની સ્થિતિ બુદ્ધથી ઉતરતી હોવાનું સ્પષ્ટ શબ્દોમાં જણાવવામાં આવ્યું છે.

[ સંદર્ભગ્રંથઃ—હીસ ડેવિડ્સ-ડાયલોગ્સ ઑફ બુદ્ધ. આપટે બૌદ્ધપર્વ. કર્ન-મૅન્યુઅલ ઑફ બુદ્ધિઝમ. બૌદ્ધધર્મગ્રંથ ( ત્રિપિટક ). એ. રિ. એ. માનો ( 'અર્હત્' ) લેખ ]

**અર્હન્નીતિ**—શ્રીહેમચંદ્ર સૂરિએ (?) આ ગ્રંથ શ્લોકબદ્ધ રચ્યો. આ ગ્રંથ ત્રણ અધિકારમાં વિભાગિત છે. પ્રથમાધિકારમાં રાજા, મંત્રી, સેનાપતિ, દૂતના લક્ષણો, દ્વિતિયાધિકારમાં દંડનીતિ અને યુદ્ધનું સ્વરૂપ અને તૃતીયાધિકારમાં ન્યાય આપવાની સમીક્ષા કરવામાં આવી છે. કહેવાય છે કે, કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યે રાજા કુમારપાલના આગ્રહથી રાજા પ્રજાના હિત ખાતર આ ગ્રંથ રચ્યો.

**અ-હેનિયસ સ્વાન્ટે ઑગસ્ટ:**—એ એક સ્વિડિશ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રી તેમ રસાયનશાસ્ત્રી તા. ૧૯-૨-૧૮૫૯ ને રોજ વૅાસવિજકમાં જન્મ્યો હતો. સન ૧૮૭૬ થી ૮૧ સુધી ઉપ્સાલામાં તથા ૧૮૮૧ થી ૮૪ સુધી સ્ટોકહોમમાં તેણે અભ્યાસ કર્યો. સન ૧૮૮૬ થી ૮૮ દરમ્યાનના બે વર્ષો મુસાફરીમાં ગાળી રીગાની વિવિધ કળા શાળા તથા વુર્ઝબર્ગ, ગ્રાઝ, એમ્સ્ટરડેમ તથા લાઇપ્ઝિગના વિશ્વવિદ્યાલયો ( યુનિવર્સિટી ) વગેરેનું તેણે નિરીક્ષણ કર્યું. પછી તે સ્ટોકહોમમાં પ્રોફેસર થઇ રહ્યો. વિદ્યુદ્વિશ્લેષણનો સિદ્ધાંત ( થિઅરી ઑફ ઈલેક્ટ્રોલિટિક ડિસએસોસિએશન ) પૂર્ણ અવસ્થાએ આણી મૂકવા માટે તેની કીર્તિ પ્રસરી. સન ૧૮૮૩ માં તેણે આ વિષયપર એક લેખ લખી તે સ્ટોકહોમની શાસ્ત્રીય એકેડમી ( પ્રયોગ શાળા ) આગળ સાદર કર્યો. વિદ્યુદ્વિશ્લેષણ ઉપરાંત તેણે જીવનશાસ્ત્ર-સંબંધી પણ એક સિદ્ધાંત રચ્યો હતો. તેની દલીલ એવી હતી કે, અત્યંત સૂક્ષ્મ બીજકણમાં પણ ગતિ હોય છે. આ બીજ આખા વિશ્વમાં દશદિશાએ ફેલાઇ જાય છે. તેમાંના ઘણા ખરા તેજસ્વી તારાઓની દાહક ઉષ્ણતાથી બળી જાય છે. પરંતુ કેટલાંક બીજ યોગ્ય પરિસ્થિતિમાં સ્વસ્થ ગોલક પર જઇ પહોંચે છે અને ત્યાં તેમ ઉછરે છે.

**અલક:**—( ૧ ) આ એક અલંકાર શાસ્ત્રજ્ઞ હતો. રત્નાકરના હરવિજય નામના ગ્રંથ પર તેણે એક વિષમપદોદ્યોત નામની ટીકા લખી છે. રાજાનક જયાનકનો તે પુત્ર હતો મમ્મટનો અપૂર્ણ રહી ગએલો 'કાવ્યપ્રકાશ' ગ્રંથ અલકે પૂર્ણ કર્યો. વળી 'અલંકાર સર્વસ્વ' પર પણ તેણે એક ટીકાનો લેખ લખ્યો હતો.

**અલક:**—(૨) એક પ્રાચીન અજ્ઞાત શહેર. અલકના પ્રભુ ( અલક-નાથ ) તરીકે બૃહત્સંહિતામાં ( ૧૧, ૫૮ ) એક ઉલ્લેખ આવે છે. કર્ન નામના લેખકે પોતાના ભાષાંતરમાં તેનું અલકા એવું નારી જાતિવાચક રૂપ આપ્યું છે પરંતુ તે રૂપ છંદોમાં બંધ બેસતું લાગતું નથી. પ્રગટ થયેલા મૂળ ગ્રંથમાં ઈક્ષ્વકૈ-રલકનાથૈ, "ઇક્ષ્વાકુ અને રલકનો પ્રભુ". રલકને બદલે કુકુલ અને રૂલક એવા કેટલાક પાઠભેદ આવી જાય છે, પરંતુ પોતાના ભાષાંતર સાથે લખેલા વિવેચનાત્મક લેખમાં કર્ન ઇક્ષ્વાકુર અલકનાથૈ એ સંધિનેજ વધારે પસંદ કરે છે. ટીકામાં એજ પાઠ આપવામાં આવ્યો છે. અને તેને 'અલકા નગરી તન્-નાથૈ રાજા' એ ટીકાથી આધાર મળે છે. બીજી પરિચિત અલકા

એટલે કુબેરની નગરી છે. અન્યત્ર અલકના નામનો ઉલ્લેખ મળતો નથી ('અલકા' જુઓ.)

**અ લ ક ન ંદા**—( અલકનંદા-યુવતિ ) બ્રિટિશ ગઢવાલ હદમાંની એક નદી. તે ગંગામાં મળી જાય છે. પણ આ નદીમાં બીજી પુષ્કળ નદીઓ આવી મળતી હોવાથી તેના પ્રવાહ માર્ગમાં પુષ્કળ સંગમો બન્યા છે. અહિં સ્નાન માટે યાત્રાએ ભરાય છે. ઉદા૦—નંદાકીની નદી જ્યાં આવી મળે છે. તે નંદપ્રયાગ; પિંડરનો સંગમ થાય છે તે કર્ણપ્રયાગ; મંદાકિની મળે છે તે રૂદ્રપ્રયાગ; તથા ભાગિરથીનું સંગમસ્થાન તે દેવપ્રયાગ. તેનાં અહીંથી આગળ ઉપરના પ્રવાહને ગંગા કહે છે. આકાર અને સ્થાનની દૃષ્ટિએ અલકગંગા ભાગિરથી કરતાં શ્રેષ્ઠ છે. છતાં ભાગીરથીનેજ ગંગાનું ઉગમસ્થાન કહેવામાં આવે છે. તેનું ગ્રંથોમાંનુ પ્રાચીન નામ હજી ટકી રહ્યું છે. તેનું ગ્રંથમાં સ્વરૂપ એવું છે કે, ભગવત્પદીના ચાર પ્રવાહોમાંનો આપણી બાજુનો પ્રવાહ ( ભાગ પાંચમો. અ. ૧૭. ગદ્ય ૯ ) હિમાલય પરની કુબેરની અલકા નગરીના બ્હારના પ્રદેશમાં આજ નદી વહે છે. અલકનંદાને મહાનદીના નામથી પણ ઓળખાવી છે. ભાર. વન. અ૦ ૧૪૨ ) ગંગા-નદીનું પણ એજ નામ છે. ( ભાગ. ૪. ૬; ૧૧. ૨૯ ) ( પ્રા. કો. )

**અ લ કા**:—પૌરાણિક શહેર અને સરોવર. કુબેરની આ કૈલાસ પર્વત પરની નગરી સર્વે સુખોથી ભરપૂર છે. ' યયાતિએ પુરૂ પાસેથી યુવાવસ્થા મેળવ્યા પછી તે ઉત્તરના મેરૂ પર્વત પરની અલકા નામની કુબેર નગરીમાં વિષયભોગ ભોગવવા લાગ્યો. એવો ભારતમાં ઉલ્લેખ છે. ( મ. ભારત. ૧. ૮૫. ) ઉર્વશી-સહ પુરૂરવા પણ અહિંજ હતો. ( વિષ્ણુ પુ. ૪. ૬. ) આ નગર ભૂતેષ ગિરીપર આવ્યું છે એમ ભાગવતમાં ( ૪. ૬. ) જણાવવામાં આવ્યું છે સંસ્કૃત કાવ્યોમાં આ નગરનો અતિ ગૌરવપૂર્ણ ઉલ્લેખ કરેલો જોવામાં આવે છે. " विभाति यस्यां ललितालकायां मनोहरावैश्रवणस्य लक्ष्मीः " ( ભામાવિલાસ ૨. ૧૦) આવા શબ્દોમાં જગન્નાથ પંડિતે તેનું વર્ણન કર્યું છે.

અલંકાર—( સાહિત્યશાસ્ત્ર જુઓ. )

**અ લં કા ર**:—અલંકારનો પ્રધાન હેતુ શરીર ભૂષણ એ છે. પોતાનું શરીર શોભાયમાન દેખાય તેવી ઇચ્છા મનુષ્યમાં સ્વભાવે જ રહેલી હોય છે. પુરૂષ કરતાં સ્ત્રીમાં આ ઇચ્છા પ્રબળ હોવાથી તેમને દાગીનાઓનો ઘણો મોહ હોય છે એ સર્વકાળ તથા સર્વે દેશોની સ્થિતિ છે. દાગીના ઘણે ભાગે સ્ત્રીઓ માટેજ હોય છે. આવા દાગીનાઓમાં દેશની પુષ્કળ સંપત્તિ રોકાઇ રહેલી હોવાથી દેશી વ્હેપાર માટે જોઇતાં નાણાં મળી શકતા નથી એવી જાતની એક તકરાર આજકાલ સંભળાય છે, તે તદ્દન ખોટી તો નથીજ. સામાન્ય રીતે બચત ઘરેણામાં જાય છે. વિશેષે કરીને જ્યાં બેંક નથી અથવા નાણું મૂકવા ધાસ્તી વગરનું જ્યાં સાધન નથી ત્યાંના લોકો પોતાની બચત દાગીનામાં રોકી રાખે છે. ગરીબોમાં પણ આનો અપવાદ નથીજ. શ્રીમંતોના દાગીના ઓછાં છતાં મૂલ્યવાન અને મોહક હોય છે, જ્યારે ગરીબોના દાગીના ઘણા પણ હલકી ધાતુઓનાં હોય છે. આપણે ત્યાંની પછાત વર્ગોની સ્ત્રીઓ રૂપા ચાંદીના દાગીના કેટલા બધા પહેરતી દેખાયજ છે. ગોંડ વગેરે લોકોમાં તો પિત્તળના જાડા દાગીના પણ પહેરે છે. કાળી પરજ જાતોમાં પણ આવો રીવાજ હોય છે. મારવાડની દનોગી જાત આ બાબતમાં સર્વશ્રુત જ છે. પરંતુ હાલમાં સુશિક્ષિત વર્ગો તથા રાજા રજવાડાઓમાં દાગીનાની હોંસ ઓછી થતી જાય છે. નહિં તો હિંદી સંસ્થાનિક એટલે નખ શિખાંત અલંકારોથી જડેલી વ્યક્તિ. પાશ્ચાત્ય રંગભૂમિપર તથા ચિત્રપટોમાં તેમની નકલ કરવામ આવે છે.

દેશકાલ અનુસાર અલંકારોમાં પુષ્કળ વૈચિત્ર્ય દેખાઇ આવે છે. એટલે તેમાંની દરેક ભાતનું વર્ણન અહિં આપવું બને તેમ નથી એટલે પાશ્ચાત્ય તેમ પૌરસ્ત્ય લોકોના પ્રાચીન તથા અર્વાચીન અલંકારોની કેટલીક માહિતી આ લેખમાં નીચે મુજબ આપીએ છીએ.

**વે દ કા ળ ના અ લં કા ર**:—ઋકસંહિતામાંના મરૂત ખાસ કરીને અલંકાર પ્રેમી દેખાય છે. ( ૧. ૬૪; ૮. ૨૦; ૧૯ ૭૮ સુકતો જુઓ ). તે સુંદર વસ્ત્રાભરણથી પોતાનાં શરીર શોભાવે છે. વળી શોભા માટે ગળામાં હાર પહેરે છે. હારને માટે ઋકમ અને સામાન્ય અલંકાર માટે અંજ એ શબ્દો યોજાયલા છે. સ્ત્રી પુરૂષ તેમ ગાયના દાગીનાઓના પણ ભરપુર ઉલ્લેખ જોવામાં આવે છે. ( ઋ. ૮. ૬૭, ૨ ) અલંકાર વાચક હોય તો તે કયો અલંકાર દર્શાવે છે, તે ચોકસ જાણી શકાતું નથી. હાલમાં જેમ ' નજર ન લાગે તે માટે મણી ' ભાવિક લોકોમાં પ્રચલિત છે તેવીજ રીતે ત્યારે તે કાળમાં પણ આપત્તી, દોષ વગેરેના નિવારણાર્થે મણી પહેરવામાં આવતો. ( બુદ્ધપૂર્વ જગત પા. ૪૧૧ જુઓ. ) યજ્ઞ સમયે પણ દાગીનાની આવશ્યકતા રહેતી એ વેદવિદ્યા વિભાગમાંના યજુર્વેદ પ્રકરણ પરથી ( પા. ૧૩૨ )

આપવામાં આવશે. વાજપેય યજ્ઞમાં સર્વે ઋત્વિજોએ સોનાની કંઠી પહેરવી અને હોતાએ જે કંઠીમાં 'વજ્ર' નામના રત્નો જડેલાં એ સોનાનાં કમળ પુષ્પની કંઠી ધારણ કરવી એમ કહેવામાં આવ્યું છે. (આ. શ્રૌ. સુ. ઉ. ષટક ૩ ૯,) અન્ય યજ્ઞોમાં હોતા, ઉદ્ગાતા, વગેરેને વિશિષ્ઠિ અલંકાર આપવાની સૂચના કરી છે. (આ. શ્રૌ. સૂ. ૧૨, ૧૮, લાઠયા. શ્રૌ. સૂ. ૮. ૧૦; આ. શ્રૌ. સૂ. ઉ. ૩, ૪.)

પ્રાચીન અલંકારોના અવશેષ બૌદ્ધ સ્તૂપોમાં મળી આવ્યા છે (જે. આસ. એ. એસ. ૧૯૦૮) તેમજ પ્રાચીન શીલ્પમૂર્તિઓમાં કોરેલી અલંકારોની વિવિધ વાનીઓ જોવા મળે છે. ભરહૂત સ્તૂપ પરની શિરિમાં દેવતાનો રત્નમય કંમરપટો તથા અન્ય દેવતાઓનાં કાનમાંના કુંડલ તથા હાર પુરાતન અલંકારોની યાદ પુરે છે.

વેદોત્તર કાળના અલંકારઃ—પુરાતન કાળમાં કેટલાક અલંકારો સ્ત્રી તથા પુરુષ એ બન્ને વાપરતા. ભારતીય લોકોની અલંકારપ્રિયતાનું વર્ણન ગ્રીક ઇતિહાસકારોએ સારૂં કર્યું છે. પ્રાચીન કાળમાં હિંદમાં સોનું, મોતી તથા રત્ન, હીરાઓની જે અખૂટ સમૃદ્ધિ હતી તે ધ્યાનમાં લેતાં અહિંના લોકોને વિવિધ અલંકારોનો શોખ હોય એ સ્હેજે સમજી શકાય તેમ છે. સામાન્યપ્રતિના લોકો સોના ચાંદીના દાગીના પહેરતા. એટલું જ નહિં પણ ગાયો, ઘોડા તથા હાથીઓને પણ સોના ચાંદીના દાગીનાઓથી શણગારવામાં આવતા હતા. એક ગ્રીક ઇતિહાસકાર સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે, હિંદની પ્રજાએ આખા જગતની અભિરૂચી બગાડી છે. કેમકે તેમણે લોકોને મોતી માટે અતિશય પૈસા ખરચતાં શીખવાડયા છે. ભરતમુનિના નાટયશાસ્ત્ર પરથી એમ દેખાય છે કે, (૧) આવેધ્ય (૨) બંધનીય (૩) ક્ષેપ્ય અને (૪) આરોપ્ય, એવા અલંકારોના ચાર પ્રકાર છે. પહેલામાં કુંડલ, બીજામાં કટિસૂત્ર અને અંગદ ત્રીજામાં નૂપુર અને ચોથામાં સોનાના હાર આવે છે.

ચૂડામણિ અને મુકુટ એ શિરભૂષણો હતાં. કુંડલ એ કર્ણઅલંકાર છે. મુક્તાવલિ (મોતીના કંઠા), હર્ષક અને સૂત્ર એ કંઠાભરણ હતા. પટિકા અને અંગુલિમુદ્રા આંગળીએ પહેરવાની હોય છે. કેયૂર અને અંગદ એ અલંકાર હાથની કોણી ઉપર એટલે દંડપર પહેરવાના હોય છે. ત્રિસર અને હાર ગળામાં તથા સ્તનમંડલ પર પહેરવાના અલંકારો હતા. તરલ અને સૂત્રક કટિભૂષણો હતાં. સ્ત્રીઓ પ્રમાણે પુરૂષો પણ આ અલંકારો ધારણ કરતા.

દેવતા અને રાજસ્ત્રીઓના અલંકારોનાં નામઃ—શિખાપાશ, શિખાજાલ, ખંડપત્ર, ચૂડામણિ, મકરિકા, મુક્તાજાલ, ગવાક્ષી, કુંડલ, ખડ્ગપત્ર, વેણી ગુચ્છ, હારક, લલાટતિલક, ક્ષુર, કર્ણિકા, કર્ણવલય, આપેશ્રૂક, રત્નખલિત, દંતપત્ર, કર્ણપૂર, પત્રલેખા, ઇત્યાદિ. આ અલંકારોની આકૃતિ કેવી હશે અને તે કયાં પહેરવાનાં તે વિષેની સમગ્ર માહિતી મળતી નથી. પરંતુ કેટલીક ગુફાઓમાં પ્રાચીન દેવતાઓની જે મૂર્તિઓ આજે જોવા મળે છે તે પરથી આ દાગીનાઓની આકૃતિનો કંઇક ખ્યાલ મળી આવે છે. છતાં તે પરથી તેમનાં નામો તો નજ કલ્પી શકાય. જેથી વ્યાકરણની મદદથી કેટલાક અલંકારોની માહિતી મેળવી તે નીચે આપી છે.

રામાયણમાં હાર, હેમસૂત્ર, રશના (કમરપટો) અંગદ, કેયૂર, કુંડલ, વલય (કંકણ) વગેરે મુખ્ય અલંકારોની નામાવલિ મળી આવે છે. અંગદ માટે 'વિચિત્ર' તથા કેયૂર માટે 'શુભ' એ વિશેષણો યોજાયલાં છે. વળી અંગદ અને કુંડલ સોનાનાં હતાં એવી પણ માહિતી ઉપલબ્ધ છે.

મસ્તકાભરણઃ—અલંકારોનું વર્ણન આપતાં માથેથી શરૂ કરીએ. સુવિખ્યાત કોશકાર અમરસિંહે અલંકારોની નામાવલિ આપતાં આવી જ રીતે પ્રારંભ કર્યો છે. તેની નામાવલિમાં સ્ત્રીઓના સીમંતમાં (કેશકલાપમાં) બાલપાશ્યા અને પરિતથ્યા એ અલંકારો પહેરવામાં આવતા એમ જણાવવામાં આવ્યું છે. અને હજી પણ સ્ત્રીઓ તે પહેરતી દેખાય છે. બંગાળમાં આ અલંકારો નજરે પડે છે. તે સોનાના હોય છે. હિંદુસ્થાનની સ્ત્રીઓ તે રૂપાના બનાવી પહેરે છે. લલાટના અલંકારોનું પત્રપાશ્યા અને લલાટિકા એવાં નામો છે. પત્રપાશ્યા એ નામ પરથી આ અલંકાર ઝાડના પાયા જેવો લાગે છે. મુખ્ય ડાળી ચોગમ ફેલાતાં ન્હાનાં ન્હાનાં પાંદડાંઓ થાય એવી આકૃતિ જેવો આ સુંદર અલંકાર બનાવવામાં આવે છે. મહારાષ્ટ્રીય સ્ત્રીઓ કુતલમાં કેતકીપત્ર (કેવડો) પહેરે છે તેની રચના પણ આવી જ હોય છે. રાજાઓ માથે રત્નજડિત મુકુટ ધારણ કરતા. અર્જુનના કિરીટનું વર્ણન કર્ણપર્વમાં આપ્યું છે. રાજસ્ત્રીઓ મુકુટને બદલે પટ્ટ એટલે એક રત્નથી જડેલી સોનાની સાંકડી પટી માથે બાંધતી. આ પરથી જ મુખ્ય રાણીનું પટ્ટરાણી કે પટ્ટમહિષી એ નામ પડયું હતું.

કર્ણભૂષણોઃ—અમરસિંહના મત મુજબ આમાં કુંડલ અને કર્ણિકા એવા બે પ્રકાર છે. કર્ણિકાનું

તાલપત્ર એવું પણ એક નામ છે. તે કાનના ઉપલા ભાગમાં પહેરતા. કુંડલ નીચલા ભાગમાં અલંકાર છે. રાજાના કુંડલ હીરાના હોઈ તે ગોળ હતા એમ મહાભારત પરથી જણાય છે. (વૈદ્ય-મહાભારતનો ઉપસંહાર પા. ૨૧૦.) સ્ત્રીઓનાં કુંડલ પુરૂષોથી ભિન્ન હતાં. હેમચંદ્ર કહે છે. કે, કુંડલને સ્થાનેજ તાલપત્ર તથા આ અલંકાર પહેરવામાં આવતા. વળી કાનની પાછલી બાજુમાં ઉત્ક્ષિપ્તિકા, કર્ણેંદુ અને બાલિકા એ અલંકારો પહેરતા.

હાલની જેમ પ્રાચીન કાળમાં બન્ને કાનોમાં એકજ જાતના અલંકારો પહેરવામાં આવતા નહિં. કેટલીકવાર એકજ કાનમાં એક અલંકાર પહેરવાનો પણ પ્રચાર હતો. બાણની કાદંબરીમાંની ચાંડાલ કન્યાનું વર્ણન જુઓ (एककर्णा मुक्तदंतपत्रप्रभाधवलितकपोलमंडलाम्) એ રીતે એક કાનમાં તાટંક, અને બીજામાં કુંડલ અથવા બીજો કોઈ દાગીનો સ્વેચ્છા મુજબ પહેરવામાં આવતો. વાસવદત્તા નાટિકામાં તાટંકનો વિશેષ ઉલ્લેખ મળી આવે છે. "रक्षाभूषणा निमित्तं बालस्य कर्णौ विध्यते" (સૂત્રસ્થાન અ. ૧૯) એટલે શરીરના રક્ષણને અર્થે ઔષધી, વનસ્પતિ વગેરે ધારણ કરવા કાન વિંધે છે એવું સંસ્કૃતમાં એક વાક્ય છે. તે પરથી જોતાં પ્રથમ આવા વિશિષ્ટ હેતુસર કાન વિંધવાનો ચાલ પડ્યો અને પાછળથી તેનો ઉપયોગ અલંકાર માટે થવા લાગ્યો એમ રા. વા. ગો. આપટે માને છે.

બાણભટે દધીચિનું જે વર્ણન આપ્યું છે તેમાં ત્રિકંટક નામના એક અલંકારનો ઉલ્લેખ છે. કદંબની કળી જેવા સ્થુલ મોતીના ઝુમખામાં મરકતમણીનું લોલક બાંધતાં આ અલંકાર બને છે એવું તેમાં વર્ણન આપવામાં આવ્યું છે.

ભાગવતના દશમ સ્કંધમાં ગોપીઓનું વર્ણન કરવામાં આવ્યું છે તેમાં 'જવલોલ કુંડલા' એવું એક વિશેષણ આવે છે. તે પરથી હાલની છોકરીઓ જે જાતના એરીંગ પહેરે છે, તેવાંજ તે કાળે કુંડલ હોવા જોઈએ એમ લાગે છે. પ્રાચીન દેવતાઓની મૂર્તિઓનાં કાનમાં કુંડલો દેખાય છે. તેમનો આકાર ગોળ હોય છે. તથા સુંદર કારીગિરી કરવામાં આવે છે. તેમાં વળી વિવિધ ભાતનાં સુંદર રત્નો પણ જડવામાં આવતાં. શિશુપાલવધ કાવ્યમાં કૃષ્ણના કુંડલોનું વર્ણન આપવામાં આવ્યું છે. તેમાં રત્નોનું વર્ણન છે. રામાયણમાં લંકાની સ્ત્રીઓનું જે વર્ણન છે તેમાં તેમના કુંડલમાં હીરા જડેલા હતા એમ જણાવવામાં આવ્યું છે. દમયંતીના સ્વયંવરમાં આવેલા રાજાઓના કાનમાં મણિકુંડલ હતાં એમ મહાભારતમાં તે વિષે લખાયલા વર્ણન પરથી જણાય છે. આ ગ્રંથમાંની ઋષ્યશૃંગની કથામાં તેને ત્યાં આવેલી વેશ્યાનું વર્ણન આપતાં કહ્યું છે કે, તેના કાનમાં ચક્રવાક પક્ષીના આકારના વિચિત્ર કુંડલ હતાં.

કંઠ ભૂષણ:—કંઠી વગેરે અલંકારોને ગ્રૈવેયક એવું નામ આપવામાં આવેલું હતું. સ્હેજ લંબગોળ આકારના કંઠભૂષણને લલન્તિક કહેતા. પરંતુ તે સોનાનો હોય ત્યારે પ્રાલંબિકા અને મોતીનો હોય ત્યારે ઉરસ્સૂત્રિકા કહેવામાં આવતો. હાલમાં ન્હાનાં છોકરાંઓના ગળામાં એક કડાં જેવો દાગીનો (હાંસળી) પહેરાવવામાં આવે છે. તે સોનાનો કે ચાંદીનો પણ શક્તિ પ્રમાણે હોય છે. આ હાંસળી પહેરવાની ચાલ પુરાતન કાળથી ચાલતી આવેલી છે. ફેર માત્ર એટલોજ કે હાલ તે નાનાં છોકરાંઓનેજ માત્ર પહેરાવે છે જ્યારે પૂર્વે તે મ્હોટા માણસો પણ પહેરતા.

હાલ સ્ત્રી પુરૂષ એ બન્ને સોનાની, પ્રવાળની, તુલસી કાષ્ઠની કે રૂદ્રાક્ષની માળા ગળામાં પહેરે છે. જ્યારે પ્રાચીન કાળમાં તે માથે ધારણ કરવામાં આવતી એમ લાગે છે. "माल्यं मालास्रजौमूर्ध्नि" એવો અમર કોશમાં ઉલ્લેખ છે. મેદિનીકોશ પરથી જણાય છે કે, તે પુષ્પમાળા હતી. પરંતુ વૈદિક ગ્રંથોમાં સુવર્ણ માળાનું વર્ણન મળી આવે છે. તાંડય મહા બ્રાહ્મણમાં યજ્ઞકર્તા ઋત્વિજોને આપવાના અલંકારોની માહિતી આપતાં ઉદ્ગાતાને સુવર્ણમાળા આપવી એમ જણાવ્યું છે. હોતાને રૂકમ નામનો સુવર્ણ અલંકાર આપતા. ગોભિલસૂત્રમાં સ્રગ્ધારણ (માલા ધારણ કરવી) વિહિત છે એમ જણાવવામાં આવ્યું છે. તે પરથી ગોભિલના કાળમાં માથે પુષ્પમાળા તથા ગળે સોનાની માળા પહેરતા, એમ स्नात्वाऽलंकृत्य ઇત્યાદિ વચનો પરથી જાણી શકાય છે. ત્યારે માળા કેવળ શોભા માટેજ ધારણ કરવામાં આવતી. પરંતુ પાછળથી વૈષ્ણવોએ તેમાં ધાર્મિકતાના ભાવ દાખલ કરી તુલસી કાષ્ઠની માળા ધારણ કરવાની પ્રથા પાડી, એ ખાસ ધ્યાનમાં રાખવ જેવું છે.

વૈદિક યુગમાં વક્ષઃસ્થળે ધારણ કરવા માટે એક નિષ્ક નામનો અલંકાર હતો. તેનો આકાર જાણવા સાધન નથી. અમરસિંહે તેને ઉરોભૂષણ તરીકે જણાવ્યો છે. મેદિની કોશમાં પણ તેનોજ ઉલ્લેખ છે. તે બન્ને કોશકારોએ આ અલંકારોને માલાને નામે સંબોધ્યો છે, પણ છાંદોગ્યોપનિષદમાં તે હાર તરીકે જણાવવામાં આવ્યો છે.

'तस्तूह परःप्रत्युकाबाह हारेस्वामुग्न' ઈ. વૈદિક ગ્રંથોમાં એક સૂકા નામને હાર જેવોજ અલંકાર આવી જાય છે. વળી ઉપનિષદમાં પણ એવું વર્ણન છે કે ધર્મરાજ યમે પ્રસન્ન થઈને નચિકેતને આવી જાતનો એક અલંકાર આપ્યો હતો.

પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં હારના ઉલ્લેખ વિપુલ છે. પણ તે હાર મોતીનાજ હોવાથી તેમને 'મુક્તાવલિ' કહેતા હારના દરેક સરને (દોરાને) યષ્ટિલતા કહેતા. અને સરની સંખ્યા પ્રમાણે તેના જુદાં જુદાં નામો હતાં. સો સરના હારને દેવચ્છેદ છે. બત્રીસ સરનાને ગુત્સ, ચોવીસનાને ગુત્સાર્ધ, ચોંતરીનવાળાને ગોસ્તન, વીસવાળાને માણવક ને એકજ સરવાળા હારને એકાવલી, એવાં નામો હતાં. પરંતુ આ હારમાં સાત આઠસો મોતી હોય તો તે નક્ષત્ર માળાને નામે ઓળખાતો. (અમરકોશપરની ભાનુજી દીક્ષિતની ટીકા જુઓ.)

અર્વાચીન સાહિત્યમાં દેવંદક નામના હારને શતેશ્વરી એ નામ આપવામાં આવ્યું છે. ઇંદુચ્છંદ નામની એક હારની જાત હતી. તે દેવો ધારણ કરતા. તેમાં એક હજાર આઠ સર રહેતા. વિજયચ્છંદમાં તેથી અડધા સર રહેતા. ઇંદુચ્છંદની લંબાઈ ચાર હાથની અને વિજયચ્છંદની બે હાથની હતી. એક સો આઠ કે એકયાસી સર વાળા બે હાથ લંબાઈના હારને દેવચ્છંદ કહેતા. ચોસઠ સરવાળા હારને અર્ધ-હાર તથા ચોરાણું સરવાળાને માટે રશ્મિકલાપ એવાં સંબોધનો હતા. આઠ સરવાળો તે મંદર, પાંચ સરવાળો હાર ફલકા, સત્તાવીસ સરનો એક હાથની લંબાઈવાળો તે નક્ષત્રમાળા અને એક હાથ લાંબો તથા સોનાના મણિ તથા મોતીથી ગૂંથેલો મણિ. સો પાન, એવાં આ હારોનાં નામ હતાં. વળી મણિ સોપનના મધ્યમાં એક સોનાનો મ્હોટો મણિ હોય તો ચાટુકાર કહેવામાં આવતો. એકાવલિ હારમાં આવો મણી હોય ત્યારે તેને યષ્ટિને નામે સંબોધવામાં આવતો.

વિક્રમોર્વશીય નાટકમાં ઉર્વશીના એકાવલી હારને વૈજયંતિકા એવું નામ આપવામાં આવ્યું છે. ભાગવતમાં શ્રી કૃષ્ણના કંઠમાંના હારને વૈજયંતિ માળા કહી છે. (દશમ સ્કંધ) ઉર્વશીની વૈજયંતિકા તથા કૃષ્ણ વજયંતિ એ એકજ જાતની માળા હતી, કે જુદી જુદી હતી તે જાણવા સાધન નથી.

**અંગુરીય**:—અંગુરીય, અંગુલીય, અંગુલીયક અને ઉર્મિકા એ સર્વે એક અલંકારનાંજ નામો છે. તે પર નામના અક્ષરો કે બીજા કંઈક ચિન્હો રહેતાં. હાલમાં તેને મોહોર (ની અંગુઠી) કહે છે. નંદઅમાત્ય રાક્ષસની અંગુલિ મુદ્રિકા બીજાના હાથમાં જઈ પડતાં તેના સર્વે દાવ ધૂળ મળયા તે વિષેની મુદ્રારાક્ષસ નાટકમાંની કથા સુપ્રસિદ્ધજ છે. દુશ્યંતે શકુંતલાને આપેલી અંગુલિ મુદ્રિકા (અંગુઠી) આગળ ઉપર શકુંતલાના દુઃખોનું કેવી રીતે કારણ થઇ પડી તે શાકુંતલ નાટકમાં જણાવ્યું છે. માલવિકાગ્નિમિત્ર નાટક પરથી જણાય છે કે અંગુઠીઓમાં કેટલીકવાર એક વિલાપહારક મણિ જડવામાં આવતો. (જુઓ—'અંગુઠી').

**કટિભૂષણ**:—સ્ત્રી વ પુરૂષોનાં કટિભૂષણ માટે ભિન્ન ભિન્ન નામો હતાં. કોશકારોએ સ્ત્રી કટિભૂષણના મેખલા, કાંચી, સપ્તકી રશના અને સારસન એવા નામો આપ્યા છે. કટિભૂષણ એકજ હાર હોય ત્યારે તેને કાંચી, આઠ હાર હોય ત્યારે મેખલા સોળ હોય ત્યારે રશના અને પચીસ હોય કલાપ એવાં નામોથી ઓળખવામાં આવતા. (ભાનુજી દીક્ષિતની ટીકા જુઓ) પુરૂષોના આ દાગીનાને શૃંખલા કહેતા. એ કે અમરસિંહે સારસનને સ્ત્રી અલંકાર તરીકે ગણાવ્યો છે છતાં તે પુરૂષોનો પણ હોવો જોઇએ. કારણ કે, શિશુપાલવધ કાવ્યમાં શ્રીકૃષ્ણે સારસાન અલંકાર ધારણ કર્યો હતો એવું વર્ણન આવે છે. કાદંબરીમાં મેખલા અલંકારમાં રૂન્ ઝુન્ નિનાદ કરતી રત્ન માલાઓનું પણ સંકલન કર્યું છે. સુબંધુ કવિના વાસવદત્ત નાટકમાં રશનામાં (કમર પટ્ટામાં) રત્ન માળા પણ હતી એવો ઉલ્લેખ છે. વળી કાલિદાસે રઘુવંશમાં લખે છેઃ—

> अर्धाचिता सत्वर मुत्थितायाः
> पदे पदे दुर्निमिते गलन्ती ।
> कस्याश्चिदासिद्रसना तदानी-
> मंगुष्ठमूलार्पितसूत्रशेषा ॥

આ વર્ણન પરથી સોનાના તારમાં મણિ પરોવીને આ અલંકાર બનાવતા એમ લાગે છે. પ્રાચીન મૂર્તિઓની કમરમાં આવીજ જાતનો એક સૂત્ર મણિયુક્ત અલંકાર જોવામાં આવે છે. વળી હાલ પણ છોકરાઓને સોના રૂપાની જે સાંકળીઓ પહેરાવે છે તેમાં ઘુંગર પરોવેલા છે. કમર પટો ઢીલો અને દોરી જેવા નરમ હોય એમ લાગે છે. તેનો ઉપયોગ શોભા પુરતોજ (વસ્ત્ર સંભાળવા માટે નહિં) હોવો જોઇએ.

**પાદાભરણ**:—આનાં પાદાંગદ, તુલાકોટિ, મંજીર, નુપુર, હંસ, પાદ કટક, વગેરે અનેક નામો હતાં. પરંતુ એ સર્વે નામો એકજ અલંકાર માટે હતાં કે તેની જુદી જુદી ભાતો હતી તે ચોકસ સમજાતું નથી

નૂપુર નામ વધારે વપરાશમાં હતું. સંસ્કૃત સાહિત્યમાં તેનો વારંવાર ઉલ્લેખ થયો છે. માત્ર તે શાનો બનાવવામાં આવતો તે વિષેની માહિતી મળતી નથી. બાણભટ્ટની કાદંબરીમાં ચાંડાલ કન્યાના નૂપુરનું જે વર્ણન આપ્યું છે, તે પરથી તેમાં મણિ ( રત્નો ) જડેલા હોવા જોઇએ એમ લાગે છે. મણિમંજીર એ મધ્યમપદ લોપી સમાસના શબ્દ પરથી પણ તેવો જ અર્થ સંભવે છે પરંતુ તેના આકારનું વર્ણન કોઇ પણ સ્થળે આપવામાં આવ્યું નથી. હંસક એ નામ પરથી તેનો આકાર હંસ જેવો કલ્પી શકાય છે. માત્ર તે કલ્પનાજ ગણાય, સિદ્ધાંત નહિં. કેમકે હંસ જેવો અવાજ થવાથી પણ તે નામ યોજાયું હોય એ સંભવિત છે. કાદંબરીમાં એવું એક વર્ણન આવે છે કે નૂપુરોના અવાજથી હંસોનું ધ્યાન આકર્ષાયું હતું, આ પરથી બીજો સંભવ સબળ થઇ પડે છે.

બાહુભૂષણઃ—કેયુર અને અંગદ એ અલંકારો હાથની કહોણીને ઉપલે ભાગે પહેરવાના હોય છે. એટલે હાલમાં અહિં બાજુબંધ અને કડું પહેરવામાં આવે છે. કાદંબરીમાં શુદ્રક રાજાનું જે વર્ણન આપ્યું છે. તેમાં શુદ્રકે દંડપર કેયૂર ધારણ કર્યાનો ઉલ્લેખ છે. કવિએ કેયૂર પર સર્પની ઉત્પેક્ષા રચી છે. આ અલંકારનો આકાર ગોળ હોવો જોઈએ.

પ્હોંચા પર પહેરવાનાં અલંકારોને આવાપક, પારિહાર્ય, કટક, અને વલય એવાં નામો હતા. મેઘદૂત કાવ્યમાં શાપથી વિરહાવસ્થા ભોગવતો યક્ષ તદન કૃશ ( સૂકો ) થઇ જવાથી તેના હાથમાનું સોનાનું વલય નિકળી પડયું ને તેથી તેનો હાથ અલંકાર વિહીન દેખાતો હતો એમ જણાવ્યું છે. ( कनक-वलय भ्रंशरिक्तप्रकोष्ठः ) દુષ્યંતની વિરહાવસ્થામાં પ્હોંચાપરના કનક વલય કહોણી સુધી ચઢી જતાં એમ કાલીદાસે તેનું વર્ણન આપ્યું છે. ( कनकवलयं स्रस्तं स्रस्तं मया परिसार्यते ) શિશુપાલ વધ કાવ્યમાં શ્રી કૃષ્ણનું જે વર્ણન આપ્યું છે, તેમાં તેનું વલય પદ્મરાગમણિમય હતું, એવો ઉલ્લેખ છે. બાણભટ્ટની કાદંબરીમાં ચાંડાળકન્યાનું વલય રત્નોથી જડેલુ હતું એવું વર્ણન છે.

વલય સાથે પરિધાન કરવાનો બીજો અલંકાર કંકણ એ હતો. સામાન્ય રીતે તેને ‘ કર ભૂષણ ’ એ સંબોધનથી ઓળખવામાં આવતો. ( ‘ कंकणं करभूषणं. ’ ) ( અમર–મનુષ્ય વર્ગ ) મધ્યયુગના સંસ્કૃત સાહિત્યમાં કંકણનો ઉલ્લેખ વારે વારે આવે છે. ભવભૂતિએ જાનકીના હાથમાં કંકણ હતાં એમ જણાવ્યું છે. સીતા પરિણયને પ્રસંગે શ્રી રામચંદ્રજી કંકણ ઉતારવા અંતઃપુરમાં ગયા હતા એમ વર્ણવી કવિએ તત્કાલીન રીતભાતનો પરિચય કરાવ્યો છે, પરંતુ આ કંકણ સોનાનું હતું કે હાલના જેવું સુતરનુંજ હતું તે આ પરથી સ્પષ્ટ થતું નથી. મેદિની કોશમાં કંકણ શબ્દના કર ભૂષણ, મંડન અને સૂત્ર એવા ત્રણ અર્થ આપ્યા છે.

અર્વાચીન સાહિત્યમાં ચુડીનો ( બંગડી ) ઉલ્લેખ વારંવાર આવે છે. બંગાળના પ્રાચીન કાળના કવિઓએ જણાવ્યું છે કે આ ચુડીઓ શંખની હોઇ તેમાં કાઢવા ઘાલવાની સોઈ માટે ખીલીની વ્યવસ્થા કરવામાં આવી હતી. બંગાળમાં હજી પણ આવી ચુડીઓ પહેરવામાં આવે છે. પરંતુ જુના મરાઠી સાહિત્યમાં શંખની ચુડીઓનો અથવા ખીલીની ચુડીઓનો ઉલ્લેખ નથી. પરંતુ ઉત્તર-હિંદુસ્થાન પ્રમાણે મહારાષ્ટ્રમાં કાંસાની બંગડીઓજ પહેરવામાં આવતી હશે. કેમકે બંગડીનો ધંધો કરનારને કંસારા કહેવામાં આવે છે. વળી વાસણનો ધંધો કરનાર જાતિને પણ આ નામેજ સંબોધવામાં આવે છે. એ પરથી એવી કલ્પના થાય છે કે, પ્રાચીન કાળમાં આ જાતિ કાંસાના વાસણ તથા બંગડીઓ બનાવતી અને તેથી કાસ્યકાર ઉર્ફે કંસારા એ નામ બંગડીવાળા તેમ વાસણવાળા એવી બન્ને જાતિના લોકો માટે પડયું હશે.

નાસિકાભૂષણઃ—સંસ્કૃત કવિઓએ શરીરના ભિન્ન ભિન્ન અવયવો પર પરિધાન કરવાનાં અલંકારોનું વર્ણન આપ્યું છે. છેક માથેથી પગ સુધી. પરંતુ તેમાં નાકમાં પહેરવાના અલંકારોનો ઉલ્લેખ નથી. એ ઉપરથી પ્રાચીન કાળમાં નાકમાં ઘરેણાં પહેરવાની પ્રથા નહિંજ હોય એમ. રા. આપટે માને છે. ( વિ. વિસ્તાર, પુ. ૪૬, ૨ )

નાકમાં નથની ( વાળી ) ચુંણી કે લોલક પહેરવાના ચાલ ખાસ અર્વાચીન છે અને તે મુસલમાના અમલમાંજ પડેલો હોવો જોઈએ એમ જણાય છે. અરબ સ્ત્રીઓ નાકમાં એક મોટું કડું પહેરતી તેમ મુસલમાન સ્ત્રીઓ તથા ઉત્તર હિંદના જે પ્રદેશમાં મુસલમાન અમલનો પ્રભાવ વધારે હતો ત્યાંની સ્ત્રીઓ પણ સોનાના તારનુ મ્હોટુ કડું નાકમાં પરોવે છે. મદ્રાસ પ્રાંત વગેરે દક્ષિણના ભાગમાં પણ વાળી પહેરવાનો રિવાજ કવચિતજ જોવામાં આવે છે. અનેતે પણ પડોસના મહારાષ્ટ્રીયોના સંસર્ગને લીધેજ હોવાનો સંભવ છે.

ઘરેણાના પ્રસ્તુત પ્રકારઃ—શિલ્લકમાં બચેલાં નાણાં ઘરેણામાં રોકવાની ટેવ આખી હિંદુ જાતિઓમાં છે. પરંતુ હાલ બ્રિટિશઅમલમાં બેંકો

થવાથી આ ચાલ જરા ઓછો થયો છે. હિંદમાં જાતિ ભિન્નતા અનુસાર ઘરેણામાં પણ ભિન્નતા દેખાય છે. કનિષ્ટ વર્ગો સાંપત્તિક સ્થિતિ પ્રમાણે રૂપા ચાંદીનાંજ ઘરેણાં વિશેષ પહેરે છે. વરિષ્ઠ જાતિમાં સ્થિતિ પ્રમાણે સોનાનાં, મોતીનાં કે ઝવેરાતના દાગીના પહેરાય છે. ગુજરાતમાંની ભિન્ન ભિન્ન જાતીઓના ઘરેણાં નીચે મુજબનાં છે.

હિંદુ સ્ત્રીઓનાં અલંકાર. માથાનાં—દામણી, ચાક, કાનનાં-લોળીયું, બુટ્ટી, વાળી, કાપ, એરીંગ, ઠોળીયાં, પોખાની, ત્રોટી, કોકરવાં, નખલી, મચકણીયું, નાકના-ચુંક, કાંટો, વાળી, ફુલ. ગળાનાં—મંગળસૂત્ર, બોરમાળા, ચંદ્રહાર, કોલર, માદળીયાં, કાંઠલી, મગમાળા, જરમાળા, રાયણ માળા, નેકલેસ ઝરમર, કંઠો, મોહનમાળા, હાથનાં-ગુજરી, દશંનીયાં, કડાં, વળીયા, ચુડલી, ચુડો, બંગડી, લોકીટ, માછલી, ફુલ, કરડા, અંગઠીયા, વીંટી. કાંબી નાંઝર છડા, બેડી, કડલાં.

મુસલમાન સ્ત્રીઓનાં ઘરેણાં—લટકણ, ચાંદ તારા, મોર, ટીકો, પીનબાળીયા, કરણફુલ, ઝુમખા, બુગડી, વિજળીની વાળી, મુરકી, દુલ, નથ, બુલાખ, કાંટો, બેસર, દાણિયું, તુળસી પાટીયાં, કંઠી, ચંપાકલી, માળા, અશ્રફીનોહાર, ચાંનમાળા, ચંદન હાર, બાજુબંદ, જહાંગિરી, કંગન. પોંહોચી, ચુડી, અંગુઠી, તોડા, કડમાદા, મકોડા, કાંબી, પાઇજેબ, જોડવા, બિછવા,

મુસલમાની ઘરેણાંઓનાં ઘણા ખરા નામો હિંદુના ઘરેણાંઓનાં નામો સાથે મળતા આવે છે. તેનાં બે કારણો સંભવે છે. એક તો ઘણાખરા મુસલમાન મૂળમાં હિંદુ હોવાથી હિંદુઓનાં ઘરેણાં. તેમણે ચાલું રાખ્યાં. અને વળી અસ્સલ મુસલમાનોએ પણ ઘરેણામાં હિંદુઓનું અનુકરણ કર્યું હશે.

પારસીઓનાં ઘરેણાં:—પારસી સ્ત્રીઓના દાગીના હિંદુઓ જેવાં વિવિધ ભાતના હોતા નથી. તે સોનાનાં, મોતીનાં તથા હીરાનાં હોવાથી મુલ્યવાન હોય છે. કાનમાં, હાથમાં અને ગળામાં, એમ ત્રણ ઠેકાણેજ પારસી સ્ત્રીઓ ઘરેણાં પહેરે છે, અને તે ઘણે ભાગે હીરામોતી નાજ હોય છે. સોના કરતાં હિરામોતી વાપરવાનો શોખ તેમનામાં વધારે પડતો હોય છે. ગળામાં મોતીના દાગીના તથા હાથમાં હીરાની બંગડીઓ પહેરે છે. શ્રીમાન સ્ત્રીના શરીરપર ત્રણથી છ હજાર રૂપીયાની કીંમતના દાગીના હોય છે.



હિંદુઓમાં ઘરેણા પહેરવામાં સૌંદર્યની તથા ધનસંચયની ભાવના રહેલી છે, પણ તે શિવાય એક જુદીજ કલ્પના એક અંગ્રેજ લેખક સૂચવી છે. (બોમ્બે ગૅઝેટીયર-પુસ્તક ભાગ ૧ લો. પરિશિષ્ઠ ડી.) આ લેખક જણાવે છે કે વાળમાં જે ઘરેણાં પહેરવામા આવતા તે મુખ્યત્વે ભૂતબાધાનાશક વસ્તુઓના બનાવેલા હતાં. સૂર્ય, ચંદ્ર નાગ, કૂર્મ વગેરે રક્ષક દેવતાઓ અથવા તૃણ, ફુલ, પત્ર, પુષ્પ જેવી પવિત્ર માનવામાં આવેલી વસ્તુઓનાં નામોજ દાગીનાંને પાડવામાં આવતાં. તેમજ પવિત્ર ગણવામાં આવેલા પ્રાણીઓના દાંતતથા અન્ય કેટલાક અવયવો ધારણ કરવાની પ્રથા હતી. વળી શરીરના જે અવયવમાંથી ભૂત મનુષ્ય દેહમાં પ્રવેશ કરે છે તે ભાગ પરજ એટલે કે માથું, કાન, નાક, ગળુ એ ઠેકાણે-ઘરેણાં પહેરવામાં આવે છે. આંગળાઓમાંથી પણ ભૂત પિશાચ પ્રવેશ કરી શકે એ ભાવનાને વશ થઇ આંગળીઓમાં પણ થાણા ચાઢાવી દેવામાં આવે છે. પવિત્ર ગણાયલી તુલસીની માળા ધારણ કરવાની પુરાતન પદ્ધતિમાંથીજ તુલસી પટ્ટી અથવા સાંપ્રતની કુશી; દર્ભ કે દુવાંના પવિત્રકોમાંથી અંગુઠીઓ; કંકણમાં ભાથના ઝુમખાં પહેરતા તે પરથી હાલની કાનમાંની વાળીઓ અને બુગડીઓ; પહેરવામાં આવે છે, એવી જાતની ઘરેણાંઓની ઉત્પત્તિ મજકુર લેખકે સૂચવી છે. અમૂક રત્નોમાં ભૂત પિશાચોને હાંકી કાઢવાની શક્તિ છે. એવી હિંદમાં માન્યતા છે. ૧૭ મી સદી સુધી ઇંગ્લડમાં પણ આવી માન્યતા સર્વત્ર હતી. અને આજે પણ અમૂક પ્રમાણમાં ચાલુ છે. 'બિશપ્સ સાયફર' અને 'બેબીઝ કોરલ' એ ઘરેણાઓમાં ભૂત બાધા નાશક શક્તિ છે એમ આજે પણ માનવામાં આવે છે. નવગ્રહોને પ્રિય હોય તેવા નવરત્નો માનવામાં આવ્યાં છે, અને અમૂક ગ્રહની પીડા ટાળવામાટે તે ગ્રહને પ્રિય હોય તેવા રત્નની અંગુઠી ધારણ કરવાની પ્રથા આજે પણ પ્રચલિત છે.

પાશ્ચાત્ય અલંકાર:—કાળ ક્રમે તપાસતાં પશ્ચિમના દેશોમાં ઇજીપ્તની સંસ્કૃતિ સર્વેથી પ્રાચીન છે. પરંતુ હવે તે મૃતપાય થવાથી જૂની કબરો વગેરેમાંથીજે અલંકારો મળી આવે છે તે પરથી પ્રાચીન ઇજીપ્તના અલંકારોની કલ્પના કરવી જોઇએ દાહશુરમાં ૧૮૯૪-૯૫ ની સાલ દરમ્યાન જેડી. મોર્ગને ઇજીપ્તના ૧૨ માં રાજવંશની (ઈ. શ. પૂ. ૨૪૦૦) રાણીઓનાં ઘરેણાં મળી આવ્યાં હતાં. અન્ય સંશોધકોને કેટલાક અન્ય અલંકાર પણ જડયા છે. જેમાં હીરા જડેલા સોનાનાં તેમ સોનાનું પાણી ચઢાવેલા, એવા બે પ્રકાર મળી આવે

છે. આ દાગીનાઓમાં અંગુઠી, સાંકળી, કર્ણભૂષણ, મુગટ વગેરે વિવિધતા છે. ક્રીટ બેટમાં મળી આવેલી પુરાતન મૂલ્યવાન વસ્તુઓમાં એક બ્રોંઝની ન્હાની તલવાર છે તે સોનાના પત્રાથી જડેલી છે. તથા તે પર સિંહ અને જંગલી બેટાનાં ચિત્રો કોતરવામાં આવ્યાં છે. પ્રાચીન ગ્રીક સંસ્કૃતિની અણમૂલી વસ્તુઓ ઇ. પૂ. ૭ મી અને ૬ઠ્ઠી સદીથી ઉપલબ્ધ થાય છે. ગ્રીક, એટ્રસ્કન અને રોમન એ એ ત્રણે જાતિનાં અલંકારોમાં પુષ્કળ સામ્ય જણાય છે. પ્રાચીન ગ્રીક અલંકાર અતિ સુંદર અને નાજુક હતા. બ્રિટિશ મ્યુઝિયમમાં તેમનાં નમૂના જોવા મળે છે. એટ્રસ્કન લોકોના પ્રાચીન અલંકારો પર દાણા પાડવાનું કામ (ગ્રેન્યુ લેશન) ઘણુંજ સરસ થતું. આ કામ કેવી રીતે કરવામાં આવતું તે વિષે ઘણી મુઝવણ થતી હતી. પરંતુ તે કામ કરનારા કારીગરો અબ્રુઝી પ્રાંતમાં (દક્ષીણ ઇટાલીમાં) મોજુદ છે. તેઓ મળી આવ્યા ત્યારથી તેમની મદદથી આ કળાનો પ્રસાર નેપલ્સ તથા અન્ય દેશોમાં થયો. રોમન લોકોમાં મોટા રત્નો જડેલા દાગીના ઘડવાની પદ્ધતિ વિશેષ રીતે પ્રચલિત થઈ. રોમન સામ્રાજ્ય નષ્ટ થઇ જંગલી લોકોની સત્તા આખા યુરોપમા ફેલાઇ, ત્યારે નવીન ટ્યુટોનિક પદ્ધતિ પ્રચાર પામી. આના નમૂના ૧૮૩૭ માં મળી આવ્યા હતા જે બુખારેસ્ટના મ્યુઝિયમમાં રાખવામાં આવ્યા છે. આ પધ્ધતિનું મેરોવિજીયન એવું બીજું નામ છે. અને તેના નમૂના સ્પેનથી સાઇબીરીયા સુધીના પ્રદેશોમાં મળી આવે છે. આ પદ્ધતિની બરાબરી કરતી કેલ્ટિક પદ્ધતિ ખાસ કરીને બ્રીટીશ બેટોમાં વૃદ્ધિ પામી. આયર્લેંડમાં આ પુરાતન પદ્ધતિના સોનાના દાગિના ઇ. પૂર્વે પહેલી સદીનાં અરસામાં જડયાં જે બ્રિટિશ મ્યુઝયમમાં મોજૂદ છે. જુની પદ્ધતિમાં વિકાસ થતો ગયો અને સોળમી સદીમાં ઇટાલીયન રિપબ્લીકન રાજ્યમાં આ કળા શીખરે પહોંચી. ગીલીટનું કામ, રવા પાડવાનું કામ, નકશીનું કામ, માણસો તથા જાનવરોનાં નખથી ચિત્રો કોતરવાનું કામ વગેરેમાં તે કાળે જે ઉત્કૃષ્ટ કળાના નમૂના ઉત્પન્ન થયા તેની બરાબરી કરી શકે તેવાં કામો તો હાલમાં પણ ભાગ્યેજ થતાં હશે. વિક્ટોરિયા તથા આલબર્ટ મ્યુઝિયમમાં સમગ્ર યુરોપમાંના પુરાતનકાળથી ચાલતાં આવેલાં ઘરેણાંઓનાં નમૂનાનો સંગ્રહ કરવામાં આવ્યો છે. ૧૮૫૧ માં લંડનમાં જે પ્રદર્શન ભરાયું હતું, તેમાં પ્રાચ્ય અને વિશેષે હિંદના દાગીના રાખવામાં આવ્યા હતા. ત્યારથી ભારતીય પદ્ધતિના પરિચયમાં આવી યુરોપિયનોએ તેમની ઘણીજ પ્રશંસા કરી હતી. હમણાં હમણાં એટલે ૧૮૯૫ સાલના સુમારમાં યુરોપની કળામાં રેને લાલીકે ઘણાં ફેરફાર કર્યા હતા. તેણે સોનકામ, નક્ષીકામ, ગીલીટ કામ તથા રવા પાડવાનું કામ, એ સર્વેનું એકીકરણ કરી અલંકાર બનાવવાની એક નવીન પદ્ધતિ શરૂ કરી. હીરામાણેકની બાબતમાં ઉચ્ચ નીચતા એટલે "ગારગેટી (વિશિષ્ઠ જાતનો પથ્થર) થી હીરો ઉચ્ચ" એવી જાતની પરંપરાગત માન્યતા તોડી પાડી તેણે હિરા, પાચુ (એમરેલ્ડ) માણેક (રૂબી) નીલ (સૅફાયર) વગેરે ઉચ્ચ રત્નોની પશ્ચાત્ ભૂમિકા (બૅકગ્રાઉન્ડ) પર અકીક (રાતો પથ્થર–કાર્નેલિયન,) ગોમદે (ઍગર) માલાકાઈટ (લીલા રંગનો પથ્થર જેમાં રેશમી જેવી ઝાંખ મારતી હોય છે.) પ્રવાળ (કોરલ) રાહુનો પથ્થર (જેસ્પરઃ યાશેફ) વગેરે જેવા. સામાન્ય પત્થર મુખ્ય રીતે જડવાની નવી પ્રથા પાડી. ક્ષીરસ્ફટિક (ઓપલઃ શિવધાતુ) એ તેનો અતિપ્રિય પત્થર હતો. વળી આ પત્થરનો રેનેએ પુરસ્કાર કર્યાથી ફ્રાન્સના હીરાજડીત ઘરેણાંઓમાં તે અગ્રસ્થાન મેળવી શકયો. પરંતુ રેનેના ઘરેણા રોજની વપરાશ માટે અતિ ચમત્કારિક અને અડચણરૂપ થઇ પડે છે. તેમ હીરાની કીંમત ન આંકવી એ ઝવેરાત કળાની દૃષ્ટિએ દોષમય છે.

પરંતુ ફ્રાન્સમાં રેનેએ આદરેલી આ પદ્ધતિ ઇંગ્લંડ, બેલજીયમ, જર્મની, ઑસ્ટ્રિયા, સ્વિત્ઝર્લેંડ, રશિયા, યુનાઇટેડસ્ટેટસ વગેરે દેશોમાં ધીમે ધીમે ફેલાઇ ગઈ છે. પરંતુ હાલના દાગીનાઓમાં એક મુખ્ય દોષ એ છે કે, આ ઘરેણાંઓમાં ટકાઉપણાને હોવો જોઇતો ગુણ જરાય નથી. સર્વ દેશોમાં આ દોષ રહ્યો છે. જેથી સુંદરમાં સુંદર અલંકાર ધારણ કરવા કરતાં પેટીમાં મૂકી રાખ્યેજ વધારે શોભાયમાન દેખાય છે.

**અર્વાચીન અલંકારઃ**—આજે યુરોપમાં જે દાગિના દેખાય છે તે નવા નથી. તેમાંના ઘણાખરા પ્રાચીન રોમન તથા ગ્રીક અવશેષોમાંથી મળી આવે છે. હિરા, પાચુ કે અન્ય રત્નો જડેલી ટાયપીન્સ ઘડીયાળની સાંકળી, અંગુઠી અથવા ખ્રિસ્તી ભિક્ષુકોના ધાર્મિક અલંકાર, એ ઉપરાંત પુરૂષવર્ગ અન્ય ઘરેણાં પહેરતો નથી. સામાન્યરીતે એમ કહી શકાય કે, પૂર્વના લોકો કરતાં પશ્ચિમના લોકો દાગિના ઓછા પહેરે છે. વળી આ વીસમી સદીમાં ઘરેણા પહેરવાની ઇચ્છા તે પહેલાંની સદીઓ કરતાં ઓછી થતી જાય છે. તેમ ઘરેણાં ખરીદતાં તેમની

સુંદરતા તથા શોભા પ્રત્યેજ વધારે ધ્યાન આપવામાં આવે છે.

ધાર્મિક ઘરેણાં:—હસ્તીદંત અથવા લાકડાની મણીમાળા તથા 'ક્રુસિફિક્સ' (ક્રોસપરની ક્રાઇસ્ટની પ્રતિમા) જડેલી માળા પહેરવાની પ્રથા સર્વે રોમન કેથોલિક દેશોમાં દેખાઈ આવે છે. સોનારૂપાનો ક્રોસતો સમગ્ર ખ્રીસ્તી પ્રદેશમાં માન્ય થઇ પડયો છે. અને વળી ખૂબીની વાત એ છે કે જેમને આવી માળા તથા ક્રુસિફિક્સમાં મૂર્તિપૂજા થતી લાગે છે, તેઓ પણ ક્રોસતો છડેચોક ધારણ કરેજ છે.

ઉતાર:—પ્રાચીન કાળમાં ઘણાખરા દાગીના ભાવિકતાપૂર્વક બાધા કે ઉતાર તરીકે પહેરવામાં આવતાં, પણ હવે તેમાંથી જાદુની માન્યતા નિકળી ગએલી હોઇ તે કેવળ શરીરભૂષણને અર્થેજ વાપરવામાં આવે છે. આ દાગીના, નાલ, ચારપાની કલોવર, કાળાંબલાડા, સ્વસ્તિક વગેરે હોય છે. યુરોપનાં મહાયુદ્ધપછી જર્મનીમાંના સેમાઇટના વિરોધક લોકો મંગળવસ્તુ તરીકે સ્વસ્તિક ધારણ કરે છે એ દેખાવ ચમત્કારિક છે. શ્રધ્ધા, આશા અને અનુકંપા દર્શાવવા માટે ક્રૉસ, હળ અને હૃદયની આકૃતિના ઘરેણાં ઘણા લોક પહેરે છે. ઉતારની ભાવનાથી કેટલીક જાતનાં નાણા પણ ગળામાં પરોવવામાં આવે છે.

બિરૂદ અને પદક:—ગ્રેટબ્રિટનમાં શાળા તથા કૉલેજ માટે એક અમૂક જાતનાં 'બ્રૂચ' તથા ટાય-પિન્સ હોય છે. અને તે મુખ્યત્વેકરીને વિદ્યાર્થિઓમાં તે તે સંસ્થા વિષેની ભાવના જાગૃત રાખવા ખાતર તેમ શોભાની ખાતર બનાવેલાં હોય છે. લશ્કર, આરમાર (દરીયાઈ કાફલો) તથા શાળાઓમાં ઇનામમાં પદક આપવામાં આવે છે. ત્યારના જેમ હવે પણ રાષ્ટ્રીય પ્રસંગે ઇનામોમાં આવાં પદકજ આપવામાં આવે છે.

સ્મરણ ચિન્હ:—અંદરની બાજુમાં બે ન્હાના ફોટો જડેલા સોનાના લૉકેટ એ આજકાલ પ્રિય થઇ પડેલું ઘરેણું છે. તે દેખાય નહિં તેમ કપડાની અંદર ધારણ કરવામાં આવે છે. યુદ્ધકાળના સ્મૃતિચિન્હો, બ્રૂચ જેવા લશ્કરી બટનો અથવા સોનાની જડેલી બંદુકની ગોળીઓને રૂપે, અલંકાર ધારણ કરવામાં આવતાં દેખાય છે.

લગ્નની અંગુઠી સર્વે વિવાહિત સ્ત્રીયો તેમ કેટલાક પુરૂષો પહેરે છે. તે સોનાની હોઇ તદન સાદી હોય છે. વિવાહ (સગાઇ)ની અંગુઠીઓ ઘણે ભાગે સોનાનીજ બનાવેલી હોઇ લગ્નની અંગુઠી કરતાં પાતળી હોય છે. કેટલીકમાં હીરા પણ જડેલા હોય છે. સ્ત્રીઓ જ્યારથી ટુંકી બાંહ્યની ડગલીઓ પહેરવા લાગી ત્યારથી બંગડીનો પુષ્કળ પ્રચાર થયો છે. હિરા, મોતી, લીલમ, નીલમણી એ અતિ મૂલ્યવાન રત્નો તરીકે મનાય છે. તેમ ખરાં અંબરમર્ગજની માળાઓ તરફ પણ એ ઘણું આકર્ષણ થતું જાય છે. છેક થોડા સમય પર્યન્ત નકસીદાર ચાંદીના પટા તથા જેમાં હાંથીના દાંતની પેટીઓ કે ચાંદીની પેન્સિલો જડેલી હોય તેવી સાંકળીઓ પહેરવાની રૂઢિ હતી. પણ હાલ સ્ત્રીઓ પૈસાની કોથળીને સોનાચાંદીની સાંકળી; છત્રીની લાકડીપર સોનાની મુઠ, ટોપીમાં ફીત અને પ્હોંચીપર ઘડીયાળ ધારણ કરવું વધારે પસંદ કરે છે. સાયંકાળના વસ્ત્રો જે ઘણીવાર રત્નમય હોય છે. શોભે અને તારાના જેવી એક વિશિષ્ટ પ્રભા દેખાય તેવા હેતુસર સ્ત્રીઓ વાળમાં હીરા-માણેકના અલંકારો પરિધાન કરે છે.

[સંદર્ભ ગ્રંથ:-વૈદ્ય-મહાભારતનો ઉપસંહાર; વા. ગો. આપટે-પ્રાચીન કાળના અલંકાર (વિ. વિસ્તાર, પુ. ૪૬,૨,); એ બ્રિ. જ્યુએલરી; બોમ્બે ગેઝેટ; કુમારસ્વામી—આર્ટસ એંડ ક્રેફ્ટસ ઑફ ઇંડિયા ઈ.]

**અલંકાર**:—કાશ્મીરના જયસિંહ રાજાનો (૧૧૨૯—૫૦) પ્રધાન. તે બ્રાહ્મણ હતો. તેના બાપનું નામ વિશ્વાવર્ત. તેનો ભાઇ સુવિખ્યાત મંખ કવિ હતો. તેણે શ્રી કંઠચરિત્ર નામનો એક સંસ્કૃત ગ્રંથ લખ્યો હતો. આ ગ્રંથ કેવો લખાયો છે તેની પરીક્ષા કરવા, મંખ કવિના કહેવા પરથી અલંકારે પંડિતોની એક સભા બોલાવી હતી જેમાં ત્રીસ પંડિતોએ હાજરી આપી હતી. તેમનાં નામો:—આનંદ કવિ નૈયાયિક, બીજો આનંદ કવિ, કલ્યાણ કવિ, ગર્ગ કવિ, ગોવિંદ કવિ, જનકરાજ વૈદિક તથા વૈયાકરણ, જલ્હણ, જીંદક મીમાંસક, તેજકંઠ, ત્રૈલોક્ય કવિ મીમાંસક, દામોદર, નંદન, નાગ કવિ, પટ્ટુ પદ્મરાજ કવિ, પ્રગટ, ભૂદ મંડનમંખનો ગુરૂબંધુ, યોગરાજ, રમયદેવ, રૂય્યક મંખનો ગુરૂ, લક્ષ્મીદેવ, લોષ્ટ કવિ, વાગીશ્વર, શ્રીકંઠ, શ્રીગર્ભ, શ્રીગુણ, શ્રીવત્સ, શષ્ઠ અને સુહલ, આ માહિતી બુલ્હરની શોધખોળ પરથી અર્વાચીન કોશકારોએ આપી છે.

**અલખબુલાખી**:-આને માટે જ્ઞાનકોષમાંનો બુલાખી શબ્દ જુઓ.

**અલખનામી**:—આના અલખગીર કે આલખિયા એવાં પણ બીજાં બે નામો છે. અલખનામી

એ શબ્દ અલક્ષ નામન્ પરથી તેમ અલખગીર એ શબ્દ સંસ્કૃત શબ્દ અલક્ષ્યગિરિમાંથી નિકળી આવ્યો હશે. દસનામી શૈવપંથમાંના ગોસાઈની જાતિનું આ નામ છે. અલખીયા એ નામ હિંદુસ્થાની અલખ શબ્દમાંથી બનેલુ હોઈ તેનો અર્થ અલખનો અનુયાયી, એવો થાય છે.

ઉત્તર હિંદમાંના અનેક શૈવ વૈરાગીઓને માટે આ નામો યોજવામાં આવે છે. અલખીયા એ સર્વેનું એક સામાન્ય નામ છે. પરંતુ દસનામી પંથમાંની એક પુરી નામની પેટાજાતિનાં લોકો જ માત્ર પોતાને અલખનામી કહેવડાવે છે. તથા ગીર જાતિને અલખગીરના સંબોધનથી ઓળખાય છે. આ ગોસાંઇઓ 'અલખ' કરીને બૂમ પાડે છે. તેથી તેમને 'અલખકો જગાને વાલે ( અલક્ષ્યને જાગૃત કરનારા ) એ વિશેષણથી ઓળખવામાં આવે છે. શૈવસંપ્રદાયના અન્ય પંથોમાંના લોકો પણ પોતાને અલખિયાને નામે ઓળખાવે છે; પરંતુ શુદ્ધ અલખીયા પોતાની એક સ્વતંત્ર જાતિ કલ્પી ગોરખપંથીઓનાં જેમ કાન ચીરવા વગેરે અમૂક જાતિ વિશિષ્ઠ રીતિરિવાજો પાળતા નથી.

પરમેશ્વર અગોચર છે (અલખીયાના શબ્દોમાં "અલક્ષ્ય" છે એમ કહેવું જોઇએ) એ તેમનાં ધાર્મિક અભિપ્રાયોનું મુખ્ય મધ્યવર્તિ સૂત્ર છે. તે પરજ તેમની આખી ફિલસુફી રચાયલી છે. તેમ તે સર્વે અરસપરસ સરખે સરખાં લાગે છે. બીકાનેરનો અલખગીર પંથ એક મોચીએ સ્થાપન કર્યો હતો એમ કહેવાય છે. (ગેઝેટિયર ઑફ બીકાનેર, મેજર પાઉલેટકૃત, ૧૮૭૯). તેના ચેલાઓએ તેને લાલગીર એવી પદવી આપી હતી. તેણે મૂર્તિપૂજાનો ઇનકાર કરી કેવળ અલક્ષ્યને ભજવાનો ઉપદેશ પોતાના ચેલાઓને આપ્યો હતો. આખી ઉપાસના અલખ નામના સ્મરણમાં આવી જાય છે. દાનધર્મમાં તેને શ્રદ્ધા હતી. હિંસા તથા માંસ ભક્ષણ તે નિષિદ્ધ માને છે. સાધુવૃત્તિ ધારણ કરે છે. પરલોક કે મરણોત્તર અવસ્થામાં તેઓ માનતા નથી. દેહ સાથે બધું નાશ પામે છે અને અંતે શરીર પણ મહાભૂતોમાં વિલય પામે છે એમ તેઓ માને છે.

પોતાના શિષ્યવર્ગ આગળ તેણે જે ધ્યેય મૂક્યું હતું તે આ ભવમાંજ પવિત્રતા, સ્થિર સમાધિ અને શાંતિના લાભ થવાથી પ્રાપ્ત થઈ જાય છે એવી તેની માન્યતા હતી. મૃત્યુપછી જન્મ નહિં હોવાથી સ્વર્ગ કે નરક, સુખ કે દુઃખ કેવળ હયાતીમાંજ હોય છે એમ તે માનતો.

અલખીયાઓનો પોશાક વિચિત્ર છે. શરીરે એક લાંબી ઘુંટણ સુધીની કામળી જેવી કફની અને માથે ગોળ કે ઉંચી અર્ણાકાર ટોપી હોય છે. વૃત્તિ ભીક્ષાની છતાં ખુલ્લી રીતે ભીક્ષા માગતા નથી. એકાદ ઘરને બારણે જઈ "અલખક હો; અલખ કો લખો" એવા ચોકકસ ઠરાવેલા શબ્દો બોલે છે. આને અલખ જગાવવી કહે છે. અને આમ અલખ જગાવતાં ભીક્ષા મળે તો લેવી નહીં તો નિકળી જવું એવી તેમની રૂઢી છે જેથી તે એક શાંત અને નિરૂપદ્રવી ભીક્ષાવૃત્તિવાળો વર્ગ છે એમ માનવામાં આવે છે.

લાલગીરનો ચોકસ કાળ જડતો નથી; તેમ આ સંપ્રદાયનો મૂળભૂત સિદ્ધાંત કયારે નિર્માણ થયો તેની પણ તપાસ લાગતી. નથી. પરમેશ્વર નિર્ગુણ, અતકર્ય અને વિચારણાબાહ્ય છે, એ સિદ્ધાંત સર્વે પંથોમાં મળી આવે છે. પરંતુ ભક્તિમાર્ગના પ્રચારને લીધે છેલ્લાં હજાર વર્ષથી આ સિદ્ધાંત રૂપાંતર પામી મૂર્તભાવના પામ્યો છે. તે ઉપરાંત ભક્તિમાર્ગીઓએઆમાં બીજી પણ એક કલ્પના પરોવી છે તે એકે, મનુષ્યની પામરતા તથા તેના દોષથી દયા ખાઇ પરમેશ્વર દશ્ય સ્વરૂપમાં—મૂર્તિને રૂપે-પ્રગટયો છે. એટલે સગુણ ઉપાસના કરવી એ આપણી ફરજ છે. ભક્તિમાર્ગનો સર્વ શ્રેષ્ઠ અગ્રણી તુલશીદાસ હતો ( ૧૫૨૩-૧૬૨૩ ). તેણે પરમેશ્વરની જ્ઞાનાતીતતાનું પુષ્કળ વર્ણન કર્યું છે તથા આ ' મનોવાક્કમગોચર ' પ્રભુને ભજી મોક્ષ મેળવવાનો એકજ માત્ર રસ્તો છે, એમ વારંવાર જણાવ્યું છે. તે માર્ગ પ્રભુએ રામ સ્વરૂપે જે પુરૂષાવતાર ધારણ કર્યો હતો તેની ઉપાસના કરવી એજ છે. પણ અલખીયાઓનો મત આથી ઉલટો છે. તેઓ મૂર્ત દેવતામાં માનતા નથી. અદ્વૈત વેદાન્તનો તેઓ પુરસ્કાર કરતા જણાય છે. શંકરાચાર્યને ગુરૂ માનનારા શૈવો પોતાને " ગીર " ના અભિધાનથી ઓળખાવતા હોવાથી ' લાલગીર ' ' અલખ-ગીર ' એમાંનો ગીર શબ્દ અતિ મહત્વનો થઈ પડે છે. કદાચ આ સંપ્રદાય પર જૈન સિદ્ધાંતોની અસર થઈ હોય એવો પણ સંભવ છે; કારણ કે, રાજપુતાનામાં જૈનોની વસ્તી પુષ્કળ છે; બૌદ્ધસિદ્ધાંતો સાથે તો લાલગીર પંથની ઘણી સામ્યતા દેખાય છે. પરંતુ બૌદ્ધધર્મ જ્યારે હિંદમાં પ્રચલિત હતો ત્યારે લાલગીર હયાત હતો એમ માનવા આપણી પાસે જરાય પુરાવો નથી. તુલશીદાસના પદ્ય તરીકે માનવામાં આવતા એક પદ્યમાં અલખીયાઓ સંબંધી જે ઉલ્લેખ આવે છે તેજ તે પંથ માટેનો પ્રથમ

ઉલ્લેખ હશે એમ લાગે છે. એક અલખીયા સાથે તુલશીદાસને જ્યારે ચર્ચા થઇ ત્યારે તુલશીદાસે એમ પ્રતિપાદન કર્યું હતું કે અલખને જોવાનો એકજ માર્ગ છે અને તે રામસ્વરૂપ.

અલખીયા પંથ સાથે મળતો આવતો એક અર્વાચીન પંથ મુકુંદદાસ નામના એક સાધુએ ૧૮૫૦ સાલના અરસામાં ઓરીસા પ્રાંતમાં સ્થાપન કર્યો. મુકુંદદાસના ચેલાઓ તેને અલખનો અવતાર માનતા. અલખને તે નિરાકાર, સર્વવ્યાપી તથા ચિન્દ્રૂપ માનતો. તે શિવાયના તેના બીજા મતો ઉત્તર હિંદના અલખીયા જેવાજ હતા. ૧૮૭૫ માં મુકુંદદાસનું અવસાન થયું તથા તે સાથેજ તેનો પંથ પણ નિર્બળ બન્યો છતાં હજી પણ ઓરિસાની પશ્ચિમમાં આવેલા સંબલપુરા જીલ્લામાં આ પંથ અસ્તિત્વ ધરાવે છે. ( જુઓ—'ગોસાઇ' દસનામી )

[ સંદર્ભ ગ્રંથ—ક્રૂક-ધિ ટ્રાઇબ્સ ઍંડ કસ્ટમ્સ ઑફ ધિ નૉર્થ વેસ્ટર્ન પ્રાવિન્સેસ ઍંડ આઉધ (૧૮૯૬) એચ એચ. વિલ્સન એસેઝ ઑન ધિ રિલિજન ઑફ ધિ હિંદુઝ ઈ. ઍ. પુ. ૨૨ ( નોટ્સ ઑન તુલસીદાસ ) પ્રૉસિડીંગ્સ ઑફ ધિ બેંગોલ એશિઆટિક સોસાયટી; ૧૮૮૨ ગ્રીઅરસનનો એ. રિ. એમાંનો 'અલખનામી' લેખ. ]

**અલગરકોવિલઃ**—( મદ્રાસ ઇલાકો ) મદુરા જીલ્લામાંના મેલૂર તાલુકામાં આવેલું એક દેવસ્થાન ઉત્તરે અ. ૧૦° ૫ અને પૂર્વે ૭૮° ૧૪ રે. આ દેવસ્થાન મદુરાની ઈશાનમાં ૧૨ માઇલ પર વસેલું છે. તે દેવાલય અતિ પ્રાચીન છે કલ્લાર વગેરે ચોરોની જાતિઓની આ દેવ પર અતિ ભક્તિ છે. ચોરીમાં મેળવેલા માલમાંનો અમૂક ભાગ તેઓ આ દેવસ્થાનમાં અર્પણ કરે છે. દેવસ્થાનની ચારે બાજુ એક ઉંચી ભીંત છે આદિમાસની અમાવાસ્યાને દિવસે અહિં એક મ્હોટી યાત્રા ભરાય છે ત્યારે હજારો યાત્રાળુઓ ભેગા મળે છે. દેવળનો ઘણો ખરો ભાગ પડવા આવ્યો છે. અહિંથી ત્રણ માઇલને છેટે અલગરનાં ડુંગર પર વહેતા એક ઝરાને કિનારે એક ઈમારત બાંધવામાં આવી છે. આ નિર્ઝરના પાણીમાં સર્વ પાપોનો નાશ કરવાની દૈવીશક્તિ છે, એવી ત્યાંના લોકોની માન્યતા છે. ( ઇં. ગૅ. ૫. ૧૯૦૮ )

**અલતાઈ પર્વતઃ**—આનું મોંગોલિયન નામ અલતઇન ઉલા ( સુવર્ણ ગિરી ) એવું છે. એશિયા ખંડમાં આ નામ પુષ્કળ અર્થમાં ઉપયોગમાં આવે છે, પશ્ચિમ સાઇબીરીયા તથા મોંગોલિયા આ દેશોમાંનો આ પ્રદેશ સ્વિત્ઝર્લેંડના જેવો છે અને તેનું ક્ષેત્ર અતિ વિસ્તારવાળું છે.

"સાયલુધેમ અથવા કોલવિન અલતાઇ પર્વત" એ આ પ્રદેશનું જાણે કે કરોડરજ્જુ ( બૅકબોન ) હોય તેવો છે, તે ઉત્તરે ૫૧°.૬૦ અ અને પૂર્વે ૯૮° રે. ની દરમ્યાનમાં આવેલી ( સાયન ) પશ્ચિમ ટોચ તરફ ઉત્તરે ૪૮° અ એને પૂર્વે ૮૯° રે. અંશથી આ પર્વત ઇશાન દીશા તરફ ફેલાયલા છે. શિખરોની ઉંચાઇ ૯—૧૦ હજાર ફુટ જેટલી છે. ૬૭૦૦ ફુટની ઉંચાઇનો ઘણો ખરો ભાગ બરફથી ઢંકાયલો હોય છે. પર્વતપર થોડાક ઘાટ પણ છે. દક્ષિણ તરફનો ઉલન-દબન ઘાટ તથા ઉત્તરને ચપચન-દબન ઘાટ એ બે નોંધ લેવા જેવા ઘાટો છે. આ પ્રદેશમાં કેટલાક સરોવર પણ છે. જેમાંના ઉસબા—નોર, કિરગીઝ—નોર, દુર્ગા—નોર, કોબ્રદો—નોર વગેરે સુંદર હોઇ મહત્વનાં છે.

ખાસ અલતાઇ પર્વતઃ—આને "એકટાધ" "મંગોલીઅલતઈ" એમ પણ કહે છે. આ પર્વત ડુંબરની બે સતંતર હારોથી બનેલો હોઈ તે હારો ૯૯° અંશ સુધી ફેલાયલી છે. ૯૪° અંશથી પર્વતની સર્વે દિશાઓમાં ફાંટા ફુટે છે. જે અમૂક સ્થાનિક નામોથી ઓળખાય છે. તે પર 'કિરગિઝ' નામની જંગલી જાતિઓની વસ્તી છે.

સાયલુધેમ પર્વતની વાયવ્યમાં એક દ્વિશૃંગ ( બેટોંચવાળું ) અતિ ઉંચું શીખર ( ઉંચાઇ ૧૪૮૯૦ તથા ૧૪૫૬૦ ફુટ અનુક્રમે ) છે. અહિંથી પુષ્કળ બરફવાહિની નદીઓ નિકળે છે. પર્વત ભાગ અસંખ્ય ખીણો તથા સૂળોથી ભરપૂર છે. કેટલીક ખીણોમાં વસ્તી પણ દેખાય છે. મુખ્યત્વે "ચૂબા" 'ચુલમા" "લુક્તમાં" વગેરે નામની દરીયોમાં વસ્તી ઘણી છે. બીજી કેટલીક દરીઓમાં દાખલા તરીકે બશકાઉસ, ચલાઇમન, ચલચા વગેરેમાં આમતેમ રખડનારી ટેલેનઘીટ અથવા ટેલૂત નામની જંગલી જાત વસે છે. નજીકમાં એક ટેલેટ્સકાય નામનું સરોવર છે. તેની લંબાઇ ૪૮ માઇલ જેટલી તથા પહોળાઇ ૩ માઈલ જેટલી હોઈ કુલ ક્ષેત્રફળ ૮૭ ચો. માઇલ જેટલું છે. તે ૧૭૦૦ ફુટની ઉંચાઈ પર આવેલું છે. ફળદ્રૂપ દરીયોમાં રશીયનોની વસ્તી દિનપ્રતિદિન વધ્યેજ જાય છે. ઈ. સ. ૧૯૦૮ માં. ના. બાયસ્કન નૌલ, કઝને ટરક એ બે ખીણોમાં આઠ લાખ ઉપરાંત વસ્તી હતી એમ જણાવામાં આવ્યું હતું. એ લાકોનો મુખ્ય વ્યવસાય ખેતીનો છે. તે ઉપરાંત આ પર્વતપર રૂપું, તાંબુ, સીસું વગેરેની ખાણો હોવાથી ખોદવાનું કામ પુષ્કળ લોકો કરે છે,

અલતાઇ પ્રદેશની રાજધાની બર્નૌલમાં હોવાથી ત્યાં વ્હેપાર પણ પુષ્કળ છે. બીજું મ્હોટું વ્યાપારી શહેર બિસ્ક એ છે. ખાણોને લીધે ક્રોલિવન, મેનોગોરસ્ક, રિડર અને સેલારસ્ક વગેરે ગામો પણ પ્રસિદ્ધિ પામ્યાં છે.

**અલનમ્યો**:—(બ્રહ્મદેશ) શ્વેમ્હ્યો જીલ્લામાના મ્યેડ વિભાગનું મુખ્ય મથક છે અને તે ઇરાવતી નદીના પૂર્વ કીનારાપર ઉ. ૧૯°. ૨૨' અ. અને પૂર્વે ૯૫° ૧૩' રે. પર આવ્યું છે. ઈ. સ. ૧૯૦૧ માં ત્યાંની વસ્તી ૧૦૨૭ જેટલી હતી. ૧૮૫૪ ની સાલમાં મેજર ઍલને અર્મી કીલ્લો મ્યેડની દક્ષિણે જે સરહદની રેખાદોરી હતી તે રેખા પરજ આ ગામ વસેલું છે. બ્રહ્મદેશ ખાલસા થતાં સુધી સરહદપરના મથક તરીકે આગામ મહત્વનું લેખાતું હાલમાં અહિં કપાસનો મ્હોટો વ્હેપાર ચાલે છે. તેમ કપાશીયાંના તેલમાંથી સાબુ બનાવવાનું કારખાનું પણ ત્યાં છે (ઇં. ગૅ. ૫-૧૯૦૮)

**અલંપ્રભુ**:—અલ્લમપ્રભુ અને પ્રભુલિંગ ને નામે પણ ઓળખાય છે. તે આરાધ્ય જાતનો તેલગુ બ્રહ્મણ હતો એમ માનવામાં આવે છે. માત્ર તે એક ઐતિહાસિક પુરૂષ છે કે કેમ તે પણ હજી ચોકસ નથી. વીર શૈવ જાતિ માને છે કે તે લિંગાઇત ધર્મના સંસ્થાપક બસવથી પણ પુરાતન પુરૂષ હતો. કાનડી ભાષામાં ચામરસ કવિએ 'પ્રભુલિંગ લીલે' નામનો ગ્રંથ ષટ્પદ વૃત્તમાં રચ્યો છે તેમાં અલંપ્રભુનું વર્ણન આવે છે. આ કાવ્યમાં તેને ગણપતીના અવતાર તરીકે માનવામાં આવેલો હોઇ પ્રત્યક્ષ પાર્વતીએ તેની પરીક્ષા જોવા પોતાના અંશમાંથી એક વનવાસી રાજકન્યા ઉત્પન્ન કરી હતી એવી કથા વર્ણવી છે. તે અતિ પવિત્ર ચારિત્ર્યનો શાંત ગંભીર તથા પુષ્કળ પ્રવાસ કરેલો પુરૂષ હતો તેમ તેણે પ્રવાસમાં લોકોને અનેક ચમત્કાર બતાવ્યાથી પ્રખ્યાતી મેળવી હતી. કોલ્હાપુર સંસ્થાનમાંના અળતા ગામમાં જે અલંપ્રભુનું દેવાલય છે તે તેનું નથી પણ ઔરંગઝેબને સ્મરણાર્થે દેવીને તે નામ આપ્યું છે. (કોલ્હાપુર ગૅઝેટ જુઓ). આની વિસ્તાર પૂર્વક સંપ્રદાયિક કથા આપવી એટલે પ્રભુલીંગ લીલાનો કથા સાર આપવા જેવો છે. આને માટે પ્રભુલિંગ લીલા જોવી.

**અલફોન્સા**:—અનેક પોર્ટુગીઝ તથા સ્પૅનિશરાજાઓનું આ નામ છે.

પોર્ટુગીઝ રાજાઓ, પહેલાં અલફાન્સો (૧૦૯૪–૧૧૮૫) તે અતિશય શૂરો અને સ્વતંત્ર સ્વભાવનો હતો તેણે લીઓનનું માંડલિકપણું ઉડાવી દઇ મૂર લોકોનો પરાભવ કર્યો તથા તેમનો મુલક જીતી લીધો. આગળ ઉપર લીઓનના રાજાએ તેને હરાવી કેદ કર્યો તથા તેની પાસેથી ગેલિશિયા લઈને તેને છોડી મૂકયો. પોર્ટુગીઝ લોકો તેને હજીપણ એક સાધુ અને સ્વરાજ્ય સ્થાપક પુરૂષ તરીકે પૂજે છે.

બીજો (૧૧૮૫–૧૨૨૩) અલફાન્સો તેણે ધર્મગુરૂઓની સત્તા નાશ કરવાના પ્રયાસ કર્યા. તથા રાજાના કાયદા બદલાવી નવા રચ્યા.

ત્રીજો (૧૨૧૦–૧૨૭૯) તેણે મૂર લોકોસાથે લડાઇ ચાલુ રાખી. તેનીઆમદાનીમાં અલસેગાર્વ પોર્ટુગાલ સાથે જોડી દેવામાં આવ્યું હતું.

ચોથો (૧૨૯૦–૧૩૫૭) તેણે પોતાના પુત્રવધૂનું ખુન કરાવ્યું તેથી તેના પુત્રે બંડ કર્યું હતું.

પાંચમો (૧૪૩૨–૧૪૮૧) આફ્રિકાના મુર પ્રદેશ પર સ્વારી કર્યાથી તે "ધિ આફ્રિકન" એ નામ પડયું. તેને કુસ્ટાઈલ તથા લીઓનનું સ્વામિત્વ સંપાદન કરાવની મહત્વાકાંક્ષા હતી. પરંતુ અંતે ઉદાસીન બની તેણે રાજ્યગાદીનો ત્યાગ કર્યો તથા તથા સિંત્રાના મઠમાં જઇ રહ્યો.

છઠો અલફાન્ઝો (૧૬૪૩–૧૬૭૫) દુર્વર્તનને લીધે તેની પત્ની તથા ભાઇઓ મળીને તેને ઈ. સ. ૧૬૬૭ માં પદચ્યુત કર્યો હતો.

સ્પેનિશ રાજાઓ:—સ્પેન દેશમાં ૭૩૯ થી ૧૦૨૮ સુધી અલફાન્ઝો નામના છ રાજાઓ થઇ ગયા. તેમની આમદાની વિષે વિગતવાર માહિતી ઉપલબ્ધ થતી નથી. તેમની વંશાવલી નીચે પ્રમાણે છે.

પહેલો અલફાન્ઝો ૭૩૯–૭૫૭, બીજો:–૭૮૯–૮૪૨; ત્રીજો:—૮૬૬–૯૧૪. ચોથો:—૯૨૪–૯૩૧. પાંચમો:—૯૯૯–૧૦૨૮. છઠો: ૧૦૬૫–૧૧૦૯. તે અતિ પ્રસિદ્ધ હતો. પુષ્કળ કવિઓએ તેને પોતાના કાવ્યોનો નાયક બનાવ્યો છે. અરબ પ્રજાને સંતોષી તેણે ખ્રિસ્તી તથા મુસલમાન ધર્મીઓને એકત્ર કરી મૂકયા હતા.

સાતમો અલફાન્ઝો (૧૧૨૪–૧૧૫૭) તે ૧૧૩૫ માં ગાદીએ બેઠો પોતાનાં દેશમાં ઐકય સાધવા માટે તેણે ઘણો શ્રમ કર્યો હતો. ખ્રિસ્તી ધર્મનો પુરસ્કાર કરતો હોવા છતાં તે મુસલમાનોને પણ ચહાતો.

આઠમો:—કેસ્ટાઇલનો રાજા(૧૧૫૮–૧૨૧૪). ખ્રિશ્ચન રાજાઓ પણ રાષ્ટ્રીયધર્મયોદ્ધાઓના અગ્રેસર બની તેણે અલમોહડે લોકોનો ૧૨૧૨ માં

પરાભવ કર્યો સ્પેનનું પ્રથમ વિદ્યાપીઠ તેણેજ સ્થાપ્યું હતું.

નવમો:—લીઓનનો રાજા ( ૧૨૩૦–૧૨૮૮. ) નજીકના સગાઓમાં તેણે બે વાર લગ્ન સંબંધ કર્યાથી પોપે તેનો બહિષ્કાર કર્યો હતો.

દસમો:–( ૧૨૫૨–૧૨૮૪ તેણે જ્યોતિષ શાસ્ત્રને ઉત્તેજન આપ્યું હતું. રાજા તરીકે કાયદા કાનૂનો ઘડવામાં તેણે ઘણી કુશળતા દાખવી હતી- ફ્યુરો રિઅલ તથા સાયેટ પાર્ટીડાસ એ નામના તેણે કાયદાના બે ગ્રંથ પણ લખ્યા હતા. જેમાંનો બીજો અધુરો રહી ગયો હતો.

અગીઆરમો. ( ૧૩૧૨–૧૩૫૦ ) તે અતિ ક્રૂર હોઇ પોતાના પુત્ર પીટર ધિકએલ ( ક્રૂરપીટર ) ને ક્રૂરતાની તાલીમ તેણેજ આપી હતી એમ કહેવામાં વાંધો નથી.

બારમો. ( ૧૮૫૭–૧૮૮૫ ). બાજા એસેબેલેનો પુત્ર. ૧૮૬૮ ની રાજ્યક્રાંતિ પછી તે પોતના માબાપ સાથે પેરિસ ગયો. ત્યાંથી તેને વિએન્નામાં અભ્યાસ માટે મોકલવામાં આવ્યો. પછી ૧૮૭૦ માં તેની માએ રાજ્યપરનો પોતાનો હક જતો કર્યો ત્યારે તે ગાદીએ બેઠો. તેણે ૧૮૭૪ માં " સ્પેનની રાજ્યસત્તા મારા હાથમાં સંકલિત થઇ છે. " એમ જાહેર કર્યું. ૧૮૭૬ માં તેણે કાર્લિસ્ટ પક્ષનો સંકલિત થઇ છે " એમ જાહેર કર્યું. ૧૮૭૬ માં તેણે કાર્લિસ્ટ પક્ષનો પરાભવ કર્યો. ૧૮૭૮ માં મરાયાડી લેસ મર્સેડેસ સાથે તેણે લગ્ન કર્યું. પછી ૧૮૭૯માં તે મરણ પામી ત્યારે ઑસ્ટ્રિયાની રાજકન્યા મરાયા. ક્રિશ્ચિનિયા સાથે પરણ્યો.

તેરમો. ( ૧૮૮૬ ) બારમા અલફોન્ઝાનો તે પુત્ર હતો. ૧૯૦૨ માં તેણે રાજ્યસૂત્ર હાથ ધર્યાં. ૧૯૦૭ ની સાલમાં તે ઇંગ્લંડના રાજા ૭ મા એડવર્ડની ભત્રીજી વિક્ટોરિયા એલિના યુજ્યુશિઆએના મરાયા ક્રિશ્ચાનિયાને પરણ્યો.

એરેગોનમાં પણ અલફાન્ઝો નામના પાંચ રાજા થઇ ગયા છે. જેમાંનો પહેલો (૧૧૦૪–૧૧૩૪) સ્પેનના છઠ્ઠા અલફાન્ઝાનો જમાઇ હતો. તે અતિશૂરો તેમ ધાર્મિક હતો. પરંતુ તેની વૈરી માત્ર ફૂલ્યા ( કજાગ ) હતી. આ વંશનો પાંચમો અલફાન્ઝો મ્હોટી યોગ્યતાવાળો તેમ વિદ્વાન હતો. ૧૫મી. સદીમાં યુરોપનું પુનરૂજ્જીવન ઠરવાનું કાર્ય તેણે પોતાને શીર ઉપાડી લીધું હતું ( એ. બ્રી. )

અલબા લાંગા:—ઇટલીમાંના લૅટિઅમ પ્રાંતનું એક પુરાતન શહેર તે "અલબાનસ્ લાકસ" સરોવરના પશ્ચિમ કીનારા પર અને રોમના અગ્નિખુણા પર ૧૨ માઇલ પર આવ્યું છે, આસકાનિયે તે વસાવેલું હોઇ ને સર્વે લૅટિન શહેરોમાં અતિ પ્રાચીન હોવાની દંતકથાઓ ચાલે છે. ટલસ ઑસ્ટલિયસે તે ઉધ્વસ્ત કર્યા પછી લૅટિન શહેરોનું અગ્રેસરપણું રોમને હાથ આવ્યું. અલબાનસ મૉન્સ તથા અલબાનસ લાકસ એ બેની વચમાં આ શહેર આવ્યું હશે એમ કેટલાક માને છે. જ્યારે લીવી તથા સિસેરોનાં વર્ણનો મુજબ તે અલબાનસ લાકસની પશ્ચિમમાં હાલના " કૅસલ ગાડાલ્ફો " ની જગાપર આવ્યું હોવું જોઇએ. એમ સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. હાલ તે શહેરના અવશેષરૂપ ત્યાંની શ્મશાનભૂમિજ માત્ર મોજુદ છે. ત્યાંની કબરો જવાળામુખીમાંથી વહેલા રસથી હવે ઢકાંઇ ગઇ છે. ડોમિટિઅન નામનો રાજા આ શહેર નજીકના સરોવરને કીનારે રહેતો હતો. " કૅસલ ગૅાડોલ્ફો " માંના સાંપ્રતના " વિલાબારબિરિની " ને સ્થળે જૂનાં રામમંદિરો તથા ક્રીડા ભવનો હતાં, આ ક્રીડા ભવનના કેટલાંક ખંડેર હજીજોવામાં આવે છે. અહિંની રોમન સીપાઇઓની કબરોમાંથી મૅકઝેન્ટિઅસના કેટલાંક નાણું ( સીકકા ) મળી આવ્યા છે. જ્વાળામુખીના રસનાં બનેલા પત્થર આદિ ઇમારત બાંધવાના કામમાં વાપરવામાં આવે છે. ( એ. બ્રી. )

અલબુકર્ક અલફાન્ઝોડી:—( ૧૪૫૩–૧૫૧૫ ) લિસ્બન નજીકના એલેક્ઝાંન્ડ્રિયા શહેરમાં સન ૧૪૫૩ માં તેનો જન્મ થયો હતો. તેનો બાપ ગોન્ઝાવો પોર્ટુગીઝ રાજવંશમાંનો એક અનૌરસ વંશજ હોઇ પોર્ટુગલના દરબારમાં તે એક મહત્વનો અમલદાર હતો. પાંચમાં અલફાન્ઝો રાજાના દરબારમાંજ તેણે આખું શિક્ષણ લીધું હતું. તથા તે રાજાના મૃત્યુ પછી તેણે અમુક કાળ સુધી આફ્રિકામાં કામ કર્યું હોય એમ લાગે છે. ત્યાંથી પાછા ફરતાં તેને બીજા જૉનરાજાના મુખ્ય એકવરી ( અશ્વાધિકારી ) તરીકે નિમવામાં આવ્યો હતો. ૧૫૦૩ માં તે પહેલવહેલો પૂર્વના પ્રદેશોમાં ફરવા નિકળયો. તથા કૅપ ઑફ ગુડ હોપનો ફેરો ફરી હિંદમાં આવ્યો, ત્યાં કોચીનના રાજાને ગાદીએ બેસાડવામા આવ્યો. ત્યા પોર્ટુગીઝો માટે એક કિલ્લો બાંધવાની તેણે તે રાજા પાસેથી પરવાનગી મેળવી. એ રીતે પોર્ટુગાલના સામ્રાજ્યનો પાયો પૂર્વમાં નંખાયો. ૧૫૦૪ માં તે સ્વદેશ ગયો ( જુલાઈમાં ) ત્યારે એમ્યુએલ રાજાએ તેનો સત્કાર કર્યો. તથા પોતાના સોળ

જહાજોના કાફલામાંના પાંચ તેના તાબામાં આપી દીધાં આ કાફલો સન ૧૫૦૬ માં ટ્રિસ્ટન્ડ કુન્હાની સરદારી નીચે હિંદ પાછો આવવા નિકળ્યો. માર્ગે તેમણે આફ્રિકાના પૂર્વ કીનારા પરના અરબ લોકોના શહેરો પર હુમલો કરી જય મેળવ્યા બાદ અલબુકેર્ક કુન્હાથી વેગળો પડી ઈરાની અખાતમાંના ઑર્મઝ બેટ પર સ્વારી કરી તે કાળમાં આ બંદર પૂર્વના વ્હેપારનું એક અતિ મહત્વનું મથક માનવામાં આવતું. તા, ૨૫ સપ્ટેંબર ૧૫૦૭ ને રોજ તે ઑર્મઝ બંદરમાં આવી દાખલ થયો તથા ટુંક મુદતમાંજ તે સર કર્યું. છતાં તે તેના હાથમાં લાંબી મુદત સુધી ટકી શક્યું નહિં. ૧૫૦૮ ની સાલની આખરે તે ત્રણ વધારે વહાણો લઇ મલબાર કીનારે આવી પહોંચ્યો તથા ત્યાંના સુબેદાર ફ્રાન્સિસ્કોડી આલમિડાની જગ્યાએ રાજાએ તેની નિમણુક કરી છે એમ તેણે જાહેર કર્યું. પરંતુ તેને હાથ સત્તા સોંપી ન દેતાં ફ્રાન્સિસ્કોએ તેને કેદ કર્યો. ત્રણ માસ પછી પોર્ટુગલના સેનાપતિએ મ્હોટા આરમાર સહ આવી તેને છોડાવ્યો. ૧૫૦૯ ના નવેંબરમાં એટલે અરબી સમુદની સ્વારી પૂરી કરી પાછા આવ્યા બાદ લગભગ એક વર્ષ પછી અલબુકર્ક સુબેદારીના કામપર રજુ થયો. અધિકાર હાથમાં આવતાંજ તેણે પોતાના હંમેશના આવેશક મુજબ ૧૫૧૦ ના જાનેવારીમાં કાલિકત પર સ્વારી કરી. પણ તેમાં તે હાર્યો અને ભારે ઘા થયા છતાં ટુંક મુદતમાંજ ગોવા શહેરને ઘેરો ઘાલી વિજાપુરના રાજા પાસેથી તે ખુંચવી લીધું. પરંતુ તે સંભાળી રાખવા જોઇતું સૈન્ય પૂરું નહિ હોવાથી ઓગસ્ટમાં તે છોડી ચાલ્યો ગયો. અને નવેંબરમાં મોટા લશ્કર સાથે સ્વારી કરી તે પાછું સર કરી લીધું. પછી તે મલાક્કાપર ચઢાઇ લઈ ગયો. ત્યાં મ્હોટું યુદ્ધ થયું અને આખરે તેણે તે મથક પણ જીતી લીધું. શહેરનો પૂરો બંદોબસ્ત કરી પોર્ટુગીઝોની સત્તા જમાવવા અલબુકર્ક અહિં આસરે એક વર્ષ રહ્યો હતો. ૧૫૧૨ માં તે મલાક્કાથી ફરી મલબાર કિનારે આવવા નીકળ્યો. પણ રસ્તે દરીયામાં તોફાન થયું. અને જો કે અલબુકર્ક મુશીબતે જાન બચાવી શક્યો છતાં તેણે મલાક્કાથી જે અપાર સંપત્તિ આણી જેમાં ભરી હતી તે તેનું વહાણ દરીયામાં નાશ પામ્યું. આ વર્ષના સપ્ટેંબરમાંજ તે ફરી ગોવામાં ગયો તથા ઇદાલ્કને શરૂ કરેલું બંડ તોડી શહેરમાં એવો મજબુત બંદોબસ્ત જમાવ્યો કે તે પછી આ શહેર પોર્ટુગીઝોનું એક મુખ્ય મથક થઈ પડયું. તે પછી તેણે પોર્ટુગાલ સરકારના હુકમથી રાતા સમુદ્ર પર સ્વારી કરવાનું કામ સ્વીકાર્યું. આ સ્વારીનો હેતુ એ હતો કે રાતા સમુદ્રમાં થતું સર્વે હળણવળણ પોર્ટુગીઝ સરકારની સત્તામાં આવી જાય. હુકમ મુજબ અલબુકર્કે સન ૧૫૧૩ માં એડનને ઘેરો ઘાલ્યો પણ તે નિષ્ફળ નિવડવાથી તેને પીછેહઠ કરવી પડી એમ કહેવામાં આવે છે કે. ઈજીપ્તની સત્તા નષ્ટ કરવા માટે નાઈલ નદીનો પ્રવાહ રાતા સમુદ્ર તરફ ફેરવી આખું ઇજીપ્ત ઉજ્જડ બનાવી દેવાની અલબુકર્કની મહત્વાકાંક્ષા હતી. તેમજ પૅલેસ્ટાઇન પાછું સર કરી લેવા કેવી રીતે ચઢાઈ કરવી તેની રૂપરેખા પણ તેણે આંકી રાખી હતી. ૧૫૧૫માં તેણે ઑર્મઝ બંદર પર બીજી સ્વારી કરી ત્યારે ત્યાંના લોકો અલબુકર્કની સામે ન પડતાં તત્કાળ શરણ થયા. આ બેટ ૧૬૨૨ સુધી પોર્ટુગીઝ સત્તા નીચે રહ્યો. અલબુકર્કનો અંતનો કાળ અતિ કષ્ટ અને ચિંતામાં ગયો. પોર્ટુગીઝ દરબારમાં તેના કેટલાક દુશ્મનો હતા. તેઓ તેની સામે રાજાનું મન બગાડવાની એકેય તક ગુમાવતા નહિં. વળી અલબુકર્કના અદૂરદર્શી તથા મીજાજી સ્વભાવને લીધે તેના દુશ્મનોનું કામ સ્હેલું થઈ પડયું. ઑર્મઝથી પાછા આવતાં ગોવાના બંદરમાં એક જહાજ ઉભેલું તેના જોવામાં આવ્યું. આ જહાજ સાથે જ પોર્ટુગીઝ સરકારનો હુકમ હતો જે અન્વયે અલબુકર્કને નોકરીમાંથી કાઢી મૂકી તેની જગ્યાએ તેનો દુશ્મન સુઆરેનની નિમણુક કરવામાં આવી હતી. આ સમાચાર સાંભળી તેના મન પર એટલી બધી ઉંડી અસર થઇ કે તે દરીયા પરજ તા. ૧૬ ડીસેંબર ૧૫૧૫ને રોજ મરણ પામ્યો. મરતાં પહેલાં તેણે પોતાના રાજા પર એક પત્ર લખી રાખ્યો હતો. જેમાં તેણે પોતાની સેવાનું વિસ્તાર પૂર્વક વર્ણન આપી તેનો બદલો પોતાને ન મળ્યો છતાં પોતાના પુત્રને મળવો જોઇએ એવી ઇચ્છા પ્રગટ કરી હતી.

હિંદમાં સ્વારી કરવાનો પોર્ટુગીઝોનો મુખ્ય ઉદ્દેશ માત્ર વ્હેપારજ હોવાથી તેમણે દરીયા કાંનારાથી દૂરના પ્રદેશોપર સ્વારીઓ કરવાનો વિચાર પણ કદી કર્યો નહતો. પરંતુ અલબુકર્કની દૃષ્ટિ આટલી સંકુચિત ન હતી. એશિયાખંડમાં પોર્ટુગીઝ સામ્રાજ્યનો પાયો રચવો એવી તેની મહત્વાકાંક્ષા હતી. તેને હાથે ગોવાની સ્વારીમાં પકડાયલા કેદીઓના બેહાલ કરવા, રાતા સમુદ્રમાંના નિરાશ્રિત માછીઓનાં નાક કાન કાપવા, રૈસ અહમદનું ખૂન કરવાના કાવતરાં રચવાં વગેરે કેટલાંક ક્રૂર અને ન ઇચ્છવા જોગ બનાવો બન્યા હતા, તેની કારકીર્દીમાં હિંદુઓને ધર્માંતરને માટે જરાય ત્રાસ પડયો નથી

આસપાસના હિંદી રજવાડાઓ સાથે પણ તે સુલેહ-પૂર્વક રહેતા. સુસ્વભાવને લીધે તેણે એટલી બધી લોકપ્રિયતા મેળવી હતી કે, તેના પછીના પોર્ટુગીઝ સુબાઓએ જ્યારે લોકો પર જુલમ ચલાવ્યો, ત્યારે લોકો ભાવિકતા પૂર્વક અલબુકર્કની કબર આગળ બાધા લેતા હતા. પ્રજાને ન્યાય આપવાના હેતુસર તેણે ગોવા, ચૌલ તથા વસઇમાં ફોજદાર નિમ્યા હતા. આ ફોજદારોરોજ દિવાની અને ફોજદારી ફરીયાદોની તપાસ ચલાવતા. વ્હેપાર સરકારે જ સ્વાધીન રાખેલો હોવાથી અલબુકર્કે દરેક બંદરમાં જકાતના નાકાં બેસાડયાં. વળી હિંદમાંનો સતી થવાનો જે ચાલ અંગ્રેજો છેક ૧૮૨૯ની સાલ સુધી બંધ કરાવી શકયા હતા તે ચાલ અલબુકર્કે પોતાના પ્રદેશમાં ૧૬મી સદીના આરંભમાં જ નાબુદ કરી નાખ્યો. તેમ ગામડાંઓની ગ્રામ પંચાયત વગેરે સંસ્થાઓ તેણે અબાધિત રાખી હતી. પોર્ટુગાલ જેવા છેકજ ન્હાની સરખી વસ્તીના રાજ્યમાં એકલા યુરોપીયન લોકો-વડે બંદરો ટકાવી રાખી શકાતાં નથી. આ સ્થિતિ ઓળખી અલબુકર્કે અહિંની સ્ત્રીઓને ખ્રીસ્તી બનાવી તેમની સાથે લગ્ન કરવામાં પોતાની ગોરી ફોજને ઉત્તેજન આપ્યુ. એ રીતે ભવિષ્યનું રાજ્યતંત્ર ચલાવવા માટે તેણે એક મિશ્ર લોહીની જાતિ નિર્માણ કરી. તેના મરણ પછી પોર્ટુગાલના રાજાને અલબુકર્કની વફાદારી વિષે ખાત્રી થઇ અને તેથી તેના દાસીપુત્ર આ ફ્રેન્ત્રોનો રાજાએ સન્માન કરી અલબુકર્કને થયલો અન્યાય ભૂસી નાંખવાનો પ્રયાસ કર્યો હતો. અલબુકર્કના પુત્રે "કૉમેંટરીઑસ ડોગ્રાંડે આફોન્ઝોડી અલબુકર્ક" એવા નામથી પોતાના બાપના કેટલાક પત્રોનો એક સંગ્રહ પ્રગટ કર્યો હતો. (બ્રિટાનિકા; અલબુકર્ક, રૂલર્સ ઑફ ઇંડિયા સેરીઝ; ઇ.)

**અલંબુષઃ**—(૧) બકાસુરનો ભાઈ તથા દુર્યોધન પક્ષનો એક રાક્ષસ. (ભાર. ઉદ્યોગ ૧૬૭). ભારતીય યુદ્ધમાં તે ઘટોત્કચને હાથે માર્યો ગયો હતો (ભાર. દ્રોણ. અ. ૧૦૯).

**અલંબુષઃ**—(૨) જટાસુરનો પુત્ર; પોતાના બાપને માસાએ મરાવેલો તેનું વેર વાળવા તે દુર્યોધન તરફથી ભારતીય યુદ્ધમાં લડતો હતો, તેમાં રાત્રે ઘટોત્કચે તેને ઠાર કર્યો હતો. (ભાર. દ્રોણ. અ. ૧૭૪)

**અલંબુષઃ**—(૩) દુર્યોધન પક્ષનો એક રાજા યુદ્ધમાં તેને સાત્યકીએ માર્યો હતો. (ભાર. દ્રોણ. અ. ૧૪૦).

ઉપલા દરેક જણનાં વધનું વર્ણન દ્રોણપર્વમાં એકએક સ્વતંત્ર અધ્યાયમાં આવી જાય છે.

**અલમગીર ડુંગરઃ**—(બંગાળ ઈલાકો) કટક જીલ્હામાંના જયપુર વિભાગમાં આવેલા ડુંગરનું આ એક શિખર છે, ઉત્તરે ૨૦',૩૯' અક્ષાંસ તથા પૂર્વે ૮૬',૧૪' રેખાંશ પર તે આવ્યું છે. આ ડુંગર પર સન ૧૭૧૯માં બાંધેલી તખ્ત-ઇ-સુલેમાનની મસજીદ પ્રસિદ્ધ છે (ઇં. ગૅ. ૫. ૧૯૦૮).

**અલમપુરઃ**—(મુંબઈ ઈલાકો) કાઠીયાવાડનું એક નાનું સંસ્થાન છે. ૧૮૮૧માં અહિંની વસ્તી ૫૯૮ હતી. ચમારડી થાણાની હદમાં ખંડણી ભરનારૂં આ એક સ્વતંત્ર સંસ્થાન છે. અહિંના ગરાસીયા ગોહિલ વંશના હોઇ ભાવનગરના કુટુંબીઓ ગણાય છે. અલમપુર ગામ ચમારડીની વાયવ્યે ૧૪ માઈલને છેટે તથા ઘેલો નદીની દક્ષિણે ૨ માઈલ પર આવેલું છે. (ઇં. ગૅ. ૫.)

**અલમપુરઃ**—(૨) મધ્ય હિંદુસ્થાન. બુંદેલખંડ એજન્સીના ઇંદોર સંસ્થાનમાંનો એક તાલુકો. એમાં અલમપુર ૨૬૦૨ ઉત્તરે અ, અને ૭૮૦૫૦ પૂર્વે રે. અંશોપર આવ્યું છે. એકંદર ક્ષેત્રફળ ૩૭ ચોરસ માઇલ છે. હોલકર શાહીના સંસ્થાપક મલ્હારરાવ હોલકરનું અહિં અકસ્માત અવસાન થયું, ત્યારે તેમની સ્મારક છત્રીના ખર્ચ પેટે આસપાસના ન્હાના ન્હાના રજવાડાઓ પાસેથી ૨૭ ગામો લઇ તેની ઉપજ આ કામ પેટે જમા થઈ. શરૂઆતમાં પહેલવહેલાં આ સંસ્થાનિકોએ છત્રી બાંધવાના કામમાં ઘણી અડચણો કરી છતાં શીંદે સરકારની મદદથી છેવટે આ કામ પાર પડયું. અહિંની વસ્તી (૧૯૦૧) આશરે ૧૬,૭૧૧ છે. અલમપુર ને મલ્હાર નગર એ નામ પણ પડયું છે. આ તાલુકાનો સર્વ વ્યવહાર ખુદ ઇંદોરથીજ ચાલે છે. ઉપજ ૫૯,૦૦૦ હજાર રૂપિયા છે (ઇં. ગૅ. ૫. ૧૯૦૮).

**અલમપુરઃ**—૩ (હૈદરાબાદ સંસ્થાન) રાયપુરાના અગ્નિ ખૂણામાં એક તાલુકો. વસ્તી (૧૯૦૮) આશરે ૩૦૨૨, ક્ષેત્ર ફળ ૧૮૪ ચો. માઇલ એકંદર ગામો ૪૩ છે અને તેમાંનું એક ઇનામી છે. મુખ્ય મથક અલમપુર-આ તાલુકો અને મહેબૂબ નગરની વચ્ચે થઈ કૃષ્ણાનદી વહે છે. ઉપજ ૧૨ લાખ રૂપિયા છે. (ઈ. ગે. ૫-૧૯૦૮)

**અલમેલઃ**—(મુંબઇ ઇલાકો) વિજાપુર જીલ્લો સીંદગીની ઉત્તરે ૧૨ માઇલપર ન્હાનું ગામડું છે. ત્યાંની વસ્તી (૧૮૮૧) ૩, ૧૩૩ છે. જીલ્લાનું આ એકજૂનું મુખ્ય મથક હતું. આ ગામ કળચુરી વીજ્જલ નામના રાજાએ વસાવ્યું હતું. ગામની નીશાળ નજીકના પથ્થરની એક બાજુએ કાનડી ભાષામાં શીલા લેખો છે. એ બધાં શકે ૧૦૦૭

નાં છે. ગામમાં રામલિંગનું એક મંદિર જીર્ણ સ્થિતિમાં છે. ગામ બહાર એક હનુમાનજીનું પણ એક મંદિર છે. વળી રામાજી નરહરિ બીનીવાલે નામના મરાઠા સરદારે બંધાવેલું એક લક્ષ્મીનારાયણનું મંદિર પણ છે (૧૭૮૦). તેમજ શેષગીરી રાવ દેશપાંડેએ પણ એક રામનું મંદિર બંધાવ્યું અને તેના ખર્ચ માટે બાજીરાવ પેશ્વાએ જમીન આપી છે. અહિં દર વર્ષે ચૈત્ર માસમાં મેળો ભરાયછે. ગામમાં બીજા ન્હાનાં મ્હોટાં પુષ્કળ મંદિરો છે. ચાવડી પાસે એક જૂનો કિલ્લો છે. વિજાપુરના પહેલા અલીઅદીલશાહની આમદાનીમાં એટલે ૧૫૫૭–૧૫૮૦ ના આરસામાં સંજીતભાઇ નામના સુબેદારે આ મંદિર તોડી તે પર મસજીદ બાંધી. ૧૭૯૦ ના રિપોર્ટ પરથી એમ જણાય છે કે અલમેલ એ વિજાપુર સરકારનું તાલુકાનું રહેઠાણ છે. તેની ઉપજ તે કાળે ૧,૫૭,૦૦૦ રૂપિયાની હતી. (વેરીંગ મરાઠાજ ૨૪૨ મુ. ગે.)

**અલમોદઃ**—આ જહાંગીર હુંશગાબાદ જીલ્લામાં છે. એમાં ૨૯ ગામો છે. આ બધાં ગામો મહાદેવ પહાડની આસપાસ છે. મહાદેવ મંદિરનો જમીનદાર એક પૂજારી છે. જાત્રાળુઓ પાસેથી કર ન લેવા માટે સરકાર તેને ૨૦૦ રૂપિયાનું વર્ષાસન આપે છે. પરંતુ જહાંગીરી પેટે તેમાંથી ૪૦ રૂપિયા આપવામાં આવે છે. (મ. પ્રાં. ગે. ૧૮૭૦)

**અલમોરા જીલ્લોઃ**—(સંયુક્તપ્રાંત) કુમાઉન ભાગના ઇશાન્ય તરફનો જીલ્હો. ઉત્તરે ૨૮°૫૯ થી ૩૦°૪૯ ઉ. અને પુર્વ ૭૯°૨ થી ૮૧°૩૧ રે. પર આવેલો છે. ક્ષેત્રફળ ૫૪૧૯ ચો. માઇલ છે. ઉત્તરે તિબેટ, પુર્વે કાળી નદી અને તે પાર નેપાળ, દક્ષિણે નૈનિતાલ જીલ્લો. વાયવ્યે ગઢવાલ જીલ્લો. કાંઈક નાના ભાગ બાદ કરતાં બાકીનો સર્વ પ્રદેશ હિમાલય પર્વતમાં આવી ગયો છે. આ પહાડની હારો તદ્દન અલગ અલગ અને સ્પષ્ટ દેખાય છે. અને તે અગ્નિ તરફ પ્રસરેલી હોઇ મધ્યમાં હંમેશ હિમાચ્છાદિત શિખરો છે. પશ્ચિમમાં ત્રિશુળ પર્વત આવ્યો છે. તેની આશરે ઉંચાઈ ૨૨૩૦૦ થી ૨૩૪૦૦ ફુટ જેટલી છે. આ પહાડનો કેટલીક ભાગ ગઢવાલ જીલ્લામાં છે. નંદાદેવી શિખર ત્રિશુળ પર્વતની અગ્નેય તરફ હોઇ તેની ઉંચાઇ ૨૫૬૬૧ ફુટ છે અને "નંદાકોટ" ૨૨૫૩૮ ફુટ છે. એની પૂર્વ દિશામાં હંમેશ હિમાચ્છાદિત રહેતા પાંચ ચૌલી ડુંગરો છે, અને તેમાં બે શિખરો છે તેની અનુક્રમે ઉંચાઇ ૨૨૬૭૩ અને ૨૧૧૧૪ ફુટ છે. આશરે ૧૮૦૦૦ ફુટ ઉંચાઈની એક પર્વતની હાર તિબેટ અને હિંદુસ્થાનની વચ્ચે હોઈ ઉત્તર તરફ સિંધુ અને સતલજ અને દક્ષિણે કાલી નદીનું મૂળ છે. આ જીલ્લાની મુખ્ય નદી કાલી છે તેને હિમ પ્રવાહમાંથી વહેનારી ગૌરીગંગા, ધવલગંગા અને હિમાલયની તળેટીમાંથી વહેનારી સરયૂ, રામગંગા તેમજ હિમાલય પર્વતની બહારની હારોમાંથી વહેનારી ગોમતી, લહુવતી અને લઢીયા નદીઓ મળે છે. આ જીલ્લામાં નદી કાંઠાનો પ્રદેશ બાદ કરતાં ૩૦૦૦ ફુટ ઉપર ચઢયા બાદ સાધારણપણે સપાટ પ્રદેશ કોઇપણ ઠેકાણે મળી આવતો નથી. ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ નિરીક્ષણ કરીએ તો એમાં ઘણી જાતના ખડક જણાય છે. આ જીલ્લામાં ઘણી જાતની વનસ્પતીઓ પણ જુદી જુદી ઉંચાઈએ જડે છે. ઉન્હાળામાં વનસ્પતિ ફુલે છે ત્યારે ત્યાંની શોભા અપ્રતિમ દેખાય છે. અહિં હાથી, વાઘ, રીંછ, હરણ વિગેરે જુદી જુદી જાતના જંગલી જાનવરો છે. હિમાલય પર્વતની બહારની હારોપર સુમારે ૮૦ ઇંચ સુધી વરસાદ વરસે છે. પણ સહેજ ઉત્તરે જઇએ તો વરસાદનું પ્રમાણ ઓછું થાય છે. હિમરેષા પાસે વરસાદ અને બરફ કેટલો પડે છે, તેની નોંધ લેવાની વ્યવસ્થા નથી પણ જીલ્લાના મધ્ય ભાગ કરતાં અહિં વરસાદ અને બરફ નિઃસંદેહ વધારેજ પડે છે.

**ઇતિહાસઃ**—મહાભારતમાં આ પર્વતના ઘણા સ્થળોનું વર્ણન આવ્યું છે. અહિંયા બ્રમ્હપુર નામનું રાજ્ય હોઇ ત્યાંના લોક મજબુત અને આશક્તિ હોવાનું વર્ણન સાતમાં સૈકામાં આવેલા કોઇ ચીની મુસાફરે કર્યું છે. આ રાજ્યની ચોગમ હિમાચ્છાદિત ડુંગર હોઇ તે પર એક સ્ત્રીનો અમ્મલ તે વખતે હતો. પુરાતન કાળમાં અહિં કત્યુરી વંશના રાજાઓ રાજ્ય કરતા હતા ત્યારબાદ ચંદ રાજાઓએ રાજ કર્યું. તેમાંના પહેલા રાજા સોમચંદ દસમી સદીમાં અલાહાબાદ પાસેના ઝુસી ગામથી અહિં આવ્યો. અને ચંદ રાજાઓએ કાલી કુમાઉનમાં આવેલા ચંપાવત નગરમાં પોતાનું રાજ્ય સ્થાપન કર્યું હતુ. ૧૫૬૩ માં આસપાસના બધાં રાજ્યો ચંદરાજાના ખંડણીયા બન્યા બાદ રાજા કલ્યાણચંદે અલમોરા પોતાની રાજધાની કરી. કલ્યાણચંદનો પુત્ર રૂદ્રચંદ અકબરનો સમકાલીન હોઈ ૧૫૮૭ ની સાલમાં તે અકબરની મુલાકાતે લાહોર આવ્યો હતો. મુસલમાન રાજાઓ ડુંગરી રાજ્યનું પૂર્ણપણુ સ્વામીત કદાપિ મેળવી શકયા ન હતા. પણ ઇ. સ. ૧૭૪૪ ની સાલમાં અલી અહમદખાન રોહિલાએ કુમાઉનપર સ્વારી કરી અલમોર પણ કબજે કર્યું હતું. જોકે તે ત્યાં ઘણીજ ટૂંક

મુદત રહયો પરંતુ તે દરમ્યાન તેણે મંદીરોની ઘણીજ પાયમાલી કરી. અલીઅહમદખાન રોહિલાએ મોકલેલા સરદારો ટૂંક મુદતમાંજ ત્યાંના હવાપાણીથી કંટાળી ત્રણ લાખ રૂપિયાની લાંચ લઇ પાછા ફર્યા. આ વાત અલી મહંમદખાનને પસંદ ન પડવાથી તેણે ફરીથી ઈ.સ.૧૭૪૫ની શરૂઆતમાં કુમાઉનપર સ્વારી કરી પરંતુ બારેખડી નજીકના ડુંગરની ખીણમાં તેનો પરાભવ થયો. ત્યારબાદ મુસલમાનોએ ફરી કદાપિ એ પ્રાંતપર સ્વારી કરી નહિં. દિલ્હીના બાદશાહોએ પણ ખાસ કુમાઉનપર પોતાની સત્તા કદીપણ પ્રસ્થાપિત કરી નથી. પરંતુ આ પ્રદેશના રાજાઓને પર્વતની તળેટીનું રાજ્ય કાયમ રાખવા બાદશાહોનું નામધારી ખંડણીયાપણું કબુલ રાખવું પડતું. ત્યાર બાદ કુમાઉનના રાજાઓમાં માંહોમાહ્ય તકરારો થઈ તેઓ પર્વતની તળેટીનો પ્રદેશ ગુમાવી બેઠા. અને માત્ર ભાબર નામનો પ્રદેશજ તેમના કબજામાં રહ્યો. હાલ જે નેપાળનું રાજ્ય કહેવાય છે તે ભાગપર અઢારમી સદીમાં ગુરખા જાતનો પૃથ્વી નારાયણ નામનો રાજા રાજ્ય કરતો હતો જેના વંશજોએ ઇ. સ. ૧૭૯૦ માં કુમાઉન પર સ્વારી કરી હતી તેમાં ચંદરાજા નાસી ગયો અને એ પ્રદેશપર ગુરખાઓએ ચોવીસ વરસ સુધી રાજ્ય કર્યું. ગુરખાઓએ પોતાની કારકીરદીમાં ઘણો જુલમ કર્યો. ઓગણીસમી સદીના પ્રારંભમાં ગુરખાઓ બ્રિટિશોના સપાટ પ્રદેશમાં ઘણો ત્રાસ વર્તાવવા લાગ્યા. ચંદરાજાનો કોઈ પણ વારસ શિલક ન રહેવાથી બ્રિટિશોએ ગુરખાઓ પાસેથી આ ભાગ જીતી લેવાનું ઠરાવ્યું અને એ કામમાં જુના ચંદરાજાના પ્રધાન હરકદેવે પૂર્ણ સંમતિ આપી હતી. ઇ. સ. ૧૮૧૫ માં બ્રિટિશોએ અલમોરા કબજે કર્યા પછી થયેલી સંધિની રૂએ કુમાઉન અને ગઢવાલ બ્રિટિશોને મળ્યા. વાગેશ્વરમાં કત્યુરી રાજાના વખતનો એક શિલાલેખ છે પણ તે પર તારીખ નથી. ચંપાવતમાં ચંદરાજાના વખતની ઘણી વસ્તુઓ છે. અહિં જુદા જુદા મંદિરોમાં ઘણા તામ્રપટો હજી સાચવી રાખવામાં આવ્યા છે. આ જીલ્લામાં બે મ્હોટાં ગામો અને ૪૯૨૮ ન્હાનાં ગામડાં છે. વસ્તી દિન પ્રતિદિન વધતી જાય છે. ઈ. સ. ૧૯૨૧ ની સાલમાં અહિંની વસ્તી ૫,૩૦,૩૩૮ હતી. શિયાળામાં લોકો નીચે આવી રહે છે પણ ઉનાળામાં પાછા ઉપરજ જાય છે. આ જીલ્લામાં ચંપાવત અને અલમોરા એવી બે તહશીલો છે. અહિં ૯૯ ટકા જેટલા હિંદુ હોઇ તે પહાડી ભાષા બોલે છે. જમીનનો પાક, તેની ઉંચાઇ અને સ્થિતિ મુજબ હોય છે. આશરે ૩૦૦૦ થી ૫૦૦૦ ફુટ ઉંચાઈના પ્રદેશપર કાંઇક સારો પાક થાય છે ઈ. સ. ૧૯૦૩-૪ ની સાલમાં એકંદર ૪૬૩ ચોરસ માઈલમાં પાક થયો હતો. મુખ્ય પાક ભાત, ઘઉં, મકાઈ વિગેરે છે. ચાહનો પાક આશરે ૨૧૦૦ એકર જમીનમાં થાય છે. અહિં જનાવરો કદે ન્હાનાં છે તેમજ સારી જાતના ઘોડા પણ થતા નથી. ઘેટાં અને બકરાં સર્વત્ર ભાગમાં પાળવામાં આવે છે અને તેમાંથી જમીન માટે ખાતર તથા ઉન ઘણું મળે છે. અહિંના જનાવરોની પેદાશ સુધારવાના ઘણા યત્ન કર્યા પરંતુ તે બાબો સફળ નિવડયા નથી. આ પ્રદેશમાં ત્રાંબાની ઘણી હોઈ તેનો ઉપયોગ કરવાની પરવાનગી એક પાશ્ચાત્ય કંપનીને આપવામાં આવી છે. એ ઉપરાંત આ જીલ્હામાં ગ્રેફાઈટ, લોખંડ, સિસું અને ગંધકની ખાણો છે. વ્હેપાર એક સરખો વધતોજ જાય છે. આ જીલ્લામાં રેલ્વે નથી દુષ્કાળ પણ વધારે જણાતો નથી. જીલ્લાનો અધિકારી ડેપ્યુટી કમીશનર છે. નૉન રેગ્યુલેશન નીચે તેનો તમામ કારભાર ચાલે છે. ગુરખાઓ પાસેથી જ્યારે આ જીલ્લો બ્રિટિશોના કબજામાં આવ્યો તે વખતે ત્યાંની જમીન મહેસુલ ૭૦,૦૦૦ રૂપિયાની હતી. ઈ. સ. ૧૯૦૪-૪માં તેજ મહેસુલ ૨-૩ લાખ રૂપિયાયા સુધી વધ્યું. ફક્ત અલમોરામાંજ મ્યુનિસિપાલિટિ છે.

તહશીલઃ—સંયુક્તપ્રાંત, અલમોરા જીલ્લામાં જોહાર દાનપુર, ચૌગરખા, ગંગોલી, બારામંડલ, ફલદાકોટ અને પાલીપ ચ્યૌન એ તાલુકાઓ છે. આ ભાગ ઉત્તરે ૨૯° ૨૬ થી ૩૦°૪૯ અ અને પુર્વે ૭૯°૨થી ૮૦°૩૦ રે ની વચમાં છે ક્ષેત્રફળ ૩૬૧૪ ચો. માઈલ છે અને ત્યાંની વસ્તી ઇ. સ. ૧૯૦૧ માં ૩,૪૨,૮૭૦ ની હતી. આ તહશીલોમાં બે શહેરો અને ૩૪૬૬ ગામ છે. ઇ. સ. ૧૯૦૩-૪ માં જમીન મહેસુલ ૧,૬૫,૦૦૦ રૂપિયા તથા બીજાની ઉપજ ૧૨,૦૦૦ રૂપિયા જેટલી હતી. આ તહશીલ હિમાલય પર્વતમાં વસેલી છે તેથી હિમાચ્છાદિત શિખરોની પેલી બાજુએ તિબેટની સરહદ સાથે જોડાએલી છે. સન ૧૦૯૩-૪ માં પાકની જમીનનું ક્ષેત્રફળ ૨૯૪ ચો. માઈલ જેટલું હતું. ( ઈ. ગ. ૫)

ગામઃ—સંયુક્ત પ્રાંત. અલમોરા જીલ્હાનું તેમ તહશિલનું મુખ્ય મથક છે. ઉત્તરે ૨૯°૩૬ અ અને પુર્વે ૭૯°૪૦ રે. અંશપર છે. ત્યાંની વસ્તી ૧૯૦૧ માં ૮૫૯૬ હતી. રોહિલખંડ—કુમાઉન રેલ્વેના કાથ ગોદમ સ્ટેશનથી અલમોરા ગામ ૩૭ માઈલને છેટે આવેલું છે અહિં વરસાદ આશરે ૪૨ ઇંચ પડે છે. સોળમી સદીથી અલમોરા ચંદ

રાજાઓની રાજધાનીનું શહેર હતું. ઈ. સ. ૧૭૪૪ માં રોહિલાઓએ આ પ્રાંતપર સ્વારી કરી અલમોરા સર કર્યું પણ ટુંક મુદતમાંજ તે પાછું ગયું અલમોરા નજીક શિતોળી ગામે ગુરખા અને બ્રિટિશો વચ્ચે લઢાઇ થઈ આ પ્રાંત ઈ. સ. ૧૮૧૫ માં બ્રિટિશોને કબજે થયો અહિં ઇ. સ. ૧૮૬૪ થી મ્યુનિસિપાલીટી શરૂ થઈ આ શહેરમાં ગુરખા ફોજ રહેતી હોઇ વ્હેપાર પણ સારો ચાલે છે. અહિં આયાત અને નિકાશ ની વસ્તુઓ મુખ્યત્વે અનાજ કાપડ, ખાંડ અને મીઠું એ છે. તેમજ અહિં ઘણા બગીચા છે તેથી જીલ્લાના અધિકારીઓ પણ અહિં જ રહે છે. ગામમાં જુદી જુદી શિક્ષણ સંસ્થાઓ અને ૫-૬ દવાખાનાઓ છે (ઈ. ગૅ. ૫-૧૯૦૮ અનોલ્ડની ઇંડીઅન ગાઇડ ૧૯૨૦ )

**અલશ્યપુર**:—( બંગાળ ઈલાકો ) ખુલના જીલ્લાની અગર બાંકી અને ભૈરવ નદીના સંગમપર ઉત્તરે ૨૨.૫૦ અ અને પૂર્વે ૮૯.૩૯ રે. અંશોપર વસેલું આ એક ગામ છે. તેની વસ્તી આશરે(૧૯૦૧) ૧૨૦૦ ની છે. અહિં સ્થાનિક વ્હેપાર સાધારણ છે. કુંભાર કામ મ્હોટા પ્રમાણમાં થાય છે. ( ઇં. ગૅ. ૫-૧૯૦૮ )

**અલવા**:—( મુંબઇ ) રેવાકાંઠા એજન્સીમાંનું આ એક સંસ્થાન છે. મહેવાના ચોહાણ સંઘમાના ૧૧ ગામની સાંખેડ એ એક જહાંગીર છે. ઉત્તરે તથા દક્ષિણે પાતાગવડી પૂર્વે ગાયકવાડી ગામો અને પાતાગવડી અને પશ્ચિમે દેવલીયા આવેલાં છે. ક્ષેત્રફળ ૫ ચો. માઇલ છે. ઉપજ આશરે ૫૫૦૦ રૂપિયાની છે. ( ઇ. સ. ૧૮૮૦ ) વસ્તીમાંની મુખ્ય જાત ભીલોની છે. મુખ્ય પાક જુવાર, ચોખા, અને તલ છે. ઈ. સ. ૧૮૭૮ માં અહિંના ઠાકોરના મરણથી અલવા પ્રત્યક્ષ રીતે પોલિટિકલ એજંટના હાથમાં આવ્યું. ( ઈંડિયન ગૅ. ૫-૧૯૦૮ )

**અલવઇ**:—( મદ્રાસઇલાકો ) ત્રાવણકોર સંસ્થાનના અલનગઢ તાલુકાનું મુખ્ય મથક હોઈ કોચીન-શોરાણુર રેલ્વેનું તે એક મથક છે. ઉત્તરે ૧૦.૭ અ અને પૂર્વે ૭૬.૨૨ રે૦ પર અલવયે ( પેરીયર )નદીકાંઠે આ ગામ વસેલું હોઈ શંકરાચાર્યનો જન્મ અહિં થયો હતો. ઇ. સ. ૧૯૧૧ માં આ ગ્રામનીવસ્તી ૩૮૯૯ ની હતી. તેમાં ૧૨૯૨ હિંદુ, ૭૯૪ મુસલમાન ૧૭૮૦ ક્રિશ્ચન હતા. પોર્ચુગીઝ લોક અહીં હવા ખાવા માટે આવતા. અહિંની નદીના પાત્રમાં એક શિવાલય છે. ત્યાં શિવરાત્રીએ મ્હોટી યાત્રા ભરાય છે. અહિં ઉનાળામાં યુરોપીયન અને હિંદી શ્રીમંતો આવી રહે છે. ગામમાં બ્રાહ્મણો માટે અન્નછત્ર છે. અને ત્રાવણકોરના મહારાજા તથા રેસિડંટ એમના બંગલાઓ પણ છે. મુખ્ય પાક નારીએળ. ભાત, અને ખાવાના પાન છે અને અહિં વાસણનું કારખાનું છે. (ઇં. ગૅ. ૫-૧૯૦૮ અનોલ્ડની ડિરેકટરી સેન્સસરિપોર્ટ સ ૧૯૧૧ )

**અલવાર** સંસ્થાન :—અલવાર રજપૂતાનાના પૂર્વ ભાગમાંનું એક દેશી રાજ્ય છે. તેનું ક્ષેત્રફળ સુમારે ૩૧૪૧ ચોરસ માઇલ છે. તે ઉત્તર અક્ષાંશ ૨૭. ૩ થી ૨૮. ૧૩ અને પૂર્વ રેખાંશ ૭૬. ૭' થી ૭૭. ૧૩ વચ્ચે આવેલું છે.

સીમા—તેની ઉત્તરે પંજાબનો ગુરગાંવ જીલ્લો જયપુર રાજ્યનું કોટકાસીમ અને નાભા રાજ્યનું બાબલ આવેલાં છે. વાયવ્ય કોણમાં પતિયાળા રાજ્યનું નરનાળ આવેલું છે. પશ્ચિમે તથા દક્ષિણે જયપુર રાજ્ય આવેલું છે. તેનો આકાર બરાબર ચોરસ આકૃતિ જેવો છે અને ઉત્તર તથા દક્ષિણ સુધીની તેની લંબાઈ સુમારે ૮૦ માઇલ છે તથા દક્ષિણોત્તર પહોળાઈ વધુમાં વધુ ૦ માઇલ છે. આ સંસ્થાનમાં ખાસ ધ્યાન ખેંચનારી વસ્તુ તેના એક બીજાથી સરખે અંતરે આવેલા ડુંગરો છે. એમ છતાં તેના ઉત્તર ભણીના તથા પૂર્વના ભાગો ઉઘાડા અને સપાટ છે. તેમાંનો મુખ્ય ડુંગર અરવલી પર્વતનો એક ફાંટો છે. તે આ સંસ્થાનની બરોબર વચ્ચેથી દક્ષિણથી ઉત્તર સુધી, અલવાર શહેર પાસેથી જયપુર રાજ્યની સીમા સુધી પથરાયેલો છે. તેની લંબાઈ આશરે ૫૬ માઇલ છે. પશ્ચિમે તો આ ડુંગરને લીધે એક કુદરતી અને સામાન્ય રીતે અગમ્ય એવો તટ બંધાઇ રહેલો છે. આ સંસ્થાનની મુખ્ય નદી સાબી છે. બીજી મોટી નદીનું નામ બારહા અથવા લાસવારી છે. અલવાર અને ભરતપુર એ બે સંસ્થાનોમાં આ નદીના પાણી માટે વારંવાર ઝગડો ઉભો થાય છે. આ નદી પર બન્ને રાજ્યોની સરખી માલકી છે. થોડાં વર્ષ પર અલવાર સંસ્થાનના લાભમાં આ પ્રકરણનો નિકાલ આવ્યો છે.

દિલ્હીની આસપાસ અને અલવાર સંસ્થાનમાં સ્ફટિક જેવો જે પત્થર ( કવાર્ટ્ઝ ) મળી આવે છે તેને અલવાર પરથીજ નામ આપવામાં આવ્યું છે. તેનો રંગ ભુખરો છે અને તેના પર સુંદર કણો દેખાય છે. આ સિવાય શિસ્ટ અને સ્લેટની જાતના પત્થર અહિં મળી આવે છે અને તે નીચેના થરમાં હોય છે. દરીબા વગેરે કેટલાક ભાગોમાં તાંબું મળી આવે છે અને ગાઝી જીલ્લામાં સીસું પણ નીકળે છે.

સપાટ પ્રદેશમાં મળી આવતાં નાનાં શિકારી પ્રાણિઓ અને હરણો ઉપરાંત, ડુંગરાળ પ્રદેશમાં

વાઘ, લોકડી, સબર અને લગભગ સર્વ ઠેકાણે ચિત્તાઓ મળી આવે છે. જંગલી ડુક્કર તથા વરૂ પણ કોઈ કોઈ વખતે નજરે પડે છે.

લગભગ બધે ઠેકાણે હવા સુક્કી અને નિરોગી છે. ઉત્તર ભાગનો પ્રદેશ ઉઘાડો અને જમીન નરમ હોવાથી ઉનાળામાં ત્યાંની હવા, ડુંગરાળ પ્રદેશના કરતાં વધારે ઠંડી હોય છે.

સંસ્થાનમાં સરાસરી વરસાદ માત્ર ૨૨ ઇંચ પડે છેઅને તેમાંનો ૪-૫ વરસાદ જુલાઇ ઓગસ્ટ અને સપ્ટેંબર મહિનાઓમાં પડે છે. પશ્ચિમ કરતાં પૂર્વ તરફના પ્રદેશમાં વધારે હોય છે.

રજપૂતોમાં (કચ્છ વાહ) કરીને એક જાત છે. જયપુરના મહારાજા આ જ જાતિના છે. તેમાંથી નીકળેલી નરૂક નામની પેટા જાતિની લાલાવત શાખા અલવારના રાજવંશની છે. ચૌદમા સૈકાના ઉત્તરાર્ધમાં અંબરમાં ઉદયકરણ નામનો રાજા રાજ્ય કરતો હતો, તેના જ્યેષ્ટ પુત્ર બારસિંગને અલવારના રાજવંશનો મૂળ પુરૂષ માનવામાં આવે છે. બારસિંગ પોતાના પિતાની જોડે લડી રાજગાદી પરનો પોતાનો હક્ક જતો કરી જયપુર રાજ્યની નોકરીમાં રહ્યા. ત્યાં તેણે તથા તેના વંશજોએ આશરે ૩૦૦ વર્ષ નોકરી કરી. કલ્યાણસિંગને તેની કુશળતા માટે જયસિંગ તરફથી માચેરીની જાગીર મળી. ચાર પાંચ પેઢી પછી પ્રતાપસિંહે અલવાર સંસ્થાન મેળવ્યું. તેણે પોતાની સત્તર વર્ષની વયે જયપુર સંસ્થાનમાં નોકરી લઈ, ઉનિગારા મુકામે થયેલા નરૂક લોકોના બળવાને દાબી દીધો અને મરાઠાઓએ રણથંભોરના કિલ્લાને ઘાલેલા ઘેરા સામે પોતાની તલવારનું પાણી બતાવી નામ કાઢયું. પણ તેને થોડાજ વખતમાં લોકોના દ્વેષને લીધે જયપુર છોડવાની ફરજ પડી. પછી તે સુરજમલ જાટવી અને તેના મરણ પછી તેના પુત્ર જવ્હરાસિંગને સૈન્ય સાથે જયપુર રાજ્યમાં થઈને પુષ્કર જવાનો વિચાર તેને ગમ્યો નહિં અને તે ફરી પોતાના માલિક પાસે ગયો એમ કહેવાય છે કે જવ્હારસિંગનું સૈન્ય પાછું ફર્યું ત્યારે પ્રતાપસિંહને લીધે તેની ઘણી ખાનાખરાબી થઈ. આ વખતે તેણે રાજગઢનો કિલ્લો બંધાવી ભવિષ્યમાં ગાદીએ બેસનારા બાળરાજાના વખતમાં મદદ કરવા બદલ તેને માચેરીની સનદ મળી. તે પછી અલવારના લશ્કરને પગાર મળતો ન હોવાથી અને જાટોને થયેલી એકંદર નુકસાનીને લીધે, તેઓની ધીરજ ખૂટી અને જાટોએ તે કિલ્લો પતાપસિંહને સોંપી દીધો. તે વખતથી તેના નરૂકા જાતિના લોકો, તેને રાજા માનવા લાગ્યા.

તેના પછી બખતાવરસિંગ ગાદીએ આવ્યો. તેણે પોતાના મુલકમાં વધારો કર્યો. મરાઠાઓની જોડે થયેલી લડાઇઓમાં, લાસ વારીની લડાઇમાં તે અંગ્રેજોના પક્ષ તરફથી હાજર હતો. બખતાવરના મરણ પછી ૧૮૧૫માં ગાદી માટે ઝગડો થયો. બખતાવરની ઇચ્છા પોતાના ભત્રીજા બન્નિસિંગે દત્તક લઇ તેને ગાદીનો માલિક બનાવવાની હતી. પરંતુ આ કામ થતાં પહેલાંજ તે મરણ પામ્યો. બીજો વારસ તેની રખાતનો પુત્ર બલવંતસિંહ હતો. અંગ્રેજોએ એવી યુક્તિ કરી કે બન્નિસિંગને રાજાની પદવી ધારણ કરવી પણ સર્વ અધિકાર બલવંતસિંહના હાથમાં રાખવા. પણ આ વ્યવસ્થાનો અમલ કોઇ દિવસ થયો નહિં. ઈ. સ. ૧૮૨૪ માં બન્નિસિંગે રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી અને પોતાના ભાઇને તુરંગમાં પૂર્યો. તથા તેના સહાયકર્તા અહંમદબક્ષનો જીવ લેવાનો પ્રયત્ન કર્યો. અંગ્રેજોએ વચ્ચે પડીને તોડ કર્યો કે બન્નિસિંગ પાસેથી બલવંતસિંહને અધો મુલક તથા અધી દોલત વંશપરંપરા માટે અપાવી. પણ તે બધું બન્નિસિંગ પાસે પાછું આવ્યું. તેણે પોતાના રાજ્યમાં પુષ્કળ સુધારાઓ કર્યા. ગેરવ્યવસ્થા તોડી શાંતિ પ્રસરાવી. જમીનનું મહેસુલ નાણાંના રૂપમાં લેવાનું શરૂ કર્યું. ઇ. સ. ૧૮૫૭ ના બળવામાં તેણે અંગ્રેજોને સારી મદદ કરી પોતાની રાજનિષ્ટા સારી રીતે બતાવી આપી. બન્નિસિંગના પછી તેના પુત્ર શિવદાનસિંહ ન્હાનો હોવાથી, મુસલમાન પ્રધાનની સલાહ પ્રમાણે ચાલવા લાગ્યો. આથી ૧૮૫૮ માં રજપૂતોએ બંડ કર્યું. જેને પરિણામે તે મુખત્યાર નીમાયો અને ઈ. સ. ૧૮૬૩માં તેને ગાદીએ બેસાડવામાં આવ્યો.

પરંતુ તેના કેટલાંક કૃત્યોને લીધે રાજ્યમાં અંધાધુંધી શરૂ થઈ. આથી અંગ્રેજોને ફરીથી તેના કારભારમાં હાથ નાખવો પડયો. શિવદાનસિંગના હાથમાંથી કારભાર લઈને, એક વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવ્યું. શિવદાનસિંગ ઇ૦ સ૦ ૧૮૭૪ માં ઔરસ અથવા દત્તક વારસ મૂકી ગયા વગર મરણ પામ્યો. આથી આખું રાજ્ય અંગ્રેજોના હાથમાં ગયું પણ તેઓએ રાજકુટુંબની બીજી શાખામાંથી ગાદી વારસ ચુંટી કાઢવાનો અધિકાર મંડળસિંગને પસંદ કર્યો તથા સરકારે તેને અલવારના રાજા તરીકે સ્વીકાર્યો. આ રાજા ઇ૦ સ૦ ૧૮૯૨ માં મરણ પામ્યો. તેના પછી તેના એકના એક પુત્ર જયસિંગને ઇ૦ સ૦ ૧૯૦૩ માં તે ઉમરમાં આવ્યા પછી. રાજની લગામ સોંપવામાં આવી. અલ-

વારના રાજાને ૧૫ તોપની સલામીનું માન આપવામાં આવે છે.

આ સંસ્થાનમાં કુલ ગામડાં તથા શહેરો ૧૭૯૨ છે અને ઇ. સ. ૧૯૨૧માં વસ્તી ૭,૦૧૧૯૪ હતી.

સંસ્થાનના ૧૨ તહસીલો તથા ૧ જાગીર મળી તેર ભાગો છે અને તેમાં ૭ મ્હોટાં શહેરો હોઇ તેમાં મ્યુનિસિપાલિટીઓ છે. તેમાં મુખ્ય અલવાર અને રાજગઢ છે. ઈ. સ. ૧૯૦૧માં હિંદુઓની સંખ્યા સેંકડે ૭૪ કરતાં વધારે એટલે ૬,૧૮,૩૭૮ હતી, તેઓમાંનો મ્હોટો ભાગ વૈષ્ણવ પંથનો હતો. મુસલમાનોની સંખ્યા ૨,૦૪,૯૪૭ એટલે કે સેંકડે ૨૪ હતી. તેઓમાંના ઘણાખરા સુન્ની પંથના હતા. જૈનોની સંખ્યા ૪૯૧૯ હતી, ૧૯૧૧ની સાલમાં દર દસ હજારે ૭૪૩૦ હિંદુ, ૨૫૧૫ મુસલમાન અને ૫૧ જૈન હતા. અહિંની મુખ્ય ભાષા હિંદી અને મેવાટી છે.

મેઉ લોકોની સંખ્યા વધુમાં વધુ સેંકડે ૧૩ અથવા કુલ ૧,૧૩,૦૦૦ છે. આ લોકો મુસલમાની ધર્મના છે અને તેઓનો મુખ્ય ધંધો ખેતી છે. તેઓની સ્ત્રીઓ તેઓને ખેતીના કામમાં ઘણી મદદ કરે છે. તેઓની અંદર પડદાનો રિવાજ નથી. બીજા લોક ચમાર છે, જેઓ ખેતી, ચામડું કમાવવું તથા બીજાં મજુરીનાં કામો કરે છે. બ્રાહ્મણો ગૌડ સારસ્વત અથવા કનોજ વર્ગના છે. મિના જાતિના બે વર્ગ છે, એક જમીનદાર અને બીજો ચોકીદાર. આ બીજા વર્ગના લોકો પહેલાં લુટારાઓ હતા પણ હવે તેઓ સીધે રસ્તે વળ્યા છે. એમ છતાં કોઈ કોઇ વાર તેઓની આગલી ખાસીઅતો ઉભરાઇ આવે છે. આ પ્રમાણે જાટ, રજપૂત, ગુજર અને મહાજનની વસ્તી પુષ્કળ છે.

જમીન ત્રણ પ્રકારની છે (૧) ચિકનાટ (૨) મટ્ટિયાર અને (૩) ભુર. અહિં મુખ્યત્વે કરીને બાજરી જુવાર, ચણા, કપાસ, ઘઉં, મકાઈ અને તલ ઓછાવત્તા પ્રમાણમાં પેદા થાય છે. આ જ પ્રમાણે કેટલીક જગાએ તમાકુ, શેરડી, ગળી, ચોખા અને અફીણ થાય છે. અલવારનાં જનાવરો ખાસ સારાં નથી હોતાં. અહિં બકરાં મેઢાં પુષ્કળ છે.

ઈ. સ. ૧૯૦૩–૪ની સાલમાં એકંદર ૨૧૨ ચોરસ માઇલ જમીનમાં વાવણી થઈ હતી. તેમાંની સેંકડે ૧૫ માઇલ નહેરના પાણી વડે કરવામાં આવી હતી. ખાલસા મુલકમાં કુવાઓની કુલ સંખ્યા ૧૫૦૦૦ છે જેમાની ૧૭૫ બંધીઆર છે. ધાન્ય કોસના પાણીથી પકાવવામાં આવે છે.

સુમારે ૩૬૭ ચોરસ માઇલ જમીન જંગલ છે અને તે સંયુક્ત પ્રાંતની સરકારે નીમેલા એક અમલદારની વ્યવસ્થા હેઠળ છે. ઝાડોની ઉત્પત્તિને દષ્ટિએ આના ચાર ભાગ કરવામાં આવ્યા છે. ડુંગર તેની ટોચ તથા ઢોળાવ, આ એક ભાગ છે. આમાં સાલર તથા બાંબુની નાની જાત પુષ્કળ થાય છે તેમ ઉત્ર, ધામણ, ગોલ વગેરે ઝાડો પણ ઉગે છે. બીજો ભાગ ડુંગરની તળેટી સુધીનો છે. ત્રીજો ભાગ સપાટ પ્રદેશનો છે. આમાં ધાક અને ખેરનાં ઝાડો થાય છે. ચોથા ભાગમાં જાંબુ, કરમાલ, બેડાં વગેરે જાડા પાંદડાંનાં અને છાયો આપનારાં ઝાડો ઉગે છે. અહિં બાંબુની પેદાશ વિશેષ છે. સંસ્થાનના ઉપયોગ માટે આશરે ૨૦,૦૦૦ બાંબુ વપરાય છે. બાકીના બાંબુઓમાંથી દર વર્ષે લગભગ રૂ. ૨૦૦૦ ઉપજે છે. આ સિવાય ઘાસની ઉપજ પણ સારી છે. સંસ્થાનને જોઇતું ઘાસ એકઠું કર્યા પછી, રૈયતનાં ઢોરોને ચરવાની છૂટ છે. અહિંના ડુંગરોમાંથી તાંબુ, લોખંડ, તથા સીસું પુષ્કળ મળી આવે તેમ છે પણ ખાણો કોઈ ખોદતું નથી. વળી આરસપહાણ પણ ઉત્તમ મળે છે અને તે મૂર્તિ બનાવવાના ખપમાં આવતા હિંદુસ્થાનમાં નીપજતા પત્થર કરતાં કોઈ પણ રીતે ઉતરે તેવો નથી.

અહિં તૈયાર થતા માલમાં વણેલું કાપડ મુખ્ય છે. તિજાર મુકામે કાગળ બને છે. જમીનમાંથી ખોદી કાઢેલા ક્ષારમાંથી હલકી જાતનો કાચ બને છે. જેનો ઉપયોગ બંગડીઓ તથા શીશીઓ બનાવવામાં થાય છે. પત્થરનું કોતરકામ કરનારા લોકો પણ અહિં છે, તેઓ પત્થરની મૂર્તિઓ, પ્યાલા જાળીવાળા પડદા વગેરે બનાવે છે. અહિં ગળીનું એક કારખાનું છે.

અહિંથી બહાર જનારા માલમાં રૂ, શિયાળુ પાક, બાજરી, ઘી, ગામઠી કાપડ, ગળાના રૂમાલ તથા જોડા છે, તથા બહારથી આવનારા માલમાં સાકર, મીઠું, ઘઉં, ચણા લોખંડ તથા રસોઈનાં વાસણો છે. માલની બધી લાવલઈજા રાજપૂતાના–માળવા રેલ્વે મારફત થાય છે.

આ સંસ્થાનમાં ૨૮ ટપાલ ઑફિસો છે, રેલ્વે સ્ટેશનની તારઑફિસો ઉપરાંત રાજધાનીના શહેરમાં બ્રિટિશ તાર ઑફિસ છે.

આ ભાગમાં દુઃકાળો બહુ પડતા નથી. ઈ. સ. ૧૮૭૦ માં દુઃકાળ પડયો હતો, એ વખતે ધડો ૮ શેરનો હતો. તે પછી ઇ. સ. ૧૮૯૮–૯૯ એ બે વર્ષ પણ દુઃકાળનાં હતાં. તે વર્ષોમાં ચારાની તંગીને લીધે પુષ્કળ ઢોર મરણ પામ્યાં અને આ રીતે દુઃકાળ

મનુષ્યો કરતાં ઢોરોને વધારે નડયો. તે પછી ઇ. સ. ૧૮૭૭ માં વરસાદ બિલકુલ ન પડવાથી, દુઃકાળ પડયો એ વખતે દુઃકાળપીડિત લોકોની મદદ માટે રાજ્ય તરફથી કામ કરવામાં આવ્યું હતું. એ જ રીતે ખેડુતોને હળ વિગેરે માટે જોઇતાં જનાવરો માટે તથા કુવાઓના સમારકામ માટે ૩ લાખ રૂપીઆ આપવામાં આવ્યા હતા.

ઈ. સ. ૧૯૦૩ માં રાજયની લગામ મહારાજાના હાથમાં આવેલી હોઇ, રાજ્યનો કારભાર ત્રણ પ્રધાનો અને બીજાં ખાતાંઓના મુખ્ય માણસોની સલાહ પ્રમાણે ચાલે છે. જમીન મહેસૂલની વસૂલ માટે રાજ્યના બે ભાગ કરેલા છે અને તેના પર એકેક ડેપ્યુટી કલેકટર નીમેલો છે. રાજયમાં કુલે ૧૮ તરસીલો હોઇ, પ્રત્યેકપર એક એક તહસીલદાર નીમેલો છે.

અહિંની ન્યાયકચેરીમાં ખાલસા મુલકમાં ચાલતા કાયદાનું અનુસરણ કરવામાં આવે છે. તહસીલ, ફોજદારી, પ્રાંત અને સેશન્સ કચેરી એમ એક એકથી ચઢીઆતી કચેરીઓ છે.

સંસ્થાનની ઉપજ લગભગ ૩૨ લાખ છે અને આને ખર્ચ પણ તેટલોજ છે. ઉપજના મુખ્ય સાધનો જમીન મહેસૂલ બ્રિટીશ તીજોરીમાં મૂકેલી થાપણનું વ્યાજ, મીઠું કાઢવાને આપેલા પરવાનાની અને જંગલની આવક છે. ખર્ચની બાબતો આ છે–લશ્કરી ખર્ચ ૮ લાખ, સરકારી નોકરોના પગાર ૪, ૩ લાખ સરકારી હાથી ઘોડા વગેરેનો ખર્ચ ૨–૮ લાખ રૂપિયા.

આર્થિક દષ્ટિએ સંસ્થાન માલદાર હોવાથી તેણે બ્રિટિશ પ્રોમિસરી નોટોમાં ૪૫ લાખ રૂપીઆ રોકેલા છે. જમીનદારીની પદ્ધત્તિ ચાર પ્રકારની છે. અને તે આ પ્રમાણે છેઃ–(૧) ખાલસા એટલે જમીનદાર પરસ્પર સરકારને મહેસુલ આપે છે. (૨) ઇસ્તિમ્રારી, આવી બધી જમીન રજપૂતોના તાબામાં છે. તેનું મહેસુલ હંમેશને માટે ઠરાવેલું છે. (૩) જાગીર જમીનના ઉપભોગ બદલ ઘોડેસ્વારોની ટુકડી રાખી, સરકારને લડાઇમાં મદદ કરવી પડે છે. આનો જ એક પ્રકાર બારદારી છે. (૪) મુઆફી. આ બલુતાની ( ) મળેલી હોય છે. જ્યાં સુધી જમીનદાર જમીનની મહેસુલ આપે છે ત્યાંસુધી તેના પર તેની માલીકી ગણાય છે અને આવી જાતના કાયદા છે. પંજાબના દક્ષિણ ભાગની તથા અહિંની પદ્ધતિ એક જ જાતની છે. ઈ. સ. ૧૮૩૮ પર્યંત મહેસુલ વસ્તુઓના આકારમાં અપાતું. અત્યારે નાણું આપવું પડે છે.

સંસ્થાનમાં ૬૦૦ ઘોડેસ્વાર અને એકહજાર પાયદળ જેટલું લશ્કર હોઇ, જરૂર પડતાં તૈયાર થઇ જાય તેવું લશ્કર ૬૮ ઘોડેસ્વાર, ૫૫૧ પાયદળ અને ૧૧૩ ગોલંદાજનું છે. તોપોની સંખ્યા ૨૭૨ છે. ઇ. સ. ૧૯૦૦–૦૧ માં ચીનની સાથે થયેલા યુદ્ધમાં અહિંના પાયદળે સારૂં કામ કર્યું હતું.

પોલીસની સંખ્યા ૯૪૨ છે. તેની પાછળ ૧ લાખ રૂપીઆનો ખર્ચ થાય છે. રાજધાનીમાં એક કેદખાનું છે.

રાજપૂતાનામાંનાં સંસ્થાનોમાં અલવારનો નંબર ૧૨ મો છે. લખીવાંચી જાણનારા લોકોનું પ્રમાણ સેંકડે ૨-૭ છે. અહિં નીશાળોની સંખ્યા ૧૦૩ છે તેમાં ઇ. સ. ૧૯૦૪ માં ૫૫૦૭ છોકરાછોકરી ભણતાં હતાં. શિક્ષણની પાછળ રૂ. ૬૫૦૦૦ ખર્ચાય છે. આ સંસ્થાનમાં ૧૨ ઈસ્પિતાલો છે. ઇ. સ ૧૮૭૦ લગભગથી માતા ટોચાવવાની વ્યવસ્થા કરવામાં કરવામાં આવી છે અને ઘણાખરા લોકો રાજીખુશીથી માતા ટોચાવી જાય છે. ( ઇં. ગે. ઓફ ઇંડિયા પુ. ૫. )

**શહેરઃ**—અલવાર સંસ્થાનની રાજધાની. દિલ્હીની નૈઋત્યે ૯૮ માઇલ દૂર રાજપૂતાના–માળવા રેલ્વેનું આ સ્ટેશન છે. ૨૭° ૩૪' ઉત્તર અક્ષાંશ અને ૭૬° ૩૬' પૂર્વ રેખાંશ. ગામમાં જવા માટે એક્કા શિવાય બીજું કોઇ વાહન નથી પણ સ્ટેટ કાઉંસીલના સેક્રેટરીને અગાઉથી લખવામાં આવે તો રાજ્યના વાહનો તથા બીજી સગવડો મળે છે. આનું પહેલાંનું નામ અલપુર ( ' મજબૂત શહેર ' ) હતું, એમ કેટલાકો કહે છે. કોઇ તેનું નામ અરબલપુર અથવા અરવલી શહેર ( અરવલી પર્વતપરથી નીકળેલું નામ ) હોવાનું જણાવે છે. જનરલ કનિંગહામ જણાવે છે કે ' સાલવા ' જાતિના નામ પરથી સાલવાપુરા–સાલવાર–હલવાર અને પછી અલવાર નામ પડેલું હોવું જોઇએ. ઇ. સ. ૧૯૨૧ માં શહેરની વસ્તી ૪૪૭૬૦ હતી.

જોવા લાયક ઇમારતો—ઓગણીસમા સૈકાના પૂર્વાર્ધમાં મહારાવ રાજા બન્નિસિંગે બંધાવેલો રાજમહેલ અને મહારાવ રાજા બખતાવરસિંગની છત્રી, એ જોવા લાયક ઈમારતો છે. તરંગ સુલતાનનો સ્મરણાર્થે ઇ. સ. ૧૯૧૩ માં બંધાવેલી જૂની કબરો તથા પુરાણી મસ્જીદો પરના શિલાલેખો જોવા લાયક છે. રેલ્વે સ્ટેશન આગળ ફતેજંગની કબર છે. પરંતુ ઇ. સ. ૧૫૪૭ માં નાગરી લિપિઓ લખેલા તેના પરના શિલાલેખ પરથી, આ ઈમારત પહેલાં હિંદુઓની હોવી જોઇએ એ સ્પષ્ટ છે.

અહિં ઇ. સ. ૧૮૭૧–૮૨ થી મ્યુનિસિપાલિટી છે. તેની વાર્ષિક આવક ૬૦૦૦૦ રૂપીઆ તથા

ખર્ચ ૫૩૪૦૦ રૂપીઆ છે. શહેરની નૈઋત્યે સુમારે ૬ માઇલ પર આવેલું સિલિસેર નામનું તળાવ ઇ. ૧૮૪૪ માં મહારાવ રાજા બન્નિસિંગે બંધાવેલું છે. આમાંનું પાણી બે નહેરો ખોદીને શહેરમાં આણેલું હોઇ તેનો ઉપયોગ સરકારી તથા ખાનગી બગીચાઓમાં કરવામાં આવે છે. શહેરમાં લેડી ડફરિન હોસ્પિટલ. અલવાર હાઇસ્કુલ અને મિશનરી સંસ્થા છે. કાપડ વણવું તથા પાઘડીઓ રંગવી એ બે અહીંના મુખ્ય ધંધા જણાયા છે. મીઠામાંથી કાચ તૈયાર કરીને તેની બંગડીઓ તથા બાટલીઓ તૈયાર કરવામાં આવે છે. પત્થરનું કોતરકામ પણ અહીં થાય છે. સુતર, તલ પાઘડીઓ તથા જોડા એટલો માલ અહિંથી બહાર જાય છે અને સાકર, ચોખા, મીઠું, ઘઉં, બાર્લી, લોખંડ વગેરે ચીજો આયાત થાય છે. અલવાર સ્ટેટ વર્કશોપ અને એક બરફનું કારખાનું, એવાં બે કારખાનાં અહીંઆ છે. (ઈ. ગે. ૫-૧૯૦૮: આર્નોલ્ડ ડિરેક્ટરી.)

**અલસાની** પેદન્ના—એ તેલગુ કવિ નંદવડીક નિયોગી બ્રાહ્મણ હતો. તેના બાપનુ નામ ચોકન્ના. એનો જન્મ બેલારી પ્રાંતના દુપાડ તાલુકાના દોલારના ગામે થયો. તેણે ન્હાનપણમાં સંસ્કૃત અને તેલગુ ભાષાનો અભ્યાસ કરી તે ઉપર સારો કાબુ મેળવ્યો અને થોડાજ વખતમાં બંન્ને ભાષામાં કાવ્યો કરવા લાગ્યો. એને થોડો સમય વિતી ગયો એટલે કૃષ્ણદેવરાયલુનો બાપ નરસિંહરાયલુના દરબારમાં કવિ તરીકે રહયો. નરસિંહરાયલુના મરણબાદ કૃષ્ણદેવરાયલુ ગાદી ઉપર બેઠો એટલે તેણે એ કવિને પોતાના દરબારના "अष्टदिग्गज" માં નિમ્યો. પેદન્નાનું તેલગુ કાવ્ય તેના માધુર્યથી ઘણુંજ લોકપ્રીય થયું. "स्वारोचिषमनुचरित्र" એ કાવ્ય તેણે ઘણા શ્રમપૂર્વક રચ્યું. એ કાવ્યની પ્રસ્તાદનામાં કૃષ્ણદેવ રાયે મુસલમાનો ઉપર જે વિજય મેળવ્યો તે સંબંધી તેના પરાક્રમનું વર્ણન છે. મનુચરિત્ર શિવાય પેદન્નાનો સમસ્ત અને રાજમ્ નામનો રામસ્તુતિ સંબંધી એક ગ્રંથ છે. એમ મિ. કાવેલ્લી વ્યંકટરામ સ્વામી એમણે પોતાના દક્ષીણમાંના કવિચરિત્રમાં જણાવ્યું છે. પરંતુ તે સંબંધી બીજો કાંઈ ઉલ્લેખ આઢળતો નથી. સદર કવિલ્લી વ્યંકરામ સ્વામી "अद्वैतसिद्धांतम्" નામનો તત્વવિષયક ગ્રંથ પેદન્નાએજ લખ્યો હશે એમ કહે છે. પેદન્નાએ હરિકથાસાર કાવ્ય રચ્યા વિષે પણ તે જણાવે છે. અને તે સંબંધી પેદન્નાનો છંદશાસ્ત્ર વિષે જે "રંગરાછંદ" નામનો ગ્રંથ છે. પેદન્નાના કાવ્યો અતિમધુર હોવાથી તે સર્વ પ્રીય થયા છે. એક દીવસે પેદન્નાએ પોતાના આશ્રયદાતા મહાપરાક્રમી કૃષ્ણદેવરાયલુની વિનંતિથી એક શ્લોક સંભળાવ્યો તેમાં તેણે પોતાનું સંસ્કૃત અને તેલગુ ભાષાનું પ્રાવિણ્ય બતાવી દરબારના સર્વ કવિમંડળને આશ્ચર્યચક્તિ કરી મૂકયું. સંસ્કૃત કાવ્યોમાં ભાષાંતરો શિવાય તે વખત સુધી કોઈએ સ્વતંત્ર એવું કાવ્ય લખ્યું નહોતું. તે વખતે પેદન્નાએ સ્વતંત્ર કાવ્ય "સ્વારો ચિષમનુ ચરિત્ર" લખ્યું. તેથી તે વખતના સર્વ વિદ્વાનોએ અને ખુદ કૃષ્ણદેવરાયલુ એમણે આંધ્રકવિતાપિતામહલૂ એ પદવી આપી. મનુચરિત્રનુ રંગાધિરોહણ થયા બાદ કવિને પાલખીમાં બેસાડી સરઘસ કાઢયું. તે વખતે પાલખી ઉંચકવામાં રાજા મુખ્ય હતા એમ કહેવાય છે એમણે એક વખતે ભર સભામાં રાજાના ફરમાનથી બત્રીસ ચરણની કવિતા કેવી હોવી જોઇએ એ વિષય ઉપર એક ઉત્પલમાલિકારચી. એ ઉત્પલમાલિકામાં એવી ખુબી છે કે તેના બત્રીસ ચરણ પૈકી દરેક ચરણનું પ્રથમાક્ષર અને દ્વિતીયાક્ષર એક જ છે. તે શિવાય અર્ધી માલિકા કેવળ સંસ્કૃત પ્રમાણે અને અર્ધી કેવળ તેલગુ પ્રમાણે લાગે છે. રાજા ખુશ થઈ તેના પગમાં સોનાની સાંકળી પોતાને હાથે પહેરાવી.

પેદન્નાએજ પ્રથમ તેલગુ ભાષામાં મુસલમાની શબ્દ વાપરવાનો પ્રયત્ન કર્યો. અને તેનુજ અનુકરણ તેના પછીના લેખકોએ કર્યું. કૃષ્ણદેવરાય શકે ૧૪૪૬ માં મરણ પામ્યો. તે વખતે પેદન્નાએ જે કાવ્યરૂપો દુઃખોદ્‌ગાર પ્રગટ કર્યા તે અપ્રતિમ છે. તેમાં કવિએ કરૂણ રસની જમાવટ અદ્‌ભુત કરી છે. પેદન્નાએ રાયના જે સહસ્રાવધિ ગુણ ગાયા છે. તે કેવળ તેના ઉપર કરેલાં ઉપકારનો બદલો નહિં પરંતુ કૃષ્ણરાયે તેલગુ વાઙ્મય તેલગુ કવિમંડળ અને તેલગુ પ્રદેશ ઉપર જે અપરિમિત ઉપકાર કર્યા છે તે માટે છે. કૃષ્ણદેવરાય પછી તેનો જમાઇ રામરાજા ગાદી ઉપર બેઠો તેને આ કવિ માટે ઘણો આદર હતો. એ કવિ પોતાની મરજીમાં આવેત્યારેજ કવિતા કરતો. રાજાના હુકમથી તે કદી પણ કાવ્યરચના કરતો નહિં. તેને તે વખતે એકાદ માંડલિક રાજા પ્રમાણે માન આપતા હતા. દેવરાયે તેને પુષ્કળ ઇનામો આપ્યાં હતા તે પૈકી કીકાટ ગામ એ મુખ્ય છે. જો કે જન્મથી એ સ્માર્ત હતો તો પણ અદ્વૈત મતવાદી હતો. એ કવિ તેના આશ્રય દાતાના મરણ પછી વધારે જીવ્યો નહિં થોડીજ મુદતમાં એટલે ઈ. સ. ૧૫૩૫ માં તે પોતાની જન્મભૂમિ દોરના-

લામાં મરણ પામ્યો. જ્યાં જ્યાં તેલગુ ભાષા પ્રચલિત છે ત્યાં એ કવિના કાવ્યો દૃષ્ટીગોચર થાય છે. અલસાની પેદ્દાને હયાતીમાં જેટલું માન મળ્યું તેટલું આજ સુધી બીજા કોઇ પણ તેલગુ કવિને મળ્યું નથી. ( તેલગુ વાઙ્મય-શં. સા. ૫૨ શાકૃત )

**અ લ સિ ય મ**:—અર્વાચીન પૅલી ઇટાલીના ઈટુરિયા પ્રાંતનું જુનૂ શહેર છે. તે વ્હાયા ઑરિલીયા નદીને કાંઠે રેલ્વેથી રોમના પશ્ચિમે ૨૯ માઇલ ઉપર છે. ઈટુરિયા પ્રાંતના અતિ પ્રાચીન શહેરોમાંનું આ એક છે. રોમન વસાહત થયા પછી ઇ. પૂ. ૨૪૭ વરસ સુધી એ શહેર ઐતિહાસિક દૃષ્ટિએ મહત્વનું ન હતું. મ્હોટા મ્હોટા શ્રીમંત લોકોના બંગલા અને બાગબગીચા એ શહેરમાં હતા. આ નદીના કીનારા ઉપર ક્રીડાભવનના પુષ્કળ અવશેષ હાલમાં પણ મોજૂદ છે. એ ક્રીડાભવનો પૈકી એક ૪૦૦ x ૨૫૦ યાર્ડનું છે. ઑડિસકલ વંશનો મધ્યયુગમાં બાંધેલો કીલ્લો એ શહેરમાં છે. પાલો નજીક " લાડિસ પોલી " નામનું જલવિહાર સ્થાન ઑડેસકલ વંશના રાજપુત્રે બંધાવ્યું છે. ( હ. બ્રી. )

**અલાઉદ્દીન ખીલજી**:— ( ૧૨૯૬ થી ૧૩૧૬ ) દિલ્હીના ખિલજી વંશના સંસ્થાપક જલાલુદ્દીનનો આ ભત્રીજો. તેના બાપનું નામ શહાબુદ્દીન મસા–ઉદ હતું. જલાલુદ્દીન ગાદીપર બેઠો ત્યારથી તેણે અલાઉદ્દીનને તથા તેના ભાઈને પોતાની પાસે આણી રાખ્યા હતા. અલાઉદ્દીને મોગલોને નસાડવાથી તેના કાકાએ ગંગા-યમુનાની વચ્ચેના અંતર્વેદીના કોરા પ્રાંતનો સુબેદાર નીમ્યો. ઇ. સ. ૧૨૯૩ માં અલાઉદ્દીને માળવાપર સ્વારી કરી ભિલસા વિગેરે કેટલીક જગ્યાના હિંદુઓને હરાવ્યાથી જલાલુદ્દીને તેને વધુમાં અયોધ્યાની સુબેદારી પણ આપી. માળવામાં ઘણા કિલ્લા તથા લૂંટ મળવાથી અલાઉદ્દીન મોટી ફોજ રાખી શકયો.

દેવગીરીપર ચઢાઈ:—જ્યારે અલાઉદ્દીનનો મુકામ ભિલસામાં હતો ત્યારે તેને દક્ષિણમાંના દેવગીરીનામક ધનાઢ્ય શહેરની ખબર મળી. અને તેવિષે તેને જીજ્ઞાસા થઇ. પોતાનો અંતિમ હેતુ કાકાને કે અન્ય કોઇને પણ નજણાવતાં આઠ હજાર સ્વાર લઇ ૧૧૯૩ માં તેણે કોરાથી કુચ કરી અને બુદેલખંડના જંગલોમાં થઇ તે દક્ષિણમાં ઉતરી આવ્યો. છ માસ સુધી કોઇને પણ તેનો પત્તો લાગ્યો નહિં. દિલ્હીના સુલતાન જલાલુદ્દીનનો પોતે ભત્રીજો હોઇ તેની સાથે તકરાર થવાથી તેલંગણમાં આવેલા રાજમહેંદ્રીના રાજા પાસે નોકરી માટે જાઉ છું એમ તે રસ્તામાં લોકોને જણાવતો. અલ્લાઉદ્દીન નર્મદાપાર ઉતરી એકદમ દેવગઢના તટોપાસે આવી ચઢયો ત્યાંના રાજા રામદેવની ફોજ ત્યારે બીજે ગઈ હતી. એ ઉપરાંત અણીને અવસરે કિલ્લામાં અનાજને બદલે મીઠાની ગુણો ભરાયાનું રામદેવરાવના જાણવામાં આવ્યું. તેથી ગભરાઈ એકદમ જઈ પુષ્કળ દ્રવ્ય આપી અલાઉદ્દીન સાથે તેણે સંધિ કરી અલાઉદ્દીન પાછા ફરવાની તૈયારીમાં હતો તેવામાં રામદેવરાવનો પુત્ર શંકરદેવ મોટી ફોજ જમાવી બહારથી આવ્યો અનેતેણે પીતાની સંધિ કબુલ નહિં કરતાં અલાઉદ્દીન સાથે લઢાઇ પુકારી. આ લઢાઈમાં મુસલમાનોનો સમૂળનાશ થવાનો પ્રસંગ આવ્યો હતો, પણ કિલ્લાના રક્ષણાર્થે રાખેલી ફોજ લઈ રામદેવરાવનો સરદાર શંકરદેવની કુમકે આવતો હતો તેના સૈન્યની ચાલથી ઉડેલી ધુળ જોઇ દિલ્હીથી અલ્લાઉદ્દીનની કુમકે મ્હોટી ફોજ આવનાર છે એવી અલાઉદ્દીને ઉડાવેલી અફવાનું સ્મરણ થયું અને હિંદુ લોક રણ મેદાન છોડી છૂટા છવાયા નાસવા લાગ્યા, આથી અલાઉદ્દીનની ફતેહ થઇ. અલાઉદ્દીન કિલ્લામાં ગયો ત્યારે અનાજને બદલે મીઠાની ગુણો ભરી હતી તેની ત્યાં ખબર મળી. એટલે રામદેવરાવને બીજો કાંઇ ઇલાજ ન રહેતાં અપાર દ્રવ્ય અને એલીચપુર તાલુકો અલ્લાઉદ્દીનને આપી તેને પોતાનો બચાવ કરી લેવો પડયો.

કા કા નું ખુ ન:— એ રીતે વિજયશાલી થઈ અલાઉદ્દીન કોરા મુકામે પાછો આવ્યો. પોતાના ભત્રીજાને મળવા બાદશાહ થોડી ફોજ લઈ અહિં આવ્યો. અલ્લાઉદ્દીન સાથે તેને મુલાકાત થઇ તેમાં તે પ્રેમથી પોતાના ભત્રીજાના ગાલ પરથી હાથ ફેરવતા હતો તેવામાં અલાઉદ્દીનના ખૂનીએ જલાલુદ્દીનનું ખૂન કર્યું. ૧૭ રમજાન ( હિ. સ. ૬૯૫ જુલાઇ ૧૨૯૬ )

રા જ્યા રો હ ણ:—જલાલુદ્દીન મરણ પામ્યાની ખબર જાહેર થતાંજ તેની રાણીએ પોતાના અલ્પવયી પુત્રને તખ્તનશીન કરી તેના નામથી રાજ્ય ચલાવવાની શરૂઆત કરી. પરંતુ અલાઉદ્દીન કુચ કરી રાજધાની તરફ ગયો અને દેવગડની લૂંટમાં મળેલા પૈસાના બળથી જે સરદારો અને ફોજના અમલદારો આનાકાની કરતા હતા તેમને વશ કરી છપ્પન હજાર સ્વાર અને સાઠ હજાર પાયદળનું મ્હોટું સૈન્ય જમાવ્યું. અલ્લાઉદ્દીનના આગમનની ખબર સાંભળી રાણી પુત્રને લઇ મુલતાન નાસી ગઇ, એથી ૧૨૯૬ ના ઓકટોબર મહિનામાં ( જીલ્હેજ ૬૯૫ ) અલાઉદ્દીનને દિલ્હીનું તખ્ત બીનહરકતે પ્રાપ્ત થયું. લોકોને સંતુષ્ટ રાખવા અલાઉદ્દીને મ્હોટા મ્હોટા સમારંભ કરી લોકોને

મીજબાનીઓ આપી ન્હાના મ્હોટાઓને બક્ષીસ અને ઈનામ આપી લશ્કરને એકદમ છ માસનો પગાર અગાઉ ચૂકવી આપ્યો. ત્યાર બાદ અલફખાન નામના પોતાના દુધભાઈ પાસેથી મુલતાનથી બન્ને રાજપુત્રોને પકડી મંગાવી તેમની આંખો કાઢી તેમને હંસીના કિલ્લામાં કેદ કર્યા રાજ્યારૂઢ થતાંજ અલાઉદ્દીને લાંચખાઉ અમલદારોની પુરી ખોડ ભુલાવી. જે સરદારોને પૈસા આપી તેણે વશ કર્યા હતા તેમની કૃતજ્ઞતા માટે તેમને યોગ્ય શાસન કરી કાકાના ઘાતકી કૃત્યમાં મદદ કરનારાઓની તેણે ઘણીજ દુર્દશા કરી. અલાઉદ્દીનની લાંચને વશન થતાં જલાલુદ્દીન સાથે વફાદાર રહેલા ફક્ત ત્રણજ સરદાર હતા, તેમને અલાઉદ્દીને કોઇ પણ જાતનો ઉપદ્રવ કર્યો નહિં.

મોગલોની પહેલી સ્વારી:—અલાઉદ્દીનની કારકીર્દીના પ્રથમાર્ધમાં મોગલોના ટોળેટોળાં એક સરખાં હિંદુસ્થાનમાં આવતાં હતાં. ઈ. સ. ૧૨૯૬ માં મધ્ય તુર્કસ્થાનના બાદશાહ ચંગીઝખાનના વંશજ અમીરદાઉદે એક લાખ લોકની સેનાસહ સિંધ અને પંજાબપર સ્વારી કરી. તે પ્રસંગે અલાઉદ્દીનના સરદાર આલફખાને લાહોર નજીક તેમને હરાવી જેમના બૈરાં છોકરાં મળ્યા તેમનો શિરચ્છેદ કર્યો.

ગુજરાતપર સ્વારી:—(ઈ. સ. ૧૨૯૭) અલાઉદ્દીને ગાદીપર બેઠા પછી આલફખાન અને વઝીર નુસ્રતખાનને ગુજરાત પ્રાંત સર કરવા મોકલ્યો. ગુજરાતમાં અણહિલવાડમાં રાજા કરણ રાજ્ય કરતો હતો. મુસલમાન ફોજ આવી કે તરત તેણે નાસી જઇ દેવગઢના રાજા રામદેવરાવનો આશ્રય માગ્યો. અહિં મુસલમાનોએ તેનું રાજ્ય અને કુટુંબ કબજે કર્યાં. તે સમયે વેપારને લીધે ખંભાત સધન હતું. તે નુસ્રતખાને લૂંટયું. અને આ સ્વારીમાં મુસલમાનોએ સોમનાથનું દેવળ ફરીવાર લૂંટી ત્યાંની મૂર્તિ ભાંગી તથા તેના ટુકડા દિલ્હી લઈ જઈ ત્યાંની મસજીદના પગથીયાં પર જડયાં. આલફખાન અને નુસ્રતખાન પાછા જતા હતા ત્યારે લશ્કરમાંના મોગલ સૈનિકો સાથે તેમને ભારે તકરાર થઈ તથા મોગલોએ આલફખાનના ભત્રીજાને આલફખાન જાણી ઠાર કર્યો. દિલ્હી પહોંચ્યા પછી બાદશાહે તમામ બંડખોર મોગલોની એકદમ કતલ કરી. કરણ રાજાની લાવણ્યવતી સ્ત્રી કૈળાદેવીને પકડી મુસલમાનો દિલ્હી લઈ ગયા હતા તેને બાદશાહાએ પોતાની પટ્ટરાણી બનાવી, બાદશાહનો તેના પર ઘણોજ પ્રેમ હતો.

મોગલાની બીજી સ્વારી:—દાઉદની સ્વારીને બે વર્ષ પૂરાં થયા નહિં ને ઇ. સ. ૧૨૯૮ના સુમારમાં તેના પુત્ર કુતલઘખાને બે લાખ મોગલ સૈન્ય સાથે હિંદુસ્થાનમાં પ્રવેશ કર્યો અને દિલ્હી નજીક આવી યમુના કાંઠે છાવણી છાઈ રહયો. મોગલોના જુલમથી ડરી સમગ્ર પ્રજા દિલ્હી શહેરમાં ઘૂસી ગઈ. તેથી દિલ્હીના તમામ રસ્તા ભરાઇ ગયા. બહારથી દાણો પાણી આવવાનું બંધ થવાથી અનાજની ઘણીજ મોઘવારી થઈ. આવા અણીને અવસરે દરબારના લોકની સલાહ ન હોવા છતાં ભરોસો રાખી પોતાની ત્રણ લાખ ફોજલઈ અલાઉદ્દીન મોગલોપર ચઢી આવ્યો જાફરખાન અને આલફખાનએ બે સરદારોને બાજુએ રાખી અલાઉદ્દીન પોતાના વઝીર નુસ્રતખાન સાથે મધ્યમાં લઢવા માટે ઉભો રહયો. શરૂ આંતમાંજ જાફરખાને જોરથી હુમલો કરી મોગલોની પીછે હઠ કરી અને તેમની પીઠ પકડી એકલોજ ઘણો આગળ વધી ગયો. આ જોઇ સુલતાને અલફખાનને તેની કુમકે જવા હુકમ કર્યો; પરંતુ આ બે સરદારોમાં દ્વેષ હોવાથી આલફખાન તેની કુમકે ગયો નહિં જેથી જાફરખાનની સેનાને ઘેરી લઈ તેની કતલ કરવા મોગલોને ઘણીજ સારી તક મળી. તથાપિ અલાઉદ્દીનની બાકીની ફોજ તૈયારીમાંજ હતી, તેની સામે મોગલોનું કાંઇ પણ ન ચાલવાથી તેઓ જીવલઈ હિંદુસ્થાન છોડી નાસી ગયા.

રણથભોરની જીત:—ઇ. સ. ૧૨૯૮ માં અલાઉદ્દીનને જયપુરની હદમાં આવેલો કિલ્લો લિધો આલફખાન અને નુસ્રતખાનને મોકલ્યા. ત્યાંના રાજા હંબીરદેવે મુસલમાનોને પાછા હઠાવ્યા એટલે અલ્લાઉદ્દીને જાતેજઈ કિલ્લાને ઘેરો ઘાલ્યો. હંબીરદેવનો પ્રધાન વિશ્વાસઘાત કરી અલ્લાઉદ્દીનને મળી જવાથી રજપુતોનો ઘાત થયો તથા રાજાસહ સર્વે સેના મુસલમાનોની તરવારના ભોગ થઈ પડી, અને અલ્લાઉદ્દીનને તે કિલ્લો મળ્યો. વિશ્વાસઘાતી પ્રધાનને અલ્લાઉદ્દીને પોતાના હંમેશના શિરસ્તા મુજબ ઠાર કર્યો. સ્વારીમાં અલ્લાઉદ્દીનનાં ભત્રીજા રૂકનખાને અલ્લાઉદ્દીનનું ખૂન કરી રાજ્ય પચાવી પાડવાનો પ્રયત્ન કર્યો પણ અલ્લાઉદ્દીનના જબરા નસીબે તેનો આ દાવ નિષ્ફળ ગયો અને તેને અંતે દેહાંતદંડ ભોગવવો પડયો.

ચિતોડગઢની સ્વારી:—ઇ. સ. ૧૩૦૩ માં ચિતોડના રાણાની ખુબસુરત સ્ત્રી પદ્મિનીના લોભથી અલ્લાઉદ્દીને ચિતોડપર સ્વારી કરી. કિલ્લો ઘેર્યો છતાં શહેર હસ્તગત થયું નહિં. એટલે કપટથી પદ્મિનીનું હરણકરવાનો પ્રયત્ન અલ્લાઉદ્દીને કર્યો

તેમાં પણ તે ફાવ્યો નહિં. કેટલાક દિવસ ભારે લઢાઈ થઇ તેમાં અલ્લાઉદ્દીનને ઘણું નુકસાન થયું અને છેવટે દિલ્હીપર મોગલોએ ચઢાઈ કર્યાના સમાચાર આવ્યાથી ઘેરો ઉઠાવી તેને પાછા જવું પડ્યું. (૩ મોહરમ ૭૦૩; ઑગસ્ટ ૧૩૦૩) અને જાપતા માટે ત્યાં મુસલમાની લશ્કર રાખી ઝાલોર વંશના માલદેવ નામના એક રાજાને ચિતોડની ગાદીપર બેસાડી અલ્લાઉદ્દીન પાછો દિલ્હી આવ્યો. પરંતુ અલ્લાઉદ્દીનને દિલ્હી પહોંચ્યાને થોડોજ વખત થયો કે તરતજ હમીર નામક મેવાડના એક શુર રાજ પુત્રે માલદેવ પાસેથી ચિતોડનું રાજ્ય પાછું જીતી લીધું. (ઇ. સ. ૧૩૦૪) લખમસી, પદ્મિની અને હમીર જુઓ.

મોગલોની ત્રીજી અને ચોથી સ્વારી:—ઇ. સ. ૧૩૦૩ માં અલ્લાઉદ્દીન ચિતોડ સરકરવામાં રોકાયો હતો. તેવામાં મોગલ સરદાર તુર્ધાયખાને ફરીથી હિંદુસ્થાનપર ચઢાઇ કરી. આ પ્રસંગે અલ્લઉદ્દીનની ફોજ પાસે ન હોવાથી મોગલો દિલ્લીસર કરવાની અણીએ હતા; પરંતુ કાંઇક દૈવી ચમત્કારથી મોગલો ગભરાયા અને પહેલીસ્વારી પ્રમાણેજ આ વખતે પણ તેઓ એકાએક હિંદુસ્થાન છોડી નાસી ગયા એમ કહેવાય છે. દરમ્યાન મધ્ય એશિયાના મોગલ વગેરે નવા મુસલમાનોથી વસેલા મોગલ પુરા નામના દિલ્હીના ભાગમાં ફીતુરી જાહેર થવાથી અલ્લાઉદ્દીને એકજ દિવસમાં તીસ ચાળીસ હજાર માણસોની કતલ કરી તેમનાં બૈરાં છોકરાઓને રઝળતાં બનાવ્યાં. ત્યારપછી ઈ. સ. ૧૩૦૫ માં ઐબકખાખાન નામના સરદારની દેખરેખ નિચે ફરીથી મોગલ ફોજ હિંદુસ્થાનમાં ઉતરી અને મુલતાન ઉજ્વસ્ત કરી તે શિવાલીક પહાડપર આવી ચઢી, પણ દિલ્હીની પશ્ચિમે બંદોબસ્ત માટે રાખેલા ગાઝીબેગ તુઘલક નામના અલ્લાઉદ્દીનના સરદારે બીજેજ રસ્તે આવી મોગલોપર પાછળથી હુમલો કરી ભારે કત્તલ કરી. જે કોઈ મેદાન તરફ નાસી ગયા તેમનો ઉનાળાને લીધે ત્યાંજ સંહાર થયો. ઘણાઓને પકડી દિલ્હી લઇ જઈ હાથીના પગનીચે ચગદીનાંખ્યા. બુદ્દાઉન ગેટબહાર તેમના શિરોના એક મોટો મિનારો બનાવ્યો. ફરી એકવાર તેની કારકીર્દીમાં મોગલોની આવીજ ખરાબ હાલત થવાથી તેઓ એટલાતો નાહિંમત થયા કે ઘણા દિવસ સુધી હિંદુસ્થાનમાં પગ મૂકવાનો વિચાર સરખોએ તેઓ કરી શક્યા નહિ.

મલીક કાફુરની દક્ષિણમાં સ્વારી:—દેવગીરીના રામદેવરાવે ખંડણી મોકલવી બંધ કરવાથી અલ્લાઉદ્દીને ઈ. સ. ૧૩૦૬ માં પોતાના સરદાર મલીક કાફૂરને મોટું સૈન્યઆપી દક્ષિણમાં રવાના કર્યો, તથા ગુજરાતના સુબા આલફખાનને તેની મદદે જવાનો હુકમ કર્યો. કાફૂર આ સ્વારીમાં આખ મહારાષ્ટ્રમાં લૂંટ ચલાવી રામદેવરાવને પોતાની સાથે દિલ્હી લઇ ગયો ત્યાં અલ્લાઉદ્દીને રામદેવરાવનો સારો સન્માન કરી તેને છત્ર, રાજાધિરાજનો કિતાબ અને એક લાખ રૂપિયા બક્ષિસ આપી માનપૂર્વક સ્વદેશે રવાના કર્યો. ત્યારપછી ઈ. સ. ૧૩૦૯ માં સુલતાને આંધ્ર દેશની રાજધાની વારંગળ ઉપર કાફૂરને સ્વારી કરવા મોકલી ત્યાંના રાજા નરપતિને પોતાનો તાબેદાર બનાવ્યો. ઈ. સ. ૧૩૧૦ ની સ્વારીમાં કાફૂરે બલ્લાળવંશી રાજાની રાજધાની દ્વારસમુદ્ર લઈ તેના રાજ્યનો નાશ કર્યો. પછી કાફૂર છેક દક્ષિણમાં ગયો. રસ્તામાં તેને કોઇએ અટકાવ્યો નહિ. આ સ્વારીમાં અલ્લાઉદ્દીનના સેનપતિ, ૬૧૨ હાથી, ૨૦ હજાર ઘોડા, ૯૫ હજાર મણ સોનું તથા તે ઉપરાંત જડજવાહીર એટલી સંપત્તિલઇ દિલ્હી આવ્યો. (સેવેલફરગૉટન અંપાયર પૃ. ૪૦૨) રામદેવરાવના પુત્રે વખતસર ખંડણીન મોકલવાથી કાફૂરે ઇ. સ. ૧૩૧૨ માં છેવટની દક્ષિણમાં સ્વારી કરી રામદેવરાવના પુત્રને ઠાર કરી દેવગડ રાજધાની કબજે લીધી અને મહારાષ્ટ્ર મુસલમાનોના સંપૂર્ણ કબજામાં આણી-અપાર સંપત્તિ લઈ તે દિલ્હી પાછો આવ્યો.

અંત અને આખરઃ—કાફૂરની આ છેલ્લી સ્વારીએ અલ્લાઉદ્દીનની સત્તા શિખરે ચઢાવી કાફૂરપર તે અત્યંત રાજી થયો. આ મહેરબાનીના દુરૂપયોગ કરી પોતાના શિવાય બીજાઓનું પણ અલ્લાઉદ્દીન પાસે કાંઇ ન ચાલે એમ કર્યું. ખુદ રાણી તથા પુત્રો સાથે પણ સુલતાનને વૈમનસ્ય કરાવી તેમને કાફૂરે કેદમાં રાખ્યા. આથી ઉમરાવો કંટાળ્યા. ગુજરામાં બંડથયું. ચિતોડગઢ હાથમાંથી ગયો. દક્ષિણમાં રામદેવરાવના જમાઇ હરપાળદેવે મ્હોટો બળવો કરી ત્યાંના મુસલમાન કિલ્લેદારોને હાંકી કાઢયા તથા તે સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો. અહિં અલ્લાદ્દીનની તબીયત અવ્યવસ્થિત રહેવાથી રોજરોજ બગડતી ગઈ તેવામાં આ બધી હકીકતો જાણવાથી તેણે વારંવાર ક્રોધના આવેશ આવતા અને તેથી બિમારી વધતી ગઇ અને થોડા દિવસમાં જ તેનો અંત આવ્યો. તેણે વીસ વર્ષ રાજ્ય કર્યું. કેટલાક એમ કહે છે કે, કાફૂરેજ તેનાપર વિષપ્રયોગ કર્યો. ફેરિસ્તા પ્રમાણે અલ્લાઉદ્દીનની મરણતારીખ ૬ સવાલ હિ. સ. ૭૧૬ (૧૯ડીસેંબર ૧૩૧૬) છે; પરંતુ તેની કારકીર્દીમાંનો અમીર ખુશ્રુ નામનો કવિ પોતાના

દિવાનના બકીય-ઈ-નકિય નામના ભાગમાં ૬ સવાલ ૭૧૫ બતાવે છે. (આશરે ૩૦ ડીસેંબર ૧૩૧૫)

**રાજ્ય વ્યવસ્થા:**—અલાઉદ્દીનનો સ્વભાવ જક્કી, નિર્દય અને જુલમી હતો, તોપણ તેની રાજ્યવ્યવસ્થા પ્રશંસનીય હતી. ઈ૦ સ૦ ૧૩૦૩ માં થયેલી મોગલોની સ્વારીથી અલાઉદ્દીને શિખામણ લઈ દિલ્હીમાં મજબુત કિલ્લો બંધાવ્યો. નવી તોપો તથા હથીઆરો બનાવરાવી રાજ્યધાનીના બંદોબસ્તની તેણે સારી વ્યવસ્થા કરી. અલાઉદ્દીનની રાજ્યનીતિ વિચિત્ર હતી- હાથ ધરેલા કામમાં એક સરખો યશ પ્રાપ્ત થવાથી તે બેપરવા તથા ઉદ્ધત બન્યો તથા પોતાની મરજી મુજબ કાયદા ઘડવા લાગ્યો. બરાણી કહે છે કે, લગ્ન કાર્ય અને તહેવારના જમણ પ્રસંગે લોકો ભેગા મળી મદ્યપ્રાશન કરી જુદી જુદી ચર્ચા અને મસલતો કરે છે અને તેમની પાસે પૈસા વધી પડવાથી બંડની સામગ્રી સહેલાઇથી એકઠી કરી શકે છે અને તેથીજ રાજ્યમાં ફંદફીતુરો થાય છે, એવી અલાઉદ્દીનની માન્યતા થઈ પડી હતી. આથી સરકારની પરવાનગી શિવાય કોઈએ પણ લગ્નકાર્ય કે મીજબાની કરવી નહિં અને દરબારના કામની ચર્ચા કરવી નહિં એવા કાયદા બનાવી ગુપ્તચરોની નવીન વ્યવસ્થા કરી. તેણે પોતે મદ્યપ્રાશન કરવું બંધ કરી દારૂ તથા બીજા તમામ કેફી પદાર્થોનું વેચાણ બંધ કર્યું. લોકોને પૂર્વે ગામો જમીન વિગેરે જે ઇનામો આપવામાં આવ્યાં હતા તે તેણે ખાલસાં કર્યાં. ગમે તેવાં કારણો બતાવી પ્રજાને ચૂસી તેણે વિપૂલધન ભેગું કર્યું. ખેડુતોએ અમૂક જ જમીન, જનાવર તથા નોકર રાખવા એમ ઠરાવ્યું. તેણે સરકારી મહેસુલ જુલમથી વસુલ કર્યું. પરંતુ વસુલાતની બાબતમાં જુલમ ગુજારવામાં આવે તેની તપાસ કરવા માટે યોગ્ય અમલદારોની નિમણુંક પણ તેણે કરી હતી. ચિજોના ભાવ મુકરર કરી તેજ ભાવે માલનું વેચાણ કરવાની સખતી કરી. રાજ્યની બહાર માલ લઇ જવાની સખત મનાઇ કરી. તે સરકારી પૈસા પ્રજાને કરજે આપતો. ધર્મની બાબતમાં અલાઉદ્દીને કદી પણ જુલમ ગુજાર્યો નહિ, છતાં હિંદુની બાબતમાં તેના કાયદા વધારે કડક હતા એમ જણાય છે. અલાઉદ્દીનના કડક કાયદાથી તેને માટે ચોગમ ડર લાગતો. આથી રાજ્યની સુરક્ષિતતા વધી. એમ કહેવાય છે કે, તેની કારકીર્દીમાં સામ્રાજ્ય સારી આબાદીએ પહોચ્યું હતું. જાદુઈ લાકડી ફરી હોય તેમ અલ્પ અવધિમાંજ ત્યાં મહેલ, મસજીદો, સ્નાનગૃહો, કિલ્લા, કબરો, વિદ્યાપીઠો, વિગેરે ઈમારતો દેખાવા લાગી. તેમજ તેની કારકીર્દીમાં વિદ્વાન પંડીતો ઘણા આગળ વધેલા જણાય છે. શરૂઆતમાં અલાઉદ્દીનને લખતાં વાંચતાં આવડતું ન હતું, પરંતુ તેને તે લાંછનવાળું લાગવાથી લખતાં વાંચતાં શિખી તે ઘણો હોશિઆર થયો. તેની પાસે ઝીયાઉદ્દીન બરાણી નામનો માણસ હતો જેણે તેની કારકીર્દીનો ઇતિહાસ લખ્યો છે.

[સંદર્ભ ગ્રંથ:—ફેરિસ્તા, મુસલમાની રિયાસત, બીલની ઓરિએંટલ બાયોગ્રાફી વગેરે].

**અલ્લાઉદ્દીનશાહ:**— (ઈ૦ સ૦ ૧૩૪૭—૧૩૫૮) પહેલો. દક્ષિણના બહામણી રાજ્યનો સંસ્થાપક જાફરખાન ઉર્ફે હસનગંગુનુ આ નામ છે (હસનગંગુ જુઓ ૨ બીજો.) (ઈ૦ સ૦ ૧૪૩૫ થી ૧૪૫૭) તે અહમદશાહ વલીનો પુત્ર અને બહામની રાજ્યનો આઠમો સુલતાન હતો. એ ઇ૦ સ૦ ૧૪૩૫ ના ફેબ્રુવારી (હિ. સ. ૮૩૮) માસમાં અમદાબાદ બેદર મુકામે તે તખ્તનશિન થયો. વિજયાનગરના રાજાએ પાંચ વર્ષથી ખંડણી આપેલી ન હોવાથી તેણે પોતાના ભાઇ મહંમદખાન તથા વજીર ખ્વાજાજખાનને લશ્કર આપી તેની સામે મોકલ્યો અને ઘણી સંપત્તિ મેળવી. પણ પાછા ફરતાં રસ્તામાં તેના ભાઈ મહંમદખાને બંડ કરી વિજયનગરના રાજાની મદતથી મુદલક, રાયપુર, સોલાપુર, વિજાપુર અને નળદુર્ગ એ તાલુકા હસ્તગત કર્યા શહાએ પોતાની સમગ્ર ફોજ એકઠી કરી તથા ઘણો પૈસે ખર્ચ કરી પોતાના ભાઇનો બેદરા નજીક પરાભવ કર્યો. પરંતુ અંતે ક્ષમા કરી શહાએ તેની રાયચુર પરગણાંની નિમણુક કરી. પછી ઈ૦ સ૦ ૧૪૩૬ માં (હિ. સ. ૮૪૦ ચં. ૧ મોહુરમને દિવસે) શહાએ દિલાવરખાનને મ્હોટું લશ્કર આપી કોકણ સર કરવા તેને મોકલ્યો. રાયરી અને સોનખેડના રાજા તરતજ શરણ થયા. સોનખેડના રાજાની સુંદર કન્યા દિલાવરખાન શહાને નજર કરવા લઇ આવ્યો. બાદશાહ તેને જોઈ અત્યંત ખુશ થયો અને તેને પેરિચેર (સ્વર્ગનીરંભા) એવું નામ આપ્યું. ઈ. સ. ૧૪૩૭ માં (હિ. સ. ૮૪૧) ખાનદેશના સુલતાન નશીરખાનની દિકરી મલકાજાનકેજ બાદશાહાની પટ્ટરાણી હતી તેણે નશીરખાન પાસે એવી તકરાર કરી કે બાદશહા પેરિચેર પર મોહિત થઇ મારી અવગણના કરે છે. નશીરખાને આ કારણ સર વરાડ પ્રાંત જીતવાનો ઘાટ ઘાલ્યો તથા વ-હાડના કેટલાક અમલદારોને બંડ કરી ગુજરાતના રાજાની પણ મુદત મેળવી. આ અણીને અવસરે દરબારી લોકોએ શહાને પોતેજ લઢવાની સલાહ આપી. પરંતુ શહાને પોતાના સરદારોની રાજનિષ્ઠા માટે શક રહેતો

હોવાથી મલિક ઉત-તુજાર નામના સરદારને લશ્કર આપી લઢાઈ માટે મોકલ્યો અને નશીરખાનનું તથા ખંડખોરાનું પરાજય કરાવ્યો. વિજયાનગરના રાજા બીજા દેવરાવને પોતાનું વારંવાર થતું અપમાન સહન ન થવાથી કોઈ પણ રીતે તે મુસલમાનોને તોડી પાડવાના વિચારમાં હતો. તેણે ઘણા મુસલમાનોને નોકરીએ રાખી તેમને માટે વિજ્યા નગરમાં એક મસજીદ પણ બંધાવી અને હિંદુરાજાને કુર્નિસાત ભરવો મુસલમાનોને અધાર્મિક લાગશે એવી શંકા થવાથી તેણે પોતાના સિંહાસન આગળ એક ઉચ્ચ વ્યાસપીઠ પર કુરાન આણી રખાવ્યું. તેથી પોતાનું માન જાળવી મુસલમાનો કુરાનને કુર્નિસાત કરે છે એવો બાહ્ય દેખાવ થતો. આ ઉપાયોથી મોટી ફોજ જમાવી ઈ૦ સ૦ ૧૪૪૩ માં (હિ. ગ. ૮૪૭) તુંગભદ્રા ઉતરી વિજ્યા નગરના દેવરાયાએ મુદલડુનો કિલ્લો લીધો. રાયચુર તથા બંકાપુરના કિલ્લાને ઘેરા ઘાલવા થોડુંક સૈન્ય મોકલ્યું અને પોતે કૃષ્ણાનદીને કીનારે છાવણી કરી રહ્યો તથા ત્યાંથી લશ્કરની ટુકડીઓ મોકલી, સાગરથી વિજાપુર સુધીનો મુલક લૂંટી ઉજ્જડ કરાવ્યો. અલાઉદ્દીન શહાને આ વાતની ખબર મળતાંજ તેનું પરાજય કરવા નિકળ્યો. પ્રથમ તો શહાના સરદાર માલિક-ઉત-તુજારે દેવરાયાના જેષ્ટ પુત્ર સાથે લઢાઇ કરી ઘેરો ઉઠાવ્યો. બાદ સુમારે બે માસની અવધીમાં ત્રણ મ્હોટી લઢાઇ થઈ તેમાંથી પહેલીમાં હિંદુ તથા બીજી બેમાં શહાને જય ગયો એટલે દેવરાયાએ પોતાના મુલકમાં કોઇ પણ જાતનો ત્રાસ ન થાય એવું શહા પાસેથી વચન મેળવી અગાઉ ઠરેલી ખંડણી દરસાલ આપવાનું કબુલ કર્યું. તથા પાછલી બાકી રહેલી ખંડણીમાંથી કાંઈક આપી શહા સાથે સુલેહ કરી. આ સુલેહ અલ્લાઉદ્દીન શહાની હયાતીમાં બન્ને પક્ષ તરફથી અક્ષરશઃ પાળવામાં આવી. આ શહાએ ઘણા ધર્મકૃત્ય કર્યા. બેદરમાં ભિક્ષાગૃહસ્થાપન કરી લોકોને ઔષધોપચાર કરવા માટે હિંદુ—મુસલમાન વૈદ્ય રાખ્યા. તે પોતે દારૂ પીતો હતો છતાં બીજાઓને તેમ કરવાની સખ્ત મનાઇ કરી હતી. તેણે મુલકી તથા લશ્કરી ખાતાં સુધાર્યાં. તોપણ હિંદુઓને ઘણો ત્રાસ થતો. બ્રાહ્મણો સાથે તો શહા વાત પણ કરતો નહિં; તેમજ તેમને નોકરીએ પણ રાખતો નહિં.

વિજયાનગરના યુદ્ધ પછી શાહ વ્યસનાધીન થઇ રાજ્યકારભાર પ્રત્યે દુર્લક્ષ કરવા લાગ્યો. એવામાં મેમુનઉલ્લાએ દક્ષણીએ દરીયા કિનારા પરના તમામ કિલ્લાઓ સર કરવાનો વિચાર કર્યો. અને તે માટે શાહે મલિક-ઉત્ત-તુજારને તેનું લશ્કર સાત હજાર દક્ષણી પાયદળ અને ત્રણ હજાર અરબી ઘોડા આપી મોકલી આપ્યો. (ઇ. સ. ૧૪૫૩ હિ. સ. ૮૫૮) તુજારે ચાકણમાં મુખ્ય છાવણી કરી જુન્નર પાસેનો કિલ્લો પોતાના તાબામાં લીધો, અને ત્યાંથી વારંવાર કોકણમાં લશ્કર મોકલી ઘણા રાજાઓને જીતી લીધા. ત્યાર પછી તુજારે શિરકે નામના મુખ્ય રાજાને જીત્યો.

આ કોકણની સ્વારીમાં કેટલીક એવી તો ભાંજગડો ઉપસ્થિત થઇ કે જેથી દરબારમંડળમાં તકરારનો પાયો નંખાઈ આખરે બહામની રાજ્યનો અંત આવ્યો. "જો તું મુસલમાન ન થાય તો તારો જીવ લઇશ" એવી તુજારેશિરકેને ધમકી આપી પરંતુ આવા બિકટ પ્રસંગે શિરકે જેવા ધૂર્ત સરદારે મોટી નમ્રતાઈથી સંકટ ટાળી પોતાનો બચાવ કર્યો. કોકણમાં ખેળણા નામે એક પરગણું છે તેમાં વિશાળગઢ અને તેના જંગલી પ્રદેશનો સમાવેશ થતો હતો. ખેળણા પરગણા પર શંકરરાય નામે એક હિંદુ રાજા રાજ કરતો હતો. શંકરરાય મારો શત્રુ છે, પહેલાં તેને આપણે બન્ને મળી મુસલમાન બનાવી પછી હું મુસલમાન થઈશ એમ કહી શિરકેએ તુજારને સમજાવ્યો. ખેળણા પરગણામાં જવું ઘણું મુશ્કેલ એવી હરકત તુજારે બતાવી પણ તે કામ પોતે કરવાની કબુલી શિરકેએ આપ્યાથી તુજારે પણ તે કબુલ કર્યું. તુજાર અસલ પરદેશી વ્હેપારી હતો દક્ષિણના તમામ મુસલમાનો ખરા ઈરાની તથા તુર્કી હતા પણ અહિં આવ્યા પછી તેમનો ઘણો ફેલાવો થયો. હબસી લોક પણ તેમના જ પક્ષના હતા. પરંતુ તે કાળના ઈતિહાસકારોએ પરદેશી લોકોને મોગલ એવી સંજ્ઞા આપેલી હતી છતાં તેમાંના ઘણાખરા સૈયદ હતા.

આ લોકો વ્હેપારની ઈચ્છાથી આવ્યા હતા. તેમની અને દક્ષિણના મુસલમાનોની વચ્ચે અણબનાવ હતો. આજ સુધી થએલી ઘણી લઢાઇઓમાં તુજારે દક્ષિણી અને હબસી લોકની મદદ લીધી ન હતી. પ્રસ્તુતમાં પણ ખેળણાના અઘરા પ્રદેશમાં જવાની હબસી તથા દક્ષિણી લશ્કરે ના પાડી અને તુજારને છોડી તે પોતાની ફોજ સાથે પાછળ જ રહ્યા. શિરકેની મસલતથી અત્યંત અઘરા જંગલી પ્રદેશમાં થઇ તુજાર ખેળણા પ્રદેશના ગીચ જંગલમાં ઘુસ્યો. ત્યાંની હવા ઘણી જ ખરાબ હોવાથી લોકપણ ઘણા બીમાર થયા. આ પરિસ્થિતિમાં ઓચિંતા આવી હુમલો કરવાની ખબર શિરકેએ શંકરરાયને આપી. શંકરરાય મ્હોટી ફોજ લઈ નિકળ્યો અને અણધાર્યો હુમલો ચઢાવી ૭૦૦ મુસલમાનોને કતલ કર્યા જેમાં

તુખાર પણ માર્યો ગયો. જે કોઈ બચ્યા તે પાછા દક્ષિણી ફોજને જઈ મળ્યા અને ત્યાંથી સર્વે મળી ચાકણના કિલ્લા પર ગયા.

ઉપર જણાવેલા અપયશથી દક્ષિણી અને પરદેશી એ બે પક્ષોમાં વધારે ટંટા મચ્યા. પોતાના વંઠેલપણાની તકરારો શહા તરફ પરદેશીઓ કરશે એ ડરથી પરદેશી સૈયદોનો સંપૂર્ણ નાશ કરવા માટે દક્ષિણી શીપાઈઓએ ભાતભાતની હકીકત લખી શહા તરફ મોકલી અને શહા દારૂની નિશામાં ચકચુર હતો ત્યારે તમામ પરદેશીઓને પકડવાનો હુકમ મેળવ્યો. પરદેશી અમલદારો ચાકણના કિલ્લામાંજ જઇ રહ્યા હતા ત્યાંજ તેમને ઘેરી લીધા. આખરે બન્ને પક્ષમાં યુદ્ધ થયું, તેમાં કેટલાક મોગલો બચી શહા પાસે ગયા અને ખરી હકીકત જણાવી શહા પાસેથી દક્ષિણી લોક સામે પૂરો બદલો વાળ્યો. (ઈ. સ. ૧૪૫૩) આ સાલમાં પોતાના ગુરૂના ઉપદેશથી દારૂ નં પિવાની શાહે પ્રતિજ્ઞા કરી પોતે નિયમિત પણે રાજકારભાર જોવા લાગ્યો અને જવાબદારીની જગ્યાથી દક્ષિણીઓને રજા આપી. ઇ. સ. ૧૪૫૫ (હિ. સ. ૮૫૯)માં શહાના પગ પર ફોલ્લી થઈ તે મરણ પામ્યાની ખોટી બાતમી ચોતરફ ફેલાવાથી બંડ જાગ્યાં.

નવલગુંદ અને તેલંગણના સુબાઓમાં જો કે ખાનદેશ અને માળવાના સુલતાનોની આ બંડખોરોને મદદ હતી, તોપણ શાહે આ બંડ શમાવ્યાં. બહામની રાજ્યનો પ્રસિદ્ધ સરદાર ખાજેખાન મહંમદ ગવાનના ઉદયની શરૂઆત પ્રથમ તો આ શાહના લશ્કરમાં જ થઈ હતી.

મૃત્યુઃ—પગમાં ઘા થઇ તે ઘણોજ વધી પડ્યાથી ઈ. સ. ૧૪૫૭માં (હિ. સં. ૮૬૨) ૨૩ વર્ષ (ચાંદ) ૯ માસ અને ૨૦ દિવસ રાજ્ય કરી અલાઉદ્દીન શહા મરણ પામ્યો. (કિંકેડ અને પારસનીસના મરાઠાના ઈતિહાસના ભાગ ૧માં ૩ એપ્રિલ ૧૪૫૮ શહાની મરણ તારીખ લખી છે.) આ શહા એક સરસ વક્તા, નકલબાજ અને દૂરદર્શી હતો અને તે વિદ્યાપ્રેમી હતો. (ફેરિસ્તા બા. પ્ર. મોડક બહામની ઉર્ફે બ્રાહ્મણી રાજ્યનો ઈતિહાસ).

**અલાયુધઃ**—એક પરાક્રમી રાક્ષસ હતો. ઘટોત્કચના રાત્રીયુદ્ધમાં તેણે મહાન પરાક્રમ કરી ભીમને જર્જરિત કર્યો, છેવટે ઘટોત્કચેજ તેને માર્યો. (મહાભારત દ્રોણપર્વ અ. ૧૭૬–૧૭૮)

**અલાવનઃ**—(મદ્રાસ ઈલાકો) ત્રાવણકોર સંસ્થાનમાં મીઠું પકવનારી એક જાત છે. આ લોકોને આલમ અથવા મિઠાગરમાં કામ કરવું પડે છે, તેથી તેમને ઉપ્પલાવણ (ઉપ્પુમીઠું) એવી સંજ્ઞા છે.

ત્રણ ચાર સદી પહેલાં સાત અલાવન કુટુંબો પાંડ્ય દેશમાંથી ત્રાવણકોરના મિઠાના અગરમાં કામ કરવા માટે લાવવામાં આવ્યા એવી દંતકથા છે. તામર કુલમ, પુટ્ટલમ અને દક્ષિણ ત્રાવણકોરના અન્ય ભાગોમાં આ લોકોના દેશાંતર વિષે શિલાલેખ હોવાનું કહે છે. પણ તે લેખો હજી ઉપલબ્ધ થયા નથી. આ લોક માંસાહારી છે અને તામિલ ભાષા બોલે છે, પરંતુ ઝાઝું મદ્યપાન કરતા નથી. આ લોકમાં દફનનો ઘણો પ્રાચિન રીવાજ છે પણ હાલ કોઈ કોઈ વખતે દહનવિધિ પણ કરે છે. તેઓની કુલ દેવતા "સાસ્ત" (જુઓ) અને ભદ્રકાલી છે. આ જાત ઘણી ઉદ્યોગી છે. દક્ષિણ હિંદુસ્થાનમાં આ જાત કરતાં બીજા સારા મીઠાના મજુર મળે નહિં. ઇ. સ. ૧૯૧૧ની ખાને સુમારીમાં (સેન્સસ) મદ્રાસ ઈલાકામાં ૧૪૦૬ અને ત્રાવણકોર સંસ્થાનમાં ૮૭૦ અલાવન જણાયા હતા.

મદ્રાસ સેન્સસ રિપોર્ટ (૧૯૦૨)ની નીચે મુજબ હકીકત છે. મિઠાગરમાં કામ કરનાર આ લોકો મદુરા અને તિનેવેલ્લીમાં જ માત્ર જણાય છે. પન્નેયન અને મૂપ્પન એવાં તેમનાં નામો છે. હિંદુ દેવાલયમાં તેમને જવા દેવામાં આવતા નથી. (થર્સ્ટન કાસ્ટસ એન્ડ ટ્રાઇબ્સ ઓફ સધર્ન ઇંડિયા).

**અલાવલપુરઃ**–(પંજાબ) જાલંદર જીલ્લો અને તહશિલમાનું એક ગામ ઉત્તરે ૩૧°૨૬' અ અને પૂર્વે ૭૫°૦' રે. પર આવ્યું છે. ત્યાંની વસ્તી (૧૯૦૧) ૪૪૨૩ છે. સુશી અને ગાબુન કાપડનો અહિં વ્હેપાર ચાલે છે. ૧૮૬૭ સાલે અહિં મ્યુનિસિપાલિટીની સ્થાપના થઈ. ઈ. સ. ૧૯૦૩–૪માં અહિંની ઉપજ ૨૧૦૦ રૂ. તથા ખર્ચ ૨૨૦૦ રૂપિયા હતી. (ઇં. ગૅ)

**અલાસ્કાઃ**– આને પૂર્વે રશિયન અમેરિકા કહેતા ઉત્તર અમેરિકાની વાયવ્યનો પ્રદેશ તથા આજુબાજુના બેટો મળી અલાસ્કા બન્યું છે. પૂર્વે તે રશિયાને આધીન હતું. પરંતુ હાલમાં તે અમેરિકાના સંયુક્ત સંસ્થાનોની સત્તા નીચે છે. તેમાં (૧) પૂ. રે. ૧૪૧ ની પશ્ચિમનો પ્રદેશ. (૨) ડાયામિડ બેટ, બેહરીંગ સમુદ્રમના બેટો તથા અલ્યુશિયન બેટોની હાર તથા (૩) અલેકઝાંડ્રીયાના બેટ તથા ડીનારાનો પ્રદેશ એ ત્રણ ભાગો આવે છે.

સીમાઃ—ઉત્તરે–આર્ટિક મહાસાગર; પશ્ચિમે આર્ટિક મહાસાગર તથા બેહેરિંગની સામુદ્રધુનિ; દક્ષિણ તથા નૈઋત્યે–અલાસ્કાનો અખાત તથા બહેરિંગની સામુદ્રધુનિ; પૂર્વે—યુકાટન પ્રાંત અને

બ્રિટિશ કોલંબીયા મધ્યમાં અખંડ મેદાન એ મુખ્ય શરીર તથા નૈઋત્ય અને અગ્નિ તરફના ખંડિત પ્રદેશ એ તેના બે હાથ એવું આ ભાગનું સામાન્ય વર્ણન આપી શકાય છે. એ ત્રણે ભાગોને ભિન્ન નામો પડયાં છે. (૧) કૉન્ટિનેન્ટલ અલાસ્કા (૨) અલ્યુશિયન અલાસ્કા (૩) પૅન હૅંડલ. ક્ષેત્રફળ ૫,૮૬,૪૦૦ ચો. માઈલ છે. કીનારાની લંબાઇ ૨૬,૦૦૦ માઈલ જેટલી છે. દક્ષિણ કિનારો વર્તુલ જેવો વળેલો છે. તથા કિનારા નજીકનો ભાગ ઉંચા સુળા જેવો છે. આ પ્રદેશ બહેરિંગના દરીયામાં દૂર સુધી અંદર ગયો છે. દક્ષિણ કિનારો પ્રદેશ રેતીવાળો નથી. ઉત્તર તથા પશ્ચિમના કીનારાઓ સરળ તથા રેતીવાળા છે. પણ ત્યાંના દરિયાના કેટલાંક ભાગમાં પાણી તદ્દન ઓછું છે.

બેટો:—અગ્નિ દીશાના મુખ્ય બેટ:—(૧) શિકૉગૉફ (૨) બારનૉફ (૩) એડમિરૅલ્ટિ (૪) કુપ્રીનૉફ (૫ કુઇ (૬) પ્રિન્સ ઑફ વેલ્સ (૭) એટોલીન. નૈઋત્યના મુખ્ય બેટ:—(૧) કોડિયાલ (૨) અલ્યુશિયન, (૩) સેંટલૉરેન્સ વગેરે. છેલ્લા બે બેહરિંગના સમુદ્રમાં છે. તેમાંના પ્રિન્સ ઑફ વેલ્સ અને કોડિયાક એ બે ઘણાં મોટા છે.

દેશ વિભાગ:—પશ્ચિમના સંયુક્ત સંસ્થાનોના પ્રદેશ પ્રમાણેજ આ પ્રદેશનાં ભૂપૃષ્ઠભાગનું અવલોકન કરતાં તેના ચાર ભાગ પડતા દેખાય છે. આ ચારભાગ:—પૅસિફિક પર્વતોનો પ્રદેશ; મધ્યના મેદાનનો પ્રદેશ: રૉકી પર્વતોનો પ્રદેશ તથા મેદાન પ્રદેશ પૅસિફિક પર્વત એ પશ્ચિમ અમેરિકાના મહાસાગરના કીનારાની સમાંતર રેખામાં ફેલાયલી દક્ષિણ ઉત્તર હારોના અવશિષ્ટ ભાગ છે. અલાસ્કાની સમાંતર રેખામાં ફેલાયલી આ હારોનો આકાર સાધારણ રીતે ઘોડાની નાળ જેવો છે.

જળચર પ્રાણીઓ:—કૉડ માછલા દેવ માછલા, ઑટર, સીલ, વાલરસ વગેરે આ પ્રદેશમાં નરમ અને પુષ્કળ ઉનવાળાં જનાવરો અતિશય છે. ચામડાં માટે તેમનો એકસામટો પુષ્કળ શિકાર કરવાથી તેમાંની ઘણી જાતના પ્રાણીઓ હાલમાં દુર્લભ થઇ પડયાં છે.

વનસ્પતિ:—યુકાનના ભાગોમાં તેમ દરિયા કિનારા પર પીળાં સીડર ઝાડોના ઘીજ અરણ્યો છે. નદી કીનારે ઘાસની જમીનો છે તેમ શેવળની વનસ્પતિ ઉન્હાળામાં જયાં ત્યાં ઉગી નિકળેલી દેખાય છે.

જમીનો:—અહિંની જમીન ફળદ્રુપ છતાં પ્રમાણમાં ઉષ્ણતા ઓછી હોવાથી પાક પણ ઓછો ઉતરે છે.

વ્હેપાર ઉદ્યોગ:—ઘટલવ (ઉન) વાળા ચામડાં તથા માછલાંનો વ્હેપાર વિશાળ છે. દ. અલાસ્કામાં કાગળનો ઉદ્યોગ મોટા પાયા પર શરૂ કરવાના પ્રયાસ થઇ ચૂકયા છે. તે માટે ટૉંગાસ જંગલના ૧૪ વિભાગ પાડવામાં આવ્યા છે. ૧૯૧૮ ની સાલમાં ૪,૪૨,૮૦,૦૭૫ ડૉલરની કીંમતનો માલ યુનાઇટેડ સ્ટેટસમાંથી અહિં ઉતર્યો હતો તેમ અહિંથી ૭,૧૫,૯૫,૪૧૪ ડૉલરની કીંમતનો માલ ચઢાવવામાં આવ્યો હતો.

ખનિજ સંપત્તિ:—અલાસ્કામાં ખાણોનો ધંધો સૌથી વધારે મહત્વનો છે. ખનિજ વસ્તુઓમા સોનું અને તાંબુ મુખ્ય હોઇ રૂપુ પ્લૅટિનમ, કાંસુ, સીસુ, ઍંટિમની, ક્રોમાઇટ, લોખંડી કોલસો, પેટ્રોલિયમ આરસપહાણ, ગ્રફાઈટ, સલ્ફર ગંધક વગેરે અનેક પદાર્થોની ત્યાં ખાણો છે. માછલાં પકડવાનો ધંધો પણ મોટા પ્રમાણમાં ચાલુ છે. ૧૯૧૯ ની સાલની ઉપજ ૫,૦૨,૮૨,૦૦૦ ડૉલર જેટલી હતી અને તે દરસાલ વધ્યેજ જાય છે.

વસ્તી:—અલાસ્કાની યુરોપીયન વસ્તી ૫૦ ટકા કરતાં ઓછી છે. ૧૯૦૦ ની સાલમાં અહિંની વસ્તી ૬૩,૫૯૨ ની હતી. જેમાં યુરોપિયનો ૪૮ ટકા જેટલા મૂળના વતની ૪૬ ટકા જેટલા અને ચીનાઓ તથા જાપાનીઓ ૬ ટકા જેટલા છે. માનવવંશ શાસ્ત્રજ્ઞોના અભિપ્રાય મુજબ મૂળવતનીઓની ચાર જાતો પડે છે (૧) અસ્કિમો (૨) હૈડાસ અથવા કાઇગાની (૩) થ્લીન કીટ (૪) તિન્નેહ અથા પારકન અલ્યુટસ આ લોક પહેલી જાતના છે બીજી જાત પ્રિન્સ આફ વેલ્સ બેટ પર રહે છે. ત્રીજી જાતના લોક પૅન હૅંડલમાં રહે છે, અને ચોથી અંદરના ભાગોમાં વસે છે. આ સર્વે લોકો યુરોપિયનોનું અનુકરણ કરવા લાગ્યા છે.

નદીઓ:—કૉંટિનેંટલ અલાસ્કા એક ઉંચાણનુ વિશાળ સપાટ મેદાન છે. તેની ઉંચાઈ પાંચથી ત્રણ હજાર ફુટની હોઇ ઉત્તરે ઉતાર આવે છે. અહિંથી પશ્ચિમ તરફ નદીઓ વહે છે. પ્રદેશ સપાટ હોવાથી નદીનો પ્રવાહ મંદ છે. અહિંની નદીઓમાંની યૂકૉન તથા કોયુકુક એ બે નદીઓ મુખ્ય છે. તેમાંની યૂકૉન આન મ્હોટી છે. તેની લંબાઇ બે હજાર માઇલની છે. તે મેદાનના મધ્યમાંથી વહે છે. આ બન્ને નદીઓને બીજી ઘણી ન્હાની નદીઓ મળે છે.

તેમના પ્રવાહ પણ મંદ હોવાથી તે સર્વે વ્યવહાર માટે અતિ ઉપયોગી થઇ પડી છે.

પર્વતઃ—'રૉકી' પર્વતના હારો અલાસ્કામાંથી પૂર્વ અને પશ્ચિમમાં પ્રસરેલી છે, પરંતુ તેમની ઉંચાઇ ઘણી ઓછી છે. તેમાં એનડી કાર પર્વત મુખ્ય છે. તેમની ઉંચાઇ આઠ હજાર ફુટની છે. આ હારો સમુદ્ર કીનારા તરફ સપાટ થતી જાય છે. તેમના ચાર ભાગ પડયા છે. પહેલો ભાગ (૧) પૅન હૅંડલના કીનારા તરફની હારની પહોળાઇ ૧૦૦ માઇલની હોઈ શિખરોની ઉંચાઈ પાંચ કે છ હજાર ફુટ જેટલી છે. (૨) સેંટ એલીસની હારમાં શુગાખ કેનાઈ, સ્કોલાઈ અને નટઝોટિન પર્વતોનો નમાવેશ થાય છે. (૩) અલ્યુશિયન હાર-અલ્યુસિયન બેટો આ હારના અવશેષ છે. (૪) અલાસ્કનરેંજ નટ ઝોટિન તથા સ્કોલાય પર્વતોમાં છે. અલાસ્કન તથા અલ્યુશિયનની હારોમાં આશરે બાર જાગતા જવાળામુખી પર્વતો છે. બીજો ભાગ 'રૉકી' પર્વતની પૂર્વપશ્ચિમની હારોથી બનેલો છે. પણ આ હારો સપાટ છે. તેમની ઉંચાઈ છ હજાર ફુટથી વધારે નથી. ત્રીજો ભાગ—ઉપર ગણાવેલા પહેલાં બે ડુંગરાળ પ્રદેશોના વચ્ચેના મેદાનનો છે. અને ચોથો ભાગ પૂર્વ પશ્ચિમની રૉકી પર્વતની હારો તથા આર્ટિક મહાસાગર એ બેની વચ્ચેનો ભાગ તથા કીનારા તરફ ઢળેલો સપાટ પ્રદેશ મળીને બનેલો છે.

ભૂપૃષ્ઠ ભાગનું વર્ણનઃ—પૅનહૅંડલનો પ્રદેશ અતિરમણીય છે. તે સેંકડો બેટોનો એક સમુદાય બનેલો છે. આ બેટ એટલે દરિયામાંના પર્વતોના શીખરો છે. તેમની સમુદ્ર સપાટીથી ઉંચાઈ ૩ થી ૫ હજાર ફુટ જેટલી છે. તે પર ગાઢું અરણ્ય પણ છે. માત્ર તેમનાં પડખાં બરફના ઘર્ષણથી બુઠ્ઠાં અને વનસ્પતિ વિનાનાં દેખાય છે. અંદર ઘણા ઝરાઓ નિકળી દરીયામાં જઈ મળે છે. અને તેનાં પ્રવાહમાં દરીયાનું પાણી દૂર સુધી ફરી વળે છે. આ પ્રવાહોની બાજુમાં કેટલાક પાંચથી છ હજારની ઉંચાઈવાળાં પર્વત શૃંગ છે. તેમની શોભા અતિ અપૂર્વ લાગે છે. આ શૃંગમાંના પોર્ટલેંડ કનાલ તથા લિયન કનાલ સુવિખ્યાત છે. અહિંના જેવા હિમપ્રવાહ પૅસિફિક મહાસાગરમાં અન્યત્ર કયાંય નથી. બરફના સેંકડો શ્વેત પ્રવાહ સાગરને જઈ મળે છે, અને મનોહર દેખાવ રજુ કરે છે. તેમાંનો સૌથી મ્હોટો પ્રવાહ "માલાસ્પીના" છે. તેણે ૧૫૦૦ માઇલની જગા રોકી લીધી છે. અલ્યુશિયન બેટો પણ સમુદ્રમાં ડુબેલાં પર્વતોના શિખરોના જ બનેલા છે. આર્ટિક મહાસાગર નજીકના ઉતારની પહોળાઈ આશરે ૮૦ માઈલની છે અને તેમાંના સૌથી ઉંચા ભાગની ઉંચાઈ ૨૫૦૦ ફુટની છે.

આ બો હ વાઃ—આ પ્રદેશના ચાર ભાગ પડે છે. અને તે દરેકનું ભિન્ન આબોહવા હોય છે. યુકૉનના મેદાનનીહવા પૅન હૅંડલની હવાથી છેકજ નિરાળી છે. પૅનહેંડલથી કુક પ્રવાહના મુખ સુધીના ભાગની હવા સમશિતોષ્ણ છે. જેમ જેમ પશ્ચિમ તથા ઉત્તર તરફ જઇએ તેમ તેમ હવા થંડી લાગે છે. શિયાળો પણ ઘણો સખ્ત હોઈ તેની મુદત પણ લાંબી હોય છે. વળી સખ્ત શિયાળો અને સખ્ત ઉનાળો એ બેની હવામાં માત્ર ૨૫ અંશનોજ ફેર રહે છે. ડીસેંબરની પહેલી તારીકે શિયાળો શરૂ થાય છે અને મ્હેના પ્રારંભમાં પર્વતના શિખરો સિવાય અન્ય ભાગનો બરફ પીગળી ગયેલો હોય છે. ઉષ્ણતામાપકયંત્રનો પારો શૂન્ય નીચે કવચિત્જ ઉતરતો હશે. છતાં ઉન્હાળામાં તે ૭૫ અંશથી ઉપર કદિ ચઢતો નથી. શિયાળા તથા ચોમાસામાં સમુદ્રતીરના ભાગમાં જ્યાં ત્યાં વરસાદ તથા ધૂમસ પડતું દેખાય છે. અને બેહરિંગનો દરીયો તો સદાસર્વકાળ ધૂમસથીજ વ્યાપ્ત દેખાય છે. અને અલાસ્કાના બેટ પર હાથની આંગળી પર ગણી શકાય તેટલાજ દિવસો નિરભ્ર હોય છે. શિયાળામાં બર્ફ પડવા લાગે છે. અને ભર મોસમમાં તે ઘણો ઘટ રહે છે. ઉન્હાળામાં ખાણોમાં કામ ચાલે છે. મ્હે તથા જુન માસમાં સૂર્ય ૧૮ થી ૨૦ કલાક સુધી ક્ષિતિજ પર દેખાય છે. આ ઋતુમાં વનસ્પતિ પણ તાજી રહે છે. પ્રાણી અને વનસ્પતિ ઉન્હાળામાં મચ્છરના ટોળેટોળાં અંદરના પ્રદેશમાં ફરી વળે છે. જમીન પરનાં પ્રાણીઓ રીંછ, કયારિબો ( હરણ જેવું આ જનાવર છે. ) વરૂ, ઈત્યાદિ.

ઈ તિ હા સ :—રશિયન કેપ્ટન વિટસબેરિંગ અને ચિરિકોવે એ બે જણાએ મળી સન ૧૭૪૧ માં આ અજ્ઞાત પ્રદેશ શોધી કાઢવાનું કામ માથે લીધું. તેમની પછી ઘણા ત્યાં જઇ પહોંચ્યા ૧૭૮૩ ની સાલમા કોડીયાકની શોધ થઈ. ૧૭૯૩–૯૪ માં વૅંકુવર નામના મુસાફરે દક્ષિણના બેટોનો નકશો ચિતરી તૈયાર કયો. તે પછી ઘણાં વર્ષ સુધી આ સંશોધન ચાલુ હતું. તેમ હજીયે પણ આર્ટિકમહાસાગરના કીનારા પરનો ઘણો મોટો પ્રદેશ જાણ બહાર રહ્યો છે.

સન ૧૯૧૦ થી આજસુધીમાં અલાસ્કામાં જે કેટલીક અગત્યની બીના બનવા પામી હતી તે નીચે પ્રમાણે છેઃ—(૧) જમીનો તથા નૈસર્ગિક સાધાનોની તપાસણી (૨) જમીન માલીકો વિષેન-

કાયદાઓમાં ફેરફાર (૩) સ્વરાજ્ય નાહકનું દાન (૪) વ્યવહારના સાધનોની ખીલવણી (૫) ઉદ્યોગ-ધંધાની ઉન્નતિ.

મુખ્ય શહેરો:—જુનેઆઉ એ રાજધાનીનું શહેર છે. ઍંકરેજ, ફેરઍંકસ, નોમ, સ્કાગવે, સિટ્કા વગેરે બીજા પણ કેટલાક શહેરો મોટાં માનવામાં આવે છે.

અલાસ્કાની વસ્તી ૧૯૧૦ માં ૬૪,૩૫૬ હતી. ૧૯૨૦ માં તે ૫૪૮૯૯ જેટલી જણાઇ એટલે પ્રમાણમાં ૧૪.-૭ જેટલી ઘટી ગઈ. છેલ્લું મહાનયુદ્ધ એજ તેનું મુખ્ય કારણ છે. વળી બીજુ એ કે યુનાઇટેડ સ્ટેટ્સમાં મજુરી વધારે મળતી હોવાથી લોકો ત્યાં જાય છે. ૧૯૨૦ માં ગોરા લોકો માટે ૬૨ તથા ઇંડિયનો માટે ૭૦ શાળાઓ હતી. ખેતીવાડી તથા માઈનીંગની એક કોલેજ ફેઅર બેંકમાં છે. ૧૯૧૦માં અલાસ્કામાં ૩૭૧ માઈલનો રેલ્વે રસ્તો હતો. જેમ ૧૯૨૦ સુધીના કાળમાં ૩૮૩ માઇલનો ઉમેરે થયો હતો.

રાજ્ય કારભાર:—અલાસ્કા પ્રથમ રશિયાના કબજામાં હતું. પણ ૧૮૬૭ માં અમેરિકામાં (સંયુક્ત સંસ્થાનોએ) તે ૭૨ લાખ પાઉંડમ ખરીદી લીધું. સન ૧૯૦૬ આ દેશને અમેરિકાનાં કૉંગ્રેસમાં પ્રતિનિધિ મોકલવાનો હક્ક મળ્યો. અમેરિકાના અધ્યક્ષને અહિં એક ગવર્નર નીમવાનો હક છે. તેમ તેને મદદ કરવા બીજા અમલદારો પણ તે નીમી શકે છે. ગવર્નર તથા તેના મદદગાર એમનાંજ હાથમાં કુલ રાજ્યકારભાર હોય છે. ૧૮૯૧ની સાલથી આ દેશમાં નવીન કાયદા અમલામાં મૂકાયા છે. પરંતુ અહિં રાજ્યતંત્ર સુવ્યવસ્થિત પણે ચાલતું નથી. કારણ કે, અધિકાર વિભાગણી ઘણી થઈ ગઇ છે. તેમ અમલદારોમાં શિસ્ત નથી. આથી ઘણીજ અંધાધુની છે. કાર્યક્ષેત્રની વિભાગણી ખાતાવાર કરવામાં આવી નથી. પ્રજાની કંગાલીયત તથા કાયમ વતનીઓનો અભાવ, એ બન્ને માટે ઢીલો રાજ્યકારભારજ જવાબદાર છે.

રાજકીય હક:—વૉશિંગટનની ધારાસભામાં પોતાનો પ્રતિનિધિ ચુંટી મોકલવાનો એમને હક હોવો જોઇએ એવી ચળવળ પ્રથમ અલાસ્કામાં શરૂ થઈ અને ચાલીસ વર્ષ પછી તેને યશસ્વી થઈ; તે પ્રમાણે ૧૯૦૬માં લોકો કૉંગ્રેસમાં જે પ્રતિનિધિને ચૂંટી કાઢે તેને ધારાસભામાં લેવો એવો કાયદો ઘડાયો. સ્વરાજ્યની માગણી પણ એક સરખી ચાલુજ હતી. તે ૧૯૧૨માં સફળ થઈ. અને અલાસ્કામાં સ્વતંત્ર ધારાસભાઓ સ્થાપવાનો ઠરાવ થયો. સેનેટ ઉર્ફે વરિષ્ઠ સભા અને હાઉસ ઓફ રિપ્રેઝેન્ટેટિવ એટલે કનિષ્ઠ સભા, એવી બે ધારાસભાઓ થાય અને દરેક જીલ્લા તરફથી વરિષ્ઠ સભામાં બે અને કનિષ્ઠ સભામાં ચાર પ્રતિનિધિઓ જાય, એવો ઠરાવ થયો. પરંતુ આમ પ્રતિનિધિઓની થતી વહેંચણી લોકવસ્તીના પ્રમાણમાં નહિ હોવાથી આખા અલાસ્કા દેશનું હિત યોગ્ય રીતે જળવાતું નથી. વળી વૉશિંગટનની કોંગ્રેસને અલાસ્કાની ધારાસભાનો હર કોઈ ઠરાવ રદ કરવાનો હક આપવામાં આવ્યો છે. ૧૯૧૩ થી આ દેશી ધારાસભાઓ કાયદા પસાર કરવા લાગી. સ્ત્રીઓને રાજકીય હક આપવાનો કાયદો પ્રથમજ પસાર થયો. ખાણો, મજુરોના કામના કલાક, શિક્ષણ, બેંકિંગ વગેરે વિષે ઉપયોગી કાયદાઓ પણ ટુંક મુદતમાંજ ઘડવામાં આવ્યા. સન ૧૯૧૭માં મદ્યપાન પ્રતિબંધક કાયદાને પણ વૉશિંગટનની કૉંગ્રેસે પરવાનગી આપી.

જમીનો પર ખાનગી માલીકી રહે તેમાં જ ખરૂં હિત છે એવી પ્રથમ માન્યતા હતી. પરંતુ પ્રેસિડેન્ટ રૂઝવેલ્ટની આમદાનીમાં આ માન્યતા બદલાઈ સરકારી માલિકી હોય તો જ કુદરતી સાધનોનો ઉત્તમ લાભ લઈ શકાશે એવો યુનાઇટિડ સ્ટેટસની સરકારનો મત થયો. પણ તેથી ઉદ્યોગ-ધંધાપર અંકુશ આવી લોકોની તકરારો વધી પડી. તે પછી વિલ્સન પ્રેસિડન્ટ થયા ત્યારે તેમણે જમીનો પ્રજાને ગણોતપટે આપવાનો ઠરાવ કર્યો. કાગળો બનાવવા સરકારી જંગલમાંના લાકડાં પ્રજાને વેચાતાં આપવા વિષે પણ કાયદા થયા. ૧૯૨૧ની સાલમાં એ સંબંધમાં બીજા પણ કેટલાક નવા કાયદા પસાર કરવામાં આવ્યા છે.

**અલ્લાહાબાદ વિભાગ**:—સંયુક્ત પ્રાંતમાં નૈઋત્ય દિશાએ એક ભાગ, ઉત્તરે ૨૪°૧૧' થી ૨૬° ૫૮' અ તથા પૂર્વે ૭૮°૧૦થી, ૮૨°૨૧'૫૨ આવેલો છે—ઉત્તરે ઈટાવા અને ફરૂકાબાદ જીલ્લો; ઈશાન્યમાં ગંગા નદી; પૂર્વે મિરઝાપુર જીલ્લો; દક્ષીણે તથા પશ્ચિમે મધ્ય હિંદુસ્થાન એજન્સીના સંસ્થાનો છે. મુખ્ય શહેર અલ્લાહાબાદ શહેર છે. વસ્તી (૧૯૨૧) ૪૭, ૯૫,૬૬૬ છે અને એકંદર ક્ષેત્રફળ ૧૭,૨૭૦ ચો. માઈલ છે. ૧૯૦૧માં વસ્તીનું પ્રમાણ દર ચો. માઇલે ૩૨૧ જેટલું હતું. પણ હાલમાં તે ઘટી ગયું છે. ૧૯૦૧ માં હિંદુઓ ૯૦ ટકા, તથા મુસલમાનો ૧૦ ટકા, એ પ્રમાણે વસ્તીનું પ્રમાણ હતું. આ વિભાગમાં ૫૧ ગામો તથા ૧૦,૯૫૦ ગામડાં છે. તેમાંના કાનપુર, અલ્લાહાબાદ, ઝાંસી અને બાંદીયા એ મ્હોટાં છે. સંયુક્તપ્રાંતમાં કાનપુર સૌથી મોટું વેપારનું

મથક છે. દક્ષિણ તરફના જીલ્લાઓમાં મહોબાના ચંદેલ રાજાઓએ બંધાવેલા હિંદુ મંદિરો અને કિલ્લાઓ પુષ્કળ છે. આ વિભાગમાં ફરૂકાબાદ, ઈટાવા, કાનપુર, ફત્તેપુર અને અલાહાબાદ જીલ્લાઓ છે.

જીલ્લા:—સંયુક્ત પ્રાંત. અલાહાબાદની પૂર્વ તરફનો જીલ્લો ઉત્તરે ૨૪°-૪૭° અ અને પૂર્વે ૮૧°-૯° તે ૮૨°-૨૧° રે અંશો પર આવેલો છે. તેનું ક્ષેત્રફળ ૨૮૧૧ ચો. માઈલ છે. ઉત્તરે પ્રતાપગઢ જીલ્લો, પૂર્વે જોનપુર અને મીરજાપુર; દક્ષિણે રેવા સંસ્થાન અને બાંદા જીલ્લો અને પશ્ચિમે ફત્તેપુર આવેલાં છે. જીલ્લાની મધ્યમાં અને કેટલાક ભાગની ઉત્તરે ગંગા નદી વહે છે. તેજ પ્રમાણે યમુના નદી દક્ષિણ તરફ વહીને પછી આગળ જીલ્લાના મધ્યભાગમાં ગંગાને મળે છે. આ જીલ્લાના ત્રણ તદ્દન સ્વતંત્ર વિભાગો પાડી શકાય છે. (૧) ગંગા અને યમુનાની વચ્ચેનો દુઆબ (અંતર્વેદિ) આ ભાગની જમીન ફળદ્રુપ છે; તથાપિ જ્યાં નાળાં પડ્યાં છે તે ભાગ ઉજ્જડ પડી ગયો છે. (૨) ગંગાની પેલી બાજુનો પ્રદેશ ફળદ્રુપ છે અને એમાંનો ઘણો ભાગ ભેજવાળો છે એટલે ત્યાં ભાતનો પાક સારો થાય છે. (૩) યમુનાની પેલી પારનો પ્રદેશ; આ ભાગ સૌથી મ્હોટો છે અને તેમાં ઘણી ટેકડીઓ છે. બુંદેલખંડના ભાગો જેવોજ આ ભાગ છે.

વનસ્પતિ:—ગંગાનદીની ઉત્તરે ઘણી આંબાવાડીઓ છે. ઈતર ઝાડો, મોહડા, પિંપળ, ખાખરા અને બાવળ વગેરે.

જંગલી પ્રાણી:—જંગલી ડુકર, શિયાળ, વરૂ ઈત્યાદિ.

આબોહવા:—હવા નિરોગી હોય છે. યમુનાના દક્ષિણ પ્રદેશમાં ઉનાળાના દિવસોમાં ઉષ્ણતા ઘણી હોય છે. અલાહાબાદમાં છાંયડામાં ઉષ્ણતા માપ ૧૧૩°-૧૧૪° સુધી ચઢે છે. વરસાદનું પ્રમાણ સરેરાસ ૩૭ ઇંચનું છે છતાં હંમેશાં તેમાં ફેરફાર થાય છે. દાખલા તરીકે ૧૮૮૦માં વરસાદ ફક્ત ૧૭ ઇંચ થયો હતો જ્યારે ૧૮૯૪માં ૬૭ ઇંચ થયો હતો.

ઇતિહાસ:—પાંડવો પોતાના વનવાસના થોડા દિવસ વારણાવતમાં રહ્યા હતા તેજ વારણાવત એટલે અલાહાબાદની આજુબાજુનો પ્રદેશ કહેવાય છે. વળી એમ પણ કહેવાય છે કે રામ અને સીતાએ પણ પોતાના વનવાસનો કંઈક કાળ અહિંજ ગાળ્યો હતો. મહાભારત અને પુરાણોમાં જેનો કૌશાંબી નામથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેજ હાલનું કોસલ છે એવી અદ્યાપી માન્યતા છે.

ચોથી અને પાંચમી સદીમાં આ ભાગ મગધદેશના ગુપ્ત રાજાઓના રાજ્યમાં જ સમાયો હતો, પણ સાતમા સૈકામાં તેને કનોજના રાજા હર્ષવર્ધનના રાજ્યમાંના એક ભાગ તરીકે પ્રસિદ્ધ ચિની પ્રવાસી હ્યુ એનત્સંગે જણાવ્યો છે. ત્યાર બાદ ૧૧૯૪ સુધીનો કાંઈ પણ ઇતિહાસ ઉપલબ્ધ નથી. આ સાલમાં શહાબુદ્દીન ઘોરીએ સ્વારી કરી મુસલમાનોએ તે ભાગ જીતી લીધો. ત્યારથી બ્રિટિશ અમલની શરૂઆત થઈ ત્યાં સુધી આ ભાગ મુસલમાની અમલ નીચેજ હતો. તેરમો અને ચૌદમી સદીમાં આ ભાગ કડાના સુબાની હુકમત નીચે હતો. ઈ. સ. ૧૨૮૬માં મુઝુદ્દીન અને તેના બાપનો ઇતિહાસમાં જણાવ્યા મુજબનો ભેટો કડા મુકામેજ થયો. તે વખતે મુઝુદ્દીનજ બલબનની પછી દિલ્હીની ગાદી પર બેઠો હતો, અને આમાં વિઘ્ન ઉપસ્થિત કરવા માટે તેનો બાપ બંગાલ તરફ જતો હતો, આ બાપ દિકરાની ભેટ કડા મુકામે જ થઇ. નિષ્કારણ રક્તપાત કરવો ઉચિત નથી એવા સદ્‌હેતુથી પેરાઈ ગંગાપ્રવાહના મધ્યમાં હોડીમાં તે બન્નેનો ભેટો થયો, અને ત્યાંથી તેઓએ સાથેજ દિલ્હી તરફ કૂચ કરી. ત્યાર બાદ તેરમી સદીની આખરમાં આ ભાગ અલાઉદ્દીનના તાબામાં હતો, અને તેણે માણિકપુર અને કડાની વચ્ચેના ગંગાના મેદાનમાં પોતાના વયોવૃદ્ધ કાકા સુલતાન ફેરોજશાહનું નીચતાથી ખૂન કર્યું. ત્યાર પછી આ ભાગમાં ઘણાં બંડો જાગ્યાં. આસરે ૧૫૨૯માં બાબરે આ ભાગ પઠાણો પાસેથી જીતી લીધો. શાહજાદો સેલીમ (જહાંગીર) પોતાના બાપની કારકીર્દીમાં અહિં સુબેદાર હતો. ત્યારે તે અલાહાબાદમાં રહેતો. અઢારમી સદીની શરૂઆતમાં બુંદેલાઓએ છત્રસાલ રાજાના નિશાન નિચે એકઠા થઇ મોગલોની સત્તા ઉથલાવવા શરૂઆત કરી હતી, તે વખતે મરાઠાઓએ અને બુંદેલાઓએ હામેરપુર અને બાંદા જીલ્લાઓ જે ભાગમાં આવે છે તે ભાગ લૂંટ્યો. ત્યાર પછી આ ભાગ કોઈવાર મરેઠાના હાથમાં તો કોઈવાર અયોધ્યાના નવાબના હાથમાં રહેતો. ઇ. સ. ૧૭૬૫માં દિલ્હીના નામધારી બાદશાહ શાહઆલમને ફરીથી આ પ્રદેશ બ્રિટિશોએ મેળવી આપ્યો. મોગલ બાદશાહનો દરબાર કેટલાક વર્ષો સુધી અલાહાબાદમાં જ ભરાતો હતો. પરંતુ ૧૭૭૧માં શાહઆલમ ફરીથી દિલ્હી ગયો અને ત્યા તે મરાઠાઓના તંત્ર મુજબ વર્તવા લાગ્યો. તેથી બ્રિટિશોએ પૂર્વ તરફનો પ્રદેશ ખાલસા કરી. અયોધ્યાના નવાબને પાછો ૫૦ લાખ રૂપિયે વેચ્યો ૧૮૦૩ સુધી શાહઆલમ મરાઠાઓના તાબામાં રહ્યો

પરંતુ તેજ સાલમાં લૉર્ડ લેકે તેને મરાઠાઓથી છુટો કર્યો. દરમ્યાન અયોધ્યાના નવાબે કબુલ કરેલી ખંડણી બ્રિટિશોને ન આપવાથી તકરારો ઉપસ્થિત થઈ હતી; પણ ૧૮૦૧ માં અયોધ્યાના નવાબે ગંગા અને યમુનાની વચ્ચેનો પ્રદેશ બ્રિટિશોને આપવાનું કબુલ કર્યાથી તકરાર મટી ગઈ. તેજ વખતે અલાહાબાદ જીલ્લો બ્રિટિશોને મળ્યો. ઈ. સ. ૧૮૫૭ના બંડમાં અલાહાબાદના સિપાઇઓ સામેલ થઈ તેમણે પોતાના અમલદારોની કતલ કરી પણ જલદીજ મદદ આવી પહોંચવાથી સર્વત્ર શાંતિ ફેલાઈ. આ જીલ્લામાં પ્રાચીન વસ્તુઓ વિપુલ છે.

ખ્રિસ્તી શક પૂર્વે ત્રીજા શકમાં બંધાએલા અશોકના વખતના સ્તંભથી તે મોગલોના વખતે બંધાએલી ભવ્ય ઈમારતો સુધીના બાંધકામો દર્શનીય છે. કોસમ, ઝુસી, અને ગવ્હાંમાં ગુપ્ત રાજાઓના કાળના શિલાલેખો હવે મળી આવ્યા છે. વસ્તી (૧૯૨૧) ૧૪,૦૪,૪૪૫ હતી. એકંદર ગામો ૩,૪૭૩ અને ૧૩ કસ્બા છે. આ જીલ્હામાં અલાહબાદ, સિરાથુ, મંઝનપુર, સોરાન, કુલપૂર, હંડીયા, કર્ચના, બાર અને મેજા એવી ૯ તહશિલો છે. એકંદર વસ્તીમાં હિંદુઓનું પ્રમાણ ૮૬ ટકા જેટલું મુસલમાનોનું ૧૩ ટકા જેટલું, અને ખ્રિસ્તીઓની સંખ્યા ૬૮૮૦ જેટલી છે. પૂર્વ અને પશ્ચિમ તરફના ભાગોમાં હિંદી ભાષા બોલાય છે. ગંગા કિનારાના પ્રદેશમાં પાક સારો ઉતરે છે. ચોમાસામાં અહીં પુરનું પાણી ફરી વળે છે, શેરડીનો પાક આ જીલ્લામાં સારો થાય છે. ઝીલ નામની જમીનમાં ભાત પાકે છે. કઠોળનો પાક મોટા પ્રમાણમાં થાય છે. યમુનાની આસપાસના કેટલાક ભાગમાં તાલુકાદાર પદ્ધતિ ચાલે છે. મુખ્ય પાક, જુવાર, બાજરી, જવ, ઘઉં, કઠોળ, અફીણ, શેરડી, સણ વગેરે છે. જનાવરોની પેદાશ સાધારણ છે. પણ ઘોડાની પેદાશ આ જીલ્લામાં કોઈ કરતું નથી. ખનીજ પદાર્થઃ—સૅંટસ્ટોન; અને કાંકરા છે. આ જીલ્લામાં કોઇ પણ ધંધો મ્હોટા પ્રમાણમાં ચાલુ નથી. ઈસ્ટ ઇંડીયન રેલ્વેનો મુખ્ય રસ્તો આ જીલ્લામાં થઇને જાય છે. આ જીલ્લામા ફક્ત અલાહાબાદમાંજ મ્યુનિસિપાલિટી છે. તેની ઉપજ (૧૯૦૩-૪) ૧-૭ લાખ અને ખર્ચ ૧-૬ લાખ રૂપિયા હતા.

ત હ શિ લઃ—(સંયુક્ત પ્રાંત) અલાહાબાદ જીલ્લાની તહશિલ ઉત્તરે ૨૫૦-૧૭ થી ૨૫૦-૩૫ અને પૂર્વે ૮૧-૨૮ થી ૮૧૦-૫૫ રે. અંશોપર છે. ક્ષેત્રફળ ૨૯૬ ચો. માઇલ છે. એમાં બે ગામ તથા ૩૦૮ ગામડાં છે. એની વસ્તી (૧૯૦૧) ૩,૩૮,૮૨૦ હતી ૧૯૦૩-૪ માં જમીન મહેસુલ ૩,૦૭,૦૦૦ રૂપિયા અને બીજા કરની ૫૧૦૦૦ રૂપિયા જેટલી ઉપજ હતી. ૨૧૦ ચો. માઇલ જમીન ખેતીના પાકને માટે છે તેમાંથી ૪૫ ચો. માઇલ પાટના પાણી નીચે હતી. આશરે બે તૃતીયાંશ જમીન કુવાના પાણીપર પાકે છે.

શ હે રઃ—(સંયુક્ત પ્રાંત) અલાહાબાદ જીલ્લાનું મુખ્ય શહેર છે. સંયુક્ત પ્રાંતની સરકાર અહિંજ રહે છે. ઉત્તરે ૨૫૦-૨૬ અ થી પૂર્વે ૮૧૦-૫૦ રે. અંશોપર યમુનાના ડાબા તીર પર આ શહેર આવ્યું છે, તેની પાસેજ ગંગા-યમુનાનો સંગમ છે આ શહેર આગગાડી માર્ગે કલકત્તાથી ૫૬૪ માઇલ તથા મુંબઇથી ૮૪૪ માઇલ છે. ત્યાંની વસ્તી. (૧૯૨૧) ૧૫૭૨૨૦ છે.

ઇ તિ હા સઃ આ શહેરનું હિંદુ નામ પ્રયાગ છે. ગંગા યમુનાનો સંગમ થવાથી આ તીર્થનું સ્થાન-ગણાય છે. પંજાબના નૈઋત્ય પ્રદેશના મેદાનમાં ગુપ્ત થએલી સરસ્વતી નદીનું ફરી આ ઠેકાણે દર્શન થતું હોઇ અહિંજ ત્રણ નદીઓનો ત્રિવેણી સંગમ થાય છે, એવી શ્રદ્ધાળુ લોકોની માન્યતા છે. પ્રયાગમાં નીચે મુજબના તીર્થો મુખ્ય છેઃ-ત્રિવેણી, માધવ, સોમેશ્વર, ભારદ્વાજેશ્વર, વાસુકીશ્વર, અક્ષય્યવટ, શેષ, પ્રયાગ, વેણી, માધવ, ભાગીરથી, સરસ્વતી, યમુના, આ ક્ષેત્રમાં બધાંએ (જેમના પિતા હયાત છે તેઓએ પણ) મુંડન કરાવવું એવી રૂઢી છે. સૌભાગ્યવતી સ્ત્રીઓ વેણીદાન કરે છે. દક્ષિણ હિંદુસ્થાનની (દ્રાવિડી) સ્ત્રીઓ તો સર્વ કેશભાર કાઢી નાંખે છે. પ્રયાગ પુરાણમાં વપનને આધાર છે. આ ક્ષેત્રને તીર્થરાજ કહેવાય છે, અને એનો મહિમા પુરાણોમાં ઘણો વર્ણવ્યો છે.

પુ રા ણ વસ્તુઃ—ખ્રિસ્તી શકની પહેલાં ત્રીજા શકમાં ઉભો કરેલો એક સ્તંભ: અદ્યાપિ કિલ્લામાં છે. તે પર અશોકના વખતનો લેખ કોતરેલો છે. તેમજ ચોથી સદીના સમુદ્રગુપ્તના વૈભવનું વર્ણન કોતરેલો બીજો એક સ્તંભ છે. તે પ્રમાણે જહાંગીર બાદશાહના વખતનો એક સ્તંભ છે. પરંતુ એ અશોકના વખતનો હોવો જોઇએ, એમ લાગે છે. કારણ કે તે પર કેશંબીના રાજાઓને ઉદ્દેશીને કાંઈક હકિકત કોતરેલી છે. સાતમી સદીમાં આ શહેરમાં બ્રાહ્મણાનુયાયી લોક ઘણા રહેતા હતા તેઓ આ જગ્યાને ઘણી જ પવિત્ર માનતા એવું ચિની પ્રવાસી હ્યુએન-ત્સંગે લખી મુક્યું છે. એક દેવળ સામેના એક પુરાતન વૃક્ષ પરથી મોક્ષ મળવા માટે

ભોળા લોકો મૂસકો મારતા એવું વર્ણન તેણે કર્યું છે. સોળમી સદીના મુસલમાન ઇતિહાસકારોએ પણ આનું વર્ણન આપ્યું છે. આગળ ઉપર જહાંગીરે આ વૃક્ષ તોડી નંખાવ્યું એમ કહેવાય છે. હાલમાં પણ ભૂમિ અંદરના મંદિર સામેના એક ઝાડના થડને ત્યાંના પુજારીઓ "અક્ષય્યવટ" તરીકે ઓળખાવે છે. ફા. હિઆન (ઈ. સ. ૪૧૪) નામનો ચિની પ્રવાસી પણ પ્રયાગને જાણતો હતો. મુસલમાની અમલના પૂર્વ કાળમાં પ્રયાગ કડા પ્રાંતનો ભાગ હતો. તે વખતે તેનું કાંઈ મહત્વ દેખાતું નહિં. પરંતુ ત્યારપછી અકબરે અહિં કિલ્લો બંધાવ્યો (૧૫૭૨) ત્યારથી તેનું અલાહાબાસ, ઇલાહાબાસ બંડોર નામ પડયું. અને તે જીલ્લાનું મુખ્ય મથક થયું. (અલાહાબાદ જીલ્લો જુઓ.) ઈ. સ. ૧૭૩૯ માં મરાઠાઓ અલાહાબાદ સુધી આવી પહોંચ્યા હતા. ઈ. સ. ૧૮૦૧ માં આ ભાગ બ્રિટિશોના કબજામાં ગયો. ૧૮૩૪ માં આગ્રા આ પ્રાંતનું મુખ્ય મથક નિમવામાં આવ્યું, પરંતુ બંડ પછી પાછું અલાહાબાદને મુખ્ય મથક બનાવવામાં આવ્યું.

ઇ. સ. ૧૮૫૭ માં બંડમાં ત્યાં રાખેલું સૈન્ય સામેલ થયું. સામે જે યૂરોપિયન દેખાય તેનો ઠાર કરવો એમ ચાલતું હતું. તે વખતે કોઇ એક મોલવીએ પોતાના હાથમાં સત્તા લઇ મોગલ બાદશાહના નામનો ઢંઢેરો ફેરવ્યો. આ બંડમાં તમામ શહેર બંડવાલાઓએ લૂંટયું એવી અંધાધુંધીની ફક્ત છ દિવસજ ચાલી હતી (જુન ૬ થી જુન ૧૧) બ્રિટિશોનું લશ્કર આવ્યા બાદ સર્વત્ર સુલેહ થઈ અને બંડખોર મોલવી નાસી ગયો. ત્યાર પછી શહેરનાં કાંઈ તોફાન થયું નહિં.

પ્રયાગ યમુના નદીપર વસેલું છે. કિલ્લો ગંગા-યમુના સંગમપર છે. શહેરની ઇમારતો વિશેષ સારી નથી, તેમ રસ્તા પણ ઘણાજ સાંકડા છે. બંડ પછી દારાગંજમાં કેંપ વસાવેલો છે. ત્યાંના રસ્તા પહોળા છે તેથી કેટલાક શ્રીમંત વ્હેપારીઓએ ત્યાં બંગલા બંધાવ્યાં છે. કિલ્લામાં ઘણો ફેરફાર થવાથી પૂર્વકાળનું કામ તેજ સ્થિતિમાં જોવામાં આવતું નથી અને તે દૃષ્ટિએ કિલ્લાની મહત્તા ઓછી થઇ છે. કિલ્લા નિચે વિસ્તીર્ણ મેદાન છે. ત્યાં મ્હોટી યાત્રા ભરાય છે. ઈ. સ. ૧૮૯૪ ના મુખ્ય દિવસે દસલાખ લોક સ્નાન માટે ભેગા થયા હતા એમ કહેવાય છે. દરવર્ષે અહિં માઘ–મેળો ભરાય છે, અને તે અવસરે લાખો યાત્રાળુ ત્રિવેણી સંગમપર સ્નાન કરવા આવે છે. અહિંના પ્રયાગ ગોર ઈતર ક્ષેત્રના ભિક્ષુકો પ્રમાણે જ યાત્રાળુ સાથે વર્તે છે. પ્રયાગની પશ્ચિમે ખુશ્રુબાગ હોઇ તેમાં ખુશ્રુની, તેની માની, તથા બ્હેનની એવી ત્રણ કબરો છે. આ બાગ જહાંગીરે તૈયાર કરાવ્યો હતો. અકબરની પછી દિલ્હીનું તખ્ત મેળવવાનો ઘાટ ખુશ્રૂએ ઘડયો હતો પરંતુ તેમાં યશ ન મળતાં તે કેદ થયો. સરકારી કચેરીઓ, હાય કોર્ટ, ડિસ્ટ્રીકટ કોર્ટ, મ્યૂર સેંટ્રલ કૉલેજ, મેયો મેમોરીયલ હોલ વગેરે નવીન ઇમારતો સુંદર છે. યમુનાના દક્ષિણ-તીરપર નૈનીમાં મુખ્ય જેલ છે.

ઇ. સ. ૧૮૬૩ માં અહિં મ્યુનિસિપાલિટીની સ્થાપના થઈ. ૧૯૦૩–૪ માં અહિંની ઉપજ ૪–૫ લાખ તથા ખર્ચ પણ ૪–૫ લાખ રૂપિયાનો હતો. અલાહબાદમાં પાણી ભરપુર છે. ૧૭–૨ લાખ રૂપિયા ખર્ચ કરી. યમુનાનું પાણી ગાળી ગામમાં આણવામાં આવ્યું છે.

વ્હેપારઃ—અહિં વ્હેપાર મ્હોટા પ્રમાણમાં ચાલતો નથી. પરંતુ મ્હોટું બજાર ભરાય છે. ઇસ્ટ-ઇંડિયા રેલ્વેનું આ એક મુખ્ય સ્ટેશન છે તેથી બીજી ન્હાની લાઇન્સો અહિંથીજ નીકળે છે. અહિંથી કઠોળ તથા અનાજ પરદેશ ચઢે છે અને અનાજ, ખાંડ, ઘી, અને બીજો માલ અહિં આવે છે. ઈ. સ. ૧૯૦૩ સરકારી છાપખાનમાં ૧૦૩૧ કામદાર હતા, ને શિવાય બીજા ન્હાન મળી કુલે ૩૬ છાપખાનાઓ તે વખતે હતાં. નળિઆ તથા ઇંટોના મોટાં મ્હોટાં કારખાનાંઓ અહિં છે. ખાંડના બે, ચામડા કમાવાના ત્રણ, સાબુના બે, એક દારૂગાળવાનું, એક તેલનું એવાં કેટલાંક કાર ખાનાંઓ ચાલે છે.

શિક્ષણઃ—આ શહેર સંયુક્તપ્રાંતનું કેંદ્ર-સ્થાન હોવાથી અહિં અલાહાબાદ યુનિવ્હર્સિટી છે. એક કૉલેજ અને ઘણી હાઇસ્કુલો, તથા પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણની શાળાઓ છે. વર્તમાનપત્રો, માસિકો વગેરે મળી અહિં ૧૭–૧૮ સામાજિક, પ્રસિદ્ધ થાય છે. આ શહેરમાં જુદી જુદી હિંદી અને યુરોપીઅન સંસ્થાઓ છે. હિંદી ભાષાનું અભિમાન ધરાવનારી ઘણી સંસ્થાઓ પંડિત મદન મોહન માલવીયજીના નેતૃત્વ નિચે કામ કરે છે.

તહશીલઃ—(પંજાબ) ભાગલપુર સંસ્થાન અને નિઝામતમાંની એક તહશિલ ઉત્તરે ૨૭°–૪૨' થી ૨૯°–૧૨' અ અને પૂર્વે ૭૮°–૩૮ થી ૭૧–૫' રે અંશોપર છે. ક્ષેત્રફળ ૧૩૫૫ ચો. માઇલ અને વસ્તી (૧૯૦૧) ૫૭,૫૧૭ છે. એમાં અલાહબાદ ગામ (વસ્તી) ૨૮૯૮ ખાનવેલા અને જાનપુર એવાં બે મ્યુનિસિપાલિટીવાળા ગામો અને ૬૫ ગામડાં છે. અહિંની જમીન ઘણીજ ફળદ્રુપ છે. પરંતુ પ્રદેશ ઘણોજ સખલ હોવાથી અત્યંત રોગી છે. ઉપજ (એકંદર) સન ૧૯૦૫–૬ બે લાખ રૂપિયાનું હતું.

ગામ:—(પંજાબ) ભાવલ સંસ્થાનની અલાહબાદ તહશીલનું એ મુખ્ય મથક ઉત્તરે ૨૮°-૫૭' અને પૂર્વે ૭૦°-૫૩' રે અંશોપર ભાવલપુરની નૈઋત્યે ૫૬ માઈલપર આ શહેર વસેલું છે. વસ્તી (૧૯૦૧) ૨૮૬૮ છે, આગામ ભાવલપુરના નબાબ સાદિક અહમદખાને (પહેલો) ઇ. સ. ૧૬૬૦ માં વસાવ્યું. અહિં ચોખા તથા ખજુરનો મ્હોટો વ્હેપાર ચાલેછે. મ્યુનિસિપાલિટીની ઉપજ (૧૪૦૩-૪) ૩૧૦૦ રૂપિયાની હતી (ઇ. ગ. ૫-૧૯-૮).

**અલી આદીલશાહ**:—પહેલો (ઇ. સ. ૧૫૫૭ થી ૧૫૮૦ વિજાપુરના આદિલશાહી વંશનો પાંચમો બાદશાહ એ પહેલા ઇબ્રાહિમ આદિલશાહનો પુત્ર હોઈ તેના મરણ પછી વિજાપુરની ગાદીએ આવ્યો. બાળપણથીજ તેને શિઆપંથ તરફ આકર્ષણ હોવાથી પોતાને વિષપ્રયોગ કરનારાઓની પ્રપંચમાં એ પણ સામેલ હોવો જોઇએ એવી શંકા જવાથી તેના બાપે તેને મિરજના કિલ્લામાં કેદ કરી રાખ્યો હતો. ઈ. સ. ૧૫૫૭ માં ઈબ્રાહિમ આદીલશાહ મરણ પામ્યા પછી આ સદખાનના પુત્ર કીશ્વર ખાનની મદતથી તે ગાદીપર બેઠો. સિંહાસનપર બેસતાની સાથેજ તેણે પોતાના ભાઇઓ પોતાના વિરૂદ્ધ બંડ ન કરે તેમાટે તહમાસીપ અને બીજા બે ભાઇઓમાંથી કોઇની આંખો ફોડી, તો કોઈનું નાક કાપી, અને કોઇના આંગળા કાપી કેદમાં રાખ્યા. (મીરઈબ્રાહિમ આસદખાન) તેજ પ્રમાણે તેણે શિઆપંથનાને જાહેર રીતે ટેકો આપી પોતાના દાદાની કારકીર્દી મુજબ આખા રાજ્યમાં ઇમામના નામથી ખુત્બો વાંચવા હુકમ ફેરવ્યો.

વિજયાનગર સાથે દોસ્તી:—પોતાના પિતાની કારકીર્દીમાં હુસેન નિઝામ શાહે કલ્યાણી અને સોલાપુર એ કિલ્લાએ કબજે કર્યા હતા, તે પાછા મેળવવાની તેને ઉત્કંઠા થવા લાગી. તેથી તેણે પહેલેજ વર્ષે વિજયાનગરના રામરાજાનો પુત્ર મરણ પામવાથી તેને દીલાસો આપવાને બહાને પોતે પણ માત્ર ૧૦૦ સ્વારો લઇ વિજયા નગર જઇ રામરાજાને મળ્યો. આ ભેટ મોટાં ભપકામાં થઇ. આ મુલાકાતમાં આદીલશાહે જરૂર પડે ત્યારે શત્રુ સામે રામરાજા પાસેથી મદત મેળવવાનું વચન લીધું.

રામરાજની સહાયથી કલ્યાણી સર કર્યું:—ત્યારબાદ આદીલશાહે પોતાના વકીલો હુસેન નિઝામશાહ પાસે મોકલી, કલ્યાણી તથા સોલાપુર એ બન્ને અથવા તે બેમાંથી કોઈ પણ એક કિલ્લો પાછો આપવાની માગણી કરી. સ્વાભાવિક રીતેજ નિઝામશાહે આ માગણી નાકબુલ કરી. જો આ પ્રમાણે જવાબ મળે તો શું કરવું તે આદીલશાહે પ્રથમથીજ ઠરાવી રાખ્યું હતું ઇ. સ. ૧૫૫૮ માં આદીલશાહે રામરાજાની મદદથી નીઝામશાહી મુલક પર સ્વારી કરી અને પરાંડાથી જુન્નર સુધી તથા અહમદનગરથી દૌલતાબાદ સુધીનો તમામ મુલક ઉજ્જડ કર્યો પોતાના મંત્રીની સલાહ મુજબ હુસેન નિઝામશાહ શત્રૂ સામે મેદાનમાં સરખામણીમાં પાછો પડતાં પૈઠણ મુકામે ગયો અને કેટલોક કાળ વીત્યા પછી કલ્યાણીનો કિલ્લો આદીલશાહને આપી તેની સાથે સુલેહ કરી. આ સ્વારીમાં પ્રથમથીજ હિંદુઓની મગરૂરી જણાવવા લાગી એમ કહેવાય છે કે તેઓએ મુસલમાન સ્ત્રીઓ પર અત્યાચાર કર્યો, મસજીદો વગેરે પાડી, ન્હાનાં ઘરોને આગ લગાડી તથા કુરાનની પણ બે અદબી કરી. એટલુંજ નહિં પરંતુ, આદીલશાહ અને તેના લોકોનું પણ ભારે અપમાન કર્યું.

નિઝામશાહનો કલ્યાણીને ઘેરો અને તેની સાથે ફરીથી યુદ્ધ:—આ પરાભવનો બદલો વાળવા ખાતર હુસેન નિઝામશાહે પહેલા ઈબ્રાહીમ કુતુબશાહ સાથે પોતાની દિકરીને પરણાવી તેની દોસ્તી મજબુત કરી અને પછી બીજે વર્ષે તેણે કુતુબશાહ અને ઈમાદ-ઉલ-મુલ્કના લશ્કરો લઈ વિજાપુરના મુલક પર સ્વારી કરી અને તરતના પાછા આપેલા કિલ્લાને ઘેરો ઘાલ્યો. આદીલશાહે આ ખબર રામરાજાને પહોંચતાંજ તે ૫૦,૦૦૦ સ્વાર તથા અફાટ પાયદળ લઈ કૃષ્ણાનદીને કાંઠે આદીલશાહને આવી મળ્યો અને ત્યાંથી બન્નેએ કલ્યાણીની દિશાએ કુચ કરી. નિઝામશાહ તથા કુતુબશાહના સૈન્યે આ કિલ્લો ઘેર્યો હતો. પરંતુ આદીલશાહનું જોર વધારે જણાવાથી પોતાના હંમેશના શિરસ્તા મુજબ ઈબ્રાહીમ કુતુબશાહના બળવાન પક્ષને જઈ મળ્યો. આ જોઇ નિઝામશાહની હિંમત છુટી ગઇ અને નિઝામશાહ પોતનો સામાન સરંજામ ત્યાંજ નાંખી અહમદનગર નાસી ગયો. પરંતુ શત્રુના સૈન્યે ત્યાં પણ તેની પીઠ પકડી. ત્યારે ત્યાંના કિલ્લા પર ફોજ સામગ્રી ચઢાવી પોતે જુન્નર ગયો. આદીલશાહ તથા તેનાદોસ્ત લશ્કરે અહમદનગર ઘેરી આસપાસનો પ્રદેશ ઉજ્જડ કરવા ફોજની ટોળીઓ રવાના કરી; પરંતુ કિલ્લામાના લોકો ચોમાસાની શરૂઆત સુધી હિંમતથી ટકી રહ્યા. ચોમાસુ શરૂ થતાંજ નદીઓને પૂર ચઢી ઘેરો ઘાલનાર સૈન્યને ઘાસ તથા અનાજની ખોટ પડી ઘણી મુશ્કેલીમાં આવી પડ્યું. ઉલટું કુતુબશાહે કિલ્લામાનાં લોકો સાથે સંબંધ રાખી તેમને સામગ્રી પહોંચાડવાની વ્યવ-

સ્થા કર્યાથી તેઓ જલદી શરણ થાય એવો સંભવ આદીલશાહને જણાયો નહિં. પાછલી સ્વારી કરતાં આ સ્વારીમાં હિંદુઓનું વર્તન વધારે મગરૂર જણાયાથી તે લઢાઈથી કંટાળી ગયો હતો. પ્રથમ તેણે રામરાજાને અહમદનગરનો ઘેરો ઉઠાવી શોલાપુર પર ચઢાઈ કરવાની સલાહ આપી; પણ તે કિલ્લો જીતાય ત્યારે હિંદુઓજ તે પચાવી પાડશે એવી કીશ્વરખાને દહેશત લાગવાથી આદીલશાહે રામરાજાની મદદથી તે વખતે નળદુર્ગ નામનો બીજોજ કિલ્લો સર કરી આ સ્વારી સમાપ્ત કરી.

મુસલમાની રાજ્યોનું હિંદુઓ સામે ઐકય અને વિજ્યાનગરનો નાશ:—ઉપર જણાવેલી સ્વારી પર નિકળતાં પૂર્વે આદીલશાહે મુસલમાનોને વિના કરણ ઉપદ્રવ ન થાય એવો કરાર રામરાજા સાથે કર્યો છતાં તે સ્વારીમાં રામરાજાના વર્તનમાં પહેલા કરતાં આધિક સ્વૈરતા જણાઇ. નળદુર્ગથી પાછા ફરતાં રસ્તામાં રામરાજાએ પોતાના દોસ્ત આદીલશાહના પ્રાંતમાંના ગામો સુદ્ધાં લૂંટયાં. શિવાય વિજ્યાનગર જતી વખતે તેણે પોતાના ભાઈ વેંકટાદ્રીને થોડી ફોજ સાથે મુસલમાની ગામો લૂંટવા પાછળ રાખ્યો. ત્યાર પછી થોડી મુદતે આદીલશાહનો તથા કુતૂબશાહનો મુલક હસ્તગત કરવાના ઈરાદાથી સરહદ પર તેણે પોતાની ફોજ મોકલી. તે સમયે આદીલશાહે યાદગીર અને બાગલ કોટ એ બે તાલુકા આપી તેમને પાછા ફેરવ્યા. બહામની રાજ્યનું ઐકય નાશ પામવાથી રામરાજા આપણા સર્વને ભારે થઈ પડી તે આપણને તુચ્છ ગણે છે આ વાત સ્પષ્ટ રીતે આદીલશાહના ધ્યાનમાં આવી તેથી તેણે દક્ષિણના તમામ મુસલમાની રાજાઓને એકઠા કરી વિજયનગરનો નાશ કરવાનું ઠરાવ્યું. પ્રથમ તેણે કિશ્વરખાન મારફતે કુતુબશાહને પોતાની ઇચ્છા જણાવી તેની સંમતિ મેળવી અને પછી કુતુબશાહની મધ્યસ્થતાથી અહમદનગરના હુશેન નિઝામ શાહ સાથે મસલત શરૂ કરી. આ વાટાઘાટમાં હુશેનશાહે પોતાની દીકરી ચાંદબીબીને અલીઆદીલશાહ સાથે પરણાવી, ઉપરાંત શોલાપુરનો કિલ્લો પહેરામણીમાં આપવો અને અલીઆદીલશાહે પોતાની બેન હાદીસુલતાનાને હુશેનશાહના પુત્ર મૂર્તિજા સાથે પરણાવવી એવો નિશ્ચય કરી આદીલશાહી તથા નિજામશાહીનું સંગઠન કરવામાં આવ્યું. આ કરાર મુજબ લગ્ન થયા કે તરતજ અલીઆદીલશાહ, એ સર્વેએ રામરાજા પર સ્વારી કરવા જંગી તૈયારી ચલાવી.

યુદ્ધ કરવા કાંઈક કારણ ઉપસ્થિત કરવા માટે આદીલશાહે પોતાનો વકીલ રામરાજા પાસે મોકલી યાદગીર, મુદગલ રાયચુર, બાગલકોટ એ કિલ્લા તેની પાસેથી પાછા માગ્યા. આગાહી મુજબ રામરાજાએ વકીલનો ઘણો તિરસ્કાર કરી તેને દરબારમાંથી હાંકી કાઢયો. સંગઠિત થયેલા મુસલમાન રાજાઓને રામરાજા સાથે લઢાઈ કરવા આટલું કારણ બસ હતું. ચારે બાદશાહોના સૈન્ય ઈ. સ. ૧૫૬૪ ના જમાદીલાવલ માસની ૨૦ મી તારીખે વિજાપુર મુકામે ભેગાં થઇ લઢાઈ માટે નિકળ્યાં. આ મુસલમાની રાજાઓના સૈન્ય સાથે તાલીકોટ આગળ ભારે લઢાઈ થઈ રામરાજા માર્યો ગયો અને વિજયાનગરના રાજ્યની પાયમાલી થઈ. (તાલીકોટની લઢાઈ જુઓ) આ લઢાઇ પછી મુસલમાનોએ વિજયાનગર પર કુચ કરી તે શહેર લૂંટયું. તથા ત્યાંની મ્હોટી મ્હોટી ઈમારતો પાડી, ચોતરફ દેશ ઉજ્જડ કરી તે વૈભવશાળી હિંદુ સામ્રાજ્યનો નાશ કર્યો.

હુંસેનશાહનું મૃત્યુ તથા નિજામશાહીપર સ્વારી:—તાલીકોટની લઢાઇ પછી ટુંક મુદતમાંજ હુસેનશાહ મરણ પામ્યો. (ઈ. સ. ૧૫૬૫) તેની પછી તેનો પુત્ર મૂર્તિજા ગાદીપર બેઠો, પણ તે અલ્પવયી હોવાથી કર્નાટકમાં પોતાના રાજ્ય વિસ્તાર માટે આ તક સારી છે એવો વિચાર કરી આદીલશાહે તાલીકોટની લઢાઇ પછી રામરાજાનો ભાઇ વેંકટાદ્રી પેણુકોંડાને આશ્રયે રહ્યો હતો તેના પર સ્વારી કરી. આ વાતની ખબર મળતાંજ વેંકટાદ્રીએ મૂર્તિજા નિજામશાહની મા પાસે મદદ માગી. આદીલશાહીનો વિસ્તાર નિજામ શાહી રાજાઓને પ્રિય નહિં હોવાથી મૂર્તિજાની માએ પોતાના એક સરદારને સૈન્ય આપી વિજાપુરપર મોકલ્યો, એટલે લઢાઇનો વિચાર રદ કરી આદીલશાહને વિજાપુર આવવું પડયું. એ રીતે ધારેલો હેતુ પાર પડવાથી નીજામશાહી લશ્કર આદીલશાહી લશ્કર સાથે થોડીક ઝપાઝપી કરી પાછું પોતાના રાજ્યમાં આવ્યું. બીજે વર્ષે અહમદનગરના રાજાના આમંત્રણ મુજબ આદીલશાહે નિજામશાહના સૈન્ય સાથે જઇ વ-હાડ પ્રાંતનો કેટલોક મુલક ઉજ્જડ કરી તે ચોમાસા પહેલાં પાછો આવ્યો. આજ વર્ષે વિજાપુરને ફરતા બંધાતા કોટનું કામ પુરૂં થયું. ત્યાર બાદ નિજામ શાહીમાં ચાલેલી અંધાધુંધીનો લાભ લઇ આદીલશાહે ઈ. સ. ૧૫૬૭ માં કિશ્વરખાનને મોકલ્યો અને આ રાજ્યના કેટલાક પ્રાંતમાં વગરહરકતે પોતાની સત્તા જમાવી તથા હસ્તગત કરેલા પ્રદેશના રક્ષણાર્થે ધારૂર નામનો કિલ્લો બંધાવ્યો. પરંતુ આ કિલ્લો તથા પ્રદેશ આદીલશાહ પાસે ઝાઝો વખત રહ્યો નહી. મૂર્તિજા નિજામશાહે ઉમ્મર લાયક થતાંજ ધારૂરપર સ્વારી કરી અને આદીલશા

હના સરદારોના આહોમાહેના કુસંપથી કીશ્વરખાન માર્યો ગયો અને આદીલશાહી ફોજની દુર્દશા થઈ. આથી નીજામશાહ પોતાનો મુલક અલ્પપ્રયાસેજ મેળવી શકયો.

ગોવાની સ્વારી—પોર્ટુગીઝ લોક પાસેથી ગોવા પાછું લેવા ઈ. સ. ૧૫૬૮ માં આદીલશાહે તે પ્રાંતપર સ્વારી કરી પરંતુ તેમાં તેને યશ નહિં મળતાં પાછું ફરવું પડયું. તથાપી રામરાજાના એક સ્વતંત્ર થએલા અમલદારના તાબાનો અદવાની નામનો આજ સુધી અજય્ય ગણાએલો કિલ્લો આ સ્વારીમાં હસ્તગત થવાથી તેની સર્વત્ર વાહવા થઇ (અદવાની જુઓ) ત્યારપછી આદીલશાહે નિજામશાહ સાથે સુલેહ કરી તેને જોઈએ તેટલો વર્‍હાડ પ્રાંતનો મુલક પોતાના રાજ્ય સાથે જોડી દેવાની પરવાનગી આપી તથા વિજયાનગરના મુલકમાંથી જોઇએ તેટલો પ્રદેશ જીતવા પોતાને માટે રસ્તો ખુલ્લો કરાવ્યો.

કર્નાટકની સ્વારીઃ—ઉપરના કરાર થવાથી દક્ષિણમાં પોતાનું રાજ્ય વિસ્તારવાનો ઘણા દિવસનો હેતુ આદીલશાહે પાર પાડયો. રામરાજાએ વિજાપુરના જીતેલા મુલકમાં તેના મરણ પછી વિજાપુરના એક સ્વતંત્ર થએલા વેંકટાદ્રીચેસુરાયા નામના અમલદારે પોતાની સત્તા જમાવી હતી. તેના તોરગલ નામના કિલ્લાપર હવે આદીલશાહે ૧૫૭૩માં સ્વારી કરી સાત માસના ઘેરા પછી તે કબજે કર્યો. ત્યાર પછી તે ધારવાડ ગયો. આ કિલ્લો રામરાજાના ભાઇને થોડી ખંડણી આપનાર વિજયા નગરના એક જુના અમલદાર પાસે હતો. તેને છ માસ ઘેરો ઘાલી આદીલશાહના કારભારી મુસ્તફાખાને તે કબજે કર્યો, અને પછી તે બંકાપુર તરફ ગયો. આ કિલ્લો વેલપ્પારાય નામના રામરાજાના મરજીના સરદાર પાસે હોઈ, જેર, ચંદ્રગુડી, અને કારૂરના રાજાઓ તેને ખંડણી આપતા હતા આસપાસના રાજાઓ પણ તેની કુમકે આવ્યા. તેમના કર્નાટકી શિપાઇઓએ આદીલશાહની છાવણી પર રાતના છાપા મારી તેને હેરાન કર્યો તથાપિ આદીલશાહે બરગી સ્વારોની મદદથી આ લોકોનો પ્રતિકાર કરી પંદર માસ ઘેરો ચાલુ રાખ્યો તથા તે કિલ્લો સર કર્યો. બંકાપુર હસ્તગત થયા પછી આદીલશાહે એશઆરામ માટે તે કિલ્લા પર મુકામ કરી રાજ્યકારભાર મુસ્તફાખાનને હાથે સોંપ્યો. મુસ્તફાખાને જેર રાજા પાસેથી ખંડણી લીધી. ચંદ્રગુડાને ઘેરો ઘાલી ૧૪ માસમાં તે કિલ્લો જીતી લીધો. આ પ્રસંગે પણ ચંદ્રગુડીની મદદે આવેલા આસપાસના રાજાઓ સાથે લઢવા માટે બરગી સરદારોનો સારો ઉપયોગ થયો. ચંદ્રગુડી કબજે થયા બાદ આદીલશાહ ત્યાં આવ્યો અને બંદોબસ્ત માટે મુસ્તફાખાનને પાછળ રાખી પોતે ત્રણ વર્ષ પછી પાછો વિજાપુર જઈ પહોંચ્યો.

બીજે વર્ષે આદીલશાહે જુના કિલ્લાની જગ્યાએ નવો કિલ્લો બાંધવાની શરૂઆત કરાવી તે એક વર્ષમાં પુરો કરાવ્યો. તે જોવા માટે આદીલશાહ કર્નાટકમાં આવ્યો ત્યારે કારૂરના શંકર નાઇકે તેની મુલાકાત લઈ ખંડણી આપવાનું કબુલ કર્યું તથા બારસિલોરની રાણી અને બીજા રાજાઓ પાસેથી પણ ખંડણી અપાવી. કર્નાટકમાં નવેસર જીતેલા મુલકની વ્યવસ્થા કરી આદીલશાહે જમાબંદીના કામ પર એક બ્રાહ્મણને નીમ્યો અને સમગ્ર સેનાનું ઉપરીપણું મુસ્તફાખાનને આપી તે પાછો વિજાપુર આવ્યો. કેટલીક મુદતે મુસ્તફાખાનની સલાહથી પેણુકોંડા કબજે કરવા આદીલશાહ પાછો દક્ષિણમાં ગયો. તે આવ્યો કે તરતજ કિલ્લો બીજા એક સરદારના કબજામાં સોંપી વેંકટાદ્રી ચંદ્રગુડી તરફ ચાલ્યો ગયો. અહિં ત્રણ માસના ઘેરાની અવધિમાંજ પેણુકોંડાના અંદરની સામગ્રી ખલાસ થઇ અંદરના લોક શરણ આવવાની અણીએ હતા. પણ વેંકટાદ્રીએ વિજાપુરના બરગી સરદારોને ચોવિસ લાખ રૂપિયા આપી ફિતુર કર્યા અને તેના લશ્કર પાસેથી વિજાપુરના લશ્કરને એટલું તો હેરાન કરાવ્યું. કે આદીલશાહ ઘેરો ઉઠાવી બંકાપુરને રસ્તે વિજાપુર પસાર થયો.

બરગી સરદારોનું બંડ અને તેમનો વધઃ—બીજે વર્ષે એટલે ઈ. સ. ૧૫૭૮માં બરગી સરદારોએ વિજયા નગરના આસપાસના પોતાના મુલકમાં બંડ શરૂ કર્યું. તેનો બંદોબસ્ત કરવા આદીલશાહે પોતાના પરદેશી, દક્ષણી તથા હબસી લશ્કરો મોકલ્યાં. પરંતુ સતત એક વર્ષ લઢતાં એ આ લશ્કર બરગીનો બંદોબસ્ત કરી શકયું નહિં. ત્યારે મુસ્તફાખાનની સલાહથી આદીલશાહે બરગી સરદારોને આશ્વાસન આપી પોતાના દરબારમાં બોલાવી આણ્યા અને આખરે ઘણાખરાનો વિશ્વાસઘાત કરી વધ કર્યા.

મૃત્યુ તથા સ્વભાવ વર્ણનઃ—બેદરના દરબારમાંથી જોર જુલમથી પકડી લાવેલા એક ખોજાએ જ ઇ. સ. ૧૫૮૦માં અલી આદીલશાહનું ખૂન કર્યું. તેની રોઝાઅલી નામની કબર અદ્યાપિ વિજાપુરમા મોજુદ છે. આદીલશાહ વિદ્વાન્, ધર્મનિષ્ઠ, દયાવાન, ન્યાયી અને ગુણી માણસોનો ચાહતો હતો. તેની રહેણી તદ્દન સાદી હતી. દાન કરતી વખતે શિયા, સુન્ની કે હિંદુ એવો ભેદ તે કદાપિ

કરતો નહિં. એમ કહેવાય છે કે તેના બાપે સંઘરેલું દ્રવ્ય અલ્પાવધિમાંજ દાનશૂરતાથી તેણે ખર્ચી નાખ્યું. અકબર બાદશાહે તેના દરબારમાં બે વકીલ મોકલ્યા હતા. જુમ્મા મસજીદ, હબઝી શહાપુર, શહેર ફરતો કોટ, અને દરેક રસ્તા પર પાણીના નળ વગેરે સર્વ કામો તેનીજ કારકીર્દીમાં થયાં.

[ સંદર્ભ ગ્રંથઃ—એની કારકીર્દીની હકિકત મહંમદ કાસીમ ફેરિસ્તા, રફીઉદ્દીન શિરાઝી, મીર ઈબ્રાહિમ આસદખાન, અબૂ હુસેન ઇત્યાદિ મુસલમાન ઇતિહાસકારોના ગ્રંથોમાં જણાય છે. ]

**અલી આદીલશાહ ૨ જોઃ**—(ઈ. સ. ૧૬૫૬ થી ૧૬૭૨) મહંમદ આદીલશાહનો પુત્ર અને શિવાજીનો સમકાલીન વિજાપુરનો બાદશાહ એનો જન્મ ઈ. સ. ૧૬૩૮માં (૧૬ રબીલાખર ૧૦૪૮) થયો. મહંમદ આદીલશાહના મરણ પછી ૧૬૫૬ના નવેંબર માસમાં તે તખ્તનશીન થયો. તેના બાપે ન્હાનપણથીજ એને રીતસર શિક્ષણ આપી લખતાં, વાંચતાં, કસરત, તીર, ભાલો બરછી, તરવાર બરછી વગેરે વાપરવા તથા ઘોડા પર બેસતાં સારી રીતે શિખવ્યું હતું.

ઔરંગજેબની સ્વારીઃ—તખ્તનશિન થઈ થોડા દિવસ વીત્યા કે તરતજ અલીમહંમદ શાહનો એ ખરો પુત્ર નથી પરંતુ તેના જનાનખાનામાં ઉછરેલો કોઇએક છોકરો છે અને તેણે ગાદી પર બેસતાં પહેલાં મોગલ બાદશાહની પરવાનગી લેવી જોઇતી હતી, એવી કાંઇક સબબો બતાવી ઔરંગજેબ ૧૮ જાન્યુઆરી ૧૬૫૭ના દિવસે ઔરંગાબાદથી નીકળી વિજાપુરના મુલકપર ચઢી આવ્યો. લાંચ આપી વિજાપુરના કેટલાક સૈનિકોને ફીતુર કરવાનું કામ તેણે અગાઉથીજ ગોઠવી રાખ્યું હતું. ૨જી માર્ચને દિવસે ઘેરો ઘાલી ૨૭ દિવસમાંજ તેણે બેદરનો કિલ્લો લીધો. (૨૫ જમા દીલાખર, મંગળવાર) પછી તેણે કલ્યાણીના કિલ્લા પર ચઢાઇ કરી (૨૯ રજજબ) ત્રણ માસમાં તે પણ સર કર્યો. (૧ ઓગસ્ટ) વિજાપુરના દરબારે વજીર ખાનમહંમદ તથા અફજલખાન એ બે સરદારોને ઔરંગઝેબ સામે મોકલ્યા હતા. આ સરદારોએ ઔરંગઝેબનો ઘેરો પડયો હતો એટલે તેના સૈન્યના ચોતરફ આંટા મારી તેની ખોરાકી લૂંટવાનું કામ ચલાવ્યું. કલ્યાણીને ઘેરો પડયો હતો તેવામાં વિજાપુર અને મોગલ સેનાની વચ્ચે ત્રણ નામીચી લઢાઈ થઈ. તા. ૧૨મી એપ્રીલને રોજ કલ્યાણીના દક્ષિણનો વિજાપુરી મુલક ઉજ્જડ કરવા નિકળેલા મોગલ સરદાર મહોબતખાન પર વિજાપુરના સૈન્યે હલ્લો કર્યો. પરંતુ એક ઠેકાણે ચોકસ રીતે ઉભા રહી તેઓ લઢયા નહિં. બાદ કલ્યાણીની ઈશાન્યે ૧૦ માઇલ પર મોહબતખાન પોતાની ખોરાકી હોંશિયારીથી લાવતો હતો તેવામાં વિજાપુરના સૈન્યે તેને ઘેરી લીધો. તે દિવસની લઢાઈમાં મોગલોના અનેક રજપુત વીરો રણમેદાનમાં માર્યા ગયા. તારીખ ૨૮મી મે ને દિવસે ત્રીજી લઢાઇ થઈ તેમાં મીર જુમલા અને દિલ્લીરખાનની મોગલ સેનાએ વિજાપુરની સેનાનો પરાભવ કરી તેમની પીઠ પકડી તથા તેમની છાવણી લૂંટી. બીજી બાજુએ મોગલ સેનાની છૂટી ટુકડીઓએ ઘેરાનું કામ ચલાવ્યું હતું તેવામાંજ નિલાંગ અને ચિંચોલીના બે કિલ્લા સર કર્યા અને તારીખ ૨૨ જુલાઈ ને દિને બહાર પડી કુલબુર્ગા સુધીનો મુલક લૂંટી ઉજ્જડ કર્યો. વિજાપુરના ઇતિહાસમાં આગળ જણાવ્યા મુજબ બીજી એક લઢાઈનું વર્ણન છે. ઔરંગઝેબ એક અઘરી બારીમાંથી ઉતરતો હતો, તેવામાં ખાન મહંમદે તેને ઘેરી લઈ દાણાપાણી બંધ કર્યાં. જ્યારે ઔરંજેબ આવી મુશ્કેલીમાં સપડાવ્યો ત્યારે તેણે ઘેરો ઉઠાવી રસ્તો આપવા ખાનમહંમદને વિનંતિ કરી અફઝલખાનની સલાહ ન માનતાં ખાનમહંમદે આ વિનંતિ માન્ય કરવાથી ગુસ્સે થઈ અફઝલખાન વિજાપુર ચાલ્યો ગયો. ત્યાં તેણે મહંમદખાન વિરૂદ્ધ બાદશાહના કાન ભંભેર્યા. આથી બાદશાહે તેને પાછો બોલાવી ઠાર કર્યો. (હિ. સ. ૧૦૬૮ ઈ. સ. ૧૬૫૭) ખરેખર જો આ લઢાઈ થઇહોય તો તે ચોકસ કયારે થઇ તે જણાતું નથી. એટલું તો ચોકસ કે વિજાપુરના જે વકીલો શહાજહાનના દરબારમાં હતા, તેમણે અનેક કારસ્થાનો રચી કલ્યાણીનો ઘેરો ચાલુ હતો ત્યારે ઔરંગઝેબને વિજાપુર સાથે સુલેહ કરવા શહાજહાન પાસેથી પત્રો રવાના કરાવ્યા હતા. પરંતુ ઔરંગઝેબે એક માસ વિલંબ કરી કલ્યાણીનો કિલ્લો સર કર્યો. એ પ્રસંગે વિજાપુર અને ગોંગલ પાસેજ સુલેહ થઈ તે મુજબ આદીલશાહે દોઢ કરોડ રૂપિયાનો દંડ, બેદર, કલ્યાણી અને તેની આસપાસનો મુલક, પરાંડાનો કિલ્લો નિઝામશાહી તથા કોકણના કિલ્લા અને પાંગી પરગણું આપવાં એમ કર્યું. પરંતુ આ તહ મંજુર કરતી વખતે શાહજહાને દંડમાંથી અડધા કરોડ રૂપિયા આદીલશાહને માફ કર્યા.

શાહાજહાન તરફથી યુદ્ધ બંધ કરવાનો હુકમ આવ્યાની ખબર મળતાંજ ઔરંગઝેબના તાબાના સરદારો તેનુ કહ્યું ન માનતાં ધીમે ધીમે હિંદુસ્થાન તરફ કુચ કરવા લાગ્યા અને છેવટે શાહજહાંનની બીમારીના સમાચાર સાંભળી ઔરંગઝેબ પણ

દક્ષિણ છોડી જવાની તયારી કરવા લાગ્યો. એ જોઈ વિજાપુરના શાહે તહની શરતો મુજબ કિલ્લા તથા ખંડણી આપવાનું બાજુએ મૂકી પાછલા યુદ્ધમાં ગુમાવેલો મુલક પાછો મેળવવાના પ્રયત્ન કર્યો. આ સમયે ઔરંગઝેબનું મન વ્યગ્ર હોવાથી તેણે પરીંડા કિલ્લો અને નવો મુલક ખુલ્લો પત્ર લખી છોડી દીધો અને દંડ પૈકી બીજા ૩૦ લાખ રૂપિયા માફ કર્યા. ( સરદેસાઇ )

**શિવાજીનું બંડ અને અફઝલખાનનો વધઃ**—અલી આદીલશાહનો બાપ મરણ પામ્યો. તે અગાઉની બિમારીમાં વિજાપુરમાં અંધાધુની ફેલાવાથી કોંકણના સુબેદાર મુલ્લાઅહમદને રાજધાનીમાં બોલાવવામાં આવ્યો હતો. આ તક સાધી શિવાજીએ ત્યાં પોતાનું રાજ્ય વધારવાનો ઉપક્રમ શરૂ કર્યો અને બાદશાહના મરણ પછી પોતાનો ઉદ્યોગ જોરથી ચલાવી રાહેર સાથે કુલ ચાલીશ કિલ્લા સામાન સરંજામ સહ કબજે કર્યા. એટલે શિવાજીનો બંદોબસ્ત કરવા આદીલશાહે ઇ. સ. ૧૬૫૯ માં અફઝલખાન નામના સરદારને રવાના કર્યો. આ સ્વારીની સવિસ્તર હકિકત અફઝલખાન નામના લેખમાં આપી છે. આ બાબત વિજાપુરના ઇતિહાસમાં નીચે મુજબ હકીકત મળે છે. પોતાના દશ હજાર ચુનંદા સૈનિકો લઇ શિવાજીએ પચાવી પાડેલા મુલકમાંથી ઘણો ખરો મુલક અફઝલખાને પાછો લીધો. ખુલ્લી રીતે લઢાઇ કરવાથી નભશે નહિં જાણી શિવાજીએ નમ્રતા પૂર્વક પત્ર લખી મીજબાની માટે અફઝલખાનને પ્રતાપઘડપર બોલાવ્યો અને અફઝલખાન કિલ્લાની તળેટીએ પોતાની ફોજ રાખી સાથે ફક્ત ૧૨ માણસો કિલ્લાપર લઈ ગયો. એટલે શિવાજીના હથિયારબંધ લોકોએ હુમલો કરી તેને ઠાર કર્યો. આ વાતની ખબર મળતાંજ આપણું રક્ષણ કરવા હવે કોઈ રહ્યું નથી એમ માની તેની ફોજ નાશી ગઇ.

**પન્હાળા પર ચઢાઇઃ**—અફઝલખાનના ખૂનનો બદલો વાળવા અલીઆદીલશાહે મોગલો સાથે મળી જઇને શાહાસ્તેખાને ઉત્તર તરફ અને પોતે દક્ષિણ તરફ એકદમ સ્વારી કરવી એમ ઠરાવ્યું. શિદીજોહાર નામે પોતાના બેઈમાન થઈ કર્નુળ પચાવી પાડેલા સરદારને તેની વિનંતીથી સલાબતખાન એવો ઇલિકાબ આપી તેને શિવાજી પાસે મોકલ્યો. ( મે ૧૬૬૦ ) મેદાનમાં થએલી ઝપાઝપીમાં શિદીજોહારે શિવાજીના સૈન્યનો પરાભવ કર્યો. તથા શિવાજીએ નાયકવાડી લોકને વશ કરી પન્હાળાનો આશ્રય કર્યો છે એમ જાણતાં તેણે તે કિલ્લો ઘેરી લીધો. પણ ત્યારપછી અંદરખાનેથી તેણે શિવાજી સાથે સલાહ કરી એટલે આદીલશાહે પોતે શિવાજી પર કુચ કરી. ( ૫ ઓગસ્ટ ) આદીલશાહ મીરજ સુધી આવ્યાના સમાચાર શિવાજીને જણાયા કે તરતજ તે કિલ્લા પરથી નાસી ગયો એટલે બીનહરકતે કિલ્લો આદીલશાહને મળ્યો. ( અદમાસે ૨૫ ઓગસ્ટ ) આ સમાચાર મળતાંજ બાદશાહ મીરજથીજ વિજાપુર પાછો ગયો તેણે બીજા સરદારો પાસેથી શિદીજોહારને થોડો હિતોપદેશ કરાવ્યો તેમજ કૃષ્ણાને તીરે ચિમુલકા મુકામે તેની ભેટ લઈ મીઠાં ભાષણથી તેની દિલસફાઇ કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તેની જરાએ અસર થએલી જણાતી નથી.

**કર્નાટકમાંના બંડોનુ પરાજયઃ**—કારણ આદીલશાહ પોતાના તોરગલના એક બંડખોર સરદારનું પરાજય કરવા ગયો ત્યારે તેના જોવામાં આવ્યું કે શિદીજોહાર તરફથી આ સરદારને દારૂ ગોળાની મદદ થતી હતી. એટલે તોરગલનો કિલ્લો સર કરવાનું તહકુબ કરી તેણે શિદીજોહાર પર સ્વારી કરી. મેનારના કિલ્લા નજીક બન્ને સૈન્યો વચ્ચે યુદ્ધ થઈ જોહારનો પરાભવ થયો. ત્યારે તેણે પોતાના જમાઇને બાદશાહ સામે લડવા મોકલ્યો, પણ તેમાંય તેને યશ મળ્યો નહિં પરંતુ તે પછી બાદશાહનો વિરોધ કરવા જોહાર ઝાઝો વખત જીવ્યો નહિં, તેના મરણ પછી બાદશાહે પોતાના સરદાર અબદુલ મહંમદની સલાહથી જોહારના પુત્રને આશ્રય આપી બાપની નોકરી પર તેને કર્નુલના કિલ્લાપર કાયમ કર્યો.

જોહારની સ્વારીથી પાછા ફર્યા બાદ અલ્પ અવધિમાંજ ૧ સાબાન હિ. સ. ૧૦૭૩ ( ઈ. સ. ૧૬૬૨ ) ને દિવસે આદીલશાહ મળનેરનાજ મેદાર તથા બેદનુરના ભદ્રપ નાઇકનો પરાજય કરવા નીકળ્યો અને તેમના પર ખંડણી બેસાડી નવ માસમાં આ ચઢાઇ પૂરી કરી તે વિજાપુર પાછો આવ્યો.

**શિવાજી વિરૂદ્ધ જયસિંહને મદદઃ**—ઈ૦ સ૦ ૧૬૬૨ માં શહાજી મારફતે આદીલશાહે શીવાજી સાથે સમાધાની કરી હવે પછી અરસપરસ કોઇએ આક્રમણ કરવું નહિ એવો ઠરાવ થયો. ત્યારબાદ ઔરંગઝેબે જયસિંહને દક્ષિણનો સુબેદાર નીમ્યો તથા તેણે સન ૧૬૬૫ ના પ્રારંભમાંજ શીવાજી પર સ્વારી કરવાનો ઠરાવ કર્યો અને શીવાજીના શત્રુઓ સાથે મસલત ચલાવી તેમાં આદીલશાહ સામેલ થયો. વાસ્તવિક રીતે આગળ ઉપર

થઈ ગએલા કરારો ન પાળવાથી ઔરંગઝેબ વિજા-પૂર સામે છેડાયો હતો. અને જયસિંહને નીમી તેને શિવાજી તથા વિજાપૂર એ બન્ને પર સ્વારી કરવાનો હુકમ આપ્યો હતો. પરંતુ જયસિંહે તે બન્ને ને એકીવખતે છેડવા યોગ્ય નથી એમ ધારી આદીલશાહ સાથે સંધિ કરી તથા તે અંગે બાદશાહ પાસેથા તેની ખંડણી ઓછી કરવાની લાલચ આપી તેને વશ કરી લીધો. અને પોતે એક દીશાથી શીવાજી પર હુમલો કરેત્યારે તેણે સામી બાજુએથી હુમલો કરવો એવો વિચાર તેની સાથે નક્કી કર્યો. મોગલોને મદદ આપી શિવાજીને ચગદી નાંખવામાં તેને લાભ ન હતો, પણ બાદશાહની નારાજી ચાલુ રાખવા પણ તે તૈયાર નહિં હોવાથી જયસિંહની સલાહ માન્ય રાખી તેણે પોતાના સરદાર ખવાસ-ખાનને શિવાજી સામે મોકલી આપ્યો. એક અત્યંત વિકટ જગ્યાએ તેમની વચ્ચે લઢાઇ થઇ અને મરાઠા-ઓએ અતુલ પરાક્રમ દાખવ્યું છતાં અંતમાં તેમને રણમેદાન છોડી નાસી જવું પડ્યું. તેવામાં જયસિંહે ધસી આવીને પુરંદરના કીલ્લાને ઘેરો ઘાલ્યો. આથી બીજો ઇલાજ ન રહેવાથી શિવાજીએ જયસિંહ સાથે સંધિ કરી. આ સંધિમાં એવી એક કલમ હતી થે શિવાજીએ બે હજાર ઘોડેસ્વાર તથા સાત હજાર પગ-દળ સાથે જયસિંહને વિજાપૂરની ચઢાઈમાં મદદ આપવી. (શિવાજી જુઓ).

વિજાપુરના શાહ પર જયસિંહને ભરોંસો ન હોવાથી તેણે શિવાજી સામેથી ચઢાઇમાં તેની પ્રત્યક્ષ રીતે મદદ લીધીજ ન હતી. તેમજ શાહે પણ મદદ આપવામાં ઉત્સાહ દાખવ્યો નહિં. આથી શિવાજી સાથે સંધિ કરી જયસિંહે વિજાપુરના મુલક પર સ્વારી કરવાની તૈયારી ચલાવી.

જયસિંહની સ્વારી:—ઇ. સ. ૧૬૬૫ ના જુનના પહેલા પખવાડીયામાં પુરંદરની સંધિ થઇ પરંતુ નાણાની ભીડને લીધે જયસિંહ ૧૯ મા નવેં-બર સુધી પુરંદર છોડી શક્યો નહિં. દરમ્યાન તેણે આદીલશાહના અંકિત જમીનદારો તથા સરદારોમાં ફાટફુટ જગાવવાનું શરૂ કર્યું. એ રીતે ફોડેલા લોકો-માં વિજાપુરનો બીજા નંબરનો સરદાર મુલ્લા મહમદ એ મુખ્ય હતા. દરબારને કોઇ જાતનો શક ન જાય તેવી સાવચેતીથી જયસિંહે તેને વિજાપુરની હદમાંજ બ્હાર આણ્યો પરંતુ તેની કોઈ જાતની મદદ થતાં પહેલાં એટલે ટુંકમાજ તે અહમદનગરમાં મરણ પામ્યો. મોગલ બાદશાહ સાથે મિત્રાચારી કાયમ રાખવાની આદીલશાહની ઘણી ઈચ્છા હતી. આનો દાખલઇ સ્વારીની સર્વે તૈયારીઓ થતાં સુધી જય-સિંહે તેને કોઈ જાતનો શક થાય નહિં તેવી સંભાળ રાખી. પણ આદિલશાહ તેના હેતુથી ચેતી ગયો અને સત્વર લડાઇની તૈયારી કરવા લાગ્યો. પોતાના મરાઠા તથા મુસલમાન સરદારો લશ્કર સાથે હાજર થવાના હુકમ રવાના કર્યા તેમ વિજાપુરનો કીલ્લો પણ સમારીને તૈયાર કર્યો. તેપર તોપો વગેરે યુધ્ધ-સામગ્રી ચઢાવી અને શત્રુ વિજાપુર ઘેરી લે તો તેને ઘાસ અને દાણાપાણી ન મળે તે ખાતર તેણે શહેરની આજુબાજુનો મુલક લૂંટી ઉજ્જડ કર્યો તેમ તલાવો ફોડી તથા કુવાઓ પુરી દઇ ચોગમ પાણીની ખોટ પડે એવું કર્યું.

વિજાપુરપર ચઢાઇ:—પુરંદરથી નીકળી જયસિંહ રસ્તે કોઈ જાતનો પ્રતિરોધ ન થવાથી સીધો મંગળવેઢા સુધી જઇ પહોંચ્યો. કિલ્લા જીત-વાના કામપર શિવાજીના લશ્કરની નિમણુક થઇ હતી. તેમને વિજાપુરના અમલદારોએ કિલ્લા ખાલી કરી આ-પ્યા. તા. ૭ ડિસેંબરને રોજ ફલટનનો, બીજે દિવસે ઉઠોરાનો અને ૧૮ મી એ મંગળવેઢાનો કિલ્લો એ રીતે ત્રણ કિલ્લા સર થયા. વિજાપુર તથા મોગલોના લશ્કરો વચ્ચે પહેલી લડાઈ તા. ૨૫ ડિસેંબર ૧૬૬૫ ને રોજ થઇ. મોગલો તરફથી દિલ્હિરખાન તથા શીવા-જીનું લશ્કર હતું જ્યારે વિજાપુર તરફથી સર્જાખાન ખવાસખાન, કલ્યાણીનો જાધવરાવ અને શિવાજીનો ભાઇ વ્યંકોજી એ હતા. આ લડાઇમાં વિજાપુરના શાહનો પરાજય થયો, તોપણ જાધવરાવે મરતાંસુધી મોગલોને હેરાન કર્યા. આથી મોગલોને ઘણુંજ નુકસાન પહોંચ્યું. ઉપલી લડાઇને આગલે દિવસે જ વિજાપુરના સરદાર સર્જાખાને મંગળવેઢાપર કુચ કરી ત્યાંની લડાઈમાં મોગલ સરદાર સર્ફરાજખાનને ઠારકર્યો પરંતુ કિલ્લાપરની તોપોના મ.ર સામે તે ટકી નહિં શકવાથી કિલ્લો હસ્તગત થયો નહિં. બીજી બાજુએજયસિંહ અને વિજાપુરની સેનાવચ્ચે તા. ૨૭ ડિસેંબરને રોજ ઝપાઝપી થઈ અને તેમાંતે આગળ-વધી. બે દિવસમાંજ વિજાપુરથી બાર માઇલને છેટે આવી પહોંચ્યો તથા ત્યાંના શાહને પુરી તૈયારીઓ કર-વાનીતક મળે તે પહેલાંજ હુંમલો કરી વિજાપુર સર-કરવાનો જયસિંહે ઘાટ ઘડ્યો હતો. આથી મારામાટે જોઇતી મ્હોટી તોપો પરાંડાથી આવી પહોંચે તે પહે-લાજ જયસિંહ ઉપડી ગયો હતો. પણ ત્યાં જઇ પહોંચ્યો ત્યારે તેની અજાયબી વચ્ચે વિજાપુરનું રક્ષણ કરવા કરવા પૂરેપૂરી તૈયારીઓ થએલી તેના જોવામાં આવી તેમજ આસપાસનો આખો પ્રદેશ ઉજ્જડ અને જળહીન કરી મૂકવામાં આવ્યો હતો. વળી કુતુબશાહે પોતાનું લશ્કર આદીલશાહની મદ-

હદમાં મોકલ્યું છે એવી પણ અફવાઓ આવવા લાગી. આવી વિકટ પરિસ્થિતિમાં શત્રુની હદમાં રહેવું જોખમભર્યું છે એમ વિચારી જયસિંહ પાછો મોગલ સરહદ તરફ ચાલ્યો ગયો. ( તા. ૫ જાન્યુઆરી ૧૬૬૬ )

સરહદ તરફ પીછેહઠઃ—આમ જયસિંહ પીછેહઠ કરવા લાગ્યો એટલે લડાઇને કંઇક અને રોજ રંગ ચઢ્યો. અત્યાર સુધી બાહ્ય સ્થિતિ જયસિંહના કાબુમાં હતી પરંતુ હવે તેને બાહ્યસ્થિતિને તાબે થવું પડયું, કેમકે હવે સર્જાખાન અને શિદીમસાઉદ કે જેઓ અત્યાર સુધી જયસિંહની પીઠ પકડીને મોગલ હદમાં સ્વારીઓ કરતા તેઓ હવે પાછા ફરી જયસિંહની છાવણીને ફરી આગ મારતા વજીર અબદુલ મહંમદને જઇ મળ્યા. તા. ૧૧ ને રોજ વિજાપુરના તથા જયસિંહના લશ્કર વચ્ચે લડાઇ થઇ અને તા. ૧૨ ને રોજ સર્જાખાને જયસિંહના રસદ તથા દારૂ ગોળો લઇ આવનાર સરદાર પર હુમલો કરી તેને નેસ્ત નાબુદ કર્યો. આ સર્વે લડાઇઓમાં તા. ૨૨ ને રોજ લોહરીમાં થએલી લડાઈ ઘણીજ ભયંકર હતી. તે બન્ને લશ્કરો વચ્ચે ઉકરકોળ ઝપાઝપી થઈ તે તો વળી જુદીજ. આમ લડતો લડતો જયસિંહ પરાંડાની દક્ષિણે ૧૬ માઇલ પર સુલતાના મુકામે આવી પહોંચ્યો. અને એક મહિનામાં શત્રુ સાથે પાંચ લડાઇઓ લડવાથી તેણે ત્યાં ૨૪ દિવસ સુધી આરામ લેવા માટે મુકામ કર્યો.

શિવાજી અને નેતાજીઃ— ઉપર જણાવ્યા મુજબ વિજાપુરની સ્વારીમાં નહિં ધારેલો પરાભવ થવાથી મોગલ લશ્કરમા ટંટા બખેડા શરૂ થયા. જયસિંહના વિરોધીઓ શિવાજીની ઢીલાઇનેજ આ પરાભવના કારણરૂપે ગણી તેને કેદ કરવાનો આગ્રહ કરવા લાગ્યા. એટલે શિવાજીને હરકત થવાનો સંભવ જાણી જયસિંહે તેને તેની ફરમાસ પરથી પન્હાળ ગઢની સ્વારીએ રવાના કર્યો. ભીમા નદીના કીનારાપરની જયસિંહની છાવણી છોડી શિવાજીએ સ્વારી માટે નિકળ્યો તે પાંચજ દિવસમાં પન્હાળા મુકામે આવી પહોંચ્યો તથા રાત્રે કિલ્લાપર અચાનક હુમલો કર્યો. પરંતુ કિલ્લાની અંદરનું લશ્કર પણ ગાફીલ નહિં હોવાથી તે મરાઠાઓ સામે સવાર સુધી શૂરાતનથી લડયું તથા હુમલો કરનાર લશ્કરમાંના હજાર લોકોને જખમી તથા ઠાર કર્યા. સવારે શિવાજીના ધ્યાનમાં આ ખરાબ દશા આવી એટલે લડાઇ બંધ કરી તે ખેપણા મુકામે નિકળી ગયો. બાદ તેના લશ્કરે તે ભાગમાં શત્રુનો મુલક લૂંટી ઉજ્જડ કરવાનો સપાટો લગાવ્યો. આથી વિજાપુરથી દશ હજારની ફોજ ત્યાં મોકલવી પડી, વળી વિજાપુરકરે શિવાજીના ઘોડેસ્વારોના સેનાપતિ નેતાજીને ચાર લાખ હોનની લાંચ આપી સામીલ કરી લીધાથી નેતાજી તે પછી મોગલોના મુલકપરજ સ્વારીઓ કરવા લાગ્યો.

ભીમામાં જેરા મુલક પર સ્વારીઃ—પરંતુ ગોવળકોંડાના સુલતાને તા. ૩૧ જાન્યુઆરીને રોજ વિજાપુરના લશ્કરને મદદ મોકલી આપી એ મોગલ સેનાપર ખરેખરી આફત હતી. જયસિંહ સુલતાનપુરમાં વિશ્રાંતિ લેતો હતો ત્યારે આ બન્ને લશ્કરે મળી મોગલ પ્રદેશમાં ઉપદ્રવ કરવા શરૂઆત કરી. આથી તેમનો બંદોબસ્ત કરવા પૂર્વ તરફના નવા જીતેલા કલ્યાણી બંદરના મુલક તરફથી કુચ કરવાની જયસિંહને ફરજ પડી. હવે લડાઇ ત્રીજી અવસ્થાએ આવી પહોંચી. ત્યારબાદના સાડા ત્રણ મહિના સુધી જયસિંહ પૂર્વે મંજેરા નદી, પશ્ચિમે ભીમા નદી, ઉત્તરે ધારૂર અને દક્ષિણે તુળજાપુર એ સરહદની અંદરના ધનુષ્કોનના ભાગમાં ભટકતો હતો. આ અવધીમાં તેણે વિજાપુરના લશ્કર સાથે ચાર ઘોર લડાઇઓ કરી. તેમાં વિજાપુરની હાર થઇ, પરંતુ તે લશ્કરનો પૂરો નાશ થયો ન હોવાથી તે હંમેશના નિયમ મુજબ મોગલ લશ્કરની ચોગમમાં આંટા મારી તેની ખોરાકી લૂંટી તથા લશ્કર પર હુમલો કરી ઘણો ત્રાસ પહોંચાડતું. છેવટે જેવા સાથે તેવા બન્યા શિવાય આપણો નિભાવ થવો અશક્ય છે એવી ખાત્રી થવાથી જયસિંહ સાથેનો સરસામાન ધારૂર મુકામે રાખી ચપળ ઘોડેસ્વારોની ફોજ લઇ તા.૧૯ મે ને દિવસે માજેરા થઇ દક્ષિણ તરફ નીકળ્યો. તે સીમા ઓળંગી થાકયોપાકયો ભીમા નદી સુધી આવી પહોંચ્યો પણ તેનું લશ્કર લાંબી મજલો તથા ભૂખ મરાથી એટલું બધું હેરાન થઇ ગયું હતું કે તેને માટે વધુ કુચ અશકય થઇ પડી. તેવામાં સ્વારી પડતી મૂકી ઔરંગાબાદ ઉપડી આવવાનો ઔરંગજેબ તરફથી હુકમ આવ્યો એટલે જયસિંહ પાછો ફર્યો. એ રીતે અગણિત ધન ખર્ચ્યું છતાં જરાય ફાયદો ન થતાં આ સ્વારી જુનની શરૂઆતમાં મોકુફ રાખવી પડી. તેમજ જીતેલા મંગળવેઢા. ફલટન વગેરે કીલ્લાઓ મોગલ સરહદથી ઘણા દૂર હતા એટલે તે કબજે રાખવા મુશ્કેલ હોવાથી મોગલોએ પોતેજ તે જતા કર્યા.

અંતકાળઃ—ઉપર જણાવેલી જયસિંહની સ્વારી પછી અલી આદીલશાહે રાજ્યકારભારમાં ધ્યાન ન દેતા એશઆરામ માણવાની શરૂઆત કરી. પરંતુ તેના આહોશ કારભારી–વજીર અબદુલ મહંમદે આદીલશાહના અંતકાળ સુધી ઘણીજ

દીર્ઘદૃષ્ટિથી કારભાર ચલાવ્યો. અલી આદીલશાહ તા. ૨૪ નવેંબર ૧૬૭૨ (૧૩ શાબાન હિ. સ. ૧૦૮૩) ને રોજ પક્ષાઘાતની બીમારીથી મરણ પામ્યો પોતાની હયાતીમાં તેણે મહાપ્રયાસે વિજાપુરની સલ્તનત ટકાવી રાખી હતી. તે વિષયી હતો છતાં નિયમ પાલન કરી પ્રજાહિત તરફ ધ્યાન દેતો. પોતે કવિ હોઇ વિદ્વાનોને આશ્રય આપતો. તેના દરબારમાં કેટલાય ફારસી કવિ હતા. તેમ દરબારીઓમાં અંતર્કલહ હતો છતાં તેની હયાતીમાં તે તે બ્હાર આવવા પામ્યો નહિં, ધર્માજી પંડિત વગેરે કેટલાંક દક્ષિણી ગ્રહસ્થો તેની પાસે હતા તેણે હસની-મહેલ (અજ. ઇ. સ. ૧૬૫૭). આરસામહેલ (ઇ. સ. ૧૬૬૧) વગેરે ઇમારતો બંધાવી તથા વિજાપુરમાં શહાપેઠ વસાવી (સન ૧૬૬૨).

[ સંદર્ભ ગ્રંથઃ—આદીલશાહી જુઓ સરકારી ઔરંગજેબ પુસ્તકના (૧ અને ૪ ભાગમાં) મોગલ દરબારના અસ્સલ કાગળપત્રો પરથી લખાયલી માહિતી આદીલશાહની અમદાની પર પુરો પ્રકાશ પાડે છે. ]

**અલીખેર**:—(હૈદરાબાદ સંસ્થાન) બેદર જીલ્લામાંના ચિંચોલીના પૈગા તાલુકાનું આ મુખ્ય મથક ઉત્તરે ૧૭° ૫૧ અ. પૂર્વે ૭૭° ૧૭ રે. પર આવ્યું છે. ત્યાંની વસ્તી સ. ૧૯૦૧ માં ૫૭૪૦ અને સન ૧૯૧૧ માં ૫૨૯૨ ની હતી.

**અલીગંજ**:—તહસીલ (સંયુક્ત પ્રાંત) ઈટા જીલ્હાના પૂર્વમાં આવેલી તહસીલ તેમાં અઝ-મનગર, બનાં, પતિયાગી અને નિધપુર એ ચાર પરગણા છે. ક્ષેત્રફળ ૫૨૭ ચો. માઈલનું હોઈ આ તહશીલ ઉત્તરે ૨૭°–૧૯° થી ૨૭°–૫૪° અ. અને પૂર્વે ૭૮°–૫૨° થી ૭૯°–૧૭° રે. પર આવેલી છે. ત્યાંની વસ્તી ૧૯૧૧ માં ૨,૨૬,૩૦૧ જેટલી હતી. તહસીલમાં ૫ શહેરો તથા ૪૦૮ ગામો છે. આમાના અલીગંજમાં તહસીલની મુખ્ય કચેરીઓ છે. ઈ. સ. ૧૯૦૩–૪ ની સાલમાં જમીનની ઉપજ ૨,૧૧,૦૧૦ રૂ. તથા અન્ય કરો ૩૮,૦૦૦ રૂ. જેટલા હતા. પણ નવેસર જે પહાણી થઈ તેમાં જમીન મહેસુલ રૂ, ૨,૨૯.૦૦૦ નો થઈ પડયો. ઉત્તરે ગંગાનદી અને દક્ષિણે કાળી નદી છે. વરસાદ અતિશય હોવાથી જમીનોને ઘણું નુકશાન પહોંચે છે. સન ૧૮૯૮–૯૯ માં ૨૮૭ ચો. માઇલ જેટલી જમીન ખેડાતી હતી. આમાંની ૮૫ ચો. માઈલ જેટલી જમીન પાણી નીચે હતી. દક્ષિણ ગંગા (લોઅર ગૅંજીઝ) ની નહેરનો ફતેપુર ફાંટો આ તહસીલમાંથી પસાર થાય છે. તેમ કુવાના પાણીથી બે તૃત્રિયાંશ જેટલી જમીન ખેડાય છે.

ગામ:—(સંયુક્ત પ્રાંત) ઉપલી તહસીલનું મુખ્ય ઠેકાણું ઉત્તરે ૨૭°–૨૯ અં. અને પૂર્વે ૭૯°–૧૧ પર વસેલું છે ત્યાંની વસ્તી (૧૯૧૧) ૬૪૩૨ છે, ઈટા ગામની પૂર્વમાં ૩૪ માઇલ પર એ ગામ આવ્યું છે. ફરૂકાબાદના નવાબની તહેનાતમાંના એક ખોજાએ તે વસાવ્યું હતું. આ નવાબ રોહિલાઓ સાથે સન ૧૭૪૮ માં ચાલેલી લડાઇમાં માર્યો ગયો હતો. તેની હાલ અહિં કબર છે. ગામમાંના ઘણાખરાં મકાનો માટીના બાંધેલાં છે. અહિનું અનાજ તથા કપાસ ૯ માઈલપરના ઠાણાદર્યાગંજ નામના સ્ટેશન પર લઈ જવામાં આવે છે; જયાંથી તે બ્હાર ગામ ચઢે છે (ઇં. ગૅ. ૫–૧૯૦૮).

**અલીગઢ**:—જીલ્લો (રાજપુતાના) ટોંક સંસ્થાનનું એક પરગણું. ઉત્તરે ૨૫°–૩૬ થી ૨૬°–૨' અં. અને પૂર્વે ૭૬°–૩ થી ૭૬°–૨° રે. પર વસેલું છે. તેનું ક્ષેત્રફળ ૧૫૭ ચો. માઇલ જેટલું છે. ઉત્તરે-પશ્ચિમે અને પૂર્વે જયપુર, દક્ષિણ તથા નૈર્ઋત્યમાં બુંદી; અગ્નિમાં કોટા; ઘણોખરો પ્રદેશ સપાટ છે. અને એક ખૂણો ડુંગરાળ છે. વસ્તી (૧૯૧૧) ૧૬,૨૮૮ છે. કુલ ગામડાં ૮૫ છે, શહેર એકય નથી. વસ્તીમાં મુખ્ય જાતો–મિના, ચમાર, ગુજર, માળી, મહાજન આનો પુરાતન ઇતિહાસ ઘણેભાગે ઉપલબ્ધ નથી ઈ. સ. ૧૬૮૮ થી ૧૭૪૮ સુધી તે બુંદીના હાડા રજપુતોના તાબામાં હતું. તે પછી અઢારમી સદીની આખર સુધી હોળકર અથવા જયપૂરના રાજાઓની સત્તા નિચે હતું. ૧૮૧૮માં હોળકરને અંગ્રેજોએ મહિદરપુરમાં હરાવ્યાબાદ અંગ્રેજોએ તે ખાલસા કર્યું. પરંતુ તે પછી સન ૧૮૧૯ ની સાલમાં તે પિંઢારાના નવાબ અમીરખાનને બહાલ આપવામાં આવ્યું. અલિગઢનો અર્ધો કે તેથી પણ વધુ ભાગ જાગીર પર હોવાથી ખાલસા પ્રદેશનું ક્ષેત્રફળ ૬૭ ચો. માઈલનું છે. જુવાર, ઘઉં, તલ એ મુખ્ય પાક થાય છે. જમીનો સાધારણ છે. એકંદર ઉપજ ૩૬ હજાર રૂપિયાની છે.

ગામ:—(રાજપુતાના) આ જીલ્હાનું મુખ્ય મથક હોઈ તે ટોંક શહેરની અગ્નિમાં ૨૪ માઇલને અંતરે છે. તે ઉત્તરે ૨૫°–૫૮ અં. અને પૂર્વે ૭૬°૫ રે. પર વસેલું છે. વસ્તી (૧૯૦૧) ૨૫૮૪ જેટલી હતી. આ ગામ સન ૧૬૬૪ માં કોઈ વસંતરામ નામના માણસે વસાવ્યું હતું. અને રાઠોડ વંશના રાજા રામસિંહના નામ પરથી તેનુ નામ રામપુર પાડવામાં આવ્યું હતું. આગળ ઉપર પહેલા નવાબ

અમીરખાને આ નામ બદલી તેને બદલે અલીગઢ નામ પાડયું. ચોમાસામાં અહિંની હવામાં બગાડ છે. આમથી ચોગમ એક કોટ છે.

અ લિ ગ ઢ જીલ્લોઃ—સંયુક્ત પ્રાંત. આગ્રા ભાગમાંનો એક જીલ્લો ઉત્તરે ૨૭૦-૨૯ થી ૨૮૦-૧૧ અ. અને પૂર્વે ૭૭૦-૨૯ થી ૭૮૦-૩૮ રે. પર તે આવ્યો છે. ક્ષેત્રફળ ૧૯૮૯ ચો. માઈલ છે.

ચ તુઃ સી માઃ—ઉત્તરે બુલંદ શહેર જીલ્લો; પૂર્વે તથા દક્ષિણે ઈટા; પશ્ચિમે તથા દક્ષિણે મથુરા. ગંગા તથા યમુના, યમુનાની આસપાસના કીનારાના સખળ એટલે કંઈક ઢળવાળા પ્રદેશને 'ખાદર' કહે છે. ગંગા ખાદર ફળદ્રુપ છે. પરંતુ યમુના ખાદરમાં નાનાં ઝાડોનું જંગલ છે. બાકીની જમીન ફળદ્રુપ છે. આ જીલ્લામાંથી ત્રણ નદીઓ વહે છે. કાલી નદી, નીમ નદી અને ખોઈયા નદી. જમીનો નરમ છે છતાં કેટલાક ભાગમાં કાંકરા પણ છે. ક્ષારને લીધે પડતર જમીનો પણ પુષ્કળ છે. આ જીલ્લામાં જંગલો નથી. ત્યાંનાં મુખ્ય ઝાડો–બાવળ, લીંબડા, આંબા અને ખાખર છે. જંગલી પશુઓમાં જંગલી ડુક્કર, હરણ ઈત્યાદિ છે. સામાન્યરીતે અહિંની હવા દુઆબ જેવી છે. વરસાદનું સરેરાશ પ્રમાણ ૨૬ ઇંચ છે.

ઈ તિ હા સઃ—અલીગઢનો કિલ્લો તથા સ્ટેશન એ બન્ને કોઈલ નામના અતિ પ્રાચીન શહેરના ભાગ છે. પૂર્વે ચંદ્રવંશમાંના કોઇ કોશાબર નામના ક્ષત્રિય રાજાએ આ શહેર વસાવી તેને પોતાનું નામ પાડયું હતું. તે પછી બળીરામે કોલ નામના રાક્ષસનો વધ કરી આ શહેરને કોઈલ એ નામ પાડયું, એવી જાતનો તેનો દંતકથાત્મક ઇતિહાસ છે.

મુસલમાનોની હિંદ પર સ્વારીઓ શરૂ થઈ તે પૂર્વે એ ભાગ ડોર નામના રજપુતોની સત્તા નીચે હતો અને બારમી સદીની આખરસુધી વરનનો રાજા ત્યાંનો રાજ્યકારભાર ચલાવતો હતો. ચૌદમી સદીમાં તૈમુરલંગે જે સ્વારી કરી તેમાં આ ભાગને ઘણી નુકશાની પહોંચી. આગળ ઈ. સ. ૧૫૨૬માં બાબરે ત્યાં કચકઅલી નામનો પોતાનો સુબેદાર નીમ્યો હતો. ત્યારની ઘણી મસજીદો હજી મોજુદ છે. ઓરંગજેબના અવસાન પછી આ ભાગ પર મરાઠા તથા જાટોની વારંવાર સ્વારીઓ થવા લાગી. ઇ. સ. ૧૭૫૭માં સુરજમલ જાટે તે શહેર હસ્તગત કર્યું હતું. કારણ કે મથુરા, આગ્રાથી દિલ્હી તથા રોહીલખંડના રસ્તાપરનું આ એક મુખ્ય મથક હોવાથી લશ્કરી થાણા તરીકે તે અતિ મહત્વનું થઈ પડે તેવું હતું. પરંતુ તુરતજ (૧૭૫૯)માં અફઘાનોએ જાટોને હાંકી મૂકયા. તે પછીના વીસ વર્ષમાં તે હિંદુ મુસલમાનોનું રણક્ષેત્ર થઇ પડયું. સન ૧૭૮૪માં આ ભાગ શીંદેએ જીતી લીધો. અને લગભગ ૧૮૦૩ની સાલ સુધી તે મરાઠાઓના જ હાથમાં હતો. મરાઠી ઈતિહાસમાં તે વિષે પુરાવો રજુ છે. માગસર શુદ ૧૧-૧૭૦૬ ને રોજ ગોવિંદરાવ પુરૂષોત્તમે નાના ફડણવીસ પર મોકલેલો પત્ર—પાટીલ બાબા (મહાદજી શીંદે) એ અશફ્રશહાબખાનનો પુત્ર હુસેનદૌલ્લા બહાદુરને સરદાર નીમી અલીગઢ પર પૈસા અને કપડાં આણવા મોકલ્યો. (રા. ખં. ૧૨-૪૪,૩૩). અલીગઢનું પ્રાચીન નામ રામગઢ હતું. નજીબખાન ત્યાં રહેવા લાગ્યાથી આ નામ બદલાયું હતું એવો ઉલ્લેખ પણ ગોવિંદરાવના ચૈત્ર વદ. ૫. ૧૭૦૭ના પત્રમાંથી મળી આવે છે. આ પત્રમાં ગોવિંદરાવ લખે છેઃ—આજકાલમાં નજીબખાને જે રામગઢનું નામ અલિગઢ પાડયું છે, ત્યાં જઈ ત્યાંનો કિલ્લો ખાલી કરાવી ત્યાં બાદશાહનો અમલ બેસાડવો એવો રાણેખાન તથા રાયાજીપંતનો ઇરાદો છે (રાજવાડે-ખં. ૧૨,૫૦,૩૬)." તે કાળમાં આ કિલ્લો અતિ મહત્વનો ગણાતો. ડી. બ્વાને પોતાનું કવાયતી લશ્કર અહિં જ તૈયાર કરતો હતો. ૧૮૦૨ની સાલમાં શીંદે, નાગપુરના ભોંસલે તથા હોળકર એ ત્રણે બ્રિટિશ તથા નિઝામની સામે લડાઈમાં રોકાયા હતા ત્યારે આ કિલ્લો શીંદેના હાથમાં હતો અને ત્યાંનો કારભાર એક પેરન નામનો ફ્રેંચ સેનાપતિ ચલાવતો હતો. ઈ. સ. ૧૮૦૩માં બ્રિટિશોએ તે સર કર્યો. આથી આસપાસનો મુલક પણ બ્રિટિશોના અમલ નીચે આવી ગયો. અને તરતજ તેની યોગ્ય વ્યવસ્થા કરવા તરફ અંગ્રેજોએ ધ્યાન આપ્યું. તે પછી ટુંકમાં જ હોળકર સાથે લડાઇ ચાલુ થઈ તથા હોળકરની ઉશ્કેરણીથી ત્યાં બંડ થયું. પણ તે તાત્કાળ શમાવી દેવામાં આવ્યું હતું. છતાં ૧૮૧૬ સુધી ન્હાનાં ન્હાનાં છમકલાં થયાંજ કરતાં. પણ તે પછી સન ૧૮૫૭ના બળવા સુધી સામાન્યરીતે શાંતિ હતી. માત્ર આ બળવાની અહિં અસર ફેલાઈ અને તે બળવાખોરોના કબજામાં ગયું ત્યારે તેમણે અહિંના લોકોને ઘણા હેરાન કર્યા હતા. આથી બળવા પછી જ્યારે બ્રિટિશો આ ભાગમાં આવ્યા ત્યારે અહિંની પ્રજા તેમને એકદમ સામીલ થઇ અને બંડખોરોને નાસી જવું પડયું.

બૌદ્ધ તથા હિંદુ કાળના પુરાતન અવશેષ ઠેરઠેર જોવામાં આવે છે.

અહિંની વસ્તી ૧૯૨૧માં ૧૦૬૧૭૪૫ની હતી. આ જીલ્લામાં કુલ્લે ૨૩ ગામો અને ૧૭૫૩ ગામડાં.

ઓર છે. ઈ. સ. ૧૮૦૯+૭૭માં અહિં મ્હોટો દુષ્કાળ પડ્યો હતો. પરંતુ અહિં નહેરો થએલી હોવાથી જ તે તેમાંથી બચી શકયો. જીલ્લામાં ૭ તહસીલો છે. જે આત્રૌલી, અલીગઢ, ઇગ્લાસ, હાથરસ, ખૈર સિકંદ્રરાવ એવા નામોથી ઓળખાય છે.

આ જીલ્લામાં ખારવાળી પડતર જમીન પુષ્કળ છે. જેમાં પાક કરવાના પ્રયાસ ચાલુ છે. કંઇક અંશે હવે તેમાં સફળતા પણ મળી છે. મુખ્ય પાક–ઘઉં, જવ, જુવાર, ચણા, મકાઇ, બાજરી, અડદ અને કપાસ. દિવસે દિવસે ઘઉંનો પાક વધતો જાય છે. ઘાસની પેદાસ પણ ઘણી છે. અપર ગૅંજીસ કેનૉલ (ઉત્તર ગંગાની નહેર) આ જીલ્લામાંથી લઈ જવામાં આવી છે. તથા તેનું પાણી સન ૧૯૦૩–૦૪ ની સાલમાં ૨૨૯ ચો. માઇલ જેટલી જમીનને આ નહેરનું પાણી મળતું. તેમ લગભગ ૫૧૫ ચો. માઇલ જેટલી જમીનોમાં કુવાઓનું પાણી લેવામાં આવે છે.

ખનિજ પદાર્થો:—કંકર, રસ્તાપરની માટી અને કપચી મકાનો બાંધવામાં પણ તેનો ઉપયોગ કરવામાં આવે છે.

સાકંદ્રરાવની તહસીલમા ખારવાળી જમીનોમાંથી સોડા અને કાચ બનાવવામાં આવેછે.

વ્હેપાર ઉદ્યોગ:—અહિં સુતરાઉ ગાલીચા બનાવવામાં આવે છે. સન ૧૯૦૪ થી ગળીનો વ્હેપાર સદંતર નષ્ટ થઇ ગયો છે. તે પહેલાં અહિં તેનાં ૧૫ કારખાનાં હતાં. અને તેમાં ૪૫૦૦ કામદારો કામ કરતા. અહિંથી અનાજ અને કપાસ દેશાવર ચઢે છે. જીલ્લાનો કાનપુર, મુંબઇ તથા કલકત્તા સાથે મ્હોટો વ્હેપાર ચાલે છે. રેલ્વેની સગવડ સારી છે, તેમ રસ્તા પણ સારા છે.

અહિં દુકાળ ઘણા પડયા હતા. જેમાં સન ૧૮૩૭ અને ૧૮૭૩–૭૪ ના દુષ્કાળો અતિ ભયંકર હતા પરંતુ નહેરો થઈ ત્યારનું દુષ્કાળનું પ્રમાણ ઓછું થયું છે.

અહિંનો કારભાર કલેકટર, ડેપ્યુટી કલેકટર તથા તહસીલદાર વગેરે અમલદારો ચલાવે છે.

ઇ. સ. ૧૮૨૪ થી આ જીલ્લામાં કોઈ જાતના ફેરફાર થયા નથી. જમીન મહેસુલ ૨૪–૫ લાખ રૂપિયાની છે. જીલ્લામાં ચાર મ્યુનિસિપાલિટીઓ પણ છે.

તહસીલ:—(સંયુક્ત પ્રાંત) કોઇલ; એ અલીગઢ જીલ્લાની ઉત્તરમાં આવેલી તહસીલ છે. ઉત્તરે ૨૭°–૪૬° થી ૨૮°–૮° અ. અને પૂર્વે ૭૭°–૫૫° થી ૭૮°–૧૭° રે. પર તે આવેલો છે. ક્ષેત્રફળ ૩૫૮ ચો. માઇલ છે. ત્યાંની વસ્તી ૧૯૧૧ માં ૨,૫૭,૩૪૧ જેટલીહતી. આમાં ત્રણ પરગ ણાંઓ છે. કોઇલ, મોર્થલ અને બરોલી તહસીલમાં ગામો તથા ૩૪૨ ગામડાંઓ છે. પૂર્વે કાળી નદીવહેછે. આતહસીલ અતિ ફળદ્રૂપ છે. ૧૯૦૩–૦૪ ની સાલમાં અહિં ની મહેસુલ ૪,૫૭,૦૦૦ તથા અન્ય કરો ૭૬,૦૦૦ રૂ. જેટલા હતા. ૨૪૬ ચો. માઇલ જેટલી જમીનમાં પાક થતો જેમાંની ૧૬૭ ચો. માઇલ જમીન બાગાયત છે.

શહેર—(સં. પ્રાંત). અલીગઢ જીલ્હાનું તેમ તહસીલનું મુખ્ય મથક. ઉત્તર ૨૭°–૫૩° અં. અને પૂર્વે ૭૮°–૪′ પર તે વસેલું છે. અ.ધ રોહિલખંડ રેલ્વે તથા ઈસ્ટ ઇંડિયન રેલ્વેનું ત્યાં જંકશન છે. શહેરનું જુનું નામ કોઈલ અથવા કોલ હોઇ તે અલીગઢની પૂર્વમાં આવ્યું છે. ત્યાંની વસ્તી (૧૯૧૧ પ્રમાણે) ૬૪,૮૨૫ છે.

ઈતિહાસ:—('અલીગઢ' જીલ્લા જુઓ.) અહુંના કિલ્લાનું સોળમાં સૈકામાં મહમદગઢ એવું નામ હતું. સન ૧૭૧૭ના અરસામાં સાબીતખાન નામના સુબેદારે તેનું સાબિતગડ એ નામ પાડ્યું. તે પછી જાટોએ સન ૧૭૫૭માં તેનું નામ બદલી રામગઢ એ નામ ચાલુ કર્યું. અને તે પછી નજફખાને તે સર કર્યા બાદ ફરી તેનું નામ બદલાઇને અલીગઢ પડયું. ઈ. સ. ૧૮૫૭ના બંડમાં અહિંનું લશ્કર સામીલ થયું હતું. તે વખતે આ શહેર લૂંટાયું હતું. સુલતાન નાસિરૂદ્દીનને મળેલા વિજયની યાદગિરીમાં બાંધેલો સ્તંભ સન ૧૮૬૨માં પાડવામાં આવ્યો હતો.

સન ૧૮૬૫માં અહિંની મ્યુનિસિપાલિટી સ્થાપન થઇ. ૧૯૦૩–૦૪ ની સાલમાં આની કુલ ઉપજ ૯૫ હજાર રૂા. ની હતી અને ખરચ એક લાખ રૂા. નો હતો.

અહિંથી અનાજ, ગળી અને કપાસ દેશાવર ખાતે ચઢે છે, તેમ સામાન્ય વાસણો તથા સુકાવેલું માંસ બ્રહ્મદેશ જાય છે. જીનીંગ તથા તાળાં બનાવવાનાં કારખાનાં પણ ઘણાં છે.

અહિં બે ઇસ્પિતાલો ચાર હાઇસ્કુલો તથા બીજી શિક્ષણસંસ્થાઓ છે. મુસલમાનોનું એક વિદ્યાપીઠ પણ અહિં છે. બ્રહ્મદેશ, સોમાલીલૅંડ, ઇરાન બલુચિસ્તાન, અરેબિયા, યુગાંડા, મોરિશસ, કેપકૉલોની વગેરે ઠેકાણેથી અહિં વિદ્યાર્થીઓ આવે છે. 'અલીગઢ ઇન્સ્ટિટ્યુટ ગૅઝેટ' તથા હિંદી 'અભ્યુદય' એવા પત્રો અહિં પ્રગટ થાય છે.

યુનિવર્સિટીઃ—મુસલમાન જાતિને સુલભતાથી ઉચ્ચ શિક્ષણ આપી શકાય તેવી ગોઠવણ કરવી જોઈએ એવો સર સય્યદ અહમદ લાંબા કાળથી વિચાર કરી રહ્યા હતા. તે મુજબ સન ૧૮૭૬ માં તેમણે અલીગઢમાં એક અંગ્રેજી શાળા સ્થાપન કરી ત્રણ વર્ષ પછી તેનું કૉલેજમાં રૂપાંતર થયું. તે પછી છેલ્લી સદીના આખરમાં આ કૉલેજ માટે વિશ્વવિદ્યાલય (રેસિડેન્શિયલ) કરવાની ખટપટ શરૂ થઇ સન ૧૯૧૧ માં મુસ્લિમયુનિવર્સિટી એસોસીએશન સ્થપાઈ સન ૧૯૨૦ માં અલીગઢ યુનિવર્સિટી ઍકટ પસાર થઈ યુનિવર્સિટી સ્થાપન થઇ. આ યુનિવર્સિટી પ્રાંતિક સરકારના અમલનીચે નથી, પણ તેના પર ગવર્નર જનરલની દેખરેખ છે અલાહાબાદની હાઈકોર્ટે આ વિદ્યાપીઠના પદવીધરોનેવકીલાત કરવા હકક આપ્યો છે.

અલીગઢ તહસીલ:—(સંયુક્ત પ્રાંત) ફરૂકાબાદ જીલ્લાની ઈશાન તરફનો તહસીલ ઉત્તરે ૨૭° ૧૪ થી ૨૭°૪૦ અ અને પુર્વે ૭૦°૩૨ થી ૭૯°૪૫ રે. પર વસેલો છે. ક્ષેત્રફળ ૧૮૧ ચો. મા. ત્યાંની વસ્તી (૧૯૧૧) ૮૨,૭૪૨ છે. એકંદર ગામડાં ૧૦૩ છે. ત્યાંના પરગણાં અમૃતપુર, પરમનગર, ખાખરમાવ સન ૧૯૦૩–૪ની સાલમાં આ તહસીલની ઉપજ ૧,૧૮,૦૦૦ રૂપિયાની હતી અને બીજા કર વગેરેની ઉપજ ૧૯,૦૦૦ રૂ. જેટલી હતી. ૧૧૧ ચો. મા. જેટલી જમીનો ખેડાતી હતી. વરસાદમાં મહાપુર આવે છે.

અલીપુર.–પેટા વિભાગ (૧) બંગાળ–ચોવીસ પરગણાના જીલ્લામાંનો એક મહાલ ઉત્તરે ૨૨°૮થી ૨૨°૩૮ અ અને પૂર્વે ૮૮°૭ થી ૮૮°૩૯ રે પર આવ્યો છે. તેનુ ક્ષેત્રફળ ૧૧૬૪ ચો. મા. છે. તેમાનાં ૪૫૦ ચો. માં. સુંદર વનમાં આવી જાય છે. વસ્તી આસરે પોણાસાત લાખની છે. આમાં કલકત્તા શહેરના પરાઓની વસ્તીનો આંકડો સામીલ નથી. આ વિભાગનું મુખ્ય શહેર અલીપુર છે. સાઉથ સબર્બ્સ, તોલ્લીગંજ, રાજપુર, બાપરૂઈપુર, જયનગર અને બજબજ એ છ શહેરો આ વિભાગમાં આવી જાય છે.

પેટા વિભાગ–(૨) બંગાળ રાજશાહી વિભાગમાંના જલપૈગુરી જીલ્લાની પુર્વનો મહાલ ઉત્તરે ૨૬°૯૪ થી ૨૬૫૧ અ. અને પુર્વે ૮૯°૩ થી ૮૯° ૫૩ રે પર તે આવ્યો છે તેનું ક્ષેત્રફળ ૧૧૪૨ ચો. માઈલનું છે. વસ્તી (૧૯૧૧ માં) ૨,૦૨,૭૦૧ ની હતી. કુલ ગામડાં ૧૮૦ અને શહેર એક છે.

ભૂતાનના રાજ્યસાથે આ ભાગ બ્રિટિશોના કબજામાં આવ્યો. ચ્હાના બગીચાઓ થવાથી અહિંની વસ્તી વધ્યેજ જાય છે.

ગામ—(બંગાળ), ચોવીસ પરગણાનું મુખ્ય ઠાણું ઉત્તરે ૨૨°૩૨ અ. અને પુર્વે ૮૮°૨૧ રે પર આવ્યું છે. અલીપુર કલકત્તાની દક્ષિણમાં આવેલું હોઇ કલકત્તાની મ્યુનિસિપાલિટીની હદમાં આવે છે. ગવર્નરનો બંગલો પણ અહિંજ છે. તેમ દેશી લશ્કરની પલટનો તથા જીલ્લાની સર્વે કચેરીઓ અહિંજ છે. અહિં કુચબિહારના રાજાનો બંગલો પણ છે. આ બંગલો પ્રથમ નાનાસાહેબે બંધાવ્યો હતો પરંતુ ૧૮૫૭ નું બંડ નિષ્ફળ નિવડવાથી તે અંગ્રેજોના હાથમાં ગયો તે પછી અંગ્રેજોએ તે કુચબિહારવાળાઓને વ્હેંચી દીધો. અહિંની જેલમાં ૧૮૩૭ કેદીઓ રાખવાની વ્યવસ્થા છે. કેદીઓ પાસેથી ભાતભાતનું કામ કરાવી લેવામાં આવે છે, અને તેમાં સરકારને નફો મળે છે. ૧૯૦૮ ની સાલમાં અંગ્રેજ સરકારે સામે બંડ ઉઠાવવાને એક મ્હોટું કાવવું પકડાયું અને તેમાં પુષ્કળ ભદ્રલોક યુવકોને સજા કરવામાં આવી.

અલીપુર, તહસીલ— ( હિંગણઘાટ). વર્ધાજીલ્લો વર્ધાની ચાગ્નિદીશામાં ૧૬ માઈલને છેટે તથા સોનેગામ સ્ટેશનથી પા૫ા માઇલને અંતરે આગામ આવ્યું છે.

વલી નામના મુસલમાને આગામ વસાવ્યું હતું. તેની અહિં એક કબર છે અને નજીકમાં મીઠા પાણીનો એક કુવોછે. હાલમાં આગામ નાગપુરના ચિટણવીસના તાબામાં છે. ગામમાં એક તલાવ છે. તે સન ૧૯૦૦ માં જ્યારે દુષ્કાળ પડયો હતો ત્યારે તે સમારવામાં આવ્યું હતું. સાર્વજનિક ઉઘરાણીથી એક મહાદેવનું મંદિર બંધાવેલું છે. તે ઉપરાંત એક મસજીદ અને ન્હાવી ગઢ છે. દર મંગળવારે અહિં બજાર ભરાય છે. અહિ વણકર લોકોની વસ્તી ઘણી છે. આ લોકો જાડુંભરડું કાપડ વણેછે. અહિં એક શાળા અને પોલીસ કચેરી પણછે. (વર્ધાગૅ. મ.પ્રાંગ.)

ગામ—( બંગાળ ) અલીપુરના પેટાવિભાગનું આમુખ્ય મથક. ઉત્તરે ૨૬°.૨૯' અ અને પૂર્વે ૮૯°.૩૨' રે. પર તે આવ્યું છે. અને ત્યાંની વસ્તી ૫૭૧ ની છે. કાલજાની નદીને ઉત્તર કીનારે આગામ આવ્યું છે. તેથી કુચબિહારની સ્ટેટ રેલ્વેનું એક વ્હેપારીમથક છે. ફેબ્રુઆરીમાં અહિં એક વાર્ષિક યાત્રા ભરાય છે.

અલીપુર, તહસીલ—( પંજાબ ). મુઝફ્ફરગઢ જીલ્લાની દક્ષિણનો આ એક તહસીલ ઉત્તરે

૨૮-૫૬' થી ૨૯,૪,૬' અ. અને પૂર્વે ૭૦: ૩૧' થી ૭૧-૯' રે પર આવ્યો છે. ક્ષેત્રફળ ૯૨૫ ચો. માઇલનું છે. પશ્ચિમે સિંધુનદી અને પૂર્વે ચિનાબ નદી વહે છે. આ નદીઓનો સંગમ તહસીલના ઉત્તર છેડા તરફ થાય છે. પ્રદેશ ઉંડાણમાં હોવાથી ઉન્હાળામાં જ્યારે નદીઓને પૂર ચઢેછે. ત્યારે ઘણાખરા દક્ષિણ ભાગમાં પાણી ફરી વળેછે. ૧૯૧૧ માં વસ્તી ૧,૪૬,૧૩૫ ની હતી. કુલ ઉપજ ૨.૭ લાખરૂા ની હતી. આ તહસીલમાં એક શહેર અને ૧૭૭ ગામડાં છે.

ગામ—(પંજાબ) મુઝફ્ફરગઢ જીલાના અલીપુર તહસીલનું આ મુખ્ય ઠેકાણું, મુઝફ્ફરગડ ગામની દક્ષિણમાં ૫૧ માઇલ ને અંતરે ઉત્તરે ૨૯-૨૩ અ. તથા પૂર્વે ૭૦-૫૫' રે પર તે આવ્યું છે. સન ૧૯૧૧ માં અહિની વસ્તી ૩૩૬૨ જેટલી હતી. સિતપુરના નહરવંશના રાજાઓમાંના અલીખાને આગામ વસાવ્યું હતું એમ કહેવાય છે. સન ૧૮૭૩ માં અહિં મ્યુનિસિપાલિટી દાખલ કરવામાં આવી હતી. ૧૯૦૩–૦૪ ની સાલમાં તેની ઉપજ ૬૩૦૦ રૂ. અને ખરચ ૬૩૦૦ હતા. અહિંથી સિંધ અને ખોરાસાન ખાતે ગુબી ચઢાવવામાં આવેછે. તેમ તપખીર પણ બ્હારગામ મોકલવામાં આવેછે. (ઈ. ગ, )

**અલીપુરા**—(મધ્ય હિંદુસ્થાન) બુંદેલખંડ એજન્સીમાંનું એક ન્હાનકડું સનદી સંસ્થાન છે. ક્ષેત્રફળ ૭૩ ચો. માઇલનું છે. ઉત્તરે ૨૫-૧૦' અ. અને પૂર્વે ૭૯-૨૧' રે. પર તે આવ્યું છે. જી. આઈ. પી. રેલ્વેની ઝાંસી. :માણિકપૂર લાઇન પરના હરમાલપુર સ્ટેશનથી તે ૯ માઈલને છેટેછે જાગીરદારનું અહિં એક મકાન છે.

ઉત્તર, દક્ષિણ તથા પૂર્વમાં, સંયુકત પ્રાંતમાંનો હમીરપૂર જીલ્હો તથા પચિમે ગિરોલીની જાગીર છે. અહિંનો રાજા રજપુત હોઇ તે અગ્નિકુળના પરિહારવંશનો છે. એમ માનવામાં આવેછે. ઇ. સ. ૧૭૦૮માં કોઇ એક ગરીબ માણુસ પન્નાના રાજાને ત્યાં નોકરીએ રહ્યો. તેના પૌત્ર અચલસિંગને પન્નાના રાજા હિંદુપતે સન ૧૭૫૭ માં આ ભાગ ઈનામમાં આપ્યો. બાંદાના અલિબહાદરે બુંદેલખંડ જીત્યુ અનેત્યાં પ્રતાપસિંગને જાગીરદારનીમ્યો. સન ૧૮૦૮માં બ્રિટિશ સરકારે પણ તેનો હકક માન્ય રાખી તેની સનદ ચાલુ કરી હતી. પ્રતાપસિંગને ચાર પુત્ર હતા. સન ૧૮૫૩ માં આ જાગીરની કુલ મુખત્યારગીરી આ ચારમાંના વડીલ છોકરાને હસ્તક ગઇ ત્યારે તેણે જાગીરના ચારભાગ પાડી દરેક ભાઇને તે વહેંચી આપ્યા પણ આમાં પાછી તકરારો ઉભી થઇ અને વળી આ વિભાગણીની ખબર બ્રિટિશ સરકારને આપેલી નહિં હોવાથી તેણે પણ તે રદ ઠરાવી. સન ૧૮૫૭ ના બંડમાં આ જાગીરદારો બ્રિટિશ સરકારસાથે વફાદાર રહ્યા તથી બ્રિટિશ સરકારે તેમને પાંચ હજારની સનદ આપી હતી. અને ૧૮૬૨ માં દત્તક લેવાની પણ સનદ આપી. બાદ છત્રપતિસિંગ સન ૧૮૭૧ માં જાગીરનો માલીક થયો. તે દત્તક પુત્ર હતો સન ૧૮૭૭ માં તેને રાવબહાદુર, ૧૮૮૭ માં સી. એસ. આઇ. અને ૧૯૦૩ માં રાજા એવો ઇલકાબો પણ તેને એનાયત કરવામાં આવ્યા આ જાગીરદારોનો વંશ પરંપરાગત ઈલકાબ રાવ એ છે. સન ૧૯૧૧ માં અહિંની વસ્તી ૧૬,૧૪૬ ની હતી જેમાં હિંદુઓની સંખ્યા ૧૫,૧૦૩ જેટલી હતી. કુલ ગામડાં ૨૭ છે. ૧૮ ચો. માઇલ જેટલી જમીનમાંથી પાક ઉતરે છે. ૧૫ ચો. માં. ની જમીન હવે પાક લાયક બની છે. અને ૧૦ ચો. માઇલમાં જંગલ છે. આખો કારભાર જાગીરદારજ ચલાવે છે. પરંતુ ફાંસી, જન્મટીપ કાળુપાણી વગેરે જેવી મ્હોટી સજા આપવા જેવા મ્હોટા કેસ પોલિટિકલ એજંટ ચલાવે છે. જાગીરદારને આવા કેસ ચલાવવાનો અધિકાર નથી એકદંર ઉપજ ૩૦ હજાર રૂ. ની છે. (ઇં. ગૅ. ૫-૧૯૦૮)

**અલીબહાદર**—બાજીરાવ પેશવાનો પુત્ર સમશેર બહાદુરને તેની પત્ની મેહરબાઇથી થએલે દીકરો એનું કૃષ્ણુસિંગ એવું પણ બીજું નામ છે. તેનો જન્મ ૧૭૫૮ માં થયો હતો, એમ રિસાયતકાર જણાવે છે પરંતુ ભારત ઇતિહાસસંશોધક મંડળ ના આઠમા સંમેલન સમક્ષ "મસ્તાનીની વસ્તવાની" નામનો જે નિબંધ વાંચવામાં આવ્યો હતો તેમાં તેનો જન્મકાળ સન ૧૭૬૦માં એટલે સમસેર બહાદુર નિઝામ સામે સ્વારી કરવા જતા હેતો ત્યારનો જણાવ્યો હતો. તે બાપથી પણ શૂરો અને પરાક્રમી નિવડયે હતો. મહાદજી શિંદે ઉત્તર હિંદમાં અતિપ્રબળ થઇ પડયો ત્યારે તેનાપર અંકુશ રાખવા નાના. ફડણવિસે અલી બહાદરને તેના લશ્કર સાથે મહાદજીને મદદ કરવાને બ્હાને મોકેલી આપ્યો હતો તે વખતે અલીબહાદરે બુંદેલખંડમાં શુરાતન દાખવી ૧૫ લાખની ઉપજનો મુલકજીતી લીધો હતો. તે કાળના–સન ૧૭૮૮ થી ૧૭૯૦ ના તેમના કાગળપત્રો ઇતિહાસ સંગ્રહમાં પ્રગટ થાય છે (મરાઠી રિયાસત, મધ્ય વિભાગ પૃ. ૪૩૭-૩૮) દિલ્હીના બાદશાહને ગુલામ કાદરના છળમાંથી મુક્ત કરવા સન ૧૭૮૮ માં જ્યારે રાણેખાન દિલ્હી ગયો ત્યારે અલી બહાદર તેની સાથે હતો. (ગ્રાંટ ડફ) તે સાલમાં શિંદેના સિપાહીએ હિંમત બહાદુર નામના એક ગોસાઈ લશ્કરી અમલદારને કેદ પકડી લઇજતા હતા ત્યારે તે છટકી જઇ

અલી બહાદુરને આસરે આવ્યો. મહાદજીએ તેની અલી બહાદુર પાસે માગણી કરી ત્યારે તેણે મહાદજીને જણાવ્યું હતું કે નાના ફડણવીસનો તેવી જાતનો હુકમ આવ્યો નથી ત્યાં સુધી હું તેને તમારા હાથમાં સોંપી શકતો નથી. એ રીતે હિંમત બહાદુરનો અલી બહાદુરે બચાવ કર્યો હતો. અને નાનાનો એ સંબંધમાં પત્ર આવે તે પહેલાંજ તેણે હિંમત બહાદુરને છોડી દીધા હતા. (કિત્તે પૃ. ૩૪) સન ૧૭૯૨માં હિંમત બહાદુરે અલી બહાદુરને બુંદેલખંડ જીતવા ઉશ્કેર્યો. અને તે બન્નેએ મળી મહાન પ્રયાસો કરી ત્યાં પોતાનું થાણું સ્થાપન કર્યું પરંતુ તે પછી તેમને લાંબાકાળ સુધી પડોસના રાજાઓને જીતવામાં તથા જીતાયલા મુલકમાં ઉભા થતાં બંડો શમાવવામાંજ રોકાઈ રહેવું પડયું. (કિત્તા. પૃ. ૭૫). અલી બહાદુરે બુંદેલખંડમાં જે પ્રદેશ જીત્યો તેમાંનો કેટલોક પહેલા પેશવાને કબજે હતો. અને બીજો તેણે નવેસર જીત્યો હતો. નવા પ્રદેશને તે પોતાની જાગિરી તરીકે ઓળખાવતો, છતાં પેશવાની સાર્વભૌમ સત્તાને તે આધીન હતો (કિત્તા. પૃ. ૨૩૫–૩૬). નાના ફડણવીસનો હુકમ મેળવી તેણે સાગરની ઈશાન તરફના બાંદામાં પોતાની વસ્તી કરી. તથા પુનાથી કારેગિરોલ લઈ જઇને ત્યાં અઢાર કારખાનાંઓ સ્થાપન કર્યાં. ગોરે નામના એક માણસને તેણે પોતાનો પ્રધાન બનાવ્યો હતો. તેના વંશજો હાલ બાંદામાંજ રહે છે. એ રીતે નાના ફડણવીસની આમદાનીમાં સન ૧૭૮૮માં બાંદાની જાગીર ઉભી થઇ. કલિંજર કીલ્લો સર કરતાં સન ૧૮૦૨માં અલીબહાદુર મૃત્યુ પામ્યો. તેની સ્ત્રી બાદશાહ બેગમ નાનપણમાંજ મરણવશ થઇ હતી. આ બેગમ ઉપરાંત તે દુલજ બેગમ તથા બક્ષી બેગમ એ બે સ્ત્રીઓ સાથે પરણ્યો હતો. આમાંની દુલજ બેગમનો પુત્ર સમશેર બહાદુર તથા બક્ષી બેગમનો પુત્ર ઝુલ્ફીકારઅલી (મરાઠી રિયાસત, મધ્ય વિભાગ પૃ. ૪૩૭–૩૮) એ સ્ત્રીઓ ઉપરાંત અલીબહાદુરની રહિમતબીબી નામની એક રખાત હતી. (ભા. વ. પુ. ૨, મસ્તાનીનો વંશ.)

**અલીબાગ તાલુકો**:—(મુંબઈ ઇલાકો). કોલાબા જીલ્લાની વાયવ્યમાં આ તાલુકો ઉત્તરે ૧૮°–૨૯ અને ૧૮°–૩૯' એ તથા પૂર્વે ૨૪'–૫૧ ૭૩'–૫' રે. પર આવ્યો છે. ક્ષેત્રફળ ૧૯૩ ચો. માઇલ તેમાં ૩ ગામો તથા ૧૭૭ ગામડાં છે. મુખ્ય ઠેકાણું અલીબાગ લોકસંખ્યા (૧૯૧૧ માં) ૮૦૮૯૨ ની હતી. જમીન મહેસુલની ઉપજ ૧૯૦૩–૦૪ ની સાલમાં ૨ પર લાખની તથા અન્ય કરોની ઉપજ રૂ. ૧૭,૦૦૦ ની હતી.



આ તાલુકામાં ખારી જમીનો ઘણી હોઈ ગરમી બીજા તાલુકાઓ કરતાં વિશેષ હોય છે.

ગામ:—(મુંબઈ ઇલાકો) કોલાબા જીલ્લાનું મુખ્ય સ્થાન તે મુંબઇની દક્ષિણે ૧૯ માઇલ પર દરિયાને કિનારે વસેલું છે. ઉત્તરે ૧૮°–૩૯' અને પૂર્વે ૭૨°–૫૩' રે. આવે છે. ત્યાંની વસ્તી ૧૯૨૧માં ૫,૨૫૩ હતી.

ઇતિહાસ:—૧૭મી સદીમાં અલી નામના એક શ્રીમાન મુસલમાને અહિં ઘણા કુવાઓ બંધાવ્યા અને બગીચાઓ કર્યા, જેમાંના કેટલાક હાલ પણ મોજુદ છે. તેના નામ પરથી આ ગામને અલીબાગ કહેવાય છે. ૧૭મી સદીની આખરમાં આંગ્રેએ બીજું એક ગામ વસાવી ત્યાં પોતાનું મુખ્ય મથક સ્થાપ્યું એટલે આંગ્રેની જાહોજલાલીમાં આ ગામ મહત્તા પામ્યું. ૧૮૪૦થી અલીબાગ એ કોલાબા જીલ્લાનું મુખ્ય સ્થાન થઇ પડયું છે. તેની વાયવ્યમાં એક કિલ્લા જેવી ઇમારત છે જે કાન્હોજી આંગ્રેએ ૧૭૨૦માં બંધાવી હતી એમ કહેવાય છે. આ કિલ્લો સાગર કીનારાથી લગભગ એક ફર્લાંગ જેટલો પાણીમાં છે. તે પૂર્વે મરાઠા સરદાર આંગ્રેના કબજામાં હતો. કિલ્લાની નૈઋત્યમાં આસરે બે માઇલ પર એક દિવાદાંડી વહાણોને ઈશારત આપવા માટે બાંધવામાં આવી છે. અહિંનો ભાગ પથરાળ હોઇ ઉંડો નથી પણ જ્યારે ભરતી આવે છે ત્યારે આ ભાગ પાણીમાં ઢંકાઇ જાય છે. અહિં અત્યાર સુધીમાં ઘણા જહાજોને અકસ્માત થયો છે. એક માઇલ પર એક તળાવ બંધાવી ત્યાંથી પીવાનું પાણી આણ્યું છે. પૂર્વમાં સાગરગડ કિલ્લો તથા કનકેશ્વર નામનું ડુંગર ને મથાળે એક દેવસ્થાન છે. દક્ષિણે ચૌલ ગામની ટેકરીઓમાં પુષ્કળ બૌદ્ધ ગુફાઓ છે. નારીયળ તથા કલમી આંબાની બાગો માટે અલીબાગ મશહુર છે. વ્હેપાર પણ સારો છે. અહિં સન ૧૮૬૪માં મ્યુનિસિપાલિટી સ્થાપન થઈ હતી. તેની ઉપજ (૧૯૦૩–૦૪ના આંકડા મુજબ) ૧૧૦૦૦ રૂ. ની હતી. મુંબઈની વેધશાળાની લોહચુંબક શાખા અહિં લાવવામાં આવી છે. અહિં જીલ્લાની તથા તાલુકાની કચેરીઓ છે અને એક હાઇસ્કુલ છે. મે મહિનામાં ઉષ્ણુતામાન સૌથી વધારે હોઈ તે ૯૫–૨ ડીગ્રી સુધી ચઢે છે જ્યારે શીયાળામાં ૮૦ સુધી ઉતરી આવે છે. સમુદ્ર કીનારાપર છેક ખુલ્લી હવામાં તે આવ્યું હોવાથી ત્યાંના હવા પાણી જીલ્લાના બીજા કોઇપણ ભાગ કરતાં સારા છે. પીવાના પાણી માટે ધિ રૉયલ અલિબાગ વૉટર વર્કસ નામનો નદી પર પાળ બાંધી એક તળાવ બનાવ્યું છે. આ

કામ માટે ભાઉ સાહેબ (ઘુંડિરાજ વિનાયક) બિવલકરે વીસ હજાર રૂપિયા આપ્યા હતા.

કિલ્લાઃ—અલિબાગ (કોલાબા જીલ્લા) નો આ કિલ્લો શિવાજીના અનેક કિલ્લાઓમાંના એક છે. પરંતુ આંગ્રેના કાળમાંજ તે વિખ્યાતી પામ્યો. તેની દક્ષિણ ઉત્તર લંબાઈ સુમારે ૬૦૦ ફુટની જેટલી હોઈ પૂર્વ પશ્ચિમની પહોળાઈ ૩૫૦ ફુટની છે. અંદર ગણપતીનું મંદીર, પદ્માવતીની સમાધિ, હોજ-હાર તથા કુવા છે. તે શિવાય આંગ્રેનું એક પાંચ માળાનું મ્હોટું મકાન હતું પણ તે હાલ પડી ગયું છે. ચૈત્ર-માં અહિં યાત્રા ભરાય છે.

**અલીમસજીદઃ**—(વાયવ્યપ્રાંત) ખૈબર ઘાટ-માંના એક ગામ તથા કિલ્લાનું નામ. જમરૂદ અને લંડી કોટલ વચ્ચે આવી મસજીદ એ એક સ્થાનક છે. આજુબાજુનો પ્રદેશ આફ્રિદી લોકોની વસ્તી વાળા છે. આ ભાગમાંના બીજા કિલ્લાઓ પ્રમાણે આ કિલ્લો પણ જુનો સરંજામ છે.

અલીરાજપુર—સંસ્થાન (મધ્યહિંદુસ્તાન) ભોપાવર એજન્સીમાંનું એક સંસ્થાન ઉત્તરે [illegible] પૂર્વ ૭૪-૧૮' થી [illegible] આનું ક્ષેત્રફળ ૮૩૬ ચો. માઈલ [illegible] નું નામ અલી, તથા રાજ-ધાનીનું નામ રાજપુર. બન્ને એકત્ર નામોથી આ રાજ્ય ઓળખાય છે. તેની ઉત્તરે ઝાબુઆ [illegible] તેની દક્ષિણે નર્મદા [illegible] પશ્ચિમે [illegible] તથા પૂર્વે ભોપાવર એજન્સીના ઠીકાણાં આવેલાં છે. આ પ્રદેશ ઘણુંખરું ડુંગરાળ [illegible] છે. [illegible] બન્ને [illegible] છે. વરસાદનું સરાસરી પ્રમાણ [illegible] છે.

પુરાતન ઇતિહાસ વિશ્વસનીય નથી. જોધપુર વંશનો કોઈ એક ઉદ્દેવ અથવા આનંદદેવ નામના પુરૂષ આ સંસ્થાનના મૂળ હોઈ તેણે ઇ. સ. ૧૪૩૭ માં અલીનો કિલ્લો બંધાવ્યો એમ માનવામાં આવે છે. પરંતુ જોધપુરના રાજવંશીઓ આ સંબંધ અમાન્ય કરે છે. ગુગલદેવ તથા કેસરદેવ એ બે આનંદદેવના પૌત્ર હતા. જેમાંના ગુગલદેવને અલી-રાજપુર તથા કેસરદેવને જોબટ સંસ્થાનો મળ્યા ઈ. સ. ૧૮૦૮ માં અહિંનો કારભાર રાણા પ્રતાપ-સિંહ તરફથી મુસાફર મકરાણી ચલાવતો હતો. પ્રતાપસિંહના કાળ પછી તેના પુત્ર તરફથી જસવં-તસિંહ અહિંનો રાજ્યકારભાર ચલાવતો. તે પછી ધાર અને આ રાજા વચ્ચે કંઇક તકરાર ઉપસ્થિત થઇ. પરંતુ આગળ ઉપર સન ૧૮૨૧ માં બ્રિટિશ સરકાર તથા તે બે રાજ્યો વચ્ચે કંઇક સમાધાની થઈ જસવંતસિંગ સન ૧૮૬૨ માં મરણ પામ્યો. તેણે પોતાનાં મૃત્યુપત્રમાં એમ લખી રાખ્યું હતું કે, આ સંસ્થાન તેના બે પુત્રો વચ્ચે વહેંચી આપવું. પરંતુ બ્રિટિશ સરકારે તે અમાન્ય કરી મ્હોટા છોકરા ગંગદેવને ગાદીએ બેસાડયો. પરંતુ તેની નાલાયકીને લીધે તેને સન ૧૮૭૧ માં પદચ્યુત કરી તેના ન્હાનાભાઈ રૂપદેવને ગાદી આપવામાં આવી. તે સન ૧૮૮૧ માં મરણ પામ્યો. તેને સંતાન નહિં હોવાથી ગાદી સાંઢવા ઠાકુરવંશના વિજયસિંહને મળી. કુલમાલના જીતસિંહે ત્યાંના ભીલોને ઉશ્કેરી બંડ કરાવવાની કોશીશ કરી હતી. પણ તે તાબડ-તોબ શમાવી દેવામાં આવ્યું હતું. ઇ. સ. ૧૮૯૦ માં વિજયસિંહ મૃત્યુ પામ્યો ત્યારે તેના કાકાના છોકરા પ્રતાપસિંહને ગાદી મળી તેણે ઇંદોરની ડેલી કૉલેજ માં શિક્ષણ મેળવેલું હોઇ રાણાનો ઇલકાબ ધરાવે છે. તેમ તેને ૯ તોપોની સલામીનું માન આપવામાં આવે છે.

૧૯૦૧ માં અહિંની વસ્તી ૮૯,૩૬૪ હતી. છેલ્લાં વીસ વર્ષમાં અહિંની વસ્તી લગભગ બમણી થઈ પડી છે. ગામડાં ૩૦૧ છે. જમીનો કસદાર નથી. વળી ભીલ અને ભીલાળુ લોકોનીજ ઘણી ખરી વસ્તી હોવાથી ઉપજ પણ સારી નથી. ગરજ કરતાં વધારે પાક કરવાની ભાંજગડમાં આ લોક પડતાજ નથી. આગગાડી રસ્તા વગેરે કોઈ જાતની સગવડો ન હોવાથી વ્યાપાર પણ સાધારણજ છે.

આ સંસ્થાનમાં પાંચ પરગણાંઓ છે. ભાબ્રા, રાઠ, નાનપુર, છકતાલા અને આંબપુર, પરગણાના મુખ્ય કમાવસદાર કહેવાય છે. અહિંના રાજાને પહેલા વર્ગના મેજીસ્ટ્રેટના હક આપવામાં આવ્યા છે. બ્રિટિશ કાયદા અહિં લાગુ છે.

હેક ત્યારસુધીમાં વસુલીપેટે અનાજ લેવામાં આવતું સામાન્ય રીતે એક લાખ રૂ. ની ઉપજ છે. અને ૮,૬૦૦ રૂ. ખંડણી પેટે ભરવા પડે છે.

ગામઃ—અલીરાજપુર સંસ્થાનનું મુખ્ય ગામ, ઉત્તરે ૨૨૦-૧૧ અ અને પૂર્વ ૭૪૦-૨૨' રે પર સમુદ્ર સપાટીથી ૯૦૦ ફુટની ઉંચાઇ એ વસલું છે (૧૯૦૧ માં) અહિંની વસ્તી ૩૯૫૪ હતી. મુસાફર મકરાણીએ આને રાજધાનીનું ઠેકાણું બનાવ્યું હતું. (ઇં. ગૅ.)

**અલીવરદીખાનઃ**—એના બાપ મિર્ઝામહંમદ તુર્કમાન હોઇ તે પ્રથમ રાજપુત્ર અઝમશહાના નોકર હતો. પણ તેના મૃત્યુ પછી સન ૧૭૦૭ માં મિર્ઝા દિલ્હીથી કટક ગયો. અને સુજાઉદ્દીન

કુલીખાનના જમાઇ સુજાઉદ્દીન ( સુજાખાન ) ને આશ્રયે રહ્યો. સુજાઉદ્દીને મિર્ઝાના પુત્ર મહંમદઅલીને રાજમહેલનો ફોજદાર નીમ્યો તથા બાદશાહ તરફથી મનસબી ( લશ્કરી અમલદારી ) અને અલીવર્દી ખાન ( અલ્લા વિર્દીખાન) એ ઈલકાબ મેળવી આપ્યા. વળી પાછો મહાબતજંગએ બીજો એક ઈલકાબ પણ તેણે તેને અપાવ્યો. એ રીતે બંગાળના નવાબ સુજાઉદ્દીનનો એક સામાન્ય નોકર આગળ ઉપર વધતો વધતો નવાબના રાજ્ય કારભારમાં પણ પોતાના ભાઇ હાજી મહંમદ સાથે પ્રવેશ કરી શકયો તે પછી નવાબે અલીવર્દીખાનને બિહાર પ્રાંતનો કારભાર સોંપી આપ્યો ત્યાં તેણે તમાણી રાજાઓને હરાવી નરમ પાડયા. ઉપરાંત મોગીર અને પાટણ વચ્ચેના ચકવાર નામના શૂરા હિંદુઓ નાથે લડીને અલીવર્દીખાને ઘણા નવા કર નાંખ્યા તથા કપટ થી ચકવાર લોકોને નિઃપાત કર્યો. દરમ્યાન તેની અફઘાની સેનાએ ઘણી વાર બેપર્વાઈ દાખવી. તેમને પણ તેણે છળ કપટથી તોડી પાડયા. દરબારમાં પણ લાંચ રૂશવતો આપી તેણે સુજાઉદ્દીનની સામે કાવતરાં શરૂ કર્યાં હતાં અંતે ૧૭૩૯ માં દિલ્હીથી પરભારેજ તેને બિહાર પ્રાંતનો સુબેદાર નિમવામાં આવ્યો અને તેજ આરસામાં સુજાઉદ્દીન એકા એક મરણ પામ્યો. તેને અલીવર્દીખાનનોભાઇ હાજીમહંમદ કે જે દરબારમાં હતો તેણેજ ઠાર કર્યો હતો એમ કહેવાય છે. નવાબનો વારસ પુત્ર સર્ફરાજખાન ઢાકામાં રહેતો તેમ નવાબનો જમાઈ મુર્શિદકુલીખાન ઓરિસાનો નાયબસુબેદાર હતો. સુજાઉદ્દીનના મરણ પછી તેના પુત્ર સર્ફરાજખાનની તેની જગાએ નિમણુક થઈ. પરંતુ તે બધા સાથેજ ઉદ્ધતાઈથી વર્તતો હોવાથી તેની સામે ચોગમ ગુપ્ત કાવતરાં શરૂ થયા. આનો લાભ લઈ અલીવર્દીખાને બંડ કરી સર્ફરાજખાનને એક લડાઈમાં ઠાર કર્યો ( હિ. સ ૧૧૫૩ ઇ. સ. ૧૭૦૪ ) શિવાય તેણે મુર્શિદકુલીખાનપર સ્વારી કરી તેને ઓરીસામાંથી હાંકી મૂકયો. અત્યારે મુર્શિદકુલીખાનનો એક મારહુબીલ નામનો અરબી માણસ ત્યાંનો પ્રધાન હતો. તે અલીવર્દીખાન પાસે નોકરીએ રહ્યો. સર્ફરાજખાનની જે. માલમત્તા તથા ઝરઝવેરાત અલીવર્દીખાનને મળ્યું તેમાંથી કેટલુંક તેણે મોગલ દરબારના અમીર ઉમરાવોને આપી બંગાલ પ્રાંતની નવાબી મેળવી લીધી. ઈ. સ. ૧૭૪૦ ના આરસામાં બંગાળ બિહાર અને ઓરીસા, એ ત્રણે પ્રાંતોમાં અલીવર્દીખાનની સત્તા સ્થપાઇ ગઇ હતી.

અલીવર્દીખાનના પ્રથમના અગીઆર વર્ષો મરાઠાઓ સાથે લડવામાં ગયાં મરાઠાઓ અત્યારે બંગાળપર સ્વારી કરતા હતા. તેણે પોતાના ભત્રીજા તથા છોકરીના પુત્ર સિરાજઉદૌલ્લા ( સુરાજઉદૌલા ) ને કટકનો સુબેદાર નીમ્યો. પણ તેના જુલ્મી વર્તનને લીધે ત્યાં સન ૧૭૪૨ માં બંડ ઉપસ્થિત થયું ( થ્રાંટડફ ) જુદા જુદા ગ્રંથકારો પ્રમાણે અત્યારે સિરાજઉદૌલાની ઉમર ચારથી પંદર વર્ષની હતી. ) આ બંડ શમાવવામાં અલીવર્દીખાન રોકાયો હતો ત્યારે રાઘોજી ભોંસલેના દીવાન ભાસ્કરપંતે લગભગ ૧૨૦૦૦ ફોજ સાથે બિહાર પર સ્વારી કરી ત્યાં લુંટફાટ ચલાવી કટકનું બંડ શમાવી અલીવર્દીખાન મુર્શીદાબાદ જતો હતો ત્યાં રસ્તે તેને મરાઠાઓની સ્વારીની ખબર મળી. એટલે ચાર હજાર ઘોડેસ્વારો લઈ તે તેમની સામે ઉપડયો. પરંતુ મરાઠાઓએ તેની ફોજની એવી તો કચરઘાણ કાઢી નાખી કે અલીવર્દીખાન નાસીને કટકા જઇ પહોંચ્યો ત્યારે તેની પાસે ત્રણ હજાર ફોજ પણ બાકી રહી નહતી. વળી પહેલાજ મુકાબલામાં તેનો સરદાર મીરહબીબ મરાઠાઓના હાથમાં સપડાઈ ગયો. તેની સહાયતાથી મરાઠાઓએ મુર્શિદાબાદના કરોડપતિ જગતશેઠ અલમચંદની પેઢી લુંટી આસરે અઢી કરોડ રૂપિયા મેળવ્યા તથા હુગળી શહેર તથા કટવાથી મિદનાપૂરની દરમ્યાનનો સમગ્ર પ્રદેશ જીતી સર કર્યો. એટલે અલીવર્દીખાને મોગલ બાદશાહની તથા બાળાજી બાજીરાવ પેશવાની મદદ માગી. પેશવાને તેણે કંઈક પૈસા પણ મોકલી આપ્યા. પરંતુ અયોધ્યાના નવાબે રચેલા કપટથી તે રસ્તેજ લુંટાઈ ગયા. છતાં અલીવર્દીખાન સદંતર બહારની મદદપર અવલંબી રહ્યો ન હતો. તેણે એકજ રાતમાં હુગળી તથા અદજી નદીઓપર પુલ બંધાવી તે ઓળંગીને મરાઠાઓની છાવણી ઉપર અચાનક હુમલો લઈ ગયો તથા ભાસ્કર પંતને પોતાના મુલકમાંથી હાંકી કાઢયો. પરંતુ અદજી નદી ઓળંગી જતાં અકસ્માત થવાથી તેની ૧૫૦૦ ની ફોજ નદીમાં પડી ડુબી ગઇ બીજે વર્ષે જાતે રઘુજીરાવ ભોંસલે આ પ્રાંતપર ચઢી આવ્યો પરંતુ દિલ્હીના બાદશાહના નિમંત્રણથી બાલાજી બાજીરાવ ત્યાં આવી પહોંચ્યો અને તેની મધ્યસ્થતાથી અલીવર્દીખાને વાર્ષિક ખંડણી પેટે અમૂક રકમ આપવાનું કબુલ કર્યાથી રઘુજીરાવ બંગાળ છોડી ચાલ્યો ગયો ( ૧૭૪૩ ) ( રઘુજી ભોંસલે જુઓ ) ઈ. સ. ૧૭૪૪ નું ચોમાસું પસાર થતાં રઘુજીરાવ ભોંસલેના દિવાન ભાસ્કરપંતે વીસ હજાર સેના સાથે ઓરીસાને માર્ગે બંગાળપર સ્વારી કરી ત્યારે સુલેહ કરવાને બ્હાને અલીવર્દીખાને તેના મુખ્ય સરદારોને જમવા આમંત્રી વિશ્વાસઘાતથી તેરનાં ખૂન કર્યાં. તેથી ભાસ્કર

પંતના લશ્કરને બાકી રહેલો રઘુજી ગાયકવાડ નામનો સરદાર પાછું વહીડમાં લઈ ગયો.

ચાલુ સાલમાંજ એટલે ઈ. સ. ૧૭૪૪ માં અલીવર્દીખાનની નોકરી કરતી અફઘાની સેનાએ બળવો કર્યો. આ બળવો તોડવામાં તે રોકાયલો હતો. તેનો લાભ લઇ રઘુજીરાવ ભોંસલેએ ઓરીસાપ્રાત પર ફરી સ્વારી કરી. અલીવર્દીખાને પ્રથમ પોતાનાં લશ્કરનો બળવો તોડી પાડીને તે રઘુજીનો સામનો કરવા આવી ચઢયો. દરમ્યાનમાં રઘુજીરાવે કેટલાક જીલ્લાઓ જીતી લીધા હતા. પરંતુ વળી પાછું વહીડમાં બંડ ઉપસ્થિત થવાથી આ સ્વારી પડતી મૂકી રઘુજીરાવને પાછા જવું પડયું મરાઠાઓની આ સ્વારીઓથી કંટાળીને છેવટે અલીવર્દીખાને ઇ. સ. ૧૭૫૧ માં ઉત્તરે બાલાસોર સુધીનો કટક પ્રાત ભોંસલેને સ્વાધીન કરી આપ્યો. તથા બંગાળ અને બિહાર એ બે પ્રાંતોની ચોથને પેટે દરસાલ બાર લાખ રૂપીયા આપવાનો કરાર કરી મરાઠાઓનાં પંજામાંથી છુટો થયો.

અત્યારે અલીવર્દીખાનની ઉમર ૭૦ વર્ષથી પણ વધારે હતી. અને વૃદ્ધાવસ્થામાં સ્વાભાવિક રીતે થતી મનની દુર્બળતા તેનામાં પણ પેદા થઈ હતી. તેની સૌથી ન્હાની દીકરીનો પુત્ર મિર્ઝા મહમુદ ઉર્ફે સિરાજઉદ્દૌલા હતો. તેના તેણે ખૂબ લાડ લડાવ્યા. ઇ. સ. ૧૭૫૦ માં આ સિરાજઉદ્દૌલાએ પોતાના દાદા અલીવર્દીખાન સામે બંડ કર્યું. છતાં અલીવર્દીખાને તેથી ખોટું લગાડયું ન્હ‌િ. એટલુંજ નહિ. પણ તેણે સિરાજને પોતાના વારસ નીમી રાજ્યકારભારમાં પણ તેનો પ્રવેશ કરાવ્યો. રાજકારણમાં ગમે તેવા મેલા કૃત્યો કર્યાં છતાં અલીવર્દીખાનનું ખાનગી વર્તન અત્યંત નીતિ શુદ્ધ હતું. તેમ સમકાલીન રાજાઓની તુલનામાં તેનો રાજ્યકારભાર પણ ઘણો સરસ હતો.

એ રીતે બંગાળ, બિહાર અને ઓરિસા પ્રાંતોમાં ૧૬ વર્ષ સુધી પોતાની સત્તા ચલાવી અલીવર્દીખાન શનિવાર તા. ૧૦ એપ્રિલ સન. ૧૭૫૬ (રજજબ. હિ. સ. ૧૧૬૯) ને રોજ મરણ પામ્યો. ચાંદસાલ મુજબ તેને અત્યારે ૮૦ મું વર્ષ જતું હતું. તેના શબનું મુર્શિદાબાદના ખુશબાગમાં તેની માની કબર પાસેજ દફન કરવામાં આવ્યું હતું. તેની પછી સિરાજઉદ્દૌલા સત્તાધીશ બન્યો. (સંદર્ભગ્રંથઃ—થૉર્નટનનો ઇતિહાસ; સ્ટુઅર્ટ—હિસ્ટરી ઑફ. બેંગાલ. લંડન, ૧૮૧૩; ગ્રાંટડફ—હિસ્ટરી ઑફ ધિ મરાઠાઝ; મુસલમાની અને બ્રિટિશ રિયાસત.)

**અલીવાલઃ**—(પંજાબ) લુધિઆના જીલ્લામાંની જગરાન (જગ્રાવન) તહસીલમાંનું એક ગામડું ઉત્તરે ૩૦°-૫૬' અ. અને પૂર્વે ૭૫°-૩૮' પર આવ્યું છે. ત્યાંની વસ્તી (૧૯૧૧) ૭૨૪૫૪ છે. વરસાદનું સરેરાસ પ્રમાણ ૨૫ ઇંચનું છે. જાન્યુઆરીની તા. ૨૮ સન ૧૮૪૬ ને દીવસે અહિં શીખો અને અંગ્રેજો વચ્ચે લડાઇ થઈ. તેમાં શીખોએ અપ્રતિમ શૌર્ય દાખવ્યું છતાં અંતે હારી ગયા. લડાઈના સ્મારક તરીકે અહિં એક સ્તંભ ઉભો કરવામાં આવ્યો છે.

**અલુતી બલુતીઃ**—અલુતેદાર તથા બલુતેદાર નામના ગામડાના કામદારોને જે વતની હક મળે છે તેને અલુતીબલુતી કહે છે. બલુતેદાર અલુતેદારથી વરિષ્ઠ અમલદાર ગણાય છે. બલુતેદારોમાં પટેલ તલાટી જેવા માત્ર સરકારી અમલદારોનાજ સમાવેશ થાય છે એમ નહિં પણ ગામના વંશપરંપરાગત વતનદારોનો પણ સમાવેશ થાય છે. સામાન્ય રીતે પટેલ, તલાટી તથા સરકારી અમલદારો ઉપરાંત ગામમાં બાર બલુતેદારો હોય છે. તથા હકના પ્રમાણમાં તેમના ત્રણ વર્ગ પાડવામાં આવે છે. જેમાંના લુહાર, સુથાર, ઢેડ, અને ચાંડાળ એમને પહેલી અથવા મ્હોટી કાસ ઉર્ફે વળ એ નામે ઓળખવામાં આવે છે. સુથાર. લુહાર તથા ચાંડાળોને ચાર પાચુંદાનો (વીસ પેઠી. માપ) તથા ઢેળને આઠ પાચુંદાનો હક હોય છે. કુંભાર, મોચી, ધોબી, અને હજામ બીજી પંકિતના એટલે વચલી કાસના હોઇ તેમનાંમાના દરેકને ત્રણ પાંચુદાના હક છે. અને ગોર, મુલાણી, દેવસ્થાનના ગોર તથા કોળીઓની ત્રીજી પંકિત ઉર્ફે ન્હાની કાસ હોઇ તેમાંના દરેકને બે પાંચુંદાનો હક હોય છે. એવી જાતની માહિતી મોલસ્વર્થ અને કેંડીના સન ૧૮૫૭ માં છપાયલા કોશમાં આપવામાં આવી છે. ઉપરાંત દરેક ગામમાં બાર અલુતેદાર હોઈ તેમાં ઘાંચી, સાળવાળા, માળી, જંગમ, કળવંન્ત, ઠાકર, તરાળ, સોની, ચોગલા, પાનવાળા, ડવરા, અને ઘડશી એ બાર જાતના હકદારોનો સમાવેશ થાય છે. તેમાના દરેકને એટલું અનાજ આપવું તે મુકરર કરવામાં આવ્યું નથી. બલુતેદારોનાં જે નામો ઉપર જણાવ્યા છે તેથી કંઇક જુદાં નામે પણ મળી આવે છે. દાખલા તરીકે પટેલ, તલાટી ચોધરી, પોતદાર, દેશપાંડા, હજામ, ધોબી, ગોર, સુથાર, કુંભાર, વેસકર અને જોશી. એ લોકો કેટલાંક ભાગમાં બલુતેદારોમાં આવી જાય છે. જયારે અન્ય કેટલાક ભાગમાં સુથાર, લુહાર, મોચી અને કુંભાર—એમની શ્રેષ્ઠ કાસ; હજામ, ધોબી, કોળી

અને ગુરવની મધ્યમકાસ; તથા જોશી, મુલાણુ, સોની અને ઢેડની કનિષ્ટ કાસ માનવામાં આવે છે. વળી કોંકણમાં બલુતેદારોના નામ આથીય કંઇક જુદા જ છે. જુદા જુદા ભાગોમાં તેમના હક પ્રથમથીજ ઠરાવવામાં આવેલાં હતા. પરંતુ તેમાં આગળ ઉપર કાળ, સ્થળ તથા અજ્ઞાનને લીધે ઘણા ફેરફાર થયા છે. સન. ૧૮૫૭ માં ઇંદાપુર પરગણામાં આ પ્રમાણે બલુતેદાર હતાઃ—સુથાર, લુહાર, મોચી અને ઢળની પહેલી કાસ, ધોબી, કુંભાર, હજામ અને ચાંડાળની બીજી કાસ, અને સોની, મુલાણુ, ગુરવ, જોશી, કોળી તથા રામોશી એમની ત્રીજી કાસ. પરંતુ ત્યાંના કોઇપણ ગામમાં આ બધાય ચૌદ બલુતેદાર મળી આવતા નહિં. તેમ તે પૂર્વે તેઓ હશે એમ માનવા કોઈ જાતનો પુરાવો પણ નથી. તેમ પંઢરપૂર ભાગમાં ઢેડ, સુથાર, લુહાર અને મોચીની શ્રેષ્ઠ પંકિત; ધોબી, કુંભાર, હજામ અને ચાંડાળની બીજી પંકિત; તલાટી, જોશી, ગુરવ, અને પોતદારની ત્રીજી પંકિત, એવા બલુતેદારના અનુક્રમે દરજ્જા હતા. ગ્રાંટ ડફે સુથાર, લુહાર, મોચી, ઢેળ, કુંભાર, હજામ, ધોબી, ગુરવ, જોશી, ભાટ અને મુલાણુ એ બલુતેદાર હતા તથા સોની, જંગમ, કોળી, તરાળ, વેસકર, માળી, ઠવરા, ગોસાંઇ, ઘડશી રામોશી, ઘાંચી, તાંબોળી અને ગોંધળી એ અલુતેદાર હતા. એમ જણાવ્યું છે. દક્ષિણ હિંદના ઉત્તર ભાગમાંના કેટલાંક ગામોમાં મોલસ્વર્થના કાળમાં ઢેડને પહેલા, બીજા, અને ત્રીજા, એ ત્રણે ભાગના બલુતા મળતા એટલે ઢેળ ઉપરાંત ત્યાં નવજ બલુતેદારો હતા. અલુતેદારોના જો કે બાર નામો આપવામાં આવ્યાં છે. છતાં મોલસ્વર્થના કાળમાં પણ તેણે સોની, ઢેડ, દરજી, જોશી કે ગોર, ગોંધળી, કોરગુ, કોટવાલ, અને તરાળથી વધુ અલુતેદારો જણાવ્યા નથી. વળી અલુતેદાર અને બલુતેદાર આ નામો વિષે પણ તેને કંઇક વાંધો લાગ્યો હતો. એક ગામનો અલુતેદાર બીજા ગામનો બલુતેદાર અને ત્યાંનો અલુતેદાર અહિંનો બલુતેદાર, એવી કંઇક ઉલટા સુલટી થએલી પણ તેના જોવામાં આવી હતી.

**અલુબુખારઃ**—બીજાં નામો–પ્લમ, અલુચા, ફળ–અલુખારા, અલુબુખાર, અલેચ, ભોતિયાબદામ, એલચી, જરદાળુ. આલુ લુની, અલપોગાદા, પેગ્રમ ઇત્યાદિ.

પેદાસનું ક્ષેત્ર તથા વર્ણનઃ—આ ઝાડ સાધારણ દશ હાથ જેટલું ઉંચૂ હોઇ તે પશ્ચિમ હિમાલયમાં ગઢવાલથી કાશ્મીર સુધીનાં પ્રદેશોમાં ૫ થી ૭ હજાર ફુટની ઉંચાઇ પર તે રોપવામાં આવે છે. ઇરાન, અફઘાનીસ્તાન તથા ગ્રીસમાં પણ આ ફળ થાય છે. તે લંબવર્તુળાકાર છે અને તેને એક છેડે વધારે જાડું હોય છે. બહારથી તેનો રંગ કંઇક રતાસ પડતો કાળો જેવો હોય છે. અને અંદરનો ગર પીળો હોય છે.

ઉત્પન્નઃ—આ ઝાડમાંથી એક જાતનો પીળા રંગનો ગુંદર નિકળે છે. જે સાધારણ બાવળના ગુંદર જેવો દેખાય છે. તેનો ખાસ ઉપયોગ કંઇજ નથી. પણ બીમાંથી કાઢેલું તેલ બાળવામાં વપરાય છે. યુરોપમાં જે 'પ્લમ તેલ કહેવાય છે. તે એજ તેલ છે, પાકેલા ફળ લોકો ઘણુંજ ભાવથી ખાય છે. અફઘાનીસ્તાનમાંથી 'બોખારાપ્લમ' નામના સુકવેલા ફળો મ્હોટા પ્રમાણમાં દેશાવર મોકલવામાં આવે છે. જે ખાવાના કામમાં ઉપયોગમાં લેવાય છે. તેની ચટણી પણ બને છે. હિંદમાં સપાટ ભાગોમાં અલુબુખારનો પાક ઘણો ઓછો છે. અને તે ડુંગરનાં ફળો કરતાં હલકાં હોય છે. તેનું લાકડું સુવાળું હોવાથી કાશ્મીરમાં કાગળનીરાંધાની પેટીઓ બનાવવા તેનો સાંચો બનાવવામાં આવે છે. [ બેંથામ–જર્નલ ઑફ હૉર્ટિ. સોસાયટી૧૮૫૫ ૯૦૧૬૨. સ્મિથીજ–ઍગ્રિ. લેજ. ૧૮૯૪, ૪૨, ૪૯. બુડે–ઇંડિ. ગાર્ડ. ૧૯૦૩, ૩૦૬. ફર્મિંજર–ઇંડિ. ગાર્ડ. ૧૯૦૩, ૨૪૫–૬. વાટ–ધિ કમર્શિયલ પ્રૉડક્ટ્સ ઑફ ઇંડિયા. પદે–વનૌષધી. ગુ. ૧. ]

**અલેકઝાંડર ઝાર**, પહેલો (૧૭૭૭–૧૮૨૫) રશિયાનો એક બાદશાહ તેના બાપનું નામ ગ્રૅંડડયૂક પાલ પેટ્રાવીચ તથા માતાનું નામ મેરી ફેડોરાવેના હતું. તે બર્ટેંબર્ગના ફ્રેડરિક યુજેનની પુત્રી હતી: અલેકઝાંડરના વિચિત્ર સ્વભાવને લીધે તેનો અમલ મનોરંજક થઈ પડયો છે. તેની ન્હાનપણની સ્થિતિ તથા શિક્ષણનાં તેના પર વિચિત્ર પરિણામથયાં. તેના એક શિક્ષકે તેને રૂસોના સિદ્ધાંતો શિખવ્યા હતા. પણ તે પછી એક લશ્કરી અમલદારે તેને આપખુદ ઝારશાહીના પાઠ શિખવ્યા. વળી તેના બાપે તેનામાં લશ્કરી ધંધાનો શોખ ઉત્પન્ન કર્યો હતો. એરીતે પરસ્પર વિરોધી તત્વોની તાલીમથી તેનું રાજકીય ધોરણ અતિ ચંચળતા ભર્યું થઇ પડયું હતું. અને તેથીજ નેપોલિયન તેને "અસ્થિર બાયઝન્ટાઇન" કહેતો. મેટરનીકે તો તેને ગાંડોજ ગણ્યો હતો. આગળ તેનું મન ઉદાસીન થઇ ગયું એટલેસુધી કે તે કયારે ભડકશે અને ભયંકર કૃત્ય કરશે તેવિષે સદાય ભય રહેવા લાગ્યો. સન ૧૮૦૧ માં પોતાના બાપનું ખૂન કરી તે ગાદીએ બેઠો ત્યારે તેની બુધ્ધિ સરળ હતી, તથા અત્યારે તેણે પોતાની રાજકીય

આકાંક્ષાઓ સફળ કરવાના પ્રયાસ કર્યાં હતા. બાપના વખતના જુદા મંત્રીઓ તેણે કાયમ રાખ્યા હતા. તેમ યુવાન મિત્રોનું એક મંડળ સ્થાપી તેણે ઇંગ્લંડના ધોરણ પર રશિયાંના નવા સુધારા દાખલ કરવાનો પ્રયાસ કર્યો હતો પરંતુ રશિયાની સ્થિતિ અનુકૂળ નહિં હોવાથી આ સુધારા અમલમાં મૂકી શકાયા નહિં. ગુલામગિરી ચાલુ હોવાથી મ્હોટી પ્રજા જંગલી સ્થિતિમાંજ હતી. આથી નિરાશ થવાથી તેનું મન ઉઠી ગયું અને તેની આખરની આમદાનીમાં રશિયાની સ્થિતિ વધુ ભયાનક થઇ પડી આ સ્થિતિ માટે ઝાર પોતે જવાબદાર હતો. કેમકે પ્રજાસ્વતંત્રતાની તેની કલ્પનાઓજ વિચિત્ર હતી. પોતાને અતિ ઉદાર તથા પ્રજા કલ્યાણવાદી કહેવડાવવામાં તે આનંદ માનતો માત્ર પોતાના હાથમાંના અધિકાર છોડવા તે જરાય તૈયાર હતો નહિં આપખુદીરાજસત્તા અને ખરા પ્રજાસત્તા એ બે તલવારો એક મ્યાનમાં કદિ રહી શકતી નથી એવું તેને ભાન નહતું. અને તેથી તેની દિશાભૂલ થઈ હતી. કાયદાઓનો કોડ બનાવવાનું કામ તેણે હાથ ધર્યું પણ તે અધુરૂંજ રહ્યું હતું. તેનું વર્તન અત્યંત આપખુદી ભર્યું હતું. તેમ બુદ્ધિશાળી અને કર્તવ્યપરાયણ માણસોના હાથમાં સત્તા આપવા તે તૈયાર ન હતો. પ્રજાપર પણ વિશ્વાસ રાખતો નહિં. આથી પોતાના ધોરણસર સુધારા કરવાના અખતરાઓ તેણે પોલંડ, ફિનલેંડ, બાલ્ટિક વગેરે જેવા દૂરના પ્રાંતોમાં કરી જોયા. રશિયામાં તેણે નવું મંત્રીમંડળ સ્થાપ્યું. સેનેટને સર્વ સત્તા આપી પરંતુ આખરમાં સેનેટના નામદારો ઝાર તથા તેના દોસ્તના હુકમના તાબેદાર થઇ પડ્યા. શિક્ષણ પ્રસારને અર્થે સ્થાપવામાં આવેલી નવી યુનિવર્સિટીઓમાં સ્વાતંત્ર્ય પર સુવ્યવસ્થા કરવાના તથા પુરાતન ધોરણ ચાલુ રાખવાના બ્હાના હેઠળ તેણે અંકુશ મૂક્યો તથા લશ્કરી વસાહતો સ્થાપી. ખેડુતો પર કર વધાર્યો. આર્ચ બિશપ, બિશપ, પ્રીસ્ટ એ સર્વેને તેણે પોતાના મતનો પ્રચાર કરવાની ફરજ પાડી હતી.

દેશના અંતર્ગત રાજ્યકારભાર સાથેજ યુરોપભરના રાજકારણમાં ભાગ ભજવાનીય તેની મહત્વાકાંક્ષા હતી. પરંતુ આ દિશામાં પોતાની આપખુદી નહિં ચાલી શકે એવો કડવો અનુભવ તેણે અલ્પકાળમાંજ મેળવ્યો. ગાદી પર બેસતાં ની સાથેજ તેણે પોતાના બાપનું ધોરણ સદંતર બદલી નાંખી ઇંગ્લંડ સાથે સંધિ કરી ઓસ્ટ્રેલીયા સાથે પણ વાટાઘાટ ચાલુજ હતી. તેમ પ્રશિયાના તરૂણ રાજા ફ્રેડરિક વિલ્યમની અને ખાસ કરીને તેની સુંદર રાણીની મિત્રાચારી સંપાદન કરવા તેણે પ્રશિયા સાથે પણ સંધિ કરી હતી. ફ્રાન્સનું રિપબ્લિક તથા નેપોલીયન એમને વિષે તેનો મત શરૂઆતમાં ઘણોજ તરફેણમાં હતો. પરંતુ આગળ ઉપર લાહાર્પે પેરિસની નજરો નજર જોએલી સ્થિતિને આધારે જે પુસ્તક લખ્યું હતું તેના વાંચનથી તથા પેરિસમાં થતી ખુનામરકીથી તેનો મત સાફ ફેરવાયો. તથા 'યૂરોપ પર જુલમ ગુજારી જગતની શાંતિનો નાશ કરનારા' નેપોલીયન સાથે તેણે યુદ્ધ આરંભ્યું. તે માટે યુરોપનાં સઘળાં રાજ્યોની સંઘ સ્થાપવાની એક યોજના તેણે ઘડી કાઢી હતી. તથા તેમાં આ સંઘ આગળ પોતાની તકરારો રજુ કર્યા વિના કોઈ પણ રાષ્ટ્રે લડાઈ કરવી નહિં, અને જો કોઈ કરે તો બાકીનાં બધા રાષ્ટ્રોએ સામટા મળી તેનો પરાજય કરવો વગેરે નિયમો ઘડ્યા. આથી ઉલટું નેપોલીયન આ તરંગી ઝારને પોતાની મિત્રાચારીની જાળમાં ફસાવવાના પ્રયાસ કરી રહ્યો હતો. વિએના પડ્યા પછી તેણે ઝાર સાથે મિત્રાચારીની વાટાઘાટ શરૂ કરી હતી. "ફ્રાન્સ અને રશિયા વચ્ચે તકરાર થવા ભૌગોલિક દૃષ્ટિએ કોઈ જાતનું કારણ ઉપસ્થિત થાય તેમ નથી." એવી દલીલ તેણે ઝાર આગળ કરી હતી. બાદ જેનાની લડાઈમાં જીત થયા પછી તેણે પોલ તુર્ક અને પર્શિયન લોકોને ઝાર સામે ઉશ્કેર્યા. તેમ ખુદ રશિયામાં ઝારના ભાઈનો પક્ષ નેપોલિયનની તરફેણમાં સંધિની માગણી કરી રહ્યો હતો. છતાંય ઝારે નેપોલીયન સામે યુદ્ધ આરંભ્યું. પરંતુ પહેલી લડાઈમાં જ નેપોલીયને ફ્રેડલેંડમાં રશીયન સેનાનો કચ્ચરઘાણ કાઢી નાંખ્યો. આથી સંધિ કરવાની ફરજ પડી ઝાર અને નેપોલીયન ટિલસીટમાં મળ્યા. આ મુલાકાતમાં નેપોલીયનની અલૌકિક બુદ્ધિમત્તાથી તથા તેના ઉદારતાના લુખ્ખા ગપાટાથી ઝાર એટલો બધો અંજાઈ ગયો કે તે નેપોલીયનને સર્વશઃ આધીન બની ગયો. અહિં સમગ્ર જગત જીતી પૂર્વ તરફના સર્વે દેશોના બાદશાહ બનવાના મનોરથ ઘડી તેણે આખરે સંધિ કરી અને નેપોલીયને ફિનલેંડ તથા ડેન્યુબ નદીના કીનારાનો પ્રદેશ ઝારને આપી દીધો.

પરંતુ આ મિત્રાચારી લાંબાકાળ સુધી ટકી શકી નહિ. કેમકે, નેપોલીયનના પ્રશિયાના પ્રદેશ ગળી જવાના પ્રયાસ ઝારને અમાન્ય હતા. પરંતુ નેપોલીયને ઝાર સાથે અભિમાનભર્યું વર્તન રાખેલું હોવાથી સન ૧૮૦૮માં તે બન્નેની ફરી મુલાકાત થઈ નવેસર કરારો ઘડાયા. પરંતુ તે પછી જલદીથીજ ઝાર નેપોલીયનની આ ચાલબાજી ઓળખી ગયો.

જગત જીતવાનો મોહ બતાવી મધ્યયુરોપમાં પોતાની સત્તા મક્કમ બનાવવાનો નેપોલીયનનો દાવ હવે તેના ધ્યાનમાં આવ્યો. અને તેથી તેનું તેની સાથેનું વર્તન પણ ફેરવાઈ ગયું. એટલુંજ નહિં પણ તેને મદદ આપવાની પણ ઝારે ના પાડી. નેપોલીયન આ બધું સમજતો હતો. અને તે વિષે પૂરી ખાતરી કરી લેવા ખાતર નેપોલીયને ઝારની બેનની અચિંત્ય માગણી કરી. પણ તેણે તેની ન્હાની ઉમર તથા માનો વિરોધ, એવા બે કારણ બતાવી આ માગણીનો આદર પૂર્વક અસ્વીકાર કર્યો. અહિંથી તેમની મિત્રાચારીને ઓટ લાગવા લાગી. આગળ 'કૉંટિનેંટલ સિસ્ટમ'ને લીધે રશિયાના વ્હેપારમાં નુકશાન પહોચવા લાગ્યું ત્યારે ઝાર ખુલ્લી રીતે નેપોલીયનની સામે થયો. સન ૧૮૧૨ માં તેણે રશિયા પર સ્વારી કરી મોસ્કો જીતી લીધું. છતાં ઝાર સંધિ કરવા તૈયાર થયો નહિંજ. આ સ્વારી પરથી પાછા ફરતા નેપોલીયનના લશ્કર પર રશીયન લશ્કરે હુમલો કરી તેનો નાશ કર્યો. આ આખા પ્રકરણથી ઝારના મન પર એવી ઉંડી અસર થઈ કે તે એવા નિર્ણયપર આવી પહોંચ્યો કે, "નેપોલીયન સાથે મિત્રાચારી અશક્ય છે." હું કે તે, બેમાંનો એકજ જણ હવે જગત પર રહી શકે, બન્ને તો કદાપિએ નહિં અને આખર ૧૮૧૫માં નેપોલીયનનો પુરો નાશ થયો ત્યારે ઝારને "નિર્વીસ્વૂર્તિલ્ક" જેવો આનંદ થયો.

પરંતુ આજ અરસામાં ઝારની મનોદશામાં પરિવર્તન થઇ તે ગૂઢ અને ધાર્મિક બનવા લાગ્યો. ઐહિકતા વિનાનું તત્ત્વ દૃષ્ટિ બિંદુ મહસાધન યુરોપમાં શાંતિ સંસ્થાપન કરવા માટેજ પરમેશ્વરે મને સરજ્યો છે એવી તેની માન્યતા થઇ પડી. ઇવેંજીલીસ્ટ પંથની બેરોનીસ ડી ક્રુડનરના ફંદમાં ફસી તે પોતાની ગુપ્ત વાતો પણ તેને કહેવા લાગ્યો. તેમ ઇશ્વરની પ્રેરણાથી જગતના ઉદ્ધારાર્થે હું પરિશ્રમ ખેડી રહ્યો છું એમ ઇત્યાદિ કહેવા લાગ્યો. ટિલસીટની સંધી હજી જેઓ ભૂલ્યા ન હતા તેવા મેટર્નિક જેવા લોકોને તો એમજ લાગ્યું કે ઝારે સ્વાર્થ નિરપેક્ષતાનો આ ઢોંગ ચલાવ્યો છે. ૧૮૦૮માં સમગ્ર જગત જીતી તે પર પોતાની સત્તા બેસાડવાની વાતો કરનાર બાદશાહ ૧૮૧૩માં જગદુદ્ધારની વાતો કરે તે કેવળ ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ જેટલી એક બીજાથી દૂર હતી. જેથી ઝારમાં કોઇનોય વિશ્વાસ થયો નહિં. આગળ ઉપર ગ્રીઓનાની કે ગ્રેતમાં તેણે જે વર્તન આદર્યું તે પરથી તો લોકોના શક બમણો થઈ પડ્યો અને કેસલરીએ તો તેની ઠીક ઝાટકણી પણ કરી. પરંતુ ઝારના અંતરમાં કપટ નહતું એમ હવે આપણે નિશ્ચિતપણે કહી શકીએ છીએ. તેમજ તેણે સ્થાપન કરેલા 'હોલી એલાયન્સ'ને પણ કેટલાકોએ વખોડયું તે પણ અયોગ્યજ હતું. આમાં તેના હેતુ સ્તુત્ય અને ઉદારજ હતા. તેમ તેની ધાર્મિક ઉદારતાથી યુરોપને લાભજ થયો છે. ફ્રાન્સના ભાગલા ન પડતાં ત્યાં રાજા તથા પ્રજાએ બન્નેને હિતકારી થાય તેવી રાજ્ય વ્યવસ્થા દાખલ કરવાનું ધ્યેય ઝારનું હતું. સ્વીત્ઝર્લેંડમાં શાંતિ જાળવવી, જર્મનીને ઓસ્ટ્રીયાથી બચાવી ત્યાં સ્વતંત્ર રાજ્ય કારભાર શરૂ કરવો અને પોલંડને તેનું રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય મેળવી આપવું આવાં પવિત્ર કામો ઝારેજ કર્યાં હતાં.

૧૮૧૮ની સાલ પછી ઝારના મતો ફરી ચગડોળે ચઢ્યા. રશીયામાં સ્થપાયલા ક્રાંતિકારકોના ગુપ્ત કાવત્રાંઓથી તેને પરાભવ થવા લાગ્યો ત્યારે તેના ઉદાર વિચારો ફેરવાયા. તે પછી નેપલ્સ, પીડમોંટ વગેરે સ્થળે પણ લોકોએ બંડ શરૂ કર્યાં. ત્યારે તો સ્વતંત્રતા અને રાજકીય હક્કની પ્રજાની ચળવળો કેવળ તોફાની હોવાથી રાજાએ તે દબાવીજ દેવી જોઇએ એમ પ્રતિપાદન કરનારા મેટર્નિકને તે સંપૂર્ણ રીતે અંકિત થઈ ગયો. સન ૧૮૨૦ ના નવેંબરમાં તેણે ટ્રોપો પ્રોટોકોલના કરારો પર સહી કરી ગમે તે દેશના અંતર્ગત કારભારમાં પડવાનો બીજા રાષ્ટ્રોને હક છે; એ સિદ્ધાંત દાખલ કર્યો. તે પછી ગ્રીક લોકોએ સ્વતંત્રતા મેળવવા માટે તુર્કો સામે બળવો કર્યો ત્યારે તુર્ક લોકોને યુરોપમાંથી હાંકી કાઢવાની ઇચ્છા તેના મગજમાં ફરી ઉભરા નિકળી. પરંતુ જલદીજ એટલે સન ૧૮૨૫ ના ડીસેંબરની ૧ લી તારીખને રોજ તે મરણ પામ્યો અને રાજ્ય કારભારની અસહ્ય ઝુંસરીમાંથી મુક્ત થયો. આ વખતે રશિયાની સ્થિતિ અત્યંત વિકટ હતી. ગુપ્તચરો અને પોલીસોનો ઉપદ્રવ, લશ્કરમાં અસંતોષ, પોલંડમાં બંડ, તુર્કો સાથે વિમનસ્કતા અને આખા રશિયાભરમાં ગુલામી! ખાનગી આચરણમાં તેના સદ્ગુણ દેખાઇ આવતા મળતાવડો સ્વભાવ, મોહક વાણી, સાદાઈભર્યું વર્તન વગેરે ગુણો સાથે કળાને તે આશ્રય આપનારો હતો.

**એલેકઝાંડર ધિ ગ્રેટઃ—** ( ઉર્ફે સિકંદર. ઇ. પૂ. ૩૫૬–૩૨૩ ) બાળપણ–મૅસિડોનનો આ રાજા બીજા ફિલિપ તથા આપરાટની રાજકન્યા ઑલિંપિયસનો પુત્ર હતો. ફિલિપ વ્યવહાર કુશળતા માટે ઘણો નામાંકિત હતો પણ ઑલિંપિયસ માત્ર અર્ધ–સંસ્કારી, જાદુગરી અને તામસી હતી.

તેમતે શેખચલ્લીના વિચારોમાં હંમેશ મગ્ન રહેતી. અલેકઝાંડર ન્હાનો હતો ત્યારે તેના બાપના દરબારમાં યુદ્ધ તથા રાજ્ય વ્યવસ્થા સંબંધી ઘણી મહત્વની પ્રવૃત્તિઓ થતી હતી ગ્રીક રાજ્યની સત્તા મૅસિડોનને આધીન કરી લઈ મહાન પરાક્રમ કરવાની વાતોથી દરબારનું આખું વાતાવરણ છવાઈ ગયું હતું. હેલેનિક સંસ્કૃતિના મૂર્તિમાન અવતાર ગણાતા ઍરિસ્ટોટલને ઍલેકઝાંડર ૧૪ વર્ષનો હતો ત્યારે તેનો શિક્ષક નીમવામાં આવ્યો. પરંતુ તત્વજ્ઞાન કરતાંય હોમરની કલ્પનાઓનીજ છાપ અલેકઝાંડર પર પડેલી તેના ચરિત્ર પરથી દેખાઈ આવે છે. વળી ઍલેકઝાંડરનું શિક્ષણ પોપટીયા ન હતું. ફિલિપના દરબારમાં આવતા ગ્રીક તથા પૂર્વના એલચીઓના સમાગમથી તે જગત ભરની સ્થિતિનો પરિચય કરી શક્યો હતો. બાપની ગેરહાજરીમાં એકવાર તેણે ડુંગરી ટોળીઓનું બંડ વિખેર્યું હતું તે પછી ટુંકમાંજ કૌટુંબિક કલહ પેદા થયો. ફિલિપે પહેલીરાણીનો ત્યાગ કરી. કિલઓપાટ્રા નામની બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું ત્યારે ઍલેકઝાંડર બાપનું ઘર છોડી મા સાથે નાસી ગયો. પછી બીજી રાણીથી ફિલિપને એક પુત્ર થયો. આથી ઍલેકઝાંડરને રાજ્ય ગાદી મળવામાં અડચણ ઉભી થઇ. તેવામાં ઇ. પૂ. ૩૩૬માં ફિલિપ માર્યો ગયો અને આ ખૂનનો આરોપ ઍલેકઝાંડર પર મૂકવામાં આવ્યો પરંતુ તેના ચરિત્રનું નિરીક્ષણ કરતાં તેણે આ નિચ કામ કર્યું હશે એમ માનીજ શકાતું નથી.

રાજ્યારોહણ તથા સત્તાની પ્રસ્થાપના:–લશ્કર અનુકૂળ હોવાથી અલેકઝાંડર ગાદીએ બેઠો. તેણે પોતાના સાવકાભાઈ તથા પિતરાઇ ભાઇને ઠાર કરાવ્યા અને બાપનું અધુરૂં રહેલું કામ ઉપાડી લીધું. હેલેન પ્રજાએ પણ તેને પોતાના અગ્રેસર તરીકે માન્ય કર્યો. પ્રથમ તેણે આજુબાજુના ડુંગરમાં વસતા લોકોના બંડ તોડી પાડયાં. તે પછી પશ્ચિમ તરફની ડેન્યુબ નદીનો પ્રદેશ સ્વારી કરી જીતી લીધો તેવામાં થીબી લોકોએ બળવો કર્યો. પણ અચાનક હુમલો કરી તેનું પણ તેણે તરતજ શામન કર્યું તથા તેમની રાજ્યધાની જમીનદોસ્ત કરીનાંખી આથી આખા ગ્રીસ દેશપર તેનો પ્રભાવ પડયો અને એશિયામાંના ઇરાન વગેરે દેશોપર સ્વારી કરવામાં ત્યાંના લોકોએ તેને સહાય આપવાનું વચન આપ્યું.

દરાયસનો પરાભવઃ—ઇ. પૂ. ૩૩૪માં મેસિડોનિયન, ઈલિરિયન, થ્રેસિયન તથા અન્ય ગ્રીક રાજ્યોમાંના લોકોનું મળી આસરે ૪૦,૦૦૦ લશ્કર લઇ ઍલેકઝાંડર એશિયાની સ્વારીએ નિકળી પડયો પ્રથમ ટ્રૉયમાં જઈ હોમરના કાવ્યમાંના મૃતજીવોનું તેણે યથાવિધિ સન્માન કર્યું. ત્યાંથી તે ઈરાન તરફ નિકળ્યો તેની સામે થવા ઇરાનના રાજાએ પણ એશિયા માઇનરમાં લશ્કર મોકલ્યું હતું. આ લશ્કર એલેકઝાંડરના લશ્કર કરતાં મ્હોટું હતું એમ કહેવાય છે. ગ્રેનિકસને કિનારે આ બન્ને લશ્કરોનો ઝગડો થયો. બન્ને પક્ષના ઘોડે સ્વારો વચ્ચે સ્હાંજ સુધી લઢાઇ થઈ. પણ તે પછી ઇરાની લશ્કર નાસી ગયું. એ રીતે સમગ્ર એશિયા માઇનર એલેકઝાંડરને કબજે થયું. ત્યાંના ગ્રીક શહેરોને તેણે પ્રથમ સ્વતંત્ર બનાવ્યા. તથા બાકીના પ્રાંતોમાં પોતાના સુબેદારો નીમી પોતાને નામે રાજયકારભાર શરૂ કર્યો. આ ભાગ જીતવામાં ઍલેકઝાંડરને કોઈ જાતની મુશીબત પડી નહિં કેમકે અહિંના ગ્રીકો સામાન્ય રીતેજ તેની તરફ ઢળતા હતા. વળી ત્યાંના લશ્કરમાં પણ ભાડુતીયા ગ્રીકજ રાખવામાં આવ્યા હતા બીજે વર્ષે તેણે ઉત્તર ફ્રિજિયામાંનું ગોર્ડિયમનું રાજ્ય જીતી લીધું. અહિં તેણે પ્રાચીન ફ્રિઝિયન રાજા ગાર્ડિયસના રથ પરનો ‘ ગાર્ડિયન નૉટ ’ તોડયો હતો એવી દંત કથા છે.

અહિં સુધી તેણે હેલેસ્પાટમાં આણેલા આરમાર મારફતે સ્વદેશ સાથે દલણ વલણ ચાલુ રાખ્યું હતું પણ હવે આ આરમાર પાછું મોકલવું પડયું. આ સ્થિતિનો લાભ લઈ ઈરાનના આરમારે ગ્રીસપર હુમલો કરવાનો ઘાટ ઘડયો આ આફત ટાળવા માટે ઍલેકઝાંડર સિરીયામાં દરાયસ બાદશાહ મ્હોટી ફોજ સાથે લડાઈ કરવા ઉતરી આવ્યો. ઇસસ આગળ તે બન્ને વચ્ચે મોટી લઢાઈ થઇ ( ઈ. પૂ. ૩૩૩ ) તેમાં દરાયસ પરાભવ પામ્યો તથા તેનું સૈન્ય ઈરાન તરફ જોર શેર નાસવા લાગ્યું. દરાયસનું ઝનાનખાનું એલેકઝાંડરના હાથમાં સપડાયું પણ તેણે અત્યારે સરસ સ્ત્રી સન્માન બતાવ્યું દરીયાસ અડધું રાજપાટ આપી સંધિ કરવા તૈયાર થયો પણ ઍલેકઝાંડરે આખું રાજ્ય માગ્યું. તે પછી સાત મહિના ઘેરો નાંખી તેણે ફિનિશિયા હસ્તગત કર્યું. પછી ગાઝા સર કરી તે ઇજીપ્તમાં ઘૂસ્યો પણ ત્યાંના લોકોએ તેનો ઈરાની સત્તામાંથી તેમને મુક્ત કર્યા બાબત સત્કાર કર્યો ઈ. પૂ. ૩૩૨-૩૧ નો આખો શિયાળો તેણે ઇજીપ્તમાંજ પસાર કર્યો હતો.

અહિં તેણે સુવિખ્યાત અલેકઝાંડ્રિયા શહેર વસાવ્યું. તે પછી તે ઈરાન પર ધસી ગયો. ઇ. પૂ. ૩૩૧ ની સાલમાં તા. ૨૦ સપ્ટેંબરને રોજ તેણે ટાઇગ્રીસ નદી ઓળંગી મેસે પોટેમિયા થઈ ગૅગ-

મીલ સુધી ચઢી જઇને દરાયસ સાથે બીજી લડાઇ કરી. અત્યારે પણ દરાયસની હાર થવાથી તે મીડીયા-તરફ નાસી ગયો. આ લડાઇને ગૅાગમીલની લડાઈ અથવા અહિંથી સાઠ માઇલ પર આવેલા આરબેલા ગામના નામ પરથી આરબેલાની લડાઈ એવું નામ પડયું છે. તે પછી એલેકઝાંડરે ઈરાનનનો અત્યંત સંપન્ન બાબિલોનિયા પ્રાંત સર કર્યો. પછી તેણે ઈરાનમાં ઘુસી ત્યાંની રાજધાની પર્સે પોલિસ જીતી લીધી. તથા રાજમહેલ બાળી નાંખ્યો. કસકસીઝે એકવાર ગ્રીક દેવાલયો બાળ્યાં હતાં. તેની સામે તેણે અત્યારે વેર લીધું એમ કહેવાય છે. પછી ઉત્તર તરફ નાસી પસાર થતા દરાયસની તેણે પુંઠ પકડી. આખરે એક દીવસે તે ઍલેકઝાંડરની નજરે પડયો. તે વખતે દરાયસ સાથે માત્ર તેનો પિતરાઇ ભાઈ બેસમ તથા થોડાક સરદારોજ હતા. અને ઍલેકઝાંડર તેને પકડી પાડે તેવામાં તો આ સરદારોએ દરાયસને પોતાને હાથેજ મારી નાંખ્યો. તથા તેનું શબ ઍલેકઝાંડર પર મોકલી આપ્યું. [ ઈ. પૂ. ૩૩૦ નો ઉન્હાળો. બુધ્ધોત્તર જગત પૃ. ૬૪ તથા તે પછીના પાનાં જુઓ. ]

હિંદ પર સ્વારીઃ તે પછી કાસ્પિયન કીનારાનો આખો ડુંગરાળ પ્રદેશ જીતી અલેકઝાંડર કંદહાર—કાબુલ ગયો. હવે મૅસિડોનિયન રીતરિવાજો છોડી તે પૂર્વના આપખુદી રાજાઓ પ્રમાણે રહેવા લાગ્યો. દરબારમાં પણ તે પર્શિયન પોશાક કરી જતો. આથી ઘણા દિવસથી તેના દરબારના મૅસિડોની લોકો તેની સામે ઉશ્કેરાઇ ગયા હતા. છેવટે સીસ્તાનમાં પ્રાદ્રથેશિયા નજીક ઘોડેસ્વારોનો સેનાપતિ ફિલોટાસ તથા બીજા કેટલાક સરદારોને રાજાનું ખૂન કરવાનાં ઇરાદા સર ગુપ્ત કાવતરાં કરવાના આરોપથી ફાંસીએ લટકાવવામાં આવ્યા. ઇ. પૂ. ૩૨૮ ની વસંત ઋતુમાં તેણે હિંદુકુશ ઓળંગી બૅક્ટ્રયાનો પ્રદેશ જીતી લીધો. તેજ અરસામાં ગુપ્ત કાવતરંના આરોપ સર લશ્કરમાંના ઘણાં લોકોને ઠાર કરવામાં આવ્યા. તેમ અહિંજ ઑાઝકટીઅઝની દીકરી રોકઝાના તેના હાથમાં સપડાઈ રોકઝાના સાથે તે પરણ્યો. પછી તે હિંદમાં પ્રવેશ કરતો હતો. ત્યારે કાબુલી પઠાણોએ તેને હાલ જેમ આ પઠાણો અંગ્રેજોને હેરાન કરે છે તેમ હેરાન કર્યો.

અહિં તેણે વિસા નામના પવિત્ર ડુંગરની તથા ડાયોનાયસની નિશાનીઓની શોધખોળ કરી કહેવાય છે. તે પછી સિંધુ નદી પર પુલ બંધાવી એલેકઝાંડરે અટક પાસે સોળ માઈલ પર છાવણી કરી. અહિં તે વખતે ત્રણ રાજયો હતા. એક ઝેલમ નદીને કીનારે હતું જેની રાજધાની તક્ષશીલા હતી, બીજું પોરસ રાજાનું રાજ્ય ચીનાબ નદીને કીનારે હતું. તથા ત્રીજું કાશ્મિરની બાજુએ અભિસારોનું રાજ્ય હતું. ( રાજતરંગિણી ગ્રંથ જુઓ. ) તક્ષસિલાનો રાજા તથા પોરસ એ બંન્ને વચ્ચે અદાવત હતી. એટલે પોરસ સામેની ચઢાઇમાં તક્ષશિલાના આંભીએ આપણને જોઇતી મદદ આપશેજ એવી એલેકઝાંડરને પુરી ખાતરી હતી. અભિસાર રાજા તટસ્થ જ રહ્યો. છેવટે ચીનાબ નદીને કીનારે તે બન્ને વચ્ચે ઝઘડો થયો. પોરસનું લશ્કર મ્હોટું હતું અને તેમાં ૨૦૦ હાથી હતા. વરસાદનું ખૂબ જોર હતું. આવા સંજોગોમાં એલેકઝાંડરે એશિયામાંની આ ચોથી અને છેલ્લી લઢાઇ આરંભી. અને આ લડાઈમાંજ મૅસિડોનિયન લશ્કરની યુદ્ધશક્તિનું પુરૂં પારખું થયું. પણ અંતે એલેકઝાંડરનેજ જય મળ્યો. તથા પોરસ ઘાયલ થઇ તેને હાથ સપડાયો. એલેકઝાંડરે તેની સાથે મિત્રતા કરી તે પછીની સ્વારીઓમાં તેની મદદ મેળવી. પછી તે રાવી અને બિઆસ નદીઓ સુધી શત્રુઓને હરાવતો આગળ વધ્યો. પણ તેથી આગળ વધવાની તેના લશ્કરે ના પાડી. આથી એલેકઝાંડરને ઘણુંજ ખોટું લાગ્યું. ગંગાનો રમણીય પ્રદેશ જીતવા તેનું દીલ લલચાતું હતું. ત્રણ દિવસ તેણે લશ્કર સાથે મસલત ચલાવી; પણ આખરે લશ્કરનો મત સ્વીકાર કરી તેને પાછા ફરવું પડયું. જતી વખતે સિંધુનો પ્રદેશ તેણે પોરસ રાજાને સોંપી દીધો. તથા પશ્ચિમના પ્રદેશોમાં પોતાના સુબાઓ નીમ્યા. પછી તે સિંધુના મુખ સુધી જવા નિકળ્યો. રસ્તે મલ્લીનગર દેખાયું. તે પછી મુસિકેનસ, ઑાકિઝકેનસ અને સંબુના લોકોએ એકઠાં મળી તેનો પ્રતિકાર કર્યો. આ રાષ્ટ્રીય કાર્યમાં મૂળ બ્રાહ્મણોનોજ ઉશ્કેરણી હતી. પરંતુ અંતે તેમને એલેકઝાંડરના પરાક્રમી લશ્કર આગળ નમવાની ફરજ પડી.

સ્વદેશ તરફ કૂચ અને મૃત્યુઃ—તે પછી સિંધુના મુખથી ઈરાનના અખાત સુધીનો જળમાર્ગ શોધી કાઢવા માટે તેણે એક કાફલો રવાના કરી પોતે બલુચિસ્તાનને માર્ગે સ્વદેશ જવા ઉપડયો. રાસમલન, પાસ્ની મુકામે આવતાં કડક તાપથી તેના લશ્કરને ઘણી હાડમારી વેઠવી પડી. પછી ગેડ્રેસિઆને રસ્તે તે કામેંનિયા ખાતે ગયો. ત્યાં તેની આરમારી ફોજ તથા કાટેરોસના સરદારી નીચેનું લશ્કર તેને આવી મળ્યાં. અહિંના જીતેલા પ્રદેશ પર નીમેલા સુબાઓએ તેની ગેર હાજરીમાં ગેરવ્યાજબી વર્તન કર્યું હતું તેથી તેમને કાઢી મૂકી ત્યાં બીજી

સારી આશ્ચર્યજગતના સુબેદારો નીમ્યા. પૂર્વની પ્રજા તથા મેસિડોનિયન પ્રજા એ બન્નેનો એક મિશ્રસમાજ બનાવવાના હેતુથી તેણે મિશ્રવિવાહની પ્રથા ચાલુ કરી. તે પોતે ઈરાનની બે રાજકન્યાઓ સાથે પરણ્યો હતો. તેમજ પોતાનાં સેનાપતિઓને બીજી રાજકન્યાઓ સાથે પરણાવી. સામાન્ય સૈનિકોને પણ એશિયાની સ્ત્રીઓ પરણવાનું ઉત્તેજન આપ્યું. પરંતુ મૅસિડોનિયન સેનામાં અસંતોષ ફેલાઈ રહ્યો હતો અને ઈ. પૂ. ૩૨૪ માં [illegible] પ્રાંતમાં બળવો થયો. એટલે પોતાનાં લશ્કરને [illegible] મૂકી પૂર્વના લોકોની ભરતી કરવાનો [illegible] તેણે તે બંડ શમાવ્યું. ઈ. પૂ. ૩૨૩ માં તે [illegible] જઈ પહોંચ્યો. (ઍલેકઝાંડરની સ્વારીના માર્ગનો નકશો બુદ્ધોત્તર જગત પૃ. ૬૧ ની સામી બાજુએ આપ્યો છે.) ત્યાંના દરબારમાં [illegible] તે વખતના જ્ઞાત દેશોમાંથી વકીલો [illegible] પહોંચ્યા હતા. પુષ્કળ રાજાઓ તેના પરાક્રમથી છક થઈ ગયા હતા. તેમ કેટલાક તેનાથી [illegible] પણ હતા. રોમથી પણ વકીલ આવ્યા હતા. [illegible] આવે છે, પણ તે વિષે શક રહે છે, [illegible] ફેરાફેરી તેણે બાબિલોનથી ઈજીપ્ત [illegible] માર્ગે દળાણવલણ સાંધ્યું હતું. તેમ [illegible] કર્યા બાદ તેણે સ્વારીએ ઉપડવાનો [illegible] હતો. સ્વારીએ ઉપડતા પહેલાનાં બે [illegible] નાઉયસને ત્યાં દારૂ પીવામાં ગાળ્યાં [illegible] દિવસ તેને તાવ ભરાયો દશ દિવસ [illegible] બંધ પડી ગઈ. અને ઈ. પૂ. [illegible] ૨૮ મી એ તે મરણ પામ્યો. થોડા [illegible] સાઝુનિ એગસ નામનો પુત્ર થયો. [illegible] કૅસૅડરના હાથમાં સપડાઈ [illegible].

[illegible] અને ધોરણ:—એલેકઝાંડરના સ્વ[illegible] ધોરણ વિષે પુષ્કળ મતભેદ છે. તેનામાં [illegible] ધૈર્ય, અત્યંત ઉત્સાહ તથા તીવ્ર કલ્પના [illegible] હતી એ વિષે મતભેદ નથી. યુદ્ધકળામાં [illegible] નિપુણતા તો તેના વિરોધીઓએ પણ માન્ય [illegible] છે. છતાં તે વિષે સ્હેજ મતભેદ રહે છે. તેના [illegible] ઉદ્દેશ વિષે એક મત થતો નથી. કોઈ કહે છે કે આખું જગત જીતી સર્વે દેશોએ તેને દેવ સમો માનવા એવી મહત્વાકાંક્ષાથી તે ઉશ્કેરાયલો હતો. પરંતુ નિસ નામનો ગ્રંથકાર જણાવે છે કે ઈરાનનું સામ્રાજ્ય જીતવા પુરતીજ તેની મહત્વાકાંક્ષા હતી. બાકીની વાતો ખોટી અને કલ્પિત છે. ગ્રીક લોકો અને પૂર્વના લોકોનો મિશ્ર સમાજ બનાવવાના તેના ધોરણ વિષે પણ ભિન્ન ભિન્ન જાતના મતો બતાવવામાં આવ્યાં છે.

તેના પુતળાં તથા વર્ણનો પરથી તેની શરીરરચનાનો ખ્યાલ મળે છે. તેનું શરીર કસાએલું હોઈ બાંધો મધ્યમ ગોરો અને રતાશ પડતા વર્ણનો હતો. તેની આંખની ચમક દીપાવનારી હોઈ માથાના આગલા વાળ સિંહના જેવા હતા. આગળ ઉપર તે મુંડન કરવા લાગ્યો તથા ગ્રીક અને રોમન પ્રજામાં પણ મુંડનની પ્રથા ચાલુ કરી તે પછી ૫૦૦ વર્ષ સુધી ચાલુ હતી.

તેને વિષે અદ્ભુત રસ પૂર્ણ વાંઙ્મય પુષ્કળ લખાયેલુ છે. પરંતુ હિંદ અને ઈરાનમાં પાંચસો વર્ષ પછી તેની યાદ છેકજ ભૂસાઈ ગઈ અને માત્ર એક પવિત્ર-ગ્રંથ બાળનારો રાક્ષસ એટલીજ સ્મૃતિ કાયમ રહી. પરંતુ હિંદી મહાસાગરથી આટલાંટીક સુધીના આખા પ્રદેશની ભાષાઓમાં તેને વિષે સુંદર વાતો રચાયલી છે, તેમ ઈંગ્લિશ, ફ્રેંચ, જર્મન તથા અન્ય યુરોપની અન્ય ભાષાઓમાં તેના વિષે પુસ્તકો પણ ઘણા લખાયાં છે.

**એલેકઝાંડર પોપ છઠ્ઠો**—(૧૪૩૧–૧૫૩૦) એલેકઝાંડર એ નામના કુલે આઠ પોપ થઈ ગયા તેમાંનો છઠ્ઠો અલેકઝાંડર રૉડ્રિગો બોર્જીયા એ પોપ અત્યંત અનૈતિક હતો એવી તેની ખ્યાતિ છે. તે સ્પેનમાં જન્મ્યો હતો. બાપની અટક લૅંઝોલ અને માની બોર્જીયા એ હતી બોલાનમાં તેણે કાયદાના અભ્યાસ કર્યો હતો. ૧૪૫૫ માં તેના મામા કૅલિક્સ્ટ સત્રીજો એ નામથી પોપ થયો ત્યારે અલેકઝાંડર બિશપ, કાર્ડિનલ, ચર્ચનો વાઇસ ચૅન્સેલર એ હોદ્દાઓપર પોપના હાથ નીચે કામ કર્યું. આથી તેને સમગ્ર કામનો અનુભવ થયો તેમ તેની પ્રતિષ્ઠાવધી અને સંપત્તિ પણ સારી મળી. એટલે તે મ્હોટી હવેલીમાં ઠાઠમાટથી રહેવા લાગ્યો. સ્વભાવે તે સારો હતો તેમ તેનો ચહેરો મોહક હતો. આથી તેનું આચરણ ભ્રષ્ટ થઇ તે કનક અને કાંતાની મોહજાળમાં સપડાયો. તેણે અનેક રખાતો રાખેલી તે સર્વેથી તેને જે ફરજંદો થયા તે પ્રત્યે તેને ઘણો જ પ્યાર હતો. વૅનોસડી કૅટની નામની રખાત પર તે અતિશય આશક હતો. પોપ પહેલાં આ બાઇએ ત્રણ ધણી કર્યાં હતા. પણ અલેકઝાંડર પોપ બન્યો એટલે તે ગ્યુલિયા બેલા નામની બીજી એક બાઈપર આશક થયો. પોતાની ગેરકાયદેસર સંતતિને તેણે પુષ્કળ ધન દોલત તથા સારા હોદ્દાઓ જગાઓ આપી હતી.

સાતમો ઈનોસંટ પોપ મરણ પામ્યો ત્યારે તેણે પુષ્કળ ધન ખર્ચી બહુમતી મેળવી. તથા તા. ૧૦ ઑગસ્ટ ૧૪૯૨ ને રોજ તે પોપ બન્યો. પ્રારંભ તેણે ન્યાય અને દક્ષતા પૂર્વક કામકાજ લીધું. પરંતુ તરતજ તે પરંપરાના રસ્તાપર ચઢી ગયો. તથા સગાં વહાલાઓને હોદ્દાપર ગોઠવવા લાગ્યો. તેણે પોતાના છોકરાંઓના લગ્ન સંબંધ સારા મોભાદાર કુટુંબો સાથે જોડવાના પ્રયાસ કર્યા. આમાં સ્પેનના રાજાની તેને મદદ હતી. આના બદલામાં પોપે સ્પેનના રાજાની અમેરિકા ખંડ કે જેની નવીજ શોધ થઈ હતી તેની માલિકી માન્ય રાખી હતી.

રોમમાં સ્પેનિશોની વસ્તી વધી પડી. સાહસિકો, ખૂનીઓ અને વેશ્યાઓ વધી પડવાથી ચોરી ખૂન વગેરે ગુન્હાઓ પણ વધવા લાગ્યા.

નેપલ્સના રાજાએ પોપની સામે બંડ ઉઠાવ્યું ત્યારે પોપે ફ્રાન્સની મદદ માગી. ફ્રાન્સના ચાર્લ્સ રાજાએ ઈટાલીપર સ્વારી કરી. આથી સમગ્ર ઈટાલીયન પ્રજા અને પોપ ગભરાઈ ગયા. પરંતુ નેપલ્સ જીતી ત્યાંનો રાજમુકુટ પોતાને શીર ધારણકરી કરી ચાર્લ્સ સીધો પાછો ફર્યો. પરંતુ તે નિકળી ગયા પછી સ્પેનની મદદથી નેપલ્સનો રાજા બીજા ફર્ડિનન્ડ ફરી રાજા બન્યો. તે પછી એલેકઝાંડરે મ્હોટમ્હોટા જમીનદારોની સત્તાનો નાશ કરી ત્યાં પોતાની આપખુદી જમાવવાના પ્રયાસ કર્યા. તેની પાસે ત્રણ હજાર સ્પેનીશોની ફોજ હતી. ને તેના બળથી તે આવાં કામો કરતો. સન ૧૪૯૭ મા પોપના સગા સંબંધીઓમાં એક ભયંકર બનાવ બન્યો. ગૅંડિયાનો ડયુક એકાએક ગુમ થયો તથા બીજે દિવસે તેનું શબ ટાયબર નદીમાં મળી આવ્યું. આમાં પોપના એક દાસીપુત્રનો હાથ હતો, પણ તે સાબીત થયું નહિં આ બનાવથી પોપને અત્યંત દુઃખ થયું.

પોપને અનેક જાતનાં કામો કરવાં હતાં. પણ તે માટે તેને પૈસાની ઘણી જરૂર હતી. આથી તેણે સંખ્યાબંધ મિલ્કતો જપ્ત કરવાનો સપાટો માર્યો. કાર્ડિનલ, સરદાર, અમલદાર એમાંના ગમે તેને માથે ગમે તે જાતના ગુન્હાનું આરોપણ કરી તેને સજા કરાવી, ઠાર કરવો અને તેની મિલકત જપ્ત કરી લેવી. મ્હોટા હોદ્દાની જગાઓ ભારે નજરાણાં લઇ ભરીદેવી વગેરે કામો રોજીંદા થઈ પડયા. કીરકોળ ગુન્હો કરનારને પણ ફાંસીએ લટકાવવાનો તેણે ક્રમ શરૂ કર્યો. તેમ રાજા તથા બીજા મ્હોટા લોકોને છૂટાછેડા કરવાની પરવાનગી આપી તે તેમનો સ્નેહ અને સંપત્તિ મેળવવા લાગ્યો. ફ્રાન્સના ૧૨ મા લુઇને છુટાછેડાની પરવાનગી આપીનેજ પોપે તેની સહાય મેળવી હતી.

ઈ. સ. ૧૫૦૦ માં જ્યુબિલિમહોત્સવ થયો. તે માટે જગતભરમાંથી યાત્રાળુઓનાં ટોળેટોળાં રોમમાં આવી દાખલ થવા લાગ્યા. તેમનામાં પાપ નિવારણ પત્રો વેંચી તેણે ખૂબ ધન મેળવ્યું. કાર્ડિનલની બારનવી જગાઓ પેદાકરી તે પર એકલાખ વીસહજાર ડયુકૅડ (એક જાતનું નાણું) લઇ નીમણુકો કરી. તેના પુત્ર સિઝરે ક્રુઝેડને બ્હાને દસહજારની ફોઝ ભેગી કરી ઈટલીના કેટલાય પ્રાંતો કબજે કર્યા. એકવાર પોપ જાતે સ્વારીએ ચઢયો અને પોતાની ગેરહાજરીમાં પોતાના પોપ તરીકેના સર્વે અધિકાર તેણે પોતાની ગેરકાયદેસર જન્મેલી દીકરી ને હાથે સોંપી આપી આખા જગતમાં ચકચાર ફેલાવ્યો! તે અરસામાંજ બોર્જીયા કુટુંબમાં એક બીન વારસ છોકરાનો જન્મ થયો. કેટલાક કાગળપત્રોમાં એલેકઝાંડર પોપને જ તેના પિતા તરીકે ઓળખાવ્યો છે. જ્યારે બીજા કેટલાક પત્રોમાં તે માન સિઝરને આરોપવામાં આવ્યું છે.

નેપલ્સપ્રાંત વિષે ફ્રાન્સ અને સ્પેન વચ્ચે કલહ જાગવાથી ફ્રાન્સના લુઇએ ઈટલી પર ફરી સ્વારી કરી. ત્યારે બોર્જીયન કુટુંબ વિરૂદ્ધ તેને કાને ઘણી તકરારો આવી પહોંચી. પરંતુ નેપલ્સ જીતવામાં પોપે તેને મદદ આપવાનું કબુલ કરી લુઇને મનાવ્યો. તથા મધ્ય ઈટલીમાં પોતાની એકહથ્થુ સત્તા સ્થાપન કરી. અર્સિની તથા કોલોન એ બે કુટુંબોને તેણે ઘણો ત્રાસ આપ્યો. તેમનામાંના કોઇને પોપે લડાઇમાં ઠાર કર્યા અને બીજાઓનાં ખૂન કરાવ્યાં. એ રીતે અનેક કુટુંબના પુરૂષોનાં ખૂન કરાવી તેણે ધનસંગ્રહ કર્યો. ફ્રાન્સ અને સ્પેન એ બે લડાયક પક્ષોમાંથી જેને મદદ કરવાથી વધુ લાભ મળવાનો સંભવ હોય તેને તે મદદ આપતો તથા પોતે જુદા જુદા પ્રદેશો જીતી લેતો. આવી ખટપટમાં રચ્યા પચ્યા હતા તેવામાં પોપ તથા તેનો પુત્ર એ બન્નેય તાવમાં સપડાયા અને આ પોપ ૭૨ વર્ષની ઉમરે તા. ૧૮ ઑગસ્ટ સન ૧૫૦૩ ને રોજ મરણ પામ્યો.

છઠ્ઠા એલેકઝાંડર વિષે અનેક દંતકથાઓ પ્રચલિત છે. બુદ્ધિમાં તે સાધારણ પંક્તિનો માણસ હતો. તેમ રાજકારણમાં પણ ખાસ ડહાપણ નહતું. પોતાનું ઘર ભરવું એ એકજ સ્વાર્થ તેના મગજમાં હતો. પોપની ગાદીની ધાર્મિક પવિત્રતા તેણે છેકજ રસાતાળે ઉતારી. તેનામાં એકજ સદ્ગુણ હતો તે

એ કે શિલ્પકળાને ઉત્તેજન આપી તેની તેણે સંગીન ઉન્નતિ કરી હતી.

**એલેક્ઝાંડર્સ બાદ:**—બાવેરીયાની હદમાંનું એક હવાખાવાનું જર્મન મથક. તે સમુદ્ર સપાટીથી ૧૯૦૦ની ઉંચાઇએ મનોહર સ્થાને આવ્યું છે. ત્યાંની વસ્તી ૧૯૦૫માં ૧૨૦૦ હતી. અહિંના પાણીમાં લોહનો અંશ પુષ્કળ છે અને કર્બામ્લ વાયુ (કાર્બોનિક એસિડ ગેસ) હવામાં હોય છે. અને તે મજ્જાવિકાર તથા સંધિવા પર અસરકારક ગણાય છે. આ ગામની આસપાસ લુઇસેનબર્ગ નામની વજ્રતુંડ (ગ્રાનાઇટ) પત્થરની એક ટેકરી છે. તે ઉપરથી ચોગમનો દેખાવ ઘણોજ ભવ્ય દેખાય છે.

**એલેક્ઝાંડ્રિયા**—(આફ્રિકા) ભૂમધ્ય સમુદ્રમાંનું ઇજીપ્તનું આ એક બંદર હોઈ તે પ્રાચીન કાળથી વિખ્યાતિ પામ્યું છે. ઉત્તરે ૩૧°-૧૨ અં. અને પૂર્વે ૨૯°-૧૫ રે. પર તે વસેલું છે. રેલ્વે માર્ગે કેરો શહેર અહિંથી ૧૨૯ માઇલને છેટે છે.

પ્રાચીન એલેક્ઝાંડ્રિયા ગ્રીક આમદાનીમાં આ શહેરના ત્રણ ભાગ પાડવામાં આવ્યા હતા. તે આ પ્રમાણે યહુદિ લોકોની વસાહતવાળો પ્રદેશ તે ઇશાન દિશામાં હતો. ઇજીપ્શિયન લોકોની વસ્તીવાળો રાકોટિસ ભાગ તથા ત્રીજો ગ્રીક લોકોની વસ્તીવાળો બ્રુચેયુમ વિભાગ. ઉપરાંત રોમન આમદાનીમા બ્રુચેયુમ ભાગની નજીકમાં સરકારી અમલદારોનું મથક હતું.

પ્રાચીન કાળમાં તે એક ન્હાનો સરખો બેટ હોઇ ફેરોસ એ નામથી ઓળખાતું હતું. તથા એક સાંકડા બંધારાથી તેને દરિયા કીનારા સાથે જોડી દેવામાં આવ્યું હતું. સિઓની આમદાનીમાં એટલે ખ્રિસ્તી શક પૂર્વે પહેલી સદીના ઉત્તરાર્ધમાં અહિં માત્ર ૧૪ ઇમારતો હતી. તે આ પ્રમાણે (૧) રાજમહેલ (૨) નાટકગૃહ. સીઝરે તેનો કિલ્લા તરીકે ઉપયોગ કર્યો હતો. (૩) જલદેવતાનું દેવાલય. તે નાટકગૃહની સામી બાજુએ હતું. (૪) એંટનીએ બંધાવેલું ટિમોનિયમ નામનું એક મકાન (૫) સીઝરીયમ (૬) સરદારખાનું (૭) લેવડદેવડનું મથક (૮) ગોદી (૯) કસરત શાળા (૧૦) પેલેસ્ટ્રા (૧૧) શનિનું મંદિર (૧૨) ચંદ્રમંદિર (૧૩) વસ્તુ સંગ્રહાલય; અને (૧૪) સેરાપિયમ નામનું દેવાલય ફેરોસ બેટ પર એક ૪૦૦ ફુટ ઉંચાઈનું દીપગૃહ હતું. જગતપરની સાત અજાયબીઓમાં તેની ગણના થતી. અહિં ત્રીસ હજાર નાગરિકો તથા પુષ્કળ ગુલામો રહેતા.

ઈતિહાસ:—ખ્રિસ્તી શક પૂર્વે ૩૩૨ ની સાલમાં પ્રસિદ્ધ એલેક્ઝાંડર બાદશાહે તે વસાવ્યું હતું. તે તેથીય પુરાતન કાળથી સુવિખ્યાત હતું. ઇ. પૂ. ૨૦૦૦ વર્ષોથી દક્ષિણ હિંદ અને ઇજીપ્ત વચ્ચે જે વ્હેપાર ચાલતો તેને માટે આ બંદર અતિશય અગવડવાળું અને મહત્વનું થઇ પડયું હતું. અહિંના રાજા ટૉમેલીના ઉત્તેજનથી જ્યોતિષશાસ્ત્રનો ઉદય થયો. તથા ત્યાં એક ભવ્ય વેધશાળા બાંધવામાં આવી (દીક્ષિત—ભારતીય જ્યોતિષશાસ્ત્ર પા. ૩૪૯. ૫૦). એલેક્ઝાંડ્રિયાના ગ્રીક લોકો તો નામીચા છેજ. આગળ ઉપર વ્હેપારને લીધે તેની એક સદીમાંજ એટલી બધી પ્રગતિ થઈ કે તે રોમની બરાબરી કરવા લાગ્યું. સન ૮૦ માં તે રોમના હાથમાં આવ્યું. ૪૭ ની સાલમાં સીઝર અહિં કલીઓપેટ્રા સાથે રહેતો ઇ. સ. ૨૧૫ માં કેરે કાલ્લા બાદશાહે આ શહેરને ભેટ આપી હતી. તથા આ બાદશાહે અહિં જે કતલ કરી તેથી હિંદી સાથેનો તેનો વેપાર તૂટી પડયો, એમ કહેવાય છે. (જે. આર. એ. એસ. ૧૯૦૭ પા. ૯૫૪). તે પછી સન ૧૭૯૮ માં ફ્રાન્સમાં રાજ્યક્રાંતિ થઇ. તે વેળાએ નેપોલીયને આ શહેર પર સ્વારી કરી તે કબજે કર્યું. ૧૮૦૧ ની સાલ સુધી તે ફ્રાન્સને આધીન રહ્યું. પણ તે સાલમાંજ અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે અહિં લડાઇ થઇ તેમાં અંગ્રેજોએ તે સર કર્યું.

તે પછી ઑટોમન આમદાનીમાં ઇજીપ્તમાં બેહદ અંધાધુની વધી પડયાથી આ શહેરની પડતી થઇ અને તેની વસ્તી ચાર હજાર જેટલી થઇ પડી. પણ પાછળથી મહમદઅલીએ તેને ઠીક જાહોજલાલીની સ્થિતિએ પહોંચાડયું. ઇસ્માઇલ પાશાએ ત્યાં મ્યુનિસિપાલિટી સ્થાપી. ૧૮૮૨ માં આ શહેર તથા ઇજીપ્ત અંગ્રેજોને કબજે ગયાં. અહિં જમીન ખોદતાં ઘણી પ્રાચીન ઇમારતો તથા જુની વસ્તુઓ મળી આવે છે.

અર્વાચીન એલેક્ઝાંડ્રિયા:—મેરિઑટિસ સરોવર અને ભૂમધ્ય સમુદ્રની વચ્ચેના ભૂભાગ પર આ શહેર વસેલું છે. તેની પશ્ચિમ તથા પૂર્વમાં અનુક્રમે રાસ એટટિન તથા કેટએ એ ભૂશિરો આવી છે. પશ્ચિમ ભાગમાં જકાતનું નાકું તથા મ્હોટી વખારો હોઇ અન્ય મુખ્ય મકાનો પૂર્વ તથા અગ્નિમાં છે. પશ્ચિમના બંદરથી મહંમદઅલીના મહેલ સુધી એક ધોરી રસ્તો છે. અહિંનો "ગ્રૅંડ સ્કવેઅર" નામનો ભવ્ય ચોક પંચકોણ હોઇ તેની આજુબાજુએ ઝાડો લગાડયા છે. તથા મધ્યમાં એક રાજ-

પુત્રનું ઘોડાપર બેસાડેલું પુતળું મૂકયું છે. ચોકની સામે ઈટાલીયન પદ્ધતિની સુંદર ઈમારતો છે. જેમાંની ન્યાય કચેરી, ઓટોમન પેઠી, અંગ્રેજોનું દેવળ, આબ્બાસ હિલ્મી નાટક ગૃહ એ મુખ્ય છે. શહેરના પૂર્વ ભાગમાં એક ઝિઝિનિયા નામનુ નાટકગૃહ છે. આ ભાગમાં મ્યુનિસિપાલિટીની ઈમારત તથા વસ્તુ સંગ્રહાલય પણ છે. જેમાં પ્રાચીન ગ્રીક, રોમન ઇજીપ્શિયન વસ્તુઓ સંગ્રહી રાખી છે. ઉપરાંત રોમન કેથોલિક પંથનું એક દેવળ, મસજીદ તથા ખેદીવ વંશના રાજ પુરૂષોની કબરો છે. શહેરના ઉત્તર ભાગમાં ત્યાંના મૂળવતનીઓની વસ્તી છે.

આ શહેરના પૂર્વ બંદરનો દરિયો પથરાળ હોઈ છીછરો છે. આખા શહેર ભરમાં આગગાડીની લાઇનો તથા તારોની જાળ પથરાયલી છે. વળી ઈજીપ્તના વ્હેપારનું તે કેંદ્રસ્થાન હોવાથી ત્યાં અંગ્રેજોની તેમ બીજા પરદેશીઓની વ્હેપારી કોઠીઓ છે. ઇજીપ્તના આયાત નિકાશ માલમાંનો ૯૦ ટકા જેટલો માલ આ બંદરમાંથી ઉચાપત જાય છે. નિકાશ મુખ્યત્વે કપાસની અને આયાત કાપડ, યંત્રો ઇમારતી લાકડું તથા કોલસાની છે. ૧૯૨૦ માં અહિં ૫,૬૮,૪૦,૦૦૦ પાઉંડની કીંમતનો વ્હેપાર થયો હતો. શહેરની વસ્તી ૧૯૧૭ માં ૪,૪૪,૬૧૭ હતી. પારકી વસ્તીમાં ગ્રીક, ઇટાલિયન, સીરિયન. આર્મેનિયન વગેરે લોકો હોઈ તે શિવાયના પશ્ચિમના તેમ પૂર્વના લોકો પણ ઘણા વસે છે. અરેબિક ઉપરાંત ગ્રીક, ફ્રેંચ, અંગ્રેજી અને ઈટાલિયન ભાષાઓ પણ ચાલે છે.

મુજુમદારના 'યુરોપનો પ્રવાસ' (૧૯૧૫) એ પ્રવાસગ્રંથમાં નીચેની માહિતી મળે છે. આ આ દેશમાં બળદને બદલે પાડા અથવા ઉંટને હળે જોડવામાં આવે છે. ખેતરોમાં તલનું વાવેતર દેખાય છે. ગુજરાતના ગાડાં જેવા ચાર પૈડાંના ભારવાહક ગાડાંઓને એક ઘોડો જોડેલો હોય છે. આ ગાડાં ૧૨ થી ૧૪ ફુટ લાંબા હોય છે. ખચ્ચરના ખટારા પણ હોય છે તેના પૈડાંનો વ્યાસ ૭-૭ાા ફુટ જેટલો હોય છે. અહિંની નવી વસ્તી સારી છે. કોફીપાનગૃહ પણ ભપકાદાર હોય છે. રેમલે વસ્તી ગામથી દૂર છે. અને ત્યાં શ્રીમાનો રહે છે. અહિંના કુલ બંગલાઓ દરિયા કીનારે છે. અને દરેકની આજુબાજુએ સુંદર બગીચાહોય છે. કોફીગૃહમાં યુરોપીયન પદ્ધતિના ખેલની રમત ગમત ચાલે છે. અંદર જવા ટિકિટ ફરજીયાત હોતી નથી. માત્ર અંદર જતાં ખાવાની કંઇક વાનીઓ લેવીજ પડે એવો રિવાજ પડી ગયો છે. ખેલ જોવાની ફી ની કિંમત આ વાનીઓમાંજ વધારીને વસુલ કરવામાં આવે છે. અહિં નિશાનબાજી, કસરત, સિનેમા, ગાયન એવી જાતના ખેલ થાય છે. ત્યાંનો "પૅામ્પેનો પિલર" (સ્તંભ) ખાસ જોવા લાયક છે, તે રતાશ પડતા સળંગ પત્થરનો બાંધેલો છે. ઉંચાઈ આસરે ૭૦ ફુટ જેટલી છે. એક ઝરાના કીનારાપર તે બંધાયો છે. તેની ચારે બાજુ તારની વાડ છે. અંદર જવા માટે ફી ભરવી પડે છે.

**અલેકઝાંડ્રિયાટ્રોઆસ**–(એસ્કી સ્તંબુલ) ટ્રો આસમાનું એક પ્રાચીન ગ્રીક શહેર ટેનેડૅાસની દક્ષિણ તરફના પશ્ચિમ કીનારાપર ઍંટિગોનસે આશરે ઇ. ૩૧૦ માં તે વસાવ્યું હતું. તે પછીની સદીમાં લીસીમેકસે એલેકઝાંડરના સ્મરણાર્થે તેને એલેકઝાંડ્રિયાટ્રોઆસ એ નામ પાડયું રોમન આમદાનીમાં એશિયા માઇનરના વાયવ્ય કીનારાપરનું તે એક મુખ્ય બંદર હતું અને તે સારી જાહોજલાલી ભોગવતું હતું. યુરોપ જવા સેંટપૅાલ અહિંથીજ ઉપડયો હતો. પ્રાચીન ઇમારતોના અવશેષ હજીય દેખાવ આપે છે. તેમ ટ્રાજને બંધાવેલી પાણીની નહેર હજી મોજુદ છે. (એ. બ્રી.)

**અલેક શ્રીપાલ**:—વિક્રમની બારમી શતાબ્દમાં થયેલ પ્રસિદ્ધ જૈન રાજા હતો. વ્હરાડમ અમરાવતી પાસે અલેચપુર ગામ છે. ત્યાંનો તે રાજા હતો. એને માટે એમ કહેવાય છે કે એકવાર તે કોઢથી પુષ્કળ પીડાતો હતો પુષ્કળ અકળાવાથી ઘર છોડી, રાજ્ય છોડી તે નિકળ્યો. રસ્તામાં જતાં એક સુંદર તળાવ નજરે પડયું. ત્યાં પાણી પીધું. ત્યાંના પાણીની તે જાદુઈ અસર થઇ. તેને ઉંઘ આવી અને શાન્તિ વળી. અને એનાથી તેનો રોગ મટયો. આથી રાણીને શંકા થઇ કે તે સ્થળે કોઇ દેવમૂર્તિ હોવી જોઇએ. રાત્રે સ્વપ્નુ આવતાં જણાયું કે ત્યાં પાર્શ્વનાથ (જૈનોના તેવીસમાં તીર્થંકર)ની પ્રતિમા છે પણ તેને ત્યાંથી રથનાં બહાર લાવતાં રાજાએ તે પાછળ આવે છે કે નહિં તે જોવું નહિં. પણ રાજાથી પાછું જોયા વિના રહેવાયું નહિં. શિરપુરની નજીકમાંજ રથ થંભી ગયો અને પ્રતિમા ત્યાં જ અદ્ધર રહી. અન્તે જૈનાચાર્ય અભયદેવસૂરિને બોલાવ્યા અને ત્યાં જૈનસંઘે નવું મંદિર બંધાવ્યું. ત્યાં તેની ૧૧૪૨ના મહા સુદી ૫ ને રવિવારે વિજય મુહુર્તે પ્રતિષ્ઠા કરી. આ મંદિર અત્યારે પણ સિરપુર ગામની બહાર છે. આ રાજાની રાજધાની અલેચપુરામાં અત્યારે પણ થોડાં જૈન ઘરો છે. એની પાસે મુક્તાગિરિ પહાડ પર રાજાએ એક જીન મંદિર બંધાવ્યું હતું. મુક્તાગિરિ પહાડ અમરાવતીથી

૩૦ માઈલ દૂર છે. એ પણ શ્વેતામ્બરોનું પ્રસિદ્ધ તીર્થ છે. અલેચરાજાએ સિરપુરમાં બંધાવેલા મંદિરના ખર્ચમાં બાર ગામ આપ્યાં હતાં. આ તીર્થ એની કથા સૂચવે છે તેમ અંતરિક્ષ પાર્શ્વનાથજી તરીકે જાણીતું છે. તે અકોલાથી ચાલીશ માઈલ દૂર છે. મોટરો ત્યાં જાય છે. પાકી સડક માલેગામ સુધી છે. ત્યાંથી ચાર પાંચ માઈલનો કાચો પણ રસ્તો છે. વિશેષ માટે અંતરિક્ષ પાર્શ્વનાથ જુઓ.

**અલચપુરઃ**—અમરાવતીથી ચોવીસ માઈલ દૂર આ ગામ છે. ત્યાં જૈનધર્મી અલેક શ્રીપાલ નામનો પ્રસિદ્ધ રાજા થઈ ગયો હતો. ત્યાં થઈ છ માઈલ દૂર મુક્તાગિરિ પહાડ છે. જ્યાં શ્વેતાંબરોનાં મંદિરો છે. અને પહાડ ઉપર કેસરના છાંટા પડે છે. વરાડ ગેઝેટીયર જણાવે છે કે જૈન ધર્મી અલેક શ્રીપાલની આ રાજધાની હતી. તે સમયે આ ગામ બહુ ઉન્નતિએ હતું. અત્યારે તો તે ન્હાના ગામ જેવું છે. ત્યાં ખંડિએરો પડયાં છે અને એક જૈન મંદિર છે.

**અલેપ્પે અથવા અલપુલઇઃ**—(મદ્રાસ) ત્રાવણકોર રાજ્યમાંનું આ એક મુખ્ય બંદર ઉત્તરે ૯૦–૩૦' અ. અને પૂર્વે ૭૬૦–૨૦' રે. પર આવ્યું છે. તે તિનેવેલ્લી-ક્વિલાન રેલ્વેના ક્વિલાન સ્ટેશનની ઉત્તરે ૪૯ માઈલ અને કોચીનથી ૩૫ માઇલને અંતરે છે. વસ્તી (૧૯૧૧) પ્રમાણે ૨૫૬૬૫ છે. સરાસરી ૧૧૫ ઇંચ જેટલો વરસાદ થાય છે. ડચ લોકોના પોરકડ બંદર સાથે ત્રાવણકોર રાજ્યની ઉત્તરનો વ્હેપાર શરૂ થયો જેથી રાજ્યને નુકસાન જવા લાગ્યું; તેથી મહારાજા રામવર્માએ આ બંદર ૧૮મી સદીના ઉત્તરાર્ધમાં બંધાવ્યું. તે પહેલાં અહિં રેતીનું મેદાનજ હતું. હાલ ત્યાં વ્હેપાર ધમધોકાર ચાલતો લાગે છે. દર સાલ આસરે ૨,૮૦,૫૮૫ ટન જેટલું નૌકાનયન (શિપિંગ) થાય છે. એક દીપગૃહ તથા ગોદામમાં માલ લઈ જવા ટ્રામ્વે પણ છે. ઘણીખરી તેલનીજ મીલો છે. કાથાની સાદડીઓ પુષ્કળ પ્રમાણમાં તૈયાર થાય છે. મુખ્યત્વે કોપરૂં, નારિયળ, કાથો, એલચી, આદુ અને મરી એ વસ્તુઓનો નિકાશ થાય છે ચોખા મુંબઇનું મીઠું, તમાકુ, ધાતુ વગેરે કીરકોળ માલ આયાત થાય છે.

ડિસ્ટ્રિકટ તથા સેશન્સ જજ, મુનસફ તથા પહેલા અને બીજા વર્ગના મેજીસ્ટ્રેટની કચેરીઓ તથા 'બેંક ઓફ મદ્રાસ' નામની એક પેઢી પણ અહિં છે.

**અલેપ્પોઃ**—(૧) એશિયા-તુર્કસ્તાનનો યુરોપીય ભાગ. આમાં ઉત્તર સિરિયા અને વાયવ્ય મેસાપોટેમિયાનો સમાવેશ થાય છે. અલેપ્પો, મરાશ અને ઉર્ફા એ ત્રણ સંજકો આમાં આવી જાય છે. તેનો અડધો ભાગ ડુંગરાળ છે. તથા અલેકઝાંડ્રેટા એ એક મહત્ત્વનું બંદર ત્યાં આવેલું છે. નિકાસ આશરે દસ લાખ સ્ટર્લિંગ જેટલી અને આયાત તેથી બમણી છે. કાયમની વસ્તી દશ લાખ જેટલી પણ નથી. પણ અગ્નિ ભાગમાં મોસમમાં વસ્તી વધી પડે છે. લોકવસ્તીનો એક પંચમાંશ ભાગ ખ્રિસ્તીઓનો છે અને મુસલમાનોની વસ્તી પણ મ્હોટી છે. આ ભાગમાં ૭૧૦ મુસ્લીમ, ૨૫૦ ખ્રિસ્તી અને ૩૧૦ જ્યુ શાળાઓ છે.

(૨)—તુર્કી યુરોપની રાજધાની. કુવૈક દરીમાંના સપાટીના ભાગ પર તે શહેર વસેલું છે. વસ્તી આશરે ૨,૫૦,૦૦૦ છે. નવું શહેર કુવૈક નદીને બન્ને તીરે આવ્યું છે. અને જુનો ભાગ ૩ માઇલના પરિઘ વાળા સૅરાસન ઢબના કિલ્લામાં આવ્યો છે. બે મહત્ત્વની મસજીદો છે. પહેલી ઉમાવી અથવા ઝકારિયા અને બીજી કકુન. અહિંની હવા ઠંડી સૂકી અને આરોગ્યવાન છે. અહિં મ્હોં તથા હાથ પર એક જાતના ફોલ્લા થાય છે. જેનાં ચાઠાં કાયમ રહે છે. આને અલપ્પોબટન કહે છે. યુરોપનો એલચી અહિં રહે છે. ઉત્તરસિરિયા પ્રાંતનું તે એક મહત્ત્વનું કેંદ્ર છે અને ત્યાં રેશમી કાપડ, ગરમ કાપડ, શતરંજી, ગાલીચા, ચામડાની વસ્તુઓ વગેરે બને છે. આજુબાજુની જમીનમાં દ્વિદળ અનાજ, પિસ્તાં તથા બીજાં ફળો થાય છે. તુર્કીઓ આ શહેરને ધર્મ તથા રાજસત્તાના કેંદ્ર રૂપે માને છે. બૈરૂટ-દમાસ્કસ રેલ્વે સાથે રૈયકમાં આ શહેરનો સંબંધ જોડવામાં આવ્યો છે.

**ઈતિહાસ અને અવશેષઃ**—એ શહેર એક ફળદ્રુપ મેદાનમાંની આઠ ટેકરીઓ પર સમુદ્ર સપાટીથી ૧૪૦૦ ફુટની ઉંચાઈએ આવ્યું છે. સેલ્યુકસ નિકેટરે તેનું બેરોયા એવું મેસિડોનિયન નામ પાડયું અને સેલ્યુસિડના યુદ્ધમાં તે શહેરને એ નામથી જ ઉલ્લેખેલું જોવામાં આવે છે. અસ્મોનિયક લોકો સાથે જાણી જોઇને લડાઇ કરનાર મેનાલસનું ખૂન આજ શહેરમાં ઈ. પૂર્વે ૧૬૪ ની સાલમાં લિસિયસે કર્યું હતું. તેમજ એંટી ઓકસ યીપસનો ખૂની હેરાકિલઆન પણ અહિંજ જન્મ્યો હતો. તેણે ઇ. સ. પૂર્વે ૯૬માં અહિં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું.

ટૉલેમીને તેનો ચાલીબોન એ નામે ઉલ્લેખ કર્યો હોઈ ચાલીબોનિટીસ જીલ્લાનું તે મુખ્ય સ્થાન હતું એમ તેણે જણાવ્યું હતું. પરંતુ તે અરબોના હાથમાં પસાર થયું ત્યાં સુધી તે બેરો નામથીજ પ્રગટ હતું. જુલી અને પૂર્વમાં કરેલી સ્વારીમાં (ઈ. સ. ૩૬૩) તથા ઇરાની લોકોની સ્વારીમાં (ઈ. સ. ૫૪૦) પણ તેને એજ નામે ઓળખાવ્યું હતું. બીજા ખુશરૂએ તે ૬૧૧ માં જીતી લીધું. અને ૬૩૮માં સારાસન લોકોએ તે જીત્યા પછી તેને ફરી હલેપ નામ આપવામાં આવ્યું હતું. ભૂકંપથી તે શહેરને ઘણું નુકસાન પહોંચ્યું. છતાંય વ્હેપાર અને જાહોજલાલીની દૃષ્ટિએ તેની મહત્તા કાયમ જ છે. આ શહેર પ્રથમ પૂર્વના ખલિફાની સત્તામાં હતું. દરમ્યાન બિઝાનશીયમનો બાદશાહ જોન ઝિમીસીસે પોતાની સત્તા ત્યાં સ્થાપી હતી. તે પછી ૧૦૯૦ થી ૧૧૧૭ સુધી સેલજુકોએ તે સર કર્યું. અલાઉદ્દીને ૧૧૮૩ માં અલેપ્પો જીતી લઇ તેને ધર્મયુદ્ધનું એક મહત્વનું મથક બનાવી ઘણું મજબુત બનાવ્યું. તાર્તર લોકોએ ૧૨૬૦ માં તે હસ્તગત કરી લીધું ને તેમની પાસેથી તે મામેલૂકોને હાથે ગયું. અંતે ૧૫૧૭માં તુર્કીઓએ તે સર કરી લીધું. તેમની સત્તામાં અહિંનો વ્હેપાર સુધર્યો. બ્રિટિશ ટર્કી કંપનીએ પહેલા જેમ્સની આમદાનીમાં અહિં એક વખાર ખોલી. પણ કેપ હિંદ સાથે સંબંધ જોડનારો જળમાર્ગ કેપને રસ્તે મળી આવ્યો ત્યારથી આ શહેરની વ્હેપારી પ્રતિષ્ઠા ઘટી પડી. અને તે પછી સુવેઝની સામુદ્રધુની સુધી તૈયાર થઇ ત્યારથી તો તે છેક જ બેસી ગયું. ૧૮મી સદીની આખરમાં તથા ૧૯ મી સદીના આરંભમાં અહિં જાનિઝરી અને શેરીફ એ બે પક્ષો વચ્ચે તકરારો શરૂ થઈ અને અનેકવાર તે લોહી વહે તે અણીએ જઈ પહોંચી હતી. ધરતીકંપ તથા કોલેરાથી પણ ઘણી તારાજી થઇ હતી. કેરોના મહમદઅલીએ સિરિયા પ્રાંત જીતી લીધો. સન ૧૮૫૦ અને ૧૮૬૨માં ખ્રિસ્તીઓની અહિં કતલ થઈ હતી. અબદુલ મજીદના પ્રધાનોએ સિરિયામાં ઑટોમન સત્તા સ્થાપન કરી. ત્યારથી અલેપ્પોનો વ્હેપાર ઉન્નતિને પંથે ચઢયો.

**અલ્ક અથવા અલ્કલી**:—અલ્ક પદાર્થના ગુણ ધર્મ એ છે કે તે પાણીમાં પીગળી જાય છે અમ્લના રસગુણ છુટા પાડે છે. સેંદ્રિય પદાર્થોને બાળે છે અને લીટમસ જેવા વનસ્પતિના રંગ ફેરવી નાંખે છે. સામાન્ય રીતે હિંદમાં જે અલ્ક મળી આવે છે તથા જેમની ખેતીપર અસર થાય છે તેવાં થોડાંક અલ્ક દ્રવ્યોનોજ આ લેખમાં વિચાર કરીશું.

૧. અમ્ન (ઍમોનિયા) તથા તેમાંથી ઉત્પન્ન થતો ક્ષાર–આ અલ્કલી દ્રવ્ય યુરોપ અને અમેરિકામાં વાયુ દ્રવ્ય (ગૅસલિકર) અસ્થિદ્રવ્ય (બોનલિકર) અને જ્વાળામુખી પર્વતનો ખાર એમાંથી બનાવવામાં આવે છે. પરંતુ હિંદમાં આ ત્રણે દ્રવ્યો ઘણે ભાગે મળતા નહિં હોવાથી આ ક્ષાર અહિં બનતો નથી.

અમોનિયામાંથી બનતા પદાર્થો–(અ) (અમ્નદ્રવલિકર અમોનિયા) એ "મધાર્ક અમોનિયા" ઔષધી, રાખ તથા અન્ય વનસ્પતિજન્ય પદાર્થોનો દ્રવ કરી (લીકવીડ) વારનીસ, ટીંકચર વગેરે બનાવવામાં વપરાય છે. દાખલા તરીકે આદુનો અર્ક (આ) નવસાગર એટલે અમોનિયાનો કાચો પદાર્થ આમાંથી અમોનિયાના બીજા કેટલાક ક્ષાર પણ બનાવમાં આવે છે. કલઇ બનાવવામાં વિજળી પેદા કરનાર ઘટમાં મુકવામાં તેનો ઉપયોગ થાય છે (ઇ) ગંધકિત (સલ્ફેટ) ખતમાં વપરાય છે. (ઇ) કર્બિત (કાર્બોનેટ), ગંધકિદ (સલ્ફાઈટ) સ્ફુરિત (ફૉસ્ફેટ) અને સ્તંભિદ (બ્રોમાઇડ) એ સર્વે દ્રવ્યો ઉદ્યોગધંધા તથા કળામાં વપરાય છે. હિંદમાં આ દ્રવ્યો પરદેશથી આવે છે.

૨. ખાર અથવા અશુદ્ધ પાલાશ કર્બિત–વાહક પાલાશ (કોસ્ટિક પોટેશ) આમાંથીજ કાઢવામાં આવે છે. અશુદ્ધ કર્બિતને અંગ્રેજીમાં પોટેશેસ અથવા પર્લએશ કહે છે. બીજાં નામો–બંગાળી સર્તિકા. હિંદુસ્થાની–જોનખાર અથવા ઇવક-ચાર, સંસ્કૃત યવક્ષાર, શિવાય તેના બીજા પણ કેટલાંક નામો છે. ઝાર-કા-નમક ઝાડીનું મીઠું, મારાવ્યુ, મનુવ્યુ, બુદ્દિદેવ્યુ, કારમ વગેરે.

યુરોપમાં આ પદાર્થ પર્લએશ અથવા કાષ્ઠભસ્મ (વુડએશ) માંથી કાઢે છે. આ પદાર્થ અમેરિકા, કાનડા અને રશિયામાંથી આણવામાં આવે છે. ઓછો બગાડ થઇ વધુ શાસ્ત્રીય હોય તેવા પદાર્થો ઉપયોગવામાં આવવા લાગ્યા ત્યારથી પર્લએશની પેદાશ ઓછી થવા લાગી.

ક્ષાર બનાવવાની રીત—દાહક પાલાશ સામાન્યરીતે કર્બિતમાંથી બનાવે છે. કર્બિત નિચેના પદાર્થોમાંથી નિકળે છે:—

(૧) વનસ્પતિની રખોડી (૨) જમીન (૩) પાલાશ ગંધકિત (૪) ઘેટાનું પરસેવાવાળું ઉન અને (૫) બીચનાં મુળીઓનો પાલાશ ખાર. રોકસબર્ગનાં મત મુજબ હિંદના સર્વે જંગલોમાંથી પાલાશ બનાવી શકાય તેમ છે. વરસાદ ઓછો તથા ઉષ્ણતા

વધારે હોવાથી અહિં આ ધંધો ઘણોજ કીફાયત થઈ પડશે એવી તેની ધારણા છે. કાષ્ઠભસ્મ (પર્લએશ) બનાવવા માટે અત્યાર સુધીમાં હિંદના જંગલો બાળવામાં આવ્યાં નથી. મ્હોટા વૃક્ષો કરતાં ન્હાની ઝાડીમાં અને ખાસ કરીને કુમળા ઝાડોમાંથી આ પદાર્થ વધુ પ્રમાણમાં મળી આવે છે.

પાઈન ઝાડનાં ૧૦૦૦ ભાગમાંથી ૪૫ ભાગ, ઓકમાંથી ૭૫, દ્રાક્ષની વેલીમાંથી ૫-૫૦, સાદા ઘાસમાં ૫–૮, ફર્નમાં ૪-૨૫ થી ૬-૨૬ ભાગ જેટલો આ ખાર (પાટેશ) મળી આવે છે. હિંદના અનાજના કડબામાંથી તે ૧૭-૫, ઘઉંના પરાળમાંથી ( ઘઉંના દાણા બાઝે તે પહેલાં ) ૪૭ અને કડવો ડમરો ( વર્મવુડ )માંથી ૭૩ ભાગ જેટલો ખાર નિકળે છે. હાલમાં બીટરૂટ ( ચુકંદર )માંથી સાકર બનાવવાનો ધંધો વધી પડયો ત્યારથી પાલાશ કર્બિતને ઉપ-ઉપજ ( બાઇ પ્રોડકટ ) તરીકે બનાવવામાં હરકત નથી.

ક્ષા રો ત્પા દ ક વ ન સ્પ તિ—કાષ્ઠભસ્મ બનાવવામાં વપરાતી વનસ્પતીઓ અઘાડો ( એચિરાન્થેસ અસ્પેરા ) અડુળસો ( અધતોદ્દા વાસિકા ) સપ્તવર્ણી ( અલસ્ટોનિયા સ્કોલેરિસ ) કાંટેરો માઠ ( એમેરેન્ટસ સ્પિનોસસ ) બાંબુ, રુપી તાડ (બોરેસસ ફ્લેબેલિફર ) પાંપળો ( બુટી-ફ્રાન્ડોસા ) સિસેલ્પિનિમા બૉન્ડુસેલા ) માં દારકે રૂઇ ( કૅલોત્રોપિસ જાયગેન્ટી ) બાહવા કે ગિરમાળા (કેસિયા ફિશ્ચુલા) દેવદાર, પાંગરો ( ઈરિથ્રિના ઈંડિકા ), થુવેર, યુફોર્બિયા નેરિફોલિયા, શેર તિરૂકલ્લી, શિવણી (ગ્મેલિના આરબોરી ) સફેત કુડા (હોલેરેના ઍન્ટિડિસેંટરિકા) જવ ( હૉર્ડિયમ વલ્ગેર) ગુળી (ઇંડિગો ફેરા ટિંકટોરિયા ), દોડકાં ( લુફા ઇજીપ્ટિઆકા ) કેળ ( મુસાસૅપિઅન્ટમ ), કણેર! નેરિયમ ઓડોરમ, પેનિસટમ ટોયફોયડિયમ, ચિત્રક ( પ્લંબેગો ઝેલેનિકા ) કરંજીયા ( પોંગેમિયા ગ્લૅબ્રા) શાલ અથવા શાલપર્ણી ( શોરી રોબસ્ટા ) સ્ટિરિઓ સ્પેર્મમ સુઆવેઓલેન્સ, લોંધ્ર કે હુરો ( સિંમલો કૅાસ રેસમોસા ) બેહડા ( ટર્મિનાલીયા બેલેરિકા ) વેલેરિસ હેની અને કાત્રો અથવા નિર્ગુંડ (વિટેકસ નિગંડો ).

ઉપલા ઝાડ બાળી બનાવેલી અશુદ્ધ ભસ્મમાંથી હિંદમાં પાલાશ બનાવી તેનો કળા, શાસ્રીય પ્રયોગ અને ઔષધિમાં ઉપયોગ કરવામાં આવે છે.

ઉ પ યો ગ—સાબુ, કાચ, રંગ વગેરેમાં તેનો ઉપયોગ થાય છે. સાબુ માટે દાહક પાલાશની અગત્ય હોય છે. તેમજ પાલાશ કાચ (પોટેશ ગ્લાસ) બનાવવામાં તથા લાલ તુર્કી ( ટર્કી રેડ ) તથા અનોટો બિકસા ઓરેલ્લા રંગ આપવામાં તેનો કોઇને કોઇ રીતે ઉપયોગ કરવોજ પડે છે. ગડવાલમાં ખળપાતા પહેલાં આમાં સણના તંતુઓ ઉકાળવામાં આવે છે. હિંદમાં અશુદ્ધ પાલાશ કર્બિતના ઉપયોગ અગણિત છે. સારી વનસ્પતિ તથા કાષ્ટ ભસ્મ બનાવવાની પદ્ધતિમાં સુધારો કરવો એ બે અતિ અગત્યની વસ્તુઓ છે. હિંદના ડુંગરાળ પ્રદેશોના ઘણા ખરા ભાગમાં કડવો ડમરો ( વર્મવુડ ) ઉર્ફે આર્ટે મિસિયા જાતના ઝાડો વિપુલ હોઈ તેની રખોડી ખત ઉપરાંત અન્ય કોઇ પણ રીતે હાલ ઉપયોગમાં લેવાતી નથી. પણ તેમાં પાલાશ કર્બિતનું પ્રમાણ પુષ્કળ હોવાથી નવીન ધંધા તરીકે તેમાંથી કાષ્ઠ ભસ્મ ઉપજાવવા માટે સમશીતોષ્ણ પ્રદેશના લોકોને ઉત્તેજન આપવું જોઇએ. મુંબઈ તરફ અને વિશેષે કરીને જ્યાં વરસાદ ઘણો હોય છે તે ભાગમાં એક જુદીજ પદ્ધતિ અસ્તિત્વ ધરાવે છે. આ ભાગમાં લાકડાં, ઝાડની ડાળીઓ તથા છાણ જમીનમાં પૂરે છે. તેપર માટીનો પાતળો થર પાથરી તેને સળગાવી મૂકે છે. આથી માટીમાં રખોડી મળી જાય છે અને તે રખોડીમાં અશુદ્ધ પાલાશ કર્બિત પદાર્થ પુષ્કળ હોય છે. પોટેશ એટલે અશુદ્ધ પાલાશ કર્બિત ખાતર તરીકે ઉપયોગવામાં આવે છે. પ્રથમ બાળેલી જમીનમાં ઉંચી જાતનું ભાત વાવી તેના રોપ બીજી જગાએ રોપવા પડે છે. ૩ પાલાશ નત્રિત અંગ્રેજીમાં પોટેશિયમ નાયટ્રેટ કે સૉલ્ટ પેટરને નામે ઓળખાય છે. ( સોરા જુઓ. )

૪. સિંધુ અને તેના સંયુકત પદાર્થ, સિંધુકર્બિત–સિંધુને અંગ્રેજીમાં સોડિયમ એવું નામ છે. વાસ્તવિક રીતે ધાતૂના પ્રાણિદ ( ઑકસાઇડ ) નેજ સોડા એ નામ છે. પણ ઉત્પ્રાણિદ ( હાઇડ્રૉકસાઈડ) તથા કર્બિત એમને પણ સોડાને નામેજ ઓળખવાનો રિવાજ પડી ગયો છે. કર્બિત એકલું વ્યાપારી દૃષ્ટિએજ કિંમતી છે, એમ નહિં પણ તેમાંથી બીજા પુષ્કળ જાતના સિંધુ ખાર નિકળે છે. સિંધુ ખારમાં સિંધુ કર્બિત એ મહત્વનો પદાર્થ છે. કુદરતી રીતે જ તે મ્હોટા પ્રમાણમાં મળી આવે છે. વળી ખેતીની દૃષ્ટિએ જમીનમાંના ક્ષારોમાં તે સૌથી વધારે હાનિકારક છે.

સજ્જીમાટી ( રેહ કિંવારેજ ) એ પદાર્થમાંથી આ દ્રવ્ય છૂટું પાડી વ્યાપારાર્થે શુદ્ધ કરવામાં આવે છે. આમાથી એક જાતનો અશુદ્ધ ખાર નિકળે છે જે ખાસ પ્રકારના અલ્કક બનાવવામાં અથવા કાચ, સાબુ અને અન્ય વ્હેપારી વસ્તુઓ

બનાવવામાં વપરાય છે. વરાડમાંના લોણાર સરોવર પ્રમાણે અન્ય સરોવરોના ખારા પાણીમાંથી શુદ્ધ સિંધુ કર્બિત કાઢી શકાય તેમ છે.

કૃ ત્રિ:—પૂર્વે યુરોપમાં કેલ્પ અને બૅરિલા એ નામથી દરિયાઇ વનસ્પતિમાંથી સિંધુ કર્બિત ઉપજાવવામાં આવતું. એ વનસ્પતિની રક્ષામાંથી ઉત્તર સોડા નિકળે છે. સ્પેન સાથેના યુદ્ધને લીધે જ્યારે બૅરિલ્લા વનસ્પતિ મળવી મુશ્કેલ થઈ પડી હતી. ત્યારે ફ્રેંચોએ આ પદાર્થ બનાવવાની નવી રીત શોધી કાઢવાની ફરજ પડી હતી. એટલે લેબ્લાંકની કૃત્રિમ સોડા બનાવવાની રીત બ્હાર આવી. તેણે સાદા મીઠામાંથી સિંધુ કર્બિત બનાવવા માટે ૧૭૯૨ માં સનદી હક ( પેટંટ ) મેળવ્યો. આ શોધથી યુરોપના રસાયનિક ઉદ્યોગમાં મ્હોટી ક્રાન્તિ થવા પામી છે.

દરિયામાંની વનસ્પતિની રાખનો આજકાલમાં સોડા કરતાં કાષ્ઠ ભસ્મ ( પોટેશ ) બનાવવામાં વધારે ઉપયોગ થાય છે. અને સામાન્ય રીતે ઉપલા અલ્કને બદલે અદ ( આયોડિન ) બનાવવામાં કેલ્પ નામનું દ્રવ્ય તો જાણીતું જ છે. સિસિલનું ગંધક મોઘું પડતું હોવાથી તેને બદલે ( પાયરાઈટ ) માક્ષિક નામના ગંધકિદમાંથી ગંધકામ્લ ઉપજાવવા લાગ્યા. એટલે સોડા બનાવવાનો ધંધો આર્થિક રીતે વધુ કિફાયતી થઇ પડયો. હિંદમાં તામ્ર માક્ષિક ( કૉપર પાયરાઈટ ) વિપુલ હોવાથી તેમાંથી તાંબુ અને ગંધકામ્લ ઉપજાવવાનો ધંધો હાથ ધરવામાં આવે તો તે ઘણોજ ફાયદાકારક થઈ પડવાનો સંભવ છે.

સારી જાતનો કાચ બનાવવા માટે તેમ બીજા કેટલાંક સામાન્ય કામો માટે શુદ્ધ સોડા ( કર્બિત ) આવશ્યક હોય છે.

ગરમ પાણીમાં એ રાખ પીગળાવી તે ઠરવા દેવી પછી તેને ભઠ્ઠી પર ઉકાળતાં શુદ્ધ કર્બિત પેદા થાય છે. સોડાના સ્ફટિક બનાવવામાં આવે છે, જેમાં પાણીનું પ્રમાણ દશ ભાગ જેટલું હોય છે.

સિંધુ કર્બિતનો ઉપયોગ:—પદાર્થ સાફ કરવો કપડાં ધોવા, રંગ લગાડવા વગેરે કામોમાં સિંધુ કર્બિત હજી પણ વપરાય છે. તેમાંથી સિંધુદ્વિકાર્બિત તથા દાહક સિંધુ એ બે દ્રવ્યો કાઢવામાં આવે છે.

૫. રેહ અથવા સજ્જીમટ્ટી ( સજ્જા માટી ) હિંદના લગભગ બધાય પ્રાંતોમાં જમીના પર સજ્જી માટીનો ખાર ફાટી નિકળે છે. જેમાં સજ્જી ( સિંધુ કર્બિત ) ખારી ( સિંધુ ગંધકિત ) મીઠું ( સિંધુ હરિદ ) નું મિશ્રણ હોય છે. ઘણુંખરા પ્રાંતોમાં ખાસ કરીને સજ્જી ( કર્બિત ) તથા ખારી ( ગંધકિત ) મળી આવે છે. ઘણીવાર ગંધકિતમાં પાલાશ નત્રિત ( પોટૅશિયમ નાઇટ્રેટ ) કિંવા ખટનત્રિત ( કૅલશિયમ નાઇટ્રેટ ) ભળેલું હોય છે. જે જમીનમાં અલ્ક હોય છે. તેને ઉસર, ભાડી, રેહાલ, રહાસ, રેહ, કલાટ ( કાલ્લ ) એવાં નામથી ઓળખવામાં આવે છે. જેમ ખારીમાં ગંધકિતનો પણ બોધ થાય છે તેમ આ નામોથી સાદા મીઠાવાળી જમીનોને સંબોધવામાં આવે છે. ક્ષાર જમીનમાં પ્રયોગ કરી જોતાં ત્યાં ગંધકિત મળી આવ્યું હતું. વોએલકર માને છે કે રેહ જમીનોમાં મુખ્યત્વે કરીને અશુદ્ધ સિંધુ કર્બિત તથા ગંધકિત, સાદુ મીઠું અને ખટ ( કૅલશિયમ ) અને મગ્ન ( મેગ્નેશિયમ ) એ ખાર હોય છે.

સિંધુ અને પાલાશનત્રિત અનેકવાર લાભકારી માનવામાં આવે છે. કેટલીક જમીનોમાં તો ખાર એટલો બધો હોય છે કે તેમાં પાક થઇ ન શકવાથી તે પડતર રહે છે. કેટલેક ઠેકાણે ખાર જમીનપર ફાટી નીકળે છે, ત્યારે તે સફેદ દેખાય છે. છતાં જમીન સફેદ હોય કે ન હોય તેના પેટમાં ખાર હોય તો તે પાકને હાનિ કર્યા વિના રહેજ નહિં. કપડાં ધોવાની ખારી માટીને ( ફુલ્લર્સ અર્થ ) ખોટી રીતે સજ્જીમાટી કહેવામાં આવે છે. કેમકે તેમાં સોડ હોતો નથી.

ક્ષારની ઉત્પત્તિ:—જમીન પર ખાર કેવી રીતે ફાટી નીકળે છે તે વિષે અનેક જાતના મત પ્રદર્શિત થયા છે. આ ખારનો ઉલ્લેખ સૌથી પ્રથમ સ્લીમને કર્યો. તેનો અભિપ્રાય હાલના અભિપ્રાયથી ઘણો ભિન્ન નથી. પણ રાઇલે તે વિષેનો ઉલ્લેખ કર્યો નથી એ આશ્ચર્ય છે. યમુના નદીની પશ્ચિમ નહેરની બાજુ પરની જમીનોમાં ખાર પેદા થતો હોવાથી તે ખેડવા માટે નકામી થઇ પડી હતી. આથી ખાર કેવી રીતે બને છે અને નહેર સાથે તેને કંઇ સંબંધ છે કે કેમ તેની તપાસ કરવા સન ૧૮૭૬ માં એક કમિશન નીમવામાં આવ્યું હતું. તે કમિશને જે હેવાલ લખ્યો હતો તેમાં નીચેની માહિતી મળે છે:—

વનસ્પતી ઉગવાથી તેમ જમીન ખેડવાથી તેમાંના દ્રવ્યો વીખરાઈ જવાથી ખાર ઉત્પન્ન થાય છે. સિકિતાંબર ( સિલિકેટ ) ઉષ્ણતા, હવા, પાણી તથા કબામ્લ એ સર્વેનું પૃથક્કરણ થઇને પાછી તેની પુનર્ઘટના થતાં અલ્કમય ક્ષાર બને છે. જમીનોને

રૂપાંતર બનાવતાં તેમાં અન્ય દ્રવ્યો બને છે. અને સિંધુ કર્બિત દ્રવ્ય નાશ પામે છે. જમીનમાં ચૂનો હોય ત્યારે આ વધઘટ સહેજે દેખાઈ આવે છે. ફળ-દ્રુપ જમીનોમાં કર્બિત ઘણા ઓછા પ્રમાણમાં મળી આવે છે. ખારી જમીનોમાં દ્રવશીલ સિંધુ ક્ષાર ૫ ટકાથી વધુ પ્રમાણમાં ભાગ્યેજ મળી આવતો હોય. [illegible] અડધું તો કર્બિત હોય છે. જે જમીન-માં ૧ ટકા જેટલું સિંધુ કર્બિત હોય છે તેમાં અનાજ [illegible] છે. પણ આ પ્રમાણ ૨ ટકા જેટલું હોય ત્યારે તે [illegible] માટે નુકસાનકારી થઈ પડે છે. ખારી વન-સ્પતિ [illegible] થતો નથી. કેટલીક વાર તો જમીનના પૃષ્ઠ ભાગ પરના માટીના થરમાં આ ખાર ૨ થી [illegible] ટકા જેટલો પણ મળી આવે છે. પછી વરસાદ [illegible] પાણીની પીગળી તે જમીનમાં ઉંડે [illegible] છે. કેટલોક ભાગ ઊપર પણ જામી રહે છે. [illegible] જ્યાં પાણી અંદર [illegible] નથી ત્યાં પાણી સાથે આ ખાર [illegible] માટે તે કંઈક લાભકારી થઈ [illegible] રાખેલા હોય છે. પછી [illegible] પાણીમાં આ ખાર પીગળીને વહેતા [illegible] આ ચરોમાં વહી જાય છે. એટલે [illegible] જમીનમાં ખાર ઓછા પ્રમાણમાં સિલક [illegible] જમીનમાં પાણી ઉંડે ઉતરી શકતું [illegible] થવાનો પુષ્કળ સંભવ હોય છે. [illegible] (૧) વચ્ચે વચ્ચે ઉત્પન્ન થતો ગરમ [illegible] ઝાડ ન હોવાથી છાંયડાના [illegible] હોય ત્યારે ઢાળ પદ્ધતિ.— [illegible] હોય ત્યારે જમીન ઉપરથી [illegible] ) જમીનમાં રહેલા મૂળ દ્રવ્યોના [illegible] (આ) જમીનની કુદરતી સ્થિતિ ( [illegible] માટી—પુષ્કળ રેતી કે ચૂનો વગેરે ) [illegible] (૨) જમીન ખેડાતા તથા તે પછી લાંબા કાળથી [illegible] અસર એથી કરીને (અ) તથા [illegible] વધુ ઓછી થાય છે. આથી તે જમીન [illegible] ખારના ઘાતુક થર બને છે.

[illegible] તથા કેશાકર્ષણથી થતી [illegible]—ક્રમ ખાર જમીનમાં ફેલાય છે અને તે [illegible] પૃષ્ઠ ભાગ પર ઉભરી નિકળે છે. [illegible] પર જામેલું પાણી જલદી બ્હાર નીકળી જાય [illegible] ન હોય અને જમીન જલદી સૂકાતી હોય તો [illegible] કેશાકર્ષણ થવાનો પૂરો સંભવ રહે છે.

[illegible]:—રેહખારવાળી જમીન-માં [illegible] ચૂનાનો ખાર વાપરવાની શોધ ડૉ. બ્રાઉને કરી છે. જ્યારે હાનિકારક ગંધકિત અને કર્બિત ચૂનાના દ્રવક્ષમ ખારમાં ભેળ થાય છે (દાખલા તરીકે ચૂનાનું નાત્રત ) ત્યારે તેમનું પૃથકકરણ થઇ ચૂનાનું કર્બિત અને ગંધકિત બને છે તેજ વખતે સિંધુ નત્રિત પણ તૈયાર થાય છે. ચૂનાનું કર્બિત પાણીમાં પીગળતું નથી તેમ તે વનસ્પતિને નુકશાન પણ કરતું નથી. સોડા તથા ચૂનાના નત્રિત ( સિંધુ અને ખટ નત્રિત ) વનસ્પતિને જોઇતું નાત્રત પુરૂં પાડે છે. સિંધુ નત્રિતથી ખારનું પૃથકકરણ થઇ ખટ ગંધકિત હવામાંથી અમ્ન શોશી લેછે તે વેળાએ નત્ર બને છે. સિંધુ કર્બિત સેંદ્રિય દ્રવ્ય આદ્રવ્યમાં મળ-વાથી ખટનત્રિત બને છે. ડૉ. બ્રાઉને આકડાનાં (કૅલો ટ્રેપિસ જાયગૅન્ટી ) ઝાડ ખેતરમાં ખાતર તરીકે ઉપયોગમાં લઇ શકાય છે એવી પણ શોધ કરી છે. કેમકે તેમાં રહેલા નત્રનો ચૂના સાથે ( કાળી જમીનોમાં આ ચૂનો હોય છે ) સંયોગ થવાથી તેમાંથી સિંધુ કર્બિત એ નિરૂપદ્રવી પદાર્થ બને છે. ખટ નત્રિત વિષેનો ડૉ. બ્રાઉનનો અભિપ્રાય સેન્ટરે માન્ય રાખ્યો છે. ઉસર જમીનમાં રહેતા સિંધુકર્બિત દ્રવ્યને નિરૂપદ્રવી બનાવવામાં ખટગંધકિત ( જીપ્સમ ) ઉપયોગી થઇ પડે છે એ શોધ પણ તે પછી જલદી સિદ્ધ થઈ ચૂકી. રેહજમીનમાં જો સિંધુ ગંધકિત હોય તો ખટ ગંધકિતથી લાભને બદલે હાનિ થવાનો વધારે સંભવ હોય છે. ભિન્ન ભિન્ન વનસ્પતિનું વાવેતર કરી તથા તેપર અનેક પ્રયોગો કરી લેદરે એમ સાબીત કર્યું છે કે કોઈ પણ જાતના સિંધુ ખાર કરતાં સિંધુ કર્બિતજ વનસ્પતિને માટે વધુ હાનિકારક હોય છે. આ હાનિકારક સિંધુ-કર્બિતના ગુણ ધર્મ દર્શાવનારો તેનો પ્રયોગ અત્યંત બોધપ્રદ છે. માટીમાં કેટલીક એવી જાતો હોય છે કે જે પાણીમાં પીગળતી નથી. કપડામાંથી આ પાણી ગાળો તો નીચે ડાળાયેલું પાણી ટપકશે અને કપડાં પર માટીનો થર જામશે. પછી પાણી ટપકતું અટકી જશે. જે માટીમાં સિંધુ કર્બિત મોટે ભાગે હોય તેનો આ ગુણધર્મ છે. તે સામે ઈલાજની યોજના માટે પ્રયોગ કરી જોતાં એમ દેખાઇ આવ્યું કે, સફેત અલ્કનું કાળા અલ્કમા રૂપાંતર કરવું તથા માટીમાં ન પીગળવાનો જે દોષ છે તે કાઢી નાખવો, એવી ક્રિયાથી કઠાર જમીનો પાક લાયક બનાવવા માટે રસાયનિક ખાતર તરીકે ફુલનાર ( જીપ્સમ ) દ્રવ્ય વાપરવું. હવા તથા માટીની પરિસ્થિતિને અંગે જો રેહમાં સિંધુ કર્બિત ભળેલું હોય તો તેથી પાણી ન ટપકે તેવો થર અવશ્ય બનશે. આ થર નજરે પડે તેટલો જાડો ન હોય તો જોતે પૃષ્ઠભાગ પર જામ્યોજ હોય તો ટુંકમાંજ ખારનો કઠણ થર દ્રષ્ટિગોચર થયા

વિના રહેશે નહિં. રાસાયનિક ઘટના મુજબ જમીનની સ્વભાવિક સ્થિતિમાં ફેરફાર થવા પણ અત્યન્ત જરૂરના છે.

આ પરથી દેખાઈ આવશે કે, આવા પિગળનારા ખટ (ચૂનાના) ખારથી જમીનપર કંઈક રાસાયનિક પ્રયોગ કર્યા શિવાય અથવા ઝાડ રોપવા માટે ઊંડાં ખાડા ખોદી તેમાં બીજી માટી નાંખ્યા શિવાય આ છિદ્ર વિનાના થરની નીચે પાણી પહોંચવું અશકય થઇ પડે છે.

ઝાડની ઉછેર સારી હોય તો તેમની આજુ આજુએ બીજી વનસ્પતિઓ પણ સારી રીતે ઉછરી શકે છે. એમ કહેવામાં આવે છે તેનું કારણ એ હોવું જોઇએ કે, આવા ઝાડો માટે ખોદેલા ખાડા પૃષ્ઠ-ભાગ પરના પીગળનારા ખારને ઘસડી જતા પાણીને માર્ગ તરીકે સારા ઉપયોગી થઈ પડતા હોવા જોઇએ.

કર્બિતના દુષ્પરિણામ કાઢી નાંખવા તેના નિર્ગુણીકરણ માટે આવશ્યક ગણાતા વજનનું ફુલનાર (જીપ્પ્સમ ખટગંધકિત) આખુંને આખુજ ખાતર તરીકે વાપરવાની જરૂર નથી. કેમકે, એક તો પાણી વિના ફુલનાર નકામા છે વળી જ્યાં કર્બિત ન હોય તેવા ઠેકાણે તેની જરાય આવશ્યકતા નથી. તે જમીનમાં પાણી ઝરાવવાનું કામ કરે છે અને તેથી તેન્નો જમીનને સહેજે ફાયદો મળી જાય છે. જમીનના અંદરના પડમાંથી પાણી સ્વાભાવિક રીતે વહી જતું ન હોય તો ફુલનાર ખાતરનો ઉપયોગ કરતાં પહેલાં પાણી વહે તેવી સગવડ કરવી જોઇએ ફુલનાર ખાતરવાળી જમીનમાં ખારી વનસ્પતિ (સીલ્ટવાર્ટ) અથવા તેવી જમીનમાં સામાન્ય પણે જે ઝાડ ઉછરી શકતાં નથા તેવાંજ ઝાડો લગાડવાં એટલે જો તે ઝાડ ઉગી નીકળે તો જમીનમાં રહેલો હાનિકારક ખાર નીકળી ગયો છે એમ સાબીત થાય છે. પછી મોઘું પડતું ફુલનાર વાપરવાની જરૂર નથી.

અ મે રિ કા નો અ નુ ભ વ:—આને માટે અમેરિકામાં ઘણા પ્રયોગો કરવામાં આવ્યા હતા. તથા ત્યાંના શાસ્ત્રજ્ઞોને પણ હિંદના જેવોજ અનુભવ થયો હતો. માત્ર તે બન્નેના અનુભવમાં ફેર એજ હતો કે, અમેરિકાના આ પ્રવિણો પોતેજ સરકારી અમલદાર હોવાથી અલ્કથી નિરૂપયોગી થઇપડેલી જમીનો પાક લાયક કેમ બનાવવી તે વિષેના પ્રયોગ કરવા પડતા અને પ્રયોગોથી જે અનુભવ મળ્યો તે તેમણે તરત વ્યવહારમાં મૂકયો. આથી પરિણામ એ આવ્યું કે ત્યાંની અફાટ પડતર જમીનો ક્રમે ક્રમે પાક લાયક થઇ પડી.

ખા રી જ મી ન સુ ધા ર ના રી વ ન સ્પ તિઃ— ખારી જમીનને પાક લાયક બનાવવામાં કેટલીક જાતની વનસ્પતિનો ઉપયોગ કરી શકાય તેમ છે. ખારી જમીન પાક માટે હાનિકારક છતાં તેમાં અમુક જાતના ઝાડ ઉગે છે એટલુંજ નહિં પણ કદાવર થાય છે. ખારી વનસ્પતિ તે એજ ઝાડો. જેથી ખારી જમીનને પાક લાયક બનાવવી હોય તો આવી વનસ્પતિ ત્યાં ઉગવવાથી તે જમીનમાંનો નિકારી ખાર શોષણ કરી લેશે.

ચોમાસાં પછી ખારી જમીનોમાં જનાવરો ચારવાનો રિવાજ છે, આ રિવાજ જો અમુક વર્ષ સુધી બંધ રાખવામાં આવે તો ચોમાસામાં આવી જમીનમાં વનસ્પતિ ઉગી શકશે. અન્ય પ્રકારની વનસ્પતિ અથવા ગાયો સુદ્ધાં ઢોર ચારવામાં નથી આવતાં તેવી જમીનમાં ઉગશે અને થોડાં વર્ષમાંજ તેમાંનો ખાર નિકળી જશે. આવી જાતના પ્રયોગ કરવામાં આવ્યા અને તે સફળ પણ થયા છે. આવી રક્ષત જમીનોમાં પ્રથમ ખાર-ઉસર (સ્પોરા બોલસ ઍરેબિકસ) નામનું ઘાસ ઉગે છે. તે પરથી આ ઘાસ ખારવાળું હોવું જોઇએ. આ ઘાસ જો કે તાપથી જમીનનું રક્ષણ કરી શકતું નથી પરંતુ ઢોરોને ખવડાવવામાં તેનો ઉપયોગ થાય છે. જમીન સુધરતી જાય તેમ તેમ ઘાસની બીજી જાતો ડાબ (એરેગ્રોસ્ટિસ સાયનો સુરૉઈડેસ), દુબ (સાયનાડોન ડેકિટલોન) બટ (ડાયપ્લેકને ફુસ્કા) અને (એન્ડ્રોપોગાન ઍનુલેટસ) વગેરે ઉગવા લાગે છે. ઢોરોનાં ઘાસની ઘણીજ જરૂર હોવાથી જમીનને પાક લાયક બનાવતાં પ્રથમ કઈ જાતનું ઘાસ ઉગવવું તે જાણવું અવશ્ય છે. હિંદમાં ખારી વનસ્પતિઓનું સંશોધન હજીય થયું નથી એ દિલગીરી ઉપજાવનારૂં છે. કેમ કે જમીન સુધારવામાં આવી વનસ્પતિઓ લાભદાયી થઈ પડે છે. ઓસ્ટ્રેલિયન ખારી વનસ્પતિ અહિં સ્થાઇ કરવાના છૂટા છવાયા પ્રયાસ અહિં થયા છે. પરંતુ હિંદમાં અન્ય દેશો કરતાં વિપુલ પ્રમાણમાં ખારી વનસ્પતિ મળે છે છતાં આપણા ખેતીવાડી ખાતાના અમલદારોએ તે પ્રત્યે હજી ધ્યાન આપ્યું નથી.

અશુદ્ધ સિંધુ કર્બિત (બરિલા) પેદા કરવા માટે પંજાબમાં આ વનસ્પતિનો ઉછેર કરવામાં આવે છે. પણ 'ઉસર' જમીન પાક લાયક બનાવવામાં તેમાંની એ કેમ ઉપયોગમાં લેવામાં આવી નથી. અત્યંત ખારવાળી જમીનોમાં ઉગનારી વનસ્પતિ તથા સામાન્ય પ્રમાણ કરતાં જરાક વધારે પડતો ખાર હોવાથી ન ઉગનારી વનસ્પતિ એ બે

વચ્ચોના ગાળામાં કેટલીય જાતની વનસ્પતિયો મોજુદ હશે. આવી વનસ્પતિ પર કાળજી પૂર્વક પ્રયોગ કરી કઈ વનસ્પતિ વધુ ખાર મીસી શકે છે અને કઇ વનસ્પતિ કેટલો ખાર ખમી શકે છે તે નિશ્ચિત કરવું જોઇએ. તથા તે મુજબ ખારી જમીનો પાક લાયક બનાવવા તે તે વનસ્પતિઓનો ઉપયોગ કરવો જોઇએ પ્રયોગ કર્યાવિના સર્વે વનસ્પતિઓ સરખાજ પ્રમાણમાં ખાર ચુસતી હશે એમ ધારી લેવામાં તથ્ય નથી. દાખલા તરીકે બાવળનું ઝાડ (ઍકેશિયા અરેબિકા) પીંપળો (બ્યુટિયા–ફ્રૉન્ડોસા) સાગ (ડેલ્બર્જીયા સિસૂ) વગેરે ઝાડો ખાર ચુસનારા છે. પણ આ ઝાડોની જાતના ઝાડ બીજી કોઈ પણ જાતના ઝાડો કરતાં ખાર વધારે ના પસંદ કરે છે. આ ઝાડ ખારી જમીન સુધારવામાં ઉપયોગી થઇ પડતા હશે, પરંતુ જે ઝાડો પસંદ કરવા જોઇએ તેમાં તે ઉત્તમ જાતના છે કે કેમ ?. વળી જો તે ઉપયોગી અને સગવડવાળાં હોય તો તેમને ક્યારે રોપવાં તથા તેમના પહેલાં, તેમની સાથે અને તેમની પાછળથી કયા ઝાડો રોપવા એ સવાલનો વિચાર કરવો હિંદની જમીનના હિતની દ્રષ્ટિએ અત્યંત મહત્વનું છે. પરંતુ તે વિષે સમાધાનકારક વિચાર હજી થયો નથી. જમીનમાં પાક કરવામાં અથવા જંગલ ઉછેરવામાં હિંદમાં પ્રયોગો થાય છે તેમાં મુખ્ય ઉણપ એ રહે છે કે, ઉપજ ઓછા પ્રમાણમા હોય તેની હરકત નહિં પણ પાક જલદી ઉતરવો જોઇએ એવી ઈચ્છાથીજ પાક કરવામાં આવે છે.

સોડાના ઔદ્યોગિક ઉપયોગ:–હિંદમાં લગભગ દરેક ઠેકાણે સોડા મિશ્રિત માટીને ધોઈને તેમાંથી ઓછા કે વધતા પ્રમાણમાં શુદ્ધ કર્બિત કાઢી લેવામાં આવે છે. દક્ષિણ હિંદમાં (સાલેમ માઈસોર વગેરેમાં આ ધંધો મ્હોટા પાયા પર કરવામાં આવતો. તેમ તે હવે પછી મ્હોટા પ્રમાણમાં શરૂ થશે એવી આશા રખાય છે. ખારી જમીનમાંથી સજ્જી અથવા રાસી સિંધુ કર્બિતની બન્ને જાતિ બનાવવા માટે બિહાર સંયુક્ત પ્રાંત અને બીજા પ્રાંતોને પરવાના આપવામાં આવતા હતા પણ તેનો હેતુ સરકારી વસુલમાં ખોટ ન જાય એવી સંભાળ રાખવાનો હતો. કેમકે સોડા બનાવી તેને શુદ્ધ કરવામાં સ્હેજે પુષ્કળ પ્રમાણમાં મીઠું તૈયાર થાય છે. વરાડમાંના લોણાર સરોવરમાંથી શુદ્ધ કર્બિત ઉપજાવવામાં આવે છે. સરોવરના કેટલાક ભાગોમાં ડુબકી મારી જોતાં મિશ્રખારના ગાંગડાં જડે છે. છતાં તેનું પાણી સૂકવતાં તેમાંથી સિંધુ કર્બિત જ મુખ્યત્વે મળી આવે છે. આનાં જુદાં જુદાં સ્થાનિક નામો છે. બે પડમાં સોય જેવા સ્ફટિક હોય છે તેને 'ડલ્લા' કહે છે. 'કુપ્પલ' એ એક પાતળો ડલ્લો હોઇ રંગે લાલ હોય છે. પાપડી કે પ્રાપી એ સફેત રંગનું ખારૂ ફીણુ છે. જમીનના ખારમાંથી અથવા ખારા તળાવના પાણીમાંથી ગંધક અમ્લની મદદથી ઉપજાવેલા મિશ્રિતખારમાંથી (આમાં ગંધકનુ પ્રમાણ વધારે હોય છે) સૉલ્ટ કેક એટલે સિંધુ ગંધકિત બનાવી શકાય તેમ છે. તથા ચૂનો અને કોલસા સાથે ભઠ્ઠીમાં બાળી તેનો સોડાભસ્મ (સોડાએશ) બનાવવામાં આવે છે. સંયુક્ત પ્રાંતમાં આવા ખાતે રેહ જમીનના થરોનાં કાચ કે મણી બનાવવામાં ઉપયોગ થઇ શકે કે કેમ તે વિષે સન ૧૮૮૦ માં પ્રયોગ કરવામાં આવ્યા હતા. તે માટે ખાસ વેનિસથી જોઈતા સાધનો મંગાવવામાં આવ્યાં હતાં. તે વખતે કાચકામમાં અલ્કનો ઉપયોગ થઇ શકે કે કેમ તે વિષે નીચેનો અનુભવ ટાંકવામાં આવ્યો હતો.

(અ) અલ્કમાં રહેલા અશુદ્ધ દ્રવો ઉચ્ચ પ્રકારની સફેત કાચ બનાવવામાં હરકત કરે છે (આ) જેથી શુદ્ધ અલ્ક બનાવવાના કારખાના ખોલવા અવશ્ય થઈ પડે છે; (ઈ) સારી જાતના મણિ બનાવી શકાય છે. પરંતુ તે પરદેશથી આવતા મણિ કરતાં સસ્તા પડશે કે કેમ તે વિષે શક રહે છે. બહોળા પ્રમાણમાં આ ધંધો શરૂ કરવામાં આવે અને ઉત્તમ વ્યવસ્થા રાખવામાં આવે તો કાચ ઉદ્યોગમાં સારા સુધારા થઇ શકે તેમ છે. જ્યાં સોડાના થર મળી આવે છે ત્યાં કાચનો અને ખાસ કરીને બંગડી બનાવવાનો ઉદ્યમ ચાલુજ હોય છે. દેશી લોકો રેહ અને સજ્જીનો અનેક રીતે ઉપયોગ કરે છે. લાખ તથા કમ પીગળાવવામાં રેશમ તથા સુતરાઉ કાપડ રંગાવવામાં તેમ કુસુંબાના ફુલમાંથી કુસુંબી રંગ કાઢવામાં તેનો ઉપયોગ થાય છે. રેશમી, સુતરાઉ અને ઉનના કપડાં ધોવામાં પણ તે વપરાય છે. તેમ ફરૂકાબાદમાં તાગમાંથી દેશી કાગળ બનાવવામાં તે ઉપયોગમાં લેવાય છે. આ બન્ને ખાર સાબુમાં વપરાય છે. ખાંડ બનાવવા માટે જ્યારે શેરડીનો રસ ઉકાળવામાં આવે છે ત્યારે તેમાંના સેંદ્રિય અમ્લમાં રવા માટે (નિર્ગુણીકરણ કરવા માટે) સફેત રેહ છાંટે છે. તેમ તમાકુમાં તેનું વજન વધારવાના હેતુથી રેહ ભેળવે છે. આર્યવૈદ્યક આ ખારને પાચક ગણે છે. હિંદના માટીકામની કળા સુધારવા વિષે જો કે પ્રયોગો થયા છે. છતાં તેના વાસણ બનાવવામાં સિંધુ કર્બિતનો ઉપયોગ કરવા તરફ હજી ધ્યાન અપાયું નથી. લગભગ ૭૫ વર્ષ

પહેલાં બંગાળમાં કાલગાંગખારી, સાબુન મીટ્ટી, રોટસ માટી, મૌલમેન તથા સીંગાપુરી માટી વિષે ઘણા પ્રયોગો કરવામાં આવ્યા હતા. તેમ માટીના વાસણ પર જીલઇ કરવા વિષે પણ કેટલાક પ્રયાસો થયા હતા.

૬. સંચળઃ–સ્થાનિક બજારોમાં તે એક મહત્વની વસ્તુ ગણાય છે. ઉત્તર હિંદમાંના ભિવાની તથા હિસ્સર ગામોમાં તે બનાવવામાં આવે છે.

આમળાં અને હરડા સાથે સાદા મીઠાને અને સજ્જીને તે પીગળે ત્યાં સુધી શકે છે. એ રીતે જે પદાર્થ બને છે તે ઔષધી કામોમાં વપરાય છે. ડૅા. વાર્થની શોધ મુજબ સિંધુ ગંધકિત એ આ પદાર્થનો એક આવશ્યક ઘટક છે. સાદું મીઠું, સિંધુગંધકિત, સિંધુ કર્બિત તથા સેંદ્રિય દ્રવ્યોને બદલે સાકર મેળવી આ પદાર્થના નમૂના બનાવવામાં આવ્યા. ત્યારે જણાઈ આવ્યું કે ન પીગળનારા સિંધુ ગંધકિતનું પ્રમાણ ૧ થી ૩ ટકા સુધી વધી પડે છે તેમ ઔષધિની દૃષ્ટિએ તેમાંથી વધુ ગુણકારી ક્ષાર બને છે. અને તેનો મૂળ ગુલાબી રંગ બદલાઇને તે હિંગુળ જેવો રાતો ચોળ થઈ પડયો. ૧૫ ટકા ગંધકિતમાંથી જાંબુડા રંગનો ક્ષાર બન્યો. આ સઘળાં ગંધકના મિશ્રણવાળા ઉચ્ચ ખારોનો વાસ અપાનવાયુ જેવો હોય છે. તેમ તેના ધર્મ દેશી ખારના જેવાજ રાસાયનિક હોય છે. આની ભઠ્ઠીમાં દેશી લોકો જે જંગલી ફળ નાંખે છે તેનો કોઇનો ઉપયોગ હોતો નથી. કેમકે તે બળવા લાગે છે ત્યારે તેમનું રૂપાંતર શુદ્ધ કર્બિતમાં થાય છે અને તેમાંના ગંધકિતમાંનો પ્રાણવાયુ નાશ થઇ તે ગંધકિતની બનાવટમાં ઉપયોગી થઈ પડે છે. સંચળમાંનુ મુખ્ય દ્રવ્ય તે આ બનાવટજ હોય છે.

૭ ફુલી—સિંધુ કર્બિતનો આ એક પ્રકાર છે. આ દ્રવ્ય ચંગઠણ, રૂપશુ તથા નુબ્રાથી લેહખાતે આણવામાં આવે છે. કડક ચહા બનાવવામાં આનો ઉપયોગ કરવામાં આવે છે. કાશ્મિર, કુલ્લુ અને દક્ષિણ હિંદુસ્થાન તરફ તે મોકલી આપવામાં આવે છે. ભોતીયા લોકો કપડાં ધોવામાં તથા ઉનને રંગવામાં તેને વાપરે છે. સાધારણ રીતે ૫૦ થી ૧૨૦ ટન જેટલી આ માલની આયાત હોઈ તેની સરાસરી કિંમત (૧૫ વર્ષ પહેલાં) દરમણે ૬૧૦ રૂા. જેટલી હતી.

૮. સજ્જીખાર (બેરિલ્લા) એ અશુદ્ધ સિંધુ કર્બિત પદાર્થ છે. તેની ચર્ચા સ્વતંત્ર રીતે કરવામાં આવશે.

૯. ટાંકણખાર–અંગ્રેજીમાં આને બોરેકસ અથવા સોડિયમ બાય–બોરેટ કહે છે. તેની ઘટનાદર્શક સંજ્ઞા (સોડિયમ બાય બોરેટ) સિંધુ દ્વિટંકિત એવી છે. તે વિષે આગળ ઉપર સ્વતંત્ર રીતે માહિતી આપવામાં આવશે.

૧૦. દાહક સિંધુ–કૅાસ્ટિક સોડા. આજકાલ તે પરદેશમાંથી પુરૂં પાડવામાં આવે છે. એક કાગળના કારખાનામાં 'રહે'માંથી આ પદાર્થ ઉપજાવવાના પ્રયોગ કરવામાં આવ્યા હતા. પરંતુ તેના પરિણામની માહિતી મળી નથી.

વિજળીના પ્રયોગથી સાદા મીઠાનું પૃથક્કરણ કરી તેમાંથી દાહક સિંધુ તથા હરવાયુ છુટા પાડી શકાય છે. અમેરિકામાં આ પ્રયોગ ઉલટપૂર્વક ઉપાડી લેવામાં આવ્યા છે. આમ સાદાં મીઠાનું પૃથક્કરણ થવાથી આ અલ્ક દ્રવ્ય સાબુ તથા કાગળના ઉદ્યમ માટે સસ્તે ભાવે મળી શકે તેવી અનુકૂળતા થઈ છે. કેમકે મીઠું (સિંધુ હરિદ) ગમે તેટલું મળી શકે છે. હિંદને માટે આ શોધથી એ લાભ છે કે, આ પદ્ધતિમાં ગંધક અમ્લની જરાય જરૂર હોતી નથી. તે વિના લેબ્લેકની પદ્ધતિ મુજબ સોડાભસ્મમાં સાદું મીઠું અથવા રેહ ઉપયોગમાં લઇ શકાતું નથી. જેથી આ શોધ થતાં પહેલાના કાળમાં રાસાયનિક ઉદ્યોગમાં હિંદની પ્રગતિ થવાની જરાય આશા નહતી.

૧૧. સિંધુ હરિદ અથવા મીઠું:— સ્વતંત્ર લેખ જુઓ

૧૨. સિંધુ ગંધકિતઃ—આ ખાર ગ્લોબર્સ સોલ્ટને નામે પ્રસિદ્ધ છે. હિંદમાં તેને ખારી કે ખારિનમ એ નામે ઓળખવામાં આવે છે. આ ખાર રેહનો ઘટક ભાગ છે. સિંધુ કર્બિત બનાવવામાં તે યોજાય છે. લેબ્લેકની સોડા બનાવવાની પદ્ધતિમાંનું પ્રથમ પગનુ એટલે આ ખારની બનાવટ એજ હતી. એટલે જ્યાં જ્યાં જમીનના થરમાં આ ખાર મળી આવે છે ત્યાં ગંધક અમ્લ વાપર્યા શિવાય પણ લેબ્લેની આ પહેલી પાયરી સુધી સહેજે પહોંચી શકાય છે.

હિંદમાં તાપનું બાષ્પી ભવન કરી એટલે બનાવટ ઉષ્ણતાની મદદથી અશુદ્ધ સોરા બનાવવામાં આવે છે. એ પદ્ધતિથી રેહ માટીમાંથી પણ આ ખાર ઉપજાવવામાં આવે છે. પણ તે બન્ને પ્રયોગોમાં માટીના ગુણ ધર્મ ભિન્ન હોય છે. સાહિત્ય ગળણી બાષ્પ પાત્ર (બોઇલર્સ) થાળી વગેરે એકજ જાતના હોય છે. ખારવાળા પાણીની વરાળમાંથી ખાર વેગળો પાડવા માટે બાષ્પપાત્રો તથા ચૂનાની

થાળીઓ વાપરે છે. આ પાત્રોનો ઉપયોગ બિહાર પ્રાંતમાં અને ચૂનાની થાળીઓનો ઉપયોગ સંયુક્ત-પ્રાંતમાં થાય છે. કેમકે બહાર કરતાં સંયુક્ત પ્રાંતની હવા સૂકી અને ઉષ્ણુ હોવાથી તે અનુકૂળ થઈ પડે છે.

ઔદ્યોગિક કામોમાં ઉપયોગ:—પટના ખારી (બિહારની ખારીને પટના ખારી કહે છે)નો ઉપયોગ કાચા ચામડાં પકવવામાં તેમ જનાવરોને જુલાબ આપવામાં થાય છે. આ ખારમાં સિંધુ હરિદ (સાદું મીઠું) ઘણુજ ઓછા પ્રમાણમાં હોય છે. પૂર્વ તરફના પ્રદેશોમાં પણ તાપથી પાણી સૂકવીને તેમાંથી જે ખાર કાઢવામાં આવે છે તેનો ઉપયોગ જનાવરોને રેચ આપવા માટે કરવામાં આવે છે. પણ તેમાં ૨૦ થી ૩૦ ટકા જેટલું (કયારેક તેથી પણ વધારે) સાદુ મીઠું હોય છે સિંદુ હરિદ એટલે સાદા મીઠાં કરતાં સિંધુ ગંધકિતજ ચામડા પકવવામાં વધુ ઉપયોગી હોય છે. કેમકે સાદા મીઠામાં એક એવો દોષ હોય છે કે તે હવામાંનું પાણી ચુસી લઈને ચામડાને નરમ બનાવે છે. આથી કરીનેજ સંયુક્ત પ્રાંતના ખાર (ચમડાખારી) કરતાં બિહારના ખાર માટે હંમેશ વધારે માગણી હોય છે. દત્તના અભિપ્રાય મુજબ ઉત્તર કાળના સંસ્કૃત ગ્રંથકારોએ "ક્ષારિ લગાડવી" એ શબ્દ ચામડા પકવવા માટેજ વાપર્યો છે. હિંદમાં બનતો ખાર અશુદ્ધ હોય છે.

ઉપલા વિવેચન પરથી જણાઇ આવશે કે અલ્કલી બનાવવાના કે તેને શુદ્ધ કરવાના આધુનિક શાસ્ત્રીય પદ્ધતિથી ચાલતાં કારખાના હિંદમાં નથી. અને જે મોજુદ છે તે એક સદી જેટલા પછાત છે. વળી ત્યાં માત્ર સોરા જેવા પદાર્થોજ બને છે.

સંકુચિત અર્થમાં અલ્કથી અમ્ન (ઍમોનિઅમ), પાલાશ (પોટૅશિયમ), સિંધુ (સોડિયમ) અને આવ (લિથિયમ)ના ઉજ્જીવનો બોધ થાય છે. પણ વ્યાપક અર્થે જોતાં અલ્ક મૃત્તિકા એટલે ભાર (બેરિયમ), ખટ (કૅલ્શમ), સ્રાંત (સ્ટૉન્શિયમ), એ ઉજ્જીતોનો પણ તેમાં સમાવેશ થવો જોઇએ. (અમ્લ મૃત્તિકા જુઓ). વળી કેટલીક વનસ્પતિઓ બાળવાથી તેમની રાખોડીમાં અલ્ક પેદા થાય છે. ઍકોનિટાઈન, મોર્ફાઈન, ક્વિનાઈન વગેરે અલ્કો 'સેંદ્રિય અલ્ક' કહેવાય છે. અલ્કલીના મુખ્ય ગુણ એ હોય છે કે તે પાણીમાં પીગળે છે, અમ્લનું નિર્ગુણ કરણ કરે છે, સેંદ્રિય પદાર્થોને બાળે છે અને લિટમસ જેવી વનસ્પતિમાંથી ઉપજાવેલા રંગ ફેરવી નાંખે છે (વૅટ. ક. પ્રો.).

**અલ્કમૃત્તિકા:**—(અલ્ક લાઈન અર્થસ) જે ધાતુ અલ્ક મૃત્તિકાને નામે ઓળખાય છે તેમાં (૧) વિદુર (બેરિલિયમ), (૨) મગ્ન (મૅગ્નેશિયમ), (૩) ખટ (કૅલેશિયમ), (૪) સ્રાંત (સ્ટ્રૉન્શિયમ) અને (૫) ભાર (બેરિયમ) એ મૂલ દ્રવ્યો હોય છે. પ્રાચીન રસાયન શાસ્ત્રજ્ઞો મૃત્તિકા શબ્દનો ઉપયોગ પાણીમાં ન પીગળે તથા સખ્ત ઉષ્ણતાની પણ જે પર અસર ન થાય તેવા ધાતુ પદાર્થને માટે કરતા. અને તેમાંના કેટલાક પદાર્થો —દાખલા તરીકે કળી ચૂનોમાં—પુષ્કળ અંશે અલ્ક મળ્યું હોવાથી તેને "અલ્ક મૃત્તિકા" કહેવા લાગ્યા. ઇ. સ. ૧૮૦૭ સુધી અલ્ક મૃત્તિકાને મૂળ દ્રવ્ય તરીકે માનવામાંજ આવી હતી. પરંતુ સર હંફ્રે ડેવીએ પ્રયોગ દ્વારા સિદ્ધ કરી બતાવ્યું કે તે મૂળદ્રવ્ય નહિં પણ અનેક જાતની ધાતુઓના પ્રાણિદ (ઑકસાઇડસ) છે. આ વર્ગમાં સંકલિત થતી ધાતુ અસંયુક્ત સ્થિતિમાં કદી જડતીજ નથી. પરંતુ મુખ્યત્વે કરીને કર્બિત (કારબોનેટ્સ) અને ગંધકિત મૂ. પ્ર. સારણીના હોય છે. મૂ. પ્ર. સારણીના ઘટક પ્રાણિદ પાણીમાં પીગળતા નથી. આ દ્રવ્ય બળવત અલ્કમાં પ્રતિક્રિયા કરી મૂકે છે તેમ હવાના સંસર્ગને લીધે તે કર્બદ્વિપ્રાણિદ (કાર્બનડાય ઑકસાઇડ) નું શોષણ કરે છે વળી તે અનામ્લ (બેસિક) ધર્મી હોઇ અમ્લમાં સ્હેજે પીગળી જાય છે અને તે જાતના ક્ષાર રૂપ બને છે. આ મૂળ દ્રવ્યોના પરમાણુ ભારનો આંકડો જેમ જેમ વધતો જાય તેમ તેમ તેમના ગંધકિત પાણીમાં ઓછા પીગળવા લાગે છે એમ જોવામાં આવ્યું છે.

રાસાયનિક ધર્મોનો વિચાર કરતાં કેટલાક રાસાયનિક ગુણ ધર્મોમાં વિદુર એટલે બેરિલિયમ એ એક સ્વતંત્ર મૂલ દ્રવ્ય ગણાય છે. અને બીજા કેટલાક રાસાયનિક ધર્મોમાં તેસ્કુટ (એલ્યુમિનિયમ) ધાતુમાં વિલીન થાય છે. વિદુર અને મગ્ન ધાતુઓ નિર્જળ હવામાં અવિકૃત અને કાયમ રહે છે. પરંતુ ખટ, સ્રાત અને ભાર ધાતુઓ હવામાં સ્હેજે પીગળી જાય છે.

આ ધાતુઓના ખારના સારા સ્ફટિક (ગાંગડા) બને છે. તથા તેમના હરિદ (કલોરાઈડ) અને નત્રિત (નાઈટ્રેટ્સ) પાણીમાં પીગળે છે. પરંતુ કર્બિત સ્ફુરક (ફૉસ્ફેટ્સ) અને ગંધકિત (સાલ્ફેટ્સ) પીગળતા નથી. હિંદના અલ્ક મૃત્તિકા ઉદ્યોગની સ્થિતિની માહિતી અવશ્ય હોવાથી તે અહિં આપવામાં આવે છે;-

ભાર (બેરિઅમ) ધાતુના પ્રાણિદ અત્યંત દાહક, વિકારી અને અલ્કધર્મી હોઈ તેપર પાણીની ક્રિયા થાય તો તેનું ઉજ્જીન (હાઈડ્રેટ) બને છે. ભાર કર્બિત દ્રવ્યની હિંદમાં થતી આયાતનું પ્રમાણ ઘણું ઓછું હોય છે. યુરોપમાં અમુક પ્રકારની માટીના તથા કાચના વાસણ બનાવવામાં તેનો એક ઘટક દ્રવ્ય તરીકે ઉપયોગ કરવામાં આવે છે. વળી તેમાંથી મનોહર રંગ બનાવી શકાય છે. ફ્રાન્સમાં ' વીટ રૂટ' ની સાકર શુદ્ધ કરવા માટે ચુનાને બદલે આનોજ ઉપયોગ કરવામાં આવે છે.

ભારનત્રિત;—નત્રામ્લથી કર્બિતનું પૃથકકરણ કરી આ દ્રવ્ય ઉપજાવવામાં આવે છે. આતસબાજીમાં લીલા રંગ માટે તે વાપરવામાં આવે છે. ' એટિટાથીન ' નામના રંગમાં પણ ભારનત્રિતજ મુખ્ય દ્રવ્ય તરીકે હોય છે. આજ કાલમાં કેટલાક (અકસ્પ્લોઝીવ) સ્ફોટક દ્રવ્યો બનાવવામાં પણ સોરા ને બદલે ભારનત્રિતનો ઉપયોગ કરવામાં આવે છે.

ભારગંધકિત:—ભારના ખારમાં આ એક મહત્વનું દ્રવ્ય છે. તે ભૂગર્ભમાં મળી આવે છે. કર્નુળ જીલ્લામાં (મદ્રાસ) તે કાચમણિની (ક્વાર્ટ્ઝ) ની ધાતુમાં કાચા સીસા સાથે ભળેલું મળી આવે છે અને અલંગયમ (સાલેમ જીલ્લા) નજીકમાં કાચ મણિ સાથે તે મ્હોટા પ્રમાણમાં જડી આવે છે. તેમ મધ્ય પ્રાંતમાં જબલપુર તથા રેવા સંસ્થાનમાં ભાર ગંધકિત તાંબા સાથે મિશ્રણ રૂપે જડી આવે છે. રજપુતાનામાં તથા અજમેર તરફ તારાગડની સીસાની ખાણોમાં તે જડી આવે છે એમ પણ કહેવાય છે. હિંદમાં આ જાતની અલ્ક મૃત્તિકાના કારખાના નથી છતાં અહિંના બજારોમાં ભારગંધકિત વેચાય છે અને તે સફેતા (વાઇટ લેડ સીસાનું કર્બિત) તરીકે મોટા પ્રમાણમાં ખપે છે. તેમજ આર્ટ્રીડી મીણુ કાપડ બનાવવામાં પણ હિંદમાં તે છુટથી વપરાય છે. ઉપરાંત કાગલ બનાવવામાં તથા આતસબાજીની કેટલીક વાનીઓમાં પણ ભારનત્રિનને બદલે સોંઘી વસ્તુ તરીકે તે વાપરવામાં આવે છે.

ખટ તથા તેના ખાર:—એ વિષેની માહિતી ચુનાના લેખમાં આવી છે. સ્રાંત (સ્ટ્રૉન્શિઅમ):- કુદરતી રીતે પ્રાણિદ રૂપમાં મળી આવતું નથી. પણ કર્બિત કિંવા ગંધકિતને બાળી તેમાંથી તેને ઉપજાવવામાં આવે છે. સ્ત્રાંત ગંધકિત હિંદમાં બે ઠેકાણે જડે છે. સિંધમાં કિરથારની ચુના ખડીમાં તથા મીઠાના ડુંગરમાં સુરડાગની લાલ માટીમાં. યુરોપમાં ખાંડ સાફ કરવામાં ચુનાને બદલે આ કર્બિતનોજ ઉપયોગ કરવામાં આવતો પરંતુ હિંદમાં તો આ ધાતુ પરદેશથી આવેલા નત્રિત તરીકેજ ઓળખાય છે અને આતસબાજીમાં લાલ રંગની જ્વાલા ઉપજાવવામાં તેનો ઉપયોગ કરે છે. (વૅટ. કં પ્રો. એ. બી.)

**અલ્કાનેટ:**—એક જાતની આ વનસ્પતિ છે. દક્ષિણ ફ્રાન્સમાં તથા લિવાંટના કિનારાપર થાય છે. તે બૅરેજીનાસી વર્ગની હોઈ તેનાં ઘણાં નામો છે. અલ્કાન્ના કે અચુંસા ટિંકટોરિયા, આ નામો વનસ્પતિ શાસ્ત્રમાંના છે. પણ તે ઉપરાંત લૌકિક પ્રચારમાં ઑરચાનેટ, ડાયર્સ બુગ્લાસ, સ્પેનિશ બુગ્લાસ અથવા લૅંગ્વેડોકનું બુગ્લાસ એ નામો પણ ચાલુજ છે. તેના મૂળમાં એક જાતનો ઘણો સરસ લાલ રંગ હોય છે. આ રંગ ભિન્નભિન્ન દ્રવ્યો (અર્ક), તેલો, મદ્યો, કુર્બ (રોગણ) માં વપરાય છે. અલ્કાનેટ એ શબ્દ સ્પેનિશ અલ્કાના એ શબ્દનું લઘ્વાર્થ વાચક રૂપ છે. અાબી અલ-હેન્ના, હેન્ના એ તેનો વ્યુત્પત્તિ દર્શક શબ્દ હોઈ તેને ઇજીપ્શિ, પ્રિવેટ અથવા લૅાસોનિયા ઇંટરમિસ એમ પણ કહે છે. કૉન્સ્ટેન્ટિનોપલના અલ્કાનેટનો રંગ ટકાઉ નહિં હોય તો એ ચળકતો હોય છે. (એ. બ્રિ. લુઇ-મટી-મેડિકા મેક્ કુલ્લૉક્-ડિકસનરી ઑફ કૉમર્સ).

**અલ્કાંતારા**—બ્રાઝિલનું એક નાનકડું બંદર મેરાનહાવ સંસ્થાનમાં સાવ મારકૅાસના ઉપસાગરને પશ્ચિમ કીનારે મેરાનહાવ શહેરથી જળ માર્ગે સોળ માઇલને છેટે છે. અહિંનું બંદર સારૂં છે. ઉત્તમ ચોખા તથા કપાસ પાકે છે. અને દેશાવર રવાના થાય છે.

**અલ્કોદ**—રસાયન શાસ્ત્રમાં અલ્કોદ (અલ્કલૉઇડ) એ સંજ્ઞા હરેક જાતના સેંદ્રિય અનામ્લ પદાર્થને માટે વાપરવામાં આવતી આ અનામ્લ પદાર્થો (બેસેસ) નત્રજન્ય (નાયટ્રોજીનસ) હોઈ અમ્લ સાથે સંયુક્ત થઈ તે ક્ષાર રૂપ બની જાય છે. પરંતુ હાલમાં અલ્કોદનો અર્થ સંકુચિત થયો છે. હવે તો તે વનસ્પતિજન્ય અનામ્લનો ખ્યાલ આપી તેમાં કંઇક ઝેરી ધર્મનો વિચાર કરવા પ્રેરે છે. આ અનામ્લ પદાર્થો ઘણે અંશે મુખ્યત્વે કરીને દ્વિદળ વનસ્પતિ (ડાયકોટી લેડનસ) માંજ મળી આવે છે. તથા તે રેવસામ્લ (મેલિક ઍસિડ) જમ્બીરામ્લ (સાયટ્રિક ઍસિડ) દ્રાક્ષામ્લ (ટાર્ટરિક ઍસિડ) કે આવી જાતના અમ્લો સાથેજ ભળેલા હોય છે. તેનું નિષ્કાસન (એકસ્ટ્રેકશન) કરવા માટે જરૂર ની વનસ્પતિનો ભાગ પાતળા અમ્લથી શોષણ કરી જે થાય છે તેમાંથી (ફિલ્ટ્રેટ) અનામ્લનોનિપાત, પાલાશ, સિંધુ, ખટ, અથવા મગ્નના પ્રાણિદથી કરે

છે. એ રીતે અનામ્લ-અલ્કોદનું મિશ્રણ બને છે. આ મિશ્રણમાંથી અલ્કોદનું પૃથક્કરણ કરવા વારંવાર અંશભૂત ( ફ્રેકશનલ ) સ્ફટિકીભવન કરવું પડે છે અથવા તેમાંના અમુક ઘટકોનું પૃથક્કરણ કરવું પડે છે.

અલ્કોદની ઘટના ઘણી વિકટ હોવાથી તેમનું રાસાયનિક વર્ગીકરણ કરવું પણ અઘરું થઇ પડે છે. તેમાંય વળી પુષ્કળ અલ્કોદ હજી એવા છે કે જેમની ઘટના હજી ઉપલબ્ધ નથી થઇ.

દરેક અલ્કોદના ધર્મ જો કે ભિન્નભિન્ન છે તો પણ તે સઘળામાં કેટલાક સર્વ સામાન્ય ગુણ પણ જડી આવે છે. દગ્શાસ્ત્રમાં ( ઑપ્ટિકલી ) તે કાર્યકારી ( એકટિવ ) હોય છે અને ઘણે ભાગે દ્રવ્ય સ્થિતિમાં ( સોલ્યુશન ) વામાવર્તી ( લેવો રોટેટરી ) હોય છે. બલકિદ અથવા બલકીન ( પ્રોટીડસ અને પ્રોટીન્સ ) પદાર્થો સાથે સંયુક્ત થઇ જે ક્રિયાકારી દ્રવ્યો ( રીએજંટ્સ )નો અવિદ્રવ નિપાત થાય છે તે ક્રિયાકારીઓ સાથે આ અલ્કોદ ઘણે ભાગે મિશ્ર થઈ અવિદ્રવનિપાતસમા બને છે. જેમ તનામ્લ ( ટેનિક એસિડ ), સ્ફુરમોલદામ્લ ( ભુજંગ મામ્લ ) અને પાલાશ સૂત ( પારદ ) આદિ અલ્કોદોનો અદ્દ્રવને લીધે અસ્ફટિક ( અમૉર્ફસ ) રૂપે પીળાશ પડતા રંગમાં નિપાત થાય છે. દરેક અલ્કોદમાં અલ્કધર્મ રહેલા છે. તેમ દરેકનો સ્વાદ કટુ ( બીટર ) હોય છે. વળી સઘળાં અલ્કોદ ગુણે ઝેરી છે. એક બે અલ્કોદ ( તમાખીન-નિકોટીન અને કોનાઇન ) પ્રવાહી ( લિકિવડ ) છે. બાકીના ઘણા ખરા ઘનરૂપ છે. પાણીમાં પીગળતા નથી છતાં સેંદ્રિય દ્રાવકમાં પીગળે છે. જેમ કેઃ—ઇથલ અલ્કહુલ ( ઍથિલ આલ્કોહુલ ), આમિલ અલ્કહુલ, ઇથ્ર ( ઇથર ), હરપુત્તિક ( કલોરે ફૉર્મ ) ઇત્યાદિ અલ્કોદના મુખ્યત્વે કરીને હારિદ અને નાત્રિત એ ખાર પાણીમાં અતિવિદ્રવ હોય છે. તે દ્રવમાં અલ્કોદનો નિપાત અલ્કથી થાય છે. અલ્કોદના પ્લોટીન હારિદ ( પ્લેટીનમ કલોરાઇડ ) ખાર પીળા રંગના હોઇ સ્ફટિક જેવા અવિદ્રાવ હોય છે. ઘણા ખરા અલ્કોદ ત્રિઅનામ્લક ( ટરટીઅરી બેસીસ ) હોઈ તે ઉત્કાબિંત આદિદ સાથે ( આલ્કક આયોડાઇડસ ) સંયુક્ત બની એક સંયુક્ત પદાર્થ ( ઍડિટવ કામ્પાઉન્ડસ ) માં ફેરવાઇ જાય છે. સામાન્ય રીતે ઉપર જણાવ્યા મુજબના અમ્લ શિવાય સામાન્ય રીતે દરેક અલ્કોદ અમુક અમ્લ સાથે ભળેલું હોય છે. જેવું કેઃ— સિંકોનાની છાલમાંના અલ્કોદ કુનીનામ્લ ( કિવનિક એસીડ )માં ભળેલા હોય છે. વત્સનાભ અમ્લમાં ( એકોનાઇ એસિડ ) ભળેલા હોય છે. વનસ્પતિમાં અલ્કોદના ખાર હંમેશ બલકીદ ( પ્રોસીડસ ) તનામ્લ ( ટેનિક એસિડ ) રાળ ( રેઝીન્સ ) સુગંધી તેલો અને બીજા વનસ્પતિજન્ય પદાર્થો સહચરતા હોય છે. આથી અલ્કોદોનું નિષ્કાસન કરતી વખતે તે સંબંધી વિચાર કરવો પડે છે.

દરેક અલ્કોદનું નિષ્કાસન કરવાની એક અમુક પદ્ધતિ હોય છે. ઔષધિમાં વપરાતા અલ્કોદોનું મૂળ દ્રવ્યમાં કેટલું પ્રમાણ છે તે અતિ કાળજીપૂર્વક તેમ ગ્રાહ્યરીતે મુકરર કરવામાં આવે છે. અલ્કોદ ઉપજવાની સામાન્યરીતિનું સ્વરૂપ નીચે દર્શાવેલા સંક્ષિપ્ત વર્ણન પરથી ધ્યાનમાં આવશે.

અલ્કોદનું નિષ્કાસન કરવાની સર્વ સામાન્ય રીતઃ—અલ્કોદવાળું દ્રવ્ય વાટી તેની ભૂકી પાણીમાં પલાળવી આથી અલ્કોદના ખાર પાણીમાં પીગળી જાય છે. આ પાણીમાં અલ્ક અથવા પીગળાવેલો ચુનો ભળી નિપાત કરવો જો અલ્કોદ કોનાઇન અલ્કોદ પ્રમાણે બાષ્પભાવી ( વાલટાઇલ ) હશે તો તેનું બાષ્પોદરેક પદ્ધતિથી ( સ્ટીમડિસ્ટિલેશન ) પાતન કરી તેને છુટું પાડવું. અલ્કોદ બાષ્પભાવી ન હોય તો હરપુતિક અમિલ, અલ્કહુલ ઇત્યાદિ જેવા બાષ્પભાવી ( વાલટાઇલ ) દ્રાવકોથી તેનું નિષ્કાસન ઇથ્ર ( ઇથર ) બનાવવું અથવા અલ્કોદનો નિપાત ગાળી લેવો. બાષ્પભાવી દ્રાવકનો ઉપયોગ કર્યો હોય તો તેનું પાતન કરી તેને જુદો પાડવો અથવા તેમાં સૌમ્ય અમ્લ નાખી હલાવવું; એટલે અલ્કોદ તેમાં ખાર રૂપે પીગળી જશે. અલ્કોદના નિપાતપર એ રીતે અમ્લની ક્રિયા કરવી તે પછી આ અલ્કોદ ખારનું સ્ફટિકી કરણ કરવું સઘળાં વનસ્પતિમાં એકજ જાતનું અલ્કોદ કવચિતજ હોય છે. ઘણી ખરી રીતે ઘણા જાતના અલ્કોદ એકજ વનસ્પતિમાં રહેલાં હોય છે. અને રસાયનિક ધર્મમાં તેમનું સામ્ય હોવાથી તેમને છુટા પાડવાં અતિશય અઘરાં છે. તો પણ દરેક અલ્કોદને શુદ્ધ રૂપે છુટું પાડવાની અતિ ઉપયોગી રીત આપી છે. જેથી પ્રયોગ કરનારાઓની ઘણી ખરી અડચણો દૂર થશે.

(૧) બાષ્પભાવી (વ્હૉલટાઈલ) અલ્કોદનું બાષ્પ જળમાં પાતન કરતાં તે નીચેનાં ઉતારમાં ટપકે છે. બાષ્પ અર્ક ગાળવાનું કામ ઉજજ ( હાઈડરોજન ) વાતા વરણમાં કરવું ટપકેલા અર્કનું નિર્ગુણીકરણ ( ન્યુટ્રલાઇઝેશન ) કાષ્ટામ્લથી ( ઑકઝૉલિક ઍસિડ ) થી કરવું તથા તેનું મંદ તાપથી બાષ્પજળ (ઇવેપોરેશન) કરવું તે પછી આ કાષ્ટિતને અલ્કહલમાં પીગળાવી ગાળવું તે પર ફરી બાષ્પક્રિયા કરવી

પછી તેમાં સિંધુ ઉજજીતનો અર્ક નાંખી હલાવીને ઇથ્રથી નિષ્કાસન કરવું પછી તે મિશ્રણને બાષ્પ તાપ આપતાં તેમાંથી શુદ્ધ અલ્કોહ નિકળે છે.

(૨) બાષ્પભાવી ન હોય તેવાં અલ્કોહનું બાષ્પ ક્રિયાથી (સ્ટીમડિસ્ટિલેશન) પતન થતું નથી આવા અલ્કોહને શુદ્ધ રૂપે છુટા પાડવાની રીત;– આ અલ્કોહના ત્રણ ભાગ પડે છે (અ) અબાષ્પ અલ્કોહના ક્ષાર અર્કમાં સિંધુ ઉજજીતથી કઇંક દ્રવ્ય તરી આવે છે (પ્રેસિપિટેટ) અને તે સિંધુ ઉજજીતની અધિકતામાં (એક્સેસ) પીગળી જાય છે. આ વર્ગમાં અફીણ (મૉર્ફાઇન) અને કોકીન (કોકાઇન) જાતનાં અલ્કોહ હોય છે. (આ) અબાષ્પ અલ્કોહના અર્કમાં સિંધુ ઉજજીતથી ઉતાર (નિપાત) થાય છે. પરંતુ તે ક્રિયાકારી (રીએજંટ) ની અધિકતામાં પીગળતા નથી. સિંધુ ઉજજીત ઉપરાંત સિંધુ દ્વિકર્બિત થી પણ અમ્લદ્રવ્યોમાં એક જાતનું દ્રવ્ય તરી આવે છે. આ વર્ગમાં (૧) કોયનેલ (કવીનાઈન) સિંધુનિક (સીકોબાઇન) અને નરકુતિન (નરકોટાઈન) એ અલ્કોહોનો અંતર્ભાવ થાય છે. (ઇ) આ બાષ્પ અલ્કોહના જળમાં સિંધુ ઉજજીતથી નિપાત ઉપજે છે. તથા તે અધિકતા (એકસેસ) માં પીગળતું નથી પરંતુ અમ્લજળ માં સિંધુ કર્બિતથી નિપાત થતો નથી. આ વર્ગમાં (૧) કુચલિન (સ્ટ્રિક્નાઇન)(૨) ઉપકુચલિન (બ્રુસાઇન) અને (૩) ધતુરિન (એટ્રોપાઇન) એ અલ્કોહ હોય છે.

(૩) અફીણ અને કોકીન એબેને છુટા પાડવા માટે તે ક્ષારોનું અમ્લદ્રવ અમ્ન (અમોનિયા) થી સ્હેજ અલ્ક બનાવવું તેમાં પાષાણ ઇથ્રાસ (પેટ્રોલિયમ ઇથર) ભળી હલાવવાથી તેમાં કોકીન પીગળે છે. પણ અફીણ પીગળતું નથી. પાષાણ ઇથ્રપર બાષ્પ ક્રિયા (જળતાપથી) કરતાં તેમાંથી શુદ્ધ કોકીન નીકળે છે.

(૪) કુનિત, સિંકુનિત અને નરકુનિતના મિશ્રણમાંથી તેમને જુદા પાડવા હોય ત્યારે તેમના અમ્લઅર્કમાં હરપુત્તિક (કલોરોફૉર્મ) ભેળવ‍ું એટલે તેમાં નરકુનિત પીગળી હરપુત્તિકનો થર પાણી પર તરી આવશે. તથા કુનિન અને સિંકુનિન નીચે બેસી જશે. આ થર કાઢી લઈ તેપર જળતાપથી બાષ્પ ક્રિયા કરવી એટલે તેમાંથી નરકુનિનની શુદ્ધ સફેત ભુકી નીકળશે.

હરપુત્તિકના નીચે જણાવેલા અમ્લાકમાં અમ્ન અર્ક ભળી અલ્ક કરવું અને તેમાં ૧-૨ ટકાના પ્રમાણમાં ઑલ્કહોલ મેળવેલું ઇથ્ર નાંખવું. આ ઇથ્રમાં કુનિન પીગળશે. તે પર બાષ્પક્રિયા કરતાં કુનિન છુટું પડશે. અર્કમાં નિપાત થએલું સિંકુનીન ગાળી તથા ધોઈને છુટું કાઢી મૂકવું.

(૫) કુચલિન, ઉપકુચલિન, અને ધુત્તરિનને છુટા પાડવાં હોય ત્યારે આવા અલ્કોહના નિપાતનું નિર્જળ ઑલ્કહોલથી નિષ્કાસન કરવું એટલે તેમાં ઉપકુચલિન તથા ધુત્તરિન પીગળી જશે. આમ કરતાં અલ્ક હલ નિર્મળ તથા ઠંડુ હોવું જોઇએ. આમાનું કુચલિન ન પીગળનારૂં હોવાથી તેને ગાળી વેગળું મૂકવું. ઉપકુચલિન અને ધત્તરિન છુટા પાડવા માટે તેમના અલ્ક અર્કનું પાષણ ઇથ્રથી નિષ્કાસન કરી બાષ્પ ભાવથી તેની વિરાળ બનાવતાં ઉપકુચલિન છુટું પડી જશે. અને આ પાષાણ ઇથ્રના થર નીચેના જળમાં ધા-તુરિન હોય તો તેમાં ઇથ્ર (ઇથર) મેળવી હલાવવાથી ઇથ્રમાં ધ-તુરિન પીગળી જશે. આ ઇથ્ર અર્ક પર જળતાપથી બાષ્પક્રિયા કરતાં ધ-તુરિન છુટું પડે છે.

કુચલિન, તથા ઉપકુચલિન એ બન્ને હંમેશ મિશ્ર હોય છે. જયારે તે બન્નેનું મિશ્રણ હોય ત્યારે તેમનું તદ્દન સુકું અને નિર્મળ મિશ્રણ ચિની માટીની રકાબીમાં લઇ (પાર્સલેનડીશ) તેપર હર (કલોરિન) મિશ્ર જળાર્ક ભળવું, એટલે તેમાં ઉપકુચલિન પીગળીને હરનો અર્ક લાલ બનશે. તથા કુચલિન અવિકૃત રહેશે. અલ્કોહ ઔષધ છે. પણ દરેકના ઔષધના ગુણ ધર્મ ભિન્ન હોય છે. ઔષધિ શાસ્ત્રનો વિષય હોવાથી અહિં તેનું વિવેચન કર્યું નથી.

(બિડલ–ધી વેજીટેબલ અલ્ક લૉઇડસ (ન્યુ યોર્ક ૧૯૦૪) વૉટ–કોમર્શિયલ પ્રૉડક્ટસ. એ. બ્રિ. મૅકકુલ્લાક–ડિકસનરી ઑફ કૉમર્સ, થાર્પ–હિસ્ટરી ઑફ કેમિસ્ટ્રી, મિલર કેમિસ્ટ્રી પુ. ૧-૨; [illegible] યન શાસ્ત્ર.)

**અલ્જીરિયા**:—(આફ્રિકા) આફ્રિકાના ઉત્તર તરફની એક ફ્રેંચ વસાહત.

સીમા:—ઉત્તરે ભૂમધ્યસમુદ્ર; પશ્ચિમે મારોકો; દક્ષિણે સહારા; અને પૂર્વે ટ્યુનિસ આવેલાં છે. પૂર્વ પશ્ચિમ લંબાઇ ૬૫૦ માઇલ છે અને ઉત્તર દક્ષિણ પહોળાઈ ૩૨૦–૩૮૦ માઇલ છે. ક્ષેત્ર ફળ ૧૮૪૪૭૪ માઇલ છે રાજકીય દૃષ્ટ્યા તેના ત્રણ ભાગ કર્યા છે. (૧) પશ્ચિમે ઓરાન (૨) કાન્સ્ટન્ટાઇન (૩) મધ્યમાં અલ્જીરિયા.

ભૂપૃષ્ટ વર્ણન, કિનારો:—અલ્જીરિયાનો કિનારો રૂક્ષ અને રોગી છે. પશ્ચિમના અર્ધ કિનારા પર ટેકરાઓનો એક તટજ બનેલો છે. જ્યાં જ્યાં

અંતઃપ્રવાહથી ખીણો પડી છે ત્યાં ત્યાં સપાટ રેતીનું મેદાન છે. ડેલીજ અને ફિલિપવિલ એ બે ગામના કિનારા ઘર જાણે સમુદ્રમાંજ પર્વત ઉભા હોય એવો દેખાય છે. ફિલિપવિલની પૂર્વે એ પર્વતો કિનારાપર ન હોઈ અંતઃપ્રદેશમાં સરકેલાં દેખાય છે. બોના તથા લાકોલે એ બે બંદરોમાંજ ફક્ત સમુદ્ર કાંઠાને પ્રદેશ સપાટ અને વાલુકામય છે. બાકીના કિનારા તટ જેવા ડુંગરો છે. આ કિનારાપર અલ્જીરિયા નામનો ઉપસાગર હોઇ પુષ્કળ અખાતો છે. તેમના મુખ્ય પશ્ચિમ તરફથી પૂર્વ તરફ (૧) ઓરાન (૨) આરઝુ (૩) બોજી (૪) સ્ટોરા (૫) બોના એ છે. જો કે કીનારો એટલો મોટો તથા લાંબો છે તોપણ વખાણવા જેવા સારા બંદરો ઘણા જુજ છે. ઘણા પ્રાચીન કાળથી અહિં ચાંચિયા લોક રહેતા હતા. ઉન્હાળામાં પૂર્વ તરફના પવન સાથે ઘાડું હિમ આવી તે કિનારાપર પથરાએલું હોય છે અને શિયાળામાં ઉત્તર તરફનો પવન એ કિનારાપર જોસબંધ અથડાય છે.

કિનારાના દક્ષિણ પ્રદેશના સ્વાભાવિક રીતે ત્રણ વિભાગ થાય છે. કિનારા લગતનો તથા તેની સાથેના સમાંતર ડુંગરાળ પ્રદેશ તેમાં પ્રવાહથી ઉંડા ખોદાયલા પુષ્કળ ભાગ દેખાય છે અને કેટલીક જગાએ ફળદ્રુપ સપાટ ભાગ પણ છે. આ ડુંગરી પ્રદેશને અરબી ભાષામાં 'ટેલ' એવું નામ છે. તેની પેલીપાર સાધારણ ૩૦૦૦ ફુટ ઉંચાઇનું સપાટ મેદાન છે. એ મેદાનમાં ખારા પાણીના કેટલાંક સરોવરો છે. તેની પછી તથા તેની દક્ષિણે મોટો અટલસ નામનો પર્વત અને એ પર્વતની બીજી બાજુએ સહારાનું રણ છે.

વર્ણનઃ—કિનારાની બીજી બાજુએ તેની સાથે સમાંતર ડુંગરાળ પ્રદેશ છે, તેમાં ન્હાના અટલસ પર્વતની હારો છે. એ હારોની બીજી બાજુને એક ઉંચુ મેદાન તથા તેની દક્ષિણે મહાન ઍટલસ પર્વત એટલે સહરાની ઉત્તર તરફની અર્થાત્ અલ્જીરિયા તરફની સીમાજ છે.

પર્વતઃ—આ દેશમાં અટલસ પર્વતની હારો પથરાએલી હોવાનું ઉપરજ જણાવ્યું છે. એ હારો ના બે વિભાગ કરેલા છે. મોટો એટલસ સહારાની ઉત્તર સીમાપર છે; તેનું શેલી થા નાનનું સર્વોચ્ચ શિખર ૭૬૧૧ ફૂટ ઉંચુ છે. છોટા અટલસની હારો પૂર્વ-પશ્ચિમ દિશાએ કિનારા સાથે સમાંતર ફેલાઇછે. તે હારોની ઉંચાઇ ૩૭૦૦ થી ૫૫૦૦ ફૂટછે.

નદીઓઃ—અલ્જીરિયાના પ્રદેશમાં ઘણી નદીઓછે પરંતુતેમના પ્રવાહની લંબાઇ વધુનથી. તેમનો મળના કિનારા લાગીના પર્વતમાં થઈ તેનો પ્રવાહ ખડકમા થઈ ને વહેછે. એ નદીઓને લીધે ચોમાસામાં વ્યવહારનો અટકાવ થાયછે. શેલીફએ મુખ્ય નદી છે તેની ઉત્પત્તિ મોટા અટલસમાં થઈ તે નાના અટલસની હારોમાં થઈ વહીને ભૂમધ્ય સમુદ્રને મળે છે.

સરોવરોઃ—અલ્જીરિયામાં ખારાપાણીના સરોવરો તથા ભીનાસવાળો ઘણો પ્રદેશ છે. ઉત્તરે કીનારાને લાગીને કેઝરા બાન પાસે; સેવખા અને ઍલ મેલ્હાઆરનની દક્ષિણે મેદાનમાં—પશ્ચિમે પશ્ચિમેશાટ, દક્ષિણે, શાટ–એલજેરિડ; અને શાટ મેલરિર, ઉન્હા પાણીના પણ અહિં પુષ્કળ ઝરાઓછે. તેમાં ઔષધિ ચૂનાનો ક્ષાર હોયછે. ગુયેલમા પાસે સૌથી આશ્ચર્યજનક ઝરોછે. તેમાં બે બાજુથી પાણી આવી જે ઠેકાણે આ પ્રવાહનો સંગમ થાય છે ત્યાં પાણીમાંનો ચુનો એકઠો થઈ રાક્ષસી શંકુ બન્યાછે. તેસરોવરનું પાણી હમેશાં ઉકળતું હોયછે તે શંકુ વિષે અત્યંત મનોરંજક દંતકથા પ્રસિદ્ધ છે. એક અરબે પોતાની બહેન ઘણીજ ખુબસુરત હોવાથી તેની સાથે જ લગ્ન કર્યું. ઇશ્વરી કોપથી લગ્નવિધિ ચાલતો હતો તેવામાંજ જમીનમાંથી ઉકળતું પાણી એકાએક નીકળી તેમનાં શરીરપર પડયું અને તે બન્નેનું પથ્થરમાં રૂપાંતર થયું.

આબોહવાઃ—એકંદર અહિંની હવા ઉષ્ણ છે જુદાજુદા ભાગોમાં ઉષ્ણતામાન, દેશમાનમુજબ બદલાતું જાયછે. કિનારાપર ના ભાગની હવા સૌમ્ય છે. જાન્યુઆરી માસમાં શિયાળો ઘણોસખત હોય છે. ડિસેંબરથી માર્ચ સુધી પુષ્કળ વરસાદ વરસેછે. જુલાઈ, ઑગસ્ટ અન સપટેંબરમાસમાં ગરમી પુષ્કળ હોય છે. મેથી સપટેંબરસુધી કોઈ કોઈ પ્રસંગે સિરોકકો નામનો ઉષ્ણપવન વહેછે. હવામાં સર્વત્ર રેતી પ્રસરેલી હોય છે. ભીનાશવાળો પ્રદેશ બાદ કરતાં એકંદર ત્યાંની હવા નિરોગી છે. ભીનાશ વાળો પ્રદેશ પૂરી દઈ પાણી કાઢી નાખવાનું કામ ચાલુ છે.

પ્રાણીઃ—આ પ્રદેશમાં (૧) હિંસ્ર–તરસ, રાનીડુક્કર, શિયાળ, (પહેલા સિંહ હતા પણહાલમાં જણાતા નથા) (૨) પાળેલાં–ઘેટા, બકરા, ઉંટ, ઘોડા, ખચ્ચર, ) (૩) ઇતર–માકડા અને રાતાં હરણ. (૪) પક્ષી (ગેધાડ, કૌચગરૂડ, શહામૃગ, ઘુવડ, ઇત્યાદિ પક્ષી છે; સાપ, વિંછી, કાસવ, એપણ પુષ્કળ જોવામાં આવેછે. તીડનો પણ પુષ્કળ ઉપદ્રવ છે.

[૬] વનસ્પતિઃ—દક્ષિણ યુરોપના ઘણા ખરા ઝાડો અહિં છે ઉદા૦ ઓક, પાઈન, ફર, એલ્મ, ઍશ, આલિવ અને બુચના ઝાડ. ફળફળાદિ–અંજીર દ્રાક્ષ, નારી એળ ઇત્યાદી.

લોકઃ—૧૯૧૧ નું વસ્તીપત્રક જોતાં એકંદર વસ્તી ૫૪૯૨૫૯૯ હતી. એ સંખ્યા પૌરસ્ત્ય, પાશ્ચિમાત્ય વ અને આફ્રિકન લોક મળી બનેલીછે. પાશ્ચિમાત્ય લોકોમાં ફ્રેંચ, સ્પૅનિશ, ઇટાલિયન, જ્યુ અને થોડા ઘણુ અંગ્રેજ તથા જર્મન એમનો સમાવેશ થાયછે તે પૈકી ૫૬૮૫૧૨ ફ્રેંચ. ૧૩૪૪૧૬ સ્પેનિયર્ડ અનેબાકીની વસ્તીમાં (૧) બર્બર (૨) મૂર–બીજી જાતના મિશ્રણથી બનેલાછે (૩) અરબ (૪) ગુલામ તરીકે આણેલા નિગ્રો (૫) માઝેબાઇટ એ એક બર્બર લોકનીજ પેટાજાતછે. (૬) તાવરંગ. એ પણ બર્બર લોકની એક પેટાજાતછે. એજાતોનો સમાવેશ થાયછે. પ્રાચીન કાળમાં ઘણા તુર્ક લોકહતા. પણ ફ્રેંચ સરકારે તેમને પાછા સ્વદેશ જવાની ફરજપાડી. ૧૯૨૬ના વસ્તીપત્રક પ્રમાણે અલ્જીરિયા નીવસ્તી ૬૦૬૩૪૯૬ છે.તેમાંના ૮૩૩૩૫૯ યુરોપિયન ૫૧૪૭૮૭૨ મૂળવતની અને ૮૨૨૨૫.લશ્કરી માણસો અને અમલદારો હતા વળી ૧૯૨૬ પ્રમાણે ત્યાની મ્યુનિસિપાલિટીની લોકસંખ્યા ૫૧૪૭૮૭૨ મૂળવતનીઓ ૫૪૯૧૪૬ મૂળ ફ્રેન્ચ ૧૦૮૪૯૫ ફ્રેન્ચ બનેલા ૧૩૫૦૩૧. સ્પેનિયાર્ડ ૨૮૫૯૪ ઇતાલિયન ૩૯૦૫ માલ્ટેર અને ૮૧૦૭ પરદેશી છે.

લગ્ન રીતરિવાજઃ—એ પ્રાંતના કોઇ માણસનો લગ્ન કરવાનો વિચાર થાય તો તે પોતાના જનાવરો હાંકી પોતે પસંદ કરેલી કન્યા રહેતી હોય ત્યાં લઇ જાય છે. કન્યાના માતાપિતા અને કુમારિકા તે પછી લગ્ન માટે તે પુરૂષને પોતાની ઇચ્છા જણાવે છે. પછી સ્વજાતીય સર્વ સ્ત્રીઓને જમણ આપવામાં આવે છે. ભોજનોત્તર વરના ઘોડા પર બેસી વધૂ વરને ઘેર જાય છે. ઘરના દરવાજા પાસે આવી ઉતરતાંજ (કન્યા) વધૂને એક લાકડી આપે છે તેને જમીનમાં ખોસી તે એક ગાયન ગાય છે. તેનો આશય એવો હોય છે કે જે પ્રમાણે આ લાકડી જમીનમાં મજબુત દટાઈ છે તેજ પ્રમાણે હું મારા પતિ સાથે મજબુત બંધાઈ છું. બળનો ઉપયોગ કર્યા શિવાય જેમ તે નીકળી શકે નહિં તેમજ હું પણ મરણ પામ્યા શિવાય પતિ પાસેથી છુટી થનાર નથી, અથવા તેના અને મારા પ્રેમ વચ્ચે અંતર પડશે નહિં. ત્યાર પછી પતિની કોઇ પણ આજ્ઞાનુસાર વર્તવા પોતે તૈયાર હોય એવું સિદ્ધ કરી બતાવવા તે પતિના જનાવરો પાણી કાંઠે લઈ જાય છે અને તેમને પાણી પાઈ પાછાં લાવી ઘરમાં પ્રવેશ કરેછે. પછી બન્ને ખાવા પિવામાં તથા આનંદમાં કાલ નિર્ગમન કરે છે. સદરહુ લોકોમાં લગ્નનો નિશ્ચય મિત્રોની મધ્યસ્થતાથી થાય છે અને લગ્ન નક્કી થયા પછી વર તરફથી વધૂને નજરાણું મોકલવામાં આવે છે, અને તેના સગાવહાલાઓને મીજબાની આપવામાં આવે છે. ઉપર જણાવ્યા મુજબ લગ્ન પ્રસંગ પાર પડયા પછી ફરીથી એક વખત તેઓને વરપક્ષ તરફથી મીજબાની આપવામાં આવે છે. તે મીજબાની થઈ એટલે સમારંભ ખલાસ થાય છે. (અલ્જીની–લગ્નવિધી અને રીતરિવાજ)

મુખ્ય શહેરો તથા બંદરોઃ—રાજધાની તથા મુખ્ય બંદર અલ્જીરિયાજ છે. એ શિવાય ઓરાન અને કૉન્સ્ટંટાઇન તે નામનાં રાજકીય વિભાગના મુખ્ય શહેરો છે. એ ઉપરાંત મુખ્ય બંદરો બોના, મૉસ્ટા ગ્રૅનમ, ફિલિપવિલ, શેરેડલી વગેરે.

મોરોકોની સીમા પાસે નેમુંજ બંદર છે. તેના પ્રાચીન નામનો અર્થ, જામા–એલ–ગાઝોર ગામના લોકનું વસ્તીસ્થાન એવો છે. આરજુની પૂર્વે ટેનેજ નામનું એક ગામ છે ત્યાં રોમન લોકની એક વસાહત હતી. તેજ પ્રમાણે જીજેલીમાં પણ રોમન વસાહત હતી. સેટીફ એ પ્રાચીન રોમન વસાહતનું મથક હતું પણ હાલ તે એક બજારનું મથક છે. રોમન કાલીન અવશેષ હજી અહિંથી જડે છે બાટનામાં લશ્કર થાણું છે.

પુરાણ વસ્તુ સંશોધાનઃ—અલ્જીરિયામાં પ્રાસ્તર સંસ્કૃતિ કાલીન પુષ્કળ અવશેષ સાંપડે છે. કોલીયા, હલેમકેચ, અને મેશેરાફા એ ગામો આ પ્રકારના અવશેષો માટે પ્રસિદ્ધ છે. કુબેરરૂમિયા. એ ઇજીપ્તની પ્રસિદ્ધ રાણી કિલઓપેટ્રા અને એન્ટની છોકરી કિલઓપેટ્રા સેલીનીની કબર છે. એ જગા કોલીયામાં છે. એવીજ કબર કૉન્સ્ટંટાઇન શહેરની પાસે છે. બીજી કેટલીક જગાએ એવી કબરો છે.

ખેતીઃ—ફળદ્રુપ જમીન માટે ઘણા પ્રાચીન કાળથી આ દેશ જાણીતો છે. બે તૃતીયાંશથી વધુ પ્રજાનો ધંધો ફક્ત ખેતીજ છે. ફ્રેંચ સરકારના અમલની શરૂઆત થઇ ત્યારથી નહેરોની વ્યવસ્થા થઇ અને તેને લીધે પુષ્કળ નવી જમીનમાં ખેડાણ થયું છે.

ઘઉં, જવ અને ઓટ એ મુખ્ય પાક છે. ભીન્નભીન્ન પ્રકારના ફળ તથા શાકભાજી અહિં પાકે

છે. માછલીનો સાધારણ વ્હેપાર ચાલે છે. કપાસ અને તમાકુની ઉપજ વધારે પ્રમાણમાં છે. ૧૯૧૮માં ૨૪૦૦૦ ટન તમાકુ પાકયો હતો. પઠારી પ્રદેશમાં અલ્ફાનો પાક પુષ્કળ થાય છે અને કાગળ બનાવવા માટે તે ગ્રેટબ્રિટન મોકલવામાં આવે છે.

ખ નિ જ પ દા ર્થ:—અલ્જીરિયામાં અને વિશેષત: કોન્સ્ટંટાઇન પ્રદેશમાં ખનિજ સંપત્તિ વિપુલ છે. લોખંડ, સીસું, તાંબુ તથા જસત એ ધાતુ મળી આવે છે. સેટીફ, ગુલેમા, અને એનબેઈ-ડાગામે [illegible] ખારની ખાણો છે. ખનીજ કોલસાની ખાણો પણ જડી આવી છે.

વ્હે પા ર:—સર્વ વ્હેપાર ફ્રેંચ જહાજોમાં ચાલે છે. નીકાસ:—બકરાં, ઘેટાં, બળદ, ઘોડા, ઉન, ચામડાં, ફળફળાદિ, [illegible], તેલ, અનાજ, મદ્ય, લાકડું તંબાકુ વગેરે. આયાત:—ખાંડ, કૉફી, યાંત્રિક સામાન, કાપડ, [illegible] માટીના વાસણ વગેરે. ૧૯૨૦ માં [illegible] ફ્રેંકની આયાત અને ૧૪૪૨૦૦૦૦૦૦ ફ્રેંકની નિકાસ થઈ હતી. ૧૯૨૮ માં મુખ્ય નિકાસ તમાકુ [illegible] ફ્રેંકસ સિગારેટસ ૫૯૮૫૧૦૦૦ ફ્રેંકસ [illegible] ૧૯૨૮માં ત્યાની આયાત ૪૯૬૮૧૬૦૦૦ ફ્રેંકસ અને [illegible]૮૨૦૦૦ ફ્રેંકસ નિકાસ હતી.

આ ગ ગા ડી ત થા તા ર:—અલ્જીરિયામાં [illegible] બે હજાર માઈલ સુધી આગગાડીનો [illegible] છે. સહરાના ભાગ શિવાય બધે તાર [illegible] છે.

રા જ કા ર ભા ર.—રાજકારભાર ગવર્નર જનરલના [illegible] છે. તે અલ્જર્સમાં રહે છે. માત્ર ન્યાય [illegible], શિક્ષણ બાજનો જકાત એટલા ખાતાં [illegible] મંડળની સત્તાથી ચાલે છે. [illegible]માં સરકારી કાઉંસિલ છે. ૧૯૦૦ [illegible] બજેટની બાબતમાં પુષ્કળ સત્તા [illegible] છે. એક વસાહતવાળાનું એક સ્થાયીક કર-[illegible]નું (ટૅક્સપેયર્સ) અને એક દેશી મુસલમાનોનું એવા ત્રણ પ્રતિનિધિ મંડળો આગળ ગવર્નર જનરલ બજેટ મુકેછે, અને તેમણે તે પાસ કર્યા પછી ફ્રેંચ પાર્લામેન્ટ તરફ મોકલે છે. ૧૯૨૨ સાલનું બજેટ ૫૯૫૦૦૦૦૦૦ પાઉંડનું હતું. આ દેશના ઉત્તર ભાગમાં એક મુલકી અને એક લશ્કરી એવી બે રાજયકારભાર પદ્ધતિઓ છે. ફ્રાન્સની પદ્ધતિ જેવીજ વ્યવસ્થા મુલકી પદ્ધતિ ક્ષેત્રમાં છે. એક્ષેત્રના ઓરાન, આલ્જર્સ, કૉન્સ્ટંટાઇન એવાં ત્રણ ભાગ છે. તેમાં પ્રીફેકટ, જનરલ કાઉંસિલો, અને સબ પ્રીફેકટના હાથમાંજ ફ્રાન્સના અધિકાર મુજબજ અધિકાર છે. આ દરેક ભાગને બે ડેપ્યુટી અને એક સેનેટર નિવડી ફ્રેંચ પાર્લામેંટમાં મોકલવાનો અધિકાર છે.

ગયા મહાયુદ્ધમાં દેશી લોકોએ ફ્રાંસને મદદ કર્યાથી ફ્રેંચ સરકારે તેમને વધુ રાજકીય હકક આપ્યા છે. દેશી મુસલમાનોએ ફ્રેંચ નાગરિકો પ્રમાણે ૧૯૧૯ ના કાયદા મુજબ કાઉંસિલમાં પોતાના પ્રતિનિધિ મોકલવાનો હક તેમને મળ્યો. તેજ કાયદા મુજબ મહાયુદ્ધ વખતે સૈન્ય કે આરમારમાં નાકરી કરેલા અને જમીનદાર, ખેડુત અથવા પરવાનાદાર વ્હેપારી હોઇ ફ્રેંચ ભાષા લખી વાંચી શકે તેવા સખસને કિંવા ફ્રેંચ સરકાર તરફથી સન્માન-દર્શક ચિન્હ મળેલાં દેશી મનુષ્ય જો એ ૨૫ વર્ષ ઉપરનો હોય અને એક પત્નીક હોય તો તેને ફ્રેંચ નાગરિકોના હકક અર્પણ કરવામાં આવ્યા. તે ઉપરાંત પૅરિસ માં સલાહ આપનારી અલ્જીરિયન કમિટી સ્થાપી તેમાં દેશી લોકોને સભાસદ કરવાનું ફ્રેંચ સરકારે ઠરાવ્યું છે.

લ શ્ક ર:—લશ્કરી વ્યવસ્થાના ત્રણ વિભાગ હોઈ દરેકપર જનરલ એ એક અમલદાર હોય છે. તેઓ ગવર્નર જનરલની હુકુમત નીચે કામ કરે છે. આ ભાગનો સ્થાનિક કારભાર કેટલીક જગ્યાની લોક-નિયુકત મ્યુનિસિપાલિટીઓ, કેટલીક જગ્યાએ સરકાર નિયુક્ત મ્યુનિસિપાલિટીઓ, ઇત્યાદી બે ત્રણ પ્રકારની સ્થાનક સંસ્થા મારફતે ચાલે છે.

. અલ્જીરિયાના દેશી લોક યુદ્ધપ્રિય અને સ્વસંસ્કૃતી ચુસ્ત હોવાથી ત્યાં વસાહત કરવાનું કામ ઘણુંજ મુશ્કેલ થઈ પડયું પ્રથમ સપાટ પ્રાંતમાં અને પછી ઉંચા ડુંગર સપાટીના પ્રદેશમાં વસાહતો થઈ ઘણા ઇટાલિયન અને સ્પૅનિયર્ડ લોક વસાહત કરવા આવ્યા. વિના મુલ્યે જમીન તથા ઇતર સગવડો આપવાનું કબુલ કરવાથી દક્ષિણ ફ્રાંસમાંથી પણ પુષ્કળ લોક વસાહત કરવા આવ્યા.

જ મી ન:—મુસલમાન લોકમાં મોટા મોટા કુટુંબની સંયુક્ત જમીન હોય છે. કેટલીક જમીન ખાલસા કરી સરકારે ફ્રેંચ લોકોને ખેતી કરવા વેચી છે. બની શકે તેટલી વસ્તી વધારવાની ફ્રેંચ લોકની ખટપટ ચાલુ છે.

ન્યા ય:—અહિં બે પ્રકારની ન્યાય પદ્ધતિ ચાલુ છે. એક સ્થાનિક અને બીજી ફ્રેંચ. અલ્જીરિયામાં મુખ્ય વરિષ્ટ કોર્ટ છે. મુસલમાન લોકોના કજીયા તેમના કાયદાનુસાર કાજી ચલાવે છે, માત્ર અપીલો ફ્રેંચ કોર્ટમાં જાય છે.

શિક્ષણ:—શિક્ષણની પણ બે પદ્ધતિ શરૂ કરવી પડી. એક મુસલમાનો માટે તથા બીજી યુરોપીયનો માટે. મુસલમાન લોક પાશ્ચાત્ય શિક્ષણનો તિરસ્કાર કરે છે તેમનું શિક્ષણ વ્યવહારોપયોગી નથી. ધાર્મીક વધારે પ્રમાણમાં હોય છે. સ્થાનિક શિક્ષણ ક્રમમાં સુધારણા કરવા ફ્રેંચ સરકારે પુષ્કળ પ્રયત્ન કર્યા છે.

૧૯૨૮ માં આ પ્રાંતમાં ૧ વિશ્વવિદ્યાલય, ૧૭ માધ્યમિક શિક્ષણ સંસ્થા અને ૧૨૩૫ પ્રાથમિક શાળા હતી. તેમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૧૧૫૪૪૫ હતી. પુરૂષ શિક્ષણ માટે બે અને સ્ત્રી શિક્ષણમાટે ત્રણ એવી એકંદર પાંચ શિક્ષણ શાળા હતી.

ઇતિહાસ:—સ્વાભાવિકરીતે અલ્જીરિયા મોરોકકો અને ટ્યુનિશિયા એ ત્રણ પ્રદેશોનું જો નિરીક્ષણ કરીએ તો એવું જણાઇ આવે છે કે એ ત્રણ પ્રદેશ મળી ખરેખર એક દેશ થાય છે. ઉપર જણાવેલા વિભાગ ફકત રાજકીય સુગમતા માટેજ કર્યા છે. આ દેશના ઈતિહાસ પર નજર ફેરવીએ તો એવું જણાય છે કે ભૂમધ્ય સમુદ્રમાં જે રાજકીય તોફાન થયાં તેનો આ ઘાત એ દેશ પર થયો છે. જે જે રાષ્ટ્રોએ ભૂમધ્ય સમુદ્ર પર અને તેને લગતા દેશો પર સત્તા ચલાવવાના પ્રયત્ન કર્યા, તે દરેકે આ દેશ જીતવાની બનતી કોશીશ કરી હતી.

ફિનિશિયન, રોમન, વેન્ડાલ, અરબ, તુર્ક અને ફ્રેંચ લોકોએ અહિં વસાહતો કરી છેવટે ફ્રેંચ લોકોએ આ દેશ જીતી પોતાના રાજ્ય સાથે જોડયો. સોળમી સદીમાં સ્પેન અને તુર્કસ્થાન એ બે રાષ્ટ્રો પ્રબળ હતાં અને બેની વચ્ચે અલ્જીરિયા અને તેને લગતો પ્રદેશ પોતાના કબજામાં લેવા માટે ઝઘડા ઉપસ્થિત થયા તે સંબંધી ઝઘડાઓનો ૧૫૪૧ માં અંત આવ્યો. સ્પેન લોકના મોટા આરમારના તોફાનમાં નાશ થયા પછી સ્પેનીશ લોક બીલકુલ શાંત થયા અને દેશનું સ્વામિત્વ તુર્કોના હાથમાં ગયું.

તુર્કોએ આ દેશના ત્રણ ભાગ કરી તે દરેક પર એક એક કાર્યકર્તા નિમ્યો તે સર્વના ઉપર એક મુખ્ય અધિકારી નિમવાનો રિવાજ હતો. તે પછી દર ત્રણ વર્ષે એક મોટો અધિકારી (પાશા) મોકલવાની શરૂઆત થઈ. ખરી સત્તા અહિંનાંજ લશ્કરી અમલદારોના હાથમાં રહેતી આ લોકને અથવા તે વર્ગને જ્ઞાનેસરીજ એવું કહેતા.

અઢારમી સદીથી લશ્કરી વર્ગજ દેશના મુખ્ય શાસ્તાની ચુંટણી કરી નિમણુક કરતો, ત્યારબાદ અલ્પાવધિમાંજ એ લશ્કરી લોકોએ પોતાનું એટલે દેશનું સ્વાતંત્ર્ય જાહેર કર્યું.

કિનારાપર રહેનારા લોકોનો ચાંચિયાનોજ ધંધો હતો અને તેનો ઉપદ્રવ વ્હેપારને પુષ્કળ થતો. તેથી જુદા જુદા રાષ્ટ્રોએ લડાયક જહાજો મોકલી આ લોકને યોગ્ય સમયે શિક્ષા કરી.

૧૮૧૮ માં અંગ્રેજોએ લડાયક જહાજો મોકલ્યા. ૧૮૧૯ માં ફ્રાન્સ અને ઇંગ્લંડ એ બન્ને રાષ્ટ્રોએ ચાંચિયા વૃત્તિ બંધ કરાવવા એક સ્વારી કરી પણ તે નિષ્ફળ નીવડી. ૧૮૨૦ સાલમાં એક ચમત્કારિક કારણથીજ ફ્રેંચ લોકોને આ દેશ જીતવા પ્રયત્ન કરવો પડયો. અલ્જીરિયામાના બ્રાકી અને બુશનાક એ બન્ને યાહુદી વ્હેપારીઓએ ફ્રેંચ સરકારને અનાજ પુરૂં પાડવાનો કરાર કર્યો અને થોડી મુદત બાદ કાંઈ કારણસર હુસેનડેએ ફ્રેંચ પરરાષ્ટ્રીય વકીલના મ્હોંપર તમાચો માર્યો હુસેનડે એ લશ્કરી વર્ગનો નાયક (મુખ્ય) હતો. એ અપમાન એટલે પોતાના રાષ્ટ્રનું અપમાન થયું એવી ફ્રેંચોની માન્યતા થઇ તેઓએ માર્શલવોરમાંટને હુસેનડેનું પતન કરવા મોકલ્યો. તેણે હુસેનડેનો પૂર્ણ પરાભવ કરી તમામ લશ્કરી લોકને પાછા તુર્કસ્થાન મોકલી દીધા અને કિનારાપરના કેટલાક બંદરો પોતાના કબજામાં લીધા.

ફ્રેંચ સરકારે અંગ્રેજ સરકાર સાથે કેટલીક સુલેહ કરી હોવાથી એકદમ અલ્જીરિયા જીતવાનું સાહસ તેઓ કરી શકયા નહિં તેઓએ આ દેશના ફ્રેંચ વસાહત વાલાનું રક્ષણ કરવા એક ગવર્નર નિમ્યો. ૧૮૩૦ થી ૧૮૩૭ સુધી એ સ્થાનોનો બચાવ કરવો એજ ફક્ત ફ્રેંચોનું ધોરણ હતું.

અબદુલકાદરનું બંડ:—એજ સમયે અબદુલકાદર નામનો એક માણસ આ દેશમાં પ્રખ્યાતિ પામ્યો. ધાર્મિક કૃત્યો બદ્દલ તેની સર્વત્ર ખ્યાતિ હતી. તેણે પોતાના દેશમાં એકતા કરી સ્વતંત્ર રાજ્યવ્યવસ્થા શરૂ કરી તેની ફ્રેંચો સાથે લઢાઇ થઇ ફ્રેંચોને સુલેહ કરવી પડી. એ તહ મુજબ ફ્રેંચોના તાબામાં ફક્ત છ પૈકી ચાર ગામો તથા તેની આસપાસનો મુલકજ ફક્ત તેમના કબજામાં રહ્યો. તે પછી અબદુલકાદરે ફ્રેંચોને સંપૂર્ણ રીતે હાંકી કાઢવાના પ્રયત્ન શરૂ કર્યા. તેની ખબર ફ્રેંચ સરકારને થતાંજ ફરીથી યુદ્ધ શરૂ થયું. આ યુદ્ધમાં ફ્રેંચ સેનાપતિ બુગોએ આરાન પ્રાંતપર સ્વારી કરી અબદુલ કાદરની સામગ્રીના સર્વ કોઠારો દારૂગોળાથી ઉડાવી નાખ્યા, મોરોકકોના સુલતાને એ

વખતે અબ્દુલ કાદરને મદદ કરી, ત્યારે તેનું પતન કરવા માટે ૧૮૪૪ માં ફ્રેંચોએ ટાંજીઅર પર મારો કરી સુલતાનનો 'ઇસલી' મૂકામે પરાભવ કર્યો. ફ્રેંચો મોરોક્કોમાં ગુંથાએલા જોઈ અબ્દુલ કાદરે ફરી પોતાનું સૈન્ય જમાવી સીદીબ્રાહીમ મુકામે ફ્રેંચોને હરાવ્યા; પણ ફ્રેંચોનું વધતું સામર્થ્ય તથા પોતાની કુમક મળવા જેવી સ્થિતિ ન હોવાથી તે ૧૮૪૭ ના ડીસેંબરમાં ફ્રેંચ સેનાપતિને સ્વાધીન થયો.

તદનંતર જુદી જુદી ટોળીઓને હરાવવાનું તથા નાનાં નાનાં બંડ સમાવવાનું કામ પુષ્કળ દિવસ ચાલુંજ હતું. ૧૮૫૧ માં કુમાગલાનું બંડ સમાવવામાં આવ્યું. એટલું થયું તો પણ પૂર્ણપણે અલ્જીરિયા ફ્રેંચોના તાબામાં આવ્યો ન હતો. કેબિલિયાનો જંગલી પ્રદેશ જીતવાનો બાકી હતો. મુસલમાનોને ઉશ્કેરી બંડ કરવાનું ચાલુજ હતું. મોટા મોટા કુટુંબો અદ્યાપિ ફ્રેંચોથી દૂરને દૂરજ રહેતા હતા. તેમના મન આકર્ષી, તેમને ફ્રેંચોના ખરા આધાર સ્તંભ કરી લેવાનું બાકી રહ્યું હતું.

એ રેંડન એ સેનાપતિ જ્યારે ગવર્નર હતો ત્યારે ૧૮૫૨ ના આરસામાં દક્ષિણમાં એક બે બંડ થયાં. પરંતુ વાલિદ શિદી શેખ એ વંશની મદદથી તે સમાવી દીધાં. રેંડને કેબિલિયાજીઆનો નિશ્ચય કર્યો અને તેણે ખટપટ ચાલુ કરી. એ જંગલી પ્રદેશમાં તુર્કો તેમજ રોમન લોક પણ ફાવી શકયા નહિં. પણ આ શૂર પુરૂષે બે માસમાંજ તે પ્રદેશ સર કર્યો. આગળ ઉપર વાલિદ શિદી શેખ વંશના એક પક્ષને ફ્રેંચો સાથે અંટસ પડી. તે પક્ષના આગેવાન સી-સ્લીમને બંડ કર્યું. તે ૧૮૬૪-૧૮૧૧ સુધી ટકયું અને તેજ સાલમા તેનો પરાભવ થયો. વાસ્તવિક રીતે આ બંડનું કારણ એ હતું કે ફ્રાન્સ દેશમાં તે વખતે જે તોફાન અને અસ્વસ્થતા ફેલાઈ હતી તેથી ફ્રેંચ સરકારનું માન ઓછું થયું હતું.

૧૮૭૦ માં ફ્રાન્સમાં ત્રીજી વખત પ્રજા સત્તાક રાજ્યની સ્થાપના થઇ ત્યારથી ફ્રેંચ સરકારે પોતાના લોકોને અલ્જીરિયામાં વસાહત કરવા માટે સગવડો આપવા શરૂઆત કરી. એ દેશના રાજ્યકારભારની જવાબદારી ફ્રેંચ મંત્રીઓને સોંપી હતી. પરંતુ તે લોકોને નાપસંદ હોવાથી ૧૮૯૨ માં ગવર્નર જનરલ નિમવામાં આવ્યો અને અલ્જીરિયાનો જમા ખર્ચ ફ્રાન્સના જમા ખર્ચથી જુદો રાખવામાં આવ્યો.

મોટા અટલસની બીજી બાજુએ સહરાના પ્રદેશમાં અદ્યાપ સુધી જે થાણાં હતા તે ફ્રેંચોના કબજામાં આવવાના બાકી હતા. ૧૮૮૨ માં મઝાબ થાણું જીત્યું, ૧૮૮૩ માં વાલિદ શિદી સેખ વંશના મોટા પક્ષે ફ્રેંચો સાથે મિત્રતા કરી. તે પછી સાત વર્ષે ગુરારા, હુઆટ, ટિટિકેટ એ સાહારામાંના થાણાં ફ્રેંચોએ લીધાં. એ વખતથી ફ્રેંચોએ અલ્જીરિયામાં શાંતિ રાખી લોકમાં વ્હેપાર તથા શિક્ષણનો પ્રસાર કરી તેમની સુધારણા કરવા શરૂઆત કરી.

[ સંદર્ભ ગ્રંથઃ—ફ્રાન્સના વાર્ષિક રિપોર્ટ અલ્જીરિયા સંબંધી વાર્ષિક સામાન્ય માહિતીના રિપોર્ટ ફૉરિન ઑફીસ રિપોર્ટ્સ ઍન્યુઅલસેરીજ લંડન-કીન-આફ્રિકા પુ. ૧ પ્લેફેઅર બિબ્લીઓગ્રાફી ઑફ અલ્જીરિયા, લંડન ૧૮૮૮ સ્ટૅન્ફર્ડ અબાઉટ અલ્જીરિયા સ્ટેટ-દી રિયલ અલ્જીરિયા એ. બ્રિ. સ્ટેટ સમન્સ ઇયર બુક વાર્ષિક ]

**અલ્જીર્સ**:—અલ્જીરિયાની રાજધાનીનું સૌથી મોટું શહેર. અહિં ગવર્નર જનરલનું નિવાસ સ્થાન, અપીલ કોર્ટ અને આર્ચબિશપનું પીઠ છે. ભૂમધ્યસમુદ્રના ઉપસાગરની પશ્ચિમે ૩૬',૪૭ પૂ. રે. અને ૩ ૪', ઉ. અ. ની વચ્ચે એ આવ્યું છે. સમુદ્ર પરથી એ શહેરનો દેખાવ ઘણોજ રમ્ય દેખાય છે. ઘરોની ચોતરફ લીલાંછમ વૃક્ષોની ઝાડી હોવાથી શહેર લતામંડપમાંજ વસેલું હોવાનો ભાસ થાય છે. આધુનિક ફ્રેંચ શહેર અને પ્રાચીન શહેર એવાં આ શહેરના બે વિભાગ છે.

જૂના તથા નવા શહેરમાં પુષ્કળ તફાવત છે. જુના શહેરના રસ્તા સાંકડા તથા બળદગાડીના પ્રવાસને પણ અયોગ્ય છે. ઘરો તથા દુકાનોની પણ તેજ સ્થિતિ છે.

ગવર્નર જનરલ તથા આર્ચબિશપના બંગલાઓ, 'ગ્રૅંડ' તથા 'ન્યુ' એ બે મસજીદો તથા સરકારી કચેરીઓ અલજીર્સમાંની સાર્વજનિક જોવાલાયક ઇમારતો છે. તેજ પ્રમાણે 'હોલી ત્રિનિટી' નામનું પ્રાર્થના મંદિર પણ જોવા જેવું છે. મંદિરના અંદરના ભાગને રંગ બેરંગી આરસ પહાણથી શોભા આપી છે. એ આરસ પહાણ પર અંગ્રેજ રેસિડેંટો વિષેના લેખો તથા ઇતર ઐતિહાસિક માહિતી છે. કાગળ બનાવવામાં ઘાસનો શું ઉપયોગ છે તે જગતને પ્રથમ સમજાવનાર એડવર્ડ લૉઇડ નામના ગૃહસ્થ વિષે એક શિલાપર ઉલ્લેખ છે.

અલ્જીર્સ બંદર સર્વ પ્રકારના પવનથી અક્ષીમ છે. એ ભૂમધ્ય સમુદ્રમાનું કોલસા લેનાર બંદરો પૈકી મુખ્ય બંદર છે. ૧૫૪૪ માં અહિં દીવાદાંડી બાંધવામાં આવી અલ્જીર્સ તથા મારસેલીજની વચ્ચે

આગબોટથી વહેવાર ચાલે છે. ફ્રાન્સના ટાપેંડા સ્ટેશનો પૈકી અલ્જીર્સ એક છે.

અલ્જીર્સમાં એક વિદ્યાલય છે અને તેને કાયદો, વૈદકી, શાસ્ત્ર તથા વાઙ્‌મય વગેરે વિષયોની શાખા જોડવામાં આવી છે. પદાર્થ સંગ્રહાલયમાં અત્યંત પ્રાચીન કોતર કામ મૂકયાં છે. અહિં એક અપીલ કોર્ટ છે. ૧૯૧૨ માં અલ્જીર્સની વસ્તી ૧૭૨૩૯૭ હતી યુરોપિયન તથા મુસલમાન એવાં વસ્તીના બે ભાગ છે. યૂરોપિયનોમાં ફ્રેંચ, સ્પેનિયર્ડ, ઈટાલિયન, માલટીઝ, બ્રિટીશ, તથા જર્મન લોકનો સમાવેશ થાય છે. મુસલમાનોમાં મૂર, અરબ, બર્બર તથા થોડા તુર્ક લોકનો સમાવેશ થાય છે. યૂરોપિયનો પૈકી વિશેષત: રોમન કૅથોલિક છે.

ઇતિહાસ:—અલ્જીર્સના હાલના સમુદ્ર કિનારાપરના પ્રદેશમાં રોમન કાલનું આયકોસિઅમ નામનું એક નાનું શહેર હતું. આયકોસિઅમના બિશપ વિશે પાંચમી સદીના લેખમાં ઉલ્લેખ થયો છે. હાલનું શહેર ૯૯૪ માં 'ઝેરિડ-સંહાજા" વંશનો સંસ્થાપક બુલુકિને સ્થાપન કર્યું. ૧૧૪૮ માં એ વંશ નાશ પામ્યો પરંતુ તે પહેલાંજ અલ્જીર્સ તેમના કબજામાંથી થયું હતું. ૧૧૫૯ માં આલમોહેડાએ તે કબજે કર્યું તથા ૧૩ મી સદીમાં તે ટ્રેંલેંકનના સુલતાનના અમલમાં હતું. એ અમલ ફક્ત નામનોજ હતો. સ્પેનમાંથી મૂર લોકને હાંકી કાઢયા બાદ તેઓ અલ્જીર્સમાં વસ્યા. તેઓએ ઓરાન તથા આફ્રિકાના કિનારાના ઇતર શહેરોમાં-વસ્યા. ત્યારે સ્પેને પેનૉનને ગઢ બાંધવાનું શરૂ કર્યું. બંદર સામેનો બેટ સ્પેને ૧૩૦૨ માં જીત્યો તો તેજ પેનૉન નામથી આગળ પ્રસિદ્ધ થયો અલ્જીર્સના અમીરે બાર બારોસા બંધુને ' સ્પેનિઅર્ડસોને ' હાંકી કાઢવા આમંત્રણ કર્યું. અમીરની નબળાઇનો લાભ લઈ એ બંધુદ્વયમાંથી એકે અમીરનો વધ કરાવ્યો અને ગાદી પચાવી પાડી. એ ગાદી પચાવનારનું ' અરૌજ ' એવું નામ હતું. તેની પછી ખૈરદીન ગાદીપર બેઠો. તેણે ૧૫૩૦ માં પેનૉનમાંથી સ્પૅનિઅર્ડ લોકને હાંકી કાઢયા. તે વખતથી બારબરીના ચાંચિયાઓનું અલ્જીર્સ એ મુખ્ય મથક બન્યું. ૧૫૪૧ માં પાચમાં ચાર્લ્સ બાદશાહે એ શહેર જીતવાનો પ્રયાસ કર્યો પણ તેમાં તે ફાવ્યા નહિં ૧૮૧૬ માં બ્રિટીશ જહાજના કાફલાએ અલ્જીર્સ પર તોપો દાગી છતાં ૧૮૩૦ સુધી ચાંચીયોપણું ચાલુંજ હતું. તેજ સાલની ૪ જુલાઇને દિવસે ફ્રેંચોએ શહેર પર હલ્લો કરી તે જીતી લીધું.

**આલ્ડરશૉટ:**—(ઇંગ્લંડ) હૅમ્પશાયરના બેસિંગસ્ટોક પાર્લમેંટરી વિભાગનો એક જીલ્લો છે. તે લંડનની નૈરૃત્યે ૩૪ :માઇલ પર છે. ત્યાંની વસ્તી (૧૯૨૧) ૨૮૭૫૬ હતી. ૧૮૫૩ માં આલ્ડરશૉટ કૅમ્પલૉર્ડ હાર્ડિંગે તેની સ્થાપના કરી. નોર્થ કૅમ્પને હાલ માર્લબરો લાઇન્સ અને સાઉથ કૅમ્પને સ્ટેનહોપ લાઇન્સ એવું નામ છે. રોયલ ઇંજીનીયર્સ અને આર્મી સર્વિસ ફ્રોજ માટે અહિં બેરાકો છે. પાંચ પાયદળની બરાકો અને રોયલ આર્મી મેડિકલફ્રોજ માટે કેટલીક બેરેકો છે. અહિંયા દરદીઓ માટે દવાખાનું સ્થાપવામાં આવ્યું છે.

અહિંની ગટરો તદ્દન અર્વાચીન પદ્ધતિની છે. આલ્ડર્શૉટવૉટર કંપની અહિં પાણી પુરૂં પાડે છે.

ફ્રોજના શિપાઇઓ માટે બાંધેલી ઇમારતો શિવાય કિલ્લાના સિપાઇઓને ઉપયુક્ત એવી ઇમારતો પણ છે. અહિં જુદી જુદી શાળા લશ્કરી શિક્ષણ માટે કાઢવામાં આવી છે. આલ્ડર્શૉટ આર્મીકોરનું એ મુખ્ય સ્થાન છે ( એ. બ્રિ. )

**અલ્નિક:**—(ઇંગ્લંડ) નો હૅાબરલૅંડમાં બર્વિક (અજ્ઞાનટીડ) ના પાર્લમેંટરી વિભાગનું આ એક વહેપારી શહેર છે અને તાલુકાનું મુખ્યસ્થાન છે. આ શહેર નૉર્થ ઇસ્ટર્ન રેલ્વેની એક શાખાપર લંડનથી ૩૦૯ માઇલ પર વસેલું છે. આ જીલ્લાની વસ્તી (૧૯૦૧) ૬૭૧૬ હતી. અહિં એક કિલ્લો તે ૧૩૦૯ થી પર્સીના કબજામાં એક દરવાજો, એક ૧૨ મી સદીની સુંદર નાર્મન કમાન, (આર્ચ) કિલ્લાની અંદરની એક જુનીવાવ, એ મહત્વના પ્રાચિન ભાગ છે. હાલ એ કિલ્લામાં ઘણો ફેરફાર થયો છે. ઇટાલીના તેમજ બીજા દેશોના કારીગરોના સુંદર કામો અને બ્રિટિશ, રોમન તથા ઇજીપ્શિયન પ્રાચીન વસ્તુઓના સુંદર નમુનાઓ આ કિલ્લામાં છે. સુંદર બગીચામાં (પાર્ક) વિલિયમ ધી લાયન ઑફ સ્કૉટલૅંડનું એક સ્મારક છે. આજ બગીચામાં સ્મારક તરીકે બે મિનારા અને એક પથ્થરની બ્રિટિશ ઓરડી છે તટના ખંડેર હજી જોવામાં આવે છે. સેંટમાયકલનું એક જુનું દેવાલય છે. અર્વાચીન સેન્ટપાલનું દેવાલય જોવા લાયક છે. એબે શિવાયના બીજા અવશેષો પણ આ બાગમાં મળી આવે છે. સેંટ લિયોનાર્ડનું અહિં દવાખાનું હતું નજીકમાંજ ડસ્ટનવરો કિલ્લાના અવશેષ દેખાય છે.

અહિં દારૂ ગાળવો, માછલી પકડવાની દોરીઓ બનાવવી, તમાકુ તથા છીંકણી બનાવવી, અનાજનો વ્હેપાર અને દળવું એ મુખ્ય ધંધા છે. ખરી રીતે અલ્નિક એક ડિસ્ટ્રિકટબોર્ડના કબજામાં હતું.

પરંતુ કાયમના વહીવટથી તે એક મ્યુનિસિપાલીટી-વાળું શહેર થઈ પડયું છે. આ શહેરના ફ્રિમેનનું એક સંયુક્ત મંડળ (બૉડીકૉર્પોરેટ) હોય છે. પરંતુ શહેરના કારભારમાં આ મંડળને કોઇ જાતની સત્તા હોતી નથી. ૧૮૮૨ ના કાયદા પ્રમાણે આ મંડળને ૫૦૦ પાઉંડ કરતાં વધારે રકમ માત્ર આપવી પડે છે. અને કાર્પોરેશનની શાળાઓ (કાર્પોરેશન સ્કુલસ્) ચલાવવામાં એ પૈસાનો ઉપયોગ કરવામાં આવે છે.

શરૂઆતમાં અલ્નિક ગિલ્બર્ટ ટાયસનની માલિકીનું હતું. પરંતુ તેનો પુત્ર મરણ પામવાથી તેની કન્યા સાથે રાજાએ તે આયવોડિવેસીને આપ્યું. આયવોનો એક વંશના વિલ્યમ ડિવેસી ૧૨૯૭ માં મરણ પામ્યો. તેને સંતાન ન હોવાથી આજ હાગીટી ડરહૅમના બિશપને મળી. ૧૩૦૯ માં તેણે તે સર હેન્રી પર્સીને વેચી, અદ્યાપ તે તેનાજ વંશમાં ચાલે છે. આશરે ૧૧૫૦ યુસ્ટેસ ફિટ્ઝ જોને કિલ્લો બંધાવ્યો એમ કહે છે. પ્રસંગોપાત્ મળેલી સનદો મુજબ આ શહેરે બજાર તથા જાત્રાઓની પરવાનગી મેળવી છે. પ્રાચીન કાળમાં ચામડાં પકવવાનો તથા કાપડ વણવાનો એ મુખ્ય ધંધો હતો. અલ્નિકે પોતાના પ્રતિનીધિ પર્લામેંટમાં કદી પણ મોકલ્યા નથી. (એ. બ્રિ.)

**અલ્બની:**—પ્રાચીનરાષ્ટ્ર એનું નિવાસસ્થાન અલ્બેનિયામાં હતું અલ્બેનિયાએ પૂર્વ કૉકેશનમાંના એક જીલ્લાનું પ્રાચીન નામ સ્ટ્રેબોના જાણ્યા પ્રમાણે (૧૧,૪,૧-૮) સાયરસ (કુરૂ) નદીનો કિનારો અને આધુનિકશિર્વાન એટલાજ ભાગનો સમાવેશ એમાં થતો હતો. અલ્બની લોક વાસ્તવિક રીતે હાલના દધિસ્થાનના આસપાસના હોવા જોઇએ. (લ્પી. ની. ૬-૩૬) ઇટાલીમાના અલ્બાથી આવેલા લોકોના તેઓ વંશજ છે એવી દંતકથા હેલિકાર્નેસસના ડાયઓની સિઅસે આપી છે. સ્ટ્રેબોના આધારે એવું જણાય છે કે અલ્બના લોક સૂર્યોપાસક હતા. પરંતુ વિશેષતઃ ચંદ્રોપાસક હતા. અસલના વખતમાં એમાં નાનાં નાનાં ૨૬ રાજ્યો હતાં તથાપિ સ્ટ્રેબોની કારકીર્દીમાં એકજ રાજા રાજ્ય કરતો હતો. રોમન લોકને આ લોકની માહિતી હતી. કારણ મોટા મિથ્રીડાટીસ (ઇ. પુ. ૬૫) ની પૉંપે પુઠ પકડી હતી ત્યારે અલ્બની લોકોએ તેને મદદ કરી હતી. પૉંપે તેમને ફક્ત નામનાજ ખંડણીયા બનાવ્યા. પરંતુ તેમનું સ્વાતંત્ર્ય નષ્ટ થયું નથી. હૅડ્રિયનની કારકીર્દીમાં અલ્બની લોકોએ આ પ્રદેશ જીતી લીધો. (મૉમસેન પ્રોવ્હિન્સેસ ઑફ ધી રોમન અમ્પાયર ઇં. ભાષાંતર ૧૮૮૬) ત્યાર પછી તે સસ્સ નિદઅમ્મલ નીચે હતો. ખાતર લોકોએ અલ્બની લોકોને આર્મેનિયામાં હાંકી કાઢ્યા. તે પછી હુણ; ખ્હરંગિયન અને મોગલ લોકોની એક પછી એક સ્વારી આ પ્રદેશ પર થઈ. (એ. બ્રિ.)

**અલબિરૂની:**—અબુરૈહાન મહંમદ (૯૭૩-૧૦૪૮) આશરે ૯૧૩ માં ખ્વારીઝમ પ્રાંતના બિરૂન શહેરમાં જન્મ્યો. તે પ્રખ્યાત ગણિતશાસ્ત્રી, જ્યોતિષી, ઈતિહાસ કાર અને તર્કશાસ્ત્રી હતો. સંસ્કૃત ભાષામાં પ્રવિણતા મેળવનાર આ એકજ મુસલમાન પંડિત હતો. તેણે અધ્યાત્મશાસ્ત્ર અને વક્તૃત્વ-શાસ્ત્રનો પણ અભ્યાસ કર્યો હતો. પરંતુ મુખ્યતઃ ગૂઢ વિદ્યા જાણનાર તરીકે તેની ઘણી કીર્તિ થઈ. તે બાબત હંમેશા એક વાત કહેવામાં આવે છે તે નીચે પ્રમાણે છેઃ- એક દિવસે સુલતાન મહંમદ દરબારમાં બેઠો હતો ત્યારે તેણે અલબિરૂનિને આજ પોતે દરબારમાંથી કેવી રીતે બહાર જશે તેનું વર્ણન અગાઉથી લખી રાખવાનું કહ્યું. તે મુજબ બિરૂનીએ લખી રાખ્યા બાદ સુલતાને પુષ્કળ દરવાજા પૈકી કોઇ પણ એક દરવાજામાંથી બહાર જવાને બદલે ભીંતમાં બાંકુ પાડી પોતાનો જવાનો રસ્તો બનાવ્યો. ત્યાર પછી અલૂબિરૂનીએ લખેલો કાગળ જોતાંજ તેમાં બરાબર આ પ્રમાણેજ વર્ણન કરેલું જણાઇ આવ્યું. આ કોઇ એક જાદુગર છે જાણી સુલતાને તાબડતોબ તેને બારીમાંથી નીચે ફેંકી દેવાનો હુકમ કર્યો. પણ અલૂબિરૂનીને આ વાત પ્રથમથીજ માલમ પડવાથી તેણે અગાઉથીજ તૈયારી કરી હતી જેથી તેને કાંઈ પણ ઇજા થઈ નહિં. રાજાએ તેને પોતાની સમક્ષ બોલાવી આ પ્રકારની શિક્ષા તને ભોગવી પડશે એવું તને અગાઉ શું ખબર હતું'' એ જાતનો પ્રશ્ન કર્યો. અલૂબિરૂનીએ હકારમાં પ્રત્યુત્તર આપ્યો, તે દિવસનું લખેલું ભવિષ્ય બતાવ્યું. ચાલીસ વર્ષ સુધી તેણે ઘણા દેશોમાં પ્રવાસ કર્યો. સુલતાન મહંમુદ ગિઝનીની સ્વારી સાથે તે હિંદુસ્થાનમાં આવ્યો તેણે ઇ. સ. ૧૦૩૦ માં હિંદુસ્થાન સંબંધી 'તારીખ અલ્ હિંદ' અથવા 'હિંદુસ્થાન સંબંધીની હકીકત' નામે ગ્રંથ લખ્યો. અબુલફઝલે આઈની અકબરીમાં' આ ગ્રંથ માંથી ઘણો આધાર લીધો છે. જો કે આ ગ્રંથમાં રાજકીય ઇતિહાસનું પરિપૂર્ણ અને સુસંબદ્ધ વર્ણન નથી તો પણ તે કાલનાં હિંદુ રીત રિવાજ, શાસ્ત્ર અને સાહિત્ય જાણવાને તે ઘણું ઉપયોગી છે. આ ગ્રંથમાં તેણે અઢાર પુરાણોના નામ આપ્યા છે. મત્સ, આદિત્ય અને વાયુ એ ત્રણ પુરાણો જોયાનું પણ લખ્યું છે. તેમજ વિષ્ણુ પુરાણ

માં લખેલા અઢાર પુરાણોના ભિન્ન નામો પણ લખેલાં છે તે પરથી વિષ્ણુ પુરાણ ૧૦૩૫ માં રચાયું એ વિલ્સનનો મત મિથ્યા ઠરી ૧૦૩૦ ની અગાઉથીજ અઢાર પુરાણોનું અસ્તિત્વ હતું. એ સિદ્ધ થાય છે. ભગવત ગીતાનું તત્વજ્ઞાન તેને ઘણુંજ પ્રિય હતું. ઘણાએક ગ્રંથોનું તેણે ભાષાંતર કર્યું હતું. ટૉલેમીના ઑલ્માજેસ્ટનું અરબી ભાષામાં તેણે સંક્ષિપ્ત ભાષાતર કર્યું છે. બીજો એક મહત્વનો ગ્રંથ એટલે 'કાનુન મસુદી' એ છે. તેણે આ ગ્રંથ સુલતાન માહમુદને અર્પણ કર્યો હતો અને તેના બદલામાં હાથીના ભારના રૂપિયા તેને મળ્યા હતા એવું કહેવાય છે. જ્યોતિષશાસ્ત્રપર તેને ઘણો વિશ્વાસ હતો. અરબી ભાષામાં તેણે જ્યોતિષ ગ્રંથનું ભાષાંતર કર્યું છે. તે ઈ. સ. ૧૦૪૮ માં મરણ પામ્યો. જ્યોતિષ, ગણિત, કાલગણના, ભૌગોલિક ગણિત પદાર્થ વિજ્ઞાન, રસાયન અને ખનિજ શાસ્ત્ર એ તેના પ્રિય અભ્યાસ વિષય હતા.

તા રી ખ હિં દઃ—આ હિંદુસ્થાન વિષેના ગ્રંથના ૮૦ પ્રકરણ છે. પહેલા પ્રકરણમાં હિંદુ લોકો વિષે માહિતી મેળવવા કેવી અડચણ પડે છે તેનું વર્ણન છે. પ્રકરણ ૨ થી ૧૧ તત્વજ્ઞાન; પ્રકરણ ૧૨ થી ૧૭ વેદ પુરાણ, વ્યાકરણ, છંદ શાસ્ત્ર વગેરે વાઙમય અને હિંદુ રીતરિવાજ. પ્રકરણ ૧૮ થી ૩૧ ભૂગોલ અને જ્યોતિષી, પ્રકરણ ૪૩–૭૯ એ પ્રકરણોમાં હિંદુઓના વાર તહેવાર, ઉત્સવ, રીતરિવાજ, વગેરે મહત્વની માહિતી ગ્રથિત કરેલી હોઇ છેલ્લું પ્રકરણ ફલજ્યોતિષ વિષે છે. આ ગ્રંથમાં ઘણી ખરી હાકકત ફકત સાંભળેલીજ હોવાથી તે ભૂલભરેલી હોવાનો સંભવ છે, તથાપિ અલ્બિરૂની કાલીન હિંદુસ્થાન કેવું હતું એ તેના પરથી સારી રીતે જાણી શકાય છે આ ગ્રંથ ૧૭૮૩ માં સી. ઈ સાચોએ લંડનમાં પ્રસિદ્ધ કર્યો અને બીજે વર્ષે બે ભાગમાં તેનું ભાષાંતર પણ પ્રસિદ્ધ થયું.

[ સં દ ર્ભ ગ્ર ંથઃ-સ્મિથ, અર્લી હિસ્ટરી ઑફ ઇંડિયા. બિલકોશ. એ. બ્રિ. ઇલિયટ હિસ્ટરી ઑફ ઇંડિયા. ચિત્રમય જગત પુ. ૧૪ અં ૧]

**અલ્બેનિયાઃ**–આ એક પ્રજા સત્તાક રાષ્ટ્ર છે આ પ્રદેશ બાલ્કન દ્વિપ કલ્પના સમુદ્ર કિનારાનો છે અને તે મૉન્ટેનિગ્રોની દક્ષિણ સરહદથી ગ્રીસની ઉત્તર સરહદ સુધી પથરાએલો છે. યુરોપ ખંડમાંનો અતિશય અજ્ઞાત પ્રદેશ આજ કહેવાય છે.

અહિંનો ભયંકર, જંગલી પ્રદેશ, કાયદો ન માનનારા લોક તેમની ભાષા અને વિશિષ્ટ સામાજિક બંધનો, અને અહિની અંધા ધુંધી એ બધાને લીધે પરકીય મુસાફરોને અહિ રહેવું જોખમ ભરેલું છે. બર્લિનની સુલેહ મુજબ મૉન્ટેનિગ્રો પ્રાંત વધ્યો અને અલ્બેનિયાની સરહદ ઘટી. મૉંટેનિગ્રોએ ડુલીસિંગ્નો જીલ્લો લઈ તેના બદલામાં પ્લાવ્હા અને ગ્યુસિને જીલ્લા તુર્કસ્થાનને આપ્યા. ઈશાન અલ્બેનિયાનો ભાગ કોસોવ્હો આ તુર્ક વિલાયતમાં આવ્યો હતો. ઉત્તર તરફનો જંગલી પ્રદેશ સ્કોડા (સ્કુટારી) માં હતો. મધ્ય અલ્બેનિયાના પૂર્વ તરફનો ભાગ મોનૅસ્ટિર વિલાયતમાં હતો. દક્ષિણ તરફના જીલ્લા ઇઆનિયામાં ગણાતા હતા.

પ્ર કૃ તિ વ ર્ણ નઃ—અલ્બેનિયાનો વિશેષતઃ ઉત્તર ભાગ ઘણોજ ડુંગરવાળો છે. પૂર્વે શાર પર્વતની હારો હોઇ તેની લગોલગ દક્ષિણે ગ્રૅમાસ અને પિંડસની બે હારો છે. એનું ઉંચું શિખર લિઉબોત્રન અગ્નેય યૂરોપમાં સૈથી ઉંચુ (૮૮૫૮ ફુટ) શિખર છે. ઉપરના પર્વતની હારને લીધે ઉત્તર,મધ્ય દક્ષિણ એવાં અલ્બેનિયાના ત્રણ વિભાગ થાય છે. શ્કુંબ નદીથી ઉત્તર અને મધ્ય વિભાગ જુદા પડે છે. અને વિઉસા નદી મધ્ય અને દક્ષિણ વિભાગની સરહદ પરથી વહે છે. ઉત્તર અલ્બેનિયામાં પ્રોકલેટીયા એટલે 'શાપિત પર્વત' એ મુખ્ય હાર છે. દક્ષિણ અલ્બેનિયામાં ત્ચિકા અને ખિમરા એ મુખ્ય શહેરો છે. અહિંની ઘણી ખરી નદીઓ પૂર્વ તરફથી પશ્ચિમ તરફ વહે છે. બોયના અને આતા નદીઓનાજ મુખ પાસે ફકત બોટ ચાલે છે. અહિંની મુખ્ય નદી બોયના, સ્કટારી સરોવરમાંથી ઉદય પામી તેને મોરાચા, ડ્રિન વગેરે નદીઓ મળે છે. અને પછી તે ઍડ્રિયાટિકના અખાતને મળે છે. સ્કુટારી અને ઑચરીડાના બે સરોવરો યૂરોપમાં ઉત્તમ ગણાય છે. આ શિવાય આયાનિના એ બીજું એક સુંદર સરોવર છે.

હ વાઃ—જંગલી પ્રદેશની હવા નિરોગી છે. પણ ગામડાઓમાં હમેશાં તાવના વ્યાધિ ચાલે છે અહિં શિયાળો ઘણોજ ટુંક મુદત સુધી હોય છે પરંતુ ટાઢ અતિશય પડે છે. વસંત ઋતુમાં સમુદ્ર કિનારાપર બોરા અથવા ઉત્તર તરફનો તોફાની પવન વહે છે.

ખ નિ જ સં પ તીઃ—અલ્બેનિયાના ડુંગરોમાં ઘણા ખનિજ પદાર્થ છે એવું કહેવાય છે. પરંતુ અદ્યાપિ તેની કોઇએ શોધ કરી નથી. અહિં લોખંડ તથા કોલસા પુષ્કળ હોવા જોઇએ. પહેલાં અહુંથી સોનું તથા રૂપું કાઢતા હતા. સેલિનિટઝામાં ખનિજ ડામર મળતું હોઈ રોમન કાળમાં તે પુષ્કળ કાઢતાં હાલમાં પણ જુની રીત મુજબજ અહિંથી ડામર

કાઢે છે. અહિં મોટાં જંગલો છે. તેમાંનો વધુ ભાગ બીચ અને ઓકના જંગલોનોજ છે. મિરટાઇડિ ભાગમાં સુમાક ઝાડો ઘણાં થાય છે. અહિં ફળ ઝાડ પણ પુષ્કળ છે તેમજ સાધારણ પ્રકારનું મધ પણ અહિં બનાવવામાં આવે છે. દક્ષિણ અલ્બેનિયામાં તમાકુ ઘણો પાકે છે. અહિંની ઉપજીવિકાનું મુખ્ય સાધન ખેતી તથા જનાવરો પાળવાં એ છે. ખેતીની જુની પદ્ધતિ વહેવારના સાધનોનો અભાવ, અને પૂરથી થતું નુકસાન, એટલી અડચણો હોવા છતાં ડેલમેશિયન કિનારો તથા બેટોને અહિંથીજ અનાજ પુરતું પાડવામાં આવે છે. મુખ્ય ખોરાક મકાઇ હોઇ જવ, રાય, ઓટ, અને ઈતર અનાજની પણ ઘણી નિકાસ છે. ઉત્તર તરફના જંગલી લોકોની સંપત્તિ ઘેટાં તથા બકરાં એજ છે. ચાંમડાં તથા ઉનનો અહિંથી નિકાસ થાય છે. અહિંની નદીઓ તથા સરોવરોમાંથી માંછલાં મળી આવે છે.

ઉદ્યોગ તથા વ્હેપાર વર્ણન:— ઇ. સ. ૧૮૯૮ માં અહિંની નિકાશ ૪,૮૦,૦૦૦ પાઉંડની હતી. તેમાં ખેતીની ઉપજ, જનાવર, ચામડાં, ઉન, ચીઝ, ઇંડા, મરઘાં બતક, ઓલિવતેલ, વલોનિયા, ઓક, સુમતુ ઝાડના પાન, ઇમારતી લાકડું, રેશમ, તમાકુ, ખારા માછલાં વગેરે પદાર્થોનો સમાવેશ થાય છે. ૧૮૯૮ માં આયાત માલની કિંમત ૧૩,૬૦,૦૦૦ પાઉંડની હતી. પહેલા અહિંનો વ્હેપાર વેનશિયન લોકના હાથમાં હતો. ત્યાર બાદ તે ઑસ્ટ્રિયા અને હંગેરીના હાથમાં ગયો. ઈટાલી શિવાય બીજા કોઇ પણ દેશ સાથે તેનો મહત્વનો વ્હેપાર નથી. અહિંના લોકોને ઑસ્ટ્રિયાનો સસ્તો માલ પસંદ પડે છે. ટ્રીસ્ટએ વ્હેપારનું મુખ્ય બંદર હોઈ ઑસ્ટ્રિયન લૉઈડ કંપનીની આગબોટથી દરિયાઇ વ્હેપાર ચાલે છે. પરંતુ કિનારા પરનો વ્હેપાર તુર્કો તથા ગ્રીક બોટો મારફત ચાલે છે. રેલ્વે શરૂ થવાથી સાલોનિકા બંદર મારફત હાલમાં ઘણો વ્હેપાર ચાલે છે. આવવા જવાના સાધનાના અભાવને લીધે વ્હેપાર પુષ્કળ પછાત છે. આ દેશમાં રેલ્વે તથા સારા રસ્તાઓ નથી. રહદારી માટે પુલ પણ સારા સુરક્ષિત નથી. અહિંના દેશી ઉદ્યોગ ધંધા મહત્વના નથી અને જે કાંઈ છે તે પણ નાશ પામતા જાય છે. ૧૦૨૮ માં ત્યાંની આયાત ૩૨૩૧૧૫૮૩ ગોલ્ડ ફ્રેંકર, અને નિકાસ ૧૪૮૫૯૬૦૦ ગોલ્ડ ફ્રેંકસ હતો.

વસ્તી:—અલ્બેનિયાની વસ્તી આશરે દસ લાખ છે. પૈકી અર્ધા ઉપરાંત અલ્બેનિયન લોક હોઈ બાકીના સ્લાવ્હ ( સર્બ અને બલ્ગેરિયન ) લોક છે. મધ્યયુગમાંનો 'ગ્રેટવેલાચિયા' કે જે હાલ માઉંટ ઝાથગોસ અને પિંડસના નામથી ઓળખાય છે તે પર્વતમાં વલાચ અથવા ત્સિંન્ત્ઝાર લોકો રહે છે. અગ્નિ ભાગમાં તુર્ક, એપિરોસમાં ગ્રીક ભાષા બોલનારા લોક અને આયનિના, પ્રેવેઝા તથા તદ્દન દક્ષિણ તરફના ભાગમાં અસલ ગ્રીક લોકો ( સરેરાસ વસ્તી ૧ લાખ ) રહે છે. ૧૭૯૧ પ્રમાણે ત્યાંની વસ્તી ૮૩૩૫૫૧૪ છે. તેમાના ૫૬૩૭૨૦ મુસલમાન ૮૮૯૩૯ રોમન કેથોલિક અને ૧૮૧૦૫૧ નેશનલ અલ્બેનિયન ઓર્થોડોક્સ ચર્ચના માણસો છે.

મુખ્ય શહેરો:—અલ્બેનિયામાં સ્કુટારી, પ્રિઝરેન, આયનિના, જેકોવા, ઢિબ્રા, પ્રિશ્ટિના, ડુરાઝો, એ મુખ્ય શહેરો છે.

અગ્નિ યૂરોપમાં અલ્બેનિયન લોક ઘણા પ્રાચીન વંશના હોઇ તેઓ બાલ્કન દ્વિપકલ્પમાં કયારે આવ્યા તેનો ઉલ્લેખ ઇતિહાસ અથવા દંતકથામાંથી ઉપલબ્ધ થતો નથી. ઇલિરિયન, મેસિડોનિયન, અને ઍપિરોટસ એ જાતો પ્રમાણેજ આ લોક અહિં અતિ પ્રાચીન આવેલા આર્યોના વંશજ છે. ઇલિરિયન અને એપિરોટ લોક અનુક્રમે ઘેગ અને ટોસ્કના પૂર્વજ હોવા જોઇએ એવું હોનનું મત છે. આ લોકમાં સ્લેવ્હાનિક નામો પણ ઘણા પ્રચલિત છે અને અહિં સ્લાવ લોક જણાતાજ નથી તે ઉપરથી એમ લાગે છે કે મધ્યયુગમાં આ પ્રાંતમાં પુષ્કળ સાવિયન લોક તથા બલ્ગેરિયન લોક આવેલા હોવા જોઇએ. પરંતુ એક તો તેમને હાંકી કાઢયા હોય યાતો મૂળ લોકમાં તેઓ ભળી ગયા હોય. પોતાના ડુંગરી પ્રદેશમાં આ લોકોએ પરકિયોને બિલકુલ માર્ગ આપ્યો નથી. તેથી મૅંટેનિગ્રીયન લોકો પ્રમાણેજ આ લોકોની માહિતી વિશેષ પછાત નથી. એવી રીતે આ લોકો એ પોતાના ગુણ ધર્મ, ભાષા રીતરિવાજ, તથા દંતકથાઓ કાયમ રાખી છે. મૂળવંશથી ૬ શતક પછીના ગ્રીસ અને ઇટાલીમાંના અલ્બેનિયન લોક આસપાસના લોકો સાથે અદ્યાપિ ભળ્યા નથી.

અલ્બેનિયન એટલે ટોસ્ક અને ઘેગ એ લોકો પોતાને સ્કુપેટર તથા પોતાના દેશને સ્કુપેનિયા અથવા સ્કુપરિયા એવું કહવરાવે છે. મોટે નિગ્રોની સરહદ પરનાબૅરે તથા મિટ્રોવિટઝા સુધી અને સર્વિયન સરહદ પરના વ્રન્યા સુધી જો રેષા આંકી ત્યાંથી ઉસ્કુબ, મિલેપ, મૉનૅસ્ટિરા ફલોરિના; કેસ્ટોરિયા, આયનિના અને પર્ગા સુધી રેખા ખેચવામાં આવે તો સાધારણતઃ આરેખામાં અલ્બેનિયન લોકોના પ્રદેશનો સમાવેશ થાય છે. ટોસ્કલોકની ટોળીઓએ

૧૪ મી સદીમાં ગ્રીસમાં વસાહત કરી. ગ્રીસમાંના અલ્બેનિયન લોક તેમના હાલના વંશજ છે. ઉત્તમ ગ્રીક સૈનિક તરીકે હાલમાં તેઓ ઘણા પ્રસિદ્ધ છે. સ્વાતંત્ર યુદ્ધમાં (૧૮૨૧-૧૮૨૯) આ લોકોએ પોતાનું કર્તવ્ય ઘણી સારી રીતે બજાવ્યું તેઓમાંના ઘણા લોક પોતાનીજ ભાષા બોલે છે. ઈટાલી અને સિસિલીમાંના અલ્બેનિયન લોક પણ ટોસ્ક લોકનાજ વંશજ હોઈ ઘણા લોક અદ્યાપિ ટોસ્કથી બનેલી એક ઉપભાષા બોલે છે ઘેગ અને ટોસ્ક લોકજ અલ્બેનિયનના ખરા વંશજ છે લિઆપ અને શામ અથવા ચામ એ એક ટોસ્ક લોકનીજ શાખા છે. ઘેગ પોતાને ઘેગ ન કહેવડાતાં તે એક અટક છે એવું માને છે. તેમજ વાયબોસા નદીના ઉત્તર ભાગમાં રહેનારા ઘણા લોકોને ટોસ્ક નામથી ઓળખવામાં આવે છે.

સ્વભાવ વર્ણનઃ—બાલ્કન દ્વિપકલ્પના ઇતર રહેવાસીઓ પર જે અસર પરકીયોના સહવાસથી થઈ તેવી અસર અલ્બેનિયન લોકોપર થઇ નથી. આ લોકોએ પોતાની ભાષા, રીતરિવાજો અને પ્રાચીન સંસ્થાઓ કાયમ રાખી પોતાનું વૈશિષ્ટય અન્ય લોકોથી સાચવી રાખ્યું. ઘેગ લોકોમાં ભયંકર, બે કાયદેસર પણું, અંધ વિશ્વાસ, અજ્ઞાન વગેરે કેટલાક એવા દુર્ગુણ છે કે તે પૂર્વયુરોપમાં જવલેજ જોવામાં આવે છે. તથાપિ આ લોકો સાદા, શૂર વિશ્વાસુ અને ઈમાની હોઈ ઉત્તમ સૈનિક અને નોકર તરીકે એમની ખ્યાતિ છે. તુર્કી સુલતાનની અંગરક્ષક ટુકડીમાં ઘણા વર્ષથી આ લોકોની ભરતી થાય છે. પરકીય વકીલાતોમાંના અને કાઉન્સલના ખાસ તહેનાતના લોકોમાં ટોસ્ક લોકો પ્રમાણે આ લોકોની પણ ભરતી કરવામાં આવી. ગ્રીક, વ્લાચ લોકના સહવાસથી ટોસ્ક લોકના સ્વભાવમાં પુષ્કળ ફરક થયો છે. ઘેગ લોક લડાઇ, ચોરી અને જનાવરો પાળવાનો ધંધો કરે છે પરંતુ ટોસ્ક લોક વ્હેપાર ધંધો અને ખેતી કરે છે.

ઘેગનો સ્વભાવ કડક, ગંભીર અને અભિમાની હોય છે જ્યારે ટોસ્ક આનંદી, વાતોડીયા અને મન મેળવનારા હોય છે જો કે આ બન્ને જાતીમાંનું નૈસર્ગિક વૈમનસ્ય પ્રાચીનકાળ પ્રમાણે ભયંકર સ્વરૂપનું નથી છતાં તે તદ્દન નાશ પામ્યું નથી. મરણાન્ત વેર લેવાની પદ્ધતિ પૂર્વાપાર ચાલતી આવે છે. કારણ વેર વાળવું એ પવિત્ર કાર્ય છે એવી આ લોકોની માન્યતા છે. એક મનુષ્ય વધના બદલામાં પુષ્કળ ખૂન થઈ કેટલાક વંશમાં અથવા ટોળીઓમાં એક જાતનું યુદ્ધજ ચાલે છે. એટલે ઘણી વખતે ખૂની માણસ ડુંગરોમાં અથવા ઘરમાંજ ઘણા વર્ષ સુધી સંતાઈ રહે છે. આ પ્રકારના વૈરાગ્નિને લઈ કેટલાક ભાગોમાં ૭૫ ટકા સુધી મૃત્યુ થાય છે. કોઇની દરમ્યાનગીરીથી અથવા તેમના ભીક્ષુકગોર મારફતે કેટલીવાર કામચલાઉ અથવા કાયમની 'બેસા' (સુલેહ) પણ થાય છે. આ પ્રકારની સુલેહ સુલતાન પણ જાહેર કરે છે. સંધિ થાય તો મોટા સમારંભો કરવામાં આવે છે. આ લોકોમાં અતિથિસત્કારના નિયમ ઘણાજ કડક હોવાથી જો અતિથિને કાંઈ પણ ઇજા પહોંચે તો નુકસાની ભરી આપવી પડે છે. એકાદ રહેવાસીની બેઠક હોવાશિવાય પ્રવાસી લોકો એ ત્યાં જવું જોખમ ભરેલું છે. પરંતુ જો તે હોય તો તેમની સારી વ્યવસ્થા થાય છે. કેટલાક જીલ્લાઓમાં નરવધ બદ્દલ ૧૨૦૦ પિઆસ્ટર્સ એલે આશરે ૧૫૦ રૂપિયા દંડ આપવાથી સંધિ થાય છે. પરંતુ કેટલાક જીલ્લાઓમાં આ દંડની રકમ ૨૦૦૦ પિઆસ્ટર્સ પણ છે.

સ્ત્રિઓને સ્વાતંત્ર્ય નથી પરંતુ તેમને ઘણું માન આપવામાં આવે છે. તકરારો મટાડવા માટે પણ ઘણી વખતે તેમની યોજના કરવામાં આવે છે. કોઇ પણ જાતની ઈજા શિવાય સ્ત્રીઓ શત્રુના પ્રદેશમાંથી જઈ શકે છે. મરદો સાથે સ્ત્રીઓ રણાંગણ પર જાય છે અને ત્યાં ઘાયલ થએલાઓની શુશ્રૂષા કરવાનું તથા મૃતાત્માઓને લઈ જવાનું વગેરે કામો તેઓ કરે છે. વર તરફથી કન્યાને વાંકડો મળતો નથી પરંતુ કાંઈક કિંમત આપી કન્યા ખરીદવી પડે છે. વિવાહ નાનપણશીજ થાય છે ત્યારે બ્હાનું પણ આપવું પડે છે. ઘેગ લોકથી ટોસ્ક લોકોનો પોશાક જુદો હોય છે. ગ્રીક લોકો પ્રમાણેજ તેઓ પણ ચુણીનો ઘાઘરો પહેરે છે. ઉત્તર તરફ બંદુકો તથા તરવારો બન્ને જાતો વાપરે છે. મિરદાઇટ અને મૅટ જાતોનો પોષાક પણ ઘણોજ વિચિત્ર હોય છે.

જાતિપદ્ધતિઃ—ઉત્તર અલ્બેનિયામાં અદ્યાપિ સમાજ ઘટનાની પ્રાચીન પદ્ધતીજ ચાલે છે. તુર્કી અમલનો પ્રતિકાર કરી ઘેગ લોકો એ પુષ્કળ વર્ષ સુધી સ્વસત્તા રાખી. આ લોકો કર આપતા નથી; તેમને લશ્કરી નોકરી સખ્તીની ન હોઈ તેઓ તુર્કી કાયદા માનતા નથી. જે થોડા ઘણા તુર્કી અમલદાર હોય છે તેમની સત્તા પણ નામનીજ હોય છે. લઢાઇ વખતે તુર્ક સરકારને તેઓ ફક્ત લશ્કરની ટુકડીઓ પૂરી પાડતા. આ લોકો 'પૂર્વાપર રિવાજ કિંવા "કનુન-ઈ-લેકસ ડુકૅજીનિદ" નામનો અલિ-

ખિત મુલકી તથા ફોજદારી કાયદો' એટલુંજ માની તે પ્રમાણે વર્તે છે.

ઉપર જણાવેલો કાયદો લેકા-ડુકા-જીની નામના ગૃહસ્થે ૧૩ મી અથવા ૧૪ મી સદીમાં ઘડયો એમ કહેવાય છે. આ જાતમાં ઘણા વંશો હોય છે અને તેમના રાજાને બરિયાકટર કહે છે. દરેક વંશમાં કેટલાક વૃદ્ધોની કાઉન્સિલ હોય છે. રાજા તથા કાઉન્સિલરોના હક્ક વંશ પરંપરા ચાલે છે. વંશોના નાના વિભાગો પાડી તે દરેક પર જોબર અથવા તે જગ્યાનો મોટો માણસ મુખ્ય હોય છે. આ જોબરો કાયદો બજાવવો, કર વસુલ કરવા, શિક્ષાની સુનાવણી કરવી વગેરે કામો પર દેખરેખ રાખે છે. તેનો સંબંધ સ્કુટારીની દરેક જાતના પ્રતિનિધિ સાથે હોય છે. આ પ્રતિનિધિઓ ડુંગરી લોકો અને તુર્કી સરકારની વચ્ચે સંબંધ ચાલુ રાખે છે. રીતરિવાજ તથા સંસ્થાને અનુસરીને વલીએ ઘડેલા કાયદાઓ આ પ્રતિનિધિઓ પોતાના લોકોને જાહેર કરે છે. ઉત્તર અલ્બેનિયામાં કિંવા ઘેગેરિયામાં સાત મુખ્ય જાતિ છે. તે નિચે મુજબઃ—

(૧) મિરડાઇટઃ—આશરે સંખ્યા ૧૯૦૦૦, રાજકીય અને સ્વતંત્રતાની દૃષ્ટિથી આ લોક ઘણા મહત્વના છે. આ લોકો રોમન કેથોલિક હોઇ ડેરા ઇજૉન મરકુટ (જૉનમાર્કો જેનો વંશ) ના કુટુંબમાં રાજવંશ ચાલે છે. અહિંના ફેક રાજાને તુર્ક સરકારે ઉપાડી લઇ જઈ એનાટૉલિયામાં કેદ કરી રાખ્યો અને તેના બીજા એક કુટુંબીને ગાદીપર બેસાડયો. પરંતુ મિરાઈટને આ રાજા નાકબુલ હોવાથી સર્વત્ર અંધાધુંધી ફેલાઈ. આ ભાગમાં મુસલમાનોને રહેવાની મનાઇ હતી.

(૨) મિર્કોદ્રક સંઘ અથવા અલાસિયામૅથેઃ—આ જાતમાં બીજી ઘણી જાતોનો સમાવેશ થતો હોઈ તેઓ સ્કુટારીની ઇશાને રહે છે. આ લોકો રાજધાનીની નજીકમાં હોવાથી તુર્કી સત્તા માનતા તથા વાર્ષિક કર પણ આપતા. તેઓના મુખ્ય અધિકારી કર વસુલ કરવાનું કામ કરતા જીસલ નામના સંઘની સરકારી કાઉન્સિલ સ્કુટારીમાં હોઈ તેનો અધ્યક્ષ એક મુસલમાન (અધિકારી) છે.

(૩) ડુકજીનઃ—આ લોક ઉપલા પ્રદેશ અને જેકોવાની વચમાં રહે છે. મિર્કોદ્રા કરતાં આ જાત વધારે સ્વતંત્ર અને જંગલી છે. આજસુધી આ લોકો એ કદી પણ કર આપ્યા નથી.

(૪) પુકા સંઘઃ—આ લોક ડ્રીન નદીની દક્ષિણે રહે છે. તુર્કી "કૈમાકમ" નો અહિં નામનોજ અધિકાર હતો.

(૫) માલાસિયા જેકોવસઃ—આ લોકમાં બે કેથોલિક અને ત્રણ મુસલમાની જાતો છે. જે કોવમાં તેમનો સરકારી પ્રતિનિધિ રહે છે. તેમને કર આપવો પડતો નથી.

(૬) અને (૭) માલસિયા લેઝઃ—આ જાતના લોક ઘણા ગરીબ હોઈ કર આપતા નથી. તેમના પૈકી માલસિયા ક્યૂ આ જાત લુંટારૂનો ધંધો કરે છે. આ જંગલી લોકો શિવાય માલસિયા અને મૅટ જાતમાં ચાર શ્રીમાન કુટુંબોની સત્તા વંશપરંપરા ચાલે છે. અલી પાશાના વખતથી દક્ષિણ અલ્બેનિયામાં તુર્કી સત્તા સારી રીતે જામી ગઇ છે.

**ધાર્મિક સંપ્રદાયઃ**— બે પંચમાંશ કરતાં વધારે લોક મુસલમાની ધર્મના છે. ૧૬ મી અને ૧૭ મી સદીમાં આ લોકો મુસલમાન થયા હોવા જોઇએ. અલ્બેનિયન મુસલમાનોમાં અદ્યાપિ કાંઇક ખ્રિસ્તી રીતરિવાજ તથા સંસ્કાર છે. સ્કુટારી વિલાયતમાં ૫૫ ટકા જેટલા આ ધર્મના લોકો છે. મધ્ય અલ્બેનિયામાં ઘણાખરા મુસલમાનજ છે. અલ્બેનિયામાં મુસલમાની ધર્મની વસ્તી ૬ લાખ છે. પુકા માલસિયા, જેકોવ અને માલસિયા ક્યુ એ જાતોમાં કેથોલિક અને મુસલમાન એ બન્ને ધર્મના લોક છે. મિરડાઈટ અને મૅટ લોકો અનુક્રમે કેથોલિક અને મુસલમાન ધર્મના છે.

**શિક્ષણઃ**—અહિં ઘણા ખરા લોક અશિક્ષિત છે. કાંઇ રાજકીય કારણને લીધે અલ્બેનિયન ભાષામાં શિક્ષણ આપવાની તુર્કી સરકારે મનાઇ કરી હતી. કેટલાક મોટા ગામોમાં થોડી પ્રાથમિક અને માધ્યમિક સરકારી શાળાઓ છે. ગામડાઓની મસિદોમાં કુરાન શિખવે છે પરંતુ લખતાં વાચતાં શિખવતા નથી. શ્રીમાન મુસલમાન કુટુંબના છોકરાં કાન્સ્ટૅન્ટિનોપલ અને વિએનામાં શિક્ષણ મેળવવા માટે જાય છે. જે સુઇટ લોકનું એક વિદ્યાલય તથા શાળા સ્કુટારીમાં છે. ફ્રાન્સિસ્કિયન લોકની થોડી પ્રાથમિક શાળાઓ છે અને તેમાં ઇટાલિયન ભાષા બોલાય છે. દક્ષિણ અલ્બેનિયાના મોટાં ગામોમાં ગ્રીક પ્રાથમિક શાળાઓ છે. ઈ. સ. ૧૮૯૧ થી કોરિટઝામાં એક કન્યાશાળા સારી રીતે ચાલે છે. ૧૯૨૮ માં અહિં ૫૯૬ પ્રાથમિક શાળા ૧૨ આગળ અભ્યાસની શાળા (કન્ટિન્યુએશન સ્કુલ) ૪ માધ્યમિક શાળા ૨ ફ્રેંચ લેસીસ અને એક શિક્ષકો માટે ટ્રેઇનિંગ કોલેજ છે.

**ભાષાઃ**—આ દ્વીપકલ્પની મૂળ ભાષા થ્રેસોઇલિરિયન ભાષા સમૂહમાંની એક છે અને તે આર્યન વંશની છે એમ ઘણાઓને માન્ય છે. આ ભાષાના મૂળરૂપ તથા તેમાંનો ફરક જાણવાને કાંઈ પણ માર્ગ

નથી. આ ભાષામાં ગ્રીક લૅટિન, ઈટાલિયન, તુર્કી, અને સ્લાવ શબ્દ વપરાય છે. લૅટિન અને ગ્રીક ભાષા સાથે સરખાવતાં એવું જણાય છે કે આ ભાષા મૂળ આર્ય ભાષાથીજ નિકળી છે. વાઙ્મયનો ફેલાવ ઝાઝો થએલો ન હોવાથી એક બીજા સાથે વિસદશ એવી ઉપભાષાઓ આ ભાષામાંથી થઈ છે. ઘેગ અને ટોસ્ક લોક એક બીજાની ભાષા ઘણી મુશ્કેલીથી સમજી શકે છે. ઘેગ લોક લૅટિનલિપી તથા ટોસ્ક લોક ગ્રીક લિપીનો ઉપયોગ કરે છે. ગયાં બે શતકોનું સાહિત્ય એટલે ભાષાંતર અને પરમાર્થિક પુસ્તકો એજ છે. ગિર્લૅમો ડીરદા એ એક પ્રસિદ્ધ કવિ તથા ભાષા શાસ્ત્રજ્ઞ હોઇ તેણે પ્રચલિત દંતકથાઓનો સંગ્રહ કર્યો છે.

પ્રાચીન અવશેષઃ—અલ્બેનિયામાં પુષ્કળ પ્રાચીન અવશેષો હોઈ અદ્યાપિ તેમનું સંશોધન થયું નથી. હૅહનમાં કેટલીક ભવ્ય ઈમારતોના અવશેષ જોવામાં આવ્યા. એકંદર એવું જણાય છે કે, અહિં રોમન સંસ્કૃતિનીજ વધુ છાપ પડી હતી. પ્રસિદ્ધ ડાયરૅચિયમનો ઘણોજ થોડો પત્તો લાગે છે. ડોડોના માના અવશેષો ઘણા મહત્વના છે. મધ્યકાલીન સ્કૅડનબર્ગના કિલ્લાના એટલે ક્રોઈઆ માના અવશેષ જોવા લાયક છે.

મધ્ય યુગપાનો ઇતિહાસઃ— રોમન-સામ્રાજ્યના વિભાગ થયા પછી અલ્બેનિયન લોકનો દેશ બાયઝન્ટાઇન સામ્રાજ્ય સાથે જોડાયો. ૪ થી અને ૫ મી સદીમાં ગૉથલોકોએ આ દેશ તદ્દન ઉધ્વસ્ત કર્યો. જસ્ટિનિયને આ દેશ ઈ. સ. ૫૩૫ માં ફરીથી કબજે કર્યો. ઇ. સ. ૮૬૧ માં બલ્ગેરિયન લોકોએ દક્ષિણ તરફનો પ્રદેશ જીતી લીધો. ઝાર સાયમને (૮૯૩-૯૫૭) સર્વિયન લોકોના પરાભવ કરી ડુરાઝો શિવાયનો સર્વ પ્રદેશ પોતાની સત્તા નીચે લીધો. સાયમનની પછી શિશમને પોતાનો વંશ સ્થાપ્યો. શિશમનના પુત્ર સૅમ્યુએલે ડુરાઝો લઈ સર્વ દ્વિપકલ્પપર સત્તા બેસાડી પરંતુ ૧૦૧૪ માં બીજા બે સિલે તેનો પરાભવ કર્યો. ૧૦૮૧ માં નૉર્મન લોકની સત્તા અહિં સ્થાપાઈ ત્યાર પછી બાયઝન્ટાઇન સત્તાનો ફરીથી ઉદય થયો. ધર્મયોધ્ધાઓએ કૉન્સ્ટૉન્ટિનોપલ જીત્યા પછી એપાયરસમાં માયેકલ કૉમનનેસના નામનો વંશ સ્થાપન થયો. ૧૩૧૮ થી ૧૩૫૮ સુધી ઑરસિનીવંશે રાજ્ય કર્યું. દરમ્યાન ૧૨૭૧ થી ૧૩૫૮ સુધી મધ્ય અલ્બેનિયામાં સિસિલિયન રાજકુટુંબની સ્થાપના થઇ તે 'અલ્બેનિયાનું રાજ્ય' એમ કહેવાતું. આશરે ૧૧૮૦ માં ઉપલા અલ્બેનિયામાં સર્વિયન સત્તા સ્થાપાઈ-તેના મોટા રાજા સ્ટીફનડુશન (૧૩૩૧-૫૮) ના અમલ નીચે આખો અલ્બેનિયા હતો.

અલ્બેનિયન સત્તાનો કાળઃ—ડુશનના મૃત્યુ પછી સર્વિયન સામ્રાજ્યના વિભાગ થઇ અલ્બેનિયામાં નાનાં નાનાં દેશી રાજ્યોનો ઉદય થયા લાગ્યો. ઉપલા અલ્બેનિયામાં બાલશી વંશની સત્તા હતી ઉત્તર તરફના પ્રદેશમાં એટલે અલ્બેનિયા રાજ્યપર પ્રથમ થોપિયા વંશ અને પછી કૅસ્ટ્રિઓટા વંશ રાજ્ય કરવા લાગ્યા. સ્કેંડરબર્ગનો જન્મ આજ વંશ માં થયો. ઉત્તર તરફના ડુંગરી પ્રદેશમાંથી અલ્બેનિયન લોક ૧૪ માં શતકાર્ધમાં દક્ષિણ તરફ વસાહત કરવા લાગ્યા. તેજ સદીની આખરે મોરિયા ઍટિકા અને બિઓશિઆમાં ટોકસ લોકોએ પોતાની વસાહતો સ્થાપન કરી. ૧૪ મી સદીની આખરે વેનેશિયન લોકોએ સ્કુટારી, અલ્બેનિયા વગેરે ઇતર ભાગોમાં પોતાની સત્તા સ્થાપી.

તુર્કી સત્તા કાળઃ-ઇ. સ. ૧૪૩૧ માં આયાનિનાં જીતી અલ્બેનિયામાં તુર્કોએ પ્રવેશ કર્યો. આ વખતેજ આ દેશના ઇતિહાસ પ્રસિદ્ધ જૉર્જ કેસ્ટ્રિઓટાના અધિપત્ય હેઠળ પહેલીજ વખત સંસ્થાનિક રાજાઓ ભેગા મળ્યા. તેમને ૧૪૪૪ થી ૧૪૬૬ સુધી તુર્કી સત્તાનો પ્રતિકાર કર્યો. પછી વેનેશિયન લોકોને તુર્કો સાથે ઘણી ચકમકો ઝરી. પરંતુ ૧૫૭૧ માં ઍંટિવેરી અને ડલસિગ્નો એ બે પ્રાંત તુર્કોને મળી નેવેશિયન સત્તાનો નાશ થયો. પુષ્કળ લોકોએ મુસલમાની ધર્મ સ્વીકાર્યો છતાં સુલતાનની સત્તા સારી રીતે સ્થાપાઇ નહિં. હંમેશા તુર્ક અને અલ્બેનિયન લોકો વચ્ચે તકરારો થતી. ૧૭ મી સદીમાં તુર્કી સત્તાને ઓટ શરૂ થવાથી આ ભાગમાં ઘણી અંધાધુંધી ફેલાઈ. ૧૭૬૦ માં સ્કુટારીના પાશા મહંમદ બુશાતે ઉપલા અલ્બેનિયામા સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું તેજ પ્રમાણે દક્ષિણ અલ્બેનિયામાં ટેપેલેનના અલીપાશાએ પોતાની સત્તા જમાવી પરંતુ ૧૮૮૨ માં તુર્કી ફોજે તેનો પરભાવ કર્યો. ત્યાર પછી અલ્પકાળ માંજ સ્કુટારીની રાજ્ય સત્તાનો નાશ થયો.

પોતાની સુધારણાઓને અલ્બેનિયન લોકોએ વિરોધ કર્યાથી બીજા મહંમદે આખો દેશ ઉજ્જડ કર્યો. ત્યાર પછી બર્લિનની સુલેહ સુધી (૧૩ જુલાઈ ૧૮૭૮) કોઇ પણ રાજકીય ભાંજગડ થઇ નહિં. આ વખતે પોતાનો દેશ આસ્ટ્રિયા, હુંગેરી, સર્વિયા, મૉંટેનિગ્રો, એમને ન આપવા બાબત ઘણી ચળવળ થઈ પ્રિઝરેનમાં અલ્બેનિયન સંઘની સ્થાપના થઈ. અંદરખાનેથી તુર્કી સરકારની એને મદદ હતી. આ

સંઘના પ્રયત્ન યશસ્વી નીવડી પ્લાવા અને ગુસિના આ બે જીલ્લાઓ અલ્બેનિયાને પાછા મળ્યા અને તેના બદલામાં ડલસિગ્નો જીલ્લો મોંટેનિગ્રોને આપવામાં આવ્યો. ત્યાર પછી તરતજ અલ્બેનિયન લોકોએ પોતાના સ્વાતંત્ર્યનું તેજ તુર્કોને પણ બતાવ્યું. પણ દરવિશ પાશાએ ડલસિગ્નો મુકામ અલ્બેનિયન લોકનો પરાભાવ કરી સંઘ તોડી નાખ્યો. ગ્રીસને મળેલા દેશ વિરૂદ્ધ ચળવળ કરવા માટે દક્ષિણમાં પણ એવોજ સંઘ સ્થાપાયો. ૧૯૦૩ માં વાયવ્ય અલ્બેનિયામાં બંડ થયું પણ તરતજ તુર્કીએ તે સમાવ્યું. ઉપલી ચળવળોને જરાએ રાષ્ટ્રીય સ્વરૂપ હતું નહિં પરકીય દેશમાં રહેનારા અલ્બેનિયન લોકોએ રાષ્ટ્રીય ભાવના સર્વત્ર ફેલવવાની ખટપટ શરૂ કરી હતી અને બ્રુસેલ્સ, બુખારેસ્ટ અને અથેન્સમાં સંસ્થાઓ પણ સ્થાપન કરી છે. સ્થાનિક અગર જાતીય હક્ક રાખવા શિવાય ઇતર બાબતોના ધ્યેય અનેતેના પ્રયત્ન એકજ છે એની કલ્પના પણ અલ્બેનિયન લોકોને નહિ હોય એવું જણાય છે. શિક્ષણનો સારો પસાર થયા શિવાય દેશ સંબંધી ભાવનાઓનો પ્રસાર થાય નહિં. આ રીત મુજબ ૧૯૦૮ સુધી કાંઇ પણ પ્રગતિ થએલી જણાઈ નહિં.

૧૯૦૮ સુધી અલ્બેનિયાના રાષ્ટ્રીય આગેવાનોએ પોતાનું ધોરણ નીચે મુજબ રાખ્યું હતું:- (૧) અલ્બેનિયન લોકોમાં સ્વતંત્ર રાષ્ટ્રીય ભાવના જાગૃત થતાં સુધી આટોમન સામ્રાજ્ય કાયમ રાખવું તથા (૨) તે દરમ્યાન અલ્બેનિયા પુરતી સ્વતંત્રતા સંપાદન કરવી. આ ફેબિયન ધોરણોના પુરસ્કર્તાઓ પૈકી ફેરિદપાશા અને ઇસ્માયલ કેમલ એ પ્રમુખ હતા. પરંતુ આગળ ઉપર ઉદ્ભવેલી વાતો પર તેઓ કાબુ રાખી શકયા નહિં. ૧૯૦૮ માં તરૂણ તુર્કોએ રાજ-ક્રાંતિ કરી તેમાં અલ્બેનિયાના ડુંગરી રાજાઓ સામેલ થયા અને કોન્સ્ટાંટિનોપલના સુલતાનને પદચ્યુત કરવામાં આવ્યો. આ રાજ્યક્રાંતિનો અલ્બેનિયન લોકોએ સત્કારજ કર્યો, કારણ તેથી પોતાને સ્વતંત્ર કારભારનો હક્ક અને સ્વ ભાષામાં શિક્ષણ આપવાની સગવડ મળવાની તેમને આશા હતી. ૧૮૭૯-૮૯ સુધીના કાળમાં આ પ્રકારની તકનો ફાયદો લઈ સ્વભાષા શિક્ષણને તથા વાઙ્મયને તેમણે સારૂ ઉત્તેજન આપ્યું. પણ આ બાબતમાં તરૂણ તુર્કોએ તેમને નિરાશ કર્યા. યુનિયન ઍન્ડ પ્રોગ્રેસ કમિટિએફરીથી તુર્કસ્થાનની અધીન લોકજાતિમાં ઓટોમની સંસ્કૃતિનો પ્રચાર કરવાનું કાર્ય હાથમાં લઇ તરતનીજ ઉઘડેલી અલ્બેનિયન ભાષાની શાળાઓ બંધ કરી અલ્બેનિયન વર્તમાન પત્રોને પરદેશમાં જવાની ફરજપાડી તે લોકોની રાષ્ટ્રીય ચળવળ બંધ કરી નાખી. તુર્કી લિપિ વાપરી અલ્બેનિયન ભાષા શિખવવાની પરવાનગી આપવામાં આવી અને તેને બંધબેસતાં ક્રમિક પુસ્તકો તૈયાર કરાવ્યાં. પરંતુ અલ્બેનિયન લોકોએ સાર્વજનિક સ્થળે તે પુસ્તકો જથાબંધ બાળી નાખ્યા.

૧૯૧૧—૧૨ નું બંડઃ—જવાન તુર્કી પક્ષે જંગલી જાતો પર નવા કર બેસાડયાથી તે જાતના લોકોએ બંડ કર્યું. પરંતુ નિષ્ઠુર ઉપાયોથી તુર્કોએ તે બંડ શમાવ્યું અને ત્યાંના લોકોને નિઃશસ્ત્ર કર્યા. કેટલાંક ગામો ઉજ્જડ કર્યાં એટલુંજ નહિં પણ બંડ ખોરોના આગેવાનોને ગુસ્સો ચઢે તેવી ફટકાની શિક્ષા ફરમાવી. આ ઉપાયોથી મુસલમાનલોક દબાઇગયા. પણ ૧૯૧૧ માંમાલસિયા અને માથેજાતના રોમન કૅથોલિક લોકોએ બંડ કર્યું: તેમને મોંટેનિગ્રીયન લોકોએ ઉત્તેજન આપ્યું. બંડ શમાવવા માટે ટોરગુ શૈવકેટ પાશા મોટીસેના સહ આવ્યો પણ તેનોજ પરાભવ થયો. તે ઉપરાંત મોંટેનિગ્રો પર ચઢાઇ ન કરવા વિષે રશિયાએ તુર્કોને સત્તાવારી રીત જણાવ્યું આથી બંડ ખોરોનું જોર વધ્યું અને તેમણે પોતાની માંગણીઓ તથા તકરારો જાહેર નામાથી રજુ કરી તેમાં અલ્બેનિયાને રાષ્ટ્ર તરીકે માન તથ શાળાઓમાં અને સ્થાનિક કારભારમાં અલ્બેનિયન ભાષાને પરવાનગી એ માગણીઓ મુખ્ય હતી.

બાલ્કન યુદ્ધઃ—૧૯૧૨–૨૩ તુર્કોએ સ્કુટારીના આર્ચબિશપને હરકોઇ રસ્તે વશ કરી તેને મધ્યસ્થ નિમવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેણે તે વાતનો સાફ ઇનકાર કર્યો. તેથી બીજે વર્ષે તુર્કસ્થાન ઇટાલી સાથેના યુદ્ધમાં ગુંથાએલું હતું ત્યારે આ બંડને વિશેષ જોર મળ્યું. તુર્કોને પણ બીજો ઇલાજ ન હોવાથી તેમને નમતું આપી અલ્બેનિયન લોકની માગણીઓ કબુલ કરી. અલ્બેનિયાના રાષ્ટ્રને માન્યતા એ એક તેમાની વિશેષ સરત હતી.

આ અલ્બેનિયનોના જયથી ઉત્તેજન મળી બાલ્કન લીગે ૧૯૧૨ માં તુર્કસ્થાન સાથે યુદ્ધ પુકાર્યું. આ યુદ્ધમાં અલ્બેનિયાએ કેવું ધોરણ રાખવું તે ઠરાવવા પુરતો અવસર ન મળવાથી અલ્બેનિયામાના કેટલાક લોક તુર્કોને અને કેટલાક મોંન્ટેનિગ્રિયનોને મળી બાકીના તટસ્થ રહ્યા. તેથી સર્વિયન અને મોન્ટેનિગ્રિયન લોકોએ અલ્બેનિયા પર હલ્લો કર્યો. ઉલટ પક્ષે તુર્કો તર્ફે ઈસ્માઈલ કેમલ અલ્બેનિયાની મદદે આવ્યો. તેણે અલ્બેનિયાના સર્વ ભાગના પ્રમુખ સરદારોની સભા ભરાવી જાહેર નામાથી અલ્બેનિયાનું સ્વાતંત્ર્ય તથા તટસ્થ વૃત્તિ જાહેર

ફરી. ઑસ્ટ્રિયા હંગેરીની તથા ઇટાલીની આ વાતને સંમતિ હતી; પણ રશિયાનો વિરોધ હતો. એટલે યુદ્ધની આગ અખિલ યૂરોપમાં ફેલાવાની ધાસ્તી ઉત્પન્ન થઇ. એટલે સમાધાની કરવા ઇંગ્લંડજ ત્રયસ્થ તરીકે કાંઇક અંશે યોગ્ય હતું અને તે મુજબ સર એડવર્ડ ગ્રે (તે પછી લૉર્ડ) ની ખટપટથી લંડનના પરરાષ્ટ્રી વકીલોની પરિષદ ભરી નીકાલ થયો અને અલ્બેનિયાની સ્વતંત્રતા માન્ય કરવામાં આવી અને સરહદો ગ્રેટ પાવર્સે (મોટા રાષ્ટ્રોએ) ઠેરવવી એવું ઠર્યું. પછી કમિશનો નિમી આ હદો મુકરર કરવામાં આવી.

વિડના વિલ્યમની કારકીર્દી:—અલ્બેનિયા સ્વતંત્ર રાષ્ટ્ર છે એવું માન્ય કરવામાં આવ્યું અને ત્યાં એક પરકીય રાજાને લાવી ગાદીપર બેસાડવો એવું ઠર્યું. તે ઉપરાંત અલ્બેનિયાના રાજ્યકારભાર પર દેખરેખ રાખવા એક કમિશન દસ વર્ષની મુદતનું નિમવામાં આવ્યું. તેમાં ગ્રેટ પાવર્સ તર્ફે એક અને અલ્બેનિયા તર્ફે એક એ પ્રમાણે પ્રતિનિધિઓ નિમવાનું ઠર્યું.

મુખ્ય રાષ્ટ્રોની (ગ્રેટ પાવર્સ) પરસ્પર સ્પર્ધાને લીધે અલ્બેનિયા માટે રાજાની ચુંટણીનું કામ ઘણું વિકટ થયું. પણ અંતે વિડના વિલ્યમની ચુંટણી કાયમ કરવામાં આવી. ૧૯૧૪ ના જાન્યુઆરીમાં સર્વ રાષ્ટ્રીય કમિશને રાજ્ય કારભાર પોતાના હાથમાં લીધો અને માર્ચમાં વિલ્યમ તખ્તનશિન થયો. તથાપિ રાજ્યમાં અંતસ્થ બખેડો પુષ્કળ મચ્યો હતો. તુર્કસ્થાન ગ્રીસ, ઈટાલી, અને ઑસ્ટ્રિયાની ગુપ્ત ખટપટ ચાલુજ હતી. વિલ્યમ રાજા પર પણ સર્વ પ્રજા અનુરક્ત ન હતી કારણ અલ્પકાળમાં લોકપ્રિતી સંપાદવાના વિશેષ ગુણ તેની પાસે હતા નહિં. વિલ્યમે ઇસદ પાશાને યુદ્ધ મંત્રી નિમ્યો હતો પરંતુ ઇટાલિયનોની મદદથી તેજ ગુપ્ત કારસ્થાન કરતો હતો એટલે રાજ્યપક્ષના લોક ઈસદ વિરૂદ્ધ ગુપ્ત કપટ કરતા હતા. અંતે ઇસદના ઘરને બંડખોરાએ મે મહીનામાં ઘેરી લીધું તેના પર મારો ચલાવાની પરવાનગી વિલ્યમે આપી તેથી ચિઢાઈ આખું રાષ્ટ્ર બંડમાં સામેલ થયું. આખરે સપટેંબરમાં તે દેશ છાડી ચાલ્યો ગયો.

જાગતિક યુદ્ધ:—આજ સુમારમાં યુરોપમાં મોટું યુદ્ધ શરૂ થયું. તેથી ઇતર રાષ્ટ્રોનું લક્ષ અલ્બેનિયા તરફ રહ્યું નહિં એટલે ફરી અલ્બેનિયાના જુદા જુદા વિભાગ થઇ ભિન્નભિન્ન રાજ્યસત્તા સ્થાપિત થઇ. મધ્ય ભાગમાં ઇસદ પાશાએ પોતાની સત્તા જમાવી. દક્ષિણ ભાગ પ્રથમ ગ્રીકોના હાથમાં અને ૧૯૧૫ થી ઈટાલિયનોના હાથમાં ગયો. સ્કુટારીનો ભાગ સર્બ લોકો એ પોતાની સત્તા નીચે લીધો અને બાકીના ભાગોમાં જુદા જુદા સ્થાનિક રાજ્ય કર્તાઓ રાજ્ય કરવા લાગ્યા. અલ્બેનિયાના ત્રણ વિભાગ કરી ગ્રીસ, સર્બ અને પોતે એકેક ભાગ લઇ ઇટાલીની અધિરાજ સત્તા માન્ય કરવાની ઇસદ પાશાની ઈચ્છા હતી. લંડનના કરાર પ્રમાણે અલ્બેનિયા પરની ઇટાલીની સામ્રાજ્ય સત્તા માન્ય પણ કરી અને તેથીજ ૧૯૧૮ ની સુલેહ પરિષદમાં અલ્બેનિયાનો પ્રશ્ન છેડતાં મોટી અડચણો ઉપસ્થિત થઇ. ઈટાલીની સંરક્ષણ સત્તા હેઠળ અલ્બેનિયાનું સ્વાતંત્ર્ય ૧૯૧૭ માં ઈટાલીએ જાહેર કર્યું હતું. તેથી ૧૯૨૧ માં મિત્રરાષ્ટ્રોએ ઇટાલિયન સૈન્યને સ્કુટારીમાં રહેવા દીધું. પણ દેશની વિભાગણી કરવાની સૂચનાને પ્રેસિડેંટ વિલ્સને વિઘ્ન આણ્યું. તે કાળમાં અલ્બેનિયામાં સર્વ રાજ્યો પર સત્તા ચલાવનારૂં એકજ રિપબ્લિક સ્થાપવાનો પ્રયત્ન શરૂ થયો, અને ઇટાલિયન સૈન્યને દેશ બહાર હાંકી કાઢવા તેની સાથે ઝપાઝપી પણ શરૂ થઇ. ૧૯૨૦ ના ફેબ્રુઆરીમાં સુલેમાન વેડેવિનાની અધ્યક્ષતા નીચે રિપબ્લિકની શરૂઆત થઈ. ઇટાલી વિરૂદ્ધ અલ્બેનિયન સૈન્યને યશ પણ મળવા લાગ્યો, અને ઈટાલીમાં ગિઓલિટીનો પક્ષ અધિકારારૂઢ થયા પછી ઇટાલીએ અલ્બેનિયાનું પૂર્ણ સ્વાતંત્ર્ય માન્ય કરી પોતાનું સૈન્ય ઉપાડી લેવાનું કબૂલ કર્યું. ૧૯૨૧ ના જાન્યુઆરીમાં પ્રથમ વિભાગણી કરવા ઇચ્છનારા રાષ્ટ્રોની સંમતિ, અલ્બેનિયાને મળી રાષ્ટ્ર સંઘનું સભાસદપણું પ્રાપ્ત થયું.

આ રિપબ્લિક (લોક શાસન પદ્ધતિ) ૧૯૨૮ સુધી ચાલ્યું. પણ ૧૯૨૮ ના ઑગસ્ટ માસમાં અલ્બેનિયાની લોકશાસનપદ્ધતિ બદલી રાજ્યશાસન પદ્ધતિ સ્થાપવા એક સત્તાઘટક સભા ઉભી કરવામાં આવી અને સપ્ટેમ્બરની પહેલીએ તો રાજ્યબંધારણમાં યોગ્ય સુધારા પસાર થઈ અહમદબેગ ઝોગુ કે જે ૧૯૨૫ ની ૨૫ મી જાન્યુઆરીથી રિપબ્લિકનો પ્રમુખ હતો તેને રાજા જાહેર કરવામાં આવ્યો. આ નવી પદ્ધતિ યુરોપની સત્તાઓ તરફથી માન્ય થઇ છે. આ રીતે ૧૯૨૮ ના બંધારણ પ્રમાણે અલ્બેનિયા એ લોક શાસન યુક્ત પરિષદ બદ્ધ સ્વતંત્ર રાજ્ય શાસન પદ્ધતિ છે કે જેમાં એકે રાજ્ય ધર્મ નથી અને માત્ર એકજ ચુંટાએલી સભા છે. રાજાને રાજ્ય વ્યવહાર ચલાવામાં મંત્રી મંડળની સહાય હોય છે.

[ સં ઉ સં ગ્રં થા—હેરઝ્યામ-ધી સ્ટ્રેગલફોર સ્કુટરી, પીર્કાક-અલ્બેનિયા, પિયર્સ-ટર્કી ઍંડ ઇટસ પીપલ એ. બ્રિ. સ્ટેટસ મેન્સ ચરબુક-લીકે-ટ્રેવેલ્સ ઇન નોધર્ન ગ્રીસ ટોઝર-રિસેર્ચીસ ઇનધિ હાયલેંડસ ઑફ ટર્કી. ]

**અલ્બેરોની ગિયુલિઓ**:-(૧૬૬૪-૧૭૫૨) એક સ્પેનિશ ઇટાલિયન મુત્સદ્દી અને કાર્ડીનલ હતો. એનો પિતા માળી હતો. પહેલાં એ પાયસેંઝાના ખ્રિસ્તી દેવાલયમાં છડીદારનું કામ કરતો હતો. (વર્જીર) ત્યાર બાદ તેણે બાર્ની બિશપની મરજી સંપાદન કરી ધર્મોપાસકની જગ્યા મેળવી. ત્યારપછી તે પોતાના આશ્રયદાતાના પુત્ર સાથે રોમ શહેરમાં ગયો. સ્પેનની ગાદીના વારસ હક બાબત થએલી લઢાઈમાં તેણે ઇટાલીના ફ્રેંચ સેનાપતિની જગ્યાએ કામ કર્યું. અને તે વખતે તેનું રાજકારણનું કૌશલ્ય જનતાની નજરે પડ્યું. ૧૭૧૨ માં તે ફ્રેંચ સેનાપતિ વેંડોમના ચિટણીસ તરીકે તેની સાથે સ્પેનમાં ગયો. ત્યાર પછી બે વર્ષે તેને કાઉંટ (સરદાર) બનાવી પાંચમા ફિલિપના દરબારમાં પાર્માના પ્રતિનિધિ તરીકે નિમવામાં આવ્યો. પછી સ્પેનના બાદશાહનું લગ્ન પાર્માના એલિઝાબેથ ફ્રેનેસ સાથે થવાથી તે તેની મારફતે સારી પાયરીએ ચઢ્યો. તે અનુક્રમે રાજાના સલાહકાર મંડળના સભાસદ, માલાગાના બિશપ[illegible]ની જગ્યાથી વધતો જઈ ૧૭૧૫ માં મુખ્ય પ્રધાન અને કાર્ડીનલ થયો. સ્પેનદેશમાંના [illegible] ઉઠાવી તેનું સાંપત્તિક પુનરુજ્જીવન કરવું. [illegible] વેપાર પરનાં નિયંત્રણ કાઢી નાખવા તથા છુટો વેપાર શરૂ કરવો. [illegible] પુનર્ઘટના કરવી, એ સુધારણાઓ કરી જે દ્રવ્યસંચય થાય તેનો વિનિયોગ પંચમ ફિલિપની ઇટાલી અને ફ્રાન્સના ભાગોમાંની આકાંક્ષા પૂર્ણ કરવા માટે કરવો એવી તેની ઇચ્છા હતી. પરંતુ ઉપર મુજબની તેની ઇચ્છા રાજા તથા રાણીની ઉતાવળને લીધે સફળ ન થતાં ઉલટું સ્પેન દેશ પર સંકટ આવ્યું. અને તેથીજ ૧૭૧૯ માં તેને સ્પેનથી હદપાર કરવામાં આવ્યો. પછી તે ઇટાલીમાં જઈ રહ્યો. ત્યાં ૧૩ મા ઇનોસેંટ પોપની ચુંટણીમાં તેનું અંગ હતું. ૧૭૩૦ માં ૭ મા કલેમંટ પોપે તેને પોતાના રાવેન્નના પ્રતિનિધિ તરીકે નિમ્યો. ૧૭૪૦ તે પાયસેંઝામાં જઈ રહ્યો. ત્યાં ૭ મા કલેમંટે તેને મહારોગીના દવાખાનાનો વ્યવસ્થાપક નીમ્યો. પણ આગળ ઉપર તેણે આ દવાખાનું બંધ કરી ત્યાં ૭૦ ગરીબ વિદ્યાર્થીઓની સગવડ થાય એવું શિક્ષણ આપવા એક વિદ્યાપીઠ સ્થાપન કર્યું. તે ૧૬ જુન ૧૭૫૨ ને દિવસે મરણ પામ્યો. પોતાના મૃત્યુપત્રમાં તેણે પોતે કાઢેલી સંસ્થાને છ લાખ ડુકૅટનું દાન આપવા લખી રાખ્યું હતું.

[ એ. બ્રી. અલ્બેરોનીનું ૧૭૧૯ સુધીનું ચરિત્ર તેજ સાલમાં હેગ ખાતે જીનરૂટેસ ડિમાસીએ પ્રગટ કર્યું હતું. એલ્બેરોનીએ પિઆસેંઝામાં સ્થાપેલી કોલેજમાં શિક્ષણ મેળવેલા સ્ટીફેનો બર્સાના નામના એક ધર્મોપદેશકે સન ૧૮૬૧ માં તેનું ચરિત્ર લખ્યું છે. અલ્બેરોનીનાં પત્રો પણ ૧૮૯૨ માં પ્રગટ થયા છે ]

**ઍલ્યુમિનિયમ**—( સ્ફટ, સ્ફટ. ૨૭.૦ ) રાસાયની ધાતુનું મૂળ દ્રવ્ય આ ધાતુ તદ્દન અલગ અને શુદ્ધ સ્થિતિમાં મળતી નથી. મુખ્યત્વે તે સિકિત (સિલિકેટ) રૂપે અન્યપદાર્થોમાં ભળેલી હોય છે. એલ્યુમેન (ફટકડી) એ લેટિન શબ્દ પરથી અલ્યુમિનિયમ એ નામ ઘડવામાં આવ્યું છે અને તેથીજ સ્ફટિકી ( ફટકડી ) એ શબ્દ પરથી ઉપજાવેલો સ્ફટ (ફટ) એ શબ્દ ગુજરાતી તેમ મરાઠીમાં વપરાય છે. ઈ. સ. ૧૮૨૭ મા ગોટિંજીન ખાતે એફ. વોહલરે આ ધાતુને છુટી પાડી શુદ્ધ બનાવી હતી.

અશોધિત ધાતુ:—સ્ફટમાં કુદરતીરીતે ચાર મુખ્ય પદાર્થો ભળેલાં હોય છે. પ્રાણિદ (ઑકસાઇડ) ઉત્પ્રાણિદ (હાઇડ્રોક્સાઇડ), સિકિત અને પ્લાવિદ પ્રાણિદમા કુરૂંદ (સ્ફ. ૨ પ્ર. ૩) મુખ્ય હોઈ તે દક્ષિણ હિંદમાં તથા યુનાઇટેડ સ્ટેટસમાં મોટા પ્રમાણમાં મળી આવે છે. આમાં સ્ફટનું પ્રમાણ વધારે હોય છે. (૫૨-૯ ટકા) છતાં ધાતુ ગાળવામા તેનો ઉપયોગ કરવામાં આવતો નથી. કારણ કે તેની ભૂકી બનાવવી ઘણી કઠણ પડે છે. કુરૂંડ આતે કઠીન હોવાથી હથીઆરોને ધાર ચઢાવવામા તે ઉપયોગમાં લવાય છે. આથી તેની કિંમત પણ સારી ઉપજે છે. ક્રાયોલાઈટ (સ્ફ. પ્લ. ૩ ૫ દ્રુસ્પ) એ પદાર્થ પણ સ્વાભાવિક સ્થિતિમાં મળી આવે છે. પણ તે સંયુક્ત હોય છે. તે સ્ફટ અને સિંધુના બેવડા પ્લાવિદ (ડબલ ફ્લુર્યોરાઇટ) રૂપ હોઈ તે માત્ર ગ્રીનલેંડના પશ્ચિમ કિનારાપરજ જડે છે. ત્યાંથી તેને ખસેડવું મુશ્કેલ હોવાથી તેને બદલે બીજી જાતના ખાર વાપરવાનો રિવાજ પડયો છે. હેરોલ્ટ-હોલે શોધી કાઢેલી હાલની રીતથી ક્રાયોલાઇટની દ્રાવક તરીકે જરૂર હોય તો તે કૃત્રિમ રીતે ઉપજાવી શકાય છે. દરેક જાતની માટીમા નહિં જેવું સ્ફટ સિકિત હોય

છે. કેઓલાઇન અથવા ચિની માટી (સ્ફ ૨ પ્ર. ૩. ૨ સિપ્ર ૨ ૨ ઉ ૨ પ્ર.) ના થર જગત ભરમાં મળી આવે છે. તથા તેમાં અજબ (અનહાઇડ્રસ) રૂપે ૨૪-૪ ટકા જેટલી ધાતુનું પ્રમાણ હોય છે. પણ સામાન્ય માટીમાં તેને બદલે ખટ, મગ્ન, તથા અલ્ક ભળેલુ હોઈ રેતીનું પ્રમાણ પણ ૭૦ ટકા જેટલું હોય છે. હરકોઈ ખનીજ સિકિતમાંથી શુદ્ધ સ્ફટ ભસ્મ (અલ્યુમિના) કાઢવાની યુક્તિ હજી જડી નહિ હોવાથી સ્ફટ બનાવવામાં કેઓલિનનો ઉપયોગ થતો નથી. બૉકસાઈટ (સ્ફ. ૨ પ્ર. ૩. ૨ ઉ ૨ પ્ર.) એ સ્ફટનું સજળ પ્રાણિદરૂપ છે અને તે ઘણે ઠેકાણે મળી આવે છે. છતાં તેના મુખ્યથર ફ્રાન્સની દક્ષિણમાં, આયલેંડની ઉત્તરમાં તથા ઉત્તર અમેરિકામાં અલબામાં, જૉર્જીયા અને આરકાનસસમાંજ છે.

વિધુદ્વિશ્લેષણથી સ્ફટ બનાવવાની રીતઃ—વિધુત શક્તિથી સ્ફટ તૈયાર થાય તે પહેલાં સ્ફટના હરિદ (કલોરાઇડ) તથા ક્રાયોલાઈટમાંથી આ ધાતુ બનાવવામાં આવે છે. હાલની પદ્ધતિનું પેટંટ ૧૮૮૬ તથા ૮૭ ની સાલમાં સી. એમ. હૉલ અમેરિકામાં તથા પી. ટી. એલ. હેરોલ્ટે ફ્રાન્સ અને ઇંગ્લંડમાં મેળવ્યું. હેરોલ્ટનો વિધુત્ઘટક લોખંડ કે પોલાદની ચોરસ પટી જેવો છે અને તેની અંદર કોલસાની પટી ચોણીને બેસાડવામાં આવેલી હોય છે. તળીએ લોખંડનું રેડેલું પત્રું મારેલું હોઈ તે વિધુજ્જનકના ઋણધ્રુવ સાથે જોડેલો હોય છે (પરંતુ તે ખરો ઋણધ્રુવ નથી પણ વાસણને તળીએ ધાતુનો જામેલો થર હોઈ તેજ આ કામ કરે છે.) કોલસાની જાડી પટ્ટીઓથી ધનધ્રુવ બનાવેલો હોઈ તેને બહારથી અંદર મૂકવાની ગોઠવણ કરેલી હોય છે. વિધુત્ઘટમાં ક્રાયોલાઈટ મુકીને વિધુત્પ્રવાહ શરૂ કરે છે. અને ક્રાયોલાઇટ પીગળ્યા પછી કામ ચાલુ હોય ત્યાં સુધી ઉપરા છાપરી સ્ફટ ભસ્મ (ઍલ્યુમાના) ની ભૂકી નાંખવી પડે છે. દરઘટદીઠ પ્રવાહનું જોર ૩ થી ૫ વોલ્ટ જેટલું હોઈ તે ૧૦ અથવા ૧૨ ઘટની માળામાંથી પસાર થાય છે. વિધુત્પ્રવાહનું કામ બેવડું છે. (૧) સ્ફટ પ્રાણિદના રાસાયનિક આકર્ષણનો પ્રતિરોધ કરવા તથા (૨) વિધુદ્વિશ્લેષણને થતો પ્રતિબંધ નષ્ટ કરી તેનું ઉષ્ણતામાન વધારવું. શકિતનો અમુક ભાગ આ કામ પાછળ ખર્ચાતો હોવાથી બાકીની શકિતનો ઉપયોગ રાસાયનિક કામમા થાય છે. અને ક્રાયોલાઇટમાંના સ્ફટ ફ્લોવિદનું વિઘટન કરવામાં ૪ વોલ્ટની જરૂર હોવાથી વાસણમા સ્ફટભસ્મનું પરિમાણ ભરપૂર હોય તો ફ્લવિદપર કોઈ જાતની અસર થશે નહિં. આથી એકવાર ક્રાયોલાઈટ ભર્યા પછી ફરી ફરી તે ભરવાની જરૂર રહેતી નથી. તથા તેમાંના સિંધુ તથા અન્ય વિજાતીય પદાર્થોનો સંસર્ગ પણ સ્ફટને થતો નથી એટલે સ્ફટ ભસ્મને કાળજીપૂર્વક શુદ્ધ કરી લેતાં આખું કામ થઈ જાય છે. આ આખી ક્રિયામાં સ્ફટ ભસ્મનું (સ્ફ ૨ પ્ર. ૩) વિઘટન થઈ ઋણ ધ્રુવની બાજુમાં સ્ફટ ભેગું થાય છે તથા ધનાધ્રુવસામાં પ્રાણિદનો વિલય થઈ તેમાંથી કર્બેકપ્રાણિદ બને છે. કર્બેકપ્રાણિદને બાળી તેનું કર્બદ્વિપ્રાણિદ બનાવે છે. તત્વતઃ ૫૪ ભાર સ્ફટ પેદા થતાં ૩૬ ભાર જેટલા કર્બનું પ્રાણિદ કરવું જોઇએ. પણ વસ્તુતઃ ધાતુના થર જે પ્રમાણમાં જામતા હોય તેજ પ્રમાણમાં ઉલટો ધનધ્રુવનો ક્ષય થતો જાય છે. વળી સ્ફટ ધાતુ ઘણી હલકી હોવાથી જેમાં તે જલદી ડુબી શકે તેવા દ્રાવકપદાર્થની ઘણી કુશળતાપૂર્વક પસંદગી કરવી જોઇએ. અને તે માટે પીગળેલી ધાતુનું વિશેષ ગુરૂત્વ ૨'૫૪ તથા સ્ફટ ભસ્મની સંપૃકતતા (સૅચુરેશન) વાળા ક્રાયોલાઈટનું વિશેષ ગુરૂત્વ ૨'૩૫ હોવાથી તેનોજ ઘણે ભાગે ઉપયોગ કરવામાં આવે છે.

ગુણ ધર્મ:—સ્ફટ ધાતુ કલઈ જેવી સફેદ હોય છે. પણ અશુદ્ધરૂપમાં કે હવામાં લાંબો વખત રહી હોય ત્યારે તેના પર જાંબુંડા રંગની છટા દેખાય છે. રસ ગાળેલી આ ધાતુનું વિશિષ્ટ ગુરૂત્વ ૨-૬ તથા પતરાનું ગુરૂત્વ ૨-૭ હોય છે. સ્ફટ ૬૨૬° અંશે પીગળે છે. સઘળી ધાતુઓમાં ધનવર્ધનમાં તે ત્રીજા તથા તાર કાઢવામાં છઠ્ઠા નંબરે ઉતરે છે. તેમ તેનાં. ૦૦૦૦૨૫ ઇંચની જાડાઈનું પતરૂં તથા. ૦૦૪ ઇંચ જાડાઇનો તાર બને છે. શુદ્ધ સ્થિતિમાં તે કલઈથી કઠણ હોઈ તેની કઠીનતા ટીપવાથી વધે છે. આ ધાતુમાં ચુંબક ગુણ નથી. ઘનતામાં તે અલ્ક ધાતુથી સ્હેજ ઉતરતી હોવાથી અનુકૂળ સ્થિતિમાં પ્રાણ તથા હરવાયુમાં જલદી વિલય પામે છે. તેની લંબાઈનો પ્રસરણ ગુણક દર ૧° અંશે. ૦૦૦૦૨૨૨ (રિચર્ડસ) હોય છે. ૦ અને ૧૦૦ ની દરમ્યાનમાં તેની સરાસરી વિશિષ્ટ ઉષ્ણતા ૦'૨૨૭ જેટલી તથા ઘનીભૂત થતી વખતે અનુદ્ભૂત ઉષ્ણતા (લેટંટ હીટ ઑફ ફ્યુઝન) ૧૦૦ કૅલરી જેટલી હોય છે. સરખે સરખા વજનનું તાંબુ તથા સ્ફટ લઇએ તો તેની વિધુતવાહનશકિત તાંબાથી બમણી છે તેમ બન્ને ધાતુ સરખી આકારની લઇએ તો આ પ્રમાણ બેતૃતીયાંશ જેટલું હોય છે. બીજી ધાતુઓ ભારેભાર લઈ તેમની વચ્ચે તુલના કરતાં તાણ (ટેન્શન), સહન કરવામાં રેડેલું પોલાદ અને સ્ફટબ્રૉંઝ એ બેજ ધાતુ સ્ફટથી ચઢી જાય છે. ખુલ્લી હવામાં કે વરસાદમાં મુકવાથી આ ધાતુ પર કાટ ચઢે

છે. છતાં આ કાટ પ્રમાણમાં લોખંડ, તાંબુ અને પિત્તળની ધાતુના કરતાં ઓછો હોય છે. (બજારમાં મળનાર વિશુદ્ધ એલ્યુમિનિયમય સ્ફટમાં ૦·૪૮ ટકા સિલિકન (સિલિકન) અને ૦·૪૬ લોહ હોય છે.) આ ધાતુ પર ગરમ કે ઠંડા પાણીની જરાય અસર થતી નથી. તેમ ગંધકમય ઉજજથી પણ તેને કોઇ જાતનું નુકસાન થતું નહિ હોવાથી ધૂમસવાળી હવામાં અથવા ધુમાડાના દીવા હોય તેવી જગામાં આ ધાતુનાં વાસણો કાળા પડતા નથી. નિરિંદ્રીય અમ્લમાના ઉગ્ર હરામ્લ શિવાય બીજા કોઈ પણ અમ્લની તેના પર ખાસ અસર થતી નથી. સિરકા જેવા સેંદ્રિય અમ્લ મીઠું, અનાજના ઘટક પદાર્થ અથવા અન્ન ન બગડતા આ ધાતુના વાસણમાં સ્થિતિમાં રહે છે. રાસાયનિક રીતે આ ધાતુને ઘણીવાર સુધી ઉકાળવામાં આવે તો તે મોટા પ્રમાણમાં પીગળે છે. પરંતુ સામાન્ય એટલે રસોઈના કામમાં આ ધાતુના વાસણ વાપરવામાં આવે તો તેનો ખાસ ધ્યાન આપવા જેવો અંશ ખોરાક સાથે પેટમાં જતો નથી. છતાં તાંબા કે સીસાના જેવા આનો ક્ષાર ઝેરી નહિં હોવાથી તે પેટમાં જતાં શરીર પર તેની અસર ઘણીજ ઓછી થાય છે.

સ્ફટ ધાતુનો ઉચ્ચ ધનવિદ્યુત હલેટો પૉઝિટિવ ધર્મ અતિ મહત્વનો છે. ઉષ્ણતામાન વધારતા આ ધાતુ સઘળી ધાતુના પ્રાણિદનું વિઘટન કરે છે. તથા ધાતુકર્મવિદ્યામાં (મેટલર્જીમાં) તે અતિ ઉપયોગી થઈ પડે છે. લોખંડ, પોલાદ કે પિત્તળનો રસ બનાવવામાં આનું અલ્પ પ્રમાણમાં ૬·૦૦૫ ટકા જેટલું મિશ્રણ કરવાથી સઘળાં પ્રાણિદ નીકળી જાય છે. તથા પીગળેલી ધાતુ પાછી ઘટ્ટ થતાં તેમાં છિદ્ર રહેતા નથી. ઉલટું તેના ધનવિદ્યુતમય ગુણને લીધે તેના ઉપયોગ કરતા ઘણીજ સાવચેતી રાખવી પડે છે. ભેજવાળી જગામાં કે ખારાપાણીમાં કે ક્ષયકારી (દાહક) પદાર્થમાં બીજી ધાતુસાથે આ ધાતુ મૂકવામાં આવે, અથવા બીજી કોઈ ઋણધાતુ સાથે તેનું મિશ્રણ કરવામાં આવે તો તેમાં ચલવિદ્યુત્ વિષયક ક્રિયા શરૂ થઈ તે જલદી ઘસાય છે. જેથી મીઠા જેવાં પદાર્થ આવા વાસણમાં રાખવાં નહિં. લોખંડ કે તાંબાના ખીલાથી રીવેટ કરેલા સ્ફટની ઓટો ખરાબ થાય છે તેનું કારણ પણ એજ છે. તેવળી લોખંડ, તાંબુ વગેર ધાતુ પ્રમાણે આને ડાઘ બેસાડી શકાતો નથી. પરંતુ ઘણે ભાગે બે ભાગ સાંધવા માટે બીજા સાધનો ઉપલબ્ધ હોવાથી આ દોષ પર ભાર મૂકવાનું કંઈ કારણ નથી.

સ્ફટમાંથી પુષ્કળ મિશ્ર ધાતુઓ ઉપજાવી શકાય છે. તેમાંની જે ધાતુમાં બીજી ધાતુઓનું પ્રમાણ ૧૦ ટકા જેટલુજ હોય તે ધાતુઓ સ્ફટ જેવીજ હલકી છતાં તે કરતાં ઘણીજ કઠણ અને મજબુત હોય છે. પણ જો બીજી ધાતુઓનું પ્રમાણ ૯૦ થી ૯૪ જેટલું ભારે હોય તો મિશ્ર ધાતુના ગુણ સામાન્યરીતે તેમના જેવાંજ પણ કંઇક પ્રમાણમાં સુધારેલાં દેખાય છે. જડમિશ્ર ધાતુમાં સ્ફટ બ્રૉંઝ (તાંબુ ૯૦થી ૯૭.૫; સ્ફટનું પ્રમાણ વચ્ચે જાય તેમ તેની તાણ તોલવાની શક્તિ પણ (દર ચોરસ ઇંચે ૨૦ થી ૪૧ ટન જેટલી વધી પડે છે. તથા હવા કે ખારા પાણીથી તે ખરાબ થતી નથી કે ઘસાતી નથી. તાંબાના મિશ્રણવાળી હલકી ધાતુમાં આ પ્રમાણ આથી ઉલટું હોય છે. અને તેવી ધાતુમાં ચલવિદ્યુત ક્રિયા સામે પ્રતિરોધ કરવાની શક્તિ ન હોવાથી, તેમનો ઘણોખરો ઉપયોગ પણ થઇ શકતો નથી.

ઉપયોગ :—સ્ફટની ઉપયોગીતા એટલી બધી છે કે અને અનેક રીતે તેનો ઉપયોગ થાય છે કે તે સર્વે અહિ ગણાવી શકાય તેમ નથી. પણ સૌથી વધારે ઉપયોગ પોલાદ અને લોખંડ શુદ્ધ કરવામાં થાય છે. વળી રસોઈ માટે તેના વાસણ બનાવવામાં આવે છે. ખરાં; પણ એકવાર આ વાસણ ખરાબ તથા તાંબા પિત્તળ જેવા તે ફરી સાફ અને સ્વચ્છતા થઈજ શકતા નથી. તેમ લોખંડ જેવું તે સ્થિતિ સ્થાપક પણ નથી.

સીસાનું પાણી ચઢાવેલા માટીના વાસણ અથવા કલઇ વગરના તાંબાના વાસણ જેવા આ ધાતુના વાસણ ઝેરી હોતાં નથી. એટલે તેમને કલઇ કરવાની જરૂર રહતી નથી. ટિનના સસ્તા વાસણની જેમ આ વાસણ ઘસાતા નથી કે કટાતા પણ નથી. વળી બાકી ધાતુ કરતા વજનમાં તે હલકો છે. ધંધાની બાબતમાં અને ખાસ કરીને જ્યાં સામાન હુમેશ ઘસડવા પડે છે ત્યાં આ ધાતુની મહત્તા ઘણીજ વધી પડે છે. દાખલા તરીકે ટાર્પેડોના ઇંજીનના પાયામાં, સ્ટીમરપર લાકડાને બદલે વાપરવામાં, સ્ટીમરપરની નાની હોડીઓ બનાવવામાં, મોટરના કેટલાક ભાગ બનાવવામાં અને રાસાયનિક કામમાં તાંબા પિતળને બદલે આ ધાતુજ હવે વાપરવામાં આવે છે. આરમાર તથા લશ્કરમાં પણ તે વાપરવામાં આવે છે. શીળા મુદ્રણનાં પણ હવે સોલેન હોફેન પથ્થરને બદલે આ ધાતુ વપરાવા લાગી છે. તાંબુ મોંઘું પડતું હોવાથી વિદ્યુત્ વાહનમાં સ્ફટ ધાતુ ઉપયોગવામાં આવે છે. તાંબાના ૦–૧૦૦ ઇંચ જેટલા

જાડા તારમાંથી જેટલી વિજળી પસાર થાય છે તેટલી વિજળી પસાર થવા આ ધાતુના ૦-૧૨૯ ઈંચ જેટલા જાડા તારની જરૂર હોય છે. પણ તાબાના એક માઈલના જેટલા લાંબા તારનું વજન ૧૬૨ પાઉંડ થાય છે ત્યારે સ્ફટના તેવડાજ તારનું વજન ૭૯ પાઉંડ હોય છે. તે બન્નેની તાણ સહન કરવાની શક્તિ સરખીજ છે એમ માનીએ તો સ્ફટનો તાર વાપરતાં વિદ્યુત્‌વાહનનું વજન ૫૨ ટકા જેટલું ઓછું થશે જ્યારે મજબુતી ૬૦ ટકા જેટલી વધી પડવાનો સંભવ રહે છે. જાડાઈ માત્ર ૨૬ ટકા જેટલી વધી પડે છે. આજ કાલમાં વિદ્યુત યંત્રમાં (કૉઈલ્સ) પીંડાળા કરવામાં સ્ફટની ખુલ્લી પટીનો ઉપયોગ કરવાના પ્રયોગ થયા છે. બે પટીઓ વચ્ચે રહેત આનું પ્રાણિદ વિદ્યુત રોધનનું કામ કરે છે. સ્ફટની કિંમત તાંબાની કિંમતથી ઘણીજ એટલે ૫૦ ટકા કરતાં પણ વધારે જેટલી ઓછી હોય તો સ્ફટનો વિદ્યુત વાહક તાંબા કરતાં સસ્તો પડે છે. પણ વિદ્યુત રોધનની જરૂર હોય તો તાંબાનો તારજ લાભકારી નીવડે છે. ઘણે ઠેકાણે ટેલીગ્રાફ, ટેલીફોન વગેરેમાં આના તારનો સંતોષકારક ઉપયોગ થતો જણાયો છે. તેમ સાંધવાના કામમાં પણ આ ધાતુ ઉપયોગી થઇ પડે છે.

આ ધાતુ વિષે બે મહત્વના મુદ્દા જાણવા જેવા છે. તેનો બધે છુટથી ઉપયોગ થવાનું કારણ તે વજનમાં ઘણીજ હલકી છે. પરંતુ કિંમત આંકવામાં ઘોટાળો થવાનો સંભવ છે. કેમકે હરકોઈ ધાતુની આર્થિક કિંમત તેના વજનપર અંકાય છે તેમ ઔદ્યોગિક કિંમત ઘણેભાગે આકારપર ઠરાવવામાં આવે છે. એંજીનનો પાયો (બેડપ્લેટ) કડક હોય તો તેનું વજન ૧૦ હંડરવેટને બદલે ૩૦ હંડરવેટ જેટલું કરવામાં ફાયદો નથી કેમકે તેમ કરતાં નાહક ભારમાત્ર વધી પડે. સ્ફટથી તાબું ત્રણગણું ભારે હોવાથી જ્યારે સ્ફટની કિંમત તાંબાની ત્રગણી કિંમત કરતા ઓછી હશે ત્યારે ઍલ્યુમિનિયન વાપરવુંજ સસ્તું પડે છે. વિદ્યુદ્વિશ્લેષણયુક્ત સ્ફટની શોધ ૧૯ મી સદીમાં થઈ હોવાથી તેના ઉપયોગ વિષે હજી પુરૂજ્ઞાન મેળવી શકાયું નથી. પરંતુ દિન પ્રતિદિન તેનો ઉપયોગ માત્ર વધતો જાય છે.

સ્ફટના સંયુક્ત પદાર્થો—સ્ફટભસ્મ (ઍલ્યુમિના) અથવા સ્ફટ પ્રાણિદ (સ્ફ. ૨=૩) એ સંયુક્ત પદાર્થ હોઇ ખનીજ કુરૂંદના આકારમાં મળી આવે છે. તે એટલો બધો કઠણ હોય છે કે તેપર બીજા પદાર્થો ઘસાઈ જાય છે. રત્ન, ઇંદ્રિનીલમણિ, પુષ્પરાગ (પોખરાજ-ટૉપૅઝ પીળો સ્ફટિક) નીલમણિ તથા લીલમ એ આ પદાર્થનાંજ સ્ફટિકરૂપો હોઈ તેપર ભિન્ન ભિન્ન ધાતુઓનાં પ્રાણિદથી રંગ ચઢે છે. સ્ફટના ઉત્પ્રાણિદ તપાસતાં સ્ફટભસ્મ (અલ્યુમિના) સફેત ભૂકીના રૂપમાં મળી આવે છે. આ ભૂકી બાળતાં તે કુરૂંદ જેવી ઘટ બને છે. વિજળીની જ્યોતિથી કે પ્રાણોજજ જ્યોતિથી તેનો રસ બને છે તથા આ રસ ઠંડો પડીઉપર જણાવેલા ખનિજ પદાર્થો પ્રમાણે સ્ફટિકના આકારમાં ઠરી જાય છે. સ્ફટના પ્લવિદ (ફ્લ્યુઓ રાઈડ) ટંકત્રિ પ્રાણિદ (બોરેનટ્રાય ઑક્સાઈડ) સાથે તપાવતાં, તેમ સ્ફટના સ્ફુરક (ફૉસ્ફેટ) સિંધુગંધકિત સાથે પિગળાવતાં, અથવા દાબનીચે રાખેલા ઉદહર અમ્લના વાયુમાં રતાસ પડતો રંગ પેદા થાય ત્યાંસુધી સ્ફટભસ્મ તપાવતાં અને સીસાના પ્રાણિદસાથે લાલચોળ રંગ થાય ત્યાંસુધી સ્ફટભસ્મ ઉકાળતાં સ્ફટિકના આકારમાં સ્ફટભસ્મ મળી આવે છે. આ ક્રીયાઓ અતિ મહત્વની છે. કારણ કે, અલ્યુમિનિયમમાંથીજ બનાવટ માણેક અને ઇંદ્રિનીલ મણિ ઉપજવવામાં આવે છે.

સ્ફટ વિજિજત (અલ્યુમિનિયમ હાઈડ્રેટ્સ) સ્ફટ પ્રાણિદના કેટલાક ઉજ્જમય પદાર્થ મળી આવ્યા છે તેમાંના ગિબસાઈટ [સ્ફ. (પ્રઉ) ૩] ડાયાસ્પોર [સ્ફ પ્ર (પ્રઉ)] અને બૉકસાઈટ [સ્ફ ૨ પ્ર (પ્રઉ) ૪] એ ખનીજ પદાર્થમાં મળી આવે છે. સ્ફટખારનાં ઠંડા પાણીમાં અમોનિયા ભળતાં સ્ફટ ઉજ્જીત એ પદાર્થ ધૂમ્રસ જેવા સફેત રંગમાં મળી આવે છે. તે હરિદમાં પીગળતો નથી. પણ પાલાશ કે સિંધુ ઉત્પ્રાણિદમાં (હાઈડ્રોકસાઇડ) પીગળે છે. રંગ કામમાં તે અતિ ઉપયોગી છે.

સ્ફટના ક્ષારઃ—ત્રિપ્રાણિદ (સ્ફ ૨ પ્ર. ૩) માંથી બનતા ખાર સ્ફટિકના આકારના તથા અન્ય બાગતમાં ક્રમ (ક્રોમિયમ) અને લોહિક (ફેરિક) લોખંડ તથા તેના જેવા ખર જેવાજ હોય છે. સ્ફટ હરિદ (સ્ફહ ૩) ને સુકા હરમાં ઉકાળતાં તેનું ઉર્ધ્વપાતન થાય છે. સ્ફટહરિદ એ સફેત ઘન દ્રવ્ય હોઈ તે પીગળવાના બીંદુ એ અગ્નિદાહ જઈ પહોંચે તે પહેલાંજ તેની વરાળ થવા લાગે છે. સ્ફટગંધકિત [સ્ફ ૨ (ગપ્ર ૪) ૩] જવાળામુખી પર્વત પાસેના સ્ફટ પત્થરોમાં મળી આવે છે. સ્ફટસિકિત (સિલિકેટ્સ) ખનિજ પદાર્થમાં વિખરાયલા હોઈ તે પત્થર રત્ન, પીળાસ્ફટિક, ગાર્નેટ વગેરેમાંથી જડી આવે છે. વૈડુર્ય તથા સમુદ્રપાર રંગ સિંધુસિકિત તથા સ્ફટસિકિતના બનેલા હોય છે. સ્ફટસિકિત સઘળી જાતની માટીમાં હોવાથી ચીનીમાટી તેમ બીજા

માટીના કારખાનામાં તેનો ઉપયોગ થાય છે. સ્ફટદર્વિત (ઍસેટેટ) રંગવાના તેમ જળ નિરોધના કામમાં વપરાય છે.

**અલ્યુમિનમ બ્રૉંઝઃ**—એમિશ્ર ધાતુ ઘણે અંશે સોનાજેવી દેખાય છે. પરંતુ તેથી વિશેષ કઠણ તથા હલકી હોય છે. નવ ભાગ ત્રાંબામાં એક ભાગ સ્ફટ ધાતુ ભેળવી એ મિશ્ર ધાતુ બનાવવામાં આવે છે. નાના ઘડિયાળોની ડબી, સાંકળી તથા બીજા કેટલાક અન્ય અલંકાર એ ધાતુથી બનાવવામાં આવે છે મંદ આરક્તકોષ્ણ પ્રમાણ સુધી તેને ઉષ્ણ કરી, પછી થંડા પાણીમાં બોળી તેને પાણી ચઢાવવામાં આવે છે. ઍલ્યુમિનિયમ જુઓ.

**અલ્લૂરઃ**—નેલોર જીલ્લો. નેલોર તાલુકામાંનુ એક ગામ છે. ઉત્તરે ૧૪° ૧૧ અ થી પૂર્વે ૮૦° ૩ રે અંશોપર છે. ત્યાંની વસ્તી (૧૯૧૧) માં ૮૩૨૨ છે. એ ગામમાં ખેતીનું ઉત્પન્ન પુષ્કળ છે. અહિંથી પાંચ માઇલ પર ઇસ્કપલ્લી નામે મિઠાનું કારખાનું છે. અહિં ડેપ્યુટી તહશિલદારનું મુખ્યસ્થાનક છે.

**ઑલ્સેસ્ટરઃ**—(ઇંગ્લંડ) વૉરિકશાયરના સ્ટ્રૅટફર્ડ ઑન એવર એ પાર્લમેંટરી વિભાગમાંની એ એક બજારની પાઠ છે. વૉરિકથી ગ્રેટ વેસ્ટર્ન રેલ્વે રસ્તે એ ૧૬ માઇલ પર છે. ત્યાંની વસ્તી ૧૯૦૧ માં ૨૩૦૩હતી. ઍવનની ઉત્તર તરફની જે ઉપનદી ઍરો તથા અલ્ની નામનો એક નાનો પ્રવાર એ બેના સંગમ પાસેની એક અરણ્યમય ટેકડીપર તે આવ્યું છે. અહિં સેંટ નિકોલસનું દેવાલય છે. અહિંના કેટલાક સ્મારક ચિન્હોમાના હર્ટફર્ડના બીજા માર્કવેસને અર્પણ કરેલાં ચૅંટ્રીના કામના ઉત્તમ નમુના છે. અહિં એક નગર ભવન તથા એક મોફત પ્રાથમિક શાળા છે. સોય બનાવવી, હત્યારો અને સાયકલો બનાવવી, તથા દારૂ ગાળવોએ મુખ્ય ધંધા અહિં ચાલે છે.

પ્રાચીન કાળમાં એ એક નાનું રોમન બ્રિટિશ ગામડુ હતું. ત્રીજા હેનરીની કારકીર્દીમાં એ 'મૅનૅાર' નો કેટલોક ભાગસર વૅાલ્ટરબોર્યૅમ્પને ખરીદ કરી તેણે બજાર તથા જુદા જુદા પ્રસંગ ભરાવનારી યાત્રાઓ ની સ્થાપના કરી. સાતમાં હેનરીની કારકીર્દીમાં એ મૅનૅાર કન્યા વંશમાંના ગ્રેવિલીઝ પાસે ગયો. ઈ. સ. ૧૧૪૦ માં અહિં ઓવસ્ટેર્ના રાલ્ફ વૅટેલેરે એક બેની ડિકટ પંથનો મઠસ્થાપન કર્યો. તેને 'ચર્ચ ઑફ અવરલેડી ઑફ ધી આઇલ' એનામ આપવામાં આવ્યું પણ ૧૫૩૬ માં ઇતર નાનાં નાનાં ઘરો સહ એ મઠ પણ પાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૩૦ માં અહિં સોય બનાવવાનો ધંધો પુષ્કળ મોટાં પ્રમાણ પર ચાલુ હતો. (એ. બ્રિ.)

**અલ્હઃ**—મહોબા (બુંદેલખંડ) નો રાજપુત્ર-અલ્હ અને ઉદલએ બુંદેલખંડના પ્રસિદ્ધ વીર હોઇ તેમની ઉત્પત્તિનો ટુંકવૃત્તાંત નીચે મુજબ છે.

ચંદેલરાજા પરમારે સર્વ હિંદુસ્થાન જીત્યું તે સમયે તેણે જીતેલા શહેરો માનું મહોબાએ પહેલું શહેર છે. અહિંના રાજા બાસદેવને ત્રણ પુત્રી હતી. તેમાની સૌથી શ્રેષ્ટ મલદેની સાથે પરમારે પોતાનું લગ્ન કર્યું. બીજી પુત્રીઓના નામ દિવલા તથા તિલકા એવાં હતાં. એક દિવસ રાજા કજરીના અરણ્યમાં શિકાર માટે ગયો હતો ત્યારે મા બાપે તજેલાં બે બાળકો તેણે ભાળ્યાં. તેમને તેણે પોતાના હાથીપર લઈ પોતાની રાજધાની મહોબામાં આવ્યો. પોતાની પત્નીની વિનંતિ માન્ય કરી તેણે તે બન્ને. ને દત્તક લીધાં અને તેમાંના દસરાજાનો (યશરાજા) દિવલા સાથે વિવાહ કર્યો તથા વત્સરાજાને તિલકા સાથે પરણાવ્યો. તે બન્નેને સંતતિ થઇ. દસરાજાને દિવલાથી અલ્હ તથા ઉદલ એવા બે પુત્ર થયા.

અલ્હ એ મુસલમાનોનો હડહડતો વૈરી હતો તેનાપર કાલી માતાનો વરદ હસ્ત હતો એવું કહેવાય છે. અદ્યાપિ સુધી પણ લશ્કરી બેરેકોમાં હિંદી સિપાઇઓ ઢોલના તાલ પર અલ્હ ગીત ગાતા જણાય છે.

નૈનાગઢના રાજા ઇંદરમનની ભગિની સોનાવતી-ની માગણી અલ્હાએ કરી હતી. પોતાની બહેને અવિવાહિત રહેવાની ઇંદરનની ઇચ્છા હોવાથી તે-ની માગણી કરનારા કેટલાકોને તેણે કેદ કર્યા હતા. પરંતુ ઉદલે પોતાના ભાઇવતી તેની સાથે પુષ્કળ લઢાઈ કરી તેને ઠાર કર્યો અને આખરે અલ્હનું સોનાવતી સાથે લગ્ન થયું.

અલ્હખંડના નામના અલ્હાના વિવાહ ગીતમાં ઉદલે ઇંદરમન સાથે કરેલી લઢાઇનું સવિસ્તર વર્ણન કર્યું છે. અલ્હખંડની અનેક આવૃત્તિઓ મુંબઈમાં પ્રસિદ્ધ થઇ છે. એ કાન્યભોજ પુરી ભાષા માં લખાયેલું હોઇ તેનું અંગ્રેજીમાં ભાષાંતર થયું છે. (ઇ. અં. પુ. ૧૪ ઓલનો કોશ)

ચંદના પૃથ્વીરાજ રાસામાં અલ્હ વિશે કાંઇક જુદી માહિતી આપી છે. તે અલ્હખંડ સાથે કેટલી વિરોધક છે તથા કેટલી પૂરક છે તેની હજી તપાસ થઈ નથી. પૃથ્વીરાજરાસામાંની માહિતી મરેઠી પૈકી લોકહિત વાદીના પૃથ્વીરાજ ચોહાણ એ પુસ્તકમાં સમાવિષ્ટ કરી છે તે એવી છે કેઃ-મહોબાના રાજાપર મારના દરબારમાં અલ્હ અને ઉદલ એ બે મોટા પરાક્રમી સરદાર હતા. કેટલાક દરબારી લોકોની

ચુગલી પરથી રાજાને તેમના માટે ગ્રહ ખરાબ થયો હતો. પૃથ્વીરાજ ચોહાણના કેટલાક સૈનિક મહોબાના રાજોદ્યાનમાં પેસી તોફાન કરવા લાગ્યા ત્યારે ઉદલે રાજાજ્ઞાથી તેમનો તાબડતોબ નાશ કર્યો. તથાપિ પરમાલને તેથી સંતોષ ન થતાં તેણે અલ્હ અને ઉંદલને હદપાર કર્યા, ત્યારે તેઓ કનોજનારાજા જયચંદના દરબારમાં મોટા માન થી રહયા હતા. પૃથ્વીરાજના માણસોની પરમાર રાજાએ દુર્દશા કરેલી હોવાથી પૃથ્વીરાજે એ તકનો લાભ લઇ ચંદેલ પ્રાંતપર સ્વારી કરી. તે સમયે યુવરાજ બ્રહ્મજીતે મહોબા દરબારના સરદારોને ઉશ્કેરી પૃથ્વીરાજ સાથે બાથભીડી, પરંતુ પરાભવ ટળ્યો નહિં, એટલે રાણીની સલાહથી પરમાર રાજાએ અલ્હ અને ઉંદલ ને અત્યંત સત્કાર પૂર્વક આ મંત્રણ આપ્યું. તેઓ પણ પાછલું અપમાન ભૂલી મહોબા આવ્યા, અને પરમાર ગભરાઈ કલંજરના કિલ્લામાં સંતાયો હતો છતાં તુમુલ યુદ્ધ કર્યું. અતુલ શૌર્ય બતાવી ઉદલ- ધારાતીર્થે પડયો. પરંતુ ગોરખનાથના વરથી અલ્હ અમર હોવાના કારણે પૃથ્વીરાજ તેની સામે ટકયો નહિં. તેણે મોહનાસ્ત્ર છોડી પૃથ્વીરાજનું સૈન્ય નિદ્રાવશ કર્યું. ત્યારે ચંદ ગાટે કાલિકાને પ્રસન્ન કરી લીધી અને શિવગણ આતતાઇને અલ્હ સાથે લઢવા મોકલ્યો. તદનંતર અલ્પકાળમાં ગોરખનાથ પોતે પ્રગટ થઈ તેમણે અલ્હને શસ્ત્ર મૂકી દેવડાવી પોતાની સાથે લેવાનો વિચાર જણાવ્યો. અલ્હે ગુરૂ આજ્ઞા માન્ય કરી ત્યારે યુદ્ધ બંધ પડયું. એવી કથા પૃથ્વીરાજરાસા, નામના ગ્રંથમાં મળે છે. ઉત્તરહિંદુસ્થાનમાં એ અલ્હ ઉદલની લઢાઇનું પુસ્તક સર્વત્ર વંચાય છે. તેમજ પ્રત્યેક સ્ટેશનપર તથા શહેરમાં વેચાય છે. [લોહહિતવાદી–પૃથ્વીરાજચોહાણ.]

**અલ્હાજનઃ**—અરબી ગણિતજ્ઞ અને શાસ્ત્રજ્ઞ હતો. તે અગીઆરમી સદીમાં થઈ ગયો. તેનો જન્મ બસરા શહેરમાં થઇ મૃત્યુ કાયરો શહેરમાં ૧૦૩૮ માં થયું ટાલેમીના અલ્માજેસ્ટ નામના ગ્રંથનું ભાષાંતર કરનાર અલ્હાજન એનાથી જુદોજ છે. એણે એક વખતે એવી બડાશ મારી કે “ નાઇલ નદીના પુરમાંથી બચાવી પાણી નિયમિત રીતે પુરુ પાડી આપનારૂં યંત્ર તૈયાર કરી શકાય તેવું છે.” એ વાતની ખબર થતાંજ તે વખતના ખલિફા હકીમે તેને બોલાવી લીધો. પરંતુ ત્યાં ગયા બાદ એ કાર્ય અશકય છે એવું જાણી તથા ખલિફાનો રોષ ન થાય તે માટે પાગલપણું માથે વ્હોરી લીધું. અને તેવી વર્તણુક હકીમના મૃત્યુ સુધી (૧૦૨૧) તેણે જારી રાખી હતી. ટાલેમીના મૃત્યુ પછી પ્રથમ એણેજ દૃક શાસ્ત્ર ( આપ્ટિકસ ) નો શોધ કર્યો. સૂર્ય ચંદ્રાદિક ખસ્થ પદાર્થ ક્ષિતિ જોના પાસે હોઇ મોટાં કેમ દેખાય તેનું કારણ તેણેજ પ્રથમ નિવેદન કર્યું. નેત્રમાંથી કેટલાક કિરણ નિકળી પદાર્થ પર પડે છે અને પછી આપણે તેને જોઇ શકી એ છીએ એવી જે પ્રાચીન શાસ્ત્રજ્ઞોની માન્યતા હતી તે ભૂલ ભરેલી છે. પરંતુ તેના બદલામાં પદાર્થમાંથી કિરણ નિકળી તે નેત્રમાં જાય છે એવું તેણે સિદ્ધ કરી બતાવ્યું છે. પ્રકાશના વક્રીભવન વિષે તેણે લેખ લખ્યા છે. હવામાં થઇ પ્રકાશ કિરણ જતી વખતે તેનું વક્રીભવન થાય છે અને તેથી સંધી પ્રકાશ ઉત્પન્ન થાય છે એવું તેણે સિદ્ધ કર્યું છે. અંતર્વક્ર આરશા સંબંધી પણ તેણે વિવેચન કર્યું છે. દૃક શાસ્ત્ર એ વિષય પરના તેના ગ્રંથનું લૅટિન ભાષામાં વિટેલોએ ભાષાંતર ૧૭૨૦ માં કર્યું છે. મધ્યયુગમાં એ ગ્રંથની પુષ્કળ પ્રશંસા કરવામાં આવતી તેણે ભૂમિતી વિશે પુષ્કળ લખ્યાનું જણાય છે. એ લેખન ૧૮૩૪ માં સેડિલૉટને પેરિસના બિબ્લઓથેક નેશનલમાં છાપ્યું. બીજા કેટલાક વિષય પરના તેના ગ્રંથ આકસફોર્ડ અને લંડનના ગ્રંથાલયમાં રાખ્યા છે. ( એ. બ્રિ. )

**અવચિતગઢઃ**—એ તટ વાળો કિલ્લો રોહા ( જીલ્લા કુલાબા ) ગામથી ત્રણ માઇલ પર કુંડલિકા નદી કાંઠે ઉત્તર તીરપર આવેલો છે. તે ૯૧૭ ફુટની ઉંચાઈ પર આવેલો હોઈ તેની તટ ૯૦૦ યાર્ડ લાંબી અને ૮૦૦ થી ૧૦૧૦ ફુટ ઉંચાઈ પર છે. કિલ્લાપર જવા એક રોહાની બાજુથી તથા બીજો મેઢાની બાજુથી એવા બે પગ રસ્તા છે. ચોતરફ સારા પથ્થરોના બુરજ હોઇ દક્ષિણ તરફના એક બુરજની ભિંતમાં શકે ૧૭૧૮ ( ઇ. સ. ૧૭૯૬ ) નો એક શિલાલેખ છે. તેના મરાઠી હેવાલનો આરંભ “ શ્રીગણેશાયનમઃ શ્રીજયદેવ શકે ૧૭૧૮ નલનામ સંવત્સરે ચૈત્ર શુદ્ધ પ્રતિપદા ” એવા પ્રકારનો છે. ઉત્તર તરફના બુરજથી આશરે ૫૦ યાર્ડ પર છ ફૂટ લાંબી તોપ છે તથા તેની બીજી બાજુએ થોડા અંતરે બીજી બે તોપો છે. કિલ્લાપર કેટલીક ઈમારતોના ખંડેર છે, પૈકી સદર ઈમારત ભવ્ય તથા ઉત્તમ હોવી જોઇએ એવુ અનુમાન થાય છે. પૂર્વ તરફના દરવાજા પાસેની સદર કચેરીના ઈમારતનો પાયો ફક્ત શિલ્લક છે. એ ઇમારતની દક્ષિણે અંતર્દુંગ અથવા બાલે કિલ્લો છે. તેની દક્ષિણ ઉત્તર લાંબી ૩૦૦ યાર્ડ અને પૂર્વ પશ્ચિમ પોહોળાઈ ૧૦૦ યાર્ડ છે. બાલે કિલ્લાનો તટ સારો મજબુત હોઇ દરેક ખૂણાપર બહુકોની બુરજ છે. તે ઉપરાંત

મધ્યમાં નાનાં નાનાં ગોળબુરજ છે. ઉત્તર તરફના તટને બે દરવાજા તથા દક્ષિણ તરફના તટને એક દરવાજો છે. આવે કિલ્લાપર એક પાણીનું મોટું ટાંકું હોઈ તેને એક બાજુએથી અંદર ઉતરવા પગથીયાં છે. તેની લગોલગ દક્ષિણ તરફ સાત નાના ટાંકા છે તથા ત્યાં બાપુજી હવાલદારની સમાધી છે. સરકાર તરફથી તેને ૩૨) રૂપિયા નિમણુંક તરીકે આપવામાં આવે છે. સમાધીની સામે એક દીપમાળ છે, અને તેના પગથીયામાંજ બાપૂરાવ પાશિલકરનું પુતળું છે આવેકિલ્લાના નૈઋત્ય ખુણામાં એક મહાદેવનું દેવળ હોઈ તેમાં ગણપતી, પાર્વતી અને વિષ્ણુ એમની પણ સુંદર મૂર્તિઓ કોતરેલી છે.

અવચિતગઢ એ સુરગઢ કર્નલ પ્રોથરના સૈન્યે ૧૮૧૮ ના ફેબ્રુવારીમાં જ્યારે પાલીનો તથા ભોરાઈનો એ બે કિલ્લા જીત્યા ત્યારે તેની સાથેજ જીતી લીધો. મૂળ એ કિલ્લો શિવાજીએ શેખમહમંદ નામના કારીગર પાસે બંધાવ્યો હતો એવું કહેવાય છે.

[ સંદર્ભ ગ્રંથ—કુલાબા ગેઝિટયર ]

**અવચિત સુતકાશી**:—( આસરે ઇ. સ. ૧૬૬૨ ) એક મહારાષ્ટ્ર કવિ એ કવિની અટક સોલંકી હતી. ગોત્રઅત્રિ, જાત ચંદ્રવંશી ક્ષત્રિય હતી. તેનો પિતા અવચિતરાવ એ ભારમ ગામનો દેશમુખ હતો. તેણે સ્વતંત્ર મુલુકગિરી કરવાનો ઉદ્યોગ આરંભ્યો એટલે ઔરંગજેબે તેના બે પુત્રો સહિત તેને પકડી દિલ્હી લઈ ગયો. ત્યાં અવચિતરાવનો અંત આવ્યો તેના બે પુત્ર ત્રિંબક અને કાશી (ચરિત્રનાયક) એમની ત્યારપછી અલ્પકાળમાંજ મુક્તિ થઇ. અવચિતરાવ અતિ સાત્વિક તથા હરિભક્તિ પરાયણ હતા. તેમણે પુત્રોને પણ તેવોજ ઉપદેશ કર્યો હતો. અવચિતસુતનું અલ્પ ચરિત્ર તેનાજ શ્લોકબદ્ધ દ્રૌપદી સ્વયંવરના છેલ્લા અધ્યાયમાં આપ્યું છે.

દ્રૌપદી સ્વયંવર પર એ કવિએ બે મોટા ગ્રંથ રચ્યા હોઇ તે પૈકી એક શ્લોકબદ્ધ અને બીજો ઓવીબદ્ધ છે. પહેલાના ૧૪ અધ્યાય છે બીજાના ૨૯ અધ્યાય છે. એ બન્ને ગ્રંથ છપાઈ પ્રસિદ્ધ થયા છે.

કાશી કવિ મહાનુભાવપંથી હોવાથી તે પંથમાં તેનું વિશેષ મહત્વ જણાય છે દ્રૌપદી સ્વયંવર એ ગ્રંથ શકે ૧૬૧૮ ના પોશ વદ ૧૦ ગુરૂવાર એ દિવસે પૂર્ણ થયો. એ ગ્રંથ ઉપરાંત કાશી કવિના કેટલાક પદો છેવટે " કાશી " એવાં નામ પરથી ઓળખી શકાય છે. તેમાના " હરિચી ભગિની ક્ષણે સુભદ્રા " એ પદ પ્રસિદ્ધ છે.

એ મહારાષ્ટ્ર સંત કવિની વાણી પ્રાસાદિક અને રસાળ છે. અલંકાર તો ખીચોખીચ ભર્યા છે. ઓવી બદ્ધ દ્રૌપદી સ્વયંવરમાંના કેટલાક પ્રસંગ એવાં તાદ્દશ વર્ણવ્યા છે કે તે વાંચતી વખતે જાણે કે તે નજર આગળ થઈ રહ્યા હોય એવો ભાસ થાય છે. એ કવિને મરાઠી ભાષા પ્રત્યે બહુ ભક્તિ હોય એમ જણાય છે.

મરાઠી ટિકા દેશ ભાષા મરાઠી ।
મરાઠા કુળી જન્મ વાણી મરાઠી ।
ગુરૂ ગ્રંથહિ વાલેમ્યાં મરાઠી ।
કરોની ક્ષમા ન્યૂનતી પૂર્ણ દૃષ્ટિ ।
દ્રૌપદી સ્વયંવર ૧૪-૧૦

એની તે વખતના મહારાષ્ટ્રમાં પુષ્કળ પ્રતિષ્ઠા હતી.

[ આજગાંવકર–મહારાષ્ટ્ર–કવિચરિત્ર ]

**અવતંસક**:–બૌદ્ધોનો એક સૂત્ર ગ્રંથ. ચિની ભાષામાં થએલા એના બે ભાષાંતરો આજે ઉપલબ્ધ છે. તેમાનું એક પાંચમી સદીમાં બુદ્ધ ભદ્રે કરેલું હતું અને બીજું શિક્ષાનંદે કરેલું. તે બન્નેમાં દર્શાવેલા સ્થળો બરાબર ઉતરે છે. પરંતુ શિક્ષાનંદના ગ્રંથમાં જ્યાં " ચૌલે ) એ નામ આવે છે તેજ ઠેકાણે બુદ્ધ ભદ્રના ગ્રંથમા ' પિએન-યિ ' એવું નામ જડે છે. આમાનું પહેલું એટલે ચૌલે દેશના નામ તરીકે અને પિએન-યિ સરહદ પરના જંગલી લોકોના નામ તરીકે યોજાયલા છે. મહાસન્નિપાત સૂત્ર (આનું ' તાસિ-કિંજ ' નામનું ચિની ભાષાંતર નરેંદ્ર યશસે સન ૫૮૯-૬૧૮ દરમ્યાનના કાળમાં કર્યું હતું.) માંના સૂર્ય ગર્ભ સૂત્રમાં બુદ્ધના પ્રવાસ સ્થળોના જે ઉતારા છે, તે અવતંસક સૂત્રમાંના ઉતારા સાથે મોટે ભાગે મળતું આવે છે, પણ અવતંસકમાં જ્યાં ચૌલે નામ આવે છે ત્યાં સૂર્યગર્ભ નામના ગ્રંથમાં ' યૂ–ત–ઇએ ' (ખોતાન) એવું નામ મળે છે. એટલે ચૌલે, પિએન-યિ તથા યૂ–તઇએ એ ત્રણે એકજ દેશના નામ હશે એમ લાગે છે. બારીકાઇથી તપાસ કરતાં આ ત્રણેનું ક્ષેત્ર સ્થાનનો ' નિઇઓયુ-ત-ઓયુ ' (ગોશીર્ષ) એજ છે. એ ઉપરથી પણ એકજ ભાગના આ ત્રણ નામો હશે એ અનુમાન મજબુત થાય છે.

અવતંસક સૂત્ર પ્રથમ નાગાર્જુને નાગદેશમાંથી શોધી કાઢયું હતું એમ કહેવાય છે. તેનો એક ચિની પ્રકાશક પોતાની પ્રસ્તાવનામાં જણાવે છે કે, ત્વાંગ–લુગ–શુ ( નાગકોશુન ) ના બુદ્ધ ભિક્ષુને તે સૂત્ર નાગરાજ મંદિરમાં જડયું. તેમાં

૪૮ પ્રકરણો છે. પણ શિક્ષાનંદ ૩૯ પ્રકરણોજ જણાવે છે (જે. આર. એ. એસ. ૧૬ પૃ. ૩૨૬, વાસિલજ્યૂ બુદ્ધિસ્મસ, જર્મન ભાષાંતર પા. ૧૨૮ જુઓ.) તારા નાથ ધારે છે કે મૂળમાં આના ૧૦૦૦ પ્રકરણો હતાં. (તારાનાથ પા. ૯૮) પરંતુ માતૃષ્ટ (અશ્વઘોષ) અને અસંગના વખતની ધમાલના કાળમાં આ સૂત્ર ૩૮ પ્રકરણોમાંજ પુરૂં થયું. બુદ્ધભદ્રના ભાષાંતરમાં તો ૩૪ પ્રકરણો છે અને તે ઉપરાંત ૬૦ પેટા પ્રકરણો છે. જ્યારે શિક્ષાનંદના ભાષાંતરમાં ૩૯ પ્રકરણો તથા ૮૦ પેટા પ્રકરણો છે.

હવે આ સૂત્ર ગ્રંથનો કાળ તપાસીએ નાગાર્જુને જાતે શોધી કાઢયો એમ માનીએ તો પ્રથમ નાગાર્જુનનો કાળ નક્કી કરવો પડે. આ નાગાર્જુન શાતવાહનનો સમકાલીન હતો. તેણે શાતવાહન પર મોકલેલો પત્ર મશહુર છે. એ રીતે વિચાર કરતાં જણાઈ આવશે કે, આ સૂત્રનો કાળ ખ્રિસ્તી શકનો આરંભ કાળજ હોવો જોઇએ. લલિત વિસ્તાર ગ્રંથમાં તે વિષે જે ઉલ્લેખ મળી આવે છે તે ઉપરથી તેમ તે ગ્રંથની ખરોષ્ટ્રી લિપી પરથી પણ ખ્રિસ્તી ઇસ્વિસનનો આ કાળજ નિશ્ચિત થાય છે (લેવી- ઇ. ઍ. ૧૯૦૬).

**અવતારઃ**—ઉપપત્તિ દૈવી અથવા અતિમાનુષ વ્યક્તિઓ માણસ અગર અન્ય પ્રાણીઓનું રૂપ ધારણ કરી પૃથ્વીપર નિવાસ કરવા ઉતરી આવે છે તેને અવતાર સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. અર્થાત્ અવતાર એ શબ્દ આત્માની દેહાંતર પ્રાપ્તિ (ટ્રેન્સમાયગ્રેશન), દેવો કે ભૂતોનો માનવદેહમાં સંચાર (પઝેશન) તથા ઇશ્વર સંભવ (ઇમેનેશન) થી ભિન્ન છે. અવતાર તથા પુનર્જન્મ વચ્ચે એ ભેદ છે કે, પુનર્જન્મ આત્માને લાગુ પડે છે, દેવને નહિં. જીવાત્મા એક શરીર તજી બીજામાં પ્રવેશ કરે તે પુનર્જન્મ સંચાર અને અવતારમાં રહેલો ફેર એ છે કે, પહેલામાં દેવના મનુષ્ય દેહમાં અમુક કાળને માટે પ્રવિષ્ઠ થાય છે. તેમ ઇશ્વર સંભવ અને અવતાર બેમાંનો ફેર એ છે કે, પહેલામાં ઇશ ઉત્પત્તિ દેખાય છે. દેહમાં દેવતાનો વાસ આખા જન્મ પર્યન્ત હોતો નથી. તેમ અવતારમાં ગમે તે વેળાએ ગમે તે રૂપ ધારવાનો સંભવ રહેતો હોવાથી અવતારી પુરૂષ તથા દેવતા વિભૂતિ અને માંત્રિકો એમની શક્તિમાં ફેર રહે છે.

પણ ઉપર જણાવેલા તાત્વિક અર્થ મુજબ પ્રાચીન લોકોએ અવતારને માન્યો નથી. તે લોક જે મનુષ્ય અગર પ્રાણીની પૂજા કરતા તેને તેઓ દૈવી માનતા દેવતાના અવતાર રૂપે નહિંજ જ્યાં દેવતાના અવતાર તરીકે મનુષ્ય કે પ્રાણીની પૂજા થએલી જાણવામાં આવે છે ત્યાંના લોકોની મનોદશાનું નિરીક્ષણ કરતાં એમ માલમ પડે છે કે, તે લોકો આ માનવીઓને પ્રત્યક્ષ જીવંત દેવતા રૂપેજ માનતા (ફ્રેઝર-લેકચર્સ ઑન ધિ અર્લી હિસ્ટરી ઑફ કિંગશિપ) આગળ ઉપર આ પુણ્યશાળી પ્રાણીઓ ઇશ્વરના અવતાર તરીકે મનાયા. દાખલા તરીકે અવલોકિતેશ્વર ઇલાઇલામામાં અવતર્યો હતો. પ્રાણીઓમાં મૃતમનુષ્યથી વિશિષ્ઠ અને અદ્‌ભુત શક્તિ વસે છે અને તેથી તેમની પૂજા અગત્યની છે એવી પ્રાચીન લોકોની જે માન્યતા હતી તેમાં અવતારની માન્યતા છાયા રૂપે દિગ્દર્શિત થાય છે. તેજ પ્રમાણે વૃદ્ધ માણસો તથા વૈદ્યોમાં અમાનુષ શક્તિ વસે છે અને તેઓ જાદુગાર હોય છે એટલુંજ નહિં પણ તેઓ પ્રત્યક્ષ દેવ હોય છે એવી જે કલ્પના દેખાઇ આવે છે તેમા પણ ઉપલીજ માન્યતા રહેલી છે. અર્થાત્ તેમને ઠેકાણે ઇશ્વરનું જે આરોપણ કરવામાં આવે છે તે કાયમને માટે નહિં પણ તાત્કાલિક હોય છે. મેક્સિકન લોકોમાં એક માનવી દેવ માનવામાં આવતો. તેનું દેવત્વ વ્યક્ત કરવા માટે દસ કેદીઓમાંથી એક સુંદર યુવાનની પસંદગી કરતા તથા તેને ટેઝક્ટ્રેલિપોકના અવતાર તરીકે માની લેતા. આ પ્રાચીન માન્યતાની તે પછીની સુધરેલી ગણાતી માન્યતા તપાસીએ તો એમ જણાઈ આવે છે કે, દેવતાની પ્રત્યક્ષ આકૃતિ દેખાવી જોઇએ એવા હેતુસર મનુષ્યોનેજ દેવ તરીકે માની લેવાની ત્યાં પ્રથા પડવા માડી.

અવતારની ભાવનાનો પશ્ચિમમાં પ્રારંભ પ્રથમ ઇજીપ્તમાં થયો હતો. તે પછીથી ગ્રીકોમાં ઉતરી આવી તથા ખ્રિસ્તી સંપ્રદાયમાં તેનું આત્યંતિક પર્યવસાન થયું. ઇસ્લામમાં પણ તેના અનેક રૂપ દેખાયા. એજ રીતે હિંદુઓની અવતારની માન્યતામાં વધારો થયો. તથા તેનો પ્રથમ પરિચય ભગવદ્‌ગીતામાં થયો. હિંદુઓની આ અવતાર ભાવનાની છાપ મુસલમાન તથા ઇમામના શિયાપંથીપર પડેલી દેખાઈ આવે છે.

સર્વે શિયાપંથીઓ અવતારમાં માનનારા હોતા નથી એ ખરૂં છે, તથાપિ ખલીફાનો વારસા હક અલીના વંશજોને મળ્યો તે ઇશ્વરી કાયદા મુજબ તેમ હોઇના સંબંધને લીધે મળ્યો. પણ સુનીપંથના લોકો કહે છે તેમ તે લોકનિયુક્ત ખલીફાને મળી શકતો નથી એવી જાતની જ શિયાપંથની

દલીલ છે તેમાં અવતાર કલ્પનાની સામ્યતા મળી આવે છે. ઇમામ સંબંધીના સિદ્ધાંત પણ પુષ્કળ આધાર પર અવલંબી રહ્યા છે. આ ઇમામોના ઇશ્વરદત્ત વારસા હક, તેમની, ધર્મગુરૂથી ઉત્પત્તિ, તેમના અતિમાનુષ કૃત્ય તથા દૈવી તે, એ સર્વને લીધે સાબીત કરવામાં આવે છે. ઍડમ પછીની સર્વ વિભૂતિઓમાં જે તેજ પરંપરાગત ઉતરી આવ્યું છે, તે તેજ મહંમદની તથા અલીની જાંગદ્વારા તેમના શરીરમાં પ્રવેશ પામ્યું, તથા તેના અંશ અબદલ્લાને, તેના દીકરા (મહંમદ) ને, પૌત્રી ફતિમાને, અબુતાલીબ તથા તેનો દીકરો અલી એ સર્વમાં સંચાર પામ્યા. પછી અલી ફતિમાએ જોડાથી તે છોકરો ( કરવેલાનો ધર્મગુરૂ ) થયો તેના શરીરમાં તે તેજ ઉતરી આવ્યું. એ રીતે મહંમદના વંશજોને આ તેજ આખર સુધી એટલે જગતના પ્રલય કાળ વખતેના છેલ્લા ઇમામ સુધી ( પ્રચ્છન્ન રીતે ) સંચાર કરશે એવી આ ઇમામોની શ્રદ્ધા છે.

સુની લોકોમાં પણ નુરમહંમદ એટલે મહંમદના દૈવી તેજ વિશે એક સિદ્ધાંત છે. આ તેજમાંથીજ સર્વ ધર્મ ગુરૂઓ ઉત્પન્ન થયા. આ તેજ ત્રિકાળાબાધિત હોઈ દૈવી પરંપરા ચલાવનારના દેહમાંજ ઉતરે છે. તે મહમદના પૂર્વજોમાં વસતું હતું. પણ શિયાપંથીઓ કહે છે કે આ તેજના અત્યંત ઉજ્વળ કીરણ અલીને મળ્યા હતા. સૃષ્ટિના આરંભથી પણ પહેલા ૧૪ હજાર વર્ષોથી મહંમદ તથા અલીના મિશ્રતેજ પરમેશ્વર સામે ઝળકયા અને પછી મહંમદના દાદાની જાંઘમાંથી તે તેજ પ્રગટ થયા. ઇમામના હક સાબીત કરનારૂં તેજ અવેસ્તામાના વરેનાહ સાથે મળતું આવે છે અને તેને પારસી કલ્પનાના સાથે કદાચ કંઇક ઐતિહાસિક સંબંધ પણ હશે એમ લાગે છે. ગોલ્ડઝિહરનઆ સંબંધ અમાન્ય છે. પણ મહંમદનું પૂર્વ અસ્તિત્વ તથા સનાતન તેજ એ વચ્ચેના સંબંધનું જનુની પ્રતિપાદન કરી જ્યુ લોકોના વિચારની છટા તેમા પ્રતિબિંબિત થઈ છે એવી તેણે સામી દલીલ કરી છે. છતાય ઈશ્વર પ્રેરિત વારસા હકનો સિદ્ધાત મૂળ ઇસ્લામધર્મમા નહિ હોવા છતાં તે ઈરાનના શિયાપંથીઓમાં વસતો દેખાય છે એ વાત લક્ષમાં રાખવી જોઇએ.

હવે દરેક નવા ઇમામમાં આ દૈવી તેજ પરંપરાથી ઉતરી આવે છે એ દલીલમાં શહરસ્તાની પુનર્જન્મના સિદ્ધાંતનું દર્શન કરે છે. અવેસ્તામાં પુનર્જન્મનો સિદ્ધાંત નથી. દરેક યુગ માટે જુદા જુદા ઇમામ હોય છે. તથા તેને જે માન આપવામાં આવે છે કે શ્રદ્ધાના પાંચ સ્તમ્ભ સાથેનો છઠો સ્તમ્ભ છે એ માન્યતા પર નવીન પ્લેટોપંથના વિશ્વવ્યાપી શક્તિના યુગયુગના પ્રભાવવાળા સિદ્ધાંતની તેમજ દરેક યુગમાં વિષ્ણુ અવતાર ધારણ કરે છે એ હિંદુ ધર્મના સિદ્ધાંતની છાપ પડેલી સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે. છેલ્લા ઈમામનું જે વર્ણન મળી આવે છે, તેપર જ્યુ ધર્મનો પ્રભાવ પડેલો દેખાય છે. ઇમામને લગાડવામાં આવતું સકીના એ વિશેષણ શકીનાહ એ જ્યુ શબ્દ પરથીજ ઉપજેલું હોય એમ લાગે છે.

ધુલાત સંપ્રદાય પણ દૈવી તેજમાં માને છે. એટલુંજ નહિં પણ તેણે તો અવતાર કલ્પનાનો પણ પુરસ્કાર કર્યો છે. અને અલીને તેઓ ઈશ્વરને નામે સંબોધતા સ.માન્ય શીયાપંથીઓએ આ અવતાર તત્વનો અસ્વીકાર કર્યો હતો. શહરાસ્તાનીએ ધુલીય લોકો પ્રમ:ણે ( હુલુલી ) અવતારવાદી લોકોની પણ ખ્રિસ્તીઓ સાથે સરખામણી કરી છે. આ તત્વમાં વિશ્વાસ રાખનારા લોકોએ તો મહંમદ કરતાંય અલીને ચઢીયાતો ગણાવ્યો હતો. એ રીતે આર્યન વિચાર પર ઈશ્વરવિષયક કલ્પના રચી. ઈરાનના ઈસ્લામ ધર્મમાં ઇશ્વર તથા મનુષ્યનો ઘાડો સંબંધ માનવામાં આવ્યો છે. નવમી સદીમાં શફી અને દેવ વચ્ચે જે એક રૂપતા માનવામાં આવી હતી તે સાથે તત્વત: અવતાર તત્વનો જરાય સંબંધ નથી. શફી પંથના તત્વજ્ઞાનમાં નૂતન પ્લેટો પંથના અને હિંદ ધર્મના પરમાત્મૈકય વિષેના વિચારો મોટા પ્રમાણમાં ઘુસેલા હતા એમ અલબિરૂનાએ સિદ્ધ કર્યું છે. આ રીતે સર્વવ્યાપીપણાના વિચારમાં અતિશયોક્તિ થવા લાગી અને અવતારતત્વ પણ ઘણું વ્યાપક હોવાથી તેમાં અનિશ્ચિતતા ઉત્પન્ન થઇ એમ સાડરબ્લામ કહે છે. તેની દલીલ એવી છે કે ગમે તે ધર્મ ગુરૂને અવતારરૂપ માનવામાં તે શબ્દની મહત્તા નષ્ટ થઈ જાય છે.

ખ્રિસ્તી ધર્મની વિશેષતા એ છે કે તે માત્ર એકજ અવતારમાં માને છે. જ્યારે હિંદુ ધર્મની સ્થિતિ આથી તદ્દન ઉલટી છે. કૃષ્ણાવતારથી અસંખ્ય. અવતાર આ ધર્મીઓ માને છે. દરેક ધર્મ ગુરૂ અવતાર રૂપ મનાયો છે. તેમયુગ અસંખ્ય માન્યા હોવાથી દરેક યુગમા એક અવતાર ગણાયતોય તેની સંખ્યા વધી પડે છે. મહાયાન પંથના કેટલીક શાખાઓમાં તો વળી દરેક લૌતક બુદ્ધ દીઠ એક એક મનોમય બુદ્ધ કલ્પાયો છે. આના અર્થ એ થયો કે

ખરો બુદ્ધ એક હોઈ બાકીના આ બધા તેના અંશ છે. શોપેનહાર તથા અન્ય વિદ્વાનોના અભિપ્રાય એવા છે કે, ખ્રિસ્તીઓનો એકાવતારની માન્યતા કરતાં અનેક બુદ્ધોની કલ્પનાજ તર્કશાસ્ત્રને વધુ સંમત થઈ પડે છે.

પણ શીયા પંથ તથા તેની શાખાઓએ વચલો રસ્તો પસંદ કર્યો છે. ઇમામની સંખ્યા વિષે તેમનામાં એક મત નથી. ઇરાનના ધર્મ મુજબ માત્ર ૧૨ ઇમામો હોઈ છેલ્લો ઇમામ મહંમદ અબુલ કાસિમ મહુદી તરીકે છેલ્લા યુગમાં અવતરશે એમ જણાય છે. મધ્ય યુગમાં સાત ઇમામ માનવાની પ્રથા હતી. ઍાદમ, નોહા, અબ્રાહમ, મોઝેસ, જીસસ, મહંમદ અને મહંમદ મહદી એ સાત નાટિક (અવતાર) હતા. બાયબલ પ્રમાણેજ ઇસ્લામી ધર્મ પણ માને છે કે માનવી ઇતિહાસને માટે અંતકાળ તોછેજ, એપરથી અવતારની સંખ્યા ને પણ કંઇક મર્યાદા તો હોવીજ જોઇએ.

અવતાર વિષે વિવિધ ધર્મોની માન્યતા નિચે પ્રમાણે છેઃ—

હિંદુઃ—પુરાણો તથા તેવા બીજા ગ્રંથોમાં પ્રતિપાદન કરેલો અવતારનો સિદ્ધાંત એ મધ્ય યુગના તથા અર્વાચીન હિંદુ ધર્મના એક મુખ્ય સિદ્ધાંત છે. વિશેષે વૈષ્ણવધર્મીઓમાં તે ખાસ કરીને પ્રચલિત છે. ઘણા ખરા વૈષ્ણવો મૂળ વિષ્ણુને બદલે તેના છેલ્લા અવતાર રામ અને કૃષ્ણનીજ પૂજા કરે છે. જ્યારે શૈવો શિવના મૂળ રૂપને તથા તેના અન્ય સ્વરૂપોને કે જે તાત્વિકરીતે અવતાર માની શકાતા નથી—પૂજે છે. એટલે હિંદના અવતાર સિદ્ધાંતનું સ્વરૂપ ધ્યાનમાં આવતા તથા તે વિષેના ઇતિહાસમાં રહેતી આંટી ઘુટીઓ સમજવા વિષ્ણુ અવતારનું વધુ નિરીક્ષણ કરવું જોઇએ.

વિષ્ણુ અવતારના સિદ્ધાંતનું વિવેચન કરતાં પ્રથમ એક મુદ્દો માન્ય રાખવો પડે છે. અને તે એકે વિષ્ણુ ઉર્ફે નારાયણ પરમેશ્વર હોઈ સકળ વિશ્વનો ઉત્પત્તિ કર્તા તથા રક્ષણ કર્તા છે. જ્યારે તેની સત્તા નમાનતાં દુર્જનો ત્રાસવર્તાવે છે ત્યારે જગનું રક્ષણ કરવા માટે તે પૃથ્વીપર અવતાર ધારણ કરે છે. ભગવદ્ગીતામાં જણાવ્યું છે કેઃ—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशायच दुष्कृताम् ।
धर्म संस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

આ વચન પરથી એમ જણાય છે કે, પ્રથમ વિષ્ણુના અનંત અવતાર માનવામાં આવ્યા હતા. પરંતુ તે પછી અવતારની સંખ્યા નિયમિત કરી. તેનો પરમેશ્વર સાથે સ્પષ્ટ સંબંધ જોડાવા તરફ તત્વજ્ઞાનમાં પ્રવૃત્તિ થવા લાગી. હરિવંશ પર્વના ૪૧ માં અધ્યાયમાં વિષ્ણુ અવતાર વિષે જે વર્ણન આવ્યું છે તે પરથી આ પ્રવૃત્તિ સ્પષ્ટ થાય છે. ૪૧ માં અધ્યાયના ૧૭–૨૦ શ્લોકો આ પ્રમાણે છે.

हन्त ते कथयिष्यामि विष्णोर्दिव्यां कथां शृणु ॥
यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
धर्मसंस्थापनार्थाय तदा संभवति प्रभुः ॥ १७ ॥
तस्य ह्येका महाराज मूर्तिर्भवति सत्तमा ।
नित्यं दिविष्ठा याराजंस्तपश्चरति दुश्चरम् ॥१८॥
क्षितियाचास्य शयने निद्रायोगमुपाश्रया ।
प्रजा संहारसर्गार्थं किमध्यात्मविचिंतकम् ॥ १९ ॥
सुप्त्वा युगसहस्रं स प्रादुर्भवति कार्यतः ।
पूर्णे युगसहस्रे तु देवदेवो जगत्पतिः ॥ २० ॥

તે પછી વિષ્ણુના કેટલાક અવતારનું કથન કરવામાં આવ્યું છે. અને જે અર્થમાં દસમો અવતાર કલંકી રૂપ મનાય છે તે અર્થમાં વિષ્ણુના દસ અવતારજ માનવામાં આવ્યા હતા એ સ્પષ્ટ થાય છે. પરંતુ અહિં અવતારને બદલે પ્રાદુર્ભાવ એ શબ્દ વાપર્યો છે એ ખાસ લક્ષમાં રાખવા જેવું છે. સર્વેથી પરિચિત છે તે વિષ્ણુના અવતાર (૧) મત્સ્ય, (૨) કૂર્મ, (૩) વરાહ, (૪) નરસિંહ, (૫) વામન, (૬) પરશુરામ, (૭) રામ, (૮) કૃષ્ણ, (૯) બૌદ્ધ અને (૧૦) કલ્કિ કે કલંકી.

વિષ્ણુ અવતારનું અવલોકન કરતાં જણાઈ આવે છે કે, તેના જુદા જુદા વર્ગ પાડી શકાય છે. પ્રથમ વામનાવતાર જુઓ. વામને ત્રણ પગલામાંજ ત્રૈલોક્ય વ્યાપી નાખ્યું હતું એવો ઋગ્વેદમાં ઉલ્લેખ છે, આ કથા ઉપજાવેલી લાગે છે. ઔર્ણવાભ તથા યાસ્ક એમણે આના જુદા જુદા અર્થ કર્યા છે. કૂર્મ અને વરાહ અવતારના કૃત્યે મૂળભૂત રીતે પ્રજાપતિના હોઇ તે વિષ્ણુને ખાતે જમા કરવામાં આવ્યા લાગે છે. (શતપથ બ્રાહ્મણ ૭, ૫, ૧, ૫ઃ ૧૪·૧, ૨·૧૧ઃ) (તૈત્તરીય સંહિતા ૬·૨, ૪૨ઃ તૈત્તરીય આરણ્યક ૧·૧૩) અમુક કારણસર પ્રજાપતિ અવતાર ધારણ કરતો એવું આમાં વર્ણન આવે છે. પ્રજાપતિએ કૂર્મ તથા વરાહના અવતાર ધારણ કર્યા આનું કારણ તેના પૂજકોમાંનો મોટો વર્ગ પશુપૂજકોનો હોવો જોઇએ. પરંતુ જ્યારે પરમેશ્વર અને જગઉત્પત્તિ કર્તા તરીકે નારાયણને માનવામાં આવ્યો ત્યારે બ્રાહ્મણ

કાળમાં ઉત્પત્તિ કર્તા તરીકે માનવામાં આવેલા પ્રજાપતિના કૃત્યનો અધ્યારોપ નારાયણ પર કરવામાં આવ્યો. આમાંજ મત્સ્ય અવતાર પણ ગણાવી શકાય છે. પણ નરસિંહાવતારનો વર્ગ સ્વતંત્ર છે. અથવા તે વામનાવતારમાં સંકલિત કરી શકાય. નરસિંહની કથા તૈતરીય આરણ્યકમાં એક પ્રસંગે આવી છે.

બાકીના રામ, કૃષ્ણ અને પરશુરામ એ અવતારનો વિશેષ એ છે કે, તેમનો મૂળમાં વિષ્ણુ સાથે કોઈ જાતનો સંબંધ નથી. રામાયણમાં પરશુરામની જે કથા લખાયલી છે તેમાં તેની પાસે વિષ્ણુના ધનુષ્યબાણ હોઈ તેણે રામનો પરાભવ કરવાના પ્રયાસ કર્યા હતા. પરંતુ રામે તે ધનુષ્યને વાંકુ કરી પરશુરામનો તેજોભંગ કર્યો એમ જણાવવામાં આવ્યું છે. હવે જો તેઓ વાસ્તવિકરીતે એકજ વિષ્ણુના અવતાર ધારી હોત તો એક બીજાને હરાવવા મથવું એટલે પોતે પોતાને હરાવવા જેવુંજ ગણાય પણ એપરથી એટલું તો ચોક્કસ જણાય છે કે, વ્યહારમાં પણ તેનો વિષ્ણુ સાથે સંબંધ જોડવામાં આવતો હતો.

અત્યાર સુધી આપણે મત્સ્ય, કૂર્મ, વરાહ, નરસિંહ અને વામન એ અવતારો વિષે વિવેચન કર્યું. પણ આ અવતાર નિત્યના પ્રચારમાં નથી. જ્યારે રામ અને કૃષ્ણના અવતાર નિત્ય પરિચિત હોઈ હિંદુ ધર્મમાં મહત્વનું સ્થાન ભોગવે છે. તેમ તેમના ઉપાસકોની સંખ્યા પણ ઘણી મોટી છે. એટલે તેમને વિષે વિચાર કરવા માટે રોકાવાની જરૂર છે. ત્રેતાયુગને અંતે રામનો અવતાર થયો તથા દ્વાપર યુગને અંતે કૃષ્ણાવતાર થયો. એવીજ હિંદુઓની માન્યતા છે. આનું કારણ રામાયણમાં કૃષ્ણનો ઉલ્લેખ નથી જ્યારે મહાભારતમાં કૃષ્ણ એજ મુખ્ય નાયક હોવા છતાં રામોપાખ્યાન નો તેમાં સ્વતંત્ર રીતે સમાવેશ થયો છે.

પણ રામને અવતાર તરીકે પાછળથી મનાયો હતો, એમ લાગે છે. કારણ મૂળ રામાયણમાં કવિએ તેને એક મનુષ્ય તરીકેજ લખ્યો છે. પરંતુ તે પછી રામાયણમાં જે ઉમેરો થયો તેમાં તેને પૂર્ણાવતાર તરીકે વર્ણવ્યો હતો. એપરથી જણાય છે કે જે કાળે આ ઉમેરો થયો તે કાળમાં તેને અવતાર તરીકે માનતા હતા. તે પહેલાં રામ એક કાવ્યના નાયક હતા. પરંતુ રામાયણને લીધે જાહેર પ્રજાને તેનો પુષ્કળ પરિચય થયો. અને કવિએ તેને નાનાવિધ ગુણોમાં અગ્રગણ્ય. સ્વકર્તવ્ય પાલક પુત્ર, પ્રેમાળ મિત્ર, સદ્ગુણનો ખજાનો, નીતિનો આદર્શ તરીકે રજુ કર્યો છે તથા તે લોકોમાં અતિપ્રિય થઇ પડયો અને ખૂબ મનાયો. રામને અવતારી પુરૂષ માનવાનું બીજું કારણ એ છે કે, તેણે જે સાહસો કર્યાં તે મનુષ્ય શકિતની હદ બહારના છે. વાનરો સાથે મિત્રાચારી બાંધી સો યોજન સાગર ઓળંગી તેમની મદદથી રાવણ જેવા બલાઢય રાક્ષસનો વધ કર્યો. અર્થાત આવા અનુપમેય સાહસથી લોક આશ્ચર્ય પામ્યા અને તેમણે તેને અવતાર તરીકે માની લીધો.

અવતારની કલ્પનાના બે અંગો છે. એક લૌકિક અને બીજું માનસિક કે અધ્યાત્મિક. પહેલું અંગ રાક્ષસોના સંહારપર રચાયલું છે. વિષ્ણુ દૈત્યોનો સંહારકર્તા હોવાથી જે કોઇ તેવું કામ કરે તેને વિષ્ણુરૂપ માનવામાં આવતો. જુદા જુદા દેશોની પૌરાણિક કથાઓમાં આવી જાતનાં સંબંધતો છેજ પણ તેમની રીત જરા ચમત્કારિક લાગે છે. એટલે આ અવતારરૂપ વ્યકિત અમુક કુમારિકાને અથવા સ્ત્રીને અમુક દેવથી થઇ હતી એમ માનવામાં આવતું. પરંતુ અવતાર વિષે હિંદુઓમાં આવી અશ્લીલતા કયાંએ નથી. રામાવતારની કથા આવી છે :—
"દેવોએ વિષ્ણુ સમક્ષ રાવણના જુલમ સામે ફરીઆદ કરી અને દેવોથી તારો વધ થવાનો નથી. એવું રાવણને વરદાને મળેલું હોવાથી વિષ્ણુએ આવતાર ધારણ કરવાનું કબુલ કર્યું. તથા દશરથને ત્યાં જન્મ ધારણ કરવાનો વિચાર કર્યો. તેપછી દશરથે જ્યારે પુત્ર પ્રાપ્તિમાટે યજ્ઞ આરંભ્યો ત્યારે જાતે વિષ્ણુએ યજ્ઞરૂપે પ્રગટ થઈ દશરથને એક દિવ્ય ફળ આપી તે પોતાની રાણીઓને વહેંચી આપવાનું કહ્યું. બાદ કૌસલ્યા, સુમિત્રા અને કૈકેયીને અનુક્રમે રામ, લક્ષ્મણ ત્યાર પછી ભરત અને શત્રુઘ્ન એ પુત્રો થયા. તેમાંના રામમાં વિષ્ણુનું સૌથી વધારે તેજ માલમ પડયું. પણ આમાં કદાચ રામ મૂળ અવતાર છતાં પાછળથી બીજા ત્રણને પણ અંશાવતાર ગણાવ્યા હશે. તેમજ સીતા પાછળથી લક્ષ્મીના અવતાર તરીકે મનાવવામાં આવ્યા હતાં એ તાત્વિક વિચારને પરિણામેજ હશે. બર્ન્હણ પણ એમ માને છે કે, રામની મહત્તા વધવાનું કારણ કાવ્યજ છે.

એક કથાના માનવી નાયકથી તે વિષ્ણુના અવતાર સુધી રામનું જે સ્થિત્યંતર થયું તેપરથી એટલું તો નક્કીજ થાય છે કે, અવતારની ભાવના આથીય પૂર્વ કાળથી ચાલતી આવેલી છે. અને કવિએ રામસાથે તે જોડી દીધી હતી. દેવ તરીકે કૃષ્ણ પ્રસિધ્ધિ પામ્યા તેમાથી અવતારની ભાવના પ્રથમ નીકળી અને પાછળથી આ અવતારિત્વ રામને પણ લાગુ કરવામાં આવ્યું હશે એમ લાગે છે. પરંતુ હવે આ

તત્વ હિંદુધર્મમાં અત્યંત મહત્વનું થઈ પડેલું હોવાથી પ્રથમ કૃષ્ણથી તે શરૂ થયું તેથી તેનું ચરિત્રનું અવલોકન કરીએ.

મહાભારતમાં, હરિવંશમાં તથા પુરાણોમાં તેને વિષ્ણુ તરીકે ઓળખાવ્યો છે. હાલનુ મહાભારત રચાયું તે પહેલાનાં સાહિત્યમાં પણ કૃષ્ણવિષે કિંચિંત ઉલ્લેખ મળી આવે છે. જે મહત્વનો તેમ મનોરંજક છે. આ ઉલ્લેખનો વિચાર કરતાં એક વસ્તુ ખાસ ધ્યાનમાં રાખવી જોઇએ તે એક મહાભારત પછીના સાહિત્યમાં વાસુદેવ અને કૃષ્ણ એ બન્નેને એક વ્યક્તિ તરીકેજ માનવામાં આવ્યા છે. પરંતુ તે પહેલાંના સાહિત્યમાં તેમને ભિન્ન વ્યકિત તરીકે માનવામાં આવ્યા હતા. તૈત્તિરીય આરણ્યકમાં (૧૧-૧,૬) વાસુદેવનો પણ નારાયણ અને વિષ્ણુના નામસાથે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. 'વાસુદેવાર્જુનાભ્યામ્' એ પાણિનીના સૂત્રમાં વાસુદેવને દેવકોટિમાં ગણ્યો છે. કૃષ્ણના નામનો સૌથી પહેલો ઉલ્લેખ છાંદોગ્યોપનિષદમાં થયો છે. તેમાં દેવકી પુત્ર કૃષ્ણને ઘોરાંગીરસે મંત્રોપદેશ આપ્યો હતો એમ જણાવ્યું છે. અહિં પણ કૃષ્ણને મનુષ્ય તરીકેજ સંબોધ્યો છે. તે પછી નારાયણાથર્વશિરસ તથા આત્મ બોધમાં કૃષ્ણ તથા મધુસુદન (વિષ્ણુ) નો એકત્ર ઉલ્લેખ થયો છે. તથા તેને માટે 'બ્રહ્મણ્ય' એ વિશેષણ યોજ્યું છે. આ વિશેષણનો અર્થ ગમે તે હોય છતાં અહિં કૃષ્ણને વિષ્ણુના બરાબરીઆ તરીકેજ સંબોધ્યો છે એટલું સ્પષ્ટજ છે. સારાંશકે, ઉપલા ઉલ્લેખોપરથી એવું અનુમાન નીકળે કે વેદકાળની આખરમાં વાસુદેવનું સ્થાન વિષ્ણુ અને નારાયણની બરાબરીમાં હતું દેવકી નંદન કૃષ્ણ જ્ઞાની અને યતિ ગણાયો છે. તે બન્નેય જુદા હતા પરંતુ પાછળથી તે એકરૂપ મનાઇ તેમને અવતારનું રૂપ પ્રાપ્ત થયું.

વાસુદેવનો વસુદેવ વંશોત્પન્ન એવો અર્થજ સઘળા ભારતીય ગ્રંથકારોએ કર્યો છે. પરંતુ બલદેવ પણ તેજ વંશનો છતાં તેને વાસુદેવ કહી શકાતું નથી. વાસુદેવનું વસુભદ્ર એવું પણ બીજું નામ છે. આ વાસુભદ્રનું અપભ્રંશ હોવું જોઇએ એમ લાગે છે. જો તેમ હોય તો વાસુદેવ નામ પરથી તેનો બાપ વસુદેવ માત્ર એક નામનોજ રાજા ગણાતો હશે. આનો બીજો પુરાવો એ છે કે, અતિપ્રાચીન સાહિત્યમાં કૃષ્ણના બાપનું નામ કયાંયે જડતું નથી. પણ 'દેવકીનો પુત્ર' એ શબ્દોથી તેનો પરિચય કરાવ્યો છે. આગળ વધીને જ્યારે આપણે કૃષ્ણના ચરિત્રના સૂક્ષ્મ પરીક્ષણ કરીએ છીએ ત્યારે આપણને જણાય છે. કે તેનામાં દૈવી અને માનવી એ બન્ને ગુણ હતા. તેના ચરિત્રના બે ભાગ પડે છે. બાળ ચરિત્ર ગોપગોપીઓ સાથે રાસ રમવામાં રોકાયલું છે. બીજા ભાગમાં વૃષ્ણીના રાજા તથા પાંડવોના પક્ષપાતી તરીકે કરેલા પરાક્રમો સંકલિત થાય છે. બાળપણ તથા યુવાવસ્થામાં તેણે રાક્ષસોના સંહાર જેવા અદ્ભૂત કાર્યો કર્યા હતા. બલદેવને પણ અવતાર માનવામાં આવ્યો છે. કદાચ કૃષ્ણ અને બલદેવ નામના પૂર્વે કોઇ દેવ હશે અને તેમની વચ્ચે જાણી કોઇને સંબંધ જોડવામાં આવ્યો હશે. કંસના વધ સુધી તે બન્નેનું ચરિત્ર સામટુંજ લખાયલું છે. પણ તે પછી તે જુદા પડે છે. કૃષ્ણ યાદવોનો રાજા બને છે; અને તેમનું અનેકવાર રક્ષણ કરેછે, તે દ્વારકા નગરી સ્થાપેછે. પાંડવો સાથે સ્નેહ જોડી જરાસંધનો વધ કરે છે. શિશુપાલને ઠાર કરે છે, તે પછી યાદવોમાં કલહ જામી તેમનો નાશ થયેલો પોતાની નજરે જુએ છે. અને અંતે જરસ નામના વ્યાધે હરણ માની મારેલા બાણથી તેનું મરણ નિપજે છે. કૃષ્ણ વિષે વિપુલ સાહિત્ય પેદા થયું છે. હરિવંશ, પુરાણો તથા અન્ય-ગ્રંથો, એ સર્વેમાં કૃષ્ણના યશગાન ગાયાં છે. અને એ રીતે આબાલ વૃદ્ધ સર્વેજનો તેનું ચારિત્ર જાણે છે

મહાભારત, હરિવંશ તથા પુરાણો, એ દરેકમાં તેને પરમાત્મા તરીકે ઓળખાવ્યો છે. પરંતુ તેનું ચરિત્ર સમગ્રપણે નિહાળતાં તે સમજવું શુદ્ધ નથી જેના સાથે તેવા થવાનું ધોરણ સ્વકારી કાર્ય કરવાની નીતિ તેના ચરિત્રમાં દર્શન આપે છે.

આ સ્થિતિમાં કૃષ્ણને દેવજ નહી પણ પરમાત્મા રૂપ કેમ માનવામાં આવ્યો એ એક વિચારવા લાયક પ્રશ્ન છે. વેબરે જણાવ્યું છે કે કૃષ્ણની ભક્તિમાં ખ્રિસ્તી ધર્મની છાપ પડેલી છે, પણ આ વિધાન મિથ્યા છે. કારણકે, કૃષ્ણ પૂજામાંથીજ જૈનોએ પોતાની વિચાર સરણી આંકી છે એમ હવે સાબીત થયું છે અને આ વાત ખ્રિસ્તી શક પહેલાની છે એ પરથી તે કાળમાં પણ કૃષ્ણ પૂજા પ્રચલિત હતી એમ દેખાય છે. ડૉ. ભાંડારકર માને છે કે યાદવ, વૃષ્ણી અથવા સાત્વત કુળમાંના વાસુદેવ નામના એકાદ ક્ષત્રિયે ગૌતમ બુદ્ધ મુજબ પોતાની વિચાર પદ્ધતિ સ્થાપન કરી હશે. પણ યાકોબી આ માન્યતા અમાન્ય કરે છે. કેમકે, મહાભારત આદિ ગ્રંથોમાં તેને ધર્મ સંસ્થાપક તરીકે નહિં પણ યોદ્ધા તરીકેજ વર્ણવ્યો છે. કદાચ એમ કહી શકાશે કે પ્રાચીન ઉપનિષત્કાળના રાજા પ્રમાણે કૃષ્ણ પણ તત્વજ્ઞાનની બાબતમાં પુષ્કળ રસલેતો હશે. ડૉ. ભાંડારકરે બીજો એવો પણ

એક ચરિત્રપ્રાય દર્શાવ્યો છે કે, 'વાસુદેવ સાત્વતોનો રાજા હોઈ તેના અવસાન પછી લોકોએ તેને દેવ માની લઈ તેનું પૂજન શરૂ કર્યું. આ પૂજન સાથેજ કેટલાક તત્વો પણ પ્રચારમાં મૂકાયા અને તે પછી સાત્વત ધર્મ પ્રસ્તર પામ્યો, જૅકોબી આ અભિપ્રાય સંભવિત ગણે છે. પરંતુ તેમાં કંઈક ફેરફાર કરવાની જરૂર જુએ છે. વાસુદેવ તથા કૃષ્ણ એ બન્ને ભિન્ન હોઇ આગળ ઉપર પાંચ રાત્ર અને ભાગવત એમણે તે બન્ને ને એક રૂપ બનાવી તેમની પૂજા શરૂકરી એમ મહાભારતમાંના નારાયણીય આખ્યાન પરથી સ્પષ્ટ થાય છે. તેપરથી એમ પણ જણાય છે કે, આ નવીન ધર્મ મૂળ સાત્વતોનો હોઇ તેઓ કૃષ્ણવંશી હતા. કૃષ્ણે પ્રતિપાદન કરેલા નૂતન ધર્મની કંઈક છાયા છાંદોગ્યોપનિષદમાં પડેલી દેખાય છે. છાંદોગ્યોપનિષદમાં જીવની કિંમત યજ્ઞ જેટલીજ માનવામાં આવેલી હોઈ તેમાં જીવની અમરતા સિદ્ધ કરી પરમાત્મા સાથે તેના તનું તાદાત્મ્ય બતાવ્યું છે. વળી આમાં યજ્ઞની મહત્તા ઉતારી પાડવાનો પ્રયાસ કર્યો છે. સાત્વત ધર્મમાં પણ આ મુદ્દાપરજ ભાર મૂકવામાં આવ્યો છે. (વિ. ૪ પ્ર. ૬ જુઓ) રાજારામ શાસ્ત્રી ભાગવત માને છે કે, શ્રી કૃષ્ણની અવતાર સ્થાપના એટલે ગોરક્ષણ ધર્મનો ઉદય. પોતાનો આ મત તેમણે વિવિધ સાન વિસ્તારદ્વારા સવિસ્તર રજુ કર્યો છે.

ઉપલી હકિકત ઉપરથી યાકોબીના અભિપ્રાય મુજબ શ્રી કૃષ્ણના અવતાર વિષે નીચેના અનુમાન તારવી શકાય છે. બ્રાહ્મણ કાળમાં એવી માન્યતા હતી કે, માનવીઓના દુઃખ નિવારણને અર્થે પ્રજાપતિ અવતાર ધારણ કરતા. એમ તેણે લખ્યું છે. તે પછી નારાયણ દેવ આગળ આવ્યો તથા દૈત્યોનો શત્રુ જે વિષ્ણુ તેની સાથે તેને એક રૂપ ગણવામાં આવ્યો. તથા વેદકાળને અંતે વાસુદેવ નામની દેવતા વિષ્ણુના અંશ તરીકે મનાતી હતી. યાદવ તથા સાત્વતોના કાળમાં આ દેવતાનો પુષ્કળ પ્રચાર હતો. તે પછી યાદવો તથા સાત્વોએ પોતાના દેવ કૃષ્ણ તથા વાસુદેવને એકરૂપ માન્યા. એ રીતે કૃષ્ણ વિષ્ણુ રૂપ મનાયો હોવો જોઈએ અર્થાત પાછળથી તે વિષેની કથાઓ રચાઇ. જેવી કે, દેવોએ રાક્ષસોથી પોતાનું રક્ષણ કરવા માટે નારાયણની પ્રાર્થના કરી ત્યારે નારાયણે પોતાની જટાના બેવાળ એક કાળો ને બીજો સફેત-પૃથ્વી પર નાંખ્યા તેમાંનો કાળો તે કૃષ્ણ અને સફેત તે બલદેવ થયાએ રીતે તે બન્નેનો અવતારોમાં ગણના થઈ ચૂકી.

પ્રાચીન કાળમાં અવતાર શબ્દને બદલે પ્રાદુર્ભાવ એ શબ્દ પ્રચારમાં હતો. પ્રાદુર્ભાવનો અર્થ ઇશ્વર હોઈ તે મનગમતા રૂપ ધારણ કરતો અને ઉપરાંત તેને સ્વતંત્ર અસ્તિત્વ પણ હતુંજ. અવતાર એ શબ્દ પાછળથી પ્રચારમાં આવ્યો છે. તેમ અંશાવતાર, એવા પણ ભેદ પાડવામાં આવ્યા. છતાં કૃષ્ણને માત્ર પૂર્ણાવતાર માનતા.

હવે વિષ્ણુનારાયણ ઉપરાંત બીજા દેવોના અવતાર વિષે કંઇક જણાવવું જોઇએ. શિવની વિવિધ સ્વરૂપમાં પૂજા થાય છે. પાર્વતી પણ અનેક રૂપે પૂજાય છે. પરંતુ આ રૂપ તેના અવતાર માની શકાતા નથી. બીજા દેવોના અવતાર અથવા અંશાવતાર પ્રાચીન ગ્રંથોમાં જોવા મળે છે. હિંદના પ્રાચીન ઇતિહાસમાની કથામાં વર્ણવેલી વિભૂતિ દેવોથી ઉત્પન્ન થએલી હતી એમ માનવામાં આવતું. રામાયણમાં હનુમાનને વાયુપુત્ર, વાલીને ઇંદ્રપુત્ર, સુગ્રીવને સૂર્ય પુત્ર, તેમ મહાભારતમાં ભીમને વાયુપુત્ર, અર્જુનને ઇંદ્ર પુત્ર યુધિષ્ઠિરને ધર્મપુત્ર તથા નકુળ સહદેવને અશ્વિની પુત્ર તરીકે વર્ણવ્યા છે. બ્રમ્હાએ દેવોને અપ્સરા સાથે ક્રીડા કરી વાનર પેદા કરવાની આજ્ઞા કરી એવો રામાયણમાં ઉલ્લેખ છે. તેમ મહાભારતમાંના સઘળા વીરો દેવ અથવા દૈત્યના અંશાવતાર માનવામાં આવ્યા છે. અહિં પુનર્જન્મનું તત્વ પ્રચ્છન્ન રીતે પ્રતિબિંબિત થયું છે. રાક્ષસોને માટે પણ આ તત્વ લાગુ પાડવામાં આવ્યું છે. રાવણને હિરણ્યકશિપુના પૂનર્જન્મ તરીકે માનવામાં આવ્યો છે. તેમ શિશુપાલને રૂપે તે ફરી અવતર્યો હતો. અર્જુન ઇંદ્રનો પુત્ર હોઈ નરાવતાર હતો એવી માન્યતા છે.

અવતાર તત્વો લોકોને સંપૂર્ણ રીતે પરિચિત હોવાથી અનેકવાર તેનો ઉપયોગ કરવામાં આવ્યો છે. એકાદ સાધુ જો તેની હયાતીમાં ઠીક પ્રતિષ્ઠા મેળવી શકયો હોય તો તેને એકાદ દેવ કે ઋષિના અવતાર તરીકે સ્વીકારવામાં આવતો. સંસ્કૃત તથા પ્રાકૃત કથાઓમાં તો આ સ્થિતિ વારંવાર નજરે પડે છે. કથાના નાયક કે નાયિકા યક્ષ, અથવા અપ્સરાઓના અવતાર માનવામાં આવેલા હોઈ અમુક કારણસર તેમને શાપ મળેલો હોય છે તથા તે મુદતવિતી જતાં તેઓ પોતાનું મૂળ સ્વરૂપ પ્રાપ્ત કરી શકે છે. એમ હંમેશ દેખાય છે. એટલુંજ નહિં પણ સુંદર પુરૂષોને મદનના તથા સુંદર સ્ત્રીઓને રતીના અવતારરૂપ માન્યા છે. તે પરથી અવતારની માન્યતા હિંદુઓમાં કેવી અસ્થિ રૂધિરમાં ભરાયલી છે તે જણાય છે.

બૌદ્ધ:—બૌદ્ધ લોકોમાં અને ખાસ કરીને મહાયાન પંથમાં અવતારની કલ્પના પરિણુત અવસ્થાએ પહોંચેલી જણાય છે. બુદ્ધ બોધિસત્વના અવતાર હતા અને જાતે બુદ્ધનું નિર્વાણ થયું છતાં તેનામાં પુનરાવતાર લેવાની શક્તિ છે એમ તેઓ માનતા. અશોકનો પુત્ર કુનાલ, તેને પણ બુદ્ધના અવતાર તરીકે માનવામાં આવેછે (ક્ષેમેંદ્ર-અવદાન કલ્પકતા દિવ્યાવદાનનુ) વળી આમાં એવી પણ આગાહી કરી છે કે બુદ્ધ આગળ મૈત્રેયનેરૂપે અવતરશે. બૌધિસત્વના અવતારની વિસ્તારપૂર્વક કથા આપવા અત્રે અવકાશ નહિં હોવાથી તેમાંના મહત્વના ભાગ અત્રે ટાંકી જઇશું.

અભિધર્મ નામના સંસ્કૃત અભિપ્રાય પરથી જણાય છે કે, બોધિસત્વનો અવતાર તથા અમાન્ય મનુષ્યોના જન્મ એ વચ્ચે તાત્વિક રીતે કોઈ જાતનો તફાવત નથી.

'સર્વે યોનિઓમાં ઉત્તમ યોનિ કઇ?' ઔપાદુક. કેમ કે, તે લોહી રેત આદિથી મુક્ત છે. જો તેમ છે તો બોધિસત્વે પોતાના છેલ્લા અવતાર માટે જરાયુયોનિજ કેમ પસંદ કરી હશે? આનો જવાબ એ છે કે, તે ચાહે તે યોનિમાં તે જન્મધારણ કરી શકતો. આ યોનિમાંજ જન્મધારણ કરવામાં તેને અનેક લાભ દેખાયા જેવાં કે:—પહેલો લાભ એ કે જરાયુયોનિમાં ઉત્પન્ન થવાથી શાકયકુળ ધર્મ સાથે જોડી શકાયું. બીજો એ કે ચક્રવર્તીના વંશના પુરૂષ તરીકે લોકોમાં તેની ખૂબ પ્રતિષ્ઠા જામી. ત્રીજો એ કે માનવી તરીકે પેદા થઇને મોક્ષ પ્રાપ્ત કરવાથી સામાન્ય જનતામાં પણ તે જાતની શ્રદ્ધા અને આકાંક્ષા ઉદ્ભવી. જો કુલશીલ ન હોત તો તે એક જાદુગાર કે ભૂત તરીકે મનાત એ શિવાય બીજી રીતે પણ દલીલ આપી શકાય તેમ છે.

પાર્થિવ શરીરવિનાનો પ્રાણી મરી જતાં તેનું કોઈ પણ જાતનું તત્વ બાકી રહેતું નથી. પરંતુ હજારો લોકો મોક્ષ મેળવી શકે તે માટે બોધિસત્વને નિર્વાણ પછી પણ પોતાનાં કંઇક અવશેષ પાછળ રાખી મુકવા હતા. અને તેથીજ તેણે જરાયુયોનિમાં જન્મ ધારણ કરવો પસંદ કર્યો. પરંતુ આ દલીલ સઘળી જાતના બુદ્ધના અનુયાયીઓ માન્ય કરતા નથી. કેમ કે, બુદ્ધ અદ્ભુત શક્તિવાન હોવાથી તે અંતે ગમે તે અવશેષ ઉત્પન્ન કરી શક્ત એવી તેમના માન્યતા છે.

તિબેટ:—તિબેટમાં અવતારની ભાવના અતિશય વિકાસ પામી છે. બૌદ્ધ સમ્પ્રદાય પ્રમાણે 'મનુષ્યને તેના કર્મ પ્રમાણે ફળ મળે છે' એજ કેવળ નીતિ તત્વનો બોધ કરવામાં તે કલ્પના વિરમતી નથી. પણ આગળ વધીને મહાલામના દેહમાં દેવતાઓ નિરંતર નિવાસ કરે છે એમ સિદ્ધ કરવાના પ્રયાસ તેણે કર્યા છે.

પરંતુ લામાપદની શ્રેષ્ઠતા વધારવામાં અવતારની માન્યતાને ઉપયોગવાની યુક્તિ પ્રથમ ગેલુગપ્પા નામના પીતશિરોભૂષણ પંથના પ્રણેતા વસોનખપના ઉત્તરાધિકારી ગેડનડપ નામના પહેલા દમાઈ લામાએ શોધી કાઢી હતી. બહારથી બૌદ્ધ સિદ્ધાંતોનો આશ્રય કરી પોતાના પ્રતિસ્પર્ધીઓને તોડી પાડવા માટે તથા પોતાનો પંથ અબાધિત રાખવા માટેજ તેણે આ યુક્તિ કરી હતી. આમાં અવિછિન્ન પરંપરાથી ભિન્નભિન્ન રૂપોમાં એકજ વ્યક્તિની ત્રિકાળા બાધિતતા કાયમ રાખવામાં આવી છે. અર્થાત્ બુદ્ધ ધર્મમાંના પુનર્જન્મના સિદ્ધાંતથી આ સિદ્ધાંત ભિન્ન છે. આ સિદ્ધાંતનો અભિપ્રાય એ છે કે મૃતલામા હમેંશ તેજ દેશમાં અને ખાસ કરીને મઠની આજુ બાજુ બાળકને રૂપે જન્મધારણ કરે છે. આ બાળકને દૈવી ઉપાયોથી શોધી કાઢી તેને આચાર્યની ગાદીએ બેસાડવાનો નિયમ છે.

શરૂઆતમાં આ નિયમ લ્હાસાના દલાઈલામાઓને માટે પાળવામાં આવ્યો હતો પણ સન ૧૬૬૨ ના અરસામાં ત્યારના દલાઇ લામાએ નવેસર સ્થાપન થએલા મહાલામાના મઠમાં આ નિયમ ચાલુ કર્યો અને અત્યારે તો તે તિબેટ, ચિન મંગોલીઆ ઇત્યાદિ દેશોમાંના સઘળાય વિહારોમાં ચાલુ છે. પણ આથી અનેક જાતનાં કાવતરા કરી શકાય છે. તિબેટ પર સત્તા ધરાવતી ચિની સરકાર દલાઇલામના 'નવા અવતાર' તથા રાજા એમની સાથે પુરી લાગવગ ધરાવાના પ્રયાસ કરે છે. સન ૧૭૯૩માં ચિનની સરકારે ત્યાંના રાજા તથા લામાની ચુંટણી કરવા 'અસ્થિપાત્ર પ્રસાદ' નામની પદ્ધતિ ચાલુ કરી. આ અધિકાર માટે બહાર પડનારા ઉમેદવારોનાં નામની ચીઠ્ઠીઓ એક સોનાના અસ્થિપાત્રમાં નાંખી પુષ્કળ મંત્ર ભણી તથા પ્રાર્થના કરી તેમાંથી એક ચીઠ્ઠી ઉપાડવી અને તેમાં જેનું નામ હોય તેની નીમણુંક કરવી. આવી જાતની ચુંટણી કરવાનો હુકમ લ્હાસના મહાદેવાલયના દરવાજા આગળ ચિની સમ્રાટનું જે આજ્ઞા પત્ર ૧૮૦૮ ની સાલમાં પત્થરપર કોતરી રાખ્યું છે તેમાં મળી આવે છે.

"લ્હાસનો દલાઈલામા અવલોકિતેશ્વરનો અંશાવતાર હોઈ 'ઓમ્ મણિ' એજ તેમના મંત્રનો વિષય છે" એવી માન્યતા લોગ્રાંગ ગૅમ્ત્સ્યો (૧૬૧૫-

૧૬૮૨) નામના લ્હાસના પહેલા ભિક્ષુએ પ્રથમ ફેલાવી પોતાને તે રાજા તેમ પરમેશ્વરના અવતાર તરીકે ઓળખાવતો એ વિષેનો પુરાવો ૧૭ મી સદીમાં થઈ ગએલા ગૂબર નામના જેસુઈટ પાદરીના કાગળમાં મળી આવે છે. આ પત્રમાં દલાઈલામાને "જે તેને પૂજતા નથી તેમને ઠાર કરવાનો બાપ અથવા સેતાન" એ શબ્દોથી ઓળખાવ્યો છે.

ચિનઃ—ચિનનો પહેલો રાજા શાંગતિ સદાચાર અને સદ્‌ગુણનો આદર્શ મનાય છે. પરંતુ તેને દેવત્વ આરોપણ કરેલું જણાતું નથી. એ ઉપરથી આપણા જેવી અવતારની ભાવના ચિનીઓમાં પ્રચલિત થએલી લાગતી નથી.

ઝરથુસ્ત્ર—આ ધર્મમાં અવતારની ભાવના હોય એમ લાગતું નથી. ઝરથુસ્ત્રને અહુરમઝદનો અવતાર માનવો વ્યાજબી નથી, એવી મઝદ પંથીઓ દલીલ કરે છે (આર. ઇ. દસ્તુર-એટુ ઝરથોસ્ટ્રી ગાઇડ મું. ૧૯૧૩ પા. ૧૮૨) છતાં રાજા પવિત્ર હોઇ તેનામાં દૈવી શક્તિઓ વસે છે એવી તેમની માન્યતા છે. વરેનાહ એ એક અદ્‌ભુત તેજ હોઈ તે મૃતાત્મા તથા દેવોને પૂજનીય કરે છે, સૂર્ય, ચંદ્ર તારા વગેરેમાં સમર્થતા પૂરે છે, અને આર્યોને શક્તિ તથા ધન બક્ષે છે. કવિવંશના રાજાઓમાં આ તેજ વસતું હતું. ઝરથુસ્ત્રમાં આ તેજ પુષ્કળ હતું તેમ અર્દશીર અને સસ્સન વંશના રાજાઓમાં પણ તે અંશ રૂપે રહેતું, એવી પણ તેમની માન્યતા છે.

ઈજીપ્શિયનઃ—દેવતાઓ મૂર્તિ કે પ્રાણીઓમાં વસતી એવી ઇજીપ્તમાં પણ સમજણ હતી. તેમ એકજ દેવતા એકજ વખતે અનેક પ્રાણીઓમાં વસી શકે છે એમ પણ તેઓ માનતા. ઘણા પ્રાણીઓની પૂજા ઇજીપ્તમાં પ્રચલિત હતી.

રાજામાં ઈશ્વરી અંશ હોવા વિષે તેમની માન્યતા આવી છે. રાજા ઈશ્વરના અંશ તરીકે અથવા ઇશ્વર તરીકે મનાય છે. તે કોઇ દેવતાનો અવતાર હોતો નથી. પણ માનવ માતાથીજ થએલો હોય છે. છતાં તે દેવો સાથે સમાન દરજ્જા પૂર્વક વ્યવહાર રાખે છે. મરણ કાળે તેના ગુણ લુપ્ત થઇ જાય છે. પ્રાચીન કાળમાં એવી માન્યતા હતી કે રાજા તેનાથી ઘરડા દેવોનું ભક્ષણ કરી તેમના ગુણ મેળવતો એ રીતે તે ઇશ્વર બનતો. પરંતુ તે પછીના કાળમાં આ ઉલ્લેખ થએલો જોવામાં આવતો નથી.

પરમેશ્વરે ફેરોને પેદા કર્યો તેથી તેને ઇશ્વરત્વ પ્રાપ્ત થયું. જ્યારે એકાદ દેવને પૃથ્વીપર મોકલવાનો દેવો વિચાર કરતા ત્યારે રા અથવા એમોન રા રાજકર્તા રાજાનું રૂપ ધારણ કરી તેની રાણી સાથે સુતો, પોતાનું ખરૂં રૂપ તેને બતાવતો, પોતાનું પ્રેમ તેના હૃદયમાં રેડતો, એ રીતે તે નવો રાજપુત્ર પેદા કરી તેનું નામ પણ નકકી કરી રાખતો. આમ તે રાણીમાં દૈવી તેજ રેડાયા પછી ખ્નૂમીસ નામના દેવને નવા બાળકના ભિન્ન ભિન્ન અવયવો બનાવવાનું ફર્માન થતું. તેણે તે બાળક તથા 'કા' ના અવયવ ઘડયાબાદ તેમાં બીજી એક દેવતા ચેતન રેડતી. અંતે દેવો સમક્ષ તથા તેમની સહાયથી તે બાળક જન્મ પામતું.

દેવો રાજા અથવા ફેરોનું માત્ર ઈશ્વિરત્વજ ઉત્પન્ન કરતા આનું કારણ એ હતું કે, ઇજીપ્શિયનો નામત મુજબ રાજા દૈવી શકિત પુરતોજ ઇશ્વરનો અવતાર હતો. આ કલ્પનાઓ રા તથા ઇસીસ સંબંધની કથાઓમાં જડી આવે છે. સૂર્યની થુંક માટીમાં ભેળી તેનાથી ઇસિસ સાપ બનાવતો. 'સેટ' પર હુકમત મેળવવા અને સેટના બીજનો અંશ મેળવવા ઇસિસ પ્રયાસ કરતો, આવી જાતની તેને વિષે ઘણી કથાઓ છે.

નવીન ઇશ્વરી બાળક નિર્માણ કરવા માટે રાજકર્તા રાજાનુંજ રૂપ ધારણ કરવાનું કારણ એ જણાય છે કે, અન્ય પ્રસંગોમાં રાજા સાથે ઈશ્વરને સંબંધમાં ઉતરવું પડતું ત્યારે તે તેના જેવુંજ રૂપ ધારણ કરતો. પણ આપરથી એ સ્પષ્ટ થાય છે કે ઇશ્વરે રાજાના દેહમાં સંચાર કર્યો નથી. દેવતાઓ રાજાનું રૂપ ધારણ કરતા ત્યારે તેને એક અમુક નામે ઓળખતા. અને આ સંબોધન રાજાને પણ લાગુ પાડવામાં આવતું. એકાદ ધનાઢય માણસે જો એકાદ મંદિર બાંધ્યું તો તેને પણ રાજા પ્રમાણેજ દેવાંશ માનતા. દાખલા તરીકે, બીજા રેમેસીસની કારકીર્દિમાં તેના મહુની પૂજા કરતા નહિં પણ મેજાના મહુની પૂજા કરવામાં આવતી.

ખરા સાથે ખોટા અવતાર પણ અહિં મહત્તા પામતો. તાંત્રિક પોતાને દેવતાંશ મનાવતા તથા તેમના વિરોધીઓને મહાન શકિત ઉત્પન્ન કરી નાશ કરવાની ધમકી આપતા. જો કે પોતે દેવાંશ છે. એમ તેઓ મનમાંથી તો કદી પણ માનતાજ નહિં છતાં લોકોપર છાપ બેસાડવા તે આ બ્હાનું કાઢતા. કોઈ વારતો તેઓ અમુક દેવનું પોતાના શરીર પર ચિત્ર પણ કઢાવતો. આને લીધેજ શોક કરનારી સ્ત્રીઓના દેહ ઉપર નેફથીસ અને ઇસિસના નામો કોતરવામાં આવતાં. આવી સ્ત્રીઓ શોકગીત ગાઈ મૃતાત્માઓને પુનર્જન્મ ધારણ કરવાની ફરજ પાડતી. પ્રાચીન કાળમાં પોતે દેવ છીએ એવી લોકો

માં છાપ બેસાડવાને માટે તેઓ દેવો જેવાંજ વેશ ધારણ કરતી કે કેમ તે વિષે ચોકસ વિધાન કરી શકાતું નથી. પરંતુ જ્યારે ગ્રીક સંસ્કૃતિનું વર્ચસ્વ હતું ત્યારે ઇસિસ વિષે જે કંઇ લખાયું છે તે પરથી આ ચાલ હોવો જોઇએ એમ માની શકાય છે.

મૃતાત્માઓ તથા દેવો અન્ય દેવોનાં રૂપ પણ ધારણ કરી શકતા. દાખલા તરીકે, ઇસિસે પવિત્ર ગાયનું અને હોરસે અપિસના બળદનું રૂપ ધારણ કરી ઑપિસ શહેરમાં પ્રવેશ કર્યો હતો. આનો અર્થ આ પવિત્ર ગાય તથા બળદમાં દેવો અવતર્યા હતા એવો નથી. પણ તેમણે તેવા આકાર ધારણ કર્યા હતા એવો આનો અર્થ છે. બટઉએ બળદનો વેષ ધારણ કર્યો હતો તેનો અર્થ પણ આવોજ છે. આ કથાઓ પરથી એમ જણાય છે કે, દૈવી પ્રાણી ગમે તેટલા અવતાર ધારણ કરી શકતા. બટઉએ બળદનું રૂપ ધારણ કર્યું હતું. પણ આ બળદ માર્યો જતાં તેના લ્હોઈ માંથી બે ઝાડ પેદા થયાં. તેમાંથી ફરી તેને એક સ્ત્રીનું રૂપ ધારણ કર્યું. તે પછી તે સ્ત્રીએ ગર્ભ ધારણ કર્યો અને તેથી જે પુત્ર થયો તે બટઉનો છેલ્લો અવતાર હતો.

ઘણી ખરી બાબતોમાં જે દેવતાનો અવતાર થવાનો હોય તે દેવતાની શક્તિનો એક અંશમાત્ર પણ નવીન અવતારમાં દાખલ થાયતો તે અવતારમાટે પુરતો ગણાતો. ઈજીપ્શિયનોમાં દરેક જાતના અવતારને મૂર્તસ્વરૂપ આપવાની હોંસ દેખાઇ આવે છે. મૃતાત્મા તથા દેવોને પોતાનું શુરાતન અને પ્રભાવ જગત સમક્ષ રજુ કરવામાટે મૂર્તસ્વરૂપની અગત્યતા રહેતી.

સેમિટિક:— સેમિટિક લોકોમાં પણ અવતારની માન્યતા જોવામાં આવે છે. જુના કરારમાંના કેટલાક ઉતારા પરથી દેખાઈ આવે છે કે, ઈશ્વર મનુષ્યનું રૂપ ધારણ કરી ગમે ત્યારે તેનો ત્યાગ પણ કરતો. અબ્રાહમના તંબુમાં ગએલો માણસ, ગીડીઓનની નજરે પડેલો માણસ, મેનોહાની પત્નીને તથા યશયાને દેખાયલો માણસ, એ સર્વે ઈશ્વરના (ર્હેહના) રૂપ હતાં

ઈશ્વર મનુષ્ય દેહમાં પ્રવેશ કરે છે એ માન્યતામાંથી બે ભાવનાઓ ઉદ્ભવપામી. તે એક ઈશ્વરથી મનુષ્યની ઉત્પત્તિ તથા કેટલાક મનુષ્યોને પ્રાપ્ત થતું દેવરૂપ. આમાંની પહેલી ભાવના અધિક પુરાતન છે. 'ઉત્પત્તિ' વિષે એમ જણાવવામાં આવ્યું છે કે, મનુષ્યથી અદૃષ્ય એવો એક શ્વાસ ઈશ્વરે મનુષ્યના નસકોરામાં મુકયો અને તેથી મનુષ્ય જીવંત થયો.

બેબિલોનિયામાં ચાલતી એક કથા પરથી એમ પણ જણાય છે કે, તેણે શ્રેત્રમાં પોતાનું લોહી મેળવી મનુષ્યને ઉત્પન્ન કર્યો હતો. 'ઉત્પત્તિ' માં જણાવવામાં આવ્યું છે કે, દેવકોટિની વ્યકિતની માનવી સ્ત્રીઓસાથે પરણવાથી જે સંતતિ થતી તે વીરશાળી હતી. તથા તેને વિભૂતિ તરીકે ગણવામાં આવતી. એ ઉપરથી મહાન પુરૂષોમાં દૈવી અંશ હોવાનો સિદ્ધાંત અહિં સ્વીકારમાં આવેલો જણાય છે. બેબિલોનિયાનો અત્યંત જ્ઞાની ઍડપાનામનો પુરૂષ ઈઆ નામના દેવનો પુત્ર હતો.

મહાન વ્યકિતઓ ઈશ્વરથીજ નિર્માણ થએલી હોય છે એ માન્યતા પ્રાચીન સેમિટિક જગતમાં અતિ પ્રચલિત હતી. ખ્રિસ્તી શકના આરંભથી તે ઓછી પડવા લાગી. ફીલોજ્યુડિયસ જણાવે છે કે, મૉઝેસના ગર્ભમાં ઝિપોરા કંઇક અમાનુષરીતે ઉત્પન્ન થઈ. ઈઝાક દેવનિર્મિત હતો. સૅમ્યુએલ દૈવીબીજથી પેદા થયો હતો. તામરની ઉપત્તિ પણ આવીજ છે. માનવી બાપને તદ્દનજ ધુતકારવો એવી ફિલોની માન્યતા હોય એમ લાગતું નથી. પરંતુ માનવ પતિના દેહમાંથી તેની સ્ત્રીને દૈવી બીજ મળી જાય છે. એવી તેની માન્યતા હતી એમ જણાય છે.

સમગ્ર મનુષ્યજાતી ઈશ નિર્મિત છે એ માન્યતા પણ ઉપલી માન્યતા જેટલીજ પ્રાચીન છે. દાખલા તરીકે, મેઓબાઇટસને ખેમોશની સંતતિ તરીકે માનવામાં આવ્યા છે. મૂર્તિપૂજક સેમિટિક લોકને જમિયા ઈશ્વરની પ્રજા તરીકે ઓળખાવે છે. વકજીયા જણાવે છે કે, ટાયરિયન લોકો બેલહેર્ક્યુલસથી પેદા થયા હતા. અરબિયન લોકો પણ એમજ માનતા હતા. પણ સમગ્ર માનવજાતિ ઈશ્વરથી પેદા થઈ છે એમ માનવાની કલ્પના અવતાર કલ્પનાથી ભિન્ન છે.

પરંતુ રાજાને ઈશ્વર માનવાની કલ્પના અવતારની માન્યતાસાથે અતિશય સામ્ય ધરાવે છે. છતાં બાબિલોનિયામાં તે સાર્વત્રિક નહતી. ઘણા બેબિલોનિયન રાજાઓ પોતાને દેવથી ભિન્ન માનતા. શરગનિશરીને દેવની પદવી આપવામાં આવી હતી. તેમ નરમસિન પોતાના દેવત્વની નિશાન તરીકે પોતાનાં શિગડાવાળા ચિત્ર કઢાવી લેતો. નરમસિનને 'અક્કડનો દેવ' જણાવ્યો છે. પોતાને દેવ ગણાવવામાં તેનોશો હેતુ હશે તે જણાતું નથી. નિપ્પુરનું મંદિર કબજામાં હોવાથી તે પોતાને દેવ ગણાવતો એમ કેટલાક માનેછે. પરંતુ આ મંદિર કબજામાં હોવા છતાં એવા પણ કેટલાક રાજા થઈ ગયા છે કે,

તેમણે પોતાને દેવ તરીકે કદી પણ મનાવ્યા નથી. કેટલાક વળી એમ માને છે કે, આ રાજાએ આખું જગત પાદાક્રાંત કર્યું તેથી દેવ ગણાયો જ્યારે કેટલાક માને છે કે, ઈજીપ્તના વિચારની છાપ પડવાથી આમ બન્યું હશે. તે પછીની બે ત્રણ સદીઓ વહી ગયા પછી અગડેના રાજાનું ડંગી બરસિંહ અને ગિમિલસિન નામના ઉરવંશના રાજાઓએ અનુકરણ કર્યું હતું. આ વંશનો મૂળ પુરૂષ ઉરએડંગર દેવ મનાતો ન હતો. પણ ડંગીએ ઉરપ્રાંતનો પુષ્કળ વિસ્તાર કર્યા પછી તેણે 'દેવ' એ સંજ્ઞા ધારણ કરી આમ કરતાં તેણે એક મીજલસ કરી હતી. વળી પંચાગોમાં પોતાના નામનો અક માસ દાખલ કર્યો. ઉર રાજાની કારકીર્દીમા ગુડિયા અને ઉરમલને હાવ (બલીદાન) આપવામાં આવતા. અને તેમના મરણ પછી તેઓ દેવ રૂપ મનાયા. એ ઉપરાંત બાબિલોનના રાજાઓના દેવત્વ વિષે વધુ સ્પષ્ટ ખુલાસો મળતો નથી. ઇસિનવંશનો ઇમ્બિડગન રાજા પોતાને દેવ તરીકે મનાવતો હોવાથી ઇરેચના ઇસ્ટર દેવતાઓમાં તે પ્રિય થઈ પડયો રાજાઓનું દેવપણું શાથી ઉગી નિકળ્યું હશે કોણ જાણે; પણ તેમને મનુષ્ય રૂપમાં દેવ માનવા એટલે તેમને અવતાર માનવા સમાન છે. વળી બેબિલોનિયન વિચારોથી આ તત્વ વિસંગત હોવાને લીધે તેની મહત્તા વધી પડે છે.

ગ્રીક :—ગ્રીકોમાં અવતાર વિષેની ભાવના આર્યોથી ભિન્ન છે. તેમની પુરાણ કથાઓમાં દેવ મનુષ્ય રૂપે પૃથ્વીપર જન્મ્યા હોય એવા દાખલા કયાંક મળતા નથી. પરંતુ અમુક કારણ પુરતાંજ માનવ કે અન્ય જાતિઓમાં રૂપ લઈ પ્રજોત્પત્તિ કરનારા અવતારોની અનેક કથાઓ મળી આવે છે.

ખ્રિસ્તી :—ખ્રિસ્તી શકની પહેલી બે સદીઓ વિતી ગઈ ત્યાં સુધી આ પ્રશ્નનું તાત્વિક વિવેચન કોઈએ પણ કર્યું હોય એમ લાગતું નથી. અને તે પછી જે વિવેચન થયું તે પર ખ્રિસ્તી ધર્મ પૂર્વેના ધર્મની અસર પડેલી જણાઈ આવે છે. ઇશ્વર જડદેહ ધારી બને છે, તેને જન્મ, મૃત્યુ, ફાંસી વગેરે બધુંય વેઠવું પડે છે. એ વાત જુના જ્યુ ધર્મે સ્વીકારી ન હતી. ઈશ્વર તથા ક્રાઇસ્ટ વચ્ચે શું સંબંધ છે, તેને દેવનો અવતાર માનવો કે નહિં, એ અતિવાદ ગ્રસ્ત સવાલ થઇ પડયો હતો. કોઈ તેને ઇશ્વરનો અવતાર માનતા કોઈ મનુષ્ય માનતા, જયારે સામાન્ય જન સમાજ આ તાત્વિક ચૂંથણામાં જરાય ધ્યાન આપતો નહિં. આગળ પર ક્રાઇસ્ટ ઇશ્વરનો પુત્ર હોઇ જાતનો સત્તાધીશ હોવાના વિચાર ફેલાયા. સૂર્ય તેજસ્વી છે, પણ તેનો ઉત્પાદક ઈશ્વર અત્યંત તેજસ્વી હોવો જોઇએ, આ તેજ જે આકારમાં સંકલનપામી પૃથ્વીપર પ્રાદુર્ભૂત થાય છે તેનેજ ઈશ્વરનો અવતાર ગણી શકાય એવી જાતની અવતારની માન્યતા તે પછી ઘડાઈ. છતાં ક્રાઇસ્ટ મનુષ્ય છે અને દેવનો અવતાર છે એ બે પરસ્પર ભિન્ન વિચારોનો મેળ કેમ કરવો તેપર તે પછીની કેટલીય સદીઓ સુધી વિચારો અને ચર્ચાઓ ચાલુ રહી. આમાં ન પડતાં તેના સારા વિચારો તથા ઉપદેશોનો પ્રચાર જારી રાખવાનો એમ કહેનારા પુષ્કળ લોક હતા. એટલુંજ નહિં પણ આવા સવાલો ઉપસ્થિત કરવા એ ક્રાઇસ્ટ ધર્મનું અપમાન કરવા સમાન છે એમ માનનારા પણ કેટલાક લોકો હયાત છે. આ સવાલ વિષેના અર્વાચીન વિચારો ટેકાર્ડે નામના તત્વવેત્તાએ પ્રથમ શરૂ કર્યા. તે પછીની શાસ્ત્રીય શોધખોળથી તો આત્મા અને ઇશ્વરના અસ્તિત્વ વિષેનીજ શંકા ઉપસ્થિત કરનારા સંદેહવાદી, અજ્ઞેયવાદી વગેરે પંથ ઉપસ્થિત થવાથી અવતારનો મૂળ સવાલ વધુ વિકટ થઈ પડયો છે.

મુસલમાની :— મુસલમાનોમાં અવતારની કલ્પના કેવીરીતે ફેલાઇ તે વિષેનો ઇતિહાસ ઘણોજ મનોરંજક છે. આ માન્યતા ઇસ્લામ ધર્મના પર્શિયન વિભાગમાં એટલે શિયા પંથમાં જણાય છે. આ માન્યતા ના પ્રકારો વિષે પુષ્કળ મતભેદ રહેલા છે. પરંતુ તેની જે સામાન્ય રૂપરેખા સ્પષ્ટ છે તે આ પ્રમાણે છે. મહંમદના મનમાં જેને તેના પછી ખલિફાની જગાએ નીમવાનો ઈરાદો હતો, તે અલીને મદીનાના અગ્રેસરોએ પદચ્યુત કર્યો. ફરી અબુબકર ઉમર અને ઉસ્માન એ ત્રણજણાને ખલિફા તરીકે નીમ્યા. આગળ ઉપર ૬૬૦ ની સાલમાં અલી મરાયો હતો, ઈત્યાદિ કથાઓ પરથી અવતારની કલ્પના ઉદ્ભવી હતી. અલીનો જેષ્ટ પુત્ર અલ હસન સન ૬૬૯ માં ઝેર પેટમાં જવાથી મરણ પામ્યો તથા અલ હુસેન નામનો તેનો ન્હાનો ભાઈ ૬૮૦ માં કરબેલની લઢાઇમાં મરણ પામ્યો. આનું પરિણામ એ આવ્યું કે, અલીના ઇરાની અનુયાયીઓ તેને તથા તેના ફરજંદને દેવોના અવતાર માનવા લાગ્યા. શિયા પંથીઓ તો પરમેશ્વરજ અલીનું રૂપ ધારણ કરી ઉતરી આવ્યો એમ માને છે. તેમ નુષેરી નામનો એક મુખ્ય પંથ અલીને ત્રિમૂર્તિમાંના એક મૂર્તિ માને છે.

શિયા પંથીઓનો સર્વ સામાન્ય અભિપ્રાય એવો છે કે, અલી તથા તેના બે પુત્રો ઈમામ એટલે ઈશ્વર નિયુક્ત અગ્રેસરો છે. તેમના પછીના ઇમામો

પણ તેવાજ હતા. કેટલાક તેમને દૈવી ચમતકારના નુકત (બિંદુ) માનતા. કેટલાક શીયા પંથીઓ સાત ઈમામ માને છે જ્યારે બીજા કેટલાક બાર ઇમામો જણાવે છે. છેલ્લો ઇમામ મર્યો નથી પણ પોતાનો પુર્ણાવતાર પ્રકટ કરવા યોગ્ય તકની રાહ જોતો ગુપ્ત જગાએ વાસ કરે છે એ વિષે ઉપલા બન્ને પક્ષોમાં એક મત છે. વળી શિયા લોકોના જુદા જુદા પંથો જુદા જુદા અવતાર માનતા જણાય છે.

સાત ઇમામ માનનારાઓમાં 'ઍસૅસિન' નામનો એક પંથ ઉપસ્થિત થયો તથા 'ધર્મ યુદ્ધ' કાળમાં તેની એક શાખા સિરિયામાં સ્થાપન થઈ. ઘણા કાળ સુધી લોકોને ભયભીત કરનારો રાશીદ અદ દિન સિનાન એ કેવળ ઈમામજ નહિં પણ દેવાવતાર મનાતો. ઇસ્માઇલ પંથીઓમાંના ઘણાએએ તેનો અવતાર તરીકે સ્વીકાર કર્યો. પરંતુ તે લંગડો હોવાથી કેટલાકોએ તેને અવતાર તરીકે સ્વીકારવાની ના પાડી. બાર ઇમામોમાં માનનારાઓમાં આથી આગલી સદીમાં બાબીસ અને બહાઈ એવા બે પંથ નિર્માણ થયા. તા૦ ૨૩ મે ૧૮૪૪ ને દિને શિરાઝના વ્હેપારી મિરઝાઅલી મહંમદે પોતાને બાબ એટલે ગુપ્ત રહેલા ઈમામના દુત તરીકે જાહેર કર્યો. તે પછીના થોડાજ દિવસોમાં તો તેણે આગળ વધીને દેવના આવતાર તરીકે પોતે જાહેર થયો. આમાં જોકે પુષ્કળ અનુયાયીઓ જોડાયા હતા. તો પણ ઘણાઓને તે માટે દેહદંડ પણ ભોગવવો પડયો હતો. મિરઝાઅલીના અનુયાયીઓમાંનો બહાઉલ્લાહ, બાબે વર્તારો કર્યા પ્રમાણે પોતાને ઇશ્વરના અવતાર તરીકે મનાવવા લાગ્યો. બાબે જૉનબેપ્ટિસ્ટા જેવોજ હોય છે એમ તેણે ૧૮૬૬-૬૭ માં જાહેર કર્યું હતું. આથી બે પક્ષ પડયા. જેમાંના બાહાઈ નામના પંથે બહાઉલ્લાહને પરમેશ્વરના અવતાર તરીકે સ્વીકારી લીધો હતો.

શિયા તત્વની બીજી એક રમુજી અસર એ થઇ કે, ઇજીપ્તમાં સન ૯૬૭ માં ફતિમિદ વંશ સ્થાપન થયો. આ વંશના ખલિફા હકીમની કારકીર્દીમાં (૯૯૬-૧૦૨૧) એક ઇસમાયલી પંથના દરઝી નામના માણસે ઇજીપ્તમાં આવી ઇસ્માયલી સિદ્ધાંતનો પ્રચાર શરૂ કર્યો. ઇજીપ્તના લોકોએ તો તેને ગણ કાર્યોજ નહિં. પરંતુ ફતિમિદ વંશે તેને આશરો આપ્યો. આથી ત્યાં સ્થિર થતા તેણે એવોમત ફેલાવવાનું શરૂ કર્યું કે, 'ઍડમનો આત્મા અલીના દેહમાં વાસ કરતો હતો. પાછળથી તે હવે ફતિમિદ વંશમાં ઉતરી આવ્યો આથી હકીમ અવતાર છે.' હકીમ એક વિચિત્ર વ્યકિત હતી. ખ્રિસ્તી તથા જ્યુ લોકોનો તેણે અત્યંત છળ કર્યો છે તેમ વૈવાહિક અનીતિ નષ્ટ કરવા તેણે જે ઉપાય યોજ્યા તે અતિશય વિલક્ષણ હતા. દરઝીના મત તેણે સ્વીકાર કર્યા ત્યારથી દરબારમાં પણ તે મતોની છાપ પડી. પણ હકીમ એકાએક ગુમ થયો ત્યારે દરઝી તથા તેના અનુયાયીઓને ત્યાંથી હાંકી કાઢવામાં આવ્યા. ત્યાંથી દરઝીએ લેબૅનન ખાતે જઇ ત્યાં નવીન પંથ સ્થાપન કર્યો. આ પંથનું નામ દરાશિયન અગર ડ્રુસેસ હતું. આ લોકો હકીમને અવતાર તરીકે માને છે. હકીમ જીવતો હતો ત્યારે દરાઝી તથા બીજો એક હમઝા નામનો ધર્મ ગુરૂ એ બે વચ્ચે મત ભેદ ઉત્પન્ન થયા. અને તે પછી હમઝાના સિદ્ધાંતજ લોકોને વધારે પસંદ પડયા, ડ્રુસેસ પંથનો ખરો સંસ્થાપક આ હમઝા હતો. હવે તો દરઝીને નાસ્તિક માનવા સુધી લોકોની મનાદેશા પલટી ગઈ. સૃષ્ટીના આરંભ કાળમાં પરમેશ્વરે પ્રથમ વિશ્વવ્યાપી મન ઉત્પન્ન કરી તેની પાસેથી સૃષ્ટિ પેદા કરાવી. બાદ ઇશ્વરેજ્યારે હકીમનું રૂપ ધારણ કર્યું ત્યારે પેલા વિશ્વવ્યાપી મને હમઝાને રૂપે અવતાર ધારણ કર્યો એમ ડ્રુસેસ પંથીઓ માને છે.

[સંદર્ભ વાડ્‌મય-ફ્રેઝર-લેકચર્સ ઑન ધિ અર્લિ હિસ્ટરી ઑફ ધિ કિંગશિપ, લંડન, ૧૯૦૫, કે. ટી. ડ્યૂસ-ડાયનયરિટ. એકસપિડિશન, લિપઝીગ ૧૯૧૨, નિકલસન-ટ્રૅન્ઝે. ઑફ ધિ થર્ડ ઇંટર. કૉંગ્રેસ, ફ્રૅઝર; ધિ હિસ્ટરી ઑફ રિલિજીયન્સ, ઑકસફર્ડ ૧૯૦૮, બાર્થ-રિલિજીયન્સ ઑફ ઇંડિયા, લંડન ૧૮૯૧.

હિંદ-ભગવદ્ગીતા, યોગસૂત્ર, હરિવંશપર્વ, ઋગ્વેદશત બ્રા. તૈ. સં. તૈ. આ. છાંદો ઉપ, રામાયણ મહાભારતાદિ પુરાણો, ભાંડારકર-રિપોર્ટ ઑન ધિ સર્ચ ફૉર સંસ્કૃત મૅન્યુસ્ક્રિપ્ટ્સ ૧૮૮૩-૮૪, મૂરઆરિ૦ સંસ્કૃત ટેકસટ્સ ૪-વિષ્ણુ પુરાણ.

બૌદ્ધ—ત્રિપિટક. વાસિલીફ-બુદ્ધિ સ્મસ. એ. રિ. એ. કોસ્મૉગૉની એ લેખ અભિ ધમ કોશ વ્યાખ્યા ફ્રેંચ ભાષાંતર લલિત વિસ્તર. ઓલ્ડનબર્ગ રિલિજીયન ધિવેદ. રીસડેવિડ્સ જે. આર. એ. એસ ૧૮૯૯ હૉપકિન્સ-ગ્રેટ એપિક; ન્યૂયૉર્ક ૧૯૦૨.

તિબેટ-પેકીંગ ગેઝેટ ૩૧ માર્ચ ૧૮૭૭ રૉકહિલ-તૌગપાઓ ૧. લંડન ૧૯૧૦. વાડલ-બુદ્ધિઝમ ઑફ તિબેટ.

તિબેટી-ઇંગ્લિશ ડિકસનરી.

ચિન-એસ. બી. ઇ. ૩. શી. કીંગ.

ઇજીપ્શિયન—બજ-ફેસિમિલિઝ ઑફ ઇજીપ્શિયન હિઅરેટિક પપાયરઈન બ્રિટિશ મ્યુઝિયમ, લંડન ૧૯૧૦.

બેન્સન્સ અને ગૈલેં—ધિ ટેંપલ ઑફ મુટઈન અશેર, બજ-બુક ઑફ ધિડેડ, ગૉડ્ઝ ઑફ ધિ ઇજીપ્શિયન્સ, વીડેમન-ધિ એન્શન્ટ ઇજીપ્શિયન ડૉક્ટ્રિન ઑફ ધિ ઇમ્મૉર્ટૅલિટી ઑફ ધિ સોલ.

સેમિટિક—સ્મિથ-રિલ. સેમા. બાર્ટન-સેમેટિક ઑરિજીન્સ, રૉબર્ટસન સ્મિથ લેકચર્સ ઍન્ડ એસેઝ, લંડન ૧૯૧૨, કિંગશિપ ઍન્ડ મૅરેજ. કિંગ-હિસ્ટરી ઑફ સુમેર ઍન્ડ અક્કડ.

મુસલમાની—વૉટ્ટી બેટ-રિલિજીયન ઇન ધિ ઇસ્ટ. બ્લિસ ધિ રિલિજીયન્સ ઑફ મૉડર્ન સિરિયા ઍન્ડ પેલેસ્ટાઇન એ. રિ. એ. ]

**અવંતિ**—પ્રાચીન ઉજ્જયિની અયોધ્યા-આદિ સાત મોક્ષદાયી સ્થળોમાં આનો સમાવેશ થાય છે. માળવામાંની આ નામાંકિત નગરી વિક્રમાદિત્યની રાજધાની હોઇ ભાસ્કરાચાર્યે તે કયા અક્ષાંશપર આવી છે તે વિષે લખ્યું છે. આપણા જ્યોતિઃ શાસ્ત્રી એમ જણાવે છે કે લંકાથી ઉત્તર ધ્રુવ સુધી ગએલી યામ્યોત્તર રેખા આ નગરી પર-થીજ ગઇ છે (ઉજ્જયની જુઓ). આનેજ તેઓ યામ્યોત્તર રેખા માને છે. હાલની ઉજ્જયનીની દક્ષિણમાં એક માઇલ છેટે પ્રાચીન અવંતિ આવ્યું હતું એમ જણાય છે. ત્યાં ખાદતાં જમીનામાં જુની ઇમારતોના અવશેષો વગેરે હજી મળી આવે છે. અહિં મહાકાળેશ્વર નામનું જ્યોતિર્લિંગનું સ્થાન છે. કાલીદાસે અવંતિ, મહાકાળ અને શિપ્રા, એમના સ્તુતિઓમાં (સર્ગ ૬-૩૨-૩૫) ઉલ્લેખ કર્યો છે. એમ કહેવાય છે અહિં વિક્રમાદિત્યનું એક આરસ-પહાણનું પૂતળું મૂકવામાં આવ્યું હતું જે મુસલમાનોએ તોડી નાખ્યું.

અવંતિની સ્ત્રીઓ રતિકર્મમાં અત્યંત નિપુણ હોય છે, એવો બાલ રામાયણમાં (૧૦-૮૨) ઉલ્લેખ છે. અવંતિની સ્ત્રીઓ એટલે આવંતિકાઓને ચુંબનાદિ પૂર્વવિધિ પસંદ નથી તેઓ એકદમ સંભોગજ પસંદ કરે છે (કામ સૂત્ર ૨,૫)

પાંડવોના કાળમાં અહિં વિંદ અને અનુવિંદ નામના બે ભાઇઓ રાજ્ય કરતા હતા એમ મહાભારત પરથી જણાય છે. તે કાળમાં આ રાજ્યની મર્યાદાઓ દક્ષિણે નર્મદા અને પશ્ચિમે મહી નદીના કિનારા સુધી ફેલાયલી હતી. અવંતિના લોકોને આવંત્ય કહેતા અવંતિની રાજધાની અવંતિકા હતી. બૃહત્સંહિતામાં અનેકવાર તેનો ઉલ્લેખ આવે છે (૫,૪૦,૯,૧૭ અને ૧૮, ૧૧, ૩૫ ઇત્યાદિ) તે પછીના સંસ્કૃત સાહિત્યમાં તો અવંતિ નગરી વ્હેપારના મથક તરીકે વિખ્યાતી પામી છે. બુદ્ધ ધર્મના ઉદય કાળમાં હિંદના જે સોળ રાજકીય વિભાગ પાડવામાં આવ્યા તેમાં અવંતિ એ એક ભાગ હતો. તે ભાગની રાજધાની ઉજ્જયિની હોઈ ત્યાં ચંડપ્રદ્યોત રાજા રાજ્ય કરતો નાશિક અને અજંટાના શિલા લેખોમાં અવંતિનો ઉલ્લેખ મળી આવે છે. રૂદ્રદામન્‌એ આ કરાવંતિ પ્રદેશ જીતીલીધો એવી માહિતી જુનાગઢના લેખ પરથી મળે છે ('આકર' જુઓ)

[ સંદર્ભ ગ્રંથ—હિસ્ટરી ઑફ ધિ ડેક્કન (બૉ. ગૅ. પુ. ૧ ભા. ૨) આર્કિ સર્વે. વેસ્ટ ઇંડિયા પુ. ૪. ઇ. ઍ. પુ. ૭. અ. કોશ દીક્ષિત ભારત વર્षીય ભૂવર્ણન (પ્રાચીન) સ્મિથ-અર્લિ હિસ્ટરી ઇ. ]

**અવંતિવર્માઃ**—કાશ્મિરનો રાજા કર્કોટક વંશ જુનો પુરાણો થઇ અસ્તંગત થવા બાદ અવંતિવર્માએ કાશ્મિરની રાજગાદી પર પોતાના ઉત્પલ-વંશની સત્તા સ્થાપન કરી. (૮૮૫ ની સાલ) અવંતિવર્માના દાદા ઉત્પલ નામના હતો. તથા કર્કોટક વંશના નાશ થયો ત્યારે તે કાશ્મિરનો મંત્રી હતો. તેણે પોતેજ ત્યાંની ગાદી પચાવી પાડવાનો ઘાટ રચ્યો હતો. તેના વંશજો તેને નામેજ ઓળખાયા અવંતિવર્માના કર્તવ્યશક્તિ તથા સદ્‌સદ્વિવેક બુદ્ધિ એ ગુણ ઉત્કટ હતા. ન્યાયની બાબતમાં તે કડક હતો તે વિષેની કેટલીક કથાઓ રાજતરંગિણીના જોવામાં આવે છે. તેણે દાખલ કરેલી જમીન મહસુલની પદ્ધતિ પણ ઘણીજ યશસ્વી નિવડી સુય્ય નામના ઇજનેર તથા બુદ્ધિમાન મંત્રીની સહાયતાથી તેણે પોતાના રાજ્યના વિતસ્તા તથા બીજી નદીઓ પર બંધ બાંધી નહેરો ચાલુ કરી. આથી સેંકડો નવા ગામવસ્યા તેમ હજારો એકર પડતર જમીનામાં પાક થવા લાગ્યા. કાશ્મિરમાં અતિ પ્રાચીન કાળમાં પણ એક ખાંડી ભાતની કિંમત ૨૦૦ દીનાર જેટલી પડતી. પણ આ નવા સુધારાને લીધે આ કિંમત ૩૬ દીનારપર ઉતરી પડી. એમ કલ્હણે જણાવ્યું છે (૫-૧૧૬-૧૧૭.)

અવંતિવર્મા અતિ ધાર્મિક હતો. તેણે, તેની રાણીએ તથા તેના પ્રધાનોએ પુષ્કળ શિવમંદિર બંધાવ્યા હતા. ઐહિકતાને તે એટલી બધી તુચ્છ લેખતો તેમ બ્રાહ્મણો સાથે તે એટલો તો ઉદાર

હતો કે છત્ર ચામરબાદ કરી બાકીનું સર્વસ્વ તેણે બ્રાહ્મણોને અર્પણ કર્યું હતું. (૫-૧૮.) તે મહાવૈષ્ણવ હતો તેમ અહિંસાવાદી હતો. પોતાના રાજ્યમાં તેણે સદંતર હત્યાબંધ કરાવી હતી. ત્યારથી આગલા દસ વર્ષો સુધી કાશ્મિરમાં પ્રાચીન મેઘ વાહનની કારકીર્દી પ્રમાણે એકેય હત્યા થઇ ન હતી એમ કલ્હણ જણાવે છે (૫-૬૪), શિયાળામાં કાચબાઓ નદીના પાણીમાંથી બહાર કીનારા પર તાપમાં આવી પડતા (૫-૬૫) 'અવંતિવર્માના અમલમાં ભટ્ટ કલ્લટ તથા બીજા અનેક સિદ્ધ પુરૂષો દેશના ઉદ્ધારને અર્થે અવતર્યા હતા' (૫-૬૬) જેમ અવંતિવર્માનું આખું આયુષ્ય ધર્માચરણમાં વીત્યું હતું તેમ તેનો અંતપણ તેજ અવસ્થામાં થયો. ભગવદ્ગીતાનું પારાયણ કરતાં લૌકિક શક ૫૯ ના આષાડ શુકલ ૩ ને રોજ તેનું અવસાન (૫-૧૨૬) થયું (૫-૧૨૫) તે સાલમાંજ ઈ. સ. નું ૮૮૪ (૩૯૫૯-૩૦૭૫) વર્ષ આવે છે. એટલે અવંતિવર્માએ ઈ. સ. ૮૫૫ થી ૮૮૪ સુધી એટલે ૨૯ વર્ષ રાજ્ય કર્યું (વૈદ્ય-મધ્ય. ભારત ૧ સ્મિથ-અર્લી હિસ્ટરી ઑફ ઇંડિયા બુધોત્તર જગત રાજતરંગિણી).

**અવંતિ સુકુમારઃ**—જૈન માન્યતા પ્રમાણે અશોક રાજાના પૌત્ર સંપ્રતિરાજાને જૈન બનાવનાર આચાર્ય સુહસ્તિ સૂરિએ કરેલા નલિની ગુલ્મ વિમાનનું વર્ણન સાંભળી ભદ્રશેઠના યુવાન પુત્ર અવન્તિ કુમારને તે સ્થાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ. સુખ વૈભવ સ્ત્રી આદિ સર્વનો ત્યાગ કરી દિક્ષા લઈ તેણે તેની પ્રાપ્તિ માટે અડગ તપશ્ચર્યા આદરી એ જ્યાં ધ્યાન કરતો હતો ત્યાં એક ભૂખી શિયાળણે એના પૂર્વ જન્મની વૈરિણીએ—તેનો ભક્ષ કર્યો તેનો ભક્ષ થતો હોવા છતાં મરણ પર્યન્ત તે પોતાના ધ્યાનમાં અડગ રહ્યો. આથી તેને નલિની ગુલ્મ વિમાનમાં સ્થાન પ્રાપ્ત થયું. તેનો પુત્ર મ્હોટો થતાં તેણે પિતાના મૃત્યુસ્થાને એક વિશાળ મંદિરમાં પાર્શ્વનાથની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. આ મૂર્તિ અવન્તિ-પાર્શ્વનાથને નામે જાણીતી છે. અત્યારે પણ ઉજ્જયનીમાં અવન્તિ પાર્શ્વનાથની મૂર્તિ વિદ્યમાન છે.

**અવદાનોઃ**—અવદાન સાહિત્ય—અવદાન એટલે જાતક બોધિસત્વ તેમનો નાયક હતો. જાતક માલાને બોધિસત્ત્વાવદાન માલા એવું પણ બીજું નામ છે. કારણ, બોધિસત્વાવદાન અને જાતક એ બન્ને શબ્દો સમાન અર્થના છે. સૂત્રાલંકાર અને જાતક માલા એ ગ્રંથો અવદાન વાઙ્મયમાંના ધર્મગ્રંથો સાથે ઘણે ભાગે મળતાં આવે છે. અવદાન સમુચ્ચયમાં પણ કેટલાક જાતકો છે.

સૂત્રાલંકાર તથા જાતકમાળા એ કથા ગ્રંથો પ્રમાણે અવદાન ગ્રંથોમાં પણ કેટલોક ભાગ હીનયાન પંથના સાહિત્યનો તથા કેટલોક મહાયાન સાહિત્યનો છે. જુના ગ્રંથો કેવળ હીનયાન પંથના છે. પાલિજાતકોમાં તેમ અવદાનોમાં જણાતી બુદ્ધની આરાધના જો કે આ ગ્રંથોમાં પણ મોજુદ છે, છતાં મહાયાની પૌરાણિક કથા અને મર્યાદાનું અતિક્રમણ એમનાથી તે ગ્રંથો વિમુક્ત છે. માત્ર ન્હાના ન્હાના અવદાન ગ્રંથો સંપૂર્ણ રીતે મહાયાની પંથનાજ છે.

'અવદાન' શબ્દ પરથી ધાર્મિક કે નૈતિકતાના અસામાન્ય કૃત્યો અથવા તેવા કૃત્યોના ઈતિહાસનો બોધ થાય છે. આત્મયજ્ઞ આવા કૃત્યમા ગણાય છે. પરંતુ ધૂપ, પુષ્પ, વિલેપન, સુવર્ણ અને રત્નોનું દાન, અથવા પવિત્રસ્થાને બાંધેલા સ્તુપ કે ચૈત્ય, એ કામો પણ અસાધારણજ ગણાતા 'દુષ્ટ કર્મોના પરિણામ ખોટાંજ હોય' એ સિદ્ધાંત મન પર ઠસાવવા માટેજ આવી કથાઓ લખાઇ છે. માત્ર તેમાં કર્મનો સંબંધ હોઇ એક જન્મના કર્મોનો ભૂત કે ભવિષ્યના જન્મોમાંના કર્મો સાથે કેવો નિકટ સંબંધ હોય છે તે પણ દર્શાવવામાં આવ્યું છે. એક રીતે તે સઘળી દંતકથાઓ છે. પરંતુ તે તદ્દન ખરી છે. વળી તે સઘળી બુદ્ધે કથેલી હોવાથી બુદ્ધ વચન તરીકે સૂત્રો મુજબ આધાર ભૂત છે એમ બૌદ્ધ લોકો માને છે.

જાતકો પ્રમાણેજ અવદાનો પણ નિત્ય ઉપદેશ તરીકેજ રચાયલા છે. આથી કરીને પૂર્વ વૃત્તાન્ત છોડી ક્યારે અને ક્યાં આ વાતો બુદ્ધે કહી હતી તે બહુધા ઉપન્યાસમાં જણાવવામાં આવે છે અને અંતે તે કથાનો સાર આપવામાં આવે છે. ભૂતકાળની વાતોનો નાયક જો બોધિસત્વજ હોય તો તે અવદાનો 'જાતક' એ નામથી પણ સંબોધી શકાય છે.

કેટલાક અવદાનો વિશેષે જાતના છે. તેમાં બુદ્ધે પૂર્વ વૃત્તાન્ત પરથી વાતો કહેલી નથી પણ ભવિષ્ય જણાવ્યો છે. ભવિષ્યકાળની આ વાતોનો ભૂતકાળની વાતો પ્રમાણેજ વર્તમાન કાળના કર્મોનું વિવેચન કરવામાં ઉપયોગ થાય છે. વળી આવી બન્ને જાતની કથાઓ વાળાં પણ કેટલાક અવદાનો છે. તેમ કેટલાક અવદાનોમાં કર્મનાં સારા નરસા ફળ ચાલુ જન્મમાંજ મળી જાય છે એમ પણ જણાવવામાં આવ્યું છે

આ સઘળા અવદાનો વિનયપિટકમા તથા સૂત્રાલંકારમાં વેગ વેગળા સમાવિષ્ટ થયાછે. સમુચ્ચયમાં તે એકત્ર આપવામા આવ્યા છે. ઘણેભાગે તે જ્ઞાનવૃદ્ધિ માટે અથવા વિદ્યાવિષેની મહત્વાકાક્ષા માટેજ રચાયલા હોવાં જોઈએ.

અવદાન શતકઃ—એટલે સો અવદાનો. આ ગ્રંથ પહેલી ભાતનો હોઈ સૌથી પ્રાચીન છે એવી અટકળ બાંધી શકાય છે. ત્રીજી સદીમાં આ ગ્રંથનું ચિની ભાષામાં ભાષાંતર થયું અને તેમાં દીનાર નાણાંનો ઉલ્લેખ આવે છે. તે ઉપરથી આ ગ્રંથ ઈ. સનની બીજી સદીમાં રચાયો હશે એમ લગભગ ખાત્રીપૂર્વક કહી શકાય છે. [રોમન દેનારિયસ નાણાંનો દીનાર એવો ઉલ્લેખ કરનારા ગ્રંથો ઈ. સનના બીજા સૈકા પહેલા લખાયાજ નથી. કેમકે આ નાણું ગ્રીકો મારફતેજ હિંદમાં આવેલું હોવું જોઈએ (જાલીરેકટ ઉંડ મિટ્ટે, ગ્રુંડ્રિસ ૨, ૮, પા. ૨૩] આ ગ્રંથ હીનયાન પંથનો છે એ તેના કથાનક પરથી તેમ વસ્તુસ્થિતિ દર્શક ઉલ્લેખોમાં સંકલિત થએલા પરિનિર્વાણ સૂત્રોમાંના તેમ શાખાસ્તવાદીઓના સંસ્કૃત ધર્મ શાસ્ત્રમાંના અન્ય સૂત્રોના ઉતારાઓ પરથી પદ્ધતિથીજ સિદ્ધ થઈ ચુકયું છે (સ્પેયર ૯, પા. ૧૬ અને ઝેડ. ડી. એમ. જી. ૫૩, ૯૮, ૯૯ પા. ૧૨૦ ઓલ્ડન બર્ગ, ઝેડ. ડી. એમ. જી. ૫૨ પા. ૬૭૨) આ દંતકથાઓમાં મુખ્ય ભાગ બુદ્ધ ઉપાસનાનો છે. પરંતુ બોધિસત્વ સંપ્રદાય તથા મહાયાની તત્વજ્ઞાન આ બન્નેનો તો તેમાં છાંટો સરખોય નથી.

અવદાનશતકમાં દસ દસકા છે દરેક દસકામાં એક અમુક વિષય ચર્ચાયલો છે. દરેક દસ ભાગોનો એક વર્ગ (વગ્ગ) આ વિભાગણી પાલિગ્રંથોમાં ઘણીજ પ્રચલિત છે. અને તેથીજ તે પ્રાચીન બૌદ્ધ ધર્મમાંથી લીધી હોવી જોઈએ. બુદ્ધ અથવા પ્રત્યેક બુદ્ધ થવામાટે શું કરવું તે વિષે પહેલા દશકમાની સઘળી કથાઓ તેમ ત્રીજા દસકમાંની ઘણી ખરી કથાઓ ભવિષ્ય કથનના ઢબની છે. જે ધાર્મિક ક્રિયાથી એકાદ માણસ (બ્રાહ્મણ, રાજકન્યા કુસીદક પુત્ર, શ્રીમાન વ્હેપારી, બાગના માળી, રાજા, ખલાસી, ન્હાની છોકરી વગેરે) બુદ્ધની આરાધના કરે તો કંઈક ચમત્કારથી આગલા યુગમાં તે બુદ્ધ અથવા (ત્રીજા દસકામાં) પ્રત્યેક બુદ્ધ થશે એમ કિંચિત સ્મિત કરી બુદ્ધ મ્હોટે સાદે કહેછે, આ ધાર્મિક કૃત્યની માહિતી એક કથામાં સંકલિત કરવામાં આવી છે. પરંતુ બીજા અને ચોથા દસકાઓમાંની કથાઓ જાતક રૂપ છે. પહેલાના કોઈ એક જન્મમાં પોતે બુદ્ધ આ કથાનકનો નાયક હોવાથીજ આ જાતકમાં જણાવેલી ધાર્મિક, પુણ્યશાળી અને અદ્ભુત કૃત્યો તેને હાથે થઈ શકયાં એમ કહેવામાં આવે છે. પાંચમો દસકો એક જાતની પ્રેતવસ્તુ હોઈ પાલીભાષામાંનુ પેતવત્થુ તેના સમાનાર્થે વપરાયલું લાગે છે. મૌગ્દલ્યાયન જેવો સાધુ પ્રેતકોટિનું નિરીક્ષણ કરે છે. એકાદ (પુરૂષ અથવા સ્ત્રી) પ્રેતને થતી સંવેદના જોઈ તે તેને તેનું કારણ પૂછે છે. આ પ્રેત તેને તે બુદ્ધને પૂછવા કહેછે, બુદ્ધને પુછતાં ખુલાસામાં તે જણાવેછે કે, તે શાવે ભિક્ષા આપી નથી, સાધુઓનો તિરસ્કાર કર્યો હતો સત્કૃત્યોને લીધે સ્વર્ગ મેળવી દેવ બની રહેલા મનુષ્યો તથા પ્રાણીઓની કથાઓ છઠ્ઠા દશકમા આપી છે. છેલ્લા ચાર દસકાઓમાં કેવા કર્મો કરવાથી અર્હત્ થઈ શકાય છે તે નિરૂપણ કરવામાં આવ્યું છે. સાતમા દસકામાં જણાવેલા અર્હતો શાકયવંશના છે. આઠમા દસકામાં જણાવેલા અર્હતો સ્ત્રી, નવમાંમાંના શુદ્ધ આચરણવાળા પુરૂષો તથા દસમામાં જેમણે પૂર્વજન્મમાં દુરાચરણ કરવાથી શિક્ષા ભોગવ્યા પછી ધાર્મિક કૃત્યો કર્યાં અને તે પછી જેઓ અર્હત પદ પામ્યા તેવા પુરૂષો આવે છે.

આ સમુચ્ચયમાંની કથાઓનું વર્ગીકરણ કરી એક અમુક પદ્ધતિ સરજ તેમની રચના કરવામાં આવી છે. આનું પરિણામ એ આવ્યું છે કે, કેટલેક સ્થળે ભાષા સરખી તથા સ્થળના વર્ણનો તદ્દન એકજ જાતના શબ્દોમા ફરી ફરી આવી ગયા છે. દરેક કથાનો આરંભ આ રીતેજ થયો છે :—

"રાજા, મંત્રી ધનવાન લોકો, નાગરીકો વ્હેપારી સંઘ, સાર્થનાયક, દેવ, નાગ, યક્ષ, અસુર, ગરૂડ, કિન્નર તથા મહાનાગ એ સર્વેએ જેને પુજનીય ગણી જેની સ્તુતિ કરી છે અને દેવ નાગ, યક્ષ, અસુર, ગરૂડ, કિન્નર તથા હમાનાગ એમણે જેનું આરાધન કર્યું છે, તે વિખ્યાત, પુણ્યવાન ગુરૂબદ્ધ, પોતાના શિષ્યગણસહ અન્ન, વસ્ત્ર, પથારી, આશ્રય, ખાવાની વસ્તુઓ ઔષધિ વગેરે દરેક અગત્યની વસ્તુ ભીક્ષાતરીકે મેળવી અમુક સ્થળે ગયો અને અમુક ઠેકાણે રહયો."

"ગુરૂએ આ ભાષાણ પૂરૂં થતાં પરમઆનંદથી હૃદય પૂર્વક તે ભિક્ષુઓએ તે ગુરૂ વચનની પ્રશંસા કરી"

તેમજ એકાદ કથાનું તાત્પર્ય પણ લગભગ આ શબ્દોમાંજ આવે છેઃ-

"ભિક્ષુઓ, એ રીતે કુકર્મના પરિણામ પણ કડવાંજ હોય છે. ઉત્તમ કર્મોથી ઉત્તમ ફળ મળે છે. મિશ્ર કૃત્યોના ફળ મિશ્રજ હોવાના. જેથી તમે ભિક્ષુજનોએ કુકર્મો તથા મિશ્ર કર્મોનો ત્યાગ કરી સત્કર્મમાં આનંદ માનવો જોઇએ."

વળી ધાર્મિક મનુષ્ય, શ્રીમાન મનુષ્ય, બલિષ્ઠરાજા, સુખકારી વિવાહ, યુવકનું શિક્ષણ, પૂર્વેના બુદ્ધનું આગમન વગેરે કથાઓ તેના તેજ શબ્દોમાં ફરી ફરી આવી જાય છે. કંઇક છુટાછવાયાં વાક્યોનીજ આ સ્થિતિ છે એમ નહિં પણ એક સામટા લંબાણ લખાણોની આસ્થિતિ છે. કોઈ અમુક માણસ બુદ્ધ થશે એવી બુદ્ધ હાસ્યવદન પૂર્વક આગાહી કરી તે સંબંધીનો આખો લંબાણ ભાગ આના દાખલા તરીકે ટાંકી શકાય તેવો છે. ભવિષ્ય કથન કરતી વેળાએ હમેશ બુદ્ધ હાસ્ય કરતો અને ત્યારે તેના મ્હોંમાંથી જાંબુડાં, પીળાં તથા શુભ્રકીરણો ઝરતા. આમાંના કેટલાક કિરણ નીચે પાતાળમાં જતાં અને કેટલાક સ્વર્ગમાં જતાં તથા સહસ્રાવધિ લોકોમાં ભ્રમણ કરીને બુદ્ધના શરીરમાં પાછલી બાજુથી આવીને ભવિષ્યના રૂપ મુજબ અંતર્ધાન પામતા. એ કથા ભાગનું વર્ણન અત્યંત વિસ્તાર પૂર્વક આપવામાં આવ્યું છે. સામાન્ય રીતે અવદાનશતકમાંની કથા પદ્ધતિની વિસ્તાર અને દીર્ઘસૂત્રતા એ વિશેષતા છે. પરંતુ સાર્વત્રિક અને કંટાળા ભરેલી છતાં બોધપ્રદ કથા ઉપરાંત અવદાનશતકમાં અનેક મહત્વની કથાઓ તેમ બૌદ્ધ કથાત્મક વાઙ્મયમાં આવી જતા ભાગોથી ભિન્ન તેમ અન્ય ગ્રંથોમાંથી પરિચિત થએલી એવી અનેક કથાઓ જોવામાં આવે છે. આ કથા સંગ્રહનો ખ્યાલ થવા તેમાંની કેટલીક વાનગીઓ સારાંશ રૂપે અહિં આપીએ છીએ

કથા ૨૮ મી:–એક ગરીબ છોકરીએ બુદ્ધના પગને ચંદનનું વિલેપન કર્યું. આથી આખા શહેર ભરમાં ચંદનનો સુવાસ છવાઇ ગયો. આ ચમત્કારથી તે છોકરી હર્ષ પામી અને બુદ્ધને પગે પડી તથા આવતા જન્મારામાં હું પ્રત્યેક બુદ્ધ થઈશ એવી વિનંતિ પૂર્વક ઈચ્છા પ્રગટ કરી. ત્યારે બુદ્ધે સ્મિત કરી ભવિષ્ય કથન કર્યું. એ એક દિવસે તું ગંધમાદન નામની પ્રત્યેક બુદ્ધ થશે.

કથા ૩૪ મી:–સર્વસ્વત્યાગી શિબી રાજાની કથાનું આમાં રૂપાંતર કરવામાં આવ્યું છે. કેવળ મનુષ્ય પ્રાણીઓને સંતોષવામાં તેને સમાધાન થયું નહિં. ન્હાનાં પ્રાણીઓનું કલ્યાણ કરવાની પણ તેની મનીષા હતી. આથી ચાકુવડે તેણે પોતાની ચામડી કાપી તેથા ત્યાંથી નિકળતું લોહી પીને માખીઓ સંતોષે તે માટે તે માખીઓની રાહ જોતો બેઠો. શક્રે સ્વર્ગમાંથી આ દેખાવ જોયો તથા તેની કસોટી કરવા તેણે ગીધાડનું રૂપ ધારણ કરી. ઝડપ મારવાને મીષે તે શિબિરાજા પાસે ગયો. રાજાએ તેની સામે દયાભાવથી જોતાં કહ્યું 'હે મિત્ર, મારી શરીરમાંથી ઇચ્છા હોય તે લઈ લે. હું તે તને આપું છું." તે પછી શક્રે બ્રાહ્મણનું રૂપ ધારણ કરી રાજાની બન્ને આંખો માગી. ત્યારે શિબિએ કહ્યું 'હે ભૂદેવ, જે ચાહો તે લ્યો. હું ના પાડીશ નહિં' એટલે શક્રે પોતાનું ખરૂં સ્વરૂપ તેની આગળ પ્રગટ કરી ભવિષ્ય ભાખ્યું કે શિબિરાજા, તને સંપૂર્ણ આત્મબોધ થશે.

કથા ૩૬ મી:—આમાં મૈત્રકન્યકની વાર્તા આવે છે. અને તે મિત્તવિંદકના પાલિ જાતકનું રૂપાંતર છે. પરંતુ બોધિસત્વ તેમાં નાયક હોવાથી આ કથા અહિં મૂળ પાલિ રૂપાંતર કરતાં છેકજ ભિન્ન સ્વરૂપમાં રજુ થઇ છે. તેણે પોતાની માતાનો ગુન્હો કર્યાથી તેને નરકવાસ પ્રાપ્ત થયો. નરકવાસમાં તેના માથાની આજુ બાજુમાં એક લોખંડનું ઉત્તપ્ત (તપાવેલું) ચક્ર ભમતું હતું, એમ આ વાર્તામાં જણાવવામાં આવ્યું છે. પરંતુ આવી ભયંકર યાતના તે ભોગવતો હતો તેવામાં બીજો એક પાપી માણસ ત્યાં આવ્યો તે દરમ્યાન (૬૬૦૦૦ વર્ષ સુધી) તેને આ સજા ભોગવવી પડી. આ હકિકત સાંભળી તેને પ્રાણીઓ માટે દયા આવી અને આવી કઠોર યાતનાઓમાંથી સમગ્ર પ્રાણીજાતિને મુકત કરવા તેણે ચક્ર પોતાને માથે ધારણ કરવાનો નિશ્ચય કર્યો. તેના આ દયાભાવના પ્રભાવથી પેલું ચક્ર સદંતર નષ્ટ થઇ ગયું.

કથા ૫૪ મી:—બુદ્ધે આપેલા વાળપર તથા કાઢેલાં નખોપર બિંબિસાર રાજાએ તેની રાણીઓના આગ્રહને વશ થઈ રાણીઓનાં અંતઃપુરમાં એક સ્તૂપ બંધાવ્યો હતો. તે રાણીઓ આ સ્તૂપની ધૂપ દીપ, પુષ્પ આદિ સાહિત્યથી પૂજા કરતી. પરંતુ જ્યારે અજાત શત્રુએ પિતાનો વધ કરી ગાદી મેળવી ત્યારે તેણે ફર્માન કાઢયું કે કોઈ પણ સ્ત્રીએ સ્તૂપની પૂજા કરવી નહિં. કરશે તેને દેહાંત શિક્ષા ભોગવવી પડશે. પરંતુ અંતઃપુરમાંની રાણીઓ પૈકી શ્રીમતી રાણીએ તે હુકમની પરવા ન કરતાં તે સ્તૂપની આજુ બાજુમાં દીપમાળ કરી. રાજાને ક્રોધ થયો અને તેણે તેને ઠાર કરાવી. મરતી વેળાએ તેણે બુદ્ધનું સ્મરણ કર્યું. આથી તાત્કાળ તે દેવોના સ્વર્ગમાં પુનર્જન્મ પામી.

કથા ૧૦૦ મી:—બીજાં બધાં અવદાનોના નાયક બુદ્ધના સમ કાલીન હતા. પરંતુ છેલ્લી વાર્તાનો નાયક અશોક રાજાનો સમકાલીન હતો. આમાં બુદ્ધના પ્રયાણની કથા શરૂઆતમાં આપીને બુદ્ધ ભગવાન સાથે સંબંધ જોડવામાં આવ્યો છે. પરિનિર્વાણ સૂત્રના એક ભાગમાંની આ વાર્તા છે અને તે પાલિ ભાષામાંના મહાપરિનિબ્બાન સૂત્ર સાથે ઘણે ભાગે મળતી આવે છે. ૪૦ મી કથાના પ્રસ્તાવમાં પરિનિર્વાણ વિષે બીજો એક દૃષ્ટાંત છે. બુદ્ધ પ્રયાણ પછી સો વર્ષે રાજા અશોક થઈ ગયો હતો. તેને કુનાલ નામનો એક પુત્ર હતો (જુઓ૦ અશોક) આ કુનાલ એટલો બધો સુંદર હતો કે સૌંદર્યમાં તે વખતે આખા જગતમાં તેની બરાબરી કોઈ કરી શકતું નથી એમ રાજા માનતો. પરંતુ તેની અજાયબી વચ્ચે એક ગંધારના વ્હેપારીએ જણાવ્યું કે કુનાલથી પણ ચઢી જાય તેવો મારા ગામમાં એક સુંદર યુવક છે. તેના સૌંદર્યમાં જરાય ખામી નથી, એટલુંજ નહી પણ તે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં એક કમલ-તળાવ અને ઉપવન એકાએક ઉત્પન્ન થાય છે. આ વાત સાંભળી અશોક રાજાએ પોતાના એક દૂતને મોકલી ખાત્રી કરાવી. આ યુવકને આવું ફળ કેમ મળ્યું હશે એવો રાજાએ ઉપગુપ્ત (આ ઉપગુપ્તે બીજાં અવદાનોમાં બુદ્ધની ભૂમિકા અંગીકારી છે) ગુરૂએ જણાવ્યું કે, બુદ્ધને સંપૂર્ણ નિર્વાણ પ્રાપ્ત થયું ત્યારે તે એક સુંદર ખેડુત હતો. મહાકાશ્યપ તથા તેના ૫૦૦ અનુયાયીઓ બુદ્ધના અંત્ય વિધિ કરવા ગયા ત્યારે ગુરૂના પ્રયાણથી અત્યંત દુઃખી બની તેઓ ખૂબ ભટકવાથી ઘણાજ થાકી ગયા હતા. ત્યારે આ સુંદર ખેડુતે તેમનો થાક ઉતારવા એક અવગાહનસ્થાન બનાવી તેમને માટે ભોજન તૈયાર કર્યું. આ સત્કૃત્યનું ફળ તે હવે ભોગવી રહ્યો છે.

અવદાન શતકમાંની કેટલીક કથાઓ અન્ય અવદાન સમુચ્ચયમાં તથા કેટલાંક પાલિ અવદાનમાં આવી જાય છે. દાખલા તરીકે, રાષ્ટ્રપાલની કથા (૯૦ મી) કેટલેક અંશે મજ્ઝિમ નિકાયના રઠ્ઠપાલ સુત્ત સાથે અને અમુક અંશે રઠ્ઠપાલ અપદાન સાથે મળતી લાગે છે. જ્યારે કેટલીક વાર ફક્ત નામોમાંજ સામ્યતા રહેલી હોઇ અપદાનોમાં ઘણાજ ફેરફાર જણાય છે.

કર્મશતક નામનો પ્રાચીન ગ્રંથ તથા અવદાન શતક એ વચ્ચે ઘણીજ સામ્યતા છે. કર્મશતકમાં તો અવદાન શતક માંની કેટલીક કથાઓ પણ આપવામાં આવી છે. પરંતુ દુર્ભાગ્યે તેમનાં તિબેટી ભાષાંતરોજ હવે ઉપલબ્ધ છે [ આવી જાતનો બીજો પણ એક તિબેટી ગ્રંથ છે. જગતના સહિતમાંસે 'સંગ્લૂન ને નામે ઓળખાય છે. જર્મન ભાષામાં શ્મિટે તે ઉતારીને 'પ્રાજ્ઞ અને મૂર્ખ' એ સંજ્ઞાથી પ્રગટ કર્યો છે (સેંટ પીટર્સ બર્ગ ૧૮૪૩.) ].

દિવ્યાવદાનઃ—અવદાન શતકથી આ ગ્રંથ ન્હાનો છે. પરંતુ તેમાં કેટલાંક અતિ પ્રાચીન સૂત્રો સંકલિત કરવામાં આવ્યાં છે. પ્રારંભમાં મહાયાન પંથનું સ્તવન છે 'પરમ બુદ્ધ તથા બોધિસત્વને માટે પૂજ્યબુદ્ધિ રાખો" વળી મહાયાન પંથના ધોરણ પ્રમાણે કેટલીક માહિતી આમાં છડેચોક પાછળથી લેવામાં આવી છે. (૩૪ માં પ્રકરણનું નામ 'મહાયાન સૂત્ર' છે.) પરંતુ એકંદર રીતે જોતાં આ ગ્રંથ હીનયાન પંથી લાગે છે. સંસ્કૃત ધર્મશાસ્ત્ર અને દીર્ઘાગમ, ઉદાન અને સ્થવિર ગાથા ઇત્યાદિ વિધવિધ ધર્મ ગ્રંથોના આમાં વારંવાર ઉલ્લેખ કરવામાં આવ્યા છે. કેટલીક કથાઓના આદિ અંત અવદાન શતકમાંની કથાઓ જેવાંજ હોઈ તે સંગ્રહમાંના વિશેષ શબ્દ પ્રયોગ તથા વર્ણનો અક્ષરશઃ અવદાન શતકમાં પણ મળી આવે છે. સર્વાસ્તિવાદીઓના વિનયપિટકમાં ઘણે ભાગે તેમનો પ્રથમ ઉદ્ભવ થયો હશે. અડધાથી પણ વધુ કથાનકો વિનય પિટકમાંથી ઉપાડી લેવામાં આવ્યા છે. પરંતુ બાકીની કથાઓ અશ્વઘોષના સૂત્રાલંકારમાંથી ઉંચકી લીધેલી છે.

વસ્તુતઃ આ ગ્રંથની રચના અતિ ગુંચવણવાળી તેમ વિસંગતિવાળી છે. તેમાં વર્ગીકરણનું ઐક્ય તત્વ જણાતું નથી. તેમ ભાષા અને પદ્ધતિનું લેશ માત્ર પણ એકીકરણ થતું નથી. ઘણી ખરી કથાઓ સુંદર સાદા ગદ્ય સંસ્કૃતમાં લખાયલી છે. વચ્ચે વચ્ચે ગાથા આવે છે. માત્ર થોડાજ ભાગમાં સુચતુરવૃત્તો અને મોટી સમાસોવાળી ઉત્કૃષ્ટ પદ્ધતિ જોવા મળે છે. પણ આ ઉપરથી એમ જણાય છે કે સંચાલકે અન્ય ગ્રંથોમાંથીજ આ ભાગ જેવોને તેવો ઉંચકી લીધા હશે. વળી તેના જુદા જુદા ઘટકો ભિન્નભિન્ન કાળના હોવા જોઇએ એવું પણ અનુમાન બાંધી શકાય છે. ચિની ભાષામાં આ ગ્રંથ ઇ. સનની ત્રીજી સદીમાં ઉતાર્યો હતો. [ દિવ્યાવદાનમાંના કેટલાક અવદાનોનું ત્રીજી સદીમાં ભાષાંતર થયું હતું, (કાવેલ તથા નીલ, દિવ્યાવદાન પા. ૬૫૫) પણ તે ઉપરથી આખા સંગ્રહનું ચિની ભાષામાં ભાષાંતર થયું હશેજ એમ માની શકાતું નથી ] આ માન્યતા સ્વીકારીએ તો તે કાળ પહેલા તેનો ઉદ્ભવ થયો ન હતો એમજ માનવું પડે છે. અશોક પછીના શુંગવંશમાંના પુષ્યમિત્ર સુધીના (આસરે ઇ. સ.

પૂર્વે ૧૭૮) રાજાઓ વિષે તેમાં ઉલ્લેખ છે, વળી ઈ. સનના બીજા સૈકાનો બોધ આપનાર દીનાર સીક્કાઓનો પણ તેમાં ઉલ્લેખ છે. એટલુંજ નહિં પણ અશ્વઘોષ પછી પણ લાંબો કાળ વહી ગયો હશે; આ સર્વે કારણોને લીધે આ સંગ્રહ બીજી સદીને બદલે ત્રીજી સદીમાંજ નિર્માણ થયો હશે એમ વિંટરનિઝ માને છે.

પરંતુ દિવ્યાવદાનની અતિશય મનોરંજક વાતોમાંની શાર્દુલ કર્ણાવદાન નામની એકજ વાર્તા ઇ. સ. ૨૬૫ માં ચિની ભાષામાં ઉતારવામાં આવી હતી, એ પુરાવો મહત્વનો છે. આ અવદાન અનેક કારણોસર સ્મરણ કરવા જેવું છે. તેનો સારાંશ આ પ્રમાણે છે:—

“ બુદ્ધ ગુરૂશ્રાવસ્તી ધામમાં રહેતો હતો ત્યારે આનંદ રોજ શહેરમાં ભિક્ષા પર્યટન કરતો. એક દિવસે શહેરમાંથી પાછા આવતાં તેને તરસ લાગી. તેવામાં કુવાપરથી પાણી ભરી જતી પ્રકૃતિ નામની ચાંડાળ કન્યા તેના જોવામાં આવી આનંદે તેને કહ્યું ‘ બ્હેન થોડું પાણીપા. ’ તેપર પ્રકૃતિએ જણાવ્યું પૂજ્યવર આનંદ, હું ચાંડાળ કન્યા છું. ’ આનંદે ઉત્તર વાળ્યો ‘ તારી જાત કે વંશ મેં તને પૂછ્યાં નથી તારી પાસે પાણી હોય તો પા ’ ( સંટ જૉન-માંની ૪, ૭, જીઝસ અને સમારિયાની સંવાદ કથા સાથે આની સામ્યતા વિલક્ષણ છે. પરંતુ આગલી કથા ખ્રિસ્તી શુભ વર્તમાનથી એટલી બધી ભિન્ન છે કે તે બન્નેનો સંબંધ જોડવો અશક્ય ગણાય ). ચાંડાળ કન્યાએ તેને પાણી પાયું. અને તે આનંદ મુનિ પર પ્રેમ મુગ્ધ બની આનંદમે પતિ તરીકે ન મળે તો હું આપઘાત કરીશ એમ તેણે પોતાની માને જણાવ્યું. પ્રકૃતિની મા જાદુમંતર કરનારી હોવાથી તેણે આનંદને મંત્ર મુગ્ધ બનાવ્યો આથી ચાંડાળના ઘરમાં હર્ષ છવાઈ ગયો. સહુએ પ્રકૃતિએ રચ્યાના પહેલેથીજ તૈયારી કરી રાખી હતી. પરંતુ તે સંકટ કાળે આનંદે ગદગદિત થઈ બુદ્ધની પ્રાર્થના કરી. બુદ્ધ પોતાની મંત્ર શક્તિસહ તેની વ્હાર ધાયા બુદ્ધના મંત્ર આગળ પ્રકૃતિની માની મંત્રજાલ નિષ્ફળ ગઈ અને આનંદ પોતાના મઠમાં આવી પહોંચ્યો. મારા મંત્રો કરતાં બુદ્ધના મંત્રની શક્તિ વધારે છે એમ પ્રકૃતિને તેની માએ જણાવ્યું. પરંતુ પ્રકૃતિના મદનપીડા શમી નહિં. આનંદ શહેરમાં ભીખ માગવા જતો ત્યારે તે રોજ તેની પાછળ ભટકવા લાગી. આ સંકટમાંથી બચાવી લેવા આનંદે બુદ્ધ ગુરૂની ફરી પ્રાર્થના કરી. પણ બુદ્ધે પ્રકૃતિને બોલાવી આણી આનંદ સાથે પરણ-વાના તેના વિચારને સંમતિ આપી. માત્ર ચતુરાઈ-પૂર્વક પાતિવ્રત્ય ધર્મની તેની પાસેથી પ્રતિજ્ઞા લેવડાવી તેને ભિક્ષુણી બનાવી આથી માથું મુંડાવી તેને ભિક્ષુકીના વસન પરિધાન કરવા પડ્યા તે પછી સત્ય ચતુષ્ટય તત્વ તથા બુદ્ધ સંસ્કૃતિ એ બન્નેનો તેને પુરો બોધ થયો.

પરંતુ નગરવાસી બ્રાહ્મણ ક્ષત્રિય તથા બીજા-ઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેમને અંતક્રોધ થયો તથા રાજા પ્રસેન જગતને આ વાતની તેમણે ખબર પહોંચાડી રાજા તત્કાળ બુદ્ધ પાસે ગયો. શ્રાવતીના બ્રાહ્મણ ક્ષત્રીય તથા બીજા નગર-વાસીઓ પણ ત્યાં જઈ ચઢ્યા હતા. અહિં બુદ્ધે ચાંડાળ અધિપતિ ત્રિશંકુની કથા સર્વેને સંભળાવી. પુષ્કસારિન્ નામના એક અહંકારી બ્રાહ્મણની કન્યા સાથે પરણવાની ત્રિશંકુના વિદ્વાન પુત્ર શાર્દુલ-કર્ણને ઇચ્છા થઈ આવી. પરંતુ તે બ્રાહ્મણે આનો તિરસ્કાર કર્યો. એટલે ત્રિશંકુએ અત્યંત મનોરંજક ભાષણ કરી તેમાં જાતિભેદ તથા બ્રાહ્મણોએ કરેલા નૈતિક ઉપદેશપર કડક ટીકા કરી. આમાં તેની દલીલ એ હતી કે વિવિધ વનસ્પતિઓ વચ્ચે જેમ ભેદ બતાવી શકાય છે તેમ મનુષ્યજાતિમાં તે દર્શાવી શકાતો નથી. પુનર્જન્મ અને કર્મથી જાતિ બને છે એ પણ અશક્યજ છે. કેમ કે કર્મ અનુસાર દરેકને પુનર્જન્મ મળે છે. અંતે ત્રિશંકુની વિદ્વત્તા વિષે પુષ્કસારિનને ખાત્રી થઈ અને તેણે તે વિવાહને સંમતિ દર્શાવી. આ બ્રાહ્મણકન્યા એટલે પૂર્વ-જન્મની ચાંડાળ કન્યા પ્રકૃતિજ હતી. અને બુદ્ધે જાતે ત્રિશંકુનો વેશ ધારણ કર્યો હતો તેમ આનંદ શાર્દુલ કર્ણને રૂપે જન્મ્યો હતો.

**અશોકાવદાનઃ**—અશોકાવદાન ( દિવ્યાવ-દાન ) ચક્ર ( ૨૬-૧૯ ) એ પણ અતિ પ્રાચીન છે. કારણ ઈ. સનની ત્રીજી સદીમાં તેનું ચિની ભાષામાં ભાષાંતર થયું હતું. પ્રતાપી રાજા અશોક તે કથા-ચક્રનું મધ્યબિંદુ હતો. આ કથાઓમાં ઐતિહાસિક રીતે મહત્વનો ભાગ કવચિતજ હશે. પરંતુ તેમની સાહિત્ય વિષયક મહત્તા ઘણી છે. તે ઉપરાંત ઉપ-ગુપ્ત અને માર એમની અદ્ભુત નાટ્યકથા પણ આ ચક્રમાં ગુંથવામાં આવી છે. માર સેતાનને એક બુદ્ધ ભિક્ષુને હાથે ધર્મની દીક્ષા આપવી એ કલ્પ-નાજ અત્યંત સાહસિક છે. સો વર્ષ પહેલાં નિર્વાણ પામેલા બુદ્ધને પ્રત્યક્ષ જોવાની ઇચ્છા થવાથી ઉપ-ગુપ્ત મુનિએ આ માર સેતાનને બુદ્ધનો વેશ ધારણ કરવાની વિનંતિ કરી હતી. મારે એવો તો આબે-હુબ વેશ ધારણ કર્યો કે મુનિ નાટ્યભૂમિકા વિસરીને

પ્રાર્થના મગ્ન થઈ ગયો. આ આખી કથા કલ્પનાની વિશાળતા દર્શાવે છે: વળી તે એટલી બધી અભિનયાત્મક છે કે જાણે કે આખું બુદ્ધચરિત્રજ અહિં રજુ થઈ જાય છે ભાષા તથા વૃત્તછંદો નિશ્ચિત દરબારી ઢબના છે એમ હ્યુબરે સાબીત કર્યું છે. તે ઉપરથી દિવ્યાવદાનના સંગ્રહકારે આ સુંદર ભાગ અશ્વઘોષના સૂત્રાલંકારમાંથી અક્ષરશઃ ઉપાડી લીધો હશે એમ સહજ માની શકાય છે.

ઉપગુપ્ત પછીનો અશોકનો શિક્ષક જે મઠમાં રહેતો તેને 'નટ' (નાટકમાંનો) અને 'ભટ' (યોદ્ધા) એ બન્ને ભાઈઓએ મદદ કરેલી હોવાથી 'નટ ભટિકા' એ સંબોધન લગાડવામાં આવ્યું, એ વિચિત્રજ લાગે છે. અશોકાવદાનને મથુરાના નટભટિકા મઠનું મહાત્મ્ય ગાનારા ગ્રંથ તરીકે લેવીએ ઓળખાવ્યો છે (તૌંગ પાઓ, ૧૯૦૭ પા. ૧૨૦) તે ખોટું છે એમ કહી શકાય નહિં.

દુષ્ટ સાવકીમાના કાવતરાંઓને લીધે જેની આંખ ફોડવામાં આવી છતાં જેણે સાવકીમા પર જરા પણ ક્રોધ કે વૈર વ્યક્ત કર્યું નથી તે અશોકચંદ્રમાંની અત્યંત સુંદર પરંતુ હૃદયસ્પર્શી કુનાલ નામની અશોકના પૂત્રની કથાનું મૂળ શું હશે તે જાણી શકાતું નથી.

પાલિતિપટક અને દિવ્યાવદાન એ બન્નેમાં અનેક કથાઓ એકજ જાતની છે. મહાપરિનિર્વાણ સૂત્રમાંનો એક ઉતારો સત્તરમાં પ્રકરણમાં આપવામાં આવ્યો છે. પૂર્ણની વાર્તા સુપરિચિત પાલિ સૂત્રો સાથે સામ્ય ધરાવે છે. અસભ્ય અને તોફાની શ્રોણાપરાંતકોએ તિરસ્કાર કર્યો છતાં, મારમાર્યો છતાં ઠાર મારવાની ધમકી આપી છતાં, તે સઘળું શાંતિપૂર્વક સહન કરીને પૂર્ણ પ્રચારક તરીકે તેમની પાસે ગયો હતો. ભૂખથી મરી જવાનો પ્રસંગ આવવાથી પોતાની દીકરીને ફાડી ખાવાની અણીએ આવી ચઢેલી એક બાઈનો જીવ ઉગારવાના હેતુસર રૂપવતીએ તેને પોતાના સ્તન કાપી ખાવા આપ્યા વિષેની અવદાન કથાઓ જાતક માળાની કથાઓનું સ્મરણ કરાવે છે. આ રૂપવતીએ બોધિસત્વનું મહાયાન પંથી ધ્યેય પોતાના ધ્યેય તરીકે સ્વીકાર્યું હતું. આમાં તારો ઉદ્દેશ શું છે એમ પૂછતાં રૂપવતીએ કહ્યું કેઃ—

"મેં તે બાળકનો જાન બચાવવાને માટે પોતાના સ્તનોનો ત્યાગ કર્યો તે સાર્વભૌમત્વ માટે કે ઉપભોગ માટે કે સ્વર્ગપ્રાપ્તિ માટે, કે ઇંદ્રપદ મેળવવા માટે કે રાજ્ય પ્રાપ્તિ માટે કે આત્મ પ્રબોધન શિવાય અન્ય કોઈ પણ વસ્તુ ને માટે કર્યો નથી. પણ ઉદ્ધત ને નમ્ર કરવા જે મુક્ત નથી તેમને મુક્ત કરવા અને પાશવશ માનવીઓને પૂર્ણ નિર્વાણ પ્રાપ્તિ કરી આપવાની ઈચ્છાએજ મેં પોતાના સ્તનોનો ભોગ આપ્યો છે. આ મારી ઈચ્છા ખરી હોય તો મારૂં સ્ત્રીત્વ નષ્ટ થઈ મને પુરૂષત્વ પ્રાપ્ત થાઓ." આ વાકયનો ઉચ્ચાર કરતાંની સાથેજ તેનું રૂપવત રાજપુત્રમાં રૂપાંતર થયું. આ રાજપુત્ર ભવિષ્યમાં ગાદીએ બેઠો અને તેણે સાઠ વર્ષ સુધી રાજ્ય કર્યું.

આડત્રીસમું પ્રકરણ પણ જાતકમાળા જેવુંજ કાવ્યપદ્ધતિ પર રચાયું છે. તેમાં અવદાનોના રૂપાંતર અતિ ચતુરાઈથી કરવામાં આવ્યાં છે. આવા કેટલાક ભાગોને લીધે દિવ્યાવદાનને અવદાન માળાનું રૂપ પ્રાપ્ત થયું છે.

કલ્પદ્રુમાવદાનમાલા, રત્નાવદાનમાલા, અશોકાવદાનમાલા એ સર્વ અવદાનોનાં પદ્યાત્મક રૂપાંતર હોઈ તેમાંના કેટલાક અવદાન શતકમાંથી આબાદ રીતે ઉદ્‌ધૃત કરેલા છે તેમ બીજા અન્ય સ્થળોના છે. અવદાન શતકમાંની છેલ્લી કથાના ભાષાંતરથી કલ્પદ્રુમાવદાન માળાનો આરંભ થાય છે. અને જેમ અવદાન શતકમાંની છેલ્લી કથામાંના અશોકના ભાષણમાં સ્થવિર ઉપગુપ્તનો ઉલ્લેખ આવ્યો છે. (અશોકના શિક્ષક તિસ્સ મોગ્ગલી પુત્તનું બીજું નામ ઉપગુપ્ત હતું) તેમ અવદાનમાલામાંની સઘળી કથાઓ, અશોક તથા ઉપગુપ્ત વચ્ચેના સંભાષણ તરીકેનીજ છે. અશોકાવદાન માલાના પ્રથમ ભાગમાં અશોકવિષેનીજ કથા આવેલી છે. અને પછી ઉપગુપ્તે અશોકને કરેલો ઉપદેશ વાર્તા રૂપે આપવામાં આવ્યો છે. આ ત્રણે ગ્રંથો વીરકાવ્યની ઢબપર લખાયલાં છે, એ એકજ પુરાવા પરથી તેમને અવદાન શતકથી ભિન્ન ગણી શકાતા નથી. પણ આ ગ્રંથો ખાસ મહાયાનપંથનાજ છે. તથા તેમની રચના અને ભાષા પરથી પુરાણો યાદ આવે છે. આ પુરાવાસર તેમને અવદાન શતકથી ભિન્ન માનવામાં આવ્યો છે. જે કાળમાં સંપ્રદાયના પુરાણો લખાયા તે કાળમાં (લગભગ ઈ. સ. ના ૬ ઠા સૈકા પછી) આ ગ્રંથો પણ રચાયા હોવા જોઇએ.

દ્વાવિંશત્યવદાન—અવદાન શતકમાંથી ઘણી ખરી કથાઓ ઉપાડી લેનારો બીજો ગ્રંથ તે આ દ્વાવિંશત્યવદાન છે. તથા તેમાં પણ ઉપગુપ્ત અને અશોક વચ્ચેના સંભાષણ આવે છે. પરંતુ આ ભાષણ ટુંક ભાગમાં ખલાસ થઇને આગલા ભાગમાં શાકય મુનિ તથા મૈત્રેયનું સંભાષણ શરૂ થાય છે. આમાંની વાતો ગદ્ય હોઇ (કેટલોક પ્રાક્ષિપ્ત ભાગ પદ્યમય છે) તેમના સારાંશ મુજબ તેમના પ્રકરણો ગોઠવવામાં આવ્યા છે (પુણ્યમય કર્મ, ઉપદેશ-શ્રવણ, ઉદારતા વગેરે.)

ભદ્રકલ્પાવદાનઃ—આમાં ચોત્રીસ કથાઓનો સંગ્રહ હોઈ તે ઉપગુપ્તે અશોકને કહેલી હતી. અવદાનમાલા પ્રમાણે આ આખો સંગ્રહ પદ્યમય છે. પરંતુ તેમાં રજુ થતી કલ્પનાઓ તથા હકિકતો કેટલેક અંશે વિનય પિટકમાંના મહાવગ્ગ જેવીજ છે એમ કહે છે.

વ્રતાવદાનમાલાઃ—જેમ સંપ્રદાયોના પુરાણોમાં કથન કલા કરેલા ઉત્સવો અથવા વ્રતો માટે શોધી કાઢેલી કથાઓ સંકલન કરનારાં લાંબા પ્રકરણો અને ગ્રંથ (મહાત્મ્ય) આવી જાય છે તેમ તે પુરાણોમાં તેવીજ જાતની બૌદ્ધ કથાઓ પણ છે. વ્રતાવદાન માળા એ આવી જાતની કથાઓનો એક સમુચ્ચય છે. તેમાંના ઉપગુપ્ત અને અશોક વચ્ચેના સંભાષણનું રૂપ પહેલાં જણાવેલા અવદાન સમુચ્ચયના રૂપ જેવુંજ છે.

વિચિત્ર કર્ણિકાવદાનઃ—વિચિત્ર કર્ણિકાવદાન નામના સમુચ્ચયમાં ભિન્ન ભિન્ન પ્રકારની હકિકત હોઈ તેમાં ૩૨ કથાઓ સંગ્રહેલી છે. આમાંની કેટલીક વ્રતાવદાનના નમુનાની છે જ્યારે કેટલીક અવદાન શતકમાંથી લીધેલી છે. કથા ભાગ મુજબ કેટલેક સ્થળે અણઘડ સંસ્કૃત ભાષા આવે છે, કેટલેક સ્થળે સુંદર સંસ્કૃત ભાષા છે તેમ અન્ય સ્થળે પાલી ભાષા છે.

સુમાગધાવદાનઃ—હજી સુધી આ સર્વ ગ્રંથો થોડીક હસ્ત લિખિત પ્રતોમાંજ સમાઈ રહ્યા છે. બાકીના ગ્રંથો તેમના તિબેટી તથા ચિની ભાષાંતરોને લીધેજ પ્રકાશમાં આવ્યા છે. હસ્તલિખિત પ્રતો તથા ચિની અને તિબેટી ભાષાંતરોમાં કેવળ અવદાન સંગ્રહુજ સંકલિત કર્યાં છે એમ નથી, પણ તે ઉપરાંત બીજા કેટલાક મ્હોટાં અવદાનો પણ તેમાં ગુંથાયા છે. સુમાગધાવદાન એ આના દૃષ્ટાંત રૂપે દર્શાવી શકાય છે. અનાથ પિણ્ડદ નામના એક વ્હેપારીની સુમાગધા નામની કન્યાએ પોતાના પતિને જૈન ભિક્ષુઓના પંજામાંથી છોડાવી આખા શહેરને કંઈક અદ્દ્ભુત ચમત્કારથી બુદ્ધધર્મી બનાવી દીધું હતું. આ સુમાગધા પૂર્વ જન્મમાં પોતાના દસ અદ્દ્ભુત સ્વપ્નાથી ખ્યાતિ પામેલા કૃકિન રાજાની પુત્રી હતી.

અવદાન કલ્પલતાઃ—અંતે કાશ્મિરનો કવિ ક્ષેમેંદ્ર (ઇ. સ. ૧૦૪૦ ના સુમારમાં) એણે રચેલા અવદાનકલ્પલતા નામના વિસ્તારવાન અવદાન સમુચ્ચયનો પરિચય કરાવવા અને રોકાવું જોઇએ. ખાસ કરીને તિબેટમાં આ ગ્રંથ વંદનીય મનાયો છે. ક્ષેમેંદ્રે પુષ્કળ ગ્રંથ લખ્યા છે. તેના ગ્રંથનો કલ્પના પ્રચુર છે. આગળ ક્ષેમેંદ્ર સાથે ઘણે પ્રસંગે આપણને મુલાકાત થશે છે. કેમકે પોતાની બાહોશીથી તેણે ઘણા ક્ષેત્રો પ્રવેશ કર્યો છે. બુદ્ધિ શકિત તથા રસિકતા કરતાં પણ દૃઢનિશ્ચયથીજ તે આગળ વધી નામના મેળવી શકયો હતો. પદ્ધતિસર કાવ્યની ઢબમાં ક્ષેમેંદ્ર બૌદ્ધ અવદાનોનું જે કથાઓમાં વર્ણન આપ્યું છે, તે કથાઓમાં પણ બુદ્ધિ અને રસિકતા કરતાં પણ બોધ પ્રદતા વિશેષ રીતે દેખાઇ આવે છે. બૌદ્ધ લોકોના સ્વાર્થ ત્યાગની અહિં કેવળ પરાકાષ્ઠા કરવામાં આવી છે, કર્મ તત્વોનું વિવેચન ચમત્કારિક રીતે કર્યું છે, તેમ સારાંશમાં પણ એટલી બધી અતિશયોકિત કરી છે કે, કેટલેક પ્રસંગે તેના વાંચનથી તિરસ્કાર કરતાં જુદુંજ પરિણામ નિપજે છે. આ સમૂહમાં ૧૦૭ વાર્તાઓ છે. અને ક્ષેમેંદ્રના પુત્ર સોમેંદ્રે પ્રસ્તાવનાવિના ૧૦૮ મી 'જીમૂત વાહન અવદાન' ની કથાનો તેમાં ઉમેરો કર્યો છે. ઘણી ખરી કથાઓ પ્રાચીન અવદાન સંગ્રહમાં તેમ અન્ય સ્થળે તે પહેલાંજ આવી ગએલી છે. [ પાલિ ટીકા પરથી પરિચિત થએલી પદ્માવતીની (જેના પગ નીચે કમળ પુષ્પ ઉત્પન્ન થતા) કથા પદ્માવતી અવદાન (નં ૬૮) સાથે મળતી આવે છે. એક શ્રૃંગ અવદાન (નં ૬૫) તથા સુવિખ્યાત ઋષ્ય શૃંગ કથા વચ્ચે ઘણું સામ્ય છે. તે બન્ને મહાવસ્તુમાં આવી જાય છે. મહાવસ્તુની ઢબ પર ક્ષેમેંદ્રે ઋષ્ય શૃંગ-કથા રચી હતી એમ લ્યુડર્સે (એન. જી. જી. ડબ્લ્યુ. ૧૯૦૧ પા. ૨૬) સાબીત કર્યું છે. હર્મન ફ્રેંકે ક્ષેમેંદ્રના અવદાનનો જર્મન ભાષામાં પદ્યમય તરજુમો કર્યો છે. એ વિષય માટે તિપિટક(બુદ્ધ પૂર્વ જગત પ્ર. ૧૧) એ લેખ વાંચો.

[ સંદર્ભ ગ્રંથઃ—વિંટરનિટ્ઝનો 'ભારતીય સાહિત્યનો ઇતિહાસ' બીજા ભાગનો પૂર્વાર્ધ. આ ગ્રંથ અતિ મહત્વનો તેમ વિદ્વત્તા પૂર્ણ છે. અવદાન સાહિત્ય માંના આગલા ભાગો પણ ઉપલબ્ધ છે. ૧ અવદાન શતક-સ્પેયરે પ્રગટ કર્યું. તથા (સેંટ પીટર્સ બર્ગ ૧૯૦૨-૯) એલ. ફીરે તેનું ફ્રેંચમાં ભાષાંતર કર્યું હતું. (પૅરિસ ૧૮૯૧) દિવ્યાવદાન-કાવેલ અને નીલ, કેંબ્રિજ ૧૮૮૬. આમાંના લાંબા ઉતારા બર્નોફે પોતાના ભારતીય બૌદ્ધ ધર્મના ઇતિહાસની પ્રસ્તાવનામાં ભાષાંતર કરી સંકલન કર્યા છે. બિબ્લિઓ થિકા બુદ્ધિકા. ઓલ્ડનબર્ગ જે. એ. ૧૮૮૪. રાજેંદ્રલાલ મિત્ર-સંસ્કૃત બુદ્ધિસ્ટ લિટરેચર ઑફ નેપાળ, કલકત્તા ૧૮૮૨. ઝેડ. ડી. એમ. જી. પર; ૧૮૯૮ (ઓલ્ડનબર્ગનો લેખ) ક્ષેત્રી લોંગ

પાએ. કેર્ન મેન્યુઅલ. રીસડેવિડ્સ-જે. પી. ટી. એસ. ૧૯૬૬. ઓલ્ડનબર્ગ-બુદ્ધહાઈ-અશોક. બેંડાલ-કેટલાગ-બ્યુડસ એન. જી. જી. ડબ્લ્યુ. ૧૯૦૧ બુદ્ધોત્તર જગત (જ્ઞાન કોશ પ્રસ્તાવ ખંડ) ].

**અવધૂતઃ**—(૧) (જ્ઞાનેંદ્ર સરસ્વતી) સાતારા જીલ્લામાંના વિટા ગામના કુળકર્ણી (તલાટી) હતા. ચૈતન્ય સંપ્રદાયના અનુયાયી હતા. તેમનું પૂર્વાશ્રમમાંનું નામ ભૈરવ હતું. પિતાનું નામ જ્યોતિલિંગ અને માતા યમુનાબાઈ. તેમણે રચેલા ગ્રંથ પરથી ભૈરવની અટક જ્ઞાન સાગર એવી પડી. કાકાએ તેમને દત્તક લીધા હતા. તેમની ગુરૂપરંપરા-કૃષ્ણ ચૈતન્ય તુળસી અદ્વય ચિદઘન (અદ્વયના પુત્ર અને શિષ્ય), નાગેશ (પુત્ર અને શિષ્ય). તેની બ્હેન નિરાબાઈ; તેનો પુત્ર શિવચૈતન્ય ભાઇ જ્યોતિ લિંગ. શિવલિંગના દત્તક પુત્ર અને શિષ્ય અવધૂત (૧૭૩૪ પૂર્વે) એ હતી. કુળદૈવત ક્ષેત્રપાલ, અને હતું ગોત્ર વિશ્વામિત્ર તેના ગ્રંથ—જ્ઞાનસાગર(ર. શ. ૧૭૩૪) જ્ઞાન સાગરાનંદ (ર. શ. ૧૭૬૪). (સં. ક. કા. સૂ.)

**અવધૂતઃ**—(૨) (નિરંજન) એમના મૂળ પુરૂષ ચિતોત્પત્તિ ચિતામાંથી ઉત્પન્ન થયા હતા એવી આખ્યાયિકા છે. તેમના પુત્ર સિદ્દેશ્વર તેમના પુત્ર વિશ્વેશ્વર, તેમના શ્રીધર અને તેમના શામરાજ ગુરૂ ગોવિંદને તેઓ ગુરૂ તરીકે પોતાને મનાવે છે. તેમ પોતાને તેઓ અવધૂત નિરંજન તરીકે ઓળખાવે છે. તેમના ગ્રંથ-કપિલગીતા (૧૬૩૦) મૂલસ્તંભ, અભંગ, ફુટકા વગેરે (સં. ક. કા. સૂ.)

(૩) સાધૂઓનો એક પંથ. અવધૂત, ઔઘડ, અવધુત એવા તેમના બીજાં નામો છે. 'અતીત' (જુઓ) અને અવધૂત એ લગભગ એક સરખા પંથો છે. તેમની ભિન્નતા વિષે તથા બાબી કેટલીક માહિતી અત્રે આપીશું.

અતીત એટલે સંસાર ને 'પેલે પાર ગએલો' જ્યારે અવધૂત એટલે ન્યાત જાતના બંધનો 'છોડી નાખેલ' અવધૂતોમાં શૈવ અને વૈષ્ણવ એ બન્ને પંથમાં લોકો હોય છે. પણ અતીતોમાં ઘણે ભાગે શૈવજ છે. પરંતુ કેટલેક સ્થળે (બિહાર) વૈષ્ણવ અતીતો હોય છે (રિસ્લે-ટ્રાઇબ્સ ઍન્ડ કાસ્ટ ઑફ બેંગાલ). આ સંપ્રદાય ભેદ સંસ્કૃત સાહિત્યમાં પણ ઘણે ઠેકાણે જડે છે.

અવધૂતોમાંના શૈવ અવધૂત અતિ વિરક્ત હોય છે. અને જેટલી હદ સુધી ઓછા કપડાં વાપરી શકાય તેટલા ઓછાં વાપરે છે. માથે જટા વધારી માટી ચોપડે છે. મૌન રાખી ભિક્ષાવૃત્તિ સેવે છે. શિયાળામાં ધુણી ચેતવે છે. તેમનું આખું જીવન કષ્ટયુક્ત હોય છે. કાનફાટા-સંપ્રદાયનો ઉત્પાદક ગોરખનાથને અવધૂત પંથીઓ પોતાના ગુરૂ તરીકે માને છે. 'ગોરખ બોધ' અને 'ગોરખ નાથની વાતો' એ પુસ્તકોમાં ગોરખ નાથને 'અવધૂત' એ વિશેષણ લગાડવામાં આવ્યું છે. ઘણા અવધૂતો દત્તાત્રેયને પોતાની ઉપાસ્ય દેવતા માને છે.

વૈષ્ણવોમાં 'અવધૂત' નો એક વિશેષ અર્થ છે જ્યારે રામાનંદે રામાનુજ પંથીઓમાં મોટા સુધારા દાખલ કર્યાં અને પંથમાંથી જાતિભેદ સદંતર કાઢી નાખવાના પ્રયાસ કર્યો. ત્યારે પોતાના અનુયાયીઓએ નિસર્ગ તથા સમાજના બંધનો તોડી પાડયા છે એમ દર્શાવવા પોતાના પંથને અવધૂતને નામે ઓળખાવ્યો હતો. રામાનુજ અવધૂતો રામ તથા હનુમાનના ખાસ પૂજકો હોય છે. હોપકિન્સ (રિલિજીયન્સ ઑફ ઇંડિયા) ના અભિપ્રાય મુજબ જાતિબંધનના ત્યાગના સૂચક તરીકે અવધૂત શબ્દની યોજના નથી. પણ રામાનુજના કડક બંધનો તોડયાં તે દર્શાવવા માટેજ આ શબ્દ વાપરવામાં આવ્યો છે. તેમનો ધર્મ 'રામાનંદી' 'ભક્તિ માર્ગ' એ લેખોદ્વારા જાણી શકાય છે.

ધર્મને નામે ભીખ માગનારા હરકોઇ ભીખારીને સામાન્ય રીતે અતીત કે અવધૂત એ નામોથીજ ઓળખવામાં આવે છે.

[ સંદર્ભ ગ્રંથ—'અતીત' જ્ઞાનકોશ વિભાગ ૬ ઠો. વિલ્સન એસેઝ ઑન ધિ રિલિજીયન્સ ઑફ ધિ હિંદુઝ રિસ્લે ટ્રાઇબ્સ ઍન્ડ કસ્ટમ્સ ઑફ બેંગોલ. ક્રુક-ધિ ટ્રાઇબ્સ ઍન્ડ કાસ્ટ્સ ઑફ ધિ નૉર્થ વેસ્ટર્ન પ્રૉવિન્સિસ ઍન્ડ આઉંધ એ. રિ. એ. વગેરે. ]

**અવનઃ**—વસ્તી (૧૯૧૧) ૪,૨૫,૯૩૧. પંજાબમાંની એક જાત. તેઓ પોતાને તદ્દન પરદેશી જાત તરીકે માને છે તેમ હિંદમાંની જાતિઓ સાથે તેમને કોઈ રીતે સંબંધ નથી એવી પણ તેમની માન્યતા છે. અલીનો એક વંશજ કુતુબશાહ; એનેજ તેઓ પોતાના મૂળ પુરૂષ તરીકે માને છે. આ જાતિની ઉત્પત્તિ વિષે થોડા વર્ષ પહેલાં મોટી ચર્ચા ચાલી હતી. અને સર ડેન્ઝિલ ઇબટસને આની ઉપપત્તિજ ચર્ચી હતી. જનરલ કનિંગહૅમ એમ માને છે કે અવન અને જાન જુઆના તેઓ વંશનો હશે. અને ઇંડોસિથિયન લોકોની સ્વારીઓ વખતે મીઠાના પર્વતની ઉત્તરમાં આવેલા સપાટ મેદાન પર રહેતા હશે. ઝેલમની જમાબંધી ખાતાનો અમલદાર થોમસન જણાવે છે કે અવન એ એક જાટોની જાત હોઇ ડેરા ઇસ્માઈલ ખાનની વાયવ્યમાંથી તે પંજાબમાં આવી

મેજર વેક આ સાથે સંમત થાય છે. કાલાબાગના અવન સરદારોની વંશાવળીમાં મુસલમાન નામો આગળ બાપના નામ હિંદુ જોઇને સર ડેન્ઝીલ ઈબિટ-સનને અત્યંત નવાઈ લાગી. તેમને પરદેશી જાતિ તરીકે ઓળખવવા માગનારાઓને આ પુરાવાથી ઘાત થવાથી તેમણે એક દંતકથાને આધારે અવન જાતિ વિષે એક કાલ્પનિક કથા ઉપજાવી કાઢી તે આ પ્રમાણે છે. અવનો મૂળના કુતુબવંશીજ છે. પરંતુ કુતુબશાહના મૃત્યુ પછી ૧૦૦ વર્ષે એક યોગીએ તેમની શુદ્ધી કરી હિંદુ બનાવ્યા-વળી પાછા સૈયદ અબ્દુર રહીમે તેમને મુસલમાન બનાવ્યા પણ મુસલમાનોની સ્વારી થઇ તે કાળમાં કોઈ પણ વિધર્મી હિંદુ થઇજ શકતો નહિં. એ આ કથા જોડી કાઢનારા ભૂલી જાય છે. રોઝ ખાત્રી પૂર્વક જણાવે છે કે અવન એ એક દેશી જાત છે. અવન એ શુદ્ધ સંસ્કૃત શબ્દ છે. તેનો અર્થ રક્ષણ એવો થાય છે. રોઝે થોમસન તથા વેકનો અભિપ્રાય કે તેઓ જાટ છે તે માન્ય રાખ્યો છે. કેમ કે આજે પણ જાટોમાં અવન નામની એક પેટા જાતિ છે.

— અતિ પ્રાચીન કાળથી તેઓ મીઠાના પર્વતની ઉત્તરના મેદાનોમાં સ્થાયી બની રહ્યા હશે તેમ તેમણે મુસલમાનોની સ્વારીઓનો કસીને પ્રતિરોધ કર્યો હશે તેથીજ તેમને હિંદુઓના રક્ષક એ અર્થે અવન એ સંજ્ઞા મળી હશે. એવો રોઝે તર્ક કર્યો છે. મુસલમાનોની સ્વારીઓ પછી સૈયદ કુતુબશાહે તેમને મુસલમાન બનાવ્યા તે પ્રાંતમાં લશ્કરી સરંજામી પદ્ધતિ જારી હોવાથી તે કાળમાં ત્યાંના મુખ્ય સરદારો મુસલમાન થવાથી તેમના આશ્રિત લોકો પણ તે પછી મુસલમાન થયા હશે. અને તે પછીજ તેઓ પોતાને કુતુબશાહી કહેવડાવવા લાગ્યા હશે. એમ રોઝ જણાવે છે. મિયાનવાલી જીલ્લામાંના અવંકરી ભાગના લોકોનું નિરીક્ષણ કરતાં અવન એ એક જાટોનીજ જાત છે એમ ચોકસપણે કહી શકાય છે. મમ્મલ નામના એક ગામડામાં એક ભટિઅવન વગેરે પેટા જાતિઓ રજપુત વંશથી કેવી રીતે ઉત્પન્ન થઇ હતી તે સંબંધીના ભભકદાર વર્ણનો રોઝને સંભળાવ્યા હતાં. આ આખા પ્રદેશમાં હિંદુ નિશાનીઓજ મળી આવે છે. દાખલા તરીકે સપાટ પ્રદેશના મધ્યભાગમાં વસેલા એક ગામડાનું નામ મઝવન-મધ્યવન-એવું છે.

પુરાણ વસ્તુ સંશોધનના શાસ્ત્રની રીતે બીજી મહત્વની વસ્તુ એટલે મીઠાના પર્વતો નજીકનું અંબ નામનું એક ગામડું છે. આ ગામમાં પુરાતન કાળમાં રાજા અમરિકની રાજધાની હતી. ભાંગી પડેલી એક ઇમારતનું બાંધકામ તપાસતાં તે ઇમારત ઇ. સ. ના હજારમાં વર્ષમાં બંધાયલી હોઈ તે વખતે ત્યાં અવનોની વસ્તી હતી, એમ અવનોની પરંપરાગત કથાઓ પરથી સ્પષ્ટ થાય છે. ઉપરાંત આ જાતિમાં હજી હિંદુઓની પુષ્કળ રીતરિવાજો દેખાઈ આવે છે. વળી તેમના નામનું તૌલનીક રીતે નિરીક્ષણ કરતાં તે અરેબિક હોવાનો સંભવ પણ અશકય થઈ પડે છે. તેમનામાંની પેટા જાતિઓનાં નામ અહિર, ભાટ, ચાંદ, હરપાળ, પસવાલ, કલાલ, કરહત ઇત્યાદિ છે. જેથી અવનો જાત કે રજપુતોજ છે અભિપ્રાય સયુક્તિક લાગે છે. જાટોની નસોમાં રજપુત લોહી વહે છે. કેમ કે રજપુત એ શબ્દ સરદારી દરજ્જો દર્શાવનારો છે ( રોઝ-ગ્લૉસરી; સેન્સસ રિપોર્ટ ).

**અવનિવર્મા**:—એ એક ચાલુકય રાજા થઈ-ગયો. તે સધન્વનો પુત્ર અને સિંહવર્મનો પૌત્ર હતો તેની પુત્રી હૈહેય વંશના કેયુરવર્ષ યુવરાજ પહેલાને આપી હતી. એનો ઉલ્લેખ કલ્યુરિ યુવરાજદેવના બીજાના બિલ્હારી શિલાલેખ ( શ્રી નિવાસ અને સજ્જન કૃત ) માં હૈહેય વંશસાથેથયો છે. (ઈ. એન્ટિ-વૉ ૧ પા. ૨૫૪ અને પ્લેઈટ )

**અવની**:—મદ્રાસ ઇલાકાના કોલારજીલ્લામાં આવેલું મૂલબાગલ તલુકાનું એક ગામ. ૧૯૦૧ માં અહિંની વસ્તી ૯૪૯ હતી. હિંદના દસ ધામોમાંનું અવન્તિકા ધામ તે એજ ગામ એમ તે બાજુના લોકો જણાવે છે. વાલ્મિકી ઋષીનો અહિં આશ્રમ પણ હતો. તેમ શ્રીરામચંદ્રજીએ લંકાથી પાછા આવતા અહિં મુકામ કર્યો હતો એવી દંતકથાઓ ચાલે છે. શિલાલેખોમાં આ ગામને 'દક્ષિણના ગયા' તરીકે વર્ણવ્યું છે. અહિં સ્માર્તપંથના ગુરૂનો નિવાસ હોઇ વાર્ષિક યાત્રા પણ ભરાય છે ( ઇ. ગૅ. ૬ ).

---

**અવલંબન**:—એક બૌદ્ધ સૂત્ર-પ્રથમ બ્રાહ્મણોના ધંધાને વખોડી તે પછી તે ધંધો એટલે શ્રાદ્ધ વગેરે ભિક્ષુક ( ગોર ) કામો પોતાને હાથ સર કરવાના બૌદ્ધો એ જે પ્રયાસ કર્યા તેના પરિણામ તરીકે આ સૂત્રનું નિર્માણ છે. અવલંબન એ શબ્દથી પ્રેતયોનીમાંથી મુક્ત થએલા તેમ અધોમુખ અવસ્થામાં રહેલા આત્માઓની સ્થિતિ દર્શાવવામાં આવે છે. તેમના પૃથ્વી પરના વંશજો જ્યાં સુધી યજ્ઞ કરતા નથી ત્યાંસુધી આ આત્માઓની દુઃખી અવસ્થાનો અંત આવતો નથી. પાશ્ચિમ સીનવંશના

કાળમાં (આસરે ર૬૫ ઇ. સ.) વિખ્યાત બુદ્ધ ભિક્ષુ ધર્મરક્ષે આ સૂત્રનું ચિનીમાં ભાષાંતર કર્યું હતું. મૂતો માટે યજ્ઞ કરવાની પદ્ધતિ એ આ સૂત્રોના વિવરણનો વિષય છે. આ સૂત્ર કિંગત્સોંગચો-ત્સ્વો નામના સંગ્રહના પાંચમા ભાગમાં આપવામાં આવ્યું છે. ત્યાં તેનું નામ ફો-ત્સ્વો-ઉલમ-પ્વનકિંગ એટલે બુદ્ધે ગાએલું અવલંબન સૂત્ર એવું લખાયું છે.

સૂત્ર સારાંશ:– એક સમયે બુદ્ધશ્રાવસ્તી નગરીમાંના જેતવનમાં રહેતો હતો. મોગ્ગલાન ત્યારે ઋદ્ધિનું સંપાદન કરી રહ્યો હતો. તેણે એકવાર પોતાની અંતર્જ્ઞાનિશકિત અજમાવી જોઈ ત્યારે તેને જણાવ્યું કે તેની માતા પ્રેત લોકમાં અન્ન પાણીવના કૃશ થઇ પડી છે. તેણે તેને ભાત ખાવા આપતાં તેના કોલસા થઇ ગયા. માતાને મુક્ત કરવાનો ઉપાય તેણે બુદ્ધને પૂછયો ત્યારે બુદ્ધપ્રભુએ જણાવ્યું કે "સાતમા મહિનાના ૧૫ મા દિવસે દશ દીશાના આચાર્યોને બોલાવી લાવી સાત વંશમાંના પૂર્વજોની મુક્તિને માટે અન્ન, પાણી તથા વસ્ત્રો તે આચાર્યોને અર્પણ કર, આથી તારા સઘળા પૂર્વજો કષ્ટથી મુક્ત થઇ સ્વર્ગની સુખી અવસ્થામાં મ્હાલતા થશે." યજ્ઞાર્પણને વખતે ઉચ્ચારવાના મંત્રો પણ બુદ્ધ પ્રભુને કથન કર્યા હતા. મોગ્ગલાને આ ક્રિયા કરી કે તરતજ તેની માતા મુક્ત થઈ. (ઇ. ઍ પુ. ૯. પૃ. ૮૫–૮૬).

**અવલોકિતેશ્વર**:– બૌદ્ધ લોકોની એક દેવતા-વિષેની કલ્પના નૈયાયિક અને ભાક્ત (ભક્તિમાર્ગી) લોકો સગુણ પરમાત્માને ઇશ્વર એ સંબોધન લગાડે છે. ઈશ્વરનો યોગાર્થ રાજા (ઇશ–રાજ્ય કરવું) એવો છે. ઈશ્વર એ વિશેષણ બોધિસત્વને અને વિશેષે કરીને મહાબોધિસત્વને અગર દશ ભૂમિશ્વરને લગાડાય છે.

'અવલોકિતેશ્વર'નો અર્થ સ્પષ્ટ નથી. વિદ્વાનોમાં પણ તેના અર્થ વિષે મતભેદ રહે છે. અવલોકિતેશ્વરનો જે દૃશ્ય છે તેનો એટલે આ જગતનો સ્વામી એવો અર્થ થશે અથવા દૃષ્ટિનો ઈશ્વર તે ઈશ્વર, અથવા વ્યક્ત ઈશ્વર અથવા જ્ઞાત ઈશ્વર એવા પણ અર્થ થઇ શકે છે. તેમ દૃશ્ય છે તે, એવો અર્થ પણ થાય. તિબેટી ગ્રંથકારોએ તથા તેમના હિંદી ટીકાકારોએ આનો અર્થ 'સમસ્ત જગતનું નિરીક્ષણ કરનારો ઈશ્વર' એવો કર્યો છે. કેટલાક અર્વાચીન પંડિતોએ આનો અર્થ 'ઉપરથી નીચે જોનારો' એવો પણ કર્યો છે. પરંતુ તે સંતોષકારક નથી. કેમકે, સઘળા બોધિસત્વો પ્રમાણે અવલોકિતેશ્વર 'ભગવન્મુખાવલોકનપર' એટલે બુદ્ધ તરફ જોનારો અને 'કરૂણાસ્નિગ્ધાવલોકન' એટલે દયા ભાવ પૂર્વક જોનારો પરમેશ્વર એવો થાય છે. અવલોકિતનો અર્થ સઘળી દીશામાંની સર્વ વસ્તુઓ જોનારો તથા સર્વેને મદદ કરવાનો દેવ એવો છે તેને સમંત મુખને નામે પણ સંબોધે છે.

અવલોકિતેશ્વરનું સૌથી વધારે મહત્વનું નામ લોકેશ્વર અથવા લોકનાથ એ છે. લાંબાકાળ સુધી તેનું પરંપરાથી જે સ્વરૂપ વર્ણન આપવામાં આવ્યું છે તેનું આ નામ યથાર્થ નિદર્શક છે. વર્તમાન કાળપર હકુમત ચલાવનારો, જગતનો ભાર ઉપાડી લેનારો, આદ્ય અવતાર, પ્રકાશ તથા જીવોનો ઈશ્વર, એવી જાતના વર્ણનો બૌદ્ધ ગ્રંથોમાં એને વિષે આપવામાં આવ્યાં છે.

અવલોકિતેશ્વરનો જે વ્યક્ત એટલે સગુણ અથવા કાર્યકર્તા ઈશ્વર એ અર્થ માન્ય કરીએ તો અવલોકિતેશ્વર વિષેની કલ્પના કયારે ઉદ્ભવી હશે તે અધુરાં સાધનોને લીધે શોધી કાઢવું અશકય છે. આ કલ્પનાનો ઉદ્ભવ કયારે થયો, તેનું મૂળ શામાં છે, વગેરેનો ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરવો તે પણ ઘણુંજ અઘરૂં છે. પરંતુ તર્કશાસ્ત્રની રીતે અવલોકિતેશ્વર વિષેની કલ્પના શીરીતે ઉદ્ભવ પામી હશે તે જાણવા જેવું છે.

મહાવસ્તુમાં જોકે બોધિસત્વની 'ભૂમિ'નું વર્ણન આવી જાય છે અને જોકે તેમાં બુદ્ધ ક્ષેત્રનું પણ વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે. તોપણ બુદ્ધનું પાલન કરનારા તથા સર્વ ભૂતોનું રક્ષણ કરનારા બોધિસત્વ મહાસત્વોનો તેમાં ઉલ્લેખ નથી. તેમ અવલોકિતનો પણ તેમાં પત્તો નથી. લલિતવિસ્તારમાં બુદ્ધનો ઉપદેશ શ્રવણ કરનારા જે ૩૨૦૦૦ બોધિસત્વ જણાવવામાં આવ્યા છે તેમાં પુષ્કળ વિશેષણો 'મહાકરૂણ ચંદ્રિન' નો પણ ઉલ્લેખ આવ્યો છે. તિબેટી ભાષાંતરમાં આને બદલે મહાકરૂણ ચિત્ત' એ નામ છે એમ વેંડેલ જણાવે છે. અવલોકિતેશ્વરના વિવિધ સંબોધોમાંનો આ એક છે. પણ લલિતવિસ્તારમાં અવલોકિતેશ્વરનો ઉલ્લેખ નથી એટલોજ મત પ્રચલિત છે તેને આથી કોઈ જાતનો બાધ આવે છે કે કેમ તેનો નિર્ણય કરવો અઘરો છે.

ધર્મસંગ્રહ ગ્રંથના આઠ બોધિસત્વોમાં અવલોકિતેશ્વરનો ઉલ્લેખ નથી. જ્યારે કેટલાક ગ્રંથોમાં અવલોકિતનો ઉલ્લેખ આવે છે. માત્ર તેને તેમાં સર્વોત્તમ સ્થાન આપવામાં આવ્યું નથી. એટલુંજ નહિં પણ બોધિસત્વથી ભિન્ન તરીકે જે પાંચ સાત

વ્યક્તિઓ તેમાં જણાવી છે તેમાં આનો સમાવેશ કરવામાં આવ્યો છે. દાખલા તરીકે અવલોકિત તથા મંજુઘોષ, જેમના અગ્રણી છે તે બુદ્ધના પુત્રો અને અવલોકિત, મંજુઘોષ ક્ષિતિગર્ભ તથા વજ્રિન એમનું સામટું વર્ણન આપ્યું છે. અવલોકિતનું ખાસ કામ દૈત્યોસાથે લડવાનું હતું.

કેટલાક મહાયાનિ ગ્રંથમાં સઘળા બોધિસત્વોની મુખ્ય અને સર્વશ્રેષ્ઠ વ્યક્તિઓના વર્ણનો જોવામાં આવે છે. આ ગ્રંથોના અભિપ્રાય પ્રમાણે બોધિસત્વ એજ ત્રિરત્નોમંનું ત્રીજું રત્ન જે સંઘ તે છે. ધર્મસંગીતિ જેવા કેટલાક સૂત્રામાં અવલોકિતેશ્વરનું પુષ્કળ મહત્વ વર્ણન કરવામાં આવ્યું છે તેમાં અવલોકિતેશ્વર મહત્વ પૂર્વક રજુ થતા જોવામાં આવેછે બોધિસત્વેતો પાપનો પણ ભય ન રાખતાં ભૂત દયાના પ્રચાર કાર્યમાટે પોતાની સેવા અર્પણ કરી હતી. આ કાર્યને અવલોકિતેશ્વરે કલ્યાણકારક તરીકે જણાવી તેની સ્તુતિ કરી છે. ભૂત દયાના કામમાં એકાદ પાપ કરવું પડે તો તેપણ કરવું, કેમકે, જે આપણાપર આધાર રાખે છે તેનો વિશ્વાસ ભંગ કરવા કરતાં ભલે પાપ કરવું પડે તો તે કરીને નરકવાસ પણ વહોરી લેવો બેહેત્તર છે એવી તેણે દલીલ કરી છે.

અવલોકિત બોધિસત્વ મહાસત્વ છે પણ તે કાંઈ સર્વશ્રેષ્ઠ નથી. અવલોકિતેશ્વરના ઇતિહાસમાંની આ દલીલજ પુરાતન માન્યતાથી પુરવાર થાય છે. આ માન્યતા એટલે સાત આઠ બોધિસત્વોસહ પદ્મપાણી બુદ્ધની આજુ બાજુએ બેઠેલો ચિતર્યો છે. તે તથા તેવી જાતના વર્ણનો.

મૈત્રેય ( ભવિષ્ય કાળનો બુદ્ધ ) ને એકલાનેજ હીનયાનમાં બોધિસત્વ માન્યા છે. તે અવલોકિતેશ્વરનો પૂર્વગામી હશે એમ સંસ્કૃત તિબેટી મહાવ્યુત્પત્તિ કોષપરથી તથા ચિની કોષ પરથી જણાય છે. એટલું તો ચોક્કસજ છે કે, બોધિસત્વને જે દયાશીલ દેવી, પરમાર્થ અભયચંદ વગેરે સંબોધનો લગાડવામાં આવેછે તે કેવળ અવલોકિતેશ્વરને લગાડતા પહેલાં ક્ષિતિગર્ભ વગેરેને પણ લગાડવામાં આવતા. પરંતુ આ સર્વે કેવળ તાર્કિક અનુમાનો છે કેમકે, ખ્રિસ્તી શકના આરંભ કાળનાં કેટલાક સંપ્રદાયોમાં અવલોકિતેશ્વરજ સર્વશ્રેષ્ઠ મનાયો છે.

સદ્ધર્મ પુંડરિકમાં અવલોકિતેશ્વરનું પ્રધાન પદ મળી આવતું નથી. પણ તેની મહત્તા ગાતું એક જુદુંજ પ્રકરણ લખાયલું છે તે મંજુશ્રી શિવાય બાકીનાં અક્ષયમતિ વગેરે બોધિસત્વ મહાસત્વો કરતા અતિશ્રેષ્ઠ હોઈ જગતનો તારણહાર છે. તે હજારો બુદ્ધોથી વધારે વંદનીય છે. પોતાનું ભૂતદયાવત આગળ ધપાવવામાટે તે બુદ્ધ, બોધિસત્વ, મહેશ્વર, કુબેરવજ પાણિ વગેરેના રૂપ ધારણ કરે છે અક્ષયમતિ તેને ફુલ અર્પણ કરે છે. અને તે શાકુલ શાકયમુ અને તથા પૂર્વ બુદ્ધોને અર્પણ કરે છે. આ ગ્રંથમાં 'સુખાકર' નામના લોકમાં તેનું નિવાસ સ્થાન જણાવેલું હોઈ કોઈવાર તે બુદ્ધને જમણે હાથે અને કોઈવાર ડાબે હાથે બેસે છે એમ જણાવ્યું છે.

અમિતાયુધ્યનિસૂત્રોમાં તથા સુખાવતીમાં અમિતાભ તથા અવલોકિત એમની ઈશ્વર સંબંધીની ભાવનાઓ રજુ થઇ છે. ભક્તિયોગ વિષેના ભાવમાં અતિશયોક્તિ છે. પુરાતનકલ્પના વિષે રહેલી દૃઢશ્રદ્ધાની છાયા આ ગ્રંથમાં ઠેર ઠેર છવાઇ રહેલી જોવામાં આવે છે.

અમિતાભ અથવા લોકનાથ એ અતિપ્રાચીન કાળમાં ધર્માકર નામનો ભિક્ષુ હતો. તેને બુદ્ધત્વ પ્રાપ્ત થઇને દસકલ્પ વહી ગયા. તેમ તેને ગુપ્ત થવાને હજી ઘણો લાંબ કાળ વહી જશે. તત્વત: સઘળા બુદ્ધ સરખાજ હોઈ સમજ્ઞાની, તથા પૂર્ણાવસ્થાએ પહોંચેલા હોય છે. માત્ર બુદ્ધ થયા પછીજ તેમના કર્મમાં ભેદ પડે છે. દાખલા તરીકે ધર્માકરે એવો નિશ્ચય કર્યો કે, હું બુદ્ધ થયા પછી અતિશય શુભ બુદ્ધક્ષેત્ર કરીશ. સુખાવતી ક્ષેત્ર તે આ. અને આથી કરીનેજ નિર્વાણ પદ પ્રાપ્ત કરનારી વ્યક્તિઓ બુદ્ધ ક્ષેત્રમાં તેની સાથે ભેગા મળે છે. જે દોષી હોઈ દોષનું ક્ષાલન કરવા ન્હાતા હોય તથા તેવી જાતની તેમનામાં શક્તિ હોય તેઓ અમિતાભ સાથે પોતાનો કાળ કમળપુષ્પોમાં ગાળે છે. આની સાથેજ જે બોધિસત્વોને બુદ્ધ થવાની ઇચ્છા હોય, તેઓ બુદ્ધનો ઉપદેશ સાંભળવા જાય. અને તે પછી બુદ્ધ બની તેઓ શાશ્વતસ્થાન મેળવી શકે. આ યુગને અંતે અવલોકિતેશ્વર હજારમો અને છેલ્લો બુદ્ધ બની આવશે.

યોગ્યતાની નજરે સઘળા બોધિસત્વો સરખા હોતા નથી. અમિતાભના સ્વર્ગમાં અવલોકિતેશ્વર તથા મહાસ્થાનપ્રાપ્ત એ બન્ને બુદ્ધ જેટલાજ તેજસ્વી અને મહાન હોય છે. છતાં તે બન્નેમાં પહેલો કંઈક વધારે મહત્તાવાન અને ઉચ્ચ દરજ્જાવાળો હોય છે. કેમકે સર્વે પ્રાણીઓને સ્વર્ગ મેળવી આપવું એ તેનું ધ્યેય છે. તે પોતાનાં તેજસ્વી શરીર સહ સઘળા લોકોમાં પ્રવાસ કરે છે ત્યારે અનંત રૂપ

ધારણ કરે છે. અમિતાભ પ્રમાણે તેના અંશાવતાર હોય છે. તેમતે પોતાનું 'સુખાવતિ મેળવી આપવાનું' કાર્ય કદી વિસરતો નથી.

અમિતાભ તથા અવલોકિત એમની મહત્તા વિષે ઉપર જે ગૌરવશાળી તેમ ભાવયુક્ત વર્ણન આપ્યું છે તે મહાયાન પંથના સર્વ સામાન્ય મોક્ષ માર્ગથી તદ્દન ભિન્ન છે. હીનયાન પંથના મત મુજબ બુદ્ધ પોતેજ ઉપદેશક હોયછે. પણ મહાયાન પંથ એ મુજબ બુધ્ધ ધ્યેયાત્મક તથા બોધિસત્વ તે પ્રાપ્ત કરનારા હોય છે. જેમ બિલાડી પોતાનાં બચ્ચાને મ્હોંમાં પકડી તેમના જીવ બચાવે છે તેમ સુખાવતીમાં અમિતાભ તથા અવલોકિત પોતાના એકનિષ્ટ ભકતો નું રક્ષણ કરે છે. પાપીઓને માટે અહિં સ્થાનજ નથી. અમિતાયુર્ધ્યાનમાં માત્ર આવી જાતની સરતો નથી. જે પાપી અમિતનું ધ્યાન કરશે તેનો ઉદ્ધાર થશે.

ચિની પ્રવાસીઓએ જે મૂર્તિઓનાં વર્ણન આપ્યા છે તે મૂર્તિઓ આ કાળનીજ છે. કારણકે, અમિતાયુર્ધ્યાનમાં દેવોનો વિશેષાત્મક સ્વભાવ દાખવનારી મૂર્તિઓ સંબંધે ઉલ્લેખ આવ્યા છે. અવલોકિતના ભવ્ય પુતળાઓ પણ આપણને મળી આવે છે. તેમ મૈત્રેય, મંજુશ્રી, તારા અને કવચિત્ મહાસ્થાન સ્થાનેથી મૂર્તિઓ પણ દેખાય છે. આ આશ્ચર્યકારક મૂર્તિઓ ઈશાન્ય હિંદથી સિલોન સુધી ઠેર ઠેર દેખાય છે. તેમ ગ્રંથોમાં તે વિષે જે વર્ણનો આવ્યા છે તે વાંચતાં જાણેકે મૂર્તિજ આપણી નજર આગળ ઉભી હોય તેવો ભાસ થાય તેવું આ આબેહુબ વર્ણન આપ્યું છે. અમિતાયુર્ધ્યાન સૂત્રમાં અવલોકિતેશ્વરને માથે ૨૫ યોજનની ઉંચાઇ વાળો બુદ્ધ અમિતાભની ડાબી બાજુએ બેઠો છે એમ વર્ણન પરથી જણાય છે અને જે મૂર્તિઓ જડી છે તે પણ આવીજ જાતની છે.

બોધિસત્વ, મંજુશ્રી, અવલોકિત તથા પ્રજ્ઞા એમની પૂજા એ મહાયાન પંથનું વિશિષ્ટ લક્ષણ છે. આલક્ષણ ચિની પ્રવાસીઓએ ઓળખ્યુ હતું એમ લાગે છે. જ્યાં હીનયાન પંથનો પ્રચાર હતો ત્યાં સુદ્ધાં મૈત્રેયની મૂર્તિ પૂજાતી હતી એમ હ્યુએનત્સંગે જણાવ્યું છે.

કારણ્ડવ્યૂહ અને શૂરંગમ એમાં તો અવલોકિતના ઉપલાથી પણ વધુ ગૌરવશાળી વર્ણનો આવ્યાં છે. પરંતુ તેમાં સંપ્રદાયનીજ.આંટીઘુંટી વધી પડી છે. વળી તેમાં પ્રાચીન સૂત્ર સહિત્ય કરતાં પૌરાણિક ઢબજ ઘણે ભાગે દેખાવ દે છે, આથી ઉલટું મંત્ર તંત્ર વિષેના પુસ્તકો તથા શિલ્પશાસ્ત્ર પરથી તો અવલોકિત અને બીજી દેવતાઓ ભિન્ન નહિં. પણ તત્વ રૂપે એકજ છે એમ જણાય છે. ઉપર જણાવેલી પુરાણો વિષેની કલ્પનાઓમાંથીજ અવલોકિત સંબંધે આવી જાતજાતની ભાવનાઓ ઉભી થયેલી જોવામાં આવે છે. આ અવલોકિત બૌદ્ધોનો શિવ હોઈ તે યોગી તથા તાંત્રિક પણ છે.

કેટલીક બાબતોમાં કારંડવ્યૂહ, સદ્ધર્મપુંડરિક અને અમિતાયુર્ધ્યાન વચ્ચે સામ્ય રહેલું છે. અવલોકિતે અમિતાભ પાસેથી ધર્મજ્ઞાન મેળવ્યું છે. તે શાકય મુનિની પૂજા કરવા આવે છે. ત્યારે સાથે પુષ્પ અને અમિતાભના આશીર્વાદ લેતો આવે છે. અર્થાત્ આ બાબતમાં તેનો દરજ્જો બુદ્ધથી ઉતરતો છે. પરંતુ બીજી કેટલીક બાબતોમાં તે બુદ્ધ તથા સંમતભદ્રથી પણ શ્રેષ્ઠ છે. તેના જેટલી તેજસ્વિતા બીજા એકેય બુદ્ધમાં નથી. સઘળા બુદ્ધ એકઠા કરીએ તો પણ તેની બરોબર એ આવતા નથી; તેના શિવાય બીજા કોઇથી પણ માયાવપુ ધારણ કરી શકાયું નથી. બુદ્ધતો આવપુ જોઇ પણ શકયો ન હતો. વળી તેના દેહના દરેક છિદ્રમાં હજારો બુદ્ધ અને અગણિત મહાત્માઓ સમાઈ જાય છે. તેના શરીરમાંથી સામાન્ય દેવો ઉત્પન્ન થાય છે. તેની આંખોમાંથી સૂર્ય ચંદ્રની ઉત્પત્તિ છે. તેના કપાળથી મહેશ્વર પેદા થયો છે તેમ બ્રમ્હા તેની બગલમાંથી નીકળ્યો છે. તે ઉત્પત્તિ કર્તા છે તેમ જગતનો પાલક છે તેની આંગળીઓમાંથી નરકાગ્નિ નું શમન કરનારી તથા પ્રેતોને તૃપ્ત કરનારી નદીઓ નીકળી છે. દૈત્યો તેની આગળ કંપે છે તેમ વજ્રપાણી પણ તેનાથી ડરીને નાસી જાય છે. સર્વે મનુષ્યો તથા પ્રાણીઓ પર તેની સત્તા ચાલે, એમાં કોઇ જાતની નવાઈ નથી. અવલોકિત એક મહાન યોગી હોઇ તે વિદ્યાધિપતિ અને અનેક મંત્રશતાવકીર્ણ છે. તે ગૃઢમંત્રો જાણે છે. પણ તેમાંય વળી 'સર્વોતમ ૐ મણિપદ્મે હુમ' એ ષડક્ષરી મંત્ર તેના શિવાય બીજો કયો બુદ્ધ જાણે છે.? કોઇજ નહિં. આ વિદ્યા કેવળ અવલોકિતેશ્વર પાસેજ હોઈ તે ચાહે તેને તે આપી શકે છે. 'વંદિત' એજ તેનું વર્ણન. તેનામાં બુદ્ધ ધર્મ, સંઘ અને શરણો એ સર્વેનું કરણ થયા છે. જે કોઇ પોતાના શરીર પર ૐ ષડાક્ષરી બીજાક્ષર કોતરાવશે તે વજ્રકાય શરીર ભાક્ તથા ગતયાન કોટિ અને ધાતુસ્તૂપવાન બનશે.

મૂર્તિ શિલ્પશાસ્ત્ર તથા મંત્ર ગ્રંથ પરથી એવું ચોકસ અનુમાન બાંધી શકાય છે કે, અવલોકિતનું દેવત્વ કેવળ શાબ્દિક નહિં પણ તેને પૂજા

અને મૂર્તિ પૂજા સાથે સંબંધ છે. તેની તિબેટમાંની મૂર્તિઓ હિંદુસંસ્કૃતિના નમૂના રૂપ છે. એટલુંજ નહિં પણ તેપર ચિની ઉદ્યાન વગેરેની પણ છાપ પડેલી દેખાય છે. અવલોકિતેશ્વરની મૂર્તિનું સમગ્ર વર્ણન આપવું અશકય છે. પણ તેનું સૌથી સરસ વર્ણનતો ફૂશરે આપ્યુંજ છે. એટલે મૂર્તિની કલ્પના વિષે કેટલીક ખાસ હકિકત આપીશું.

અવલોકિતેશ્વરના ઘણુ રૂપે છે. ઘણે ઠેકાણે તે મનુષ્ય રૂપે પણ મળી આવે છે. માથે જીનઅમિતાભ ની મૂર્તિ હોય છે. એક હાથમાં પદ્મ છે અને બીજે હાથેતં અનુગ્રહની નિશાની કરે છે. તેના હાથમાંથી ઝરતું અમૃત શવ હોઠથી પીએ છે એમ પણ દર્શાવવામાં આવ્યું છે. તેની પાસે હંમેશ ક્રોધાયમાન કે શાંત તારા (કયારેક બન્ને સ્વરૂપમાં) ૩૦,૫૦૦,૦૦૦ મંત્રોનો પાલક હયગ્રીવ તથા મૈત્રેયનો મિત્ર સુધન એ દેવોનો નિવાસ હોય છે.

શિવસ્વરૂપી અવલોકિતેશ્વરઃ—જ્યારે તેના ચાર હાથ બતાવવામાં આવે છે ત્યારે બે હાથથી અંજલિ વાળેલી હોય છે. બીજા બે હાથમાં પદ્મ તથા રૂદ્રાક્ષની માળા હોય છે. જ્યારે તે શિવ, અમોઘપાશ, હલાહલ, નીલકણ્ઠ, પદ્મનર્તેશ્વર ઇત્યાદિ રૂપ ધારણ કરે છે ત્યારે તેને અનેક હાથ અને આંખો હોય છે. તે વ્યાઘ્રાંબર ધારણ કરે છે, હાથમાં કમંડલુ હોય છે. નાગ ગળે વીંટળાયલો હોય છે. અને હાડકાની માળા કંઠે ધારણ કરે છે. તેનું શિવ સાથે ઐકય દર્શાવનારી આકૃતિઓ નીચે પ્રમાણે છે—

(૧) સિંહનાદ—શાકયમુનિએ જે ગંભીર પ્રતિજ્ઞાઓના ઉચ્ચાર કર્યા તેને સિંહનાદ કહે છે. મંજુશ્રીના કલ્પના અવલોકિતમાં ભળવાથી જે આકૃતિ બની તે સિંહારૂઢ હોઈ હાથમાં તલવાર તથા મંજુશ્રીના ગ્રંથ ધારણ કરેલી છે. (૨) મોરપીંછ પંખા જેવા પ્રસરેલા અને તે દરેકમાં એક એક આંખવાળી હજાર હાથવાળી મૂર્તિ (૩) અગીઆર મોંહો અને હજાર હાથવાળી મૂર્તિ આ મૂર્તિ સંબંધીની વાત એવી છે કે મનુષ્ય માત્રનું જો હું રક્ષણ નહિં કરી શકું તો મારૂં માથું હજારો ટુકડામા વિદીર્ણ થાઓ. એવી શંકરે પ્રતિજ્ઞા લીધી હતી. આ પણનું પાલન નહિં થવાથી તેના માથાના હજારો ટુકડા થયા. જે પાછળથી અમિતાભે ભેગા કરી એક સાથે જોડી દીધા.

નેપાળી શિલા લેખપરથી પણ તેની બીજી આકૃતિઓનો ખ્યાલ આવી જાય છે. યોગીરાજ તેને મત્સ્યેંદ્રને નામે સંબોધે છે. શાક્તપંથીઓ તેને શક્તિ કહે છે. બૌધ્ધો લોકેશ્વરને નામે ઓળખે છે. બ્રહ્મ તરીકે તેને સઘળા પંથવાળા માને છે. ચિનમાં તેને સ્ત્રીરૂપ આપવામાં આવ્યું છે. પણ તે ભારતીય કલ્પના હોઇ આવી મૂર્તિ ઘડવાનું કારણ અવલોકિતેશ્વર અને શક્તિની એક રૂપતા દર્શાવવી એજ હોવું જોઇએ.

તિબેટના અવતાર સિદ્ધાંતો વિષે હજી વિવેચન કરવાનું પ્રયોજન નથી. (જુઓ—'અવતાર') ધર્મોપદેશકો નિર્માણ થએલા હોય છે જ્યારે અવલોકિતેશ્વર મહાલામામાં અવતરેલો હોય છે. તેમ અમિતાભ બીજા મઠના મહાપંડિતોમાં અવતીર્ણ થાય છે, એ મત અર્વાચીન છે એમ વૅડલ માને છે. પરંતુ તે બરાબર હોય એમ લાગતું નથી.

[ સંદર્ભ ગ્રંથઃ—સુખાવતિવ્યુહ અમિતાયુદ્ધનિસૂત્ર બોધિચર્યાવતાર કારંડવ્યૂહ અને વિલ્સનના સિલેકટ વકર્સ ૧.; બુદ્ધ ટ્રકટસ્ પ્લામનેપાળ ગ્રુંડવેલ બર્જેસ—બુદ્ધિસ્ટિક આર્ટ ઈન ઇંડિયા. ગૅઝેટીયર ઑફ સિખિમ ૧૮૯૩. બર્જેસ—આર્કિ૦ સર્વે ઑફ વેસ્ટર્ન ઇંડિયા નં. ૯ અને ૫. વાડેલ—ધિ ઇંડિયન કલ્ટ ઑફ અવલોકિત શરતચંદ્રદાસ ડિકસનરી (જે. એ. એમ. બી. ૨, ૧૮૮૨) બીલ—ધિ બુદ્ધિસ્ટ પિલગ્રિમ્સ. ]

**અવસરઃ**—એ નામના શિલાહાર વંશમાં ત્રણ રાજા થઈ ગયા. પહેલો અવસર ઐયાપરજનો પુત્ર હતો. તેને આદિત્યવર્મનૂ નામનો એક પુત્ર હતો. બીજો અવસર તે અદિત્યવર્મનનો પુત્ર અને પહેલા અવસર રાજાનો પૌત્ર હતો. ત્રીજો અવસર તે ભીમનો પુત્ર અને બીજા અવસર રાજાનો [illegible] હતો. તેને રટ્ટ (રટ્ટરાજા) નામક એક પુત્ર હતો. આ રાજાઓનો ઉલ્લેખ શિલાહારના માંડલિક રટ્ટરાજ [illegible] પશ્ચિમના ચાલુકય સત્યાશ્રયનો આશ્રયીરાજા હતો તેના માટે પાટણ તામ્ર પત્રોમાં મળી આવે છે. આ તામ્રપત્રો શકે ૯૩૦ કિલક સંવત્સરના જ્યેષ્ટ સુદ ૧૫ મી ના હાલના છે.

તેમા અવસર રાજાના નામનો ઉલ્લેખ કરતા ભાગો નીચે પ્રમાણે છેઃ—

तस्मादैयप राजोभूत्, विजिगीषु गुणान्वितः

स्नातश्चंद्रपुरासन्न नालिकेराम्बुनामवः

बभूत्रावसरस्तस्मान्नीतिशास्त्रार्थतत्वविद्

एकनेत्रप्रलग्नारिकांडश्चंडपराक्रम

आदित्यवर्मो पुत्रोभूत् तेजसादित्यवर्चसी

तस्मादवसरो जातः जितारिर्धर्मवान् नृपः
नेमूल्यचंद्रपुरजक्ष्माभृत सहाय्यमदोषः
ततो भवदिंद्रराजस्त्यागभोगातिसुंदरः
तस्मात् प्रभूतभाग्यो भूत (भीमो) भीमाभविक्रम्
तेजसा राहुवद्ग्रस्तश्चंद्रमंडलउज्वलः
ततः चावसरो राजा जातोऽतीव विवेकवान्
प्राज्ञः प्राज्ञजनावासः सुरः परमरूपवान्
रट्टनामा भवत्तस्माद् राजा पुण्यवतां वरः
नीतिज्ञो नीतिशास्त्रार्थ वृध्दसेवि जितेंद्रियः

[સંદર્ભગ્રંથ:—એપિ. ઇન્ડિ. વૉ. ૩. પાનુ ૨૯૭ અને તેમાંની તામ્રપત્રની પ્રતિકૃતિ ]

**અવસરી બુદ્રુક**:—(મુંબાઇ ઇલાકો.) પુનાજીલ્હાના ખેડ તાલુકાની ઇશાન્યે ૧૫ માઇલપર આવેલું એક નાનું ગામડું. અહિંની વસ્તી (૧૮૮૧ પ્રમાણે) ૨૭૭૮ છે. ૧૮૯૨ સુધી તે કસ્બાનું મુખ્ય સ્થાન હતું. તે વખતે જ્યાં કચેરી હતી તે મકાનમાં હાલ નિશાળ છે. પશ્ચિમ સીમાપર એક ભૈરવનું દેવળ છે તે આસરે સોવર્ષ પહેલાં શંકર શેઠ નામના લિંગાયતવાણીયાએ બંધાવ્યું હતું. તેના મંડપની ભીંતોપર પુરાણોમાં વર્ણવેલા પ્રસંગોના દેખાવ ચિતરેલા છે. સુંદર કમાનપર ગણપતિની મૂર્તિ છે. દેવળ સામે બે દીપમાળા છે અને આગળ નગારખાનું છે. નગારખાના નીચે એક પત્થરનો ઘોડો છે ( પુના ગૅ. પા. ૧૦૪, સ. ૧૮૮૫).

**અવસર્પિણી**:—જૈન લોકો કાળના બે ભાગ કરી તેમાંનો એક ઉત્કૃષ્ટ અને બીજો નિકૃષ્ટ એવી માન્યતા રાખી પહેલાને ઉત્સર્પિણી અન બીજાને અવસર્પિણી એવાં નામોથી સંબોધે છે. અવસર્પિણી એટલે ગૌણ ભાગના છ વિભાગ પાડવામાં આવ્યા છે. તેમના નામો—(૧) સુસમ સુસમ (૨) સુસમ (૩) સુસમ દુઃસમ (૪) દુઃસમ. સુસમ (૫) દુઃસમ અને (૬) દુઃસમ દુઃસમ હાલમાં પાંચમો દુઃસમ અર્થાત્ દુઃખનો કાળ ચાલુ છે તેનું પ્રમાણ ૨૧ હજાર વર્ષનું છે એમ તે લોક માને છે ( અ. કો ).

**અવાજહાગીર**:—આ જાગીરી સંયુક્ત પ્રાંતમાં છે. તેનું ક્ષેત્ર ફળ ૨૬૫ ચો. માઇલ છે. ૧૯૦૩-૦૪ માં અહિંની સરકારી ઉપજ ૩-૩ લાખ રૂપિયાની હતી.

અઢારમી સદીની શરૂઆતમાં ચતુરભુજ નામનો જાદવ રજપુત મથુરાથી જાલેસર આવી ત્યાંના સુબેદારને ત્યાં વૈદ્ય તરીકે રહ્યો હતો. તેના દીકરાએ લશ્કરમાં ઠીક પ્રતિષ્ઠા મેળવી હતી. તે પછી તેનો પૌત્ર ભક્તસિંગ ભરત પુરના રાજાની નોકરીમાં રહ્યો અને પુષ્કળ ગામો મેળવી પાસે મેવાતી લોકનું લશ્કર જમાવ્યું. મરાઠાઓએ તેને અવામાં એક કિલ્લો બંધાવી આપ્યો. પણ અહિંના રાજાએ સન ૧૮૦૩ માં મરાઠાઓ સામે અંગ્રેજ સેનાપતિ લેકને મદદ આપી હતી. ૧૮૫૭ ના બંડમાં અંગ્રેજોએ તેને જાલેસરનો પ્રદેશ આપી પોતાના પક્ષમાં જીતી લીધો તેમ ત્યાંના રાજાએ પણ તેમને બંડખોરો સામે સારી મદદ કરી હતી.

હાલના રાજા બળવંતસિંગ સી. આઇ. ઇ. નો ઇલ્કાબ ધરાવતા હોઇ એકવાર સંયુક્ત પ્રાંતની પ્રાંતિક ધારાસભાના સભાસદ હતા. આ જાગીરનું મુખ્ય શહેર જાલેસર છે. રાજા માત્ર અવાગામમાં રહે છે. સન ૧૯૦૧ માં અહિંની વસ્તી ૨૮૨૩ હતી. ( ઇ. ગૅ. )

**અવિધવાનોમી**:—ભાદરવા વદ ૯ને અવિધવાનોમ કહે છે. પણ ગુજરાતજમાં તે નોળીનોમને નામેજ ઓળખાય છે. તે દિવસે જેનો પિતા હયાત હોય અને માતાનું અવસાન થયું હોય તેવા બ્રાહ્મણે પોતાને અવિધવા માતાને ઉદ્દેશી શ્રાદ્ધ કરવાનું હોય છે.

**અવિનાશીશ્વર**:—બંદવાસી, રામનો પુત્ર તેણે શૃંગારરાજ તિલક ભાણ નામનો ગ્રંથ લખ્યો છે ( કુપસ્વામી ન. ૧૨૭૦૮).

**અવિનીત** :—પશ્ચિમ ગંગાનો રાજા. તેનું બીજું નામ અવિનીત કોંગણી મહાધિરાજા પણ હતું. માધવ મહાધિરાજાનો પુત્ર અને જાન્હવી વંશનો તે હતો. એની માતા તે કંદબના રાજા મહાધિરાજા કૃષ્ણવર્માની બ્હેન થતી હતી. પશ્ચિમના ગંગ અવિનીત કોંગણી મહાધિરાજના મારહેરના સંસ્કૃત અને કેનેડી તામ્રપત્રોમાં તેનો ઉલ્લેખ થયો છે. તેનો કાળ શકે ૩૮૮ છે- વળી આ રાજાનો ઉલ્લેખ પશ્ચિમના ગંગ દુર્વિનીત કોંગણી વૃદ્ધરાજના મલ્લાહેલ્લી તામ્રપત્રોમાં થયો છે. તે વિજય સંવત્સર નો છે. ડા. કીલહાર્ન લખે છે. કે મિ. રાઇસ પ્રમાણે એનો કાળ શકે ૪૩૫ ના છે. ) વળી શિવમાર પહેલા પૃથિવી કોંગણી મહારાજા નવકાળના હળ્ળેગેરે તામ્રપત્રોમાં પણ તેનો નિર્દેશ થયો છે. આ છેલ્લા તામ્રપત્રનો કાલ શકે ૬૩૫ વિજયેશ્વર્ય સંવત્સર છે.

પુરાણવસ્તુ સંશોધકોએ આ તામ્રપત્રો ખોટા અને કૃત્રિમ ગણ્યા છે. તેના કારણ નીચે પ્રમાણે

હોઇ શકે. સામાન્ય રીતે તામ્રપત્રો ઈ. સ. ૪૫૦ ના મળી આવે છે. અને એ કાળમાં તામ્રપત્રો મળી આવે તો એ તેમાં અશોકની બ્રાહ્મીને મળતી લિપિનો પ્રચાર યતો. ઉપરના તામ્રપત્રોમાં આ બે દોષો ઉપરાંત એક વધુ દોષ છે તે એ કે રાજાના અસ્તિત્વ સંબંધી ઘણી ભિન્ન સાલો આપવામાં આવી છે.

**અવેલ્લદેવ**:—શાકભરીનો આહુમાન રાજા. તેને વીસલદેવ વિગ્રહ રાજા નામનો પુત્ર હતો. વીસલદેવ વિગ્રહરાજાના દિલ્હી શિવાલિક સ્થંભ શિલાલેખમાં નિર્દેશ થયો છે. આ શિલાલેખ વિક્રમ સંવત ૧૨૨૦ અર્થાત ઈ. સ. ૧૧૬૪ ના એપ્રિલના ગુરૂવાર તારિખ નવમી નો છે. ( ઇ. અન્ટિ. વૉ. ૧૯ પા. ૨૧૮ અને પ્લેઈટ )

**અવેલ્લ દેવી**:—અવેલ્લદેવ જુઓ

**અવેસ્તા** ( પારસીઓનો ધર્મગ્રંથ ) :— અવસ્તા અથવા ઝંદ અવસ્તા એ ગ્રંથ જરથોસ્થે ફેલાવેલા ધર્મનું ધર્મ-પુસ્તક છે. આનેજ પારસી ઓકે હવન માર્ગીઓ પવિત્ર ગ્રંથ માને છે. વિદ ( એટલે ભણવું ) અવેસ્તા એ શબ્દની વ્યુત્પત્તિ માટે મતફેર છે પણ સંભવિત છે કે તે આર્યન ધાતુ વિદ્ [એટલે જાણવું] પરથી નીકળ્યો હશે અને અને તેનો અર્થ જ્ઞાન આપનાર ગ્રંથ એવો થાય છે. અવસ્તા બે શબ્દ ઉપરેથી જ્ઞાન આપનાર ઝંદ-અવેસ્તા એ નામ અસલધર્મ ગ્રંથમાટે બરાબર નથી. પહલવી ભાષામાં, ' અવિસ્તાકઓ ઝેંદ,'' અવેસ્તા અને ઝેંદ' શબ્દોવપરાય છે તે મુજબ ઝેંદ-અવસ્તાનો અર્થ ધર્મગ્રંથ અને ટીકા એવો મૂળ શબ્દ પ્રયોગ છે.

અવસ્તાને પોતાનો ધર્મગ્રંથ માનનારા, એટલે કેઝરથોસ્તીધર્મના પારસીલોકો હિંદુસ્તાનમાં લગભગ ૮૦૦૦૦ અને ઈરાનમાં ૧૦,૦૦૦ જેટલા છે. પરંતુ અવસ્તાગ્રંથનું ઐતિહાસિક મહત્વ ઘણું છે. કદાચ તેમાં, ઈરાનમાં ઘણા પ્રાચીન વખતમાં રહેનારા લોકોની ધાર્મિક માન્યતાઓ અને રીતરીવાજનો સંગ્રહ કર્યો છે. ભારતીયોને વેદોનું જેટલું મહત્વ લાગે છે તેટલુંજ પારસીઓને અવેસ્તા ધર્મગ્રંથનું જણાય છે. કારણ આનીજ મદદથી પારસીઓનું પ્રાચીનત્વ અને તેમની સંસ્કૃતિનું ઉન્નતત્વ સિદ્ધ થઇ શકે તેમ છે. માનવજાતિના પ્રાચીન ઇતિહાસમાં તેનું ઘણુંજ મહત્વ છે. કારણ બુદ્ધપૂર્વના ઇતિહાસમાના પર્શુ-ભારતીય વખતપર એટલે કે વૈદિક આર્યોએ જ્યારે હિંદુસ્થાનમાં પ્રવેશ કર્યો તે પહેલાંના વખત પર પ્રકાશ પાડવામાં આ ગ્રંથ ઘણોજ ઉપયોગી છે તેથી ટુંકમાં તેના વિષે માહિતી આપવામાં આવે છે.

**અવસ્તામાંના વિષયો અને તે વિષયોની માહિતી**:—અવસ્તા એ ગ્રંથ એક વખતના વિશાળ સાહિત્યનો કેવળ અવશેષ છે. તેમનાં છુટક પ્રકરણો હમણાંસુધી મળી આવે છે. આજે મળી આવતા બધા ગ્રંથો એકે પણ હસ્તલિખિત પ્રતમાં એકે ઠેકાણે મળી આવ્યા નથી. તેથી તેમને જુદાજુદા સંગ્રહોમાંથી લેવામાં આવ્યો છે. હમણાં મળી આવતા અવસ્તાના નીચે આપ્યા પ્રમાણે છ ભાગ કરી શકાય તે આ પ્રમાણે :—

૧. યસ્ન એમાં ગાથાઓનો અંતર્ભાવ થયે હોવો જોઇએ. ૨. વિસ્પરદ ૩. યસ્ત. ૪. નીઆએશ ગાહ વગેરે અપ્રધાન ગ્રંથ. ૫. વદીદાદ. ૬. હાદોખ્તનસ્ક વગેરેમાંનો છુટક ભાગ.

પહેલા પાંચ ભાગના બે સમૂહ માનવામાં આવે છે. પહેલા સમૂહમાં, વદીદાદ વિસ્પરદ અને યસ્ન આવેછે. આમનો ઉપયોગ પૂજાને વખતે થતો હોવાથી પહેલેથી એને પૂજાવિષયક એવો જુદો સમૂહ માનવામાં આવે છે. આને જે મુખ્ય અવસ્તા એવું કહેમાં આવે છે. આ ત્રણ ગ્રંથોની હસ્તલિખિત પ્રત બે જાતની મળી આવે છે. ઘણામાં પહલવી ભાષાંતર જોવામાં આવે છે. ઘણીમાં નથી. જ્યાં આ ત્રણ ગ્રંથ જુદાજુદા મળી આવે છે, ત્યાં ઘણુંકરીને પહલવી ભાષાંતર આપ્યું છે. પરંતુ આ ત્રણ ગ્રંથોનો અનુક્રમે ધર્મકાર્યોમાં ઉપયોગ કરવામાં આવતો નથી. જ્યારે જે પ્રમાણે વિધિમાં ગ્રંથોમાંના ભાગ આવે છે તે પ્રમાણેજ તેમનો ઉપયોગ કરવામાં આવેછે. પ્રયોગની સગવડ જાળવવા ખાતર એકત્રિત કરેલા આ ગ્રંથોમાં પહલવી ટીકા હોતી નથી. આ સંગ્રહને વદીદાદ સાદે ' એટલેકે ' પેહેલવીય ગ્રંથની સાદા વદીદાદ એમ કહેવામાં આવે છે. બીજા સમૂહમ. પ્રાર્થના અને તેનીજ સાથે દેખાતા હસ્તલિખિત-પ્રતોના મળી આવતા ભાગો આવે છે. આને ખોર્દહ અવસ્તા કે નાની અવસ્તા એમ કહેવામાં આવે છે. આ બીજા સમૂહના ઘણાખરા ગ્રંથોમાં પહલવી ટીકા મળી આવતી નથી. ઉપરના છ ભાગ માટે થોડું વિવેચન કરવું અંહિ અપ્રસ્તુત લેખાશે નહિં.

ધર્મસંગ્રહોમાંનો પૂજાને લગતો યસ્ન એટલે યજ્ઞ કે પૂજા એ મુખ્ય ગ્રંથ છે. આમાં મુખ્યત્વે દેવસ્તુતિ અને દેવોની પ્રાર્થનાઓ છે. અહિં ' દેવ '' શબ્દ હીંદુ ( દેવતાના ) અર્થમાં વાપર્યો છે. આમાં જ ગાથાઓનો બે અંતર્ભાવ થાય છે. ગાથા એટલે જરથોસ્થના ભાષણોમાંની કવિતાઓ. આ અવસ્તામાંનો અતિપ્રાચીન અને અતિપવિત્ર ભાગ

છે. યસ્ન (સંસ્કૃત યજ્ઞ) ના ૭૨ અધ્યાયો છે. તેમને હા અથવા હાઇતિ એમ કહેવામાં આવે છે. આ સ્તુતિઓ પુરોહિત યજ્ઞ વખતે બોલેછે. આ ગ્રંથના ત્રણ સંખ્યા ભાગો પડી શકે છે. પહેલા ભાગની શરૂઆત (અધ્યાય ૧-૨૭) ઓરમજ્દ અને બીજા દેવતાઓના નમનથી થાય છે. આ ભાગમાં પવિત્ર જલ, (ઝેઓથ્રા) ના શુદ્ધીકરણના મંત્રો છે. હુઓમ તૈયાર કરવાના, અને તેને અર્પણ કરવાના મંત્રોપણ આમાંજ છે. હુઓમ (હિંદુસ્તાનના લોકો જેને સોમ કહે છે) એ એક પાળો છે. આ પાળાનો રસ યજ્ઞ વખતે પુરોહિત લોકો પીતા હતા. અને આ પ્રકારનું પાન ધાર્મિક કૃત્ય લેખાતું. આજ પ્રમાણે પુરોડાશના અને માંસના યજ્ઞના મંત્રો પણ છે. આ પુરોડાશ અને માંસયજ્ઞનો અંશ પુરોહિત લોકો પ્રસાદ માનીને આરોગતા. આ ભાગમાં વચ્ચે વચ્ચે ધર્મ અને આચારની બાબતમાં અપ્રત્યક્ષરીતે વિવેચન કરેલા કેટલાક અધ્યાયો મળી આવે છે. દાખલા તરીકે યસ્ન ૧૨માં જરતોસ્તથી ધર્મનો એકરાર છે, અને યસ્ન ૧૯-૨૧ માં પ્રશ્ન અને ઉત્તરના રૂપમાં ત્રણ નાની પણ પુરાણી પ્રાર્થનાઓને બાતે વિવેચનના વિષયો આવેલા છે. બીજા ભાગમાં ગાથા-શબ્દાર્થ ગાયન—ધર્મગીતો એમનો સમાવેશ થયેલો છે. આ ગાથા છંદોબદ્ધ છે, અને તેમાં જરથોસ્તનો ઉપદેશ, પ્રવચનો, અને ધર્મદર્શનો આવ્યાં છે. આમાં તેણે મનુષ્યોને ખરાબ વસ્તુથી દૂર રહેવા, અને સારી-વસ્તુનો આશ્રય કરવાનો ઉપદેશ આપ્યો છે, અંધકારના સામ્રાજ્યનો ત્યાગ કરી પ્રકાશના, જ્ઞાનના સામ્રાજ્યમાં પ્રવેશ કરવાનો બોધ આપ્યો છે. ગાથાઓ છંદોમય છે. અને તેમાંની ભાષા, અવસ્તાના બાકીના ભાગની ભાષા કરતાં જુની છે. ગાથાએ, પાંચ છે. અને તેમનાં અનુક્રમ વૃત્તના પ્રમાણે છે. તેમના શરૂઆતના શબ્દો "અહુન વૈતિ, ઉષ્ટ વૈતિ" વગેરે પરથી તેમને નામ આપવામાં આવ્યાં છે. ગાથામાં સત્તર સૂક્તો છે, અને 'ખ્રિસ્તી સામ' પ્રમાણે સાહ્વના વખતમાં આમનો ઉપયોગ પ્રાર્થના વખતે થતો હોવો જોઇએ. જે છંદોમય પંથો ઉપરથી, પાછલા ભાગમાં જરથોસ્તે ધર્મોપદેશ કર્યો એમ કહેવાય છે તેજ આ મૂળની ગાથાઓ હોવી જોઇએ એમ જણાય છે. આ ગાથાઓમાં સપ્તાધ્યાયી યસ્ન (યસ્ન હપ્તંઘ હાઇતિ) વચ્ચેજ મૂકી દેવામાં આવ્યો છે. આ સપ્તાધ્યાયી યસ્ન પણ ગાથા ભાષામાં છે, અને તેમાં પ્રાર્થના અને અહુરમજ્દ પ્રધાન દેવદૂત, સદ્ધર્મીલોકોના આત્મા, અગ્નિ, જળ, અને પૃથ્વી એમની સ્તુતિ છે. પ્રાચીનતા અને જાનીભાષાની દૃષ્ટિએ હપ્તંઘહાઇતિ ગાથાના જરા પછીના વખતના છે. છતાંપણ ગાથામાં જે ધર્મનો ઉદય જણાય છે તેજ ધર્મનું, તેપછીનું સુધારેલું સ્વરૂપ તેમાં જણાઇ આવે છે. ગાથામાંજ ત્રણ કે ચાર વિશેષ પવિત્રમંત્રો છે. આ મંત્ર અહુન વૈર્ય અથવા હોનવર અશેમવોહુ એર્યમ ઇશ્યો અને યેંઘહેહાતામ એ પ્રમાણે છે. તેમના નામો તેમના પહેલા શબ્દપરથી પડયાં છે. ત્રીજા ભાગમાં (ભાગ ૫૨, ૫૫ નેઙ્૨) કે ત્યાર-પછીના યસ્નમાં (અપર યસ્ન) જુદાજુદા દેવતાઓની સ્તુતિ અને કૃતજ્ઞતા જોવામાં આવે છે.

વીસ્પરેદ (અવસ્થા વિસ્પરનવો) માં. યસ્નના કેટલાક ભાગમાં વધારેના વિષયો આવેલા છે. આમાંની ભાષા અને રચના યસ્ન પ્રમાણેજ છે. આના બેજ અધ્યાય કે કહે હોઇ, તે યસ્નના સાતમા ભાગ જેટલામોટા છે. ધર્માચાર ગ્રંથોમાં યસ્નમાંના અધ્યાયોની સાથેજ વીસ્પરદમાંના અધ્યાયોનો સમાવેશ કરવામાં આવ્યો છે. અવસ્તા-વીસ્પેરતવો માં વિશ્વે (સર્વ) દેવોનો આવાહનના અને આત્માર્પણના મંત્રો આવેલા છે. આથી આને 'વિસ્પરદ' એમ કહેવામાં આવે છે.

યશ્ત (અવસ્તા યેષ્ટી-સ્તુતિ વડે પૂજા કરવી) ના એકવીસ સૂકતો છે. આમાં યજત (ઇજડ) ની કે દેવતાઓની સ્તુતિ છે. અર્દ્વિસુર એટલે જલદેવતા (યસ્ત ૫) તિષ્ય તારકા (યશ્ત ૮), મિથ્ર એટલે સત્યદેવતા (ય. ૧૦), ફ્રવશી કે સદગુણી લોકોના મૃતાત્માઓ (ય. ૧૩), વેરેથ્રઘ્ન એટલે યશોદેવતા (ય. ૧૪) અને રાજતેજની દેવતા (ય. ૧૯) આમના સ્તુતિપરના યશ્ત એ આબધા યશ્તોમાં મુખ્ય છે. યશ્તની રચના મુખ્યત્વે છંદો બદ્ધ છે અને તેમાં કાવ્ય છે. અને તેમાંની ઘણી ખરી કથાઓ અને ઐતિહાસિક ભાગ ફીરદોશી કવિના 'શાહનામા' નામના મહાકાવ્યમાંની કથાઓ સાથે સરખાવવા જેવા છે.

નીઆએશ, ગાહ, સિરોઝી, અફ્રીનગાન એ સમપ્રધાન ગ્રંથોમાં નાનકડી પ્રાર્થનાઓ, સ્તુતિઓ અને વરદાન પ્રાર્થનાઓ છે. આ પ્રાર્થનાઓ રોજ અને ખાસ પ્રસંગ હોય ત્યારે બોલવાની હોય છે.

વેંદીદાદ એટલે દએવ (રાક્ષસ) વિરૂદ્ધ કાયદો:— આ ધર્મવિષયક કાયદાનો ગ્રંથ છે. તેમાં બાવીસ અધ્યાય (ફર્ગર્દ) છે. આ ગ્રંથમાંના કેટલાક ભાગ ઘણા જૂના છે, જ્યારે કેટલાક પાછળના છે. આ ગ્રંથનો કોઇક ભાગ પાછળથી ઉમેરાયેલો હોય છે. પહેલા અધ્યાયમાં (ફર્ગર્દ ૧) જુદાજુદા ૧૫ મુલ્ક—

કોની ઉત્પત્તિ જણાવી છે. આમાં સૃષ્ટિ સદસદ્રૂપ (ખરૂં અને ખોટું) દ્વૈતમાંથી ઉત્પન્ન થયેલી હોવાથી તેસદસદ્રૂપ દર્શાવી છે. બીજા અધ્યાયમાં યિમની કથા, સુવર્ણયુગ (કૃતયુગ) અને ઈરાનના એક પ્રકારના સર્વવિધ્વંસક હિમકાલનું આગમન વગેરે વિષયો ટુંકમાં આપવામાં આવ્યા છે. ત્રીજા અધ્યાયમાં બીજાપણા વિષયો હોઇ, એમાં કૃષિવિદ્યાથી થતા ફાયદા ગણાવ્યા છે. ચોથા અધ્યાયમાં કરારનો ભંગ કરવો, દંડપારૂષ્ય ઘાકપારૂષ્ય અને શિક્ષાઓ વગેરેના કાયદાઓ આપવામાં આવ્યા છે. અધ્યાય ૫ થી ૧૨ માં મૃતાશૌચ એ મુખ્ય વિષય છે. અધ્યાય ૧૩–૧૪ માં મુખ્યત્વે કરીને કુતરાના-માંબધા નિયમો આપેલા છે. અધ્યાય ૧૫ માં ગુનાહ અને ભુમાં કાયેનાબાબત છું. અધ્યાય ૧૬ અને ૧૭ જુદા જુદા પ્રકારના અશૌચમાંથી કેવીરીતે શુદ્ધ થવું અધ્યાય ૨૦ માં નાલાયક ધર્મ મુકઓ પાથે આવ છે એ વિષેનું વિવેચન આવ્યું છે. ૧૯ માં અધ્યાયમાં ભૂતબાધાને તરફ ખેંચવા પ્રયત્ન, તે નામ તતતતત અને તેને થયેલુ ધર્મદર્શન આ વાતો છે ૨૦ મો અધ્યાય વૈદ્યક વિષયને લગતો છે. ૨૨ માં અધ્યાય બદ્દી અને બામારીતા ઓમાજોઇએ.

ઉપરના ગ્રંથો વગર બીજાપણુ ઘણાં છુટા પ્રકરણો છે. અને તેમાંના એક બે હાદોખ્તનસ્કમાંના છે. અનુપલબ્ધ નસ્કમાંના ઘણાં અવતરણો આમાં છે, અને કેટલીક ટીકા અને શબ્દસંગ્રહ છે. નારંગીસ્તાન, અને અઓગમદએચા અને બીજા કેટલાક છુટક ભાગ, આજ ભાગમાં આવ્યા છે. આ અવસ્તા ભાષામાં લખાઇ છે. અને એકવખતના વિશાળ સાહિત્યના આ અવશેષો છે. જરથોસ્તી ધર્મના સાહિત્યમાં અવસ્તામાં ન લખાયા હોય, પણ પહ્લવી ભાષામાં લખાયા હોય તેવા ગ્રંથોનો સમાવેશ કરવો જોઇએ. આ પહ્લવી ગ્રંથો, ઘણા ખરા મૂળ અવેસ્તાનું ભાષાંતર છે. અને તેમાં પ્રાચીન ધર્મગ્રંથોમાંના જૂના વિષયો આવેલા છે. તે કોઈક તવારીખની બાબતનાં છે.

ઉપરના વિષયો ઉપરથી હાલના અવેસ્તાને બાયબલ કહેવા કરતાં પ્રેયરબુક કહેવી વધારે યોગ્ય છે. પુરોહિતોએ પોતાના કામમાટે વેંદીદાદ, વિસ્પેરેદ્દ અને યસ્ન આ ત્રણે એક ઠેકાણે મૂકી. આ સઘળા ધર્મગ્રંથોનું પઠણ રોજ પુરોહિતોએ કરવું જોઇએ. આથી તેમની પોતાની શુદ્ધિ થઈ, બીજાઓની પાપક્ષાલનમાટે પ્રાયશ્ચિતને લગતી ધર્મક્રિયાઓ તેમના હાથથી થઈ શકે. યજ્ઞને વખતે વેંદીદાદ, વિસ્પરેદ્દ અને યસ્ન એ ત્રણે એક ઠેકાણે મૂકી આ સઘળા ધર્મ ગ્રંથોનું પઠન રોજ પુરોહિતો એ કરવું જોઇએ. આથી તેમની પોતાની શુધ્ધિ થઈ બીજાઓના પાપ ક્ષાલન માટે પાયશ્ચિતને લગતી ધર્મક્રિયાઓ તેમના હાથથી થઈ શકે. યજ્ઞ વખતે વેંદીદાદ, વિસ્પરદ, યસ્ન, વગેરેનું ગંભીરતાથી પઠણ થતું. ખ્રિસ્તી ધર્મમાં જણાવેલો ઇશુ, નો પ્રસાદ ગૃહણ કરવો, ગોસ્પેલ બોલી જવું, વગેરે બાબતો સાથે સોમપાન કરવું ગાથાઓ બોલવી વગેરે બાબતો મળતી આવે છે. ખોર્દેહ અવસ્તામાંના મોટા યસ્નની તુલના, બાયબલમાંના કથાવિષયક ભાગસાથે થઇ શકે તેમ છે. ખોર્દેર અવસ્તામાં કોઇએક દેવતાને ઉદ્દેશીને જે એક ભાગ આવેલો છે. અને તેમાંની કથાઓ ઘણીજ જૂની હોવાથી બાયબલના પ્રક્ષિપ્ત ભાગમાં પણ આવા ભાગો જડી આવશે નહિં. ડિનકર્દ (પુસ્તક ૩ માં) એવું કહ્યું છે કે, મૂળ અવસ્તાની બે પ્રતો હતી, અને તે બંને પ્રતમાં ૨૧ નસ્ક (પુસ્તકો) હતો. અર્ધ વિરાફ કહે છે તેમાંની એક પર્સેપોલીસના પુસ્તકાલયમાં હતી અને તે અલેક્ઝાંડરે જ્યારે ઈરાનપર ચઢાઇ કરી, અને રાજમહેલ બાળ્યો, ત્યારે બળીને ખાખ થઇ ગઇ! એવું કહેવામાં આવે છે બીજી પ્રત ગ્રીક લોકોએ ગુમ કરી. પણ આ કેવીરીતે ગુમ કરવામાં આવી, તે કહી શકાતું નથી. રિવાયત અને ડિનકર્દમાં આ એકવીશ નસ્કોના, તેમના પહેલા શબ્દોપરથી પડેલાં નામો અને તેના વર્ણનો આપ્યાં છે. તે પ્રમાણે દરેક નસ્કની મૂળ ગ્રંથ સંખ્યા અને વિષય નીચે આપવામાં આવે છે:—

| નસ્ક | પરિચ્છેદ | વિષય. |
|---|---|---|
| ૧ | ૨૨ | સદ્ગુણ અને ધર્મશ્રદ્ધા. |
| ૨. | ૨૨ | ધર્મને લગતા આચાર. |
| ૩. | ૨૧ | મજ્દયસ્નધર્મ અને તેના આચાર. |
| ૪. | ૩૨ | આ અને બીજી દુનિયા. મૃત માણસોનું સદેહ પુનરુત્થાન અને પાપ અને પુણ્યનો નિકાલ. |
| ૫. | ૩૫ | જ્યોતિષશાસ્ત્ર. |
| ૬. | ૨૨ | યજ્ઞને લગતો આચાર અને તેમાંથી મળતું પુણ્ય. |
| ૭. અલેક્ઝાંડરના વખતના પહેલાં ૫૦, પણ અલેક્ઝાંડરના વખતમાં ૧૩ | | મુખ્યત્વેકરીને. રાજકીય અને સામાજિક વિષયો. |
| ૮. અલેકઝાંડર પહેલાં ૬૦ આજે મળી આવતાં—ફક્ત ૧૨. | | |

૯. અલેકઝાંડર પહેલાં ૯૦–ધર્મ અને મનુષ્યનો ત્યાર પછી બાકી રહેલા–વ્યાવહારિક સંબંધ. ૧૫.

૧૦. અલેકઝાંડર પહેલાં ૯૦–રાજા ગુસ્તાપ અને તેની ત્યારપછી બાકી રહેલાં કારકીર્દી. ૧૦.

| | | | |
|---|---|---|---|
| ૧૧. | પહેલાં ૨૨. અલેકઝાંડર પછી બાકી રહેલા ૬. | | જરથોસ્તના ઉપદેશનું પરિણામ. ધર્મ અને મનુષ્યનો વ્યાવહારિક દૃષ્ટિએ સંબંધ. |
| ૧૨. | | ૨૨ | દૃશ્ય સત્ય અને આધ્યાત્મિક પુનર્જન્મ. |
| ૧૩. | | ૬૦ | પુણ્યકર્મો અને જરથોસ્તના બચપણનું સંક્ષિપ્ત વર્ણન. |
| ૧૪. | | ૧૭ | ઓરમજ્દ અને પ્રધાન દેવદુત. |
| ૧૫. | | ૫૪ | વ્યવહાર, વજન અને તોલવામાં પ્રામાણિકપણું, પુણ્યમાર્ગ. |
| ૧૬. | | ૬૫ | આ ધર્મમાંના, પાસેના સગાંસંબંધીઓ સાથે લગ્ન કરવા બાબતના તત્વો |
| ૧૭. | | ૬૪ | ભવિષ્યકાળમાં મળનારી શિક્ષાએ; ફલજ્યોતિષ. |
| ૧૮. | | ૫૨ | અધિકારના ઉપયોગ કરતી વખતે ન્યાય. મૃતમાણસોનું મદેહ ઉત્થાન; અને અસંતોનો નાશ. |
| ૧૯. | વિદેવ્દાદ અ. વેંદીદદ—૨૨. હસ્તુમળી આવે છે. | | અશૌચ અને તેમાંથી શુદ્ધિકરણ. |
| ૨૦. | | ૩૯ | સાધુત્વાવત્રે. |
| ૨૧. | | ૩૩ | ઓરમજ્દ અને પ્રધાન દેવદૂતની સ્તુતિ. |

અવસ્તા ગ્રંથનો નષ્ટ અને અવશિષ્ટ ભાગ અલેકઝાંડરની ચડાઈ પછીની પાંચ ૬ સદીમાં ચોક્કસ, ઘણો ખરો ધર્મગ્રંથનો ભાગ નષ્ટ પામ્યો; અને તેથી ઘણો ભૂતાચોસીઓની પરંપરા અને ડીનકર્ડ અને રિવાયત આ બધામાં પણ આ વાત માન્ય રાખી છે. એ જ પ્રમાણે, ૮–૯–૧૦–૧૧ માંના નસકમાંનો ઘણો ખરો ભાગ નાશ પામ્યો છે, એમ જણાવ્યું છે. અલેકઝાંડરની ચઢાઈથી માંડી સસાઈન રાજાઓના વખત સુધી, પાંચસો વરસ દરમિયાનમાં નષ્ટ થયેલો ધર્મ ગ્રંથનો ભાગ, સસાયિન વખતથી આજસુધી નાશ પામેલા ધર્મગ્રંથોના ભાગ આગળ કંઈજ હિસાબમાં નથી. એમ કહીએ તો ચાલે ઈ. સનના સાતમાં સૈકામાં થયેલી મુસલમાનોની ચઢાઈને લીધે પારસી-ધર્મને ઘણુંજ નુકસાન થયું છે. જુલમ નીચે કચડાયેલા પારસીલોકો, પોતાના ધર્મગ્રંથોની સંભાળ લઈ શક્યા નહિ. આથી ઘણો ભાગ લુપ્ત થયો. પ્રાચીન અવસ્તામાંના સસાનિયન વખતમાં બાકી રહેલા એકવીસ નસ્કમાંથી આજે એકલું ઓગણીસમું એટલે કે વેંદીદાદજ હયાત છે. પણ એમાં પણ વિષયોની અને હકીકતની ગોઠવણ પાછળથી કરવામાં આવી છે કેમ તે ચોકસ નથી. વિચાર કરીએ તો જણાઈ આવશે કે સસાનિયન કાળથી આજસુધી ધર્મગ્રંથોનો લગભગ બેતૃતીયાંશ જેટલો ભાગ નાશ પામ્યો છે.

ગ્રંથ રચનાના કાલ :–કાલાનુક્રમનો વિચાર કરતા, અવસ્તાના ભિન્ન ભાગો, ભિન્ન વખતના હોય, એ સંભવિત છે. આ નક્કી કરવા માટે, મૂળગ્રંથનું છંદની દૃષ્ટિએ કરેલું સૂક્ષ્મ-પરીક્ષણ ઘણુંજ ફાયદાકારક જણાશે મૂળધર્મપુસ્તકના ઘણાખરા ભાગ છંદોમય છે અને પાછળથી ઉમેરેલા ભાગો ઘણુંખરું ગદ્યમાંજ લખાયેલા છે. વ્યાકરણનો વિચાર કરવો પણ જરૂરનો છે. પાછળના ગ્રંથમાં વ્યાકરણના શુદ્ધ જ્ઞાનનો લોપ થતો જોવામાં આવે છે. આ દૃષ્ટિએ વિચાર કરતાં છંદોમય ગ્રંથ ઘણોજ વ્યાકરણશુદ્ધ છે. આ અવસ્તામાંના ભાગ ઘણા પ્રાચીન છે. અને જરથોસ્ત્રના વખતથી ચાલી આવેલા છે. મોટા યસ્ત અને યસ્નના પદ્યમય ભાગમાં ઘણાજ પ્રાચીન વખતની, એટલે કે ઈરાનના પ્રાચીન ધર્મમાંથી ઉતરી આવેલી ઘણી વતો છે. વેંદીદાદમાં કોઈપણ જાતની સંગતિ નથી. તેમના કેટલાક ભાગનું સ્વરૂપ અપભ્રષ્ટ થયું છે, તોપણ તે ઘણા જૂના વખતના છે. બીજા ભાગો યસ્તના હમણાના ભાગોની માફક, હમણાંના છે. અવસ્તામાંના મંત્રમય ઉતારાઓની બાબતમાં, અને નિરપરદ અને ન્યાઈશોમાંના યજ્ઞો અને બીજા સંસ્કારો માટે જૂદા કાઢેલા ભાગોની બાબતમાં ઉપર પ્રમાણેનીજ સ્થિતિ જણાઈ આવે છે. સર્વ ધર્મગ્રંથોના કાલક્રમ નીચે આપ્યા પ્રમાણે છે.

૧. ગાથા (યસ્ન ૨૮–૫૩) અને મંત્ર યસ્ન ૨૭–૧૩. ૧૪ અને ૧૫ ગણીને.

૨. યશ્ન હેપ્તાહૈતિ (ય. ૩૫-૪૨) અને બીજા ભાગ ય. ૧૨-૫૮ અને ૪-૨૬ ગાથાની ભાષામાં.

૩. છંદોમય યશ્ન વ યશ્ત. જેવાકે-યશ્ન ૯, ૧૦, ૧૧, ૫૭, ૬૨, ૬૫; યશ્ત ૫, ૮, ૯, ૧૦, ૧૩, ૧૪, ૧૫, ૧૭, ૧૯. વેંદીદાદમાંના ૨, ૩, ૪, ૫, ૧૮, ૧૯ અને વિસ્પરદ, નીઆએશે નાઇશ અને અગ્નિગાન આ ભાગમાં વચ્ચેવચ્ચે આવેલી કવિતાએ.

૪. અવસ્તાનો બાકીનો ગદ્યમય ભાગ. આ છેવટના એટલે કે ચોથા ભાગમાંની ભાષાસરણી અને રચના ઉપરથી મૂળગ્રંથ કયો અને પાછળથી ઘુસાડેલો ગદ્ય માભાગ કયો એ સહેજે જાણી શકાય તેમ છે.

પારસીઓના ધર્મગ્રંથ અવેસ્તાને લગતી હકીકત ઉપર આપી છે. નીચે અવેસ્તા ભાષા વચ્ચેનું સામ્ય બતાવનારા કેટલાક શબ્દો આપવામાં આવેછે.

| અવેસ્તા | સંસ્કૃત | ગુજરાતી. |
|---|---|---|
| અઇતિ | અતિ | પાછળ |
| અઇદય | અત્ર | અહીંઆ. |
| અઇનીક | અનીક | મુખ્ય |
| અઇપિ અઇપી | અપિ | વળી. જો. |
| અઇબી, અઇબિ. અઇબાં | અભિ | ઉંચે પાસે |
| અઇર્ય | અર્ય, આર્ય | માન આપવાને યોગ્ય, |
| અઇર્યમન્ | અર્યમન્ | સુખ શાંતિદાયક અર્યમનની પ્રાર્થના સુખદાયક દેવ. |
| અઇવિતિ | અભીતિ | પાસેની |
| અઇવિતો | અભિતસ્ | આસપાસ, પાસે, બંને બાજુએ |
| અઉરુન | અરુણ | જંગલી |
| અઉરુષ | અરુષ | ધોળો. |
| અઇર્વત્ | અર્વન્ત્ અર્વન્ | દોડનારો. ચાલાક મજબૂત. |
| અએત | એત | હા, તો |
| અએનઙ્હ | એનસ્ | અપમાન, નુકસાન અપરાધ, પાપ |
| અએમ | અયમ્ | આ. પેલો. |
| અએવ | એક | એક, એકલો. |
| અએવ | એવ | આ પ્રમાણે |
| અએવો-દસ / અવએ-દસ | એકાદશ | અગિયારમો |
| અએવદસન્ | એકાદશન્ | અગિયાર |
| અએસ્મ | ઇદ્મ | લાકડું |
| અએષ | એષ, એષા | ઈચ્છિત |
| અઓજઙ્હ | ઓજસ્ | શકિત |
| અઓર | અવર | અધિક, નીચે |
| અક | અક | ખરાબ વાત. પાપ |
| ,, | અંક | આંકડા |
| અખ્ષ | ઈક્ષ | તપાસ રાખવી જોવું |
| અઘ | અઘ | પાપ |
| અઘ્ર | અગ્ર | શિખર |
| અડઙ્હ, ઇથ્ય | અસત્ય | જુઠું |
| અઝિ | અહિ | સાપ |
| અઝ્ | અહ્ | બાંધવું |
| અઝ્ | અજ્, | દૂર કરવું ફેંકવું. |
| અઝી | અહી | ફરવું, ચાલવું. |
| અઝેમ્ | અહમ્ | હું |
| અંપ્ક | અંક | વળવું |
| અંગ | | |
| અંગિશ્ત અંગુ | અંગુષ્ઠ | અંગુઠો. |
| અંઘ | અંહ્ | દુઃખ આપવું |
| અંચ્ | અંચ્ | જવું |
| અંચ્ | અંચ્ | વાંકુ કરવુ, ફેંકી દેવું |
| અંજ્ | અંજ્ | અપવિત્ર કરવું |
| અંત | અન્ત | છેવટ. ટોચ. |
| અંતર | અન્તર | અંદરનું |
| અંતર | અન્તર | અંદર |
| અંતરેશ્તા | અન્તરસ્થ | જમીન અને આકાશ વચ્ચે ઉભો રહેનારો. |
| અંતેમ | અંતિમ | બીજે ઇંડે. |
| અંદ્ | અંધ્ | આંધળું કરવું. |
| અંદા | અંધ | આંધળો. |
| અથ | અથ | આ પ્રમાણે |
| અથ્ર | અત્ર | અહીંઆ. |
| અદ્ | અદ્ | ખાવું. |
| અદ્વએષ | અદ્વેષ | નિરુપદ્રવી |
| અધ | અધ | અહીંઆ |
| અધર | અધર | નીચેનો |
| અધ્વન્ | અધ્વન્ | રસ્તો. |
| અન્ | અન્ | શ્વાસ લવો. |
| અન | અનેન | દર્શક સર્વનામ. |
| અનઈર્ય | અનાર્ય | હીન કુલમાં ઉત્પન્ન થયેલો |
| અનુ | અનુ | માફક |
| અનુમ ઈતિ | અનુમતિ | ધર્મ વિષયક કાયદાને અનુરૂપ વિચાર કરવો |
| અન્ય | અન્ય | બીજો. |

| | | |
|---|---|---|
| અપ્ | અપ્ | પાણી. |
| અપ્ | અપ્ | આવે |
| અપ્ | આપ્ | પહોંચવું મળવું. |
| અપ્ચે આસ્રક | અપક્રોશ | બુમ મારવી. |
| અપગઇતિ | અપગતિ | પલાયન. |
| અપર | અપર | ઉત્તરકાલીન.હલકો |
| અપુત્ર | અપુત્ર | સંતતિ વગરનો. |
| અપેમ | અપમ | છેવટનું. |
| અબ્દ | અબ્દ | મેઘ |
| અમ્ | અમ | હીંમત. |
| અમવણ્ન્ | અમવંત | હીંમતવાન |
| અયહ્-ડ | અયસ્ | લોઢું. |
| અયન | અયન | માર્ગ. |
| અરેજ્ | અર્હ્ | લાયક બનવું |
| અરેત | ઋત | સત્ય. |
| અરેત | ઋત્ | સાચું બોલવું. |
| અરેધ | અર્થ | નફો. |
| અરેદ | અર્દ્ | દુઃખ આપવું. |
| અરેથ | અર્ધ | અડધું |
| અસૂન | અશૂન્ય | ભરપૂર. |
| અસ્તન્ અસ્તિ | અસ્થન્ અસ્થિ | હાડકું. |
| અસ્વ | અશ્વ | ઘોડો. |
| અસ્પો-સ્થાન | અશ્વસ્થાન | તબેલો. |
| અસ્મ | અશ્મન્ | પથ્થર. |
| અસ્રુ | અશ્રુ | આંસુ |
| અશિ | અક્ષિ | આંખ |
| અસ્તદસ | અષ્ટાદશ | અઢારમો. |
| અસ્તન્ | અષ્ટન્ | આઠ |
| અસ્તાઇતિ | અશીતિ | એંશી |
| અહ્ | અસ્ | થવું. હોવું |
| આકૃતિ | આકૃતિ | ભવ્ય ચહેરો |
| આથ્રવન | અથર્વન્ | ઉપાધ્યાય. |
| આદાન | આધાન | સ્વીકાર |
| આયુ | આયુ | આયુષ્ય. |
| આસુ | આશુ | તરતજ. |
| અઇવિ ઈ | અભિ-ઇ | પાસે જવું. |
| ઉપ-ઈ | ઉપ-ઈ | પાસે આવવું. |
| ફ્ર. ઈ | પ્ર-ઈ | આગળ જવું |
| ઇઝ્ | ઇહ્ | ઇચ્છા કરવી. |
| ઈઝ | અજ | બકરો. |
| ઇઝએનિ | અજિન | ચામડાનુ વસ્ત્ર. |
| ઇંદ્ર | ઇંદ્ર | ઇંદ્ર |
| ઇથ | ઇત્થા | આ પ્રમાણે |
| ઇધ્. ઇદ્ | ઇદ્ | બાળવું. |
| ઇસ્ | ઇષ્ ઇચ્છ્ | ઇચ્છાકરવી |
| ઇસ્ | ઈશ્ | સમર્થ હોવું |
| ઈષુ | ઈષુ | બાણ |
| ઈશ્ત | ઈષ્ટ | ઇચ્છેલું. |
| ઇર્ | ઇર | હલાવવું. |
| ઉગ્ર | ઉગ્ર | બળવાન |
| ઉન | ઉર્ણા | માથાપરના વાળ. |
| ઉપ | ઉપ | પાસે, |

| | | |
|---|---|---|
| ઉપઇરિ | ઉપરિ | ઉપર. |
| ઉપમન | ઉપમા ઉપમાન | ઉપમા |
| ઉપાશિત | ઉપાસ્તિ | પ્રાર્થના |
| ઉબ | ઉભ | બે. |
| ઉરૂ | ઉરુ | મોટું વિસ્તીર્ણ |
| ઉર્વંશ | ઉર્વંશ | આડ |
| ઉષ | ઉષ | બાળવું પ્રકાશવું. |
| ઊન | ઊન | ઓછું થવું |
| આંસુ | અંશુ | ડાળી |
| કઇર્યં | કાર્ય | કામ |
| કઉર્વ | કર્બુ, કર્બુર | ડાગપડેલો |
| કતાર | કતર | બેમાંથી એક |
| કથ | કથા, કથમ્ | કેવી રીતે, |
| કન્ | કન્ | પ્રીતી કરવી |
| કેન | કેન | કોણ. |
| કન્યા | કન્યા | કુમારી |
| કમ | કમ | પ્રેમ કરવું |
| કયધ | કયાદ | દુષ્ટ માણસ. |
| કરેણ્ત્ | કર્ત | કાપવું |
| કરેન | કર્ણ | કાન |
| કરેસ્ | કર્શ | અશક્ત હોવું |
| કર્ષા, કર્ષ | કર્ષ | ખેડવું |
| કસ્ | કાશ | પ્રકાશવું |
| કષ | કષ | ખેંચવું |
| કશ્યપ | કશ્યપ, કચ્છપ | કાચબો |
| કશ | કચ્છ, કક્ષ | કિનારો |
| કા, | કન | પ્રેમ કરવું |
| કામ | કામ | ઇચ્છા |
| કુ | કુ | ખરાબ |
| કુન્દ | કબન્ધ | એક રાક્ષસનુ નામ |
| કુપ્ | કુપ્ | રીસાવું |
| કેરેત | કૃત | કરેલું |
| કેરેતર | કર્તૃ | કરનાર |
| કેરેમા, | કૃમિ | કીડો |
| કેરેસ | કૃશ | પાતળો |
| કવ | કવ | કયાં |
| ક્ફ | સ્વ | પોતાનું |
| ક્ફૈતો | સ્વતસ્ | પોતે |
| વિપ્ | સ્વપ્ | સુઇજવું |
| ક્ફસુર | શ્વશુર | સાસરો |
| વીસ | શ્વાસ્ | શ્વાસ નાંખવો |
| ખદ્ | ખદ્ | ખોદવું |
| ખુમ્બ | કુમ્ભ, | કુંભો |
| ખુ | ક્રવ્ય | કાચુ માંસ |
| ખ્રધુ | ક્રુધ્ | રીસે ભરાયલો |
| ખ્રૂર | ક્રૂર | ક્રુર |
| ખ્શુભ્ | ક્ષુભ્ | હાલવું. |
| ખ્નુ | ક્ષણુ | ખુશથવું |
| ખ્શ્વશ્ | ષોડશ | સોળમો |
| ખ્શષ | ષષ્ઠ | છઠો |
| ગઇાત | ગતિ | ગતિ |
| ગઇરિ | ગિરિ | પર્વત |

| | | |
|---|---|---|
| ગસો | ગો | ગાય |
| ગઓજન | ગોહન્ | ઢોર મારનારો |
| ગઓતેમ | ગોતમ | ગોતમબુધ્ધ |
| ગઓધન | ગોધન | ગાયરૂપી ધન |
| ગઓન | ગુણ | ફાયદો. |
| ઘોષ | કર્ણ | કાન. |
| ગંદરેવ | ગંધર્વ | એક બલવાન પણ દુષ્ટદેવનું નામ |
| ગધા | ગદા | ગદા |
| ગમ્ | ગમ્ | જવું |
| આ-ગમ્ | આગમ્ | આવવું. |
| ગર | ગર | ઝર |
| ગરેઝ | ગ્રહ્ | પકડવું |
| ગરેમ | ઘર્મ | ગરમ |
| અપ-ગરેવ્ | અપ-ગ્રહ્ | જુદું કરવું |
| નિ-ગરેવ્ | નિગ્રહ્ | નિગ્રહ કરવો |
| ગરેવ | ગર્ભ | ગર્ભસ્થાન |
| ગવો-સ્તાન | ગોસ્થાન | ગોઠા |
| ગાતુ | ગાતુ | જગ્યા |
| ગાથા | ગાથા | પવિત્ર ગીત |
| ગી | જિ | જીવતા રહેવું |
| ગુપ્ | ગુપ્ | આશરો આપવો |
| ગોઉરુ | ઘોર | ખરાબ. |
| ગ્રીવ | ગ્રીવા | ડોક. |
| ઘ્ન | હન | મારનાર. |
| ચઇતિ | કતિ | કેટલું ? |
| ચખ | ચક્ર | પૈડું. |
| ચથ્રૂ | ચતુર | ચાર |
| ચર્, | ચર્, | ચાલવું. |
| આચર્, | આચર્, | જવું. |
| વીચર્, | પ્રચર્, | આગળ જવું. |
| ચરન | ચરણ | પગ. |
| ચરેમા | ચર્મન્ | ચામડું |
| ચશ્મન્ | ચક્ષુસ્ | આંખ. |
| ચિત્ | ચિત્ | વિચાર કરવો. |
| જઇતિ | જાતિ | કુટુંબ. |
| જન્તર, | (હન્તૃ) હન્તર્, | ઢોર મારનાર. |
| જન્ | હન્ | ઢોરમારવું |
| ઉપ-જન્ | ઉપ-હન્ | મારવું. |
| જમ્ | ગમ્ | જવું. |
| ઉપજમ્ | ઉપગમ્ | પાસે જવું. |
| જય | જય | જય. |
| જી | જી | જીતવું. |
| જીવ્ | જીવ્ | જીવવું. |
| જીવ્ય | જીવ્ય | તાજું દુધ. |
| જેની | જની | બાઈ. |
| જયા | જયા | મનુષ્યની દોરી |
| જ્યાતુ | જીવાતુ | આયુષ્ય. |
| ઝનુ | જાનુ | ઘુંટણ |
| ઝઓષ | જોષ | ખુશી. |
| ઝન્તુ | જંતુ | ગામ. |
| અન | જન | જન્મવું. |

| | | |
|---|---|---|
| ઝર | જર | ઘરડા થવું |
| ઝરન | હિરણ | સોનું |
| ઝરનએન | હિરણ્ય | સોનાનું |
| ઝરેધય | હૃદય | અંતઃકરણ |
| ઝરેષ્ | હર્ષ | આનંદ થવો |
| ઝવ | હ્વ | પ્રાર્થના |
| ઝવન | હ્વન | આરાધના |
| ઝસ્ત | હસ્ત | હાત |
| જ્ઝત | જાત | જન્મેલો |
| જામાતર | જામાતૃ | જમાઈ |
| ઝિ | જિ | જીતવું |
| ઝિમ | હિમ | શિયાળો |
| ઝુ | હુ | હુવન કરવો |
| ઝાંથર્ | જનિતૃ | ઉત્પન્ન કરવું |
| તઉરૂન | તરૂણ | યુવક |
| તેમઙ્હ | તમસ્ | અંધારૂ |
| ત્બએષ | દ્વેષ | દ્વેષ. |
| ત્વિષ્ | દ્વિષ્ | દુઃખ દેવું. |
| તનુ | તનુ, તનૂ | શરીર |
| તરો | તિરસ્ | આરપાર |
| તાયુ | તાયુ | ચોર |
| તિષ્ | ત્વિષ્ | પ્રકાશવું |
| તુમ્ | ત્વમ્ | તું |
| થ્યજ | ત્યજ | ત્યાગ કરવો. |
| થ્રા | ત્રા | પોષણ કરવું |
| થ્રિ | ત્રિ | તીન. |
| થ્રિદસ | ત્રયોદશ | તેરમો. |
| થ્રિપથ | ત્રિપદ | ત્રણ ફુટ લાંબુ. |
| થ્રાંફૂ | તૃપ્ | તૃપ્ત થવું |
| થ્રાંફ્ધ | તૃપ્ત | તૃપ્ત. |
| દએવ | દેવ | અસુર. |
| દએનૂ | ધેનુ | ગાય. |
| દઝ્ | દહ્ | દાઝવું. |
| દણ્તનૂ | દન્ત | દાંત. |
| દંસ્ | દંશ્ | ચાવવું. |
| દન | ધન | ધન. |
| દવ્ | દમ્ભ્ | ફસાવવું. |
| દમ્ | ધમ્ધ્મા | શ્વાસોશ્વાસલેવો. |
| દરેન | ધારણા | પકડવું. |
| દરેસ્ | દર્શ્ | જોવું. |
| દરેસ | દર્શ | દેખાવ. |
| દરેષ્, | ધર્ષ | ધૃષ્ટતા કરવી. |
| દરિર્ત | દૃષ્ટિ | દૃષ્ટિ, |
| દવ્ | ધાવ્ | નાસી જવું |
| દસનૂ | દશનૂ | દસ |
| દષિન | દક્ષિણ | જમણો |
| દા | દા | આપવું |
| આ-દા | અભિ-દા | હલ્લો કરવો |
| દા | ધ્યૈ | વિચાર કરવો |
| દાઉરૂ | દારૂ | લાકડું |
| દાન | ધાના | અનાજ |
| દીઢિ | ઘાસિ | ઉપસિ |

| | | |
|---|---|---|
| દિવ્ | દિવ્ | પ્રકાશવું |
| દિશ | દિશ | શિખવવું |
| દિશ્ | દિશ્ | બતાવવું |
| ડુ | ડુ | ડુબાવવું |
| દુઘ્ધર્ | દુહિતર્ | છોકરી |
| દુન્મન્ | ધૂમ | ધુમાડો |
| દુશ્કેરત | દુષ્કૃત | દુષ્કૃત્ય |
| દુશ્મનઙ્હ્ | દુર્મનસ્ | ખરાબ મનનો |
| દુષિતિ | દૂષિત,દૂષિતા | ત્રાસ દુઃખ |
| દ્વર | દ્વાર | બારણું |
| દ્વિષ | દ્વિષ | દુઃખ દવું |
| ન | ન | નહિ. નક્કી |
| નઇર્યિ | નર્ય | બહાદુર |
| નભા | નભસ્ | આકાશ |
| નભિ | નાભિ | ડુંટી |
| નમ્ | નમ્ | નમસ્કાર કરવો |
| નર નર | નર નર | માણસ |
| નવ | નવ | નવું |
| નવઇતિ | નવતિ | નેવું |
| નવદસ | નવદશ | ઓગણીસ |
| નવદસન્ | નવદશન્ | ઓગણીસ |
| નવસત | નવશત | નવસો. |
| નાએઙ્હઇથ્ય | નાસત્ય | અસુરનું નામ. |
| નાઓધ | નાસા | નાક |
| નાવય | નાવ્ય | વહેવું પાણી |
| નિ | નિ | નાચે |
| નામન્ | નામન્ | નામ |
| પઇતિ | પતિ | શેઠ. |
| પઇતિવચ | પ્રતિવચન | જવાબ |
| પઇતિશ્તા | પ્રતિષ્ઠા | માન, આબરૂ |
| પચ | પચ | રાંધવું |
| પઙ્ચદસ | પંચદશ | પંદરમો |
| પઙ્ચાસત્ | પંચાશત્ | પચાસ. |
| પતર પિતર | પિતર | બાપ. |
| પત્ | પત્ | પડવું |
| પથન્ | પથિન્ | રસ્તો |
| પરેસ્ | પ્રચ્છ્ | પ્રશ્ન કરવો. |
| પામન્ | પામન્ | ત્વચારોગ. |
| પાયુ | પાયુ | રક્ષણ કરનાર |
| પાર | પાર | છેલ્લો |
| પેરેન | પૃથુ | પહોળું. |
| પેરેન | પૂર્ણ | પુર્ણ |
| પેરેસુ | પર્શ્વ | બગલ, બાજુ |
| ફ્રતેમ | પ્રથમ | પહેલો. |
| ફ્રાયત | પ્રયત | નકકી થયલો |
| ફ્રિતિ | પ્રીતિ | સ્તુતિ |
| ફ્શ્તાન | સ્તન | સ્તન |
| બરેજ | ભ્રાજ્ | પ્રકાશવું |
| બરેઝ્ | બર્હ | વધારવું |
| બસ્ત | બદ્ધ | બાંધેલું |
| બાજુ | બાહુ | હાથ |
| બાનુ | ભાનુ | કિરણ |

| | | |
|---|---|---|
| બિત્ય | દ્વિતીય | બીજો. |
| બુ | ભૂ | થવું |
| બૂમિ | ભૂમિ | જમીન |
| બૂષ | ભૂષ્ | ભૂષિત કરવું. |
| બ્રાતર | ભ્રાતર | ભાઇ |
| મઇતિ | મતિ | વિચાર |
| મએઘ | મેઘ | મેઘ |
| મઘવન | મઘવન્ | ધર્માત્મા |
| મગ્ન | નગ્ન | નાગો |
| મઝ | મહ, મહા | મોટો. |
| મઝન્ત્ | મહન્ત્ | વિસ્તૃત |
| મન્તુ | મંતુ | વિચાર |
| મન્ | મન્ | વિચાર–મન |
| મરેદુ | મર્દ્ | ચર્વણ કરવું |
| મા | મા | માપવું |
| મુચ્ | મુચ્ | છોડી મૂકવું. |
| મુદ્ | મુદ્ | મજા કરવી. |
| મેરેથ્યુ | મૃત્યુ | મૃત્યુ. |
| મૂથ્ર | મૂત્ર | મૂત્ર |
| મુશ્તિ | મુષ્ટિ | મુઠી |
| માંથ્ર | મન્ત્ર | મંત્ર |
| મ્રૂ | બ્રૂ | બોલવું |
| યઝ્ | યજ્ | પુજાકરવી |
| યમ્ | યમ | વશકરવું |
| યસ્ન | યજ્ઞ | સ્તુતિપર પ્રાર્થના |
| યા | યા | જવું |
| યાસ્ | યાચ્ | યાચના કરવી. |
| યાતુ | યાતુ | જાદુ |
| યુજ | યુજ | બાંધવું |
| યુઝ્ | યુધ્ | લઢાઈ |
| રતુ | ઋતુ | વખત |
| રથ | રથ | રથ |
| રન | રણ | સમરાંગણ |
| રાઝ | રાજ | રાજ્ય કરવું |
| રિચ | રિચ્ | ખાલી કરવું |
| રુદ | રુદ્ | રડવું |
| રેન | રણ | લઢાઈ |
| વઙ્હન | વસન | વસ્ત્ર |
| વના | વન | ઝાડ |
| વમ્ | વમ્ | ઉલટી કરવી |
| વરાઝ | વરાહ | ડુક્કર |
| વરેચ્ | વર્ચ્ | પ્રકાશવુ |
| વહિશ્ત | વસિષ્ઠ | બધામાં ઉતમ |
| વિદ્ | વિદ | મેળવવું |
| વિધ્યા | વિદ્યા | વિદ્યા જ્ઞાન |
| વીત | વીત | ગયેલા |
| વીર | વીર | વીર |
| વીર્ય | વીર્ય | વીર્યવાન્ |
| વીસ્પ | વિશ્વ | સર્વ. |
| વોઉરુ | ઉરૂ | પહોળું |
| નશ | નશ્ | નાશ કરવો. |

**અવ્વનકવિ** :—આ એક તેલગુ કવિ હતો. તેનો કાળ નિર્ણિત નથી પરંતુ સંસ્કૃત અને તેલગુ ભાષામાં તે ઘણો પ્રવિણ હતો. રાજાપુરૂરવાનું સંસ્કૃત ચરિત્ર તેણે તેલગુ ભાષામાં ત્રણ વિભાગમાં ઉતાર્યું છે (કવિચરિત.)

**અવ્વૈયાર** :—આ સુવિખ્યાત દ્રવિડ કવિયત્રી પ્રાચીન કાળમાં થઈ ગઈ. તેનો જન્મ તામિલ જાતિમાં થયો હતો. તે તથા તેના છ ભાઇ મળી તે સાતેય જણા વિદ્વાન હતા. તેથી સ્વપ્રાંતમાં જેમ તેમની કીર્તિ ફેલાઈ તેમ બીજા પ્રાંતો તથા પરદેશોમાં પણ તે ફેલાઈ હતી એમ કહેવાય છે આ સાત જણામાંની અવ્વૈયાર, આપગ્ગા, વાલીજ અને મુરગ્ગા એ ચાર બ્હેનો હતી અને તે રૂવેલ્લુર, અધિકનાન અને કપિલર એ ત્રણ ભાઈ હતા.

નીતિશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર, ભૂગોળ અને રસાયન એ સર્વે વિદ્યાઓમાં અવ્વૈયાર એવીતો પ્રવિણ હતી કે તેણે આમાંના દરેક વિષયપર સુંદર ગ્રંથ રચ્યો છે. આત્તસુદી, કોનિવેંડન મદુરસી નાદવાલી, ઈત્યાદિ ગ્રંથ નીતિશાસ્ત્ર સંબંધોના છે તેજ પ્રમાણે અન્ય વિષયોપર પણ તેણે ગ્રંથ રચ્યા છે. તામિલ દેશનાં વિદ્યાપીઠોમાં તે ભણાવવામાં આવતા. એપરથી આ સ્ત્રીની યોગ્યતા સમજી શકાય છે. વળી તે અન્ય વિદ્યામાં જેવી પારંગત હતી. તેવીજ તે પંચશાસ્ત્ર, ધાતુવાદ અને કલ્પ-વિદ્યામાં પણ પ્રવીણ હતી. કલ્પવિદ્યા યોગ્યરીતે ૨૪૦ વર્ષની આવરદા ભોગવી શકી હતી એમ પણ કહેવાય છે.

અવ્વૈયારનો પિતા પિરલી તામિલ બ્રાહ્મણહતો. તેની મા જાતે અતિ શૂદ્ર હતી. બ્રાહ્મણને તે અતિ શૂદ્ર સ્ત્રી કેમ મળી હશે અને તેમને સંતાન યોગ કેમ થયો હશે તે વિષેનો પ્રમથ વૃત્તાન્ત 'પિરલી' એ શબ્દસાથે આપવામાં આવ્યો છે. અવ્વૈયારનો જન્મ થયા પછી થોડી મુદતમાંજ પિરલીએ તેને જંગલમાં છોડી દીધી અને એક કવિની નજરે પડવાથી તે તેને ઉંચકી ગયો તથા તેનુ પાલન પોષણ કર્યું. તથા તેની તીવ્ર બુદ્ધિ જોઈને તેને વિદ્યા પણ શિખવી. આથી તે પંડિત બની ઘણી પ્રખ્યાતી પામી મરતાં સુધી તે કુંવારીજ રહી. તેમ આખું જીવન બ્રહ્મચર્યના પાલનમાં વિદ્યાભ્યાસમાં તથા કવિતા રચવામાંજ વ્યતીત થયું તેની કીર્તિ લોકો હજી પણ ગાય છે. (કવિચરિત.)

**ઍવ્બરી** :— વિલ્ટશાયરના ડેવાઇઝેસ નામના પાર્લમેંટરી વિભાગમાં માર્લબરોથી પગરસ્તે આઠ માઇલને છેટે કેનેટ નદીપર આવેલું આ એક ગામડું છે. સેંટ જેમ્સનું અહિં એક સુંદર દેવળ છે. તેમ પૂર્વ કાળના કેટલાક અવશેષો પણ છે. પરંતુ તેમના આકાર વિષે પુષ્કળ મતભેદ રહ્યો છે. છતાં તે બ્રૉંઝ કાળના હશે એવું અનુમાન કરી શકાય છે. ઍવબરીનું દેવળ અને તેનો મિનારા પાછળ ઇતિહાસ રહ્યો છે. ડુમ્સડેની માપણી થઇ તે વખતે ઍવબરીનું દેવળ બોલ્ડ નામના એક ધર્માધિકારીના (પ્રિસ્ટના) તાબામાં હતું. ત્રીજા હેનરીએ તે સિરેસેસ્ટરના ઍબટ તથા મંકોને આપી દીધું હતું સાતમા હેનરીની કારકીર્દી સુધી તે તેમનાં કબજામાં હતું. નૉર્મંડી સેંટ જૉર્જ ઑફ બુચેરવિલના બેનાડિક્ટાઈન મંકોને પહેલા હેનરીના કાળમાં ઍવબરીનો મિનારો આપ્યો હતો. ત્રીજા એડવર્ડની આમદાનીમાં ફ્રાન્સમાં જે લડાઈ થઇ તેમાં રાજાએ આ મિનારો પરદેશી ભિક્ષુઓના અંકુશમાંથી છીનવી લઇ પોતાના રાજ્યમાં જોડી દીધો અને સઘળા હક તથા તેમાંની વસ્તુઓ સાથે તે ઑક્સફર્ડની ન્યુ કૉલેજને અર્પણ કર્યો.

**ઍવ્હરોજ** :—(૧૧૨૬-૧૧૯૮.) અરબી સાહિત્ય કેવળ પ્રાંતીક ખાબોચીયામાંજ પડીન રહેતાં તે સમગ્ર જગતની સંસ્કૃતિના વિકાસમાં જે પંડિતોનાં પરિશ્રમથી મહત્તા પૂર્વક સ્થાન મેળવી શક્યું તે પંડિતોમાંનો ઍવ્હરોજ એ એક હતો. મધ્ય કાળનું યુરોપ ઍવ્હરોજ પાસેથીજ ગ્રીક જ્ઞાન મેળવી શક્યું તેમ સ્કુલમેનનો સંપ્રદાય પણ તેના ગ્રંથોનેજ આભારી છે. તે સ્પેનમાંના કોર્ડોવા ગામમાં જન્મ્યો હતો. તેનું આખું નામ અબુલ વલીદ મંહમદ-ઇબ્ન અહમદ ઇબ્ન મહમદ ઇબ્ન રશીદ એ હતું તેનો દાદો તથા બાપ બન્ને કાજી હતા. બાળપણથીજ તેને અભ્યાસમાં રસ પડતો હોવાથી વેદાન્ત ગણિત, કાયદો, વૈદ્યક અને તત્વજ્ઞાનનો તેણે અભ્યાસ કર્યો હતો. ઈબ્નઝુર નામના એક વિખ્યાત વૈદ્યસાથે તેમ ઇબ્ન અરબી નામના પ્રખ્યાત વેદાન્તી સાથે તેને સ્નેહ થયો. તેનો તત્વજ્ઞમિત્ર ઇબ્ન ટુફેલ મોરોક્કોના અમીર યાકુબ-યુસફનો વજીર હોવાથી તેણે ઍવરોજને અમીર સાથે પરિચય કરાવ્યો. તેમ તેને તેણે ઍરિસ્ટોટલના ગ્રંથપર એક ટીકા ગ્રંથ લખવાની ભલામણ કરી હતી. ઍવ્હરોજને ૧૧૬૯ ની સાલમાં પ્રથમવારજ સેવિલીનો કાજી નીમવામાં આવ્યો હતો તે પછીના તેની જીંદગીનાં પચીસ વર્ષ સેવિલ, કાર્ડોવા, મોરોક્કો ઈત્યાદિ સ્થળે કાજીનું કામ કરવામાંજ પસાર થયા. દરમ્યાન તેણે ગ્રંથ રચના કરી. વળી તેવામાં તે મુખ્ય કાજી બન્યો. યુસફ અમીર પછી યુસફ અલ મનસુર ગાદીએ બેઠો. તેની પ્રથમ ઍવ્હરોજપર બહાલ મરજી હતી. પરંતુ તે પછી

પુરાણમતાભિમાની કાજીઓએ તેના લખાણોપર તીવ્ર ટીકાઓ કરેલી જોઈ અમીરનું દીલ બદલાયું. આ કાજીઓએ તેને નાસ્તિક વાંદી ઠરાવ્યો. તેમ તેજયુ છે એવી અફવા ફેલાવવાનું કામ પણ ઉપાડી લીધું એ સર્વેનું પરિણામ એ આવ્યું કે, તેની તપાસ ચાલી તથા તેને હદપાર કરી લુસેનાખાતે મોકલવામાં આવ્યો. વળી તેના વૈદિક, ગણિત તથા જ્યોતિષ શાસ્ત્ર ઉપરાંતના સર્વે ગ્રંથો બાળી નાખવાનો અમીરે હુકમ આપ્યો. તેરીતે અભિનવ ઉદાર મતવાદી સંસ્કૃતિની થતી પ્રગતિ અટકાવવામાં આવી. તે પછીનાં ઘણા વર્ષો વહી ગયા બાદ ઍંહરોજને ફરીથી બોલાવવામાં આવ્યો. પણ તે પછી લાંબોકાળ જીવી શકયો નહી. સન ૧૧૯૮ માં તેનું અવસાનથયું મોરોકકોમાં તેની કબર હજી મોજુદ છે. તેને ઘણાં ફરજંદ હતા. તેમાંના કેટલાકોએ નામના પણ સારી મેળવી હતી. તેના એક છોકરાએ તો તેના 'બુદ્ધિ' વિષેના સિદ્ધાંતનું વિવેચન કરી એક નિબંધ પણ લખ્યો હતો. ઍવરોઝના ગ્રંથોપરથી તેના સ્વભાવનો આપણે પરિચય કરી શકીએ છીએ. સ્વમાન તથા માર્મિક લેખનશૈલી પરથી તેની ભલાઈ જાણી શકાય છે. પોતાના રાષ્ટ્રના ઈતિહાસ માટે તેને ઘણુ માન ન હતું. તેમ તે કોઇ પણ પંથ સાથે જોડાયલો હતો નહિં. મરણકાળ સુધી તેની કીર્તિ ટકી રહી તેમ તેના મરણ પછીના સો વર્ષ સુધી સ્પેનમાં તેના પુસ્તકો વંચાતા હતા એમ પણ જણાય છે.

ગ્રંથઃ—ઍરિસ્ટોટલના ટીકાકાર તરીકેજ તે મુખ્યત્વેકરીને વિખ્યાતિ ધરાવે છે. આ ગ્રંથેજ તેને મધ્યકાળના યુરોપમાં પ્રકાશમાં મૂકયો. તેના તત્વજ્ઞાનનું ઘણા પંડિતોએ ખંડન કર્યું છે. પણ તેની પદ્ધતિસર રચના, સૂક્ષ્મ નિરીક્ષણ એ ઘણાંજ આદરપાત્ર થઈ પડયા છે. મુસલમાની પદ્ધતિ મુજબ તેણે લઘુ, મધ્યમ તથા બૃહત ટીકાઓ લખી છે. 'પૃથક્કરણ વિદ્યા,' 'પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર તથા તત્વજ્ઞાન' એ વિષયો પર તેણે આ ત્રણે પ્રકારની ટીકાઓ લખી છે. બાકીના ગ્રંથો પર માત્ર બૃહત્ ટીકા લખી નથી. તેમ પ્રાણીઓના ઇતિહાસ વિષે તે મુગ્ધજ રહયો છે. આ ઉપરાંત ઍવરોઝે 'તહાફત અલ તહાફત' નામનો ગ્રંથ લખી પુરાણમતાભિમાની કાજીઓનું તેમાં ખંડન કર્યું છે તે શિવાય રેનિન એમ પણ માને છે કે તેણે પ્લેટોના રિપબ્લિક, ફરાબીના ન્યાય ગ્રંથ, ઍવિસેન્નાના સિદ્ધાન્તો નિકૌલસનું 'મેટાફિઝિકસ' 'અકીદહ' વગેરે ગ્રંથોપર અનેક ટીકાઓ લખી છે તેમ વૈદ્યક, જ્યોતિષ અને કાયદા વિષે ગ્રંથો પણ લખ્યા છે. આ સઘળા લેખનમાં વૈદ્યક વિષેનું લેખન 'કુલ્લિયાતન' માત્ર આજે ઉપલબ્ધ છે.

ઍવરોજ વિષે લખાયલા પાશ્ચાત્ય ગ્રંથો વાંચવાથી તેના સિદ્ધાંતોનો પૂરો પરિચય થતો નથી. તેમ પુરાણપ્રિય કાજીઓએ તેના લખાણોમાંથી જે ખોટા તર્કો ઉપજાવી કાઢયાં છે તેમના સમાગમમાં આવવાથી પણ ઍવરોઝના સિદ્ધાંતો જાણી શકાતા નથી. તે જાણવા તેના મૂળ અરબી ગ્રંથોનોજ આશ્રય કરવો રહે છે. રેનન જેવા મુદ્દે સુદ, વિચારક પંડિતથી પણ તેના સિદ્ધાંતો સમજી શકાયા નથી. એ પરથી આ કામ કેવું અઘરૂ છે તે કલ્પી શકાશે. અવિસેન્નાની જેમ ઍવરોજ પણ અલફૂલાસિકા પંથનો અનુયાયી હતો. અલધઝલીએ અલફરાબી તથા ઍવિસેન્ના પર કરેલી ટીકાનું ઍવરોજે ખંડન કર્યું છે ઍવિસેન્નાના તત્વજ્ઞાનમાં કેટલાક સુધારા સૂચવ્યા છે, પણ તે પરથી તેનો પંથ જુદોજ હતો એમ માની લેવું અયોગ્ય છે.

સિદ્ધાંતોઃ—ઍવરોજના તત્વજ્ઞાન પર દષ્ટિક્ષેપ કરતાં જણાઈ આવે છે કે, તે પૃથક્કરણ તરફજ વધારે ઢળતું લાગે છે. જાતે તે પોતાના સિદ્ધાંતોનું પ્રતિપાદન બ્હીતોબ્હીતોજ કરે છે. માત્ર બીજા લેખકોના સિદ્ધાંતો તોડી પાડવાના તેના પ્રયાસ સ્પષ્ટ છે. તેના સિદ્ધાંત નીચે પ્રમાણે છેઃ—

(૧) જગતની નિત્યતા—ઇસ્લામ ધર્મમાંના અબુલહુદેલ તથા તમામહ જેવા પ્રાચીન પંડિતો પણ જગતની અબાધિતતામાં માને છે. હુદેલનો સિદ્ધાંત એવો છે કે જગતને ગતિ આપવી એજ તેની ઉત્પત્તિ. જ્યારે ઍવરોજના મત મુજબ ક્ષણેક્ષણે નવું રૂપ ઉત્પન્ન થાય તે ઉત્પત્તિ. જગત નિત્ય છે પરંતુ ક્ષણેક્ષણે થતી ઉત્પત્તિને કારણ રૂપ કતી તો હોવોજ જોઇએ આ કારણ રૂપ કે કર્તા એકલેજ પરમેશ્વર. છતાં તે માત્ર કારણ શૂન્ય અથવા ક્રિયાહીન છે.

(૨) વિવિધતાની ઉત્પત્તિઃ—બીજા અરેબિક તત્વજ્ઞા પ્રમાણેજ ઍવરોજના મગજમાં પ્રાણીની ઉત્પત્તિના વિચાર ઘેરાઇ રહેલા જણાય છે. પરમેશ્વર એકજ છે. પણ તેનાથી અસંખ્ય પ્રાણીઓ શી રીતે ઉત્પન્ન થયાં હશે એ સવાલ પર પુષ્કળ વિચાર કરી તેણે એવો સિદ્ધાંત દોર્યો છે કે, પરમેશ્વરમાંથી એક શક્તિ પેદા થઇ તથા તેમાંથી આ વિવિધતાવાળું જગત નિર્માણ થયું. એ શક્તિની પ્રેરણાથીજ જગતનું આખું યંત્ર ચાલી રહ્યું છે.

(૩) પરમેશ્વર વિષેનું જ્ઞાનઃ—'પરમેશ્વર કેવળ પોતાનું સ્વરૂપજ ઓળખી શકે છે' એ સૂત્રનો કેટલાક તત્વજ્ઞાનીઓએ એવો અર્થ ઘડી કાઢયો છે કે, પરમેશ્વરને આ સૃષ્ટિનું ભાન હોતુ

નથી. આ અર્થ ઍવરોજે અમાન્ય કર્યો છે. તે માને છે કે સૃષ્ટિ વિષેનું તેનું જ્ઞાન અહિંના પ્રાણીઓપર આધાર રાખે નહિં. જો તેમ હોય તો સર્વજ્ઞ હોઇ શકે નહિં. જેમ જુદા જુદા કાચમાંથી એક વસ્તુ ભિન્નભિન્ન રંગમાં દેખાય છે તેમ પરમેશ્વર ઉચ્ચ સ્થિતિમાંના પ્રાણીઓનેજ જાણી શકે છે એમ તે માનતો.

(૪) આત્મા અને બુદ્ધિઃ—આ બાબતમાં ઍવરોજ ઍવિસેન્ન સાથે સહમત થાય છે. માત્ર એક ફેર રહે છે. આ ફેર આત્મા અને બુદ્ધિ વચ્ચેના ભેદ સંબંધે છે. ઍવરોજ, આત્મા તથા બુદ્ધિના એકાકારમાં માને છે. તે આત્માની અમરતામાં માનતો નથી એમ કહેવું અયોગ્ય છે.

(૫) પુનરૂત્થાનઃ—અલ ધઝાલીએ અલફ્સાફા પંથ સામે એવો આક્ષેપ કર્યો હતો કે તે પંથ પુનરૂત્થાન વાદી નથી. ઍવરોજે એ આક્ષેપનું ખંડન કરી દરેક ધર્મ પ્રજાના સુખ તથા કલ્યાણને માટે પુનરૂત્થાનનો સિદ્ધાંતજ શિખવે છે એમ સાબીત કર્યું હતું.

(૬) સત્ય અને ધર્મઃ—રાજકારણમાં તે પ્લેટોના અભિપ્રાયોમાં માનનારો હોઈ પ્લેટોનું 'રિપબ્લિક' તેને સંપૂર્ણ રીતે માન્ય છે. કેમ કે તે સામે મતભેદ દર્શાવનારી અલ્પ ટીકા પણ તેણે લખી નથી.

ઍવરોજની છાપ જ્યુ તત્વજ્ઞાન તથા ખ્રિસ્તી સ્કોલેસ્ટિક તત્વજ્ઞાન પર પડેલી જોવામાં આવે છે. તેના ગ્રંથો હિબ્રુ તથા લૅટિનમાં ભાષાંતર કરવામાં આવ્યા છે. ઍવરોઝ, ઍવિસેન્ના આદિ અરેબિક તત્વજ્ઞોનાં ગ્રંથોનાં ભાષાંતર થવાથીજ મુખ્યત્વે કરીને પાશ્ચાત્ય દેશો ઍરિસ્ટૉટલના સમાગમમાં આવ્યા એમજ માનવું જોઇએ. ઍરિસ્ટૉટલના ઘણાખરા ગ્રંથોના અરેબિકદ્વારે ઇંગ્લિશ, લૅટિન વગેરેમાં ભાષાંતર થયા છે. ૧૫–૧૬ મી સદીમાં તો ઍવરોજના સિદ્ધાંતોની પુષ્કળ છાપ પડી હતી. પરંતુ તે સદી પૂર્વે તેમ તે પછી આલબર્ટ ધિ ગ્રેટ, આ ક્વાયનસ, ગિલ્સ વગેરે તથા બીજા પાદરીઓએ તેના સિદ્ધાંતો પર સખત ટીકાઓ કરી અને વિવિધ ધર્મપરિષદોમાં તેની ઝાટકણી કાઢવામાં આવી હતી. ફ્રાન્સમાં તો ૧૪ મી સદીમાં તેમ ઇટલીમાં ૧૬ મી સદીમાં તેના સિદ્ધાંતોની અતિશય છાપ પડેલી જોવામાં આવતી તે છેક ગૅલિલિયોના કાળ સુધી ટકી રહી હતી.

[ સંદર્ભ ગ્રંથઃ—ફિલૉસૉફી ઍન્ડ થિઓલૉજી ઑફ ઍવરોજ ધિ હિસ્ટરી ઑફ ફિલૉસૉફી ઈન ઇસ્લામ. ]

ઍવિગ્નૉનઃ—ફ્રાન્સના અગ્નિદીશામાં આવેલા વોકલુસ વિભાગનું મુખ્ય શહેર લીઑની દક્ષિણે ૧૪૩ માઇલ પર લીઓંથી માર્સેલીસની રેલ્વેપર આવેલું છે. ૧૯૦૬ માં અહિંની વસ્તી ૩૫,૩૫૬ હતી. રોન નદીને પશ્ચિમ તીરે રોન તથા ડુરેન્સના સંગમથી થોડાં માઇલપર તે આવ્યું છે. અહિં એક ઝુલતો પૂલ છે. પોપનો મહેલ પણ અહિંજ છે તેમ કાવલેટ નામના પદાર્થ સંગ્રહ સ્થાનમાં ભૌતિકશાસ્ત્રવેત્તા એફ કાલવેટના ગ્રંથ, કાચના તથા બીજા પ્રાચીન અવશેષ, તથા શીલાલેખ વગેરે સંગ્રહ કરવામાં આવ્યા છે. શહેરમાં જીન આલ્થેન નામના એક ઇરાનીનું પુતળું ઉભું કરવામાં આવ્યું છે. આ ઇરાની ગૃહસ્થે અહિં સન ૧૭૬૫ માં મંજીષ્ટનો છોડ વાવ્યા હતા જેનો હાલ વ્હેપાર ચાલે છે. સન ૧૮૭૩ માં અહિં જૉન સ્ટુઅર્ટ મિલનું અવસાન થયું તથા તેને અહિંના સ્મશાનમાંજ દાટવામાં આવ્યો હતો. ઍવિગ્નૉન શહેર મહાધર્માધિકારીનું મુખ્ય મથક હોવાથી ત્યાં પહેલા વર્ગની ન્યાયાધિશ કોર્ટ; વ્હેપારી ન્યાય મંદિર દલાલ મંડળ, વણિક સભા, ફ્રાન્સની પેઢીની શાખા વગેરે ખાતાંઓ છે. અહિંની જમીનો ફળદ્રુપ હોવાથી વ્હેપાર સારા પાયાપર ચાલે છે. અહિં લોટ દળવાની ચક્કીઓ, દારૂ ગાળવાની ભઠ્ઠીઓ તથા સાબુના કારખાના છે.

પ્રાચીન કાળે ઍવિગ્નૉન શહેર કેવેરિસની ગૅલિક લોકોનું શહેર હતું. આગળ ઉપર રોમન સત્તાના કાળમાં આ શહેર ગૅલિઆ નાર્બોનેન્સિસના મુખ્ય શહેરોમાનું એક થઇ પડયું. પછી તે અનુક્રમે બર્ગંડી તથા આર્લેસ રાજ્યમાં જોડાઈ ગયું હતું. અને તે પછી પરંપરાથી પ્રૉવેન્સ, ટલુઝ અને ફૉરકૅલક્વિઅરના કાઉન્ટની સત્તા નીચે આવી પડયું. ૧૨ મી સદીની આખરમાં ત્યાં પ્રજા સત્તા ચાલુ હતી. પણ ૧૨૨૬ ની સાલમાં આઠમા લુઇએ તે જીતી લીધું. ૧૨૫૧ તેને પ્રાવેન્સ તથા ટલુઝના કાઉન્ટને શરણે થવાથી ફરજ પડી સન ૧૩૦૯ માં પાંચમો કલેમેન્ટ અહિં રહેવા આવ્યો. તે પછી ૧૩૭૭ સુધી અહિં પોપનો નિવાસ હતો. વચ્ચે વચ્ચે ફ્રેંચ રાજાઓએ લઈ લેવાનાં ઘણા ફાંફાં માર્યાં છતાં ૧૭૯૧ ની સાલ સુધી તે શહેર પોપનેજ આધીન રહયું હતું. સન ૧૭૯૧ માં પોપના અનુયાયી તથા પ્રજા સત્તાવાદીઓ વચ્ચે લડાઇ થઇ લોહી રેડાયાં. ૧૮૧૫ માં રાજસત્તા વાદીઓએ માર્શલ બ્રૂનનું ખૂન કર્યું. અને ત્રીજી સદીમાં સ્થપાયલું અહિંનું ધર્માધિકારીનું સ્થાન સન ૧૪૭૫ માં મહાધર્માધિકારી (આર્ચબિશપ) ના સ્થાનમાં ફેરવી નાખવામાં આવ્યું.

**ઑવિસેન્ના:—(૯૮૦–૧૦૩૭).** ઇબ્નસિંહએ અરેબિક નામનું તથા અવેતસિના એ હિબ્રુ નામનું અવિસેન્ન એ લૅટિન રૂપ છે. આનું સંપૂર્ણ નામ અબુઅલિ અલહુસેન ઈબ્ન અબદલ્લા ઇબ્નસીના એવું છે. તે બુખારામાં જન્મ્યો હતો. તેનો બાપ કરવસુલીનું કામ કરતો. તેનો ન્હાનો ભાઈ જન્મ પામ્યો ત્યારે તેનો બાપ બુખારા ખાતે રહેવા ગયો. તે કાળમાં બુખારા અતિ મહત્વનું શહેર ગણાતું ન્હાનપણથીજ અવિસેન્ના કુશાગ્રબુદ્ધિ માટે પંકાયો હતો. તેણે શિક્ષકોપાસેથી ઉત્તમ તાલીમ મેળવી હતી. તે દસ વર્ષનો હતો ત્યારેજ આખું કુરાન તેણે મ્હોડે કર્યું હતું. એક શાકવાળા પાસેથી તે ગણિત શીખ્યો તથા તેને ત્યાં રહેતા નાટિલી નામના સાધુ પાસે તેણે યુકિલડ, તર્કશાસ્ત્ર અને અલ્મા જેસ્ટનું અધ્યયન કર્યું. હતું. પણ આગળ ઉપર આ સાધુનું જ્ઞાન ટુંક ભંડોળીયું જણાયાથી ભૂમિતિ વગેરે વિષયોનો તેણે પોતાની મેળેજ ટીકા ગ્રંથોની મદદથી અભ્યાસ કર્યો. સોળમે વર્ષે તો તેણે વૈદ્યકનું પુરૂં જ્ઞાન મેળવ્યું હતું એટલુંજ નહિં પણ તે રોગીઓને પણ તપાસવા જતો. અને ત્યારેજ તેણે જુદી જુદી ઉપચાર પદ્ધતિ શોધી કાઢી હતી. તે પછીના એક બે વર્ષો તેણે તત્વજ્ઞાનનો અભ્યાસ કરવામાં ગાળ્યા. આમાં તેને અતિશય પરિશ્રમ લેવો પડયો હતો. કયારેક સમજણ ન પડવાથી માથું પાકી જતું ત્યારે મસજીદમાં જઇ ચિત્ત શાંત કરવા તે પ્રાર્થના કરતો એટલે તેને સમજણ પડતી અભ્યાસમાં તેણે અનેક રાત્રીઓ ગાળી હતી. ઍરિસ્ટોટલનું તત્વજ્ઞાન વાચવામાં તેણે ઘણી મહેનત કરી હતી.

બુખારાના સુલતાનને તેણે જીવલેણ માંદગીમાંથી બચાવ્યો ત્યારે રાજ્ય વૈદ્ય તરીકે તેની નીમણુક થઇ. આથી સેમિનિડનાં ગ્રંથસંગ્રહાલયનો તે લાભ લઇ શકયો. આગળ ઉપર તે નોકરીમાંથી છુટો થયો. તથા એકાદ સારા આશ્રયદાતાની શોધમાં કારકંજ, નિશાપુર, અબીવર્દ, બનુસ વગેરે સ્થળે થોડાંક દિવસ ગાળી જોરજાન મુકામે આવ્યો. ત્યાં તેણે અલઝુઝાની નામનો એક ચેલો ઘણોજ ઉપયોગી થઇ પડયો. અને તેની મદદથી તે કિંમતી ગ્રંથ લખી શકયો. વૈદ્યકના સિદ્ધાંતવાળો ગ્રંથ લખવાનું કામ તેણે અહિંજ શરૂ કર્યું હતું. ત્યાર પછી તે રાઈ ખાતે રહેવા ગયો. અહિં તેણે ન્હાંના ન્હાંનાં ત્રીસ પુસ્તકો લખ્યાં હતાં એમ કહેવાય છે. પછી તે કઝવાન તથા: હમદાન ગયો. હમદાનના અમીરને તેણે માંદગીમાંથી બચાવ્યો. તેથી અમીરે તેણે વજીર નીમ્યો. પરંતુ તેનાપર કંઇક તોહમત મૂકવામાં આવ્યાથી તે એક દવા વેચનારના ઘરમાં સંતાઈ રહ્યો. છતાં લેખન તો ચાલુજ હતું. પરંતુ અમીરને તેની ખબર પડતાં તે કેદ પકડાયો. કેદમાં પણ લખાણ તો ચાલુજ રહ્યું. થોડા સમયમાંજ તેણે અતિ સંકટો વેઠી ફકીરના વેષમાં મુક્તિ મેળવી તથા કફોડી સ્થિતિમાં તે ઇસ્પાહન શહેરમાં આવી પહોંચ્યો. ત્યાંના અમીરે તેનું સારૂ સન્માન કર્યું. તે પછીના જીંદગીના દસબાર વર્ષ તેણે આ અમીરના આશ્રયમાંજ ગાળ્યા. તત્વજ્ઞાનની ચર્ચા કરવા તે રોજ રાત્રે સભા બોલાવતો. વચ્ચે વચ્ચે જાતે અમીર પણ આવી તોભામાં હાજરી આપતો વળી અહિં તે મોજશોખ પણ પુષ્કળ કરતો. સ્વભાવે તે રસીયો હતો. તે ઘણો દારૂ પીતો તેમ સ્ત્રીઓનો પણ આશક હતો. આથી તેની આવરદા ઘટી ગઈ અને ૫૮ વર્ષની ઉમરે તેનું અવસાન થયું. હમદાનમાંજ તેને પુરવામાં આવ્યો હતો.

ગ્રં થ ર ચ ના :—તેણે લગભગ સો પુસ્તકો લખ્યાં છે. જેમાંના 'અશશિફા' અને 'ઈશાગત' અતિ પ્રખ્યાત છે. તર્ક ન્યાય, વેદાંત વગેરે વિષયોપર ઓછામાં ઓછો એક ગ્રંથ તો તેણે લખ્યોજ છે. કિમિયાશાસ્ત્રપર પણ એક પુસ્તક લખ્યું છે. પ્રાણી વિષેના તેના ગ્રંથોનું સ્કૉટે ભાષાંતર કર્યું છે. તેના લેખનના વિષય આ પ્રમાણે છે— 'શાસ્ત્રોની ઉપયોગિતા તથા તેના લાભ, ૨૦ ગ્રંથ; 'નિરપરાધીપણું તથા ગુન્હેગારી,–૨ ગ્રંથ આરોગ્ય અને ઉપચાર ૧૦ ગ્રંથ: આરોગ્ય રક્ષણનાં સાધનો'— ૧૪ ગ્રંથ: 'જ્યોતિર્નિરીક્ષણ'—૧ ગ્રંથ; ગણિતશાસ્ત્ર' 'સિદ્ધાંત તથા તેમના પ્રયોગ,' દરેક ૧ પુસ્તક; 'અદ્દોબેક ભાષા'— ૧૦ ગ્રંથ; 'છેવટનો નિકાલ' 'આત્માનું મૂળ' 'અન્ત અને અનતા' 'પુનરૂત્થાન' 'સંક્ષિપ્ત યુકિલડ; ઇત્યાદિ.

સ પ્ર દા ય :—અવિસેન્ના અલફલાસિફા પંથી હતો. ગ્રીક ગ્રંથોનો વિશેષ અભ્યાસ કરનારાઓને આ ઇલકાબ આપવામાં આવતો. અવિસેન્ના પહેલાં ઓછામાં ઓછા વીસ પંડિતો આ ઇલકાબ મેળવી શકયા હતા. તેના પહેલાં અલકિંડી તથા અલફરાબી એ બે પ્રખ્યાત પુરૂષો થઈ ગયા હતા. અલકિંડી એ આ સંપ્રદાયનું સંગઠન કર્યું હતું. આ પંથ એટલે નૂતન પ્લેટો પંથનું પરિણત સ્વરૂપ. એ વિસેન્નાએ તેના પહેલા થઇ ગયેલા ગ્રંથકારો વિષેની માહિતી સુસંગત લખી છે.

ઍવિસેન્નાના લખાણોમાં પ્રતિપાદન કરવામાં આવેલા મતોના પાંચ છ વિભાગ પાડી શકાય છે:

તર્ક, પદાર્થવિજ્ઞાન શાસ્ત્ર, માનસ શાસ્ત્ર, તત્વજ્ઞાન-શાસ્ત્ર, ગૂઢવિદ્યા અને નીતિશાસ્ત્ર.

(૧) તર્કશાસ્ત્ર—એવિસેન્નાએ તર્કશાસ્ત્રને ઉચ્ચ શ્રેણી પર મુકયું છે. તેમ આ શાસ્ત્રનું ક્ષેત્ર પણ તેણે અતિ વ્યાપક કલ્પ્યું છે. ઍરિસ્ટૉટલની પદ્ધતિને અનુસરીને તેણે તર્કના ૯ ભાગ પાડયા છે. 'ઈશારત' માં તર્કનું કાર્ય કથન કરતાં તેણે લખ્યું છે કે, "મનુષ્યની વિચારસરણી નિર્દોષ બને તે માટે નિયમ ઘડવાં એ 'તર્કનું' કાર્ય છે." હરકોઇ સિદ્ધાંત સિદ્ધ કરવામાં પ્રથમ જાતિ અનુભવ અવશ્યક છે. જાતિ અનુભવથી વસ્તુનું રૂપ સમજી શકાય છે અને તે પછી અનુમાન બાંધી શકાય છે. 'વ્યાખ્યા કરીને વસ્તુનું વ્યવસ્થિત સ્વરૂપ રજુ કરી શકાય છે' એમ તે માનતો. વ્યાખ્યા તથા વર્ણન વચ્ચેનો ભેદ પણ તેણે સરસ રીતે ખુલ્લો પાડયો છે. કારણના તેણે ચાર પ્રકાર દર્શાવ્યા છે. ઉપાદાન, નિમિત્ત, અંત્ય અને સાધક. આ ચારેય પ્રકાર લક્ષણમાં હોય છે એમ પણ તે જણાવે છે.

(૨) પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર—આનાં તાત્વિક પ્રકરણોમાં શકિત, કાળ અને ગતિ એ સંબંધીનું ઍવિસેન્નાએ સરસ વિવેચન કર્યું છે. "જડવસ્તુ 'દ્રવ્ય અને રૂપ' એ બે તત્વોથી બનેલી હોય છે." તથા તેનો ઉપયોગ તર્ક અને તત્વજ્ઞાનમાં થાય છે. એમ તેણે જણાવ્યું છે. તેણે શકિત વિષેની જે ભાવના ઘડી છે તે ગતિશાસ્ત્ર સાથે મળતી આવે છે. તેમાં વળી તે વસ્તુમાં રહેતી આંતરિક શકિત પરજ વિશેષ વિચાર કરે છે. આવી જાતની સર્વ સામાન્ય અંતઃ શકિત (આંતરિક શકિત) 'વજન' એજ છે. આ માન્યતા તેણે માનસશાસ્ત્ર તથા તત્વજ્ઞાન શાસ્ત્રમાં વિસ્તાર પૂર્વક રજુ કરી છે. "શકિતમાં થતો વધારો વેગમાં નાશ પામેછે" એ યંત્ર શાસ્ત્રનો સિદ્ધાંત પણ તેને અવગત હતો. કાળ ગતિને લીધે ઓળખી શકાય છે. વસ્તુ કાળ પરિચ્છિન્ન છે તેનુ કારણ તેમના દ્રવ્યમાં કાળ નહીં પણ ગતિ છે, અને ગતિ કાળ વિચ્છિન્ન છે, એજ છે. તેણે દિક્ તથા વસ્તુ સ્થાન સંબંધે પણ ઉંડા વિચાર કર્યો છે. તે માને છે કે વસ્તુ પોલમાં જઈ શકતી નથી. એપરથી પોલ છેજ નહી એવો તેણે અનુમાન બાંધ્યો છે.

માનસ શાસ્ત્રઃ—ઍવિસેન્નાએ માનસશાસ્ત્રનું અતિ સરસરીતે ઉદ્ઘાટન કર્યું છે. પ્રાણી તથા તેના ઇંદ્રિયોની શકિતનું તેણે કરેલું વિવેચન મનનીય છે. તેના અભિપ્રાય મુજબ મનના ત્રણ પ્રકાર છે. વનસ્પતિ, પ્રાણિ અને માનવી. વનસ્પતી મનના ત્રણ ગુણ ધર્મ છે. પોષક ધર્મ, વિકાસ ધર્મ અને ઉત્પાદક ધર્મ. પ્રાણી મનના બે પ્રેરક ધર્મ અને ઇંદ્રિય-ગ્રહણ ધર્મ એવિષે પોતાના ગ્રંથમાં તેણે સૂક્ષ્મવિવેચન કર્યું છે. બુદ્ધિ માત્ર માનવી મનમાંજ હોય છે. આ બુદ્ધિના વ્યાવહારિક તથા અવ્યાવહારિક એવા બે પ્રકાર છે તે વિષે વિચાર કરતાં ઇંદ્રિય શકિત તથા ઇંદ્રિય વરતી સંબંધે જે પ્રશ્નો ઉદ્ભવે છે તે વિષે પણ તેણે વિવરણ કર્યું છે તેમજ તેણે 'જાતિ' વિષે પણ વિવેચન આપ્યું છે. આત્માની અમૂર્તતાના તેણે નિચલા કારણો આપ્યા છે. (૧) આત્મા સ્વસ્વરૂપ ઓળખે છે. (૨) આત્મિક શકિતથી વ્યકિતમાંથી અવ્યકત કલ્પનાઓ છુટી પાડી શકાય છે. જેયતા શરીરમાં હોઇ શકેજ નહી. આત્માની અમૂર્તતામાંથીજ તેની અમરતાનું અનુમાન આપો આપ બાંધી શકાય છે. આત્મા શરીરસાથે ઉત્પન્ન થતો હોય એમ તે માને છે. આ સમાન ઉત્પતિને લીધે પુનર્જન્મનો સવાલ ઉદ્ભવેજ નહિં એવી તેની માન્યતા હતી.

તત્વજ્ઞાનઃ—આમાંનો કેટલોક ભાગ જુની માન્યતાઓ વિષે લખાયલો હોવાથી તે જરા ચમત્કારિક લાગે છે. આમાં શ્રેષ્ઠ ચિત્ શકિતની ઉત્પત્તિનું કથન કરવામાં આવ્યું છે. તેમ ગ્રહોની ઉત્પત્તિ આ પ્રમાણે આપવામાં આવી છેઃ—"સૌથી પ્રથમ આરંભે સત હતું તેમાંથી શ્રેષ્ઠ આત્માઓ (ચિત્ શકિત ઉત્પન્ન થયા તેમાંથી બીજા આત્માઓ ઉપજ્યા. આત્મા શરીરમાં ચેતન ઉપજાવે છે. આકાશમાંના જે શરીરો આત્માને લીધે ચૈતન્ય પામેછે તેમને તારા કહે છે. તારા સ્થિર હોય છે એ જુના મતમાં તે માનતો હતો. ઍવિસિન્નાએ કાર્ય કારણ ભાવની પણ મીમાંસા કરી છે. પરમાત્માજ મૂળ કારણરૂપ હોવાથી તેમાંથી અન્ય આત્માઓ ઉપન્ન થાય છે. તારાઓને ઈશ્વર પોતે ઉત્પન્ન કરતો નથી. પણ તે તેમને બીજી શકિતઓમાંથી નિર્માણ કરે છે. કારણના જાતિકારણ તથા વ્યકિતકારણ એવાં તેણે બે ભાગ પાડયા છે. પરમેશ્વર સચ્ચિદાનંદ છે; પૂર્ણ છે" આ ભાગ જતો કરી એ તો બાકીનો ભાગ સરસરીતે લખાયલો છે.

ગૂઢવિદ્યાઃ—આનો ધાર્મિક દૃષ્ટિએ જે અર્થ થાય છે તે અર્થમાં ઍવિસેન્નાએ આ શબ્દ યોજ્યો છે કે કેમ તેવિષે શંકા રહે છે. પરંતુ ગૂઢવિદ્યા એ તત્વજ્ઞાનનોજ એક ભાગ છે એમ માનવામાં તેણે પ્લેટોના નૂતન પંથનુંજ અનુકરણ કર્યું છે. એવી રીતે ગૂઢવિદ્યાનું વિવેચન ન કરતાં બીજી રીતે તેના તત્વોનો વિચાર કરવો અવશ્ય છે. તેનો આશાવાદ લિબિનીટ્ઝ જેવો છે. પાપ કંઈ પરમેશ્વરી ધર્મ નથી, પણ તે કેવળ પ્રાસંગિક છે. પાપના ત્રણ પ્રકાર છે શારીરિક-દુઃખ, ન્યૂનતા અને અસદ્ધર્માચરણ.

નીતિશાસ્ત્ર:—ઍવિસેન્નાએ નીતિશાસ્ત્રનો ઉંડો વિચાર કર્યો લાગતો નથી. તેના કેટલાક સિદ્ધાંતો ઘણા સુંદર છે. એ વિષે શક નથી પણ તેનું મગજ પારમાર્થિક પ્રશ્નોમાંજ ગુંથાઇ રહેવાથી તેણે આ બાબત તરફ લક્ષજ આપ્યું નથી. શાસન શાસ્ત્રવિષે પણ તેણે થોડું ઘણું લખ્યું છે. તેમ બૈરી, છોકરાં અને નોકરો માટે પણ નિયમ ઘડયા છે. કળાના તેણે ત્રણ પ્રકાર પાડયા છે. બુદ્ધિગત શિક્ષણગત અને શકિતગત આમાંની ગમે તે એક કળાતો દરેકે શિખવીજ જોઇએ એવી તેણે ભલામણ કરી છે. 'સારી સ્રી ધણીના દરેક કામમાં મદદ કર્તા થાય છે. તે બુદ્ધિમાન, ધાર્મિક અને પ્રેમાળ હોય છે. કુટુંબની વ્યવસ્થા, દરજ્જો, ભય અને આસ્થાપર અવલંબી રહેવી જોઇએ' એમ તેણે લખ્યું છે.

ઍવિસેન્નાના સંપ્રદાયમાં બીજા કોઇ મોટા પંડિત થયા નથી. અલબાઝલી જેવા મુસલમાનોએ તેના સિદ્ધાંતો ખંડન કર્યો છે. યુરોપના વિશ્વવિદ્યાલયમાં પાંચમી સદી સુધી વૈદક વિષયમાં ઍવિસેન્નાનો ગ્રંથજ પ્રમાણ ભૂત માનવામાં આવતો હાલમાં તે પુરો વંચાતોએ નથી માત્ર એની ટીકા ઘણી થાય છે.

(આ વિષયનું સાહિત્ય:—ઇબ્ન અબી ઉસૈબિયા–'ઉયુનઅલ-અનબા-મુલ્લર સંપાદિત કોનિગ્સબર્ગ ૧૮૮૪ ; કૅરાદ વૅકસ એવિસેન્ને, પેરીસ ૧૯૦૦; એણેજ એ. રિ. એ. માં ઍવિસેન્નપર એક લેખ લખ્યો છે. બોઅર–ધિ. હિસ્ટરી ઑફ ફિલૉસૉફી ઈન ઈસ્લામ, લંડન ૧૯૦૩.

ઍવિસેન્નાના 'શિફા' નામના ગ્રંથપર હાલમાં જર્મનીમાં મહત્વનો ગ્રંથ રચાયો છે. તેનો ન જાત તથા વૈદક સિદ્ધાંતોનો ગ્રંથ ૧૫૯૩ માં રોમમાં પ્રગટ થયો હતો. તેમ ૧૮૯૨ માં લંડનમાં 'ઈશાગત' પ્રગટ થયું હતું. એ. બ્રિ. બીલનો કોષ જુઓ)

**ઍવોગડ્રો અમેડેવ**:—આ ઇટાલિયન શાસ્ત્રજ્ઞનો જન્મ તા. ૯ જુન ૧૭૭૬ માં ટયુરિન ગામે થયો હતો. તથા તા. ૯ જુલાઈ ૧૮૫૮ ને રોજ તે આ ગામમાંજ મરણ પામ્યો. ટયુરિનના વિશ્વવિદ્યાલયમાં તે વર્ષો સુધી પદાર્થ વિદ્યાશાસ્ત્રનો અધ્યાપક હતો. તેણે વિદ્યુત્, તાપથી પ્રવાહી દ્રવ્યોનું વર્ધન, વિશિષ્ઠ ઉષ્ણતા, કેશાકર્ષક ઇત્યાદિ વિષયોપર એક ચાર ભાગનો ગ્રંથ લખ્યો છે. પરંતુ તે પ્રખ્યાત થયો તેનું કારણ એ કે તેણે નીચેનો સિદ્ધાંત સાબીત કર્યો હતો–"સમાન ઉષ્ણતા અને દાબ હોય ત્યારે જો એક સરખા આકારના બે વાયુ લઇએ તો તેમના અણુઓની સંખ્યા પણ સરખીજ થાય છે.' આ સિદ્ધાંત ઍવોગડ્રોનો સિદ્ધાંત કહેવાય છે.

**ઍશબર્ટન**:—ડેવન શાયરમાંના ઍશબર્ટન નામના પાર્લમેંટરી વિભાગમાનું એક વ્હેપારી મથક. તે પ્લીઇમથથી ૨૪ માઇલને છેટે ગ્રેટવેસ્ટર્ન રેલ્વેની એક શાખા પર આવ્યું છે. તેની વસ્તી ૧૯૦૧ માં ૨૬૨૮ હતી. ચારે બાજુએ ટેકરીઓવાળી એક ખીણમાં આવ્યું છે. ડાર્ટમાં સેંટ ઍંડ્રૂનું એક દેવળ છે. ત્યાં સર્જ નામનું ગરમ કાપડ બને છે. અહિં દારૂના, રંગના તથા ચીરના કારખાનાં છે. સ્લેટના પત્થર, તાંબુ અને ટિનની ખાણો પૂર્વે પુષ્કળ હતી. સર્જના વ્હેપાર માટે નજીકનું વ્હેપારી મથક બકફાસ્ટ લે છે. એ બે શહેરો વચ્ચે બકફાસ્ટ ઍબે આવ્યું છે.

આ શહેર તરફથી પાર્લમેંટમાં પ્રતિનિધિ ચુંટી મોકલવામાં આવે છે. અહિં પહેલાં કાસાની ખાણો હતી. જુના જમાનાઓમાં અહિંનો કારભાર ત્યાંના સરદારો દર વર્ષે સભા બોલાવી એક પ્રતિનિધિ ચુંટી કાઢતા તે તથા એક બેલીફ, એ બે મળી ચલાવતા.

ડુમ્સડે મુજબ ઍશબર્ટન પણ એક્ઝિટરના બિશપની સત્તા નીચે હતું. સન ૧૫૫૨ માં બિશપે ઍશબર્ટનબરો તથા ઍશબર્ટન ફૉરેન એ બન્ને મૅનાર્સ (વિભાગ) વ્હેંચી નાખ્યા, તે પછી તે રાજાના કબજામાં ગયા. થોડાંક વર્ષ પછી આનો અમુક ભાગ કિલન્ટન કુટુંબના તાબામાં ગયો. તે ભાગને બે પ્રતિનિધિઓ મોકલવાનો હક હતો. પણ ૧૮૩૨ માં તથા ૧૮૮૫ માં જે સુધારાના કાયદા ઘડાયા તેથી તે હક નષ્ટ પામ્યો. અહી ગુરૂતથા શાંનવારે બજાર ભરાયછે તથા વર્ષમાં ચારવાર યાત્રા ભરાય છે.

**ઍશબોર્ન**:—ડર્બીશાયર નામના પશ્ચિમ તરફના પાર્લમેંટરી વિભાગનું એક વ્હેપારી મથક. તે ડર્બીથી ૧૩ માઇલને છેટે લંડન અને નૉર્થ વેસ્ટર્ન અને નૉર્થ સ્ટૅફૉર્ડશાયર રેલ્વેપર આવેલું છે. જીલ્લાની વસ્તી ૧૯૦૧ માં ૪૦૩૯ હતી. ડોવનદી પાસેની બે દરીઓમાંની ઉંચી સપાટીપર તે આવ્યું છે. આથી અહિંથી ડોવ દરીનો અનુપમ દેખાવ સ્હેજે નજરે પડે છે. સેંટ ઑસ્વલ્ડનું પ્રાર્થના મંદિર ક્રોસના આકારનું છે. અહિંનો ખેતીવાડીને લગતો વ્હેપાર મોટો છે. અહિં કૉરસેટ બને છે. નજીકમાં વહેતી નદીમાં માછલાં પુષ્કળ હોય છે. ઍશબોર્ન હૉલને પ્રિન્સચાર્લી સાથે ઘાડો સંબંધ છે. કેમ કે તે ૧૭૪૫ માં ડર્બીપર સ્વારી કરવા જતાં પહેલાં તથા સ્વારી કરી આવતાં અહિં રહયો હતો. ડૉ. જૉન્સન તેના મિત્ર ડૉ. ટેલરને મળવા અહિં આવતો.

**અશાંટી**:—પશ્ચિમ આફ્રિકામાંની બ્રિટિશોની એક વસાહત. તેની પૂર્વમાં ( ફ્રેંચ ) 'આઇવરી કોસ્ટ કૉલોની', ઉત્તરમાં 'નૉરધર્ન ટેરિટરીઝ ઑફ ધિ ગોલ્ડ કોસ્ટ' નામનું એક જાણીતું બ્રિટિશ રક્ષણ નીચેનું સંસ્થાન, તથા પૂર્વમાં વોલ્ટા નદી છે. આનું ક્ષેત્ર ફળ ૨૪૫૬૦ ચો. માઇલ છે. ૧૯૨૧ માં ત્યાંની વસ્તી ૪૦૭૦૦૦ હતી. જેમાં યુરોપિયન માત્ર ૪૦૦ હતા ત્યાંના મુખ્ય શહેર કુમાસીમાં ૨૫૧૦૦ લોકની વસ્તી છે.

શિક્ષણને માટે અશાંટી ગોલ્ડકોસ્ટનો ભાગજ ગણાય છે ૧૯૨૮ માં ત્યાંની સરકારી શાળામાં ભણતાં વિદ્યાર્થીની સંખ્યા ૧૦૨૫ હતી અને મિશનરી શાળામાં ભણતા વિદ્યાર્થીની સંખ્યા ૪૨૫૧ થતી હતી.

અશાંટીનો ઘણો ખરો પ્રદેશ ઘનઅરણ્યોથી છવાયલો છે તેમાં હરણ, વાંદરા, ચિત્તા, ઇત્યાદિ પ્રાણીઓ જડે છે. નદીઓમાં મગરો પણ ઘણા હોય છે. અહિંની હવા યુરોપિયોને માફક આવતી નથી છતાં સામાન્ય રીતે ઠીક હોય છે. પાણી પણ વિપુલ છે. મેની આખરથી ઓકટોબર સુધી ચોમાસું ચાલે છે.

મુસલમાનોની સ્વારીઓથી કંટાળીને નાઇજર તથા સેની નદીના કિનારા પર વસતા મૂળના લોકો અહિં ૧૬ કે ૧૭ મી સદીમાં આવી ચઢયા હશે એમ ધારવામાં આવે છે. આ જગા સુરક્ષિત હોવાથી પોતાનું બળ કેળવી એક બલિષ્ઠ રાષ્ટ્ર નિર્માણ કર્યું. આ લોકો અસલ નીગ્રોની ઢબમાં હોઈ મૂળ ફાંટી વંશના છે એમ કહેવાય છે. અશાંટી લોકોમાં ઘણી જાતિઓ છે. પુરાતન કાળમાં આ દરેક જાતનો એક સ્વતંત્ર રાજા હતો. પણ ૧૮ મી સદીના આરંભકાળથી તે બધાએ કુમાસીના રાજાને સમ્રાટ તરીકે માની લીધો પહેલાના કાળમાં અહિંના રાજ્ય તંત્રના બે વિભાગ હતા. એક રાજસત્તા અને બીજી લશ્કરી મહાજન સત્તા. જુદી જુદી ટોળીઓમાંથી રાજમંત્રી ચુંટી કાઢવામાં આવતા. અને રાજાની સત્તા પુષ્કળ અંકુશમાં રહેતી. બની શકે તે એકથી વધુ સ્ત્રીઓ પરણતો. જુના ગ્રંથકારો તો અહિં સુધી કહી ગયા છે કે રાજાને ૩૩૩૩ સ્ત્રીઓ પરણવી પડતી. રાજાના અવસાન પછી ગાદીનો વારસો તેના દીકરાને ન મળતાં તેના ભાઇને અથવા બ્હેનના દીકરાને મળતો. રાજમાતાને પુષ્કળ અધિકાર હતા. માત્ર રાણીઓ તો કેવળ નામનીજ હતી. ડાહોમઅન લોકો પ્રમાણેજ આ લોકોમાં સુદ્ધાં મૃત સગાંઓની કબરો આગળ નરબળી ( 'માણસનોબળી.) આપવાનો પ્રચાર હતો. પરદેશોમાંથી વ્હેપારાર્થે અહિં કેટલાક મુસલમાનો આવી વસ્યા છે. કેટલાક ખ્રિસ્તી પણ થયા છે. છતાં ભૂતપિશાચો પૂજનારાઓનીજ વસ્તી એકંદર પુષ્કળ છે.

અશાંટીના લોકો સરસ કારાગીર છે. ખાસ કરીને કાપડ વણાટમાં તેઓ ઘણા બાહોશ છે. ચિનાઇ માટીનાં વાસણો તથા સોનાનું કામ પણ કરે છે. ઉત્તર ભાગમાં તમાકુનો પાક સારો થાય છે. તેમ પશ્ચિમ ભાગમાં સોનું પુષ્કળ મળે છે.

કુમાસી તથા સુન્યાયોમાં સરકારી તેમ મિશનરી શાળાઓ છે. પોસ્ટ તથા આબકારી ખાતું, કર વગેરે ઉપજના ખાતાંઓ છે. સન ૧૯૧૭ માં અહિંની કુલ ઉપજ ૫૨,૬૪૪ પાઉંડની હતી. કોકો તથા રબર એ મુખ્ય પેદાશની વસ્તુઓ છે. જંગલ ખાતું કિફાયતી છે. આ પ્રદેશામાં સાગ તથા તેલના ઝાડ ઘણાં છે. ૧૯૧૯ ની સાલમાં સોનું ૪૨૧૬૯૬ પાઉંડ કોકો ૧૪૨૫૧૮૫ પાઉંડ, રબર ૬૩૨ પાઉંડ જનાવરો તથા બકરાં ૭૦૦૦૦ પાઉંડ ચામડાં ૭૦૧૨ પાઉંડ એમ કુલે ૨૪૩૩૨૦૫ પાઉંડ કિંમતનો માલ અહિંથી દેશાવર ચઢાવવામાં આવ્યો હતો. તેમ યુરોપમાંથી લગભગ ૧૭,૭૩,૨૫૭ પાઉંડની કિંમતનો માલ આયાત થયો હતો. આમાં જનાવરોની આયાત ઘણી વધી પડી છે. કે અશાંટી લોકોના ખોરાકમાં માંસ વધી પડયું છે. સન ૧૯૧૮ માં અહિં ૩૮૦ માઇલ જેટલી મોટરની સડક હતી. અહિં ૧૯૨૮-૨૯ માં સોનાની પેદાશ ૪૫૬૫૩૩ પાઉંડ હતી.

પ્રથમ ૧૮ મી સદીમાં યુરોપિયોની નજર અશાંટી તરફ આકર્ષાઇ. અહિંના રાજ્યનો મૂળ સંસ્થાપક ઓસાઇ ટુટુ હતો. તેણે કુમાસી શહેર વસાવ્યું તથા પડોસનું ડેનકેરાનું રાજ્ય જીતી પોતાના રાજ્યનો વિસ્તાર કર્યો હતો. સન ૧૮૦૦ માં અહિં ઓસાઈ ટુટુ કવામિના રાજ્ય કરતો હતો. બ્રિટિશોને પ્રથમ સંબંધ આ ટુટુ રાજા સાથેજ જોડાયો. સન ૧૮૦૭ માં તેણે આ નામાબો નજીકના કિનારાપર આવેલા બ્રિટિશોના કિલ્લાને ઘેરો ઘાલ્યો. ત્યારે અંગ્રેજોએ તેને તે કિલ્લાને બદલે તેમ કેપ કોસ્ટના કિલ્લાને બદલે અમુક ભાડું આપવાનો ઠરાવ કર્યો. તે પછી સન ૧૮૧૭ માં જે સંધિ થઇ તેમાં આ કરાર કાયમ કરવામાં આવ્યો. પણ બે વર્ષ પછી એટલે ૧૮૧૯ માં તે સંબંધી કંઇક તકરાર ઉભી થઈ અને અશાંટીના રાજાએ ત્યાંની પ્રજાને બ્રિટિશોને સોંપવાની ના પાડી. આથી ૧૮૨૦ માં ફરી સુલેહ કરવામાં આવી જેને આધારે પ્રજા અશાં-

ટીના રાજાની સત્તા નીચેજ રહેવાનું ઠરાવવામાં આવ્યું. પરંતુ કેપ કોસ્ટનો સુબો જે. ક્લોપસ્મિથ આ કરાર કબૂલ કરવા રાજી ન હતો. વળી લંડનની સરકારે પણ તેનેજ ટેકો આપ્યો. ૧૮૨૧ માં ત્યાંના મથકો લંડનની સરકારે સીધાં પોતાને હાથ લઈ લીધાં. આથી ઓસાઇ ટુટુ કવાભિનાનો ક્રોધાનળ ભડકયો અને તેણે બ્રિટિશો સામે રણશિંગ ફૂંકયા. ૧૮૨૪ માં પહેલો બ્રિટિશ ગવર્નર સર ચાર્લ્સ-મૅકાથી પરાભવ પામી આ લડાઈમાં માર્યો ગયો. તેજ દિવસે ઓસાઈ ટુટુ પણ મરણ પામ્યો. તેની ગાદીએ ઓસાઈ ઓકોટો આવ્યો અને ડોડોવા ખાતે ૧૮૨૬ માં હારી ગયો. આથી અશાંટીના કિનારા નજીકની જાતિઓપરનો અમલ ડગમગવા લાગ્યો તથા પ્રાનદીની દક્ષિણ તરફથી પ્રજાતો બ્રિટિશોને આધીન થઈ. પહેલા કવાકા ડયુઆની આમદાનીમાં (ઈ. સ. ૧૮૬૩) ફરીવાર બ્રિટિશો તથા અશાંટી વચ્ચે લડાઈ થઇ. આમાંની બે મહત્વની લડાઇઓમાં અશાંટી રાજાનો જય થવાથી તેની પ્રતિષ્ઠા ઘણીજ વધી પડી. નવા રાજા કોફી કારી કારીએ તો ગાદીએ બેસતાંજ લડાઇનું ધોરણ જાહેર કર્યું. ૧૮૭૩-૭૪માં લડાઈ થઈ. તેનું કારણ એ હતું કે બ્રિટિશોએ એલ-મિનનો કિલ્લો ડચ લોકો પાસેથી લઇ લીધો હતો તેમ અશાંટીના રાજાએ ચાર યુરોપિયનોને કેદ કર્યા હતા. અલમિના કિલ્લામાંની પ્રજાને અશાંટી રાજા પોતાની પ્રજા જેવીજ માનતો હોવાથી તેને બ્રિટિશોનું આ કૃત્ય પસંદ પડયું નહિં. આથી તેણે પ્રાનદી ઓળંગીને બ્રિટિશ મુલકપર સ્વારી કરી. પણ સર ગારનેટ વુલસલને કુમાસી પર હુમલો કરવાની તૈયારી કરતો જોઇ અશાંટી કુમાસીમા જઈ પહોંચ્યો. સર ગારનેટની સેના પણ કુમાસીમા દાખલ થઈ. તથા તેની પાછળથી કૅપ્ટન ગ્લાવર પણ લશ્કર સહ આવી ચઢયો. આથી કોફી કારીકારી રાજાને સમાધાનીનું નિશાન ઉભું કરી અપમાનકારક સંધિ કરવાની ફરજ પડી હતી.

આ લડાઈ પછી તરતજ કોફી કારા કારીને તેની પ્રજાએ પદચ્યુત કરી તેના ભાઈ મેન્સાને ગાદીએ બેસાડયો. પણ તે અતિ જુલમી નીવડવાથી રાજ્ય-ક્રાંતિ થઇ અને બીજો કવાકા ડયુ આ ગાદીએ બેઠો. પરંતુ તે ટુંકમાંજ મરણ પામવાથી પ્રેંપેને રાજ્યા-ભિષેક કરવામાં આવ્યો. આણે કુમાસીમાં બ્રિટિશ રેસિડેન્ટ રાખવાની ના પાડી. તેથી બ્રિટિશોએ સ્વારી કરી ૧૮૯૬ ના જાન્યુઆરીની ૧૭ મી તારીખે કુમાસી સર કરી લીધું. પ્રેંપપેને હદપાર કરવામાં આવ્યો તથા અશાંટીમાં રેસિડેન્ટ રાખવામાં આવ્યો. ઇ. સ. ૧૯૦૦ માં કુમાસીના સરદારોએ બંડ કર્યું. તેથી રેસિડેન્ટને નાસી જવું પડયું. પરંતુ દરમ્યાન છેક અણીને અવસરે કર્નલ વિલૅાકસ ફ્રોજ લઈ આવી પહોંચ્યાથી બંડખોરોનું જોર તૂટી પડયું અને કુમાસી બચાવી શકાયું.

તા. ૨૬ સપ્ટેંબર ૧૯૦૧ ને રોજ અશાંટી બ્રિટિશ રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. ગોલ્ડ કોસ્ટનો ગવર્નર અહિંનો કારભાર ચલાવે છે. આમાં તેને ચાર કમિશનર તથા ચાર આસિસ્ટંટ કમિશનર મદદ કરે છે. ન્યાય ઈનસાફમાં દેશી કાયદાઓ પાળવામાં આવે છે.

સન ૧૯૦૬ માં ભૌગોલિક પરિસ્થિતિ તથા લોક વસ્તીના ધોરણસર અશાંટી પ્રોટેકટોરેટ અને ગોલ્ડ કોસ્ટની ક્રાઉન કૉલોની વચ્ચેની સરહદ ઠરાવવામાં આવી હતી. તેમ રાજકારભારની સરળતા માટે અશાંટીના મધ્ય, દક્ષિણ પશ્ચિમ તથા ઉત્તર એવા ચાર ભાગ પાડવામાં આવ્યા અને તે દરેક વિભાગમાં એક એક કમિશનર નીમવામાં આવ્યો. તે સર્વોપર દેખરેખ રાખનારો ચીફ કમિનર અશાંટીની રાજધાની કુમાસીમાં રહે છે. તે ગોલ્ડ કોસ્ટના ગવર્નરને આધીન હોય છે. કુમાસીના ચીફોની એક કાઉન્સ છે. કુમાસી સેકોંડી નામની રેલ્વે પણ શરૂ થઇ છે. આ પ્રદેશની વિધવિધ જાતિઓપર તેમનીજ જાતના ચીફની સત્તા ચાલે છે. આ ચીફ ચુંટાયલા હોય છે. માત્ર આ ચુંટણી રાજકારભારના વંશપરંપરાગત હક ધરાવતા સરદારોમાંથીજ થવાની હોય છે. સ્ત્રી વંશજોને વારસો મળતો હોવાથી ચીફના મરણ પછી તેનો અધિકાર તેના ભાઇને કે માસીના દીકરાને કે બ્હેનના દીકરાને મળે છે. પણ મયત ચીફના પુત્રને કદી પણ આ વારસો મળે નહિં. દીવાની તથા ફોજદારી દાવા ચલાવવા ૧૯૨૧ ની સાલથી જયુડિશિયલ કમિશનર નીમવામાં આવે છે. માત્ર અદાલતોમાં વકીલો હોતા નથી. આથી ન્યાય મેળવવામાં ઘણો ખર્ચ થાય છે. છતાં વકીલ આવે તો કજીયા ટંટો વધી વધી પડે તેથી ચીફો વકીલ વર્ગના વિરોધી છે.

સન ૧૯૦૦ થી ૧૯૧૪ નું મહાયુદ્ધ શરૂ થયું તે દરમ્યાન અહિં શાંતિ સુલેહ હોવાથી ત્યાં ઘણા સુધારા થઈ શકયા છે. બાલેસ મિશન તરફથી મૂળમાં શરૂ કરવામાં આવેલી શાળાઓમાં હવે સરકારી શાળાઓનો ઉમેરો થવાથી શિક્ષણ પ્રસાર ઠીક થઈ રહયો છે. કોકોની પેદાશ પણ વધી પડે છે. ૧૯૧૪ ના રિપોર્ટમાં ચીફ કમિશનર ફુલરે લખ્યું છે કે અશાંટીની પ્રજા પૂરે પૂરી વફાદાર છે. આ વફાદારી

છેલ્લી લડાઇમાં પણ કાયમ રહી શકી. પરંતુ તે પછી દાખલ કરવામાં આવેલી નવીન લશ્કરી તાલીમ પસંદ પડવાથી અશાંટીના લોકો લશ્કરમાં પ્રવેશ કરતા નથી.

[ સંદર્ભ ગ્રંથઃ—એ. બ્રિ. લંડનમાં કલોનિયલ આફિસ મારફતે પ્રગટ થતા અશાંટી વિષેના રિપોર્ટ; એલિસ—એ હિસ્ટરી ઑફ ધિ ગોલ્ડ કોસ્ટ ઑફ વેસ્ટ આફ્રિકા; બ્રેકનબરી—નૅરેટિવ ઑફ ધિ અશાંટી વૉર, સ્ટૅન્લે કુમાસી, ફ્રીમન—ટ્રાવેલ્સ ઈન અશાંટી-ઍન્ડ જમન; સ્ટેટ્સમેન ઇયર બુક.

**અશીરગઢઃ**—(મધ્ય પ્રાંત) જી. આઈ. પી. રેલ્વેના ચાંદણી સ્ટેશનની પશ્ચિમમાં સાત માઇલને છેટે અને બરાનપુરની ઇશાનમાં ૧૨ માઇલને છેટે તેમ ખાંડવાની નૈઋત્યમાં ૨૯ માઇલપર આ અશીરગઢ નેમાડ જીલ્લામાં આવ્યું છે. તે ઉત્તરે ૨૧°-૨૯' અ તથા પૂર્વે ૭૬°-૨૦' રે પર સાતપુડા ડુંગરોની હારમાંના એક અલગ ડુંગર પર અશીરગઢ કિલ્લો બંધાયલો છે. ચાંદણીથી અહિં સુધીનો આખો રસ્તો જંગલોમાંથીજ જતો હોવાથી આ ટેકરીની તળેટીમાં દ્રાક્ષની કેટલીક વાડીઓ કરવામાં આવી છે. અહિંની હવા આરોગ્યકારી અને સુખકારી છે. અશીરગઢ ગામ આ ટેકરીની પશ્ચિમમાં આવેલું છે. ત્યાંની વસ્તી ૧૮૮૨ માં બે હજાર જેટલી હતી. ચારે બાજુએ ૮૦ થી ૧૨૦ ફુટની ઉંચાઈના ખડક પર આ કિલ્લો બાંધવામાં આવેલો હોવાથી તેમાં જવાના રસ્તા બેજ છે. કિલ્લાની અંદર આસરે સાઠ એકર ક્ષેત્ર ફળ જેટલી જમીન આવી જાય છે. એકની અંદર બીજો એ રીતે કિલ્લામાં ત્રણ ફરતા કોટ બંધાવ્યા છે. તથા દરેક ખૂણા ઉપર એક બુરજ છે. તેમાં તોપો રાખવામાં આવતી. ચારે બાજુના ખડક સીધા ઉંચા હોઇ તે માત્ર બેજ જગાએ તૂટેલા જણાય છે. ઘણા દરવાજાઓમાંથી વાંકે ચુકે રસ્તે પસાર થયા બાદ મુખ્ય પ્રવેશ દરવાજા પાસ આવી પહોંચાય છે. તે સર્વે દરવાજાઓ એક બીજાની નજીકમાં છે અને તેમની બાજુમાં ડુંગરા ઉંચા કરાડ છે. ૧૮૧૯ માં જ્યારે બ્રિટિશોએ ત જીતી લીધો ત્યારે ત્યાંની કેટલીક ભીંતો તૂટેલી હતી. બીજી ભાંતનો થોડો ભાગ મુખ્ય દરવાજા સામે આવે છે. તથા તે દાક્ષણથી ઉત્તર તરફની અડધી ભીંત સુધી ફેલાયલો છે. પરંતુ થોડો ભાગ પૂર્વ તરફના "સાત દરવાજા" નામના દરવાજાના બચાવ કરવાને અર્થેજ બાંધવામાં આવ્યો છે. ત્રીજો કોટ મુખ્ય દરવાજાની બાજુમાં હોવાથી તેથી પશ્ચિમ દિશાને વધુ મજબુતી મળે છે. પશ્ચિમના મુખ્ય દરવાજામાંથી અથવા પૂર્વ તરફના સાત દરવાજામાંથી કિલ્લામાં પ્રવેશ થઇ શકે છે. અશીર ગામમાંથી એક રસ્તો સીધો કિલ્લામાં જાય છે. મુખ્ય બરાનપુર રસ્તો ઉત્તર તરફથી વાંકો ચુંકો થતો મુખ્ય દરવાજા સુધી આવ્યો છે. કિલ્લામાં છ ટાંકીઓ છે.

અશ્વત્થામાના સંબંધમાં અશીરગઢનો પ્રથમ ઉલ્લેખ મહાભારતમાં આવ્યો છે. ઇ. પૂર્વે ના ૧૬૦૦ વર્ષથી અહિં ક્ષત્રિય રાજા રાજ્ય કરતા એમ દંતકથાઓને આધારે ટૉડમાને છે. ત્યાર પછી તુંતુરપાલ નામના ચોહાણ રાજાએ અશીરગઢ તથા ગોત્રળકોટા જીત્યા એવો ઉલ્લેખ ભાટોના કવનોમાં આવે છે (ટૉડનું રાજસ્થાન) 'ત્યાર પછીના અશીરગઢના ટાક' (રજપુત જાત) એ ઉલ્લેખ ચાંદબારોટના કવનોમાં છે. ત્યાર બાદ આ કિલ્લો હાઢાવંશના સંસ્થાપક ઇષ્ટપાલના હાથમાં ગયો (ટૉડનું રાજસ્થાન). તેના પૌત્રના પુત્ર હમીર અને ગંભીર એ બન્ને પૃથ્વિરાજના માંડલિક હતા. આસા'આ હીરે આ કિલ્લો બંધાવ્યો. અને તે ૧૩૭૦ સુધી તેના કબજામાં હતો, એમ ફિરસ્તાએ લખ્યું છે છતાં તે સંભવિત લાગતું નથી. તેરમી સદીની આખરમાં આ કિલ્લો અલાઉદ્દીન ખીલજીએ લઇને એક જણ શિવાય તમામ હાડાવંશીઓની કત્તલ કરી. ત્યાર પછી પણ એકવાર તે હિંદુ સત્તા નીચે આવ્યો હતો. પણ ૧૪ મી સદીને અંતે નાસિરખાં ફરૂકીએ તે કપટથી હસ્તગત કર્યો. આ વંશના પાંચમા બાદશાહ આદિલશાહે (પહેલો ૧૪૫૭-૧૫૦૩) માલઈગડ નામનો ત્રીજો કિલ્લો બંધાવ્યો. આને અગિયાર માસ સુધી ઘેરો ઘાલી મહાન પ્રયાસોથી અકબરે તે સર કર્યો એમ (સં ૧૬૦૦) ઈલિયટે જણાવ્યું છે. તેના મુખ્ય દરવાજા પાસે આ ઘેરા વિષે એક શિલા લેખ છે. (૧૦૦૯ હિ. સ, ૧૬૦૦ ઇ. સ.) ઔરંગઝેબના વખતની પણ તોપ તથા એક શિલાલેખ ત્યાં છે. સન ૧૭૨૦ માં નિઝામ-ઉલ-મુલ્કે આ કિલ્લો લાંચ આપી સર કર્યો. (ઇલિયટ) અશિરગઢ ઉત્તર માર્ગના ઠેક નાકાપર હોવાથી મરાઠી ઇતિહાસમાં પણ તે મહત્વપૂર્વક લેખાયો છે. તે જીત્યાનો પ્રથમ ઉલ્લેખ બાળાજી બાજીરાવ પેશ્વાએ તા૦ ૧૪ ફેબ્રુઆરી ૧૭૬૦ ને રોજ ગોવિંદ બલ્લાળ પર મોકલેલા પત્રમાં આ મુજબ કર્યો છે. "આ બાજુના મોગલોને હરાવી, પાસતાલીસ જાગીરો જીતી, બરાનપુર, 'અશીર' દોલતાબાદ સર કર્યા. (રા. ખં. ૧,૧૬૪,૨૫૪) તે અરસામાંજ નિઝામે ગોવિંદ પંતને આસરી અને દોલતાબાદ એ બે કિલ્લા આપ્યાનુ બાબુરાવ બુંદે લેખે લખ્યું હતું (તા. ૧૫ ફેબ્રુ. ૧૭૬૦ રા. ખં. ૧.

૧૬૫·૨૫૭) વળી સદાશિવ રાવ ભાઉએ પણ આવીજ મતલબનો કાગળ ગોવિંદ પંત પર મોકલ્યો હતો. (૧૯ ફેબ્રુ ૧૭૬૦ પત્ર નં. ૧૬૬) તેમજ દિલ્હીના બાદશાહ ચોથાઇ વસુલ કરી બાકીની રકમ કરાર મુજબ શાહુ રાજા પર મોકલી આપવી એમ જણાવી. તે મહાલોના નામ પણ તેણે જણાવ્યા હતા. તે પત્રમાં આ નામોમાં જુન્નર તરફના ૧૩ તાલુકાઓનાં નામ હોઇ તેમાં અશેરી અશીરગઢનું પણ નામ આવ્યું છે (રા. ખ. ૮.૭૮.૧૦૫) બાદ શકે ૧૬૯૭ ના ફાગણ સુદ ૮ ના પત્રમાં "જાબિત જંગ હરિ બલ્લાળને સામીલ થયા છે તથા નગર અને અશેરીના બે કિલ્લાઓ માગે છે, પરંતુ લડાઇ જીત્યા વિના તે આપવાની હાર બલ્લાળે ના પાડી છે." વગેરે બાર ભાઇ તરફની હકિકત રાઘો માધો લક્ષ્મણ આપ્પાજી ગોસાવી પર લખી જણાવી હતી. (રા. ખં. ૧૨૧૩૩, ૮૪) આમ એકંદર રીતે આ કિલ્લો ૧૭૬૦ ની સાલમાં પેશવાના કબજામાં આવ્યો અને અઢાર વર્ષ બાદ તે મહાદજી શિંદેને મળ્યો. વળી પાછો ૧૮૨૧ માં તે બ્રિટિશોને હાથ ગયો.

શાહજહાંની કારકીર્દી માંની એક મસજીદ, એક મોટી તોપ, અને કેટલાક શિલા લેખ આ કિલ્લા પર છે. તેમ મોટા ટાંકા પાસે મસજીદ બંધાઇ ત્યારના પણ એક શિલા લેખ છે. તે ઉપરાંત ઔરંગઝેબ ના તખ્ત મળ્યા બાબતનો (૧૬૬૦) એક શિલા લેખ અને નૈઋત્ય તરફના બુરજમાંની તોપ પર એક શિલા લેખ છે. (ઇ. સ. ૧૬૬૩) આદીલશાહ ફરૂકીના (સ. ૧૫૮૯) શિલા લેખ પણ છે. એક પંચ રસ ધાતુની બુરહાણપુરમાં બનાવેલી તોપ પણ આહ હતી જે હાલમાં નાગપુરના સરકારી મહેલમાં છે.

**અશોકઃ**—(પ્ર. પૂ. ૨૭૩ ૨૩૨) મૌર્યવંશનો ત્રીજો રાજા તથા ચંદ્રગુપ્ત મૌર્યનો પૌત્ર. હિંદના ઇતિહાસમાંનો આ એક સૌથી પહેલો રાજા છે કે જેને વિષે તેના સમકાળના લેખો પરથી આપણે માહિતી મેળવી શકીએ છીએ. આ અસલ લેખ એટલેજ અશોકના શિલાલેખ. તે ઉપરાંત બૌદ્ધ સાહિત્ય તથા સીલોનના બખરોમાં તેને વિષે ઘણી માહિતી મળે છે. પરંતુ ગ્રીકોનાં તેમ બ્રાહ્મણ સાહિત્યમાં તેને વિષે જરાય પુરાવો મળતો નથી. યુરોપના પંડિતોએ જ્યારે અશોક વિષે તપાસ કરવી શરૂ કરી ત્યારે સીલોનની તવારીખોજ તેમને મદદકારી થઇ પડી હતી. આ તારીખો ન હોત તો અશોક એટલેજ શિલા લેખમાં જણાવેલો પિયદસ્સી રાજા એ શોધ કદાપિ થઇ શકત નહિ એવી રીસડેવિડ્સની માન્યતા હતી. પરંતુ સન ૧૯૧૫ માં રાયચુર પાસેના નિઝામી રાજ્યમાંના મસ્કી ગામમાં હુટ્ટીની પ્રાચીન સોનાખાણની ખાણની આજુ બાજુમાં મળી આવેલા શિલા. શાસન લેખોમાં અશોકની નવેસર માહિતી મળી આવવાથી પાછલા પુરાવાઓને અચાનક પુષ્ટી મળી છે. જેમ્સ પ્રિન્સેસ નામના પંડિતે આ શોધ કરી તથા તેની મદદથીજ હવે આપણે શિલા લેખોનો ખરો અર્થ સમજતા શિખ્યા. ઐતિહાસિક દૃષ્ટિથી સીલોનની તવારીખો જો કે જોઇએ તેટલી દોષ રહીતતો નથી, છતાં તેમને પડતી મૂકી એકલા શિલા લેખો પરથીજ અનુમાન બાંધવા એ પણ ઠીક નથી. કેમકે શિલા લેખોમાં પણ દોષ રહેલા છે. આથી ઉત્તર કાળનો ઈતિહાસ વાંચ્યા વિના શિલા લેખો પર યોગ્ય રીતે પ્રકાશ પડવો અશકય છે એમ રીસડેવિડ્સ માને છે.

અશોક વિષે ચારે તરફથી સુસંગત માહિતી મળે છે (૧) નેપાળમાં બૌદ્ધ સંસ્કૃત ભાષામાં લખાયલો "અશોક અવદાન" ગ્રંથ (૨) બ્રહ્મદેશમાં પાલી ભાષામાં લખાયલું દ્વીપ વંશ નામનું પુસ્તક (૩) વિનયની ટીકામાં બુદ્ધઘોષે આપેલી હકિકત (૪) સીલોનમાં પાલી ભાષામાં લખાયલું મહાવંશી પુસ્તક.

રોયલ એશિયાટિક સોસાયટીના સામાયિકમાં રીસ ડેવિડસે આ હકિકતની ઐતિહાસિક તુલના કરી છે. (સન ૧૯૦૧ નો અંક. પૃ. ૩૯૭-૪૧૦) ઐતિહાસિક તુલના કરતાં આ લેખકોના કાવ્ય ગ્રંથોમાંથી પુષ્કળ હકિકત મેળવી શકાશે.

**અશોકના શિલા લેખઃ**—પણ હિંદના ઇતિહાસના અભ્યાસકોને માટે અશોકના શિલાલેખ તેમની પ્રાચીનતાને લીધે અતિ મહત્વના થઇ પડ્યા છે.

**અશોક શાસનોઃ**—અશોકના શાસનો નો હવે આપણે વિચાર કરીએ. કોંકણમાંના લેખો પૂરેપૂરા ઉપલબ્ધ ન હોવાથી, મહારાષ્ટ્ર પાસેના શાસનોમાં મળી આવતી, મહારાષ્ટ્રને લગતી માહિતીનો વિચાર કરીએ.

અશોકના શાસનોના બે ભાગ પડે છે. ૧. શિલા શાસનો ૨. સ્તંભ શાસનો. પહેલા વિભાગ ચૌદ શાસનોના બનેલા છે. આમાં બધાનું મૂળ એક સરખું નથી. શાબ્દિક તફાવતને બાદ કરીએ તો અગિયારમાં અને તેરમાં શિલાશાસનોની હકિકતમાં ફક્ત ધૌલિ અને જૌગડ આવૃત્તિઓમાંજ ફેર જણાઇ આવે છે. બાકીના શાસનો એક સરખાં છે. આ શિલા શાસનો અને સ્તંભ શાસનો આખા ભારતીય ઇતિહાસના અત્યંત મહત્વના સાધનો છે.

૧. શિલા શાસનો:—૧. જુનાગઢની પૂર્વમાં એક માઇલ પર. જુનાગઢ પાસેજ અશોકના શિલા લેખ ઉપરાંત બે મૌર્ય રાજાઓના ઉલ્લેખવાળો રૂદ્રદામાનો એક લેખ સુદર્શન તડાગ ઉપર છે. તે યોગ્ય પ્રસંગે આગળ આપવામાં આવ્યો છે. (બ્રાહ્મી લીપિ) ગિરનારના શાસનો આગળ પૂરેપૂરાં છાપ્યા છે.

૨. કાલસી શિલા લેખ:-ડેહરાદૂન જીલ્લામાં ચક્રાતા તહસીલમાં કાલસી ગામથી દોઢ માઇલપર યમુના નદીના પૂર્વ કિનારાપર (બ્રાહ્મી)

૩. શહાબાજ ગઢી શિલા લેખ:- પેશાવર જીલ્લો યુસફજૈ વિભાગ મકામ નદના કિનારાપર શહાબાજ ગઢીથી અડધા માઇલપર આ લેખ પ્રથમ શોધી કાઢવાનું માન રણજીતસિંહના દરબારના કોર્ટ નામના માણસને ઘટે છે. (ખરોષ્ઠી)

૪. માનસેહરા શિલા લેખ:-(ખરોષ્ઠી) માનસેહરા તહસિલ, હજારા જીલ્લો, વાયવ્ય સરહદ પ્રાંત.

૫. ધૌલિ શિલા લેખ:-(બ્રાહ્મી) પેટા વિભાગ ખુર્દા. જીલ્લો (જગન્નાથ) પુરી. ભુવનેશ્વરથી સાત માઇલપર.

૬ જૌગઢ શિલા લેખ:-(બ્રાહ્મી) ઋષિકુલ્યા નદીના ઉત્તર તીરે જૌગડ નામના ભગ્નગઢ ઉપર બરહામપૂર તાલુકો જંગમ જીલ્લો.

( ધૌલિ અને જૌગડના શિલા લેખમાં ૧૧ અને ૧૩ મા શિલા શાસનો ભિન્ન છે.)

૭ સોપારાના શિલા લેખ:-આ પથ્થર ભાટેલાના તળાવ પાસેથી જડી આવ્યો. આમાં આઠમાં શિલાશાસનમાંનો થોડો ભાગ છે. આ ઉપરથી અહિંઆ પણ ચૌદ શાસનો હોવાં જોઇએ એવી કલ્પના થાય છે. આનો મૂળ ભાગ આપ્યો છે.

૨. સ્તંભ શાસનો:-૧. દિલ્હી ટોપરા સ્તંભ. (બ્રાહ્મી) હમણાં ના આ સ્તંભ તેનું મૂળસ્થાન જે ટોપરા ત્યાં નથી. હમણાંના દિલ્હી શહેરના અગ્નિખૂણાના દિલ્હી દરવાજા બહાર આ આવેલો છે. આની ઉપર સાત શાસનો છે. એમાંના પહેલાં છ શાસનો બીજે ઠેકાણે આવેલાં છે. સાતમું શાસનજ ફકત વધારેનું છે. આ સ્તભ ઉપર અશોકના લેખ ઉપરાંત ઉત્તરકાલીન લેખ પણ કોતરેલા છે.

૨. દિલ્હી-(બ્રાહ્મી) મીરત સ્તંભ લેખ. આ સ્તંભ ફીરોઝશાહે મીરતથી દિલ્હી આણ્યો. હમણાં આ હમણાંના દિલ્હી શહેરના વાયવ્ય દરવાજા ઉપર છે. ટોપરા સ્તંભપરના પહેલાં પાંચ શાસનો આમાં આવેલા છે. (બ્રાહ્મી)

૩-૪. લૌરિય સ્તંભ:—આ બે સ્તંભોને લૌરિય-અરારાજ સ્તંભ અને લૌરિય નંદનગડ સ્તંભ એવાં નામો હમણાં આપવામાં આવ્યા છે. અને આથીજ તેને જે અશિષ્ટ નામ પ્રાપ્ત થયું છે, તેનુંજ 'લોરિયા' એ ઍંગ્લો ઇંડિયન રૂપાંતર છે. એક સ્તંભ ઉપર અશોકના લેખ ઉપરાંત ઔરંગઝેબનો લેખ પણ છે. બન્ને સ્તંભોપર પહેલા છ લેખો આજ્ઞાલેખોજ છે.

૫. રામપૂર્વ સ્તંભ લેખ—આ પણ ચંપારણ્યમાંજ છે. આ ઉપર પણ પહેલા છ લેખજ છે.

૬. અલ્હાબાદ જિલ્લામાંના સ્તંભ લેખ—આને કૌશાંબીથી આણવામાં આવ્યો. આ ઘણોજ મહત્વનો સ્તંભ છે. આની ઉપર અશોકનો લેખ છે. તે ઉપરાંત નીચેના લેખોનો પણ તેમાં સમાવેશ થાય છે.

(૧) અશોકના લેખો.
(અ) પહેલા છ લેખ.
(આ) રાણીના કહેવામાં આવતો લેખ.
(ઈ) કૌશાંબી લેખ.
(૨) સમુદ્ર ગુપ્તનો લેખ.
(૩) વચ્ચે વચ્ચે નાગરી લીપિમાં કેટલીક લીટિઓ.
(૪) જહાંગીરનો લેખ.

૩. છુટા છવાયા સ્તંભ લેખ:—૧. સાંચી સ્તંભ લેખ-સાંચી સ્ટેશનથી પોણા માઇલપર. ફકત સાતજ લીટિઓ મળી આવે છે.

૨. સારનાથ સ્તંભ-બનારસથી સાડા ત્રણ માઇલપર. આ ઉપરના લેખની સમાપ્તિ પછી અશ્વઘોષ રાજાનો લેખ આવ્યો છે. ઉપરાંત એક ગુપ્ત વખતના અક્ષરોથી લખાયલો બૌદ્ધલેખ પણ છે. આ લેખ ફકત અગિયાર લીટિનો છે.

૩. રૂમ્મિનદૈ સ્તંભ-નેપાળમાંના તરાઈ નામના બુદ્ધ જન્મસ્થાનમાં. નેપાળ તહસિલનું આ ગામ ભગવાનપૂરથી બે માઇલપર આવેલું છે. આજ બુદ્ધનું જન્મસ્થાન છે. એમ કહેનારો, અને લુમ્મિની ગામને કરમુકત કરનારો પાંચ લીટિનો લેખ આ સ્તંભ પર છે.

૪. નિગાલી સાગર સ્તંભ લેખ:—નેપાળનું તહસિલ. તૌલિવામાં નિગાલી સાગર તળાવના કિનારે પોતાના રાજ્યને વીસવરસ વીત્યાબાદ, 'કનકમુનિ' બુદ્ધના સન્માન માટે આ સ્તંભ ઉભો કરવામાં આવ્યા હતો એમ અશોક આ લેખમાં જણાવે છે.

૪ છુટા છવાયા શિલા લેખ:—૧. રૂપનાથ શિલા લેખ. મધ્ય પ્રાંત, જબલપૂર-કટણી રસ્તાપર સ્લીમનાબાદ સ્ટેશનથી ૧૪ માઈલપર–'મને શાકય થયે અઢી વરસો થયાં પણ હું 'બોધિ પકતે' એટલે 'પૂરેપૂરો પાકો થયો નહિ; હવે થયો છું.' એવું જાહેર કરનારો આ છ લીટિનો લેખ, પોતે તે ઠેકાણે પ્રવાસ કર્યો છે એવું બતાવે છે.

૨. સહસ્રામ શિલા લેખ:–સહસ્રામ આ શહેર દક્ષિણ બિહારના શહાબાદ જીલ્લાના એક સબડિવીજનનું મુખ્ય શહેર છે. એક શહેરથી લગભગ અઢી માઈલ પર એક ડુંગરની ગુફામાં તે છે. આમાંની ઘણીખરી હકીકત રૂપનાથના શિલા લેખ જેવીજ છે.

૩. વૈરત શિલા લેખ:–જયપૂર સંસ્થાનમાં વૈરત નામના તહસીલ ગામમાં, ગામથી ઇશાન-ખૂણાંમાં એક માઇલપર આ ઘણોજ ભગ્નસ્થિતિમાં હોવાથી આનો પૂરેપૂરો અર્થ વાંચી શકાતો નથી. તો પણ તેનું સ્વરૂપ રૂપનાથ અને સહસ્રામ જેવુંજ છે.

૪. વૈરત-કલકત્તા શિલા લેખ:–આ લેખ ઉપર જણાવેલા વૈરત મુકામેજ જડી આવ્યો છે પણ હમણાં તે કલકત્તાના એશિયાટિક સોસાયટીના કબજામાં છે. આ લેખમાં 'મગધરાજ' સંઘને નમનકરી ધર્મગ્રંથોમાંના સાત પુસ્તકોના ઉલ્લેખ કરી તેનું વાંચન પણ કરવાની આજ્ઞા કરે છે.

૫. મસ્કી શિલા લેખ:–મસ્કી, લિંગુસર તાલુકા રાયચૂર જીલ્લો. આ લેખ રૂપનાથ, વૈરત અને સહસ્રામ એમના જેવોજ છે. પરંતુ અશોકનું નામ અશોક એ શબ્દમાંજ આવ્યું છે, એ આ લેખની ખાસ વિશિષ્ટતા છે.

૬-૮. મ્હૈસુર સંસ્થાનમાંના શિલા લેખ:–૬, ૭ ૮, આ ત્રણે સિદ્ધપુર પાસે છે. રુઈસે એમને શોધી કાઢયા. આ ત્રણે ચપડ નામના (चपडेन लिखितं लिपिकरेण) એકજ લિપીકારે લખેલા છે. એમનું સ્વરૂપ પણ રૂપનાથ લેખ જેવુંજ છે.

૯. બરાબર શિલા લેખ-ગયાથી પંદર માઇલ પર આ નાનકડા લેખમાં ઘણું કરીને આજીવકોને જે ગુફાઓ આપવામાં આવી હતી તેના દાનલેખો આવ્યા છે.

આ બધા છુટાછવાયા લેખ બ્રાહ્મી લિપીમાંજ છે. મ્હૈસુરી લેખમાંજ જ્યારે લિપીકાર ચપડ તેણે આ લેખ પોતે લખ્યો છે, એમ જણાવે છે, ત્યારે તેટલાજ અક્ષરો તે ખરોષ્ઠી લિપીમાંજ લખે છે. આ એકજ વાતપરથી લેખનકલાના ઇતિહાસ બાબતમાં કયા કયા નિર્ણયો નીકળે છે, તેનું વિવેચન આગળ કરવામાં આવ્યું છે. (લિપી જુઓ)

આ લેખોનો સેનાર્ટ અને એફ. ડબ્લ્યુ. થૉમસના મત સાથે બનેતેમ સુધી વિરોધ ન થાય તેમ વિન્સેંટ એ. સ્મિથે નીચેનું કાલાનુ ક્રમવાર વર્ગીકરણ કર્યું છે.

શાસન લેખ

| | |
|---|---|
| બે (કિંવા ત્રણ) શિલા શાસનના ઉપલેખ | ઈ. પૂ. ૨૫૭ |
| ભાબ્રુ શાસન લેખ | આસરે ઉપલોજ કાળ ૧૦૯ |
| ચૌદ શિલાશાસન લેખ | ઈ. પૂ. ૨૫૭-૨૫૬ |
| કલિંગ શાસન લેખ | ,, ૨૫૬-૨૫૫ |
| સાત સ્તંભ લેખ | ,, ૨૪૩-૨૪૨ |
| ચાર દુય્યમ સ્તંભ લેખ | ,, ૨૪૧-૨૩૨ |

છુટાછવાયા લેખ

| | |
|---|---|
| અશોકની ગુફાઓનાં દાન | ઈ. પૂ. ૨૫૭-૨૫૦ |
| તરાઈના સ્મરણ સંબંધે અંકિત લેખ | ,, ૨૪૯ |
| દશરથની ગુફાઓનાં દાન | ,, ૨૩૨ ? |

દુય્યમ શિલાશાસન લેખ:—પહેલા અને મહત્વના દુય્યમ શિલા શાસનના લેખોના બે પાઠ ગણીએ તો પહેલામાં ૩૧ દસ્તાવેજો અને બીજામાં પરિસ્થિતિ તથા હકિકત વિષે દશરથના લેખોની સામ્યતા અશોકના લેખસાથે હોવાથી તે લેખોનો સમાવેશ કરવામાં આવેતો કુલે ૩૫ દસ્તાવેજો થાય છે.

પહેલા દુય્યમ શિલા શાસનના લેખોમાં અશોકે મતાંતર કર્યું તે કબુલ કર્યું છે. ઉત્તર હિંદમાં આની ત્રણ પ્રતો જડી છે જેમાંની એક જબલપુર જીલ્લાના રૂપનાથ મુકામે (ઈ. આઈ. આર. રેલ્વેના સ્લીમનાબાદ રોડ સ્ટેશનની પશ્ચિમે ૧૪ માઇલપર), બીજી પ્રત શહાબાદ (દક્ષિણ બિહાર) સહસ્રામ ખાતે, અને ત્રીજી રાજપુતાનામાં જયપુર રાજ્યમાંના બૈરાટ ગામમાં કોતરાવેલી છે. આ પ્રતોથી સ્હેજ ભિન્ન તરેહની બીજી ત્રણ પ્રતો દક્ષિણ હિંદમાં મ્હૈસુર રાજ્યના ઉત્તર વિભાગમાં ચિત્રદુર્ગ જીલ્લામાં બ્રહ્મગિરી, સિધ્ધપુર અને જતિંગ રામેશ્વર નામનાં નજીક નજીકના ધામોમાં મળી આવી છે. બીજો શિલાશાસન લેખ ન્હાનો અને આગલાની પુરવણી રૂપ હોઇ તેની ભાષા શૈલી ઉત્તરના લેખોથી તદ્દન જુદી પડતી લાગે છે. દક્ષિણના સુબેદાર રાજપુત્રે આ લેખ સુવર્ણગિરીમાં રચી પ્રગટ કર્યો હોવો જોઇએ એવી ધારણા બાંધવામાં આવે છે.

ભાબ્રુનો શાસન લેખ:—ઉપર જણાવ્યા મુજબ આ લેખ પ્રાચીન કાળમાં બૈરાટ ગામ પાસે બૌદ્ધ મઠના ચોકની શીલાપર હતો. હવે તેની સલામતી

ખાતર તે કલકત્તે લઈ જવામાં આવ્યો છે. તેની વિશેષતા એ છે કે, તેમાં આ મગધ રાજાએ બૌદ્ધ ધર્મ તથા સંપ્રદાય વિષે પોતાનું આદર વ્યક્ત કરી ધર્મ ગ્રંથમાં જે વચનો તેણે પરોવ્યાં છે તેમાંનાં પાંચ, સાતબૌદ્ધ સાહિત્યમાં ઉપલબ્ધ હોવાનું દર્શાવ્યું છે.

ચૌદ શિલાશાસન લેખઃ—આ લેખ વર્ગ અશોકના લેખોમાંનો અતિ મહત્વનો હોઈ અશોકે તેમાં પોતના તત્વો તથા વાસ્તવિક આચારોની સવિસ્તર માહિતી આપી છે.

આ ચૌદ શાસન લેખોમાંનો પહેલો અહિંસા, બીજો અશોકનાં ધાર્મિક કૃત્યો; ત્રીજો અમલદારોની દર પાંચ વરસે થતી બદલી; ચોથો ધર્માચરણ; પાંચમો ધર્મમહત્તા; છઠ્ઠો કાર્યની ચપળતા; સાતમો ધાર્મિક ગુણ, આઠમો ધર્મયાત્રા; નવમો મંગળ સમારંભ; દસમો યશ અને કીર્તિ; અગિયારમો ધર્મ દાન; બારમો પરમતસહિષ્ણુતા; તેરમો ધર્મ વિજય સંબંધી છે, અને ચૌદમામાં ઉપસંહાર છે.

આ લેખોની પ્રતો ઉત્તરે પેશાવરથી દક્ષિણે માઈસુર, અને પશ્ચિમે કાઠિયાવાડથી પૂર્વે ઓરીસા સુધીના આખા હિંદભરમાં મળી આવી છે. તેમ હજી પણ મળવાનો સંભવ છે. પાટલીપુત્રથી હજારથી પણ વધારે માઇલને છેટે પણ વારમાં ભાગ શિવાય બાકીના સઘળા શાસન લેખો એક ટેકરીપરની પ્રચંડ ગુફા (ટ્રૅપ) ના પૂર્વ પશ્ચિમ પત્થરોપર કોતરેલો હોઈ તેમની લંબાઇ ૨૪ ફુટ અને પહોળાઇ ૧૦ ફુટની છે. વળી આજથી થોડાંક વર્ષ પરજ હવે પરમતસાહિષ્ણુતાવાળો લેખ ઉપલા લેખોથી પચાસ યાર્ડને છેટે બીજા એક પત્થર પર કોતરેલો મળી આવ્યો હતો. હજીરાજીલ્લાના મન્સેરા (એબટાબાદ ની ઉત્તરે આસરે ૧૫ માઇલ) માં જે પ્રત મળી છે તેમાંપણ આ બારમાં લેખનેસ્વતંત્ર સ્થાન આપવામાં આવ્યું છે. આ સર્વેમાથી જીલ્લાના ખાલસી (સહરાણપુરથી ચકત જતી સડકપર મસુરીની પશ્ચિમમાં ૧૫ માઈલપર) ગામમાં સન ૧૮૯૦ માં જડી આવેલો લેખજ સૌથી સરસ છે. આના તેમ તદ્દન વાયવ્ય ભાગ શિવાયના તમામ શિલાલેખમાં ડાબીથી જમણી તરફ લખાતી બ્રાહ્મી લિપિ કે જેમાંથી દેવનાગરી વગેરે હિંદની લિપિઓ ઉત્પન્ન થઈ તે લિપિજ વાપરવામાં આવી છે. શાહબાજ ગઢીના લેખની લિપિ માત્ર આથી ભિન્ન એટલે ઈરાનની જમણી તરફથી ડાબી તરફ લખાતી લિપિ જેવી છે. થાણા જીલ્લાના સોપારાની (મુંબઈની ઉત્તરે) તેમ કાઠીયાવાડમાંના ગિરનારપરના શિલાલેખ; એ સઘળા પ્રસ્તુત શાસનલેખના પશ્ચિમ તરફના પાઠજ દર્શાવે છે. સોપારામાં તો માત્ર આઠમાં શાસન લેખનો એક થોડાક શબ્દો વાળોજ કકડો મળી આવ્યો હતો. પણ ગિરનારના લેખની વિશેષતા એ છે કે, અર્વાચીન પંડીતોનું સૌથી પ્રથમ ધ્યાન તેણેજ આકર્ષ્યું હતું અને કર્નલ ટૉડે સન ૧૮૨૨ માંજ પ્રથમવાર તે લેખોનું વર્ણન આપ્યુ હતું. ગિરનાર અને ત્યાંની બીજી ટેકરીઓ વચ્ચેની વિશાળ શિલાઓપર આ લેખ કોતરેલા હોઈ આ શિલા પ્રાચીન માનવનિર્મિત સુદર્શન તળાવને કિનારે હતી આ તળાવ અશોકના દાદા ચંદ્રગુપ્તના હુકમથી બાંધવામાં આવ્યું અશોકે તેમાં સુધારા કર્યા હતા. આ શિલાની પાછલી બાજુએ તે પછીના (ઈ. સ. ૪૫૫) કાળના લેખ હોઈ તેમાં આ તળાવનો બંધારો તુટ્યાની પણ વિગત મળી આવે છે. ઓરીસામાં ધોલી તથા ગંજીમમાં જોગડ એ ઠેકાણેના શિલાલેખ મજકુર શાસન લેખોના પૂર્વ તરફના પાઠરૂપજ છે.

કલિંગ શાસન લેખઃ—આ લેખ બેજ હોઇ તે ધોલીના (ઓરીસા પ્રાંત; પુરી જીલ્લાના ભુવનેશ્વરી ભાગની દક્ષિણે છ માઇલપર) તથા જંગમ જીલ્લામાંના જૌગડના શિલાલેખોના પાઠોમાં ૧૧, ૧૨, અને ૧૩ માં શાસન લેખોની જગાએ આવ્યા છે. આ લેખમાં અશોકે ત્યાંના નવા જીતેલા પ્રદેશમાંની જંગલી પ્રજાનો વિશ્વાસ મેળવાના તેમ રાજા તેમનું પુત્રસમુ પાલન કરશે એવી તેમને ખાતરી આપવાની પોતાના અમલદારોને આજ્ઞા કરી છે. આમાંનો એક લેખ દર વર્ષમાં ત્રણવાર તથા બીજો દર મહિને અમુક દિવસેજ જાહેર પ્રજાને વાંચી સંભળાવવામાં આવતો.

સાતસ્તંભ લેખ :—આ લેખોમાં અશોકે પોતાનાં છેલ્લાં કૃત્યોનું સમાલોચન કર્યું છે. પહેલાં અને બીજામાં તેણે પોતાની ધર્મ આસક્તિ પ્રગટ કરી છે. ત્રીજામાં આત્મ પરીક્ષણ છે. ચોથામાં તેણે પોતાના અમલદારો (રાજુકો) ના કર્તવ્ય તથા અધિકારનુ વર્ણન આપ્યું છે. પાંચમામાં પ્રાણી હિંસાની મર્યાદા કરનારા નિયમ છે અને છઠ્ઠામાં દરેકને પોતાના ધર્મને અનુસરી વર્તન રાખવાની ભલામણ કરી છે. કે જેથી મનુષ્ય માત્રના સુખની અભિવૃદ્ધિ થાય. એવી મારી પોતાની ઈચ્છા છે એમ તેણે જણાવ્યું છે. સાતમો સ્તંભ લેખ સૌથી મ્હોટો અને મહત્વનો હોઇ તેમાં અશોકે ધર્મ પ્રચારને અર્થે યોજેલા ઉપાયોનું નિવેદન આપ્યું છે. પરંતુ તેમાં પરદેશ

મોકલેલા ઉપદેશક મંડળોનો અશોકે કોઇ ઠેકાણે ઉલ્લેખ કર્યો નથી. તેના દસ કોતરેલા સ્તંભ ઉપલબ્ધ થયા છે. છતાં તોપરથી દીલ્હીમાં આણેલા તોપરા સ્તંભ પરજ આ સાતય લેખ કાયમ છે. દીલ્હી મિરત સ્તંભ પર એકથી છ લેખો છિન્નભિન્ન થઈ ગયા છે. અલાહાબાદના સ્તંભપર લેખ છે. તેમ રાણી તથા કૌશાંબીના લેખ પણ છે. પરંતુ તે બધા અપૂર્ણ અવસ્થામાં છે. ચંપારણમાંના લૌરિયા અરારાજ તથા લૌરિયા નંદનગડ સ્તંભ પર પહેલા છ લેખ ઘણા ભાગે સલામત છે તેમ ત્યાંના રામની પૂર્વમાં પડેલા સ્તંભ પર પણ આ છ લેખોજ સારી હાલતમાં જોવા મળે છે. સાંચીના સ્તંભ લેખ પર દુય્યમ સ્તંભ લેખના કેટલાક ભાગ છે. સારનાથના લેખમાં આ લેખો કઇંક વધારે સુસ્થિતિમાં જોવા મળે છે. તે ઉપરાંત રૂમ્મિન દેયી અને નિગ્લિવમાં સ્મરણ તિથિ વિષે બે લેખ છે. પણ આથીએ વધારે સ્તંભ જડવાનો સંભવ રહે છે. હયુએનત્સંગે ૧૬ સ્તંભનો ઉલ્લેખ કર્યો છે. પણ હજી સુધીમાં તો આપણને જડેલા સ્તંભોમાંના માત્ર બે સ્તંભોનોજ તેના સ્તંભો સાથે ખાત્રી લાયક મેળ થાય છે.

દુય્યમ સ્તંભ લેખ:—આ લેખો ચાર છે. સારનાથના શાસન લેખમાં બૌદ્ધ સંપ્રદાયના વધતા પંથ ભેદનો તિરસ્કાર કર્યો છે. કોશાંબી તથા સાંચીના લેખોમાં પણ આ વિષયજ ચર્ચાયલો છે. બૌદ્ધ સંપ્રદાય ચિરસ્થાયી થવા વિષેની પોતાની ચિંતા અશોકે તેમાં વ્યક્ત કરી છે. ચોથો લેખ રાણી વિષેનો છે. તેમાં બીજી રાણીના દાન તેના નામ પરજ ચાલુ રાખવાની આજ્ઞા કરવામાં આવી છે.

સ્મરણ તિથિ લેખ:—તરાઈમાંના આ લેખમાંથી રૂમ્મિન દેયી સ્તંભપરના લેખમાં અશોક બુદ્ધની જન્મ ભૂમિના દર્શન કરવા ગયો તે વિષેની હકિકત હોઇ નિગ્લવ સ્તંભ પરના લેખમાં એમ જણાવ્યું છે કે, અશોકે પોતાના રાજ્યાભિષેક પછી ૧૪ વર્ષે કોનકમન ( બુદ્ધનો એક પ્રાચીન અવતાર ) ના સ્તૂપનો બીજી વાર પુનરૂદ્ધાર કર્યો હતો. અને ત્યાર પછી છ વર્ષે અશોક પોતે ત્યાં દર્શન કરવા ગયો ત્યારે સ્તંભ ચણાવ્યો. પરંતુ આ સ્તૂપ કયો તે વિષેની સાધાર માહિતી હજી મળતી નથી.

અશોકની તથા દશરથની ગુફાના દાન:—અશોકની ગુફા વિષેના ત્રણ લેખ છે અને તેમાં આજીવિકને ડુંગરમાંની ત્રણેય ગુફાઓ યાવચ્ચંદ્ર દિવાકરૌ દાન આપ્યાનો ઉલ્લેખ છે. નાગાર્જુનનો લેખ અશોકે લખેલા નથી પણ અશોક વિષે લખાયલો હોઇ તેમાં અશોકની પછી ગાદીએ આરૂઢ થએલા દશરથ રાજાએ પોતાનાં રાજ્યાભિષેક પછી તરતજ આજીવિકને ત્રણ ગુફાઓ રહેવા માટે આપી એવી હકિકત છે.

અશોકનું ચરિત્ર:—ઉપર્યુક્ત શિલા લેખોમાંની માહિતીમાં બૌધ્ધ ગ્રંથોમાંની હકિકત ઉમેરી અશોકનું ચરિત્ર ઉપજાવી શકાય છે. પોતાના શિલાલેખોમાં અશોકે પોતાના જીવનની માહિતી નહિં જેવીજ આપેલી હોવાથી આપણને તે માટે બૌધ્ધ ગ્રંથોમાંની દંતકથા ઓપર આધાર રાખવો પડે છે. આ સાધનથી અશોકના જીવનપર જે પ્રકાશ પડે છે તે નીચે પ્રમાણે છે:—

અશોકના બાપનું નામ બિંદુસાર હતું. તેનીમા ચંપા નગરીની હોઈ બ્રાહ્મણની કન્યા હતી એમ કહેવાય છે. પિતાની હયાતીમાં અશોક પ્રથમ તક્ષશિલાનો અને તે પછી ઉજ્જયિનીનો સુબો હતો. ઉજ્જનીમાં હતો ત્યારે અશોકે વેદિસ ( વિદિશા )ની એક વૈશ્ય કન્યા સાથે લગ્ન કર્યાં હતા અને તેનાથી તેને મહિંદ તથા સંઘ મિત્રા એ બે અપત્ય ( કેટલાક ગ્રંથકારોએ તેમને અશોકના ભાઈ બ્હેન તરીકે ઓળખાવ્યાં છે ) થયા એમ સઘળા સીલોની ગ્રંથ કહે છે. પણ ઉજ્જની છોડી ચાલ્યા જતાં અશોકે આ સ્ત્રીને ત્યાંજ રાખી હતી. પિતાના મૃત્યુ પછી ઇ. પૂ. ૨૭૩ માં ( કેટલાકોના ધારવા મુજબ ૨૭૨ માં ) તેણે પોતાનો ભાઈ કે જે તક્ષશિલાનો સુબો હતો તેની સાથે લડાઇ કરી પિતાની ગાદી મેળવી. ઇ. પૂ. ૨૬૯ માં તેને રાજ્યાભિષેક કરવામાં આવ્યો. ઈ. પૂ. ૨૬૧ માં તેણે કલિંગ દેશ જીતી લીધો. આ લડાઈમાં જે માનવી સંહાર થયો તેની તેના મન ઉપર એટલી બધી ઉંડી અસર થઈ કે તે બુદ્ધ ધર્મ પ્રત્યે આકર્ષાયો. ઈ. સ. ૨૫૯ માં તેણે શિકાર કરવો છોડી દઈ ઠેક ઠેકાણે ઉપદેશક મંડળો સ્થાપ્યાં ઇ. પૂ. ૨૫૭ અને ૨૫૬ માં તેણે ચૌદ શિલાશાસન લેખ તથા કલિંગનો લેખ, એ બે લેખ જાહેર કર્યાં. અને ધર્મ મહામાત્ર ( તા. ૧ ) સ્થાપ્યું. ૨૫૪ માં કોનાગમનો સ્તૂપ વધાર્યો. ૨૫૧ અથવા ૨૫૦ માં મહેંદ્રનું ઉપદેશક મંડળ સીલોન ગયું. ૨૪૯ માં તેણે બુદ્ધ સંપ્રદાયનાં પવિત્ર ક્ષેત્રોની યાત્રા કરી. ૨૪૨ માં સ્તંભ લેખ પ્રગટ કર્યાં. ૨૪૦ અને ૨૩૨ ની વચમાં પાટલી પુત્રની ધમ્મ સભા સ્થાપન થઇ અને તેજ અરસામાં અશોકે સ્તંભ લેખ પ્રગટ કર્યાં. ૨૩૨ માં તેનું અવસાન થયું. અને તે પછી તેનો એક પૌત્ર દશરથ પૂર્વ તરફના પ્રાંતનો અને ઘણું કરીને સંપ્રતિ પશ્ચિમ તરફના પ્રાંતનો, રાજા થયો.

અશોકને ચાર રાણી હતી. એવું અનુમાન બાંધવામાં આવ્યું છે. પરંતુ તેના શિલાલેખ પરથી તો એટલુંજ જાણી શકાય છે કે, કુરૂવકી વંશની તેની બીજી રાણી પર તેની વધારે પડતી પ્રીતિ હતી તેને 'તિવર' નામનો પુત્ર હતો પણ તે અશોક પહેલાંજ મરણ પામ્યો હતો એમ જણાય છે.

અશોકની કારકીર્દીનું સવિસ્તર વિવેચન 'બુદ્ધોત્તર જગ' ના વિભાગમાં ( મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ ) નીચે પ્રમાણે આપવામાં આવ્યું છે. બિન્દુસારના મરણ પછી તેનો પુત્ર અશોક વર્ધન ગાદીપર આવ્યો. પ્રથમ એ કેટલાક વરસ સુધી ઉપરાજા તરીકે તક્ષશિલા નગરીમાં રાજકારભાર પર ધ્યાન આપતો હતો. તે પછી તે માળવા પ્રાંતના ઉજ્જનીનો રાજ્ય કારભાર જોવા લાગ્યો. તે રાજ્યારૂઢ થયા પછી ચાર વર્ષ વીત્યા પછી આખરે તેને રાજ્યાભિષેક કરવામાં આવ્યો. એ ઉપરથી એમ અનુમાન નીકળે છે કે તેને થોડાક પ્રતિસ્પર્ધી હોવા જોઇએ. એનો મ્હોટો ભાઈ સુસીમ એ એક પ્રતિસ્પર્ધી હતો એમ જુદી જુદી કથાઓપરથી માલમ પડે છે. અશોકે રાજ્ય મેળવવા સારૂ ૯૮–૯૯ ભાઇઓ માર્યા એમ જે સિલોનમાં આખાયિકા ચાલે છે તે તદ્દન ખોટી હોવી જોઇએ. ઉલટું અશોક પોતાના ભાઈ બ્હેનોની સારી સંભાળ રાખતો હતો એવું શિલાલેખ પરથી જણાય છે. અશોક વિષે ચોકસ અભિપ્રાય બાંધવામાં આવ્યો તે પૂર્વેની જે બૌદ્ધ કથાઓ પ્રચલિત છે, તે તદ્દન અસત્ય હોવી જોઇએ એમ સંશોધકો માને છે. અશોક વિષેની વિશ્વસનીય માહિતી તેના શિલાલેખો પરથીજ મેળવી શકાય. આ શિલા લેખો બહુજ નમૂનેદાર છે.

લગભગ આખી જીંદગી શાન્તિમાં પસાર થવાથી અશોકની પાસે કેટલી લશ્કરી ફોજ હતી તેનું અનુમાન કરવું અશકય છે. તેની જીંદગીની મુખ્ય પ્રવૃત્તિ ધાર્મિક હતી. ને આ ધાર્મિક હિલચાલને લીધે અશોકની રહેણીમાં કેટલોક ફરક પડયો એ તેના શિલાલેખો પરથી સ્પષ્ટ છે.

અશોકના આરંભ કાળના વરસો શી રીતે વીત્યાં હશે અને તે રાજ્યારૂઢ થયા પછી કયા કામો કર્યાં હશે તેનું ચોકસ જણાતું નથી. પોતાના બાપદાદાની માફકજ તેને પોતાની કારકીર્દીનો પૂર્વ ભાગ મોજશોખને આનંદમાં પસાર કર્યો હોવો જોઇએ એમ લાગે છે. પણ તેપરથી તેણે નઠારાં કૃત્યો કર્યાં હશે એમ માનવું યોગ્ય નથી.

કલિંગ દેશપર સ્વારીને તેના પરિણામ—કલિંગ દેશ સાથે થયેલા યુદ્ધ પછી (ઇ. પૂ. ૨૬૧) અશોકનો સ્વભાવ એકદમ બદલાઈ ગયો. યુદ્ધમાં થયેલી પ્રાણહાનિ, લોકોના હાલ, મરી ગયેલા સગાં વહાલાંઓને થતી દિલગીરી, એ બધી બાબતોએ રાજાના મન પર ઉંડી અસર કરી. એ વિષે અશોકે પોતાના શિલાલેખમાં એમ કહ્યું છે કે—

"પ્રિયદર્શી સમ્રાટે રાજ્યારોહણ પછી આઠ વરસે કલિંગ દેશ જીત્યો, તે વખતે તેણે ૧,૫૦,૦૦૦ લોક પકડયા; ૧,૦૦,૦૦૦ લોક મરી ગયા ને ઘણા નાસી પાસ થયા પણ કલિંગ દેશ રાજ્યને જોડાયા પછી, સમ્રાટે ધમ્મનું પાલન કર્યું. તેનાપર પ્રીતિ રાખીને તેનો પ્રસાર કરવાની શરૂઆત કરી. કલિંગ યુદ્ધે સમ્રાટના મનપર ઘણી અસર કરીને તેને પશ્ચાતાપ થયો. આ પછી થયેલા યુદ્ધના દશમા ભાગનું પણ નુકસાન લોકોને થાય, તો પણ સમ્રાટના મનને બહુજ દુઃખ થશે. સમ્રાટનો કોઈ અપરાધ કરશે અને તે જો સહન કરી શકાય એવો હોય તો તે સહન કરવા પાછી પાની કરશે નહિં. જંગલી લોકપર પણ સમ્રાટની પૂર્ણ કૃપા હોવાથી તેમણે પણ સદ્ધર્મથી ચાલવું એવી સમ્રાટની ઇચ્છા છે. સર્વે માનવ પ્રાણીઓમાં સંયમન, મનઃશાંતિને સમાધાન હોવું જોઇએ એમ સમ્રાટની ઇચ્છા છે.

આ લેખમાં અશોક એમ કહે છે.

'ધર્મવડે માનવોના અંતઃકરણ પોતાની તરફ આકર્ષવા એજ ખરો વિજય કહેવાય. એ પછી 'બૌદ્ધ સંપ્રદાયનો પ્રસાર ૬૦૦ માઈલ દૂર થએલો હોવાથી દક્ષિણ તરફ ચોલ, પાંડય, ચોન, કાંબોજ, ભોજ એ બધા સ્થળોમાં પણ આ સંપ્રદાયનો પ્રવેશ થયેલો છે એમ કહેવામાં આવે છે. અને જે કોઈ આ ધમ્મ સાંભળશે, તેને તે પસંદ પડશે. અને સ્વીકારવા જેવો છે એમ લાગે છે ' એમ કહ્યું છે. તેમજ આ ધમ્મની સહાયથી મેળવેલી જીત ક્ષણભંગુર ન હોઈ શાશ્વતને પારમાર્થિક દૃષ્ટિએ બહુજ ઉપયુક્ત હોવાથી બધાએ તેને માન આપવું એમ ઉપદેશ કરવામાં આવ્યો છે.

એજ ઉપદેશ અશોકે બીજા બે વધુ શિલાલેખોમાં ચાલુ રાખ્યો છે. તેમાંનો એક શિલા લેખ સમાપા શેહરના અધિકારીઓને ને બીજો તોસલીના અધિકારીઓને ઉદ્દેશીને લખ્યો છે. ઉજ્જયિનીના તેમજ તક્ષશિલાના રાજ્ય પ્રતિનિધિઓએ પણ આ તત્વનો પ્રસાર કરવા વિષે ને તે અમલમાં મૂકવા પ્રયત્ન કરવા વિષે ઉપદેશ કર્યો છે. 'સર્વ પ્રજા એ મારી બાળક છે,' એમ તે હંમેશ કહેતો હતો, તેણે જંગલી પ્રદેશમાં રહેતા લોકોના મન ફેરવવા માટે સારા સારા મત પ્રચારક મોકલ્યા કોઈ અધિકારીઓ

અન્યાયી વર્તન કરે તો તે જોઇ તેણે બહુ દિલગીરી થતી ને તેઓને તે દોષથી દૂર થવા તે ઉપદેશ કરતો.

આ શિલા લેખમાંના ઉપદેશ પરથી અશોકને ખરા હૃદયની કેટલી લાગણી હતી ને કેટલોક પશ્ચાતાપ થયો હતો એ સારી રીતે જણાઈ આવે છે એમાં કાંઈ શક નથી.

અશોક સમકાલીન રાજાઓ—પહેલા શિલાલેખમાં અશોકે જે કેટલાક રાજાઓનો ઉલ્લેખ કર્યો છે તે પરથી એટલું તો દેખીતું છે કે અશોક ઍંટાયોકસ થિયૉસ, ઈજીપ્તનો ટૉલેમી ફિલાડેલ્ફસ, સિરીનનો રાજા મગસને એપાયરસનો રાજા એલેકઝાંડરનો સમકાલીન હતો. તેમજ અશોકનું ને ગ્રીક રાજાનું સખ્ય હોવું જોઈએ એમ જણાય છે. કારણ કે એ રાજાઓએ પોતાના રાજ્યમાં બૌદ્ધ સંપ્રદાયનો અટકાવ કર્યો નથી, એટલુંજ નહિં પણ અશોકે ત્યાં એ સંપ્રદાયનો બહુજ પ્રચાર કર્યો. તેમજ આ વખતે ચોલને પાંડય એ તામિલ રાજ્યો અસ્તિત્વમાં હતા તેમને અશોકના દૂતો તામ્રપર્ણી નદી સુધી ઉપદેશ કરતા આવ્યા હતા. બીજા એક શિલાલેખમાં, કેરળ પુત્રનો તેમજ બીજી જાતના લોકનો પણ ઉલ્લેખ કરેલો નજરે પડે છે.

બૌદ્ધ સંપ્રદાયનો પ્રસાર—અશોકના ચરિત્રનો મુખ્ય આધાર તેના શિલાલેખ પરજ હોય એમ ઉપર કહેવામાં આવ્યું છે. તે શિવાય બીજા આધાર કાંઈ નથી એમ તો નથીજ આ આધારમાંનો એક આધાર તે સિલોનમાંના મહાવંશને દીપવંશ એ બે ગ્રંથો છે. બીજો ગ્રંથ ઈશુની પછી ચોથા સૈકામાં થએલો હોવો જોઇએ. બૌદ્ધ સંપ્રદાયના પ્રસાર સંબંધી જે હકિકત શિલાલેખમાં આપવામાં આવી છે તેને આ ગ્રંથપરથી સબળ પુરાવો મળે છે એમ કહેવાં કાંઈ હરકત નથી આ દીપવંશમાં અશોકે નવ દેશમાં ઉપદેશક મંડળ મોકલ્યાનો ઉલ્લેખ કર્યો છે. તેમાંના સાત દેશમાંને બાકી રહેલા બે સુવર્ણ ભૂમિ એટલે દક્ષિણ બ્રહ્મદેશને લંકા એ ઠેકાણે મોકલ્યા એમ ત્યાં લખ્યું છે. તેમજ આ દીપવંશમાં ઉપદેશકોના નામો પણ આપવામાં આવ્યાં છે તેમાંના કેટલાક ભેલસામાંના શિલા લેખમાં નજરે પડે છે. દક્ષિણ બ્રહ્મદેશમાંજ માત્ર બૌદ્ધ સંપ્રદાયનો બહુ પ્રસાર થએલો જણાતો નથી. આ દેશમાં પ્રથમમાં મહાયત્ન પંથનો પ્રવેશ થયો ને આ પંથ અશોક પંથથી જુદો હતો. (પૃ. ૧૫૮ જુઓ.)

સિલોનમાં આ ઉપદેશકોને બહુ સારો યશ મળ્યો. વિશેષે કરીને તો ત્યાનાં રાજાએ આશ્રય આપ્યાથી આ પંથનો પ્રસાર બહુજ ઝડપથી થવા માંડયો. તિસ્સ રાજાની ઈચ્છા હોવાને લીધે આ ઉપદેશક મંડળ સિલોનમાં આવ્યું (ઇ. પૂ. ૨૫૧ કે ૨૫૦) તેમણી કારકીર્દીમાં આ ઉપદેશક મંડળે બૌદ્ધ સંપ્રદાયના પ્રસારાર્થે પુષ્કળ શ્રમ લીધો. ને મ્હોટા મ્હોટા વિહાર બાંધ્યા. અહિંનો મુખ્ય ધર્મોપદેશક અશોકનો કનિષ્ટ બંધુ મહેન્દ્ર હતો, એ સિલોનમાં ઈ. પૂ. ૨૦૪ સૈકામા મરણ પામ્યો. આ ધર્મોપદેશના કામમાં મહેન્દ્રની બ્હેન સંઘમિત્રે બહુ મદદ કરી. મત પ્રસારના કામમાં મહેન્દ્રે જેટલો પુરૂષ વર્ગમાં યશ મેળવ્યો તેટલોજ સંઘમિત્રે સ્ત્રીઓમાં મેળવ્યો.

બૌદ્ધ સંપ્રદાયના પ્રસારને સિલોનમાં તિસ્સ રાજાની કારકિર્દીમાં બહુજ યશ મળ્યો ને આજ સંપ્રદાયનું વર્ચસ્વ અત્યારે પણ ત્યાં રહ્યું છે. આના વિષે સૉંડર્સ એમ કેહ છે કેઃ—

દેતિથાના સુધારણાના ઇતિહાસમાં અશોકના સંપ્રદાયનો પ્રચાર એ એક મહત્ત્વની વસ્તુ છે. તેના ઉપદેશકો જંગલીને અસંસ્કૃત પ્રદેશોમાં ગયા ને ત્યાંના લોકોને આ સંપ્રદાય અમૃતતુલ્ય લાગ્યો. સિલોન, બ્રહ્મદેશ, સયામ, જપાન ને તિબેટ એ બધાના ઈતિહાસની આ સંપ્રદાય સ્વીકારથીજ શરૂઆત થઈ એમ કહીએ તો ચાલે. આ બધા દેશોમાં તે સંપ્રદાય ઝડપથી પ્રસાર પામ્યો માત્ર સુધરેલા ચિન દેશમાં ફકત આનો પ્રસાર જોઇએ તેવો થયો નહિં.

'પણ બૌદ્ધ ભિક્ષુઓએ પોતાની સાથે ધર્મ-સિવાય બીજી સંસ્કૃતિ લઇ ગયા. મહેન્દ્રે પોતાની સાથે સિલોનમાં ખોદ કામ અને નહેર બાંધ કામની કલા આણી આવા મહેન્દ્ર દીર્ઘ પ્રયત્નથીજ બૌદ્ધ સંપ્રદાય ચિરસ્થાયી થયો ને હમણા પણ સિલોનમાં પ્રચંડ દાગબાને અનેક બુદ્ધ ભિક્ષુના વિહાર નજરે પડે છે.'

અનુરાધપુર નગર એ બૌદ્ધ સંપ્રદાયનું 'રોમચ' હોઈ અશોકની કારકિર્દીથી દુનિયામાં શું પરિણામ આવ્યું તેનું તે નિદર્શક છે. આજે ત્યાં જે અનેક અવશેષ જોવામાં આવે છે. તે તે શહેરની પ્રાચીન જાહેજલાલીનું ભાન કરાવે છે.

કેટલાક યૂરોપીય વિદ્વાનોએ આ સિલોની દંતકથા પરજ કેવળ વિશ્વાસ રાખી સિલોનના સંપ્રદાય પ્રસારનું માન અશોકને ન આપતાં પાટલીપુત્રના ધર્મ સંગીતિ ભરાવનારા તિષ્યને છે એમ પ્રતિપાદન કર્યું છે. અશોકના શિલા લેખમાં આ

સંગીતિનો ઉલ્લેખ નથી. આ વાતનું સ્પષ્ટીકરણ, અશોકે તેની કારકીર્દીને અંતે ભરાવી હોવી જોઇએ એમ વિન્સેંટ સ્મિથ મત ધારે છે.

ઉત્તર હિન્દુસ્તાનની દંતકથા પરથી ઉપગુપ્ત એ અશોકનો ગુરૂ હતો એમ જણાય છે. એના નામનો વિહાર મથુરામાં સાતમાં સૈકામાં ઉપલબ્ધ હતો. સિલોની દંતકથામાં મોગ્ગલી પુત્ર તિષ્યને વિષે ઉપગુપ્ત સંબંધી પ્રસિદ્ધ થએલી વાર્તાઓજ કહેવામાં આવી છે. ઉપગુપ્તને મોગ્ગલી પુત્ર તિષ્ય એ બન્ને એકજ હોવા જોઇએ, એમ હવે નિશ્ચિત થયું છે.

આ ઉપગુપ્તે અશોકને ખબર આવી જુદા જુદા દેશમાં સંપ્રદાય પ્રસારક ઉપદેશ મોકલ્યા ઇ. પૂ. ૨૪૯ સૈકામાં ઉપગુપ્ત અશોકને તીર્થયાત્રા લઈ ગયો. પહેલાં તો તે અશોકને લુંબિનીવનમાં લઈ ગયો. ત્યાં જે સ્તંભ છે તેના પરના શિલાલેખ પરથી અશોક ત્યાં ગયો હતો એમ જણાય છે. અશોકે તે સમયે શિકારનો મોહ છોડી દીધો જણાય છે. તેમજ ભક્ષ્યને માટે પ્રાણીની હિંસા કરવી એ પણ તેણે વર્જ્ય ગણ્યું હોવું જોઇએ. અશોકે ટુંક સમય સારૂ ભિક્ષુવેષ લીધો હોવો જોઇએ. ઇત્સિંગે અશોકનું ભિક્ષુવેષવાળું પુતળું જોયાનુ વર્ણન કર્યું છે.

અશોકે પોતાની કારકીર્દીમાં સંપ્રદાયપ્રસારાર્થે ધર્મોપદેશાર્થે ને પ્રજા હિતાર્થે જે જે કામો કર્યાં હતા તે બધા સ્તંભપર કોતરી રાખવામાટે ઈ. પૂ. ૨૯૨ સનમાં શરૂઆત થઈ. તેમની સાત સ્તંભ-લેખ એવી સંજ્ઞા છે. એમાંના પાંચમાં સ્તંભલેખમાં તેણે પોતાના અહિંસા વિષેના વિચાર પ્રગટ કર્યા છે. બળદની ખાસી કરવાની પધ્ધતિ તેને બીલકુલ પસંદ ન હતી. તેમ તેણે જીવરક્ષણાર્થે ઘણા નિયમો જણાવ્યા છે. અશોકની અવધ્ય પશુની યાદિમાં સશૃંગ પ્રાણીઓની ગણના નથી. પણ કૌટીલ્યના અર્થશાસ્ત્રમાં ગાય, બળદ, એને કો પણ અવધ્ય માન્યા છે. તથાપિ અર્થશાસ્ત્રમાંના હિંસાના નિયમો તેમજ અશોકના પાંચમાં સ્તંભલેખમાની આજ્ઞા એ બન્નેમાં બહુ સામ્ય છે.

અશોકનું છેલ્લું મહત્ત્વનું કાર્ય તે સાત સ્તંભ લેખ કોતરવાનું છે. આશરે ઈ. પૂ. ૨૪૦ ની સાલમાં પાટલીપુત્રમાંના નાસ્તિક લોકોના મતખંડનાર્થે જે ધર્મસભા બોલાવવામાં આવી હતી ને તેમાં જે નિયમો મુકરર કર્યા હતા તેજ દુય્યમ સ્તંભ લેખમાં કોતરેલા હોવા જોઇએ એમ અનુમાન થાય છે. વૃધ્દાવસ્થામાં અશોક બૌદ્ધસંપ્રદાયનો પૂરેપૂરો અંધભક્ત બન્યો હતો. કેટલાકનું એમ કહેવું છે કે, તેણે ભિક્ષુ માટે ને વિહારના કાર્યમાટે અગણિત અને અસ્થાને ખરચ કર્યો. શિલાલેખ પરથી અશોક એ અંતસુધી કડક શાસ્તા હતો એમ જણાય છે. મરણ પૂર્વે તેણે રાજ્યત્યાગ કર્યો હતો એમ પણ કહેવામાં આવે છે. પણ એ વિષે નિશ્ચિત મત કાંઇજ આપી શકાય નહિં.

અશોકનું સામ્રાજ્ય :—અશોકનું સામ્રાજ્ય અફગાનિસ્થાન, બલુચિસ્થાન, મકરાણ, સિંધ, સુવાત કાશ્મિર, નેપાળ ને લગભગ આખા હિંદુસ્થાનપર પસરેલુ હતું. છેક દક્ષિણ તરફના તામિલ સંસ્થાનો સ્વતંત્ર હતા. કદાચ ખોતરપર પણ એની સત્તા હોવી જોઇએ. તેના સામ્રાજ્યમાં અનેક માંડલિક સંસ્થાનો પણ હતાં તેમજ જંગલી જાતો પણ ઘણી હતી. તથાપિ ખાસ રાજપ્રતિનિધિના અમલ નીચે ઘણો મુલક હતો. એમાંનો એક તક્ષશિલામાં બીજો તોસલીમાં ત્રીજો ઉજ્જયિનીમાં ને ચોથો સુવર્ણગિરીમાં હતો.

અશોકે પોતાના પૂર્વજોની જેમ રાજ્યકારભાર ચલાવ્યો હતો. વરિષ્ટ અધિકારીઓને મહામાત્ર એવી સંજ્ઞા હતી. ને તેના હાથનીચે ઘણા અધિકારીઓ રહેતા. ચૌદ શિલાલેખ ખોદવામાં આવ્યા તે વખતે ધર્મમહામાત્ર નામના નવિન અધિકારીઓ નીમ્યા. આ ધમ્મમાંનાં નીતિતત્વો સર્વમાન્ય હોવાને લીધે તે સર્વ ધર્મના લોકોને માન્ય થાય એમ હતાં. કેટલીક જાતોને અહિંસા નિયમ બાધક થએલો જણાયો છતાં હિંસા ન થાય તેટલાસારૂ મહામાત્ર પૂર્ણ ખબરદારી રાખતો.

અશોકની નીતિવિશેની ભાવના :—અશોકની નીતિવિષયક ભાવના શી હતી એ દુય્યમશિલાલેખમાંના બીજા લેખપરથી માલમ પડે છે. એમા એમ કહેવામાં આવ્યું છે કે માતાપિતાની આજ્ઞા પાળવી જોઇએ જીવને પ્રત્યે આદર હોવો જોઇએ. સત્ય બોલવું જોઇએ ધમ્મની આજ્ઞા પ્રમાણે પ્રત્યેકે વર્તન રાખવું જોઇએ શિષ્યે ગુરૂની તેમજ સગાવહાલાની સાથે નમ્રતાથી વર્તવુ જોઇએ કે જેથી આયુષ્યને સુખની વૃધ્ધિ થાય.

એવીજ જાતની આજ્ઞા તેણે હરહંમેશ ફરમાવી છે. એ ઉપરાંત ભૂતદયા નોકરો સાથે સારી રીતે વર્તવા વિષે દાનધર્મને પરધર્મસહિષ્ણુતા એવા અનેક સદ્‌ગુણોનું શિક્ષણ તેણે આપ્યુ છે. પ્રવાસીઓની સગવડ માટે રસ્તાપર કુવા ખોદાવવા, ધર્મશાળા બંધાવી તેમજ બન્ને બાજુએ ઝાડો રોપવાં એવા અને પરો-

પ્રકારના કામો તેણે કર્યાં. ધર્માદા દવાખાની પણ તેણે સ્થાપ્યાં.

અશોકના શાસનલેખમાંના હજુ કેટલાક ઉતારા આપવાથી તેની વ્યવહારનીતિ અધિક સ્પષ્ટ થશે. તે કહે છે.—

'મારા રાજ્યના વરિષ્ટ આધિકારીઓએ તેમજ પ્રાંતિક તેમજ તાલુકાના આધિકારીઓએ દરેક પાંચ વરસે કામની તપાસણી કરવા માટે ને ધમ્મનો પ્રસાર કરવા માટે આખા રાજ્યમાં ફરવું જોઇએ. આ ધમ્મ એટલે પિતૃઆજ્ઞા પાલન દાન, સદાચાર અહિંસા. ભૂતદયા, ને મિત આહાર ને વિહાર. ( શિલાશાસન લેખ. ) ધમ્મદાન જેવું બીજું દાન નથી (શાસન લેખ ૧૧) સ્વધર્મ પ્રત્યે અભિમાનને પર ધર્મ વિષે તિરસ્કાર ન હોવો વગેરે "

આવા પ્રકારની અશોકની નીતિભાવના તેના શિલાલેખોપરથી ને બીજા આધારોથી જણાઈ આવે છે. અશોક જાતે બીજા પંથના ભિક્ષુઓને દાન કરતો હોવા છતાં પોતે બૌદ્ધ પંથનો ચુસ્ત ભક્ત હતો. બૌદ્ધ પંથ માટે ને તેના પ્રસાર માટે તેને કેટલું અભિમાન હતું તે રાજપુતાનાના ભાબ્રૂ સ્થળના શિલાલેખોપરથી જણાશે. આ શિલાલેખ ભિક્ષુઓને સંબોધી લખ્યો હતો. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

" ભિક્ષુઓ મને બુદ્ધમાટે ને તેના ધમ્મ માટે કેટલું અભિમાન છે તે તમે જાણતા નથી એમ નથી. બુદ્ધની બધી આજ્ઞાઓ મને વંદનીય છે" ત્યાર પછી તેણે ભિક્ષુભિક્ષુણીઓનેસારૂ હંમેશ મનન કરવા જોગ એવા બુદ્ધનાં વચનો ઉધૃત કર્યાં હતાં.

અશોકની રાજનીતિઃ—કૌટીલ્યના અર્થશાસ્ત્રમાં રાજાના જે કર્તવ્યો વર્ણવ્યા છે, તે પ્રમાણે તેણે પોતાનું આચરણ આચરવાનો પ્રયત્ન કર્યો હતો હિંદુ રાજાઓ પ્રજાની તકરારો પોતે સાંભળી તેનો નિકાલ આપતા. હલકામાં હલકા એવા માણસની પણ તકરારો સાંભળી લેવાની કાળજી તેઓ રાખતા. કાળે કરી અહલ્યા અને જહાંગીર પણ તે પ્રમાણે ચાલતા. અશોકે એક ઠેકાણે આગળ વર્ણવ્યા પ્રમાણે કહ્યું છે. " ગયા ઘણા વર્ષોથી સર્વકાલ પ્રજાની તકરારો સાંભળવી ને પ્રજાના હીત સંબંધવિષે લક્ષ આપવું એ બાબતો બનતી ન હતી. પણ મે એવી વ્યવસ્થા કરી છે કે, જમતી વખતે, અંતઃપુરમાં હોય ત્યારે, ખાનગી કામમાં હોય તો પણ, એટલે જ્યાં હોય ત્યાં અધિકારીઓએ પોતાના કામ સારૂ મારી પાસે આવવું. હું પ્રજાનું કર્તવ્ય કરવા હંમેશ તત્પર છું. પ્રજા હંમેશ સુખી રહે તે માટે તેનો પ્રયત્ન કરવા હું જરાએ ખામી નહિં રાખું. (શિલાશાસન લેખ.)

અશોક કાલીન કલા કૌશલ્યઃ—અશોકની કારકીર્દીમાં વાઙ્મય ને કલા એ બન્નેનો અભ્યુદય ઉત્તમ રીતે થયો. જુદા જુદા સ્તૂપો પરથી તેમજ ઘણી એક મૂર્તિઓ પરથી તે સમયના કારીગરોનું કલાનૈપુણ્ય ઉત્તમ રીતે જણાઈ આવે છે. સારનાથ-સ્તમ્ભશિરપરના સિંહમાંદેખાતી કારીગીરી (કૌશલ્ય) ઈરાની કે ગ્રીક કારાગીરી કરતાં ઉત્તમ છે એમ સહેજ નજરે લાગી આવે છે. મૌર્યશિલ્પજ્ઞો ઘણા નિષ્ણાત હતા એવિષે કાંઈપણ શક નથી. અશોકના સમયમાં બૌદ્ધ-ભિક્ષુઓ શિક્ષણનું પવિત્ર કામ કરતા એમ લાગે છે. તે સમયે શિક્ષણનું પ્રમાણ સંતોષકારક હતું. અશોકના શિલાલેખની ભાષા બળયુક્ત ને ઉત્તમ છે. પુષ્કળ ગ્રંથો એના વખતમાં થયા હોવા જોઈએ પણ તે અત્યારે ઉપલબ્ધ નથી.

હિંદુસ્થાનનાં ઇતિહાસમાં અશોક અને અકબરના ચારિત્રો અત્યંત પ્રસિદ્ધ થઇ ગયાં છે એમાં જરા સંશય નથી. આ બન્નેના સ્વભાવ તરફ જોતાં, જોઇઆપણે તેમનામાં જે ભિન્નતા અને સાદશ્ય સહે જોઈ કીશું. કલિંગ જીત્યા પછી અશોકના મનને જે પાશ્ચાત્તાપ થયો તે જોઈ અકબરે ખૂબ હસવું આવ્યું હોય નવાઈ તો તેમાં નથી. અકબરને આટલા અસંખ્ય લોકોની હાનિ જોઈને કોઈ પણ દિવસ દુઃખ થયું ન હોત. અકબર ઘણોજ મહત્વાકાંક્ષી રાજા હતો. અશોકનો ખરો વિજય તો ધમ્મનો પ્રસાર કરવામાં હતો. તો પણ રાજાના બધાં કામો કરવામાં તે જરાપણ ઢીલ કરતો નહિં. અકબરની માફક અશોક ને સાહિત્ય અને કલા વગેરેનો શોખ હતો. અશોકની રાજ્યવ્યવસ્થા પણ ઉત્કૃષ્ટ પ્રકારની હતી.

અશોકના મૃત્યુ વિષે કંઈ પણ માહિતી મળતી નથી. તિબેટી દંતકથા પરથી એમ દેખાય છે કે તે તક્ષશિલામાં મરણ પામ્યો. તેના કેટલાક છોકરાંઓનું નામો આજે ઉપલબ્ધ છે. તીવર નામનો એક છોકરાના નામનો ઉલ્લેખ એક શિલાલેખમાં છે. તેવીજ રીતે કુણાલ અને જલૌકના નામો પણ બીજે ઠેકાણે આપ્યાં છે.

તેના ઇતિહાસના અસલ સાધનો એટલે તેના શિલાલેખ; પણ તેમાં તેની રાજકીય આમદાની કરતાંય ધર્મ સંબંધીની માન્યતાઓનુંજ વિશેષતઃ નિરૂપણ કરવામાં આવ્યું છે. એટલે તેના ધમ્મ સંબંધે તો આ શિલા લેખો તરફથીજ આપણે અનુમાન બાંધવા રહ્યાં.

અશોકનો ધમ્મઃ—અશોકના શિલાલેખો પરથી જો કોઈ જાતની માહિતી મળતી હોય તો તે તેના ધમ્મ વિષેનીજ છે. ધમ્મ એટલે સદ્દભાવનાશીલ માણસને આદરવા યોગ્ય આચરણ. અથવા સામાન્ય માણસને માટે સ્વભાવિક જણાય તે આચરણ. આ ધમ્મના પ્રવર્તક ભિક્ષુઓ ગણાય છે. અને તેથી લોકો તેમને ગુરૂ તરીકે માને છે. આજે આપણે જેને બૌદ્ધ તરીકે માનીએ છીએ તે બૌદ્ધ પ્રાંતમાં ધમ્મ શબ્દ રૂઢ હતો. આચારાદિ યજ્ઞ યાદ કર્મો અથવા દેવતા યજનાત્મક કર્મો સાથે બુદ્ધ ધર્મના અનુયાયીઓને કોઈ રીતે સંબંધ હતો નહિં. તેમના મત મુજબ તો ધમ્મના ત્રણ પ્રકાર પડે છે. ઉપાસક, પરિવ્રાજક અને અર્હત. આ ત્રણ વર્ગો માટે ત્રણ પ્રકારના ધમ્મ હોય છે. જેમાંથી ઉપાસકો માટેના ઉપાસકોને તેમના અધિકાર મુજબ યોગ્ય હોય તેવા ધમ્મનોજ અશોકે સર્વત્ર પ્રચાર કર્યો હતો. ઐતિહાસિક દૃષ્ટિએ અશોકના ધમ્મની મહત્તા અસાધારણ છે. જેથી અહિં તે આખો રજુ કરીશું.

શિલાશાસન લેખઃ-(૧) યજ્ઞ ખાતર કોઈએ પણ હિંસા કરવી નહિં. (૨) જ્યાં મ્હોટા જલસા કે મિજલસો થાય છે ત્યાં હિંસા ખાસ કરીને થતી હોવાથી કોઈએ જલસા કે મિજલસો કરવી નહિં. (૩) માતા પિતા પ્રત્યે નમ્રતા રાખવી ઉચિત છે. (૪) ભાઈ બંધ, મિત્રો, સગાસંબંધી, બ્રાહ્મણ, અને ભિક્ષુ, પ્રત્યે ઉદારતા રાખવી. (૫) પ્રાણી હિંસા નકરવી એ ઉત્તમ છે. (૬) ચર્ચા અને ખર્ચમાં મિત્ત બનાવ્યું. (૭) આત્મસંયમ (૮) ચિત્ત શુદ્ધિ (૯) કૃતજ્ઞતા (૧૦) શ્રદ્ધા (૭-૯) આ સર્વે તત્વો કંગાલ માણસ પણ પાળી શકે છે. આથી દરેકે તે પાળવા (૧૧) પોતાના ઘરમાં માણસ બીમાર હોય ત્યારે પણ, લગ્ન પ્રસંગે, સંતાન જન્મ પ્રસંગે, પ્રવાસ ગમનને અવસરે, તેમ મંગલકાર્યને બ્હાને ઘણા લોકો મ્હોટા સમારંભ કરે છે, પણ તે નિરર્થક હોય છે. ધમ્મ શબ્દથી વ્યક્ત થાય તેજ ખરો ધર્મ છે, તેમાં ગુલામો અને નોકરો વગેરે સાથે યોગ્ય વર્તન, વડિલો પ્રત્યે આદરભાવ બ્રાહ્મણો તથા ભિક્ષુઓ તરફ ઉદારતા, વગેરેનો સમાવેશ થાય છે. ધમ્મ તે એજ છે. સઘળે પ્રસંગે આચરવા યોગ્ય મંગલકાર્ય પણ આજ છે. દાનશૂરતાને લોકો મહાન ગુણ તરીકે ઓળખાવે છે. પણ બીજાને ધમ્મ શિખવવો અને કોઈને શિખવામાં મદદ કરવી, તેના જેવી દાનશૂરતા બીજી એકેય નથી. (૧૨) તિતિક્ષા, સહિષ્ણુતા; અમુક માણસ ગમે તે પંથમાં માનનારો હોય, તે સામાન્ય હોય કે ભિક્ષુ હોય, સર્વેને સમાન લેખવા; પોતાનો સંપ્રદાય યશસ્વી થાય તે માટે અન્ય સંપ્રદાયોની નિંદા કરવી નહિં, વાણીપર અંકુશ જાળવવો, એ અતિ ઈષ્ટ વસ્તુઓ છે. (૧૩) ધમ્મ ઉત્તમ છે, પણ ધમ્મ એટલે મનમાં લેશમાત્ર પણ લોભ કે મોહ ન હોય તે. બીજાનું ભલું હોય તેવા કામો બને તેમ કર્યે જવું. દયા, ઉદારતા, સત્યાચરણ અને પવિત્રતા, એ સર્વેનો સમાવેશ ધમ્મમાં થાય છે. મનુષ્ય પોતાના સત્કૃત્યોજ માત્ર દેખી શકે છે પણ તેને બીજાના દુષ્કૃત્યોનું ભાન હોતું નથી. "મેં અમુક સારૂં કામ કર્યું" એવા શબ્દ તેની વાણીમાંથી તરત સરી પડે છે પણ "મારે હાથે અમુક ખરાબ કામ થયું" એમ તે કદી કહેતો નથી આત્મપરીક્ષણ વધી જવાથી. આપણી પવિત્રતા નષ્ટ થાય છે. પશુવૃત્તિ, નિંદયતા ક્રોધ, અને અહંકાર એ દુર્ગુણો પ્રબળ થાય છે. તેથી આવું વર્તન ખોટું છે એ સમજી લઈ દરેકે સંયમ પાળવો.

જોકે આ ધર્મ લોકોનાં આચરણમાં ખાસ કરીને ઉતર્યો ન હતો, છતાં ધ્યેય તરીકે તેનો સ્વીકાર થઈ ચૂક્યો હતો એ વિષે શંકા નથી. કેમકે, સર્વમાન્ય સિદ્ધાંતો વિષે જેવી ભાષા સામાન્ય રીતે વપરાય છે તેવીજ ભાષા આ ધમ્મ વિષે પણ વપરાયલી દેખાય છે. તેમાં નથી ચર્ચા કે દલીલો અને નથી શંકાનિવૃત્તિ. અશોકે પોતાના સામ્રાજ્યની સરહદમાંજ આ ધમ્મનો પ્રચાર કરાવ્યો એટલુંજ નહિં પણ ઈ. સ. પૂ. ૨૫૫ ના અરસામાં કોતરાયલા તેરમાં શિલાલેખમાં સિરિયા, ઇજીપ્ત, મેસિડોનિયા એપાયરસ અને સાયરીનિ (કાયરીનિ) એ પરદેશ રાજ્યોમાં પણ તેનો પ્રસાર થયો એમ લખાયું છે. તે ઉપરાંત દક્ષિણમાં ચોલ અને પાંડય રાજ્યોમાં પણ ધમ્મનો પ્રચાર થઈ ચૂક્યો હતો. મોગ્ગલીના પુત્ર તિસ્સે તો કશ્મિર, ગંધાર, હિમાલય, સિંધુ કિનારાનો પ્રદેશ બ્રહ્મદેશની, સરહદ, દક્ષિણ હિંદુસ્થાન તથા સિલોનમાં પણ ધર્મ પ્રચારકોને મોકલ્યા હતા. તવારીખકારોએ તેમનાં નામ આપ્યાંછે. અને તે નામો જેવાં ને તેવાં તેમ જ્યાં ને ત્યાં જોવામાં આવે છે. આનો એકજ પુરાવો આપીશું તે એ કે, બૌદ્ધ ધર્મના પ્રચારકો ખરેખર ઠેઠ હિમાલય સુધી ફરી વળ્યા હશે તેમ સિલોનમાં પણ પહોંચી ગયા હશે એમ પરંપરાથી ચાલતી આવેલી સિલોની દંતકથાઓ પરથી જણાય છે. માત્ર સિલોનની આ તવારીખમાં અશોકે ધર્મ પ્રચારને અર્થે ગ્રીસપર કરેલી સ્વારીનું વર્ણન નથી.

અશોકના શિલ્પકામો :—જે વિષે આપણે ખાત્રી લાયક પુરાવો મેળવી શકયા છીએ તેવું અશોક વિષેનું બીજું કામ એટલે અશોકના કાળના શિલ્પકામ તથા નક્ષીકામ એ છે. અશોકે બંધાવેલી ઈમારતોમાંની આજે એકેય આખી ઇમારત જડતી નથી એ ખરૂં છે, પણ સાંચીમાં જે શિલાલેખ જડયો છે તે ઉપરથી અન્ય પંડિતો પ્રમાણેજ રીસડેવીડસની માન્યતા પણ એવી થઇ ચૂકી હતી કે અશોકે બુદ્ધ ગયામાંજ પહેલું મંદિર બંધાવ્યું હતું. સાંચીનું પુરાતન નામ ચેતયાંગરિ હતું. અશોક ઉજ્જયિની ગયો તે પહેલાંથીજ આ સ્થળ વિખ્યાત હોવું જોઈએ. આ પર્વતના શિખરપર ૧૧ સ્તૂપ છે. જેમાંના કેટલાક ૧૮૨૨ માં અને કેટલાક ૧૮૫૧ માં જડયા હતા. તે પછી બીજી વાર શોધખોળ કરી ત્યારે કેટલાક ન્હાના ન્હાના સ્તૂપોમાં સારીપુત્ત અને મોગ્ગલાન નામના બુદ્ધના મુખ્ય શિષ્યોની રક્ષા મળી આવી હતી.

આ સ્તૂપોમાંનો સૌથી મ્હોટો સ્તૂપ કોને નામે બંધાવ્યો તે, તેના અવશેષોની પેટી ન જડવાથી જાણી શકાતું નથી. તોપણ અશોકની હયાતીમાં સ્તંભ ઉપર તથા કઠેડાઓ લખાયલા ઘણા શિલાલેખ હજી પણ મળી આવે છે. જનરલ કેનિંગહૅમના અભિપ્રાય મુજબ આ સપાટીપરના અન્ય સ્તૂપો પ્રમાણેજ આ સ્તૂપ પણ અશોકથી પણ પહેલાનો હોય તથા તેના દરવાજા વગેરે અશોક પછીના હોય તો પણ તેમાંના બૌદ્ધ પદ્ધતિના કઠેરા તો અશોક કાળનાજ હોવા જોઇએ. દરવાજા પણ ત્યારનાજ સંભવે છે. સાંચીનો જે અવશેષ ઉપલબ્ધ છે, તે પરથી અશોકના કાળની ઈમારતોની કલ્પના કરી શકાય છે. એમ રીસડેવીડસ માને છે. હાલમાં બધા સ્તૂપ ખંડેર રૂપેજ નજરે પડે છે. તેમ તેમનું મૂળ રૂપ કેવું હશે તે શોધી કાઢવાના ઝાઝા પ્રયાસ પણ કોઈએ કર્યા નથી.

બૌધગયામાં અશોકે જે મંદિર બંધાવ્યું તેની અંદરનું સિંહાસન હજી કાયમ રહયું હશે એમ લાગે છે. બાકીનો બધો ભાગ બ્રિટિશ સરકારે સમારવાથી બદલાઈ ગયો છે. જુની ઇમારતો કાયમ રાખવા તેને સમારતાં કઇંક ફેરફાર થવાનો સંભવ છે

અશોકે બંધાવેલી ઇમારતો હાલ તુટી પડી છે. પરંતુ પાટનાની દક્ષિણે કુમ્રહાર ગામની પેલી બાજુએ જે પ્રાચીન અવશેષ જડયા છે તે પરથી અશોકના રાજમહેલનો કઇંક ખ્યાલ બાંધી શકાય છે. ૧૯ મી સદીના છેલ્લા દસકાની આખરમાં કર્નલ વાડેલે ઉપર્યુક્ત ઠેકાણેથી અશોકના સ્તંભના કેટલાક ટુકડા ખોદી કાઢયા ત્યારે એવી ચર્ચા ઉપસ્થિત થઈ હતી કે ટુકડા એકાદ રાજમહેલના થાંભલાનાંજ હોવા જોઇએ. જમીનમાં એકાદ મ્હોટો રાજમહેલ મળી આવવાનો આમાં ખુલ્લો સંભવ છતાં પુરાણુ વસ્તુખાતા પાસે પૈસા ન હોવાથી આ અદ્ભુત મહેલના દર્શન ભવિષ્ય કાળનાંજ થઈ પડત. પણ મુંબઈના રતન તાતા નામના પારસી ગૃહસ્થે હિંદના કોઈ પણ પુરાતન શહેરની શોધ ખોળ માટે ગમે તે સમય સુધી દરસાલ ૨૦,૦૦૦ હજાર ૨૦ આપવાનું વચન આપ્યું એટલે. આ કામ હવે હાથ ધરવામાં આવ્યું છે. આ કામની કઇંક પ્રગતિ થવા પામી ત્યારે માલમ પડયું કે કર્નલ વાડેલને મળેલા ટુકડા બીજા કશાના નહિં પણ ત્યાંના હારબંધ ચળકતા થાંભલાનાજ હતા. આમાંના કેટલાક થાંભલાઓના નીચલા ભાગનો વ્યાસ સાડા ત્રણ ફુટ જેટલો છે અને ઉંચાઈમાં તે વીસ ફુટના હશે. તેમ તે ચૂનારની રેતીના પતથરના બનાવેલા હતા. અર્થાત્ અશોકના મહેલના એકાદ દિવાનખાનાનોજ આ અવશેષ હોવો જોઇએ એમ ઉપલી હકિકત પરથી પુરવાર થાય છે. આ થાંભલાઓ સમાંતર રેખામાં હતા. અને બન્ને હારોમાં તેમ દરએ થાંભલા વચ્ચે ૧૫ ફુટનું અંતર હતું. ઈમારત પૂર્વ પશ્ચિમ બાંધેલી હતી. ખોદકામ શરૂ કર્યું તે સાલમાંજ આઠ આઠ થાંભલાની એક એમ દસ હારો હોઇ તેમની જગા પણ ઠરાવવામાં આવી હતી. છતાં આખો મહેલ આથી પણ વિસ્તારવાળો હોવો જોઈએ એમ માનવા સબળ કારણો રહે છે. મકાનનું છત લાકડાનું છે તે હાલમાં જમીનમાં ૧૭ ફુટ જેટલા ઉંડાણમાં છે. છત પર આઠ દસ ફુટ જેટલા જાડા માટીના થર છે અને તેના પર રાખ ના થર છે. અને આ થરમાંથીજ થાંભલાનાં ટુકડા મળે છે. દરેક થાંભલાની જગાએ માટીમાંથી નીચે ઠેઠ છતની સપાટી સુધી રાખના ગોળ થાંભલા મળી આવે છે. ડૉ. સ્પૂનરે આનો ખુલાસો આપતાં જણાવ્યું છે કે, એક અમુક સમયે (તેની માન્યતા મુજબ ગુપ્ત કાળ એટલે ઇ. સ. ૩૨૦ થી ૪૮૦) આ ઇમારત મહાપુરમાં ડુબી ગએલી હોવી જોઇએ. કેમકે આઠ નવ ફુટ જેટલો જાડો ગાળાનો થર જમીને જામવા તે અતિશય લાંબા કાળનો હોવો જોઇએ. ઝાડનો થર જામતાં પાયો પુરને લીધે નબળો પડી એક થાંભલો નીકળી પડેલો દેખાય છે. તેમ બાકીના કાયમ રહયા હશે. પૂર ઓસરી ગયા પછી જામેલા થરનું છત બનાવીને કોઈએ તે જગા વાપરી હશે એવી નિશાની દેખાય છે. બાદ

આસરે પાંચમી સદીમાં આ મહેલ બળીને નષ્ટ થઈ ગયો. આગથી ઈમારતનું લાકડાનું બાંધકામ બળી નાશ પામ્યું. સાલવૃક્ષના લાકડાના વજનદાર પીઢિયામાં કુંભી શિવાય પથરાના થાંભલા બેસાડેલા હતા અને નીચેના થાંભલાઓ કોઈ એક ધાતુની (ઘણે ભાગે તાંબાની) જાડી ચીપોથી જડેલા હતા એમ જણાય છે. ઈમારતને જ્યારે આગ લાગી ત્યારે તેની ઉષ્ણતાથી આ ચીપો પીગળી અને તેમ થવાથી પત્થરનો ઉપલો ભાગ તુટી તેની છાપ પડી. છતાં જે ભાગ નીચે જમીનમાં દટાયલો હતો તે સુરક્ષિત રહ્યો. આગથી અસલના માટીના થર પર રાખનો થર જામ્યો અને જ્યારે માટી નીચે દબાયલું લાકડાનું છત એટલી તખ્તપોશી સડીને નીચે દબાવા લાગી ત્યારે તેના ભારથી આ પથરાના થાંભલા પણ નીચે દબાયા તેમ તેમની સાથે જામેલો રાખનો થર પણ દબાવા લાગ્યો.

ઉપલાં અનુમાનો તદ્દન સ્પષ્ટ છે. થાંભલાવાળા દિવાનખાનાની દક્ષિણે જડેલા સાલવૃક્ષના સાત પીઢિયાંઓએ પુરાણવસ્તુસંશોધકોને ઘણી ગુંચવણમાં નાંખ્યા છે. દરેક પીઢિયું ૩૦ ફુટ લાંબુ, ૬ ફુટ પ્હોળું અને સાડાચાર ફુટ ઉંચું છે. તથા તે તમામ પૂર્વ પશ્ચિમ દિશાએ એક બીજાથી ભિન્ન અંતરે છતાં સામસામે આવ્યાં છે. તેમ અજાયબી ઉપજે તેવી સરસહાલતમાં હજી હયાત રહ્યા છે. આ પીઢિયાં શાનાં હતા તે વિષે મતમતાંતર છે. સ્થાનિક લોકો ની તેવિષે એવી મજબુત માન્યતા હતી કે મૌર્યસામ્રાટોના ખજાનો રાખવાની તે પેટી હતી. આથી તેમાંનું એક પીઢિયું ભાંગી તેમની માન્યતા ખોટી છે એમ સાબીત કરવું પડયું. આપ્રમાણે એક પીઢીયું તોડતાં તેનક્કર માલમ પડયું. ડૉ. સ્પૂનરની ધારણા એવી છે કે, આંમાંનું દરેક પીઢિયું કદાચ ઘણા વજનદાર પથરાના થાંભલા નીચે પાયા તરીકે વપરાયું હશે.

ઉપલા સંશોધનના પાયા પરથીજ પુરાણવસ્તુ શોધકો આજ અશોકના રાજમહેલનો નકશો ઉપજાવી શકયા છે. તે પરથી આ ઇમારત પર્સેપોલિસના સો થાંભલાવાળા દિવાનખાના સાથે મળતી આવે છે. એટલુંજ નહિં પણ આ રાજ્ય મહેલના થાંભલા પર શિલ્પકારોએ પોતાની અમુક નિશાની કરી રાખી છે તેવીજ આબેહુબ નિશાની પર્સેપોલિસના થાંભલાઓ પર જોવામા આવે છે. આથી આ રાજમહેલ બાંધવા અશોકે પર્સેપોલિસથી કારીગીરો મંગાવ્યા હશે કે શું એવો શક ઉપજે છે.

અશોકના કાળનું નક્ષીકામ:—અશોકના કાળના નક્ષીકામના જે નમૂના ઉપલબ્ધ છે તે તપાસી જોતાં તે સમયની આ કળાની ઉત્કૃષ્ટનો ખ્યાલ આવે છે. પથ્થર પરનું નક્ષીકામ જાણે કે લાકડા તથા હાથીદાંતના નક્ષીકામની આબેહુબ નકલજ નકરી હોય તેવું લાગે છે. કદાચ એમ પણ હોય કે અશોકના આગ્રહને વશ થઇ કેટલાક લાકડા પર કામ કરનારા કારીગરોએ પથ્થર પર કોતર કામ કરવાનો અભ્યાસ કરી આ મહેલનું કામ કર્યું હશે. વિન્સેંટ સ્મિથની માન્યતા મુજબ તે સમયની કળાપર ઇરાનની તથા હેલેનની કળાની છાપ પડી હોય એમ માનીએ તો પણ તે મૂળમાં હિંદી હોઇ તેની પદ્ધતિ માં ફેરફાર થએલો જણાતો નથી. વળી સારનાથનો એક થાંભલો તપાસતાં આ અનુમાનની સત્યતા જણાઇ આવે છે એવી તેની દલીલ છે. ગ્રીક કળાનો બારીકાઇથી અભ્યાસ કરનાર સરજોન માર્શલે પણ સારનાથના થાંભલા પર કોતરેલા એક સિંહની કળા ની અતિશય પ્રશંસા કરી છે. અને જણાવ્યું છે કે તેમાં જણાઈ આવતી સમતોલતા તેમ સુંદરતા બીજી કોઇ પણ પ્રાચીન કળામાં માલમ પડતી નથી. ત્યારના પાથરવટોની કળા કુશળતા અપ્રતિમ લાગે છે. આ થાંભલાઓને માથે ચાલીસ ફુટ ઉંચાઈના રેતીના પત્થરના અખંડ થાંભલામાં તો તે કારીગરો ની કુશળતાની અવધિ થઇ લાગે છે. વળી પત્થર ઘસી લીસા બનાવવાની કળાતો અર્વાચીન કારીગરો ને માટે પણ અશકયજ છે. બરાબરની ગુફાઓ જંબુર (ગ્રાસ) જેવા અત્યંક મુશ્કેલી ભર્યા પત્થરો માંથી કોતરાવી છે છતાં તેની ભીંતો ઘસીને કાચ જેવી સુંવાળી બનાવી છે. તો પરાથી દિલ્હીમાં આણેલા ફિરોજશાહના થાંભલા પરનું ગીલીટ કામ એવું તો સુંદર છે કે થાંભલા ધાતુનાજ બનાવેલા હોવા જોઇએ એવી પુષ્કળ પ્રેક્ષકોએ ભૂલથાપ ખાધી છે. કળાની સર્વાંગ પરિપૂર્ણતા લાકડાના નક્ષી કામ વિષે પણ હતી, એવું પ્રમાણ પત્ર કુમ્રહારમાં મળેલાં પીઢિયા જોઇને ડૉ. સ્પૂનરને આપવાની ફરજ પડી છે. (વિન્સેન્ટ સ્મિથ આ પીઢિયાં ચંદ્ર ગુપ્તના કાળના હશે એમ માને છે.)

**અશોક શાસનઃ**—અશોકના ગિરનારનો સ્તંભ ઘણા ખરા ગુજરાતીઓને પરિચિત હોવાથી તે સ્તંભપરના અશોકનો મૂળલેખ અને ભાષાંતર નીચે આપવામાં આવ્યું છે.—

## शासन १ लें

(क) इयं धंमालिपी देवानंप्रियेन प्रियदसिना राञा (+) लेखापिता (ख) इध न किंचि जीवं आरभित्पा प्रजूहितव्यं. (ग) न च समाजो कतव्यो (घ) बहुकं हि दोसं समाजम्हि पसति देवानंप्रियो प्रियदासि राजा (ङ) अस्ति पि तु एकचा समाजा साधुमता देवानंप्रियस प्रियदसिनो राञो (च) पुरा महानसम्हि देवानंप्रियस प्रियदसिनो राञो अनुदिवसं बहूनि प्राणसतसहस्रानि आरभिसु सूपाथाय (छ) से अज यदा अयं धंमलिपी लिखिता ती एव प्राणा आरभरे सूपाथाय द्वो मोरा एको मगो सो पि मगो न ध्रुवो (ज) एते पि त्री प्राणा पछा न आरभिसरे

+ મૂળમાં ઉલટા "त" જેવોજ અક્ષર આવ્યો છે તેનું માતૃકાંતર "ञ" એવું પ્રાચીન લિપિવેત્તાઓ કહે છે મારા મતપ્રમાણે "ञ" ને બદલે "ज्ञ" એવું માતૃકાંતર કર્યું હોય તો ને અધિક સયુક્તિક થશે. એનું અવિસ્તર વિવેચન આગળ કરવામાં આવ્યું છે.

## ગિરનાર શિલા શાસનો.

### અર્થ.

(ક) આ ધર્મ લિપિ દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાએ લખાવી છે. (ખ) અહિં કોઈ પણ જીવનો (વધ અથવા) યજ્ઞ કરવો નહિં. (ગ) મેળા ભરવા નહિ (ઘ) કારણ મેળામાં દેવપ્રિય રાજા પ્રિયદર્શીને ઘણા દોષો જણાઇ આવે છે. (ઙ) તો પણ દેવપ્રિય રાજા પ્રિયદર્શી એ કેટલાક મેળાઓ (સમાજ) સારા પણ ગણ્યા છે. (ચ) પહેલાં દેવપ્રિય રાજા પ્રિયદર્શીની પાકશાળામાં ઘણા હજારો જીવો રસોઇ માટે મારવામાં આવતા. (છ) પણ હવે કે જ્યારે આ ધર્મ લિપિ લખાય છે ત્યારે ફકત ત્રણજ જીવ રાંધવા માટે મારવામાં આવે છે. બે મોર, એક હરણ. અને આ હરણ પણ હંમેશાં મરાતું નથી. (જ) આગળ ઉપર આ ત્રણ પ્રાણીઓ પણ મારવામાં આવશે નહિં.

## शासन २ रें

(क) सर्वत विजितम्हि देवानंप्रियस पियदसिनो राञो एवमपि प्रचंतेसु यथा चोडा पाडा सतियपुतो केतलपुतो आ तंबपंणी अंतियको योनराजा ये वा पि तस अंतियकस सामीपं राजानो सर्वत्र देवानं प्रियस प्रियदसिनो रायो द्वे चिकीछ कता मनुसचिकीछा च पसुचिकिछा च (ख) ओसुढानि च यानि मनुसोपगानि च पसोपगानि च यत यत नास्ति सर्वत्रा, हारापितानि च रोपापितानि च (ग) मूलानि च फलानि च यत यत्र नास्ति सर्वत हारापितानि रोपापितानि च (घ) पंथेसू कूपा च खानापिता व्रछा च रोपापिता परिभोगाय पसुमनुसानं

## શાસન બીજું.

### અર્થ.

(ક) રાજા દેવપ્રિય પ્રિયદર્શી એના રાજ્યમાં સર્વત્ર તેમજ સીમાદેશોમાં દાખલા તરીકે ચોલ પાંડય સતીય પુત્ર, કેતલપુત્ર બલ્કે તામ્રપર્ણી યવન રાજા અંતિયક અને જે રાજાઓ આ અંતિયકના પડોશીઓ છે, તેમના રાજ્યમાં રાજા દેવપ્રિય પ્રિયદર્શી એ બે પ્રકારના ચિકિત્સાગૃહો ઉઘાડયાં છે. એક મનુષ્યોને માટે અને બીજું પશુચિકિત્સા માટે. (ખ) જ્યાં જ્યાં મનુષ્યોપયોગી કે પશુપયોગી વનસ્પતિ ન હોય ત્યાં ત્યાં તે લાવવામાં આવી છે અને ઉગાડવામાં આવી છે. (ગ) જ્યાં કંદમૂળ અને ફળ નહતાં ત્યાં તે આણવામાં આવ્યાં છે અને ઉગાડવામાં આવ્યાં છે. (ઘ) રસ્તાપર ઢોરો માટે અને માણસો માટે કુવા ખોદાવ્યા છે.

शासन ३ रें

(क) देवानं पियो पियदसि राजा एवं आह (ख) द्वादस वासाभिसितेन मया इदं आञपितं (ग) सर्वत विजिते मम युता च राजूके च प्रादेसिके च पंचसु पंचसु वासेसु अनुसंयानं नियातु एतायेव अथाय इमाय धंमानुसस्टिय यथा अञाय पि कंमाय (घ) साधु मातरि च पितरि च सुस्रूसा मित्रसंस्तुतञातीनं बाम्हणसमणानं साधु दानं प्राणानं साधु अनारंभो अपव्ययता अपभाडता साधु (च) परिसा पि युते आञपयिसति गणानय हेतुतो च व्यंजनतो च.

शासन ४ थें

(क) अतिक्रातं अंतरं बहूनि वाससतानि वढितो एव प्राणारंभो विहिंसा च भूतानं ञातिसु असंप्रतिपती ब्राम्हणस्रमणानं असंप्रतीपती (ख) त अज देवानंप्रियस प्रियदसिनो राञो धंमचरणेन भेरीघोसो अहो धंमघोसो विमानदर्सणा च हस्तिदसणा च अगिखंधानि च अजानि च दिव्यानि रूपानि दसयित्पा जनं (ग) यारिसे बहूहि वाससतेहि न भूतपुवे तारिसे अज वढिते देवाप्रियस प्रियदसिनो राञो धंमानुसस्टिया अनारंभो प्राणानं अविहीसा भूतानं ञातीनं संपटिपती ब्रम्हणसमणानं संपटिपती मातरि पितरि सुस्रुसा थैरसुस्रुसा (घ) एस अञे च बहुविधे धंमचरणे वढिते (च) वढयिसति चेव देवानंप्रियो प्रियदसि राजा धंमचरणं इदं (छ) पुत्रा च पोत्रा च प्रपोत्रा च देवानंप्रियस प्रियदसिनो राञो प्रवधयिसंति इदं धंमचरणं आव सवटकपा धंमम्हि सीलम्हि तिस्टंतो धंमं अनुसासिसंति (ज) एस हि सेस्टे कंमे य धंमानुसासनं (झ) धंमचरणे पि न भवति असीलस (ट) त इमम्हि अथम्हि वधी च अहीनी च साधु (ठ) एताय अथाय इदं लेखापितं इमस अथस वधि युजंतु हीनि च नो लोचेतव्या (ड) द्वादस वासाभिसितेन देवानंप्रियेन प्रियदसिना राञा इदं लेखापितं

શાસન ત્રીજું

અર્થ.

(ક) રાજા દેવપ્રિય પ્રિયદર્શી કહે છે કે, (ખ) અભિષેક પછી બાર વર્ષો વીત્યાં બાદ મેં આજ્ઞા કરી કે. (ગ) મારા રાજ્યમાં ચારે બાજુ યુકત રાજુક અને પ્રાદેશિક એમણે (પોતપોતાના પ્રદેશમાં) દર પાંચ વર્ષે ખાસ ધર્માનુશાસન માટે અને બીજા કામો માટે પ્રવાસ કરવો જોઇએ. (ઘ) માબાપની શુશ્રુષા પુણ્યકારક છે. મિત્ર, ઓળખીતો આપ્ત બ્રાહ્મણ અને શ્રમણ એમના પ્રતિ ઉદારતા બતાવવી પુણ્યકારક છે. વધ ન કરવો તેપણ પુણ્યકારક છે. વ્યય અને સંચય આ બે બાબતમાં પરિમિતતા ઇષ્ટ છે. (ચ) પરિષદ પણ યુકત માણસો માટે આ નિયમ સકારણ અને અક્ષરશઃ પાળવા માટે આજ્ઞા કરશે.

શાસન ચોથું. અર્થ.

(ક) જુના વખતમાં હજારો વરસ સુધી પ્રાણી મારવાં અને જીવતાં પ્રાણીઓને ઇજા કરવી, એ વાતને ઉત્તેજન આપવામાં આવતું હતું. અને જ્ઞાતિને, બ્રાહ્મણને અને શ્રવણને પણ અનાદર થતો. (ખ) પણ હવે દેવપ્રિય રાજા પ્રિયદર્શીના ધર્માચરણને લીધે ધર્મઘોષ આજ ભેરીઘોષ થઈ પડયો છે. લોકોને વિમાન દર્શન, હસ્તીદર્શન, અગ્નિજવાળા અને દિવ્ય રૂપ એવું દર્શન કરાવવામાં આવતું હતું. (ગ) જે પહેલાં હજારો વરસો સુધી નહતું તે હવે દેવપ્રિય પ્રિયદર્શી રાજાની ધર્માસકિતને લીધે વધારવામાં આવે છે (એટલે કે) પ્રાણીઓની હિંસામાંથી પરાવૃત્તિ, જીવતા પ્રાણીઓને ઇજા પહોંચાડવામાંથી નિવૃત્તિ, અને જ્ઞાતિ, બ્રાહ્મણ અને શ્રમણ એમની સાથે સમાન રીતે વર્તન માતાપિતા અને વૃદ્ધ માણસોની શુશ્રુષા. (ઘ) આ અને બીજી અનેક બાબતોમાં ધર્માચરણ વધતું જાય છે. (ચ) અને દેવપ્રિય પ્રિયદર્શી રાજા આ વધારે છે. (છ) અને દેવપ્રિય પ્રિયદર્શી રાજાના પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર, આ ધર્માચરણ વધારતા જશે, અને લોકોને ધર્મ પ્રમાણે અનુશાસન કરી, ધર્મ અને શીલ શિખવાડશે. (જ) કારણ ધર્માનુશાસન એ શ્રેષ્ઠ કાર્ય છે. (ઝ) જે પોતે શીલહીન છે, તેમના હાથથી ધર્માચરણ થતું નથી. (ટ) એ માટે ધર્મવૃત્તિ વધારવી પણ ઓછી ન કરવી એ શ્રેયસ્કર છે. (ઠ) આ હેતુ પૂર્ણ થવા માટે આ લખાયું છે. વૃદ્ધિ થાય, અને હીનતા અને અને દુર્લક્ષ્ય ન થાય તેટલા માટે. (ડ) આ દેવપ્રિય પ્રિયદર્શી રાજાના બારમે વરસે લખાયું.

शासन ५ वें

(क) देवानंप्रियो पियदसि राजा एवं आह (ख) कलाणं दुकरं (ग) यो आदिकरो कलाणस सो दुकरं करोति (घ) त मया बहु कलाणं कतं (ङ) त मम पुता च पोता च परं च तेन य मे अपचं आव संवटकपा अनुवतिसरे तथा सो सुकतं कासति (च) यो तु एत देसं पि हापेसति सो दुकतं कासति (छ) सुकरं हि पापं (ज) अतिकातं अंतरं न भूतप्रुवं धंममहा मांता नाम (झ) त मया त्रैदसवामसाभिसितेन धंममहामाता कता (ञ) ते सवपासंडेसु व्यापता धामधिस्टानाय ............ धंमयुतस च योणकंबोजगंधारानं रिस्टिकपेतेणिकानं ये वा पि अंञे आपराता (ट) भतमयेसु व........ सुखाय धंमयुतानं अपरिगोधाय व्यापता ते (ठ) बंधनबधस पटिविधानाय........प्रजा कताभीकारेसु वा थैरेसु वा व्यापता ते (ड) पाटलिपुते च बाहिरसु च........ये वा पि मे अंञे ञातिका सर्वत व्यापता ते (ढ) यो अयं धंमनिस्रितो ति व.... ते धंममहामाता (ण) एताय अथाय अयं धंमलिपि लिखिता

શાસન પાંચમું. અર્થ.

(ક) રાજા દેવપ્રિય પ્રિયદર્શી કહે છે કે (ખ) સત્કર્મ દુષ્કર છે. (ગ) જે સત્કર્મ કર્યાં જાય છે તે કંઈક દુષ્પ્રાપ્ય સાધ્ય કરે છે. (ઘ) મેં ઘણું સત્કર્મ કર્યું. (ઙ) એટલા માટે મારા પુત્ર, પૌત્ર અને મારી પાછળ આવનારા હમણાં સુધીના જે વંશજો છે તે જો એ કર્મ કરશે તો તે સાત્કર્મ કહેવાશે. (ચ) પરંતુ જો અંશતઃ પણ તે આ કર્તવ્ય કરવામાં ખલેલ કરશે તો તે દુષ્કર્મ કરશે. (છ) કારણ પાપ સહેલાઇથી થાય છે. (જ) જુના વખતમાં ધર્મ મહામાત્ર નામના અધિકારીઓ ન હતા. (ઝ) પરંતુ તેરમા વરસે રાજ્યાભિષેક થયેલો મેં ધર્મ મહામાત્ર અધિકારી નીમ્યા. (ઞ) આ બધી જ્ઞાતિઓમાં ધર્મ પ્રસાર કરવાના કામમાં રોકાયેલા છે. પણ, કંબોજ, ગંધાર, રિસ્ટીક, અને પેતેનિક, અમાંના અને પશ્ચિમ દિશા તરફના મારા રાજની સીમાપરના જે ધર્મપરાયણ લોકો છે. (ટ) તે ભૃત્ય અને સ્વામી માં વ્યાપૃત છે. કારણ કે ધર્મપરાયણ લોકો એ સુખી થઈ તેમણે મુકત થવું. (ઠ) બંધનવાળાઓને આધાર અને મદદ આપવા માટે તે મહેનત કરે છે. જેમને છોકરાં છે કે જે વયોવૃદ્ધ છે, કે રોગગ્રસ્ત છે તેમને માટે. (ડ) અને બધે ઠેકાણે તે વ્યાપૃત છે. પાટલી પુત્રમાં તેમજ બહાર બધે ઠેકાણે મારો બધા આસ માણસો આજ કામમાં મચ્યા રહે છે. (ઢ) હે ધર્મ મહામાત્ર જો કોઈ પણ ધર્મ પરાયણ હશે. (ણ) ધર્મપરાયણ લોકો માટે નીચ ધર્મ લિપિ લખી છે.

शासन ६ वें

(क) देवा........सि राजा एवं आह (ख) अतिक्रातं अंतरं. न भूतप्रुव सव ल अथकंमे व पटिवेदना वा. (ग) त मया एवं कतं. (घ) सवे काले भुंजमानस मे ओरोधनम्हि गभागारम्हि वचम्हि व विनीतम्हि च उयानेसु च सवत्र पटिवेदका स्टिता अथे मे जनस. पटिवेदेथ इति (ङ) सर्वत्र च जनस अथे करोमि (च) य च किंचि मुखतो आञपयामि स्वयं दापकं वा स्रावापकं वा य वा पुन महामात्रेसु. आचायिके अरोपितं भवति ताय अथाय विवादो निझति व संतो परिसायं आनंतरं पटिवेदेतव्यं मे सर्वत्र सर्वे काले (छ) एवं मया आजपितं (ज) नास्ति हि मे तोसो

ગિરનાર છઠું. અર્થ.

(ક) રાજા દેવપ્રિય પ્રિયદર્શી કહે છે કે, (ખ) પ્રાચીન કાળમાં, કાર્ય યોજના અને વાર્તાકથન એ બેની કંઇજ વ્યવસ્થા કરવામાં આવી ન હતી. (ગ) તે મેં આ પ્રમાણે કરી છે. (ઘ) બધે ઠેકાણે, ગમે તે વખતે હું અંતગૃહમાં, જનાનખાનામાં, પાલખીમાં, કે રાજમહેલમાં, કે ગમે ત્યાં હોઉં ત્યાં લોકોના કામની ખબર પહોંચાડવા માટે મેં દૂત રાખ્યા છે. (ઙ) અને દરેક ઠેકાણે હું લોકકાર્યો કરૂં છું. (ચ) અને જો ધર્મમહામાત્રોની સભામાં વાદવિવાદ ઉત્પન્ન થાય, અથવા તો મેં આપેલા દાનને કે કરેલી આજ્ઞાને અનુસરીને ઠરાવ કરવામાં આવે, અથવા તો ધર્મમહામાત્રોની આજ્ઞામાં રહેલા કોઇ પણ મહત્વના કાર્ય બાબત ઠરાવ થાય તો તે મને તેજ ક્ષણે, અને ગમે તે સ્થિતિમાં જણાવવો જોઇએ (છ) આવી મેં આજ્ઞા કરી છે. (જ) કારણ જાત મહેનતથી બધાજ કામકાજની હું જ જાતે વહિવાટ કરૂં

उस्टानम्हि अथसंतीरणाय व (झ) कतव्यमते हि मे सर्व लोकहितं (ञ) तस च पुन एस मूले उस्टानं च अथसंतीरणा च (ट) नास्ति हि कंमतरं सर्वलोकहितत्पा (ठ) य च किंचि पराक्रमामि अहं किंति भूताणं आनंणं गछेयं इध च नानि सुखापयामि परत्रा च स्वगं आराधयंतु त (ड) एताय अथाय अयं धंमलिपी लेखापिता किंति चिरं तिस्टेय इति तथा च मे पुत्रा पोता च प्रपोत्रा च अनुवतरं सवलोकहिताय. (ढ) दुकरं तु इदं अञत्र अगेन पराक्रमेन.

शासन ७ वें

(क) देवानंपियो पियदसि राजा सर्वत इछति सवे पासंडा वसेयु (ख) सवे ते सयमं च भावसुधिं इछति (ग) जनो तु उचावचछंदो उचावचरागो (घ) ते सर्वं व कासंति एकदेसं व कसंति (ङ) विपुले तु पि दाने यस नास्ति सयमे भावसुधिता व कतंञता व दढभतिता च निचा बाढं.

शासन ८ वें.

(क) अतिकांत अंतरं राजानो विहारयातां ञयासु. (ख) एत मगव्या अञानि च एतारिसनि अभीरमकानि अहुंसु. (ग) सो देवानंप्रियो पियदसि राजा दसवर्साभिसितो संतो अयाय संबोधिं (घ) तेनेसा धंमयाता (ङ) एतयं होति ब्राह्मणसमणानं दसणे च दाने च थैरानं दसणे च हिरंणपटिविधानो च जानपदस च जनस दस्पनं धंमानुसस्टी च धमपरिपुच्छाच तदोपया (च) एसा भुय रति भवति देवानंपियस प्रियदसिनो राञो भागे अंञे.

शासन ९ वें.

(क) देवानंपियो प्रियदसि राजा एव आह (ख) अस्ति जनो उचावचं मंगलं करोते आबाधेसु वा आवाहवीवाहेसु वा पूत्रलाभेसू वा प्रवासंम्हि वा एतम्हि च अञम्हि च जनो उचावचं मंगलं



તે થઈ શકે તેમ નથી. (ઝ) કારણ બધા લોકોની ઉન્નતિ સાધવી એ હું મારૂં કર્તવ્ય સમજું છું. (ઞ) પરંતુ તેનું મૂળ પણ ઉદ્યોગ અને કાર્ય કરવું એજ છે. (ટ) કારણ બધાનું કલ્યાણ કરવા ઉપરાંત ચારે બીજું કોઈજ મહત્વનું કર્તવ્ય નથી. (ઠ) અને હું જે કાર્ય કરી રહ્યો છું, તે હું જાતે પ્રાણીમાત્રના ઋણમાંથી મુક્ત થઈ અને તેમને આ જગતમાં સુખી કરીને બીજા લોકોમાં સ્વર્ગ પ્રાપ્તિ કરી આપવી તેટલા માટેજ કરૂં છું. (ડ) આ ધર્મલીપિ હરહંમેશ ટકી રહે તેટલા માટે અને મારા છોકરા પૌત્ર અને પ્રપૌત્ર, આ લીપિ વાંચી તે પ્રમાણે આચરણ કરે, અને પ્રત્યેક મનુષ્યના કલ્યાણ માટે મહેનત કરે તેટલા માટે લખવામાં આવી છે. (ઢ) પરંતુ ઉત્સુકતા વગર આ વાત સાધ્ય થઈ શકશે નહિં.

ગિરનાર ૭ મું અર્થ

(ક) રાજા દેવપ્રિય પ્રિયદર્શી એવી ઇચ્છા ધરાવે છે કે બધા મતવાળા લોકોએ બધે ઠેકાણે વસતિ કરવી જોઈએ. (ખ) કારણ બધા (મતો) આત્મસંયમન અને માનસિક પાવિત્ર્યની ઈચ્છા ધરાવે છે. (ગ) પણ મનુષ્યજાતમાં જુદા જુદા પ્રકારની ઈચ્છાઓ અને ભાવનાઓ છે. (ઘ) તે ઈચ્છાઓ તથા ભાવનાઓ સાધ્ય કરશે, અથવા તો થોડોભાગ પણ સાધ્ય કરશે. (ઙ) પરંતુ તેને આત્મસંયમન, માનસિક પાવિત્ર્ય અને પૂર્ણભક્તિ નથી, તે અસંખ્ય દાન કરે તો તે નીચ છે.

ગિરનાર ૮ મું અર્થ

ઘણા જુના વખતમાં રાજાઓ વિહાર કરવામાટે જતા હતા. (ખ) આમાં તેઓ મૃગયા અને બીજા અનેક રમણીય વાતો અનુભવતા. (ગ) પરંતુ દેવપ્રિય પ્રિયદર્શી રાજાને દસમે વરસે સંબોધવામાં આવ્યો. (ઘ) એટલેજ, મૃગયાને બદલે ધર્મનીતિજ રાજગમનના વખતે પ્રચલિત થઈ. (ઙ) આ રાજગમનના વખતે બ્રાહ્મણ અને શ્રમણ એમને મળવું તેમને દાન આપવું, વૃદ્ધ માણસોનું કુશલ પૂછવું તેમને દ્રવ્યની મદદ કરવી. દેશમાં વસતા માણસોને મળવું, અને તેમને ધર્મનીતિના તત્વો શિખવાડવા, અને સમયોચિત એવા પ્રશ્નો તેમને પૂછવા વગેરે કામો કરવામાં આવતા હતા. (ચ) આવીરીતે રાજા દેવપ્રિય પ્રિયદર્શીના રાજ્યકાળનો બીજો ભાગ ઘણોજ (પારમાર્થિક) સુખકર થાય છે.

ગિરનાર ૯ મું અર્થ

(ક) રાજા દેવપ્રિય પ્રિયદર્શી કહે છે કે. (ખ) મનુષ્યો જુદી જુદી જાતના ધાર્મિક અને મંગલ વિધિ મંદવાડમાં, પુત્ર અને કન્યાના લગ્નપ્રસંગે પુત્ર લાભ વખતે પ્રવાસે નીકળતા પહેલાં, વગેરે અનેક

केराते (ग) एत तु महिडायो बहुकं च बहुविधं य खुदं च निरथं च मंगलं करोते (घ) त कतव्यमेव तु मंगलं (ङ) अपफलं तु खो एतरिसं मंगलं (च) अयं तु महाफले मंगले य धंममंगले. (छ) ततेत दासभतकम्हि सम्यप्रतिपती गुरूनं अपचिति साधु पाणेसु सयमो साधु बम्हणसमणानं साधु दानं एत च अञ च एतारिसं धंम-मंगलं नाम (ज) त वतव्यं पिता व पुतेन वा भात्रा वा स्वामिकेन वा इदं साधु इदं कव्तव्य मंगलं आव तस अथस निस्टानाय (झ) अस्ति च पि वुतं साधु दन इति (ञ) न तु एतारिसं अस्ता दानं व अनगहो व यारिसं धंमदानं व धमनुगहो व (ट) त तु खो मित्रेन व सुहृदयेन वा ञातिकेन व सहायन व ओवादितव्यं तम्हि तम्हि पकरणे इदं कचं इदं साध इति इमिना सक स्वगं आराधेतु इति (ठ) कि च इमिना कतव्यतरं यथा स्वगारधी

शासन १० वे.

(क) देवानंपियो प्रियदसि राजा यसो व कीति व न महाथावहा मञते अञत तदात्पनो दिघाय च मे जनो धंमसुस्रुसा सुस्रुसता धंमवुतं च अनुविधियतां (ख) एतकाय देवानंपियो पियदसि राजा यसो व किति व इछति (ग) यं तु किचि परिकमते देवानं प्रियदसि राजा त सवं पारत्रिकाय किति सकले अपपरिस्रवे अस (घ) एस तु परिस्रवे य अपुञं (ङ) दुकरं तु खो एतं छुदकेन व जनेन उसटेन व अञत्र अगेन पराक्रमेन सवं परिचजित्पा (च) एत तु खो उसटेन दुकरं

शासन ११ वे

(क) देविनंप्रियो पियदसि राजा एवं आह (ख) नास्ति एतारिसं दानं यारिसं धंमदानं धंमसंस्तवो वा धंमसंविभागो वा धंमसंबधो व (ग) तत इदं भवति दासभतकम्हि सम्यप्रतिपती मातरि पितरि साधू सुस्रुसा मितसंस्तुतञातिकानं ब्राह्मणस्रमणानं साधु दानं प्राणानं अनारंभो साधु

प्रसंगे वखते अनेक प्रकारना विधि करे छे. (ग) परंतु आवा प्रसंगो वखते ओओ निरर्थक अने नाश्कळ विधिओ करे छे. (घ) विधि आवश्यकज छे. (च) नीचे आपेला विधि, एटले के धर्मंमंगल विधि विपुल फळ आपे छे. (छ) ते आ प्रमाणे:-दास्यमां पडेलाओमाटे पूर्ण प्रेम माणसोमाटे मृदुता ब्राह्मण अने श्रमणोमाटे औदार्य, वगेरे अनेक सारा गुणोने धर्मंमंगल कहेवामां आवे छे. (ज) एटला माटे दरेक बापे, पुत्रे, भाइए अने स्वामीए एवुं कहेवुं जोईए के आ सत्कर्म छे. अने पोतानुं इष्टकार्य सिध्द थाय त्यांसुधी आ सत्कर्म पाळवुं जोइए. (झ) अने एवुं कहुंज छे के, दान ए सत्कर्म छे. (ज) परंतु धर्मदान करतां, के धर्मनिग्रह करतां जगतमां कोइपण दान उंचु नथी. (ट) एटलामाटे मित्र के हितचिंतक अथवा तो आवा कोइ सहगामी एणे वारंवार उपदेश करवो के आ कर्तव्य छे. आ सत्कर्म फक्त आनाथीज स्वर्गप्राप्ति थशे. (ठ) अने स्वर्गप्राप्ति करतां मनुष्यनुं बीजुं इप्सित एवुं शुं होई शके?

१० मुं अर्थ.

(क) देवप्रिय राजा प्रियदर्शी वैभव अने कीर्ति एनामांथी तात्कालिक फळ आपनारा वगर बीजुं कशुंज मोटुं फल प्राप्त थाय छे एम मानता नथी. घणा वखत पछी पण मनुष्य धर्मनीति प्रमाणे आचरण करो अथवा तो धर्मनीति अने कर्तव्यकर्म के एम समजी वर्तन करो. (ख) अने एटलेज राजा देवप्रिय प्रियदर्शी वैभव अने कीर्ति एनी इच्छा करे छे. (ग) परंतु राजा देवप्रिय प्रियदर्शी जे प्रयत्न करे छे ते स्वर्गनेमाटे, पुण्यसंचयन माटे अने मानव जातने संकटमुक्त करवामाटे करे छे. (घ) परंतु पापराशि आज खरेखर संकट छे. (ङ) परंतु नीच के उच्च ए बेमांथी कोईपण मनुष्यने तीव्र इच्छा नहोय तो; बीजुं ध्येय त्याज्य कीधाविना. आ वात साध्य थवी खरेखर अशक्य छे. (च) परंतु नीच अने उच्च आ बेमांथी उच्च माणसने आ साध्य थवुं खरेखरज वधारे अघरुं छे.

११ मुं अर्थ.

(क) राजा देवप्रिय प्रियदर्शी एम कहे छे के (ख) धर्मदान, धर्मनो परिचय धर्मविभाग करवो अने धर्मसंबंध, आना वगर जगतमां बीजुं कांईज उंचा प्रकारनुं दान नथी. (ग) आमां नीचे आवेलानो समावेश थाय छे. दास्यमां सपडायेला अने नोकरो तरफ सौजन्य, माबापमाटे दृढभक्ति, मित्र, आप्तइष्ट, ब्राह्मण, श्रमण एमने माटे औदार्य अने

(घ) एत वतव्यं पिता व पुत्रेन व भाता व मित सस्तु [illegible] व आव पटविसियेहि इद साधु इद कतव्यं (ङ) सो तथा करु इलोकचस आरधो होति परत च अंनंतं पुञ्ञं भवति तेन धंमदानेन

शासन १२ वें

(क) देवानंपिये पियदसि राजा सवपासंडानि च पवजितानि च घरस्तानि च पूजयति दानेन च विवाधाय च पूजाय पूजयति ने (ख) न तु तथा दानं व पूजा व देवानंपियो मंञते यथा किति साखढी अस सवपासंडानं (ग) सारवढी तु बहुविधा (घ) तस तु इदं मूलं य वचिगुती किंति आत्पपासंडपूजा व परपासंडगरहा व नो भवे अप्रकरणाम्हि लहुका व अस तम्हि तम्हि प्रकरके (ङ) पूजेतया तु एव परपासंडा तेन त (ते) न प्रकरणेन (च) एवं करूं आ-पपासडं च छणति परपासंडस च पि अपकरोति (ज) यो हि कोचि आत्पपासंडं पूजयति परपासंडं व गरहति सवं आत्पपासंडभतिया किंति आत्प-पासंडं दीपयेम इति सो च पुन तथ करातो आत्पपासंडं बाढतरं उपहनाति (झ) त समवायो एव साधू किंति अजमंजस धंमं स्रुणारु च सुसुंसेर च (ज) एवं हि देवानंपियस इछा किंति सव-पासंडा बहुस्रुता च असु कलाणागमा च असु (ट) ये च तत्र तत प्रसंना तेहि वतव्यं (ठ) देवानंपियो तो तथा दानं व पूजां व मंजते यथा किंति सारवढी अस सर्वपासडानं (ड) बहका च एताय अथा व्यापता धंममहामाता च इथीयरव महामाता च वचभूथिका च अञे च निकाया (ढ) अयं च एतस फल य आत्पपासंडवढी च होति यंमस च दीपना.

शासन १३ वें.

(क).........जो कलिंगा वज.....
(ख) बेढ सतसहस्रमात्रं तत्रा हतं बहुतावतकं मत (ग) तता पछा अधुना लधेसु कलिंगेसु तीवो धंमवायो ........(घ) सबो देवानं-

પ્રાણીમાત્રમાટે અહીં આવૃધ્દિ. (ઘ) આને અનુસરીને પિતા, પુત્ર, ભાઈ, આપ્તેષ્ટ અને પાડોશી એમણે પણ એમ કહેવું જોઈએ કે આ સત્કર્મ છે. આ કર્ત-વ્ય છે. (ઙ) જો આ પ્રમાણે કોઈપણ આચરણ કરશે તો તેને જરૂર ઐહિક સુખ મળશે અને ધર્મદાનવડે પરલોકમાં અગાધ પુણ્યસંચય ભેગો કરી મુકશે.

૧૨ મું અર્થ

(ક) રાજા દેવપ્રિય પ્રિયદર્શી બધા સંપ્રદાયોને માન આપે છે. સંન્યાસી અને ગૃહસ્થાશ્રમી આ બંનેને માન આપે છે. આ રાજા દાન અને વિવિધ પ્રકારની પૂજા અને સત્કાર કરીને માન આપે છે. (ખ) પરંતુ આ દેવપ્રિય રાજા દાન કે સત્કાર અને સર્વ સંપ્રદાયોની સારબુદ્ધિ (તત્વોનું રક્ષણ) જેટલું મહત્વ આપતો નથી. (ગ) પરંતુ બધા સંપ્રદાયોની સારબુદ્ધ ઘણા રસ્તેથી થઇ શકે તેમ છે. (ઘ) પરંતુ તેનું મૂળ એટલે પોતાની વાચાપર નિયત્રણ (વચિ-ગુતિ) એટલે કે સંપ્રદાયોની :સ્તુતિ ન કરવી, પર સંપ્રદાયની અયોગ્ય નિંદા ન આદરવી કે તે અ-પ્રાંસગિક તો નજ હોવી જોઇએ અથવા પ્રસંગ ઉપ-સ્થિત થતાં કરવી પડે તો થોડીક કરવી (ઙ) પરંતુ બીજા સંપ્રદાયોનો પણ તમારે વ્યાજબી સત્કાર તો કરવોજ જોઇએ (ચ) જો કોઈપણ આચરણ કરશે તો તે પંથને ઉન્નત બનાવશે અને પરપંથપર ઉપકાર કરશે. (છ) પરંતુ જો કોઇપણ આથી વિરૂદ્ધ વર્તન કરશે, તો તે પોતાનો પંથ નષ્ટ કરશે અને પરપંથ-પર અપકાર કરશે. (જ) ને કોઈ પોતાના સંપ્રદાયની પૂજા કરે છે, અને પરસંપ્રદાયની નિંદા કરે છે તો તે બધું પોતાના સંપ્રદાયની તેની ભક્તિને લીધે કરે છે અને એને એમ લાગે છે કે હુ મારો સંપ્રદાય ઉદ્દી-પિત કરીશ તો તેમ કરવા જતાં હું મારાજ સંપ્ર-દાને વિઘાતક નીવડીશ. (ઝ) એટલામાટે સમવાય એજ સારી વાત છે. (ઞ) દેવાનાં પ્રિયની એવી ઇચ્છા છે કે બધાજ સંપ્રદાયો બહુશ્રુત અને શુદ્ધ હોવા જોઇએ. (ટ) જે (પોતાના મતમાટે) પ્રસન્ન છે, તેમને એવું કહેવાનું કે, (ઠ) દેવાના પ્રિય જેવીરીતે બધા મતોના મૂળભૂત તત્વોના પુરસ્કારને (સારબુદ્ધિને) જેટલો માન આપે છે તેટલો દાન કે પૂજાને આપતો નથી (ડ) આ કામમાટે ઘણાજ (અધિકારીઓ) છે. ધર્મમાટે મહામાત્ર, ગણીકાઓપર મહામાત્ર વ્રજપર દેખરેખ રાખનારા અને બીજા અધિકારીઓ (નિકાય) (ઢ) અને આનું ફળ એવું છે કે જે ફળની મદદવડે પોતાના સંપ્રદાયની વૃદ્ધિ થય છે. અને ધર્મનું ઉદ્દીપન થાય છે.

શાસન ૧૩મું અર્થ

(ક) કલિંગ (ખ) લાખોસુધી ત્યાં મરાયા અને ઘણા મર્યા. (ગ) ત્યારપછી હવે કલિંગ મળ્યાપછી તીવ્ર ધર્મવાય (ધર્માભ્યાસ) (ઘ) દેવાનાં

प्रियस वज ............( ङ ) वधो व मरणं व अपवाहो व जनस त बाढं वेदनमत च गुरुमत च येवानांप ......... स ( च ) ......... बाम्हणा व समणा व अञे ............सा मात्रि पितरं सुसुंसा गुरुसुसुंसा मिसस्ततं सहायजातिकेसु दासभ ........ अभिरतानं व निरोखलण ( छ ) येसं वा प ........ हायजातिका व्यसनं प्रापुणति तत सो पि तेस ळपघ्नातो हाति ( ज ) पटीभागो चेसा सव.........( झ )........स्ति इमे निकाया अञन्न ........योनेसु.........म्हि यच नास्ति मनुसानं एगतरम्हि पासंडम्हि न नाम प्रसादे ( ञ ) यावतको जनो तदा.......भ्रभागो व गरुमतो देवानं ( ट ) ...... न य सक छमितवे या च पि अटावियो देवानंपियस पिजिते पाति ...... चते तेसं देवानंपियस ....... सवभूवानां अछतिं च मयमं च समचैरं च मादव च ........ लधो.......... नंप्रियस इध सवेसू च ...... योनराज परं च तेन चत्पारो राजानो तुरमायो च अंतोकिन मगा च ...... इध राजविसयम्हि योनकंबो धपारिंदेसु सवत देवानंपियस धंमानुसस्टिं अनुवतरे ( ठ ) यत पि दूति ........ नं धमानुसस्टिं च धमं अनुविधियरे........ विजयो सवथा पुन विजयो पीतिरसो सा ( ड ) लधा सा पीति होति धंमविजयम्हि ........मुप्रियो ( ढ ) एताय अथाय अयं धंमल........वं विजयं मा विजेतव्यं मंञा सरसके एव विजये छाति च ........किको च पारलोकिको इलोकिका च पारलोकिका च

### शासन १४ वें.

( क ) अयं धंमलिपी देवानंप्रियेन प्रियदसिमा राञा लेखापिता अस्ति एव संखितेम अस्ति मनमेन अस्ति विस्ततन ( ख ) न च सर्वत घटितं महालके हि विजितं बहु च लिखितं लिखापयिसं चेव ( ग ) अस्ति च एत कं पुन पुन वुतं तस तस अथस माधूरताय किंति जनो तथा पटिपजेथ ( घ ) तत्र एकदा असमातं लिखितं अस देस व सछाय कारणं व अलोचेत्पा लिपिकरा परधेन व

પ્રિયેને (પશ્ચાત્તાપ) (ડ.) લોકોનો અપવા ( ) ઘણોજ થયો. આ દેવાનાં પ્રિયને ઘણુંજ દુ:ખદ લાગ્યું (ચ) બ્રાહ્મણ અને શ્રમણ અને બીજા એમને ઠેકાણે.....માબાપ એમને ઠેકાણે શુશ્રૂષા ગુરૂશુશ્રૂષા, મિત્ર, સંસ્તત અને સહાય અને જ્ઞાતી એમની...અને દાસ અથવા અભિરક્તાનુ (પ્રેમ કરનારાઓનું) નિર્યાતન (છ) જ્ઞાતિમાં સપડાવાથી આથી) જેમની જ્ઞાતી) તેમને પણ દુ:ખ (જ) આ બધાનેજ ભોગવવું પડે છે. (ઝ) આ નિકાય છે... બીજે ઠેકાણે યવનોંમાં માણસોના એકપણ મતને પ્રસાદ (આસક્તિ) નથી (જ) જ્યાંસુધી માણસોછે ત્યાંસુદી. (ટ) દેવાનાં પ્રિયને આ અસાહ્ય લાગે છે (ઠ) અવે દેવાનાં પ્રિયના રાજમાંના અરણોમાં પણ (ડ) તે દેવાંનાં પ્રિયના છે. (ઢ) સર્વ ભૂતો તરફ અક્ષતિ, સંયમ, સમચૌર અને માર્દવ, આ આવશ્યક છે. (ણ) અહીં આ બધામાં, દેવાનાં પ્રિયને મળ્યુ. યોનરાજા અને તેની પેલી પાર ચાર રાજા કરે છે. તુરમાય અંતકિન મગા. (ત) અહીં આ રાજાના વેષમાં ચવન અને કંબોજ આંધ્ર અને પારિંદ, આબધામાં બધેઠેકાણે (લોકો) દેવાંના પ્રિયના ઉપદેશને અનુસરે છે. (દ) જ્યાં દૂત છે ત્યાં ધર્મશિક્ષણ ધર્મને અનુસરીને છે. (ધ) આ ખરેખર વિજય છે. વધુમાં તે પ્રીતિરસ યુક્ત વિજય છે. (ન) જે પ્રીતિ ધર્મવિજયને લીધે મળે છે, તે મળી છે. (પ) એટલામાટે આધર્મ...વિજયને ધર્મ સમજશો નહિ. જે રસયુક્ત હોય છે, તેમ ખરે વિનય છે. (ફ) પરલોકમાં. (બ) આ લોકમાં અને પરલોકમાં ધોળો હાથી લોકોને સુખ આપનારો.

### શાસન ૧૪ મું અર્થ

(ક) આ ધર્મલીપિ દેવાનાં પ્રિય પ્રિયદર્સી એણે લખાવાં છે. તે સંક્ષિપ્ત. મધ્યમ કે પૂર્ણ છે. (ખ) જે સંપૂર્ણ છે, તે દરેક ઠેકાણે યોગ્ય નથી. (ગ) કારણ મારૂં રાજ્ય મોટું છે. મેં ઘાણું લખાવ્યુ છે અને ઘાણું લખાવવાનો છુ- (ઘ) આમાંનું જે ઘાણું ફરીફરી કહ્યું છે. તે વિષયની મધુરતાને લીધે છે. (ઙ) ઘણે ઠેકાણે લખાણ અપૂર્ણ હશે એના કારણો સ્થાનિક હશે અથવા તો મારો હેતુ નહિ ગમ્યો હોય તેથી (ઓછું લખાયું હશે) અથવા તો લેખન દોષોને લીધે હશે.

[ પ્રમાણભૂત ગ્રંથો:—જે. એમ. મૅકફાયલ-અશોક; સ્મિથ અશોક (રૂલર્સ ઑફ ઇંડિયા) બીજી આવૃત્તિ :૧૯૦૯; રીસ ડેવિડસ બુદ્ધિસ્ટ ઇંડિયા; સ્મિથ-એડિકટસ ઑફ અશોક; રાઇસ-એડિકટસ અશોક ઈન માઈસોર; થૉમસ-ફ્રેથ ઑફ અશોક (જૈનિઝમ); કેનિંગ હુમ-ઇન્સ્ક્રિપ્શન ઑફ અશોક (ક્રોપસ ઈન્સ્ક્રિ પ્શિઓનમ ઇંડિકારમ ભાગ ૧ લો); વાડેલ ડિસ્કવરી ઑફ ધિ એકઝેકટ સાઈટ ઑફ અશોકઝ કલાસિક કૅપિટલ ઑફ પાટલી પુત્ર, મહારાષ્ટ્રીય જ્ઞાન કોશ–બુદ્ધોત્તર જગત. મનોરંજનનો અંક જુન ૧૯૨૪ (ચૌદ શિલા શાસન લેખ, કલિંગ લેખ તથા અન્ય ત્રણ લેખોનું મરાઠી ભાષાંતર) ]

**અશોકઃ**—એક ઝાડ. તે આંબાના ઝાડ જેવડું મોટું હોય છે. આનું લેટિન નામ જોનેસિયા અશોકા એવું છે. તેના પાંદડા આંબાના પાંદડાથી સ્હેજ લાંબા અને વાંકી ચુંકી કોરવાળા હોઈ આખું ઝાડ પાંદડાથી છવાયલું અને શોભાયમાન હોય છે. છાયા ઘટ હોઈ ઝાડ હંમેશા લીલુંછમ રહે છે. તેને લાલરંગના મ્હોટા ફુલ આવે છે. દેવળ સામેની ખુલ્લી જગ્યામાં અથવા બગીચામાં આ ઝાડને રોપે છે. અતિપુરાતન કાળથી આ ઝાડ વિખ્યાત છે. વાલ્મિકી રામાયણના સુંદર કાંડમાં રાવણે સીતાને જે અશોકવનમાં રાખી હતી તે વનનું હૃદયંગમ વર્ણન આવે છે. તેમ કેટલાક સંસ્કૃત નાટકો તથા ચંપૂ વગેરે ગ્રંથોમાં પણ અશોક વૃક્ષનું વર્ણન આવે છે. તેમ "યૌવનવતી સ્ત્રીના પદઆઘાતથી અશોકને અંકુર ફુટયા" એવી કલ્પનાઓ કવિએ વ્યક્ત કરી છે. વળી ઓષધિમાં પણ તેનો ઘણો ઉપયોગ થાય છે. અને ખાસ કરીને સ્ત્રીઓનાં રોગોપર તે અતિ ઉપયોગી હોવાનુ વૈદ્યક ગ્રંથ પરથી જણાય છે.

**અશ્મકઃ**—(૧) આ દેશ વિષે મહાભારતમાં (ભીષ્મપર્વ અ. ૯. અને બૃહત્સંહિતામાં (૧૪·૨૨ વગેરે) ઉલ્લેખ આવ્યા છે. અંજરાના શિલા લેખોમાં પણ આ દેશ સંબંધે ઉલ્લેખ છે. એલેકઝાંડર સામે લડનારા 'અસ્સકનૉઇ, નામના લોકોનો સંબંધ કર્ન નામનો લેખક આ દેશ સાથે સંબંધ જોડે છે. (આર્કિ. સર્વે. વેસ્ટ. ઈ. ૪. પૃ. ૧૩૧.)

અશ્મક (૨) (સૂર્યવંશી) ઈક્ષ્વાકુ કુલોત્પન્ન રાજા મિત્રસહ કે જેનું પાછળથી કલ્માષપાદ એ નામ પડયું તેનો પુત્ર. આની જન્મકથા એવી છે કે, મિત્રસહ રાજા કોઈ એક બ્રાહ્મણીના શાપને લીધે સ્ત્રી સમાગમ કરવા અસમર્થ થઇ પડયો. રાજમાટે વારસ તો જોઇએજ. આથી તેણે વસિષ્ઠ ઋષી પાસેથી પોતાની સ્ત્રીને ગર્ભધારણ કરાવ્યો તે ગર્ભ સાત વર્ષ વહી ગયા છતાં બ્હાર ન આવ્યાથી મદયંતી એ અશ્મા (પથરો) લઇ તે વડે પેટ ચીરી ગર્ભ બ્હાર કાઢયો. આ ગર્ભમાંથી જે પુત્ર જન્મ્યો તેનું અશ્મક એ નામ પડયું. (૯ મો ભાગ અ. ૯) અશ્મક મ્હોટો થયો ત્યારે તેણે પોદન્ય નામનીપુરી સ્થાપી. તેની પત્નીનું નામ મૂલક હતું. પાછળથી તેનું નામ નારી કવચ પડયું.

અશ્મક (૩) એક બ્રાહ્મણ તેણે જનક રાજાસાથે સુખ દુઃખની નિવૃતિ શાથી થઇ શકે તેવિષે ચર્ચા કરી હતી. ( ભારત, શાંતિ પ. અ. ૨૮ ).

અશ્મક (૪) દુર્યોધન નામનો એક રાજા. મહાભારત યુદ્ધમાં તે અભિમન્યુને હાથે માર્યો ગયો હતો. ( ભારત દ્રાણ પર્વ અ. ૩૮ ).

**અશ્મદેવઃ**—(અસ્મોધુસ) જ્યૂ લોકોની કથા. ઓમાં વર્ણવેલો રાક્ષસોનો રાજા. કયારેક બીલઝેબબ કિંવા અપોલિઑનસાથે તેનો સંબંધ જોડવામાં આવે છે. તલમુદના સોલોમનની કથામાં તે મુખ્ય ભાગ ભજવે છે. યહુદીઓના ધર્મશાસ્ત્રમાં ટોબિયસ વિષે ટૉબિટ નામનો એક ગ્રંથ છે. તેમાં (૩·૮) એક એવી કથા આવે છે કે, રાગ્વલેની સુંદર કન્યા સારા પર આશક થવાથી તેણે તેના સગ્નની રાત્રીએ તેણે તેના સાતેય પતિ ઠાર કર્યા હતા. અંતે ટોબિઅસે માછલાનું કલેજું તથા યકૃત્‌નો ધૂપ બાળી તેને ઈજીપ્ત તરફ નસાડી મૂકયો હતો. આ કથા ઉપરથી તેને વૈવાહિક સુખનો દુશ્મન માનવામાં આવ્યો છે. અવેસ્તાદિ ઈરાની ગ્રંથોમાં જે અએષ્મ રાક્ષસ આવે છે તે આ અશ્મદેવ હોવો જોઈએ. કેમકે અસ્મોધુસમાંનો ધુસ શબ્દ દએવ-દેવનો અપભ્રંશ હોવો જોઈએ અએષ્મ પરથી અસ્મો એવું જ્યુ ભાષામાં નામ બન્યું હશે એપણ સંભવિત લાગેછે.

ઝેદ અવેસ્તામાં ભાલો ધારણ કરી ધાકરાખનારો એવું તેનું ઠામઠામ વર્ણન આવ્યું છે. ( ઓર્મઝદ યશ્ત ૩૨; સ્રોષયશ્તહા ધોખ્ત, ૧૫, ફ્રવર્દીનયશ્ત ૧૩૮, અષિ યશ્ત ૫, આશ્તાદ યશ્ત ૨, ઝમ્યાદ યશ્ત ૪૬, ૯૫, ઇત્યાદિ) તે ક્રોધનો રાક્ષસ હોઇ અહુરમઝદે તેનો નાશ કર્યો હતો એમ જણાવવામાં આવ્યું છે. વૈદિક દેવતામાંથી આને અનુરૂપ થતી દેવતા શોધી કાઢવી મુશ્કેલ છે. અશ્મા શબ્દ ભાલો ( અથવા તેના જેવું આયુધ ) એ અર્થેજ વાપરવામાં આવ્યો છે. ( ઋ. ૧·૧૭૨·૨ ), એટલે દેવગણમાંના એકાદ દેવને એકાદ પ્રમુખ દૈત્યનો પરશુથી નાશ કરવાનો ઉપદેશ

કરવામાં આવ્યો હશે. [ન્યૂપુશ એન્સાઇકલોપિડિયા ઓવ્યાયકલો પીડિયા બ્રિક્લિકા એ. બ્રિ. ઝેંદ-અવેસ્તા (સેક્રેડ બુક્સ ઑફ ધિ ઈસ્ટ) મકહિતા.]

**અશ્મા** :—બ્રાહ્મણોમાં મરણપછીના ઔર્ધ્વદેહિક ક્રિયામાં પ્રાયોગિક પદ્ધતિનુસાર પ્રેતદહન પછી ઘેર પાછા આવતાં સ્મશાનમાંથી જે એક પત્થર આણી મૃત માણસના સગાઓ તેના પહેલા દિવસથી દસ દિવસ સુધી દરરોજ જેને તિલાંજલિ આપે છે, તે પત્થરને અશ્મા કહે છે. સૂત્રોમાં આ તિલાંજલિ વિષે કોઇ જાતની માહિતી નથી. પરંતુ પ્રેત દહન કર્યા પછી સઘળા સગાસંબંધિઓએ અશ્માનો સ્પર્શ કરી સ્નાન કરવું અને તે પછી ઘરમાં પ્રવેશ કરવો તેમ અસ્થિ સંચયન પછી પણ અશ્માનો સ્પર્શ કરવો એમ જણાવવામાં આવ્યું છે. માત્ર આ અશ્માંને પ્રાયોગિક અશ્માસાથે કોઇ જાતનો સંબંધ નથી. સૂત્રોમાંનો અશ્મા પ્રેતરૂપ નથી. પણ મૃતમાનવીનો આત્મા દસ દિવસ સુધી એકાદ વસ્તુમાં પ્રવેશી રહે છે. એ પ્રાચીન પ્રણાલિકાને આધારે પ્રયોગ ગ્રંથમાં અશ્માનો ઉલ્લેખ આવ્યો હશે.

**અશ્રુપાત્ર**:—કાચ કે શેકેલી લાલ માટી (ટેરા કોટા) ના બનાવેલું એક જાતનું વાસણ. રોમન તથા ગ્રીક કબરોમાં તે મળી આવે છે. મૃત માણુસ માટે શોક કરનારાઓ આ પાત્રમાં અશ્રુગાળતા. એમ કહેવાય છે. કબરમાં પુરતી વખતે આ વાસણોમાં સુગંધી પદાર્થો મૂકવામાં આવે છે. કબરોમાં મૂકવાનું કારણ એ કે મૃત મનુષ્યની ઉત્તર ક્રિયામાં જુના કાળમાં આવાં સુગંધી પદાર્થો વાપરવામાં આવતાં. આ વાસણનો આકાર સુતર લપેટાયલી ટકલી જેવો તથા ચંબુ જેવો હોય છે. (એ. બ્રિ.)

**અશ્વગંધા**:—આના આસ્કદ, અજગંધ, ઢોર ચટોણી એવા પણ નામો છે. ખાનદેશ, નાશિક, વરાડ તથા ઘાટ પણ આઝાડો પુષ્કળ છે. તેની ઉંચાઇ આસરે બે હાથ જેટલી હોય છે. તેનું આયુષ્ય ૪-૫ વર્ષનુંજ હોય છે. તેનું પાના કોરંટીના પાના જેવાં છે પણ તે કરતાં સ્હેજ મ્હોટાં હોય છે. તેને ચણોઠી જેવા લાલ ફળ આવે છે તેમાંની બી રીંગણાના જેવા હોય છે. આ ઝાડના મૂળીઆને આસ્કંદ કહે છે અને તે પૈષ્ટિક હોય છે.

ઉપયોગ—આનું તાજું સુકાયલું ફળ ઔષધિ હોય છે. સિંધ વાયવ્યસરહદનાપ્રાંત, અફઘાનીસ્તાન અને બલુચિસ્તાનમાં દુધ જાડું કરવામાં રેનેટ એટલે વાછરડાના પટેમાના પાચક અમ્લને બદલે આનો ઉપયોગ કરે છે. તેમ તેવો મુખ્ય ઉપયોગ પણ એજ હોય છે. મીઠાના પાણીમાં (૧૦૦ લાગ પાનીમાં ૫ લાગ મીઠું) આ ફળમાંનુ વિપાક કારી દ્રવ્ય જલદી ઉતરે છે. તેના પાણીથી દહિ ઘટ્ટ બંધાય છે. તે એક મહત્વની ઔષધિ છે. અને આવાં કામોમાં વપરાય છે. વીર્યવૃદ્ધિ માટે આસ્કંદનુ. ચૂર્ણ, ઘી તથા મધમાં વિષમ ભાગે સાંજ્ઞ ચાટવું તથા તે પર દુધ પીવું લાભ કારક છે. ગર્ભપુષ્ટિમાટે આસ્કંદનો કાઢો કરી આપવાથી ગર્ભ પુષ્ટ બને છે અને તેથી સંતતિ મજબુતથાય છે.

શરીર રોગ રહીત કરવા આસ્કંદનું ચૂર્ણ ૧ તોલો તથા ગુળવેલીનુ. સત્વ ૧ માસોએ બન્ને મધમાં લેવો. એરીતે આસ્કંદ ઘણા ઉપયોગમાં લેવાય છે.

**અશ્વઘોષ**:—સંસ્કૃત સાહિત્યમાંનો એક મુખ્ય કવિ. કાલીદાસનો એક અતિ મહત્વનો પૂર્વ કાલીવ તેમ મહાકાવ્ય, નાટયકાવ્ય તથા રસાત્મક કાવ્ય ઉત્પાદક તરીકે અશ્વઘોષ પ્રખ્યાત છે. તેના જીવન ક્રમની માહિતી ઘણે ભાગે ઉપલબ્ધ નથી. તે કનિષ્ક (ઈ. સ. ૧૦૦ આશરે) રાજાનો સમકાલીન તથા તેનો પરિચિત હતો એ એકજ મુદ્દાપરસર્વે વિચારકો સહમત થઇ શકયા છે. અને જોકે મહાયાની પંથનો તે સંસ્થાપક નહોય છતાં તે પંથના મુખ્ય ગ્રંથ કારોમાં તેની ગણના થવી જોઇએ. તે બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થએલો હતો તેમ બુદ્ધ ધર્મનો સ્વીકાર કરતાં પહેલાં તેને કુલ બ્રાહ્મણી શિક્ષણ મેળવ્યું હતું. બૌદ્ધ થતાં તે પ્રથમ સર્વાસ્તિવાદી બન્યો હતો પરંતુ બુદ્ધ પર તેને ઘણી ભકિત હોવાથી તેણે મહાયાન પંથ સ્થાપ્યો. સાકેત (અયોધ્યા) એજ ઘણું કરીને તેનું જન્મ સ્થાન હોવું જોઇએ. પરંતુ કાશી અને પટનાનો પણ તેના જન્મસ્થાન તરીકે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

તેની માતાનું નામ સુવર્ણાક્ષી હતું. તેના તિબેટી ચરિત્ર કારે તેનું વર્ણન કરતા લખ્યું છે કે "તેનાથી ઉકેલી શકાય નહિ તેવો એકેય પ્રશ્ન ન હતો, તેનાથી ખંડન થઇ શકે નહિં એવો એકેય આક્ષેપ હતો નહિં, જેમ વાવાઝોડું જુનું મ્હોટું ઝાડ તોડી પાડે છે તેમ અશ્વઘોષ પોતાના પ્રતિસ્પર્ધીને તોડી પાડતો." તે ઉત્તમ ગાયક હતો. જાતે ગાયનો જોડતો અને સ્ત્રી પુરૂષ ગાયકો સાથે પ્રવેશ કરતો એમ પણ તેનો તિબેટી ચરિત્ર લેખક આપણેજ જણાવે છે. આ ગાયક ગણ સાથે તે જીવનની નિરર્થકતા દર્શાવનારાં વિષાદ કવનો ગાતો. તથા તેના સુસ્વર અને મધુર કંઠાલાપથી મોહિત બની

જનસમુદાય તે શાંતિ પૂર્વક સાંભળતો. એ રીતે તેણે ઘણાંય લોકોને પોતાના સંપ્રદાયમાં ખેંચી આણ્યા હતા. ઈ. સ. ૬૭૧ થી ૬૯૫ સુધીમાં હિંદભરમાં પર્યટન કરતા ઇત્સિંગના નામના ચિની પ્રવાસીએ તેને વિષે લખ્યું છે કે, પાખંડી લોકો સામે ઝુંબેશ ઉપાડી તેણે બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો તેથીજ દેવ અને મનુષ્યો કરતાં પણ વિદ્વાન ભિક્ષુઓ વંદનીય થઈ પડયા. પ્રાચીન કાળના (અશ્વઘોષ, દેવ, નાગાર્જુન તથા કુમારલબ્ધ એમને આ પ્રવાસીએ જગતમાં પ્રકાશ કરનારા ચાર સૂર્ય જણાવ્યા છે) નાગાર્જુન, દેવ તથા અશ્વઘોષ જેવા પુરૂષો વંશમાં અતિ અલ્પ હોય છે, એવો અભિપ્રાય પણ તે દર્શાવી ચૂકયોં છે. તેમ વધુમાં ઇત્સિંગ જણાવે છે કે, બૌદ્ધનાં ધામોમાં અશ્વઘોષે લખેલા પવિત્ર ગ્રંથો પણ અન્ય ગ્રંથો સાથે વંચાતા હતા. સૂત્રાલંકાર, બુદ્ધ ચરિત્ર તથા કેટલાક કવનો તેણે રચ્યાં હતાં એમ પણ આ મુસાફર આપણને જણાવે છે.

બુદ્ધ ચરિત્ર:—ઈત્સિંગ જણાવે છે કે આ વિસ્તાર પૂર્વક ગ્રંથમાં અશ્વઘોષે બુદ્ધ રાજમહેલમાં રહેતો ત્યારથી તેનો શાલવૃક્ષ નીચે અંત થયો ત્યાર સુધીનો તેનો જીવનક્રમ તેમ તેનું જીવનકાર્ય એ વિષેની માહિતી આપી છે. 'હિંદના ચારે ભાગોમાં તથા દક્ષિણ સાગર તરફના (એટલે મલાયા, આર્કિપેલેગો, સુમાત્રા, જાવા તથા તેની નજીકના બેટ) પ્રદેશમાં આ ગ્રંથનો પ્રચાર થયો હતો. થોડા શબ્દોમાં અનેક વિચારો તથા કલ્પનાઓ રજુ કરવાની તેનામાં કળા હતી. આથી આ ગ્રંથ એટલો બધો આલ્હાદક થઈ પડયો છે કે વાંચકોને તે વાંચતાં જરા કંટાળો આવતો નથી. (ઇત્સિંગ પૃ. ૧૬૫) કાવ્યમાં પણ ઉચ્ચ તત્વો થોડાક શબ્દોમાં ગુંથેલા હોવાથી તેનું વાંચન પુણ્યમય ગણાય છે." એમ પણ તે લેખક જણાવે છે. તેમ બુદ્ધનું ચરિત્રનું ચિની ભાષાંતર જે આકારનું છે તેજ આકારનું મૂળ બુદ્ધ ચરિત્ર ઈત્સિંગે જોયું હતું. એમ તેના લેખનપરથી કલ્પી શકાય છે. ચિની ભાષાંતરમાં આ ચરિતના અઠ્ઠાવીસ સર્ગ પાડવામાં આવેલા છે અને બુદ્ધના નિર્વાણ સુધીની માહિતી તેમાં સંકલન કરવામાં આવી છે. વળી તિબેટી ભાષાતરમાં પણ અઠ્ઠાવીસજ સર્ગો છે. તે પરથી સત્તર સર્ગવાળો જે સંસ્કૃત ગ્રંથ ઉપલબ્ધ થયો છે. અને જેમાં અંતે કાશીમાં અનેક બુદ્ધ ધર્મમાં પ્રવેશ:કર્યાનો ઉલ્લેખ છે તે ગ્રંથ સમગ્ર નહિં. પણ અસલ ઉતારો રૂપ હોવો જોઇએ. વળી તેના સત્તરમાંના ફકત તેર સર્ગજ પ્રાચીન તેમ શુદ્ધ છે તે ઉપરથી પણ આતર્ક વધુ સંભવિત લાગે છે, ૧૯ મી સદીની આખરમાં અમૃતાનંદ નામના કોઈ લેખકે આ છેલ્લો ભાગ ઉપલા મૂળ ગ્રંથમાં જોડી દીધો છે. કારણકે, (આ લેખક જણાવે છે તેમ) તેને એકેય સંપૂર્ણ (હરપ્રસાદ શાસ્ત્રી શોધિત બુદ્ધ ચરિતની હસ્ત લેખિત પ્રત ચૌદમા સર્ગના મધ્ય સુધીનીજ છે.) પ્રત મળી નહતી.

પરંતુ ટકી રહેલા ઉપર્યુકત સંસ્કૃત ટાંચણ પરથી પણ ચિની પ્રવાસીએ બુદ્ધ ચરિતની એટલી બધી પ્રશંસાકરી છે તે કેમ તથા તે કયાં સુધી યોગ્ય છે તે આપણે સમજી શકીએ છીએ. આ ગ્રંથ એટલે એક ઉત્કૃષ્ટ કવિએ રચેલું સૌથી પ્રથમનું બુદ્ધ કાવ્ય છે. આ કવિનો પોતાનો ગુરૂ મહાત્મા બુદ્ધ, તેને વિષ અત્યંત પ્રેમ અને આદર હતાં તેમ તે બુદ્ધ તત્વની સત્યતા જોઈ શકયો હતો આથી તેણે પોતાના ગુરૂનું ચરિત્ર તથા તેના તત્વો ઉચ્ચ, ખુબીદાર અને કુદરતી ભાષામાં લખ્યું છે. સાહિત્ય શાસ્ત્રીની રીતે જોતાં બુદ્ધ ચરિત એક મહા કાવ્ય ગણાય છે. પશ્ચિમના શાસ્ત્રજ્ઞો તેને દરબારી કાવ્ય તરીકે ઓળખાવશે. તેની રચના રામાયણની પદ્ધતિ સર કરવામાં આવી છે. જેમ અશ્વઘોષ કાલીદાસનો પૂર્વ કાલીન હતો તેમ વાલ્મિકી તથા તે પછીના કવિએ અશ્વઘોષના પૂર્વકાલીન હતા. વાલ્મિકી, અશ્વઘોષ તથા કાલીદાસ એ ત્રણેય કવિઓમાને છેકે તેમણે સાહિત્યમાં અલંકારની યોજના અતિમર્યાદિત રીતેજ કરી છે. ભાષા અને પદ્ધતિના સંબંધમાં અશ્વઘોષ જેટલો મિત છે તેટલોજ તે બુદ્ધ ચરિતમાંની અદ્ભૂત કથાઓનું વર્ણન આપવામાં મિત છે. લલિતવિસ્તારમાં જે અતિશયોકિત મળી આવે છે તેથી અશ્વઘોષ હંમેશ અલગ રહયો છે. મહાવસ્તુ અને લલિતવિસ્તાર વગેરે:ગ્રંથામાં જે અવ્યવસ્થા રહેલી છે તે બુદ્ધ ચરિતમાં રહી નથી તેમ તેમાંના પ્રતિપાદિક વિષયની સંગતિ વિચાર પૂર્વક રજુ કરવામાં આવી છે. કવિ પ્રાચીન ધર્મ ગ્રંથોની પૂર્ણ માહિતી ધરાવતો હતો છતાં કેટલીક બાબતમાં તેણે સ્વતંત્ર કેળવી છે. પરંપરામાં પણ તેણે ફેરફાર કરવા બાકી રાખ્યા નથી. પરંતુ જુની જાણીતી વાતો નવા કાવ્ય સ્વરૂપમાં કેમ રજુ કરવી તથા બૌદ્ધ સૂત્રોમાંના પ્રસિદ્ધ સિદ્ધાંતોને અસલ સ્વરૂપનો સ્વાંગ કેમ ચઢાવવો એ કળામાં તે નિપુણ હતો એમ જણાય છે. બુદ્ધ ચરિત પરથીજ અશ્વઘોષને પારખવો હોય તો તેમાંના ભિક્ષુ પણા કરવા કવિત્વજ વધારે હતું એમ કહેવું જોઈએ.

રાજ પુત્રના પર્યટનનું ત્રીજા તથા ચોથા સર્ગમાંનુ વર્ણન લલિત વિસ્તારથી કેટલું બધું ભિન્ન છે. તે સહજ જાણી શકાય એવું છે.

રાજપુત્રના નગર બ્હાર જવા નીકળ્યાના સમાચાર સાંભળતાં નગરમાંની સ્ત્રીઓ પોતપોતાની ઓરડીઓમાંથી, ઘરના છાપરાપરથી કે બારીમાંથી ઉત્સુકતા પૂર્વક બ્હાર ડોકીઆં કરવા લાગ્યા તે વિષેનુ વર્ણન અતિ રસમય અને મનોહર છે કટિમેખલાને લીધે તેમનામાં અથડા અથડી થતાં, એક બીજીને અઢેલી તથા મેખલા અને નુપૂરના અવાજથી છાપરે બેઠેલા પક્ષીઓને ઉડાવી દઈ તે સ્ત્રીઓ ધાંધલમાં આતુરતા પૂર્વક દોડવા લાગી. સુંદર સ્ત્રીઓનાં બારીમાંથી બ્હાર દેખાતા મુખ કમલોને લીધે ઘરની ભીંતોમાંજ જાણે કે કમળ પુષ્પ ઉગી નિકળયાં નહોય તેઓ ભાસ થતો. [ અશ્વઘોષના (બુદ્ધ ચરિત ૩,૧૩ ૨૪) આ વર્ણનનું કાલીદાસે રઘુવંશમાં (૭, ૫-૧૨) અનુકરણ કર્યું છે એમ કૉવેલે દર્શાવી આપ્યું છે (બુદ્ધ ચરિત, પ્રસ્તાવના). ] દેવોએ મોકલેલા વૃદ્ધ માણસના ભેટાનું વર્ણન પણ ઘણુંજ સુંદર છે. સભય આશ્ચર્યથી રાજપુત્રે પ્રશ્ન કર્યો, 'અહો સારથે જેના વાળ શુભ્ર થયા છે, આંખો ઉંડી ગઈ છે, જેણે હાથમાંની લાકડી પરજ આખો ભાર મૂકયો છે અને જેના અવયવ કંપી રહયા છે એવો પેલો આ તરફ આવનારો માણસ કોણ હશે ? શું આ નિસર્ગ ધર્મ છે કે દૈવલીલા હશે. ?

ત્યારે સારથીએ ઉત્તર દીધો "સૌંદર્યનું હરણ કરનાર સત્વહીન કરનારૂં, ચિંતા ઉપજાવતું, સુખનષ્ટ કરતું ઇંદ્રિયોનું દુશ્મન અને સ્મરણ શક્તિ નાબુદ કરનારૂં એવું વાર્ધકય (ઘડપણ) ને લીધે તે અશકત થઈ પડયો છે. બાળપણમાં તેણે પણ માતાનું સ્તનપાન કર્યું હશે. અમુક કાળ વહી જતાં તે ચાલતા શિખ્યો હશે. ધીમે ધીમે તે શકિતમાન યુવક બન્યો અને કાળા વધમાં હવે તે ઘરડો થયો છે." તે રાજપુત્રે ત્રણ પર્યટન કર્યા પછી તે વાર્ધકય, રોગ અને મૃત્ય વિષે જાણી શકયો. તેને કશામાંએ આનંદ રહયો નહિં. રાજાની ભલામણથી કુલોપાધ્યાયે રાજપુત્રને મોહ પમાડવાને માટે રાજમહેલમાં સ્ત્રીઓ તથા છોકરીઓને બોલાવી લાવી સર્વ જાતની શૃંગાર ચેષ્ટા શરૂ કરાવી. પરંતુ તેનો કોઈ જાતનો ફાયદો થયો નહિં. આ આનંદ મગ્ન સ્ત્રીઓને જોઇ તેને આશ્ચર્ય થતાં તે પૂછવા લાગ્યો (૪,૬૦) "જે ચારે બાજુની વૃદ્ધાવસ્થા, બીમારી અને મૃત્યુ જોઇનેને પણ ભય પામતા નથી અને આનંદમાં રમ્યાં રહે છે તે મને લગે છે, કે, ઘણાંજ અવિચારી હોવાં જોઈએ. ફળ પુષ્પ વિનાનું ઝાડ પડી જાય કે પાડવામાં આવે ત્યારે તેની બાજુમાં ઉગેલાં ઝાડને તેથી કોઇ જાતનો વિષાદ શું નથી થતો !

મહાકાવ્યમાં શૃંગારને અગત્ય આપ્યું છે. રાજમહેલમાંથી રાજપુત્ર નાસી પસાર થવા સ્ત્રીઓનોજ શૃંગાર મહેલ કારણ ભૂત થયું મનાય છે. તેનુ વર્ણન આપતાં કવિએ પોતાનું શૃંગાર સંબંધનું જ્ઞાન પ્રગટ કર્યું. છે. [ ૫, ૪૮-૬૨ વિનયપિટકમાં યસને મ્હોડે શૃંગાર વર્ણન કરાવ્યું છે. ( બુદ્ધોત્તર જગત પૃ- ૧૯૫-જુઓ) અશ્વઘોષનું અનુકરણ કરી રામાયણમાં પણ એવું વર્ણન આપ્યું છે. ] તેમ રાજપુત્રને મોહિત કરવા સુંદર સ્ત્રીઓએ જે પ્રેમ લીલા કરી હતી તેમનું રસમય વર્ણન આપી શૃંગારની આવશ્યકતા કવિએ પૂરી કરી છે. પરંતુ મહાકાવ્ય રચનાર કવિ નીતિ શાસ્ત્રના સિદ્ધાંતો પણ જાણતો હોવો જોઇએ. તેમ રાજપુત્રને તેના વિચારોથી પરાવૃત્ત કરવા આ સિદ્ધાંતો કુલોપાધ્યાય તેને કથન કરે છે. લડાઇના (૪-૬૨૮૨) દૃષ્યો પણ એમાં વર્ણન કરવામાં આવ્યો છે. તેમ તેરમા સર્ગમાં માર તથા તેના સાથીઓ સાથે બુદ્ધને જે લડાઈ થઈ હતી તેનું આવેગથી વર્ણન આપી કવિએ. આ બાબતમાં પણ પોતાની શકિતનું પારખું કરાવ્યું છે.

સૌંદરાનન્દઃ—અશ્વઘોષના સૌંદરાનન્દ કાવ્યનું હર પ્રસાદ શાસ્ત્રીએ શોધન કર્યું છે. તે બુદ્ધ ચરિત ને લગતુંજ છે. પરંતુ બુદ્ધ ચરિતમાં જે પ્રસંગો તથઃ ઉપ કથાઓ સંક્ષેપમાંજ આપવામાં આવી છે તે તથા આ ચરિતમાં જે કથાઓનો સમૂળગો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, એવી કથાઓનું કવિએ આ ગ્રંથમાં વિસ્તાર પૂર્વક કથન કર્યું છે. તેમ બુદ્ધે તેના સાવકા ભાઇ વિરહીનન્દને તેની મરજી નહિં છતાં જે ભિક્ષુ દીક્ષા આપી છે તે આ ગ્રંથનો મુખ્ય કથા વિષય છે.

જેમ નન્દની સુંદર પત્ની પોતાના ગુપ્ત થયેલા પતિ માટે શોકવિલાપ કરે છે. તેમ નન્દ પણ પ્રિયા પાસે જવા ચિંતાતુર થઈ રહયો છે. અને તે પંથના અનુયાયીઓએ તેને સમજાવવાના જે પ્રયાસો કર્યાં તે નિષ્ફળ ગયા હતા. બુદ્ધના ઉપદેશથી પણ તેને સમાધાન થયું નહિં. તેથી ગુરૂએ તેનો હાથ પકડી સ્વર્ગમાં આરોહણ કર્યું. રસ્તે હિમાલય પર તેમને એક એકાક્ષી (એક આંખ વાળી) વાનરસ્ત્રી સાથે મેળાપ થયો. બુદ્ધે નન્દને સવાલ કર્યો "તારી સુંદરી આનાથી પણ સુંદર છે.?" નન્દે હાપાડી. પરંતુ તે પછી થોડી વારમાંજ સ્વર્ગની અપ્સરાએ

તેમને નજરે પડી. ત્યારે નન્દ જાણી શકયો કે તેની સુંદરી તથા વાનરી વચ્ચે જે ફેર તેજ ફેર હવે સુંદરી અને આ સ્ત્રીઓ વચ્ચે રહયો હતો. આથી તેને અપ્સરા મેળવવાની ઝંખના થઈ અને પૃથ્વીપર પાછો આવ્યો ત્યારે સ્વર્ગમાં જવા તે આતુર થઇ રહયો. આથી તે હૃદય પૂર્વક તપાચરણ કરવા લાગ્યો તે પછી સ્વર્ગ સુખની મિથ્યતાનું આનંદે તેને ભાન કરાવ્યું. એટલે મને હવે અપ્સરાઓ માટે ઇચ્છા રહી નથી એમ કહેવા નન્દ બુદ્ધ પાસે ગયો. આથી બુદ્ધને અતિ હર્ષ થયો અને તેણે તેને લંબાણ પૂર્વક (કેટલાક સર્ગો) પોતાના સંપ્રદાયની માહિતી કરાવી. તે પછી નંદ જંગલમાં ગયો અને લોકોને ચાર જાતના ધ્યાન ઉપદેશી અર્હંત્ બન્યો તે પછી બુદ્ધ પાસે જઇ તેણે કૃતજ્ઞતાપૂર્વક તેની પૂજા કરી. ત્યારે તારો હેતુ હવે પાર પડયો હોવાથી લોકોને મુકિતનો ઉપદેશ કર તથા તેમની દયા કરી તેમને [ નન્દે ધર્માંતર કર્યાનો ઉલ્લેખ મહાવગ્ગમાં આવી ગયો છે (૧, ૫૪) તેમ કથામાં પણ તે આવી ગયો છે ] ઉદ્ધારને પંથે ચઢાવ એમ ગુરૂએ તેને કહયું.

પરંતુ બુદ્ધ ચરિતમાં મહાયાન પંથમાં ચોકસ સિદ્ધાંતો સમૂળગા મળતા નથી. માત્ર સૌંદરાનન્દ કાવ્યના ઉપસંહારમાં તેના પર ભાર મૂકવામાં આવ્યો છે. નંદને સિદ્ધ પુરૂષ બનાવી તેને નિર્વાણ પ્રાપ્તિ કરાવી આપી એટલેથીજ નહિ થોભતાં તેને ધર્મ પ્રચારના કામમાં રોકી લીધો (હીનયાનોમાં પણ ઉપદેશ અને ધર્માંતરની મહત્તા ઘણી હતી એમ અંગુત્તર નિકાયના ૪૭ માં પાના પર આવેલા એક સુત્ત પરથી જણાય છે.) એમાં વિશેષતા રહી છે.

સૂત્રાલંકાર :—અશ્વઘોષના આ ત્રીજા ગ્રંથમાં હીનયાન પંથની કથાઓ આવી છે. ઇ. સ. ૪૦૫ ના અરસામાં એનું ભાષાંતર થયું અને તે ઉપરથી ફ્રેંચમાં જે ભાષાંતર કરવામાં આવ્યું હતું તેપરથીજ આપણે સૂત્રાલંકારને જાણતા આવ્યા છીએ. જાતક તથા અવદાનોના જેવોજ સૂત્રાલંકાર પણ એક ધાર્મીક કથાનો સમુચ્ચય છે. આ કથાઓ ગદ્ય અને પદ્યએ બન્નેમાં છે અને તેમની કાવ્ય રચના તદ્દન સાદી છે. દીર્ઘાયુ તથા શિબિરાજા ઇત્યાદિ વિષેની કથાઓ આના પહેલાંજ આપણી જાણમાં આવી ગઈ છે. તે શિવાયની બીજી કથાઓમાં મહાયાની પંથના કિંવા બુદ્ધ આરાધનના તત્વો મોટા પ્રમાણમાં સંકલિત થએલા દેખાય છે. આમાંથી ૫૭ મી કથા આવીજ જાતની હોઇ તે સુંદર કથાઓમાંની એકછે. આ કથાનો સાર નીચે પ્રમાણે છે:—

એક માણસ મઠમાં આવ્યો અને તેણે દીક્ષા મેળવવાની ઇચ્છા પ્રગટ કરી. સારિપુત્ર નામના શિષ્યે તેની કસોટી કરી. ત્યારે તેને જણાયું કે, સમગ્ર વિશ્વયુગનાં એકેય જન્મમાં તેણે સારૂં કામ કર્યું નહતું. આથી તેને જણાવવામાં આવ્યું કે દીક્ષા માટે તે નાલાયક હતો. આથી રૂદન કરતો તે મઠમાંથી પાછો ચાલ્યો. રસ્તે માતા પુત્ર પર પ્રેમ કરે છે તેવી જગત પર પ્રેમ કરનાર તથા સમગ્ર મનુષ્ય જાતિને પોતાના પંથમાં સમાવિષ્ઠ કરવા ઇચ્છનાર મહાત્મા બુદ્ધ તેને મળ્યા. અને તેને માથે વરદ હસ્ત મુકી તેને રડવાનું કારણ પૂછયું. બનેલો બનાવ તેણે કથન કરતાં મેઘગર્જના જેવા અવાજથી બુદ્ધે તેનું સમાધાન કરતાં કહયું કે સારિપુત્ર કોઈ સર્વજ્ઞ નથી. પછી બુદ્ધ તેને મઠમાં લઈ ગયો તથા કયાં સત્કૃત્યને લીધે તેને મોક્ષ મેળવવાનો હક પ્રાપ્ત થયો છે. તે ભિક્ષુઓને નિદન કરવા લાગ્યો કે, કોઈ એક વખતે આ માણસ અતિ દરિદ્ર હોવાથી લાકડાં ભેગાં કરવા તે ડુંગર અને જંગલોમાં ભટકતો હતો. તેવામાં એક વાઘે તેનાપર ત્રાપ મારી. આથી ભય પામી તેણે " બુદ્ધનો ઉત્કર્ષ હતો." એવી બૂમપાડી આથી તે મોક્ષ મેળવવા લાયક બન્યો છે. બાદ જાતે બુદ્ધે તેને દીક્ષા આપી અને તે પછી થોડા સમયમાં તે અર્હંત બન્યો (૯૮ મી કથામાં મહાયાની બુદ્ધ ભકિતનું ખરૂં દૃષ્ટાંત છે. બુદ્ધની કૃપાથી ગૌમતી નિર્વાણ પામી તેથી તેણે બુદ્ધની પૂજા કરી.)

સૂત્રાલંકારમાં બુદ્ધ ચરિતનો ઉલ્લેખ છે. તે ઉપરથી આ ગ્રંથ બુદ્ધ ચરિત પછી લખવામાં આવ્યો એવું અનુમાન બાંધી શકાય છે. સૂત્રાલંકારની (૧૪ અને ૩૧) એ બે કથાઓ કનિષ્ક રાજા સંબંધી છે. એ પરથી એમ જણાશે કે, આ ગ્રંથ રચાયો ત્યારે અશ્વઘોષ વૃદ્ધ થયેલા હોવાથી રાજાના દરબારમાં હોવો જોઇએ. પરંતુ અત્યારે સુધીમાં તેનુ માત્ર ચિની ભાષાંતરજ આપણે મેળવી શકયા છીએ એ શોચનીય છે. વળી આ ગ્રંથની મહત્તા, તેમાં અચત્રિલા વિષયને લીધેજ ગણાઇ છે એમ નહિં પણ (લેવી જણાવે છે તે પ્રમાણે તેનાં બે ભાષાંતરો પરથી તેની મહત્તા પુરવાર થાય છે) મહાભારત અને રામાયણ એ બે આર્ષ કાવ્યોનો ઉલ્લેખ; સાંખ્ય અને વૈશેષિકોનાં સિદ્ધાંતોનું તાત્વિક નિરસન; બ્રાહ્મણ અને જૈનના ધાર્મીક તત્વો લેખન, કળા તથા ચિત્ર કળા ઈત્યાદિ પ્રકારના અનેક વિવેચનોને લીધે તેની મહત્તા અતિશય વધીપડી છે. પ્રાચીન હિંદી સહિત્ય તથા સંસ્કૃતિનો ઇતિહાસ સમજી લેવામાં પણ તે ઘણો ઉપયોગી થઈ પડે છે.

વજ્ર સૂચી:—બીજા પણ કેટલા ગ્રંથ અશ્વઘોષે લખ્યા છે એમ કહેવાય છે. પણ તે ખરેખર તેનાજ હશે કે કેમ તે વિષે ઘણી સકારણ શંકાઓ ઉત્પન્ન થાય એ દુઃખની વાત છે. વજ્રસૂચી ગ્રંથને આ બાબત ખાસ કરીને લાગુ પડે છે આન્હાનકડા મનોરંજક ગ્રંથમાં બ્રાહ્મણોની જાતિભેદની માન્યતા અતિ માર્મિક રીતે ખંડન કરી છે. ગ્રંથકારે મતે બ્રાહ્મણોની તરફેણકરી (અને આપદ્ધતિ અનિપરિણામકારક થઇ પડી છે) તેમ નાંજ ગ્રંથોપરથી, વેદના દૃષ્ટાંતોપરથી, મહાભારત અને મનુસ્મૃતિ માંના દાખલાઓ. પરથી, બ્રાહ્મણોના મહત્તાની ભ્રમણાકેવી મિથ્યા છે તે સિદ્ધ કરવાનો તેણે આમાં પ્રયત્ન કર્યો છે. એચ હોડ્સને ઇ. સ. ૧૮૨૯ માં જ્યારે આ ગ્રંથનો તરજુમો કર્યો તથા એચ. મિલફિનસને ૧૮૩૯ માં જ્યારે તે ગ્રંથ પ્રગટ કર્યો ત્યારે તે ગ્રંથમાં સઘળા લોકોની સમાનતાનું પ્રતિપાદન આવેલું જાઇ તેમ સુખ, દુઃખ જીવિતનું સહજજ્ઞાન, એકંદર જીવન જન્મ, મૃત્યુ ભયઅને પ્રેમ એવિષે લોકોમાંત્યારે રહેલી સમદૃષ્ટિ જોઈ, યુરોપની તેમના હૃદયમાં રહેલી પ્રજાસત્તાત્મક ભાવનાને લીધે, તેમને આ ગ્રંથમાં અતિ કૌતુક થયુ આ ગ્રંથકાર તથા તેની [illegible] આવિષેજો આપણે કંઇક ચોકસ માહિતી મેળવી શક્યા તો બ્રાહ્મણી ગ્રંથોમાંના ફકરા અને [illegible] પણ સાહિત્યના ઇતિહાસ રચવામાં આગ્રંથ [illegible] ઉપયોગી પડશે. અશ્વઘોષેજ આ ગ્રંથ રચ્યો [illegible] [illegible] વજ્ર સુચીમાંના ઉતારાઓ [illegible] મનુસ્મૃતિમાંના ઉતારા આપી સુત્રાઅંલ[illegible] (નં ૭૭) બ્રાહ્મણોના રીતરિવાજ વિષે [illegible] આપવામાં આવી છે. પરંતુ તિબેટના તંદ[illegible] કે ચિની કૅન્સજ આ ગ્રંથની ગણના સ્વદ્ય [illegible] કરેલી તથી જેમાં ચારેય વેદોનું [illegible] છે અને જે ગ્રંથ ૯૧૩ થી ૯૮૧ દરમ્યાનમાં ચિની ભાષામાં ઉતારવામાં આવ્યો હતો તે વજ્ર સુચી [illegible] ધર્મકીર્તીએ (ધર્મકીર્તીના સંસ્કૃત ગ્રંથનું ચિની ભાષાંતર ફ્રાશાંગનેનામે ઓળખાય છે) રચ્યો હતો એમ બ્યુનન્યો નંજીઓના ચિની ત્રિપિટક ગ્રંથની સૂચીમા જણાવામા આવ્યું છે.

ચિની, જપાની. તિબેટી ગ્રંથકારો જણાવે છે તેમ અશ્વઘોષે આ ઉપરાંતના બીજા ગ્રંથો રચ્યાહતા કે કેમ તે સંબંધે ઘણો શંકા રહે છે. મહાનશ્રદ્ધોત્પાદ નામનો ગ્રંથ લખવાથી અશ્વઘોષ મહાયાનો પંથના ઉપદેશક તરીકેની વિખ્યાત પામ્યો જપાનમાં પાઠશાળાઓ તથા મઠોમાં મહાયાની સિદ્ધાંતોનો અભ્યાસ કરતાં પહેલી આતત્વજ્ઞાન વિષયક ગ્રંથનુંમનન કરવામાં આવે છે. લેવી જણાવે છે કે: "બુદ્ધના ચરિત્રકારે પોતાને મહાન અધ્યાત્મવાદી તરીકે ઓળખાવ્યો છે તેમ બૌદ્ધ ધર્મનું પુનરૂજ્જીવન કરવાની ઘોષણા કરી છે." પરંતુ આમાં હોઇજ્ઞાતનું નિશ્ચિત પણ નથી. આ ગ્રંથમાં અશ્વઘોષના કાળપછીના પણ મતો સંકલિત થએલા હાવોથી તે અશ્વઘોષના લખેલો હોય એ મ્હોટેભાગે અસંભવિત લાગે છે. પરંતુ જ્યાં સુધી તેની અસલ સંકૃત પ્રત ઉપલબ્ધ નથી ત્યા સુધી આ ગ્રંથ નો કાળ તથા તેનો કર્તા, એમને વિષે ચોકસ વિધાન કરીજ શકતુ નથી. આ ગ્રંથ પ્રથમ ઇ. સ. ૫૫૪ માં અને પછી ૧૧૦ માં ચિની ભાષામાં ઉતારવામાં આવ્યો. આ માંના બીજા ગ્રંથનું તૈતરો સુઝુકી એ અંગ્રેજીમાં ભાષાંતર કર્યું હતું તે સુઝુકી માનેછે કે આ ગ્રંથનો કર્તા તથા મહાયાન પંથનો સ્થાપક અશ્વઘોષજ છે. પરંતુ આ ગ્રંથમાં અસંગ નો વિજ્ઞાન વાદ, લંકા અવતાર માનો તથા ગતગર્ભ અનેતથતા એ સિદ્ધાંતો પણ આમાં સંકલન થએલા જોવામાં આવેછે એપરથી પ્રો. તાકાકુસુ એવો અભિપ્રાય ધરાવે છે કે અશ્વઘોષે આ ગ્રંથ લખ્યો હોય એ છેકજ અસંભવિત લાગે છે. ચિની ગ્રંથોની જુની ટીપણીમાં તો ગ્રંથકાર તરીકે અશ્વઘોષનો નિર્દેશ પણ કરવામા આવી નથી એમ પ્રો. તાકાકુસુની દલીલ છે.

શતપંચાશતિક:—ઇત્સિંગના ધારવા મુજબ શતપંચાશતિક નામનું સ્તોત્ર માત્રચેત નામના કવિએ રચ્યું છે. પણ તૈદચુર જણાવેછે કે તેનો લેખક પણ અશ્વઘોષજ છે. ઇત્સિંગનું કહેવું એવું છે કે માતૃચેતની જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછીજ ગણાય. વળી માત્રચેત અશ્વઘોષના પંથનો હોવાથી મુશ્કેલી વધી પડે છે. તારાનાથ નામના તિબેટી ઇતિહાસકારના અભિપ્રાય મુજબ તો માત્રચેત એ અશ્વઘોષનુંજ બીજું એકનામ હતુ. એમ જણાય છે. વળી મહારાજ કનિક-લેખ એ ગ્રંથનો કર્તા મતિચિત્ર અને આ માતૃચેત એ બન્ને એકજ હતા એવો પણ એક મત દેખાય છે. વિંટરનિજ્જ આ મતમાં માનતો નથી. ઇત્સિંગ લખેછે કે માતૃચેત વિરચિત દોઢસોશ્લોકોનું સ્તોત્ર અથવા ભિક્ષુસ સુદાયમાં ભણવામાં આવતું ચારસો શ્લોકોનું સ્તોત્ર સાંભળી ઘણો આલ્હાદ ઉપજે છે. આ રમ્ય ગ્રંથની સુંદરતા દિવ્યસુમનોના સૌંદર્ય જેવી છે તેમાંના ઉચ્ચતત્વો પર્વત શિખરોની સ્પર્ધા કરનારાં છેજેથી તેને સાહિત્ય પ્રણેતા માની હિંદના કવિઓ તેનુંજ અનુકરણ

કરે છે બોધિસત્વ અસંગ તથા વસુબંધુજેવા પુરૂષો પણ તેની સ્તુતિ ગાય છે. પાંચસૂત્ર આવડવા લાગ્યા કે હિંદ માંનો દરેક ભિક્ષુ માતૃચેતનું સ્તોત્ર શિખવા મંડી પડે છે પૂર્વ જન્મમાં તે બુલબુલ પક્ષી હતું અને પોતાનાં મીઠા ગીતોમાં તેણે બુદ્ધની સ્તુતિ ગાઈહતી દોઢસો શ્લોકોવાળાં સ્તોત્રનું તો ઈત્સિંગેજ ચિનીમાં ભાષાંતર કર્યું હતું હવે માતૃચેતના મૂળ સંસ્કૃત સ્તોત્રનો કટેલા કે ભાગ મધ્ય એશિયામાં મળી આવ્યા છે. તથા જેના આપણે ઘણાજ આભારી છી એ તે ટક્કાનિની હસ્ત લિખિત પ્રત પરથી ડબ્લ્યુ સિજેલિંગે લગભગ બે તૃતિયાંશ ગ્રંથની ઘણી સરસ રીતે પુનર્રચના કરી છે. આ શ્લોકોમાં જરાય અતિશયોક્તિ નથી વળી તેમની કાવ્ય રચના પણ આકર્ષક છે.

સારીપુત્ર પ્રકરણ:—હિંદમાં નાટ્ય લેખન નો પ્રારંભ ક્યારે થયો તે વિષે ખાત્રી લાયક પુરાવા હજી મળી શકયા નથી. અત્યાર સુધીની માહિતી પરથી મહાયાન પંથનો આચાર્ય અશ્વઘોષ એજ સૌથી પ્રાચીન નાટ્યકાર લાગે છે. તેના નાટકો તરીકે જે જાણીતાં છે તે નાટકો તપાસતાં તેમાં જે કેટેલીક મુકરર વસ્તુઓ દેખાઇ આવે છે તે પરથી અશ્વઘોષજી પૂર્વે પણ કોઈ નાટ્યકાર થઈ ગયો હશે એમ લાગે છે. દાખલા તરી કે અશ્વઘોષના નાટકમાં વિદુષકનો જે પાઠ આવેછે તે પરથી નાટ્યકળામાં વિદુષક એ એક અવશ્યક ભાગ તરીકે પહેલાંજ મુકરર થઇ ગયો હશે તેમ આ નાટકના પ્રકાર તથા તેનું બાહ્યઅંગ એ પણ પૂર્વેના નિશ્ચિત નમુના પરજ હશે એવી ધારણા થાય છે છતા એકંદર નાટકમાનો ખરેખરો પ્રારંભ કાળ અશ્વઘોષથી ઘણો પુરાતન તો નથીજ લાગતાં. કેમકે તેજી પદ્ધતિ પર શ્રી લોકોમાં નાટ્યકળાનો હમણાંહમણાંજ પ્રવેશ થયોછે અનેહજી સ્વતંત્રરીતે તેમાં વિકાસ થવાનો સમય આવ્યો નથી એમ સ્હેજ લાગી આવેછે.

અશ્વઘોષે 'સારિપુત્ર પ્રકરણ' નામનું એક નવએકનું નાટક લખી તેમાં બુદ્ધ શિષ્ય સારિપુત્ર તથ મૈગ્દલ્યાયનના ધર્મ પ્રવેશ વિષે ફેલાયલી અફવાઓસામે સખત ટીકા કરી છે, એતો નકકીજ છે- આ નાટકના છુટાછવાયા હસ્તલિખિત ભાગ 'કુશન' કાળના હોઈ તે તુર્કનિખાતે જડયાહતા. લુડર્સે. તે છપાવી પ્રગટ કર્ય છે.

[સંદર્ભ ગ્રંથ:—વિંટરનિજ-હિસ્ટરી ઑફ ઈંડિયન લિટરેચર પુ. ૨. આ જર્મન ગ્રંથ અતિ અમુલ્ય તેમ વિદ્વત્તાપૂર્ણ છે. સ્ટીનકનો-ઈંડિયન ભાષા (જર્મન) જે આર એ. એસ (૧૯૧૨-૧૫) માં૧ લમાણે, એન્સાયકલો. રિલિ ઍન્ડ એથિક્સ કોશમાંનો અશ્વઘોષ સંબંધીનાં અનાસાકી ને. આબંધ. અશ્વઘોષના બુદ્ધિચરિત વગેરે ગ્રંથ ૧૫ ગનિનંજીઓકેટલાકધિઈનીજ બુદ્ધિસ્ટ બુકેસ.]

**અશ્વત્થ**—પીપળો. અશ્વત્થ શબ્દનો 'અશ્વશાળા, કે ઘોડાની પાગા એવો પણ અર્થ થઇ શકે છે. આના લાકડાના જહાજોનો ઋગ્વેદમાં ઉલ્લેખ આવે છે. (૧-૧૩૫; ૮; ૧૦.૯૭.૫) તેમ પછીના વૈદિક સાહિત્યમાં આ ઝાડનો ઠેરઠેર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. (અથર્વ. ૩.૬, ૧:૪.૩૭,૪ ઇ.) અગ્નિ મંથન કરવામાં મંથા અશ્વત્થ વૃક્ષનો અને અરણિ શમીની હોવી જોઈએ. (અથર્વ ૬-૧૧, ૧: શત બ્રા. ૧૧-૫, ૧. ૧૩). આ વૃક્ષને 'વૈબાધ' (વિનાશકારી: શુભદું) એમ પણ કહે છે. કેમ કે બીજા ઝાડમાં કુટીનીકળી તથા પોતાનાં મૂળીઆં ઊંડા ઉતારી તે બીજા ઝાડને ઉખેડી નાંખે છે. (અથર્વ. ૩૦૬) આના. ફળ મીઠાં હોવાથી પક્ષી ખાય છે. (ઋ. ૧.૧૬૪, ૨૦-૨૨). ત્રીજા સર્ગમાં અશ્વત્થને દેવસદન માન્યો છે. (અથર્વ. ૫-૪.૩; છાં. ઉપ. ૮-૫-૩: કૌષી. ઉપ. ૧-૩.) આ માહિતી પરથી અશ્વત્થનુ મહત્વ મંત્રકાળમાં પણ ગણાતું એમ જણાય છે. '**अश्वत्थः सर्व वृक्षाणाम्**' એ ગીતા વચન પરથી આ વૃક્ષની પુરાણ કાળમાં કેવી મહત્તા હતી તે જણાય છે. ચાતુર્માસ માહાત્મ્ય (અ. ૨૦). કાર્તિક માહાત્મ્ય (અ ૪.) શ્રાવણ માહાત્મ્ય, વ્રત કૌમુદી, વ્રતરાજ વગેરે ગ્રંથોમાં તેની મહત્તા વર્ણવી છે. તેનું ઉપનયન છે. તુલસી સાથે લગ્ન કરે છે. સંસ્કારવિધિમાં તેની સમિધા વપરાય છે.

હિંદ શિવાય બીજા કોઇપણ દેશમાં આ ઝાડ નથી. ગામમાં: જંગલઅરણ્યોમાં. એમ દરેક ઠેકાણે તે ઉગે છે. કયારે કે તેનો એટલો મોટો વિસ્તાર થાય છે કે તેની છાયમાં ત્રણસો ચારસો માણસ સ્હેજે સમાઈ જાય છે. તેમ તેનું આવરદા પણ ઘણું લાંબુ હોય છે. તેના ઔષધિ-ધર્મ વિવિધ છે. હિંદુઓમાં તે પવિત્ર ગણાય છે. આથી શ્રદ્ધાળુ હિંદુઓ તેની નીચે ઓટલા બંધાવે છે. તેમ પીપળના લાકડાં બાળવાની મનાઈ પણ હિંદુઓમાં કરવામાં આવી છે. તેને ઝીણું ફળ ઉગે છે. તેમ તેપર લાખ ઘણી બાઝે છે. લાજનો ઉપયોગ વ્હેપાર, ચોંટાડવાની કૃતિ વગેરે "લાખ" એ વિભાગ નીચે આવે છે. પીંપળાની છાયા ઠંડી આરોગ્યકારી અને શ્રમહારી હોય છે. આથી કરીને તે મુસાફરોની સગવડતા માટે ખાસ કરીને દેવળના રસ્તાની બન્ને બાજુએ લગાડવામાં આવે છે.

ઔષધી ઉપયોગઃ—વૈદકશાસ્ત્રમુજબ પીપાળો મધુર, ઠંડો, તુરો, સ્ત્રીરોગહારક, દાહ, પીત્ત, કફ અને ગુમડાંદિ વ્રણોને નાશ કરનારો છે. તેની છાલ પાણી કે દહિંમાં ઘસીને ગુમડાંપર લગાડવી. તે બાવી તેની રાખ અને ચુનો માખણમાં ઘુંટી તે લગાડવું. અફીણ ચઢયું હોય ત્યારે તેપર પીંપળની છાલનો કાવો પાવાથી અફીણ ઉતરે છે. ઉપદંશ એટલે ગરમીના ચાઠાંપર આ છાલની રાખ નાખતાં તે સુકાઇ મટી જાય છે. બોબડાને તેના ફળ ખવડાવથી તેની વાચા શુદ્ધ થાય છે. તેમ ન્હાનાં છોકરાંઓનાં શરીરપર જે ઝાણી ફોલ્લીઓ તથા ખુજલી થાય છે તેપર પીપળની છાલ તથા ઇંટ ઘસી લગાડવી. આગથી બળેલા ભાગપર સુકી છાલની ભૂકી ઘીમાં મેળવી લગાડવી. ધુપણીપર—પીપળની છાલ એક તોલો, છાસમાં ઉકાળી તેમાં ખાંડ નાંખી પીવા આપવી. આવા અનેક જાતના ઔસધિ ઇપયોગ થાય છે.

[ સંદર્ભ ગ્રંથ;—વેદ, સંહિતા, બ્રાહ્મણ વગેરે વેદિક ઇન્ડેકસ. ધર્મસિંધુ. પદ–વનૌ ગુણાદર્શ. મું. ગૅ. ઑટની.].

**અશ્વપતિ**:—આ નામ અનેક પૌરાણિક વ્યક્તિઓને અપાયું છે. તેમાંની મુખ્ય વ્યક્તિ તે મદ્ર દેશનો રાજા કે જે સાવિત્રીનો પિતા હતો. ( સાવિત્રી જુઓ. )

(૨) કેકય દેશનો રાજા એને યુધાજિત નામે પુત્રને કૈકેયી નામે કન્યા હતી. આ કૈકેયી એટલે શ્રી રામચંદ્રના પિતા દશરથની રાણી. રાજાની સ્ત્રી એટલે કૈકેયીની માતા અતિ સાહસિક સ્ત્રી હતી. આ રાણી વિષે એક કથા છે તે એ કે આ રાજાને બધા પક્ષીઓની વાતચિત આવડતી હતી. એકવાર જૃંભ નામના પક્ષીના વિચિત્ર ભાષણથી રાજાને હસવું આવતાં રાણીએ હસવાનું કારણ પૂછયું. રાજાએ કહ્યું "તેનું કારણ કહેતાંજ મારૂં મોત થશે." રાણીએ કહયું "ભલે તેમ થાય પણ મને કારણ કહેવુંજ પડશે." રાજાએ તેના આ બેદરકાર વચનો સાંભળીને તેને કાઢી મૂકી ( વા. હા. અયો. સ. ૩૫. )

**અશ્વમૂત્રામ્લ**:—( હિપ્યુરિક એસીડ ) અશ્વમૂત્રામ્લની ઘટના કઉ ૨ ( નઉ ક ૬ ઉ ૫ કઅ ) કઅ પ્રઉ એવી છે- તેને ઉદાયિલ ચર્મામ્લ અથવા ઉદાયિલ અચિદ દાર્વામ્લ ( બેંઝોયિલ ગ્લીસાઇન અયવા બેંઝોમિડો અસેટિક એસિડ ) એવાં નામ છે. આ અમ્લ વનસ્પત્યાહારી જનાવરોનાં મૂત્રમાં હોય છે. ઘોડા ગાય એમના મૂત્રમાં આ અમ્લનું પ્રમાણ વિશેષ હોય છે. તેથી તેમાંથી આ અમ્લ કાઢવામાં આવે છે. ગંધવર્યના ( ઍરોમેટિક ) પદાર્થ પેટમાં જવાથી આ અમ્લ તૈયાર થાય છે. કૃત્રિમ રીતે પણ તે તૈયાર કરવામાં આવે છે. ૧૮૫૩ ઇ. સ. માં વી ડેસાઇગ્રેસે તે પહેલાં કૃત્રિમ રીતે તૈયાર કર્યું.

રીતઃ—આ અમ્લ કાઢવા માટે ગોમૂત્ર તાજું લઇને તેને ચૂનાના પાણી સાથે ઉકાળવું પડે છે. તે પછી તેને ગાળીને ઠરવા દેવું. પછી તેમાં ઉદ્ધરામ્લ ( હાઇડ્રો કલૉરિક એસિડ ) નાખી દેવું જેથી અશ્વમૂત્રામ્લ છુટું થાય. આને ગાળીને જુદું કરવું.

શુદ્ધીકરણઃ—અશ્વમૂત્રામ્લ શુદ્ધ કરવા માટે તેનો દ્રવ ઉકળતા પાણીમાં નાખી તેના હર (કલૉરિન) વાયુ નાખવો બધી દુર્ગંધી ગયા પછી તે દ્રવ ગાળીને તેના પર પુનઃ હરીકરણની ક્રિયા ( કલૉરિનેશન ) કરવી જેથી અશ્વમૂત્ર શુદ્ધ થાય. હરીકરણમાં હરવાયુની ઝેરી અસર શરીર પર થતી હોવાથી વધારે પ્રમાણમાં આ અમ્લ કાઢવો તે જોખમ ભરેલું છે. વળી અહિં તે કાઢવો ખૂબ મોંઘો પણ પડે છે. આ અમ્લ ઈ. સ. ૧૯૨૦ ના પહેલાં ઔંધ સંસ્થાનમાં રા. નરસો ગણેશ વાડદેકર એ ભાઇએ લગભગ ૧૫૦૦) રૂ. ના મૂલ્યનો કાઢયો, ને તે ઇંગ્લાંડને અમેરિકા મોકલી આપ્યો. એને તૈયાર કેટલી વખતે તેમણે હરીકરણનો ઉપયોગ ન કરતાં પોતાની જુદી રીત અજમાવી હતી. એ રીતથી ઝેરી અસર થવાને બદલે વધારે પ્રમાણમાં સોંઘો ને શુદ્ધ રંગહીન શુભ્ર અમ્લ તૈયાર થાય છે. તે રીત નવીન છે. અને તે નીચે આપી છેઃ—

અશુદ્ધ અશ્વમૂત્રામ્લને હવામાં સૂકવવો જેથી તેમાંના ભાનિલ ( ફિનોલ ) જાતના પદાર્થો પ્રાણિદીકરણ પામી પાણીમાં અવિદ્રાવ્ય બની જાય છે. પૂરી રીતે સૂકાય એટલે તે અમ્લનું ૩–૪ વખત શુદ્ધ પાણીમાં સ્ફટિકીકરણ કરવું. તે પછી ચૂના વડે નિર્ગુણ બનાવી ફરીથી ઉદ્ધરામ્લ વડે તેનો વિનિપાત કરવો બાષ્પજલથી અશુદ્ધિ દૂર કરી રહ્યા પછી તેના સ્ફટિક બનાવવા આ સ્ફટિક શુભ્ર, સુંદર, ચતુષ્કોણ, ચકચકિતને લાંબા હોય છે. ઠંડા પાણીમાં તે દ્રવિત નહિં થાય, પણ ઉકળતા પાણીથી ઝટ દ્રવી જશે. એનો રસાંક ૧૮૭°શ હોય છે. આ અમ્લ ૨૪૦°શ ઉપર પૃથક થઇ જાય છે. ઉષ્ણ દાહુક સિંધુથી તેનું પૃથક્કરણ થાય છે ને ઉદામ્લને ચર્મામ્લ એ બન્ને અમ્લ જુદા પડે છે. અશ્વમૂત્રામ્લ સિંધુ સ્ફુરિત ( સોડિયમ ફાસ્ફેટ ) ના પ્રળમાં વિદ્રવ્ય હેવાથી ગોમૂત્ર અમ્લક્રિયાદાયક હોય છે. અશ્વ

મૂત્રામ્લ અલ્ક સાથે સંયુક્ત થઈને તેના નિર્ગુણ ક્ષાર બને છે. તે ઔષધિ તરીકે પેટના મૂત્ર વિકાર ઉપર સારો ફાયદો આપે છે.

**અશ્વમેધ**:—આ નામનો એક વર્ષ પર્યંત ચાલનારો યજ્ઞ છે. એનો ઉલ્લેખ વિશેષતઃ તૈત્તિરીય સંહિતામાં કરવામાં આવ્યો છે. ઋગ્વેદમાં ભલે અશ્વમેધનો પ્રત્યક્ષ ઉલ્લેખ ન હોય, છતાં અશ્વમેધના છુટા મૂકાતા ઘોડાનું વર્ણન આવેછે. (૧-૧૩૨) તૈત્તિરીય સંહિતામાં (૫-૪-૧૨) અશ્વમેધને લગતી જે આખ્યાયિકા છે, તે નીચે મુજબ છે. એક વાર પ્રજાપતિની આંખની કીકી જમીનપર પડી ગઈ. ને તેમાંથી અશ્વનામની જાતિ ( પ્રાણી ) ની ઉત્પત્તિ થઈ. પછી દેવોએ અશ્વમેધ યજ્ઞનો ઉપાય કરીને પ્રજાપતિની કીકી પાછી આણી; તેથી અશ્વમેધ કરનાર પ્રજાપતિને ખુશ કરે છે એમ ત્યાં કહ્યું છે. વળી આ યજ્ઞથી બ્રહ્મહત્યાના પાપથી પણ મુક્ત થવાય છે, એવું જણાવવામાં આવ્યું છે.

ઐતરેય બ્રાહ્મણમાં (૮-૨૧-૨૩) લગભગ આઠ નવ રાજાઓએ અશ્વમેધ યજ્ઞ કરી પૃથ્વી જીત્યાનો ઉલ્લેખ છે. અને તેમ ભરતના અશ્વમેધનું વિશેષ મહત્વ વર્ણવ્યું છે. અશ્વમેધ યજ્ઞ સાર્વભૌમ રાજાજ કરી શકે એમ હોય છે. પણ ઐતરેય બ્રાહ્મણમાં ચક્રવર્તી ન હોય, તેવા રાજાઓએ પણ આ યજ્ઞ કરીને પૃથ્વી જીત્યાનો ઉલ્લેખ છે.

અશ્વમેધનો ઉલ્લેખ અને પ્રયોગવિધિ યજુર્વેદના સર્વ સૂત્રમાં થયો છે. તેમાંથી સત્યાષાઢ સૂત્રમાંની કેટલીક બાબતો અહિં આપવામાં આવી છે.

યજ્ઞ કરનારાએ ચૈત્રી પુનેમે "સાંગ્રહણી" નામની ઇષ્ટિ કરવી. વૈશાખી પૂનેમે પ્રજાપતિ દેવતાને ઉદ્દેશીને પશુયાગ કરવો. બીજે દિવસે ઋત્વિજોની વરણી ( વ્ ) કરીને અશ્વમેધનો સંકલ્પ કરવો અને ઉક્ત લક્ષણવાળો અશ્વ રક્ષકોની સાથે છુટો મૂકવો. તેજ દિવસથી દરરોજ સવારે, મધ્યાન્હ સમયે ને સાંજે સારસ્વતી નામની ઇષ્ટિ કરવાની હોય છે ને દરરોજ યજમાન પારિપ્લવ નામનું આખ્યાન નિયમિત રીતે સાંભળવું.

આ રીતનો ક્રમ એક વરસ લગી ચાલ્યા પછી અને છૂટો મૂકેલો અશ્વ પાછો આવ્યા પછી યજમાને દીક્ષા ગ્રહણ કરવી. આ યજ્ઞમાં સુત્યાહ એટલે સોમયાગ કરવાના દિવસો ત્રણ હોય છે. યજ્ઞમાં મરાતા અશ્વની સાથે અનેક દેવતાઓને ઉદ્દેશીને ગ્રામ્ય અને આરણ્ય પશુઓનું ઉપાકરણ કરવામાં આવે છે. તેમાંના ગ્રામ્ય પશુને મારવામાં આવે છે અને જંગલી પશુને છોડી દેવામાં આવે છે સુત્યાન વચલા દિવસે એટલે બીજે દિવસે અશ્વનું ઉપાકરણ કરવામાં આવે છે. તે પહેલાં તેને સરસ રીતે શણગારીને એક શણગારેલા રથ સાથે જોડીને યજ્ઞમંડપની આસપાસ ફેરવવામાં આવે છે ને તે પછી તેને ઉત્તર વેદીની ઉત્તર બાજુની જગ્યાએ ( આસ્તાવ ) ઉભો રાખવામાં આવે છે. આ જગ્યાને જો તે સુંઘે અથવા ત્યાં જો તે ફરે તો તે શુભ ગણાય છે. ( અશ્વનુ સજ્ઞપન, અશ્વસમીપ યજમાન પત્નીઓનું ઉપવેશન ઋત્વિજોના પ્રશ્નોત્તરો વિગેરે વસ્તુઓપર ઝીણવટથી ભાર મૂકવામાં આવેલો છે.) બીજા પશુઓની જેમ અશ્વને વપા ન હોવાથી ચન્દ્રનામક તેના શરીરમાંના મેદનો વપાને બદલે યાગ થાય છે. આ યાગ પછી ઋત્વિજો યજમાનને અભિષેક કરે છે. સૂત્રમાંના અશ્વમેધનો પ્રયોગ આ રીતનો છે.

પુરાણોમાં જૈમિનીકૃત અશ્વમેધ નામનો એક એક ગ્રંથ છે, ને તેમાં પંડુ પુત્ર યુધિષ્ઠિરે કરેલા અશ્વમેધનું વર્ણન છે તેનો વિધિ આગળ આપ્યો છે. ભારતીય સંગ્રામમાં થએલાં પાપોનું ક્ષાલન કરવા તેણે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. તેણે ચૈત્રી પુનેમે દીક્ષા ગ્રહણ કરીને અશ્વને છુટો મૂકયો એક વર્ષ પછી તે અશ્વ પાછો આવ્યો, ત્યારે અશ્વને તેના રક્ષકોને લેવા ધર્મરાજ સામો ગયો તેના યજ્ઞમાં વ્યાસ ઋષિ અધ્વર્યુ અને બકદાલભ્ય બ્રહ્મા હતા. તેનો યજ્ઞમંડપ આઠ દ્વાર વાળો હતો ને તેમાં આઠ કુંડ હોવા ઉપરાંત ત્રણ વેદીઓ હતી. બકદાલભ્યની આજ્ઞાનુસાર ધર્મરાજે અશ્વમેધને જોડીને શ્યેન ચિતિ કર્યો. તેના પ્રથમ વિસ્તારની ઈંટો ( ઇષ્ટિકા ) ચારસો હતી. શ્યેનની જમણી પાંખ માટે એકસો સવાચાળીસ ઇષ્ટિકાને તેટલીજ ડાબી પાંખ માટે મૂકાઇ હતી. સો ઈંટોની પૂંછડી બનાવવામાં આવી હતી. એકવીસ ઈંટોનુ શીર બનાવ્યું હતું. આ પ્રમાણે એકથી બીજો બમણો એ પ્રમાણે પાંચ થર ગોઠવવામાં આવ્યા હતા. અશ્વને યૂપ સાથે બાંધતાં પહેલાં વ્યાસની આજ્ઞાથી ચોસઠ દંપતિએ આણેલા મંગળ પાણીથી અશ્વને સ્નાન કરાવવામાં આવ્યું હતું. ને યૂપ આગળ તેને બાંધવામાં આવતાં તેજ સ્થાને ભીમસેને તેને તરવારથી મારી નાંખ્યો. અશ્વને માર્યા પછી તેમાંથી માંસ નીકળવાને બદલે કપૂર નીકળ્યું જેનું હવન અગ્નિમાં વ્યાસે સુવા વડે કર્યું. ઇત્યાદિ.

ઉપર કહેલા વિધિમાં અશ્વના પાછા આવતા પહેલાં દીક્ષા ગ્રહણ, યજ્ઞમંડપમાં આઠ અગ્નિકુંડ ને ત્રણ વેદીઓ; ચોસઠ દંપતિઓએ આણેલા પાણી

**વડે અશ્વને મંગલ સ્નાન; યૂપ સાથે બંધાયેલા અશ્વને તલવાર વડે કાપી નાખવો ને તેના મરીગયા પછી માંસને બદલે કપૂરનું નીકળવું, આ બધી બાબત શ્રૌતધર્મ સાથે અસંગત દેખાય છે.**

જૈમિનીય અશ્વમેધ ગ્રન્થમાં કથાના અનુરોધમાં દાશરથી રામે કરેલા અશ્વમેધનો અને ધર્માશ્વમેધના સમકાલીન મયૂરધ્વજે કરેલા અશ્વમેધનો ઉલ્લેખ છે. પણ તેમાં વિધિવિષયક ઉલ્લેખો નથી.

મહાભારતમાં આશ્વમેધિક પર્વમાં ધર્મરાજાએ કરેલા અશ્વમેધમાં વિધિવિષયક નિયમોનો ઉલ્લેખ આવે છે. ચૈત્રી પુનેમે સંકલ્પ સાથે અશ્વને છોડવો; તેજ વખતે દીક્ષાગ્રહણ; માઘ પુનેમે અર્જુન અશ્વસાથે પાછો આવે છે. સદ, આગ્નિધ્રીય પત્ની શાલા વિગેરે યજ્ઞશાલા કે યજ્ઞમંડપમાંના પેટા વિભાગો તૈયાર કરવા, યજ્ઞમાંજ "સ્ફ્ય" નામના ઉપકરણનો ઉલ્લેખ સુવર્ણનો પ્રવર્ગ્ય, સોમાભિષવ (સોમને છૂંદવો) યૂપને વસ્ત્રથી વીંટવો, શોભા માટે સુવર્ણના વધારે યૂપો પૂરવા, અશ્વસાથે બીજા પશુનું ઉપાકરણ કરવું, શ્યેનચિતિ કરવી, તેમાંની ઇષ્ટિકા સુવર્ણની રાખવી, મૃત અશ્વપાસે રાજ્યપત્નીનું સુવું, અશ્વની વપા કાઢીને તેનું હવન કરવું અશ્વમાંસનું સર્વ (૧૬) ઋત્વિજોએ અગ્નિમાં હવન કરવું, વિગેરે ઘણી ખરી બાબતો સૂત્રમાંના વિધિ સાથે મળતી આવે તેવી છે. સુવર્ણનો "સ્ફ્ય" સુવર્ણની ઇષ્ટિકા; અશ્વમાંસનું સર્વ ઋત્વિજો હવન કરે, આ બાબતો શ્રૌત ધર્મ, જે સૂત્રોક્ત છે, તેથી વિરુદ્ધ છે.

વાલ્મિકી રામાયણમાં દશરથ રાજાએ પુત્રપ્રાપ્તિ માટે અશ્વમેધયજ્ઞ કર્યો હોવાનો ઉલ્લેખ છે. (૧-૧૩) તેમાંની વિધિ વિષયક બાબતો ભારતમાં લખાયા જેવીજ હોવા ઉપરાંત સૂત્રોની શ્રૌતધર્મ સાથે મળે એવી કેટલીક બાબતોનાં પણ તેમાં ઉલ્લેખ છે. દાખલા તરીકે: સુત્યા [સોમનું હવન] ત્રણ દિવસ ચાલે;—પહેલે દિવસ "જ્યોતિષ્ટોમ", બીજે દિવસે "ઉકથ્ય" ત્રીજે દિવસે અતિરાત્ર એ ક્રતુનું અનુષ્ઠાન કરવું, રાજમહિષીનું મૃત અશ્વ સાથેનું શયન, રાજમહિષીનો સૂત્રોક્ત નામથી ઉલ્લેખ, વિગેરે.

ધર્મરાજાના અશ્વમેધ ઉપરના ગ્રંથોમાં જૈમિનીય અશ્વમેધ એ સુપ્રસિદ્ધ ને કથાત્મક છે. ભાવિક હિંદુઓ એ પુરાણ શ્રદ્ધાપૂર્વક વાંચે છે. બીજા પુરાણોની જેમ લાંબા લખાણથી આ ગ્રંથ પૂરવાને બદલે અનેક મનોરંજક ઉપકથાઓ તેમાં ગૂંથીને આબાલવૃદ્ધોને તે ગમે એવો બનાવવામાં આવ્યો છે. અશ્વમેધ પુરાણમાંની મુખ્ય બાબત નીચે આપી છે:—

જૈમિની અશ્વમેધ:—અધ્યાય પહેલો. ગોત્ર હત્યાના ક્ષાલન માટે ઉપાય કયો એવું પૂછયું ત્યારે વ્યાસે ધર્મરાજને અશ્વમેધ યજ્ઞ કરવાની સૂચના કરી અને સર્વ શંકાઓનો પરિહાર કરીને આ ક્રતુમાટે યોગ્ય અશ્વ કયાં હશે તેનો પણ સ્પષ્ટ ખુલાસો કરી આપ્યો.

અધ્યાય ૨-૫ માં કૃષ્ણ ભીમની ધીરજને હિંમત જોવાને માટે યજ્ઞ ન કરવાની સલાહ આપે છે ને ભીમને મજાકમાં ઉડાવે છે. ભીમ પણ તેને તેવાજ જવાબ આપે છે ભીમ, વૃષકેતુ (કર્ણપુત્ર) અને મેઘવર્ણ (ઘટોત્કચ પુત્ર) યજ્ઞાશ્વ લાવવાને માટે યૌવનાશ્વના રાજ્યમાં જાય છે, ને ત્યાં તે બળવાન રાજાને હરાવીને અશ્વહરણ કરે છે.

અધ્યાય—૬-૭ માં યૌવનાશ્વ રાજા પ્રજાને પરિવાર સાથે પાંડવોને દર્શન આપે છે. અશ્વમેધના સમારંભની તૈયારીઓ થાય છે. વ્યાસ પાસેથી ધર્મરાજા મરુત્તયજ્ઞની માહિતી મેળવે છે.

અધ્યાય—૮-૯ માં વ્યાસ ધર્મને આચાર્ય લક્ષણને લગતો ઉપદેશ કરે છે. નવમા અધ્યાયમાં કૃષ્ણના ભોજન સમારંભના વર્ણન પરથી સમયના ખાવાની વાનગી બરાબર આજના જેવી હોય એમ લાગે છે. સત્યભામા અને દેવકી એ સાસુ વહુવચ્ચેને કૃષ્ણના ગુણાવગુણનો સંવાદ ખરેખર આનંદદાયક છે.

અધ્યાય—૧૦-૧૨ માં કૃષ્ણને યજ્ઞ માટે આમંત્રણ ને તેનું પ્રજા પરિવાર સાથે આગમન આવે છે. ત્યાં બધા દરબારના લોકો તરફથી તેનો થએલો સત્કાર, કૃષ્ણના વેરી અનુશાલ્વે કરેલું યજ્ઞીય અશ્વનું હરણ ને તેથી થયેલી ગડબડ વગેરે આવે છે.

અધ્યાગ—૧૩-૧૪ માં ભીમ કૃષ્ણ જેવા રથી મહારથીઓને હંફાવનાર અનુશાલ્વનો પરાજય કરે છે. તેને પકડી આણનાર બાલ વૃષકેતુનું આગમન ને તેની ગુપ્ત રહેલી કૃષ્ણ ભક્તિનું પ્રગટ થવું, તેનું પાંડવ પક્ષમાં ભળી જવું વગેરે આવે છે. અશ્વ વિધિપૂર્વક છૂટો થાય છે; ને તેનો પાલક અર્જુન પાછળ જાય છે, માહિષ્મતી નગરીમાં અશ્વહરણ થાય છે.

અધ્યાય—૧૫ માં માહિષ્મતીના નીલધ્વજ રાજાનો પરાજય થાય છે. તેની સ્ત્રીએ ગંગાને "તારા પુત્રને (ભીષ્મને) અર્જુને માર્યો" એમ કહી ચઢાવી, તેથી ગંગાએ અર્જુનને આપેલો શાપ, આ શાપનું પરિણામ ને બભ્રુવાહન સાથના યુદ્ધમાં અર્જુનનું ગતપ્રાણ થવું વિગેરે આવે છે.

અધ્યાય—૧૬ માં એક શિલાને અશ્વનો સ્પર્શ થવાથી તે તેનેજ વળગી રહે છે ત્યારે સૌરભિ ઋષિને કારણ પૂછતાં તેમણે શિલારૂપી ચંડીની કથા કહી શિલામુક્ત થવાતો ઉપાય બતાવ્યો. અશ્વની મુક્તિને ચંડીની પણ શિલાત્વથી મુક્તિ થાય છે.

અધ્યાય—૧૭-૨૦ માં સુધન્વાની કથા; તેના પિતાના રાજ્યમાં એક પત્નીત્વ બરાબર પળાતું; પિતૃઓના ઉદ્ધાર માટે સ્ત્રીને પુત્ર પ્રાપ્તિ કરાવવા જતાં. સુધન્વાને સમરાંગણમાં જતાં મોડું થાય છે, તેથી સત્યનું વ્રત પાળવા માટે રાજા હંસધ્વજ તેને તેલની કઢાઇમાં નાખે છે પણ ત્યાં હરિભક્તિથી તે બચે છે. એકપત્ની વ્રતના પુણ્યને બળે તે કૃષ્ણાર્જુનને પણ ભારે પડે છે. પણ પોતાની દૈવી શક્તિથી કૃષ્ણ તેનો વધ કરે છે. તેના ભાઈ સુરથ પણ એજ રીતે વધ થાય છે. આ કથામાં એક ખુબી એ છે કે કૃષ્ણ માટે પૂરતી ભક્તિ હોવા છતાં તેના દુશ્મનો તેની સાથે લડે છે. એમાં અર્જુનના પરાક્રમનો અંશ કયાં યે જણાતો નથી; માત્ર કૃષ્ણના દૈવી અંશથી તે વિજય પ્રાપ્તિ કરે છે. તેના શત્રુઓનાં વખાણ ક્ષણે-ક્ષણે કરવાનું મન થાય છે.

અધ્યાય—૨૧-૨૨ માં સ્ત્રીરાજ્યમાં અશ્વપ્રવેશ અને પ્રમિલા સાથે યુદ્ધ થાય છે. તે સ્ત્રી વળી અજેય હોવાથી અર્જુન તેની સાથે પરણે છે. ભીષણ રાક્ષસનો પરાજય, બભ્રુવાહનનો મણિપુરમાં પ્રવેશ. વગેરે તેમાં વર્ણવ્યું છે.

અધ્યાય ૨૩-૨૪ માં બભ્રુવાહન પિતૃભકિતથી અર્જુન આગળ નમ્ર બની આવે છે. છતા અર્જુન તેનું અપમાન કરે છે. તેથી તે પિતા સાથે યુદ્ધ કરી તેને જર્જરિત કરી મૂકે છે.

અધ્યાય ૨૫-૩૬ કુશલવોપાખ્યાન છે. રાવણ વધ પછી રામનો અયોધ્યા પ્રવેશ. લોકાપવાદ કાજે સીતાનો ત્યાગ વાલ્મિકીના આશ્રમમાં તેનું આગમન કુશલવ જન્મ, રામાશ્વમેધ-અશ્વ હરણ, ઘનઘોર યુદ્ધ-રામનો પરાજય, સીતાને પુત્રોના રામે કરેલો સ્વીકાર વગેરે આવે છે. પ્રસ્તુત વર્ણન આ કથામાં છે, છતાં વાલ્મિકી રામાયણ કથાસાથ તે અસંગત છે.

અધ્યાય ૩૭-૪૦ માં બભ્રુવાહન પાંડવ સેનાનો પૂર્ણ નાશ કરે છે. અર્જુન મરાતાં તેની માતા ચિત્રાંગદને ઉલુપી ભર્તૃવધ માટે શોક કરી પુત્રનો ઠપકો આપે છે, તેથી બભ્રુવાહન પાતાળ પ્રવેશ કરી નાગોને હટાવી મૃત સંજીવક પાણિ લાવી અર્જુનને સજીવન કરે છે પણ તે પહેલાં એક નાગ અર્જુનનું માથું લઈ જાય છે. ને કૃષ્ણ પોતાના બ્રહ્મચર્યના પુણ્ય-પ્રતાપે તે પાછું લાવે છે. [સૌ સજીવન થઈ અશ્વ સંરક્ષણના કાર્યમાં પરોવાઈ જાય છે.

અધ્યાય ૪૧-૪૬ માં તામ્રધ્વજ અશ્વ ગ્રહણ કરી અર્જુન સાથે યુદ્ધ કરે છે, તેમાં અર્જુન સખત રીતે હારે છે, ને તેના અર્ધા શરીરની ભિક્ષા માગે છે, જે આપવાની તે હા પાડે છે, પણ કૃષ્ણ પ્રગટ થઇ તેના પર અનુગ્રહ કરે છે, ને ઘોડાને છોડાવે છે.

અધ્યાય ૪૭-૪૯ માં વીરવર્મા અશ્વ હરણ કરે છે. તેના જમાઈ યમધર્મ સાથે યુદ્ધ થાય છે વીરવર્માનો જમાઈ યમધર્મ કેમ થયો તેની કથા આવે છે. એ-માંજ કયા પાપથી કયો રોગ થાય છે, ને કયા પુણ્ય-દાનથી તેનું નિવારણ થાય છે, તે વિષેનું સવિસ્તર વિવેચન છે. વીરવર્મા યુદ્ધમાં જીતે છે, પણ અર્જુન પૌરૂષરહિત થઈ જવાથી તે તેનો મિત્ર બને છે.

અધ્યાય ૫૦-૫૮ માં ચંદ્રહાસોપાખ્યાન છે. ચંદ્રહાસનું નિરાશ્રિત પણું, વધ માટે જોડેલા ચાંડાળ પાસેથી છુટવું, તેની અત્યતન હરિભકિત તેનો દિગ્વિજય, તેના પ્રધાનનો તેને મારવાનો ઘાટ, પ્રધાન કન્યા વિષયા સાથે વિચિત્ર રીતે થયેલું ચંદ્રહાસનું લગ્ન, વળી પ્રધાનની ચદ્રહાસને મારવાની ઇચ્છા, પણ તેમાં તેનો પુત્ર મદનજ મરાઇ ગયો, પ્રધાનનો આપઘાત, ચંદ્રહાસના ચમત્કારથી પિતા પુત્ર સજીવન થાય છે. ચંદ્રહાસને રાજ્યપ્રાપ્તિ, શાલિગ્રામ ભક્તિ મહિમા એ સર્વે બનાવો આવે છે.

અધ્યાય ૫૯ માં શ્રી કૃષ્ણ ભકિતને લીધે ચંદ્ર-હાસે અશ્વહરણ ન કર્યું ન અર્જુનનો મિત્ર થઈ તેની સાથે અશ્વ રક્ષણ માટે નીકળ્યો એ વિષે હકિકત આવે છે.

અધ્યાય ૬૦-૬૪ માં મહાસાગરમાં બકદાલ્ભ્ય મુનિનો મેળાપ. જયદ્રથની નગરી તરફ જવું, ત્યાં દુઃશીલાનું સાંત્વન, વર્ષ લગીન પૃથ્વીપર ભ્રમણ કર્યા પછી હસ્તિનાપુરમાં પુનરાગમન યજ્ઞની શરૂઆત, ઇષ્ટિકાચયન, ચિતિરચના, જલાભરણ, અશ્વવધ અને તેના શરીરનું હવન. અવભૂથ સ્નાન, પુરોડાશ-ભક્ષણ ઇત્યાદિ યજ્ઞના અંગો પૂરાં થઈ યજ્ઞની સમાપ્તિ થાય છે.

અધ્યાય ૬૫ માં યજ્ઞ પછી મુનિઓને આપેલા ભોજનનું વર્ણન આવે છે, કલિયુગમાં કેવી સ્થિતિ થશે તેનું વર્ણન પણ આપવામાં આવ્યું છે.

અધ્યાય ૬૬-૬૮ માં અધ્યાયમાં દાણા વીણને પેટ ભરનાર એક ધાર્મિક કુટુંબની કથા છે. દુકાળમાં શેર દાણા મળ્યાપછી ત્યાં કુટુંબનાં માણસ તેને વહેંચી

ખાયછે ત્યાં અતિથિ આવે છે. ને તેને પોતાના ભાગ દરેક જણ આપી દે છે. તેથી તે કુટુંબને દિવ્ય લોકની પ્રાપ્તિ થાય છે, છેવટના અધ્યાયમાં અશ્વમેધની ફલ શ્રુતિ આપેલી છે.

### ૨૪ અશ્વમેધ.

| સંહિતા | કાં. | પ્ર. | અ. |
|---|---|---|---|
| ,, | ૪ | ૬ | ૬–૯ |
| ,, | ૪ | ૭ | ૧૫ |
| ,, | ૫ | ૧ | ૧૧ |
| ,, | ૫ | ૨ | ૧૧–૧૨ |
| ,, | ૫ | ૩ | ૧૨ |
| ,, | ૫ | ૪ | ૧૨ |
| ,, | ૫ | ૫ | ૧૧ |
| ,, | ૫ | ૬ | ૧૧–૨૩ |
| ,, | ૫ | ૭ | ૧૧–૨૬ |
| ,, | ૭ | ૧ | ૧૧–૨૦ |
| ,, | ૭ | ૨ | ૧૧–૨૦ |
| ,, | ૭ | ૩ | ૧૧–૨૦ |
| ,, | ૭ | ૪ | ૧૨–૨૨ |
| ,, | ૭ | ૫ | ૧૧–૨૫ |
| બ્રાહ્મણ | ૨ | ૫ | ૨ |
| ,, | ૩ | ૮ | ૧–૨૩ |
| ,, | ૩ | ૯ | ૧–૨૩ |

અશ્વમેધ શેષભૂત એકાદશિન સંજ્ઞક પશુ

સંઘ પહેલો.

૧ ઇંદ્ર રાજા　ડુક્કર
૧ વરૂણ રાજા　હરણ ( નર )
૧ યમરાજા　એક જાતનું હરણ
૧ ઋષભ રાજા　ડાકનીચે ચામડી લડકતી નથી એવો ગાય જેવો એક પશુ
૧ શાર્દૂલ રાજા　ધોળું કે લાલ હરણ
૧ પુરૂષ રાજા　વાંદરો
૧ ક્ષિપ્રશ્યેન (શકુની રાજા)　ચકલી જેવું એક પક્ષી
૧ જીલંગુ (જાંબુડા સર્પનો રાજા)　છાણમાંનો કીડો
૧ સોમરાજા　કર્ણકટુ અવાજવાળો ચિત્રક નામનો પશુ
૧ સમુદ્ર રાજા　મગર
૧ હિમવાન (પર્વત-રાજા)　હાથી

સંઘ બીજો

૧ પ્રજાપતિ　જંગલી મોર
૧ ધાતા　ઘૂવડ, લીલાકે કાળા રંગની ચકલી અને બિલાડી
૧ સરસ્વતી　લાલરંગની બોલનારી મેના
૧ સરસ્વાન્　ધોળો બોલનારો પોપટ
૧ પૂષા　કવડો, નોળીઓ, અને માખી અથવા લાંબા કાનવાળું હરિણ
૧ વાક્　ક્રૌચ

સંઘ ૩ જો.

૧ અપાંનપાત્　માછલીના મોઢાજેવો મગર
૧ અકૂપાર (સમુદ્ર)　લાંબા મોડાવાળો મગર કે લાંબી પૂછડીવાળી માછલી, અને વાંકા મોઢાવાળો મગર, અને બહુ પગવાળી એક જાતની માછલી
૧ વાક્　લાલ આંખોવાળો ભારદ્વાજ પક્ષી કે ચકોર
૧ ભગ　સમુદ્ર કાગડો
૧ વાયુ　હરિણી કે ચાષપક્ષી, પીઠપર એક નાનોસરખો શંખ ધારણ કરનારો એક જંતુ અને પાણી કૂકડી
૧ દિશા　ચક્રવાક

સંઘ ચોથો.

૧ બલ　ઉંદર, જાંબુડા રંગની માખી કે ધોળો સર્પ અને કાચંડા
૧ મૃત્યુ　કાળો સાપ
૧ મન્યુ　પોતાની મેળે દરમાં પેદાથનાર સાપ
૧ ત્વષ્ટા　ઉંઘણસી સાપ. ભમરો અને લાલ–ધોળો સાપ
૧ પ્રતિશ્રુતકા　એક જાતનો ઝેરી સાપ

સંઘ પાંચમો

૧ ચંદ્રમા　માણસના મોઢાજેવા મોઢાવાળું હરણ
૧ વનસ્પતિ　પાટલાઘો કાચંડો અને ઝાડની બખોલમાં રહેનારો કૂકડો
૧ અહ :　હરિણી
૧ રાત્રિ　હરણ ( નર )
૧ અર્યમા　કોયલ લાલ મોંઢાની વાંદરી અને કાળા માથાની વાનરી.
૧ ધાતા　કરચલો

સંઘ છઠ્ઠો.

૧ સૂર્ય　વાગોળ
૧ ગંધર્વ,　હરણું, મોર અને સસલું

૧ વસૂ — ચાતક કે કવડો
૧ રૂદ્ર — તિત્તિર નામનું પક્ષી (મનુષ્યના જેવા અવાજ વાળું)
૧ અપ્સરા — રોહી, કોળ અને જરા પીળાશ પડતા રંગનો 'તાજવા' નામનું પક્ષી
૧ અરણ્ય — ધોળી પૂંછડી વાળી વનગાય

સંઘ સાતમો.

૧ વિશ્વેદેવ — ધોળા ટપકાવાળું હરણ
૧ અનુમતિ — વાઘ, હરણ અને કેશ નામનું હરણ
૧ અર્ધમાસ — અન્વવાપ જાતનું હરણ
૧ માસ — કશ્યપ જાતનું હરણ
૧ સિનીવાલી — કવપિ (?) કુટરૂ અને જલકૂકડી
૧ બૃહસ્પતિ — બિલાડી જેવું એક પ્રાણી

સંઘ આઠમો.

૧ ભૂમિ — માંખી
૧ પિતર — પોંત્ર નામનું પક્ષી, કશ નામનું પક્ષી અને જલકુકડી
૧ ઋતુ — દરમાં રહેનાર શિયાળ
૧ સંવત્સર — સ્મશાનમાં રહેનારૂં ઘૂવડ કે કાગડો
૧ નિર્ઋતિ — હોલગડ, ઘૂવડ અને સસલૂં
૧ સવિતા — જંગલી કૂકડો

સંઘ નવમો.

૧ રૂદ્ર — રોહી
૧ શરવ્યા — કાંચડો, કાગડો અને પિપ્પકા નામનું પક્ષી
૧ મરુત્ — હરણ
૧ બ્રહ્મા — જંગલી ચકલી
૧ ઈતરજન — ગધેડાના આકારનો વાઘ, આંખોપર ટપકાંવાળો કુત્રો અને ગધેડો
૧ અગ્નિ — ધોળી કાગડી

સંઘ દસમો.

૧ અંતરિક્ષ — ભાસ નામનો પશુ.
૧ આપ — પાણીમાં રહેનાર બિલાડી, પાણીનો કાગડો અને એક જાતનો વાંદરો.
૧ અદિતિ — ધોળા રંગનો હંસ.
૧ ઇંદ્રાણી — કુંભારીણ નામનું પક્ષી.
૧ દ્યૌ — ગીધ, ધોળા પેટવાળું ગીધ અને ખડ્ગમૃગ.
૧ દ્યાવા પૃથિવી — સાળુ નામનો પશુ.

સંઘ અગિયારમો.

૧ પર્જન્ય — ગરૂડ.
૧ ઇંદ્ર — હંસ, શિયાળ અને એક જાતની બીલાડી.
૧ આપ — પાણીની બિલાડી.
૧ અર્યમા — શિયાળ.
૧ મહેંદ્ર — સિંહ, નોળિયો અને વાઘ.
૧ કામ — પાડો.

સંઘ બારમો.

૧ અગ્નિ — ડોકપર કાળા રંગવાળો બકરો.
૧ સરસ્વતી — બકરી.
૧ સોમ — પીળાશ પડતા રંગનો બકરો.
૧ પૂષા — શ્યામકર્ણ બકરો.
૧ બૃહસ્પતિ — ધોળી પીઠવાળો બકરો
૧ વિશ્વેદેવ — અનેક રંગવાળો બકરો
૧ મરૂત્ — કાળાં ટપકાવાળો બકરો.
૧ ઇંદ્રાગ્ની — કાળા ધોળા મિશ્રિત રંગનો બકરો
૧ સવિતા — કાળા ધોળા પેટનો બકરો
૧ વરૂણ — ખાસી કરેલો બકરો

સંઘ તેરમો.

૧ પ્રજાપતિ — ઘોડો, શિંગડા વગરનો બકરો અને આંખલો
૧ અગ્નિ — કાળા રંગની ડોકવાળા બે બકરા
૧ ત્વષ્ટા — જાંઘપર બહુ કેશવાળા બે બકરા
૧ બૃહસ્પતિ — ધોળી પીઠવાળા બે બકરા
૧ ધાતા — પેટપર ધોળાં ટપકાંવાળો બકરો
૧ સૂર્ય — ધોળા રંગનો ખાસી કરેલો બકરો.

સંઘ ચૌદમો.

અગ્નિરનીકવાન્ — લિંગપર લાલ રંગવાળો બકરો।
૧ સવિતા — ધોળા અને કાળા મિશ્ર વર્ણના પેટવાળા બે બકરા
૧ પૂષા — ધોળા રંગની ડુંટીવાળા બે બકરા
૧ મરૂત્ — શિંગડા વગરના બે બકરા
૧ અગ્નિ — કાળા ટપકાંવાળો બકરો

અશ્વમેધાંગભૂત અષ્ટાદશિન પશુસંઘ.

સંઘ ૧, (પશુ ૧૮)

| | |
|---|---|
| ૧ પ્રજાપતિ | ધોળા રંગનો બકરો. આછા લાલ રંગનો અને કાળો ભમ્મર બકરો |
| ૧ રૂદ્ર | પિળાશપર ધોળો બકરો લાલ પીળો બકરો અને પોપટી રંગનો બકરો |
| ૧ પિતર | લાલ રંગનો બકરો લાલ આંખોવાળો બકરો અને લાલ ટોકવાળો બકરો |
| ૧ વરુણ | કાળા રંગની ત્રણ બકરીઓ |
| ૧ સૂર્ય | ધોળા રંગની ત્રણ બકરીઓ |
| ૧ મિત્રાબૃહસ્પતિ | શિંગડા વગરનો અને કપાળ પર ધુમાડાના રંગ જેવા પાંદડાવાળી ત્રણ બકરીઓ |

સંઘ બીજો.

| | |
|---|---|
| ૧ મરુત્ | ધોળા ટપકાંવાળો ધોળો બકરો ધોળા રંગના આડા ચટાપટાવાળો બકરો, અને ધોળા ઉભા ચટાપટાવાળો બકરો |
| ૧ સરસ્વતી | મીઠાના રંગ જેવો બકરો, આછા લાલ રંગના વાળવાળો બકરો અને ધોળા રંગની બકરી |
| ૧ વિશ્વેદેવ | ધોળાં ટપકાવાળી, મોટા ધોળાં ટપકાંવાળી અને નાના ધોળાં ટપકાંવાળી એવી ત્રણ બકરીઓ |
| ૧ પૂષા | કાળા રંગની ત્રણ બકરીઓ |
| ૧ મિત્ર | લાલ રંગની બકરી |
| ૧ ઇંદ્રાબૃહસ્પતી | કપાળ પર લાલ રંગનું પાંદડું હોય એવી ત્રણ બકરી |
| ૧ ઇંદ્રવાયૂ | એક તરફ એક ઠેકાણે ધોળા રંગવાળો અને બીજી બાજૂએ પહેલાં કરતાં જૂદી જગાએ ધોળો રંગ હોય એવો, અને બધી બાજૂ ધોળી હોય એવા ત્રણ બકરા |
| ૧ મિત્રા વરૂણ | ધોળા રંગનાચિન્હવાળો બકરો |
| ૧ અશ્વિનૌ | પૂંછડીનો થોડો ભાગ ધોળો હોય આખી પુંછડી ધોળી હોય અને કાળા અને ધોળા એવા મિશ્રરંગની પૂંછડીવાળા ત્રણ બકરા |
| ૧ વિશ્વેદેવ | જૂદી જૂદી જાતના રંગવાળી ત્રણ બકરો |
| ૧ પરમેષ્ઠી | ધોળા રંગની ત્રણ બકરી |
| ૧ સોમાપૌષ્ણ | કપાળ પર ભસ્મ જેવા શ્યામવર્ણના ચિન્હવાળી ત્રણ બકરી |

સંઘ ચોથો.

| | |
|---|---|
| ૧ ઇંદ્રાવરુણ | ઊંચી પીઠવાળો, જુવાન અને ઠીંગણો એવા ત્રણ બકરા |
| ૧ ઇંદ્રાબૃહસ્પતિ | ધોળી ખુંધવાળો, ધોળી પીઠવાળો અને ધોળી પૃષ્ઠભાગવાળા એવા ત્રણ બકરીઓ |
| ઇંદ્રાવિષ્ણુ | ધોળા પગવાળો, ધોળા ઓઠવાળો અને ધોળી ભમરવાળો એવા ત્રણ બકરા |
| ૧ વિશ્વકર્મા | ધોળા પગવાળો અને ભૂરા શરીરવાળી ત્રણ બકરીઓ |
| ૧ ધાતા | પેટપર ટપકાં ટપકાંવાળી ત્રણ બકરી |
| ૧ ઇંદ્રાપૌષ્ણ | કપાળપર ધોળું પર્ણાકાર ચિન્હ હોય એવી ત્રણ બકરી |

સંઘ પાંચમો

| | |
|---|---|
| ૧ યમ | કાનકાપી નાંખેલી ત્રણ બકરી |
| ૧ સોમ | ધોળાપગવાળી ત્રણ બકરી |
| ૧ અગ્નિ યવિષ્ઠ | નોળિયાના રંગજેવી ત્રણ બકરી |
| ૧ વસુ | લાલરંગની અને દોઢ વરસની ત્રણ બકરી |
| ૧ રુદ્ર | અરુણવર્ણની અને બે વર્ષની ત્રણ બકરી |

સંઘ છઠો

| | |
|---|---|
| ૧ વિષ્ણુ | ત્રણ ઠીંગણા બકરા |
| ૧ વિષ્ણુ ઉરુક્રમ | કાનપર કાનવધેલા ત્રણ બકરા |
| ૧ વિષ્ણુ ઉરુગાવ | લાંબા પૂછડાવાળા ત્રણ બકરા |
| ૧ આદિત્ય | સાડાત્રણ વરસના ત્રણ બકરા |
| ૧ અંગિરસ | ત્રણવરસની ઉંમરના ત્રણ બકરા |
| ૧ ઇંદ્રા વિષ્ણુ | કપાળપર ગૌરવર્ણનું ચિન્હ હોય એવા ત્રણ બકરા |

સંઘ સાતમો

| | |
|---|---|
| ૧ અદિતિ | લાલપીળા રંગના ત્રણ પશુ |
| ૧ ઇંદ્રાણી | કાળાલાલ રંગના પશુ ત્રણ |
| ૧ કુહુ | ગાઢલાલ રંગના પશુ ત્રણ |
| ૧ રાકા | ગાયો ત્રણ |
| ૧ અગ્નાવિષ્ણુ | કપાળપર લાલ પાંદડાકાર જેવા ચિન્હવાળા ત્રણ બકરા |
| ૧ સિનીવાલી | બળદ ત્રણ |

સંઘ આઠમો

| | |
|---|---|
| ૧ ઇંદ્ર રાટ | ધોળીપીઠવાળા પશુ ત્રણ |
| ૧ ઇંદ્રાધિરાટ | ધોળા ત્રણ પશુ |
| ૧ ઇંદ્ર સ્વરાટ | ધોળા ઢેકાવાળાં પશુ ત્રણ |
| ૧ સાધ્ય | ૪ાા વરસની બકરી ત્રણ |
| ૧ વિશ્વેદેવ | ૪ વરસની બકરી ત્રણ |
| ૧ અગ્નીંદ્ર | કાળી પુંછડીવાળા પશુ ત્રણ |

સંઘ નવમો

| | |
|---|---|
| ૧ સોમ | ગોરોચનવર્ણના પશુ ત્રણ |
| ૧ સોમરાજા | સારંગવર્ણના પશુ ત્રણ |
| ૧ પર્જન્ય | કાજળવર્ણની બકરી ત્રણ |
| ૧ ઇંદ્રાણી | ગળાપર સ્તનવાળી બકરી ત્રણ |
| ૧ અદિતિ | ઘેટાં ત્રણ |
| ૧ દ્યાવા પૃથિવી | મોટા શરીરવાળી બકરી ત્રણ |

સંઘ દસમો

| | |
|---|---|
| ૧ વરુણ | કાળારંગનું પાંદડુ કપાળપર હોય તેવા પશુ ત્રણ |
| ૧ વરુણ રાજા | આછા લાલરંગનું પાંદડુ કપાળપર હોય તેવા ત્રણ પશુ |
| ૧ વરુણરિશાદસ | અરૂણ રંગનુ પાનાકાર ચિન્હ કપાળપર હોય એવા ત્રણ પશુ |
| ૧ વિશ્વેદેવ | જુદા જુદા રંગના પશુ ત્રણ |
| ૧ સર્વદેવતા | ટપકાંટપકાંવાળાં પશુ ત્રણ |
| ૧ ઇંદ્રાસૂર | ધોળી પુછડીવાળા પશુ ત્રણ |

પશુઓની જોડી

| | |
|---|---|
| ૧ સોમસ્વરાટ | ગાડું ખેંચનારા બળદની જોડી |
| ૧ ઇદ્રાગ્ની (ઓજોદ) | ગાડું ખેચનારા ઉંટની જોડી |
| ૧ ઇંદ્રાગ્ની (બલદ) | હળ ખેચનારા અને બકરી જેવી નાનીખરીના બળદની જોડી |
| ૧ ભૂમિ | બે ગાયો |
| ૧ દિશા | બે ઘોડી |
| ૧ ભૂમિ | ગાય બે |
| ૧ વિરાટ | માનવી સ્ત્રીઓ બે |
| ૧ ભૂમિ | ગાયોની જોડી |
| ૧ વાયુ | માણસોની ગાડીને જોડવાના |
| ૧ વરુણ | કાળવીટ જાતના બે હરણ |
| ૧ દ્યુ | જેની પહેલાંના અને જેની પછીના બે ભાઈઓ મરી ગયા છે એવા બકરાની જોડી |

અશ્વમેધની છેલ્લા દિવસે થનારા અભિરાત્રમાં મારવામાં આવતા પશુ.

| | |
|---|---|
| ૧ પ્રજાપતિ | ગાયના આકારના એક જાતના પશુ ૧૧ |
| ૧ ત્વષ્ટા | બકરાનું કાળાધોળારંગનું નાનું બચ્ચુ તિત્તિર પક્ષી અને એક પ્રકારનો કૂકડો |
| ૧ સૂર્ય | ધોળારંગનો વાંઝણી બકરી ૯ |

આસિવાય આહવનીય તરફ જેમની એક લાઇન બનાવવામાં આવી હોય છે તે ઉંચા અને મુખ્ય યૂપને ઠેકાણે અગ્નિ, ઐદ્રાગ્ન આશ્વિન આ ત્રણ દેવોને ઉદ્દેશીને ત્રણ પશુ મારવામાં આવે છે.

ઋતુ પશુ

| | |
|---|---|
| ૧ વસંત | ગોરોચનના રંગના ત્રણ પશુ |
| ૧ ગ્રીષ્મ | સારંગવર્ણના ત્રણ પશુ |
| ૧ વર્ષા | જૂદા જૂદા રંગના ટપકાંવાળાં પશુ ત્રણ |
| ૧ શરદ્ | ધોળા રંગના પશુ ત્રણ |
| ૧ હેમંત | ધોળી કેડવાળા પશુ ત્રણ |
| ૧ શિશિર | મિશ્ર વર્ણવાળા પશુ ત્રણ |
| ૧ સંવત્સર | છાતી બેસી ગએલો પશુ ૧ |

[ઉપર જણાવેલા પશુઓનો અશ્વમેધમાં ઉપયોગ કરવામાં આવે છે.]

આ સોમયજ્ઞ સાર્વભૌમ ચક્રવર્તી એવા રાજપુરૂષે કરવાનો છે. શ્યામકર્ણ જાતનો એક ઘોડો ચારે દિશામાં ફેરવવામાં આવે છે. આ ઘોડાને જે પકડે તેની સાથે યુદ્ધકરીને આ ઘોડો પાછો મેળવવામાં આવે છે. એક વર્ષમાં ચારે દિશાઓમાં ઘોડો ફેરવીને, સર્વત્ર વિજયી થઇ આવે, ત્યારે તે ઘોડાને મારી નાંખીને તેના શરીરના જુદા જુદા અવયવોનો યાગ આ અશ્વમેધ યજ્ઞમાં મુખ્ય છે. આ ઘોડાને પહેલાં મંગલસ્નાન ઘાલવામાં આવે છે. સો રાજપુત્રો ને સાથે લઇને પૂર્વદિશામાં ઉભો રહેલો અધ્વર્યુ, રાજમાટે અધિકારી નહિ પણ શૂરવીર એવા સો ક્ષત્રિયોને લઇ દક્ષિણ દિશામાં ઉભો રહેલો બ્રહ્મા, સારથિ અને જૂદા જૂદા ગામના અધિપતિ એવા સો માણસો સાથે પશ્ચિમ દિશાએ ઉભો રહેલો હોતા, અને ક્ષત્તા જાતમાંથી (વૈશ્ય અને શૂદ્ર એમના મિશ્રણ થી બનેલી) અને જામદાર ખાનામાંના મળીને સો લોકો સાથે ઉત્તર દિશાએ ઉભો રહેલો ઉદગાતા, આ પ્રમાણે ચારે ઋત્વિજો ઘોડાને પાણીથી ઘણીજ ઉત્કૃષ્ટ રીતે ધોઈ કાઢે છે. ઘોડાની સાથે એક કુત્રો પાણીમાં છોડવામાં આવે છે. અને આ કુત્રાને સામે લાવી મારમરી ઠાર કરવામાં આવે છે. અશ્વમેધ યજ્ઞમાં પશુઓને બાંધવા માટે છ બીલીની, છ ખેરના, ૭ ખાખરાના, ૪ દેવદારૂના અને એક રગતરોડા

નામના વૃક્ષોનો આમ એકવીસ યૂપ થાંભલાઓ રોપવામાં આવે છે. દરેક યૂપને ૯-૯ પ્રમાણે, વીસ થાંભલાઓને ૧૮૦ પશુ બાંધવામાં આવે છે. ત્યાર પછી આગળ પર તેમને મારવામાં આવે છે. આ ઉપરાંત મુખ્ય યૂપની સાથે ચાતુ મૉસ્ય, એકદશિન અને દશિન એવી સંજ્ઞાઓથી દર્શિત કરેલા બીજા ઘણા પશુઓ મારવામાં આવે છે આ બધા પશુઓમાં ગ્રામ્ય (ગામમાનું) અને આરણ્યક (જંગલી) એવા બે વર્ગો હોય છે. જંગલી પશુઓનો વિશિષ્ટ રીતે સંસ્કાર કરી તેમને છોડી મૂકવામાં આવે છે. યજમાનપત્નીની અને મરેલા ઘોડાનો મૈથુનપ્રસંગ આ યજ્ઞમાં વિહિત છે. ઉપરાંત ઋત્વિજોમાં પરસ્પર પ્રશ્નોત્તર સંવાદ કરવનો પ્રકાર પણ આ યજ્ઞમાં યોજાએલો જોવામાં આવે છે. શ્યામકર્ણ નામનો જે મુખ્ય ઘોડો હોય છે તેને મારતાં પહેલાં તેને રથ સાથે જોડી યજ્ઞભૂમિની આસપાસ ફેરવામાં આવે છે. રથ ઉપર એક વિજયધ્વજ ઉડતો રાખવામાં આવે છે.

રાજાની જૂદી જૂદી સ્ત્રીઓ તે ઘોડાના શરીર પર સોના રૂપાની સોયો ભોંકે છે, અને કેટલેક ઠેકાણે ચિન્હો કરે છે. રગતરોડાનો જે મુખ્ય થાંભલો છે તેને આ ઘોડો બાંધી મૂકવામાં આવે છે. ગાનકુશલ એવા એક બ્રાહ્મણનું અને ક્ષત્રિય બંનેનુ વીણા વાદન અને ગાયન પણ આ યજ્ઞમાં એક પ્રસંગે થાય છે. દહાડે માણસનું ગાયન હોય છે અને રાતે ક્ષત્રિય ગાય છે.

ઘોડાને જ્યારે મારી નાંખવામાં લઈ જવામાં આવે છે ત્યારે આગળ એક ઘોડી દોરવામાં આવે છે. વેતસ નામના ઝાડની ડાળીપર, ઘીમાં ભીંજાવેલું ઉનનું લુગડું, અને ઓઢવાના કામમાં લેવામાં આવે છે, તે ચામડું નીચે પાથરવામાં આવે છે. અને તેની પર સોનાથી મઢેલી પથારી પાથરવામાં આવે છે તેનીપર રૂપાનું પતરૂં મુકી, તે પતરા પર ઘોડાને આડો નાંખી, તેને મારી નાંખવાનો વિધિ કરવામાં આવે છે. ઘોડા સાથે એક ગાય પણ મારવામાં આવે છે.

**અશ્વસેન**:—૧ કદ્રુપુત્ર તક્ષક નામના નાગનો પુત્ર. અર્જુને ખાંડવવન અગ્નિને અર્પણ કર્યું, તે વખતે વન સળગેલું જોઇએ આ નાની ઉમરનો હોવાથી તેનીમા તેને મોંમા મૂકીને બહાર જવા લાગી, તેથી અર્જુને તેને મારી નાંખી; છતાં આ આ જીવતો રહ્યો. આ વાતનું વેર લેવાનો ઠરાવ કરી જ્યારે મહાભારતના યુદ્ધમાં કર્ણે અર્જુન ઉપર બાણ છોડયું, ત્યારે તે બાણ ઉપર બેસીને તેણે અર્જુનનો જીવ લેવાનો નિશ્ચય કર્યો. પણ તે વાત શ્રીકૃષ્ણ જાણી ગયા ને તેમણે તેજ ક્ષણે રથને, ઘોડાઓ નીચા નમાવી, હેઠો કર્યો, તેથી તે બાણ અર્જુનની છાતીમાં લાગવાને બદલે તેના મુગટપર લાગ્યું ને તે મુગટ હેઠે પડી ગયો. તેથી તે મુગટ, સળગીને બળી ગયો.

૨. સત્યાને કૃષ્ણથી થએલો પુત્ર તે મહારથી હતો.

**અશ્વિન્, અશ્વિની કુમાર**:—આ બે દેવતા અતિ પુરાતન છે. તે સ્વતંત્ર છે કે સૃષ્ટિ વ્યાપારને દર્શાવનાર છે, તે ચોક્કસ નથી. તેમનું વૈદિક સ્વરૂપ અગત્યનું છે. તે મનો ઉલ્લેખ મહાભારતમાં તેમજ પુરાણોમાં આવે છે.

અશ્વિની રૂપધારિણી સૂર્યપત્ની સંજ્ઞાને અશ્વરૂપધારી સૂર્યથી થએલા આ પુત્રોને અશ્વિની કુમાર કહે છે. તે અશ્વિનીના નાસિકાદ્વારથી બહાર આવ્યા તેથી તેમને નાસત્ય પણ કહેવામાં આવેલા છે, ચાલુ મન્વતરમાં સત્પવિધ દેવતાઓનાં એ છઠ્ઠા દેવ છે, અને દેવોના વૈદ્ય છે. તેથી તેમને યજ્ઞમાં ઘણા સમય લગી હવિર્ભાગ મળતો નહિ. પણ તે ચ્યવન ભાર્ગવે તેમને અપાવવાનો આરંભ કર્યો.

તે બન્ને નાસત્યૌ, અશ્વિનૌ, દસ્ત્રૌ વિગેરે નામોથી સામાન્ય રીતે ઓળખાય છે, છતાં મોટો એ નાસત્ય ને નાનો એ દસ્ર એમ કહેવાનો રીવાજ છે. (ભારત અનુશ. અ. ૧૫૦, શ્લો. ૧૮)

અર્કપત્ર ભક્ષણ કરવાથી આવેલું ઉપમન્યુનું અન્ધત્વ તેમણે તેની ગુરુ સેવાથી પ્રસન્ન થઇ દૂર કર્યું, ને તેને જ્ઞાન પ્રાપ્તિ કરાવી. (આદિ. અ. ૩) એ વર્ણન મહાભારતમાં મળી આવે છે,

**અશ્વિની**:—એક નક્ષત્રનું નામ તેના તારાઓ કેટલાકના કહેવા પ્રમાણે બે અને કેટલાકના મન પ્રમાણે ત્રણ છે. આ ત્રણ તારા ગામા, બીટા, આલ્ફા એરાયટીઝ છે. ત્રણમાં બે એક બીજાની પાસે છે. તેમાંના ઉત્તરાનો તારો વધારે તેજસ્વી છે. આશો માસમાં તે સાંજે પૂર્વબિંદુથી કાંઇક ઉત્તરે ઉગે છે. અશ્વિન માસને તેનું નામ આ નક્ષત્ર પરથીજ મળેલું છે. કારણ આ મહિનામાં ચન્દ્ર અશ્વિની નક્ષત્રમાં પૂર્ણ થાય છે. એની ત્રણ તારકા માનીએ, તો તેમની આકૃતિ ઘોડાના મોઢા જેવી હોય છે, અશ્વિનીકુમારની ઉત્પત્તિની કથાનો સંબંધ આ નક્ષત્ર સાથે હોય એમ લાગે છે. વેદકાલમાંની અશ્વિનૌ એ જે પ્રસિદ્ધ દેવતાઓ છે, તે મૂળ તાર રૂપ છે, એમ કૈ. શં. બા. દીક્ષિત માને છે. તે એમ કહેતા, કે શુક્ર અને ગુરૂ એમનું પ્રથમ નામ અશ્વિન હોવું જોઇએ.

'ઋગ્વેદમાં 'અશ્વિની' (૫, ૪ ઘ, ૪) એ શબ્દ અથવા બીજી સંહિતાઓમાં તેને માટે વપરાયલો 'અશ્વયુજ' (૫-૫૪-૨) એ બન્ને શબ્દ એક વાર વપરાયો છે. છતાં પહેલીવાર દેવપત્નીની એ અર્થમાં યોજાયો છે. તૈત્તિરીય સંહિતા (૪.૪૧૦) તૈત્તિરીય બ્રાહ્મણ (૧-૫-૧) અને અથર્વવેદ (૧૯,૧) એમાં બીજા નક્ષત્રો સાથે આનોપણ ઉલ્લેખ છે. પણ ત્યાં અશ્વયુજને એ સ્ત્રી લિંગ નારી જાતિમાં દ્વિવચનમાંજ વપરાયલો છે, તે ઉપરથી તે બે તારા મનાતા હશે, એમ લાગે છે. પાટસુટ સૂત્રમાં 'ત્રીષૂ ત્રિષૂ उत्तरादिषू स्वातौ मृगशिरसि रोहिण्याम्, એવું વચન છે. તે તેની વ્યાખ્યા હરદત્તે ઉત્તરા, હસ્ત, ચિત્રા, ઉત્તરા ષાઢા, શ્રવણ, ધનિષ્ઠા, ઉત્તરાભાદ્રપદા, રેવતી, અશ્વિની એવી કરેલી છે. હાલમાં ચિત્રા, શ્રવણ ધનિષ્ઠા, અશ્વિની એ નક્ષત્રો મુહુર્ત માટે વિવાહ નક્ષત્રમાં નથી ગણાતાં. મહાભારતમાં આ નક્ષત્રનું નામ બીજા નક્ષત્રો સાથે અનુશાસન પર્વમાં બે વાર આવ્યું છે. ત્યાં અશ્વયુજૈને બદલે હાલનો પ્રચલિત શબ્દ અશ્વિનૈ ઉપયોગમાં લેવાયો છે.

(૨) સોમની એકવીસ સ્ત્રીઓમાંની એક

(૩) અક્રૂરની સ્ત્રીઓમાંની એક

(૪) નકુલ સહદેવની માતા (મહાભાર શાં.)

(૫) સૂર્યની અશ્વરૂપ પત્નીને અશ્વિનોની માતા.

**અષ્ટઉપદ્ધિપઃ**—જંબુદ્ધિપની આસપાસ ક્ષીર સમુદ્રમાં આઠ ઉપદ્ધિપો છે. તેનાં નામ સ્વર્ણ પ્રસ્થ, ચંદ્ર, શુક્ર અથવા શુકલ, આવર્ત્તન, રમણક, મંદર હરિણ, પાંચજન્ય, સિંહલ અને લંકા (ભાગવત પંચમ અ. ૧૯ શ્લો. ૩.) (દૈવી ભાગ. અષ્ટમ અ. ૧૧ શ્લો. ૩૦-૩૨).

**અષ્ટકઃ**—વિશ્વામિત્ર ઋષિને માધવીથી થએલો પુત્ર. તે વેદવિદ્યાપારંગત હતો તેણે એકવાર યજ્ઞ કર્યો ને તે વખતે ઘણા ઋષિઓને રાજાઓ આવ્યા હતા. યજ્ઞ પૂરો થયા પછી પોતાના ત્રણ ભાઇઓ—પ્રતર્દન, વસુમના અને શિબિની સાથે રથમાં બેસી કયાંક જતો હતો, ત્યાં તેને નારદમુનિ મળ્યા. તેમને રથમાં બેસાડી લીધા ને તે પૂછવા લાગ્યો કે "સ્વર્ગમાં ગયા પછી અમારામાંથી પહેલું પતન કોનું થશે?" નારદે કહ્યું "પ્રથમ તારૂં, પછી પ્રતર્દનનું ને પછી વસુમનાનું શિબિ માત્ર ત્યાંજ સ્થિર થઇને રહેશે" આમ જવાબ આવી તેના કારણો આપ્યાં. (વનપર્વ અ. ૧૯૮)

આત્મશ્લાધાને કારણે સ્વર્ગમાંથી નીચે પડેલ યયાતિ રાજાને એણે પોતાનું ને પોતાના ભાઇઓનું પુણ્ય દાન કરીને ફરીથી સ્વર્ગસ્થિત બનાવ્યો (આદિપર્વ અ. ૮૯; ઉદ્યોગ અ. ૧૨૧) આ અષ્ટક વિશ્વામિત્ર કુલમાં પ્રવર પ્રવર્તક અને ઋગ્વેદનાં કેટલાંક સૂકતોનો દ્રષ્ટા હતો.

**અષ્ટકસૂત્રઃ**—ષડદર્શન શાસ્રકાર શ્રી. હરિભદ્રસૂરિના ૧૪૪૪ ગ્રંથોમાંનો આ એક ગ્રંથ છે. તેમાં સરળ સંસ્કૃત ભાષામાં જૈન તત્વચિંતનનું સ્પષ્ટ આ લેખન થયું છે. બત્રીશ વર્ગ પાડી પ્રત્યેક વર્ગમાં આઠ આઠ શ્લોકોનો ક્રમ ગોઠવ્યો છે. એટલે એકંદર ૨૫૬ શ્લોકનો આ ગ્રંથ છે. આ સૂત્રપર ચંદ્રકુલીન શ્રી. જીનેશ્વર સૂરિએ ૩૩૭૪ શ્લોક પ્રમાણે સંસ્કૃતવૃત્તિ બનાવી છે.

**અષ્ટકાઃ**—આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં (અધ્યાય ૨ ૪ કંડિકા) આનવિષે નીચેની માહિતી મળી આવે છે હેમંત અને શિશિર ઋતુમાંની (માર્ગશીર્ષ પૌષ, માઘ અને ફાલ્ગુન એ મહિનામાંની) વદ આઠમે અષ્ટકાશ્રાદ્ધ કરવાનું હોય છે. આ ચારે યઆઠમને દિવસે ચાર આષ્ટકાઓ કરવી. અથવા એમાંની એક તિથિએ એકાષ્ટકા કરવી. (ઘણું ખરૂં માઘ વદ આઠમને દિવસે એકાષ્ટકા કરવાનો રીવાજ છે.) પહેલે દિવસે (વદ સાતમે) પિતૃઓને આદાન, કૃસર [તલમિશ્રિત ભાત) પાયસ અથવા ચાર શરાવના અપૂપ "उदीरतामपर उ त्परास" ઈત્યાદિ ઋગ્વેદમાંની (૧૧ ૧૫૧ થી આગળની) આઠ અથવા ગમે તેટલી ઋચાઓનો પાઠ કહીને આપવા. બીજે દિવસે પશુની ઇષ્ટિવડે અથવા સ્થાલિપાકવડે અષ્ટકા કરવી. કંઈ નહિતો બળદને પળ ખવડાવવા અથવા ચારઅગ્નિ પાસે કક્ષ (વન) બળાવવું, પણ અષ્ટકા કર્યા વિના ન રહેવું પશુ કલ્પ પ્રમાણે પશુ માટીને અને પ્રોક્ષણને ઉપાકરણ છોડી દઇને તેની વપા બહાર કાઢવી ને કહેલો મંત્ર બોલી તેનું હવન કરવું તે બાદ સ્થાલીપાકને અવદાન ભાગના હવી સૂત્રમાં આપેલા મંત્રો બોલીને આપવા પછી બ્રાહ્મણોને ભોજન આપવું.

બીજે દિવશે અન્વષ્ટક શ્રાદ્ધ કરવું તેજ માંસનો એક ભાગ તૈયાર કરી રાખવો. દક્ષિણ બાજુએ ઉતરતા સ્થંડિલ પર અગ્નિ મૂકીને તેની આસપાસ પરિસ્તરણ કરવા. તેની ઉત્તરે દ્વાર રાખવું તે બાદ અગ્નિની ઉત્તરે દાભને સમૂળ પ્રસારવાને તેમને હલાવ્યાવિના તેમની ઉપર અપસવ્ય થી ઓદન કૃસર પાયસ, દધિમંથને મધુમંથ એ હવિદ્રવ્ય મૂકવા આ સંસ્કાર પિંડપિતૃ યજ્ઞની માફક કરવો પછી મધુમંથશીવાયના બીજા દ્રવ્યોનું પિતૃઓને ઉદ્દેશીને હવન

કરવું ઉપરના પદાર્થો ઉપરાંત સ્ત્રીઓને સુરા અને આચામ (રાબ) આપવી. કેટલાક પિંડ એ કેડ ખાંચા પાસે (કર્પું) મૂકે છે પુર્વ તરફના પિતઓને આપે છે ને પશ્ચિમ તરફના સ્ત્રીઓને આપે છે: આરીતે માઘ પ્રૌષ્ઠપદ પૂનેમ પછીના પખવાડીયામાં આ સંસ્કાર કરનાનો કહેલો છે.

આગ્રહાયણી પછી અષ્ટકા આવે છે. એમ પારસ્કર ગૃહ્ય સૂત્ર (કાંડ ૩. કંડીકા૩ )માં ઉલ્લેખ છે સાંખ્યાયન ૩,૧૨ ગોભિલ ૩,૧૦ એમાં અષ્ટકાવિષયક વર્ણન મળી આવે છે. આશ્વલાયનમાંની માહિતી ઉપર આપેલી છેજ. ચોથી અષ્ટકાને વખતે શાક પદાર્થોનું હવન કરવું એવું પારસ્કરસૂત્રમાં કહ્યું છે. તેને શાકાષ્ટમ એવું નામ આપેલું છે, કેટલાક લોકો ત્રણ અષ્ટકા માને છે, તો કેટલાક ચાર માને છે. ગોભિલ પ્રકરણમાં અષ્ટકામાં ગાયો મારવાના ને તેમને હોમવાનારીવાજનું વર્ણન છે. બધા અષ્ટકા સંસ્કાર માંસથીજ થવા જોઇએ એમ તેનો આગ્રહ છે. ગોભિલ ગૃહ્ય સૂત્રમાં છે તેટલું અષ્ટકાને લગતું વિવેચન બીજે કયાંય નથી. આશ્વલાયન સૂત્રમાંની અષ્ટકાવિષયકની મોટી આવૃત્તિ છે, એમ કહેવું જોઇએ. શ્રાદ્ધમાંની નાની બાબતો પણ તેમાં વિગતો જણાવવામાં આવી છે.

**અષ્ટ કુલાચલ**:—ભરત ખંડમાં જે આઠ કુલ પર્વતો છે, તેમના નામ પારિયાત્ર, ઋષ્યવાન અથવા ઋક્ષવાન, વિંધ્યાદ્રિ, સહ્યાદ્રિ, મલય, મહેંદ્રાચલ અને શુક્તિમાન. શલેમી સાત પર્વતોનો ઉલ્લેખ કરે છે. મહા. ભીષ્મ ૯—૧૧.

**અષ્ટગંધ**:—આઠ સુગંધી દ્રવ્ય એકઠાં કરી તૈયાર કરેલું વિલેપન તે આઠ દ્રવ્યો નીચે પ્રમાણે— ચંદન, અગરૂ, હીબેર. દેવધર, કોષ્ટ. ડોલિજન કુસુમ, શૈલજ, જટામાંસી ને સુરગોરોચન છે.

**અષ્ટગ્રામ**:—મ્હૈસુર સંસ્થાનમાં શ્રીરંગપટ્ટણની પાસેનો કાવેરીના બન્ને કીનારાપરનો પ્રદેશ જૈનધર્મ છોડી હિંદુધર્મ સ્વીકારનાર બારમાં સૈકામાં થઇ ગએલા વિષ્ણુવર્ધન નામના હોયસળ રાજાએ આ પ્રદેશ વૈષ્ણવપંથી રામાનુજચાર્યને આપેલો હતો. તેમણે તેને આઠગામમાં વ્હેચીનાખી તેમની વ્યવસ્થા કરવામાટે બ્રાહ્મણોને નીમ્યા હતા. પંદરમાં સૈકાની આખરે વિજયાનગરના નરસિંગ રાજાએ એ બ્રાહ્મણોના વંશજો જેવો નાગમંગલના રાજા હતા, તેમને હરાવીને શ્રીરંગપટ્ટણ લીધું. મ્હૈસુરના રાજાના અમલમાં નદીના ઉત્તર તરફના પ્રદેશનો પટ્ટણ અષ્ટગ્રામ અને દક્ષિણ તરફના પ્રદેશને મ્હૈસુર અષ્ટગ્રામ એવી વિભાગણી થઇ. ૧૮૬૩ માં અષ્ટગ્રામ વિભાગમાં મ્હૈસુર અને હસન એમ બે જીલ્લા આવતા હતા. પણ ૧૮૮૦ એ વિભાગ રદ કરવામાં આવ્યો ઈ. ગૅ.

**અષ્ટદિગ્ગજ**:—ઐરાવત, પુંડરિક, વામન, કુમુદ્ અંજન, પુષ્પદંત, સાર્વભૌમ, અને સુપ્રતીક, એવા પૂર્વાદિ અષ્ટ દિશાઓમાં પૃથ્વીને ટેકો આપનારા આઠ ગજ છે, એમ પુરાણોમાં જણાવ્યું છે.

**અષ્ટ દિગ્પાલ**:—કલ્પની શરૂઆતમાં પૂર્વાદિ આઠ દિશાઓના દિગ્પાલ ઇંદ્ર, અગ્નિ પિતર, નિર્ઋતિ વસણ, વાયુ, સોમ અથવા વૈશ્રવણ અને ઇશાન એ હતા. અને તે ઉપરથી દિશાઓના નામ હજીય ચાલે છે. પરંતુ ચાલુ મન્વતરમાં આષ્ટદિગપાલ, છે, તે નીચે મુજબ વ્દાદશ આદિત્યમાંથી ઇંદ્ર અથવા શક્ર નામનો આદિત્ય, અનલ નામનો વસુ, સૂર્યપુત્ર યમ, નિર્ઋતિ નામનો રુદ્ર, વરુણ નામનો આદિત્ય અનિલ નામનો વસુ. વૈશ્રવણ અથવા કુબેર. અને ઇશ્વર નામનો રુદ્ર એવા પૂર્વાદિ દિશાઓના આઠ દિગ્પાલ છે. (પ્રા. કો.)

**અષ્ટ ધાતુ**: સોનું રૂપુ, તાંબુ કથિલ, શિસું પિતળ, લોખંડ અને પોલાદ એ આઠ ધાતુને અષ્ટ ધાતુ કહે છે.

**અષ્ટનાગ**:—અનંત, વાસુકિ, તક્ષક, કર્કોટક, શંખ, કુલિક, પદ્મ અને મહાપદ્મ એ અષ્ટનામ છે. (પ્રા. કો.)

**અષ્ટ નાયિકા**:-કૃષ્ણની ૧૬૦૦૦ સ્ત્રીઓમાંથી જે આઠ પટરાણીઓ હતી તેમને માટે આ સંજ્ઞા યોજવામાં આવતી. તેમના નામ રૂક્ષ્મી, જાંબવંતી ભામા, ભદ્રા, સત્યા, લક્ષ્મણા, કાલિંદી અને મિત્રબિંદા.

**અષ્ટપાદ**:--(ઑરૅકનીડા) સામાન્ય રીતે આ વર્ગમાંના પ્રાણીઓને આઠ પગ હોય છે, તેથી તેમને અષ્ટપાદ એ સંજ્ઞાથી ઓળખવામાં આવે છે; મૃદુકાય સંઘમાં એ અષ્ટપાદ એ ઉપવર્ગ છે. છતાં આ વર્ગ સાથે તેમનો કશો સંબંધ નથી. મૃદુકાય સંઘ એ અપૃષ્ઠ વંશ પ્રાણીઓની છેલ્લી એટલે સર્વથી ઉચ્ચ પાયરી છે.

આ વર્ગમાં વિંછી, કરોળીઓ, જંગોડી, કિંગક્રૅબ વિગેરે પ્રાણીઓ આવે છે. આ પ્રાણીઓનું સામ્ય કીટક વર્ગ કરતાં કવચધારી પ્રાણીયો સાથે વિશેષ છે. તેમનાં શરીરના બે ભાગ હોય છે. શીર્ષવક્ષ ( સેફ્રા લૅથોરેકસ ) અને ઉદર શીર્ષવક્ષ એ ભાગ શીર્ષ અને વક્ષ મળીને થએલો હોય છે ઉદરનાં જુદાં જુદાં લળ્યો હોય છે. આ વર્ગના પ્રાણીઓને શિંગડાં

કદીય હોતા નથી. શીર્ષવક્ષની પહેલાં ગાત્રોની જોડી એટલે શૃંગ ચપટી (કેલી સેટી) હોય છે, બીજી દંષ્ટ્રાચરણ (પેડીપેલ્પી) હોય છે. શ્વસનેન્દ્રિય વ્યૂહ કેટલીક વાર કીટકોની જેમ વાત નલિકાઓનો બનેલો હોય છે. કેટલીક વાર તે ફેફસાંની કોથળી કે ફેફસાં કોષ (બુક લંગ્સ) અથવા પૂર્ણ જલશ્વાસ સેંદ્રિય સમૂહ (ગિલ બુકસ) નો થએલો હોય છે. આંખો સંયુક્ત હોતી નથી.

ઉદરના પૂર્વ (મેસ) ને પશ્ચિમ (પેટા] એવા બે ભાગ પાડી શકાય છે.

જનનેન્દ્રિય દ્વાર ઉદરની આગળને નીચે હોય છે. નરને માદા જુદાં જુદાં હોય છે. પરિ પૂર્તતાની અવસ્થામાં રૂપાન્તર થતું નથી.

આ વર્ગનાં પ્રાણીને વિષે માહિતી મેળવવા કરોળીઓ અથવા વિંછી ઘણા ઉપયોગી છે. આપણા દેશમાં વિંછી બધે મળી આવતા હોવાથી તેનેજ તપાસી જઇએ.

વિંછી. આ પ્રાણીનું નીવાસસ્થાન ઉષ્ણ પ્રદેશ છે. તેમાંની મોટી જાતો આફ્રિકાને અમેરિકામાં મળી આવે છે. આપણા દેશમાં રાયચૂરને કલ્યાણ તરફ મોટા વિંછી મળી આવે છે. તેઓ રાત્રે ભટકનારા હોય છે. દિવસે પથરા, ખડકો કે દરોમાં પડી રહી રાત્રે બહાર ભક્ષ માટે નીકળે છે. ખેતર વિગેરેમાં પડેલા પત્થર ઉચકીએ તો તેમની નીચે વિંછી મળી આવે છે. કરોળીયાને નાના કિડા ખાઇને એ જીવે છે આગલા દંષ્ટ્રા ચરણો વડે ભક્ષને પકડી તેને દંશ કરે છે. તે પછી તેમાંના રસ શોષી લઈ તેને પડતો મૂકે છે મોટા વિંછી નાના વિંછીને પણ આવી રીતે મારતા જોવામાં આવ્યા છે. તેમની ઘણી જાતો છે.

બાહ્ય લક્ષણો:—એનો સામાન્ય આકાર કાંઇક કરોળીયાને મળતો છે. ઉદરના છેવટનો ભાગ સાંકડો થતો જાય છે, ને તેનું પૂછડું બને છે. એને છેડે ડંખ હોય છે. પૂર્વ ઉદરમા સાતને પશ્ચિમ ઉદરમાં પાંચ વલયો હોય છે. આ રીતે બધાં મળી બાર વલયોનું ઉદર બનેલું હોય છે ગુદદ્વાર પૂંછડીના વલયની નીચે ઉઘડતું હોય છે.

મુખ તદ્દન નાનું હોય છે ને તેની ઉપર એક ઊર્ધ્વોષ્ઠ (લેબ્રમ) હોય છે. તેની બન્ને બાજુય શ્રૃંગ ચીપીયા હોય છે. આ ચીપીયા જ્યાં લાગ્યા અથવા વળગ્યા હોય છે, તેનેજ દંષ્ટ્રા ચરણ કહે છે. તેની પાછળ પગની જોડી હોય છે. તે ચાર હોય છે દરેક પગને સાત ભાગ હોય છે ને છેડે એક નખી હોય છે. આ બધા અવયવો શીર્ષ વળને વળગેલા હોય છે.

પૂર્વ ઉદરના પહેલા વલયના અધોવલયાર્ધ (સ્ટર્નમ) ઉપર જનનેન્દ્રિયદ્વાર હોય છે બીજે અધોવલયાર્ધ ઉપર "કંકતિકા" (પેકટાઇન) હોય છે. તેનો આકાર કાંશકીના દાંતા જેવો હોય છે, તેમનું કાર્ય શું હશે, તે હજી સુધી અણ જણાયું રહયું છે પૂર્વ ઉદરમાં એ સિવાય બીજાં ગાત્રો હોતાં નથી ચોથા, પાંચમા કે છઠ્ઠા અધોવલયાર્ધ ઉપર શ્વસનરન્ધ્ર હોય છે. જેમને સ્ટિગ્માટા કહે છે. શીર્ષવક્ષની અંદરને જ્ઞાનવ્યૂહની ઉપર એક તરુણાસ્થિ (કૉર્ટીલૅજી નસ) નો સમૂહ નાનીશી થાળી જેવો હોય છે. તેમને અધોવલયાંતા પ્રસર (એંડોસ્ટર્નીબ્ટ] કહે છે. સ્નાયુની ઉત્પત્તિ આના વડે થાય છે.

શેવડું, ઝીંડું ને વિંછીના ગાત્રોની તુલના:—

| શેવડું | ઝલ | વિંછી |
|---|---|---|
| લઘુશૃંગ (એંટેન્યુલ) | શૃંગ (એંટેની) | નથી હોતું |
| બૃહતશૃંગ (એંટની) | નથી | શૃંગ ચીપીયો (કેલીસેરી) |
| દંષ્ટ્રા (પેંડીબલ્સ) | દંષ્ટ્રા | દંષ્ટા ચરણ (પેડી પૅલ્વી) |
| પ્રથમ પાશ્વૌષ્ઠિ (ફર્સ્ટ મૅકિસલી | પ્રથમ પાશ્વૌષ્ઠિ | પગની પ્રથમ જોડી |
| દ્વિતીય પાશ્વૌષ્ઠિ (સેકંડ મૅકિસલી | દ્વિતીય ,, | ,, બીજી ,, |
| પ્રથમ ઓષ્ઠપાદ (ફર્સ્ટ મૅકિસલીપેડી | પગની પહેલી જોડી | ,, ત્રીજી ,, |
| દ્વિતીય ઓષ્ઠપાદ (સેકંડ મૅકિસલી પેડી) | ,, બીજા ,, | ,, ચોથી ,, |
| તૃતીય ઓષ્ઠપાદ (થર્ડ મૅકિસીલી પેડી) | ,, ત્રીજી ,, | |

પચનેંદ્રિય વ્યૂહ:—સાંકડા મુખ પછી ગલવિવર આવે છે. તેની સાથે ઘણા સ્નાયુઓ જોડેલા હોય છે. તેથી તે ગમે તેટલું તાણી ખેંચી શકાય છે. ભક્ષ્યમાંનો રસ ચુસવાનું કાર્ય એજ કરે છે. પછી અન્નનાલિકા આવે છે આને છેડે જ્યાં પચનેન્દ્રિય નાલિકા સાંકડી થાય છે ત્યાં લાળ પિંડની નળીયો આવીને મળે છે. એ પછી મધ્યાંત્ર (મૅસેંટેરન) આવે છે, જે એક લાંબીને પહોળી નળી હોય

છે. તેમાં પાંચ સાંકડી નળીઓની જોડી ઉઘડે છે. જ્યાંથી તે આવે છે, તેને યકૃત:કહે છે. આ ભાગનો ઉપયોગ બરાબર યકૃત જેવો થાય છે; કે કેમ એ વાત અનિશ્ચિત છે.

રુધિરાભિસરણ વ્યૂહ:—હૃદયની એક લાંબી નલિકા હોય છે જે પૂર્વ ઉદરની ઉપરની બાજુએ હૃતકલા વડે ઢાંકેલી હોય છે. તેની અંદર આડા પડદા હોય છે, જેથી તેના તે નળીના આઠ ભાગ પડે છે. તે દરેક ભાગ પર છિદ્રો (ઑસ્ટીઆ) ની જોડી હોય છે તેમાંથી લોહી અંદર જાય છે. હૃદયની આગલી ને પાછલી બાજુએ ધમની જોડેલી હોય છે, તેમને પૂર્વ ધમની અને પાર્શ્વપધમની કહે છે, એ ઉપરાંત હૃદયના દરેક ભાગમાંથી ધમનીની આડી જોડીઓ જાય છેજ. પૂર્વ ધમનીની બે શાખા બને છે ને તે બન્ને શાખાઓ અન્નનલિકાની બન્ને બાજુએ જઇને નીચે આવે છે. તે જ્ઞાનકંદની સાંકળી આંગળ મળીને વળી એક ધમની બને છે. ને તે પાછલી દિશાએ વળે છે. જુદા જુદા ભાગોમાંથી રક્ત ઉદરતલના શિરા માર્ગ પર આવીને ફેફસામાં જાય છે ત્યાંથી નસોદ્વારા હૃત્કિલા વિવર (પેરિકાર્ડિકલ સિનસ) માં જાય છે ને ત્યાંથી છિદ્ર વાટે હૃદયમાં જાય છે. આ રીતે રુધિરાભિસરણ ચાલુ થાય છે.

શ્વસનેન્દ્રિય વ્યૂહ:—આ પ્રાણીનાં શ્વસનેન્દ્રિય ફેફસાંની કોથળી રૂપે હોય છે, બહારનાં શ્વસનરન્ધ્ર વિષે ઉલ્લેખ ઉપર આવી ગયો છે ચોપડીનાં પાનાની જેમ અથવા કોથળીની અંદરનાં અનેક પડોની જેમ તેમાં પડ હોય છે. એ પડોમાં થઇને હવા અંદરજ છે ને પડોની અંદર અભિસરણ પામતા રક્તને શુદ્ધ કરે છે. તેથી લોહીની અને પ્રાણવાયુની આપલે થાય છે ને લોહી પણ ચોકખું થાય છે.

જ્ઞાનેન્દ્રિય સમૂહ:—પ્રથમ બે જ્ઞાનકંદ મગજની માફક ગોળા ચકતા જેવા હોઇ તેમાંથી જ્ઞાનરજ્જુ નેત્રોમાં જાય છે. પછી અન્નનલિકાની બે બાજુએ પાર્શ્વ જ્ઞાનરજ્જુ નીકળે છે, નીચે અન્નનલિકાપર જ્ઞાનકંદને મળે છે, ત્યાર પછી તેમની જ્ઞાનરજ્જુની એક સાંકળ બને છે. ને શરીરમાં પ્રવેશે છે. આ પાર્શ્વ જ્ઞાનરજ્જુ પાસેથી અને અન્નનલિકાજ્ઞાન કંદ પાસેથી પહેલાં છ ગાત્રોમાં જ્ઞાનરજ્જુઓ જાય છે. એમાં વિશિષ્ટ જ્ઞાનેન્દ્રિયો નેત્ર અને કંકાતિકા અજ છે. એને ચાર નેત્ર હોય છે બે બન્ને બાજુએ, અને બે મુખ્ય ભાગમાં.

જનનેન્દ્રિય સમૂહ:—નરોને મુષ્કા (ટેસ્ટીઝ) ની બે ઉભી જોડી હોવા ઉપરાંત આડા ફાંટાથી તે અરસ પરસ જોડાએલી હોય છે. તેમની વચ્ચે શુક્રસ્ત્રોતસ (વૅસડેફેરન્સ) હોય છે ને તેને છેડે શિશ્ન (પેનિસ) હોય છે. માદાઓને અંડકોશ (ઓવરી) ની ત્રણ લાંબી નળીઓ હોવા ઉપરાંત તે આડી શાખાઓથી જોડાએલી હોય છે. અંડસ્ત્રોતસ (ઓવિડકટ) પૂર્વોદરના અધોવલયાર્ધના મધ્યભાગ ઉપર ઉઘડે છે. વિંછી જરાયુજ છે. ઇંડા ફલદ્રુપ થયા પછી તેનાં બચ્ચાં અંડસ્ત્રોતસમાં વિકાસ પામે છે ને તે પૂર્ણ આકારમાં બહાર આવે છે.

આ પ્રમાણે વિંછી વિષે સામાન્ય માહિતી છે. આ અષ્ટપાદ વર્ગના આઠ ગણ પાડેલા છે. તેમાં વૃશ્ચિક ગણમાં વિંછી આવે છે. કરોળીયો પણ આજ વર્ગમાં આવે છે. એ ગણનાં લક્ષણો નીચે આવેલાં છે.

કરોળીયા ગણ (અરેનિઆયડા) આ ગણમાં બધી જાતના કરોળીયા આવે છે. તેના ઉદરમાં વલયો નથી હોતાં, પણ તે મૃદુ હોય છે. તેની અને શીર્ષવક્ષ વચ્ચે એક લીંટી પડેલી હોય છે. આ પ્રાણીઓમાં શૃંગીસળીયા પૂર્ણ નથી હોતા, તેમ તેમને વિષપિંડ લાગેલાં હોય છે. ગાત્રની બીજી જોડી ક્ષુદ્રાચરણની સાદી હોય છે. ઉદરને છેડે તંતુકર્તક પ્રસર (સ્પિનેરેટ) હોય છે, ને તેમાંથી તે જાળાંના તાતણા કાઢે છે, આઠ આંખ હોય છે. એ શિવાય બીજા ગણ નીચે વર્ણવ્યા છે.

વિષ કરોળીઆ ગણ:—(ફાલેનજિડા) કેટલાક લોકો આ વર્ગના પ્રાણીઓને કરોળીયાજ માને છે. પણ આ પ્રાણીઓ તદ્દન જુદાં હોય છે. તેના શીર્ષવક્ષને વલય અથવા ભીંગડાં નથી હોતા. તેની અને ઉદરની વચ્ચે લીંટી ન હોવાથી પૂર્વ ભાગને ઉદર જુદા પાડી શકતા નથી તેમના પગ લાંબા ને નાજુક હોય છે ઉદરમાં ભીંગડા હોય છે. તંતુ કર્તક-પ્રહાર નથી હોતા. તેઓ નિશાચર નથી હોતા. સખત શિયાળાની શરૂઆતમાં તેઓ મરી જાય છે. છતાં તેમનાં ઇંડા શિયાળામાં ટકે છે. ને તેમાંથી બીજાં પ્રાણી ઉત્પન્ન થાય છે. આ ગણમાં વિષ કરોળીઆ અથવા "હાર્વેસ્ટમેન" આવે છે.

જંગોડી ગણ:—(ઍકાટાયના કે ઍકાયડા) જંગોડા એ કીટક વર્ગમાં આવે છે. એ પરોપજીવી હોય છે છતાં રોગકારક હોય છે તેમનું શરીર વલયાંકિત નથી હોતા મુખપાસેના અવયવ કરડવા યોગ્ય અથવા છિદ્રોને શોષણ કરવા યોગ્ય હોય છે.

ખ ડ્ગ લાં ગૂ લી ગ ણ :—(ઝાયફોસુરા) આમાં ભીમ કર્કટક અથવા લીમ્યુલસ કે કિંગક્રબ આવે છે. તેની પૂંછડી કટાટ જેવી હોય છે. તેઓ પાણીમાં રહે છે, છતાં કીનારાથી દૂર નથી રહેતાં શરીરપર કઠણ કવચ હોય છે. પૂર્વભાગને પણ જલશ્વાસે- ન્દ્રિયના પૂંજ વળગેલા હોય છે. પાણીમાં ઇંડાં મૂકે છે. તે તે ત્યાંજ પકવ થાય છે.

**અષ્ટ પ્રધાન**:—શિ વ જી પૂ ર્વ કા લી ન ઇ- તિ હા સ-અષ્ટ પ્રધાન અને શિવાજી એ બે શબ્દો એટલા બધા સહચારી છે, કે અષ્ટ પ્રધાન રાજ્ય- પદ્ધતિની વાત નીકળે કે તરતજ શિવાજી કાલીન રાજ્યપદ્ધતિ સામે આવીને ઉભી રહે છે. અષ્ટ પ્રધાન અર્થની શબ્દ રચના મહાભારતમાં પણ મળી આવે છે. શાંતિ પર્વ અધ્યાય ૮૫ માં अष्टानां मंत्रीणा मध्ये मंत्र राजोपधारयेत् આવું એક વચન મળી આવે છે. તે ઉપરથી અષ્ટ પ્રધાન એ સંસ્થા ખૂબ જુની હશે, એવું અનુમાન થાય છે. એવો અભિ પ્રાય રા. બ. ચિં. વિ. વૈદ્ય ધરાવે છે. પણ આ આઠ મંત્રી કયા તેનો ઉલ્લેખ મહાભારતમાં ક્યાં એ કરેલો જણાતો નથી. સભા પર્વ અધ્યાય પાંચમાં તો એક ઠેકાણે સાત 'પ્રકૃતિ' કઇ તેનો કોઈ ઠેકાણે જણાવ્યું નથી. પરંતુ શ્રી વૈદ્યના મતાનુસાર મુખ્ય સચિવ, સેનાપતિ પુરોહિત, જાસુસ, દુર્ગાધ્યક્ષ, જ્યોતિષો અને વૈદ્ય એટલા અધિકારી રાજા પાસે હોવાજ જોઇએ. કચિચ- દાધ્યાયના એક શ્લોકમાં રાજા પાસે અઢાર અધિકારી કહયા છે, તે ટીકાકારે તેમના નામ આ પ્રમાણે આવ્યા છે. (૧) મંત્રી અથવા મુખ્ય પ્રધાન, (૨) પુરોહિત, (૩) યુવરાજ (૪) સેનાપતિ અથવા ચમૂપતિ, (૫) દ્વારપાલ અથવા પ્રતિહારી, (૬) અંતર વેશક અથવા અન્તર્ગૃહનો અધિકારી, (૭) કારા ગૃહાધિકારી, (૮) કોશાધ્યક્ષ (૯) ન્યાયાધિકારી (૧૦) પ્રદેષ્ટા,(૧૧) રાજધાનીનો અધિકારી (૧૨) કામની સોંપણી કરનાર અધિકારી, (૧૩) ધર્માધ્યક્ષ, (૧૬) દુર્ગાધ્યક્ષ (૧૭) સીમાધ્યક્ષ, (૧૮) અરણ્યાધ્યક્ષ વગેરે છે. બીજા એક સ્થાને ૧૪ અધિકારીઓનાં નામ આપ્યા છે. તે નીચે મુજબ છે. (૧) દેશાધિકારી, (૨) દુર્ગાધિકારી, (૩) રથાધિપતિ, (૪)ગજાધિપતિ, (૫)અશ્વાધિપતિ, (૬) શૂરસૈનિક, (૭) અંતરપુરાધિકારી, (૮) અન્નાધિપતિ, (૯) શાસ્ત્રાધિપતિ, (૧૦) સેનારાણક, (૧૧) આગવ્યયા ધિપતિ, (૧૨) ધનાધિપતિ, (૧૩) ગુપ્ત જાસુસ, (૧૪) મુખ્ય કામગાર. (મહાભારતનો ઉપસંહાર, પાનું ૨૯૨).

મહાભારતની માફક મનુ સ્મૃતિમાં પણ રાજા- એ સાત કે આઠ મંત્રો નીમીને તેમની સલાહ પ્રમાણે ચાલવું, એમ મોઘમ જણાવ્યું છે. (અ૦ ૭ શ્લોક ૫૪-૫૭) એના પછી મુસલમાની રાજ્ય કારભારમાં પણ તેમના ગ્રંથકારોએ જણાવ્યા મુજબ આ પ્રમાણેનું શિવાજી જેવું પ્રધાનમંડળ નહતું, એમ બતાવાય છે પ્રધાનમંડળની સ્થાપના સાથે તેના નિભાવ માટે કેટલાક વિશેષ પ્રકારના અધિકાર જુદા જુદા અદવા એકત્રપણે પ્રધાન મંડળને આપવા પડે છે પરંતુ પોતાના અનિયંત્રિત આચાર ઉપર દાબ આણે એવી સત્તા કે અધિકાર પ્રધાનમંડળને આપવા જેટલી ઉદારતા મુસલમાન રાજાઓમાં ન હતી. આ બધી વાતોનો વિચાર કરતાં શિવાજીએ પ્રાચીન ધર્મશાસ્ત્રને અનુસરીને, તેમાં પોતાની બુદ્ધિ વાપરી તથા પોતાના સલાહ આપનારાઓની સલાહ લઈને દેશકાલને અનુસરતી યોજના તેણે નવીન કરી એમ લાગે છે.

**શિ વા જી ની વ્ય વ સ્થા** :– અષ્ટ પ્રધાનની નીમણુંક શિવાજીએ કયારે કરી તે નિશ્ચિતપણે કહી શકાતું નથી. સ્વરાજ્યનો આરંભ થયા પછી જેમ જેમ જરૂર પડતી ગઇ, તેમ તેમ નવા નવા અમલ- દારો તેણે નીમ્યા હશે, એમ જણાય છે. ઇ. સ. ૧૬૪૦ થી ૧૬૪૫ માં માવળના રાજ્ય કારભાર વ્યવ- સ્થિત કરતાં કેટલાક અધિકારી ઉત્પન્ન થયા. દેશ- મુખોને અનુકૂળ કરી લેવામાં જે અત્યન્ત ઉપયોગી થઈ પડયો, તેને ડબીર અથવા ઉક્તિ અભિજ્ઞ એ હોદ્દો આપવામાં આવ્યો. જે અમલદારે દેશમુખ ને હંફાવ્યો ને તેને પોતાની સાથે જોડી રાખ્યો તેને પેશવાઇ અથવા મુખ્ય પ્રધાનપદ આપવામાં આવ્યું. જે સૈન્યે લુટારૂઓને હંફાવ્યા તેમની વ્યવસ્થા માટે સબનીસ નીમવામાં આવ્યો. પછી વધારે મુલક કબજામાં આવવાથી જમા ખરચનું કામ વધ્યું ને તેથી મજમુદારની જગ્યા ઉઘાડવામાં આવી. આ જ રીતે સુરનીસ, સરનૌબત, ચિટનીસ, ફડણીસ, વગેરે નાના મોટા અધિકારીઓ, અસ્તિત્વમાં આવ્યા. શરૂ- આતમાં તેમના નામ ફારસી હતાં. પણ પાછળથી પોતાના હિંદી રાજ્યને પૂર્ણ સ્વરૂપ આપવા માટે તેણે સંસ્કૃત નામેનો ઉપયોગ કર્યો. અષ્ટ પ્રધાનનાં ફારસી સંસ્કૃત નામ, તેમનાં કામ, ને પગાર આગળ આપ્યા પ્રમાણે હતાં.

| ફારસીનામ | સંસ્કૃત નામ | કામ |
|---|---|---|
| પેશવા | પંત પ્રધાન | મુખ્ય દીવાનગીરી |
| મજમુદાર | પંત અમાત્ય | મુલકી હિસાબ |
| સુરનીસ | પંત સચીવ | દફતર સાચવણી |
| વાકનીસ | મંત્રી | ખાનગી કારભાર |
| ડબીર | સુમંત | પરરાજ્ય વ્યવહાર |
| સરનૌબત | સેનાપતિ | લશ્કરી વ્યવસ્થા |
| | ન્યાયાધીશ | ન્યાય ખાતું |
| | પંડિતરાવ | શાસ્ત્રાર્થ ને દાનધર્મ |

તેમના વાર્ષિક પગાર અનુક્રમે નીચે પ્રમાણે છે.

૧૫,૦૦૦ હોન
૧૨,૦૦૦ હોન
૧૦,૦૦૦ હોન
૧૦,૦૦૦ હોન
૧૦,૦૦૦ હોન
૧૦,૦૦૦ હોન
૧૦,૦૦૦ હોન
૧૦,૦૦૦ હોન

ઉપર આપેલા પ્રધાનોમાંથી પંડિતરાવને ન્યાયાધીશ આ બે પ્રધાનો સિવાય બાકીનાને લશ્કરી સિપાહગીરી લેવું પડતું. આ દરેક પ્રધાનને એક મુતાલિક આપવામાં આવતો. પ્રધાન સ્વારી પર જતો ત્યારે તેની પાછળ તેના બધા કામની વ્યવસ્થા આ મુતાલિકને કરવી પડતી મુતાલિકની નીમણુક સરકાર તરફથી થતી ને તેમના માલિકના શિક્કા વિગેરે તેમની પાસેજ રહેતા. છતાં મહત્વના કામ પ્રસંગે તેઓ પોતાના ઉપરીને પૂછ્યા વિના તે કામનો નિકાલ કરી શકતા નહિં. પ્રત્યેક ખાતામાં વળી આઠ ઉપ અધિકારીઓ રહેતા. તેમનાં નામ ને કામ આગળ આપ્યા છે.

(૧) કારભારી. તે પોતાના ખાતાનો બધો કારભાર તપાસતો.

(૨) મુજમુદાર. તેની પાસે જમા ખરચનું કામ રહેતું.

(૩) ફડનીસ. એ મજમુદારના હાથ નીચે રહેતો.

(૪) સબનીસ કે દફતરદાર. એ દફતરો સાચવતો.

(૫) ચિટણીસ. પાસે બધો પત્ર વ્યવહાર રહેતો

(૬) કારખાનનીસ. તેની પાસે કોઠાર, દાણો વિગેરેની વ્યવસ્થા રહેતી.

(૭) જામદાર. તેની પાસે નગદ નાણું સિવાય બધી મૂલ્યવાન વસ્તુઓ રહેતી.

(૮) પોતનીસ. તેના તાબામાં બધી રોકડ રહેતી આ બધા કામદારોના હાથ નીચે બેશક નાના મોટા અનેક કારકુનો કામના પ્રમાણમાં રહેતા. એ ઉપરાંત ખુદ હજુર પાસે એક ચિટણીસ, એક ફડનીસ એક પારસનીસ અને એક પોતનીસ એટલા અધિકારીઓ સ્વતંત્ર રીતે રહેતા

**પ્રધાન મંડળમાં દરેકનો દરજ્જો:—** અષ્ટ પ્રધાનમાં પેશવા એ મુખ્ય હતો ને તેની હકુમત બધા પ્રધાનો ઉપર રહેતી. તેનો દરજ્જો રાજાથી નીચે ને તેનું બેસવાનું સ્થાન સિંહાસનની નીચે જમણી બાજુએ પહેલું રહેતું. મુલકીને લશ્કરી એ બન્ને ખાતામાં તેની નજર રહેતી. એટલુંજ નહિં, તો રાજ્યની તમામ ખટપટો તેની દેખરેખ નીચેજ ચાલતી. સેનાપતિ પાસે આખા લશ્કરનો અધિકાર હતો, તેની જગ્યા ડાબી બાજુએ પહેલી હતી. અમાત્ય, સચીવ અને મંત્રી એ પેશવાની નીચે અનુક્રમે બેસતા. તેમ સામંત, પંડિતરાવ ને ન્યાયાધીશ ડાબી બાજુએ સેનાપતિ નીચે અનુક્રમે બેસતા. એમ ચીસાયત કાર લખે છે. છતાં મલ્હારરાવ કૃત રાજનીતિમાં પ્રધાનોનો બેસવાનો અનુક્રમ જુદી રીતે આપેલો છે. જમણી બાજુએ મુખ્ય પ્રધાન, અમાત્ય, સચીવ અને સુમંત, ને ડાબી બાજુએ પંડિતરાવ, સેનાપતિ, મંત્રી ને ન્યાયાધીશ એમણે અનુક્રમે બેસવું એવો ક્રમ આ પુસ્તકમાં આપ્યો છે.

અષ્ટ પ્રધાનની સંસ્થાને રાજ્યાભિષેક વિધિમાં સમાવિષ્ટ કરીને તેને ધાર્મિક સ્વરૂપ કેવી રીતે અપાયું હતું, તે શિવાજીના રાજ્યાભિષેકને લગતી જે માહિતી ઉપલબ્ધ છે, તે પરથી જાણી શકાય છે. આ રાજ્યાભિષેકને વખતે સિંહાસનની ચારે બાજુએ આ અષ્ટ પ્રધાનો હાથમાં સુવર્ણકલશ લઈને ઉભા હતા. પૂર્વ દિશામાં મુખ્ય પ્રધાન મોરોપંત પિંગળે સુવર્ણ કલશને હાથમાં લઈ ઉભો હતો. દક્ષિણ તરફ સેનાપતિ હંબીરરાવ મોહિતે દુગ્ધપૂર્ણ રૌપ્ય કલશ લઈ ઉભો હતો. પશ્ચિમે રામચંદ્ર નીલકંઠ દધિદુગ્ધ પૂર્ણ તામ્ર કલશ લઇ ઉભો હતો. ઉત્તરે છાંદોગ્યામાત્ય પ્રધાન રઘુનાથ પંડિતરાવ મધુપૂર્ણ સુવર્ણ કલશ લઇને ઉભો હતો. તેની પાસે મૃણ્મય કુંભમાં સમુદ્રજલ ને મહાનદીઓનું જલ ભરી મૂકેલું હતું. ઉપદિશાઓમાં અગ્નિ તરફ અણ્ણાજી દત્તો પાંડ્ય

સચીવ છત્ર લઈ ઉભો હતો. નૈઋત્યમાં જનાર્દન પંડિત સુમંત વ્યજન લઈ ઉભો હતો. વાયવ્યમાં હતો ત્રિમલ મંત્રી ચામર લઇને ઉભો હતો. ઈશાન દિશાએ બાળાજી પંડિત ન્યાયાધીશ બીજું ચામર લઇને ઉભો હતો. 'મલ્હારરામ રાવ' કૃત રાજનીતિમાં મુખ્ય પ્રધાન બ્રાહ્મણ, સેનાપતિ ક્ષત્રિય, ને અમાત્ય વૈશ્ય હોવો જોઇએ, એવો એક નિમય લખેલો છે.

નવા અમલદારોનો વધારો:—જુદાં જુદાં કામની વહેંચણી થઇને તેમની જવાબદારી વહેંચાઈ જાય, ને દરેકને જુદું જુદું કામ મળવાથી તેમાં તે પૂર્ણ નિપુણતા પ્રાપ્ત કરી શકે, એટલા માટે શિવાજીએ આ પ્રધાનમંડળ અસ્તિત્વમાં આણ્યું હતું. આ યોજનામાં દૂરદર્શીત્વ હોવાથી સ્વરાજ્ય રક્ષણ ને સ્વરાજ્ય સંવર્ધન એ બન્ને કાર્યો શિવાજી ને તેના વંશનો કરી શકયા. ઔરંગઝેબ જેવા બલવાન શત્રુની સાથે સામનો કરી તેને હરાવીને વિજય પ્રાપ્ત કરાવવાનાં આ યોજના ઘણી ઉપયોગી નીવડી. શિવાજીના મૃત્યુ પછી સંભાજીએ આ અષ્ટપ્રધાનની યોજના ભાંગી નહિં. કે તેના કાર્ય કર્તાઓમાં ફેરફાર કર્યો નહિં, પણ તેની પાસે જવાને છંદોગામાત્ય કલુશા સિવાય કોઈ હિંમત ન કરતું હોવાથી ઘણાંખરાં કામો કલુશાનીજ ઇચ્છા પ્રમાણેજ થતાં. રાજારામની કારકીર્દીમાં વધારે લાયક માણસો ઉત્પન્ન થવાથી તેમને માટે બે વધારે સ્થાનો ઉભાં કરવામાં આવ્યાઃ એક પંત પ્રતિનિધિ ને બીજું હુકુમત પન્હા પંત પ્રતિનિધિનો અધિકાર બધા પ્રધાનો ઉપર ચાલતો હોવાથી તેનો પગાર પણ સૌથી વધારે એટલે ૧૫,૦૦૦ હોન જેટલો હતો હુકુમત પન્હાએ હોદ્દો રાજારામે ઉભો કરેલો તેનો અધિકાર આખા મહારાષ્ટ્રના સ્વરાજ્યમાં ચાલવાનો હોવાથી તેનો હુકુમ તોડવાની પ્રત્યક્ષ રાજાને પણ છુટ ન હતી.

નામધારી જાગીરદારોનું રૂપાંતરઃ—રાજારામના અમલમાં અષ્ટપ્રધાનની વ્યવસ્થામાં મુખ્ય ફેરફાર એ થયો કે પ્રધાનોને સ્વરાજ્ય સંસ્થાપનાના કામમાં ઉત્સાહ આવે તે માટે તેણે તેમને જાગીરો આપી. તેનું પરિણામ એ થયું કે પાછળથી જ્યારે કુલસત્તા પેશવા પાસે ગઈ ત્યારે રાજ્યકારભારની વહેંચણી માટે અસ્તિત્વમાં આણેલા પ્રધાનો નાની મોટી જાગીરોના મનસબદારો થઈ ગયા શાહુની કારકીર્દીમાંજ આ સંસ્થા બહુ ઉપચારિક સ્વરૂપની થઈ રહી. ને તેની પછી તે નામશેષ થઈ ગઈ.

અષ્ટ પ્રધાનોની તે સરદારોની નીમણુકો પહેલાની માફક ચલાવવી એવી શાહુની આજ્ઞા હતી ખરૂં જોતાં હાલમાં તો તેનું નામ માત્ર રહ્યું હતું. બધો અધિકાર પેશ્વાના હાથમાં હતો. સચીવ, પ્રતિનિધિ, અમાત્ય અને સેનાપતિ તદ્દન અશક્ત થઈ પડયા હતા. બીજા પ્રધાનોનું મહત્વ તો કયારનુંય નાશ પામ્યું હતું. નવા સરદારો આગળ આવતા હતા. આ સંજોગોમાં જુની વ્યવસ્થા આગળ નીભાવવી મુશ્કેલ હતી, આ વાત પેશવાને બીજા સમજ્યા વિના નહિંજ રહ્યા હોય. પણ શાહુના છેલ્લા દિવસોમાં એ વિષે વાટાઘાટ કરવી એ તેથીય વધારે મુશ્કેલ હતું. શાહુની આજ્ઞા એટલા પૂરતી હતી કે રાજકારભાર એક તંત્રીને એક હથ્થુ ન થઇ જાય. અને એ હેતુ સાચવવાનો પ્રયત્ન પેશ્વા બને તેટલો કરતો હતા. જુના કુટુંબોમાં કાર્યકર્તા માણસો નથી, એ કારણથી તેમના વતન ખાલસા કરવાથી નાહકનો ક્ષોભ થશે, એમ સમજી પેશવા નવો ફેરફાર કરવાની ઉતાવળ કરતો ન હતો. છતાં બની શકે તે ફેરફાર તે કરી રહયો હતો.

(સંદર્ભ ગ્રન્થ મરાઠી રિયાસત, મહાભારત ઉપસંહાર; મલ્હારરાવ કૃત રાજનીતિ, મનુસ્મૃતિ, પારસનીસ ને કીંકડે, હિસ્ટરી ઓફ ધી મરાઠાસ ભાગ. ૧ લો.).

**અષ્ટભાવ:**—શરીરના આઠ ભાવ છે, ને તે સત્ત્વ ગુણને દર્શાવનારા છે, એમ મનાય છે. તે નીચે પ્રમાણે છે સ્તંભ, સ્વેદ, રોમાંચ, સ્વરભંગ કે વૈસ્વર્ય વેપથુ અથવા કંપ વૈવર્ણ્ય, અશ્રુપાત અને પ્રલય.

**અષ્ટભૈરવ:**—ભૈરવ એટલે ભયંકર. તે શંકરનું નામ છે. છતાં ભૈરવને શિવના ગણમાંની વિશિષ્ટ દેવતા તરીકે ગણવામાં આવે છે. તેના આઠ સ્વરૂપ છે. ને તે બધાં ભયંકર સ્વરૂપનાં છે. (૧) અસિતાંગ, કાળા અવયવ વાળો, (૨) સંહાર નાશ, (૩) રુરુ, કુતરો, (૪) કાલ, (૫) ક્રોધ, (૬) તામ્રચૂડ, લાલ કલગી વાળો, (૭) ચંદ્રચૂડ, (૮) મહા. આ નામોમાંથી કેટલાંકને બદલે કપાલ, રૂદ્ર, ભીષણ, ઉન્મત્ત કુપતિ વિગેરે નામો પણ જોવામાં આવે છે. આ સ્વરૂપોનાં શિવ કોક વાર કુતરા પર ચઢીને ભ્રમણ કરતો હોય છે, ત્યારે તેને "શ્વાશ્વ" (કુતરો જેનો અશ્વ છે, તે) એમ કહેવામાં આવે.

**અષ્ટમંગલ:**—આ સંસ્થા શ્રૌતસ્માર્ત ધર્મમાં નથી, પણ પૌરાણિક ધર્મમાં છે. અષ્ટ મંગલ એટલે આઠ મંગલદાયક વસ્તુઓનો સમુદાય સિંહ, વૃષભ, ગજ, પૂર્ણોદક કુંભ, વ્યંજન, ધ્વજ, વાદ્ય ને

દીપ એ આઠ વસ્તુઓ (અષ્ટમંગલ) રાજ્યાભિષેકને વખતે વપરાય છે. બ્રાહ્મણ, અગ્નિ, ગાય, સુવર્ણ, ઘૃત, સૂર્ય, જલ અને રાજા એમને પણ અષ્ટમંગલ ગણવામાં આવે છે. (મંગલ જુઓ).

**અષ્ટમહારોગઃ**—આ શબ્દ વાગ ભટે પ્રચારમાં આણ્યો. તે ગ્રન્થમાં વાતવ્યાધિ, અશ્મરી, કૃચ્છ (કે કુષ્ઠ), મેહ, ઉદર, ભગંદર, અર્શ, સંગ્રહણી, (કે ગ્રહણી) એ અષ્ટ મહારોગ કહેવાયા છે.

**અષ્ટમહાસિદ્ધિઃ**—અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વા, વશિત્વા એ અષ્ટ મહાસિદ્ધિઓ કહેવાય છે.

**અષ્ટમર્યાદાગિરિઃ**—હિમાલય, હેમકૂટ, નિષધ, ગંધમાદન, નીલ, શ્વેત, શૃંગવાન, અને માલ્યવાન એ આઠ મહાગિરિ જંબુ દ્વિપમાં ભારતાદિ નવ વર્ષ (વિભાગ) કરાવવાના કારણ રૂપ છે. આને વિષે અનેક પુરાણોમાં ઉલ્લેખ છે.

**અષ્ટમાંગલ્યઃ**—ત્રણ વર્ણ માટે એક સંસ્કાર. સોળ સંસ્કારમાંનો જો ગર્ભાધાન સંસ્કાર વખત સર ન કરવામાં આવ્યો હોય, તો ગર્ભિણી સ્ત્રીને આઠમે મહિને આ સંસ્કાર કરાવવામાં આવે છે. એ સંસ્કાર સૂત્રોક્ત નથી. પણ રૂઢી છે. છતાં તેનો ઉલ્લેખ સંસ્કાર કૌસ્તુભ નામના ગ્રંથમાં મળે છે. સૂત્રોક્ત સોળ સંસ્કારમાં એની ગણના કરવામાં નથી આવી. વ્યવહારમાં તેને આઠાંગુલી, કે આષ્ટાંગુળ એ નામે ઓળખે છે. ગર્ભાધાન સંસ્કારને આભાવે તેની પછી આવનારા પુંસવનને સીમંતોન્નયન એ બન્નેને જોડીને આ સંસ્કાર કરવામાં આવે છે. એમાંના બધા વિધિ ગર્ભાધાનની જેમ ઋતુશાંતિ સાથે કરવામાં આવે છે. પ્રથમ ગર્ભાધાનને તે પછી પુંસવનને સીમંતોન્નયનના સંસ્કાર વિધિસહ કરવામાં આવે છે.

**અષ્ટમીઃ**—મુંબઇ ઈલાકો કોલાબા જીલ્લો-રોહા મ્યુનિસિપલ હદમાં આ ગામ છે. ત્યાં એક સુંદર સરોવર છે. વસ્તીમાં ઇસ્રાએલ લોક ઘણા રહે છે. શિવાજી પાસે રાયગડ મુકામે આવેલો ઑક્સડન નામનો અંગ્રેજ વકીલ આ ગામને ઍંશ્થમી એમ સંબોધે છે. (ઈ. સ. ૧૬૭૩ ઑર્મ હિસ્ટોરીકલ ફ્રેગ્મેંટસ, ૨૧૫, ફ્રાયર ન્યુ એકાઉંટ ૭૭) ૧૭૭૧માં ચેઉલ નદીના કીનારા પાસેથી કેટલેક અંતરે આવેલું અગત્યનું ગામડું. એનો ઉલ્લેખ ઓરીએંટલ મેમોઈર્સ (૧-૨૧૧) માં ફૉર્બ્સે 'ઉસ્તોમ' તરીકે કર્યો છે.

**અષ્ઠ યોગિનીઃ**—દુર્ગા દેવીની આઠરાક્ષસી પરિચારિકા. તેમનાં નામ મંગલા, પિંગલા, ધન્યા, ભ્રામરી, ભદ્રિકા, ઉલ્કા, સિદ્ધા, અને સંકટા. બીજો એક પાઠ છે તે આ પ્રમાણે છે. માર્જની, કર્પૂરતિલકા, મલયગંધિની; કૌમુદિકા; ભેરૂંડા; માતાલિ; નાયકા; અને જયા અથવા શુભાચારા. આ ઉપરાંત સુલક્ષણા અને સુનંદા એ નામ પણ ક્યાંક ક્યાંક જોવામાં આવેછે.

**અષ્ઠ વસુઃ**—વસુનો ઉલ્લેખ વેદોમાં છે. તેમનું પૌરાણિક મહત્ત્વ વૈદિક સ્વરૂપ કરતાં જુદી જાતનું છે. પૌરાણિક સ્વરૂપ નીચે પ્રમાણે છે. વૈવસ્વત મન્વંતરના ધર્મઋષિ તેમનાથી પ્રાચતેસ દક્ષકન્યા વસુ થઈ તેમ થએલા વસુ સંજ્ઞાવાળા આઠદેવ તે આજના સત્યવિધ દેવોમાં પાંચમાં દેવ છે. તેમના નામ ધર, ધ્રુવ, સોમ, અહઃ અનિલ, અનલ, પ્રત્યૂષ, અને પ્રભાસ છે. (ભારત આદિ અ. ૬૬) પુરાણોમાં એજ નામ હોવા ઉપરાંત કેટલાંક બીજાં નામો પણ છે ભાગવતમાંદ્રોણ, વસુ, વિભાવસુ એનાંમો છે.

**અષ્ઠ વાયનઃ**—આનો દાનખંડમાં ઉલ્લેખ છે. આખી હળદર, સોપારી, દક્ષિણા, ખંડ, સુપડું બંગડી, અનાજ, ને કાચમણી (કોડી) આ આઠ વસ્તુ એ સૌભાગ્ય પ્રાપ્તિ માટે આઠ બ્રાહ્મણને વાહન રૂપે આપવાની હોય છે.

**અષ્ઠ વિનાયકઃ**—શ્રીગજાનન વિષે માહિતી આવીશકે, એવાં બે પુરાણ છે. એક ગણેશપુરાણ અને બીજું મુદ્ગલ પુરાણ આ બાન્નેમાંથી મુદ્ગલ પુરાણમાંજ અષ્ટ વિનાયક ને લગતી વિશેષ માહીતી મળી આવે છે. અષ્ટ વિનાયક સંબંધી જે સુપ્રસિદ્ધ શ્લોક છે, તે નીચે પ્રમાણે.

स्वस्ती श्री गणनायकं गजमुखं मोरेश्वरं सिद्धिदं
बल्लाळं मुरुलं विनायक मंढ चिंतामणि स्थेवरम् ।
लेण्याद्रि गिरिजात्मकं सुवरपं विघ्नश्वरमोझरम्
ग्रामोरांजण संस्थितो गणपतिः कुर्यात् सदामंगलम्.

આ શ્લોક મૂળ ગ્રંથમાં કયાં છે તે માલમ પડતું નથી. ઉપર આપેલો શ્લોક વ્યાકરણ દૃષ્ટિથી ઘણો અશુદ્ધ છે. અષ્ટવિનાયક વિષે ભૌગોલિક માહિતી ઉપરનાશ્લોકને આધારો નીચે આપેલી છે

| દેવતાનામ | સ્થાન | જીલ્લો |
|---|---|---|
| મોરેશ્વર ગણનાથ | મોરગામ | પુણા (જેજુરીપાસે) |
| બલ્લાળેશ્વર | મુરૂડ (પાલી) | કોલાબા (બોપવાળી પાસે) |
| વિનાયક | મઢ | કોલાબા (કર્જત પાસે) |
| ચિંતામણિ | થેઉર | પુણા (લોણી પાસે) |

| | | |
|---|---|---|
| ગિરિજાત્મક | લેણ્યાદ્રિ | પુણા (જુન્નર પાસે) |
| વિઘ્નેશ્વર | ઓઝર | પુણા (જુન્નર પાસે) |
| ગણપતિ | રાંજણગાંવ | પુણા (પુણા નગર રસ્તા પર) |
| ગજમુખ | સિદ્ધટેક | નગર (દૌંડ પાસે) |

આ ઉપર થી જોતાં એક સ્થાન નગર જીલ્લામાં, એ સ્થાન કોલાબા જીલ્લામાં ને બાકીનાં પાંચ સ્થાન પુણા જીલ્લામાં છે. દેવાલયો તરફ જોતાં (પાલી) નું દેવાલય વિશાળ, પત્થરનું બાંધેલું અને ચારે બાજુયે પત્થરો વડે જડેલું છે. આજ જાતનાં દેવાલયો થેઉર ને મોરગામમાં છે છતાં બધે નથી પાલીનુ દેવાલય મોરોદાદાં ફડણીસે બંધાવ્યુ. આ મોરોબાદાદા નાના ફડણીસ ના સમયમાં થઇ ગયા એટલે પાલીનું મંદિર ઇ. સ. ૧૭૭૫–૧૮૦૦ માં બંધાયેલું હોવું જોઇએ. થેઉરને મોરગામમાં મંદિરો વિષે "તીર્થયાત્રા પ્રબંધ" નામના ગ્રંથમાં નીચે ઉતારેલી માહિતી આપેલી છે.

"થેઉર:—ગામમાં અષ્ટવિનાયકોમાંનું એક સ્થાન છે. અહિ મૂલામુઠા નદી છે. અહિનું ગણુપતિનું દેવળ સુંદર તે ભવ્ય છે. માધવરાવ પેશવાએ બદામીનો કિલ્લો જીતી લીધા પછી આ દેવાલયમાં લાકડાનો મંડપ તૈયાર કરાવી આપ્યો તે હાલમાં જીર્ણ થઇ ગયા છે. આજ ઠેકાણે ગણુ પતિની સામે માધવરાવ પેશ્વા કૈલાસવાસી થયા. તેમનાં પત્ની રમાબાઇ જ્યાં સતી થયાં, તે સ્થાન પણુ અહિં નદી કિનારે છે. તે ઠેકાણે આજે તુલસી વૃંદાવન દેખાય છે. (તીર્થયાત્રા પ્ર. પા. ૧૧૯).

"મોરગામ:—એ ગામમાં ગણપતિનું સ્થાન છે. ગણપતિની ભવ્ય મૂર્તિ છે. પણુ તેના અવયવ સ્પષ્ટ રીતે દેખાતા નથી. ગણુપતિને મયૂરેશ્વર નામે ઓળખાવામાં આવે છે. આ દેવના ઉપાસક પુણા જીલ્લામાં ઘણા છે. તીર્થસ્થાન કમંડલુ નદી પહે ગણાય છે. તે આજે કહ્રા નામે ઓળખાય છે. એમ મનાય છે કે બ્રમ્હદેવના કમંડલુમાંથી આ નદી ઉત્પન્ન થઇ છે અહિના લોકોનો મોટો ભાગ ગણપતિના ઉપાસક હોવાથી ગણપતિની પૂજા અહીં કરી સંકષ્ટ ચતુર્થીનું વ્રત કરે છે. આ ક્ષેત્રનો મહિમા મુદગલ પુરાણમાં અતિશય રીતે વર્ણવ્યા છે દેવાલયમાં એક વૃક્ષ છે જેને ભાવિક જનો કલ્પવૃક્ષ તરીકે ઓળખે છે. ભાદરવા સુદી ચોથને દિવસે અહિ મેળો ભરાય છે ને મોટો ઉત્સવ થાય છે." (તીર્થયાત્રા પ્ર. પા. ૧૮૩).

**અષ્ટવિવાહ:**—સૂત્રગ્રન્થોમાં વિવાહના આઠ પ્રકાર કહ્યા છે. તે નીચે પ્રમાણે (૧) બ્રાહ્મ, (૨) ગાન્ધર્વ, (૩) રાક્ષસ, (૪) દૈવ (૫) આર્ષ, (૬) પ્રાજાપત્ય (૭) અસુર, (૮) પૈશાચ તેમની વ્યાખ્યા સંક્ષેપતઃ આવી છે. બ્રાહ્મ: સાલંકૃત કન્યાદાન થી થયેલો વિવાહ ગાંધર્વ. વધૂવરની સંમતિ થી થએલો વિવાહ. રાક્ષસ બલાત્કારે હરણુ કરીને કરેલો વિવાહ. દૈવ. વિધિપૂર્વક કન્યાદાન થી થએલો વિવાહ. આર્ષ ગાય કે બળદ લઇને કરેલો કન્યાર્પણ પછીનો વિવાહ પ્રાજાપત્ય. પ્રજોત્પાદન માટે કન્યાર્પણુ પછીનો વિવાહ અસુર. પૈસા અપીને કન્યા લેવી તે પછીનો વિવાહ. પૈશાચ: કન્યા ચોરીને તેની સાથે થએલો વિવાહ.

આને વિષે ધર્મ સિંધુ તૃતીય પરિચ્છેદ પૂર્વાર્ધમાં અને વિજ્ઞાનેશ્વરમાં સવિસ્તર હકીકત આપી છે. આ ઉપરાંત "વિવાહ" એ લેખ જુઓ.

**અષ્ટાગર:**—આ નામ હજી હમણાંજ પ્રચારમાં આવ્યું હોય એમ લાગે છે. આક્ષી, રોહિળ, ચૌલ, થળ, નાગામ, રેવદંડા વિગેરે આઠ આગર મળીને થયેલા મુલકને શરૂઆતમાં અષ્ટાગર એ શબ્દ લગાડવામાં આવ્યો આ બધામાં ચૌલ સૌથી જુનું હોય એમ લાગે છે. (વિ. વિ. પુ. ૨૨ પૃ. ૧૦૧.)

**અષ્ટાંગ:**—આ શબ્દવડે શરીરના કયાં આઠ અંગને ઉદ્દેશવામાં આવ્યા છે. તેનો સ્પષ્ટ રીતે ઉલ્લેખ કયાંય નથી. તે વિષે એક મતપણુ નથી. બે હાથ, છાતી, કપાળ, બે આંખો, ગળું, કમ્મર, અથવ હાથ, પગ, ઘૂંટણુ, છાતી અને કપાળ (અથવા વાણી અને મન) એમ આઠ અંગ ગણવામાં આવે છે. પૂજા પ્રકરણમાં જે આઠ અંગ છે, (સાષ્ટાગ દંડવત) તેમાં હાથ, પગ, ઘૂંટણુ, માથું, છાતી, વાણી, દૃષ્ટિ અને મન એ અષ્ટાંગ તરીકે ગણવામાં આવ્યા છે.

વૈદકમાંનાં અષ્ટાંગ—શલ્ય, શાલાક્ય, કાયચિકિત્સા, ભૂતવિદ્યા, કૌમારભૃત્ય, અગદતંત્ર, રસાયનતંત્ર અને વાજીકરણુતંત્ર.

સ્મૃતિમાંનાં અષ્ટાંગ:—કાયદો, ન્યાયાધીશ, પંચ, લેખક, જ્યોતિષ, સુવર્ણ, અગ્નિ અને પાણી.

પૂજામાંનાં અષ્ટાંગ:—પાણી, દૂધ, ઘી, દહિં, દર્ભ, ચોખા, જવ અને સર્ષપ.

મૈથુનમાં અષ્ટાંગ:—સ્મરણુ, કીર્તન, ક્રીડા, દર્શન, ગુહ્યભાષણ, ચિંતન નિશ્ચય, સંયોગ.

યોગમાં અષ્ટાંગ:—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ.

**બુદ્ધિના અષ્ટાંગ** :—શુશ્રૂષા, શ્રવણ, ગ્રહણ, ધારણ, ચિંતન, ચર્ચા, અર્થ વિજ્ઞાન તત્વજ્ઞાન.

**અષ્ટાંગ હૃદય**:—વાગ્ભટકૃત વૈદકવિષયનો ગ્રંથ "વાગ્ભટ" જુઓ.

**અષ્ટાધિકાર** :—જલાધિકાર, સ્થલાધિકાર, ગ્રામાધિકાર, કુલલેખન, પ્રશાસન, દંડવિધિનિયોગ, પૈરોહિત્ય, જ્યોતિષ, આ પ્રમાણે આઠ ખાતાં પૂર્વકાળમાં ગામડામાં રહેતાં ગામની વ્યવસ્થામાટે તેમનીજરૂર રહેતી.

જલાધિકાર પ્રવાસીઓને અને સરકારી અમલદારોને પાણી પૂરૂં પાડવાનો અધિકાર.

સ્થલાધિકાર અનેક વસ્તીની જગ્યા નિશ્ચિત કરીને બતાવવી. આ અધિકાર ગામના મુખીપાસે રહેતો.

ગ્રામાધિકાર. નાના ગામડાંના વ્હેપાર હુન્નરને ઉદ્યોગ ઉપર તપાસ રાખવાનો અધિકાર. કુલલેખન. રૈયતની બરાબર નોંધ રાખવી ને સરકારી દફતર સાચવવું એ અધિકાર તલાટી સાચવતો.

પ્રશાસન. બેલીફનો અધિકાર.

દંડ વિધિનિયોગ મૅજીસ્ટ્રેટનો અધિકાર.

પૈરોહિત્ય. ગ્રામોપાધ્યાય કે કુલોપાધ્યાયનું કામ.

જ્યોતિષ. ગ્રામ જયોતિષનું કામ.

આ બધા અધિકાર બજાવનારા લોકોનાં રૂઢ નામ કોળી, પટેલ, દેશમુખ અથવા મહાજન, તલાટી વરતણીઓ, નગર શેઠ, પુરોહિત ને જોશી.

સ્નાન શૌચ, ભોજન, નિદ્રા વિગેરે શારીરિક નિક ક્રિયાઓને પણ કોઈક કોઈક ઠેકાણે આ શબ્દ લગાડે છે.

**અષ્ટાધ્યાયી** :—પાણિનીનો વ્યાકરણ ગ્રંથ. "પાણિની" જુઓ.

**અષ્ટાન્હિક પર્વ** :—આષાઢ, કાર્તિક અને ફાલ્ગુન એ ત્રણ મહિનામાં સુદી આઠમથી પુનેમ લગી જીન મંદિરમાં નંદીશ્વરબિંબની પૂજાઅર્ચા ચાલુ હોય છે. નંદીશ્વરદ્વીપમાં ચારે દિશાએ અકૃત્રિમ બાવન જીન ચૈત્યાલયો છે, આ ચૈત્યાલયોમાં પર મૂર્તિની કલ્પના કરીને દરેક દિશાએ ૧૩ મૂર્તિ બેસાડી પર તીર્થંકરોની એક પ્રતિમાં તૈયાર કરેલી હોય છે. ઘણુંખરૂં દરેક ચૈત્યાલયમાં તે હોય છે આ આઠ દિવસમાં પંચમેરૂની સ્થાપના કરીને તેની ઉપર નંદીશ્વરબિંબ મૂકી તેની પૂજા કરવામાં આવે છે. આ પર્વને નન્દીશ્વર પર્વ પણ કહેવામાં આવે છે (જૈન લોકોનો ઇતિહાસ, અનંતતનય કૃત ૧૯૧૮ બેલગામ)

**અષ્ટાવક્ર**:—એ કહોડ ઋષિનો પુત્ર હતો. ગર્ભમાં હતો ત્યારે આખો દિવસ ને રાત અભ્યાસ કરવા માટે તેણે પોતાના પિતાની મશ્કરી કરી, તેથી એના પિતાએ તેને શાપ દીધો ને તેને પરિણામે તે આઠ ઠેકાણે વાંકો થઇ ગયો. જનક રાજાના દરબારમાં વરુણપુત્ર બંદીએ આના પિતા કહોડને વિવાદમાં હરાવ્યો, એ વાત સાંભળતાંજ તે દરબારમાં ગયો ને બંદીને હરાવી પિતાને છોડાવી લાવ્યો પિતાએ ખુશ થઇ તેનું વક્ર શરીર સીધું કરી આપ્યું. અષ્ટાવક્રની કથા મહાભારતમાં (વનપર્વ અધ્યા. ૧૩૨) સવિસ્તર આપેલી છે.

**અષ્ટાવક્ર ગીતા** :—અવધૂતાનુભૂતિ અથવા અધ્યાત્મશાસ્ત્ર એ વેદાંત વિષયક સંસ્કૃત ગ્રંથ છે. અને તેની ઉપર પૂર્ણાનંદ તીર્થ, ભાસુરાનંદ, મુકુંદ વિશ્વેશ્વર, અધ્યાત્મ પ્રદીપ વિજ્ઞાનેશ્વર વિગેરે એ ટીકાઓ લખી છે. તંજાવરના 'સરસ્વતી મહાલ' નામે પુસ્તક સંગ્રહાલયમાં આ પુસ્તક ઉપર નીચેની ટીકાઓ છે. શિવરામકૃત અષ્ટાવક્ર ગીતાવૈદ્યનાથકૃત અષ્ટાવક્રી સૂક્ત ટીકા; સિદ્ધાન્ત ચિદંબરી.

**અષ્ટી**—મધ્યપ્રાંત વર્ધાજીલ્લાના આર્વી તહશીલમાં એક મોટું ગામ છે. ઉ. અ. ૨૧૦૧૨ અને પૂ. રે. ૧૮૦૧૧. લોક સંખ્યા લગભગ પાંચ હજાર. વર્ધાથી પર મૈલ દૂર વાયવ્ય ખૂણામાં સાતપુડા પર્વતની દક્ષિણ બાજુએ તળેટી નજીક આવેલું છે. પૂલગામ સ્ટેશનથી ૩૬ માઈલ ને આર્વીથી ૧૫ માઈલ દૂર છે. આર્વીથી અષ્ટ જતાં વચ્ચે તલેગામ આવે છે. આહીરોની કારકીર્દીમાં આ શહેર આબાદી ભોગવતું.

જહાંગીર બાદશાહે અષ્ટી આમનેર, પવનાર, અને તળેગામ એ પરગણાં મહમદખાન નિયાઝીને જાગીર પેટે આપ્યા. આ નિયાઝી અફગાન સરદાર હતો ને તેણે જહાંગીરની ને તેના પિતાજી ઠીક ઠીક ચાકરી કરી હતી એણે અષ્ટીનું પુનર્જીવન કર્યું ને આસપાસની જમીન સારી ખેતીને લાયક બનાવડાવી તેના પછી તેના પુત્ર અહમદને ત્યાં અમલ ચલાવ્યો એ બન્નેની કબરો ત્યાં બાંધેલી છે મહંમદખાનના કબર મોગલાઇ ઘાટની હોવા ઉપરાંત સુંદર છે; જ્યારે અહમદખાનની તેટલી બધી સારી નથી.

અહંમદખાનના મૃત્યુ પછી આભાગ મરાઠાઓની સત્તા નીચે આવ્યો. હાલમાં અહિં નિયાઝીઓ પાસે ઇનામી ખેતી સિવાય બીજું કશુંજ નથી.

અમેની બે કબરો પુરાતન હોવા થી મ્યુનિસિપાલિટી ને ખરચે સમારવામાં આવી છે.

નવાબ વાહિદખાન નિયાઝી વંશના હોવાથી સરકારે તેમને ઑનરરી મૅજીસ્ટ્રેટ બનાવ્યા છે. આ એક વ્હેપારી ગામ છે. અને ત્યાં દેશી કાપડ, અનાજ, ગોળ, મસાલાની વસ્તુઓ ને કપાસનો વ્હેપાર ઠીક ચાલે છે.

મ્યુનિસિપાલિટીએ કરેલાં સારા કામમાં નદીએ બંધ બાંધીને લોકોને ઉનાળામાં પાણી પુરૂં મળે, એ યોજના ખાસ ગણાવવા જેવી છે. આ ગામમાં નિશાળ છે, ને રવિવારે બજાર ભરાય છે. પોલીસ થાણું ને લોકલ બોર્ડની સરાઈ [ ધર્મશાળા] પણ છે. અહિં એક કપાસ પિલવાનું ને ગાંસડીઓ બનાવવાનું એમ બે કારખાનાં છે. [મ. પ્રાં. ગૅ. ૧૮૭૦ વર્ધા. ગૅ.]

**અષ્ટે**:—[મુંબઈ ઈલાકો.] સતારા જીલ્લો. આ ગામ વાળવા તાલુકામાં છે. ઈસ્લામપુરથી અગ્નિ દિશામાં ૧૨ માઇલ અને સતારાથી ૨૦ માઇલ છે. ત્યાની વસ્તી ૧૯૦૧ માં ૧૨૪૦૯ હતી. ઘણી ખરી વસ્તી હિંદુઓની છે. ત્યાં એક મ્યુનિસિપાલિટી છે. પૂર્વે કૃષ્ણાનદી વહે છે. ને પશ્ચિમે પેઠ—સાંગલી રોડ છે. ગામની ચારે બાજુએ કિલ્લો છે ને તેને દરેક દિશાએ એક દરવાજો છે, ગામમાં પોસ્ટ, દવાખાનું, કોર્ટ, અને અંગ્રેજી હાયસ્કુલ છે. કોટના કુવાથી ગામ દૂર હોવાથી દૂર રહેનારને પાણીની ખૂબ મુશ્કેલી પડે છે, અસ્પૃશ્યોને પણ પાણીનું ખૂબ દુઃખ છે. ઉનાળામાં તો કૃષ્ણાનદીનું પાણી આણવું પડે છે. લોકો ખેડુત હોવાથી ગામમાં વ્હેપાર થોડો છે. જમીન મહેસુલ ૩૦૦૦૦ રૂપિયાનું છે અહિંથી ૫ માઇલ ઉપર બાંધવાળું એક તળાવ છે પણ તેમાં પાણીના થર જમેલા હોવાથી પાણી એકઠું થતું નથી. તેના પશ્ચિમ ભાગમાં ભૈરવનાથનું દેવાલય છે. તેની અંદર પૂજાનું કામ ભરવાડ લોકો કરે છે. આ ભરવાડ લોકોનાં ઘર તેમનો પૂર્વકાળનો વૈભવ દર્શાવે છે.

અષ્ટે (૨)—મધ્ય [ હિંદુસ્તાન ] ભોપાળ જીલ્લામાં પશ્ચિમ બાજુનું જીલ્લાનું મુખ્ય સ્થાન. અકબરના વખતમાં આ એક મહાલનું મુખ્ય સ્થળ હતું. આ ગામની આસપાસ કીલ્લો હોવા ઉપરાંત તેની અંદર દોસ્ત મહમદે એક નાનારો કિલ્લો બંધાવ્યો છે; જોકે આજે તે બંને ખંડેર જેવાં થઇ ગયાં છે. ઈ. સ. ૧૭૪૫ માં મરાઠાઓએ આ ગામ લીધું, પણ ૧૮૧૭ ના તહનામાથી તે પાછું ભોપાલને પાછું આપવામાં આવ્યું. અહિં ૧૯૦૨ ઇ. સ. માં બંધાએલી એક મસીદ હજી પણ જોવા લાયક સ્થતિમાં છે. મુખ્ય ધંધો વણાટ, રંગાટનો છે. અફિણનો વ્હેપાર ખૂબ ચાલે છે.

અષ્ટે (૩)—[મુંબઈઈલાકો] સોલાપુર જીલ્લો. માઢ એ ગામની નૈઋત્ય બાજુએ ૧૫ માઈલ પર છે. ત્યાંની વસ્તી એક હજારથીએ ઓછી હશે. આ સ્થાને ૧૮૧૮ ઈ. સ. માં જનરલ સ્મિથ અને બાપૂ ગોખલે ઘચ્ચે લડાઇ. થઈ જેમાં બાપૂ ગોખલે મરાયો ને પેશવાની હાર થઈ. અહિં એક તલાવ છે, તેમાંથી બે બાંધ–નહેર કાઢી છે. આ તલાવનું કામ ૧૮૭૭ ના દુકાળમાં થયું ને તેમાં લગભગ ૨૦૦૦૦ લોક કામ કરતાં.

**અષ્ટોત્તરી સ્નાત્ર**:—જૈન સમાજમાં તીર્થંકરોના જે અનેક પ્રકારના અભિષેકો છે તેમાંનો આ એક મુખ્ય અભિષેક છે. જ્યારે તીર્થંકર મૂર્તિની પ્રતિષ્ઠા થવાની હોય, મહાન્ ધર્મોત્સવ હોય માંગલિક પ્રસંગ હોય કે કોઇપણ ઉપદ્રવના શમનની આવશ્યકતા હોય ત્યારે જૈનો આઠ દિવસનો કે ઓછાવત્તા દિવસનો જીન મહોત્સવ કરી એક દિવસે શાન્તિસ્નાત્ર કે બૃહદ્‌સ્નાત્ર ભણાવે છે. આ બૃહદ્દસ્નાત્રનું બીજું અષ્ટોત્તરી સ્નાત્ર છે.

**અસઇ**:—મોગલાઇમાં અજંટાની અગ્નિ બાજુ ને ઔરંગાબાદની ઇશાન્ય બાજુએ ૩૪ માઇલ છેટે આ ગામ છે. અહિં સિંધિઆ અને ભોંસલેના સૈન્યોને ૧૮૦૩ ઇ. સ. માં ડયુક ઓફ વેલિંગટને હરાવ્યો.

**અસઈની લડાઇ**:—સિંધીઆ અને ભોંસલેને અંગ્રેજો સાથે જે યુધ્ધો થયાં, તેમાં આ યુદ્ધ અગત્યનું છે. ૧૮૦૦ ની સાલમાં આ યુદ્ધ દરમિયાન સપ્ટેંબર માસમાં મરાઠાઓનું સૈન્ય ભોકરધન અને જાફેરાબાદની વચ્ચે હતું; ને તેમાં સારી કવાયત પામેલું લશ્કર ૧૮ પલટનો જેટલું હતું. તે વખતે જનરલ વેલેસ્લી અને કર્નલ સ્ટીવન્સનનો બદનાપુર પાસે મેળાપ થયો, ને તેમણે એવું નક્કી કર્યું કે બન્નેનાં સૈન્યોએ એક બીજા પાસે પડી રહેવા કરતા એક બીજાથી છેટે જઇને મુકામ કરવો. ને તારીખ ચોવીસમીએ સવારે શત્રુઓ ઉપર હુમલો ચલાવવો. આ ઠરાવ થયા પછી બન્ને જણા જુદા દિશાએ ગયા, સ્ટીવન્સન પશ્ચિમ બાજુએ અને વેલેસ્લી પૂર્વ બાજુએ ગયો. તેવીસમી તારીખે વેલેસ્લી નૌલની ગામ પાસે આવીને છાવણી નાખવાની તૈયારીમાં હતો એટલામાં તેને જાસુસે આવીને ખબર આપી, કે મરાઠાઓની છાવણી તે સ્થાનથી માત્ર છજ માઇલ પર છે. હજી સ્ટીવન્સન આવી પહોંચ્યો ન હતો.

પણ તેની રાહ ન જોતાં મરાઠા ઉપર છાપો મારવાનો ઠરાવ વેલેસ્લીએ કર્યો પોતાના હાથ નીચેના કર્નલ બાકલેને તેણે બધા સામાન સાથે નૌલની ગામમાં જવાનો ને ત્યાં મુકામ કરવાનો હુકમ કર્યો. પોતે આગળ ધસ્યો. આસપાસ બરાબર નજર કરતાં તે આગળ ચાલ્યો હતો; તેને માલમ પડયું, કે કૈલના નદીને પેલે પાર જ્યાં તે નદી જુઆ નદી મળે છે. ત્યાં—એક લાંબી હારમાં મરાઠાઓનું સૈન્ય પડયું હતું. જરા પાસે આવ્યા પછી તેને માલમ પડયું કે જમણી બાજુએ કેવળ લસ્કર હોવા છતાં બીજું બધું એટલે પાયદળ અને તોપો તો ડાબી બાજુએ છે. મરાઠાઓની તોપો લઇલેવી એ ઈરાદાથી તેણે ડાબી બાજુએ ઝંપલાવ્યું

આ લડાઇને વખતે મરાઠાઓનું સૈન્ય ૫,૦૦૦૦ ઉપરાંત હતું. સાડા દશહજાર પાયદળને ત્રીશહજાર બીજી ફોજ હતી. અંગ્રેજી લશ્કર પૂરૂ સાડાચાર હજાર જેટલું ય ન હતું, એમ ગ્રાંટ ડફ કહે છે. એ સિવાય પટવર્ધન, બાપુ ગોખલે, નિપાણકર, પાટણકર, પેશવા, ની મ્હૈસુરકરના લશ્કરોનો અંગ્રેજોને સાથ હતો. પણ તેમની મદદ અંગ્રેજોને જરાએ નમળી, એમ તેનું કહેવું છે.

નદી ઓળંગ્યા પછી વેલેસ્લીએ પોતાના લશ્કરની બે હારો કરી. ત્રીજી હાર કરી તે આ બેની પાછળ રાખી યુદ્ધ માટે તૈયાર થએલા આ સૈન્યની ડાબી બગલ કૈલના નદીએ હતી ને જમણી જુઆ નદીએ હતી. પેશ્વાની ને મ્હૈસુરકરની ફોજ સાથે હતી, તેમને કૈલના નદીની પેલેપાર શિસ્તમાં ઉભી રાખવામાં આવી હતી. આ લશ્કરની યોજના કરવામાં વેલેસ્લીનો ઉદ્દેશ એવો હતો, કે તેથી મરાઠાઓની ફોજનો અગાડીનો ભાગ આકુંચિત ભાગમાં આવી પડે. કારણ વેલેસ્લીના લશ્કરે હલ્લો કરેલો જોતાંજ મરાઠાઓએ પોતાના લશ્કરને બેહારોમાં વહેંચી નાંખ્યું. તેમાંની એક સામે ઉભી હતી, ને બીજીએ તેની સાથે કાટખૂણો કર્યો હતો. આ બંને હારોની ડાબી બગલો અસઇ નામના કિલ્લાવાળા ગામ તરફ હતી. અંગ્રેજ સૈન્ય સામે ઉભું રહયું, એટલામાં તો મરાઠા સૈન્યે તેમની ઉપર હુમલો કર્યો ને તેમાં તોપનો ધડાકો તો આ અંગ્રેજોને ખુબ ભારે પડયો, કારણ તે ધડાકાથી તેમની ડાબી બાજુએ ભયંકર નાશ થયો તેમાં તોપ ખેંચનારા બળદોનો નાશ થવાથી તોપો પણ નકામી પડી ગઇ. એટલે વેલેસ્લી પોતાની એક ટુકડીને મરાઠા ઉપર એક જોસભેર હલ્લો કરવાને સૂચના આપી. તોપોના અભાવથી અંગ્રેજોને દુશ્મનોની તોપોનો જબરો માર સહન કરવો પડયો. જમણી બાજુની અંગ્રેજોની ૭૪ મી રેજીમેન્ટના ઘણા ખરા માણસો ઠાર થયા. તે ટુકડી પર મરાઠાઓ ધસી આવ્યા એટલે પાછળ રહેલી અંગ્રેજ ફોજને આગળ ધસવાનો વેલેસ્લીએ હુકમ કર્યો. દેશી સિપાઇઓની મદદથી આ ફોજે મરાઠાઓ પર જોરથી હુમલો કરી તેમને ખુબ હંફાવ્યા આ ફોજનુ કામ અવર્ણનીય છે. અસઇના યુદ્ધમાં મળેલા

વિજયનું બધું શ્રેય આ ફોજનેજ છે. આ પછી અંગ્રેજી પાયદળ ગણુ આગળ આવ્યું ને મરાઠા પાછા પડયા ને તેમનામાં ભંગાણ પડવા માંડયું છતાં તેઓ વળી ભેગાં થઇ સામા થયા ને તેમનો એક સેનાપતિ મિ-મૅકસવેલ ઠામ સાણાધ મરાયો. મરવાનો ઢોંગ કરી પડેલા ને ઘવાએલા મરાઠા ઉભા થયા તે તેમણે અંગ્રેજો પર ગોળીબાર શરૂ કર્યો. પણ અંગ્રેજોએ આ લોકો તરફ ધ્યાન ન આપતાં મુખ્ય સૈન્યની પછવાડે નાસવાનુંજ કામ ચાલુ રાખ્યું. મરાઠાઓ પણ વારંવાર તેમની ઉપર છાપો કરતાજ હતા.




અસઇના લઢાઇનો નકશો.

આ લડાઇમાં મરાઠાઓની ૯૮ તોપો અંગ્રેજોને મળી. અંગ્રેજોના ઘાયલ અને મરાયલા મળીને એકંદર સંખ્યાનો ત્રીજો ભાગ થતો હતો. મરાઠાઓના લગભગ ૧૨૦૦ જેટલા માણસો મરાયા હતા. અને કેદ-

લોક ઘવાયા હતા. રઘોજી ભોંસલે તો લડાઈ શરૂ થઈકે તરતજ નાઠો. તે શિંધીયાએ પણ તેનેજ અનુસરવાનું યોગ્ય ધાર્યું હતું. શિંધીયાના પાયદળના બ્રિટિશ અમલદારો લડાઈ શરૂ થતાંજ તેને થોડા અંગ્રેજોને મળી ગયા હતા; છતાં તેની પલટનના માણસોની વર્તણુક તેમની આબરૂને કલંક લગાડે એવું જરા પણ ન હતું.

સ્ટીવન્સનને રસ્તા અડચણો આવવાથી તે તા. ૨૪ મી એ સાંજે ત્યાં હાજર થયો. વેલેસ્લીએ તેને મરાઠાઓને પકડવા મોકલી આપ્યો. (ગ્રાંટડફ)

**અસંગ:**—માધ્યમિક પંથમાં જેટલું નાગાર્જુનનું મહત્વ છે, તેટલુંજ મહાયાન પંથમાં-બૌદ્ધધર્મના યોગાચાર પંથમા અસંગ અથવા આર્યસિંગનું મહત્ત્વ છે. આ પંથમાં વિજ્ઞાનવાદનો અટલે જ્ઞાનશક્તિ સિવાય બીજી કશીવાતનું અસ્તિત્વ નથી, એવો ઉપદેશ કરેલા છે આ રીતે શૂન્ય વાદ પ્રમાણે આખા દૃશ્ય જગતના અસ્તિત્વનો અસ્વીકાર કર્યો છે. છતાં એક રીતે જ્ઞાનશકિત અને વિચાર એ બન્નના સંબંધમાં જોકે તેનું અસ્તિત્વ માન્ય થયું છે. છતાં બધાં માનસિક વ્યાપારોનું જેમાં સંમેલન થાય છે, એવી જ્ઞાનશકિત (આલયવિજ્ઞાન) જેમાંથી ઉત્પન્ન થાય છે, એવું જ નિર્વાણ તેજ બોધે છે, તેજ એક અને સત્ય છે; બુદ્ધનાં અસંખ્ય અને અનન્ત સ્વરૂપોમાં જોકે તે વ્યકત થાય છે. તો પણ તે એકજ છે. છતાં આ બોધ સ્થિતિ જે યોગાચારો છે અટલો જે યોગનો અભ્યાસ કરે છે, તેનેજ મળે છે; અને તે પણ ક્રમે ક્રમે પ્રાપ્ત કરી શકાય છે. બોધિસત્વના માર્ગની દશ પગથી અથવા દશભૂમિકા આક્રમ્યા પછી આ બોધિસ્થિતિ મળી શકે છે. યોગાભ્યાસને ગૂઢવાદ હીનયાન બૌદ્ધ પંથોઆને છે. કે અજાણ્યો હોય એમ જણાતું નથી. અને તેનો મહાયાન સાથે સંબંધ જોડી આપવાનું કામ અસંગ કરે છે.

ચરિત્ર:—અસંગના ચરિત્રની માહિતી મેળવવા માટે આપણે પરમાર્થ (છઠું સૈકું) હ્યુએનત્સંગ (સાતમું સૈકું) ઇત્સીંગ (સાતમું સૈકું) તારાનાથ (૧૬ મું સૈકું) એ સર્વેએ લખી રાખેલી ખબરો જોવી પડશે. તે જોયા પછી નીચેની માહિતી મળી આવે છે. ઉત્તર હિંદમા પુરુષપુરમાં કૌશિક કુળમાં તેનો જન્મ થયો. ત્રણ ભાઇમા સૌથી મોટો અનહતો સૌથી નાનો ભાઈ વસુબંધુ ધાર્મીક અને સાહિત્ય વિષયક વ્યવસાયોમા અસંગના સાથે ઉભો રહી શકે તેવો હતો. વાનપ્રસ્થાશ્રમની જે શાખામાં તેને દીક્ષા આપવામાં આવી, તે માહિશાખક નામની બૌદ્ધ સંપ્રદાયમાંથી તદ્દન પ્રાચીન શાખા હતી; પણ પાછળથી અસંગ જેને આજે વિજ્ઞાતિ માત્રતાનો અસંગ કહેવાય છે. તે બૌદ્ધ પંથ તરફ વળયો. તેના આ વિજ્ઞાતિ માત્રતાવાદ ઉપર તેના પૂર્વ ધર્મની ઘણી અસર થઈ હોય એમ હજી પણ દેખાઇ આવે છે.

હ્યુએનત્સંગ એમ માને છે કે અસંગની હિલચાલેકનું કેન્દ્ર અયોધ્યા નગરી હતી. આજ શહેરમાં તેણે લોકોને જાહેર રીતે ઉપદેશ કર્યો, તે ગ્રંથ લેખનનું કાર્ય પણ કર્યું અને ઘણું ખરૂં આજ સ્થાનમાં તેણે પોતાના ભાઈ વસુબંધુને પરમધ્યેયની આકાંક્ષા પૂર્ણ કરનારા મહાયાન પંથની દીક્ષા આપી. પરમાર્થ એમ માને છે, કે આ ઘટના પુરુષપુર એ ગામમાં બની. છતાં એક વાત નક્કી છે, કે અસંગને તેના ભાઈ વસુબંધુને અયોધ્યાના રાજા સાથે ખૂબ લગાલગ હતી, અને તેઓ રાજા બાલાદિત્ય અને તેનો મિત્રાવિક્રમાદિત્યના વખતમાંજ થઇ ગયા હતા. જો આ વિક્રમાદિત્ય વંશનો બીજો ચંદ્રગુપ્ત હશે, તેનો સમય પાંચમાં સૈકાનો પૂર્વાર્દ્ધમા ગણવો જોઇએ. પણ જો તે સ્કંદગુપ્ત હશે. તો ઉત્તરાર્ધમાં ગણાશે. બીજી રીતે પણ આજ સમય આવે છે. હ્યુએનત્સંગ એમ કહે છે, કે ઈ. સ. ૬૩૩ માં જ્યારે તેણે પોતાના ગુરુ શાલેભદ્રને જોયા, ત્યારે તેમની ઉમર ૧૦૭ વર્ષની હતી. શીલભદ્રના ગુરુ ધર્મપાલ અસંગના અનુયાયી હતા. આ રીતે અસંગનો સમય પાંચમા સૈકાનો ગણી શકાય આ વાત નિશ્ચિત કરવા માટે આપણી પાસે પૂરતાં સાધનો છે. એમ જાપાની પંડિત અને સાકી હિંમતથી કહે છે. [ અસંગ, એન્સાઇ. એથિકસ ૧૯૧૦] લેવી વગેરે પંડિતો એનો સમય એથીય પહેલા માને છે.

અસંગના લખેલાં અનેક પુસ્તકોની ને ગ્રંથોની યાદી હ્યુએન્ત્સંગે આપી છે. તે ગ્રંથો અજો આપણે ચીની ભાષામાંજ જોઈ શકીએ છીએ. જો તે આજે મૂળ પ્રત એક પણ ઉપલબ્ધ નથી; તો પણ તેની પરંપરાની સત્યતા આપણને બરાબર ઠસે એમ છે. તેના ઘણા ખરા ગ્રંથ હ્યુએનત્સંગ ચીનમા લઇ ગયો. તે પોતે તેના ઉપદેશનો તથા તત્વજ્ઞાનના જબરો પુરસ્કર્તા હતો. તેના મહત્વના ગ્રંથ નીચે પ્રમાણે હતા.

(૧) યોગાચાર્યભૂમિ:—આમાં યોગ સાધનનું વર્ણન હોવા ઉપરાંત તે સારા મનુષ્ય જે એક પછી એક પગથિયાં ચઢે છે, તેમની અવસ્થાઓ આપેલી

છે. મૈત્રેયપ્રકટીકરણનો આ ગ્રંથ છે. તેનો એક ભાગ (બોધિસત્વ ભૂમિ) સંસ્કૃતમાં ઉપલબ્ધ છે.

(૨) મહાયાન—સંપરિગૃહ:— અસંગના માનસ શાસ્ત્રનું આમાં સંક્ષેપમાં વર્ણન કરેલું છે.

(૩) પ્રકરણ આર્યવાચા:- અસંગ પ્રદ્ધતિનુ નૈતિકને વ્યાવહારિક સ્વરૂપ આમાં વર્ણવેલું છે.

મહાયાન સૂત્રાલંકાર:—આ ગ્રંથ ભવિષ્ય બુદ્ધ મૈત્રેય કૃત છે, એમ મનાય છે, છતાં તે નિઃશંક રીતે અસંગનો છે. એવો મી. એસ. લેવ્હી એ સિદ્ધ કર્યું છે આ આખો ટીકા ગ્રંથ અસંગ પ્રણિત છે. અસંગ જોકે શ્રેષ્ટ કવિ ન હતો, તો પણ સંસ્કૃતમાં કૌશલ્ય પૂર્ણ લેખન કરવામાં તે હોશિયાર હતો. તેને કવિ કહેવા કરતાં તત્વવેત્તા કહેવો, એજ યોગ્ય છે. તે આર્યા, અનુષ્ટુપ, વિગેરે વૃત્તોમાં શ્લોક કરી શકતો આ ગ્રંથનાં છેલ્લાં પ્રકરણમાં તેણે બુદ્ધના પૂર્ણત્વની કીર્તિ ગાઇને તેની હાર્દિક લાગણી અને પૂજ્યતાનું વર્ણન કરવાને બદલે વધારે ભાર તેની પંડિતાઇ ઉપરજ મૂકેલો છે. માત્ર નવમાં પ્રકરણમાં બોધિ અને બુદ્ધત્વ એ બન્નેની કલ્પનાનો સ્પષ્ટ ખ્યાલ આપતી વખતે તેણે જે પોતાની બુદ્ધિની પરાકાષ્ઠા બતાવી છે, તેમાં પ્રસંગોપાત દગ્ગોચર તથા રૂક્ષભ બાદ કરતાં ભાષા અને કલ્પના મધુર તથા વર્ણન મનોહર હોવાથી આખું વર્ણન પ્રૌઢ અને આનંદદાયક થઇ પડયું છે. દાખલા તરીકે બૌદ્ધ લોકો જેને લીધે સમગ્ર જગત ઉપર પ્રકાશ પાડે છે, તે બોધિસ્થિતિની એક રૂપક માલિકમાં તુલના કરી છે.

તત્ત્વજ્ઞાન:—આ સાધનો ઉપરથી અસંગની તત્ત્વજ્ઞાન પદ્ધતિ વિષે આપણને માહિતી મળે છે. નાગાર્જુનના માધ્યમિક પંથસાથે તેની તુલના કરતાં તે નિસ્સંશયરીતે સત્યાત્મક છે એમ લાગે છે. ભલે તેને 'વિજ્ઞાતિ માત્રા' કહે છે, અને જોકે અસંગના મત પ્રમાણે બૌદ્ધજ્ઞાન એટલે લૌકિક જગતની આસક્તિથી મુક્ત થવું એ છે. તો પણ અસંગનું તત્ત્વજ્ઞાન દરેકે મનુષ્યના અંતર અને બાહ્ય વિશ્વની સત્યતાને ટેકો આપે છે. આ દૃષ્ટિએ જોતાં તેની મીમાંસા સાંખ્યના જેવી છે.

મનને આ લય અને નિદુસ તરીકે અસંગ ઓળખાવે છે. અને તે ઠેકાણે બધી બાહ્યાંતઃ સૃષ્ટિ વિષયક બાબતો ગુપ્તરીતે નિવાસ કરે છે, ને ત્યાંથી આવિષ્કાર પામે છે. નિદુસમાંથી અનુક્રમે મન, બુદ્ધિ અને પંચ વિજ્ઞાન ઉત્પન્ન થાય છે. તેથી તેને અષ્ટમ એવી સંજ્ઞા છે. દરેક વિજ્ઞાનેદ્રિય આલયમાં ભેગા કરેલાં બીજાને લીધે પોતાના સારા નરસા હેતુનું આવિષ્કરણ કરે છે. અને આવીરીતે આવિષ્કૃત વિશ્વ સાત અપ્રધાન મનસેન્દ્રિયની સહાયથી અષ્ટમની (આલય) ઉપર પ્રતિક્રિયા કરે છે. આરીતે બાહ્ય સૃષ્ટિનું પ્રતિબિંબ આલય ઉપર પડે છે એટલે વિશ્વનો ઉગમ થનારૂં જે નિદુસ છે તે આધાન બને છે. આ, પણાં મનનું ઇન્દ્રિયવિષયી કરણ ઑબ્જેકિટફિકેશન, ખરીરીતે જોતાં વિશ્વની ઉત્પત્તિ કરનારા મનથી સ્વતંત્ર એવું વિશ્વ છે, એમ માનવામાં માનવી જીવનની માયા ભરેલી છે. એ આ ઉપરથી સિદ્ધ થાય છે. આ મૂલભૂત માયાથી મુક્ત થવાને માટે આપણે આપણા મનનો ને તેમાં બાહ્ય સૃષ્ટિ કરણનો ખરો ધર્મ કયો તે વિષે અભ્યાસ કરવો જોઇએ આ ધર્મ લક્ષણના જ્ઞાનથી જ્ઞાનબીજનો પૂર્ણ વિકાસ થાય છે. અને તેવી અસર સમગ્ર જગતને આપણામાં અંતર્ભૂત કરવામાં થાય છે. તેથી ખરા જ્ઞાનને અનુસરીને પહેલાં વિચારનો અને પછી બાહ્ય દૃગ્વિષયનો આપણા અન્તરાત્મામાં અન્તર્ભાવિ કરવો એજ યોગાચાર બુદ્ધપદની પ્રાપ્તિ માટે એ અત્યન્ત આવશ્યક છે

એની પ્રાપ્તિ માટે સાતભૂમિ અને બુદ્ધની ત્રિકાય (ત્રણ કાયા) માંથી જવું પડે છે. એમાંથી એક પણ ત્વજવું હોય એમ લાગતું નથી. તેમાં વેદાનાની વિશિષ્ટતા અને તેમાંના બીજના સિદ્ધાંતોને ઘણા ખંતથી અને વ્યવસ્થાં પૂર્ણ રીતે ગોઠવવામાં રહેલી છે. આ કારણથી એ તત્ત્વોપર ગોઠવાએલા પંથને ધર્મલક્ષણ એ નામ અપાયું છે. વાસ્તવિક રીતે આ ધર્મ નથી, પણ કેવળ એક તત્ત્વજ્ઞાન છે. ને એમાં જે કાંઇ ધર્મના લક્ષણો જોવામાં આવે છે, તે આ પદ્ધતિ સાથે ગમે તેમ જોડી દેવામાં આવ્યાં છે.

અસંગના બૌદ્ધપંથમાં ગૌતમબુદ્ધ પરનો વિશ્વાસ ઓછો થતો ચાલ્યો હોય, એમ જણાય છે. ને તેને બદલે પાછળથી આવેલો મૈત્રેય નામના બુદ્ધની ઉપાસના શરૂ થઈ છે. ઘણા દિવસલગી આ પંથ હિંદુસ્તાનમાં ને પૂર્વ તરફના દેશોમાં પ્રચલિત હતો. પણ પાછળથી અમિતાયુની ઉપાસના લોકપ્રિય થયા પછી (એટલે બીજો બૌદ્ધધર્મ પંથ અસ્તિત્વમાં આવ્યા પછી) તેની પડતી થઈ. અને આરીતે હિંદ અને ચીનમાંથી તે નીકળી ગયો. હમણાં જાપાની લોકોએજ જ્ઞાનની એક શાખા તરીકે તેને સાચવી રાખ્યો છે.

અસંગે બૌદ્ધ સાંપ્રદાયમાં તંત્રોનો પ્રવેશ કરાવ્યો. શૈવપંથના દેવદેવીઓને બુદ્ધોપાસક ગણીને બૌદ્ધપંથીય દેવતાઓમાં રાખીને બૌદ્ધમતને માનનારા અર્ધદગ્ધ જંગલી બૌદ્ધો દેવતાઓ આગળ લોહીમાંસનો નૈવેદ્ય ધરાવે એવી છૂટ આપવામ.

આવી છે, વળી સિદ્ધિ, ધારણી ને મંડલ વિગેરે જાદુ મંત્રની વાતોનો સમાવેશ આ ધર્મમાં કર્યો. આરીતે અનેક લોકોને માફક આવે,, એવી ધર્મની રચના કરી પણ એની અસર એવી થઇકે ખુદ અસંગના દેશમાં હિંદમાં અને નેપાળમાં શૈવ સંપ્રદાય પ્રબળ થયો ને બૌદ્ધ સંપ્રદાય નામશેષ થયો.

[સંદર્ભ ગ્રંથ—પરમાર્થ ઈ. સ. ૪૯૯—૫૬૯) એણે વસુબંધનું ચરિત્ર લખ્યું છે. ને તેમાં અંસગ વિષે ઘણો ઉલ્લેખ આવે છે. તાકાસુસુએ પરમાર્થકૃત વસુબંધુ ચરિત્રનો અનુવાદ કર્યો છે. (જે. આર, એ. એસ. ૧૯૦૫) એન્સાયકલોપીડિયા ઑફ્ રિલિજન્સ ઍંડ એથિકસમાં આનેસકીએ અસંગ વિષે એક લેખ લખ્યો છે. તેમાંનો ઘણોખરો ભાગ ઉપર આવેલો છે. એ ઉપરાંત વિંટરનીકસ હિસ્ટરી આફ્ ઇંડીયન લિટરેચર પુ.૨. કર્ન મૅન્યુઅલ ઑફ્ ઇંડીયન બુદ્ધિઝમ-વાડલે. ધી બુદ્ધિઝમ ઑફ્ તિબેટ એટલા ગ્રંથો અગત્યના છે.

**અસત્પ્રતિમા-પેટિકા** (ઉલટી પ્રતિમા):— વિલ્યમ હાઇડ વુલૅસ્ટન નામના માણસે આ પેટિકાની શોધ કરી. આ પેટિકાથી યથાદર્શનાનુરૂપ ચિત્ર કાઢવામાં ઠીક મદદ મળે છે.

આપણે જો આંખની સામે ક્ષિતિજ સાથે ૪૫૦ ખૂણો કરે એવો એક કાચ રાખીએ ને એક આંખ મીચી બીજી આંખે તે કાચમાંથી જોઇએ, તો તે કાચની સામે રહેલી વસ્તુના પરાવર્તનથી પડેલું પ્રતિબિંબ તે કાચમાં દેખાવા માંડે છે. તેજ પ્રમાણે કાચ પારદર્શક હોવાથી કાચની પેલી બાજુના પદાર્થ પણ દેખાય છે.

વસ્તુની ભ્રામક (વર્ચ્યુઅલ) પ્રતિમા કાગળના પૃષ્ઠભાગપર આવેલી દેખાય છે. અને આવી સ્થિતિમાં તેમની રૂપરેષા શીસાપેનથી પણ કાઢી શકાય છે. આ અસત્ પ્રતિમાં પેટિકાની તદ્દન સાદી રીત થઇ પણ આ પ્રતિમા ઉલટી (ઇનવર્ટેડ અને વિપર્યસ્ત પર્વર્ટેડ એવી હોય છે. આજ પ્રમાણે કાચની પરાવર્તક શક્તિ ઘણી અલ્પ હોવાથી તે ઓછી સ્પષ્ટ હોય છે, જો કાચને થોડાકે પારો લગાડ્યો હોય તો પ્રતિમાં વધારે સ્પષ્ટ થાય છે. કાચના અર્ધા ભાગને પારો લગાડયો હોય, તો તે કોરાભાગમાંથી કાગળ દેખાય છે અને પારો લગાડેલી બાજુમાંથી પ્રતિમા દેખાય છે આવી રીતે તૈયાર કરેલું સાધન સૂક્ષ્મદર્શક યંત્રસાથે વાપરવામાં આવે છે. આરસો નેત્ર કાચને (દુર્બીનમાંથી) જોતી વખતે આપણી બાજુએ જે કાચ હોય છે તે કાચને) લગાડી સૂક્ષ્મદર્શક-યંત્ર નલિકાને ક્ષિતિજ સાથે સમાંતર રાખે છે.

પ્ર ત્ય ક્ષ પ્ર તિ મા :—ઓગણીસમા સૈકાની શરૂઆતમાં ડૉ. વુલૅસ્ટને પ્રત્યક્ષ અને સ્પષ્ટ પ્રતિમા પાડે, એવી પેટિકા શોધી કાઢી. તેણે એક ચોરસ સમપાર્શ્વ કાચ તૈયાર કર્યો. તેનો એક કાટખૂણો બનાવ્યો ને બીજો ૧૩૫૦ અંશનો બનાવ્યો જેથી બાકીના બન્ને ખૂણા સરખા એટલે ૬૧-૧-૨૦ના થયા.

આવી કાચની એક બાજુ ઉપર આંખની અર્ધી કીકી સમપાર્શ્વ કાચ ઉપર અને અર્ધી કીકી બહાર રાખીએ, એટલે અર્ધા ભાગમાંથી પ્રતિમા દેખાય છે; અને અર્ધા વડે નીચે મુકેલો કાગળ જોઈ શકાય છે. આવી રીતે આંખ મૂકવાથી પહેલાં તો એક પૃષ્ઠભાગપર વ્યુત્ક્રાન્ત પ્રતિમા ઉઠે છે. પછી એ પ્રતિમાની પ્રતિમા તેને લાગીને રહેલા બીજા પૃષ્ઠભાગપર જેવીને તેવી પડે છે. ને આ બીજી પ્રતિમાની રૂપરેખા કલાક ઉપર આગળ આવેલી દેખાય છે. આવી રીતે મૂળ પદાર્થની આકૃતિ કલાક પર લઈ શકાય છે. આકૃતોની રૂપરેખા પેન્સ વડે ઘુંટી લેવા માટે પ્રતિમા બને તેટલી સ્પષ્ટ રીતે કાગળ પર આવે એ જરૂરનું છે, તેથી પદાર્થ અને કાચ એ બેની વચ્ચે જોઇતા અંતરે એક બાહ્યગોળ કાચ મૂકવામાં આવે છે. કારણ જો પ્રાતમા કાગળ પર સ્પષ્ટ રીતે ન પડે, તો તેનો ઘુંટનારી પેન્સિલની અણી અને પ્રતિમા એકજ સપાટી ઉપર બરાબર દેખાતાં નથી. ને તેથી બરાબર રીતે ઘૂંટી શકાતી નથી.

ઉ પ યો ગ :—પ્રકાશ લેખન વિદ્યા (ફોટોગ્રાફી) ની શોધ પહેલાં નકશા કાઢનારાઓને અસત્પ્રતિમા પેટિકા એ એક અગત્યનું સાધન હતું. આ પેટી કિંમતમાં સસ્તી, આકારે નાની, ને ગમે ત્યાં લઈ જઈ શકાય, એવી છે. તેજ પ્રમાણે પ્રતિમાનો વિપર્યાસ તેમાં થતો નથી. એટલુંજ નહિ પણ તેમાં ક્ષેત્રપણ વિશેષ હોય છે. અસત્પ્રતિમા પેટિકાથી વસ્તુનું અંતર તેની પ્રતિમાના અંતરથી બમણું હશે, તો મૂળ વસ્તુના અર્ધા જેટલો પ્રતિમાનો આકાર પડશે, એવો નિયમ છે. આ ઉપરથી મૂળ ચિત્રો મોટાં કરવાં, નાનાં કરવાં; અથવા તેમની બરાબર નકલ કરવી એ બધી બાબતો અસત્ પ્રતિમા પેટિકાથી સહેજે સાધ્ય થાય છે.

**અસંદ** :—મિર્ઝા અસદ ઉલ્લાખાન અથવા મિર્ઝા નૌશાહાનું કવિનામ: એના પૂર્વજો સમરકંદમાં હતા. પણ એ આગ્રામાં જન્મ્યો. દિલ્હીના દરબારમાં પ્રખ્યાત કવિ અને ફારસી લેખક તરીકે એ પ્રખ્યાતિ

પામ્યો. એ ઉર્દૂમાં પણ ગ્રંથો રચતો. છેલ્લા મોગલ બાદશાહ બહાદુરશાહે અસદને નવાબની પદવી આપીને દરબારના કાવ્યશાસ્ત્રનો અધ્યાપક બનાવ્યો. ઇન્શા અલ્લીની પ્રશંસા માટે તેણે એક ફારસી મસનવી અને એક ફારસી ને બીજો ઉર્દૂ એમ બે ભાષામાં તેણે બે દીવાન લખ્યાં છે. ઇ. સ. ૧૮૫૨માં દિલ્હી મુકામે તે હિંદના મોગલ બાદશાહોનો ઇતિહાસ લખાવવામાં ગુંથાયો હતો તે વખતે તેની ઉમર ૬૦ વર્ષની હશે. ઘાલીબ એ એનું બીજું કવિનામ હતું. તેનું મૃત્યુ ૧૮૬૯ ઈ. સ. માં થયું.

**અસદખાન**:—એને નવાબ, અસફ ઉદૌલા, અને જમુલત ઉલમુલ્ક એવી ત્રણ પદવીઓ હતી. એ વિખ્યાત તુર્કોમન વંશમાં જન્મ્યો હતો. તેનો બાપ ઈરાનના બાદશાહના જુલમથી ત્રાસી હિંદમાં નાસી આવ્યો હતો. જહાંગીર બાદશાહે તેને પદવીએ ચઢાવી નૂરજહાંનાં એક સગાની દીકરી સાથે એને પરણાવ્યો હતો. અસદખાન (મૂળનામ ઈબ્રાહિમ) ચાવા કુળમાં જન્મેલો હોવાથી શાહજહાનની તેની ઉપર રહેમ હતી. બાદશાહે પોતાના વઝીર અસફખાનની દીકરી વેરે એને પરણાવ્યો અને એને દુય્યમ બક્ષી એ હોદ્દાપર ચડાવ્યો. આ કામપર તે ૧૬૭૧ લગી રહયો. આ વર્ષમાં તેને ૪૦૦૦ની મનસબ મળી ને થોડાજ વરસ પછી તે વઝીર થયો. બહાદુરશાહની કારકીર્દીમાં તે વકીલ મુતલક (વઝીરથી ઉપરનો દરજ્જો) થયો. ને તેના પુત્રને મીરબક્ષપદને ઝુલ્ફીકારખાન એ પદવી મળી પણ જ્યારે ફરૂખસીઅર ગાદીએ આવ્યો, ત્યારે તેની બધી માલમિલકત જપ્ત કરવામાં આવી. ને તેના પુત્રને મારી નાખવામાં આવ્યો. આ પદવીનો સમય તેણે પાછો પગારે અજ્ઞાતવાસમાં ગાળ્યો. છતાં તેની કીર્તિ ઓછી થઈ નહિં; કારણ જ્યારે ૧૭૧૭ માં તે ગુજરી ગયો ત્યારે સરકારી ખરચે સારાં માન સન્માનથી તેની દફનક્રિયા થઇ હતી. (બીલનો કોશ; મુસલમાની રિયાસત ઈ.)

**અસદપુર**:—(બિરાર) એલીચપુર તાલુકામાં એક ગામ ત્યાં ૪૪૨ ઘર અને ૨૩૫૫ની વસ્તી છે. એ ગામની પશ્ચિમ બાજુએ ચંદ્રભાગાને કાંઠે એ ગામ છે. શાહપુર, રાયપુર, અસદપુર, અને બાલીનની ચાર વાડીઓ મળીને તે બનેલું છે. તે બંધાવે રંગસ્વામિ એવું પણ નામ છે. ઈ. સ. ૧૭૬૩ માં નિઝામ અલીખાને મંદતાબખાનને આ ગામમાં પુષ્કળ જમીન ઈનામ આપી હતી ઇ. સ. ૧૮૮૯ માં માંહોમાંહે કજીઆ થવાથી જમીનદાર પાસેથી તે લઇ લેવામાં આવી એને બધી ઈનામી જમીન બતાવવામાં આવી. મુખ્ય ભાગીદાર અસદપુરમાં રહે છે. (૧૯૧૧) ત્યાં નિશાળ ને પોસ્ટ ઓફીસ છે. ગુરૂવારે બજાર ભરાય છે.

શ્રીનરસિંહનું એક મંદીર છે. ત્યાં સભા મંડપ સુંદર રીતે બાંધવામાં આવ્યો છે. વ્યવસ્થા એલીચપુરના દેશપાંડે તરફથી થાય છે તેમને આ ગામ ઈનામ મળ્યું છે. જેઠ વૈશાખ સુદ છઠથી વૈશાખ વદી ૪ લગી ઉત્સવ થાય છે. (ઉમરાવતી ગૅઝેટ).

**અસદિતુસિ**:—ખોરાસાન પ્રાંતમાં ના તૂસને રહેવાસી. અને ગઝનીના સુલતાન મહંમદના દરબારનો એક પ્રખ્યાત કવિ. સુલતાન તેને ઈરાનનો દંતકથાત્મક ઇતિહાસ લખવાને હંમેશાં કહેતો, પણ ઘડપણની હરકત બતાવી તે ના પાડતો. તેનો એક સર્વોત્તમ ગ્રંથ નષ્ટ થયો હોય એમ મનાય છે. શાહ નામનો કર્તા ફિરદોસી કવિનો આ ગુરૂ થાય એમ કહેવાય છે કે ગીઝનીથી નીકળતી વખતે બાકી રહેલો શાહનામાનો ઈતિહાસ પૂરો કરવા આને ફિરદોસીએ વિનંતિ કરેલી. એ ઉપરથી અસદિએ ખલીફ ઉમરના તાબાના પૂર્વ ઈરાનનો ઈતિહાસ ચાર હજાર દોહરા લખીને પૂરો કર્યો. અસદિનો મૃત્યુસમય વિષે બરાબર માહિતી નથી પરંતુ ઉપરની કથા પરથી એવું અનુમાન નીકળે છે, કે ઈ. સ. ૧૦૧૦ માં જીવતો હતો. કારણ આજ સાલમાં ફિરદોસીએ ગીઝની છોડયું. અસદિના બીજા ગ્રન્થોમાં પ્રસિદ્ધ પામેલો ગ્રંથ "રાત્રી દિવસનો ઝગડો" છે. એનું છંદોબદ્ધ ભાષાંતર લુઈસા સ્ટુઅર્ટ કૉસ્ટેલો, એ ૧૮૪૫ માં લંડન માં પ્રસિદ્ધ કરેલા રોઝ ગાર્ડન ઑવ્ પર્શિયા નામના પુસ્તકમાં મળી આવે છે, (બીલનોકોશ).

**અસનસોલ**:—(૧) બંગાળા પ્રાંતમાંના બર્દવાન જીલ્લામાં વાયવ્ય તરફનો વિભાગ. ૧૯૦૬ લગી તેનું રાણીગંજ વિભાગ નામ હતું. તેનું ક્ષેત્રફળ ૬૧૮ ચો. માઈલ અને (વસ્તી ૧૯૧૧ પ્રમાણે) ૩૮૮૫૮૨ છે. મોટાં ગામ. અસનસલિ, અને રાણીગંજ. એમાં લોખંડને કોલસાની ખાણો મળી આવી છે. દીગ્નાગરમાં પીતળના અને કાંસાના વાસણ તેમજ લાખનાં રંગ તૈયાર થાય છે.

અસનસોલ (૨) અસનસોલ વિભાગનું સ્થાન. કલકત્તાથી ઈસ્ટ ઈંડીઅન રેલ્વેથી ૧૩૨ માઈલ દૂર છે. એક મહત્વનું રેલ્વે સ્ટેશન ને જંક્શન હોવા ઉપરાંત કોલસાના વેપારનું મુખ્ય ધામ છે. તેથી વસ્તી ઝપાટામાં વધે છે ૧૯૧૧ માં ૨૧૯૧૯ વસ્તી હતી. અહિં મ્યુનિસિપાલિટી ને દેશી શિક્ષણ સંસ્થાઓ

છે. દારૂ ગાળવાનાં એને લોખંડી કામનો એક એમ ત્રણ કારખાનાં છે. (ઇ. ગ. ૬ આર્નોલ્ડ ડીરેકટરી).

**અસન્શન** :—(અસન્શન ન્યુસ્ટ્રાસેનેહાડિલા અસન્શન.) એ પેરાગ્વેમાં શહેર તેમજ બંદર છે. પેરાગ્વે પ્રજાસત્તાક રાજ્યની રાજધાનીનું શહેર; પેરાગ્વે નદીને ડાબે કીનારે છે. ત્યાંની વસ્તી ૧૨૦૦૦૦ છે. આ બંદરમાંથી બ્યુનાસ એરીઝ અને માંકે વિડિઓ તરફ નિયમિત બોટો જાય છે. અને વિલારિકો સાથે આ શહેર રેલ્વેથી જોડાએલું છે. આ શહેર રેતીના પ્રદેશપર વસેલું છે ને ઉપસાગરને કીનારે છે ને તે વસાવવાનું માન ડિક્ટેટર ફ્રેન્સયાને છે. મુખ્ય રસ્તે પત્થર જડેલા હોઇને ત્યાં વીજળીના ને ગ્યાસના દીવા છે. ટ્રામગાડી ને ટેલીફોન પણ છે. હવા ઉષ્ણ ને નીરોગી છે. ઉષ્ણતામાન ૭૨ ફેરનહીટ છે અહિં ૧૫૪૭ થી બિશપનું સ્થાનક છે. ને ધાર્મિક ઈમારતો ઘણીય છે. રાષ્ટ્રીય વિદ્યાલય ને સાર્વજનિક પુસ્તકાલય છે છતાં શિક્ષણની પ્રગતિ વિશેષ નથી. નાના લોપેઝે બાંધવાને શરૂઆત કરેલો રાજયમહેલ એજ જોવાજેવી મુખ્ય ઈમારત છે. અહિં એક બેંક છે. વેપારીઓનાં મકાનો ને દુકાનો ઠીક જોવા જેવાં છે. ઘર માટીનાં છે. રાજયકારભાર અવ્યવસ્થિત અને લોકોની કંગાલિયત છતાં ૧૯માં સૈકાનાં છેલ્લાં ૪૦ વર્ષ દરમિયાન ખૂબ પ્રગતિ કરવામાં આવી હતી એમ જણાય છે. ૧૯૧૭ માં ભારે વહાણો ૩૭૬૧ ની સંખ્યામાં આ બંદરમાં આવ્યાં ને ૩૭૬૦ બંદરમાંથી બહાર ગયાં. રેલ્વે હોવા ઉપરાંત ટેલીગ્રાફ લાઇન પણ છે. અહીં બિનતારી તારાયંત્ર શરૂ થયું છે. લાપ્લાની ઉપરની સૌથી જુની સ્પેનીશ વસાહતી આજ છે. ઘણા વખત લગી સ્પેનીશ રાજકારભારનું સ્થાન આજ ગણાતું. ધર્માધિકારી અને જે સુઇટ લોકો વચ્ચે કજીઆ અહિંજ થએલા. ૧૮૧૮ માં સ્વાતંત્ર્ય જાહેર કર્યા પછી આ શહેર ડા. ફ્રેનીઆ અને મોટો ને નાનો લોપેઝ એમની અનિયંત્રિત સત્તા નીચે સપડાયું. તેથી તેની પ્રગતિ જરા અટકી. ૧૮૬૯ માં બ્રાઝિલના લોકોએ આ શહેર કબજે કરી લુંટયું ને પછી અહીં કેટલાંય રાજયક્રાંતિકારક બંડો થયાં ૧૯૦૫ ના બંડ વખતે અહિં ઘણા વખત લગી ઘેરો ઘાલ્યો હતો તે કેટલાય માસ લગી ચાલ્યો હતો.

**અસફઉદ્દૌલા**:—અયોધ્યાનો નવાબ (૧૭૭૫ ૧૭૯૭) "અયોધ્યા પ્રાંત" એ લેખ જુઓ.

**અસફખાન**:—(૧) નૂરજહાંનો ભાઇ મૂળ નામ અબુલહસન, તેને અનેક પદવીઓ-યત્કાદખાન યેમીનઉદ્દૌલા ઇત્યાદિ મળેલી. તેનો બાપ ઘ્યાસબેગ મરી ગયા પછી જહાંગીરે તેને વઝીર બનાવ્યો. તેની દીકરી અર્જુમંદ બાનો બેગમ અથવા મુમતાઝ મહાલ (જેને નામે તાઝ મહાલ બંધાયો તે) શાહજહાન વેરે પરણાવવામાં આવી હતી. જહાંગીરની પાછળ શાહજહાંને ગાદી ચલાવવાના પ્રયત્નો આણે ઘણા કર્યા હતા. ને તેને માટે નૂરજહાં સાથે દુશ્મનાવટ પણ કરી હતી. ૧૬૪૨ માં તે લાહોરમાં ગુજરી ગયો. તેમની સાથે અમાપ દોલત હતી, મુમતાઝ, સિવાય તેને ચાર પુત્રો હતા. તેમાંનો શાએસ્તાખાન એ ઔરંઝેબના વખતમાં ખૂબ આગળ આવ્યો (બીલ મુસલમાની રીયાસત. ઈ.)

**અસફખાન**:—(૨) એ મિર્ઝા ઝાફર એ નામથી પ્રસિદ્ધ છે. એ કઝવીનનો રહેવાસી હતો ને જુવાનીમાં હિન્દમાં આવ્યો (૧૫૭૭). એનો નજીકનો સગો અકબરની કચેરીમાં બક્ષીના હોદ્દા પર હતો. તેને પણ અસફખાન એક પદવી હતી. તે મરીગયા પછી બાદશાહે આને એજ પદવી આપીને તેની જગ્યાએ નીમ્યો. (૧૫૮૧.) એ ઉત્તમ કવિ હતો. અકબરે "તારીખ અલ્ફી" રચવાને જે નીમ્યા હતા, તેમાં એ મુખ્ય લેખક હતો. મુલ્લાં મહમદનું ખૂન થયા પછી એણેજ આ ગ્રન્થ પુરો કર્યો. "શીરીન કે ખુશરૂ" એ નામનું કાવ્ય એણેજ રચેલું છે. (૧૫૯૮) માં અકબરે એને મુખ્ય પ્રધાન બનાવ્યો. અને જહાંગીરના અમલ દરમિયાન એને વઝીરાતનો ઉંચો દરજ્જો પ્રાપ્ત થયો. અસફખાન ૧૬૧૨ માં મરણ પામ્યો. પોતાના કાવ્યમાં પોતાને માટે તે જાફર એ નામ યોજતો [બીલ].

**અસબસ્ટ**:—(અસબેસ્ટૉસ) એ એક તંતુમય ખનિજ દ્રવ્ય છે અને તેની ઉપર અગ્નિની અસર ન થતી હોવાથી તેને અજ્વલનશીલ કહે છે. પ્રાચીન સમયમાં યુરોપમાં એના હાથ રૂમાલ અને મડદાની રાખ લાકડાની રાખ સાથે ન મળે તેથી 'ની કફની બનાવતા.

જુદીજુદી જાતના ઍસબેસ્ટોસના તંતુ ભિન્ન ભિન્ન હોય છે. તે રેશમ જેવા હોય, તો તેને ડુંગરી તાગ કહેવામાં આવે છે. આ તંતુ સ્વાભાવિક રીતે બુનુંસ જેવા દબાવીને બેસાડેલા હોય, તો તેમને ડુંગરી ચામડાં, ડુંગરી બુચ અથવા ડુંગરી કાગળ વિગેરે નામો આપવામાં આવે છે હાલમાં બધી જાતનાં ઍસ્બેસ્ટોસમાં કાનડામાં મળી આવતો ઍસબેસ્ટોસસ ઔદ્યોગિક દૃષ્ટિએ ખૂબ મહત્વનો છે. તા કેવબેક પ્રાંતમાં મુખ્યતઃ કાળા સરોવર અને થેટફોર્ડ એની પાસેના નાના નાના પ્રદેશમાં મળી આવે છે. ખાણમાંથી ખોદી કઢાયા પછી પત્થરના

હથોડાથી તે ફોડવામાં આવે છે. ને તેના ટુકડા કરવામાં આવે છે ને તે સૂકાવાય છે. તે પછી તેનો ઝીણો ભૂકો બનાવે છે ને પછી ચરખામાંથી બહાર કાઢી છે. પછી તેના તંતુ જુદા જુદા કર્યા પછી તેને સૂંટી કાઢવામાં આવે છે. શાર્લમાન રાજા પાસે એસ્બેસ્ટોસની એક ટેબલ પરની ચાદર હતી. જે બગડે કે અગ્નિમાં નાંખી સાફ કરવામાં આવતી. લાબ્રાડોરના એ સ્કિમો પ્રાચીન સમયથી તે ।। વાટો દીવા માટે બનાવતા આવ્યા છે. આજના વખતમાં ઐદ્યોગિક સમયમાં તેનો ઉપયોગ ઘણાં કામમાં કરવામાં આવે છે. ગમે તેટલી ઉષ્ણુતા વધારીએ, તો પણુ તેની ઉપર કશીય અસરથતી નથી. આ એકજ બાબત: માટે નહિ, પણુ તેની ઉષ્ણુતા વહન શક્તિ (થરમો કંડકિટવિટી) તદ્દન ઓછી છે, અને અમ્લની પણુ તેમની ઉપર કશી અસર થતી ન હોવાથી તેને મહત્વ આપવામાં આવે છે. આજ કારણુથી તાપક (બાયલર) અને વરાળ લેનારી નળીયોની આસપાસ તે લગાડવામાં આવે છે. અને ક્ષયકારી દ્રવ્ય પદાર્થ (કરોઝિવ લિકવીડઝ) ગાળવાને માટે તેમનો ઉપયોગ કરવામાં આવે છે. વિદ્યુત્ રોધક જેવો પણુ તેનો ઉપયોગ થવા માંડયો છે. તેના તંતુ બુર્જુસ, પત્તરાં ગ્રન્થિ (ગ્લેડ) (બોર્ડ) બતાવીને તેમના ઉપયોગ સાંધા જોડવાના કામમાં ને તોટીઓ બેસાડવાના કામમાં કરવામાં આવે છે. અદાહ્ય બુનુંસોનો ઉપયોગ જમીન ઉપર પાથરવા માટે અથવા ઘર ઉપર નાંખવાને માટે કરે છે. નાટક માટે અદાહ્ય પડદા અને અગ્નિશાપકોનાં (ફાયર મેનોનાં) કપડાં એસબેસ્ટોસનાં બનાવવામાં આવે છે. અદાહ્ય સીમેંટ, રંગ વિગેરેમાં પણુ તે નાંખેલા હોય છે. એ ઉપરાંત અનેક કામોમાં તેનો ઉપયોગ થવા માંડયો છે.

ઉત્તર અમેરિકામાં કાગળ બનાવવામાં પણુ તેનો ઉપયોગ થાય છે. આ કાગળ બળે, તો પણુ તેની ઉપરના અક્ષરો વાંચી શકાય છે.

કાચા સ્વરૂપમાં આ પદાર્થ ઘણુંખરૂં બધે મળી આવે છે. પણુ જસતનાં માત્ર થોડાંજ સ્થાનોમાં વેપાર માટે પુષ્કળ જથામાં આ પદાર્થ મળી આવે છે. દાખલા તરીકે. ટિરીલ, હંગેરી, કવીન્સલૅંડ, ન્યુસાઉથ વેલ્સ અને ન્યુઝીલૅંડ એ દેશામાં તે મર્યાદિત પ્રમાણુમાં મળે છે. અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનોમાં પણુ તે ઘણે ઠેકાણે દેખાય છે. કેપ કોલનીમાં કેપ એસબેસ્ટોસ નામનો ભૂરા તંતુના પદાર્થ મળી આવે છે. પહેલો ઇટાલિને કોર્સિકમાંથીજ તે પૂરો પાડવામાં આવતો; પણુ હાલમાં તે કાનડામાંથી મોટા જથ્થામાં પૂરો પાડી શકાય છે. ઈ. સ. ૧૮૦૭ માં લોઇડ જર્યોર્જનો પેટેન્ટ ઍકટ પસાર થયા પછી એના વેપારને ઘણું ઉત્તેજન મળેલું છે. શુદ્ધ ઍસ્બેસ્ટોસ નાખીને બનાવેલાં લંડન પોર્ટલૅંડ સીમેન્ટનાં નળીયાને ફરસબંદી પત્થર બાંધકામમાં ઘણા ઉપયોગી જણાયાથી બજારમાં તેમની અગત્ય ખૂબ વધી ગઇ છે. ગૃહસૌન્દર્યના કામમાં "પેન્ટાઇલ એ નળીયાં આગ ને પાણીથી ઘરનું રક્ષણુ કરે છે, એટલુંજ નહિ, પણુ હવાની પણુ તેમની ઉપર કશી અસર થતી નથી. એસબેસ્ટોસની ચઢાઇઓ પણુ ગમે ત્યાં શાળા, નાટકગૃહ, કારખાના, ઈસ્પિતાલો, આગગાડી, આગબોટો વિગેરે ઠેકાણે ઉપયોગમાં આવે છે, તેથી તે આગથી અને બિનાશથી પણુ માણુસોનો બચાવ કરે છે.

હિન્દુસ્તાન:— એસ્બેસ્ટોસને મુંબઇમાં શંખપલિત એ નામ છે. અફગાનીસ્થાન, પંજાબ, ઘરવાલ, ભોપાલ, (મધ્ય હિન્દ) છોટા નાગપુર ને મ્હૈસુરમાં એસ્બેસ્ટોસ મળી આવે છે.

હિન્દમાં દર વરસે ૪૦થી૪૪ રૂપીયાની કિંમતનો એટલે ૫-૭ હન્ડ્રેડવેટ એસબેસ્ટોસ થાય છે. અદાહ્ય પદાર્થોની ગરજ વધારે જણાવાથી તેની માગણી ખૂબ વધી ગઈ છે અને તેને વધારે પ્રમાણુમાં કાઢવાનો પ્રયત્ન ચાલુ છે. હાલમાં સેન્ટ્રલ ઈન્ડિયા એજન્સીમાં મળી આવેલા એસ્બેસ્ટોસનો નમુનો વિલાયતમાંના ઈંપિરિયલ ઈન્સ્ટીટયુટમાં પરીક્ષણુ માટે મોકલવામાં આવ્યું હતું. ત્યાંનો એવો અભિપ્રાય થયો, કે અહિંનો એસ્બેસ્ટોસ, બરડ અને સુંવાળો છે. ને તેના તંતુ ખૂબ ટુંકા હોય છે. તેમનો રંગ પણુ હલકી જાતનો હોય છે. તેને પરદેશી મોકલવાથી નફો નહિં થાય, પણુ તેનો અહિં ઉપયોગ કરવામાં કશો વાંધો નથી.

[સંદર્ભ ગ્રન્થ:—ફ્રીટસ–સટકેલ–એસ્બેસ્ટોસ, ઓટાવા ૧૯૦૫. એન્યુઅલ રીપોર્ટ્સ ઓન મીનરલ રીસોર્સીઝ. યુના-સ્ટેટસ-જીઓ. સર્વે મેરીલ.—ડી. જોન્સ. એસબેસ્ટોલ ઍન્ડ એસ્બેસ્ટિક, લંડન ૧૮૯૭. એ.બ્રિ. વૅટ–કોમર્શિઅલ પ્રૉડકટસ; મોડંક—પદાર્થ વર્ણુન ભાગ ૧ લો. વીટકર્સ અલ્મૅનેક ૧૯૨૩.]

**અસંમજા:**—સૂર્યવંશી ઈક્ષ્વાકુકુલોત્પન્ન સગર રાજાને કેશિનીથી થએલો પુત્ર. તે નગરવાસીઓનાં બાળકોને નદીમાં ડૂબાડતો: આ રીતે ઘણું બાળકોને ડુબાડવામાં આવ્યા, તેથી શહેરમાં ખૂબ કોલાહલ થયો ને રાજાને કાને વાત ગઈ. તેથી રાજાએ તેને રાજ્યમાંથી ચાલ્યા જવાની આજ્ઞા કરી. તેથ

તેણે ડૂબાડેલાં બાળકોને યોગ સામર્થ્યથી જીવતાં કર્યાં. ને મોટા જંગલમાં ચાલ્યો ગયો. એને અંશુમાન નામે એક પ્રખ્યાત પુત્ર હતો (મહાભારત ૩ ૧૦૭, ૧૨,૫૭.) સગર પછી એ રાજ્યપદ પામ્યો ને પોતાના પરાક્રમથી પંચજન એ નામે પ્રખ્યાત થયો એવો હરિવંશમાં ઉલ્લેખ છે.

**અસરળી**:—જીલ્લા ચાંદા. તાલુકો શીરોંકાચા-ગોદાવરી નદીને ડાબે કીનારે શીરોંચાની દક્ષિણે લગભગ ૧૯ માઇલે આ ગામ છે. ઇ. સ. ૧૯૦૧ ની સાલમાં અહિંની ૩૧૨૮ લોક વસ્તી હતી. આ ગામમાં ખેતી એ મુખ્ય ધંધો છે. દર શુક્રવારે બજાર ભરાય છે. રાજુ ને કોમટી લોકોની વસ્તી વધારે છે. પોલીસ થાણું, નિશાળો, ને પોસ્ટ પણ છે (ચાંદા ગેઝેટ ૧૯૦૯).

**અસરૂર**:—(પંજાબ) ખાન ઘાડાગ્રોન તાલુકો. એ ટાકોની અથવા ઉત્તર પંજાબની રાજધાની હતી. લાહોરને પીંડી ભાટીઆન વચ્ચેના રાજમાર્ગની દક્ષિણે બે માઇલ પર એ આવ્યું છે આ ગામમાં ઇ. સ. ૬૩૦ માં હયુએનત્સંગ આવ્યો હતો. તે વખતે આ ગામનું નામ ત્સિકી અથવા ટાકી એવું હતું, એવું કનિંગહામ માને છે. પહેલાંના અવશેષોમાં મળી આવેલી ૧૮ ઇંચ લાંબી ૧૦ ઇંચ પહોળી અને ૩ ઇંચ જાડી ઇંટો ને ઇન્ડો-સીથીઅન નાણાંના સિક્કા ઉપરથી આ ગામની પ્રાચીનતા સિદ્ધ થાય છે. જુના શહેરના અવશેષ ભાગનો ઘેરાવો ત્રણ માઇલ છે, ને તેના વાયવ્ય ભાગમાં ૬૦૦ ફુટ લાંબો ૪૦૦ ફુટ પહોળોને ૬૯ ઉંચો એવો એક ભાગ છે. તે ઠેકાણે ૨૧ ફુટ વ્યાસનો એક જુનો ને પાણી વિનાનો કુવો છે. અહિં જુનો રાજમહેલ હતો એમ કનિંગહામનો અભિપ્રાય છે. આ જગ્યાની આસપાસ નાના નાના ટેકરાની હાર છે. એ પહેલાંના કિલ્લાના ખંડેર હશે. હયુએનત્સંગના સમયમાં આ ગામમાં દસ બૌદ્ધ મઠ હતા ને અહિંથી નજીક બે માઇલ પર અશોકે એક બસો ફુટની ઉંચાઈ વાળો સ્તૂપ બંધાવ્યો હતો. હાલમાં જેને સાલાર ટેકરી કહે છે તેજ આ સ્તૂપ છે, એમ કનિંગહામ માને છે. એને પહેલાં ઉદ, અથવા ઉદનગર કહેતા, એમ કહેવાય છે. કેટલાક વરસો સુધી આ પ્રદેશ વેરાન પડેલો પણ પાછળથી અકબરના વખતમાં ઉગરશાહે અહિં એક મસીદ બંધાવી હતી.

હાલનું અશરૂર ગામ તદ્દન નાનું છે. ત્યાં માત્ર ૪૫ ઘર છે. (ઇં. ગૅ. ૬ દિક્ષિત ભારત વર્ષીય ભૂવર્ણન.)

**અસહકાર**:-(નૉન-કોઑપરેશન) આ શબ્દ હમણાં હમણાં પ્રચારમાં આવ્યો છે. સરકાર અને પ્રજા અથવા સમાજના જુદા જુદા વર્ગોમાં નબળાનું સબળને હરાવવાના રાજકીય અને સામાજિક નીતિની દ્રષ્ટિએ સફળ હથિયાર તરીકે આ શબ્દ પ્રચારમાં આવ્યો છે. સહકાર એટલે એકત્ર અથવા અરસ્પરસની સાહાય્યથી કામ કરવું અને અસહકાર એટલે સહકાર અથવા મદદ ન કરવી. મનુષ્ય પ્રાણી કદી જુદો, એકલવાયો ન રહી શકે, પણ સમાજ બનાવી સૌની સાથે રહી શકે છે, તેથી સમાજનું અસ્તિત્વ અને કાર્ય એક બીજાની મદદથી ચાલી શકે છે. અન્યોન્યાશ્રય એ સમાજ વ્યવસ્થાનો મૂળ પાયો છે. સરકાર એટલે સમાજ ઉપર સામાન્ય રીતે નિયંત્રણ કરનારી શકિત. તે શક્તિ સરકાર ને રૈયત એ બન્નેના પરસ્પર આશ્રયથી ઉત્પન્ન થાય છે. આ અન્યોન્યઆશ્રયનું ભાન પ્રજામાં ઉત્પન્ન કરાવી તેનું સ્વત્વ તેને સમજાવવું એ અસહકારની હિલચાલનું ધ્યેય છે. અન્યોન્ય આશ્રય સમજી કે તેનું ભાન ઉત્પન્ન કરાવી પ્રજામાં સ્વત્વ જગાવવું એ વાત બહુ નવી નથી. રુસો નામના ફ્રેન્ચ તત્વવેત્તાએ સરકાર એ સંસ્થાની ઉત્પત્તિને "સોશ્યલ કૅાંટ્રેકટ" એટલે સામાજિક કરાર એવું આદિકારણ કહીને શાસ્તા અને શાસિત એ બન્નેના સહકાર પરજ સરકાર નભી શકે છે, એ તત્વ લોકોને સમજાવ્યું. રુસોએ બતાવેલું સમાજ-ઘટનાનું આદિકારણ ભલે ઐતિહાસિક દષ્ટિએ ભૂલ ભરેલું લાગે, તોપણ રાજનીતિ શાસ્ત્રમાં તે સુપરિણામ કારક થયું છે. જેથી એક પક્ષ સહકાર ન આપવાનું જણાવે તો બીજો પક્ષ લૂલો બની જાય છે. કાયદા બનાવવા, ન્યાય આપીને તેનો અમલ કરવો આ ત્રણ કામ સરકારનાં ગણાય છે. તેમાં સરકાર સાથે સહકાર ન રાખવો, ધારાસભામાં ન જઇ કાયદા બનાવવાનું કામ અટકાવવું, ન્યાય કોર્ટોમાં ન જઇ ત્યાનું કામ બંધ પાડવું, કર ન આપવા, ને આવી રીતે સરકારનો રાજ્ય શકટ ચાલતો અટકાવવો, આવો ઉદ્દેશ અસહકારની એકંદર હીલચાલનો હોય એમ જણાય છે.

આવા અસહકારના દષ્ટાંત પ્રાચીન ઇતિહાસમાં અનેક મળી આવે તેમ છે. તેમાંનો પ્રસિદ્ધ દાખલો લેવો હોય તો પ્રાચીન રોમન ઈતિહાસમાં પૅટ્રિશિયન અને પ્લીબીઅન એ બન્ને વચ્ચેના ઝઘડાનો છે. પ્રાચીન રોમમાં સમાજના બે ભાગ હતા. તેમાંના પ્લીબીઅન લોકોએ પૅટ્રિશિયન લોકો પાસેથી રાજકીય હક મેળવવા માટે તેમની સાથે અસહકાર કર્યો, ત્યારે પૅટ્રિશિયન લોકોને સમાધાન કરવું પડયું

આકના પ્રાચીન ઈતિહાસમાં "ઑસ્ટ્રાસિઝમ" (રાજદ્રોહી માણસને દશ વર્ષની દેશ નિકાલની સજા) એ બીજી જાતનો અસહકાર, "એકસ કૉમ્યુનીકેશન" એટલે ધર્મ સત્તાએ પાપી માણસપર આદરેલો સંઘબહિષ્કાર અથવા જાતબહિષ્કાર એ વળી જુદો પ્રકાર, બૉયકૉટ એ વળી ત્રીજો પ્રકાર કોઈની સાથે વ્હેપાર વિષયક અથવા સામાજિક વ્યવહારવિષયક સંબંધ ન રાખવાનું ઠરાવી તેને પેચમાં સપડાવવો, એને બૉયકૉટ અથવા બહિષ્કાર કહે છે. દેશનિકાલ અથવા જાતિ બહિષ્કૃતતા એ સત્તાધીશોના હાથમાંના બંડખોરોને કબજે લેવા માટેના હથિયારો છે. બૉયકૉટ એ સામાજિક નાપસંદગી દર્શાવવાની રીત છે. અને અસહકાર એ સ્વતંત્રતા પ્રાપ્તિ માટેનું પ્રત્યક્ષ યુદ્ધ ન હોવા છતાં પોતાના સહકારની ઉપર જે કામો આધાર રાખે છે. તે કામો ન કરવા ને સહકાર પણ ન આપવો, પણ પોતાના કબજામાં તે કામો લઈને રાજકર્તાને નમાવવાનો એ દાવ છે.

આધુનિક ઇતિહાસ:—બલવાન રાજસત્તા પાસેથી પૂર્ણ સ્વતંત્રતા અથવા મર્યાદિત રાજકીય હક મેળવવા માટે અસહકારનો ઉપયોગ ૧૯ માં અને ૨૦ માં સૈકામાં વધારે થયો હોય એમ લાગે છે, ઑસ્ટ્રીઅન સામ્રાજ્ય સામે હંગેરિયન લોકોએ, અને બ્રિટીશ સામ્રાજ્ય સામે આયરિશ લોકોએ તેમજ ઈજિપ્તના લોકોએ અસહકાર કર્યો. પણ આ બધા દેશના લોકોએ પોતાના અસહકારને માટે હથિયારોની મદદ લીધી. પણ મહાત્મા ગાંધીજીએ ૧૯૨૦ ૨૧ માં જે અસહકારનો ઉપદેશ કર્યો, તેમાં અનત્યાચારનું મુખ્ય સ્થાન હતું. હિંદુસ્તાનના અને બીજા દેશોના અસહકાર વચ્ચે આ મૂળ તફાવત છે. અને એમાંજ ખરી પ્રગતિ દેખાય છે. મહાત્મા ગાંધીજીએ રાજકીય હક માટે ઉપદેશેલા માર્ગમાં ત્રણ પગથીઆં દેખાય છે. પહેલું નિઃશસ્ત્ર પ્રતિકાર (પૅસિવ રેઝિસ્ટન્સ) બીજું સવિનય કાયદાભંગ (સિવિલ ડિસઓબીડીઅન્સ) અને ત્રીજું શાંતમય અસહકાર (નૉન્ વાયોલંટ નૉન કૉઓપરેશન) એમાંથી અસહકારનો કાર્યક્રમ ખૂબ વ્યાપક હોવા છતાં અસહકારને આ દેશમાં થોડા વખતમાં ધાર્યા કરતાં વધારે સફળતા મળી એનું કારણ કદાચ એ પણ હોય કે લોકોને "અમુક કામ ન કરો" એ વાત વધારે ગમે છે. કરવા કરતાં ન કરવા પ્રત્યે લોકો સહેજે ખેંચાય છે. કારણ એ એક નૈસર્ગિક પ્રવૃત્તિ છે. સત્યાગ્રહ, કાયદાભંગ જેવાં કામ જેમાં પ્રત્યક્ષ કાર્ય કરવાનું હોય છે, તે ન કરતાં ધારાસભા બહિષ્કારનું કામ લોકો સહેજે કરે છે. કારણ તેમાં મત ન આપવાના હોવાથી ઘેર બેસવાનું હોય છે. છતાં અત્યન્ત દુર્બળ માણસને પણ આ પંચાક્ષરી મંત્રે કામ આપ્યું ને તેથી અસહકારને અનુયાયી ઘણા મળ્યા, જેથી તે શબ્દ મહત્વ પામ્યો. એટલુંજ નહિં પણ તે અસરકારક પણ નીવડયો.

હિન્દુસ્તાનમાં અસહકાર:— હિંદુસ્તાનનો ૧૯૧૯ ના કાયદાથી મળેલા સ્વરાજ્યના હક અસંતોષકારક છે, એવો મત આખા દેશમાં પ્રચલિત થયો હતો. આજ અરસામાં પંજાબમાં અંગ્રેજ અધિકારી ઓએ કરેલા અત્યાચારોને માટે ખિલાફતને લગતો મુસ્લીમ બિરાદરોને થએલો અન્યાય દૂર કરવાને માટે અને બ્રિટિશ સરકારે કરેલા વચનભંગ માટે સરકાર સાથે અસહકાર કરીને લોકોની માંગણીઓ કબુલ કરાવવાના હેતુથી અસહકારનો સિદ્ધાન્ત મહાત્મા ગાંધી એ લોકો સમક્ષ મૂકયો અસહકારના કાર્યક્રમમાં (૧) ધારાસભા બહિષ્કાર, (૨) કોર્ટોનો બહિષ્કાર, (૩) સરકારી ને સરકારી સહાય લેતી શિક્ષણ સંસ્થાઓનો બહિષ્કાર, (૪) સરકારે આપેલા ખિતાબોનો ત્યાગ, (૫) પરદેશી કાપડ ઉપર બહિષ્કાર એ બાબતો કહી તે પછી તેમણે રચનાત્મક કાર્યક્રમ માટે (૧) શુદ્ધ ખાદીની (હાથે કાતેલી હાથે વણેલી) ઉત્પત્તિ, (૨) અસ્પૃશ્યતા નિવારણ, (૩) ટિળક સ્વરાજ ફાળો, (૪) વકીલોએ વકીલાત ન વિદ્યાર્થીઓએ શાળાઓ મહાવિદ્યાલયો છોડીને ગામડામાં પ્રચાર અર્થે નીકળી પડવું (૫) હડતાળો પાડવી, (૬) પ્રાર્થનાઓ અને અપવાસ કરવા વિગેરે વસ્તુઓ મૂકી. આ બધા કાર્યક્રમ ક્યા ક્યા સફળ થયા, એ વાત જાણીતી છે. સરકાર સાથે જ્યાં જ્યાં વિરોધના પ્રસંગ પ્રાપ્ત થાય, ત્યાં ત્યાં શાન્તિથી અથવા અનત્યાચારથી પ્રતિકાર કરવો, એ તત્વ ગાંધીજીએ મુખ્યતઃ પ્રજાહાથમાં લીધો. પછી કોર્ટોને શિક્ષણસંસ્થાનો બહિષ્કાર હાથમાં લીધો. તે પછી ટિળક સ્વરાજ્ય ફાળાનું કામ હાથમાં લીધું (એના એક કરોડ રૂપીઆ ભેગા કરવાના હતા) તે પછી પરદેશી કાપડની હોળી અને ખાદી પ્રચાર આટલી વસ્તુઓ એક પછી એક શરૂ કરી આના પછી રાષ્ટ્રીય સ્વયંસેવક મંડળો સ્થાપીને સરકાર જ્યાં વિરોધ દર્શાવ્યો ત્યાં કાયદાભંગની હિલચાલ ઉપાડીને તેનો પ્રતિરોધ કર્યો. સ્વયંસેવકોના કાયદાભંગને જેલ નિવાસથી આખો દેશ ખળભળી ઉઠયો. ડિસેંબર માસમાં અમદાબાદ કૉંગ્રેસે બારડોલી તાલુકામાં સરકાર સાથે પુરો અસહકાર કરીને મહેસુલ ન ભરવાનું ને પોતાનાં બધાં કામ જાતે ચલાવી લઈ



૧૫૨. મહાત્મા ગાંધી—નિઃશસ્ત્ર જગતને સ્વાતંત્ર્ય સંપાદનની આશા ઉત્પન્ન કરનાર.



૧૫૩. જવાહીરલાલ નેહરૂ—મહાત્મા ગાંધી-પક્ષવાદી યુવાન વર્ગના મુખ્ય વિનીત નેતા, જેમણે લાહોર મહાસભાનું પ્રમુખપદ સાર્થક કરી બતાવ્યું છે.



૧૫૪. સરદાર વલ્લભભાઇ પટેલ—એમણે બારડોલીમાં કરબંધીની પહેલી ચળવળ વખતે સરકાર સામે ઝુંબેસ ઉઠાવી અને કરબંધીની હીલચાલ શકય છે એ બાબતનો વિશ્વાસ આખા હિંદુસ્થાનમાં પેદા કર્યો.



૧૫૫. સરોજિની નાયડુ—ગયા સત્યાગ્રહમાં જેલગયાં. કૉંગ્રેસ પક્ષની અત્યંત પ્રમુખ સ્ત્રી.



૧૫૬. તપસ્વી બાબાસાહેબ પરાંજપે—મહાત્મા ગાંધીના અસહકારના તત્ત્વનો વિરોધ કરનાર વ્યક્તિ. કૌંસિલમાં જઈ ઓપોઝિશન કરવામાં તેઓ માનતા.



૧૫૭. વીર વામનરાવ ઉર્ફે વામન ગોપાળ જોશી—વરાડના અસહકારી આગેવાન.



૧૫૮. મૌ. શૌકતઅલી—એક વખતના મહાત્માજીના ચુસ્ત અનુયાયી. ડોમિનીયન સ્ટેટસ પણ નથી જોઇતું એમ હવે તેઓ કહેવા લાગ્યા છે.



૧૫૯. મિસિસ ચિત્તરંજન દાસ— પહેલા કૌન્સિલ બહિષ્કાર વખતે તેઓ આગળ આવ્યાં.



૧૬૦. અચ્યુતરાવ કોલ્હટકર–છેલ્લું યુદ્ધ પૂરૂં થવા આવ્યું ત્યાર પહેલાં થોડા વખત પર ચૂંટાયલા મુંબઇના ડિકટેટર.



૧૬૧. ગંગાધરરાવ દેશપાંડે–કર્ણાટકના અસહકારવાદી.



૧૬૨. ગોપાળરાવ ઓગલે—અસહકારની ચળવળમાં મદદ કરનાર નાગપુરના એક પત્રકાર.



૧૬૩. ડા. ચોઇથરામ—સિંધના પ્રમુખ કાર્યકર્તા અને કરાંચી કોંગ્રેસના સ્વાગતાધ્યક્ષ.



૧૬૪. સુભાષચંદ્ર બોઝ—સવિનય ભંગની ચળવળને શીઘ્ર ગતિ આપનાર ઉદ્દામપક્ષવાદી નેતા.

સ્વાવલંબી થવાનું બીડું ઝડપ્યું, ને ગાંધીજીએ પ્રયોગ સફળ કરવાનું હાથમાં લીધું. પણ તેજ અરસામાં ચૌરીચોરામાં તોફાન થવાથી બાડોલીનો કાર્યક્રમ બંધ રાખવામાં આવ્યો તે ફરીથી ખાદીપ્રચાર, અસ્પૃશ્યોદ્ધાર, હિન્દુમુસ્લીમ ઐકય વગેરે રચનાત્મક કાર્યક્રમ શરૂ થયો ત્યાં તો સરકારે ગાંધીજી ઉપર રાજદ્રોહનો આરોપ મૂકી તેમને છ વરસની કારાવાસની સજા કરી (૧૯૨૨).

આ બધી બાબતોનું સ્વરૂપ સ્પષ્ટ થાય એટલા માટે તે ચળવળનું વિગત વાર વર્ણન રાજકારણની દૃષ્ટિએ અને લોકોની ભાવનાની દષ્ટિએ કરવું જોઈએ.

૧૯૨૦ ઑગસ્ટની પહેલી તારીખે ગાંધીજીએ અસહકારની હિલચાલ પોતાની જબાબદારી પર શરૂ કરી. વાત એમ બની, કે જુલાઇ માસમાં તેની યોજના સ્પષ્ટ રીતે જાહેર થઇ અને ૧ લી ઑગસ્ટને દિવશે લોકમાન્ય ટિળક સ્વર્ગવાસી થયા. તેમ છતાં આ નવી હિલચાલનો ઉહાપોહ તો લોકમાન્યની હયાતીમાં જે નેતાઓએ શરૂ કર્યો હતો. નવા સુધારા અસંતોષકારક હોવા છતાં ધારાસભામાં જઇને ત્યાં પ્રતિયોગી સહકારના સિદ્ધાન્ત પર સરકાર સાથે લડવું એવો કાર્યક્રમ ટિળક, દાસ વગેરે આગેવાનોએ નકકી કર્યો હતો. પણ ગાંધીજીએ નવા સુધારાની સદોષતા, ૧૯૨૦ માર્ચમાં લોઈડ જ્યોર્જે હિંદી મુસલમાન પ્રતિનિધિ મંડળની કરેલી નિરાશા, પંજાબમાં અત્યાચારોની બાબતમાં હંટર કમિટીએ કરેલો અન્યાય, અને બ્રિટિશ પાર્લામેન્ટનું વલણ વગેરે બાબતોથી થએલી નિરાશાનો વિચાર કરી. પ્રતિયોગી સહકારને બદલે અસહકાર કરીને સરકાર સાથે લડવાનો ઉપદેશ કર્યો. પણ લોકમાન્ય જ્યાં લગી જીવે, ત્યાં લગી ગાંધીજીએ લોકો અનુસરે એ શકય ન હતું. છતાં ૧ લી આગસ્ટથી ગાંધીજીએ અસહકાર જાહેર કર્યો, ને તેજ દિવસે લોકમાન્યનું અવસાન થયું. ૧૯૨૦ ના સપ્ટેમ્બરમાં કલકત્તાની જાદી કોંગ્રેસમાં જુજ વધુમતીથી પ્રજાએ અસહકાર શરૂ કરવાનો તે તેમાં નીચેની બાબતોનો સમાવેશ કરવાનો ઠરાવ કર્યો:–(૧) સરકારી ઇલકાબ, સન્માનની જગાઓ છોડવી ને સ્થાનિક સ્વરાજ્ય સંસ્થામાંથી સરકારની ચુકત સ્થાનોમાંથી રાજીનામાં આપવાં (૨) સરકારી દરબાર અને બીજા સરકારી મેળાવડાનો બહિષ્કાર કરવો. (૩) વિદ્યાર્થીઓએ શાળા કૉલેજોનો ત્યાગ કરવો, ને તેમને માટે નવી શાળી મહાશાળાઓ ખોલવી. (૪) બ્રિટિશ ન્યાય કોર્ટના વકીલોએ ને પક્ષકારોએ કોર્ટોનો બહિષ્કાર કરવો અને લવાદ મંડળ મારફતે પોતાના વાંધદૂર કરવા. (૫) મેસોપોટામીયામાં લશ્કર, કારકુન ને મજુર તરીકે કોઈએ નોકરીમાં જવું નહિ. (૬) નવા સુધારા પ્રમાણે મળેલી ધારાસભાની ચુંટણીમાં ઉમેદવારોએ અને મતદારોએ બિલકુલ ભાગ ન લેવો. આ ઠરાવ થયા પછી ગાંધીજીએ અને તેમના અનુયાયીઓએ આખા દેશમાં ફરીને આ કાર્યક્રમ લોકોને સમજાવવાનું કામ કર્યું. પદવી અને વકીલાત છોડનારાની સંખ્યા ખુબ ઓછી હતી. શિક્ષણ સંસ્થા ઉપર બહિષ્કારનું કામ માત્ર ખુબ જોરમાં થયું. જ્યાં જ્યાં ગાંધીજી જતાં ત્યાં ત્યાં વિદ્યાર્થીઓ ઉપર તેમની મીઠી અને સૌમ્ય વાણીની અને ઉચ્ચ વિચારોની ખૂબ અસર થતી. ઘણા વિદ્યાર્થીઓ શિક્ષણ સંસ્થાઓ છોડી ને રાષ્ટ્ર કાર્યમાં ઝંપલાવ્યુ. બનારસ હિન્દુ યુનિવર્સિટીમાં પંડિત માલવીય અને ગાંધીજી વચ્ચેનો આ બાબતમાં મીઠો વિરોધ સ્પષ્ટ રીતે જણાયો. અલિગઢની ઍંગ્લો ઓરીયંટલ કાલેજમાંથી ઘણી મોટી મુસ્લીમ વિદ્યાર્થીઓની સંખ્ય બહારપડી. તે ઉપરાંત નવી રાષ્ટ્રીય શાળાઓ, કૉલેજો ને વિદ્યાપીઠોની પણ સ્થાપના થઇ. પુણાનું ટિળક વિદ્યાપીઠ, ટિળક મહા. વિદ્યાલય મુંબઇની રાષ્ટ્રીય મેડીકલ કૉલેજ, અમદાબાદમાં ગુજરાથ વિદ્યાપીઠ ને તેને અનેક શાળાઓ દિલ્હીમાં હકીમ અજમલખાને કાઢેલી કૉલેજ વગેરે અને રાષ્ટ્રીય સંસ્થાઓ ઉઘડી.

પણ ૧૯૨૦ નવેંબરમાં થયેલી ધારાસભાની ચૂંટણીમાં ગાંધીજી ના ઉપદેશની ખુબ અસર થઇ ને કાગ્રેસપક્ષીમાં થી એક પણ ઉમેદવાર ધારાસભામાં ન ગયો પણ મૉડરેટ (વિનીત પક્ષીઓ) ન વા સુધારા સફળ કરવાનું વચન સરકારને આવી આવેલા હોવા થી તેઓ ધારાસભામાં ગયા ને ત્યાં તેમને સહેજે જગા મળી. ગાંધીજીના આ અસહકારના પ્રયોગથી પ્રતિયોગી સહકારના પ્રયોગ કરતાં તદન જુદાજ પ્રકારની અસર શાસન પદ્ધતિ ઉપર થઇ. પણ ઇજીત્પ આયર્લેંડની માફક પહેલાં જગ્યાઓ રોકીને પછી તેમની ઉપર બહિષ્કાર પોકારીને અસહકાર કરવામાં આવ્યો હોત તો શી અસર થાત, તેનું અનુમાન કાઢવા જેવું છે. પણ મોડરેટો ધારાસભામાં જઈ શકયા, તેથી સરકારની દષ્ટિએ આ બહિષ્કાર અફળ થયો. ૬૩૭ બેઠકો માંથી માત્ર છ જ બેઠકો અણપુરાએલી રહી. મતદાન ની દષ્ટિ એ શહેરમાં વધારે મત અપાયા ગામડાંના લોકોએ વિશેષ મત આપ્યા નહિં.

ઇ. સ. ૧૯૨૦ ના ડીસેંબર લગી જે ચળવળ થઇ તેને આટલી સફળતા મળેલી જોઈને નાગપુર કૉંગ્રેસે ગાંધીજીને ટેકો આપ્યો પણ માલવીયા જીના

ઝાપર્ડે વગેરે જેવા આગેવાનો તટસ્થ રહ્યા. આ મહાસભામાં કૉંગ્રેસનું ધ્યેય બદલવામાં આવ્યું. કૉંગ્રેસ એ સંસ્થા ધારાસભા બહારના લોકોને ભેગા કરી તેમના હક તેમને અપાવનારી ને તે માટે સરકાર ને બને ત્યાં વિરોધ કરનારી સંસ્થા થઈ, તેથી તે ધારાસભાવાળા લોકોને મન વિશિષ્ટ પક્ષની સભા લાગવા લાગી. તેથી તેઓ તેનાથી દૂર રહેવા લાગ્યા.

અસહકારની શરૂઆતથીજ તેનું ગંભીર સ્વરૂપ સરકારની દૃષ્ટિમાં આવી ગયું હતું. કારણ તેથી સ્વરાજ્યની હિલચાલ કેવળ શિક્ષિતોમાંજ રહેવાને બદલે ગામડામાં તે અભણ લોકોમાંએ પ્રવેશે એવો સંભવ હોવાથી તે લોકોમાં હિંસા ઉદ્ભવશે, એમ સરકારને લાગતું હતું આમ હોવાથી સરકાર આ હિલચાલ તરફ કેવી રીતે જોશે એ વાત સ્પષ્ટ થવાની જરૂર હતી. એટલે લોર્ડ ચેમ્સફોર્ડે (વાઇસરોયે) મળી એસેંબલીની બેઠકમાં જાહેર કર્યું, કે અસહકારની હિલચાલ બેકાયદેસર છે, કારણ તેનો હેતુ ચાલુ રાજ્યપદ્ધતિ ને અટકાવી મૂકવાનો છે, એમ સરકાર માને છે છતાં તેના પ્રણેતાને સરકારે જેલમાં બેસાડ્યા નથી; કારણ તેઓ અનત્યાચારનો ઉપદેશ સાથે સાથે કરે છે. પણ તેમની સાથેના લોકો અત્યાચારને ઉત્તેજન આપે એવો ઉપદેશ કરશે અથવા પોલીસ અને લશ્કરો અરાજનિષ્ઠ કરવાનો પ્રયત્ન કરશે, તો તેમની ઉપર કામ ચલાવવામાં આવશે, એવા હુકમો પ્રાંતિક સરકારને કરવામાં આવ્યા છે. પણ આખા દેશની સંપત્તિ લોકો સમજદાર હોવાથી આ હિલચાલમાં નહિં મળે, એવી સરકારને ખાતરી છે. એટલે જે રીતનો સહકાર લોકો આ હિલચાલને આપશે તે રીતના ઉપાયો સરકારને યોજવા પડશે.

અસહકારની હિલચાલ થોડા વખતમાં લોકપ્રિય થઈ પડી તેનુ કારણ ગાંધીજીનું ઉદાત્ત ચરિત્ર છે. ગાંધીજી કાઉંટ ટૉલ્સ્ટૉયના શિષ્ય તરીકે ભવિષ્યમાં ગણાય તો નવાઈ નહિં. અસહકારનો જે કાર્યક્રમ ગાંધીજીએ યોજયો તેમાં તેમનો પૂર્ણ વિશ્વાસ અને પ્રામાણિકતા વ્યકત થાય છે. એટલુંજ નહિં, તો સમગ્ર રાષ્ટ્રની સામાજિક પુનર્ઘટના કરવાનો તેમનો હેતુ પણ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે આજનો સુધારો માનવના ઉદાત્ત સ્વભાવ અને ધ્યેયનો વિનાશ કરનારો છે; પાશ્ચાત્ય શિક્ષણથી બૌદ્ધિક ગુલામગિરી વધી છે, ડૉકટર લોકો પ્રજાને અધઃપાતને માર્ગે દોરે છે. ન્યાય કોર્ટ ને વકીલ મનુષ્યત્વને ખોવડાવે છે. રેલ્વેથી મનુષ્ય ઇશ્વરથી દૂર જાય છે, પાર્લામેંટ એ ભારે મૂલનું રમકડું છે, દરેક જણ પોતાનું આધ્યાત્મિક બળ વધારે એ તેનું ધ્યેય છે. દરેક માણસને પોતાના હેતુ સફળ કરવા માટે નિઃશસ્ત્ર પ્રતિકાર જેવું બીજું સુંદર હથિયાર કદીય મળી શકાશે નહિ, એવા વિચારો ગાંધીજી સેવે છે. આ વિચારોને તે યથામતિ આચારમાં પણ મૂકે છે. દક્ષિણ આફ્રિકામાં તેમણે હિન્દીઓની ફરીયાદો દૂર કરવા માટે મોટા પ્રમાણમાં હીલચાલ કરી ને હિંદુસ્તાનમાં આવ્યા પછી આ સાધનનો ઉપયોગ વધારે વિશાળ રીતે કરવાનો તેમણે ઠરાવ કર્યો. ગાંધીજી ની કાર્યનિષ્ઠા અને સ્વાર્થત્યાગે લોકો પર ખૂબ છાપ પાડી. છતાં નિઃશસ્ત્રપ્રતિકાર એ હથિયાર અનેક ભાષા, ધર્મ, ને જાતિઓથી ભરેલા આ વિશાળ દેશમાં જોખમકારક છે. એમ જાણીને સ્વર્ગસ્થ ગોખલે એ હિન્દની પરિસ્થિતિ પૂરી રીતે તપાસ્યાવિના તેનો ઉપયોગ ન કરવો, એવી સાવચેતી આપેલી પણ શ્રી. ગોખલે થોડાજ વખતમાં સ્વર્ગવાસી થયા. ગાંધીજીએ મહાયુદ્ધના વખતમાં માત્ર સામાજીક કાર્યમાંજ પોતાના મતને પરોવ્યું હતું. ને સરકારને પૂરી મદદ આપી હતી. ૧૯૧૯ માં રોલેટ ઍકટનો વિરોધ કરવા માટે તેમણે સત્યાગ્રહનો અથવા નિઃશસ્ત્ર પ્રતિકારનો ઉપાય જોરથી અજમાવ્યો.

દક્ષિણ અફ્રિકાની સેવા, ને તેમની સંન્યાસી જેવી રહેણીકરણીથી લોકો તેમને મહાત્મા કહેવા લાગ્યા હતા, પણ અસહકારમાં મુસલમાનોને ખેંચવાની ખાસ જરૂર હતી ખિલાફતને લીધે એ લાગ સરસ રીતે મળ્યો. ૧૯૧૯ નવેંબરમાં દિલ્હીમાં ભરાએલી ખિલાફત પરિષદમાં ગાંધીજીએ મુસ્લીમોને અસહકારનો ઉપાય શિખવ્યો. ને મૌલાના મહમદ અલીને શૌકતઅલી ને સમજાવીને પોતાની ચળવળમાં લીધા અલીભાઈઓને ગાંધીજી ના પક્ષમાં જવું પડે તેમ હતું. કારણ તેમણે અમારી અમુક માંગણીઓ મંજુર નહિં થાય, તો અમે તલવાર હાથમાં લઇશું એવા ધમકો સરકારને આવેલી હતી. પણ તલવાર ખેંચવી એ સહેલું ન હતું; પણ ન ખેંચવાને કારણ તો જોઇએ; ને તે મહાત્માજીના અનુયાયી થવાથી પોતે અહિંસામાં માનનારા થયા છે. એમ કહેવાથી તેમને એક મોટું બ્હાનું મળ્યું. ખિલાફત, પંજાબ અને સ્વરાજ્ય એ ત્રણ બાબતોમાં ન્યાય મેળવવા માટે ગાંધીજીનો અસહકાર કલકત્તા અને નાગપુરની મહાસભાએ માન્ય રાખ્યો તેને લગતો શરૂઆતનો કાર્યક્રમ ઉપર આપેલોજ છે. કૉંગ્રેસના નેતાઓએ એક કરોડ રૂપીયાનો ટિળક સ્વરાજ્ય ફાળો ભેગો

કરવાનો ઠરાવ કરી રાષ્ટ્રીય સ્વયંસેવક મંડળ સ્થાપવા નિશ્ચિત કર્યો. આ અરસામાં ડ્યુક ઓફ કૉનૉટ હિંદમાં આવ્યા, ને તેમણે નવી ધારાસભાઓ ચાલુ કરી. તેમણે બ્રિટિશ અને હિન્દી લોકોએ અરસ્પરસની ભૂલ માટે ક્ષમા આપવી ને ગેરસમજુત દૂર કરવી એવી સલાહ બન્ને પક્ષોને આપી. થોડેજ દિવસે લૉર્ડ ચેમ્સફર્ડની જગ્યાએ લૉર્ડ રીડિંગ આવ્યો. પણ ધારાસભાના કામ તરફ જરાય ધ્યાન ન આપતાં ગાંધીજી એ અસહકારનો કાર્યક્રમ જોશભેર ચાલુ રાખ્યો. ગાંધીજી અને અલીભાઈઓ પ્રાંતેપ્રાંતમાં ઉપદેશ દેતા ફરી રહ્યા હતા. અને રાષ્ટ્રીય સ્વયંસેવકોની ટુકડીઓ દિન પ્રતિદિન સ્થપાતી ગઈ. કૉંગ્રેસના સભાસદો વધવા લાગ્યા. પ્રચારકોને પોલિસ અધિકારીઓની વચ્ચે કડવાશ વધતી ગઈ. ને કાં તો અહિંસાત્મક અસહકારનાં બીજ જનતામાં પૂરાં ન ઉતર્યાં હોય, તેથી અથવા અમલદારો ની બેદીલથી કે બેપરવાઇથી ક્યાંક ક્યાંક નાનાં મોટાં તોફાનો થયાં. ૧૯૨૧ ના ફેબ્રુઆરી ને માર્ચ માસમાં મજુરોના સંપ થયો. પિકેટિંગને લઇને બિહાર, નાગપુર, આસામ, મદ્રાસ મુંબઈ વગેરે ઠેકાણે રમખાણો થયાં. ગાંધીજીએ અહિંસાનો ઉપદેશ ચાલુ રાખ્યો. ને લોકોમાં પાછી શાંતિ સ્થપાય એટલા માટે કૉંગ્રેસના સભ્યોની સંખ્યા એક કરોડની કરવી. વીસ લાખ રેંટીઆ ચાલુ કરવા વગેરે રચનાત્મક કાર્યો તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું.

લૉર્ડ રીડિંગ અધિકાર ઉપર આવીને અનેક દેશનેતાઓની મુલાકાતો લીધી ને ગાંધીજી ને પણ મુલાકાત માટે બોલાવ્યા. અલીભાઇઓનાં ભાષણોમાં અત્યાચાર ઉત્તેજક શબ્દો હોય છે, તેથી સરકાર તેમની ઉપર કોર્ટમાં કામ ચલાવશે; એવી વાત નીકળતાં અલીભાઈઓએ પોતે અનત્યાચારનું વ્રત પાળવાનાજ છે, એવું આશ્વાસન આપી એક રીતે માફી માગી ને સરકારે કામ ચલાવવાનો વિચાર મુલતવી રાખ્યો.

માર્ચ, એપ્રિલ, મે ૧૯૨૦ માં કોર્ટ બહિષ્કાર, દારૂબંધી ને અંત્યજોદ્ધાર એ ત્રણ બાબતો વિષે ખૂબ પ્રચાર થયો. ને એક કરોડ જેટલો ફાળો સ્વરાજ્ય ફાળામાં થયો. સપ્ટેંબરની આખરે પરદેશની કાપડનો પૂર્ણ બહિષ્કાર કરવાનું ઠરાવી રેંટીયા હાથવણાટને ખાદી પ્રચાર એ ત્રણ વસ્તુ ઉપર ખૂબ ભાર મૂક્યો. ૧૯૨૧ ના ઓગસ્ટમાં મલબારમાં મોપલાઓએ ખૂબ મોટું બંડ કરી મુસ્લીમ રાજ્યની ઘોષણા કરીને કેટલાક હિંદુઓને વટલાવ્યા ને તેમની સ્ત્રીઓને ભ્રષ્ટ કરી તેમની માલમત્તા ઝુંટવી લીધી. સરકારે આ બંડનું કારણ અસહકારજ છે, એમ જણાવ્યું. આ પછી યુવરાજને હિંદમાં લાવવાનો નિશ્ચય થયો ને ગાંધીજીએ આ મેળવડામાં લોકોએ ભાગ ન લેવો એવું જાહેર કર્યું. ને લોકો એ સફળ રીતે આ બહિષ્કાર સિદ્ધ કર્યો. ઓકટોબર માસમાં અલીભાઇઓ ઉપર કોર્ટમાં કામ ચાલ્યું. ને તેમને બબ્બે વર્ષની શિક્ષા મળી. તે બાદ આણંદ અને બારડોલીમાં સાર્વત્રિક કાયદા ભંગ કરવાનો ગાંધીજીએ નિશ્ચય જાહેર કર્યો ને તેની તૈયારી શરૂ કરી. નવેંબર ૧૯૨૧ની ૧૭મી તારીખે મુંબઈમાં યુવરાજ આવ્યા; પણ તે દિવસે ને બીજે દિવસે મુંબઈમાં રમખાણો થયાં. ગાંધીજી મુંબઇમાં હતા. તેમણે અપવાસ આદરી થોડાજ વખતમાં શાંતિ સ્થાપી જુદા જુદા સમાજના આગેવાનો પાસે શાંતિ સ્થપાવા વચનો લીધાં. બારડોલીનો કાર્યક્રમ બંધ રાખી અશાન્તિને દૂર કરવાના તેમણે ખૂબ પ્રયત્નો કર્યા. ગાંધીજીની અહિંસાની લડત ન હોત, તો અત્યાચારની લડતથી લોકોને ને સરકારને કેટલું શોષવું પડત તે કહેવું મુશ્કેલ થઈ પડે તેમ છે. મુંબઈની જેમ અનેક શહેરોમાં યુવરાજના આગમન દિને હડતાળો પડાઈ ને રમખાણો થયાં. સરકારે પણ દમનનીતિ ખુબ ચલાવી. ગાંધીજીએ આ દમનનીતિના જવાબ રૂપે કાયદા તોડી જેલો ભરવાનો માર્ગ સ્વીકાર્યો. જેથી આખો દેશ હુચમચી ઉઠયો. લાલા લજપતરાય, મોતીલાલ નેહરૂ, દેશબંધુ દાસ જેવા મોટા આગેવાનો પણ કાયદા ભંગ કરી જેલમાં ગયા. ભાષણ સ્વાતંત્ર્ય ને સંઘ સ્વાતંત્ર્યનો નાશ કરવા માટે મૉડરેટો પણ ઉકળ્યા. ને રાઉંડટેબલ કૉન્ફરન્સ ભરવાની સૂચના કરી. પણ સ્વયંસેવકો કાયદાભંગ બંધ ન કરે ત્યાં લગી કશુંય શકય નથી, એવો જવાબ લૉર્ડ રીડિંગે આપ્યો. અલીભાઇઓને અને બધા અસહકારીઓને મુક્ત કરવાની તેમજ સ્વયંસેવકોની ભરતી થવા દેવાની શરતો ગાંધીજીએ આગળ મૂકી એટલે સરકારે બધો દોષ ગાંધીજી ઉપર લાદીને મૉડરેટોને પોતાના પક્ષમાં લીધા.

ડિસેંબરમાં યુવરાજ લખનૌ, અલાહબાદ બનારસ કલકત્તા વિગેરે શહેરોમાં ગયા. પણ બધે સંપૂર્ણ હડતાલ પાડવામાં આવેલી હોવાથી સમારંભ નિષ્ફળ જેવા લાગ્યા. આજ માસમાં અમદાવાદમાં મહાસભા ભરાઇ ને ગાંધીજીને સર્વાધિકારી નીમવામાં આવ્યા. ને સાર્વત્રિક કાયદા ભંગ કરવાનું નક્કી થયું. ને તેનો પ્રયોગ ગાંધીજીએ બારડોલીમાં પહેલાં કરવો,

એમ ઠરાવવામાં આવ્યું. કેટલાક ઉતાવળીયા ગાંધીએ એક વરસમાં સ્વરાજ્ય ન અપાવ્યું માટે ગાંધી વિરૂદ્ધ પ્રચાર કાર્ય કરી રહ્યા હતા. પણ તેમના પ્રયાસ નિષ્ફળ ગયા ને બારડોલી તરફ સૌનું ધ્યાન ખેંચાયું. જાન્યુઆરીમાં સર્વ પક્ષી પરિષદ મુંબઇમાં સર શંકરન નાયરન પ્રમુખ પદ નીચે મળી પણ તેમાં કંઈ માર્ગ મળ્યો નહિ.૧૯૨૨ની ફેબ્રુઆરીમાં ગાંધીજી એ વાઈસરાયને (અલ્ટિમેટમ) છેલ્લો પત્ર મોકલ્યો તેમાં તેમણે જણાવ્યું કે ભાષણ સ્વાતંત્ર્ય, મુદ્રણ-સ્વાંત્ર્ય ને સંઘ સ્વાતંત્ર્ય એ દેશના પ્રાથમિક હક મેળવવા માટે સત્યાગ્રહને સવિનય ભંગ કરવા પડે છે. જો બધા રાજકીય કેદીઓને છોડવામાં આવે, તો કાયદા ભંગની હીલચાલ પાછી લેવા પોતે તૈયાર છે વિ૦. પણ સરકારે તે માન્ય ન કરતાં પોતાની હઠીલાઈ બતાવી આપી. ગાંધીજી બારડોલીની તૈયારી પર ખુબ ભાર દેવા લાગ્યા ને કાયદા ભંગની શરૂઆત કરે તેટલામાં તો ૧૯૨૨ ફેબ્રુઆરી ૪થી તારીખે સંયુક્ત પ્રાંતમાં ચૌરીચૌરામાં પ્રજા ને સરકારી માણસો વચ્ચે રમખાણ થયું ને બન્ને પક્ષના મળી એકવીસ માણસો મરાયાં, એ સમાચાર મળવાથી ગાંધીજીએ સવિનય ભંગ તહકુબ રાખ્યો, કારણ અહિંસાના ને શાંતિના પૂર્ણ વાતાવરણ વિના તે ન સંભવી શકે, એમ તેમનું માનવું હતું.

વળી પહેલાંની જેમ રચનાત્મક કાર્ય કરવાનો નિશ્ચય જાહેર કર્યો. કૉંગ્રેસની વર્કિંગ કમિટીએ પણ તેજ કાર્યક્રમને મંજુર કર્યો પણ ગાંધીજીના અનુયાયીઓમાં પક્ષો પડી ગયા છે, એમ દેખાયું.

ગાંધીજીના અનુયાયીઓમાં પક્ષ પડયા છે, એ લાગ જોઈ સરકારે તેમને છ વર્ષની કારાવાસની શિક્ષા આપી. (૧૦ માર્ચ) પણ ગાંધીજીના ઉપદેશને લઈને કયાંય તોફાનો કે રમખાણો થયા નહિં.

ગાંધીજી જેલમાં ગયા પછી તેમના કાર્યક્રમ વિષે કૉંગ્રેસ કમિટીએ લોકમત અજમાવી જોયો ને સવિનય ભંગ માટે દેશ તૈયાર નથી એવું એકમતે જાહેર કર્યું. પણ બહિષ્કારની બાબતમાં કમિટીમાં બે મત થયા. કાઉન્સિલવાદી લોકો દેશભર પ્રચાર કરીને પોતાના વિચારો લોકોને સમજાવવા લાગ્યા ને સપ્ટેંબર ૧૯૨૩ ની દિલ્હીની ખાસ કૉંગ્રેસમાં ધારાસભાના પ્રવેશને કૉંગ્રેસે વિરોધ ન કરવો એમ નક્કી થયું ને સ્વરાજ્ય પક્ષની ફત્તેહ થઈ પણ તે એજ શરતે કે કાઉન્સિલમાં પણ તેઓ એક સરખો વિરોધ કરીને સરકાર સાથે અસહકારજ કરશે. આ કાર્ય તે પક્ષે મધ્યપ્રાંતમાં સફળ કરી બતાવ્યુ ને ત્યાંના ગવર્નરને સર્ટિફિકેશનની સત્તાથી રાજતંત્ર ચલાવવાની ફરજ પાડી. તેણે ત્યાં દ્વિદલ રાજ્યપદ્ધતિના ભૂકા ઉડાવી મૂકયા ને ધારાસભામાં પણ અસહકાર યશસ્વી કરી બતાવ્યો. ૧૯૨૪ ના ફેબ્રુઆરી માસમાં ગાંધીજી જેલમાંથી બહાર આવ્યા.

ગાંધીજીની હીલચાલનાં બધાં અંગો સફળ થયા એમ ન કહી શકાય. અસહકાર એ સમાજધ્યેય નથી પણ સમાજ સુધારણાનો ઉપાય છે. સમાજનો અન્યોન્યાશ્રય લોકોને શિખવવો, એ તેનો હેતુ છે, જે સમાજમાં ઘણું અજ્ઞાન હોય, અને સંઘીકરણના માર્ગમાં અનેક વિઘ્નો ઉભાં હોય, ત્યાં ગમે તેવો ઉપાય કાંઇ ને કાંઇ કામ કરી જાય છે. એ પરિણામની અસર માપવી વ્યવહારની દૃષ્ટિએ ખુબ જરૂરનું છે. એટલે અસહકારમાં જે જે સાધનો પ્રચારમાં આવ્યાં તેમની અસર આપણે જોઈએ.

કોર્ટો ઉપરનો બહિષ્કાર જરા પણ પળાયો નહિ પળાયો હોય તો માત્ર જુજ લોકોએ વ્યક્તિગત રીતે તે પાળ્યો હશે પણ તેની અસર રાજકીય દૃષ્ટિએ વધારે થઈ નહિં. સરકારી નિશાળોને કૉલેજોનો ત્યાગ કેટલાક વિદ્યાર્થીઓએ કર્યો ને તેમને માટે નવી વિદ્યાપીઠો ને શાળાઓ કાઢવામાં આવી તેમાંની કેટલીક સંખ્યાને કારણોને આર્થીક કારણે બંધ કરવી પડી. પણ જે આ મુશ્કેલીઓને ઓળંગીને જીવતી રહી, તેમનું કામ અદ્દભૂત છે. રાષ્ટ્રીય વિદ્યાપીઠના શિક્ષકો અને વિદ્યાર્થીઓએ ચાલુ દેશસ્વાતંત્ર્યના યુદ્ધમાં અપૂર્વ બલિદાનો આપેલા તેથી તેમની કિંમત જબરી છે. અસહકારની પછી આ દશ વર્ષ પછી ચાલુ સ્વાતંત્ર્ય સંગ્રામ દેશે ચલાવ્યો, તેમાં રાષ્ટ્રીય શાળાઓનો મોટો હિસ્સો છે. એ વાત ગમે તેને કબુલ કરવી પડશે છતાં એકદંર રીતે સરકારી શાળા કૉલેજોનો બહિષ્કાર નિષ્ફળ ગયો એમજ કહેવું પડશે. ખાદી પ્રચારની અસર ધીમી છતાં મક્કમ છે. તે ધીમે ધીમે પ્રગતિ પામે છે, પણ ખાદી પ્રચારને લીધે સ્વદેશીનો પ્રચાર ખુબ થયો. વચ્ચે વચ્ચે યોગ્ય વ્યવસ્થા શક્તિને અભાવે કાંતણના કામ-માટે પૂણીઓ વગેરે પૂરી પાડવામાં પણ ખુબ મુશ્કેલીઓ ઉભી થએલી. પણ આંધ્રમાં ખાદીની ચળવળ વધારે યશસ્વી થઈ. ફાળા ખુબ ભેગા થયા ને કૉંગ્રેસ કાર્ટમાં જવાની નથી, એવી ખાતરીથી કેટલાક લોકો ખુબ પૈસા પણ ખાઈ ગયા એ વાત પણ કયાંક કયાંક ખરી પડી છે. પણ એવા મોટા કામોમાં એવા ખોટા લોકો પણ હોયજ તેનો કશો ઉપાય થાય નહિં.

આ રીતે એકદંર રીતે નિષ્ફળ ગયેલી હીલચાલના પણ અનેક લાભો થયા. જનસમાજ વધારે નિર્માણ થયો અને લોકોમાં અસહકાર વિષે ઠીક ઠીક પ્રચાર થયો. જેને પરિણામે આ લઢત પછી કેટલાક પ્રાંતોમાં સરકાર સાથે નાની નાની લડતો લડીને પ્રજાએ પોતાની મુશ્કેલીઓ દૂર કરાવી લીધી. અભણ લોકોમાં કાંઇ પણ ચળવળનો ફેલાવો કરવાનું કામ મુશ્કેલ હોય છે. પણ આ હિલચાલ ગામેગામમાં પ્રવેશ કરવાથી લોકોમાં જાગૃતિ આવી, આત્મ સુધારણાની તૈયારી ચાલી, લોકકાર્ય માટે ધન ખરચવાની ઇચ્છા થવા લાગી, પ્રજાહિત માટે જેલ જવાની સરકારનીસામે થવાની લાઠી ખાવાની, ગોળી ખાવાન ને મરણને આનંદથી ભેટવાની તૈયારી લોકોમાં ચાલી એ કાંઇ સૂનો લાભ ન થયો કહેવાય.

વિરોધનો જે અગ્નિ આખા દેશમાં સળગ્યો, તેની અસર થોડાંજ વરસોમાં સરકારને પૂરીરીતે માલમ પડી ને લોકો કયાં લગી જઇ શકે છે. તેનું પણ તેને ભાન થયું. સ્વરાજ પક્ષની વિરોધી નીતિનું માન પણ ગાંધીજીના અસહકારનેજ આપવું જોઈએ.

સ્વરાજ્ય પક્ષનો અસહકાર કાન્ઉસીલમાં ચાલુ હતો. જો કે તેનાથી કોઈ પણ પ્રકારની વિધાયક સ્વરૂપની ક્રિયા થઈ નહિ છતાં પણ એકત્ર બળથી સરકારનો વિરોધ કરવાની પ્રવૃત્તિ અબાધિત ચાલૂ રહી. અને તે પ્રવૃત્તિ ૧૯૨૯ ની કોંગ્રેસ સુધી ચાલુ રહેવાથી કોંગ્રેસને સ્વાતંત્ર્યનું ધ્યેય વધારવા માટે ઘણી કામ આવી. થોડી વિધાયક પ્રવૃત્તિ પણ કરવી જોઇએ, એવું નક્કી કરીને કેટલાક લોકો સ્વરાજ્યપક્ષમાંથી જૂદા પડયા. અને તેમણે પ્રતિસહકારપક્ષ સ્થાપ્યો પણ પ્રતિસહકારપક્ષમાં કર્તૃત્વપરંપરાજ ન હોવાને લીધે તે પક્ષ પૂરેપૂરો કર્તૃત્વહીન અને તિરસ્કારાર્હ દેખાવા લાગ્યો. પ્રતિયોગ કરવો, અને સરકાર સાથે સહકાર સાધવો એ કેવળ સરકાર પાસે લાંચ માંગવા માટે હાથ લંબાવવાનું તત્વ છે, બીજું કશુંજ નથી, એવું તેમના પ્રતિસ્પર્ધીઓ તેમને કહેવા લાગ્યા. પ્રતિસહકાર પક્ષના હાથથી કશુંજ વિધાયક થઈ શકયુ નહિ એ વાત માત્ર ચોકસ કેવળ ચુંટણી તરફ જોઈએ તો, પ્રતિસહકારવાદીઓનું જોર મહારાષ્ટ્ર, વરાડ અને મધ્યપ્રાંતમાં ઘણુંજ હતું. પરંતુ સરકાર સાથે સહકારસાંધી કાર્ય સિદ્ધ કરી લેવાની હોંશિયારી તેમનામાં ન હોવાને લીધે, અસહકારનું તત્વજ લોકોને વધારેને વધારે યોગ્ય જણાતું ગયું. અને કોંગ્રેસને વધારેને વધારે સાથ મળતી ગઈ.

૧૯૨૮ ના કોંગ્રેસમાં ડોમિનીયન સ્ટેટસ પણ તિરસ્કરણીય લાગ્યું અને સંપૂર્ણસ્વરાજ્ય માંગનારા પક્ષનું જોર વધ્યું. આ પક્ષમાં સુભાષચંદ્ર બોસ અને પં. જવાહિરલાલ નેહરૂ પ્રધાન હતા. છતાં પણ જુના અને નવા પક્ષ વચ્ચે સમાધાની થઈ. અને મહાત્મા ગાંધી અને પં. મોતીલાલ નેહરૂએ પોતાના વજનથી સ્વાતંત્ર્યઘોષણા એક વરસ આગળ ઢકેલી.

અસહકારના તત્વની પ્રગતિ થવાનું બીજું કારણ એટલે સાયમન કમિશન. આ કમિશન નીમીને હિંદુસ્થાનનું ઇંગ્લડે અપમાન કર્યું છે. તેથી આ કમીશનપર બહિષ્કાર નાંખવો જોઇએ એવા પ્રકારની હીલચાલ શરૂ થઈ. આ હીલચાલમાં પ્રાગતિકપક્ષે આગળ પડતો ભાગ લીધો. આ વખતે પણ પ્રતિસહકારપક્ષ પ્રતિયોગની આશા માટે ખટપટ કરતો હતો. પણ જનતા આ પક્ષના કરતા અસહકારવાદી વધારે છે, એવું જણાવાથી અમે પણ એમાનાજ છીએ. એમ આ પક્ષને બતાવવું પડયું. અને પૂના તળમાં પણ સાયમન કમિશનના આગમનને દિવસે યશસ્વીરીતે હડતાળ પાડવામાં આવી.

૧૯૨૯ સાલની કોગ્રેસમાં ડોમિનિયન સ્ટેટસ એ કૉંગ્રેસનું ધ્યેય નથી પણ પૂર્ણસ્વાતંત્ર એ કેવળ ધ્યેય નહિ પણ નિકટ કર્તવ્ય છે, ( ઇમિજીયેટ ઑબજેક્ટિવ ) એમ નક્કી કરવામાં આવ્યું. આ કૉંગ્રસ લાહોરમાં ભરાઇ હતી અને આ વખતે યુવાનીઓનો પક્ષ મહાત્મા ગાંધીપર તૂટી પડયો હતો. તરુણોની અધીરાઇને દાબી નાંખવાનો પ્રયત્ન કરનાર મહાત્માજીને તરૂણોએ લગભગ ગાલિપ્રદાન પણ કર્યું. તો પણ આ વખતે સ્વાતંત્ર્યની ઘોષણા સંભળાઇ અને આ સ્વાતંત્ર્ય કેવીરીતે પ્રસ્થાપિત કરવું એને માટે વિચાર શરૂ થયો. લઢાઈ કરતા અસહકારનું તત્વજ વધારે લાભકારક છે. એવી ખાત્રી આખા જગતની આવખતે મહાત્માજીએ કરી આપી એમણે આગળ મૂકેલો કાર્યક્રમ વિરોધ કરવા કરતાં, અસહકારના સિદ્ધાંતવાળોજ હતો અને તેમાં સાત્વિક ભાવના અને વૃતિઓ પોષી ખરાબ કાર્યનો અભિમાની સરકારને બનાવવો એવી તેમાં ખુબી રહેલી હતી. મીઠાનો કાયદો તોડવાથી શરૂઆત થઇ. કાયદાનો ભંગ કરી લોકો કેટલું મીઠું પકવવાનો છે. અને તેથી આખો દેશ ને તે શીરીતે પૂરૂં પડી શકવાનું છે. છતાં પણ બધા લોકોને કતૃત્વાત્મક અસહકારની પ્રેરણા રેડવા માટે આ મીઠાનો કાયદોભંગ ઘણોજ ઉપયોગી નીવડયો એમાં શક નથી. મીઠાના કાયદાભંગથી એક

આમ એક કાયદો તોડવાની શરૂઆત થઈ અને તે કાયદો ભાંગવાથી પોતાની માલમિલ્કત ધોકામાં ન આવે, તે પ્રકારે કાયદો તોડવો એ તત્વ મહાત્માજીએ કહ્યું હોવાને લીધે સરકારનો વિરોધ કરવાનો ગુસ્સો બધે ફાટી નીકળ્યો. અને તે પુરૂષોમાં તેમજ સ્ત્રીઓમાં પણ જણાઈ આવી. લગભગ ૬૦,૦૦૦ માણસો આ વિરોધમાં જોડાયા. અને તેમણે જેલયાત્રા સ્વીકારી. જ્યારે ૬૦,૦૦૦ માણસોએ કેદખાના ભરી નાંખ્યા, ત્યારે વિરોધ કરનારાઓની સંખ્યા તો સાઠ લાખ જેટલી હોવી જોઈએ. આ યુદ્ધ ન હતું; પણ અસહકાર હતો. એટલે પોતાનો વિરોધ જાહેર કરવો સરકારનુ પ્રત્યક્ષ નુકસાન ન કરવું, પણ સરકારને થકવવી, સરકારના અધિકારીઓને અત્યાચાર કરવા દેવો, અને તેમના અત્યાચાર જાહેર કરવા, વગેરે આવી બાબતોમાં સરકારને રોકાએલી રાખવી. લોકો સ્વતંત્રતાના અને સદાચરણના અભિમાની થયા અને સરકારને વેપાર અને દારૂબાજીની અભિમાની બનાવી. અર્થાત નૈતિક દષ્ટિએ સરકાર સાથે અસહકાર સાંધવાના તત્વનું સમર્થન થાય એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઇ. આથી સરકારી અધિકારીઓએ હિંદીલોકોની નાલસ્તી કરવા માટે જો કે પરકીય લેખકોને પ્રેર્યા હોય ( મિસ મેયો જેવા લેખકોને સરકારેજ પ્રેર્યા હશે એમ અમારી ખાત્રી નથી ) તો પણ બીજા દેશો તેમને માટે શું ધારશે? તેમને તો એમજ જણાઈ આવશે કે હિંદુસ્થાનના લોક સ્વતંત્રતા, મદ્યપાનનિષેધ અને અનત્યાચાર એનાજ અભિમાની છે, અને દારૂબાજી પરદેશનો વેપાર અને લાઠીશાહી કરનાર સરકાર સાથે અસહકાર સાંધે છે. આ વાત બીજા દેશો માનો કે ન માનો પણ આખો હિંદુસ્થાન દેશ આ લાઠીશાહીથી સક્રિય અસહકાર કરવા બદ્ધ પરિકર થયો. આનું પરિણામ થયા વગર રહ્યું નહિ. હિંદુસ્થાનમાંનો તીવ્ર અસંતોષ, અસહકારનું બળ, અને આગેવાનો વગર આ અસહકાર ચાલુ રાખવાની શક્તિ, પૂરે પુરી દેખાઇ આવી એમાં જરાપણ શંકા નથી. અને આજે જો કે નવીન સંઘટના સંદિગ્ધ સ્વરૂપમાં છે છતાં પણ લોકછંદાનુવર્તિત્વ સરકારને ઠેકાણે પૂરેપુરૂં સ્થાપિત કરવા જેટલી શક્તિ અસહકારે પેદા કરી છે એ કહેવા હરકત નથી.

મહાત્મા ગાંધીના છૂટકારા પછી શ્રીયુત સપ્રુ-જયકર એમના પ્રયત્નથી, વૉઇસરૉય લૉર્ડ ઇરવિન અને મહાત્મા ગાંધી એમની ૧૯૩૧ ફેબ્રુઆરીના પહેલા અઠવાડિયામાં મુલાકત થઇ. ધુળેટીના દિવસે ગાંધી–ઇરવીન ઠરાવ થયો. અને મહાત્માજીએ કાયદેભંગની હીલચાલ, અને બહિષ્કાર બંધ કરવાનું કબૂલ કર્યું. અને વૉઇસરૉયે કાયદાભંગની હીલચાલ દરમયાન પકડાએલાઓની મુકતતા, કિનારાપર રહેનારા લોકોને મીઠું પકવવાની અને વેચવાની, અને કૉંગ્રેસની જપ્ત કરેલી માલ મિલ્કત તેમને પાછી આપવાની સંમતિ આપી. આ પ્રમાણે અસહકારનું તત્વ પ્રત્યક્ષ નિઃશસ્ત્રપ્રતિકારમાં રૂપાંતર પામ્યું, અને વિજયી નીવડયું. લોકમતનો આ વિજય એટલે જગતના ઈતિહાસમાં એક મહત્વની ઘટના બનવા પામી એમ કહી શકાય. બલવાન સામ્રાજ્ય સામે અસંતુષ્ટ અને નિઃશસ્ત્ર જનતાએ શું કરવું જોઇએ એવો પ્રશ્ન ઉભો થયો હતો. તે અસહકાર રૂપી નિઃશસ્ત્ર પ્રતિકારના ઉપાયથી છોડવવામાં આવ્યો. હજુસુધી લોકો ઉપાય વગરના હતા અને તેમને કોઇને માર્ગ સૂઝતો ન હતો. સરકાર સામે ટીકા કરવામાં આવે તો થોડા દિવસ સરકાર તે તરફ ધ્યાન આપવી નહિ. પછી જેલમાં નાંખતી. લોકોને મારવામાં આવે તો લોકો બોલ્યાવગર મારખાઇ લેતા. હજુસુધી બલવાન સામ્રાજ્ય સામે થવાનો રાજકીય હીલચાલનો અર્થ લોકો આટલો જ કરતા હતા લોકોની હીલચાલ કોઈપણ દિવસ યશસ્વી નીવડી ન હતી. અને તેથી ગાંધીજીનું નામપણ બદનામ થયું હતું. ગાંધી–ઇરવીન કરારનામા સુધી લોકો કહેતા હતા કે ગાંધીજી એ લોકોને નિઃશસ્ત્ર રહીને મારખાતાં શીખવ્યું. આમ કહીને લોકો ગાંધીજીને દોષ દેતા હતા. પણ વિજય મળતાં જ, બધું પલટાઇ ગયું. અને ફરીએક વાર લોકોમાં ગાંધીજી પૂજ્ય વ્યક્તિ તરીકે ગણાઇ.

આ વિજય કેમ પ્રાપ્ત થયો તેનું થોડું પૃથક્કરણ આવશ્યક છે. મહાત્માજીને લઢાઇ શરૂ કરવાનું શ્રેય છે. ચલાવવાનું નથી. લઢાઈ ચાલુ રાખવાનું શ્રેય ખરેખર લોકોને છે. મહાત્માજીને લઢાઇ શરૂ કરવાનું શ્રેય પણ નિયમિત પ્રમાણમાંજ આપવું જોઇએ. લાહોરની કૉંગ્રેસે સ્વાતંત્ર્ય ઘોષણા કરી. અને આ સ્વાતંત્ર્યઘોષણા આગલે વરસે સુભાષચંદ્ર બોઝ એમની આગેવાની નીચે સ્વાતંત્ર્યપક્ષ જ્યારે અધિક બળવાન જણાયો ત્યારે કરવી આવશ્યક થઇ પડયું. એક વરસમાં ડોમિનિયન સ્ટેટસ ન મળે તો હું સ્વાતંત્ર્યવાળો થઇશ એવું મહાત્માજીએ કહ્યું, આથી મહાત્માજીને સ્વાતંત્ર્યઘોષણા કર્યા વગર છૂટકો ન હતો. લાહોરની કૉંગ્રેસમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યવાદી લોકો તરફથી જેટલા કટુવેણ મહાત્માજીને સાંભળવા પડયા, તેટલા બીજા કોઇજ આગેવાને સાંભળ્યા નહિ

હોય. મહાત્માજીને લઢાઇ પોકાર્યા વગર બીજો રસ્તોજ ન હતો. અને આ લઢાઈ ન પોકારી હોત તો મહાત્માજીનું મહત્વ રહ્યું હોત નહિ. બીજા કોઇ આગેવાને આગળ આવીને મહાત્માજીની આગેવાની ખુંચાવી લીધી હોત એવો વખત આવી પહોંચ્યો હતો. આગેવાની બીજા પાસે ગઇ નહિ; અને મહાત્માજીએ આ પ્રસંગે કાયદાભંગ અને નિઃશસ્ત્ર યુદ્ધની આગેવાની લીધી, એ વાત ઘણી દૃષ્ટિએ ફાયદાકારક થઈ. કારણ બીજા આગેવાનનું આખા દેશપર આટલું વધું વજન પડયું નહોત અને માથા ફરેલા યુવાનીઆઓની આ હીલચાલ છે એમ કહીને સરકારે હીલચાલને બંધ કરી નાંખી હોત. ઉપરાત આ હીલચાલમાં ગુજરાતની બહારના બીજા કોઈ માણસને આગેવાની મળી હોત, તો મુંબઇના ગુજરાતી વેપારીઓ, અને સ્ત્રી વર્ગ તરફથી આટલો બધો સહકાર મળ્યો ન હોત. સ્ત્રી વર્ગ તરફથી સહકાર મળવા માટે, જેના પવિત્રાચરણ માટે પૂર્ણ ખાતરી છે, એવો પુરૂષ વર્ગમાંથી વૃત્તિ અને વયનો આગેવાન આવશ્યક છે. નહિ તો કુત્સિત મનમાં જૂદીજ શંકાઓ આવવા માંડે છે. વિવાહિત સ્ત્રી પુરૂષોએ બ્રહ્મચર્ય પાળવું જોઇએ આ ઘેલી કલ્પના મહાત્માજીના મોંઢા વાટે બહાર પડે અને તેનું લોકોને હસવું આવે. પણ તે સાથેજ મહાત્માજીના વાસનાત્યાગની પણ બધાને ખબરજ હતી. અને તેથી તેમની આગેવાની નીચે સ્ત્રીઓને ભેગી થવામાં, પુરૂષોએ ઝાઝો વિરોધ કર્યો નહિ. એટલા માટે પરિસ્થિતિજ એવી ઉભી થઈ કે મહાત્માજી વગર બીજા કોઇથીજ આ હીલચાલનું યશસ્વી રીતે નેતૃત્વ થઇ શકયું નહોત. અને મહાત્માજીને પણ યુદ્ધ પોકાર્યા વગર છુટકો ન હતો. કૉમ્યુનિસ્ટ આગેવાનો પર સરકારે પોતાનું શસ્ત્ર ફેંકીને તેમને આગળ આણ્યા. અને તેમની તરફ બધા રાષ્ટ્રોનું ધ્યાન ખેંચાયું. મહાત્માજીએ વેપારીવર્ગને સ્વાતંત્ર્ય યુદ્ધમાં ખેંચ્યા ન હોત તો કૉમ્યુનિસ્ટ લોકોના હાથમાં આ હીલચાલ આગળ પાછળ થઇ હોત. અને કોંગ્રેસ એ લોકોની હીલચાલ નથી પણ કેવળ બુઝર્ગ શેઠીઆઓનીજ આ હીલચાલ છે એવી ઘોષણાની શરૂઆત થઈ હોત, અને ક્રાંતિના સ્વરૂપને બીજી દિશા મળી હોત. પોતાને સોશયલિસ્ટ કહેવડાવનાર પંડિત જવાહીરલાલ નેહરૂ જેવા પાસે કોંગ્રેસનું આધિપત્ય આવ્યું. આ વાત પણ કાળનિદર્શકજ છે. અસહકારના યશાપયશ માટે આગળના નિયમો બાંધી શકાય. (૧) પહેલો નિયમ એટલે અસહકાર વિજયી થવા માટે તે મોટા પ્રમાણમાં થવો જોઇએ (૨) ઉપરાંત યુધ્ધ ચાલૂ થયા વગર અસહકાર મોટા પ્રમાણમાં શરૂ પણ કરી શકાતો નથી. (૩) નિઃશસ્ત્ર યુદ્ધ, સરકારની કર નાંખવાની અને કરજ કરવાની હિંમત ઓછી કરી, યશસ્વી થઈ શકે છે. સરકારનો ખરચ વધે છે અને લોકોને, સરકાર પોતાના ગમે તેવા પગાર મેળવવા માટે લોકોનાજ માથા ફોડે છે, એવું જણાઈ આવે છે. આથી લોકોની બાજુ વધારે બળવાન બનતી જાય છે.

આ યુદ્ધ વિજયી નીવડયું તેના પૂર્ણકારણો ઘણા દિવસો સુધી સમજાશે નહિ. બહિષ્કારનું પરિણામ દેશોને જણાઇ આવ્યું, કે કેમ ? એથી તેમની સરકાર તરફથી, બ્રિટિશ સરકારને કંઈ સૂચનાઓ મળી કે કેમ ? ઉપરાંત બ્રિટિશ જનતા તરફથી બ્રિટિશ સરકારને કંઇ સૂચનાઓ મળી હતી કે કેમ ? આ બધી વાતો વખત પછીજ બહાર આવશે. અને ત્યાર પછી અસહકારનું જોર કેવી રીતે વધતું ગયું, એ બધું સમજાશે. નિઃશસ્ત્ર પ્રતિકારની આજે મોટા પ્રમાણમાં લઢાઈ થઇ, તેમાં સરકારે અનેક બાબતોમાં દુરાચરણ કર્યું, એવું જે લોક પક્ષનું કહેવું છે. તેની તપાસ થયા પછી, સરકાર કયાં સુધી જઈ શકે અને કયાં સુધી નહિ, એ બાબતના તત્વો નક્કી થશે.

આવા પ્રકારનું યુદ્ધ શરૂ થાય ત્યારે અધિક બેગુમાનપણે વર્તવાનો આપણને હક્ક મળ્યો છે. એવું સરકારી અધિકારીઓને લાગે નહિ તેટલા માટે અને નિઃશસ્ત્ર લઢાઇનું બંને પક્ષને લાગૂ પડે એવું નીતિશાસ્ત્ર દૃઢ થવા માટે, મહાત્માજીએ તપાસનો જે આગ્રહ પકડી રાખ્યો તે યોગ્ય હતો. રાજકીય પ્રગતિ માટે તકરારો થવાનીજ આ તકરારોમાં એક બીજાનું નુકસાન થવાનુંજ. અને પછી તકરારો પારપાડવાના નીતિશાસ્ત્રો નિર્માણ થવાના. આ સામાજિક વિકાસનો અવશ્ય ક્રમ છે, અધિકાર વર્ગ પર નીતિશાસ્ત્રનું નિયંત્રણ ન હોય તો, અધિકારાંતર થતાંજ રક્તપાત થાય. આથીજ સરકારનો પરાભવ થાય ત્યારે અધિકારનું પાત્રાંતર થાય છે. ન થાય તો અધિકાર પાત્રાંતર ગોળીબારથીજ થવા માંડશે. દક્ષિણ અમેરિકાના અનેક સંસ્થાનોમાં આ પ્રમાણે થાય પણ છે. આથી બંધનાકારક એવું નીતિશાસ્ત્ર નિર્માણ થવુંજ જોઇએ. આટલા માટે તપાસની ખાસ જરૂર છે. આ નીતિશાસ્ત્ર સંકલિત તપાસ પછી તૈયાર થશે. છતાં અસહકારે નિઃશસ્ત્ર પ્રતિકારનું યુદ્ધશાસ્ત્ર તૈયાર કર્યું છે. તે આગળ '(નિઃશસ્ત્ર યુદ્ધ)' એ મથાળા નીચે આપવામાં આવશે.

**આસળગામ**:—(વરાડ) તાલુકો જલગામ. બુલઢાણા. જલગામની દક્ષિણે ત્રણ માઇલ ઉપર આ ૨૫૦૮ વસ્તીનું ગામડું છે. બજાર દરમંગળવારે ભરાય છે. લગભગ સાતહજાર માણસો બજારમાં આવે છે. અહીં મરાઠી શાળા, પોષ્ટ ને ધર્મશાળા છે. એક જીનિંગનું કારખાનું છે. (બુલઢાણા ગૅઝેટ ૧૯૦૯.)

**આસક**:—એ રાષ્ટ્રનો બૃહત્સંહિતામાં (૧૧-૫૬) અને નાશિકના શિલાલેખમાં ઉલ્લેખ થયો છે. વાશિષ્ઠપુત્ર પુલુંમાચીનું રાજ્ય આ રાષ્ટ્ર-પર હતું એનો મહાભારતમાં ઉલ્લેખ નથી.

**આસકની**:—આ નદીનો ઉલ્લેખ ઋગ્વેદમાં નદી સૂકતમાં (૮.૨૦; ૫૫, ૧૦૦. ૧૫, ૫) આવેલો-છે એ ચંદ્રભાગા એ નામથી પણ ઓળખાતી એલેક-ઝાંડરના અનુયાયીઓએ અને એક સિનીઝ કહી છે. એ નદી એલેકઝાંડરે ઇ. પૂ. ૩૨૫માં ઓળંગી તે વખતે તેની તે જગ્યાયે તેની પહોળાઇ ૩૦૦૦ યાર્ડ હતી અને પાણી ખુબ જોરથી વહેતું વઝીરાબાદ અથવા જલાલાબાદ એમાંનાં કયે સ્થાને એણે એ નદીએ-ળાંગી તે જણાયું નથી. આનદી ઉપર અલેકઝાંડરે ફરીથી આવી ને એક શહેર વસાવ્યું. તે પછી એ નદીના પ્રવાહમાં ખૂબ ફેર થયો છે હાલમાં એ નદીનું નામ ચિનાબ (જુઓ) તરીકે પ્રસિદ્ધ છે.

**આસટીલીન**:—હારિલિન એટલે અસિટિલીન કર્બ અને ઉજ્જવાયુનું ૨૪=૨ એ પ્રમાણમાં જે વાયુરૂપ દ્રવ્ય બને છે તેનું આ નામ છે એનું રાસાયનિક સૂત્ર ક.૨ ઉ.૨ એવું છે. એનું વિ.ગુ.૯૨ હોય છે ખટ કર્બિત (કેલ્શમ કાર્બાઇડ) નો પાણી સાથે સંયોગ થાય તો આ વાયુ નીકળે છે તેની ઘણી ખરાબ વાસ આવેછે કારણ તેમાં ગંધકયકત્ત ઉજ્જ (સલ્ફ્યુરેટેડ હાયડ્રોજન) અનેસ્ફુરયુકત ઉજ્જ (ફોસ્પેરેડ હાયડ્રોજન) એ બે વાયુ હંમેશાં હોય છે તે કાઢી નાંખવામાં આવે, એટલે અસિટિલીન ને મીઠી વાસ આવેછે હવાથી ૨૧૫ ગણું દબાણ એન ઉપર મૂકવામાં આવે ૦૦ ઉષ્ણુમાન ઉપર એ દ્રવરૂપ થાય છે. અથવા એને સામાન્ય હવાનો દબાણથી દ્રવરૂપ કરવો હોય તો તો ઉષ્ણમાન ૮૨૦ સુધી ઓછું કરવું પડે છે. એ વાયુ જ્વલનીય છે અને તે બળતાં ખૂબ પ્રકાશ પડે છે તેથી તેનો બાળવામાં ખુબ ઉપયોગ થાય છે. પણ સ્વરૂપમાં તેને એકઠો કરી શકાતો નથી કારણ તેનો સ્ફોટ થાય એવો ખુબ ભય હોય છે. બલવાને માટે એ હંમેશાં તાજો તૈયાર કરવો પડેછે. દ્રવરૂપ અસિટિલીન એકદમ તાજી નળી-માથી બહાર છોડીએ, તો તે એકદમ વાયુરૂપ બની જાય છે અને બાકી તો દ્રવરૂપ અસિટિલીન એકદમ ઘનરૂપ બને છે ઘન અસિટિલીન :એનો રંગ બરફ જોવો ધોળો હોય છે. અસિટિલીન પાણીમાં દ્રવ થાય એવો છે. પણ મીઠાના પાણીમાં (બ્રાઇન) વિદ્રાવ્ય નથી તેથી એવાયુ મીઠાના દ્રવણમાં (બ્રાઇન) મુકાય છે. એ વાયુ એસિટિલીમાં ઘણો વિદ્રાવ્ય છે તેથી મોટી નળીઓમાં થઇને અસિટિલીન છોડવામાં આવેછે. પછી તે જરૂર પડે ત્યારે બાળવાના કામમાં લઇ શકાય છે.

એ વાયુ ઘણો ઝેરી હોવાનું મનાતું. પણ હવે જણાવ્યું છે, કે તે ઘણોઝેરી નથી.

કર્બનું ધનધ્રુવ અને ઋણ ધ્રુવ કરીને તે ઉજ્જ વાયુની નળીમાં મુકીને તેમાંથી વિદ્યુતસ્ફુલ્લિંગ પ્રવાહ ચાલુ કરવામાં આવેતો કર્બ અને ઉજ્જ એ સંયોગ થાય છે અને અશિટિલીન તૈયાર થાય છે, અને એમાંથી પછી કર્બ અને ઉજ્જ એમના અનેક રાસાયનિક દ્રવ્યો બનાવી શકાય છે દાખલા તરી કે તેમાં વધારે ઉજ્જ ઉમેરાય તો એથિલીન વાયુ થાય છે, એનો ગંધકામ્લ સાથે સંયોગ કરવામાં આવે ઇથિલ ગંધામ્લ તૈયાર થાય છે. એમાં પાણી ઉમેરીને તેનું પૃથક્કારણ કરવામાં આવે તો અકલ હલ તૈયાર થાય છે.

અસિટિલીનજો હર વાયુ સાથે (કલૉરીન) સંક્ષેપ કરવામાં આવે તે એકદમ સળગી ઉઠે છે અને કબ્ પરમાણુ બાકી રહે છે કર્બ અને ઉજ્જ વાયુ સંયોગ મળીને જ્યારે અસિટિલીન તૈયાર થાય છે. ત્યારે તેને ખુબ ઉષ્ણુતા દેવી પડે છે તેથી આવાં સંયુકત દ્રવ્યને ઉષ્ણુતા ભક્ષક (ઍંડોથર્મિક) કહે છે અસિટિ-લીનનો દીવાબત્તીમાં ખુબ ઉપયોગી છે, તેથી તે સસ્તો મળે, તથા ખટકર્બિત (કેલેશમ કાર્બાઇડ) નામનું દ્રવ્ય તૈયાર કરવામાં આવે છે અને પાણી નાખવામાં આવે, તો અસિટિલીન વાયુ નીકળે છે જેમ કે.

$$ખક૨ + ઉ_{૨}પ્ર = ખપ્ર_{૨} + ક_{૨}ઉ_{૨}$$

અથવા

$$ખક_{૨} + ૨ઉ_{૨}પ્ર_{૨} = ખ(ઉપ્ર)૨ + ક_{૨}ઉ૨$$

તેથી ખટકર્બિત એ મોટા પ્રમાણમાં તૈયાર કરવો પડે છે એક મોટી વીજળીની ભઠ્ઠામાં ચૂનો અને કર્બયુકત દ્રવ્યો નંખાય છે અને વિદ્યુત સ્ફુલિંગ શરૂ થાય, એટલે ખર કર્બિત તૈયાર થાય છે.

ખ ટ ક બિં દ ના ગુ ણુ ધ ર્મ ના એના સ્ફટિક ધોળા અને સ્વચ્છ હોય છે એના વિ. ગુ. ૨. ૨. છે. એને સુકી હવામા મૂકવામા કશો વાંધો નથી પરંતુ હવામાં થોડી એ ભીનાશ હોય, તો તરતજ એસિ-ટિલીન તૈયાર થાય છે તેની સુવાસ બધે ફેલાય છે એક પાઉંડ ખટકબિંત માંથી પાંચ ઘન ફુટ અસિ-ટિલીન નીકળે છે (વેટ. ક. પ્રા.)

**અસિટોનઃ**—દારન અથવા અસિટોન ક ઉ ૩ ક પ્ર ક ઉ ૩. એ કિતન વર્ગમાનો સૌથી નીચેનો કિતન છે (કેટોન) બધા માણુસોના વિશેષતઃ મધુમહે-વાળાં માણુસના લોહીમાં અને મૂત્રમાં તે હોય છે. ઉર્ધ્વપતન ક્રિયાથી લાકડા અને બાંડ માંથી એ કાઢી શકાય છે. ખર સિરકીત [ ખ (ક ઉ ૩ ક પ્ર ૩) ૨ ] ઉર્ધપાતન થયા પછી મોટા પ્રમાણુમાં આ કાઢી શકાય છે. અથવા તેને બનાવવાની બીજી કૃતિ છે. એક મોટી લોખંડની નળીમાં પ્યુમિસના પત્થર અને ભાર ( કર્બિતબોરીયેમ કાર્બોનેટ) નાખે છે. અને તે નળીને ફબ્દેવેછે. તે કેટલી હોય ત્યારે તેમાં સિરકામ્લ વાયુરૂપ બનાવી તેનો પ્રવાહ ચાલુ રાખે છે એટલે અસિટોન થાય છે પછી તે એક પ્રળીકરણ નળીમાંથી પસાર થાય છે એટલે તેનું દ્રવરૂપ થાય છે.

અસિટોન એક પાતળો નિર્વર્ણ દ્રવ છે. એની વાસ બહુ મીઠી હોય છે. એ પાણી અલ્કહલ અને ઈથ એમાં દ્રવ પામી શકે છે. એનો ઉપયોગ હરપુ-ત્તિક (કલોરોફોર્મ) કરવામાં થાય છે. અને કૃત્રિમ ગળી બનાવવામાં તે ઉપયોગી છે. એનું પાલાશ અ-દિદ ( પોટેશમ આયોડાઇડ અને ગ્લિસરીન ) સાથે મિશ્રણુ કરીને દમના રોગીને સુંઘવા આપે છે.

**અસીંદઃ**—(રાજપુતાના) ઉદેપુર સંસ્થાનમાં એક જાગીરનું મુખ્ય સ્થાન એમાં ૭૨ ગામ છે. ઉપજ લગભગ એક લાખની હશે. ઉદેપુરથી અસીંદ ગામ લગભગ ૯૦ માઇલ દૂર હશે. ત્યાની વસ્તી ૧૯૦૧ માં ૨૨૩૭ હતી. અસીંદના રાઉત સીસોદીયા વંશના ચૌડાવત કુટુંબના છે. કુટુંબના મૂળ પુરુષ ઠાકોર અજિતાસંહ ૧૮૧૮ના બ્રિટિશ સરકાર સાથે થએલા તહનામમાં મહારાણાની વતી સહી કરી હતી. ( ઇ. ગે. ૬ )

**અસુંદીઃ**—(મુંબઇ ઇલાકો) ધારવાડ જીલ્લો ગદગની નૈઋત્યમાં ત્રણુ માઇલ પર આવેલું નાનું શું ગામ છે. ત્યાંની વસ્તી (૧૮૮૧) માં ૮૪૮ હતી. અહિં બોં બપ્પાનું મંદિર છે. ને તેમાં ૧૦૨૭ ની સાલનો શિલા લેખ છે. અને હનુમાનના મંદિરમાં સન ૧૭૩૫ નો શિલા લેખ છે. (ધારવાડ ગૅઝેટ)

**અસુરઃ**—એ શબ્દ ઋગ્વેદમાં લગભગ ૧૦૫ વાર આવેલો છે. તેમાંના લગભગ ૨૦ ઠેકાણે તેનો અર્થ સારી રીતે કરેલો છે ને ૧૫ ઠેકાણે તેનો અર્થ દેવોના શત્રુ એવો કરેલો છે. તેનો યૌગિક અર્થ શક્તિમાન, વીર્યવાન એવો છે ને દેવોને સામાન્ય વિશેષણુ તરીકે લગાડવામાં આવ્યો હોય એમ જણાય છે, વેદમાં દેવોના મહત્ અસુરત્વની સ્તુતિ કરેલી છે. (ઋ. ૩. ૫૫) અગ્નિ, પૂષન, સોમ એ દેવતાઓ-ને આ શબ્દ લાગુ કરવામાં આવ્યો છે. અને મિત્ર વરુણ અને ઇંદ્રને એ વિશિષ્ટ અર્થમાં લગાડયા હોય એમ જણાય છે. ઇંદ્રની બાબતમાં તે વૈયક્તિક બળ દર્શાવે છે. ને મિત્ર અને ખાસ કરીને વરુણની બાબતમાં તે નૈતિક ને શાસન બળ બતાવે છે. આ ઉપરથી વરુણનો અહુર્મઝ્દ એ દેવતા સાથે સંબંધ જોડવામાં આવતો હોવો જોઇએ. રા. વૈ. કા. રાજવાડે-ના મત પ્રમાણે આ સામ્ય ભૂલભરેલું છે, ને વરુણને બીજા દેવોની જેમ અસુર અથવા અસુર પુત્ર કહેલો છે. દેવોને દિવસ્પુત્રાસઃ, મહસ્પુત્રાસઃ અસુરસ્યવીરાઃ એમ ઓળખાવ્યા છે. વિન્સેંટ સ્મિથ એમણે અસુર દેવતાની આપેલી યાદીમાં અસુર મઝાશ એ પણ એક દેવતા છે, અને તેનો સંબંધ અહુર્મઝદ એ ઝરથુસ્ત્રી દેવતા સાથે જોડી દીધેલો છે. (એ. રિ. એ. ૯ પૃ. ૫૬૮) અને તે અશુરમહસ્ નો અપભ્રષ્ટ પાઠ હશે, એમ રા. રાજવાડે માને છે. આપરથી ખાલ્ડી-યન ઈરાની, અને ભારતીય લોકોના પૂર્વજો એક વખતે એકત્ર હતા, અને તેમને કેટલીક સામાન્ય દેવતાઓ હોવી જોઇએ, પણ પછી તેમની અંદર કુસંપ થવાથી વિશિષ્ટ શાખા અમુક દેવતાને માને અને બીજા દેવતાઓને ગૌણુ સ્થાન મળ્યું હશે ને પરસપરની દેવતાઓના દોષે બતાવાની રીત પ્રચાર-માં આવી હશે. એથી અસુર એ શબ્દ ભારતીય લોકોમાં દૈત્ય વાચક બન્યો. અને દેવ એ શબ્દ ઇરાની શાખામાં દૈત્ય વાચક થયો. ભારતીય લોકોએ ઇન્દ્રને અસુરઘ્ન એ વિશેષણુ લગાડયું, તો ઈરાનીઓએ ઇન્દ્રને અંગ્રમન્યુ બનાડયો. ઋગ્વેદમાં આપણે પિપ્રૃ વગેરે અસુરો મળી આવે છે. અને તેમને ઇન્દ્રધાર્યા હોવાનો ઉલ્લેખ છે (૧૦. ૧૩૮. ૩–૪) શતપથ બ્રાહ્મણુમાં (૧૩. ૮. ૨. ૧) દેવ અને અસુર એ સપત્ન ભાતૃવ્ય હતા. એમ કહેલું છે. તેજ પ્રમાણે અસુર એ દેવોની દૃષ્ટિથી અપભ્રષ્ટ ભાષા બોલતા એવા શતપથ બ્રાહ્મણુમાં ઉલ્લેખ છે. ( તે 5 सुरा हेलयो हेलयः इति कुर्वंतः परा बभूवुः ) પતંજલીએ પણ ઉપર ના શબ્દો ઉદ્ધૃત કર્યા છે. શબર સ્વામીએ પણ પીક નેમ,તાપ્રસ,વગેરે શબ્દો અસુર ભાષાસુમાંથી આવ્યા

છે, એમ કહ્યું છે. ઈશાવાસ્યોપનિષદમાં અશુર્યા દેશનો ઉલ્લેખ છે.

અષ્ટ વિવાહમાં અસુર વિવાહનો એક પ્રકાર વર્ણવ્યો છે. તે અસુરોમાં પ્રચારમાં હશે. તેમજ આશ્વલાયન ગૃહસૂત્રમાં શ્રાદ્ધ કલ્પમાં

उद्धरे यदिवा पात्रं विवृतं वाथदा भवेत्।
तदा सुर भवेत् श्राद्धं क्रुद्धः पितृगणैर्गतैः॥

એવો શ્લોક છે. અશુરોમાં પણ શ્રાદ્ધવિધિ હતા, એવું રાજારામ શાસ્ત્રી ભાગવતે અનુમાન કાઢ્યું છે. અસુર અને આર્ય એ પહેલાં એકત્ર હતા; તેનો પરસ્પર સંબંધ સિદ્ધ થાય છે, એ વિષે આર્ય અસુર સંબંધ પ્રકરણમાં પૂરી માહિતી મળી આવે તેમ છે.

**અસુરદેશ**:—અસુર એ શબ્દ જુના કરારમાં છે, ને આસુરીયન રાષ્ટ્રની સત્તા નીચેના પ્રદેશનું તે નામ હતું. અસુર એ દેશને અસુરો બેબિલોની વાઙ્મયમાં "મત અસુર" એવું નામ છે. અશુર શહેર પરથી આખા દેશને એ નામ મળેલું હશે. એ અસુર શહેર અસુરિયાના દક્ષિણ છેડે છે. અસુરિયાના રાજ્યને અસુર શહેરની વસાહતનું રૂપાંતર કહી શકાય.

બેબિલોનીઆમાંના સેમિટિક લોકોએ ઘણાં વરસ પહેલાં અસુર શહેર સ્થાપ્યું હશે. શહેર અને દેશ એ બન્નેનું એકજ નામ હોવાથી અસુર શબ્દ નો અર્થ કરતાં ખૂબ મુશ્કેલી ઉભી થાય છે. એજ નામ ખમુરબ્બીના લેખમાં અને અસુરી વાઙ્મયમાં મળી આવે છે. (બેબિલોન જુઓ)

શ હે ર:—અસુર એ અસુરિયાની જુની રાજધાની હતી. ટાઈગ્રીસ નદીને પશ્ચિમ કિનારે અલેશેર ઘાટના ઉચ્ચ પ્રદેશમાં આ શહેરનું સ્થાન બતાવાય છે. શહેર ઉપરથી અસુરીયાની રાષ્ટ્રીય દેવતાનું નામ પડ્યું કે દેવતા ઉપરથી શહેરનું નામ પડ્યું, એ વિષે બે મત છે. સામાન્ય માન્યતા એવી છે કે શહેર પરથી દેવતાનું નામ પડ્યું છે. આજ અસુર દેવતાના મંદિરની આસપાસ શહેર વસ્યું ને તેની આબાદી થઈ આ દેવળ ઉરપિયા નામના ધર્માધ્યક્ષે બાંધ્યું હશે બેબિલોનીઆનો માંડલિક મુખ્ય ધર્માધ્યક્ષ શહેરનો અને દેશનો રાજકારભાર જોતો. બેબિલોનીયાની સત્તા નષ્ટ થયા પછી એણે અહિં સ્વતંત્ર રાજ સ્થાપ્યું. અને અશુર એ રાજધાની તરીકે ગણાવા લાગ્યું. અનુ અને હુદાદ એ બન્નેનાં મોટાં દેવળો બેલ ઈશ્તરનાં નાનાં દેવળ આ શહેરમાં હતાં. રાજ્યની રાજધાની તરીકે તે મુલકી કામનું મુખ્ય સ્થાન તરીકે નિનેવાંનો ઉદય થયા પછી પણ ધર્મનું કેંદ્ર અસુરજ ગણાતું રાજાને ધર્મકૃત્ય કરતી વખતે એ શહેરમાં આવીને રહેવું પડતું. અશુરિયાનો વિનાશ થયા પછી અસુર શહેર અસ્તિત્વમાં હતું એ ઠેકાણે મોટી મોટી ઈમારતો અને પાર્થિયન સમયની કબરો જોવામાં આવી છે. એ ઉપરાંત હજીએ સંશોધન ચાલુ છે.

**અસુર જાત**:—બિહારમાં છોટા નાગપુર પરગણમાં આ અનાર્ય જાત મળી આવે છે. આર્ય શત્રુ જે પ્રખ્યાત અસુર અને મિરઝાપુર જીલ્લામાં હજીય મળી આવતા જુના બંધ બાંધનારા કારીગરોની સાથે આ જાતિનો કેટલો સંબંધ હશે, તે કહી શકાતું નથી. "કોલારિયન અથવા દ્રાવિડ" લોકોના ઇશાન્ય બાજુથી આવતાં પહેલાં છોટા નાગપુરમાં અસુર લોકો રહેતા અને બીજા લોકો સાથે આર્ય લોકોદ્વારા તેમની પણ પીછે હઠ કરવામાં આવી. આવી રીતે તેમના પૂર્વ ઇતિહાસ વિષે અનુમાન કરવામાં આવ્યાં છે. તાંબાની ખાણોના અવશેષ અદ્યાપિ છોટા નાગપુરમાં જોવામાં આવે છે. તે પ્રાચીન સમયમાં આ અશુરો તે ખાણો ચલાવતા એમ કહેવાય છે. આ ઉપરથી એવું અનુમાન થાય છે, કે અસુર લોકો પોતાની જન્મભૂમિ છોડીને જતાં પહેલાં કેટલીક વખત તેમણે આ સંસ્કૃતિ ઝીલી હશે. આજે આ લોકોનો વ્યવસાય લોખંડની ખાણોમાં ખોદવાના કામમાં, લોખંડને ઓગાળવાના કામમાં ને પડોશી ગામોને ખેતીના ઓજારો બનાવી આપવામાં સમાય છે. છોટા નાગપુરમાં ૧૯૧૧ માં ૩૪૩૨ અસુરો મળી આવ્યા (આખા હિંદમાં તે વર્ષમાં ૫૧૧૧ અસુરો હતા.) ૧૯૦૧ માં ૪૮૯૪ હતા. એ ઉપરાંત ૪૬૧૬ બ્રિજિયા અને અસરીઆ જુદાજ હતા. છોટા નાગપુરમાં ખેતી કરી ગુજરાત ચલાવનારા બ્રિજિયા અથવા બ્રિઝીઆ જાતે સાથે અસુરો સંબંધ જોડે છે. એ ઉપરાંત અગરીયા વાંદરા ને માંકડાં લઇને ફરનારા મદારી સાથે પોતાનો સંબંધ દર્શાવે છે. એ શિવાય બીજી એક પેટા જાત લુહાર અસુરોની ગણાય છે. પહાડીઆ અને ડુંગરી અસુર એ પેટા જાતે પણ આ લોકોનીજ છે. એમની સંખ્યા થોડી હોવા છતાં તેમની અંદર અનેક દૈવકો ઉપરથી થએલી જાતો છે. દાખલા તરીકે બાસરીયાર (બાંબુથી થએલા) મકરાર (કોળ) ઇંદ (બાંબ) ખોરા (કાચબા) વગેરે. આ દૈવક વિવાહ પ્રતિબંધક નથી. છતાં બને ત્યાં લગી એકજ દૈવકની સાથે વિવાહ સંબંધ નથી કરતા. છોટા નાગપુરથી

બીજે નંબરે બંગાલમાં આ જાતની વસ્તી છે. (૧૯૧૧ ની વસ્તી ગણત્રી) આશામમાં ૫૦૦ લગી વસ્તી છે. તેમાંના કેટલાક લાહરદસ ગાળે છે, ને કેટલાક ચહાના બગીચામાં કામ કરે છે.

રીત રીવાજઃ—અસુર લોકોમાં બાળ વિવાહ થતા નથી. કન્યાને ૩ થી ૫ રૂપિયા પહેરામણી આપવામાં આવે છે. વિધવા વિવાહ અને બહુ પત્નીત્વ લોકોમાં સંમત છે. લગ્નમાં પુરોહિતની જરૂર નથી પડતી. કોલ લોકોની જેમ એમનાં નૃત્યગૃહો નથી હોતા કારણ આ લોકો એક સ્થાને રહેનારાં નથી હોતા. લોખંડની ખાણનું કામ અને ખેતી કામ પૂરાં થાય કે તરતજ આ લોકો સ્થાન બદલે છે. જમીન ખાતર વગર ને ખેડ્યા સિવાય એ લોકો ખેતીના કામમાં લે છે. એ ઉપરથી તેમની જંગલી અવસ્થા બરાબર વ્યક્ત થાય છે. એમની સ્ત્રીઓની નીતિમત્તા શિથિલ હોવાથી છોટા નાગપુરના મોટાં શહેરોમાં અથવા ગામોમાં તેઓને સહેલાઇથી ફોસલાવીને લઇ જવામાં આવે છે. ત્યાં તેઓ નાચનારીનો ધંધો કરી ઉપજીવિકા ચલાવે છે એવો ફ્રેડરિક હાફનો મત છે. ખાવા પીવામાં પણ આ લોકો સુધર્યા નથી. ગમે તે ખાઇને પોતાના દિવસો પૂરા કરે છે.

ભાષાઃ—પોતાની ભાષાને તેઓ "હુકમા" નામ આપે છે. એ કોલારિયન ભાષા વંશમાં એક પેટા ભાષા છે, ને અસુરી લોકોએ પોતાના નેતાઓ મુંડ લોકોની પાસેથી લઇને તેને પોતાને સગવડ થાય એવું રૂપ આપ્યું છે. વિશેષતઃ ઉચ્ચારમાં તેમણે ફેર ફાર કર્યો દાખલા તરીકે "હુકમા" ભાષામાં મળીઆવતા ઘણા ખરા હથી શરૂ થનારા શબ્દ હને બદલે 'વ્હ' જેવા ઉચ્ચારથી બોલવામાં આવે છે. તેવીજ રીતે મુંડારી શબ્દમાં નની પછી જો સ્વર આવે તો આ લોકો એ બંને વચ્ચે 'ય' ઘુસાડી દે છે. એમની મૂલ ભાષાનો પત્તો મળતોજ નથી. તેમના શબ્દ કોષમાંના શબ્દ કેટલાક કોલારીઅન તો કેટલાક દ્રાવિડી ઉત્પત્તિવાળા છે. આર્ય લોકો સાથે સંબંધમાં આવવાથી કેટલાક સંસ્કૃત ઉત્પત્તિવાળા શબ્દ એમની ભાષામાં મળી આવે છે.

ધર્મઃ—અસુરોનો ધર્મ તેમના કોલારી ભાઇઓથી જુદો છે. તેઓ કોલારી લોકોની જેમ જંગલી નથી. અસુર રાક્ષસોના ઉપાસક નથી. તે લોકોમાં પુરોહિતો નથી હોતા પર્વત અથવા ક્ષેત્રમાંના ક્ષુદ્ર દેવતાઓને તેઓ બલિદાન આપે છે. પણ આ વાત તેઓએ દ્રાવિડી અથવા કોલારી લોકો પાસેથી લીધી હશે. કારણ કે જ્યારે પોતાના આ પડોશીઓથી તેઓ દૂર હોય ત્યારે આ દેવતાઓની પૂજા પણ તેઓ નથી કરતા જગતની ઉત્પત્તિ કરનારો અથવા ચલાવનારો કોઇ એક દેવ છે, એમ આ લોકો માને છે. અને તેની કોઈ પણ રીતે ઉપાસના કરવાની જરૂર નથી એમ તેઓ માને છે. તે સૂર્યના આકારમાં અથવા સૂર્યમાં હોય છે, એવું તેઓ માને છે. જે દેવતાઓને તેઓ બે પગવાળું બલિદાન (પક્ષી) આપે છે, તે દેવતાઓ પોતાના મૃત પિતૃઓના ત્રસ્ત અને પીડિત આત્માઓ છે, તેથી તેમની શાંતિ માટે આ રીતે બલિદાન આપવાની ખાસ જરૂર હોય છે. એમ તેઓ માને છે. જ્યારે પૂર્વજોના આત્મા પુનર્જન્મ લઈ આ દુનિયામાં ફરી આવે ત્યારે, તેમને ઘરમાંના કોઇ માણસની નજર નથી લાગતી. માત્ર પારકા લોકોની નજર તેને ન લાગે માટે તેઓ તેને પગમાં એક લોખંડી કડું પહેરાવે છે.

આ લોકોના નૈતિક આચરણને લગતા કશા નિયમો નથી. પૂર્વજોના આત્માને સંતુષ્ટ રાખવા, એજ તેમને મોટી ચિન્તાનો વિષય હોય છે. પૂર્વજ જો કુદરતી મૃત્યુથી મરી જાય તો તે સદાત્મા થાય ને જો અકસ્માતથી મરણ શરણ થાય તો તે દુરાત્મા થાય, એવી આ લોકોની માન્યતા છે. મૃત માણસોને અગ્નિદાહ કરવામાં આવે છે ને આઠ દિવસ લગી પોતાની થાળીમાંથી એકાદ કોળીઓ ઘર બહાર મૂકવામાં આવે છે. નવમે દિવસે પોતાનાં સગાં વહાલાંને જમવા બોલાવે છે, ને તે વખતે ચોખાનો દારૂ ખુબ પીએ છે, આથી સદાત્મા તૃપ્ત થાય છે ને કુટુંબીઓને પજવતો નથી. પણ દુરાત્મા વારંવાર લોકોને પજવે છે, ને તેની પજવણીથી મુક્ત થવા માટે બલિદાન આપવાં પડે છે. (અગરીઆ જુઓ.)

[સંદર્ભ ગ્રન્થઃ—એન્સાયકલો૦ રીલિજન એન્ડ ઇથિકસ; સેન્સસ ઓફ ઇંડિયા, ૧૯૦૧-૧૯૧૧; હંટર સ્ટેટી૦ એકા૦ ઑફ બેંગાલ પુ. ૧૭, રિસ્લે ધી ટ્રાઇબ્સ ઍંડ કાસ્ટ્સ ઓફ ઇંડિયા, ડૅાલ્ટન એથ્નોલૉજી ઓફ બેંગોલ, હડન એ પ્રાયમર ઓફ અસુર હુકમા, ક્રૂક ધી પોપ્યુલર રીલિજન ઍંડ ફોક લોર ઓફ નૉર્થ ઇંડિયા, લિંગ્વીસ્ટિક સર્વે ઓફ ઇંડિયા]

**અસુર-બનિ-પાલઃ**—એ પ્રાચીન અસુરિયાનો પ્રખ્યાત સાર્વભૌમ રાજા ઇ. સ. પૂ. ૬૬૮ માં પોતાના પિતાના મૃત્યુ પછી ગાદીએ આવ્યો. એસહડન રાજાએ પોતાના બે પુત્રોને અસુર બનિ પાલ અને સમાસ-સુખ-યુકિનને અસુરિયાને બેબિલોનિયા એ પ્રાંતો વહેંચી આપ્યા હતા. અસુર બની પાલને નાનપણથીજ કલા અને શાસ્ત્રોનું શિક્ષણ મળેલું હતું. અને આજે અસુરિયન ગ્રંથોમાં મળી આવતુ

ઘણું ખરૂં પ્રાચીન બેબિલોની વાઙ્મય બનિ-પાલના વિદ્યાવ્યાસંગનું ફળ છે, એમ કહી શકાય. બ્રિટિશ મ્યુઝિયમમાં હજારો લેખો કોતરેલી ઇંટો એનાજ સંગ્રહમાંથી આણાઈ છે. આટલું હોવા ઉપરાંત તે સાર્વભૌમ ચક્રવર્તી રાજા હતો. એ વાત નવાઇની છે. તે પોતાના લશ્કરને અને સેનાપતિને હંમેશાં બહાર યુદ્ધો માટે રોકી રાખતો ને પોતે પોતાના જનાનખાનામાં અથવા શાસ્ત્રાભ્યાસમાં કે ઈશ્વરોપાસનામાં મગ્ન રહેતો.

ગાદીએ બેઠા પછી પહેલું કામ તેણે ઇજીપ્ત પર હલ્લો લઈ જવાનું કર્યું કારણ કે બાપના મૃત્યુથી તે બંધ રાખવામાં આવ્યું હતું. ઇજિપ્ત તે વખતે તિરહાકના કબજામાં હતું. ઈ. સ. પૂ. ૬૬૭માં તેના મૃત્યુ પછી તેની પછીથી આવેલો તાંડમાને ઉત્તર ઇજિપ્તમાં પેઠો. ત્યાં અસુરિયા સામે બંડ ચાલ્યુ હતું. તેમાં અસુરી સૈન્યને હાંકી મૂકવામાં આવ્યું આ વાતની ખબર પડતાં અસુર બનિ પાલે બંડખોર પ્રાંતમાં નવું સૈન્ય મોકલી આપ્યું ને પોતાની સત્તા પૂર્વની માફક ચાલુ કરી. આ યુદ્ધ વખતે તેના લશ્કરે થિબીસમાં લૂંટ ચલાવી અને ત્યાંના દેવાલયોનાં તોફાન કરી તેમને તોડી પાડયાં. ત્યાંના બે મિનારા નિનેવે મોકલી આપ્યા. આ રીતે બધા બંડખોર શરણે આવ્યા ને અસુર બનિ-પાલ સત્તાને શિખરે હતો. અરારાટની અગ્નિ બાજુનો પ્રાંત અસુરિયન લોકોએ વેરાન કરી મૂક્યો ને ત્યાંના રાજાને માંડલિક બનાવ્યો. એલામ પ્રાંત કબજે કરી ત્યાં પણ પોતાનો રાજા નિમ્યો. સિલિશિયા ને તાબાલના રાજાઓએ પોતાની દીકરીઓ અસુર-બનિ-પાલના જનાનખાનામાં મોકલી આપી. અરારાટ એને લિડિયાથી વકીલો આવ્યા. લિડિયાના જાયસેસ સીમેરિયન લોકો સામે નિનેવે પાસે મદદ માગી, પણ તે નમળતાં તેણે ઈજીપ્ત પર ભાડે લશ્કર રાખીને હલ્લો કર્યો ને તે સર કરી લીધું. ત્યાંથી અસુરિયન લોકોને કાયમને માટે હાંકી કાઢયા. (ઇ. સ. પૂ. ૬૬૦) બાબિલોનીઆમાં અસ્વસ્થતા વધતી હતી. ને છેવટે સમાસ-સુય-યુકિન ત્યાં રાષ્ટ્રીય પક્ષનો આગેવાન થયો. પોતાના ભાઇ વિરૂદ્ધ તેણે યુદ્ધ જાહેર કર્યું. તેણે લાંચ આપીને એલામાઇટ લોકોની સહાય મેળવી ને અરબી લોકો પણ તેને મળી ગયા. આ વખતે બનિ-પાલ પોતાની પરાકાષ્ઠાએ પહોંચ્યો. બધા ઉપાયો કર્યા. તેજ વખતે એલામમાં કોઈ કારણથી અન્તઃકલહ થયો. તેનો લાભ લઇ બનિપાલે જોરથી હુમલો કર્યો ને વિજય મેળવ્યો. શત્રુઓનાં એક પછી એક એમ બધાં શહેરો લઇ લેવામાં આવ્યાં ને છેવટે (૬૪૮ ઇ. સ. પૂ.) બેબિલોનના લોકો શરણે આવ્યા. શત્રુને હાથે ન જવા સારૂ સંમાસ-સુમ-યુકીને પોતાની જાતને આગમાં બાળી નાખી. અસુરિયન લોકો અરબસ્તાનમાં ફરી વળ્યા ને ત્યાં સર્વને કબજે કર્યાં. એલામ પ્રાંત એકલો રહયો તે કદી સામો ન થાય, માટે કડક ઉપાયોની યોજના કરવામાં આવી.

પણ આ લડાઈઓથી અસુરિયાના લોકો નબળા થયા. માણસો અને સામગ્રીને અભાવે સુમિરિયન એ સિથિયન લોકો સામે ટકી રહેવાની તેનામાં શકિત ન રહી. ઈ. સ. પૂ. ૬૨૬ માં જયારે અસુર બનિપાલ મરણ પામ્યો, ત્યારે તેનું સામ્રાજય પણ નાશ પામવા માંડયું હતું. ને થોડેજ વર્ષે તેનો સંપૂર્ણ વિનાશ થયો.

નિનેવે શહેરમાં તેણે મોટો પુરાણવસ્તુ સંગ્રહ કરાવી રાખ્યો છે. જુની બેબિલોની અંકિત ઈંટોપર ના લખાણોની નકલ કરવા માટે તેણે ઘણા માણસો રાખ્યા હતા. પણ તેને ફલજ્યોતિષ અને શકુન શાસ્ત્ર પ્રત્યે અભિરુચિ હોવાથી તેના વખતની આજ વિષયની નકલો ખૂબ મળી આવેલી છે. આ સંગ્રહસ્થાનના બાંધકામ ઉપરથી તે વખતની કલાનો કંઇક ખ્યાલ આવી શકે છે.

[ સંદર્ભ ગ્રંથઃ-જયોર્જ સ્મિથઃ હિસ્ટરી ઓફ અસુર બનિપાલ; (૧૮૭૧) એમ. એ. સ્મિથ. અસુર બનિપાલ (૧૮૮૭-૧૮૮૯); રૉજર્સઃ હિસ્ટરી ઓફ બેબિલોનિયા ઍંડ અસિરિયા અંડરસન સ્ટોરી ઓફ એકરિટંકટ સિવિલિઝેશન ઑફ ધી ઇસ્ટ. એ. બ્રિ.]

**અસુરયાઃ**—અસુરિયા અને બેબિલોનિયા એ યુફ્રેટિસ અને ટાઈગ્રીસ નદી ઉપરનાં સામ્રાજયો ઐતિહાસિક અને ભૌગલિક દૃષ્ટિએ એકજ છે. શરૂઆતથીજ તે બન્નેનો ઈતિહાસ એકજ છે. આ બન્ને સામ્રાજયોનો પ્રાચીન સંબંધ ઘણાં વર્ષોનો છે. તે તેની શોધખોળને અંતે, આજના ગ્રંથકારોને પણ ખબર પડી છે. આ સંબંધ હવે સિદ્ધ થયો છે. સાતમા અને આઠમાં સૈકાં સિવાયના વખતમાં આ મળીને એકજ પ્રાંત ગણાતો. જેનેસીસના દશમા ભાગમાં કહ્યા પ્રમાણે બેબિલોનીઆ એ માતૃદેશ હતો. એટલુંજ નહિં, પણ પરમાર્થ સંપ્રદાય અને સંસ્કૃતિ વાઙ્મય અને લિપિ, કલા અને શાસ્ત્ર એ બધી વસ્તુઓ અસુરિયાએ પોતાના દક્ષિણ ભાગ પાસેથીજ લીધી હતી. આ બન્ને દેશની ભાષાને જાતિ એક સરખીજ હતી.

**અસોદા નદી**:—આવીં તાલુકામાં આ નદીનું મૂળ છે. ને બોરી પાસે તે વધાં તાલુકામાં પ્રવેશ કરે છે. આ નદી લગભગ ૩૮ માઈલ છે. ને કોંડાળીપાસે તે વર્ધા નદીને મળે છે. દેગામ સ્ટેશન પાસે આ નદીનો રેલ્લે પૂલ છે. (વર્ધા. ગૅ. ૧૯૦૬.)

**અસ્કરી (મિર્ઝા)**—બાબર બાદશાહનો ત્રીજો શાહજાદો હુમાયુએ ગાદીએ આવ્યા પછી સંબળ પ્રાંત તેને જાગીર પેટે આપ્યો. ગુજરાત પ્રાંત જીતી લીધા પછી અસ્કરીને ત્યાં સુબેદાર નીમવામાં આવ્યો હતો. પણ અસ્કરી વિલાસી અને શોખીન હોવાથી બાદશાહ બહાદુરશાહે વળી તેની પાસેથી ગુજરાત પ્રાંત જીતી લીધો. ત્યારે અસ્કરી નાસી ગયો. શેરખાન સાથે થએલી લડાઇમાં પરાજિત થઈ હુમાયુન જ્યારે લાહોર તરફ કામરાન પાસે ગયો ત્યારે અસ્કરી તેની સાથેજ હતો. કામરાજે હુમાયુનને આશ્રય ન આપ્યો, પણ અસ્કરીને કંદાહારનો કારભાર સોંપ્યો પાછળથી હુમાયુને કાબુલ કંદહાર જીતી લીધું, એટલે અસ્કરીએ બંડ કર્યું, એટલે તેને હુમાયુને દેશ નિકાલ કરી દીધો. તે મક્કા જઇને ૧૫૫૮માં મરણ પામ્યો. તેને એક દીકરી હતી. તેનાં લગ્ન મશદના એક યુસફખાન સાથે થયાં હતાં. (બીલનો કોશ; મુસલમાની રિયાસત)

**ઍસ્કાલૉન**—ફિલીસ્ટાઈન લોકોના પાંચ મુખ્ય શહેરોમાંનું એક. તે ઉત્તર સમુદ્રમાં ગાઝાની ઉત્તરે ૧૨ મૈલ પર આવેલું છે. અમર્નાનાં પત્ર વ્યવહારમાં એનો અનેકવાર ઉલ્લેખ આવે છે. તેને એક મજબુત કીલ્લો પણ હતો. આ શહેરમાં મત્સ્ય દેવતા ડરકાટોની પૂજા થતી. આ શહેર જયુડીઆમાં ઇસ્માએલ લોકોના તાબામાં ન હતું. બાયબલમાં આવેલી આ શહેરનો નાશ કર્યા વિષેની વાત આજ નામના બીજા શહેર વિષે હોવી જોઇએ. સેનાચારિબે ઈ. સ. પૂ. ૭૦૧ માં એસ્કાલૉન કબજે કર્યું. હેરૉડ ધી ગ્રેટ અહીં જન્મેલો. તેણે આ શહેરમાં ખૂબ સુધારા કર્યા. રોમન ને યહુદીઓ વચ્ચેના યુદ્ધમાં આ શહેરને ખૂબ નુકસાન પહોંચ્યું. સાતમાં સૈકામાં આ શહેર મુસલમાનોના હાથમાં પહોંચ્યું ૧૦૯૮ ઇ. સ. માં ખ્રિસ્તી લોકોએ પહેલાં ધર્મયુદ્ધમાં આ ઠેકાણે પ્રથમ વિજય પ્રાપ્ત કર્યો. છતાં ૧૧૫૦ લગી અહીં ખલીફાની સત્તા હતી. ટાયબેરીયઅની લડાઇમાં જય મેળવીને સલાદીને આ શહેરનો કિલ્લો સમરાવવા માંડ્યો. પણ રીચર્ડ, સેંટજૉન ડીએકરે લીધું. એ સાંભળી એણે કિલ્લાની દીવાલો તોડી નંખાવી અંગ્રેજ રાજાઓએ વળી તે સમરાવ્યો. પણ થોડીજ વારમાં તેમને તે શહેર છોડવું પડ્યું. ત્યારથી એસ્કાલોનનો આબાદીના દિવસો આવ્યા નથી. ૧૨૭૦ માં સુલતાન બિબર્સે બાકી રહેલો કિલ્લો પણ તોડી પડાવ્યો. હાલમાં અહીં પડેલી ઇમારતો છે.

**અસ્પૃશ્યતા**: ભારતીય સમાજમાં એક એવો વર્ગ છે, જેને અડતાં માણુસ અભડાય છે. સમાજમાંનો અસ્પૃશ્ય વર્ગ અને બ્રાહ્મણુ વર્ગ એ એકદમ જુદા વર્ગ નથી. બ્રાહ્મણ અને અસ્પૃશ્યોની વચ્ચે જે જાતિપરંપરા છે, તે એક બીજાથી ઓછો પવિત્ર ને તેનાથી બીજો ઓછો પવિત્ર અથવા ઓછી આભડ છેટવાળો એવી પરંપરા જોવામાં આવે છે, જે સમાજમાં બે જુદી જુદી જાતો હોય છે, અને તેમાં લગ્ન વહેવાર ન હોય, તે જાતમાં ઉચ્ચ નીચભાવ રહેવાનોજ એ સાર્વત્રિક નિયમ છે. હિન્દી લોકોમાં જે વધારે છે, તે એકેએ ઉચ્ચ નીચભાવ સ્પૃશ્યાસ્પૃશ્યતાના જો આભડ છેટના નિયમમાં વ્યક્ત થયો છે. આવી સામાજિક સ્થિતિનો અને હિંદુમાંની દેવતા અને અદ્વૈત મતનો કશો સંબંધ નથી. ધર્મ શાસ્ત્રીય ગ્રન્થોમાં સામાજીક પગથીઆંને માન્યતા આપેલી છે. અને આભડછેટની માન્યતાઓ તેમાં વધારે વધારે વ્યક્ત થઈ છે. તેથી સ્પૃશ્યાસ્પૃશ્યતાને હિંદુ ધર્મ શાસ્ત્રમાં સ્થાન છે. એટલુંજ નહિ, તો હિંદુ ધર્મ એટલે સ્પૃશ્યાસ્પૃશ્ય વિચાર એવી લોકોની માન્યતા થઇ ગઇ છે. ભારતીય ધર્મશાસ્ત્રોના ઇતિહાસમાં સ્પૃશ્યાસ્પૃશ્ય વિચારને એટલે તેના વિકાસને એક મોટો ઇતિહાસ છે, એમ માલમ પડે છે. (સ્પર્શાસ્પર્શ વિચાર જુઓ) સોળાંઓળાં (આભડ છેટ) નો વિચાર દરેક દેશની પ્રાચીન સંસ્કૃતિમાં દેખાય છે. માણુસ માણુસ વચ્ચેની ઉચ્ચ નીચતા વ્યક્ત કરવાનાં સાધનો અર્વાચીન દુનિયામાં જુદાં છે. રાજા મહત્વની વ્યક્તિ હોવાથી ઉચ્ચનીચ ભાવ બીજી રીતે વ્યક્ત થાય છે.

બૌદ્ધ અથવા જૈનોએ અસ્પૃશ્યતા ઓછી કરી નથી. સિલોનમાં "રોડાં" ની સ્થિતિ મહાર ભંગી લોકો જેવી હતી. અને જપાનમાં અસ્પૃશ્ય લોકો હજી છે, એ વાત જાણીતી છે, જૈનોને લીધે સ્પૃશ્યાસ્પૃશ્યતાના વિચારો વધ્યા છે. યૂરોપમાં અસ્પૃશ્યતા હતી નહિ. એમ નહિં ફ્રાન્સમાં ફાંશ દેનારા લોકોનો વર્ગ જુદો પડી ગયો હતો.

સમાજ સંઘટિત સ્થિતિમાં હોય, એટલે એવું બને છે, કે વ્યક્તિની સામાજિક સ્થિતિમાં ફેર થાય એટલે તે ફેરફારને માન્ય કરવાને સમાજનો ને તેના પછીને ધર્માધ્યક્ષ હોય કે રાજા હોય છે, હિંદુ સમાજ સંઘટિત ન હોવાથી અસ્પૃશ્યો લોકો પોતાના આચરણુ છોડે તો તેમને માન્ય થવાને સ્થાન નથી, જાત,

ભેદના વિનાશમાં (જાતિભેદ જુઓ) જે હરકતો છે, તેજ અસ્પૃશ્યતા વિનાશમાં પણ છે. છતાં એ વાત પણ કહેવી જોઇએ, કે સમાજ કેન્દ્ર જીવંત હોય, તો પણ તે બદલાએલી સ્થિતિમાંજ તેને માન્ય કરશે. સમાજમાં વિશિષ્ટ વર્ગની સાંપત્તિક સ્થિતિ અથવા તેમનું શ્રમ વિભાગમાનું સ્થાન નહિં બદલાય. સામાજિક સ્થિતિ સુધરે અને સામાજિક શ્રમ વિભાગમાં વિશિષ્ટ અસ્પૃશ્ય જાતોને વધારે વ્યાપક સ્થાન મળે, તો બદલાએલી પરિસ્થિતિને શાસ્રાધાર રાજા કે ધર્માધ્યક્ષજ આવી શકશે. અસ્પૃશ્યતાનો પૂર્ણ લોપ થવાને માટે જે કરવાની જરૂર છે, તે આગત્યનું છે. તે આગળ જણાવવામાં આવશે પ્રથમ અસ્પૃશ્યતાના લોપને માટે અર્વાચીન પ્રગતી વ્યક્ત કરવા માટે રા. વિ. રા. શિંદેનો લેખ આપેલો છે. (તંત્રી)

"અસ્પૃશ્યતા નિવારણનો આધુનિક ઇતિહાસ"

ઉત્પત્તિ:—અસ્પૃશ્યતાનો ઇતિહાસ આર્યન લોકોના આગમનથી શરૂ થાય છે. ચાંડાલ એ શબ્દ બૌદ્ધિક અને વૈદિક સાહિત્યમાં મળી આવે છે. બુદ્ધના સમય પહેલાંથી, ચાંડાલો અસ્પૃશ્ય મનાતા હશે. એવું માની શકાય છે. ઇરાનમાંનાં ઝરથુસ્ત પંથી આર્ય પ્રજા હિંદમાંના દેવયજ્ઞ કરનારા અને દૈવોપાસક આર્યોને પણ અસ્પૃશ્ય ગણાતી જિતાયલી પ્રજાઓ પણ અસ્પૃશ્ય ગણાતી. અસ્પૃશ્ય અને તિરસ્કારને પાત્ર ગણાવામાં આ લોકો હતા. પારસીઓના જુના ગ્રન્થોમાં એ વિષે પુરાવા મળી આવે તેમ છે. આર્ય લોકો હિંદમાં બરાબર સ્થિર થયા પછી અહિં નાદસ્યુ લોકોને તેમણે ગામ બહાર રહેવાની ફરજ પાડી અને તેમને અસ્પૃશ્ય ઠરાવ્યા કારણ તેઓની ભિન્ન સંસ્કૃતિ આર્યોની ઉચ્ચ સંસ્કૃતિ સાથે સેળભેળ થઇ જાય. જાપાનમાં હૈટા અને હીના નામની અસ્પૃશ્ય જાતો હોવાથી કેવળ આર્યોએજ અસ્પૃશ્યતા શરૂ કરી એમ કહી શકાય નહિ. મોગલ પ્રજામાં પણ એ વસ્તુ હતી. એમ સિદ્ધ થાય છે. હૈટા અથવા ઍટા એ જાત ફિલિપાઈન બેટમાંથી જાપાનમાં ગઈ હોવી જોઇએ. અથ્રવણ (બ્રાહ્મણ) રથેસ્ટ્ર (રાજન્ય) વસ્ટ્રય (વૈશ્ય) અને હુઈટી (શુદ્ર) એવા ચાર ભેદ ઝરથુસ્તના વખતમાંજ ઇરાનમાં હતા. વેદમાં શુદ્ર એ શબ્દ નથી મળતો પણ મહાભારતમાં અભિર અને શૂદ્ર એ શબ્દો છે ને તે પ્રજાની વસ્તી સિંધુ નદીના મુખ પાસેના પ્રાંતમાં હશે, એમ લાગે છે. (ઋગ્વેદમાં પુરુષસૂક્તમાં શૂદ્ર એ શબ્દ આવ્યો છે, અને શુકલ યજુર્વેદમાં આઠ વાર એ શબ્દ આવેલો છે. ૨૩-૩૦-૩૧ ઈ.) કાસ્ટ્સ ઓફ ઇન્ડિયા એ પુસ્તકમાં વિલ્યાસ જણાવે છે કે કંદહાર પ્રાંતમાં શૂદ્રોઈ એ નામનો એક પ્રાચીન રાષ્ટ્ર હતું. ને સિંધુ નદી ઉપર શૂદ્રોસ એ નામનું એક શહેર હતું. ઈરાનમાં હુઇટી અથવા શૂદ્રોઈ અને ફિલિપાઇન બેટમાંના ઍટા એ જાતોનો જો સંબંધ જોડી શકાય તો અસ્પૃશ્યતાની ઉત્પત્તિ ઉપર ખૂબ પ્રકાશ પડે એમ છે.

આર્યોનો વિસ્તાર ઉત્તર હિંદમાં થયો તે પછી તેમણે પોતાની રાજ્ય સ્થાપના કરી તે વખતે તેમની સેવા કરવાની ફરજ તે વખતની કોઈ જીત પ્રજાએ સ્વીકારી હોય ને તેના બદલામાં આર્યોએ તેમનો સમાવેશ પોતાની વર્ણવ્યવસ્થામાં કર્યો હશે, અને તેઓ ધીમે ધીમે અસ્પૃશ ગણાઇને ગામની બહાર રહેવા લાગી હશે. મનુસ્મૃતિ પછીની અસ્પૃશ્યોની માહિતી ઠીક ઠીક મળે છે. મનુસ્મૃતિમાં બ્રાહ્મણ સ્રી અને શૂદ્ર પુરૂષની પ્રતિલોમી પ્રજાને ચાંડાળ કહેલી છે.

અંગ્રેજી શિક્ષણથી હિંદમાં જે સુધારાનું મોજું આવ્યું, તેથી થએલા અસ્પૃશ્યતા નિવારણના પ્રયત્નોની નોંધ નીચે છે. આ પ્રયત્નો ઘણુંખરૂં હિંદુઓએજ કરેલા છે.

આ વિષયના બે ભાગ પડે છે. ઈ. સ. ૧૯૦૬ માં મુંબાઇમાં ડીપ્રેસ્ડ કલાસીસ મિશન સ્થપાયું. તેનો પૂર્વ અને ઉત્તર કાળ આ પ્રમાણે છે. પૂર્વકાળમાં મુંબઇ મહારાષ્ટ્ર, બંગાલ, વડોદરા ને મદ્રાસ પ્રાંતોમાં કેટલાક પ્રયત્નો વ્યકિતગત થયા. પણ આ પ્રયત્નોમાં સત્યતા, સંગઠન અને પરસ્પર સંબંધ ન હોવાથી આ પ્રયત્નો મજબૂત ને અસરકારક થયા નહિં. પણ આ મંડળ મિશન સ્થાપન થયા પછી તેની શાખાઓ આખા હિંદભરમાં સ્થપાઇ. તે બધી વચ્ચે સહકાર અને સંબંધ ખુબ વધવાથી આખા દેશમાં લોકમત કાંઇક તૈયાર થયો. ઈ. સ. ૧૯૧૮ માં મિશનના જનરલ સેક્રેટરી મિ. શિંદેના પત્રથી કલકત્તા કૉંગ્રેસે એ ઠરાવ અસ્પૃશ્યતા નિવારણ પ્રસાર કર્યો. પછીથી મહાત્મા ગાંધીજીના પ્રયાસથી એ પ્રયાસોને અનુપમ બળ મળ્યું ને આ પ્રશ્ન અખિલ રાષ્ટ્રીય થયો તે કલકત્તામાં મિસીસ બેસંટે પોતાના અનુયાયીઓની મદદથી આ ઠરાવ પસાર કરાવ્યો.

મહારાષ્ટ્રમાં અસ્પૃશ્યતા નિવારણ:—અંગ્રેજી શિક્ષણનો આરંભ ઓગણીસમાં સૈકામાં થયો ને ત્યાં રાજારામમોહન રૉય અનેકવિધ સુધારાની ચળવળ કરી. છતાં અસ્પૃશ્યોદ્ધારના પ્રશ્નની શરૂઆત તો મહારાષ્ટ્રમાં થઈ. એ શરૂઆત કર-

નારા રા. જ્યોતિબા ફુલે હતા, જેમને આજે મહાત્મા તરીકે ઓળખનારા ઘણા લોકો મહારાષ્ટ્રમાં છે, તેમના પ્રયત્નોની ખાસ નોંધ લેવા જેવી છે. નાનપણમાં અસ્પૃશ્ય પહેલવાનના અખાડામાં એમણે શરીર કસેલું, ત્યારથીજ અસ્પૃશ્યોદ્ધારના પ્રશ્ન તરફ તેમનું ધ્યાન ગએલું. બંગાલમાં શશિપાદ બાનર્જીએ અસ્પૃશ્ય તા નિવારણની પ્રવૃત્તિ બીજી સુધારાની પ્રવૃત્તિ સાથે માંડી તે પહેલાં વીશ વર્ષ આમણે મહારાષ્ટ્રમાં પ્રયત્નો શરૂ કરેલા. જ્યોતિબા ફુલેએ પહેલી કન્યશાળા (૧૮૪૮ માં) તેમને અસ્પૃશ્યોની શાળા (૧૮૫૨ માં) સ્થાપન કરી, તેથી ખુશ થઈ સરકારે તેમને ૨૦૦ રૂ. ની શાલ ભેટ આપી. આ શાળા મુંબઈ ઈલાકામાંજ નહિ તો આખી દુનિયામાં અસ્પૃશ્યો માટેની શાળાઓમાં પહેલી હતી. મેજર કૅંડી ૧૮૫૮ માર્ચમાં આ શાળાની પરીક્ષા લઇને ખુશ થયા હોવાનો ઉલ્લેખ તે વખતમાં જ્ઞાન પ્રકાશ (વર્તમાન પત્ર) માં કરેલો છે. તેજ છાપાના તેજ અંકમાં આ શાળાના અહેવાલને લગતાં વાકયો નીચે પ્રમાણે છે. “એક કન્યા શાળા ઘટનવક સ્થાપી તેથી તેમને (જ્યોતિબાને) ખુબ સહન કરવું પડયું છે. તે તેમણે અસ્પૃશ્યો માટેની શાળા કાઠયા પછી તેમના પિતાએ તેમને ઘરમાંથી કાઢી મૂકયા, એ વાત જાણ્યા પછી જ્યોતિબાને સહેવા પડેલા સંકટોનો ખ્યાલ આવે તેમ છે. આખી અસ્પૃશ્ય જાતિ ઉપર તેમનો આ મોટો ઉપકાર છે. અમ પણ તેમનો ઉપકાર માનીએ છીએ + + + બ્રાહ્મણોએ આ જ્યોતિબાને દ્રવ્ય વિગેરેની મદદ આપી છે. તે આ રીતે અપ્રત્યક્ષ મદદ અસ્પૃશ્યોદ્ધાર માટે કરી છે, તો તેમનાં નામનો ઉલ્લેખ પણ જ્યોતિબાએ પોતાના રિપોર્ટમાં કરવો જોઇતો હતો. એમ અમારૂં માનવું છે.” આ નિશાળમાં અસ્પૃશ્ય કન્યાઓને જ્યોતિબા અને તેમના પત્ની કેટલાસ્નેહથી શિખવતા તે વિષે પણ એ છાપામાં એક પત્રમાં ઉલ્લેખ થયો છે. બીજા ત્રણ મિત્રો (રા. વાળવેકર; પરાંજપે અને ગોવંડે) તેમને તેમના પ્રયત્નોમાં યથાશકિત મદદ આપી રહ્યા હતા જ્યોતિબાએ આ અસ્પૃશ્યોને પોતાના ઘરના કુવા ઉપર પાણી ભરવાની છૂટ આપી. જ્યોતિબાની નિશાળમાં લગભગ ૩૦૦ વિદ્યાર્થીઓ ભણતા અને શિક્ષકો આઠ હતા, કન્યાઓ તે વખતે એક પણ ન હતી. પહેલાં બે વરસ લગી કન્યાઓની થોડાક સંખ્યા હતી ખરી, પણ પાછળથીએ ઘટી ગઇ. આ નિશાળના અભ્યાસ બરાબર વધતો નથી, કારણ શિક્ષક સારા મળી શકયા નથી, એવો ઉલ્લેખ તેમ છાપામાં આવેલા એક પત્રમાં છે.

ઈ. સ. ૧૮૭૫ ની સાલમાં જ્યોતિબાની શાળા માટે સરકાર તરફથી મકાન બાંધવાની શરતે જમીનનો એક ટુકડો અપાયો. ને ઈમારત બંધાવવા માટે ૫૦૦૦ રૂ. દક્ષિણા ફંડમાંથી આપવાનું નકકી કર્યું. પણ આ વખતે શાળા બંધ હતી. પણ આ જમીન સેક્રેટરીના કબજામાં હતી. પાછળથી લોકલ ફંડ કમિટિ પાસેથી પુણા મ્યુનિસીપાલીટી પાસે આ શાળા આવી, ને આ શાળાને સરકર તરફથી જુદી મદદ મળવાની શરૂઆત થઈ. હાલમાં આ બધી મિલકત ડીપ્રેસ્ડ કલાસીઝ મિશન એ મંડળ પાસે છે. તે શાળા પણ આ મંડળની શાળામાંજ સમાવિષ્ટ થઈ છે.

શશિપાદ બંદોપાધ્યાયના પ્રયત્નો:— બંગાલમાં અસ્પૃશ્યતા નિવારણની પ્રવૃત્તિ પ્રથમ આદરનાર આ બ્રાહ્મણ ગૃહસ્થ હતા. ૧૮૪૦ માં તે કુળવાન બ્રાહ્મણ વંશમાં બારાનગરમાં જન્મ્યા. ૧૮૬૫ માં તે બ્રાહ્મો થયા. ત્યારથીજ તે નીચજણાતા લોકો સાથે હળી જવા લાગ્યા. તેમણે મીલમાંના મજુર લોકોની સાથે ચર્ચા કરીને એક દિવસની અને રાત્રીની એવી બે શાળાઓ ચલાવી પણ તોફાની ગુંડોને એ વાત નગમવાથી તેમને તે બંધ કરવી પડી. પણ તેમને પોતાને આ શાળા માટે મકાન બંધાવ્યાં. ને તે શાળાઓ કાયમ કરી. બંગાલમાં કર્તા ભજા પંથી નામનો એ ચાંડાળ વર્ગ ભજનોનો ખૂબ શોખીન છે. બાબુજી તે વર્ગમાં જઇને ભજનો સાંભળવા બેસતા. ૧૮૭૦ ની સાલમાં તેમણે આ લોકો માટે એક કલબ (મંડળ) કાઢી ને તેમને વાચન ની અભિરૂચિ લગાડી તેમને મદ્યપાન વગેરે દુષ્ટટેવોમાંથી ઉગાર્યાં. ગંદા ભજન બંધ થયાં, ને આ લોકો સાત્ત્વિક ભજનો ગાઈ ઇશ્વરની ઉપાસના બરાબર રીતે કરવા લાગ્યા. ૧૮૭૧ માં બાબુજી વિલાયત જવા ઉપડયા, ત્યારે મજુરોએ અને અસ્પૃશ્યોએ તેમને હાર્દિક સન્માનથી એક માનપત્ર આપ્યું. આદીનજનોની સેવા કરવાથી વિલાયતમાં પણ બ્રિસ્ટલ શહેરની એક મિશનરી સંસ્થાએ બાબુજીનો ખુબ સતકાર કર્યો. વિલાયતથી આવ્યા પછી તેમણે એક પૈસાની કિંમતનું એક છાપું કેવળ ગરીબોની જરૂર ને પહોંચી વળે એટલા માટે ચલાવ્યું તેની ૧૫૦૦૦ પ્રતો ખપતી શિવનાથ શાસ્રી જેવા વિદ્વાન પંડિત તેમાં લેખ લખતા. શ્રીમાન લોકો પણ આ કામમાં ઠીક સહાનુભૂતિ બતાવતા. આ પછી તેમણે બારાનગર સમાચાર નામનું એક સાસાહિક છાપું પણ ચલાવ્યું. તેઓ ચાંડાલ ગણાતા લોકો સાથે જમતા. મહેતર લોકોનાં બાળકોની સેવા

શુશ્રૂષા અને સાસ્વાર કરતા સર્વિંગ બૅંકમાં તેમના પૈસા મૂકી આપીને તેમને કરકસર શિખવતાં તેમની સર્વાંગસુંદર ઉન્નતિ થાય. માટે તેઓ ખુબ પ્રયત્ન કરતા. આમના સિવાય બંગલામાં નીચી કોમો માટે ઉન્નતિના પ્રયત્નો બીજા કોઇએ કર્યા હોય, એમ જણાતું નથી. ઉપરની માહિતી સિતાનાથ તત્વભૂષ ણે લખેલા શિશિપાદ બાબુના ચારિત્ર પરથી લીધી છે. હાલ બંગાળામાં ગામેગામ ડિપ્રેસ્ડ મિશનનું કામ ચાલે છે, પણ તેની ઉત્પત્તિ મહારાષ્ટ્રમાં સ્થાપએલા મિશનમાં છે.

શ્રી. સયાજીરાવ ગાયકવાડના પ્રયત્નો:--વડોદરના મહારાજા સયાજીરાવ સુધારક છે. તેઓએ વખતો વખત રાજ્યમાં ખૂણે ખાચરે ફરીને અંત્યજો જંગલી અને ગુન્હેગાર ગણાતી જાતિઓની સ્થિતિ પોતે જોઇ છે. નવસારી પ્રાંતમાં સોનગઢપાસે ઢાણુકા નામની એક કોમ છે. તે લોકો મહારાજા સાહેબને મળવા આવ્યા. ત્યારે સંતાઇને ઝાડપર લપાઈ ગયા. આજથી ચાળીશ વરસ પહેલાં આ લોકોને માટે બે બોર્ડીંગ અને એક ખેતી શાળા ખોલવામાં આવી હતી. જેનું પરિણામ ઘણું સારૂં આવ્યું છે. તેમાં અક્ષરજ્ઞાન ઉપરાંત બાળકોને ધાર્મિક શિક્ષણ અને સામાન્ય જ્ઞાન આપવાનો પ્રબંધ હતો. એ બોર્ડીંગના સુપરિન્ટેંડેંટે ત્યાં એક પ્રાર્થના સમાજ પણ ચલાવેલી એ શાળાઓમાં ભણતા વિદ્યાર્થિની ને વિદ્યાર્થિઓનાં લગ્ન કરી આપી તેમાંથી સારા નાગરીકો બનાવવાનો વિચાર મહારાજાએ રાખેલો.

અસ્પૃશ્યની કેળવણીમાટેનું એક જુદું ખાતું છે. તે ખાતાના મુખ્ય અધિકારી પંડિત આત્મારામ છે. તેમને મોકલેલો સંક્ષિપ્ત હેવાલ નીચે પ્રમાણે છે.

ઈ. સ. ૧૮૮૩ થી અસ્પૃશ્યોમાં જુદી શાળાઓ ખોલવાનો આરંભ થયો. ૧૮૮૪ માં ૭ ને ૧૮૯૧ માં ૧૦ શાળાઓ થઈ. હિંદુ શિક્ષકો મળવાનું અશકય દેખાતાં મુસલમાન શિક્ષકોથીજ કામ ચલાવવું પડયું. અમલદારોની પણ સહાનુભૂતિ ઓછી હોવાથી અડચણો ઘણી આવી.

આનેમાટે મુંબઇમાં એક મંડળ સ્થપાયું ને વડોદરામાં ફરજીયાત કેળવણીનો કાયદો પસાર થવાથી શિક્ષણનો પ્રચાર ખૂબ થયો.

| વર્ષ | છોકરી ની શાળા. | છોકરાં ભેગી શાળા. | વસતિ કન્યા | વસતિ ગૃહ. ગૃહના વિદ્યાર્થી | બધા મળીને વિદ્યાર્થી. |
|---|---|---|---|---|---|
| ૧૮૮૪ | ૭ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૮૯૧ | ૧૦ | ૦ | ૫ | ૩૯૦ | ૭૮૪ |
| ૧૮૯૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૨૯૩ |
| ૧૮૯૬ | ૨૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૯૦૬ | ૨૨ | ૦ | ૧ | ૫૦ | ૧૫૦૦ |
| ૧૯૧૦ | ૨૮૭ | ૫ | ૨ | ૦ | ૧૩૭૦૩ |
| ૧૯૧૫ | ૦ | ૦ | ૩ | ૦ | ૧૯૭૮૬ |
| ૧૯૨૧ | ૦ | ૦ | ૫ | ૦ | ૧૭૦૦૦ |

અંત્યજોમાં ધર્મશિક્ષણ પ્રસરે એ હેતુથી તેમનો પુરોહિતોના શિક્ષણ માટે એક ખાસ સંસ્કૃત પાઠશાળા ઉઘાડવામાં આવી, ને ભણનારા ૨૫ અંત્યજ વિદ્યાર્થીઓને દર મહિને ૮ રૂ. પ્રમાણે વિદ્યાર્થી વેતન આપ્યાં. એક અંત્યજને ધારાસભામાં સભ્ય નીમ્યો. ૧૯૧૧ ની સાલમાં શિક્ષણ ખાતામાં ૨૦૦, લશ્કરમાં ૧૯, મ્યુનિસિપાલિટીમાં ૧૦, પોલીસમાં ૭, સર્વે ખાતામાં ૩ અને બીજા ૩ મળીને ૨૪૨ અસ્પૃશ્યભાઈઓ સરકારી નોકરીમાં હતા. વડોદરા કૉલેજમાં અંત્યજો માટે સ્કોલરશિપ છે. અંત્યજ બોર્ડિંગોમાં સંસ્કૃત ધર્મ-શિક્ષણ મળે છે. રાજમહેલમાં અંત્યજ બાળકોને બોલાવીને ઉત્સવો કરવામાં આવે છે. ૧૭ વરસની એક અંત્યજ અનાથ બાલિકાનાં લગ્ન એક ઉચ્ચ જાતિના સ્પૃશ્ય છોકરા સાથે કરવામાં આવ્યા. વસતિગૃહમાં કન્યાઓને સર્વ જાતની ગૃહોપયોગી કેળવણી આપવામાં આવે છે. મી. આંબેડકરને અમેરિકા મોકલીને કોલંબિયા યુનિવર્સિટીમાં પી. એચ. ડી. થવાની જોગવાઇ કરી આપી. એક અંત્યજને એલ. એમ એસ. કરવાની સગવડ કરી આપી. આ બધી પ્રવૃત્તિમાં લોકોની ટીકા ને વિરોધ મોટા પ્રમાણમાં સહન કરવો પડયો. મહાત્મા ગાંધીજી જેવા અલૌકિક મહાત્માને આજે આટલા વિરોધ સહેવો પડે છે તો તે વખતે ગુજરાત પ્રાંતના લોકોએ કેટલો વિરોધ દર્શાવ્યો હશે, એ કલ્પી શકાય તેમ છે.

કર્નલ ઑલ્કૉટ (થિઓસૉફીકલ સોસાયટી મદ્રાસ) કર્નલ આલ્કૉટ સોસાયટીના ૧૯૦૨ ની સાલમાં અધ્યક્ષ હતા. તેમણે "પુઅર પરાય" નામની એક ચોપડી પ્રગટ કરી તેમાં ૧૭ થી ૨૩ પાનામાં નીચેનું નિવેદન છે. અસ્પૃશ્યતા નિવારણ માટેના ઉપાય કરવાના હેતુથી તેમણે પોતાની શાળા એક ઝુંપડીમાં મદ્રાસ શહેરમાં ઇ. સ. ૧૮૯૪ મ

ખોલી. બીજી શાળા ઇ. સ. ૧૮૯૪ માં અને ત્રીજી ઇ. સ. ૧૮૯૯ માં શરૂ કરી. ૧૯૦૧ ના રિપોર્ટમાં ત્રણે શાળામાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા ૪૩૪ (છોકરા ૩૮૪ છોકરીઓ ૧૫૦) ને શિક્ષકો ૧૬ હતા. શિક્ષણ આપતાં તેમના ધર્મની બાબતમાં જરાય હાથ નાખવામાં નથી આવતો. શિક્ષણ આપીને તેમનો ઉદ્ધાર કરવા સિવાય બીજો કશોય ઉદ્દેશ સોસાયટીને નથી. આ શાળાનું કામ આજે પણ ખૂબ સારા પ્રમાણમાં ચાલી રહ્યું છે.

રા. સા. કે. રંગરાવ મંગલોરઃ—મદ્રાસ ઈલાકામાં ખાસ કરીને પશ્ચિમ કિનારા ઉપર વસનારા અસ્પૃશ્યોનાં દુઃખ અમાપ છે. સ્પૃશ્ય મનુષ્યથી ૬૦–૭૦ ફીટ દુર અસ્પૃશ્યને રહેવું પડે, એવા પ્રાંતમાં અંત્યજો માટે શાળા ખોલવાની શરૂઆત ખુબ મોડી થાય, તેમાં કશી નવાઇ નથી. રા. સા. કે. રંગરાવ એમણે મંગલોરમાં પોતાની પહેલી શાળા ૧૮૯૪માં અંત્યજો માટે ઉઘાડી. લોકોએ એ માટે એમને અતિશય ત્રાસ આપ્યો. પણ દશ વરસમાં આ બધી અડચણો સહન કરી શાળાઓ ખુબ પ્રગતિ કરી. સરકારની સહાયથી તેઓ પોતાની સંસ્થામાટે મકાન જમીન, ઉદ્યોગ શાળા, ને રહેવાના મકાનો વગેરે ઘણી વિકાસભરી પ્રગતિ કરી શકયા. તે કામ માટે તેમને વીશ એકર જમીન સરકાર તરફથી મળી. મુંબઇની નિ. સા. સંસ્થા ( મિ॰ શિંદેએ ઈ. સ. ૧૯૦૯ માં સ્થાપેલી ) સાથે આ શાળા જોડાયા પછી તે દિન પ્રતિદિન વધારે ને વધારે આબાદ બનતી જાય છે.

બ્રિટીશ સરકારને ખ્રિસ્તી મિશનના પ્રયત્નોઃ—સરકારના અને મિશનરીઓના પ્રયત્નો તો જાણીતા છે. એમના કામમાં આવેલી હરકતો બે પ્રકારની હતી નોકરશાહીની નવાબશાહી પદ્ધતિ અને મિશનરીઓની ધર્માંતર કરાવવાની વૃત્તિ આ બે મોટી હરકતો હતી. આ હરકતો ન હોત તો આ બન્ને પ્રયાસ મળીને અથવા માત્ર હિંદી સરકારને હાથે આ પ્રશ્ન કયારનોય ઉકલી ગયો હોત. મદ્રાસ તરફના ખ્રિસ્તી મિશનરીઓ રોમન કૅથાલિક પંથને માનનારા માત્ર ખ્રિસ્તીઅનુયાયીઓની સંખ્યા વધારવાની ઇચ્છા ધરાવતા હોવાથી અસ્પૃશ્યોને ધર્માંતર કરાવી પાછા પોતાની હલકી કોટીમાંજ તેમને રાખી તેમને નીચા ગણે છે. તેમના ધર્મથી આ વિરૂદ્ધ હોવા છતાં તેઓ આ કામ ધર્મપ્રસારવા ગાંડામોહથી કરે છે. આથી અસ્પૃશ્યોને બંને માર્ગો હિંદુઓતરફનો અને ખ્રિસ્તીઓ તરફનો બંધ થઇ ગયો છે. ખ્રિસ્તીઓમાં હાલમાં જો રાષ્ટ્રીય ચળવળ શરૂ થઇ છે, તે ચાલુ રહે ને કૉંગ્રેસ વધારે કાર્યકરવાની વૃત્તિવાળી થાય, તો આ ખ્રિસ્તી અસ્પૃશ્યો વળી પાછા હિંદુ ધર્મમાં આવે, એવો પૂરી સંભવ છે.

અંગ્રેજી રાજકારભારમાં અંત્યજોને મોટી તેમજ નાની નોકરી મળે. તોય આ અસ્પૃશ્યતાનો ન્યાય સહેલાઈથી દૂર થઇ જાય પણ આ બાબતમાં કોઈનો દોષ કાઢવાને બદલે પોતાનોજ દોષ કાઢવાની ખાસ જરૂર છે.

વિઠ્ઠલ રામજી શિંદેઃ—આ મહારાષ્ટ્રના અસ્પૃશ્યોદ્ધારક કર્નાટકમાં જન્મ્યા (૧૮૭૩). ૧૮૯૮ માં તેમણે ફર્ગ્યુસન કૉલેજમાંથી બી. એ. ની. પરીક્ષા પસાર કરી વિલાયત જઇ ધર્મ અને સમાજશાસ્ત્ર નો અભ્યાસ ઑકસફર્ડ વિદ્યાલયમાં કરીને સ્વદેશમાં ૧૯૦૩ માં પાછા આવ્યા. આવી ડીપ્રેસ્ડ કલાસીઝ મિશન સોસાયટી ઑફ ઈંડિયા એ નામની સંસ્થા સ્થાપવાનો પ્રયત્ન તેમણે કરવા માંડયો. ૧૯૦૩ માં મહારાજા ગાયકવાડની આજ્ઞાથી વડોદરા રાજના કામની તપાસ કરી તેમણે રિપોર્ટ કર્યો. સૂચનાઓકરી તે પછી ચાલુ વર્ષ મુંબઇની પ્રાર્થના સમાજમાં પ્રચારક તરીકે તેમણે આખા દેશનો પ્રવાસ કર્યો ને અસ્પૃશ્ય જંગલી અને ગુન્હેગાર કોમોની પ્રત્યક્ષ માહિતી લીધી. ૧૯૦૫ થી હિંદના સેન્સસ રિપોર્ટમાંથી આ લોકોની સંખ્યાની તુલનાત્મક માહિતી મેળવીને તેમણે વ્યાખ્યાનો આપી પોતાનો અનુભવ લોકો સમક્ષ મૂકયો. મુંબઈના પ્રાર્થના સમાજીઓની મદદથી તેમણે પોતાની પહેલી શાળા બરસમાં ઉઘાડીં. ૧૯૦૭ થી ૧૯૧૨ લગીંની બધી કૉંગ્રેસસોમાં અસ્પૃશ્યતા નિવારણના પ્રયત્નનો પ્રચાર કરવાના હેતુ થી તેમણે ભાગ લીધો ને બન્યો તેટલો પ્રચાર કર્યો. આ બધે ઠેકાણે તેમણે સ્વતંત્ર પ.રેષદો મેળવી ને સ્થાનિક મદદ મેળવી તેને ઠેકાણે મિશનની શાળાઓ પણ ચાલુ કરી. ઉત્તર હિંદુસ્તાનમાં પ્રત્યક્ષ કામ કરનારી સંસ્થા આર્ય સમાજની હતી. ને બંગાલમાં બ્રાહ્મ સમાજની સંસ્થા આ કાર્ય કરવા તૈયાર હોવાથી માત્ર દક્ષિણને પશ્ચિમ હિંદમાં કાર્ય કરવાનું મિશનને માથે આવી પડયું તે ને તે ઠેકઠેકાણે શાખાઓ ખોલીને યથાશક્તિ કર્યું. તેમાટે પ્રાંતિક ને જીલ્લાની શાખાઓ ઉઘાડવામાં જેઓ મધ્યસ્થ સંસ્થાની દેખરેખ નીચે કામ કરતી હતી. ૧૯૧૨ સુધી તેની ઘટના સામાન્ય બનાવવામાં આવી. પૈસા અને લાગણીના પ્રમાણમાં

બધે કામ ઓછું વતું થયું અને પાછળથીએ મદ્રાસની કેટલીક સંસ્થા:શાખાઓ તો સ્વતંત્ર પણ થઇ. હાલમાં આ ભારતીય મિશનની મધ્યવર્તી સમિતિના તાબામાં માત્ર પાંચ મુખ્ય શાખાઓ ચાલુ છે. તેમનો પ્રત્યક્ષ કારભાર સ્થાનિક કમિટીઓ ચલાવે છે. મુંબઇ, મહારાષ્ટ્ર (પુણા) કર્ણાટક (હુબલી) મધ્યપ્રાંત વરાડ (નાગપુર) તામિલ (બંગલોર) એમનાં કામ ને રિપોર્ટ પ્રગટ થયાં કરે છે આ મિશનના કામને હવે રાષ્ટ્રીય સ્વરૂપ મળેલું છે અને તેનું વ્યવસ્થિત કાર્ય આખા ભારતવર્ષમાં ચાલુ થયું છે. સેક્રેટરી મિ. શિંદેએ કલકતાની કૅાંગ્રેસમાં મિસીસ બેસન્ટે તાર કરી અસ્પૃશ્યોને લાગતો ઠરાવ પસાર કરાવ્યો ને તેની બીજી સાલમાં નાગપુરમાં પણ તેજ ઠરાવનો સમાવેશ અસહકારના ઠરાવમાં કરવામાં આવ્યો. ને તેનો ઉલ્લેખ મહાત્મા ગાંધીજીએ ખાસ કર્યો. પાછળથી ગોદરેજશેઠે દોઢલાખની સખાવત અસ્પૃશ્યતા નિવારણના કામ માટે કૅાંગ્રેસને આપી. તેની સહાયથી અસ્પૃશ્યોદ્ધારનું કામ ઠેકઠેકાણે ચાલી રહ્યું છે ખાસ કરીને રેંટિઆ ચલાવી અસ્પૃશ્યોને આ હિલચાલ તરફ ખેંચવાના પ્રયત્નો થાય છે. તે ઠેકઠેકાણે તેમને મતે આશ્રમો શાળાઓ હુન્નરકળા વિગેરે જાતજાતની સગવડ અંત્યજો માટે થઇ રહી છે. મહાત્મા ગાંધીજીની દેખરેખ નીચે આ કામ આખા ગુજરાતમાં જોસભર ચાલી રહ્યું છે ગાંધીજી એ જેટલી આ ચળવળને ધપાવી છે તેટલી પ્રગતિ કોઇ પણ કરી શક્યું ન હોત આખા દેશમાં આ પ્રવૃત્તિના બીજ ફેલાયાં છે ઠેકઠેકાણે અસ્પૃશ્યો પોતાનાં હકમાટે લડે છે મંદિર પ્રવેશ માટે સત્યાગ્રહ કરે છે. નવાં મંદિરો તેમનાં દર્શન માટે બાંધવામાંજે આવે છે ને સામાન્ય જનતાની સહાનુભુતિ પણ એ અંત્યજ લોકો તરફ થઇ છે. આ બધાનું માન મહાત્મા ગાંધીજી ને છે.

**કામની દિશા** :—અત્યાર લગી ડીપ્રેસ્ડ કલાસીસ મિશનની સ્થાપના પહેલાંની પ્રવૃત્તિ વિષે કહ્યું. પહેલાંના કામની મુખ્ય દિશા શિક્ષણનો પ્રચાર કરીને તે દ્વારા એ વર્ગના ઉન્નતિ કરવાનોજ હતો. પણ આ મિશનની દિશા અથવા ઉદ્દેશ મુખ્યત: અસ્પૃશ્યતા નિવારણ છે ને તે માટે આ વર્ગ માટે શિક્ષણનો પ્રસાર સ્વાભાવિક ને વૈયક્તિક સુધારો ને ઉદ્ધાર હિંદુધર્મનો પ્રચાર, ઔદ્યોગિક ઉન્નતિ રાજકીય હક્કનું યોગ્ય ભાન ઇત્યાદિ વખતો વખત સૂઝે તે બધા ઉપાય કરી જોવાનો છે. આ રીતે મિશનનો પાયો ઉંડો ગયો છે તેથી ને તેની પ્રવૃત્તિ વિશાળ હોવાથી લોકોએ ને સરકારે તેને ખૂબ ટેકો આપ્યો; એટલુંજ નહિ પણ જુના અને નવા વિચારના લોકોને અસ્પૃશ્યતા નિવારણએ રાષ્ટ્રીય કામ છે, એવી ખાતરી થઇ છે. આ સ્થુળ દૃષ્ટિથી મિશનની કાર્ય પદ્ધતિ યશસ્વી થઈ એમ કહેવું જોઇએ. છતાં બધી રીતે સફળતા મેળવવા ઘણું કામ કરવું પડશે. નિશાળમાં પાણીને કુવા મંદિરોમાં આ લોકોને રસ્તો મળે તે માટે કૅાંગ્રેસ કાઉન્સિલ. મ્યુનિસિપાલિટી; હિંદુસમાજ ધર્મ પરિષદો અને સંસ્થાનો એ સોંપે આજથી વધારે સારા પ્રયત્નો કરવાની જરૂર છે.

**મિશનનો વિકાસ** :—ઉપર્યુક્ત પ્રયત્નો થાય માટે મિશને પણ પોતાના કામનો પ્રચાર અને પદ્ધતિ વખત પ્રમાણે બદલી છે. ઈ. સ. ૧૯૧૨ માં પુણામાં સર ડૉ. ભાંડારકરના પ્રમુખપણા નીચે આ મિશને જે પહેલી મોટી અસ્પૃશ્યતા નિવારણ પરિષદ બોલાવી તેમાં આગેવાનો શ્રી શંકરાચાર્ય કુર્તકોટી સંસ્થાનિક (બ્રાહ્મણ) વગેરે જુના વિચારના લોકોએ પણ ભાગ લીધો. બધા લોકોએ ફંડમાં સહાયકરી. બધી જાતના લોકોએ બધા પ્રાંતોમાંથી આવીને આ પરિષદને સફળ બનાવી હતી. સહભોજન થયું તેમાં અસ્પૃશ્યો સાથે ઉચ્ચ કોમના લોકોએ પણ ભાગ લીધો. જનરલ સેક્રેટરીએ તે વખતે હિંદના ભાગોમાં કામ કરી રહેલી સંસ્થાની માહિતી આપી હતી. તે નીચે પ્રમાણે છે. ૨૩ શાળા; ૫૫ શિક્ષક; ૨૧૦૦ વિદ્યાર્થી, ૫ બોર્ડીંગો, બીજી બાર સંસ્થાઓ અને પાંચ આજન્મ સેવાભાવી પ્રચારકો સાથે આ સંસ્થા કામ કરતી હતી. વાર્ષીક ખરચ ૨૪૪૫ રૂ. જેટલો છે. આ સિવાય બંગાળમાંની સંસ્થા સાથેનો અપ્રત્યક્ષ સંબંધ પણ દર્શાવવામાં આવ્યો હતો.

આ પછી લગભગ છ વરસ પછી એટલે ૧૯૧૮-માં મુંબઇમાં શ્રી. સર સયાજીરાવ ગાયકવાડના પ્રમુખપદ નીચે મિશનની બીજી એટલે અખિલ ભારતીય અસ્પૃશ્યતા નિવારણ પરિષદ ભરાઈ. તે વખતે પરિષદમા લો. ટિળક મિસીસ બેસન્ટ, મહાત્મા ગાંધી વિગેરે આગેવાનોએ ભાગ લીધો હતો. તે વખતે ૩૮૦ ઉચ્ચ હિંદુઓએ પોતે વ્યક્તિશ: અસ્પૃશ્યોદ્ધાર માટે યત્ન કરશે, એવી પ્રતિજ્ઞાઓ કરી હતી. તે વખતે લોકમાન્યે જણાવેછે કે રાષ્ટ્રીય સભાએજ અંત્યજોનો પ્રશ્ન હાથમાં લેવો જોઇએ. ને બીજેજ વર્ષે કૅાંગ્રેસમાં તે ઠરાવ કલકતામાં પસાર થઈ શક્યો. ગાંધીજીએ તો એ પ્રશ્ન ઘેરે ઘેર પહોંચાડ્યો.

**અસ્પૃશ્યોને થએલું ભાન** :—પરિષદમાંના ઠરાવો જો અપૃશ્યોમાંજ સત્વનું ભાન ન જાગે, તો

સાવ નકામા હતા. ખુદ અસ્પૃશ્યોના અજ્ઞાનથી જનરલ સેક્રેટરી મિ. સિંધે ને અસ્પૃશ્યોનો વિરોધ સહેલો પડયો પણ તેથી અસ્પૃશ્ય આગેવાનોમાં જાગૃતિ આવી એ એક ફાયદોજ ગણાવો જોઇએ.

રાજકીય પ્રવૃત્તિ:—લખનૌની કૉંગ્રસમાં હિંદીરાજ સુધારાની ચળવળ પહેલાં હિંદી મુસ્લિમ સ્કીમ પાસ થઇને શરૂ થઈ. તેને હિંદમાંની બધી જાતોનો ટેકાની જરૂર હતી. આ યોજનાને બધા બ્રાહ્મણેતરો અને અસ્પૃશ્યોનો ટેકો મળે તે માટે મિ. સિંધે એ ખૂબ મહેનત કરી. ઈ. સ. ૧૯૧૭ ના નવેંબરમાં પુણામાં, એક મરાઠા રાષ્ટ્રીય સંઘ સ્થપાયો, તેમાં અસ્પૃશ્યોમાં પણ રાષ્ટ્રીય જાગૃતિ આણવાનો હેતુ હતો. તે પછી પુણામાં ભરાએલી મોટી સભામાં સૌ જાતના અસ્પૃશ્યોએ લખનૌની પેકટને ટેકો આપ્યો હતો. તેજ દિવસે મુંબઇમાં પણ એક સભા ભરવામાં આવી. ને સ્વરાજ્ય માટે ઠરાવો પસાર કરવામાં આવ્યા. પણ પાછળથી સરકારની કારવાઇથી અથવા બીજા કોઈ કારણથી અસ્પૃશ્યોજ મિ. શિંધેની વિરૂદ્ધ થયા બ્રાહ્મણેતરોનો રોષ વહોરી લીધો. છતાં તેમણે અંગીકૃત કામ છોડી દીધું નહિ.

મોંટેગ્યુ ચેમ્સફર્ડ સુધારા:—આ પછી હિન્દી રાજકીય સુધારાનો પહેલો હફ્તો કેવો ને કેટલો આપવો, એ ઠરાવવા માટે સાઉથબરો કમિટિ હિંદમાં આવી તેની આગળ મિ. સિંધે એ સાક્ષી આપી. ત્યાં તેમણે અસ્પૃશ્યો માટે ધારાસભામાં નવ જગ્યાઓ માગી તેમ છતાં એકજ મળી, તેથી તેમને નિરાશ થવું પડયું. બીજા કોમ માટે જાતવાર પ્રતિનિધિત્વ તે ન માનનારા છતાં તેમણે અપૃસ્શ્યો માટે તેનું પ્રતિનિધિત્વ માગ્યું. ને સરકારના ધોરણ વિરૂદ્ધ ટીકા કરી મધ્યપ્રાંતમાં બેજ જગ્યા અને મદ્રાસમાં પાંચ જગ્યાઓ ધારાસભામાં મળી એ અન્યાય વિરૂદ્ધ મિ. શિંદેએ પોકાર ચલાવ્યો.

મિશનમાં અસ્પૃશ્યોની ભરતી:—આ રીતે કૉંગ્રેસ તરફથી નાઉમેદીને સરકાર તરફથી નિરાશા મળવાથી પ્રત્યક્ષ મિશનમાં અસ્પૃશ્યો સારો ભાગ લે એવો પ્રયત્ન મિ. શિંધેએ ચલાવ્યો. અસ્પૃશ્યોનાં કામ પોતે કરી શકે, એટલા માટે ૧૯૨૦ ની સાલમાં પોતે ધારા સભામાં જવા તૈયાર થયા. પણ ધારાસભા બહિષ્કારની તેમને સફળતા મળી નહિ. મહાયુદ્ધથી મોંઘવારી, સારા માણસોનો અભાવ, નાણાંની અછત વગેરે કારણોથી તેમને ખૂબ હરકતો આવી. મિશનનાં કામમાં અસ્પૃશ્યો પ્રત્યક્ષ ભાગ લે, એવી માગણી મિ. શિંધે એ અનેક વાર કરી ને ધીમે ધીમે બધો વહીવટ અંત્યજોને સોંપી દીધો પોતે માત્ર સામાન્ય દેખરેખનું કામ કરવાનું સ્વીકારી તેજ કરે છે.

સંસ્થાનિકોની સહાનભૂતિ:—ડીપ્રેસ્ડ કલાસીસ મિશનની સ્થાપના પહેલાંજ વડોદરા મહારાજાને અસ્પૃશ્યતાનો પ્રશ્ન બાકી રહ્યો હતો. ને તેમણે તેના ઉપાયો લેવાની શરૂઆત ક્યારનીય કરી હતી. ઉપર એ વાત આવીજ ગઈ છે. ૧૯૧૨ ની લગભગ ઇંદુરના સર તુકોજીરાવ હોળકરે પણ પુણા-મિશનના મકાનને વીસ હજાર એવી ભારે રકમ આપી. પોતાના રાજ્યમાં પણ અસ્પૃશ્યોની કેળવણી ને ઘણું ઉત્તેજનમાં છે. તેમને ઈનામો, સ્કાલર્શીપો ને બીજી એવી આર્થિક મદદ આપવામાં આવે છે. મ્હૈસુરના વિદ્યાધિકારી મિ. રામલીંગના સમયમાં, તેઓ સમાજ સુધારક હોવાથી આ પ્રશ્ન ઘણો આગળ આવ્યો અસ્પૃશ્ય બાળકોને સ્પૃશ્ય બાળકોની સાથેજ ભણાવવા માટે હુકમો નીકળ્યા ને તેવી રીતે તે હુકમ અમલમાં પણ આવ્યા. શ્રી શંકરાચાર્યના વિરોધને પણ ન ગણતાં આ યોજના ચાલુ રહી હતી મ્હૈસુરમાં પચાસ અસ્પૃશ્ય વિદ્યાર્થીઓ માટે વિદ્યાર્થીગૃહ ચાલુ થઇ ગયું હતું. ત્યાં ઉચ્ચ પ્રકારનું ઔદ્યોગિક શિક્ષણ મફત અપાય છે. તેના અધ્યક્ષ મહારાજાના ભાઈ અને યુવરાજ સર કાંતિરાવ વાડીઆર પોતે છે, ઉપરાંત લોકોએ ડીપ્રેસ્ડ કલાસીઝ મિશન નામની સંસ્થા ચલાવી છે.

ત્રાવણકોરઃ—શિક્ષણ માટે આ રાજ્યની ઘણી ખ્યાતિ છે. પણ અસ્પૃશ્યોની સ્થિતિ ઘણી શોચનીય છે. સાર્વજનિક સ્થાનોમાં ફરવાની પણ અંત્યજોને મનાઈ છે. આવી મનાઈ પુલયા ચીરૂમા, પરૈય્યા, નાયાડી વિગેરે અસ્પૃશ્ય ભાઇઓ ઉપર હજી પણ ચાલુ છે મુખ્ય રસ્તા ઉપર ફરવાના ગુન્હાસર અસ્પૃશ્યોને ઉચ્ચ સ્પૃશ્યોએ અનેકવાર સખ્ત માર પણ મારેલો છે. નીચે લખેલા કોષ્ટકપરથી અસ્પૃશ્યોનું કેટલું શિક્ષણ વધ્યું છે તેનો ખ્યાલ આવશે મિ. શિંધેએ દરસાલ મેળવેલી માહિતી ઉપરથી એ આંકડા લેવામાં આવ્યા છે.

| અસ્પૃશ્ય નામ | ગામનું વિદ્યાર્થીઓની સંખ્યા | | | દરસાલ થએલો વધારો | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૯૧૪ | ૧૫ | ૧૬ | ૧૯૧૪ | ૧૫ | ૧૬ |
| પુળયા | ૨૦૧૭ | ૪૨૫૬ | ૮૪૯૪. | ૮૨૬ | ૨૨૩૯ | ૪૨૩૮ |
| પરૈયા | ૦ | ૧૮૧૬ | ૨૬૫૨ | ૦ | ૭૧૯ | ૮૩૬ |

રસ્તા ઉપર અસ્પૃશ્યોના ફરવાથી અનેકવાર રમખાણો થયા છે બ્રિટિશ રાજ્યમાં યુરોપીઅન

તેમજ અસ્પૃશ્યો માટે ખાસ જુદી સંસ્થાઓ ઉઘાડે તેમ અહીં મલબાર બ્રાહ્મણો માટે ખાસ સંસ્થા ચલાવ્યા વિષે રિપોર્ટમાં ઉલ્લેખ છે પણ આ શાળા બરાબર ન ચાલવાથી તેને બરાબર ચલાવવા માટે મલયાલી બ્રાહ્મણોની ખાસ પરિષદ્ રાજ્ય તરફથી બોલાવવામાં આવી.: ને તેમને શિક્ષણમાં ઉત્તેજન મળે, એટલા માટે તેમને કેટલીક સગવડો આપીને તેમને માટે એક અમલદાર નીમવામાં આવ્યો. એવો ઉલ્લેખ નવાઇ જેવો છે. કારણ અસ્પૃશ્યોની સંખ્યા વધતી બનાવવામાં આવી છે, જ્યારે બ્રાહ્મણોની સંખ્યા ઘટતી જણાય છે.

નિઝામ હૈદ્રાબાદઃ—આ સંસ્થાનના શિક્ષણ ખાતાના હેવાલમાં અસ્પૃશ્યોનો ઉલ્લેખજ નથી મળતો. મુસલમાની સંસ્થાન હોવાથી તેઓ આ ભેદ ન માનતા હોય એ શકય છે. છતાં ૧૯૧૧ ના રિપોર્ટમાં ચક્કલન, ચમાર, માદીગ, મહાર, ને માંગ એ જાતોનો ઉલ્લેખ મળી આવે છે ને તેમની સંખ્યા ૪૭૯૧૮૫ જેટલી દર્શાવી છે. જે અસ્પૃશ્ય પોતાની જાતની ગણના આર્ય અથવા હિંદુ તરીકે ગણાવે છે, તેમને લશ્કરી મુલકી ખાતામાં નોકરી મળી શકે છે. ૧૯૧૫ માં હૈદરાબાદમાં બ્રાહ્મણ સમાજની જાગૃતિ આવે એ હેતુથી અસ્પૃશ્યતા વિષે ખૂબ ચળવળ રા. શિંદેએ કરી હતી. તે વખતે તેમને અસ્પૃશ્યોનો સામાજીક દરજ્જો ને સાંપત્તિક સ્થિતિ ઘણી સારી જણાય આ લોકોમાંથી પોતાની જાતને ઘણા બ્રાહ્મણ કહેવડાવે છે. તેમની સંખ્યા (૧૯૧૧) રિપોર્ટમાં માત્ર ૩૬ ની જણાવી છે છતાં તેથી ઘણી વધારે સંખ્યા હોવાનું મિ. શિંદે માને છે.

કોલ્હાપુરઃ—આ સંસ્થાન બીજાં સંસ્થાનોના પ્રમાણમાં નાનું છે, તો પણ કૈ. શાહુ છત્રપતિ મહારાજા ઘણા આગળ વધેલા સુધારક હતા ને મરાઠાઓના નેતા હતા. તેમણે કરેલી સુધારાની મરાઠા સમાજમાં અને આખા મહારાષ્ટ્રમાં સારી અસર થઇ. જુવાનીમાં મહારાજા જુના વિચારના હતા. પણ મિ. સિંદેના સહવાસથી વિચારની સંકુચિતતા વધારે વાર ન ટકી ને તેઓના વિચાર બદલાઈ ગયા. ૧૯૦૭ માં ડી. સી. મિશનની એક શાખા કોલ્હાપુરમાં સ્થપાઈ. મહારાજાની સહાનુભૂતિ તેના પ્રત્યે હતી. ને દિનપ્રતિદિન વધવા લાગી. મહાયુદ્ધમાંથી પાછા આવ્યા પછી તો તેમણે આ વિષયપર અતિશય ધ્યાન આપવા માંડયું. નાગપૂરની અખિલ ભારતીય અસ્પૃશ્ય પરિષદના પ્રમુખ હતા. દિલ્લીની પરષદમાં પણ તેઓ હાજર હતા. તેમના રાજ્યમાંજ નહિ, પણ તેમના મહેલમાં પણ અસ્પૃશ્યો જઈ શકતા. તેમની સાથે તેઓ સહભોજન પણ કરતા. બધી સરકારી નોકરીમાં અસ્પૃશ્યોને દાખલ કરવાનો અને બધા સાર્વજનિક સ્થાનોમાં તેમને જવા દેવાનો હુકમ તેમણે બહાર પાડયો હતો. તેમની મ્યુનિસિપાલિટીમાં અધ્યક્ષ પણ અસ્પૃશ્ય થઇ શકતા, ને મ્યુનિસિપાલીટીમાં કેટલાક કારકૂન પણ અસ્પૃશ્યોજ હતા. કૉમ્યુનીલ રીપ્રેઝેન્ટેશન તેમણે પોતાના રાજ્યમાં દાખલ કર્યું હતું. આ સર્વ બાબતો મિ. શિંદે જોઈ આવ્યા હતા. પોતાના મહેલમાં પચાશ અસ્પૃશ્યોનું વસતિગૃહ ને ભોજન ગૃહ ચલાવ્યું હતું. વસતિગૃહમાં તે કેટલીકવાર બાળકોને પોતે પણ શિખવતા. સુશિક્ષિત અસ્પૃશ્ય જુવાનોને વકીલાતની સનદો મળી હતી. હાથીનો મુખ્ય માવત અસ્પૃશ્ય હતો. રાજ મહેલના કુવાનું પાણી ભરવાની છૂટ અસ્પૃશ્યોને આપવામાં આવી હતી. આ રીતે સામાજિક, શિક્ષણને લગતી ને રાજકીય એમ બધી છૂટો અસ્પૃશ્યોને આ રાજ્યમાં આપવામાં આવી હતી. તેથી તેમના સંસ્થાનમાં અસ્પૃશ્યતા બહુ ઓછી દેખાય છે.

ઉપસંહારઃ—આ રીતે છેલ્લાં ૭૦ વરસ દરમિયાન અસ્પૃશ્યોના ઉદ્ધાર માટે હિંદુઓએ કેવા પ્રયત્ન કર્યા તેનો સંક્ષિપ્ત વૃત્તાંત ઉપર આપવામાં આવ્યો છે આ ઉપરાંત પરધર્મી મંડળે અને બ્રિટીશ સરકારે જે પ્રયત્નો કર્યા, તેમનું વર્ણન અહીં કરવામાં આવ્યું નથી. પર ધર્મી મંડળોની ઇચ્છા આ વર્ણને પોતાના ધર્મમાં ખેંચવાની હોય એ સ્વભાવિક છે. જ્યાં જ્યાં આ વૃતિથી કામ થયું ત્યાં તેની પ્રતિક્રિયા પણ થએલીજ છે. બ્રિટિશ સરકાર તરફથી થએલા પ્રયત્નો માત્ર નિરપેક્ષ બુદ્ધિથી થયા હોય એમ જણાય છે. પણ તે તદ્દન અપૂરા અને ઓછા છે. કારણ આગળ ઘણા વધારે પ્રયત્નો થવાની જરૂર છે. સરકારે અસ્પૃશ્યોની અનેકવાર નિરાશા કરી છે. પોલીસ અને લશ્કરમાં પોતાને પ્રવેશ મળે, તેમ તેનો આ વર્ગનો પ્રયત્ન છેલ્લા વીસ વર્ષથી ચાલુ છે. આ વર્ગને સરકારી નોકરીની જગ્યાઓ તેઓ લાયક હોવા છતાં મળી શકતી નથી એવું મિ. શિંદે માને છે. કારણ તેમણે આવા દાખલા જોવા છે. જ્યારે ધારાસભાના પ્રશ્નો વખતે તેઓ લાયક નથી અને અરજીઓ મોકલતા નથી એવ જવાબ આપવામાં આવે છે. તેમને પ્રજા તરફથી પણ પૂરતું ઉત્તેજન નમળતું હોવાથી તેમની સ્પૃશ્યો માટેની પૂજ્યબુદ્ધિ ઓછી થતી જાય છે. જોકે હિંદુધર્મ પ્રત્યે તેઓ વફાદાર છે, છતાં હિન્દી તરીકે રાષ્ટ્રીય દૃષ્ટિથી

તેઓ અવાર નવાઉચ્ચ હિંદુઓનો વિરોધ કરે છે ને કરશે. એ વાત મહાત્મા ગાંધીજીના ધ્યાનમાં આવી છતાં સામાન્ય પ્રજા એ વાત સમજતી નથી. એ ખેદની વાત છે. આમાં આખા રાષ્ટ્રને મોટું નુકસાન છે.

મોટાં શહેરોમાંથી તો અસ્પૃશ્યતા ગઈજ છે. નાનાં ગામડાંમાં ખાસ કરીને જ્યાં રેલ્વે નથી થઈ ત્યાં તેની વસ્તી મોટા પ્રમાણમાં જોવામાં આવે છે. દક્ષિણ દેશમાં નૈઋત્ય કિનારાપર અને આખા મલબાર-માં અસ્પૃશ્યતા અતિશય પળાય છે. સ્વતંત્ર જમીન રાખવી અથવા મોટા રસ્તા પર છૂટથી ફરવું એમાં પણ અસ્પૃશ્યો પર જુલમ થયા કરે છે અસ્પૃશ્યોને ગુલામની જેમ રાખવાની પ્રથા પણ હજી કયાંક કયાંક જોવામાં આવે છે.

અંત્યત અથવા પંચમ વર્ગની લોક સંખ્યા આખા દેશમાં નીચે પ્રમાણે છે.

| જાત | વસતિસ્થાન | સંખ્યા |
|---|---|---|
| ચમાર | હિંદમાં બધે | ૧,૧૧,૩૭૩૬૨ |
| મોચી | ,, | ૧૦૦,૭૮૧,૨ |
| ડોંબ | બંગાલ, આસામ પંજાબ | ૯,૭૭,૦૨૬ |
| ભંગી | મુંબઇ, સં. પ્રાં. રજપુતાના | ૬,૫૬,૫૮૬ |
| ડાણુક | પંજાબ, બંગાલ, વડોદરા રાજ્ય | ૮,૭૦,૫૫૭ |
| બતોડી | બંગાલ આસામ | ૧૦,૪૨,૫૫૦ |
| વળઈ | માળવા મ. પ્રાં. | ૫,૮૪,૩૩૪ |
| ભૂરા | ઉત્તર હિંદ | ૧૩,૨૯,૪૧૮ |
| નામશૂદ્ર ચંડાલ | ઉત્તર હિંદ. બંગાલ | ૨૦,૩૧,૭૨૫ |
| રાજવંશી | ,, ,, | ૨૪,૮૦૮૬૫૪ |
| મહાર | મુંબઈ, બિહાર, મ. પ્રાં. | ૨૯,૨૮,૬૬૬ |
| માંગ | મુંબઇ. બીહાર મ. પ્રાં. | ૫,૭૯,૩૦૬ |
| વલીયા (મહાર) | કર્નાટક, મદ્રાસ | ૭,૭૦,૮૯૯ |
| માદીગ માંગ | ,, ,, | ૧૨,૮૧,૨૫૨ |
| પારીયા | મદ્રાસ, બ્રહ્મદેશ | ૨૨,૫૮,૬૧૧ |
| ચીકલીયા | ,, ,, | ૪,૭૮,૪૯૮ |
| માલ | મદ્રાસ, બંગાલ | ૧૮,૬૩,૯૦૮ |
| બાકીના | બધા ભાગમાં | ૨,૦૯,૯૯,૪૭૧ |
| બધા મળી | ,, | ૫,૩૨,૦૬,૬૩૨ |

બધી લોક સંખ્યા સાથે અસ્પૃશ્યોનું પ્રમાણ સરખાવવામાં નીચેનું કોષ્ટક કામમાં આવશે.

| | |
|---|---|
| એકંદર લોકસંખ્યા | ૨૯,૪૩,૬૧,૦૫૬ |
| હિંદુ એકંદર સંખ્યા | ૨૦,૭૧,૪૭,૦૨૬ |
| અંત્યજોની ,, ,, | ૫,૩૨,૦૬,૬૩૨ |
| મુસલમાન ,, ,, | ૬,૨૪,૫૮,૦૭૭ |
| નીચ મુસલમાન ,, | ૮૬,૨૮,૫૬૬ |

આ આંકડા ૧૯૦૧ ના ઇંપીરીયલ સેન્સસમાંથી લીધા છે. આ પછીની બે વસ્તી ગણત્રીમાં પ્રાંતવાર અસ્પૃશ્યોની સંખ્યા દર્શાવવાની રીત બદલવામાં આવી, તેથી તુલના કરવાનું મુશ્કેલ થઈ પડયું છે, ઉપર આપેલા નામ મુખ્ય અસ્પૃશ્ય વર્ગોનાં છે. એ ઉપરાંત વધારે નામ પણ કેટલીક પ્રાંતોમાં સંભળાય છે. ૧૯ પલ્બ, ૨૪ હારી, ૨૫ કોરી, ૨૬ રાહાર, ૨૭ સરેરા, ૨૮ મેઘવાળ ૩૯ મેઘ ૩૦ ધેડ ૩૧ ગંડ ઇત્યાદિ.

ગુન્હેગાર જાતિઓઃ—માંગ રામોશી માંગ, ગારોડી, બેરડ વિગેરે અસ્પૃશ્ય મનાતી કોમો સરકાર-નાં દફતરમાં ગુન્હેગાર જાતિઓ ગણાય છે. આ ગુન્હેગાર જાતો માટે વસાહતો કરી તેમને સુધારવા-પ્રયત્નો ડીપ્રેસ્ડ કલાસીઝ મિશન તરફથી મિ. શીંદે અને ડૉ. મૅને ઘણા કર્યા. સરકારે પણ ૧૦૦૦ એકર જમીન આ કામમાં આપવાનો વિચાર દર્શાવ્યો હતો. પણ મહાયુદ્ધ શરૂ થવાથી પૂરતી રકમ (૨૦,૦૦૦રૂ.) ન મળી શકવાથી એ યોજના પડતી મૂકવી પડી હતી. પાછળથી એ જમીન પણ લશ્કરના માણસોને ઈનામમાં આપી દેવામાં આવી હતી. પણ સરકાર-તરફથી હુબળી વિજાપુરના ભાગોમાં ગુન્હેગાર જાતો માટે વસાહતો સ્થાપવામાં આવે છે. તેથી આ જાતના ગુન્હા ઓછા થવા માંડયા છે. તે છતાં ગુન્હેગાર ગણાતી આ કોમ ઉપર પોલીસનો જાપ્તો ને હાજરી પૂરાવવાનો રીવાજ છે તેવોજ છે. તેથી મિશન તરફ તેની વિરૂદ્ધ ઘણી ફરીઆદો આવે છે તેનો વિચાર સરકારે જલદી કરવો જોઈએ.

ઉપર કહેલી રા. શિંદે ની ચળવળ સિવાય મહારાષ્ટ્રમાં રા. માટે એમને પણ ખૂબ ચળવળ કરી હતી. એમનો પ્રયત્ન પણ રા. શિંદેની જેમ શિક્ષ-ણને લગતો છે. એમનો પ્રયત્ન અસ્પૃશ્યોમાં છે ને ઉચ્ચ ગણાતી કોમોમાં અસ્પૃશ્યો માટે યોગ્ય સહાનુ-ભૂતિ જાગૃત કરવામાં પણ સમાય છે. તેમના લેખો, ભાષણો આ દિશામાં ખૂબ જાગૃતિ કરી રહ્યાં છે.

અસ્પૃશ્યોનો પ્રશ્ન પાર ઉતરાવા માટે જે ઉપાય લેવા જોઇએ, તે અનેક પ્રકારના છે. અસ્પૃશ્યોને રાજકીય અડચણ જરા પણ નથી. કાયદાથી તેમની સ્થિતિ બીજા કરતાં કોઈપણ રીતે નીચી કે ખરાબ નથી. તેમની બધી હરકતો સામાજિક છે. આજ તેમને મળેલા મતોને કારણે બીજી અનેક કોમોને તેમની સાથે આપલે કરીને છૂટ છાટ મૂકવી પડશે. અસ્પૃશ્યના એટલે બ્રાહ્મણોથી અતિશય દૂર રહેવું તે બ્રાહ્મણથી મરાઠાઓને પણ દૂર રહેવું પડે છે.

અને અસ્પૃશ્યતા દૂર થતાં મરાઠા અને મહાર-અંત્યજ ની સ્થિતિ લગભગ સરખી થશે અને તેથી વ્યવહારમાં એ અંત્યજોને વિરોધ કરનારી કોઈ કોમ નીકળે, તો તે બ્રાહ્મણો નહિ, પણ બ્રાહ્મણેતરો એટલે મરાઠાઓજ નીકળશે, એ વાત નિશ્ચિત છે. અને એનો અનુભવ આપણને ઘણી વાર આવે છે. મહાર અંત્યજોનાં સરઘસ બ્રાહ્મણો પોતાના મહોલ્લામાંથી જવા દે છે, પણ મરાઠાઓ જવા દેતા નથી. ઘણે ઠેકાણે અસ્પૃશ્યતા નિવારણની ચળવળ કરનારા બ્રાહ્મણો હોવાથી આ ચળવળ મરાઠાઓને નીચા પાડવા માટે બ્રાહ્મણોએ ઉપાડી છે, એવા આક્ષેપ તેની સામે ઉપાડવામાં આવે છે.

મહારોમાં ઘણી જાગૃતિ થઈ હોય, એવું આપણને કયાંક કયાંક દેખાય છે. ને તેથી તેઓને ડીપ્રેસ્ડ કલાસ મિશન એ શબ્દજ નથી ગમતો. તેઓ માને છે કે એમને ડીપ્રેસ્ડ કલાસીસ કહીને અમારો નીચ લોકોનો ઉદ્ધાર કરવા તમે ઉચ્ચ લોકો આવો છો. એમ કહીને અમારૂં અપમાન કરો છો. જ્યાં અસ્પૃશ્યોએ પોતેજ ચળવળ ઉપાડી, તે ગામ નાગપૂર પાસેનું મોહલે એ ગામ છે. ત્યાં કામ કરનારા લોકોએ પોતાને માટે મહાર સુધારક મંડળ એવું નામ ધારણ કર્યું છે. મધ્યપ્રાંતના આગેવાનો ગવઇ, ભટકર, વનસોડે વગેરે છે. મિ. ગવઇએ બહિષ્કૃત ભારત નામનું છાપું ચલાવ્યું છે. મુંબઇ ઇલાકામાં મૂક નાયક નામનું છાપું ચાલતું. પૂનામાં રા. રાજભોજ અને ઇલાકામાં ડા. આંબેડકર પણ ઠીક પ્રવૃત્તિ આદરી રહ્યા છે.

અસ્પૃશ્યો અને રાજકારણ:—આ લોકોની રાજકારણની પ્રવૃત્તિ વિવિધ છે. તેમાંના કેટલાક આગેવાનો એ સરકારને જણાવ્યું છે, કે જો દેશી લોકોને મોટી જીગાઓ મળશે. તો તેઓ અસ્પૃશ્યોના લાભની વિરુદ્ધ જશે ને તેથી હિંદના પૂર્ણ સ્વાતંત્રની લડતમાં વિરોધ પણ દર્શાવ્યો છે. પણ આ લોકો એ વિચાર બધાજ અસ્પૃશ્યોમાં છે કે કેમ તે કહી શકાય નહિં બધા પક્ષો અસ્પૃશ્યોને પોતાના તરફ વાળી લેવાને કરી રહ્યા છે નાગપુરમાં રાષ્ટ્રીય નેતાઓ અને અસ્પૃશ્ય આગેવાનો ખૂબ સારો સંબંધ છે અસ્પૃશ્યોને પોતાના પક્ષમાં લેવાને પુણાનો પ્રાગતિક પક્ષ અને બ્રાહ્મણોના પક્ષ ખૂબ પ્રયત્નો કરી રહ્યા છે. ને પુણાના અસ્પૃશ્ય પરિષદમાં (૧૯૨૩) પ્રાગતિકો એ પૂરતી સહાનુભૂતિ ન દર્શાવવાથી તે પક્ષ બ્રાહ્મણેતરોને મળી ગયો.

સાતારા જીલ્લામાં બ્રાહ્મણ બ્રાહ્મણેતરોના ઝગડામાં બ્રાહ્મણોએ અસ્પૃશ્યોને પોતાના પક્ષમાં લીધા એમ દેખાય છે અપૃશ્યોમાં ઘણી જાતો હોવાથી તેમાં આગેવાન કોણ થાય, એ વિષે હરીફાઈ ઘણી છે. ને સરકાર અપૃશ્યો લોકો તરફથી કોને ચુંટણીમાં સ્વીકારે, એ વિષે ખૂબ ચળવળ થઇ. તે વખતે અપૃશ્યોના આગેવાન મહારજ કેમ થાય એવો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો.

અસ્પૃશ્યોની ઉન્નતિ માટે ઇતર પ્રયત્ન આમાં ખાસ પ્રયત્ન નોંધવા જેવો એક છે તે એ કે અસ્પૃશ્ય એ નામજ પ્રચારમાંથી જવું જોઇએ મદ્રાસના અંત્યજોએ પોતાને માટે પંચળ એનામ નલગાડવું પણ આદિ દ્રવિડ એનામ લગાડવું, એવી ચળવળ કરી એ નામ સરકારી દફતરોમાં દાખલ કરાવ્યું તેવોજ પ્રયત્ન મહારાષ્ટ્રમાં થાય છે ને તે લોકો પોતાને માટે આદિ હિંદુ એ નામ પસંદ કરે છે. કેટલાક છાપાંઓએ તો એનામ વાપરવાની શરૂઆત પણ કરી છે.

અસ્પૃશ્યતા ને સાંસ્કારીક ચળવળ:—ધર્મશાસ્ત્ર પ્રમાણે ચારથી વધારે વર્ણ ન હોવાથી શૂદ્ર અને અંત્યજોમાં ફેર કરી શકાતો નથી. તેમ છતાં કણબી ને મરાઠાઓને શૂદ્ર સંસ્કારોથી ક્રિયાઓ કરાવાતી હોવાથી અસ્પૃશ્યોને માટે તેથી હલકા પ્રકારના સંસ્કારો હોવા જોઇએ એવી પ્રવૃતિ શરૂ થઈ છે. કેટલેક ઠેકાણે મહારોના પુરોહિત બ્રાહ્મણો હોય છે. તો કયાંક તેઓ નથી હોતા. અને એનું પરિણામ એ થાય છે. કયાંક કયાંક લિંગાયત અથવા વીર શૈવ લોકોએ પોતાના પ્રચારને માટે આ સ્થાન યોગ્ય માની અસ્પૃશ્યોનું પૌરોહિત્ય સ્વીકારી લીધું ને તેઓ અસ્પૃશ્યોના વિધિઓ કરાવવા લાગ્યા. હિંદુઓના સંસ્કાર ધર્મમાં અંત્યજોને પણ સ્થાન હોવું જોઈએ, એમ ઉચ્ચ હિંદુઓ માનવા લાગ્યા, અને તેમને પુરાણોક્ત વિધિ તો આપવાજ જોઇએ, એવી પ્રવૃતિ કેટલેક સ્થળે શરૂ થઈ ગઈ છે.

૧૯૨૩ થી ૧૯૩૦ ના વચગાળામાં અસ્પૃશ્ય વર્ગે ઘણીજ ઉત્તમ રીતે સંઘીભૂત થઇને, પોતાના રાજકીય અને સામાજીક હકોને પ્રસ્થાપન કરવાનો ભારે પ્રયત્ન કર્યો. ડૉ. આંબેડકર જેવો સુંદર આગેવાન તેમને મળવાથી, અને બીજા અસ્પૃશ્ય આગેવાનો કરતાં તેમનો દરજ્જો ઘણોજ ઉંચો હોવાથી, તેમની આગેવાની નીચે મહાર નામની અસ્પૃશ્ય જાતિનું એકીકરણ ઘણી સારી રીતે થવા પામ્યું. અને તેમણે મહાડ, નાશિક વગેરે ઠેકાણે, જે જલા-

શાળાનો અને દેવાલયોનો ઉપયોગ કરવાની તેમને બંદી હતી, તે બંદી દૂર કરવા માટે, મોટો સત્યાગ્રહ કરવા માટે ઉત્તેજન આપ્યું. બીજાઓની માફક અમને પણ જો હિંદુત્વના હક નહિ આપવામાં આવે તો અમે હિંદુધર્મનો ત્યાગ કરી મુસલમાન થઈ શું એવો ધાક પણ તેમણે દેખાડયો. પણ તે હિંદુ મહાસભાના આગેવાન ડૉ. મુંજેના આશ્વાસનથી તહકૂબ રહયો. અસ્પૃશ્યતા નિવારણ વાદી લોકોએ પોતામાંના સ્પૃશ્ય હિંદુ આગેવાનોને બાતલ કરવાનો પણ પ્રયત્ન આદર્યો છે: સ્પૃશ્ય લોકોમાંના આગેવાન પૂર્ણ સમતાવાદી હોઈ શકેજ નહિ, અને તે કેવળ વિશિષ્ટ મર્યાદા સુધીજ પોતાની સાથે આવશે, એવું જણાવીને ડૉ. આંબેડકરે રા. માટે એમને પોતાના સમુદાયમાંથી બાતલ કર્યા. માટે મુખ્યત્વે ચમાર નામની અસ્પૃશ્ય જાતિ માટે પ્રયત્નો કરતા હતા. માટેનું બહિષ્કરણ મહાર અને ચમાર જાતમાં રહેતી જૂદાઇ વધારવા માટે અને અસ્પૃશ્ય વર્ગમાં, મહાર બીજાઓપર પોતાની સત્તા બેસાડવા ઇચ્છે છે એવી સમજ ફેલાવવા માટે કારણ થઈ.

ડૉ. આંબેડકરે રા. માટે એમને અસ્પૃશ્યો માટે પ્રયત્ન કરવાના કામમાંથી કોરાણે કર્યા, છતાં ડૉ. આંબેડકરને બીજી જાતોમાંથી સહાયક નહતા જોઇતા એમ તો હતુંજ નહિ. પોતાના વિચારો સાથે સંમત અને પોતાની આગેવાની માન્ય રાખનાર, તેની નીચે કામ કરવા તૈયાર હોય;એવા બ્રામ્હણ અને સ્પૃશ્ય હિંદુ તેમને જોઇતાજ હતા. આવા માણસો પોતાને મળે તેટલા માટે સમતાસંઘની શરૂઆતમાં તેઓ તેમાં જોડાયા, અને તે સંઘના અધ્યક્ષ પણ બન્યા.

ડૉ. આંબેડકર મહારોના મોટામાં મોટા આગેવાન છે એ વાત જો કે ખરી છે. છતાં પણ બધાજ મહારોને તેમનું નેતૃત્વ માન્ય નથી. આ વાત જ્યારે ડૉ. આંબેડકરે રાઉંડ ટેબલ કૉન્ફરસનું આમંત્રણ સ્વીકાર્યું ત્યારે સ્પષ્ટ થઈ. તે ઉપરથી મહારોમાંની રાજકીયવૃત્તિ બહાર આવી. તે આ રીતે, અમારે સંપૂર્ણ સ્વરાજ્ય જોઇએ છે અને અમારી ભાવતવ્યતા અંગ્રેજ લોકોપર વિશ્વાસવાને તૈયાર નથી ત્યારે અમારાજ પ્રયત્નોપર વિશ્વાસવાને તૈયાર છીએ એવું કહેનાર વર્ગ મહારોમાં પણ ઘણો મોટો છે. એવું તે વખતે દેખાઇ આવ્યું. આનું ડૉ. અંબેડકર પર પણ થયેલું જણાયું, નાગપૂરમાં આખલ અસ્પૃશ્ય ભારતીય પરિષદ વખતે અધ્યક્ષ સ્થાનેથી ડૉ. અંબેડકરે કરેલું ભાષણ અસ્પૃશ્યતાવાદી પોતાની ઉન્નતિ માટે અંગ્રેજ સરકારપર આધાર રાખે છે. એવું બતાવનારૂં હતું. અને મહારોને જો વિશેષ હક આપવામાં નહિ આવે તો સંપૂર્ણ સ્વરાજ્યને હું વિરોધ કરીશ, એમ કહેનારૂં હતું. આંબેડકરની આ વૃત્તિ સ્પષ્ટ થયા પછી ગોલમેજીમાં જવા માટે તેમને મહારો તરફથી જે વિરોધ કરવામાં આવ્યો, તે ઉપરથી અંગ્રેજો તરફ અવિશ્વાસની નજરે જોનારો પોતાની જાતિમાંજ કેટલો વર્ગ છે તેનું ભાન થયું અને ડૉ. અંબેડકરને ગોલમેજીમાં સ્વરાજ્ય વિરોધક ભાષણ કરવાનું ધૈર્યજ થયું નહિ. દિવસે દિવસે અસ્પૃશ્ય લોકોની વૃત્તિ, પારકાના ઔદાર્ય ઉપર કે હિંદુસ્થાનના શત્રુઓની ભેદનીતિપર, પોતાના ઉન્નતિની આશા ન રાખતાં પોતાનાજ પરિશ્રમપર અને રાજનીતિ કુશળતાપર વિશ્વાસ રાખનારી બને છે, એવો અંદાજ કાઢી શકાય છે.

**અસ્રા**:—નાંદગામ સંસ્થાનમાં એક મોટું ગામ ગુરા નદીને કાંઠે છે, તેનું ક્ષેત્રફળ ૩૦૦ એકર છે. અહિં એક પ્રાથમિક શાળા ને વિશાળ આમ્રવન છે.

**અહમદ**:—આ નામના ત્રણ તુર્કી સુલતાન હતા તેમની હકીકત નીચે પ્રમાણેઃ—

પહેલોઃ—(૧૫૮૯–૧૬૧૭) આ ત્રીજો મહમદનો પુત્ર હતો. અને ૧૬૦૩ માં તે સુલતાન થયો. તે પછી તરતજ હંગરી અને ઈરાન દેશોમાં યુદ્ધો શરૂ થયા. અને તેનો અંત તુર્કસ્તાનની વિરૂદ્ધમાં ચયો. અને તુર્કસ્તનના ઉંચા દરજ્જાને પહેલીજવાર મોટો ફટકો લાગ્યો. ગાદીએ બેસતી વખતે આ સુલતાનના કાર્ય માટે પ્રજાને જે આશા હતી તે નિષ્ફળ નીવડી. તેવાજ વખતમાં તમાકુનું વ્યસન તુર્કસ્તાનમાં પેઠું એમ કહેવાય છે.

બીજોઃ—(૧૬૪૩–૧૬૯૫) આ સુલતાન ઇબ્રાહિમનો પુત્ર હતો. તેનો ભાઈ જે બીજો સુલેમાન હતો તેના પછી તે ગાદીએ આવ્યો. (૧૬૯૧) તેનો ચાર વર્ષનો અમલ ઘણો નામોશીભરેલો કરી શકાય. કારણ કે આસ્ટ્રિયન લોકોએ તુર્કી લોકોને હરાવીને તેમને હંગરીમાંથી તદન કાઢી મુકયા. તે દુઃખથી તેમજ શારીરિક વ્યાધિથી અહમદ મરણ પામ્યો.

ત્રીજોઃ—(૧૬૭૭–૧૭૩૬) તે ચોથા મહમદનો પુત્ર હતો. ભાઈના પદભ્રષ્ટ થયા પછી ૧૭૦૩ માં તે સુલતાન થયો. રૂશિયાના ભયથી તેણે ઈંગ્લંડ સાથે ભાઈબંદી કરી અને ઘણીજ અનિચ્છાએ તેને રૂશિયા સાથે યુદ્ધ કરવું પડ્યું. પરંતુ પહેલાંના અથવા પછીના તુર્કી સુલતાનો કરતાં તેણે રૂશિયાને ઘણુંજ

હેરાન કર્યું. રૂશિયાને જ્યારે સુલેહ કરવાની ફરજ પડી ત્યારે સુલતાને ઘણી કઠણુ શરતો મૂકી નહિં. આ વાત તેની પ્રજાને ગમી નહિં. આસ્ટ્રિયાનીસાથે થએલા યુદ્ધમાં ફક્ત તુર્કસ્તાનને હારવું પડયું. તેમજ ઈરાની યુદ્ધનો અંત સારો થયો નહિં. તેથી જૅનિસેરી નામના લશ્કરી વર્ગે અહમદને ૧૭૩૦ માં પદભ્રષ્ટ કર્યો. કેટલાક વર્ષો પછી કેદમાંજ તે મૃત્યુ પામ્યો.

**અહમદ ખટ્ટૂ**:—(શેખ) તેનું ખરૂં નામ વજીરૂદ્દીન મહમદ હતું. નાગોરમાના ખટ્ટૂ ગામે તેનો જન્મ થયો હતો. તેનો બાપ મલિક ઈખ્તિયાર-ઉદ્દીન દીલ્હીના બાદશાહ મહમદે તઘલખનો એક દરબારી હતો. બાપના મરણુ પછી બધો પૈસો મહમદ એશઆરામમાં ઉડાવી નાંખ્યો અને પછી શેખ બાબા ઈરૂ-હક્ક મધ્રિબીનો શિષ્ય થઈને મોટો ધર્માચાર્ય બન્યો. તે ગુજરાતમાં જઈને રહયો ત્યારથી તેની પ્રસિદ્ધિ ઘણી થઈ. સુલતાન મુઝાફર એ તેમના શિષ્યમંડળમાંનો એક હતો. શેખ મહમદ ઈ. સ. ૧૪૪૬ માં મરણુ પામ્યો. તેનું ચરિત્ર મહમદ અન્સારીએ લખ્યું છે.

**અહમદખાન બંગષ**:—અહમદખાનનો ભાઈ કાઇમજંગના મરણુ પછી ત્યાંના પ્રધાન સફદરજંગે ઇ. સ. ૧૭૪૯ માં ત્યાનું બધું ધન પોતે લઈ લીધું, ત્યારે અહમદખાને અફગાનોનું લશ્કર ભેગું કરીને વજીરના પ્રતિનિધિ રાજા નવલરાયને લઢાઈમાં હરાવ્યો. અને પોતાનો મુલક પાછો મેળવ્યો. (૧૭૫૦) તે પછી ૧૭૫૧ માં અહમદખાન મરણુ પામ્યો. તેના પછી તેનો પુત્ર ગાદીએ આવ્યો. શાહ આલમ બાદશાહે તેને મુઝાફરજંગ પદવી આપી. (બીલ).

**અહમદ નગર**:—(જીલ્લો-મુંબઈ ઇલાકો) મધ્ય વિભાગમાંનો એક જીલ્હો. ઉત્તર અક્ષાંશ ૧૮°૨૦' થી ૧૯°૫૯; પૂર્વ રેખાંશ ૭૩° ૩૭' થી ૭૫°૪૧' ને ક્ષેત્રફળ ૬૫૮૬ ચો. મા. છે.

સીમા:—ઉત્તર અને વાયવ્ય દીશાએ નાશિક જીલ્લો. ઇશાને ગોદાવરી નદી, પૂર્વ દીશાએ નિઝામનું રાજ્ય, અગ્નિ ખૂણામાં તેમજ નૈરૂત્ય ખૂણામાં સોલાપુર અને પુના જીલ્લો, પશ્ચિમ દીશાએ સંહ્યાદ્રી પર્વતનો વિભાગ આ પર્વતના ત્રણુ ફાંટાઓ પૂર્વ દીશાએ ગએલા છે. તે કારણુથી પ્રવરા અને મૂળા નદીની ખીણો બની છે. વાયવ્ય વિભાગમાં પર્વતોના શિખરો ઘણાજ છે. તેમાંનો એક ડુંગર સમુદ્ર સપાટીથી ૫૪૦૦ ફુટ ઉંચો છે. બીજા ઉંચા સ્થળો, પટ્ટા અને હરિશ્ચંદ્ર ગઢ એ બે ડુંગરી કિલ્લાઓ છે. પારનેરના ડુંગર પરનું મેદાન સપાટીથી ૫૦૦ ફુટ ઉંચું છે. અને સમુદ્ર સપાટીથી તેની ઉંચાઈ ૩૨૪૦ ફુટ છે. પ્રવરા અને મૂળા એ બે નદીઓનો સંગમ થઈને ગોદાવરીને મળે છે. દક્ષિણુ ભાગમાં સીના અને ઘોડ નદીઓ વહે છે. બીજી પણુ નાની નદીઓ છે.

ભૂવર્ણન:—અહમદ નગર જીલ્લાની જમીન બરાબર તપાસાઈ નથી. પરંતુ ઘણું કરીને બૅસૉલ્ટના પત્થરોના થર જણાઈ આવે છે, એમ બ્લેમફર્ડ માને છે. (રેકાડર્સ ઑફ જિઓ લૉજિકલ સર્વે ઑફ ઇંડિયા ૧૮૯૮.)

વનસ્પતિ:—આ જીલ્લાના અકોલા તાલુકામાં ઘણી જાતનાં ઝાડો જોવામાં આવે છે. કોંકણમાં ઉગતાં ઝાડ ઘાટમાં થાય છે. અને દક્ષિણમાં ઉગનારાં ઝાડો પૂર્વ તરફની ટેકરીઓમાં થાય છે. બાવળ, વડ, લીમડો અને આંબાના ઝાડ ઘણા જોવામાં આવે છે. ઘણી જાતના જંગલી ફુલઝાડ અહિં જોવામાં આવે છે. આ પ્રદેશમાં દાડમ અને ટેટી સારી થાય છે.

પ્રાણી:—આ વિભાગમાં વાઘ નથી. ચીત્તાઓ ઘણીવાર જોવામાં આવે છે. વરુ પણ જોવામાં આવે છે. મેદાનોમાં સાંબરો પણુઘણાં છે. તિતર પક્ષી ઘણાં જોવામાં આવે છે. સસલાં પણુ ઘણાં છે.

આબોહવા:—હવા નીરોગી છે. નવેમ્બરથી ફેબ્રુઆરીના દીવસો કોરા અને ઉત્સાહદાયક હોય છે. અને ગરમ પવન શરૂ થવા માંડે છે. મે, જુન માસમાં તાપ સખત હોય છે. અકટોબરના છેવટના દીવસોમાં હવા સૌમ્ય અને શાંત થાય છે. જાન્યુઆરીમાં ગરમી ૪૫ થી ચઢી મે માસમાં ૧૦૬ સુધી જાય છે. વરસાદમાં ઘણીવાર કરા પડે છે.

ઈતિહાસ:—ઈ. સ. ૫૫૦ તે ૭૫૭ સુધી આ મુલખ બદામીના ચાલુકય રાજાપાસે હતો. પછી તે રાષ્ટ્ર કૂટ રાજાના તાબામાં આવ્યા. અને ઈ૯૭૩ સુધી તેના તાબામાં રહયો તેના પછી ઇ. સ. ૧૧૫૬ સુધી કલ્યાણીના ચાલુકય રાજા ત્યાં હતા. ઇ. સ. ૧૧૮૭ સુધી કળચૂરી અને દેવગિરિના યાદવોની સત્તા હતી. ઈ. સ. ૧૨૯૪ માં મુસલમાનો એ તે જીત્યું ઇ. સ. ૧૩૧૮ સુધી તેમની સત્તા નાબુદ થઇ ન હતી.

૧૩૪૬ ની સાલ અવ્યવસ્થાની હતી. દિલ્હીના સુબેદારના હાથથી બધી સત્તા બહામની સુલતાનનો હાથમાં ગઇ. અને તેમણે દોલતાબાદ, ગુલબર્ગ અને બેદરમાં રાજધાની સ્થાપી. ઈ. સ. ૧૪૯૦ મ

સુબેદારે બંડ કર્યું અને પોતે સ્વતંત્ર થયો. નિઝામશાહીનો પાયો નાખ્યો. અને અહમદનગર શહેર અને કિલ્લો બાંધ્યો. ૧૬ માં સૈકામાં કોંકણમાં કલ્યાણ સુધી આ રાજ્યનો વિસ્તાર થયો હતો. પરંતુ વિજાપુરના બાદશાહ અને બીજી બાજુ ખાનદેશના ફરૂકી કુળના માણસોએ તેમની ચઢતી અટકાવી. ઇ.સ.૧૬૦૦ સુધીનો આ રાજ્યનો ઇતિહાસ એટલે આત્મસંરક્ષણ અને રાજ્યના વિસ્તાર માટે કરેલી લઢાઇઓની હકીકતો છે. તે પછી મોગલોએ તે જીત્યું. મલિકઅંબર પાછો સ્વતંત્ર થયો પણ ૧૬૩૫ માં શાહજહાંને તે ફરીથી જીત્યું. ઔરંગઝેબના અમલમાં મરાઠાઓએ હુમલા કરીને તે કિલ્લો કબજે કર્યો. અને ૧૫ વર્ષ પછી એટલે ૧૭૯૩ માં પેશ્વાએ તે કિલ્લો સિંધીયાને આપ્યો. પેશ્વાઇનો નાશ થયા પછી તે અંગ્રેજોના કબજામાં આવ્યો. ગયા બોઅર યુદ્ધમાં ત્યાં બોઅર કેદીઓ પૂર્યા હતા.

આ પ્રાંતમાં ડુંગરોમાંના કોતરકામો ઘણા છે. પારનેરમાં કેટલાક ૯ મા સૈકાના કોતરકામો નજરે પડે છે. મુસલમાનોના વખતની કેટલીક ઈમારતોનાં ખંડેર જોવામાં આવે છે. પેડગામમાં લક્ષ્મીનારાયણનું મંદિર કોતરકામોથી શોભાયમાન થયું છે. અને બહારની ભીંતો ઉપર ઘણા કોતરેલાં ચિત્રો જોવામાં આવે છે. આ પ્રાંતમાં કેટલાક પ્રખ્યાત કિલ્લાઓ છે. અહમદનગરની ઉત્તર દીશાએ આવેલો માંજર સુંબા નામનો કિલ્લામાં વાલ્મીક ઋષિનું નિવાસ સ્થાન હતું એમ કહેવાય છે. અકોલાની પશ્ચિમે ૧૮ માઇલ દૂર રતનગઢ નામનો કિલ્લો છે. સિદ્ધટેક અને મિરી એ ગામે ઘણા મહત્વના મંદિરો છે.

શહેરો અને ગામડાઓ કુલ ૧૩૪૯ છે. ઈ. સ. ૧૯૨૧માં ત્યાંની વસ્તી ૭૩૧૫૫૨ હતી.

મુખ્ય શહેરો :—અહમદનગર (જીલ્લાનું મુખ્ય સ્થળ.) સંગમનેર, પાથરડી, વાંબોરી, ખરડા વગેરે છે. ૯૦ ટકા ભાષા મરાઠી પ્રચલીત છે. ભીલ લોકો મરાઠીમાંથી ઉત્પન્ન થએલી એક ભાષા વાપરે છે. ઈ. સ. ૧૯૦૧ માં ૯૦ ટકા હિંદુ, સેંકડે ૫ ટકા, મુસલમાન ૨ ટકા, ક્રિશ્ચન ને ૧૯૨૫૪ જૈન લોકો હતા. પરંતુ તેમાં ઘણા ખરા મરાઠાઓ છે, ખેતી કરનારા અને કારગીરી કરનારા લોકો છે. અંત્યજ, મોચી વણજારા વગેરે લોકોની વસ્તી ઘણી છે. ડુંગરોમાં વસનારા લોકોમાં ભીલ, ઠાકોર ને કાથોડી એ મુખ્ય છે. કેટલાક માળી બ્રાહ્મણ કોળી વગેરે છે. અંગ્રેજી અમલ પછી મારવાડી લોકો ઘણાજ આહં આવીને વસવા માંડયા છે.

સેંકડે ૯૦ ટકા ખેતી કરનારા છે. વેપારીઓ અને બીજા ધંધાદારી લોકો અનુક્રમે ૧૮ અને ૧ ટકા છે. અમેરિકન મિશન નામની એક ખ્રિસ્તી સંસ્થા ઈ. સ. ૧૯૦૧ માં કુલ ૨૦૦૦૦ ખ્રિસ્તી લોકો હતા. તેમની શાળાઓ પ્રાર્થના મંદીરો વગેરે ઘણીજ સંસ્થાઓ છે.

ખેતી :—અહિંના જમીન ત્રણ પ્રકારની છે. કાળી, રાતી અને ધોળી. ઉત્તર અને પૂર્વ ભાગોમાંની જમીન બીજા ભાગો કરતાં વધારે ફલદ્રુપ છે. ખેડુતો પાસે સરાસરી એક બળદની જોડી છે. ખેડુતો ગરીબ વર્ગના છે.

ઘણીખરી જમીન લોકોની છે. માત્ર સેંકડે ૧૩ ટકા જમીન ઈનામી અથવા તાલુકાદારી છે. ઈ. સ. ૧૯૦૩ થી ૧૯૦૪ સુધી ૪૮૭૧ એકર જમીન પાકને માટે લાયક હતી. અને ૯૮ એકર જમીનને બહારથી પાણી આપવામાં આવતું હતું. ૮૫ એકર જમીન પડતર હતી. અને ૮૪૯ જમીન જંગલોમાં રોકાઇ હતી.

જાર અને બાજરી ખાવાના કામ માં વપરાતાં અનાજ છે. અહિં થતો પાક અને તે માટે જોઇતી જમીનના ચોરસ માઇલના આંકડા નીચે આપ્યા છે. જાર ૧૦૬, બાજરી ૧૫૫૬. ઘઉં ૩૨૯, ચણા ૧૨૩ તુવેર ૧૦૫, મઠ ૧૦૩, અલશી ૧૧૫, કપાસ ૨૨૫. શણ ૪૦, તલ ૫૭, જવ ૫૦. તંબાકુ શેરડી અને શાકભાજી પણ થોડા ઘણા થાય છે.

૮૪૯ ચો. માઇલ જંગલોમાંથી ૪૫૮ ચો. માઇલ જંગલ ખાતાના તાબામા છે. ખાતાની વાર્ષિક ઉપજ આસરે ૨૫૦૦૦ રૂપિયા છે. મેદાનમાં બાવળ લીમડો, બોરડી, વગેરે ઘણા ઝાડો છે. ટેકરીઓપર સાગ , વાન, ખેર વગેરે થાય છે.

જંગલોમાં અંજન, બહેડા, જાંબુડા, કરમદા વગેરેના ઝાડો છે.

ખનીજ સંપત્તિ :—

મેંડ બધા જીલ્લાઓમાં ઘણીજ જોવામાં આવે છે. અહમદનગર પાસે ભૂરા રંગનો બસાલ્ટ પથ્થર સારા પ્રમાણમાં તૈયાર થાય છે. આરસ પહાણના પથ્થરો, શીવધાતુ, ગોલેઠ અને સ્ફટિક શ્રીગોંદે તાલુકામાં અને અકીકના પથ્થરો નગર શહેર પાસેના ડુંગરોમાં જોવામાં આવે છે.

વેપાર રોજગાર:—સાડીઓ, પાઘડીઓ અને પિત્તળ અને તાંબાના વાસણો બને છે. પહેલાના વખતમાં કાગળ ને શેતરંજીઓ થતી હતી. પરંતુ તે ધંધાઓ હમણા નાશ પામ્યા છે. આ ભાગમાં જીનના કારખાનાઓ છે. તેમાં કેટલાક લોકોને ધંધો મળે છે.

પહેલાના વખતમાં વણઝારા લોકો માર્ફત ઉત્તર હિંદુસ્તાનમાં સમુદ્ર કિનારાની સાથે વેપાર ચાલતો હતો. પરંતુ આગગાડી શરૂ થયાથી બધો વેપાર રેલ્વે માર્ફત ચાલે છે. આ ભાગમાંથી જી. આઇ. પી. અને નીઝામ હૈદરાબાદમાંથી ગોદાવરી-વેલી રેલ્વે ચાલે છે.

આ વિભાગમાં વરસાદ બહુ ઓછો પડે છે. ૧૯૨૧ સાલમાં આ જીલ્લામાં મોટો દુકાળ પડયો હતો. આજીલ્લાના ૧૧ તાલુકા છે. તે નીચે પ્રમાણે છે. અહમદનગર, પારનેર, શ્રીગોંદે, કરજત, જાનખેડ, શેગામ, નિવાસા, રાહુરી, કોપરગામ, સંગમનેર અને અકોલા. કલેકટરના હાથ નીચે બે આસિસ્ટંટ અને ડેપ્યુટી કલેકટર હોય છે.

બ્રિટિશ અમલ પહેલાં અહિં ત્રણ જાતની વિઘુંટી ની પદ્ધતિ હતી. પહેલી ભૂંડ, બીજી કાસ અને ટિકાસ. આ શબ્દો દ્રવિડ ભાષાના છે. ભૂંડ એટલે મોટી જમીન આ જમીનની વિઘુટી એકવાર ઠરાવવામાં આવી હતી. બીજી જમીનો આકારમાં નાની હતી. આ પદ્ધતિ રાષ્ટ્રકૂટ, ચાલુક્ય અને યાદવ રાજાઓના વખતમાં હતી. ત્યાર પછી મલિક-અંબરે નવીન પદ્ધતિ શરૂ કરી, તેણે યોગ્ય વિઘુંટી ઠરાવીને ખેડુતો સાથે મિત્રાચારી વધારી. બધી માલિકી પોતાની પાસે ન રાખતાં જમીન ખરીદનારા ખેડુતોને કેટલાક અધિકારો આપ્યા. તે પછી મરાઠાઓએ પોતાની પદ્ધતિ શરૂ કરી. વચલાગાળામાં ગુંચવાડો ઉત્પન્ન થવાથી નાના ફડનવીસે તેમાં ઘણો ફેરફાર કર્યો. ઈ. સ. ૧૮૯૦ ની વ્યવસ્થા પ્રમાણે કોરડવાહુ જમીનપર દશ આના, ભાતની જમીન ઉપર એક રૂપિયો નવ આના, અને બાગાઇત જમીન પર દોઢ રૂપિયા પ્રમાણે દર એકરે વિઘુંટી ઠરાવી.

ઇ. સ. ૧૯૦૩-૪ માં જમીનનું મહેસુલ રૂપિયા ૧૫૪૧૩૦૦ અને કુલ ઉપજ ૧૮૯૨૦૦૦ હતી.

આ જીલ્લામાં અહમદનગર, ભિંગાર, સંગમનેર, બાંબોરી અને ખરડા ઠેકાણે મ્યુનિસિપાલિટીઓ હતી, અને એક જીલ્લા બોર્ડ અને અગિયાર તાલુકા બોર્ડ છે. લોકલબોર્ડની વાર્ષિક આવક આસરી બે લાખ છે. અને મ્યુનિસિપાલિટીની આવક દોઢ લાખ રૂપિયા છે. દરવર્ષે સિત્તેર હજાર રૂપિયા રસ્તાઓ અને ઇમારતો બાંધવા માટે વપરાય છે.

જીલ્લામાં એક પોલિસ સુપ્રિટેન્ડેન્ટ હોય છે, અને તેના હાથ નીચે બે ઇન્સ્પેકટર હોય છે. સોળ પોલિસ થાણા છે. પોલીસોની સંખ્યા ૭૭૨ હતી. અહમદનગરમાં મોટી જેલ હતી. અને બહાર અગિઆર બીજી નાની જેલો હતી.

ઈ. સ. ૧૯૦૧ માં સેંકડે ૪ થી ૭ શિક્ષિત વર્ગના માણસો હતા. ઇ. સ. ૧૯૦૩-૪ માં આ વિભાગમાં ૪૧૨ શાળાઓ હતી. અને તેમાં ૧૪૮૮૪ છોકરા અને છોકરીઓ અભ્યાસ કરતી હતી.

અહમદનગરમાં ઇસ્પિતાલ બાદ કરતાં નવ દવાખાનાઓ છે. તેને માટે ૧૭૨૧૯ રૂપિયા ખરચ થયું હતું. તેમાંથી દશ હજાર રૂપિયા મ્યુનિસિપાલિટી અને લોકલબોર્ડ તરફથી મળ્યા હતા. ૧૯૦૩-૪ સુધી ૨૩૨૫૪ માણસોને શિતળા ટકાવવામાં આવ્યા હતાં.

તાલુકા:—અહમદનગર જીલ્લાનો એક તાલુકો ઉત્તર અક્ષાંશ ૧૮°૪૭' થી ૧૯°૧૯' અને પૂર્વ રેખાંશ ૭૪°૩૨' થી ૭૫°૨' છે. ક્ષેત્રફળ ૬૨૪ ચોરસ માઇલ છે. અહમદનગર જીલ્લાનું મુખ્ય સ્થળ હતું. (વસ્તી ૩૫૭૮૪) ભિંગાર (વસ્તી ૫૭૨૨) આ બે શહેરો અને ૧૧૭ ગામડાઓ હતાં. ઇ. સ. ૧૯૧૧ માં ત્યાંની વસ્તી ૧૨૯૧૦૯ હતી. ૧૯૦૩-૪ માં જમીન મહેસુલ ૧૦૭ લાખ હતું અને બીજા કરોની આવક રૂપિયા ૧૩૫૦૦ હતી. આ તાલુકો ભીમા અને ગોદાવરી નદીની પાસેના ડુંગર ઉપર છે. આ વિભાગમાં જંગલો વગેરે ઘણાં નથી. અને જમીન હલકી પ્રકારની છે. જો કે વરસાદ વધુ નથી છતાં હવા નીરોગી છે. આસરે વરસાદ ૨૨ ઇંચ પડે છે.

શહેર:—જીલ્લાનું મુખ્ય સ્થળ. ઉત્તર અક્ષાંશ ૧૯°૫, અને પૂર્વ રેખાંશ ૭૪°૫૫, પુના શહેરથી ૭૨ માઇલ દુર ધોંડ, મનમાડ રેલ્વેપર સીના નદીની ઉત્તર કાંઠે આવ્યું છે. તેનું ક્ષેત્રફળ બે ચો. મા. કરતાં વધુ છે. ત્યાંની વસ્તી ૧૯૧૧ માં ૪૨૯૪૦ હતી. ઈ. સ. ૧૯૦૧ માં કેન્ટોન્મેન્ટ સાથે વસ્તી ૪૨૦૩૨ હતી. તેમાં હિંદુ ૩૧૦૩૦, મુસલમાનો ૫૯૬૮ અને ખ્રિસ્તી ૩૫૭૨ હતા. કેટલાક બ્રાહ્મણો વેપાર કરે છે. મુસલમાનો આળસુ અને

અશિક્ષિત છે. તેમનો ધંધો કાપડ વણવાનો, કપાસ પીંજવાનો અને શ્રીમંતોને ઘેર નોકર તરીકે રહેવાનો છે, શહેરનો દેખાવ સાદો છે. શહેરની આસ પાસ હુસેન નિઝામ શાહે બાંધેલ્લો કોટ છે. તે હાલમાં ઘણોખરો તુટી ગયેલો છે. આ શહેર ઇ. સ. ૧૪૯૦ સાલમાં અહમદ નિઝામ શાહે વસાવ્યું. (અહમદ નિઝામશાહ જુઓ.) અને તેણે તેને પોતાનું નામ આપ્યું. અહમદ નિઝામશાહ એ બ્રાહ્મણી રાજયમાં એક સુબેદાર હતો. તે રાજ્યના નાશ પછી તેણે પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તેના વખતમાં ઉત્તરે દૈલતાબાદ અને ખાનદેશમાંના થોડા ભાગ સુધી રાજ્યનો વિસ્તાર હતો. ઈ. સ. ૧૫૦૮ માં તેના પછી તેનો પુત્ર બુરાન નિઝામ શાહ ગાદીએ આવ્યો ને તેના પછી ઈ. સ. ૧૫૫૩ માં તેનો પુત્ર હુસેન નિઝામશાહ ગાદીએ આવ્યો. તેના વખતમાં ઇ. સ. ૧૫૬૫ માં વિજાપુર, ગોવળકોંડા, બેદર, અહમદનગર વગેરેના રાજાઓ એકઠા થઇને તેઓએ વિજયનગરના રાજા સાથે લઢાઈ કરી. ત્યાર પહેલાં વિજાપુરવાળાએ અહમદનગર પર સ્વારીઓ કરી ઘણી લૂંટ કરી હતી. તેમાં મુલુક મેદાન નામની તોપ પણ ગઈ હતી તેના પછી મુર્તિના નિઝામ શાહ ગાદીએ આવ્યો. પણ ઈ. સ. ૧૫૮૮ માં તેના પુત્રે તેનું ખૂન કર્યું, અને ગાદી મેળવી. મિરાન પોતે પણ મરાયો. અને તેના કાકાનો છોકરો ઈસ્માઇલ નિઝામ શાહ ગાદીએ આવ્યો પરંતુ તેના બાપે તેને પદભ્રષ્ટ કરીને પોતે બુરાન નિઝામશાહ (બીજો) ગાદીએ આવ્યો. તે ઈ. સ. ૧૫૯૪ ની સાલમાં મરણ પામ્યો. તે પછી ઇબ્રાહિમ નિઝામશાહ ગાદીએ આવ્યો. થોડાજ વખતમાં થએલી વિજાપુર સાથેની લઢાઈમાં તે મરાયો. ત્યારે તેના નાના છોકરાને નામે ચાંદબીબીએ રાજય ચલાવ્યું. ઈ. સ. ૧૫૯૬ થી ૧૬૩૫ સુધી મોગલોએ અહમદનગરનું રાજ્ય નાશ કરવાનો યત્ન કર્યો. છેવટે શાહજહાને તે રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધું. (નિઝામ શાહી જુઓ.) ઇ. સ. ૧૭૫૯ માં તે પેશ્વાએ લીધું. મરાઠાઓ સાથે અહમદનગર સંબંધી હકીકતો ઘણીવાર જોવામાં આવે છે. દાખલા તરીકે શિવાજીએ રઘોપંત સાથે પાદશાહ પાસે જુન્નર અને અહમદનગરના મુખી પણા માટે પત્રો લખ્યા હતા. તેના જવાબમાં એમ પ્રત્યક્ષ જોયા પછી જણાવીશું. એમ બાદશાહ જણાવે છે. ૩૦ નવેમ્બર ૧૬૪૯ (રા. ખં. ૮, ૪, ૩) આ કિલ્લો કેટલાક વખત સુધી અમાત્યો પાસે હતો. એમ જણાઈ આવે છે. રામચંદ્ર પંડિત અમાત્યની યાદીમાં નગર હવેલીનો ઉલ્લેખ છે. ૧૭૩૧ (રા. ખં. ૮,૧૨૨,૧૪૮)

બાળાજી બાજીરાવના વખતમાં પેશ્વાઓને અહમદનગર સાતે સંબંધ થયો. નવાબ સલાબત જંગનું અહમદનગરમાં લઢાઈના સાધનો ઘણા હતાં (રા. ખં. ૧,૪.૧૮.) નિઝામ કેદલ પાબળથી અહમદનગર જવાના છે એવું રઘુનાથ ગણેશ પેશ્વાને તા૦ ૧૩ નવેમ્બર ૧૭૫૧ ને રોજ લખ્યું હતું. (રા. ખં. ૧,૧૩,૩૭.)

શાહ નવાજખાને અહમદનગરનો કિલ્લો પેશ્વાને જોઇએ છે એમ જાણી તે છાની રીતે તેને નજરાણામાં આપ્યો. પેશ્વાના દરબારમાનાં નિઝામના વકીલ કવીજંગે ઉદ્દગીરની લઢાઇ પહેલાં આ કિલ્લો જાહેર રીતે પેશ્વાને સોંપ્યો.

ઉદગીરની લઢાઇના વખતમાં નગર મહત્વનું સ્થળ હતું. નગરના કિલ્લાની આસપાસ પહેરા બેસાડી રસ્તાઓ બંધ કર્યા હતા. તા. ૨૨ ઑગસ્ટ ૧૭૫૭ (રા. ખં. ૧,૭૩,૧૪૧) નિઝામે નગર પેશ્વાને આપવું એ વિષેનો ઉલ્લેખ મળી આવે છે. (રા. ખ. ૧·૮૦,૧૧૯)

છેવટે પેશ્વાએ આ કિલ્લા લીધા એવી ખબર ગોવિંદપંત બુંદેલે આપી. તે લખે છે. "કારતક વદી પાંચમે શ્રીમંત સરકારે અહમદ નગરનો કિલ્લો લીધો."

આવા બીજા અનેક ઉલ્લેખ રાજવાડે ખંડમાં મળી આવે છે. તે બધાનો ઉલ્લેખ વિસ્તારથી કરવાની જરૂર નથી.

પાછળથી આ કિલ્લાનો ઉપયોગ રાજકીય કેદીને રાખવા માટે થતો. મોરાબા દાદાને નગરના કિલ્લામાં પૂરેલા. તે પછી આ કિલ્લો પેશ્વાએ દોલતરાવ સિંધિઆને આપ્યો. તે વિષેની આગ્રહ દૈલતરાવે પેશ્વાને કરેલો, તે વિષેનો પત્ર મળી આવે છે. (રા. ખં. ૧૦, ૨, ૯૯,૨૨,૩)

દૈલતરાવ સિંધિયા પોતે નગર ગયા તે વિષે એક ઉલ્લેખ મળી આવે છે. ૧૭૨૨ પોષ વદી ૧૦ ને તે પછી યશવંતરાવ શિંધિયાને ત્યાંના સુબેદાર જાણ્યા વિષેનું જણાય છે.

પેશ્વાઇનો અંત થયો તે વખતની ધામધુમમાં પણ નગરના કિલ્લાનો ભાગ હતો ડાલટન કંપૂ પલટન અહમદનગરનો મુકામ કાયગામે થયા વિષે જણાય છે. પુણા તરફના શામરાવ ઘાટગે નગરમાં આવેલા એવું પણ દેખાય છે.

પેશ્વાએ નગર ૧૭૯૭ માં દૌલતરાવ સિંધિયાને આપેલું. ૧૮૨૮ માં પેશ્વાઇના નાશ પછી અંગ્રેજો પાસે આવ્યું. શહેરની પૂર્વે અડધા માઇલને અંતરે નગરનો કિલ્લો છે. તે ગોળ છે ને તેનો ૧॥ માઇલ ઘેરાવો છે. તેની આસપાસ પહોળી ને ઉંડી ખાઈ છે. એ કિલ્લો હુસેન નિઝામ શાહે ૧૫૫૯ માં પહેલાંના માટીના કિલ્લાની જગ્યાએ બંધાવ્યો. ગામમાં સરસ મશીદો છે. તેમનો ઉપયોગ આજ સરકારની કચેરીઓ ને અમલદારોના રહેઠાણ માટે થાય છે. શહેરની પૂર્વે ચાંદબીબીનો મહેલ છે તે ૭ માઇલ દૂર છે. પત્થરી મશીદ ફરિબાગ અહમદ નિઝામશાહની કબર અને અલમગીરની દરગાહ વગેરે જોવા જેવાં સ્થાનો છે.

અમેરિકન મરાઠી મિશનનું ઘણું મોટું કામ અહિં જોવામાં આવે છે. મહારાષ્ટ્રીય ખ્રીસ્તીઓની સંખ્યા અહિં પાંચ છ હજારની છે. ૧૮૫૪ માં આ શહેરમાં મ્યુનિસિપાલીટી મળી. ઇ. સ. ૧૯૦૧ માં મહેસુલની આવક ૧ લાખની હતી. નગર એ લશ્કરી થાણું છે. અહિં ગયા મહાયુદ્ધ વખતે જર્મન કેદીઓને રાખવામાં આવ્યા હત.

મુખ્ય ઉદ્યોગ ધંધા સાડીયોનો વણાટ, ને તાંબા પિતળના વાસણ બનાવવા મુખ્ય ઉદ્યોગ છે. મિશનના એક કારખાનામાં સારી શેતરંજીઓ થાય છે. એક કપાસનુ અને એક ચામડાનું અને એક ગળીનું કારખાનું છે. દવાખાનાં, પાંચ હાઇસ્કુલ બે, હુન્નર શાળાઓ બે વાચનાલય, ને બીજી શિક્ષણ સસ્થાઓ છે.

**અહમદનગર ગામ**:—(કાઠીઆવાડ) મુંબઇ ઈલાકામાં મહીકાંઠ એજન્સીનું એક ગામ ઉત્તર અં ૨૩૦,૩૪ અને પૂ. રે. ૮૩૦–૧ એ આવ્યું છે. એ અમદાવાદ પ્રાંતીજ રેલ્વે ઉપર હાથમતી નદીને ઉત્તર કીનારે છે. ૧૯૦૧ માં ત્યાંની વસ્તી ૩૨૦૦ હતી આ ગામની આસપાસ પત્થરનો કિલ્લો છે. તે ગુજરાતના સુલતાન પહેલા અહમદે ૧૪૨૬ માં બંધાવ્યો હતો. જ્યારે હાલના રાજકુટુંબના મૂળ પુરૂષે ઇ. સ. ૧૭૨૮ ઇડર લીધું ત્યારે અહમદનગર તેના હાથમાં આવ્યું. ૧૭૯૧ માં શિવસીંગનાં મૃત્યુ પછી તેનો બીજો પુત્ર સંગ્રામસિંહે અહમદનગર ને આસપાસનો મુલક લીધો ને તે સ્વતંત્ર રાજા થયો. તેની પાછળથી તેનો પુત્ર કરણસિંહ ગાદીએ આવ્યો તે ઈ. સ. ૧૮૩૫ માં મરણ પામ્યો. જ્યારે તેની રાણીઓ સતી થવા નીકળી તે વખતે અંગ્રેજ વકીલ અર્સ્કિને તેનો વિરોધ કર્યો. અંગ્રેજ વકીલનો વિરોધ નથી માનતો એમ જાણ્યા પછી રાત્રે તે લોકોએ ભીલ લોકોની સહાયથી રાણીઓને સતી થવાની જોગવાઇ આપી ભીલ લોકો નાશી ગયા. પણ પાછા શરણે આવ્યા. તે વખતે કેટલાક કરારથયા ને તખ્તસિંહ ગાદીએ આવ્યો. થોડાજ વખતમાં જોધપુરની ગાદી પણ તેની પાસે આવી. ત્યારે અહમદનગરને તેની આસપાસનો પ્રદેશ પણ પોતાની પાસે રાખવો, એવો તેનો વિચાર થયો. પણ ૧૮૪૮ માં એવું નકકી થયું કે અહમદનગર ફરીથી ઇડરને સ્વાધીન કરી દેવું. ભદ્ર નામના રાજમહેલનાં ખંડેર અને કુવારો એટલાજ જુનાં વખતના સ્મૃતિચિન્હો છે. આ શહેરમાં એક હૉસ્પિટલ છે. તેમાં દર સાલ ૭૦૦૦ રોગીઓને દવા મળે છે. શહેરમાં મ્યુનિસિપાલિટી છે. તેની આવક ૧૯૦૩–૪ રૂ. ૧૭૫૫ હતી. ને ખરચ ૧૪૦૧ રૂ. નો હતો. અહિં નો પત્થર ખૂબ કિંમતી ગણાય છે. તલવાર ચપ્પુ વિગેરે ઓજારો અહિં પ્રસિદ્ધ છે.

**અહમદ નિઝામશાહ** (૧૪૫૯-૧૫૦૮) નિઝામશાહીનો સંસ્થાપક આ બ્રાહ્મણકુળમાં જન્મેલો હતો વિજયાનગરમાં તિમાપ્પા બહેરૂ નામનો બ્રાહ્મણ હતો તેનો આ પૌત્ર હતો મહમુદ શાહ બહાવેની (૧૪૮૨ ૧૫૧૪) ના વખતનાં દક્ષીણતખુના કિલ્લાનો નાયક મલીક નાઇબ નિઝામઉલ્મુલ્ક બહીરી આરફોજે વિજયાનગરના રાજા સાથે લઢાઇ કરી તેનો તિમાપ્પાનો પુત્ર હતો. અહમદશાહ બહામનીની ફોજે વિજયાનગરના રાજા સાથે લઢાઇ કરી તે પુત્ર ને કેદ કરી આણ્યો ને તે પાછળથી મુશલમાન થયો. આ નિઝામ ઉલ્મુલ્કનો છોકરો મહમદ હતો તેણે અહમદનગરની નિઝામશાહીની સ્થાપના કરી સ્વતંત્ર થતાં પહેલાં તેણે કેટલાક કીલ્લા જીતી લીધા. તેમાં શિવનેરા કિલ્લો હતો તેમાં તેને ઘણો પૈસો મળ્યો. તે પછી તેનો ચંદનવંદન લોહગઢ તોરણ વગેરે દક્ષિણના કિલ્લા લીધા ને રાજાપુર સુધી કોંકણ પ્રાંત જીતી લીધો. ઉતે જુન્નરમા રહેતો હતો પોતાના મુલકની વ્યવસ્થા એટલી સરસ રાખી હતી કે તેના રાજ્યમાં લોક સોનાની લગડીઓ ગમે ત્યારે લઈને કુટીશકના તે કોઇ તેમને ચોરી શકતું નથી. અહમદશાહના હુકમ શિવાય કોઈનું રૂચું ને એ ફરકતું નહિં. બહામની શાહ તેમની ઉપર સવારી કરી, તેમાં શાહ પોતે હારીગયો, તેનો વિરોધ ઓછો કરવામાટે શાહે ખુબ યત્નો કર્યા પણ તે નિષ્ફલ ગયો. છેવટે

અહમદ એ નિઝામ શાહ એ નામથી સ્વતંત્ર રીતે રાજ્ય કરવા લાગ્યો. દૌલતરાવ ને જડજાટની વચ્ચે ભીંકર નામનું ગામડું હતું. તે સગવડવાળું વાગવાથી તેણે અહમદનગરની સ્થાપના કરી. આ વખતે મરાઠાઓ દક્ષિણમાં તોફાન કરતા હતા. .અહમદ નિજામ શાહે દૌલતાબાદનો કીલ્લોલીધો. ઘણાં બહાદુરી થી ઘણા મુલક કબજે કર્યા પછી આ સુલતાન ઇ. સ. ૧૫૦માં ગુજરી ગયો. અહમદશાહના ગુણોનું વર્ણન કરવાને પોતે અસમર્થ છે, એમ ફેરી સ્તા મારે છે. તેણે એક પત્નીવ્રત પાળ્યું હતુ દ્વદ્વયુદ્ધ કરી ને કજીયા સબંધ પાડવાનો રીવાજ એણે દક્ષિણમા શરૂ કર્યો રાજાનું .અનુકરણ થવાથી આ દ્વંદ્વ યુદ્ધોનો ખૂબ પ્રચાર ગામડામાં પણ થયો ને જ્યાં ત્યા તલવાર પટ્ટાના ખેલો અખાડા શરૂ થયા. ( મુસ રીયાસ. ઓલ સ્મિથમોડક દક્ષિણમુસલમ નોનો ઇતિહાસની.)

**અહમદપુરઃ**— (શરકિયા) તહશીલ (પંજાબ) ભાવલપુર અને નિજામ એ બેવચ્ચેનો એક વિભાગ· તે પંચનદી અને સતલજ નદીની દક્ષિણ અને પશ્ચિમબાજુએ છે તે ઉત્તર અક્ષાંશ ૨૭૭૪૬'થી ૨૯૦૨૯':અને પૂર્વ રેખાંશ ૧૭૦૫૪, થી ૭૧૦૩૨' આવ્યું છે તેનું ક્ષેત્રફળ ચો. મા. ૨૧૦૭.'છે. ઇ. સ ૧૯૧૧ માં ત્યાંની વસ્તી ૧૧૦૯૪ હતી. તેમ અહમદપુર અને બાકીના ૧૦૧ ગામડાં હતાં તેમ! હકરા નામનો પ્રદેશ છે. આ પ્રદેશમાંસતસજ નદી વહેતી હતી, એમ કહેવાય છે. અહમદપુરની આવક ઇ. સ. ૧૯૦૫ થી સુધી ૨૦૨ લાખ હતી.

શહેરઃ—(પૂર્વ) અહમદપુર તાલુકાનું મુખ્ય મથક. ઉત્તર અક્ષાંસ ૨૯૦૧, પૂર્વ રેખાંશ ૭૧૦૧૫, પરત આવ્યુ છે આ શહેર ભાવલપુરની નૈરૃત્ય દિશાએ ૨૦ માઇલ પર છે. ઇ. ૧૯૧૧ માં ત્યાંની વસ્તી ૪૭૨ હતી.

આ શહેર ઇ. સ. ૧૭૪૮ માં વસાયું અને ઇ.સ. ૧૭૮૨ માં ભાવલપુરના નવાબ બીજા ભાવલખાનને તેના સસરાતરફથી મળ્યું

•

આ શહેરમાં એક અંગ્રેજી નિશાળ અને એક દવાખાનું હતું. અહિ સોડા કાર્બોનેટનો વેપાર મોટા પ્રમાણમાં ચાલે છે તેમજ જોડાને માટીના વાસણની નિકાસ મોટા પ્રમાણમાં છે. શહેરમાં એક મ્યુનિસિપાલિટી છે, અને તેની આવક ઇ. સ. ૧૯૦૩ ૪માં ૧૨૧૦૦ રૂપિયા હતી. અને તે બધા, જકાતથી ઉત્પન્ન થયેલા હતા.

**અહમદપુર** (લમ્મા) તે ઉત્તર અક્ષાંશ ૨૯૦૩૩ થી ૨૮૪૫' છે અને પૂર્વ રેખાંશ ૬૯૦૩૧ થી ૭૦૦૨૦, પર છે તે સિંધુનદીને પશ્ચિમ કાંઠે છે. ઇ.સ. ૧૯૧૧ માં ત્યાંની વસ્તી ૭૭૫૨૩ હતી. તેમાં પશ્ચિમ અહમદપુર શહેર અને ૭૩ ગામડાંઓનો સમાવેશ થાય છે.

(સિંધુ નદીના પ્રદેશનો કેટલોક ભાગ રોગી છે. દક્ષિણ ભાગમાં મોટાં જંગલો છે. ઈ. સ. ૧૯૦૫ થી ૬ માં જમીનનો વેરો અને બીજા વેરાની આવક ૧૦૧ લાખ રૂપિયા હતી.

શહેરઃ— (પશ્ચિમ)-(પંજાબ) ભાવલપુર સંસ્થાનનું અહમદપુર લમ્મા મુખ્ય મથક હતું. અક્ષાંશ ૨૮૦૧૮ અને પૂર્વ રેખાંશ ૭૦૦૭ હતું તે સાદિક.બાદ શહેરની વાયવ્યે ચારમાઇલ પર નોર્થ. વેસ્ટર્ન રેલ્વેપાસે છે. ઈ. સ. ૧૯૧ માં ત્યાંની વસ્તી ૪૨૧૩ હતી દાઉદ પુત્ર જાતિના અહમદખાન નામન એક માણસે તે વસાવ્યું. અહીં એક અરબી શિખવાની નિશાળ હતી, અને ઘણાં મહત્વની મુસમાનોની ઈમારતો છે. અહિં મ્યુનિસિપાલિટીની વ્યવસ્થા છે અને ઇ. સ. ૧૯૦૩ થી માં તેની આવક ૪૩૦૦ રૂપિયા હતી તે બધી આવક જકાત વેરાની .હતી આ શહેર આંબાના વૃક્ષો માટે પ્રસિદ્ધ છે.

શહેરઃ—(પંજાબ) ઝાંગ જીલ્લાના સારેકોટ-માનું એક શહેર છે. ચિનાબની પશ્ચિમે ઉત્તર અક્ષાંશ ૩૦૦૪૧ અને પૂર્વ રેક્ષાંસ ૭૧૦૪૧ હતું. ઈ.સ. ૧૯૦૧ માં ત્યાંની વસ્તી ૩૯૧૬ હતી. પૂર્વે આ શહેરનો ભાવલપુર સાથે ઘણો વેપાર ચાલતો હતો. પરતુ હાલમાં તે લગભગ બંધ પડયો છે. ત્યાં એક નિશાળ અને દવાખાનું છે અહિં નોટિફાઇડ એરિયા કમિટિ છે.

**અહમદશાહઃ**— (૧૪૧૧ થી ૧૪૪૩) તે ગુજરાતનો સુલતાન હતો. અહમદ શાહ પોતાની ૨૧ વર્ષની ઉંમરે ગુજરાતની ગાદીએ બેઠો. ફીરોજખાન નામના તેના કાકાના છોકરાએ શરૂઆતમાંજ પોતાને રાજ મળે તે માટે ભરૂચમાં બંડજગાવ્યુ. તેમાં બન્નેની લઢાઈ થઈ. અને ફીરોજખાનનો પરાભવ થયો. તે લઢાઇમાંથી પટ્ટણ તરફ પાછા ફરતાં રસ્તામાંજ તેણે એક નવું શહેર વસાવ્યું. અને તેને પોતાનું નામ આપ્યું. (સ. ૧૪૧૨) તે અમદાવાદ એ નામની પ્રખ્યાત છે. પાટણથી પોતાની ગાદી ખસેડીને અહમદશાહે તે અમદાવાદ સ્થાપી અમદાબાદ

રાજધાનીનું શહેર બનાવ્યું, તેનુ નામ શેખમહમદ ખતુ ગંજબક્ષ હતું અહમદશાહ પરાક્રમી હતો તેણે માલવા, સોરાષ્ટ્ર વગેરે આસપાસના પ્રાંતોમાંથી નાશ કરવા બંદની લેખી શરૂ કરી. અને હિંદુ ધર્મનો નાશ કરવા માટે તેણે વિશેષ મહેનત લીધી. તે માટે તેણે પોતાનું નામ અમર કર્યું. ગુજરાત દેશ પહેલાં હિંદુ લોકોનો દેશ હતો. પહેલાના રાજકર્ત્તાઓને તે ધર્મનો નાશ કરવાનો સમય મળ્યો નહિં. અહમદશાહે ૧૪૧૪ માં તાજુલમુલ્ક નામના એક મોટા ધર્માભિમાની ગૃહસ્થને મુસલમાની ધર્મનો પ્રચાર કરવાના સ્વતંત્ર ખાતામાં નીમ્યો. અને તેને હિંદુના મંદિરોનો અને મૂર્તિઓનો તદન નાશ કરવાની સખત પરવાનગી આપી. તાજુલમુલ્કે આ કામ ઘણીજ હોશીયારીથી કર્યું. દેવસ્થાનોની માફક રાજ્યો ખાલસા કરવાનો પણ પ્રયત્ન કર્યો. અનેક નાના નાના જમીનદારોને અને ગરાસીઆઓને તેણે પોતાના અમલ નીચે આણ્યા. સન ૧૪૨૦ થી ઘણા વર્ષો તદન બેસીને અહમદે વિશ્રાંતિ લીધી. પોતાના અમલના છેવટમાં મહારાષ્ટ્રમાનાં બહામની સુલતાનો સાથે ઉત્તરે કોંકણ પ્રાંતમાં તેના લડાઇના પ્રસંગો થયાં. તેમાં ઘણું કરીને અહમદનેજ જય પ્રાપ્તિ થઈ હતી. સન ૧૪૪૩ માં જુલાઈની ૪થી તારીખે અહમદશાહ અમદાવાદમાં મરણ પામ્યો. એમ સરદેસાઈ લખે છે, પરંતુ સ્મિથ અહમદશાહના મરણનો સમય ઇ. સ. ૧૪૪૧ લખે છે.

**અહમદશાહ:**—એ ઘણો ન્યાયી હતો. એમ તેની ખ્યાતી છે. તેણે રજપુતો સાથે લગ્નસંબંધ બાંધ્યો હતો. તેના પછી તેનો પુત્ર મહમદશાહ ગુજરાતની ગાદીએ આવ્યો. ( મુ. રિયાસત બીલ સ્મિથ ઇંડિયા. )

**અહમદશાહ:**—(ઈ. સ. ૧૭૪૮ થી ૧૭૫૪) દીલ્હીનો એક મોગલ બાદશાહ હતો. તેનું આખું નામ મુજાહિદુદ્દીન મહમદ અબુન નશ્ર અહમદશાહ બહાદુર હતું. બાદશાહ મહમદશાહનો તે પુત્ર હતો. તેની માતાનું નામ ઉદમબાઈ હતું. તેનો જન્મ દિલ્હીના કિલ્લામાં ૧૭૨૫ માં થયો હતો. અને રાજ્યાભિષેક પાણિપતમાં ૧૭૪૮ માં થયો હતો. ગાદીએ બેસતાં પહેલાં થોડા દિવસપર તેણે અહમદશાહ અબદલ્લીનો સરહિંદ મુકામે પરાભવ કર્યો હતો. તેના મુખ્ય સરદારોમાં અધિકાર સંબંધમાં ઝગડાઓ ઉપસ્થિત થયાં હતા. અબદાલી ફરીથી ૧૭૫૧ માં પંજાબ માં આવ્યો હતો. તે વખતે અહમદશાહે તેને લાહોર અને મુલતાન એ બે પરગણાં આપીને વિદાય કર્યો. મરાઠાઓની ચઢાઇઓ બાદશાહી મુલકમાં થતીજ હતી. ગાજીઉદ્દીન નામના સરદારને (વઝીરી) પ્રધાનવટુ જોઇતુ હતું. તેથી તેણે મરાઠાઓની મદદ લઇને બાદશાહને કેદ કર્યો અને તેની આંખો ફોડી નાખી. તે પછી પણ તે ૨૧ વર્ષ જીવ્યો. અને માંદો થયો. છેવટે ૧૭૧૫ માં તે મરણ પામ્યો. દિલ્હીના મર્યમ મકાનમાં કદમ શરિફની મશિદની સામે તેને દાટવામાં આવ્યો. તેને કેદ થયા પછી જહાંદરશાહનો પુત્ર બીજો આલમગીર ગાદીએ આવ્યો. ( બીલ. મુ. રિસાયત ).

**અહમદશાહ અબદલ્લી:**—સ. ૧૭૨૪ માં અહમદખાનનો જન્મ અદોશાહી જાતિમાં થયો. તેજ આગળ અહમદશાહ અબદલ્લીને નામે પ્રખ્યાત થયો. તેના બાપનું નામ સમાવખાન હતું. તે અબદાલી ટુકડીનો વંશપરંપરાનો મુખ્ય હતો ત્યારે તે નાનો હતો ત્યારે ( અહમદશાહ) ઘીલઝાઇસ નામના દુશ્મનોની ટુકડીમાં સપડાયો. તે લોકોએ અહમદને કંદહારના કેદખાનામાં પૂર્યો. ત્યાંથી નાદિરશાહે તેનો ૧૭૩૮ માં છુટકારો કર્યો. અને એક લશ્કરની ટુકડીનો સરદાર બનાવ્યો. નાદિરશાહના મરણ પછી એટલે સન ૧૭૪૭ માં અહમદશાહ સ્વતંત્ર થયો. અને તેણે નાદિરશાહની ૩૦ લાખની રૂપિયાની પુંજી અને કંદહાર તાબામાં લીધું. તે પછી પોતાની અફઘાન ટુકડીનું નામ બદલીને દુરાની રાખ્યું હતું. સ. ૧૭૪૮ માં તેણે હિંદુસ્તાનપર પહેલી ચઢાઈ કરી. આ વખતે અહમદશાહ સરહિંદ સુધી આવ્યો હતો. પરંતુ સરહિંદ મુકામે તેની અને દિલ્હીના લશ્કરનો ભેટો થયો ને દિલ્હીના યુવરાજ અહમદ તરફથી તેનો પરાભવ થયો. તે પછી સ. ૧૭૪૮ ના શિયાળામાં તેણે બીજી ચઢાઈ કરી, ૧૭૫૨ માં તેણે ત્રીજી ચઢાઈ કરી તેમાં અને સન ૧૭૬૧ ની ચઢાઈમાં ઘણી સામ્યતા છે. આ વખતે અબદલ્લીનો સુબો મીરપુનુ આગળ હજાડે આગળ જતાં. બન્ને લશ્કરો સામસામા આવી લઢાઇ થઇ. તેમાં મીરમન્નુ પાછો હઠયો. અને લાહોરના આશ્રય લીધો. અબદલ્લીએ તેનો રસ્તો બંધ કર્યો. એટલે મીરમન્ને લશ્કરનો ભૂખમરો શરૂ થયો. છેવટે તા. ૧૨ એપ્રિલ ૧૭૫૨ ને રોજ મીરમન્નુએ પોતાના લશ્કરસાથે અબદલ્લીપર ચઢાઇ કરી. મોટો સંગ્રામ કર્યો. લઢાઈ પુરંજોસમાં આવી અને મીરમન્નુની જીત થશે એમ અબદલ્લીને પણ લાગ્યું. એટલામાં મીરમન્નુનો સેનાપતિ કોરામલ્લ હાથીપર બેસીને લઢતો હતો. તેવામાં તેના હાથીનો એક પગ ખાડામાં પડયો. અને તે જાનવર એકદમ નીચે બેસી ગયું. તે સમયે એકજણે કોરામલ્લનું શીર કાપી નાખ્યું. સેનાપતિની આ દશા થવાથી લશ્કર એકદમ છિન્ન

ભિન્ન થઇ ગયું. અને બધા પોતાનો જાન બચાવવાની તજવીજ કરવા લાગ્યું. આ રીતે મીરમન્નુનો પરાજય થયો આ ચઢાઇમાં મીરમન્નુને જેવી રીતે તેણે લાહોરમાં પુરીને તેના લશકનો ભુખમરો કર્યો તેવીજ દશા પાણીપતની લઢાઈમાં ભાઉસાહેબના લશ્કરની તેણે કરી. આ યુધ્દ રાવી નદીના કીનારા પાસે થયું. અને પાણુપતની લઢાઇ જમનાનદીને કાંઠે થઇ. આ લઢાઇમાં હાથીપર બેઠેલો કેરોમલ્લ મરાયો તેથી અહમદને જય મળ્યો, તેમ પાણીપતની લઢાઈમાં વિશ્વાસરાવના મરીગયાથી મરાઠાઓ હાર્યા. અહિં સુધીની હકીકત મલથી આવે છે,પણ મીરમન્નુ અહમદશાહને શરણે ગયો. અને સ્વાભિમાની ભાઉસાહેબે રણક્ષેત્રમાં માથું મૂકયું. આ પછી ઈ.સ. ૧૭૫૫,૫૬ માં અહમદશાહે ચોથી વાર ચઢાઈ કરી. આ વખતે મોગલ પ્રધાન મીર શાહબુદ્દીને મુલતાન અને કાબુલ પ્રાંત પાછા લીધા અને ત્યાં પોતાનો સુબો નીમ્યો. એમ અબદલ્લીને જાણ થવાથી તેણે હિંદુસ્થાનપર ચઢાઈ કરી. અને તે પ્રાંતો ફરી મેળવ્યા. (૧૭૫૫)

તે પછી તેણે દિલ્હી અને મથુરા એ બે શહેરો લૂટયાં. ત્યાંના લોકોની કતલ કરી. અને સ્ત્રીઓની લાજ લૂંટી પછી તે આગ્રા આવ્યો. પણ તેની છાવણીમાં મ્હોટા ઉપદ્રવનો ઉદ્‌ભવ થવાથી તેને પાછા હઠવું પડયું. ઈ. સ. ૧૭૫૬ ની શરૂઆતમાં અહમદ શાહ કાબુલ જઇ પહોંચ્યો. દિલ્હીથી નીકળતાં પહેલાં તેણે પોતાના પુત્ર ભીમુરશાહને લાહોર મુલતાન વગેરે બધા પંજાબ પ્રાંતનો સુબો બનાવ્યો.

ઈ. સ. ૧૭૫૮ માં રાઘોબાદાદાએ અહમદ શાહ અબદલાના સરહિંદના સુબાને પૂર્ણ રીતે હરાવ્યો. અને લાહોર ને મુલતાન એ પ્રાંતો પર પોતાના વતી અદીનબેગને સુબો નીમ્યો. તે પ્રાંત પાછો લેવા માટે અહમદ શાહે હિંદુસ્તાન પર પાંચમી વાર ચઢાઇ કરી. (ઈ. સ. ૧૭૫૯ ના અંતમાં અથવા ૧૭૬૦ ની શરૂઆતમાં) અહિં મૂકેલી મરાઠાઓની ફોજને હાંકી કાઢી તે જમના નદી ઓળંગી ને આ બાજુ આવ્યો. નજીબઉદૌલા રોહિલાએ તેને હિંદુસ્તાન પર ચઢાઇ કરવા માટે આમંત્રણ આપ્યું હતું. અને બીજા આલમગીર બાદશાહનો પણ તેની સાથે કંઇક પત્ર વ્હેવાર થયો હતો એમ કહેવાય છે. અહમદશાહ આવ્યો કે તરતજ નજીબઉદૌલ્લા તેને મળી ગયો, ને પછી સુજાઉદૌલ્લાને પણ પોતાનો કર્યો. ઉત્તર હિંદુસ્તાનમાનાં બીજા મુસલમાન સરદારો પણ તેને આવી મળ્યા. આ બધાની મદદથી પાણીપતની લઢાઈમાં તેણે મરાઠાઓને હરાવ્યા. (૧૭૬૦-૧૭૬૧ પાણીપતની લઢાઈ જુઓ.) તે પછી તેણે દિલ્હીની ગાદી શાહ આલમ બાદશાહને આપી ને સુજાઉદૌલ્લાને પોતાનો પ્રધાન બનાવ્યો. અને નજીબઉદૌલ્લાને તેણે અમીર ઉમરાવના હોદ્દાપર મૂકયો, ને પોતે સ્વદેશે પધાર્યો. (ઈ. સ. ૧૭૬૧) અહમદશાહની આ વખતે આખુ હિંદુસ્થાન કબજે કરવાની ઈચ્છા હતી. પણ તેના લશ્કરે તેને એલેકઝંડરના લશ્કર પ્રમાણે પાછો ખેંચ્યો.

ઈ. સ. ૧૭૬૧ માં તેણે છઠ્ઠીવાર હિંદુસ્થાનપર ચઢાઈ કરી. ઇ. સ. ૧૭૬૪ માં સાતમી અને સન ૧૭૬૭ માં આઠમી એ પ્રમાણે તેણે આઠ ચઢાઈઓ કરી. નાસુરના દરદથી અહુમદશાહ સ. ૧૭૭૩ ના જુન માસમાં મરણ પામ્યો.

બાદશાહ વ્યવસ્થાનો ખાસ અભ્યાસી હતો અને ન્યાયી હતો. પ્રજાને સંતોષકારક રાખવા પ્રત્યે તેનું ધ્યાન હતું તેજ પ્રમાણે તે વિદ્વાનોને ચાહનારો અને સુશિક્ષિત હતો. તૈમુર નાદીરશાહ વગેરે રાજાઓ પ્રમાણે તે ક્રૂરતાથી વરત્યો હશે તો પણ તેમણા કરતાં ઘણે દરજ્જે તે શ્રેષ્ઠ હતો એમાં શકે નથી. યુદ્ધ કલામાં તે ઘણોજ હોશિયાર હતો.

પાણિપતનું ત્રીજું યુદ્ધ અહમદશાહ અબદલ્લી અને મરાઠાઓ વચ્ચે થયું. અબદલ્લીએ ૧૭૫૫ માં દિલ્લીના બાદશાહનો સેનાપતિ નીમવામાં આવ્યો. ૧૭૫૭ માં વજીરગાજીઉદ્દીનના કહેવા પરથી રાઘોબા દાદાએ પેશવાએ તેને પદચ્યુત કર્યો સરહિંદ ખાતે અબદલ્લીના સુબેદારને ગાજીના કહેવા પરથીજ રાઘોબા દાદાએ હાંકી કાઢીને પંજાબ દુરાનીઓના હાથમાંથી મુકત કર્યો. મરાઠાઓ દિલ્હી દરબારમાં સર્વોપરિ થયા; અને પાદશાહને ગાદીનશીન બનાવવો અથવા ઉઠાડી મૂકવો એ વાત કેવળ તેમના હસ્તક રહી. તેમના મનમાં આવ્યુંજ હોત તો મુસલમાન પાદશાહતને તેઓ જડમૂળથી ઉખેડી નાંખી શકયા હોત. આવાત અહમદશાહ અબદલ્લીથી સાંખી શકાઇ નહિ.

અબદલ્લીના મનમાં ઘણા દિવસોથી, મરાઠાઓનાં વર્ચસ્વ દૂર કરવાનો વિચાર ચાલી રહ્યો હતો, ત્યાં પોતાની સતાસ્થાપી, લાગ આવે પોતેજ દિલ્હીની ગાદી પચાવી પડી, ત્યાંના બાદશાહ થવું, એવી તેની મહત્ત્વાકાંક્ષા હતી. પણ આમ કરવામાં મરાઠાઓ તેને કાંટારૂપ હતા. પાદશાહની ઓરમાન મા, મલિકા અજજમાની, નજીબખાન, અને થોડા ઘણે બાદશાહ પણ મરાઠાઓની વિરૂદ્ધ તો હતાંજ આ બધા ઘણા દિવસોથી અબદલ્લી સાથે તેઓ વાટાઘાટ કરતા હતા. દત્તાજીએ જયારે નજીબપર સ્વારી કરી,

ત્યારે અબદલ્લીને તરતજ બોલાવવામાં આવ્યો. અને તેથી તે અટક પર ગયો. એટલામાં અલમગીર બાદશાહનો અબદલ્લી સાથે ચાલેલો ગુપ્ત પત્ર વ્યવહાર જડી આવ્યો. અને ગાજીઉદ્દીને તેનો વધ કર્યો. અને શાહઆલમને ગાદીપર બેસાડવામાં આવ્યો. અહમદશાહ તરતજ દોડી આવ્યો. તેણે લાહોર લીધું. યમુના નદીના કિનારાપર દત્તાજીની ફોજ પડી હતી. ત્યાં થોડું પોતાનું સૈન્ય રાખી, તેણે યમુના નદી ઓળંગી. અને સૈન્યમાં ભરતી કરી, તરતજ તેણે દત્તાજીની એકબાજુપર અચાનક હુમલો કર્યો. દત્તાજી મરાયો અને તેનું લશ્કર નાસી ગયું. મલ્હારરાવ હોળકરને આ વખતે મદદ માટે ઘણું ઘણું બોલાવવામાં આવ્યો, પણ તે ન તે નજ આવ્યો. દત્તાજીનો પરાભવ થયા પછી મલ્હારરાવે અબદલ્લીનું અનાજ વગેરે લૂંટવાનો પ્રયત્ન કર્યો. પણ બાહોશ અબદલ્લીએ તેને નસાડી મૂકયો.

અબદલ્લીના આ વિજયની ખબર પડતાંજ પેશવાએ ભાઉસાહેબને બોલાવ્યા ભાઉસાહેબે ઉદગીરના યુદ્ધમાં આ પહેલાં, નિઝામનો પૂરેપૂરો પરાભવ કર્યો હતો. એક અઠવાડિયા સુધી વાટાઘાટ થઇ, અને ભાઉસાહેબ વિશ્વાસરાવની સાથે અબદલ્લી સામે નીકળ્યા. રજપૂતો તટસ્થ રહ્યા કારણ બે વરસ પૂર્વે રાઘોબા દાદાએ અને જયાપ્પા શિંદેએ તેમનો પરાભવ કર્યો. રજપૂતોએ મરાઠાઓને અનાજ પણ પૂરું પાડ્યું નહિ. સુરજમલ્લ જાટ એકલો મલ્હારરાવના કહેવા પરથી ભાઉસાહેબને આવી મળ્યો. પણ તેપણ રીસાઈને ચાલ્યો ગયો. ચતુર અબદલ્લીએ એને ફોડવાનો પ્રયત્ન કર્યો હતો એમ કહેવામાં આવે છે.

ભાઉસાહેબ દિલ્હીમાં હતા, ત્યારે અબદલ્લી ગંગા કિનારે હતો. અબદલ્લીએ નજીબ મારફત સુજાઉદ્દૌલ્લાને પોતાની તરફનો કર્યો. મરાઠાઓથી તે ઘણોજ ડરતો હોવાથી ઉઘાડી રીતે તો તે તેમને મદદ કરી શક્યો નહિ કે તેમને મળી શક્યો નહિ. ભાઉસાહેબે તેને પોતાની બાજુએ ન આવે તોપણ અબદલ્લીને જઇ ન મળવાનું, એટલે કે તટસ્થ રાખવાનો પ્રયત્ન કર્યો. પણ તે નકામો ગયો. અબદલ્લી એટલામાં ગંગા આગળના અનૂપ શહેરથી નીકળ્યો; અને તેણે ભાઉસાહેબ સાથે ખોટી સલાહની શરતો મૂકી. તેમાં તેને બાંધી, યમુના નદી ઓળંગી. બીજે દિવસે બીજા આગળ બન્ને લશ્કરોનો તેટો થયો. આ વખતેજ અબદલ્લી પર ચઢાઈ કરવી જોઇએ એવી સલાહ ઈબ્રાહીમખાને મલ્હારરાવને આપી. પણ તે ગણ કારવામાં નઆવી. આથી દક્ષિણમાં પાછા હઠી, ભાઉસાહેબને પાણીપતના મેદાનમાં લઢાઇની તૈયારી કરવા ફરજ પડી.

અબદલ્લીની યુદ્ધ કલાની હોંશિયારીથી પાણિપતનું યુદ્ધ જીતાયું. અને મરાઠાઓનો ભારે પરાજય થયો. અબદલ્લીએ શાહઆલમને ગાદીપર બેસાડયો. આ યુદ્ધમાં અબદલ્લીનું પણ એટલુ બધું નુકસાન થયું કે, લઢાઈ પછી તે અગિયાર વરસ સુધી જીવ્યો. ઘણ ત્યારપછી તેણે હિંદુસ્થાનને ત્રાસ આપ્યો નહિં.

(સુલતાન મહમદખાન બારૂખઝાઇ ના તારીખ સુલતાનનીનું ભાષાંતર ગ્રેંડડફનો મરાઠાઓનો ઇતિહાસ, વિન્સેન્ટ સ્મિથ ઈંડિયા એ. બ્રિ. સહવિચાર, વર્ષ ૧ અંક ૧ લો સરદેસાઈ મરાઠા રિયાસત મધ્ય વિભાગ ૩. વિસ્તાર વર્ષ ૫૪ અંક ૯ માનાં પુસ્તક પરિક્ષણ સાથે બીલનો કોશ વગેરે.)

**અહમદશાહ વલી :—** (સ.૧૪૨૨-૧૪૩૫.) એક બહામની રાજા. પોતાના ભાઇને પદચ્યુત કરીને એ ગાદીએ આવ્યો. તે વિદ્વાન હતો અને સાધુઓને ઘણુંજ માન આપતો, તેથી તેને વલી (સાધુ) કહેવામાં આવેલો સૈયદ મહમદ જીસુહુરાજ એ સાધુને તેણે મોટી મોટી જાગીરો આપી હતી. માજી શાહના પ્રધાનને તેણે નોકરીમાં કાયમ રાખ્યો.ને ફોજની શીસ્ત બરાબર સુધારી. તેમજ ભત્રીજા હસનને ફોજમાં આસામી બનાવી ને રહેવાને જુદો મહેલ આપ્યો. આ રીતે અનેક સત્કૃત્યોથી આ રાજાએ રૈયતની પ્રીતિ મેળવી લીધી. હંમેશ પ્રમાણે વિજયનગર ને કેરળના રાજાઓએ શાહ સાથે લડાઈ આરંભી સન ૧૪૨૩ માં દક્ષિણમાં મોટો દુકાળ પડયો. સન ૧૪૨૪ માં વારંગણના રાજા પર અહમદશાહે સવારી કરીને તે રાજાને ઠાર મારી આખો પ્રાંત જીતી લીધો. તેવીજ રીતે તેણે અનેક હિંદુઓને મારી નાખ્યા ને તેમની સ્ત્રીઓને બાળકોને વટલાવી દીધાં આ સવારીમાં શાહને એક હિરાની ખાણ જડી આવી. બધા મુલકોમાં જે મંદિરો હિંદુઓનાં હતાં, તે બધાંને ભંગાવીને ત્યાં તેણે મશીદો બંધાવી ને તેમના ખરચ માટે ઉપજ થાય એવી જમીનો આપી. વ-હાડ પ્રાંતના કાવીલગઢ અને નરનાળી એ બે કિલ્લા તેણે સમરાવ્યા. ૧૪૨૯ માં માળવાના સુલતાન સાથે લડાઈ કરીને અહમદશાહે તેનો પરાજય કર્યો. પછી બેદર પાસે શાહ શિકારે ગયો, ત્યારે એક નવીન શહેર વસાવવાનો વિચાર મનમાં આવવાથી તેણે આમદાવાદ બેદર નામનું નવું શહેર વસાવ્યું. બેદર એ શહેર પહેલા હિંદુ રાજ્યોની રાજધાની હતી. ત્યાં અહમદશાહે ખડક ઉપર એક કિલ્લો બંધાવ્યો. તે મજબુત હોય ઉપરાંત પ્રખ્યાત હતો એ નવા શહરને તેણે પોતાની રાજ્યનું સ્થળ બનાવ્યું પછી કેટલાક દિવસ લગી કોંકણપટ્ટીને ગુજરાત પ્રાંત ઉપર આ શાહે સવારી ચાલુ રાખી મેસાપોટેમિયાપ્રાંતમાં કર્બેલાં ૧૪ સૈયદનું સ્થાન છે. તેઠેકાણે સૈયદોને શાહે ઘણાં દાન આપ્યાં. તેણે ઈરાન વિગેરે દેશમાંથી ઘણા સાધુઓને આ દેશમાં આણ્યા. ૧૪૩૫ માં તે મરણ પામ્યો. તેની કબર અહમદશાહ બેદરમાં બાંધવામ ાઆવી (મુસલમાની રિયાસત, સ્મિથ ઇંડિયા બીલ વગેરે.)

**અહમદાવાદ**:—(અમદાવાદ) જીલ્લો (મુંબઈ ઈલાકો) ઉત્તર વિભાગમાંનો એક જીલ્લો. તે ઉત્તર અ. ૨૧°૨૬ થી ૨૩°૨૧ અને પૂ. રે. ૭૧°૧૯ થી ૭૩ ૨૭ પર આવ્યો છે, અને તેનું ક્ષે. ફ. ૩૮૧૬ ચો. માઈલ છે.

સીમા—પશ્ચિમે ને દક્ષિણે કાઠીઆવાડ દ્વિપકલ્પ ઉત્તરે વડોદરા રાજ્યનો ઉત્તર ભાગ, ઈશાન્ય દિશાએ મહીકાંઠા એજન્સી ને બાલા સિનોર સંસ્થાન, ને ખેડા જીલ્લો આગ્નેયમાં ખંભાતનો અખાત ને ખંભાતનું રાજ્ય.

સ્વરૂપ—આ પ્રાંતની એકંદર રચના ઉપરથી એમ દેખાય છે કે, અહીં પહેલાંના વખતમાં સમુદ્ર હશે. ખંભાતનો અખાતને કચ્છના રણની વચ્ચેનો મુલક હજી ભરતી વડે ભરાઈ જાય છે. તદ્દન દક્ષિણે અને ઉત્તર સીમાની બાજુએ થોડા ડુંગરી પહાડો છે. બાકી એકદંર પ્રદેશ સપાટ મેદાન છે. પૂર્વ ઉત્તર દિશા તરફ ચઢાવ છે.

આ પ્રદેશનું મુખ્ય અંગ સાબરમતી કહેવાય ને અરવલ્લીમાં ઉત્પન્ન થઇ ખંભાતના અખાતને મળે છે. ખારી મેશ્વો ને માછામ એ નદીઓ એને મળે છે. કાઠીઆવાડ તરફથી પૂર્વે વહેતી નદીઓ ભોગાવો, ભાદર, ઉટાવલી, નીલકી, પીંજરીયા, ને અધીઆ, ખારી નદીમાંથી ૧૬ માઈલ લાંબી એક નહેર કાઢવામાં આવી છે, ને તેથી ૩૦૦૦ એકર જમીનને પાણી પૂરૂં પાડવામાં આવ્યું છે. નાળ નામનું સરોવર અમદાવાદથી ૩૭ માઈલ પર છે. તેનું ક્ષેત્રફળ ૪૯ ચો. માઈલ છે. ધોલેરા, ઘોઘા, બહુલીઆરી નામે ત્રણ ખાડીઓ છે.

આ જીલ્લાની ઓછી જમીન સારી છે. પણ તેની માટી ઉંડાઈમાં બહુ નથી. નીચેના થર ત્રિસ્તર (ટર્સીઅરી) અને સીતોપલ (ક્રેટોસીઅસ) વખતમાં હશે. દક્ષિણ તરફના કાળવથરી પત્થર ધંધુકા તાલુકા જેવા ઠેકાણે જોવામાં આવે છે. પ્રદેશ એકંદરે સુકો ને ઝાડી ખૂબ ઓછી છે.

મુખ્ય ઝાડ—કેરી, મહુડાં, લીંબ.ઈ, સાગ, વાંસ, ખેર, બાવળ, પીંપળો ને બોરડી એ ઝાડ મોડાસા ડુંગર ઉપર થાય છે. તેનો ઉપયોગ ખાવા માટે દવામાટે અને રંગ ને ચામડાં બનાવવામાં થાય છે. ખેર ને બાવળનો ગુંદર લોકો ખાય છે. મહુડાંના ફળ અનાજ સાથે ઉકાળે છે. પીંપળ ને બોરડીમાંથી લાખ તૈયાર થાય છે.ડોરીનાં પાન ભીલ લોકો હોંશથી ખાય છે. તેનાં બીયામાંથી સાબુ બને છે.

જંગલના વાઘ હવે દેખાતા નથી. ચિત્તા જોવામાં આવે છે. વરૂ નાલસરોવરને કાંઠે હોય છે. જંગલી કુતરા ઘણા છે. માછલાં પણ ઘણા મળે છે. ઉષ્ણતામાન ઓછામાં ઓછું ૪૯° ને વધારેમાં વધારે ૧૧૫ હોય છે.

વરસાદ લગભગ ૨૯ ઇંચ હોય છે. પ્રદેશ સીધો ને સપાટ છે. નદીના પ્રવાહ વાંકાચુકા હોવાથી પૂર આવતાં ખૂબ નુકસાન થાય છે.

ઈતિહાસ—(ઈ. સ. ૭૪૬-૧૨૯૮) અણહિલવાડના રાજાના અમલમાં અહિંની જમીનમાંથી પાક લેવાની શરૂઆત થઈ. આ રાજા બલવાન અને પૈસાવાળા હતા, તો પણ તેમના વખતમાં ને મુસલમાન રાજાઓના વખતમાં ઘણી જમીન ભીલ ને નાયકાઓના તાબામાં હતી.

જ્યારે અકબરના હાથનીચે ગુજરાત પ્રાંત આવ્યો, ત્યારે ત્યાંના ભીલ નાયકોએ તેનું માંડલિકત્વ માન્ય કર્યું હતું. મુસલમાની રાજ્યના વખતમાં અહમદાબાદ સરકાર રાજકારભારનું ગુજરાતનું મુખ્ય સ્થાન હતું. હાલનો અમદાવાદ જીલ્લો પહેલાના 'સરકાર' (જીલ્લા) જેવડોજ છે. ઈ.સ. ૧૭૫૩ માં મરાઠાઓએ એ પ્રાંત જીતી લીધો. તેમણે મધ્ય પ્રદેશમાં રાજ્ય વ્યવસ્થા કરી. પણ જ્યાં લગી પાસેના સંસ્થાનીકોએ ખંડણી આપવાનું સ્વીકાર્યું. ત્યાં લગી તેમને મરાઠાઓએ પજવ્યા નહિં. ઈ.સ. ૧૮૦૩ માં અંગ્રેજોને આ પ્રાંત મળ્યા પછી તેમણે પહેલાંના સંસ્થાનોને કાયમ રાખ્યા માત્ર ખંડણીની રકમ ખૂબ વધારી.

ભાવનગરના રાજાએ ધોલેરા ભાગમાં મુલક લેવાની ખટપટ કરી. ધોલેરા સંસ્થાને અંગ્રેજોને વિનંતિ કરી કે તેને આ જુલમમાંથી બચાવવામાં આવે. ઈ. સ. ૧૮૦૨ માં ગાયકવાડની સંમતિથી અંગ્રેજોએ તે રાજ્ય પોતાના રક્ષણ નીચે લીધું. ૧૮૦૩ માં ધોલેરા સંસ્થાન સહાયકારી લશ્કરના ખરચ માટે અંગ્રેજોના હાથમાં ગયું.

૧૮૦૫ થી આ સ્થાન ખેડાના કલેક્ટરના અમલ નીચે આવ્યો. ૧૮૧૮ માં અમદાવાદ જીલ્લો જુદો જીલ્લો કરવામાં આવ્યો. આ ભાગમાં કળાની દૃષ્ટિથી ઉત્તમ હિંદુ અને મુસલમાન ઇમારતો અમદાવાદ શહેરમાં ને પાસેના ભાગમાં ઘણી છે. ધંધુકા તાલુકામાં ભીમનાથ ગામમાં શંકરનું એક મંદિર છે. જેનો સંબંધ પાંડવો સાથે જોડવામાં આવે છે. અડાલજ ગામમાં અમદાવાદથી ૧૨ માઈલ ઉપર એક સુંદર વાવ છે.

લોકવસ્તી—૧૮૫૭ માં આ જીલ્લાની વસ્તી ૬૫૦૨૨૩ હતી. ૧૮૯૧ માં ૯,૨૧,૫૦૭ હતી. પણ ૧૮૯૧ થી ૧૯૦૧ એ દશ વર્ષમાં દુકાળ અને કોલેરા ને લીધે ઘણાં લોકોને ત્રાસ થવાથી અહિંની વસ્તી સંખ્યા ૭,૯૫,૬૬૭ હતી એમાંની ૯૦,૭૪૫ લોક

બધેલા હતા તેમાં હિંદુ લોકો સૈકડે ૮૪ મુસલમાન સૈકડે ૧૧ અને ખ્રિસ્તીઓ ૩૪૫૦ હતા. ૧૯૨૧ ની સાલમાં ત્યાંની વસ્તી ૮૯૦,૯૧૧ હતી. એટલે ૧૯૧૧ થી ૭-૦૯ થી વધી. અસહકારના યુગમાં વસ્તી ગણત્રી બરાબર ન થઈ હોવાથી ૧૯૩૧ માં કેટલી વસ્તી છે તે જાણવાનું સાધન નથી. પ્રાંતની ભાષા ગુજરાતી છે.

મુખ્ય શહેર—અમદાવાદ, વિરમગામ ધોલકા, ધંધુકા, પ્રાંતીજ, મોલેરા, મોડાસા, આણંદ એટલાં મુખ્ય શહેર છે. વેપારી વર્ગનું ( વાણીયાનું ) મહત્વ વિશેષ છે. શ્રાવક અથવા જૈન વેપારી બ્રાહ્મણાનુયાયી વેપારી કરતાં વધારે પૈસાવાળા છે. જોકે અમદાવાદ મુંબઈ ઈલાકામાં વેપારનું એક મોટું શહેર ગણાય છે. તો પણ ઘણા લોકો ખેતી પર ગુજરાન ચલાવે છે. ખેડુતોમાં કણબી, રજપુત, વોહરા, ને કોળી તેમજ મુસલમાનોનો સમાવેશ થાય છે. કન્યાના લગ્ન ખરચાળ બાબત હોવાથી પહેલાં કન્યાઓને મારી નાંખવાનો રીવાજ હતો. તેનો કાયદાથી હવે બંધી છે. કડવા કણબીઓનો વિવાહવિધિ પ્રચારમાં છે. તે ધ્યાનમાં રાખવા જેવા છે. જ્યારે સારોવર મળવો અશક્ય થઈ પડે ત્યારે કન્યાને એકાદ ફુલના હાર સાથે પરણાવે છે ને તે હારને કુવામાં ફેંકી દઈને તે કન્યાને વિધવા માનીને તેને ઓછા ખરચવાળી નાતરા પદ્ધતિથી ફરી પરણાવે છે. બીજી રીત એ છે કે વિવાહિત પુરુષ સાથે છુટા છેડા કરવાના ઠરાવ કરીને છોકરીના વિવાહ બીજા ગમે તે સાથે કરવાની છુટ હોય છે.

રજપુત ખેડુતાના બે ભેદ છે. એક ગરાસિયા બીજો ભાગે જમીન કે ભાડે ખેડનારી. ખ્રિસ્તીઓની સંખ્યા ઓછી નથી. મિશનરીઓ અહિં પણ ઘણાં છે.

ખેતી—જમીન બે જાતની છે. એક કાળી અને બીજી ગોરાડુ પડતી ભૂખરી. સાબરમતીના ખાણોમાં જમીન કાંપથી બનેલી છે. કોઈકોઈ ઠેકાણે જમીન બેબગામ ઝુકલા જેવી લાલ રંગની છે.

જમીન મહેસુલની બે રીતો છે. એક તાલુકદારને બીજી રૈયતવાડી સૈકડે છ ટકા જમીન ઈનામ અપાયેલી છે.

મુખ્ય પાક—ઘઉં, બાજરી, જાર, કપાસ, ભાત વગેરે.

ઢોર—ધંધુકા તાલુકાની ગાયો ઘણું દુધ આપનારી હોય છે. બધા ઈલાકામાં ઘોડા સારા થાય છે. કાઠીઆવાડના ઘોડાને સિંધી અને અરબી ઘોડાનો વેપાર ચાલે છે.

વેપાર—ખારાઘોડામાં બે મીઠાનાં અગરો છે. સુતરાઉ કાપડ, પીત્તળનાં ને તાંબાનાં વાસણ, માટીનાં વાસણ, લાકડા ઉપરનું કોતરકામ ને જોડાં, બ્લૅંકીટ, ઈત્યાદિ વસ્તુઓ તૈયાર થાય છે. એકલા ગુજરાતના સુલતાનોના તાબામાં આવ્યા પછી અહિંના કારીગરોની તેમની કારીગીરી માટે ખૂબ ખ્યાતિ છે. ઈ. સ. ૧૯૦૪ માં અહિં ૩૮ સુતરાઉ મીલો હતી ને તેમાં ૬૩૨૬૩૦ ત્રાકો અને ૭,૮૫૫ શાળો ચાલતી. ને ૪૫,૦૦૦૦૦૦ પાઉંડ સૂતર અને ૨૮,૦૦૦૦૦૦ પાઉંડ કાપડ તૈયાર થયું. આજ તેથી ઘણી પેદાશ વધી છે. ને ગામેગામ ખાદીની ઉત્પત્તિ થયા કરે છે.

અહિંના વેપારી વધારે પૂર્ણાવસ્થાને પહોંચ્યા હોય એમ લાગે છે. દરેક ધંધાને કારીગર કે વેપારી એકાદ સંઘનો સભાસદ હોય છે. આવા સંઘમાં દરેક કુટુંબનો મોટો માણસ આવી શકે છે. દરેક સભ્યને મત આપવાનો અધિકાર હોય છે, ને નિકાલ બહુમતે માન્ય થાય છે. જ્યાં દરેક ધંધાના પેટા વિભાગ હોય છે, ત્યાં દરેક ધંધાના પેટા સંઘ હોય છે. તે સંઘનો ઉદ્દેશ કામના કલાક ને દિવસ ઓછા કરાવીને ધંધામાંની હરીફાઈની હદ ઠરાવવી, સંઘનો નિકાલ કોઈ સભ્ય ન માને, તો તેને કામ ન મળવા દેવું, અથવા દંડ કરવો. ધંધામાં નવો પ્રવેશ કરવા માંગનારને ૫૦ થી ૫૦૦ રૂ. આપવા પડે છે. તે ફી તરીકે લેવાય છે. આ આવકમાંથી ધર્માદા ભોજન અને દાન થાય છે.

ઈ. સ. ૭૪૬ થી સોળમાં સૈકાની આખર સુધી અમદાવાદ વેપારનું મુખ્ય મથક હતું. પણ પાછળથી સુરતનું મહત્વ વધ્યું, એટલે અમદાવાદ પાછળ પડયું.

આયાત ને નિકાસ માલ—ખાંડ, લાકડું, ધાતુ, અનાજ, નારીએળ, એ આયાત અને કપાસને તેલી ધાન્ય એ મુખ્ય નિકાસ છે.

અહિંના વેપાર ધોલેરા અને ઘોઘા બંદર થઇને મુંબઈ સાથે ચાલે છે.

વ્યવહારના માર્ગો આ પ્રદેશમાં આગગાડી આવતા પહેલાં માળવા અને મધ્યહિંદનો વેપાર અમદાવાદ મારફત થતો. બધો વેપાર બળદગાડી ને ઉંટોની પીઠપર થતો. પચાસ વરસ પહેલાં આ ભાગમાં સડકો ન હતી ને ચોમાસામાં વેપાર અશક્ય થઈ પડતો. ૧૮૭૦ થી ઘણી સડકો બનાવવામાં આવી. ૧૯૦૩-૪ માં ૧૨૪ માઈલ સડક, ને ૩૩૭ માઈલ કામચલાઉ રસ્તા થયા. તેમજ મુંબઈ વડોદરા રેલ્વે, રજપુતાના માળવા રેલ્વે તેમજ મહેસાણા વિરમગામ રેલ્વે એ રેલ્વેના ફાંટા શરૂ થયા.

કારભાર—આ જીલ્લાના છ તાલુકા છે. દસ્ક્રોઈ સાણંદ, વિરમગામ, ધોલકા, ધંધુકા, પ્રાંતીજ, કલેકટરના હાથનીચે બે ઍસિસ્ટંટ કલેકટર અને એક

ડેપ્યુટી કલેક્ટર છે. તેઓ આ બધી વ્યવસ્થા જુએ છે.

એક ડિસ્ટ્રિક્ટ અને એક સેશન્સ ન્યાયાધીશ છે. તેને ખેડા જીલ્લાના કેસ સાંભળવાનો અધિકાર છે. તેના હાથ નીચે પાંચ મુનસફ, એક સ્મૉલકૉઝ કોર્ટનો જજ, અને નીચેનો જજ, અને એક સહાયક જજ હોય છે. અમદાવાદ શહેરનો એક સ્વતંત્ર મૅજીસ્ટ્રેટ હોય છે.

આ જીલ્લામાં વિશેષતા એ છે કે તાલુકદાર અને મેવાસી લોકોના તાબામાં મોટી જમીનો છે. એ લોકો હિંદુ અને મુસલમાન પણ છે. અહિંના ચુડાસમાં લોકો જુનાગઢના રાજાના વંશજો છે. વાઘેલ લોકો સોલંકી વંશના છે. ગોહેલ લોકો મારવાડમાંથી પુરાતન વખતમાં આવેલા છે. તે ઝાલ લોકો પહેલાં મકવાણા નામથી જાણીતા હતા. તેમજ હિંદુ તેમજ મુસલમાન રાજ્ય કર્તાઓના માનીતા લોકો આ તાલુકદારો વિશેષ છે. તાલુકદારો પૂર્ણરીતે જમીનના માલીક હોય છે. માત્ર સરકારને અમુક રકમ આપવા તેઓ બંધાએલા હોય છે.

ઈ. સ. ૧૯૦૩ ની સાલમાં જમીન મહેસુલ ૨૩,૬૯,૦૦૦ અને એકંદર આવક ૬૭,૩૪,૦૦૦ રૂ. હતી.

પહેલાં ધોઘા ને પ્રાંતીજ એ ગામોને મ્યુનિસિપાલિટીનો અધિકાર પહેલો ને પછી પાંચ વરસમાં ધોળકા, અમદાવાદ, વિરમગામ, મોડાસા ધંધુકા, એ ગામોમાં મ્યુનિસિપાલિટી આવી.

ઇ. સ. ૧૯૦૧ માં શિક્ષિત લોકોનું પ્રમાણ ૧૧-૪ હતું. પુરૂષોનું પ્રમાણ ૨૦-૫ ને સ્ત્રીઓનું સેંકડે ૧-૭ હતું.

ઇ. સ. ૧૯૦૩-૪ માં ૪૦૧ શાળા હતી. ૩૧,૪૬૦ છોકરા છોકરી ભણતાં. તેમાં ૮ સરકારી ૬૧ મ્યુનિસિપાલીટીની, ૧૯૭ લોકલ બોર્ડની અને ૪૨ સાર્વજનિક ફંડથી ચાલતી શાળા છે. શહેરમાં એક આર્ટ્સ કૉલેજ છે ને એશિક્ષક તૈયાર કરવાની કૉલેજ છે. એકંદર શિક્ષણને માટે સાડા ત્રણ લાખ રૂ. ખરચાયા છે. ને ફીની આવક ૭૦,૦૦૦ છે.

પાંચ ખાનગી દવાખાના બાદ કરતાં આ જીલ્લામાં ત્રણ ઇસ્પિતાલો ને ૧૮ દવાખાનાં છે. ઈ. સ. ૧૯૦૪ માં ૧,૮૪,૦૦૦ લોકોને દવા આપવામાં આવી હતી. તેમાંથી ૪૩૬૪ રોગીઓને ઇસ્પિતાલમાં રાખવામાં આવ્યા હતા એકંદર ખર્ચ ૫૫,૫૮૦ રૂ. થયો. તેમાંનો ૧૭,૦૦૦ રૂ. મ્યુનિસિપાલિટીને લોકલ બોર્ડે સહન કર્યો. અમદાવાદ શહેરમાં ગાંડાની ઇસ્પિતાલ એક છે તેમાં ૧૦૮ ગાંડાની સગવડ છે.

૧૯૦૩-૪ માં ૧૯,૦૦૦ લોકોને શીતળા ની રસી મૂકવામાં આવી હતી.

**અહમદાબાદ—શહેર (અમદાવાદ):**—રળીઆમણા ગુજરાતમાં અમદાવાદનું સ્થાન આજે અનેરૂં છે. ગુજરાત હિંદનો બગીચો છે છતાં અમદાવાદતો સાદા સૂકા રેતાળ પ્રદેશ પરજ આવ્યો છે. ઈસ્વી સનની શરૂઆતથી અમદાવાદ આસપાસનો ભાગ શ્વભ્રદેશ કહેવાતો હશે. શ્વભ્રદેશ તે આનર્ત અને લાટની સરહદ પર એક ન્હાનો ભાગ. શ્વભ્ર એટલે કોતર સાબરમતીના કીનારા પરથી એ નદીની આસપાસનો મુલક શ્વભ્ર કહેવાતો સાબરમતીનું અસલનામ શ્વભ્રમતી હોવું જોઇએ. એ શ્વભ્રમતીનું લોકોએ સાબરમતી કરી નાખ્યું. અને સાબરમતી પરથી સંસ્કૃત કરી સાભ્રમતી નામ પંડિતોએ બનાવ્યું હશે.

સાબરમતી નદી મેવાડના ડુંગરોમાંથી નીકળી બસો માઈલ વહી ખંભાતના અખાતને મળે છે. નદી નોપટ ઘણો પહોળો અને રેતાળ છે. ચોમાસાના થોડા દિવસ શિવાય એમાં પાણી ઘણું ઓછું રહે છે. સાબરમતી પ્રવાહ અમદાવાદ આગળ વારંવાર બદલાયો છે, પ્રવાહ બદલાયો છે. કે વસતી માટે ખાસ બદલ્યો છે એ પ્રશ્ન છે. આ નદીનો મહિમા બહુ નથી. દુધેશ્વર પઢાધારેશ્વર અને સપ્તર્ષિનો મહિમા કાંઈક ગણાય છે.

સાબરમતી અગર સ્વભ્રવતી નદીને કાંઠે આશાવલ કે આશાવલ્લી હતું. ઘણા જુના વખતમાં ત્યાં ભીલ રાજાઓનું રાજ્ય હતું. તે આશા ભીલને નામે પ્રસિદ્ધ હતા. એ આશાવલનો ઉલ્લેખ ૧૦ મી સદીથતાં આવ્યો છે. અગીઆરમી સદીમાં છ લાખ ભીલોના સ્વામી આશાવલને હરાવી સોલંકી કર્ણદેવે ત્યાં કર્ણાવતી નગર સ્થાપ્યું. છતાં ઘણા વખત પછી પણ બન્ને નામો ઉપલબ્ધ થાય છે.

ઇ. સ. દશમી સદીથી અમદાવાદ વસતાં સુધી ગુજરાતના સ્થળોમાં પાટણ અને ખંભાતથી બીજી પંક્તિમાં આશાવલનુંજ નામ જણાય છે.

મીરાતે અહ્મદીમાં અમદાવાદના પરાંની નોંધમાં આશાવલ અને અસારવા બન્ને જુદાં અને જુદી જગ્યાએ છે એ સ્પષ્ટ જણાવ્યું છે. અસારવા અમદાવાદની ઈશાને છે. આશાવલ અમદાવાદની નૈઋત્યમાં છે. આશાવલ પાછળથી પુરૂં થયું ત્યારે જમાલપુર દરવાજા બહાર કેલીકો મીલની પાસે હશે એમ નકકી થાય છે. જ્યારે એ મ્હોટું શહેર હશે ત્યારે ઉત્તરે શહેરની અંદર ખાન જહાન અને રાયખડ સુધી ને પૂર્વે આસ્ટોડિયા સુધી તેની હદ હોય એમ સંભવે છે.

કર્ણાવતી પણ સાબરમતીને કીનારે હતું. કર્ણાવતી નામ વાળો શિલાલેખ પણ સપ્તર્ષિ આગળથીજ જડેલો છે. તે પરથી આશાવલ અને કર્ણાવતી બંન્ને શહેરો એક છે. એ સિદ્ધ કરવાને વધારે પુષ્ટિ મળે છે.

આશાવલના મહત્વને લીધે જૈન અને હિંદુ ધર્મના ઘણાં મંદિરો ત્યાં હશે. અમદાવાદ વસ્યા પછીથી આશાવલની પડતી થવા માંડી. આશાવલ ઉત્તરનો થોડો ભાગ શહેરમાં આવી ગયો છે. એમ માનવાને કારણછે. આસ્ટોડીઅન દરવાજે આશા ભીલનો ટેકરો કહેવાય છે. તેને પુરાણા આશાવલ સાથે સંબંધ હશેજ. આસ્ટોડીઆ તેજ આશાવલ એવી માન્યતા ચાલે છે. પડતી થવા છતાં અમદાવાદના ખરા તરીકે આશાવલ અઢારમી સદીના પ્રથમ સુધી હતું. મરાઠાઓ દક્ષિણથી આવી અમદાવાદ પર આશાવલની બાજુથી હુમલો કરતા એટલે એમની અવરજવર તેના નાશનું નિમત્ત બન્યું હોય એમ જણાય છે.

અહમદશાહના પિતા મુહમ્મદશાહને આશાવાલ પસંદ હતું અને ત્યાં ગાદી જમાવી હતી. અહમદશાહને પણ આશાવલની હવા પસંદ પડી તેથી ત્યાં એક શહેર વસાવી રાજધાની સ્થાપવાનો વિચાર થયો. અને સરખેજ નિવાસી સંત શિરોમણિ શેખ અહમદ ખટ્ટુ ગંજ બક્ષની સલાહથી શુભ ઘડીએ ઈ. સ. ૧૪૧૧ નો પાયો નંખાયો.

અહમદશાહનો રાજ્યાભિષેક હી. સ. ૮૧૩ માં એટલે ૧૪૧૦ માં થયો. તે ગાદીએ આવ્યા પછી તરતજ આશાવલમાં આવી અમદાવાદનો પાયો નાંખ્યો. મીરાતે સીકંદરી પ્રમાણે અમદાવાદ વસ્યાની સાલ ૧૪૧૧ આવે છે. મીરાતે અહમદી પણ એજ હીજરી સંવત લગે છે. તે સાથે વિક્રમ સંવત ૧૪૪૯ અને શક ૧૩૧૪ લખે છે. તેનો બંધ ઈસ્વીસન સાથે બેસતો નથી. ઘણા ખરા ઇતિહાસ કારોને મતે ઈ.સ. ૧૪૧૦ ના પાછલા ભાગમાં અને ઇ. સ. ૧૪૧૧ ના આગલા ભાગમાં અમદાવાદ વસાયું એમ નિર્ણિત થાય છે.

પાટણથી રાજધાની ખસેડી આશાવલની છેક પાસે સહેજ ઉત્તરમાં સપાટ જમીન પર કિલ્લાની જગ્યા પસંદ કરી હાલના ભદ્રના કિલ્લાનો પાયો નંખાયો.

અહમદશાહે આશા ભીલને હરાવી આ શહેર વસાવ્યું. એ માત્ર જૂની આખ્યાયિકાને સ્થાપનાની કથામાં મેળવી લેવાનોજ પ્રયાસ છે. જબ કુત્તા પર સસ્સા આયા તબ પાદશાહે શહેર બસાયા એ જાણીતું વચન પણ પાયા વગરનું છે. પણ અહમદ શાહ જેવી પવિત્ર અને ભાવિક હોવાથી અને અહમદ ખટ્ટુ પર ઘણી શ્રધા હોવાથી શહેર વસાવતા તેની સંમતિ લીધી હોય એ સંભવિત છે.

**સાબરમતીનો પ્રવાહ અને માણેકનાથઃ-** માણેકનાથ માટે એક દંતકથા છે કે અમદાવાદનો કિલ્લો બંધાતો હતો તે તોડી પાડવાને હંમેશા ગોદડી બાંધતો અને સાંજના તે ઉકેલતો. જેમ જેમ તે ઉકેલતો જાય તેમ સ્હવારના બંધાયલો કિલ્લો પડતો જાય. આ કથા ઘણી પ્રચલિત છે. પણ તેમાં વિશ્વાસ મૂકવા જેટલી શાસ્ત્રીયતા નથી. કદાચ એમ સંભવે કે માણેકનાથ નામના કોઇ સાધુ પુરૂષ હાલ જ્યાં માણેક ચોક છે ત્યાં રહેતા હોય અને તેના સંતજીવન પરથી તે સ્થળનું નામ માણેક ચોક પડયું હોય. દંતકથા પાછળથી જનતાને આકર્ષવા અદ્ભુત રસ આણવા સર્જાઇ હોય. કહેવાય છે. કે સાબરમતી પહેલાં માણેક ચોકમાં માંડવીની પોળ પાસેથી વહેતી હતી. અને અહમદશાહે જ્યારે શહેર વસાવ્યું ત્યારે બંધ બાંધી પ્રવાહ હાલ જ્યાં વહે છે ત્યાં બદલ્યો. પણ મીરાતે સીકંદરી અને ત્યાર પછી ત્રણસો વર્ષે લખાયેલી મીરાતે અહમદીમાં આ વાત દંતકથા રૂપે પણ નથી. નદીઓ પોતાનો પ્રવાહ કાલ ક્રમે બદલે છે એ વાત સુજ્ઞાત છે. પણ સાબરમતીની બાબતમાં એ પૂરતા પુરાવા વગર સ્વીકારાય નહિં. માંડવીની પોળ આગળ રેતી નદી જેવી નીકળે છે. ત્યાં સ્મશાનીઆ હનુમાનનું દેવાલય છે. હાલના ખાડીયા આગળ ખાડા જેવી નીચી જમીન છે વગેરે પુરાવા અપાય છે. પણ નવાઈની વાત એ છે કે કોઇ પણ જાણીતા ઈતિહાસકારે તેનો ઉલ્લેખ કર્યો નથી વળી અહમદ શાહે ત્યાંથીજ શહેર વસાવ્યું હોત નદીનો પ્રવાહ પટ ત્રણથી ચાર માઇલ બદલવાનું સાહસ કે ખરચ કરવું પડત નહિં. આ બધા કારણોથી સાબરમતીનો પ્રવાહ માણેક ચોકમાં હોય એમ માની શકાતું નથી. સ્મશાનીઆ હનુમાનની વાત કલ્પિત લાગે છે. છતાં માણેક ચોક આગળ માણેક નદીનો પ્રવાહ વહેતો હશે એમ સર્વ પ્રમાણો વિચારતાં માનવું પડે છે. અને અહમદશાહ એ એનો પ્રવાહ કંઈક બદલ્યો હશે. સાબરમતીના પ્રવાહના બદલાવા વિષે છે એવી બીજી પણ દંતકથા છે.

**અહમદાવાદનો કોટ :—** અહમદશાહે પ્રથમ ભદ્રનો કિલ્લોજ બાંધ્યો. અને જ્યોતિષ પ્રમાણે પણ એજ અનુમાન પર અવાય છે. મૂહૂર્ત વખતે અહમદોએ કિલ્લાનોજ પાયો નાંખ્યો હતો. પરંતુ કોટના દરવાજાનાં નામ અને કોટને લીધે થતો શહેરનો આકાર જોતાં અહમદ શાહે નહિં પણ મહમૂદ શાહેજ કોટ કરાવ્યો એ ફિરિસ્તાનું લખાણ ખરૂં જણાય છે. કોટના ત્રણ મુખ્ય દરવાજા દરિયાપુર,

કાલુપુર અને સારંગપુરના નામ અને જમાલપુર અને પાસે તાજપુરના લત્તાનું નામ સુલતાન મહમૂદ બેગડાના અમીરોના નામ પરથી પડેલાં છે. પૂર્વમાં તે વખતે પાંચ કુવા અને ત્રણ દરવાજા ન હતા. એ દરવાજાતો ઓગણીસમી સદીમાં નવા થયા છે. એમ કહેવાય છે. એક વાર અમદાવાદનો કિલ્લો મોગલ સામ્રાજ્યમાં કાબુલ અને કંદહારથીજ ઉતરતો ગણાતો, અને તે ઘણો મજબુત ગણાતો. હાલનો કોટ કલેકટર એચ. બોરેડેલે ૧૮૩૨ પછી સમરાવેલો છે. અસલ કોટ પર તો ઘણા સંસ્કાર ચઢી ગયા છે. કોટને હાલ અઢાર દરવાજા છે. એમાં પંદર મોટા અને ત્રણ નાના છે. પાંચકુવા અથવા નવો દરવાજો અને પ્રેમ દરવાજો રેલ્વે થયા પછી સગવડ ખાતર પાડયા છે.

અ મ દા વા દ નો ઇ તિ હા સ :—અહમદશાહ ધાર્મિક મુસલમાન હોવા છતાં એના વડવા ટાંક રજપુત હતા. બાંધનારા તાજા વટલાયેલા હતા. એટલે અમદાવાદની રચના અણહિલ્લવાડનો નમૂનો નજરમાં રાખી પ્રાચીન હિંદુ શહેરની રચનાને અનુસરીને થઈ. સુલતાન કુતુબુદ્દીનના સમયમાં શહેર બરાબર વસ્યું હતું. તેણે શહેરનું સૌંદર્ય વધારવા ઘણું કર્યું. શહેર બહાર કાંકરીયું તળાવ ખોદાયું ખામંદરોળના (ઘટા મંડળના મહેલ) મહેલો બંધાયા કુતુબુદ્દીન પછી એનો ભાઈ મહમૂદ બેગડો ગાદીએ આવ્યો. એના સમયમાં અમદાવાદની ખરેખરી ચઢતી થઇ. અનેક મસજીદો શહેરમાં બંધાવી. આ સમયની કેટલીક મસજીદો તો દુનિયાનાં નાનાં પ્રકારના મંદિરોમાં સર્વોત્તમ પંકિતની ગણાય છે. ચાંપનેરના પતન પછી એ સુલતાને ત્યાં રાજધાની બદલી પણ વર્ષમાં એકવખત એ અમદાવાદ આવતો ખરો. પરંતુ અમદાવાદની આબાદીને હાનિ આવવાન દીધી. પણ આની અસર થોડી થયા વગર ન રહી. બાદશાહ જ્યારે જુનાગઢ જીતવા રોકાયો હતો. ત્યારે મુહાફિઝખાંને અમદાવાદનો ફોજદાર બનાવ્યો. કાલ ક્રમે તે સુબો બન્યો. અને શાહજાદા અહમદને ખુદાવંદ ખાને સોંપ્યો. ખુદાવંદ ખાએ બાદશાહને પદભ્રષ્ટ કરી શાહજાદાને અમદાવાદની ગાદીએ બેસાડવાનું કાવત્રું રચવા માંડયું. બાદશાહના નીમક હલાલ અમીરોએ તે પકડી પડયું. બાદશાહના પુત્ર સુલતાન મુઝફ્ફર પણ ચાંપાનેર રહેતો પણ મરણ વખતે બાપદાદાના અમદાવાદમાં આવેલા મહેલમાં પ્રાણત્યાગ કર્યો. બહાદૂર શાહની ટુંકી પણ દેદીપ્યમાન કારકીર્દીમાં એ પોતેતો અમદાવાદ ભાગ્યેજ થોડું રહયો હશે.

એના સમયમાં હૂમાયૂએ ગુજરાતના તાબાનું માળવા સર કરી ચાંપાનેર જીતી અમદાવાદ આવ્યો. અને ત્યા પોતાના ભાઈ મીરઝાં અસ્કરીને ગુજરાતનો સૂબો નીમ્યો. હૂમાયૂ વિદ્વાન અને રસિક હતો. એણે અમદાવાદના જોવા લાયક સ્થળોની મૂલાકત લીધી. એ સમયે અમદાવાદ હિંદમાં વસ્તી, પૈસો, સ્થાપત્ય અને કલામાં સર્વોતમ શહેર હતું અને આગ્રા દિલ્હી કરતાં ચઢીયાતું હતું. હુમાયૂની સત્તામાં અમદાવાદ નવ માસ રહયું હતું.

બહાદુર શાહ પછીના સુલતાનો નામનાજ હતા. આ અડધી સદીમાં અમદાવાદ માટે કોઈ ખાસ અગત્યની વિગત નોંધયેલી નથી. સુલતાન મહમદ ત્રીજો પણ અમદાવાદનો નામનોજ રા ન હતો. આમ કયાં અમદાવાદ સ્થાપનાર મહા પ્રતાપી અહમદશાહ અને કયાં એનોજ વંશજ અહમદ ત્રીજો. એ બન્નેની સાથે આવેલી કબર. નશીબની વિચિત્રતા હાલ પણ બતાવે છે. ગુજરાતનો છેલ્લો સુલતાન મુઝફ્ફર શાહ કાઠીઆવાડમાં રખતો મરણ પામ્યો. એણે એક વખત અમદાવાદ અકબર શાહ પાસેથી લીધું હતું.

ઇમદખાં કે જેણે છેલ્લા સુલતાનને ગાદીએ બેસાડયો હતો. ગુજરાતની સ્થિતિની એક પરમ અંધાધુનીની સ્થિતિએ તેણે બાદશાહ અકબરને ગુજરાતમાં તેડવાને મીરઅબુતુરાબ વલીને મોકલ્યો. અકબરે અમદાવાદ આવવાને ઇ. સ. ૧૫૭૨ માં ફતેહપુર સીક્રીથી પ્રયાણ કર્યું અને ચાર માસે પાટણ આવ્યો. એના નામના પ્રતાપથી એને અમદાવાદ આવતાં જરાએ મુશ્કેલી ન નડી. એમનો નામનો સિકકો પાડયો અને ખુતાવો વંચાયો. પોતાના સુપ્રસિદ્ધ દૂધભાઇ મીરઝાં અઝીઝ કોકાને અમદાવાદમાં સુબા તરીકે મૂકી ફતેહપુર સીક્રી પાછો ગયો. પણ સુબાને શાંતિ મળી નહિં અને એનું રક્ષણ કરવા અકબરે બીજી ચઢાઈ કરી. ૧૫૭૩ માં ભારે લઢાઈ થઈ. અકબર શાહ અમદાવાદમાં અગીયાર દિવસ રહયો.

હવે અમદાવાદના સ્વતંત્ર બાદશાહનો છેવટનો અંત આવ્યો. અમદાવાદની સ્વતંત્રતાનો એના સ્વતંત્ર બાદશાહની મીઠી છાયા હંમેશને માટે **વિયોગ થયા.**

મોગલાઇમાં દિલ્હી સુબા નીમાતા અને અમદાવાદમાં રહી દેશનો વહીવટ કરતા. ૧૫૭૩ થી ૧૭૦૭ એટલે ઔરંગઝેબના અવસર સુધી દેશની આબાદી વધતી ગઈ. પણ તે પછી નબળા મોગલ બાદશાહે અને મરાઠાઓની ચઢાઇમાં શહેરની ખરાબી થવા માંડી. અકબરના વખતમાં એના નામ સાથે જોડાયેલો જાણીતો બીરબલ અને રાજા ટોડરમલ અમદાવાદ આવી ગયા હતા. ચૌદમાં સુબા

મુકર્બખાનના વખતમાં ઇ. સ. ૧૬૧૭ માં જહાંગીર અમદાવાદ આવ્યો. કાંકરીઆની રચના બાદશાહને બહુ ગમી. તે સમયે અમદાવાદમાં જહાંગીરના સમયમાં રોગ (ઘણું કરી ટુંટીયું) ફાટી નીકળવાથી જહાંગીરને અમદાવાદ પર તિરસ્કાર આવી ગયો તેથી તેની નિંદા કરી છે. અમદાવાદમાં કાળુપુરને રસ્તે જે ટંકશાળ છે તે જહાંગીરના સમયમાં થઇ એમ કહેવાય છે.

શાહજહાનની સુબાગીરી દરમ્યાન એક વખત ગુજરાતમાં દુકાળ પડતાં અમદાવાદની ઉત્તરે નદી કીનારે શાહીબાગ (ઇ. સ. ૧૬૨૧-૨૨ માં) બાંધવામાં આવ્યો. અમદાવાદમાં શાહીબાગ બાંધી શાહજહાંને સ્થાપત્ય અને કલામાં પ્રથમ પ્રવેશ કર્યો.

આ સમયે અંગ્રેજ અને વલંદા વેપારીઓએ અમદાવાદમાં કોઠી કરી જહાંગીરની મુલાકાત લીધી હતી. રાજાના પ્રતિનિધિ રૂપે પહેલો અંગ્રેજ એલચી સર ટોમસરો જહાંગીરના સમયમાં અમદાવાદ આવ્યો પણ તેનું મકાન કયાં છે તે જાણવામાં નથી. અંગ્રેજોને વેપારમાં હરકત ન થાય અને કેટલીક સગવડો મળે તે માટેનું તહનામું અમદાવાદમાં થયું હતું. આ પ્રમાણે ભવિષ્યમાં થનારા મહાન બ્રિટિશ સામ્રાજ્યના પહેલા કોલકરાર અમદાવાદમાં થયા હતા. અંગ્રેજી પેઢીની કોઠી અમદાવાદમાં કયાં હશે તે હાલમાં નકકી થઇ શકતું નથી. વલંદાની કોઠી આજ સુધી ઓળખાય છે.

ઇ. સ. ૧૬૩૫ થી ૧૬૪૨ સુધી અમદાવાદમાં સુપ્રસિદ્ધ આઝમખાં સુબો થઇને આવ્યો. ગુજરાતમાં મોગલ સમયમાં જે સુબાઓ થઇ ગયા તેમાં સર્વથી સત્તાવાળો અને ક્રૂર સુબો આ હતો. એણે ભદ્રમાં મહેલ બંધાવ્યા. ૧૬૪૪-૧૬૪૮ માં ઔરંગઝેબને અમદાવાદની સુબેદારી મળી.

ઔરંગઝેબના સમયમાં અમદાવાદમાં બાર સુબા આવ્યા. આ સમયે અમદાવાદનો કોટ સમરાવ્યાના ઉલ્લેખો કેટલીક વાર આવે છે અને શહેરની કેટલીક મસ્જીદો જીર્ણ થઇ ગઈ હતી તેની પણ મરામત કરવામાં આવી હતી. ઔરંગઝેબની વ્યવસ્થાની કાળજી જબરી હતી. ઔરંગઝેબના અવસાનના વર્ષમાં (ઇ. સં૧૭૦૭) બાલાજી વિશ્વનાથની સરદારી નીચે મરાઠી લશ્કર ગોધરે થઇ અમદાવાદપર આવ્યું. અને મહેમદાબાદ સુધી આવ્યા પછી વટવા લુંટયું. શહેરમાં અત્યંત ગભરાટ વ્યાપ્યો અને આથી સુબાએ લઢવાનો વિચાર માંડીવાળી સલાહ કરવા નકકી કર્યું. છેવટે બેલાખ દશ હજાર રૂપીઆ લઇ મરાઠાઓએ સલાહ કરી.

ગુજરાતનું પાટ નગર:—અમદાવાદની હાલની સ્થિતિ એટલી ફરી ગયેલી છે કે બાદશાહી કે મોગલ સમયના અમદાવાદનો ખ્યાલ આવે એમ નથી. બાદશાહ અહમદે શહેર વસાવ્યું અને વસ્તી ધીમે ધીમે વધતી ગઇ મહમદ બેગડાના સમયમાં વસ્તીથી શહેર ભરચક થઇ ગયું. મહમૂદ બેગડાના મરણ પછી તે ત્રણ વર્ષે લિસ્બનનો બારબોસા મુસાફર ગુજરાતમાં આવ્યો હતો. તેણે ચાંપાનેરના વખાણ કરી અમદાવાદ ચાંપાનેરથી પણ મ્હોટું હતું અને લખે છે બાદશાહી સમયમાં અમદાવાદનું સૌંદર્ય કેવું હતું એનો ખ્યાલ તો સ્થાપત્યના અવશેષોના વર્ણન થીજ આવશે. જહાંગીરના સમય સુધી શહેર હિંદમાં સર્વથી સુંદર નગર હતું. મોગલ સામ્રાજ્યના એક પ્રાંતનું મુખ્ય શહેર થયા પછી પણ અમદાવાદે મહત્તા કાયમ રાખી હતી. જહાંગીર બાદશાહને અમદાવાદ પસંદ ન હતું તે તાપ ધુળ અને તે વખતે ચાલતા રોગને લીધે. અમદાવાદના વિસ્તાર અને સૌંદર્ય માટે એનેવાંધો હતોજ નહિં શહેરના રસ્તા પથ્થર જડેલા હતા અને રસ્તાઓ પર આવેલા ઉંચાઝાડથી ઉપવનમાં પેસતા હોઇએ એવું લાગે! સર ટોમસ રો ને તે લંડન જેવડું મ્હોટું લાગ્યું હતું. સર ટોમસ હરબર્ટ ૧૬૨૬ માં લખે છે કે "અમદાવાદ ગુજરાતનું પાટ નગર છે. એનો કોટ મજબુત છે. રસ્તા સુંદર છે. દુકાનો સુગંધી પદાર્થો અત્તરો, 'તેજાના, રેશમી માલ' સુતરાઉ કાપડ છીંટો અને ચીન અને હિન્દુસ્થાનની બધી દુર્લભ વસ્તુઓથી ભરેલી છે. અને એના માલીક વાણીઆ છે. એમની વસ્તી અહિં મોટી છે."

અર્ધી સદીની અવ્યવસ્થા:—૧૭૦૧ માં બાહુરશાહ ગાદીએ બેઠો. ૧૭૫૯ એક પછી એક બાદશાહ નબળા થતા ગયા અને મરાઠાઓના કબજા સુધી અવ્યવસ્થા ચાલુ રહી. ઇ. સ. ૧૮૧૪ માં હિન્દુ-મુસલમાનનું મોટું હુલ્લડ થયું. મદન ગોપાલ નામના એક મોટા શરાફના મહેલ જ્યાં બંધાયો હતો ત્યાં હાલના મદન ગોપાળની હવેલીના રસ્તા પર હુલ્લડની શરૂઆત થઇ. એ વખતે ઘણા હિંદુ વેપારીઓએ મુસલમાનોને દુકાન સાચવવા માટે રાખ્યા હતા તેથી મુસલમાનોને મુસલમાનો સાથે લડવું પડયું. હતું આ હુલ્લડમાં ઘણા માણસોને નુકશાન થયું. તે વખતના સુબાએ બન્ને કોમોના આગેવાનોને સમજાવી સમજાવી વચ્ચે પાડયા અને હુલ્લડ શાંત થયું. અમદાવાદમાં હિન્દુમુસલમાનનું આ મ્હોટામાં મ્હોટું હુલ્લડ હતું એજ વર્ષે સાબરમતીમાં મ્હોટી રેલ આવી. શહેરની ઘણી ઈમારતો સાથે કોટ પણ ઘણી જગ્યાએથી પડી ગયો એજ

વર્ષે મુસલમાન લશ્કરના માણસોએ હિન્દુઓની દુકાનો લુંટી ઇ. સ. ૧૭૨૦ માં અનોપસિંહ લંડોરીના અમલમાં કપુરચંદ ભણુસાળીનું એણે ખૂન કરાવ્યું. ઈ. સ. ૧૭૨૧ માં લોકોએ અનોપસિંહનો મહેલ લૂંટયો.

ઈ. સ. ૧૭૫૨ માં પાંડુરંગ પંડિત પેશ્વા તરફથી ગુજરાતમાં ખંડણી ઉઘરાવવા આવ્યો અમદાવાદને ઘેરો ઘાલ્યો. ઇ. સ. ૧૭૫૩ ના એપ્રિલ માસની બીજી તારીખે અમદાબાદ મરાઠા હકુમત નીચે આવ્યું. ઈ.. સ. ૧૭૫૬ માં મોમનમીઆં અમદાવાદ સર કરે છે. પણ ઇ. સ. ૧૭૫૮ માં અમદાવાદ મરાઠાને કબજે કરી આવ્યું. ત્રેસઠ વર્ષ અમદાવાદ પેશ્વાની સત્તામાં રહયું મરાઠા કાળમાં પ્રમાણમાં અવ્યવસ્થા વધારે જણાય છે. ઇ. સ. ૧૮૦૦ માં રઘુનાથ મહીપત સરસુબો થયો. આ સરસુબો લોકોમાં કાકાસાહેબને નામે પ્રસિદ્ધ છે. મરાઠાઓના ત્રેંસઠ વર્ષના રાજ્યમાં અમદાવાદમાં આપણેશું જોઈએ છીએ. હિન્દુ પણ પણ ગર્વથી બનાવે અને જોનારની આંખો ઠરે એવું કોઇ સ્થાન એમણે કર્યું છે.

એમની અતિકંજુસ રાજનીતિથી લોકો કંટાળી ગયા. વસ્તીઓ છી થવા લાગી અને જીવનનો ઉલ્લાસ ઓછો થવા લાગ્યો. પણ યાદ રાખવું જોઇએ કે શહેરનો ૧૮ મા સદીથી વિનિપાત થતો હતો. આ પ્રમાણે મરાઠા વહીવટથી ચુસાયલું શહેરે ઇ. સ. ૧૮૧૮ માં બ્રિટિશને મળ્યું ત્યારે શહેર આખું એક મહાન ખંડેર જેવું લાગતું હતું.

અંગ્રેજી રાજ્ય પછી:—અંગ્રેજે અમદાવાદ લીધા પછીનો અમદાવાદનો ઇતિહાસ એટલે ખરી રીતે અમદાવાદના વેપાર ઉદ્યોગનો ઇતિહાસ પહેલાં વેપાર એકલોજ રહ્યો. પહેલાં બધા રસ હતા હવે એકજ રસ રહયો. અંગ્રેજે એ અમદાવાદ લીધું ત્યારે વસ્તી ૮૦૦૦૦ ની હતી, અને વધીને ઇ. સ. ૧૮૨૪ માં ૮૮૦૦૦ થઇ. ધીમી પ્રગતિ થતી હતી અને લોકોને બીજુ ખાસ કાંઇ નહિં પણ લાંબા જુલમ માંથી શ્વાસ ખાવાનો વખત હવે મળ્યો હતો. પણ ઈ. સ. ૧૮૫૭ ના બળવાની અસર અહિં પણ જણાવા લાગી. બળવા પછી અમદાવાદમાં વેપાર ઉદ્યોગ વધવા માંડયો અને ઈ. સ. ૧૮૬૦ માં શાહપુરમાં રણછોડલાલ છોટાલાલે પહેલી કાપડ સુરતની મીલ બાંધી વેપાર સાથે કેળવણી અને દેશી ભાષાના સાહિત્યની વૃદ્ધિ પણ થવા માંડી. આ શાન્તિ અને પ્રગતિમાં ભંગ પાડવા ૧૮૬૮ માં રેલ આવી અને ૧૮૭૫ માં ફરી એક ભયંકર રેલ આવી. ૧૮૭૭ માં બહોરાની દુકાનમાં દારૂ ભર્યો હતો તે ફુટવાથી મોટી આગ લાગી પાંચ દુકાનો ખપી ગઇ અને ૮૮ માણસો મરી ગયા બે મહિના રહી ફરી મોટી આગ લાગી અને એમાં ૯૪ ઘર બળી ગયાં અને ૯ લાખ રૂ. નું નુકશાન થયું. આ સમયમાં રાજદ્વારી બાબતોને રાજા કે અમલદારો સાથે બહુ સંબંધ ન હતો. ઇ. સ. ૧૯૦૨ માં પ્રખ્યાત વકતા સુરેન્દ્રનાથ બેનરજી ના પ્રમુખપદ નીચે અમદાવાદમાં પહેલીજ વાર હિન્દી રાષ્ટ્રીય મહાસભાની બેઠક થઈ.

અમદાવાદમાં અસલ બાગોની ખોટ ન હતી. પણ ઓગણીસમી સદીમાં બધા સુકાઇ ગયા હતા. વીસમી સદીમાં એલીસ બ્રીજ આગળ વીકટોરીઆ બાગનું અને દસકો ગયા પછી સારંગપુર દરવાજા પાસે માધવ બાગ થયો.

૧૯૧૪ માં ગાંધીજી આફ્રીકાથી સ્વદેશ આવ્યા એક વર્ષ પછી અમદાવાદના સુભાગ્યે જીવન સર્વસ્વ લોકકલ્યાણને માટે અર્પનાર, પુરાણ પ્રસિદ્ધ દધીચિ મુનિના આશ્રમની પુણ્ય ભૂમિ ઉપર ગાંધીજીએ નિવાસ કર્યો. ત્યાર પછી ઇ. સ. ૧૯૧૯ સુધીમાં મજુર વર્ગની વ્યવસ્થિત સંસ્થાઓનો જન્મ થઇ ચૂકયો હતો. ૧૯૧૯ ના એપ્રિલમાં ગાંધીજીને પંજાબ જતાં રોકયા અને ગાડીમાંથી પકડીને પાછા મુંબઈ ઇલાકાની હદમાં મોકલી દીધા. આ સમાચાર જાણુ તાંજ અમદાવાદનો અજ્ઞાન મજુર વર્ગ ઉશ્કેરાયો. શ્રી. અનસૂયા બ્હેન પકડાયાંની ખોટી ખબર સાંભળી મજુરો ભાન ભૂલ્યા. એમણે મેટ્રિકયુલેશન પરીક્ષાને મંડપ બાળી ભદ્રમાં કેટલીક સરકારી ઓફિસો તોડી. રીચીરોડ પર એક અંગ્રેજ સાર્જન્ટનું ક્રૂરતાથી ખૂન કર્યું. લોક પ્રિય કલેકટર ચેર ફીલ્ડને પણ લશ્કરી કાયદો જાહેર કરવો પડયો.

અસહકારનો જન્મ ગાંધીજીના નિવાસને લીધે અમદાવાદમાં થયો હતો. પદ્મપુરાણમાં સાબરમતીનું મહાત્મ્ય ઘણું ગવાયું હતું; આજના જમાનામાં ગાંધીજીનાં જેવા પરમ સંત પુરૂષના નિવાસ અને તેમની પ્રવૃત્તિથી આજે સાબરમતી નવીજ રીતે મહાત્મ્ય ધરે છે.

આ નવા યુગમાં લલિત કલાઓનો સારી રીતે વિસ્તાર થયો. યુવાનોની શરીર સંપત્તિ વધારવા અખાડાઓની ચળવળ શહેરમાં અને શહેર બાહેર ચાલુ થઈ હતી. સાહિત્ય અને વર્તમાન પત્રોના ક્ષેત્રમાં પણ નવો વેગ આવ્યો હતો. અમદાવાદનું મુખ્ય જીવન વેપાર અને એ મુખ્ય જીવનની સ્થિતિ ખરાબ હોવા છતાં અમદાવાદની પ્રગતિ અટકી નથી. અમદાવાદની મ્યુનિસીપાલીટીનો શ્રી વલ્લભ ભાઈનો વહીવટ શહેર અને સરકાર બન્નેને સફળ જણાયો છે.

અમદાવાદની ટંકશાળ અને સિક્કા:—અમદાવાદની ખૂણે પડેલો એક ભાગ હાલ પણ ટંકશાળા તરીકે ઓળખાય છે. પણ અસલ ટંકશાળ ક્યાં છે તે જાણવાનું સાધન નથી. પણ પોણી બસો વર્ષની સ્વતંત્ર બાદશાહીમાં મહારાજ્યને શોભે એવી ટંકશાળા તો હશેજ. કમનસીબે અમદાવાદના નામના સિક્કાઓ બહુજ ઓછા જડેલા છે. સ્વતંત્ર બાદશાહીમાં ગુજરાતમાં પાંચ જગ્યાએ સિક્કા પડયા છે. એમ જણાય છે. એમાં પહેલું અમદાવાદ, બીજું અહમદનગર (ઇડર પાસે) ત્રીજું મુસ્તફાબાદ (જૂનાગઢ) ચોથું મહમ્મદાબાદ (ચાંપાનેર) આ ચાર નામ ઉપરાંત ખાનપુરના નામના થોડા સિક્કા પણ મળે છે. પણ ઘણા ખરા સિક્કા તો શહેરના નામ વગર અને સાલના નામ વગરનાજ માલુમ પડે છે. અમદાવાદના નામના સિક્કા બાદશાહીના છેલ્લા વર્ષોનાજ મળી આવે છે. અમદાવાદમાં લાંબો સમય રહી જેમણે ગુજરાતના સિક્કાનો અભ્યાસ કર્યો છે. તે રેવરંડ ડૉ. ટેલરે જણાવ્યું છે. "આખી ગુજરાતી સલતનતના સમયમાં એના પાટનગરનીજ ટંકશાળામાં સિક્કા પાડવાની પ્રવૃત્તિ છેવટના વર્ષો હી. સ. ૯૭૦, ૯૭૭, ૯૭૮ અને ૯૯૧ ના વર્ષોમાંજ થઇ હોય એ કેવળ અશક્ય જ વાત છે. આ અશક્યતાજ એટલી ભારે છે. કે એથી આપણે ટંકશાળાના નામ વગરના બધાય સિક્કા અમદાવાદમાંજ પડયા હશે વાંધા વગર હિંમતથી માનીએ અને એવા સિક્કા ઘણા છે." અમદાવાદના નામના જે સિક્કાઓ છે. તેમાં અમદાવાદને શહેર મુઆઝમ મહાન શહેર કહેલું છે. અકબરના સમયના કેટલાક સિક્કાઓમાં અમદાવાદને દાર-અલ-ખિલાફત ખિલાફતનું સ્થાન દાર-અલ-સલ્તનત મહારાજ્યનું સ્થાન એવાં વિશેષણો આપ્યાં છે.

સાધારણ રીતે બાદશાહી રૂપીયાને ટંકા કહેતા ગેઝેટીઅરના લેખક જણાવે છે કે ટંકશાળા ઉપર એક નામાંકિત વેપારી પેઢીની પણ દેખરેખ તે સમયે રહેતી. અને દર સો સિક્કે ૧૩-૪૦ ધર્માદા વગેરે માટે જુદા કાઢવામાં અવતા. સોના ચાંદીના બજાર પર પણ ટંકશાળનો અધિકારી વર્ગ દેખરેખ રાખતો.

અમદાવાદનાં પરાં:—નો ઇતિહાસ પણ રસમય છે. અમદાવાદના પરાંની મોટી સંખ્યા પરથી તેની વસ્તી વધારે હશે એમ લાગે છે. મીરાતે અહમદીનો કર્તા લખે છે કે પરાં ૩૬૦ હતા. એમ કહેવાય છે કે સ્વતંત્ર બાદશાહીના સમયમાં પરાંમાંજ મુખ્યત્વે હિંદુ વસ્તી રહેતી અને શહેરમાં મુસલમાન શિવાય બીજા રહી શકતા નહિં. આ વાત ખાસ માનવા જેવી નથી. પરાંના નામ કેટલાક જુનાં છે. કેટલાક વસાવનાર અમીરો પરથી પડયાં છે. ઘણા પરાં એવાં મોટા હતાં તથા આબાદ હતાં અને એમને ફરતા કોટ પણ હતા કે એ દરેકને એક નાનું શહેર જ કહી શકાય. જૈન્ય કાવ્યો પરથી ઘણાં પરાં છેક ઔરંગઝેબ બાદશાહના સમય સુધી સારી રીતે આબાદ હતાં અને હિંદુઓની મ્હોટી વસ્તી પરાંમાં હતી. કેટલાક પરાં હાલ નવાં પણ વસ્યાં છે. પહેલાં પરાં અમીરો રાજાઓ કે ધનવાનો વસાવતા. હવે લોકોનો સમૂહ પણ પરાં વસાવે છે- કોઓપરેટીવ સોસાઇટીના પ્રશંસનીય કાર્યથી ઘરો બાંધનારી મંડળીઓ હાલ નીકળી છે. અમદાવાદમાં પરાં વસાવાની પ્રવૃત્તિ વધતી જાય છે તે શહેરની ગીચ વસ્તી ઓછી કરવા અગત્યની છે એ રીતે એલીસ બ્રીજના રસ્તા પર જમાલપુર તથા કાંકરિયાની આસપાસ નવાં પરાં થશે. પરાંની સવિસ્તર નોંધ શ્રી. રત્નમણિરાવ ભીમરાવના પ્રસિદ્ધ પુસ્તક 'અમદાવાદ' માં આપી છે. જિજ્ઞાસુ વાંચકે એ જોઇ લેવી.

અમદાવાદના ઉદ્યાનો:—હાલના અમદાવાદને કોઇ જુએ તો અમદાવાદના ઇતિહાસમાં ઉદ્યાનોનું જૂદું પ્રકરણ દેખીને જરૂર હસે. પણ પૂર્વે અમદાવાદમાં અને બહાર વૃક્ષો એટલાં ખીલેલાં હતાં. કે પરદેશી મુસાફરોને આખું શહેર એક ઉપવન જેવું લાગતું. મસ્જીદો સામે બાગ હતા અને ઉમરાવોના પણ મોટા નાના બાગ હતા. અમદાવાદ અને ગુજરાતમાં મહમૂદ બેગડાએ બાગ વધારવાની પ્રવૃત્તિ કરેલી છે. બાગ અઢારમી સદી ઘણે ભાગે વેરાન થતા હતા. અઢારમી સદીમાં નીચેના બાગ સાધારણ સ્થિતિમાં હતા.

બાગે નગીના એટલે કાંકરીઆ વચ્ચેની નગીના વાડી. કુતુબુદ્દીન અહમદશાહે હોજે કુતુબ (કાંકરીયા) માં વચ્ચે બાગ બનાવ્યો. એમાં જવાને ૪૪ કમાનનો પુલ હતો. બાગની વચ્ચે નાનું લંબચોરસ મકાન છે. હાલનું મકાન બોરડેલે બંધાવેલું છે. એ કાંઇ ખાસ સુંદર નથી. શાહવાડી હવે બાગ નથી. હવે શાહવાડી દસ્ક્રોઇનું નાનું ગામ છે. આ બગીચો અગાઉ ઉત્તમ અને બહુ વપરાશમાં હોય એમ માનવાને કારણ છે. બાગે ફિરદોશ હાલ બાગ નથી. રાજપુરની હદ મૂકી વસ્રાલ ગામ પાસે એ બાગ હતો

બાગે શયબાં બગીચાના સ્થાપનાર મલીક શયબાંનું સ્થાન ગુજરાતના ઇતિહાસમાં બહુ મ્હોટું છે. હાલ એ સ્થળે રોઝો સારી હાલતમાં છે. તળાવ પણ છે. પણ બહુ ઉંડું નથી. વાવ પડી ગઈ છે અને બાગને બદલે ખેતરો છે. હરડે બાગ ખરી રીતે બાગ નથી.



૧૬૫. કવિ દલપતરામ – અમદાવાદીઓના પૂર્ણ પરિચયના હતા. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને અસ્તિત્વમાં આણનાર એક પ્રમુખ વ્યક્તિ. તેઓ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ હતા.



૧૬૬. નાનાલાલ કવિ–કવિ દલપતરામના પુત્ર એમને અમદાવાદના કવિતા માધુર્ય કહી શકાય.



૧૬૭. સર ગોકળદાસ કહાનદાસ પારેખ–ગઈ પેઢીના એક અત્યંત પ્રમુખ પ્રજાકીય આગેવાન.



૧૬૮. હરિભાઈ દેસાઈભાઈ દેસાઇ; બી. એ. એલ-એલ. બી. જે. પી.—એ મુંબઈ સરકારના દિવાન હતા.



૧૬૯. લેડી વિદ્યાબહેન નીલકંઠ–અમદાવાદનાં અત્યંત પ્રમુખ સ્ત્રી. એ વર્નાક્યુલર સોસાયટીનાં સેક્રેટરી છે.



૧૭૦. કેવળ આગેવાનો જાણ્યાથી અમદાવાદનો ખરો પરિચય થશે નહિ. અમદાવાદને ગોરસ પૂરું પાડનાર સ્ત્રીઓને ભૂલતા ના.



૧૭૧. અમદાવાદ જીલ્લામાંની બળદગાડી ત્યાં જનારા બહારના લોકોનું ધ્યાન ખેંચ્યા વગર રહેશે નહિ.



૧૭૨. રવિશંકર રાવળ—અમદાવાદના એક આગળ પડતા ચિત્રકાર અને કલાચિકિત્સક.



૧૭૩. ગોવર્ધનરામ ત્રિપાઠી–અમદાવાદના સાહિત્યમાં પ્રખ્યાત મુખ્ય નવલકથાકાર.

ફરમાનવાડી બાગ શહેરની સામે નદીને તીરે હતો. આ બગીચો હાલની ગુજરાત કોલેજની આસપાસ કોઇ સ્થળે હોવાનો સંભવ છે.

ફતેહબાગ સરખેજ પાસે હતો. આ બાગનું વર્ણન કેટલાક યુરોપના મુસાફરોએ મુકત કંઠે કર્યું છે. આવો સુંદર બાગ મીરાતે અહમદી લખાઇ ત્યારે (૧૭૫૦-૬૨) વેરાન થયો હતો, હાલ ત્યાં ફતેહવાડી નામનું ગામડું કેવળ છે.

શાહીબાગ નામ પરથી હાલ પણ કોઇ એને મોટો બાગ ધારે. મોગલાઇના સમયમાં શાહીબાગ એક મોટો રમણીય બાગ હતો. હવેનું શાહીબાગ એટલે કંઇક સ્વચ્છ હવાવાળું અમદાવાદનું એક પરૂં. હાલના શાહીબાગમાં અસલના બાગેશાહી કરતાં બીજી ઘણી હદોનો સમાવેશ થઈ જાય છે. હાલનો શાહીબાગ દિલ્હી દરવાજાની બહાર ઉત્તર દિશામાં થોડે દૂર ગયા પછી રેલ્વે સડકથી પા માઇલ દક્ષિણથી શરૂ થઇ ઉત્તરમાં કેમ્પ ાા હદ સુધી ગણાય છે. આ બાગ ગુજરાતમાં સર્વોત્તમ ગણાતો અને હિંદના સારા બગીચાઓની પંકિતએ બેસતો. તેનું સમારકામ ઔરંગઝેબના રાજ્યના અંત સુધી થતું હતું.

હાલના શાહીબાગમાં ધનિકોના બંગલા તેમના ન્હાના મોટા બાગ સાથે જોવામાં આવે છે. ગુજરાતના કમિશનર શાહીબાગના મહેલમાંજ રહે છે.

આ પ્રમાણે અમદાવાદની અંદર અને ચારે બાજુએ મોટા મોટા ભવ્ય બાગ બગીચા હતા. હાલ બધા બાગ ખેતર થઇ ગયા છે. શહેરની અંદર એલીસ બ્રીજ પુલ પાસે નાનો વિકટોરીઆ બાગ છે અને સારંગ દરવાજા બહાર માધવ બાગ સર ચિનુભાઇ માધવલાલે પોતાના પિતાને નામે બંધાવ્યો છે. અમદાવાદને છાજે એવો એક પણ બાગ હાલ નથી તો પ્રાણી સંગ્રહલાયવાળો બાગ તો કયાંથીજ હોય?.

અ મ દા વા દ નું સ્થા પ ત્ય:— અમદાવાદનું મુસલમાની સ્થાપત્ય એના મૌલિક તત્વોમાં હિંદુજ રહ્યું છે. ફરગ્યુસન અમદાવાદના સ્થાપત્યને અનુપમ લાવણ્યમય (પરફેકટલી એલીજંટી) કહે છે તે સત્ય જણાય છે. હિંદુસ્તાનના સ્થાપત્ય માટે ખાસ આધાર જેવા ગણાતા ફરગ્યુસન હિન્દના મુસલમાની સ્થાપત્યની જાતોમાં અમદાવાદના મુસલમાની સ્થાપત્યને સર્વથી વધારે હિંદુ તત્વોવાળું ગણે છે. અપૂર્વ કારીગીરી અને અદ્‌ભૂત સ્થાપત્ય જોઇનેજ પરદેશીઓ અમદાવાદની ગણત્રી એક સુંદર શહેરમાં કરે છે.

અમદાવાદના સ્થાપત્યની વિશેષતામાં પહેલું તો મકાનમાં પ્રકાશ દાખલ કરવાની અપૂર્વ કરામત બીજું ગોળ તથા જાળીઓની સાધરણ કોમળતા ભરેલી કોતરણી ત્રીજું મીનારાની રચના ગોઠવણી અને શણગાર અને ચોથું હાલના મીનારાની અજાયબી.

અમદાવાદની જાળીઓ અને ગોળ એવા બન્યા છે કે એનો જોટો હિંદુસ્થાનમાં તો શું પણ દુનિયામાં પણ મળવો મુશ્કેલ પડે. અમદાવાદ જેવી સુંદર જાળીઓ હિંદુસ્થાનના હિંદુ કે મુસલમાન સ્થાપત્યમાં બીજે કાંઈ છેજ નહિં. એટલે સરખામણી ફકત દિલ્હી આગ્રા સાથેજ કરી શકાય. દિલ્હી આગ્રામાં જાળી કરતાં ભીંતનું જડીત કામ વધારે છે. અને જાળીઓ જે છે તે અમદાવાદ જેટલી ઝીણી કોતરણીવાળી અને આકૃતિઓની વિવિધતાવાળી નથી. આગ્રામાં ઇતિમુદૌલાની જાળીનું કામ સુંદર છે. પરંતુ તે અમદાવાદની શાહઆલમની જાળી કે વરવાની ભાગી તૂટી જાળી જેટલું બારીક નથી. શાહે આલમ અને સરખેજ, બાંદશાહને રાણીના હજીરા શાહપુર, અને મુહાફીઝલખાં જેવી મસ્જીદોની ભીંતોમાં મૂકેલી જાળીઓ અમદાવાદની જાળીઓના અદ્‌ભુત નમુના છે. પણ એ બધા કરતાં આ જગતમાં અમદાવાદની કલાની ખ્યાતિ પ્હોંચાડનાર લાલ દરવાજે સીધી શહીદની મસ્જીદની જાળીઓ અપૂર્વ છે. વનસ્પતિના આકારની ગૂંથણી ઉપરાંત અમદાવાદની જાળીઓમાં ભૌમિતિક આકૃતિઓ વધારે છે. અમદાવાદની જાળીઓની આકૃતિ જોઈ એક લેખક લખે છે કે અમદાવાદમાં ભૂમિતિ એવી ઉલ્લાસમાં આવી છે કે તે ઉન્મત બની નૃત્ય કરે છે. અમદાવાદની જાળી જોઇ આ ઉદ્‌ગાર યોગ્ય લાગે છે.

મીનારા એ અમદાવાદની મસ્જીદની ત્રીજી વિશેષતા છે. ફરગ્યુસન લખે છે કે ઈજીપ્તની મસ્જીદોમાં અમદાવાદ કરતાં ૨૫૦ વર્ષ પહેલાં મીનારા કલાની ઉંચી કક્ષાએ પહોંચ્યા હતા. પરંતુ મસ્જીદનાજ ભાગ તરીકે મીનારા મુસલમાન સ્થાપત્યમાં પહેલ વહેલા અમદાવાદેજ વાપર્યા છે. ગીજનીની સત્તા નીચે (ઈ. સ. ૯૭૫-૧૧૩૯) અને દિલ્હીના પઠાણ રાજ્યમાં (ઈ. સ. ૧૧૯૨ થી ૧૫૫૮) મીનારા કીર્તિસ્તંભ તરીકે જૂદા થતા પણ મસ્જીદના તરીકે નહિં. અમદાવાદના મીનારાની રચના બધીય હિન્દુ ઘાટની છે. ચીતોડના બીજા કીર્તિસ્તંભ જેવી કાંઇક જણાય છે. અને ગુજરાતના મંદીરોની બહારની નીચેની બાંધણીને કાંઇક મળે છે. અમદાવાદની વળી એક નવીજ વિશેષતા છે. અમદાવાદની મસ્જીદોના મીનારા હાલે છે! એક મીનારા હલાવીએ એટલે એની જોડનો બીજો મીનારો પોતાની મેળે ગતિવાળો થાય છે. હાલના ઇજનેરી જ્ઞાનવાળા પણ આ

બાબત કાંઇ સમજાવી શકયા નથી. તેમ કોઈ પણ જગ્યાએ એનો ખુલાસો મળતો નથી. યુરોપીઅન જોનારાઓમાં સર્વથી પ્રથમ નજર કર્નલ મોનિયર વિલિયમ્સની ખેંચાઇ હતી. ફરગ્યુસન લખે છે, 'અમદાવાદની જગ્યાએ કર્ણાવતી મોટું શહેર હતું, અને સ્થાનિક આબોહવાને લાયક બાંધકામનો અનુભવ અહમદશાહને ત્યાંજ મળ્યો હોય." હવે એ વાત ખાસ વિચારવા જેવી છે કે ગુજરાતમાં અસલ ધરતીકંપ બહુ થતા એ વિચારતાં અમદાવાદની મસ્જીદો ધરતીકંપના આંચકા ખમી શકે એવી બનાવવા એ સમયના ગુજરાતી સ્થપતિઓએ મીનારા હાલે એવી કરામતકરી હોય એમ મનાય. વળી આ અનુમાન ખરૂં હોય તોપણ મ્હોટા ધરતિકંપેજ છેવટે મીનારો પાડયા છે. પણ બહુ મ્હોટા ધરતીકંપને મીનારા ન ખમી શકયા હોય એમ માની શકાય.

ઓગણી સમી સદીના પૂર્વાર્ધના અંતમાં શેઠ હઠીસિંહે દિલ્હી દરવાજા બહાર મોટું દેવાલય બાંધ્યું. શાન્તિદાસના દેવાલયના નાશ પછી એવું મોટું મંદિર આજ છે છેક બહારના દ્વાર ઉપરના ઝરૂખા વગેરે બાદ કરતાં આ મંદિરની બાંધણી દેલવાડાના મંદિરને અનુસરીને છે- મોગલાઈ પછીની અવ્યવસ્થામાં લાગેલા થાકનો શ્વાસ લેતા હિન્દુસ્થાનના બીજા કોઈ પણ પ્રાંતમાં એ સમયે આવી ઉત્તમ કારીગીરીનું મંદિર ભાગ્યેજ થયું હશે એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી. હઠીસીંગના મંદિર પછી વીશ વર્ષે સ્વામીનારાયણનું મંદિર થયું. ભવ્યતા તથા સૌંદર્યમાં એ પણ અમદાવાદને શોભાવે એવું છે. શહેરની અંદર પણ જૈન મંદિરો ઘણાં થયા.

નગરરચના—શહેરનો વિસ્તાર પહેલાં જેવો હાલ નથી. પુરાતન અમદાવાદનો ખ્યાલ હાલના અમદાવાદ પરથી આવે તેમ નથી. હાલનું અમદાવાદ એનાં કેટલાંક જૂનાં અવશેષો બાદ કરીએ તો બસો વર્ષથી જૂનું નથી. બાદશાહી સમયની મસ્જીદો વગેરે મકાનો પુરાતન અમદાવાદની રચના અને જમીનની સપાટીનો કંઈક ખ્યાલ આપી શકે ઈ. બી. હાવેલ લખે છે કે અમદાવાદ હિન્દુ શહેરોની રચના પ્રમાણે બંધાયું છે. અમદાવાદના રસ્તા હાલ એટલા સાંકડા અને વાંકાચુંકા થઇ ગયા છે કે અસલના મહામાર્ગની કલ્પના કરવી મુશ્કેલ પડે. અમદાવાદના મુખ્ય રસ્તા દશ ગાડાં સાથે ચાલે તેટલા પહોળા હતા એમ એક પરદેશી મુસાફર લખે છે. શહેરમાં સુંદર મેદાનો ( સ્કેર્સ ) હતા એમ પણ એક કહે છે. હાલમાં એવું કાંઇ નથી. એ સર્વ જાણે છે. રીચીરોડ ઍલીફંટ રોડ જેવા કંઈક પહોળા દેખાતા રસ્તા તો અંગ્રેજી રાજ્યમાં નવા કરેલા છે.

સાધારણ રીતે જુમા મસ્જીદને મધ્યમાં ગણી શકાય હિન્દુ રીવાજ પ્રમાણે શહેરના મધ્યમાં મંદિર જોઇએ તેને બદલે મુસલમાન બાદશાહ મસ્જીદ કરે એ સ્વાભાવિક છે. જુમા મસ્જીદની આસપાસ ચારે બાજુ મોટા ખુલ્લા રસ્તા હશે અને એની સામેના ભાગમાં માણેક ચોક એ એક મોટું મેદાન હશે એમ માનવાને કારણ છે.

એક રીતે જોતાં અમદાવાદ પાટણ શહેરનીજ સહેજ જુદી નકલ હશે એમ વધારે સંભવ છે. પાટણની ગણત્રી હિન્દના સારામાં સારાં શહેરોમાં થતી હતી. મીરાતે અહમદીમાં સ્પષ્ટ જણાવ્યું છે કે ભદ્રનો કિલ્લો પાટણમાં કિલ્લાના ઘાટનો બાંધવામાં આવ્યો હતો. અને એને ભદ્ર કહેતા એટલે અમદાવાદના કિલ્લાનું નામ પણ ભદ્ર પડયું અને એના ઉપરથી અહમદનગર (ઈડર પાસે) અને ચાંપાનેરના કિલ્લાના નામ પણ ભદ્ર પડયાં. પુરાતન રચના શાસ્ત્ર, શોભા અને આરોગ્ય એ ત્રણે દૃષ્ટિએ થઈ હતી.

પોળો ઘણુંખરૂં શહેર વસ્યું ત્યારથીજ થયેલી છે. મીરાતે અહમદીમાં એના ઘણા ઉલ્લેખ છે. પણ અસલ પોળ હાલના જેવી નહિં હોય એ સ્પષ્ટ છે. હાલની પોળો કેટલીક મરાઠાના સમયમાં અને કેટલીક અંગ્રેજી રાજ્યની શરૂઆત વસેલી છે. અને એ વસતી વખતે કોઈ જાતની નિયમિત રચના કે સિદ્ધાંન્ત જળવાયો નથી. જે ઐતિહાસિક સંજોગોમાં પોળો બંધાઈ તેજ ઐતિહાસિક સંજોગોને લીધે પોળો વાંકીચુંકી ગલીઓવાળી, ગીચ અને સાંકડી બની. એક જાતિના સામાજિક બંધારણવાળા બનતા સુધી એકજ જથામાં રહેતા એટલે એકજ પોળમાં રહેતા તેથી વસ્તી વધતાં પોળો ઘણી ઘીચ બની ગઈ.

પુરાતન અમદાવાદ—કેવું હશે એ કોઈ રીતે જાણવાનું હાલ સાધન નથી. અહમદીનો કર્તા લખે છે કે કેટલાક ભાગ ઓળખાતા નથી અને કેટલાક બદલાઈ ગયા છે. હાલના પ્રેમ અને કાળુપુર દરવાજાની વચ્ચે ભંડેરીપુર છે તે ઘણું પ્રાચીન હોય એમ જણાય છે. શહેરની અંદરના બીજા ભાગોમાં ઢીંકવા, હાજા પટેલની પોળ અને નીશા પોળના ઉલ્લેખો બાદશાહી સમયના મળી આવે છે. ખાડીયા પણ મોગલાઈ પહેલાંનું હોય એમ જણાય છે. આટલાં નામ બાદશાહીના સમયના આજે પણ જણાય છે ઘણાં નામ નાશ પામ્યાં છે. અને મોગલાઈના નવાં નામ પડી હાલ તે પણ બદલાઈ ગયાં છે. અહમદીમાં મોગલ સમયમાં ચકલાના નામ આપેલા છે. તે આજે

પણ વપરાય છે. પરંતુ એમાં રસ્તા અને મહોલ્લાનાં જે નામ છે તેમાંના ઘણાનો આજે પત્તો લાગતો નથી.

મોગલ સમયના ચકલા અહમદીમાં આ પ્રમાણે આપ્યા છે. ખાસ બજાર, પાનકોટ (પાનકોર નાકા) માણેક ચોક, ઢીંકવા ચકલો, ત્રણ લીંબડી, ભંડેરીપુર આડીયા ઉર્ફે અદાવરપુ અકબરપુર, રાયપુર, આસ્ટોડીઆ, રાયખડ, ખાનપુર, શાહપુર, ઈદરીયા ચકલો, સદર જહાં, ઝવેરી વાડનો ચકલો. આ બધા ચકલામાં ચબુતરા હતા અને રાત્રે કોટવાલના ચોકીદાર રહેતા. આમાં સદર જહાં શિવાય દરેકના નામ આજે જાણીતાં છે. આજ પણ ત્યાં પોલીસ ચોકી છે. સદરજહાંનો ચકલો ખમાસનો અગર જલાલપુર બાજુ કોઈ ચકલો હશે.

હાલની સાંકડી શેરી છે તે મોગલ સમયમાં હોય એમ લાગે છે. અસલ એ મોટો રસ્તો હશે અને સારંગપુર તરફ સીધો જતો હશે એમ માનવાને કારણ છે. ત્રણ દરવાજાવાળો રસ્તો હાલની માફક રીચીરોડને ન મળતાં માણેકચોકના મોટા ચોગાનની ઉત્તર સીમા બનતો હતો. રીચી રોડ તે વખતે હતો નહિં. મુસાફર થેવેનો લખે છે કે અમદાવાદ સુરતથી બમણું મોટું શહેર છે પણ સુરત જેટલું ભરચક નથી. અત્યારના ભરચક અમદાવાદમાં રહેનારા આ વાત માનશે? સુરતથી બેવડું તો અમદાવાદ આજે પણ છે.

મીરાતે અહમદીનો કર્તા લખે છે કે દક્ષિણ તરફ શહેર એટલું વધેલું હતું એને બાદશાહી સમયમાં મહેમદાવાદ વધવાથી મહેમદાવાદ અને અમદાવાદના વચ્ચેના રસ્તા ઉપર દુકાનો વગેરે વસાવી એવું જોડી દીધું હતું કે આખુંય એક મોટું શહેર હોય એમ લાગતું હતું. ઓગણીસમી સદીના પૂર્વાર્ધમાં બ્રીગ્સ અમદાવાદમાં આવ્યો ત્યારે તેણે તે વખતના ખંડેરો જોઇ લખે છે "અમદાવાદ કવિની કલ્પના અને ચિત્રકારની પીંછીને લાયક છે."

**અમદાવાદની પોળો:**—હાલની વાંકીચુંકી પોળનો અઢારમી સદીના ઉત્તરાર્ધમાં થઈ. પોળનું મ્હોડે સરીઆમ રસ્તા પર પડે છે. આ મ્હોડે દરવાજો હોય છે અને તેને મોટાં કમાડ હોય છે. કેટલીક પોળોને દરવાજા કમાન વાળા અને કેટલીકને મ્હેલા જેવા ચોરસ હોય છે દરવાજાની કે ઉપર કેટલીક પોળોને મેડીઓ હોય છે. તેમાં પોળીઓ રહે છે. એ મેડીને રસ્તા પર બારણા હોતાં નથી પણ બંદુક માટે કાણાં કરેલાં હોય છે. પોળના કમાડને એક નાની બારી હોય છે. કેટલીક પોળોની પાછળ બારી હોય છે તેમાંથી બીજી પોળમાં કે રસ્તા પર નીકળાય છે. ઘણીખરી પોળોમાં અંદર નાના ખાંચાં અગર ખડકીઓ હોય છે. કેટલીક પોળોમાં બીજી નાના પોળો પણ હોય છે ઘણી ખરી પોળોમાં એક બે આંગણાં હોય છે, અને પોળનું ચોકઠું કરે છે. પોળોનો કુવો અને પોળોનું જાજરૂ એ આખી પોળની સ્વતંત્ર મીલકત છે. કેટલીક પોળોમાં મહાદેવ માતા કે હનુમાનનું મંદિર હોય છે. જૈને અપસરા અને હિન્દુ મંદિરો પણ પોળોમાં હોય છે.

શહેરના પશ્ચિમ ભાગ કરતાં પૂર્વમાં પોળો વધારે છે. પશ્ચિમમાં ખાનપુર, મીરઝાપુર, ખાસ બજાર, પાનકોર, રાયખડ વગેરે લત્તામાં પોળો નથી. કાળુપુર વગેરે લત્તાઓનાં વહોરા વગેરે મુસલમાનો પોળોમાં રહે છે. પણ ઘણું ખરૂં મુસલમાનો છુટા ઘરોમાં વધારે રહે છે. શહેરના પશ્ચિમ ભાગમાં પારસી મુસલમાન છુટા ઘરોમાંજ રહે છે.

માંડવીની પોળ સર્વથી મોટામાં મોટી પોળ છે. એનું એક નાકું માણેક ચોકમાં અને બીજું આસ્ટોડીઆ ચકલામાં પડે છે. ઈ. સ. ૧૮૭૨ માં એકલી માંડવીની પોળમાંજ દશ હજાર માણસોની વસ્તી હતી. હાલમાં વસ્તી વધી છે. આ પોળમાં બીજી ઘણી પોળો છે. રા. રત્નમણિરાવ ના 'અમદાવાદ' પુસ્તકમાં ઘણી પોળોનું વર્ણન છે તે જીજ્ઞાસુ વાંચકે જોઈ લેવું.

**આબોહવા—આરોગ્ય** અમદાવાદ ૨૩૦-૧' ઉત્તર અક્ષાંશ અને ૭૨૦-૩૭' પૂર્વ રેખાંશ ઉપર આવેલું છે. એની ઉંચાઇ દરિયાની સપાટીથી આસરે ૧૭૩ ફીટ છે. અમદાવાદનું સ્થાન કોઈ રીતે હાલતો આકર્ષક નથી.

અમદાવાદનું સ્થળ એવી જગ્યાએ આવ્યું છે. કે વરસાદના બન્ને પ્રવાહ માંથી એકેનો લાભ તેને મળી શકતો નથી. હિંદના બીજા ભાગોમાં બન્ને પ્રવાહો પડી ગયા પછી એ તરફ આવે છે. આ કારણથી અમદાવાદ અને તેની આસપાસ દુકાળનો ભય ઘણુંખરૂં રહયાં કરે છે. જમીન રેતાળ હોવાથી થોડે વરસાદે પણ પાક ઠીક થાય છે. સરેરાશ વરસાદ ૩૦ ઇંચ પડે છે.

અહિં શિયાળામાં ટાઢ અને ઉનાળામાં તાપ સખ્ત હોય છે. અહિંની હવા એકંદર સુકી છે. માગશરથી ફાગણ માસ સુધી અમદાવાદની હવા ઘણી નિરોગી રહે છે. શિયાળામાં ગરમી ઓછામાં ઓછી ૩૨ થી વધારેમાં વધારે ૯૦ ડીગ્રી રહે છે. ઉનાળામાં વધારેમાં વધારે ૧૧૮ ડીગ્રી થાય છે. ઉનાળામાં મદ્રાસ જેટલો તાપ છે પણ દરિયાના અભાવે ગરમલૂ વધારે વાય છે. શાહીબાગની હવા સારી ગણાય છે.

અમદાવાદ શહેરનું મરણ પ્રમાણ ઘણું મોટું છે. એનું કારણ એક શહેરની ઘીચ વસ્તી, બીજું ધર્મને નામે લોકોમાં ચાલતા કેટલાક ખરાબ રીવાજ ત્રીજું પાણીની તંગી અને ધૂળનો ત્રાસ, ચોથું આખા શહેરમાં ગટરો નથી તે, પાંચમું મીલોની ધુણી, છઠું ઢોરોના તબેલા શહેરમાં છે તે પણ આરોગ્યને બગાડે છે. અને તેથી કાંઈ ખાસ દુધ સસ્તુ મળતું નથી.

૧૯ મી સદીના છેલ્લા દશકામાં શહેરને સાબરમતીનું પાણી પુરૂં પાડવાની શરૂઆત થઈ. વિશ વર્ષ પછી વસ્તી વધવાથી પાણીની તંગી પડવા માંડી. હાલમાં અમદાવાદનું પાણી સંતોષકારક છે. પણ જોઇએ તેટલું મળતું નથી.

અમદાવાદનું મરણ પ્રમાણ ભયંકર છે. હિંદુસ્થાનના સર્વથી વધારેમાં વધારે મરણ પ્રમાણ વાળાં શહેરોની પંક્તિમાં અમદાવાદ બેસે છે. અહિં બાળ મરણ પ્રમાણ પણ વધારે છે. ૧૯૨૭ ના ડિસેમ્બર માસમાં એક વર્ષની અંદરના ૩૪૮ બાળકો ગુજરી ગયાં હતાં. અમદાવાદનું શહેર રોગથી મુકત કોઈ પણ વખતે હતું નહિં. તાવ ઉપરાંત દમ અને કોગળીયાનો વ્યાધિ શહેરમાં ઘર કરી રહયો છે. અમદાવાદમાં ફેફસાના દરદોનું પ્રમાણ મોટું છે. અમદાવાદમાં ઉત્તમ આરોગ્યભુવનો (સેનેટોરિઅમ) ની સગવડ છે. શાહીબાગમાં પણ શેઠ ત્રીકમદાસ ગોપાલદાસનું આરોગ્ય ભુવન સાર્વજનિક છે. બીજા આરોગ્ય ભુવન અમુક કોમને માટે ખાસ છે.

શહેર સુધારણા :—શહેરની સુધારણા હાલ મ્યુનિસિપાલિટીના હાથમાં છે. અમદાવાદની મ્યુનિસિપાલિટીની શરૂઆત વિચિત્ર રીતે થઇ છે. ઈ. સ. ૧૮૧૮ માં અમદાવાદ બ્રિટિશ સત્તા નીચે આવ્યું. શહેરનો કોટ ભાંગી ગયો હોવાથી લુંટારૂ ધાડપાડુ શહેરમાં ગમે ત્યારે પેસી શકતા. આથી કલેકટર બોરેડેલે શહેરના લોકોનું કોટ બાંધવાના પ્રશ્ન તરફ ધ્યાન ખેંચ્યું. લોકોએ ખાસ કરીને વેપારી વર્ગે કોટ સમારવા કર ઉઘરાવવાની ખાસ સંમતિ આપી. આથી ૧૮૩૦ માં ઘી, શાખ, અફીણ વગેરેની આવક પર કર નંખાયા. કોટ પુરો થયા પછી કર બંધ કરવાનો સમય આવ્યો ત્યાં લોકોએ જોયું કે ભંડોળનાં નાણાંનો સારો ઉપયોગ શહેરના લાભમાં થયો હતો. આ કારણથી લોકોએ કર ચાલુ રાખી એનાં નાણા શહેરમાં સ્વચ્છતા, દીવા છંટકાવ વગેરે સુધરાઈના કામ કરવામાં વાપરવાની સરકારને વિનંતિ કરી. મુંબઇ ઈલાકામાં મ્યુનિસિપલ વહીવટની ઝાંખી પહેલ વહેલી અમદાવાદમાંજ થઇ એમ માની શકાય. મ્યુનિસિપાલિટી નામ વાળી જૂદી સંસ્થા ૧૮૫૮ માં થઇ અને ઇ. સ. ૧૮૭૨ માં કાયદા પ્રમાણે એને શહેરની મ્યુનિસિપાલિટી બનાવવામાં આવી.

અહિંના રસ્તા જોઇએ તેવા પહોળા નથી. ટ્રામની પણ સગવડ થઈ શકે એમ નથી. માત્ર મોટરના ખટારા રીચરોડ થઇને સ્ટેશનથી ભદ્ર સુધી ચાલે છે. સ્ટેશનથી ભદ્ર એક આનામાં જવાય છે.

ઇ. સ. ૧૮૮૯ ના કાયદા પછી રા. બ. રણછોડલાલ છોટાલાલ પહેલા પ્રમુખ થયા, એમણે મ્યુનિસિપાલિટીની જે સેવા કરી છે તે આજ સુધી અમદાવાદને લાભદાયી નીવડી છે. ઈ. સ. ૧૯૨૭-૨૮ માં મ્યુનિસિપાલિટીની આવકનો અડસટો રૂ. ૨૫૦૦૫૧૦) હતો. સાર્વજનિક કેળવણી પાછળ રૂ. ૭૯૫૨૩૯) નો અડસટો કરવામાં આવ્યો હતો. હાલ માથાદીઠ કરનું પ્રમાણ રૂ. ૮) લગભગ છે. ઇ. સ. ૧૮૭૭-૭૮ ની સાલ સાથે સરખાવતાં આવક જયારે આસરે બારગણી વધી છે. ત્યારે કરનું પ્રમાણ ચાર ગણું વધ્યું છે.

અમદાવાદી જનસમાજ :—અમદાવાદી ડાહયો ગણત્રીબાજ મહેનતુ અને કરકસરીઓ છે. અમદાવાદી કોઇ વાતમાં વગર વિચાર્યું સાહસ નહિ કરે.

અમદાવાદની વસ્તીમાં આજે હિંદુ વધારે છે. અઢારમી સદીમાં મુસલમાન વધારે હતા. અમદાવાદની વસ્તી સત્તરમી સદીમાં અને તે પહેલાં દસ અને બાર લાખની વચ્ચે હોય એમ માનવાને બહુ વાંધો નથી. આઠ લાખની વસ્તી તો એક વખત હતી એમ કેટલાક માને છે. ઔરંગઝેબના અવસાન પછી અમદાવાદની વસ્તી એકંદર ઓછી થવા માંડી. બ્રિટિશે અમદાવાદ લીધું ત્યારે (૮૦૦૦૦) એંશી હજારની વસ્તી હતી એનું કારણ મોટે ભાગે રોગ ચાળો હતો. ઈ. સ. ૧૯૦૧ માં ૧૮૫૮૮૯ વસ્તી હતી એમાં ૪૧૧૫ કેમ્પની વસ્તીનો સમાવેશ થઈ જાય છે. ૧૯૦૧ માં ૭૦ ટકા હિંદુઓ હતા. ઈ. સ. ૧૭૮૦ સુધી શહેરમાં બે ભાગ મુસલમાન અને એક ભાગ હિંદુની વસ્તી હતી. પણ ૧૮૧૭ થી હિંદુની વસ્તી વધતી જતી હતી. ઈ. સ. ૧૯૧૧ માં વસ્તી વધી ૨૨૫૫૩૯ થઇ અને ૧૯૨૧ માં ૨૭૪૦૦૭ ની થઇ. ૧૯૨૭ માં મ્યુનિસિપાલિટીએ આસરે કરેલી ગણતી પ્રમાણે વસ્તી ૨૯૫૯૫૫ હતી.

અમદાવાદના લોકો અસાધારણ ખંતીલા છે. સાદાઈ પણ પ્રમાણમાં બહુ છે. આ જમાનામાં અમદાવાદમાં રાજકીય તેમ અન્ય જાગૃતિ વેગથી આવી છે. અમદાવાદનું ધાર્મિક જીવન ઉજવલ છે. જૈન

ધર્મને લીધે અહિં અહિંસાનું તત્વ ખૂબ વ્યાપી ગયું છે. અમદાવાદમાં એથી સંપ છે. સલાહ છે શાંતિ છે. આ અસરથી અન્ય પ્રાંતોની કાલી અહિં અંબા અને ભદ્રકાલીનાં સૌમ્ય સ્વરૂપમાં પ્રતિષ્ઠા પામી છે. ગઇ સદીમાં બંગાળાના બ્રહ્મ સમાજની અસરથી રા. બ. ભોળાનાથ સારાભાઇએ અમદાવાદ માં પ્રાર્થના સમાજની સ્થાપના કરી. એ ઉપરાંત અહિં થીઑસોફિકલ સોસાઈટી અને આર્યસમાજ પણ ધર્મ ને નવો વેગ આપી તેણે નવા યુગના માનવસેરાના ધર્મને આધ્યાત્મિક ચૈતન્ય આપ્યું છે.

અમદાવાદના સામાજિક જીવનમાં મહાજનો અને પંચોનું સ્થાન હિંદુસ્થાનના કોઇ પણ શહેર કરતાં વધારે છે. અહિં પોળોનું પંચ પોળોનો વહીવટ કરે છે. અહિં પોળની જે ઉંચી ભાવના છે તે હિંદુસ્થાનમાં અન્ય સ્થળે જણાતી નથી. આ ગાંધી યુગમાં ખાદીનો વપરાશ અહિં પુષ્કળ વધ્યો છે. શરદ્ ઉત્સવમાં ઉંચા કલા વિધાનવાળા ગરબા અમદાવાદમાં બહુ ઉત્કૃષ્ટ રીતે થાય છે. આમ સામાજિક પ્રવૃત્તિમાં અમદાવાદ પાટનગરનું સ્થાન જાળવી રાખ્યું છે.

કેળવણી:—ઇ. સ. ૧૮૭૭–૭૮ માં અહિં ૨૩ સરકારીનિશાળો હતી. આમાં કુલ ૨૭૦૯ છોકરા ભણુતા. એક હાઈસ્કુલ હતી. ત્રણ એંગ્લો વર્નાક્યુલર સ્કુલ, નવ ગુજરાતી નિશાળો છોકરાઓ માટે અને એક છોકરીઓ માટે હતી. ત્રણ ઉર્દુ નિશાળો અને ચાર રાત્રિશાળાઓ હતી. એક પુરૂષ અને એક સ્ત્રીઓની ટ્રેનિંગ કોલેજ હતી. એ ઉપરાંત છ ખાનગી શાળાઓ હતી. તેમાં એક હાઇ સ્કુલ એક એંગ્લો વર્નાક્યુલર સ્કુલ બે છોકરાઓની અને બે છોકરીઓની ગુજરાતી શાળા હતી.

ઇ. સ. ૧૮૮૨ થી પ્રાથમિક કેળવણીનું કામ મ્યુનિસિપાલિટીના હાથમાં આવ્યું. અંગ્રેજી કેળવણી સરકાર તથા ખાનગી લોકોના હાથમાંજ રહી. ઇ. સ. ૧૮૬૬ માં આઈરિશ પ્રેસ્બિટેરીઅન મિશને મિશન સ્કુલ કાઢી છે. ઈ. સ. ૧૯૦૪ મા છ હાઇ સ્કુલ હતી એમાં ૧૯૨૭ છોકરા ભણુતા હતા. અને છ મિડલ સ્કુલો હતી. તેમાં ૪૧૬ છોકરા ભણુતા હતા. એ પછી આજ સુધી ઘણી અંગ્રેજી નિશાળો ઉઘડી અને ઘણી બંધ થઇ. આજે અંગ્રેજી નિશાળની સંખ્યામાં તો પહેલાં કરતાં કાંઈ વધારો નથી થયો પણ વિદ્યાર્થીઓની સંખ્યામાં બહુ વધારો થયો છે.

ઈ. સ. ૧૮૮૭ માં ગુજરત કોલેજનું બંધારણ થયું. થોડા વખતમાં કૉલેજને માટે નવું સુંદર મકાન થયું. ૧૯૧૩ માં સર ચીનુભાઈ માધવલાલે કૉલેજ અને ઉચ્ચ શિક્ષણ માટે એક લાખ રૂપિયા આપ્યા. એમાંથી સાયન્સ કૉલેજ થઈ. અને જોર્જ ધિ ફિફ્થ હોલ બંધાયો. એમણે હાઇ સ્કુલને માટે પણ પૈસ આપ્યા અને રણછોડલાલ છોટાલાલ હાઇ સ્કુલ બંધાઇ. ઇ. સ. ૧૮૫૭ માં શાળાઓ માટે શિક્ષકો તૈયાર કરવા ગુજરાત ટ્રેનિંગ કોલેજ શરૂ થઈ અને કોલેજ એક આદર્શ ગુજરાતી પ્રાથમિક શાળા પણ ચલાવતી. ઈ. સ. ૧૮૭૧ માં સ્ત્રીઓ માટે પણ આવી ટ્રેઇનિંગ કોલેજ ખોલાઈ. આ બન્નેને માટે પ્રેમચંદ રામચંદ્રે મકાનના પૈસા આપ્યા. તેના નામ અનુક્રમે પ્રેમચંદ રાયચંદ ટ્રેઇનિંગ કૉલેજ અને મહાલક્ષ્મી ટ્રેઇનિંગ કોલેજ છે

૧૯૨૧ માં પ્રથમ અસહકારના સમયમાં રાષ્ટ્રીય કેળવણીને માટે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ. માધ્યમિક કેળવણી માટે વિનય મંદિર અને ઉચ્ચ કેળવણી માટે મહાવિદ્યાલય સ્થપાયાં. ગુજરાત વિદ્યા પીઠ પોતે સફળ ન થઈ પણ તેણે એક મહત્વનું કાર્ય કર્યું. એ કામ તે ગુજરાત પુરાતત્વ મંદિરની સ્થાપનાનું. એમાં ઘણા સમર્થ વિદ્વાનોએ ભાગ લીધો છે.

અહિં સ્ત્રી કેળવણી પણ એકંદર સારી છે. અહિં કર્વે યુનિવર્સિટી સાથે સંબંધ ધરાવતી વનિતાવિશ્રામની શાળા. શ્રીમતી સુલોચના બ્હેને કાઢી છે. કર્વે યુનિવર્સિટી ની સાથે જોડાએલી મહિલા પાઠ શાળા નામની સ્ત્રીઓને માટેની એક કોલેજ પણ અહિં છે.

આ જગ્યાએ રા. પ્રાણશંકર લલ્લુભાઈના ખંત અને શ્રમથી ચાલતી બહેરાં મુંગાની શાળાની પણ નોંધ લેવી જોઇએ.

અહિં સિવિલ હૉસ્પિટલ સાથે બેરામજી જીજીભાઇની મેડિકલ સ્કુલના જોડાએલી છે. હુન્નર ઉદ્યોગની કેળવણી માટે રણછોડલાલ છોટાલાલ ટેક્નિકલ સ્કુલ છે. ઈ. સ. ૧૯૨૧ માં એમાં ૧૦૦ વિદ્યાર્થીઓ હતા.

રૂ. ૭૦૦૦૦ આપીને ભદ્રમાં હીમાભાઇ ઇન્સ્ટીટ્યુટ નામનું પુસ્તકાલય ઉઘાડયું. આ અમદાવાદમાં જુનામાં જુનું પુસ્તકાલય છે એના લાભ પૈસા ભરીનેજ થઇ શકે છે. ઇ. સ. ૧૮૭૦ માં આપારાવ ભોળાનાથના નામથી આપારાવ લાઈબ્રરી થઇ હતી. એમાં કેટલાક ફારસી હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ છે. દાદાભાઈ લાઈબ્રરી આ સદીમાં નીકળી છે. ભાઈશંકર લાઈબ્રેરીપણ એજ વહીવટમાં છે અને એકંદર ઠીક છે.

અમદાવાદનાં કેટલાક છાત્રાલયો પણ છે.

વિદ્યાપીઠ, ગુજરાત કૉલેજે સત્યાગ્રહાશ્રમ અને વૈશ્ય સભાનાં છાત્રાલયો સારાં અને મોટાં છે.

શારદામંદીર નામની એક છોકરા માટેની સહશિક્ષણની શાળા નવી પદ્ધતિથી સવિતા બેન વિશ્વનાથે કાઢી છે.

ઈ. સ. ૧૮૫૪ માં ફોર્બ્સ સાહેબે કવિ દલપતરામ ડાહ્યાભાઈની સહાયથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની સ્થાપના કરી. એના તરફથી નીકળેલું વર્તમાન પત્ર ગુજરાતમાં પ્રથમ હતું ઈ. સ. ૧૮૫૪ માં સોસાઇટી તરફથી બુદ્ધિપ્રકાશ નામનું માસિક કાઢવામાં આવ્યું આ અમદાવાદનું જુનામાં જુનું માસિક છે.

અહિં સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અગત્યનું છે. વિદ્યાપીઠ નવજીવન કાર્યાલય અને પુરાતત્વ મંદીર તરફથી પણ વિદ્દદ્‌ભોગ્ય સાહિત્ય બહાર પડે છે. આમ આમદાવાદની કેળવણી ચારે બાજુથી વધી રહી છે.

વેપાર ઉદ્યોગ:—અઢારમી સદી અને ઓગણીસમી સદીનો કેટલોક અવ્યવસ્થા અને અશાન્તિનો કાળ કાઢી નાંખીએ તો સામાન્ય વેપાર ઉદ્યોગના ઈતિહાસમાં અમદાવાદે હિંદુસ્તાનમાં સર્વોપરી પદ અસલથી કાયમ રાખ્યું છે. આજે મુંબઈ કલકત્તા મદ્રાસ રંગુન આદિ શહેરો અમદાવાદ કરતાં મોટો વેપાર ખેડે છે પણ એ માટે શહેરો બ્રિટિશ સામ્રાજ્ય હિંદુસ્તાનમાં જામ્યું ત્યાર પછી વધેલા છે. ટાઈમ્સ ઑફ ઇન્ડિયા પત્રની 'ઇન્ડિયનયર બુકમાં મુંબાઈ ઈલાકાના લોકોનું વર્ણન કરતાં લખ્યું છે' ગુજરાતના વાણીઆ આખા જગતની સર્વથી બુદ્ધિશાળી વેપારી જાતીઓમાં ગણીશકાય' આ વાણીઆઓનું કેંદ્રસ્થાન તે અમદાવાદ.

બાદશાહી સમયમાં બારબેસાન લખે છે કે ગુજરાતનું આનવું પાટનગર બીજાં ઘણા શહેરો અને બંદરોનું કેન્દ્ર હતું. એ સમયે અમદાવાદમાં માળવાથી અફિણ આવતું ખુરાસાનથી ઘોડા, હથીઆર અને રેશમી માલ આવતો અને આસપાસથી ગળી રૂ. અને અનાજ પરદેશ ચઢાવવા માટે તથા સ્થાનિક ઉદ્યોગો માટે આવતાં. સ્વતંત્ર બાદશાહીના સમયમાં અમદાવાદના કીનખાબ મશરૂ અને સુતરાઉ કાપડ ખંભાતથી ચઢતાં એટલે ખંભાતને નામે મશહુર હતાં.

અંગ્રેજી રાજ્યમાં શાન્તિ અને વ્યવસ્થા થઈ. બધે એક સરખો નિયમ પ્રવર્ત્યો. ઈ. સ. ૧૮૩૦ સુધીમાં અમદાવાદનો વેપાર જોઈએ તેવો વધ્યો નહિં એમ સર જોન માલ્કમનો અભિપ્રાય છે. એનું કારણ એમ મનાય છે કે એ વખતે પણ રસ્તા બરાબર સુધર્યા નહતા અને આવજાના સાધનો ઘણા ઓછાં હોવાથી કાચો માલ લઈજવાની બહુ હરકત પડતી. રેલ્વે થવાથી (૧૮૬૪) અમદાવાદ ફરીથી વેપારનું કેંદ્ર બન્યું. ૧૮૯૦ માં અમદાવાદમાં પહેલી મિલ થઈ ૧૮૭૫ સુધીમાં બીજી બે ત્રણ મીલો વધી હતી. એ પછી અર્ધી સદી મીલો એક પછી એક વધતીજ ગઈ છે.

ચાલુ સાલમાં અમદાવાદમાં વેપાર વધતો જાય છે. પણ ૧૯૧૪ ની લડાઇ વખતે આખા જગતમાં વેપારની જે ખરાબ સ્થિતિ થઇ તેમાંથી અમદાવાદ બચ્યું નહિં. આ સદીમાં મીલો ગઈ સદી કરતાં ઘણી વધી હતી. હવે અમદાવાદનો વેપાર વર્ગ યુરોપના સંસર્ગમાં વધારે આવતો જાય છે. યુરોપની વ્યવસ્થા શક્તિનો પરિચય વધતાં કેટલીક મીલો અને પેઢીઓની વ્યવસ્થામાં સારો સુધારો દેખાતા જાય છે.

અમદાવાદ એક વખત નાણાંનું મોટું કેન્દ્ર હતું. અમદાવાદમાં એક વખતે સો કોટી ધ્વજ હતા. હિન્દના દરેક મોટા શહેરમાં ગુજરાતી, મારવાડી, ચેટી અને મુલતાની શરાફો છે. પરતું અમદાવાદ કે ગુજરાતનાં બીજાં શહેરોમાં ગુજરાતીઓના હાથમાંજ સરાફીનો ધંધો છે.

અમદાવાદનું કાપડ અને સુતર બજાર અમદાવાદના વેપારના ઈતિહાસમાં સારૂં સ્થાન ભોગવે છે. અમદાવાદનું કાપડ બજાર મુંબઈ અને કલકત્તા કરતાં નાનું છે પણ મદ્રાસ કરતાં અહિંની વસ્તી અડધી હોવા છતાં મોટું છે.

અમદાવાદના વેપારના ઈતિહાસમાં સટ્ટો એ એક અગત્યનું પ્રકરણ છે. અમદાવાદમાં ઘણી ચીજોનો સટ્ટો ચાલે છે. સટ્ટાના કેટલાક બજાર અમદાવાદમાં છે જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ અમદાવાદમાં સટ્ટો વધતો ગયો. અનાજ, ખાંડ, બજારો થયાં અને તેમનાં મહાજન બંધાયાં સટ્ટાના ઝઘડા ઘણેભાગે મહાજનજ પતાવે છે અને ભાગ્યેજ એ ઝઘડો કચેરીએ ચઢે છે.

અમદાવાદમાં સટ્ટાનું ગોઠવાયેલું અને પદ્ધતિસરનું બીજુ મોટું બજાર તે શેર બજાર છે. અમદાવાદમાં મીલો થયા પછી એ બજાર જાદું થયું. હિંદુસ્તાનમાં જેને ખરાં શેરબજાર કરી શકાય એવાં બજારો ખાસ કરીને મુંબઈ, અમદાવાદ, કલકત્તા, મદ્રાસ, અને રંગુનમાં છે. એમાં મદ્રાસ અને રંગુનના બજાર નામનાં છે. અમદાવાદના શેર બજારમાં દેશી તત્વ વધારે છે.

અમદાવાદની શેત્રંજી અને જાજમ બહુ ટકાઉ અને મજબુત હોય છે. શેત્રંજી વણનારના અમદાવાદમાં ત્રણ ઘર હતાં. એમ કહેવાય છે કે અમદાવાદની શેત્રંજી ૩૦ વર્ષ ચાલે છે. આ પ્રમાણે હાથ વણાટનો માલ લગભગ ગઈ સદીના અંત સુધી સારો બનતો અને ખપતો. વીસમી સદીમાં અમદાવાદે જૂનું જૂનું ઘણું છોડવા માંડ્યું. આમ જુનું જતું હતું અને નવું આવતું હતું. અમદાવાદમાં પહેલી મિલનું રણછોડભાઈના પોતાનાજ કહેવા પ્રમાણે ૧૮૫૯ માં ખાત મુહૂર્ત થયું. આ પહેલી મિલનું એન્જીન પહેલ વહેલું ચાલુ કર્યું ત્યારે અમદાવાદમાં એક મેળાવડો થયો હતો. રણછોડભાઈની આ પહેલી મિલ રૂ. એક લાખના ભંડોળથી ઉભી કરી હતી. શરૂઆતમાં ૬૩ માણસોજ એમાં કામે લાગ્યાં હતા. ઇ. સ. ૧૮૬૭ માં રાયખડમાં બેચરદાસ અંબાઈદાસ દસ્કરીએ બીજી મિલ કરી ઈ. સ. ૧૮૮૦ પછી અમદાવાદમાં મિલો ધીમે ધીમે વધતી ગઈ. વીસમી સદીના પહેલા દશકામાં બંગાળના ભાગલા પડયા ત્યારે ત્યાં સ્વદેશી માલ વાપરવા બાબત શરૂ થઈ તેમાં અમદાવાદી મિલનો ઘણો માલ ઉપડયો. ૧૯૧૪ ની લડાઈ દરમ્યાન અને ત્યારે અમદાવાદની મિલો બહુ કમાઇ.

અમદાવાદમાં મિલ ઉદ્યોગની ખીલવણી એ હિન્દુસ્થાનમાં ઉદ્યોગના ઇતિહાસનો એક ચમત્કાર છે. અમદાવાદની ભૂમિ મિલ ઉદ્યોગને માટે બીલકુલ લાયક નથી. હવા છેક સૂકી છે. ઋતુની વિષમતા છેક ભારે છે. મિલોને માટે કોલસાની ખાણો પાસે નથી. વીજળીનું બળ મળી શકે એવું કાંઇ સાધન અમદાવાદ પાસે નથી. અમદાવાદને બંદરોનો લાભ નથી. અમદાવાદના મિલ ઉદ્યોગે સિદ્ધ કર્યું છે કે ક્રિયાની સિદ્ધિ સત્વમાં છે. સાધન સંપત્તિમાં નથી- આ ઉદ્યોગ અમદાવાદમાં મોટામાં મોટો છે. એણે અમદાવાદને એની અસલ આબાદીના રસ્તા પર ચઢાવવા માડયું છે. અમદાવાદનો મિલ ઉદ્યોગ અમદાવાદની મુડી થીજ ઉભો થયો છે. છતાં કહેવું જોઇએ કે વખતના પ્રમાણમાં મિલોમાં સુધારો થઇ શકયો નથી. અમદાવાદના મિલોના માલની જાત પણ હજી સુધરી શકી નથી. આ બાબતમાં મુંબઇનું ધોરણ કાંઇક ઉંચું છે.

સુતરાઉ કાપડ જેવોજ અને વખત રેશમી કાપડ બનાવવાનો ધંધો અમદાવાદમાં ખાસ અગત્યનો હતો. સુતરાઉ કાપડ માટે ઢાકાની જેમ ગુજરાતની ખ્યાતિ ન હતી પણ રેશમી કાપડ માટે તો હિન્દુસ્થાનમાં ગુજરાત અને એનું પાટનગર અમદાવાદ સર્વોપરી ગણાતું એવા પુરાવા મળી આવ્યા છે. અબુલફઝલ લખે છે કે અમદાવાદનો રેશમી માલ અસાધારણ કારીગરીનો બનતો. ૧૬૩૮ માં મેન્ડેસ્લો રેશમી માલ બનાવનારા કારીગરો અસાધારણ હોંશિયારી વાળા હતા એમ લખે છે. મોગલ પ્રાંતોમાં રેશમનો મોટામાં મોટો ધંધો ગુજરાતમાં હતો અને અમદાવાદ એનું કેન્દ્ર હતું.

હાલ રેશમનો ઉદ્યોગ થોડો ચાલે છે. પરદેશમાં અમદાવાદનું રેશમી કાપડ ચાહીને મંગાનું એ દિવસ હવે ગયા છે. ઈ. સ. ૧૮૯૯માં રૂશિયાના ઝારના યુવરાજ અમદાવાદમાં આવ્યા ત્યારે રેશમી કામ અમદાવાદમાં સાધારણ ચાલતું હતું.

પહેલાં બંગાળ વગેરે જગ્યાએથી રેશમ આવતું અને અમદાવાદમાં વણાતું. અમદાવાદમાં એક વખત ઘેર ઘેર રેશમના ફાળકા ચાલતા. ઘણી ખરી નાતોમાં સ્ત્રીઓને રેશમ છણતાં આવડતું.

કિનાખાબના કાપડને માટે અમદાવાદ એના જન્મથી આજ પર્યંત મશહુર છે. સુરત અને બનારસનો કિનખાબ ગમે તેવો સારો હોય તો એ અમદાવાદની તોલે ન આવે.

જો વા લા ય ક સ્થ ળો :–આમાં ભદ્રનો કિલ્લો મુખ્ય છે. આ કિલ્લાનો પાયો સુલતાન અહમદશાહે શહેર વસાવ્યું તેજ દિવસે નાંખ્યો છે. એનું ક્ષેત્રફળ ૪૩ એકર છે. ઓલ્જીના (૧૬૮૦) ના મત પ્રમાણે ભદ્રનો કિલ્લો મોગલ રાજ્યમાં માત્ર કાબુલ અને કંદહારના કિલ્લાથી મજબુતાઈમાં ઉતરતો ગણાતો હતો. ભદ્રની નૈઋત્યમાં કોટ તોડીને એલીસ બ્રીજ કરેલો છે. ભદ્રને આઠ દરવાજા છે. ભદ્ર એક વખતનો રાજગઢ આજે પાધર છે. એમાં બેચાર સાધારણ કચેરીઓ અને નૈઋત્ય ખૂણે થોડાં ઘર છે.

ત્રણ દરવાજા શહેર બંધાયા પછી થોડા વખતમાંજ બંધાયો છે. એની વચલી કમાન ૧૭ાા પહોળી અને બન્ને બાજુની ૧૩ ફીટ પહોળી છે. ઉંચાઈ ૨૫ ફીટ છે. અહમદ શાહની મસ્જીદ ભદ્રના કિલ્લાની અંદર દક્ષિણ બાજુના દરવાજાને અડીને આવી છે. એનું ઐતિહાસિક મહત્વ ઘણું છે. એજ મકાન બાદશાહી વખતનું અણીશુદ્ધ આપણી સામે ઉભું છે. આ મસ્જીદના થાભલા હિંદુ મંદિરમાંથી ઉપાડી આણેલા છે.

જુમ્મા મસ્જીદ શહેરની વચ્ચે છે એ અમદાવાદની મોટામાં મોટી અને સૌથી ભવ્ય મસ્જીદ છે. હિંદુસ્થાનની ઉત્તમ અને મોટા મસ્જીદોમાં તેની ગણના થાય છે. અમદાવાદ વસ્યા પછી ત્રીજે વર્ષે એ બંધાવા માંડી અને ૧૨ વર્ષે એ પૂરી થઈ. એનો વચલો ઘુમટ ત્રણ માળ જેટલો ઉંચો લીધો છે. મસ્જીદના મોટા ચોકમાં વચ્ચોવચ્ચ હોજ છે જુમ્મા

મસ્જીદના પૂર્વ દ્વારમાંથી બહાર નીકળતાં અમદાવાદ વસાવનાર અહમદશાહનો રોજો આવે છે. અમદાવાદની વચ્ચે માણેકચોકમાં અહમદશાહની રાણીનો હજીરો આવ્યો છે. આ હજીરા ઉપર ઘુમટ નથી. આ હજીરાની ખાસ ખુબી એની જાળીમાં રહી છે. દિલ્હી ચકલામાં કુતુબુદ્દીન શાહની મોટી મસ્જીદ આવી છે. તે સુલતાન કુતુબુદ્દીનને એના બાપ મુહમ્મદશાહની હયાતીમાં બંધાવી છે. પૂર્વે શહેરથી સવા બે માઈલ દૂર મલીક શાબાંનો રોજો આવેલો છે.

કાંકરિયા તળાવ બંધાયું ત્યારથી ગઈ સદીના અંત સુધી એ એક રમ્ય સ્થાન હતું. હાલ ત્યાં બહુ લોક જતા નથી. સુલતાન કુતુબુદ્દિને ઇ. સ. ૧૪૫૧ માં બંધાવ્યું તેથી એ હોજે કુતબ કહેવાય છે. શાહી બાગ પહેલાં એ બાદશાહી નિવાસનું મુખ્ય સ્થાન હતું. એની આસપાસ પહેલાં ઘણા મકાનો મહેલો હશે. એને ૧૯૦ ફીટ લાંબી એવી ૩૪ એક સરખી બાજુઓ છે. ઘેરાવો ૨૧૫૩ વાર એટલે સવા માઈલનો છે. કિનારા ઉપર બાર થાંભલાના મંડળો બેઠક માટે બાંધેલા છે. તળાવનું ગરનાળું અને ગરણી ઉત્તમ કારીગરીના નમુના છે. પાછળના મુસાફરોના ઉલ્લેખથી નગીના બાગ અંદરના બગીચાને કહેતા હશે એમ સ્પષ્ટ થાય છે.

સારંગપુર ચકલામાં એક મોટી મસ્જીદ છે. એ મસ્જીદ ભારે બાંધણીની છે. ગોમતીપુરના અગ્નિ ખુણામાં રાજપુર હીરપુરની હદમાં અમદાવાદની સર્વથી સુંદર મસ્જીદોમાં ગણી શકાય એવી રાજપુર બીબીજીની મસ્જીદ આવી છે. સુલતાન કુતુબુદ્દીને ઇ. સ. ૧૪૫૪ માં સૈયદ યાકુબની મા બીબીજી માટે બંધાવી એમ આર્કીઆલોજીકલ સર્વેમાં લખ્યું છે. મસ્જીદ સામેની દરગાહમાં બીબીજીની કબર હશે એમ માનવાને કંઇ કારણ નથી.

સરખેજનું બરોબર વર્ણન કરતાં બહુ લંબાણ થાય. અહિં ટુંકમાંજ પતાવી શું. સરખેજનું મૂળનામ શ્રી ક્ષેત્ર છે. ત્યાં સહસદ ખટુગંજ બક્ષ મુકામ રાખ્યો. ઇ. સ. ૧૪૪૬ માં એમના રોજો સુલતાન મહમદે બંધાવા માંડયા તે ઈ. સ. ૧૪૫૧ માં કુતુબુદ્દીને પુરો કર્યો. મસ્જીદ પણ એજ વખતે બંધાઇ. સુલતાન મહમૂદ બેગડાને આ સ્થળ બહુ પ્રિય હતું અણે પોતાની દરગાહ અહમદ ખટુના રોજાની સામેજ કરવી. ઘણા પ્રાસદ્ધ પુરૂષો સરખેજમાં જ દફન થયા છે. ગુજરાતના રોજાઓમાં એ સર્વથી મોટો છે. રોજાની આસપાસની ભીંતોમાં અને અંદરની ભીંતોમાં અસંખ્ય તરેહની ભૌમિતિક આકૃતિઓની જાળીઓ ભરેલી છે. એમાં પૂર્વ તરફની જાળીઓ સીદીશહીદની ભૌમિતિક આકૃતિઓ વાળી જાળીઓને બરાબર મળતી આવે છે. રોજાની સામે એક સોળ થાંભલાનો ચોરસ સાદો હિંદ ઘાટનો મંડપ છે. પાછળ તળાવમાં ઉતરવાને પગથીઆં અને એની બાજુએ સુલતાન મહમૂદ બેગડો અને રાણીઓના રોજા છે. એ રોજાઓની ભીંતોને પણ ભૈમિતિક આકૃતિઓની જાળીઓ છે. મહમૂદ બેગડાની કબર આરસની સુંદર કોતરણીવાળી છે. ચોકની પશ્ચિમ કિનારે મોટી મસ્જીદ છે તેને ડૉ. બર્જેસ હિંદુસ્તાનમાં ફક્ત મોતી મસ્જીદથીજ ઉતરતી ગણે છે. આ શિવાય ઘણી મસ્જીદો છે પણ સ્થલ સંકોચને લીધી તેનું વર્ણન થઇ શકે એમ નથી.

ચંડોળા તળાવ હાલ અમદાવાદમાં એક જોવા લાયક સ્થળ ગણાય છે આ તળાવ ઘણું મોટું છે. એનો વિસ્તાર ૧૮૧ એકરનો છે. પણ એ કયારે બંધાયું વગેરે કશાનો પતો નથી. અમદાવાદમાં પહેલાં ઘણી વાવો હતી. ઘણી નાશ પામી કે પુરાઈ ગઇ છે. હાલ ત્રણ વાવો મશહુર છે. માતરભવાનીની વાવ અસારવામાં આવેલી છે. આ વાવ ત્રણ ખંડની ને સાદી છે. આ વાવથી ત્રણસો વાર દક્ષિણે દાદા હરીની વાવ આવી છે. આ વાવ મહમૂદ બેગડાના અતઃપુરની કોઇ હરીર નામની સ્રીએ બંધાવી છે. અમદાવાદથી બાર માઈલ ઉત્તરે અડાલજ ગામમાં અડાલજની વાવ આવેલી છે. ગુજરાતની હાલની રહેલી વાવોમાં આ વાવ સર્વથી વધારે સુંદર છે. આ દાદાહરીની વાવથી અલંકારમાં બહુ ચઢીઆતી છે.

આસ્ટોડીઆ દરવાજા પાસે રાણી સીપ્રીની મસ્જીદ છે. એ મહમૂદ બેગડાની રાણીની બંધાવેલી છે. મસ્જીદ ઘણી નાની છે. પણ એક સુંદરમાં સુંદર મસ્જીદ છે. ફરગ્યુસન આને દુનિયાનાં સારાં મકાનોની પંકિતએ મૂકે છે.

અમદાવાદમાં લાલ દરવાજા પાસે સીદીશહીદની મસ્જીદ પ્રખ્યાત છે. આ મસ્જીદ એની અંદરના બે જાળીઓનાં ઝાડને લીધે આખા જગતમાં પ્રસિદ્ધ છે. જુઝારખાં સીદીએ આ મસ્જીદ ઈ. સ. ૧૫૬૦–૭૦ ની વચ્ચે બંધાવી એમ મનાય છે. અનેક મુસાફરોએ એની જાળીની મુકત કંઠે પ્રશંસા કરી છે.

અમદાવાદના અલંકાર રૂપતો જૈન મંદિરો છે. તેમાં હઠીસિંહનું મંદિર ગણી શકાય. ૧૯ મી સદીના પૂર્વાર્ધમાં એ બંધાવ્યું છે. આ સર્વ જોવા લાયક મકાનથી ધુળ ધુણીવાળા અમદવાદમાં પણ આકર્ષકતા અંશોના કંઇક ખ્યાલ આવશે.

(રા. રા. રત્નમણિરાવ ભીમરાવના 'ગુજરાતનું પાટનગર અમદાવાદ' એ પુસ્તકના કેટલાંક પ્રકરણો બાદ કરીને સારાંશ)

**અહરિમન્**:—જરથોસ્ત્ર સંપ્રદાયમાનાં ખરાબ કામોની દેવતા અથવા દાનવ. અવેસ્તા-ગાથાઓમાં તેનું નામ 'અંગ્રઇ મન્યુ' બીજા અવેસ્તા સાહિત્ય-માં 'અંડ્ર મૈન્યુ' અને અર્વાચીન ઈરાની ભાષામાં 'અહરિમન' એવાં એના નામો જણાય છે. એરિસ્ટૉટલ કાલીન ગ્રીક લોકોને પણ આ નામની ખબર હતી. અને તેમની પાસેથી લૅટિનોએ 'અરિમનિઅસ એ અપભ્રંશ સ્વરૂપમાં સ્વીકાર્યું'. ગાથાઓમાં અંગ્ર મઇન્યુ જેની દુષ્ટ દેવતા ગણી છે, તેમ 'સ્પેનત્ મઇન્યુ' એ સારી દેવતા ગણી છે. કનિષ્ઠ અવેસ્તામાં અંડ્ર મઇન્યુ' અને અહુરમસ્દ એ જોડી યોજી છે. પ્રાચીન ઇરાની લેખોમાં અંગ્રઈ મઇન્યુ એ દુષ્ટ પ્રકૃતિવાચક શબ્દ મળી આવતો નથી, તો તે અર્થ-માં દ્રાઉગ એ શબ્દ યોજેલો જણાય છે.

એકંદર જરથોસ્ત્ર સંપ્રદાયના ધાર્મિક સાહિત્ય-માં અહરિમનનું જે સ્વરૂપ જણાય છે તે એવું છે કે તે પાપનો ચર્ક છે અને હંમેશાં ખરાબ કામો તરફ દોરાય છે, અને સારી પ્રવૃત્તિઓનો વિરોધ કરે છે. તેજ પ્રમાણે તે મોટો કપટી, દ્વેશી અને અજ્ઞાની છે (ઠા. ત. યશ્ન ૩૦. ૩.૬, ૪૫. ૧-૨ ૪૬.૭) તે અહુર-મસ્દની સૃષ્ટિપર હુમલાઓ કરે છે, અને તેમાં અપૂર્ણતા, રોગ અને મૃત્યને છોડી મૂકે છે. દએવ નામના નરકવાસી રાક્ષશના લશ્કરનો તે રાજા છે. (યશ્ન ૩૦,૨૦,૩૨,૧૩ વેંદાદાદ ૩.૩૫.) છેવટે આ અસુરી લશકરનો અને તેના અહરિમન રાજાનો પરાભવ માણુસના હાથેજ થવાનો છે અને અહરિમન્ ને નિર્બળ કરીને માણુસની વસ્તીમાંથી દૂર હાંકી કાઢવાના છે, એવું ભાવિ દારિસ્તાન-ઇદેનીગ, દીનકર્ટ બુંદહિશ્ન વગેરે પુરાણોમાં જણાઈ આવે છે.

વૈદિક ભારતીઓની આકાશ સર્પોની કલ્પના બૌદ્ધની મારની અને સેમેટિકોની સૈતાનોની કલ્પ-નાઓ આ અહરિમન્ સાથે સરખાવવાનો ઘણો પ્રયત્ન થયો છે. પરંતુ સૈતાનો સિવાય બીજા કોઇની સાથે આનું મળતા પણું જણાતુ નથી. એમ જેકસન કહે છે. (એરિએ ૧.) જગતની ઘટમાલમાં અસત્ય તત્વનું પ્રાધાન્ય કલ્પ્યાથી જરથોસ્ત્રી સંપ્રદાયને દ્વૈતમત એવું નામ આપવામાં આવે છે. અને તેનો પુરાવો અહરિમન્ છે. પરંતુ અર્વાચીન અવેસ્તિયન પંડિતો તેની ના પાડે છે. અને અહરિમન્ એ કોઈ વ્યક્તિ નથી પણ એક તત્વ અથવા શક્તિ છે, એમ કહે છે. આ ચર્ચા આ સ્થળે અપ્રસ્તુત હોવાથી તેની હકીકત ઝેંદ અવેસ્તા લેખમાં લેવામાં આવશે.

**અહરૌરા**:—સંયુકત પ્રાંત, મિરજાપુર જીલ્લો. ચુનાર તાલુકામાંનું એક શહેર છે. ઉ. અ. ૨૫૦૧ અને પૂ. રેખાંશ ૮૩૦૩ પર તે આવ્યું છે. ચુનારના અગ્નિ ખૂણામાં બાર માઇલ પર અને અહરૌરા રોડ થી ૧૩ માઇલ પર તે આવ્યું છે. તે પૂર્વે વેપારનું મુખ્ય મથક હતું અહિં તસર જાતનુ રેશમ તૈયાર થતું હતું પણ હવે આ ધંધો નાશ પામ્યો છે, હાલ-માં અહિં ખાંડ અને લાખનું કામ, અને રમકડાં તૈયાર થાય છે.

અહિંથી થોડે દૂર બેલપર ગામમાં કનોજનો છેલ્લા રાજા લખદેવનો એક શિલાલેખ છે, તે ૧૧૯૬ ની સાલનો છે, તો પણ તેમાં મુસલમાનોએ દક્ષિણ હિંદુસ્તાન તાબે કર્યાનો ઉલ્લેખ નથી. (ઇ. ગે. ૫)

**અહર્ગણ**:—અહર્ગણ એટલે દિવસનો સમૂહ. જ્યોતિષમાં અહર્ગણનો ઉપયોગ મધ્યમ ગ્રહો સાધ્ય કરવામાં થતો હતો. અહર્ગણો પરથી મધ્યમ ગ્રહો સાધ્ય કરવા એટલે કરણથી પસાર થઈ ગયેલા વર્ષ સંખ્યાને ૩૬૫ર વડે ગુણવા. આગુણાકાર એટલે અહર્ગણ. આ ઉપરથી અને દિનગતિ ઉપરથી મધ્યમ ગ્રહસાધન કરી શકાય છે. પણ જેમ જેમ વર્ષ સંખ્યા વધતી જાય તેમ તેમ આ કામ બહુ ત્રાસ દાયક થઇ પડે છે. તેથી ગણેશ દૈવજ્ઞે પોતાના ગૃહલાઘવમાં ૧૧ વર્ષનાં ૪૦૧૬ દિવસ થાય તેટલા અહર્ગણનું એક ચક્ર બનાવ્યું છે અને તેટલા દિવ-સોમાંની ગ્રહમધ્યમગતીને ધ્રુવ એ સંજ્ઞા આપી છે. આ ગતિને સંસ્કાર થાય એટલે અહર્ગણ ૪૦૧૬ થી વધારે કદી પણ ન થાય એ આગળ દર્શાવ્યું છે.

"द्युनो दयद्वंयां तरं तदर्के सावनन्दिनम्"

ભાસ્કરાચાર્યે ગણિતાધ્યાયમાં કહેલુંજ છે. એનો અર્થ એવો છે કે સૂર્યોદય થયા પછી ફરીથી સૂર્યોદય થાય ત્યાં લગ્નના વખતને સૌર (સાવન) દિવસ કહે છે અને આ સાવન દિવસને કુદિન એ નામથી ઓળ-ખવામાં આવે છે. અહર્ગણ શબ્દમાં અહ અને ગણ એવા બે શબ્દો છે. અહ એટલે સૌરસાવન દિવસનો ગણ એટલેસ મુદાય. સિદ્ધાંત ગ્રંથમાં સૃષ્ટિના આ-રંભથી ઇષ્ટ દિવસના સૂર્યોદય સુધી સૌરસાવન દિવસ ગણાય છે તેથી આ અહર્ગણને યુગાદ્યહર્ગણ એમ માનવામાં આવે છે. અને ગ્રહલાઘવ જેવા કરણગ્રન્થ માં ગમે તે શકના આરંભથી ઇષ્ટ દિવસના સૂર્યોદય લગી સૌરસાવન દિવસ ગણાતા હોવાથી તેમને શકાદ્યહર્ગણ કહેવામાં આવે છે.

હવે સૂર્ય સિદ્ધાન્ત ઉપરથી શકે ૧૪૪૨ ચૈત્ર સુ. ૧ સોમવારનો પ્રાતઃકાલનો અહર્ગણ નીચે પ્રમાણે આવી છે.

"सूर्याब्दसंख्यया ज्ञेयाः कृतस्यांते गता अमी॥ खचतुष्क यमाद्रयग्नि शर रन्ध्र निशाकराः" એમ સૂર્ય સિદ્ધાન્તમાં કહેવામાં આવ્યું છે. તે ઉપરથી કૃતયુગની આખરે ૧,૯૫,૩૭,૨૦,૦૦૦ એટલાં સૌરવર્ષ થયા. આ કૃતયુગાંતનાં સૌરવરસોમાં ત્રેતાયુગનાં સૌર. વર્ષ ૧૨,૯૬,૦૦૦ અને દ્વાપરયુગનાં ૮,૬૪,૦૦૦ મેળવીએ તો ૧,૯૫,૫૮,૮૦,૦૦૦ એટલાં દ્વાપર યુગને અંતે ગત સૌર વર્ષો થયા. આમાં શાલિવાહન શકારંભના ગત કલિ વર્ષો મેળવીએ અને ગત શાલિવાહન શક ૧૪૪૨ મેળવીએ તો ઇષ્ટકાલસુધી ૧,૯૫,૫૮,૮૪,૬૨૧ એટલાં સૌરવર્ષ થાય. આ ઉપરથી અહર્ગણ આણીએ પ્રથમ ૧,૯૫,૫૮,૮૪,૬૨૧ એ સૌર વર્ષોને ૧૨ વડે ગુણીને સૌરમાસ ૨૩, ૪૭, ૦૬,૧૫,૪૫૨ આવ્યાં. આ સૌર માસમાં અધિકમાસ મેળવીએ તો ચાંદ્રમાસ આવશે એ સ્પષ્ટ છે. કારણ સૌરમાસ અને ચાંદ્રમાસની વચ્ચે જે ફેર પડે છે. તેનેજ અધિકમાસ કહે છે. તેથી અધિકમાસ આણીએ એક મહાયુગમાં એટલે ૪૩,૨૦,૦૦૦ સૌરવર્ષોમાં ૧૫,૯૩,૩૩૯ અધિકમાસ આવે છે. એવું સૂર્યસિદ્ધાંતમાં જણાવાયું છે. અને ૪૩,૨૦,૦૦૦× ૧૨=૫,૧૮,૪૦,૦૦૦ એટલા માસ મહાયુગ સૌરવર્ષના થયા. તથી ૫,૧૮,૪૦,૦૦૦ સૌરમાસમાં ૧૫,૯૩, ૩૩૬ અધિકમાસ આવે. હવે ૨,૩,૪૭,૦૬,૧૫,૪૫૨ સૃષ્ટયાદિ ગતસૌરભમાસમાં કેટલા; અધિકમાસ આવશે? આ ત્રિરાશી ઉપરથી ૨,૩,૪૭,૦૬,૧૫,૪૫૨ ×૧૫,૯૩,૩૩૬ = ૩૭,૩૯,૬૫,૭૫,૫૪,૧૮,૨૭,૮૭૨, એટલા ગુણાકાર આવ્યો તેને યુગ સૌરમાસ ૫,૧૮, ૪૦,૦૦૦ ભાગીને ૭૨,૧૩,૮૪,૫૭૮ એટલો ભાગાકાર આવ્યો. અને આટલા સૃષ્ટિગત સૌરમાસમાંના અધિકમાસ આવ્યા. તેથી ૨,૩,૪૭,૦૬,૧૫,૪૫૨ એ સૃષ્ટિગત સૌરમાસમાં ૭૨,૧૩,૮૪,૫૭૮ એ અધિકમાસ મેળવીએ તો ૨૪,૧૯,૨૦,૦૦૦,૩૦ ચાંદ્રમાસ આવશે. એમના ચાંદ્ર દિવસ કરવાને માટે ૩૦ વડે ગુણીએ તો ગુણાકાર ૭,૨.૫,૭૬,૦૦,૦૦,૯૦૦ એટલો આવશે. આટલા ચાંદ્ર દિવસ ( તિથી ) આવ્યા. આ ચાંદ્ર દિવસના સૌર (સાવન) દિવસ કરવાને માટે આ ચાંદ્ર દિવસમાંથી ક્ષયાહ બાદ કરવા જોઇએ. કારણ ચાંદ્ર દિવસ અને સૌર (સાવન) દિવસમાંનું જે અંતર તેનેજ અવમશેષ અથવા ક્ષયાહ શેષ કહેવામાં આવે છે. 'तिथ्यंत सूर्योदययोश्चमध्ये सदैव तिष्ठत्यवमावशेषम्' એમ ભાસ્કરાચાર્ય પણ કહી ગયા છે. આ અવમશેષ વધીને એક દિવસ થાય ત્યારે તેને ક્ષયાહ કહે છે. સાવન દિવસ ચાંદ્ર દિવસથી મોટો હોવાને કારણે સાવન દિવસની સંખ્યા ચાંદ્ર દિવસથી ઓછી હોય છે. તેથી સાવન દિવસ અને ચાંદ્ર દિવસ વચ્ચેનું અંતર (ક્ષયાહરૂપી)ચાંદ્ર દિવસમાંથી બાદ કરીએ તો સાવન દિવસ આવશે, એ સ્પષ્ટ છે. તેથી સૃષ્ટિગત ચાંદ્ર દિવસમાં ક્ષયાહ કેટલા આવશે, તે જોઇએ એ મહાયુગમાં ક્ષયાહ ૨,૫૦,૮૨,૨૫૨ આવે છે. એમ સૂર્યસિદ્ધાંત જણાવે છે. અને ૫,૧૮,૪૦,૦૦૦ એ યુગ સૌરમાસમાં અધિકમાસ ૧૫,૯૩,૩૩૬ મેળવીએ તો ૫, ૩૪,૩૩,૩૩૬ યુગ ચાંદ્રમાસ આવશે. એમને ૩૦ વડે ગુણીને ૧,૬૦,૩૦,૦૦,૦૮૦ યુગચાંદ્ર દિવસ આવશે. તેથી ૧૬૦,૩૦,૦૦૦૮૦ યુગચાંદ્ર દિવસોમાં ક્ષયાહ ૨,૫૦,૮૨,૨૫૨ થાય છે. તો ૭,૨૫,૭૬,૦૦,૦૦,૯૦૦ સૃષ્ટિગત ચાંદ્રાહમાં કેટલા ક્ષયાહ આવશે? આ ત્રીરાશીના ગુણાકાર ભાગાકાર કરવાથી ક્ષયાહ ૧૧,૩૫, ૬૦,૧૬,૪૨૨ આવશે. એ ક્ષયાહને આવેલા ૭,૨૫, ૭૬,૦૦,૦૦, ૯૦૦ સૃષ્ટિગત ચાંદ્ર દિવસમાંથી બાદ કરતાં કુલ ૭,૧૪,૪૦,૩૯,૮૪,૪૭૧ એટલા રહેશે સૂર્ય સિદ્ધાંત પ્રમાણે આટલો અહર્ગણ આવ્યો. અને વાર ચક્ર ૭ વડે ભાગીએ, તો શેષ વધશે, તેથી સોમવારની મધ્ય રાત્રીનો અહર્ગણ નીકળશે આ સોમવારનો પ્રાતઃકાળનો અહર્ગણ કરવાને માટે ૪૫ ઘટિકા બાદ કરીએ તો ૭,૧૪,૪૦,૩૯,૮૪,૪૭૭।૧૫ એ સાવયવ અહર્ગણ તૈયાર થયો આ અહર્ગણ ઉપરથી બધા મધ્યમ ગ્રહ તૈયાર કરી શકાય છે. તે નીચે પ્રમાણે છે.

મધ્યમ ગ્રહઃ—ગ્રહ મધ્યમગતિ એટલે અહર્ગણ ગણેશ દૈવજ્ઞે ઉપરના સૃષ્ટયાદિ અહર્ગણ ન આણતાં શક ઉપરથીજ અહર્ગણ કરીને મધ્યમ ગ્રહ તૈયાર કરવાનું કહ્યું છે. એને લીધે વધારે મોટા ગુણાકાર ભાગાકાર કરવા પડતા નથી. એ બહુ સારૂં છે. તે અહિં બતાવવામાં આવે છે.

પહેલાં ગણેશ દૈવજ્ઞ શકે ૧૪૪૨ ચૈત્ર શુ. ૧ ની તીથિ સૂર્યોદયના ગ્રહ સિદ્ધાન્ત ગ્રંથ ઉપરથા તૈયાર કરી આપી છે. તેમણે તેણે ક્ષેપક એ નામ આપ્યું છે. તે કોષ્ટકરૂપે નીચે આપું છું.

શાશ્યાદિ ક્ષેપક

| ર. | ચં. | મં. | બુધકેંદ્ર. | ગુ. | શુ.કેંદ્ર | શ. | ચંદ્રોચ્ચ | રા. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૧૧ | ૧૦ | ૮ | ૭ | ૭ | ૯ | ૫ | ૦ |
| ૧૯ | ૧૯ | ૭ | ૨૯ | ૨ | ૨૦ | ૧૫ | ૧૭ | ૨૭ |
| ૪૧ | ૬ | ૮ | ૩૩ | ૧૬ | ૯ | ૨૧ | ૩૩ | ૩૯ |

ગણેશ દૈવજ્ઞે શકે ૧૪૪૨ ચૈત્ર સુ. ૧ ના સૂર્યોદયાના ક્ષેપક આપેલા હોવાથી અહર્ગણ ત્યાંથીજ કરીએ તેથી તેમણે આપેલી અહર્ગણની રીતિ નીચે આપી છે.

$$\text{ઇષ્ટ શક} - ૧૪૪૨ = \text{સૌરવર્ષગણ} \qquad (૧)$$

$$\frac{\text{સૌરવર્ષગણ}}{૧૧} = \text{ચક્ર} + \frac{\text{ચક્ર શેષ}}{૧૧} \qquad (૨)$$

$$\text{ચક્રશેષ} \times ૧૨ + \text{ચૈત્રાદિગત માસ} = \text{સૌર માસ} \qquad (૩)$$

$$\frac{\text{સૌરમાસ} + ૨\ \text{ચક્ર} + ૧૦}{૩૩} = \text{અધિક માસ} \qquad (૪)$$

$$\text{સૌરમાસ} + \text{અધિકમાસ} = \text{ચાંદ્ર માસ} \qquad (૫)$$

$$\text{ચાંદ્ર માસ} \times ૩૦ + \text{ગતતિથી} + \frac{\text{ચક્ર}}{૬}\text{તિથી} = \text{ચાંદ્ર} \qquad (૬)$$

$$\frac{\text{ચાંદ્ર દિવસ}}{૬૪} = \text{ક્ષયાહ} \qquad (૭)$$

$$\text{ચાંદ્ર દિવસ} - \text{ક્ષયાહ} = \text{અહર્ગણ} \qquad (૮)$$

$$\frac{\text{અહર્ગણ} + ૫\ \text{ચક્રો}}{૭} = \text{વાર ચક્રો} + \frac{\text{ઇષ્ટવાર શેષ}}{૭} \qquad (૯)$$

આ અહર્ગણની રીતિમાં ગણેશ દૈવજ્ઞે ૧૧ વર્ષનું ચક્ર ગણિત સગવડને માટે માન કર્યું હોવાથી આ અહર્ગણ ૪૦૧૬ દિવશથી વધારે નથી આવતો, એ બહુ સારૂં છે.

ઉદાહરણ:— શકે ૧૮૩૯ શ્રાવણ સુ. ૧૫ શુક્રવારે અહર્ગણ કયો છે તે પુછેતો તેનો જવાબ કાઢવાની રીતઃ ૧૮૩૯ એ સંખ્યામાંથી ૧૪૪૨ બાદ કરતાં શેષ ૩૯૧૭ રહ્યા. એનો ૧૧ વડે ભાગીને ભાગાકાર ૩૫ આવ્યો એમ ચક્ર કહે છે. અને શેષ એક રહ્યો, તેને ૧૨ વડે ગુણીને આવેલા ગુણાકારમાં ચૈત્રાદિ ગતમાસ આ (૪) મેળવીને ૧૬ એ મધ્યમમાસ ગણા થયો એમા ચક્રના બમણુ ૭૨ અને ૧૦ મેળવીએ તો ૯૮ થાયર એને ૩૩ વડે ભાગીને લબ્ધ આવ્યા. આવેલા આ અધિકમાસ૧૬ માં મેળવીએ તો ૧૮·૩૦ ૫૪૦ એમાં ગતતિથિ ૧૪ મેળવતાં ૫૫૪; એમાં ૩૬ ચક્રના ષડાંશ ઉમેરીએ, ૫૬૦ થયા એને ૫૪ વડે ભાગતાં ૮ ક્ષયાહ આવ્યા. એમને ૫૬૦ માંથી બાદ કરીએ, તો અહર્ગણ તૈયાર થયો. હવેવાર કાઢવાને માટે ૫૫૨ એ અહર્ગણાંમાં ચક્ર ૩૫ નાં ૫ ગણા એટલે ૧૮૦ એ મેળવીએ તો ૧૩૨ સંખ્યા આવે છે. એને ૭ વડે ભાગીને શેષ ૪ રહ્યા. તેથી ૦ સોમવારથી ગણીએ તો શુક્રવાર આવ્યો. ઇષ્ટ વારપણ શુક્રવાર જહોવાને લીધે આવેલો ૫૫૨ એ અહર્ગણ બરાબર છે. તેથી પ્રશ્નનો ઉત્તર ૫૫૨ અહર્ગણ છે.

ઇષ્ટ દિવસનો વાર ન આપતાં યત્ન તિથિ આપી હોય તો તે ઉપરથી જે અહર્ગણ નીકળશે) તે નિશ્ચિત ન સમજવો કારણ અહર્ગણમાં વાર પ્રધાનપદ ભોગ છે એ નક્કી છે.

અહર્ગણ મધ્યમ સાવન માનથી કરેછે કારણ સ્ફુટ સાવન એ દરરોજ ચલ હોય છે.

અહર્ગણની જે રીત આપીછે તેમાં ગણિત સુલભ થાય એટલા માટે ૧૧ વરસનું એક ચક્ર કલ્પેલું છે. તે ૧૧ વરસનો અહર્ગણ કરીને જે મધ્યમગ્રહ તૈયાર થશે તે ૧૨ રાશિમાથી બાદ કરીને જય થવાદિ શેષાંક આવેછે, તેને ધ્રુવ અથવા કહેછે.

અહર્ગણ પદ્ધતિથી ૧૧ વરસને અહર્ગણ તૈયાર કરીએ તો ૪૦૧૬ સૌર સાવન દિવસોમાં પછીથી અહર્ગણ આવેછે. કારણ ૧૧ સૌર વર્ષના માસ ૧૩૨ થાય તેમાં અધિક માંસ ચાર (૪) આવે છે તેથી ૧૩૧૧૪-૧૩૬ એ ચાંદ્ર માસ થયા એ ચાંદ્ર માસની તિથિ ૧૩૬-૩૦ ૪૦૮૦ થઇ એમાં ૬૪ ક્ષયાહ આવેછે તે ૪૦૮૦ માંથી બાદ કરીએ તો ૪૦૧૬ એ એક ચક્રનો અહર્ગણ થયો.

આ એક ચક્રમાં ૪૦૧૬ અહર્ગણમાં જે મધ્યમ ગ્રહ તૈયાર થાય છે તેને રાશ્યાદિ ધ્રુવ અથવા ધ્રુવાંક કહેછે.

**અહલ્યા**:—ઘણાજ પ્રાચીન સમયમાં દંતકથાનો મુખ્ય વિષય થએલી એક સ્ત્રી ગૌત્તમ ઋષિની પત્નિ. બ્રહ્મદેવે નિર્માણ કરેલી પહેલી સ્ત્રી હતી. તેની સૌંદર્ય માટે ઘણીજ પ્રખ્યાતિ છે. ઇંદ્રદેવે તેનું પતિવ્રત હરણ કર્યાની કથા છે. તેનીજ ઇચ્છાથી ઇંદ્રદેવે તેનો સ્પર્ષ કર્યો હતો એવો એક પાઠ રામાયણમાં મળી આવે છે, પણ તેની વિરૂદ્ધમાં ઇંદ્રદેવે ગૌતમનું રૂપ લઈ તેને છેતરી એવો બીજો પાઠ છે, આ જારકર્મ વિષે નીચેની હકીકત મળી આવે છે. ચંદ્રે, ઇંદ્રને મદદ કરવા માટે કુકડાનું રૂપ લઈ મધ્ય રાત્રે બુમ પાડી. તેથી ગૌતમ ઋષિ સવાર થઈ છે, એમ ધારી સ્નાનાદિ કરવા માટે બહાર નીકળી પડયા. ત્યારે ઇંદ્રદેવે અંદર આવી શય્યારોહણ કર્યું ગૌતમ ઋષિને જ્યારે આ કપટની ખબર પડી, ત્યારે તેમણે અહલ્યાને શાપ આપી તેનું જગદ્ વિખ્યાત

સૌંદર્ય નષ્ટ કર્યું. બીજે એક ઠેકાણે ગૌતમઋષિએ તેને શીલા બનાવી દીધી એવો પણ વૃતાંત છે. રામચંદ્રજીએ તેને ફરી પૂર્વવત બનાવી ગૌતમ ઋષિને સોંપી. કુમારિલભટ્ટ આ કર્મને રૂપક માને છે. અને અને ઇંદ્ર રૂપી સૂર્યદેવે અહલ્યા રૂપી રાત્રીનું ઘર્ષણ કર્યું. એ સ્વાભાવિક છે એમ કહે છે.

'अहिल्यायौजार' એવું જે ઈંદ્રને વિશેષણ આપવામાં આવ્યું છે, તે પરથી આ જારકર્મની કથા બનાવવામાં આવી હોય એમ લાગે છે, બ્રાહ્મણ ગ્રંથોમાં અહલ્યાનો આ ઇતિહાસ વર્ણવ્યો છે. (શત બ્રા. ૩.૩.૪.૧૮; જૈ. બ્રા. ૨-૭૯. ષડ્ બ્રા. ૧. ૧) અહલ્યાને શત આનંદ નામનો પુત્ર હતો. (સંદર્ભ ગ્રંથ-રામાયણ બાલકાંડ સંદર્ભ થી ૪૯ ઉત્તરકાંડ. સર્ગ ૩૦; મહાભારત અને બીજા ગ્રંથો.)

**અહલ્યાબાઈ**:—આ પ્રખ્યાત સ્ત્રી રત્નનો જન્મ ક્યારે થયો તે જાણવા માટે કોઇ પણ પ્રત્યક્ષ પુરાવો નથી. માલકમ સાહેબ તે મૃત્યુ સમયે એટલે ઇ. સ. ૧૭૯૫ માં આસરે ૬૦ વર્ષની હતી એમ જણાવે છે. પરંતુ ઇ સ. ૧૭૮૦-૮૧ ના એ પત્રોમાં પોતાના ઉમરને ૫૫ વર્ષો થયાં છે, એમ અહલ્યાબાઈના પોતાના ઉદ્ગારો છે, (વિવિધ જ્ઞાન વિસ્તાર, વર્ષ ૩૮ અંક ૫ પૃષ્ટ ૧૧૪૬) તે પરથી અને ઇ.સ. ૧૭૪૩ ની દરમિયાન મલ્લારરાવ હોલકર નાશિકની જાત્રાએ ગયા હતા તે વખતે તેમણે અહલ્યાબાઈ પોતાના લગ્ન વખતે ૮ વર્ષના હતાં એમ પોતાના ઉપાધ્યાયને જણાવ્યું હતું (ઈ. સ. ૧૭૩૩ માં.) તે પરથી તેનો જન્મ ઈ. સ. ૧૭૨૫ માં થયો હશે એમ લાગે છે. પિતા માણકોજી શીંદે ઔરંગાબાદનાં બીડ તાલુકામાંનાં ચીંઢ ગામનો મુખી હતો. શકે ૧૬૫૫-માં એટલે ઈ. સ. ૧૭૩૩–૩૪ માં મલ્હારરાવનો પુત્ર ખંડેરાવની સાથે તેનું લગ્ન થયું. પરંતુ તે આગળ જતાં વ્યસની થવાથી અહલ્યાબાઇની "વૃત્તિ ઉદાસ રહેવાથી સાસુ સસરાની સેવામાં તત્પર રહીને અંબાદાસ પુરાણિક પાસેથી પરમાર્થની પ્રાપ્તિ કરવા માટે કંઇક ગૃહણ કરીને તેજ માર્ગમાં મગ્ન રહેવા લાગ્યો." (હોળકરાંની કૈફિયત પૃષ્ટ ૬૬.) ખંડેરાવ ઉપરથી ગમે તેવો હોય તો પણ અહલ્યાબાઇ સામે તેનું કંઇ ચાલતું નહિં. તેણી જે વખતે તેની પાસે જતી, તે વખતે તેને બધી અવ્યવસ્થિત વૃત્તિઓ દબાવવી પડતી. અહલ્યાબાઇને બાળ પણુમાંજ લખતાં વાંચતાં આવડતું હતું. તેણી મોડી અક્ષરો પણ લખી શક્તી હતી. તેને પુરાણની વાતો સાંભળવાની ઇચ્છા હોવાથી તેનામાં જલદી ઘણું સાંભળવાની ઇચ્છા અને ડહાપણ આવ્યું. તેની કુશાગ્ર બુદ્ધિ અને કામની હોંશિયારી જોઇને મલ્હારરાવે થોડાજ વખતમાં તેને સરકારી કામો સોંપ્યા હશે. તે ૨૮.૨૯ વરસની હતી ત્યારથીજ તેના નામનો પત્ર વ્યવહાર શરૂ થયો. તે પરથી તે ૪-૫ વર્ષ પૂર્વે એટલે તે ૨૪ વર્ષની હતી તે વખતેજ પોતાનું કામકાજ કરવાની હોંશિયારી તેનામાં આવી હશે. એટલે રાજ્ય ચલાવવામાં જે ગુણોની જરૂર હોય છે, તેનો ઉદય તેનામાં એ પહેલાંજ થયો હોવો જોઇએ અહલ્યાબાઈને માલેરાવ અને મુકતાબાઈ એમ બે છોકરાં હતાં, તેમાંથી માલેરાવનો જન્મ ઇ. સ. ૧૭૪૫ માં દેપાલપુર મુકામે થયો. અને તેના પછી મુકતાબાઈ ત્રણ વર્ષે જન્મી હતી. અહલ્યાબાઇને નસીબે સૌભાગ્ય સુખ ઘણો વખત ન હતું. ઈ. સ. ૧૭૫૪ની સાલમાં ડીગ પાસે કુંભેરીના કિલ્લાને મરાઠાઓના લશ્કરનો ઘેરો શરૂ કર્યો, ત્યારે તેનો પતિ ખંડેરાવ ગોળી લાગવાથી મરી ગયો. તે વખતે અહલ્યાબાઈ પોતાના પતિ સાથે હતાં. તેને આ હકીકતની જાણ થતાંજ તેણે પતિ સાથે જવાનું નક્કી કર્યું. પરંતુ મલ્હારરાવે તેને આગ્રહ કર્યાથી તેને પોતાનો વિચાર માંડી વાળવો પડયો.

ખંડેરાવના મરણ પછી સંસ્થાનનો બધો કારભાર સ્નુષાને સોંપ્યો. આ પછી તે પોતે ફક્ત યુદ્ધ પ્રસંગોની અને આવકની ફીકર રાખતી. તોપણ અહલ્યાબાઈના કામમાં તેમની દેખરેખ હતી. અને તેણી પણ તેમની સલાહ લઇનેજ કામ કરતી. એટલે મલ્હારરાવના અમલમાં રાજ્યનો બંદોબસ્ત સારો હતો. તેનો મુખ્ય આધાર અહલ્યાબાઈનેજ આભારી હતો. ઇ. સ. ૧૭૬૬ માં મલ્હારરાવ હોળકરના મરણ પછી રાજ્યની બધી જવાબદારી અહલ્યાબાઇ પર પડી. માલેરાવ આ વખતે ઉમર લાયક થયો હતો, તો પણ તે પોતાની જવાબદારી જાણી શકે તેવો હોંશિયાર નહતો. મલ્હારરાવ પછી રીવાજ પ્રમાણે માલેરાવના નામથી સુબેદારી થઈ પરંતુ તે ગાદીએ આવ્યા પછી આસરે દશ માસજ જીવતો રહયો તેને થોડાજ વખતમાં ગાંડપણની શરૂઆત થવાથી બીજાને ત્રાસ થવા લાગ્યો. આ તેના વર્તનથી અહલ્યાબાઈની સ્તુતિ કરનારાઓએ પોતાના ઉત્સાહમાં તે માતાપાસે પોતાના છોકરાને મરાયો. અથવા તેને હાથીના પગનીચે આણ્યો એમ જે દંતકથાઓ સાંભળીએ છીએ તે તદ્દન નિરાધાર છે.

અહલ્યાબાઈના મૃત્યુ પછી થોડાજ વર્ષોમાં માલકમ સાહેબે આ વાતની ઘણીજ ઝીણવટથી

તપાસ કરી તેમાં કંઈ તથ્ય નથી એમ ખાત્રી કરી લીધી. ( પુસ્તક ૧ પૃ. ૧૫૧. )

માલેરાવના મૃત્યુપછી હોલકરનો પ્રધાન ગંગાધર યશવંત ચંદ્રચુડ એકાદ હોળકર કુળનો પુત્ર દત્તક લેવો એવી ઇચ્છા દર્શાવી. પરંતુ તે અહિલ્યાબાઈએ નાકબુલ કર્યું. લશ્કરની મદદથી રાજ્ય ચલાવવાનો વિચાર કરીને તેણે તે કામમાટે મહાદજી શીંદે અને પેશ્વાની પૂર્ણ સહનુભૂતિ મેળવી, તે કમી હોવાથી તેનાથી લશ્કરનું અધિપત્ય સ્વીકારીને લઢાઈમાં જવાતું નહિં. તેથી તે કામ માટે તુકોજી હોળકરની તેણે નીમણુંક કરી. આગળ જતાં તુકોજીએ પેશ્વાને ૧૫,૬૨,૦૮૦ રૂપિયા ભેટ આપ્યા. તે પરથી પેશ્વાએ તેને સેનાપતિના કપડાં આપ્યાં. તુકોજી મહત્વના પ્રસંગે અહિલ્યાબાઈની સલાહ લેતો તે પુણામાં હોય ત્યારે સાતપુડાની બીજીબાજુ આવેલા હોલકરના મુલકમાં બંદોબસ્ત રાખતો અને અહિલ્યાબાઇ તેના ઉત્તરના પ્રાંતોની દેખરેખ રાખતી. પણ તે જ્યારે સ્વારીમાં ફરતો તે વખતે બધાજ પ્રાંતો અહિલ્યાબાઈની દેખરેખ નીચે રહેતા.

અહિલ્યાબાઈના અમલમાં તેનો અને તુકોજીનો વાસ્તવિક વિરોધ ચારપાંચ મહત્વની બાબતોમાં થયો અને તેને પણ તુકોજીનો ભોળો સ્વભાવ અને અવ્યવસ્થિત ખર્ચ એ બે કારણો હતાં. પહેલો પ્રસંગ એટલે તુકોજીના કારભારી નારો ગણેશે અહલ્યાબાઈના હાથનીચેના અત્યંત વિશ્વાસુ શિવાજી ગોપાળ નામનો ઈસમની આગળ પોતાનું તેજ જણાશે નહિં, એમ ધારી તેની પુના દરબાર તરફથી ઘણીં યુક્તિથી પુનામાં બદલી કરી લીધી અને તુકોજીએ ભોળા સ્વભાવથી અહિલ્યાબાઇની મંજુરી મેળવ્યા વગર આ બદલીની સંમતિ આપી બેઠે. પછી ૧૭૭૫ માં નારો ગણેશ પોતાના માણસ જોડે રાઘોબાને મળી ગયાથી તેને કેદમાં જવું પડયું. તે વખતે તેની ગેરહાજરીમાં દાદાજી અહલ્યાબાઇની સંમતિથી તુકોજીનો કારભાર તપાસનો હતો. પરંતુ તેનીસાથે તુકોજીને નથી બનતું એ જાણીને નારોગણેશે મહાદજી શિંધ્યાને કેટલાક રૂપિયા લાંચ આપીને પોતાનો છુટકારો કરી લીધો ને સિંધીયાની શીફારસથી તે પોતાના મૂળ સ્થાનપર હાજર થયો. આ બધીવસ્તુઓ અહિલ્યાબાઈની અજાણમાં થયેલી હોવાથી ફરી બીજો ઝઝડો ઉપસ્થિત થયો ત્રીજો ઝગડો વિશેષ મહત્વનો છે. અંગ્રેજ સાથે થયેલા પહેલા યુદ્ધમાં હોળકરના લશ્કરનો ખરચ બેહદ થયેલો જોઈ તેનેમર્યાદિત કરવા માટે અહિલ્યાબાઇએ પ્રયત્ન કર્યો. પણ આ પ્રસંગે યુદ્ધ જોરમાં ચાલતું હોવાથી લશ્કરમાં કરકસર કરવામાં આવે તો પરાજય થવાનો ભય હતો, તેથી એ કરકસર ન થાય એવા હેતુથી પુના દરબારે અહિલ્યાબાઇ તરફ આખ ફેરવી આવાનો પ્રસંગ અહલ્યા બાઇના જીવનમાં કેટલાએ આવ્યા હશે. તુકોજીને મલ્હારરાવ જેવો વિનય રાખતો ન આવડવાથી તે ખરચ માટે અહિલ્યાબાઇ પાસે વારંવાર માંગણી કરતો. અને અહિલ્યાબાઇ પણ પ્રજાહિતનો વિચાર કરી તેનો વિરોધ કરતી, પણ આ પ્રસંગોમાં પુણા દરબાર વચ્ચે પડતો અને આ ટંટાનો નીકાલ બરજોરીથી કરવામાં આવતો.

અહલ્યાબાઇએ રાજનો અન્તર્ગત કારભાર પોતાના હાથમાં રાખીને બહારનો કારભાર તુકોજીને સોંપ્યો હતો. હોળકરનું સૈન્ય તુકોજીની આગેવાની નીચે સ્વતંત્રરીતે પેશ્વાની ચાકરી બજાવતું હોવાથી તેનો ઉલ્લેખ તુકોજી હોળકર એ લેખમાં કરવામાં આવશે. અહલ્યાબાઇના રાજ્યમાં લડાઇ અને ઝગરા બહુ ઓછાં, આંગળીએ ગણાય તેટલાજ થયા. ગોવિંદપંત ગાનુ નામનો એક સજ્જન અહલ્યાબાઇનો મંત્રી હતો. તે ખાનગી કારભારપર દેખરેખ રાખતો. દત્તક પ્રસંગ વખતે ગંગાધર યશવંતે રાઘોબા સાથે મળી જઇને પ્રપંચ કર્યો હતો. તે છતાં તેના પુત્રના ગુણ જોઇને તેને પુનાના દરબારમાં વકીલ નીમ્યો હતો. ખંડેરાવ નામના એક માણસને તેણે મહેસુલ વસુલાતીના કામપર નીમ્યો હતો. તેના અમલમાં ઇંદુરની પ્રજા સંતુષ્ટ અને સુખી હતી. પૂના, હૈદ્રાબાદ, શ્રીરંગપટ્ટણ, નાગપુર, કલકત્તા, લખનૌ વિગેરે ઠેકાણે જે વકીલો નીમવામાં આવ્યા તેમની નિમણુંક અહલ્યાબાઈ પોતે કરતી પોતાના પ્રાંતની વ્યવસ્થા માટે તેને કદી લશ્કરની જરૂર પડી નથી. પોતાની પ્રજા તરફથી તેને ભય હતોજ નહિં પણ બીજા રાજાઓએ કદી તેના મુલકપર સવારી કરી હતી. તેના અમલમાં ચંદ્રાવતે જે બંડ કર્યું તે કેવળ જાત્યાભિમાન અને સ્વસંરક્ષણને કારણેજ હતું. ચંદ્રાવતોનો સંબંધ ઉદેપુરના સિસોદીયા રજપુતો સાથે હતો. ને તેમની રામપુરાની જાગીર, જયપુરના માધવસિંહને, તે મોસાળમાં રહેતો, તે વખતે તેના ખરચ માટે, તેના મામા સંગ્રામસિંહે આપી હતી પાછળથી મલ્હારરાવ હોળકરની સહાયથી જ્યારે માધવસિંહે જયપૂરનું રાજ્ય મળ્યું, ત્યારે તેણે રામપુરનો મુલક હોળકરને આપી દીધો. આ વાત ચંદ્રાવતને ન ગમી. તેણે લાગ જોઇને હોળકર સામે બંડ પોકાર્યું. ( ઈ. સ. ૧૭૭૧ ) આ વખતે તુકોજી

હોળકર ઉત્તર હિંદમાં ગુંથાયો હતો. પણ અહલ્યાબાઈએ ન ડરતા પોતેજ બંડખોરોની સામે થઇને મંદસ્તેર પાસેના પળસુગ ગામ નજીક બંડખોરોનો પરાભવ કર્યો. (માલકમ) પછી ૧૭૮૭ માં રજપુતોએ મહાદજી સિંધિયાને લાલસોટ આગળ હરાવ્યો. તે હોળકરનો નિંબાહેડા મહાલ ખાલસા કરી તેમનું જાવદ શહેર કબજે કર્યું. તેથી ચાંદ્રવતને જુસ્સો આવી ગયો ને તેણે વળી પાછું બંડ કર્યું આ જોઇને અહલ્યાબાઇએ લશ્કર એકઠું કરીને અંબાજીપંત રાઘોરણસોડ વિગેરે લોકો સાથે તે મોકલી આપ્યું પણ આ લશ્કર પર છાપો મારી રજપુતોએ અંબાજીપંતને મારી નાંખ્યો તેથી અહલ્યાબાઇએ પોતાના પિએરના એક તુભાજી શીંદે નામના એક માણુસને અને ચંદ્રાવતના બંડને શમાવનારા શરીફભાઇએ પાંચ હજારનું સૈન્ય આપીને સામે મોકલ્યા. તેમણે રજપુતોને હટાવી જાળદ, નિંબાહેડા, રાણીપુરા વગેરે કામોમાં છાવણી નાંખી ખુદ રામપુરા પણ જપ્ત કર્યું. રજપુતોએ આમદનો આશ્રય લીધો પણ તે કિલ્લો પણ કબજે કરવામાં આવ્યો ને અહલ્યાબાઇનો વિજય થયો (ઈ. સ. ૧૭૮૮) પોતાના રાજ્યપર ધાડ પાડીને જીવન ગુજારનાર ગોંડ લોકોને અહલ્યાબાઇએ જે રીતે કબજે કર્યા, તે રીત પરથી તેની વ્યવહાર કુશળતા સ્પષ્ટ રીતે દેખાય છે. તેણે આ લોકો પોતાની હદમાંથી કોઇનો માલ જાય ત્યારે માલક પાસેથી જે કર (ભીલકવડી નામનો) લેતા તે કબુલ રાખ્યો. પણ તેના બદલા તરીકે તેણે તેમની પાસેથી પડતર જમીન ખેડાવી લીધી ને તેમને હક નીમી આપીને તેમાં જો કયાંય ચોરી થાય તો તેઓ તેની તપાસ કરી લે એવા કરાર તેમની પાસેથી લખાવી લીધો. ઘણા દિવસના કરારથી જમીન પટે આપવાની રીત પણ અહલ્યાબાઈએજ શરૂ કરી એમ કહેવાય છે. ( માલકમ ભાગ ૨. )

તોપણ અહલ્યાબાઇની જે આટલી કીર્તિ ફેલાઈ છે, તે તેના યુદ્ધ નૈપુણ્યથી અથવા મુત્સદ્દીપણાને લીધે નથી, પણ ઔદાર્ય ન્યાયપ્રિયતા, ભૂતદયા, સદાચાર ઈત્યાદિ લોકોત્તર ગુણોને લઇને છે. આ ગુણોને લીધે તેને પોતાનો અમલ સરસ કરવાનો મળ્યો એટલુંજ નહિં, પણ પાટીલબાવા; નાના ફડણવીસ જેવા મુત્સદ્દીઓની જેમ તેનું પણ વજન છેવટ લગી રહ્યું. અહલ્યાબાઇને પ્રત્યક્ષ માતુશ્રી સસજીને પાટીલબાવા તેની સાથે વર્તતા કાગળ લખતા ને બોલતા. નાના ફડણવીસ, હરિપંત ઈત્યાદી તે વખતના મુખ્ય લોકોનો અભિપ્રાય અહલ્યાબાઈ પોતાના કામમાં લેતી. પણ તે પોતાનું કામ કરતી વખતે બીજાનું વૃથા મહત્વ પોતાના ઉપર ન પડે, તે સાચવતી. તુકોજી અહલ્યાબાઈ કરતાં બે ત્રણ વરસે મોટો હતો તોપણ તે તેને માતા તરીકે સંબોધતો ને તે તેની સાથે સેવક તરીકે વર્તતો. અહલ્યાબાઈની ન્યાયપ્રિયતા માટે પ્રખ્યાતી હતી. તેના ધર્મશીલ આચારને લીધે તે વખતના રાજા રજવાડાઓ તેની ઉપર એટલો વિશ્વાસ હતો કે આસપાસનાં રાજ્યો પોતાના ટંટા તેની પાસે ચુકાદા માટે લઈ આવતા. ( દાખલા તરીકે મહેશ્વર દરબારનાં બાતમી પત્રો ભાગ ૧ પાન ૨૪. ભા. ૨ પાન ૧૭૦ જુઓ ) તેમનાં ઘરનાં કજીયા અહલ્યાબાઈએ મટાવ્યા એટલુંજ નહિં, પણ ખાસ પ્રસંગોએ તેમની ફરીયાદ પુણા દરબાર લગી પહોંચાડીને તેને યોગ્ય ન્યાય મેળવી આપ્યો ( પાન ૧૧ જુઓ ) આથી પુણા દરબારમાં કોઇને અન્યાય મળતો લાગે, તો તે અહલ્યાબાઈ પાસે આવતો મલ્હારરાવના મરણ વખતે હોળકરના ખજાનામાં ૧૬ કરોડ રૂપીયા હતા. આ સિવાય તે વખતના સંસ્થાનના ખાનગી ને દૌલત એવા બે મોટા ભેદ પાડવામાં આવતા. ખાનગી એટલે રાજપત્નીના નામનાં વ્યક્તિવિષયક આવક કે મિલ્કત અને દૌલત એટલે સરકારી આવક, આમાંથી ખાનગી ઉપર પેશ્વાનો કશો હક રહે તો નહિં. દૌલતના મુલકો ઉપર માત્ર અર્ધી આવક પેશ્વાને આપવી પડતી અહલ્યાબાઈના હાથમાં આટલી સંપત્તિ આવવા છતાં તેણે તેનો દુરુપયોગ ન કર્યો. દૌલતનો પૈસો તેણે પ્રજા રક્ષણ માટેજ ખરચ્યો એટલુંજ નહિં પણ પ્રસંગોપાત પોતાનો ખાનગી પૈસો પણ તેણે દૌલતના કામમાટે તે ખપમાં લેતી આ રીતે દૌલતને ખાનગી એમાંનો પૈસો સરકારી કામમાં ખરચીને જે શિલક વધી તેનો તેણે એકદંર હિંદુસ્થાનમાં લોકોપયોગી સાર્વજનિક કામોમાં વ્યય કર્યો. હોળકરના ખાનગી ખજાનામાંથી તેણે જે ધન મળ્યું, તે બધું ધર્મ કાર્યમાં ખરચ કરવા માટે તેણે બાજુએ કાઢી મૂકયું. તેણે લોકોની સગવડ માટે ઠેકઠેકાણે અન્ન છત્ર, ધર્મશાળાઓ અને કુવા, રસ્તા ને ઘાટ બંધાવ્યા છે. તેણે કાશીવિશ્વેશ્વરનું મંદિર ને ગયામાંનું વિષ્ણુપદનું મંદિર ફરીથી નવાં બંધાવ્યાં. ને કલકત્તાથી કાશી સુધી મોટો રસ્તો બંધાવ્યો ( હરપ્રસાદ શાસ્ત્રીની સ્કુલ હીસ્ટરી ઑફ ઇંડીયા ) કાશીવિશ્વેશ્વરની માફક સોરઠી સોમનાથનું દેવાલય પણ તેણે નવું બંધાવી તેમાં મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કરાવી. ( મહેશ્વર દરબારના બાતમી પત્રો ભા. ૨ પા. ૮૬–૮૭. )

આ રીતે આસેતુહિમાચલ તેણે આવાં પવિત્ર કાર્યો કરીને પોતાનું નામ અજરામર કરી મૂક્યું. તેણે કયું કામ કયાં કરાવ્યું તેની માહિતી તેના પોતાના સંસ્થાનમાં મળતી નથી તો તે અન્ય સ્થળે કેવી રીતે મળે કારણ તેણે કેટલાંય ગુપ્ત દાનો કર્યાં છે તો કેટલેક ઠેકાણે જે દેવળો, અન્ન છત્રો ઈત્યાદિ નિત્ય ખર્ચના લોકો પયોગી કામ કર્યાં છે. તેના દાનધર્મનો સંબંધ તેજ ગામમાં ઘર બંધાવીને જમીનો ખરીદ કરી તેની ઉપજ સાથે કરી આપ્યો. આથી તેનો હીસાબ સંસ્થાનલગી જઈ શકતો નહિં.

અહલ્યાબાઈના છેલ્લા દીવસોમાં તેના પર જે કૌટુંબિક સંકટો આવ્યા તેની હકીકત અત્યંત હૃદયદ્રાવક છે. તેના બે ભાઈ તેની મોટી ઉમરે મરણ પામ્યા. તેની છોકરીનો પુત્ર નથોબા જેને પોતાની પછી હોળકરની ગાદી આપવાનો વિચાર હતો તે ઈ. સ. ૧૭૯૦ માં પોતાની ૨૩ વર્ષની ઉમરે મરણ પામ્યો. તેની પછી તેની ૧૮ અને ૨૦ વર્ષની બે સ્ત્રીઓ સતી થઈ. નથોબાનો મરણ વિધિ કરીને માણસો પાછા આવ્યા કે તરતજ કાશીરાવ હોળકરના પત્ની એટલે તુકોજી હોળકરની સ્નુષા આનંદીબાઇનું મૃત્યુ થયું. આગળ જતાં એક વર્ષમાં તેનો જમાઇ યસવંતરાવ ફણસે વા થઈ ચાર કલાકમાં મરણ પામ્યો. તેની પછી તેની પુત્રી મુકતાબાઇ ના કહયા છતાં સતી થઈ. આ વખતે અહલ્યાબાઈની ઉમર ૬૫ વર્ષની હતી. તો પણ આ બધા આઘાતો શાંતચિત્તે સહન કર્યા. અને પોતાનો કારભાર કરવા લાગી. આવી સ્થિતિમાં પણ જ્યારે બીજે વરસે શિંધિઆનો સરદાર ગોપાળરાવે તુકોજીના દોષો કાઢીને તેનાપર પોતાનું લશ્કર દોડાવીને તુકોજીએ " અહિં આવો પ્રસંગ ભયંકર છે માટે લશ્કરની અને પૈસાની મદદ થવી જોઇએ" એવા પત્રો મહેશ્વરપર મોકલ્યા. તેનું આ કૃત્ય એક વીર પુરૂષને શરમાવે એવું હતું. તેણે ૫ લાખ રૂપિયાની હુંડી સુબેદાર પાસે મોકલી પત્ર લખ્યો કે " હિંમત રાખીને હરામખોરોને બરાબર હંફાવજો ખરચ અને લશ્કરનો પુલ બાંધીશ વૃદ્ધાપકાળે હિંમત હાર્યા હો તો લખો કે જેથી હું પોતે આવું". ખરડાના યુદ્ધ પછી અહલ્યાબાઈ ઘણું જીવ્યા નથી. તે સંવત ૧૭૧૭ ના શ્રાવણ વદ ૧૪ ને દીવસે પરલોકવાસી થઇ.

અહલ્યબાઇ દેખાવમાં સુંદર ન હતી. તો પણ તેનું મુખ અત્યંત તેજસ્વી હતું. તેના વસ્ત્રો સફેદ અને સ્વચ્છ રહેતાં. તેની વૃત્તિ શાંત હતી. પરંતુ તેને અસત્યનો તિરસ્કાર હોવાથી જયારે કોઇ તેની સાથે જુઠું બોલે ત્યારે તે એટલી ક્રોધાયમાન થતી કે તેના ખાસ પરિચયના માણસો પણ તેની સામે જઇ શકતા નહિ. તેના ધાર્મિક ઉપવાસો અને વ્રત ઘણાજ કઠણ હતા, અને તે તેણે છેવટ સુધી કયા હતા. તેના અમલમાં ઈંદુર સંસ્થાનની પ્રજાનો ઉદ્ધાર થયો. આ વખતે તે સંસ્થાના છ ભાગ અને ૮૭ તાલુકાઓ હતા. તેની ઉત્તરની કારકીર્દીમાં (ઈ. સ. ૧૭૬૬ થી ૯૫) ઇંદુર સંસ્થાનની આવકની સરાસરી ૧૬૦૩૦૭૩૪ હતી. માલકમ સાહેબે અહલ્યાબાઈની દિનચર્યા ઘણીજ કાળજીપૂર્વક લખી મૂકી છે, તેમાં તે કહે છે કે " અહલ્યાબાઈ સૂર્યોદય પહેલા બે ઘડી પહેલાં ઉઠતાં અને સ્નાન કરી પૂજા વગેરે કરતાં, તે પછી ઠરાવેલા સમય સુધી તે પુરાણો વગેરે વાંચતાં, તે પછી દાન વગેરે આપીને પોતાની સામે બ્રાહ્મણ ભોજન કરાવતી. એટલામાંજ તેની થાળી પીરસાઈ આવતી. તેના થાળમાં ફકત શાકાદિ પદાર્થો રહેતા હતા....જમ્યા પછી થોડો વખત ઈશસ્તવન કરી આરામ લેતાં, પછી પોશાક કરી સરકારી કામ માટે દરબારમાં જતાં......તેનો દરબારમાં જવાનો સમય બપોરનો હતો. ત્યાં તે સાંજના ૬-૭ વાગતા સુધી બેસતાં. તે પછી પૂજા વગેરેમાં તેના ૩-૪ કલાકોનો વ્યય થતો. ત્યારબાદ ફરીથી નવ વાગ્યા સુધી તે સરકારી કામો સંભાળતી. રાતના અગિયાર વાગ્યા પછી તે સુવા જતી." (સંદર્ભ ગ્રંથ-એ લેખમાં જુઓ.)

**અહાર** (૧)—(રાજપુતાના) ઉદેપુર સંસ્થાનમાનું એક ગામડું તે શહેરથી બે માઇલપર ઉત્તર અક્ષાંસ ૨૪૦૪૫ અને પૂર્વ રેખાંશ ૭૩૦૪૪ પર છે. ઇ. સ. ૧૯૦૧ માં લોકોની સંખ્યા ૯૮૨ હતી અહિં એક મિશનરી નિશાળ છે. અને ચિતોડ છોડયા પછીના વખતમાં જે રાજ્યો મેવાડમાં થયા, તેમના સ્મૃતિ ચિન્હો આ ગામમાં છે. તેમને મહારાણી નામ આપવામાં આવ્યું છે. તેમાં બીજો અમરસિંહ રાજાનું સ્મારક ઘણું જોવાલાયક છે. પરંતુ ઘણુંકરીને બધાજ નમુનાઓ સુંદર છે એમ કહી શકાય.

વિક્રમાદિત્યના પૂર્વજોએ વસાવેલા તાંબવતિ નગરને ઠેકાણે અસાદિત્યે બીજું શહેર વસાવ્યું. તેના પરજ બંધાવેલા એક શહેરના અવશેષો પૂર્વ તરફ દેખાય છે. પહેલાં તેને આનંદપુર કહેતા, તેનેજ પાછળથી અહાર નામ આપવામાં આવ્યું. અહિં દસમા સૈકાના કાતરેલા ચાર લેખ અને કેટલુંક ધન જડયું છે. કેટલાક જૈન મંદિરો અને હિંદુ દેવાલયોના ખંડેરઅહિં જોવામાં આવે છે. (ઇ. ગે.)

**અહાર (૨)**—(સંયુક્તપ્રાંત) બુલંદ શહેર જીલ્લો. અનુમશહેર તાલુકાનું એક શહેર. ઉ.અ. ૨૮૦૨૮ અને પૂ૮૦૧૫ ત્યાંની વસ્તી ૧૯૦૧ માં ૨૩૮હતી. અહાર એશબ્દ અહિ અહિં અને હાર આ બે શબ્દથી થયો છે. અહિ એટલે સર્પ અને હાર એટલે સત્ર.જન્મેજય રાજાએ પોતાનું સર્પ સત્ર આ સ્થળે કર્યું એવી પ્રચલિત માન્યતા છે. અને તેપરથીજ આ નામ પડ્યું છે. હસ્તીના પુરના નાશ પછી સોમવંશી રાજાઓનું આ શહેર રાજધાનીનું શહેર બન્યું. બીજી એક પ્રચલિત દંતકથા ચાલે છે કે કૃષ્ણની પત્ની રૂકિમણી અહિં રહેતાં હતાં. અને જે મંદિરમાંથી શ્રીકૃષ્ણે તેનું હરણ કર્યું તે મંદિર હજી અહિ જોવામાં આવે છે. આ સ્થળ ખરેખર ઘણું પુરાતન છે. અકબરના વખતમાં અહાર એક પરગણાનું મુખ્ય સ્થળ હતું. આ શહેર ગંગાને કાંઠે કેટલાક ઉંચાણપર આવ્યું છે. આ સ્થળે ઘણા મંદિરો છે. જુન માસમાં અહિં સ્નાર્થે ઘણી જાત્રા ભરાય છે (ઇં. ગે.)

**અહાલિંબ**:— (અસાળીયું) આ વનસ્પતિને લૅટિનમાં લેપિડિયમ, સૅટિમવન અંગ્રેજીમાં કોમન-ક્રેસ, સંસ્કૃતમાં અહાલિંબ, અને મરાઠીમાં અહાળીવ કહે છે. તેજ પ્રમાણે હિંદીમાં હાલો કહે છે. તેના બીયાં તપખીરા રંગના રાઇ જેવડાં અણીવાળા લંબગોળ હોય છે. દક્ષિણ મહારાષ્ટ્ર અને ગુજરાતમાં અસાળીયાને બીનો પાક થવા માટે વાવે છે. અસાળીયાના છોડ નાના હોય ત્યારે તેની ભાજીનું શાક બને છે. તે શાક શરીરમાં ગરમી ઉત્પન્ન કરનારૂં છે, એમ કહેવાય છે.

અંગ્રેજ લોક મસ્ટર્ડ (રાઇ) ક્રેસ (અસાળીયું) એમના કુમળા છોડો ઉપાડી, સ્વચ્છ ધોઇ, સરકો નાખીને લીલી કચુંબર કરીને ખાય છે. અથવા લીલા-ધાણાની માફક બીજા પદાર્થમાં નાખીને ખાય છે. આ બે વસ્તુઓ રોપવામાટે ( કુંડા, ટોપલા અથવા બાગમાં) જગ્યા હોય તો હોંસિલી અને ગૃહ કામમાં પ્રવિણ સ્ત્રીઓ, આપણે ત્યાંની સ્ત્રીઓ જેવી રીતે મરચાં કોથમીર કરવા માટે મહેનત લેછે તેપ્રમાણે કરે છે. કારણ કે તે તાજા ઉખેડી ને વાપરવામાં સ્વાદ ઘણો હોય છે.

દાતરડાની અણીથી ૪-૬ આંગળા લિટીઓ પાડી માટીમાં રંગોળીમાફક ચપટીવડે બી નાખવાં અને હાથથી બી માટીથીઢાંકી પાણી પાવું. ૪-૫ દિવસમાં બી ઉગી આવેછે. ત્યાર પછી તેને જોઇ એ તેમ ઉપયોગ કરવામાં આવે છે.

અસાળીનો પાક મહીનદીને કાંઠે સુકી જમીનમાં કરવામાં આવે છે. જ્યાં અફીણ થાય છે, તે જમીનમાં તે ઉગાડવામાં આવે છે. ખેડા જીલ્લામાં તેનો પાક થાય છે. કંદની જમીનમાં આનો પાક સરસ થાય છે. ખેડા જીલ્લામાં તેનું બી રાઇમાં નાખવામાં આવે છે. તેના પાકમાટે જમીન તૈયાર કરીને તેમાં દશ ગાડાં ખાતર નાખવામાં આવે છે. અકટોમ્બર માસમાં બે ત્રણ પાઉંડ બીયાં કયારામાં નાખવામાં આવેછે. તેને રોપ્યાપછી તરતજ પાણી પાવામાં આવે છે. બીજીવાર ચાર દિવસે તેને પાણી પાય છે. પછી આગળ જતાં દશ બાર દિવસને અંતરે તેને ૮-૧૦ વખત પાણી પાવામાં આવે છે. તેનો પાક જાન્યુઆરી માસમાં તૈયાર થાય છે. તે કાપીને લાવી તેને ખંખેરી તેમાંથી અસાળીયું ઉત્પન્ન કરે છે. જો પાક સ્વતંત્ર હોય તો દર એકરે ૫૦૦-૬૦૦ પાઉંડ થાય છે. તેની કિંમત દર મણે ૩-૪ રૂપિયા થાયછે. (૧મણ-૧૪૦ પાઉંડ).

આ બી ખાનદેશમાં નદીને કાંઠે તૈયાર થાય છે. તે ઉષ્ણ, કડવું અને પુષ્ટીદાયક છે. અને ત્વગ્‌રોગ, અથવા ગુલ્મનું નાશકર્તા છે એમ કહેવાય છે.

ઉપયોગ:—અસાળીયાની ખીરકરવામાં આવે-છે. પ્રથમ દૂધ ઉકાળવામાં આવેછે. તેમાં અસાળીયુ નાખવું તે જ્યારે નરમ થઈ ને ખીરની જેમ બને ત્યારે ખાંડ અગર ગોળ નાખવો. આ ખીર વા નાશક છે. અને કેડને બળવાન બનાવીને ધાતુને પુષ્ટિ આપે-છે, અસાળીયાના લાડુ અગર ખીર સુવાવડીને આપવાથી શક્તિ આવેછે અને દૂધ વધે કહેવાય છે. (લેખક ગ. કે. ઠેળકર.)

**અહિ**—:(ઋગ્વેદ–૭.૧૦૪,૭-૯-૫૭-૧૬વિ.) તે પછીના વૈદિક વાઙ્મય માંથી "સર્પ" એ અર્થમાં આ શબ્દ વપરાયો છે. તેણે કાંચળી ઉતારી મૂકયાનો ઉલ્લેખ મળી આવે છે. (ઋ.૯,૮૬,૪૪ અથર્વ. ૧,૨,૭ શત, બ્રા. ૧૧, ૨, ૬, ૧૩ બૃહ. ઉપ. ૪, ૪, ૧૦ જૈમિ. બ્રા. ૧, ૯, ૨, ૧૩૯ કાઠકઉપ ૨, ૬, ૧૭) તેની વિચિત્ર ચિલચાલનો પણ ઉલ્લેખ મળી આવે છે. (ઐતરેયઆર ૫,૧,૪) અને તે ઉપરથી તેને "દત્વ-તી રજ્જુ; (દાંતવાળી દોરી) એવું નામ મળેલું છે. (અથર્વ ૪ ૩, ૨) તેનો દંશ ઝેરી છે. (ઋ. ૭, ૧૦૪,૭ અથર્વ ૧૦૪,૪ (વિ). શિયાળામાં તેને જડતા પ્રાપ્ત થાય છે. અને તેથી તે પૃથ્વીના ઉદરમાં સંતાઈ રહે છે (અથર્વ ૧૨, ૧,૪૬) લુંટારૂઓથી બચાવ કરવા તેની કાંચળીનો ઉપયોગ થાય છે. (અથર્વ ૧૨૭)

વૃત્રને ઋગ્વેદમાં અહિ કહેલો હોય એમ જણાય છે. કારણ વૃત્રનાં વિશેષણો અહિને અને અહિનાં વૃત્રને લગાડેલાં જણાય છે. (ઋ. ૧, ૩૨ ૧-૨ અને ૭૧૪) ઇંદ્રે અહિને માર્યો એવું વર્ણન પણ (ઋ.૮૮૨-૨ છે અગ્નિનું પણ અહિ નામ છે. (ઋ, ૧૨૯,૧) શત્રુને અહિને સોંપવાની વિનંતિ સોમને કરી છે. (ઋ. ૭-૧૦૪,૯) જ્યારે આ શબ્દ બહુવચનમાં હોય છે, ત્યારે જેમાં અહિનો જન્મ પહેલો છે. એવું રાક્ષસકુલ એવો તેનો અર્થ હોય છે. (ઋ. ૧,-૩૨,૩.૪) (ઋ. ૯, ૮૮,૪,૧૦-૧૩૯,૬) અહિ વૃત્રના સારા ગુણ બતાવતું સ્વરૂપ જેને અહિ બુંદન્ય કહે છે. તે અહિનીજ દૈવી પ્રકૃતિ છે. અવસ્તામાં તે અહિને મળતો શબ્દ અગ્નિ છે, તેનો અર્થ પણ સર્પ એવો થાય છે, એને માટેજ આગળ આઝીદ હાક એવી શબ્દયોજના થઈને તેનું પાછળથી ઝોહાક એવું રૂપાન્તર થયું. આ ઝોહાક માટે અનેક પૌરાણિક કથાઓ પ્રચલિત છે. ને તેઓનો સંબંધ સર્પ સાથે છે. અહિ શબ્દનો અહરિમન એ શબ્દ સાથે સંબંધ જોડવાનો પ્રયત્ન પણ થએલો છે. (વૈદિક ઇંડેકસ વૈદિક માયથોલોજી અને શ્રૌત વાઙ્મય.)

વલ નામનું અહિનું નગર હતું તે કુત્સનોનો દ્વૈપક્ષી લઇને ઇંદ્રે સર કર્યું. તે કબજે કરીને સૂર્યમાં સામેલ કરવાથી તેનો પક્ષ બળવાન થયો. વલ અને સૂર્ય વચ્ચે વન હતું. વનમાંના લોકોએ સૂર્યનો પક્ષ લીધો તેથી તેની ફત્તેહ થઈ. તેથી તેને પુષ્કળ લાભ થયો ઇશ્વરે કુત્સ માટે સવારી કરી ને સવારીથી સૂર્યનો પક્ષ જબરો થયો તેથી કુત્સ એ સૂર્યનો રાજા થયો. (ભાગવતી અર્થ ઋગ્વેદ ૧૦-૧૩૮, ૧-૨) અહિએ સિંધુપ્રાંત લઇ લીધો હતો, તે ઇન્દ્રે છોડાવી છેવટે અહિને પણ મારી નાંખ્યો. (ઋ. ૧૦-૧૩૩-૭) આ ઉલ્લેખ ઉપરથી અહિનું સ્થાન બલુચીસ્તાન હતું, એમ રા. ભાગવત કહે છે.

**અહિચ્છત્ર**:—(અહિક્ષત્ર) અર્વાચીન રામનગર, આ પ્રખ્યાત રાજનગરનું નામ આજ સુધી કાયમ છે. તો પણ હમણા લોકોએ આ શહેર છોડયું છે. પાંડવોના વખતમાં તે ઉત્તર પંચાલ દેશની રાજધાની હતું. અહિક્ષેત્ર અથવા અહિચ્છત્ર એવા બે પ્રકારે તેનાં નામ લખાય છે. તેના પહેલા આદિરાજા પર સર્પે પોતે તેના પર છત્ર કર્યું હતું, એમ દંતકથા છે. અહિં એક પુરાતન કિલ્લો છે. તે આદિરાજાએ બંધાવ્યો છે, એમ કહેવાય છે. ભારતમાં અહિચ્છત્ર એવું નામ મળી આવે છે. (૫-૧૯) ભારત માં કહયું છે કે પાંચાલ દેશ હિમાલયથી ચર્મણ્વતી (હાલની અંબળા) નદી સુધી પથરાયો હતો. ઉત્તર પંચાલ (હાલના રોહિલખંડ) ની રાજધાની અહિચ્છત્ર હતી. અને દક્ષિણ પંચાલ (અંતરવેદી) ની રાજધાની કાંપિલ્ય (હાલનું કાંપિલ) હતી. કાંપિલ એ બુદાઉન અને ફરૂકાબાદ એ બે વચ્ચે ગંગાના જુના પાત્રમાં છે. ભારતીય યુદ્ધ પહેલાં પાંચાલ દેશનો રાજા દ્રુપદને દ્રોણ જીતીને ઉત્તર પંચાલ પોતાને માટે રાખીને દક્ષિણ પંચાલ દ્રુપદને આપ્યું (મહાભારત ૧-૧૩૮)

આદીરાજા અને સર્પ એમની દંતકથા છે, તેજ પ્રમાણે એક કથા બૌદ્ધ ગ્રંથમાં છે. પરંતુ બુદ્ધોએ તે આદિરાજાની કથા પરથી યોજી હોવી જોઇએ. કારણ કે આદિરાજાની કથા જુની છે. અહિચ્છત્ર અથવા અહિક્ષેત્ર એ નામ ઘણા શહેરોને આપવામાં આવ્યું છે.

ટાલેમી જેને અદિસદ્ર કહે છે, તે આજ નગર હોવું જોઇએ. અહિચ્છત્ર શહેરનો ઘેરાવો ૩ માઇલ છે. અને તેની આસપાસ કુદરતીજ કોર છે, એમ હ્યુએનસંગ લખે છે. તે બધી રીતે મળતું આવે છે. તેની ઉત્તર દિશાએ અને પૂર્વ દિશાએ એક પાણીનો સંચય તે. અને પશ્ચિમ તેમજ દક્ષિણ બાજુએ રામગંગા અને ઘોગ્રા એ બે વચ્ચે એક કિલ્લો છે. હ્યુએનસંગના વખતમાં અહિં બાર વિહાર, ૪-૫ સ્તુપો અને વૈદિક ધર્મના ૪-૫ દેવાલયો હતાં. હાલમાં કિલ્લો જીર્ણાવસ્થામાં છે. અંદર બધે જંગલ છે. તો પણ ૩ર ઝરૂખા હજી સારી સ્થિતિમાં છે.

હ્યુએનસંગે આ રાજ્યનો ઘેરાવો ૪૦૦ માઇલ છે એમ જણાવ્યું છે. તે પરથી તેમાં રોહિલખંડનો પૂર્વભાગ પણ ગણાવો જોઇએ. (દિક્ષિત-ભારત વર્ષીય ભૂવર્ણન વિલ્સન-વિષ્ણુ પુરાણ ૨,૧૬૧ ઍસેઝ પુ. ૧ પા. ૪૮, ૨૯૧ વગેરે મહાભારત. ડૌસન-હિંદુ કલાસિકલ ડિક્ષનરી.)

**અહાર ગામ**:—(મુંબઈ) નાશિક જીલ્લો નિફાડ ગામની વાયવ્ય દિશાએ દશ માઇલ દૂર છે. ત્યાંની વસ્તી (૧૮૮૧) માં ૯૪૫ છે. આ સ્થળે સન ૧૬૧૮ માં થાણાની જેલમાંથી નાસી ગયા પછી ત્રિંબકજી ડેંગળને ફરી પકડવામાં આવ્યા (મુંબઈ ગે. પુ. ૧૪ પાનુ ૩૫૦ જુઓ,) અહિં કારતક સુ. ૪ ને દિવસે એક મુસલમાન સાધુની જાત્રા ભરાય છે. (મું. ગે. ૧૬-૧૮૮૩.)

**અહિરી**:—જમીનદારી (મધ્યપ્રાંત) ચાંદા જીલ્લામાં આ જમીનદારી મોટામાં મોટી છે. કુલ ક્ષેત્રફળ ૨૫ ચો. મા. છે. આ જમીનદારીની ગદ્

ચિરોળી તાલુકામાં બીજા ૭૭ ગામડાઓ છે, અને તેનું ક્ષેત્રફળ ૫૫ ચો. માઈલ છે. અને તેની માલ-ગુજારી હકની છે. આ જમીદારીની ઉત્તર દિશાએ અરીપાપેરા, કોટગામ, ખૂટગામ, અને પૈ-મુરંદા જમીનદારી છે. પૂર્વમાં બસ્તર સંસ્થાન, દક્ષિણે શિરો તાલુકો પશ્ચિમે પ્રાણુહિતા નદી હિના નાળુ અને ગડચીરોળી તાલુકાનો કેટલોક ભાગ છે. તેમા. થી વૈનગંગા. પ્રાણુહિતા અને ઇંદ્રાવતિ નામની નદીઓ વહે છે. ઘણુકરીને બધે જંગલ છે.

ઇતિહાસઃ—હાલના જમીનદારોના માનસુ બાપુ નામના પુર્વજને ચાંદાના એક ગોંડ રાજાએ આસરે છ સૈકાપહેલાં આ જમીનદારી ઈનામમાં મળી પરંતુ તે ક્યારે મળી તેના લેખી પૂરાવો મળતો નથી. ડોશા નામનો જમીનદાર ઇ. સ. ૧૭૦૩ થી ૧૭૬૯ સુધી થઇ ગયો વખતથી ચોકસ હકીકત આ જમીન સાટેની મળી શકે છે. આ તે વખતના ચાંદાના છેવટના ગોંડ રાજાની વતી મરાઠાઓની વિરૂદ્ધમાં લઢ્યો હતો. તે રામશાહના (ઇ. સ. ૧૬૭૨-૧૭૩૫) સગો હતો અને તેણે સાબો અને મુલાબુરિયા નામના બળાબવાખોરોનો નાશ કર્યો તેથી આ જમીન ઈનામમાં મળી હતી. આ બળવાખોરોએ સુરજગઢ કિલ્લો પોતાને તાબે કર્યો હતો. કેટલાક વર્ષો પછી તેને જય મળ્યો. તે પછી તેના વંશનો ભીમરાવ અથવા વ્યંકટરાવ (સાચા નામ માટે શક છે.) ને તે જમીનદારી મળી. (ઇ. સ. ૧૭૭૦ તે ૧૬૧૮) તેણે ઇ. સ. ૧૭૭૩ ની સાલમાં મરાઠાઓના અંદર અંદરના ઝગડામાં મુધોજીનો પક્ષ લીધો હતો. તે વખતે તે અને તેનો ભાઇ મોહનશાહની પાસે ચાંદાનું લશ્કરી સ્વામિત્વ હતું અને તેના બીજા ભાઇ વિઠ્ઠાનારાવાને તાબે માણિકગઢ કિલ્લો હતો. આ ત્રણ જણે પુનાથી આવેલી એક લશ્કરી તુકડીને હરાવી હતી. તો તુકડીએ મુધોજીના કબાલાને પકડી કેદમાં નાખ્યો હતો. આ ત્રણભાઈએ તેને છોડાવ્યો અને મેજર લુંસી સ્મિથ કહે છે. ભીમ-રાવે પોતાની કીર્તિ પોતાની પાછળ રાખી છે. તેના મુલકમાં તેણે સારી રીતે બંદોબસ્ત રાખ્યો હતો. અને આસપાસના નાના જમીન દારોને પોતાના છત્રનીચે આણ્યા હતા. તેનાજ અમલમાં તે જમીન-દારી વધી છે. તેનાપછી હરિયાબાઇએ છ માસ સુધ આ જમીનદારીનો આ સ્વાદ લીધો હતો. અને છ વરે મુજંગદાદાને તાબે તે જમીનદારી આવી. આ પ્રસંગ મોટો કટાકટીનો હતો. તેજ વખતે જેંકિન્સને આપ્પાસાહેબની ધરપકડ કરી હતી. તે વખતે ભૂજંગરાવે પોતાના કુળની આગરૂ પ્રમાણે પોતાના રાજકર્તાની આબરૂ રાખી અને ચાંદા શહેરના રક્ષણમાટે થએલી લઢાઈમાં તેણે બ્રિટિશો વિરૂદ્ધમાં લઢાઈ કરી. આગળ જતાં ચાંદા શહેર લુંટાયા પછી ભુજંગરાવપાસે તે જમીનદારી ઇં સ. ૧૮૪૭ સુધી રહી. તે પછી તેના પુત્ર વ્યંકટેશરાવ પાસે આવી. પરંતુ તે ઈ. સ. ૧૮૫૨ ની સાલમાં મરણ પામ્યો. તેપછી ભીમરાવની વિધવા સ્ત્રી લક્ષ્મી બાઈ પાસે આ ધન આવ્યું. આગળ જતાં ૧૮૬૧ માં તે મરણ પામી. ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં મોલપલ્લીના જમીનદારે રાજપુરના પરગણામાં લુંટ શરૂ કરી અને પછી થોડાજ વખતમાં ઘોટ-અરપલ્લીનો જમીનદાર વ્યંકટરાવ તેને જઈ મળ્યો. તેમણે ખુલ્લીરીતે બ્રિટિશરાજ્યની વિરૂદ્ધ બળવો જગાવ્યો. તે વખતે તેમણે પ્રાણુહિતા નદીની ઉપરના ચીંચગોડી તારખાનામાંના ગારટિયંડ અને હૉલ ને ઠાર કર્યા. તે વખતે લક્ષ્મીબાઈની મદદથી બાબુરાવને પકડવામાં આવ્યા. આ તેની સેવા માટે ઘોટ અરપલ્લી જમીનદારીમાના ૬૭ ગામ. ડાંઓ તેને સ્વાધીન કરવામાં આવ્યા તે હાલમા તેજ જમીનદારીમાં ગણાય છે. બળવો સમાપ્ત થયા પછી અને બધે શાંતિ થયા પછી તે જમીનદારીમાં જણાવા જોગ કાંઈ બન્યું નથી. લક્ષ્મીબાઈ પછી થએલાં જમીનદારો મેંગરાવ (ઈ. સ. ૧૮૬૨ થી ૮૬૧૬) સાવિત્રબાઈ (ઇ. સ. ૧૮૬૬ થી ૧૮૭૧) ધર્મરાવ ઈ. સ. ૧૮૭૧ થી ૧૮૬૪) આ જમીનદારીમાં દત્તકો ઘણા લેવાયા છે. ઈ. સ. ૧૮૬૩ ની સાલથી તે જમીનદારી ભુજંગરાવ નામના જમીનદાર પાસે આવી છે, તે જમીનદાર ખરાબ ચાલનો હોવાથી આવકમાં કરજ વધતું ગયું. અને ઈ. સ. ૧૯૦૨ ની સાલમાં જમીનદારો પોતાની જમીનનો અધિકાર ચલાવવા નાલાયક છે એમ સરકારે નક્કી કર્યું, અને આવક કોર્ટ ઑફ વૉર્ડસના તાબામાં આપી. આ વખતે આવકમાં ૧ લાખ રૂપિયા દેવું થયું હતું. તે વખતે જમીનદારને કોઈએ ફોસલાવ્યાથી તેણે નાનો બળવો જગાવ્યો પરંતુ તેનો તરતજ નાશ કરીને ભૂજંગરાવને ચાંદામાં લાવી રાખ્યા. અને જેઓ તેમાં સામેલ હતા, તેમને ઇસ્ટેટમાંથી કાઢી-નાંખ્યા પછી જમીનદારોને ફરીથી અહિરગામે જવાની રજા આપી.

કારભારઃ—આ જમીનદારીમાં બધા મળીને ૩૮૦ ગામડાં છે. ઘણાં ખરાં ગામોનો કારભાર જમીનદારો મારફતે થાય છે. કેટલાંક ગામોનો કેબાદાર

લોકો તરફથી થાય છે. જરબંદી અને મોપલ્લી એ તાલુકાણીજાદરજાની દરશ્વની જમીનદારીમાં આવેછે. જરબંદીમાં, ૧૭ ગ.મડાં હોદ્દા ઉપરાંત અહિસના. જમીનદારોએ ઇ. સ. ૧૮૫૮ માં નાગેરેવ ગોંડને વિવહવિષયક કરારો માટે વાર્ષિક ૧૦૦ રૂ. કર લેવાનો ઠરાવી આપીદીધી. ને તેપણ વંશપરંપરા માટે મોલપલ્લી તાલુકોએ બંડખોર બાબુરાવની જમીનદારીનો ભાગ હતો, ને તે લક્ષ્મીબાઇએ ભોજ્ઞાપટ્ટમના જમીનદારોને ૧૦૧ રૂ. લેવાના કરાવી બધા હક સાથે આપી દીધો. આજે એ તાલુકામાં ૨૩ ગામડાં છે, અને કર ૧૭૨ રૂ. છે કોર્ટ ઑફ વાર્ડસે આ મિલકત તાબામાં લેતાં પહેલ. જે ગામો જમીનદારના તાબામાં છે. એમ મનંતું, તે ગામનો કારભાર ભૂમિયા કરતા. આ લોક વજનદાર હોવાથી ઘણીખરી આવક તે લોકોજ લઇ લેતા. તે ખેડૂતો પણ સર્વાંશે તેમની ઉપર આધાર રાખતા જે વખતે તપાસણી થઈ તે વખતે ભૂમિયાને કાઢી મુકવાથી ઘણાંખરાં ગામડાં ઉજ્જડ થયા છે, એમ માલમ પડયું છે. ત્યાંની વસ્તી (૧૯૧૧ માં ૩૭૪૨૧ હતે દુકાળ ઘણુંખરૂં પડતો નથી. રહેવાસી રાજગોંડ, બારીયા, કોયા, તેવી મહાર વગેરે પાક ભાત (મુખ્ય પાક) શેરડી, જાર, મગ, અડદ, વગેરે. ૧૯૦૬-૭ માં ખેડાઇ ગએલી જમીનનું ક્ષેત્રફળ ૫૭૬૫૮ એકર હતું ને મહેસુલ ૧૩૬૦૦ રૂ. હતા.

**અહિર્બુધ્ન્યઃ** ઉત્તરકાલીન વાઙ્મયમાં શિવનું એ બીજું નામ છે. તેમજ એક રૂદ્રનું પણ એ નામ છે. તેનું વૈદિક સ્વરૂપ વેદવિદ્યા-મરાઠી જ્ઞાનકોશ પ્રસ્તાવનાખંડ ભાગરમાં સવિસ્તર આપ્યું છે.

**અહિવંત કીલ્લો**:—(મુંબઇ)નાશિક જીલ્લે, ચાંદોરે ડુંગરમાં દિંડોરીની ઉત્તરે ૧૫ માઇલપર આ કિલ્લો છે. ૧૮૧૮માં કેપ્ટન બ્રો જે આ ટેકરાનુ વર્ણન કાળો, રોગીષ્ટ અને ઝાંખોભૂખરો, એવું કર્યું છે. તેની ઉપર આવવાને બે માર્ગ છે. ખાનદેશ અને ગંગથડી બન્ને બાજુએથી અવાય છે. ખાનદેશ તરફનો માર્ગ સહેલાછે ને ગંગથડી તરફનો માર્ગ ખીણોમાં થઇને છે. વર્ષાઋતુમાં એ રસ્તો ઘણો મુશ્કેલીવાળો છે. ખીણોમાંથી ગયા બાદ રસ્તો વળેછે ને વચ્ચેવચ્ચે પગથિયાંછે. આગળએ દરવાજા જેવી બે કમાવો છે આ જે તેમા લાગીને એક પડેલી ભીંત છે તેને અડીને જે કોઠાર હતો અહિં પાણી પુષ્કળ હતું ઈ. સ. ૧૯૧૮ માં અહિં પાંચ માણસે હતો (કેપ્ટન બ્રીગ્ઝનો રિપોર્ટ અહમદનગર કલેક્ટરની ફાઈલ નં ૬ જાવક. ૨૦-૬-૧૮૧૮) (મુંબઇ ગ્યાઝીટીયર).

**અહિવંશીઃ**—અહિવંશી-અહિવાસએ સૌભરી ઋષિના મથુરાના આશ્રમનું નામ હતું. બ્રાહ્મણોમાંથી ખરા અથવા બ્રાહ્મણ હોવાછતાં બ્રાહ્મણ કહેવડાવનારો આ વર્ગ છે. બ્રાહ્મણ પિતાને ક્ષત્રિય માતામાંથી આ લોકો ઉત્પન્ન થયાછે. પહેલા એ લોકો બોજો ભાર ઉંચકવાનો ધંધો કરતા જબલપુર નર્મદાની ખીણમાં આ લોકોની વસ્તી છે (રસેલ અને હીરાલાલ કાસ્ટ્સ ઍન્ડ ટ્રાઇબ્સ ઑફ ઇંડિયા ઈ.નસી. પી.)

**અહિંસાઃ**—હરકોઇ સજીવ વસ્તુને ઈજા ન કરવાની આ ભાવના ઘણી પ્રાચીન છે. છાન્દોગ્યોપનિષદમાં 'अथय तपो दानमार्जव महिंसा सत्यवचन मिति ता अस्य दक्षिणा' એ વાકયમાં પુરુષ રૂપી યજ્ઞની અહિંસા એ દક્ષિણા છે એમ કહ્યું છે. આ ઉપનિષદનો સમય ઇ. સ. પહેલા ના ૭ મા સેકાનો ગણાય છે. અને એજ સમય અહિંસા તત્ત્વ પરમ કોટીએ લઈજનારા જેન સંપ્રદાયના ઉદયનો છે. મનુ સ્મૃતિમાં જોકે ધર્મવિહિત હિંસાને અહિંસા માની છે તોપણ માંસ ભક્ષણને માટેજ કરેલી હિંસાને ત્યાજ્ય ગણીછે (મનુસ્મૃતિ ૫ ૪૪,૪૮) આ તત્વ જુદાજુદા ભારતીય સંપ્રદાયમાં જોવામાં આવે છે. પણ દરેક સંપ્રદાયમાં જોવામાં આવેછે પણ દરેક સંપ્રદાય જુદીજુદી દ્રષ્ટિએ એતરફ જુએ છે. તે તે પ્રમાણે આચરણ કરે છે.

પહેલા જે સંપ્રદાયમાં આ તત્વ અતિશયતાની હદે ગયું છે, તે જૈન સંપ્રદાય તરફ જોઇએ જૈન સાધુઓમાં પંચમહાવ્રતોમાં અહિંસા એ 'આદ્યવ્રત' છે. તેનું પરિપૂર્ણ આચરણ થાય એટલામાટે તેઓ હંમેશાં (વિશેષત: સ્થાનકવાસી જૈન) એક સુતરનો બનાવેલો પુંચલો (સાવરણી) રસ્તો સાફ કરવાને માટે સાથે રાખે છે. મોઢામાં જીવજંતુ ન પેસી જાય એટલા માટે મોઢા પર એક કાપડની પટ્ટી બાંધે છે તે શરીરપર પડેલા જીવવર્ગને દુરપણ કરતા નથી. કેટલીક વાર જૈન લોકો મનુષ્ય હત્યાતરફ બેદરકારી બતાવીને આ નાના જંતુઓને બચાવે છે. દાખલા તરીકે સર્પાદિ ભયંકર પ્રાણીઓને તેઓ હાથ આવ્યા હોય તોય છોડીમૂકે છે એવી વાત પણ સાંભાળવામા આવી છે કે માકડને જુઓ વિગેરે જંતુઓની પાંજરાપોળ બનાવી તેમને તેમાં રાખે છે ને તેમના પોષણ માટે એકાદ જાડા માણસને રાત્રે સુવાને માટે મોકલી આપે છે. આ રીવાજ હજી પણ નષ્ટ થયા નથી. સુરતના બનિયન હોસ્પીટલમાં ઉપદ્રવી જીવજંતુઓનો વર્ગ બીજી જાતો ભેગો હો

છે. એમ હિંદુસ્થાન વિષયક વર્ણન એ પુસ્તકમાં (હોપલ્ટનકત) લખેલું છે (મુખોપાધ્યાયઃ સર્જિકલ ઇન્સ્ટ્રુમેંટસ આફ્ધી હિંદુઝભાગ ૨ પા. ૫૦).

કેટલાક જૈન લોકો અહિંસા માટે કેટલી દૂરદૃષ્ટિ રાખે છે, અને ભાવી અહિંસા માટે તાત્કાલીક કેવી હિંસા કરે છે. તેનો એક દાખલો જોવા જેવો છે. ઉનાળામાં જો ઝાડની છાયામાં ગાયો કે ભેંસો બેસી હોય તો જૈન તેમને ત્યાં બેસવા નહિં દે એકદમ ઉઠાડી મુકશે કારણ તેમના ત્યાં બેઠા પછી થનારા મલોત્સર્ગ કે મૂત્ર વગેરેમાં જંતું વગેરે ઉત્પન્ન થાય ને તે જંતુ સખત તાવમાં મરી જાય તો નાહક હિંસા થાય એ વિચારથી તેઓ ગાયભેંસોના આરામની આડે આવે છે. આજ રીતે ઢુંઢીયા નામના જૈન મલોત્સર્ગ વખતે એક અત્યંત ઢીલ રીત અખ્ત્યાર કરે છે. આ જૈન લોકો ઠંડા પાણીમાં જીવજંતુ હોવાનો સંભવ હોવાથી હંમેશાં શાકનું પાણી કે ભાતની ઉપરનું પાણી કે ગરમ પાણી પીએ છે. પણ પાણી ગરમ કરતી વખતે થનારી હિંસાપ્રત્યે આંખમિંચામણા કરે છે. જૈન શાસ્ત્રમાં મધ અને માખણ નિષેધ મનાયાં છે. આ તત્વને અનુસરવા માટેજ દંતધાવન, સ્નાન આદિ દેહશુદ્ધિની ક્રિયાઓ પણ જૈન યતિઓ માટે નિષેધ મનાઈ છે. આ સર્વનું કારણ માત્ર હિંસા ભય એજ છે.

બૌદ્ધ ધર્મમાં આ તત્વ માનવ ધર્મને અનુસરીને ચાલેલું છે. અષ્ટ માર્ગમાં આ તત્વ બે ઠેકાણે આવે છે. એક તો યોગ્ય ઈચ્છાઓની યાદીમાં ને બીજું સદાચરણમાં આવે છે. (મજ્ઝિમ નિકાય ૩ ૨૫૧=સંયુત્ત ૫-૯) તેમજ સંપ્રદાયના દશ નિયમો (શિખાપદ) માં અને પંચશીલામાનું તે તત્વ એક છે. (વિનય) ૧-૮૩; અંગુત્તર ૩,૨૦૩ હમણાં મળી આવતા જુનામાં જુના બૌદ્ધ ગ્રંથમાં શીલને લગતા જુના લખાણમાં અહિંસાપર આરંભમાંજ ઘણું વર્ણન કરવામાં આવ્યું છે. તે અનેક સુત્તોમાંથી જેમને તેમ લેવામાં આવ્યું હોય એમ જણાય છે. (રાઈસ ડેવીડ્સ-ડાયા લૉગ્સ ઑફ ધી બુદ્ધ ૧-૩-૪) અશોકના પહેલા શીલાલેખમાં (સમય ઈ. સ. પૂ. ૨૫૬) આગળનું લખાણ મળી આવે છે.

"આ ધર્માનુશાસનપત્રિકા દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાએ લખાવી અહિં કોઈ પણ જીવની હત્યા થાય નહિં અથવા જલસા થાય નહિં કારણ આવા જલસામાં ઘણા દોષ થાય છે. એવું પ્રિયદર્શી રાજાના જોવામાં આવ્યું છે. પણ દેવોના પ્રિય પ્રિયદર્શી રાજાને કેટલાંક જલસા યોગ્ય હોય એમ લાગે છે. પહેલાં પ્રિયદર્શી રાજાની પાકશાળામાં દરરોજ કેટલાંક શત સહસ્ર પ્રાણીઓ શાકભાજી કે દાળ વગેરે માટે મારવામાં આવતાં, પણ આજે એટલે જ્યારે આ ધર્માજ્ઞા લખવામાં આવે છે. ત્યારે માત્ર ત્રણ પ્રાણીઓ મારવામાં આવે છે. તે પ્રાણી બે મોર અને એક સાબર—સાબર પણ હંમેશાંજ નથી હોતું–છે. આ ત્રણ સજીવ પ્રાણી હવે પછી નહિ મારવામાં આવે" (સ્મિથ ધી ઑકસફર્ડ હિસ્ટરી ઑફ ઈંડીયા પાન ૩૯)

---

અશોકના પાંચમાં સ્તંભપરના આ લેખમાં આ સમ્રાટે અહિંસાની બાબતમાં કેટલી પ્રગતિ કરી તે જણાઈ આવે છે. જનાવરોને ખસ્ચી કરવાની તે વિરુદ્ધ હતો તેમાં પહેલાં ૭૫ વરસ પૂર્વે તેના રાજ્યમાં શી સ્થિતિ હતી તેનો ખ્યાલ આવવા માટે તક્ષશિલાનો દાખલો પૂરતો છે.

ઈ. સ. પૂ. ૩૨૬ માં અલેકઝાંડર તક્ષશિલામાં આવ્યો ત્યારે આંભી રાજાએ તેને ખાવાને માટે ભેટ તરીકે ૩૦૦૦ જાડા બળદ અને ૧૦૦૦૦ થી વધારે બકરીઓ મોકલાવ્યાં આ ઉપરથી વેદકાળ પ્રમાણે આ વખતે લોકો ખાવાને માટે ઢોરને જાડા કરી રાખતા, અને અતિથિસત્કારને વખતે તેની મિજબાની ઉડાવતા. ગૌમાંસને લગતી હિંદુઓની પ્રચલિત ભાવના તે વખતે સમાજમાં જરાપણ ન હતી. એમ કહેવું પડશે. અશોકના વખતમાં તે અહિંસાના ઉપદેશથી પ્રચારમાં આવી તે પછી તો તે જાતિ ભેદના કલહના કારણ રૂપ થઈ. અસ્તુ. આ અશોકના પાંચમાં સ્તંભ ઉપરનો લેખ કૌટિલ્યના અર્થશાસ્ત્ર સાથે મળતો આવે છે. દાખલા તરીકે બન્નેમાં શુક, સારિકા અને બ્રાહ્મણી કલહંસની હત્યા નિષિદ્ધ માનેલી છે. ભિક્ષા પર્યટનમાં કોઈ પણ ભિક્ષા સ્વીકારવી એવો બૌદ્ધપંથમાં એક નિયમ છે. જે વખતે દેવદત્તે બુદ્ધ પાસે આ નિયમ ઓછો વ્યાપક કરવા માટે વિનંતિ કરી ત્યારે બુદ્ધે તેમ કરવાની ચોકખી ના પાડી (વિનય ૨ ૧૧૭ ૩, ૨૫૩) બુદ્ધને મોઢેથી નિકળેલો સર્વશ્રુત આમગંધ સુત્તમાં શબ્દોમાં એવું ચોકખું જણાવ્યું છે. માંસાહારથી માણસ નથી બગડતો પણ દુષ્કૃત્યથી બગડે છે. પોતે બુદ્ધે ચંડ નામના માણસેને ઘેર ડુક્કરનું માંસ ખૂબ ખાધેલું ને તેથી તેને અતિસાર થયો ને તેથી તે મૃત્યુ પામ્યો. ત્યારે ઉપરની વાત ઉપરથી આ અહિંસાને લગતા બૌદ્ધને જૈન વિચારોમાં કેટલો તફાવત છે. એ જણાઈ આવશે. હર્ષના વખતમાં ગોવધ નિષેધ તીવ્ર થયો હતો. તે

પણ બીજા પ્રાણીઓનું માંસ બ્રાહ્મણો પણ આરોગતા (વાટર્સ પુ. ૧.)

આ બૌદ્ધ અને જૈન અહિંસાતત્વને લીધે પ્રાચીન પશુ યજ્ઞ બંધ પડયા. અને अहिंसा परमो धर्मः તત્વ આહિંદુઓમાં પણ આવ્યું. મહાભારત-માં હિંસાને અહિંસા આ બન્નેના પોષક વિધાન મળી છે. આવે (વનપર્વ, ધર્મ વ્યાધ સંવાદ અ. ૨૦૮, શાંતિ ૨૬૪, ૨૬૫) બૌદ્ધ ધર્મનો લોપ થયો તોપણ તે જૈન ધર્મ નબળો ને અલ્પસંખ્યાક થયો તો પણ બ્રાહ્મણ ધર્મના પુનરુત્થાપકોને માંસાશન શાસ્ત્રોક્ત કરવાનું ન બની આવ્યું. આ ઉપરથી આ અહિંસા તત્વ હિંદુઓમાં કેટલું ઉંડું ગયું હશે તેનો ખ્યાલ કરી શકાશે.

બ્રાહ્મણોમાં એ બધા નિવૃત માંસ છે, એમ નથી. બંગાળ પંજાબ વિગેરે પ્રાંતોના બ્રાહ્મણો ભલે માંસ ન પણ ખાય માછલા તો ખાયજ છે. તેથી સમાજમાં નિવૃત્ત માંસ માછલાં ખાઉ, ને મટન ખાઉ એવા ત્રણ મોટા ભેદ પડી જવાથી અરસપરસ-ની આભડ છેડની કલ્પનાથી તેઓમાં છૂપું છૂપું વેર હોય છે. માંસહાર સારો કે શાકાહાર સારો એ વિવાદ-ગ્રસ્ત પ્રશ્ન છે. તેથી તેમાં ન પડતાં સમાજ હીતની દષ્ટિથી જોતાં નિવૃત્ત માંસ લોકોએ માંસાહારીઓનો તિરસ્કાર ન કરવો જોઇએ જેને જે રૂચે તે આહાર તે કરે. તે પસંદ ન પડે માટે કોઇનો વ્દેશ ન કરવો જોઇએ તેથી જાતિમાં ઐકય સધાશે ઓછામાં ઓછું આ કારણસર તો વેર વધશે નહિં.

ભૂતદયાની દૃષ્ટિએ અહિંસા માન્ય થાય એમ છે ખરૂં, પણ તેને અવાસ્તવ મહત્વ આપી પોતાની જરૂરીઆતોને દૂર કરવી ને તેમને મારી નાંખવી તે પ્રગતિ વિનાના બનીને મૂઢ થવું, એ અહિતકારક થશે. મોટા જીવને બચાવવાને નાનો જીવ મારવાજ જોઈએ. સૃષ્ટિનાં સ્પષ્ટ જોવામાં આવે છે. પગ નીચે કીડીઓ મરી જાય માટે ચાલવું છોડી શકાય નહિં. અથવા હત્યા થાય, માટે ક્રૂરને ભયાનક જનાવરને દૂર રખાય નહિં. હાલમાં ઘણા રોગ જંતુઓમાંથી ઉત્પન્ન થાય છે, તેથી આ જંતુઓને મારી નાંખવા માટે દવાઓ ન લેવી કે ઇંજેકશન લેવાં એ મોટી ભૂલ છે. કારણ રોગ દુર થઈ શકતો નહિં. અને વાનાં જંતુઓને બચાવવામાં પહેલા કાલ્પનિક સુખ ને માટે પોતાની હત્યા કરાવવી પડશે. તેવીજ રીતે હિંસા થવાના ભયથી રાત્રે કશું પણ ન ખાવું, એ ગાંડપણ લાગશે. કારણ આજના વખતમાં રાત્રે પણ દિવસ જેટલો પ્રકાશ કરીને શકય તેટલી હિંસા દુર કરી શકાશે. ઢુંઢીયા જૈનોની જેથી જન્મારા લગ્ન સ્નાન ન કરવું એ કઈ કોટિના માણસનું લક્ષણ કહેવાય, તો કહી શકાય તેવું નથી. તેથી અહિંસાના ઓથાનીચે આજના સુધારાના જમાના જંગલી લોકોની જેમ લીધો હિંદુધર્મ આધ્યાત્મિક વૈભવને ઉન્નત શિખરે ચઢી બેઠો છે, એ વાત ખરી, પણ અધ્યાત્મ દૃષ્ટિથી ઉચ્ચ પદવી પ્રાપ્ત કરાવનારા આ તત્વને લીધે હિંદુસ્તાન દેશને રાજકીય દૃષ્ટિથી મૃત્યુ પંથે જવું પડયું છે. એમ મૅકસ મુલ્લર માને છે, તે રા. વૈદ્ય ને માન્ય કરવું પડે છે. (મધ્ય યુગીન ભારત ભાગ ૧. પા. ૧૬૬) પણ તેમ મહા-ભારતના ઉપસંહારમાં અહિંસા તત્વ અને બૌદ્ધ કે જૈનો પાસેથી લીધેલું નથી, પણ તે અમારા લોકોમાં ઘણા પ્રાચીન સમયથી હતું, એમ સિદ્ધ કરે છે. (સંદર્ભ ગ્રંથ. વા. ગો. આપટે વિ. જ્ઞાન વિસ્તાર. પુ. ૩૫ એન્સાયકલોપેડીયા ઓફ રિલિજન ઍંડ એથિકસ (અહિંસા) સ્મિથ—ઓકસફર્ડ હિસ્ટરી ઓફ ઇંડિયા. 'છાંદોગ્યોપનિષદ્; મનુસ્મૃતિ કૌટિ-લીય અર્થશાસ્ત્ર, એન્સાયકલોપેડોયા બ્રિટાનિકા જે નિઅમ; વિનય ગ્રંથ; વૈદ્ય મધ્યયુગીન ભારત. ૧. મહાભારતનો ઉપસંહાર.)

**અહિંસા (જૈનદષ્ટિ):**—જૈનદષ્ટિએ અહિંસાની માન્યતા વિશાળ સ્વરૂપની છે **अहिंसा परमोधर्मः** આસૂત્રને ઇતર દર્શન કરતાં જૈન દર્શન વધારે મહત્વ આપે છે. જેથી પાંચ જૈનીવ્રતોમાં પણ "सव्वाओ पाणाइ वायाओ वेरमणं" એ પ્રતિજ્ઞાને પ્રથમસ્થાન આપી અહિંસાના નિયમને પ્રધાન્ય આપ્યું છે.

જૈનમહર્ષિઓ હિંસાનું સર્વાંશી લખાણ બાંધતા કહે છે કે द्वेषबुध्या अन्यस्य दुःखोत्पादनं હિંસા ષબુદ્ધિથી બીજાને માનસિક વાચિક કે શારીરિક દુઃખ કરાવવું તેનું નામ હિંસા છે અર્થાત અહિંસાના ડોળ નીચે બીજાને દુઃખોત્પાદક વ્દેષી પ્રવૃત્તિનું નામહિંસા છે અને આ હિંસા પ્રવૃત્તિનો ત્યાગ કરવો તેનું નામ અહિંસા છે.

આ લક્ષણથી હિંસા-અહિંસાનું સ્વરૂપ મર્યા-દિત બને છે. કેમકે કેટલીક માનવી પ્રવૃત્તિઓ એવી હોય છે કે જેમાં જાહેર રીતે હિંસા દેખાય છે પણ જેનું પરિણામ હિતપૂર્ણ હોય છે જેમ કે "ગુરૂ શિષ્ય ને વાત્સલ્યથી શિખામણ આપતા હોય ત્યા-રે તે શિખામણ હિતકારક હોવાછતાં કદાચ સ્વચ્છંદી

શિષ્યને મનમાં ખેદ કરાવે છે" આવા અનેક અટપટા પ્રસંગો ઉપસ્થિત થાય છે. ત્યારે ત્યાં અહિંસા છે કે નહી એ પ્રશ્નના ઉત્તરમાં આશયને મુખ્ય કરી પ્રસ્તુત લક્ષણોથી હિંસા-અહિંસાનો તુરત નિકાલ લાવી શકાય છે. વળી આ લક્ષણથી એ પણ સ્પષ્ટ છે કે બીજાને દુભવવા માત્રમાં હિંસા છે તોપછી મારણ તાડન છેદન વિગેરે ક્રિયાઓ હિંસા પૂર્ણજ છે. આ ઉપરથી વસ્તુ સ્પષ્ટ થવાની જરૂર છે કે બીજાનું ભવિષ્ય ઉજવળબને તે ખાતર તેમની સહન શીલતાના પ્રમાણમાં પ્રેમથી વિચારપૂર્વક તેમના હૃદયને વ્યથિત કરવામાં આવે ત્યાં હિતબુદ્ધિ હોવાથી જરૂર અહિંસાની શુદ્ધિ છે પણ તેજ કારણે તેનો વધ કરવામાં આવે એ તો સર્વથા હિંસામય પ્રવૃતિજ છે. આરી તે ધર્મને નામે અપાતા પ્રાણી બાલદાનનો પણ હિંસામાંજ સમાવેશ થાય છે અને તેથીજ પશુયાગના નિષેધક પાઠો જૈન આગમોમાં અનેક સ્થાને દૃષ્ટિ ગોચર થાય છે. અથાત મહાવીર તીર્થંકર એ યજ્ઞમાં હોમાતા પશુનું રક્ષણ કરનારા" ઓ પૈકીના એક સમર્થ નેતા હતા જેથી તેમણે અહિંસાના સ્પરૂપને એકદમ સુક્ષ્માવલોકનથી તપાસ્યું છે.

જૈનોમાં છે કે પ્રત્યેક જીવો સ્વતંત્ર છે, કોઇ નાનો નથી કોઇ મોટો નથી. કર્મજન્ય સંસર્ગથી નાનાઈ મોટાઈ માની બેઠા છે પણ વસ્તુ જીવની અમુક શક્તિને છીનવી લેવા પ્રયત્ન કરે એ ઉદાર મત-વાદમાં ભયંકર ગુન્હો છે. એક પ્રાણી પોતાનાસ્વાર્થ ખાતર બીજા ક્ષુદ્ર જંતુનો ભોગલે એનું નામ નરી ક્રૂરતા છે તો બીજાને મારવું કાપવું પીડવું ઇત્યાદિ-કાર્યો જીવાત્મ સમાજની મર્યાદામાં નૈસર્ગિક ભ્રાત્-ભાવમાં ક્ષોભ કરાવનારા હોવાથી નીતિવિરૂદ્ધ છે છે દોષ રૂપ છે આ દુષિતપ્રવૃત્તિનું નામ ભ્રાતૃદ્વેષ કે હિંસા છે.

બીજાનો વધકરવામાં દોષ નથી એમ માનનારા માટે આચારાંગસૂત્ર (૨૩૮ થી ૨૪૨) માંકહ્યું છે કે "આ જગતમાં કોઈ કદાગ્રહી કહે કે કોઇ પણ જીવને મારવામાં દબાવામાં પકડવામાં પીલવામાં કે રેંસી નાખવામાં કોઇ પણ જાતનો દોષ નથી. આ રીતે બહાર કાઢેલ વાક્ય તે ખરેખર અનાર્થ વચન છે જેમ તેઓને દુઃખ અભિષ્ટનથી તેમ સર્વ પ્રાણી-ઓને દુઃખ અભીષ્ટનથી તો કોઇને એ ભયંકર દુઃખ એભયંકર દુઃખ થાય એવી પ્રવૃતિ કેમ થાય."

આ રીતે જૈન અહિંસા વિચારવાનને તદ્દન ભિન્ન ભિન્ન દિશાનું તત્ત્વપુરૂં પાડે છે (આ ઉપરાંત આત્મસ્વરૂપમાં અધિક વિકૃતિ કરાવનાર સંયોગ માં બીજાને જોડવો, તે જૈનમંતવ્ય પ્રમાણે ભાવહિંસાં મનાય છે.)

ઉપરોક્ત લક્ષણ પ્રમાણે અહિંસાનું સ્વરૂપ એક હોવા છતાં માનુષી વર્તનની વિવિધતાના કારણે અનેક વિધતા સાંપડશે તેથી જૈન દર્શનમાં અહિંસાના ભેદો દર્શાવ્યા છે ૧-ત્યાગીની અહિંસા, ૨-ગૃહસ્થની અહિંસા.

૧—"પોતેજીવે ત્યાંસુધી હોઇપણ સંયોગોમાં મનથી વચનથી કે કાયાથી પૃથ્વી દેહવાળા જીવોની પાણીના જીવોની અગ્નિના જીવોની વાયુના જીવોની ભાજીપાલા ઘાસ વૃક્ષનાજીવોની હાલતાચાલતા સૂક્ષ્મ જંતુઓ બે ઇંદ્રિયવાળા પુરા વિગેરે જીવોની ત્રણ ઇંદ્રિય વાળા કાનખજુરા વિગેરે જીવોની ચારઇંદ્રિય વાળા વીંછી વિગેરે જીવોની પશુપક્ષિઓની મનુષ્યોની નારકી દેવોની યા તો કોઇ પણ સત્ય સ્વરૂપ વાળા પ્રાણીની હિંસા કરવી નહિં કરાવવી નહિ તેમજ હિંસા કરનારને સમ્મત થવું નહિ", એ ત્યાગીની જૈન સાધુની અહિંસા છે.)

આ અહિંસાના પ્રતિજ્ઞાપાલન માટે ત્યાગી-ઓએ માટી ખોદવી નહિં ઘરચણાવવાં નહિં ખેતર ખેડવું નહીં સચેતન પ્રાણીનો સ્પર્શ કરવો નહિ. સંસ્કારિત પાણી પીવું, ચુલો સળગાવવો નહિં સગડીએ ઠંડી ઉડાડ વાબેસવું નહિં પંખોકે હિંચોળો ખાવો નહિં ખેતી કરવી નહિં ધાન્યશાક લાવવાનહિં પકાવવું નહિં. જીવવ્યાકુલ ભૂમિમાં વસવું નહિં કોઇને હુંકારાથી અપમાનથી કે રોષોત્પાદક શબ્દથી બોલાવવોનહિં કોઇનું ખરાબ ચિંતવું નહિં માર મારવો નહિં. ઇત્યાદિદરેક બાબતોમાં બહુ કાળજી રાખવી પડેછે. તથા વ્યવહાર નિર્દોષ વર્તનમાં પણ દુર્લક્ષ્ય પૂર્વક કાર્ય નથાય તેમાટે સંપૂર્ણ સાવચેતી રાખવી પડેછે.

આવી શુદ્ધ નિષ્ઠાથી અહિંસાનું પાલન કરનાર માટે દશવૈકાલિક સૂત્રમાં નીચે પ્રમાણે ખાસ ચેતવણી આપીછેકે

जयंचरे जयंचिठे, जयमासे जयंसये
जयंभुजंतो भासंतो, पावकम्मं न बंधइ ॥

યતનાપૂર્વક વિવેકથી ચાલવું બેસવું ત્રાંસા થવું સુવું ખાવું કેપીવું એમાં કર્મ બંધાતું નથી. પણ ઉપયોગ રહિત શૂન્યચિત્તે તેજકાર્યો કરવાથી પાપ કર્મ બંધાયછે.

વળી અહિંસાના અનુસંધાનમાં જીવિતપર્યંત મનથી વચનથી શરીરથી ખોટું બોલવું નહિં ચોરી કરવીનહિં સ્ત્રી સંગ કરવાનહિં અને ઘરમાલમિલ્કતનો સર્વથા ત્યાગ કરવો. કોઇ પદાર્થ માટે મમત્વ રાખવું નહિં એ પ્રતિજ્ઞા ઓનો પણ સમાવેશ થાય છે. એટલેકે આ કડક અહિંસાનુ સંપૂર્ણ પાલન ત્યાગીઓ માટેજ શકય છે અને તેથીજ જૈનતત્વ સ્વીકારનાર પુરૂષ આપ્રતિજ્ઞાનું અણિશુદ્ધ પાલન કરે તોજ સાચો જૈનસાધુ બની શકે, જ્યારે એ કક્ષામાં ન રહીશકે તેને માટે છુટછાટવાળી બીજા પ્રકારની અહિંસાનો માર્ગ શ્રેયસ્કર છે.

૨—" પોતે જીવેત્યાં સુધી મનથી વાણીથી કે દેહથી કોઇપણ નિરપરાધિત્રસહ ણતિશીલ હાલવા-ચાલવાની શકિતવાળા) જીવને ઇરાદાપૂર્વક સંકલ્પીને જાણીજોઇને હણવાની બુદ્ધિએ હણવો નહીં " એ પ્રમાણે ઉચ્ચ કોટિના ગૃહસ્થોની અહિંસા છે.

અહિં યાદરાખવું જોઇએ કે ગૃહસ્થો વ્યવહારમાં જોડાએલાછે તેથી તેઓ પૃથ્વીપાણી અગ્નિ વાયુ કે લીલવીનસ્પતી અહિંસા પાળી શકતા નથી ઘર-ખેતરના કાર્યમાં ત્રસજીવોની અહિંસા પાળી શકતા-નથી. યુદ્ધ આદિમાં અપરાધી થએલાની અહિંસા પાળી શકતા નથી અને નિરપરાધી છતાં વ્યવહારના સંરક્ષણમાં આડે આવવા પુરતા ( કેસહાયક સ્વરૂપે ) નિમિત્ત ભૂતથતા જીવોની અહિંસા પાળી શકતા નથી. પણતે દરેક પ્રસંગે પૂર્વાપરવિચાર કરી નાશમાં સપડાએલ જીવોનો પણ બચાવ કેમથાય એવું લક્ષ્ય રાખી પ્રવૃત્તિ કરેછે.

આથી જૈન વ્હેપારી હોય જૈનરાજા હોય જૈન સૈનિક હોય જૈન ખેડુત હોય કે જૈન નોકરહોય તો તેમને પોત પોતાનું કાર્ય કરતાં વસ્તુના સંગ્રહમાં ગુન્હેગારને શિક્ષા કરવામાં યુદ્ધમાં ખેતીમાં ગોધન-પાલનમાં કે માલીકની આજ્ઞા ઉડાવવામાં અનેકવાર હિંસાના પ્રસંગો ઉપસ્થિત થાયછે. પણ તે પોતાના કાર્યની સફળતામાટે જ્યાંસુધી બીજા જીવોનું રક્ષણ થાય ત્યાંસુધી તેમનો વિનાશ કરતા નથી આ વિષયને લગતી અનેક કથાઓ જૈન ગ્રંથોમાં મળેછે.

એક કથા એવી છે કે મગધરાજ શ્રેણિકનો સસરો અને ગણસત્તાક વૈશાલિરાજ્યનો મુખ્ય મહારાજા ચેટક હતો. તે એટલો નિપુણ બાણાવળી હતો કે એકજ બાણથી શત્રુનોનાશ કરી શકતો. પણ તેણે એવી પ્રતિજ્ઞા લીધી હતી કેમારે સાચારાજા તરીકે કોઇ પણ પ્રસંગે કોઇપણ નિર્દોષપર હાથ ઉપાડવો નહિં અને યુદ્ધમાં પણ જે શત્રુ પ્રથમ બાણમારી ગુન્હે ગાર બને તેનીપરજ બાણ છોડવું" તેમણેઆ પ્રતિજ્ઞાનું પાલન જીવતાસુધી કર્યું. તેરાજા જ્યારે યુદ્ધમાં જતાં ત્યારે પ્રથમ કોઇને પોતે બાણ મારતો નહિં પણ સામાનું બાણ આવ્યા પછી શૂર વીરતાથી પોતાના ધનુષ્ય બાણને તપાસી પોતે અપરાધી મનુષ્યને મારેછે. પણ ધનુષ્યપર ચોટેલા નિરપરાધી ક્ષુદ્રજંતુનો વિનાશ પણન થાય એવી સાવચેતીથી ધનુષ્ય બાણને ચારેબાજુ નિર્જીવ કરીને શત્રુપણ બાણ ફેંકતો હતો. અહીં કહેવાની જરૂર નથીકે તેનું બાણ અચૂક સામાનો પ્રાણજ લેતું હતું. એટલે અપરાધીને મારવો એ રાજધર્મ છે પરંતુ કોઇ નિરપરાધી પ્રાણી કિંવા મનુષ્યને મારવો એ તદન હીચકારાપણુંછે એમ તેની માન્યતા હતી.

આવા સૂક્ષ્મ વિચારોથી ઘડા એલી અહિંસાના અનેક ઉદાહરણો મળી આવેછે. જેથી ગૃહસ્થોની અહિંસા કેવી હોવી જોઇએ તેનો આછો ખ્યાલ આવેછે પણ અહિંસાના શુદ્ધસ્વરૂપને નહિં ઓળખનાર મનુષ્ય તેનો વિકૃત અર્થ કરે તો તેમાંકાંઇ નવાઇ જેવુંનથી. તથા તેનું પાલન કરનાર અરી મનુષ્ય. તેનોગેર ઉપયોગ કરે બનવુંપણ શકાય છે. આવીજ અજ્ઞાનતાનો ભોગથઇપડેલ એક પંથ અત્યારે મોજુદ છે.

શ્વેતાંબર સમાજમાંથી લોકમત નીકળ્યા હતો તેમાંથી ઢુંઢક પંથનો જન્મ થયો છે જે પંથ ત્યાગીની કે ગૃહસ્થીની અહિંસાને જોઇએ તેવા પ્રમાણમાં છુટી પાડી શકતો નથી. જ્યારે તેમાંથીજ તેરમનુષ્યે ચલાવેલ એક "તેરાપંથ" નામે સમુદાયનીકળ્યો છે કેજે અહિંસાના સ્વરૂપ જ્ઞાનથી તદન વંચિત રહેલો. છે. તેરાપંથનાઅનુયાયિઓ પોતાને જૈન તરીકે ઓળખાવે છે પણ બીજા પ્રાણીને બચાવવા માટે જે લાગણી ઓ જોઇએ તેથી છેક દુર રહેવાનું પસંદ કરેછે. કચ્છની ' અષ્ટકોટિય નાની પખ " એ પણ આજ કક્ષાનો સમુદાયછે આવા સમુદાયો ઇતર સમાજમાં "જૈનોની અહિંસા ગાંડીછે " એવી છાપ જાહેરમાં પાડેછે. પણ અહિંસાના સિદ્ધાંતો ને સમજ્યા વગર ઉપયોગજ આને માટે જવાબદાર છે.

ટુંકમાં એ કહી શકાય કે ગૃહસ્થને પાળવાની અહિંસા સંપૂર્ણનથી પણ વ્યવહારૂ છે. વિવિધ માર્ગને અનુલક્ષીને છુટછાટ લેનારી છે. પાળવામાં અશકય નહિં પણ શકય ને મર્યાદિતછે. છતાં તે અહિંસાના રહસ્યને સાચવી શકે તેવીછે. જેની

સમજુતી ગૃહસ્થોની અહિંસા પાલનની પ્રતિજ્ઞામાંથી બરાબર મળી શકેછે.

અન્યજીવોને દુખી દેખી તેને દુઃખ મુક્ત કરવા પ્રયત્ન કરવો તથા ઉન્માર્ગે જનારને નીતિના માર્ગમાં સ્થાપવો તેનો પણ જૈની અહિંસામાં સમાવેશ થાય છે. આથી જૈનોએ પશુ-રક્ષણનો પ્રશ્ન હાથમાં લીધો અને લોકોની સહકારથી પાંજરાપોળ પશુશાળા કે ગોરક્ષણ સંસ્થાની સ્થાપના કરી. અત્યારે પણ ગામોગામ આવી સંસ્થાઓ છે. તેમાં આખા ગામનો સહકાર હોય છે. પણ મુખ્ય તો જૈનોનોજ તેમાં હાથ હોય છે. દુષ્કાળ કે જલપ્રલય સમયે સેવા કરવી એનો પણ અહિંસામાં સમાવેશ થાય છે.

આબીજા પ્રકારની અહિંસાના પ્રતિજ્ઞા-પાલન માટે (અ) કોઇ પણ પશુ પક્ષિને ક્રોધથી મારવું નહિં (આ) મજબુતરીતે બાંધવાનહિં (ઇ) કોઇના કાન આદિ અવયવો છેદવાનહિં કે પંઢબનાવવા નહિં (ઈ) હદપારનો બોજો લાદવો નહિં (ઉ) અને ઘાસ પાણી આપવાના સમયનો કે માપનો ફેરફાર કરવો નહિં. આ વિષયો માટે ખાસ ધ્યાન આપવું જોઈએ અને તે ભૂલ થાયછે તો પ્રતિજ્ઞા ભંગનો દોષ લાગેછે.

આ ઉપરાંત અંગારાનું કર્મ વનનાંકાર્યો વાહનનું વેચાણ ઘોડા વિગેરે ભાડે આપવાનો વ્હેપાર જમીન ફોડવાનો ધંધો દાંતનો વ્યાપાર લાખનો વ્હેપાર ચીકાશવાળા રસોનો વ્હેપાર ઝેરી પદાર્થોનો વ્હેપાર કેશનો વ્હેપાર યંત્રથી પીલવાનો ધંધો પ્રાણીઓના શરીર છેદનના કાર્યો વનમાં દાહ આપવો જલાશય સુકાવવાની ક્રીયા અને નિરૂપયોગી પશુ પક્ષિને ક્રીડામાટે કે આનંદ માટે બંધન માં રાખી પાળવાનો પણ અનુકૂળતાપ્રમાણે ત્યાગ કરવાનો છે એ કાર્યો ક્રૂર પ્રકૃતિ સાધ્ય હોવાથી તેનો ત્યાગ એ અહિંસા પાલન માટે આવશ્યક છે.

આ પ્રમાણેની અહિંસા પાળનાર ગૃહસ્થ જૈન ધર્મનો અનુયાયી બની શકે છે. જૈનોનો પરિચય "વ્રતધારી શ્રાવક" તરીકે અપાયછે.

જૈન દષ્ટિએ આ બેપ્રકારની અહિંસા શ્રેષ્ટ મનાય છે. અને તે પણ જેનાથી ન પાળી શકાય તેમણે આનિયમોને લક્ષ્યમાં રાખી બને તેટલી અહિંસા પાળવી એ જીવનની પવિત્રતા અને ઉન્નતતાનું એક લક્ષણ છે.

**અહુરમઝદઃ**—અથવા ઓરમઝદ, મઝદ સંપ્રદાયમાં આ એક સર્વશ્રેષ્ઠ દેવતા છે. જેમ અહ્રિમન દુષ્ટકૃત્યોની દેવતા ગણાય છે, તેમ આ સત્કૃત્યોની દેવતા ગણાય છે. અવેસ્તી ફારસી ઔરમઝદ શબ્દમાંથી પહલવી ઔહુર્મઝદ શબ્દ આવ્યો, ને તે પરથી આજે તો ફારસી ઓર્મઝદ એ શબ્દ નીકળ્યો. પ્રાચીન અવેસ્તામાં આવો સંયુક્ત શબ્દ ક્યાંય નથી આવતો, પણ મઝદા અહુરા, અથવા અહુરા મઝદાએ કે અહુરાઈ મઝદાઈ એવા શબ્દો મળી આવે છે. અહુર એ વિશેષણ કેવળ મઝદનેજ લગાડવામાં આવે છે, એમ નથી પણ મિથ્ર (યશ્ત ૧૦,૨૫,૬૯) અને અપાંનપાત્ (યસ્ન ૨, ૫, ૧ ૫, ૬૫, ૧૨) એમને પણ લગાડવામાં આવેલું છે. છતાં અહુર એ પદવી વિશેષતઃ માત્ર અહુર એવા શબ્દ મળે, ત્યાં તેનો અર્થ અહુરમઝદ એવોજ કરવામાં આવે છે. અહુરમઝદ એટલે સંસ્કૃતમાં અસુર મહત થાય એવું શ્રી. વૈ. કા. રાજવાડે માને છે. તે અસુર-મેધસ્ એવો પણ એક શબ્દ સૂચવામાં આવ્યો છે. અસુરમેધસ્‌ની અર્થ સર્વસાક્ષી અસુર એનો થાય છે. વેદમાં આ ગુણ વરુણનો છે, એમ બતાવાયું છે. (ઋ. ૧. ૨૪,૧૪; અસુર પ્રચેતઃ) (અસુર જુઓ) સસૅનિયન સમયમાં પરિપૂર્ણાવસ્થામાં પહોંચેલા મઝદ સંપ્રદાયનો ઓર્મઝદ એજ ખરો દેવ છે, અને પહલવી ગ્રંથોમાં તેને પૂર્ણોત્કૃષ્ટ, ભૂત વર્તમાન અને ભવિષ્યની શુદ્ધ અને અસ્પષ્ટ પ્રકૃતિ અને પ્રકૃતિની પ્રકૃતિ કહેલી છે. એ સર્વશક્તિમાન, સર્વસાક્ષી, પૂર્ણ, સત્તમ, સર્વ હિતદર્શી ને સર્વ હિતકારી, પરોપકારી, તેમજ દયાળુ છે. પ્રકાશ ને બુદ્ધિની એ દેવતા મનાયછે, તેથી અહેરિમન સાથેના ઝઘડામાં કોણ જીતશે, તે એજ કહી શકે છે. અહરિમનમાં જે નથી, તે આનામાં છે. તેથી સ્વાભાવિક રીતે એ બન્નેના સ્થાનો પણ ભિન્ન છે. અહુરમઝદ નિત્ય પ્રકાશમાં અને અહરિમન નિત્ય અંધકારમાં વસે છે.

અહરિમન અને અહુરમઝદનું આ જોડકું ગાથાના સમયનું છે. વિશ્વની શરૂઆતમાં સત્ અને અસત્ એવી બે પ્રકૃતિઓ ઉત્પન્ન થઈ. તેમણે સજીવ અને નિર્જીવ એવી બે સૃષ્ટિઓ ઉત્પન્ન કરી. મનુષ્યોએ એમાંથી કઇનો સ્વીકાર કરવો, તે વિષે તે પોતે બરાબર જાણી શકે છે. છતાં ડાહ્યા માણસોને પણ એ ઠીક ઠીક સમજાય છે. ને તેઓજ છેવટે સત્પ્રકૃતિનો જશ મેળવે છે. (યસ્ન ૩૩. ૩ થી આગળ) ઝરથુષ્ટ્ર સંપ્રદાયના આ દ્વૈતમત વિષેનું વિવેચન આગળ ઝેંદાવેસ્તા એ લેખમાં કરવામાં આવશે.

ન્યાય અને સત્ય (અશ) નો ધર્મ એટલે ઝરથુષ્ટ્રનો ધર્મ અનુસરવાને સદ્વાચા, સદ્ વિચાર અને સત્કર્મો કરીને દુરાત્મા દુર્જનો ત્યાગ કરી સુખ (અદના રાજ્ય (ક્ષથ્ર) ને પામવાનું શિક્ષણ અહુરમઝદજ આપતો હોય છે. મઝદના ગુણને સામર્થ્ય પ્રશસ્તિ પૂર્ણ શબ્દોમાં લખેલું ગાથાઓમાં મળી આવે છે. (યસ્ન ૪૪. ૩–૫.)

આ પ્રમાણે અહુરમઝદ એ સર્વસાક્ષી, સર્વજ્ઞાતા અને સર્વસામર્થ્યવાળો અસુર છે. ગાથાઓમાં વિશેષતઃ નૈતિક રક્ષણ કરનારા તરીકે એની ગણના છે. જોકે મુખ્યત્વે કરીને પ્રકાશના દેવ તરીકે તેને વિષે માન્યતા છે, તે છતાં કોઈ પણ ભૌતિક બંધથી એ પૂર્ણ રીતે અલિપ્ત છે.

ઍકિમેનિયન શિલાલેખમાં ઈરાન સત્તાધીશોનોજ દેવ જે ઔરમઝદ છે. તેઘણા મોટા દરજ્જાનો હોવા ઉપરથી અત્યંત મહત્વનો છે, ડરાયસ એ પોતાને ઔરમઝદનો અનુયાયી મનાવે છે. અને પોતાના કથનની સત્યતા માટે ઔરમઝદના સોગંદ લે છે. કસકિર્સસને ઔરર્મઝદેજ રાજા બનાવ્યો (કસકિર્સસ પાર્શિ ૩) અંકિત લેખ પરથી ઔરમઝદની સાથે બેસે એવો દેવ મિથ્ર અને અનાહિત એ બે છે. હિરોડોટસ ઔરમઝદનો ઉલ્લેખ નથી કરતો. છતાં પશુની નિસર્ગપૂજા પદ્ધતિનું વર્ણન કરે છે. તે વાંચીને ઈરાની લોકોએ પ્રાચીન આર્યભાવના કેવી શુદ્ધ સ્વરૂપમાં રક્ષણ કરી રાખી હતી તે જણાય છે.

ઇંડો યુરોપિયન દેવતા ગણોમાંના દેવ નીતિની વિશેષ પરવા કરતા હોય એમ જણાતું નથી, એ કથન ભલે અત્યુક્તિપૂર્ણ હશે, તો પણ (ઓલ્ડનબર્ગ ડાય રિલીજન ડેસ વેદ, પા. ૨૮૪) પંચ મહાભૂતાત્મક આકાશ દેવ અને અહુરમઝદ એ બંને વચ્ચે ઘણો મોટો વિરોધ છે, એ નક્કી છે. દ્યૌસ્‌ની આસપાસ ચંદ્ર, તારા, વાયુ, અગ્નિ, પૃથ્વિ ઈત્યાદિ નિસર્ગ શક્તિદર્શક દેવ એકઠા થાય છે. ત્યારે ઝરથુષ્ટ્ર સંપ્રદાયમાંના અહુરમઝદની બાજુએ નીચેની નૈતિક ગુણવિશિષ્ટ સગુણ પ્રકૃતિનું આધિપત્ય અર્પણ કરેલું છે. અશ (ન્યાય, સત્યતા) વોહુમનહ (સદ્ ધાર્મિક મન) ક્ષથ્ર (સદ્‌રાજ્ય) આર્મઇતિ (ધર્મનિષ્ઠા, ડાહપણ); હૌર્વતાત (ઉન્નતિ) અમેરેતાત (અમરત્વ); સ્રઑષ (આજ્ઞાધારકતા) ઈત્યાદિ વૈદિક ધર્મના દેવતાઓમાં આદિત્ય સંઘ એ ગુણધર્મની દૃષ્ટિથી અહુરમઝદની સાથે આવે એવો છે. મઝદ, મિથ્ર, અનાહિત, આ ત્રિમૂર્તિ જેવી વરુણ, મિત્ર અને અર્યમા એવી ત્રિમૂર્તિ વેદમાં છે. આ બન્ને ત્રિમૂર્તિમાંથી મઝદ=અરુણ અને મિથ્ર અને મિત્ર એમનું સાદૃશ્ય નિઃશંકિત છે. જેવી રીતે મઝદની ઈચ્છાથી ડરાયસ રાજા થયો, તેવીજ રીતે વરુણની ઇચ્છાથી અથવા આજ્ઞાથી જગત્ ચાલે છે. ઋત એ તેની ઈચ્છા, અને તેનેજ પ્રાચીન ઈરાની ભાષામાં અશ અથવા અર્ત કહે છે. ઋતની વિરુદ્ધ જો કોઈ જાય, તો વરુણના પાશ તેને ગળે વિંટાય છે. (૧.૨૪ ૧૦–૧૫) અહુર્મઝદની આસપાસ પણ જેવો નૈતિક ભાવનાની વિશેષતાવાળો દેવતાસંઘ ભેગો થાય છે. તેવો આદિત્ય સંઘમાં પ્રચેતસ્ વરુણ એ પહેલો શોભે છે.

ઋતનું અશ અથવા અર્તની સાથે જેવું સામ્ય છે, તેવુંજ અરમતિ (ધર્મનિષ્ઠા પ્રાર્થના) નું આર્યઇતિની સાથે અને વરુણનાં રાજ્ય ક્ષત્રનું મઝદના ક્ષત્ર વૈર્યએ સામ્રાજ્યની સાથે સામ્ય છે. આ ઉપરાંત સૌર્વતાતી (નિષ્કપટતા) એટલેજ હૌર્વતાત ઈ. આ પ્રમાણે મઝદ મિથ્ર અને અમેશસ્પેંટ એ વરુણ.મિત્ર અને આદિત્યની સામે નૈતિકરૂપે જોતાં એક રૂપ જણાશે.

આ ભારતીય અને પર્શુ દેવતાઓની એકરૂપતા અસુરી બાબિલોની દેવતાઓમાં પણ મળી આવે છે. સેમિટો–હિટાઈટ સંપ્રદાયમાં મિથ્ર (વૃ) અરુણ, ઇંદ્ર, નાસત્ય એ આર્યોના દેવ અંતર્ભૂત થએલા હતા, એમિટની લેખ ઉપરથી સિદ્ધ થયું છે. વિન્સૅટ શ્ચીલે અસુરિયન દેવતાઓની જે યાદી પ્રગટ કરી છે, (રૅસ્યુઈલ ડી ટ્રૅવાકસ ૧૪, ૧૮૯૩) તેમાં અસ્સુમઝાશ (અસુર મઝદ–અહુરમઝદનું ઇતિહાસ પૂર્વ સ્વરૂપ નામ) એ નામનો એક દેવ આવેલો છે. આ દેવપછી અમેશસ્પેંતા–આદિત્યના જેવી સાત અનુયાયી દેવતાઓ આપેલી છે. આ સામ્ય નવાઈ ઉપજાવે, એવું તો છેજ, પણ તે ઉપરાંત અસુરિયન સંપ્રદાયમાં ભારતીય અથવા પર્શુ જેમ ત્રિમૂર્તિની કલ્પના આવી છે. એટલે ઘણા પ્રાચીન સમયમાં આર્યોનો અને અસુરી અથવા હિટાઈટ લોકોનો નિકટ સંબંધ હોવો જોઇએ, એ વાત સ્પષ્ટ છે. તે કયારે ને કેવી રીતે હતો તે કહેવાનું સ્થાન આ નથી.

[સંદર્ભ ગ્રંથ—અવસ્તા–ગાથા. ઋગ્વેદ સંહિતા. ડાર્મસ્ટેટર–ઝેંદ–અવેસ્તા. ઓર્મઝદ એટ અહરિમન્. ઢાલા ઝોરો–આસ્ટ્રીયન થિઑલૉજી. હાગ–અસઝ ઑન ધી...પારસીઝ. જેકસન–ડાય ઈરાન–રીલીજન; ઓલ્ડનબર્ગ–ડાય ઈરાન રીલીજન. (ડાય કુલટુર ડર ગેજેનવર્ટ ઈ. ૧૯૦૬; ડાય રીલીજન ડેસ

વેદ ૧૮૯૪.) સંજાણા-ઝરથુષ્ટ્ર ઍંડ ઝરથુષ્ટ્રિ એનિઝમ ઈન ધી અવસ્તા. મોલ્ટન-અર્લી ઝોરોઆષ્ટ્રિએનિઝમ. મિલ-ઝરથુષ્ટ્ર. ફિલો. ધી ઍકીમેનિડ્સ ઍંડ ઈસ્ત્રાએલ. એ.રી.એ. જસ્ટ્રો-ધી રીલીજન ઑફ બેબિલોનિયા ઍંડ ઍસિરિયા. મૅક્સમુલ્લર-ઓરિયંટેલીશ્ચે લિટરેટુર સીટુંગ ૨૫.]

**અહેરિયા** :—( સંસ્કૃત=અખેટિક=શિકારી ) ઉત્તર હિંદુસ્તાનમાં મળી આવનારી શિકારી, પારધી અને લુંટારાઓની એક જાત. તેમની સંખ્યા લગભગ ૩૫,૪૭૭ છે. તેમાંના ઘણાખરા પંજાબ અને સંયુક્તપ્રાંતમાં રહે છે. તેઓ દ્રાવિડ વંશના છે એવું જણાય છે. તેઓ વન્ય ધર્મી છે. અને તેમનામાં અભિજાત હિંદુ વર્ગોથી જુદી દેવતાઓ છે. કેટલાક અહેરિયા લોકો અભિજાત વિચારના અને દેવીના ઉપાસક છે. પણ ખરૂં જોતાં તેમની પોતાની દેવતા મેખાસુર ( સં. મેષ+અસુર=મેષાસુર ) છે, ને તેની ઉત્પત્તિ વિષે તેઓ કશું જાણતા નથી. કદાચ તે પ્રાચીન પ્રાણિ પૂજા સંપ્રદાય દર્શાવતી હશે. ગૂગા અથવા જાહેર પીર એ પ્રસિદ્ધ સાધુની મુસલમાન પુરોહિતને હાથે પૂજા કરવામાં આવે છે. (ક્રૂક, પૉપ્યુલર રીલીજન, ૨૧૧ થી આગળ) એમનો બીજો મુસલમાન સાધુ મુરાદાબાદ જીલ્લાનો અમરોહાનો મિયાન અથવા મીરાન સાહેબ છે. ( શેઆ ટ્રાયર ટબીસ્તાન ૩. ૨૩૫ ) જખિયા એ દેવતાને પણ આ લોકો પૂજે છે. જખિયા એ દેવતાપદને પામેલો એક ભંગી હતો. તેને ડુક્કરનું બળિદાન આપવામાં આવે છે, ને તે પ્રસંગેનો મંત્રો પુરોહિત થોડુંક લોહિ બાળકોને કપાળે લગાડે છે. તેથી ભૂતની પીડા ન થાય એમ મનાય છે. બરાઈ અને ચામર એનાથી ગ્રામ દેવતાને પણ પૂજવામાં આવે છે. ચામરને ઘઉંનો રોટલો અર્પણ કરવામાં આવે છે. ખાસ પ્રસંગોએ પાડો અર્પણ કરે છે. અને તેનું માંસ દેવની સામે ખાવામાં આવે છે. આ લોકો પ્રસિદ્ધ વાલ્મિકને આ ધણુરુસ્થાને માને છે, એ વાત વિચિત્ર છે. દેવતાને બલિદાન ખાસ કુલવાન માણસજ આપી શકે છે. આ કામમાટે નિત્યનો પુરોહિત નથી ચાલતો. કેટલાક વિધિમાં બલિદાનને મારવામાં નથી આવતું, તો તેને કાનમાંથી લોહી કાઢીને છૂટો મૂકે છે. મરેલાના ભૂતથી આ લોકો ખૂબ બીએ છે. તેથી પ્રેતના શરીરને અગ્નિદાહ કરી એ લોકો ચિતા તરફ પત્થર ફેંકે છે. એટલા માટે કે ભૂત પાછળ ન આવે.

પંજાબમાં :—તેમની સંખ્યા (૧૯૧૧ માં) ૧૯૫૦૫ હતી. એમની હિસાર ગુડગાંવ, કરનળ અને અંબાલા એ જીલ્લામાં અને પાતયાલા અને જીંદ એ સંસ્થાનોમાં વસ્તી મળી આવે છે, પતિયાળા સંસ્થાનમાં કેટલાક અહેરી લોકો શિખ અને મહંમદી પંથને માનનારા છે. બાકીના બધા હિંદુ છે. તે ઘાસનો વેપારને મજુરી કરે છે. મોસમમાં પાકની કાપણી માટે ટોળાંમાં ફરે છે. દેખાવમાં ને શરીરે તે બાલરીયા જેવા હોય છે ને ગામ બહાર રહે છે,

( સંદર્ભ ગ્રંથ: ક્રૂક-ટ્રાઈબ્સ ઍંડ કાસ્ટસ ઓફ ધી નોર્થ વેસ્ટર્ન પ્રોવીન્સીસ ઍંડ આઉધ. પોપ્યુલર રીલીજન ઍંડ ફોક. લોઅર ઓફ નોર્થનઈંડિયા. એ. રી. એ. સેન્સસ રીપોર્ટ-પંજાબ રોર્ગ-એ ગ્લોસરી ઓફ ધી ટ્રાઈબ્સ એન્ડ કાસ્ટસ ઓફ ધી પંજાબ ઍંડ નોર્થ વેસ્ટર્ન ફ્રંટીયર પ્રૉવિન્સ.)

**અહોબિલમ્** :—(મદ્રાસ) કરનુલ જીલ્લો શિરવેળ તાલુકામાં એક ગામડું અને મંદિર. તે ઉ. અ. ૧૫૦૮ અને પૂ. રે. ૭૮૦૪૫ પર આવ્યું છે. આ સધર્ન મરાઠા રેલ્વેના નંધાલ સ્ટેશનથી ૩૦ માઇલ અંદર છે. ઈ. સ. ૧૯૦૧ માં લોકસંખ્યા ૧૫૨ હતી. એ મંદિર વૈષ્ણવ લોકોનું ખૂબ મોટું ક્ષેત્ર મનાય છે. આ ઠેકાણે જાત્રાના ત્રણ સ્થાન છે. એક ડુંગરની તળેટીમાં, બીજે ઉપરની બાજુએ ચાર માઇલ પર વચ્ચે અને ત્રીજું ડુંગરને મથાળે છે. એમાંનું પહેલું ખૂબ મહત્વનું છે. કારણ તેની ભીંત ને મંડપ ઉપર રામાયણ નાં ઘણાં દશ્યો કોતરેલાં છે. અહિં હોળી પૂનેમે યાત્રા ભરાય છે. હાલમાં આ મંદિર આજે ચિંગલપટ જીલ્લામાંના તિરૂવેલુરમાં આવેલો એનો મઠ એ ઘણી આવકવાળાં હોવા છતાં અવ્યવસ્થિત સ્થિતિમાં છે. (ઇ. ગે. ૫)

**અંબાતે**:—(મુંબઇ) કોલ્હાપુર સંસ્થાન. અંબાતે તાલુકામાં કોલ્હાપુરથી વાયવ્યે ૧૨ માઇલપર આવેલું એક ગામ તે ઉ. અ. ૧૬૦૪૫ અને પૂ. રે. ૭૪૦૧૮. પર આવ્યું છે. લોક સંખ્યા ૧૯૧૧ માં ૪૯૬૫ હતી. અહિં રમજાન દરગાહ હોવા ઉપરાંત ૬૧૩ રૂ. ની મહેસુલ વાળી જમીન છે. ગામની પશ્ચિમે શીદોબા, ધૂળોબા, અલમપ્રભુ, રામલિંગ, અને એક લિંગાયત સાધુનાં મંદિરો છે. આ બધાં મંદિરો માટે વરસે મેળા ભરાય છે. ઔરંગઝેબ અથવા અલમગીર બાદશાહ અહીં આવેલો, ત્યારે તેણે પોતાની પાઘડીઓ અહીંનાં લોકોને આપી. તે માટે અલમપ્રભુનું મંદિર બંધાયું હોવાનું કહેવાય છે. ઔરંગઝેબે મંદિરને એક માંચડો ભેટ આપ્યો. તે પરથી મંદિરનું નામ અલમપ્રભુ પડ્યું હોય એમ મનાય છે.

આ પ્રભુ એક લિંગાયત સાધુ છે, તે તેની સ્મૃતિ માટે અડલિંગ નામના તેના શિષ્યે આ મંદિર બંધાવ્યું, એવી પણ કથા છે. રામલિંગ એ બૌદ્ધ અથવા જૈનોનું પ્રાચીન દેવળ હોય એમ લાગે છે. હાલમાં પૂજા વગેરે બ્રાહ્મણ પદ્ધતિથી થાય છે. પહેલાં એ ઠેકાણે અળતીનો રંગ તૈયાર થતો તેથી તેનું નામ આવું પડયું હોય એમ લાગે છે. આ ગામ ૮૦૦ વર્ષ જેટલું જુનું છે. ૧૪ મા સૈકાની આખરે થએલી ધામધુમમાં આ ગામ બે વાર બાળવામાં આવ્યું હતું. (ઇ. ગૅ. ૫ ૧૯૦૮; મું. ગૅ. ૨૪)

**અળનાવરઃ**—(મું. ઇ.) ધારવાડ જીલ્લો. ધારવાડની પશ્ચિમે ૨૦ માઇલપર આવેલું ગામ. આ ગામ ઉપરથી બેળગામ હલ્યાળ રસ્તો ને ધારવાડ ગોવા રસ્તો એવા બે રસ્તા થયા છે. મદ્રાસ સધર્ન મરાઠા રેલ્વેના પૂના બેંગલોર શાખા ઉપર લોંધા અને ધારવાડ એ બે વચ્ચે આ સ્ટેશન છે. (ધારવાડ ગૅઝેટ.)

**અળંબોઃ**—આ એક છત્રીના આકારમાં ઉગતી વનસ્પતિ છે. તે ઉકરડામાં સડેલા પદાર્થોમાં, સુકાએલાં છાણામાં ને ક્વચિત સારી જગામાં પણ થાય છે. એનાં નામ લેટ્ઃ ફંગી; ઇ.-મશરૂમ; સં:ભૂછત્ર ગૂજ-ફુગીયું, હિ:છતો છતા; સાવંકી છત્રી. બં કોડક છતા. વગેરે છતા, કાનડી.અળવી નાઇ છતરીગે એવાં છે. અળંબે બે જાતનું હોય છે. ઝેરી ને મીઠા ઝેરી અળંબેના સેવનથી કેફ ચઢે પેટ ફુલે, ને ઉલટી થઇ મન ભ્રમિષ્ટ થાય છે. અળંબેની આઠ જાતો છે. ચુડયે, ચિતળે, ગવતે, કુબળે, કુરટી, તેલંગી, ભૂઇફોડ અને મોગ્રળે, ચૂડયે હાથભર ઉંચુ હોય છે, ને તેની છત્રી નાની હોય છે. ગવતે ખૂબ ઝીણું હોય છે. કુરટી છેક નાનું હોય છે. તેલંગી સૌથી ઉત્તમ મનાય છે. એની છત્રી વેંત અથવા સવાવેંત વ્યાશ જેટલી હોય છે. ભૂઇ ફોડ એ ગોળ હોય છે. ને ફુગેલું હોય છે. તેની છત્રી બની શકે નહિં. મોગ્રાળીના મોગરા જેવું અણીદાર છેડા હોય છે.

અળંબેનું બી સૂક્ષ્મ હોય છે. તેનો કશાથી પણ નાશ થતો નથી. શિજવવામાં આવે તો તે શીજે પણ નહિં. કહોવાય પણ નહિં. જાનવરના પેટમાં જાય તો આખુંને આખું બહાર આવે છે. આથી છાણુ ને ઉકરડા ઉપર આ ઝાડ ખૂબ થાય છે.

અળંબેના છેડા દવા માટે સુકવવામાં આવે છે. શીતળા ને હોરી પેટમાં ન ઉતરે તેથી આના છેડા ઉના પાણીમાં વાટીને પાવામાં આવે છે. મૂળવ્યાધ ઉપર પણ એનો ઉપયોગ થાય છે.

અળંબેની ભાજી શૂદ્રો ખાય છે. (પદે મોડક પદાર્થ વર્ણન)

**અળશીઃ**—(જવ જુઓ)

**અળસુંદીઃ**—ચોળાની જાતનો એક વેલ. લૅટીનમાં જેને વિગ્ના કરજંગ કહે છે. તેમાંનો એ છે એ એક મોટો લાંબી શીંગોની ને મોટા દાણાવાળી ચોળીની જાત હોય છે. વેલને બીજા ઝાડનો આધાર જોઇએ. ચોળીની જેમ જમીન પર આ વેલ પ્રસરતી નથી. આધાર ન અપાય તો એટલો ઉંચો થતો નથી. અળસુંદીનો પાક બગીચામાં ને ભીનાશવાળી ખેતરમાં પાણી વિના પણ થઈ શકે છે. ચોમાસામાં બી પેરે છે. ને શિયાળામાંજ ઉનાળામાં શીંગ તૈયાર થાય છે. કુમળી શીંગોનું શાકને મોટી શીંગોના દાણાનું શાક સરસ થાય છે. અળસુંદેનું બી ચોળીના બમણું લાંબુ ને તફખીરી રંગનું હોય છે. કોકણમાં ને બેલગામ તરફ અળસુંદે થાયછે. રત્નાગિરી જીલ્લામાં તેને વાલીની શીંગો કહે છે.

**અળુઃ**—(તેરે) એને અંગ્રેજીમાં તેરો એકોસ, સ્કેચ કોકો, ટેનીઆ ઇજિપ્શીઅન બેહમ, એ નામ છે. અરબી કાચો, કાચ્ચી, પંજાબ, હાબ, મુંબઇ અળુ, તેરે, તેલગુ શામાપંથ', ઇત્યાદિ જુદાં જુદાં નામ છે.

**ઉત્પત્તિ સ્થાનઃ**—હિંદુસ્થાનના ઉષ્ણ પ્રદેશમાં ને સીલોનમાં એ થાય છે. એનાં પાન કમળના જેવા મોટા હોય છે, ને ડીટાં મોટાં હોય છે. એનો કર ખાવાના કામમાં આવે છે. એની ખેતી બંગાળા આસામ, મદ્રાસ, રજપુતાના, દક્ષિણ હિમાલય નજીકનો પ્રદેશ વિગેરે બધા હિંદમાં છે.

એ ઝાડની જંગલી ને સુધરેલી એવી બે જાતો છે. જંગલી અળુના કંદ ખવાતા નથી. માત્ર પાન ખવાય છે. જંગલી છોડની ત્રણ જાતો હોય છે. પહેલાં જાતનાં નીલવર્ણ; બીજાનાં ભૂરાં ને ત્રીજાના લીલાં હોય છે. આ જંગલી જાતના છોડ ઉંણ પ્રદેશમાં ભેજવાળી જગ્યાએ થાય છે.

ખેતી કરેલી જાતોમાં ગુરી કાચુ અને અસુકાચુ એ બે જાતો છે. ને એકના પાન ને દીટાં લીલા, ને બીજાનાં જાંબુડા રંગનાં હોય છે. એ બન્નેના કદ સરખાં હોય છે. ગુરી કાચુના કંદ ડીસેમ્બરમાં ને અશુકાચુના કંદ ફેબ્રુઆરીમાં તૈયાર થાય છે.

પાક:—એ ઝાડ વાલુકા યુક્તપાણીમાં સારી સારૂ થાય છે. બીજી જગ્યામાં સારાં ન થાય. ગોરાડુ ફેરતાળાંવી જેમ એમની પેરણી થાય છે. પેરણી વખતે ડીટાં સાથે કંદની આંખોને જમીનમાં પૂરવામાં આવે છે. કાપીને મૂકેલા કંદની આંખો જમીનમાં પૂરતાં પહેલાં જો બહાર રહે તો બગડી જતી નથી તેમજ મોટાં થએલાં કંદ પાકા થયા પછી જમીનમાં રહે, તો બગડતાં નથી.

મુંબઇ પ્રાંતમાં એમની પેરણી વધારે નથી. પાણીની વપરાશ વાળી જગ્યામાં એમને રોપે છે ગુજરાતમાં કુવા પાસે એનાં કયારા હોય છે ૧૨ ફીટ લંબાને ૬ ફીટ પહોળા એવા કયારામા લગભગ ૪૦ છોડ મુકે છે. કયારામાં ખૂબ ખાતરને પાણી પુરૂં પાડવામાં આવે છે ને તેમાંનું ઘાસ પણ વખતો વખત કાઢી લેવામાં આવે છે. કંદ લગભગ ૧૨-૧૨ ઇંચને અંતરે મૂકવામાં આવે છે. લગભગ દશ મહિને એ કંદ તૈયાર થાય છે. કાનપુરમાં એક એકરમાં લાગભગ ૫૦ મણુ (પટકા) ને કોઇમતુરમાં દર૫૦ પૌંડ કંદ તૈયાર થાય છે.

ઉપયોગ:—એમના કાંદામાં ઘણું પિષ્ટસત્વ (સ્ટાર્ચ) હોય છે. કાંદા એ મહત્વની ચીજ છે.ત્રાવણ- કોરમાં તેની ખાવાની જુદી જુદી વાનીઓ બનાવે છે. ન્યુઝિનીમાં આ કાંદાનો લોટ બનાવી તેમાં બિસ્કિટ બનાવે છે એકંદર રૂ.૧ ના ૧૫ મણુ મળે છે

કાંદાના ડીંટાને પાનાંને શાક દાળને રાથાળ વિગેરે બનીશકે છે પાતકાં પાન ને ડીંટાં ઢારેને ખવાડે છે. તેથી ઢારે જાડાં થાય છે.

રાસાયનિક ગુણધર્મ:—આ ઝાડમાં એક તીખો અને કડવો પદાર્થ હોય છે. ઝાડનો રસ ખાટોપેય છે, અને તેનો ઉપયોગ રકતસ્તંભક તરીકે કરે છે. ૧૮૮૪ માં પેડલટ વૉર્ડને આ ઝાડપર પ્રયોગ કરીને આ ઝેરી ને તીખા પદાર્થની શોધ કરી. તે એ ઝેરી પદાર્થ આકસંલેટ ઑફ઼ લાઇમના સ્ફટી- કથી ઝાડમાં આવે છે, એવું તેણે નકકી કર્યું. આ ઝેરી પદાર્થનું ઝેર ખાટા પદાર્થના વહ્વસિર્થ બાધક થતું નથી અને તેથીજ આ છોડના શાક બનાવતાં આમલી નાખવામાં આવે છે. નહિં તો જીભે વવળે છે.

**અળે**:—(પુના જીલ્લો) જુન્નરની પૂર્વે ૧૬ માઇલિપર આ એક ગામડું છે એ પહેલાં હોળકર પાસે હતું. પણ તેમણે બ્રિટિશોને આપી દીધું, દર શુક્રવારે અહિં બજાર ભરાય છે. અળેના કોઝીવાડા માં ચૈત્ર શુ ૧૧ મ્હશોબાનો મેળો ભરાય છે. લગભગ ૧૦૧૦-૧૫૦૦ માણુસો ત્યાં આવે છે. જે પાડા પાસેથી જ્ઞાનેશ્વર મહારાજ વેદપઠન કરાવેલું, તે પાડો અહીં પૂરવામાં આવેલો એમ મનાય છે. અહિં તેની સમાધિ છે, ને તેની ઉપર બંધાએલું મંદિર પણ છે. સભા મંડપનું કામ અડધુંજ છે.

ઈ. સ. ૧૮૨૭ માં કૅપ્ટન કલંન્સે એવું વર્ણન કહ્રુરિ છે, કે આ ગામ તે વખતે હોળકરની પાસે હતું ૩૦૦ ઘર, ૪ દુકાનો, કુવા ને એક હનુમાનનું મંદિર હતું. (મું. ગૅ. પુ, ૧૮, ભા. ૩.)

**અળેગામ**:—વ-હ્રાડ જીલ્લો અકોલા. તાલુકા બાળાપુર. બાળાપુરથી ૧૭ માઇલિપર નિર્ગુણા નદીને કાંઠે આ એક ગામડું છે. ૧૯૦૧ માં ત્યાંની વસ્તી ૨૮૪૮ હતી, આ ઠેકાણે ઈમારતી લાકડાનો વેપાર ખૂબ ચાલે છે. અઠવાડીયાનું બજાર પણ રવિ- વારે ભરાય છે. અહિં નદી કાંઠે વાલકેશ્વર મહારાજ- નું અને ગાવકુસમાં ઉત્તરેશ્વરનું એવાં બે મંદિરો છે. માનભાવ પંથના લોકો અહિં ઘણે દૂરથી યાત્રા માટે આવે છે. દર ચૈત્રી પૂનમે ને કારતકી પૂનમે અહિં મેળો ભરાય છે. (અકોલા ગૅઝેટ ૧૯૧૦)

**અક્ષય્ય તૃતીયા**:—(અખાત્રીજ) વૈશાખ માસની શુદી ત્રીજને અખાત્રીજ એવું નામ આપ્યું. કારણ કે મદન રત્ન નામના સંસ્કૃત ગ્રંથમાં શ્રી- કૃષ્ણને મુખે ધર્મરાજાને એવું કહેવડાવ્યું છે કે

अस्यां तिथौ क्षयमुपैति हुतं न दत्तं
तेनाक्षयेति कथिता मुनिभिस्तृतीया ॥
उद्दिश्य दैवत पितृन्क्रियते मनुष्यै-
स्तच्चाक्षयं भवति भारत सर्वमेव ॥

અર્થાત:—હે યુધિષ્ઠિર. આ વૈશાખ શુદી ત્રીજે કહેલું હવન કે દાન લાંબા વખત લગી ટકે એવું છે. ને તેથીજ આ તિથને અક્ષય્યતૃતીયા કહેવામાં આવે છે, દેવતાને પિતર એમને ઉદ્દેશીને આ તૃતીઆએ કરેલાં બધાં કામ ચિરંતન થાય છે.

આ વૈશાખત્રીજને મહત્વ મળ્યું તેનું કારણ આકૃત યુગનો (કેટલાકના મત પ્રમાણે) ત્રેતાયુગનો આરંભ મનાય છે. અને આ દષ્ટિથી કાલવિભતાનો ગમે તે પ્રારંભદિન હંમેશાં ભારતીય દષ્ટિથી અત્યન્ત પવિત્ર અને મંગળ કારી મનાયો છે. મદન- રત્ન ગ્રંથમાં શ્રી કૃષ્ણે યુદિષ્ઠિરને આ દિવસનું મહત્વ વિસ્તારથી કહ્યું છે. આ અખાત્રીજને દિવસે પવિત્ર ગંગાદિ નદીના પાણીમાં સ્નાન કરીને શ્રી વિષ્ણુ વગેરે દેવોની પૂજા કરવી. તેમજ જપ હોય

સ્વાધ્યાય, પિતૃતર્પણ દાન વગેરે બાબતો મનુષ્યમાટે મંગળ કારી છે. આ દિવસે યુગાદી શ્રાદ્ધ અપિંડ કરવું અને શ્રાદ્ધ ન કરવામાં આવે તો તલતર્પણ તો કરવુંજ જોઇએ. દેવતાપિતૃઓને ઉદ્દેશીને ઉદકકુંભ દાન કરવું. આને માટે એક કથા નીચે પ્રમાણે કહેવામાં આવે છે.

પહેલાં એક ગરીબ વેપારી થઇ ગયો. તે મધુર ભાષી, સત્યવચની દેવ બ્રાહ્મણને પૂજનારો તેમજ સંતપુરુષોની કથા સાંભળનારો હતો. ગરીબાઈથી કુટુંબ પોષણ કરવામાં તે અશકત બની ગયો. તેણે એકવાર એવું સાંભળ્યું કે રોહિણી નક્ષત્ર યુકત ત્રીજને દિવસે જો બુધ સંયોગ થાય, તો ગમે તે પુણ્યકાર્ય માટે તે ઉત્તમ પર્વ કહેવાય. ને આ દિવસે કરેલું પવિત્ર કામ ચિરંતન બની જાય છે. આ વાત સાંભળીને તે ગંગા નદીને કાંઠે જઇ તેણે દેવતાને પિતૃઓનું તર્પણ કર્યું. ને ઘેરે આવી પાણીથી ને જુદા જુદા અનાજથી ભાત ભાતનાં ખાદ્ય પદાર્થોથી પૂર્ણ એવો કુંભ તેણે શુદ્ધ ચિત્તથી, સ્ત્રીના ના કહેવા છતાં, યોગ્ય અને સુપાત્ર બ્રાહ્મણોને દાન આપ્યા, અને મૃત્યુ લગી આખા જગતની નશ્વરતા ધ્યાનમાં લઈને હંમેશાં ધર્માચરણમાં મગ્ન થઈગયો.

આ પછી વાસુદેવનું સ્મરણ કરતો તે મરણ પામ્યો. તે પછી બીજે જન્મે તે કુશાવતી નામની નગરીનો ક્ષત્રિય રાજા થયો. ને તેણે ધર્માચરણથી મેળવેલું ઐશ્વર્ય અક્ષય્ય થવાથી અનેક મોટા મોટા યજ્ઞો કરીને ગાય, સુવર્ણદક્ષિણા ઋત્વિજોને આપી, તેજ પ્રમાણે મુંગા, આંધળા, પાંગળા એવા દીન લોકોને તેણે ધનદાન કરીને અનેક પ્રકારના સુખો ભોગવ્યાં. પણ તેના પુણ્ય કર્મનાં ક્ષય ન થયાં, ભવિષ્યોત્તર પુરાણમાં પણ અક્ષય્ય તૃતીયાની વ્રત કથા છે.

આટલા માટે અક્ષય્ય તૃતીયાને દિવસે તાપથી પ્રાણી માત્રનું રક્ષણ કરનારી સર્વવસ્તુ એટલે જોડા છત્રી પાણી, ગાય, જમીન, સુવર્ણ, વસ્ત્રો વગેરેનું દાન શ્રેયસ્કર છે. આ રીતે ગ્રીષ્મ ઋતુમાં હિતકર એવું શીતોદક કુંભનું પૂજન અને દાન એ દિવસ માટેનો ચાલુ રીવાજ છે.

પરશુરામ જયંતિનો એજ દિવસ છે. જમદગ્નિ ઋષિને રેણુકાથી રાત્રીના પ્રથમ પહોરમાં પરશુરામ રૂપી અવતારની પ્રાપ્તિ થઈ, આ દિવસે પ્રદોષ સમયે પરશુરામની પૂજા કરીને અર્ધ્યદાન કરે છે.

હાલમાં અક્ષય્ય તૃતીયા એ દિવસ સ્ત્રીઓ માટે ખૂબ મહત્વનો હોય છે. ચૈત્ર માસમાંના વસંતોત્સ નિમિત્તે થનારો સંમારંભ. આ દિવસ પર્યન્ત ની કરવાના હોય છે. તેથી આ સમારંભજો બાકી રહ્યા હોય, તો આ દિવસે સૌકરીલે છે. તેથી સ્વભાવિક રીતે આ દિવસે શહેરમાં ખૂબ સ્ત્રીઓની ગિરદી હોય છે.

**અક્ષવિચલન**:—અંડાકૃતિ પૃથ્વી ઉપરના ચંદ્ર સૂર્યના વિષય આકર્ષણને લીધે ખગોલીય ધ્રુવનું તેની મધ્યમ સ્થિતિની આસપાસ જે ભ્રમણ થાય છે તેને અક્ષવિચલન એ નામ છે. જ્યારે ચંદ્ર કે સૂરજ ભૂમધ્ય રેષાની સપાટીમાં હોય છે, ત્યારે તે ખગોલીય ધ્રુવની દિશામાં ફરી શકતો નથી. આ સપાટીથી તેમનું અંતર જેટલું વધારે છે, તેટલો આ ફેરફાર વધારે હોય છે. આના પરિણામે જે ગતિ નિષ્પન્ન થાય છે, તેના બે ભાગ કરી શકાય તેમ છે. એક મધ્યમ ધ્રુવ નામના કાલ્પનિક બિંદુની, જેને સંપાત ચલન કહે છે, તે ક્રમિક ને લગભગ, અવિષય ગતિ (સંપાતચલન જુઓ) અને બીજી જેને અક્ષવિચલન કહે છે, તે ખરા ધ્રુવની આ કાલ્પનિક ધ્રુવની આસપાસ ચંદ્ર સૂર્યની બદલાતી ક્રાંતિને લીધે બની આવતી પરિભ્રમણ કરવાની ગતિ, ચંદ્ર પાતનું પરિભ્રમણ, અને તેની કક્ષાની તિર્યકતાને લીધે, તે ગોલની ક્રાંતિમાં તેનો પાત વિશેષ સ્થાને આવ્યા હોય, તો બીજે ઠેકાણે થાય, તેથી વધારે ફેરફાર થાય છે. ચંદ્રપાતનો મૂગણકાળ ૧૮ ૯-૧૦ વરસનો છે. આ સમય દરમિયાન એક વખતે તેની ક્રાંતિની દક્ષિણોત્તર અન્તિમ મર્યાદા ૨૮° થી એ વધારે હોય છે. તો ચંદ્રપાત તેમના સામેના બિંદુમાં હોય ત્યારે તે ૧૮° થી વિશેષ નથી હોતો. અક્ષવિચલન થવાનું કારણ આજ છે. ને તેથી ખગોલીય વાસ્તવિક ધ્રુવ મધ્યમ ધ્રુતની આસપાસ નવના અંતર ઉપરથી દીર્ઘવર્તુલાકાર માર્ગવડે વર્તુલ કલ્પ ૧૮-૬ વરસમાં એક પ્રદક્ષિણ કરે છે. તો પણ ધ્રુવના આ પરિભ્રમણનો આ માર્ગ બરાબર દીર્ઘવર્તુલ થતો નથી. ચંદ્ર સૂર્યની કક્ષા દીર્ઘ વર્તુલાકાર હોવાથી અને તેની પરિવર્તિ શીલ ક્રાંતિથી આ માર્ગ વાસ્તવિક દીર્ઘ વર્તુલની કંઇક અંતર બહિર હોય છે.

**અક્ષક્ષેત્ર**:—અક્ષક્ષેત્ર એટલે જેમાંનો એક ખૂણો અક્ષાંશતુલ્ય છે એવો કાટખૂણાવાળો ત્રિકોણ. આમાંની કર્ણરેષાને અક્ષકર્ણ કહેવામાં આવે છે. સૂર્ય ક્ષિતિજપર હોય ત્યારે આપણે પૂર્વબિંદુ તરફ-

થી આકાશ તરફ જોઈએ તો તેમાંના વૃત્ત આપણને સરલરેષા પ્રમાણે દેખાશે. અને આ સરલરેષાના આપણે ઘણા અક્ષક્ષેત્ર બનાવી શકીશું. આનું વિવેચન ભાસ્કરાચાર્યે ત્રિપ્રશ્નાધિકારમાં કર્યું છે.

જે વખતે દિવસ અને રાત બંને સરખાં હોય છે અર્થાત સૂર્યવિષુવવૃત્તપર હોય છે, તે દિવસે સૂર્ય યામ્યોત્તર વૃત્તપર આવ્યો હોય તેથી નતાંશ અક્ષાંશતુલ્ય હોવાથી, દ્વાદશાંગુલ શંકૂથી એક અક્ષક્ષેત્ર ઉત્પન્ન થાય છે. નીચેની આકૃતિમાં (अमक) તે બતાવવામાં આવ્યું છે.




અક્ષક્ષેત્ર અને પલમા બતાવનારી આકૃતિ

ઠેઠ પૂર્વમાં સૂર્ય ફક્ત બેજ દિવસ ઉગે છે. બીજા બધા દિવસો એ તે પૂર્વબિંદુના ઉત્તરમાં કે દક્ષિણમાં ઉગેછે. આનું ક્ષિતિજ પરનું ઉદયસ્થાન અને પૂર્વબિંદુ એબે વચ્ચેના અંતરાંશની ભૂજજ્યાને અગ્રા એમ કહેવામાં આવે છે સૂર્ય ઉન્મંડલપર આવે છે ત્યારે તેના સ્થાનથી ક્ષિતિજની સપાટીપર લંબકાઢવામાં આવે તો, તે લંબને ઉન્મડલશંકુ, અને તે શંકુ અને ઉદયકાલિક સ્થાન એ બે વચ્ચેના અગ્રખંડને અગ્રાગ્રખંડ કહેવામાં આવેછે, અને અગ્રના અવશિષ્ટ ભાગને અગ્રાદિખંડ કહેવામાં આવેછે. સૂર્ય જે વર્તુલમાં દૈનિક પ્રદક્ષિણા કરે છે તેને અહોરાત્રવૃત્ત કહેવામાં આવે છે. આવૃત્તનું અને વિષુવવૃત્તના ઉન્મંડલને લીધે બેબે તુલ્યવિભાગ પડેછે. ઉદયથી તે ઉન્મંડલ સુધી પહોંચે ત્યાંસુધી સૂર્યને અહોરાત્રવૃત્તના જે અંશ આક્રમણ કરવા લાગે છે તેના તે વૃત્તપરના અર્થાત્ દ્યુજ્યાકર્ણીય ભુજજ્યાને કુજ્યા (કુ એટલે પૃથ્વી) કે ક્ષિતિજ્યા કહેવામાં આવે છે. અને અહોરાત્રવૃત્તના વ્યાસાર્ધકરતાં એટલે દ્યુજ્યાકરતાં ત્રિજ્યા જેટલી મોટી, તેટલી જો કુજ્યાને રૂપ આપવામાં આવે તો તેને ચરજ્યા કહેવામાં આવે છે. અને આ ચરજ્યાના ચાપને ચરાંશ કહેવામાં આવે છે.

સૂર્ય ઉન્મંડલ છોડીને ઉપર ગયાપછી અને સમવૃત્તને પહોંચ્યાં પહેલાં તેનું એકાદુ સ્થાન લઈને ત્યાથી ક્ષિતિજની સપાટીપર લંબ દોરવામાં આવે, તો શંકુના અને ઉદયસ્થાનના વચ્ચેના સરલરેષાત્મક અંતરને (આ રેષા વધારવામાં આવે તો: સમવૃત્તની સપાટીપર તે લંબરૂપ થશે) શંકુતલ કહેવામાં આવે છે. અને અગ્રના અવશિષ્ટ ભાગને ભુજ કે બાહુ કહેવામાં આવે છે. (સૂર્ય દક્ષિણગોલસ્થ હોય તો અગ્રા અને શંકુતલ આમના યોગથી ભુજ તયાર થાય છે) સૂર્ય સમવૃત્ત આવતાંજ તેસ્થાનથી ક્ષિતિજની સપાટીપર લંબ દોરવામાં આવે તો તે લંબને સમશંકુ કહેવામાં આવે છે.




અક્ષક્ષેત્રે બતાવનારી આકૃતિ.

ઉ ખ દ અ :— યામ્યોત્તરવૃત્ત દ મ ઉ :— ક્ષિતિજનો વ્યાસ ધ્રુ, ન:—ઉત્તર અને દક્ષિણધ્રુવ. ત ય:—વિષુવવૃત્તનો વ્યાસ. વલ:—અહોરાત્ર વૃત્તનો વ્યાસ. ધ્રુ મ ન:—ઉન્મડલની સપાટી.

મ ટ:—અગ્રા (એટલે ઉદયકાલિક સૂર્યની દિગંશ જ્યા) કચ:—ઉન્મંડલશંકુ એટલે ઉન્મંડલસ્થ સૂર્યથી ક્ષિતિજની સપાટીપર દોરવામાં આવેલો લંબ.

અક્ષક્ષેત્રો.

| આકૃતિમાંના વર્ણ | ભુજ | કોટી | કર્ણ |
|---|---|---|---|
| મપધ્રુ | પમ:-લંબજ્યા | ધ્રુપ:-અક્ષજ્યા | ધ્રુમ:-ત્રિજ્યા |
| મકટ | કટ કુજ્યા કિંવા ક્ષિતિજ્યા | મક:-ક્રાંતિજ્યા | મટ:-અગ્રા |
| મડટ | મટ:-અગ્રા | મડ: સમશંકુ | ટડ:-તદ્ઘૃતિ |
| મડક | મક:-ક્રાંતિજ્યા | કડ:-(તદ્ઘૃતિ-કુજ્યા) | ડમ:-સમશંકુ |
| મકચ | કચ:-ઉન્મડલશંકુ | મચ:-અગ્રાદિખંડ | મક:-ક્રાંતિજ્યા |
| ચકટ | ચટ:-અગ્રાગ્રખંડ | કચ:-ઉન્મંડલશંકુ | કટ:-કુજ્યા |

હસટ સટ::શંકુમલ હસ:-શ.કુ હટ:-તદ્દ્યુતિ'

(શ્રી. કૃ. કોલ્હટકર ભારતીય જ્યોતિર્ગણિત, શં. બા. દીક્ષિત–ભારતીય જ્યોતિઃશાસ્ત્ર. ત્રિપ્રશ્નાધિકાર.)

**અક્ષાંશઃ—** બંને ભૂધ્રુવપાસેથી ૯૦ અંતર ઉપર કાઢેલા મહાવૃત જે ભૂવિષુવવૃત છે ત્યાંથી સ્વસ્થાનલગી જે ગોલીય લંબવૃતઅંશાત્મક અંતર છે તેને અક્ષાંશ કહે છે.

એટલે અક્ષાંશ કાઢવાની સહેલી રીત એ છે કે પોતાને સ્થાનેથી જનારા યામ્યોત્તરવૃત્ત ઉપરના ભૂવિષુવવૃતપરથી પોતાના સ્થાનલગી અંતર યોજનાત્મક કરે છે. તે પ્રત્યક્ષ માપી લેવું એટલે.

$$\text{અક્ષાંશ} = \frac{\text{ઇષ્ટયોજનાત્મક} \times ૩૬૦}{\text{યોજનાત્મક ભુપરિધિ}}$$ એમ આવે છે

અક્ષાંશ કાઢવાની રીતઃ—પરંતુ આ જાતની પ્રત્યક્ષ રીતથી અક્ષાંશ ગણવું અશકય જેવું હોવાથી તે કાઢવાને માટે જ્યોતિષ-મૂલક પદ્ધતિજ લેવી પડે છે. અક્ષાંશ કાઢવાની જ્યોતિષ મૂલક પદ્ધતિ ભારતીય ગ્રંથોમાં આગળ આપેલી છે.

(૧) આપયંત્રથી કે ચક્રયંત્રથી આકાશમાંના ધ્રુવતારા નું ઉન્નતાંશ જેટલા આવશે તેટલા સ્થાનના અક્ષાંશ હોય છે. એ લગભગ અક્ષાંશ આવશે. સૂક્ષ્મતા જોઇએ તો ૧૨ કલાકનો અંતરે બે વાર વેધ લઇને ધ્રુવ તારાના ઉન્નતાંશ આણીને તેમના સરવાળાનો અરધભાગ કરવો.

(૨) ત્રીસ ઘટિનો દિનમાન અને ૩૦ ઘટિનો રાત્રીમાન હોય તે દિવસે (વિષુવવૃત્તે) મધ્યાન્ કાળે દ્વાદશાંગુલ શંકુની છાયા કેટલી પડે છે, એ પ્રત્યક્ષ માપી જોવું ને પછી ૧૨ ત્રિજ્યા વડે તૈયાર કરેલા સ્પર્શરેષાના કોષ્ટકમાં તે છાયામાન જોવું હોય, તે અક્ષાંશ આપી શકે છે. કારણ કે તે છાયા અક્ષાંશની સ્પર્શરેખા હોય છે.

(૩) યષ્ટિ યંત્રથી ધ્રુવતારાનો વેધ લઇને યષ્ટયગ્રથી ભૂમિઉપર લંબ નાખવો અને તે લંબનું માપ લેવું. પછી યષ્ટિ જેટલી ત્રિજ્યાથી એક વર્તુલ કાઢીને તેમાં અંશાદિકોની નિશાનીઓ કરવી અને તે અંશચિન્હિત વર્તુળમાં પૂર્વે લીધેલું લંબનું માપ અર્ધજ્યાની જેમ અપાયું હોવું જોઇએ વૃત પરિધિ ઉપર જેટલા અંશ હશે, તેટલા સ્વસ્થાનના અંશ છે, એમ સમજવું.

(૪) સૂર્ય ઉન્મંડલ ઉપર એટલે બન્ને ધ્રુવઅને પૂર્વ બિંદુ એ માંથી જનારા વૃત્તો પર આવ્યો હોય તો ગોલયંત્રવડે સૂર્યને વેધ લઇને સૂર્ય અને પુર્વ બિંદુ એ વચ્ચે જેટલા અંશ ઉન્મંડલપર હશે, તેટલી સૂર્યની ક્રાંતિને દિવશે છે,એમ માનવું. ક્રાંતિ સમજ્યા પછી સ્વકીય યામ્યોતર વૃત ઉપર સૂર્ય આવ્યો હોય તો ચાપયંત્રથી અથવા સૂર્યયંત્રવડે સૂર્યના નતાંશ માપવા આરીને ક્રાંતિને નતાંશ કાઢિએ તો સૂર્ય ખગોલીય વિષુવવૃત અને સ્વસ્થાનનું યામ્યોતરવૃત એબંનેની વચ્ચે હોય તો ક્રાંતિને નતાંશ નો સરવાળો કરી એ તો કે બીજે પ્રસંગે બાદબાકી કરવાથી અક્ષાંશ નીકળે છે.

(૫) રાત્રે ગમે તે તારાનો વેધ લઈને ગોળેયંત્રવડે તે તારાની ક્રાંતિ આણવી. પછી તે તારાનો વેધ યામ્યાતરવૃત્તમાં લઈને તેના નતાંશ તૂર્યાદિ યંત્રવડે આણવા. એટલે તે તારાની કાંતિ ને યામ્યોત્તર નતાંશ, એ ઉપરથી પાછલી રીતપ્રમાણે અક્ષાંશનીકળશે

(૬) અથવા ઇષ્ટ યષ્ટિરૂપ ત્રિજ્યાવડે સમભૂમિ ઉપર એક વર્તુલ કાઢવું. નેતેમાં તે દિવશે સુરજના ઉદયાસ્ત સૂત્ર કાંઢવુંપછી ઇષ્ટ સમયષ્ટિવડે સૂર્યનોવેધ લેવો. વેધ સમયે યષ્ટયગ્ર પાસેથી સમરભૂમિ ઉપર લંબ કાઢવો તે લંબ સમરભૂમિ ઉપર જેઠેકાણે લાગશે, તે બિંદુથી ઉદયાસ્ત સૂત્ર લગી લંબરૂપને અંતર હશે, તેનું માપ લેવું. પછીયષ્ટથી સમરભૂમિ ઉપર નાખલો લંબ ભૂજ અને ઉદયાસ્તસૂત્રતાની માપેલા લંબરૂપ અંતરકોટી એ ભુજકોટી ઉપરથી લંબ કાઢી તે કર્ણવડે એક વર્તુળ કાઢીને તે અંશાદિ ચિન્હિત કરવા. તે વર્તુળમા કોટીરુપ અંતર અર્ધશ્વપ્રમાણે આવેલું હોતા, તે વૃત્ત પરિધિ ઉપર જેટલા અંશ હશે તે અક્ષાંશ સમજવામાં આવશે. અને તેજ દિગ ચિન્હિત વર્તુળમાં ભૂજરૂપ અંતર અર્ધજ્યાપ્રમાણે અપાયું હોય, વૃત્તપરિધિ ઉપર જે અંશહશે તે લંબાશ આવશે-લંબાંશ ૯૦° માંથી બાદકરીને જે શેષ રહેતે અક્ષાંશ રહશે. કારણ ખમધ્ય અને ધ્રુવ એ બંને વચ્ચે જે અંશાત્મક અંતર યામ્યોત્તરકાલ વૃત્ત ઉપરમાપેલું હોય છે.તે ને લંબાશ કહે છે, હંમેશાં લંબાશને અક્ષાંશ નો સરવાળે ૯૦° હોય છે

(૭) અથવા ગમેતે સ્વસ્થ પદાર્થ પૂર્વાપાર વૃત્તમાં હોય ત્યારે તેની ક્રાંતીને નતાંશ ગોલયંત્રાદિ સાધનો વડે પ્રત્યક્ષ વેધ લઇને કાઢવા. પછી ક્રાંતની ભૂજજયયાને નતાંશના કોટિજ્યાવડે ભાગીએ, તો અક્ષાં-

શની ભૂજજ્યા આવે છે તે ઉપરથી અક્ષાંશનીકળી શકેછે.




अक्षांश काढण्याची रीत दाखविणारी आकृति.

અક્ષાંશ કાઢવાની રીત દર્શાવનારી આકૃતી

આ આકૃતિમાં ઉપૂદપ એક્ષિતિજ છે ધ્રુ એ ધ્રુવછે. ખ આકાશ મધ્ય મુખ એ પુર્વાપાર વૃત્ત છે તે તેમાં ગ્ર એ સ્થાને સ્વસ્થ પદાર્થ છેઉ એ તો ખગ્ર બરાબર નતાંશ છે. ગ્રધ્રુ=ધ્રુવાંતર (=૯૦° ક્રાંતિ) અને ખધ્રુ એ લબાંશ =૯૦° અક્ષાંશ એ ત્રણુ બાજુ એથી થયેલો ખગ્રધ્રુવ એ ત્રિકોણુ છે તે તેમાં ગ્રખધ્રુ એ કેનકાર ખુણો છે. તેથી ' मध्य प्रमार्गाय भुजज्यकासमा स्पार्शीय रेखाहति-स्त्रभागयोः । संलग्नयो र्दूरतर प्रमागयोः कोभुज्यका संह-तिरित्युदीरितम्' ઇત્યાદિ સૂત્રોવડે

કોટિજ્યાગ્રધ્રુ=કોટિજ્યાખગ્રકકોતિજયાહખધ્રુ

એટલે કોટિજ્યા લંબાંશ = $\frac{\text{કોટિજ્યા ધ્રુવાંતર}}{\text{કોટિજ્યાનતાંશ}}$

એટલે ભુજજ્યા અક્ષાંશ = $\frac{\text{ભુજ..ાક્રાંતિ}}{\text{કોટિજ્યાનતાંશ}}$

આ સારણીથી અક્ષાંશ નીકળે છે.

(૮) અથવા જે તારાનું અહોરાત્ર વૃત્ત સ્વક્ષિતિજનીઉપરજ સંપૂર્ણ નીકળે છે, એવા તારાનાપરમોન્નતસમયે અને પછી પરમત, સમયે ઉન્નતાંશ માપવા. તે ઉન્નતાંશનો સરવાળો કરીને તેના અડધા કરી એ તો અક્ષાંશ નીકળે છે.

અક્ષાંસનોઉપયોગ— (૧) અક્ષાંશનીસાથેજ રેખાંશ આપ્યા હોય તો તેમના ઉપયોગ પૃથ્વીપરના ગમે તે સ્થળનો નિશ્ચય કરવામાં થાય છે. દાખલા તરીકે "અ" એક શહેર છે. તેના અક્ષાંશ તરીકે છે ને રેપૂ. ૧૫ છે તો તે સ્થાન ભૂગોલમાં કયાં હશે, એ સવાલ થાય એવોછે.




स्थल निश्चय भंगि.

સ્થલ નિશ્ચય ભંગી

ધારો કે ઉપરની આકૃતિમાં પપૂ એ વિષુવવૃત્ત અને ઉદ એ ભૂમધ્ય રેષા (લંકાવૃત્ત) છે. અને 'અ' શહેર વિષવૃત્તથી ઉત્તરે ૪૫° ઉપર એટલે યઅ જેટલા અંતરે છે. તેમજ તે "અ" શહેરનાં રેખાંશ એટલે દઉ એ ભૂમધ્ય રેવાથી અંતર ૧૫° છે. એટલે સઅ એ અંતર ઉપર "અ" શહેર છે. તેથી ભૂગોલ ઉપર "અ" શહેર કયાં છે તે બતાવી શકાયું છે.

(૨) અક્ષાંશનો ઉપયોગ પલભા આણવામાં પણ થાય છે.

આગલી આકૃતિમાં "અ" મધ્યબિંદુ લઈને અબ એ દ્વાદશાંગુલ શંકુત્રિજ્યાથી બમફ એ વર્તુલ કાઢેલું છે. બઅમ કોન અક્ષાંશ જેટલો છે મપ એ ભૂજજ્યા અને અમ એ કોટિજ્યા છે. અને બક એ સ્પર્શરેષા એટલે પલભા કાઢવી છે. હવે અપમ અને અબક એ એ ત્રિકોણુ સમરૂપ છે. તેથી




द्वादशांगुल वृत्त

पलभ..न भंगि.

તેથી $\frac{\text{અપ}}{\text{પમ}} = \frac{\text{અબ}}{\text{બક}}$

તેથી બક = $\frac{\text{પમ}\times\text{અબ}}{\text{અપ}}$

તેથી પલભા= $\dfrac{\text{ભુજજ્યા અક્ષાંશ} \times ૧૨}{\text{કોભૂજજ્યા અક્ષાંશ}}$

આ રીતે પલભા કાઢી શકાય છે.

(૩) અક્ષાંશને લીધે દિનમાન ને રાત્રીમાન નક્કી કરી શકાય છે. તે નીચે પ્રમાણે.

ભૂવિષુવવૃત્ત ઉપરના ગમે તે સ્થાને દિનમાન ને રાત્રીમાન ૩૦ ઘટિનો હમેશાં હોય છે. કારણ તે સ્થાને બન્ને ધ્રુવ પાતળીમાં (સપાટીમાં) હોવાથી ઉન્મંડલ ને ક્ષિતિજ એ બન્ને એકજ થાય છે. સૂર્યના અહોરાત્ર વૃત્તો વિષુવવૃત્ત સાથે સમાંતર છે. અને ક્ષિતિજ ને લંબરૂપ હોય છે ને વિષુવવૃત્ત એજ પૂર્વાપર વૃત્ત અથવા સમવૃત્ત થાય છે. અને તે અહોરાત્ર વૃત્તોનો અર્ધભાવ ક્ષિતિજ ઉપર હોય છે. ને અર્ધ ભાગ ક્ષિતિજ નીચે હોય છે. તેથી ત્યાં ત્રીશ ઘટિ દિવસ ને ત્રીસ ઘટિ રાત હમેશાં હોય છે. આ સ્થિતિ શૂન્ય અક્ષાંશ હોય ત્યારે હોય છે. પરંતુ અક્ષાંશ જેમ જેમ ઓછા વત્તા હોય, તેમ તેમ દિન કે રાત્ર ઓછા વત્તાં થાય છે. ઉદાહરણાર્થ આપણું સ્થાન ભૂવિષુવવૃત્તની ઉત્તરે છે. ને સૂર્ય ઉત્તર ગોલાર્ધમાં હોય, તો દિવશ દરરોજ ૩૦ ઘટિકા કરતાં વધારે વધતો હશે ને તે વધારો સૂર્યની પરમક્રાંતિ લગભગ ૨૪° થતાં લગી વધારો થયા કરશે ને ક્રાંતિ ઓછી થાય, તેમ દિવસ પણ ઓછો થશે. ને સંપાતમાં સૂર્ય હોય ત્યારે ૩૦ ઘટિ દિનમાન ને ૩૦ ઘટિ રાત્રીમાન થશે. અને સૂર્ય દક્ષિણ ગોલાર્ધમાં જાય ત્યારે દિનમાન ઓછું ઓછું થઈને દક્ષિણ પરમ ક્રાંતિ સુમારે ૨૪° થાય ત્યારે વધતી જશે. દિનમાનની નક્કી કિંમત કાઢવી હોય તો

ભૂજજ્યા ચર = સ્પર્શરેષા ક્રાંતિ × સ્પર્શરેષા અક્ષાંશ

આ સારણી વડે ચર કાઢીને ઉત્તર ગોલાર્ધમાં સૂર્ય હોય ત્યારે

દિનમાન=૨×ચર+૩૦ ઘ.ટે અને દક્ષિણ ગોલાર્ધમાં સૂર્ય ત્યારે

દિનમાન =૩૦ઘ.૨×ચર અને દિનાર્ધ=૧૫ઘ.-ચર.

આ રીતે અક્ષાંશ ઉપરથી ચર કાઢીને દિનમાનને રાત્રીમાન નિશ્ચિત કહી શકાય છે.

અ ક્ષાં શ નું ચં ચ લ ત્વ :—પૃથ્વી ઉપરના સ્થળોનું અક્ષાંશ વિષુવવૃત્તથી ગણવામાં આવે છે. વિષુવવૃત્તની વ્યાખ્યામા એમ કહેવાયું છે, કે વિષુવવૃત્તની (સપાટી) પૃથ્વીના અંશસાથે લંબરૂપ હોય છે. તેથી પૃથ્વીનો અક્ષ જે ઠેકાણે ભૂપૃષ્ઠને છેદે તે બિંદુ એટલે પાર્થિવ ધ્રુવ જો ચળ હોય, તો વિષુવવૃત્તને જો તેની સાથે ભૌગોલિક સ્થાનોના અંક્ષાંશને પણ ચલત્વ પ્રાપ્ત થશે, એ સ્પષ્ટ છે. ગયા સૈકાની આખરે થયેલા સંશોધનથી એમ માલમ પડયું છે, કે પાર્થિવ ઉત્તર ને દક્ષિણ ધ્રુવ એ સ્થિર નથી ને તે કેટલાક નિયમિત સમયમાં લગભગ ૫૦ ફીટ વ્યાસના વર્તુલમાં પ્રદક્ષિણા કરતાં હોય છે, ને તેથી ભૌગોલિક સ્થળોના અક્ષાંશમાં ફેરફાર થયા કરે છે.




ध्रुवांचें चलन दाखविणारी आकृति.

ધ્રુવનું ચલન બતાવનારી આકૃતી.

આમ થવાનું કારણ પૃથ્વીની આકૃતિનો અક્ષ અને તેનો ભ્રમણનો અક્ષ એક નથી એ છે. ઉપરની આકૃતિમાં અ ઈ એ પૃથ્વીજેવા એક ચપટા અંડગોલના ક ક એ લઘુત્તમ અક્ષમાંથી લીધેલા કાળનો દેખાવ છે, એમ માનવું. હવે એ અંડગોલને જો ક ક એ અક્ષની આસપાસજ ફરવાનું હોય, તો તે તેમજ કશાય ફેરફાર વિના અંનત કાલ સુધી ફર્યા કરશે, પણ તે જો આ આકૃતિના અક્ષને બદલે તેની સાથે ખમક જેટલા એકાદ સૂક્ષ્મ ખૂણો કરનારા ખ ખ એ અક્ષની આસપાસ ફર્યા કરશે, તો ખખ એ ભ્રમણનો કક એ આકૃતિની અક્ષની આસપાસ કેટલાક નિયમિત સસય લગી પ્રદક્ષિણા કરશે. આ વાત યુલરના સમયથી જાણીતી છે. અને આ ઉપપત્તિ અનુસાર પાર્થિવ ધ્રુવનો ભ્રમણ કાળ ગણિતથી ૩૦૫ દિવસ નીકળે છે.

પરંતુ ૧૮૯૦ લગી અક્ષાંશમાં ફેર થાય છે, એ માનવા માટે પૂરો પૂરાવો હતો. તેમ છતા અત્યંત કાળજીભર્યા ને સૂક્ષ્મ નિરીક્ષણ કર્યા પછી પાર્થિવ ધ્રુવનો ભ્રમણકાળ પ્રત્યક્ષ સિદ્ધ કરી શકાયો ન હતો. છેવટે શંડરલ એમણે એવું બતાવ્યું કે નિરીક્ષણ–વિષયભુત સ્થાનના અક્ષાંશમાં ખરેખર તફાવત પડી ગયો છે. પરંતુ તે ઉપરથી નીકળતા પાર્થિવ ધ્રુવનો ભ્રમણકાળ ૩૦૫ દિવસ નથી, પણ ૪૨૮ દિવસ છે. ગતિશાસ્ત્રના નિયમાનુસાર ગણિત વડે કાઢેલા આ

ભ્રમણુ કાળમાં અને પ્રત્યક્ષાવગમ્ય ભ્રમણુ કાળમાં એવો ફેર શા માટે પડે એનો વિચાર કરતાં એવું જણાયું છે કે જુના ગણિતમાં પૃથ્વી ફરતી હોવા છતાં તેના કેન્દ્રોત્સારી શક્તિને લીધે વિષુવવૃત્તના સૂજેલા ભાગમાં થનારો તફાવત વિચારમાં લેવાયો ન હતો. થોડા વિચાર પછી એવું જણાશે કે, પાછળની આકૃતિમાં બતાવેલા અંડગોલનું દ્રવ્ય તેમાં થોડીક નરમાશ હોય, તો ખખ એ અક્ષની આસપાસ ફરે તો કેન્દ્રોત્સારી શક્તિને લીધે શરોવડે બતાવેલી દિશામાં ખસતા રહેશે ને તેના આકારમાં ફેરફાર થશે અને આ વિકૃત અંડગોલનો અક્ષ કક ને બદલે કક અને ખખ એ એની વચ્ચે રહેલી વવ એની એકાદ રેખા રહેશે આજ નિયમ પૃથ્વીનેય લાગુ પડશે. તે પોલાદ જેટલી કાંઈક નરમ છે, એવું માનીએ તોપણુ આ નરમપણાને લીધે, અને મહાસાગરની ચંચલતાને લીધે ધ્રુવનો ભ્રમણુકાળ ૪૫૭ દિવસ જેટલો મ્હોટો થશે. પરંતુ કેલવીન એમણે બીજા કેટલાંક કારણોને લઇને પહેલાજ એવું બતાવ્યું હતું કે પૃથ્વીનું કઠનપણું પોલાદથી પણ વિશેષ છે. તેથી આ વાત પ્રત્યક્ષ નિરીક્ષણુથી લગભગ ૪૨૮ દિવસ એજ ધ્રુવનો ભ્રમણુકાળ આવ્યો છે, તેથી વિસંગત દેખાતી નથી.

આ વિષયમાં આજના સંશોધનનું ફલ ટુંકમાં આમ આપી શકાશે (૧) પૃથ્વીની આકૃતિનો અક્ષ અને ભ્રમણુનો અક્ષ એ એજ નથી, પણુ એક બીજા સાથે લગભગ ૦-૧૫" નો ખૂણો બનાવે છે. આથી ધ્રુવને ૧૪ માસના પ્રદક્ષિણા કાળ હોય એવી ગતિ મળે છે. પૃથ્વી, જે હોય તેવીજ તેના પૃષ્ઠ ભાગ ઉપરના દ્રવ્યોમાં કોઈ હાલચાલવિના રહેશે તો આ અક્ષ ભિન્નત્વથી એક ધ્રુવ બીજા ધ્રુવની આસપાસ ૦-૧૫" ની અથવા લગભગ ૧૫ ફીટની ત્રીજ્યાવાળા વર્તુળમાં લગભગ ૪૨૯ દિવસમાં પ્રદક્ષિણા કરશે (આ ગતિને જે ગણિતજ્ઞે તે પ્રથમ શોધી કાઢી તેના નામ પરથી યુલેરીયન ગતિ એ નામ મળ્યું છે.) પણુ વાતાવરણુજન્ય કેટલાક કારણોને લીધે આ ગતિમાં વાર્ષિક ફેરફાર થાય છે. આ કારકો સ્થિતિશાસ્ત્ર વિષયક અને ગતિશાસ્ત્ર વિષયક આમ બે જાતનાં છે. (૨) (સ્થિતિશાસ્ત્ર વિષયક કારક એટલે પૃથ્વી ઉપર હિમ અથવા બરફના થર ભેગા થઇને તેના ધ્રુવમાં ફેર થાય છે, એ છે. દાખલા તરીકે સૈબિરીયામાં જો બરફ ભેગો થાય તો તેથી પૃથ્વીનું વિષુવવૃત્ત તે પ્રદેશની કાંઇક પાસે આવશે ને તેનો ધ્રુવ તેથી કાંઇક આઘો જશે. આથી ઉલટું પરિણામ અમેરિકામાં થનારા બરફના સંચયથી થઈ જશે પણુ એશિયા ને અમેરિકા એ ખંડોમાં સ્થૂલ માનથી રૂપ સાદૃશ્ય હોવાથી બરફોના સંચયથી ધ્રુવની સ્થિતિમાં માલમ પડે એવો તફાવત થશે એમ કહી શકાય નહિં. (૩) ગતિશાસ્ત્રવિષયક કારકોમાં વાતાવરણીય ને મહાસાગરમાંના પ્રવાહનો સમાવેશ થાય છે. આ પ્રવાહ જો હંમેશા નિયમિત દિશામાંજ વહતો હોય તો તેમની અસર એટલીજ થાત કે યુલેરિઅન વર્તુલાકાર ગતિનો કેન્દ્ર પૃથ્વીની આકૃતિનો મધ્યમ ધ્રુવ થવાને બદલે તેનો નિકટવર્તી બીજો એક બિંદુ થયો હોત પણુ વસ્તુસ્થિતિ એવી છે, કે આ પ્રવાહમાં વાર્ષિક ફેરફાર થાય છે. તેથી ધ્રુવના ભ્રમણુમાં પણુ તેને અનુસરીને ફેરફાર થાય છે.

પાર્થિવ ધ્રુવના સ્થાનમાં ફેરફાર થાય છે, એ વાત નક્કી થઈ તો હવે જ્યોતિષે ને ભૂગોલશાસ્ત્રીઓને માટે અગત્યનો હોવાથી નિશ્ચિત તારા વેધ લઇને આ ફેરફારનું નિરીક્ષણ કરવા માટે ઈટાલીમાં કાર્લોફોર્ટે, જપાનમાં મિઝુસાવા, મેરિલંડમાં ગૈથસ્બર્ગ, કેલીફોનીઆમાં ઉકિયા વિગેરે ઠેકાણે વેધશાળાઓ સ્થાપન કરવામાં આવી છે. આ બધી વેધ શાળાઓ લગભગ એકજ એટલે ૩૯°૮ એ અંક્ષાશ પર છે.

**અક્ષોભ્ય દિક્ષિતઃ**—આશ્રા હ્મણ મધ્વમતાનુસારી હતો. તે સાવનુરનો રહેવાસી હતો. એને નાનપણમાંજ ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કરેલો એમ કહેવાય છે. એણે મધ્વમત વિષે ઘણા ગ્રંથો લખ્યા છે. તે હાલમાં ઉપલબ્ધ નથી. આ મહાન બલવાદી હતો. તે સાવનુરમાં શકે ૧૪૦૦ માં મરણ પામ્યો એમ કહેવાય છે. (જ. રા. કવિચરિત.)

**અજ્ઞાનઃ**—અજ્ઞાન એટલે જ્ઞાનનો અભાવ, અથવા કોઈ બાબતનું જ્ઞાન નહોવું. નીતિશાસ્ત્ર અને કાયદા શાસ્ત્રમાં એનું ઘણું મહત્વ છે. પણુ તે હમણાંજ મળેલું છે. ઐતિહાસિક દૃષ્ટિએ નક્કી થયું છે કે સામુદાયિક જીવન એ પૂર્વસ્થિતિ હતી અને પૃથક અથવા વૈયક્તિક જીવન એ પાછળથી સ્થિતિ છે. અને આ પ્રાથમિક અવસ્થામાં એક વ્યક્તિના ગુન્હા માટે આખા કુટુંબને કે જાતિને જવાબદાર ગણવામાં આવતાં. એટલે જેઓને દોષાસ્પદ કૃત્યની કશી ખબર પણુ નથી, એવા લોકોને પણુ શિક્ષા સહન કરવી પડતી. એવી સ્થિતિ ગ્રીસ, રોમન, વગેરે બધા પ્રાચીન યુરોપિઅન દેશોમાં શરૂઆતમાં જોવામાં આવે છે. તત્વજ્ઞાનના ક્ષેત્રમાં દોષાસ્પદતા અને અજ્ઞાન એમનો પરસ્પર સંબંધ સ્પષ્ટરીતે બતાવવાનો પ્રયત્ન સોક્રેટીસે કર્યો. તેણે એવે

સિદ્ધાંત સ્થાપિત કર્યો કે સદગુણ એજ જ્ઞાનને દુર્ગુણ એજ અજ્ઞાન (વરચ્યુ ઇઝ નૉલેજ વાઇસ ઇઝ ઇગ્નોરંસ) આ વ્યાખ્યા અતિશયોક્તિ પૂર્ણ છે. એવું પાછળથી એરીસ્ટોટલે સિદ્ધ કર્યું. માણસને હાથે સત્કાર્ય બને, તેને મતે સત્કાર્ય એટલે શું એટલુંજ જ્ઞાન પૂરતું નથી, તો તે પ્રમાણે વર્તવાની ઇચ્છા પણ હોવી જોઇએ. નીતિશાસ્ત્રની પ્રગતિ થતી ગઇ, તેમ એક વ્યક્તિના ગુન્હા માટે સર્વ કુટુંબને શિક્ષા કરવાની રીત નષ્ટ થઈ, અને જાણી જોઈને ગુન્હા કરનાર માણસ ખરો ગુન્હેગાર ગણાવો જોઇએ, અજાણતાં અથવા અજ્ઞાનથી કોઇ બાબત હાથે થઇ જાય, તો તે મતે શિક્ષા ન હોવી જોઇએ, એવો સિદ્ધાંત સ્થાપિત થયો.

કાયદાશાસ્ત્રમાં તો આમાં એ પ્રગતિ થઈ. "કાયદાનું અજ્ઞાન ક્ષમ્ય નથી, પરિસ્થિતિનું અજ્ઞાન ક્ષમ્ય છે," આ તત્વ સર્વમાન્ય થયું છે. તેમજ અજ્ઞાન નિશ્ચિત કરતી વખતે બુદ્ધિની અપાત્રતા તરફ ધ્યાન દેવામાં આવે છે અને અલ્પવયી અથવા મગજ બગડેલા માણસે હાથે થએલો ગુન્હો ક્ષમ્ય મનાય છે.

અજ્ઞાન અથવા અલ્પવયીપણું કેઃ— (માયનોરીટી) કાયદા શાસ્ત્રમાં અજ્ઞાની ઇસમ એટલે ઉંમરે ન પહોંચેલો, અથવા અલ્પવયી હોવાથી જેને કાયદો બંધન કારક નથી એવા ઇસમ એવો અર્થ છે. મનુષ્ય ઉંમર લાયક થયો એમ ક્યારે મનાય, એને માટે જુદા જુદા દેશમાં જુદો જુદો કાયદો છે. અને સ્ત્રી અને પુરુષની ઉંમરમાં પહોંચવાની કાલ-મર્યાદા જુદી જુદી છે. આ બાબતમાં પ્રાચીન સમયનો કાયદો આજના કરતાં જુદો છે. હિંદમાં ધર્મ ભેદ ને લીધે હિંદુ મુસલમાન, પારસી, ખ્રિસ્તી સમાજને લીધે ચાર જુદા કાયદા છે. હિંદુનો પ્રાચીન કાયદો મનુસ્મૃતિ વગેરે ગ્રંથમાં નોંધેલો છે. તેમાં ૧૬ વરસ પૂરાં થતાં લગી અજ્ઞાન પણું સ્વીકારાયું છે. હાલમાં હિંદી સજ્ઞાનનો કાયદો (ઇંડીયન મૅજોરીટી ઍક્ટ) બધા ધર્મવાળાઓને લાગુ કરવામાં આવ્યો છે, અને સામાન્ય રીતે ૧૮ વરસ પૂરાં થતાં લગી અજ્ઞાન મનાય છે. પણ જો કોઈની મિલકત કોર્ટ ઑફ વૉર્ડસ અથવા કોર્ટે નિમેલા પાલકોના (ગાર્ડીયન) તાબામાં હોય તો ૨૧ વરસ પૂરાં થએ તે કાયદામાં આવ્યો એમ મનાય છે. દીવાની બાબતોમાં સામાન્યતા આ કાયદો ચાલુ હશે, તો પણ વિવાહ વિવાહની ભેટ, છૂટાછેડા, અને દત્તક આ ચાર બાબતોમાં હિંદુને જુદો કાયદો (૧૬ વરસની મર્યાદાનો) લાગુ છે. અને સદરહુ ચાર બાબતોમાં ૧૬ વરસની ઉમર પછી કરેલા કારણે બંધનકારક થાય છે. હિંદમાંના પારસીઓ અને ખ્રિસ્તીઓને બધી બાબતોમાં ઇંડિયન મેનોરીટી એકટ લાગુ પડે છે. મુસલમાનોને પણ સામાન્ય રીતે તેજ લાગુ પડે છે. પણ વિવાહ, વિવાહની ભેટ, છૂટાછેડા, આ બાબતોમાં સ્ત્રીને ૧૪ અને પુરુષને ૧૬ એવી સજ્ઞાનની મર્યાદા છે.

યુરોપમાં પ્રાચીન રોમન કાયદામાં અજ્ઞાનાવસ્થા ત્રણ હતી. એક સાત વર્ષ લગીની, બીજી પુરુષની ૧૪ અને સ્ત્રીની ૧૨ વરસ લગી ને ત્રીજી ૨૫ વરસ લગી. પહેલાં અવસ્થાના માણસને જે ગમે તે કરાર કરી શકવાની છૂટ ન હતી. પણ બીજી અવસ્થામાં ટ્યુટર–પાલક–ની સંમતિથી તે કરી શકાતા હતા. હાલમાં ઇંગ્લંડમાં સ્ત્રી પુરુષ બન્નેને ૨૧ વરસ લગી અજ્ઞાનતા દીવાની કાયદામાં મનાય છે. ફોજદારી કાયદામાં સાત વર્ષ સુધી પૂર્ણ અજ્ઞાની સમજે છે. અને સાતથી ચૌદ વર્ષ સુધી ગુન્હો કરવા જેટલું જ્ઞાન છે એમ પુરાવાથી સિદ્ધ કરવું પડે છે. ચૌદ વર્ષ પછી દરેક ઇસમ પોતાના ગુન્હા માટે જવાબદાર ગણાય છે.

**અજ્ઞાનદાસઃ**—શિવકાલીન કવિ. તેણે અફઝુલખાનનો વધ એ ઐતિહાસિક પ્રસંગ ઉપર બે પોવાડા (વીરરસપૂર્ણ કાવ્ય) રચ્યા છે. એ પોવાડા ખુદ જીજીબાઇએ રચાવ્યાને શિવાજીએ તે સાંભળ્યા ને કવિની રચના ની ચતુરાઇ માટે એક ઘોડો અને એક શેર સોનાનો તોડો ઇનામ તરીકે મળ્યો. આ બન્ને પોવાડા છપાઇને પ્રગટ થયા છે. (એકવર્થ અને શાલીગ્રામ કૃત પોવાડા) હાલમાં પ્રસિદ્ધ થએલા બધા પોવાડામાં અજ્ઞાન (અથવા અગ્નિન) દાસનો પોવાડો સૌથી જુનો છે. એની રચના એકતારી તંબુરા પર બોલી કે ગાઈ શકાય એટલી સાદી છે. ઉપરાંત આ પોવાડામાં વર્ણવેલા પ્રસંગ પછી તરતજ રચાએલો, શીવાજી અને તેના માવળી સરદારોએ સાંભળેલો હતો. તેથી તે વિશ્વસનીય છે, એમ કહેવું જોઇએ.

આ પોવાડો વાંચીને તે વખતનું ચિત્ર સામે ખડું થાય છે. શામદાસની પદ્ધતિઓ અખત્યાર કર્યા પછી અફઝુલખાત નથી માનતો એ જોવા પછી શિવાજીએ બધી વાતની વ્યવસ્થા કરી દીધી. ને પોતાની ઉત્તર ક્રિયા કાશીમાં અને ગયામાં થાય એવી ઇચ્છા બ્રાહ્મણો આગળ રજુ કરી, દાન આપ્યા, દાઢી ઓછી કરી. અને ખાનના મેળાપ માટેની કળતી વખતે લોકોએ કહ્યું એટલે બખ્તર પહેરી લીધું. તે પછી ડાબે હાથે વાઘનખ પહેરી લીધા. ને

પોતે આગળ સૌની સલામો ઝીલતો આગળ ચાલ્યો. સૌને રામરામ કરી પોતાના પુત્ર સંભાજીનું રક્ષણ કરવાનું કહી તે આગળ ચાલ્યો. પોતાની મા પોતાને મળવા ન આવે એવી વિનંતિ તેણે કરી હતી. પણ જીજાઇ પુત્ર પ્રેમથી પાલખીમાં બેસી તેને મળવા આવી. તેને કહ્યું હું હવે ખાનને મળવા જાઉં છું. જીજાઈએ કહ્યું ખાન વિશ્વાસઘાતકી છે, માટે ન જશો" પણ શિવાજીનો નિર્ધાર સાંભળીને તેણે રજા આપી ને સાંભળીને કામ લેવાની શિખામણ આપી. આ બધો પ્રસંગ સરસ રીતે કવિતામાં ગુંથેલો છે. આમાંજ આગળ અફઝુલખાનનો મેળાપ ને તેનું મૃત્યુ વર્ણવેલું છે.

આ પોવાડા ઉપરથી બીજું એ સમજાય છે, કે શિવાજીના તાબામાં તે વખતે ૪૦–૫૦ કિલ્લાઓ હતા. મહારાજ છત્રપતિ વગેરે ઉપપદ તેના નામની પહેલાં મૂકવામાં આવતાં. તેના રાજ્યની લોકપ્રિયતાને દર્શાવનારાં અનેક ચરણો એ કાવ્યમાં છે. આ સિવાય મહારાષ્ટ્રની તત્કાલીન પરિસ્થિતિ ખાનની તૈયારીને સવારી વગેરે બાબતો ઉપર ઠીક ઠીક પ્રકાશ પડે છે.

(સંદર્ભ ગ્રંથઃ મરાઠી રીયાસત પૂર્વાર્ધ; મહારાષ્ટ્ર શારદા; એકવર્થ ને શાલીગ્રામે પ્રગટ કરેલા પોવાડા.)

**અજ્ઞાન સિદ્ધ નાગેશઃ**—એમણે પોતાના ગ્રંથમાં નાગનાથ એ પોતાના ગુરુનું નામ છે. એમ કહ્યું છે. અને પોતાનું નામ 'અજ્ઞાન' છે, એમ તે જણાવે છે. એમણે અવિંધ ભાષામાં પંચીકરણ પ્રમેય રચેલું છે. તે ઉપરથી એમનો સમય ૧૪૦૦ ની લગભગ આવે છે. વરદ નાગેશ અને આ એ બન્ને એકજ હશે. એમ લાગે છે. તેના ગ્રંથ કાલ જ્ઞાનઃ પંચીકરણ પ્રમેય એ બે છે. (સ. ક. કા. સૂ.)

**અજ્ઞેયવાદઃ**—(ઍગ્નોસ્ટિસિઝમ) આપણને જે વાસ્તવિક જ્ઞાન થાય છે, તે ઇન્દ્રિયગોચર વસ્તુઓનું જ હોય છે. ઇશ્વર અમરતા એ બાબતો ઇન્દ્રિયની કે પ્રત્યક્ષની પેલી બાજુની હોવાથી તે વિષે નિશ્ચિત પળ આપવામાટે આધાર નથી એ ઇ. સ. ૧૮૬૫ ના વરસમાં હુકસલે એ પ્રતિપાદન કર્યું- અને જે અજ્ઞેયવાદ એ નામે ઓળખે છે. હકસલે એ. સ. ૧૮૬૦ માં ચાર્લ્સ કીંગસ્લે ને લખેલા પત્રમાં આ વિચાર વિસ્તારથી જણાવ્યા છે તેમાં હકસ્લેએ આ શબ્દની ઉત્પત્તિમાટે આગળ આવેલું પ્રવેચન કરેલું છે. તે કહે છે. "જ્યારે મારી બુદ્ધિ ગલ્લભથઇ અને હું પોતાની જાતને એવો સવાલ પૂછવા લાગ્યો, કે પોતે નાસ્તિક, આસ્તિક કિંવ સર્વેશ્વર વાદી છું કે જડવાદી અથવા કલ્પનાવાદી છું ખ્રિસ્તી મતનો છું કે સ્વતંત્ર મતનો છું, ત્યારે મને એવું માલમ પડયું, કે હું જેમજેમ વધારે જ્ઞાન મેળવવા માગું કે વધારે વિચાર કરવા બેસું, તો આ પ્રશ્નનો જવાબ આપવો માટેમાટે વધારે મુશ્કલ થતું ગયું. છેવટે ઉપરના વિશેષણોમાંથી છેલ્લું વિશેષણ મને બરાબર લાગુપડે છે. એમ મને લાગ્યું જે "એક" વાતમાટે સૌને એક મમ હતો તે જે એક વાતમાટે સૌનીસાથે મને મતભેદ છે. તેમની એવી ખાતરી હતી, કે તેમને અમુક નિશ્ચિત જ્ઞાન (ગ્નાસીસ) મળેલું છે, અને આ વિશ્વોસતિના પ્રશ્નનો તેમણે સંતોષકારક નિકાલ આણ્યો છે. પરંતુ મને આ પ્રશ્નનો જવાબ મળી શકયો નથી. અને આ પ્રશ્નનો નિવેડો માટે આવે એ મારે માટે અશકય વસ્તુ છે, એ વાતની મને ખાતરી થઈ ગઈ હતી. અને હ્યુમ અને કાંટ એ બન્ને મારા પક્ષના હોવાથી ઉપરનો મત પ્રતિપાદન કરવામાં કશું ખોટું હોય, એમ મને લાગતું ન હતું. મારી મનઃસ્થિતિ આ પ્રકારની હતી, તે વખતે મને, જે સંસ્થા બંધ પડીને ઘણા દિવસ થયા છે, પણ જેની સ્મૃતિ અદ્યાપિમારા મનમાં તાજી છે, એવા આધિભૌતિક મંડળ (મેટેફિઝિકલ સોસાયટી) એ સંસ્થા ના સભ્ય થવાનો લાભ મળ્યો. આ સંસ્થામાં બધા તાત્વિક અને ઇશ્વરવિષયક મતોના લોકોનો સમાવેશ થતોહતો ને દરેક જણ વિચારોનું ખુલ્લે દીલે પ્રતિપાદન કરી શકતો હતો. તે વખતના બધા તત્વવત્તાઓઅને મારા શહાધ્યાયી કોઇપણમતના પુરસ્કર્તા હતા. અને પોતાના નામને કોઈપણ વિશેષ વિશેષણ લગાડીશકાય તેમ નથી,એ માટે મને પૂંછડું કપાએલા શિઆળ ની જેમ ખોટું લાગ્યા કરતું હતું.ત્યારે મે મારા મતને એગ્નોસ્ટિક એટલે અજ્ઞેયવાદી એવું ઉચિત નામ આપ્યું.એ નામ ખ્રિસ્તી સંપ્રદાયના ઇતિહાસમાં ગ્નોસ્ટિક સંપ્રદાયની વિરુદ્ધતા દર્શાવતા શબ્દ તરીકે સામે આવ્યું, કારણ જેનેમાટે જ્ઞાન મને કશું ન હતું, તે બાબત વિષે સર્વ જ્ઞાન હોવાનો ડોળ આ જ્ઞાનવાદી લોકો કરતા. એટલે હું પણ એક વાદનો પુરસ્કર્તા છું એવું બતાવવાને માટે અને પોતાના પૂંછડાનું પ્રદર્શન કરવા માટે થોડીજવારમાં મેં મારા મતવિષે ના વિચારો મારા મંડળ આગળ મૂકયા. અને કહેતાં આનંદ થાય છે કે તે શબ્દ પણ પ્રચાર માં આવી ગયો. અને;જ્યારે સ્પેકટેટરે આ વિચારનો પુરસ્કાર કર્યો, ત્યારે આ વિચારનો મૂળ ઉત્પાદક કોણ છે., એ વાત જાગ્યા પછી કેટલાક લોકોના મનમાં જે સંશય ઉત્પન્ન થયો હશે, તે પણ અદૃશ્ય થયે

ઍગ્નૉસ્ટિકનો મુખ્ય અર્થ અજ્ઞાની એવો છે. છતાં અજ્ઞાની એ શબ્દ વધારે વિનયદર્શક છે. હકસલેનો અભિપ્રેત અર્થ હું અજ્ઞાની છું, એટલોજ નથી, પણ કેટલીક બાબતો જ્ઞાન ક્ષેત્રની પેલી પારની છે, એટલે અજ્ઞેય છે, એવો થાય છે. તેથી આ શબ્દને મહારાષ્ટ્રમાં અને ગુજરાતમાં અજ્ઞેયવાદી એ પ્રતિશબ્દ તરીકે યોજાવા લાગ્યો. સ્પેન્સરે જ્ઞેય વિષય એમનું ઔપપત્તિક વિવેચન પોતાના સિંથેટિક ફીલોસફી ના પહેલા વિભાગમાં કરવાથી અજ્ઞેયવાદી એ શબ્દને વધારે નિશ્ચિત અર્થ ઉત્પન્ન થયો, સર્વ પ્રચલિત મતોમાં અનેક બાબતો માટે અસ્તિપક્ષી અને નાસ્તિપક્ષી એટલે નકારાત્મક વિધાનો હતાં પણ હકસલેના મતમાં કેટલીક બાબતોનું અજ્ઞેયત્વ પ્રમુખ રીતે આગળ મુકાયું હતું તેથી તેણે આ મતને અજ્ઞેયવાદ એ નામ આપ્યું હતું હટને સ્પેક્ટેટરમાં આ શબ્દનો ઉપયોગ કરેલો મળી આવે છે. અને ખ્રિસ્તી સાંપ્રદાયિક મતો ઉપરના અવિશ્વાસદર્શક મત તરીકે આ શબ્દનો ઉપયોગ કરાયો હોય એવું જણાય છે. તેમ છતાં હટને જે અજ્ઞેયવાદનુ સ્વરૂપ વર્ણન છે, તેહકસલેના મતને મળતું આવે એવું નથી. હકસલેનું કહેવું, એવું હતુ કે ઈશ્વર, મરણ પછીની સ્થિતી વગેરે બાબતો પર વિશ્વાસ મૂકવાને માટે કોઇ પણ આધાર જોઇએ. અને એવો પૂરાવો મળે, એ અશક્ય છે, એમ તે માનતો હતો. અને ઈશ્વર વગેરે જેવી બાબત ઉપર વિશ્વાસ રાખવાને માટે પૂરતો ને શાસ્ત્રીયરીતે ગ્રાહ્ય થાય એવો પૂરાવો મળે, આ અજ્ઞેય વાદનો આધાર ભૂત સિદ્ધાંત છે કેટલાક સુશિક્ષિત માણસોને વાદગ્રસ્ત પ્રશ્નોનો નિકાલ મુલતવી રાખવાને માટે આ યુક્તિ સહેલી લાગી એને આધુનિક ભૌતિક શાસ્ત્રીય સિદ્ધાંત પરિચિત હતા. પહેલાંના માત્ર વિધાનાત્મક વાદવિવાદ પદ્ધતિ જરા પણ ગમતી નહિ. અને હકસલે જેવા પ્રખ્યાત ભૌતિકશાસ્ત્રજ્ઞે આ વાદ આગળ મૂકેલો હોવાથી એકંદર આધ્યાત્મિક જ્ઞાનક્ષેત્ર ઉપર તેની જબરી અસર થઇ. કેટલીક વાર પછી તો લગભગ બધા સંશયવાદને આજ નામ અપાવા લાગ્યું. ધર્મોપદેશક આ બે પ્રશ્નો નિરીશ્વરવાદ સાથે સંબંધ જોડવા લાગ્યા જો કે એ બે પ્રશ્નોના ક્ષેત્ર નક્કી થયાં છે, ત્યાં પણ અજ્ઞેયવાદને હજી પણ નિરીશ્વરવાદ તરીકેજ કેટલાક લોકો ઓળખે છે. આધુનિક શાસ્ત્રીય શોધ બાયબલના ઉત્પત્તિ કથનની વિરૂદ્ધની હોવાથી ધર્મોપદેશક તેમને પાખંડી કહેતા. તો પણ વિકાસ વાદના ઉદ્ઘાટનથી ખ્રિસ્તીધર્મ શાસ્ત્રમાં પણ એક નવીન દૃષ્ટિ આવી. અને પારમાર્થિક સંપ્રદાયોએ ઉપદેશેલાં તત્વો અને શાસ્ત્ર જે લાગતા પ્રશ્નોને જુદુંજ સ્વરૂપ મળ્યું. સ્પેન્સરના તત્વજ્ઞાન પદ્ધતિ વિરુદ્ધ થએલા ચળવળને ઠીક અસર થઈજ.

અજ્ઞેયવાદ એ સંશયની કબુલત છે, એમાં શંકા નથી સંશયગ્રસ્ત સ્થિતિમાં માણસનું કર્તવ્ય શું, ઇશ્વર, પરલોક, આત્માનું અવિનાશિત્વ, એ બાબતો અસિદ્ધ છે, એ વાત ખરી, પણ તે બાબતો નથી જે વસ્તુનું ખરૂં સ્વરૂપ અજ્ઞેય છે. તેનું દશ્ય પરિણામ જ્ઞેય હોય છે. એ વાત અજ્ઞેયવાદીઓ પણ કબુલ કરે છે. આવે વખતે શ્રદ્ધાવાન માણસે શું કરવું, એ પ્રશ્ન પણ ઉપસ્થિત થાય છે. શ્રદ્ધાવાન માણસો એમ કહેશે કે આ આધ્યાત્મિક બાબતોમાં જે પ્રત્યક્ષ પૂરાવો નથી મળતો ત્યાં શ્રદ્ધા એ કોઈ પણ બાબતનું સમર્થન ન કરવું, એ કથન પણ પુરૂં યોગ્ય નથી. સામાન્ય માણસને ઇશ્વરનું અસ્તિત્વ, મરણ પછીની સ્થિતિ એ પ્રશ્નો વિષેના પોતાના વિચાર વિશેષ કારણ ન હોવા છતાં અનિશ્ચિત કે સંદિગ્ધ રાખવા એ અનીતિકારક ને મનઃસ્વાસ્થ્ય નાશક અથવા અસંતોષ જનક છે. હકસ્લેએ જીવને માટે મોક્ષની આશા એ વાતને વિશ્વાસ રાખવા જેવી છે, એનું સિદ્ધ કરવા માટે જે આવ્હાન કર્યું છે, તેને જવાબ દેવો શકય છે. જીવનું અમરત્વ એ શક્તિ નું નિત્યત્વ અને પ્રકૃતિના અવિનાશિત્વ કરતાં વધારે વિચિત્ર લાગવાનું કશું કારણ નથી અને આ સિદ્ધાંતને પણ વિચારની અન્તિમ સીમા તરીકે શા માટે માનીએ? સેશ્વરવાદીને નિરીશ્વરવાદી એ બન્ને વચ્ચેની તડજોડ કરનારો વાદ જો અજ્ઞેયવાદ હોય, તો તેટલાથી તેને અન્તિમતા આવતી નથી. ભૌતિકશાસ્ત્રના અભ્યાસકો તે શાસ્ત્રના નિયમો વધારે સત્ય અને અન્તિમ છે, એવું બતાવે છે; પણ તે તેવા અન્તિમ નથાં હોતા. પદાર્થવિજ્ઞાન અથવા રસાયન શાસ્ત્રની પદ્ધતથી વિશિષ્ટ દેવતાવિષે ખુલાસો ભલે ન અપાય તોપણ ઈશ્વર એ તત્ત્વ અમાન્ય કરીએ તો તેના એકંદર જ્ઞાનક્ષેત્રપર અસર થયા વિના નહિં રહે. કેટલીક આધ્યાત્મિક ઘટનાઓનું ભૌતિક શાસ્ત્રમાંના જ્ઞાનોત્પાદક સાધનોથી સ્પષ્ટીકરણ કરીશકાતું નથી તેથીજ આ બન્ને જ્ઞાનક્ષેત્રો તદ્દન જુદાં ગણાય છે. ને જે રીતે શાસ્ત્રજ્ઞો જ્ઞાનોત્પાદન માટે ભૌતિક માર્ગ ઉપર આધાર રાખીને રહે છે. તેજ રીતે સંત સાધુ વગેરે આધ્યાત્મિક જ્ઞાનક્ષેત્રમાં વિચરનારા લોકો નૈતિક અને આત્મિક અનુભવ ઉપર આધાર રાખીને ચાલે તો તેમાં નવાઇ પામવાનું કશું કારણ નથી.

અજ્ઞેય વાદને તેમાં શાસ્ત્રીય અને ઈશ્વરવિષયક વિચાર પધ્ધતિનો અન્તિમ વિકાસ હોવાનું માન આપ્યાનું અને તે માન કેવું અસ્થાને છે તેનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. આપણને હવે એ જોવું જોઇએ કે માનવી વિચારોનું સંક્રમણ કઇ કઇ સ્થિતિઓમાં થયું ને આ પ્રશ્ન અસ્તિત્વમાં આવ્યો.

અજ્ઞેયવાદ એ શબ્દ ભલે હમણાંજ પ્રચારમાં આવ્યો હોય, તો પણ અજ્ઞેયવાદમાં જે માનસિક પ્રવૃત્તિ છે, તે પ્રાચીન સમયથી જોવામાં આવે છે. ગ્રીક લોકોથી માંડીને સ્પેન્સર લગીના અનેક તત્વજ્ઞાનીઓમાં આ પ્રવૃત્તિ છે, આ વાત આપણને પાશ્ચાત્ય વિચારના ઇતિહાસના જ્ઞાતાઓ કહી શકે તેમ છે. તે આખો ઇતિહાસ ને તેનો વિકાસ અહીં આપવાની જરૂર નથી. દરેક સંસ્કૃતિના ઇતિહાસમાં જો નિરીશ્વરવાદી થઇ ગયા છે. તેમ સંશય વાદી પણ થઇ ગયા છે. આપણા દેશમાં પણ આ વાદ અને ભિન્ન રીતે મુકાએલો જોવામાં આવે છે. જગતવિકાસનું શાસ્ત્રીય સ્પષ્ટીકરણ કરવાનો પ્રયત્ન વારંવાર થાય છે, ને તેવો પ્રયત્ન આપણા દેશમાં પણ થયો છે પણ પહેલાં તે વિષે શંકા પહેલાંના સ્પસ્ટીકરણને લગતી શંકા—ઉત્પન્ન થયાવિના આ પ્રયત્ન થયો શા માટે: પ્રકૃતિ અને પુરુષ એ બન્નેની એક બીજા ઉપરની અસરોથી જગતવિષયક સ્પષ્ટી કરણ કરવાના પ્રયત્નો આરણ્યકીય અથવા તેનાપહેલાંના સમયથી થયા છે. આ સાંખ્ય પ્રયત્નો ને કાંટ જેવો તત્વવેત્તા શાસ્ત્રીય અથવા સાંખ્ય ગણશે કે કેમ અથવા તે પ્રયત્નોને તે આધિ ભૌતિક અથવા મેટાફિઝિકલ ગણે કે કેમ એ વિષે શંકા છે. પણ એ વાત તો કહીજ દેવી જોઇએ કે વિશ્વોત્પત્તિજેવા અત્યન્ત વ્યાપક પ્રશ્નોના શાસ્ત્રીય સ્પષ્ટીકરણ નો પ્રયત્ન જે શાસ્ત્રજ્ઞો કરવા બેસે છે, તેમના પ્રયત્ન ફળને પ્રકૃતિ પુરુષ સ્પષ્ટીકરણ કરતાં વધારે શાસ્ત્રીય અથવા ઓછું. આધિભૌતિક સ્પષ્ટીકરણ કરવાનો જશ મળ્યો નથી. અજ્ઞેયવાદનો વિચાર એક કે બીજા સ્વરૂપમાં સર્વપ્રકારની ઉત્પન્ન થતો હતો સંસ્કૃતિઓમાં એમા શંકા નથી. આને શાસ્ત્રીય ભારે શબ્દો ન સમજનારા સામાન્ય માણસને અજ્ઞેયવાદ ઇશ્વરવાદ અને નિરીશ્વરવાદની વચ્ચેની સાંકળી જેવો લાગે છે આ કથન અજ્ઞેયવાદના પુરસ્કર્તાઓએ ભલે અત્યન્ત આગ્રહપૂર્વક ન સ્વીકાર્યું હોય, તો પણ આગ્રહી અજ્ઞેયવાદી સિવાયના બીજા વર્ગમાં એ અસ્વીકાર બરાબર નહિમનાય.

પારમાર્થિક વહેવારમાં લાભ મેળવનારા અનેક લોકો સમાજમાં હોય છે. અને તે જુની દેવવિષયક કલ્પનાનું વજન સમાજ પર કાયમ રહે એવા પ્રયત્નો કરે છે. જ્યારે ઈશ્વર–સ્વરૂપ વિષયક વિચાર શરૂ થાય છે, ત્યારે પ્રશ્નનો નીકાલ આણનારા તરફથી નવા મતો ઉત્પન્ન થઇને ઉપાસના પદ્ધતિમાં પણ ફેરફાર થતો જાય છે. સંશયવાદ, બ્રહ્મવાદ, પ્રકૃતિપુરુષવાદ ઈત્યાદિ વ્યાપક વિચારો વડે પારમાર્થિક વ્યવહારો ઉપર કેવી અસરો ઉત્પન્ન કરવામાં આવી, એ જોવું એ એક મનોરંજક સમાજ શાસ્ત્રીય અભ્યાસ થાય તેમ છે. યુરોપીય પારમાર્થિક ઈતિહાસમાં વ્યાપક ઈશ્વર કલ્પના અને સંશયવાદ એ ગયા ત્રણ ચારસો વરસમાં અસર કરી રહ્યાં છે. તો હિંદમાં તે ક્રિયા બુદ્ધ પૂર્વ સમયથી શરૂ થતી આવેલી જણાય છે. અને તે વખતના વિચાર વિકાસની અસર શ્રૌત સ્માર્ત ધર્મ ઉપર થઈ, એટલુંજ નહિં પણ તે વખતના જે જૈન અને બૌદ્ધ સંપ્રદાય અસ્તિત્વમાં આવ્યા તેમને પણ પોતાની આધ્યાત્મિક પદ્ધતિ તે સંશયગ્રસ્ત સ્થિતિ સાથે મળતી થાય એવી રાખવી પડી. ઋગ્વેદકાલીન વિચાર ક્ષેત્રમાં " कस्मै देवाय हविषा विधेम " ( ઋ. ૧૦, ૧૨૧ ) આ જાતનું ચોકસપણું શરૂ થયું. અને તે પ્રાચીન ભારતીઓના સાહિત્યમાં એક જુદુંજ સાહિત્ય તૈયાર કરી રહ્યો.

સંશયવાદનું સ્વરૂપ આપણા વિચારના ઇતિહાસમાં અનેક ઠેકાણે મળી આવે તેવું છે. તેનો સવિસ્તર ઇતિહાસ ન આપતાં જુદા જુદા સમયમાં વ્યક્ત થએલા વિચારો આગળ મૂકીએ, તો સંશયવાદનું સમાજમાં ચાલુ અસ્તિત્વ હતું, એ દેખાઈ આવશે.

સાંખ્ય લોકોનો પ્રયત્ન સર્વ વિશ્વનું ભૌતિક સ્પષ્ટીકરણ કરવા માટે હતો. ને વિશ્વ એ સત્વરજતમ એ ત્રણ ગુણોના મિશ્રણથી અને પ્રકૃતિ પુરુષની અન્યોન્ય ક્રિયાથી ઉત્પન્ન થયું એવો મત તેઓ દર્શાવતા.

કણ–સંયુતિ વડે સર્વ જગત ઉત્પન્ન થયું એવું સિદ્ધ કરવાનો પ્રયત્ન કણાદે કર્યો હતો. ઉત્તર કાળમાં વૈશેષિક લોકોએ ઈશ્વરનું અસ્તિત્વ ભલે સ્પષ્ટ શબ્દોમાં ત્યાગ્યું ન હોય, તો પણ તે વિચારમાં ન લેવા જેવો વિષય છે. એમ બતાવી આપ્યું. બધી વાતોમાં કાલાદિક સાધારણ કારણો છે, તેજ પ્રમાણે ઈશ્વર પણ છે. તે વિષે આપણને કારણ મિમાંસામાં વિચાર કરવાને કશું કારણ નથી, એવું તેમણે નિશ્ચિત કર્યું.

જગતનું આધ્યાત્મિક સ્પષ્ટી કરણ એટલે ઈશ્વરેજ બધું બનાવ્યું છે, એમ કહેવું તે છે. આ સ્પષ્ટીકરણ દેખાવમાં સહેલું લાગે છે. પણ એ જો

કોઈ આપણને કહેવા લાગે, તોય અડચણ જણાઈ આવે છે, તે આવી છે. જગતમાં કાર્ય કારણ સંબંધ દેખાય છે. અનેક ક્રિયાઓના નિયમ દેખાવા માંડે છે આમ થાય, એટલે ઈશ્વર અમુક નિયમો નક્કી કરી આપનારો છે. અને તે નિયમો કામ કરી રહ્યા છે, એવો વિચાર આવીને ખડો થાય છે. નિયમ નક્કી કરનારો ઈશ્વર કયાં છે. તે સર્ગ-ઉત્પત્તિની શરૂઆતમાં હતો, એમ માનીએ, તો જે જગ્યાએ તે હતો, તે જગ્યા કોણે બનાવી? અથવા તે જગ્યા સ્વયંભૂ હતી કે શું? અને જો તે હોય તો તે ઈશ્વરથી મોટી ન કહેવાય કે? એવો પ્રશ્ન ખડો થાય છે. આવે પ્રસંગે શાસ્ત્રીય બુદ્ધિ કુંઠિત થાય છે, અથવા શ્રદ્ધા ઓછી થઈ જાય છે. તેથી આ બન્નેની સંગતી હરકોઈ રીતે કરી આપવી જોઈએ. વૈશેષિક લોકોએ ઈશ્વરને સાધારણ કારણોમાં નાંખીને વિજ્ઞાન વિકાશને ઈશ્વર કલ્પના ઓછી ઉપદ્રવી થાય, એવો પ્રયત્ન કર્યો ને પારમાર્થિકોએ નિરપેક્ષ ભક્તિનો મહિમા ગાયો. આખું જગત કાર્ય કારણ સંબંધથી જકડાયું છે, ઈશ્વરી નિયમો કામ કરી રહ્યા છે. તો તેથી ઈશ્વર ભક્તિ નિરપેક્ષ હોવી જોઈએ એ વિચાર સ્વાભાવિક છે.

વૈશેષિક લોકોએ "અજ્ઞેય" વિષયોના અસ્તિત્વનું ભાન ઉત્તમરીતે કરાવીને આપણી સંજ્ઞાપદ્ધતિ ઘણી સુધારી. સૃષ્ટિમાંના અનેક ભાવોનું અનન્તત્વ અમર્યાદત્વ, અને એકદંર રીતે અજ્ઞેયત્વ એમનું ભાન તેમને એકંદર પદાર્થોનું વર્ગીકરણ અને નામકરણ કરતી વખતેજ થયેલું અને અત્યન્ત વ્યાપક અને અનન્ત એવા દ્રવ્ય, ગુણ, અભાવ, જેવી બાબતોને નામ કયાં આપવાં? કારણ ઘણા ખરા શબ્દો અવ્યાપક છે, એમ લાગે એમ ધારીને તેમણે "પદાર્થ" એટલે "શબ્દોના વિષય" એવું નામ આપ્યું.

આજ અજ્ઞેય તરીકે જે બાબતો વર્ણવેલી છે. તેમનું વર્ણન કરવા માટે ભાષાશાસ્ત્ર અને શબ્દસંપત્તિ આ બન્નેની અપૂર્ણતા પ્રાચીન લોકોને વારંવાર સ્પષ્ટ થતી ને તે અપૂર્ણતાનું ભાન સુશિક્ષિત કાવ્યમાં તેમજ શાસ્ત્રીય ગ્રંથોમા સ્પષ્ટ રીતે જોવામાં આવે છે. ઈશ્વરનું વર્ણન કરવું હોય તો 'નેતિ નેતિ' એમ કહીને કરવું એવો વિચાર વારંવાર જોવામાં આવે છે. ઈશ્વરનું સ્વરૂપ જો અજ્ઞેય છે, તો તે ખુશ શા માટે થાય છે? અને તેમને ખુશ કરવા માટે મંત્ર વિગેરેની જરૂર શી? એવા પ્રશ્ન ઉપસ્થિત થઈને તેની અસર પારમાર્થિક પદ્ધતિ ઉપર થયાવિના રહી નહિં. સર્ગવિષે વ્યાપક અને સ્વતંત્ર વિચાર, અને જુનો પારમાર્થિક વિચાર એ બન્નેની મનુષ્યકર્તવ્ય વિષયક ભિન્ન અપેક્ષાએ હતી. તે ભિન્ન અપેક્ષાનો મેળ જ્ઞાન માટે કરી આપ્યો. અને સુશિક્ષિતોને કર્મોની જરૂર નથી, અશિક્ષિતોને જરૂર છે. એમ કહીને સુશિક્ષિતોનો પરંપરાગત ઈશ્વર કલ્પના સાથેનો વિરોધ ઓછો કર્યો. આરીતે વ્યાપક વિચારની અસર પારમાર્થિક શાસ્ત્ર ઉપર પ્રાચીન ભારતીઓના વખતમાં થઈ.

અજ્ઞેયવાદની ઝાંખી આપણને બૌદ્ધ સંપ્રદાયમાં બુદ્ધને અજાત શત્રુના સંવાદમાં અને બ્રહ્મજાલ સૂત્તમાં થાય છે. અજાત શત્રુએ 'શ્રામણ્યનું શું ફળ છે.' એવો પ્રશ્ન પૂછયો ત્યારે બુદ્ધે ઐહિક લાભ બતાવીને છેવટે અર્હંદપદ અને નિર્વાણ પ્રાપ્તિ એ છેલ્લાં ફળ બતાવ્યાં છે. બ્રહ્મજાલ સૂત્તમાં વિશ્વનું અસ્તિત્વ અનન્તત્વ અથવા નશ્વરત્વ ઈત્યાદિ પ્રશ્નોને વિષે બુદ્ધે સીધો જવાબ ન આપતાં આ બધી બાબતોના જ્ઞાનથી કશો લાભ નથી. એમ કહ્યું છે. તે કહે છે. આ બધી બાબતો તેને ખબર નથી એમ તે કહેતો નથી. બુદ્ધ સર્વજ્ઞ હતો એમ સૌ બૌદ્ધો માને છે. અને તે માન્યતા સાથે સુસંગત એવો ઉત્તર બુદ્ધે શા માટે ન આપ્યો એ વાંચકોએ શોધી કાઢવું એ બૌદ્ધ ગ્રંથનો આગ્રહ છે. બુદ્ધ એકઠેકાણે આપણે આ સૃષ્ટિ નિયમ સાથે વિસંગત નથી, પણ આ સૃષ્ટિ નિયમોજ આપણી સાથે વિસંગત છે. એક ઠેકાણે મતભેદ અને વિવાદ નકામાં હોવાથી ને ભિક્ષુએ આવા વિગ્રહોથી દૂર રહેવું ઈષ્ટ હોવાથી ભિક્ષુએ કોઈ પણ મત ન દર્શાવવો એવું તેણે કહ્યું છે. બૌદ્ધનો કર્મ પર અને ઉમરણોત્તર સ્થિતિ ઉપર વિશ્વાસ હતો અને નિર્વાણ એ આત્યન્તિક સુખની સીમા હતી તેને નાસ્તિત્વથી જુદી માનવામાં આવતી. નિર્વાણ વિષે બૌદ્ધોમાં કોઈ પણ નિશ્ચિત વિચાર હતો.

સામાન્ય સુખની કલ્પના એટલે કેવળ દુઃખનો વિનાશ એજ હતી. પણ નિર્વાણ એટલે પ્રત્યક્ષ અને આત્યન્તિક સુખ હોય એમ મનાતું અને એ સ્થિતિ અર્હત્ સ્થિતિ કરતાં ભિન્ન હોવી જોઈએ, કારણ અર્હત્ની અર્હ સ્થિતિનો મરણની સાથેજ અંત આવે છે, એમ મનાતું. અર્હત્ને તેના કર્મનું ફળ ભોગવવુંજ પડતું.

બુદ્ધ નિવાર્ણ વિષેનો પોતાનો ઉત્તર કેમ નથી આપતો? તે સોફીસ્ટની જેમ નાસી જતો નથી. તેને પોતાને એ વિષેનું જ્ઞાન ન હતું તે પોતાના શિષ્યો આ બનાવમાં અજ્ઞાનમાં રહે એવી તેની ઈચ્છા નહતી, પણ તે આવશ્યક એમને અનાવશ્યક જ્ઞાન વચ્ચે ભેદ માનેછે અને શિષ્યોએ વિશ્વ, પૂર્વજન્મ

અથવા ભવિષ્યત જન્મ નિર્વાણ એ વિષે. વિચાર કરવામાં વખત ન ગુમાવવો, એવી તેની સૂત્રગ્રન્થમાં ઈચ્છા દેખાય છે. અર્હંનપદની પ્રાપ્તિજ જો સર્વ વિચારને ઇચ્છાઓ નષ્ટ કરવાથી થાય છે, તો અર્હંનવા જીવનક્રમ વિષે બુદ્ધ માહિતી કયા પ્રકારની આપી શકે? તેમજ નિર્વાણને લગતી અનાવશ્યક જીજ્ઞાસાને બુદ્ધ જવાબ દેવાની ના પાડે છે, તેનું કારણ આ નિર્વાણસ્થિતિની વ્યાખ્યાજ કરવી અશક્ય છે. "આ બાબતોનું જ્ઞાન કેવળ તથાગતોનેજ હોય છે." તથાગતજ એ બધું જાણે છે, એમ કેશું જાણતા નથી, એવું બોધિસત્વભૂમિમાં કહયું છે.

અજ્ઞેય વાદીનો ગયા જમાનામાં ભલે સત્કાર થયો હોય તેપણ આ જમાનામાં તો તેની ઉપર ઘણા આક્ષેપ આવીને પડે છે. કેટલાક લોકોનો આક્ષેપ એવો છે, કે માત્ર દુબળામનના નાસ્તિક લોકો પોતાને આજ્ઞયવાદી કહવેડાવે છે. સ્પેન્સરના અજ્ઞેયવાદ અને હકસ્લેએજે અર્થમાં ઍગ્નોસ્ટિસિઝમ એ શબ્દ વાપર્યો છે, એ બંનેમાં ઘણો ફેર છે હકસ્લેએ મનઃસ્થિતિ વર્ણવી છે, ને સ્પેન્સરે શાસ્ત્ર સ્થિતિ વર્ણવી છે.

કયા વિષયો શાસ્ત્રકક્ષાની બહાર છે, એ સ્પેન્સરે કહયું તેને અજ્ઞેયવાદ કહેવો એ યોગ્ય નથી. કારણ કે એમાં સ્પેન્સરનો હેતુશાસ્ત્ર અને બીજા વિચાર સમુચ્ચયમાં ભેદ કરાવવાનો હતો. ને તેથી આ વિષય ઉપરના સ્પેન્સરનું વિવેચન એ શાસ્ત્રીય જ્ઞાનનો ભાગ છે એમ કહેવાશે સ્પેન્સર વિવેચનનો સાર અહિં સંક્ષેપમાં અપાય, તો વાંચકોને સ્વીકારવા યોગ્ય સેવા અમે કરીએ છીએ, એ મલાગે છે. તેથી સ્પેન્સરનું વિવેચન અહિં આપવામાં આવે છે.

સ્પેન્સરે પ્રથમ પારમાર્થિક પ્રગતી અને શાસ્ત્ર વચ્ચેનો ભેદ દર્શાવ્યા છે. પારમાર્થિક વિચાર પદ્ધતિ તપાસતાં તેમાં અનેક સદૃશ્યતાઓ દેખાઇ આવે છે. તે સદૃશ્યતા જોવામાં આવે કે તરતજ અનેક સ્થાનો એજ અનેક મત ઉત્પન્ન થયાં, તેમને તળીએ અમુક સત્ય હોવા વિના ઉત્પન્ન થયા કે શું ? એવો વિચાર મનમાં આવેછે શાસ્ત્ર-અનુભવ-જન્ય છે. શાસ્ત્ર એટલે સામાન્ય પ્રકારનુંજ આધિક પદ્ધતિવાળું બનાવેલું પગ અને અનુમાન પદ્ધતિથી સુસંગત થયેલું જ્ઞાનછે. શાસ્ત્ર જો અનુભવ ઉપર રચાએલું છે, તે પરમાર્થિક કલ્પનાના મૂળમા જો કોઈ અનુભવ હોય, તો પરમાર્થિક સાધનને માટે પ્રચલિત થયેલી પદ્ધતિઓ અને શાસ્ત્ર એમની વચ્ચે વિરોધ શા માટે હોવો જોઇએ? અનુભવમૂલકે જ્ઞાનમાં બે પરસ્પરવિરુદ્ધ એવી બાબતો બન્ને ખરી-સત્ય છે, એમ કહીએ, તે તે બરાબર કહેવાશે ખરૂં? જો અનુભવમૂલક જ્ઞાનમાં બે પરસ્પર વિરૂદ્ધ સિદ્ધાંત વધારેવાર ટકી શકતા નથી, તો શાસ્ત્ર અને પારમાર્થિક વિચારની વચ્ચે પરસ્પર વિરોધ શા માટે હોવા જોઇએ? એવો પ્રશ્ન ઉપસ્થિત કરીને સ્પેન્સરે આગળ એ બન્નેમાં સ્પષ્ટ ક્ષેત્રાતનેજાય છે, એમ બતાવ્યું છે.

પારમાર્થિક સંપ્રદાયમાં અત્યન્ત નિષ્કર્ષવાળા સિદ્ધાંત અને અંતિમ સત્ય અને શાસ્ત્રમાંના અતિશય નિષ્કર્ષાત્મક સિદ્ધાંત એમની વચ્ચે તાત્વિક એકમતજ હોવો જોઇએ, અને એ તત્વ મનુષ્યના જ્ઞાનનું આદ્ય ગૃહીત તત્વ ગણાવું જોઈએ.

સામાન્ય કલ્પનાઓને વિષે એવો નિયમ છે, કે જે પદાર્થની તે કલ્પના હોય છે, તેના બધાગુણ એ કે સમયાવચ્છેદથી તે કલ્પના વ્યકત થવા જોઈએ. તેમ થાય તોજ તે કલ્પના ને પૂર્ણ ગણી શકાય. એમ ન થાય, તો પદાર્થના ગુણમાંથી જો અમુક જભાવ કલ્પનામાં ઉતરે, તે કલ્પના કેવળ ચિન્હ અથવા લિંગ જેવા સ્વરૂપની શઇ રહેછે. એવાં ચિન્હોનો પણ પ્રત્યક્ષ વસ્તુ વિષેનું અનુમાન કરવાના કામમાં ઉપયોગ થઇ શકે છે. તેથી તેનું સમર્થન કરી શકાય છે. પરંતુ અપ્રત્યક્ષ રીતે અથવા અનેક અનુમાનો હારા પણ ચિન્હ ઉપરથી પ્રત્યક્ષ પદાર્થનું કશું જ્ઞાન અથવા એનું નિશ્ચિત સ્વરૂપ વ્યકત થતું નથી. તો તે ચિન્હો કેવળ કાલ્પનિક છે, એમ સમજી લેવું. વિશ્વ વિષયક સર્વ ઉપપત્તિઓને આજ નિયમ લાગુ પડે છે. વિશ્વને લાગુ તાત્વિક દૃષ્ટિથી ત્રણ કલ્પનાઓ કરી શકાય છે. (૧) વિશ્વ સ્વતઃસિદ્ધ છે. (૨) તે સ્વયંનિર્મિત છે. (૩) બાહ્ય એવી કોઇ શક્તિ એ તેને નિર્માણ કર્યું. એ ત્રણેય ઉપપત્તિ એવી છે, કે તેમની સ્પષ્ટ કલ્પના વિચારમાં આણવી શકય નથી. પરસ્પર વિરૂદ્ધ કલ્પનાઓની એકમત રીત બળાત્કાર કર્યા વિના વિશ્વવિષયક કલ્પના નિશ્ચિત થતી નથી. સ્વતઃ સિદ્ધત્વ માનવાથી ભૂત કાળમાં અનાદિ કાળની અમર્યાદ ગણના કરવી પડે છે. પણ આ કલ્પના અને તેના આનુષંગિક અવયષ અશકય છે. તેથી વિશ્વનું સ્વતઃ સિદ્ધત્વ માનવાને જેટલા વધારે પ્રયત્નો કરીએ, તેટલા તે નિષ્ફળ થઇને તર્ક વિરૂદ્ધ કલ્પનાઓનું એક જાળું તૈયાર થાય છે.

વિશ્વની સ્થિતિ વિષે વિચાર કરીએ, તો તેજ આપત્તિ બીજા સ્વરૂપમાં સામે આવીને ઉભી રહે છે. જગતની બાહ્ય વસ્તુ અને માનસિક ભાવના એ બન્નેનું આદિકારણ હોવું જોઇએ. એમ માનવું વિચાર દૃષ્ટિથી આવશ્યક બને છે. પરંતુ આદિકારણ અનન્ત અને અનપેક્ષને સ્વતંત્ર એવું માનવામાં પરસ્પર વિરુદ્ધ કલ્પનાઓ કેટલી આવે છે, તે મી. જોન મૅન્સૅલના એક ગ્રંથમાં બતાવેલું છે. "એવા પ્રકારની અનંત અને સ્વતંત્ર શકિત માનવામાં અનેક તર્કશાસ્ત્ર વિરુદ્ધ કલ્પના કરવી પડે છે. અને તેથી એમ માનવામાં પણ તેજ આપત્તિ આવીને ખડી થાય છે. આ શક્તિ એક છે. એમ માનવું, એમાં વિસંગત કલ્પના એકત્ર થાય છે. અનેક માનીએ તોય આવી વિસંગત કલ્પનામાંથી છૂટી શકાતું નથી એ શકિત પુરુષ સ્વરૂપી માનીએ, કે તેમ નથી. એમ માનીએ. તોએ એ બન્ને અનુમાનો તાર્કિકદૃષ્ટિથી આપત્તિ પૂર્ણ છે. તે શકિત અથવા ઈશ્વર કર્તા છે, એમ માનવું તે અકર્તા છે. એવું માનવું એ બન્ને વિસંગત કલ્પનાને કારણ ભૂબને છે. સર્વ દૃશ્ય વસ્તુઓનો સમુચ્ચય એટલે ઈશ્વર એમ કહેવું મુશ્કેલ છે. અને તેનો એક ભાગ તે છે, એમ માનવું એ પણ અસંબંદ્ધ છે.

આ રીતે આદિકારણ શું છે, અને કયા સ્વરૂપનું છે, એ ગહન વસ્તુ છે. સર્વ ધર્મોમાં અનેક ભિન્ન સિદ્ધાંત હોય, તો પણ ઈશ્વરત્વના અસ્તિત્વને વિષે તેમની એકમતતા છે."

આ ગૂઢ તત્વ ઉકેલવાના જે પ્રયત્ન તેણે કર્યા છે પણ તે પદ્ધત્તિ તર્કશાસ્ત્રને બંધબેસતી આવે તેવી નથી તે ઉપરથી એ અત્યંત ગૂઢ હશે એ વાત નકકી થાય છે. આ જે સિદ્ધાંત છે તેનાજ આધાર ઉપર ધર્મ અને આધિભૌતિક શાસ્ત્રોની વચ્ચેનો વિરોધ ઓછો કરી દૂર કરી તેમની એકવાકયતા કરવી જોઇએ.

દિક્ અને કાળ એ શું છે, એ વિષે પણ બે ઉપપત્તિ જોવામાં આવે છે. એક એવી છે, કે બેઉ બાહ્ય સૃષ્ટિમાં રહેલાં સ્વતંત્ર, મનના અસ્તિત્વ પર આધાર ન રાખનારાં દૃશ્યો છે. દુરૂસ્તીની ઉપપત્તિ પ્રમાણે એ બન્ને મત ઉપર આશ્રય રાખતાં માન-સિકને આત્મલક્ષી છે. પણ એ બન્નેને પદાર્થ માનવામાં વિરોધી કલ્પનાઓ કરવી પડે છે. તે પદાર્થોના ધર્મ અથવા ભાવ સ્વરૂપ માનવામાં પણ વાંધો આવે છે. તેમનું અસ્તિત્વ માનવું પડે છે. પણ બીજા પદાર્થ જ્ઞાત થયાથી જે પરિસ્થિતિ થાય છે તે પરિસ્થિતિ આમના જ્ઞાનથી ઉત્પન્ન થતી નથી. તેમનું અસ્તિત્વ મન ઉપર આધાર રાખે છે, એમ કહેવાથી પણ આ અડચણો ઓછી થતી નથી. એટલે એ બન્ને પદાર્થ અજ્ઞેય છે. એમ માનવું જોઇએ.

તેજ પ્રમાણે દ્રવ્ય વિષે પણ વિવાદ ઉત્પન્ન થાય છે. દ્રવ્ય અનન્ત વિભાજ્ય છે કે નહિ.? બે જ પક્ષ સંભવે છે. દ્રવ્યને વિભાજ્ય માનીએ તો તેમની કલ્પના કરી શકાતી નથી. કારણ પ્રત્યક્ષ અનન્ત વિભાગપર કરવા માટે અનન્ત કાળ જોઇએ. જો દ્રવ્ય ને અનંત વિભાજ્ય ન માનીએ, તો તેના કેટલાક ભાગ થયા પછી તેના વિભાગ નહિ થાય એવું માનવુ પડે છે. પણ અનુમાન પદ્ધતિને આ પણ બંધબેસતું નથી ને તેની કલ્પના પણ કરી શકાતી નથી. આ ઉપરથી દ્રવ્ય અજ્ઞેય છે, એમ કહેવું પડે છે.

ગતિ એ કલ્પના પણ પરસ્પર વિરૂદ્ધ કલ્પના ઉત્પન્ન કરનારી છે. દિક્ સિવાય ગતિ કેમ હોઇ શકે? એનો વિચાર પણ ન કરી શકાય છતાં નિરપેક્ષ ગતિ માનીએ, તો તે દિગતીત ગતિજ માનવી પડે છે. તેજ રીતે ગતિ ને સ્થિરત્વ એમની વચ્ચે સંક્રમણ કેમ થાય છે, તેનું ચિત્ર કલ્પનામાં કાઢી શકાતું નથી. ગતિનું એક પદાર્થમાંથી બીજા પદાર્થમાં ગમન કેવી રીતે થાય છે તે પણ કલ્પી શકાતું નથી. દિક્ દ્રવ્ય ને સ્થિર હતા- એમના અનુષંગથી ગતિનો વિચાર કરીએ, તોયે તેનું પૂર્ણ જ્ઞાન થતું નથી. આ રીતે વૈરોધિક કલ્પનામાં વિચાર કરનારો ગૂંચવાઇ જાય છે. તેજ પ્રમાણે શક્તિ વિષે પણ પરસ્પર વિરૂદ્ધાત્મક પદાર્થ નજરે ચઢે છે. શક્તિ એ આપણી ભાવનાથી જ્ઞેય હોવાથી તે ભાવનાત્મક છે. અથવા તે સ્વતંત્ર વસ્તુ છે તે કહી શકાતું નથી.

માનસિક ક્ષેત્રમાં પણ એવોજ વિરોધ ઉત્પન્ન થાય છે. મનમાંના વિચારોની પરંપરા અનંત છે કે મર્યાદિત છે.? બન્ને કલ્પના મનમાં સ્પષ્ટ ઠસતી નથી. તેજ રીતે મન અથવા આત્મા એ શી વસ્તુ છે, તે કહી શકાતું નથી. આ ઉપરથી એ સિદ્ધાંત નીકળ્યો છે, કે શાસ્ત્રમાંની અંતિમ કલ્પના અજ્ઞેય વસ્તુઓને દર્શાવનારી છે. જે વસ્તુનું સ્પષ્ટી કરણ શાસ્ત્રમાં આપણે કરીએ, તેની પેલી પાર અગમ્ય એવી વસ્તુ અથવા શક્તિ છે, એ શાસ્ત્રનો ઉંડો અભ્યાસ કરવાથી દેખાઇ આવે છે.

જેમ જેમ જ્ઞાન વધે છે. તેમ તેમ ઓછા વ્યાપક સિદ્ધાંત અધિક વ્યાપક સિદ્ધાંતોમાં મળી જાય છે. એમ કરતાં કરતાં છેવટે એવો એક સિદ્ધાંત નીકળે છે, કે જેની ઉપપત્તિ આણવી અશકય હોય છે. કારણ કોઇ પણ ઠેકાણે શ્રદ્ધાતો રાખવીજ જોઇએ આ ઉપરથી તદ્દન અંતિમ સિદ્ધાંત અગમ્ય અને અનુપપન્ન હોવો જોઇએ. તેજ રીતે આદિકારણ

અથવા ઈશ્વર જ્ઞેય થવા માટે જ્ઞાનની બીજા પદાર્થોની જેમ કોઈ પણ જાતની જ્ઞેયતા હોવી જોઈએ, આ પ્રકાર બીજા જ્ઞેયોના પ્રકારથી જુદો હોવો જોઈએ. કારણ કાર્યકાર્યમાં જે સંબંધ હોય છે. તે આદિકારણને કાર્યમાં હોઈ શકશે નહિ, પરંતુ અદ્વિતીય એવું જ્ઞાન શક્ય નથી. અને અદ્વિતીય નથી, એવું માનીએ, તો અનેક આદિકારણો માનવાં પડશે. અનેક માનીએ; તો તેમના સિવાય જુદું કારણ તેમની ઉત્પત્તિ માટે અશક્ય છે. તેને આદિકારણ થઈ પડશે. તેજ રીતે અનેક એવાં નિરપેક્ષ ને સ્વતંત્ર આદિકારણો અથવા ઈશ્વર માનીએ, તો તેમનું નિરપેક્ષત્વ દૂર થઈ; તે સાપેક્ષ બની જાય નામજાત્યાદિ વિશિષ્ટ એવા કોઈ પણ વર્ગમાં ન આવવાથી અને બીજા નામજાતિ વિરહીત ઈશ્વરની સાથે વર્ગીકરણ શક્ય ન હોવાથી એવા ઈશ્વરનું જ્ઞાન થવું શક્ય નથી. કારણ પ્રત્યેક જ્ઞાનને ભેદાભેદ, નામજાતિ સંબંધની આવશ્યકતા હોય છે.

જ્ઞાન એ પદાર્થોમાંના સંબંધાનુસાર માનસિક કલ્પનાનો સંબંધ કરવાથી થાય છે. અને વધારે ક્લિષ્ટ સંબંધ હોય, તો વધારે ક્લિષ્ટ કલ્પનાઓ કરવી પડે છે. આ રીતે જ્ઞાનનું સાપેક્ષત્વ સિદ્ધ છે. આમ હોવાથી ગમે તે વિચારમાં સંબંધ સિવાય બીજું કશું વ્યક્ત થતું નથી. જીવનને તપાસી જોઈએ, તોપ આજ તત્વ છે.

જ્ઞાન એ સાપેક્ષ છે, ને ખરી વસ્તુઓ આપણે ત્યાજ્ય માનીએ છીએ જ્ઞાનવસ્તુની પેલીપાર આપણે જઈ શકીએ કે કેમ એ પ્રશ્નનો આપણે નિકાલ આણવો જોઈએ. સાપેક્ષ જ્ઞાનની પેલીપાર કશુંક હોવું જોઈએ એમ આપણને લાગે છે, ને બુદ્ધિનો સ્વભાવજ એવો છે, કે ખરાજ પદાર્થ પોતાને દૃશ્ય થાય છે, એમ તે માનતી હોય છે.

અનેક ફેરફારો થયાને જ્ઞાનની નામ જાતિ પણ બદલાઈ. છતાં તેમનાથી અતીત એવું કંઈક તત્વવિચારથી સ્વતંત્રને વિકારહીન છે, એમાં શંકા નથી. પણ આવી નિરપેક્ષ ને સ્વતંત્ર વસ્તુવિષે ચિત્ર મનમાં આવે એ માનસ શાસ્ત્રથી વિરુદ્ધ છે. તેમજ તર્કશાસ્ત્રથી એ વિરુદ્ધ છે. પણ આ વસ્તુતત્વના સત્વ વિષેની આપણી શ્રદ્ધા અને આ કલ્પનાનું સ્થિરત્વ એ બન્નેય એ સત્ય આપણી બુદ્ધિને ગ્રાહ્ય છે, એમ દર્શાવે છે.

આપણું બધું જ્ઞાન સાપેક્ષ છે. તેથી સાપેક્ષ નથી એવું તત્વ સ્વતંત્ર તત્વ માન્ય કર્યા સિવાય સાપેક્ષ એજ નિરપેક્ષ અને સ્વતંત્ર બ્રહ્મ થઈ બેસશે, એટલે આવું સ્વતંત્ર તત્વ માન્ય કર્યા સિવાય છૂટકોજ નથી.

જગતમાનું દરેક દૃશ્ય એ એક અનંત અને અજ્ઞેય એવી શક્તિનું આવિષ્કરણ છે. એમ આપણને માનવું પડે છે. આ સિદ્ધાંતમાં ધર્મ અને શાસ્ત્ર બન્ને માને છે. બધા ધર્મોમાં પોતાના જ્ઞાનને વિષે અગમ્ય અનંત અને મૂલભૂત એવાં તત્વોનો ઉલ્લેખ કરેલો છે. ધર્મમાં ગમે તેટલા દોષ હશે, ભૂલભરેલા સિદ્ધાંતો હશે, તો પણ તે સિદ્ધાંતોને સિદ્ધ કરવામાં તેમણે પોતાની બધી શક્તિ ખરચી નાંખી છે. અને આજ તત્વમાં અનેક ધર્મોની એકવાક્યતા છે. આ ઉપરાંત જે કર્મો, ઉપાસના ને ધાર્મિક ડોળ છે, તે ધર્મનો નબળો ભાગ છે. અને તે ભાગ શાસ્ત્રોની પ્રગતિ સાથે ધીમે ધીમે અદૃશ્ય થવા માંડયો છે.

આ ઉપરાંત સૃષ્ટિ નિયમોની સંખ્યા ઓછી થતાં થતાં છેવટે એકજ નિયમ નીચે બધા નિયમોને લાવવાનો પ્રયત્ન શાસ્ત્રો કરી રહ્યાં છે. અને એ કામ જ્યારે પૂરું થશે, ત્યારે આપણે કહીશું કે જગતમાંનું જે ધાર્મિક તત્વ અગમ્ય અને અનંત છે, તેનેજ આપણે ઈશ્વર એ નામથી ઓળખીએ છીએ અને તેજ શાસ્ત્રને તપાસીએ છે. આ રીતે શાસ્ત્ર ધર્મને પોષણ આપે છે. શાસ્ત્રનો દોષ એટલોજ છે, કે અતિશય ઉંડા ન ઉતરતાં માત્ર ઉપર ઉપરના નિરીક્ષણથી તે સામાન્ય નિયમો બાંધીને સંતુષ્ટ રહે છે. અને આજ કારણથી શાસ્ત્ર અને ધર્મ વચ્ચે બેબનાવ થતો આવે છે.

અડધી પ્રગતિના જમાનામાં આ બન્ને વચ્ચેનો વિરોધ બન્ને ઉંડા પાણીમાં અવગાહન પામે કે તરતજ અદૃશ્ય થાય તેવો છે. ને તેમ થયું પણ છે. ને જેમ જેમ શાસ્ત્ર પૂર્ણ અવસ્થાને પામશે, તેમ ધર્મના આદ્યતત્વનું મહત્વ તે સમજતું થશે. એટલે બન્નેની પૂર્ણ અવસ્થામાં તે બન્ને તાદાત્મ્ય અનુભવ્યા વિના રહેશે નહિં.

કેટલાક એમ માને છે કે, ભલે ઈશ્વર વગેરે અન્તિમ તત્વો નિર્ગુણ અને નિરાકાર છે. તેમ છતાં તેમના ઉપર કેટલાક ગુણ લાદ્યાવિના તેમનો વિચાર આપણે કરી ન શકીએ. પણ આ મન્તવ્ય બરાબર નથી. આપણી બુદ્ધિ જે વાત માનતી હોય, તેજ આપણે કરવું જોઈએ. બુદ્ધિને અગમ્ય વસ્તુ ગમ્ય છે, એમ બળાત્કારે કહેવામાં શો સાર છે? ગમે તે વિચારનું સ્વરૂપ તો ઈશ્વરમાં હશેજને? કારણ નહિ તો તેવિના ઈશ્વરવિષે મનન કે વિચાર કરીજ શકાય નહિં પણ એ સ્વરૂપ અસ્પષ્ટ છે. એ વાત ભૂલવી ન જોઈએ. જેમ જેમ આપણે ઈશ્વર વિષે વધારે વિચાર કરીએ છીએ તેમ તેમ તેના સ્વરૂપ વિષેની કલ્પના અને ચિન્હોનો આપણને ત્યાગ કરવો પડે છે. આ ઉપરથી તેનું અગાધત્વ અને "નેતિ નેતિ" સ્વરૂપ સિદ્ધ

થાય છે. ઉપાધિયુક્ત એવી બુદ્ધિને ઉપાધિ વિનાના ઈશ્વરનું જ્ઞાન થવામાં મુશ્કેલી હોય એ વાત સત્ય છે ને તેનું કારણ એ છે, કે એ બન્ને વચ્ચે આભ જમીનનું અંતર છે.

સામાન્ય લોકો આની ઉપર એવો આક્ષેપ લેશે, કે આવા અસ્પષ્ટ અને ઝાંખા તેમજ આકારવિનાના ઈશ્વર ઉપર વિશ્વાસ રહે એ અશક્ય છે. આવી કલ્પનાઓથી નીતિ અને માણસના મનમાંની મૂળભૂત ભાવનાઓ દુબળી બની જાય છે, એવું તેઓ માને છે. પણ તેનો એક જવાબ છે. હજારો વરસ લગી પુરૂષ સ્વરૂપ અથવા આકારયુક્ત અથવા વ્યક્ત સ્વરૂપમાં ઈશ્વરની ઉપાસના કરવાથી તેમને કેટલાક દિવસ લગી આવા અજ્ઞેય તત્વ ઉપર વિશ્વાસ મૂકતાં મુશ્કેલી દેખાશે.

રાજકીય બાબતોમાં જે કેટલાક લોકો એકસત્તાક રાજ્ય પધ્ધતિ સિવાય બીજી પધ્ધતિને પ્રતિકુલ હોય છે. તેમ ધર્મમાં પણ પ્રાથમિક અવસ્થામાંના લોકો પણ આવા અસ્પષ્ટ અને દુબળા ઈશ્વર ઉપર વિશ્વાસ મૂકવા માટે કદીપણ તૈયાર નહિં થાય. સંસ્કૃતિ પૂર્ણ થયા પછી આજ વિચાર તેમને ઠસ્યા વિના નહિ રહે એવી ખાતરી છે.

આ રીતે અનેક ધર્મમાં ભેદ હોય તોપણ મૂળભૂત તત્વ જે ઈશ્વર તે સૌને માન્ય છે. આ તત્વ જે પ્રત્યક્ષ અને મૂર્ત એવા સ્વરૂપમાં જુદા જુદા ધર્મોમાં બતાવવામાં આવ્યું છે તે સ્વરૂપ તત્વતઃ સત્ય હોતા નથી. પણ તાત્પુરતાં લાભકારી હોય છે. અનેક ધર્મો તે તે સમાજની અવસ્થામાં જે સંસ્કૃતિ હોય તેને અનુસરીને હોય છે. અને તેથી તે સમાજને લાભજ થાય છે. તેથી કોઈપણ ધર્મની નિંદા ન કરવી જોઇએ.

પરંતુ પ્રચલિત ધર્મ અને ધર્મ કલ્પનાઓ તાત્પર્યમાં લાભકર્તા છે, માટે તેમનેજ બદલવા એ કહેવું ખોટું છે. કારણ સંસ્કૃતિ અને જ્ઞાન બદલાતાં વધતાં, પહેલાંના ધર્મ બદલાઇ જાય ને તેમની જગ્યાએ નવા આવે એજ વસ્તુ યોગ્ય છે. તેથી દરેક જણે પોતાની શક્તિ અનુસાર નવા ધર્મોનો અંગીકાર કરવો જોઇએ. પુરાણ મતવાદી લોકની મશ્કરી ન કરવી તેમજ જુના વિચાર વાળાઓએ સુધારકોથી ને પ્રગતિવાળી વિચારકોથી બ્હીવું ન જોઇએ. બન્નેના મિશ્રણથીજ ધીમે ધીમે નવીન :પરીસ્થિતિની સાથે તાદાત્મ્ય થઇને સમાજને નવીન સુવ્યવસ્થિત પ્રગતિ પ્રાપ્ત થાય છે.

**અજ્ઞેય ક્ષેત્ર**—અજ્ઞેયવાદમાંનો એક મહત્વનો વિભાગ એને અજ્ઞેયક્ષેત્ર એવું નામ આપી શકાય. શાસ્ત્રજ્ઞોની એવી માન્યતા હોય છે કે જે આજે અજ્ઞાન છે તે કાલે જ્ઞાત થશે તેથી અજ્ઞેય જણાતી બાબતોનું ક્ષેત્ર દિવસે દિવસે વધારે સંકુચિત થતું જશે તો પણ કેટલેક અંશે તે ક્ષેત્ર વિસ્તૃત થવાનુંજ. કારણ માણસનું અજ્ઞાન એ શું છે અને શાને માટે છે એનો પરિચય જ્ઞાનવધ્યા પછીજ થાય છે. આથી અજ્ઞેયક્ષેત્ર ઓછું ન થતાં વધતુંજ જશે અને જીજ્ઞાસાવૃત્તિ પણ વધશે એવું થાલું અનુભવ પરથી કહી શકાય. અજ્ઞેય ક્ષેત્રની બાબતમાં આપણી કલ્પના વધારે ને વધારે નિશ્ચિત સ્વરૂપ લેતી જાય છે કોઇ એક વિષયનું સાધારણ જ્ઞાન થયું એટલે આપણું અજ્ઞાન આપણને સમજાય છે. અને તે સાધારણ જ્ઞાન પણ જો ન હોય તો તે વિષયના અસ્તિત્વનું પણ આપણને ભાન હોતું નથી.

અજ્ઞેય ક્ષેત્રમાં મરણોત્તર સ્થિતિ એ એક વિભાગ છે. આ વિભાગની બાબતમાં કોઈ પણ પ્રકારના નિશ્ચિત જ્ઞાનની અપેક્ષા રહે છે. શાસ્ત્રજ્ઞોએ એટલે કે શાસ્ત્રજ્ઞ કહેવડા વનારા ભૌતિક શાસ્ત્રજ્ઞોના આગ્રહી ઉપાસકોએ પરલોકને લગતું કશું જ્ઞાન હોવું શકય નથી અને દિવંગત કે મરણ પામેલી વ્યકિતનું અસ્તિત્વ બતાવનારા સંદેશા કે બીજી કોઇ બાબતો ને જુઠી માનવાની પ્રવૃત્તિ બતાવી છે. મરણોત્તર વ્યકિતને મરણોત્તર અસ્તિત્વ છે અને તે વ્યકિત કોઈ પણ ક્રિયા કરવાને શકિતમાન છે એ પ્રકારની શંકા ઉત્પન્ન કરનાર એટલાં બધાં દૃષ્યો ઉપલબ્ધ છે કે તેને જુઠાં માનવાં માણસના દુરા ગ્રહ શિવાય અશક્ય થઇ પડશે. જો મૃત વ્યકિના પરિણામો ચાલુ જગત ઉપર થઇ શકે છે અનેતે જીવતાં માણસોને સંદેશાઓ મોકલી શકે છે એ વાત માન્ય કરીએ તો જે ક્ષેત્ર પહેલાં અજ્ઞેય મનાતું તે હવે પછી કેવળ અજ્ઞાય છે એમ કહી શકાશે નહિં. ઇંગલંડમાંના ઘણા શાસ્ત્રજ્ઞો પર લોકવાસી વ્યકિતઓના ચમત્કારનું અસ્તિત્વ માનતા થયા છે. અને તેની શોધ માટે ' નેશનલ લેબોરટરી ' નામની સંસ્થા સ્થાપન કરવામાં આવી છે. જેઓએ આજે અદૃશ્ય વ્યકિતઓનું થોડું ઘણું પણ કાર્ય નિહાળ્યું છે તેઓ આગળ પ્રમાણે પોતાના અનુભવનું વિશ્વાસ પૂર્ણ વિધાન કરી શકશે.

(૧) પરલોકગત વ્યકિત પોતાની ઈચ્છા પ્રમાણે ઇહ લોકની વ્યકિત સાથે સંભાષણ કે સંદેશ વાહન કરી શકે છે.

(૨) પરલોકગત વ્યક્તિઓ અસંતુષ્ટ ઈચ્છા દ્વેષ પ્રેમ વગેરે ભાવનાઓનું આશ્રય સ્થાન હોઇ શકે છે અને તેથી ઈહ લોકની વ્યકિતઓને ત્રાસ કે સૂચના ઓ આપી શકે છે અને જુનાં વેર વરસો સુધી ચાલુ રાખી શકે છે.

(૩) પરલોક ગત વ્યકિત ઓને એટલે કે આત્માઓને કેટલીક બાબતોનું અધિક પ્રચંડ શકિત હોય છે તે વસ્તુનું અદ્રવ્યી કરણ કરી શકેછે એટલે કે તેને અદૃશ્ય કરી શકે છે અને અદ્રવ્યીકૃત વસ્તુને દ્રવ્યીકૃત કરી શકે છે.

(૪) પરલોક ગત વ્યકિત અથવા આત્મા ભારે વજન કે માણસો પણ ઘણે સાથે ઘણા થોડાજ વખતમાં લઈ શકે છે. એટલે કે હમણાં માણસ આ જગ્યા પર હોય તો થોડી મિનિટમાં સો બસો માઇલ દૂર પણ લઈ જઇ શકે છે.

(૫) પરલોક ગત વ્યકિત પર એટલે કે આત્મા પર કોઈ પણ પ્રકારનું પરિણામ કરવું એ જીવંત વ્યકિત ને માટે પણ શકય છે. એટલે કે મંત્ર વગેરે ઉપાયોથી ભૂત પિશાચ પર એટલે કે મૃત માણસોના આત્મા પર કાબુ મેળવવો અશકય નથી.

(૬) ભૂતપિશાચને કે મૃતાત્માને જુદા રૂપમાં આવિર્ભૂત થતાં આવડે છે. અને જીવતા માણસો તેને જોઈ શકે એવા માણસો મળવા પણ શકય છે.

(૭) આ મૃતાત્માઓ અન્ય વ્યકિતના મનમાં કે શરીરમાં પ્રવેશ કરીને તેની મારફતે અમુક ક્રિયાઓ કરાવી શકે છે.



# ગુજરાતી જ્ઞાનકોશ.



**આ.**—અર્થ નિશ્ચય— ૧ વર્ણ માલામાનો બીજો અક્ષર. શબ્દને એ ઉપસર્ગ લાગ્યો હોય તો તેનો ( સંસ્કૃતમાં) અર્થ– ૧. अपचयः જેમકે-ओष्णम् ( = જરા ઉષ્ણ आ અને उष्ण માંથી ) ( ૨ ) વિસ્તાર જેમકે आभोग ( = પર્યાપ્તિ आ અને भोग = સુખ). ઉપક્રમ વિષયક મર્યાદા જેમકે आसमुद्रात् (સમુદ્રથી) आजन्मतः ( જન્મથી ). ૪ સમાપ્તિ વિષયક મર્યાદા જેમકે आफलोदयं ફળ મળે ત્યાંસુધી) आसमुद्रम् (સમુદ્ર સુધી ) ૫ અંતર્ભૂત કરનારી મર્યાદા જેમકે आक्रमण ( પૂર્ણ સંચાર ), आसकलात् ब्रह्म (સર્વ વસ્તુનો સમાવેશ બ્રહ્મમાં થાયછે. )૬ અતિરિકત શબ્દ જેમકે आभास, आघ्राण, आघात, आल्हाद. એવોનો અર્થ ભાસ, ઘાણ, ઘાત, અને લ્હાદ એમજ થાયછે. એ ઉપસર્ગ શબ્દાર્થ અને વિનિયોગ વિસ્તૃત (પહોળો–વિસ્તાર) કરે છે, સકુંચિત કરે છે ઉંધો કરે છે, નહિંતો બદલીનાંખે છે જેમકે आग्रह आ અને ग्रह = લેવું એશબ્દથી–એક વખત લીધા પછી [( મત કે કાર્ય ) કાયમ રાખવું, आचार ( आ અને चर = ચાલવું શબ્દ પરથી)–ચાલવું ( ધર્મ પ્રમાણે ), आगमन ( आ અને गमन – જવું એશબ્દપરથી )—આવવું; आमोद ( आ અને मोद આનંદ )—સુવાસ, आकृति ( आ અને कृति )–રૂપ.

અ ક્ષ રા કૃ તિ વિ કા સ—આ એ સ્વરના ચિન્હના વિકાસ સંબંધમાં ધ્યાનમાં લેવા જેથી બાબત એ છે કે બીજા સ્વરનાં સ્વતંત્ર અને વ્યંજન સંયોગી ચિન્હને જુદાં જુદાં રૂપો હોવા છતાં आ એ સ્વરની બાબતમાં માત્ર બીજા અક્ષરપ્રમાણે अ એ સ્વરાક્ષર નેજ आ એ સ્વરનું વ્યંજન સંયોગી ચિન્હ લગાડીને તે અક્ષર લખવાની બહુ પૂર્વાપારથી રીત ચાલી આવેલી છે. ( જુનીરીત રૂઢ છે. ) અર્થાત आ એ શબ્દનો વિકાસ એટલે अ એ અક્ષરના વિકાસ ઉપરાંત आ એ સ્વરનો વ્યંજનસંયોગી ચિન્હનો વિકાસ છે એમાંનો પહેલો વિકાસ ક્રમ अ એ મથાળા નીચે પડે લાંજ આવીગયા ( વર્ણદિગિયો ) હોવાથી ફકત બીજાજ વિકાસક્રમનો અહિં આ વિચાર કરવાનો છે. નાગરી લિપિમાનાં જુનામાં જુના ઉપલબ્ધ લેખમાં એટવે ખ્રી. પૂ ત્રિજા સૈકાના અશોકના લેખમાં आ એ સ્વરનું વ્યંજન સંયોગી ચિન્હ, એ વ્યંજનક્ષરનાજમણી બાજુએ સાધારણરીતે માથ.પર ( મથાળે ) ક્વચિત્ વચ્ચે, એક ન્હાની આડી રેષા હતી. આ સ્વરના ચિન્હમાં ( અત્યારે છે તેમાં ) ફરક કરાવાની જરૂર માલમ પડવાનું કારણ મુખ્યત્વે કરીને ज એઅક્ષરનું રૂપ હશે એમ લાગે છે. કારણ કે એ અક્ષરની જમણી બાજુએ નીચે, ઉપર અને વચ્ચે એ ત્રણે ઠેકાણે આડી રેષા હોવાને લીધે आ એ સ્વરનું ચિન્હ જોડતી વખતે સ્પષ્ટ વ્યક્તિ માટે આડી રેષા ઉપર કે નીચે દોરવામાં આવી. ज એ અક્ષરસંબંધીની અડચણ જે જે અક્ષરોના રૂપમાં જમણ બાજુએ આડી રેષા હતી તેને ઓછાવત્તા પ્રમાણમાં લાગુપડી. તેથી ઉપર્યુકત દર્શાવેલું ચિન્હ બીજા વ્યંજનોની બાબતમાં પણ લાગું પડતુ પરંતુ ઉપર ઉપયોગમાં આણેલા ચિન્હના इ કારના ચિન્હની સાથે સાદશ હોવાને લીધે છેવટે નીચે રહેલું ચિન્હજ પ્રચારમાં આવ્યું. અને તેનો ઉત્તરોતર વિકાસ થઇ आ કાર નો કાનો હવે જે પ્રચારમાં છે તેજ રહયો. ઇ. પૂ બીજા સૈકં જેટલા પ્રાચીન ભટી ત્રોલુમાં લેખમાં વ્યંજનને જોડેલું આકારનું ચિન્હ નીયમ પરથી નીચે વાળેલા જડે છે. આ એક અપવાદ છોડી દઇએ તો આકારનું ઉપર વળાવેલું ચિન્હ ખ્રી–પૂ. પહેલા સૈકાની શરૂઆતમાં ( મથુરાનો મહાક્ષેત્રપ શોડસનો જૈન લેખજુઓ ) અને નીચે વળાવેલું ચિન્હ ઈસવી સનના બીજા સૈકાના અરસામાં ( ગીરનારની શિલાપર રૂદ્રદામાનો વા અમરાવતીનો લેખજુઓ ) પ્રથમ નજરે પડે છે ચોથા સૈકાના પલ્લવવંશના શિવસ્કદવર્માના દાનપત્રમાં તો આ નીચે વળાવેલા ચિન્હનો જયાં ત્યાં ઉપયોગ કરેલો નજરે પડેછે. તથાપિ अ એ સ્વરાક્ષરને અને એના વ્યંજન સંયોગી ચિન્હને અત્યારે છે એવું સ્પષ્ટ રૂપ દશમાં શતકસુધી આપેલું જણાતું નથી. ( છિંદવરી લલ્લનો દેવલનો લેખ જુઓ ) પ્રાચીન સમયના કેટલાક લેખોમાં आ બનાવવામાટે अ એઅક્ષરને હમણાંના ઉકારના જેવું ચિન્હ જોડેલું જણાઈ આવેછે.

[ મોલ્સ્વર્થ અને કેંડી–મરાઠી ઇંગ્રેજી કોશ, વા. શિ. આપટે–સંસ્કૃત ઇંગ્રેજી કોશ, ઓક ભારતીય પ્રાચીન લિપિમાલા.]

**આઇની અકબરી**:—અકબર કાલીન પરિસ્થિતિદર્શક અબુલફઝલનો ગ્રંથ. અકબર નામા નામના પ્રચંડ ગ્રંથનો આ ત્રીજો ભાગ છે. આની

રચના ઈ. સ. ૧૫૯૮ માં પૂરી થઈ. આ વિષેની માહિ-તી 'અબુલફઝલ' નામના લેખમાં આપવામાં આવી છે. ચંદ્રગુપ્તકાલીન લોકસ્થિતિ અને રાજકારભાર વિષેની સંપૂર્ણ માહિતી જેમ કૌટિલ્યના અર્થશાસ્ત્ર ઉપરથી ખબર પડે છે, તેમ આ ફારસી ઈતિહાસ-પરથી અકબરના વખતની પરિસ્થિતિનું ઉત્તમ જ્ઞાન થાય છે. ઈ. સ. ૧૭૮૩ માં ફ્રાંસિસ ગ્લેડિવન નામના અંગ્રેજ લેખકે મૂળ ફારસી ગ્રંથનું અંગ્રેજીભાષામાં ભાષાંતર કર્યું અને વૉરન હેસ્ટિંગ્સે આ ભાષાંતર પ્રસિદ્ધ કરવાની બાબતમાં સરકાર તરફથી થોડીઘણી મદદ અપાવી તેથી તેનેજ અર્પણ કરવામાં આવ્યું. ગ્લેડિવનનું આ ભાષાંતર લંડનમાં પ્રસિદ્ધ થયું. (૧૮૦૦) ઈ. સ. ૧૮૪૮ માં પ્રો. બ્લૉકમને કરેલું ભાષાંતર આના કરતાં સારૂં છે. આઇની-અકબરીનું મરાઠીમાં પણ એક ભાષાંતર છે.

**આંકડાનુ શાસ્ત્ર**,ઉપોદ્ઘાત—જે કાંઇ શાસ્ત્રોકે અભ્યાસ પદ્ધતિઓ પાશ્ચિમાત્ય લોકોના સંસર્ગથી આપણા દેશમાં આવી છે તેમાનુંજ આ એક શાસ્ત્ર છે. આને પહેલવહેલાં ઇંગ્લાડમાં પોલિટિકલ એરિથ-મેટિક એમ કહેતાં પણ હવે જર્મન શબ્દ સ્ટેટિસ્ટિક્સ એજ પ્રચારમાં છે. સ્ટેટિસ્ટિક્સ શબ્દ લૅટિન સ્ટેટસ એ શબ્દમાંથી આવ્યો છે. આવા લેટીન સ્ટેટસ શબ્દનો અર્થ યુરોપિયનઇતિહાસમાંના મધ્યયુગમાં (મધ્યજુગમાં) રાજ્ય એમ થાય છે. તેથી પ્રથમ આ શબ્દ રાજ્યસ્થિતિ સંબંધ નો કાંઇ અભ્યાસ કરવો હોય ત્યારે વાપરવામાં આવતો. પણ ૧૮ માં સૈકાથી એનો અર્થ અંકવિષયક એમ માન્યો છે.

ઇતિહાસ—સ્ટૅટિસ્ટિક્સ એ એક દત્તકશાસ્ત્ર છે. આકડાનુશાસ્ત્ર શાસન શાસ્ત્રને દત્તક આપવા મ આવ્યું, આકડાનુ શાસ્ત્ર એ એક ક્રિયા, પણ નામમાત્ર સંસ્થાન વિષયક એવો જે ઘોટાળો (ભાંજગડ યુરોપિયન લોકો એ કર્યો તેનું કારણ આપણે શોધી કાઢવું જોઈએ.

સ્ટૅસ્ટિક્સનો ઇતિહાસ આપવો એટલે બે જુદા જુદા ઘરનો ઈતિહાસ આપવો. જેમકે એક સંસ્થાન વિષયક જ્ઞાનનો અને બીજો આંકડાપદ્ધતિનો. સંસ્થાન વિષયક જ્ઞાનમાં આકડાંપદ્ધતિ મળીને, આખરે આંકડાપદ્ધતિનેજ સંસ્થાન વિષયકનામ કેવીરીતે આપ્યું એનો ઇતિહાસ આપવોજોઇએ.

આંકડાશાસ્ત્રની પૂર્વપીઠિકા—રાજ્યકારભાના જે કાંઇ વિષયનું જ્ઞાન બહુજ જરૂરીઆત હોય તે પરિણા-મકારક (અસરકારક) બને એટલાસારૂં આંકડા એકત્ર કરવાનું જ્ઞાનબહુજ પુરાતન સમયથી પ્રચારમાં છે રોમન લોકો પોતાના રાજ્ય ની સંરક્ષણ સાધનની માહિતી બરાબર મેળવવા માગતા હતા એટલા સારૂ એવો એ નિયમિતરીતે શિરોગણતી કીધી હતી એમજણાય છે. પરંતુ રાજ્ય વ્યવસ્થા ઉપરાંત બીજા વિષયોના જ્ઞાન માટે પ્રયત્ન અને બીજી જે કેટલીક બાતમી મળેલી છે, તેનો પદ્ધતિસર ઉપયોગ કરવાની રીત એ બધું ગયા ત્રણ સૈકાથી ચાલુ છે. જૉન ગ્રૅને નામના અંકશાસ્ત્રવેત્તાએ એકગ્રંથ લખ્યો છે. (લંડન ૧૬૬૬) પરંતુ કેટલાકનામતે એ ગ્રંથસરવિલ્યમ પેટીએ ૧૬૮૧ માં લખ્યો એવું છે. પણ એવો ગ્રંથ લખવાની "પેટીની" યોગ્યતાજ નથી કારણ કે પેટી એટલો જાડો વિદ્વાન હતો કે જેણે-ખાલી-દરીઆમાંની માછલી ગણવાની અજબ યુક્તી શોધીકાઢી છે. સાંપ્રતના કાર્નેલયુનિવ્હર્સિટીના ડીન હલ એમણે પેટીના સાથગ્રંથોની આવૃતિ છાપેલી છે તેમાં ગ્રંટનો ગ્રંથ પણ છાપ્યો છે. પણ એમણે પણ એવો અભિપ્રાય આપ્યો છે કે એ ગ્રંથ ગ્રંટેજ લખેલો હોવો જોઈએ.

સંસ્થાન વિષયક શાસ્ત્રની પૂર્વ પીઠિકા—ફ્રેન્સેસ્કોન્સોહિનો નામના ગૃહસ્થનું ડેલગોવેર્નો એ આમનિસે ત્રિઓની ડીલાયવ્હર્સી રેનીએ રેતબ્લીક નામનું એક પુસ્તક કે જેમાં દેશવર્ણન કરેલું છે પણ આંકડા ગણતી નથી એવું ૧૫૮૩ માં પ્રસિદ્ધ થયું. બીજા એવાંજ પુસ્તકો ૧૬ માં સૈકાની આખરે, ઇટલી અને ફ્રાન્સમાં પ્રસિદ્ધ થયાં. સતરમા સૈકાના પૂર્વાર્ધમાં રાજ્યકારભાર અને આયવ્યયશાસ્ત્ર જેના વિષયોના ગ્રંથોમાં અંકની યોજના કરવાની પ્રવૃતિ ઘણી રૂઢ થઈ. વર્ણનશાસ્ત્ર ઇતિહાસમાનાં બે મ્હોટા માણસના નામજેવાકે કૉનરિંગ (૧૬૦૬-૧૬૮૧) અને આ કેનવાલ (૧૭૧૯-૧૭૭૨) એવા છે. સામાન્ય રીતે, સ્ટૅટિસ્ટિક્સ, શબ્દનો અર્થ જીઆકેન્વાલ એ ઉપયોગમાં આણ્યો એમ મનાય છે.

જર્મની માનાં શાસ્ત્રસ્વરૂપાંતરનો ઇતિહાસ જે. પી. સુનમિલ્ખે ઇ. સ. ૧૭૬૧ માં એક ગ્રંથ છાપ્યો એના પછી સ્ટૅટિસ્ટિક્સ શબ્દનું અર્થાંતર થયું સુસમિલ્ખ આ એક પ્રશિઆમાંનો પરમાર્થ-માર્ગોપદેશક હતો. એણે વર્ણનાત્મક અંકપદ્ધતિ અને શાસન શાસ્ત્રવિષયક ગણિત પદ્ધતિ એકત્ર કીધી છે. એણે સમુચ્ચયાત્મક નિરીક્ષણનો ઉપયોગ પરિ-ણામાત્મક જ્ઞાન કરત્વવાની પદ્ધતિ વાપરી અને એનો ઉપયોગ સમાજશાસ્ત્રમાં કર્યો. એના ગ્રંથનોઉપદશ (હેતુ) એવો હતો કે આંકડાશાસ્ત્રની-સહાયથી પરમેશ્વરનું અસ્તિત્વ સાબીત કરીશકાય જોકે દરક માનવનું જીવન કે મરણ આકસ્મિક અને ક્ષણભંગુર માનવામાં આવે તો પણ સૂક્ષ્મદષ્ટિએ જો એનો અભ્યાસ કરવામાં આવે તો

જગંશ્રિયંતાનુ અસ્તિત્વ અને પ્રભુત્વ જણાઈ આવે એમ એણે જન્મમરણના આંકડાશાસ્ત્રથી સાબીત કર્યું છે. આખરે વર્ણનાત્મક સંસ્થાન શાસ્ત્રજ્ઞો એપણુ આંકડાની ઉપયુકતતા માન્યકરી સુસ્‌મિલ્ખના ગ્રંથનું પરિણામ એવું આવ્યું કે સંસ્થાન-શાસ્ત્રજ્ઞમાં ગણિત વિષયકપંથ નિકળ્યા અને આવા પંથવાળાઓએ વર્ણનપર બહિષ્કાર કર્યો (નાંખ્યો). હવે એનેબીજાઅંકશાસ્ત્રજ્ઞોએ પેતાની શોધચાલુ રાખી અને ૧૮ માં સૈકામાં લોકોની સ્થિતિ વિષયના આંકડા ભેગાકરી આ એક વર્ગ વધતો ગયો. મૃત્યુ-સંખ્યાના કોષ્ટકો કેટલાકે તૈયાર કર્યા. આર્થર યંગ હ્યુમ, અને બનો મિરાબો વગેરે ગ્રંથકારોએ શાસન શાસ્ત્રોપરના વાદવિવાદમાં આંકડાનો ઉપયોગ કરવાની પદ્ધતિ ચાલુ રાખી. એ બન્ને પંથ ૧૮૫૦ સુધી જુદા હતા પછી અર્વાચીન સમયે તે એકત્ર થયા અને પ્રત્યેક પંથ બીજા પંથના મતનું મહત્વ માન્ય કરે છે.

હવે આ બન્ને પંથના નામાંતર મૂલક કલહમાં નપડતા, જે કેટલાંક પ્રસિદ્ધ આંકડાશાસ્ત્રજ્ઞોએ, આંકડાશાસ્ત્રના સહાયથી સમાજાભ્યાસ કર્યો તેમને વિષેની એવી માહિતી છે.

પ્રથમતઃ ડૉ. એડમંડહૅલે (૧૬૫૬-૧૭૪૨) નું નામ મુખ્યત્વે કરીને ગ્રૅન્ટ અને પેટીના પછી આવવુ જોઇએ. એણે ૧૬૯૩ માં મનુષ્યજાતની મૃત્યુસંખ્યા પ્રમાણુ એ વિષયપર રાયલ સોસાયટીને નિબંધ લખી આપ્યો. એણે બ્રેકવરસના ઉપરના એકહજાર બાળકો-ની સંખ્યા ગણી અને દરેક વર્ષે કેટલા મરણ પામેછે તે ગણી કાઢયાં. (વીમોજુઓ) પછી પહેલા, બીજા, અને ત્રીજા વરસમાના જીવન્ત બાળકોને દરેક વરસની મૃત્યુસંખ્યાસાથે પ્રણામથયા નીચે પોતે મેળવેલી માહિતી ભેગીકરી, એક મૃત્યુપ્રમાણનું કોષ્ટક તૈયાર કર્યું એને હૅલેનું કોષ્ટકહેવાય છે. તેમજ જો આજ આકસ્મિક મૃત્યુ ન થાત ભાવિ આયુમર્યાદા, કેટલીક અને એની શાસ્ત્રીયરીતે કલ્પના કરી નુકસાન કેટલું થયું તેની કિંમત કાઢવાનીરીત ડૉ. હૅલેને શોધી કાઢી છે.

બેલ્જમમાનો મોટો આંકડાશાસ્ત્રજ્ઞ કેટલે (૧૭૯૫-૧૮૭૪) ને જે ગતિ (જોર) આપી તેના પરિણામે ઇ. સ. ૧૮૩૪ માં સ્ટૅટિસ્ટિકલ સોસાયટી ઑફ લંડન સ્થપાઈ. સમાજઅભ્યાસ માટે આ સંસ્થા સ્થાપવામાં આવીહતી એવો ઉદ્દેશ આંકડા-શાસ્ત્રનો નહતો એમ એના પેહેલા ગ્રંથ પરથી માલમ પડે છે. એના ઘણો ઉપયોગ યુનાઇટેડ કિંગડમાં તેમજ બીજા કેટલાક અંકશાસ્ત્રની શોધ માટે થયો હતો.

કેટલેનું આશાસ્ત્રવિષેનું મુખ્ય કાર્ય એ આજ સુધીના આંકડાપંડિતોમાં રહેલું સમાજવિષયક વ્યવહારિક જ્ઞાન પરિણામાત્મક બનાવવા પ્રવૃત્તિ વધારવી એ હતું.

ઉદાહરણાર્થ— સમાજમાં જુદાજુદા વયમા મૃત્યુ કેટલા પ્રમાણુમાં થાય છે. એ બાબતના નિર્ણય સંબંધી સંશોધકો પ્રયત્ન કરતાં. કોઈપણુ સામા-જીક કે આર્થિક શાસ્ત્રાંતર્ગત વિષયના ક્ષેત્રનું પૂરે પુરૂ જ્ઞાન અને અંશાભ્યાસથી થએલું પ્રત્યક્ષ જ્ઞાન એ બનેનું અંતર બને તેટલું કમતી કરીશકાય એવો સર્વ શાસ્ત્રનો અન્તિમ હેતુ હોવોજોઇએ કોઈપણ બાબતનું સૂક્ષ્મ દૃષ્ટિએ અવલોકન કરીએ તો એ બાબતનું સંપૂર્ણ જ્ઞાન મેળવી શકાય. પરંતુ જો અવલોકનક્ષેત્ર મર્યાદિત હોય તો એના પ્રમાણમાં સત્ય સંપૂર્ણ ન મળતાં કેવળ સંભાવ્ય સત્ય આપણાં હાથમાં આવે. અવલોકન ક્ષેત્રની લઘુદીર્ઘતાથી સત્ય વિષયક અંદાજમાં ફેર પડે સંભાવ્ય સત્ય અને સંપૂર્ણસત્ય એ બન્નેનું અંતર દર્શાવિનાર રેખા "સંભાવ્યતારેખા" છે નિરીક્ષણાથી મેળવેલા પરિ-ણાત્મક જ્ઞાનમાં પરસ્પરસંબંધ શો છે એ સંભાવ્યતા રેખાનો ઉપયોગ કરી કેટલેએ બતાવ્યું અનેઆંકડા શાસ્ત્ર શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું અને આ અભ્યાસમાં રેખાગણિત એવા પ્રકારે (ત્રિત્રાથી) એને લીધે અભ્યાસ નું ક્ષેત્ર તેમજ ફલદ્રુપતા વધાર્યાથી, એ કેવળ પદ્ધતિજ છે. કે શાસ્ત્ર બનવા માંડયુ છે તેની ચર્ચાને અવકાશ મળ્યો. આંકડાશાસ્ત્રને, પદ્ધતિ કે શાસ્ત્ર કહેવું.

આંકડાશાસ્ત્રને પદ્ધતિ ને બદલે શાસ્ત્ર કહેવું કે કેમ એ પ્રશ્ન દરેકની અભિરૂચીનો છે. આપ્રશ્નના વિવેચનમાં જુદાજુદા વિદ્વાનોએ આ શાસ્ત્રની જુદી-જુદી વ્યાખ્યા કરી છે. એ વ્યાખ્યામાં સંસ્થાનવિષયક જ્ઞાન કે આંકડાપદ્ધતિ એ બન્ને વિષયની કલ્પના મિશ્રથઈ છે. આંકડાશાસ્ત્ર, શાસનશાસ્ત્રને હસ્તક ગયું જેથી શાસનશાસ્ત્રને અંગભૂત રહેલી કેરવીલીક સંસ્થા-નવિષયક કલ્પના, આંકડાશાસ્ત્રમાં એટલે સ્ટૅસ્ટિકસ માં આવી (ઉતરી) આપ્રકારની કલ્પના દૂર કરી કેવળ આંકડાશાસ્ત્ર જુદુંભીન્ન કરવાનુ કામ મનુષ્યનાં પુરાણ પ્રિયતાને લીધે કંઇકકાલ સુધી દુર્ઘર થયું. અનેક વિદ્વાનોએ આંકડાશાસ્ત્ર અને સંસ્થાન વિષયક જ્ઞાનનો સંબંધ તદ્દન જુદો પાડવાનો પ્રયત્ન કર્યો, પરંતુ આવો સંબંધ બહુજ નિકટ દૃઢ હોવાને લીધે એમણે આમ કરવા બાબતમાં સ્ટૅટીસ્ટીકસની જેવ્યાખ્યાઓ આપી છે. તે બહુજ ગુંચવણુ ભરેલી જણાય છે. દાખલા તરીકેની એની કેટલાક વ્યાખ્યા ઓ આપેલી છે.

મૉરિસ બ્લૉક (૧૮૧૬-૧૮૯૮):—આંકડાથી જેટલું વ્યક્ત કરીશકાય તેટલું સમાજમાં રહેતા મનુષ્યો સંબંધીનું જ્ઞાન. આ શાસ્ત્રને 'જનવર્ણન' ('ડિમૉગ્રફી') એ નામ આપવુ.

વ્હાનમેર (ગ્રંથકાલ ૧૮૭૭) કહે છે—સમાજમાની કેટલાંક હકીકતોનું સૂક્ષ્મદૃષ્ટિએ પરિણામક અવલોકન કરીને, એ અવલોકનના પાયાપર મનુષ્યના સમાજીક જીવનક્રમવિષે બાંધેલા કેટલાક નિયમો અને તેનું પદ્ધતિસર વિધાનને વિવરણ એવી સ્ટૅટિસ્ટિકલ ની વ્યાખ્યા આપી શકાય.

ગૅબૅગ્લીઓ ૧૮૮૦ માં કહે છે—સ્ટૅટિસ્ટિકસ સંજ્ઞાનો જો વિસ્તૃત અર્થ લઇએ તો તે પધ્દતિ છે. અને સંકુચિત અર્થ લઇએ તો તે શાસ્ત્રછે ગણિત શાસ્ત્રના નિયમાનુસાર કરેલા પ્રત્યક્ષ સંકલનાના યોગથી શાસન શાસ્ત્રાંતર્ગત સમાજ શાસ્ત્રના વ્યવસ્થાનો અભ્યાસ કરવો, આ શાસ્ત્ર એ દૃષ્ટિએ સ્ટૅટિસ્ટિકસનો પ્રતિપાદ્ય વિષય છે પ્રો. જે કાનરાડ, પ્રો. લેકિસસ, પ્રો. વેસ્ટરગાર્ડ વગેરે જર્મન ગ્રંથકાર. બ્લૉક અને વ્હાનમેર એના મતને અનુસરે છે. પરંતુ બર્લિનના ડૉ. ઑગષ્ટ મિટ એને પોતાના પુસ્તકમાં (૧૯૦૩) સ્ટૅટિસિકસના હક્કનું ક્ષેત્ર ઘણું સંકુચિત કર્યું છે. ફ્રાન્સમાં પ્રો. લૅન્ડે લિસ્સે અને પ્રો. ફર્નાંડ ફૅરે વગેરે લોકોએ મુખ્યત્વેકરી પધ્દતિ છે એજ મતનો પુરસ્કાર કર્યો હતો.

ઈ. સ. ૧૮૩૦ ને ૧૮૫૦ ના હાલમાં પ્રસિધ્દ થએલા કેટલાક ગ્રન્થોમાં એકાદ દેશના શાસનશાસ્ત્ર વિષયક ભૂવર્ણનેન સ્ટૅટિસ્ટિકસ એવી સંજ્ઞા આપી છે અને એવી રીતે સ્ટૅટિસ્ટિકસ અને પોલિટિકલ ઍરિથમેટિક બન્નેનો ભેદ વ્યક્ત કર્યો છે. મૉરીસ બ્લૉકે આ પ્રકારના સ્ટૅટિસ્ટિકસને જનવર્ણન એવું નામ આપવું જોઇએ એવી યોગ્ય સૂચના કરી છે. અર્થશાસ્ત્રની ઐતિહાસિક પધ્દતિના પ્રચારક રોશર અને હિલ્લેબ્રૅંટ પછીના પ્રસિદ્ધ પ્રચારકર્તા જોનાઈસનું એવું માનવું હતુ કે સ્ટૅટિસ્ટિકસનો ખરો શાસ્ત્રીય ભાગ 'આંકડા' એજ છે. ૧૯ માં સૈકાના ઉત્તરાર્ધના કેટલાક પ્રસિદ્ધ આંકડાશાસ્ત્રજ્ઞોએ નાઈનો આ મત સ્વીકાર્યો છે. અર્વાચીન લેખકોમાંના ઘણા ખરાતો વિશેષતઃ જર્મનીના લેખકનો એવો મત છે કે મનુષ્યના સામાજિક જીવનક્રમ સંબંધીનું શાસ્ત્ર અને સર્વ શાસ્ત્રાને લાગુ પડે એવી શોધ પદ્ધતિ. એવાં અંક કે આંકડા પદ્ધતિના બે સ્વરૂપોછે (અર્થાત્ પદ્ધતિ ઓની જોકે ભીન્નતા માલમ પડે છતાં એ નામને અન્વર્થક એવું કાંઈપણ ક્ષેત્ર એ પદ્ધતિમાં ઘુસાડી દેવા માટેની એ તાલાવેલી છે. હૅાનમેર હોરોઃફ ટર ગૅબૅગ્લીઓ અને બ્લૉક એ બધાઆ મતના પ્રચારક હતા ડા. ડબ્લ્યુ. એ. ગાય, પ્રો. જે. કે ઈન્ગ્રમ (૧૮૨૩-૧૯૦૭) સર રૉસન. ડબ્લ્યુ. રાસન, સર રાબર્ટ જીફ્ફેન. મિ. એ એલૂ બોલે એવા ગ્રંથ કારોએ અંક પદ્ધતિનું વ્યાવહારિક ઉપયોગનું વિવરણ કરેલું છે. અર્વાચીન આંકડા શાસ્ત્રજ્ઞોમાં ડૉ. વિલ્યમ ફાર (૧૮૦૭-૧૮૮૩) મુખ્ય ગણાય છે. એ ૧૮૩૯ તે ૧૮૮૦ સુધી રજીસ્ટ્રારજનરલની ઑફિસમાં હતો. અને એ કાલમાં લખેલા વાર્ષિક અને દશવાર્ષિક રિપોર્ટમાં એણે આંકડા શાસ્ત્રવિષયક હતી મહત્વની માહિતી એકઠી કરીછે. આ રિપોર્ટમાંથી કેટલાક ઉતારા લઈ નોએલ. એ. હમ્ફ્રેયે ફાયાલ સેટિસ્ટિકસ નામનો સ્મારક ગ્રંથ તૈયાર કર્યો. આ ગ્રથમાં હંફ્રેએ પોતાના જીવન ક્રમની પણ માહિતી આપેલી છે. લૅન્સેટ, ટાઇમ્સ વગેરે તત્કાલીન (સમકાલીન સામાયિ પરથી એના જીવન ક્રમની માહિતી ઉપલબ્ધ થાય છે. હંફ્રેનો ગ્રંથ જોબહુ મ્હોટો (વિસ્તૃત) લાગતો હોય તો આપધ્દમ કહેવાનો ન્યુજોમનો ગ્રંથ વાંચવો.

ડૉ. ફાર બહુ મોટી યોગ્યતાવાળો પુરુષ હતો. મૉરીસ બ્લૉકે ડૉ. ફારનો બહુજ આદર પૂર્વક ઉલ્લેખ કર્યો છે. પણ એની યોગ્યતાં ઇંગ્લાડમાં પૂરે પૂરી સમજાઈ નથી. સેન્સસ, ઇંટર નૅશનલ, સ્ટૅટિસ્ટિકલ કૉંગ્રેસ સોશ્યલ સાયન્સ અસોસિએશન, રાયલ સ્ટૅટિસ્ટિકલ સોસાયટી બ્રિટિશ મેડિકલ એસોસીએશન વગેરે અનેક સંસ્થાનો, એનો સંબંધ હતો. અને એ સંસ્થામાટે એણે ઓછાવત્તા પ્રમાણમાં ગ્રંથો લખ્યા છે. એ (ઉપરાંત એણે કેટલાક પરચુ પણ ગ્રંથ, નિબંધ, અને કાગળો છે. અમેરિકામાં અત્યારે રહેલા પ્રસિદ્ધ આંકડાશાસ્ત્રજ્ઞો ડૉ. વૉલ્ટર, એફ. વિલ્કૉકસ, આયર્વિંગ ફિશર (યેલના) અને જૉન, કૉ, વિલગ્જ છે. ડૉ. વાલ્ટર. એફ. વિલ્કૉકસ એવો અમેરિકાના ખાને સુમારી ખાતાના, શાસ્ત્રીય રીતે કેવી રીતે કામ કરી શકાય એ સંબંધી મંત્રી છે. એમણે આંકડા શાસ્ત્રના સહાયથી કેટલું કાર્ય કર્યું છે તે ૧૯૦૧ સાલનાં ખાને સુમારીના રીપોર્ટ વાંચ્યાથી સહજે માલમ પડશે. વિવાહ અને ઘટ સ્ફોટ સંબંધીના તેમજ નિગ્રોસંબંધીના, આંકડા ઓ નો નેૈં એમનો અભ્યાસ પ્રસિદ્ધ જ છે. અમેરિકામાં પિટ્રકિન અનેટકકર એ બે આંકડા શાસ્ત્રજ્ઞો થઇગયા એવો એ આંકડાશાસ્ત્રનો વિશેષ પદ્ધત સર રીતે અભ્યાસ કર્યો ન હતો. તથાપિ પોતાની બુદ્ધિથી આંકડાનો ઉપયોગ અર્થ શાસ્ત્રનાં સિદ્ધાંતો ના સ્પષ્ટી કરણ માટે એમણેજ કર્યો છે.

આંકડાશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર—ઘણા

પંડિતો એ આંકડા શાસ્ત્રની સહાયથી માનવી સમાજની વ્યવસ્થા સંબંધી વિચારો દર્શાવ્યા છે.

આંકડા પદ્ધતિ શિવાય માનવી સમાજના સ્વરૂપનું પૂર્ણ જ્ઞાન કદિ પણ ન થાત એ વાત કબુલ કરવીજ જોઇએ. સમાજનું સામાન્ય ધર્મ શોધન જે પ્રકારે નિશ્ચિત થઈ શકે અને પ્રત્યેક વર્ષે સમાજ-સમૂહમાં થતા ફેરફાર જે પ્રકારથી દૃષ્ટિએ આવે એને માટે પ્રસ્તુત અંક પદ્ધતિ એ એકજ સાધન છે. સમાજનો અભ્યાસ આધુનિક શાસ્ત્રજ્ઞો વિશેષતઃ ત્રણ પ્રકારે કરે છે. પહેલો પ્રકાર ઐતિહાસિક પ્રકાર, એટલે કે સમાજના ઇતિહાસનો તેમજ અવસ્થાંતરનો અભ્યાસ. બીજો પ્રકાર- તુલનાત્મક અભ્યાસ હોઇ જુદા જુદા સમાજની તુલના કે સર-ખામણી કરવાની જુદા જુદા સમાજ સરખા કે જેમની બહુજ ઓછી પ્રગતિ થઇછે. એવા સમાજનાઅભ્યાસ પરથી વધુ પ્રગતિ થએલી છે એવા સમાજના લોકોની પૈતૃક સ્થિતિ કે હાલત કેવી હતી એ તુલનાત્મક અભ્યાસ પરથીજ જાણી શકાય. 'તુલનાત્મક' શબ્દનો અર્થ સ્પષ્ટ છે. તથાપિ એટલું તો ખરૂં કે આવા પ્રકારના અભ્યાસને થોડું ઐતિહાસિક સ્વરૂપ પ્રાપ્ત થાયછે. જ્યાં પ્રત્યક્ષ ઇતિહાસ ઉપલબ્ધ નથી ત્યાં શાસ્ત્રીય પદ્ધતિથી તેના પૂર્વ સ્વરૂપ વિષે કલ્પના કરવી પડેછે શીરીતે એ કલ્પના કરી શકાય એની દીશા ઉપર જગાવી છે, ત્રીજોપ્રકાર- અંકડા શાસ્ત્ર વિષયક સમાજાભ્યાસ એટલેસમાજ અંતર્ગત સ્થિતિના બે અંગનો સંબંધ. આંકડાના પુરાવાથી જાણવો એ છે. સામાજિક માનસ શાસ્ત્રાત્મક અભ્યાસ એ પણ એક પ્રકારનો સમાજાભ્યાસ છે. એ પ્રકારના અભ્યાસનું વિવરણ ગસ્ટાવ્હ લંબ જેવા ગ્રંથકારોએ કર્યું છે. એણે સમુહનું માનસશાસ્ત્ર અને રાજ્યક્રાંતિનું માનસશાસ્ત્ર એ વિષયોનો સારો અભ્યાસ કર્યો છે ગૅબ્રિઅલ ટાર્ડને અનુકરણ પર નિબંધ લખ્યો છે.

આંકડા શાસ્ત્રથી કરવાની અભ્યાસ પદ્ધતિ-- આ પદ્ધતિ મુખ્યત્વેકરી ગણીતશાસ્ત્રની અને કેટલેક અંશે જમાખરચની છે. કેટલાક સત્યો પરિમાણરૂપે વ્યક્ત કરાવવાં એ આ પદ્ધતિનો હેતુ છે. આંકડા પદ્ધતિનો અભ્યાસ કરતી વખતે બે બાબતો ધ્યાનમાં લેવાની છે. પ્રથમ માહિતી મેળવવી અને પછી મેળવેલી માહિતીનો અર્થ કરવો. મેળવેલી માહિતી પરથી સિદ્ધાંતો બાંધવા એજ શાસ્ત્રજ્ઞોનું મુખ્ય કર્તવ્ય છે. બીજાએ તૈયાર કરેલા આંકડાનો ઉપયોગ કરતી વખતે ભૂલ કે ચૂકન થવા દેવી એ બહુજ કઠણ છે. એ આંકડાના પહેલાંની વસ્તુ સ્થિતિ જાણનારજ કામ બરાબરરીતે કરી શકે. ઉદાહરણાર્થ કુટુંબો, કુંટુબના સરાસરી માણસો, એમના આંકડા શિરોગણિતીના અહેવાલ પરથીજ મળી આવે તથાપિ આ આંકડાનો ઉપયોગ કરતી વખતે હોટેલમાં રહેનારી સર્વ વસ્તી એક કુટુંબ ગણી શકાય. એવા પ્રકારની માહિતી, આંકડા ઉપયોગ કરનારને હોવી જોઈએ. અવલોકન ક્ષેત્ર મર્યાદિત હોવાને લીધે અવલોકન દોષ અને સંકલન દોષ શા થયાછે એ સમજવું જોઇએ એ જાણીને દોષ ક્ષેત્ર ( માર્જીન ઑફ એરર ) ધ્યાનમાં લેવું જોઇએ.

આંકડા શાસ્ત્રથી કરવાનું અભ્યાસ ક્ષેત્ર:—આંકડાંશાસ્ત્રના અભ્યાસના બે અંગો છે. પ્રથમ અંગ તે પદ્ધતિ વિષયક વિશિષ્ટજ્ઞાનનો અભ્યાસ, આ એકંદર જ્ઞાન વિષયક શાસ્ત્રનો ભાગ થયો. દ્વિતીય અંગ એટલે કે આંકડા શાસ્ત્રનો ઉપયોગ જે જે બીજા જ્ઞાનક્ષેત્રમાં થઇશકે તે તેક્ષેત્રમાં કરવો. સમાજ શાસ્ત્રની દૃષ્ટિએ માત્ર આંકડાશાસ્ત્રનો અભ્યાસ મુખ્યત્વે કરી બેજ શાસ્ત્રને લાગુ પડે છે. એક અર્થશાસ્ત્રને અને બીજા જનવર્ણન શાસ્ત્રને.

અર્થશાસ્ત્ર:—અંકપદ્ધતિનો અર્થ શાસ્ત્રમાં ઘણો ઉપયોગ થાય છે. અર્થશાસ્ત્રની દૃષ્ટિનો સમાજનો અભ્યાસ કરવા માગતા હો તો અભ્યાસને માટે એવી બાબતો ધ્યાનમાં લેવી પડશે કે જે આંકડાથી ગણી શકાય કારણ જો કે એ આંકડાથી ગણી શકાય તો તેને આંકડા શાસ્ત્રના નિયમ લાગુ પડતા નથી. ઘણી ખરી બાબતો અંકડાથી ગણી શકાતી નથી. ઉદારણ તરીકે વેદાંત અને તત્વજ્ઞાનનો પ્રસાર લઇએ. આ કેટલા લોકોના મગજમાં કેટલોપસરેલો છે એ કોણ સમજી શકે? ઉત્પત્તિ, ખપ, વગેરેના આંકડા ઉપયોગી છે. ઉત્પાદનના પદ્ધતિના વિકાસ દર્શાવનારા આંકડા પણ મળી આવે છે. કિંમતો, બજારભાવ, નાણું, ચલણના આંકડા, સોના ચાંદીના આંકડા ધંધા વિષયક આંકડા છે. ધંધા વિષયક આંકડા એ બધા વડે અર્થ શાસ્ત્રીય મહત્વનો અભ્યાસ કરી શકાય છે સમાજની અનેક બાબતોનો આંકડાથી અભ્યાસ કરી શકાય છે. આંકડા-શાસ્ત્રની મદદથી, અર્થ શાસ્ત્રદૃષ્ટિથી ઉચ્ચ સમાજ કેવી રીતે પારખવો એ પ્રશ્નનો વિચાર આ કરતી વખતે ગણી શકાય એવી કેટલી સામાજીક બાબતો છે, એ જોઇને (ગણીને) કેટલાંક પ્રગત. સમાજના અંગો ધ્યાનમાં લઇએ. નીચે લખેલી બાબતો જે સમાજમાં (વિનયો) દૃષ્ટિ એ પડે એ સમાજ અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ઉચ્ચ દરજ્જાનો ગણી શકાય. એકંદર ખરચમાં ખાવાના ખરચનું પ્રમાણ જે સમાજમાં કમતી હોય, તે ઉચ્ચ દરજ્જાનો હોય છે. દરિદ્ર મનુષ્ય અને શ્રીમાન મનુષ્ય એ

બન્નેના ખરચનાં તપશીલવાર આંકડા જોઈએ તો એમ જણાશે કે શ્રીમાન માણસનાં ખાવાના ખરચનું પ્રમાણ બીજા બધા ખરચોમાં બહુ ઓછું હોય છે. પોશાક ઘરભાડું મોજ શોખની બીજી વસ્તુ એનું જ ખરચ ખાવાના ખરચ કરતાં વધારે હોય છે. ગરીબની બાબતમાં એમનથી હોતું એના બધા (એકંદર) ખરચમાં મુખ્ય ખરચ ખાવાનું હોય છે બીજાબધી બાબતોનો ખરચ એ પ્રમાણમાં બહુજ ઓછું હોય છે. આજ નિયમ સમાજને લાગુ પડે છે જેમ કે એકંદર ખરચમાં ખાવાના ખરચનું પ્રમાણ જેટલું કમતી તેટલો તે, સમાજનો દરજ્જો મોટો ગણાય. માંસનું તેમજ બીજી એનાજ જેવી મોઘી વસ્તુઓ (ઉ. દુધ માખણ વગેરે) ના ખપનું પ્રમાણ જે સમાજમાં વધુ તે સમાજ ઉચ્ચ દરજ્જાનો હોય છે. ગરીબ માણસ અને પૈસાદારના ભોજનના પદાર્થ જોઇએ તો શ્રીમંત માંસ અને એના જેવી બીજી મોંઘી વસ્તુઓ (ઉ. દુધ, માખણ વગેરે) વેચાતાં લઇ ખાઇ શકે છે ત્યારે ગરીબ સોંઘી ચીજો ખાય છે એનામાં મોંઘી વસ્તુઓ ખરીદવાનું સામર્થ્ય હોતું નથી. એજ નિયમ સમાજને લાગુ પડે છે. માંસના તેમજ દુધ માખણ વગેરે પદાર્થોજેવા વસ્તુનું વેચાણનું પ્રમાણ જેટલું ભારે કે વધુ તેટલો તે સમાજ વધારે ઉંચા દરજ્જાનોગણી શકાય.

જે સમાજમાં ન્હાની વયમાં લગ્ન કરવું સહેલું છે તે સમાજ ઉચ્ચ હોવો જોઇએ, કારણ લગ્ન હોવી કરવાને માટે આર્થિક પરીસ્થિતિ તેની સારી જોઇએ શ્રીમંત ગમે ત્યારે લગ્ન પોતાની ઇચ્છાથી કરી શકે પણગરીબ માણસને પોતાની સાંપત્તિક સ્થિતિનો વિચાર કરવો પડે છે. સમાજની પણ એજ સ્થિતિ છે.

જે સમાજમાં લગ્ન કરેલી એટલે કે વિવાહિત સ્ત્રીઓને ઉપજીવિકા સારૂ ઘરબહાર કોઇપણ મહેનત કરવી પડતી નથી તે સમાજ ઉચ્ચ હોય છે, શ્રીમંત સ્ત્રીઓને ઉપજીવિકા માટે ઘર બહાર કામ કરવું પડતું નથી તેમ ગરીબ સ્ત્રીઓને હોતું નથી એમની સ્ત્રીઓને બહાર જઇ મજુરી કરી પેટ ભરવું પડે છે. એજ નિયમ સમાજને લાગું પડે છે.

જે સમાજમાં શ્રમ વિભાગ વધુ છે એ સમાજ ઉચ્ચ દરજ્જાનો હોવો જોઇએ. ધનિક માણસના પુષ્કળ કામો હોવાને લીધે એ પુષ્કળ નોકર રાખે છે. અને એમની પાસેથી કામ કરાવી લે છે. ગરીબ માણસને પોતાનાં કામો પોતેજ કરવાં પડે છે. શ્રીમાન માણસની માફક તે બીજા પર કામ સોંપી શકતો નથી સમાજને પણ એજ નિયમ લાગું પડે છે. જે સમાજમાં જરૂરીઆતો વિવિધ પ્રકારની હોય છે તે સમાજ ઉચ્ચ દરજ્જાનો હોય છે શ્રીમાન માણસ પોતાની જરૂરી આતો વધારતો જાય કારણ કે તે પૂરી કરવા એના પાસે પૈસો હોય છે. જરૂરી આતો વધારી એટલે જુદાજુદા પ્રકારના માલનો ખપ થશે. દ્રવ્યના અભાવે ગરીબ માણસની જરૂરી આતો પણ ઓછી અને ફક્ત જરૂરનીજ હોય છે.

દેશના જે સમાજમાં શિક્ષિત માણસોનું એકંદર પ્રમાણ લોકસંખ્યાના પ્રમાણકરતાં વધારે હોય તો તે સમાજ ઉચ્ચ દરજ્જાનો હોવો જોઈએ એમ ગણાય શ્રીમાન કે ધનિક માણસ પૈસા ખરચી સાક્ષર (ભણેલો) થઇ શકે પણ ગરીબને એ સુલભ નથી. સમાજનું પણ એમજ છે.

જનવર્ણન શાસ્ત્ર--આ એક માનવશાસ્ત્ર અને શાસનશાસ્ત્ર જેવુંજ મનુષ્યસમૂહનું શાસ્ત્ર છે. જીવનક્રમના હિતાહિત વિષયક પ્રશ્નોની માહિતી પૂરી પાડવી એ જનવર્ણન શાસ્ત્રનો પ્રતિપાદ્ય વિષય છે. જીવિતરક્ષણ અને વંશવર્ધન આ બે હેતુથી આ શાસ્ત્રના અભ્યાસ તરફ પ્રવૃત્તિ થઈ શકે. આરોગ્ય રક્ષણસારૂ (તંદુરસ્તી જાળવવા) મૃત્યુના કારણોનું પૃથક્કરણકરી અને જેથી અણધાર્યું મરણ મનુષ્ય સત્તાના હાથમાં લાવી આયુર્મર્યાદા વધારવી એ મહત્વનું છે. એમ કરવાથી જીવિતરક્ષણ અને વંશવર્ધન થશે. પ્રજોત્પાદન એ, ગર્ભધારણા માટે સમર્થ વિવાહિત સ્ત્રીઓની સંખ્યાપર રહે છે. આયુર્વર્ધન અને પ્રજોત્પાદન એ વિષયોનો આંકડા શાસ્ત્રથી અભ્યાસ કરતાં નીચે લખેલી બાબતોનો આંકડા હોવાજોઇએ. (અ) વયોમાન દર્શક આંકડા (આ) સ્ત્રી પુરૂષના પ્રમાણ દર્શાવનાર આંકડા (ઇ) વૈવાહિક સ્થિતિ અવિવાહિત, વિવાહિત વિધવા થયેલી અને ઘટસ્ફોટ કરેલાં સ્ત્રીઓનું પ્રમાણ (ઈ) જનનમરણના આંકડા, સમાજદૃષ્ટિએ મહત્વના એવા સમાજમાંની વ્યક્તિઓનો જે સંબંધ વસ્તીરૂપ નથીપણ ભાવરૂપ છે તેમની ગણત્રી આંકડાશાસ્ત્રથી શીરીતે કરવી? વ્યાપાર ઈત્યાદિ હકીકતો તો ભાવરૂપ છે પણ એને પરિણાત્મક સ્વરૂપ આપવું હોય તો સમાજમાનાં વેપાર વગેરેના રસ્તાના માઇલો, (ટપાલોની) કાગળોની સંખ્યા, અને તારથી તેમજ ધ્વનિવાદકયંત્રની સહાયથી આપેલા સંદેશાની સંખ્યા એ વડે ગણીશકાયછે. લોકપ્રિયતા એ પસંદગીના મતોની સંખ્યાથી ગણીશકાય છે. શિક્ષણ વિષયની એકાદ શહેરમાં મ્યુનિસિપાલિટીએ ખરચ કરેલી રકમની સંખ્યાથી ગણી શકાય. સમાજનો સદ્ગુણ એ અપરાધોના પ્રમાણની સંખ્યાપરથી ગણીશકાય,

આંકડાની ઉત્પત્તિના સાધનો—જનનમરણના આંકડા જેવા, સમાજમાં રહેતી વ્યક્તિઓની અવસ્થા-દર્શાવનારા આંકડાની તે સમુચ્ચયને એટલે અંશને પૂર્ણાંશની સાથે પ્રમાણ કાઢવું પડે છે. એટલે અમુક-ભાગ એ પૂર્ણનો કેટલો અંશ છે એ જોવાનું હોય છે એ જોવાનું હોય છે. આપ્રમાણ તુલનામાંતેજજરૂરનું છે. એકંદર તુલનાના પ્રકારજોતાં તુલના સ્વધર્મી કે વિધર્મી વસ્તુમાં હોય છે. એકાદ વિશિષ્ટ ગુણથી કે દોષથી યુક્ત એવા લોકસમૂહનું એકંદર લોક-સંખ્યાની સાથે શું પ્રમાણ થાય છે એ તપાસી જોતાં એ ધર્મનું અગર વૈગુણ્યનું મહત્વ ગણી શકાય. ઉદાહરણ તરીકે એકંદર વસ્તીમાં ગાંડાઓની સંખ્યાનુ કેટલું પ્રમાણછે એ જોઈએ તો એ પ્રમાણની બીજા દેશનાં ગાંડાઓનાં પ્રમાણ સાથે તુલના કરી શકાય. જો શહેરનાં રહેવાથી ગાંડાપણાસાથે કંઈ સંબંવ છે કેકેમ એ બાબત તરફ શાસ્ત્રજ્ઞોનું ધ્યાન ખેંચાય. તેવીજ રીતે પુરૂષોમાં સ્ત્રીઓ કરતાં ગાંડાનું પ્રમાણ વધુ કે ઓછું છે એમ માલમ પડે તો એ પણ એક મોટો ગહન વિષય થઈ શકે. પછી જુદીજુદી ઉમરમાં (વયમાં) ગાંડાપણ કેટલા પ્રમાણમાં હોય છે એનો વિચાર શાસ્ત્રજ્ઞો કરશે. એવીજરીતે ગાંડાપણના કારણોનું ખરેખરું જ્ઞાન કર્યાં ચોકસ મળશે એ વાત પણ નક્કી થશે અને એ વિષયે સૂક્ષ્મજ્ઞાન મળીશકશે. પારસી અને હિંદુ એ બન્નેમાં ગાંડાઓનું પ્રમાણમાં જોપારસીઓના ગાંડાનું પ્રમાણ વધુ હશે અને એ બન્નેમાં પારસીઓનુ શહેરમાં રહેવાનું (વસ્તી કરવાનુ) પ્રમાણ વધુ હશે તો એ બેને કારણોનો એકત્ર વિચાર કરી પારસીઓના ગાંડાનું પ્રમાણ વધુ હોવાનું કારણ એમનો શહેરમાં વધારે નિવાસ છે. કે રકત દોષ છે કે પારસીજાત છે એ સંબંધનો પુખ્ત વિચાર કરવા તરફ સંશોધકોનુ ધ્યાન ખેંચાશે. જયારે એકાદ જાત વર્ગવિષયના ગુણ ધર્મ સમુચ્ચયથી આપણે જ્ઞાન હોવ ત્યારે એ ગુણધર્મના કારણ ની મીમાંસા કરતાં પહેલાં આંકડા શાસ્ત્રજ્ઞોએ એમ વિચાર કરવો જોઈએ કે એ વર્ગની અંતર્ઘટના કેવી-છે એની કેવી પરિસ્થતિ છે એ બધાનું પૃથક્કરણ કરી એ અંતર્ઘટના અને પરિસ્થિતિનો પ્રત્યેક અંગને તેના ગુણધર્મમાં શ્રેય કે દોષ કેટલો રહયો છે તેની મૂલ્ય અંકના નક્કી કરવી.

સમાજની વ્યક્તિઓની અવસ્થા દર્શાવનાર મૂળ સંખ્યા, શાસનાધિકારી અથવા વ્યક્તિ અથવા જનતા અથવા ખાજગી સંસ્થા એ બધાના શ્રમથી મેળવી શકાય.

શાસના ધિકારીઓના શ્રમથી મેળવી શકાય એવા આંકડાઃ—સરકારી કામો થતી વખતેજ જન્મ મરણની સંખ્યા, લોક સંખ્યાના આંકડા, ખેતરનું ક્ષેત્રફળ, વગેરે ઘણાં આંકડાઓ મેળવી શકાય. સર્વ સુધરેલા રાષ્ટ્રોની આંકડા તૈયાર કરવાની પદ્ધતિ ઘણે ભાગે સરખીજ હોય છે તેથી જુદાજુદા દેશના આંકડાઓની તુલના કરીને પ્રત્યેક દેશનો સમાજ વિષયક પુરાવો મેળવવો એ વસ્તુ ઘણે ખરે ભાગે શકય છે, તો પણ કેટલાક આંકડા એટલા ભિન્ન હોય છે. કે જેથી તુલના કરવી બહુ મુશ્કેલ થઈ પડે છે. દાખલા તરીકે–અમેરિકાનાં ઘણાં સંસ્થાનોમાં એજ્યુકેશનટૅક્સ છે. તેમ અહિં નથી. ઇંગ્લંડમાં લૅંડ રેવિન્યુ નથી પણ હિંદુસ્થાનમાં છે. વગેરે. એ પ્રકારે રાજશાસન વિષયક ભિન્ન પ્રકારના આંકડા ઉપલબ્ધ થઇ પડે એ ઉપરાંત વિશિષ્ટ વિષય સંબંધ માં વિશેષ શોધ કરવા માટે ગણતી કરવામાં આવે છે. સંખ્યા પત્રક આવક ઉપરનો કર, અને જમીન પરનો કર, અને પેદાશની ગણતી એ પરથી ઉપર્યુક્ત સંખ્યા જ્ઞાન મળી શકે.

સંસ્થાઓ તરફથી મેળવી શકાય એવા આંકડા બે પ્રકારના છે—(૧) દેશના કાયદાનો સાર જુદીજુદી સંસ્થાઓએ મેળવેલી માહિતી. (૨) કાયદા માટે નહિં પણ કેવળ ભાગીદારો સારૂં સંસ્થાઓએ પ્રસિદ્ધ કરેલી માહિતી.

મૂળ સંખ્યાપર કરી શકાય એવા કાર્યો—મૂળ સંખ્યાના પ્રથમ કોષ્ટકો તૈયાર કરવાં જોઈએ.

(અ) સાદા કોષ્ટકો—કોષ્ટક બનાવતી વખતે એ કોષ્ટકથી શું બતાવવા માગો છો એની સ્પષ્ટ કલ્પના હોવી જોઇએ અને એ કલ્પના ભાષામાં જરી-કે ભૂલ ન થાય એવી રીતે વ્યકત કરવી જોઇએ. કોષ્ટકનું મથાળું–કોષ્ટક શું દર્શાવા માગે છે એ સ્પષ્ટ દર્શાવનારૂં હોવું જોઇએ. સામાન્ય કોષ્ટકમાં બે પ્રકારની સંખ્યા આવે છે. એકજ વર્ગના પરંતુ જુદાજુદા કાળમાં અસ્તિત્વમાં હોનારી અથવા જુદા જુદા કાલ વિભાગમાં અસ્તિત્વમાં થનારી એવી બે સામાજીક પરિસ્થિતિઓ દર્શાવનાર એ સંખ્યા હોય છે. ઉદાહરણાર્થ ૧૮૯૧, ૧૯૦૧, અને ૧૯૧૧ એવા જુદાજુદા કાળની હિંદુસ્થાનની વસ્તીના આંકડા અને ૧૯૧૧ ની વસ્તીમાં જુદાજુદા કાળ વિભાગમાં અસ્તિત્વમાં રહેલા ૧૫ વરસની કે ૨૦ વરસની ઉમર ના મનુષ્યોના આંકડા કોઇકોઈ વખતે પ્રમાણ વિષયક સંખ્યાનો પણ એ કોષ્ટકમાં અંતર્ભાવ થાય છે. તથાપિ તે સાદુંજ કોષ્ટક થશે. કારણકે પ્રથમ આવેલી મૂળસંખ્યા ગૂઢ હોવી જોઇએ. તે બાબતો એ કોષ્ટકમાં સ્પષ્ટ જણાવેલી હોય છે.

( આ ) સંયુક્ત કોષ્ટકો—એકજ વિષયના બે વિભાગો સંબંધી, જો બે જુદાજુદા કોષ્ટકો હોય તો તે એક કરીએ તો તેને સંયુક્ત કોષ્ટક કહે છે. ઉદાહરણ તરીકે:—લોક સંખ્યાના આંકડા ગણો. ૧૮૯૧ ૧૯૧૧, ૧૯૨૧, વગેરે સાલમાં હિંદુસ્થાનની લોક સંખ્યાના આંકડા અને એજ કોષ્ટકમાં હિંદુસ્થાનમાં રહેલા યુરોપિયનના અને હિંદુના જુદાજુદા આંકડા અથવા હિંદુમાં શિક્ષિત કેટલા અને નિરક્ષર કેટલાં એવા જુદા જુદા આંકડા, એ બધા જે કોષ્ટકમાં આપ્યા હોય તે સંયુક્ત કોષ્ટક ગણાશે. ગણિતશાસ્ત્રમાં બતાવેલી પદ્ધતિનું અવલંબન કરીને એ કોષ્ટક માં પુષ્કળ ગૂઢ રહેલી નવી નવી હકીકતો ઉઘાડી કરી શકાય.

( ઇ ) પ્રમાણો—પ્રમાણો (સ્પષ્ટ) દર્શાવાની ઉત્તમ પદ્ધતિ તે સેંકડાથી કે હજાર, દશહજાર કે લાખ એ બધાનું પ્રમાણ કાઢી બતાવ્યું હોય તે છે. એટલા સંખ્યામાંની એક એજ એક પદ્ધતિ સહેલી પડતી નથી.

( ઈ )—સરાસરી—સરાસરી કે 'આસરે' કાઢવાના આસરે બે પ્રકાર છે.

પહેલો—સરાસરી માટે સંખ્યાના સાપેક્ષ મહત્વ તરફ લક્ષ દેવું ન જોઇએ. ફકત સંખ્યાના સરવાળાને સંખ્યાથી ભાગીને પરિણામે કાઢયું હોય છે.

બીજો—મધ્ય સંખ્યાના સાપેક્ષ મહત્વ તરફ લક્ષ આપીને સંખ્યાના સરવાળાને સંખ્યાંકથી ભાગીને શોધેલી સરાસરી ઉદાહરણ તરીકે મધ્ય વયોમાન અને સરાસરી વયોમાન કાઢવું. હોય તો જે વયો મર્યાદાના લોકની ઉમર લઈ મધ્યવયોમાન કાઢવું બાળક અને અતિવૃદ્ધ એ બન્નેની સંખ્યા બાતલ કરવી જોઇએ. સરાસરી કરતી વખતે નીચેની બાબતો આપવામાં આવે તો વધારે ફાયદા કારક થઇ પડે છે.

(૧) સરાસરી ગણતા સંખ્યાનું પ્રમાણ જો બહુ ભિન્ન ન હોય તો પ્રમાણ દર્શાવનાર આંકડો આપવામાં આવે તો ઘણું સારૂં. ઉદાહરણ તરીકે:—વયની સરાસરી જો ૨૩ હોય તો ૨૨, ૨૧, ૨૪, ૨૫, એવા વયના મનુષ્યના આંકડા આપવા એ ઘણું ઉત્તમ છે.

(૨) સરાસરીથી, બહુજ અંતર દર્શાવનાર આંકડા ઉપર બતાવેલા ઉદાહરણમાં—૧ તે ૮૦ આ વયના આંકડા (બહુ દૂરના) અને ૨૨ તે ૨૪ વયના મનુષ્યની સંખ્યાના પાસેના આંકડા બહુજ આપવા એ બહુ ઉત્તમ છે.

અંકપદ્ધતિનું ઐકય—અંક પદ્ધતિની કાર્ય પદ્ધતિમાં જે જુદાજુદા પ્રકાર છે. તેનો વિચાર ન કરતાં એ પદ્ધતિનું ઐકય કરવું ઈષ્ટ છે અને આ દીશામાં સુધારણા કરવાના પ્રયત્ન ઇંગ્લંડમાં ચાલુ છે. સર્વ દેશમાં અંકપદ્ધતિમાં ઐકય કરવાના પ્રયત્ન થયા હતા. ૧૮૫૩ સાલથી અંકશાસ્ત્રજ્ઞોની સંયુક્ત સભા એ ઉદ્દેશથી ભરાય છે. અને ૧૮૮૫ માં અંતર રાષ્ટ્રીય અંક પદ્ધતિની સંસ્થા ઇંટર નૅશનલ ઇન્સ્ટીટયુટ ઓફ સ્ટૅટિસ્ટિકસ, સ્થાપન થઇ 'લંડન સ્ટૅટિસ્ટિકલ સોસાયટી તો પૂર્વેજ ૧૮૩૪ માં સ્થાપન થઇ હતી. યુરોપમાં મહત્વની સ્ટૅટિસ્ટિકલ સોસાયટીઓ નીચે મુજબ છે.

કાંગ્રેસ ઇંટર નશનલ સ્ટેટિસ્ટિકસ યુનાયટેડ કિંગડમ—રૉયલ સ્ટૅટિસ્ટિકલ સોસાયટી મ. ચેન્સર સટિકલ ઍંડ સ્ટાટિસ્ટિકલ ઍન્ડ સોશિઅલ ઇન્કવાયરી સોસાયટી ઑફ આયર્લંડ યુનાયટેડ-સ્ટેટસ— અમેરિકન સ્ટૅટિસ્ટિકલ એસોસીએશન—સોસાયટી ડિ સ્ટૅટિસ્ટિક ( ગ્રેનોબલ ) સોસાયટી ડી સ્ટૅટિસ્ટિક ( માર્સેલ્સ ) સો. ફ્રે. ડિ. સ્ટૅટિ સધૂની સો. ડિ. પૅરીસ. સો. સ્ટ. ડેસ ડોસં હ્રીસ્ (સેંટ. મેકજેંટ)

જર્મની કે આસ્ટ્રિઆ-હુંગેરી-હ. ફ. ડ. સ્ટેટિસ્ટિક સ્ટૅટિસ્ટિ હર ઉ. સ્ટૅટિસ્ટિકસના ગેસ.

હૉલંડ—ફૂર, ફૂર, ઉ. સ્ટૅટિસઇન નેધર લૅંડ ( આમસેરડમ )

સ્પેન—જન્ટા એસ્ટૅડિસ્ટ ( મૅડ્રીડ )

ઇજીપ્ટ—બ્યુરોડી સ્ટૅટિસ ( કૈરો )

જપાન—સ્ટૅટિસ્ટ સો—( ટોકિઓ )

એ કચુરીઅલ સોસાયટીઝ—એમાની મહત્વની નીચેની છે.

યુનાયટેડ કિંગડમ—ઇન્સ્ટિટયુટ ઑફ ઍકચુઅરિસ ફડલી ઑફ ઍકચુઅરીઝ ઇન સ્કૉટલેંડ

યુનાયટેડ સ્ટેટસ—એકચુઅરીલ સો ઑફ અમેરિકા.

**આકડિયા**—કાઠીયાવાડમાંના બાબ્રા પ્રાન્તમાંનું એક સ્વતંત્ર સંસ્થાન એ બાબ્રાની ઇશાનમાં આસરે ૨૦ માઇલપર ચાભડલાના ઉત્તરે આસરે ૪ માઇલ પર કેરી નદીના ઉત્તર તીરે આવ્યું છે. અહિંના ગરાસિયા ( જમીનદાર ) ચાવડા રજપુત વંશના છે અને આખા કાઠિયાવાડ દ્વિપ કલ્પમાં આ એકજ સ્વતંત્ર ચાવડા સંસ્થાન છે.

**આંકડી**—( તાણ ) બાળકોના મગજમાનાં મજ્જા નિયામક સ્થાનો પરિપૂર્ણ દશાને પ્રાપ્ત ન હોવાથી પૃષ્ટ રજજુનાં મગજ સ્થાનને થોડા એક કારણથી જો ઉત્તેજનન મળે તો આચકા આવે જે આંકડી ( ઝાટકા, ) ઈત્યાદિ નામોથી ઓળ ખાયછે.

( ૧ ) જેવી રીતે મોટા માણસને ત્રિદોષ કે ( ન્યુમોનિઆ ) ફેફસાંના દાહમાં શરૂઆતમાં

ટાઢ વાય છે તેવીરીતે ટાઢને બદલે બાળકને બળી-આ કે બીજો કોઇ જાતનો તાવ હોય એવખને આંકડી ઝાટકા આવેછે.

( ૨ ) મસ્તિષ્કદાહ અથવા મસ્તિષ્કાવરણદાહ ( તાણુ ) અને મગજના બીજા રોગમાં તેમજ કાનનો દાહ કે કાનની અગનમાં; તે થાયછે.

( ૩ ) તથા અતિસાર, શરદી વગેરેમાં બહુજ સુસ્તી કે ગ્લાનિ આવી હોય તો.

( ૪ ) ઉંટાટીઆમાં ખાંસીના જોરથી મગજમાં અશુદ્ધલોહી એકઠું થઇપરિણામે ફેફસાનો દાહ કે ન્યુમોનીઆમાં, તેમજ અંતકાલ નજદીક આવ્યો હોય ત્યારે.

( ૫ ) તેમજ બાલશોષમાં ( રીકેટસ ) જો જરાક પ્રકૃતિમાં બગાડ થાયતો–દાખલા તરીકે–દાંત નિકળતા હોય ને અપચો કૃમી થયો હોય ત્યારે ઝટકા થાય છે.

( ૬ ) હિસ્ટેરીઆ (એપીલેપ્સી) નાનપણમાંજ ઝાટકા આવેછે.

એ છકારણોમાનાં છેલ્લા બેનેજ અપસ્માર કે એપીલેપ્ટીક કહેવાય. બીજા બતાવેલાબાર કારણોમાં રોગ જુદો હોયછે અને ઝાટકા કે આંકડી એ એક એમાંનું બાહ્ય લક્ષણ છે.

સ્વરૂપ કે ચિન્હો—આંચકી કે તાણુ અપસ્મારના ઝાટકા માફકજ હોયછે. પ્રથમતઃ બાળકનું સર્વ શરીર થોડો વખત ટટાર કરે છે. એમાં આંખની કીકી જમણી કે ડાબી બાજુએ ફરે છે. કીકી પહોળી થાય છે. ગળું અને ડોક પાછળ નાંખેછે. અને હાથ પગને તાણુ આવે છે. મોઢુ કાળું થઈજાયછે. વિશેષતઃ હોઠ કાળા થાયછે. તેમજ હોઠ અને પાંપણુ હાલવા માંડે છે. અને બધું શરીર ઝાટકા દેવામાંડે છે (આખા શરીરને આકડી આવી થાયછે) આવી સ્થિતિ થોડો વખત રહ્યા પછી બાળક શુદ્ધિ પર આવે નહિંતો ઝટકા ફરી ફરીને આવા માંડી બે ઝાટકાના વચલા કાળમાં બાળક એકદમ બેશુદ્ધ સ્થિતિમાં શાંત પડી રહે છે ઝાટકા જો નરમ હોય તો નીચેના લક્ષણો કે ચિન્હો દેખાય છે.

બાળક જરાક આજુબાજૂ નજર ફેરવેછે. છાતી હાલતી ( શ્વસન કરતી ) બંધ થઇ જાયને હોઠ કાળા થવામાંડે અથવા શ્વાસનળીનું મોઢું સંકુચિત થઇજાયછે. કે હાથલાંબા કરે અને અંગુઠાઓ વળીજાય. બાળકની સીધી નજર નરહેતાં વાંકી કે બાડી નજર થઇજાય. અથવા થોડોક વખત ટકે એવો ' વા ' કે લકવો થાય નહિંતો મગજમાં કોઇ ખોડ કે વાંધો રહીજાય. કેટલીક વખતે જોરથી થતા ઝાટકામાં બાળક મરણ પામે છે.

નિદાન—આ રોગની પરીક્ષા કરવી બહુકઠણ નથી. દરદીનો તાવ, શ્વાસનો વેગ શરીર પર કાંઈ ફુટયું છે કે કેમ વગેરેની ખાત્રી કર્યાં પછી સાથીનો તાવ કે રોગ નથી એવી પરીક્ષા કરીશકાય. ફેફસાં હંમેશ તપાસવા જોઇએ બીજો કોઇ જો મગજનો રોગ હોય તો ઉલટી, માથું દુખવું, પેટ એકદમ ચપટું થયેલું કે બેસી ગયેલું જણાઇ આવે છે અને શરીરના આડધા ભાગને ' વા ' કે લકવાથી ઝટકા આવવામાંડે છે. બીજા રોગમાં એટલે કે બાલશોષ ( રિકેટસમાં નીચેના લક્ષણો જણાઈ આવેછે. ગળું ઉંચું (બધા શરીરના પ્રમાણમાં ) પાંસળીના ( લાંબા હાડકાનાં હાથપગનાં છેડાઓ મોટા થયેલા જણાયછે ) જાડા અગ્રભાગની જાણે અક્ષમાળા હોય એવી જણાયછે માથા ઉપરનું નાવુનું કાણું છીદ્ર પુરાયું હોતું નથી. (ભરેલું હોતું નથી ) દાંત નિકળવાના ચિન્હો લાગેછે આવા બાળકને કોઇ પણ ક્ષુલ્લક કારણને લીધે ઝાટકા આવેછે એમ માલમ છે.

ઉપચાર—જ્યારે ઝાટકા આવતા હોય ત્યારે આવા બાળકને એકદમ ગરમ પાણીમાં બેસાડવું જોઇએ એકાદ રેચ આપવો એટલે પેટની અને આંતરડાની પીડા દુર થઈજાય વાતનું જોર બહુજ હોય અથવા ઝાટકાસતત ચાલુ રહેતા હોય તો કલોરોફાર્મના ટપકા રૂમાલ પરનાંખી નાક સાથે સુંઘવા માટે આપવાં એટલે ઝાટકાનું જોરકમ થઈજાય કેટલી વખને તદ્દન થોભી જાય એમજો ન થાય તો ફરીથી કલોરોફાર્મ સુંઘાડવું જ્યારે બાળક સારીરીતે ભાનમાં આવે એટલે પોટેશીઅમ બ્રોમાઇડ પાંચ તે દશ ગ્રેઇન બાળકની ઉમર તેમજ ઝાટકાનું જોર ધ્યાનમાં લઈ, એમને એમજ કે કબોરલમાં ( ત્રણને પાંચ ટપકામાં) મિશ્ર કરી આપવું જોઇએ. નહિંતો એદવા પીચકારીથી ગુદદ્વારમાં પેસાડવી. ફરીથી ઝાટકા ન આવે એટલા સારૂ ઉપર દર્શાવેલા જે કાંઈ કારણ હોય તે બરાબર તપાસી તેના સંબંધી ઈલાજ કરવો ઘટે છે.

બળીઆ, ઉટાટીયું કે મગજનો કોઇ રોગ હોય તે તેના પર યોગ્ય ઉપચાર કરી રોગ નિર્મૂલ કરવો જોઇએ કેમકે આ કારણથી જો ઝાટકા આવતા હોય તો ઉપચારમાં એવિભાગમાં દર્શાવેલી દવાઓથી એ બંધ થઇ શકતા નથી. કારણ કે બાલશોષથી જો ઝાટકા આવતા હોય તો એ રોગ નિવારણાર્થ જે ઉપચાર છે જેવાકે ખાવા પીવામાં અને દુધમાં ઈષ્ટ ફેરફાર કરવાનો હોય તે કરવો જોઇએ. એ ઉપરાંત મુબલક હવા અને પ્રકાશની પણ આવશ્યકતા બહુ છે. કૅાડલીવર તેલ પીવાથી હાડકાંઓ મજબુત થાયછે. ઝાટકા બંધ થવા માટે દરરોજ ૨–૩ ગ્રેન્સ બ્રોમાઇડ

આપવું જોઇએ. અપસ્મારના રોગથી જો ઝાટકા આવતા હોય તો તેના પર પણ આ દવાસારી છે.

**આકુર**—દક્ષિણ હિંદુસ્તાનનો એક પ્રદેશ એનો મહાભારતમાં કંઈ ઉલ્લેખ જણાઈ આવતો નથી. બૃહત્સંહિતામાં એનો ઉલ્લેખ (૧૪૧૨) આકર અવંતી એવો છે. કર્ન આનું "ખાણો" એવું એનું ભાષાંતર કર્યું છે એમતે માને છે.

**આકરાવતી**—એ માલવાનો પૂર્વ ભાગ હોવો જોઇએ એમ ડૉ. ભંડારકર કહેછે. ગોતમી પુત્ર શાતકર્ણી એ ત્યાં રાજ્ય કરતો હતો એમ નાશિક ના શિલા લેખ પરથી માલમ પડેછે. રૂદ્રદામન એ અનુપ સુરાષ્ટ્ર, અપરાંત ઇત્યાદિ (વગેરે) પ્રાંતો સાથે આકરાવંતી જીત્યું એમ જુનાગઢ લેખ પરથી માલમ પડે છે.

**ઑકલૅંડ**:—આ નાર્થ બેટનાં (ન્યુઝીલૅંડ) પૂર્વ કિનારાપર એક શહેર તથા બંદર છે અને એજ પ્રાંતની રાજધાની છે. અહિંઆ બિશપ રહે છે. અહિંની વસ્તી ઈ. સ. ૧૯૧૬ માં ૧,૩૩,૭૧૨ હતી. એ હૈરાકી ઉપસાગરના મુખપર છે અને પશ્ચિમ કિનારાપર આવેલા મનુકૈ બંદરથી ફક્ત ૬ માઇલને અંતરે છે. ઑકલંડની જગા બહુજ મનોહર છે. જે સંયોગીભૂમિપર આ શહેર આવ્યું છે, તે સહેલાઈથી ઑકલંડની આરપાર જવાનો અને નેહેરનો રસ્તો પણ છે. એની ચારે બાજુએ, ઠંડા થએલા કેટલાક જવાળામુખી પર્વત પણ છે એની ટિટિરંગી ટેકડીઓ ૧૪૦૦ ફુટથી પણ ઉંચી છે. જવાળામુખીની થંડાપણની જમીન (ઉજ્જડ) છે. તોપણ ઘણોખરો ભાગ સુપીક છે. ન્યુઝીલેંડનુ આ એક સર્વોત્તમ બંદર છે અને અહિંઆ મોટા મોટા જહાજોની આવજા થાય છે. બંદરમાં બે ગોદીઓ છે. મુખ્ય રસ્તો કિવન સ્ટ્રિટ એ મુખ્ય ગોદીથી છે કે શહેરમાં જાય છે અને સાર્વજનિક ઇમારતો પણ બંને બાજુએ છે. સરકારવાડો, સરકારી કચેરીઓ, ચિત્રોનું પ્રદર્શન, શેઅરબજાર સેંટ મેરી સેંટ પાલ અને સેંટ પેટ્રિક એ પણ પ્રાર્થનામંદિરો વગેરે જોવાલાયક ઇમારતો છે. અહિંઆ પદાર્થસંગ્રહાલય નાટકગૃહ, અને ગાયનશાળા પણ છે. ઑકલંડ યુનિવ્હર્સિટી કૉલેજ અને વ્યાકરણ શાળા એ બે શિક્ષણ સંસ્થા છે. રૌમેન પાર્ટમાં વનસ્પતિશાસ્ત્રવિષયક બાગ છે. આલ્બર્ટ પાર્કમાં વ્હિક્ટોરિયા રાણીનું બાવલું છે. મુખ્ય રસ્તાપર ઇલેક્ટ્રિક ટ્રામ છે. બીજા ઘણા ઉપનગરો પણ છે. મનુકૈ બંદરમાં વનકુંગા નામક ન્હાનું પેટા બંદર છે. માઉંટ એડનથી શહેર અને એની આસપાસના ભાગનો દેખાવો બહુજ રમણીય લાગે છે. આ ટેકડી પર પ્રાચીન દેશ્ય લોકોએ બાંધેલી તટબંધી (દિવાલ) છે.

એ શહેરમાં સાકર શુદ્ધ કરવી, જહાજો બાંધવા, કાગળ તથા વિણવાના દોર તૈયાર કરવા અને ઇંટો બનાવવી ઇ. ધંધા થાય છે. સાગવાનનું કામ પણ અહિં થાય છે. હૉબ્સને ગવર્નરે ૧૮૪૦ માં આ શહેરની વસાહતની રાજધાની તરીકે પાયો ના. ખ્યો દક્ષિણે અને ઉત્તરે રેલ્વે છે અને વસાહતીના, બીજા બંદરો મુખ્ય પેસિફિક બેટ અને આસ્ટ્રેલીયા વગેરે સ્થાનોથી અહિં નિયમિત આગબોટો આવે છે. ૧૮૩૫ તે ૧૮૭૬ સુધી એ મુખ્ય શહેર પ્રાંતની રાજધાની અને ૧૮૬૫ સુધી મુખ્ય રાજ્યવ્યવસ્થાનું સ્થાન હતું. પછી વેલીંગ્ટનમાં રાજધાની લાવવામાં આવી. સાર્વજનિક સભાનું (જનરલ એસેંબ્લી) પ્રથમ અધિવેશન અહિંજ ૧૮૫૪ માં ભરાયું. અહિં મુનિસિપાલિટી છે.

**આકાબાઈ**:—આકાબાઇ એ કહાડકર રૂદ્રાજીપંત દેશપાંડેના કન્યા રામદાસ સ્વામીજીની શિષ્યા. એનો વર ન્હાનપણમાંજ મરણ પામ્યો. બાપની માન્યતાથીજ તેણીએ સમર્થનો ઉપદેશ લીધો એ એક મ્હોટી એકનિષ્ટ ગુરૂભક્ત હતી. તેણે પરળી કિલ્લાપર રામદાસ સ્વામીજીની સમાધિ અને દેવળ બાંધ્યું તે સમર્થની પછી ૪૦ વર્ષે પછી મરણ પામી. (રામદાસ ચરિત્ર, અર્વાચીન કોશ, મરાઠી રીયાસત.)

**આકાશ**:—જ્યોતિર્વિષયક—આપણાં ચર્મચક્ષુને આકાશ એ જાણે કે ક્ષિતિજ નજીક પૃથ્વીપર ટેકવેલા એકાદ પ્રચંડ ઘુમટ જેવુ દેખાતું હોવાથી જ્યોતિષશાસ્ત્રની આ વ્યવસ્થામાં મનુષ્યની આકાશ સંબંધી કલ્પના ઘણે ભાગે અજ્ઞાનમય હતી. પ્રાચીન મિસરી લોકો તો આકાશ એ જાણે કે જડ વસ્તુ છે એમ સમજતા અને તેથી તેઓએ એમ કલ્પના કરી રાત કે તે ચાર દિશામાં રહેલા ચાર સ્તંભપર (થાંભલાપર) આધાર રાખે છે (વિજ્ઞાનેતિહાસ પૃ. ૩૨૪ જુઓ).

આકાશસંબંધી ખાલ્ડી લોકની કલ્પના પણ મિસરી લોકના જેવી પણ અજ્ઞાનમય હતી. કારણ કે તેઓ પૃથ્વીની બધી બાજુએ રહેલા પર્વતોના મથાળે આકાશનો ઘુમટ બેસાડયો છે એવું કંઈક અજ્ઞાનથી સમજતા (વિજ્ઞાનેતિહાસ પૃ. ૩૨૬ જુઓ) તથાપિ વૈદિક કાળના ભારતીય લોકની આકાશવિષયક કલ્પના માત્ર ઘણે મોટે ભાગે વસ્તુસ્થિતિને બંધબેસતી હતી એમ લાગે છે. છેક મિસરી કે ખાલ્ડી લોકો-

જેમ દૃષ્ટિ ભ્રમને આધીન થઈ. આકાશ એ પૃથ્વીપર ટેક વાયેલું છે એમ તે સમજતા ન હતા એનક્ઝી. (વિજ્ઞાનેતિહાસ પ. ૨૯૨) જેમજેમ જ્યોતિષશાસ્ત્ર-ની પ્રગતિ થતી ગઇ તેમતેમ આકાશ એટલે તદન પોલું છે એ જ્ઞાન મનુષ્યને થવું અને એ પોલાણમાં દેખાતા સૂર્ય, ચંદ્ર, ગ્રહ, ઉપગ્રહ તારાઓ, ધૂમકેતુ, ઉલ્કા, રૂપબ્કિારી તારાઓ, તારક, યુગ્મ, તારક ગુચ્છ નિહારિકા મવા તારાએ એ જ્યોતિષ ચંદ્રાકાર વિષ-યનું જ્ઞાન વધતું ગયું. એ જ્ઞાન કેવી રીતે વધતું ગયું અને તેની આજની સ્થિતિશી છે એ વિષયની કંઇક સંક્ષિપ્ત માહિતી પૂર્વે વિજ્ઞાનેતિહાસના જ્યોતિષશાસ્ત્રના ઇતિહાસ—પ્રકરણમાં આવી ગઇ છે. અને આગળ ઉપરપણ યથાસ્થાન વધારે આપ-વામાં આવશે.

આકાશના પોલાણના એ તેજોમય રહેવાસી ઓનું નિરીક્ષણ, મનુષ્ય બહુજ જુનાંવખતથી કરતો આવ્યો છે. તથાપિ ઉપલબ્ધ માહિતીપ્રમાણે આકાશ ના તારાઓ યથાયોગ્ય (વ્યવસ્થિત) એવા પહેલો નકશો તૈયાર કરવાનું માન ઘણું કરીને ઈ. પૂ. ૩ જા સૈકામાં થઈ ગએલા એરાટાસ્થિનિઝનેજ મળશે. એરાટોસ્થિનિઝે પોતાના નકશામાં આકાશના ફક્ત તેજસ્વી તારાઓનેજ અંતર્ભૂત કર્યો હતો. એના પછી ઇ. પૂ. બીજા સૈકાના મધ્યાન્હમાં હિપાર્કસે જે તારાસ્થિતિપત્રક તૈયાર કર્યું તે ઘણુ સૂક્ષ્મ હોઇ તેમાં ૧૦૮૦ તારાઓના સમાવેશ કર્યો હતા. પછી ઇ. સ. બીજા સૈકાનાં પૂર્વાર્ધમાં થઇ ગએલાં ટોલે-મીએ ૧૦૨૮ તારકાનો શરભોગ લખેલો (વર્ણેલો) છે એના પછીનું તારાસ્થિતિ પત્રક ૧૫માં સૈકાના પૂર્વાર્ધમાં તય મુરલંગનો પૌત્ર ઉલુગ બેગનું છે. તેમાં કેવળ ૧૦૧૯ તારાઓની સ્થિતિ છે. પરંતુ ૧૯માંસૈકાની આખરે દુર્બિનની શોધને લીધેહ જારો બલ્કેલક્ષાવધિ તારાઓ સ્પષ્ટ પણે મનુષ્યના દૃષ્ટિ-પથમાં આવ્યા અને જયારે પ્રકાશ લેખનની શોધ થઈ ત્યારે દુર્બિનને પણ અગોચર એવા તારકોનો તારા સ્થિતિ પત્રકમાં અંતર્ભાવ કરવું શકય બન્યું. અત્યારે બહુજ સૂક્ષ્મ એવા તારાસ્થિતિ પત્રકો છે અને એમાં લગભગ ૨૦૦૦૦ તારાઓની સ્થિતિ છે. ઉત્તર ધ્રુવથી દક્ષિણ ગતિ ૨ સુધી રહેલાં ૯ પ્રતિના તાર-કાનું એક સ્થુલસ્થિતિ પત્રક છે. તેમાં અસરે ૩ લાખ તારાઓ છે. એ સંખ્યા લગભગ અર્ધા અકા-શમાંની છે. ખાલી આંખોથી અર્ધા આકાશમાં આસરે ૩૦૦૦ તારા દેખાય છે. એ પરથી ખાલી આંખોથી, જ્યાં એક તારકા દેખાયત્યા મધ્યમ પ્રતિના દુર્બિ-નથી ૧૦૦ દેખાય. દુર્બિનમાંથી દેખાતા અસંખ્ય તારાઓની આકાશ ગંગા બની છે. એવા તારાઓ આકાશ ગંગાથી દૂરના પ્રદેશમાં થોડાકજ છે. જેમ જેમ આકાશ ગંગા તરફ આવીએ તેમ તેમ તારા જથ્થાબંધ દેખાય છે. ખાલી આંખોથી દેખાતા તારાઓ આકાશ ગંગામાં ઘણા છે. આકાશ ગંગા શિવાય બીજા પ્રદેશમાં કેટલેક ઠેકાણે તારાઓ દેખાય છે.

આકાશનો રંગ—ભૂગોલમાનાં કોઇપણ પ્રદે-શપરના આકાશ તરફ જોઇએ તો આકાશનો રંગ વાદળી દેખાય. આકાશ જોકે છેક નિરભ્ર હોય તો પણ એ વાદળી રંગમાં બહુજ તફાવત દેખાય છે. સ્વસ્તિકના ઠેકાણે આવો વાદળી રંગ વધુ દાટ દેખાય અને ભૂપૃષ્ટથી જેમ જેમ વધુ ઉંચાણુ પર જઇએ તેમ તેમ આ વાદળી રંગ વધુ ને વધુ વાદળી થાય છે. આ રંગ માં બીજા શુભ્ર રંગનું મિશ્રણ હોય છે. એટલુંજ નહિં પણ આકાશથી પ્રસરેલો પ્રકાશ ધ્રુવીભૂત હોય છે. એ સુવિદિતજ છે. યોગ્ય પરિસ્થિતિમાં આકાશ-માંથી પસરેલા પ્રકાશમાંનો અર્ધાથી વધુ પ્રકાશ ધ્રુવીભૂત થએલો હોય છે. આકાશના વાદળી રંગના કિરણોવિશે ઘણા જુદા જુદા મતો શાસ્ત્રજ્ઞોમાં પ્રચ-લિત છે. કેટલાકનો એવો મત છે કે, હવાથી કે હવા-માના ઓઝોન જેવા ઘટકાવયવાથી આકાશનો વાદળી રંગ હોય છે. પણ એ મતપર એવો આક્ષેપ કરાય કે જો એમ હોય તો સૂર્યોદય કે સૂર્યાસ્ત સમયે એ વાદ-ળનો રંગ વધુ થવો જોઇએ કારણ એ બન્ને સમયે પ્રકાશને બહુજ મોટા હવાના થરમાંથી પસાર થવું પડે છે. અને એથી પ્રકાશને હવાનો ભુરો રંગ વધુ પ્રમાણમાં આવેલો જોઇએ. પરંતુ એમ બનતું નથી તેથી એ કલ્પના ઘણે ભાગે ગ્રાહ્ય નથી.

ધ્રુવીભૂત પ્રકાશ પસરે કે અધ્રુવીભૂત પ્રકાશ પસરે પણ પ્રથમ એવોજ પ્રશ્ન ઉપસ્થિત થાય કે આકાશથી પ્રકાશજ કેમ આવે? જો વાતાવરણ બીલ-કુલ ન હોત કે પૂર્ણપણે અપાર દર્શક હોત તો આ-કાશ દેખાતુંજ ન હોત એટલે કાળા પોકળમાંથી પ્રકાશ પૃથ્વીપર આવતો હોત. એ પરથી એટલું અનુમાન નીકળે છે કે, આકાશમાં પરાવર્તન કરનારો કોઇ પણ પદાર્થ હોવો જોઇએ.

આકાશની પોલાણમાં રહેલું વાતાવરણ અને એ વાતાવરણમાં રહેતા ધૂળના સૂક્ષ્મ કણો એ બન્ને-ના યોગથી ભુરો પ્રકાશ પરાવૃત્ત થતો હોવો જોઇએ એવું અનુમાન શાસ્ત્રીઓ કરે છે. એ ઉપરાંત હવાના કણ અને ધૂળના કણ એ બન્નેના યોગથી પ્રકાશનું ધ્રુવીભવન થવું શકય છે. એવું ગણિતના આધારે સાબીત કરી શકાય અને એ અનુમાન વધારે ચોકસ પણ છે.

**આકાશના ભિન્ન રંગોની ઉપપત્તિ—**પ્રકાશનાં કિરણ પ્રકાશ લહરીની લંબાઇથી ન્હાના કણ ઉપર આથડે એટલે તે આમતેમ પસરાય છે. વિચ્છિન્ન કિરણોની વાદળી ટોચની બાજુએ અત્યંત ટુંકા એવા વાદળી અને ભૂરા રંગની પ્રકાશ લહરીનો લાલ અને પીળા રંગની દીર્ઘ પ્રકાશ લહરી કરતાં અધિક રીતે પ્રસાર થાય છે. એટલે એવા કણ રહેલા મધ્યમાંથી બહાર પડનારા પ્રકાશમાં લાલનું વત્તુ પ્રમાણ હોય છે. અને ઘણુંકરીને વાદળી રંગ એક બાજુએ ફેલાય છે. આકાશનો ઘણો ખરો ભાગ વાદળી દેખાય છે. એનું કારણ એ છે કે વાતાવરણમાંથી સૂક્ષ્મ કણને લીધે આમતેમ જે પ્રકાશ ફેલાય છે એજ મુખ્યત્વે કરી આપણી આંખોપર પડે છે. જેટલા એ કણ ન્હાના દેખાય તેટલો પ્રકાશ અધિક ઝાંખો દેખાય પણ તેમાં વાદળી રંગનું પ્રમાણ વધારે હોય છે. ક્ષિતિજ નજીક આકાશ ખસ્વસ્તિક કરતાં અધિક શુભ્ર દેખાય છે. કારણ ત્યાંથી આવતાં કિરણોને મ્હોટા કણના આધિકયથી નીચેના વાતાવરણના અધિક ઘનતામાંથી આક્રમણ કરવું પડે છે. સૂર્યાસ્તનો રંગ લાલ હોય છે. એનું પણ એજ કારણ છે. તેથી જે કિરણો સીધા આપણી તરફ આવે છે. તેમનો ઘણો વાદળી રંગ આમતેમ ફેલાઇ નષ્ટ થયો હોય છે. ઉંચા પર્વત પરથી તે ઉંચાઇમાં ફરતા વિભાગમાંથી આકાશ ઘેરૂં પણ શુદ્ધ નીલવર્ણનું દેખાય છે. કારણ તે વાતાવરણના પ્રદેશમાં નીચેના કરતાં મ્હોટા કણનું પ્રમાણ બહુજ ઓછું હોય છે.

આકાશ દેવતા અને તેના ભિન્ન ભિન્ન સ્વરૂપો—દુનિયામાંના સર્વ મુખ્ય અને સુધરેલા ધર્મની આધારભૂત બાબતમાં આકાશની દેવતા અનેક ભિન્ન અને વિકૃત સ્વરૂપમાં જણાઇ આવે છે. એશિયામાનાં મુખ્ય ધર્મ પંથોના અને કોલંબસ પૂર્વે અમેરિકાનાં અર્ધ–સંસ્કૃત ધર્મમાં આ દેવતાને એકજ વિશિષ્ટ સ્થાન આપવામાં આવ્યું છે. એ ઉપરાંત આ દેવતા અસંસ્કૃત એવા ધર્મ પથમાં પણ જે અર્થમાં નજરે પડે છે તે અર્થમાં ધર્મવિષયક ભાવનાના ઇતિહાસમાં અત્યંત પ્રાચીન કાલમાં પણ તે હોવી જોઇએ એવું માનવાને કંઈ પણ હરકત નથી. આકાશ–દેવતાની પૂજા કરવાની પદ્ધતિ સ્વભાવવાદના (નૅચરૅલિઝમ) આ પશુ પૂજા પૂર્વેની છે. કે કેમ એ આજે નિશ્ચિત કહી શકાય નહિં.

સર્વત્ર પૂજ્ય મનાએલી આ અકાશ દેવતાના સ્વરૂપોનો દર્જો સ્થાન કે વૈશિષ્ટ બહુ ભિન્ન પ્રકારનું નજરે પડે છે. અમેરિકામાના ટોલ્ટેક લોક, મયલોક, ઇંકાલોક, કૅરિબ લોક, અને તદ્દન ઉત્તરના એસ્કિમો લોક, તેમજ બ્રાઝીલના યા ઍન્ડીઝ પર્વત ભાગમાંના લોક એઓના પૌરાણિક ગ્રંથોમાં આ દેવતા છે. ઉત્તર એશિઆના શામાની પંથમાં અને ચૈનું લોકમાં આ આકાશ–દેવતા ચિન ધર્મના જેવી તેમજ આદ્ય જાપાની શિંતો ધર્મની જેવી છે. અંદમાનના પ્રાચીન પુલગુ નામના દેવતાની સાથે અને હિંદુસ્થાનના વરૂણ દેવતાની સાથે આ આકાશદેવતાનો સંબંધ દક્ષિણમાનાં આસ્ટ્રેલીઆ, પોલીનેશીઆ અને મેલીનેશીઆની આકાશદેવતાના વિશિષ્ટ લક્ષણો પ્રાચીન કાળનાં ખાલ્ડીઆ, સેમેટિક, અને મુળસેમેટિક રાષ્ટ્રોના દેવતામાં જેવાં નજરે પડે છે. તેવાંજ છે. પરંતુ આ દેવતાનું શરીર વર્ણન આફ્રિકા અને ઇજીપ્ત દેશના ધર્મમાં અને બીજા ઘણાં જંગલી લોકના ધર્મમાં જેટલું સ્પષ્ટ માલમ પડે છે. તેટલું બીજે કોઈ પણ ઠેકાણે માલમ પડતું નથી. બંગલ લોકના ઇબંતઝુ, ગસોંગ લોકના ફ્રિડી મુકુલુ વગેરે લોકનાં વલગ કુકુ લોકના ઉલેટીટ ગોલ્ડકોસ્ટ પ્રદેશમાંના રોપી આવ્હરીકોસ્ટ પરના ગામો, કિલીમાંઝરોમાંના ઈતુરી, પૂર્વ અફ્રિકાના કોંગાલા વગેરે ઠેકાણાના દેવતા, અકાશદેવતાના સ્વરૂપો છે.

આકાશદેવતાનું રાજ્ય સર્વત્ર છે એમ માલુમ પડે છે. અને અત્યારે પણ અસંસ્કૃત એવા ભૂભાગમાં આ દેવતાનું વર્ચસ્વ છે. આ આકાશદેવતાનું સાર્વત્રિક અસ્તિત્વ અને તેના વિશિષ્ટ ગુણોની સદૃશતા તેનું એકજ કારણ છે. અને તે વિશ્વરચના સંબંધીની આદ્ય કલ્પનામાં જણાઈ આવતી એક વાકયતા.

આકાશ એટલે શું એનું વર્ણન પણ સર્વ ઠેકાણે સરખુંજ માલમ પડે છે. તે એ કે આકાશ એ એક દ્રવ્યરૂપ પદાર્થનો મોટો સમુદ્ર હોઈ તેનું ઘનરૂપ દશપદાર્થનું અધિષ્ઠાન છે. અને તેની નીચે હવા, વાયુ અને આ ભૂપૃષ્ટ પસરેલું છે. સમુદ્રનો આકાશ સાથે સંબંધ છે. અને મોટી મોટી નદીઓનો ઉદ્ભવ પણ આકાશમાંથીજ થાય છે. અને વાદળામાંથી પડતા વરસાદ એ આકાશમાનુંજ પાણી છે. પર્જન્ય દેવતા જલ દેવતા, અને બીજી અનેક આકાશ દેવતા, એ બધાના કાર્યો ઉપરના વર્ણનથી સ્પષ્ટ કરવામાં આવ્યો છે.

વાતાવરણમાં થતાં બીજા ઘણા ચમતકારો પણ આકાશ દેવતા વડેજ થાય છે એવી માન્યતા લીધે પ્રાથમિક અવસ્થામાંના સર્વ ધર્મમાં આકાશ દેવતાને મુખ્ય સ્થાન આપેલું માલમ પડે છે. •

આકાશ દેવતાની સ્થિતિ અને કાર્ય—આકાશ દેવતામાં રહેલા ગુણ અને તેના કાર્યો એ બધાની યાદી આપવી એ બહુ સહેલું છે. અને એ બાબતમાં

સર્વ સ્થળોના વર્ણનમાં સામ્ય છે. એ વાત જુદા જુદા ધર્મના તુલનાત્મક અભ્યાસથી સાબીત થઇ છે. આકાશદ્વારા થતાં અનેક કાર્યોના કારણ શોધવા જતાં મનુષ્યે આકાશ દેવતાપર અનેક ગુણનો અધ્યારોપ કર્યો છે. પર્જન્ય (વરસાદ) અને તેના ભૂપૃષ્ટપર થતા પરિણામ એ આકાશ દેવતાનું આદ્ય કાર્ય હોવાને લીધે પર્જન્યાવૃષ્ટિ, વાદળ, અને આકાશમાંની વીજળી અને મેઘનાદ વગેરે કાર્યો આકાશ દેવતાનાંજ છે. એવું અનુમાન મનુષ્યે કર્યું. પર્જન્યવૃષ્ટિથી ભૂપૃષ્ટ પર અનેક પ્રકારની જીવોત્પત્તિ થાય છે. એ જ્યારે જાણવામાં આવ્યું ત્યારે આકાશ દેવતા એ પ્રાણદાત્રી છે. અને વીજળી પડવાથી મરણ થએલું જોઈ એ મરણ આપનારી છે એવી કલ્પના ઉત્પન્ન થઇ. ઘણા ધર્મોમાં આકાશ દેવતાને ઉત્પત્તિ કાર્યમાં પૂજ્ય સ્થાન આપવામાં આવ્યું છે. કેટલાક ધર્મમાં આકાશ દેવતા પુરૂષ લિંગ અને કેટલાકમાં સ્રીલિંગના અર્થમાં વપરાય છે. પણ તે એકજ ઉત્પતિ કાર્ય કરે છે એમ મનાય છે. ત્યારે કેટલાક ધર્મોમાં આકાશને દેવ અને પૃથ્વીને દેવી માનીને એ બન્નેના સંયોગથી જગદુત્પત્તિ થાય છે. એમ માનવામાં આવે છે. એ ઉપરાંત પવિત્ર અગ્નિ, વિદ્યુત, આકાશમાંથી પડતા બળતા પત્થર, ઉલ્કાપાત વગેરે ચમત્કારો આકાશ દેવતાજ કરે છે. એવી સમઝ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. ( વેદવિદ્યા પા. ૩૧૧ દ્યૌ. દેવતા જુઓ. )

[ સંદર્ભ ગ્રંથ :—બ્રિટાનિકા, એનસાયકલોપિડીઆ ઑફ રીલીજન ઍન્ડ એથીકસ, મિટિઑરૉજીકલ ગ્લૉસરી, જ્યોતિર્વિલાસ]

**આકાશયાન** :—" વિમાનવિદ્યા " જુઓ.

**આકૃતિ**:—સ્વયંભૂ મનુની ત્રણ કન્યામાંની પહેલી વરૂચી ઋષિની પત્નિ તેને યજ્ઞ અને દક્ષિણા એવું પુત્રકન્યારૂપ મિથુન થયું હતુ (ભાગ સ્કં ૩ અ. ૧૨).

(૨) પ્રિયવ્રત રાજાના વંશમાં જન્મેલા ઋષભદેવના કુળમાંનો પ્રસિદ્ધ વિભુરાજા, તેના પૃથુષેણ નામના પુત્રની સ્રી. તેણે નક્ત નામના પુત્રને જન્મ આપ્યો હતો.

(૩) ઉત્તાનપાદ રાજાના વંશનો વ્યુષ્ટ નામનો રાજા તેની સ્નુષા (વહુ) અને સર્વતેજા (સ) રાજાની પત્ની એના પુત્રનું નામ ચક્ષુ. એના પછી છઠો મનુ થયો હતો (ભાગવત સ્કં ૪ અ. ૧૩)

**આકૃતિ**:—એક કૌશિકાચાર્ય (ગારૂડ વિદ્યાનો આચાર્ય). યુધિષ્ઠિર રાજાએ જે સમયે રાજસૂય યજ્ઞ કર્યો તે સમયે સહદેવ દક્ષિણ દિશા જીતવા ગયા ત્યારે તેને હરાવી એનો સર્વ કારભાર લીધો ( મ. ભારત સભા અ. ૩૧).

(૨) ભોજરાજા ભીષ્મક એનો ભાઈ (મહાભાર. ત સ. પર્વ અ. ૧૪.)

**આકૃતિ**:—જે રેખાયુક્ત ચિત્રમાનાં અવયવો ભૂમિતિવિષયક કેટલીક દૃશ્ય જડવસ્તુનો સંબંધ વ્યક્ત કરે તે ચિત્રને તે જડવસ્તુની આકૃતિ કહેવાય. એનું વર્ગીકરણ એના ઉપયોગથી તેમજ મૂળ વસ્તુ અને તેની આકૃતિ એ બન્નેના સાદશ્ય પરથી કરવામાં આવે છે ગણિત શાસ્રના ગ્રંથની આકૃતિ વાચકો ગ્રંથનું ગણિત વિષયક સમજી શકે એટલા માટે આપવામાં આવી હોય છે. આકૃતિ રચનાની વ્યાખ્યા શબ્દમાં કહેલી હોય છે,તે એટલા સારૂં કે જો આકૃતિ ન દોરી હોય તો તે વાંચકો જાતે કાઢી શકે સિદ્ધાંતના વિષયભૂત અંગો જેમાં બહુજ સ્પષ્ટરીતે દર્શાવેલા હોય તેજ આકૃતિ ઉત્કૃષ્ટકહે છે.

આકૃતિનો તે ઉપરાંત બહુ જુદી રીતે ઉપયોગ કરવામાં આવે છે જેવોકે માપને માટે શિલ્પશાસ્રજ્ઞ અને એન્જીનીઅર નકાશા અને આકૃતિનો ઉપયોગ એનાં ઉપરના વિશિષ્ટ અંતરોનું માપ કરીને, ખરા પરિમાણોનો હિસાબ સારૂ ઉપયોગ કરે છે, એના એવા ઉપયોગ માટે તો નકશો શકય તેટલો બરાબર હોવો જોઇએ. આકૃતિના બેવર્ગ કરી શકાય. એક સ્પષ્ટીકરણ માટે કાઢેલી આકૃતિઓ, એ જોનારને વિશિષ્ટ રીતનું (સંબંધનું) જ્ઞાન કરી આપે છે બીજો વર્ગ તે પ્રમાણસર કાઢેલી આકૃતિ એના પરથી ખરેખરૂં માપ લઇ શકાય એ ઉપરાંત કેટલીક એવી આકૃતિઓ છે, કે જેમના ભાગનું એટલું મહત્વ રહેલું નથી પણ તેમનો અન્યોન્ય સંબંધ બહુજ સારી રીતે વ્યક્ત કરવો જોઇએ. એવા પ્રકારની આકૃતિ તે વિદ્યુત સંયોગના અને ગુંચવણવાળી ગાંઠો, મિશ્રવર્તુલોનો જેમાં સમાવેશ થાય છે તે ભૂમિતિ શાખાની છે.

**કેવલ અને મિશ્ર ચિત્રિત આકૃતિ** :—આકૃતિના હજી વધારે વર્ગ કરી શકાય, આકૃતિમાંના વિશિષ્ટ બિંદુ અક્ષરથી કે કેટલાક ચિન્હોથી માત્ર દિગ્દર્શિત કરેલા હોય છે. પણ જેમાં સાંકેતિક ચિન્હો જરી કે ઉપયોગમાં લેવાયાં ન હોય એવી આકૃતિને શુદ્ધ કે ચિત્રિત આકૃતિ (ગ્રેફિક) કહેવાય જેમા મળ પારમાણો આકૃતિમાનાં ભાગપરથી ઠરવેલા ન હાતા, સંખ્યા જેવા સાંકેતિક ચિન્હોવડે દિગ્દર્શિત કરેલાં હોય છે. એવાને મિશ્ર આકૃતિ કહેવાય. જેમ કે નકશામાં એકાદ સ્થળની સમુદ્રસપા-

ટીથી ઉંચાઇ, સમુદ્રસપાટીથી જેટલા ફુટ એકાદ સ્થળ હોય, તે ફુટની સંખ્યા નકશામાં સ્થળાનુરૂપ જગાએ બતાવેલી હોય છે, તે રેખા સમુદ્રસપાટીથી વિશિષ્ટ ઉંચાઇપર નકશાનાં સર્વ સ્થળોપર દર્શાવેલી હોય છે અને ઉંચાણનો (ફુટની) સંખ્યા રેષાપરના એકાદ બીંદુમાટે દર્શાવેલી હોય છે, એવા અનેક પરિધિરેખાનો ઉપયોગ કરીને નકશાનાં અનેક સ્થળના ઉંચાઈ ચિન્હનો હુંક: સંખ્યાથી વ્યક્ત કરી શકાય. તથાપિ એ પદ્ધતિ શુદ્ધ ચિત્રિત પદ્ધતિ નથી. પણ વસ્તુનું બીજુ પરિમાણ આકૃતિમાં બીજા બે પરિમાણોથી બતાવવું કેટલેક અંશે એક જાતની સાંકેતિક પદ્ધતિજ કહી શકાય.

જેમાં ' બે ' કરતાં વધુ ચલ મહત્વમાનો છે. મહત્વ માનનો સંબંધ પૂર્ણ રીતે શુદ્ધ ચિત્રિત પદ્ધતિવડે બતાવવાસારૂ આપણને એક કરતાં વધારે આકૃતિ કાઢવી પડશે દાખલા તરીકે—બાંધણીના કામમાં ત્રણ પરિમાણો હોવાથી વસ્તુનો આકાર બતાવવાસારૂ આપણે યોજનાના, અને ઉંચાઈના નકશાઓ અને ભિન્ન ભિન્ન સપાટીના છે ( સેકશન્સ ) એવી આકૃતિઓ લેવી પડશે. એ આકૃતિ માલામાંની એક આકૃતિનું એક બિંદુ બીજી આકૃતિના એક બિંદુને મળે છે અને સર્વ આકૃતિનાં એવાં સદશ બિંદુઓ એકજ અક્ષરથી દર્શાવાય છે.

ઘન ચિત્ર દર્શક—સ્ટેરીઓસ્કોપ ( ભરેલો ફોટો બતાવવાનારૂ યંત્ર) માંનો જે બે આકૃતિનો એકત્ર ઉપયોગ કરીને ત્રણ પરિમાણ—યુકત વસ્તુનું રૂપ દેખાય છે. તે આકૃતિ એટલે પાસ-પાસેના બે બિંદુથી દોરેલી વસ્તુઓના પ્રત્યાલેખ (પ્રોજેકશન) હોય. જે બિંદુથી પ્રત્યા લેખ લેવાનો હોય છે, તે એટલા નજદીક હોય છે કે જો આ બે આકૃતિ એક એક આંખથી એકીજ વખતે જોવામાં આવે તો, સદશ રહેલાં બિંદુ એક રૂપ દેખાય. જે વડે આપણને બે આકૃતિ એક સંમયાવચ્છેદે થઈ કે જોવામાં આવે અને એક આકૃતિનું વિશિષ્ટ બિંદુ કે બીજી આકૃતિનું વિશિષ્ટ બિંદુ અને બન્નેનું સરખાપણું ( સાદશ્ય ) ઓળખાય એવી ઉપર દર્શાવેલી સ્ટેરિઓસ્કોપની પદ્ધતિ શાસ્ત્રમાં અત્યાર સુધી જ્ઞાન પદ્ધતિમાં અતિશય સામર્થ્યવાન અને ફલદાયી બની છે એવી રીતે શુદ્ધ ભૂમિતિનાં સજાતીય, અન્યોન્ય, અને વિપરીત પ્રતિમાના સિદ્ધાંત પરથી શાસ્ત્રમાં બહુજ પ્રગતિ થયેલી છે.

**આકૃતિલેખક**—એકાદ સપાટ આકૃતિ ( પ્લેનફીગર ) ની, તાદશ ન્હાની કે મ્હોટી નકલ કરવાનું યંત્ર જેને આકૃતિલેખક ( પૅંટોગ્રાફ ) કહે છે. એની નીચેપ્રમાણે સ્થૂલમાનથી આકૃતિ આપી શકાય

ઉપરની આકૃતિમાં અ આ અને અ ઈ એ બંને લાંબાહાથ છે તે બન્ને અ ઠેકાણે સાંધેલા છે. અને ઈઉ અને ઈઊ ટ બે ન્હાના હાથ એક બીજાને ઈ ઠેકાણે અને લાંબ હાથને ઉ અને ઊ ઠેકાણે સાંધેલા છે. ઈઉ એ અઊ એ સરખા છે તેવીજ ઈઈ એ અઊ સરખા છે. ત્યારે અ એ ઠેકાણે કેટલા એ અંશને કોણ થાય તો પણ અઉઈઈ એ હંમેશા સમાંતર ભુજ ચોરસમાં રહેશે આ યંત્ર ફરતા ચક્ર વડે કાગળની સાથે, સમાંતર રાખેલુ હોય છે. આઈ એ લાંબા હાથના છેડાએ ક ઠેકાણે ઘણું કરીને એક ઉભી નળી બેસાડવામાં આવે છે અને એવીજ બીજી નળીઓ અ ઉઈઈ એ ન્હાના હાથપર સરકત ( તબકડી પર ) ઉભી કરેલી હોય છે. આવી આ નળીઓ જે ગોલાકારે યંત્ર ફરે છે તે વજનવાળા આલંબપરના આંસનો ખીલો પકડવાસારૂં કે પોલાદની સુચી અથવા પેન્સિલ અંદર બરાબર રહે એટલા સારૂ કરેલો હોય છે. જ્યારે જુદી જુદી નળીઓના મધ્ય બિંદુ બરાબર એક રેખામાં હોય (આકૃતિમાના ક, ખ, ગ, બિંદુ છે તે પ્રમાણે) ત્યારે ગ ડ ખ એ ન્હાનો ત્રિકોણ ગ ડ ખ એ મ્હોટા ત્રિકોણની સાથે હંમેશ સરૂપ થશે ત્યારે આલંબ ગ નીચે લટકાવેલી પેન્સિલ ' ખ ' ને ઠેકાણે લાવી અને સૂચી ક ને ઠેકાણે બેસાડીએ તો યંત્ર આલંબના ગોલાકારે ફરતી વખતે પેન્સિલ અને સૂચી એક બીજાને સમાંતર એવી રીતે અનુક્રમ ગખ ગક એ પ્રમાણમાં ફરશે એવી રીતે ખ ઠેકાણે રહેલી પેન્સિલ-ક ઠેકાણેનાં સૂચી જેવી રીતે ફરેછ તેની ન્હાની આકૃતિ કે નકશાની ન્હાની પ્રત કાઢશે. જો પેન્સિલ અને સુચી એ બન્ને સ્થાનની અદલા બદલી કરીએ અને ખ એ બિંદુમાં ગક નો લાવવાની યોજના કરીએ, તો નકશો મૂળ નકશા જેવોજ (તેજ પ્રમાણેનો ) દોરાઇ જશે. આઉ અને ઈઊ હાથ

પર ૧-૨, ૧-૩... એવા ગુણોત્તરો દર્શાવનારી રેખા કોતરેલા હોય છે. જેણે કરીને જે પ્રમાણનો નકશો આપણને જોઈએ તે પ્રમાણે કાઢી શકાય.

આકૃતિલેખકયંત્રની ભિન્ન ભિન્ન જાતો નીકળી છે જી. પેલેદનના 'ડર પૅન્ટોગ્રાફ.( બર્લિન ૧૯૦૩ ) એ ગ્રંથમાં એના અનેક સ્વરૂપોની માહિતી મળી આવે છે.

**આક્ક**—આ એક આફ્રિકાના નિગ્રોની છેક વામન જાત છે. આ જાતના લોકોની ઉંચાઇ આસરે ૪ ફુટ કરતાં વધાર હોતી નથી. કાંગો સંસ્થાનના અરૂવિમિજીલ્લાનાં જંગલી પ્રદેશમાં એ લોકો રહે છે. એમનો રંગ સેકેલી કૉફીના જેવો છે. એમના જડબાં આગળ પડતાં અને નાક પહોળું હોય છે. એમનું પેટ આગળ વધેલું હોઇ પીઠનો કણો અવગ્રહ એ ચિન્હના આકારનો હોય છે. એ લોકોની કમરના નીચેના ભાગ કરતાં ઉપરનોજ ભાગ વધાર લાંબો હોય છે.

આક્ક લોકો જંગલમાં રહી શિકાર પર પોતાની જીવન ગુજારે છે. તે હાથીના દાંત (હસ્તિદંત) અને મધ એકઠું કરે છે. અને એ આપીને એના બદલામાં તમાકુ, અનાજ કે લોઢાના ( લોખંડના ) હથિઆરો લે છે. સ્વભાવે એ બહુ ચાલાક છે. પરંતુ તેઓ લીકણ હોય છે. તેમનો પોશાક હત્યારો અને વાંબણો આસપાસ રહેતા નિગ્રોના જેવાજ હોય છે. તે જંગલામાં પાંદડા અને ઝાડની ડાળીઓવડે ગોળ ઝુંપડીઓ બાંધી તેમાં રહે છે.

**આકઝમ**—અબિસિનિયા દેશના ટાયગ્રે પ્રાંતનું એક પ્રાચીન શહેર એ ૧૪°,૭'પર" ઉત્તર અક્ષાંશ અને ૩૮°૩૧',૧૦" પૂર્વ રેખાંશ પર છે. પ્રાચીન ગ્રંથોમાં આ એક મ્હોટું રાજ્યનું અને વ્હેપારનું મથક હતું એવો ઉલ્લેખ છે. એબીસીનીઆના રાજાઓને અહિંજ રાજ્યાભિષેક કરવામાં આવતો. ૧૮૭૧ અને ૧૮૭૨ ની સાલમાં જૉન રાજાને અહિંજ રાજયા ભિષેક કર્યો.

અત્યારે આકઝમ શહેરમાં ૧૦૦૦ ઘરો પણ નથી. અને પ્રાચીન શહેરના ક્ષેત્રફળની હદમાંજ એ વસાવેલું છે.

પ્રાચીન કાળના વૈભવની સાક્ષી તરીકે કેટલીક વસ્તુઓ અહિં જડે છે આ શહેરના જુના, અને ભવ્ય ઇમારતોના નાશનું કારણ જોવા જોઇએ તો માઈશુમ એ નદિના, પ્રવાહથી, એ ઇમારતોનો ખેદાઈ ગયો એમ બેંટ કહે છે. બીજા કેટલાકેનો એવો તર્ક છે કે કેટલીક વાર તો અંધ ધર્મશ્રદ્ધા એ પણ એનું કારણ બને છે.

**આકટરલોની** (ખોરે)—મદ્રાસ ઇલાકાના નિલગીરી જીલ્લાના ગુડલુર તાલુકાનું એક રમણીય સ્થાન એનું ક્ષેત્રફળ ૩૯ ચો. માઈલ, અને સમુદ્ર સપાટીથી આસરે ૩૦૦૦ ફુટ ઉંચાઈ છે. અહિં ખેતરમાં કોફી ચા અને સિંકોનાની પેદાશ થાય છે ૧૯૦૧ સાલમાં અહિંની વસ્તી પર૯પ હતી.

**આકટરલોની સર ડેવિહડ** (૧૭૫૮—૧૮૨૫)—એ બ્રિટિશ સેનાપતિ બોસ્ટનમાં ૧૨ મી ફેબ્રુઆરી ૧૭૫૮ જન્મ્યો હતો. અને કેડેટ તરીકે (૧૭૭૭) માં હિંદુસ્થાન આવ્યો હતો. એને કોઇલ અલીગઢ અને દિલ્હી એ સ્થળો છે. લઢાઈ એવા લાર્ડ લેકના હાથ નીચે કામ કર્યું હતું. ૧૮૦૩માં દિલ્હીમા તે રેસિડેંટ તરીકે નિમાયો. ૧૮૧૨ માં જો કે તે મેજર જનરલ હતો તે છતાં હોળકરના હલ્લાથી એણે દિલ્હી શહેરનો બહુજ શૌર્યથી બચાવ કર્યો. નેપાળ યુદ્ધ જ્યારે શરૂ થયું (૧૮૧૪-૧૮૧૫) ત્યારે એને સેનાપતિ તરીકે નીમવામાં આવ્યો હતો. અને ૧૮૧૫ માં એના કામ માટે બૅરોનેટનો ઇલ્કાબ આપ્યો પછી કાટમોંડુપર ચઢાઈ કરવા જતાં સર્વ સેનાનું આધિપત્ય જ્યારે આવ્યું ત્યારે તે યુદ્ધમાં, પોતાની હોશિયારીથી ગુરખા લોકોનો પરાભવ કર્યો અને ૧૮૧૬ માં સેગવલીમાં સંધિ કરવાની ફરજ પડી. એ મહુંમકી માટે આકટર લોનીને જી.સી. બી. કરવામાં આવ્યો હિંદી સૈન્યમાં આવો પહેલો માન મેળવનારામાં આકટ લોનીજ પહેલો અધિકારી છે. પિંઢારી યુદ્ધમાં (૧૮૧૭-૧૮૧૮) એને રાજપુતાના ટુકડી સોંપવામાં આવી હતી. તેણે અમિરખાનસાથે સ્વતંત્ર કોલ કરાર કરી, તેને બોજા પિંઢારાથી વિભક્ત કર્યો. ત્યાર પછી પોતાનું સૈન્ય શત્રુની બે મુખ્ય ટુકડીથી લઇ જઇ. કોઇ પણ ચકમક ન જગાવતો લઢાઈ નો અંત આણ્યો. ૧૮૧૮ માં રાજપુતાનાનો રેસિડેંટ નિમાયો. જ્યારે દુર્જનસાલે ભરતપુરનો બાળરાજા બલવંતસિંગ વિરૂદ્ધ બળવો કર્યો (૧૮૨૫) ત્યારે આકટર લોનીએ પોતાની જવાબદારીપર રાજાને સહાય્ય કરવાનો ઢંઢેરો (જાહીરનામો) બજાવી પોતાના સૈન્યને હુકુમ કર્યો. એના વખતનો ગવર્નર જનરલ લાર્ડ આહર્સ્ટને, આકાટરલોનીનું આ વર્તન પસંદ પડ્યું નહિ. ત્યારે આકટર લોનીને બહુ (અપમાન) લાગ્યું. પરિણામે એણે રાજીનામું આપ્યું અને તે દિલ્હી ગયો. સચોટીથી (ઇમાનથી) અત્યારસુધી કરેલી નોકરીની, ગવ્હર્નર જનરલને કંઈજ દરકાર (કિંમતા લાગતી નથી એની એને દિલગીરી થઈ અને પરિણામે એને જલદી મ્હોત આવ્યું એમ

કહે છે. ત્યપછી જુલાઇને રાજ મિરત આગળ તેનો અંત આવ્યો. કલકત્તામાં આઉટરલોનીના સ્મારક તરીકે એક સ્તંભ ઉભો કરવામાં આવ્યો છે.

**ઑકસ ફર્ડ**:—ઑકસફર્ડ (?) ઇંગ્લંડના ઑકસફોર્ડ શાયર પરગણામાનું એક શહેર, કાઉંટી-ટાઉન, મ્યુનિસિપલ અને પાર્લમેંટરી બરો એ શહેર તેની વિશ્વવિદ્યાલયમાટે પ્રસિદ્ધિ છે. અહિંની વસ્તી ૧૯૨૧ માં ૫૭૦૩૬ હતી અને ૧૯૨૮ માં આશરે ૭૩૬૬૦ હશે. એ ટેઇમ્સ નદીપર આવ્યું છે. થેમ્સ અને ચેરવેલ નદીઓ વચ્ચે પ્રાચીન ઑકસફોર્ડની જગ્યા હોવી જોઇએ.

પૂર્વપશ્ચિમ અને દક્ષિણોત્તર જનારા મુખ્ય રસ્તાઓનો મેળાપ જુના ઑકસ ફર્ડના કેંદ્ર પર થયો છે. એનું કેરફેકસ નામ છે અહિંથી હાઇસ્ટ્રીટ, કવીન સ્ટ્રીટ, કોર્ન માર્કેટ સ્ટ્રીટ અને સેંટ આલ્ડેટસ્ એવા ચાર રસ્તા નીકળે છે. ઑકસફર્ડ ઘણા મજબુત ઠેકાણે વસેલા છે.

ઇતિહાસ—ઑકસ ફોર્ડ અને કેમ્બ્રિજ બન્નેના વૈમનસ્યથી તેમના સ્થાપનાવિષે ઘણી દંતકથાઓ પ્રચલિત છે. કેટલાક ઑકસફર્ડનો સંબંધ બ્રુટ ધિ ટોજન રાજા મેઉમ્ફ્રડ (ઇ. ૧૦૦૯) અને ટ્રઇડની સાથે ધારે છે. પણ એટલું તો નક્કી છે કે અહિં વિશ્વવિદ્યાલય, શહેરપછી સ્થપાયું. થેમ્સ અને ચેરવેલ એ બન્નેવચ્ચેના દ્વિપકલ્પપર એક ન્હાનું રેમેનો નામનું બ્રિટિશ ગામડું હોવું જોઇએ. માર્સિયર અને વસકસ એમની સરહદપર ઑકસ ફર્ડ એ એક મહત્ત્વનું સ્થાન હતુ. એ વિષેય ૯૧૨ ની સાલનો એક ઉલ્લેખ અંગ્રેજી તવારીખમાં છે. ઉપર આવી ગયેલા થેમ્સ નદીના (ખેરામાનું) આ એક તટબંધી સ્થાન હોવાને લીધે, ડેન્સ લોકોએ અહિં પુષ્કળ લઢાઇઓ કરી છે તે ઉપરાંત રાજકીય દષ્ટિએ એ મહત્વનું હોવાથી અહિં 'વિટાનો ગેમાટ' સભાની ઘણી બેઠકો થઈ. નોર્મન જીતને સમયે ઑકસફર્ડ શહેરનું બહુજ નુકસાન થયું હોય એમ માલમ પડે છે. રાબર્ટ ડી આઇલી નામના નોર્મન શેરીફના અમલમાં ઑકસફર્ડની બહુજ જાહોજલાલી હતી. એણેજ, કિલ્લાને બુરજ તેમજ સેંટ માયકેલનું પ્રાર્થના મંદિર બાંધ્યું. સિફને ૧૧૪૨ સૈકામાં અહિંના કિલ્લાને ઘેરો ઘાલ્યો. એ વખતે મહારાણી મેટિલ્ડા એ તેને ઠગાવીને તે ઍબિંગ્ડન ગઇ.

શિક્ષણ વિશે પ્રથમ સંઘટિત એવો પ્રયત્ન ૧૧૩૩ માં થયો. ૧૨૧૪ માં અહિં એક વિદ્યાપિઠાધિકારીની નિમણુક થઇ. વિશ્વવિદ્યાલયથી શરૂઆત કયારે થઇ છે એ માહિતી ઉપલબ્ધ થઇ નથી. પરંતુ બ્યુમાંટમાં વારંવાર ભરાના દરબારજ આકફર્ડ એ વિદ્યાનું કેંદ્ર થયું. ઘણો મોટો કારણીભૂત થયું. ૧૩ મી સદીમાં અહિં જુદાજુદા ખ્રિસ્તી ધર્મપંથ આવ્યા. અને તે કારણથી અહિંના વિદ્યાદાનપર ઘણુંજ પરિણામ થયું. તે છતાં એજ સૈકામાં ઑકસફર્ડ રાજકીય મહત્વ કાયમજ રહ્યું. અહિં પાર્લમેંટની ઘણી બેઠકો થઇ તે બધાની 'મૅડ' પાર્લમેંટની બેઠક (૧૨૫૮) મહત્વની છે એજ બેઠકમાં 'ઑકસફર્ડની ઘણી શરતો' (પ્રોવિઝન્સ ઑફ ઑકસફર્ડ) પ્રસાર થઇ. ૧૩ મી સદીના છેલ્લા દશકમાં અહિં કૉલેજ પદ્ધતિની શરૂઆત થઈ તેના આધારે મર્ટન યુનિવ્હર્સિટી અને બેલીઅલ કૉલેજની સ્થાપના થઈ. યુનિવ્હર્સિટીનું અધિપત્ય (વર્ચસ્વ) અને રાજા તરફનો આશ્રય, એથી નગરવાસીઓનો તેની સાથે અણબનાવ થયો. એ અણબનાવનું પરિણામ આ ખરે સેંટ સ્કોલા સ્ટિકાની બાઝાબાઝીમાં થયું પરંતુ રાજાએ યુનિવર્સિટીને વખતોવખત સનદો અને દત્તક આપ્યા ૧૫૭૧ ના ઇલિઝાબેથરાણીના કાયદા ને આ ધારે ઑકસફર્ડ અને કેંબ્રિજ વિશ્વવિદ્યાલયને સરકાર તરફથી માન્ય થઈ.

મેરીની કારકીર્દિમાં બ્રૉડસ્ટ્રની એક જગ્યાએ જાણીતા રિડલે લેટિમર અલ ક્રેનમરે પોતાના મત માટે પ્રાણત્યાગ કર્યો તેમના સ્મારક માટે તે સ્થળે નવી જાતનો પરંતુ સુશોભિત ક્રૉસ કર્યો છે. આવા ધામધુમના વખતમાં વિશ્વવિદ્યાલયને પુષ્કળ નુકસાન થયું પરંતુ ઇલિઝાબેથે અને વોલસે (વુલ્સ) એ બન્ને એ એ નુકસાન ભરી દીધું. રાજા અને પાર્લમેંટ એ બન્નેના લઢાઇમાં ઑકસફર્ડ રાજ પક્ષનું મુખ્ય સ્થાન હતું અને પહેલા ચાર્લ્સની પાર્લમેંટ અહિંજ ભરાતી પછી રાજપક્ષનો પરાભવ થવાથી ચાર્લ્સ નાસી ગયો અને ઑકસફર્ડને ઘેરો ઘાલ્યો હતો તેવામાં તે શહેર ૧૬૪૬ માં પાર્લમેંટ પક્ષના કબજામાં આવ્યું. આ લડાઇની ધામધુમમાં વિશ્વવિદ્યાલયના અભ્યાસ થઇ અને વિનય માટે બહુજ અનાસ્થા થઈ અને જો કે ક્રોમવેલ ચેન્સેલર થયેલો પણ એ વસ્તુની ખોટ પુરાઈ નહિં. રાજયસત્તાના ઉત્કર્ષ સાથે વિશ્વવિદ્યાર્થી અને નગરવાસીઓની વચ્ચે વૈમનસ્ય વધ્યું ઑકસફોર્ડમાં છેલ્લી પાર્લમેંટ બીજા ચાર્લ્સે ૧૬૮૧ માં બોલાવી. બીજા જેમ્સની સાથે, વિશ્વવિદ્યાલયના અધિકારીઓની નિમણુકની બાબતમાં વિરોધ ઉત્પન્ન થયો એ શહેર આગળ પર જેકો બાઇના પંથ તરીકે પ્રસિદ્ધ પામ્યું. હૅનોવેરિયનના સમયમાં, અહિંના લોક હૅનોવેરીયન પક્ષમાં

મળ્યા અને વિશ્વવિદ્યાલય જેકોબિયન પંથનેજ વળગી રહ્યું આ ખરે ત્રીજો જ્યાજ જ્યારે ૧૭૫૫ ઑાકસફોર્ડમાં ગયો હતો તે વખતે એ બંને પક્ષએક થયા અને એમાંનો પક્ષભેદ નામશેષ થયો. અહિજ ઑાકસફોર્ડના રાજકીય ઇતિહાસનો અંત આવે છે. ઑાકસફોર્ડ શહેરના વિદ્યાલયો ઑાલસાલ્સ કૉલેજ (૧૪૩૭)આ શિક્ષણસંસ્થાનું શિક્ષકમંડળ ઘણાખરા પદવીધરોનું બનેલું છે. આ વિદ્યાલયને સર ક્રિસ્ટોફર કૉડરિંગટને પોતાનું ગ્રંથાલય અર્પણ કર્યું.

બેલીઅલ કૉલેજ—(૧૨૬૨) આ જુનામાનું એક વિદ્યાલય હોઇ વિદ્વત્તાસારૂં, બહુજ મશહુર છે

બ્રૅસેનોજ કૉલેજ:—(૧૫૦૯) એ બી. એન. સી. નામથી પ્રસિદ્ધ છે.

ક્રાઇસ્ટ ચર્ચ: (૧૫૩૨) સંખ્યામાં એ બધા વિદ્યાલયો માં મ્હોટું વિદ્યાલય છે અને એની બહુજ વિશેષ તરેહની છે.

બ્રિટિશ અન બીજા રાજ્યગૃહના લોકો આ વિદ્યાલયમાંજ શિક્ષણ લીધું છે. તે ઉપરાંત ૧૯ ની સદીને સુમારે દશ પ્રધાનોનો અભ્યાસ એ વિદ્યાલયમાંજ થયો. અહિ—'ટૉમ' નામની મ્હોટી ઘંટી છે.

કૉ–સિક્રિસ્તી કૉલજ:—(૧૫૧૬) ત્યાના ન્હાના ગ્રંથાલયમાં દુર્લભ ગ્રંથ અને હસ્તલેખનનો સંગ્રહ છે.

એક્ઝિટર કૉલેજ:—(૧૩૧૪) આ વિદ્યાલયના અને બૉડલિયન પુસ્તકાલયના મકાન વચ્ચે એક સુંદર ધીચ બગીચો છે.

હર્ટ ફોર્ડ કૉલેજ:—(૧૮૭૪) આ એક નવિન સ્થપાયેલું વિદ્યાલય છે.

જીનસ કૉલેજ;—(૧૫૧૧) એ વિદ્યલયનો સંબંધ વેલ્સ સાથે વિશેષ છે.

કેબલ કૉલેજ:—(૧૮૬૯) આ વિદ્યાલય તદન નવું છે અને જૉન કેબલના સ્મરણાર્થ પૈસા એકઠા કરી બંધાવ્યું છે.

લિંકન કૉલેજ:—(૧૪૨૭) આ વિદ્યાલય વાયકિલફના મતથી તદન વિરૂદ્ધ ધોરણ પર બાંધવામાં આવ્યું છે.

મર્ટન કૉલેજ:—(૧૨૭૦) પ્રચલિત કૉલેજ પદ્ધતિનું આ પહેલું વિદ્યાલય છે. અહિંના પ્રાર્થના મંદીર અને ગ્રંથાલય એ બંને ઈમારત મહત્વની છે.

ન્યુ કૉલેજ:—(૧૩૮૬) રાજા અને પાર્લમેંટ વચ્ચેના જગડા સમયે. અહિંના ટાવરમાં અને મઠની ઓરડીઓમાં રાજપક્ષના લોકોના શિલેખાના છે.

ઓરીએલ કૉલેજ:—(૧૩૧૬ આ વિદ્યાલયના પ્રસિદ્ધ લોકોએ 'ઑાકસફર્ડ ચળચળમાં' ભાગ લીધો હતો.

પે-બ્રાક કૉલેજ:—(૧૫૨૪) આ વિદ્યાલયમાં સેમ્યુએલ જોન્સનના વખતના કેટલાક અવશેષ છે.

કિવન્સ કૉલેજ:—(૧૩૪૦) ત્રિજા એડવર્ડની રાણી ફિલિપાના સ્મરણાર્થ આને આ નામ આપવામાં આવ્યું.

સેંટ જાન્સ કૉલેજ:—(૧૫૫૫) ટ્રિનિટી (૧૫૫૪) વૅડ્હૅમ (૧૬૧૩) અને વોર્સેસ્ટર (૧૭૧૪) વગેરે અન્ય વિદ્યાલયો છે.

યુનિવર્સિટી કૉલેજ:—(૧૨૪૯) વિશ્વવિદ્યાલયની ઘણીજ પૂર્વે આ કૉલેજ ૮૧૨ માં સ્થાપવામાં આવી હતી એવી દંત કથા છે.

કોઈ વ્યક્તિ કૉલેજનો વિદ્યાર્થી ન હોય તો પણ તે પરીક્ષામાં બેસી શકે એવો હક ૧૮૬૮ થી વિદ્યાર્થીઓને મળ્યો છે. અહિં સ્ત્રીઓ માટે ૪ વિદ્યાલયો છે પણ તેમની પદવી માત્ર આપવામાં આવતી નથી.

વિશ્વવિદ્યાલયની ઇમારતો બ્રૉડસ્ટ્રીટ અને હાયસ્ટ્રીટ એ બેની વચ્ચે છે તેમાં બૉડલીયન ગ્રંથાલય, કલૅરન્ડન મુદ્રણાલય, કાન્વીકેશન હૉઉસ, રૅડકિલ્ફ ગ્રંથાલય (સાંપ્રત બૉડલિયન ગ્રંથાલયના વાંચનાલયની ઓરડી) એ મુખ્ય ઈમારતો છે. તે ઉપરાંત વિશ્વવિદ્યાલયનું ચિત્રસંગ્રહાલય, ઍશમોલિયન પદાર્થ સંગ્રહાલય અને ટેલરની આધુનિક યુરોપીય ભાષાની સંસ્થા એવી બીજી પણ ઇમારતો છે. વિશ્વવિદ્યાલયનું પદાર્થ સંગ્રહાલય, રૅડકિલફ વેધશાળા, હિંદી વિદ્યાર્થી અને હિંદીવિષય એને માટે હિંદી ઇન્સ્ટિટ્યુટ અને ઑાકસફોર્ડ યુનિયન સોસાયટી એવી બીજી સોસાયટી છે.

વિશ્વવિદ્યાલયનું શાસન ત્યાં રચાયેલા કાયદા પ્રમાણે ચાલે છે દરેક વિદ્યાલયનો કારભાર સ્વતંત્ર છે વિશ્વવિદ્યાલય પાર્લમેંટ માટે બે સભાસદ ચુંટી કાઢવાનોહક છે. હિંદી અને પરકીય વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થિઓ માટે કેટલીક સગવડો કરવામાં આવી છે ઑાકસફોર્ડ શહેર તરફથી પાર્લમેંટ માટે એક પ્રતિનિધિ ચુંટાય છે.

**આખા**—આ લોકો મંગોલ માનવ વંશમાંના જણાય છે. એમનો ચેહરો પહોળો અને ગોળ, નાક ચપટું, ને આંખો ઝીણી હોય છે તેમની વસ્તી બહુ ઓછી છે પણ તેઓ જંગલી હોવાને લીધે, તેમના પડોસના રહેવાસીઓ જેવાકે ચાર દ્વારના લોકોને તેમનાં ધાડાની બહુજ બીક લાગે છે. તેઓનાં એ

મુખ્ય વર્ગ છે હીન્જારી ખાવા આખા અથવા "અગ્નિભક્ષક" અને : કાચ્યચોરે આખા અથવા ("કપાસીચોર") એ બન્ને જાત લૂંટફાટ કરનારી હોવાથી જમીનદારોની સત્તાની જરાપણ દરકાર કરતા નથી ૧૮૩૯ માં એમનાપર ચડાઈ કરી એમની વર્તણુક માટે તેમના આગેવાનોને કેટલીક રકમ આપી જમીનપર છોડવામાં આવ્યા તેઓ પાસેથી સોગન લેવડાવ્યા અને તે તે એ હજીસુધી પાળે છે એ લોકો એટલા બધા અસંસ્કારી છે કે તેઓને જમીન ખેડાણની પણ માહિતી નથી. તેઓ પોતાનું ગુજરાન ઢોરોના પાળીને ચલાવે છે તે એક ગાયનું માંસ ભક્ષણ કરે છે પણ દૂધને અડકતા નથી ભાલા તીરકામઠાં અને તીક્ષ્ણ તરવારો એ તેમના હથીઆરો છે. ધર્મની બાબતમાં પણ બહુ અજ્ઞાન છે. તો પણ જે ધીચ જંગલમાં કે પર્વતોમાં કે નદીમાં તેમના ઢોરો ભૂલા પડે છે એવાં જંગલોને તેઓ ભયંકર માને છે તેઓ મુડદાંને દાટે છે. અને મરીગયેલા પૂર્વજોના આત્મા માટે માન રાખે છે.

**આગગાડી**—આગગાડી વિશે યાંત્રિક માહિતિ આપવી એટલે, પાટા, બેક અને એન્જીન એ ત્રણ મથાળા નીચે આપવી જોઇએ. તે શિવાય રસ્તાઓ એ મથાળા નીચે આગગાડીના રસ્તા ઉપર વિવેચન કરેલું જણાઈ આવશે. અહિં ફક્ત વિકાસ વિષયક અને અર્થ શાસ્ત્ર વિષયક માહિતીનું વર્ણન છે.

વિકાસ વિષયક—ઇંગ્લાંડ દેશમાં પ્રથમ આગગાડી ઈ. સ. ૧૮૨૮ સુમારે શરૂ થઈ. તે પછીથી ઘણાક વર્ષો વિતી ગયાં બાદ ૧૮૪૫ માં પ્રથમ બંગાળામાં અને ૧૮૫૪ ની સાલમાં મુંબઇથી કલ્યાણ-સુધી રેલ્વે, પ્રયોગ ખાતર શરૂ કરવામાં આવી. આગગાડી સંબંધી પાશ્ચાત્ય દેશની હકિકત પ્રથમ વર્ણવી છે.

ઇંગ્લાંડ અને યુનાયટેડ સ્ટેટ્સમાંની આગગાડીઓ વિષે સામાન્ય માહિતી—અઢારમાં સૈકાના અંતમાં ઇંગ્લાંડમાં કોયલા અને બીજી ખાણુની જગ્યાએ લોઢાનાં ન્હાના પાટાઓની ટ્રામના રસ્તા તૈયાર કરી તેનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. પરંતુ એવા પાટાપર ધુળ, પત્થર વગેરે પડી પૈડાને અટકાવ થતો હતો. આવા ટ્રામના રસ્તાનો ઉપયોગ મુસાફરોને લઈ જવા માટે પ્રથમ ૧૮૨૫ માં કરવામાં આવ્યો. એ સાલમાં સ્ટૉકટન અને ડાર્લિંગ્ટન વચ્ચે ૩૭ માઇલ લાંબી રેલવે શરૂ કરવામાં આવી અને તેનો વેગ પણ ઓછો રાખવામાં આવ્યો. પ્રથમ આવા પ્રવાસીઓના વાહનો ઘોડાઓથી ચલાવવામાં આવતાં વરાળના યંત્રનો ઉપયોગ ખાણોમાંનો માલ લઈ જવા સારૂં કરવામાં આવતો અને તેનો વેગ પણ ઓછો રાખવામાં આવતો. શુધ્ધ લોઢાનો ભાવ મોઘો હોવાથી એ લોહ માર્ગ પ્રથમ લોખંડનો કરવામાં આવતો. એ વખતના એન્જીનિઅરોને એટલી પણ કલ્પના ન હતી કે જો લીસા લોઢાના રેલની (પાટાને) સાથે પૈડાની વાટો પણ લીસી બનાવવામાં આવે તો વધારે ફાયદો થશે. અઢારમાં સૈકાના પહેલાં ચતુર્થકમાં માલ અને માણસનું વાહન નહેરોના માર્ગને રસ્તે થતું. અને એ પ્રવાસ માર્ગ એટલો બધો અસગવડ ભર્યો હતો એની જો કલ્પના આપવી એવું કહેવામાં આવતું કે આ મારગથી લીવરપૂરથી માન્ચેસ્ટર સુધી કાપડના જથ્થાઓ પહોંચાડવા હોય તો આખો એટલાંટિક મહાસાગર પાર પસાર કરવાને જેટલો વખત લાગે એટલો વખત લાગતો. લિવરપૂરથી માન્ચેસ્ટર સુધી રેલવે બંધાવવા માટે પરવાનગી આપવી કે નહિં એ સંબંધી ઠરાવ જ્યારે પાર્લમેંટમાં પ્રથમ મૂકાયો ત્યારે આજ નહેરોમાં વાહન કાર્ય કરતા કંપનીના ચાલકોએ પોતાની શકિત વાપરી એવો ઠરાવ પસાર કરવામાં બે વરસનો વિલંબ કર્યો. પણ આખરે ૧૮૨૮ માં પાર્લામેંટની મંજુરી મળી કામની શરૂ-આત થઇ. શરૂઆતમાં તો આ રસ્તાનો ઉપયોગ માત્ર ગાંસડી અને બીજો માલ લઈ જવા માટેજ કરવો એમ નક્કી થયું અને ગાડીઓને ઘોડા જોડવા એવું ઠરાવવામાં આવ્યું હતું. પણ રસ્તો તૈયાર થતી વખતેજ લોર્ડ સ્ટિફન્સન એ આગ્રહથી ઘોડાને બદલે વરાળ એન્જીનનો ઉપયોગ કરવો એવું નક્કી થયું. તથાપિ એન્જીનો મુકરર એક જગાએજ બેસાડી, દોરડા લગાડી ગાડીઓ ખેંચવી કે દોડતાં એન્જીનો ગાડીને જોડીને ખેચવાં એ બાબતમાં ડાયરેકટર લોકમાં મતભેદ થયો પણ આખરે દોડતાં એન્જીનજ જોડવાં એમ નિશ્ચિત થયું. ત્યાર બાદ એન્જીનની ગતિ સંબંધી વાદ શરૂ થયો અને "કલાકે બાર માઇલ એટલા વેગથી વરાળ યંત્ર લોહ માર્ગ પરથી ગાડીઓ ખેંચી શકશે એમ પ્રતિપાદન કરનારા મોટા મગજના ઉત્સાહી માણસોમાનો શું હું નથી ?" એમ,

એક માણસે જાહેર રીતે કહયું. એ પ્રમાણે વાટાઘાટ થઇ આખરે 'રાકેટ' જાતનું એન્જીન જોડાઇ આગગાડી શરૂ થઇ અને તેને કલાકે ઓગણીસ માઇલ જેટલી ગતિ કે જેની કોઇએ સ્વપ્ને પણ કલ્પના કરી ન હતી, તે આપવામાં આવી એવી રીતે લીવરપૂલ અને માન્ચેસ્ટર વચ્ચે માલ અને માણસની વાહક આગગાડી થવા માંડી અને જેમાં

તીસ ઘોડાની ગાડીઓનો ધંધો ચાલતો તે સાફ નાબુદ થયો. અને ઉલટું પહેલાં જે ૫૦૦ પ્રવાસીની સંખ્યા હતી તે ૧૬૦૦ સુધી વધી. નહેરોમાં વ્હેપાર કરતાં કંપનીનો ધંધો પણ તદ્દન બેસી ગયો, એના પરિણામે એવા લોકોએ આગગાડીની આવી યોજના તદ્દન ઉંધી વાળવા માટે એ લોકોએ જે પ્રયત્નો યુક્તિ વગેરે શોધી કાઢયાં એનું રમુજી વર્ણન સ્માઇલ્સકૃત જોર્જ સ્ટીફન્સનના ચરિત્રમાં આવ્યું છે. આગગાડીનો રસ્તો તૈયાર પાડનારાઓને જમીન દારો તરફથી વિઘ્ન પડાવ્યું, ગોળી મારી ઠાર કરવાની બીક બતાવી, ચર્ચમાનાં, કલર્જીમેન તરફથી માર મરાવાની યોજના કરી અને વર્તમાન પત્ર કારો તરફથી એમ પ્રસિદ્ધ કરાવ્યું કે "વરાળના એન્જીન ચાલવાથી હવામાં ઉડતાં પક્ષી મરશે, આજુબાજુ ચરતી ગાયો બુજાશે, મરઘીઓ ઈંડા નહિ મૂકે, ઘરો સળગી જશે, અને ઘોડાઓનો ઉપયોગ ન થવાથી એ પ્રાણી પૃથ્વી પરથી તદ્દન નષ્ટ થશે"? પછી લંડન અને વુલવિચ એ બન્ને વચ્ચે આગગાડી શરૂ કરવાનો પ્રશ્ન મૂકાયો અને તેનો પ્રસિદ્ધિ પત્ર (પ્રોસ્પેકટસ) પ્રસિદ્ધ થયું ત્યારે કવાટર્લી રિવ્યુ નામે માસિકમાં નીચેની ટીકા પ્રસિદ્ધ કરવામાં આવી. "સ્ટેજ કોચના બમણી ગતિથી એટલે કલાકે વીસ પચીસ માઇલ ગતિથી વરાળના એન્જીનો દોડી શકશે એ વિધાનમાં કેટલું મૂર્ખપણું અને ઉપહાસ પાત્રતા રહેલી છે તે દેખીતુંજ છે. અને જો કે આટલા વેગથી આગગાડી ચાલી તો પણ એવો કોણ મૂઢ પ્રવાસી છે કે પોતાના જીવનની દરકાર ન કરે! તે કરતાં, ચાહે તે ભાડું આપી લોક થેમ્સ નદીમાંના વહાણથી પહેલાના માફકજ પ્રવાસ કરશે. અમોને એવી પક્કી ખાતરી છે કે પાર્લામેંટ આવો ઠરાવ પાસ કરતાં પહેલાં આગગાડીનો વેગ કલાકે આઠ કે નવ માઇલ હોવો જોઇએ, એનાથી વધારે ન હોવો જોઇએ એવો નિર્ણય જરૂર લાદશે! તે પછી પાર્લામેંટમાં પણ રમુજી વાદવિવાદ થયા બાદ આખરે આ આગગાડીનો રસ્તો તૈયાર કરવાને પરવાનગી મળી.

આગગાડીનો રસ્તો તદ્દન સીધો અને એકજ સપાટીમાં હોવો જોઇએ એવી પ્રથમ સમજણ હતી. તેથી તે વખતના એન્જીનઅરોને પહેલાં આખા પ્રદેશની તપાસણી કરી, બધા ઉંચા નિચા ખાડા પૂરીને રસ્તો તૈયાર કરવા સારૂં દરેક માઇલે ખરચ ૩૫૦૦૦ પૌંડ આવતો! બીજી એક રમુજીની વાત તે એ કે લોકોનું ઉષ્ણતાથી પદાર્થોનું થાય છે એ શાસ્ત્રીય તત્વનું અજ્ઞાન. પ્રથમ રેલ્વેના પાટા બંધાવતી વખતે બે પાટા વચ્ચે અંતર જરી કે રાખતા નહતા. એથી શું થયું કે એક વખતે જે નવિન રસ્તાથી આગગાડી સવારમાં ચાલી ગઈ, તેજ રસ્તાના પાટા બપોરના તડકાથી વૃદ્ધિંગત થયા અને કેટલેક ઠેકાણે તો બે ફુટથી પણ વધારે સીધી સપાટીથી ઉંચાઇએ ચઢી ગયા. એવે વખતે એ રસ્તાથી આગગાડી પાછી લાવતી વખતે રસ્તો એક સપાટીમાં લાવવો પડતો. કેટલેક ઠેકાણે તો ઉષ્ણતાનું પરિણામ ધ્યાનમાં ન આવવાથી ગાડી પાટા પરથી ઉથલી પડી અકસ્માત પણ થતા.

વળી એક વધારે અજ્ઞાનની બાબત એ છે કે આગગાડીના રસ્તાની પહોળાઇ વિષે ઈંગ્લાંડમાં જાર્જ સ્ટિફન્સને શરૂઆતથીજ બન્ને પાટા વચ્ચે ૪ ફુટ ૮॥ ઇંચ અંતર રાખવાનું નિશ્ચિત કર્યું હતું. પણ ગ્રેટ વેસ્ટર્ન રેલ્વે કંપનીના બુનેલ નામક એન્જીનરે ૭ ફૂટ પહોળાઇના ઉર્ફે બ્રૉડગેજની આગગાડીઓ અને રસ્તા બાંધવાનું ઠરાવ્યું, અને પહોળાઈ વધારવાથી એન્જીનની શક્તિ અને ગતિ વધશે, આગગાડીના ડબા, ગાડી જોસથી ચાલશે તો પણ હાલશે નહિં અને ડબાનો આકાર વધવાથી ભારે માલની લેજા કરવાનું સગવડ ભર્યું થશે વગેરે ફાયદાઓ દર્શાવ્યા ત્યારે આ વિષયપર પણ વાદ ચાલ્યો અને પાર્લામેંટે એનો પૂર્ણ નિકાલ કરવામાટે એક સ્વતંત્ર કમિટી નિમી. રસ્તા પહોળા કરવામાં બીજી અડચણ ઉપસ્થિત થઇ કે, એક રસ્તાપરની ગાડી બીજા રસ્તા પર લઇ જવી અશકય થવાથી બહુજ ભાંજગડ થઈ સ્ટિફન્સન પદ્ધતિનો રસ્તો ૨,૦૦૦ માઇલ હતો, ત્યારે બ્રૉડગેજનો રસ્તો ફકત ૨૭૦ માઇલ હતો, તેથી કમિટીએ સર્વ રસ્તાઓ સ્ટિફન્સન પદ્ધતિનાજ હોવા જોઇએ એવું ઠરાવ્યું અને આથી ૭ ફુટ પહોળાઇના રસ્તા પાડીનાખી ફરીથી ૫૮॥ ઇંચ પહોળાઇના રસ્તા બાંધવા લાગ્યા."

હવે એક વધુ રમુજી વાત બની તે એકે ઉતારૂઓને વાહન બનતા ડબાના આકારવિષે—પ્રથમ જયારે આગગાડીમાંથી માણસો (મુસાફરો) લઈ જવા એમ ઠર્યું ત્યારે કોઇપણ એન્જીનઅરના મગજમાં એ કલ્પના ન હતી કે મુસાફરોને માટે કાંઈક જુદા પ્રકારના ડબા હોવા જોઇએ; પણ માલ લઇ જવાસારૂં જે ઉઘાડી વેગન (ટ્રક) હતી તેમાંજ ઘોડાની ગાડીનો વચલો બેસવાનો ભાગ, એજ બેસવાના ઉપયોગમાં વપરાતો. ઇગ્લાંડ પ્રમાણે અમેરિકામાં પણ એજ પદ્ધતિ ચાલુ હતી. આવા પ્રકારના ડબાની આગગાડી શરૂ થઇ, ત્યારે પહેલે દિવસે, સોળ માણસોએ આવા ડબ્બામાં મુસાફરી કરી, તેમના આ સાહસ

માટે, લોકોએ તેમની સ્તુતિ કરી; પણ એથીપણુ વિશેષ કૌતુકની બાબત એ કે હજીસુધી ઈંગ્લાંડમાં આવા ઘોડાના ગાડીના આકારના ડબા કાયમ છે. વિશેષતઃ ફર્સ્ટ કલાસના ડબા આવા આકારના હોય છે. લોકોએ પુરાણુપ્રિયતાની આશ્ચર્ય જનક વાત એ કે ફર્સ્ટ કલાસના બારણાના હેન્ડલનો નમૂનો એ જુના સ્ટેજ કોચના બારણાના હેન્ડલની માફક તદ્દન સગવડ વગરના છે છતાં તે કાયમ રાખવામાં આવ્યો છે.

બધા દેશોમાં અમેરિકામાં આગગાડીની રચનાની સુધારણા માત્ર મુસાફરીની સગવડની દૃષ્ટિએજ નહિં પણ સુખની દૃષ્ટિએ પ્રથમ થઇ છે. સગવડ અને શોભા એ બન્ને દૃષ્ટિએ પુલમને સૂચવેલા નમૂનાના ડબા સર્વોત્કૃષ્ટ ઠર્યા છે. આવા ડબામાં સુંવાળી ગાદીઓ અને ગમે તે દિશાએ મોં ફેરવી શકાય એવી ખુરશીઓ, તેમજ ખુરશીની પીઠનો ભાગ ગમે તેટલો ચઢાતો કે ઉતરતો કરી શકાય એવી યોજના, દૂર મુસાફરી કરનારા ઉતારૂઓને માટે સુવા માટે સગવડ અને ડબાની એકદંર શોભા એ બધી બાબતો ઉત્તમ છે. આવી આગગાડીમાં મુસાફરોને મુસાફરી કરતાં, જાણે કે આપણે પોતાના ઘરમાં છીએ એમ લાગે છે. એ વિશે મિ. સી. નૉડાફ નામના એક અમેરિકન લેખકે બહુજ મનોરંજક અને યુક્ત વર્ણન કર્યું છે, તે નીચે પ્રમાણે છે.—સેંટ્રલ પૅસિફિક રેલ્વેના પુલમન નામના ડબામાં તમે જ્યારે તમારો સામાન, પુસ્તક વગેરે લઇ બેઠા હોતો તમારા ઘરમાં નિત્યે જે કાર્યક્રમ કરી શકો તે એમાં પારપાડી શકાય છે. સર્વ પ્રકારના દરરોજના કામ કરનારા હોશીઆર નોકરો દરેક કામ ચપળતાથી કરી શકે છે એટલે સુધી કે પોતના ઘરમાં પણ એટલી બધી વ્યવસ્થા હોતી નથી. તમોને તમારી ઇચ્છા પ્રમાણે સ્વસ્થ આળોટવાને, ઉંઘવાને કે બેસવાને સહેલું થઇ રહે છે નિયમિત વખતે બરાબર રાંધેલું પુષ્કળ જમણુ મળે છે. જુદા જુદા પ્રદેશમાંથી આગગાડી દોડતી વખતે, દરેક પ્રકારના ભિન્ન ભિન્ન નૈસર્ગિક દેખાવો જોવાના મળે છે. તેમજ સ્વચ્છ આનંદદાયક હવાના સેવનથી મન હંમેશા આનંદી રહે છે, અને દરરોજના કામ ધંધામાં તત્પ થએલા કે સંસારની જંજાળમાંથી તેમજ બીજા કંકાસથી ત્રાસેલા લોકોના મન એકદમ ઉલ્લાસિત થવાથી આવો પ્રવાસ એટલે કે એક વિશ્રાંતિનું ધામ છે. એવો અનુભવ થાય છે. ટેબલપર કાંઇ લખો, કે પુસ્તક વાંચો કે ફોટોમાંના ચિત્ર જુઓ. જો સાથે કુટુંબ હોય તો એ બારી નજીક બેસીને કંઇ વિણુતી કે સીવતી દેખાશે કે કોઇક વખતે બહારની સૃષ્ટિશોભા જોતી માલમ પડશે. બાળકો આમતેમ રમતાં કે બારીબહારની કુતરાઓની ગમ્મત જોતાં, કે માથું નીચે અને પગ રાખી કુદકા મારતાં જણાશે. સવારે પોર્ટર નિયમિત વખતે આવી તમને જગાડશે. પછી સવારનું નાસ્તાપાણી, બપોરનું જમણુ અને રાતનું વાળુ વગેરે તમને બરાબર આપશે. રાત્રે ગાદી બીછાનો વગેરે સર્વ સુવા માટે મુકરર કરેલો નોકરજ પાથરશે આવીરીતે બધી ઘરના જેવીજ વ્યવસ્થા હોય છે.

રાજધાનીનાં શહેરની આગગાડીઓ—લંડનના રસ્તામાં લોકોનો વ્યવહાર વધવાથી તેમજ દરરોજના રસ્તાઓની સંખ્યા અપૂર્ણુ જણાવાથી જમીનની નીચે રસ્તા બાંધવાનું સાહસ હાથમાં લેવુંજોઇએ એવું જરૂરનું લાગ્યું. શહેરના રસ્તા નીચે પાણીના નવા, ડ્રેનેજના નળ ગૅસની નળીઓ, હોવાથી એ બધાનું એક જાલ જમીનમાં પસરેલું હોય છે. એ કોઇપણ વસ્તુને ધકકો ન લાગે એવી યોજનાથી રેલ્વે બંધાવવી એ ૧૮૬૩ માં નિશ્ચિત થયું. આ રેલ્વે પૅડિંગટનથી નીકળી એજવેયર રોડ નીચે થઇ મેરીલેબોન રોડને મળે છે. પછી પાર્ક ક્રેસંટ પરના ઘર નીચે થઇ, પોર્ટલંડપ્લેસનીચેથી, યુષ્ટનરોડનીચેજઈ કિંગ્જ ક્રૉસસુધી જાય છે અને ત્યાં ગ્રેટનોર્ધર્ન અને મિડલેંડ રેલ્વેને મળે છે આ આગગાડીના રસ્તાપર આવેલી કેટલીક કમાનો જમીનનીચે થોડાક ઇંચના અંતરપર હોય છે, કેટલીક થોડા ફૂટના ઉંડાણુની તો કેટલીક કમાનો ઘરોના કે મોટમોટી ઇમારતોની પાયાથી પણ ઉંડી, બાંધવામાં આવી હોય છે આવી જમીન નીચે બાંધવામાં આવતી રેલ્વેઓ બાંધતી વખતે ઘણી અડચણો ઉપસ્થિત થાય છે જમીનની અંદરનો ભાગ કોઈ ઠેકાણે ખડકવાળો, કોઈક ઠેકાણે રેતીવાળો કોઇક ઠેકાણે ચીકણુમાટીનો હોય છે. તેમાં ઉપર વર્ણવેલા પાણીના, ડ્રેનેજના કે ગૅસના નળનળીઓને જરીકે ઈજાન કરતાં રેલ્વે બાંધવાની હોય છે. લંડનની ઉપર્યુક્ત રેલ્વેના તો કેટલાકે સ્ટેશનના સુધ્ધા પૂર્ણપણે જમીન નીચેજ બંધાવ્યા હોવાથી બાકીના જમીનના પૃષ્ટભાગપર આવ્યાં છે. સદરહુ મેટ્રૉપૉલિટન રેલ્વે (લંડન રાજધાની નીચે આવેલી આગગાડી) પુરીથયાપછી તેને લગતીજ ધિ મેટ્રૉપૉલિટન ડિસ્ટ્રિક્ટ રેલ્વેબંધાવવામાં આવી. તે હાઈડ પાર્કથી નીકળી લંડનમાના વિકટોરિઆ ટર્મિનસની નજદીક થઇ વેસ્ટમિનિસ્ટર બ્રિજને મળે છે ત્યાંથી થેમ્સ નદીની બાજુએ થઈ બ્લૅકફ્રાયર્સ બ્રિજસુધી પહોંચી થોડી વક્ર થઈ મૅન્શન હાઉસ માર્કલેન ને

મૂરગેટ સ્ટેશન સુધી જાય છે એવી રીતે આખા લંડન શહેરમાં જમીન નીચે રેલ્વે બંધાએલી હોવાથી એમાં વ્યવહાર પણ પુષ્કળ ચાલે છે દાખલાતરીકે— સામાન્યરીતે આ રેલ્વેના મૂરગેટ-સ્ટ્રીટ સ્ટેશમાં આવતી કુલગાડીઓની રોજની સંખ્યા આસરે ૮૦૦ છે.

ધિ પૅસિફિક રેલ્વે:—યુનાઈટેડ સ્ટેટ્સની આગગાડી વિષે એક વિશેષ કહેવા લાયક બીના એ છે કે આટલાંટિક કિનારાના ન્યુયાર્કથી પૅસિફિક કિનારાના સૅનફ્રેન્સિસ્કો સુધી ૩,૧૨૫ માઈલ લંબાઈ એ જુદીજુદી કંપનીએ આગગાડીના પુષ્કળ રસ્તાઓ બંધાવ્યા છે. આવી દૂરની મુસાફરી કરતાં ફક્ત એક અઠવાડીયુંજ થાય છે આ રસ્તાપર વિસ્તૃત મેદાન તેમજ ઉંચા પર્વત છે. તેમાં કોતરેલા મ્હોટા મ્હોટા પૂલ અને સુરંગ (ટનલ) એ બધાં જોઈ એન્જીનીઅરના કૌશલ્યની પ્રશંસા કર્યા વગર રહેવાતુંજ નથી. ઓમાહા એ એક મહત્વનું જંકશન એ રેલ્વેપર આવ્યું છે ત્યાં એન્જીનો અને ડબા દુરસ્તી કરવાના અને તૈયાર કરવાના મોટમોટા કારખાનાં છે ઓમાહાનાં સ્ટેશન માટે તીસ એકર જગ્યા રોકાઈ છે. ત્યાંની વસ્તી ૧,૮૬૪ માં ૩,૦૦૦ હતી તે ૧૮૭૦ માં એકદમ ૧૬,૦૦૦ કરતાં પણ વધી ગઈ. ઓમાહાની આગળ જઈએ તો આ રેલ્વેનો રસ્તો પનૅટી નદીના કાંઠે થઈ વહે છે અને તેના પર આવેલો બસો ચારસો માઈલનો પ્રદેશ બહુ કેટશવાળો અને વસાહતને માટે યોગ્ય હોવાથી ત્યાં લાખો માણસ રહે એવો છે ઓમાહાથી ૫૪૯ માઇલ અંતર પરના શર્મન સ્ટેશન નજીક આ રસ્તો બ્લૅાક હિલ્સ નામે ડુંગરપરથી જઈ પૃથ્વીપરના કોઇપણ આગગાડીના સમુદ્રની સપાટીથી વધારે (૧,૨૪૨ ફુટ) ઉંચો છે શર્મનથી થોડેજ છેટે ૬૫૦ ફુટ લંબાઈના અને ૧૨૬ ફૂટ ઉંચા એવા લાકડાના થાંભલાપર બાંધેલો એક પૂલ છે. એ પૂલના સાદા લાકડાનું કામ આશ્ચર્ય પમાડે એવું છે. તે પછી રૉકી માઉંટ, નામના પર્વતપરથી એ રસ્તો જાય છે. ત્યાં પસી નામનું એક સ્ટેશન છે. એની આગળ ઑગડેન નામનું એક વિખ્યાત સ્ટેશન છે. ત્યાંથી ૫૦ માઇલ અંતર પર જે રસ્તો બાંધવામાં આવ્યો તેમાં એક આશ્ચર્ય પમાડે એવી વાત એ છે કે (અદભૂત કૃત્ય) ૧૮૬૮ સૈકામાં અહિંનો ૧૦ માઇલ નો રસ્તો કેવળ એકજ દિવસમાં બાંધવામાં આવ્યો તે એવી રીતે કે પાટા પરના એક વેગન (ડબ્બો) તૈયાર થયેલા રસ્તાના અંત સુધી લાવ્યા પછી ચાર માણસોએ વેગનમાં ભરેલા બે પાટા લઈ પાસેના સ્લિપર્સપર બેસાડયા અને તેના પરથી વેગન આગળ ધકેલવામાં આવ્યું પછી ફરીથી આગળ બે પાટા નાખવામાં આવ્યા અને તે પરથી વેગન આગળ લઈ જવામાં આવ્યું. પાછળથી આવતા મજૂરોમાના કેટલાક પાટા ખીલ મારી સજડ કરતા ગયા અને કેટલાક કોદાળી વતી ખોદી રસ્તાપર પાથરતા ગયા. એ પ્રમાણે તે દિવસે જે કામથયું તેનું ૧૧।। સેંકડમાં આસરે ૨૪૦ ફૂટ એવું પ્રમાણ નિકળ્યું. આ દશ માઇલ લંબાઇના રસ્તાપર પાટા નાખવાનું કામ ફક્ત આઠ માણસો એજ કર્યું, એટલુંજ નહિં પણ વધારે અચંબા જેવી વાત એ છે કે એ દશ માઈલના આઠ માઈલના પાટા નાખવાનું કામ તો ફક્ત આઠ બહાદુર માણસોએજ છ કલાકમાં બપોરના ભોજન પહેલાંજ ખલાસ કર્યું. અસ્તુ.

એની પછી આ રસ્તાપર 'કેપહાર્ન' નામનો પર્વત છે ત્યાં એક ઠેકાણે, એક ઉભા કરાડ પરના ખડક ફોડી ૨,૫૦૦ ફુટ ઉંચાઈએ, આગગાડીનો રસ્તો તૈયાર કર્યો છે. આ ખડક ભાંગવાનું કામ શિખર પરથી દોરડાં બાંધીને નીચે ઉપર રહેલા મજૂરો એ દોરડાના આધારપર ઉભારહી કર્યું છે એવી રીતે જે ઠેકાણે રેડ ઇંડિયાના કોઇ પણ ચાલાક જંગલી મનષ્યનું પગલું પણ પોહચવું અશક્ય હતું તે ઠેકાણે ગોરી પ્રજાએ પોતાના જ્ઞાનના બળે આગગાડીનો રસ્તો બાંધ્યો છે.

એ શિવાય જે રેલ્વેકંપનીએ આ રસ્તો બાંધ્યો તેના ચાલકોનું સાહસ પણ ડહાપણ ભરેલુ અને સ્તુતિ પાત્ર હતું એ કંપનીના મૂળ પાંચ ઉત્પાદકો સૅક્રેમેંટ નામના શહેરના રહેવાસી હતા. તેમાનાં બે કાપડના વહેપારી, એક વાણીઓ અને બે લોખંડના માલના વેપારી હતા. એવા કઠણ પ્રદેશમાં રેલવે બાંધી શકાયજ નહિ એવો પ્રથમ કેટલાક મોટમોટા એન્જીનીરોનો મત હોવાથી ઉપર જણાવેલી પાંચ વ્યક્તિઓની બધા ધનિક અને રાજદ્વારી મશ્કરી કરવા લાગ્યા તે ઉપરાંત લાકડા શિવાય બધો માલ ન્યુયાર્કથી વહાણમાં ભરીને કેપહાર્નથી વળીનેસૅનફ્રેન્સિસ્કોમાં લાવવામાં આવ્યો અને કેલિફોર્નીઆમાં મજૂર ન મળવાથી, મજૂરી વધવાથી, કંપનીને ચિનમાંથી ૧૦૦૦૦ મજૂર મંગાવવા પડ્યા. દશ માઇલનો રસ્તો પૂરો થયા પછી લોઢાનો ભાવ વધ્યો. આવી રીતે ચારે તરફથી નવા નવા વિઘ્નો ઉપસ્થિત થવા છતાં પણ મળ ઉત્પાદકોએ હિંમત ન છોડતાં અને સાર્વજનિક મદદની અપેક્ષા ન કરતાં પોતાની બધી માલમત્તા ખરચી આ રસ્તો પૂરો કર્યો. એ કામમાં મુખ્યત્વે કરી મિ. એસ એસ. મૉંટેગ્યુ નામના એન્જીનીઅરની મદદ હતી.

આવી રીતે રસ્તો પૂરો થતાંજ સૅનફ્રેન્સિકો નું ઘણું મહત્વ વધીને ત્યાં જપાન ચિન અને ઓસ્ટ્રેલિયામાંથી માલના મોટમોટાં વહાણોની આવજા શરૂ થઇ. પચીસ વરસ પૂર્વે જ્યાં ફક્ત પાંચસો માણસની વસ્તી હતી ત્યાં હવે ૧,૭૦૦૦૦ ની લોકો વસ્તી થઇ. આને તો સૅનફ્રેન્સિસ્કો એક મોટું શહેર ગણાય છે.

દુનિયાના જુદાજુદા દેશમાં આગગાડીઓનું પ્રમાણ કેટલું છે તે નીચે બતાવેલા કોષ્ટક પરથી માલુમ પડશે:—

**જુદાજુદા દેશમાં આગગાડીનું પ્રમાણ**

| દેશ | ૧૯૨૦ કે ૨૧ સાલમાં લાઈનોની લંબાઇ માઇલ પ્રમાણે | ક્ષેત્રફળ ચોરસ માઇલ | દરેક હજાર ચો. માઈલમાં લાઇનના માઇલ | ૧૯૧૯-૨૦ કે ૨૧ સાલમાં લોકસંખ્યા (દસ લાખ) |
|---|---|---|---|---|
| યુ. કિંગડમ | ૨૩૭૩૪ | ૧૨૧૬૩૩ | ૧૯૪ | ૪૭.૩ |
| ગ્રેટબ્રિટન | ૨૦૨૯૨ | ૮૮૭૪૫ | ૨૨૮ | ૪૨.૬ |
| આયર્લંડ | ૩૪૪૨ | ૩૨૫૮૬ | ૧૦૭ | ૪.૩ |
| હિંદુસ્થાન | ૩૭૨૬૫ | ૧૮૦૨૬૨૯ | ૨૧ | ૩૧૯.૦ |
| કેનેડા | ૩૯૧૯૬ | ૩૭૨૯૬૬૫ | ૧૦ | ૮.૭ |
| આસ્ટ્રેલિયા | ૨૬૧૦૪ | ૨૯૭૪૫૮૧ | ૯ | ૫.૪ |
| દ. આફ્રિકા | ૯૫૫૯ | ૪૭૩૦૮૯ | ૨૦ | ૬.૯ |
| આર્જેન્ટાઇન | ૨૨૫૯૦ | ૧૧૫૩૧૧૯ | ૨૦ | ૭.૮ |
| આસ્ટ્રિયા | ૩૯૪૦ | ૩૦૭૬૬ | ૧૩૧ | ૬.૧ |
| બેલ્જમ | ૪૬૪૯ | ૧૧૭૪૪ | ૪૨૩ | ૭.૬ |
| બ્રાઝિલ | ૧૭૮૪૭ | ૩૨૭૫૫૧૦ | ૫૫ | ૩૦.૬ |
| ચિલી | ૫૪૦૩ | ૨૮૯૮૨૯ | ૧૮ | ૩.૭ |
| ચીન | ૯૦૦૦ | ૩૯૧૩૫૬૦ | ૨.૩ | ૪૩૬.૦ |
| ઝેકોસ્લો | ૮૪૯૭ | ૫૪૨૬૪ | ૧૫૭ | ૧૩.૫ |
| વહૉકિંઆ | | | | |
| ઇજીપ્ત | ૩૦૩૨ | ૩૫૦૦૦૦ | ૯ | ૧૨.૭ |
| ફ્રાન્સ | ૨૭૦૧૧ | ૨૧૨૬૫૯ | ૧૨૭ | ૩૯.૪ |
| જર્મની | ૩૫૯૧૯ | ૨૫૦૪૭૧ | ૧૪૦ | ૫૯.૮ |
| હુંગેરી | ૪૩૭૨ | ૩૫૬૫૪ | ૧૨૪ | ૭.૮ |
| ઇટાલી | ૯૬૪૧ | ૧૧૦૬૩૨ | ૮૮ | ૪૦.૦ |
| *જપાન | ૯,૩૫૯ | ૨૬૦૭૩૮ | ૩૬ | ૭૭.૦ |
| નેધરલૅંડસ | ૨૩૭૭ | ૧૨૫૮૨ | ૧૯૮ | ૬.૮ |
| નૉર્વે | ૨૦૭૨ | ૧૨૪૯૬૪ | ૧૭ | ૨.૩ |
| રશિયા | ૨૯૯૦૬ | ૭૪૪૦૦૦૦ | ૪ | ૧૨૪.૦ |
| સ્પેઇન | ૯૪૩૬ | ૧૯૬૭૮૩ | ૪૯ | ૨૦.૭ |
| સ્વીડન | ૯૪૨૦ | ૧૭૩૦૩૫ | ૫૪ | ૫.૯ |
| સ્વિટ્સર્લંડ | ૩૮૮૧ | ૧૫૯૭૬ | ૨૪ | ૩.૮ |
| તુર્કસ્થાન | ૩૭૨૦ | ૬૧૩૧૨૪ | ૬ | ૨૦.૯ |
| યુ. સ્ટેટ્સ | ૨૬૩૭૦૭ | ૩૭૪૩૫૨૯ | ૭૦.૪ | ૧૦૫.૭ |

* જાપાનના આંકડા કોરીયા સાથે છે.

**અર્થશાસ્ત્ર વિષયક અને કાયદા વિષયક**

**વહેવારના માર્ગોનો દર**—વસ્તુની કિંમત ઉત્પાદકોની સ્વતંત્ર હરીફાઇથી નક્કી કરવી એવો સિદ્ધાંત એક સમયે અર્થશાસ્ત્રમાં અને કાયદા શાસ્ત્રમાં સર્વમાન્ય રીતે રૂઢ થયો હતો. પણ કાલક્રમે જેમ જેમ આગગાડીના ધંધાની વૃદ્ધિ થતી જણાઈ ત્યારે એવો અનુભવ થયો કે સ્વતંત્ર હરિફાઇના તત્વપર આધાર રાખી એનો થોડાએ ધંધો ચાલશે નહિં આ અનુભવ એકલા આગગાડીના ધંધામાંજ ધ્યાનમાં લેવાનો છે એમ નથી પણ જે ધંધામાં પુષ્કળ મોટું ભંડોળ એકઠું કરવું પડે તેવા બધા ધંધાની એજ સ્થિતિ છે. એનો અર્થ એ કે, રેલ્વેની મુસાફરી કરનારાઓને સ્વતંત્ર હરિફાઇના તત્વથી જરાએ ફાયદો મળતો નથી. કારણ કે એકજ રસ્તાપર આગગાડીઓ ચલાવી જુદા જુદા માલીકોમાં માંહોમાંહે ભાડું લેવાની બાબતપર હરિફાઈ કરાવવી એ અશકય છે. કારણ, એકજ રસ્તાપર જુદા જુદા માલીકોએ પોતાની આગગાડીઓ ચલાવવી એ એક જોખમનું કામ છે, આર્થિક દૃષ્ટિએ પણ પુષ્કળ ભાંજગડવાળું છે અને લોકોની સગવડતાની દૃષ્ટિએ એક રસ્તાની વ્યવસ્થા એકજ માલીકના હાથમાં હોવી જોઇએ એ જરૂરનું છે. તેમજ જુદા જુદા માલીકોએ જુદા જુદા સમાંતર રસ્તા બાંધી આગગાડીઓ ચલાવવી એ પણ મુશ્કેલ છે. એવા બે કે ત્રણ જુદા જુદા પ્રકારના રસ્તા, દરેક ઠેકાણે બાંધવા એટલે કે ભંડોળનો નિરર્થક અપવ્યય કરવા જેવું છે. અને એથી ભંડોળ પણ વહેલાંજ નાશ પામે તે શિવાય એવી હરિફાઈથી દરેક પ્રકારના દર હંમેશ બદલાતા જશે અને પરિણામે અપ્રામાણિક સટ્ટાવાળાઓનું ફાવશે. આવું પરિણામ એટલું નુકશાનકારક બને કે બે કંપનીમાં જો કદાચ આવો હરિફાઈનો પ્રસંગ આવે તો તે પોતાના ભાવ માંહોમાંહે ઠરાવી નક્કી કરે છે અને અનિષ્ટ હરિફાઈને ટકવા દેતા નથી.

હવે હરિફાઈથી દર ઠરાવવો નહિં તો શીરીતે ઠરાવવો એ એક મોટો પ્રશ્ન છે. તે માટે પ્રથમ માઇલે દર (ભાવ) ઠરાવવો એવું તત્વ અમલમાં આવ્યું એટલે કે અંતર ધ્યાનમાં લઇ ભાડું ઠરાવવું એમ ઠર્યું પણ આ તત્વ પણ યોગ્ય નથી એવું થોડા અનુભવથી માલુમ પડયું કારણ કે માલ અથવા મુસાફર એ બંનેની વ્યવસ્થા જાળવવા ને લગતો સામાન્ય ખરચ પ્રવાસની લંબાઈપર અવલંબી રહેતો નથી અને એવો ખરચ ભરી આપવા માટે, દૂરની મુસાફરી કરનારાઓને યોગ્ય જે ભાડાનો દર

હોય તેજ દર દૂરના મુસાફરને માટે રાખવો તે અન્યાય ભરેલું છે. એથી ઉલટું નજીકની મુસાફરી કરનારને વધારે ભાડું અને દૂરના મુસાફરોને ઓછું ભાડું એવું તત્વ રાખીએ તો પણ દૂરના પ્રવાસીને વચ્ચે ઉતરવાના હક્કને માટે પ્રવાસી અને રેલવે અધિકારી વચ્ચે તંટો ઉપસ્થિત થવાનો સંભવ છે. એ બધા પરથી આખરે એવું ઠરાવ્યું કે પાસેના કે દૂરના મુસાફરને એકજ દર આકારવો એ પ્રચલિત પદ્ધતિજ બરાબર છે.

તથાપિ ઉપર જણાવેલી સર્વ હકિકત ધ્યાનમાં લઇ. એક સુધારેલી પદ્ધતિ મુકરર કરી છે અને વિશેષતઃ માલની લાવજા કરવામાં ઉપયોગી છે. એ પદ્ધતિ એવી છે કે માલના લાવજા કરવામાં રેલ્વે કંપનીને થતા ખરચના બે વિભાગ કરવામાં આવે છે. એક ખરચ પ્રત્યક્ષ વાહતુક સંબંધી અને બીજો સ્ટેશનપર માલ ચઢાવના ઉતારવા ને લગતો ખરચ. એ બીજો ખરચનું ભાડું પ્રવાસીના ઓછી વતી મુસાફરીનો વિચાર ધ્યાનમાં ન લેતાં આકારવામાં આવે છે. બલ્કે એ પદ્ધતિમાં એવી ખામી રહેલી છે કે મૂળ રસ્તો તૈયાર કરવા બાબત એકઠું કરેલું ભંડોળ અને હંમેશના રસ્તા સમારવાનો લગતો ખરચ એનો વિચાર તેમાં કરેલો હોતો નથી. ઉલટું આ ખરચનો અંશ પણ ભાડામાં આકારીએ તો દર ઘણો વધી હલકી કિંમતના માલની લાવજા કરવી રેલવેથી જરીએ બને નહિં. ટુંકમાં ઉપર કહેલા એક પણ તત્વને સર્વથા સ્વીકાર થઈ શકશે નહિ અને એવું તત્વ નિશ્ચિત કરવું પડશે કે માલની કિંમત ધ્યાનમાં લઇ, ભાડું પરવડે એવો દર રાખવો અને જેનો વેપાર વૃદ્ધિંગત થવાનો સંભવ છે એવા માલને માટે દર ઓછો રાખવો, કારણ વેપાર વધવાથી જો દર ઓછો કરવામાં આવે તો પણ આખર ફાયદોજ થશે. માલને યોગ્ય જણાય એવુંજ ભાડું રાખવું એજ વસ્તુ છેવટે યોગ્ય જણાય છે. કારણ કે આવક પ્રમાણે કર નાખવો એવા કર વિષયક અર્થશાસ્ત્રના સુપ્રસિદ્ધ તત્વના ચોકસ આધારે તે ઠરાવ્યું છે. આ તત્વ અમલમાં મૂકવા માટે રેલવે અધિકારીઓ માલનો વર્ગ કરે છે અને પહેલા વર્ગના બોજાપર છેલ્લા વર્ગના બોજાના પ્રમાણમાં બમણો ત્રણગણો, કે ચાર ગણો એ ભાડાનો દર રાખે છે. એ વર્ગવારી માલની કિંમત અને રેલ્વે કંપનીને તે માલ લઇ જવા સારૂ થતો ઓછો વત્તો ખરચ એ ધ્યાનમાં લઇ ઠેરવામાં આવે છે. આ તત્વ યોગ્ય હોવાને લીધે. એ અમલમાં મૂકતી વખતે માત્ર જુદા જુદા માલીકોને જુદો જુદો દર એવો ગોટાળો ન થાય એટલા માટે રેલ્વે કંપનીએ આ તત્વાનુસાર મુકરર કરેલા ભાડાના દરના તકત્તાઓ લોકોને જણાવવા છપાવી પ્રસિદ્ધ કર્યા છે.

આગગાડીની ખાનગી કે સરકારી માલીકી:—ઉપર જણાવેલું તત્વ રેલ્વે આગગાડી માલીકની હોય તો કે સરકારી માલકીની હોય તો ક્યારી રીતે અમલમાં મુકાશે એ વિષે મતભેદ ઉત્પન્ન થયો. સરકારની માલીકી આગગાડી પર હોય તો તેની પેદાશ વધારવામાટે રેલ્વેનાં ચાહે તે દર વધારશે એવી એક શંકા રહે છે. પણ એ બધામાં ઉપર બતાવેલા તત્વો યોગ્ય રીતે અમલમાં મૂકાય તેવી જે માલીકીની પદ્ધતિ બધામાં ઉત્તમ છે એ સ્પષ્ટ છે. રેલ્વે માલીકીના પણ ત્રણ પ્રચલિત પ્રકાર નજરે પડે છે. તે નીચે મુજબ છેઃ—

(૧) ખાનગી વ્યવસ્થા કે ન્યાય ખાતાનું નિયંત્રણ—શરૂઆતમાં આ પ્રકાર યુનાઈટેડ સ્ટેટ્સમાં બહુ હતો. ગ્રેટબ્રિનમાં પણ શરૂઆતમાં આગગાડીઓની માલીકીપર સરકારી કાયદાનું નિયંત્રણ જરીકે ન હતું. એથી દેખીતી રીતે એવો ફાયદો છેકે, કોઈ પણ સુધારમાં ઝપાટામાં અમલમાં મૂકી શકાય. ઉપર જણાવેલા બે દેશમાં આગગાડી સંબંધી પુષ્કળ સુધારણાઓ થઇ, એનું કારણ સરકારી કાયદાના નિયંત્રણનો અભાવ એજ કહી શકાય. તથાપિ એ પદ્ધતિથી નુકસાન પણ એ છે કે રેલ્વે વિષે વિશિષ્ટ કાયદા ન હોવાને લીધે. સામાન્ય કાયદા પ્રમાણે પોતાની તકરારોનો કોર્ટ મારફતે ન્યાય કરી લેવી તે લોકોને મુશ્કેલ થાય છે. અને રેલ્વેના વધતા વિસ્તાર સાથે માલીકોના હાથમાં વધારેને વધારે સત્તા એકત્ર થાય છે. જેથી જનતાને અસૂયા (મત્સર) ઉત્પન્ન થાય છે, એને લીધે સરકારી કાયદાનું નિયંત્રણ હોવું જ જોઇએ એમ લાગવાથી અત્યારસુધી અનેક વિવિધ કાયદા પાસ થયા છે.

(૨) ખાનગી કંપનીઓની વ્યવસ્થા અને તેના પર દેખરેખ કરનારૂં સરકારી ખાતું:—આ પદ્ધતિ ફ્રાન્સમાં શરૂઆતથીજ સતત ચાલી આવેલી છે. આવ્યવસ્થાથી, જનતાના સહી સલામતપણા વિષે અને આગગાડીઓ અને તેના રસ્તા બાંધવાના કામપર યોગ્ય ધ્યાન રાખી ભંડોળનો વગર કારણે ખરચ ન થાય અને ભાડાના આકરણ પર પણ યોગ્ય નિયંત્રણ રાખી શકાય, એવો આ વ્યવસ્થાના પુરસ્કર્તાનો મત છે, પણ આ વ્યવસ્થા જોઇએ તેવી રીતે અમલમાં મૂકાઇ નથી ઉલટું આ પદ્ધતિથી રેલ્વે કંપનીને થોડું પણ સ્વાતંત્ર્ય ન મળવાથી તે

ચાલણુ કરવાતા પ્રગતિમાં પણ ઢીલ થાય છે, એવો અનુભવ છે. તે ઉપરાંત એવી કે કંપનીઓને સરકારી નિર્ણય સ્વીકારવા માટે મોટાં મોટાં ઇનામો આપવા પડે છે. તેમજ સરકાર ખરાબ હોય તો લાંચ વગેરે અનીતિ વધે છે. તાત્પર્ય કે આ પદ્ધતિથી જો કે ફાયદા થતા હોય તો પણ દેખાય છે એટલા ફાયદા તો નથીજ.

(૭) આગગાડીઓની સરકારી વ્યવસ્થા અને સરકારી માલીકી—આ વ્યવસ્થા પ્રથમ બેલ્જીઅમમાં શરૂ થઈ. હવે સ્કૅંડિનેવીઆ અને હંગેરી એ દેશોમાં અમલમાં છે. ૧૮૬૦ થી આસ્ટ્રેલિયામાં પણ એજ પદ્ધતિ અમલમાં મૂકાઇ. સાંપ્રત જર્મનીમાં સામાન્ય રીતે એજ પદ્ધતિ અમલમાં મૂકાઇને રશિઆ અને આસ્ટ્રીઆ એ દેશોમાં પણ ભંડોળની સગવડ પ્રમાણે અમલમાં મૂકવાનો પ્રયત્ન થાય છે. હિંદુસ્તાનના બ્રિટિશ સરકારે પણ એજ પધ્ધતિ ઘણે ભાગે સ્વીકારી છે. સરકારી માલીકીનું આ તત્વ એકંદર રીતે ઘણું ઉત્તમ છે, એમાં કાંઇ શંકા નથી. રેલ્વેના ભાડાને ઘણા ભાગે કરનુંજ સ્વરૂપ હોવાને લીધે આ અંક સરકારનું ઉત્પન્ન છે એથી સરકારે પોતાની માલીકી રાખવી એ યોગ્ય છે. આગગાડીઓ સરકાર માલીકીની હોવી જોઇએ એ વાત તત્વતઃ જો કે માન્ય હોય છતાં પ્રત્યક્ષ અનુભવ એવો છે, કે કેટલાંક દેશના આગગાડીઓની વ્યવસ્થા કરનાર સરકારી અધિકારીઓ, ખાનગી કંપનીના માલીકો જેટલી પ્રવાસીના સુખસગવડની કાળજી લેતા નથી. સરકારી વ્યવસ્થામાં પણ ભંડોળનો દુરૂપયોગ, સુધારણાનો અભાવ વગેરે દોષ રહેવા સંભવિત છે.

તથાપિ એ બાબતમાં વાદવિવાદને હવે અવસરજ નથી. કારણ કે આગગાડીઓ પર સરકારી માલકીજ હોવી જોઇએ એમ તજજ્ઞોએ ચોક્કસ મત આપ્યો છે. અને જો સરકારી માલીકીની પધ્ધતિમાં ક્રોક ઠેકાણે દોષ નજરે આવે તો તેનો દોષ સરકારી અધિકારીઓના અપ્રમાણિકપણાને ને અજ્ઞાનને જેટલો લાગુ પડે તેટલોજ દેશના સમાજમાંના ધંધાવાળા લોકોના અજ્ઞાન ને અપ્રમાણિકપણાને પણ છે. કારણ કોઇ સ્વતંત્ર દેશની સરકારની લાયકી (યોગ્યતા) ને કાર્યક્ષમતા તે દેશની સમાજના વિશિષ્ટ વર્ગના લોકોની પ્રમાણિકતા પર ને હોશીઆરી પર આધાર રાખે છે.

ઇંગ્લાંડના આગગાડી વિષે કાયદાઓઃ-ઇંગ્લાંડની એકાદ રેલ્વે કંપનીને આગગાડીની નવી સડક તૈયાર કરવી હોય તો પ્રથમ તે ઠરાવ પાર્લમેંટમાં રજુ કરી પસાર થવો જોઇએ. માત્ર એવી સડક બાંધવામાં બીજા કોઇના હક કે નફા નુકસાનીને બિલકુલ હરકત ન થતી હોય તો પાર્લમેંટની મંજુરીની જરૂરીઆત રહેતી નથી. એટલે કે એકાદ જમીનના માલીકને પોતાની હદમાંજ જો રેલ્વે સડક બાંધવી હોય તો પરવાનગી શિવાય એ બાંધી શકે. આનો પ્રત્યક્ષ દૃષ્ટાન્ત તે લૅંબેરિસથી સ્નોડન પર્વતની ટોંચ સુધી બાંધેલો રસ્તો છે. એવી સડકના માલીકને કાયદાથી કાંઇ પણ વિશેષ હક મળતો નથી તેમ કાયદાનું કોઈ પણ વિશિષ્ટ બંધન પણ હોતું નથી. માત્ર સામાન્ય કાયદા પ્રમાણે પાડોશના લોકોને એવા ખાનગી રસ્તાથી જો કાંઇ પણ હરકત થાય તો તેને માટે દાવો રજુ કરાય. પણ જ્યારે કંપનીને બીજાની માલકીની જમીન વેચાતી લઈ, નદી નહેરોમાં પૂલ બાંધી, ડુંગર પર્વતોમાં નહેર ખોદાવી લોકોના ઘરો નજીક સડક તૈયાર કરવી હોય ત્યારે પ્રથમ પાર્લામેંટની મંજુરી મળ્યા વગર કામ શરૂ કરાયજ નહિ. પાર્લામેંટમાં ઠરાવ રજુ થયા પછી પ્રથમ પાર્લામેંટમાંના સભાસદોની એક નિયુક્ત કમિટીનો રિપોર્ટ મંગાવી પછી પાર્લામેંટમાં એ ઠરાવ પર સારી રીતે વાદવિવાદ થઈ ગયા પછી કંપનીને કાયદાની સંમતિ મળે છે, અને કંપની પછીથી સડક બાંધવા શરૂઆત કરે છે. જ્યારે કંપનીને કંપનીઝ કલાઝિસ ઍક્ટ, રેગ્યુલેશન ઑફ રેલ્વે ઍક્ટ, રેલવે કળાઝિસ ઍક્ટ રેગ્યુલેશન ઓફ રેલ્વેસ ઍક્ટ, કૅરિયર્સ પ્રોટેકશન ઍક્ટ વગેરે કાયદાઓના બંધનો ધ્યાનમાં રાખીને કામ કરવું પડશે.

તપાસણીઃ—મુસાફરોના સહી સલામીતીની દૃષ્ટિએ, ઇંગ્લાંડમાંનો પહેલો કાયદો રેગ્યુલેશન ઑફ રેલ્વેઝ ઍક્ટ એ ૧૮૪૭ માં પાસ થયો. એ કાયદાની રૂએ કોઇ પણ રેલવે કંપનીને માણસોની લેજા કરતાં પહેલાં બોર્ડ ઓફ ટ્રેડને ખબર આપવી પડે છે. તુરતજ બોર્ડે નિમેલો અધિકારી, સડકની તપાસ કરી પોતાનો અભિપ્રાય આપે છે. એ અભિપ્રાય પ્રતિકુલ હોય તો પરવાનગીનો વાંધો આવે અને પરવાનગી વગર લાવજા કરવામાં આવે તો ૨૦ પાઉંડ દંડ દરેક દિવસનો આપવો પડે. બોર્ડ તરફથી નીચેની બાબતનો પૂરેપૂરી તપાસ થાય છે જેવી કે સડક, પૂલ, નહેરો, સ્ટેશનો, પ્લૅટફૉર્મ, દાદરો, વેટીંગરૂમ્સ, સિગ્નલોની વ્યવસ્થા વગેરે. એવી રીતે સર્વે જાતની તપાસણી થયા બાદ, પરવાનગી મંજુર થઈ એટલે મૂળ સડકને જોડીને બાંધેલો બીજો રસ્તો સ્ટેશનો જંકશનો, વગેરે નવી યોજનાઓની તપાસણી કરવાનો હક ૧૮૭૧ ના રેગ્યુલેશન ઑફ રેલવેઝ ઍક્ટની રૂએ બોર્ડ ઑફ ટ્રેડને આપવામાં

આવ્યો છે. અહિં એક વાત કહેવી જોઇએ કે, એક વાર, પ્રથમ તપાસણી કરીને પરવાનગી લીધા પછી, દરેક વરસે ફરી ફરીથી તેજ રસ્તો સારી હાલતમાં છે કે નહિ એની તપાસણી કરવાનો હક માત્ર બોર્ડને હોતો નથી.

અકસ્માત માટે ચોકસીઃ—ઉપર્યુક્ત ૧૮૭૧ ના કાયદાની રૂએ, દરેક રેલવે કંપની પર બોર્ડ ઓફ ટ્રેટને નીચે જણાવેલી બાબતો વિષે તરતજ ખબર આપવાની જવાબદારી નાંખવામાં આવી છે.

(૧) માણસને ઇજા, કે મોત નિપજ્યું હોય એવા અકસ્માત (૨) માણસો વાળી આગગાડી અને બીજી કોઇ પણ આગગાડી સાથે થયેલી અથડામણ (૩) કોઈ પણ માણસ લઈ જતી આગગાડી કે તેનો કોઇ ભાગ રેલથી બાજુએ કે નીચે ઘસડાઇ ગયો હોય, (૪) જેમાં પ્રાણહાનિ કે મનુષ્યને ઇજા થાય એવો કોઈ પણ અકસ્માત એવી ખબર મળતાંજ બોર્ડ, ઈન્સ્પેકટર નીમી તે અકસ્માત વિષે તપાસ કરવાની ફરજ છે. નીમેલો ઈન્સ્પેકટર, રેલવે કંપનીના માણસોની સાક્ષી પૂરતા પ્રમાણમાં ભેગી કરી અને કાગળ મુકાબલા લઈ, એ અકસ્માત સંબંધી પૂરેપૂરો રિપોર્ટ તેમાં પોતે કરેલી કેટલીક સૂચનાઓ ઉમેરી, બોર્ડને મોકલાવી દે છે. પછી બોર્ડ, રિપોર્ટની નકલ, રેલવે કંપનીને, પાર્લમેંટને અને વર્તમાન પત્રોના તંત્રીઓને લોકોને જાહેર કરવા સારૂ મોકલાવે છે. એવા રિપોર્ટમાં, ઇન્સ્પેકટરે કરેલી સૂચના અમલમાં મૂકવી કે ન મૂકવી એ જવાબદારી કાયદા પ્રમાણે રેલવે કંપની પર કાંઈ નથી, રેલવે કંપની પોતેજ જે યોગ્ય અને વ્યવહાર્ય સૂચના હોય તે અમલમાં મૂકે છે એવો સાધારણ અનુભવ છે. અકસ્માતથી થએલા, નુકસાનનો બદલો વ્યક્તિગત રીતે લોકોને કોરટ મારફત ભરી લેવાનો હક છે, એ દેખીતું જ છે.

આગગાડીઓ ચલાવવાનો વિષયઃ—૧૮૮૯ ના કાયદાની રૂએ સઘળી રેલ્વેકંપનીઓને (૧) બ્લૉક વર્કિંગની પદ્ધતિ, (૨) સિગ્નલ અને સાન્ધા (પોઇન્ટ) ઇંટર લોકિંગની પદ્ધતિ, ને (૩) ઑટોમેટિક કન્ટિન્યુઅસ બ્રેકની વ્યવસ્થા શરૂ કરવા બાબત ફરજ પાડી. તેથી ઇંગ્લાંડની વ્યવસ્થા માત્ર યુનાઇટેડ સ્ટેટસ એજ ઇંગ્લંડ આગળ પ્રગતિ કરી છે. અન્ય દેશ કરતાં એ બાબતમાં આગળ પડતી છે. ઑટોમેટિક સિગ્નલિંગ, વિદ્યુચ્છક્તિના કે હવાના દાબથી, સિગ્નલને પાઇંટસ હલાવવાની વ્યવસ્થા, માલગાડીની ઑટોમેટિક કન્ટિન્યુઅસ બ્રેક વગેરે વખતમાં યુનાઇટેડ સ્ટેટસની, ઇંગ્લંડ કરતાં આગળ છે.

રેલ્વેના કરો વિષેઃ—રેલ્વેના નોકરોની સહીસલામતવિષે ને હિત વિષે હવે કેટલાક કાયદા પાસ થયા છે. ૧૮૯૩ ના કાયદાથી કોઇ પણ રેલ્વે નોકરે કામના સમય સંબંધી, યા કામ ન હોય તે વખતના વિશ્રાંતિવિષે યા રવિવારે પણ કામ કરવા વિષે, વાંધો ઉઠાવતી રજુ કરી હોય તો તેની પૂરતી તપાસ કરવાનો હક બોર્ડને છે. બોર્ડ તપાસ કરી યોગ્ય લાગે તે સુધારણા સંબંધી હુકમ દેવાની સત્તા પણ અધિકાર જે છે. એ હુકુમ પ્રમાણે વર્તન જો ન કરવામા આવે તો તેની તપાસ રેલ્વે એંડ કૅનાલ ટ્રૅફિક એકટ નામે ૧૮૮૮ માં પાસ થએલા કાયદાનીરૂએ સ્પેશ્યલ કોર્ટ ભરવામાં આવે અને એ એની તપાસ કરે છે એ કોર્ટના કમિશનરો રોજનો સો પાઉંડ સુધી દંડ રેલ્વેકંપનીને કરી શકે. આવી વ્યવસ્થાને લીધે રેલ્વેનો કરો વિષેની લગભગ બધી તકરારો દુર થઇ છે, તે શિવાય ૧૮૮૪ ના નોટિસ ઑફ ઍક્સિડંટસ એકટની રૂએ મજુરોને, કામ કરનારાઓની પ્રાણહાનિ કે ઇજા થાય તો તે બોર્ડને જણાવવાથી જવાબદારી રેલ્વે કંપનીપર છે ત્રણથી વધારે દિવસ નખમી શકાય એવી મોટી હાનિ થઇ હોય તોજ બોર્ડને ખબર આપવી પડે છે. તથાપિ આમ કરવાથી પણ રેલ્વે નોકરમાંની અપઘાતોની ગણતરી કંઇ ઘટી નહિ એમ માલુમ પડવાથી ૧૯૦૦ માં રેલ્વે એમ્પ્લાયમેંટ પ્રિવેન્શન ઑફ ઍક્સિડન્સ ઍકટ કાયદા અનુસાર બોર્ડને, રેલ્વે કંપનીથી એ બાબતમાં સુધારણા વિષે નિયમ કરવાનો અધિકાર આપવામાં આવ્યો ત્યારે બોર્ડ (૧) માલ ડબાઓને ચિઠ્ઠી ચોંટાડવાવિષે (૨) માલના ડબા હલાવવાવિષે (૩) ઈંન્જીનની પાવર બ્રેક સંબંધી (૪) સ્ટેશનો અને સાયડિંગ્સમાં દિવાબત્તી વિષે (૫) ગેજ કલાસેસની રચના અને સંરક્ષણવિષે (૬) આગગાડીને બ્રેકવાન જોડાવવાવિષે (૭) આગગાડીની સડકપર દુરસ્તી કરતા નોકરોની સુરક્ષિતતા વિષે, વગેરે અનેક બાબતો સંબંધી નિયમો કર્યા છે.

એસિવાય ૧૮૪૬ નો અકિસડેંટસ કામ્પેન્સેશન એકટ ૧૮૮૦ નો એમ્પ્લૉયર્સ લાયબેલિટી એકટ અને ૧૮૯૭ નો વર્કમેન કૉમ્પેન્સેશન એકટ એ બધા અકસ્માત વિષેના કાયદા છે.

હિંદુસ્તાનની આગગાડી વિષે માહિતીઃ—ઇંગ્લાંડમાં આગગાડી શરૂ થઈ ઘણા દિવસવીતી ગયા તો પણ હિંદુસ્તાનમાં આગગાડી બાંધવાનો વિચાર કોઈને મનમા ન આવ્યો. ૧૮૪૫ ની લગભગ પૌરસ્ત્યદેશની પરિસ્થિતિમાં આગગાડી બાંધવાથી ફાયદા કારક થશે કે નહિં તેની ખાત્રી કરવા

કેવળ પ્રયોગ ખાતર કલકત્તાથી રાણીગંજ સુધી (૧૨૦ માઇલ) મુંબઇથી કલ્યાણ સુધી (૩૩ માઇલ) અને મદ્રાસથી આ કોણુમ સુધી (૩૯ માઈલ) એવા ત્રણ રસ્તાઓ બાંધવાનું નક્કી કર્યું. એ પ્રમાણે મુંબાઈ તે કલ્યાણ સુધીનો રસ્તો ૧૮૫૪ ની સાલમાં પૂરો થયો અને ખરચ રૂ. ૪૫,૦૦,૦૦૦ થયો. એજ વર્ષે લોખંડી રસ્તાનું સંક્ષિપ્ત વર્ણન નામનું મરાઠી પુસ્તક કૃષ્ણશાસ્ત્રી ભાટવડેકરે પ્રસિદ્ધ કર્યું મુંબઈથી થાણા સુધીની રેલ્વેગાડી લોહમાર્ગને રસ્તે એ દિવસનું વર્ણન ઉપર્યુક્ત પુસ્તકમાં છપાયુંજ છે ને નીચે પ્રમાણે છે "આવા શુભપ્રસંગેજે મોટમોટા સાહેબ લોક અને નેટિવ લોક તેમનો સત્કાર મુખ્ય સ્થાન બોરિબંદર સ્ટેશન હતું. અને સર્વે પ્રકારની ઉત્તમ વ્યવસ્થા રાખવામાં આવી હતી. એ પછી બરાબર બે વાગે સર્વો પોતાના દમાનથી પોતાના દરજ્જા પ્રમાણે ગાડીમાં બેસતા ગયા કેટલીક બાનુઓ પણ પધારી હતી. નામદાર સર વુઇલ્યમ યાર્લી મુખ્ય જડજ અને ન્હાના જડજ સર ચાર્લસ જુ કરીન, મિ, બ્લેન અને બેલ સર હેનરી લીક અને એવા બીજા કેટલાંક સાહેબ લોક અને મુંબઇમાંના મોટમોટા આમદારો એ સર્વે મળી આશરે પાંચસો માણસો એ સમારંભમાં ભાગ લીધો હતો. આ જલસા સારૂ બોરીબંદરથી તે છેક ભાઇખળા સુધી ઘણી ગર્દી થઈ હતી. બરાબર સાડા ત્રણ વાગે રાજકીય સલામી માટે ડુંગરી કિલ્લાના પરથી તોપોની શરબત્તી શરૂ થઈ. આગગાડીનો આખો એક ડબ્બો રોકાયો હતો એવા બેંડવાળાઓએ ગવ્હર્નર ઑંડ રાજ્યના વિજયધ્વનિ તરીકે વગાડવાનું શરૂ કર્યું. આ પ્રમાણે સર્વ તૈયારી થયા પછી તે આગગાડીને ત્રણ એન્જીનો જોડયા જેનાથી તે આગગાડી ચલાવવામાં આવી. ત્રણને પાંત્રસ મિનિટે ગાડી મોટા ઠાઠમાટથી નિકળી ત્યારે ત્યાં ભેગા થએલા હજારો માણસાના સમુદાયને અચંબો લાગ્યો. રસ્તાની બન્ને બાજુએ બોરીબંદરથી ને ભાયખળાની બાજુના મેદાન સુધી, જોનારાઓ ધીચોધીચ ઉભા રહ્યા. કેટલાક લોક પોતાની આગાસી માંથી જોતા હતા. આ પ્રમાણે આખું મુંબઇ શહેર સ્ત્રી, પુરૂષ અને બાળકોથી ભરાયેલું હતું શહેરની અંદર જે જે ઉચ્ચ સ્થાનો હતાં ત્યાં ત્યાં લોકોનો જમાવ એક સરખો થઇ. એ અદભુત અચંબો પમાડે એવી તદન નવો ચમત્કાર એ પડે એ આશાથી ઉભા હતા. આવીરીતે દિવસનું એ દશ્ય અત્યંત શોભાયમાન અને લોકાના મનને ખૂપ આનંદ આપે એવું હતું.

ભાઇખળા બાજુની હદ પાર ઉતાર્યા પછી માહીમ અને સીવના પૂળની વચ્ચેના ભાગમાં પેડા એટલે આજુબાજુના ગામડાંના લોકો રસ્તાની બન્ને બાજુએ, આ ચમત્કાર જોવા માટે ઉભા રહ્યા હતા. થાણામાં પણ આ પ્રમાણેજ બની રહ્યું. ત્યાં પણ પુષ્કળ લોકો એક રીત થયા હુતા. થોડાએક રસ્તો પસાર કરવા હોય તો પણ બહુ વખત લાગતો. થાણામાં દરબારી તંબુ ઉભા કર્યાં હતા, એમાં લગભગ ૪૦૦ માણસ બેસીશકે એટલી વ્યવસ્થા કરી હતી. સભામાં, રેલ્વે કંપનીના મુખ્ય કારોબાર મેજર સ્વાનસન અધ્યક્ષસ્થાને બિરાજ્યા હતા. તેમણે એ સભામાં સુંદર ભાષણ કર્યું. ત્યાર પછી સભાસદોનું સંભાષણ થયું. છેલ્લે ગવર્નરનું બેન્ડ બહુજ સુંદર રીતે વાગવા લાગ્યું. થોડાજ વખતમાં આશરે સાડા છ વાગે થાણા છોડીને પંચાવન મિનિટમાં ફરી બોરી બંદરે એ સર્વ લોકો સહીસલામત આવી પહોંચ્યા વખત ઘણો થયો હોવા છતાં રસ્તાના જોનારા સર્વે લોકો. પધારેલા સર્વ લોક પાછા ફરે ત્યાં સુધી ત્યાંને ત્યાંજ ઉભા હતા. જ્યારે પધારેલા લોક બરાબર પોતાના સ્વસ્થાને પોંહચ્યા ત્યારે એ બધા લોકોએ પોતાનો આનંદનો ઉભરો પ્રદર્શિત કર્યો. આવી રીતે તે દિવસનો સંમારંભ ઉજવવામાં આવ્યો.

લગભગ ૧૮૫૩ ની સાલમાંજ લાર્ડ ડેલહાઉસી સાહેબે, ઈસ્ટ ઇંડિયા કંપનીના ડાયરેકટરોને એક મોટો ખલીતો લખી મોકલ્યો. તેમાં હિંદુસ્થાનના મોટાં મોટા શહેરોને રેલ્વે થવાથી થવાના સામાજિક, રાજકીય, અને વ્હેપારી ફાયદાઓનું વર્ણન કરી જુદાજુદા પ્રાંતમાં આગગાડીની સડક બંધાવી એકબીજાને જોડાવવાની તથા દેશના અંતર્ભાગોને જુદાજુદા બંદરોની સાથે જોડવાની ભલામણ કરી હતી. આવી સૂચનાઓ ડાયરેકટરોને પસંદ પડી. એ સિવાય ૧૮૫૭ ના બળવાને લીધે, આગગાડીના રસ્તા બંધાવવા જરૂરના છે. એમ સરકારને લાગ્યું. પરંતુ આવા કામ સારૂં ભંડોળ એકઠું કરવું હિંદુસ્થાનમાં ફાવ્યું નહિં. તેથી ઇંગ્લિશ કંપનીઓએ ઇંગ્લાંડમાં ભંડોળની યોજના કરી અને તેનું વ્યાજ આપવાની જવાબદારી હિંદુસ્થાન સરકારે મને લીધી. પરિણામે ૧૮૫૯ ની આખરે, આઠ જુદીજુદી કંપનીઓ એકત્રિત થઈ. ૫૦૦૦ માઈલ સડક બાંધવા માટે ૫૨૦ લાખ પાઉન્ડનું ભંડોળ એકઠું થયું. તેમાં ભાગ ભજવતી જણાવેલી આઠ કંપનીઓ હતી.

(૧) ધી ઇસ્ટ ઇન્ડિયન; (૨) ધી ગ્રેટ ઇન્ડિયન પેનીનશુલા; (૩) ધી મદ્રાસ; (૪) ધિ બોમ્બે બરોડા સેન્ટ્રલ ઇન્ડિયા; (૫) ધિ ઇસ્ટર્ન બેંગાલ; (૬) ધિ ઇન્ડીયન બ્રૅન્ચ એટલે હાલની ધિ સાઉથ ઍન્ડ

રોહિલખંડ રેલ્વે; (૭) ધિ સિંધ પંજાબ એન્ડ દિલ્હી અત્યારની ધિ નોર્થ વેસ્ટર્ન સ્ટેટ રેલ્વે; (૮) ધિ ગ્રેટ સધર્ન ઑફ ઇન્ડીયા—અત્યારની ધિ સાઉથ ઈન્ડિયન રેલ્વે; આ રીતે કંપનીઓ સ્થાપવામાં આવી, હિંદુસ્થાનમાં આજે જે આગગાડીઓ છે. તેનો મૂળ પાયો ત્યારે નંખાયો.

શરૂઆતમાંની નિરાશાજનક હાલતઃ–સરકારે લીધેલી જવાબદારી જેવી કે ભંડોળ પર વ્યાજ આપવું એજ આ કંપનીઓનું સ્થાપન થવાનું મુખ્ય કારણ છે. કારણકે આવી જવાબદારી માથે લીધા સિવાય એવું ભંડોળ એકઠું કરવા, ઇંગ્લંડમાં કોઇ તૈયાર થાત નહિં. આ વ્યાજનો દર સેંકડે ૫ ટકા જેટલો ઠરાવવામાં આવ્યો હતો, એ શિવાય સડકને માટે જમીન પણ મફત આપવાનું સરકારે કબુલ કર્યું હતું. ફક્ત બદલામાં, કંપનીઓને વ્યાજ આપ્યા પછી જે નફો રહેતે સરકારે લેવો એવા કોલકરાર થયો હતો. એ ઉપરાંત કંપનીઓના જમાખરચ અને વ્યવસ્થાપર સરકારનું જ નિયંત્રણ હોવું જોઇએ તેમ વીસ વરસની મુદત પછી કંપનીઓએ સરકારને રેલ્વે વેચવી એવું ઠરાવવામાં આવ્યું હતું. આવી રીતે રેલ્વે સડક બંધાયા પછી રાજ્ય કારભારનું કામ ઉત્તમ રીતે ચાલવા માંડ્યુ, ને સૈન્યની લાવ જા સહેલાઈથી ટુંક વખતમાં જ શરૂ થઈ, દેશમાં વ્હેપાર ઉત્તેજિન થયો અને લોકોના અરસસરસ વહેવાર માર્ગ ખુલ્લા થયા. તેમ છતાં કંપનીના નફામાંથી ભંડોળ માટે વ્યાજ આપવાનું અશક્ય બન્યું. તેને માટે એન્જીનીઅરોનું સ્થાનિક પરિસ્થિતિનું અજ્ઞાન અને રેલ્વે બંધાવવા સ્વીકારેલું ઉચ્ચ ધ્યેય એ ઉભય કારણો જવાબદાર હતાં. ૧૮૬૯ ના સરકારી બજેટમાં ૧૬૬ ૧-૨ લાખ રૂપીઆની રેલ્વેના ખરચ માં ખોટ આવી. આથી કમ ખરચ થાય તે સારૂ સરકાર જાતે રેલ્વે બંધાવવાનું કામ હાથમાં લીધું અને મીટર ગેજના રસ્તા બંધાવવાનું શરૂ કર્યું. પરંતુ ટુંક સમયમાંજ સરકાર પાસેના રકમ ખૂટી જવા આવી અને બાકી રહેલી રકમ સિંધ અને પંજાબની મીટર ગેજ તે સ્થાને બ્રાડ ગેજ બંધાવવા વપરાઈ ગઈ. આ રસ્તો પહોળો થવાનું મુખ્ય કારણ સૈન્યની વાહતુકજ હતું. દ્રવ્યના અભાવે સરકારે ફરીથી વ્યાજ આપવાનું નકકી કરી કંપનીઓને જ રસ્તા બાંધવાનું કામ સોંપ્યું. આ રીતે ઇંડિયન મિડલૅંડ રેલ્વે (૧૮૮૨–૮૫) અત્યારે એ ધિ ગ્રેટ ઈન્ડિયન પેનિનશુલા રેલ્વેમાં અંતર્ભૂત થઇ છે. ધિ બંગાલ નાગપુર રેલ્વે (૧૮૮૩–૮૭), ધિ સધર્ન મરાઠા રેલ્વે (૧૮૮૯) અને આસામ બંગાલ રેલ્વેઓ બંધાવવામાં આવી. એ વખતે સરકારે પહેલાં કરતાં વધારે છૂટ આપી હતી. આ રસ્તાનું ક્ષેત્રફળ ૪૦૦૦ માઇલ હતું.

દુકાળ અને વાયવ્ય સરહદ વિષેનો પ્રશ્ન—૧૮૭૯ ના ભયંકર દુકાળને લીધે, આગગાડીઓના રસ્તાઓ વધારવાની સરકારને જરૂરીઆત લાગી. પણ સરકાર પાસેના પૈસાના અભાવે એ કામ ખાનગી કંપનીઓનેજ સોંપવામાં આવ્યું પરિણામે ધિ નિલગિરિ, ધિ દીલ્હી અંબાલા—કાલકા ધિ બેંગાલ સેન્ટ્રલ અને ધિ બેંગાલ નોર્થ વેસ્ટર્ન એવી ચાર કંપનીઓ સ્થાપિત થઈ. એમાંથી પહેલીએ દેવાળું કાઢ્યું, બાકી રહેલી બે કંપનીને સરકારે વ્યાજ આપવાનુ નકકી કર્યું. ચોથી કંપનીને ટિરહૂટ રેલ્વે ભાડે આપવામાં આવી. એના પછી બહુજ મહત્વની વાત જેવી કે હિંદુસ્થાનના સંસ્થાનોમાં રેલ્વે બાંધવી તેની સૂચના કરવામાં આવી અને તરતજ નિઝામ સરકાર ( હૈદ્રાબાદના) ૩૩૦ માઇલ રસ્તો બંધાવવા માટે થતી ખરચની રકમ વ્યાજ આપવાનું કબુલ્યું. અને પોતાના હદમાં રેલ્વે બાંધવાની શરૂઆત કરી. હિંદુસ્થાનમાં આગગાડીઓનો જે પ્રચાર થયો તેના પૂર્વાર્ધમાં એટલે કે ૧૮૯૦ સુધી કુળ ૪૨૨૫ માઇલ સડક (રસ્તો) બંધાયો. તેમાંથી ૪૫ માઇલ સિવાય નો રસ્તો બ્રૉડગેજ હતો. બીજા દશ વરસમાં ૪૨૩૯ માઇલ રસ્તો બંધાયો કુલ ૮૪૯૪ માઇલનો રસ્તો થયો. તેમાંનો ૬૫૬૨ માઇલ બ્રૉડગેજ ૧૮૬૫ માઇલ અને ૬૭ માઇલ નૅરો ગેજનો રસ્તો હતો. તે પછી કેટલાક સમય સુધી સરકાર રેલ્વેમાં કાંઈ ખોટ આવી નહિં. પણ થોડા વખતમાં હુડિયામણના દર ઓછા થયા અને વાયવ્ય સરહદ પરની આગગાડીના રસ્તા બાંધવામાં ભારે ખરચ થયો. પેંજદહ પ્રકરણ પરથી ગ્રેટ બ્રિટન અને રશિઆ વચ્ચે યુદ્ધનો પ્રસંગ જાગવાથી, હિંદુસ્થાન માંથી રેલ્વેના ફાંટા કવેટાથી ચમન સુધી લઇ જવામાં આવ્યા. હર્નાઈથી તે બોલનઘાટ સુધીના ઉજ્જડ પ્રદેશમાં રસ્તો બંધાવવા સારૂ એટલે બધો ખરચ થયો કે તદ્દન રૂપિયા કાંકરાની માફક રસ્તા પર પાથરીનેજ એ રસ્તો બનાવ્યો છે. એવા ઉદ્ગાર કેટલાકના મ્હોમાંથી નિકળ્યા હતા. તે ઉપરાંત ખોજક ઘાટમાં મોટી નહેરો પણ ઘણા ખરચથી બંધાવ્યાં. અર્થાત એ બધો ખરચ, જરીકે ફાયદાની આશાથી ન કરતાં કેવળ રાજકીય જરૂરીઆતને લીધે જ કરવામાં આવ્યો.

પૈસા પાછા આપવાની પદ્ધતિઃ—તે પછી રેલ્વે કંપનીને સરકાર પ્રથમ રોકડા પૈસાની મદદ કરવાનું બંધ કર્યું અને પાછળથી પાછા આપવાની

પદ્ધતિ શરૂ કરી. મુખ્ય રસ્તાપર એ લાઇન મારફતે થતું કુલ ઉપજમાંથી થોડી છૂટ આપી, એકંદર ૪ ટકા ડિવિડંડ મળે એવી વ્યવસ્થા કરવાનો કરાર સરકાર અને રેલ્વે કંપની વચ્ચે થયો. પરંતુ તે છૂટ ૨૦ ટકકાથી વધે નહિં તેની સાવચેતી રાખવામાં આવી. આવા કરારને પરિણામે અમદાવાદ પ્રાંતિજ સાઉથ બિહાર અને સધર્ન પંજાબ એવી નવી ત્રણ કંપનીઓ નીકળી. એમાંથી, પહેલી કંપનીની વ્યવસ્થામાંજ, ઉપર કહેલી સરતો અક્ષરશઃ પાળવામાં આવી. બારીસ લાઈટ રહ્વે કંઈ પણ કોલકરાર વગર સ્થાપન કરવામાં આવી. પરંતુ ચાર ટકાના ટ્રસ્ટ બૉંડની સાથે તુલના કરતાં આ છૂટ આપવાની પદ્ધતિ ઓછી ફાયદાવાળી છે એવું લાગતાં. ૧૮૯૬ ની સાલમાં, એ નિયમોમાં ફેરફાર કરવામાં આવ્યા. અને સેંકડે ૩ ટકાની જવાબદારી વ્હોરી લઇ, મુખ્ય રસ્તાથી જેટલો કુલ ફાયદો થાય તેટલી કંપનીના ઉપજમાંથી છૂટ આપી ઉમેરો કરવો એમ ઠરાવવામાં આવ્યું. માત્ર. એ બન્નેના સરવાળાથી, કમમાં કમ કુલ ભંડોળ પર ૩॥ ટકા વ્યાજ હોવું જોઈએ એવી મર્યાદા રાખી. આવી શરતે, બીજી ઘણી ઉપશાખા ચલાવનારી કંપનીઓ સ્થાપન થઈ. એમાંથી કોઈ પણ કંપની વિષે એવી શરત અક્ષરશઃ અમલમાં મૂકાઈ નહિં. આ જે શરતો કરી એ પણ ફાયદા કારક નથી. એમ જણાયાથી, ફરી એમાં સુધારણા કરવામાં આવી અને એમ નકકી થયું કે પૂરેપૂરી જવાબદારી ૩ ટકાને બદલે ૩॥ ટકકા આપવી જોઈએ અને છૂટની મર્યાદા ૩॥ થી તે ૫ ટકા સુધી વધારવી અને જે વધતો નફો થાય તે બધાએ સરખો વ્હેંચી લેવો. આવી રીતે રેલ્વેમાં ભંડોળ દેનારા સર્વ ભાગીદારોને ઉત્તેજન મળે એવી ગોઠવણ કરવામાં આવી. ત્યારથી ઉપશાખા ચલાવનાર બીજી રેલ્વે કંપનીઓ સ્થાપન કરવાની પ્રવૃત્તિ લોકોમાં દિવસે દીવસે જાગૃત થઈ. અને જે કંપનીઓ ઉત્તમ હાલતમાં છે તેના શેરોનો બજારમાં ભાવ પણ સારો છે.

આગગાડીઓથી લાભ થવાની શરૂઆતઃ—દરમીઆન, એક મહત્વનો ફેરફાર થતો હતો. દેશમાં ધીમે ધીમે થતી આર્થિક ઉન્નતિને લીધે, માણસની તેમજ માલની વાહતુક વધવા માંડી. પ્રથમ કરેલા કરારની મુદત પૂરી થયા પછી હવે કરવાના નવા જે રીતે વધારે ફાયદાકારક થાય તે પ્રમાણે સરકારે શરૂ કર્યા. પંજાબ અને સિંધમાં પુષ્કળ નહેર ખોદવાથી નૉર્થ વેસ્ટર્ન સ્ટેટ રેલ્વેનું સ્વરૂપ તદ્દન ફેરવાઇ ગયું. વાયવ્ય સરહદના રેલ્વે રસ્તાઓથી કાંઇ પણ ફાયદો ન હતો પણ તેથી થતો ખરચ સરકારને સહન કરવોજ પડતો, તેથી ટીકા કરનારા લોકોએ, કરજ કરી રેલ્વે બાંધવી એ ભયંકર ભૂલ છે. એવી ટીકા ઠગને બદલે સંન્યાસીને શુળીએ ચઢાવવો એ ન્યાયે નૉર્થ વેસ્ટર્ન રેલ્વે સંબંધી કરવા માંડી. વખત જતાં ચિનાલ અને ઝેલમ એ નદીઓની નહેરો તૈયાર થઇ, એજ અરસામાં (વખતમાં) ઉપર કહેલી નૉર્થ વેસ્ટર્ન રેલ્વે કંપની આ રસ્તાથી ધાન્ય ની વાહતુક મોટા પ્રમાણમાં શરૂ થઇ, તે એટલે સુધી વધી કે મોસમના દિવસોમાંતો અનાજ લઇ જવા સારૂ જોઇએ તેટલા ડબા પણ મળી શકયા નહિં અને સરકારને કુલ નફો ખૂબ થવા માંડયો. ૧૯૦૦ ની સાલમાં આરંભમાં સરકારને થોડો નફો થયો પણ પછીથી દરક વરસે આ રેલ્વેનું કુલ ઉપજ વધતું ગયું ને આખરે ૧૯૦૭–૮ ના છેલ્લા ૪ વરસમાં દર વરસે ૨૦ લાખ પાઉન્ડ જેટલું વધતું ગયું. ૧૯૦૮–૯ ની સાલમાં એ ઉપજ ઓછી થઈ. તેના કારણો જેવાં કે હિંદુસ્થાનમાં પડેલો દુકાળ, અમેરિકાની સાંપત્તિક સમૃદ્ધિમાં થએલો ઘોટાળો અને તેને પરિણામે દરેક વસ્તુની કિંમતમાં થયેલા વધારા હતા. ૧૯૦૮–૯ સાલમાં કંપનીને ફાયદો થવાને બદલે ૧૨,૪૦૦૦૦ પાઉન્ડની ખોટ આવી. પરંતુ તેના પછીના વર્ષે ખોટ બિલકુલ ન થતાં ઉલટો ફાયદો થયો અને ત્યારથી એ રેલ્વે કંપનીનું ફાયદાનું પ્રમાણ દિનપ્રતિદિન વધતુંજ ગયું. ઇ. સ. ૧૯૧૯ માં ૧,૦૮,૫૮,૩૭૯ જેટલો ફાયદો થયો. હિંદુસ્થાન સરકારની કર ઉઘારણીની ઉપજ ઘણેભાગે દરસાલના વરસાદના પ્રમાણપર હોય છે. અને રેલ્વેની ઉપજ પણ એજ પ્રમાણમા ઓછી વત્તિ થવા માંડે, એ જો કે ખરૂં છે. તે છતાં, હવે પછી હિંદુસ્થાનના રેલ્વે સરકારની ઉપજમાં કોઇ પણ વર્ષે ખોટ આવશે એમ માનવાને કાંઈ પણ કારણ રહયું નથી. ઉલટું ચિન જોડે થતો આફીણનો વહેપાર બંધ થવાથી હિંદુસ્તાન સરકારની ઉપજમાં આવતી ખોટ, રેલ્વેની ઉપજથી પૂરાશે એવી આશા રાખવાને કાંઈ પણ હરકત નથી.

કરારોમાં ફેરફાર—કોઇની જવાબદારીપર પ્રથમ જે રેલ્વેકંપનીઓ સ્થપાઈ તેમના પહેલા કરારની મુદત પૂરી થયા પછી મૂળ કરેલા કરારમાં સરકારે ફેરફાર કર્યો, જેથી રેલવેવિશેની વ્યવસ્થામાં મહત્વનો ફેરફાર થયો છે પાંચ ટકકા ડિવિડંડ અને છમાસનો હિસાબ છે બંને સરતને લીધે જોકે રેલવે કંપનીના સ્ટૉકની કિંમત સારી હતી છતાં સરકારની તીજોરીમાંથી રેલવે પ્રત્યે પૈસા સતત ખરચ કરવામાં આવતા. ઈસ્ટ ઇંડિયન કંપની જોકે થયેલા કરારની

મુદત પૂર્ણ થઈ ત્યારે કલકત્તાને દિલ્હીને વાયવ્ય સરહદપરના અંત સુધી જનારી રેલવે, સરકારે પોતાનો હક બજાવી ચ્હેંચાતી લીધી અને તેની કિંમત વરસેવરસની ઉપજમાંથી વારષીક હપ્તો આપી, ઠેરવેલી મુદતમાં પૂર્ણપણે પતાવી નાખવાનું ઠરાવી, અને ભંડોળવી ફેડને માટે જુદી મૂકવાનું કબુલ કર્યું. આવીરીતે એ સર્વ રેલવે સરકારની માલકીની થઈ. પણ તે ચલાવવા સારૂ, ઠરાવેલી મુદત સુધી એજ કંપનીને પાછી ભાડે સોપવામાં આવી. આવી વ્યવસ્થાને લીધે ૧૯૦૯ ની સાલ પૂરી થતાં દશ વર્ષની અંદર, વાર્ષિક હપ્તાઓ, ભંડોળપરનું વ્યાજ, અને બીજો ખરચ બાદ કરી, સરકારને ૧,૦૦,૦૦,૦૦૦ જેટલો ચોકખો ફાયદો થયો. ૧૮૮૦થી ચુમોતેર વરસ પૂરા થાય એટલે, આ એક રેલવેથી સરકારને દર વરસે ૨૭,૦૦,૦૦૦ પૌંડ ચોકખો ફાયદો થશે; એટલે ૬ થી ૭ કરોડ સુધીનું ભંડોળ ભેગું કરી શકશે. ઇસ્ટ ઇંડિયન રેલવે જટલી કોઇપણ બીજી રેલવેને ઉપજ થતી નથી એનું કારણ એક તો એ છે કે આ રેલવે સધન પ્રદેશમાંથી પસાર થાય છે બીજું એકે એનો માલીક જે છે તેના પોતાની કોલસા ખાણો છે જેથી તે કંપનીને કોલસા તદન સસ્તો મળે છે તેમ છતાં આ બે કારણો નગણીએ, તો પણ બીજી બધી કંપનીઓ પ્રથમ કરેલા કરારની મુદત પૂરી થતાં સરકારની માલકીની થઇ તે દીવસથી હજુ સુધી સરકારની ઉપજમાં વધારોજ કરતી જાય છે. જ્યારે પહેલાં સરકારને એમાંથી કશો ફાયદો ન થતાં ઉલટું પોતાની તીજોરીમાંથીજ વ્યાજ આપવું પડતું. ઠરાવેલી મુદતસુધી તીજોરીમાંથીજ જે ખરચ થતો તેના આંકડો કટલા વધાર હતા તે નિશ્ચિત કરવું સહેલું નથી. એક જણ તેના ખર્ચ ૫ પાઉંડ ગણ્યો એવી સૂચના કરી છે, અને જો એ આંકડો ખરો માનીએ તો પણ રેલવે સરકારી માલકીની થયા પછી તે એક ઉપજનું મોટું સાધનજ થઈ ગયું એમાં કાંઈ શંકા નથી.

ચાલુ રસ્તાની સુધારણા વિષે—આવી રીતે આર્થિક પરિસ્થિતીમાં ફેર થતાંજ રેલવેના ધોરણમાં પણ ફેર કરવાની જરૂર પડી. ૧૯૦૦ સાલસુધી હિંદુસ્થાનની રેલવેના બધા મોટા મોટા રસ્તા બાંધી તે કામ પૂરું કરવાનું ચાલતું હતું, પણ મુંબઇથી તે દિલ્હી સુધી પૂર્વ રાજપુતાનામાંથી જનારી બીજી રેલવે નાગડા-મથુરા લઇન ફાટો તૈયાર થતાંજ, મુખ્ય મુખ્ય રેલવે બંધાવવાનું સર્વ કામ શરૂ થયું તે પછી મુંબઈથી સિંધ હુવાં થઇને જનારો એક રસ્તો બાંધવાની જરૂર છે, પણ તે ફકત સૈન્ય લઇ આવજાવા કરવા માટેજ હોય એવા રસ્તાથી વેપારી વાહતુક બહુ વધશે એવો સંભવ ન હોવાથી અને કચ્છના રાવની પણ પોતાના પ્રદેશમાંથી, રેલ્વે જવા દેવા માટે અનુમતી ન હોવાથી એવી યોજના અમલમાં મૂકાઈ નહિ. તેમ હિંદુસ્થાન અને બ્રહ્મદેશ, એ બંને લોકોનોને સંયુક્ત કરવામાટે પણ રસ્તાઓની તપાસ થઈ છે. તથાપિ આ રસ્તો ડુંગરવાળા પ્રદેશમાંથી જાય છે તેમજ સમુદ્રમાર્ગેથીજ બ્રહ્મદેશની જોડે વેપાર કરવો વધારે સગવડ ભર્યો જણાયાથી, ભવિષ્ય તરફ કોઇ લક્ષ આપતુ નથી. કરાંચી તથા દિલ્હી એને જોડતો ( બ્રાડગેજ ) સળંગ રસ્તો કરવાનો વિચાર ચાલુ છે. તથાપિ આવા નવા રસ્તાની યોજના કરતાં, રેલ્વેની ઉપશાખા સ્થળે સ્થળે કરવાની જરૂર વધારે જણાય છે. તે ઉપરાંત દિવસેદિવસે વેપાર વધતો જાય છે, જેને લીધે રેલ્વેને માલની ગાડી પૂરી પાડવી એ વસ્તુ અઘરી થઇ પડી થઇ છે. ગાડીની સંખ્યા વધારવી પડી, તેમ બધે બે બે રસ્તા કરવાની જરૂર જણાય છે, સ્થળેસ્થળે જંકશનો બાંધવા. તેમ ડબા નેબીજા સાધનો વધારવા—એ બધી બાબતોની આવશ્યકતા માલમ પડે છે. પરિણામે બંધાયેલી રેલ્વે માટેજ વધારે ખર્ચ કરવાની જરૂર છે. તેથી નવા આગગાડીના રસ્તા બાંધવા એ થઇ પડયું છે. આવી દુરુસ્તીના કામમાં થતો ખરચ સરકારને ભારે પડવાથી એ બાબતમાં યોગ્ય સૂચના સૂચવવાસારૂં લંડનમાં લૉર્ડ ઇચકેપના અધ્યક્ષ પણ હેઠળ એક ન્હાની ( છોટી ) કમિટી ભરાવવામાં આવી તેના રીપોર્ટમાં એમ સૂચના કરવામાં આવી કે ૧,૨૦,૦૦,૦૦૦ પાઉંડથી વધારે ખરચ સરકારે એક વરસમાં રેલવે પાછળ કરવો નહિં પણ એ સૂચનામાં જણાવેલો ખરચ પણ સરકાર કરી શકે એમ નથી.

સરકારી નિયંત્રણ—રેલવે કંપનીસાથે કરેલા કરાર પ્રથમ કરારમાં, સરકારે વ્યાજે આપ-જવાબદારી માથાપર લીધી તેથી, આગગાડીનું બાંધકામ શરૂ થયું ત્યારથીજ સરકારને કંપનીના ખરચપર અને આગગાડી શરૂ થયા પછી તેની વ્યવસ્થાને આવકજાવકમાં દેખરેખ રાખવાની ફરજ પડી. સર્વથી પહેલાં સરકારે પોતાના સલાહકાર તરીકે ઇજીનીઅરોની નીમણુક કરી અને પછી નિયંત્રણ પ્રતિનિ.યંત્રણ કરનારા અધિકારી નિમ્યા. હિંદુસ્થાન સરકારના પબ્લિક વર્કસ ડિપાર્ટમેંટને રેલ્વે બ્રાંચ તરીકે એક સ્વતંત્ર ઉપશાખા જોડવામાં આવી. પરંતુ જ્યારથી રેલ્વે સરકારની માલકીની થઈ ત્યારથી ઉપરની વ્યવસ્થા અધુરીને સગવડ વગરની જણાઈ ને આખરે એક અધ્યક્ષ, બે સભાસદ ને એક મંત્રી મળી

| | | | |
|---|---|---|---|
| (૧૦) ચોક્ખી આવક (નેટ અર્નિંગ | રૂ. | ૪૫૯૧૪૧૦૦૦ | ૪૫૨૪૧૧૦૦૦ |
| (૧૧) મૂળ આવકપર થાતું ખર્ચના સેંકડે ટકા | | ૬૧–૧૬ | ૬૨.૭૭ |
| (૧૨) મૂડી પર ચોક્ખી આવકના સેંકડે ટકા | | ૫–૫૮ | ૫–૩૨ |
| (૧૩) સાધન વાહન | | ૯૫૫૪ | ૯,૪૪૨ |
| (૧૪) મુસાફરોની ગાડીઓ | | ૨૦,૧૧૨ | ૨૦,૨૨૯ |
| (૧૫) બીજાં મુસાફરોનાં વાહનો | | ૫,૪૦૬ | ૫,૫૦૪ |
| (૧૬) માલ | | ૨૨૮,૨૭૧ | ૨,૨૫,૫૫૩ |
| પાટાપરના યંત્રો | | ૩૨ | ૩૨ |
| વરાળના વાહનો | | ૨૧ | ૨૭ |
| વિજળીના યાંત્રિક વાહનો અને ટ્રેઇલર્સ | | ૨૧૩ | ૩૦૭ |

મુસાફરનું વાહતુક—

| | | | |
|---|---|---|---|
| (૧૭) મુસાફરોની સંખ્યા | | ૬૨૩,૧૧૪,૮૦૦ | ૬૨૦,૧૦૧,૧૦૦ |
| (૧૮) મુસાફરના માઇલ | | ૨૧,૭૦૪,૨૯૦,૭૦૦ | ૨૨,૦૯૭,૧૩૬.૦૦૦ |
| (૧૯) સરેરાશ મુસાફરી | માઇલ | ૩૪.૮ | ૩૫.૬ |
| (૨૦) મુસાફરો મારફતે આવક | રૂ. | ૩૯,૧૭,૯૫,૦૦૦ | ૩૮૨૪૩૯૦૦૦ |
| (૨૧) એક માઇલ દીઠ પ્રત્યેક મુસાફરને આપવો પડતો સરેરાસ ભાવ | પાઇ. | ૩–૪૭ | ૩.૩૨ |
| (૨૨) એકંદર વાહનો દ્વારા આવક | રૂ. | ૪૫,૬૭,૩૯૦૦૦૦ | ૪૪,૪૬,૮૯૦૦૦ |

માલનું વાહતુક—

| | | | |
|---|---|---|---|
| (૨૩) માલ લઈ જવામાં આવ્યો તેના ટનની સંખ્યા | | ૮૯,૭૬૧,૦૦૦ | ૯૦,૮૩૫,૦૦૦ |
| (૨૪) એકંદર ટન માઇલ | | ૨૧૯૦૨,૨૨૨,૦૦૦ | ૨૧,૮૮૯,૧૬૭૦૦૦ |
| (૨૫) સરેરાસ વાહતુક | | ૨૪૩–૯ | ૨૪૧–૦ |
| (૨૬) ટન વાહનથી આવક | રૂ | ૬૯,૩૯,૯૯૦૦૦ | ૭૧,૧૫,૫૫૦૦૦ |
| (૨૭) એક માઇલ લઇ જનારો એક ટન દીઠ સરેરાસ ભાપ | પાઇ. | ૬.૦૮ | ૬.૨૪ |
| (૨૮) કુલ માલ દ્વારા આવક | | ૬૯,૫૮,૩૨,૦૦૦ | ૭૧,૪૪,૪૧,૦૦૦ |
| કામગારની સંખ્યા— | | ૮૦૦,૧૦૨ | ૮૦૭,૮૬૬ |

મુસાફરો તરફથી આવક (હજાર રૂપિયામાં)

| વર્ષ. | પહેલો વર્ગ. | બીજો વર્ગ. | ઇંટર વચલો વર્ગ. | ત્રીજો વર્ગ. | સીઝન ટિકિટ અને વેચનારા તરફથી |
|---|---|---|---|---|---|
| ૧૯૧૦ | ૫૮,૮૨ | ૭,૭૨૩ | ૯,૪૯૯ | ૧,૪૬,૫૧૬ | ૧,૫૮૫ |
| ૧૯૧૧ | ૬૬,૩૮ | ૮,૩૮૩ | ૧૦.૮૮૮ | ૧,૫૭,૩૧૫ | ૧.૬૮૫ |
| ૧૯૧૨ | ૬૨,૯૦ | ૮,૩૩૧ | ૯,૧૩૭ | ૧.૭૦,૧૩૫ | ૧ ૭૫૫ |
| ૧૯૧૩–૧૪ | ૬૮,૯૪ | ૮,૮૭૦ | ૧૦,૩૪૮ | ૧,૮૩.૭૦૩ | ૧,૯૩૬ |
| ૧૯૨૪–૨૫ | ૧,૨૨,૯૩ | ૧૯ ૨૦૦ | ૧૪,૮૦૧ | ૩.૪૧,૨૪૫ | ... |
| ૧૯૨૫–૧૯૨૬ | ૧,૨૦,૪૨ | ૧૮,૯૪૨ | ૧૫,૯૬૧ | ૩,૪૭,૬૪૫ | ... |
| ૧૯૨૬–૧૯૨૭ | ૧,૧૭,૭૫ | ૧૮,૮૨૭ | ૧૬,૧૭૬ | ૩.૩૪ ૩૬૭ | ... |
| ૧૯૨૭–૧૯૨૮ | ૧,૧૩,૭૧ | ૧૯,૫૬૭ | ૧૬ ૯૩૨ | ૩,૪૩,૯૨૫ | ... |
| ૧૯૨૮–૧૯૨૯ | ૧,૧૨,૨૫ | ૧૯,૧૮૯ | ૧૬,૬૪૩ | ૩,૩૫,૩૮૨ | ... |

| વિગત. | મરી ગયેલા. | | ઘાયલ થયેલા. | |
|---|---|---|---|---|
| | ૧૯૨૭–૨૮ | ૧૯૨૮–૨૯ | ૧૯૨૭–૨૮ | ૧૯૨૮–૨૯ |
| **અ** મુસાફરો | | | | |
| (૧) આગગાડી વગેરેને અકસ્માત, એંજીન આદિ યંત્રો, પાણુના રસ્તા. | ૪૫ | ૨૪ | ૧૦૪ | ૨૦૭ |
| (૨) માત્ર રેલ્વે પરજ ફરતા વાહનોથી થયેલા અકસ્માત. | ૩૩૯ | ૩૯૦ | ૧૦૪૬ | ૧૧૩૧ |
| (૩) ઉપર ગણાવેલા શિવાયના અકસ્માત. | ૩ | ૪ | ૨૭ | ૩૦ |
| **બ** નોકરો. | | | | |
| (૧) આગગાડી, એંજીન આદિ યંત્રો પાટાના રસ્તા વગેરેને અકસ્માત. | ૨૩ | ૨૧ | ૧૬૬ | ૧૯૨ |
| (૨) માત્ર રેલ્વે પરજ ફરતા વાહનોથી થયેલા અકસ્માત. | ૩૨૩ | ૩૪૧ | ૧૩૨૩ | ૧૪૯૨ |
| (૩) ઉપર ગણાવેલા શિવાયના અકસ્માત. | ૫૪ | ૪૯ | ૨૭૧૩ | ૩૧૮૦ |
| **ક** ઇતર. | | | | |
| (૧) આગગાડી, એન્જીન આદિ યંત્રો, પાટાના રસ્તા વગેરેને અકસ્માત. | ૩૯ | ૫૫ | ૮૪ | ૯૪ |
| (૨) માત્ર રેલ્વે પરજ ફરતા વાહનોથી થયેલા અકસ્માત. | ૨૨૦૩ | ૨૪૪૮ | ૭૩૨ | ૭૭૫ |
| (૩) ઉપર ગણાવેલા શિવાયના અકસ્માત. | ૪૧ | ૨૬ | ૬૮ | ૮૬ |
| કુલ...... | ૩૦૭૦ | ૩૩૫૮ | ૬૨૬૫ | ૭૧૮૭ |

| વર્ષ | યુરોપિયન | હિન્દી | | | | | એકંદર સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | | હિન્દુ | મુસલમાન | ઍંગ્લો ઇંડિયન | ઈતર | કુલ | |
| ૧૯૨૭–૨૮ | ૫૧૧૦ | ૫૭૩૯૦૧ | ૧૭૯૨૬૨ | ૧૪૩૭૪ | ૨૭૪૫૫ | ૭૯૪૯૯૨ | ૮૦૦૧૦૨ |
| ૧૯૨૮–૨૯ | ૪૯૮૮ | ૫૭૫૩૪૫ | ૧૭૯૪૭૪ | ૧૪૪૧૬ | ૩૩૬૪૩ | ૮૦૨૮૭૮ | ૮૦૭૮૬૬ |

| અગત્યની બ્રિટિશ ઇંડિયન રેલ્વે | આમલનો ખુલ્લો રસ્તો | મુડી | ચોખ્ખી આવક | આવકનાસેંકડે ટકા |
|---|---|---|---|---|
| આસામ બેંગલ રેલ્વે | ૧,૧૮૫ | રૂ. ૨૪,૦,૭૦૬,૦૦૦ | રૂ. ૧,૦૮,૧૧૦૦૦ | ૪–૪૯ |
| બેંગોલ અને નોર્થ વેસ્ટર્ન | ૨,૦૭૯ | ,, ૨૦,૬૩,૭૦,૦૦૦ | ,, ૨,૧૩,૬૯૦૦૦ | ૧૦–૩૫ |
| બેંગોલ નાગપુર | ૩,૧૧૭ | ,, ૭૧,૬૩,૪૪,૦૦૦ | ,, ૨,૩૮,૧૩૦૦૦ | ૩–૩૨ |
| બોંબે બરોડા | ૩,૮૫૨ | ,, ૭૫,૪૯,૦૬,૦૦૦ | ,, ૫,૪૩,૯૫૦૦૦ | ૭–૨૧ |
| બર્મા રેલ્વે (હિન્દુસ્તાનની રેલ્વેથી સ્વતંત્ર) | ૧,૯૩૧ | ,, ૩૨,૭૬,૦૫,૦૦૦ | ,, ૧,૯૬,૭૯૦૦૦ | ૬–૦૧ |
| ઈસ્ટ ઇન્ડિયન | ૪,૧૮૪ | ,, ૧,૪૦,૪૧,૧૭,૦૦૦ | ,, ૮,૧૩,૬૩૦૦૦ | ૫–૭૯ |
| ગ્રેટ ઇન્ડિયન પેનિન્સ્યુલા | ૩,૬૭૮ | ,, ૧,૧૫,૮૮,૦૧,૦૦૦ | ,, ૫,૫૫,૩૧૦૦૦ | ૪–૭૯ |
| મદ્રાસ એંડ સધર્ન મરાઠા રેલ્વે | ૩,૧૨૧ | ,, ૫૯,૭૯,૩૬૦૦૦ | ,, ૪,૮૮,૨૯૦૦૦ | ૮–૨૨ |
| નોર્થ વેસ્ટર્ન | ૬,૮૩૭ | ,, ૧૪૬૮૧,૫૨,૦૦૦ | ,, ૪,૯૮,૧૮૦૦૦ | ૩–૩૯ |
| સાઉથ ઇન્ડિયન | ૨,૨૯૪ | ,, ૩૮,૪૨,૫૫,૦૦૦ | ,, ૨,૬૪,૦૨૦૦૦ | ૬–૮૭ |

**આગબોટ:**—આરંભ. વરાળયંત્ર વડે ચાલનારી પહેલી આગબોટ શોધી કાઢવાનું માન ઇંગ્લંડના સીમિંગટનને ઘટે છે. ને તેની આ પહેલી આગબોટ ઈ. સ. ૧૮૦૨ માં ફોર્થ નદી અને કલાઇડની નહેરમાં ચલાવવામાં આવેલી. આ પછી થોડા વખતમાં અમેરિકાના ફુલટને વરાળનાં ઘણાં વહાણ તૈયાર કરી તેમાં માણસોને અને માલને લઇ જવાનું કામ શરૂ કર્યું. વરાળની આગબોટ બાંધવામાં અમેરિકા સાથે ઉભા રહેવાય એવી તૈયારી કરવાનો આરંભ ઇંગ્લંડમાં ૧૮૧૪ માં થયો તે સાલમાં એક નાનીશી બોટ ટેમ્સમાં ઉતારૂઓને ફેરવતી પણ તે વખત પછી આગબોટોનો પ્રચાર ઇંગ્લંડમાં એટલો બધો ઝપાટામાં થયો કે બે ચાર વરસમાં તો બધી મુખ્ય મુખ્ય નદીઓમાં વરાળનાં વહાણો ચાલવા માંડયાં એટલુંજ નહિં, પણ એક આગબોટે તો ન્યુયોર્કથી લીવર પુલનો પ્રવાસ પણ પૂરો કર્યો છતાં મોટી સફરે કરવાની હિંમત હજી લોકોમાં આવી ન હતી. ૧૮૨૫ માં એક કમાન્ડ ઇંગ્લંડથી હિંદમાં આવ્યો તેને માટે તેને એક ભારે રકમ ઈનામમાં આપવામાં આવી હતી. પછી લગભગ ૧૨–૧૩ વરસે એટલે ઈ. સ. ૧૮૩૮ માં ધી ગ્રેટ વિસ્ટર્ન નામની એક આગબોટ અમેરિકાથી બ્રિસ્ટલ લગીની સફરો નિયમિત રીતે કરવા લાગી. તે પછી આટલાંટિક મહાસાગરમાં પ્રવાસ કરવા માટે ખાસ મોટી આગબોટો બાંધવામાં આવી. ને છેવટે ૧૮૪૫ માં ધી ગ્રેટ બ્રિટન નામના મોટા વહાણે ન્યુયોર્ક લગીનો પ્રવાસ ચૌદ દિવસમાં કર્યો.

વિકાસ વિષયક

**હલેસાંનાં ચક્રો ને પંખા:**—આ સમય પછી આગબોટોની બાબતમાં નવો જમાનો શરૂ થયો, એમ કહેવું જોઇએ. આ ગ્રેટ બ્રિટન આગબોટ આ પહેલાંની બધી આગબોટો કરતાં મોટી હતી. તેની લંબાઇ ૩૨૦ ફુટ હતી ને તે લાકડાને બદલે પતરાંની બનાવવામાં આવી હતી. તેને ગતિ આપવાને માટે હલેસાંના ચક્રોને બદલે (પૅડલ વ્હીલ્સ) ને પંખા (પ્રોપેલર) લગાડવામાં આવ્યા હતા. આ બન્ને વસ્તુઓ આગબોટની રચનામાં હતી. અમેરિકામાં ફુલટને હલેસાનાં ચક્રો અને પંખા એ બન્નેનો ઉપયોગ કરીને પંખાને બદલે ચક્રોજ સારાં છે, એવો નિર્ણય કર્યો હોવાથી ઘણાં વરસ લગી આગબોટોને હલેસાનાં ચક્રો જોડવામાં આવતાં. ઘણા લડાયક વહાણો પણ એવાંજ બનાવવામાં આવતાં પણ છેવટે ગતિ આપવાના કામમાં પંખાજ વધારે ઉપયોગી છે, એમ નક્કી થયું. કારણ હવે

કશાવ થવાથી પૈસાને પક્ષ એ બન્ને દષ્ટિએ મોટું નુકશાન થયું. બ્રુનલ્સનાં આ કામ પ્રમાણે ધી વેસ્ટર્ન બોટનું કામ પણ આર્થિક દષ્ટિએ નિષ્ફળ થયું. છતાં આ બધાં કામોમાં તેમણે જે યુક્તિઓ અને કુશળતા યોજી, તે બધી બીજા ઈન્જીનીઅરોને ખૂબ ઉપયોગી થઇ. તેમણે બનાવેલાં બધા યંત્રો મોટાં પ્રમાણુમાંને ભારે સાહસવાળાં હતાં. ધી ગ્રેટ ઈસ્ટર્ન બોટ સાવ નકામીજ બની એમ ન કહી શકાય. તેજો ન બની હોત, તો કદાચ આટલાંટિક મહાસાગરમાંથી તારાયંત્ર બનાવવાનું કામ આટલું વહેતું થઈ શક્યું ન હોત. વળી હાલમાં જે મોટા લડાયક અથવા બીજા સાદાં મોટાં વહાણો બંધાય છે, તેમનો આરંભતો ધી ગ્રેટ ઇસ્ટર્ન બોટથીજ થએલો. ઉપર કહેલા અકસ્માતથી એ આગબોટને મોટું નુકશાન થયું ન હતું તેથી થોડીક દુરુસ્તીથી મોટા કામમાં તેનો ઉપયોગ થયો. ૧૮૬૫ ઈ. સ. માં આટલાંટિક મહાસાગરમાં ૨૫૦૦ માઇલ તારાયંત્રના દોરડાં નાખવાનું કામ આજ બોટે કર્યું હતું. આ એક બોટમાજ આ બધા કામ માટે જરૂરાં સામાન મુકવામાં આવતો આના જેવાં બીજા અનેક મોટાં કામ આ આગબોટ વડે થયા છે. કુનાર્ડ લાઈનના લિવરપુલ અને ન્યુયૉર્ક વચ્ચે સફરકરનારી બોટો કરતાં આ બોટ સાત ગણી મોટી હતી. તે વખતે આટલાંટિક મહાસાગરમાં ચાલનારી બોટો કરતા આની વહાળની શક્તિ ત્રણગણી હતી ને આમાં બીજી બોટ કરતાં વીશગણા ઉતારૂઆ પ્રવાસ કરી શકતા. એની લંબાઈ ૬૯૨ ફીટ, પહોળાઈ ૮૩ ફીટ, ઉંડાઇ ૬૦ ફીટ, ટનેજ ૨૪૦૦૦ ટન હતું. આ બોટમાં લગાડેલા હલેશાનાં ચક્રનો વ્યાસ ૨૬ ફીટ હતા ને તેમને ચલાવવાનો ચાર વરાળના અંજીન (દરેકને ૬ ફીટ ૨ ઇંચ વ્યાસ વાળાવરાળનાં વાસણો) મૂકેલાં હતાં. તે ઉપરાંત આ બોટને ૪૪ ફીટના વ્યાસવાળો ચાર પાટાવાળો એક પંખો હતો ને તેને ચલાવવાને માટે જુદું અંજીન હતું. આ બધા અંજીનો મળીને ૮૦૦૦ અશ્વ બલાનુ બળ આ કામમાં વપરાતું હતું ને એકવાર પૃથ્વી પ્રદક્ષિણા થાય એટલા કોલસા હતા. પચાસ ટન વજનના દશ બાષ્પપાત્રો (બૉયલર્સ) તેમાં રહેતાં ને ૧૨ ટન કોલસા તેમને જરૂરના હતા.

**વરાળયંત્રનો પ્રસાર ને ગતિનો વધારો:**—આગબોટનો ચલાવવામાં વરાળયંત્રનો ઉપયોગ ખૂબ ઝપાટાથી થવા લાગ્યો. ૧૮૫૦ થી ૧૮૬૦ ના અરસામાં લંડન શહેરમાં આવનારા વહાણોનું ટનેજ વધીને ત્રણગણું થયું. પાનેનસ્યુલર અને ઓરીએંટલ કંપનીની સુંદર આગબોટો આટલાંટિકમાં ચાલવા લાગી. હોલીહેડને કિંગસ્ટન લાઇન દ્વારા પ્રથમ વર્ગની ઉત્તમ આગબોટો ચાલતી થઈ. આ બોટોને હલેસાંના ચક્રોજ લગાડવામાં આવ્યાં હતાં. આ સાધારણ રીતે દરેક આગબોટની લંબાઈ ૩૩૪ ફુટ, ચક્રોના વ્યાસ ૩૧ ફીટ અંજીનના વાસણનો વ્યાસ ૮ ફીટ ૨ ઇંચ હતો. બોટની કિંમત લગભગ ૭૫૦૦૦ પાઉંડ છે. આટલો વેગ કલાકે ૨૦૮ માઇલ થાય છે. કુનાર્ડ કંપનીના ગ્લાસગોવાળા એન નેપીઅરે બાંધેલી પર્શિયા નામની બોટ ૩૮૯ ફીટ લાંબી ને ૪૫ ફીટ પહોળી હતી.

૧૮૭૫ સુધીની આગબોટોનો વેગ વધારેમાં વધારે કલાકે ૨૫ માઈલ હતો. ૧૮૯૫ માં આ વેગ ખૂબ વધ્યો હતો. બોટ ચાલે ત્યારે તેને પાણીનો વિરોધ ખૂબ સહન કરવો પડે છે. એટલે બોટની ગતિ બમણી કરવી હોય, તો પંખાનો શક્તિવેગ ચારગણો કરવો પડે છે. ઉપરાંત બોટની ગતિનો ઘણો આધાર તેના આકાર ઉપર હોય છે. બોટનો આગળનો ભાગ જો અણીદાર હોય તો પાણી ખૂબ કાપી શકાય છે. જેથી બોટ જલદીથી ચાલી શકે છે. પણ વરાળની મુખ્ય શક્તિ બોટની નીચે જે પાણી વિરોધ કરતું હોય છે તેને દૂર કરવામાં ખરચાય છે.

આગબોટની શક્તિને આકારમાં કેટલો ઝપાટામાં ફેરફાર ને વધારો થતો ગયો તે નીચેના કોષ્ટક ઉપરથી માલમ પડી આવશે.

| વર્ષ | બોટનું નામ | ગતિસાધન | લં. ફુ. | પો. ફુ. |
|---|---|---|---|---|
| ૧૮૩૮ | ગ્રેટ વેસ્ટર્ન | હલેસાં | ૨૩૬ | ૩૬ |
| ૧૮૪૪ | ગ્રેટ બ્રિટન | પંખો | ૩૨૨ | ૫૧ |
| ૧૮૫૬ | પર્શિયા | હલેસાં | ૩૬૦ | ૪૫ |
| ૧૮૫૮ | ગ્રેટ ઈસ્ટર્ન | હલેસાં; પંખો | ૬૯૦ | ૮૩ |

આગબોટની ગતિમાં જે અજબ ફેરફાર થયો છે તેનું કારણ આગબોટમાંના વરાળયંત્રના સુધારણા છે. આ ફેરફારથી ગતિ વધી છે, એટલુંજ નહિ પણ બળતણ પણ ઓછું બળે છે, ને તેથી આગબોટનાં ભાડાં પણ ઓછાં થયાં છે. આની અસર દુનિયાના જુદા જુદા દેશો સાથેના વહેવાર ઉપર થઈ છે. ને તેથી જગતના એકંદર વ્યવહારમાં જે ક્રાંતિ થઇ છે, તેનું ઘણું ખરૂં માન વરાળયંત્રનેજ મળે તેમ છે.

**આગબોટની રચનામાં સુધારણા:**—આગબોટની રચનામાં અનેક વિશિષ્ટતા છે, તેમાંની સૌથી અજબ વિશિષ્ટતા એ છે કે ઇંગ્લિશ ખાડીમાં બોટો જરા પણ ન હાલે ને ઉતારૂઓને જરાય અગવડ ન થાય તે માટે કરેલી વિચિત્ર યોજના છે. આ યોજનાવાળી બોટને કેસ્ટેલિયા કહે છે. આ રચના કેપ્ટન ડાસેએ પોતે સુઝાડી. આ કેપ્ટન કલકત્તા

બંદરમાં એક અમલદાર હતો, ને તેણે અહિંના અનુભવનો ઉપયોગ કરી આ યોજના સૂચવી. આ યોજના એવી છે કે તેમાં બોટની બન્ને બાજુએ લાકડાના મોટા ગઠ્ઠા અથવા બે હોડીઓ જોડીને રાખવી. આમ કરવાથી મોટા તોફાનમાં મોટાં વહાણો પણ ડામાડોળ થાય, ત્યાં આવી યોજના વાળી બોટો તદ્દન શાંત રીતે ચાલે છે. એવું તેણે આ દેશમાં (હિંદમાં) જોયું. આ યોજનામાં સુધારો કરીને બે તળીઆના ભાગ વાળી બોટની યોજના તેણે શોધી કાઢી. તેથી એક તળીઆનો ભાગ બીજા ભાગને સાચવી લે છે ને બોટ ખાસ હાલતી નથી. બે બોટો એક બીજાને જોડીને બનાવી હોય, તેવો આકાર કૅસ્ટૅલિયાને હોય છે. મોટાં મોટાં વહાણ–બોટો તૈયાર થયાં છતાંય ઈંગ્લિશ ખાડીમાં તો નાની બોટોજ ચાલતી કારણ આ ખાડીમાં મોટાં વહાણોને માટે પૂરતું ઉંડુ પાણી નથી. પણ ઉપર કહેલી કૅસ્ટૅલિયા બોટ પાણીની નીચે છજ ફીટ રહેતી હોવાથી તે ભરતી કે ઓટ ગમે તે વખતે ફ્રેંચ બંદરમાં ચાલી શકે છે. વળી મોટી આગબોટ જેટલા ઉતારૂઓ પણ તેમાં બેસી શકે છે. કૅસ્ટૅલિયા બોટ લંબાઇમાં ૨૯૦ ફીટ ને પહોળાઇમાં ૬૦ ફીટ હતી. આ બોટમાં પ્રવાસની બધી સગવડ કરવામાં આવેલી હતી. આ બોટમાંથી એક હજાર ઉપરાંત પ્રવાસીઓ જઇ શકતા. આ બોટની ગતિ બહુ ઓછી એટલે સરાસરી ૧૪ નૉટસ સુધીનીજ હોય છે. છતાં આ બોટ બહુજ શાંતિથી ચાલતી હોવાથી ઉતારૂઓને જરા પણ તકલીફ પડતી નહિં, આ મોટો સુધારો આ બોટમાં છે. કૅસ્ટૅલિયા બોટમાં મોટી ખામી ઓછી ગતિની હતી, તે કાઢી નાખવા માટે પાછળથી બાંધેલી બોટમાં નવી જાતનાં હલેસાંના ચક્રો બેસાડવામાં આવ્યાં. આ સુધારાને બંધાવેલી બોટોમાં ઇનવિક્ટા, વિક્ટોરીઆ અમ્પ્રેસ વગેરે બોટોની ગતિ કલાકે છવીશ માઇલ જેટલી હતી. બોટ હાલવાથી થતી પીડાથી બચવામાટે મિ. બેસમરે એક નવી યુક્તિ કરી. તેણે એક મોટા વિશાળ દીવાનખાના ( સલુન ) વાળી બોટ તૈયાર કરી. જેવીરીતે આગબોટમાં દિશાદર્શક હોકાયંત્ર મૂકેલું હોય છે તેવી રીતે આંસ ઉપર આ દીવાનખાનું ગોઠવેલું હતું ને તેને સ્થિર રાખવામાટે અનેક યોજનાઓ બનાવેલી હતી. પણ બેસમરના આ યુક્તિવાળી બોટ સમુદ્રના પ્રવાસ માટે નિરૂપયોગી થઇ ગઇ.

આ હાલવાની પીડા ઉતાવળે ચલાવવાની જરૂરવાળી લશ્કરી વહાણ ઉપર તો ઘણીજ થતી હોય છે. તે એટલી બધી હોય છે કે ખલાસીઓને પણ તે અસહ્ય થઈ પડતી ને આખું વહાણ તેથી હાલી ઉઠતું ને તેથી તે નાદુરસ્ત બની જતું. વહાણ આટલું ભયાનક રીતે હાલવાનું કારણ એ હતું કે સમુદ્રનાં મોટાં મોજા ઉપરાંત વરાળયંત્રના ધક્કા પણ ખૂબ જોરથી હચમચાવી મૂકતાં હતાં આ ધક્કા એંજીનના દાટા ( પિસ્ટન ) અને દાટાના દાંડા ખંડિત રહેવાને લીધે વધારે લાગતા. તેને દૂર કરવા માટે પાણી ચક્રિના સિદ્ધાંત ઉપર બાષ્પચક્રિનું ઇંજીન તૈયાર કરવામાં આવ્યું. તેમાં દાટા, દાટાના દાંડા વગેરે ભાગ જરા પણ નથી હોતા તેથી વહાણને ગમે તેવા ધક્કા નથી લાગી શકતા. આ નવી જાતની બોટ પહેલાં ગ્લાસગો શહેરમાં તૈયાર થઈને તેનું નામ ટર્બિનિયા પાડવામાં આવ્યું. એ બોટ ૧૦૦ ફીટ લાંબી ને ૯ ફીટ પહોળી હતી. તેની ગતિ કલાકે ૩૨॥ નૉટ એટલે ૩૭॥ માઇલ રહેતી. આ બોટમાંની બાષ્પ ચક્રિનું વજન બીજી આગબોટોના બાષ્પયંત્રથી ઓછું હતું ને તે જગ્યા પણ ઓછી રોકતી. તેમાં ખરચ ઓછો થતો, બળતણ ઓછું બળતું, ને ગતિપણ ખૂબ વધારે મળતી. આ પ્રમાણે બાષ્પ ચક્રિનું આ યંત્ર બધી બાજુએથી લાભદાયી થઈ પડયું.

**આગબોટ ચલાવનારી શક્તિ:**—આગબોટ કઇ શક્તિની સહાયથી ચલાવવી એ વિષે હાલમાં ઘણા પ્રયોગ થઇ રહ્યા છે. વરાળની જેમ બીજી પાંચ છ શક્તિઓની સહાયથી બોટોને ચલાવવાના પ્રયોગ ચાલુ છે. પ્રથમ ઉપયોગમાં આણેલી વરાળની શક્તિવિષે જોતા તેમાં ત્રીશ ચાળીશ વરસમાં વરાળના ઇંજીનના આકાર ત્રણ ચાર ગણો વધ્યો છે. અને તેથી બોટની વાહક શક્તિ ઘણી વધેલી છે. પણ આ એંજીનના બોટની ગતિ વધારે હોતી નથી. ત્યાર પછી બાષ્પ ચક્રિ ( ટરબાઇન) ની યુક્તિ શોધવામાં આવી. આ નવીન નીકળેલા એંજીનને જગ્યા થોડી લાગતી હોવાથી બોટમાં માલને માટે વધારે જગ્યા મળવા લાગી. આ એંજીનમાં આ એક ફાયદો છે. વળી બોટની ગતિ પણ વધી છતાં ગતિ વધારવાને માટે પંખાનો વ્યાસ ઓછો કરવો ને પાંચ બદલવા આ નવીન યુક્તિઓ હતી. આ સિવાય વરાળના યંત્રોમાં વધારેની સુધારણા એ હતી કે ટરબાઇન શૅફ્ટ અને પ્રૉપેલર શૅફ્ટ એક એકને ગીઅરીંગ વડે જોડવા.

બોટો ચલાવવાની વરાળયંત્રો સિવાય બીજા સાધનો હાલમાં ઉપયોગમાં આવવા માંડયાં છે. આમાનું એક સાધન વિદ્યુત્‌શક્તિ છે.

વરાળનાં યંત્રના જેવું બીજું તૈલયંત્ર (ઑઇલ ઇન્જીન) છે. આ યંત્ર નાનું હોવાથી એને જગ્યા

ઓછી જોઈએ છે. વળી બીજાં જ્વલન સાધનોનાં પ્રમાણમાં તેલ બાળવામાં ઘણા લાભો છે. અને તેલ યંત્રોને બીજી યંત્ર સામગ્રી પણ ઓછી જોઇએ છીએ. છતાં તેલ યંત્રો ઘણા અશ્વબળના બનાવી શકતાં નથી. એક વાસણ (સીલિંડર)ની શકિત ૧૦૦૦ ૧૫૦૦ અશ્વબલ જેટલા પ્રમાણમાં ૧૯૧૪ લગી વધારેમાં વધારે ૬૦૦૦ અશ્વબલનાં તૈલયંત્રો બનાવી શકાતાં. વળી બીજી હરકત એ હતી કે તેલ પૂરું પાડવાનું અઘરું હતું. કારણ તેલની ખાણો વિપુલ ન હતી તેથી બોટોને ઘણી ભાગે પથરી કોલસા ઉપરજ આધાર રાખવો પડે તેમ છે એવી આજે તો સ્થિતિ છે.

આ બધી યુકિતઓ તદ્દન નવીજ છે. બાષ્પચક્રના ( સ્ટીમ–ટર્બાઈનનો ) ઉપયોગ ૧૯૦૫ માં પહેલી વારજ કરવામાં આવ્યો. "ગીઅર્ડ ટરબાઈન" ની યુકિત ૧૯૧૦ માં નીકળી. આ એંજીન ૧,૨૦,૦૦૦ અશ્વબલવાળું છે. રેસીપ્રોકાટિંગ એંજીન અને લો પ્રેશર ટર્બાઇન એમનો સંયોગ અને ગીઅર્ડ ટર્બાઇનની યુકિત એ બન્ને ૧૯૧૦ ના અરસામાં સાધી કઢાઈ. તેમાનું પહેલી જાતનું યંત્ર જલદ ગતિવાળી પ્રવાસી બોટો ચલાવવામાં અને બીજી જાતનું યંત્ર માલની નાની બોટો ચલાવવામાં ઉપયોગી થવા માંડયું છે. આ યુકિતઓનું આર્થિક મહત્વ ધ્યાનમાં આવવા માટે પહેલાંની ને હાલની બોટોમાં કોલસાના ખરચની તુલના કરવી જોઇએ. કેનેડાઅન પૅસેફિક બોટોને માટે દરેકને ૩૦૦૦ ટન કોલસા [illegible] જરૂરના હતા. લુસિટેનાઆ અને મેરીટેનાઆ [illegible] ૬૦૦૦ ટન કોલસા લાગતા. ન્યુ યૉર્ક [illegible] આવવાની એક સફરને માટે ૩૦ ઇશટની ડબાની [illegible] આગગાડીઓ ભરીને કોલસા દરેક બોટ માટે જરૂરના છે. હાલમાં આ કોલસા દસ ટકા ઓછા [illegible] છે. એટલે ૧૦ શિલિંગ કિંમત ધારીએ તો [illegible] બોટની વાર્ષિક સફરો ગણીને ૧૦,૦૦૦ પાઉંડનો ખરચ હાલમાં બહુ નથી.

૧૯૧૨ ના સાલથી હાલમાં બંધાએલી બોટો સામાન્ય રીતે ૬૦૦૦ અશ્વબલની હોયછે. થોડાંજગ્યા[illegible] જુદાંયંત્રસામગ્રીનીજરૂર ન પડે એવા [illegible] ગતિવાળા એંજીનો બનાવવા તરફ હાલમાં લોકોનું ધ્યાન છે. વરાળના એંજીન, વિદ્યુચ્છકિત વડે [illegible] એંજીન, તૈલ એંજીન, ને ગૅસ એંજીન એમની સ્પર્ધામાં છેવટ કયું એંજીન ટકી શકશે, તે કહેવું મુશ્કેલ છે.

વર્ણન વિભાગ.

બોટનો આકાર :— સમુદ્રમાં ચાલનારાં સાધનોછે. નવાં શોધોથી જેટલા આશ્ચર્યજનક સુધારણા થઈછે, તેટલી બીજે કયાંય નહિં હોય. પ્રાચીન સમયનાં તેમજ આધુનિક સમયનાં –૧૬ માં કે ૧૭ માં સૈકાની મોટાં મોટાં હલેસાંવાળાં વહાણોમાં અને આજકાલની ભવ્ય આગબોટોમાં મોટો ફેર છે. હાલ ની આગબોટોમાંની સુખસગડ, તરફ જોઇએ, તો પહેલાંનાં વહાણમાં પ્રવાસ કરવો, કેટલો મુશ્કેલ ને દુ:ખકારક હશે તેનો ઠીક ઠીક ખ્યાલ આવે છે, ને તે વખતના દરદૂર સફરોકરનારા પ્રવાસીઓનાં વખાણ કરવાનું મન થઇ જાય છે. વરાળની લોખંડી બોટો બનાવવા માંડયા પછી ૧૮૯૦ સુધી આગબોટના સ્વરૂપમાં ને ગતિમાં કેટલો સુધારો થયો તેની માહિતી ઉપર આપી છે. તે વાંચ્યા થી માણસનું મન ચકિત થઈ જાય છે. છતાં ૧૮૯૦ થી છેલ્લાં ત્રીશ ચાળીસ વરસમાં થએલી પ્રગતિ પણ નજીવીનથી આકારની બાબતમાં કુનાર્ડ કંપનીની લ્યુસિટેનિયાને મોરેટેનિઆ અને વ્હાઇટ સ્ટાર કંપનીની ઓલિંપિક એ અટલાંટિક મહાસાગરમાં સફરો કરનારી આગબોટો કદમાં નમુનેદાર છે. ૧૯૧૨ માં ગ્રેટબ્રિટનની દરેક બોટનું વજન સરાસરી ૪૦૦૦ ટન હતું. ૧૦૦૦૦ ટનથીએ વધારે વજનની બોટો માત્ર ૧૬ હતી. તે ૬૦૦૦, થી ૧૦૦૦૦ ટનના વજનવાળી બોટો ૫૪ હતી. માલની બોટો સામાન્યરીતે ૬૦૦૦ ટન થી વધારે વજનની નથી હોતી. આસ્ટ્રેલીઆમાં જનારી વ્હાઇટ સ્ટાર કંપનીની સેરેમીક બોટ ૧૮૦૦૦ ની હોવા ઉપરાંત આજ કંપનીની કાનડા સાથે વેપાર કરનારી લૌરેટિક નામની બોટ ૧૪, ૫૦૦ ટનની છે. એકજ કંપનીના ૧૯૦૧-૧૯૧૫ લગી બંધાએલી બોટનું વજન જોઈએ, તો બોટો આકારમાં કેટલા ઝપાટા બંધ ફેરફાર થાય છે. તે જોઇ શકાશે. તે આગબોટ વિષેની માહિતી નીચે મુજબ છે.

| સમદ્રનું નામ | ટન | ઇસ્વીસન |
|---|---|---|
| કેલ્ટિક | ૨૧,૦૦૦ | ૧૯૦૧ |
| કેડ્રિક | ૨૧૦૦૦ | ૧૯૦૧ |
| બાલ્ટિક | ૨૪,૦૦૦ | ૧૯૦૪ |
| આડ્રઆટિક | ૨૪,૦૦૦ | ૧૯૦૭ |
| ઓલિંપિક | ૪૬૦૦૦ | ૧૯૧૦ |
| બ્રિટાનિક | ૫૦,૦૦૦ | ૧૯૧૪ |

કુનાર્ડ કંપનીની ૧૯૦૫ માં તૈયાર થયેલી કેરોનીઆ બોટ ૨૦,૦૦૦ ટનની અને ૧૯૦૧ સાલમાં ચાલુ થએલીલુસિટૅનીઆ બોટ ૩૨,૦૦૦ ટનની હતી.

સુરક્ષિતતા ને સગડો:—ઉતારૂઓ જેમ જેમ વધારે વધારે સફરે જવા માંડયા તેમ તેમ તેમની સગવડો તરફને બોટો હાલવાથી થતી તકલીફ

ઓછા કરવા તરફ વધારે ધ્યાન અપાવા માંડ્યું. બોટો ઓછી હાલે તે માટે ઉપયોગમાં આણેલી કેટલીક યુક્તિઓ આગળ આપીજ છે. અને એક યુક્તિ બીલ્જકિલ્સની છે. બોટને તળીએ મોટાં પાતળાં પતરા બેસાડેલાં હોય છે. તે બોટ હાલે એટલે પાણીનો વિરોધ કરે છે. આ યુક્તિ પછી ફ્રેંચ અને ટર્કિની (એન્ટી રોલીંગ ટેકસ) ની યુક્તિ શોધી કાઢવામાં આવી. કુનાર્ડ કંપનીની ૧૯૧૨ માં બંધાએલી લેકોનીઓ બોટ આ સાધન વાળી પહેલી બોટ હતી. બોટની બન્ને બાજુએ મોટાં ટાંકા મુકીને તળીએ એક સાકડી નળી વડે જોડેલો હોય છે. બોટ એક બાજુ એ નમે એટલે તે બાજુના ટાંકામા પાણી વધે છે તે પછી એકંદર પાણીના નીચે ઉપર એવી ગતિ એક સરખી ચાલુ રહે છે. એટલે જે બાજુ એ પાણી વધારે હોય તે બાજુએ વજન વધારે પડીને બોટને બીજી બાજુ એ થનારો ધકકો તેટલો ઓછો થાય છે. ને આ રીતે બોટને થતા ધક્કાનો પ્રતિબંધ થાય છે.

પરંતુ માત્ર ધકકા લાગે, એટલીજ આફત બોટમાં નથી હોતી. કેટલીક વાર તો મોટાં મોજા-નીચે સપડાઇને આગબોટ એકદમ ડુબીને સમુદ્રને તળી એ ગયાના દાખલા મોજુદ છે. કેટલીક બોટો અચાનક ગૂમ થયેલી છે, ને તેઓ અથડાવાથી અથવા ખડક ઉપર અફળાવાથી તે ડુબ છે એવું કહી શકાય તેમ નથી. તેથી તેઓ મોટાં મોજા નીચેજ ડૂબી હોય એમ માનવું પડે છે. આ પ્રસંગના ટાંકાની યુક્તિથી તેમના ઉપર આવ્યો હોય, એમ માનવાને કારણ છે. કારણ ટાંકાનું પાણી અને બોટને ધકકો એ બન્ને એકી વખતે એક બાજુ એ આવે તો બોટને ઉંધી કરવામાં તે બન્ને સાહાય્ય કરે એમ છે આટલા માટે આ ટાંકાંની યુક્તિમાં સુધારા કરવાનો પ્રયત્નો ચાલુ છે.

બોટ સલામત રહે એટલા માટે કેટલોક અંશે બોટો બાંધવામાં અને કેટલેક અંશે બાહ્ય સાધનો વડે કાળજી રાખવામાં આવે છે. બોટ બાંધતી વખતે હાલમાં એવી યોજના કરવામાં આવે છે કે આખી બોટનો નીચેનો માલ જલનિરોધી (વોટર ટાઇટ) ઓરડીથી વિભાગાએલો હોય છે. ને એક ઓરડીમાં પાણી પેસી જાય તો બીજા બધા ભાગ કોરા રહે છે. આ પ્રમાણે બે ભાગ પૂરા પાણીથી ભરાયા હોય, તો પણ બોટ ડુબ્યા વિના ચાલી શકે છે. આ ઉપરાંત બીજી યુક્તિ એવી છે કે આખી બોટનો તળ મજલો અંદરની બાજુએ કેટલેક અંતરે આસપાસ-ચારે બાજુએ વેષ્ટન કરીને જુદો કરી નાખે છે. એવી રચના પ્રથમ ઓલિંપિયો બોટમાં ને પછી એક્વી-ટેનીઆ બોટમાં કરવામાં આવી. એક્વીટેનીઆ બોટમાં બાહ્ય ભાગથી ૧૫ ફીટ જગ્યા ચારે બાજુએ છોડીને બીજું આવરણ ઉપર મૂકવામાં આવ્યું. એટલે એક બોટમાં બીજી બોટ એવી બે બોટો બની. એવી બોટને બરફ અથવા ખડક અથડાઇને ગાબડું પડે, તોય અંદરનું આવરણ સલામત રહે છે ને બોટ ચાલી શકે છે. છતાં બોટ પૂર્ણ વેગમાં હોય ત્યારે મોટા ખડક ઉપર અથવા હિમખંડ (આઇસ બર્ગ) ઉપર અથડાઇને ચૂરેચૂરા થઈ જાય છે. આવા અકસ્માત આટલાંટિક મહાસાગરમાં "ટિટેનિક" જેવી પ્રચંડ આગબોટોને નડવાથી આ હિમખંડ ઉપર ધ્યાન રાખીને તેમની ખબર બધી બોટોને મળે એવી તજવીજ 'આઇસ સ્કાઉટ' મારફતે થાય છે આ ઉપરાંત બરફનો ડુંગર પાસે આવ્યાની ઇશારત પાણીનું ઉષ્ણુમાન એકદમ ઓછું થવાથી બોટ ઉપરના ચાલકોને મળી શકે છે. આ ફેરફાર એકદમ દર્શાવે એવા શીતત્વદર્શક (ફ્રીજીડોમીટર) નામનું યંત્ર મેકનેલ નામના શાસ્ત્રજ્ઞે બનાવેલું છે. આ યંત્ર વહાણના આગળના ભાગમાં તેની આસ-પાસ સમુદ્રનું પાણી ફરતું હોય, એવી રીતે ગોઠવેલું હોય છે, અને ઉષ્ણુમાનમાં વિશેષ ફેરફાર થયા પછી તરતજ તેવી સૂચના બોટપરના અધિકારીઓને વિદ્યુત ઘંટ વાગીને મળે એવી યોજના કરવામાં આવેલી છે વળી આ યંત્ર વડે હવાપાંના ઉષ્ણ-માનનો ફેરફાર એકદમ સમજાય છે.

બોટને બીજો ભય આગનો હોય છે. તેથી વહાણના ગભે તે નીચેના માલમાં (હોલ્ડ) માં લાગેલી આગ એકદમ બોટપરના અધિકારીઓના જાણવામાં આવે એવી એક યુક્તિ 'મોરેટેનિયા' ને બીજી કેટલીક બોટોમાં કરવામાં આવી છે, પણ મુખ્ય સુધારણા પહેલાં જે બોટના વિભાગો લાકડાના હતા તે હાલમાં પોલાદના બનાવેલા છે, એ છે; છતાં હાલમાં પણ બોટોમાં આગ લાગે છે. પણ આગ ઘણું ખરૂં માલની બોટોમાં જે માલ હોય છે, તેનેજ લાગે છે. એકંદર રીતે જોતાં બોટ અદાહ્ય વસ્તુઓની હોવાથી સલામતી ઘણી છે, એમાં શંકા નથી. 'રોનીઓ' કંપનીએ તો બોટમાંના દરવાજા, ખુરશી, ટેબલો વગેરે સામાન પણ લોખંડનોજ વાપરવાની પદ્ધતિ સ્વીકારી છે. વહાણને માટે અર્ધા અથવા એક ઇંચનું પતરૂં વાપરવાને બદલે ૧-૨૦ ઇંચ જાડાઈ વાળું બેવડું પતરૂં વચ્ચે હવા માટે જગ્યા રહે, એમ વાપરવું, વધારે ફાયદા ભર્યું છે તે કુનાર્ડ કંપ-નીએ પ્રત્યક્ષ અનુભવે નક્કી કરેલું છે, ને 'મોરી-ટેનિયા' વગેરે આગબોટો હાલમાં આજ પદ્ધતિથી બાંધવામાં આવી છે.

ત્રીજી બધ કપ્તાને ચલાવેલી દિશા છોડીને બોટ બીજે માર્ગે જાય, એ છે, ને જે ખડક કે કીનારાથી પોતે દૂર ગયા હોય એમ કપ્તાન માને ત્યાંજ જઇને ઘણું ખરું તે અથડાય છે. માર્ગમાંનો આ ફેરફાર થયો હોય તો તે ધ્યાનમાં આવે એટલા માટે બોટ ઉપરના હોકાયંત્રમાં એક યુક્તિ કરેલી હોય છે. એ યુક્તિ એવી છે કે દિશા દર્શક ઘડિયાળની જેમ ડાયલની ઉપર જેમ વહાણ હંકારાય તેમ તેનો માર્ગ નોંધાય, એવી તજવીજ કરેલી હોય છે. વળી માર્ગ ક્યારે બદલાયો, તે નક્કી વખત પણ તેમાં લખાએલો હોય છે. બીજી વાત એવી છે કે ભયનો કે ધોકાનું સ્થાન આસપાસ નજીક હોવાની સૂચના થાય એટલા માટે, હાલમાં એક યુક્તિ યોજવામાં આવે છે. ૧૮૨૬ માં જીનેવા સરોવર ઉપર પ્રયોગ કરતી વખતે એમ માલમ પડેલું કે હવાના કરતાં પાણીમાં ધ્વનિ (અવાજ) વધારે ચાર ગણો પ્રવાસ કરતો હોય છે. પાછળ મિ. એચ. ડી. મંબી એ અમેરિકન વિદ્વાનને એમ જણાવ્યું કે પાણીમાં પ્રવાસ કરતી વખતે અવાજને હવાની જેમ હરકતો નડતી નથી. આ શોધનો લાભ લઇને ખડકાળ કીનારા પાસે આવ્યાની સૂચના બોટ ઉપર મળે યોજના હાલમાં કરવામાં આવે છે. તે નીચે પ્રમાણે છે:—

સમુદ્ર તળીઆના આધાર ઉપર એક ૨૧ ફુટ ઉંચાઇનો ત્રિપાદ સ્તંભ ઉભો કરીને તેને લગભગ ત્રણ મણ (૨ હંડરવેટ) વજનનો ઘંટ લગાડે છે. આ ઘંટ કીનારા ઉપરના સ્ટેશન ઉપરથી અથવા લાઇટ શિગામાંથી લઇ જવાએલા વિજળીના તારથી વાગ્યા કરે એવી યોજના કરેલી હોય છે. આ ઘંટને અવાજ ૧૫–૨૦ માઇલ દૂર સંભળાય છે. અથવા સમુદ્ર ઉપરના પાષણ દર્શકને (બૉયને) ઘંટ બાંધેલો હોય છે. ઘંટ પાણી નીચે ૧૬ ફીટ હોય છે. અને મોજાંને લીધે બૉય હાલતો હોવાથી ઘંટ વાગતો હોય છે. આ ઘંટનો અવાજ સંભળાય એટલા માટે બોટની બન્ને બાજુએ બહારની બાજુએ ડુબી રહે એવી ૨૨ ચો. ઇંચની બે ટાંકીઓ બેસાડેલી હોય છે. ટાંકીમાં માયક્રોફોન (સૂક્ષ્મધ્વનિદર્શક) મૂકેલો હોય છે, ને તેના તાર સૂકાનીના ઓરડામાં ટેલીફોનને જોડેલા હોય છે. ત્યાં સ્વીચ હલાવી અવાજ કઇ બાજુથી આવે છે તે સાંભળનાર જાણી શકે છે. આ યુક્તિ તદ્દન નવીજ છે. છતાં ઘણા લોકો ને વહાણો સંકટમાંથી આનાથીજ બચી શક્યાં છે. ઘાડું ધુમ્મસ ફેલાએલું હોવાથી આસપાસ કંઈ પણ ન દેખાતું હોય, તોપણ કપ્તાનને આ ટેલીફોનના અને દિશા દર્શક નકશાની મદદથી પોતાની બોટ ખડકવાળી કીનારાની બાજુએથી સલામત રીતે હંકારી શકાય છે.

આધુનિક બોટમાંની મોજમજાહની સગવડઃ—બોટમાંના ત્રણ ચાર હજાર લોકોનો નિર્વાહ થાય એટલા માટે ખાવા પીવાના સારી ચીજોનો જે મોટો સંગ્રહ કરવામાં આવે છે, તેના જેટલી નવાઈ ઉપજાવે, એવી બીજી કોઇ વસ્તુ નથી. કીનારા ઉપરની ઉત્તમોત્તમ હોટેલમાં બોટના જેટલી સરસ સગવડ હોતી નથી. લુસીટાનીઆ જેવી બોટોમાં દૂરની સફર વખતે જે અન્ન સામગ્રી લેવામાં આવે છે, તેનો ખ્યાલ નીચેની યાદી ઉપરથી આવશે.

| | |
|---|---|
| ૪૫૦૦૦ | પાઉંડ ગોમાંસ |
| ૧૭૦૦૦ | ,, મટન |
| ૩૦૦૦ | ,, બકરાનું માંસ |
| ૨૫૦૦ | ,, ડુકરનું માંસ |
| ૧૨૦૦ | ,, તાજાં માછલાં |
| ૭૫૦ | ,, ઇંગ્લિશ સાલમન |
| ૮૦૦૦ | સિગાર |
| ૩ | જીવતા કાચાબ |
| ૨૦૦ | પેટી સૂકાએલ માછલી |
| ૧૦૦ | પાઉંડ કેવીઅર |
| ૨૦૦૦ | મરઘીનાં બચ્ચાં |
| ૬૦૦ | મરઘી |
| ૧૫૦૦ | પાઉંડ ગોવત્સ માંસ |
| ૧૫૦ | ટરકીશ મરઘી |
| ૩૦૦ | બતકનાં બચ્ચાં |
| ૬૦ | હંસપક્ષી |
| ૧૫૦૦ | બીજાં નાના પક્ષી |
| ૧૫૦ | બ્રેસ |
| ૫૫૦૦ | પાઉંડ માખણ |
| ૨૮ | ટન બટાટા |
| ૩૦૦૦ | ગૅલન દૂધ |
| ૧૦૦૦ | પાઉંડ ચાહ |
| ૧૮૦૦ | ,, કોફી |
| ૧૦૦૦ | ,, ઇંગ્લિશ ટોમેટો |
| ૨૫૦૦ | જેમને મામાં લેડ |
| ૨૧૦ | બેટલ કણેક (ઘેઉં લોટ) |
| ૧૪૦૦ | પાઉંડ હેમ |
| ૧૫૦૦ | ,, પનીર (ચીઝ) |
| ૧૫૦૦ | બાટલી દારૂ |
| ૧૦૦૦૦ | પાઉંડ ખાંડ |
| ૨૮૦૦ | સૂકાં ફળ |
| ૮૦ | પેટી નારીંગો |

| | |
|---|---|
| ૨૩૦ | પાઉંડ સફરજન |
| ૮૦૦ | ,, દ્રાક્ષ |
| ૧૫૦૦ | પીચી નેકટ્રોઇન્સ |
| ૪૦ | પેટી પીઅર્‌ |
| ૧૫૦ | પાઉંડ મેલન્સ (ઇંગ્લિશ) |
| ૨૦ | કેળનાં જૂથ |
| ૨૦ | પેટી લીંબુ |
| ૪૫૦ | ડબા બિસ્કીટ |
| ૨ | ટન મીઠું |
| ૪૦૦૦ | ખરૂં ડુક્કરનું માંસ |
| ૪૦,૦૦૦ | બેરલ ઓઇસ્ટર |
| ૨૦ | બેરલ ઓઇસ્ટર |

રોજ અન્ન રાંધીને તૈયાર કરનારાં અનેક રસોડાં હોય છે. વરાળથી ઉષ્ણતાથી ખાવાની ચીજો બને છે. મલાઈનાં બરફનાં અને બીજાં રાંધવાનાં યંત્રો વિજળીથી ચાલે છે. અન્ન શીજવવાના કામ સીવાય બીજાં અનેક કામ વિદ્યુત્‌શક્તિથી લેવામાં આવે છે. કપરકાબી, છરી વિગેરે સામાન ધોઇને સાફ કરવો, બુટ પોલીશ કરવાં બોટમાંનાં ૫૦ થી વધારે ઘડીઆળ ચલાવવાં, ટેલીફોન ચલાવવા વગેરે બધા કામ વિદ્યુત્‌શક્તિથી ચાલે છે. ઑલીમ્પીઆ, એકવીટેનીઆ, ઇંપીરેટર, વગેરે બોટો ઉપર બધી સગવડો છે. વળી વિશ્રાંતિગૃહો ભોજનગૃહો લેમન વાચનગૃહો વ્યાયામગૃહો, સ્નાનગૃહો વગેરે જુદી સગવડો હોય છે. અને તે એટલી સુંદર હોય છે કે એથી વધારે સારી વ્યવસ્થા મોટાં શહેરોમાં પણ જોવા ન મળે. આ બધી જગ્યાઓ એટલી મોટી ને વિશાલ હોય છે કે. બ્રિટિશ કવીન નામની બોટનું ભોજનગૃહ ૫૦ ફીટ લાંબું ને ૩૦ ફીટ પહોળું છે. ને ઓલમ્પિક બોટનું ૧૧૪ ફીટ લાંબુ ને ૯૨ ફીટ લાંબું છે.

ઉપર કહેલી અન્નસામગ્રી સિવાય બીજો અનેક જાતનો સામાન બોટ ઉપર હોય છે તે નીચેપ્રમાણે:-

| | |
|---|---|
| ૪૦૦૦ | મલવસ્ત્ર |
| ૧૫૦૦ | બ્લૅંકેટસ |
| ૫૦૦૦ | ઓછાડ |
| ૨૦૦૦ | અરિસાપરનાં વસ્ત્ર |
| ૩૫૦૦ | રાંધનારનાં વસ્ત્ર |
| ૩૦૦૦ | બારીપરનાં પડદા |
| ૩૬૦૦ | પલંગ પરના વસ્ત્ર |
| ૩૬૦૦ | ગાદી |
| ૧૫૦૦૦ | એક વડી ચાદર |
| ૩૦૦૦ | બે વડી ચાદર |
| ૧૫૦૦૦ | ઓશીનકાનાં વસ્ત્રો |
| ૧૫૦૦૦ | દીલ લોવાનાં વસ્ત્ર |
| ૨૫૦૦૦ | સુંદર ટૉવેલ્સ |
| ૪૦૦૦૦ | બીજાં વસ્ત્રો |
| ૮૦૦ | ઓશીકાંટ |

આ ઉપરાંત કાચનો અને ધાતુનો સામાન નીચે મુજબ લેવામાં આવે છે.

| | |
|---|---|
| ૪૫૦૦ | પ્યાલા |
| ૩૦૦૦ | ચ્હાના પ્યાલા |
| ૧૫૦૦ | કોફીના પ્યાલા |
| ૩૦૦૦ | ગે. માંસ રસના પ્યાલા |
| ૧૦૦૦ | મલાઈનાં વાસણ |
| ૨૫૦૦ | ફલાહારની રકાબી |
| ૧૮૦૦૦ | જમણની રકાબી |
| ૨૦૦૦ | દારૂના ગ્લાસ |
| ૧૨૦૦ | કોફીના વાસણ |
| ૧૨૦૦ | ચ્હાનાં વાસણ |
| ૪૫૦૦ | ફલાહારની રકાબી |
| ૩૦૦૦ | ચ્હાની રકાબી |
| ૧૫૦૦ | કોફીની રકાબી |
| ૨૫૦૦ | પાણીની બાટલી |
| ૫૦ | પુષ્પ પાત્ર |
| ૪૦૦ | ખાંડનાં પાત્ર |
| ૪૦૦ | ફળની થાળી |
| ૪૦૦ | માખણનાં વાસણ |
| ૨૦૦ | ભાજી શાખના વાસણ |
| ૮૦૦૦ | જમવાવા કાંટા |
| ૧૫૦૦ | માછલીના કાંટા |
| ૪૦૦ | ક્રીમનાં વાસણ |
| ૧૫૦૦ | માખણની છરી |
| ૧૫૦૦ | ફળની છરી |
| ૧૫૦૦ | માછલીના છરી |
| ૮૦૦૦ | બધા કામમાં આવે એવી છરી |
| ૩૦૦૦ | સૂડી |
| ૫૦૦૦ | જમવાના ચમચા |
| ૫૦૦૦ | ચ્હાના ચમચા |
| ૧૫૦૦૦ | મીઠાના ચમચા |

કુનાર્ડ વ્હાઇટ સ્ટાર, ઍલન અને બીજી કેટલીક કંપનીઓ બોટ પ્રવાસ હોય છે ત્યારે દૈનિક પત્રો કાઢીને બીનતારી યંત્ર વડે મેળવેલી ખબરો પ્રવાસીઓને રોજ વાંચવા માટે આપે છે. ગાયન વાદનના જલસા અને બીજી રમતો પણ આગબોટોમાં થાય છે. આપ્રમાણે પ્રવાસમાં ઘરના કરતાં એકે વાતે ઓછું પડતું નથી. આ રીતે પચાસસાઠ વર્ષ પહેલાંના કરતાં હાલ બોટમાં ખુબ સગવડો હોય છે એવું જણાઈ આવશે.

**વિશિષ્ટ કામોની આગબોટો, તેલની બોટો**—જુની આગબોટો સાથે સરખામણી કરતાં બીજી એક મહત્ત્વની વાત જણાય છે તે, એ કે, હાલ વેપારધંધા વધ્યાં છે એટલે બોટોના પણ જુદા જુદા પ્રકાર નીકળ્યા છે. દાખલા તરીકે, ઘાસલેટતેલ પહેલાં પેટીમાં કે પીપોમાં લઈ જતાં પણ હાલમાં બ્રિટિશ બોટોવાળાએ સ્વતંત્ર તેલ લઈ જનારી બોટો તૈયાર કરી છે. ૧૮૯૩ માં આવી તેલની સ્વતંત્ર બોટો ૮૦ હતી. અને તેમનું સરાસરી ટનેજ દરેકે ૨૫૦૦ ટન હતું. ૧૯૧૪ માં આ સંખ્યા ૩૦૦ હતી અને હાલ તે વધતાં પ્રમાણુ છે. આવી બોટોને ઓઇલ ટેંકર કહે છે. તેમાં તેલ કાઢવા અને ભરવા માટે પંપ વાપરે છે. બોટમાં તેલને માટે જુદી જુદી ટાંકીઓ કરે છે. એક જ્યામાં ભરી ચૂકતા નથી. કારણ કદાચ બોટ હાલે તો બધું તેલ એક બાજુએ આવે અને એક બાજુએ ભાર પડે તો બોટ ઉંધી વળવાની બીક હોય છે. દરેક ટાંકીઓ સરેરાસ ૨૮ ચોરસ ફુટની હોય છે. આગળની ટાંકીઓ, સામાનની જગ્યા અને ઇંજીનરૂમની વચ્ચે સલામતી માટે ખુલી જગ્યા રાખેલી હોય છે. ઇંજીનરૂમ બોટનાં પાછળનાં ભાગમાં હોય છે આપ્રમાણે આગનો ભય ઓછો કરવા માટે બીજી પણ અનેક રીતે કાળજી રાખે છે. તો પણ બધી બોટ તેલથી ભરીને દૂરનો પ્રવાસ કરવો એ જોખમ ભરેલું છે. છતાં પણ સેંકડો આગબોટો આ કામ કરે છે. આ ઉપરથી તે પરના ખલાસીઓની પ્રશંસાજ કરવી જોઇએ.

આગગાડી લઈ જનારી આગબોટો—આગબોટનું કામ કોઇ પણ દેશના અથવા ખંડના રેલવેમાં જનાર પ્રવાસી અને માલને એક બીજા તરફ પહોંચાડવું એ છે. પણ આટલાથી પતતું નથી. નદી સરોવરો, અથવા ન્હાના સમુદ્રોમાંથી માલ ઉતારૂઓની સાથે આખી આગગાડી એક કીનારથી બીજે કીનારે પહોંચાડવાનું કામ આગબોટનેજ કરવું પડે છે. કેટલી નદીઓપર પૂલ બાંધવા અશક્ય હોય છે. ત્યાં બોટોની યોજના કરવી પડે છે. એવા પ્રકારનો મહત્વનો દાખલો તે જર્મન સ્ટેટરેલ્વેનું સૅસનીઝ સ્ટેશન સ્વીડીશ સ્ટેટ રેલ્વેનાં ટેલેબોર્ગ સ્ટેશનની સાથે જોડવા માટે બાલ્ટિક સમુદ્રમાંનાં અત્યંત વાદળમય એવા ૫૪ માઈલનાં પ્રવાસ કરનારી બોટ છે. આ ઠેકાણે ૨ જર્મનીની અને સ્વીડનની એમ જ બોટો છે. દરેકની લંબાઇ ૩૭૭ ફીટ છે અને વેગ ૧૫॥ નૉટસુધી હોય છે. બોટ ઉપરની ડેક પર રેલ્વેના પાટા બેસાડેલા હોય છે. અને બંદરમાંથી આગગાડી બોટપર લેવાય છે. બોટમાં પાણીની ટાંકી હોય છે. તેમાંનું પાણી ઓછું વત્તું કરીને બોટમાંના પાટા ધક્કા ઉપર લાવવાની વ્યવસ્થા કરવામાં આવે છે. આવી આગગાડીના ઉતારૂઓને જગ્યાએથી ખસ્યા-સિવાય બાલ્ટિક સમુદ્ર ઓળંગી જવાની સગવડ છે. તેજ પ્રમાણે રશિયન સરકારની લેક બાઇકલ નામની આગબોટ બાઈકળ સરોવર ઉપરથી આગગાડી લઈ જવાનું કામ કરે છે. શિઆળામાં આ સરોવરનું પાણી ઠરી જાય છે, ત્યારે બરફ તોડીને બોટ જાય, એવી યોજના કરવામાં આવેલી હોય છે. આ બોટ ચલાવવાને માટે એવડો પંખો ગોઠવેલો છે. વોલ્ગા નદી ઉપર એ એવી સગવડ કરવામાં આવેલી છે. અને ડેન્માર્ક યુનાયટેડ સ્ટેટસ કેનડા, વગેરે ઠેકાણે એવી સગવડો છે બ્રિટિશ ફર્મે એવી બરફ તોડીને ચાલનારી બોટો ૪૦૦થી વધારે બાંધી તૈયાર કરેલી છે. કેનેડામાં પણ સરોવરમાં આવી અનેક યોજનાઓ કરવામાં આવી છે.

નદી અને સરોવરમાંની બોટ:—સમુદ્રમાંની બોટ કરતાં નદી સરોવરમાં ફરનારી બોટો તદ્દન જુદીજ પદ્ધતિપર બાંધવામાં આવે છે. જગતના ઘણા ખરા ભાગોમાંની અને મુખ્યત્વે કરીને ગ્રેટ બ્રિટનની નદીઓ ઘણીજ સાંકડી હોવાથી મોટી બોટો તેમાં તરી શકતી નથી. યુનાઇટેડ સ્ટેટમાં જે પાસે પાસે અનેક સરોવરો છે તેમાં ચાલનારી બોટો પણ જુદા નમૂનાની છે. આ સરોવરમાંનો પ્રવાસ હજારો માઇલો સુધી થઇ શકે છે અને પહેલાં અહિં શિડોના જહાજો ચાલતાં. હમણાં હમણાં આગબોટો શરૂ થઇ ત્યારથી મુસાફરોની સગવડ ખાતર અનેક સુધારાઓ કરવામાં આવ્યા છે. સરોવરના કાંઠા પર વસ્તી પણ ઘણીજ વધી છે અને રેલ્વેના રસ્તા પણ થયા હોવાથી સરોવર પરની આવજા પણ ઘણી વધી છે. ઇ. સ. ૧૮૭૨ થી નદી સરોવરમાં ફેરવવા માટે જુદી જાતની લોખંડની બોટો મોટા પ્રમાણમાં તૈયાર થવા લાગી છે. આ બોટોને ગતિ આપનારા પંખાઓ હોય છે. બાષ્પપાત્ર અને એંજીન બોટના પાછળના ભાગમાં હોય છે. આવા પ્રકારની બોટની લંબાઈ ૩૫૦ થી ૪૦૦ ફુટ સુધીની અને પહોળાઇ ૪૦ થી ૫૦ ફુટ હોય છે. એક બોટમાં ૫૦૦૦ સુધી ઉતારૂઓ બેસી શકે છે.

મિસિસિપી, મિસૌરી, હડસન વગેરે નદીઓમાં ફરનારી બોટો આ પ્રમાણેજ લાંબી પણ સાંકડા આકારની હોય છે. હડસન નદીમાં ચલાવવા માટે કલેરમોન્ટ નામની પહેલી બોટ ફુલટને ૧૮૦૭ માં બાંધી. તેની લંબાઇ ૧૪૩ ફુટ અને પોળાઇ ફકત ૧૮ ફુટ અને ઉંડાઇ સાત ફુટ હતી. શિઆળામાં

જ્યારે પાણીનું બરફ થાય છે તે વખતે બોટો બંધ રાખવામાં આવે છે. આવી બોટોને ગતિ આપવા માટે ૧૮૬૫ સુધી ઘણું ખરૂં હલેસાં વાપરવામાં આવતાં. હડસન નદીમા ચાલનારી હમણાની એક અતિશય સુંદર બોટ ન્યુ યોર્ક નામે જાણીતી છે. તે ૧૮૮૭ સાલમાં ચાલુ થઇ. તેની ગતિ ૨૦ માઇલ સુધાંની છે. આ બોટ પર પહેલા વર્ગના તેમજ બધા પ્રકારના મુસાફરોને માટે સારી સગવડો કરવામાં આવી છે. ગ્રેઇટ બ્રિટન જેવા નાનકડા દેશમાંની નાની નદીઓમાં ચલાવવા માટે બાંધવામાં આવતી બોટનો પ્રશ્ન વધારે અઘરો છે. ઉપરાંત આવા દેશમા રેલ્વે ઘણી હોવાથી જલમાર્ગની અવશ્યકતા લોકોને ઠસાવા માટે વખત લાગે છે. ડેન્યુબ મિસિસિપી વગેરે મોટી નદીઓનું પાત્ર પહોળું અને પ્રવાહ ધીમો હોવાથી તેમાં સામાન્ય પ્રકારની બોટો ચાલી શકે છે. નદીમાં ચાલનારી બોટોની મુખ્ય વિશેષતા એ છે, કે તેઓ ઘણી છાછરી હોય છે. ઘણી બોટો ના પાણીની અંદર ડુબતો ભાગ ૧૯ ઇંચથી વધારે નથી હોતો. ઘણી ખરી બોટોને ગતિ આપવા માટે હલેસાંનું એક ચક્ર બોટના પાછળના ભાગમા બેસાડવામા આવે છે. તેમ છતાં પંખાવાળી બોટો પણ હોય છે.

જગતમાંની બધાથી મોટી આગબોટો (આકારાનુક્રમે) મેજેસ્ટિક, લેવીઆ થન, બેરગારીયા, ઓલંપિક. એકવીટેનીઆ, હોમેરિક, પોરસ, મોરેટેનીયા, એમ્પ્રેસ ઑફ સ્કાટલૅંડ, કલેરેકિકઓલો. બેલ્જીક, આડ્રીઆટેક, રાટેરેડમ, બાલ્ટિક, જોર્જ વૉશિંગ્ટન, ફ્રાંસ, ડુઇલીઓ, ગાવલીઓ, સેંસેર, એમ્પ્રેસ. ઑફ કેનડા, એમ્પ્રેસ ઑફ ચાઇના અમેરિકા સેડ્રીક, સેલ્ટિક, મિનેસોરા, કેપ પોલોનીઓ, રેસોલ્યુટ રીલાયન્સ, સિથિયા,કેરોનીઆ, લેકોનીઆ, કમેનીઆ એગેમેમ્નન, અરૂન્ડેલ, કેસલ, વિન્ડસર કેસલ, લેપલન્ડ, સમેરીયા, સેરામિક, એમ્પ્રેસ ઑફ ફ્રાન્સ, માઉન્ટ વર્નોન, પ્રેસિડેન્ટ ગ્રન્ટ, કાઉન્ટ. રૂસો આલિઓ, એરાબિક, મિનેકાહડા, ટ્રેન્સી લવનીઆ, ટસ્કનીઆ, ન્યુ અમસ્ટરડેમ, એમ્પ્રેસ ઑફ ઇન્ડિયા એમ્પ્રેસ ઑફ આશિયા, એમ્પ્રેસ ઑફ રશિયા, ડૉરિક પિટર્સબર્ગ, રેજીના, મોન્ટકામ, મોન્ટરાજ મોન્ટ કલેર, હુંસ, નરકુંડ, કેમેરોનીઆ, ટિરેનીઆ, એમ્પ્રેસ ઑફ બ્રિટન, નલે ડેરા, કિંગ અલેકઝાંડર, ઓલેન્ડેઝ, અલ મનઝોરા, મન્ગોલિઆ, મોલ્ડાવીઆ આ બધા ૧૫૫૦૦ ટનના કે તેથી વધારે મોટી છે.

જગતમાંની ઘણી ઝડપથી દોડનારી આગબોટ (વેગાનુક્રમ) મોરટેનીઆ મેજેસ્ટિક, એકેવિટેનીઆ ફ્રાન્સ, બેરન્ગેરીઆ, ઓલિમ્પિક, ઓરન્જો નસ્સો, પ્રન્સેસ જ્યુલીઆના, વાહિને, પેરિસ, વાન્સ ટયુબેન એમ્પ્રેસ ઑફ એશિયા, એમ્પ્રેસ ઑફ રશિયા, લા લોરન. લા સંવોએ, પ્રિન્સેસ પેટ્રીશીઆ લેવીઆથન એગે મેમ્નન, માઉંટ વર્નોન, એમ્પ્રેસ ઑફ ફ્રાન્સ, નૈસાના. એસમેરીઆ, મઓરી, હુંગાના, પ્રિન્સ હેઙિક, લ્યુટેટીઆ, મઉસલીઆ, ચાર્લ રો. આમાં ૨૦ નૉટ (સમુદ્ર પરના માઇલ) નીચે કોઇ પણ બોટનો વેગ નથી.

### યંત્ર શાસ્ત્ર વિષયક.

આગબોટ પરના યંત્રો:—આગબોટ ચાલાવા માટે વરાળના એંજીનોના જે ઘણું ખરૂં ઉપયોગ કરવામાં આવે છે. આજે સમુદ્રમા જે આગબોટો ફરે છે. તેમાંની ૭૫ ટકા જેટલી આગબોટો વરાળના એંજીનોથીજ ચાલે છે. પણ ગયા દસ વર્ષમાં ઓઇલ એન્જીનોમાંના પણ બીજી જાતનાં એંન્જીનો આગબોટ ચલાવાના કામમાં વાપરવામાં આવે છે. તો પણ આગળના ચાળીસ પચાસ વર્ષમાં વરાળના એન્જીનોવડે ચાલનારી ઘણી આગબોટ માણુસો અને માલની લે–જા કરવા માટે બાંધવામાં આવશે.

બાઈલર—વરાળ પેદા કરવા માટે બોઇલરો (બાષ્પ પાત્ર) ઉપયોગમાં લેવામાં આવે છે. જે પ્રમાણમાં આગબોટ મોટી કે નાની હોય તે પ્રમાણમાં આગબોટ પર મોટું કે નાનું બોઇલર વપરાય છે. જમીન પર ચાલનરા કારખાનાઓમાં જે પ્રકારનું બોઇલર વપરાય છે તેના કરતાં આ બોઇલર આકાર અને વજનમા જુદા પ્રકારનું હોય છે. અને તેની રચના થોડી જગ્યામાં વધારે વરાળ પેદા થઇ શકે એ પ્રમાણે કરવામાં આવે છે. બોઇલરમાં દેવતા હોય છે અને તેમાંનો ધુમાડો નાકળવા માટે મોટા બંબા રાખવામાં આવે છે. આ ઉંચા બંબા જોઇને આગબોટમા બોઇલર કઇ જગ્યાએ મૂકવામાં આવ્યું છે તે સ્હેજ જાણી શકાય છે.

એન્જીન—જુદા જુદા બોઇલરોમાં વરાળ પેદા કરીને મોટા ભુંગળાઓ માટે તેને મુખ્ય અન્જીનમાં આણવામા આવે છે. આ ભુંગળાને જે ઠેકાણે બોઇલરમાંથી વરાળ બહાર આવે છે. ને ભુંગળાના સાંધા જોડવામાં આવે છે. આ સાંધાપર એક ઢાકણું રાખવામા આવે છે. જેથી જોઇએ ત્યારે ગમે તે બોઇલર જુદું પાડી તેમાંની વરાળ બહાર કાઢી નાખી શકાય છે.

આ મુખ્ય ભુંગળામાંથી જયાં જુદા જુદા યંત્રો ચાલુ થાય છે ત્યાં નાની મોટી ભુંગળીઓ વડે વરાળ લઇ જવામાં આવે છે. એક આગબોટ પર એક મોટા

એન્જીન વગેરે જુદે જુદે ઠેકાણે નાનાં નાનાં વરાળના એન્જીનો બેસાડવામાં આવે છે. સામાન લેવામાં કે ઉતારવામાં નાનાં મોટા ક્રેઇન ઠેક ઠેકાણે હોય છે. તેને પણ વરાળના એન્જીનો જોડવામાં આવે છે. બરફ તૈયાર કરવાનું યંત્ર કે પાણી કાઢી નાંખવાનું કે પાણી ભરવાના યંત્રના તેના પંખાને પણ વરાળના એંજીનો લગાડવામાં આવે છે. સારાંશ બોઇલર જોકે એકજ ઠેકાણે હોય છે છતાં પણ એંજીનો જુદે જુદે ઠેકાણે રાખવામાં આવે છે. ઘણી ખરી આગબોટોને એકજ મુખ્ય એન્જીન હોય છે. આ એન્જીનની શક્તિ આગબોટના પાછળના છેડા તરફ લઈ જવામાં આવે છે અને આ શકિત પાણીને પાછું ફેંકીને આગબોટને આગળ ધપાવામાં મદદ કરે છે.

આગબોટ પરનાં એન્જીનમાંની વિશેષતા:—આગબોટ પરના એન્જીન અને જમીન પરના એન્જીનમાં આસ્માન જમીનનો ફેર હોય છે. જમીન પરનું એન્જીન આડું હોય છે અને તે વધારે જગ્યા રોકે છે. આગબોટ પર જગ્યાની અડચણ હોવાથી થોડી જગામાં જેટલી શકિત ઉત્પન્ન કરી શકાય તેટલી ઉત્પન્ન થાય એવી આગબોટ પરના એન્જીનોની રચના કરવામાં આવે છે. એન્જીન ઉભું હોવાથી તે ઘણી થોડી જગા રોકે છે. એન્જીનની રચના કરતી વખત અને તેનાં જુદાંજુદાં ઉપાંગોની યોજના કરતી વખતે જગ્યાની અડચણ ધ્યાનમાં લેવામાં આવે છે. તેમજ એન્જીન હલકું બનાવવાની કાળજી લેવામાં આવે છે. આગબોટના એન્જીનોના ઘણા પ્રકાર છે. તે પાછળના એન્જીન એ બનાવવા નામે આગળ આવશે.

એન્જીન ગૃહ:—એન્જીનની ઓરડીની વ્યવસ્થા ઘણી સારી હોય છે. જુદા જુદા ભાગમાં જવા માટે લાખંડના દાદરા રાખવામાં આવે છે. એન્જીનના જુદા જુદા ભાગમાં તેલ પૂરવા માટે કે તેમને તપાસવા માટેની સગવડ કરવામાં આવેલી હોય છે. એન્જીન ગૃહમાં યંત્રોના જુદા જુદા ભાગોના નકશા ટાંગેલા હોય છે. અને જુદા જુદા ભુંગળાઓ ક્યાં ક્યાં લઈ જવામાં આવ્યાં છે તેના નકશા પણ હોય છે. ચાલુ સ્થિતિમાં કામ વખતે આવશ્યક જણાતાં હથિયારો પણ વ્યવસ્થિત રીતે ટાંગેલાં હોય છે. હજારો માણસોનું જીવન જે યંત્રો પર અવલંબી રહ્યું છે તે યંત્રની જેટલી કાળજી લેવામાં આવે તેટલી ઓછી છે. આટલી બધી કાળજી લેતાં છતાં ઘણી વાર આગબોટના યંત્રો બગડે છે અને મોડું થાય છે.

જુદા જુદા યંત્રોને માટે આવશ્યક જણાતા ઓજારોનો ભાગ પણ આગબોટ પર રાખવામાં આવે છે જેથી કંઈ પણ ભાંગ તોડ થાય તો તે દુરસ્ત કરવામાં જોઇતો સામાન અને હથિયારો તરતજ મળી શકે. આમ છતાં કેટલીક વાર એવો વખત પણ આવે છે કે જ્યારે આગબોટ યંત્રો બગડવાથી ચાલતી નથી એને તેને બીજી આગબોટની મદદ વડે ઘસડી લઈ જવામાં આવે છે.

શેફ્ટિંગ અને બેરિંગ—આગબોટના આગળના છેડાથી જોઇએ તો સાધારણ રીતે એન્જીન અને બોઇલર મધ્ય ભાગમાં દેખાય છે. તેમાં પણ એંજીન પાછળના ભાગમાં હોય છે. કારણ એંજીનમાં ઉત્પન્ન થએલી શકિત તદ્દન પાછળના છેડા સુધી લઈ જઈ ત્યાંથી તે આગબોટની બહાર કાઢી પાણીમાં લઇ જવી પડે છે. આ કામ માટે જાડા શેફ્ટિંગ વાપરવામાં આવે છે. એન્જીન જે પ્રમાણે નાનું મોટું હોય તે પ્રમાણે શેફ્ટિંગ પણ જાડાઇમાં નાનાં મોટાં હોય છે. આ શેફ્ટિંગ બરાબર બેસાડવા માટે પ્રત્યેક જગાએ બેરિંગ બેસાડવામાં આવે છે. આ વારંવાર ફરતા હોવાથી તે એક બીજાની સાથે અથડાય નહિં તેટલા માટે એક લાંબુ ભોયરૂં કરવામાં આવે છે. આ ભોયરામાં એન્જીનમાં કામ કરનારા માણસો એંજીનથી માંડી ઠેઠ આગબોટના પાછળના છેડા સુધી બન્ને બાજુએ આવજા કરી શકે છે. આ શેફ્ટિંગનું વજન અને ગતિ ઘણી હોવાથી અને બધીજ આગબોટ આગળ ધપાવવા માટે આનીજ શકિતનો ઉપયોગ થતો હોવાથી આ જ બેરિંગમાં બેસાડવામાં આવે છે. તે બેરિંગ ઘણી વખત ઘણા ઉના થાય છે. બધાજ એકી સાથે તપતા નથી પણ વચ્ચે વચ્ચે એકાદ બાજી તપે છે. આવી વખતે ઠંડી ચીજો સાથે પાણીની જરૂર છે. તરતજ મળી શકે તેટલા માટે એક નળ ભોયરાના છાપરાની અંદરની બાજુએ લગાડવામાં આવે છે. આ નળને પ્રત્યેક બેરિંગ પર એક એક કાંક બેસાડીને મોકલવામાં આવે છે આ કાંક ઉઘડતાંજ બેરિંગ પર ટાઢા પાણીની ધાર પડે છે.

ધકેલવાનું બેરિંગ—આ શેફ્ટિંગ કકડા સાંધીને બનાવવામાં આવે છે. તદ્દન પાછળની બાજુએ જે બેરિંગ હોય છે તે ઘણું મજબુત અને કદમાં મોટું હોય છે. એન્જીન ચાલુ કર્યું, પછી જ્યારે પંખા હાલવા માંડે છે ત્યારે પાણી પાછળ ઠેલાય છે. અને ગતિ ઉત્પન્ન થાય છે ત્યારે બેરિંગ પર જોર આવે છે. આને ધકેલવાનું બેરિંગ કે થ્રસ્ટ બેરિંગ કહે છે. આની રચના તદ્દન જુદા પ્રકારની હોય છે અને આગબોટ પાણીમાં આગળ જવાને માટે જોર આગળના છેડા પર લાગુ થાય છે તે ભાગ ઘણોજ અગત્યનો છે.

આના પછી બીજો અગત્યનો ભાગ તે (૧) લાકડાનું બેરિંગ. આ લાકડાના બેરિંગનો ફાયદો એ છે કે આનાથી સમુદ્રનું પાણી આગબોટમાં આવી શકતું નથી. આ તદ્દન પાછળની ભીંતમાં બેસાડવામાં આવે છે. આ ભીંતની પેલે પાર સમુદ્રનો વિસ્તાર હોય છે. ત્યાં એક ઓરડી હોય છે. તેના દરવાજા પાણી અંદર ન આવી શકે એવી રીતના ઘટ હોય છે. કોઈક વાર કામ વખતે આ ઓરડીઓના દરવાજા ઉઘાડીને પંખા આગળ જવાય છે.

પંખો—આગબોટના એન્જીનને શક્તિસંગ્રાહક ચક્ર ઉર્ફ ગતિચક્ર કે શક્તિવાહક પૈંડા હોતાં નથી. એન્જીનમાં તૈયાર થયેલી શક્તિ ઉપર કહયાપ્રમાણે શેફ્ટિંગમાંથી તદ્દન પાછળના છેડા સુધી જાય છે. ત્યાં તે શક્તિમાંથી ગતિ તૈયાર કરવા માટે એક પંખો લગાડેલો હોય છે. આજ પંખો શક્તિસંગ્રાહક ચક્રનું કામ કરે છે. આ પંખો એક મોટા સ્ક્રૂના આકારનો હોય છે. સ્ક્રૂને ઘણા આંટા હોય છે પણ આ સ્ક્રૂને એકજ આંટો હોય છે પણ આનો ઘેરાવો મોટો હોય છે. આ પંખાના પાનાઓ વાંકાં હોય છે અને તે વાંકા પણ સ્ક્રૂના ઘેરાવા પ્રમાણે હોય છે. આ પંખો ફરવા માંડે છે ત્યારે સ્ક્રૂ અને પાણીમાં ગતિ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે આગબોટનો પંખો ફરે છે એટલે પાણીને ગતિ મળે છે અને સ્ક્રૂના ફરવાથી જે પાણી ખમચાય છે તેથી સહજ રીતે આ સ્ક્રૂ આગબોટ આગળ ધકેલવામાં મદદ કરે છે. આગબોટ આગળ જવાનું આજ કારણ છે. આપ્રમાણે સ્ક્રૂ જેવા પંખાના ઉપયોગ કરીને હવાને પાછળ ધકેલીને હવામાં વિમાનો આગળ જાય છે.

પંખો એ ઘણો મહત્ત્વનો ભાગ છે અને તેને ઘણી યોગ્ય જગ્યાએ બેસાડવામાં આવે છે. તો પણ ત્યાં જઈને માણસોને કામ કરવું પડે છે. પંખાને ચાર પાના હોય છે. આ ચારને બોલ્ટ લગાડીને એક ઢેકા (હળ) પર બેસાડવામાં આવે છે. (આ ઢેકાને પાછો શેફ્ટિંગ પર બેસાડવામાં આવે છે.) ઢેકો અને પાનાં મળીને પંખો થાય છે. કોઈ વાર એકાદું પાનું ભાંગી જઈને નીચે પડે છે. આવે વખતે ટાઢ કે પવનની દરકાર ન કરતાં પાણીમાં જઈને ત્યાં બીજું પાનુ બેસાડવું પડે છે. કોઈકવાર આખો પંખો પણ ઢીલો થાય છે અને ગળી પડે છે. આવે વખતે કામમાં આવે તેટલા માટે એક પંખો અને તેને જોઈતું સરસામાન એટલે કે બોલ્ટ, નટ, કુંચી વગેરે તૈયાર રાખવામાં આવે છે. તેમ એકાદ પાનું ગળી પડે ત્યારે ઉપયોગમાં આવે તેટલા માટે બીજાં બે ત્રણ પાનાઓ રાખવામાં આવે છે.

બીજાં યંત્રો—આ પ્રમાણે બાયલર એન્જીને શેફ્ટિંગ અને પંખો મળીને આગબોટને ચલાવનારો મુખ્ય યંત્રો હોય છે. બીજાં યંત્રોનો પણ પાછળ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આગબોટ જે પ્રમાણે નાની મોટી હોય છે તે પ્રમાણે તેની સગવડો ઓછા વત્તા પ્રમાણમાં હોય છે. માણસો લઈ જતી આગબોટ પર માલ લઈ જનારી આગબોટ કરતાં વધારે સુખ અને સગવડ હોય છે, અને તેને માટે યંત્રો પણ વધારે રાખવામાં આવે છે, માલ લઈ જનારી આગબોટ પર જે પ્રકારનો માલ ભરવામાં આવે છે તે પ્રકારના યંત્રો તેની પર રાખવામાં આવે છે.

દાખલા તરીકે કેરોસિન લઈ જતી આગબોટ પર કેરોસિન કાઢવા માટે જોઈતા પંપની વ્યવસ્થા કરવામાં આવે છે. તીજી આગબોટો પર ગરગડી કે ક્રેઇન રાખવામાં આવે છે. શાકભાજી માંસ કે બીજી બગડી જનારી વસ્તુઓ અથવા તો ફળ આ બધાની લાવજા કરનારી આગબોટ પર બરફ તૈયાર કરવાનું એક મોટું યંત્ર બેસાડવામાં આવે છે.

આગબોટનું બાંધકામ—આગબોટ બાંધતી વખતે તે કયા કામનેમાટે વાપરવાની છે એનો વિચાર કરીનેજ તેની બાંધણી ને યંત્રયોજના કરવામાં આવે છે. આગબોટ બાંધવામાં ઘણોજ ખરચ થાય છે. અને એક વખતે એક કામને માટે બાંધેલી આગબોટ જુદા કામને માટે વાપરવામાં આવે તો તેનો ઉપયોગ બરાબર થઇ શકતા નથી એટલે પહેલેથીજ બધી બાબતોનો વિચાર કરવો પડે છે. તદ્દન પહેલાં તેનો નકશો તૈયાર કરવામાં આવે છે. આ નકશા તૈયાર કરવાના કામમાં ઘણો પૈસો અને કુશળતા જોઇએ છીએ.

એક માપી જહાજ—(સ્ટેન્ડર્ડ શિપ) આજ સુધી જે આગબોટો બાંધવામાં આવી તે બધી સ્વતંત્ર રીતે તૈયાર થઈ અને હજી પણ એજ પ્રમાણે ઘણીખરી આગબોટો તૈયાર કરવામાં આવે છે. પણ આ રીતે આગબોટ બાંધવામાં ખરચ ઘણો થાય છે અને કામ પણ ધીમું થાય છે. એટલે એક નવીન યુક્તિ પ્રચારમાં આણવામાં આવી છે. આ પદ્ધતિને એક માપી પદ્ધતિ કહે છે. આ પદ્ધતિનું પહેલામાં પહેલું અને મોટામાં મોટું ઉદાહરણ ફોર્ડ મોટરનું છે. વિશેષ સ્પષ્ટીકરણ માટે આપણો આપણા ઘરનુંજ ઉદાહરણ લઇએ—પુના શહેરમાં ઘરની ગણત્રી ખંડની સંખ્યા પર થાય છે. પણ આ ખંડ એટલે અનિશ્ચિત અંતર. કારણ ઘણે ઠેકાણે એકજ દિવાનખાનામાં નાના મોટા ખંડો હોય છે. એટલે જો ખંડની પહોળાઈ નક્કી કરવામાં આવે તો ઘર બાંધનારા માણસને

મોભ વેચાતા લેતી વખતે હરકત પડશે નહિં. નંગ ગણી લીધા એટલે પત્યું. તેજ પ્રમાણે દરેક માણસ સ્વતંત્ર રીતે ઘર બાંધે છે. કોઇની ગેલરી ૨ા ફુટની આવી રીતે ઘર બાંધવા કરતાં સર્વ સામાન્ય રીતે સગવડ ભરેલા એવા જુદી જુદી જાતના દર ઘર (આશરે ૪૦૦૦ રૂપિયાથી તે ૫૦૦૦ રૂપિયા સુધી) તૈયાર કરવામાં આવે અને તેવાંજ ઘર બધાએ બાંધવા જોઇએ એવું નક્કી કરવામાં આવે તો તેને એકમાપી ઘરની પદ્ધતિ કહેવાય એટલે પછી બારણુ બારીઓ થાંભલા મોભ નળીયાં વગેરે બધાંજ એક માપના કરવા પડે. આ પદ્ધતિથી આગબોટ બાંધવાની શરૂઆત ઇંગ્લડમાં ચાર કે પંચ એકમાંથી આગબોટના નમૂના તૈયાર કરીને તે પ્રમાણે આગબોટો બાંધવામાં આવે છે.

નમૂનો અ આ આગબોટ અનાજના વાહતુક ને માટે હોય છે, લંબાઇ ૪૦૦ ફુટ, ૫૧૫૦ ટન (ડીસ્પેઇસમેંટ) દાદર એક.

નમૂનો ગ લંબાઇ પહોળાઇમાં નમૂના આ પ્રમાણેજ બધા માલની વાહતુક માટે. દાદર બે.

નમૂનો ક ઉપર કરતાં નાની.

નમૂનો ડ કીનારા પરના વેપારીઓ માટે ત્રણ હજાર ટનની

નમૂનો ઈ લંબાઈ ૩૭૬ ફુટ અને ૪૪૦૦ ટન

આ બધા જાહજોને એકજ ગતિ હોય છે. એટલે કે તેઓ કલાકે ૧૧ા નૉટ જાય છે. આ પ્રમાણે નમૂના નકકી કર્યા પછી તેના પ્રત્યેક ભાગના નકશા તૈયાર કરીને તે ભાગ તૈયાર કરવાની શરૂઆત કરવામાં આવે છે.

એકમાપી પદ્ધતિથી થનારો શ્રમવિભાગ:—આજ સુધી બધું કામ આગબોટના કારખાનામાંજ કરવું પડતું હતું. પણ હવે આ ભાગ જુદાજુદા કારખાનાઓમા તૈયાર કરવામાં આવે છે. પુલ બાંધવાના કામમાં હોશિઆર કારીગરો પાસેથી લાખંડને કાણા પાડવામાં તેને વાળવામાં વગેરે કામો આવા કારખાનાઓમાં કરવાથી સોંઘા પડે છે. આવીજ રીતે સમુદ્ર કીનારાથી હજારો માઇલ દુર આવેલા કારખાનામાં સામાન તૈયાર કરીને કીનારા પરના ગામોમાં આગબોટો તે માલ ઘણીજ ઝડપથી લઈ જાય છે. ઉપરની આગબોટોના એન્જીનો એક સરખા પંખા પણ એક સરખા સામાન ટેબલો ખુરશીઓ શેત્રંજીઓ પણ એકજ સરખી અને એકજ માપની એથી ભાંગતોડ થાય તો તે દુરસ્ત કરવામાં ઘણો ખરચ થતો નથી.

જર્મન લોકોએ આગબોટો ડુબાડીને વિલાયતમાં ભૂખમરો ફેલાવવાનો વખત આવ્યો. આ વખતે ઈંગ્લડે એક માપી પદ્ધતિ પ્રમાણે ઝપાટામાં આગબોટો બાંધવા માંડી અને તેની સાથે હરિફાઇમાં ઉતર્યું. આવી એકમાપી આગબોટ બાંધવાની બધા દેશોએ શરૂઆત કરી છે.

હિંદુસ્થાનમાં ૧૦૦૦ ટન સુધી આગબોટો કલકત્તામાં તૈયાર થાય છે. અહીં આ આગબોટો બાંધવામાં અડચણ પડે છે. કારણ જે ઠેકાણે શિપ પ્લેટસ વગેરે સામાન મોટા પ્રમાણમાં તૈયાર થાય છે. ત્યાંજ તે સોંઘા મળે છે. જ્યાં સુધી લોખંડના માલના કારખાના આપણા દેશમાં વધ્યાં નથી ત્યાં સુધી આગબોટો બાંધવાનો ધંધો આપણા દેશમાં વધી શકશે નહિં.

નકશો અને નમૂના તૈયાર કરવા વિષે—પહેલાં નકશો તૈયાર કરવામાં આવે છે. આ નકશો તૈયાર કરવાનું કામ ઘણા ખરચનું છે. આગબોટ બાંધવાનું પ્રત્યક્ષ કામ શરૂ કરતા પહેલાં બધા નકશા તૈયાર કરવામાં આવે છે. જુદા જુદા ભાગના નકશા જુદા જુદા બનાવામાં આવે છ તેમા બધાં માપો ઘણી ઝીણવટથી તપાસીને દોરવામા આવે છે. ડ્રોઇંગ ઓફિસમાં યોજના તૈયાર થયા પછી એ આગબોટનો એક નાનો નમૂનો તૈયાર કરવામા આવે છે. આ નમૂનો થોડા ફુટ લાંબો હોય છે. આ આગબોટનો નમૂનો પાણીના ટાંકીમા મૂકવામાં આવે છે. અને તે કેવા પ્રકારે તરશે એ નક્કી કરવામાં આવે છે. અને જે ઘરાકને માટે આગબોટ તૈયાર કરવાની હોય છે. તેની જરૂર યોગ્ય રીતે તે પૂરી પાડી શકશે કે નહિં તે આ નમૂના પરથી ઠરાવામાં આવે છે. આ પ્રમાણે નકશા ખાતામાંથી નકશા તૈયાર થયા પછી તે બીજા એક ખાતામાં જાય છે. આને માલ્ડિંગ ખાતું એમ કહેવામા આવે છે. અહિં પ્રત્યેક ભાગનો નકશો લઈ તે જમીન ઉપર કાઢવામા આવે છે, જે જે ઠેકાણે જેવો આકાર અને ગોલ હોય છે. તે પ્રમાણે જમીન પર કાઢવામાં આવે છે. આ પ્રમાણે નકસામાં જો કંઇ ભૂલ હોય તો તરતજ માલમ પડે છે.

આગબોટ બાંધવાની જગ્યા ઢાળ, સાંધા અને પુલ—નકશા તૈયાર થયા પછી ખરૂં આગબોટ બાંધવાનું કામ શરૂ થાય છે. આ કામની જગ્યાને સ્લિપ (ઢાળ) કહેવામાં આવે છે. આ ઢાળની જમીન ખાસ તૈયાર કરવામા આવે છે. આનો એક છેડો ભરતીને વખત સમુદ્રમા ડુબેલો જણાય છે. અને કીનારા પરનો બીજો છેડો ભરતીને વખતે પણ પાણીની બહાર ઘણોજ દૂર સુધી પથરાયલો હોય છે. આ ઢાળ એવી રીતે રાખવામાં આવે છે કે બરાબર વખતે

આગબોટ સ્હેજે લપસીને સમુદ્રમાં જઇ શકે. આ ઢાળનો પાયો ઘણો મજબુત અને પાકો હોવો જોઇએ કારણ આગબોટનું તેમજ માણસોનું વજન આની ઉપર હોય છે. હવે આ ઢાળની બે બાજુઓ તપાસીએ. આ બન્ને બાજુએ પોલાદના લાંબા લાંબા પાટાઓ વળીઓ વગેરે સાંધાઓ હોય છે. આ પ્રકારના સાંધાઓ બન્ને બાજુએ રાખવામાં આવે છે. સાધારણ આગબોટ જેટલી ઉંચી બાંધવાની હોય છે તેના કરતાં પણ ઘણે ઉંચે સુધી આ સાંધાઓ ઉભા કરવામાં અને સાંધાના માથા પર બન્ને બાજુએ બેવડા પાટા નાંખવામાં આવે છે. આ પાટાઓ ઉપરથી મોટા મોટા લોખંડનાં ક્રેઇન મૂકવામાં આવે છે. તેથી ભારે સામાન અંદર તેની યોગ્ય જગ્યાએ મૂકવામાં અડચણ પડતી નથી. બન્ને બાજુના બે સાંધાઓની વચ્ચે એક આડો પુલ હોય છે. કોઇ વાર વધારે પણ હોય છે. આ પુલ એક છેડાથી બીજા છેડા સુધી ખસેડી શકાય છે અને તેનો ઉપયોગ ભારે સામાન જે જોઇએ તે જગ્યાએ લઇ જવા માટે કરવામાં આવે છે. આ પુલ ઉપર ક્રેઇન હોય છે. આગબોટની બાંધવાની પ્રત્યક્ષ જગ્યાની આવી વ્યવસ્થા હોય છે. જે ઠેકાણે આગબોટનો સામાન તૈયાર થાય છે તે ઠેકાણે હજારો યંત્રો અને માણસો કામ કરતાં હોય છે.

કીલ ઉર્ફે તળીયું અને ખોખું તૈયાર કરવાની રીત—ઘર બાંધતી વખતે જે પ્રમાણે પહેલાં પાયો નાંખવામાં આવે છે તે પ્રમાણે પહેલાં આગબોટનો મધ્ય ભાગ તૈયાર કરવામાં આવે છે. આને કીલ કહેવામાં આવે છે આનાં ઘણા પ્રકાર હોય છે. પરંતુ હમણાં બધામાં બધામાં મનાતી અને મોટી મોટી આગબોટોએ યોજેલી કીલની રચના તે તળીએ સપાટ હોય છે. એટલે કે આગબોટને બરાબર વચ્ચે કાપી તેના બે કકડા કરવામાં આવે તો પાણીમાં ડુબનારો ભાગ અંગ્રેજી 'યુ' અક્ષર જેવો દેખાશે. આ કીલ પાણીમાં ડુબનારો આગબોટનો નીચેનો ભાગ હોય છે. ઘર બાંધતાં પહેલાં લાકડાના ખોખાં ત્રણ ચાર દાદર સુધી ઉભા કરવામા આવે છે. અને ત્યાર પછી તે ચોકઠાની અંદર ભીંતો વગેરે ચણુ વામાં આવે છે. આજ પ્રમાણે આગબોટનું ખોખું પહેલા તૈયાર કરીને પછી તેની પર પતરાં જડવામાં આવે છે.

બેવડા તળીઆનો ફાયદો :—પહેલાં તળીઆને અને બન્ને બાજુએ પતરાંનો એક થર જડવામાં આવતો હતો. પણ હમણાં હમણાં બેવડાં પતરાં જડવાનું ફાયદા કારક જણાયું છે. આ વાત અનુભવથી ગ્રેટ ઇસ્ટર્ન નામની બોટ બનાવતી વખતે જણાઈ આવી. આ આગબોટ ૬૯૨ ફુટ લાંબી છે. એક વખતની મુસાફરી વખતે એક ખડક પર તે અથડાઈ અને તેમાં સો ફુટનું ગાબડું પડયું. પણ બેવડાં પથરાં જડેલા હોવાથી નીચેનું પતરૂં તુટી ગયું તો પણ અંદરના પતરાં સહી સલામત હોવાથી આ આગબોટને કંઈ પણ નુકશાન થયું નહિં. આ અનુભવ પરથી નવી આગબોટો બાંધતી વખતે તેને તળીએ બેવડાં પતરાં જડવામાં આવે છે. ખરચ તરફ દૃષ્ટિ ન રાખતાં પહેલાં બાંધેલી આગબોટોને પણ બેવડાં પતરાં જડવામાં આવે છે. વાઇટ સ્ટાર કંપનીની ટાઇટેનિક નામની આગબોટ બરફ સાથે અથડાઈને ડુબી ગઈ એ વાત બધાને ખબર છે. ત્યાર પછી ઑલિમ્પિક નામની બીજી બોટ ટાઇટેનિકની પદ્ધતિ પરજ બનાવવામાં આવી. હમણાં તેને દોઢ લાખ પાઉંડ ખરચ કરીને વાઇટ સ્ટાર કંપનીએ બેવડાં પતરાં જડયાં છે. મોરેટેરિયા નામની બોટને તળીએ પણ બેવડાં પતરાં છે. એટલુંજ નહિં પણ પાણીમાં રહેતો બધોજ ભાગ બેવડાં પતરાંથી જડવામાં આવ્યો છે.

લોખંડનું ખોખું અને તેને જડવાના પતરાંને પહેલેથીજ કાણાં પાડેલાં હોય છે. આ બધા કાણાંઓમાં રીવેટ નાખીને યાંત્રિક હથોડાથી મજબુત કરવામાં આવે છે. આ યાંત્રિક હથોડા હવાથી કે પાણીના જોરથી ચાલે છે.

આગળની અને પાછળની ટોચ :—આગબોટનો આગળના છેડા અને પાછળના છેડા વચ્ચે ઘણું અંતર હોય છે. આગળનો છેડો ઉંચો હોય છે. આગબોટની પહોળાઇ ગમે તેટલી હોય તો પણ આગબોટનો આગળનો છેડો તદ્દન ઢળતો રાખવામાં આવે છે. આ છેડો પાણીમાં ઘુસે છે. છેડો જો પ્હોળો કે ચપટો હોય તો પાણીમાં ઘુસવા માટે તેને મુશ્કેલી નડે અને આગબોટને ગતિ માન શકે નહિં. આગળનાં મોજાંઓનું પાણી અંદર ન આવે તેટલા માટે આ છેડો ઉંચો રાખવામાં આવે છે અને આ છેડો જેમ જેમ પાછળ જાય તેમ તેમ તેની ઉંચાઈ ઓછી થતી જાય છે.

પાછળનો છેડો તદ્દન જુદા પ્રકારનો હોય છે. આનું કામ પણ તદ્દન જુદું છે. આની નીચેની બાજુએ પંખો ફરે છે અને તેમાંથી ઉત્પન્ન થતી શક્તિનું ગતિમાં રૂપાન્તર થાય છે. આ છેડા પરજ પહેલાં બધો ભાર આવે છે. આગબોટ વાળવાનું સુકાન તે આજ છેડા પર રાખવામાં આવે છે. તેથી આગબોટ વાળતી વખતે પાણીનો બધો ભાર સુકાન પર અને પાછળના છેડા પર પડે છે. તેથી આ છેડો તૈયાર કરતી વખતે ઘણીજ કાળજી લેવામાં આવે છે

અને તેને મજબુત બનાવવામાં આવે છે. ઉપર વર્ણવેલા પંખાનું પાછળનું બેરિંગ પણ આજ ભાગમાં હોય છે. બધી રીતે જોતાં આગળના છેડા કરતાં પાછળનો છેડો મજબુત બનાવવામાં આવે છે. હમણાં હમણાં કેટલીક આગબોટોને બે પંખા લગાડવામાં આવે છે અને તેથી આ છેડાની રચનામાં વળી વધારે ફેર કરવો પડયો છે. આ બે છેડા જુદા જુદા તૈયાર કરીને પછી તેમને કીલની સાથે જોડવામાં આવે છે તેમજ છેડા તૈયાર કરતાં પહેલાં તેમનાં લાકડાના નમૂના તૈયાર કરવામાં આવે છે. આ નમૂના પર જુદે જુદે અંતરે લીટીઓ દોરવામાં આવે છે અને પાછળથી છેડા તૈયાર કરતી વખતે જો કંઈ ભૂલ રહી ગઇ હોય તો તે દુરસ્ત કરવામાં આવે છે.

શેફ્ટિંગ, સુકાન અને પંખો બેસાડીને જહાજને તરતું મૂકવું. ઘરની રચનામાં જે પ્રમાણે જુદા જુદા જુદા દાદર અને ઓરડીઓ હોય છે તેજ પ્રમાણે આગબોટમાં પણ હોય છે. ઉપર જે લોખંડનું ખોખું તૈયાર કરવાની વાત કરી તે ખોખામાં પણ અમુક અંતરે આડાં કાણાં પહેલેથીજ પાડી મૂકવામાં આવે છે તેથી એક વખત કામ શરૂ થયું કે તરતજ જોડવાનું કામ ઘણુંજ સપાટામાં થઈ શકે છે.

ઉપર કહ્યા પ્રમાણે તળિયું ખોખું અને બાજુઓ તૈયાર થયા પછી મુખ્ય શેફ્ટિંગ બેસાડવામાં આવે છે. ત્યાર પછી સુકાન અને પંખો જોડવામાં આવે છે. બીજાં યંત્રો પહેલાંજ બેસાડવામાં આવે એવું કાંઇ નથી. મુખ્ય એન્જીન અને બોઇલર જડતાં પહેલાં આટલું તૈયાર થયેલું ખોખું પાણીમાં તરતું મૂકવામાં આવે છે. પાણીમાં તરતું મુકતાં પહેલાં બધી ઢોળાવવાળી જગ્યાને ચરબી વગેરે લીસા પદાર્થો ચોપડવામાં આવે છે આથી પહેલાંજ જગ્યા લીસી હોય છે તે વધારે લીસી બનીને આગબોટ સ્હેજ પાણીમાં જઇ શકે છે. પાણીના જોરથી ચાલનારા યંત્રની મદદ વડે ગતિ આપીને આગબોટને આગળ ધકેલવામાં આવે છે. પહેલા ગતિ ઘણીજ થોડી હોય છે. તે એટલે કે તે સુધી જણાતી પણ નથી. આટલી ધીરે ધીરે આગબોટ શરૂઆતમાં આગળ જાય છે. તો પણ લીસા કરેલા ભાગ પર જેમ જેમ તે આગળ વધે છે તેમ તેમ તેને વધારે તે વધારે ગતિ મળે છે. આગબોટનું વજન ઘણુંજ ભારે હોવાથી ગુરૂત્વાકર્ષણના ન્યાય પ્રમાણે આગબોટની ગતિ એકદમ વધીને તે પાણીમાં જઇ પડે છે. આ કામને માટે તેઓ ભરતીનો વખત પસંદ કરે છે કારણ તે વખતે પાણી ઘણું આઘે સુધી હોતું નથી.

એન્જીન અને બોઇલર ત્યાર પછી બેસાડવામાં આવે છે. એક વખત આગબોટ પાણીમાં તરવા લાગી એટલે તેને સાંકળો વડે બાંધીને બીજી આગબોટો તેને ખેંચે છે. અને નકકી કરેલી જગ્યાએ તેને લાવી મૂકવામાં આવે છે. ત્યાં સ્થિર થયા પછી તેની ઉપર એન્જીન અને બોઇલર બેસાડવામાં આવે છે.

એન્જીન અને બોઇલર અંદર બેસાડયા પછી બાકી રહેલા કામની શરૂઆત થાય છે. આ કામ તે સુથાર કામ, દિવા બત્તીઓ, બીજો સામાન ઓફિસ રહેવા માટે ઓરડીઓ વગેરે તૈયાર કરવાનું છે.

આ કામને જોઈતો સામાન પહેલેથીજ લાવી મૂકવામાં આવે છે. ખીલા, બોલ્ટ વગેરે એકજ માપના હોય છે. કબાટ, ટેબલ, ખુરશી, દિવા, નકશા ટાંગવાના બ્રેકેટ વગેરે પણ એકજ માપના હોય છે. જે જગ્યાએ આ બધી વસ્તુઓ જડવાની હોય છે તે જગ્યા અને સામાનના માપમાં એક ઇંચનો પણ તફાવત પડતો નથી. (લેખક દિવાકર યશવંત ફાટક.)

**આગબોટ લાગવી**:—દરીયામાં આગબોટ ચાલવા માટે એટલે કેટલાક લોકોને કમતાકાતી મોળ આવવી, ઉલટી, થવી અને ચક્કર આવવા વગેરે લક્ષણો મુખ્યત્વેકરી જણાય છે. આગબોટની એક બાજુ નીચે દરીયામાં એક વખત આથડાઇ ફરી તેજ બાજુ ઉપર આવે, એવી સતત હિલચાલને લીધે, માથામાં કાઇ થઈ ચકકર આવે ને પેટમાં ગડબડ થઈ મ્હોડાંને મોળ આવી ઉલટી થવાની ધાસ્તી લાગે છે. શરૂઆતમાં ઉલટીમાં ફકત ખાધેલું પડે છે ને પછી પિત્તમિશ્રિત પાણી પડવા માડે છે. જોસથી થતી ઉલટીને લીધે, થોડું લોહી પણ ઉલટીમાં પડે છે. જે પ્રમાણમાં આગબોટનું ઉપરનીચે થતી ગતિનું જોર હોય તે પ્રમાણમાં ઉલટી ઓછી વત્તી થાય બલ્કે કેટલીક વખતે ઉલટી તેની મેળે બંધ થઈ દરદીને થોડોક આરામ મળે છે ને થોડી ઉંઘ પણ આવે છે. ઉલટી શરૂ થઇ એટલે બધા શરીરને સુસ્તી આવે છે ને તેથી આખું શરીર ધોળું સફેદ ને ઠંડા પરસેવાથી ભીંજેલું, નાડી ધીમી, ને શરીર અને મનને બહુજ ગ્લાનિ આવવી એવા લક્ષણો માલમ પડે છે. જો કાંઇ બીજા રોગથી પ્રથમજ શરીર નબળું ન થયું હોય તો આવી માંદગીથી કોઇપણ ઉતારૂ ઘણું કરી મરણ પામતો નથી.

કારણો:—આવા લક્ષણો કેમ થતાં હશે એનાં કારણો ઘણાં છે. પોતાનું શરીર સમતોલ રાખી શકાય તેટલા માટે આસપાસના પદાર્થોપર આધાર રાખવાની ટેવ જન્મથીજ પડેલી હોય છે ને આવી ટેવને લીધે

આગબોટ હાલતી વખતે કશું આપણને ફાવતું નથી. ને દરેક ઘડીએ આપણું સમતોલ પણું જશે એવી આપણને બીક લાગે છે. બીકને લીધે મગજ અને મજ્જાના સ્થાનપર એક સરખા ભયના આઘાત થવાથી શરીર સ્થિર રાખવાનું કાર્ય સ્વાભાવિકરીતે ઓછું થાય છે. લોહીના ફરવામાં એકદમ ફેરફારથવાને લીધે રકતવાહિની માંના લોહીના દબાણમાં ફેરફાર થાય ને પરિણામે ઉલટી મોળ એવાં ચિન્હો જણાય છે આગબોટથી થતી બેચેનીને લીધે પેટ વગેરે ઈંદ્રિયો હાલે તેમજ હંમેશ માફક અંખોનો ઉપયોગ શરીર સ્વાસ્થ્ય માટે અસમર્થ બને છે. અંધારૂં હોય કે ઉતારૂ આંધળો હોય તો પણ તેને આ દરદ થાય છે. એ પરથી જણાશે કે દૃષ્ટિની શરીર તોલન કરવા સારૂ થતી મદદ એટલી બધી મોટી નથી. દરદીને જો પ્રથમથીજ મનમાં બીક ભરાઈ હોય તો આગબોટ ચાલુ થતાંજ તેને ઉલટી થાય છે. આગબોટ સુંવાળા રૂમાં પડી હોય તેમ એકવાર છેક તળીએ તો કોઇ વાર ખુબ ઉંચે એવું શરીર તથા મનને લાગવાથી અને આગબોટમાંની જુદીજુદી ગંદી વાસ,ને ગંદકી ને લીધે માણસનું માથું ફરી જાય છે ને ઉલટી થવા માંડે છે.

રોગ ચિકિત્સા:— ઘણા લોકો આગબોટથી એવી માંદગી ન આવે માટે અમુક ઉપાયો ને ઔષધિ સારાં છે એમ કહે છે પણ તે ખરૂં નથી જ્યાંસુધી આગબોટ દરિયામાં ઉંચી નીચી ન થાય એવી યુક્તિ શોધાઈ નથી ત્યાંસુધી થોડી ઘણી ઉલટી થવી એ કુદરતના નિયમ પ્રમાણે અનિવાર્ય છે. લટકતા કોચ, ને ખુરશીઓ આરામ માટે ટાંગેલાં હોય છે પણ તેથી કશો ફાયદો થતો નથી. વહાણ મોટું હોઇ તેની હેઠળ જો મોટું વજન રાખ્યું હોય તો આગબોટ ઓછી હાલે છે. પણ તદન ઉલટી થાય નહિ એમતો નહિજ. આ રોગની દવાઓ જોઇએ તેટલી અસરકારક નથી. જો કદાચ એકાદ દવાથી એકાદ દરદીને બંધ થઈ તો તેજ દવાથી બીજાને પણ તેમ થશે એવું કાંઈ નથી. વખતે પણ તેમ થશે એવું કાંઇ નથી પિત્તશામક દવાઓ ( પોટૅશીઅમ બ્રોમાઇડ, કલોરલ હૈડ્રેટ, બ્રોમુરાલ ) એ ઘણાઓને ગુણકારી લાગે છે. કેટલાક ડૉકટરો એનાથી ઉલટું કહે છે કે આગબોટમાં બેસતાં પહેલાં ઓછામાંઓછી બે કલાક પૂર્વે સ્ટ્રાંગ કૉફી (કડક કૉફી) એક ન્હાનો પ્યાલો ભરી પીવી એથી કદાચ જો ઉલટી થાય તો તે એટલી બધી જોસબંધ હોતી નથી ને કેટલીકવાર તદન બંધજ થાય છે. આગબોટ ચાલવામાંડે તે ઘડી કે ચાલવા માંડે તે પહેલાં, આંખો બંધ કરી, ડોક નીચે તકીઓ ન રાખતાં તેમને તેમજ પડી કે સુઇ રહેવું આવી રીતે ટાઢ કે વરસાદ ન હોય ત્યારે ઓરડીમાં સુઇ રહેવા કરતાં બહાર ડેક પર પડી રહેવું ઘણું સારૂં. આનાથી આગબોટથી થતી માંદગી અટકે છે. ડેકપર સુતી વખતે પગ સારી રીતે ગોદડામાં ઢાંકી દેવા પણ કેટલાકને ઓરડીમાંજ પગતળે ઉન્હા પાણીના શીશાથી ( હૉટવાટર બૅગ ) ઠીક લાગે છે. કેમકે તેથી સહેજ ઉંઘ આવે છે ને ઉલટી કે ચકકરની તે વખતે તો બીક રહેતી નથી આમ છતાં જો ઉલટી થાય તો, તે ખુબ જોસથી થયા પછી બેચેની ન થાય એટલા માટે તે વખતેજ અરારૂટની પાતળી કાંજી કે તેના જેવાજ બીજા હલકા પદાર્થો થોડા પ્રમાણમાં ખાવા આપવા. સોડાવાટર; લેમોનેડ, વગેરે ઠંડાને ઉભરાતાં પેય પીવાથી કે બરફ, કલોરોફૉર્મ અફીણ હાયડ્રોસાયનિક એસીડ લેવાથી ઉલટી બંધ થાય છે પણ છેલ્લી જણાવેલી દવાઓ ઝેરી હોવાને લીધેતે ડાકટર પાસેથી લેવી આલ્કોહાલ (દારૂ) લેવાની જરાએ જરૂર નથી કારણ તેથી ઉલટી વધી ચકકર આવે છે. કેટલાક દરદીના પીઠના મણકા ઉપર બરફની લાંબી કોથળી મૂકવાથી તેમને આરામ થાય છે આમિલનાયટ્રેટને કોકેન એ દવાઓ કેટલીક વખતે ગુણ કારી નીવડે છે તો કેટલીક વખતે તેનો કશો ફાયદો થતો નથી.

**આગમ:**—જૈનસાહિત્ય જુઓ.

**આગમોદય સમિતિ:**—જૈન આગમ ગ્રંથો સિદ્ધાંતોને શુદ્ધકરી છપાવવા માટે જૈનાચાર્ય આગમદાતા શ્રી આણંદસાગર સૂરિજીએ વિ. સ. ૧૯૭૨ માંઅમદાવાદ પાસે આવેલે જૈનોનાં ભોયતી તીર્થમાં આગમોદય સમિતિ નામની સંસ્થા સ્થાપી હતી. આ સંસ્થાએ આચાર્ય શ્રી તથા બીજા જૈન વિદ્વાન સાધુઓની મદદથી આગમો છપાવ્યાં, અને આણંદ સાગરજીએ આગમ-વાંચના આપી હતી—એટલે આચાર્ય શ્રીસૂત્ર વાંચે અર્થ કરે બધા સાંભળે લગભગ ૧૯૭૮ સુધી આ કામચાલ્યું હતું આ સંસ્થાએ નીચેના આગમો અને ઉપાંગો તદન ઓછી કિમંત જૈન સમાજને અને ઈતર વિદ્વાનોને પુરાં પાડયાં છે.

અગીઆર અંગસટીક અને ચંદ્ર પન્નતિ સિવાયના અગીઅર ઉપાંગસટીક દશ પયન્ના છાયાયુકત ચાર મૂલસુત્ર, તથા નંદિ આદિ સાત સૂત્રોની અકારાદિ અનુ ક્રમણિકા એટલે છ છેદ સૂત્રો અને ચંદ્રપન્નતિને છોડીને જૈન આગમ સાહિત્ય બાહાર-પાડયું છે (દરેક આગમનાં નામ અને શ્લોક સંખ્યાદિ-માટે આગમ શબ્દ જોવો) આ શિવાય બીજા ગ્રંથોપણ છપાવ્યા છે. બીજા છપાયેલ પુસ્તકો. નીચે પ્રમાણે છે. વિચાર સારપ્રકરણ, પંચસંગ્રહ ટીકા, વિશેષાવશ્યક

સૂત્ર સટીકનું મૂલસાથે ભાષાંતર તા. ૧-૨, જીવસમાસ સટીક, સ્તુતિચતુર્વિંશતિકા, (શોભનમુનિકૃત) ભાષાંતર(સચિત્ર)ચતુર્વિંશતિકા, (બપ્પભટ્ટસૂરિકૃત) આવશ્યક સૂત્ર પૂર્વાર્ધ મલયગિરિકૃત ટીકા યુક્ત.

આમાંથી કેટલાંક સૂત્રોની દ્વિતીયાવૃત્તિ પણ આજ સંસ્થાએ છપાવી છે. આમાંથી ઘણા ગ્રંથો અત્યારે તો મળતા પણ નથી. આ સંસ્થા જૈન સમાજમાં બહુજ પ્રતિષ્ઠિત ગણાય છે. આ સંસ્થા જે ગ્રંથ બહાર પાડે તે તરત ખપી જાય છે. તેમજ જૈન સંઘ આ સંસ્થાને મદદ-આર્થિક મદદ પણ ઘણી સારી કરે છે. અને તેટલા શુદ્ધ ગ્રંથો બહાર પડે તે માટે પ્રયાસ સારો કરવામાં આવે છે.

**આગરકર**:—(૧૮૫૬-૧૮૯૫) આ મહારાષ્ટ્રીય લેખક અને સમાજ સુધારક ગોપાળ ગણેશ આગરકરનો જન્મ સને ૧૮૫૬ માં થયો. તેઓ ઘરના ઘણા ગરીબ હોવાથી પોતાના સગા વહાલાઓની મદદથી તેમણે રત્નાગિરિમાં અને વરાડમાં વિદ્યાભ્યાસ કર્યો. સને ૧૮૭૫ માં તેઓ મેટ્રિક્યુલેશન પાસ થયા અને ડેક્કન કૉલેજમાં દાખલ થયા. તેમણે આગળની પરીક્ષાઓ પાસ કરી અને સન ૧૮૭૯ માં તેમને દક્ષિણા ફેલોશિપ મળી. ૧૮૮૦ માં તેઓ એમ.એ. થયા અને ન્યુ ઇંગલિશ સ્કુલમાં જોડાયા. નિશાળમાં તેમજ કૉલેજમાં હતા ત્યારે તેમને મરાઠી લખવાનો શોખ હતો અને ડેક્કન કૉલેજ સંમેલન તરફથી એક મરાઠી નિબંધ માટે તેમને ઇનામ પણ મળ્યું હતું. તેમના વિચાર જો તેમને પ્રોત્સાહન મળ્યું હોત તો વિદ્યાપ્રસાર કરવાનો હતો. ન્યુ ઇંગલિશમાં જોડાયા તેજ સાલમાં કેસરી અને મરાઠા નામના બે પત્રો કાઢવાનું નક્કી થયું અને કેસરીનું સંપાદકત્વ આમને મળ્યું. કોઇ પણ વિષયની માર્મિક અને જુસ્સાદાર ચર્ચા કરવામાં તેઓ ઘણાજ પંકાયા હતા. કેસરીની હમણાંની સ્થિતિ માટે ઘણે અંશે આગરકરજ કારણીભૂત છે એટલુંજ નહિ પણ કેસરીના સંપાદક તરીકે તેમણે મહારાષ્ટ્રના લોકો સાથે પરિચય કર્યો અને તે કોલ્હાપુર પ્રકરણથી દૃઢ થયો. દેશી વર્તમાન પત્રોને જે મહત્વ મળ્યું તે માટે આગરકરના બુદ્ધિ-પ્રચુર અને માર્મિક લેખો ઘણે અંશે જવાબદાર છે. આવા પ્રકારની પ્રશંસા કેસરીએ આગરકરના મૃત્યુ લેખમાં કરી છે. શાળા અને કૉલેજનું કામ સંભાળીને પંદર વર્ષ સુધી બાકીના વખતમાં તેમણે વર્તમાન પત્રો તરફ ધ્યાન આપ્યું. આ ઉપરથી મરાઠી ભાષા દ્વારા પોતાના વિચારો લોકો આગળ મૂકી તેમના અભિપ્રાય કેળવવાની કોશીશ આગરકરે કરી.

તેમને દમનો વ્યાધિ પહેલેથીજ હતો. તેમણે ઘણી દવાઓ કરી પણ તેનો ફાયદો થયો નહિ. છેવટના બે વર્ષોમાં તેમને યકૃતનો વિકાર થયો. તેથી પગને સોજો આવ્યો અને તેમાંથી ૧૮૯૫ માં તેમનું મરણ નીપજ્યું.

સુધારક પત્રમાંના લેખો ઉપરાંત આગરકરના લખેલા બે પુસ્તકો છે. 'મ્હારા ડોંગરીમાંના એકસો એક દિવસ' ના પુસ્તકમાં ડોંગરી જેલમાંના અનુભવો અને વિચારો પ્રગટ કર્યા છે. "વિકાર વિલસિત" એવું તેમણે શેક્સપીઅરના હેમલેટનું પણ ભાષાન્તર કર્યું છે. આ પુસ્તકની યોગ્યતા માટે ઘણો મત ભેદ છે. 'કેસરીતીલ નિવડક નિબંધ' (કેસરીમાંના ચુંટેલા નિબંધ) એ પુસ્તકમાંના ઘણા ખરા લેખ આગરકરના લખેલા છે. સુધારકમાં પણ તેમના લેખ પ્રસિદ્ધ થયા છે. સુધારક નામનો વર્ગ આમને પોતાનો તત્વ વેત્તા સમજતા.

**આગરવાલ**:—મુંબઇ મદ્રાસ બાદ કરતાં બધા પ્રાંતોમાં આમની વસ્તી વધારે પ્રમાણમાં જણાઇ આવે છે. પંજાબ અને સંયુક્ત પ્રાંતોમાં આગરવાલ લોકોની વસ્તી વધારે છે. ૧૯૧૧ ની વસ્તી ગણત્રીમાં આમની સંખ્યા ૧૦૧૯૬૯૮ (૫૪૭૪૧૨ પુરૂષ અને ૪૭૨૨૮૬ સ્ત્રીઓ) હતી. આમાં હિન્દુ, સીખ અને બૌદ્ધ અને મુસલમાનો પણ છે. બધામાં હિન્દુની સંખ્યા (૯૩૧૭૩૩) વધારે છે. અને તે પછી જૈન આગરવાલ આવે છે.

રીત રિવાજો—દસેરાને દિવસે આ લોકો ઘોડાની અને શસ્ત્રાસ્ત્રની પૂજા કરે છે- ભાટીઆ મારવાડીઓ પ્રમાણે દિવાળીમાં ચોપડા પૂજન ન કરતાં દસેરાને દિવસેજ કરે છે. આ ઉપરથી ઘણાઓનું એવું માનવું છે કે આમના પૂર્વજો પોતાને ક્ષત્રિય કહેવડાવતા હોવા જોઇએ.

ઘણા ખરા હિન્દુ આગરવાલ વિષ્ણુના ઉપાસક છે. શિવની અને શિવશક્તિની ઉપાસના કરનારા કેટલાક છે. તોપણ તેમનામાં પશુ હત્યા અને મદ્યમાંસ ભક્ષણ નથીજ એમ કહીએ તો ચાલે. જૈન આગરવાલો સંબંધમાં તો આ બાબતનો વિચાર કરવાનોજ નહોય. કારણ તેઓ પૂર્ણ અહિંસાવૃત્તિ પાળનારાજ હોય એટલે આ સમાન રીત રિવાજોને લીધે જૈન અને શૈવ-વૈષ્ણવ આગરવાલોમાં માંહોમાંહે લગ્ન થઇ શકે છે. જ્યારે પતિ અને પત્ની એકજ ધર્મના નથી હોતા ત્યારે ઘણું કરીને પત્ની પતિનોજ ધર્મ વિધિપૂર્વક સ્વીકારે છે. અને પીઅર જાય છે ત્યારે જુદું રાંધી ખાય છે. આમની જાતિ દેવતા લક્ષ્મી છે. અને તેઓ પીપળાના ઝાડને માને છે. સ્ત્રીએ

નાગની પૂજા કરે છે. બીજા હિન્દુઓની માફક આ લોકો શ્રાદ્ધ વગેરે પણ કરે છે.

**આસામમાંના આગરવાલ**—આસામ પ્રાંતમાં આ લોકોની વસ્તી ૫૩૬૦ (સન ૧૯૧૧) છે. ઉત્તર હિન્દુસ્થાનમાં આ જાતના લોકો પૈસાદાર વેપારી છે. અને મનુએ જે વૈશ્ય વર્ણ વર્ણવ્યો છે તેમાંથીજ પોતે ઉતરી આવ્યા છે એમ તેઓ કહે છે. ('કયા' એ વ્યાપક શબ્દથી આ જાતના લોકો દર્શાવવામાં આવે છે.

**પુના જીલ્લામાંના આગરવાલ**—આ લોકોની વસ્તી પુના જીલ્લામાંના હવેલી, માવળ, શીરૂર, પુરંદર અને પુના તળમાં છે. તે પોતાની જાતિને આગરસેન નામના ઋષિના વંશજ કહેવડાવે છે. આ ઋષિના સત્તર છોકરાના શેષની સત્તર છોકરીઓ સાથે લગ્ન થયા. એમનામાં સત્તર ગોત્ર છે. એમાંના બાસલ એરણ કાસલ ગાર્ગ ગોયેલ મંગળ અને મિતલ એ મુખ્ય છે. આમનામાં સગોત્ર વિવાહ થતા નથી. મૂળ તેઓ આગ્રાથી આવ્યા કેટલાક દિવસ મારવાડમાં રહ્યા અને આશરે દોડસો વર્ષ પહેલાં પુનામાં આવ્યા આમનામાં ખરા આગરવાલ દશા અને વિશા આગરવાલ અને મરાઠા અગરવાલ એવા પેટા ભેદ છે. મરાઠા આગરવાલ એ ખરા આગરવાલની અનૌરસ સંતતિ છે. ખરા આગરવાલ અને દશા અને વિશા આગરવાલ એમની અંદર રોટી બેટી વ્યવહાર થતો નથી. પરંતુ તેમના ધાર્મિક આચાર અને રીતરિવાજોમાં ઝાઝો ફરક નથી. એમનામાં ગણપતલાલ ગિરધારીલાલ કનૈયાલાલ, નારાયણદાસ, વિઠલદાસ એવાં પુરૂષોનાં નામો હોય છે. અને ભાગીરથી, ગંગા, જમના, લક્ષ્મી રાઈ, વગેરે સ્ત્રીઓના નામો છે. તેઓ મધ્યમ બાંધાના હોય છે. અને મારવાડીઓ જેવા દેખાય છે. તેમની સ્ત્રીઓ દેખાવડી હોય છે. ઘરમાં તે મારવાડી ભાષા બોલે છે. પણ ઘણા ખરા તો હિન્દુસ્થાની અને ગુજરાતી બન્નેમાંથી બનેલી ભાષા બોલે છે. તેઓ શાકાહારી હોય છે. અને ડુંગળી લસણ ગાજર અને મસુર ખાતા નથી. આ લોકો દક્ષણી બ્રાહ્મણ જેવો પહેરવેશ કરે છે. અને જનોઇ અથવા તુલસીની માળા ગળામાં પહેરે છે. તેઓ ચોટલી રખાવે છે અને ઘણા તો દાઢી પણ રાખે છે. સ્ત્રીઓ ચોળી અને પગમાં જોડા પહેરે છે. અને પગથી તે માથા સુધી ધોળું વસ્ત્ર પહેરે છે. આ લોકો માથામાં, કાનમાં, નાકમાં, ગળામાં વગેરે ઠેકાણે ઘરેણાં પહેરે છે. પુરૂષો હાથની આંગળીઓ પર વીંટી વગર બીજા કોઇ પણ દાગીના પહેરતા નથી. ખાવામાં મુખ્યત્વે ચોખા દાળ શાક ભાજી ઘઉ માખણ વગેરે પદાર્થોનો ઉપયોગ કરે છે. આ લોકો મહેનતુ ગરીબ અને કંજુસ હોય છે. વળી તેઓ ઉદ્યમી વેપારી અનાજ અને કાપડના દુકાનદાર કંદોઈ અને ખેડુત અને જમીનદાર તરીકે પણ સારા ગણાય છે. આ લોકો ધાર્મિક વૃત્તિના હોય છે અને મુખ્યત્વે બાલાજીની ઉપાસના કરે છે. મારવાડી બ્રાહ્મણ તેમના પુરોહિત છે. અને તે ન હોય ત્યારે આ કામ દેશસ્થ બ્રાહ્મણો કરે છે. આ લોકો પંઢરપુર મથુરા નાશિક કાશી વૃંદાવન અને રામેશ્વર વગેરે સ્થળોએ યાત્રા માટે જાય છે. તેઓ અગીયારસ મહાશિવરાત્રી રામ નવમી ગોકળ આઠમ વગેરે દિવસે ઉપવાસ કરે છે. અને હોળી દશેરા દિવાળી વગેરે તહેવારો ઉજવે છે. રામાનંદ કે વલ્લભાચાર્ય પંથના લોકોને તેઓ ગુરૂ કરે છે. અને તેમને ઘણું માન આપે છે. છોકરૂ જન્મે ત્યારથી પાંચમે દિવસે તે સટવાઇની પૂજા કરે છે. એક મહિનાનું છોકરૂ થાય ત્યારે તેનું નામ પાડવામાં આવે છે. છોકરો આઠ નવ વર્ષનો થાય ત્યારે તેને ગુરૂને ત્યાં લઇ જવામાં આવે છે અને ગુરૂ તેના ગળામાં તુલસીની માળા બાંધે છે અને કાનમાં મંત્રનો નામોચ્ચાર કરે છે. છોકરીને દસથી તે બારમે વર્ષે અને છોકરાને પંદરથી તે વીસમે વર્ષે પરણાવવામાં આવે છે. આ ન્યાતમાં વિધવા વિવાહ નથી. તેઓ મડદાંને બાળે છે.

(સંદર્ભ ગ્રંથ રિસ્લે-ટ્રાઇબ્સ ઍન્ડ કાસ્ટસ ઑફ બેંગાલ ક્રૂક—ટ્રાઇબ્સ એન્ડ કાસ્ટસ ઑફ નાર્થ વેસ્ટર્ન પ્રોવિન્સિઝ ઍન્ડ આઉધ. ગ્રોસેલ મથુરા. એ.રી. એ. (બનીઆ) બોમ્બે ગે. વૉ. ૧૮ ભાગ ૧ સેન્સસ ઑફ ઇન્ડિયા ૧૯૧૧.)

**આગરી:**—આમને આગળે કુણબી એમ કહે છે. આ લોકો હજુ મરાઠા જાતીમાં ભળ્યા નથી. આ લોક થાણા જીલ્લા, કોલાબા જીલ્લા અને જંજીર સંસ્થાનમાં જણાય છે. આમની વસ્તી ૧૯૧૧ ની સાલમાં ૨૩૩૫૫૩ હતી. તેમાંના થાણા જીલ્લામાં ૯૬૫૪૮ અને કોલાબા જીલ્લામાં ૧૧૬૭૧૧ એ પ્રમાણે હતા. ૧૯૧૧ ની વસ્તી ગણત્રી વખતે ૯૨૫૪૫ પુરૂષ અને ૪૭૦૦૦ સ્ત્રીઓ એ પ્રમાણે એમની સંખ્યા ગણવામાં આવી હતી. એમાં એમ જણાઈ આવ્યું કે ૪૭૮૯૪ પુરૂષો અને ૩૬૪૮૧ સ્ત્રીઓ ખેતી કરતાં હતાં. ફક્ત ૬૧ પુરૂષ ૬૨ સ્ત્રીઓ ભીખારી ગુનગાર કે અન્નાતના ધંધા કરતાં માલમ પડયા હતા. આ જાતના શુદ્ધ આગરી દાસ આગરી અને વરપ આગરી એવા ત્રણ પેટા વિભાગ છે.

**શુદ્ધ આગરી:**—આ જાતના મીઠ આગરી જસ આગરી ઢોલ આગરી એવા ત્રણ વિભાગ છે. આમનો પરસ્પર રોટી બેટી વ્યવહાર ચાલે છે. આ

લોકો ઠીંગણા રંગે કાળા અને મહેનતુ હોય છે. એમના પહેરવેશમાં કમરની નીચે તેઓ એક ટુકું ધોતીયું વીંટાળે છે અને કુણબી પદ્ધતિની પાઘડી પહેરે છે. આ લોકો ઘણાજ દારૂબાજ છે. ચોખા માંસ મચ્છી વગેરે તેઓ ખાય છે. ધંધામાં મુખ્યત્વે ખેતી અને મીઠું તૈયાર કરવાના ધંધાનો સમાવેશ થઈ શકે. વ્યહવારમાં તેઓ ઓછા ખર્ચાળ અને લેવડદેવડમાં પ્રમાણિક હોય છે. આ લોકો બધી હિન્દુ દેવતાઓને માને છે પણ ચેડા અને બીજા સ્થાનિક દેવને તેઓ ખાસ પૂજે છે. દારૂબાજ હોવાથી ઘણું ખરૂં તેઓ ઘણાજ ગરીબ હોય છે.

દા સ આ ગ રીઃ—આમની ઉત્પત્તિ વિષે નીચે આપેલી દંત કથા નોંધવા લાયક છે. એક આગરી સ્ત્રીના છોકરા જીવતા ન હતા. તેથી તેણે મહાર લોકોના દેવને એવી બાધા માની કે જો મારૂં છોકરૂં જીવશે તો માથા પર ગાયનું હાડકું મૂકી અને કાનમાં ઉનનું ફુલ પહેરી હું મહારોની વસ્તીમાં પ્રવેશ કરીશ. આ બાધા પછી તેનું છોકરૂં જીવ્યું અને તેણે માનેલી બાધા પૂરી કરી. દાસ આગરી આ સ્ત્રીનાજ વંશજ છે. શુદ્ધ આગરી લોકો સાથે આમનો રોટી બેટી વ્યવહાર નથી.

વ ર પ આ ગ રી—આ લોકો એક વખતે ખ્રિસ્તી હતા એવું બતાવનારા પૂરાવા મોજુદ છે. કારણ આ લોકોમાં ગોમઝ, સોઝ, ફરનમ વગેરે અટકો મળી આવે છે. રામચંદ્રબાબા જોશી ભાઈ મુકુન્દ જોશી અને વિઠ્ઠલ હરિ નાઈક વૈદ્ય આ ત્રણે માધ્યંદિન બ્રાહ્મણોની મદદ વડે તેમનું શુદ્ધીકરણકરીને તેમને જાતમાં લીધા (ઈ. સ.૧૮૨૦—૨૮). આ ઉપરથી તેમને નવા મરાઠા એવું કહે છે. શુદ્ધ આગરી અને દાસ આગરી આ લોકોને હલકા માને છે. આ લોકોનો ધર્મ અને આચાર વિચાર બીજા આગરીઓ પ્રમાણેજ હોય છે.

આગરી લોકોમાં દેખાતી હલકા દેવોની ઉપાસનાની ટેવ અને દારૂ બાજી જોઈ આર્ય અને અનાર્ય એમની બાબતમાં ભૂલ ભરેલી કલ્પનાઓવાળા હતા વસ્તી ગણત્રી કાર આ લોકોને અનાર્ય કહે છે. મેકિન ટોશ અને વિલસન એમને કોળી માને છે. (ટ્રાન્સે. બોમ્બે. જીઓ. સોસાઈટી ૧.૧૯૪).

આ ગ રી જા ત નો ઈ તિ હા સ—આગરી લોકો પોતાનો ઈતિહાસ આ પ્રમાણે કહે છે. આશરે ૬૦૦ વર્ષ પહેલાં અલીબાગ તાલુકામાં ત્રણ નાનાં નાનાં રાજ્યો હતાં એક ચૌલમાં બીજું આવાસ સાસવણમાં અને ત્રીજું સાગર ગઢમાં. ચૌલ અને આવાસ તે હિન્દુ રાજ્યો હતાં. પણ સાગરગઢપર દિલ્હીના બાદશાહ તરફથી મુસલમાન સરદાર હકુમત ચલાવતો. અને બાકીના બન્ને હિન્દુરાજ્યો પાસેથી ખંડણી વસુલ કરીને દિલ્હી મોકલતો. આગળ ઉપર સાગર ગઢનો મુસલમાન સરદાર બળવાન બન્યો અને તેણે દિલ્હી ખંડણી મોકલવાનું બંધ કર્યું અને બાદશાહના ફરમાનને તે અમાન્ય કરવા લાગ્યો. તેથી દિલ્હીના બાદશાહે તેને હરાવવામાટે એક સરદાર મોકલ્યો પણ તે સરદાર હારીને પાછો દિલ્હી આવ્યો. ત્યાર પછી બાદશાહે બીજો સરદાર મોકલાવું નક્કી કર્યું. અને મુંઝી પૈઠણના ખંડીઆ રાજા બિમ્બને કાગળ લખીને દિલ્હીથી મોકલેલા સરદારને મદદ કરવામાટે વિનંતી કરી. રાજા બિંબે દિલ્હી સરકારનું ફરમાન માન્ય કર્યું અને પોતાનું બધુ લશ્કર લઈ નકકી કર્યાપ્રમાણે દિલ્હીથી આવનાર મુસલમાન સરદારને થાણા આગળ તે મળ્યો. મુસલમાન સરદારે પશ્ચિમ દિશા તરફથી ગઢ પર ચઢાઈ કરવી અને લઢાઈની શરૂઆત થાય, ત્યારે રાજાએ પોતાનું લશ્કર લઈ પૂર્વ બાજુથી હલ્લો કરવો એમ નકકી કરવામાં આવ્યું. આ પ્રમાણે બંનેએ કુચ કરી પશ્ચિમને બાજુએ લઢાઈનો પ્રારંભ થતાજ રાજા બિમ્બે પોતાના બધા લશ્કર સાથે ગઢ પર છાપો મારી અને ગઢની અંદરના સરદારને હરાવી તેને પકડી દિલ્હીથી આવેલા સરદાર સાથે તેને બાદશાહ પાસે મોકલી દીધો અને પોતેજ ગઢ પર રહીને રાજ્ય કરવા લાગ્યો—થોડા દિવસ પછી તેણે ચૌલ અને આવાસ સાસવણ એ બે રાજ્યો જીત્યાં. આજુ બાજુ કોઈ પણ શત્રુ ન હોવાથી રાજાએ પાછા જવાનો વિચાર માંડી વાળ્યો અને ત્યાંજ કાયમનું રાજ્ય સ્થાપ્યું તેના લષ્કરને પણ આ વિચાર ઘણાજ ગમ્યો. શાન્તિને વખતે આટલા મોટા સૈન્યની જરૂર ન હોવાથી રાજાએ જોઈતા લોકો રાખી બાકીઓને મીઠાના અગર બાંધી આપ્યા અને તેમને જે ઠેકાણે યોગ્ય લાગે ત્યાં એક વસાહત સ્થાપવાની રજા આપી. મીઠાના આગરમાંથી સારી કમાણી થવાથી મુંગી પૈઠણ પાછા જવા કરતાં ત્યાંજ રહેવું તેમને વધારે ગમ્યું રાજા બિમ્બ પછી તેના વંશજો પણ અહિં ઘણા વર્ષો સુધી રાજ્ય કરતા હતા. આ ઈતિહાસમાં બિમ્બ રાજા દિલ્હીના બાદશાહની વિનંતી થી અહિં મદદ માટે આવ્યો એ વિધાન સંશયાસ્પદ લાગે છે.

આગળ ધીમે ધીમે મીઠાના અગર અને વસાહતો બધતી ગઈ અને આગરી લોકોની વસ્તી કોલાબા જીલ્લામાંના અલીબાગ, પેણ, પનવેલ, કરજત, રોહે અને માનગામ તાલુકામાં થતી ગઈ—અને જંજીરા

અને થાણા જીલ્લાના થોડા ભાગમાં ફેલાઈ. જે જમીનમાં ખારાશ છે અથવા તો ખારાશવાળી જમીનની આસપાસ આગરી લોકોની વસ્તી માલમ પડે આનું કારણ એ છે કે મીઠું પકવવાનો ધંધો કમાણીવાળો હોવાથી રાજા બિંબે મીઠાના અગરો તે લોકોને બાંધી આપી તેમનેજ મીઠું પકવવાનો હક આપ્યો હશે અને તેથી બીજા લોકોનો તે ધંધામાં પ્રવેશ થઇ શકયો નહિં હોય. આ પ્રમાણે આ ધંધો આગરી જાતમાં પેઢીઓથી ચાલતો આવે છે. નવા આવેલા લોકોનો ધંધો મીઠું પકવવાનો હોવાથી અને તેમની જાતનું નામ મૂળના લોકોને ખબર ન હોવાથી મૂળના લોકોએ નવા આવેલા લોકોને આગરી એમ કહેવા માંડયું. ઘણી જાતોના નામ તેમના ધંધા પરથી પડયા છે. આ તત્વને અનુસરીને મીઠું પકવનારા લોકોને આગરી એમ કહેવામાં આવ્યું હોય તો નવાઈ નથી.

**આંગરેઃ**—મરાઠે શાહીમાં નૌકાનયની અંદર જે મરાઠા સરદારો નામાંકિત થયા તેમનામાં કુલાબાના આંગરેનું નામ પ્રખ્યાત છે. જે સમુદ્ર તીરપરના પ્રદેશોમા આંગ્રેએ પોતાનું નામ ગજાવ્યું તેને પહેલાં અષ્ટાગર એટલે આઠ ગામનો સમુદાય એમ કહેવામાં આવતુ. હમણાં આ ગામોનો સમાવેશ અલિબાગ તાલુકામાં થાય છે. આ ગામમાં પહેલાં ચોલ ગામ ઘણુંજ પ્રસિદ્ધ હતું. આગળ શિવાજીને આ પ્રાંતની ઉપયુક્તતા વધારે ભાસી. તેણે આંહ્ આ કિલ્લા બાંધી પોતાનો મુકામ કર્યો. અલીબાગમાં તેણે ૧૬૮૦ માં એક મજબુત કિલ્લો બાંધ્યો તેજ કોલાબા. પરંતુ શિવાજી થોડું જીવ્યો તેથી તેના હાથથી આ પ્રાંતના બંદોબસ્ત જોઇએ તે પ્રકારે થઈ શકયો નહિ.

**મૂળ પુરૂષઃ**—આંગરેનો પહેલો પ્રસિદ્ધ પુરૂષ તુકોજી સંકપાળ હતો. અને શહાજી ભોસલેને આગલા વિરૂદ્ધ કોંકણમાં લઢાઇ કરવામાં મદદ કરી પોતાના છોકરા કાન્હોજી સાથે શરૂઆતમાં શિવાજીના આરમારમા નોકર હતા. બન્ને જણાં પોતાના કામમાં પ્રવીણ હતા. તેમનું વર્તન ચોખ્ખું હતું તેઓ શિવાજીના વખતમાં પ્રસિદ્ધી પામ્યા. સંભાજીની કારકીર્દીમાં કુલાબા પર ભિવજી ગુજર નામનો સરદાર હતો અને કાનોજી આંગરે સંકપાળ એ દર્યાપરના ફરતાં આરમાર પર મુખ્ય હતો. કાનોજી સંકપાળ આંગરવાડી નામના ગામનો રહેવાસી હોવાથી તેને અને તેના વંશજોને આંગરે એવું ઉપનામ મળ્યું.

કાન્હોજી આંગરેનો પહેલો પ્રસિદ્ધ પુરૂષ તુકોજી ઈ. સ. ૧૬૯૦ માં મરણ પામ્યો તેના પછી તેના છોકરા કાનોજીએ તેનું કામ હાથમાં લીધું. કાનોજી આંગરે કુટુંબનો સંપાદક હતો. સ. ૧૬૯૭-૯૮ ને આશરે તે મરાઠાના આરમારનો અધિપતિ બન્યો. કુલાબા, ખાદેરી, સાગરગડ, સુવર્ણદુર્ગ અને વિજયદુર્ગ આ ઠેકાણે તેના મજબુત સ્થાન હતા. ૧૬૯૯ ની સાલમાં તેણે પોર્તુગીઝ અને શિદ્દી એમના સંયુક્ત આરમાર સાથે લઢીને સાગરગડ કિલ્લો લીધો. અને કુલાબા, ખાદેરી સાગરગઢ આ ઠેકાણેનું અને રાજકોટ અને ચૌલનું પણ વસૂલ પોતાને મળવું જોઇએ એવી સંધી કરી. શાહુ અને તારાબાઇ એમની વચ્ચે ટંટો શરૂ થયો. ત્યારે કાનોજીએ તારાબાઇનો પક્ષ લઈ મુંબઇથી સાવંતવાડી સુધીનો સમુદ્ર કિનારો રાજમાચી કિલ્લો અને કલ્યાણ ભિંવડી પરગણું એટલાનું અધિકાર પત્ર મેળવ્યું. આગળ ૧૭૧૩ ની સાલમાં બાલાજી વિશ્વનાથની મારફત તેણે શાહુ સાથે સંધી કરી અને ખાદેરીથી દેવગડ સુધીના પ્રાંતનું અને દસ કોકણી કિલ્લાનું અધિકાર પત્ર આરમારના મુખ્ય સેનાપતિની જગ્યા અને સરખેળ એ પદવી શાહુ પાસેથી મેળવી. કાનોજીએ મુસલમાન અંગ્રેજ અને ફિરંગી આ ત્રણેની સાથે લઢીને મરાઠાઓના જંજીર અને પ્રાંત એનું રક્ષણ કર્યું. કાનોજી ઇ. સ. ૧૭૨૯ ની સાલમાં મરણ પામ્યો. વિવાહિત સ્ત્રીથી બે અને ઉપસ્ત્રીથી ચાર એમ એને છ છોકરા હતા.

**સંભોજીઃ**—કાનોજીના મરણ પછી તેનો ઐારસ મોટો પુત્ર સેખોજી સરખેલીનો કારભાર તપાસવા લાગ્યો. તેનો સ્વભાવ મળતાવડો હતા અને કોઇની સાથે પણ ટંટો ફરિયાદ થયો ન હતા. પરંતુ તે વધારે દિવસ જીવ્યો નહિ. ઈ. સ. ૧૭૩૩ મા ત મરણ પામ્યો.

**સંભાજીઃ**—સેખોજી પછી કાનોજીના નાનો ઐારસ પુત્ર સંભાજી અને દાસીપુત્ર માનાજી એમના વચ્ચે પૈસાની વહેંચણીની બાબતમા ઝગડા શરૂ થયા. આંગરેના કુટુંબમાં બે તડ પાડીને, તેમ[illegible] સત્તા ઓછી કરવાના ઇરાદાથી બાજીરાવે માનાજી[illegible] વજારતમાબ એવો ઇલકાબ આપીને કુલાબા [illegible] રાખ્યો અને સંભાજીને સરખેતીનું પદ [illegible] સુવર્ણ દુર્ગ અને તેની દક્ષિણ તરફનો પ્રદેશ [illegible] આપ્યો. બાજીરાવનું આ કૃત્ય સંભાજી[illegible] ગમ્યુ નહિ. શાહુ મારફતે આ વ્યવસ્થા ફેરવવા [illegible] ખટપટ કરી. પણ તેમાં તે ફાવ્યો ન[illegible] સંભાજી અને માનાજી એમની વચ્ચ[illegible] બનાવ થયો.

**તુળાજીઃ**—માનાજીના સગો [illegible]

સંભાજી પાસે રહીને કારભાર ચલાવતો હતો. ઈ. સ. ૧૭૪૧ માં સંભાજી મરણ પામ્યો. ત્યારે તુળાજીએ સંભાજીની જગા પચાવી, પહેલાનો ટંટો ચાલુ રાખ્યો. તુળાજી પેશ્વાનો કટ્ટો દુશ્મન હોવાથી, પેશ્વાએ અંગ્રેજોની મદદ લીધી. અને તુળાજીના સુવર્ણ દુર્ગ, વિજયદુર્ગ વગેરે કિલ્લાઓ કબજે કર્યા. અને તુળાજીને અને તેના બૈરાં છોકરાંઓને કેદ કરીને (ઈ. સ. ૧૭૫૬) ડાંગરી નામના કિલ્લામાં રાખ્યા.

માનાજી:—પેશવાએ માનાજીને ઈ. સ. ૧૭૩૫ ની સાલમાં કુલાબાનો અધિકાર સોંપ્યો. ત્યારથી તેણે પેશવા સાથે હળીમળીને, પોતાના ભાઈઓ સાથે ઝગડો ચાલુ રાખ્યો, તુળાજી સાથે થએલા કિલ્લા યુદ્ધમાં પણ, ઘાટપર આવીને તે પેશવાને મદદ કરતો હતો. પરંતુ પેશવાઓએ તુળાજીને હરાવ્યા પછી, અને તેને કેદમાં નાંખ્યા પછી, તેનાજ વંશમાંની મિલ્કત અને કિલ્લા માનાજીને આપીને, આંગરેની દોલત ભેગી થવા દીધી નહિં. બાણકોટ અને દાસગાંવ અંગ્રેજોને આપીને, વિજયદુર્ગનો કિલ્લો પેશવાએ પોતે લીધો. અને ત્યાં પોતાની આરમાર સત્તા સ્થાપન કરીને, આનંદરાવ [illegible] નામના માણસને સુબેદાર નીમ્યો. આ પછી [illegible] એટલે ૧૭૫૮ માં માનાજી મરણ પામ્યો.

રઘુજી:—માનાજીના મરણ પછી રઘુજી નામના તેના દાસીપુત્રને પેશવાની સહાયથી સીદી લોકો સાથે લડવું પડ્યું. તેણે ઉંદેરીબેટ સીદીઓ પાસેથી લઈને પેશવાને આપ્યો. રઘુજીએ અલીબાગમાં રહી, પોતાના મુલકની સારી વ્યવસ્થા રાખી અને [illegible] વગેરે ઠેકાણે શીશાના અગર સ્થાપી પોતાની ઉપજ વધારી. દરવરસે તે પેશવાને બે લાખ રૂપિયા ખંડણી આપતો હતો. અને અલીબાગમાં જોઈતો સરંજામ અને લશ્કર રાખીને તેણે પેશવાની નોકરી કરી. રઘુજી ૧૭૯૩ ની સાલમાં મરણ પામ્યો.

માનાજી બીજો અને બાબુરાવ:—રઘુજીના મરણ પછી, રઘુજીના નાના છોકરા માનાજીનું પાલકત્વ જયસિંહ આંગરેના હાથમાં આવ્યું. જયસિંહે આ વાત પૂના દરબારની સંમતિવગર કરી હોવાથી માનાજી અને જયસિંહ બન્ને તેમની આંખમાં આવ્યા પણ એટલામાં સવાઈ માધવરાવ મરણ પામ્યો આથી બાબુરાવને ગાદી મળી. કારભારી મંડળની સત્તા આથી ખલાસ થઈ. આ વખતના કારસ્થાનમાં માનાજીના પક્ષ પેશવાએ લીધો હોવાથી પ્રતિપક્ષી જયસિંહ શિંદેના દરબારમાં મદદ માટે પત્રવ્યવહાર ચલાવ્યો. બાબુરાવ નામનો સરદાર શિંદે તરફથી અલીબાગ આવ્યો. તેણે બન્નેપક્ષના હકદારોને કેદમાં નાંખીને પોતેજ અલીબાગ પચાવી પડ્યો. બાબુરાવ આંગરે કુંટુંબમાંનોજ પુરૂષ હતો. અને તે દૌલતરાવ શિંદેનો સાળો હતો.

૧૮૧૩ ની સાલમાં બાબુરાવ જંબગામ મુકામે મરણ પામ્યો. માનાજીએ પાછું માથું ઉચક્યું અને પેશવાને ૧૦ હજારનો મુલક અને ખાંદેરી બેટ આપીને તેણે અલીબાગ પાછો મેળવ્યો. ૧૮૧૭ માં તે મરણ પામ્યો. બન્ને પેઢીમાંના કજીઆને લીધે, ઘણુંજ નુકસાન થયું. અને ત્રીસ પાંત્રીસ લાખની તેમની ઉપજ ત્રણ લાખ પર આવી ઉભી.

રઘુજી બીજો:—માનાજી પછી તેનો અલ્પવયી છોકરો રઘુજી ગાદીપર બેઠો. બિવલકર આની વ્યવસ્થા જોતા હતા. પેશવાઈની સમાપ્તિ પછી ૧૮૨૨ ની સાલમાં, અંગ્રેજ અને આંગરે વચ્ચે સંધિ થઈ. અને અંગરેએ અંગ્રેજોની સત્તા માન્ય રાખી. ત્યારથી આંગરેની ગાદીનો વારસ ઠરાવવાનો અધિકાર અંગ્રેજોના હાથમાં આવ્યો. ૧૮૩૮ ની સાલમાં રઘુજી મરણ પામ્યો બે વરસ પછી તેનો છોકરો બીજો કાનોજી મરણ પામ્યો. આથી આંગરે કુટુંબની ઔરસ સંતતિનો અંત આવ્યો રઘુજીની સ્ત્રીએ આથી દત્તક લેવાની પરવાનગી માંગી. પરંતુ અંગ્રેજોએ તેમ કરવાની નાપાડી સંસ્થાન ખાલસા કર્યું.

પર્યાલોચન— આંગરેનું કુટુંબ દરિયાને લગતી બાબતોમાં ભારે સાહસ ખેડનારૂં હતું. નાનપણથી સમુદ્રના મોજાંઓપર રમત કરવાથી, તેમના શરીરમાં જન્મથીજ સાહસ અને મજબુતી એ બે ગુણ આવ્યા હતા. તેથી વેપારી જહાજોપર લુંટફાટ કરીને, ધનિક થવા તરફ આ ગુણોનો તેમણે ઘણો ઉપયોગ કર્યો. તે વખતની વસ્તુસ્થિતિનો વિચાર કરતાં ચાંચિઆઓનો ધંધો ઘણોજ નફાકારક હતો. ગુલામોનો વેપાર, ચાંચિયાપણું વગેરે શબ્દો સાંભળતાંજ આજે આપણને કંઇક થઇ આવે છે, અને તે વાતો પ્રત્યક્ષ કરનારા લોકો મનુષ્ય નામને યોગ્ય છે કે, નહિ, એવી શંકા ઉત્પન્ન થાય છે. પંરતુ કોઇપણ વાતનો વિચાર કરતી વખતે તે વખતની પરિસ્થિતિનો વિચાર કરવો ઘટે છે. પ્રત્યક્ષ અંગ્રેજ વેપારીઓએ પણ ચાંચિયા વિદ્યામાં અગ્રગણ્યતા મેળવી છે. ડગલાસ કહે છે કે મરાઠા ચાંચિયા દુષ્ટ તો ખરાજ, પણ અંગ્રેજ ચાંચિયાઓ તો તેથીપણ દુષ્ટ હતા. અંગ્રેજોમાં આ બાતનું જ્ઞાન વધારે હતું, અને તેમનામાં લોભ વધારે હતો.

આંગરે અને અંગ્રેજો વચ્ચે સમુદ્રપર ઘણા વરસો સુધી ઝગડો ચાલતો હતો. આ હકીકતનો

ઇતિહાસ વાંચીએ છીએ, ત્યારે એમ જણાઇ આવે છે કે આ પાશ્ચાત્ય કલામાં આપણા લોક અંગ્રેજો સાથે બરાબરી કરી શકયા એટલું જ નહિ પણ હજારો વરસો સુધી તેમણે દરિયાપર અંગ્રેજોનું જોર ચાલવા દીધું નહિ. આ વાતનું આજે આશ્ચર્ય થાય છે. સન ૧૯૨૪ થી ૧૭૫૪ સુધી, અંગ્રેજોના બે, ફ્રેંચ લોકોનું એક અને ડચ લોકોના ત્રણ મોટાં લડાયક જહાજો આંગરે લોકોએ કબજે કર્યાં. અંગ્રેજોએ નાના પ્રકારના દાવપેચ ખેલ્યા. કોઇકવાર તેમણે પોર્ટુગીઝોની મદદ લીધી. કોઇકવાર તેમણે સીદીઓ સાથે દોસ્તી કરી કોઇકવાર તદ્દન નાઇલાજ થઇ આંગરે સાથે સંધિ કરી. આ પ્રમાણે તેમને અનેક દાવપેચ રમવા પડતા હતા. ઘેરિઆ ઉર્ફે વિજયદુર્ગ કિલ્લાપર ઇંગ્રજોના જે ગોળા જઇને પડતા તે કપાસના ઉનના હતા એમ અંદરના લોકોને લાગતું. પશ્ચિમ કિનારાપર આંગરેની સાથે લઢવા માટે કંપનીએ તદ્દન જુદું જ આરમાર રાખી મુકયું હતું. તેનો ખર્ચ દરવર્ષે પાંચ લાખ રૂપિયા હતું. સસેકસ નામનું અંગ્રેજોનું જહાજ આંગરેએ જ્યારે કબજે કર્યું ત્યારે જે લઢાઇ થઈ તે ૩૮ વર્ષો સુધી ચાલી આંગરેનો ધાક એટલો બધો હતો કે અરબી સમુદ્રમાં આવનારા વહાણો કિનારાપર સહીસલામત આણવા માટે આંગરેના ભોમિયાને પાંચ હજાર રૂપિયા બક્ષીસ આપવાનો રિવાજ કંપનીએ ચાલુ રાખ્યો હતો. આંગરેના વંશમાની ઘણી સ્ત્રીઓ પણ પુરૂષો પ્રમાણેજ બહાદુર હતી જયસિંગની સ્ત્રી સકવારબાઇએ ૧૭૯૮ ની સાલમાં ખાનદેરી બેટ કબજે કર્યો. તે પાછો લેવાની કોઈનીજ હિંમત ચાલી નહી. તેનો પતિ પુનાની જેલમાં હતો. બેટ જો સ્વાધીન કરીશ તોજ તારા ધણીને છોડવામાં આવશે એવું વચન શિંદેએ તેને આપ્યું. એના શબ્દોપર વિશ્વાસ મૂકીને તેણે કિલ્લો ખાલી કરી આપ્યો. પણ શિંદેએ વચન ભંગ કરીને તેના ધણીને ઠાર માર્યો. રઘુજીની સ્ત્રી આનંદીબાઈ પણ એવીજ પરાક્રમી હતી. અનેક પ્રસંગોએ તે ઘણીજ બહાદુરીથી લઢી હતી. શિંદેના પડોશી હોવાથી અને શિંદેની સાથે લઢવું પડતું હોવાથી આંગરેમાં ક્રૂરપણું આવ્યું હતું. આંગરેની સાથે તકરાર કરીને તેમની અનિયંત્રિત જલસત્તાની આડે જે કોઇ આવતું તેને ઘણું જ દુઃખ ભોગવવું પડતું. કોથળામાં સીવીને સાગરગડ કિલ્લાની ટોચ પરથી નીચે સમુદ્રમાં નાંખી દેવાની શિક્ષા હંમેશનીજ હતી. આંગરેપાસે ઉત્તમ પ્રકારના અરબી અને ઈરાની સુંદર ઘોડા હતા. જમીનપર પણ આંગરેરે અમલ બજાવતા, શાહુછત્રપતીની વખતે આંગરેની સત્તા ઘણીજ હતી. લોહગડનો મજબુત કિલ્લો તેમનાજ તાબામાં હતો. તોપણ આંગરેએ રાજચિન્હો કોઇપણ દિવસ ધારણ કર્યાં નહિ. શિવાજીની પછી મરાઠીશાહી પર ઘણા વિકટ પ્રસંગો આવ્યા. આ પ્રસંગોમાં સીદી મોગલ અને પોર્તુગીજ આ ત્રણે સત્તા સાથે બહાદુરીથી અને યુકિતથી લઢીને મરાઠા લોકોનો અમલ જેમનો તેમ કાયમ રાખવાથી આંગરેનું નામ રાષ્ટ્રના ઇતિહાસમાં પ્રમુખ મનાય છે.

સને ૧૭૯૦ માં કાનોજી કારભાર તપાસવા લાગ્યો. ત્યારથી તે આસરે એકસો પચાસ વરસ સુધી એટલે સને ૧૮૪૦ સુધી આંગરેની સત્તા અરબી સમુદ્રપર ચાલુ હતી એમ કહેવામાં હરકત નથી અંગ્રેજોએ મુંબઈ તાબે કરી પોતાનું રાજ્ય આસરે ૧૫૦ માઇલ લાંબી અને ૩૦ થી ૬૦ માઇલ પહોળી જમીન પર ફેલાવ્યું. સને ૧૮૪૦ માં કોઇ પણ વારસ ન હોવાથી તેમનું રાજ્ય અંગ્રેજોએ ખાલસા કર્યું. આ વખતે તેમની ઉપજ ત્રણ લાખની હતી.

(સંદર્ભ ગ્રંથ ગ્રૅંડડફ મરાઠી રિયાયત ઇતિહાસ સંગ્રહ માં (જુલઇ-આગષ્ટ ૧૯૦૬) છાપેલી આંગરેની બખર મુંબઇ ગેઝેટિઅર મરાઠા અને ઇંગ્રજ.)

**ઑગસ્ટસ બાદશાહ**— ( ઈ. સ. પૂ. ૬૩ ઈ. સ. ૧૪.) ઑગસ્ટસ શબ્દનો વ્યુત્પત્તિ દર્શક અર્થ પૂજ્ય બાદશાહ (વેનરેબલ, મેજેસ્ટિક) એવો થાય છે. રોમન સિનેટે આ પદવી ગાયસ ઑકટેવિયસને તેણે કરેલી ઉત્કૃષ્ટ રાજકીય કામગિરીમાટે આપી હતી. અને તે તેણે પહેલા રોમન બાદશાહના અધિકાર તરીકે ધારણ કરી. આગળ અનેક રોમન બાદશાહે, આજ પદવી ધારણ કરી હતી. ગાયસ ઑકટેવિયસ ઈ. સ. પૂ. ૬૩, સપ્ટેંબરની ૨૩મી તારીખે એટલે જે વરસે સિસારોકોન્સલ હતો અને કેટિલાઈનનું ગુપ્ત કાવતરૂં રચાયું હતું તે સાલમાં જન્મ્યો. તેનો વંશ ઘણો જૂનો હતો. છતાંપણ રોમમાં ક્યૂરૂલ મેજીસ્ટ્રૅટની જગા, અને સિનેટનું સભાસદત્વ પહેલાં તેનાજ બાપને મળ્યું તેની માનું નામ ઍટિયા હતું. એ જયુલિયાની છોકરી હતી. આ જયુલિયા એટલે એમ. ઍટિયસ બાલ્બસની પત્ની અને પ્રત્યક્ષ જયુલિયસ સીસરની બહેન. આ ભારે સગપણને લીધે, ઑકટેવિયસના આયુષ્યક્રમને જુદીજ દિશા મળી. એના પાંચમે વરસે (ઈ. સ. પૂ ૫૮ ) તેનો બાપ મરણ પામ્યો. આશરે એક વરસ પછી, તેની માએ બીજું લગ્ન કર્યું. આથી એનો ઓરમાન બાપ એલ માર્કસ ફિલિપ્સ તેનો પાલક બન્યો. પોતાની ઉંમરના બારમે વરસે તેણે પોતાની દાદી જુલિયાના ઉત્તરક્રિયાના પ્રસંગે રોમન રિવાજ પ્રમાણે મૃતની સ્તુતિકારક ભાષણ કર્યું. તેના આયુષ્યમાં

સાર્વજનિક ભાષણ કરવાનો આ પહેલોજ પ્રસંગ હતો. ઈ. સ. પૂર્વે ૪૮ની સાલમાં, તેને 'ટોગા વ્હિરિયસ' (વસ્ત્રવિશેષ) મળ્યું અને તેની પોંટિફિકલ કૉલેજમાં ચુંટણી થઇ. આટલું મોટું માન, તેની માનો મામો જયુલિયસ સીઝર, આ વખતે રોમનો સર્વાધિકારી (ડિક્ટેટર) હતો, એટલેજ મળ્યું. ઇ. સ પૂર્વે ૪૬ની સાલમાં, સીઝરે આફ્રિકામાં જે વિજય મેળવ્યો તેમાં ઑકટેવ્હિયસ હતો. ઇ. સ. પૂર્વે ૪૫નાં સિનેટે તેને પૅટ્રિશિયન (ઉચ્ચ રોમન) એવી પદવી આપી. અને સીઝરના 'માસ્ટર ઑફ્ કૉમર્સ' (ઘોડેસ્વારો-પરનો અધિકારી)ની જગ્યાએ તેની નીમણુક કરી. ઇ. સ. પૂર્વે ૪૫માં સીઝર પાર્થિયન લોકોપર ચઢાઇ કરવાનો વિચાર કરતો હતો ત્યારે આ સંબંધમાં તેણે ઑકટેવિયસને ઇલિરિયામાં ઍપોલોનિયા નામની એક વસાહતમાં ગુપ્તરીતે માહિતી મેળવવા માટે મોકલ્યો. ત્યાં હતો ત્યારે રોમમાં સીઝરનું ખૂન થયાની ખબર તેને મળી. આથી તે પાછો ઈટાલિમાં આવ્યો ત્યાં તેને ખબર પડી કે, સીઝરે તેને પોતાના દત્તક લઈ, પોતાનો વારસ નીમ્યો છે. આથી તેને ગાયસ જુલિયસ સીઝર ઑકટેવિયસ એવું નામાભિધાન પ્રાપ્ત થયું. પરંતુ આ વારસો તેને ઘાતક નીવડ્યો. તેની માએ અને બીજા લોકોએ, તે અમાન્ય કરવામાટે તેનું મન વાળવાનો પ્રયત્ન કર્યો. પરંતુ ઑકટેવ્હિયસને પોતાની બુદ્ધિસામર્થ્યમાં વિશ્વાસ હતો. તેથી તેણે રોમન સામ્રાજયની લગામ હાથમાં લેવાની જવાબદારી સ્વીકારવાની અને રોમન લોકોને આપેલી રકમ પ્હેંચી આપવાનું જાહેર કર્યું. પરંતુ સીઝરના બધા કાગળો અને માલમત્તા માર્ક ઍંટનીના કબજામાં હતી. ઍંટનીએ ઑકટેવિયસનો હક માન્ય રાખવામાં જરા તકરાર ઉઠાવી. બ્રૂટસ અને કેશિયસ પોતપોતાના પ્રાંતમાં જતા રહ્યા. સિસેરો ઍંટોનિયસ પણ યુક્તિથી ચાલી તેને દગોદેવાના વિચારમાં હતો. આવી પરિસ્થિતીમાં ઑકટેવિયસ ઘણીજ ચતુરાઇથી વર્ત્યો. તેને સૈન્યનું ઘણુંજ પીઠબળ હતું. સીનેટે પણ કાન્સલોને ઍંટોનિયસ વિરૂદ્ધ સરાસ્ત્ર થઇ ઑકટેવિયસને મદદ માટે બોલાવ્યો. તેણે ૪૩ માં ઍંટોનયસનો મ્યૂટિના ઠેકાણે પરાભવ કર્યો.

કૉન્સલ તરીકે ચુંટણી અને પ્રતિસ્પર્ધીઓ સાથે હરિફાઈ—લશ્કરની માંગણીને લીધે, અને સિનેટની મરજી વિરૂદ્ધ, પછી તે ચુંટાયો ત્યારે તેણે ઍંટોનિયસ અને લેપિડસ તેમની સાથે સલાહ કરી. અને સીનેટે એ ત્રણે જણાનું અધિકાર-મંડળ નીમીને પાંચવરસ સુધી તેમનાહાથમાં અધિકાર આપ્યો. ત્યારપછી ત્રણેજણાએ નવી આસનાહ માણસોની એક યાદી બનાવી; અને ત્રણસો સિનેટના સભાસદો અને બેહજાર સરદાર (નાઈટ્સ) ને ઠાર કર્યા. ઘણા શહેરોમાંની જમીનો જપ્ત કરી, તેણે સૈનિકોને વ્હેંચી આપી. ઍંટોનિયસના કહેવાપરથી સિસેરોને પણ મારી નાંખવામાં આવ્યો.

ત્યાર પછી ઑકટેવિયસ અને ઍંટોનિયસે મળી બ્રૂટસ અને કેશિયસ પર ચઢાઇ કરી, અને તેનો ફિલિપી આગળ પરાભવ કર્યો. પણ ત્યાર પછી તરતજ બંને વિજેતાઓ વચ્ચે લઢાઇ જામી. પણ થોડા વખતમાં, પાછી સંધિ થઈ. અને ઍંટોનિયસે ઑકટેવિઅસની બહેન ઑકટેવિયા સાથે લગ્ન કર્યું અને બંને વચ્ચે વહેંચણી કરીને ઍંટોનિયસને પૂર્વ સામ્રાજ્ય અને ઑકટેવિયસને પશ્ચિમ સામ્રાજ્ય મળ્યું. લેપિડસે આફ્રિકા પ્રાંત લીધો આ દરમિયાન સેકસ પુમ્પિયસે રોમને મળતા અનાજનો જથ્થો અટકાવ્યો. આથી તેને ભૂમધ્ય સમુદ્રમાંના બેટો આપવામાં આવ્યા. પણ થોડાજ વખતમાં ઑકટેવિયસે તેના પર ચઢાઇ કરી અને તેને એશિયા-ખંડમાં નસાડી મૂકયો. લેપિડસને બધાજ ક્ષુદ્ર માનતા હતા. આથી બંને વચ્ચેજ હવે ખરી હરિફાઇ જામી. પરંતુ ટંટો વધતાં, વચગાળામાં પાંચ વરસો ચાલી ગયાં. આ દરમિયાન, ઍંટોનિયસે કોઇ પણ જાતની તૈયારી કરી નહિ પણ કિલઓપેટ્રા રાણી સાથે વિલાસમાં બે વરસો વીતાડયાં આથી રોમન લોકોની સ્વાભિમાન વગેરે ભાવનાઓને ધકકો લાગ્યો, અને તેમણે ઑકટેવિયસને વધારેજ મદદ કરી. ઇ. સ. પૂર્વે ૩૮ માં ઑકટેવિયસે લીવિયા સાથે લગ્ન કર્યું. તે બાજૂ કિલઓપેટ્રાએ ગ્રીકો–ઓરિએંટલ સામ્રાજ્ય સ્થાપવાનો વિચાર કર્યો. ઍંટનીએ ઑકટેવિયા સાથે છૂટાછેડા કર્યા, અને એક વ્યવસ્થા-પત્ર તૈયાર કર્યું. આથી તે કિલઓપેટ્રાની વધારેને વધારે સત્તા નીચે આવ્યો. આથી લઢાઇ જામી. ઇ. સ. પૂ. ૩૧માં એકિટયમ આગળ ભારે લઢાઇ થઇ. આમાં ઍંટનીના આરમારનો પૂર્ણ નાશ થયો અને જમીન પરનું સૈન્ય શરણે ગયું. ૩૦ માં, ઑકટેવિયસે એલેકઝાંડ્રિયાને ઘેરો ઘાલ્યો. આથી ઍંટની અને કિલસોપેટ્રાએ બંને એ આત્મ હત્યા કરી.

સામ્રાજ્યની પુનર્ઘટના અને નવીન વિજયઃ—આ પ્રમાણે શત્રુનું નિર્મૂલન કરી, સર્વત્ર શાંતિ ફેલાવી, ઑકટેવિયસ, રોમ પાછો આવ્યો. અર્થાત્ રોમન લોકોએ તેનું ઘણાજ આનંદ પૂર્વક સ્વાગત કર્યું. ત્યાર પછી તેણે પુનર્ઘટનાનું કામ હાથ ધર્યું. સીનેટ, મેજીસ્ટ્રેટ, અને લોક મંડળે,

પોતપોતાના કામો પહેલાંની માફક શરૂ કર્યાં. સરહદ પરનું આધિપત્ય દસ વરસ સુધી ઑક્ટેવિયસના હાથમાં આગ્રહમાં આવ્યું. આખું લશ્કર, અને બારમારની સત્તા તેના હાથમાં આપવામાં આવી. અને પરરાષ્ટ્રોનો કારભાર પણ તેનેજ સોંપવામાં આવ્યો. અને દરવરસે તેનેજ કૉન્સલ નિમવાનું નક્કી કરવામાં આવ્યું. ૨૭ માં લોકશાહીનો મુગટ તેના ઘરના બારણા પર ચઢાવવામાં આવ્યો, અને તેને ઑગસ્ટસની પદવી આપવામાં આવી.

ત્યાર પછી ઑગસ્ટસે જાતે ગૉલમાં, એશિયામાં અને સ્પેનમાં જઈ, ત્યાં સુવ્યવસ્થિત રાજ્યકારભાર શરૂ કર્યો. આ કામમાં તેણે દસ વરસ ગાળ્યાં. અને ઈ. સ. પૂ. ૧૮ ની સાલમાં તે રોમ પાછો આવ્યો. આથી પાંચ વરસ સુધી પાછો તેના હાથમાં રાજ્યકારભાર આપવામાં આવ્યો. ત્યારપછીના ત્રણ વરસ તેણે રોમમાં સુધારણા કરવામાં પસાર કર્યા. આ વખતે તેણે "જ્યુલિયન લૉ" વગેરે કાયદાઓ કર્યા. ઈ સ. પૂ. ૧૬ માં, સામ્રાજ્યની ઉત્તર સરહદપર જર્મન ટોળીઓએ હુલ્લા શરૂ કર્યા. આ સંકટ દૂર કરવામાં ઑગસ્ટસે આગળના પચીસ વરસો ગાળ્યાં. આ કામમાં ટાયબેરિયસ અને ડરૂસસ એ બે તેના ઓરમાન છોકરાઓએ તેને મદદ કરી. ટાયબેરિયસે ડાન્યૂબ નદીપર શર્નટન ઠેકાણે લશ્કરના મથકો સ્થાપ્યાં. પાછી ઑગસ્ટસની મુદત વધારવામાં આવી. પરંતુ એટલામાં લેપિડસ મરણ પામ્યો. અને તેનો વિશ્વાસુ મિત્ર ઍગ્રિપ્પા તેને છોડીને ચાલ્યો ગયો. ઈ. સ. પૂર્વે ૯ માં તેનો પરાક્રમી છોકરો ડ્રુસસ મરણ પામ્યો. ટાયબેરિયસ તેનો ઓરમાન છોકરો હતો. ઑગસ્ટસ આ છોકરાને ચાહતો નહતો. આથી તેણે ઍગ્રિપ્પાના બે છોકરા ગાયસ અને લ્યુશિયસ દત્તક લીધા. અને તેઓજ વારસ છે એમ જાહેર કર્યું. પરંતુ બંને એક પછી એક એમ મરણ પામ્યા. આથી નાઈલાજ થઈ તેણે ટાયબેરિયસને વારસ નીમ્યો.

ફરીવાર જર્મની જીતવા તરફ તે વળ્યો. ઈ. સ. ૫ માં માર્કોમનની (બોહેમિયા) પ્રાંતના રાજા મૅરોબોડસ પર ચઢાઈ કરવાની તેણે ભારે તૈયારી કરી. પરંતુ એટલામાં પેનોનિયા, અને ડાલમેશિયા ઠેકાણે બંડ જાગ્યા. તે શમાવવા માટે તેને પાછા આવવું પડ્યું. ઈટાલીતળ પર હુમલો થવાનો સંભવ જણાયો. આથી ત્યાં જઈ, લશ્કરમાં ભરતી કરવાનું કામ તેણે ઝપાટામાં શરૂ કર્યું. દરેક પ્રાંતમાંનું લશ્કર બોલાવવામાં આવ્યું. તેમ છતાં, ત્રણ વરસ સુધી લઢાઈ ચાલ્યા પછી, બંડ શમ્યું. એટલામાં, જર્મન પ્રાંતમાં વ્હુરેસસના રોમન લશ્કરની હાર થઈ છે, એવી ખબર આવી. પરંતુ આ વખતે ઑગસ્ટસ ૭૨ વરસનો હોવાથી, જર્મની જીતીને, રોમન પ્રાંતમાં ઉમેરવાની મહત્વાકાંક્ષા તેણે છોડી દીધી. તેણે લશ્કર મોકલી સરહદપરના સંરક્ષણનું કામ બજાવ્યું. બાકીના પાંચ વરસમાં (ઈ.સ.૧૭-૧૪) ક્યાંય પણ લઢાઈ જાગી નહિ તે વરસો શાંતિમાં પસાર થયાં. સેનેટે તેના અધિકારના પાછાં દસ વરસો વધાર્યાં. પરંતુ હવે રાજ્યકારભારનો બધો ભાર ઑગસ્ટસે પોતાના ઓરમાન છોકરા ટાયબિરિયસ પર નાંખ્યો. ઇ. સ. ૧૩ ની સાલમાં તેણે રોમન લોકોની વસ્તી ગણતરી કરાવી. આ પહેલાં પણ બે વખત તેણે વસ્તી ગણતરી કરાવી હતી. છેવટે રોમ મૂકી, નેપલ્સ જઈ, પોતાના પિતાના જુના ગામમાં, એટલે નોલામાં, તે રહ્યો. તેની માંદગી વધતી ગઈ છેવટે બધા મિત્રોને મળી સામ્રાજ્યની વ્યવસ્થા કરી, ૧૯ ઑગસ્ટ, ઈ. સ. ૧૪ ને રોજ પોતાની વૃદ્ધ, ઘણીજ હોંશિયાર, વિશ્વાસુ અને પ્રેમળ પત્નીના બાહુ પ્રદેશ પર માથું મૂકી, તેણે પ્રાણ છોડ્યા. મરતી વખતે તેણે પોતાની પત્નીને ઉદ્દેશીને, "આપણા વિવાહ બંધનને ભૂલતી મા" એવા છેવટના શબ્દો ઉચ્ચાર્યા. તેનું મડદું રોમ લઈ જવામાં આવ્યું. ત્યાં ઘણાજ સન્માનપૂર્વક તેનો દફનવિધિ કરવામાં આવ્યો.

સ્વભાવ વર્ણનઃ—વ્હૉલ્ટેર જેવા કેટલાક થોડા લેખકોએ ઑગસ્ટસ પરંપરાગત લોકશાહી ડુબાડનાર લોકોના સ્વાતંત્ર્યનું હરણ કરનાર" એવુ તેનું સ્વભાવ વર્ણન કર્યું છે. આ અપવાદાત્મક લેખકો કોરણે મુકીએ તોપણ ટીકાકારોના મતો તેના સંબંધમાં ઘણાજ જૂદા જૂદા છે. કોઇ તેણે કેવા પ્રકારે સત્તા પ્રાપ્ત કરી એ બાબતમાં, ત્યારે કોઇ તેણે તે સત્તા કેવી રીતે ઉપયોગમાં આણી તે વિષે મત પ્રદર્શિત કરે છે. તેના વખતની પ્રચલિત દંતકથાઓ પણ હવે અવિશ્વાસાર્હ થઇ છે. હમણાં આપણી પાસે જે ઐતિહાસિક સાધનો ઉપલબ્ધ છે, તેની પરથી તેની બાબતના મતોમાં મહત્વનો ફેરફાર થયો છે. ઉમર લાયક થતાંજ તેણે પહેલાં પહેલાં કરેલી લુચ્ચાઇ, ક્રૂરકૃત્યો, અને તેના ધ્યેયની આડે આવનાર ગમે તે માણસને ઠાર કરવાની તેની તૈયારી, આ બાબતો બધાનેજ માન્ય છે. તોપણ ઈ.સ. પૂર્વે ૩૮ માં લિવિયાસાથે વિવાહ કર્યો ત્યારથી ઈ. સ. ૧૪ માં મરણ પામ્યો, ત્યાંસુધી તેની કારકીર્દીનું બારીક અવલોકન કરવામાં આવે તો એવું જણાઇ આવશે કે, તે ધૂર્ત, વિજયી, કારસ્થાની માણસ, અને નિષ્ઠુ

રાજકીય વૃત્તિવાળો માણસ હતો એટલુંજ નહિ, પણ, જગતમાંના મહાન માણસોમાંનો તે એક હતો. બલાઢ્ય સામ્રાજ્યની રાજ્ય કારભારની પુનર્ઘટના કેવી રીતે કરવી, તેની યોગ્ય યોજના મનમાં નક્કી કરીને તેનો પ્રત્યક્ષ અમલ કરવા જેટલો મુત્સદી તે હતો. વહેંચાઇ ગયેલું રોમન સામ્રાજ્ય સુસંઘટિત કરીને તેમાં શાંતિ અને સમાધાન સ્થાપન કરીને, રોમન સંસ્કૃતિ બે સૈકા કરતાં વધારે વખત સુધી જીવતી રાખનાર તે માણસ હતો.

**ઑગસ્ટસબાદ**—ડ્રેસ્ટડેનની પૂર્વ બાજુએ ૨૦ માઇલપર, એક રમણીય ખીણમાં વસેલું સેક્સેનીના રાજ્યમાંનું એક આરોગ્યકારક ઠેકાણું છે. લોકસંખ્યા ૯૦૦ ની છે. અહીંઆ ક્ષારયુક્ત અને લોહગુણાત્મક પાણીના પાંચ ઝરા છે. આનું પાણી પીવામાં, અને નહાવાના કામમાં લેવામાં આવે છે. અર્ધાંગવાયુ, સંધિવાત, મજ્જાતંતુ વ્યથા અને સ્ત્રીઓના રોગપર, આ પાણી રામબાણ દવાની ગરજ સારે છે. અહીંઆ ઉનાળામાં ઘણા લોકો હવાફેર માટે આવે છે.

**આંગસ્ટ્રામ અન્ડર્સ જોનાસ**—સ્વીડન દેશમાંના લાગડો ગામમાં આ માણસ ૧૮૧૪ની ઑગસ્ટ ૧૩મી તારીખે જન્મ્યો. ઉપ્સાલા વિશ્વવિદ્યાલયમાં તેણે અભ્યાસ કર્યો. ખગોલશાસ્ત્રની પ્રત્યક્ષ માહિતિ મેળવવા માટે તે ૧૮૪૨ સાલમાં સ્ટૉકહોમની વેધશાળામાં દાખલ થયો. ત્યારપછી તેણે ભૂચુંબક શાસ્ત્રમાં રસલેવા માંડયો. આથી તેણે સ્વીડન દેશમાંની જૂદીજૂદી જગ્યાઓની તપાસણી કરી, તે પ્રદેશમાંના ભાગના (ચુંબકીય) કલ અને બલ આ બે નિશ્ચિત કર્યા. યુજન નામના સ્વીડીશ વહાણે ૧૮૫૧થી તે ૧૮૫૩ સુધીમાં પૃથ્વીપ્રદક્ષિણા કરી જુદા જુદા ભાગનું ભૂચુંબકત્વ નકકી કરવામાં ઉપયોગી થઇ પડે એવી માહિતી એકઠી કરી. આ ભેગી થયેલી માહિતીનો ઉપયોગ કરવાનું કામ, સ્ટૉકહોમની શાસ્ત્રીય અકેડમિએ તેને સોપ્યું. તેના મરણપહેલાં કેટલાક દિવસો સુધી, આ કામ ચાલ્યું, અને તેટલામાંજ તે પુરૂં થયું. ૧૮૫૮ સાલમાં ઉપ્સાલામાં તેને પદાર્થવિજ્ઞાન શાસ્ત્રનો અધ્યાપક નીમવામાં આવ્યો. તા. ૨૧ જૂન ૧૮૯૪ ની સાલમાં તે તેજ ઠેકાણે મરણ પામ્યો.

**તેના લેખ અને શોધો**—તેના બધા લેખોમાં તેણે ઉષ્ણતા વહનપર જેંલખ્યું છે તે ઘણુંજ મહત્ત્વનું છે. વિચ્છિન્ન કિરણ શાખાપર તેણે ઉપયુક્ત માહિતી મેળવી. સન ૧૮૫૩ની સાલમાં તેણે એમ બતાવી આપ્યું કે, એકાદ ધાતુના બે વિદ્યુત્ ધ્રુવોમાંથી ચિણગારી પેદા થાય, અને તે ચિણગારી વિચ્છિન્ન કિરણ દર્શક યંત્રમાંથી જોવામાં આવે તો,આપણને બે પ્રકારના પટ્ટા એકત્રિત થયેલા જણાઈ આવશે. આમાંથી એક પટ્ટો તે ધાતુનોજ હોય છે, અને બીજે પટ્ટો વાયુમાં જે ચીણગારી ઉત્પન્ન થયેલી હોય છે તે વાયુની હોય છે. યુલરના સિદ્ધાંતનો પ્રયોગ કરીને તેણે પોતાની બીજી શોધ દ્વારા બતાવી આપ્યું એકાદ તપ્તવાયુમાંથી જે પ્રકારના પ્રકાશ કિરણો નીકળે છે, તેજ પ્રકારના કિરણો તે વાયુ મારફતે શોષાઇ જાય છે. આ તેની શોધ તરફ ઘણા વરસો સુધી, લોકોએ ધ્યાન આપ્યું નહિ. પરંતુ પ્રકાશકિરણોની મદદથી એકાદા પદાર્થમાં રહેલાં મૂળ દ્રવ્યો ઓળખી કાઢવાની વિદ્યાનું મૂળ આ શોધમાં રહેલું હતું. સને ૧૮૬૧ની સાલથી,સૂર્યના વિચ્છિન્ન કિરણપટ તરફ તેણે વધારે ધ્યાન દોર્યું અને ૧૮૬૨ ની સાલમાં તેણે એવું સિદ્ધ કરી બતાવ્યું કે, સૂર્યપર ઉજ્જ (હાયડ્રોજન) નામનું દ્રવ્ય રહેલું છે. સને ૧૮૫૮ ની સાલમાં તેણે સૂર્યના વિચ્છિન્ન કિરણ પટના એક નકશો તૈયાર કર્યો. શાસ્ત્રજ્ઞોએ ઘણા વરસો સુધી આ નકશાનો પ્રમાણગ્રંથ તરીકે ઉપયોગ કર્યો છે. આ એકજ વાત પરથી આ નકશાની યોગ્યતા ધ્યાનમાં આવશે. ૧૮૫૧ની સાલમાં,આણેજ પ્રથમ ઉત્તરધ્રુવસ્થ અરૂણતેજોમંડલના પ્રકાશનું વિચ્છેદન કર્યું. પરંતુ આ વિચ્છન્ન કિરણપટમાં જણાતી જે એક વિશિષ્ટ પ્રકારની પીતરેષા, અને રાશિચક્રમાં જણાતી પીતરેષા, આ બંને; એકજ છે એમ માનવામાં માત્ર તેણે ભૂલ કરી.

**આગાખાન.** આગાખાન પહેલો (૧૮૦૦–૧૮૮૧) હસન અલી શાહને (જન્મ ૧૮૦૦ ઇરાનમાં) જ્યારે મુંબઇમાં બ્રિટિશ રાજ્યની સત્તા નીચે આવીને રહ્યા ત્યારે ‘ હિઝ હાઇનેસ આગાખાન ’ એવી પદવી આપવામાં આવી. મહમદ પેગંબરના જમાઇ અલી એમના પૂર્વજ હતા એમ માનવામાં આવે છે. અલીના છોકરા હુસને ઇરાનની એક રાજકન્યા સાથે લગ્ન કર્યું. અર્થાત આથી આગાખાનનો સંબંધ પૂર્વકાલીન ઇરાનના રાજકુટુંબ સાથે સંધાયો. ઉપરાંત તેના પૂર્વજોએ ખ્રિસ્તિ ધર્મયુદ્ધ ચાલુ હતું તે દરમ્યાન એની કૃતીમી લોકોના ખલિફા તરીકે ઘણા વર્ષો સુધી ઇજીપ્તમાં રાજ્ય કર્યું હતું. ઇરાન છોડતાં પહેલાં બાદશાહ ફત્તેઅલી શાહે આગાખાનને કરમાનનો સુબેદાર નીમ્યો. તેની કારકીર્દી, નિયમિતતા, હોંશિયારી અને રાજકીય દૃષ્ટિ વખાણવા જેવાં છે. તેના પ્રતિસ્પર્ધિઓએ અને શાહની ખાસ મરજીમાંના

બજારી લોકોએ અંદરખાનેથી કારસ્થાનો શરૂ કર્યા. આથી દેશમાં ખળભળાટ પેદા થયો, આમ છતાં ઘણા દિવસો સુધી બાદશાહનો તેના પર પ્રેમ હતો. છેવટે બાદશાહ તેના પર ઘણોજ નાખુશ થયો. આત્મ-રક્ષણને માટે હુસનઅલીને બ્રિટિશ સરહદમાં નાસી જવું પડયું. પોતાના રહેઠાણ માટે હિંદુસ્થાન દેશ તેને ગમ્યો અને તે મુંબઈમાં આવીને રહ્યો. આ વખતે પહેલું અફગાન યુદ્ધ જોસમાં ચાલુ હતું. આથી ઈરાનથી અફગનિસ્તાન તરફ આવતાં બ્રિટિશ લશ્કરને મદદ કરવાની તેને તક મળી. આ પ્રમાણે તેણે બ્રિટિશ લોકોના હાથમાં પોતાનું ભવિતવ્ય મૂકયું. ત્યારબાદ થોડા વર્ષો પછી સિંધ પર ચઢાઇ થઈ. તે વખતે પણ તેણે બ્રિટિશોને મદદ કરી. તે વખતે સરહદ પરની ઘણી ખરી જાતોનો તે ગુરૂ હોવાથી તે તે જાતોનો બંદોબસ્ત કરવામાં આગાખાનનું વજન ઘણુંજ કામ આવ્યું. નેપિઅર આગાખાનને ઘણુંજ ચાહતો અને તેની બહાદુરી અને મુત્સદ્દીપણા માટે તેને માન આપતો. આગાખાન પણ બ્રિટિશ સરકાર તરફ નિમકહલાલ રહ્યો. તે જ્યારે હંમેશ માટે હિંદુસ્થાનમાં રહેવા લાગ્યો ત્યારે બ્રિટિશ સરકારે મુસલમાન પ્રજાના ઇસ્માઈલી સંપ્રદાયની તેની આગેવાની માન્ય રાખી 'હિઝ હાઈનેસ' એવી પદ્વી આપી તેને ભારે પેન્સન પણ આપવામાં આવ્યું. તેના મરણ સુધી આગાખાને બ્રિટિશ સત્તા નીચે પોતાનો વખત શાંતિમાં ગાળ્યો, અને પોતાના અનુયાયીઓના ધર્મકૃત્ય તરફ ધ્યાન આપ્યું. તેની ધાર્મિક સત્તા માન્ય કરનારા લોકો કેવળ હિંદુસ્થાનમાંજ છે એમ નથી. અફગનિસ્તાન, ખોરાસાન, ઈરાન, અરબસ્તાન, મધ્યએશિઆ, સિરિઆ, મોરાકકો વગેરે દેશોમાં પણ તેના ઘણા અનુયાયીઓ હતા. છેવટ સુધી બ્રિટિશ છત્ર નીચે તે રહ્યો. સરહદ પરની જાતો પર તેનું વજન હોવાથી વાયવ્ય સરહદ પરની ચઢાઈ વખતે બ્રિટિશ લોકોને તેના તરફથી ઘણી મદદ મળી. હિંદુસ્થાનમાં મુસલમાન લોકો જ્યારે જ્યારે ધાર્મિક કે રાજકીય ટંટાઓ મચાવતા ત્યારે ત્યારે તેમને શાંત પાડવામાં આગાખાનની ઘણી મદદ થતી.

**આગાખાન બીજો**—:આના મરણ પછી આનો મોટો છોકરો આગાખાન બીજો તેની જગાએ આવ્યો. તેણે પણ પોતાના બાપ પ્રમાણેજ સારૂં વર્તન બતાવ્યું. આથી સ્થાનિક સરકારે ખુશ થઇ તેને ' નાઇટહુડ ઑફ ધી ઑર્ડર ઑફ ધી ઇન્ડી-અન એમ્પાયર ' પદ્વી આપી અને તેને મુંબઈ કૌન્સિલમાં જગ્યા આપી.

**આગાખાન ત્રીજો**-(સુલતાન મહમદશાહ) બીજા આગાખાનનો આ એકનો એક છોકરો હતો. બાપના મરણ પછી ૧૮૮૫ ની સાલમાં પોતાના વંશનો તેમજ અનુયાયીઓનો તે મુખ્ય બન્યો. ૧૮૭૭ ની સાલમાં તે જન્મ્યો. તેની માઈ ઈરાનના રાજવંશમાંથી ઉતરી આવી હતી. તેણે ઇસ્માઇલીઓના ધર્મગુરૂને યોગ્ય ધાર્મિક શિક્ષણ આપ્યું, એટલુંજ નહીં પણ તેના બાપને અને દાદાને ન મળેલું ઉંચા પ્રકારનું યુરોપીઅન શિક્ષણ પણ તેને આપવામાં આવ્યું. બંને પ્રકારના શિક્ષણથી પોતાના અનુયાયીઓની ધાર્મિક અને સામાજિક પરિસ્થિતિ તરફ પુરતું ધ્યાન આપવાની આગાખાનની લાયકાત વધી. પોતાના અનુયાયીઓને આશીર્વાદ આપવા માટે અને તેમની વચ્ચેના ટંટા બખેડા મટાડવા માટે તેણે બધા દેશોમાં મુસાફરી કરી. ઈ. સ. ૧૮૯૭ ની સાલમાં મહારાણી વિકટોરીઆએ તેને ' નાઇટ કમાન્ડર ઑફ ધી ઈન્ડીઅન એમ્પાયર ' નામની પદ્વી આપી. તેજ પ્રમાણે જર્મનીના બાદશાહે, તુર્કસ્તાનના સુલતાને અને ઈરાનના શાહે પણ તેની લોક સેવા માટે તેની કદર કરી. ૧૯૦૨ ની સાલમાં બ્રિટિશ સરકારે જી. સી. આઈ. ઈ. અને ૧૯૧૧ માં જી. સી- એસ. આઈ- પદ્વીઓ આપી. યૂરોપના મહાયુદ્ધ દરમ્યાન તેણે કરેલી સેવા માટે તેને પહેલી પ્રતિના રાજાનો મોભો અને ૧૧ તોપોના માનનો અધિકાર આપવામાં આવ્યો. ( હજી જીવે છે. )

આગાખાનને અર્વાચીન રાજ્યકારણમા ઘણુંજ મહત્વ છે. મુસલમાન જગતના રાજ્યકારણમા તો તેને અવનવું મહત્વ છે. હિંદુઓ કરતાં મુસલમાનોને વધારે હક મળવા જોઈએ એવી ઝુંબેશ આગાખાનેજ પ્રથમ ઉઠાવી અને બ્રિટને હિંદુસ્થાનમાં વસતા મુસલમાનોને ખુશ કરવા માટે યૂરોપનાં રાજ્યો અને તુર્કસ્તાન વચ્ચે જ્યારે યુદ્ધ થાય ત્યારે બ્રિટને મુસલમાન રાજ્યનેજ મદદ કરવી જોઇએ, એવા પ્રકારની ચળવળ પણ આગાખાને હાથ લીધી હતી. પોતાના ભાષણોમાં "અમે હિંદુઓ કરતાં પાશ્ચાત્ય યૂરોપીઅનોને વધારે મળતા છીએ" એમ તે ઘણીવાર કહે છે. હિંદુસ્થાનને અંગ્રેજોના હાથમાં રાખવા માટે મુસલમાનોએ અંગ્રેજોને મદદ કરવી જોઇએ. એટલે અંગ્રેજ લોકો આખા મુસલમાન જગતનું હિત હૈડે રાખશે એવી આશા આગાખાનના મનમાં છે, એવી શંકા ઘણી વાર આવે છે. પણ રાજ્યકારણમાં વધતા જતા અનુભવ સાથે આ આશા દુર્બળ બનતી જાય છે. હમણાંની ગોળમેજી પરિષદમાં આગાખાને હિંદુ

અને ગુજરાતને એક ; થઈને તેના [illegible] માંગણી કરવી જોઈએ એમ કર્યું હતું.

આગાખાનનો એક છોકરો હિંદુસ્થાનમાં આવ્યો હતો. તેના અનુયાયીઓએ તેનું ભારે સ્વાગત કર્યું. આગાખાનની પહેલી યુરોપીઅન સ્ત્રી મરણ પામી. હમણાં જ તેણે નવયુવાન ફ્રેંચ તરૂણી સાથે લગ્ન કર્યું છે. તેના ઘણા અનુયાયીઓને આ વાત ગમી નહીં. આગાખાનની આવક ઘણી મોટી છે. તેના ખોજા અનુયાયીઓમાં ત્રણ તડ પડ્યા છે તેને લગતી ખબર "ખોજા" મથાળા નીચે આપવામાં આવશે.




છેલ્લું પાનું : ડૉ. પૅ. ૪૮ છપાયાની તારીખ:—૨૫ એપ્રિલ, ૧૯૩૧.